


महर्षि कृष्णद्वैपायन वेदव्यासप्रणीत

# श्रीमहाभारत

## નવું ગુજરાતી ભાષાંતર

### भाग पहेलो

### આદિ ને સભાપર્વ



सस्तु साहित्य वर्धक कार्यालय माटे 

भाषांतरकर्ता : शास्त्री शंकरदत्त पार्वतीशंकर–अमदावाद
संपादक अने प्रकाशक : भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ–૨

આ ગ્રંથની આવૃત્તિ ત્રીજી, પ્રત ૩૫૦૦, પૃષ્ઠ ૮૦૦, ચિત્રો ૮,
સચિત્ર સંપૂર્ણ મહાભારતની બીજી આવૃત્તિ, સંવત ૧૯૯૮
છૂટક મૂલ્ય રૂપિયા ૭, માર્ગવ્યય જુદું

## भक्तवत्सल भगवान श्रीकृष्ण



**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

कृपासिंधो ! श्रीकृष्ण मुरारे ! दुष्टदलन धरे देह दुलारे, जगतगुरो ! जुगजुग बहुनामी, ज्ञान-चरित अवतार नमामि ॥
ज्ञान गीता तव बंसी अनेरी, हमरे चित्त बसहु कही तेरी; औगुन पाप कुमति हर लीजे, तव गुन कृपा सबहीं दे दीजे ॥
जय श्रीकृष्ण ! जय श्रीराम ! अधम-उद्धारक पूरणकाम; ईश्वर, अल्ला, तेरे नाम, सबको सन्मति दे भगवान ॥



# भारतसावित्री-स्तोत्र

मातापितृसहस्राणि पुत्रदारशतानि च ।
संसारेष्वनुभूतानि यान्ति यास्यन्ति चापरे ॥ १ ॥
हर्षस्थानसहस्राणि भयस्थान शतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् ॥ २ ॥

અનંત સંસારોમાં મનુષ્યને હજારો માતાઓ તથા પિતાઓનો અને સેંકડો સ્ત્રી-પુત્રાદિનો અનુભવ થયેલો છે, વર્તમાનકાળમાં થઈ રહ્યો છે અને ભવિષ્યમાં પણ થશે. આ જગતમાં હર્ષનાં પણ હજારો સ્થાન છે અને ભયનાં પણ સેંકડો સ્થાન છે; પરંતુ મૂઢ મનુષ્યોમાં જ તે દિવસાનુદિવસ પગપેસારો કરે છે; જ્ઞાની મનુષ્યોમાં નહિ. ૧,૨

ऊर्ध्वं बाहुर्विरौम्येष नात्र कश्चित् शृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥ ३ ॥

(મહર્ષિ વ્યાસ મુનિ કહે છે કે,) મારા બાહુઓ ઊંચા કરીને હું પોકાર કરું છું, તો પણ આ લોકમાં મારું કોઈ સાંભળતું જ નથી. તે એ કે, "હે માનવો ! ધર્મથી જ અર્થ અને ભોગની પ્રાપ્તિ થાય છે, છતાં પણ તમે શા માટે ધર્મનું સેવન કરતા નથી ?" ૩

न जातु कामान्न भयान्न लोभात् धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये । जीवो नित्यो हेतुरस्यत्वनित्यः ॥४॥

કામ, ભય, લોભ અથવા જીવિત માટે પણ કદી તમારે ધર્મનો ત્યાગ કરવો નહિ; કેમકે ધર્મ નિત્ય છે અને સુખદુઃખ તો અનિત્ય છે; તથા જીવ નિત્ય છે અને સંસારના કારણરૂપ જીવનાં શરીરાદિ તો અનિત્ય છે. ૪

इमां भारतसावित्रीं प्रातरुत्थाय यः पठेत ।
स भारतफलं प्राप्य परं ब्रह्माधिगच्छति ॥ ५ ॥

જે પુરુષ આ ભારતસાવિત્રીનું નિત્ય પ્રાતઃકાળે પઠન કરે છે, તે ભારતના ફળને પ્રાપ્ત કરીને પરિણામે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૫

(આ મહાભારતમાંથી લેવાયું છે.)

श्री

# श्रीकृष्णार्पण

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનિરૂપી નીલ પથ્થરવાળી, શલ્યરૂપી ઝૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ધૂમરીવાળી એવી મહાભારતરૂપી યુદ્ધનદીને ભગવાન કેશવરૂપી સુકાની વડે જ પાંડવો તરી ગયા હતા.

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥
प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये । ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥
वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् । देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે, ગીતામૃતરૂપી ઉત્તમ દૂધ છે, ગોપાલનંદન શ્રીકૃષ્ણ ભગવાન તેના દોહનાર છે, અર્જુનરૂપી વત્સ છે અને સદ્બુદ્ધિવાળા પુરુષો તેના ભોક્તા (પીનારા) છે. શરણ થનારને કલ્પવૃક્ષ પેરે ઇચ્છિત ફળ આપનારા, એક હાથમાં ચાબુક ધારણ કરનારા, જ્ઞાનમુદ્રાથી યુક્ત અને ગીતામૃતરૂપી અમૃતનું દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ! આપને નમસ્કાર હો. વસુદેવના પુત્ર, દિવ્ય રૂપવાળા, કંસ અને ચાણૂર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપનારા એવા હે શ્રીકૃષ્ણ! હે જગદ્ગુરો! આપને વંદન કરું છું.

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ।
करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥

કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, આત્માથી કિંવા પ્રકૃતિના સ્વભાવથી હું જે કંઈ કરું; તે આપ નારાયણનાં ચરણકમળમાં સમર્પણ કરું છું.



# सत्यस्वरूप परमात्मानुं ध्यान

## ॥ सत्यं परं धीमहि ॥

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् ।
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यंति यत्सूरयः ॥
तेजोवारिमृदां यथाविनिमयो यत्र त्रिसर्गो मृषा ।
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

(શ્રીમદ્ ભાગવતનો સર્વથી પહેલો શ્લોક)

જે પરમેશ્વરથી આ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે; ઘડામાં માટી અને અલંકારોમાં સુવર્ણની પેઠે જે પરમેશ્વર કાર્યરૂપ જગતમાં કારણરૂપે વ્યાપી રહેલા પણ છે; અને એ મિથ્યા જગતથી પર–શ્રેષ્ઠ–અલગ–જુદા પણ છે; જે પરમેશ્વર જ્ઞાનરૂપી અને સ્વયંપ્રકાશ છે; જેનો અર્થ જાણવામાં મહાબુદ્ધિમાનો પણ મોહ પામે છે, એવા વેદને જે પરમેશ્વરે આદિકવિ બ્રહ્માના મનમાં અંતર્યામીરૂપે પ્રકાશ કર્યો છે; જેમ સૂર્યનાં કિરણો વિષે ભ્રાંતિથી દેખાતું ઝાંઝવાનું પાણી સાચું નથી, તો પણ સૂર્યનાં કિરણોની સત્તાથી તે સાચા જેવું ભાસે છે; અને જેમ સ્થિર પાણીમાં ભ્રાંતિથી 'આ કાચ છે' એવી બુદ્ધિ થાય છે તે સાચી નથી, તો પણ તે પાણીની સત્તાથી સાચી હોય તેમ ભાસે છે; તથા જેમ કાચના વિષે ભ્રાંતિથી 'આ પાણી છે' એવી બુદ્ધિ થાય છે, તે પણ સાચી નહિ છતાં કાચની સત્તાથી સાચી ભાસે છે; તેમ જે અધિષ્ઠાન પરમેશ્વરના વિષે તમોગુણના કાર્યરૂપ પંચભૂતની સૃષ્ટિ અને સત્ત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ કલ્પિત અને અસત્યરૂપ હોવા છતાં, જે પરમાત્માની સત્તાથી તે સાચી હોય તેમ ભાસે છે, જે પરમેશ્વરે પોતાના જ્ઞાનરૂપી પ્રકાશથી માયારૂપ કપટને ટાળી નાખ્યું છે; અને જે પરમેશ્વરનો ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થામાં નાશ નથી; એવા **સત્યસ્વરૂપ તથા સર્વથી પર (શ્રેષ્ઠ) પરમાત્માનું** અમે ધ્યાન કરીએ છીએ.



# मंगलाचरण

**ॐकारं बिंदुसंयुक्तं नित्यं ध्यायंति योगिनः ।**
**कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥**

બિંદુસહિત ૐકાર કે (જે પરબ્રહ્મ પરમાત્માનું સર્વથી ટૂંકું અને સર્વોપરિ નામ છે) જેનું યોગી પુરુષો નિત્ય ધ્યાન કરે છે અને જે કામ તથા મોક્ષના દાતા છે; તે પરબ્રહ્મ ૐકારને વારંવાર નમસ્કાર કરું છું.

**सर्वदा सर्वकार्येषु नास्ति तेषाममंगलम् ।**
**येषां हृदिस्थो भगवान् मंगलायतनो हरिः ॥**

સર્વ મંગળોના ભંડાર (અને ઉદાર દાતા) એવા ભગવાન શ્રીહરિ, જે કોઈ મનુષ્યના હૃદયમાં (દર્શન, સ્મરણ કે કથા-કીર્તનાદિ દ્વારા) વિરાજમાન હોય છે, તેનું સર્વદા અને સર્વ કાર્યોમાં અમંગળ તો થતું જ નથી-અર્થાત્ મંગળ જ થાય છે.*

**नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।**
**सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटीयुगधारिणे नमः ॥**

અંતરહિત, હજારો સ્વરૂપવાળા અને હજારો ચરણ, નેત્ર, મસ્તક, સાથળ તથા બાહુવાળા એવા આપ પરમાત્માને નમસ્કાર હો. હજારો નામવાળા અને સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા એવા આપ શાશ્વત પરમાત્માને નમસ્કાર હો.

---

* આમાં તલમાત્ર પણ અતિશયોક્તિ નથી; પરંતુ પરમાત્માના મહિમા અને આજ્ઞાને જાણ્યા-અનુસર્યા વિના, માત્ર **श्रीकृष्णः शरणं मम ।** કે એવું એકાદ સ્તોત્ર-ભજન બોલી જવાથી અથવા દેવસ્થાને જઈ-આવવાથી કલ્યાણ થઈ જાય; અથવા તો સાધનચતુષ્ટયરૂપી દિવ્ય સંપત્તિ મેળવ્યા વિના, માત્ર **अहं ब्रह्माऽस्मि ।** કે 'વિચારસાગર' વાંચી જવાથી જીવ-મુક્ત બની જવાય અને 'હમકો ક્યા લગતા હૈ' એવું બની જાય; એવું જરા પણ સમજવાનું નથી.—ભિક્ષુ અખંડાનંદ

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यां तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને મરુત્ (વાયુ) વગેરે દેવતાઓ જેમની દિવ્ય સ્તોત્રો વડે સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગો, પદ, ક્રમ અને ઉપનિષદો-સહિત વેદો વડે જેમની સ્તુતિ ગાય છે; ધ્યાનમાં સ્થિર થયેલા યોગીઓ તેમાં ગયેલા ચિત્તવડે જેમનાં દર્શન કરે છે; અને દેવો તેમ જ અસુરગણો જેમના પારને પામી શકતા નથી; એવા આપ પરમાત્મદેવને અનેકાનેક નમસ્કાર હો.

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

મહાસાગરરૂપી ખડિયો હોય, નીલગિરિ પર્વત જેટલું કાજળ હોય, શ્રેષ્ઠ કલ્પવૃક્ષ-ની ડાળીની કલમ હોય, પૃથ્વીરૂપી કાગળ હોય અને એને ગ્રહીને સરસ્વતી પોતે સર્વ કાળ લખ્યા કરે; તો પણ હે નાથ ! આપના મહાન ગુણોનો પાર આવે તેમ નથી.

सत्यव्रतं सत्यपरं त्रिसत्यं सत्यस्य योनिं निहितं च सत्ये ।
सत्यस्य सत्यं ऋतसत्यनेत्रं सत्यात्मकं त्वां शरणं प्रपद्ये ॥

હે સત્યસંકલ્પ! હે સત્યથી પણ શ્રેષ્ઠ! હે ત્રણે કાળમાં સત્યસ્વરૂપ! હે સત્યના અખૂટ ભંડાર અને મહાન ઝરાસ્વરૂપ! હે સત્યમાં વસી રહેલા! હે સત્યના પણ સત્ય સ્વરૂપ! હે ઋત અને સત્યરૂપી નેત્રોવાળા! અને હે સત્યના પણ આત્મા એવા પરમાત્મદેવ! હું આપને શરણે આવ્યો છું.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥

હે દેવતાઓના પણ દેવતા! મારાં માતા પણ તમે છો ને પિતા પણ તમે છો; બંધુ પણ તમે છો ને સખા પણ તમે છો; મારે વિદ્યા પણ તમે છો ને દ્રવ્ય પણ તમે છો; વધારે શું કહું? મારે તો સર્વ કાંઈ તમે જ છો.

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात्।
करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥

કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, આત્માથી કિંવા પ્રકૃતિના સ્વભાવથી હું જે કંઈ કરું, તે આપ નારાયણનાં ચરણકમળમાં સમર્પણ કરું છું.

यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो।
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैयायिकाः॥
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः।
सोऽयं नो विदधातु वांच्छितफलं त्रैलोक्यनाथो हरिः॥

જે પરમાત્માને શિવના ઉપાસકો 'શિવ' નામથી, વેદાન્તીઓ 'બ્રહ્મ' નામથી, બૌદ્ધો 'બુદ્ધ' નામથી, પ્રમાણકુશળ નૈયાયિકો 'કર્તા' નામથી, જૈનશાસન પ્રેમીઓ 'અર્હન્' (અરિહંત) નામથી અને મીમાંસકો 'કર્મ' નામથી ઉપાસે છે; એવા તે ત્રિલોકીના નાથ શ્રીહરિ અમને મનવાંચ્છિત ફળ આપજો *

अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः।
प्रियं प्रियेवाप्युषितं विषण्णा मनोऽरविंदाक्ष दिदृक्षते त्वाम्॥

હે કમળનેત્ર પ્રભો! જેમ પક્ષીઓનાં પાંખો આવ્યા વિનાનાં બચ્ચાં પોતાની માતાને જોવા ઇચ્છે છે, બહુ જ ક્ષુધાર્ત વત્સો જેમ સ્તનમાંથી દૂધ ઇચ્છે છે અને જેમ વિયોગી સ્ત્રી પરદેશ ગયેલા પતિને આવેલા જોવા ઇચ્છે છે; તેવી જ આતુરતાથી મારું મન સદાસર્વદા આપને ઇચ્છે એવી કૃપા કરો.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात्॥

આ જગતમાં સર્વ પ્રાણીપદાર્થ સુખી થાઓ, સર્વ કોઈ વિકારરહિત થાઓ, સર્વ કોઈ કલ્યાણને જુઓ—પામો અને કોઈને કાંઈ પણ દુઃખ થાઓ નહિ.

---

* વાચનાર' પરમાત્માનાં આ નામોમા મુસ્લિમોના અલ્લાહ, પારસીઓના અહુર્મઝદ અને ખ્રિસ્તીઓના ગૉડ, એ વગેરે નામો પણ ઉમેરી લેવા જેવાં છે. કેમકે એ પણ તે પરમાત્માનાં જ નામ હોવાથી એ નામો દ્વારા પણ પરમાત્માને ઉપાસીને અનેકાનેક માનવો પરમાત્મદર્શી અને કૃતકૃત્ય બન્યા છે. જુદા જુદા ધર્મસંપ્રદાયવાળાઓને લડાવી મારવાવાળા તો પેલા—તે તે ધર્મ-સંપ્રદાયના બખેડામાં ખપના પોથાપંડિતો જ હોય છે; કે જેઓ ત્રિવિધ તાપને બદલે ૭ પ્રકારના તાપથી તપતા હોય છે. માટે હવે તો સર્વ કોઈએ બીજાઓ ઉપરાન્ત એવાઓથી પણ ચેતી જઈને એકબીજા વચ્ચે બંધુભાવ વધે એવું જ કરવું જોઈએ. —ભિક્ષુ અખંડાનંદ

# वैदिक प्रार्थना

ॐअग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नम उक्तिं विधेम ॥

હે પ્રકાશસ્વરૂપ પરમાત્મન્! હે અમારાં સર્વ કર્મોના જ્ઞાતા પ્રભો! અમે આપને વારંવાર નમસ્કાર કરીને પ્રાર્થના કરીએ છીએ કે, આપ અમને સદાયે શુભ માર્ગે દોરવજો તથા અશુભ અને પાપના માર્ગથી દૂર રાખજો.

भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनुभिर्व्यशेमहि देवहितं यदायुः ॥

હે પરમેશ્વર! એવી કૃપા કરો કે, અમે આપના સાચા ભક્ત થઈને સદા કાનથી પવિત્ર શબ્દો સાંભળીએ, નેત્રોથી સુખકર દશ્યો જોઈએ તથા આપની કૃપાથી બળવાન અંગોવાળા થઈને સદા આપની સ્તુતિ કરીએ અને દીર્ઘાયુ ભોગવીએ.

आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम्, आ राष्ट्रे राजन्यः शूरइषव्योऽतिव्याधीमहारथो जायताम्, दोग्ध्रीधेनुर्वोढा नड्वा नाशुःसप्तिः पुरन्धिर्योषा, जिष्णू रथेष्ठाः सभेयो युवास्य यजमानस्य वीरो जायताम् । निकामे निकामे नः पर्जन्यो वर्षतु, फलवत्यो न औषधयः पच्यन्तां, योगक्षेमो नः कल्पताम् ॥

હે પ્રભો! આ વિશાળ દેશમાં બ્રહ્મવર્ચસવાળા (તેજસ્વી અને બ્રહ્મવેત્તા) બ્રાહ્મણો ઉત્પન્ન થાઓ; અસ્ત્ર ને શસ્ત્રવિદ્યામાં નિપુણ, દુષ્ટોનું દમન કરનારા, નિર્ભય અને મહાબળવાન વીર ક્ષત્રિયો ઉત્પન્ન થાઓ; દૂધ આપનારી ગાયો, ભારવાહી બળદો, શીઘ્રગામી ઘોડાઓ, વ્યવહારકુશળ સ્ત્રીઓ અને શત્રુઓને જીતનારા મહારથી વિજયી પુરુષો ઉત્પન્ન થાઓ; યજમાનોનાં ઘર વીર પુત્રોથી ભરપૂર થાઓ; આવશ્યકતા પ્રમાણે વૃષ્ટિ થાઓ; ઉત્તમ ફળોને આપનાર વૃક્ષાદિ ઔષધિઓ પાકો અને અમો સર્વનું યોગક્ષેમ (અપ્રાપ્તની પ્રાપ્તિ અને પ્રાપ્તિનું રક્ષણ) થાઓ.

ॐ द्यौः शान्तिरन्तरिक्षँ शान्तिः पृथिवी शान्तिरापः
शान्तिरोषधयः शान्तिः सर्वं शान्तिः शान्तिरेव शान्तिः
सामाशान्तिरेधि–ॐ शान्तिः शान्तिः शान्तिर्ब्रह्म शान्तिः ॥

હે 'ॐ' નામવાળા પ્રભો! આકાશ શાંત થાઓ, અંતરિક્ષ શાંત થાઓ, પૃથ્વી શાંત થાઓ, જલ શાંત થાઓ, ઔષધિઓ (વનસ્પતિઓ) શાંત થાઓ, સર્વ પ્રાણીપદાર્થ શાંત થાઓ; સર્વત્ર શાંતિ થાઓ, શાંતિ થાઓ. હે ॐ પ્રભો! શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ; હે બ્રહ્મ! શાંતિ થાઓ.

आपणने महाभारत अने रामायण जेवो अनुपम वारसो आपी जनारा

# महर्षिओने स्मरणांजलि

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

અનંત બ્રહ્માંડાધિપતિ શ્રીમન્નારાયણને, પોતાના ચારિત્રબળ વડે ભગવાનના પોતાના જ મુખથી **पांडवानां धनंजयः** અર્થાત્ 'પાંડવોમાં અર્જુન હું છું' એવું સાંભળવાને ભાગ્યશાળી થયેલા ધનુર્ધારી અર્જુનને તથા ઉત્તમ નરોમાં પણ પરમોત્તમ (અને અધર્મીઓનો નાશ, ધર્મનું સ્થાપન તથા સાધુજનોનું રક્ષણ કરનારા) એવા શ્રીકૃષ્ણ ભગવાનને અને સુવિદ્યાનાં પ્રેરક એવાં શ્રી સરસ્વતી દેવીને નમસ્કાર કરીને જ, મહાભારતરૂપી જયગ્રંથનો આરંભ કરવો.+

लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते ।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥

+ મહર્ષિ વ્યાસ ભગવાન આપણને આવી પરમ હિતાવહ સૂચના કરી ગયા છે; તેનું પરિપાલન પ્રત્યેક પાઠક અને વક્તા કરતા હશે અને કરશે જ; પરંતુ એ ઉપરાંત આપણને રામાયણ અને મહાભારતાદિ અપૂર્વ ગ્રંથો વારસામાં આપી જવાવાળા એ પ્રાતઃસ્મરણીય મહર્ષિઓનું પણ આપણે સ્મરણ-સ્તવન કરવું જોઇએ. કેમકે એથી કૃતઘ્નતાના દોષમાથી છૂટવા ઉપરાંત ઉન્નતિપ્રદ શુભ સંસ્કારોને જગાડવા-વધારવામાં તથા અનેકાવધ અવદશાઓમાંથી બચવા-છૂટવામાં આપણને બહુ સારી સહાયતા મળે છે. બ્રાહ્મણસંતાનો પોતાના આવા આવા પૂર્વજોનાં નામ, કામ, સમજણ, આદેશ ઇત્યાદિ મહાન વારસાને ભૂલી જઇ, બાહ્ય વિષયોની અને વિષયી માનવોની ઉપાસના પાછળ મંડી ગયા. તેથી જ તેમને ઘણાકોને ક્ષુદ્રો, પાખંડીઓ અને રખડતા ભિખારીઓના જેવા નિષિદ્ધ ધંધા કરવા પડ્યા છે. હજી પણ મવળે રસ્તે વળાય તો તક છે; કેમકે જે પરમાત્મદર્શી મહર્ષિઓએ મહાભારત અને રામાયણને વારસામાં આપીને હિંદુસંતાનોને અત્યાર સુધી આટલા પ્રમાણમાં પણ હિંદુપણામાં ટકાવી રાખ્યા છે; તે હિંદુજાતિ અત્યારે પણ (જો એ ભૂદેવો પોતાના પૂર્વજોની નીતિરીતિ પકડતા ચાલે તો) તેમને અન્ન-વંદનાદિ વડે તો બનતા પ્રકારે વધારે જ સત્કારશે. માટે એ મહાન પૂર્વજોનાં નામકામાદિનાં સ્મરણ-કીર્તન અને અનુસરણ સમજુ બ્રહ્મસંતાનોએ તો અવશ્ય સાચા રૂપરંગથી ચાલુ કરી, દિવસાનુદિવસ વધારતા ચાલવું જોઇએ. એ મહર્ષિઓનાં સ્મરણ-સ્તવનાદિ માટે જુઓ! આપણને શ્લોક પણ એવા મનોહર અને લાલિત્યપૂર્ણ મળ્યા છે કે, જેના ભાવભર્યા ઉપયોગથી આપણું હૃદય પવિત્ર અને સુસંસ્કૃત થયા વિના રહે નહિ!

—ભિક્ષુ અખંડાનંદ

લૌકિક વિદ્વાનો ગમે તેવા સાધુસ્વભાવી હોય તો પણ તેમની વાણી તો (તે ગમે તેટલી છટાવાળી હોય તો પણ તેમની આંતરિક વૃત્તિ તો લૌકિક ઇચ્છાવાળી જ હોવાને લીધે) લૌકિક પદાર્થોને (અને પદાર્થોના લૌકિક માલિકોને) જ અનુસરે છે–અર્થાત્ ઇચ્છે છે, યાચે છે; તાબે રહે છે. ત્યારે (આ તરફ પરમાત્મદર્શી એવા વ્યાસ–વાલ્મીકાદિ) ઋષિઓની વાણીને તો ઊલટા લૌકિક પદાર્થો (અને તેની સાથે તે તે પદાર્થવાળાઓ પણ) અનુસરે છે–અર્થાત્ તેમની વાણીને આધીન રહે છે. તાત્પર્ય કે, પરમાત્મદર્શી પૂર્ણકામ કવિઓ અને લૌકિક વિષયેચ્છુ કવિઓની યોગ્યતા અને કથન–કવન વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત હોય છે.

तरूनपि मनुष्यलोकप्रवेशविश्रामशाखिनं वाचाम्।
सुरलोकादवतारप्रान्तरखेदच्छिदं वन्दे॥

સરસ્વતીને દેવલોકમાંથી માનવલોકમાં અવતરતાં થયેલા ખેદને છેદવાવાળા અને સરસ્વતી દેવી મનુષ્યલોકમાં આવ્યા પછી આ જગતમાં તેને વિશ્રામ આપવાવાળા વૃક્ષરૂપ બનેલા, એવા તે (વ્યાસ–વાલ્મીકાદિ સર્વ) ઋષિજનોને હું વંદના કરું છું.

महर्षि व्यास भगवान प्रत्ये—

श्रवणाञ्जलिपुटपेयं विरचितवान्भारताख्यममृतं यः।
तमहमरागमतृष्णं कृष्णद्वैपायनं वन्दे॥

કર્ણરૂપી અંજલિ વડે પીવા લાયક 'ભારત' નામનું અમૃત જેમણે રચ્યું છે, એવા રાગરહિત અને તૃષ્ણારહિત ભગવાન શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસને હું વંદન કરું છું.

नमः सर्वविदे तस्मै व्यासाय कविवेधसे।
चक्रे पुण्यं सरस्वत्या यो वर्षमिव भारतम्॥

જેમણે આ ભરતખંડને પોતાની અદ્ભુત સરસ્વતી વડે (ઉદ્ધારક વિદ્યાનાં જ્ઞાન, દાન અને પ્રચાર કરીને તથા સદાકાળ કામ આપે એવા અત્યંત હિતકારક ગ્રંથો રચી આપી જઇને) પવિત્ર કર્યો છે; એવા તે સર્વજ્ઞ અને કવિઓના વિધાતા મહર્ષિ વ્યાસ ભગવાનને અનેકાનેક નમસ્કાર કરું છું.

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदाय तपत्रनेत्र।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः॥*

* આ તેમજ આગળના સર્વથી પહેલા શ્લોક સિવાયના બધા શ્લોક 'સુભાષિત–રત્નભાંડાગાર'માંથી લેવાયા છે. —ભિક્ષુ અખંડાનંદ

હે વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં પ્રફુલ્લ નેત્રવાળા વ્યાસ ભગવાન ! આપ કે જેમણે મહાભારતરૂપી પાત્રમાં (અનેકવિધ જ્ઞાન અને ધર્મોરૂપી) તેલ પૂરીને (અમો સામાન્ય માનવોને વ્યવહાર-પરમાર્થના ઉભય માર્ગો યથાવત્ સૂઝાડે એવો) જે અદ્ભુત ગીતારૂપી જ્ઞાનદીપક પ્રકટાવ્યો છે; તેને માટે આપને અમારા અનેકાનેક નમસ્કાર હો !

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः ।
अभाललोचनः शंभुर्भगवान्बादरायणः ॥

હે બાદરાયણ વ્યાસમુનિ ! આપ ચાર મુખવાળા નહિ છતાં પણ બીજા બ્રહ્મા છો; ચાર ભુજાવાળા નહિ તો બે હાથવાળા પણ બીજા શ્રીહરિ છો અને કપાળ ઉપર ત્રીજું નેત્ર નહિ છતાં પણ આપ બીજા શંકર છો.

व्यासगिरां निर्यासं सारं विश्वस्य भारतं वंदे ।
भूषणतयैव संज्ञां यदङ्कितां भारती वहति ॥

વ્યાસમુનિની દિવ્ય વાણીના ભંડાર તથા ઝરારૂપ અને વિશ્વમાં સર્વ વેદશાસ્ત્રાદિના સારભૂત એવા શ્રીમહાભારતને હું નમસ્કાર કરું છું. કારણ કે તે ગ્રંથના નામ ઉપરથી અંકિત કરાયલા પોતાના 'ભારતી' એવા નામને સરસ્વતી દેવી એક ઉત્તમ આભૂષણ તરીકે ધારણ કરે છે.

आदिकवि-महर्षि वाल्मीकि प्रत्येः—

कवीन्दुं नौमि वाल्मीकिं यस्य रामायणीं कथाम् ।
चंद्रिकामिव चिन्वन्ति चकोरा इव साधवः ॥

ચકોર પક્ષીઓ જેમ ચંદ્રિકાને શોધે, તેમ સાધુપુરુષો જેની રચેલી શ્રીરામકથાને (રામાયણને) આતુરતાપૂર્વક શોધ્યા કરે છે અને જે કવિઓમાં ચંદ્રસમાન છે, એવા આદિકવિ મહર્ષિ વાલ્મીકિને હું નમસ્કાર કરું છું.

सदूषणापि निर्दोषा सखरापि सुकोमला ।
नमस्तस्मै कृता येन रम्या रामायणी कथा ॥

દૂષણવાળી છતાં પણ નિર્દોષ અને ખરવાળી છતાં પણ સુકોમળ* એવી મનોહર રામાયણ કથા જેમણે રચી છે; એવા તે કવિકુલગુરુ મહર્ષિ વાલ્મીકિને હું નમસ્કાર કરું છું.

* અહીં દેખીતી રીતે તો વિરોધાભાસ અલંકાર થાય છે; પણ તેનો ઊંડો અર્થ એ છે કે, सदूषणा એટલે કે દૂષણ નામક રાક્ષસની કથા એમાં છે, તો પણ રામાયણ નિર્દોષ છે; તથા सखर એટલે ખર નામક રાક્ષસની કથા એમાં છે, તો પણ રામાયણ કોમળ છે. આ અર્થ જાણ્યા પછી એ વિરોધ રહેતો નથી.

"સુભાષિતરત્નભાન્ડાગાર"માંથી

**योगींद्रश्छन्दसां स्रष्टा रामायणमहाकविः ।**
**वल्मीकजन्मा जयति प्राच्यः प्राचेतसो मुनिः ॥**

યોગીઓના ઇંદ્ર, છંદોના સર્વથી પહેલા સર્જનાર, રામાયણના કર્તા મહાકવિ, પ્રાચીન એવા પ્રચેતાના પુત્ર તથા શરીર પર વલ્મીક—એટલે માટીનો રાફડો—જામી ગયો ત્યાં સુધી ધ્યાનનિષ્ઠા સેવીને મહર્ષિપદને જન્માવનારા (પ્રાપ્ત કરનારા) એવા મહામુનિ વાલ્મીકિ (તેમની રામાયણરૂપી રચના દ્વારા હજી પણ સર્વત્ર) જયજયકાર પામે છે.

**सति काकुत्स्थकुलोन्नतिकारिणि रामायणेऽपि किं काव्यम् ।**
**रोहति कुल्या गंगापूरे किं बहुरसे वहति ॥**

રાઘવકુળની ઉન્નતિને પ્રકાશિત કરવાવાળું રામાયણ કાવ્ય હયાત છતાં આ સંસારમાં અન્ય કાવ્યની શી જરૂર છે? જ્યાં ઘણા જળવાળું ગંગાનું પૂર વહી રહ્યું હોય, ત્યાં પછી અન્ય નાની નદીને વહેવાનું શું પ્રયોજન? ×



× સમજુ સમાજસેવકો! બીજા ત્રીજા પ્રકારની લોકસેવા તમે બજાવતા હો, તેને માટે જેવી તમારી મરજી; પણ એવા મહત્ત્વપૂર્ણ ગ્રંથો છપાવી ખોટ ખાઇને પણ તમે પૂરા પાડી શકો એવી સગવડો ઊભી કરો; અને એથી પણ બહુ વધારે અગત્યની વાત તો એ છે કે, રામાયણ અને મહાભારતને લગતી કથાઓ, કહાણીઓ, નિબંધમાળાઓ અને વ્યાખ્યાનમાળાઓ પણ ખૂબાખૂબ જગાવો અને ફેલાવો. વળી આવા મહાપરોપકારી ઋષિમુનિઓ અને તેમણે વર્ણવેલા મહાત્મા-વીરાત્માદિના સંબંધમાં જયંતીઓને લગતા પણ જબરજસ્ત મેળાઓ તથા અગત્યના પ્રસંગોને લગતા નાટ્યપ્રયોગો પણ સાર્વજનિક અને ટિકિટ વગરના જલસાઓ રૂપે ભરો-ભરાવો; તો તમારો પોતાનો યશ (અને તમો તેને માટે પૂર્ણ નિષ્કામ હો, તો પછી એથી પણ વધારે મહત્ત્વનો આન્તરિક લાભ) પણ કેટલો બધો પ્રાપ્ત થાય! જે સેવાસમિતિઓ અને સેવકમંડળો મોટે ભાગે ધનિકોનાં જ છોકરાંને—અને તે પણ સરકારિયું જ શિક્ષણ શીખવવા માટે યોજવા—ચલાવવામાં આવે છે; તેમને પણ પ્રભુ એને બદલે આવાં તેવાં અનેકવિધ કામો યોજવા-ચલવવાનું સુઝાડે; અને નિરાધાર અનાથોમાંથી હલકા માનવો પાકતા હોય તેને બદલે તેમનામાંથી સમાજસેવકો અને ઉત્તમ કામદારો પકવવાની શકયતા અને યોજના તેમના મનમાં ઉપજાવે; તથા કીર્તિપ્રેમી ગરજુ આગેવાનોના પંજામાંથી તેમને છોડાવીને, એવાં એવાં અનેકવિધ દિવ્ય કાર્યોમાં કર્નાધર્તા કે નિમિત્તભૂત બનવાની તેમને મતિગતિ આપે; કે જેથી ભારતનેયાની તલસ્પર્શી સેવાઓ બજાવવાને શક્તિમાન થઈ, ભારતવાસીઓનો દુઃખદારિદ્રયમાંથી વહેલો છૂટકો થાય, એ જ પ્રાર્થના. —ભિક્ષુ અખંડાનંદ

# श्रीपरमेश्वरस्तोत्रम् ।

जगदीश ! सुधीश ! भवेश ! विभो ! परमेश ! परात्पर पूत ! पितः ! ॥ प्रणतं पतितं हततत्त्वजनं जनतारण तारय तापितकम् ॥१॥ गुणहीनसुदीनमलीनमतिं त्वयि पातरि दातरि चापरतिम् ॥ तमसा रजसावृतवृत्तमिमं ॥ जन० ॥२॥ मम जीवनमीनमिमं पतितं मरुघोरभुवीह सुवीहमहो ॥ करुणाब्धिचलोर्म्मिजलानयनं ॥जन०॥३॥ भववारण ! कारण कर्म्मततौ भवसिंधुजले शिव मग्नमतः ॥ करुणाश्च समर्प्य तरिं त्वरितं ॥ जन० ॥४॥ अतिनाश्य जनुर्मम पुण्यरुचे ! दुरितौघभरैः परिपूर्णभुवः ॥ सुजघन्यमगण्यमपुण्यरुचिं ॥ जन० ॥५॥ भवकारक ! तारकहारक हे भवतारक पातकदारक हे ॥ हर शङ्कर किंकरकर्म्मचयं ॥ जन० ॥६॥ तृषिताश्चितमास्मि सुधां हितमेऽच्युत ! चिन्मय ! देहि वदान्यवर ॥ अतिमोहवशेन विनष्टकृतं ॥ जनतारण तारय तापितकम् ॥ जन० ॥ ७ ॥ प्रणमामि नमामि नमामि जनं भवजन्मकृतिप्रणिसूदनकम् ॥ गुणहीनमनन्तमितं शरणं जनतारण तारय तापितकम् ॥ ८ ॥

# શ્રીપરમેશ્વરસ્તોત્રનો અર્થ

હે પ્રભો! હે જગદીશ! હે જ્ઞાનીઓના પણ ઈશ! હે સંસારના સ્વામી! હે સર્વવ્યાપક! હે પરમેશ્વર! હે પરાત્પર! (પરથી પણ પર!) હે પવિત્ર! હે પિતા! હું પતિત અને તત્ત્વજ્ઞાનથી રહિત હોઈ આપને પ્રણામ કરું છું. હે જનતારણ! (મનુષ્યોને તારનાર) મને તાપમાં તપી રહેલાને બચાવો. (૧) હું ગુણહીન, ઘણો જ દીન તથા મલિન મતિવાળો છું. આપ દાતાર અને પાલનકર્તા છતાં પણ મારી મતિ આપમાં આસક્ત રહેતી નથી અને મારી વૃત્તિઓ હંમેશાં તમોગુણ તથા રજોગુણથી ઘેરાયેલી રહે છે; માટે હે જગતને તારનાર પ્રભુ! મારું બહુ તપી રહેલાનું રક્ષણ કરો. (૨) અહો! મારું જીવન આ સંસારરૂપી મહાઘોર મરુભૂમિમાં માછલાંની પેઠે દુઃખી થઈ પડેલું છે. આપ આપના કરુણારૂપી સમુદ્રની લહરી વડે તેના પર જળસિંચન કરીને હે જનતારણ! મને તપી રહેલાને તારો. (૩) હે ભવતારણ! (સંસારમાં ડૂબવા ન દેનાર!) આપ જ આ જગતરૂપી કર્મવિસ્તારના કારણરૂપ છો. હે કલ્યાણરૂપ! ભવસાગરના જળમાં ડૂબી રહેલા એવા મારા દુઃખી જીવને નાવ આપી મારો એમાંથી ઉદ્ધાર કરો. (૪) હે જનતારણ! હે પવિત્ર બુદ્ધિવાળા! મારો ફરીથી જન્મ ન થાય એમ કરી પાપોના પ્રવાહરૂપી ભારથી પરિપૂર્ણ થયેલી આ પૃથ્વીમાંથી અતિ અધમ, નજીવા, પાપબુદ્ધિવાળા અને તપી રહેલા એવા મારા જીવનો ઉદ્ધાર કરો. (૫) હે સંસારના કર્તા! હે તારક! હે નરકનાં દુઃખોનો નાશ કરનારા! હે સંસારમાંથી તારનારા! હે પાપોનો નાશ કરનારા! હે કલ્યાણ કરનારા! હે જનતારણ! તપી રહેલા આ દાસનાં સર્વ કર્મોના સમૂહનો નાશ કરી ઉદ્ધાર કરો. (૬) હે અચ્યુત! હે ચિન્મય! હે વર દેનારાઓમાં શ્રેષ્ઠ! હું તૃષ્ણાતુર થયેલો છું, માટે મને જ્ઞાનરૂપી અમૃત આપો; અત્યંત મોહને વશ થઈને મેં મારાં સર્વ કર્તવ્યકર્મનો નાશ કરેલો છે; માટે મને તપી ગયેલાને તારો. (૭) હે જનતારણ! હું આપને પ્રણામ કરું છું, હું આપને નમસ્કાર કરું છું, નમસ્કાર કરું છું. આપ સંસારના જન્મ તથા કર્મોનો નાશ કરનાર, નિર્ગુણ અને અનંત છો; હું અત્યંત સંતાપિત થઈને આપને શરણે આવેલો છું; માટે આપ મને તારો. (૮)

# श्रीमहाभारतमाहात्म्य×

पाराशर्यवचः सरोजममलं गीतार्थ गंधोत्कटं । नानाख्यानकेसरं हरिकथा संबोधना बोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा । भूयाद्भारत पंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥

પરાશરના પુત્ર મહર્ષિ વ્યાસદેવના વાણીરૂપ સરોવરમાં ઊગેલું આ મહાભારતરૂપી કમળ, કે જે ગીતાર્થરૂપી ઉત્કટ (તીવ્ર) સુગંધવાળું છે; જે નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું છે; જે હરિકથાના ઉપદેશ વડે પ્રફુલ્લ થયેલું છે; જે કળિકાળનાં પાપરૂપી મળનો વિનાશ કરનારાવાળું છે અને જેના રસનું સજ્જનરૂપી ભ્રમરો આ લોકમાં નિરંતર આનંદપૂર્વક પાન કર્યા કરે છે; તે (શ્રીમદ્ મહાભારત ગ્રંથ) સદા ય અમારું કલ્યાણ કરનાર થાઓ.

यत्र विष्णुकथा दिव्याः श्रुतयश्च सनातनाः । तच्छ्रोतव्यं मनुष्येण परं पदमिहेच्छता ॥
श्रूयतां सिंहनादोऽयमृषेस्तस्य महात्मनः । अष्टादश पुराणानां कर्तुर्वेदमहोदधेः ॥

આ લોકમાં જે મનુષ્ય પરમપદને ઇચ્છતો હોય તેણે, જેમાં ભગવાન વિષ્ણુની દિવ્ય કથાઓ વર્ણવી છે અને જેમાં સનાતન શ્રુતિઓનું પ્રતિપાદન કરેલું છે, એવું આ મહાભારત સાંભળવું યોગ્ય છે. અઢાર પુરાણોના સ્રષ્ટા અને જ્ઞાનના મહાસાગરરૂપ મહાત્મા વેદવ્યાસ ઋષિનો આ સિંહનાદ છે કે, "તમે નિત્ય મહાભારતનું શ્રવણ કરો."

धर्मशास्त्रमिदं पुण्यमर्थशास्त्रमिदं परम् । मोक्षशास्त्रमिदं प्रोक्तं व्यासेनामितबुद्धिना ॥
भारतं सर्वशास्त्राणामुत्तमं भरतर्षभ । संप्रत्याचक्षते चेदं तथा श्रोष्यन्ति चापरे ॥

અમાપ બુદ્ધિવાળા ભગવાન વ્યાસે કહેલું આ મહાભારત પવિત્ર ધર્મશાસ્ત્ર છે, ઉત્તમ અર્થશાસ્ત્ર છે અને પરમ મોક્ષશાસ્ત્ર પણ છે. હે ભરતશ્રેષ્ઠ! સર્વ શાસ્ત્રોમાં મહાભારત આવું ઉત્તમ હોવાથી જ સાંપ્રતમાં વિદ્વાનો તેનું વાચન–શ્રવણ કરે છે અને હવે પછી પણ કરશે.

योधीते भारतं पुण्यं ब्राह्मणो नियतव्रतः । चतुरो वार्षिकान्मासान्सर्वपापैः प्रमुच्यते ॥
कुरूणां प्रथितं वंशं कीर्तयन्सततं शुचिः । वंशमाप्नोति विपुलं लोके पूज्यतमो भवेत् ॥

જે બ્રાહ્મણ નિયમિત વ્રતપાલન કરતો થકો ચાતુર્માસમાં પવિત્ર ભારતનો પાઠ કરે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે. જે પુરુષ પવિત્ર થઈને કુરુના પ્રસિદ્ધ વંશને નિરંતર વાંચે છે, તેનો વંશ બહોળો વિસ્તાર પામે છે અને લોકોમાં અત્યંત પૂજ્ય થાય છે.

अनागतश्च मोक्षश्च कृष्णद्वैपायनः प्रभुः । संदर्भं भारतस्यास्य कृतवान्धर्मकाम्यया ॥
धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ । यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न कुत्रचित् ॥

દીર્ઘદૃષ્ટિવાળા અને મોક્ષસ્વરૂપ એવા ભગવાન વેદવ્યાસે કેવળ ધર્મની જ કામનાથી આ મહાભારતની રચના કરી છે. હે ભરતશ્રેષ્ઠ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–આ ચાર પુરુષાર્થોના સંબંધમાં આ મહાભારતમાં જે કંઈ કહ્યું છે, તે જ બીજાં શાસ્ત્રોમાં કહ્યું છે; અને જે આમાં કહ્યું નથી તે બીજે ક્યાં ય કહેલું નથી.

× આ માહાત્મ્ય મોટે ભાગે મહાભારતમાંના જ શ્લોક અને શ્લોકાર્ધો વડે યોજાયું છે.

एतत्पवित्रं परममेतद्धर्मनिदर्शनम् । एतत्सर्वगुणोपेतं श्रोतव्यं भूतिमिच्छता ॥
कायिकं वाचिकं चैव मनसा समुपार्जितम् । तत्सर्वं नाशमायाति तमः सूर्योदये यथा ॥

આ મહાભારત પરમ પવિત્ર છે, ધર્મને દર્શાવનારું છે અને સર્વ ગુણોથી સંપન્ન છે; માટે કલ્યાણને ઇચ્છનારા મનુષ્યે આનું વાચન-શ્રવણ અવશ્ય કરવું જોઈએ; કેમકે એથી કાયિક, વાચિક તથા માનસિક સર્વ પાપો, સૂર્યોદયથી જેમ અંધકાર નાશ પામે તેમ નાશ પામે છે.

य इदं मानवो लोके पुण्यार्थे ब्राह्मणाञ्छुचीन् । श्रावयेत् महापुण्यं तस्य धर्मः सनातनः ॥
महाभारतमाख्यानं क्षितिं गां च सरस्वतीम् । ब्राह्मणान् केशवं चैव कीर्तयन्नावसीदति ॥

જે મનુષ્ય મહાપુણ્યરૂપ આ ઇતિહાસ પુણ્યને માટે પવિત્ર બ્રાહ્મણોને શ્રવણ કરાવશે, તેને સનાતન ધર્મ પ્રાપ્ત થશે. મહાભારતના આખ્યાનનું, પૃથ્વીનું, ગાયનું, સરસ્વતીનું, બ્રહ્મવેત્તાઓનું તથા શ્રીવિષ્ણુ ભગવાનનું કીર્તન કરનારો મનુષ્ય કદી નાશ પામતો નથી.

शृणोति श्रावयेद्वापि सततं चैव यो नरः । सर्वपापविनिर्मुक्तो वैष्णवं पदमाप्नुयात् ॥
पितॄनुद्धरते सर्वानेकादशसमुद्भवान् । आत्मानं ससुतं चैव स्त्रियं च भरतर्षभ ॥

જે પુરુષ નિત્યપ્રતિ મહાભારત સાંભળે છે, કિંવા સંભળાવે છે, તે સર્વ પાપથી મુક્ત થઇને વિષ્ણુના પદને પામે છે. એટલું જ નહિ પણ હે ભરતશ્રેષ્ઠ! તે પુરુષ પોતાની અગિયાર પેઢીના પિતૃઓનો તથા પુત્ર અને સ્ત્રીસહિત પોતાનો પણ ઉદ્ધાર કરે છે.

यथा समुद्रो भगवान्यथा मेरुर्महान्गिरिः । उभौ ख्यातौ रत्ननिधी तथा भारतमुच्यते ॥
न तां स्वर्गगतिं प्राप्य तुष्टिं प्राप्नोति मानवः । यां श्रुत्वैव महापुण्यमितिहासमुपाश्नुते ॥

જેમ ઐશ્વર્યવાન સમુદ્ર અને મહાપર્વત મેરુ એ બન્ને રત્નનિધિ તરીકે પ્રખ્યાત છે, તેમ આ મહાભારત પણ રત્નોના ભંડાર તરીકે પ્રસિદ્ધ છે. મનુષ્યને આ મહાપુણ્યરૂપ ઇતિહાસ વાંચવા-સાંભળવાથી જેવો સંતોષ થાય છે, તેવો સંતોષ સ્વર્ગપ્રાપ્તિથી પણ થતો નથી.

शरीरेण कृतं पापं वाचा च मनसैव च । सर्वं संत्यजति क्षिप्रं य इदं शृणुयान्नरः ॥
भरतानां महज्जन्म शृण्वतामनसूयताम् । नास्ति व्याधिभयं तेषां परलोकभयं कुतः ॥

જે મનુષ્ય આ મહાભારત વાંચે કે સાંભળે છે, તે મન, વાણી અને કાયાવડે કરાયલાં સર્વ પાપોને ઝટ તજી દે છે. જે મનુષ્ય ઈર્ષ્યારહિત થઈને ભરતવંશીઓનાં મહાન ચરિત્ર વાંચે-સાંભળે છે, તેને વ્યાધિનો જ ભય નથી; તો પછી પરલોકનો તો ભય ક્યાંથી?

इदं हि वेदैः समितं पवित्रमपि चोत्तमम् । श्राव्यं श्रुतिसुखं चैव पावनं शीलवर्धनम् ॥
य इदं भारतं राजन्वाचकाय प्रयच्छति । तेन सर्वा मही दत्ता भवेत्सागरमेखला ॥

આ મહાભારત વેદતુલ્ય છે, ઉત્તમ છે, પરમ પવિત્ર છે, સાંભળવા યોગ્ય છે, કર્ણપ્રિય છે અને શુભ આચરણને વધારનાર છે. માટે હે રાજન્! જે મનુષ્ય આ ભારતનો ગ્રંથ વાંચનારને આપે છે, તેને સમુદ્રપર્યંતની સમગ્ર પૃથ્વી દાન કર્યાનું ફળ મળે છે.

अष्टादश पुराणानि धर्मशास्त्राणि सर्वशः । वेदाः सांगास्तथैकत्र भारतं चैकतः स्थितम् ॥
महत्त्वाद्भारवत्त्वाच्च महाभारतमुच्यते । निरुक्तमस्य यो वेद सर्वपापैः प्रमुच्यते ॥

એક તરફ અઢાર પુરાણો, સર્વ ધર્મશાસ્ત્રો તથા અંગોસહિત વેદો હોય અને બીજી તરફ

એટલું મહાભારત હોય, તો પણ તે તેઓની બરાબરી કરી શકે છે; કેમકે આ ગ્રંથ અત્યંત મહત્ત્વવાળો અને રહસ્યરૂપી અસાધારણ ભાર-વજનવાળો છે, તેથી પણ એ 'મહાભારત' કહેવાય છે. જે પુરુષ મહાભારતના તે રહસ્યને જાણે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.

जयो नामेतिहासोऽयं श्रोतव्यो मोक्षमिच्छता । ब्राह्मणे न च राज्ञा च गर्भिण्या चैव योषिता ॥
स्वर्गकामो लभेत्स्वर्गं जयकामो लभेज्जयम् । गर्भिणी लभते पुत्रं कन्यां वा बहुभागिनीम् ॥

'જય' નામનો આ ઇતિહાસ, મોક્ષની ઇચ્છા રાખનારે, બ્રાહ્મણે રાજાએ તથા ગર્ભિણી સ્ત્રીએ તો અવશ્ય સાંભળવો યોગ્ય છે; કેમકે એનું શ્રવણ કરવાથી સ્વર્ગની ઇચ્છાવાળો સ્વર્ગને, જયની ઇચ્છાવાળો જયને અને ગર્ભિણી સ્ત્રી પુત્રને કિંવા મહાભાગ્યશાળી કન્યાને પામે છે.

योगो शतं कनकशृंगमयं ददाति विप्राय वेदविदुषे सुबहुश्रुताय ।
पुण्यां च भारतकथां सततं शृणोति तुल्यं फलं भवति तस्य च तस्य चैव ॥

વેદને જાણનારા એવા બહુશ્રુત બ્રાહ્મણને એક માણસ સુવર્ણનાં શિંગડાંવાળી સો ગાયો આપે અને બીજો નિત્ય પવિત્ર ભારતકથા વાંચે-સાંભળે, તો તેથી તે બન્નેને સમાન ફળ મળે છે.

कार्ष्णं वेदमिमं सर्वं शृणुयाद्यः समाहितः । ब्रह्महत्यादि पापानां कोटिस्तस्य विनश्यति ॥
पुत्रा शुश्रूषवः सन्ति प्रेष्याश्च प्रियकारिणः । भरतानां महज्जन्म महाभारतमुच्यते ॥

વેદવ્યાસે રચેલા આ પાંચમા વેદરૂપ મહાભારતનું જે પુરુષ એકાગ્રચિત્તે શ્રવણ કરે છે, તેનાં બ્રહ્મહત્યાદિ કોટી પાપ નાશ પામે છે. વળી આ ઇતિહાસને સાંભળનારા પુત્રો માતા-પિતાની સેવા કરનારા અને સેવકો સ્વામીનું પ્રિય કરનારા થાય છે. એમાં મહાન ભરત-વંશીઓનાં ચરિત્ર વર્ણવ્યાં છે તેથી પણ તે મહાભારત કહેવાય છે.

देवा राजर्षयो ह्यत्र पुण्या ब्रह्मर्षयस्तथा । कीर्त्यन्ते धूतपाप्मानः कीर्त्यते केशवस्तथा ॥
भगवांश्चापि देवेशो यत्र देवी च कीर्त्यते । अनेकजननो यत्र कार्तिकेयस्य संभवः ॥

આ મહાભારતમાં પાપરહિત દેવતાઓ, મહાન રાજર્ષિઓ અને પુણ્યસ્વરૂપ બ્રહ્મર્ષિઓનું વર્ણન કરેલું છે; કેશવનું ચરિત્ર વર્ણવેલું છે, ભગવાન મહાદેવ તથા દેવી પાર્વતીનું વર્ણન કરેલું છે અને અનેક માતાઓથી જન્મેલા કાર્તિકેયનો પણ જન્મ વર્ણવ્યો છે.

ब्राह्मणानां गवां चैव माहात्म्यं यत्र कीर्त्यते । सर्वं श्रुतिसमूहोऽयं श्रोतव्यो धर्मबुद्धिभिः ॥
मुच्यते सर्वपापेभ्यो राहुणा चन्द्रमा यथा । जयो नामेतिहासोऽयं श्रोतव्यो विजिगीषुणा ॥

વળી આ ઇતિહાસમાં બ્રાહ્મણો અને ગાયોનું માહાત્મ્ય કહેલું છે; તથા આ મહાભારત સર્વ શ્રુતિઓના સમૂહરૂપ છે; માટે ધર્મબુદ્ધિવાળાઓએ પણ એ અવશ્ય વાંચવું-સાંભળવું જોઇએ. વિજયની ઇચ્છાવાળાએ આ 'જય' નામનો ઇતિહાસ અવશ્ય સાંભળવો જોઈએ, કેમકે એથી તે-જેમ રાહુથી ચંદ્ર મુક્ત થાય તેની પેઠે સર્વ પાપોથી મુક્ત થાય છે.

अस्मिन्नर्थश्च कामश्च निखिलेनोपदेक्ष्यते । इतिहासे महापुण्ये बुद्धिश्च परिनैष्ठिकी ॥
भारतं शृणुयान्नित्यं भारतं परिकीर्तयेत् । भारतं भवने यस्य तस्य हस्तगतो जयः ॥

આ મહાપુણ્યદાયક ઇતિહાસમાં અર્થ અને કામનો એવો સંપૂર્ણ ઉપદેશ છે, કે જેથી તેને વાંચનાર-સાંભળનારની બુદ્ધિ પરમાત્મામાં પણ નિષ્ઠાવાળી થાય છે. માટે સમજુ મનુષ્યે

તો મહાભારતનું વાંચન–શ્રવણ કિંવા કથા–કીર્તન નિત્યપ્રતિ કરવું જોઈએ. જેને ઘેર મહાભારતનું કથન–શ્રવણ થાય છે, તેને જય પણ હસ્તગત જ છે.

पुण्योऽयमितिहासाख्यः पवित्रं चेदमुत्तमम् । कृष्णेन मुनिना विप्र निर्मितं सत्यवादिना ॥
सर्वज्ञेन विधिज्ञेन धर्मज्ञानवता सता । अतींद्रियेण शुचिना तपसा भावितात्मना ॥
ऐश्वर्ये वर्तता चैव सांख्ययोगवता तथा । नैकतंत्र विबुद्धेन दृष्ट्वा दिव्येन चक्षुषा ॥
कीर्तिं प्रथयता लोके पांडवानां महात्मनाम् । अन्येषां क्षत्रियाणां च भूरिद्रविणतेजसाम् ॥

હે બ્રાહ્મણ ! કૃષ્ણદ્વૈપાયન વ્યાસમુનિ, કે જે સત્યવાદી, દેવજ્ઞ, ધર્મજ્ઞ, સત્પુરુષ, ઇંદ્રિયાતીત પદાર્થોને જોનારા, પવિત્ર, તપ વડે શુદ્ધ ચિત્તવાળા, ઐશ્વર્યમાં સ્થિતિવાળા, જ્ઞાનનિષ્ઠ, યોગનિષ્ઠ અનેક શાસ્ત્રોના ઉત્તમ જ્ઞાતા અને દિવ્ય દૃષ્ટિથી જોઈને મહાત્મા પાંડવો તથા બીજા મહાતેજસ્વી ક્ષત્રિયોની કીર્તિને જગતમાં પ્રસિદ્ધ કરનારા છે; તેમણે આ મહાભારત નામનો પુણ્યમય પવિત્ર ઇતિહાસ રચ્યો છે અને તેથી તે આવો ઉત્તમ થયો છે.

अष्टादशपुराणानां श्रवणाद्यत्फलं भवेत् । तत्फलं समवाप्नोति वैष्णवो नात्र संशयः ॥
स्त्रियश्च पुरुषाश्चैव वैष्णवं पदमाप्नुयुः । स्त्रीभिश्च पुत्रकामाभिः श्रोतव्यं वैष्णवं यशः ॥

અઢારે પુરાણોના શ્રવણથી જે ફળ થાય છે, તેટલું જ ફળ મહાભારતના શ્રવણથી વૈષ્ણવને પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી. સ્ત્રીઓ તેમજ પુરુષો ભારતના શ્રવણથી વૈષ્ણવપણાને પામે છે. પુત્રેચ્છાવાળી સ્ત્રીઓએ તો વિષ્ણુના યશરૂપ મહાભારત અવશ્ય શ્રવણ કરવું.

नरेण धर्मकामेन सर्वः श्रोतव्य इत्यपि । निखिलेनेतिहासोऽयं ततः सिद्धिमवाप्नुयात् ॥
शृण्वन्श्राद्धः पुण्यशीलः श्रावयंश्चेदमद्भुतम् । नरः फलमवाप्नोति राजसूयाश्वमेधयोः ॥

ધર્મ ઇત્યાદિની કામનાવાળા પુરુષે તો આ સમગ્ર ઇતિહાસ સાંભળવો જોઈએ; કેમકે તેથી તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય પુણ્યશીલ અને શ્રદ્ધાવાન થઈને આ અદ્ભુત ઇતિહાસ શ્રવણ કરે છે અને શ્રવણ કરાવે છે, તે બંને રાજસૂય યજ્ઞ અને અશ્વમેધ યજ્ઞનાં ફળને પ્રાપ્ત થાય છે.

त्रिभिर्वर्षैर्लब्धकामः कृष्णद्वैपायनो मुनिः । नित्योत्थितः शुचिः शक्तो महाभारतमादितः ॥
तपो नियममास्थाय कृतमेतन्महर्षिणा । तस्मान्नियमसंयुक्तैः श्रोतव्यं ब्राह्मणैरिदम् ॥

કૃષ્ણદ્વૈપાયન મુનિ પવિત્રતાથી આ મહાભારતને ત્રણ વર્ષના નિત્ય ઉદ્યોગ વડે રચીને પૂર્ણ મનોરથવાળા થયા હતા. મહર્ષિ વ્યાસે આ મહાભારત તપ અને નિયમ ધારણ કરીને રચ્યું હતું; માટે બ્રાહ્મણોએ પણ એને નિયમયુક્ત થઈને વાંચવું–સાંભળવું જોઈએ.

महीं विजयते राजा शत्रूंश्चापि पराजयेत् । इदं पुंसवनं श्रेष्ठमिदं स्वस्त्ययनं महत् ॥
महिषीयुवराजाभ्यां श्रोतव्यं बहुशस्तथा । वीरं जनयते पुत्रं कन्यां वा राज्यभागिनीम् ॥

આ ઇતિહાસ શ્રવણ કરવાથી રાજા પૃથ્વીનો વિજય કરે છે અને શત્રુઓનો પરાજય કરે છે. વળી એથી શ્રેષ્ઠ પુત્રની પ્રાપ્તિ થાય છે અને મહાન કલ્યાણ થાય છે. આ ઇતિહાસ રાજમહિષીએ યુવરાજસહિત વારંવાર સાંભળવો જોઈએ; કારણ કે તેથી તેને પેટે વીર પુત્ર જન્મે છે અને કન્યા જન્મે તો તે રાજાની રાણી થાય છે.

यश्चेदं श्रावयेद्विद्वान्सदा पर्वणि पर्वणि । धूतपाप्मा जितस्वर्गो ब्रह्मभूयाय कल्पते ॥
यश्चेदं श्रावयेच्छ्राद्धे ब्राह्मणान्पादमंततः । अक्षय्यमन्नपानं वै पितॄंस्तस्योपतिष्ठते ॥

જે વિદ્વાન પુરુષ હંમેશાં પ્રત્યેક પર્વના દિવસે આનું શ્રવણ કરાવે છે, તે પાપરહિત અને સ્વર્ગને જીતનારો થઈને બ્રહ્મદશાને પ્રાપ્ત થાય છે. જે પુરુષ શ્રાદ્ધપ્રસંગે બ્રહ્મવેત્તાઓના ચરણ સમીપમાં આ સંવાદનું શ્રવણ કરાવે છે, તેના પિતૃઓ પણ અખૂટ અન્ન—પાન પામે છે.

इतिहासमिमं पुण्यं महार्थं वेदसंमितम् । व्यासोक्तं श्रूयते येन कृत्वा ब्राह्मणमग्रतः ॥
स नरः सर्वकामांश्च कीर्तिं प्राप्येह शौनक । गच्छेत्परमिकां सिद्धिमत्र मे नास्ति संशयः ॥

હે શૌનક ! જે મનુષ્ય વ્યાસે કહેલા, મહાન અર્થવાળા અને વેદતુલ્ય આ પવિત્ર ઇતિહાસનું શ્રેષ્ઠ બ્રાહ્મણ (બ્રહ્મવેત્તા) પાસેથી શ્રવણ કરે છે; તે આ લોકમાં સર્વ કામનાઓને તથા કીર્તિને મેળવી અંતે ઉત્તમ સિદ્ધિને પામે છે, એમાં મને કંઈ પણ સંશય નથી.

श्रावयेत् ब्राह्मणाञ्छ्राद्धे यश्चैनं पादमन्ततः । अक्षय्यं तस्य तच्छ्राद्धमुपावर्तेतपितॄनिह ॥
भारतं परमं पुण्यं भारते विविधाः कथाः । भारतं सेव्यते देवैर्भारतं परमं पदम् ॥

જે કોઈ શ્રાદ્ધના અંતમાં ભારતનું એક પાદ પણ બ્રાહ્મણોને સંભળાવે, તેનું શ્રાદ્ધ તેના પિતૃઓને અક્ષય થઈને પ્રાપ્ત થાય છે. મહાભારત પરમ પુણ્યદાયક છે; કેમકે તેમાં વિવિધ પ્રકારની કથાઓ છે. વળી દેવતાઓ પણ મહાભારતનું સેવન કરે છે; કેમકે તે પરમપદને આપનાર છે.

भारतं सर्वशास्त्राणामुत्तमं भरतर्षभ । भारतात्प्राप्यते मोक्षस्तत्त्वमेतद्ब्रवीमि ते ॥
एवमेतन्महाराज नात्र कार्या विचारणा । श्रद्दधानेन वैभाव्यमेवमाह गुरुर्मम ॥

હે ભરતશ્રેષ્ઠ ! હું તને સત્ય કહું છું કે, સર્વ શાસ્ત્રોમાં મહાભારત ઉત્તમ છે અને તેના શ્રવણ-મનનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. હે મહારાજ ! આ પ્રમાણે મેં જે કહ્યું, તે તેમ જ છે; એમાં કંઈ વિચાર કરવા જેવું નથી. મારા ગુરુએ પણ મને એમ જ કહ્યું છે કે, મનુષ્યે મહાભારત ઉપર અવશ્ય શ્રદ્ધાળુ થવું.

वेदे रामायणे पुण्ये भारते भरतर्षभ । आदौ चांते च मध्ये च हरिः सर्वत्र गीयते ॥

હે ભરતશ્રેષ્ઠ ! વેદ, રામાયણ અને પવિત્ર મહાભારત, એ સર્વમાં આદિ, મધ્ય તથા અંતમાં શ્રીહરિનું જ કીર્તન કરવામાં આવ્યું છે.

भारतश्रवणे राजन् पारणे च नृपोत्तम । सदा यत्नवता भाव्यं श्रेयस्तु परमिच्छता ॥
आकर्ण्य भक्त्या सततं जयाख्यं भारतं महत् । श्रीश्चकीर्तिस्तथा विद्या भवंति सहिताः सदा ॥

હે ઉત્તમ રાજા ! ઉત્તમ કલ્યાણને ઇચ્છનારા પ્રત્યેક પુરુષે ભારતનું શ્રવણ કરવામાં તથા તેનું પારાયણ કરવામાં નિત્ય યત્નશીલ રહેવું. કેમકે 'જય' નામના આ મહાભારતનું જે ભક્તિપૂર્વક નિત્ય શ્રવણ કરે છે, તેને સદા વિદ્યાસહિત લક્ષ્મી અને કીર્તિ પ્રાપ્ત થાય છે.



# નિવેદન

સંપૂર્ણ મહાભારતમાંનાં પ્રથમનાં બે પર્વો **આદિ ને સભાપર્વની** આ ત્રીજી આવૃત્તિ હોઇ તેની ૩૫૦૦ પ્રતો પ્રસિદ્ધ થાય છે.

આ સંસ્થા તરફથી સંપૂર્ણ મહાભારતની પ્રથમ આવૃત્તિ સંવત ૧૯૮૩માં પ્રસિદ્ધ થઈ હતી. તે સાત–આઠ વર્ષમા ખલાસ થઈ જતાં, તેની માગણી સતત ચાલુ હતી. પરંતુ મહાભારત જેવા મોટા ગ્રંથને માટે જોઈતાં સાધન અને સગવડતના અભાવે એ કાર્ય હાથ ધરી શકાયું નહોતું. એ ઉપરાંત બીજું કારણ એ પણ હતું કે, અગાઉના થયેલા ભાષાંતરનું પુનરાવલોકન કરવું અને તેમાં યોગ્ય સુધારાવધારા કરી બને તેટલું સરળ અને ભાવવાહી બનાવી તે પ્રસિદ્ધ કરવું ઉચિત માન્યું હતું.

ઇશ્વરેચ્છાથી એ બન્ને પ્રકારની અનુકૂળતા મળી આવી; અને મહાભારતના ભાષાંતરનું પુનરાવલોકન કરી, સુધારવાને બદલે શ્રીયુત શાસ્ત્રી શંકરદત્ત પાર્વતીશંકર પાસે તે નવેસરથી તૈયાર કરાવવાનું શરૂ કર્યું છે. તેમાંના આ આદિ ને સભાપર્વનું ભાષાંતર પૂરું થતાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ નવું ભાષાંતર બને તેટલું ભાવવાહી અને સરળ થાય એ સારુ એકવાર વાંચી જોઇને યથાશકય પ્રયત્ન કરવામાં આવ્યો છે. આમ છતાં સંપૂર્ણ તો એક માત્ર શ્રીહરિ જ હોઇને આ ગ્રંથમાંના અનુવાદ તેમજ અન્ય લેખો ઇત્યાદિમા અનુભવી સજ્જનોને અગત્યની ભૂલચૂક, ન્યૂનતા ઇત્યાદિ જણાય, તે યથાશકય સુધારણા સાથે લખી મોકલવા વિનતિ છે; કે જેથી બનતા સુધી ભવિષ્યમાં સુગમતાથી તેનો સદુપયોગ થશે.

સંપૂર્ણ મહાભારતની આગલી આવૃત્તિ ૬॥×૧૦ના કદમાં અને આ લીટીમાં છે તેવા અક્ષરોમાં પ્રસિદ્ધ થઈ હતી; અને શાંતિપર્વ સિવાયના બીજા ભાગો મહાભારતના સેટ પૂરતા જ છપાયલા હતા; તેથી તે છૂટક મળી શકતા નહોતા. જ્યારે આ આવૃત્તિ ૭॥×૧૦ના કદમાં અને આ લીટીમાં છે તેનાથી મોટા પ્રેટના અક્ષરોમાં (શાંતિપર્વ સિવાયના) તમામ ભાગો છપાશે અને સાધારણ સ્થિતિના જિજ્ઞાસુઓ પણ અનુકૂળતાએ મહાભારતના ભાગો છૂટક છૂટક ખરીદી લઈ, આખો સેટ વસાવી શકે એટલા માટે આ આવૃત્તિના દરેક ભાગનું છૂટક મૂલ્ય પણ રખાશે.

તેમાંનો આ પહેલો ગ્રંથ ૭॥×૧૦ના કદનાં ૮૦૦ પૃષ્ઠમાં પ્રસિદ્ધ થાય છે અને તેનું મૂલ્ય રૂપિયા ૬) રખાયુ છે. આગલી આવૃત્તિ ૬॥×૧૦ નાં ૯૩૪ પૃષ્ઠોમાં પ્રસિદ્ધ થઈ હતી. અને તેનું છૂટક મૂલ્ય છપાયું નહોતું; પરંતુ ૫૨૦૦ પૃષ્ઠના સંપૂર્ણ મહાભારતના રૂપિયા ૩૬) મૂલ્ય રખાયલું; તેના ફાળે પડતું ગણવામાં આવે, તો તે ઉપર મુજબ લગભગ સરખું આવી રહેશે.

આ આવૃત્તિનું કદ મોટું હોવાથી અગાઉ કરતાં શુમારે ૭૦ ઘટ્યાં છે અને તે ઉપરાત મહાભારતની સમાલોચનાવાળો લેખ ટૂંકાવીને લીધેલો હોવાથી વધુ ૬૪ પાન ઘટ્યાં છે. આથી તેમજ આગલી આવૃત્તિ કરતાં નવસો પ્રતો વધુ છપાઈ હોવાથી આનું મૂલ્ય આઠેક આના ઓછું રાખી

શકાત. પરંતુ તેમ નહિ થઇ શકવામાં હાલ ચાલતી લડાઇની મોંઘવારી મુખ્યત્વે કારણરૂપે છે. હાલ કાગળ, પૂઠાં, છીંટ, શાહી, ચિત્રોના કાગળ ઇત્યાદિની મોંઘવારી ચાર–પાંચ ગણી તો વધી ગયેલી છે. આમ છતાં ઈશ્વરકૃપાથી કાગળો ચાલુ ભાવથી ઓછા મૂલ્યે મળ્યા હોવાથી મોંઘવારીનો વધુ બોજો આના પર પડ્યો નથી. નહિ તો અત્યારના સંજોગોમાં તો 'મહાભારત પ્રસિદ્ધ કરવાનું કાર્ય' હાથ ધરી શકાત પણ નહિ.

આ આદિ ને સભાપર્વ ઉપરાંત મહાભારતના બારમા પર્વ **શાંતિપર્વની** ૬ ઠ્ઠી આવૃત્તિની ૨૬ ૭ાા×૧૦ નાં ૮૫૬ પૃષ્ઠોમાં ૫૫૦૦ પ્રતો સંવત ૧૯૯૯માં પ્રસિદ્ધ થયેલી છે; તે રૂપિયા ૬) ના મૂલ્યથી હાલ મળે છે. આ રીતે સંપૂર્ણ મહાભારત પૈકી આ **આદિ ને સભાપર્વ તથા શાંતિપર્વ** એમ બે ગ્રંથો તૈયાર મળે છે. અને **વન અને વિરાટ પર્વનું** નવું ભાષાંતર પૂરું થઇ ગયું છે અને પ્રેસમાં પણ અપાયું હોઈ ત્રણેક માસમાં પ્રસિદ્ધ થશે. બાકી રહેલાં પર્વોનું નવું ભાષાંતર તૈયાર થતું જશે તેમ તેમ હવે પછી અનુકૂળતાએ પણ બનતી તાકીદે પ્રસિદ્ધ થશે. ચાલુ લડાઇને અંગે જો કાંઇ અસાધારણ સંજોગો ઊભા નહિ થાય, તો ત્રણેક વર્ષમાં અત્ર તરફથી સમગ્ર મહાભારતની નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરવા ધારણા છે.

આ આવૃત્તિમાં કેટલાક બોધદાયક નવા પ્રસંગો ઉપર નવાં ચિત્રો તૈયાર કરીને ઉમેરવા વિચાર હતો. પરંતુ સમયસર કામ આપે એવા યોગ્ય ચિત્રકાર નહિ મળી આવવાથી, તેમજ આ સેવકની પ્રકૃતિ પણ જોઇએ તેવી સ્વસ્થ નહિ હોવાથી એ તરફ વિશેષ ધ્યાન આપવા બન્યું નથી. એટલે જે અગિયાર ચિત્રો અગાઉ અપાયલાં તેમાંના આઠ ચિત્રો આમાં થોડા ફેરફાર સાથે નવેસરથી તૈયાર કરાવી અપાયાં છે. અને બાકી રહેલાં ત્રણ ચિત્રોમાંથી (૧) "ભીષ્મ જરાસંધનું યુદ્ધ" ઈન્ડીઅન પ્રેસ પ્રયાગ તરફનું હોવાથી આમાં લેવાયું નથી; (૨) "અર્જુન અને યોગેશ્વર શ્રીકૃષ્ણ" એ ચિત્રનો પ્રસંગ ઉદ્યોગ અને ભીષ્મપર્વ–મહાભારતના ભાગ ત્રીજામાં આવતો હોઈ તેમાં લેવાશે અને (૩) શાસ્ત્રી કરુણાશંકર ભાનુશંકરનું ચિત્ર પણ આમાં લેવાયું નથી.

ઉપર મુજબ જો કે નવા પ્રસંગો શોધીને વધુ ચિત્રો કરાવવાનું બન્યું નથી, પરંતુ જે ચિત્રો અપાયાં છે તે વધુ બોધદાયી, ભાવવાહી અને પ્રેરણાદાયી કરાવવા પાછળ ચિત્રોનો તથા બ્લોકો બનાવવાનો ખર્ચ નવેસરથી કરવામાં આવ્યો છે.

"આ ગ્રંથના પહેલા અધ્યાયમાં મહાભારતના માહાત્મ્ય જેવું કેટલુંક છે; એ ઉપરાંત મહાભારતના બીજા ભાગોમાં તો એનાથી પણ વધારે સરસ માહાત્મ્ય જેવું જણાયું. આથી એમ લાગેલું કે, આમ ને આમ જો મહાભારતનું એકાદ અલગ જ માહાત્મ્ય યોજાય, તો તે હરકોઇને હરવખતે વાંચવું–સાંભળવું વધારે સુગમ થાય. આથી પછી મહાભારતમાં જ્યાં જ્યાં એ પ્રકારની સામગ્રી જણાઈ, ત્યાં ત્યાંથી તે એકત્ર કરાઈ; અને એમાંથી જે જે શ્લોક–શ્લોકાર્ધ વધારે મહત્ત્વના જણાયા, તે તે યથામતિ ગોઠવીને '**મહાભારતમાહાત્મ્ય**' એવા મથાળા નીચે આગલી આવૃત્તિમાં અપાયા હતા, તે આ આવૃત્તિમાં પણ આની પહેલાંનાં પૃષ્ઠોમાં ભાવાર્થસહિત અપાયા છે. એકાદ–બે શ્લોક એમાં બહારના પણ છે. એ ઉપરાંત બીજી પણ જે જે શ્લોકાત્મક બાબતો પાઠક ભાઈબહેનો માટે નિત્યને માટે ઉપયોગી લાગી, તે પણ મહાભારતમાંથી તથા અન્ય ગ્રંથોમાંથી લઇને **ભારતસાવિત્રી–સ્તોત્ર, શ્રીકૃષ્ણાર્પણ, સત્યરૂપ પરમાત્માનું ધ્યાન, મંગલાચરણ, વૈદિક પ્રાર્થના, મહર્ષિઓને સ્મરણાંજલિ તથા પરમેશ્વરસ્તોત્ર** એવાં મથાળાં નીચે આગલી આવૃત્તિમાં આપેલી સામગ્રી તે આમાં પણ અપાઈ છે. આશા છે કે, પાઠક ભાઈબહેનોને પણ એ ગમશે અને તેનો વારંવાર ઉપયોગ કરશે–કરાવશે."

"ઉપલા પૈકી આ નિવેદન પછી અપાયલી કેટલીક બાબતો વિષે કહેવાનું કે:—

"**ભિક્ષુની ભલામણ અને માગણી**—આ સંસ્થા તરફથી ચાલુ સાલે બહાર પડેલી તુલસીકૃત અને વાલ્મીકિ રામાયણોના નિવેદનોમાં જે જે ભલામણ, ભિક્ષા ઇત્યાદિ વિષે લખાયું છે, તે મહાભારતની આગલી આવૃત્તિમાં ઉપયોગી સમજીને આ મથાળા નીચે અપાયું હતું તે આ આવૃત્તિમાં પણ લેવાયું છે."

"**મહાભારતની આગલી આવૃત્તિના પ્રકાશનનું વૃત્તાંત**—અત્ર તરફથી સંવત ૧૯૬૪ માં એક ચોપાનિયા દ્વારા જે લોકોપયોગી ગ્રંથો સ્વલ્પ મૂલ્યે પ્રસારવા જેવા જણાવાયલા તેમાં મહાભારતનું પણ નામ હતું; પરંતુ કામ થવાનો આધાર તો જરૂરી સાધનસંયોગ ઉપર હતો. પછી એ વિષે ક્યારે અને કેવી રીતે આ મહાભારતની યોજના શરૂ થઈ, શાથી પડતી મુકાઇ, ફરી પાછી તે કેવી રીતે શરૂ થઈ અને હાલના રૂપમાં પાર પડી; એ વગેરે હકીકત આ મથાળા નીચે અપાયલી તેની તે વાચકબંધુઓની જાણ માટે ફરી આમાં પણ અપાઇ છે."

"**શાસ્ત્રી શ્રીકરુણાશંકરની ભૂમિકા**—આ ભૂમિકા આ પછીનાં પૃષ્ઠ ૧૫૫ થી ૧૯૧ સુધીમાં અપાયલી હોઇને સદ્ગત શાસ્ત્રીજીએ તે સંવત ૧૯૭૧–૭૨ માં તૈયાર કરી હતી. અને તે લેખ અત્ર તરફની આ ગ્રંથની આગલી આવૃત્તિમાં લેવાયો હતો તે જ પુનઃ લેવાયો છે. એમાં એમણે જે જે મુદ્દાઓ ઉપર લખ્યું છે, તેમાં–જો તેઓ હયાત હોત તો–અત્યાર સુધીમાં સાધન અને માહિતીમાં ઘણો વધારો થવાથી–તેમણે પુષ્કળ શોધન ઇત્યાદિ કરીને એ લેખ હજી વધારે ઉપયોગી બનાવ્યો હોત."

"**મહાભારતનાં પાત્રો**—આ લેખ પણ સદ્ગત શાસ્ત્રી કરુણાશંકરજીના હાથનો હોઇને એમાં ટીપણીરૂપે અપાયલી એ જ વિષયને લગતી હકીકતો નડિયાદનિવાસી શ્રીયુત રતિપતિરામના "સંક્ષિપ્ત મહાભારત"માંથી લઇને આગલી આવૃત્તિમાં અપાયલી તે જ લેવાઈ છે."

"ઉપલી બાબતો ઉપરાંત અન્ય પણ જે જે વિદ્વાનોએ મહાભારતનાં ગુણગાન વગેરેથી પોતાની કલમને પુનિત કરેલી જણાઇ, તેમાંનું પણ પાઠકબંધુઓની સેવામાં જે જે રજૂ કરવા જેવું લાગ્યું, તે તે આ પહેલાં ગ્રંથ સાથે જોડવામાં આવ્યું છે. વિશેષમાં એ વિષે કહેવાનું કે:—"

"**શું દ્રૌપદીને પાંચ પતિ હતા?**"—એ શીર્ષકલેખ, લાંબો છતાં પણ ખાસ વાંચવા–વિચારવા જેવો છે, તેથી જ આગલી આવૃત્તિની જેમ આમાં પણ લેવાયો છે. શ્રીયુત મગનલાલ માણેકલાલ ઝવેરીએ એ લેખ કેવી લાગણી અને મહેનતથી તૈયાર કર્યો છે, એ વાત વાંચનારને તેના વાચનથી આપોઆપ સમજાઇ જશે. એ લેખ સંવત ૧૯૭૨ માં તેમણે પુસ્તકાકારે છપાવેલો, તે ઉપરથી આગલી આવૃત્તિમાં લેવાયલો તેનો તે જ લેવાયો છે. એ લેખ તૈયાર કરવામાં હેતુ તેમણે 'એક પ્રાચીન હિંદુ સતીના ઉજ્જવલ ચારિત્ર્ય પરનું લાંછન દૂર કરવાનો પ્રયત્ન' લખ્યો

છે; તે હેતુ અને પ્રયત્ન કેવો પ્રશંસનીય છે અને એમાં તેઓ કેટલા સફળ થયા છે, તે વાંચનારને તરત જ સમજાઇ જશે."

"**શ્રીયુત ચિંતામણ વિનાયક વૈદ્યના કેટલાક વિચારોઃ**—આ સમર્થ વિદ્વાન મહાભારતના ઊંડા અભ્યાસી હોઇને મરાઠીમાં એક ઉત્તમ અનુવાદ પણ તૈયારી કરી પ્રસિદ્ધ કરાવી ચૂક્યા છે. એ ઉપરાંત એ મહોદયે મહાભારતના દશમા ભાગ તરીકે મહાભારતના ઉપસંહાર વિષેનો મરાઠી ગ્રંથ તૈયાર કરીને સંવત ૧૯૭૪માં પ્રસિદ્ધ કરાવ્યો હતો. એ ભાગ પાછળ તો તેમણે ઘણો જ પરિશ્રમ કરેલો જણાય છે. એમણે મહાભારત વિષે એક અંગ્રેજી પુસ્તક છપાવેલું, તે ઉપરથી ગુજરાત વર્નાક્યૂલર સોસાયટીએ '**મહાભારતની સમાલોચના**' નામક ચોપડી પ્રસિદ્ધ કરી હતી. એમાંના કેટલાક ઉતારા આ મથાળા નીચે આગલી આવૃત્તિમાં અપાયલા આમાં પણ લેવાયા છે."

"**આ મહાભારતની સમાલોચનાઃ**—તેના મૂળલેખક શ્રીપાદ દામોદર સાતવળેકર છે. એમના તરફથી શુમારે સંવત ૧૯૮૧–૮૨માં હિંદીમાં નીકળેલા મહાભારતની સમાલોચનાના બન્ને ભાગોનો પૂરેપૂરો અનુવાદ આગલી આવૃત્તિમાં અપાયો હતો; તે ફરી જોઇ જઇને તેમાંથી ઉપયોગી જણાયો તેટલો જ ભાગ આ આવૃત્તિમાં લેવાયો છે."

"**લોકમાન્ય તિલક મહારાજના વિચારઃ**—આ મથાળાવાળી બાબત તિલક મહારાજે લખેલી 'ભારતીય યુદ્ધ' નામક મરાઠી પુસ્તકની પ્રસ્તાવનામાંથી આગલી આવૃત્તિમાં લીધેલી તે આમાં ફરી લેવાઈ છે. × × × એમનું જીવન એક આ મુદ્દો પણ સ્પષ્ટ સૂચવી રહ્યું છે કે, અસામાન્ય રાષ્ટ્રસેવક નીવડવા ઇચ્છનારે પોતાના ઋષિમુનિઓ અને મહાત્મા–વીરાત્માઓનાં કથન–વર્તનને તો સર્વથી પ્રથમ અને સારી પેઠે શીખવાં–શીખવવાં જોઇએ. વેદ, મહાભારત, ગીતા અને રામાયણાદિ મહત્ત્વપૂર્ણ ગ્રંથો ઉપરાંત રાજર્ષિ શિવાજી મહારાજ અને તેમના ગુરુદેવ રામદાસ જેવા બ્રહ્મર્ષિના આદર્શભૂત આચારવિચારો તે એમણે કેટલા ઊંડાણથી સમજી લીધા હશે, તે એ ઉપરથી પણ સમજાશે કે, મહારાષ્ટ્રમાં ગણપતિના તહેવારો, કસરતી અખાડા અને શિવજયંતી વગેરે મહત્ત્વપૂર્ણ કાર્યોના તેઓ ઊંડા વિચારક સાથે પ્રચારક પણ બની શક્યા હતા. એમની પણ જીવતાં જીવત જન્મતિથિ દરવર્ષે ધામધૂમથી ઊજવવા–ફેલાવવા માગનારા મિત્રો, નોકરો, આશ્રિતો વગેરે મળ્યા જ હશે; પરંતુ આ નરકેસરી તેથી ફુલાઇ જાય, તથા વધારે માન લેવા માટે–ઉપરઉપરની ના અને અંદર હાની મા! એવું કરવાવાળા કીર્તિપ્રેમી ન હતા. કોઇ પણ બાબતમાં અંતરના અભાવસૂચક સાચા નકાર તો જુદી જ જાતના હોઇને તેનું પાલન પણ થયા વિના રહેતું જ નથી. તિલક મહારાજનું જીવનવૃત્તાંત ગુજરાતવાસીઓએ પણ અનેક પ્રકારે જાણવા–સમજવા જેવું છે *"

"મહાભારત વિષેના વિચારસંગ્રહમાં લોકમાન્ય તિલક ઉપરાંત કવિસમ્રાટ રવીન્દ્રનાથ ઠાકુર, મહાત્મા ગાંધીજી, પંડિત રામજીલાલ શર્મા, પંડિત જયગોપાલ વિદ્યાભંડાર, લોકહિતનિરત લાલા હંસરાજજી, પંડિત નરદેવશાસ્ત્રી, પ્રોફેસર દાવર, ઇંન્ડિયન પ્રેસ–પ્રયાગ, પંડિત રાજારામ, શ્રીયુત રામદેવજી અને સાધુચરિત નારાયણ હેમચંદ્ર, એમના વિચારો અપાયા છે; તે પણ વાંચવા–વિચારવા જેવા છે."

"ટૂંકમાં એ જ કહેવાનું કે, આ ઉપયોગી લખાણોવાળાં બસોએક પૃષ્ઠ વાંચ્યા–સાંભળ્યા વિના જ

* એમનું એ ચરિત્ર મરાઠીમાં કેટલાક ભાગોમાં નીકળેલું છે. પૂનાના 'કેસરી' કાર્યાલયમાં તે મળશે. એક ભાગ હિંદીમા પણ નીકળ્યો છે. એનું નામ લોકમાન્ય તિલક કા ચરિત્ર, પૃષ્ઠ ૮૫૦ ભૂમિકા લખનાર દેશભક્ત માલવીયાજી, મૂલ્ય ૪ અને ઠેકાણું અરુણોદય પ્રેસ, થાણા–મુંબઈ છે.

મહાભારતનું વાચન–શ્રવણ આદરવું, એ તો વિના આંખે હિંદના સ્વર્ગ–કાશ્મીરમાં વિચરવા જેવું જાણવું. એ લેખો માત્ર મહાભારત વાંચવા પૂર્વે જ નહિ, પરંતુ વાંચી રહ્યા પછી પણ કમમાં કમ એક વાર વાંચવા–સાંભળવા જોઈએ. વધારાનાં આ અસોક પૃષ્ઠ પાછળ સમય, શ્રમ અને ખર્ચ તદ્દન વધારાનો આગલી આવૃત્તિની જેમ આમાં પણ થવા દીધો છે, તે ઉપરથી પણ એ લેખોની અગત્ય પાઠકબંધુઓના ધ્યાનમાં આવી જઈને એક વાર તો એમાંનો એક એક લેખ વાંચશે જ, તથા એમાંના જે જે વિચારો વધારે અગત્યના અને ઉપકારક લાગે, તેને તેઓ બીજાઓમાં પણ પ્રચલિત કરવા ચૂકશે નહિ. અલબત્ત, જેમ બધા પાઠકો એક જ કક્ષાવાળા હોતા નથી, તેમ લેખો પણ બધા એક સરખા મહત્ત્વના હોતા નથી, અને હોય તો પણ તે સર્વ કોઈને તો તેવા લાગે જ નહિ"

જુદા જુદા વિદ્વાનોએ સમગ્ર મહાભારતની આલોચનાઓ અભ્યાસપૂર્વક લખી છે, તેમાંની કેટલીક ઉપયોગી જણાઈ તે આ પછીના પૃષ્ઠોમાં અપાઈ છે. તે ઉપરાંત વર્તમાન સમયમાં ઉપયોગી થઈ પડે એવું સ્વરૂપ આપીને શ્રીયુત બંકિમચંદ્ર લાહિડીએ "શ્રીમહાભારત મંજરી"× નામનો ગ્રંથ બંગાળીમાં પ્રસિદ્ધ કર્યો છે તેમાં લેખકે મહાભારતમાં આવતી કેટલીક ગૂઢ બાબતો સમજાવવાનો ઠીકઠીક પ્રયત્ન કર્યો છે. તેમણે સદરહુ ગ્રંથમાં લખેલું નિવેદન આ પછી પૃષ્ઠ ૪૮–૭ ઉપર "મહાભારત વિષે બંકિમચંદ્ર લાહિડી" એ મથાળા નીચે અપાયું છે.

ઉપલા લેખો પૈકી જે જે ગુજરાતીમાં લખાયલા હતા, તે તો લગભગ જેમના તેમ લેવાયા છે અને બાકીના લેખો સ્વતંત્રાનુવાદરૂપે લેવાયા છે. એ સર્વ લેખોના લેખક તેમજ પ્રકાશક મહાશયોનો આ સ્થળે હૃદયપૂર્વક પુનઃ આભાર માનવામાં આવે છે.

ગ્રંથની છેવટે પાન ૫૩૫ ઉપર શુદ્ધિપત્ર છપાયું છે, એ મુજબ ગ્રંથ સુધારી લીધા પછી જ વાંચવો જોઈએ. વળી શુદ્ધિપત્રમાં જણાવ્યા ઉપરાંત માત્રા, હ્રસ્વ, દીર્ઘ ઇત્યાદિ ઊડી ગયેલું જણાય તો તે પણ સુધારી લેવું જોઈએ.

આ પછીના પૃષ્ઠોમાં સંપૂર્ણ મહાભારતની આગલી સંવત ૧૯૮૩ની આવૃત્તિમાં છપાયલું વિસ્તૃત નિવેદન થોડા ફેરફાર સાથે અપાયું છે, તે તરફ વાચકબંધુઓનું ધ્યાન ખેંચી, હરિસ્મરણ।

પોષ શુદિ ૧૫,
સંવત ૧૯૯૮

—ખરાબ ભિક્ષુ અખંડાનંદ

× એનું ભાષાંતર 'મહાભારત મંજરી'ના નામે અત્ર તરફથી સંવત ૧૯૯૦માં ૫×૯ ના કદના પૃષ્ઠ ૭૪૪ માં પ્રસિદ્ધ થયું છે અને તે રૂ. ૨) ના મૂલ્યથી હાલ મળે છે

# आगली आवृत्तिनुं निवेदन

( સંવત ૧૯૮૩ માં અત્ર તરફથી પ્રગટ થયેલા સંપૂર્ણ મહાભારતમાં છપાયલું નિવેદન, થોડા ફેરફાર સાથે. )

---

ભારતવર્ષમાં મહાભારતના નામથી કોઇક જ હિંદુ–આર્ય અજાણ્યો હશે. આ ગ્રંથ રચાયો ત્યારથી માંડીને અદ્યાપિ સુધીનાં હજારો વર્ષ દરમિયાન હિંદુજાતિમાં જે જે પ્રાચીન ગ્રંથો અતિ આકર્ષક, માર્ગદર્શક અને ઉપકારક ગણાતા આવ્યા છે; તેમાં મહાભારત ગ્રંથ સદા પ્રથમ શ્રેણીમાં જ રહ્યો છે અને રહેશે.

મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'શ્રીમદ્ ભગવદ્‌ગીતા' જગતભરના વિદ્વાનોને પોતાના અલૌકિક જ્ઞાનગૌરવથી ચકિત કરી રહી છે; જે મહાસાગરમાંથી એ ઉપરાંત બીજાં પણ એવાં એવાં અનુપમ રત્નો હિંદુજાતિને પ્રાપ્ત થયાં છે, કે જે નિત્યપ્રતિ લક્ષાવધિ અધિકારીજનોનાં હૃદયને જ્ઞાનભક્તિના અનેરા પ્રકાશથી અજવાળી રહ્યાં છે; જે મહોદધિના એક અગત્યના ખંડરૂપ "શાંતિપર્વ"માં લહેરાઈ રહેલું ધર્મામૃત તેમાં નિમજ્જન કરનારાં હજારો ધર્મજિજ્ઞાસુ હૃદયોને શાંત, પવિત્ર અને ચારે પદાર્થને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાન ગ્રંથનો અદ્‌ભુત પ્રકાશ સહસ્રો વર્ષથી આર્ય નૃપતિઓની પરંપરાને રાજધર્મ અને વીરત્વના ઉત્તમોત્તમ આદર્શ દર્શાવતો આવ્યો છે; જે મહાન ગ્રંથની ઓજસ્વી કથાઓએ શતાવધિ નૃપતિઓને અને લક્ષાવધિ ક્ષત્રિયોને પ્રભાવિત કરી વીરત્વના પરમહિતાવહ ધર્મપંથે પળાવ્યા છે; જે મહાગ્રંથના પ્રભાવે વિકટ સમયે પણ પ્રતાપ, ગુરુ ગોવિંદ અને શિવાજી ઇત્યાદિ મહાવીરોમાં આર્યત્વની રક્ષા માટે અપૂર્વ ચેતના અને અદ્‌ભુત પરાક્રમ પ્રેરીને તેમને અપાર બળશાળી શત્રુદળો સામે અડગભાવે ઊભા રાખ્યા છે; જે મહાન ગ્રંથની જ્વલંત પ્રેરણાઓથી પ્રેરાઇને લક્ષાવધિ ક્ષાત્રકુળદીપક વીરાત્માઓએ આ નશ્વર જગત પ્રત્યેનાં મોહ–મમતા મૂકી દઈ, પોતાનાં પ્રચંડ શરીરોને પ્રફુલ્લવદને સ્વધર્મપાલનના મહાયજ્ઞમાં હોમી દીધાં છે અને દેવ–દુર્લભ એવી વીરગતિને પ્રાપ્ત કરી છે; જે મહાન ગ્રંથ ભારતવર્ષની વર્તમાન દીનહીન દશામાં પણ વિદ્વાનથી માંડીને ખેડૂત સુધીનાં અને રાજાથી માંડીને રંકપર્યંતનાં હિંદુ સંતાનોને, તેમના જગતભરને ધ્રૂજાવનારા આર્ય પૂર્વજોનાં સ્મરણ આપવાવાળા સ્મારકસ્તંભરૂપે ઊભો છે; કે જે મહાન સ્તંભમાં દેવર્ષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ અને ચારે વર્ણાશ્રમના અનેકાનેક મહાત્માઓનાં ચરિત્રરૂપી મહામણિઓ શોભી રહેલા છે અને જે મણિઓ હજી પણ વ્યવહાર તેમજ પરમાર્થના પંથને પ્રકાશવા–દર્શાવવાવાળો અપૂર્વ પ્રકાશ, તેમના અનેકવિધ પ્રોત્સાહક અનુભવો અને જ્વલંત ઉપદેશોરૂપે આપી રહ્યા છે; આવો આ આર્યોનાં આદર્શભૂત જ્ઞાનચારિત્ર્યોથી શોભી રહેલો મહાભારત નામક મહાન ગ્રંથ, પોતાના સમગ્ર સ્વરૂપમાં અને ભારતની પ્રત્યેક ભાષામાં પ્રચલિત થાય; પ્રત્યેક આર્ય હિંદુના ગૃહને સુશોભિત કરે; આબાલવૃદ્ધને ઉચ્ચાતિઉચ્ચ પ્રેરણાઓ આપ્યા કરે; ઉન્નતિપરાયણ રાખ્યા કરે અને તેમ થાય તેટલા સારુ તે સ્વલ્પ મૂલ્યે બહાર પડે, એવું કોણ નહિ ઇચ્છે ?

જેનું નામ જ "મહાભારત" છે, જેના રચનાર મહર્ષિ વ્યાસ ભગવાન છે, જેના સૂત્રધાર યોગેશ્વર શ્રીકૃષ્ણ ભગવાન છે, જેમાં બાણાવળી અર્જુન, દૃઢપ્રતિજ્ઞ ભીષ્મપિતામહ, મહાનીતિજ્ઞ વિદુર, ધર્માવતાર યુધિષ્ઠિર, ગદાધારી ભીમ, યુદ્ધવિશારદ દ્રોણ, મહાન દાતા કર્ણ, મહાસતી ગાન્ધારી અને વીરાંગના દ્રૌપદી વગેરે જેવાં અસામાન્ય અને પ્રાતઃસ્મરણીય પાત્ર છે; તેમાં અન્ય પણ એક–એકથી ચઢી જાય એવા અનેકાનેક રાજા–મહારાજા, રથી–મહારથી, વીર–મહાવીર અને સતી–મહાસતીઓનાં અપૂર્વ શૌર્ય–પરાક્રમાદિનાં વર્ણન તથા અનેકાનેક ઋષિમુનિ અને અવતારાદિનાં

ગુણગાન છે. જેમકે નર ને નારાયણ, વ્યાસ ને વાલ્મીક, યાજ્ઞવલ્કય ને ભૃગુ, સનત્સુજાત ને અષ્ટાવક્ર, વિષ્ણુ ને મહાદેવ, મૈત્રેય ને અંગિરા, સુહોત્ર ને ઉશીનર, અભિમન્યુ ને બલરામ, ગાલવ ને માંડૂક્ય, કપિલ ને વિશ્વામિત્ર, સગર ને ભગીરથ, શ્રીરામ ને હનુમાન, સત્યભામા ને સુભદ્રા, સીતા ને વિદુલા, ભરત ને પૃથુ, દિલીપ ને યયાતિ, માંડવ્ય ને પરાશર, મંદોદરી ને પાર્વતી, માન્ધાતા ને જનક, ગાર્ગી ને સુલભા, જાજલી ને તુલાધાર, મનુ ને બૃહસ્પતિ, બલિ ને પ્રહ્લાદ, સેનજિત્ ને ઇક્ષ્વાકુ, ઋષભ ને વામદેવ, પર્વત ને શુક્રાચાર્ય, દમયંતી ને સાવિત્રી, અસિત ને દેવલ, દ્રોણ ને કૃપાચાર્ય, વસિષ્ઠ ને પરશુરામ, શુકદેવ ને નારદ, દુર્વાસા ને દત્તાત્રેય, રંતિદેવ ને શિબિ, વિદુર ને સંજય ઇત્યાદિ.

જે ઇતિહાસગ્રંથ એવા એવા અનેકાનેક રાજર્ષિ ને બ્રહ્મર્ષિ, દેવર્ષિ ને મહર્ષિ, ગૃહસ્થ ને વાનપ્રસ્થ, યોગી ને મહાયોગી, સાધક ને સિદ્ધ, દાતા ને ધર્માત્મા, જ્ઞાની ને ભક્તાત્મા, તેમજ જિજ્ઞાસુ અને મુક્તાત્માઓનાં મનોહર નામો અને અલૌકિક કામોથી ભરપૂર હોઇને જેમાંનાં થોડાં પણ નામો–કામોનું નિત્યપ્રતિ પ્રાતઃકાળે શ્રવણ–કીર્તન કરવામાં આવે; અથવા તો ભાવભક્તિથી સ્મરણ–ચિંતન કરવામાં આવે, તો તેથી માણસના હૃદયમાં કલ્યાણકારી સંસ્કારો અવશ્ય જાગી ઊઠે અને ખીલી ઊઠે તેમ છે; અને તેના પરિણામે જ્ઞાનચારિત્ર્ય ( એટલે કે આચાર–વિચાર ને ઉચ્ચાર, અથવા તો મન, વાણી ને ક્રિયા ) પણ પાત્રતા કે ગ્રહણશક્તિના પ્રમાણમા પવિત્ર અને ઉન્નત થઇ શકે તેમ છે; તેવા મહાન ગ્રંથનું પઠન–પાઠન પ્રત્યેક હિંદુસંતાને નિત્યપ્રતિ કરવું જ જોઇએ.

આ મહાભારતરૂપી મહાલયમાં એવાં એવા અનેકાનેક ઐતિહાસિક ચરિત્રચિત્રોને એવી સૂક્ષ્મ અને અજબ કળાથી ચીતરવામાં આવ્યાં છે કે, જાણે તે જીવતાંજાગતાં તેજસ્વી માનવો પેઠે આપણી નજર સામેજ બોલી–આચરી રહ્યાં હોય એવોજ ભાસ સ્થળે સ્થળે થઇ આવે છે. આવા મહાન ગ્રંથને માટે આ સેવકને તો કોઈ પણ એકાદ બે ટૂંકી અને બંધબેસતી ઉપમાઓ જડી નહિ, કે જેનાથી સંતોષ વળે. આથી એણે તો પછી નીચે પ્રમાણે લખી દીધું છે. પણ એમાં, હ્રસ્વ–દીર્ઘ–માત્રા–ની કળા, એ જાણે સેવકની બલા !

ધર્મતણું મહાભારત ક્ષેત્ર, અધર્મનું નાશક કુરુક્ષેત્ર;
ત્રિદેવનું દેવાલય લહો, સર્વેશ્વરનું મહાલય કહો.
એમાં ઉત્તમ પાત્ર અપાર, જ્ઞાન–ચરિત્ર તણા અંબાર;
ધર્મ નીતિમય બહુ આરસા, પૂર્વજના મોંઘા વારસા.
જ્યાં ત્યાં હરિને હરિના મિત્ર, ધર્મ નીતિમય-રસબસ ચિત્ર;
કંઇએક મહારથીનાં ચિત્ર, કંઇએક શત્રુ–મિત્ર વિચિત્ર.
મહાવીરો મહાસતી અનેક, ચરિત્ર કેવાં કેવા ટેક;
કેવા સુંદર શ્રેષ્ઠ વિચાર, વળી કેવા ઉન્નત આચાર.
વ્યાસ વર્ણવે પ્રભુતા દૂત, લખતા ગણેશ સમ શિવસૂત;
લૂંટાવે રત્નોની ખાણ, લ્યો કોઈ માનવતાની લ્હાણ.
ભરિયા શાસ્ત્રતણા ભંડાર, સર્વ રસોના રસ આગાર;
સદ્‌ગુણના આપે બહુ સાર, અવગુણના ટાળે સૌ ભાર.
કંઇ આદર્શ, અનેક ઉપાય, પરામર્શ ઋષિજનથી થાય;
સર્વ કળાઓની કળ ત્યાંય, સર્વ બળોનું બળ એ માંય.
લ્યો, લ્યો, ભાઇ કોઇ દુઃખની દવા! મોક્ષધામની માણો હવા;
મૂળ કથા સાથે બહુ કથા, વર્ણી નહિ ભારતમાં વૃથા.

સાધુ સંતની ગલી જણાય, અધર્મનાં ત્યાં ગળાં કપાય;
સદ્ગુણનો જ્યાં ચળકે છરો, અવગુણનો ત્યાં ઝટપટ મરો.
કાર્ય કરે જ્યાં દૈવી દૂત, નહિ ત્યાં જૂઠ પ્રપંચી તૂત;
જ્ઞાન ચરિત્ર તણા આરસા, મહર્ષિના માનો વારસા.
મહાભારત મહાસૂત્ર જ ગણો, શુભ આચાર–વિચારે વણો;
શુદ્ધિ બુદ્ધિનાં પહેરો વસ્ત્ર, એ છે શત્રુવિનાશક શસ્ત્ર.
વસ્ત્ર–શસ્ત્ર એ જેને દેહ, સર્વ સ્થળે વંદાયે તેહ;
શુદ્ધ ચિત્તે સેવે જન જેહ, જે ધારે તે કરશે એહ.
ભારત વસ્ત્ર–શસ્ત્રનું વહાણ, પહેરો ને લૂંટાવો લ્હાણ;
ભટ્ટ બ્રાહ્મણ પકડો એ કામ, ગજવો પૂર્વજનાં ગુણનામ.
ભક્ત, શૂર કે દાતા બનો, એવાં કાર્ય, કથન, બહુ કરો;
કીર્તન કથા બધોબધ થાય, હરિહરની સૌ પામે સ્હાય.
જો એ મહામાત્રા સેવાય, જરૂર કંઈના કંઈક બનાય;
સૌ વર્ણાશ્રમ જાગી જાય, અનેક વીર ને મુનિ જણાય.
ક્ષત્રાણી પ્રસવે મહાવીર, ભટ્ટ બ્રાહ્મણ પણ પોઢે ધીર;
અવળી સમજણ નાખો કૂવે, શિખા–સૂત્ર હાવે બહુ રૂવે.
'વસુ વિના નર પશુ' નવ કહો, મહાધન જ્ઞાન–ચરિત્રે લહો;
કલહારોના ભક્ત ન બનો, સમજો–સાધો સાચાં ધનો.
ત્યારે અંતરશત્રુ જાય, બાહ્યશત્રુ પછી આપ પળાય;
ગુરુ–ચેલા ને મુરીદ–પીર, ખોઈ બેઠા અંતરનાં હીર.
'ધર્મ' નથી બૂડવાનો કૂવો, છૂત છાતને 'ધર્મ' ન રૂવો;
સુધર્મ કદી અભડાય ન મિત્ર, ગંગાપેરે કરે પવિત્ર.
ઉચ્ચ ધર્મ તો અગ્નિ ગણાય, નીચ જનો પણ પવિત્ર થાય;
સર્વ ધર્મમાં મુનિજન વસે, પોથાં પંડિત મન વિષ વસે.
અંત્યજ ને મુસ્લિમો જેહ, રાખો ડાબે જમણે તેહ;
બાહ્ય શત્રુઓથી શું થાય, બકરી થઈને ભાગી જાય.
પછી જુઓ ધન કેવાં ધપે, બળ બુદ્ધિ કેવાં મઘમઘે;
નક્કી દુર્યોધન છે જવો, જગમાં જશ ભારતનો થવો.
નિમિત્ત જેને થાવું હોય, ભારત ગ્રંથ જરૂર જ જોય;
જેને ફેરવવું છે ભાગ્ય, જરૂર લે તે એવા લાગ.
મહાભારત રામાયણ જેહ, સર્વ ગુરુના ગુરુની દેહ;
રામાયણને હૃદિયે ધરો, મહાભારતમય બુદ્ધિ કરો.
મહાભારત પકવે મહાવીર, રામાયણ પય પાય સુધીર;
શ્રેયપ્રેયની× એ બે ખાણ, યોગક્ષેમવાહકનાં÷ વહાણ.

× શ્રેય એટલે અલૌકિક અથવા પારમાર્થિક હિત; અને પ્રેય એટલે લૌકિક હિત. મોક્ષ અને ભોગ, એ શબ્દોમાં પણ એ જ ભાવ છે.

÷ યોગ એટલે ઇષ્ટ વસ્તુપદાર્થની પ્રાપ્તિ; અને ક્ષેમ એટલે પ્રાપ્ત પદાર્થની રક્ષા. 'યોગક્ષેમવાહક' એટલે પોતાને શરણ થનારના યોગક્ષેમનું વહન કરનાર સર્વજ્ઞ–સર્વશક્ત–ભક્તવત્સલ શ્રીહરિ.

ભારતમાં પૂર્વજ ગુણગાન, ભારત ભવ્યાત્માનાં દાન;
ભારત ભવ્ય ગુણોનાં ગ્રામ, ભારત પરમ તીર્થના ધામ.
વેદોમાં એ પંચમ વેદ, સર્વ શાસ્ત્રના આપે ભેદ;
ચરિત્રમય મહાસાગર એહ, જ્ઞાન રત્ન-રત્નાકર તેહ.
સારામૃત ભરી દહાણી કહો, ઋષિમુનિદત્ત લહાણી લહો;
એને શી ઉપમા દેવાય, બસ એ 'મહાભારત' કહેવાય.
સૌ ઉપમા એ ગુરુ શીખવે, એને કોણ કઈ ઉપમા દિયે;
પ્રભુકૃપાની વૃષ્ટિ એહ, નમો કર્મ-મન-વાણી-દેહ.
ભારતમાં જે દેશે ધ્યાન, શ્રવણ-નમનથી દેશે માન;
જાશે અવગુણ વૃથાભિમાન, મળશે બહુ સદ્ગુણ ને જ્ઞાન.
સર્વેશ્વરની થાશે સહાય, રાજ-પાટ સૌ તુચ્છ જણાય;
મહર્ષિઓના સુણો અવાજ, સાગર તરવા સેવો જહાજ.
શુભ રસ્તે જ્યાં રહે સુકાન, પશુ પણ દેવ બને જ નિદાન;
હરિ પણ દે દે નિજપદ દાન, સર્વ સંતની એવી સાન.

પરંતુ આટલું લખીને પણ એમજ લાગ્યું કે, સાક્ષાત્ સરસ્વતી પણ કદાચ જે મહાભારત અને રામાયણનાં યથાવત્ ગુણગાન કરી શકે નહિ; ત્યાં પછી ભિક્ષુનું તો ગજું જ કેટલું?

× × × ×

મહાભારત ગ્રંથ સમૂળગો વાંચે-સાંભળે નહિ, તેના કરતાં તો ભલે જે કોઈ નવલકથાની પેઠે જેમ તેમ વાંચી-સાંભળી જાય તે પણ સારું છે; પરંતુ એ બાબતમાં વિદ્વાનોના હિતાવહ વિચાર અને સલાહસૂચનાદિ વાંચ્યા-સાંભળ્યા પછીજ જેઓ મહાભારતને મનનપૂર્વક વાંચે-સાંભળે, તેમને માટે તે અનેક ગુણ લાભદાયક નીવડે, એ પણ સ્પષ્ટ જ છે.

મહાભારતરૂપી મહાલયના આંતરિક ભાગમાં યોજના, રચના, હેતુ, રહસ્ય, વ્યવસ્થા, ઉપકારકતા, ઉપયોગ તથા ચારિત્રચિત્રો અને આખ્યાનપ્રતિમાઓ વગેરે જે જે રહેલાં છે તે વિષે; તેમજ એ મહાલયનાં ઓસરી, આંગણાં અને બાગબગીચા વગેરે બાહ્ય ભાગો વિષે પણ પાઠક-બંધુએ જો પ્રથમથી જ માહિતી મેળવી લીધી હોય; તથા મહાલયની આંતરબાહ્ય રચનામાં વપરાયલી કળાકુશળતા અને ઉપકારકતા વગેરે ઝીણવટથી જોવા-સમજવા સારુ તેને ઉપયોગી ચશ્માં પણ પહેરી લીધાં હોય; તો તો એ તમામ દશ્ય-રહસ્ય તેને એવાં સાફ દેખાય-સમજાય અને તેના પરિણામે જ્ઞાન-ચારિત્ર્ય, સુખ-સામર્થ્ય અને આનંદ-ઉત્સાહ પણ એટલાં બધાં જાગવા-ખીલવા પામે, કે કહેવાની વાત જ નહિ.

એકાદ ગામડિયો વગર પૂછયેગાછયે વડોદરાના રાજમહેલના આંગણામાં ઘૂસી જાય, તો ચોકીદાર તો વળી બહુ તો (જો તે દયાળુ હોય તો) બાગબગીચામાંનાં ઝાડ-બીડ જોવા દે; પરંતુ તે છતાં પણ તે તેને 'ગામડિયો ગમાર' તો જરૂર જ ધારે. અસ્તુ. એ તો થતું હોય તે થાય; પરંતુ એ ગામડિયો તો એ બાગબગીચાના દશ્યથી ખુશ ખુશ જ થઈ જઈને ઘડીભર એ સ્થાનને સ્વર્ગધામની પણ ઉપમા આપી દે. આ પ્રમાણે તેને સુખલાભ તો ઘડીભર મળે જ; પણ એમ નહિ કરતાં જો તે મહેલની બાહ્યાંતર રચના, યોજના, દશ્ય, વસવાટ, વહીવટ, દેશકાળ, રીતભાત, રાજા, રાજકુટુંબ, વહીવટદાર, નોકરચાકર ઇત્યાદિ વિષે પ્રથમથી જ જરૂરી માહિતી

મેળવી ચૂકયો હોય અને તે પછીજ તે તે સ્થળમાં પ્રવેશ્યો હોય તો તો વળી એને ઘણું ઘણું જોવા–સમજવાનું અને મોટમોટાં માનવો સાથે હળવા–મળવાનું પણ મળી જાય; અને તેથી એને સારા સારા સ્થાથી લાભ પણ મળી જ જાય.

એકાદ પત્રાવળીને જ લો. ભલે એ પત્રાવળીમાં કોઇ પરમ કુશળ રસોઇયાની વાનીઓ પીરસાઇ હોય અને તેની સાથે કોઇ કુશળ પિરસણિયાએ તેમાંની પ્રત્યેક વાનીના જુદા જુદા સ્વાદ, ગુણ, ખાવાના ક્રમ અને લાભાલાભ વગેરે પણ બતાવ્યા હોય; છતાં પણ જો તે ગામડિયો તેના તરફ ધ્યાન ન આપતાં જે પણ હાથમાં આવે તે મોઢામાં મૂકયે જાય; તો તો પછી તેનીજ મૂર્ખતા કે બીજું કાંઇ? ન કરે નારાયણ ને મીઠામરચાનીજ ઢગલીઓ પ્રાથમિક કોળિયારૂપે તેના મુખમાં પહોંચી જાય, તો તો તે બિચારો "બળ્યું આ હાળું રાજા સ્યાબનું ખાંવાનું! એણે તો મારીને મોઢું જ બગાડી નાછ્યું!" એમ કહીને નાસી જાય તો પણ નવાઇ નથી.

માટે પુનઃ પણ કહેવાનું કે, પાઠકબંધુને એવું ન થતાં મહાભારતરૂપી આ અતિ ઉપકારક ગ્રંથનો લાભ તેમને વધારે ઊંડાણથી, વધારે પ્રમાણમાં અને વધારે સહેલાઇથી પ્રાપ્ત થાય; એટલાજ સારુ ઉપરોક્ત માહાત્મ્ય અને લેખો વગેરે અપાયું છે; અને તેથી કરીને વાંચનારે પણ એમાંનો એકેએક લેખ વાંચ્યા વિના મૂકવો નહિ.

વાંચનાર બંધુ! આ પ્રમાણે જે ચારસોક પૃષ્ઠનો થોકડો આ સેવકે આમાં ઉમેરી લીધો છે તેમાં તેનું પોતાનું તો 'મુસાભાઇનાં વા ને પાણી' જેવું જ હોઇને મુદ્દામાલ તો ભિખારીવેડાથીજ યોજાયો છે. મહાનુભાવો અને વિદ્વાનોના વિચારોમાંથી જે પણ ઠીકઠાક જેવું લાગ્યું, તે પ્રથમ તો ઝોળીમાં ભરી લેવાયું; અને પછી તેમાંથી તાછી તાછીને જે જે વાનીઓ તમારે માટે કંઈ પણ વધારે ઠીક લાગી તે જ આ પત્રાવળીઓમાં (પૃષ્ઠોમાં) પીરસાઇ છે.

મહાભારતનું ભાષાંતર, તેમજ ઉપર જણાવેલા લેખોની મળીને જે હજારો પત્રાવળીઓ તૈયાર થઇ, તે દરેક પત્રાવળીને પાછી એકની અનેક બનાવી દેવાને માટે છાપખાનામાં અપાઈ ગઇ; અને અપાયા પછી પ્રેસના ભૂત–ભૂતેશ્વરાદિએ પણ તેના ઉપર (સંવત ૧૯૮૨ ના શિયાળાથી માંડીને આ ભાદ્રપદ સુધીનાં) પોણા બે વર્ષ સુધી યંત્ર, મંત્ર, તંત્ર વગેરે એવાં તો ચાલુ કરી દીધાં કે જેથી (તેમજ વિદ્યુત્ ભવાનીની શક્તિ–ભક્તિ તો પ્રથમથી જ પ્રાપ્ત હતી તેથી) એ દરેકે દરેક પત્રાવળીમાંથી એકની અનેક બની ગઇ! છાપખાનું સંસ્થાનું રહ્યું, તેથીજ આ કાર્ય આ પ્રકારે ઊકલી શકયું અને આ મહાભારતરૂપી મહાવાટિકાઓ એકમાંથી અઢી હજાર જેટલી બની ગઈ! આ પ્રમાણે તૈયાર થાય પછી એ પ્રત્યેક મહાવાટિકાને પાછી સાત સાત ઉપવાટિકાઓમાં (સાત ભાગોમાં) વહેંચી નંખાઈ છે અને તેથી એ ઉપવાડીઓની સંખ્યા તો ખાસી અઢારહજારે પહોંચી ગઇ છે. એ પેટાવાડીઓમાં જો કે ગોઠવાઈ ગઇ છે તો સરાસરી સાતસો–સાડીસાતસો પત્રાવળીઓ (પૃષ્ઠસંખ્યા) માં પરંતુ તે દરેક પત્રાવળીને એમાં એવી રીતે એક ઉપર એક ગૂંથી લેવાઈ છે, કે જેથી એટલી બધી પત્રાવળીઓ છતાં પણ તેમાંથી જમવાનું તો એકીવેળાએ એકજ માનવથી બની શકવાનું!

હા, એક બીજો રસ્તો છે ખરો; તે એ કે, એકાદ સારા અવાજવાળો પિરસણિયો યોજવામાં આવ્યો હોય; તો તે પોતાની ચક્ષુ–ચાંચ દ્વારા એક તરફથી વિવિધ પ્રકારની વાનીઓ મનરૂપી મોટા બોચિયામાં અપાટાબંધ ભરતો ચાલે; ને બીજી તરફથી ઘાંટારૂપી મજબૂત સૂંઢ દ્વારા એવી તો સફાઇથી પીરસતો ચાલે, કે જેથી એકી વેળાએ સાતસો તો શું પણ સાત કે સત્તર હજાર જેટલી પણ જ્ઞાનભિક્ષુઓની જમાત જામી ગઈ હોય, તો તેટલાને પણ તેમાંની દરેકે દરેક વાની,

તુરતાતુરત એકની અનેકરૂપે નીવડતી ચાલી એક સાથે દશેદિશામાં પહોંચતી ચાલે! વળી એથી કરીને આનંદાસ્વાદ પણ એમાંથી જરાસરખો ઘટવા નહિ પામતાં એ ભવ્ય ભિક્ષુઓના મનૈક્યને ઊલટો વધારેજ આવ્યા કરે!! હા; એટલું ખરું કે, એ વિશાળ શ્રોતાસમાજ સુખ–શાંતિથી તથા ઐક્યપૂર્વક બેસવા–જમવાવાળો હોવો જોઇએ. વળી દરેક ઇચ્છુકે પોતાના કર્ણ–કટોરાઓ પણ તે જ્ઞાનામૃતના પ્રવાહ તરફ, તથા જબરદસ્ત પિરસણિયાની વાણીરૂપી સૂંઢ. તરફ એવા એકાગ્રચિત્તે ધરી રાખવા જોઈએ, કે જેથી તે દ્વારા પીરસાતું કથામૃત અને તેની સાથે જોડાયેલી બીજી પણ જ્ઞાનચારિત્ર્યવર્ધક વાનીઓ તે કટોરામાં જઈ પડતાંજ પાછી ત્યાંથી દદા પેરે નાચતીકૂદતી સીધેસીધી હૃદયમંદિરમાં જ પધારી જાય!

આ પ્રમાણે જો આ પત્રાવળીઓનો લાભ કોઈ લઈ જાણે–અર્થાત્ એમાંની અતિ હિતાવહ વાનીઓને જે કોઈ ખરા મનથી કર્ણપાત્ર દ્વારા આરોગે અને બીજા કાન દ્વારા કાઢી નહિ નાખતાં અંદર મનબુદ્ધિ સુધી પહોંચી જવા દે; તો તો વળી એમાં એવો જાદુઇ ચમત્કાર છે કે આ સમગ્ર સંસારને તપાવી રહેલા ત્રિવિધ તાપ તો તેના તનમનમાં ટકવાજ પામે નહિ! એટલુંજ નહિ પણ જો તીવ્ર ઇચ્છા હોય, તો તો પછી તે પ્રબળ શત્રુજી પણ સદાનેજ માટે પલાયન થઈ જાય. અને એમ થયુ એટલે તો પછી આ પવિત્ર પત્રાવળીઓનો તે ભાવિક ભોક્તા પણ સદાને માટે તૃપ્તાત્મા, શાન્તાત્મા, સિદ્ધાત્મા, સર્વાત્મા અને નરનો નારાયણ સુધ્ધાં બની જાય!

વાંચનાર બંધુ! તમારા અને તમારા પૂર્વજોના કોઇ પુણ્યપ્રતાપેજ તે દયાના અમાપ સાગર શ્રીહરિએ આવા પ્રકારની ભાતભાતની પત્રાવળીઓ અને વાડી મહાવાડીઓ તમારે માટે તૈયાર કરાવી છે. એને તૈયાર કરનારા પણ કેવા? એ તો રહ્યા વ્યાસ અને વાલ્મીકિ જેવા યોગેશ્વર મહર્ષિઓ! એમણે આપ સર્વ માટે આવી જે જ્ઞાનચારિત્ર્યવર્ધક અને તુષ્ટિપુષ્ટિદાયક ઉત્તમોત્તમ પત્રાવળીઓ બનાવી છે; તે એવી તો કાળજીથી, યોગશક્તિથી અને કળાકૌશલ્યથી તેમણે બનાવી છે કે, જેથી કરીને તે સાક્ષાત્ પ્રભુની પોતાનીજ પ્રસાદીરૂપ બની રહી છે!

આવી અનુપમ પત્રાવળીઓના એ મૂળ પ્રણેતાઓ જાદુગર પણ જબરા જ હોવા જોઇએ. કેમકે જે પણ પત્રાવળી પીરસાઇ ગઇ તે બહુ જ સ્વાદિષ્ટ બનવા ઉપરાંત ખૂબીદાર પણ એવી બની રહી છે, કે તેને જ્યાં સુધી ફાડી તોડીને ફેંકી દેવામાં આવે નહિ, ત્યાં સુધી ગમે ત્યારે અને ગમે તેટલી વાર તથા ગમે તેટલી પેઢીઓ સુધી તેમાંનાં માલપાણી કાઢ્યા કરે તો પણ, ન તો તેમાંની કોઇ વાની તલમાત્ર ઓછી થાય; કે ન તો જરાસરખો સ્વાદ ઓછો થાય! અરે ઓછું થવાની વાત તો રહી, પણ એમાંની હરકોઇ અથવા ગમે તેટલી પત્રાવળીઓને પુનઃ પણ એકની અનેક બનાવવી હોય; પાછી તેમાંથી પણ એકની અનેક–એમ ગમે તેટલી વાર ગમે તેટલી સંખ્યામાં બનાવવી હોય, તો તેમ પણ બન્યાજ કરે! હા, એમાં જડેશ્વર (ધનકુબેર) એવા ગૌરદેવ (યુરોપિયન) કૃત એકાદ વિશાળ કાયાવાળો અને ઠેઠ વિલાયતથી આવી પહોંચેલો કાળા ભૂત જેવો રાક્ષસ પણ તંત્રમંત્રથી સાધી લેવો જોઈએ; તથા તેની સાથે એકાદ–બે શરીરધારી ભૂતો, પાંચ–પંદર દૂતો અને એકાદ દૂત–ભૂતેશ્વરને પણ એવા પ્રકારના સાધી લેવા જોઇએ, કે જે જંત્રમંત્ર ને તંત્રના હુન્નરમાં પ્રવીણ અને લીન તથા નિયમિત રહે એવા હોય.

વાંચનાર ભાઈબહેનો! આ પ્રમાણે જે પણ આકાર પ્રકારથી આ સાત સાત ઉપવાટિકાઓવાળી મહાભારતરૂપી અનેકાનેક મહાવાટિકાઓ શ્રીહરિએ તમારે માટે તૈયાર કરાવી છે, તેનો લાભ તમે જેટલો પણ લેવાય તેટલો ઔષધિવાટિકાઓ કરતાં પણ વધુ મહત્ત્વની વાટિકા સમજીને સારી પેઠે તથા સાચા મનથી લેજો અને બીજાઓ પણ લે તેમ કરજો; તથા પુનઃ પણ

ધ્યાનમાં રાખજો કે, એમાં (મહાભારત અને રામાયણમાં) પીરસાયલી વાનીઓને પકાવનાર પાકશાસ્ત્રી (રસોઇયા) એવા તો રસાયનશાસ્ત્રી અને રસસિદ્ધો માંહેલા હતા કે જે સિદ્ધાત્માઓના કહેવા મુજબ જે કોઇ માનવ ચાલે, તે આ ને આજ જન્મમાં મોટા પદ પર મહાલે તેમ છે. અર્થાત્ એમની ઉચ્ચતમ નીતિરીતિને અનુસરનારા માનવનાં સર્વ દુઃખદારિદ્રોને સદાકાળને માટે પલાયન થઇ જઇ નાશજ પામવું પડે છે. એ પ્રાતઃસ્મરણીય વ્યાસ ભગવાન અને મહર્ષિ વાલ્મીકિના અપૂર્વ જ્ઞાનચારિત્ર્યમાંથી ઉદ્ભવેલી મહાભારત ને રામાયણરૂપી પત્રાવળીઓ એવી તો પ્રયોગસિદ્ધ અને રાસાયનિક વાનીઓથી ભરપૂર છે, કે જેવી વાનીઓ અને પત્રાવળીઓ જગતભરમાં કોઇથી પણ બનાવી શકાઇ નથી અને બનવાની પણ નથી.

હવે આ પત્રાવળીઓના રસેશ્વર પ્રણેતાઓ જેમ બ્રાહ્મણ છે, તેમ એમાંની દેવભાષામય દિવ્ય વાનીઓને હાલના જમાનાને બંધબેસતી બનાવવાવાળા–ગુર્જર ભાષામાં ફેરવી આપનારા પણ બ્રાહ્મણપુત્રો જ છે. તેમના હાથની આ ભાષાંતરરૂપી રસોઇ બ્રાહ્મણિયા હોવા ઉપરાંત સદાને માટે તાજી તાજી ને આભડછેટથી તો પ્રથમથી જ મુક્ત છે. જેથી આશા છે કે, જ્ઞાનચારિત્ર્યના ભોજનેચ્છુ પ્રત્યેક પાઠકને તે જરૂર ભાવશે. પછી તો સાચી ભૂખ સાથે સાચા સુખાનંદના વિષે ભૂતપેરે વળગી પડેલા દુઃખાનંદ સાથે; અને અનિત્ય જડ તથા દુઃખરૂપ પદાર્થો સાથે બંધાયલી નિત્યબુદ્ધિ, ચેતનબુદ્ધિ અને સુખબુદ્ધિરૂપી કુબુદ્ધિ સાથે જેને જેવી લેણાદેણી!

પાઠકબંધુ! આ પ્રમાણે આ મહાભારતરૂપી મહાવાટિકા જે પણ રૂપરંગમાં તમારી આગળ રજૂ કરાઇ છે; તેને માટે જો કાંઇ પણ થોડાઘણો ઉપકાર માનવાની વૃત્તિ તમને થઇ આવે, તો સર્વથી પ્રથમ તો તેના આદ્યપ્રણેતા એવા તે તમારા પૂર્વજ ઋષિમુનિઓનોજ માનજો. અને તેથી પણ આગળની મુખ્યસ્થાન સુધી પહોંચી શકો તેમ હો, તો તો તે અકથ્ય મહિમાવાળા પરમાત્મદેવને પણ અનેકાનેક પ્રણતિપૂર્વક અપાય તેટલો યશ આપજો, કે જે દેવાધિદેવના એકેક રૂંવાટામાં અનેકાનેક ઋષિઓમુનિઓ વસતા થકા સચ્ચિદાનંદમય મહાપદને માણી રહેલા છે.

પરંતુ એ તો ઋષિમુનિઓની પેલી તરફની વાત થઇ. જેમની દૃષ્ટિ ત્યાં સુધી પહોંચી શકે, તેમને તો આ સેવકનાં અનેકાનેક નમન–વંદન છે; પરંતુ આ કળિકાળમાં તો કોઈ વિરલ માનવનીજ દૃષ્ટિ ત્યાં સુધી પહોંચી શકે તેવું હોઇને ઘણાખરાઓની દૃષ્ટિ તો આ દૃશ્ય પદાર્થો તરફ જ હોય છે. માટે એવા સજ્જનોને પણ સૂચવવાનું કે, તે પરમ પિતાને અથવા મહાન ઋષિમુનિઓને બદલે કોઇ વર્તમાન યુગના જ માનવોને આ મહાભારત પ્રકાશનનો યશ આપવો હોય, તો તે તે મહાભારતની આગલી ગુજરાતી આવૃત્તિના અમદાવાદનિવાસી અનુવાદક–પ્રકાશકને તથા તે કામમાં સહાયક બનવાનું સૌભાગ્ય ધરાવનાર સદ્ગત ભાઇશંકર ન્હાનાભાઇને આપવો જોઇએ. (કેમકે તેમણે મહાભારત કાઢ્યા પછી જ અન્ય પ્રકાશકની વૃત્તિ તે તરફ ગઈ હતી.) એઓ પછી એ યશ સદ્ગત ઇચ્છારામ સૂર્યરામ અને તેમના અનુવાદકોને આપવો જોઇએ; કેમકે એ બંને સ્થળેથી નીકળેલાં ગુજરાતી ભાષાન્તરો જોવાથી જ મહાભારતનો વિશેષ ખ્યાલ આ સેવકને આવ્યો હતો.

× × × ×

સંભવ છે કે, આમ છતાં પણ કોઈ પાઠક આ સેવકને યશભાગી બનાવવા માગે. માટે હવે આ મહાભારતના પ્રકાશનમાં તેણે કાંઈ આપ્યું છે કે ઊલટું લીધું છે, તે પણ કહી દઉં છું. પેલા મુસાભાઈને તો નાત જમાડવામાં "વા ને પાણી" પણ કદાચ તેમના ઘરનાં હશે; પણ આ ભિખારી ભાઇને તો ઘર જ નહિ, ત્યાં 'ઘરનું' તો હોય જ શું? એનો તો ઘરબાર ઉપરાંત

હવાપાણી ઉપરનો પણ બધો હક્ક ખૂંચવી લેવાયો છે; અને તેમ કરીને પેલા મહાન ચોરે પોતાનું કહેવું સત્ય કરી બતાવ્યું છે કે, "જેના ઉપર હું વધારે કૃપા કરું છું તેનું સર્વસ્વ બાહ્યધન લઇ લઉં છું." માટે આ સેવકથી તો હવે 'તેરા પુણ્ય તેરે દ્વાર' એટલું જ કહી શકાય તેમ છે. આ કહેવું વધારે માન મેળવવા માટે નથી, પણ સાચી વાત કહીને ભ્રાંતિ ભાંગવા માટે છે; કેમકે તમો તરફ આ મહાભારત પહોંચી જતાં સુધીમાં તેનાથી જો કાંઇ પણ બન્યું હોય, તો તેથી કરીને તેને તો ઊલટું તમારી સેવાનિમિત્તે સમયનો સદ્વ્યય કરવાનું સદ્ભાગ્ય જ મળ્યું છે. માટે એ બદલ એને તો ઊલટો તમારો, તમારા પુણ્યોદયનો અને તે વિશ્વનિયંતાનો આભાર જ માનવાનો છે. હા, તમારી વધારે અગત્યની સેવા થવામાં તેને તેની એક કમનસીબી હજી પણ નડ્યા જ કરે છે. તે એજ કે, તેને સ્વ–પર ઉભય માટે જે નીતિ–રીતિ અધિક હિતાવહ સમજાઈ–અનુભવાઈ છે; તેથી જ પાછળ મંડી પડવાને બદલે તે તેના કરતાં આ ઊતરતી અને સ્વપ્રકૃતિ વિરુદ્ધની બાબતમાં બધો સમય ગળી રહ્યો છે!

હવે ખામીઓ વિષે પણ બે શબ્દો કહેવાના છે. તે એ કે, ખુદ પ્રભુ સિવાયની સર્વ કોઇ કૃતિ–વ્યક્તિઓમાં ખામી તો કોઇ ને કોઇ રૂપે હોય છે જ; તેમ આ પ્રકાશનમાં પણ હોઈ શકે; પરંતુ એ બદલ જો આ સેવકને જ અપયશ આપવાનું કોઇ પાઠકને મન થઇ જાય, તો તેમને પણ વિનંતિ છે કે, પ્રથમ તો તેમણે તેમના પોતાના પાલિત–પોષિત પાપાસુરને જ એ ઇનામ આપી દેવું ઘટે છે. અને પછી જરા વધારે ડાહ્યા બનીને એને બદલે તેમના પેલા દૂબળાપાતળા બની ગયેલા પુણ્યદેવને જ પાળીપોષીને એવો તો પ્રબળ અને રાતોમાતો બનાવી દેવો, કે જેથી તે પેલા આગળપાછળ ભરાઇ બેઠેલા બળવાન પાપાસુરોનો તો બસ ઘાણ જ કાઢી નાખે! અને તેમ થયું એટલે તો પછી જોઈ લેજો કે, શ્રીહરિ એવા એવા સુયોગ્ય યોગેશ્વરોને સમાજસેવામાં નિયુક્ત કરી દેશે, કે જેથી પાઠકભાઈઓ, તેમના પૂર્વજો અને ભવિષ્યની પણ અનેક પેઢીના વંશવારસો સુધ્ધાં તમારા ઉપર ખુશ ખુશ થઈ જવાના અને તમારાં ઉપરાઉપરી ગુણગાન કર્યા કરવાના!! જો તમે આ સેવકનું આ પ્રકારનું કાંઈ પણ કામકાજ બજાવશો તો તો આ મેલોઘેલો ભિક્ષુ તમને પોતાના મહેરબાન–કદરદાન સમજશે. માત્ર શેર અન્નથી જ કાંઇ તેને તમે રાજી રાજી કરી નાખવાના નથી, કે જેથી તમે તેની પાસે "અન્નદાતા"પણાનું મદિરાપાન એક છાંટો પણ ચાખી શકો! એવી તેવી બાહ્ય બાબતોમાં તો તે "એક રોટી લૂંગા, ને દો ગાલી દૂંગા" એવા અક્કલના ઓથમીરો માંહેનો એક છે.

વાંચનાર! એક બીજી વાત પણ પાછો ફરીથી કહી લઉં છું. તે એ કે, આરોગ્યનો આ નિયમ તો તમે જાણતા જ હશો કે, પ્રથમ થોડુંક આદુ–લવણ અને પછી થોડાક કોળિયા દાળભાતના લીધા હોય, તો જ પછી પત્રાવળીમાંનાં માલમિષ્ટાન્ન વધારે રોચકપાચક નીવડે છે. માટે મહાભારત વાંચવા પહેલાં દરવખતે કૃષ્ણાર્પણ, મંગલાચરણ, વૈદિક પ્રાર્થના, મહર્ષિઓને સ્મરણાંજલિ, પરમેશ્વરસ્તોત્ર, મહાભારતમાહાત્મ્ય, પરમાત્મધ્યાન, ભારતસાવિત્રી, એમાંનું પણ થોડુંઘણું રોજ રોજ વાંચજો–સાંભળજો જ. કેમકે તે તમારા ચિત્તમાં સંસ્કારસંવર્ધન તથા શુચિ–રુચિ અધિકાધિક ઉપજાવશે; અને તે પછી બીજા લેખાદિમાંનું પણ થોડુંઘણું પ્રાથમિક અપૂપણ જેવું સમજીને વાંચતા–સાંભળતા જ રહેજો. હરહંમેશ એવો તેવો પ્રાથમિક વિધિ કર્યા પછી જ મહાભારતરૂપી સુદામ માલપાણી ઉડાવવાનું રાખજો. વળી એ સ્તોત્રસ્તવનાદિમાંનું બને તેટલું તમે કંઠસ્થ પણ કરી લઇને ભાવભક્તિપૂર્વક ગાતા સંભળાવતા રહેશો, તો તો વળી તમારા જેવું બીજું દાતા–ભોક્તા પણ કોણ? કેમકે એક વાર એવી વસ્તુ મગજમાં ભરી લેવાઈ, એટલે

તો પછી તે ગમે ત્યારે અને ગમે તેટલી વાર તથા ગમે તેટલી મોટી પંગતને એકીવેળાએ જમવા–પીરસવાની તમને સાવ સુગમતા થઈ રહેવાની!

નાણું તો તમો આ સંસ્થાને આ પત્રાવળી બદલ માત્ર એક જ વાર અને તે પણ માત્ર કાગદી, છાપનાર, મકાનદાર, વ્યવસ્થા કરનાર, વેચનાર, જાહેરાત છાપનાર અને વેચનાર સાટનાર વગેરેને વહેંચી આપવા માટે આપો છો.× પરંતુ તેના બદલામાં આ આંતરિક ભોજનનાં માલપાણીથી ભરપૂર એવી પાંચ હજાર જેટલી પત્રાવળીઓ તમને એવા પ્રકારની પ્રાપ્ત થાય છે કે, જેમાંની દરેકેદરેક તમારે માટે સદા સર્વત્ર તાજી ને તાજી જ રહેવાની! વળી એની સાથે, તે સાત પેઢી સુધી કામ આપે એવી પાકી રસોઇથી ભરપૂર હોઈને વિવિધ વાનીઓથી મહેકી રહેલી છે. આ પત્રાવળીઓ અને મહાવાટિકાઓ કાંઈ તમારે માટે માત્ર બે–પાંચ વર્ષ સારુ તૈયાર કરાઈ નથી; પણ એ તો તમારી સાત પેઢી સુધી પણ પહોંચી શકે એટલા માટે અને જોઇએ તો રોજરોજ ને ઘડીએ ઘડીએ પણ માલપાણીના હાંડા–ટોપલા કાઢી આપ્યા કરે એવી અજબ પ્રકારની જાદૂઈ વસ્તુ તરીકે યોજાયલી છે. માટે વધારે નહિ તો રોજ રોજ ઘડી બે ઘડી પણ આ મહાભારત–વાટિકામાંથી ધર્મનીતિમય સુવાસ–ઉલ્લાસ તથા સાચી ઉન્નતિદાયક મીઠીતીખી વાનીઓ રોજરોજ જરાતરા પણ જમતા જ રહેજો.

પણ વળી માલની જોડે 'પાણી' શબ્દની શી જરૂર? પાણી એટલે પેલું છાંટોપાણી કહેવાય છે તે તો નહિ ને? હા ભાઈ, એના જેવું પણ કંઇક ખરું જ. કેમકે એમાં પણ નશો તો જરૂર રહેલો છે. હા, એ નશો કાંઈ સ્થૂળ મદિરા પેઠે દુઃખદારિદ્રયના દરિયામાં કે ધનવૈભવજન્ય મોહમદિરાના નરકાગારમાં ડુબાવે એવો નથી. એ તો એ દુષ્ટ સ્થળોમાંથી ઉદ્ધાર કરીને તમને સત્ય ઉન્નતિના શિખર તરફ ખેંચવાવાળો, ઈચ્છે તેને વિમાન કરતાં પણ વધુ ત્વરાવાળાં વૈરાગ્ય અને અભ્યાસરૂપી પૈંડા પર આરૂઢ કરવાવાળો, તીવ્ર મોક્ષેચ્છારૂપી જોરાવર શક્તિ ધરાવનારો અને કોઇ જીવતાજાગતા પરમાત્મદર્શીને શોધાવનારો કે ખેંચી લાવનારો પણ નીવડે; એવા ધર્મનીતિના અદ્ભુત નશાવાળો છાંટોપાણી એ મહાભારતરૂપી મહાપાત્રમાં ભરેલો છે, શ્રવણ–મનન દ્વારા વારંવાર પિવાયા કરતી જ્ઞાનાનંદમય મદિરાની સાથે એ અનુપમ નશો તો સદા જોડાયલો જ રહેવાનો. એ સોમરસ તમારે કદાચ આખો દહાડો પીધા કરવો હશે; તો તેમાં પણ આ મહર્ષિકૃત અડોલ–અબોલ સપ્તઋષિસમા સાતે ગ્રંથ તમારી સેવા માટે ખડેપગે તૈયાર સમજવા!

---

× પોતાનાં તન–મન–ધન ઉપર મહેરબાની કરીને જો કોઈ સમજુ માનવો, (કોઇ પણ બાબતમાં આ સેવક ઉપર ગુરુપણું ચલાવવાનું નહિ રાખતા) માત્ર વહીવટી વ્યય અને દેખરેખ ઉપાડી લે, તો તો આ સંસ્થાના હાલના મૂલ્ય કરતા અર્ધોઅર્ધ પણ મૂલ્ય ઘટી જાય અને હજી ધર્મનીતિવર્ધક વાચનનો ઘણો વધારે પ્રચાર થાય તેમ છે. વળી એ સાથે કાગળ, છપાઇ વગેરેનો પણ બોજો ઉપાડી લેનારા નીકળી આવે, તો તો વળી આવા ગ્રંથો નામમાત્રની–આની બેઆની જેટલી–કિંમતે પણ તે શા માટે લોકોને ન મળે? પણ એ તો ભાઇ, પરધર્મી મીશનરીઓ હિંદુજાતિના ટાંગા ભાગવા માટે જે જે યત્ન કરી રહ્યા છે, તે તે બાબતો જોવા–સમજવા જેટલી આપણા વર્તમાન રાષ્ટ્રસેવકોમાં લાગણી ને અક્કલ જ્યારે આવવાની હોય, ધનવાનોનું પુણ્યપ્રાપ્તિનું અસામાન્ય નસીબ જ્યારે ખૂલવાનું હોય અને સાથે સામાન્ય વાચકોનું પણ પાનિયું ફરવાનું હોય, ત્યારની જ વાત છે!! અત્યારે તો આ સેવકને પણ સામાન્ય વાંચનારાઓ કરતાં અનેકગણા સેવાપાત્ર એવા અભણ–અનાથ અને ગરીબ ગામડિયાઓની જ સેવાના વિચારો બહુ આવ્યા કરે છે. હા, અવકાશ મળે તો યે પડે તો એવું તેવું કરવાની દાનત જ નથી. બહુ તો માત્ર ગુરુઘંટાલની પેઠે વાતોનાં જ વડાં કર્યા કરે, એવા અવગુણનો સાગર અને ગાંડપણની ગાગર જેવો તે છે.

—ભિક્ષુ અખંડાનંદ

તમારે જ્યારે પણ, જેટલો પણ અને જેટલી પણ વાર તે છાંટો પાણી લેવો હોય, તેટલો લીધા જ કરજો; પરંતુ હા, એની પણ પહેલા પેલાં અતિ ઉદાર રામાયણમૈયાના હૃદયપાત્રમાં ઊભરાયા કરતો પેલો જ્ઞાનચારિત્રનો બેવડો નશો આપી દેનારો અને લોભમોહાદિ પ્રબળ શત્રુઓનું જડ-મૂળમાંથી સત્યાનાશ કાઢી નાખવાવાળો જે અજબ જેવો છાંટોપાણી, તે પણ તમે ચાખ્યો છે ને? ન ચાખ્યો હોય તો તે તો વળી જરૂર જરૂર તથા બને તેટલો વધારે વધારે ચાખતા-ઉડાવતા રહેજો. એમ જ્યાં રામાયણ અને મહાભારતરૂપી ગંગાયમુનાનો જોગ જામ્યો, કે પછી તો તમારા હૃદયક્ષેત્રમાં ત્રીજાં સરસ્વતી મૈયાનો–બ્રહ્મવિદ્યાનો–પણ ઉદ્ભવ આપોઆપ પણ થઈ આવવાનો જ! અને એમ જ્યાં ત્રિપુટીનુ ઐક્ય થયુ, ત્યાં પછી તમારાં સર્વ પ્રકારનાં દુઃખદારિદ્ર્ય અને દૈત્યરૂપી ત્રિપુટીને સદાને માટે ભાગી જ જવું પડવાનું!

હે વાંચનાર ભાઈ-બહેનોના અંતર્યામી! હે ભક્તજનોના દુશ્મનોની (દુઃખ, દારિદ્ર્ય, દૌર્બલ્ય અને દુર્ગુણરૂપી) ચંડાળચોકડીનું મર્દન કરનારા જનાર્દન! આપ અને આપના હરિજનોનાં ગુણ-ગાનથી ભરપૂર એવા આ મહાભારતને આપે જ સર્વ સયોગ-પ્રયોગ પ્રેરીને પ્રસિદ્ધ કરવા–કરાવ-વાની કૃપા કરી છે; તો તેની સાથે આપ સર્વેશ્વરને અનેકાનેક પ્રણતિપૂર્વક એ પણ પ્રાર્થના છે કે, વાંચનાર–સાંભળનાર ભાઈબહેનો વગેરે અમો સર્વનાં હૃદયમાં, આપના પોતાના તેમજ આપણા જનોના ગુણમાહાત્મ્યનું સદાય શ્રવણ–સ્મરણ થયા કરે; આપને તથા આપના જનોને અનેકાનેક નમનવંદન થયા કરે અને ભાવભક્તિ જાગ્યા–જામ્યા કરે એવી પણ કૃપા અમો સર્વ પર વર્ષાવ-તાજ રહેજો; તથા આપ જે અપાર કૃપા વર્ષાવી રહ્યા છો, તેનું અમો સર્વને અધિકાધિક ભાન કરાવતા રહેજો; કે જેથી તેનો અધિકાધિક લાભ લેવાની અમો સર્વમાં શુદ્ધિ–બુદ્ધિ આવે. હે કરુણાનિધિ પરમપિતા! આપ એવા સમર્થ છો કેઃ—

मूकं करोति वाचालं पंगुंलंघयते गिरिम्। यत्कृपा तमहं वंदे परमानंदमाधवम्॥

અર્થાત્ જેમની કૃપા મૂંગાને પણ બોલતો કરે છે અને પાંગળાને પણ પર્વતો ઓળંગાવે છે; માટે આપ સચ્ચિદાનંદસ્વરૂપ પરમાનંદ માધવને અનેકાનેક વંદન હો. હરિઃ ૐ તત્સત્

શ્રીકૃષ્ણજન્માષ્ટમી,
સંવત ૧૯૮૩

દેહભાવે મેલો, ઘેનો, ઇત્યાદિ અનેક અવગુણોનો સાગર
—ભિક્ષુ અખંડાનંદ



# ભિક્ષુની મહામણ અને માગણી

(આ લેખ અત્ર તરફની વાલ્મીકિરામાયણના નિવેદનમાંથી જરૂરી ફેરફાર સાથે લીધો છે.)

રામાયણ, મહાભારત, વેદ, ઉપનિષદ્, હરિવંશ, ભાગવત, દર્શનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને વૈદકશાસ્ત્ર વગેરેને લગતા ઋષિમુનિકૃત ગ્રંથો, એ અમૂલ્ય વસ્તુ હોવા છતાં પણ, શ્રીહરિએ કૃપા કરીને તે આપણે માટે આ યંત્રયુગમાં એટલા બધા સુલભ કરી દીધા છે કે, જો તેમને માટે આપણા ગૃહસ્થાશ્રમીઓમાં પાણીના જેટલું (રોજના બેચાર પૈસા જેટલું) પણ ખર્ચવાની ઇચ્છા પ્રગટે; અથવા અકિંચન પ્રભુપ્રેમીઓમાં વગરપૈસે પણ મેળવવાની તીવ્રેચ્છા ઉદ્ભવીને તે ધનવાનો પ્રત્યે નહિ તો પ્રભુપ્રત્યે પણ ઊંડા હૃદયથી પ્રાર્થના કરાવે; તો તેમને પણ એવા સદ્ગ્રંથ શ્રીહરિ કોઇ પણ પ્રકારે મોકલેજ મોકલે. આમ કોઈ પણ પ્રકારે આવો ગ્રંથરૂપી સન્મિત્ર એક વાર મેળવ્યો, એટલે તો પછી તે આપણો એવો વફાદાર સાથી અને આજ્ઞાંકિત અનુચર બની રહેવાનો કે જન્મારા સુધી ન તો કાંઈ પગાર માગે કે ન તો કાંઇ અન્નપાણી માગે! તેને જ્યાં પણ બેસાડીએ ત્યાં સમાધિનિષ્ઠ મુનિ પેરે અડગભાવે બેસી રહે; જ્યારે પણ પૂછીએ ત્યારે આપણા પૂજ્ય પૂર્વજોની, પ્રાતઃસ્મરણીય અવતારોની અને મોટા મોટા ઋષિમુનિઓની તથા વીરવીરાંગનાઓની અત્યંત સુખકારક અને હિતાવહ એવી જ્ઞાનચારિત્ર્યવર્ધક વાતો તેને જેવી પણ મનોરંજક અને અસરકારક વાણીમાં સોંપાયલી હોય તેવીજ આબેહૂબ, મનોરંજક, અસરકારક અને અક્ષરશઃ સંભળાવવા માંડે! વળી સત્યસુખનો માર્ગ પૂછીએ ત્યારે તે પણ જૂગજૂના જોગીઓની જ કૃતિ અને વાણીમાં કહી સંભળાવે અને માર્ગદર્શક દિવ્ય દીપકનું કે ભોમિયા મશાલચીનું કામ લેવું હોય ત્યારે તેને માટે પણ ક્ષણમાત્રની પણ ઢીલ વિના તૈયાર!

આવા ઋષિમુનિકૃત ગ્રંથો એ ખરું જોતાં તો સાક્ષાત્ શ્રીહરિનાજ સંદેશવાહક–કાસદરૂપે છે. કેમકે પરમાત્મદેવની જ પ્રેરણાનુસાર દ્રષ્ટા મહર્ષિઓએ એ અક્ષરદેહો રચેલા છે, અને તેમ હોવાથી જ તે હિંદુજાતિનો અમૂલ્ય ખજાનો, માર્ગદર્શક ભોમિયો અને વ્યવહારપરમાર્થ ઉભયને દર્શાવવાવાળો જ્વલંત દીપક બની રહેલો છે; તથા સૃષ્ટિ હયાત હશે ત્યાં સુધી પણ તે તેવોજ રહેશે. હા, છતે ખજાને પણ આપણે પાખંડી ગુરુઘંટાલો અને કીર્તિપ્રેમી, વાણિજ્યકુશળ કે એક આંખવાળા આગેવાનોનાજ ફંદામાં ફસી રહીએ; અને એ અનુપમ ખજાનો સ્વલ્પ પણ ખર્ચ કે શ્રમથી કાઢવા–ભોગવવા ઇચ્છીએ નહિ; ત્યાં સુધી તો સાક્ષાત્ શ્રીહરિ પણ આપણા કપાળમાં લખાયેલી દુઃખદારિદ્રયની બેડીઓ તોડવાને અશક્ત જ રહેશે. કારણ કે જે જ્ઞાનચારિત્રવર્ધક ગ્રંથો સાક્ષાત્ શ્રીહરિનાજ ઉપદેશરૂપ હોય, જે ગ્રંથો વાલ્મીકિ અને વ્યાસ ઇત્યાદિ જેવા મહર્ષિઓએ પરમાત્માથીંજ પ્રેરાઇને આપણને અનુપમ વારસારૂપે રચી આપ્યા હોય; અને જે ગ્રંથો આપણી હિંદુ સંતાનોની સેવા બજાવવાને ખડે પગે ટાંપી રહ્યા હોય; છતાં પણ જો આપણે તેનો લાભ લેવા ઇચ્છીએ નહિ, તો તો પછી હજી પણ આપણે 'અકર્મીના પડિયા કાણા' ની પેઠે કર્મના ફૂટેલાજ રહેવાના! અત્યાર સુધી તો થયું તે થયું; પણ હવે તો જરૂર જાગો–નહિ તો આપણું હિંદુત્વ અને હિંદુસ્તાન, આપણા પોતાના અને આડંબરી ધર્મગુરુઓના તથા મિથ્યાભિમાની અગ્રેસરોના અધૂરા જ્ઞાન–ચરિત્ર અને દુર્બળ તન–મનના પ્રતાપે હવે દુઃખ અને અધોગતિના એવા તો ઊંડા મહાસાગરમાં ગારત થઈ જશે કે, પછી સદાકાળને માટે સત્યાનાશજ ગયું જાણજો!! માટે હવે તો આપણે આપણા હાલના ભડેખાંઓના ગુણગાનનાં થોથાં, પ્રેમલા–પ્રેમલીનાં પોથાં

તથા રઢિયાળી રાતોના રાગડા ત્યજી દઇને આપણા તનમાં ને મનમાં મિત્રરૂપે ઘૂસી બેઠેલા અજ્ઞાન અને અવગુણરૂપી શત્રુઓને જ ઓળખવાનું તથા દૂર કરવાનું શીખો; અને એ બાબતમાં આપણને તથા અન્ય સર્વને મોટી મદદ મળે તેટલા સારુ રોજરોજ ઊંડા હૃદયથી પ્રભુપ્રાર્થના કરવા ઉપરાંત ઈશ્વરી પ્રકાશથી ભરપૂર ગ્રંથોના નિત્યપાઠ, સ્વાધ્યાય અને બને તેટલું અનુસરણ પણ કરવા–કરાવવા તરફ ધ્યાન આપો. વળી કુળ, કુટુંબ, સગાંવહાલાં, નાતજાત અને સર્વ હિંદુ ભાઈબહેનોમાં તેની ભેટ–લહાણી કરવા–કરાવવા તરફ પણ અધિકાધિક ધ્યાન આપો; કે જેથી તમારું, તમારી સંતતિનું, તમારી હિંદુજાતિનું અને તમારા શત્રુઓનું પણ કલ્યાણ જ થાય!

મહાભારત અને રામાયણનું નામ આપણા દેશમાં સર્વત્ર પ્રસિદ્ધ છતાં પણ તેની અસામાન્ય મહત્તા અને ઉપકારકતાનો ખ્યાલ થોડા જ માણસોને હોય છે. વળી સ્વાર્થસાધુ ગૌરાંગો તરફના ગોટપિટિયા શિક્ષણથી રંગાયેલો વર્ગ તો એવા ગ્રંથોને ગપસપ જેવા ગણી કાઢીને મોટે ભાગે તેનાથી દૂરજ રહે છે. એટલું જ નહિ પણ જેમ કોઈ એક એકડા ઘૂંટતું છોકરું એકાદ સમ્રાટના ધનવૈભવની આંકણી કરવા બેસે; અથવા તો એકાદ કાચલી વડે અમાપ મહાસાગરનું પાણી માપવા બેસે; તેમ કોઇ કોઈ તો વળી એમાંના અતિ અસામાન્ય, મહાન, પરમ પવિત્ર અને પ્રાતઃસ્મરણીય પાત્રોને રસ્તે જનારાં સામાન્ય માનવ જેવાં જ સમજી લઇને તેમના અમાપ જ્ઞાનચારિત્ર્યને પોતાના ક્ષુલ્લક–વેંતિયા જ્ઞાનચારિત્ર્ય વડે માપવા બેસે છે અને તેમનામાં ખામીઓ પણ શોધવા–દર્શાવવા મંડી પડે છે! માટે આ કારણથી પણ સમર્થ વિચારકો અને અભ્યાસીઓએ આ પ્રાચીન ગ્રંથોની મહત્તા અને ઉપકારકતાનાં મુક્તકંઠે ગુણગાન કર્યાં છે, તે આ પછીનાં પૃષ્ઠોમાં જોડવામાં આવ્યાં છે.

વાંચનાર માનવબંધુ! આવા અતિ ઉપકારક ગ્રંથો પરમાત્માએ પોતેજ મહાન ઋષિમુનિઓના હૃદયમાં રહીને લખાવેલા સમજજો અને તે બદલ એ મહાન દ્રષ્ટાઓનો અને મહાન પ્રભુનો નિત્યપ્રતિ ઊંડા હૃદયથી આભાર માનવા ઉપરાંત બે હાથ જોડીને તેમના શ્રીચરણમાં નમસ્કાર પણ કરતા રહેજો. કેમકે આવાં સ્મરણવંદનથી તમારાં હૃદય અને વર્તન અધિકાધિક ઉચ્ચગામી થતાં ચાલશે અને સચ્ચિદાનંદ શ્રીહરિની તમને કૃપા અને સહાયતા પ્રાપ્ત થશે.

હા, એટલું ખરું કે, તે આભાર મોઢાના શબ્દો વડે માનવા ઉપરાંત શુભ કૃતિઓથી પણ માનવો જોઇએ. કેમકે એમ કરવાથી જ પરમાત્મદેવની કૃપા મેળવી શકાય તેમ છે. આ શુભ કૃતિ કેવી સમજણ અને ઉદારતાથી થવી જોઇએ; તે વિષે પણ આપણા વંદનીય ઋષિમુનિઓનાં વચન–વર્તન કહે છે કેઃ–योऽयं निजपरो वेत्ति गणना लघुचेतसाम्। उदारचरितानां तु वसुधैव कुटुंबकम्॥ અર્થાત્ સાંકડા મનવાળા જ 'આ મારું' અને 'આ પારકું' એમ સમજે છે; ઉદાર ચરિત્રવાળા તો આખા જગતને કુટુંબરૂપે માને છે. માટે હે ભાઇઓ અને બહેનો! એટલું વિશાળ તમારું હૃદય ન જ થયેલું હોય, તો પછી નીચેની વાત તો ધ્યાનમાં લેજો જ લેજો.

જો દયાસાગર પ્રભુ પાસે અધિકાધિક દયા પામવી હોય, તો તમારું હૃદયપાત્ર જેટલું પણ મોટું રાખશો, તેટલા પ્રમાણમાં તે પણ અવશ્ય પામી શકશો. માટે હે ભાઈ! વધારે નહિ તો તમારાં કુટુંબી, પડોશી અને સગાંસંબંધીઓને પણ આપણા પ્રભુસાક્ષાત્કારને પામેલા ઋષિઓએ સર્વ કોઇના ભલા માટે રચી આપેલી પરમપાવની કથાઓ રોજ ઘડી બે ઘડી પણ નિત્યપ્રતિ વાંચવા–સંભળાવવાનો લાભ મળે તેમ કરજોજ કરજો. કેમકે એ કથાઓ આપણા મહાન પૂર્વજો, અવતારો અને પ્રાતઃસ્મરણીય વીરવીરાંગનાઓને લગતી છે; અને આપણા હૃદયને જ્ઞાન–ચારિત્રના રંગમાં રમાડીને નિર્મળ તથા પવિત્ર બનાવનારી છે. આવી ઉત્તમ કથાઓમાં વર્ણવાયલાં ઉત્તમ જ્ઞાનચારિત્રની કદર, ઇચ્છા અને પ્રીતિ કરવાની જરૂર પ્રત્યેક શ્રોતા અને વક્તાને પોતાન

પંડ માટે પણ થોડીઘણી જણાશે જ. કોઈ પણ માનવ એવું તો ન જ માની રાખે કે, અમારા જેવાથી તે કાંઇ એ કથાઓમાં વર્ણવેલા પાત્ર જેવા થવાય ? અહીં તો એ વિષે લખવું પણ કેટલું ? ટૂંકામાં એજ કે, જે પણ માનવો સાચા મનથી જેવું પણ થવા કે મેળવવા ધારે, જેવું પણ વિચારે, જેવું પણ પ્રાર્થે, તેવું તેઓ પણ જરૂર જ પામી શકે છે અને તેવાં બની શકે છે. માટે હે પુરુષ રામ ! હે સીતામૈયાનાં વારસ સ્ત્રી–માતા ! હે ઋષિમુનિઓનાં શુભ સંતાન ! તમારા પૂર્વજોના ગુણ ગાવા–સાંભળવામાં જરા બની તો જુઓ ગુલ્તાન ! હે બહેન અને ભાઇ ! જરા સાંધી તો જુઓ એ આપણા સમર્થ પૂર્વજો સાથેની સાચી સગાઇ ! આર્યત્વ અને હિંદુત્વનાં મુકુટમણિ અને ઋષિમુનિનાં પણ હૃદય હરી લેનાર એવા તેમના ગુણચારિત્રના ઉત્તમ વારસાને મેળવવા તરફ જો તમારું કાંઈ પણ ધ્યાન હોય; તમારા પૂર્વજો પ્રત્યે કાંઇ પણ માન હોય; પોતાને અને પોતાના ઘર, કુટુંબ ઇત્યાદિને ઉન્નત કરવા–કરાવવા તરફ કાંઈ પણ તાન હોય; સાચી ઉન્નતિ અને સાચા સુખનું કાંઇ પણ ભાન હોય; તો તો જરૂર તમે આ મહાભારત અને રામાયણરૂપી રત્નખાણમાંથી તે સત્ય–સુખપ્રદ વારસાને શોધજો–સાધજો અને–માણજો–મણાવજો. શ્રીમહાભારત અને રામાયણ વાંચી–વંચાવીને, ગાઇ–ગવરાવીને અને સાંભળી–સંભળાવીને તમારાં રોમેરોમમાં–અણુએ અણુમાં સાચું આર્યત્વ–હિંદુત્વ–જાગી ઊઠે અને તે ઘરનાં તેમજ બહારનાં માનવોમાં રેલાય; વાણીવર્તનમાં વર્તાય તથા ગરીબમાં ગરીબ અભણોમાં પણ તે ફેલાય, તેમ કરજો જ કરજો. આ મેલાઘેલા ભિક્ષુની તમારા પ્રત્યે એ જ મુખ્ય ભિક્ષા છે. ભારતવાસી કહેવાયા છતાં તમે શું એક યાચક–ભિક્ષાર્થી–ને પાછો વાળશો ? ટુકડામાંથી પણ ટુકડો આપ્યા વિના એક ભિક્ષુને પાછો કાઢવાથી તો તે તમારું–ગૃહસ્થાશ્રમીનું–એકઠું કરી રાખેલું પુણ્ય પોતાની સાથે લેતો જાય છે, એ તો ખબર જ હશે; પણ ધીરજ રાખજો. આ ભિક્ષુ કાંઈ ગાંડા ગુરુનો ચેલો નથી કે અનંત ઐશ્વર્યના સાગર શ્રીહરિએ સર્વ કોઈ માટે તથા સદાકાળ માટે ખુલ્લું રાખી મૂકેલું દિવ્ય સંપત્તિનું સુલભ સદાવ્રત મેળવવાનું મૂકી દઇને તમારા દૂબળાપાતળા પુણ્યને લઇ જાય ! એ તો ઉપલી ભિક્ષા તમો પ્રત્યે એટલા જ માટે યાચે છે, કે જેથી તમને પોતાને પણ એ અખૂટ અને સર્વોપરી ખજાનો જ્ઞાત થાય, મેળવવાનો યત્ન સેવાય અને પ્રાપ્ત પણ થાય. વળી એટલું જ નહિ પણ અત્યારે તમે સુખને નામે દુઃખને જ જે અધિકાધિક ઇચ્છી તથા સેવી રહ્યા હો; તે તમારી ભૂલ એવી તો ભાંગી જાય કે, જેથી સાચું સુખ શું છે અને ક્યાં છે, તે પણ તમને સત્વર સમજાય; અને દુઃખમાત્રની આત્યંતિકી નિવૃત્તિપૂર્વક પરમ સચ્ચિદાનંદમય અક્ષરધામની–મોક્ષપદની સદાસર્વદા માટે પ્રાપ્તિ થાય.

પણ ભિક્ષુ તો ખોબામાં માગે–ઝોળીમાં માગે–પાત્રમાં માગે ! બતાવ તે તારી પાસે છે ?

સજ્જન મિત્ર ! જરૂર જાણજો કે, તમારા પોતામાં અને સર્વ કોઈમાં જે હૃદય છે, તે જ આ ભિક્ષુની ઝોળીઓ છે–પાત્રો છે–ખોબા છે. કેમ ? હવે તો તેમાં કાંઇ સારું સારું ચપટી–મૂઠી નાખવાની મહેરબાની કરશો ને ? જગદીશ્વર તમને જ્યારે રોજ રોજ સાઠ સાઠ ઘડી જેટલી અમૂલ્ય બક્ષિસ આપે જાય છે; તેના નોકર સૂર્ય, ચંદ્ર, પ્રકાશ ઇત્યાદિ તરફથી પણ તમને પ્રાણતત્ત્વની, અન્નપક્વાન્નની, અને જળ, વાયુ વગેરેની અસાધારણ પ્રમાણમાં રોજ રોજ મદદ મળ્યે જાય છે; તો શું એ સાઠ ઘડીમાંથી રૂપિયે આની–અધી આની જેટલો બે–ચાર ઘડી સમય, પણ આ યાચકની તમારે ત્યાં મૂકી રાખેલી ઝોળીઓમાં જ્ઞાનચારિત્રામૃત સિંચવા ખાતે નહિ આપી શકો ? અમારા અત્યારના જાણીતા દેશસેવકો તો–ઈશ્વરે જેમને માત્ર નિમિત્તભૂત જ બનાવી રાખેલા છે, એવા બાહ્યશત્રુઓ તરફ અને બાહ્યધનની જ તરફ ભાળી રહ્યા છે. આંતરશત્રુઓ તરફ, આંતરિક વ્યાધિઓ તરફ અને તે સર્વનાં મૂળ બીજરૂપ એવા અજ્ઞાન તથા વિપરીત

જ્ઞાન સુધી તો તેમની બુદ્ધિ પહોંચી વળે અને આચરણમાં ઊતરે ત્યારની વાત ત્યારે! બીજું ગમે તેમ હોય, પણ એવા આગેવાનો અને ધર્મગુરુઓનાં હૃદયમાંથી સ્વાર્થકુશળતા અને ઉપલક યોગ્યતાઓ તથા યોજનાઓ ધણાયનમઃ જ થાય; અને તેને ઠેકાણે આંતરિક શત્રુને સંહારવાવાળાં સાચેસાચાં જ ક્ષાત્રબળ અને બ્રહ્મબળનાં તેજસ્-ઓજસ્ સત્વર જાગી ઊઠે તો જ દહાડો વળે. 'મોટાભા' પણાનાં મિથ્યાભિમાન દેશને દબાવતાં-ભમાવતાં-અટકીને હવે તો જ્ઞાન-ચારિત્રના ઊંડા મહાસાગરમાં ડૂબી મરે તો જ સારું થાય. પ્રભુ હવે એવી તેવી પણ આશા-ઉમેદ આપી જ રહ્યા છે. કેમકે ઈશ્વરી કૃપાના કોમળ અંકુર સમાન રામલક્ષ્મણ જેવા બાળક લાલોના અને વ્યાસ વસિષ્ઠ-નારદ-વિશ્વામિત્ર અને શુક-જનક જેવા ભાવિ ઉપકારક ગૃહી-ત્યાગીઓના ચળકતા ચહેરાઓ હવે ઊગતા-ખીલતા હોય એવું પણ કોઇ કોઈ સ્થળે દેખાય છે જ. પ્રભુ કરે ને વર્તમાન સમાજ સેવકો પણ પ્રથમ પોતાને પરમાત્મદર્શી બનાવે, કે જે મૂળભૂત યોગ્યતા આવે તો જ તેઓમાં દેશદશાના જડમૂળ સુધી અને આબાદ ઉપાયો સુધી પહોંચી જવાનું સાચું બળ આવી શકે તેમ છે.

વાંચનાર પ્રત્યે પુનઃ પણ એ જ કહેવાનું કે, તમે પણ તમારી આસપાસનાં બાળક, સ્ત્રી, વૃદ્ધ, અભણ વગેરેને મહાભારત અને રામાયણ જેવા ધર્મગ્રંથો રોજ રોજ થોડે થોડે પણ બનતા પ્રકારે વાંચી સંભળાવશો, તો તેમનામાં ધર્મનીતિના ઉચ્ચ સંસ્કારો પડવા સાથે તમારું પોતાનું પણ ઘણું ઘણું ભલું થશે; અને કોઇ વાર પવિત્ર પ્રેરણારૂપી વીજળી ઝબૂકતાં નજરોનજર પણ તે પુણ્યનો ઢગલો જોઇને તમે આશ્ચર્ય પામશો.

પણ ભાઇ! કદાચ એટલું પણ કરવું ન બને કે ન રુચે, તો આમાંનાં ચિત્રો અને તેની નીચેની થોડી થોડી લીટીઓ તો જરૂર બૈરાંછોકરાં વગેરેને બતાવજો સંભળાવજો; અને તે ઉપરથી માણસે શું બોધ લેવો ઘટે, શું કરવું ઘટે, શું ન કરવું ઘટે, તે વગેરે પણ સમજાવવા તસ્દી લેજો. શું આ ભિક્ષુને આવા પ્રકારની-સાઠ ઘડીમાંથી છેવટ ઘડી બે ઘડીની-પચીસમા ભાગની પણ ભિક્ષા નહિ આપો? પ્રભુ તમારું કલ્યાણ કરો!

હે વાંચનાર ભાઇબહેનો! ઉપલી બાબતમાં એટલું જરાતરા તો શું, પણ જો તમે ધારી-આદરી બેસો તો તો તમે એટલું બધું કરી શકો-આપી શકો-કે જેથી શ્રીહરિનું સર્વસ્વ તેના બદલામાં પામી શકો; અને સાક્ષાત શ્રીહરિના જમણા હાથ જેવા પરોપકારી પણ બની શકો એમાં સંશય નથી. માટે 'અમારાથી શું બને' એવું જરા પણ ધારતા નહિ. જુઓ, જરા કાન દઇને સાંભળો. તે પરમપિતા અને જગદંબા મૈયા વદી રહ્યાં છે કેઃ-"હે ભારતમૈયાનાં પુત્રપુત્રીઓ! તમારી સહાય માટે અમે સદાકાળ તમારી પૂંઠે એકપગે ખડાં છીએ. અમોએ તમારે માટે અને સર્વ કોઇને માટે સર્વ પ્રકારનાં ઐશ્વર્યનાં અને સંપૂર્ણ જ્ઞાન-ચારિત્ર્યનાં સદાવ્રત સદાને માટે ખુલ્લાં રાખ્યાં છે. દુઃખ જ એ છે કે, અમો પાસે આટઆટલી અખૂટ સંપત્તિ છતાં પણ તેના ઇચ્છુક-યાચક તો હજારો-લાખોમાં માત્ર કોઈક જ હોય છે! માટે અમારું માનો તો હજી પણ જાગો,-ઊઠો, અને તમારાં અમો તરફનાં બારીબારણાંને-અમારી છેક નજીકમાં આવેલાં તમારાં હૃદયદ્વારોને-તરત જ સાફસૂતરાં અને ખુલ્લાં કરી નાખો! તમે અત્યાર સુધી વગર-સમજ્યે એ દ્વાર નાહકનાં વાસી રાખ્યાં છે; તે જો હવે પણ તમે કંઇક સમજુ થયા હો તો તરત જ ચારે તરફથી ખોલી નાખો; કે જેથી અમારા જ્ઞાનચારિત્ર્યરૂપી પ્રકાશને તમે સારી પેઠે પામી શકો; અંધકારને લીધે ઘૂસી ગયેલાં ચામાચીડિયાં, દીદીમંકોડી, સાપવીંછી ઇત્યાદિ આપો-આપ જ ભાગી જાય; આંતરિક આરોગ્યની પવિત્રતા વધતી જાય અને અમારો સાક્ષાત્કાર સાચી સચ્ચિદાનંદમય બનાય! હે બંધુ અને બહેન! જો આ સર્વ સમજવા-આચરવા જેટલું જોર તમને તમારામાં ન દેખાતું હોય, તો પછી અંદર અંધારામાં રહીને પણ જરા અમો તરફ

ચિત્ત તો ફેરવો! અને જરા સાચા ભાવથી તો પોકારો! એટલે એટલું કળ–બળ તો તમારાં હૃદયકપાટ બંધ છતાં પણ અમે મોકલી આપીશું, કે જેથી કરીને તમે તમારાં બારણાં ઝટ ખોલી શકો; અંધકાર વગેરેને ભગાડી શકો તથા પરમ સત્યનો પ્રકાશ પામી અમારાં પણ દર્શન મેળવી શકો! માટે જરા અમો તરફ સાચા મનથી વળી જુઓ અને પછી જોઈ લો કે તમારે માટે અમારી પાસે કેવું કેવું અને કેટકેટલું અખૂટ ઐશ્વર્ય ભરેલું છે! તમે આ પણ સાંભળ્યું જ હશે કે, ખુદા મહેરબાન તો બંદા પહેલવાન! અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એમાંનું જે કાંઈ પૂર્ણ વિશ્વાસથી અને હક્કદાવાપૂર્વક તથા અનન્યભાવથી અમારી પાસે જે કોઈ યાચે છે; તે સર્વ કાંઈ અવશ્યમેવ મેળવી શકે તેમ છે. જુઓ, ગીતામાં હું દુઃખીજનોને તથા દુનિયાઈ પદાર્થના પ્રેમીઓને પણ–જો તેઓ મારાજ યાચક બની રહે તો–મારા ભક્તમાં જ ગણું છું. શું તમારી પાસે તીવ્ર ઇચ્છા પણ નથી? જો ના હોય તો તે પણ માગી લો ને! તે પણ મળશે જ!! માટે ભાઈ મારા! આવું પણ સમજી જાણો, માગી જાણો અને મેળવી જાણો!"

પરંતુ સાચા જિજ્ઞાસુ–મોક્ષાર્થીને માટે મહાન ઋષિમુનિઓ નીચેની પણ એક ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત સૂચવી ગયા છે કેઃ—

अभिमानं सुरापानं गौरवं घोर रौरवं। प्रतिष्ठा सुकरी विष्ठा त्रिणीं त्यक्त्वा सुखी भवेत् ॥

અર્થાત્ મોક્ષજિજ્ઞાસુએ તો હું આવો છું, તેવો છું, અમુક છું, તમુક છું, એવા અભિમાનને મદિરાપાન જ સમજવું; ગૌરવને ઘોર રૌરવ નરક સમજવું; અને લોકપ્રતિષ્ઠા–લોકકીર્તિને શ્વાનવિષ્ઠા સમજવી. આ પ્રમાણે એ ત્રણે લૌકિક પદાર્થોને પ્રભુના માર્ગમાં અંતરાય નાખનારા સમજીને માનવ જ્યારે એનો ત્યાગ કરે છે; ત્યારે જ તે સાચું જ્ઞાન, શ્રેષ્ઠ બળ અને અટલ–અનુપમ સુખ પ્રાપ્ત કરી શકે છે. હા, આ જગતમાં એવા પરમ સત્યના પ્રેમી તથા અનાત્મ વસ્તુસ્થિતિના વિરક્ત માનવ તો હજારો લાખોમાં કોઈક જ હોય છે; અને એવું હોવાથી જ સાચા સંતોએ સામાન્ય જનવર્ગને 'દીવાની દુનિયા' કહી છે દીવાનાપણું એનું નામ કે, કંઈકનું કંઈક ભાસે, કંઈકનું કંઈક બોલે. આમ હોવાથી જ લાખો–કરોડો માનવો ગમે તેટલી સ્તુતિ કે નિંદા કરે, તો પણ ઘણેભાગે તે સાચી માહિતી અને સમજણ વિનાનું તથા મોટે ભાગે ફોનોગ્રાફની જડ થાળીઓના શબ્દો જેવું જ હોવાથી તેને વજન આપીને તેનો ઉત્તર આપવા જેવું, કે હર્ષ–શોક કરવા જેવું હોતું નથી.

એક સંત પુરુષ ઠીક જ કહી ગયા છે કેઃ—

નારાયણ તું કર્મ કર, કહા કરેગે કૂડ; સ્તુતિ નિંદા જગત કી, દોનોં કે સિર ધૂડ.

ઋષિમુનિઓના ગ્રંથોમાં તેમનો જે સીધો અને આડકતરો ઉપદેશ સમાયલો છે; તથા અનેકાનેક ઋષિ, મુનિ, રાજર્ષિ, ભક્ત અને વીરાત્માઓનાં જે ચરિત્ર અપાયલાં છે; તેને માટે આટલું તો જરૂર વાંચનાર–સાંભળનારના ધ્યાનમાં રહે કે, એમાં લોકોને હરામના રોટલા ખાવાવાળા ગંજેરી–ભંજેરી કે પાનતમાકુ ખાઈ, પટિયાં પાડનાવાળા, બાવા બનાવવાનો જરા પણ હેતુ નથી. હેતુ માત્ર એ જ છે કે, ચાર વર્ણ કે ચાર આશ્રમ પૈકી જેને જે પણ માફક હોય, પ્રાપ્ત હોય, કે બનવું હોય; તે માત્ર ઉપરઉપરથી નહિ બનતાં જેવો બહાર તેવો જ અંદર અને અંદર તેવો જ બહાર બનીને રહે. વધુ ન બને તો એકાદ પગથિયું તો તે જરૂર ચઢે. અર્થાત્ પામર કોટીનો–એટલે કે ધર્મનીતિ વગરનો–હોય તો વિષયી કોટીનો, એટલે કે ધર્મ અને નીતિપૂર્વક મેળવવા–ભોગવવાવાળો બને; વિષયી હોય તો વારંવાર જન્મમરણ અને સંયોગવિયોગ વગેરેનાં દુઃખ જેથી સદાને માટે દૂર થઈ જઈ પરમ સચ્ચિદાનંદપદની પ્રાપ્તિ થાય એવા મોક્ષપદનો જિજ્ઞાસુ (મોક્ષેચ્છુ) બને; અને મોક્ષેચ્છુ હોય તો જીવન્મુક્ત, એટલે કે પ્રાણીમાત્રનો સર્વોપરી સેવક બને,

રામાયણ અને મહાભારતની વિશેષતા જ એ છે કે, પ્રત્યેક વર્ણ, પ્રત્યેક આશ્રમ અને પ્રત્યેક કક્ષાવાળા માનવની નિષ્ઠા અને કર્મ કેવા હોય છે તથા તેના કેવા પરિણામ આવે છે, ઉન્નતિ-પરાયણ માનવો કેવા ઉત્તમ લાભ મેળવે છે અને કનિષ્ઠ કોટીના માનવો કેવી દુર્દશા પામે છે, નીતિ એટલે શુ અને અનીતિ એટલે શુ, ધર્મ એટલે શુ અને અધર્મ એટલે શુ, કરવા જેવુ શુ અને ન કરવા જેવુ શુ, પ્રાપ્ત કરવા જેવુ શુ અને તજવા જેવુ શુ, બધ એટલે શુ અને મોક્ષ એટલે શુ, સદ્ગુણ એટલે શુ અને દુર્ગુણ એટલે શુ, એવી એવી સર્વ બાબતોના ચિત્ર એમા આવે છે, અને તે પણ માત્ર ઉપદેશવાકયોથી નહિ, પરતુ તે તે પ્રકારના થઈ ગયેલા માનવોના જીવતા જાગતા શબ્દચિત્રોરૂપે એમા મહર્ષિઓએ એવા તો સરસ ચીતરી બતાવ્યા છે, કે જેથી શ્રોતાવક્તાઓ ઉપર તેની આબાદ અસર થાય અને તેઓ અધોગતિના માર્ગ છોડી દઇ સત્ય ઉન્નતિ તરફ વળે.

જેમકે એક ઉત્તમોત્તમ કુટુબ કેવુ હોઈ શકે? પિતા અને માતા, પતિ અને પત્ની, ભાઇ અને ભોજાઈ, ગુરુ અને સેવક, ઇત્યાદિ પાત્રો ગૃહસ્થાશ્રમમા કેવા ઉત્તમ હોવા શકય અને આવશ્યક છે? તે વિષે તે તે પ્રત્યેક પાત્રના ઉત્તમોત્તમ શબ્દચિત્ર શ્રીમહાભારત અને રામકથા દ્વારા અપાયેલા છે

હે વાચનાર બધુ! આવા મહત્ત્વના ગ્રથ વાચવા–સાભળવાની ઇચ્છા કોને ન થાય? પરતુ દેશની દશા અત્યારે એવી થઈ પડી છે કે, ઇચ્છા ગમે તેટલી હોય પણ ખર્ચની સગવડ હોય નહિ એવા પણ અનેકાનેક સજ્જનો હોય છે, અને એવુ હોવાથી ઉદારાત્માઓ માટે તો એ પણ પરોપકાર કરવાની એક ઘણી જ સરસ તક છે માટે જે પણ સજ્જનોના હૃદયમા આવા ઉત્તમ ધર્મગ્રથોને દાન, ભેટ કે લહાણી તરીકે આપવા–અપાવવાની અને પોતાની લક્ષ્મી તેમજ બુદ્ધિને સફળ કરવાની હોંશ પ્રગટે, જે પણ સજ્જનોને ધન મેળવવામા વ્હેલા અનેક પાપ અને નર્કને ધોતા રહેવાની કાંઈ પણ અક્કલ રહેલી હોય અને જેમના મનમા ધન, ધામ ઇત્યાદિ જ્યાનુ ત્યા પડયુ મૂકીને માત્ર પ્રપચની જ પોટલી સહિત નરકધામમા સિધાવી જવાને બદલે દાનપુણ્યની પોટલીઓ અગાઉથી જ મોકલી આપવાની, અને પછી જયારે પણ શરીરમાથી નીકળવુ પડે ત્યારે સુખપૂર્વક અને સીધેસીધુ સ્વર્ગધામમા જ જઇ વસાય એવી ગોઠવણ અત્યારથી જ કરી રાખવી હોય, એવા બુદ્ધિમાનોને જ માટે આ સલાહ–સૂચના સમજવી જેઓ ‘ મુખમે રામ બગલમે છુરી ’ એના જેવા સેતાનના સરદાર હોય, જેઓ ધોળે દિવસે ધન લૂટી રહ્યા હોય, જેઓ પરદેશી લૂટારાઓને દલાલી, નોકરી, વેપાર, વગેરેરૂપે મદદ કરી રહ્યા હોય, તેઓ તો જ્યા સુધી એક વાર નરકધામમા પહોચી જઇને દીર્ઘકાળ સુધી ધગધગતી અગ્નિજવાળામા શેકાયા કરવાનો લાભ (!) અનુભવે નહિ, ત્યા સુધી સાક્ષાત્ બ્રહ્માનુ પણ સાભળે તેમ નથી, પછી આ લખનાર જેવા અવગુણસાગરનુ તો સાભળે જ કોણ? આપણા નિર્ધન દેશમા અત્યારે ગમે તેટલા દુ ખદારિદ્ર વરસી રહ્યા હોય અને પરોપકારની ગમે તેટલી ઉત્તમ તકો પડેલી હોય, છતા પણ જેઓને તે તકોનો લાભ લેવાની વૃત્તિ જ ન ઉદ્ભવતી હોય, તેમને માટે તો એ જ કહી શકાય કે ભગવાન તેમના ઉપર દયા કરે!

પ્રિય વાચનાર! સભવ છે કે, તુ પોતે પણ નિર્ધન હોય પરતુ એથી ધનદાન ન કરી શકે તો સમયદાન તો કરી શકે ખરો ને? માટે એ રસ્તે પણ આ ગ્રથો અભણ તેમજ ભણેલા મજૂરો, ખેડૂતો, અત્યજો અને બાળકોને તથા યુવકો અને વૃદ્ધોને વાચી સભળાવવાનો માર્ગ તારે માટે તો બહુ જ સરસ છે કેમકે આ પ્રકારનુ કાર્ય તો સેકડો–હજારો ને લાખોના દાનથી પણ વધારે મહત્ત્વનુ છે. વળી એથી તો તારે માટે એક પથ ને દો કાજ જેવુ થશે એક તો એથી કરીને બીજાઓના હૃદયોમા ઉત્તમ સસ્કારો રોપવા–સિંચવાનુ શ્રેય મળે છે, અને બીજુ

એ કે, એમ કરનારનું પોતાનું હૃદય તો વળી શ્રોતાઓ કરતાં પણ વધારે સંસ્કારી અને પવિત્ર બનતું ચાલે છે. હા, એ કામ નિષ્કામભાવથી બજાવવું જોઈએ, એટલું તો ખરું જ.

ધનધામનાં લોભલાલચ, માનવહૃદયને પાપપ્રપંચમાં પણ એવાં ડુબાવી દે છે; ધર્મનીતિથી એવાં તો ભ્રષ્ટ કરી મૂકે છે; કે તેમનાં હૃદયમાં સાચી લાગણી, સાચી દયા, સાચી સત્યની ભૂખ, સાચું સત્યપાલન, સાચી સરળતા કે પોતાની ઓછપને કબૂલ કરવા જેટલું હૃદયબળ તેનામાં રહેવા જ પામતું નથી. વળી તે અવગુણોને સદ્‌ગુણ માનીને એવા જ મિત્રો અને નોકરો શોધી લે છે, કે જેથી કરીને તે મોટરે ચઢીને કે પાપરૂપી ભારે પૈડા તળે ચગદાઈ પિસાઈને સીધેસીધો રૌરવ નરકમાં જ સિધાવી જાય! અલબત્ત, પામરો પણ કાંઈ એટલા બધા નીચ હોતા નથી. હિંદભૂમિમાં અવતરવાને લીધે પણ મરણ અને નરકના ભાવિ ભય કોઈકોઈ વાર તેમને પણ સતાવી જાય; એટલી યોગ્યતા તો ઘણાખરા પામરોમાં પણ રહેલી જ હોય છે અને તેથી કરીને તેમને પણ જો કોઈ છાપરે ચઢાવનાર નામ કોતરાવનાર કે મોટાભા બનાવનાર વગેરે મળી જાય; તો તો વળી થોડુંઘણું ધન પણ આપે જ આપે! જેઓ આવી રીતે લોકકીર્તિ માટે પણ થોડુંઘણું ખર્ચી શકે છે; તેમનું હૃદય પણ પૂરું નહિ તો અધુંપધું પણ જો વિષયી કોટીનું હોય;. અને આનીઓઆની જેટલું પણ જિજ્ઞાસુ કોટીનું હોય; તો તો તેવાઓને પણ ઋષિમુનિઓનાં ઉત્તમોત્તમ જીવનકથન પસંદ પડયા વિના રહેતાં જ નથી. વળી કેટલાકોને તો તે એટલાં બધા ગમી જાય છે કે, જેથી કરીને તેમનું જીવન દિવસાનુદિવસ ફેરવાતું ચાલીને પરમ ઉન્નત પણ બની રહે છે!

ઉપલી સમજણથી જ આ સંસ્થા દ્વારા મુખ્યત્વે ધર્મનીતિના ગ્રંથો નીકળે છે અને ઉપર જે બે કાવ્ય-વચન ટાંકેલાં છે, તે પણ એવા જ સજ્જનો માટે છે. માટે તે ઉપરથી કોઈએ એમ ન સમજવું કે, પોતાની પ્રતિષ્ઠા–ગૌરવ–નામના–કે કીર્તિને ખાતર પણ જેઓ દાનપુણ્ય–લોકસેવા–રાષ્ટ્રસેવા ઈત્યાદિ કરતા હોય, તેમનો વિરોધ કે હલકાઈ કરવાનો અહીં જરા પણ ઉદ્દેશ છે. ઉદ્દેશ જો કાંઈ પણ હોય તો તે એ જ છે કે, તેઓ જે કાંઈ રૂડું કરતા હોય તે વધારે સમજણથી, વધારે કાળજીથી અને વધારે આવડતથી વિચારે તથા આચરે; અને જેઓ ભારતવાસીઓ પર જામી ગયેલાં દુઃખનાં અનેકવિધ ઝાડ–કે જેની ઉપર પત્ર, પુષ્પ અને ફળ પણ ફાલી રહ્યાં છે; તેને જ–ઉપરઉપરનાં અનિષ્ટોને જ–માત્ર ચૂંટી નાખવા પાછળ મંડી પડ્યા હોય; તેઓ તે જ મહેનતનો અને તે જ ઉચ્ચ વૃત્તિનો ઉપયોગ તે વૃક્ષોનાં જડમૂળને જ ખોદી કાઢવા પાછળ કરે!

असंगशस्त्रेण दृढेन छित्वा!

કોઈ એમ કહે કે, રામાયણ અને મહાભારત ઇત્યાદિ મહાન ગ્રંથો દેશમાં વિદ્યમાન હોવા છતાં પણ ભારતવાસીઓની દુર્દશા કેમ શરૂ થઈ અને અત્યાર સુધી કેમ ટકી રહી છે? ઉત્તર સ્પષ્ટ જ છે કે, એવા ગ્રંથોમાં દર્શાવેલા અનુભવસિદ્ધ આચારવિચાર (જ્ઞાન–ચારિત્ર્ય) ઘટતા ચાલવાનું જ એ પરિણામ છે. ઘરમાં પુષ્કળ ખજાનો હોવા છતાં પણ, તેનાથી અજ્ઞાત મનુષ્ય "અન્ન, અન્ન" કરતો મરી જાય; અથવા તો તે ખજાનાનો દુરુપયોગ કરીને કોઈ એ કરતાં પણ બૂરે મોતે મરે; તો તેમાં પણ એ ખજાનાનો દોષ તો ન જ કહી શકાય; એવું જ આર્યગ્રંથો વિષે પણ સમજવું. પરંતુ તેની સાથે આ વાત પણ ભૂલવાની નથી કે, ઘટી ઘટીને પણ એ જ્ઞાનચારિત્ર્ય જેટલા પ્રમાણમાં કાયમ રહી શકયાં છે; તે પણ એ મહાન આર્યગ્રંથોનો અને પૂર્વજોનો જ પ્રતાપ છે. એમના પ્રતાપે જ ભારતવર્ષ ભારતવર્ષ તરીકે અને હિંદુજાતિ હિંદુ તરીકે અત્યાર સુધી હયાતી ધરાવી શકયાં છે; અને નહિ તો અન્ય અનેક પ્રાચીન પ્રજાઓની પેઠે હિંદુજાતિ પણ નામશૂન્ય બનીને આજે મુસલમાન કે ખ્રિસ્તીપદને જ શોભાવતી હોત!

અફસોસની વાત છે કે, અન્ય કેટલીક ઉપકારક બાબતોની પેઠે રામાયણ, મહાભ.

ઓખાહરણ વગેરેની કથાઓ પણ અનેક પ્રકારના લલિત રાગોમાં ગવાતી સાંભળવાનું ભારતવાસીઓમાં ઓછું થતું ચાલે છે અને તેથી તેવી કથાઓ લલકારીને ગાઈ સંભળાવનારા સુયોગ્ય ઉત્સાહી વ્યાસદેવતાઓ પણ ઘટતા જ ચાલે છે.

એ જ પ્રમાણે આપણા પ્રાતઃસ્મરણીય સંતમહાત્મા અને કવિવરોનાં રચેલાં અનેક પ્રકારનાં જ્ઞાનચારિત્ર્યવર્ધક આખ્યાન, ભજન, ધોળ, ગરબી, ગરબા, રેખતા ઇત્યાદિને પણ અસરકારક રીતે ગાઇ સંભળાવનારી વ્યક્તિઓ તથા ભજનમંડળીઓ દિવસાનુદિવસ ઘટતી જ ચાલે છે; અને જે જાય છે તેની જગ્યા મોટે ભાગે ખાલી જ રહે છે.

જંબુસર તાલુકાના સારોદ ગામમાં આજથી ૭૫-૧૦૦ વર્ષ પર એક કદાવર અને બળવાન બાંધાવાળા ભટ્ટજી હતા. તેઓ ઓખાહરણની કથા, પગે ઘૂઘરા અને કેડે નરઘાં બાંધીને તેના લલિત રાગોમાં એવી તો સરસ રીતે ગાતા, કે શ્રોતાઓ ચિત્રવત્ બની રહેતા અને તેમનાં હૃદય આનંદ તથા ઉત્સાહથી ઊછળી રહેતાં.

એજ ગામમાં વહોરા પટેલોમાં "સુલેમાન ભગત" તો હમણાં જ થઈ ગયા. આ લખનારને નાનપણથી અનેક વ્યાસોના મુખથી કથાવાર્તાઓ શ્રવણ કરવાનું સૌભાગ્ય મળ્યા કરેલું; પણ એજ ઓખાહરણ કે ગિરધરકૃત રામાયણ જ્યારે સુલેમાન ભગત એક હાથમાં તંબૂરો અને બીજા હાથમાં મંજીરા લઇને તથા એક તરફ નરઘાં વગાડનારને અને બીજી તરફ સારંગીવાળા ભરથરીને સાથે બેસાડીને પોતાના પહાડી રાગથી ગાતા, ત્યારે તો હદ જ વળતી! એ લેહ, એ હલક, એ જોશ અને એ અસર અજબ જ હતી. ભગત પોતે પણ તે ગાતા ગાતા આમતેમ ડોલ્યા કરે અને શ્રોતાઓ પણ ડોલ્યા કરે! હિંદુઓનાં ઘર અને દેવમંદિરમાં તો એમનાં કથા-કીર્તન થતાં જ; પરંતુ મુસલમાન કોમથી વસેલા મહોલ્લામાં અને એજ કોમના એક પટેલના મોટા મેડા ઉપર પણ એ ભગતની ઓખાહરણ વગેરેની કથા એવી જ છટાથી ચાલતી અને ત્યાં પ્રાયઃ એજ કોમના શ્રોતા એટલા બધા એકઠા થતા કે પગ મૂકવાની પણ જગ્યા રહે નહિ!

એજ ગામમાં ભંગીની કોમમાં 'લાજીઓ' કરીને એક ઊંચો પડછંદ અને મજબૂત બાંધાનો વૃદ્ધ હતો. એ માણસ રાત્રે જ્યારે વાર્તા માંડતો, ત્યારે વચમાં વારંવાર જોસમાં આવીને ઊભો થઇ જાય, અને જાણે તે પોતેજ તે વાર્તાનું કોઇ એક અસામાન્ય પાત્ર હોય એવો જ સુદિલમ શ્રોતાઓને પણ ભાસ થઇ આવી તેઓનાં હૃદય રસથી તરબોળ બની જાય!

દશેક વર્ષ પર અમદાવાદમાં સાધુચરિત ગણેશ ગોપાળ પંડિતના મકાન પાસે સસ્તા સાહિત્યનું કાર્યાલય હતું, ત્યારે તેમને ત્યાં કોઇ આધેડ વયના બારોટ ઊતરેલા. એક રાત્રે કાર્યાલયમાં આવીને તેમણે બેત્રણ કલાક સુધી એક વાર્તા સંભળાવી હતી. શી વર્ણનશક્તિ અને શી રસ જમાવવાની ખૂબી! વાર્તામાં વચ્ચે પ્રસંગ આવતાં એક વાર તેમણે એક હોકારો કરેલો, તે તો જિંદગી સુધી ભુલાય તેમ નથી. 'આભના ગાભ છૂટે' એવી ઉપમા કવિજનો આવા ભટ્ટ-ચારણાદિ કથાવાર્તા કહેનારાઓના હોકારાને આપે એમાં જરા પણ નવાઇ નથી.

એજ પ્રમાણે ભીમની વાત કહેતી વખતે ભીમના ભાવમાં આવી જાય; સહદેવની વાત કરતાં સહદેવ જેવાજ જણાઇ રહે; અર્જુનની વાત આવતાં અર્જુનનો જ ભાસ કરાવે; ધર્મરાજાનો પ્રસંગ આવતાં ધર્મમૂર્તિ જ બની રહે; અને હનુમાન, રાવણ, કુંભકર્ણ, લક્ષ્મણ, શબરી વગેરેના પ્રસંગ ચાલતાં તેવા તેવા પણ ભાવ દર્શાવવામાં કમાલ કરે; તેમજ રોજ રોજ નવી નવી અસરકાર વાર્તાઓથી ધર્મનીતિનો બોધ પણ એવો સરસ આપે, તથા સાથે સાથે હસાવે પણ એટલા બધા કે કહેવાની વાતજ નહિ! એવા-એવા અનેકવિધ ખૂબીઓવાળા વ્યાસદેવતાઓની

કથાઓ સાંભળવાની જે મઝા પૂર્વાશ્રમમાં છેવટ સુધી મળેલી, તે ભૂલી ભુલાય એવી નથી. પણ હવે તો એ વાતો ૪૦–૪૫ વર્ષ જેટલી જૂની થઈ ગઈ!

પરંતુ ઈશ્વરકૃપાથી હજી પણ, બહુ નહિ તો કોઈ કોઈ પણ એવા અસામાન્ય વાર્તાકારો, કથાકારો, કીર્તનકારો વગેરે હયાત હશેજ; અને તેઓ છે ત્યાં સુધી જ તેમના હુન્નરને ઉત્તેજી અનેક વ્યક્તિઓમાં પ્રચલિત કરીને મરતો અટકાવવાની તક છે. એવી પ્રત્યેક વ્યક્તિ ભારતનું મોંઘું ધન છે. દેશનું ઘણું યે ગયું તેમ એ ધન પણ જતું રહેશે, તો ફરી તેને ઉપજાવવું મુશ્કેલ છે. આવા બાહોશ કથાકારો, કીર્તનકારો, વાર્તાકારો, પુરાણીઓ, ભાટચારણો, ભગતો, વ્યાસદેવો, ધરણારી બાવાઓ, ભરથરીઓ, કાપડીઓ, વગેરેનો પણ દિવસાનુદિવસ ઘટાડો જ થતો ચાલે છે; અને જે જે હોંશિયાર માણસો જાય છે તેમનું સ્થાન ખાલી જ રહે છે. અનેક પ્રયત્નો વડે જામેલી અને સેંકડો-હજારો વર્ષ સુધી ઉપકારક થતી આવીને હિંદુજાતિને જડમૂળથી ઊખડી જતી અટકાવી શકનારી હિંદુસંસ્કૃતિનાં આ સાધન અત્યારે તો મોટે ભાગે દીનહીન સ્થિતિમાં અને જડમૂળથી ઊખડી જવાની તૈયારીમાં જ છે; પણ આગલા સમયમાં જ્યારે તે પોતાના ઉન્નત સ્વરૂપમાં હશે, ત્યારે તો કેવી અદ્ભુત અસર અને જાગૃતિ રાખનારા હશે; તથા લડાઇ વખતે કેટલું બધું જોસ જગાડી જાણનારા હશે; તેની તો વાત જ શી કરવી? આજે તો એમાં દશાંશ જેટલી પણ યોગ્યતા અને ઉપકારકતા રહેલી ગણાય નહિ. પરંતુ એવાં એવાં પણ એ સાધનોમાંથી સારી સારી વ્યક્તિઓને શોધી, ઉત્તેજીને તથા સૂચવી–કેળવીને ઉન્નતિપ્રદ દિવ્ય સંસ્કારોથી તરબોળ બનાવવામાં આવે; અને જો તેમનો યોગ્ય લાભ લેવામાં આવે તથા તેમની સંખ્યા વધે તેમ કરીને, જનસમૂહને છૂટથી તેમનો લાભ આપવામાં આવે; તો તો દેશની નષ્ટ થવા બેઠેલી એ શુભ સંસ્કૃતિમાં કાંઇ ને કાંઇ ચેતન પુરાતું જ રહે અને ખાદી ઉપરાંત ઉચ્ચ મુરાદી વગેરે પણ જે જે પ્રચલિત કરવું હોય, તેમાં એવા માનવો કેટલા બધા ઉપયોગી થાય અને તેની સાથે એ લોકો પોતે પણ પોતાની બરનાં જ્ઞાન, ચારિત્ર્ય, કળા અને ઉપકારકતામાં ક્રમે ક્રમે કેટલાં બધાં ખીલતાં–ખૂલતાં ચાલે, એ શું દેશહિત માટે ઓછી અગત્યનો, ઓછો વિચારણીય અને ઓછો આચરણીય પ્રશ્ન છે? હવે આગળ કરતાં તો ઊંચી જ કક્ષાના સમાજસેવકો દેખાય છે; પરંતુ જ્યાં પહોંચવું છે અને તેમાં જેટલું બાકી છે, તે જોતાં તો તેમના આચારવિચારોને હજી પણ આગળ વધવાની ખાસ જરૂર છે; તે દર્શાવવા જ આટલું અહીં લખ્યું છે.

લોકરુચિને વશ બની રાષ્ટ્રીયતાના નામ નીચે પણ ગોટપિટિયા ગોખણપટ્ટીવાળી શાળાઓ ચલવીને લાખોની બરબાદી કરવી અને દેશમાંના ગરીબોનાં લોહી અનેક પ્રકારે પીનારાઓ લોકોની સંખ્યા તથા આવડતને વધાર્યા જવી; એના કરતાં તો ઉપર જણાવ્યા જેવી વ્યક્તિઓ અને સંસ્થાઓને ખીલવીને દેશના ખરા આધારરૂપ સ્ત્રીવર્ગ, ખેડુતો, અંત્યજો તેમજ બીજા નિરાધાર, ગરીબ અને અજ્ઞાન લોકોની જ સંગીન સેવા બજાવવામાં રાષ્ટ્રનું સાચું અને સંગીન હિત રહેલું છે. સમજુઓએ હવે તો એવાં જ કાર્યોની પાછળ ધનના ઢગ અને સુયોગ્ય સેવાભાવી જીવનો અર્પણ કરવાં–કરાવવાં ઘટે છે.

ભારતમાતાનો સાચો સપૂત બંકિમબાબુ કે જે આર્યસંસ્કૃતિનો મહાન અભ્યાસી અને હિમાયતી હતો; વર્તમાનયુગનો જ્ઞાનચારિત્ર્યસંપન્ન મહાવિદ્વાન હતો; જેનું રોમેરોમ દેશદાઝથી ફફડી રહેલું હતું અને જેના પછી દેશમાં તેનો જોટો પાકયો નથી, એવો એ અસામાન્ય સાહિત્યસેવક હતો. આનંદમઠ તથા કૃષ્ણચરિત્રાદિ જેવા અનેકાનેક પ્રેરક ગ્રંથોનો તથા 'વંદેમાતરમ્' જેવા રાષ્ટ્રીય ગીતનો જે પ્રણેતા હતો; એવો સમર્થ સાહિત્યસમ્રાટ પણ એવા શિક્ષણ અને શિક્ષિતો વિષે કહે છે. કે:–"લખતાં–વાંચતાં આવડે તેજ શિક્ષિત અને ન આવડે તે અશિક્ષિત, એવું જરા પણ સમજતા

નહિ પાઠશાળાઓ અને નિશાળોમા ભણ્યા વિના પણ જ્ઞાનની વૃદ્ધિ થઇ શકે છે. આપણા દેશમા પૂર્વે જ્ઞાન પ્રાપ્ત કરવાના જે કેટલાક ખાસ માર્ગો હતા, તે આજે લુપ્તપ્રાય થઇ ગયા છે. 'કથા' અને 'હરિકીર્તન' એ પૂર્વકાળે જ્ઞાનપ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હતો. પ્રાચીન સન્નારીઓ કથાકારોના મુખથી પુરાણ તથા ઇતિહાસની વાતો સાભળતી અને તેથી કરીને પુરાણ-ઇતિહાસમાં જ્ઞાનનો જે ઉત્તમ ભંડાર છુપાયેલો છે, તે તેમની પાસે ખુલ્લો થઇ જતો. અત્યારના આપણા સુશિક્ષિત ગણાતા યુવકો કરતા પણ અનેક વિષયો પૂર્વકાળની સન્નારીઓ બહુ સારી રીતે સમજી શકતી હતી ભોગવિલાસમાં જ જીવનની સાર્થકતા સમજાવનારી, કાળા મોંવાળી આ વીસમી સદીએ તો એક હાથમા તોપ-બંદૂક અને બીજા હાથમાં કળ-કારખાનાંઓને ધારણ કરીને સેંકડો શિક્ષિત, અર્ધશિક્ષિત તથા અશિક્ષિત યુવકોને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ જ કર્યા છે."

પોતાનું નામ પણ ન લખી જાણનારા પ્રાતઃસ્મરણીય ભગવાન રામકૃષ્ણ પરમહંસ, છત્રપતિ શિવાજી અને મહાન અકબર જેવાઓ જે અસામાન્ય જ્ઞાનચારિત્ર્ય અને શરીરબળ ધરાવતા હતા; તે સર્વ ક્યાંથી આવેલુ ? આર્યસંસ્કૃતિના એ સમયના અક્ષરજ્ઞાનની બહારના ઉત્તમ સાધનોનો જ એ સર્વ પ્રતાપ હતો.

વળી એ સાધનોનો લાભ માત્ર રાજાઓના જ છોકરાને મળે એવુ ન હતું એ લાભ તો સર્વ કોઇને મળી શકતો પ્રથમ તો એ લાભ, પરમ આસ્તિક, બળવાન અને સદ્ગુણી માતાપિતાના આચાર, વિચાર, ટહેર અને ગૃહશિક્ષણમાંથી જ મળી રહેતો. તે પછી એ લાભ ગામમાંના જ્ઞાનચારિત્ર્યસપન્ન કુળપુરોહિત, ભાટ, ચારણ, શાસ્ત્રી. પુરાણી, ધર્માચાર્ય, મહંત, યાત્રાળુ, પંડિતો, મંડલેશ્વરો, સંત-સાધુઓ, પરમહંસો તેમજ અતિથિ-અભ્યાગતો પાસેથી પણ સહજે સહજે મળ્યા કરતો હતો. વારતહેવારોની ઉજવણીઓ, મેળાઓ અને યાત્રાએ નીકળતા સંઘો પણ એ બાબતમાં બહુ જ મદદગાર થતા હતા

એવા એવા પ્રકારે જનસમાજમાં સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, યુવકો, ખેડૂતો તેમજ ગરીબગુરબા વગેરે તમામ વર્ગો જ્યારે જ્ઞાનચારિત્ર્યવર્ધક આર્યસંસ્કૃતિથી પોષાયા કરતા; ત્યારે મનુષ્યો કેવાં સુખી, સદ્ગુણી અને બળવાન રહેતા ! તેઓ આખુ આયુષ્ય ધર્મનીતિથી તથા સુખસંપત્તિપૂર્વક ગુજારતાં; અને ગરાસિયાઓમાં તો શું, પણ ગામના ભંગી સુધ્ધાંમા એવું બળ અને આરોગ્ય રહેતું, કે અત્યારના આપણા ભણીગણીને કુરકુરિયા પેદા કરી જાણનારા પાંચ-દશ યુવકો પણ તેવા એકને પહોચી શકે નહિ !

આ વાત તો આજે પણ પુષ્કળ માણસો જાણે છે કે, આજથી પચાસ અને સો વર્ષ પહેલાં દેશમા આજના જેટલું દારિદ્રય, દુષ્કાળ, મોઘારત, તનમનની દુર્બળતા, કુસંપ, ઝેરવેર, સ્વાર્થપરાયણતા, વિલાસિતા, છળપ્રપચ અને લોભલાલચ ઇત્યાદિ હતાં નહિ. અને એના સામા છેડાની સંપત્તિ, સુખશાન્તિ, સુકાળ, સપ, હેત-પ્રીત, ઉદારતા, સાદાઇ, પરોપકાર, સરળતા, સહાનુભૂતિ, આસ્તિકતા વગેરે હાલના કરતાં ઘણા વધારે હતાં. એ સમયે એવી સ્થિતિ હોવાનું મુખ્ય કારણ એ જ હતું, કે ઉપર જણાવેલા પ્રકારો દ્વારા લોકોને જ્ઞાનચારિત્ર્યનું શિક્ષણ ઘણી છૂટથી તથા સ્વાભાવિક રીતે મળ્યા કરતું હતું. આજે આપણે નાના કે મોટા પ્રત્યેક ગામમાં બ્રાહ્મણોને, બારોટચારણોને તેમજ મઠમદિરવાળાઓને જે ગામગરાસો મળતા જોઇએ છીએ; તે સર્વ એવા ઉચ્ચ કક્ષા અને નિઃસ્પૃહ લોકશિક્ષકોના ચરણમાં કદરદાન રાજકર્તાઓ, ધનિકો તથા ગામલોકો દ્વારા તેમના ગુણચારિત્ર્ય અને ઉપકારકના ઉપર ઓવારી નંખાયેલાં હતાં. આજે તેમના ઉત્તરાધિકારીઓ તો એ જ્ઞાનચારિત્ર્ય પણ ખોઇ બેઠા છે, અને તેની પાછળ તેમની જમીનજાગીરો પણ ખોવાતી ચાલી છે !!

આ સર્વ છતાં પણ ઉપર જણાવ્યું તેમ હજી પણ એ વર્ગોને સચેત અને સુસંસ્કૃત કરીને

સમાજસેવા માટે ઉપયોગી બનાવી શકાય તેમ છે; અને માનવસમાજ પોતે તંગી વેઠીને પણ પોતાના એવા સુયોગ્ય સહાયકોને રોટલો આપી શકે તેમ છે. એમાં પણ જે અનેક બાળકો, માતપિતા કે પાલકપોષક વિનાનાં હોઈને જે તે પ્રકારે જીવન ગાળતાં હોય તેમની જ સેવા અને સુશિક્ષણનું કાર્ય તેમના જ જેવી નિર્ધનતા વગેરે સ્વીકારીને સર્વભાવથી આચરવામાં આવે તો 'કારીગરનો છોકરો સહેજે કારીગર બને છે' તેમ ચારિત્ર્યસંપન્ન શિક્ષક-રક્ષકના પોતાના શિક્ષણ અને આચરણ ઉપરથી ધારણા મુજબના જ્ઞાનચારિત્ર્યસંપન્ન મજબૂત અને સેવાવૃત્તિવાળા સમાજ-સેવકો તેમનામાંથી અવશ્ય સારા પ્રમાણમાં ઊપજી આવે, એમાં નવાઈ નથી. રાષ્ટ્રસેવાની સાચી દાનતવાળા અને પંડનું ભાન ભૂલી તેની પાછળ મચી પડનારા સજ્જનો માટે શું આ ઓછી આકર્ષક તક છે! જે નબાપાં નિરાધારો મોટે ભાગે તો દેશને માટે કષ્ટકારક, ચોર, ભામટા, જુઠ્ઠા, ભિખારી, વ્યભિચારી, પાખંડી, ઠગ અને હરામી લેખધારી જ બની જવાના; તેમનામાંથી ઉત્તમ સમાજસેવકો બનાવવાનું કામ કેટલું બધું શક્ય અને મહત્ત્વનું છે!

લૌકિક સ્વાર્થ અને સંગ્રહવૃત્તિને દૂર કરી પ્રભુને જ સર્વસ્વ માની શકનારા જ્ઞાનચારિત્ર્ય-સંપન્ન થોડાક સજ્જનો પણ જો સર્વભાવે એકનિષ્ઠાથી અને સતતપણે ઉપર જણાવ્યા જેવી એકાદ સંસ્થા જમાવવા ઇચ્છે; તો હાલની શ્રીમંતસેવી તથા લૂંટારાવર્ધક અનેક શાળા-પાઠશાળાઓ અને બોર્ડિંગો જે વિઘાતક કાર્ય બજાવી રહી છે; તેને બદલે સમાજના સાચા હિતની દિશામાં અસાધારણ પરિણામ આવ્યા વિના રહે જ નહિ. આવા કૃષિપ્રધાન દેશમાં એવા કામ માટે લૂંટારા ધનિકોની પાસે ભીખ માગી તેમને મોટાભા બનાવવાનું કામ પણ જ્યાં સુધી કુશળ કૃષિકાર બનવામાં આવે નહિ, ત્યાં સુધી બજાવવું જ પડે. ઉચ્ચ ભાવનાવાળા, આસ્તિક અને પરિશ્રમી સમાજસેવકને પ્રભુ આવી બાબતો માટે પણ કોઈ ને કોઈ માર્ગ ખોલી આપે જ. દેશનો ઉદય હવે કોઈ પણ પ્રકારે થવો અનિવાર્ય હોવાથી સાચી લાગણીવાળા અને સંયમી નરદેવતાઓને માટે કોઈ ને કોઈ ઉકેલ પોતાની ઉચ્ચ ભાવનાઓ પાર પડે એવા મળી જ આવે. હા, ઉચ્ચ સિદ્ધાંતોને ખાતર પંડે અકિંચનતામાં અને જરૂર પડે તો ભૂખમાં પણ સુખ માનવા જેટલું જ્ઞાનચારિત્ર્ય તેમનામાં હોવું જ જોઈએ.

જગતકર્તાને જે કાંઈ કરવું છે, તે તો થવાનું જ છે. માત્ર જેમનું પરમ ભાગ્ય હશે, તેઓ જ તેમાં હથિયારરૂપે બની શકશે; અને આત્મોન્નતિ કે પરમ યશ બેમાંનું જે પણ જોઈતું હશે તેના ભાગી થશે.

હે સર્વત્ર રમી રહેલા પરમ પ્રભો! સર્વ પર આપની અધિકાધિક કૃપા ઉતારજો અને આપનાં પડદે રાખેલાં દિવ્ય રત્નોને પણ હવે લોકસેવામાં વાપરજો; કે જેમના જ્ઞાનચારિત્ર્યનો પ્રતાપ જોઈને સર્વ કોઈ પોતાના અંતઃકરણમાં રહેલા મૂળ શત્રુઓની સામે તથા અયોગ્ય રૂઢિરિવાજ, માંહોમાંહેના કલેશ-કુસંપ ઇત્યાદિ બાહ્યશત્રુઓ સામે પણ લડવા માંડે; જગતના સર્વ ધર્મો અને માનવોમાં ઐક્યપ્રદાયક રહસ્યો પ્રવર્તે, રાગદ્વેષ, મિથ્યાભિમાન અને અક્કલનાં બારદાનોની દોરવણીમાંથી જનસમાજ સત્વર છૂટે; અને પરમ ધ્યેયને પામી ચૂકેલા એવા સાચા ચિકિત્સક પુરુષોત્તમોની જ દોરવણી તેમને સત્વર પ્રાપ્ત થાય. વાંચનાર! તમે પણ રોજ આવી પ્રાર્થના કરશો તો તમારું અને તમારા વંશવારસોનું પણ એથી વધારે વહેલું અને વધારે પ્રમાણમાં ભલું થશે. હરિઃ ૐ તત્સત્!

× × × × ×

—ભિક્ષુ અખંડાનંદ

સંવત ૧૯૮૩-શ્રાવણ માસ

# મહાભારતના આગલી આવૃત્તિના પ્રકાશનનું વૃત્તાન્ત

આ સંસ્થા તરફથી સંવત ૧૯૬૪માં એક ચોપાનિયા દ્વારા જે જે લોકોપયોગી ગ્રંથો સ્વલ્પ મૂલ્યે ફેલાવવા જેવા જણાવાયલા, તેમાં પણ મહાભારતનું નામ હતું જ; પરંતુ કામ થવાનો આધાર તો જરૂરી સાધન–સંયોગ એકત્ર થવા ઉપર હતો.

એ પછી એ વિષે ક્યારે ક્યારે અને શું શું થયું; તથા કેવી રીતે આ મહાભારતની યોજના શરૂ થઇ; શાથી પડતી મૂકાઇ; વળી પાછી તે કેવી રીતે શરૂ થઇ અને સંવત ૧૯૮૩માં સૌથી પ્રથમ કેવી રીતે બહાર પડી ઇત્યાદિ હકીકત (આ સંસ્થા તરફથી બહાર પડેલા શાન્તિપર્વની આગલી આવૃત્તિ, આદિ–સભાપર્વની પહેલી આવૃત્તિ, તથા આદિ–સભાપર્વની આ નવી આવૃત્તિ, એ પુસ્તકોનાં નિવેદનાદિ ઉપરથી જરૂરી સુધારા–વધારા સાથે) આ નીચે અપાઇ છે.

આ સંસ્થા તરફથી સંવત ૧૯૭૦ માં જે શાંતિપર્વ સાક્ષરવર્ય છોટાલાલ નિર્ભયરામ ભટ્ટના ગુજરાતી ભાષાંતરવાળું પ્રસિદ્ધ થયેલું; તેના (ભાદ્રપદ ૧૯૭૦ ના) નિવેદનમાં થોડાક સામાન્ય ઉલ્લેખ પછી આ વિષે જણાવાયું હતું કેઃ–

"ગુર્જરપ્રજા અત્યાર અગાઉ બે ગુજરાતી ભાષાંતરો મેળવવાને ભાગ્યશાળી થઇ ચૂકી છે. એમાંના પ્રથમ પ્રયાસનું માન રા. રા. ભાઇશંકર નાનાભાઈ સોલિસીટર અને સ્વર્ગસ્થ શ્રીયુત મણિશંકર મહાનંદ ભટ્ટ એમણે મેળવ્યું છે. એમના તરફથી અમદાવાદમાં માસિક ચોપાનિયાના રૂપમાં "ભારતાર્થ–પ્રકાશ" ની શરૂઆત થઇને સંવત ૧૯૩૩ થી ૧૯૪૮ સુધીમાં ૧૪ ગ્રંથોરૂપે આખું મહાભારત રૂપિયા ૪૦)ની કિંમતથી પાઇકા (ટાઇપ) અક્ષરમાં પ્રકટ થયુ હતું. એમાં ઉક્ત ગૃહસ્થોમાંના પહેલા સહાયક હતા અને બીજા પ્રકાશક હતા."

"ઉપલું મહાભારત સંવત ૧૯૫૯ ના વર્ષ સુધી તો પૂરેપૂરૂં મળી શકતું હતું. એ પછી એ ગ્રંથ મળતો બંધ થાય તે પૂર્વે "ગુજરાતી"વાળા શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામ દેશાઈની કુશળ દૃષ્ટિ એ કાર્યપ્રત્યે જાગૃત થઈ. તેમના તરફથી આ આખો ગ્રંથ ત્રણ ભાગમાં રૂપિયા ૩૦)ની કિંમતે (અને પ્રથમથી ગ્રાહક થઇ બધી કિંમત પ્રથમથી આપે તેને રૂપિયા ૨૫)થી પૂરો પાડવાની યોજના પ્રસિદ્ધ થઇ. એ પૈકી પ્રથમ ભાગ સંવત ૧૯૬૧ માં અને બીજો ભાગ ૧૯૬૭માં પ્રકટ થઇ ચૂક્યો છે. છેલ્લો ત્રીજો ભાગ કે જેમાં 'શાંતિપર્વ' તથા તે પછીનાં પર્વ આવનાર છે, તે હવે પછી નીકળનાર છે."

"પરંતુ રા૦ ઇચ્છારામભાઇની એ સેવા હજી તો પૂર્ણ થઇ નથી તે પહેલાં જ ગુજરાતના સુભાગ્યયોગે એમ બન્યું કે પ્રથમ જણાવાયલા રા૦ મણિશંકર મહાનંદવાળા મહાભારતમાંના જે થોડાક ભાગો ખૂટયા હતા; તે ભાગો ફરીથી છપાવી સમગ્ર મહાભારત સંવત ૧૯૬૮ માં રૂપિયા ૧૨)માં અપાયું! આ ફરી છપાયલા ભાગોના મુખપૃષ્ઠ પર રા૦ રા૦ ભાઇશંકર નાનાભાઇનું નામ જો કે પ્રથમની પેઠે સહાયક તરીકે જ છપાયલું છે; પણ ખરું જોતાં તેમાં સર્વ કાર્ય અને ઉદારતા તેમનાં જ છે."

"આ પ્રમાણે સમગ્ર મહાભારત જો કે સ્વલ્પ મૂલ્યે નીકળ્યું ખરું, પરંતુ તે રીતે જે બસો-ત્રણસો સટ તૈયાર થયા, તે સપાટાબંધ ઉપડી ગયાથી, સ્વલ્પ મૂલ્યથી જ ખરીદી શકે એવા

બીજા અનેક સજ્જનો નિરાશ થાય અને 'બીજી રીતે નહિ તો આવી સસ્તા સાહિત્યની સંસ્થા-દ્વારા પણ આ ગ્રંથ સસ્તી કિંમતે પૂરો પાડવાનું કાર્ય ચાલુ થાય તો ઠીક' એવી ભાવના સેંકડો હૃદયોમાં બળપૂર્વક ઉદ્ભવે એ સ્વાભાવિક જ છે."

"આવી અનેક ભાવનાઓ અને સહસ્રાવધિ વાચકજનોના સુભાગ્યયોગે આ યોજના હાથ ધરાઇ, તેના પ્રથમ ફળરૂપ આ ગ્રંથ ગુર્જર વાચકતનુઓમાં વિરાજિત પરમાત્મદેવના ચરણકમળમાં સપ્રેમ સાદર થાય છે."

"સંવત ૧૯૬૪ માં આ સંસ્થા તરફથી વહેંચવામાં આવેલી "સસ્તા વાંચનની સૂચના"ના નાના ચોપાનિયામાં, સ્વલ્પ મૂલ્યે પ્રકટ કરવા યોગ્ય જણાવેલા કેટલાએક ઉપયુક્ત ગ્રંથોમાંનો સર્વથી મોટો ગ્રંથ (મહાભારત) પ્રકટ કરવાનું કાર્ય પણ આ પ્રમાણે આ સંસ્થાને જ હાથે શરૂ થશે અને સંસ્થાનું કામચલાઉ હેતુવાળું કાર્ય આટલો સમય લંબાઇ આટલી હદ સુધી પહોંચશે; એમ કોણ કહી શકે તેમ હતું? માત્ર બેત્રણ વર્ષમાં જે કાંઈ બને તે બજાવીને વિદ્વાન અને ધનિકવર્ગને સસ્તા સાહિત્યની દિશાનું સૂચન કરવા પૂરતાં જ હેતુ અને રુચિથી આ કાર્યની શરૂઆત થઇ હતી. સ્વપ્રકૃતિ માટે તેમજ જનવર્ગ માટે અન્ય જે સંયોગો અધિક ઉપકારક સમજાયલા તે સંયોગોથી દૂર રહેવું પડી, જડતાપ્રધાન પ્રકૃતિ વડે આ કાર્યમાં આટલી હદ સુધી ટકી રહેવાનું અસંભવિત છતાં જેમતેમ પણ તે ચાલુ રહ્યું; અને શનૈઃ શનૈઃ સમય અને કાર્યની મર્યાદા લંબાતી જઈ આટલી હદ સુધી પહોંચી; એમાં વાચકવર્ગે જે ખરી રીતે કોઇનો પણ ઉપકાર માનવાનો હોય, તો તે સર્વસત્તાધીશ પ્રભુનો અને વાચકવર્ગના પોતાના પુણ્યોદયનો જ છે."

"પ્રથમ તો માત્ર 'શાંતિપર્વ'' જ પ્રકટ કરવાનો વિચાર હતો; અને તે કેટલાંક વર્ષથી ચાલતો હતો. સંયોગોની અનુકૂળતા થતાં એ વિચાર ચાલુ વર્ષમાં અમલમાં મુકાયો; પરંતુ ગ્રંથ છપાઇ રહેવા પૂર્વે જ 'આટલું તેમ તેટલું' એ ન્યાયે આખા મહાભારતના વિચારે જોર પકડ્યું; અને મહાત્મા તુલસીદાસે કથેલા 'नहीं विद्या नहीं बाहुबल' એવા આ સેવકનો કાર્યની મહત્તા અને સ્વપ્રકૃતિની નિર્બળતા વચ્ચેના અંતરનો વિચાર અનેક સમયની પેઠે આ સમયે પણ તે બળવતી પ્રેરણા આગળ બાજુ મુકાઇ જઇને આખા મહાભારતની 'યોજનાનું' સ્વરૂપ 'વિવિધ ગ્રંથમાળા'માં અપાયું.

"આ ગ્રંથ (શાંતિપર્વ)માંના ત્રણે ભાગોને અંતે આપેલા શ્લોકમાં જણાવ્યું છે, તેમ આ પર્વનો અનુવાદ વર્તમાનમાં "કેળવણી" માસિકના સુયોગ્ય સંપાદક અને પ્રતિષ્ઠિત સાક્ષર શ્રીયુત છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ એમણે તૈયાર કરેલો છે. એ અનુવાદ પ્રકટ કરવાની સંમતિ રા૦ રા૦ ભાઇશંકર નાનાભાઈ સોલિસીટર જે. પી. એમના તરફથી પૂર્ણ નિષ્કામભાવે મળવા બદલ તેઓશ્રીનો આ સ્થળે સપ્રેમ આભાર માનવામાં આવે છે."

"આ અનુવાદમાં શ્લોકોના અંક દાખલ કરવાનું તથા બનતું સંશોધન કરવાનું અને છેવટનાં પ્રૂફ જોવાનું કાર્ય અમદાવાદનિવાસી શાસ્ત્રીજી નરહરિ મગનલાલ શર્મા, કે જેઓ વડોદરા રાજ્યની 'પુરાણભૂષણ'ની પદવી ધરાવે છે, તેમને સોંપવામાં આવ્યું હતું. તેમણે 'રાજધર્મ' વિભાગમાંના શ્લોકાંક મુરાદાબાદમાં પ્રકટ થયેલી મહાભારતની પ્રતને આધારે લખ્યા છે; અને તે ઉપરાંત આ ભાષાંતરમાં જે જે શ્લોક વધારાના જણાયા તેના ભાષાંતરના આદિ અંતમાં ( ) આવું ચિહ્ન મૂકેલું છે. આ પછી આપદ્ધર્મ અને મોક્ષધર્મવાળા વિભાગોમાં આપેલા શ્લોકાંક મુંબઇમાં નીલકંઠી ટીકાસહિત નીકળેલા મહાભારતને અનુસરીને આપ્યા છે. તેમ કરવા સમયે કોઇ કોઈ શ્લોક વધારાના અથવા રહી ગયેલા જણાયા, તેનું પણ ભાષાંતર

આમાં ઉમેર્યું છે. આ ગ્રંથમાં જે ટિપ્પણો સંશોધકે ઉમેર્યાં છે, તેને અંતે 'સંશોધક' એવું ચિહ્ન છે, એવા ચિહ્ન વિનાનાં ટિપ્પણ હોય તે મૂળ આવૃત્તિમાંનાં જ સમજવાં."

"શ્લોકોના અંક ઉપરાંત વાચકોની સુગમતા અર્થે દરેક અધ્યાય પર અધ્યાયના અંકનાં તેમજ તેમાંના વિષયને દર્શાવનારાં મથાળાં તેમજ ગ્રંથની શરૂઆતમાં તમામ અધ્યાયોની સંખ્યાનુ અનુક્રમણિકા પણ આમાં ઉમેરાયેલી જણાશે."

"ઉપલી બાબતોમા તેમજ ભાષાંતર અધિક સરળ અને સ્પષ્ટ બને તેવું સંશોધન કરવામાં ઉક્ત શાસ્ત્રીજીએ જે શ્રમ લીધો છે, તે જોતાં અજાણ્યા મનુષ્યને તો એમ જ લાગે કે, આ નવીન જ ભાષાંતર છે; એટલું જ નહિ પણ આટલા સંશોધન પછી તેને 'નવીન ભાષાંતર'માં ખપાવતાં પણ કોઇ રોકી શકે તેમ નહોતું; પરંતુ કાર્યમાં જેનો જેટલો અંશ હોય તેનો યશ તેને જ આપવામાં મળતો અંતરનો આનંદ ગુમાવીને કેટલાકોની પેઠે તેવી બાહ્યકીર્તિ મેળવવાનું અદ્ભુત (!) કૌશલ્ય વર્તમાન સંશોધક અને પ્રકાશકના ભાગ્યમાં લખાયેલું નહિ એટલે શું કરવું?"

"આવાં કાર્યો પર જેમ જેમ અધિક દ્રવ્યનો, સમયનો અને શ્રમનો વ્યય કરવામાં આવે, તેમ તેમ તે અધિક ઉત્તમતાવાળાં બને એ તો સ્પષ્ટ જ છે; અને તેથી એ દૃષ્ટિએ જોતાં તો જગતમાંનું કોઇ પણ કાર્ય કાંઇ ને કાંઇ દોષ કે ન્યૂનતાવાળું જ જણાઇ રહે તેમ છે. બીજા હાથ પર તેનાથી ઊતરતા પદાર્થ વા કાર્યની સાથે સરખાવતાં તે જ કાર્ય 'ચઢતું' લાગે એ પણ સ્વાભાવિક છે. આથી આ ભાષાંતર માટે પણ એટલું જ કહીશું કે, પ્રાપ્ત સંયોગાનુસાર તે બને તેટલા સારા સ્વરૂપમાં અનુવાદિત અને મુદ્રિત કરાવવા પ્રયત્ન કર્યો છે; અને વિશેષ યોગ્યતાવાળી તૈયારી જો કોઈ વિદ્વાન વા ધનવાન કરી-કરાવી આપશે, તો બહુ ઉપકાર સાથે પુનરાવૃત્તિ વખતે તેનો ઉપયોગ કરીશું અને જો તે પોતે જ બહાર પાડશે તો એથી પણ વધુ ઉપકૃત થઇશું."

"શાંતિપર્વના કોઇ કોઇ અધ્યાયમાં કપટનીતિ ઈત્યાદિની બાબતો આવેલી હોય, તેને પણ ઉત્તમ તરીકે માની લેવાની ભૂલ ન થઈ જાય, તેની વાંચકે બહુ સાવચેતી રાખવાની છે. આવું તેવું જે કાંઇ આવે તેને અર્થભેદની, પ્રસંગભેદની કે અધિકારભેદની ખેંચાતાણ કરીને બંધબેસતું કરવા મથવું તેના કરતાં વધુ સારું તો અમને એજ લાગે છે કે, ગ્રંથને રચાયા પછીનાં હજારો વર્ષમાં અનેક કારણો સર તેમાં કાઢઘાલ થવાનો જે સંભવ છે; તેજ કારણ એમાં હોવું જોઇએ." ॐ तत्सत् ।

શાંતિપર્વની પહેલી આવૃત્તિ પછી છ વર્ષે—એટલે કે સંવત ૧૯૭૬ માં-આદિ અને સભાપર્વની પહેલી આવૃત્તિ (હાલમાં આ સાત ભાગના પેટામાં પ્રસિદ્ધ થયેલી એની બીજી આવૃત્તિમાં છે તેજ ભાષાંતરવાળી) પ્રસિદ્ધ થઇ હતી. એના નિવેદનમાં શાંતિપર્વની પ્રથમાવૃત્તિના નિવેદનમાંના ઉપલા પૈકી ઘણાખરા પેરા આપ્યા પછી વિશેષમાં જણાવાયું હતું કેઃ—

"સસ્તા સાહિત્યની મનોમય કલ્પના સંવત ૧૯૬૪ ના વર્ષમાં "સસ્તા સાહિત્યની સૂચના" ના ચોપાનિયાનું રૂપ લઈ ફેલાઇ, તેમાં સસ્તાં ફેલાવવા યોગ્ય પુસ્તકોની ટીપમાં મહાભારતનું નામ આવેલું ઘણાકોને યાદ જ હશે."

"સંવત ૧૯૬૬ ના અરસામાં શાસ્ત્રી કરુણાશંકરજીનો મેળાપ થતાં તેમણે મહાભારત વિષે પોતાના મનમાં વર્ષોથી ગૂંચવાયા કરતા વિચારો દર્શાવ્યા. તેમનો મહાભારત ઉપરનો સદ્ભાવ, તેના ઉત્તમ ભાષાંતર વિષેની ભાવના અને તેવું ભાષાંતર કરી શકવાની યોગ્યતા તથા તત્પરતા જોઇ આનંદ થયો. થોડુંક ભાષાંતર તેમણે કર્યું પણ હતું; પરંતુ પ્રસિદ્ધ કરવાની મુશ્કેલીઓના ખ્યાલથી પાછળથી તે બંધ રાખ્યું હતું."

"સસ્તા સાહિત્યનું કાર્ય અને સાધનો એ સમયે સ્વલ્પ અને અનિર્ણીત હોવાથી, એક સાચા દિલના બ્રાહ્મણ આગળ રજૂ કરવા જેવી જે નિર્ણીત વાત એ વખતે જણાઇ તે રજૂ કરાઇ કે, 'તમારે કરવાનું હોય તે તમે તો કરીજ નાખો, બાકીનું કુદરત (પ્રભુની પ્રભુતા) પોતે કરી લેશે.'"

"એ પછી સંવત ૧૯૬૯ મા ઉપરોક્ત શાંતિપર્વ છાપવા અપાયું. એમાં અનેકવિધ ઉમદા ઉપદેશો સમાયલા હોવાથી તેમજ અમદાવાદમાં નીકળેલા મહાભારતમાંના અન્ય ભાગોની અપેક્ષાએ ઉત્તમ અને તૈયાર ઉપયોગમાં આવે તેમ હોવાથી એ સમયે માત્ર એ જ પર્વ પ્રસિદ્ધ કરવાનો વિચાર થયેલો હતો."

"પરંતુ એ 'શાંતિપર્વ' પૂરું છપાઇ રહે તે પૂર્વેજ આખા મહાભારતનો વિચાર પણ નક્કી થયો અને જાહેરાત અપાઈ. એ જાહેરાતમા મહાભારતના કુલ ભાગ ચાર, કુલ પૃષ્ઠ પોણાચાર હજાર અને મૂલ્ય રૂપિયા ૧૨) તથા શાંતિપર્વની સાથે રૂપિયો ૧) અનામત ભરનારને માટે રૂપિયા ૧૦) જણાવાયું હતું. મહાભારતના એક પ્રકાયેલા બંગાળી ભાષાંતર ઉપરથી ગુજરાતી ભાષાંતર સારા રૂપમા થઈ શકશે એવી માહિતી મળવા ઉપરથી ધારેલું કે, ભાષાંતર થોડા ખર્ચે થઇ શકશે અને ત્રણચાર વર્ષમા સર્વ ભાગો છપાઇ જશે."

"શાસ્ત્રી કરુણાશંકરજીનો મેળાપ થયા પછી ચારપાચ વર્ષે શાંતિપર્વ તથા ઉપલી યોજના બહાર પડી; અને તેથી તે દરમિયાન શાસ્ત્રીજી સાથેનો પ્રસંગ તો ભુલાઈ જ ગયો હતો. એ પછી નડિયાદમા અનાથાશ્રમના મેળાવડા પ્રસંગે શાસ્ત્રીજીનો ફરીથી મેળાપ થતાં તે યાદદાસ્ત તાજી થઇ. એ પછી તેમની પાસેનું ભાષાંતર જોવા મંગાવ્યું અને ભાષાંતરોના બીજા પણ નમૂના તથા આધારો ભેગા કર્યા. પરિણામે શાસ્ત્રીજીનુંજ ભાષાંતર ઉત્તમ જણાતાં બની શકે તેટલા ભાગો તૈયાર કરી આપવાનું તેમને સોંપાયું."

"એ દરમિયાન એમ પણ સમજાયું કે, મહાભારતનું કદ પોણાચારને બદલે પોણાપાચ હજાર પૃષ્ઠનું થશે. જેથી આગલી યોજનામાં સુધારો કરીને તેના ભાગ છ, પૂઠા પાકા અને મૂલ્ય રૂપિયા ૧૬) તથા ૧૨) કરવા વિષેની જાહેરાત 'વિવિધ ગ્રંથમાળામા' અપાઇ. એમાં શાસ્ત્રીજીને ભાષાંતરનું કાર્ય સોંપાયાની ખબર સાથે એમ પણ જણાવાયું હતું કે, 'આ ભાષાંતર અન્ય હરકોઇ ગુજરાતી ભાષાંતરને ટક્કર મારે તેવું થવાનું પ્રથમથી જ કહેવા કરતાં, માત્ર એટલુંજ જણાવીશું કે, અન્ય ભાષાંતર કરતાં ઊતરતું તો તે નહિજ થાય.'"

"ઉપલા શબ્દો લખાયા પછી આજ ત્રણચાર વર્ષે એ ભાષાંતર બહાર પડે છે. સદ્ગત શાસ્ત્રીજીના પરિશ્રમની તુલના કરવાનું અને ઉપલામાંની કોઈ ભાવના સફળ થઈ છે કે કેમ, તે દર્શાવવાનું કામ પક્ષપાતરહિત વિદ્વાનોનું છે."

"મહાભારતના યુદ્ધનો અને ગ્રંથરચનાનો સમય, ભિન્ન ભિન્ન શ્લોકસખ્યાવાળી તેની આવૃત્તિઓ ઇત્યાદિ બાબતોના સંબંધમાં શાસ્ત્રી કરુણાશંકરજીએ એક ઉપોદ્ઘાત લખ્યો હતો, પરંતુ દિવસાનુદિવસ પ્રાચીન બાબતોનો જે ઊંડો અભ્યાસ અને શોધખોળ ખાસ અભ્યાસીઓ તરફથી થતાં ચાલે છે, તેમજ થોડા વખત પર પૂનામાં મળેલી પરિષદ્માં મહાભારતની સચિત્ર અને સંશોધિત આવૃત્તિ કાઢવા થયેલી યોજનાને પરિણામે આ વિષય ઉપર જે વધુ અજવાળું પડવાનો સંભવ છે, તેથી કરીને એ વિષય યોજવાનું મહાભારતનો છેલ્લો ભાગ નીકળે ત્યા સુધી મુલતવી રાખવાનું ઉચિત સમજવામા આવ્યું છે.* દરમિયાન એ વિષયના શોખીન ગુજરાતી પાઠકવર્ગને માટે

* એ ઉપોદ્ઘાત આ આવૃત્તિમા પૃષ્ઠ ૧૫૫ થી ૧૯૧ સુધી "સદ્ગત શાસ્ત્રી કરુણાશંકરની ભૂમિકા" એવા મથાળા નીચે અપાઇ ચૂક્યો છે

ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી તરફથી બહાર પડેલું "મહાભારતની સમાલોચના" વાળું પુસ્તક ઠીક ઉપયોગી થાય તેમ છે." × × × × .

"આ પહેલો ભાગ પૂરો થતાં સુધીનું દરેક છેલ્લી વારનું પ્રૂફ શાસ્ત્રી કરુણાશંકરજીએ પોતે જ જોયેલું હોઈ આ સાથે જોડેલું શુદ્ધિપત્ર પણ તેમણે પોતે જ તૈયાર કરેલું છે"

"લડાઈની શરૂઆતમા કાગળોના ભાવ સવાયા-દોઢા થયા ને વધુ મોંઘારત થાય તેમ લાગ્યુ; જેથી રામાયણને તેમજ મહાભાગ્તના બે ભાગને પહોંચી રહે તેટલા કાગળો લઈ રાખવામાં આવ્યા પરંતુ લડાઈના કારણોથી દિવસે દિવસે છપાવવાની અગવડ વધવાથી આ પહેલો ભાગ છપાવવામા જ ઘણો સમય લાગ્યો અને રામયણ પણ અધવચ જ અટકેલું હતું. બીજી તરફ 'વિવિધ ગ્રથમાળા' માટે કાગળો ત્રણચારગણી કિંમતે લેવા પડે અને તેનુ લવાજમ વધારવું પડે તેમ હતું, એટલે પછી ઉપલા કાગળોમાંના જે કાંઇ સિલક હતા તે સર્વનો ઉપયોગ તેનો બદલો કરીને એ ગ્રથમાળામાં જ કર્યો."

"આ પ્રથમ ભાગ જો કે બેએક વર્ષ અગાઉ છપાઇ ચૂકેલો હોઇને માત્ર આસપાસનુ જ થોડુક છપાવવાનું બાકી હતું, પરંતુ મોંઘારત ઇત્યાદિનો ઉકેલ આવે અને મહાભાગ્તની યોજના ઘટતા ફેરફાર સાથે એ ભાગમા જ રજૂ થઇ આગળ વધે તેમ કરવાની ધારણાથી એ ભાગ અત્યાર-સુધી રાખી મુકાયો હતો."

"હવે લડાઇ મટી અને કાગળોના ભાવ ઘટયા છે, તો પણ હજી તે ત્રણગણા તો કાયમ જ છે. વળી છપાઈબધાઈના ખર્ચો તો લડાઇ મટયા પછી ઊલટા ઘણા જ વધ્યા છે. આ સર્વનો ઉપાય જો થોડીઘણી કિંમત વધારી લેવાથી જ થઇ શકતો હોત તો જુદી વાત હતી, પરંતુ છપાવવામાં સાથે ભીડ, અનિયમિતતા ઇત્યાદિ અગવડો પણ એવી વધી છે કે, અધૂરી રામાયણ હજી પૂરી થઇ શકની નથી 'વિવિધ ગ્રથમાળા'નું સામાન્ય અને નિયમિત કાર્ય એક વર્ષ પાછળ પડી ગયુ છે, અને 'ચરિત્રમાળા' જેવી ઉપકારક માળા બધ પડી છે, તે ચાલુ કરી શકાતી નથી આવા સયોગોમાં પાચ હજાર પૃષ્ઠના મહાભારતની યોજનાને તો કેમ જ આગળ વધારી શકાય ? વળી કરુણાશંકરજીનો કૈલાસવાસ થવાથી મહાભરતના ભાષાંતરનું કામ પણ હજી અધોઅર્ધ બાકી છે અને તેમના જેવા કોઈ સુયોગ્ય, ઉત્સાહી વિદ્વાન મળી આવશે ત્યારે જ તે આગળ વધી શકશે."

"આ અને બીજા કારણોનો ઉપાય સસ્થાનું સુયોગ્ય યંત્ર ગોઠવાઇ સારા પાયા ઉપર સ્વતંત્ર પ્રેસ નીકળવામાં જ રહેલો હોવાથી, હાલ બેએક વર્ષ સુધી તો કિંમત વધારી લઈને પણ મહાભારતની યોજના આગળ વધી શકે તેમ લાગતું નથી. તેથી આ ભાગને હવે વધુ ન રોકી રાખતાં મહાભારતની કશી યોજના સિવાયજ બહાર પાડી દેવાનું અને અગાઉ મહાભાગ્ત પેટે અનામત દાખલ લેવાયલો અકેક રૂપિયો પાછો આપી દેવાનું યોગ્ય ધારવામાં આવ્યું છે. ઉપલી સુગમતા થઇને મહાભાગ્તની યોજના યોગ્ય ફેરફારપૂર્વક આગળ વધતાં 'શાંતિપર્વ' તથા 'આદિ અને સભાપર્વ' ખરીદી ચૂકેલાઓને તે ગ્રથો ફરી વાર લેવાની ફરજ ન પડે એવી જ ગોઠવણ રખાશે."

સર્વાત્માના સ્મરણપૂર્વક ॐ તત્સત્ ।

મહાભાગ્તના સં. ૧૯૮૩માં એક સાથે નીકળેલા સાતે ભાગના પેટામાં જે 'શાંતિપર્વ' નવા ભાષાંતર સાથે પ્રસિદ્ધ થાય છે, તેને બીજી આવૃત્તિ અહીં એટલા માટે કહી છે, કે અત્ર તરફથી જૂના ભાષાંતર સાથે શાંતિપર્વ એક વાર નીકળેલું, તેને પણ ગણનામાં લેવું જોઈએ.

શાંતિપર્વની એ સવત્-૧૯૮૩ની આવૃત્તિના નિવેદનમાં મહાભારતના ભાષાંતર ઇત્યાદિ વિષે જે જણાવેલુ છે, તેમાની પણ જરૂરી હકીકત અહીં ઉતારીશું.

"મહામહિમાવતા મહાભારતના એક અગત્યના ખંડરૂપ આ 'શાંતિપર્વ' હોઇને તેમાં ગજ-

ધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મના પેટામાં ચારે વર્ણ અને ચારે આશ્રમના સામાન્ય ધર્મ, વિશેષ ધર્મ, મુખ્ય ધર્મ, ગૌણ ધર્મ ઇત્યાદિ અનેક સ્થળે, અનેક રીતે અને વિસ્તારપૂર્વક સમજાવેલું છે. મહાભારતના સમયની તેમજ પ્રાચીન સમયની અનેકાનેક હકીકતો, ચર્ચાઓ, કથાઓ, અનુભવો, સંવાદો અને વર્ણનો વગેરે એમાં એવી સુંદર અને અસરકારક રીતે અપાયાં છે, કે જેથી કરીને ધર્મજિજ્ઞાસુઓ માટે તો આ એકલા શાંતિપર્વને પણ ધર્મરૂપી અમૃતનો સાગર કહી શકાય. આવા ધર્મસિંધુમાં જે કોઈ જ્ઞાનચારિત્ર્યની ઇચ્છાપૂર્વક ડૂબકી મારી જાણે, તેને તો તેના તળિયામાં એવાં એવાં દિવ્ય અને મનોહર રત્નો જણાઈ આવે, કે જેને આંતર્બાહ્ય પ્રદેશમાં–અર્થાત્ આચારવિચારમાં–ધારણ કરવાથી પછી આ અસાર સંસારસમુદ્રમાં ડૂબી નહિ જવાતાં સુખપૂર્વક તર્યા કરાય; ભ્રાન્તિરૂપી ભૂતપિશાચ વિષયરૂપી વિષ પાયા કરી ખારાં જળ પેરે તેની તૃષ્ણા વધાર્યે જતાં હોય છે; તેને બદલે સત્ય સુખદાયક અને જ્ઞાનચારિત્ર્યવર્ધક ધર્મામૃતના જ ઘૂંટડા પિવાતા ચાલે અને તેના પરિણામે સાધનચતુષ્ટયરૂપી દિવ્ય સંપત્તિસંપન્ન કોઇ દેવસમો દયાળુ નાવિક પણ જરૂર શોધાય અને જડી જાય; કે જેની સહાયથી આ અસાર સંસારરૂપી મહાસાગરને કિનારે ઝટ પહોંચી જવાઈ, જીવતાં જીવત જ તે સચ્ચિદાનંદ પરમાત્માને પમાય, અને 'હરિ કરતાં હરિજન વધે' એવા જીવન્મુક્ત પણ બની શકાય."

"ધર્મજિજ્ઞાસુઓ માટે 'શાંતિપર્વ' આવું ઉપકારક હોવાથી પ્રથમ તો માત્ર એ એક જ પર્વ પ્રસિદ્ધ કરવા વિચાર ઊપજ્યો હતો. આથી અમદાવાદમાં અગાઉ સદ્‌ગત શ્રીમાન ભાઇશંકર સોલિસીટરની સહાયથી મહાભારતના પેટામાં શાંતિપર્વની જે ત્રણ આવૃત્તિઓ નીકળેલી; અને જેનું ભાષાંતર સાક્ષરવર્ય શ્રીછોટાલાલ નિર્ભયરામના હાથથી તૈયાર થયેલું હોઈ, તત્રપ્રકાશિત મહાભારતનાં અન્ય પર્વો કરતાં ચડિયાતું જણાયેલું, તેને માટે ઘટતી પરવાનગી લેવામાં આવી હતી; તથા પુષ્કળ સંશોધનાદિ કરાવીને અત્ર તરફથી તેની ચોથી આવૃત્તિ (સંવત ૧૯૭૦ માં) પ્રસિદ્ધ કરાઇ હતી."

"પરંતુ એ પછી શાંતિપર્વની એ આવૃત્તિ ખલાસ થાય તે પહેલાં જ મહાભારતનું નવું અને વધારે સારું ભાષાંતર તૈયાર કરાવવાનો સુયોગ મળી આવ્યો અને તેને અંગે શાંતિપર્વનું ભાષાંતર પણ વધારે સારું તૈયાર થવાની આશા બંધાઈ; અને તેથી એ આવૃત્તિ ખૂટ્યા પછી પણ તેનું નવું જ ભાષાંતર છપાવવાની વલણ રહ્યા કરી."

"આવી રીતે આ બાબતમાં પ્રથમ તો જનવર્ગના કિસ્મતે કંઇક જોર કરેલું જણાયું; પરંતુ પાછળથી એમાં પણ તત્કાળ માટે તો 'दरिद्राणां मनोरथाः' અથવા 'અકર્મીના પડિયા કાણા' જેવું જ જણાયુ. પેલો દેવ જેવો બ્રાહ્મણપુત્ર (શાસ્ત્રીજી કરુણાશંકર ભાનુશંકર) કે જે 'મહેનતમાં કાંઇ કસર ન કરે, (અને તે છતાં પણ) બદલાની આશા નવ ધરે' એવો દેવી પ્રકૃતિવાળો હોઇને પૂર્ણ ઉત્સાહથી ભાષાંતરકાર્ય ચલવ્યે જતો હતો; તે અર્ધું પણ તૈયાર કરવા પામે, તે પહેલાં જ નશ્વર દેહ તજી કૈલાસવાસી થયો!* પરમાત્મા તેના પુણ્યાત્માને અધિકાધિક ઉન્નતિ અર્પી સચ્ચિદાનંદપદે સ્થાપે, એવી પ્રભુપ્રાર્થના સાથે પ્રત્યેક વાંચનારને વિનંતિ છે કે, તેઓ પણ તેમના એક સુયોગ્ય હિતકારી તરીકે એ દેવ બ્રાહ્મણ માટેની આ પ્રભુપ્રાર્થના (આ વાંચતી વખતે એ

* "આ પ્રમાણે એ શાસ્ત્રીજી સદ્‌ગત થયા અને શાંતિપર્વની માગણી તો જારી જ હતી, એટલે પાછું તેનું તે જ ભાષાંતર પુનઃ પ્રસિદ્ધ કરવાના વિચારો આવેલા; પરંતુ એવામાં ઈશ્વરકૃપાથી આબેહૂબ એ જ ભાષાંતર (પાંચમી આવૃત્તિરૂપે) એક પ્રકાશક દ્વારા પ્રસિદ્ધ થયેલું જણાયું હતું."

"જો કે એ આવૃત્તિ તેમણે નાના અક્ષરમાં અને રૂપિયા સાડાઅગિયારના મૂલ્યે કાઢી હતી અને જે ભાષાંતર ઉપર જણાવ્યું તેમ આ સંસ્થાએ સદ્‌ગત ભાઇશંકર મહોદયની લેખિત પરવાનગી લઇને

મિનિટ રોકાઈને) તેઓ ઊંડા હૃદયપૂર્વક અવશ્ય કરે. જણાવવા જરૂર નથી કે, આ પ્રકારની પ્રાર્થનાઓમાં પ્રાર્થના કરનારનું પોતાનું પણ હિત સમાયલું છે."

"આમ થવાથી પછી સામાન્ય દૃષ્ટિથી તો આ સેવકે અન્ય સારા અનુવાદકની શોધ કરવી જ જોઈતી હતી; પરંતુ એ દૃષ્ટિથી શોધવા-સાધવા જેવા અન્ય પણ પ્રસંગોએ એવું તેવું બની શકેલું નહિ; તેમ આ પ્રસંગે પણ ન જ બની શક્યું. એક તો અન્ય સદ્ગ્રંથોના અને પુનરાવૃત્તિઓના તૈયાર સંયોગોને સેવવા આડે વખત મળે નહિ; અને બીજી તરફ શ્રદ્ધામૈયા પણ એવું જ કહ્યા કરે કેઃ-'ગાંડા, પાછો પેલી વાત અને પ્રભુની કબૂલાત ભૂલી ગયો ? ડાહ્યો થઈને મહત્ત્વના સંયોગ માટે તો નિર્ણય અને પ્રયત્ન, બધું તે સર્વપ્રેરક સર્વેશ્વરને જ સોંપતો રહે; અને તું તો તેના તરફથી જે કાંઈ સાધન-સંયોગ આપોઆપ પ્રેરાઈ આવે તેને જ રૂડે પ્રકારે પહોંચી વળાય તેમ કર; એટલે એવા થોડા કાર્યને પણ તે ભક્તવત્સલ ભગવાન હજારોગણું માની લેશે.' આથી આ સેવકથી પણ, મહાભારત જેવા મહાન ગ્રંથના અનુવાદ માટે કોઈ કોઈ સજ્જનો આપોઆપ આવી મળે, તેમને-તેમનું નમૂના દાખલ કાર્ય કાંઇ પણ ઊતરતા જેવું જણાતાં-ના જ કહી દેવાતી. જેવું પણ મળી આવે તેવું ચલાવી લેવું હોત, તો તો સદ્ગત ભાઇશંકર નાનાભાઈ બધાં ભાષાંતરની રજા આપવાને તૈયાર હતા; અને વર્તમાન પેટાયુગ માટે એ ભાષાંતર છેક સામાન્ય હોવા છતાં પણ તે કિંમતમાં તો ગુજરાતી પ્રેસની તે સમયની કિંમત (રૂ. ૨૫-૩૦) કરતાં અર્ધી જ કિંમતે અપાય તેમ હતું, એટલે તે પણ ખપી તો જાત જ;× પરંતુ સસ્તાની સાથે સારું હોવાની સમજણ પણ પાયામાં જ પડી ચૂકેલી, એટલે સારા અનુવાદક મળી આવતાં સુધી બીજાં પર્વો ભેગું શાંતિપર્વનું ભાષાંતર પણ અનેક વર્ષ સુધી અધ્ધર જ રહ્યું. એ પછી ઈશ્વરકૃપાથી આજથી ત્રણેક વર્ષ પર જ્યારે બીજો એક સંસ્કૃતજ્ઞ બ્રાહ્મણપુત્ર

ખર્ચપૂર્વક સંશોધન કરાવીને (ચોથી આવૃત્તિરૂપે) છપાવેલું, તે જ ભાષાંતર આ સંસ્થાને પૂછ્યા વિના અક્ષરશઃ છપાવી દીધું હતું; તથા અત્ર તરફની એ (ચોથી) આવૃત્તિના મુખપૃષ્ઠમાં સંશોધક તરીકે શાસ્ત્રી નરહરિ શર્માનું નામ અપાયેલું તે, તેમજ નિવેદનમાં જરૂરી હકીકત અપાયલી, તેમાંનું પણ કશું જ નહિ લેતાં તેમણે, જીકડું એવા જ ભાવનું છાપી મારેલું કે, એ પુસ્તકના સર્વ હક્ક તેમને સ્વાધીન છે! માની લઇએ કે, સ્વર્ગસ્થ ભાઇશંકર મહોદયે આ સંસ્થા ઉપરાંત તેમને પણ પરવાનગી આપી હોય; પરંતુ તેઓ સ્વપ્રકાશિત ત્રીજી આવૃત્તિને બદલે આ સંસ્થાએ ખાસ ખર્ચ અને સંશોધનાદિપૂર્વક જે ચોથી આવૃત્તિ છપાવેલી તે મુજબ છાપવાની પરવાનગી આ સંસ્થાની જાણ બહાર આપી દે એવા ભોળા તો હતા જ નહિ."

"આવી વિલક્ષણ નીતિપૂર્વક એ આવૃત્તિ એ બધું યે પ્રસિદ્ધ કર્યા પછી વળી એક વાર કોણ જાણે કેવી સમજણથી એક પત્ર પણ એવા ભાવનો મોકલેલો કે, એ પુસ્તક આ સંસ્થાએ છપાવવું નહિ !"

"અસ્તુ, એવું તેવું થવા છતાં પણ આ સેવકને ન તો મેળવેલી પરવાનગી બાતલ ગયેલી લાગી; કે ન તો વગર ફીએ બેરિસ્ટર મળે તેવું હોવા છતાં કોર્ટે ચઢી નાદ ઉતારવાની બુદ્ધિ જાગી. એટલું જ નહિ પણ ઊંડા વિચાર પછી પ્રભુએ સાદેસાદી એવી જ બુદ્ધિપ્રસાદી આપી કે, 'જે ધર્મગ્રંથ ખલાસ થઇ જવાથી મળી શકતો નહિ, તે ગ્રંથ એ પ્રકાશક કોઇ પણ રીતે ને કિંમતે કાઢ્યો તે ઠીક જ કર્યું છે. કેમકે જેઓને તેની તત્કાળમાં જરૂર હોય અને એટલા ખર્ચની સગવડ હોય, તેઓ માટે તો એટલી કિંમતવાળી એ આવૃત્તિ પણ ઉપકારક જ ગણાય. વળી અમદાવાદવાળા ભાષાંતર સાથે એ પ્રકાશકને હાથે શાંતિપર્વનું એ સંશોધિત ભાષાંતર અપાશે તે પણ તેટલે અંશે વધારે જ લોકહિતાવહ થશે.' આવી બુદ્ધિ ઉપજવાથી થયું એમ કે, જે કારણથી એ ગ્રંથ એના એ રૂપમાં છપાવવાની ઉતાવળ પેઠેલી તે પણ અમુક સમય માટે દૂર થઇ અને નવા સાગ ભાષાંતર માટે વધારે મોડું થાય તેની પણ ફિકર ગઇ !"

× "કેમકે એ સમયે સસ્તાપણા વગેરેને લીધે અત્ર તરફથી એ ગ્રંથ રૂપિયા ૧૬ માં અને પ્રથમથી ગ્રાહક થનાર માટે ૧૨ા માં કાઢવાની યોજના હતી."

(શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર) લગભગ કૈલાસવાસી શાસ્ત્રીજીના જેવી જ યોગ્યતા અને કાળજી-વાળો આવી મળ્યો; ત્યારે જ એ મહાભારતના બાકી રહેલા કાર્યભેગું શાંતિપર્વનું પણ ભાષાંતર આવા રૂપે તૈયાર થવા પામ્યું અને આજે આ ગ્રંથરૂપે બહાર પડયું."

"હવે મહાભારતના સાત ગ્રંથો સાથે આ શાન્તિપર્વની પ્રતો છપાવા ઉપરાંત વધારે પ્રતો પણ છપાઇ છે; એટલે એકલો એ ભાગ લેનારાની જાણ માટે જણાવવાનું કે:—

"મહાભારતના એકંદર કદના શુમારે પાંચમા ભાગ જેટલું આ પુસ્તક હોવા છતાં તેનું મૂલ્ય રૂા. ૩૬)ને ફાળે સાત રૂપિયા નહિ રખાતાં, માત્ર પાંચ જ રૂપિયા શાથી રખાયું? હકીકત એવી છે કે, "ભાષાંતર, નવાં ચિત્ર, કંપોઝ, શોધન વગેરેનો ખાસ ખર્ચ મહાભારતના આખા સેટ ઉપર ચઢી ચૂકેલો હોવાથી, છૂટક માગણીના સંભવ પર શાન્તિપર્વની જે વધુ પ્રતો છપાઇ તેના ઉપર ચઢયો નથી."

સર્વ સંપત્તિઓના સાગર અને અતિ ઉદાર દાતા એવા પરમાત્મદેવના સ્મરણપૂર્વક ૐ તત્સત્।

અમદાવાદ
સંવત ૧૯૮૩–જયેષ્ઠ માસ
} લી૦ અવગુણસાગર–ભિક્ષુ અખંડાનંદના યથાયોગ્ય

# મહાભારત વિષે શ્રીબંકિમચંદ્ર લાહિડી

મહાભારત એક સુંદર પુષ્પવાટિકા છે. પણ ઘણા લાંબા વખતથી જે વાડી દેખરેખ વગરની સૂની પડી હોય તેમાં ઝાડીઝાંખરાં વગેરે ઊગીને જંગલ જેવી બની જાય છે, તેવું આ મહાભારતનું પણ થયું છે.

જે મહાભારતની અંદર અનેક સ્થાને ઊંચા પ્રકારના સુંદર ભાવો વર્ણવ્યા છે, કેટલાય અનુપમ ઉપદેશો ભર્યા છે, કેટલીયે હિતની કથાઓ કહી છે, તે જ મહાભારતમાં પાછી નહિ કાને સાંભળી શકાય, નહિ કોઇને કહી શકાય, તેમ નહિ કોઇને વાંચી સંભળાવાય એવી કેટલી બધી ગંદી, અશ્લીલ વાતો પણ છે! જે મહાભારતમાં અનેક સ્થાને સતીત્વના મહિમાની મુક્તકંઠે પ્રશંસા કરી છે, તે જ મહાભારતમાં સતીત્વનું ખૂન કરે એવી વાતો પણ છે.

જે દુર્યોધનને મહાભારતને પાને પાને ભયંકર પાપી તરીકે ચીતર્યો છે, જેને વેદવ્યાસે, ભીષ્મદેવે, દ્રોણાચાર્યે, વિદુરે, સંજયે, અરે! જેને તેનાં સગાં માબાપે પણ–મહાપાપી કહીને બોલાવ્યો છે, તે જ દુર્યોધનની જાંઘનું હાડકું ભાંગી ગયા પછી શું થયું? મહાભારત કહે છે કે, "તેના ઉપર આકાશમાંથી પવિત્ર અને સુગંધયુક્ત પુષ્પોની વૃષ્ટિ થવા લાગી, ગંધર્વો મનોહર વાદ્ય વગાડવા લાગ્યા, અપ્સરાઓ તેનાં યશોગાન ગાવા લાગી અને સિદ્ધગણોએ તેને પુષ્કળ ધન્યવાદ દીધો. કૃષ્ણ અને પાંડવોના બીજા બધા મિત્રો દુર્યોધનનું આવું સન્માન થયેલું જોઇને અતિશય લજવાઈ ગયા."

પણ આવડા મોટા મહાભારતમાં કોઇ પણ જગ્યાએ દુર્યોધનના યશનો જરા જેટલો પણ ઉલ્લેખ નથી. તેને હાથે કોઇ સારું કામ થયું હોય એવો એક દાખલો પણ નથી; છતાં મહાભારતમાં એવું પણ કહ્યું છે કે તે મૂઆ બાદ સ્વર્ગે ગયો. ત્યારે આ બધું પ્રક્ષિપ્ત નહિ તો બીજું શું હોય? ધર્મનો જય અને પાપનો ક્ષય, એ મહાભારતનો મુખ્ય ઉપદેશ છે. પણ હાલ આપણી પાસે જે મહાભારત છે, તેમાં તો એ ઉપદેશ ઉપર એક સામટું પાણી જ ફરી વળ્યું છે, તે તદ્દન અર્થ વગરનો થઈ ગયો છે.

કોઈ કદાચ એવી દલીલ કરે કે, દુર્યોધન રણમેદાનમાં લડતાં લડતાં જ મૂઓ માટે સ્વર્ગે ગયો, ત્યારે કર્ણ પણ યુદ્ધના મેદાનમાં યુદ્ધ કરતાં જ મરાયો હતો ને? છતાં તેને કેમ નરકની પ્રાપ્તિ થઈ? વળી કર્ણને

* આ વિદ્વાન લેખક તરફથી બંગાળીમાં 'મહાભારત મંજરી' નામે પુસ્તક પ્રસિદ્ધ થયું છે. તેના નિવેદનમાં તેમણે જણાવેલા વિચારો આ સ્થળે આપ્યા છે. સદરહુ ગ્રંથ અત્ર તરફથી ગુજરાતીમાં પ્રસિદ્ધ થયો છે અને રૂા. ૨)ના મૂલ્યથી મળે છે.

તો મહાભારતમાં અનેક જગ્યાએ પરમ ધાર્મિક, મહાદાનેશ્વરી અને સત્યપરાયણ તરીકે વખાણ્યો છે. મહાભારતને જ આધારે દુર્યોધનના કરતાં કર્ણનું ચારિત્ર્ય અનેકગણું ચઢિયાતું હતું એ ઉઘાડું છે.

અને જેની કોઇની સાથે પણ સરખામણી ન થઈ શકે એવા કૃષ્ણના ચરિત્રનું કેમ છે? મહાભારતમાં જુદી જુદી જગ્યાએ તેમના સ્વભાવનાં જુદાં જુદાં-પરસ્પર વિરોધી-ચિત્રો જોવામાં આવે છે. એક જગ્યાએ તેમને વિષે લખ્યું છે કે, "કૃષ્ણ, કામ ક્રોધ, અર્થ, લોભ, હિંસા, હેતુવાદ અથવા એવા બીજા કોઇ પણ કારણસર કદી પણ ધર્મનો ત્યાગ કરતા ન હતા. જ્યાં ધર્મ ત્યાં કૃષ્ણ અને જ્યાં કૃષ્ણ ત્યાં જ વિજય." એજ મહાભારતમાં પાછું બીજે ઠેકાણે એવું લખ્યું છે કે, તે સર્વગુણસંપન્ન અસાધારણ પુરુષ યુધિષ્ઠિરને તેના ગુરુને મારવાનું ઉત્તેજન આપવા માટે જૂઠું બોલ્યા હતા. આ વાત મહાભારતમાં પાછળથી જ ઘૂસી ગઈ હોવી જોઇએ.

યુધિષ્ઠિરનું પણ તેવું જ છે. મહાભારતના આરંભમાં જ લખ્યું છે કે, "વેદવ્યાસે પાંચ પાંડવોની સત્યનિષ્ઠાનું અને ધૃતરાષ્ટ્રના પુત્રોની દુષ્ટતાનું વર્ણન કર્યું છે." યુધિષ્ઠિરને વેદવ્યાસ અને સંજય તો વખાણે જ છે, પરંતુ શકુનિએ અને ગાંધારી રાણીએ પણ તેમની સત્યપરાયણતાનાં અને ધાર્મિકતાનાં ખૂબ વખાણ કર્યાં છે. કુરુક્ષેત્રનું યુદ્ધ થયું તે પહેલાં થોડા વખત અગાઉ જ, કૌરવોની સભામાં ભીષ્મદેવે યુધિષ્ઠિરના અનુપમ ચારિત્ર્યનું જે સુંદર ચિત્ર દોર્યું હતું, તે આ પુસ્તકના વિરાટપર્વના બીજા અધ્યાયમાં દાખલ કર્યું છે. આના કરતાં વધારે પ્રશંસા માણસની કોઇ દિવસ થઇ નથી અને થવાની પણ નથી. એ જ પ્રસંગે યુધિષ્ઠિરની સત્યપરાયણતાની બાબતમાં દ્રોણાચાર્યે જે એકરાર કર્યો છે, તેને પણ ઉપલા જ અધ્યાયમાં સ્થાન આપ્યું છે. દ્રોણાચાર્ય પડ્યા તેની આગલી રાતે તેમના સાળા અને મિત્ર કૃપાચાર્યે કહ્યું હતું કે, "ધર્મપુત્ર યુધિષ્ઠિર બ્રહ્મનિષ્ઠ, સત્યવાદી, જિતેન્દ્રિય અને ધર્મની આજ્ઞાઓનું નિયમિત રીતે પાલન કરનાર છે. તેમના બીજા ભાઇઓ પણ ધર્મને અનુસરે છે." તે જ રાત્રે દ્રોણાચાર્ય પણ બોલી ગયા હતા કે, "પાંડવો યથાવિધિ ધર્મ પ્રમાણે આચરણ કરે છે."

ત્યાર પછી દ્રોણાચાર્ય યુદ્ધમાં પડ્યા; ત્યારબાદ શું થયું તે જોઇએ. દ્રોણ પડ્યા તેને ત્રીજે જ દિવસે તેમના પુત્ર મહાવીર અશ્વત્થામાએ યુધિષ્ઠિર રાજાની સાથે સુલેહ કરવાનો ખાસ ભાર મૂકીને આગ્રહ કરતાં દુર્યોધનને કહ્યું હતું કે, "યુધિષ્ઠિર રાજા નિરંતર પ્રજાનું હિત કરવામાં જ તત્પર રહે છે." ત્યારે હવે સવાલ એ થાય છે કે, જો યુધિષ્ઠિરે જૂઠું બોલીને, દગો કરીને દ્રોણને મરાવ્યા હોત તો તેમના મરણ પછી ત્રીજે જ દહાડે તેમનો જ પુત્ર યુધિષ્ઠિરની સાથે સંધિ કરાવવા માટે આટલો આગ્રહ કરે જ શા માટે? પોતાના પ્રિય પિતાનો અન્યાયથી-દગાથી ઘાત કરાવનારને કોઇ પણ રીતે તેના કૃત્યનો યોગ્ય બદલો અપાવવાને બદલે તેની સાથે સંધિ કરાવવાની અશ્વત્થામા પેરવી કરે એ માની શકાય જ નહિ.

અશ્વત્થામા કાંઈ છેક જ વૈરવૃત્તિ વગરનો ક્ષમાપરાયણ માણસ ન હતો. પોતાની વૈરવૃત્તિથી ઉશ્કેરાઇને તેણે પોતાના પિતાનો વધ કરનાર ધૃષ્ટદ્યુમ્નને તેની છાવણીમાં પેસીને રાત્રે ઊંઘતો જ મારી નાખ્યો. વૈરવૃત્તિના આવેશમાં તેણે ન્યાય-અન્યાયનો વિવેક ખોયો હતો અને તેથી તે આવું ઘોર પાપકર્મ કરવા પ્રેરાયો હતો.

વળી દ્રોણનો વધ થયો તેને ત્રીજે જ દિવસે કૃપાચાર્ય પોતે બોલ્યા હતા કે, "પાંડવો સાધુ પુરુષ છે." અને પાંચમે દિવસે વેદવ્યાસે અશ્વત્થામાને કહ્યું હતું કે, "યુધિષ્ઠિર રાજા અધર્મની સહાય લઇને યુદ્ધમાં જીતવા ઇચ્છતા નથી." તે જ દિવસે ધૃતરાષ્ટ્રને પણ કહ્યું હતું કે, "પાંડવોએ તમારો એક રતીપૂર પણ અપરાધ કર્યો નથી."

દ્રોણનો વધ થયા પછી જ્યારે દુર્યોધન પણ માર્યો ગયો, ત્યારે બાણશય્યા પર પડ્યા પડ્યા પરમ ધાર્મિક પુરુષ ભીષ્મદેવ પોતાની બાણશય્યાની અસહ્ય વેદના ભોગવી રહ્યા હતા. તેમણે પણ એ વેદના સહન કરતાં કરતાં યુધિષ્ઠિર સત્યનિષ્ઠાવાન છે, ધર્મપરાયણ છે, એવી તેમની પાર વગરની પ્રશંસા કરી હતી. તેમના તે વખતના ઉદ્ગાર આ પુસ્તકના શાંતિપર્વના ત્રીજા પ્રકરણમાં જોવામાં આવશે. વળી ભીષ્મદેવે પ્રાણત્યાગ કર્યો તે ક્ષણે જ તેમણે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, "યુધિષ્ઠિર દયાળુ, ગુરુવત્સલ, શુદ્ધ મનવાળા અને ધર્મરાજ છે." આ બધી હકીકતો તથા તેની સાથે સંબંધ ધરાવતી બીજી પણ ઘણી બાબતો વિષે વિસ્તારપૂર્વક વિવેચન કર્યું છે, તે બધું વાચક યથાસ્થાને જોઇ શકશે.

એવા ચરિત્રોને છેક છોડી જ દેવા? જો છોડી દઇએ છીએ તો આ વિશાળ ભારતના અનુપમ અને વિરાટ પર્વતાકાર સાહિત્યમાંથી રૂપિયે પંદર આના જેટલા સાહિત્યને તો દરિયામાં જ ફેંકી દેવાનું ઠરે છે વળી એ ચરિત્રોનો અસંખ્ય હિંદુ જનતા ઉપર એટલો બધો પ્રભાવ પડી ગયો છે કે, તેમને છેક ફેંકી દેવાનું પણ અસંભવિત છે તેમને હિંદુઓના હૃદયમાંથી ખસેડી શકાય એમ છે જ નહિ ત્યારે હવે આદર્શ ચરિત્રો લાવવા ક્યાંથી? પરદેશના આદર્શ ચરિત્રોથી એ ખોટ પૂરી પડે એમ પણ નથી પરદેશના ચરિત્ર ગમે તેવા હોય તો પણ વિદેશી આદર્શનો પ્રભાવ આપણા સ્વદેશના આદર્શ જેટલો લોકોના હૃદય અને મન ઉપર પડે નહિ સ્વદેશપ્રેમી યુવક-યુવતીઓ ઉપર તો તેમની છાપ પડે જ શી રીતે? જેથી કરીને લોકોમાં સાચી સ્વદેશવત્સલતા જાગી ઊઠે અને અધોગતિએ ગયેલા ભારતની સળંગ અને સર્વાંગી ઉન્નતિ અને કલ્યાણ થાય એવો ખરા હૃદયથી પ્રયત્ન કરવાની હાલના ગ્રંથકારોની ફરજ છે અને તે માટે તો આ દેશના સ્ત્રીપુરુષોની આગળ આ દેશના જ આદર્શ સ્ત્રીપુરુષોના ચરિત્રોને આદર્શ સ્વરૂપમાં ધરવા જોઇએ તો પછી પ્રાચીન કાળની ભવ્ય ચરિત્રમૂર્તિઓ જે કાગડા, કાબર અને ચામાચીડિયાંના મળના ડાઘથી ખરડાઇ ગયેલી છે, તેમને ધોઈને સાફ કરીને લોકોની અર્ચના માટે પ્રસ્તુત કરવાની જ રહી

આ ઉદ્દેશને અનુલક્ષીને મૂળ મહાભારતમાંથી સામગ્રી એકઠી કરીને તેને વર્તમાન સમયમાં ઉપયોગી થઈ પડે એવું સ્વરૂપ આપીને આ પુસ્તક તૈયાર કર્યું છે મહાભારતમાં જે જે સુંદર, ગ્રહણ કરવા જેવું અને દેશ, હિતના સાધનમાં ઉપયોગી થઇ પડે એવું અમે દીઠું, તે બધું આ પુસ્તક (મહાભારત મંજરી)માં વીણી વીણીને ભર્યું છે મહાભારતમાં અનેક ઠેકાણે વેરાયેલી છૂટી છવાઈ રત્નકણિકાઓ જ્યાંથી મળી આવી ત્યાંથી લઈ લઇને એકઠી કરી છે એકલા મહાભારતમાંથી જ નહિ પણ હરિવંશ, વેદ, ઉપનિષદ, દર્શન, બૌદ્ધગ્રંથો, રામાયણ, યોગવાસિષ્ઠ, મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્ક્ય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ વગેરેની વીસ સ્મૃતિઓ, ભાગવત, વાયુ સ્કન્દ વગેરે પુરાણો, ચરકસંહિતા, ચાણક્યનું નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, પુરોહિતદર્પણ, તદુપરાંત અનેક અંગ્રેજી અને બંગાળી ગ્રંથો તથા દૈનિક માસિક અને સાપ્તાહિક પત્રિકાઓ, એ બધામાંથી અમે વિવિધ સામગ્રીનો સંગ્રહ કરીને પ્રાચીન ભારતની રાજનીતિ, ધર્મ અને સમાજનું ચિત્ર અંકિત કરીને તેની ભારતવાસીઓને ભેટ કરી છે

અનેક બાબતોનું ઠેઠ વેદના કાળથી માંડીને વર્તમાન યુગ સુધીનું સળંગ અને અખંડ વર્ણન કર્યું છે વેદના સમયથી આધુનિક સમયના તમામ ઋષિમુનિઓ, બ્રાહ્મણો, લોકવર્ગ અને શાસ્ત્રો, બધા જ અમને અત્યંત ઉદાર માલૂમ પડ્યા છે ઉદારતા એ હિન્દુજાતિનો લક્ષણગત સ્વભાવ જ હતો, છતાં શાસ્ત્રોમાં હાલ આપણે અનુદાર અને સંકીર્ણ વચનો પણ જોઇએ છીએ તેનું શું કારણ હશે? એનો એક જ ઉત્તર હોઇ શકે કે એ બધાં જ વચનો પાછળથી પેસી ગયેલાં છે અમે વેદના કાળથી માંડીને વર્તમાન સમય સુધીનું દરેક બાબતનું જે રીતે વર્ણન કર્યું છે તે જોતાં કોઇ જ એમ નહિ કહી શકે કે, અનુદારતા એ હિન્દુ જાતિનું લક્ષણ હતું અને તેમના શાસ્ત્રોમાં જે ઉદાર વચનો છે તે જ પ્રક્ષિપ્ત છે વળી મહાભારતની અગાઉના અને તેની પછીના સમયને બાદ કરીને જો એકલા મહાભારતના સમયની જ પરિસ્થિતિનો હેવાલ આપત તો વિષય અધૂરો રહી જાત અને તેથી કોઈને તૃપ્તિ થાત નહિ

આપણા ઉદાર શાસ્ત્રોમાં ક્યા ક્યા જમાનામાં અને શા શા કારણોને લીધે અનુદાર ભાવો ઘૂસી ગયા છે, તેની પણ અમે આ (મહાભારત મંજરી)ના પુસ્તકમાં યોગ્ય સ્થળે ચર્ચા કરી છે

'જે સર્વને માટે અત્યંત હિતકર હોય તે જ સત્ય છે અને તે જ ધર્મ છે' આવા વિશુદ્ધ અને કલ્યાણકારી મંત્રનો ભારતે જ સૌથી પહેલો પ્રચાર કર્યો છે અને સૌથી પ્રથમ ભારતે જ તેનો અમલ કર્યો છે જે દિવસથી ભારતના લોકોએ ભૂતકાળની એ શિક્ષાને વિસારે મૂકી હિતવાદનો ત્યાગ કર્યો, સ્વતંત્ર વિચાર શક્તિને રજા આપી, વિવેકબુદ્ધિ ખોઇ બેઠા અને દેશાચારના ગુલામ બન્યા તે દિવસથી તેમનું ક્રમશ અધઃપતન થવા માંડ્યું છે અને તે ક્યારે અટકશે તે તો પ્રભુને ખબર! જે અજ્ઞાનના ગુલામ છે, વહેમ અને રૂઢિઓના ગુલામ છે, સમાજના અને દેશાચારના ગુલામ છે—સર્વના જ ગુલામ છે, તેમના મન ઉપરથી ગુલામીનો બોજો શી રીતે દૂર થાય અને સ્વાધીનતા તરફ તેમને આદરભાવ શી રીતે પ્રગટે?

પ્રાચીન હિન્દુ સભ્યતા કેટલીક બાબતોમાં ઘણી જ નિંદાને પાત્ર હતી; એ વાત પણ સાચી છે. મનુષ્યની કોઈ પણ કૃતિમાં હંમેશાં અપૂર્ણતા અને ખામીઓ તો હોય જ. અત્યારે આપણે ભૂતકાળને જ આદર્શ માનીને તેનું જ અંધ અનુસરણ કરવું જોઇએ એવું અમે કહેતા જ નથી. વીસમી શતાબ્દીએ ભૂતકાળને ઘણે દૂર પાછળ મૂકી દીધો છે અને ખૂબ આગળ કૂચ કરી છે. તો પણ અમારું કહેવું એ છે કે, ભારત સમસ્તના હિતનો વિચાર કરીને દેશ, કાળ અને પાત્રનો વિવેક કરીને સમયને અનુકૂળ સુધારા કરી લેવા જરૂરના છે. જો ભારતવર્ષને ફરીથી ઉજ્જ્વલ યશ અને ગૌરવથી શોભતો જોવા આપણે ઇચ્છતા હોઇએ તો ઉદારતા, સમાનતા, મૈત્રી અને સ્વાધીનતાની પૂરેપૂરી જરૂર છે. એ સિવાય ભારતની ઉન્નતિનો સંભવ નથી, આશા પણ નથી.

સંસ્કૃત સાહિત્યના ભંડારમાં-કોણ જાણે કોને માટે?—ભારતના ભૂતકાળના ગૌરવના કેટલાંય સ્મૃતિચિહ્નો પડ્યાં છે; પણ જે દેશના લોકોને તેમના ભૂતકાળનો મહિમા જાણવાની કશી પડી જ નથી, પોતાના પૂર્વજોનો ઇતિહાસ વાંચવાની દરકાર નથી, તે દેશની ઉન્નતિની આશા જ શી? તેમના ઇતિહાસની સાર્થકતા જ શી? જ્યારે ભૂતકાળના ઇતિહાસના પ્રકાશ વડે ભવિષ્યના માર્ગ ઉપર અજવાળું પડે, ત્યારે તો તે ઇતિહાસની સાર્થકતા થઈ કહેવાય.

ભારતની ફરી પાછી ક્યારે ઉન્નત અને ઉજ્જ્વલ અવસ્થા થશે, ક્યારે ભારતનાં યશોગાન જગતમા પાછાં ગવાતાં થશે તે કોઈ જાણતું નથી; તો પણ ગમે ત્યારે પણ તે ઉજમાળો દિવસ ઊગશે જ ઊગશે; એ આશાને હૃદયમાં ધારણ કરીને લેખક આ ગ્રંથ લખવા તૈયાર થયો છે. આઠ આઠ વર્ષના પરિશ્રમને લીધે તેની તંદુરસ્તીનો નાશ થવા પામ્યો છે. તો પણ જો આ પુસ્તક અંધવિશ્વાસને દૂર કરવામા દેશમાં ઉદારતા, સામ્ય, મૈત્રી અને સ્વાધીનતાની ફરીથી પ્રાણપ્રતિષ્ઠા કરાવવામાં કાઇક પણ સહાયક થશે, તો તેનો બધો જ પરિશ્રમ સફળ લેખાશે.* × × × × × × ×

આવારિયા (પૂર્ણિયા)
તા. ૨૫ શ્રાવણ, ૧૩૩૧ બંગાબ્દ. —બંકિમચંદ્ર લાહિડી

# મહાભારતનાં નીતિસૂત્રો*

"ગમે તેટલા મોટા પાત્રમાં એક નાનું સરખું પણ છિદ્ર હોય, તો તેમાનું બધું જ પાણી ગળી જાય છે; તેમ માણસની ગમે તે એક ઇન્દ્રિય પણ જો બે-લગામ હોય, તો તેની તમામ બુદ્ધિ હરાઇ જાય છે."

"જ્ઞાન વડે મનને વશ કરવું; મન વડે ચક્ષુ અને કર્ણને વશ કરવા; ચક્ષુ અને કર્ણ વડે હાથપગને વશ રાખવા અને ધૈર્ય વડે ઉપસ્થ અને ઉદરને વશ રાખવાં."

"આશા ધૈર્યને હરી લે છે, ઈર્ષા ધર્મનું હરણ કરે છે, ક્રોધ શ્રીનું હરણ કરે છે, કુસંગતિ ચારિત્ર્યનું હરણ કરે છે, કામ લજ્જાને હરે છે, વૃદ્ધાવસ્થા રૂપને હરે છે, મૃત્યુ પ્રાણને હરે છે અને અહંકાર એ સર્વસ્વનું હરણ કરે છે."

"સૌને જીતવા કરતા પોતાને જ જીતવું એ શ્રેષ્ઠ છે. પોતાને જીતનાર મહાત્માના જયને ફેરવીને તેનો પરાજય કરવા કોઇ સમર્થ નથી."

"હોલવાતાં રહી ગયેલો જરા જેટલો અગ્નિ, કરજ ભરતાં ભરતાં રહી ગયેલું થોડુંક જ કરજ અને મરતા મરતાં જીવતો રહી ગયેલો નાનો સરખો શત્રુ થોડી વારમાં જ વધી જાય છે અને સર્વસ્વનો નાશ કરે છે."

"જે વગરતેડ્યે આવીને ઊભો રહે છે, વગરપૂછ્યે સલાહ આપનો ફરે છે, જે વિશ્વાસપાત્ર ન હોય તેનો વિશ્વાસ કરે છે અને વિશ્વાસપાત્ર હોય તેનો અવિશ્વાસ કરે છે, તે જ મૂર્ખ છે."

"ક્રોધ કરતા પહેલા ઘણો વિચાર કરવો. મોઢામાંથી વેણ ઉચ્ચારવું તે ઘણો વિચાર કરીને ઉચ્ચારવું. પોતાનું કર્તવ્ય નક્કી કરવું તે પણ ખૂબ વિચાર કરીને કરવું. કોઇ પણ કામમાં હાથ ઘાલતાં પહેલાં ખૂબ વિચાર કરવો અને આરંભેલું કામ પડતું મૂકતા પહેલા પણ ઘણો જ વિચાર કરવો."

* અત્ર તરફથી પ્રગટ થયેલ 'મહાભારત મંજરી'નામના પુસ્તકમાંથી

# अनुक्रमणिका

## १–आदिपर्व

| અધ્યાય | વિષય | પૃષ્ઠ |
|---|---|---|



## સંભવપર્વ

# ૨–સભાપર્વ

# चित्रोंनी अनुक्रमणिका

# મહાભારત વિષે વિદ્વાનોના વિચાર

## ૧-લોકમાન્ય તિલક મહારાજના વિચાર*

આજ લગભગ બે હજાર વર્ષથી જે મહાભારતના આધારે ભારતવર્ષના સર્વ પ્રાંતોના કવિ, પુરાણી, કીર્તનકાર વગેરે પોતાનાં કાવ્ય, કથા અને કીર્તન રસપૂર્વક કરતા આવ્યા છે; તે એક એવો ગ્રંથ છે કે, જે હિમાલયથી કન્યાકુમારી સુધી અને સિંધુથી તે બ્રહ્મપુત્રા સુધીના પ્રાચીનકાળના છપ્પને દેશોમાં આબાલવૃદ્ધ-સર્વ કોઇને એકસરખો પ્રિય થયેલો છે. જો કે રામકથા પણ ભારતકથાના જેટલી જ ભારતવર્ષમાં લોકપ્રિય છે; પરંતુ રાષ્ટ્રીય દૃષ્ટિએ તો મહાભારતની જ યોગ્યતા વધારે છે એમાં સંદેહ નથી. કારણ એ છે કે, રાષ્ટ્રના લોકોના વ્યવહારમાં રોજ રોજ જે અનેક પ્રકારના પ્રસંગો ઊભા થયા કરે છે અને તેમને જે જે સંકટોમાંથી પાર પડવું પડે છે, અથવા તો જે જે વિઘ્નો અને સુખદુઃખોનો તેમને અનુભવ કરવો પડે છે, તે બધી જ બાબતોનું મહાભારતમાં યથાર્થ વર્ણન સમાયલું છે. વળી એટલું જ નહિ પણ એવા અનેકવિધ પ્રસંગો આવતાં મનુષ્યમાત્ર પોતાનું કેવું વર્તન રાખે કે જેથી આ લોક અને પરલોકમાં પણ તેનું કલ્યાણ થાય; આપણા પૂર્વજો એવે પ્રસંગે કેવું વર્તન રાખતા; એવે પ્રસંગે અમારો ધર્મ શું છે, નીતિ શું છે અને એ બન્નેનું તારતમ્ય વિચારીને તેનો અમારે વ્યવહારમાં કેવી રીતે અમલ કરવાનો છે; લૌકિક સુખ-સાધન કરતાં પારલૌકિક સુખ-સાધન ક્યારે અને કેવી રીતે વધારે મહત્ત્વનાં હોય છે; એકબીજા વચ્ચે એ સાધનોનો કેવો સંબંધ છે અને તેમના વચ્ચેનો વિરોધ કેવી રીતે દૂર કરી શકાય છે, એ વગેરે અનેક મહત્ત્વના પ્રશ્નોનો ઉકેલ, આ ગ્રંથમાં ભગવાન વેદવ્યાસે, **પોતાની સાહજિક અને સરળ ભાષામાં, પ્રાસાદિક વાણીમાં અને નાનું બાળક પણ સમજી શકે એવાં મનોરંજક ઉદાહરણોના રૂપમાં અત્યંત સુંદર અને માર્મિક રીતે આણ્યો છે.** એ ઉપરાન્ત આ ગ્રંથની વિશેષ ખૂબી તો એ છે કે, તે પંચતંત્રની પેઠે કલ્પિત કથાઓથી ભરપૂર નથી; અથવા મનુસ્મૃતિ કે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની પેઠે કેવળ ધર્મવિષયક આજ્ઞાઓ કે ચર્ચાઓથી ભરપૂર નથી કે જેથી તે આબાલવૃદ્ધની સામાન્ય સમજણમાં ઝટ ઊતરે નહિ. મહાભારત ગ્રંથ તો પ્રાચીન ભારતના ઇતિહાસને જ આધારે રચાયેલો હોઇને પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં તેને 'ઇતિહાસ' તરીકે પણ વર્ણવેલો છે. હવે અર્વાચીન ઇતિહાસકારોને પણ દૃઢ વિશ્વાસ બેઠો છે કે, ભીષ્મ, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, શ્રીકૃષ્ણ, દુર્યોધન વગેરે જે આ આર્ષ મહાકાવ્યના નાયક, ઉપનાયક કે પ્રતિનાયક છે, તે પણ બધા કપોલકલ્પિત નથી પણ ઐતિહાસિક પુરુષો છે.

દ્વાપરયુગ પૂરો થઇ કળિયુગની શરૂઆત થાય તે પહેલાં-અર્થાત્ ભારતવર્ષ અત્યંત વૈભવવાળી અને ઉજ્જ્વળ સ્થિતિએ પહોંચ્યા પછી, જ્યારથી તેની ઊતરતી દશાનાં પૂર્વલક્ષણ દેખાવા લાગ્યાં તે જ સમયે, એ મહાપુરુષોએ આર્યાવર્ત દેશને પવિત્ર કર્યો હતો. કારણ કે તેમનાં ચરિત્ર એટલાં ઉદાત્ત, બોધપ્રદ અને મનોરંજક હતાં કે તે ઉપરથી મોટે ભાગે એમ જ લાગે છે કે, આ

* મરાઠી "ભારતીય યુદ્ધ" ના લોકમાન્ય તિલકે સંવત ૧૯૭૦ માં લખેલી પ્રસ્તાવનામાંથી સ્વતંત્ર અનુવાદ.

કળિયુગના આરંભમાં પરમેશ્વરે એ મહાપુરુષોને એટલા જ માટે ખાસ ઇરાદાપૂર્વક ઉત્પન્ન કર્યા હતા કે એ સમય પછી ભારતવર્ષની જે દુર્દશા થવાની હતી તે થવા છતાં પણ (જેમ જગતમાંથી અન્ય પ્રજાઓનાં નામનિશાન ઊખડી ગયાં છે તેમ–આર્યપ્રજા અને તેનો સર્વોત્તમ આર્યધર્મ પણ જડમૂળમાંથી ઊખડી જાય નહિ; અને "ભાંગ્યું ભાંગ્યું તો યે ભરૂચ" ની પેઠે કાંઈ પણ તેનું સાચું બીજ–મૂળ–જળવાયલું રહીને) ભારતવર્ષના (થોડાઘણા પણ) લોકો ધર્માચરણમાં પ્રવૃત્ત રહી શકે.

**ભગવાન વેદવ્યાસની વાણી કાવ્યદૃષ્ટિએ તો રસભરી છે જ; પરંતુ તેની સાથે એ વાણીરૂપી કુંદનમાં જે હીરા જડેલા છે, તે પણ તેજસ્વિતાદિ ગુણોમાં કાંઇ જેવા તેવા નથી.** આ જ કારણથી મહાભારત ગ્રંથ અને તેના નાયક-ઉપનાયક વગેરે મહાપુરુષો, તેમને હજારો વર્ષ વીતી જવા છતાં પણ આર્યભૂમિનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોનાં હૃદયમાં પ્રિય જ થતા આવ્યા છે.

**ટૂંકમાં કહીએ તો મહાભારત એ એક અત્યુત્તમ રાષ્ટ્રીય ગ્રંથ છે.** આર્ય ભૂમિના અતિશ્રેષ્ઠ મહાકવિએ પોતાની પ્રાસાદિક વાણીથી તે રચ્યો છે અને તેના નાયક અમારા પૂર્વજોમાં પણ મહાપુરુષ ગણાયલા હોવાથી અમને વર્તમાન આર્યલોકોને પણ એ રાષ્ટ્રીય ગ્રંથ સ્વભાવથી જ અત્યંત પ્રિય લાગે એમાં નવાઈ નથી. કેમકે એ ગ્રંથ ચતુર્વિધ પુરુષાર્થને સાધ્ય કરવામાં અમને સેંકડો–હજારો–વર્ષોથી અચૂક માર્ગદર્શક થતો આવ્યો છે. બીજાં પણ રાષ્ટ્રોમાં પ્રાચીન કાળમાં આ જાતના ગ્રંથો રચાયા હશે; પરંતુ અમને મહાભારતનાં કથાનકોમાં જેવું પોતાપણું લાગે છે; તેવું અન્ય દેશોના કથાગ્રંથોમાં નથી લાગતું. પૃથ્વી ઉપર ભાગીરથી કરતાં પણ વધારે મોટી અનેક નદીઓ છે; પણ જેમણે આર્યભૂમિમાં જન્મ લીધો છે, તે મનુષ્યો માટે તો ગંગા જેવી પવિત્ર બીજી કોઈ પણ નદી નથી. રાષ્ટ્રીય ગ્રંથનું પણ એ જ પ્રમાણે સમજી લેવું. આજ સુધીમાં આ આર્યભૂમિમાં આર્યધર્મ સિવાયના અનેક ધર્મો આવ્યા છે અને તેથી આખા દેશના લોકોના ધર્મવિચારોમાં ઝાઝા ભેદ પડી ગયા છે; પરંતુ તે છતાં પણ ભારતના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં આર્યધર્મના અનુયાયીઓનો સમાજ અત્યારે પણ જે ધર્મનીતિના વિચારોથી તથા વ્યાવહારિક તત્ત્વોથી બંધાયલો છે; તે તત્ત્વ, તે નીતિ અને તે ધર્મ ઇત્યાદિનું મૂળ મહાભારતમાં જ મળી આવે છે.

ભારતવર્ષના દક્ષિણી પ્રાંતોની દ્રાવિડી ભાષા છોડી દઇએ તો બીજા પ્રાંતોનો ભાષાભેદ ઘણે ભાગે મહાભારતના ગ્રંથકાળ પછી જ વધારે ફેલાયો હશે, એવો ભાષાશાસ્ત્રીઓનો સામાન્ય મત છે. કોઇ પૂછે કે, મહાભારત સેતુબંધ રામેશ્વરથી હિમાલય સુધી સૌને માટે એકસરખો જ પ્રમાણભૂત કેમ મનાય છે? તો તેનું કારણ એ છે કે, પાંડવોનો કાળ એ ભારતવર્ષના ભાગ્યોદયનો કાળ હતો. ભરતખંડની બહારના પરાક્રમી દેશોના લોકો સાથે તે સમયે વૈદિકધર્મીઓનો સંબંધ ચાલુ હતો અને તે સમયનાં તમામ સભ્ય રાષ્ટ્રોમાં ભારતવર્ષને અગ્રસ્થાન મળેલું હતું. એ સમયની નીતિ, એ સમયનો ધર્મ, એ સમયનું વ્યવહારશાસ્ત્ર અને એ સમયના અવતારી મહાપુરુષોનાં ચરિત્ર, તે સમયના પણ જગતભરનાં સર્વ રાષ્ટ્રોમાં સર્વમાન્ય થઈ પડે; તો પછી તે ખુદ ભારતવર્ષમાં–અને તે પણ તેમના પછીના ઊતરતા કાળમાં–તે સર્વમાન્ય અને શિરસાવંદ્ય થાય, એમાં તો આશ્ચર્ય જ શું છે?

અસ્તુ. ઇતિહાસ કિંવા તત્ત્વજ્ઞાન તરીકે અથવા પ્રાચીન શાસ્ત્રીય પરિભાષા મુજબ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થનું જ્ઞાન પ્રાપ્ત કરાવનાર તરીકે પણ આ ગ્રંથનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. ભારતભૂમિમાં ચારે તરફ જે હિંદુસમાજ યા આર્યસમાજ ફેલાયલો છે;

તેના જીવાત્મા તરીકે આ ગ્રંથને ગણીએ તો તેમાં પણ જરા યે અતિશયોક્તિ નથી. અમારામાંથી અનેક જાતના માણસો અનેક કારણોથી તેનું અધ્યયન અને અધ્યાપન હજુ સુધી કરતા આવ્યા છે. કાલિદાસ જેવા કવિઓએ પોતાની અલૌકિક કવિતાશક્તિને માટે જે કથાનકોને પ્રમાણભૂત ગણીને લીધાં છે, તેમાંનાં પણ કેટલાંક કથાનકો આ 'રત્નનિધિ'માંનાં જ છે. ઉત્તરભારતવર્ષના ભાટોએ રાજપૂતાનાના રાજપૂત વીરોની શૂરતાને પાનો ચઢાવવા માટે આ જ ત્રૈલોક્યચિંતામણિ મહાભારતનો ઉપયોગ કર્યો છે; અને અર્વાચીન ધર્મશાસ્ત્રકારોએ તથા રાજનીતિજ્ઞોએ પણ ધર્મ, નીતિ અને વ્યવહારનાં લોકોપયોગી સમર્પક પ્રમાણો અને વચનો આ સર્વોપજીવી ભંડારમાંથી જ ઉદ્ધૃત કરેલાં છે. તત્ત્વજ્ઞાન તરફ જોઇએ તો તેને માટે પણ બરાબર એ જ ન્યાય લાગુ પડે છે. તાત્પર્ય કે, આ ગ્રંથને 'પાચમો વેદ' કહેવામાં આવે છે તે પણ તદ્દન જ યોગ્ય છે. વ્યાસે પોતે જ આ ગ્રંથ વિષે કહ્યું છે કે, "જે આમાં છે તે જ બધા સંસ્કૃત સાહિત્યમાં છે અને જે આમાં નથી તે ક્યાંય પણ નથી."× તેમનું આ કથન કંઇ અતિશયોક્તિભર્યું નથી. ભારતવર્ષમાં નાનાં બાળક-બાળકીઓનાં કોમળ ચિત્તથી લઇને અનુભવથી ઘડાયેલા વૃદ્ધોનાં ચિત્ત સુધી, સૌ કોઈ ઉપર જે ગ્રંથે આજસુધી સચોટ અસર પાડી છે; તેના કર્તાનાં બુદ્ધિવૈભવ, પ્રતિભા અને સામર્થ્ય કેટલાં અલૌકિક હોવાં જોઇએ તે વિશેષ સમજાવવાની જરૂર નથી. તદ્દન અર્વાચીન કાળમાં-અર્થાત્ શ્રીશિવાજી મહારાજના સમયમાં (આજથી થોડાંક સૈકાં પૂર્વે) જે દેશોન્નતિ, રાષ્ટ્રોન્નતિ અને ધર્મોન્નતિ થયેલી; તેમાં પણ એ જ ગ્રંથ કારણરૂપ થયેલો છે. પેશ્વાઇમાં પણ ધર્મ, વ્યવહાર તથા રાજનીતિ શીખવવામાં અમારા તરફ (મહારાષ્ટ્ર પ્રાંતમાં) એજ ગ્રંથનો ઉપયોગ કરતા હતા. ધર્મવિષયમાં સર્વમાન્ય થઈ ચૂકેલી **શ્રીમદ્ ભગવદ્ગીતા પણ મૂળે તો મહાભારતમાંની જ છે ને?** બારમી સદીના અરસામાં જે ધર્મજાગૃતિ થયેલી તેમાં પણ તેનુ જ ભાષાંતર કારણભૂત થયું હતું. આથી કહી શકાય છે કે, ભારતવર્ષમાં ઉન્નત પુરુષાર્થનાં બીજ સદૈવ કાયમ રાખી, પ્રસંગાનુસાર તે બીજોમાંથી યોગ્ય અંકુર ઉત્પન્ન કરવાની બાબતમાં આ મહાભારત નામક રાષ્ટ્રીય ગ્રંથ જ સંસ્કૃત અથવા પ્રાકૃત ભાષાંતર દ્વારા કારણભૂત થયો છે. શરૂઆતમાં અંગ્રેજીમાં પણ-અર્થાત જ્યાં સુધી આપણા દેશમાં પૂર્વપરંપરા થોડીઘણી પણ ચાલુ હતી ત્યાં સુધી-આ **મહાભારતમાંની જ કથાઓ ઐતિહાસિક હકીકતોના રૂપમાં છોકરાંને ભણાવતા હતા;** પણ એ રિવાજ હવે બંધ થતો જાય છે. જ્યાં મોડી અક્ષરો તરફ જ દુર્લક્ષ છે, ત્યાં પછી પાંડવોની અતિ ઉપકારક હકીકતોને જાણવા-માનવાની કે શીખવા-શીખવવાની તો કોને જ પડી હોય? પરિણામ તેનું એ જ આવ્યું છે કે, જે સાધારણ વાતો અથવા ધર્મનીતિનાં તત્ત્વો, સ્વરાજ્યના સમયમાં નાનાં બાળકો સુધી પણ (વગર ખર્ચે પહોંચી જતાં અને તે તેમને) અનાયાસે સમજાઈ જતાં; તે જ તત્ત્વો અને તે જ વાતો આજે એક પણ વિદ્યાર્થીને (જો તે પુષ્કળ પૈસા ખર્ચીને કૉલેજમાં જાય, અને જઈને પણ બીજી ભાષા તરીકે જો સંસ્કૃતને પસંદ કરે; અને ભણવા માંડયા પછી પણ જો તેના પાઠ્યપુસ્તકમાં ક્યાંક તે પ્રાચીન પૂર્વજોની અસામાન્ય વાતો કે તત્ત્વોનો ઉલ્લેખ તેના વાંચવામાં આવી જઇ કાંઈ પણ જિજ્ઞાસા જાગવા પામે; તો જ તેને પોતાના બૂટપાટલૂની ગુરુદેવને) પૂછવાનું મન થાય કે, "સાહેબ! આ તત્ત્વો અને આ વાતો મૂળે કયા દેશનાં હશે અને કયા ગ્રંથમાંનાં હશે?" આજના કૉલેજિયન વિદ્યાર્થીને કાં તો આમ છેક જ અજાણ્યાની પેઠે પૂછવું પડે છે; અથવા તો એકાદ શબ્દકોષમાંથી ખોળી કાઢીને યાદ કરવું પડે છે!

ભારતવર્ષમાં અત્યારે જ્યારે એક તરફ રાષ્ટ્રીય એકતા પ્રાપ્ત કરવા માટે જેટલાં પણ સાધન

× यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित्।

મળી આવે તેટલાં ખોળી કાઢવાને આપણે તત્પર થયા છીએ; ત્યારે બીજી તરફ અત્યંત અફ-સોસની વાત છે કે, જે રાષ્ટ્રીય ગ્રંથનો આજે સેંકડો-હજારો વર્ષથી હિંદુસમાજને સંગઠિત કરવા પાછળ અત્યુત્તમ ઉપયોગ થતો આવેલો; તેની આપણા આજના નવજુવાનો જ અવગણના કરી રહ્યા છે! આવી સ્થિતિમાં આ તરફ કેટલાક સમયથી આ ગ્રંથના અનુવાદો, તેમજ સંક્ષિપ્ત ગદ્યપદ્ય ગ્રંથો એ જ હેતુથી પ્રસિદ્ધ થવા લાગ્યા છે, કે જેથી ઉપર્યુક્ત શોચનીય સ્થિતિ કંઇક અંશે પણ દૂર થાય; પોતાના પૂર્વજોના વૈભવ, શૂરતા, ઉદાત્ત વિચાર અને મહત્તા નવી પ્રજાના મનમાં યોગ્ય સમયે ઉતારાય; મહાભારત જેવા રાષ્ટ્રીય ગ્રંથ પ્રત્યે તેમના મનમાં આદરભાવ પેદા થાય; અને તે દ્વારા તેઓ પોતાનાં આચરણ સુધારી દેશકલ્યાણ સાધવાને તત્પર થાય. × × ×

તાત્પર્ય એ છે કે, ઘણા વિદ્વાન અને દેશહિતૈષીઓનું ધ્યાન હવે એ તરફ દોરાયું છે કે, સ્વરાજ્યના સમયે નાનાં બાળકોને જે રીતે મોડી અક્ષર બતાવીને કે બીજી કોઇ રીતે-અર્થાત્ કથાપુરાણ વગેરે સંભળાવીને-આ ગ્રંથની અને તેમાંનાં પાત્રોની ઓળખાણ સહજમાં કરાવાતી; તેમ આ સમયમાં પણ-અર્થાત્ જ્યારે સાર્વજનિક શિક્ષણ માટે પાઠશાળાઓ સ્થપાઇ ચૂકી છે, તેવા સમયમાં પણ-નાનાં બાળક સુધ્ધાંને આ ગ્રંથનો સારી પેઠે પરિચય કરાવવો જોઈએ. × ×

પૂના, આશ્વિન શુક્લ ૧૦,
શાકે ૧૮૨૯. વિ૦ સં૦ ૧૯૭૦ } બાલ ગંગાધર તિલક

## ૨-પંડિત રામજીલાલ શર્માના વિચાર×

જે જાતિ પાસે પોતાનો પુરાણો ઇતિહાસ નથી; જે જાતિ પાસે તેના પૂર્વજોનાં મહત્ત્વપૂર્ણ ચરિત્રોનો સંગ્રહ નથી અને જે જાતિ પાસે પોતાના મહાન પૂર્વજોની કીર્તિને યાદ કરાવનારો કોઇ ગ્રંથ નથી; તે જાતિ મુડદાલ જ બને છે-રહે છે અને તે સભ્ય સંસારમાં કદી પણ મસ્તક ઊંચું કરી શકતી નથી.

હિંદુજાતિને માટે મહાગૌરવની વાત છે કે, તેની પાસે પૂર્વજોનો કોષ વિદ્યમાન છે; તેની પાસે કર્મવીર પૂર્વજોની સાચી કહાણીઓ મોજૂદ છે; તેની પાસે તેનો સાચો ઇતિહાસ-પૂરો નહિ તો કેટલાક સમયનો પણ-હયાત છે; અને છે તે પણ જેવા તેવા રૂપમાં નથી, પરંતુ ઉન્નત જીવનને અને તેના સાધનભૂત ઉચ્ચ ભાવનાઓ તથા ઔદાર્યાદિ દિવ્ય ગુણોને જગાડી દે એવા જ્વલંત રૂપમાં હયાત છે. વાંચનાર બંધુ! તમે જાણો છો કે, એ કયો ગ્રંથ છે? **એ ગ્રંથ તે આ મહાભારત છે.**

જે જાતિ પાસે **આ મહાભારત જેવો જગતભરમાં જોટાવગરનો અનુપમ ગ્રંથ હયાત હોય; તે કદી પણ પડતી દશામાં રહી શકે નહિ.** જે જાતિ પાસે પોતાના પૂર્વજોનાં એવાં તેજસ્વી, સ્ફૂર્તિદાયક અને અનુકરણીય વીરચરિત્રો હોય, તેનું નામ સભ્ય જાતિઓની શ્રેણીમાંથી બાતલ રહી શકે નહિ. પરંતુ ત્યારે એ ઉપરથી તો અહીં એ જ પ્રશ્ન ઊભો થાય છે કે, મહાભારત જેવો ગ્રંથ હયાત હોવા છતાં પણ આજે હિંદુજાતિ કર્તવ્યભ્રષ્ટ કેમ થતી જાય છે? ભગવાન શ્રીકૃષ્ણ, બાલબ્રહ્મચારી ભીષ્મપિતામહ, મહાયોદ્ધો અર્જુન, મહાબલી

× એ મહાન્ય સં. ૧૯૭૪ મા મહાભારતના સારારૂપે પ્રસિદ્ધ કરેલા શાળોપયોગી 'હિંદી મહાભારત'ના નિવેદનમાંથી આ સ્વતંત્રાનુવાદરૂપે લીધું છે. એ પુસ્તકની પૃષ્ઠસંખ્યા ૪૫૦, લેખક સુપ્રસિદ્ધ સાક્ષર રામનરેશ ત્રિપાઠી, કદ બાર્પ્યા, મૂલ્ય,રૂા.૧) ઠેકાણું હિંદી પ્રેસ-પ્રયાગ.

ભીમ, ધર્માત્મા યુધિષ્ઠિર, મહાપંડિત સહદેવ, મહાનીતિજ્ઞ વિદુર, મહાપરાક્રમી કર્ણ અને યુદ્ધ-વિશારદ દ્રોણાચાર્ય આદિ મહાત્માઓની અનેકાનેક વીરકથાઓ ધરાવનારો મહાભારત ગ્રંથ મોજૂદ છતાં પણ આજે હિંદુજાતિ શા માટે દુર્ગતિમાં ડૂબી રહી છે? ગીતા જેવું અમૃતમય શિક્ષણ હયાત હોવા છતાં હજી પણ હિંદુજાતિ પોતાના પૂર્વજોનાં નામ ઉપર શા માટે કલંક લગાડી રહી છે?

**કારણ એનું માત્ર એ જ છે કે, હિંદુજાતિએ મહાભારત ગ્રંથ વાંચવો-સાંભળવો છોડી દીધો છે અને પોતાના પૂર્વજોની અનુકરણીય ગુણગાથાઓનું ગાન બંધ કરી દીધું છે.** આથી જ હિંદુજાતિમાંથી પોતાના પૂર્વજોનું જ્ઞાન-ગૌરવ ઓછું થઈ ગયું છે. એને તો હવે એટલી પણ ખબર નથી રહી કે, એને ત્યાં કેવા રાજનૈતિક, ધાર્મિક, વીર, પરાક્રમી, પ્રભુ-દર્શી, નિર્લેપ, વિરક્ત અને સાહસિક મનુષ્યો થઇ ગયા છે? પોતાના મહાન પૂર્વજોનું મહત્ત્વ ભૂલી જવાથી જ આજે હિંદુજાતિ બીજાઓની મદદ માટે તલસ્યા કરે છે; અને વિદેશીઓના કેટલાક ઉપલકિયા ગુણો ઉપર મુગ્ધ બની જઇ તેમને જ કુશળ રાજનૈતિક, મહાપરાક્રમી અને સાહસિક માની બેસે છે!

વસ્તુસ્થિતિ આવી થઇ પડેલી હોવાથી અમારા અભિપ્રાય પ્રમાણે હવે તો પ્રત્યેક હિંદુએ મહાભારતની કથા અવશ્યમેવ જાણવી જોઇએ. પરંતુ વર્તમાન કળિકાળનો સમય મહાકઠિન હોવા-થી હિંદુજાતિમાં બીજા હલકા વાચનનો જેટલો પ્રચાર થાય છે, તેટલો અને મહાભારતનો જેટલો પ્રચાર થવો જોઇએ તેટલો થતો નથી.

કથા કહેવા-સાંભળવાનો પ્રચાર આપણા દેશમાં પહેલાં થોડાઘણો હતો, તેટલો પણ હવે તે રહ્યો નથી; અને બહુ જ દુઃખની વાત છે કે, હવે એ પ્રથા છેક જ નાશ પામતી ચાલે છે!! એવી કથાઓ સર્વ કોઈના હિત માટે એટલી બધી ઉપકારક થાય છે કે, એના વડે તો દરેકેદરેક કોટીના લોકો ઘણી જ સહેલાઇથી અને અનેક પ્રકારનું ઉત્તમોત્તમ શિક્ષણ મેળવી શકે છે. ભારતવર્ષમાં અગાઉ જ્યારે આ સર્વ જગાએ પ્રચાર હતો, ત્યારે લગભગ બધાં જ માણસો પોતાના પૂર્વજોનો મહિમા જાણતાં હતાં અને તેમનાં હૃદયમાં પૂર્વજોનું ગૌરવ પણ ટકી રહ્યું હતું. પણ કરાલ કાળની કુટિલ ગતિથી એ બધી વાતો હવે તો છેક જ લુપ્તપ્રાય થતી ગઇ છે અને થતી જાય છે.

કથાની એ પરમોપયોગી પ્રથાને (હવે આપણે સવેળા જ ચેતી જઇને-હજી "ભાંગ્યું ભાંગ્યું તો યે ભરૂચ" હયાત છે. તે પલાયનમઃ ન થઇ જાય ત્યાં સુધીમાં) ઝટપટ પાછી સજીવન કરી દેવી જોઇએ.

**મહાભારત જેવા લાભદાયક ગ્રંથની કથા જો કોઇ સુયોગ્ય વક્તા પાસેથી સાંભળવાની મળે; તો તેથી સર્વ કોટીનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો સહેલાઈથી તેનો લાભ ઉઠાવી શકે તેમ છે;** અને શું ભણેલા કે અભણ, બધા લોકો મહાભારતની કથા સાંભળીને તેનો મર્મ પણ સમજી શકે તેમ છે; તેમાંથી ઉત્તમોત્તમ શિક્ષણ મેળવી શકે તેમ છે અને પોતાના હૃદયમાં પોતાના પૂર્વજોનાં ગુણ-ગૌરવની સ્થાપના કરી શકે તેમ છે.

× × ×

અમે ઇચ્છીએ છીએ કે, **જેમ રામાયણનો પ્રચાર (ગંગાયમુના તરફના પ્રદેશમાં) ઘેરઘેર થઈ ગયો છે; તેમ મહાભારતની કથાનો પ્રચાર** પણ ઘેરઘેર થઈ જાય; કેમકે પ્રત્યેક મનુષ્ય આ લાભદાયક કથાનો મર્મ સમજે એવા પ્રયત્નની ઘણી જ આવશ્યકતા છે.'

ભારતવાસીઓમાં હાલમાં કંઈક એવી જ ભાવનાઓ (અને તેમને અધોગતિના છેક જ ઊંડા ખાડામાં નાખી દઈ સદાને માટે સત્યનાશ કાઢી નાખે એવી અવળી જ બુદ્ધિ) પેદા થવા લાગી છે; અને તેથી કરીને તેઓ પોતાના પ્રાચીન ગુણગૌરવને જડમૂળથી વીસરી જવા લાગેલા સાફ જણાય છે. હિંદુજાતિ એ જ કારણથી આજે મૃગતૃષ્ણામાં આમથી તેમ ભટકયા કરે છે; સૂર્યના પ્રકાશને તજી કેરોસીન અને વીજળીના તેજદાર દીવાઓથી પોતાનાં નેત્રોનું તેજ ગુમાવી રહી છે; પારસમણિ તજીને પથ્થર–કંકર પાછળ જ ગાડી, ગમાર અને કંગાલની સરદાર બનવા મથી રહી છે; પોતાનાં પ્રાચીન જવાહિરો વિદેશમાં સિધાવી જઈને ત્યાં તે કોડીના મૂલ્યે વેચાઈ જતાં સગી નજરે જોવા–વાંચવા છતાં પણ પોતાને મોટા નસીબદાર સમજીને પશ્ચિમના બનાવટી રત્નાભાસો પાછળ જ તે વધારે ને વધારે લટ્ટુ થતી ચાલે છે; અને અમૃતમય શિક્ષણથી ઊભરાતી રામાયણ અને મહાભારતની સાચી કથાઓ નહિ વાંચતાં ફેસલાફેમલીઓની કલ્પિત કહાણીઓમાં જ લગની લગાવીને અધોગતિમાં ડૂબતી ચાલે છે!

શું આનો કોઈ ઉપાય નથી, કે જેથી હિંદુ જાતિ ફરીથી પોતાના પૂર્વજોને માર્ગે ચાલવા લાગે? અમારા અભિપ્રાય પ્રમાણે તો હજી પણ જો તેમના હાથમાં, તેમના પૂર્વજોના મહત્ત્વ અને ગુણગૌરવથી ભરપૂર એવા મહાભારત અને રામાયણના ગ્રંથ આપવામાં આવે; અને જો તેમાં વર્ણવાયલી તેમના પૂર્વજોની વીર કહાણીઓ તેમના વાંચવા–સાંભળવામાં આવે; તો હજી પણ તેમનો બચાવ થવાનો સંભવ છે. અત્યારે એથી વધારે સારો અને સુગમ ઉપાય દેશોન્નતિ માટે બીજો કોઈ પણ નથી. જો હવે આ પ્રમાણે નહિ કરવામાં આવે, તો પછી ભારતવાસી હિંદુ–આર્યોમાં માથું ઊંચું કરવાના ઉચ્ચ અભિલાષો કદી પણ જાગવાના નથી.*

× × × રામજીલાલ શર્મા

---

* આ શું જેવી તેવી તક છે? જેવી તેવી રાષ્ટ્રસેવા છે? જેવી તેવી સમાજસુધારણા છે? જેવો તેવો લાભ છે? જનસમાજને તો એવી તેવી બાબતોની પરવા જ નથી; પરંતુ હાલના સમાજ–સુધારકો અને રાષ્ટ્ર–સેવકોની પણ (ગુજરાતમાં તો) હજી સુધી એટલી ઊંડી ગતિમતિ જણાતી નથી; તો પછી બીજાની તો વાત જ શી? તેઓ એટલા બધા ગાડા તો થોડા જ છે કે, જેથી પોતાનાં ચરિત્રો અને ગુણગાનોની મોહમમતા તજી દઈને તે સ્વધામે પહોંચી ગયેલા જૂનાપુરાણા પૂર્વજોનાં ગુણચારિત્ર ગવરાવવા–ફેલાવવાનું, ગોટપીટિયા ભણતર ભણ્યાવગરના કથાકારોને વધારવા–સત્કારવાનું અને તે મહાન પૂર્વજોની જયંતીઓ તથા રામાયણ–મહાભારતની કથાઓ તેમજ સમારોહો સ્થળે સ્થળે ફેલાવી ગજાવીને તે પૂર્વજોના ઉત્તમોત્તમ આચારવિચારો અને નામો તથા કામોને જગાડવાનું કામ પોતાનેજ હાથે કરે! અને તેમ કરીને તેઓ પોતાને હાથે જ પોતાને તેમના કરતાં ઝાંખા દેખાડવાનો ધંધો આદરે!! દેશ કાલે ડૂબતો હોય તો આજ ભલે ડૂબે; પણ પોતાના પંડની જ પ્રતિષ્ઠા, લોકપૂજા, ઇત્યાદિ સાચવવા વધારવાનું મૂકીને તે સ્વધામ પહોંચી ગયેલા મૃત પૂર્વજોનાં ગુણચારિત્ર્ય તે ગમે તેટલાં આણંદાયક હોય તો પણ ગાવા–ગવરાવવાનું તેમને પરવડે જ કેમ? કારણ કે એવું તેવું કરવા કરાવવા જતાં ન કરે નારાયણ ને કદાચ કોઈ કોઈ તેજસ્વી માનવો જ પાકી આવ્યા; તો તો પછી એ બિચારા બડેખાંઓનાં નામ, કામ અને જયંતીઓ આ સંસારમાંથી ઊખડી જ જાય ને! પણ અલ્યા ભાઈ! આ સેવક પોતે જ એવા તેવાં કામો કરવા–કરાવવાનું છોડીને આમ શા માટે બીજાની વાત કરતો હશે? કારણ એ જ કે, તે મેલોઘેલો અને અવગુણોનો સાગર છે.

—ભિક્ષુ અખંડાનંદ

## ३–पंडित जयगोपाल विद्याभंडारना विचार*

મહાભારત ગ્રંથની પ્રશંસા કરવી એ તો સૂર્ય દેખાડવા માટે દીવો ધરવા જેવું છે. જો હું એ વિષે ટૂંકમાં કાંઈ કહેવા માગું તો તે એટલું જ કહું કે, જે હિંદુ સંતાને મહાભારતને વાંચ્યું કે સાંભળ્યું નથી; તે ગમે તો સંસારમાંની સર્વ વિદ્યાઓ ભણી ચૂકયો હોય તો પણ કશું યે નથી ભણ્યો એમજ સમજવું; અને જેણે મહાભારત વાંચ્યું–વિચાર્યું છે તથા પોતાના હૃદયમંદિરમાં ધારણ કર્યું છે; તેને બીજું કોઈ પણ પુસ્તક વાંચવા-વિચારવાની જરૂર નથી.

સમુદ્રમાં જેમ હીરા, મોતી, છીપ, શંખ, પરવાળાં વગેરે અનેક પ્રકારની સંપત્તિઓ ભરી પડી છે; તેમ મહાભારતરૂપી વિચારસાગરમાં પણ જેના વડે ચારે પદાર્થ પ્રાપ્ત થાય, એવાં જ્ઞાનચારિત્રવર્ધક હીરારત્નો સર્વ પ્રકારનાં ભર્યાં પડયાં છે.×

ધર્મનીતિ, રાજનીતિ, માનવી સભ્યતા, દુષ્કર્મોનું પરિણામ, પુણ્યોનું ફળ, સંસારના આરંભથી મહાભારતના સમય સુધીના રાજા–મહારાજાઓના ઇતિહાસ, તેમનાં વીરત્વ તથા વૈરાગ્ય વગેરે સર્વ પ્રકારના આચાર તથા વિચાર આ મહાભારતમાંથી મળી આવવાના.

મારી તો એટલે સુધી ખાતરી છે કે, આખા ભારતવર્ષમાં–એટલું જ નહિ પણ સમસ્ત સંસારમાં મળીને પણ–હાલમાં જેટલું પણ સાહિત્ય દેખાય છે; તે ગમે તો હિંદી, ઉર્દૂ, અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, અરબી, ફારસી જાપાની કે ગમે તે ભાષામાં હોય; તો પણ તે સર્વનો મૂળ આધાર તો મહાભારત જ છે.

સાચી વાત તો એ છે કે મહાભારત એ અમારી આર્યજાતિની રાષ્ટ્રીય સંપત્તિ છે. જ્યાં સુધી તે અમારી પાસે છે, ત્યાં સુધી આર્યજાતિ કદી પણ નષ્ટ થવાની નથી. હજારો વર્ષોથી પીડાતી અને વિદેશી રાજ્યકર્તાઓથી કચરાતી આ જાતિ હજુ પણ નાબૂદ થઈ નથી, તેનું કોઈ પણ ખાસ કારણ હોય તો તે એકમાત્ર રામાયણ અને મહાભારત જ છે. આ સંસારસમુદ્રને તરી જવા માટે મહામુનિ વ્યાસદેવજીએ ખરેખર મહાભારતરૂપી એક જબરદસ્ત વહાણ જ બનાવી આપ્યું છે.

મારું કામ અત્રે મહાભારતની સમાલોચના કરવાનું નથી; પરંતુ માત્ર એટલું જ દર્શાવવાનું છે કે, આર્ય સંતાનોએ મહાભારતને વાંચવા–સમજવાની અને તેને અનુસરતી વર્તણૂક બનાવવાની જરૂર શા માટે છે?

પાઠકબંધુ! મહાભારતકાળમાં આર્યજાતિ સમસ્ત સંસારમાં રાજ્ય કરતી હતી. એ તો

---

* એમણે મહાભારતના સારાંશરૂપે હિંદીમાં સંવત ૧૯૮૨ માં પ્રસિદ્ધ કરેલ "સચિત્ર મહાભારત" માંની ભૂમિકામાંથી આ વિચારો સ્વતંત્રાનુવાદરૂપે લીધા છે. એ પુસ્તક મળવાનું ઠેકાણું "બુકસેલર રામદાસ બધવા" ઠે. શહાલમી દરવાજા મુ. લાહોર. એ પ્રમાણે છે.

× એને લૌકિક હીરારત્નોની ઉપમા આપવી, એ પણ તેને ઉતારી પાડવા જેવું છે; કેમકે લૌકિક હીરારત્નો કરતાં સોગણું–હજારગણું–કે લાખગણું એનું મૂલ્ય કહીએ તો પણ ઓછું પડે. લૌકિક હીરારત્નોનો ડુંગર જેટલો ઢગલો બદલારૂપે આપીએ તો પણ એકાદ સાચા મહાપુરુષને ખરીદી શકાય નહિ અને જે લૌકિક હીરારત્નોને ધારણ કરવાથી ધારણ કરનારાઓનાં દેહાભિમાન વધી જાય, તેની તો કિંમત ગણવી પડે કે નુકસાની ગણવી પડે? અને કિંમત જ ગણવાની હોય તો પણ આંતરિક દૈવી સંપત્તિ આગળ તો તે ચપટી ધૂળ જેટલી પણ ક્યાં થવાની છે?

—ભિક્ષુ અખંડાનંદ

તમને મહાભારત વાંચવાથી તરત જ સમજાઇ જશે. કૌરવ અને પાંડવોના યુદ્ધમાં ભારતના સઘળા પ્રાંતોના રાજામહારાજાઓ એકત્ર થવા ઉપરાંત ચીનનો રાજા પણ આવે છે; અમેરિકા (પાતાલ) નો રાજા પણ આવે છે અને હરિવર્ષ (યુરોપ) ની સેનાઓ પણ એમાં એકત્ર થાય છે; વળી કાબૂલ, કંદહાર, શક અને હૂણ (ફ્રાંસ) ઇત્યાદિના પણ લડવૈયાઓ ત્યાં એકત્ર થાય છે. અને એ સર્વને લીધે કુરુક્ષેત્રનું મેદાન તો જાણે સંસારની સમસ્ત જાતિઓના યોદ્ધાઓની એક અપૂર્વ પ્રદર્શિની જેવું જ બની રહે છે!! આર્યજાતિના આટલા બધા અભ્યુદય અને ઐશ્વર્યનું જો કોઈ પણ ખાસ કારણ હોય, તો તે એકમાત્ર આપણા પ્રાચીન આર્યોની સભ્યતા, મનોબળ અને શરીરબળની શ્રેષ્ઠતામાં જ હતું; અને એ શ્રેષ્ઠતાઓનાં કારણ તેમનાં બ્રહ્મચર્ય, આત્મજ્ઞાન, વેદાભ્યાસ અને ઉત્તમોત્તમ ભાવનાઓમાંજ રહેલાં હતાં. મહાભારતમાં એ સર્વ બાબતોને વ્યાખ્યાઓ અને ઉપદેશોરૂપે વર્ણવવાને બદલે સાચા બનેલા બનાવો દ્વારા વર્ણવી છે; અને તે પણ એવી ઉત્તમ શૈલીથી વર્ણવી છે કે, જાણે અત્યારે આપણી નજર સામે જ એ બનાવો બની રહ્યા હોય એવો આપણને ભાસ થઇ આવે છે. મહાભારતમાં આપણા પૂર્વજોનાં ચરિત્રચિત્રોને આ પ્રમાણે બહુ જ તાદૃશ્ય રીતે આલેખવામાં આવ્યાં છે.

માત્ર બ્રહ્મચર્યને જ લો. પિતામહ ભીષ્મ પોતાના પિતાને પ્રસન્ન કરવાને ખાતર આજન્મ બ્રહ્મચારી રહે છે; રાજગાદીના હક્કનો રાજીખુશીથી ત્યાગ કરે છે; એકસોપચીસ વર્ષની વયે પણ એવું પ્રખર-પ્રબળ યુદ્ધ કરે છે કે પાંડવી સેનાના છક્કા છૂટી જાય છે; અને સ્ત્રીજાતિને ધર્મશાસ્ત્રે અવધ્ય કહેલી હોવાથી તેમજ શિખંડીનો ચહેરો સ્ત્રી જેવો હોવાથી અથવા તો પૂર્વજન્મમાં તે સ્ત્રી હોવાથી ધર્મજ્ઞ ભીષ્મપિતા પોતે આદર્શ બળવાન છતાં પણ તેના ઉપર હાથ ચલાવવાને બદલે તેને હાથે મરવાનું જ પસંદ કરે છે! વળી પોતે ઉત્તરાયણસમયે જ દેહ છોડવાનું ઉત્તમ માનતા હોવાથી તે સમય આવતાં સુધી-મહિનાઓ સુધી-બાણશય્યા ઉપર જ પડ્યા રહે છે; અને તે છતાં પણ દુઃખનો એક પણ ઉચ્ચાર તેમણે કર્યો નથી! વળી ઓશીકું કર્યું તે પણ બાણનું કર્યું અને પ્રાણ તજ્યા તે પણ સ્વેચ્છાએ તજ્યા!!

વાંચનાર બંધુ! તારા પૂર્વજ આર્યોમાં આટલું બધું આત્મિક અને શારીરિક બળ હતું; અને આર્યોને તેમના એ ઉભય પ્રકારના બળપરાક્રમે જ આ સમગ્ર સંસારના સ્વામી બનાવી દીધા હતા×

બાલમાતા સ્ટ્રીટ, લાહોર સં-૧૯૮૨ જયગોપાળ

---

× કોઇ અહીં એમ પૂછે કે, હવે કાંઇ એવું બળ ઓછું જ આવે તેમ છે? તો જણાવવાનું કે, તે જોઇએ છે જ કોને અને લગની લાગી છે પણ કોને? લગની વેપારી અગ્રેસરોને લાગી છે દેશને લૂંટવા-લૂંટાવવાની, લૂંટવા લાગવાની અને બહુ તો કોઈ કોઇને લગની લાગે છે દેશભરને આવરી બેઠેલાં દુઃખદારિદ્રના અનેકવિધ વૃક્ષોમાંથી એકાદ પાંદડું જ તોડવા બેસી જઇને, તેમાં જ મોટો દેશોદ્ધાર થઇ જવાનો ડોળ અને ઉપદેશ કરવાની! વળી ઋષિમુનિઓનાં શિક્ષણ શીખવા-શીખવવાની અને પાળવા-પળાવવાની, તથા હજારો અનાથ સંતાનોનાં તનમનને વજ્ર જેવાં બનાવીને તેમાંથી દેશના સાચા સપૂતો નીકળે તેમ કરવાની તો પડી છે જ કોને!? દીન-દુઃખી અને અનાથો ભલે કાલે મરતાં હોય તો આજ મરે; પણ લોકોમાંથી લાખો ઉઘરાવીને એવાં તેવાઓની સેવામાં વાપરવા કરતાં ન ખર્ચે ધનિકપુત્રોને અતિધૂર્ત બનાવવા પાછળ, કે જેથી કરીને ઝટાઝટ પોતાની છબીઓ, સભાઓ અને જયંતીઓ ચાલુ થઇ પોતાના અનિત્ય શરીરનું 'નામ આ જગતભરમાં અમર થઇ જાય!

અવગુણસાગર ભિક્ષુ-અખંડાનંદ

# ૪-ઇંડિયન પ્રેસ (પ્રયાગ) તરફના વિચાર

મહાભારતમાં જે શિક્ષણ આપવામાં આવ્યું છે, વ્યવહારની બાબતમાં જેવો ઉપદેશ અપાયો છે અને જે કામોથી દૂર રહેવાની શિખામણ અપાઈ છે; તેને માન્ય કરવાથી ઘણા માણસો શૂરવીર થયા છે; ઘણાઓને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે; અને ઘણાઓએ એવાં કામ કર્યાં છે કે જેથી તેઓ જગતપૂજ્ય થઇ શકયા છે. આ હકીકત જોતાં **મહાભારતને સાચા ધનનો ખજાનો કહે છે,** તે વાત પણ ખોટી નથી; તો પછી એવી તે કઈ બાબત હોય કે જે એમાં સમાયલી હોય નહિ? **એમાં બધા જટિલ અને કૂટ પ્રશ્નોનું સમાધાન કરેલું છે** અને કઠિનમાં કઠિન ગૂંચવણો ઉકેલવાનો માર્ગ દર્શાવેલો છે જો હિંદુઓ એમાંના ઉપદેશનું બરાબર પાલન કરે, તો તેમનાં સઘળાં દુઃખ-દારિદ્રય દૂર થઇ જાય, વિપત્તિઓ ટળી જાય અને તેમના સૌભાગ્યસૂર્યનો ઉદય થાય એમા આશ્ચર્ય નથી.

**પણ મહાભારતના એ અમૂલ્ય ઉપદેશો સામાન્ય જનતાને પહોંચી શકે કેવી રીતે?** કેમકે મહાભારતરૂપી ખજાના ઉપર **સંસ્કૃત ભાષાનો એવો જબરદસ્ત પહેરો છે, કે જે પહેરો વટાવી જવાનો અધિકાર માત્ર પંડિતોને જ છે.** વળી એ પણ સ્પષ્ટ જ છે કે, સંસ્કૃત જાણનારાઓની સંખ્યા બહુ જ થોડી હોવાથી; અને તેથી કિંમત પણ સંસ્કૃત મહાભારતની વધારે હોવાથી સંસ્કૃત દ્વારા તો તેના ઉપદેશ જનતાને પ્રાપ્ત થઇ શકતા નથી. આ પ્રમાણે એ ઉપદેશો પ્રાપ્ત નહિ થવાથી અને તેને લંધે આપણામાં મનોબળ અને ચારિત્ર્યબળ ઘટી જવાથી આપણે બહુ જ દીનહીન થઇ ગયા છીએ; એ મહાદુઃખની વાત છે. જે ગ્રંથમાં વર્ણવેલા ઉપદેશો સ્વીકારવાથી અને આચરવાથી તે તે માનવોનો દુઃખકલેશમાંથી ઉદ્ધાર થયો; સુખદાયક જ્ઞાનચારિત્ર પ્રાપ્ત થયુ અને તેમનાં નામ સંસારમાં પ્રખ્યાત થઇ ગયાં; એવા અતિ ઉપકારક ઉપદેશો આપણા દેશમાં મોજૂદ છતાં આપણે તેનો લાભ ઉઠાવી શકતા નથી, તો તો પછી ધન-ધાન્યના છતા ભંડારે અપવાસી રહેવા જેવી જ વાત એ તો થઇ ને?

કોઇ પૂછે કે, મહાભારતમાં શું છે? તો તેનો ટૂંકો ઉત્તર તો એ જ આપી શકાય કે, એ મહાપુરાણમાં સર્વ કાંઈ છે. જે એમાં છે, તે જ બીજે મળી શકે છે; અને જે એમાં નથી તે કયાંય પણ મળવું અસંભવિત છે. મહાભારતમાં રાજાઓના વંશનું વર્ણન છે; તેમનો અદ્ભુત કીર્તિ-કલાપ છે; તેમની ભૂલોનું પણ વર્ણન છે અને તે ભૂલોને સુધારવાના ઉપાય પણ દર્શાવેલા છે. વળી એમાં ઋષિઓની કથાઓ છે; તેમની તપશ્ચર્યાઓનાં વર્ણન છે; તેથી થતા વિશ્વહિતના ઉલ્લેખ છે; અને જે જે ઋષિઓ તપોભ્રષ્ટ થયેલા તેનાં પણ કારણો દર્શાવેલાં છે. આ પ્રમાણે એક સામાન્ય માનવ પણ સાધના દ્વારા પ્રયત્ન કરતો કરતો કેવી રીતે શ્રેષ્ઠ માનવ થઇ શકે છે, તે એમાં દર્શાવેલું છે; તેની સાથે એ પણ દર્શાવ્યું છે કે, ગમે એવો મહાબળવાન માનવ હોય તો પણ જો તે વિવેકભ્રષ્ટ હોય કે થાય, તો તે પણ કેવી દુર્દશાને પ્રાપ્ત થાય છે, તથા તેની પાસે બળ, વીર્ય, બુદ્ધિ, ધન, પ્રભુતા, રાજ્ય, ભાઈ, ભાંડુ, સ્વજન, પરિવાર વગેરે ગમે તેટલું હોય તો પણ તેમાંનું કોઇ પણ તેની રક્ષા કરી શકતું નથી. **આવા સત્ય સિદ્ધાંતોને સાબિત કરનારા બનાવોનાં અનેક જીવતાં જાગતાં વર્ણનો મહાભારતમાં છે.** વળી અનેક પ્રકારનાં તપોવન, ઉપવન, સરોવર, નદીઓ, પર્વતો, વન, આકાશ, પાતાળ તથા સર્વ પ્રકારના લોકોનાં અને ભવનોનાં વર્ણન એમાં આલેખ્યાં છે. **એમાંથી તમને નવલકથાની મઝા,**

**ઇતિહાસનો આનંદ તથા નાટક અને કાવ્યની પણ રસિકતા પ્રાપ્ત થશે.** નીતિના ઉપદેશ, કુટિલનીતિની ચાલબાજી, રાજનીતિના દાવપેચ, છળરહિત નિર્મળ વ્યવહારના ઉપદેશ, લોકો સાથે વર્તવાની રીતિ, વૃદ્ધો-વડીલોને તુચ્છ માનવાનાં અને સ્ત્રીઓનો અનાદર કરવાનાં માઠાં પરિણામ, એ વગેરે મહાભારતમાં બહુ જ ખૂબીથી દર્શાવવામાં આવ્યું છે.

આ ગ્રંથમાં જ્યાં યુદ્ધની ચર્ચા ચાલતી જોશો, ત્યાં તેનો પણ તમને પૂર્ણ ઉત્કર્ષ થયેલો દેખાશે; તથા સર્વ જાતનાં હથિયારો, અસ્ત્રશસ્ત્રો, સવારીઓ અને સેનાઓનાં પણ આબેહૂબ વર્ણન દેખાશે. જ્યાં મલ્લવિદ્યાનાં વર્ણન વાંચશો, ત્યાં તમને કુસ્તીના જાતજાતના દાવપેચ પ્રાપ્ત થશે. જ્યાં ચાલાકીનું વર્ણન વાચશો, ત્યાં તેનું પણ એવું વર્ણન મળશે કે જે વાંચીને તમે દંગ થઇ જશો. એમાં તમે તીર્થોનાં માહાત્મ્ય જોશો; તીર્થયાત્રા કરવાના લાભ જોશો અને કઈ યાત્રામાં તથા કયા અનુષ્ઠાનમાં શી શી હરકતો છે, તે પણ યથાવત આલેખાયલું જોશો. કયાંક આપ એમાં દિગ્વિજય થતો જોશો તો કયાંક યજ્ઞસમારંભ થતો જોશો. કયાંક વિચિત્ર સભામંડપ બંધાયલો જોશો તો કયાંક દાનભોજનાદિનો અપૂર્વ મહોત્સવ ચાલતો જોશો. એમાં તમને જે સ્થળે અનેક પુણ્યકાર્ય જોવા મળશે; ત્યાં કેટલીક એવી વાતો પણ દેખશે, કે જે જોઇને તમને દુઃખ પણ ઊપજશે અને દુરાચારીઓ ઉપર બહુ ક્રોધ ઊપજશે; પરંતુ છેવટે એ સર્વનું પરિણામ જોશો, ત્યારે તમને આનંદ પણ અપાર થશે. કેમકે તમે જોશો કે, **છેવટે તો અધર્મની હાર અને ધર્મની જ જીત થઇ છે;** અસત્ય ઉપર સત્યનો જ વિજય થયો છે અને અનીતિને નીતિએ જ હાર ખવડાવી છે ધમંડમાં આવી જઈને કે ઐશ્વર્યના મદમાં છકી જઈને જેમણે સાધુ માણસોને સતાવ્યાં, અધર્મથી યુદ્ધ કરીને નિર્દોષ બાળકો પણ મારી નાખ્યાં અને નિરપરાધી સ્ત્રીઓની આબરૂ લીધી; તેમની પોતાની પણ આખરે એટલી બધી સતામણી અને બેઆબરૂ થઈ કે તેમની પાછળ તેમનું નામ લેનાર પણ રહેવા પામ્યું નહિ!

આવા આ મહાન ગ્રંથને વાંચવાથી મનુષ્યને દુરાચારથી દૂર રહી સદાચારી થવાનું શિક્ષણ મળશે; અધર્મથી દૂર રહી ધર્માત્મા થવાનો ઉપદેશ મળશે; અને બીજાઓનાં ગળાં રહેંસીને મેળવાતા, આ નાશવંત ઐશ્વર્યને મેળવવા-ભોગવવાનું જવા દઈને સાદું-સીધું અને સરળ જીવન જ સ્વીકારવા-ગાળવાનો ઉત્સાહ મળશે. આ એક એવો અસામાન્ય ગ્રંથ છે, કે જેને વાંચવામાં તમારો જીવ સારી પેઠે પરોવાશે અને તેની સાથે જાતજાતના ઉપદેશ તો મફતમાં જ મળશે. વળી, આમાં એવી તો એક પણ વાત જ નથી કે જે તમારું તલમાત્ર પણ નુકસાન કરે. કેમકે એમાં જે કંઇ છે તે એવું જ છે કે તેનાથી તમારું ભલું જ થવાનું અને અહિત તો થવાનું જ નહિ.

મહાભારતના રચનાર પોતે પણ ભારતવાસી જ હતા, એટલે તેમણે તેમાં ભારતવાસીઓના ચારિત્રનાં અને સ્વભાવનાં વર્ણન આબેહૂબ આપ્યાં છે. વળી ભારતીય નીતિરીતિના ગુણ-દોષ ઉપર પણ એમાં અસરકારક ચર્ચાઓ અને વિવેચનો છે અને ભારતનાં નદ-નદી, પહાડ, મેદાન, જંગલ અને પશુપક્ષીઓનાં પણ અસામાન્ય વર્ણન છે. આવા દરેક પ્રકારની વિશેષતા ધરાવવાવાળા મહાભારત ગ્રંથના ભારતીય ભાષાઓમાં અનુવાદ થાય, એમાં તો કાંઇ મોટી વાત જ નથી; પણ મોટી વાત તો એ છે કે, જગતની સઘળી ઉન્નત ભાષાઓમાં આપણું મહાભારત છપાઇ ચૂકેલું છે!

## ५–पंडित ईश्वरीप्रसाद शर्माना विचार

મહાભારતમાં સર્વ રસોનો યથાસ્થાને સમાવેશ કરવામાં આવ્યો છે. શૃંગારથી તે વૈરાગ્ય સુધીના બધા રસોનું એમાં એવું સુંદર મિલન થયું છે, કે ભારતના પ્રાચીન વીરોની આ પવિત્ર કથા બહુ જ મનમોહક, હૃદયગ્રાહી અને પ્રભાવશાળી બની રહી છે; અને તેથી કરીને અત્યંત પ્રાચીન કાળથી અદ્યાપિપર્યંતના બધા પંડિતોનો એ જ મત છે કે, જે કંઈ મહાભારતમાં છે તે જ બીજે સ્થળે જોવામાં આવે છે; અને જે તેમાં નથી તે કયાંય પણ નથી. × × × × વાત પણ ખરી છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચારે વર્ણના લોકોએ જાણવા જેવાં શિક્ષણ એમાં ભરેલાં છે. પ્રાચીનકાળથી મોટા–મોટા કવિઓ, મહાકવિઓ અને નાટકકારો મહાભારતના આધારથી અનેકાનેક કાવ્ય, મહાકાવ્ય અને નાટકો લખતા આવ્યા છે; અને છતાં પણ હજુ સુધી એ ભંડાર ખાલી જ થતો નથી! આજે પણ એ અખૂટ ભંડારમાંથી ભારતની જુદી જુદી ભાષાઓના કવિઓ અને લેખકોને અનેક પ્રકારની સામગ્રી મળ્યા કરે છે; અને એને જ આધારે તેઓ પોતાની પ્રતિભાનો વિકાસ કર્યા કરે છે. આથી જ લોકો કહે છે કે, ઉચ્ચ કોટિના કવિઓમાં જે કંઇ કાવ્ય–કુશળતા અને રચનાના ચમકારા દેખાય છે તે બધું ભગવાન કૃષ્ણદ્વૈપાયન વ્યાસનું જ ઉચ્છિષ્ટ છે.

મહાભારતના એકે એક પાત્રનું ચરિત્ર અદ્ભુત છે. એ બાબતનું નિરીક્ષણ કરવાથી આપણને આપણા દેશ અને સમાજની હજારો વર્ષ પહેલાંની અવસ્થાનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ સમયનો વર્ણાશ્રમ ધર્મ કેવો હતો અને તે વખતના ક્ષત્રિયો કેવા શૂરવીર, પરાક્રમી અને સત્યસંકલ્પ હતા; એ સર્વ આપણા લક્ષમાં આવી જાય છે. અને તેથી આ ગ્રંથ વાંચીને આપણા પૂર્વજોનાં ઉત્તમ ચરિત્રોથી પરિચિત થવું એ પ્રત્યેક હિંદુનું–નહિ નહિ, પ્રત્યેક ભારતવાસીનું–મુખ્ય કર્તવ્ય છે.

ભીષ્મપિતામહની અલૌકિક પિતૃભક્તિ, શ્રીકૃષ્ણની વિલક્ષણ રાજનીતિ, યુધિષ્ઠિરની પ્રશંસાપાત્ર સત્યનિષ્ઠા તથા દ્રોણ, દુર્યોધન, કર્ણ, અર્જુન અને ભીમ વગેરે વીરોની અદ્ભુત વીરત્વપૂર્ણ કથાઓ વાંચીને કયા ભારતવાસીના મુડદાલ પ્રાણોમાં પણ નવજીવનનો સંચાર નહિ થાય? પોતાના પૂર્વજોના ગૌરવનું સ્મરણ કરીને ગર્વથી કોની છાતી નહિ ફૂલી ઊઠે? માટે જો આપણને આપણા ભૂતકાળના મહત્ત્વનું યથાર્થ ચિત્ર જોવાની અભિલાષા હોય, તો આપણે મહાભારત જરૂર વાંચવું જોઈએ. જો સંસારના એ મહાવીરોની વીરકથા વાંચીને આપણા મુડદાલ પ્રાણોમાં નવીન સંજીવની શક્તિ ભરવાની ઇચ્છા હોય, તો મહાભારતનો પાઠ અવશ્ય કરવો જોઈએ; અને સત્ય વાત તો એ છે કે, જેણે મહાભારત નથી વાંચ્યું તેનું ભારતવાસી હોવું જ વ્યર્થ છે.

## ६–महात्मा गांधीजीना विचार

મેં આ પહેલાં 'મહાભારત' નો સંપૂર્ણ ગ્રંથ વાંચ્યો ન હતો. કોઇ કોઇ વાર થોડું થોડું જોયું હોય તે જુદી વાત. મેં તો ઊલટો તેની વિરુદ્ધમાં જ મત બાંધી દીધો હતો કે, એમાં મારપીટ, લડાઇ અને ઝઘડાઓની કહાણીઓ હશે; અને એવાં લાંબાં વર્ણન હશે કે મારાથી વાંચી

પણ નહિ શકાય અથવા હું વાંચવા બેસીશ તો મને નિદ્રા જ આવશે ! એથી કરીને મહાભારતનાં છ હજાર પાનાંનાં મોટાં પોથાં લેઇને પ્રથમ તો હું ગભરાયો હતો. પરંતુ પછી જ્યારે મેં તેને વાંચવું શરૂ કર્યું, ત્યારે તો પછી અમુક ભાગ સિવાય એ એટલું બધું મનમોહક થઈ પડ્યું; એમાં એટલી બધી લેહ લાગી ગઇ કે એક વાર શરૂ કર્યા પછી એ ગ્રંથ પૂરો કરવાને હું અધીરો જ બની ગયો અને એ સંપૂર્ણ વાંચી રહ્યા પછી એ વિષેના મારા પહેલાંના ખ્યાલો ખોટા ઠર્યા.

એ ગ્રંથ મેં ચાર મહિનામાં (યરોડા જેલમાં) પૂરો કર્યો ત્યારે મને લાગ્યું કે, આ મહાભારતને કાંઈ ઉપમા આપવી હોય તો તે ગણ્યાં-ગાંઠ્યાં સુંદર જવાહિરોની એકાદ તિજોરીની ન આપી શકાય; પણ અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણ સાથે જ તેને સરખાવી શકાય; કે જે ખાણને જેમ જેમ વધુ ને વધુ ઊંડી ખોદીએ તેમ તેમ તેમાંથી કીમતી જવાહિર વધુ ને વધુ જ નીકળતાં જાય.

---

## ૭–દેશહિતનિરત લાલા હંસરાજના વિચાર

( પંડિત સંતરામજીએ લખેલા 'સચિત્ર મહાભારત' પુસ્તકની ભૂમિકામાંથી )

મહાભારત એક બડા હી અદ્‌ભુત ઔર વિચિત્ર ગ્રંથ હૈ. ઈસમેં જિન ઘટનાઓં કા વર્ણન હૈ વે ભારત કે સબ પ્રાન્તોં સે સંબંધ રખતી હૈં; ઔર ભારત કી પ્રસિદ્ધ કથાઓં મેં સે કોઈ હી ઐસી હોગી જિસકા બીજ ઇસ ગ્રંથ મેં ન પાયા જાતા હો. ધર્મ, અર્થ, કામ ઔર મોક્ષ સંબંધી જિતને ઉપદેશ ઈસ ગ્રંથ મેં વિસ્તૃત રૂપ સે લિપિબદ્ધ હૈં, વૈસે સંસાર કી કિસી પુસ્તક મેં ભી દિખાઈ નહીં દેતે. સમાજ કી રક્ષા, સ્થિતિ ઔર ઉન્નતિ કે જો ઉપાય વર્ણન કિયે ગયે હૈં અથવા જો ઉચ્ચ આદર્શ વ્યક્તિયોં ઔર સમષ્ટિયોં કે સામને રખે ગયે હૈં, ઉનકી તુલના કઠિનતા સે હી કિસી અન્ય પુસ્તક કે અંતર્ગત હોગી. × × × ×

મહાભારત કા પ્રભાવ ભારતવર્ષ પર મહાન હૈ. અંધકાર કે સમય મેં જબ વિદ્યા કા હ્રાસ ઈસ દેશ મેં હો ગયા થા, તબ ભી મહાભારત લોગોં કી દૃષ્ટિ સે ઓઝલ નહીં હુઆ થા. પ્રત્યેક માતા-પિતા અપને સંતાન કે મનોં કો ઈસકી કથાઓં સે પ્રસન્ન કરતે હુએ ઉનકે આત્માઓં કો ધર્મ, શૌર્ય, જ્ઞાન ઔર ઉત્સાહ સે રંજિત કરતે થે. સહસ્રોં પંડિત નગરોં ઔર ગ્રામોં મેં ઘૂમતે હુયે રાત્રિ કે સમય વૃદ્ધોં, યુવકો, કુમાર ઔર કુમારિયોં કે હૃદયોં ઔર મસ્તિષ્કોં કો અપની કથાઓ સે આર્દ્ર ઔર પ્રકાશિત કરતે થે. ઈસ કથા કી રીતિ સે હિંદૂ જનતા કે અંદર એકતા, સમાનતા, જાતિત્વ ઔર સહાનુભૂતિ કે ભાવ ઉત્પન્ન હોને સે જાતિ બલવાન બનાઈ જાતી થી. **મહાભારત જૈસા પ્રભાવશાલી ગ્રંથ હમારે પૂર્વજોં કે હાથ મેં એક તીક્ષ્ણ શસ્ત્ર** થા, ઔર ઉન્હોંને અપને ઇસ શસ્ત્ર કા ઉપયોગ ઉત્તમ રીતિ સે કિયા થા. હિંદૂ જાતિ બડી હી પુરાની જાતિ હૈ. ઉસકે જીવન મેં અનેક ઘટનાઓંને અપના મુંહ દિખાયા હૈ. ઉન ઘટનાઓં કો સુલઝાને ઔર જાતિ ઔર ધર્મકી રક્ષા કે લિયે હમારી જાતિ કે મહાપુરુષોં કો અનેક ઉપાય બર્તને પડે હૈં. ઐસા પ્રતીત હોતા હૈ કિ જાતિ કી વિશેષ આપત્તિયોં કો દૂર કરને કે લિયે દેશ કી વિદ્વત સભાઓં ઔર રાજમંડલોં ને સમય કી આવશ્યકતાનુસાર મહાભારતમેં પરિવર્તન કિયા. દુર્ઘટનાયેં તભી દૂર હો સકતી હૈં કિ જબ જાતિ કે અંદર ઉનકો જીતનેવાલે વિરોધાભાવ ઉત્પન્ન કિયે જાવે. હમારે રાજાઓં, મહારાજાઓં, ઔર પંડિતોં ને શુદ્ધ ભાવ સે ઇસ મહાપુસ્તક મેં અધિક ન્યૂન કરકે કથાઓં દ્વારા વિશેષ ભાવોં કા પ્રચાર ઔર સંચાર હિંદુજાતિ મેં કિયા. પરંતુ જિન્હોંને મહા-

ભારત મેં પરિવર્તન કિયે ઉન સબકે ભાવ શુદ્ધ નહીં થે. જબ બહુતસે મતમતાન્તરોં ઔર સંપ્રદાયોં કે ફૈલને સે હિંદુજાતિ કે ભિન્ન ભિન્ન વિભાગોં મેં પરસ્પર કલહ ઔર દ્વેષ ફૈલ ગયા, તબ સંપ્રદાયી પંડિતો ને ઇસ કથાગ્રંથ કો અપને વિચારોં કા સહારા ઔર પ્રમાણ બનાકર ઇસમેં બહુત કુછ હસ્તક્ષેપ કિયા. આજકલ પુસ્તકો મેં હસ્તક્ષેપ કરના કઠિન હૈ; ક્યોંકિ મુદ્રણ-યંત્ર મૌજૂદ હૈ. જો પુસ્તક એક વાર છપ જાતી હૈ, ઉસમેં ન્યૂનાધિક હોના અસંભવ હૈ. પરંતુ જબ હસ્તલેખ સે હી પુસ્તક પ્રસ્તુત કિયે જાતે થે, તબ તો પ્રત્યેક લેખક કે લિયે સુગમ થા કિ વહ અપની ઓર સે કુછ શ્લોક બનાકર પુસ્તક મેં લિખ દે, ઔર આગે કે લિયે જો પુસ્તકેં લિખી જાવે વે ઇન શ્લોકો કો મૂલ પુસ્તક કા ભાગ સમઝ કર મૂલ પુસ્તક મેં સંમિલિત કર લેવે. જ્ઞાત હોતા હૈ કિ મહાભારત મેં પૂર્વોક્ત દોનો કારણોં સે બહુતસા પ્રક્ષિપ્ત ભાગ મૌજૂદ હૈ.

ઇસ પ્રક્ષિપ્ત ભાગ મેં ઇસ પ્રકાર કે ભી વિચાર વર્તમાન હૈ કિ જો જાતિ ઔર બુદ્ધિ કે વિરુદ્ધ હૈ ઐસે વિચારોં કે પ્રચાર સે હિંદૂજાતિ કો હાનિ પહુંચતી રહી ઔર અધિક હાનિ પહુંચને કી સંભાવના હૈ પાપી લોગ અપને પતિત આચરણોં પર લજ્જિત હોને કે સ્થાન મેં મહાભારત કે પતિત વિચારોં કા આશરા લેકર અપની લજ્જા કો છિપાને કી ચેષ્ટા કરતે હૈં. ઇસી પ્રકાર કે વિચારોં ને તત્ત્વદર્શી, આત્મદર્શી, વિદ્યાસંપન્ન, યોગી, શૂરવીર, દઢસંકલ્પ, ઐસે મહાન આત્મા શ્રીકૃષ્ણ કો ભોગવિલાસ મેં રત-કામાતુર સ્વરૂપ મે હિંદૂજાતિ કે સામને પ્રગટ કિયા હૈ. ઇસ લિયે પરમ આવશ્યક હૈ કિ મહાભારત કો ઉસકે અપને અસલી સ્વરૂપ મેં લોગોં કે સામને પ્રકાશિત કિયા જાવે.

× × × × ×

લાહોર
તા-૨૨-જનવરી ૧૯૨૫ } હંસરાજ

---

# ૮-પંડિત નરદેવશાસ્ત્રી વેદતીર્થના વિચાર

## ભગવાન શ્રીકૃષ્ણના સમયનું ભારતવર્ષ

ધન્યભાગ્ય છે પવિત્ર ભારત-ભૂમિનાં કે જ્યાં અનંતકાળથી સમયે સમયે મર્યાદા-પુરુષોત્તમ માર્ગદર્શક મહાપુરુષો ઉત્પન્ન થતા રહ્યા છે, કે જેમને માર્ગે ચાલીને સંસાર સુખ-શાંતિનું ધામ બની શકે તેમ છે. ભગવાન શ્રીકૃષ્ણ એવા જ અવતારી પુરુષોમાંના છે. **તેમની ગીતાએ તેમને અને તેમની સાથે આ ભારત-ભૂમિને પણ અજર-અમર બનાવી દીધી છે.** આજે જન્માષ્ટમીનો પવિત્ર દિવસ છે. મહાકવિ કાલિદાસના કથનાનુસાર "भवो हि लोकाभ्युदयाय तादृशाम।" આવી વિભૂતિનો જન્મ લોકકલ્યાણ અથવા લોકોન્નતિને જ માટે થાય છે. લોકસંગ્રહના ઉપદેષ્ટા ભગવાન શ્રીકૃષ્ણનો ઉપદેશ લોકોન્નતિના કારણરૂપ ન થાય એ તો બને જ કેમ? × × ચાલો, પાઠક આપણે તે સમયના ભારતવર્ષ ઉપર દૃષ્ટિ ફેરવીએ.

### સ્વરાજ્ય અને સામ્રાજ્ય

એ સમયે ભારત-ભૂમિ ઉપર તો ભારતીય રાજા-મહારાજાઓનું સ્વરાજ્ય તો હતું જ, પરંતુ એ બળવાન સ્વરાજ્યને લીધે સમસ્ત ભૂમંડળ ઉપર પણ આર્ય રાજાઓનું સામ્રાજ્ય હતું.

આર્યજાતિની સભ્યતા એ સમયે સર્વશ્રેષ્ઠ સભ્યતા ગણાતી હતી. ભારતીય રાજામહારાજાઓ ભલે આપસમાં દ્વેષ રાખતા હતા; પરંતુ પ્રજાને માટે તો તેઓ એકસરખા સુખદાતા હતા. મગધ-દેશના જરાસંધને, ચેદિદેશના શિશુપાલને અને હસ્તિનાપુરના દુર્યોધનને ખરાબ દર્શાવવામાં આવે છે; પરંતુ એ રાજાઓ એકબીજા રાજા સાથે વેર રાખતા હતા અને પ્રજાને તો પુત્ર પ્રમાણે પાળતા હતા. રાજાઓને રાજાઓ માટે જ ફરિયાદ હતી, પરંતુ પ્રજાને પોતાના રાજા વિષે કંઇ પણ શંકા રહેતી નહિ. કંસ શ્રીકૃષ્ણથી ડરતો હતો, તેણે તેમને દુઃખ દેવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે પોતાની પ્રજાની દૃષ્ટિમાં કોઇ પણ રીતે નુકસાનકારક ગણાયો નથી. એ સમયે રાજા–મહારાજાઓ શરદ્ઋતુમાં ચઢાઈઓ કરતા હતા. શત્રુ હારી જતાં અથવા મૃત્યુ પામતાં તેનું રાજ્ય છીનવી લઈ પોતાના રાજ્યમાં જોડી દેવાની રૂઢિ જ નહોતી. તેઓ શરણાગતને છોડી દેતા હતા અને જો તે યુદ્ધમાં હારી જાય તો પણ થોડી જ ખંડણી લઇને તેને છોડી દેતા હતા; અથવા તે યુદ્ધમાં મરાયા બાદ તેના પુત્ર વગેરેને રાજ્યગાદીએ બેસાડીને પાછા ફરતા હતા. અશ્વમેધ યજ્ઞમાં પૃથ્વી ઉપર પરિભ્રમણ કરવાને ઘોડો છૂટો મૂકાતો હતો. જેનો ઘોડો અટકાયત સિવાય પૃથ્વીપ્રદક્ષિણા કરીને પાછો આવતો, તેનું સમસ્ત પૃથ્વી ઉપર સામ્રાજ્ય ગણાતું હતું.

એ સમયે પ્રજાને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય પ્રકટ કરવાનો પૂર્ણ અધિકાર હતો. આમ સ્વતંત્ર મત ધરાવવાને ખાતર રાજા–મહારાજાઓએ કદી પણ પ્રજાને સતાવી નથી. શાસનપદ્ધતિ રાજાસત્તાક હતી; પરંતુ આજકાલની કહેવાતી પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ કરતાં તો તે અત્યંત શ્રેષ્ઠ હતી. રાજા–મહારાજાઓ હાલની પેઠે સીધેસીધું નહિ પણ વિદ્યસભા, રાજસભા અને ધર્મ-સભા દ્વારા રાજ્ય કરતા હતા. એ સભાઓમાં જનતાના સાચા પ્રતિનિધિ તરીકે વિદ્વાન બ્રાહ્મણો, સંન્યાસીઓ અને ઋષિમુનિઓ સભ્ય તરીકે વિરાજતા હતા. રાજાઓ પણ ઋષિ–મુનિઓના શાપ અને ધાકથી એવા તો ધ્રુજતા હતા કે કોઇ પણ અગત્યનું કામ તેમની સાથે મસલત કર્યા સિવાય કરતા જ નહિ.

## પ્રજા

પ્રજા સર્વ પ્રકારે સુખી હતી તથા રાજદંડના ભયથી પોતપોતાનાં વર્ણાનુરૂપ કાર્યોમાં તત્પર રહેતી હતી. તેના ઉપર સ્વધર્મરક્ષક અને પોષક રાજ્યપદ્ધતિ હોવાથી પ્રજામાં છળ, કપટ અને દંભનું નામ સરખું યે ન હતું. રાજાઓ પ્રજા પાસેથી આવકનો છઠ્ઠો અથવા ચોથો ભાગ લેતા હતા, પરંતુ આજકાલના જેવા કરોની અતિશયતા નહોતી. રાજા આજકાલના રાજાઓની પેઠે વેપાર કરતા ન હતા. આજકાલ તો આપણા રાજ્યકર્તાઓ પક્કા વેપારી છે. એટલે પ્રજાનો ભાગ રાજાના ભંડારમાં જ જાય છે અને પ્રજા ભૂખે મરે છે. રાજા અને પ્રજાનો એક જ ધર્મ હતો; તેથી બંને પરસ્પર એક જેવા જ લાગતા હતા. દેશની સંપત્તિ એ સમયે હાલની પેઠે સાત સમુદ્ર પાર ચાલી જતી નહોતી; પરંતુ વિદ્યા, કળાકૌશલ્ય, વેપાર વગેરેની વૃદ્ધિ થવાથી ભારતવર્ષ સમસ્ત સંસારનું કેન્દ્ર બની રહ્યો હતો. આજે તો આપણે માથે સંપૂર્ણ વિદેશી, વિધર્મી અને તેથી અસ્વાભાવિક રાજ્ય–શાસન–પદ્ધતિનું ચક્ર જોરથી ઘૂમી રહેલું છે; અને તેથી સ્વધર્મ અને સ્વરાજ્ય બન્ને નાબૂદ થઈ ગયાં છે, એટલે પછી પ્રજા તો સુખી હોય જ શી રીતે?

## સ્વશિક્ષણ

સ્વરાજ્યને લીધે એ સમયે ભારતવર્ષ જ સ્વશિક્ષણનું કેન્દ્ર હતો. સમસ્ત સંસારના લોકો અહીં આવીને ચારિત્ર–શિક્ષણ લઈને સ્વદેશ જતા હતા. અહીં વેદવેદાંગોનું શિક્ષણ અપાતું

હતું. અહીંનું તત્ત્વજ્ઞાન પણ એટલું બધું ઉન્નત થયેલું હતું કે, સમસ્ત સંસારના વિદ્વાનો અહીં આવીને આપણા ગુરુઓને ચરણે પડતા હતા.

एतद्देश-प्रसूतस्य सकाशादग्रजन्मनः। स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः॥ (મનુ)

આ પ્રમાણે અહીં અઢારે વિદ્યા અને ચોસઠ કળાઓનું સામ્રાજ્ય તો હતું જ; પરંતુ એ ઉપરાંત બ્રહ્મવિદ્યા અને આત્મવિદ્યાના પણ શિક્ષકો ભારતવર્ષ સિવાય બીજે કયાં ય મળતા નહિ. આ પ્રમાણે એ સમયે આર્યજાતિની સભ્યતા સમસ્ત સંસારને સુખશાંતિ આપનારી અને સર્વશ્રેષ્ઠ હતી. અહીંના ઋષિમુનિઓ દેશદેશાંતરોમાં જઇને સ્વશિક્ષણ અને સ્વધર્મનો પ્રચાર કરતા હતા; **શિક્ષણ મફત આપવામાં આવતું; અને જ્ઞાન-વિક્રય નિંદાસ્પદ ગણાતો હતો.**

શિક્ષણ પૂર્ણ થતાં સુધી વિદ્યાર્થીઓએ બ્રહ્મચારી રહેવું પડતું હતું. અધ્યયન સમાપ્ત થયા પછી તો કોઈ કોઈક જ જન્મપર્યંત નૈષ્ઠિક બ્રહ્મચારી રહેતા હતા અને બાકીના ક્રમાનુસાર ગૃહસ્થ અને વાનપ્રસ્થ આશ્રમોમાં રહીને તે પછી જ સંસારનો ત્યાગ કરીને નિવૃત્તિમાર્ગ ગ્રહણ કરતા હતા. આજકાલ વિદેશી અને વિધર્મીઓ તરફની અસ્વાભાવિક શિક્ષણપદ્ધતિથી આપણા દેશના નવજુવાનોની જે દુર્ગતિ થઇ રહી છે, તે આપણે પ્રતિદિન સગી આંખે જોઇએ છીએ. આપણા નવજુવાનોનાં હૃદય અને મગજ બંને વિદેશી અને વિધર્મી થઇ ગયાં છે; અને તેનું હાનિકારક પરિણામ એ આવ્યું છે કે, તેમનામાંથી સ્વાવલંબન અને સ્વાભિમાન લુપ્તપ્રાય થઈ ગયાં છે. તેઓ સદા યે પરાવલંબી થઇને પોતાને દીન, હીન અને પરાધીન માની બેઠા છે અને હોય છે પણ એવા જ.

તે પ્રાચીન સમયે ભારત સ્વશિક્ષણને પોષતું હતું. પોતાનું જ રાજ્ય અને પોતાનું જ કામ હતું તેથી જ સ્વતંત્રતાનું સામ્રાજ્ય હતું. **બ્રાહ્મણ નિષ્કિંચન રહીને વિદ્યાદાન આપતા** હતા; ક્ષત્રિયો રાજકાજ કરતા હતા; વૈશ્યો વેપાર કરતા હતા; અને શૂદ્રો સેવા-ભાવમાં તત્પર રહેતા હતા. આથી જ સ્વધર્મ અને સ્વરાજ્યનો રથ બહુ ઉત્તમ રીતે ચાલતો હતો. આજકાલ તો આ સ્વધર્મ-નાશક અને સ્વરાજ્ય-વિરોધી રાજ્યમાં બધું એથી ઊલટું અને ઊંધુંછતું જ થઇ રહ્યું છે. આજે તો બધાજ બ્રાહ્મણ, બધા જ ક્ષત્રિય, બધા જ વૈશ્ય અને બધા જ શૂદ્ર! કોઈ પ્રકારની કશી વ્યવસ્થા જ રહી નથી!

## આચાર-વ્યવહાર

ઉપરોક્ત સમયે પ્રજાના આચાર અને વ્યવહાર સર્વશ્રેષ્ઠ હતા. રાજદંડ જોરથી ઘૂમ્યા કરતો હતો. લોકો ધર્મ-કર્મમાં પ્રવૃત્ત રહેતા હતા. ઈશ્વરમાં વિશ્વાસ, ધર્મશ્રદ્ધા અને આસ્તિક બુદ્ધિને લીધે પરસ્પર દ્વેષ ઓછો હતો. દ્વેષ ભાવ હોઇ જ શી રીતે શકે? જેમને ઈશ્વરી ન્યાય, કર્મફળ અને પુનર્જન્મના સિદ્ધાંતમાં દૃઢ વિશ્વાસ હોય, તેઓ સ્વકર્તવ્યપાલનમાં તત્પર કેમ ન રહે? પોતપોતાના વર્ણ અને આશ્રમમાં રહેતા થકા તેઓ સુખપૂર્વક જીવન ગાળતા હતા. એ વખતે બાળ-વિવાહ જેવી કુપ્રથાઓ તો હતી જ નહિ. લોકો હૃષ્ટપુષ્ટ રહેતા અને તેમનાં સંતાન પણ બળવાન થતાં હતાં. જો કે પ્રજાનો ધર્મ વૈદિક હતો, છતાં પણ નાસ્તિક, લોકાયતિક વગેરે વિલક્ષણ માન્યતાવાળાઓ પણ નિર્ભયતાથી રહેતા હતા. કુળધર્મ, જાતિધર્મ અને દેશધર્મ, એ સર્વનો ખ્યાલ રાખીને રાજા-મહારાજાઓ એવી ઉત્તમતાથી શાસનચક્ર ચલાવતા હતા કે જેથી રાજાપ્રજા બન્ને સુખી રહેતાં હતાં.

## વિજ્ઞાન

વિજ્ઞાનમાં તો એ સમયના ભારતવાસીઓ હાલના પાશ્ચાત્ય વિજ્ઞાનવેત્તાઓ કરતાં હજારો-

ગયા આગળ વધેલા હતા. તેઓ વિમાન બનાવવાનું જાણતા હતા અને તેના ઉપર સુખપૂર્વક મુસાફરી કરતા હતા. શસ્ત્રાસ્ત્ર બનાવવામાં, ચલાવવામાં, ફેંકવામાં અને તેને ઇચ્છાનુસાર રોકવામાં તેઓ સિદ્ધહસ્ત હતા. અનેક પ્રકારના રથ બનાવવામાં અને વાહન યોજવામાં તેઓ અત્યંત કુશળ હતા. તેમના પહેરવેશ ઉપરથી અમે કહી શકીએ છીએ કે, તે વખતના જેવાં વિવિધ પ્રકારનાં સુંદર વસ્ત્રો તો હાલમાં કોઈકના જ નસીબમાં હોય! તેમનાં આભૂષણ ઉપરથી માલૂમ પડે છે કે, સમસ્ત સંસારનાં ઉચ્ચ કોટિનાં રત્નો આપણા પૂર્વજોના ભંડારમાં હતાં. તેમનાં વાહન પણ અપૂર્વ હતાં. સારાંશ કે જળ, સ્થળ અને આકાશમાં પણ તેઓની ગતિ હતી. મહાભારતના યોદ્ધાઓ, તેમનાં વાહનો, તેમના પહેરવેશો, તેમના શણગારો અને તેમનાં અસ્ત્ર-શસ્ત્રોનાં વર્ણન વાંચવાથી અમારી વાતોને ટેકો મળે છે. વાસ્તુવિદ્યામાં તેઓ કેટલા નિપુણ હતા તે મયાસુરની બનાવેલી સભાનું વર્ણન વાંચવાથી સમજાય છે. કેવી અપૂર્વ એ સભા! વાસ્તવિદ્યાની પરાકાષ્ઠાનાં તેમાં દર્શન થશે; એટલું જ નહિ પણ દુર્યોધનને પાંડવોનો ભય લાગ્યો ત્યારે તે એક તળાવમાં જળની વચ્ચે આનંદપૂર્વક સૂઈ ગયો હતો! આ જાતની જળસ્થંભન વિદ્યા તો હજી સુધી પાશ્ચાત્ય વિદ્વાનીઓના પણ ખ્યાલમાં નથી આવી. કેટલું કેટલું લખી શકાય? એ સમયના લોકોનાં આચાર, વ્યવહાર અને વિજ્ઞાન વગેરે અપૂર્વ જ હતાં.

## રાજનીતિ

બાણશય્યા ઉપર પડેલા ભીષ્મ પિતામહે યુધિષ્ઠિર વગેરેને જે ઉપદેશ આપ્યો અને જે અપૂર્વતાથી રાજધર્મનું વર્ણન કર્યું; તેની ઉપમા સમસ્ત સંસારમાં ક્યાં યે મળે તેમ નથી. એવા રાજધર્મના ઉપદેશ હાલમાં કોણ જાણે છે?

यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित्।

બસ, ઉપલા ઋષિવાક્ય પ્રમાણે એટલું જ કહેવું પૂરતું છે કે. જે કાંઈ આ મહાભારતમાં કહેલું છે, તેનું જ ઉચ્છિષ્ટ સર્વ જગાએ છે; અને જે વાત આમા નથી તે સમસ્ત સસારમાં ક્યાં યે મળી શકશે નહિ. આપણો ધર્મ, રાજધર્મ, યુદ્ધધર્મ, આચાર, વિચાર, વ્યવહાર, વિદ્યા, કળા, વિજ્ઞાન, નીતિ અને રાજનીતિ એમાંથી કોનું કોનું અને, શું શું વર્ણન કરીએ?

હાલમાં તો આપણા રાજકર્તાઓને-તેમનાથી જુદા પ્રકારનાં ધર્મ-કર્મ, જુદા હિત-સંબંધ અને જુદી સંસ્કૃતિ ધરાવતી પ્રજાના કલ્યાણની કંઇ જ ચિંતા નથી; અને હોય તો પણ તે નામમાત્રની જ છે. તેઓ તો અમારા મહાભારતના એક નીતિના આચાર્ય કણિકની નીતિ પ્રમાણે વર્તી રહ્યા છે. કણિકનો મત એવો છે કે, પ્રથમ તો કોઇને કંઇ આશા જ આપવી નહિ; અને આપી તો તેમાં કોઇને કોઇ બહાનાં બતાવીને વિલબ કર્યા કરવો. બને ત્યાં સુધી તો વૃક્ષે ફૂલવું જ નહિ; ફૂલવું તો સહજે ફળવું નહિ અને ફળવું તો પણ એટલે ઊંચે ફળવું કે જેથી લેનારના હાથમાં થોડાં જ ફળ આવે! વળી એ થોડાં ફળો પણ પોતાની મેળે તો કદી ગરવાનાં જ નહિ!! જ્યારે પાંડવોનો દૂત ધૃતરાષ્ટ્ર પાસે અર્ધું રાજ્ય માગવા સંબંધી સંદેશો લાવ્યો, ત્યારે કણિકે ધૃતરાષ્ટ્રને ઉપલી જ વાત સમજાવી હતી. આપણા વર્તમાન રાજકર્તા "आशां कालवतीं कुर्यात्" એ પ્રમાણે બરાબર કણિકના જ રાહ ઉપર ચાલે છે. આપણને અયોગ્ય જ ગણતા રહીને તથા આશામાં ને આશામાં જ રાખ્યા કરીને તેમણે ખાસ્સાં પચાસ વર્ષ ગાળી નાખ્યાં! અને એ પછી કંઇક આપવા લાગ્યા તેમાં પણ કેટલી બધી અડચણો! અમારી જ વસ્તુ અમને સોંપવામાં

ક્યારે આવી દશા છે, તો પછી કદાચ પોતાનીજ કોઈ વસ્તુ આપવાની હોત તો તો કોણ જાણે શુંનું શું યે કરત ! અસ્તુ.

આ પ્રમાણે સિંહાવલોકન કરવાથી ભગવાન શ્રીકૃષ્ણના સમયમાં ભારતવર્ષની કેવી સ્થિતિ હતી, તે સ્પષ્ટ દેખાઇ આવે છે. માત્ર તેના જોનાર જોઇએ.

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પોતાના લોકસંગ્રહ દ્વારા સમસ્ત સંસારને કર્મયોગમાં જોડાઇ રહેવાનો જે ઉપદેશ આપેલો છે; તે સમસ્ત સંસારને માટે મહાપ્રલય સુધી દીવાદાંડીરૂપ થશે. તે ઉપદેશ કેવો છે ? તે નિવૃત્તિ અને પ્રવૃત્તિનો મધ્યમ માર્ગ છે. સંસારમાં રહીને સંસારનાં કામ કરવા છતાં પણ કેવી રીતે તેના દોષોથી અલિપ્ત રહીને મોક્ષ-સુખ મેળવી શકાય તે જ દર્શાવવાનો ગીતાનો ઉદ્દેશ છે. ભારતવર્ષનું સર્વ કાંઈ ભલે જતું રહે, પણ તેની ગીતા અને તેના શ્રીકૃષ્ણ ન જાય, એટલે બસ !

કેમકેઃ—यत्र धर्मस्तत्र कृष्णः यतः कृष्णस्ततो जयः ॥

અથવા તો—यत्र कृष्णस्तत्र धर्मः यतो धर्मस्ततो जयः ॥

(કલકત્તાના "હિંદુપંચ" ના શ્રીકૃષ્ણાંક ઉપરથી અનુવાદિત)

## ૯—प्रोफेसर हावरना विचार

મહાભારત આધ્યાત્મિક પુસ્તક તરીકે પણ અદ્વિતીય છે. મહાભારત એ માત્ર મહાકાવ્યજ નથી, પણ 'એન્સાઈક્લોપીડિયા' (એટલે કે વિશ્વકોષ) પણ છે; કેમકે તેમાં દરેક વિષયને લગતું જ્ઞાન સમાયલું છે. વળી મહાભારત એ મહાકાવ્ય નહિ પણ વિરાટકાવ્ય છે. હોમરને ઇલિયડ લખવામાં પાંચ-દશ વર્ષ ગયાં, પણ મહાભારત લખવામાં તો (ભારતવાસીઓને) ૩૦૦૦ વર્ષો ગયાં છે. સંસ્કૃત સાહિત્યના બગીચામાં રામાયણ અને મહાભારત એ એક કલ્પવૃક્ષ-સમાન છે; કારણ કે એમાંથી જે માગો તે મળશે. રામાયણ અને મહાભારતમાંના રામ અને કૃષ્ણ, એ માત્ર પુસ્તકોમાં જ રહેલી વ્યક્તિઓ નથી, પણ હિંદીઓનાં હૃદયમાં રહેલી જીવતીજાગતી પ્રતિમાઓ છે. પવિત્ર બાઈબલ કે જે (પાશ્ચાત્ય) પ્રજાઓનું પુસ્તક કહેવાય છે, તે પણ જુદાં જુદાં ૬૬ પુસ્તકોનું બનેલું છે.



# મહાભારત વિષે કેટલીક હકીકતો

## ૧—સમર્થ વિદ્વાન શ્રીચિંતામણ વિ૦ વૈદ્યના વિચારો*

### મહાકાવ્ય તરીકે મહાભારત

"ખરેખર, 'મહાભારત' એ શબ્દથી જ વિશાળ અને અત્યંત વૈચિત્ર્યવાળી એવી કોઇ વસ્તુનો ખ્યાલ આપણને આવે છે; પણ કવિત્વના દષ્ટિબિંદુથી મહાભારતમાં વિષયની કેટલી વિશાળતા અને વિવિધતા છે, તેનું ભાન ઘણા થોડાને જ હોય છે. કાવ્યરચનાને અનુકૂળ પ્રસંગો મહાભારતમાં એટલા સંખ્યાબંધ અને એટલા વૈચિત્ર્યભર્યા છે કે અર્વાચીન સંસ્કૃત કવિઓએ જે કોઇ રસભર્યા પ્રસંગનું નિરૂપણ કર્યું હશે, તે સર્વનું બીજ મહાભારતમાંથી જડી આવ્યા વગર ભાગ્યે જ રહેશે. સૌતિ જાતે પોતાના ગ્રંથની શરૂઆતમાં અભિમાનપૂર્વક કહે છે કેઃ— "એક વિશાળ વટવૃક્ષની પેઠે મહાભારત એ સઘળા અર્વાચીન કવિઓનું આશ્રયસ્થાન છે." એ અમર ઝરણામાંથી અનેક કવિઓએ સુધારસનું પાન કર્યું છે અને નવું ચેતન મેળવ્યું છે."

"મહાભારતના જુદા જુદા અને વૈવિધ્યભર્યા પ્રસંગો એકજ વાર્તાના રૂપમાં એવી સારી રીતે ગ્રથિત થયા છે કે, એથી વધારે ભવ્ય અને સુયોજિત વસ્તુ (પ્લૉટ) ની કલ્પના કરવી અશક્ય છે. મને ઘણી વાર એવો વિચાર આવ્યો છે કે, મહાભારતની કથા જો ઐતિહાસિક ન હોય તો ખચીત એ કથાની ઉત્પત્તિ જેનાથી થઇ તે કલ્પના શેક્સપિયરના કરતાં પણ વધારે ફળદ્રૂપ હોવી જોઇએ. પાત્રોની વિવિધતા અને સ્વાભાવિકતા જેટલી શેક્સપિયરનાં નાટકોમાં જોવામાં આવે છે, તેટલી જ મહાભારતમાં પણ જોવામાં આવે છે. પણ આશ્ચર્યની વાત એ છે કે, મહાભારતમાં એક જ વસ્તુ (પ્લૉટ)ની અંદર આટલાં બધાં પાત્રોને એકઠાં કરવામાં આવ્યાં છે! શેક્સપિયરે અનેક નાટકો રચીને જે દર્શાવ્યું, તે વ્યાસે એક જ વિશાળ વસ્તુ વડે દર્શાવ્યું છે. વસ્તુનાં અંગો વિશાળ હોવા છતાં ગજરાજના અવયવોની પેઠે એક સુબદ્ધ અને સુંદર શરીરમાં તેની ઘટના થઇ છે."

"એ તો જાણીતી વાત છે કે, મહાભારતના અમુક પ્રસંગો ઉપરથી પાછલા સંસ્કૃત કવિઓને મહાકાવ્યો તથા નાટકોને માટે અનુકૂળ વિષયો જડી આવ્યા છે. એ પણ જાણીતી વાત છે કે, હાલના કથાકારો એ વિશાળ ગ્રંથમાંથી અમુક છૂટક છૂટક પ્રસંગો લઇને તે ઉપરથી કલાકોના કલાકો સુધી પહોંચે એવી કથાઓ ચલાવે છે; પણ એ જાણીતી વાત નથી કે, મહાભારતની કથા મોટી અને સુગ્રથિત છે; એટલુંજ નહિ પણ એનો હજી વિશેષ વિસ્તાર થવાને માટે અવકાશ રહે છે. ખરેખર, મહાભારતનું યુદ્ધ એ મુખ્ય વિષયને કવિએ પોતાનાં મનશ્ચક્ષુ આગળ હમેશાં રાખ્યો છે અને વિસ્તાર કરવાની લાલચને વશ થઇને એ બહુ આડો ચાલ્યો ગયો નથી."

× × ×

"પેરેડાઇસ લૉસ્ટનો વિષય અને મહાભારતનો વિષય એ બેની સરખામણી કરી શકાય એમ નથી; પણ હોમરના 'ઇલિયડ' નો વિષય અને 'મહાભારત' નો વિષય એ બેની સરખામણી સારી રીતે થઇ શકે એમ છે. 'ઇલિયડ' એ જેમ ગ્રીસની પ્રજાનું મહાકાવ્ય હતું, તેમ 'મહાભારત' એ હિંદુસ્તાનની પ્રજાનું મહાકાવ્ય હતું અને હજી પણ છે. હિંદુસ્તાનની પ્રજાને

*ગુજરાત વર્નાક્યુલર સોસાયટી દ્વારા અનુવાદરૂપે-નીકળેલા "મહાભારતની સમાલોચના"માંથી સાભાર ઉદ્ધૃત.

લગતી વંશાવળી, દંતકથાઓ અને પ્રાચીન તત્ત્વવિદ્યાનો મહાન સંગ્રહ એ ગ્રંથમાં થયેલો છે.”

× × × ×

## પુરુષપાત્રો

“જે પાત્રોમાં ઉચ્ચ પરાક્રમો અને પ્રૌઢ વિચારો મહાભારતમાં ઘણી અસરકારક રીતે વર્ણવવામાં આવ્યાં છે, તે પાત્રોની યોગ્ય પ્રશંસા કરવાને માટે શબ્દો આપણને શોધ્યા જડતા નથી. શ્રીકૃષ્ણ સિવાય યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, કર્ણ, દ્રૌપદી, દ્રોણ અને ભીષ્મ પિતામહ એ સઘળાં પાત્રો મહત્તા અને નીતિમત્તાના આદર્શ તરીકે ગણાયાં છે અને હમેશાં જ ગણાતાં રહેશે. કર્તવ્યના પાલનને અર્થે જેમાં આત્માનું અર્પણ કરવું પડતું હોય એવાં કૃત્યો કરવાનું પ્રેરક બળ હિંદુસ્તાનની આર્યપ્રજાને એ પાત્રો વડે કરીને હમેશાં મળતું રહ્યું છે. દુર્યોધન જેવા પાત્રમાં પણ કંઈક અનેરું સૌન્દર્ય અને પ્રતાપ જોવામાં આવે છે. એનો અડગ નિશ્ચય, મૃત્યુ અને રાજ્યમુકુટ એ બેની વચ્ચેનો અધકચરો કોઈ પણ માર્ગ ન સ્વીકારવો એવો એનો ઉચ્ચાભિલાષ, એનું નિરૂપણ કવિએ ઘણી અસરકારક રીતે કર્યું છે; અને એમાંથી નવો જ ઉપદેશ આપણાથી તારવી કઢાય છે. પાત્રાલેખનના કાર્યમાં હોમર અને મિલ્ટનના કરતાં પણ મહાભારતના કવિનું ચઢિયાતાપણું જણાઈ આવે છે.” × × × ×

## સ્ત્રીપાત્રો

“મહાભારતનાં સ્ત્રીપાત્રો પણ ઈલિયડનાં સ્ત્રીપાત્રો કરતાં ચઢિયાતાં જણાય છે. હેલન અને એંડ્રોમેશ પણ દ્રૌપદીની સાથે સ્પર્ધા કરી શકે એમ નથી. દ્રૌપદીના પાત્ર દ્વારા મહાભારતના રચનારે સ્ત્રીસ્વભાવની ઉચ્ચતાનું આપણને એવું સચોટ ભાન કરાવ્યું છે, કે એવા પાત્રની યોગ્ય પ્રશંસા કરવાને માટે શબ્દો આપણને શોધ્યા જડતા નથી. દ્રૌપદી એ એક સાધ્વી સ્ત્રી છે. આત્મગૌરવનું ભાન એ કદી ગુમાવતી નથી. મોટામાં મોટી વિપત્તિઓને પ્રસંગે પણ એ પોતાનો મિજાજ ખોતી નથી. માણસના ખ્યાલમાં પણ ન આવી શકે એવી એ પવિત્ર અને નિર્મળ છે, તે છતાં એનામાં માનુષીપણું પણ છે. ઘણી વાર ચર્ચા કરતી વખતે સ્ત્રીના જેવું વિકારીપણું અને અત્યાગ્રહ એનામાં જણાય છે. ઘણી વાર અમુક બાબતમાં એ મમત કરે છે, તે એના પતિઓને પણ કબૂલ રાખવાની ફરજ પડે છે; તો પણ એ હલકી નથી. હેક્ટર જેવી રીતે પોતાની સ્ત્રીને ઘરધંધાને જ યોગ્ય ગણે છે, તેવી રીતે દ્રૌપદીને તુચ્છ ગણી શકાય એમ નથી હોતું. એ એક રજપૂતાણી છે. રજપૂતનું શૌર્ય અને મનોબળ એના વદન ઉપર ઝળહળી રહ્યું છે. રે! કીચક અને જયદ્રથ જેવા માણસો એને પકડીને એના ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કરે છે, તે વખતે એક રજપૂતાણીને શોભે તેવા જુસ્સાથી એ તેઓને એવો ધક્કો લગાવે છે કે તેઓ પૃથ્વી ઉપર ગગડી પડે છે. એની સમયસૂચકતા પણ એવી છે કે પુરુષોમાં જો એવી સમયસૂચકતા હોય તો તેનું તેઓને અભિમાન આવ્યા વગર રહે નહિ. ઉદાહરણ તરીકે, સ્વયંવર વખતે ધનુષ્ય ખેંચવાને માટે કર્ણ ઊભો થાય છે, તે વખતે ‘હું એક સારથિની સાથે પરણવા ઇચ્છતી નથી.’ એવું કહેતાં એને જરા પણ વિલંબ થતો નથી; અને ‘પાસાની રમત વખતે તું હોડમાં અપાઈ છે.’ એવું જ્યારે એને કહેવામાં આવે છે, ત્યારે એ એવો પ્રશ્ન ઉઠાવે છે કે જેથી દુર્યોધનના દરબારીઓ ઘણા ગૂંચવણમાં પડી જાય છે. સૌથી વધારે તો સ્વયંવરમાં એ અર્જુનને પ્રાપ્ત થઈ તે વખતે ગરીબ બ્રાહ્મણના વેષમાં ઊભેલા અર્જુનના સુખદુઃખની સહચારિણી થવાનો એનો ઉદાર સંકલ્પ અને લાંબા વખતના વનવાસ વખતે પાંડવોની સાથે રહેવાની એની સંપૂર્ણ

ઇચ્છા, એ સઘળા સંજોગોમાં ધીરજ અને સન્તોષવૃત્તિ રાખીને એકસરખી ભક્તિથી પતિની સાથે રહેવાની પ્રેરણા, હિંદુ સ્ત્રીઓને શોભે તેમ, એના હૃદયમાં નિરંતર રહ્યાં કરેલ છે."

"કુન્તી એ મહાભારતનું એક બીજું પ્રતાપી સ્ત્રીપાત્ર છે. પાંડવો પોતાની સ્ત્રીને લઇને બાર વર્ષના વનવાસને માટે જાય છે, તે વખતે કુન્તીમાતા જો કે વિદુરના ઘરમાં રહે છે, તો પણ કૃષ્ણની સાથે પોતાના પુત્રોને જે સંદેશો એ મોકલાવે છે, તે ખરેખરો રજપૂતોની રીત પ્રમાણેનો છે અને યુદ્ધ કરવાને માટે તેઓમાં પ્રબળ ઉત્સાહ ઉત્પન્ન કરે એવો છે. 'વિજય મેળવો અથવા મરણ પામો' એવી ઇચ્છા એ પોતાના પુત્રોની આગળ પ્રકટ કરે છે. આ પ્રમાણે એ પોતાના પુત્રોને લડવાને માટે ઉશ્કેરે છે, પણ તે પોતાના સ્વાર્થને માટે નથી. પાંડવોને જ્યારે વિજય મળે છે અને તેઓ રાજ્યાસન પર બેસે છે, ત્યારે કુંતી તેઓને છોડીને ધૃતરાષ્ટ્રની સાથે વનમાં જાય છે; અને એ આંધળા ડોસાની સેવા બજાવતાં બજાવતાં આખરે મરણ પામે છે. એ જાય છે તે વખતે ભીમ એને ઘણું વીનવે છે કે, "તમે અમારી સાથે રહો અને તમારી શિખામણ પ્રમાણે ચાલ્યાનું અમને જે ફળ મળ્યું છે, તે તમે પણ અમારી સાથે રહીને ભોગવવા લાગો." પણ એ ચોખ્ખો જવાબ આપે છે કે, "મારા પતિના વખતમાં મેં ઘણાએ ભોગ ભોગવ્યા છે, હવે મને ભોગની ઇચ્છા નથી. યુદ્ધ કરવાની શિખામણ મેં તમને આપી, યુદ્ધ કરવાને માટે મેં તમને ઉશ્કેર્યા તેનું કારણ એટલું જ હતું કે, તમે ભીખ માગો એવું હું ઇચ્છતી નહોતી." છૂટા પડતી વખતની એની છેલ્લી શિખામણ સુવર્ણના અક્ષરથી નોંધી રાખવા જેવી છે:—

("ધર્મ તરફ તમારી મતિ રાખો. બુદ્ધિ હમેશાં ઉદાર રાખો.") (धर्मे ते धीयतां बुद्धिर्मनस्ते महदस्तु च) આખા મહાભારતનો સાર આ એક પંક્તિમાં આવી જાય છે."

"મહાભારતનાં સ્ત્રીપાત્રો સાધારણ સ્ત્રીઓના કરતાં ઘણાં ચઢિયાતાં છે; પણ જે માનવીપણાનું તત્ત્વ અન્યત્ર આપણા જોવામાં આવે છે, તે તેઓમાં પણ છેજ. જે વખતે અર્જુન પોતાની દ્વિતીય ભાર્યા સુભદ્રાને ઇંદ્રપ્રસ્થમાં લાવે છે, તે વખતે દ્રૌપદી એક સચોટ દૃષ્ટાંત વડે પોતાનો ઈર્ષ્યાભાવ પ્રકટ કરે છે. તે કહે છે કે:—"પહેલી ગાંઠ ગમે તેવી સખ્ત અને મજબૂત હોય તો પણ તેની પાછળ બીજી ગાંઠ આવે એટલે તે ઢીલી પડ્યા વગર રહે નહિ." યુદ્ધના મેદાનમાં કર્ણને જુએ છે તેની સાથે જ કુંતીને મૂર્છા આવે છે. કૌરવોની સામે ચઢાઈ કરવાને માટે ઉત્તરાનો ભાઇ જે વખતે જાય છે, તે વખતે ઉત્તરા અર્જુનને એની સાથે રહેવાનું કહે છે અને "મારી ઢીંગલીઓને માટે સારા સારા વસ્ત્રના કકડા લેતા આવજો" એવી વિનતિ કરે છે, પણ કૌરવોની મોટી સેનાઓ પોતાના ભાઇને હરાવશે એવી શંકા પણ ઉત્તરાના મનમાં બિલકુલ નથી આવતી. સ્ત્રીજાતિની નિર્મળતા સૂચવનારા આવા આવા પ્રસંગો કવિએ પોતાના ગ્રંથમાં દાખલ કર્યા છે, તેને લીધે મહાભારતનાં સ્ત્રીપાત્રો તરફ આપણને વિશેષ પ્રેમ ઉત્પન્ન થાય છે."

## દેવપાત્રો

"પુરુષપાત્રો અને સ્ત્રીપાત્રો ઉપરાંત દેવતાઇ પાત્રો પણ મહાભારતમાં આવે છે. એ પાત્રો ખરેખરાં દેવતાઈ છે; ઇલિયડનાં દેવતાઇ પાત્રોની પેઠે હાસ્ય ઉત્પન્ન કરે એવાં નથી. સાધારણ રીતે એવું કહેવામાં આવે છે કે, મહાકાવ્યની ગંભીર અને પ્રૌઢ રચનામાં હાસ્યરસનાં ચિત્રોને માટે જરા અવકાશ રહેતો નથી; છતાં ઇલિયડની અંદર જો કોઇ પણ હાસ્યરસનાં ચિત્રો હોય તો તે ઓલિંપસ પર્વત ઉપરના દેવતાઓ વિષેનાં છે. સ્વર્ગના દેવતાઓ પૃથ્વી ઉપરના બનાવોને માટે તકરાર કરે છે. પણ શુદ્ર હેતુથી પ્રેરાઇને માનવીઓને મદદ કરવામાં તેઓ અત્યંત ધૂન-

ભરેલી વર્તણૂક રાખે છે. રો! સૌથી સમર્થ દેવતા જ્યૂપિટર તે પણ અમુક અમુક પક્ષપાત ધરાવનારી પોતાની સ્ત્રી જ્યૂનોના અત્યાગ્રહથી ઘણી વાર વ્યગ્ર બની જાય છે અને કોઈ કોઈ વખત તો એ સ્ત્રીને માર મારવાની ધમકી પણ એને આપવી પડે છે. મહાભારતના દેવતાઓ ઘણી બાબતમાં ગ્રીકલોકોના દેવતાઓ જેવા છે; પણ તેઓના ઉચ્ચ સ્થાનક ઉપરથી કવિ તેઓને કદી પદભ્રષ્ટ કરતા નથી. કવિતામાં ઘણી અસરકારક રીતે એ પાત્રોને એ દાખલ કરે છે અને એમ કરીને કાવ્યનાં પાત્રોના વૈવિધ્યમાં વધારો કરે છે. માનવીઓની બાબતમાં વ્યાસના દેવતાઓ કવચિત જ વચ્ચે પડે છે. જો કદી પણ તેઓ વચ્ચે પડતા હોય તો તેઓ પોતાનું વર્તન દેવતાઓના જેવું રાખે છે, સ્વાર્થી માનવીઓના જેવું વર્તન તેઓ નથી રાખતા. આનું એક ઉદાહરણ આપણે આપીશું. યુદ્ધમાં કર્ણ ન જીતી શકાય એવો છે, એમ અર્જુનને ન લાગે એટલામાટે કર્ણનું કુદરતી બખ્તર, જે એના જન્મની સાથે જ ઉત્પન્ન થયું હતું, તે લઈ લેવાને માટે ઇંદ્રને કર્ણની પાસે જતો વર્ણવવામાં આવ્યો છે. કર્ણ બ્રાહ્મણોને કોઇ પણ વસ્તુની ના જ ન કહે એવો દાતા ગણાતો હતો, તેથી બ્રાહ્મણનો વેષ લઈને ઇંદ્ર કર્ણની પાસે આવે છે; અને "તમારું બખ્તર મને આપો." એમ કહે છે. એ ઉદાર માણસ ઇંદ્રને ઓળખે છે, છતાં પોતાનું બખ્તર એ તેને આપે છે. આ ઠેકાણે "ઇંદ્ર એ બખ્તર લઈને છાનોમાનો ચાલતો થયો" એવું વર્ણન મહાભારતમાં નથી આપ્યું, પણ દેવતાને શોભે તેવી રીતનું વર્તન રાખતો એ દર્શાવવામાં આવ્યો છે. કર્ણના ઉપર એ પ્રસન્ન થાય છે અને દેવતા તરીકે એ કર્ણને વરદાન આપવાનું કહે છે. કર્ણ એવું વરદાન માગે છે કે, "એક મર્ત્યની વિરુદ્ધ વાપરી શકાય એવું અમોઘ આયુધ મને આપો." પછી, એ આયુધ કદાચ અર્જુનની વિરુદ્ધ જ વાપરવામાં આવે તેની દરકાર ન રાખતાં ઇંદ્ર એ આયુધ એને આપે છે. વળી, અર્જુન સ્વર્ગમાં અથવા ઇંદ્રના દરબારમાં જાય છે ત્યાં એને શિવનાં દર્શન થાય છે, અને શિવ એના ઉપર પ્રસન્ન થાય છે. એ બનાવ-જેનો ભારવિએ પોતાના "કિરાતાર્જુનીય" નામના મહાકાવ્યમાં વિસ્તાર કર્યો છે-તેનું ચિત્ર મહાભારતમાં થોડીક સુરમ્ય રેખાઓ વડે જ ચીતરવામાં આવ્યું છે; અને એમાં સ્વર્ગનાં પાત્રોનું વર્તન માનવીઓના જેવું જ નહિ, પણ દેવતાઓના જેવું દર્શાવવામાં આવ્યું છે."

## સંવાદો અને ભાષણો

"વ્યાસ પોતાનાં પાત્રોને કેવી રીતે ખીલવે છે, એની કથા કેવી રીતે આગળ વધે છે, એ સવાલ તરફ હવે આપણે વળીશું. આર્નોલ્ડે મહાકાવ્ય (એપિક પોએમ)નું જે લક્ષણ આપ્યું છે, તેમાંનો અમુક ભાગ આ સ્થળે આપણે પાછો સ્મરણમાં આણીશું. "સંવાદો, સ્વગત ભાષણો અને વર્ણનો એ ત્રણના મિશ્રણ વડે કરીને મહાકાવ્યનો વિકાસ થતો જાય છે." મહાભારતના ગ્રંથમાં મહાકાવ્યનાં બીજાં લક્ષણો જેવાં મજબૂત જોવામાં આવે છે, તેવું જ આ લક્ષણ પણ જોવામાં આવે છે. મહાભારતમાં સંવાદો ઘણા ઉત્તમ હોય છે. ખરેખર, સંવાદોમાં જ એ કાવ્યનું ખાસ બળ રહેલું છે. ઇલિયડ અને પેરેડાઈસ લૉસ્ટની પેઠે આ કાવ્યનાં સઘળાં ભાષણો સુયોજિત, વકતૃત્વભર્યાં અને જુસ્સાદાર છે અને જુદાં જુદાં પાત્રોને મુખેથી જે ભાષણો કરાવવામાં આવ્યાં છે, તે તે પાત્રોના મુખમાં શોભે એવાં છે. અમુક સંવાદો સવિસ્તર આપવા એવું આ સ્થળે બની શકે એમ નથી, એટલે કેટલાંક ઉત્તમ ભાષણોનું સૂચન કરીને જ આપણે અટકવું પડશે. આદિપર્વમાં ધનુર્વિદ્યાના જ્ઞાનની પરીક્ષા વખતે દુર્યોધન, કર્ણ, અર્જુન અને ભીમ એ ચારની વચ્ચે ચાલેલો સંવાદ; સભાપર્વમાં જે સંવાદને અંતે શ્રીકૃષ્ણે સુદર્શન ચક્ર ફેંકીને શિશુપાળનો નાશ કર્યો તે શિશુપાળ અને ભીષ્મનો સંવાદ; વનપર્વમાં પ્રપંચની સામે પ્રપંચ વાપરવાની સલાહ દ્રૌપદી તરફથી જેમાં આપવામાં આવે છે તે

ભીમ અને દ્રૌપદીનો સંવાદ; દ્રોણપર્વમાં દ્રોણ જે વખતે પોતાનો બચાવ કરવાને અસમર્થ હતો તે વખતે ધૃષ્ટદ્યુમ્ને એનો વધ કર્યો; ત્યારપછી ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, અર્જુન અને યુધિષ્ઠિર એ ચારની વચ્ચે ચાલેલો સંવાદ, એ ખાસ ગણાવવા જેવા છે. ઉભય પક્ષની વચ્ચે સલાહ કરાવવાના હેતુથી શ્રીકૃષ્ણ જાય છે અને કૌરવોની આગળ જે ભાષણ કરે છે તે સાહિત્યનો ઉત્તમ નમૂનો છે; અને એ એકજ નમૂનો સમર્થ ભાષણની કલ્પના કરવાની વ્યાસની અદ્‌ભુત શક્તિનો ખ્યાલ વાચકને ઘણી સારી રીતે આપી શકશે. શ્રીકૃષ્ણનાં ઉત્કૃષ્ટ ભાષણોનું એક બીજું ઉદાહરણ કર્ણપર્વમાંથી મળી આવે છે. કર્ણની સાથે લડવાને માટે અર્જુન આગળ વધે છે તે વખતે અર્જુનનું પ્રોત્સાહન કરવાને માટે શ્રીકૃષ્ણ જે ભાષણ ચલાવે છે, તે ઘણું છટાદાર અને અસરકારક છે. આ અને આવાં અનેકાનેક ભાષણો મહાભારતના કાવ્યમાં કંઇક જુદીજ રમ્યતા આણે છે અને એ કાવ્યને જાણે નાટકના જેવું બનાવી દે છે."

"નિર્ભયપણું એ મહાભારતની અંદરનાં ભાષણોનું એક ખાસ લક્ષણ છે. સામા માણસને મોઢે પોતાના અભિપ્રાય હિંમતથી કહી સંભળાવે એવા નિખાલસ હૃદયનાં અને પ્રમાણિક માણસોનાં વચનો એ ગ્રંથમાં પ્રકટ કરાયલાં છે. ઉદાહરણ તરીકે, દુર્યોધન જ્યારે જ્યારે કંઇ પણ ખોટું કૃત્ય કરે છે, ત્યારે ત્યારે વિદુર તેને સખ્તમાં સખ્ત શબ્દોમાં ઠપકો આપવાનું કદી ચૂકતો નથી; પણ વિદુરને માટે તો કદાચ એમ પણ કહી શકાય કે, એની પદવી અને એનું સગપણ એવી રીતનાં હતાં કે એ વધારે છૂટથી બોલે તોપણ એને કંઇ હાનિ થાય નહિ. શકુંતલાને એવું કંઇ નિર્ભયતાનું કારણ નહોતું, છતાં વ્યાસની શકુંતલા એ કાળીદાસની શકુંતલાથી તદ્દન જુદીજ છે. એ ગ્રામ્યબાળા નિખાલસ હૃદયની, હિંમતવાન અને સદ્‌ગુણના ગૌરવને સમજનારી છે. ભરસભા વચ્ચે દુષ્યંત રાજાએ જ્યારે એને એમ કહ્યું કે, "મેં તને કદી જોઇ જ નથી, તો તારી સાથે પરણ્યો તો ક્યાંથીજ હોઉં?" ત્યારે એણે જવાબ આપ્યો કે, "સત્યને માટે તમને માન નથી, તો તમારા જેવાની સોબત મારે જોઇતી નથી. પતિ અથવા પુત્રના કરતાં પણ સત્ય એ વધારે કીમતી વસ્તુ છે." કાલિદાસના પ્રખ્યાત નાટકની કુમળી નાયિકાની પેઠે એ મૂર્છા પામતી નથી, પણ એ ચિઢવાઇને દરબારમાંથી જતી રહે છે."

"કર્ણપર્વમાં શલ્ય અને કર્ણની વચ્ચેનો સંવાદ તે મહાભારતનાં પાત્રો કેવાં છૂટથી બોલે છે, તેનું એક બીજું ઉદાહરણ છે. અમુક ઉપદેશ આપવાના હેતુથી હંસ અને કાગડાની જે વાતો કહેવામાં આવી છે, તે ઘણી સરસ અને વાંચવા લાયક છે. ખરેખર વ્યાસે પોતાનાં પાત્રોને મુખેથી નીતિનો ઊંચામાં ઊંચો ઉપદેશ ઘણી ખૂબીદાર રીતે અપાવ્યો છે; અને સત્યતા, સરળતા, સ્વાભિમાન, કર્તવ્યપરાયણતા, ઉદારતા અને આત્મસંયમ વગેરેની આવશ્યકતા વિષે અસંખ્ય ઉપદેશો અને દૃષ્ટાંતો એના ગ્રંથમાંથી મળી આવે છે. માત્ર એક જ સદ્‌ગુણ–દેશાભિમાન–વિષે એ ગ્રંથમાં કંઈ પણ કહેવામાં આવ્યું નથી. "ઇલિયડ"નાં કેટલાંક ભાષણોમાં દેશાભિમાનનું જોર સંપૂર્ણ જોવામાં આવે છે, ત્યારે અહીં તેનો સંપૂર્ણ અભાવ છે. આમ હોવાનું કારણ ઘણુંખરું એ હશે કે પશ્ચિમના દેશોમાં રાજકીય મહત્તા વધારવાને જરૂરના દેશાભિમાનાદિ જે જે સદ્‌ગુણોનો વિકાસ થયો હતો, તે હિંદુસ્તાનના આર્યલોકોમાં નહોતો થયો. અથવા કદાચ એમ પણ હોય કે એક જ કુટુમ્બના બે પક્ષની વચ્ચેનું યુદ્ધ એ વિષય જ એવો છે, કે તેમાં દેશાભિમાનના ઉદ્‌ગારોને માટે કંઇ પણ પ્રસંગ આવે નહિ."

"હવે આપણે સ્વગત ભાષણો તરફ વળીએ. સંસ્કૃત કવિઓએ નાટકો સિવાય બીજી રચનાઓમાં સ્વગત ભાષણોનો ઝાઝો ઉપયોગ કર્યો જણાતો નથી. નાટકોનાં "સ્વગત" પણ

વર્ણો ટૂંકાં હોય છે અને તેમાં વક્તૃત્વની ખૂબી બહુ જોવામાં આવતી નથી. રણક્ષેત્રમાં જખમી થઇને પડેલો દુર્યોધન જે વિલાપ કરે છે, તેને જો 'સ્વગત ભાષણ' માં ન ગણીએ તો આખા મહાભારતમાં એક પણ સ્વગત ભાષણ આવતું જ નથી, એમ આપણાથી કહી શકાશે. અમારા વિચાર પ્રમાણે, 'સ્વગત ભાષણ' એ કંઇક અકુદરતી વસ્તુ છે. માણસ કેટલીક વાર મોટેથી વિચાર કરે એ બનવા જોગ છે; પણ મનમાં વિચાર ચાલતા હોય તે વખતે એક અખંડ અને જુસ્સાદાર ભાષણ અપાઇ જાય એવું તો ઘણા થોડાને જ બનતું હશે. કદાચ કોઇને પણ નહિ બનતું હોય; પણ એ બાબતમાં અમે કોઈ પણ રીતની ચર્ચામાં ઊતરવા માગતા નથી. મહાભારતમાં સ્વગત ભાષણો બિલકુલ નથી એટલી વાત નોંધીને જ અમે સંતોષ માનીશું."

## યુદ્ધનાં વર્ણનો

"વર્ણનની બાબતમાં મહાભારતના કવિનું સામર્થ્ય હોમર અથવા મિલ્ટનના જેટલું જ જોવામાં આવે છે. એની વાતો કહેવાની રીતમાં હમ્મેશાં જુસ્સો અને સ્પષ્ટતા જોવામાં આવે છે; અને એનાં વર્ણનો ઘણાંખરાં યથાર્થ અને પ્રૌઢ હોય છે. યુદ્ધનાં સવિસ્તર વર્ણન આપવામાં તો વ્યાસની શક્તિ ખરેખરી અદ્દભુત જ છે. મહાભારતનાં છૂટાં છૂટાં દ્વંદ્વયુદ્ધોનાં જે વર્ણનો આપવામાં આવ્યાં છે, તેના સંબંધમાં કદાચ કોઇને એવી ટીકા કરવાનું મન થાય છે કે, એ વર્ણનોમાં પુનરુક્તિ ઘણી છે; 'ફલાણા લડવૈયાએ પ્રતિપક્ષના સામે આટલાં અસ્ત્ર ફેંક્યાં એટલે તેણે પાછાં આટલાં અસ્ત્ર સામાં ફેંક્યાં' એવી રીતે દ્વંદ્વયુદ્ધોનાં વર્ણન આપવામાં આવ્યાં છે; અને એવાં ને એવાં વર્ણનો ફરી ફરીને આવે એટલે વાચકને સ્વાભાવિક રીતે કંટાળો આવ્યા વગર રહે નહિ. ઇલિયિડમાં પણ એવી જ રીતનાં વર્ણનો આવે છે, અને તેથી પણ આપણને જરા કંટાળો આવે છે; પણ જે સમયે એવી રીતનાં અસ્ત્રો એ જ યુદ્ધનું મુખ્ય સાધન હતું અને જે સમયે રણસંગ્રામમાં ઉભય પક્ષના સરદારોની વચ્ચે દ્વંદ્વયુદ્ધો જ વધારે જોવામાં આવતાં, તે સમયનો પૂરેપૂરો ખ્યાલ આપણા ચિત્તમાં આપણે રાખવો જોઇએ. મહાભારતમાં યુદ્ધનાં જે વર્ણનો જોવામાં આવે છે, તેમાં પણ કવિ તરફથી જે વિવિધ પ્રકારનાં ચિત્રો ચીતરવામાં આવ્યાં છે અને જુસ્સાદાર રીતે તેનાં જે વર્ણનો આપવામાં આવ્યાં છે, તે ખરેખર આશ્ચર્ય ઉપજાવે. એવાં છે. ઇલિયડની પેઠે મહાભારતની, ખાસ કરીને એના યુદ્ધવિભાગની કથાથી શ્રોતાજનોનાં હૃદયમાં શૌર્યની લાગણી ઊછળવા માંડે છે; અને શિવાજીમાં જે પરાક્રમીપણું આવ્યું હતું, તે આ કથાના શ્રવણથી આવ્યુ હતું એ વાત સર્વ કોઇની જાણીતી છે."

## બીજાં કેટલાંક વર્ણનો

સૃષ્ટિસૌંદર્યનાં વર્ણનોની બાબતમાં મહાભારતનું કાવ્ય રામાયણના કરતાં કંઈક ઊતરતું જણાય છે. આખા ગ્રંથમાં એવી રીતનાં વર્ણનો ઘણાં થોડાં જ જોવામાં આવે છે; પણ વનપર્વમાં હિમાલયનું વર્ણન એવી રીતનું છે કે, બરફથી ઢંકાયલા હિંદુસ્તાનની ઉત્તર તરફના એ પ્રદેશને જેણે નજરોનજર જોયો હોય અથવા જેણે એ પ્રદેશમાં જ નિવાસ કર્યો હોય તેના તરફથી એ વર્ણન આપવામાં આવ્યું છે એવું આપણને લાગે છે. પર્વત ઉપરથી પડતા બરફના ઢગલાઓમાં પાંડવો અને દ્રૌપદી ફસાઇ ગયાં હતાં તેનું વર્ણન એવું આબેહૂબ છે કે, હાલના વખતમાં પણ બરફના તોફાનમાં મેલગાડી કેટલીક વાર સપડાઈ જાય છે અને માણસોના જાનને પણ હાનિ પહોચે છે, તેના જેવા તોફાનનો અહેવાલ આપણે ન્યૂસપેપરમાંથી જ વાંચતા હોઇએ એવું આપણને લાગે છે; પણ ગંધમાદન પર્વતનું જે વર્ણન આપવામાં આવ્યું છે, તે જો કે ઘણું સુંદર અને સંપૂર્ણ છે, તો પણ તેમાં કેટલીક વિગતો સૌતિએ પોતાની ગાંઠની ઉમેરેલી જણાય છે. ઉદાહરણ

તરીકે, પર્વતને શોભાવનારાં વૃક્ષોમાં તાલવૃક્ષોનું પણ કથન કરવામાં આવ્યું છે. આવી રીતના કથનને માટે સત્ય વસ્તુસ્થિતિનો આધાર નહિ હોય, પણ કલ્પનાનો આશ્રય લેવાયો હશે એમ લાગે છે.”

“માણસોનાં વર્ણન આપવામાં મહાભારતની શૈલી નિર્મળ અને જુસ્સાદાર જણાય છે. સ્ત્રીસૌંદર્યનાં વર્ણનોમાં પાછલા સમયના સંસ્કૃત કવિઓના જેવી વિષયપરાયણતા મહાભારતમાં જોવામાં આવતી નથી. દ્યૂતક્રીડાને પ્રસંગે દ્રૌપદીને હોડમાં મૂકતી વખતે યુધિષ્ઠિર તેનું જે વર્ણન આપે છે, તે આવી રીતનાં વર્ણનોનો એક ઉત્તમ નમૂનો છેઃ–

नैव ह्रस्वा न महती न कृशा नापि रोहिणी। नीलकुञ्चितकेशी च तया दीव्याम्यहं त्वया ॥
शारदोत्पलपत्राक्ष्या शारदोत्पलगंधया। शारदोत्पलसेविन्या रूपेण श्रीसमानया ॥
तथैव स्यादानृशंस्यात्तथा स्याद्रूपसंपदा। तथा स्याच्छीलसंपत्त्या यामिच्छेत्पुरुषः स्त्रियम् ॥
चरमं संविशति या प्रथमं प्रतिबुध्यते। आगोपालाविपालेभ्यः सर्वं वेद कृताकृतम् ॥
तयैवंविधया राजन् पांचाल्याऽहं सुमध्यमा। ग्लहं दीव्यामि चार्वंग्या द्रौपद्याहंत सौबल ॥

અર્થાત્ ઠીંગણી પણ નહિ અને ઊંચી પણ નહિ, સુકી પણ નહિ અને જાડી પણ નહિ, એવી કાળા અને વાંકડિયા વાળવાળી દ્રૌપદીને હું હોડમાં મૂકું છું. શરદઋતુના કમળપત્રના જેવી આંખવાળી, શરદઋતુના કમળના જેવી ગંધવાળી, શરદઋતુના કમળને સેવનારી અને લક્ષ્મીના જેવી કાન્તિવાળી, સૌજન્યમાં, રૂપસંપત્તિમાં અને શીલસંપત્તિમાં કોઈ પણ પુરુષ પોતાની સ્ત્રીને જેવી હોવાનું ઇચ્છે તેવી, પતિના સૂઈ ગયા પછી સૂએ અને પતિના ઊઠતાં પહેલાં ઊઠે એવી, ગોવાળથી માંડી મોટા અધિકારીઓ સુધીનાં મનુષ્યોનાં સર્વ કાર્યોને જાણનારી, પાતળી કમ્મરવાળી અને સુન્દર અવયવોવાળી દ્રૌપદીને હું હોડમાં મૂકું છું.”

“કીચક જેવા વિષયાસક્ત પાત્રને મુખેથી કવિએ દ્રૌપદીના સૌન્દર્યની જે પ્રશંસા કરાવી છે, તે પણ જેટલી ધારવામાં આવે તેટલી મલિન નથી. બૃહન્નલાના અથવા વ્યંઢળના વેષમાં છુપાયલા અર્જુનનું વર્ણન આપવામાં આવ્યું છે, તે પણ ઘણું જ સુન્દર અને સાચું છે; અને ભીષ્મ તથા દ્રોણ એ બેઉ લડવૈયાઓ યુદ્ધમાં જાય છે તથા આદિપર્વમાં બીજાઓની સાથે સ્પર્ધામાં ઊતરવાની કર્ણ તૈયારી કરે છે, તે વર્ણનો પણ એવાં જ છે. આ સમ્બન્ધમાં ઉદાહરણ તરીકે આટલા જ દાખલાઓ બસ થશે.”

## ભાષા અને છંદરચના

“મહાભારતમાં વપરાયલા છન્દ અને મહાભારતની ભાષા એ એક પ્રશ્ન વિચારવાનો હવે બાકી રહે છે. મહાભારતનું કાવ્ય મોટે ભાગે અનુષ્ટુભ્ છન્દમાં રચાયલું છે. એમાં ઉપજાતિ છન્દ પણ ઘણી વખત વાપરવામાં આવ્યો છે. સંસ્કૃત ભાષામાં મહાકાવ્યની અંદર ઘણુંખરું એ બે છન્દોનો જ ઉપયોગ કરવામાં આવે છે. જે જાણીતાં મહાકાવ્યો છે, તે સઘળાં મોટે ભાગે એ બે જ છન્દોમાં રચાયલાં છે; અને વચમાં કોઈ કોઈ ઠેકાણે જ બીજા છન્દો વાપરવામાં આવ્યા છે. પુરાણ, ઉપપુરાણ તેમજ વિદ્યાકળાના ગ્રંથો એ સઘળામાં જ અનુષ્ટુભ્ છંદનો ઉપયોગ થતો હોવાને લીધે એ છંદનું ગૌરવ ઘટી ગયું છે. એ છંદ અતિશય વપરાશમાં આવી ચૂકેલો અને સહેલો હોય એવું આપણને લાગે છે; પણ આપણે યાદ રાખવું જોઈએ કે સમર્થ કવિઓ તરફથી એ છંદનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે એના પ્રતાપ તથા સામર્થ્યમાં બિલકુલ ઘટાડો

-થયેલો જણાતો નથી. કાલિદાસે 'રઘુવંશ' નામનું કાવ્ય રચ્યું છે તેનો પહેલો અને ચોથો સર્ગ અનુષ્ટુભ્ છંદમાં જ રચાયેલો છે, છતાં તે અતિ ઉત્તમ ગણાય છે. એક હ્રસ્વ અને એક દીર્ઘ એવા બબ્બે અક્ષરના પદવાળા અંગ્રેજી છંદો (લૅમ્બિક)ની પેઠે અનુષ્ટુભ્ છંદ જો કે સઘળાં વીરચરિત કાવ્યોમાં અને મહાકાવ્યોમાં સાધારણ રીતે વાપરવામાં આવે છે, તો પણ અંગ્રેજી અને સંસ્કૃત એ બેઉ ભાષામાં કાવ્યનો રચનાર ખરેખરો કવિ છે, કે માત્ર જોડકણાં જોડનારો છે તેના ઉપર જ કાવ્યના ગૌરવની વધઘટનો આધાર રહે છે."

"મહાભારતની ભાષા પણ ગૌરવયુક્ત અને મહાકાવ્યને શોભે એવી છે. એનાં મુખ્ય લક્ષણો ત્રણ જોવામાં આવે છે. સરળતા, પ્રૌઢતા અને શુદ્ધતા. સરળતા અને પ્રૌઢતા એ બેઉ સાથે જોવામાં આવે એવું તો ખરેખર ક્વચિત જ બને છે. વધારે અર્વાચીન મહાકાવ્યોમાં વાણીનું ગૌરવ જોવામાં આવે છે ખરું, પણ એ ગૌરવ આણવાને માટે સ્પષ્ટાર્થતાનો ભોગ આપવામાં આવેલો જણાયા વગર રહેતો નથી. એ કાવ્યોની વાણીના શ્રવણમાત્રથી આપણને આનંદની પ્રાપ્તિ થાય છે, પણ અર્થ સમજતાં પહેલાં દરેકે દરેક અક્ષર આગળ થંભીને વિચાર કરવાની આપણને જરૂર પડે છે. મહાભારતની ભાષા આવી રીતની નથી. પાછલા સમયનાં પુરાણો એ સરળતાની બાબતમાં કદાચ મહાભારતના કરતાં પણ ચઢી જાય એવાં હશે; પણ તેમાં કેટલીક-વાર ઘણી જ અશુદ્ધ ભાષા વપરાયલી છે અને એવા અશુદ્ધ પ્રયોગોના સંબંધમાં સ્થળે સ્થળે ટીકાકારોને પણ "આ આર્ષ પ્રયોગ છે" એવી રીતનો બચાવ કરવાની જરૂર પડી છે. વળી એ પુરાણોની ભાષા પણ પ્રૌઢ અથવા ગૌરવયુક્ત નથી. વાતચીતમાં વપરાતી ભાષા ઉપર કાબૂ ધરાવનારા એક સમર્થ લેખકની છાપ મહાભારતની ભાષા ઉપર ચોક્કસ પડેલી જોવામાં આવે છે. મિલ્ટન કવિના સંબંધમાં આર્નોલ્ડે જણાવ્યું છે કે, મિલ્ટનની ભાષા વૈષમ્યવાળી હોવા છતાં—વિષયના ગૌરવની સાથે એ ભાષાના ગૌરવમાં પણ વધારો—ઘટાડો થતો જાય છે તો પણ—એનું અંગ્રેજી શુદ્ધ અને દૂષણ વગરનું નથી હોતું; અંગ્રેજી લખાણોમાં લેટિન અને ગ્રીક શબ્દો, રે! લેટિન અને ગ્રીક વાક્યરચનાઓ પણ એ છૂટથી દાખલ કરે છે. હું ધારું છું કે, મહાભારતની ભાષા જો કે, "પેરેડાઈસ લૉસ્ટ" ની ભાષા જેવી ગૌરવયુક્ત નથી, તો પણ શુદ્ધતાની બાબતમાં એ ભાષા "પેરેડાઇસ લૉસ્ટ" ના કરતાં ચઢિયાતી છે."

"મહાભારતની ભાષાનું સૌંદર્ય સમજવાની જો કોઈની પણ ઇચ્છા હોય તો તેણે "શ્રીભગવદ્ગીતા" વાંચવી જોઈએ. શ્રીગીતાને વિષે કવિએ પોતે કહ્યું છે તે પ્રમાણે આખા મહાભારતનું અમૃત અને સર્વસ્વ એ કવિતામાં આવી જાય છે. મહાભારતની જે ઊંચામાં ઊંચી ફિલસૂફી તેનો ઉપદેશ એમાં આપવામાં આવ્યો છે; એટલું જ નહિ પણ કવિને સંસ્કૃત ભાષા ઉપર કેટલો કાબૂ છે, તે પણ એ કવિતા ઉપરથી ચોક્કસ જણાઈ આવે છે. વૈદિક સમય પછીના એટલે શુદ્ધ સંસ્કૃત સાહિત્યના આખા પ્રદેશમાં એવો એક પણ ગ્રંથ નથી કે જે ભાષાની સરળતામાં, વાણીની મીઠાશમાં અને શૈલીની પ્રૌઢતા તથા રુચિરતામાં શ્રીમદ્ ભગવદ્ગીતાની બરોબરી કરી શકે. એ ઉત્તમ ગીતનાં શબ્દો અને વાક્યો ખરેખર શુદ્ધ સુવર્ણનાં બનેલાં છે; કારણ કે એ કદમાં નાનાં, વજનદાર અને તેજસ્વી છે."

## નીતિનો ઉપદેશ

"મહાકાવ્યમાં કંઈ નીતિનો ઉપદેશ સમાયલો હોવો જ જોઈએ એમ નથી; પણ મહાભાર-

તમાંથી એવો ઉપદેશ ચોખ્ખો નીકળી શકે છે. એ ઉપદેશ આખા વિશાળ પટમાં ફેલાઇને સઘળા તંતુઓને સાથે રાખનારા સૂત્રના જેવો છે. એ ઉપદેશ કયો છે તેના તર્ક કરવાની જરૂર પડે એવું કવિએ રાખ્યું નથી. કવિએ જાતે જ એ ઉપદેશ આપણને કહ્યો છે. દરેક સ્થિતિમાં ગમે તેવા વિપત્તિના પ્રસંગમાં પણ, ધર્મને વળગી રહેવું એવો ઉપદેશ મહાભારતમાં સ્થળે સ્થળે આપવામાં આવ્યો છે. "ધર્મ" એટલે "ઈશ્વર પ્રત્યેનાં તથા માનવી પ્રત્યેનાં આપણાં સઘળાં કર્તવ્યો" એવો ધર્મનો અર્થ આપણે કરી શકીએ. મહાભારતને છેડે પાંચ શ્લોકો છે, તેમાં આ ઉપદેશ ખાસ કથવામાં આવ્યો છે. એ પાચે શ્લોકોને સામટા લઇને તેને માટે "ભારત-સાવિત્રી" એ નામ વાપરવામાં આવ્યું છે. એક શાસ્ત્રીએ મને જણાવ્યું હતું કે, "પ્રાતઃસ્મરણ" કરતી વખતે રોજ સવારે ધર્મિષ્ઠ બ્રાહ્મણો એ ભારતસાવિત્રી બોલી જાય છે. એમાંનો એક શ્લોક* અત્રે ઉતારીએ છીએ.

"ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम् । धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ॥"

ગુજરાતીમાં આ શ્લોકનું ભાષાંતર નીચે પ્રમાણે કરી શકાશેઃ—

"સુણે ના કોઇ, જો કે હું ઊર્ધ્વબાહુ રટું અહીં; ધર્મથી અર્થ ને કામ, ધર્મ શે સેવવો નહીં !"

× × × × ×

## પાંડવો ખરેખરા થઈ ગયા હતા કે કેમ?

"કુરુ અને પાંચાલ એ બે પાસે પાસેની આર્યપ્રજાઓ વચ્ચે જે મહાયુદ્ધ થયું હતું, × × × તે મહાયુદ્ધમાં ભાગ લેનારાં પાત્રો વિષેની ચર્ચા આપણે આ પ્રકરણમાં કરીશું. સાધારણ રીતે એટલું તો કબૂલ કરવામાં આવ્યું છે કે, "પાસેપાસેની જે બે પ્રજાઓ પાછળથી એકત્ર થઇને એક પ્રજા બની ગઇ, તેઓની વચ્ચેના એક પ્રાચીન યુદ્ધના ઐતિહાસિક બનાવ ઉપરથી મહાભારત રચાયું છે." પરંતુ એ યુદ્ધ ક્યારે થયું હતું, એટલું જ નહિ પણ એ યુદ્ધમાં ભાગ લેનારાઓ કોણ કોણ હતા તેના સંબંધમાં પણ ઘણો મતભેદ છે. વેબર વગેરેની દલીલોને અનુસરીને મિ. દત્ત એમ માને છે કે, "પાંડવોને દંતકથાના કલ્પિત વીરો તરીકે ગણવા જોઇએ;" કારણ કે મહાભારતનાં જે બીજાં પાત્રો છે, તેના વિષે એ સમયના વૈદિક સાહિત્યમાં ઘણી વાર કથન કરવામાં આવ્યું છે, પણ પાંડવો વિષે કોઇ પણ ઠેકાણે કથન કરાયલું જોવામાં આવતું નથી. ઉદાહરણ તરીકે, પરિક્ષિતના પુત્ર જનમેજયનું નામ મહાભારતમાં ઘણી વાર આવે છે, પણ ભારતની લડાઈના મુખ્ય વીર અને જનમેજયના પ્રપિતામહ અર્જુનનું નામ કોઈ પણ ઠેકાણે જોવામાં આવતું નથી. બ્રાહ્મણગ્રંથોમાં "અર્જુન" એ શબ્દ ઇંદ્રના નામ તરીકે જ વપરાયલો જણાય છે. આ કારણને લીધે, મહાભારતમાં વર્ણવાયલા બનાવોનો ઐતિહાસિક દૃષ્ટિથી સાર આપતાં પહેલાં 'પાંડવો ખરેખરા થઇ ગયા હતા કે કેમ?' એ પ્રશ્નની ચર્ચા કરવાની આપણને જરૂર છે."

"સાધારણ રીતે તો, ઐતિહાસિક બનાવો જેમાં નોંધાયલા હોય એવા ગ્રંથમાં અમુક બનાવ વિષે કથન કરાયલું જોવામાં આવે એટલું જ એ માણસ થઈ ગયો હતો અથવા એ બનાવ બન્યો હતો એમ પૂરવાર કરી આપવાને બસ થાય છે. જૉર્જ અથવા રોમ્યુલસ થઇ ગયો હતો કે નહિ તેના સંબંધમાં એ સમયના ઇતિહાસગ્રંથો, અથવા તો સમકાલીન મનુષ્યોથી ઇતિહાસગ્રંથો રચવાનું ન બની શકયું હોય ત્યાં પરંપરાથી ઊતરી આવેલી માન્યતાઓને આધારે પાછળથી રચાયલાં પુસ્તકો, એ સિવાય બીજા કોઇ પુરાવાની જરૂર નથી; અને બીજો કોઇ પુરાવો મળી

* આ પાચે શ્લોક આની અગાઉ "ભારતસાવિત્રી સ્તોત્ર" માં અર્થ સાથે અપાયા છે.

શકે એવું પણ હોતું નથી. અલબત્ત, પરંપરાથી ઊતરી આવેલી માન્યતાઓ અથવા ઇતિહાસ-ગ્રંથો સત્ય નથી એવું સાબિત કરી શકાય અથવા તો એના ઉપર ભરોસો મૂકવા જેવું નથી એવું મજબૂત દલીલો આપીને દર્શાવી શકાય એમ હોય, ત્યાં આગળ એ માન્યતાઓને અથવા એ ઇતિહાસગ્રંથોને પ્રમાણ તરીકે ન જ સ્વીકારવા જોઇએ એ વાત ખરી છે; પણ એવી સ્થિતિ જ્યાં આગળ ન હોય ત્યાં એ માન્યતાઓ અને એ ઇતિહાસગ્રંથો ઉપર આધાર ન રાખવાનું કંઇ પણ કારણ નથી. મહાભારત એ કાવ્ય નવલકથા તરીકે નહિ, પણ ઇતિહાસ તરીકે રચાયલું છે; તેથી જ્યાં સુધી વિરુદ્ધની મજબૂત દલીલો આપણી આગળ ન આવે, ત્યાં સુધી મહાભારતની અંદર જણાવેલા પાંડવો અને તેમના શત્રુઓ ખરેખરા થઇ ગયા હતા; અને જે પરાક્રમો તેઓનાં કરેલાં વર્ણવવામાં આવ્યાં છે, તે તેઓએ ખરેખરાં કર્યાં હતાં એમ જ આપણે માનવું જોઇએ."

"આ નિર્ણયની વિરુદ્ધમાં જે નાસ્તિપક્ષની દલીલો આપવામાં આવે છે, તે કેટલીક વાર લગાર વગરવિચારી (વિચારરહિત) હોય છે. આપણે જરા વિચાર કરીશું તો જણાશે કે, એ જ સમયના અથવા તો એની પછીના સમયના વૈદિક સાહિત્યમાં પાંડવો વિષે કંઇ કથન કરવામાં આવેલું જણાતું નથી; એટલી જ વાત ઉપરથી કંઈ પણ અનુમાન નીકળી શકે એમ નથી. એ સાહિત્યમાં એવી રીતનું કથન થવું જરૂરનું હતું એ વિશેષ વાત જ્યાં સુધી સિદ્ધ થઈ શકી નથી, ત્યાં સુધી પાંડવો વિષે કથન ન કરાયાની હકીકત એકલી અકિંચિત્કર છે. આપણે લગાર વધારે ઉત્કટ ઉદાહરણ લઇએ તો પાર–ડી–બર્ગની લડાઇ થઈ, તે વખતે સેંકડો પુસ્તકો રચાયાં હતાં અને ત્યાર પછી પણ રચાયાં છે; પણ તેમાંનાં ઘણાંખરાં પુસ્તકોમાં, લૉર્ડ રૉબર્ટ્સ અથવા લૉર્ડ કિચનર, જે નિઃસંશય આધુનિક સમયના મોટામાં મોટા વીર નરો છે, તેના વિષે કંઇ પણ કથન કરવામાં આવ્યું નથી. રે! એ લડાઇ વિષે પણ કંઇ કહેવામાં આવ્યું નથી; પણ એ પુસ્તકમાં લૉર્ડ રૉબર્ટ્સ અથવા લૉર્ડ કિચનરનું નામ બિલકુલ આવતું નથી તેટલા ઉપરથી એમ કહેવું કે એ વીર નરો કદી પણ થયા જ નહોતા એ તો તદ્દન મૂર્ખાઈ ભરેલું જ કહેવાય. મરાઠાઓ અને અફઘાનોની વચ્ચે પાણિપતની મોટી લડાઇ થઈ ત્યાર પછી મરાઠી, અંગ્રેજી વગેરે ભાષાઓમાં ઘણાં ય પુસ્તકો લખાયાં અને ઘણી ય કવિતાઓ બનાવાઈ; પણ દરેક પુસ્તકમાં અથવા દરેક કવિતામાં એ લડાઇ વિષે અથવા એ લડાઇના અગ્રણીઓ વિષે સૂચન કરવામાં આવ્યું હોય એવી આશા રાખવી એ જ હાસ્યજનક છે. પાણિપતની લડાઈ પછી રચાયલા અમુક પુસ્તકમાં સદાશિવરાવ ભાઉ અથવા જંકોજી સિંધિયાનું નામ બિલકુલ ન જોવામાં આવતું હોય તેટલા ઉપરથી એ માણસો કદી થયા જ નહોતા, એવું અનુમાન કોઇ કરે તો તે ભૂલ ભરેલું જ કહેવાય. આ ઉત્કટ ઉદાહરણો ઉપરથી, નાસ્તિપક્ષની દલીલો કેવી હસનીય થાય છે, તે જણાઇ આવશે. ઉપર જે પુસ્તકો વિષે આપણે કહ્યું તે પુસ્તકો બોઅર લોકોનો અથવા મરાઠાઓનો ઇતિહાસ આપવાના ખાસ હેતુથી તે જ વખતે અથવા ત્યાર પછીથી રચાયલાં હોત તો વાત જુદી હતી. કારણ કે એવા ઇતિહાસગ્રંથોમાં તો સ્વાભાવિક રીતે એ બનાવો અને એ બનાવોમાં ભાગ લેનારા માણસો વિષે કથન કરાયલું હોવું જ જોઈએ. હવે એ તો જાણીતી વાત છે કે, વેદના સાહિત્યમાં સાધારણ રીતે ધર્મક્રિયાઓની સમજૂતી અને કોઈ કોઇ વખત ફિલસૂફીના તથા અધ્યાત્મવિદ્યાના સિદ્ધાંતો આપવામાં આવ્યા હોય છે. એમાં ઇતિહાસ વિષેના ઉલ્લેખો કવચિત જ અને તે પણ ઉદાહરણ તરીકે જ કરાયલા હોય છે. જે કોઈ બનાવો બન્યા હોય અને જે કોઈ માણસો થઈ ગયાં હોય તે સઘળાંઓને જ વૈદિક ગ્રંથોના ઉદાહરણમાં આપવામાં આવ્યાં હોય એ કદી ધારી શકાય એવું નથી. અમારા અભિપ્રાય પ્રમાણે તો મહાભારતની લડાઇ વિષે અથવા પાંડવો વિષે એ ગ્રંથોમાં કંઈ પણ કથવામાં નથી આવ્યું, એટલા ઉપરથી એ લડાઇ થઈ જ નહોતી

પાંડવો થયા જ નહોતા એવું અનુમાન તર્કશાસ્ત્ર પ્રમાણે બિલકુલ નીકળી શકતું નથી. કારણ કે મહાભારતમાંથી જે ઐતિહાસિક પ્રમાણો આપણને મળી આવ્યાં છે, તેના પ્રામાણ્યને શિથિલ કરી શકે એવાં પ્રબળ કારણો આપણને ઉપલબ્ધ થતાં નથી.”

“પણ એ ઉપરાંત, પાંડવો ખરેખરા થઈ ગયા નહોતા એ વિચારની વિરુદ્ધ બીજી પણ મજબૂત દલીલો છે. પોતાના ગ્રંથની મૂળ આવૃત્તિમાં મિ. દત્તે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે, મહાભારતનું યુદ્ધ ખરેખરું થયું હતું, પણ પાંડવો એ માત્ર અમુક સદ્‌ગુણોનાં જ મૂર્ત સ્વરૂપો છે અને કવિકલ્પના વડે એ પાત્રો પાછળથી ઉમેરવામાં આવ્યાં હતાં; પરંતુ મહાભારતની અંદર જ પાંડવોનાં જીવનચરિત્ર સંબંધી કેટલીક હકીકત છે, તે આ સિદ્ધાંતની સાથે બંધબેસતી આવતી નથી. ઉદાહરણ તરીકે પાંચે ભાઈઓના સંબંધમાં એવું કહેવામાં આવ્યું છે કે, તેઓ એક જ સ્ત્રી (દ્રૌપદી)ને પરણ્યા હતા. હવે હિંદુસ્તાનના આર્યલોકોમાં અનેક પતિઓને પરણવાનો રિવાજ કદી પણ હતો નહિ. વેદસમયના ઋષિઓ એમ જ કહેતા કે, “યજ્ઞનો એક જ રજ્જુ અનેક સ્થાણુઓની આસપાસ વીંટળાઈ શકે નહિ, તેજ પ્રમાણે એકજ સ્ત્રી અનેક પુરુષોને પરણી શકે નહિ.” જો કે તેઓના અભિપ્રાય પ્રમાણે એક જ સ્થાણુની આસપાસ યજ્ઞનાં અનેક રજ્જુઓ વીંટાળી શકાય, તે પ્રમાણે એક જ પુરુષ અનેક સ્ત્રીઓને પરણી શકે. ત્યારે સદ્‌ગુણનાં મૂર્તસ્વરૂપો તરીકે પાછળથી દાખલ કરવામાં આવેલાં આ પાત્રોને સદ્વર્તન વિષેના આર્ય વિચારોથી તદ્દન ઊલટી રીતે વર્તતાં શા માટે દર્શાવવામાં આવ્યાં? મહાભારતની અંદર જ આ પ્રમાણેનું વર્તન સાધારણ કરતાં જુદી રીતનું હતું, એ વાત સ્વીકારવામાં આવી છે અને એ વર્તનના બચાવમાં જુદે જુદે સ્થળે જુદા જુદા ખુલાસાઓ આપવામાં આવેલા આપણે સ્પષ્ટ જોઇએ છીએ. વળી દ્રૌપદીનું અપમાન થયેલું તેનું વેર લેવાને માટે યુદ્ધમાં દુઃશાસનને મારીને તેનું રુધિરપાન કરતો ભીમને વર્ણવવામાં આવ્યો છે. આ જંગલી વર્તણૂક પણ દરેક માણસના સદ્વર્તન વિષેના સામાન્ય વિચારથી તદ્દન ઊલટી છે; અને પાછલા સમયના કલ્પિત વીરોમાં કવિએ આવાં લક્ષણનું આરોપણ કર્યું હોય એ વાત માની શકાય એવી નથી. ખરેખર, એક પાછલું પ્રકરણ, જે પાછળથી ઘુસાડી દેવામાં આવેલું હોય એવું ચોખ્ખું જણાઇ આવે છે, તેમાં ભીમનો બચાવ કરવાના ઉદ્દેશથી એવું કહેવામાં આવ્યું છે કે, ભીમે કંઈ ખરેખરું રુધિરપાન કર્યું નહોતું; પણ રુધિરપાન કરતો હોય એવો દેખાવ માત્ર કર્યો હતો. આ અને બીજા કેટલાક નાના નાના પ્રસંગો ઉપરથી અમને તો એમ જ જણાય છે કે, પાંડવો એ કલ્પનાજન્ય નહિ પણ ખરેખરા થઇ ગયેલાં વીર નરો હતા. આ સંબંધમાં કદાચ એવી રીતની દલીલ કરવામાં આવશે કે જે વખતે હિંદુસ્તાનના આર્યલોકોમાં અનેક પતિઓને પરણવાનો રિવાજ હતો અને જે વખતે મનુષ્યના રુધિરનું પાન કરવું એમાં કંઇ ત્રાસદાયક ગણાતું નહિ, તે વખતના વિચારોનું ચિત્ર આ સ્થળે આપવામાં આવ્યું છે. આ તર્કની સત્યતા વિષે ઘણો સંશય રહે છે, છતાં એ તર્કને જો આપણે સત્ય તરીકે સ્વીકારીએ તો આટલું તો કબૂલ કરવું પડશે કે, જે સમયે એવા વિચારો અસ્તિત્વમાં હશે તે સમય ખરેખર ઘણો જ પ્રાચીન હોવો જોઈએ. આ તર્કથી ‘પાંડવો ખરેખરા થઈ ગયા હતા’ એ વાત કબૂલ કરવામાં આવે છે એમ ન ગણીએ, તો પણ એ વાત કબૂલ કરવામાં આવતી હોય, તેના કરતાં કંઈ વધારે સારું પરિણામ તો નથી જ આવતું એમ તો કહેવું પડશે.”

“હજી કદાચ કોઇને એમ લાગશે કે, વૈદિક સમયના પાછલા ગ્રંથોમાં મહાભારત જેવી વિશાળ અને વ્યાપક રચનાના નાયકો વિષે કંઇ પણ કથન કરવામાં ન આવ્યું હોય એ વાત ચોખ્ખી બાધકર્તા નહિ હોય, તો પણ ઘણો વહેમ ઉત્પન્ન કરે એવી તો છે જ. એવો વિચાર કરનારાઓને અમારો જવાબ એ છે કે, પ્રથમ વિભાગમાં જણાવી ગયા તે પ્રમાણે મહાભારતનો ગ્રંથ હાલ

જેવો છે તેવો અસલ નહોતો. બ્રાહ્મણ ગ્રંથોમાં અભ્યાસના વિષય તરીકે ઇતિહાસગ્રંથોને ગણાવ્યા છે તેવા અનેક ગ્રંથોમાંનો એક એ હતો. સૌતિએ એ ગ્રંથને જેવો વિશાળ બનાવી દીધો છે તેવો એ પ્રથમ નહોતો; અને યુદ્ધના પ્રસંગોને ધર્મનો અને દંતકથાનો રંગ લાગેલો હાલના કાવ્યમાં જેવો જોવામાં આવે છે, તેવો એ વખતે જોવામાં આવતો નહોતો. બ્રાહ્મણ ગ્રંથો જે વખતે રચાયા, તે વખતે શ્રીકૃષ્ણની પૂજા હજી આરંભદશામાં જ હતી અને મિગેસ્થનિસના વખતમાં એ પૂજાનો પ્રચાર જેટલો વધી ગયો હતો તેટલો એ વખતે વધી ગયેલો જોવામાં આવતો નહોતો. આ કારણથી જેને અતિશયોક્તિનો અલંકાર પહેરાવવામાં આવ્યો નહોતો અને જેને ધર્મવિચારોનો રંગ લાગ્યો નહોતો, તે મહાયુદ્ધના ઐતિહાસિક પ્રસંગોના સબંધમાં બ્રાહ્મણકાળના ઋષિઓએ પોતાના ગ્રંથોમાં કથન કર્યું ન હોય તેમાં કંઇ પણ અસંભવિત નથી. મહાભારતના યુદ્ધ વિષે જ બ્રાહ્મણ ગ્રંથોમાં કોઇ પણ સ્થળે કથન કરવામાં આવ્યું નથી, તે છતાં એ યુદ્ધ થયું હતું એ વાત તો સર્વ કોઇ કબૂલ રાખે છે, ત્યારે એ યુદ્ધના અગ્રણીઓ વિષે કથન કરવામાં ન આવ્યું હોય તે ઉપરથી એ અગ્રણીઓ થઈ ગયા જ નહોતા એમ માની લેવાનું શું કારણ છે, તે સમજી શકાતું નથી.”

## જનમેજય કોણ હતો ?

“હવે આપણે મહાભારતના યુદ્ધમાં જનમેજયે ભાગ લીધો હતો કે નહિ? એ બીજા પ્રશ્ન તરફ વળીએ. આ વિષય સંબંધી કંઈક વિવેચન અમે આગલા પ્રકરણમાં કરી ગયા છીએ, પણ એ આખા વિષયની સમગ્ર ચર્ચા અહીં એક જ સ્થળે કરવામાં આવશે તો તે ભૂલ ભરેલું કહેવાશે નહિ. વેબરનો અભિપ્રાય એવો છે કે, આ જનમેજય કોણ હતો એ પ્રશ્નના સંબંધમાં મહાભારતમાં ઘણો ગોટાળો છે. કેટલીક વખતે એને પાંડવોના પૂર્વજ તરીકે વર્ણવવામાં આવ્યો છે. વળી એને અર્જુનના પૌત્ર પરીક્ષિતનો પુત્ર પણ કહેવામાં આવ્યો છે. શતપથ બ્રાહ્મણના ૧૩મા કાંડમાં એક જનમેજય પરીક્ષિતનું નામ આવે છે. એ સ્થળે એવું કહેવામાં આવ્યું છે કે, ઇન્દ્રોત દૈવાપિ શૌનક એ ઋષિની મદદથી જનમેજયે અશ્વમેધ નામનો યજ્ઞ કર્યો અને એ યજ્ઞ કરીને બ્રહ્મહત્યાના દોષમાંથી એ તદ્દન મુક્ત થયો. આ ઉપરથી એવું અનુમાન કરવામાં આવ્યું છે કે, જનમેજય એ નામનો એક જ માણસ હતો, તે અર્જુનનો પ્રપૌત્ર હતો અને જે દોષમાંથી એ મુક્ત થયો તે દોષ મહાભારતના યુદ્ધનો હતો.”

“પારિક્ષિત જનમેજય એ મહાભારતના વીર પુરુષો (પાંડવો) નો પૂર્વજ હતો કે વંશજ હતો તેના સંબંધમાં મહાભારતમાં કંઈક ગોટાળો છે, એ વાત નિઃસંશય ખરી છે. આ પુસ્તકના× પ્રથમ વિભાગમાં આપણે દર્શાવી ગયા છીએ તે પ્રમાણે મહાભારતના છેલ્લા પ્રકાશક સૌતિએ પુનરુક્તિ કરીને અને પોતાના સમયની ઝીણી ઝીણી ઐતિહાસિક હકીકતોને એક જ સ્થળે એકઠી કરીને વૈશંપાયનના ભારતમાં ઘણો ઉમેરો કર્યો છે. આદિપર્વના ૯૪મા અધ્યાયમાં પાંડવોની વંશાવળી છંદોબદ્ધ રચનાવડે આપવામાં આવી છે અને એની પછીનો જ અધ્યાય ગદ્યમાં છે તેમાં એ જ વંશાવલી પાછી આપવામાં આવી છે. આ સ્થળે, ઉપર જણાવી ગયા તે પ્રમાણે એવું અનુમાન થાય છે કે, છંદોબદ્ધ રચનાવાળો ૯૪ મો અધ્યાય સૌતિ તરફથી પાછળથી ઉમેરવામાં આવ્યો છે; કારણ કે બેઉ વંશાવલિઓમાં કેટલોક તફાવત છે અને કુરુથી તે શાંતનુ સુધીના વંશજો બેઉમાં નીચે પ્રમાણે આપવામાં આવ્યા છેઃ—

× એ ગુજરાતી પુસ્તકનું નામ ‘મહાભારતની સમાલોચના’ છે. મૂલ્ય ૦ાા, પૃષ્ઠસંખ્યા ૨૫૦ અને મળવાનું સ્થાન ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી–અમદાવાદ છે.

## અધ્યાય ૯૪




૯૫ મા અધ્યાય ઉપરથી ખુલ્લું જણાય છે કે, પાંડવોના પૂર્વજોમાં એક "જનમેજય" થઈ ગયો હતો, પણ કોઈ "પારિક્ષિત જનમેજય" નહોતો. કદાચ આપણને એવું કહેવામાં આવશે કે, પરિક્ષિતને ભીમસેન સિવાય બીજા છોકરાઓ પણ હોય અને તેમાંનો એક જનમેજય હોય એ બનવાજોગ છે. વળી એવું પણ ઉમેરી શકાય એમ છે કે, ઇન્દ્રોત દેવાપિ શૌનકની મદદ વડે કરીને જનમેજય પારિક્ષિત બ્રહ્મહત્યાના પાપમાંથી કેવી રીતે મુક્ત થયો તે હકીકત શાન્તિપર્વના

૧૫૦ મા અધ્યાયમાં ભીષ્મે યુધિષ્ઠિરને કહી સંભળાવી છે. આ ઉપરથી ઉપલી ધારણાને ઘણી મજબૂતી મળે છે. એ સ્થળે જે જનમેજય પારિક્ષિત વિષે કથન કરવામાં આવ્યું છે, તે નિઃસંશય ભીષ્મ અને યુધિષ્ઠિર એ બેઉનો પૂર્વજ હોવો જોઈએ. પણ એવું જણાય છે કે, શતપથ બ્રાહ્મણમાં આપેલી આખ્યાયિકાની સાથે સુસંગતિ આણવાને માટે આ અધ્યાય પણ સૌતિએ પાછળથી ઉમેરેલો છે; અને એ ઉમેરાને લીધે ૯૪ મા અધ્યાયની વંશાવળીમાં પણ એને કેટલાક ફેરફાર કરવાની જરૂર પડી હતી; કારણ કે આ અધ્યાય ઉપરથી, તેમજ શતપથ બ્રાહ્મણની આખ્યાયિકા ઉપરથી જનમેજય એ સઘળા ભાઈઓમાં વધારે મોટો હોવો જોઈએ એવું અનુમાન નીકળે છે. ત્યારે ૯૫ મા અધ્યાયમાં ભીમસેનને 'જનમેજય' એ નામનો કોઈ ભાઈ હોય એવું આપણે ગણીએ તો તે ભીમસેનના કરતાં નાનો હતો એવું આપણે ગણવું પડશે, કારણ કે જો એમ ન હોય તો પારિક્ષિત કુટુંબના પ્રતિનિધિ તરીકે ભીમસેનનું નામ આપવામાં આવે નહિ. પ્રાચીન તેમજ અર્વાચીન, પૂર્વના તેમજ પશ્ચિમના દેશોની સઘળી વંશાવળીઓમાં તેનું તે નામ ફરી ફરીને જોવામાં આવે એવું ઘણી વાર બને છે. એક જ નામના જુદા જુદા રાજાઓને ઓળખાવવાને માટે હાલના ઇતિહાસોમાં એવું કરવામાં આવે છે કે, તેઓના નામની પાછળ સંખ્યા ઉમેરવામાં આવે છે. ઈંગ્લાંડના રાજાઓના સંબંધમાં એડવર્ડ પહેલો, એડવર્ડ બીજો એ પ્રમાણે, દિલ્હીના શહેનશાહના સંબંધમાં અકબર પહેલો, અકબર બીજો એ પ્રમાણે આપણે બોલીએ છીએ; પણ વૈદિક સાહિત્યની રીત એવી છે કે, મૂળ નામની સાથે બાપનું અથવા માતાનું નામ પણ ઉમેરવું. ઋષિઓના સંબંધમાં હંમેશાં બક દાલ્ભ્ય, ઉપસ્તિ ચક્રાયણ એ પ્રમાણે અને રાજાઓના સંબંધમાં હરિશ્ચન્દ્ર ઐક્ષ્વાક, જનમેજય પારિક્ષિત એ પ્રમાણે કહેવામાં આવે છે. ૯૫ મા અધ્યાયમાં જે ગદ્યાત્મક વંશાવળી આપવામાં આવી છે, તેમાં પાંડવોના પૂર્વજોમાં એક જનમેજયને અને એક પરિક્ષિતને પણ ગણાવ્યો છે; પણ એ જનમેજય પરિક્ષિતનો પુત્ર નહોતો. પાંડવોનો પૂર્વજ અને પાંડવોનો વંશજ એવા બે જનમેજય પારિક્ષિત થઈ ગયા હોય, તેના કરતાં એક જ 'જનમેજય પારિક્ષિત' થઈ ગયો હોય એ વધારે સંભવિત જણાય છે. આ સઘળી હકીકતો ઉપરથી એવું જ અનુમાન થાય છે કે, આદિપર્વના ૯૪ મા અધ્યાયની પદ્યાત્મક વંશાવળી તેમજ શતપથ બ્રાહ્મણ ઉપરથી લેવાયલી શાન્તિપર્વના ૧૫૦ મા અધ્યાયની જનમેજય પારિક્ષિત અને દેવાપિ શૌનકની આખ્યાયિકા એ બેઉ સૌતિએ પાછળથી ઘુસાડી દીધેલાં છે. એ ઉપરાંત મહાભારતના આદિપર્વના બીજા અધ્યાયમાં પણ જનમેજય પારિક્ષિત વિષે કથન કરવામાં આવ્યું છે, તે ઉપરથી આગળ જણાવેલા વિચારને વિશેષ ટેકો મળે છે. શતપથ બ્રાહ્મણની પેઠે એ સ્થળે પણ જનમેજય, શ્રુતસેન, ઉગ્રસેન અને ભીમસેન એ ચારે ભાઈઓનાં નામ સાથે આપવામાં આવ્યાં છે અને "પાપકૃત્ય" એ શબ્દ પણ વાપરવામાં આવ્યો છે. આ ઉપરથી એવું જણાય છે કે, અહીં પણ એની એ જ શતપથ બ્રાહ્મણની આખ્યાયિકા આપવામાં આવી છે અને એ અધ્યાય ગદ્યમાં હોવાથી કોઈ જૂના ઇતિહાસનો અવશેષ હોય તેના જેવો જણાય છે. એ અધ્યાયમાં જનમેજયને અર્જુનનો પૂર્વજ નહિ પણ ચોખ્ખો પ્રપૌત્ર જ કહેલો છે. આ ઉપરથી ચોક્કસ માલૂમ પડે છે કે, 'જનમેજય પારિક્ષિત' એક જ હતો અને તે મહાભારતના વીરનરોનો વંશજ થતો હતો; પણ મહાભારતના જનમેજયના સંબંધમાં ગોટાળો છે એ વાત કબૂલ કરીએ, તો પણ જે બ્રહ્મહત્યાના પાપમાંથી જનમેજય મુક્ત થયો, તે પાપ મહાભારતની લડાઇ સાથે કંઇ પણ સંબંધ ધરાવતું હતું એવું આપણાથી શા આધારે કહી શકાશે ? બ્રહ્મહત્યા વિષે જરા કથન કરવામાં આવેલું તે ઉપરથી તૂટી પડીને મહાયુદ્ધનો દોષ એના માથા ઉપર મૂકવો એ વાસ્તવિક જણાતું નથી. જનમેજયે જે હત્યા કરી હતી તે કઈ? એના સંબંધમાં શતપથ બ્રાહ્મણ-

માંથી આપણને કંઇ પણ સૂચના મળી શકતી નથી. શાન્તિપર્વના ૧૫૦ મા અધ્યાયમાં આ વૈદિક આખ્યાયિકા ફરીથી આપવામાં આવી છે, ત્યાં આગળ એવું કહેવામાં આવ્યું છે કે, જનમેજયને હાથે અચાનક બ્રાહ્મણની હત્યા થઇ હતી. આદિપર્વના બીજા અધ્યાયમાં એ જ 'જનમેજય પારિક્ષિત' વિષે કથન કરવામાં આવ્યું છે, તે ઉપરથી એણે કરેલું પાપ કેવા પ્રકારનું હતું તેનો નિર્ણય કરવાનું કંઈ પણ સાધન આપણને મળી શકતું નથી. મહાભારતમાં જે યુદ્ધનું વર્ણન આપવામાં આવ્યું છે, તે ઉપરથી તો યુદ્ધમાં એક જ બ્રાહ્મણનું–એકલા દ્રોણનું મૃત્યુ થયું જણાય છે. દ્રોણ એ બ્રાહ્મણના કરતાં લડવૈયો વધારે હતો અને સામા પક્ષના સરદાર તરીકે બીજાઓની હત્યા કરવાને એ આવ્યો હતો; એટલે એને મારવો એમાં કોઇ પણ રીતનું પાપ નહોતું. ધર્મશાસ્ત્રનો નિર્ણય આ બાબતમાં ખુલ્લો છે અને મહાભારતની અંદર જ એ નિર્ણય ઘણી વાર જણાવવામાં આવ્યો છે. શતપથ બ્રાહ્મણમાં કંઇક બ્રહ્મહત્યા વિષે કથન કરવામાં આવ્યું, તેટલા ઉપરથી એ પાપની ગંભીરતા વધારી દઇને મહાભારતના યુદ્ધની સાથે એની એકતા કરી દેવી એ કેવી રીતે બની શકે તે અમારાથી સમજી શકાતું નથી."

"વૈદિક સાહિત્યગ્રંથોમાં એક બીજો ફકરો છે, તેના ઉપરથી પણ ઘણાં ભૂલભરેલાં અનુમાનો કાઢવામાં આવ્યાં છે. શતપથ બ્રાહ્મણના બૃહદારણ્યક ઉપનિષદમાં ચર્ચાપ્રસંગે યાજ્ઞવલ્કયને એનો પ્રતિપક્ષી પૂછે છે કે, 'પારિક્ષિતો (પરીક્ષિતના છોકરાઓ) ક્યાં હતા?' આ પ્રશ્નના જવાબમાં યાજ્ઞવલ્કય કહે છે કે, 'અશ્વમેધ કરનારાઓ સઘળા જ્યાં જાય છે ત્યાં.'"

"આ ઉપરથી વેબર એવું અનુમાન કરે છે કે, 'એ વખતે પારિક્ષિતોનો સમૂળગો વિનાશ થયો હશે, છતાં તેઓનું જીવન અને તેઓનો વિનાશ એ લોકોની સ્મૃતિમાં હજી તાજાં હશે અને એ સંબંધમાં લોકોને કુતૂહલ રહેતું હશે." વળી એક બીજે ઠેકાણે એણે કહ્યું છે કે, "શતપથ બ્રાહ્મણના છેલ્લા ભાગ ઉપરથી એવું જણાય છે કે, જનમેજય પારિક્ષિતનું સ્મરણ હજી લોકોને તાજું હશે અને એના તથા એના વંશના ઉદય તથા અસ્તની હકીકત હજી તેઓનાં ચિત્તમાંથી ખસી નહિ હોય." હવે બૃહદારણ્યક ઉપનિષદના જે ફકરા વિષે ઉપર કહેવામાં આવ્યું છે તેમાં એવું કંઇ જણાતું નથી, કે જે ઉપરથી પરીક્ષિતના છોકરાઓનો અધઃપાત થયો અથવા તો એ અધઃપાત ઘણો ભયંકર હતો એવું અનુમાન નીકળી શકે. આપણે કબૂલ કરીએ કે, પ્રશ્ન તથા ઉત્તર એ બેઉ ઉપરથી એવું અનુમાન થાય છે કે, પ્રશ્ન કરનારના મનમાં પરિક્ષિતના પુત્રે કરેલી બ્રહ્મહત્યાનો વિચાર હોવાને લીધે એ પુત્રો ત્યાં ગયા હશે કે કેમ તે વિષે શંકા ઉત્પન્ન થઇ હશે, તો પણ વ્યાવહારિક દૃષ્ટિએ પારિક્ષિતોનો અધઃપાત થયો હતો એવું અનુમાન કરવાને માટે આપણી પાસે શો આધાર છે? શું પારિક્ષિતોનો યુદ્ધમાં પરાજય થયો હતો એવું ધારવામાં આવે છે? એ સંબંધમાં વેબરે જ પાછળથી એવું અનુમાન કર્યું છે કે, 'પારિક્ષિતો એ મહાભારતની લડાઇના આગેવાન હતા અને પ્રપંચ તથા પાપને લીધે (તેઓનો અધઃપાત થયો નહોતો પણ) તેઓને વિજય મળ્યો હતો." અમારા અભિપ્રાય પ્રમાણે વેબરના આગલા અનુમાનને માટે કંઇ પણ આધાર નથી, એટલું જ નહિ પણ પાછલા ભાગમાં એણે પોતે જે કહ્યું છે, તેનાથી એ અનુમાન વિરુદ્ધ જાય છે. વળી આખો ફકરો એણે બરાબર તપાસ્યો જણાતો નથી, કારણ કે ઉત્તરમાં આગળ જણાવવામાં આવ્યું છે કેઃ—

'ત્યાં કે જ્યાં સઘળા અશ્વમેધ કરનારાઓ જાય છે, એટલે મક્ષિકાની પાંખ જેવી અથવા અસ્રાની અણી જેવી નાની જગ્યા જ્યાં આગળ છે, તે દુનિયાની પેલી તરફ..................'"

"આ ફકરાનો ખરેખરો ભાવાર્થ તો ભાષ્ય ઉપરથી સમજાય છે તે પ્રમાણે એવો છે કે, અધ્યાત્મવિદ્યાથી એક ઋષિ જ્યાં જઈ શકે, ત્યાં જ અશ્વમેધ કર્યાથી પણ જઈ શકાય છે. પારિક્ષિતોએ કંઇ પાપ કર્યું હશે, તો પણ તે પાપ વિષે પ્રશ્ન કરનારના મનમાં ઘણુંખરું વિચાર પણ નહિ આવ્યો હોય."

"આ પ્રકરણનો સાર હવે આપણે ટૂંકામાં કહી જઈશું. બનેલા બનાવોનો ઇતિહાસ આપવો એ વૈદિક સાહિત્ય ગ્રંથોનો ઉદ્દેશ નથી; એટલે એ ગ્રંથોમાં પાંડવો વિષે અથવા મહાભારતના યુદ્ધવિષે કથન કરવામાં ન આવ્યું હોય તેટલા ઉપરથી પાંડવો કદી થયા જ નહોતા અથવા મહાભારતની લડાઇ કદી થઈ જ નહોતી એવું અનુમાન થઇ શકતું નથી; અને તેઓનાં જે કર્મો ગણાવવામાં આવ્યાં છે, તે ઉપરથી પણ તેઓની ઉત્પત્તિ કવિકલ્પનાથી જ થઇ હોય એમ જણાતું નથી. વળી, શતપથ બ્રાહ્મણમાં જનમેજય પારિક્ષિત અને એની બ્રહ્મહત્યા વિષે કથન કરવામાં આવ્યું છે, તો પણ એ બ્રહ્મહત્યા તે મહાભારતના યુદ્ધનો દોષ હતો એવું માનવાને માટે કોઈ પણ રીતનો આધાર નથી. એવું જો માનવાનું હોત તો તે બ્રહ્મહત્યા કેવી રીતની હતી તેના સંબંધમાં કંઇક વચનો શતપથ બ્રાહ્મણમાં ઘણુંખરું ઉમેરવામાં આવ્યાં હોત. વળી પારિક્ષિતોનો વ્યવહારદૃષ્ટિએ કંઈ પણ અધઃપાત થયો હોય એવું પણ જણાતું નથી. એથી ઊલટું તેઓએ જે મોટા મોટા અશ્વમેધો કર્યા હતા તેને લીધે તેઓનું સ્મરણ કરવામાં આવતું હતું; અને તેઓએ અશ્વમેધ કર્યા હતા એ ઉપરથી જ માલૂમ પડે છે કે, તેઓની સંપત્તિનો સૂર્ય પૂરેપૂરો ઉદય થવા પામ્યો હતો."

**"આ પ્રમાણે પાંડવો ખરેખરા થઈ ગયા હતા અને મહાભારતના યુદ્ધમાં ભાગ લેનારાઓ (જનમેજય નહિ) પણ પાંડવો જ હતા."** × ×

## પાંડવોના પૂર્વજો

"મનુની પુત્રી ઇલા અને ચન્દ્રથી જેઓ ઉત્પન્ન થયલા કહેવાય છે, તે ચન્દ્રવંશી ક્ષત્રિયોમાં સૌથી પહેલો નામાંકિત રાજા પુરૂરવા નામનો હતો. પુરૂરવા અને ઉર્વશી નામની એક સ્વર્ગની અપ્સરા એ બેની વચ્ચેના પ્રેમ વિષે ઋગ્વેદમાં કથન કરાયલું છે; અને કાલિદાસે પોતાના "વિક્રમોર્વશીય" નામના સુવિખ્યાત નાટકવડે કરીને એ બેઉના પ્રેમને અમર કર્યો છે. એ જ વંશનો બીજો પ્રખ્યાત રાજા 'યયાતિ' હતો. યયાતિ અને એની બે રાણીઓ દેવયાની અને શર્મિષ્ઠાનું આખ્યાન એ મહાભારતનાં અત્યંત રસદાયી આખ્યાનોમાંનું એક છે; અને એ આખ્યાન આ સ્થળે સવિસ્તર આપવા જેવું છે. ચન્દ્રવંશના ક્ષત્રિયો સિંધુ નદીની પેલી તરફ રાજ્ય કરતા હતા એમ જણાય છે; કારણ કે અસુરો, જે ઇરાનના આર્ય લોકો હતા એવું યથાર્થ સ્વીકારવામાં આવ્યું છે, તેના રાજા વૃષપર્વાનો મુલક યયાતિના મુલકની નજીકમાં હતો એવું આ આખ્યાનમાં જણાવવામાં આવ્યું છે. શર્મિષ્ઠા એ ઇરાનના રાજા (વૃષપર્વા)ની પુત્રી હતી અને દેવયાની એ એના ગુરુ શુક્રની પુત્રી હતી. એ બેઉ કન્યાઓ એક વખતે વનમાં ફરવાને માટે નીકળી પડી અને તેઓ એક કૂવા આગળ નાહવાને ગઈ એ વખતે ભૂલમાં તેઓનાં વસ્ત્ર અદલબદલ થઇ ગયાં. બ્રાહ્મણની પુત્રી (દેવયાની) જરા ગુમાની હતી, તેણે રાજકુંવરી તે જાણે પોતાની દાસી જ હોય એવી રીતે તેને આળો દીધી. તે ઉપરથી રાજકુંવરી (શર્મિષ્ઠા)એ ચિડાઇને તેને હડસેલો માર્યો અને કૂવામાં ફેંકી દીધી. યયાતિ ત્યાં આગળ અકસ્માત્ આવી પહોંચ્યો અને દેવયાનીની ચીસો એના સાંભળવામાં આવ્યાથી એણે કૂવા આગળ અ. [૧]

દેવયાનીને કૂવામાંથી બહાર કાઢી. આ ઉપકારના બદલામાં દેવયાનીએ એની સાથે પરણવાની ખુશી બતલાવી અને દેવયાનીના પિતાની સંમતિ સાથે યયાતિ અને દેવયાનીનાં લગ્ન થયાં. પોતાની સખી (શર્મિષ્ઠા) એ પોતાનું જે અપમાન કર્યું હતું, તેનું વેર લેવાનું હજી દેવયાનીને બાકી હતું. તેથી દાસી તરીકેનું કામ કરવાને માટે એણે શર્મિષ્ઠાના પિતા વૃષપર્વાની પાસેથી શર્મિષ્ઠાની માગણી કીધી. વૃષપર્વાનો કંઈ ઉપાય નહોતો; એટલે દેવયાનીની આ અપમાન-ભરેલી માગણી પણ તેને કબૂલ કરવી પડી, અને જે છોકરીએ અપરાધ કર્યો હતો તેને એણે આ પરણેલાં જોડાંને સ્વાધીન કરી દીધી.”

“દેવયાનીએ આ છોકરીને યયાતિના રાજમહેલમાં અનેક વર્ષો સુધી પૂરી રાખી, પણ એ છોકરીને પોતે જે શિક્ષા કીધી હતી તે જ તેને ઊલટી લાભદાયી થઈ પડશે, એવો ખ્યાલ દેવયાનીના સ્વપ્નમાં પણ નહોતો આવ્યો. એક દિવસે તે સૂતી હતી, એવામાં પોતાના પતિના જેવા જ રૂપવાળા છોકરાઓના આવવાથી તે એકાએક ઝબકી ઊઠી; અને તપાસ કરતાં તેને માલૂમ પડ્યું કે, એ છોકરાઓ યયાતિના હતા અને તે શર્મિષ્ઠાને પેટે અવતર્યા હતા. આ સમાચાર સાંભળીને તેને ઘણો ક્રોધ ચઢ્યો અને ક્રોધમાં ને ક્રોધમાં પોતાના પિતા પાસે જઈને પતિના આ અપરાધનું વેર લેવાની તેણે માગણી કીધી. શુક્રાચાર્યે એ રાજાને એવો શાપ દીધો કે, “તને અકાળે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થજો!” આ પ્રમાણે દેવયાનીએ પોતાની મૂર્ખાઈ વડે કરીને પોતાના શત્રુને નુકસાન કરવા જતાં પોતાની જાતને જ નુકસાન કર્યું; અને આખરે પોતાના પિતાની પાસેથી જ પોતાને માગી લેવું પડ્યું કે, “આ શાપની ઉગ્રતા તમે ઓછી કરો!” આ ઉપરથી શુક્રાચાર્યે ઉમેર્યું કે, “એ વૃદ્ધાવસ્થા અન્ય કોઇ લેવાને રાજી હોય તો તેને આપી શકાશે.” હવે યયાતિએ પોતાના છોકરાઓને વારાફરતી પૂછ્યું કે, ‘તમે મારી વૃદ્ધાવસ્થા સ્વીકારશો?’ પણ પૂરુ સિવાય એકેકેએક છોકરાએ તેમ કરવાની ના કહી. પૂરુની પાસેથી મેળવેલા યૌવનવડે કરીને યયાતિએ અનેક વર્ષો સુધી આ જગતની મોજમજાઓ ભોગવી. આખરે એને લાગ્યું કેઃ—

न जातु कामः कामानामुपभोगेन शाम्यति । हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥
यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः। नालमेकस्य तत्सर्वमिति मत्वा शमं व्रजेत् ॥

અર્થાત્–“ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ થવાથી ઇચ્છાનો અંત આવતો નથી, પણ અગ્નિમાં ઘૃતાદિ પદાર્થો પડવાથી જેવી રીતે અગ્નિ વધારે પ્રદીપ્ત થાય છે, તેવી રીતે ઇચ્છાઓ પણ વધારે ને વધારે પ્રદીપ્ત થાય છે. આ જગતનું સઘળું સુવર્ણ, સઘળું અન્ન, સઘળી સ્ત્રીઓ એક માણસને બસ થતાં નથી; માટે ઇચ્છાઓને અંકુશમાં રાખીને સંતોષ ધરવો જોઈએ.”

“યયાતિએ પોતાના છોકરા પૂરુને બોલાવ્યો અને તેને તેનું યૌવન પાછું આપી દીધું. પોતાનું ઘડપણ તેને આપ્યું હતું તે તેની પાસેથી લઇ લીધું અને પ્રાચીન હિંદુસ્તાનના સઘળા પ્રતિષ્ઠિત રાજાઓની પેઠે એણે પણ પોતાની બે રાણીઓને સાથે લઈને વનમાં નિવાસ કીધો. પૂરુએ પોતાનો પુત્રધર્મ યથાર્થ બજાવ્યો તેના બદલામાં એણે તેને આશીર્વાદ આપ્યો; અને ‘રાજ્યનો અમલ તારા જ વંશમાં રહેશે,’ એ પ્રમાણે તેને કહ્યું.”

“યયાતિના આખ્યાનમાંથી જે ઉત્તમ ઉપદેશ નીકળે છે, તેને લીધે એ આખ્યાન ઘણું સુંદર લાગે છે; પણ તે સિવાય ઇતિહાસની દૃષ્ટિથી પણ એ આખ્યાન ઘણું ઉપયોગી છે. પ્રથમ તો આપણે જોયું કે, એ વખતે ચન્દ્રવંશના આર્યલોકો સિંધુનદીની પેલી તરફ વસતા હતા. બીજું, એ વખતે બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બેઉ વર્ણોની વચ્ચે લગ્નવ્યવહાર એ ઘણી સાધારણ

વસ્તુ ગણાતી હતી. ત્રીજું એ કે, યયાતિને યદુ, તુર્વંસુ, દ્રુહ્યુ, પૂરુ અને અનુ, એ પ્રમાણે પાંચ છોકરાઓ હતા. યદુના વંશજો તે યાદવો, તુર્વંસુના વંશજો તે યવનો, દ્રુહ્યુના વંશજો તે ભોજ-લોકો, પૂરુના વંશજો તે પૌરવો (અથવા પાછળથી વપરાયેલું નામ કહીએ તો "ભરતો") અને અનુના વંશજો તે મ્લેચ્છ લોકો. આ પ્રમાણે યયાતિ એ અનેક પ્રજાઓનો પૂર્વજ હતો એવું આ આખ્યાનમાં જણાવવામાં આવ્યું છે. એમાંની યાદવ, ભોજ અને પૌરવ એ ત્રણે પ્રજાઓ હિંદુસ્તાનમાં દાખલ થઈ હતી, અને ચોથી યવનોની પ્રજા તે પશ્ચિમ તરફ ગઈ હતી. અહીં જે નામો ગણવવામાં આવ્યાં છે, તે અદલબદલ થયાં હોય એમ બનવાજોગ છે. કદાચ અનુના વંશજોને યવનો કહેવા જોઈતા હતા; અને ઈરાનીઓના "તુરાન" અને આધુનિક ઇતિહાસના "તુર્ક" એ નામોની સાથે "તુર્વંસુ" એ નામ કંઈક મળતું આવતું જણાય છે, તેથી કદાચ તુર્વંસુના વંશજોને મ્લેચ્છ કહેવા જોઈતા હતા. વૃદ્ધાવસ્થા અન્યને આપી દીધાની જે વાતો છે, તેને ઇતિહાસની દૃષ્ટિથી આ પ્રમાણેનું સાદું રૂપ આપી શકાય:–'ઘણું ખરું યયાતિ વૃદ્ધ થયો હોવા છતાં દેવયાનીના પુત્રોને રાજ્યસત્તામાં ભાગ લેવા દેવાનું એનાથી નહિ બની શક્યું હોય. એ છોકરાઓ પોતાની માતાના જેવા જ ઉદ્ધત હશે. તેઓએ રાજ્યસત્તા છોડી દેવાનું એને કહ્યું હશે, પણ એ વૃદ્ધ પુરુષ હજી રાજ્ય કરવા જેવો સમર્થ છે અને રાજ્યસત્તા છોડી દેવાને એ તૈયાર નથી એવું તેઓના જોવામાં આવ્યું હશે, એટલે તેઓએ એની સામે બંડ ઉઠાવ્યું હશે. પરિણામે યયાતિએ તેઓને કાઢી મૂક્યા હશે અને એ કામમાં એના પુત્ર પૂરુએ એને મદદ કરી હશે. પોતાનો પુત્રધર્મ બજાવીને આખરે વારસામાં પૂરુએ પોતાના પિતાની રાજ્યસત્તા પ્રાપ્ત કરી હશે.'"

"પૂરુના વંશજોમાં પહેલો પ્રખ્યાત રાજા દુષ્યન્ત હતો. દુષ્યન્ત અને શકુન્તલાનું આખ્યાન સંસ્કૃત કાવ્યના દરેક વાંચનારાને જાણીતું છે. કારણ કે કાલિદાસના જે સુંદર નાટકનાં ગેથે કવિએ આટલાં બધાં વખાણ કર્યાં છે, તે નાટક એ આખ્યાન ઉપરથી જ રચાયેલું છે; પણ મહાભારતની શકુન્તલા અને કાલિદાસની શકુન્તલા એ બેમાં ઘણો જ ફેર છે. કાલિદાસે શકુન્તલાને એક સુઘરેલી અને બીકણ સ્ત્રી તરીકે ચીતરી છે, પણ મહાભારતની શકુન્તલા એવી નથી. મહાભારતની શકુન્તલાને નીતિના ગૌરવનું ભાન હતું. તે એક નિખાલસ હૃદયની ગ્રામકન્યા હતી. અરણ્યમાંના કણ્વાશ્રમ આગળ દુષ્યન્ત રાજા અકસ્માત્ આવી પહોંચ્યો હતો. તે વખતે શકુન્તલાનો પાલકપિતા ત્યાં આગળ નહોતો. ગાંધર્વવિવાહથી દુષ્યન્ત રાજા એની સાથે પરણ્યો હતો અને એ વિવાહનો કોઈ સાક્ષી નહોતો. કેટલાંક વર્ષ પછી પોતાના પુત્રને સાથે લઈને તથા અરણ્યના આશ્રમને ત્યજીને શકુન્તલા પોતાના પતિની રાજધાની તરફ જાય છે. ત્યાં આગળ ભરસભાની વચ્ચે દુષ્યન્ત રાજા એની સાથે પોતાનાં લગ્ન થયાની વાત જ નાકબૂલ કરે છે. તે વખતે એ કહે છે કે, "રાજાઓના કરતાં, રે! બાળકોના કરતાં પણ, સત્ય એ વધારે કીમતી વસ્તુ છે." અને જણાવે છે કે, "જે માણસને સત્યની દરકાર નથી તે માણસ મારો પતિ હોય તો પણ તેની સોબત મારે જોઈતી નથી." રાજાએ પોતાની પ્રજાની ખાતરી કરવાને માટે જ આ યુક્તિ કરી હતી અને "શકુન્તલા તે ખરેખરી દુષ્યન્તની સ્ત્રી જ છે" એવી આકાશવાણી થાય છે, એટલે એ શકુન્તલાને પોતાની ધર્મપત્ની તરીકે સ્વીકારે છે. નીતિબળવાળી કન્યાની સાથેના સ્નેહલગ્નને પરિણામે ભરત નામના સંતાનનો જન્મ થયો હતો. આગળ જતાં તે પૂરુવંશનો સૌથી યશસ્વી રાજા ગણાયો હતો. હિંદુસ્તાનમાં છેક ગંગા-યમુનાના સંગમ સુધીના પ્રદેશો એણે જીત્યા હતા તથા ત્યાં યજ્ઞ કર્યો હતા એમ જણાય છે; અને શતપથ બ્રાહ્મણના ૧૯ મા કાંડમાં એક શ્લોક આવે છે, તેમાં ગંગા અને યમુનાના કિના-

રાઓ ઉપર એણે જે અશ્વમેધ કર્યો હતા, તેનાં વખાણ કરવામાં આવ્યાં છે. એના નામ ઉપરથી એના વંશજોનું જ નહિ, પણ આખા દેશનું નવું નામ પડ્યું હતું અને આજ દિન સુધી સંસ્કૃત સાહિત્યમાં હિંદુસ્તાનને માટે "ભરતભૂમિ" એ જ નામ વાપરવામાં આવે છે."

"ભરતના વંશજો ઘણા પ્રતાપી હતા. તેઓ પંજાબના મુલકમાં વસતા હતા અને ધીરે ધીરે દક્ષિણ તરફ ગંગાયમુનાના પ્રદેશો સુધી તેઓએ પોતાનાં સંસ્થાન કર્યાં હતાં. વેદ સમયના સાહિત્યગ્રંથોમાં પણ ભરતોને બહાદુર લોકો તરીકે વર્ણવવામાં આવ્યા છે."

(દત્તનું 'હિંદુસ્તાન')

"ભરતના વંશજોમાં એક હસ્તી કરીને રાજા હતો, તેણે ગંગાનદીના પશ્ચિમના કિનારા ઉપર હસ્તિનાપુર સ્થાપ્યું અને એ હસ્તિનાપુર તે એક નવા દેશની રાજધાની તરીકે ગણાયું. ભરત લોકો હવે પંજાબથી હંમેશને માટે ખસીને ગંગાનદી આગળ આવી રહ્યા હોય એમ જણાય છે; અને હસ્તીના પ્રપૌત્ર કુરુએ ગંગા અને યમુના નદીના ઉપલા પ્રવાહોની વચ્ચેના તેમજ દિલ્હીની ઉત્તરે અને યમુનાનદીની પશ્ચિમે આવેલા ફળદ્રૂપ મેદાનને 'કુરુક્ષેત્ર' એવું નામ આપ્યું. કુરુ લોકો હવે ઘણી સારી સ્થિતિમાં આવ્યા અને તેઓ તથા ગંગાનદીના પૂર્વમાં અને જરાક દક્ષિણ તરફ વસનારા પાંચાલ લોકો એ બેઉને બ્રાહ્મણગ્રંથોમાં ઘણા સુધરેલા તથા પ્રતાપી કહેવામાં આવ્યા છે."

"આ રસાળ અને સમૃદ્ધિમાન ભૂમિ ઉપર કુરુવંશના જે રાજાઓએ પાછળથી રાજ્ય કીધું હતું, તેઓને અમે અગાઉ ગણાવી ગયા છીએ. આ સ્થળે એ વંશની હકીકત શાંતનુ રાજાથી શરૂ કરીને આપણે આગળ ચલાવીશું. શાંતનુ રાજાને ગંગાનદીથી ભીષ્મ નામનો પુત્ર જન્મ્યો હતો. એ ભીષ્મ તે મહાભારતનું એક ઘણું જ અસાધારણ પાત્ર છે. એ પુત્રનો જન્મ થયા પછી ગંગાનદીએ શાંતનુ રાજાનો ત્યાગ કર્યો. ત્યાર પછી સત્યવતી નામની માછીની કન્યા સાથે શાંતનુ રાજાને પ્રેમ થયો; પણ સત્યવતીએ કહ્યું કે, 'મારો જે પુત્ર થાય તેને રાજ્ય મળે એવું તમે વચન આપો તો જ હું તમારી સાથે પરણું.' શાંતનુ રાજા આ શરત કબૂલ કરીને ભીષ્મનો રાજગાદી ઉપરનો હક છીનવી લેવા રાજી નહોતો; પણ ભીષ્મે પોતે જ પોતાના બાપને ગૂંચવણમાંથી મુક્ત કર્યો અને રાજગાદી ઉપરનો પોતાનો હક્ક એણે છોડી દીધો. એટલુંજ નહિ પણ સત્યવતી અને તેને જે પુત્રો થાય તેની સાથે વિગ્રહ કરે એવી પ્રજા ઉત્પન્ન થવાનો સંભવ જ ન રહે એટલા માટે પરણવું જ નહિ એવી એણે દૃઢ પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા છેક છેલ્લી ઘડી સુધી એણે બરાબર પાળી અને એના સ્વાર્થત્યાગ તથા ધર્મબુદ્ધિને લીધે એણે એવી ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી કે હજી પણ હિંદુસ્તાનના લોકો એના નામનો ઉચ્ચાર ઘણા જ માનપૂર્વક કરે છે."

"સત્યવતીથી શાંતનુને બે પુત્ર થયા, તેમાંનો એક બચપણમાં મરી ગયો. કુરુઓના રાજાની પદવી શાંતનુ પછી એના પુત્ર વિચિત્રવીર્યને મળી. કાશીના રાજાની પાસેથી અંબિકા અને અંબાલિકા એ બે સ્ત્રીઓને ભીષ્મ જોરજુલમથી લઇ આવ્યો હતો, તે બેઉની સાથે ભીષ્મે વિચિત્રવીર્યનાં લગ્ન કર્યાં; તો પણ તે અપુત્ર મરણ પામ્યો. સત્યવતીનાં શાંતનુની સાથે લગ્ન થયાં ત્યાર પહેલાં એને પરાશરમુનિથી એક પુત્રનો જન્મ થયો હતો. એ પુત્ર તે બીજો કોઇ નહિ પણ મહાભારતનો રચનાર અને વેદોની વ્યવસ્થા કરનાર વ્યાસ પોતે હતો."

"હવે ભીષ્મની સંમતિથી સત્યવતીએ વ્યાસને પોતાના સાવકા ભાઇ (વિચિત્રવીર્ય)ની વિધવાઓથી પુત્રો ઉત્પન્ન કરવાનું કહ્યું અને એ પ્રમાણે નિયોગથી વિચિત્રવીર્યને ધૃતરાષ્ટ્ર અને પાંડુ એ બે પુત્રોનો જન્મ થયો. એક 'દાસી' ને પેટે વ્યાસનો એક ત્રીજો પુત્ર વિદુર જન્મ્યો

હતો. ધૃતરાષ્ટ્ર આંધળો હતો, તેથી કેટલાક સમય સુધી પાંડુએ રાજ્ય ચલાવ્યું. પછી પાંડુરાજાએ અરણ્યમાં નિવાસ કીધો અને આખરે તે અરણ્યમાં જ મરણ પામ્યો. ધૃતરાષ્ટ્રને વિષે એવું જણાવવામાં આવે છે કે, એની સ્ત્રી ગાંધારી એટલે ગાંધારના રાજાની પુત્રી હતી. તેનાથી એને સો પુત્રો થયા હતા. તેમાંના દુર્યોધન અને દુઃશાસન એ બે મુખ્ય હતા. પાંડવો અથવા પાંડુના પુત્રોની સાથે મહાભારતનું યુદ્ધ જેઓએ કર્યું હતું તે આ હતા. પાંડુરાજાથી પાંડવોની ઉત્પત્તિ થઇ હતી. તેનું તથા બીજું રસિક અને હૃદયદ્રાવક વર્ણન મહાભારતમાં આપવામાં આવે છે.”

## ૨-સમર્થ અભ્યાસી શ્રીયુત રામદેવજીના વિચારો

કાંગડી ગુરુકુળના સુયોગ્ય અધ્યાપક શ્રીયુત રામદેવજીએ “ભારતવર્ષ કા ઇતિહાસ” નામે એક અતિ ઉપયોગી પુસ્તક રામાયણ, મહાભારત તેમજ અન્ય કંઇએક પ્રાચીન ગ્રંથો અને ભારતના પ્રાચીન ઇતિહાસ વિષે યુરોપીય વિદ્વાનોને હાથે લખાયેલાં પુસ્તકોના ઊંડા અભ્યાસ પછી લખેલું છે. એ પુસ્તકમાં જણાવેલી કેટલીક હકીકતો ખાસ મહત્ત્વની હોવાથી વાચકોના મનનને માટે તેમના જ શબ્દોમાં નીચે આપીએ છીએ.

### શું પ્રાચીન આર્યો ઐતિહાસિક વિદ્યાથી અજ્ઞાત હતા?

પશ્ચિમના કંઇએક ઇતિહાસવેત્તાઓ કહે છે કે, પ્રાચીન આર્યો ઐતિહાસિક વિદ્યાથી અજ્ઞાત હતા. આ લાંછનનો ઉત્તર આપતાં પ્રૉફેસર રામદેવજી ઉપલા ગ્રંથમાં લખે છે કેઃ—

“વાસ્તવ મેં યદિ યહ લાંછન ઠીક હો તો હમેં માનના પડેગા કિ હમારે પુરુષોં (પૂર્વજ) કેવલ અર્ધસભ્ય થે; ક્યોંકિ કેવલ દો હિ અવસ્થાઓં મેં કોઇ નેશન વા જાતિ ઐતિહાસિક જ્ઞાન સે શૂન્ય હો સકતી હૈઃ-

(૧) કિ ઉસકે નેતા ને કોઇ ઐસે કાર્ય્ય ન કિયે હો જિસે ઉનકી સંતતિ અભિમાનયુક્ત સ્મરણ કર સકેં.

(૨) કિ ઉસકે નેતા અપની સંતતિ કો ઐતિહાસિક શિક્ષા કે લાભોં સે અવગત કર ઉનમેં દેશભક્તિ કે ભાવોં કો ઉત્તેજિત કરને કી આવશ્યકતા સે અનભિજ્ઞ હોં.

પહલી અવસ્થા તો હો નહીં સકતી; ક્યોંકિ યહ પ્રસિદ્ધ હૈ કિ, પ્રાચીન આર્યાવર્ત્ મેં રેખાગણિત, બીજગણિત, જ્યોતિષ તથા પદાર્થ વિજ્ઞાન મહોન્નતિ કો પહુંચે હુએ થે. વૈદ્યકસંબંધી આશ્ચર્યજનક અન્વેષણ હો ચૂકે થે. અધ્યાત્મ-વિદ્યા ઉન્નતિ કે શિખર પર વિરાજમાન થી. પ્રજાતંત્ર-શાસનપ્રણાલી કા પ્રચાર કિયા ગયા થા તથા ચક્રવર્તી સામ્રાજ્ય ભી સંસ્થાપિત હો ચૂકા થા. અતએવ યહ સિદ્ધ નહીં હો સકતા કિ પ્રાચીન આર્ય્ય ઐસે ન થે જો ઉનકે સંતાન કે ઉચ્ચ ભાવોં કો ઉત્તેજિત કરતે ઔર ઉનકી ઉન્નતિ મેં સહાયક હો સકતે. વાસ્તવ મેં ઉનકે, કાર્ય્ય તો કેવલ ભારત હી નહીં પ્રત્યુત સર્વ સંસાર કો ઉન્નતિ કે માર્ગ પર ચલને કા આદેશ કરતે હૈ

દ્વિતીયાવસ્થા ભી સંઘટિત નહીં હોતી; ક્યોંકિ જબ હમ પ્રાચીન ઔર નવીન સંસ્કૃત સાહિત્ય કી આલોચના કરતે હૈં તો ઉસે ઇતિહાસ કે ગુણવર્ણન સે ભરપૂર પાતે હૈં.”

એ પછી ઉપલી બાબતમાં સ્થાલીપુલકન્યાયે કેટલાંક ઉદાહરણો અથર્વવેદ, ગૃહ્યસૂત્ર, છાંદોગ્ય, મહાભાષ્ય, વ્યાકરણ, કાદંબરી, મહાભારત વગેરેમાંથી આપીને; તેમજ ઇતિહાસની લેખનકળા ભારતવર્ષની ૬૪ કળાઓમાંની એક કળા તરીકે ગણાતી તેનું પ્રમાણ આપીને પ્રોફેસર રામદેવજી લખે છે કેઃ–

"ઇન ઉદાહરણોં સે ભલી ભાંતિ વિદિત હોતા હૈ કિ પ્રાચીન આર્ય, ઇતિહાસ કો એક પ્રકાર કા વિજ્ઞાન ઔર ધર્માર્થ–કામ–મોક્ષ કી પ્રાપ્તિ મેં સહાયક માનતે થે. એવં ઉસકી સહાયતા સે અપને અનેક કાવ્યોં કો શિક્ષાપ્રદ તથા મનોરંજક બનાયા કરતે થે; ભલા, જિસ ઇતિહાસ કી વિદ્યમાનતા કી સાક્ષી નારદ, સનત્કુમાર, પતંજલિ, પ્રભૃતિ સ્પષ્ટ શબ્દોં મેં દે રહે હૈં. ઉસકે જ્ઞાતા ભારત મેં ન હુએ હોં, યહ કૈસે સંભવ હો સકતા હૈ! એવં ભારતીય સાહિત્ય મેં ઐતિહાસિક સાહિત્ય કી અવિદ્યમાનતા કોઇ કૈસે સિદ્ધ કર સકતા હૈ?

જબ પ્રશ્ન ઉપસ્થિત યહ હોતા હૈ કિ યદિ પ્રાચીન આર્ય લોગ ઇતિહાસ કે લાભોં સે પરિચિત થે તો ઇસ સમય કારણકાર્ય શૃંખલારૂપ સમસ્ત ભારત કા ઇતિહાસ ક્યોં નહીં મિલતા, જિસમેં તિથિવાર સબ ઘટનાઓં કા સવિસ્તર વર્ણન હો? મિલે કૈસે? જિસ સમય મુસલ્માની મત સે અસંમત ભારત સન્તાન કો વશીભૂત કરને કી બલાત ચેષ્ટા કી જાતી થી, જિસ સમય સહસ્રોં પુરુષો સે ઉનકી પત્નીયાં ઔર ભ્રાતાઓં સે ભગિનીયાં છીની જાતી થીં, કત્લી કત્લેઆમ–અર્થાત્ સર્વજનવધ કી આજ્ઞા પ્રચલિત હોતી થી, ઉસ સમય કુરાન કે પ્રતિદ્વંદી ભારતીય ગ્રંથ ભલા કૈસે બચ સકતે થે? ઉદાન્તાપુરી કા પ્રાચીન વિશ્વવિદ્યાલય મહારાજ મહાપાલ કે સમય મહોન્નતિ કો પ્રાપ્ત થા, જિસમેં અન્યાન્ય પ્રકાર કે વિદ્યાર્થિયોં કે અતિરિક્ત હીનાયન સંપ્રદાય કે ૧૦૦૦–એક સહસ્ર બૌદ્ધ સાધુ તથા મહાયાન સંપ્રદાય કે ૫૦૦૦–પાંચ સહસ્ર બૌદ્ધ સાધુ શિક્ષા ગ્રહણ કર રહે થે. ઉસકે મહાન પુસ્તકાલય કો, જીસમેં બ્રાહ્મણોં તથા બૌદ્ધોં કે ગ્રન્થ ભરે પડે થે, ૧૨૦૨ ઇસવી મેં બખતિયાર ખિલજી કે સેનાપતિ મુહમ્મદ બિનકાસીમ ને જલા દિયા ઔર ઉક્ત સાધુઓં કો માર ડાલા. ઐસી દુર્ઘટનાએં કિતની હુઇ ઇસકા પતા કૌન લગા સકતા હૈ? (વર્તમાન સંસ્કૃત ગ્રંથોં મેં અનેક ઐસે ગ્રંથો કે નામ આતે હૈં જિનકા ઇસ સમય કહીં ભી પતા નહીં લગતા. ઇસકા કારણ ક્યા? યહી કિ અનેક ભારતીય ગ્રંથ મુસલ્માની ઇર્ષાગ્નિ મેં ભસ્મ હો ગયે) જબ આર્યજાતિ પર યહ વિપત્તિ પડી, તો ઉસકે નેતાઓં ને યહ સોચા કિ ઇતિહાસાદિ સાધારણ ગ્રંથ તો ફિર ભી બન સકતે હૈં; પરંતુ યદિ વેદોં, ઉપનિષદોં તથા દર્શનાદિ શાસ્ત્રોં કા નાશ હો ગયા તો ન કેવલ આર્ય જાતિ હી વિનષ્ટ હો જાયગી, પ્રત્યુત સંસારમાત્ર કી આત્મિક, માનસિક તથા સામાજિક ઉન્નતિયોં મેં બાધા પડેગી. અતએવ વહ વેદોપનિષદ્ દર્શનાદિ કતિપય ગ્રંથોં કો કંઠસ્થ કરને લગે, જિસમે આર્યોં કે સૈકડોં ગ્રંથ બચ ગયે; પરંતુ સહસ્રોં પરમોપયોગી ગ્રંથો કી રક્ષા ન હો સકી. વેદોં કી ૮૦૦ સે ભી અધિક શાખાઓં કા નાશ હો ગયા. ધનુર્વેદ, આયુર્વેદ ઔર શિલ્પવિદ્યા, ઇતિહાસાદિ કે સૈંકડો ગ્રંથ વિલુપ્ત હો ગયે; તથાપિ માનના પડેગા કી હમારે પુરુષાઓં ને ઉસ ઘોર વિપત્તિ કે સમય બડી બુદ્ધિમત્તા સે કામ કિયા. યદિ આજ ઇસ ગિરિ હુઇ અવસ્થા મેં ભી ભારતસંતાન કા કુછ માન્ય યોરોપ તથા અમેરિકાદિ દેશોં મેં હૈ, તો ઇસકા કારણ કેવલ યહી હૈ કિ ગૌતમ, કણાદ, પતંજલિ ઔર વ્યાસ કી પૂજા સભ્ય સંસાર મેં હોતી હૈ.

પરંતુ ક્યા સારી ઇતિહાસ કી પુસ્તકોં કા નાશ હો ગયા? નહીં, ઇસ સમય ભી કાશ્મીર

કા ઇતિહાસ મિલતા હૈ જિસકા નામ રાજતરંગિણી હૈ; જિસકે કર્તા કલ્હન કે વિષય મેં ડૉક્ટર સ્ટાઇન નામક પ્રસિદ્ધ ઐતિહાસિક માનતા હૈ કિ કલ્હન ઇતિહાસ કે સચ્ચે અર્થોં કો જાનતા થા. ઔર મિ૦ એચ. બ્રુસ આશ્ચર્ય પ્રકટ કરતા હૈ કિ જિસ સમય યોરોપ મેં વાસ્તવિક ઐતિહાસિક બુદ્ધિ કા વિકાસ ભી નહીં હુઆ થા, ઉસ સમય ભારત મેં કલ્હન સરીખા ઇતિહાસવેત્તા કૈસે ઉત્પન્ન હો ગયા? કલ્હન કા કાર્ય અદ્ભુત ઔર ઇવોલ્યુશન થિયરી–અર્થાત્ વિકાસ વિચાર કે નિયમોં મે આબદ્ધ નહીં હોતા.

સોચને કી બાત હૈ કિ મહારાજ વિક્રમાદિત્ય કી બારહવીં શબ્તાદી મેં, જબ કિ ભારત કા અધઃપતન હો રહા થા, કલ્હન સરીખે ઇતિહાસવેત્તા ઉત્પન્ન હો સકતે થે; તો ઉસ સમય, જબ કિ ભારત ઉન્નતિ કે શિખર પર વિરાજમાન થા, ઇસ દેશ મેં કિતને ઔર કૈસે કૈસે ઐતિહાસિક વિજ્ઞાની ઉત્પન્ન હુએ હોંગે! કલ્હન લિખતે હૈ કિ રાજતરંગિણી લિખને કે પૂર્વ મૈંને ૧૧ –ગ્યારહ ઐતિહાસિકોં કે પુસ્તકોં અવલોકન કિયા; પરંતુ શોક! મહાશોક! કિ મુસલ્માનોં કી કૃપા સે ઉનમેં સે એકં કા ભી કહીં પતા નહીં મિલતા.

પ્રાચીન આર્યો કી તો કથા હી કથા હૈ, ઉનકી પતિત સંતતિ ભી ઐતિહાસિક ઘટનાઓં કો સ્મૃત વા અંકિત રખના આવશ્યક સમઝતી થી, જિસ સમય ભારત મેં હાહાકાર મચા હુઆ થા ઔર આર્યોં કી લિખિત પુસ્તકોં કો મુસલ્માન નષ્ટ કર રહે થે, ઉસ સમય દેશ કે શેષ ભાટ ઔર ચારણુ સામયિક ઐતિહાસિક ઘટનાઓં કા વર્ણન લિખને કી અપેક્ષા કંઠસ્થ રખના સમુચિત સમઝ કર પ્રસિદ્ધ પ્રસિદ્ધ ઘટનાઓં કો અપની સ્મૃતિ મેં રખને લગે. યહી કારણ હૈ કિ સુપ્રસિદ્ધ નિષ્પક્ષ ઐતિહાસિક ટૉડ મહાશય જબ ક્ષત્રિયોં કા ઇતિહાસ લિખને લગે, તબ ઉક્ત ચારણુ તથા ભાટોં સે ઉન્હેં તિથિવાર ઇન સબ ઐતિહાસિક ઘટનાઓં કા ઠીક ઠીક પતા મિલ ગયા, જીનેં ઉન્હોંને અપને સુપ્રતિષ્ઠિત ઇતિહાસ રાજસ્થાન મેં અંકિત કર રખ્ખા હૈ. મરહટોં કી શક્તિ જબ પ્રકટ હુઇ ઔર મુસલ્માની અત્યાચાર કા સામના ભારતીય સફલતા કે સાથ કરને લગી, તબ પુસ્તકોં કે નાશ કા ભય કુછ ન્યૂન હુઆ. ઔર મરહટે મહારાજ શિવજી તથા પેશ્વાઓં રાજ્ય સમય કા વૃત્તાંત મરહટી ભાષા મેં લેખબદ્ધ કરને લગે; જો અબ તક વિદ્યમાન હૈ.

જો પક્ષપાતી યહ કહતે હૈ કિ પ્રાચીન આર્યોં કો ઐતિહાસિક વિદ્યા કા જ્ઞાન ન થા, વહ યહ બતાવેં કિ અબ્બુલ ફજલ ને જો ભારત કા ઇતિહાસ લિખા હૈ ઉસકી સામગ્રી ઉસને કહાં સે એકત્રિત કી? યદિ ઐતિહાસિક વિદ્યા કા જ્ઞાન હી ન થા, તો મહારાજ અશોક અપને રાજ્ય-સમય કી ઘટનાઓં કો તિથિવાર પર્વતોં કી શિલાઓં પર કૈસે લિખવાયા કરતે થે? ક્યા સમાલોચક મહાશયોં ને કભી ચીની યાત્રી હ્યુનસૈન કે ભારતભ્રમણુવૃત્તાંત કો ધ્યાનપૂર્વક પઢા હૈ? હ્યુનસૈન સ્પષ્ટ શબ્દોં મેં લિખતે હૈઃ–"ઘટનાઓં કો લેખબદ્ધ કરને કે લિયે પ્રત્યેક પ્રદેશ મેં એક રાજપુરુષ હોતા થા, જિસકા કાર્ય્ય યહ થા કિ ઘટનાઓં કા વૃત્તાંત લિખતા રહે. ઉનકે લેખોંકા નામ નીલોપિચ 'નીલપિત' (નીલપત્રી) વા નીલકોષ થા. ઇન લેખોં મેં સુઘટનાએં તથા દુર્ઘટનાએં સભી વર્ણિત હોતી થી; એવં દેશ કી આપત્તિ તથા સૌભાગ્યસૂચક ઘટનાએં સબ વિદ્યમાન રહતી થી." આજકલ ભી યોરોપીય દેશોં મેં રાજ્યપ્રબન્ધ કે લિયે પ્રત્યેક વિભાગ સે બ્લ્યૂ બુકસ–અર્થાત નીલપત્રિયા નિકલતી હૈં, જિનકે આધાર પર હી આધુનિક ઐતિહાસિક ઇતિહાસ લિખા કરતે હૈં. ભારતીય નીલપત્રી તથા યોરોપીય બ્લ્યૂ બુકસ ઇન દોનોં નામોં મેં જો સામ્ય હૈ, વહ વર્તમાન ઐતિહાસિકોં કે મન મેં નાના પ્રકાર કી કલ્પનાએં ઉત્પન્ન કર રહી હૈ. ક્યા યહ અસંભવ હૈ કિ યોરોપીયનોં ને બ્લ્યુ બુકસ લિખને કી પ્રણાલી નીલપત્રી

કે નિર્માણ સે હી સીખી હો। સંસ્કૃત ભાષા મેં ઐતિહાસિક કાવ્યો કી વિદ્યમાનતા સિદ્ધ કર રહી હૈ કિ પ્રાચીન આર્યાવર્ત મેં ઇતિહાસ પર કઇ પુસ્તકેં લિખી ગઇ થીં. યદિ નહીં લિખી ગઇ થીં તો કવિ કાલિદાસ ને રઘુવંશ લિખને કે લિયે ઐતિહાસિક સામગ્રી કહાં સે એકત્રિત કી થી ? ઔર પુરાણોં મેં જો વંશાવલિયાં દી હુઇ હૈં ઉનકા જ્ઞાન પુરાણ કે કર્તાઓં કો કહાં સે હુઆ ? કઇ કાવ્યોં કે પઢને સે બોધ હોતા હૈ કિ એક સમય ઇસ દેશ કે વિદ્યાલયોં મેં ઇતિહાસ ભલીભાંતિ પઢાયા જાતા થા; ઔર ઇતિહાસ કે અનેક ગ્રંથ ઉપસ્થિત થે. હર્ષચરિત મેં બાણભટ્ટ લિખતા હૈ કિ જબ મહારાજ હર્ષ કા ચિત્ત ઉદાસ હુઆ કરતા થા, તબ વહ ઇતિહાસ સુના કરતે થે. પુનઃ વહી કવિ અપની પુસ્તક કાદમ્બરી મેં લિખતા હૈ કિ રાજા ને અપને પુત્ર કે લિયે ગુરુકુલ ખુલવાયા ઔર ઉસમેં ભિન્ન ભિન્ન વિદ્યાઓં કે અધ્યાપકોં કે સાથ ઇતિહાસ કા અધ્યાપક ભી નિયુક્ત કિયા. યદિ ઇતિહાસ થે હી નહીં તો અધ્યાપક લોગ રાજકુમાર કો ઇતિહાસ કૈસે પઢાતે થે ?

રામાયણ ઔર મહાભારત દો મહાન ઐતિહાસિક કાવ્ય ઇસ સમય (ભારતવર્ષમેં) ઉપસ્થિત થે. યદ્યપિ ઉનમેં પ્રક્ષિપ્ત શ્લોક બહુત હૈ, તથાપિ ઉનકે વિષયોં કે ઐતિહાસિક હોને મેં કોઇ સંદેહ નહીં. રામાયણ કે એક અલંકારયુક્ત પુસ્તક હોને ઔર મહાભારત સે પીછે લિખે જાને કે વિષય મેં યોરોપીય ઐતિહાસકોં ને જો નએ નએ ઔર વિચિત્ર વિચાર ગઢે હૈં, ઉનકા ખંડન હમ કોઇ અન્ય સમય પર કરેંગે; ઔર દર્શાએંગે કિ ઉનકે કથન કૈસે હાસ્યાસ્પદ ઔર યુક્તિશૂન્ય હૈ યદિ પ્રાચીન આર્ય ઇતિહાસ કે લાભોં કો નહીં સમઝતે થે તો વાલ્મીક ઔર વ્યાસ ને ઇતની બડી બડી પુસ્તકોં કે લિખને કા કષ્ટ ક્યોં ઉઠાયા ? યૂનાની ઇતિહાસવેત્તા મેગેસ્થિનીસ અપને ભારતભ્રમણ કા વૃત્તાંત લિખતે હુએ, અંકિત કરતે હૈ કિ, “મહારાજ ચંદ્રગુપ્ત કે દેશ મેં ભિન્ન ભિન્ન ઘટનાઓં કી વાતો સંગ્રહ કરને કે લિયે કઇ રાજપુરુષ નિયુક્ત થે.” નિશ્ચય હૈ કિ ઇન્હીં ઘટનાઓં કે સારવૃત્તાંત સે ઇતિહાસ બનતા હોગા. ઇતિહાસસંગઠન કે વિષય મેં ઇસ સે ભી દૃઢતર પ્રમાણ મહારાજ અશોક કા છઠ્ઠા શિલાલેખ હૈં, જિસમેં અંકિત હૈ કિ, “જો કુછ ઘટના કિસી નગર મેં હો ઉસે પત્રીવેત્તા નામક રાજપુરુષ લેખબદ્ધ કર લેવે.”

પૂર્વોક્ત પ્રમાણોં સે યહી પરિણામ નિકલતા હૈ કિ પ્રાચીન ઐતિહાસિક વિજ્ઞાન કો જાનતે થે, ઉન્હોંને ઇતિહાસ કી કઇ પુસ્તકેં લિખી, જિનમેં સે બહુતેરાં કા મુસલ્માની રાજ્ય કે સમય નાશ હો ગયા; તથાપિ જો પુસ્તકેં બચી હુઇ હૈં વહ પ્રાચીનાર્યોં કે ઐતિહાસિક વિજ્ઞાનપ્રદર્શન મેં કમ્પાસ કા કામ દે રહી હૈં; ઔર સિદ્ધ કરતી હૈં કિ આધુનિક વિજ્ઞાનવિદ્ ઇતિહાસ લિખને મેં જિસ શૈલિ કા અવલંબન કરતે હૈં વહ વિધિ ભી પ્રાચીન આર્ય ઐતિહાસિકોં કો જ્ઞાત થી.”

---

## ३--कविवर रवीन्द्रनाथ ठाकुरना विचार*

સાદી રીતે કાવ્યોના મુખ્ય બે પ્રકાર કહી શકાય. એક પ્રકારનાં કાવ્યોમાં કેવળ કવિની પોતાની જ કથા હોય છે; અને બીજા પ્રકારનાં કાવ્યોની કથાનો સંબંધ વિશાળ જનસમુદાયની કથા સાથે હોય છે. “કેવળ કવિની કથા” એટલે એમ સમજવાનું નથી કે, કવિ સિવાય

* કવિવરે “રામાયણી કથા” નામના બંગાળી પુસ્તકના ભૂમિકારૂપે ઇસ્વીસન ૧૯૦૪ માં લખેલા લેખનો આ ભાવાર્થ છે.

બીજું કોઇ તેને સમજી ન શકે. જો એવુ હોય તો તો એવા કાવ્યને કાવ્ય નહિ, પરંતુ ગાંડા માણસનો બકવાદ જ માત્ર કહી શકાય. એનો અર્થ એ જ કે, એમાં કવિએ પોતાની પ્રતિભાના બળથી પોતાનાં જ સુખદુઃખ, પોતાની જ કલ્પના અને પોતાના જ અનુભવોને માનવસંપ્રદાયના હૃદયવિકારો તથા જીવનરહસ્યો દ્વારા પ્રકટ કર્યાં હોય છે; ત્યારે બીજી શ્રેણીનાં કાવ્યો એવા ઉચ્ચ શક્તિવાળા કવિઓદ્વારા રચાયા છે કે, તેમની કાવ્યરચનામાં સમગ્ર દેશ અથવા સમગ્ર યુગની ભાવનાઓ, જ્ઞાન તથા અનુભવો, સીધેસીધાં પ્રકટ થવા પામે છે અને તેથી તેમના ગ્રંથો માનવજાતિનું જીવનધન બની રહે છે–અર્થાત્ સંસારના સર્વ લોકો એવાં કાવ્યોથી સદાને માટે લાભ ઉઠાવે છે અને સમગ્ર દેશ અથવા જાતિ એ કાવ્યો દ્વારા બોલતી જણાય છે.

આ બીજી શ્રેણીના સામાન્ય કવિઓને જ "મહાકવિ" કહી શકાય. સમગ્ર દેશ અથવા સમગ્ર જાતિની સરસ્વતી આવીને આવા કવિનો આશ્રય લે છે અને જનસમાજ તેમના ગ્રંથો વડે પોતાનો માર્ગ નક્કી કરી તદનુસાર ગતિ કરતો જણાઇ રહે છે. આવા મહાકવિઓની રચનાને કોઇએક વ્યક્તિવિશેષની રચના કહેવા જેવી નથી હોતી. એમની કાવ્યરચના તો એવા વિશાળ વટવૃક્ષની ઉપમાને લાયક હોય છે, કે જે વૃક્ષ પોતાના જન્મસ્થાનની ચારે તરફ આવેલી ભૂમિને પોતાની વિસ્તૃત છાયાનો લાભ આપે છે. શકુંતલા અને કુમારસંભવ કાવ્યોમાં કવિ કાલિદાસની નિપુણતાનો સારો પરિચય આપણને મળે છે, એ નિઃસંદેહ છે. પરંતુ રામાયણ અને મહાભારત એ તો ભારતવર્ષને પુણ્યસલિલા ગંગા અને પર્વતરાજ હિમાલયની સમાન પૂજનીય બની રહેલાં છે.

આપણા દેશમાં જેમ રામાયણ અને મહાભારત એ મહત્ત્વપૂર્ણ ગ્રંથો છે, તેમ પ્રાચીન ગ્રીસ અને રોમમાં 'ઇલિયડ' અને 'ઇનીડ' ગ્રંથો મહત્ત્વપૂર્ણ હતા. એ ગ્રંથો સમસ્ત ગ્રીસ અને રોમના હૃદયપદ્મમાંથી ઉત્પન્ન થયા અને તેણે તેમનાં હૃદયપદ્મમાં સ્થાન મેળવ્યું. કવિ હોમર અને વર્જિલે પોતપોતાના સમગ્ર દેશ અને કાળના કંઠમાં એ કાવ્યો દ્વારા પોતપોતાની ભાષારૂપ પુષ્પમાળા પહેરાવી હતી. જેમ મેળામાં અને ઉત્સવોમાં દૂર દૂરથી આવનારાં મનુષ્યોદ્વારા ત્યાં સાંભળેલી અવનવી વાતો લોકો ત્યાંથી વેરાઈ જતાં સર્વત્ર ફેલાઈ જાય છે, તેમ હોમર અને વર્જિલનાં વાક્યો પણ પોતપોતાના પ્રદેશોમાં એક છેડેથી બીજા છેડા સુધી ફેલાઈ જઇને ત્યાંના લોકોમાં ચિરકાળ સુધી ગાજી રહ્યાં હતાં.

કોઈ આધુનિક કાવ્યમાં એટલી બધી વ્યાપકતા નથી જોવામાં આવતી. કવિ મિલ્ટનના 'પેરેડાઇઝ લૉસ્ટ' નામક ગ્રંથમાં ભાષાની ઉત્કૃષ્ટતા, છંદોની મહત્તા અને રસની ગંભીરતાની કમી નથી; તો પણ એ ગ્રંથ સમગ્ર દેશનું ધન નથી, કેવળ પુસ્તકાલયોની શોભાની જ સામગ્રી માત્ર છે.

આથી એવાં પ્રાચીન કાવ્યોને એક જુદી જ શ્રેણીમાં મૂકવાં જોઇએ. પ્રાચીનકાળમાં એ કાવ્યો, દેવતાઓ અને દૈત્યોની માફક વિશાલકાય હતાં, પરંતુ વર્તમાન સમયમાં એ પ્રકારનાં કાવ્યો લુપ્ત થઇ ગયાં છે.

પ્રાચીન આર્યસભ્યતાની એક શાખા યુરોપ તરફ ગઈ હતી અને બીજી ભારતવર્ષ તરફ આવી હતી. એ શાખાઓથી યુરોપ અને ભારત બન્ને સ્થાનોમાં પોતપોતાનાં બળે મહાકાવ્યોની ઉત્પત્તિ થઈ. એ મહાકાવ્યો વડે જ એ બન્ને શાખાઓના પ્રાચીન ઇતિહાસ અને સંગીતની રક્ષા થતી રહી છે.

હું ભારતવાસી હોવાથી ગ્રીસ અને રોમની બાબતમાં મારાથી નિશ્ચયપૂર્વક ન કહી શકાય કે,

એ દેશો પોતાનાં એ બન્ને મહાકાવ્યો દ્વારા પોતાની સર્વ પ્રકૃતિને પ્રકટ કરવામાં સફળ થયા છે કે નહિ; પરંતુ એ તો નિશ્ચય છે કે, **ભારતવર્ષે તો રામાયણ અને મહાભારત દ્વારા તેમ કરવામાં કશું જ બાકી નથી રાખ્યું.**

એ જ કારણથી સૈંકાઓ ઉપર સૈકાં વહી જવા છતાં પણ **ભારતવર્ષમાં રામાયણ અને મહાભારતનો પ્રચાર-પ્રવાહ જરા પણ સુકાયો નથી.** ઘેર ઘેર અને ગામેગામ તેનો નિત્ય પાઠ થાય છે અને વાણિયાની દુકાન તથા રખેવાળ ભૈયનજીથી માંડીને તે ઠેઠ રાજાના મહેલ-પર્યંત સર્વત્ર તેનો એકસરખો આદર થાય છે. ધન્ય છે તે બન્ને મહાકવિઓને કે હજારો વર્ષ વહી જવા છતાં પણ જેમની વાણીની શીતળ-મંદ-સુગંધલહરીઓ, હજી સુધી પણ ભારતવાસીઓનાં ગૃહદ્વારોમાં અને કરોડો નરનારીઓનાં હૃદયદ્વારોમાં પ્રતિદિવસ સુખ અને શાંતિ તથા ભક્તિ અને શક્તિ અર્પણ કરતી રહીને, અતિ પ્રાચીન સમયની જ્ઞાનચારિત્રમયી સુંદર સૌરભથી તરાવટ આપી રહી છે!

આમ હોવાથી **રામાયણ અને મહાભારતને કેવળ મહાકાવ્ય જ કહેવાં ન જોઇએ; પરંતુ તે ઇતિહાસ પણ છે.** અલબત્ત, તે કોઈ સમય અથવા ઘટનાઓના ઇતિહાસ નથી; કેમકે ઘટનાઓના ઇતિહાસ તો અમુક સમયનુંજ અવલંબન કરે છે, પરંતુ રામાયણ અને મહાભારત તો ભારતવર્ષના ચિરકાળના ઇતિહાસ છે. બીજા ઇતિહાસો સમય સમય પર ફેરવાતા રહે છે, પરંતુ આ ઉભય ઇતિહાસમાં કોઈ પણ પરિવર્તન નથી થતું. ભારતવર્ષની જે સાધના, જે આરાધના અને જે સંકલ્પ છે; તેનો જ ઇતિહાસ આ બન્ને મહાકાવ્યોરૂપી રાજપ્રાસાદના ચિરકાલરૂપી રાજસિંહાસન પર સમ્રાટસમો વિરાજે છે.

આ કારણથી જ મહાભારત અને રામાયણની સમાલોચનાનો આદર્શ અન્ય કાવ્યોની સમાલોચનાના આદર્શથી ભિન્ન હોવો જોઈએ. રામનું ચરિત્ર ઉચ્ચ હતું કે નીચ અને લક્ષ્મણનું ચરિત્ર સારું લાગે છે કે નહિ, એટલી જ સમાલોચના પૂરતી નથી. એ ગ્રંથોની સમાલોચના કરનારને તો શાંત થઇને શ્રદ્ધાપૂર્વક વિચાર કરવો જોઇશે કે, સમસ્ત ભારતવર્ષ સહસ્રો વર્ષોથી એ મહાન ગ્રંથોને કયા ભાવથી ગ્રહણ કરતો આવ્યો છે. અમે ગમે તેવા મોટા સમાલોચક હોઇએ, તો પણ જો એક સમગ્ર પ્રાચીન દેશના ઇતિહાસપ્રવાહિત સમસ્ત કાળના વિચારો આગળ અમારું શિર ન જ ઝૂકતું હોય, **તો પછી તેવી ધૃષ્ટતા લજ્જાનો જ વિષય છે.**

રામાયણમાં ભારતવર્ષ શું સંદેશો આપે છે? રામાયણમાં ભારતવર્ષે કયા આદર્શને મહાન સમજીને સ્વીકાર્યો છે? એ જ આ સમયે અમારે માટે સવિનય વિચાર કરવાનો વિષય છે.

સામાન્ય લોકોની એવી સમજ છે કે, વીરરસપ્રધાન કાવ્યોનું જ નામ "એપિક" છે. જે દેશ અને જે કાળમાં વીરરસનું ગૌરવ પ્રધાનપદે રહ્યું હોય, તે દેશ અને તે કાળમાં મહાકાવ્ય પણ અવશ્ય વીરરસથી પૂર્ણ હોઇ શકે. **રામાયણમાં પણ કાંઇ યુદ્ધનો તોટો નથી. વળી સામર્થ્ય પણ રામમાં કાંઈ સામાન્ય પ્રકારનું ન હતું અને તો પણ રામાયણમાં જે રસ પ્રધાન છે, તે વીરરસ નથી.** રામાયણમાંથી બાહુબળનું પ્રાધાન્ય ઘોષિત નથી થતું તેમના યુદ્ધની ઘટનાઓ જ તેના વર્ણનનો મુખ્ય વિષય નથી. વળી દેવતાઓની અવતાર-લીલાને લઇને જ આ કાવ્યરચના થઇ હોય, એવું પણ નથી. **કવિ વાલ્મીકિની સમક્ષ રામચંદ્ર એક 'અવતાર' નહિ, પરંતુ મનુષ્ય જ છે, એ વાતને તો પંડિત લોકો પ્રમાણ માનશે જ.** આ વિષયમાં પંડિતાઇ દેખાડવાનું પ્રયોજન નહિ હોઇને સંક્ષેપમાં કેવળ એટલું જ કહી દેવું અમે ઉચિત સમજીએ છીએ કે, જો કવિએ રામાયણમાં નર-ચરિત્રનું

વર્ણન ન કરતાં દેવ–ચરિત્રનું જ વર્ણન કર્યું હોત તો તેથી રામાયણનું ગૌરવ ઘણું ખરું નષ્ટ થયું હોત. રામચરિત્રનો મહિમા એ કારણથી છે કે, તે મનુષ્યચરિત્રથી પર–ભિન્ન નથી. રામાયણમાં એવા સદ્‌ગુણોથી પૂર્ણ પુરુષની કથા છે, કે જેવા સદ્‌ગુણોથી વિભૂષિત નાયકની કવિને પોતાના કાવ્યને માટે આવશ્યકતા હતી. બાલકાંડના પ્રથમ સર્ગમાં વાલ્મીકિ નારદને અનેક ગુણો કહી બતાવીને તેવા સર્વ સદ્‌ગુણસંપન્ન નાયકનું નામ પૂછે છે કે:–"समग्रा रूपिणी लक्ष्मीः किमेकं संश्रिता नरम्–અર્થાત્ કયા એક જ પુરુષનો લક્ષ્મીએ પોતાનાં સમગ્ર રૂપોસહિત આશ્રય લીધો છે?" ત્યારે નારદ મુનિ કહે છે કે:—

देवेष्वपि न पश्यामि कश्चिदेभिर्गुणैर्युतम्। श्रूयतां तु गुणैरेभि यो युक्तो नरचन्द्रमाः ॥

અર્થાત્ "એ સર્વ ગુણોથી સંપન્ન હોય એવી વ્યક્તિ તો દેવતાઓમાં પણ નથી; **પરંતુ હા, મનુષ્યોમાં એક રામ સર્વ સદ્‌ગુણોથી સંયુક્ત પુરુષ છે."** આ ઉપદથી સિદ્ધ થાય છે કે, રામાયણ એ રામચંદ્ર નામક નરચંદ્રમાની જ કથા છે. તે કાંઈ અવતાર કે દેવતાની કથા નથી. રામાયણમાં કાંઇ દેવતાઓએ નીચા ઊતરીને પોતાને મનુષ્ય નથી બનાવ્યા; પરંતુ મનુષ્યો જ પોતાના સદ્‌ગુણો વડે દેવ બની ગયેલા તેમાં માલૂમ પડે છે. કવિએ મનુષ્યોના ઉત્તમ આદર્શની સ્થાપના કરવા સારુ જ એ મહાકાવ્યની રચના કરેલી છે; અને તેથી જ ત્યારથી માંડીને આજપર્યંત ભારતવાસીઓ મનુષ્યના એ આદર્શ ચરિત્રવર્ણનનો આગ્રહપૂર્વક પાઠ કરતા આવ્યા છે.

રામાયણમાં એક મોટી વિશેષતા એ છે કે, તેમાં એક જ ગૃહકુટુંબની કથાને પુષ્કળ વિસ્તારથી દર્શાવી છે. પિતા પુત્રમાં, બંધુ બંધુમાં અને પતિ પત્નીમાં જે ધર્મનું બંધન હોય છે; જે પ્રીતિ અને ભક્તિનો તેઓ વચ્ચે સંબંધ હોય છે, તેને રામાયણે એટલું બધું મહત્ત્વ આપ્યું છે તથા તે સંબધો એટલી ઉચ્ચતાથી તેમાં દર્શાવવામાં આવ્યા છે, કે જેથી તે ગ્રંથ સહજપણે જ મહાકાવ્યને યોગ્ય બની ગયો છે. અન્ય મહાકાવ્યોનું ગૌરવ પ્રાયઃ તેમાંનાં શત્રુદમન, દેશજય અને બે પ્રબળ વિરોધી પક્ષોના પરસ્પરમાં રક્તપાત આદિ ઘટનાઓનાં વર્ણનને લીધે હોય છે; પરંતુ રામાયણના મહિમાએ કાંઇ રામ અને રાવણના યુદ્ધનો આશ્રય લીધો નથી. એ યુદ્ધઘટનાનું વર્ણન તો તેમાં કેવળ રામ અને સીતાના ઉજ્જવલ દામ્પત્યપ્રેમનું દર્શન કરાવવાને માટે જ ઉપલક્ષરૂપે છે. રામાયણમાં કેવળ એ જ બતાવવામાં આવ્યું છે કે, પુત્રને માટે પિતૃઆજ્ઞાનું પાલન, ભાઈઓ માટે ભાઈનો આત્મત્યાગ, પત્નીનું પતિવ્રત, પતિનું પત્નીવ્રત અને પ્રજાપ્રત્યે રાજાનું કર્તવ્ય–એ કેટલી ઊંચી હદ સુધી હોઈ શકે છે! કોઈ પણ દેશના મહાકાવ્યમાં આ પ્રમાણે વ્યક્તિવિશેષના ઘરની વાતોને આટલા વિસ્તારથી વર્ણવવાનું યોગ્ય સમજવામાં નથી આવ્યું. આ ઉપરથી કેવળ કવિનો જ પરિચય આપણને નથી મળતો; પરંતુ સમગ્ર ભારતવર્ષનો પરિચય મળે છે. એ ઉપરથી આપણને જણાઈ આવે છે કે, ભારતવર્ષમાં ગૃહ અને ગૃહધર્મ કેટલાં બધાં ઉચ્ચ સમજવામાં આવ્યાં છે! આ મહાકાવ્ય એ વાત પણ સ્પષ્ટતાથી સિદ્ધ કરે છે કે, અમારા દેશમાં ગૃહસ્થાશ્રમનું સ્થાન પણ કેટલું ઉચ્ચ છે. ગૃહસ્થાશ્રમ એ અમારાં પોતાનાં જ સુખ અને સગવડને માટે નથી; પરંતુ તે સર્વ સમાજને ધારણ કરવાવાળો છે અને મનુષ્યને યથાર્થ બનાવનારો છે. ગૃહસ્થાશ્રમને ભારતવર્ષીય સમાજની જડ સમજવી જોઈએ અને રામાયણ તે જ ગૃહસ્થાશ્રમના મહત્ત્વને દર્શાવી રહેલું મહાકાવ્ય છે. ગૃહસ્થાશ્રમધર્મને, રામાયણે સત્યપાલનને ખાતર પુત્રવિયોગ અને વનવાસ વગેરેનાં કષ્ટોમાં નાખીને વિશેષ ગૌરવપ્રદાન કર્યો છે. કૈકેયી અને મંથરાની કુમંત્રણાના કઠિન આઘાતો

વડે અયોધ્યાનું રાજગૃહ ઉજ્જડ જેવું થઈ જવા છતાં પણ, આ ગૃહસ્થધર્મની દુર્લંઘ દઢતાને રામાયણ ઘોષિત કરી રહી છે. રામાયણે શારીરિક શક્તિને નહિ, વિજયની અભિલાષાને નહિ, રાજનૈતિક મહત્ત્વને નહિ; પરંતુ શાંતિયુક્ત ગૃહધર્મને જ કરુણાનાં અશ્રુઓથી ભીંજવીને સર્વોચ્ચ સિંહાસન પર વિરાજમાન કર્યો છે.

શ્રદ્ધાહીન પાઠકો કહે છે કે, આ પ્રકારનું ચરિત્રવર્ણન અતિશયોક્તિમાં ફેરવાઈ જાય છે; પરંતુ એવા કથન ઉપરથી આ વાત સિદ્ધ નથી થતી કે, કઈ જગ્યાએથી યથાર્થ સીમાનું અને કઈ જગ્યાએથી કલ્પનાની સીમાનું ઉલ્લંઘન થવાથી કાવ્યકલા અતિશયોક્તિપૂર્ણ થઈ જાય છે.

જે વિદેશી સમાલોચકોએ કહ્યું છે કે, 'રામાયણમાં ચરિત્રવર્ણ અતિપ્રાકૃત છે.' તેમને અમે એટલું જ કહીશું કે, એ વાત પોતપોતાની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. અમુક ખાસ પ્રકૃતિવાળા બીજાને માટે જે વાત અતિપ્રાકૃત (અસ્વાભાવિક) છે, તે જ વસ્તુ અન્ય ખાસ પ્રકૃતિવાળા બીજાને માટે પ્રાકૃત (સ્વાભાવિક) હોય છે. જે જગ્યાએ જે આદર્શ પ્રચલિત હોય, તે આદર્શને જો અતિમાત્રામાં અંકિત કરવામાં આવે, તો તેને ત્યાંના લોક ગ્રહણ જ કરી શકશે નહિ. અમે અમારા કાન વડે થાકયા સિવાય કેટલું સાંભળી શકીએ, તેની હદ હોય છે. કાંઈ એમ નથી હોતું કે કોઈ ગમે તેટલું બોલ્યા જ કરે અને તે બધું અમે સાંભળી યાદ રાખી શકીએ. અમારી સાંભળવાની શક્તિ ઉપરાંત કોઈ પોતાના મોટા ઘાંટાથી અમારા કાન બહેરા થઈ જાય એવું બોલે, તો પણ અમુક હદની ઉપરાંત અમારા કાન તેના શબ્દોને નહિ જ ગ્રહણ કરે. કાવ્યમાં સમાયેલાં ચરિત્ર અને ભાવો, પાઠકના અંતરમાં જાગવા-પ્રવેશવાના સંબંધમાં પણ એ જ પ્રમાણે સમજવાનું છે. "આટલી વીસો કે તેટલી વીસો" એમ વીસો કરતાં વધુ ઉચ્ચ સંખ્યાને સમજી ન શકે એવો માણસ લાખ-કરોડની સંખ્યા જ ન સમજી શકે, તેવું જ આમાં પણ છે. જો આ વાત સત્ય છે, તો આ વાત હજારો વર્ષથી પ્રમાણિત થઈ ચૂકી છે કે, રામાયણની કથા ભારતવર્ષને માટે કોઈ પણ અંશમાં અતિશયોક્તિપૂર્ણ નથી.

રામાયણથી ભારતવર્ષનાં આબાલવૃદ્ધ નરનારીઓએ અને ઉચ્ચનીચ સર્વ લોકોએ કેવળ શિક્ષણ જ નથી મેળવ્યું; પરંતુ આનંદ પણ પ્રાપ્ત કર્યો છે. તેઓ તે કથાને કેવળ શિરોધાર્ય કરીને જ રહ્યા નથી; પણ પોતાનાં હૃદયમાં પણ તેમણે તેને સ્થાન આપ્યું છે. રામાયણ એ કેવળ તેમનું ધર્મશાસ્ત્ર જ નથી; પરંતુ કાવ્ય પણ છે. રામચંદ્ર અમારે માટે કેવળ દેવતા જ નથી, પણ તેની સાથે મનુષ્ય પણ છે. તે જ પ્રમાણે રામાયણ પર અમારી માત્ર ભક્તિ જ નથી, પરંતુ તેની સાથે તેના ઉપર અમારી પ્રીતિ પણ છે. જો આ મહાગ્રંથની કવિતા દૂર દેશમાં વસતા કોઈ કલ્પનાપ્રસૂત લોકોની સામગ્રી લઈને ભારતવર્ષને માટે તે અહીં આવી હોત અથવા તો તે અમારા સમાજ-સંસારમાં વ્યાવહારિક ઉપકારક ન થઈ રહી હોત તો રામ અને રામાયણના સંબંધમાં ઉપર્યુક્ત વાતો અમે કહી શકત નહિ.

જો વિદેશી સમાલોચક પોતાના દેશનાં મહાકાવ્યોના આદર્શને સામે રાખીને રામાયણ જેવા મહાકાવ્યને અતિપ્રાકૃત યા અસ્વાભાવિક ગણે, તો તેથી તેના દેશના મુકાબલામાં ભારતવર્ષની ઊલટી એક બીજી વિશેષતા જ પ્રસ્ફુટિત થાય છે કે, રામાયણમાંથી ભારતવર્ષે જે ઇચ્છ્યું તે મેળવ્યું છે.

રામાયણ અને મહાભારત બંનેને અમે વિશેષતઃ એવા જ ભાવથી જોતા આવ્યા છીએ. એમાંના સરલ અનુષ્ટુપ છંદોમાં ભારતવર્ષનું હજારો વર્ષનું હૃદય સજીવ રૂપથી ધડકી રહ્યું છે.

પાઠક ! રામાયણને કેવળ કવિનું કાવ્ય નહિ સમજતાં **"ભારતવર્ષની રામાયણ" સમજીને તેનો આદર કરજો.** એમ કરવાથી જ રામાયણ દ્વારા ભારતવર્ષને અને ભારતવર્ષ દ્વારા રામાયણને ઠીકઠીક સમજી શકાશે. સાથે દરેકે આ વાત પણ સ્મરણમાં રાખવી કે, ભારતવર્ષની ઇચ્છા કોઈ એક ગૌરવભરી ઐતિહાસિક કથાને સાંભળવાની ન હતી; તેને તો મનુષ્યના પરિપૂર્ણ આદર્શ ચારિત્રની કથા સાંભળવી હતી; અને રામાયણ દ્વારા આજપર્યંત તેવી જ કથા અડગ શ્રદ્ધાથી તથા અતિ આનંદથી સમગ્ર દેશ સાંભળતો આવ્યો છે.

ભારતવાસીઓની માનસચરિત્રની પરિપૂર્ણતા ઉપર બહુ જ શ્રદ્ધા અને ચાહના છે. તેમણે એવા ઉત્તમ ચરિત્રને સત્યથી તેમજ શકયતાથી વિપરીત સમજીને કદી પણ તેના પ્રત્યે અશ્રદ્ધા કે અવજ્ઞા કરી નથી; તેમણે તો એને પૂર્ણ સત્ય અને શકય સમજીને જ તેનો સ્વીકાર કરેલો છે અને તેમાંથી હિત તથા આનંદ પણ ઘણો મેળવ્યો છે. જગદ્‌ગુરુ ભારતવર્ષની પરિપૂર્ણતાયુક્ત આદર્શની આકાંક્ષાને રામાયણ વડે ઉદ્‌બોધિત કરીને તેમજ તૃપ્ત કરીને રામાયણના મહાકવિએ ભારતવર્ષના ભક્તિપૂર્ણ આધ્યાત્મિક હૃદયને સદાને માટે ખરીદી લીધું છે-જીતી લીધું છે.

જે (પાશ્ચાત્ય) જાતિ અપૂર્ણ સત્યને પ્રાધાન્ય આપે છે; જે પ્રજા અવિરત શ્રમથી ભૌતિક સત્ય અને સુખની શોધમાં મચી રહે છે; જે પ્રજા કવિતાને માત્ર પ્રકૃતિનું પ્રતિબિંબ જ સમજે છે; તે પ્રજા સંસારમાં અવશ્યમેવ અનેક ભૌતિક કાર્યો કરે છે અને તે બાબતમાં જ તે સફળ મનોરથવાળી પણ થાય છે. તેના એવા યત્ન અને સફળતા માટે નિઃસંદેહ સમગ્ર માનવજાતિ તેની ઋણી છે; પરંતુ બીજી તરફ જોઈએ તો જેમણે કહ્યું છે કે, भूमैव सुखं भूमात्वेव विजिज्ञासितव्यः અર્થાત્ તે પરબ્રહ્મ પરમાત્મા એ જ ખરું સુખ છે અને તે પરમાત્મા જ વિશેષ જાણવા-માનવા યોગ્ય છે." જેમણે માનવચરિત્રની પરિપૂર્ણતાને સાચવી રાખવા માટે, તથા તે પરિપૂર્ણતાનાં સર્વ અંગ-પ્રત્યંગોના સૌંદર્યની યથેષ્ટ રક્ષા કરવાને માટે, તેમજ સર્વ પ્રકારના વિરોધને શાંત કરવા માટે સાધના કરી છે, તેનું ઋણ પણ કોઈ કાળે સંસારથી વાળી શકાય તેમ નથી. જેમ ધૂળ અને ધુમાડાથી ભરેલા એકાદ કારખાનાનાં દ્વાર બંધ કરી દઈ બહારની સ્વચ્છ હવા પેસતી અટકાવવામાં આવે તો તેમાંનાં માણસોનો દમ ગૂંગળાઈ જઈને તેઓ મરી જાય છે; તેમ જો અમારાં હૃદયરૂપી ગૃહોમાં એવા અનુપમ ઉપદેશ અને સ્વરૂપજ્ઞાનને આવતું બંધ કરી દઈશું-અર્થાત્ તેને ભૂલી જઈશું, તો માનવ સભ્યતા, ગૂંગળાઈ જતા માણસની પેઠે પળે પળે પીડિત થઈને સદાને માટે આ સંસારથી વિદાય થઈ જશે. રામાયણ ચિરકાળથી અનુપમ જ્ઞાનચરિત્રનાં અખંડ અમૃતપિપાસુઓનો આપણને પરિચય કરાવતી આવી છે. એમાં જે ભ્રાતૃભાવ, જે સત્યપરાયણતા, જે પતિ-પત્નીવ્રત અને જે જ્ઞાનભક્તિ વર્ણવેલાં છે, તેના પ્રત્યે જો આપણે આપણી સરળ શ્રદ્ધા અને આંતરિક ભક્તિને કાયમ રાખી શકીએ, તો આપણાં હૃદયરૂપી ઘર કે કારખાનાંઓમાં મહાન આધ્યાત્મિક સમુદ્રની નિર્મળ વાયુલહરીઓ પ્રવેશતી રહી હમેશાં આપણને સુખ આપ્યા કરશે.



# ४-स्वर्गस्थ श्रीनारायण हेमचंद्रना विचारो

પોતાના પ્રાચીન મહિમાનું અભિમાન કરી શકે તેવો દેશ ભરતખંડ છે. જે દેશે રામાયણ અને મહાભારતને જન્મ આપ્યો છે, તે દેશ કાવ્ય-વિષયમાં શું ગૌરવ કરી ન શકે? રામાયણના જેવા સરળ, મધુર, ઉચ્ચ ભાવ તથા વર્ણનાવાળાં હિતોપદેશ પરિપૂર્ણ વીરરસપ્રધાન કાવ્ય પૃથ્વી ઉપર અતિ અલ્પ જોવામાં આવે છે. વાલ્મીકિએ પોતાના ગ્રંથ વિશે જે ભવિષ્યવાણી કહી હતી તે સાર્થક થયેલી જોવામાં આવે છે.

यावत् स्थास्यन्ति गिरयः सरितश्च महीतले। तावत् रामायणकथा लोकेषु प्रचरिष्यति॥

અર્થાત્—"જ્યાં સુધી પહાડો અને નદીઓ પૃથ્વીમાં રહેશે, ત્યાં સુધી રામાયણની કથા લોકમાં પ્રચાર પામતી રહેશે."

હિંદુસ્તાનમાં વાલ્મીકિને અતિ માન આપવામાં આવે છે, તેમજ યુરોપખંડમાં પણ તેનો આદર ઘણો થાય છે. મહાભારત નર્મદાકિનારા ઉપરના કબીરવડ પ્રમાણે વિશાળ છે. કબીરવડની શાખા તથા જટા માટીમાં રોપાઇને ફરી મૂળિયાં થયાં છે, તે દરેકે જેમ એક ઝાડમાં વધાઇને કુંજની અંદર કુંજો બનાવી છે, તે પ્રમાણે મહાભારતની કથાઓમાં બીજી કથાઓ જોવામાં આવે છે. જેમ સુરમ્ય સ્થાનમાં ફર્યાથી શરીર શીતળ થાય છે, તેમ અમૃતસમાન મહાભારતની કથાઓ વાંચ્યાથી તથા સાંભળ્યાથી પ્રાણ-મન શીતળ થાય છે. જે ભારતવર્ષે વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, આર્યભટ્ટ ભાસ્કરાચાર્ય વગેરેને જન્મ આપ્યો, તે જ્યોતિઃશાસ્ત્રના નૈપુણ્ય વિષયમાં શું ગૌરવ કરી શકે નહિ? આર્યભટ્ટે કહ્યું છે કે, 'चला पृथ्वी स्थिरा भाति। પૃથ્વી ચાલે છે, પરંતુ સ્થિર જોવામાં આવે છે.' હવે વિચાર કરો કે કોપર્નિકસના પહેલાં કેટલા દિવસ અગાઉ આર્યભટ્ટે એ વાત કહી છે? ભાસ્કરાચાર્યે કહ્યું છે કે, आकृष्टशक्तिश्च महीयत् तया प्राक्षिप्यते तत् तथा धार्यते।' પૃથ્વીની આકર્ષણશક્તિ છે, જેનાથી ઉપર સ્થાપિત થાય છે તે પાછો ધારણ કરે છે.' આથી જણાય છે કે, મધ્યાકર્ષણના નિયમની ભાસ્કરાચાર્યને માહિતી હતી. દશ ગણવાની રીતિ જે સર્વ ગણિતશાસ્ત્રનું મૂળ છે, તે યુરોપીયનો આરબોની પાસેથી શીખ્યા એમ કહે છે; પરંતુ આરબો પોતાના ગ્રંથમાં લખે છે કે, "હોકમાઅલ હિંદુ" એટલે હિંદુસ્તાનનાં જ્ઞાનીઓની પાસેથી અમે શીખ્યા છીએ. જે ભારતવર્ષે કપિલ, કણાદ, ગૌતમ, વ્યાસ ઇત્યાદિને જન્મ આપ્યો છે, તે દર્શનવિષયની ઉત્પત્તિને માટે શ્રેષ્ઠ નથી? ગ્રીકદર્શન ભારતવર્ષના દર્શનનું પ્રતિબિંબમાત્ર છે. પિથાગોરસ વગેરે ગ્રીક દાર્શનિકો ભારતવર્ષમાં આવ્યા હતા, તેનાં પ્રમાણો મળે છે.

ઘણાકો ધારે છે કે, હિંદુઓનાં પુરાણ તથા કર્મકાંડ વગરકામનાં છે; પરંતુ લંડનમાંના પ્રશિયાના માજી રાજકર્તા સિવિલિયન બુનસેને એક પ્રસંગે કહ્યું હતું કે, "હિંદુસ્તાનના આર્યોનાં કર્મકાંડ અને પુરાણોમાંથી ઘણુંક માર્મિક તત્ત્વ નીકળી શકે છે. વૈદવિદ્યા પણ હિંદુઓ પાસેથી આરબો શીખ્યા હતા અને તેમની પાસેથી યુરોપિયનો શીખ્યા એનાં પુષ્કળ પ્રમાણો મળે છે; એટલું જ નહિ પણ ત્રિફલાદિ× વનસ્પતિનાં નામ સુધ્ધાં આરબીગ્રંથોમાં છે. જલચિકિત્સાના વિષયમાં પણ પ્રાચીન હિંદુઓ અજાણ્યા નહોતા; તે ઋગ્વેદના નીચેના મંત્રથી જાણવામાં આવે છેઃ—अप्स्वन्तरमृत अप्सुयेपजं आपो माना प्रशस्तये—પાણીમાં અમૃત છે, પાણીમાં જ

× હરડાં, બહેડાં અને આંબળાં.

ઔષધ છે, પાણી જ આપણે માટે ઉત્તમ છે.' તેઓ 'હોમિયોપેથિક' એટલે સમભ્રમવિધાયક ડૉકટરીની રીત કેટલેક અંશે જાણતા હતા તેનાં પણ પ્રમાણ મળે છે. "विषस्य विषमौषधं" આ વાકય તેનું પ્રમાણ આપે છે."

પ્રાચીન હિંદુઓ કેવળ વિદ્વાન હતા, એટલું જ નહિ પણ તેઓ ઘણા બહાદુર યોદ્ધા તથા વહાણ ચલાવવામાં કુશળ હતા. યુદ્ધમાંનાં તેઓનાં ઘણાં પરાક્રમો વિષે ગ્રીક વગેરે દેશના ગ્રંથો સાક્ષી આપે છે. તેમણે ઘણા દેશો પર વિજય પણ મેળવ્યા હતા. રઘુવંશમાં લખેલું છે કે, રઘુરાજાએ ઇરાનનો જય કર્યો હતો. કાશ્મીરના રાજતરંગિણી ગ્રંથમાં લખ્યું છે કે, કાશ્મીરના રાજા લલિતાદિત્યે તુર્કસ્તાન, બલખ, બુખારા ઇત્યાદિ દેશ જીત્યા હતા; વહાણોમાં બેસીને તેઓ દૂર દેશોમાં જતા હતા તેનાં પ્રમાણો મળ્યાં છે. સુમાત્રા, જાવા, માંડલે, સોકોત્રા ઇત્યાદિ બેટોમાં હિંદુઓનું રહેઠાણ હતું. માંડલેમાં હાલ પણ મરણાદિક સામાજિક રીતિમાં રામાયણ, મહાભારત વગેરે સંસ્કૃત કાવ્ય–છંદ વગેરે જોવામાં આવે છે. જેમ હાલ ઇંગ્લાંડના લોકો પૃથ્વીના સઘળા દેશોમાં ધર્મ તથા સુધારાનો વિસ્તાર કરે છે, તેમ બૌદ્ધધર્મના ઉદયની વેળાએ હિંદુઓ તથા બૌદ્ધો એશિયા, યુરોપ તથા અમેરિકા સુધી મોટી મહેનત કરીને ધર્મ તથા સુધારાનો પ્રચાર કરતા હતા. સિંહલના મહાવંશ નામના ગ્રંથમાં લખ્યું છે કે, બંગાળી રાજકુમાર વિજયસિંહને તેના પિતાએ દેશવટો દેવાથી પાંચસો માણસોની સાથે તે સમુદ્રમાર્ગે નીકળ્યો હતો; તેનું વહાણ દરિયામાં ડુબ્યાથી સમુદ્રના તરંગમાં તણાતાં તણાતાં તેઓ સિંહલદ્વીપની ખાડીમાં આવી પહોંચ્યા અને ત્યાંના વતનીઓને તાબે કરીને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. વિજયના વંશજોએ એ બેટમાં અંગ્રેજોના આવ્યા સુધી રાજ્ય ચલાવ્યું હતું. તેઓના વંશની ઉપાધિ સિંહ હતી, તેથી એ બેટનું નામ સિંહલદ્વીપ પડયું. સમુદ્રના તરંગથી તણાતો જ્યારે વિજયસિંહ સિંહલદ્વીપની ખાડીમાં આવ્યો, ત્યારે ત્યાંની એટલે તાંબાના રંગની રેતી ઉપર તેનો હાથ પડવાથી એ દ્વીપનું નામ તામ્રપાણિ પણ પડયું હતું. આ હકીકતને સિંહલદ્વીપના માજી ગવર્નર સર ઇમર્સન ટેનેન્ટના બનાવેલા સિંહલદ્વીપના વર્ણનથી તથા ફાહિયાન નામના ચીની મુસાફરના લેખથી પુષ્ટિ મળે છે. કેપ્ટન સ્પિનાઇકે જેણે નીલનદીનું ઉત્પત્તિસ્થાન શોધવાનો યત્ન કર્યો હતો, તે પોતાની દરરોજની નોંધમાં લખે છે કે, પદ્મપુરાણમાં લખેલી કાલીનદીની ઉત્પત્તિની સાથે નીલનદીના ઉત્પત્તિસ્થાનનું વર્ણન એકસરખું મળતું આવે છે. પ્રાચીન મિસરદેશમાં હિંદુઓના પૌરાણિક ધર્મના ઐક્યથી સિદ્ધ થાય છે કે, મિસર દેશમાં હિંદુઓનું ગમન થતું હતું. ઉપર જણાવેલું ઐક્ય એટલું તો નિકટ છે કે, નેપોલિયનના યુદ્ધસમયે જે સિપાઇઓ આપણા દેશમાંથી મિસરમાં ગયા હતા, તેઓએ ત્યાંનાં પ્રાચીન મંદિરોમાંનાં દેવ–દેવીઓને પોતાના દેશના જેવા જાણીને તેમની પૂજા કરી હતી. નોનસ નામે મિસર દેશનો ગ્રીક કવિ કહી ગયો છે કે, ખ્રિસ્તી શકના બીજા તથા ત્રીજા સૈકામાં હિંદુઓનાં વહાણો મિસરમાં તથા બીજા મુલકમાં વેપારને માટે જતાં હતાં. હાલ પણ વાણિયા, ભાટિયા વગેરે હિંદુઓનાં વહાણો આફ્રિકાના પૂર્વભાગમાં વેપારને માટે જાય છે. ઈ. સ. ની પૂર્વે ૬૦ વરસ ઉપર કેટલાક હિંદુ ખારવાનાં વહાણો ડૂબી ગયાથી તેઓ જર્મનીની ખાડીમાં તણાતા નીકળ્યા હતા, ત્યાંથી તેઓને રોમનગરમાં મોકલવામાં આવ્યા હતા. ડૉકટર રાજેન્દ્રલાલ મિત્રે સિદ્ધ કર્યું છે કે, એક વખતે બૌદ્ધધર્મ નરમોયના દેશમાં ચાલતો હતો. તે વળી કહે છે કે, એક વેળા યુરોપમાં રુદ્રની ઉપાસના ચાલતી હતી. રટલેન્ડ, રટાહડેમ, રસાહિસ્તન ઇત્યાદિ શહેરનાં નામ તેનાં પ્રમાણરૂપ છે. સ્કૉટલૅંડનો હાઇલૅંડ પ્રદેશ જ્યારે જંગલી અવસ્થામાં હતો, ત્યારે ત્યાં વાલ નામની એક ક્રિયા થતી હતી. તેઓ એક અગ્નિકુંડ કરીને પ્રજ્વલિત અગ્નિ ઉપર

તથા જવ ઇત્યાદિ અન્ન નાખીને "અમને ઘોડો આપો, અમને ધન આપો," વગેરે પ્રાર્થના કરતા હતા. એ ક્રિયા ઋગ્વેદમા લખેલા હોમ જેવી છે; તેથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, ઋગ્વેદનો ધર્મ ત્યાં એક વખતે ચાલતો હતો. આશરે ૧૫ વર્ષ ઉપર 'મેકમિલન્સ મેગેઝિન' નામના લંડનમાંથી નીકળતા ચોપાનિયામાં "પિરૂ દેશના આર્યો" આવા મથાળાથી એક નિબંધ પ્રકટ થયો છે. તેમાં સિદ્ધ કરવામાં આવ્યું છે કે, હિંદુસ્તાનના આર્યો અમેરિકામાંના પિરૂદેશ સુધી ગયા હતા. ઑનરેબલ પિવેલસ નામના યુનાઇટેડ સ્ટેટ્સના એક પ્રતિષ્ઠિત પુરુષે મધ્ય અમેરિકામાં ફરીને નક્કી કર્યું છે કે, ઘણા પ્રાચીનકાળમાં ત્યાં ભારતવર્ષીય આર્યો આવતા-જતા હતા. હાલમાં ચીનના એક ગ્રંથમાં જોવામાં આવ્યું છે કે, કેટલાક બૌદ્ધધર્મપ્રચારક પણ અમેરિકામાં ગયા હતા.

---

## ५--साहित्यसम्राट स्व० बंकिमचंद्र छत्रजीना विचारो

દ્રૌપદીના ચરિત્રની સમાલોચના અમે દશ વર્ષ પહેલાં 'બંગદર્શન'માં કરી હતી; અને ત્યાં અમે બીજી આર્યસ્ત્રીઓનાં ચરિત્રો કરતાં દ્રૌપદીના ચરિત્રમાં જે મહાન તફાવત છે, તે યથાશક્તિ બતાવેલ હતો; પરંતુ દ્રૌપદીના ચરિત્રમાં કેન્દ્રરૂપે જે ઉચ્ચ તત્ત્વ રહેલું છે, તે તેમાં કહેલ નથી.

આપણા યુરોપી વિદ્વાનો દ્રૌપદી સંબંધે શું કહે છે? તેઓ કહે છે કે, "ભારતવાસીઓ બર્બરજાતિના છે; તેમનામાં અનેક ભાઈઓ વચ્ચે એક સ્ત્રી પરણવાની પદ્ધતિ પૂર્વકાળે પ્રચલિત હોઇને પાંચ પાંડવો વચ્ચે એકજ પત્ની હતી!" આ પાશ્ચાત્ય પંડિતો કશું સમજતા હોય કે ન હોય તો પણ આપણા દેશ વિષે ગમે તેવું બોલી દેવાને ઝટ તૈયાર થાય છે!

યુરોપીય વિદ્વાનો આપણા દેશના પ્રાચીન ગ્રંથોને કેવા સમજે છે-તે બાબતમાં અમે અત્યારે કાંઇક કહીએ છીએ.

અમને ખાતરી છે કે, સંસ્કૃત સાહિત્ય વિષે તેમણે જે લખ્યું છે, તેમણે વેદ, સ્મૃતિ, કાવ્ય, દર્શન, પુરાણ, ઇતિહાસ વગેરેનાં ભાષાંતરો, ટીકાઓ કે સમાલોચનાઓ વગેરે જે જે લખ્યું છે; તેને વાંચવા જેવું મહાપાપ સાહિત્યની સૃષ્ટિમાં બીજું કોઈ નથી અને આપણી મૂર્ખતાને જાહેર કરનારો એવો સહેલો માર્ગ પણ બીજો કોઇ નથી. હાલ પણ અનેક ભારતવાસીઓ તેમના ગ્રંથો વાંચતા હોવાથી તેઓને જાગ્રત કરવા માટેજ આ અપ્રાસંગિક જેવી વાત અમેં અહીં લખી નાખી છે.

આપણા સંસ્કૃત ગ્રંથોની સંખ્યા અગણિત છે; એમાંથી જેટલા ગ્રંથોનો પત્તો મળ્યો છે, તે સિવાય બીજા પણ નૂતન નૂતન અનેક ગ્રંથો પ્રકાશમાં આવતા જાય છે. સંસ્કૃત ગ્રંથોને મુકાબલે યુરોપીય ગ્રંથોને મૂકી શકાય તેમ નથી. જેમ હાથીને મુકાબલે નાનો શુદ્ર કૂતરો, જેમ ગંગા, ગોદાવરી અને સિંધુને મુકાબલે પેલું ગ્રીક કવિઓનું વહાલું પર્વતનું ઝરણું; તેમ મહાભારત અને રામાયણને મુકાબલે યુરોપના કાવ્યગ્રંથો સમજવા. વેદોની સંહિતાઓ બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો, ગૃહ્યસૂત્રો, શ્રૌતસૂત્રો, ધર્મસૂત્રો અને દર્શનો, તે સર્વ ઉપરનાં તેનાં ભાષ્યો, તેની ટીકાઓ, પુરાણો, ઇતિહાસો, સ્મૃતિઓ, કાવ્યો, અલંકારગ્રંથો, વ્યાકરણ, ગણિત, જ્યોતિષ, કોષો ઇત્યાદિ અનેક પ્રકારના સંસ્કૃત ગ્રંથો આજે પણ ભારતવર્ષમાં જળવાઇ રહેલા છે. આ બધા લિપિબદ્ધ, અપાર પ્રાચીન ગ્રંથસમુદ્રમાં કોઈ સ્થળે ઘુણાક્ષરન્યાયે પણ

એવું લખેલું નથી કે પ્રાચીન આર્યોમાં સ્ત્રીઓ બહુ પતિ કરતી! છતાં પાશ્ચાત્ય પંડિતો એક દ્રૌપદીને પાંચ પતિ હોવાની કથા સાંભળી સિદ્ધાંત કરે છે કે, "પ્રાચીન ભારતવાસીઓમાં સ્ત્રીઓમાં બહુ પતિનો રિવાજ પ્રચલિત હતો!" આ જાતિનો એક પંડિત (ફર્ગ્યુસન સાહેબ) કોઈ ભાંગેલા મંદિરની કોતરણીમાં વસ્ત્ર વિનાની સ્ત્રીની મૂર્તિ જોઇને કહે છે કે, "પ્રાચીન ભારતવાસી આર્ય સ્ત્રીઓ લુગડાં પહેરતી નહિ! સીતા, સાવિત્રી, દ્રૌપદી, દમયંતી ઇત્યાદિ આર્ય સ્ત્રીઓ સસરો, સાસુ, પતિ, માતા, ભાઈભાંડુ વગેરે બધાંની પાસે નગ્નાવસ્થામાં હરફર કરતી!" આથી જ અમે કહીએ છીએ તે ખોટું નથી કે, "આવા પંડિતોના અનુવાદો વાંચવા જેવું મહાન પાતક સાહિત્યસંસારમાં બીજું કોઇ પણ નથી."

ત્યારે દ્રૌપદીના પાંચ ધણીનું તાત્પર્ય શું? એ વાતનો નિશ્ચય કરતાં પહેલાં એ વિચાર કરવાનો છે કે, આ વાત તે ઐતિહાસિક છે કે કવિની કલ્પનામાત્ર છે? ખરેખર દ્રૌપદીને પાંચ સ્વામી હતા કે માત્ર કવિની તે કલ્પના જ છે? અન્ય લેખમાં અમે સ્વીકાર કરેલો છે કે, મહાભારતને કેટલોક ઐતિહાસિક આધાર છે; પરંતુ તેની બધી કથા ઐતિહાસિક છે, એવું સિદ્ધ થતું નથી. એમાં સ્પષ્ટ રીતે પ્રક્ષિપ્ત ભાગ છે, એ વાત તો સ્વતઃસિદ્ધ છે; પણ દ્રૌપદીનું ચરિત્ર પ્રક્ષિપ્ત કહેવાય નહિ. દ્રૌપદીને લઇને જ મૂળ મહાભારત છે, ત્યારે શું દ્રૌપદી યુધિષ્ઠિરની પટ્ટરાણી હતી? એમ ન હોય તો તેને ઐતિહાસિક ગણી શી રીતે સ્વીકારી હશે? તે શું પાંચ પાંડવોની રાણી હશે?

દ્રૌપદીના પાંચ પતિ સિવાય ભારતવર્ષના કોઇ પણ ગ્રંથમાં, આર્યોમાં સ્ત્રીઓના બહુ પતિના રિવાજનું દર્શન થતું નથી. સ્ત્રી વિધવા છતાં બીજો વિવાહ કરતી એવું પ્રમાણ મળી શકશે; પરંતુ કોઈ વખતે કોઇ સ્ત્રી અનેક પતિની સ્ત્રી થઈ હોય, એવું પ્રમાણ મળી શકતું નથી. કોઇના દેખવામાં આવ્યું કે જોગજોગે કોઇ માણસને એકેક હાથે છ છ આંગળાં હોય એટલે તેણે બન્ને હાથે મળીને બાર આંગળાંઓ જોઇ હોય, વળી કયાંક કોઇ સ્ત્રીને આંધળું છોકરું જ અવતર્યું હોય, આવું કોઇ કોઈ દૃષ્ટાંત જોઈ કાંઈ એવો સિદ્ધાંત કરી શકાય નહિ કે, "મનુષ્યજાતિને હાથે બાર આંગળાં છે અને મનુષ્ય આંધળાં જ જન્મે છે." તેમજ માત્ર દ્રૌપદીના પાંચ પતિ જોઈ સિદ્ધાંત બાંધી શકાય નહિ કે, પૂર્વકાળમાં આર્યસ્ત્રીઓમાં બહુપતિનો રિવાજ પ્રચલિત હતો. વળી મહાભારતમાં સ્પષ્ટ જ છે કે, એવો રિવાજ હતો જ નહિ; ત્યારે દ્રૌપદી સંબંધે આવો અલૌકિક વ્યાપાર કેમ બન્યો? તેની હકીકત સમજાવવા માટે મહાભારતકારે પૂર્વજન્મે બનેલી અનેક જાતની અસંભવિત વાતોની ત્યાં ગોઠવણ કરી છે. સમાજમાં કયાં ય બનેલું ન હોય તેવું અત્યંત નવું અયોગ્ય આચરણ કોઇ કરે તો તે અત્યંત લોકનિંદાનું કારણ બને, એમાં સંદેહ નથી; તો સમાજમાં ન હોય એવો રિવાજ (એક સ્ત્રીને બહુ પતિનો રિવાજ) પાંડવો જેવા લોકપ્રસિદ્ધ રાજપુરુષોમાં થવાની સંભાવના નથી, એટલે કોઈ કવિએ એ કથા કોઇ એક તત્ત્વને સ્પષ્ટ કરવા ઘડી કાઢેલી છે, એમાં નવાઈ નથી.

ઘડી કાઢેલી કથાના જેવાં તેમાં અનેક લક્ષણો છે. દ્રૌપદીને પાંચ પતિથી એક એક જ ઔરસ પુત્ર થયો હતો. કોઈને પણ બે ત્રણ ઔરસ પુત્રો થયા નહિ! ઔરસ કન્યાઓ થઇ નહિ; અને ઔરસ સંતતિમાં ઓછાવધતાપણું થયું નહિ! વળી એ પાંચે પુત્રોમાંથી કોઇ રાજ્યાધિકારી થયું નહિ! તે બધા ય એક સાથે અશ્વત્થામાને હાથે ગરણ પામ્યા. વળી તેમાંના કોઇનું પણ કર્યાં ય કશું કાર્ય જોવાતું નથી. કુરુક્ષેત્રના યુદ્ધમાં બધા એક સાથે આવી યુદ્ધ કરી એકીવખતે ચાલ્યા ગયા છે બીજે પક્ષે જોઇએ તો અભિમન્યુ, ઘટોત્કચ, બભ્રુવાહન વગેરેનાં કાર્યો વર્ણવેલાં હોઇને તેઓ જીવતા જેવા છે.

કોઇ પૂછશે કે, દ્રૌપદીના પાંચ પતિની વાત ઘડી કાઢેલી હોય અને દ્રૌપદી માત્ર એક યુધિષ્ઠિરની જ રાણી હોય તો બીજા ચાર પાંડવો અવિવાહિત હતા? એનો ઉત્તર ખરે કઠિન છે.

ભીમ અને અર્જુનનો તો બીજે સ્થળે વિવાહ થયો હતો એ આપણે જાણીએ છીએ; પરંતુ નકુળ તથા સહદેવનો બીજે સ્થળે વિવાહ થયો હોય એવી કથા મહાભારતમાં મળતી નથી.* પણ તે નથી મળતી તે પરથી જ એવો સિદ્ધાંત થાય નહિ કે તેમનો બીજે સ્થળે વિવાહ થયો ન હતો. મહાભારતમાં મુખ્યત્વે પહેલા ત્રણ પાંડવો અર્થાત્ યુધિષ્ઠિર, ભીમ અને અર્જુનનું જ ચરિત્ર છે. છેલ્લા બે પાંડવો તેમની છાયામાત્ર હોઈને કેવળ તેમની સાથે રહીને કામ કરતા દેખાય છે. તેમનો અન્ય વિવાહ થયો હોય તો પણ, તેનું ખાસ પ્રયોજન નહિ હોવાથી મહાભારતકાર તેમને છોડી પણ દઇ શકે.

જો દ્રૌપદીના પાંચ પતિની વાત કવિની જ કલ્પના સમજીએ, તો શા હેતુએ કવિએ આવી વિસ્મયકારક કલ્પનાનો આશરો લીધો હોય? કોઇ ગૂઢ અભિપ્રાય ન હોય તો આવા કુટિલ પંથે કવિ જાય શા માટે? એમાં તેનો અભિપ્રાય શો? તેનું નિગૂઢ તત્ત્વ આપણે વિચારીએ.

એ તત્ત્વ વિચારતાં પહેલાં કોઇ ચતુર અને શ્રદ્ધાળુ માણસનું એક વચન અમે ટાંકીએ છીએ. એ વચન અમે પ્રગટ કરેલા કૃષ્ણચરિત્રને ઉદ્દેશીને એક વિદ્વાને કહેલું છે.

"શ્રીકૃષ્ણે મનુષ્યશરીર ધારણ કરીને આ લોકમાં આચરણ કર્યું છે," આ વાતનો અમે પણ સ્વીકાર કરીએ છીએ; પરંતુ મહાભારત રચ્યા પહેલાંથી જ શ્રીકૃષ્ણને અમાનુષી ઈશ્વરી શક્તિવાળા લોકો માનતા હતા, તે પણ પ્રમાણવાળું જણાય છે. અમને સમજાય છે કે, મહાભારત રચવામાં રચનારના મનમાં કર્મકાંડનું વિવેચન, વેદનું વિવેચન વગેરે અનેક ઉદ્દેશો હોવા છતાં, અર્જુન અને સુભદ્રાને નમૂનેદાર સ્ત્રીપુરુષરૂપે વર્ણવવાં એ પણ તેમનો મુખ્ય ઉદ્દેશ જણાય છે. વળી 'ઈશ્વરમાં અચળ ભક્તિ અને દૃઢ વિશ્વાસ એ જ આદર્શ પુરુષોનું સ્વાભાવિક બળ છે;' તે પણ દેખાડવા માટે નરોત્તમ શ્રીકૃષ્ણને મહાભારતમાં ગૂંથી તેમની ઈશ્વરી શક્તિને મૂર્તિમાન કરવાનો પ્રયાસ કરેલો છે. એવી ઈશ્વરી શક્તિ કોઇ માનુષી પાત્રમાં કોઈ કવિથી કદી ધારણ કરાવાય નહિ. આદિકવિ વાલ્મીકિએ પણ એવી ઈશ્વરી શક્તિ રામમાં દર્શાવવા યત્ન કર્યો નથી. મહાભારતકારે તેવો પ્રયત્ન કર્યો છે અને તેમાં યથાશક્તિ સફળતા પણ મેળવી છે. આથી જ મહાભારતનો ગ્રંથ પાંચમા વેદને નામે ગણાયો છે. આ ઈશ્વરી શક્તિનું નામ "નિર્લેપતા" છે. શ્રીકૃષ્ણ મનુષ્યરૂપે નિર્લેપ છે.

આ નિર્લેપતા તે વૈરાગ્ય નહિ. અમે એનો મર્મ જે સમજીએ છીએ તે ગીતાનો એક શ્લોક ઉતારી સમજાવીએ છીએ.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन्। आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

(ગીતા અ૦ ૨ શ્લો૦ ૬૪)

"રાગદ્વેષરહિત અને મનને વશ થયેલી ઇંદ્રિયો દ્વારા વિષયોના ઉપભોગ કરતો સંયતાત્મા પુરુષ શાંતિ મેળવે છે."

આ રીતે નિર્લેપતા અથવા અનાસક્તિ સ્પષ્ટ દર્શાવવા માટે હિંદુ શાસ્ત્રકારોએ એવી યુક્તિ ગ્રહણ કરી છે, કે નિર્લેપ અથવા અનાસક્ત પાત્રને ઇંદ્રિયોના ઘણાક વિષયોમાં વીંટે છે; એટ-

* સરતા સાહિત્ય તરફના મહાભારતના છેવટના સાતમા ભાગમાં પૃષ્ઠ ૬૨૭ માંથી તો એમ જ જણાય છે કે, એ દરેક ભાઇને પણ પત્ની હતી.

લા જ માટે મહાભારત પછીના પુરાણલેખકોએ નિર્લેપ શ્રીકૃષ્ણને અગણિત સુંદરીઓ વચ્ચે ગોઠવેલ છે અને તે માટે જ તાંત્રિકોના સાધનકમમાં બધી ઇંદ્રિયભોગ્ય વસ્તુઓનો ઉપયોગ ગોઠવેલો છે. જેઓ એ તમામમાંથી યથેચ્છ ગતિ કરીને પણ તેમાં આસક્તિવાન થાય નહિ, તે જ નિર્લેપ કહેવાય. દ્રૌપદીને બહુ સ્વામી પણ એટલા જ માટે કલ્પેલા છે. "દ્રૌપદી સ્ત્રીજાતિમાં ધર્મની મૂર્તિ છે અને તેને આસક્તિ વિનાની ચીતરવી" એ કવિનો ઉદ્દેશ હોવાથી તેને તેવી ચીતરી છે; તેથીજ ગણિકાની પેઠે બહારથી પાંચ પુરુષોએ વીંટાયેલી છતાં પણ દ્રૌપદી સાધ્વી છે. પાતિવ્રત્યની આ પરાકાષ્ઠા છે. દ્રૌપદીની નજરે પાંચ પતિ પણ એક જ પતિરૂપ છે. ઉપાસનાની માત્ર એક જ વસ્તુ છે, અને ધર્માચરણનું એ એક જ અભિન્ન લક્ષ્ય છે. જેમ સ્વાભાવિક ધર્માત્માની પાસે અનેક દેવો પણ માત્ર એક ઈશ્વર છે, તેમ આસક્તિરહિત દ્રૌપદી પાસે પાંચ સ્વામી પણ ધર્માચરણનું માત્ર એક જ સ્થળ છે. તેને તેઓમાં પક્ષાપક્ષ કે ભેદાભેદ નથી. તે પોતાના ગૃહસ્થાશ્રમના ધર્મમાં નિષ્કામ, નિશ્ચળ અને નિર્લેપ હોઇને કર્તવ્યકર્મમાં તત્પર છે. એ જ દ્રૌપદીચરિત્રમાં રહેલી ખરેખરી ખૂબી છે. આવો ધર્મ બહુ જ મુશ્કેલ હોવાથી મહાભારતકારે મહાપ્રસ્થાનપર્વમાં તે દર્શાવેલ પણ છે. ત્યાં લખ્યું છે કે, દ્રૌપદીને અર્જુન ભણી જરાક પક્ષપાત હતો. તેના પાપે તે સશરીર સ્વર્ગારોહણ કરી શકી નહિ અને રસ્તામાં સૌથી પ્રથમ મરણ પામી!

હવે સમજી શકાશે કે, "દ્રૌપદીને તેના પાંચે પતિના પેટનો માત્ર એક એક પુત્ર જ શા માટે?" હિંદુશાસ્ત્ર પ્રમાણે તો પુત્રોની ઉત્પત્તિ ધર્મરૂપ છે, ગૃહસ્થાશ્રમીઓએ તેમાં અપ્રીતિ બતાવવી એ અધર્મ છે. પુત્ર ઉત્પન્ન થતાં વિવાહની સફળતા છે, ન થતાં ધર્મ અધૂરો રહે છે; પરંતુ ધર્મનું જે પ્રયોજન તે એક પુત્રથી જ સિદ્ધ થાય છે. એકથી વધારે પુત્રોની ઉત્પત્તિ ધર્મકાર્યમાં નિષ્પ્રયોજન હોઇ ઇંદ્રિયતૃપ્તિનું જ પરિણામ છે. જોવાય છે કે દ્રૌપદી ઇંદ્રિયસુખ માટે નિર્લેપ હતી. ધર્મનું પ્રયોજન સિદ્ધ થતાં સ્વામીઓ સાથેનો તેનો ઇંદ્રિયસંબંધ બંધ પડચો હતો. સ્વામીના ધર્મકાર્ય માટે દ્રૌપદીએ એક એક પુત્ર બધા સ્વામીથી ગર્ભમાં ધારણ કર્યો હતો, પણ તે પછી નિર્લેપતાને લીધે બીજાં સંતાનો તેણે ગર્ભમાં ધારણ કર્યાં ન હતાં. કવિની કલ્પનાનું આ તાત્પર્ય છે.

આ બધી કથાનું તાત્પર્ય સાંભળી કોઇ સમજે કે, "જે સ્ત્રી અનાસક્તિ ધર્મ ગ્રહણ કરે, તે પાંચ–છ પુરુષોને પણ સ્વામીરૂપે વરી શકે" તો તેમ સમજવાનું નથી. આ કથાનું તાત્પર્ય એટલું જ છે કે, "જેની ચિત્તશુદ્ધિ થઇ છે તે મહાપાપમાં પડે તો પણ પાપ તેને સ્પર્શ કરી શકે નહિ. દ્રૌપદીના અદૃષ્ટમાં જે હતું તે બન્યું. સ્ત્રીઓને માટે એવું મહાપાપ બીજું કશું જ નથી; પરંતુ દ્રૌપદીની ચિત્તશુદ્ધિ થઇ હતી, એટલે જ તે મહાપાપમાં પણ ધર્મમાં વિજયવતી થઇ હતી."

દ્રૌપદી ધર્મબળને લીધે અત્યંત દર્પવાળી હતી; તેનો એ દર્પ કદી કદી ધર્મને ઓળંગી જતો! એ દર્પની સાથે એના ઇંદ્રિયજયને કશો જ વિરોધ ન હતો; પરંતુ તેનામાં નિષ્કામધર્મ બધાં અંગો સાથે સંપૂર્ણતાને પામ્યો હતો કે નહિ, તે જુદી વાત છે.

(આ વિચારો સસ્તા સાહિત્યના "બંકિમનિબંધમાળા" માંથી લીધા છે.)



## ૬—શું દ્રૌપદીને પાંચ પતિ હતા?

### આ લેખની જન્મકથા તથા લેખકના બે બોલ

ઇ. સ. ૧૯૧૩ ના મે માસમાં જ્યારે આ લેખક લાહોર ગયો, ત્યારે તેના હાથમાં લાલા સુખરામદાસ ચોહાણલિખિત આ લેખના વિષયનું એક નાનું પુસ્તક આવ્યું. પુસ્તક વાંચતાં તે ગમ્યું અને બીજે જ દિવસે તેના કર્તાને મળી કેટલાક ફેરફાર સાથે તેનો અનુવાદ કરવાની પરવાનગી માગી. તેમને બતાવવામાં આવેલી કેટલીક ત્રુટિઓ કબૂલ કરતાં લાલા સુખરામદાસજીએ પૂર્ણ નિઃસ્વાર્થતાથી નિષ્કામભાવે તે પવિત્ર માગણી મંજૂર કરી; એટલું જ નહિ પણ પોતાના પુસ્તકનું ખંડન કરનારને તેમણે જે રૂ. ૫૦૦)નું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું, તે ઇનામ પોતાની તરફથી આ લેખકના પુસ્તક સારુ પુરસ્કાર તરીકે પણ આપવાની તેમણે ઉદારતા બતાવી.

મુંબઇ આવી આ લેખકે તે ભાષાંતર જોઈતા ફેરફાર કરી, તૈયાર કર્યું અને તેના પ્રકાશનની જાહેર ખબર પણ છપાવી. પરંતુ લાલાજીના પુસ્તકમાં એક ખાસ જે ખામી હતી તે દૂર કરવાની જરૂર જણાઇ. તે ખામી એ હતી કે, લાલાજીએ માત્ર મહાભારતનાં જુદાં જુદાં ભાષાંતરો પરથી જ બધી મદાર બાંધેલી; અને મૂળ સંસ્કૃત બે–ચાર શ્લોકો આપેલા તે પણ અશુદ્ધ અને સ્થાને–અસ્થાને હતા.* તે ખામી દૂર કરવા લેખકે મુરાદાબાદની રામકૃષ્ણ કંપનીનું હિંદી તથા અંગ્રેજી ભાષાંતર સાથેનું મૂળ આખું મહાભારત તેમજ બીજું પણ એક મહાભારત મંગાવ્યું, પણ તેથી યે મનને જોઇએ તેવો સંતોષ થયો નહિ; કારણ કે તેમાંના શ્લોકો પર તથા અનુવાદ પર બહુ આધાર રાખી શકાય એટલું બધું વિશ્વસનીય તે લાગતું નહોતું. આથી એનું પ્રકાશન ખોળંબે પડ્યું.

પરંતુ સમય પોતાનું કાર્ય કરતો હતો. એક દિવસ આ લેખકના એક મિત્રે બાળાઓને બોધદાયક થઇ પડે તેવું કાંઇક લખાણ છપાવવા ધાર્યું. તેની અસલ પ્રતમાં અન્ય સતીઓનાં નામો ભેગું દ્રૌપદીનું નામ પણ હતું; પરંતુ અન્ય એક સતીનું નામ નાખી તેણે દ્રૌપદીનું નામ કાઢી નાખ્યું અને કારણ પૂછતાં તેના પંચપતિત્વને લીધે તેના સતીત્વ તરફ શંકા બતાવી. આથી આ લેખકની ભાવના પાછી જાગ્રત થઇ અને તેણે પાછું એ કામ હાથ ધર્યું; કારણ કે મૂળ તો રામાયણ અને મહાભારત પર આ લેખકનો પ્રેમ વિશેષ અને બીજું આ પ્રસંગથી તેના મનમાં વધુ ચટપટી લાગી. લાલા સુખરામદાસના પ્રસંગમાં પણ એમ જ બનેલું. તે "રાજપૂત ગેઝેટ" નામના એક ઉર્દૂ પત્રના સંપાદક છે. આથી એક પ્રસંગે ઇટાવાનિવાસી મૌલવી મહમદહુસેન આઝાદે તેમની વિરુદ્ધ જ્યારે એવું લખી મહેણું માર્યું કે, રાજપૂતોની નીતિ અને સભ્યતાનો ખ્યાલ કરવો હોય તો દ્રૌપદી અને પાંડવોનો ઇતિહાસ જુઓ," ત્યારે ઉક્ત લાલાજીને બહુ લાગી આવ્યું; અને તેમણે સંશોધન કરી સૌથી પ્રથમ દ્રૌપદીને નિષ્કલંકિત જાહેર કરી તથા પોતાના પુસ્તકનું ખંડન કરનારને રૂ. ૫૦૦) ઇનામના આપવાનું જાહેર કર્યું; જેનો લાભ લેવા બીજું કોઈ તો ઠીક, પણ ખુદ ઉક્ત મૌલવીએ પણ આજદિન સુધી હિંમત કરી નથી! મતલબ કે ઘણી-

---

× આ જ નામની એક ચોપડી શ્રીયુત મગનલાલ માણેકલાલ ઝવેરીએ તૈયાર કરીને ઇ. સ. ૧૯૧૬ માં પ્રસિદ્ધ કરેલી તેનો આ ઉતારો છે. —સંપાદક

* એનું કારણ એ જણાયું કે, લાલાજીએ એ પુસ્તક ઉર્દૂમાં લખી કોઇ પાસે હિંદીમાં તેનો અનુવાદ કરાવેલો અને તેથી એવી ભૂલો રહી ગયેલી.

વાર આવા આકસ્મિક પ્રસંગોથી ઘણું સારાં પરિણામ આવે છે અને આ લેખનું પ્રકાશન પણ ઉપર કહ્યા મુજબ તેવા જ એક પ્રસંગને આભારી છે. નવાઈ માત્ર એટલી જ લાગે છે કે, મહાભારતાદિ ગ્રંથોમાંથી મળી આવતા નિયોગનો ઉલ્લેખ કરવા સારુ જ્યારે બિચારા સ્વામી દયાનંદની પીઠ–તેના સ્વધામ સિધાવ્યા બાદ પણ–લાલ કરવા, કહેવાતા સનાતન હિંદુ ધર્માભિમાનીઓ ચૂકતા નથી; ત્યારે સદીઓ થઈ જવા છતાં અને દુનિયાની કોઈ પણ સુધરેલી પ્રજાના–ખાસ કરીને આર્યોના–ઇતિહાસમાંથી એના જેવું એકે ઉદાહરણ ન મળવા છતાં, કોઈ ધર્મચુસ્ત હિંદુનું દ્રૌપદીના આ કહેવાતા પંચપતિત્વ તરફ લક્ષ જ ગયું નથી!

ઇ. સ. ૧૯૧૫ના એપ્રિલમાં ઉપર કહેલા સંજોગો વચ્ચે પાછું એ કામ હાથ ધર્યું અને "મરાઠી ગ્રંથસંગ્રહાલય"માંથી રા. કાશીનાથ વામન શાસ્ત્રી લેલે કૃત મરાઠી અનુવાદસહિત મૂળ મહાભારતનું આદિપર્વ લાવી ખાસ દૃષ્ટિથી એ પ્રસંગનું વાચન શરૂ કર્યું. તે વાંચતાં ઘણીક નવી દલીલો સૂઝી, તેથી તૈયાર કરેલું ભાષાંતર આખું રદ કર્યું અને છેક નવેસરથી નવી પદ્ધતિથી, લખવા માંડ્યું. તેમ કરવાનું બીજું એક કારણ એ હતું કે, આ જ લેખકનું પ્રથમ પુસ્તક (અનુવાદ) "રામાયણનું રહસ્ય"ની સમાલોચના કરતાં સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીએ "સત્ય" માસિક દ્વારા એવી સૂચના કરી હતી કે, નવા વિચારો રજૂ કરનારાં પુસ્તકો, બંકિમબાબુએ પોતાના "કૃષ્ણચરિત્ર"માં કર્યું છે તેમ, અમુક નિયમો પ્રથમ નક્કી કરી, લખવાં. એ કીમતી સૂચના લક્ષમાં આણી આ લેખની ઇમારતનો પ્લાન બંકિમબાબુના પ્લાન મુજબ જ ચીતર્યો અને મજકુર બાબુએ સ્વીકારેલા જ એ નિયમો પાયા તરીકે લીધા. જો કે આ લેખક તે નિયમોનું યથાર્થ પાલન નહિ કરી શક્યો હોય, તો પણ નિયમોરૂપી એ પાટાઓ પરથી દલીલોની ટ્રેનોને દોડાવવી તેને બહુ સહેલી થઈ પડી છે; અને તે સારુ મુરબ્બી કૃષ્ણલાલનો તેમની મહત્ત્વની સૂચના સારુ ઉપકાર માનતાં અન્ય લેખકોને પણ એ જ પદ્ધતિએ કામ લેવાની તે ભલામણ કરે છે.

મૂળ પુસ્તકે આ લેખકના હૃદયમાં પ્રસ્તુત વિષયનું બીજ રોપ્યું, તે સિવાય તે પુસ્તકનું આ લેખ સાથે વધુ સગપણ નથી, એની ખાતરી તો જેમણે એ હિંદી પુસ્તક જોયું હશે અથવા મંગાવીને જોશે, તેમને થયા વિના રહેશે નહિ. એક પ્રકરણ તો શું, પણ એકે પેરેગ્રાફ પણ મૂળ હિંદી પુસ્તકમાંથી જેમનો તેમ ઉતારવામાં આવ્યો નથી; તો પણ લાલા સુખરામદાસજીએ બતાવેલી કૃપા સારુ આ લેખક તેમનો ઓછો આભારી નથી.

આ લેખ પ્રકટ કરવા પૂર્વે આ લેખકે રામાયણ–મહાભારતાદિના સમર્થ વિદ્વાન રા. બા. ચિંતામણરાવ વિનાયક વૈદ્ય જોડે કેટલોક પત્રવ્યવહાર કરેલો. તેમનો મત જો કે આ લેખકના મતની વિરુદ્ધ પડ્યો છે ખરો, છતાં તેમના મતનું નિરીક્ષણ પ્રસ્તુત લેખમાં કેટલેક સ્થળે કરવાનો તેથી લાભ મળ્યો છે. રા. બા. વૈદ્યે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી, આ લેખકના પત્રોના વિસ્તારપૂર્વક ઉત્તર આપવાની જે કૃપા કરી છે, તેને સારુ તે તેમનો ઋણી છે. આ તકે જણાવવાને શોક થાય છે કે, મહાભારતના મહારાષ્ટ્રીય ખાસ અભ્યાસી, "કેસરી" પત્રના એક ઉપતંત્રી, રા. દત્તાત્રય ગોવિંદ લિમયે બી. એ. તથા આ લેખકના મિત્ર, સુપ્રસિદ્ધ વિદ્વાન અને સંશોધક—રા. ત્ર્યંબક ગુરુનાથ કાળે, પોતાના જ્ઞાનનો લાભ આ વિષયમાં આ લેખકને આપ્યા પૂર્વે જ આ દુનિયા છોડી ગયા છે. રા. કાળેની જોડીનો વિદ્વાન અને દીર્ઘપરિશ્રમી આખા મહારાષ્ટ્રમાં હાલ જણાતો નથી, એટલું જ તેમને વાસ્તે કહેવું બસ થશે. હિંદની અંદર આવાં રત્નોને સાહિત્યસેવાથી પોતાનું ગુજરાન ચલાવવાની નિશ્ચિંતતા હોતી નથી, એ દેશની એક કમનસીબી છે; નહિ તો રા. કાળે તરફથી સાહિત્યસેવાનો ઘણો જ વધારે મોટો ફાળો મળી શક્યો હોત.

આ વિષે એક સિવાય–કોઈ ગુર્જર વિદ્વાનનો મત જાણવાનો આ લેખકે પ્રયત્ન કર્યો નથી; કારણ કે કમનસીબે પ્રથમ તો ગુજરાતી વિદ્વાનોમાં પ્રાયઃ સંશોધકવૃત્તિનો અને સ્વતંત્ર વિચાર–કલ્પના બાંધવાનો અભાવ જણાઈ આવે છે અને બીજું, રામાયણ–મહાભારત જેવાં પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોનું વાચન–પરિશીલન કરવાનું તેઓ પ્રાયઃ ઉચિત ધારતા નથી; તેમ જે એક જ ગુર્જર વિદ્વાનને પત્ર લખ્યો હતો, તેમણે પણ ઉત્તર વાળવાનું ઉચિત ધાર્યું નથી! આશા છે કે અન્ય ગુર્જર વિદ્વાનો, પોતાને આવી તસ્દી ન આપવા બદલ રાજી થશે તથા આ પ્રમાદ અને સ્પષ્ટોક્તિ સારુ, પોતાની તરફ જોઇ, ભવિષ્યમાં કેવળ ભાષાની નજીવી બાબતો સાથે હોળી રમવામાં જ કર્તવ્યની ઇતિશ્રી ન માનતાં, આ લેખક પર ક્રોધાગ્નિની વર્ષા કરવાનું ઉચિત ધારશે નહિ. આશા છે કે, કોઈ ગુર્જર વિદ્વાનને અન્યાય થયો હોય તો તે પોતાની મેળે બહાર આવી, આ વિષય પર વિશેષ અજવાળું નાખી, લેખકને તથા વાચક પ્રજાને ઉપકૃત કરશે.

× × × × ×

આ લેખનો વિષય નવીન છે અને તેનો લેખક પણ સ્વતંત્ર લેખરચના કરવામાં નવીન છે. આથી સંભવિત છે કે, એમાં અનેક દોષો રહી ગયા હશે, પણ તે તરફ દુર્લક્ષ કરી લેખના આશય પર નજર રાખી, એ વાંચવાની દરેક વાચકને નમ્ર પ્રાર્થના છે.

વાચકોના કરકમળમાં ઉપલી હકીકત તથા વિનતી સાથે આ લેખ સ્થાન લે છે. તેને પ્રેમ અને ગૌરવથી છાતી સરસો લગાડવો કે દુરાગ્રથી યા બીજે કારણે તેનો તિરસ્કાર કરવો, એનો અધિકાર તો इदं वाचकेभ्यः इदन्न ममः ।

## દ્રૌપદી તરફનું ફરિયાદનામું

હે ભારતવર્ષીય આર્યજનો!

મહાભાત ગ્રંથ ત્રેવડા સ્વરૂપનો છેઃ–(૧) ઐતિહાસિક, (૨) ધાર્મિક અને (૩) સાંસારિક. જનસમાજની નીતિરીતિ પર એની બહુ લાગવગ છે; કારણ કે આર્યપ્રજાના જીવનમાંની નાનામાં નાની પણ કોઇ બાબત એવી નહિ જણાય, કે જેનો ધર્મની સાથે કોઈ સંબંધ નહિ હોય! આથી ઉપર જણાવેલી ત્રણે રીતે મારે આજનો મારો કેસ લડવાનો છે. એ ગ્રંથ અતિ મહત્ત્વનો અને અતિ વિસ્તારવાળો હોવાથી, તેમજ આર્યપ્રજાની પ્રાચીન સંસ્કૃતિનું એ એક ઐતિહાસિક કાવ્ય હોવાથી, તેના અમુક ખાસ પ્રસંગો પ્રથમ છૂટા છૂટા લેવાય તો સારું, એમ જાણી આજે મેં તેમાનો એક પ્રસંગ હાથ ધર્યો છે. ઈશ્વર અનુકૂળતા આપશે તો બીજા પ્રસંગો હાથ ધરવા વિચાર છે. વળી મારી એવી દૃઢ માન્યતા થઇ ગઇ છે કે મહારાજા સુયોધનને ચીતરવામાં આવ્યો છે, તેટલો તે નીચ કે કુકર્મી નહોતો; કારણ કે. દુશ્મનને બને તેટલો કાળો ચીતરવાનો તો મનુષ્ય–સ્વભાવ જ પડી ગયો છે! ઈશ્વર–ઇચ્છા હશે તો મહારાજા સુયોધનની પણ વકીલાત કરવા આપનો આ નમ્ર સેવક પોતાની બધી દલીલો સાથે કોઈ દિવસ આપની સમક્ષ ઊભો રહેશે!

ઇતિહાસ એક સાક્ષીદાર છે અને સાક્ષીદારના સંબંધથી મહાભારત ગ્રંથ આર્ય જનતાના ન્યાયાસન સમક્ષ ઊભો રહી આજ કેટલીક શતાબ્દિઓથી–જેમ શ્રીમદ્ભાગવત શ્રીકૃષ્ણચંદ્રની વિરુદ્ધ ગોપીઓ સાથેના વ્યભિચાર આદિ કલંકની સાક્ષી આપ્યે જાય છે, તેમ–સતી દ્રૌપદી સામે પંચપતિત્વની સાક્ષી આપે જાય છે; અને "બાપ–દાદાના વખતથી એવું જ મનાતું આવ્યું છે"

* સૂચનાઃ–આ લેખમાં જ્યાં જ્યાં આદિપર્વનો ઉલ્લેખ હોય તે તે શ્લોક અને સંખ્યા લેવ શાસ્ત્રીવાળા મહાભારતનાં સમજવા; તથા અન્ય પર્વોના ઉલ્લેખ હોય તે મુરાદાબાદવાળી રામકૃષ્ણ કંપનીના મહાભારતના સમજવાં.

એવો વિચાર મનમાં આણી એ વિષય પર ખાસ વિચાર કરવાની કોઈ તસ્દી લેતું નથી; તેમ શાસ્ત્રદૃષ્ટિએ પણ કોઈએ એ ચમત્કારિક વાતનું નિરીક્ષણ કર્યું નથી; કારણ કે તેમ કરતાં તો, અપરોક્ષ રીતે, शास्त्राद् रूढिर्बलीयसी નો સિદ્ધાંત છેક નિરુત્સાહિત કરે છે–જો કે બહુપતિત્વની બાબતમાં તો રૂઢિદેવીની જય પણ જણાતી નથી!

આર્યસંતાનો! આજે હું આપ સમક્ષ સતી દ્રૌપદીના વકીલ તરીકે, પંચપતિત્વની બાબતનું વકીલાતનામું લઈ ઊભો રહું છું; અને આપનું લક્ષ એ અતિ અગત્યની બાબત પર ખેંચવા ચાહું છું. આપને આ કેસમાં સદસ્યોનું અથવા અર્વાચીન ભાષામાં કહેતાં 'જ્યૂરી'નું કામ કરવા સારુ આવાહન કરેલું છે; પરંતુ આજે મારે આપની સાથે જરા વધુ છૂટ લેવાની જરૂર પડશે. જો કે હું જે બાબત આપને જણાવનાર છું, તે બાબતથી આપ અજાણ તો નથી જ; છતાં તે તાજી કરવાની મને અત્યંત જરૂર જણાય છે. મારે આપને માત્ર મહાત્મા વિદુરે ટાંકેલા તે શબ્દો યાદ દેવડાવવાના છે, કે જે તેણે કૌરવોની દ્યૂતસભામાં પ્રલ્હાદપુત્ર વિરોચન અને સુધન્વાનું આખ્યાન કહી ટાંકયા હતા. તે શબ્દો મહાત્મા કશ્યપજીની અમૃતપ્રસાદી છે અને તે આ છેઃ–"જે કોઈ જાણવા છતાં પ્રશ્નનો ઉત્તર ન આપે, તેનો આત્મા વરુણના સહસ્રપાશોથી બંધાઈ જાય છે; આથી જે સત્યવાદી છે, તે સદૈવ સત્ય જ કહી દે છે........(અને ન્યાયાસન પર બેસી ખોટું બોલવાથી જેટલું પાપ થાય છે તેટલું બીજી કોઈ રીતે થતું નથી.)

જે સભામાં ધર્મની વાતને અધર્મની વાતોથી ભળતી જ તરફ ઘસડી લઈ જવામાં આવે છે, તે સભાના સભાજનો પાપના ભાગી થાય છે; એટલું જ નહિ પણ ખોટી વાતને ખોટી ન કહેવાના કારણસર સભાપતિને અર્ધું, અપરાધીને પ્રા અને આપ જેવા સદસ્યોને પણ પા પાપ લાગે છે." આ કશ્યપ વચનો પણ આપની ધ્યાન બહાર તો નહિ જ હોય *

આ પૂર્વેના સર્વે દરયોએ ન્યાયની ખરી રીત છોડી, સાક્ષીદારની ઊલટ તપાસ (ક્રોસ–એકઝામિનેશન) નહિ કરતાં કેવળ આંખો મીચીને સાક્ષીદારે જે કાંઈ કહ્યું તે બ્રહ્મવાક્ય સમજી દ્રૌપદી અને પાંડવો પર પંચપતિત્વ અને સમ્મિલિત સ્ત્રી કરવાના આરોપો મૂકયા છે. સાક્ષીને શું? તેને એક વાર ખબર પડે કે તેની ઊલટતપાસ થનાર નથી, તો તે નિર્ભય થઇ જેમ ફાવે તેમ ઠોકવા મંડી પડે! સાક્ષીઓના ધર્મ જણાવતાં કશ્યપ મહામુનિએ એ જ પ્રસંગે કહ્યું છે કે, "જે સાક્ષી થઇને દૂધ અને દહીં બેઉમાં પગ રાખી યથાર્થ કહેતો નથી, તેનો આત્મા પણ વરુણના સહસ્ર પાશોથી બદ્ધ થઇ જાય છે." એ નિયમે જોતાં નીચે જે ચાર–પાંચ ઉદાહરણો આપ્યાં છે, તેથી જણાશે કે સાક્ષીઓ કેવા પ્રકારની જુબાની આપી ગયા છે; તેમજ તે પરથી, 'મને ઘોર અન્યાય થયો છે' એમ જે મારું કુળ કહે છે, તેની સત્યાસત્યતા પણ આપને પ્રતીત થશે. વળી એથી એવા સાક્ષીઓ પર બિલકુલ ભરોસો ન રાખવાનું પણ આપને સલામતીભર્યું લાગશે. આ 'દોઘલા' (બેઉ બાજુનું કહેવાવાળા) સાક્ષીઓ શું કહે છે, તે હવે જુઓઃ—

ખાંડવવન બાળ્યા પછી ૬૫ વર્ષે[1] મહાભારતનું યુદ્ધ થયું એ પણ ખરું; અને તે ૩૩ વર્ષે[2] થયું એ પણ ખરું! પાંડવોએ અજ્ઞાતવાસમાં જતાં શમીવૃક્ષ પર પોતાનાં શસ્ત્રો રાખ્યાં અને લોકોનો ઉપસર્ગ ન થાય તે સારુ ઝાડ પર એક પ્રેત બાંધ્યું એ પણ ખરું;[3] અને પ્રેત ન બાંધતાં હથિયારોનો ગાંસડો જ એવી રીતે બાંધ્યો કે તે પ્રેત જેવો દેખાય એ પણ ખરું![4] નકુળ અને

* સભાપર્વ–અધ્યાય ૬૭, શ્લોક ૭૪–૮૦

૧. पार्थः पंच च षष्टिं च वर्षाणि श्वेतवाहनः (एतत धनुः अधारयत्) ॥ (વિરાટપર્વ, ૪૩)

૨. त्रयस्त्रिंशत् समाः सूत पांडवेऽस्मितर्पयत्। (ઉદ્યોગપર્વ, ૫૨)

૩. વિરાટ પર્વ–૫ ૪. વિરાટ પર્વ–૪૧

દ્રૌપદી કાળાં અને ભીમ ગોરો એ પણ ખરું; અને ભીમ કાળો તથા નકુળદ્રૌપદી ગોરાં એ પણ ખરું! અને અર્જુનના રંગ તો ઘડીએ ઘડીએ પલટે છે! કદાચ તેથી જ તેણે અર્જુન અને 'કૃષ્ણ' એવાં બે નામ રાખ્યાં હશે! ભીમે દુઃશાસનને મારી તેનું લોહી પીધું એ પણ ખરું અને લોહી પીધાનો ભાવ ભજવ્યો એ પણ ખરું!

કહો, ત્યારે શું આવા સાક્ષીઓ પર તમે જરાયે ભરોસો રાખી શકશો? વળી છેક ખોટા સાક્ષીઓની તો ગણના આપણે કરીજ નથી! મારે આપને ફરી જણાવવું જોઇએ કે સદસ્ય હોવાને લીધે આપના પર મોટી જવાબદારી રહેલી છે; કારણ કે આજના કેસ પર કેવળ દ્રૌપદીની જ નહિ, પણ સર્વે પાંડવો અને તેમની માતાનો તથા તે દ્વારા આખી ક્ષત્રિય પ્રજા, તેને લીધે બધા પ્રાચીન આર્યો અને એકંદરે આખી પ્રાચીન સભ્યતાની લાજનો સવાલ અવલંબી રહેલો છે. આથી કોઇ પણ વ્યક્તિ કે બનાવની શરમમાં ઝંખવાઇ ન જતાં જે ખરું જણાય તે જ કહેવાની આપની ફરજ આપ વિચારશો. વળી આપના ચુકાદા પર આર્યસાહિત્યનો ભાવિ આયુષ્યક્રમ અવલંબી રહેલો હોવાથી સાહિત્ય સ્વતંત્ર અને કેવળ સત્યાનુજીવી રહે કે પરતંત્ર અને મત્તાનુભવી રહે તેનો પણ નિર્ણય થવાનો છે. ઇતિહાસશાસ્ત્રનું જીવિત પણ તે પર અવલંબિત છે.

અહીં મારે એક બીજી વાત પણ જણાવવી જોઇએ. કોર્ટમાં સાક્ષીને જેમ તેના ધર્મગ્રંથના સોગંદ સાચેસાચી જ હકીકત કહી દેવા સારુ આપવામાં આવે છે, તેમ વકીલને સાચી જ બાબતની વકીલાત કરવાના અને ન્યાયાધીશને સાચો જ ચુકાદો આપવાના સોગંદ આપવામાં આવતા નથી. ન્યાયાધીશ અને વકીલને માત્ર આટલી જ સગવડ નથી, પણ તેઓ પક્ષકારો વિષે ગમે તેવા કટાક્ષો કરે, તો તેમને તેમ કરતાં અટકાવનારી "ઇંડિયન પીનલ કોડ"ની કોઇ કલમ નથી! સોગન પર ખોટી જુબાની આપવા સારુ સાક્ષીઓ પર કેસ માંડવામાં આવ્યા હશે, તેમને શિક્ષા પણ કરવામાં આવી હશે; પરંતુ ખોટી વકીલાત કરવા સારુ વકીલોને કે ખોટા ચુકાદા આપવા સારુ ન્યાયાધીશોને કંઇ પણ શિક્ષા થયેલી સાંભળવામાં નથી આવી! વકીલો અને ન્યાયાધીશોના આ વિશેષ લાભને હાનિ પહોંચાડવાના હેતુથી નહિ, પણ આ કેસના ખરાપણાની વિશેષ સાબિતી દાખલ, હું એક વકીલ તરીકે ખોટી ફરિયાદ લાવવાનો અને પ્રતિપક્ષને ખોટી રીતે ઉતારી પાડવાનો મારો હક્ક પણ આ તકે ત્યજી દઈ, મારા અન્ય વ્યવસાયબંધુઓથી વિરુદ્ધ રીતે સોગંદ લઇ કહું છું કે, પૂર્ણ તપાસને અંતે મને જે ખરું જણાયું છે અને અંતઃકરણપૂર્વક જેને હું ખરું માનું છું, તેનો જ ચુકાદો આજે હું આપની પાસે માગવા આવ્યો છું.

ઉપર વર્ણવ્યા તેવા જૂઠા સાક્ષીદારોની જુબાનીને બિલકુલ વજન ન આપતાં, પુરાવા અને બુદ્ધિ પર અને પુરાવા તથા બુદ્ધિના સ્તંભો પર ઊભી કરેલી અનેક સંગીન દલીલો પર પર લક્ષ આપી આજના કેસનો આપ ચુકાદો આપશો; એવી અગત્યા, નિઃસહાય દ્રૌપદીની આપની પાસે હાથ જોડીને પ્રાર્થના છે. તેને આપની દયાની જરૂર નથી, તેને તેનો હક્ક જોઇએ છે; અને તે આશા રાખે છે કે, કૌરવોની દ્યૂતસભાના સદસ્યોની માફક નહિ, પણ ખરી ધર્મસભાના સદસ્યો માફક આપ તેની ફરિયાદ સાંભળી લઇ ચુકાદો આપશો. ધ્યાનમાં રાખજો કે જે માણસને પૂછવામાં આવતાં ધર્મવિરુદ્ધ વાત કહે છે, તેની આગલીપાછલી સાત સાત પેઢીઓ નષ્ટ થાય છે અને તેનાં સર્વે શુભ કર્મો નષ્ટ થાય છે, એમ પણ મહાત્મા કણ્વઋષિએ કહેલું છે. × × × ×

આ કેસમાં નીચલાં ચાર "ઇશ્યુઝ" (તકરારી બાબતો) છેઃ–

૧–શું હાલનું મહાભારત તે જ છે કે જે વ્યાસે રચ્યું હતું?

૨–શું કુંતીએ ખરે જ "સર્વે વહેંચી લ્યો." એમ કહ્યું હતું ?

૩–શું વ્યાસની દ્રૌપદીના પૂર્વજન્મવિષેની બે વાતો અને યુધિષ્ઠિરે આપેલાં ગૌતમી અને વાર્ક્ષીનાં બે ઉદાહરણો વિશ્વસનીય છે ?

૪–શું આર્યોમાં બહુપતિત્વનો ચાલ કદિ યે પ્રચલિત હતો ખરો ?

આટલી બાબતના નિરાકરણથી આખા કેસનું નિરાકરણ આપોઆપ થઈ જશે.

બાબુ બંકિમચંદ્રે **શ્રીકૃષ્ણચરિત્ર** નામે પોતાના પુસ્તકમાં આવા કેસોને સારુ મુકરર કરેલા નિયમોમાંથી બે નિયમો મેં આજના કેસને સારુ લીધા છે. એ બે નિયમો આ છેઃ–

૧–જે વૃત્તાંત પરસ્પર વિરોધી હોય તેમાંનું એક અવશ્ય નવું ઉમેરેલું જાણવું. વળી કોઈ વાત બે કે ત્રણ ત્રણ વાર કહેવાયેલી હોય અને તેમાં પહેલી વખતથી જુદી કે ઊલટી જ વાત બીજી વાર કહેવાયેલી હોય, તો તે ખચીત નવી ઉમેરાયેલી જાણવી; કારણ કોઈ પણ અક્કલમંદ લેખક નિરર્થક વાત ફરી ફરીને લખે નહિ અને વળી તેમ કરતાં પોતે પહેલાં કહ્યું હોય તેના કરતાં કાંઈ જુદું કે ઊલટું કહે નહિ.

૨–મહાભારત રચનાર કવિ એક મહાન કવિ હતો અને એવા કવિઓનાં રચેલાં ચરિત્રોનો આખો ભાગ એકબીજાની જોડે બરાબર બેસતો આવે એવો હોવો જોઈએ. આથી તેમાં જો કોઇ ઠેકાણે ફેરફાર જોવામાં આવે તો તે ભાગ નવો ઉમેરાયેલો જાણવો. જેમકેઃ– ધારો કે કોઈ મહાભારતની નકલમાં કોઈ જગ્યાએ ભીષ્મને વ્યભિચારી યા ભીમને બીકણ કહેલો જણાય, તો તે વાત નવી ઉમેરેલી ગણવાને કોઇ રીતનો બાધ આવતો નથી.[1]

**અર્થાત્ પરસ્પર વિરુદ્ધ જે વાત હોય તે, તેમજ એક માણસની 'કૅરેક્ટર'–ની વિરુદ્ધની વાત કદી, પણ માનવી જોઈતી નથી. દાખલા તરીકે એક માણસને ઘણે ઠેકાણે જિતેંદ્રિય અને નિર્લોભી બતાવ્યો હોય અને કોઈક ઠેકાણે તેને વ્યભિચારી અને લોભી બતાવ્યો હોય, તો પાછલી વાત તે માણસની નિશ્ચિત 'કૅરેક્ટર' ની વિરુદ્ધ હોવાથી ખોટી માનવી.**

મારા કેસનો આ પાયો છે અને એ પાયા પર જ આ લેખરૂપી ઇમારત મેં ચણી છે.

દ્રૌપદીનો વકીલ

## હાલનું મહાભારત

"વૃદ્ધ ભરતખંડની ભૂમિ, માનુષતાનું પારણું, તને વંદન છે! સેંકડો વર્ષના નિર્દય ઉપદ્રવો પણ જેને વિસ્મરણની ધૂળ નીચે દાટી શકયા નથી, એવી પૂજ્ય અને સમર્થ પાલક માતા! તને પ્રણામ છે! શ્રદ્ધા વા સત્યતાની, પ્રેમની કવિતાની અને શાસ્ત્રની પિતૃભૂમિ! તને નમન છે! તારા ભૂતકાળનો મહિમા પાશ્ચાત્ય દેશોના ભવિષ્યમાં પણ સજીવન થાઓ!" (લુઈ જેકોલિયટ)

यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित् ।

"જે અહીં હશે તે બીજે પણ હશે, જે અહીં નથી તે બીજે પણ નથી!" (મહાભારત)

હાલ આપણને જે મહાભારત મળી આવે છે, તેમાં વ્યાસલિખિત માત્ર એક ચતુર્થાંશ તથા વૈશંપાયન અને સૌતિ વગેરે લિખિત ત્રણ ચતુર્થાંશ ભાગ છે, એમ સઘળા વિદ્વાનો–જો કે કયા કયા ભાગો પ્રક્ષિપ્ત છે, એ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી[2] છતાં–એકમતે કબૂલ કરે છે.

---

૧. કૃષ્ણચરિત્ર–પાનું ૪૫

૨ રા. બ. ચિંતામણરાવ વિનાયક વૈદ્ય, આ લેખકપરના એક પત્રમાં એ વિષે પોતાનો એવો મત જાહેર કરે છે કે, આપણા હાલના આચારવિચારોથી વિરુદ્ધ જે વાતો જણાય છે, તે અસલ મહાભારતનો

મહાભારતના આદિપર્વના બીજા અધ્યાયનું નામ 'પર્વસંગ્રહાધ્યાય' છે. મહાભારતમાં જે જે બાબતનું બ્યાન કરવામાં આવ્યું છે અથવા જેને વિષે લખવામાં આવ્યું છે, તે સર્વેનો ટૂંક સાર એ અધ્યાયમાં છે. તેને મહાભારતનું સૂચિપત્ર અથવા અનુક્રમણિકા (ટેબલ ઑફ કન્ટેન્ટ્સ) કહીએ તો ચાલે. નાનામાં નાના વિષયની પણ એમાં ગણતરી થયેલી છે; માટે જો કોઇ મોટો, મહત્ત્વનો વિષય એમાં ગણ્યા વિનાનો રહી જાય, તો તે પાછળથી ઉમેરાયેલો જાણવો. દાખલા તરીકે, અશ્વમેધપર્વમાં અનુગીતા અને બ્રાહ્મણગીતા પર્વાધ્યાય છે. એ બને ઘણી મહત્ત્વની બાબતો છે, કારણ કે એમાં છત્રીસ અધ્યાય રોકાયેલા છે, પણ પર્વસંગ્રહાધ્યાયમાં તેનો જરા-પણ ઇશારો નથી; માટે એવું કહી શકાય કે અનુગીતા અને બ્રાહ્મણગીતા એ બંને મૂળ ગ્રંથમાં નહોતાં.

વળી અનુક્રમણિકાધ્યાયમાં કહ્યું છે કે, મહાભારતમાં એક લાખ શ્લોક છે; તેમ કયા પર્વમાં કેટલા શ્લોક છે, તે પર્વસંગ્રાધ્યાયમાં જણાવેલું છે. એ મુજબ, ખિલહરિવંશના બારહજાર શ્લોક ન ગણતાં, કલકત્તા પ્રત મુજબ આખા મહાભારતના ૮૪૮૩૬ શ્લોક થાય છે.[1] રા૦ બ૦ વૈદ્યે પોતાના અંગ્રેજી પુસ્તકમાં મહાભારતની મુંબઇની પ્રતમાં હાલ જેટલા શ્લોકો પર્વવાર મળી આવે છે, તેની જે યાદી આપી છે તે પરથી જણાય છે કે, (ખિલહરિવંશના ૧૨૫૮૦ બાદ કરતાં) કુલ ૮૩૨૪૬ શ્લોક મળી આવે છે. મતલબ કે, લાખ શ્લોકનો સરવાળો થતો નથી. તેથી બાકી પૂરી કરી આપવા સારુ પર્વાધ્યાયસંગ્રહકાર જણાવે છે કે, "એ રીતે ૧૮ પર્વ લખાયાં છે. ત્યાર પછી હરિવંશને ભવિષ્યપર્વ લખાયાં અને મોટા મોટાઓએ હરિવંશના શ્લોકોની ગણતરી બાર હજારની કરી છે." પર્વસંગ્રહાધ્યાયમાં હરિવંશ વિષે એથી વિશેષ કશું લખેલું નથી. એ મુજબ ગણતાં ૯૬૮૩૬ શ્લોક થાય;[2] પણ બંકિમબાબુની ગણતરી મુજબ જુમલે ૧૦૭૩૯૦ અને રા. બ. વૈદ્યની ગણતરી મુજબ ૯૫૮૨૬ શ્લોક થાય છે. આથી બકિમબાબુ કહે છે કે, મહાભારતમાં કદી પણ લાખ શ્લોકો હતા જ નહિ; પણ વૈદ્ય કહે છે કે એક લાખની સંખ્યા તો આશરે લખી હોવી જોઇએ; કારણ કે સૌતિના કહેવા મુજબ ૯૬૮૩૬ ની તે સંખ્યા હોવી જોઇએ અને તેમાં યે મુંબઇની પ્રતમાં તો ૯૫૮૨૬ છે, એટલે ૧૦૧૦ શ્લોક સૌતિની ગણતરી કરતાં યે ઊલટા ઓછા છે.

પણ ખુદ અનુક્રમણિકાધ્યાયને પણ 'એન્લાજ' કરવામાં આવ્યો છે; કારણ કે બંકિમબા-બુના લખવા મુજબ એ અધ્યાયના ૧૦૨ મા[3] શ્લોકમાં કહ્યું છે કે, "વ્યાસદેવે દોઢસો શ્લોકવાળી અનુક્રમણિકા લખી છે;" પરંતુ હાલના મહાભારતના એ જ અધ્યામાં ૨૭૨

ભાગ છે; અને હાલના વિચારોને અનુકૂળ જે વાતો છે, તે સઘળું પાછલુ ઉમેરણ છે. દાખલા તરીકે દ્રૌપદીને પાંચ પતિ હતા, એ બીના અસલ ભાગની છે અને તેથી સત્ય છે, એમ તેમનું માનવું છે. આપણે ગળે એ ઘૂંટડો ભાગ્યે જ ઊતરી શકશે; કારણ કે પ્રાચીન આર્યો કાંઇ પાષાણયુગના (સ્ટોન-એજના) નહોતા; તેઓ દુનિયાની કોઇ પણ પ્રજા કરતાં તે વખતે વધુ આગળ વધેલા હતા.

૧. પણ બંકિમબાબુના કૃષ્ણચરિત્રમાં જુદાં જુદાં પર્વોના શ્લોકોની જે સંખ્યા આપી છે, તેનો સરવાળો કરતાં તો ૮૮૮૪૦ શ્લોક થાય છે. આથીજ એ શ્લોકોનો જે સરવાળો તે બાબુએ ૮૪૮૩૬ નો આપ્યો છે, તેની આગળ તેના વિદ્વાન અનુવાદકે આશ્ચર્યચિહ્ન મેલ્યુ હશે! (જુઓ ગુ ભા. પૃ. ૪૧)

૨. પણ રા. બ. ચિંતામણરાવ વૈદ્યે પોતાના 'ધી રીડલ ઑફ ધી મહાભારત' નામના પુસ્તકના 'એપેન્ડીક્સ' માં મહાભારતમાં લખ્યા મુજબની આ સખ્યાઓનો સરવાળો જે કે ૯૬૮૩૬ નો મૂક્યો છે, છતાં ખરી રીતે તો તે ૯૬૮૫૩ થાય છે

૩. ततोऽध्यर्द्धशतं भूयः संक्षेपं कृतवानृषिः। अनुक्रमणिकाध्यायं वृत्तान्तानां सपर्वणाम्॥

શ્લોક જોવામાં આવે છે, એટલે કે પર્વસંગ્રહાધ્યાય લખાયા પછી પણ અનુક્રમણિકામાં ૧૨૨ શ્લોક વધી ગયા છે!

મહાભારતનું શરૂઆતનું ઉપાખ્યાન છોડી દેતાં તેમાં ૨૪૦૦૦ શ્લોક છે. એ શ્લોક વેદવ્યાસે પોતાની જાતે પોતાના પુત્ર શુકદેવને શીખવેલા. મહાભારતમાં લખ્યું છે કે, "પ્રથમ આ ભારતરૂપી સંહિતા વ્યાસજીએ ચોવીસ હજાર શ્લોકોની કરી અને પછી મહાત્મા પુરુષોનાં આખ્યાન લખ્યાં છે, તેથી એ ભારત એક લાખ શ્લોકનું થયું. વળી પર્વસહિત વૃત્તાંતોની અનુક્રમણિકા વાસ્તે દોઢસો શ્લોક બીજા કર્યા. આવી રીતે એ ભારતની રચના કરીને વ્યાસજીએ પોતાના પુત્ર શુકદેવજીને ભણાવ્યું ને બીજા કેટલાક યોગ્ય શિષ્યોને પણ શીખવ્યું."[૧] હવે વૈશંપાયન શુકદેવ પાસે એ શીખેલા તેથી કુદરતી રીતે જ જનમેજયની પાસે પણ એ જ કદના મહાભારતની કથા થયેલી; માટે આદિમહાભારત એટલા જ શ્લોકોનું જાણવું.[૨]

હવે વૈશંપાયને જનમેજય આગળ કહેલું તે ભારતખ્યાન ઉગ્રશ્રવાએ નૈમિષારણ્યમાં શૌનકાદિ ઋષિઓને કહેલું; પણ પર્વોધ્યાયસંગ્રહકાર એ સંગ્રહ ઉગ્રશ્રવાએ કહી સંભળાવ્યો હોય તેમ લખે છે, તેથી વૈશંપાયનનાં એ વચન હોય નહિ; માટે એ ભાગ આદિ એટલે વૈશંપાયનના મહાભારતનો પણ નહિ. અનુક્રમણિકાધ્યાયમાં લખ્યું છે કે, 'કોઈ ભારતનો આરંભ પહેલેથી, કોઇ આસ્તિકપર્વથી તો કોઇ ઉપરિચર રાજાના આખ્યાનથી કરે છે.'[૩] માટે જ્યારે ઉગ્રશ્રવા એ ગ્રંથ ઋષિઓને સંભળાવતા હતા, ત્યારે પર્વસંગ્રહાધ્યાય તો શું, પણ અનુક્રમણિકાધ્યાયના ૧૫૦ શ્લોક બાદ કરતાં શરૂઆતના બાસઠ અધ્યાય પણ તેમાં નહિ હોય; અને તે સઘળા જ પાછળથી ઉમેરાયેલા હોવા જોઇએ.[૪] એ અધ્યાય જોતાં જ એવો વિચાર આવે છે કે, ભવિષ્યમાં ધીમે ધીમે મહાભારતમાં ઘણો ભાગ ઉમેરાતો જશે એમ ધારી, તેનો અટકાવ કરવા માટે જ અનુક્રમણિકાધ્યાય પછી કોઇએ પર્વસંગ્રહાધ્યાય રચી કાઢયો છે; અને તેથી એવું અનુમાન થઇ શકે છે કે, પર્વસંગ્રહાધ્યાય રચાયા પહેલાં પણ મહાભારતમાં નવી વાતો દાખલ થઇ ચૂકેલી!

વળી વ્યાસ અને વૈશંપાયનની રચના સુધી મહાભરતનાં કેવળ એક સો નાનાં નાનાં પર્વો હતાં અને સૌતિ પણ તે કબૂલ કરે છે. સૌતિએ તે મોટાં કરી ભારતના અઢાર મોટા વિભાગ કર્યા અને તેને પણ 'પર્વ' નું જ નામાભિધાન કર્યું. આદિપર્વના પ્રથમાધ્યાયમાં પર્વોની જે યાદી આપેલી છે, તેની સંખ્યાનો સરવાળો કરતાં પણ તે સો કરતાં વધી જાય છે; આથી પણ એ સ્પષ્ટ જણાય છે કે, વૈશંપાયનના ભારતને સૌતિએ મોટું કર્યું હતું.

વળી મહાભારતમાં કેટલાક પ્રશ્નો રાજા જનમેજય પૂછે છે ને વૈશંપાયન તેના ઉત્તર આપે છે. એ બધું અસલ મહાભારતમાં હોવું શક્ય નથી. મતલબ કે, એક ઇતિહાસકાર તરીકે વ્યાસે ભારતની અસલ રચના કરેલી અને "જય" નામ આપેલું[૫] મહાભારતના મંગલાચરણના

૧. चतुर्विंशतिसाहस्रीं चक्रे भारतसंहिताम् ॥ ઇત્યાદિ ઇત્યાદિ (આદિપર્વ-અ૦ ૧૦૧,૧૦૩)

૨. રા બ. વૈદ્યે પોતાનાં 'રીડલ ઑફ ધી મહાભારત' નામના પુસ્તકની પૂરવણીમાં કયા કયા ભાગો હોવા સંભવે છે તે, તેમજ તે પુસ્તકના ચોથા અધ્યાયમાં જુદાં જુદાં નવ કારણો આપી મહાભારતનું કદ આટલું કેમ વધ્યું તે, સવિસ્તર બતાવી આપ્યું છે.

૩. આદિપર્વ-અધ્યાય ૧૧, શ્લોક ૫૨

૪. કારણ કે ૬૩ મા અધ્યાયમાં મહાભારતનાં વખાણ અને તેની રચના સંબંધી કંઇક હેવાલ આપેલો છે, જે માત્ર ગ્રંથની શરૂઆતમાં જ હોવો જોઇએ.

૫. जयो नामेतिहासोऽयम् ।

પ્રથમ શ્લોકમાં જ એ નામનો ઉલ્લેખ છે.[1] છેલ્લા પર્વમાં પણ એ જ નામ અપાયેલું આપણે જોઇએ છીએ. વ્યાસે રાતદિવસ મહેનત કરી એની રચના ત્રણ વર્ષમાં કરી, એમ મહાભારતમાં લખ્યું છે. આને આપણે મહાભારતની પ્રથમ આવૃત્તિ કહીશું.

વ્યાસે એ રચના પોતાના પાંચ શિષ્યોને શીખવી. તેમનાં નામ સુમંતુ, જૈમિની, પૈલ, વૈશંપાયન અને શુક (વ્યાસનો પુત્ર) હતાં. ખુદ મહાભારતમાં લખ્યું છે કે, આ દરેકે ત્યારબાદ પોતપોતાનું ભારત રચ્યું, આશ્વાલયને આ પાંચેને 'ભારતાચાર્ય' કહ્યા છે. આથી એમ માનવાનું કારણ રહે છે કે, વૈશંપાયનાદિએ જે રચના કરી તે 'ભારત' કહેવાતી. 'જય' માંથી 'ભારત' માં પરિવૃત્ત થયેલી આ આવૃત્તિને આપણે બીજી આવૃત્તિ કહીશું.

હવે આપણે ત્રીજી–છેલ્લી–આવૃત્તિની તપાસ કરીએ. તેનો રચનાર સૌતિ હતો; કારણ કે મહાભારતમાં તે પોતે જ કહે છે કે, 'હે ઋષિગણ ! મેં ભારત એક લાખ શ્લોકમાં કહી સંભળાવ્યું છે. આ દુનિયામાં વૈશંપાયને તે સૌથી પ્રથમ કહી સંભળાવેલું.''[2] 'ભારત' મટીને ઘણું કરી 'મહાભારત' નું નામ આપનાર પણ એ જ હોવો જોઇએ. આશ્વાલયને 'ભારત' અને 'મહાભારત' જુદાં ગણ્યાં છે, તો આપણે વૈશંપાયનની કૃતિને 'ભારત' અને સૌતિની કૃતિને 'મહાભારત' ગણીશું તો ખોટું નહિ કહેવાય; કારણ કે સૌતિએ પોતે કહ્યું છે કે, 'ભારત' ને તેનું મોટું વજન અને કદ જોઈ તેને 'મહાભારત' નામ આપ્યું છે.[3]

પણ બીજા ગ્રંથો કરતાં મહાભારતમાં કાલ્પનિક વૃત્તાંતો વિશેષ છે, તેનાં કેટલાંક ખાસ કારણો છે. દરેક જગ્યાએ ઇતિહાસના વર્ણનમાં ખોટાં વૃત્તાંતો ઘુસી જવાનાં બે કારણો હોય છે. એક તો લોકો જે કાંઈ કહે તેના પર અંધવિશ્વાસ રાખી લેખક તેને જ ખરું માની લઇ પોતાના પુસ્તકમાં દાખલ કરે તે; અને બીજું એક લેખકની કૃતિ રચાઇ બહાર પડે ને તેનો પ્રચાર થાય ત્યારપછી પાછળથી થનારા બીજા લેખકો પોતાના લેખ તે આગલા લેખમાં પોતાના નામ વિના દાખલ કરી દે તે. આમાંના પહેલા સમજને લીધે દરેક દેશના પ્રાચીન ઈતિહાસમાં કાલ્પનિક વાતો દાખલ થઇ ગઈ છે અને મહાભારતમાં પણ તેવું બન્યું છે. બીજા સબબની હસ્તિ આર્યાવર્ત સિવાય બીજા દેશોમાં ન હોવાથી તે દેશોના ઇતિહાસો પર તેણે એટલી બધી અસર નથી કરી; પરંતુ મહાભારતમાં તો તેણે વિશેષ રીતે પોતાનું પ્રાબલ્ય બતાવ્યું છે અને તેમ થવાનાં ત્રણ કારણો છે.

પ્રથમ કારણ એ છે કે, બીજા બધા દેશોમાં જેવો ઇતિહાસ રચાયો કે તરત તેને લખી લેતા. એવા લખેલા ગ્રંથોમાં પારકા લેખકને પોતાનો લેખ ઘુસાડી દેવો સહેલો પડતો નથી; કારણ કે તેવા પ્રસંગમાં એક નકલ પરથી બીજી નકલની શુદ્ધાશુદ્ધિ નક્કી થતી હોવાથી ઝટ પકડાઇ જવાનો ભય રહે છે. આગળના વખતમાં ભરતખંડમાં આખો ગ્રંથ રચાયો કે તેનો પ્રચાર મોઢે મોઢે થતો અને લખવાની કળાની આવડત છતાં ગુરુ શિષ્યને શીખવે અને તે બીજાને શીખવે, એમ બધું મોઢે મોઢે જ ચાલતું. આથી અંદર અંદર નવીન રચના દાખલ કરી દેવાનું બહુ સરળ થઇ પડતું.

બીજું કારણ એ છે કે, આપણા લોકોમાં જેટલું પ્રિય તથા ગૌરવવાળું પુસ્તક મહાભારત થઇ પડયું છે, તેટલું કોઇ પણ ઇતિહાસનું પુસ્તક ગ્રીસ કે રોમમાં થઇ પડેલું નથી; અને તેથી જેટલી ઇચ્છા ભરતખંડના લેખકોને પોતાનો લેખ તેમાં દાખલ કરી દેવાની હોય તેટલી તે દેશના લેખકોમાં સ્વાભાવિક રીતે જ હોય નહિ.

---

૧. ततो जयमुदीरयेत्  ૨. આદિપર્વ, અધ્યાય ૧, શ્લોક ૧૦૭
૩. महत्त्वाद्भारवत्त्वाच्च महाभारतमुच्यते ।

ત્રીજું કારણ એ છે કે, પાશ્ચાત્ય દેશોના લેખકો યશ અથવા એવી જ બીજી કોઈ રીતની ખ્યાતિ હાંસલ કરવાની ઇચ્છાનો ત્યાગ કરી શક્યા નથી અને તેથી હમેશાં પોતાની કૃતિ પોતાને જ નામે ઓળખાવવાનો તેમનો ઉદ્દેશ રહેતો. પારકાની કૃતિમાં પોતાની કૃતિ ઘુસાડી દઈ પોતાના નામનો લોપ કરી નાખવાની તેમને ઇચ્છા જ થતી નહોતી; પણ ભરતખંડના નિઃસ્વાર્થ અને નિષ્કામ બ્રાહ્મણો તો યશના ભૂખ્યા હતા જ નહિ! તેઓ તો कर्मण्येवाधिकारस्ते ના ઉપાસક હતા! આ દેશમાં એવા ઘણા ગ્રંથો છે કે જેના બનાવનારાઓનાં નામ હજુ સુધી પણ કોઈ જાણતું નથી! આવા લેખકોએ મહાભારત જેવા લોકપ્રિય ગ્રંથ મારફતે પોતાની કૃતિ પણ લોકોમાં વિશેષ ફેલાય એવા વિચારથી તે ગ્રંથમાં પોતાના લેખ દાખલ કરી દીધા હોવા જોઈએ.[1]

વળી વ્યાસે જ્યારે બહુ સ્વતંત્રપણે લખ્યું છે,[2] ત્યારે ત્યારપછીના લેખકોએ પોતાના માન્ય દેવનું માહાત્મ્ય વધારવા અનેક ફેરફારો કર્યા છે. મહાભારતમાં આ મુજબ, ઝીણી નજરે જોતાં, કૃષ્ણ અને શિવવાદીઓના વિવાદના ઘણા દાખલા જડી આવે છે. એ સર્વે ભાગો કે જેનાં અનેક ખુલ્લાં ઉદાહરણો અનુશાસન પર્વમાંથી મળી આવે છે, તે કૃષ્ણ અને શિવની ઉપાસનાનું પરિબળ જ્યારે બહુ વધેલું હશે ત્યારે ઉમેરાયેલા હોવા જોઈએ. મહાભારત રચાયું તે વખતે અને ત્યારપછી પણ થોડા વખત સુધી, એ બે ઉપાસના પૈકી એકેનું બહુ જોર નહોતું. જેમ જેમ જોર વધતું ગયું, તેમ તેમ ઝગડો વધતો ગયો અને મહાભારતનું કદ પણ વધતું ગયું! આ રીતે મહાભારત એ બન્ને પક્ષનો 'શાસ્ત્રાર્થ હૉલ' બન્યો! શિવમાર્ગીઓ શિવનું અને વિષ્ણુમાર્ગીઓ શ્રીવિષ્ણુ અને શ્રીકૃષ્ણનું માહાત્મ્ય વધે એવી રચના સપાટાબંધ ગોઠવી ઘાલવા લાગ્યા.

ઉપરાંત વામમાર્ગીઓએ પણ પોતાના હાથમાં આવેલી તક પોતાના હંમેશના રિવાજ મુજબ જવા દીધી લાગતી નથી. સુદેષ્ણા કીચકને 'પર્વ' ને દિને માંસમદ્યાદિ લઈ સૈરંધ્રીને મોકલવાનું કહે છે; આથી એ 'પર્વ' પ્રાયઃ વામમાર્ગીઓનું હશે.[3] વળી સંધિ સારુ પાંડવો

૧. રાજા ભોજના રાજ્યમાં વ્યાસજીને નામે માર્કંડેય અને શિવપુરાણ કોઈએ બનાવેલાં, જેની રાજા ભોજને ખબર પડતાં તેણે તે લેખકના હાથ કપાવી નાખી રાજ્યમાં ઢંઢેરો પિટાવેલો કે, "દરેકે પોતાની રચના પોતાને જ નામે પ્રસિદ્ધ કરવી, પ્રાચીન ઋષિઓને નામે નહિ."

૨. વ્યાસની નિષ્પક્ષતાનાં એક બે ઉદાહરણો આપણે લઈશું. યાદવોનો જ્યારે પરસ્પરમાં લડવાથી નાશ થાય છે, ત્યારે અર્જુન દ્વારકા આવી શ્રીકૃષ્ણની સ્ત્રીઓને હસ્તિનાપુર લઈ જવા પ્રયાણ કરે છે; પણ રસ્તામાં રાની માણસો તેના પર હુમલો કરે છે અને અર્જુનના કબજામાંથી ઘણીક સ્ત્રીઓ લઈ જાય છે. આ ઠેકાણે વ્યાસ સ્પષ્ટ કહે છે કે, "કેટલીક સ્ત્રીઓ તો પોતાની મરજીથી જ ચાલી ગઈ!" (મૌસલપર્વ-૭, ૫૯ જુઓ) કૃષ્ણની મનાતી સેંકડો સ્ત્રીઓમાંથી કેટલીક અસંતુષ્ટ હશે, તેથી તેઓ પોતાની મરજીથી જ રાની લોકો જોડે નીકળી ગઈ હશે, તેનો કવિએ સામાન્ય રીતે સ્વતંત્રતાથી જ ઉલ્લેખ કર્યો છે. વળી દુર્યોધન જ્યારે ભીમની ગદાથી ઘાયલ થઈ પડે છે અને કૃષ્ણનાં દુર્વચનોનો જવાબ પોતાના બચાવમાં આપે છે, ત્યારે કવિ કહે છે કે, "દેવતાઓએ તે મરણતોલ થયેલા દુર્યોધન પર પુષ્પવૃષ્ટિ કરી અને ત્યાં ઊભેલા બધા— કૃષ્ણ પણ—ઝંખવાણા પડી ગયા!" મતલબ કે વ્યાસે કૃષ્ણની પણ શરમ રાખી નથી; સઘળું સ્વતંત્રતાપૂર્વક લખ્યું છે. જો એમ ન હોત, તો પહેલા ઉદાહરણમાં ખાસ કૃષ્ણની સ્ત્રીઓનો ઉલ્લેખ તે કરત નહિ; અને બીજામાં ખુદ કૃષ્ણે દુર્યોધનનાં જે કર્મો વખોડી કાઢેલાં તે કર્મોના કરનાર પર તે દેવતાઓ પાસે પુષ્પવૃષ્ટિ કરાવી કૃષ્ણને 'ભોંઠા' પાડવાનું પસંદ કરત નહિ.

૩. વિરાટપર્વ, અ૦ ૧૫, શ્લો૦ ૫. રા. રા. મણિશંકર ગોવિંદજી વૈદ્યે પોતાના "પાંડવકૌરવ" નામના પુસ્તકમાં આ 'પર્વ' નો અર્થ "ચૌદશ વગેરેનો દિવસ" કર્યો છે, કે જે દિવસ દેવીભક્તોનો જ પર્વ દિવસ મનાય છે.

પાસે ગયેલો સંજય અંધ ધૃતરાષ્ટ્રની પાસે જઇ કૃષ્ણાર્જુન કેમ અને ક્યાં બેઠા હતા તેનું વર્ણન આપતાં કહે છે કે, "ખૂબ મદ્ય પીને બેઠેલા તેઓમાંથી કૃષ્ણ તો પોતાના બેઉ પગ અર્જુનના ખોળામા નાખી બેઠેલા, પણ અર્જુન તો એક પગ દ્રૌપદીના ખોળામાં તથા એક સત્યભામાના ખોળામાં નાખી બેઠેલો હતો!"[૧]

આવી આવી નિષ્પ્રયોજન અને દુરાચારની વાતો વેદવિદ જનોની 'કૅરેક્ટર' સાથે બંધબેસતી આવતી નથી, તેથી તે બીજાની ઉમેરેલી હોવી જોઇએ; અને તે 'બીજા' તે કેઇ નહિ, પણ પ્રાયઃ મહા દુરાચાર ફેલાવનાર વામમાર્ગીઓ જ હોવા જોઇએ. મતલબ કે, આપણે માટે એમની પ્રસાદી પણ મહાભારતમાં ઉપલબ્ધ છે!

વળી મહાભારતને 'પાચમો વેદ' બનાવવાને સારુ પણ લેખકોને થોડી ખટપટ કરવી પડી નથી! તેમ કરવા માટે મહાભારતમાં અનેક વિષયોનું તેમને ઉમેરણ કરવું પડ્યું છે, અને એમ કરી સ્ત્રી તથા શૂદ્રોને–કે જેમને વેદ ભણવા કે સાંભળવાનો અધિકાર નથી એમ મનાય છે, તેમને–પણ સાધારણ નૈતિક જ્ઞાનની પ્રાપ્તિની સગવડ કરી આપી છે,[૨] તેમજ આ જ સબબને લીધે સારીમાઠી બધી વાતો એમાં દાખલ થઇ ગઇ છે. શાંતિપર્વ અને અનુશાસનપર્વનો ઘણો ભાગ, ભીષ્મપર્વનો શ્રીમદ્‌ભગવદ્‌ગીતાવાળો, વનપર્વનો માર્કંડેય સમસ્યાવાળો અને ઉદ્યોગપર્વનો અજગર પર્વાધ્યાયવાળો ભાગ–એ સઘળું આ સમયમાં રચાયેલું લાગે છે. હાલમાં એક મહારાષ્ટ્રીય વિદ્વાને શોધ કરી એવું સિદ્ધ કરી આપ્યું છે કે, મૂળ ભગવદ્‌ગીતા આશરે એંશી શ્લોકની હતી. આથી આ સમયમાં પુષ્કળ ઉમેરણ થયું હોવું જોઇએ.

વળી બૌદ્ધધર્મની પછી બ્રાહ્મણોએ પોતાના ધર્મમાં અહિંસા આદિનું તત્ત્વ વધારી તેની જે નવી આવૃત્તિ કરી, તેની પણ અસર તેને થયા વિના રહી નથી. એ બધું થઇ મહાભારત હાલની સ્થિતિએ ઈસવીસન પૂર્વે ત્રીજાથી પહેલા સૈકાની વચ્ચે તૈયાર થઇ રહેલું.

પણ જો કે મહાભારતમાં આટલું બધું ઉમેરણ થયું છે ખરું, છતાં તેના કદનું પ્રમાણ જોતાં તેના લેખકોએ જે ચતુરાઇથી કામ લીધું છે તે અભિનંદનીય જ છે. આટલા મોટા મહાભારતમાં સૌતિ માત્ર એક બે ઠેકાણે જ પકડાઇ જાય છે. ભીષ્મપર્વમાં જ્યાં ધર્મરાજા કર્ણને નિરુત્સાહિત કરવાનું ઉદ્યોગ (પર્વ) માં આપેલું પોતાનું વચન પાળવા શલ્યને યાદ દેવડાવે છે ત્યાં, અને અશ્વમેધપર્વના ૬૬ મા અધ્યાયમાં કુંતી "ઐશિકા (પર્વ)માં" ઉત્તરાપુત્રને જીવતો કરવાનું આપેલું વચન પાળવાની કૃષ્ણને યાદ દેવડાવે છે ત્યાં. આ પર્વોનો સંબંધ અસલ બીનામાં હોઇ શકે નહિ એ દેખીતું છે અને તેથી એ બધું પ્રક્ષિપ્ત છે એમ માનવું સકારણ છે.

ટૂંકમા, હાલનું મહાભારત તે 'જય' નામના વ્યાસના કાવ્યને વૈશંપાયને મોટું કરી 'ભારત' નામ આપ્યા બાદ તેની સુધારાવધારા તથા ભૂમિકા અને અનુક્રમણિકા સાથેની સૌતિએ કરેલી નવીન રચના તથા કેટલાક અન્ય લેખકોનો મંતવ્ય–સંગ્રહ છે; અને તેથી, દેખીતી રીતે જ તેમાંનું કેટલુંક અસલ ન હોવાથી માનવા યોગ્ય નથી.

## પૂર્વવૃત્તાંત

પાંચાલોનો રાજા દ્રુપદ અને કૌરવપાંડવોના ગુરુ દ્રોણ–એ બેઉ સહાધ્યાયી હતા. ગુરુકુળ છોડ્યા પછી, પોતાના પિતા પૃષતના મૃત્યુ બાદ, દ્રુપદ રાજા થયો અને ભરદ્વાજપુત્ર, પરશુરામ-

---

૧. ઉદ્યોગપર્વ, અધ્યાય ૫૯, શ્લોક ૩–૭

૨. स्त्रीशूद्रद्विजबंधूनाम् त्रयी न श्रुतिगोचरा। कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवेदिह। इति भारतमाख्यानं कृपया मुनिना कृतम्॥ श्रीमद्‌भागवत–१, ४, २५

શિષ્ય, ધનુર્વિદ્યાધુરંધર દ્રોણ, પોતાના પિતાની ઇચ્છાથી કૃપાચાર્યની બહેન કૃપી જોડે લગ્ન કરી ગરીબીમાં રહેવા લાગ્યો. થોડાક સમયે કૃપીથી અશ્વત્થામા નામનો એક પુત્ર પ્રસવ્યો. બાદ એક સમયે દ્રોણ પોતાની સ્ત્રી તથા પુત્રસહિત જ્યારે એક નગરમા રહેતો હતો, ત્યારે શ્રીમંતોનાં બાળકોને દૂધ પીતાં જોઇ અશ્વત્થામાએ પણ પોતાના પિતા પાસે આવી રડતાં રડતાં દૂધ પીવા માગ્યું; પરંતુ તે બિચારા નિર્ધન બ્રાહ્મણ પાસે ગાય ક્યાંથી હોય? તે વખતમાં મીઠું, રાંધેલું અન્ન, દહીં, દૂધ, મધ, તેલ, ઘી, તલ, માંસ, ફળ, મૂળિયાં, શાકભાજી, લાલ વસ્ત્ર, સર્વ સુવાસ અને ગોળ કોઈ વેચતું નહિ÷ તેથી ગાય રાખ્યા સિવાય અન્ય કોઇ પણ પ્રકારે દૂધ મળવું અશક્ય હતું. આથી ગોદાન કરનાર કોઇ ધર્માત્માની શોધમાં તે નગરમાં દ્રોણ પુષ્કળ રખડ્યો; પણ તેવું કોઇ મળ્યું નહિ, તેથી તેણે પોતાની સ્ત્રીને થોડાક લોટમાં પાણી ભેળવી દૂધ જેવું કરી અશ્વત્થામાને આપતાં જણાવ્યું. તે પી બાલક અશ્વત્થામા પોતાનું ઇચ્છિત મળવાથી 'મેં ગાયનું દૂધ પીધું' એમ વારંવાર બોલતો બોલતો આનંદથી નાચવા લાગ્યો! એ જોઇ દ્રોણને પોતાના દારિદ્રયથી બહુ જ લાગી આવ્યું. આથી સુદામા જેમ કૃષ્ણ પાસે ગયો હતો, તેમ દ્રોણ પાંચાલરાજા દ્રુપદ–કે જેની સાથે તેને ગુરુકુળમાં બહુ દોસ્તી હતી–પાસે દ્રવ્યયાચના કરવા ગયો, કે જેથી પોતાના કુટુંબનો નિર્વાહ સારી રીતે ચાલી શકે. દ્રુપદને મહેલે જઇ દ્વારપાળ સાથે તેણે સંદેશો કહેવડાવ્યો કે, 'તમારો મિત્ર દ્રોણ આવ્યો છે;' પરંતુ રાજમદથી મત્ત થયેલા રાજા માબાપને પણ ભૂલી જાય છે, તો બિચારા દ્રોણ જેવા એક દરિદ્રી બ્રાહ્મણ મિત્રની તો વાત જ શી! રાજાએ કહેવડાવ્યું: "હે બ્રાહ્મણ! તારું અને મારું મિત્રત્વ સંભવતું જ નથી, દરિદ્રી મનુષ્ય શ્રીમંતનો, મૂર્ખ વિદ્વાનનો અને કાયર શૂરાનો કદી પણ મિત્ર હોઈ શકે નહિ; તે પ્રમાણે જે પોતે રાજા ન હોય તે રાજાનો પણ મિત્ર હોઇ શકે નહિ!" ઉદ્ધતપણાથી ઉચ્ચારાયેલાં દ્રુપદનાં આ વાક્યોથી દ્રોણને ઘણો ક્રોધ ચઢ્યો; પરંતુ કંઈ પણ બોલ્યા વિના તે ત્યાંથી નીકળી કુરુજાંગલ દેશમાંથી પ્રવાસ કરતો કરતો હસ્તિનાપુર પાસે આવી અટક્યો.

તે દિવસે પાંડવકૌરવો હસ્તિનાપુરની બહારના મેદાનમાં ગિલ્લીદંડા રમતા હતા. રમત રસ પર ચઢતાં કમનસીબે ગિલ્લી એક સુક્કા પણ ઊંડા કૂવામાં જઈ પડી. તે કાઢવાના તેમણે બહુ પ્રયત્ન કર્યા, પણ નીકળી નહિ. આથી લાચાર થઇ એકબીજાનું મોં તાકતા તેઓ ઊભા હતા; એટલામાં ત્યાંથી પસાર થતા દ્રોણે એ બનાવ જોઇ "કૌરવવંશ તથા ક્ષત્રિયજાતિમાં ઉત્પન્ન થવા છતાં અને અસ્ત્રવિદ્યા શીખવા છતાં આટલી ગિલ્લી પણ કૂવામાંથી તમે કાઢી શકતા નથી, તેથી તમારી શીખેલી સર્વ વિદ્યા વ્યર્થ છે." આમ કહી તે ગિલ્લી તેઓને કાઢી આપી. આથી ખુશ થઈ તે રાજપુત્રો દ્રોણને ભીષ્મપિતામહ પાસે લઈ ગયા; જેમણે તેની પાંડવકૌરવોના અસ્ત્રવિદ્યાના શિક્ષક તરીકે નિમણૂક કરી.

સર્વ શિષ્યોને યથાર્થ વિદ્યાદાન આપ્યા બાદ દ્રોણે ગુરુદક્ષિણા તરીકે પોતાના શિષ્યો પાસે પાંચાલદેશ પર સવારી કરી રાજા દ્રુપદને જીવતો પકડી લાવવાની માગણી કરી, જે અર્જુને પૂરી કરી. બંદીવાન થયેલા રાજા દ્રુપદને ત્યાર બાદ દ્રોણાચાર્યે અગ્નિવેશના આશ્રમમાંની દોસ્તીની વાતો યાદ દેવડાવી, 'જેની પાસે રાજ્ય નથી તે રાજાનો મિત્ર હોઇ શકતો નથી' એ દ્રુપદનાં જ વેણ તેને પાછાં સંભળાવ્યાં; અને તેના મિત્ર થવા સારુ તેના રાજ્યમાંથી

÷अविक्रेयं लवणं पक्वमन्नं दधि क्षीरं मधु तैलं घृतं च । तिला मांसफलमूलानि शाकं रक्तं वासः सर्वगन्धा गुडाश्च ॥ (ઉદ્યોગપર્વ અધ્યાય ૩૮, શ્લોક ૫)

અર્ધું-ગંગાની ઉત્તર તરફનો પ્રદેશ-પોતે રાખી, બાકીનું રાજ્ય તેને પાછું આપી કહ્યું કે, "હવે આપણે બેઉ રાજા થયા, તેથી હવે આપણ વચ્ચે મિત્રતા થવામાં કંઇ જ હરકત નથી!" રાજા દ્રુપદ આથી બહુ જ શરમિંદો થઇ એનું વેર લેવાનો તથા પોતને પકડનાર મહાપરાક્રમી અર્જુન સાથે નિકટ સંબંધમાં આવવાનો વિચાર કરતો કરતો પોતાના નગરમાં ગયો; અને યાજ નામના ઋષિ પાસે પુત્રકામેષ્ટિ યજ્ઞ કરાવ્યો. જેથી તેને એક પુત્ર અને એક પુત્રીની પ્રાપ્તિ થઇ, જેમનાં નામ અનુક્રમે ધૃષ્ટદ્યુમ્ન અને કૃષ્ણા રાખવામાં આવ્યાં.

બીજી બાજુ રાજા ધૃતરાષ્ટ્રે શસ્ત્રવિદ્યામાં પારંગત થયેલા પુત્રોની યોગ્યતા જોઇ સર્વેમાં વડીલ યુધિષ્ઠિરને યુવરાજપદ આપ્યું. પાંડવોએ ચારે દિશાઓના અનેક રાજાઓને જીતી પુષ્કળ દ્રવ્ય આણ્યું અને પ્રજામાં પણ તેઓ બહુ પ્રિય થઈ પડ્યા. આથી પરાક્રમ, સાહસ, શૌર્ય ઈત્યાદિ ગુણોમાં કૌરવો કરતાં પાંડવો જ શ્રેષ્ઠ થતા જાય છે અને પોતાના પુત્રો પશ્ચાત પડી જાય છે; એ જોઇ આંધળા ધૃતરાષ્ટ્રને બહુ લાગી આવ્યું અને તેના મનમાં પાપબુદ્ધિ ઉપજી તેથી પાંડવોને ઉતારી પાડી કૌરવોની વાહવાહ ગાય તેવા કયા ઉપાયો યોજવા, તેની સલાહ લેવા સારુ તેણે કણિક નામના કુટિલ રાજનીતિશાસ્ત્રપારંગત એક બ્રાહ્મણને બોલાવ્યો. બાદ 'વારણાવત નગરમાં એક મોટો ઉત્સવ થનાર છે અને તે નગર પણ જોવા જેવું છે.' વગેરે કહી ધૃતરાષ્ટ્રે પાંડવોને કુંતીસહ તે ઉત્સવમાં જવાની આજ્ઞા કરી. વડીલોની આજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન ન કરનાર યુધિષ્ઠિરને જો કે એમાં કાંઇ કપટ તો જણાયું, પણ માત્ર ધૃતરાષ્ટ્રનું માન રાખવા તે સર્વે વારણાવત જવા ઉપડયા, કે જ્યાં પુરોચન નામના પોતાના એક વિશ્વાસુ મંત્રી પાસે દુર્યોધને જલદી સળગી ઉઠે તેવાં લાકડાં અને બીજા જવાળાગ્રાહી પદાર્થોનો એક મહેલ અગાઉથી તૈયાર કરાવી રાખ્યો હતો. પાંડવોને વળાવવા જતાં વિદુરકાકાએ તેમને મ્લેચ્છ ભાષામાં "અલોહ (લોખંડવિનાનાં) શસ્ત્રોથી સાવધ રહેજો. અને વનનાશક તથા હિમનાશક પદાર્થ (અગ્નિ) થી કોલ્હો પ્રમાણે (જમીનમાં ભોંયરું ખોદી) પોતાનું રક્ષણ કરજો." આમ કહી ચેતવી દીધા આથી પાંડવોએ વિદુરે મોકલેલા એક વિશ્વાસુ માણસ પાસે છેક અરણ્યમાં જઈ શકાય તેવું એક ભોંયરું ખોદાવ્યું અને એક રાત્રે મહેલને આગ લગાડી, તેમાં પુરોચનને હોમી-તેના ટાંટિયા તેના જ ગળામાં ઘાલી-તેઓ ચાલી નીકળ્યા; અને અરણ્યમાંના બીજા દ્વારથી બહાર નીકળી પડ્યા. પણ હસ્તિનાપુરમાં તો, ખરી બીનાથી વાકેફ વિદુર સિવાય કોઈ નહોતું. બીજા સઘળાઓએ ખૂબ શોક કર્યો અને રાજકુળને છાજે તેવી રીતે પાંડવોની ઉત્તરક્રિયા પણ કરવામાં આવી! પણ જનસમાજમાં કૌરવોની દુષ્ટ દાનત જણાઇ ગઇ.

વનમાં નીકળી પડ્યા પછી ભીમસેને હિડિંબ રાક્ષસને મારી પોતાના પર મોહિત થયેલી તેની બહેન હિડિંબા જોડે ગાંધર્વ લગ્ન કર્યું. આથી તેને એક પુત્રની પ્રાપ્તિ થઈ, જેનું નામ 'ઘટોત્કચ' રાખવામાં આવ્યું. બાદ પાંડવો એકચક્રા નગરીમાં આવી રહેવા લાગ્યા, જ્યાં ભીમે બકાસુર નામના એક રાક્ષસને માર્યો. ત્યાં થોડોક સમય રહ્યા બાદ તેમને દ્રુપદરાજાને ત્યાંના સ્વયંવરની ખબર મળતાં તે ત્યાં ગયા.

રાજા દ્રુપદે દ્રૌપદીનો આ સ્વયંવર-જેમ નળને શોધી કાઢવા દમયંતીનો કરવામાં આવ્યો હતો તેમ-કડક શરત કરી મહાપરાક્રમી અર્જુનને જ શોધી કાઢવા રચ્યો હતો; કારણ કે તેની ઇચ્છા તેની વેરે જ કૃષ્ણા આપવાની હતી; પણ પાંડવોનું અસ્તિત્વ નક્કી ન હોવાથી તેમજ અર્જુન વેરે જ કન્યા આપવાનો જો પ્રથમથી જ વિચાર હતો, તો પછી સ્વયંવર રચી અન્ય રાજાઓનું અપમાન શા સારુ કર્યું? એવો પાછળથી અન્ય રાજાઓ વાંધો લેશે એમ યોગ્ય વિચાર

કરીને જ, તેણે પોતાની એ ઇચ્છા કોઈ આગળ જાહેર કરી નહોતી; પરંતુ સ્વયંવરની જે શરત તેણે રાખી હતી તે એવી જ હતી કે જે ઘણુંખરું અર્જુન સિવાય બીજા કોઈથી પૂરી પડે નહિ.

### કથા

ઉપર પ્રમાણે લાક્ષાગૃહમાંથી જીવંત નીકળેલા પાંડવો જ્યારે ગુપ્તપણે એકચક્રા નગરીમાં રહેતા હતા, ત્યારે સત્યવતીપુત્ર વેદવ્યાસ તેમને મળવા આવ્યા. ધર્મ અને અર્થને અનુરૂપ કેટલુંક ભાષણ તથા નાના પ્રકારની આશ્ચર્યકારક કથાઓ કહ્યા બાદ તે મહર્ષિએ પાંડવો પ્રત્યે કહ્યું કે, "તપોવનમાં એક મહર્ષિની કન્યા હતી. કૃશ ઉદર, ઉત્કૃષ્ટ કમર અને ઉત્તમ ભમરોથી યુક્ત તે કન્યા જો કે સર્વગુણસંપન્ન હતી, છતાં પોતાના કર્મથી ભાગ્યહીન હતી; તેથી રૂપવતી હોવા છતાં તેને પતિ મળ્યો નહિ. આથી દુખિત થઈ તે કન્યાએ પતિ સારુ તપશ્ચર્યાનો આરંભ કર્યો અને ઉગ્ર તપશ્ચર્યાથી શંકરને સંતુષ્ટ કર્યા. શંકરને વર માગવાનું કહેતાં 'સર્વગુણસંપન્ન પતિ મને જોઇએ છે' એમ તેણે પુનઃ પુનઃ પાંચ વાર કહ્યું. આથી 'તને પાંચ પતિ થશે' એમ શંકરે તેને કહ્યું; પરંતુ તે સાંભળી તે ઋષિપુત્રીએ કહ્યું: 'હે પ્રભુ! હે દેવ! આપના પ્રસાદથી એક પતિ પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા છે;' પણ 'પતિ આપો' એ મુજબ તેં પાંચ વાર મને કહેવાથી બીજા જન્મમાં તને પાંચ પતિ પ્રાપ્ત થશે,' એમ શંકર તેને કહ્યું. તે દેવરૂપી કન્યા દ્રુપદકુળમાં ઉત્પન્ન થઈ છે અને જેને કોઇ રીતે નામ મૂકી શકાય નહિ એવી તે પૃષતરાજાની નાતિયણ કૃષ્ણા તમારી પત્ની ઠરી ચૂકી છે; માટે હે બલાઢ્ય પાંડવો! તમે પાંચાલનગરમાં હવે નિવાસ કરો. તેને પ્રાપ્ત કરી લેતાં તમે સુખી થશો એમાં સંશય નથી." [1]

શ્રીમદ્ વેદવ્યાસનાં ઉપલાં વચન સાંભળી દ્રુપદરાજાના સ્વયંવરમાં જવાને ઉદ્યત થયેલા તે પાંડવો ધૌમ્યમુનિને પોતાના પુરોહિત નીમી, તે નિમણૂકથી જાણે પોતાને દ્રૌપદી મળી જ ગઇ હોય એવા આનંદિત થઇ, પાંચાલ નગર તરફ કૂચ કરવા લાગ્યા.[2] જતાં જતાં રસ્તામાં વેદવ્યાસનો પુનઃ મેળાપ થયો, જેમની પાસેથી આશિષ પ્રાપ્ત કરી બ્રાહ્મણોએ પણ તેમને પોતાની સાથે દ્રૌપદી-સ્વયંવરમાં આવવા આગ્રહ કર્યો. એ મુજબ પાંચાલનગરમાં જઇ તે નગર તથા લોકસમુદાય એકઠો થવાના સ્થાનનું અવલોકન કરી તેમણે એક કુંભારની ઝૂંપડીમાં પોતાનો ઉતારો રાખ્યો.[3]

બીજી બાજુ સ્વયંવરની ખબર સાંભળી દેશદેશાંતરના રાજાઓ, બ્રાહ્મણો અને પ્રેક્ષકો આવી પાટનગર કાંપિલ્યમાં એકઠા થવા લાગ્યા. એ રીતે જ્યાં રત્નાદિનું વિપુલ દાન થતું હતું અને નટાદિ આવી પોતપોતાની ચાલાકી બતાવી પ્રેક્ષકોનું મનોરંજન કરતા હતા, એવો તે મંડપ દિવસે દિવસે વૃદ્ધિંગત થતા જનસમાજથી સુશોભિત થવા લાગ્યો. આવો ઉત્સવ લાગટ પંદર દિવસપર્યંત થયા બાદ સોળમે દિવસે દ્રુપદકન્યા ઉત્તમ વસ્ત્રાભૂષણોથી સજ્જ થઈ, હાથમાં સુવર્ણમાળા લઇ સભામાં આવી.

આ પ્રમાણે સ્વયંવરને દિવસે સર્વ સમાજ એકઠો થતાં રાજા દ્રુપદના પુરોહિતે હવન કર્યો અને અગ્નિનું સંતર્પણ કર્યું; તેમજ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું.[4] ત્યારબાદ સર્વ વાદ્યો

---

૧ આદિપર્વ–અધ્યાય ૧૭૧ ૨ આદિપર્વ–અધ્યાય ૧૮૫

૩. ते तु दृष्ट्वा पुरं तच्च स्कन्धावारं च पाण्डवाः । कुंभकारस्य शालायां निवासं चक्रिरे तदा ॥ (આદિપર્વ–અધ્યાય ૧૮૭, શ્લોક ૧)

૪. આદિપર્વ અધ્યાય ૧૮૭, શ્લોક ૨૯–૩૧

બંધ થતાં યુવરાજ ધૃષ્ટદ્યુમ્ન હંમેશના રિવાજ મુજબ પોતાની બહેન દ્રૌપદીને લઇને સભામાં આવ્યો અને સર્વને ઉદ્દેશીને બોલ્યો કેઃ—

"હે ભૂપતિઓ ! મારું ભાષણ શ્રવણ કરો. અત્રે આ ધનુષ્ય અને બાણ પડેલાં છે, તે લઇ અંતરિક્ષમાં પરિભ્રમણ કરનારા આ યંત્રના છિદ્રમાંથી તમે તીક્ષ્ણ અને ગગનસંચારી પાંચ બાણોથી નિશાન મારો; કારણ કે જે કુલીન, રૂપવાન અને બળવાન પુરુષ એ મહત્કર્મ કરશે, તેની મારી બહેન કૃષ્ણા આજે ભાર્યા થશે."[1]

નૃપતિઓ પ્રત્યે ઉપલું વેણ ઉચ્ચાર્યા બાદ ધૃષ્ટદ્યુમ્ને સ્વયંવરમાં બેઠેલા સર્વ રાજાઓનાં નામ, ગોત્ર અને પરાક્રમ દ્રૌપદીને કહી સંભળાવ્યાં અને લક્ષ્યવેધ કરનાર જોડે વરવાની સૂચના આપી.

હાજર થયેલા રાજાઓમાંથી કેટલાક એક પછી એક ઊઠવા લાગ્યા, પણ સ્વયંવરની શરત પૂરી ન કરી શકવાથી નિરાશ થઈ પાછા બેઠા. આખરે કર્ણ ઊઠ્યો. તે ધનુષ્ય પણ વાળી શક્યો અને તેના પર શર પણ સાંધી શક્યો. આથી તે શરત પૂરી કરી શકશે એવું વાજબી રીતે કલ્પી 'હું સૂતપુત્રને વરનાર નથી' એમ કહી તેણે તેને પાછો કાઢ્યો. આ અરસામાં સર્વ રાજાઓ એકીટશે દ્રૌપદી તરફ જોઈ રહ્યા હતા અને પાંચે પાંડવો પણ તેને જોઇ મદનબાણથી ઘાયલ થયા હતા.[2] તેથી બ્રાહ્મણવર્ગમાં બેઠેલા તેઓને જો કે શ્રીકૃષ્ણ ઓળખી શક્યા, પણ તેઓ તેમને જોઈ શક્યા નહિ. આખરે અર્જુને એ મહાપરાક્રમ કરવાનો વિચાર કર્યો અને બ્રાહ્મણગણની આશિષ મેળવી તે આગળ વધ્યો. ઈશ્વરકૃપાથી સ્વયંવરની વિકટ શરત તે પૂરી શક્યો.

બ્રાહ્મણગણ અને દ્રુપદપક્ષીય જનોમાં આથી આનંદ પ્રસરી રહ્યો, વાદ્યો મોટે સ્વરે વાગવા લાગ્યાં, ચોતરફથી પુષ્પવૃષ્ટિ થવા લાગી, ભાટપુરાણિકો સ્તુતિ કરવા લાગ્યા અને આખો બ્રાહ્મણસમુદાય જયસૂચક ધ્વજાની માફક પોતાનાં વસ્ત્રો ફરકાવવા લાગ્યો. પણ જેમ શ્રીકૃષ્ણને અર્ઘ્ય આપતી વખતે શિશુપાલાદિ રાજાઓ ઇર્ષ્યાથી વિરુદ્ધ પડ્યા હતા, તેમજ હતાશ થયેલા ક્ષત્રિય રાજાઓ બ્રાહ્મણવર્ગમાંના એક પુરુષે શરત પૂરી કરવાથી પોતાનું અપમાન થયેલું સમજી હાહાકાર કરવા લાગ્યા. આ મુજબની સભામાં ગરબડ ચાલતાં 'ધર્મનિષ્ઠોમાં શ્રેષ્ઠ' યુધિષ્ઠિર 'પુરુષશ્રેષ્ઠ' નકુલસહદેવ સાથે સત્વર ઘેર ચાલતા થયા.[3] રાજાઓમાં દ્વેષ ઉત્પન્ન થયેલો જાણી અને વેધ કરનાર અર્જુનને જોઇ, આનંદિત થયેલા દ્રુપદરાજાએ પોતાના સૈન્યસહિત અર્જુનને મદદ કરવાનો વિચાર કર્યો.

આ તરફ વેધ થતાં જ દ્રૌપદી આનંદિત થઇ અને શુભ્ર વસ્ત્ર તથા પુષ્પમાળા લઇને અર્જુનસમીપ આવી. અર્જુને તેનો સ્વીકાર કર્યો; અને બ્રાહ્મણોની સ્તુતિને પાત્ર થયેલો તે, ત્યારબાદ રંગસભામાંથી બહાર નીકળ્યો, તેની પાછળ પાછળ તેની પત્ની પણ નીકળી.[4]

આ પ્રમાણે તેમને બહાર નીકળતાં જોઇ પ્રથમથી જ દ્વેષાગ્નિથી બળી ઊઠેલા રાજાઓ પોતાનું અપમાન થયેલું માની પરસ્પર કહેવા લાગ્યા કે, "ઉત્તમ પ્રકારે સત્કાર કરી અને ઉત્તમોત્તમ અન્ન જમાડી દ્રુપદે આપણું નાક કાપ્યું છે. શું દેવસમુદાય માફક ભેગા થયેલા આ નૃપસમાજમાંથી એકે રાજા તેને પસંદ નહિ પડ્યો કે એક બ્રાહ્મણને તે પોતાની કન્યા લઈ જવા દે છે ? બ્રાહ્મણોને સ્વયંવરનો અધિકાર નથી, સ્વયંવર તો ક્ષત્રિયોનો જ હોય. વારુ, જો કન્યા પોતે જ કોઇ રાજાને પસંદ ન કરતી હોય, તો આપણે તેને અગ્નિમાં નાખી દઈએ અને આપણા રાજ્યમાં ચાલતા થઇએ !"

---

૧. આદિપર્વ–અધ્યાય ૧૮૭, શ્લોક ૩૬, ૩૭ ૨. આદિપર્વ–અધ્યાય ૧૮૯, શ્લોક ૧૧, ૧૨
૩. આદિપર્વ–અધ્યાય ૧૯૦, શ્લોક ૨૫, ૨૬ ૪. આદિપર્વ–અધ્યાય ૧૯૦, શ્લોક ૨૮

આ મુજબ વિચાર કરી સર્વે રાજાઓ દ્રુપદનો વધ કરવા તેના પર ધસ્યા, પણ આયુધો સાથે પોતાની તરફ ધસી આવતા સર્વે રાજાઓને જોઈ, ભયભીત થયેલો તે રાજા બ્રાહ્મણોની 'કાળી ગાય' બની ગયો ! પરંતુ ભીમાર્જુન તેમની સમક્ષ ગયા અને રાજાઓ સાથે યુદ્ધ કરવાને તૈયાર થઈ રહેલા તે દ્વિજશ્રેષ્ઠોને માત્ર પ્રેક્ષક તરીકે ઊભા રહેવાનું કહી યુદ્ધ કરવા લાગ્યા. અન્ય સાધારણ રાજાઓને મહાત કર્યા બાદ કર્ણ અને અર્જુન તેમજ શલ્ય અને ભીમની જોડીઓ સામસામે આવી ઊભી રહી. બંનેનું તુમુલ યુદ્ધ થતાં સર્વે રાજાઓ ભેગા મળ્યા અને એ મહાપરાક્રમી બ્રાહ્મણો કયા કુળના અને કયા દેશના છે, તેની શોધ કરવાને વિચાર કરી થોડો સમય યુદ્ધ બંધ રખાવ્યું. એટલામાં ભીમાર્જુનને તેમના અતુલ પરાક્રમથી ઓળખી ગયેલા શ્રીકૃષ્ણે વચમાં પડી યુદ્ધ બંધ રખાવી, **"દ્રૌપદી ધર્મથી જ લક્ષ્યભેદક વીરને પ્રાપ્ત થઈ છે."**[1] એવો નિર્ણય કરી રાજાઓનું સાંત્વન કર્યું; અને તે સર્વે રાજાઓ પોતપોતાને ઠેકાણે ચાલતા થયા; તેમજ અન્ય લોકો પણ **'બ્રાહ્મણોએ પાંચાલરાજાની કન્યા વરી'** અને આજની રંગસભામાં "બ્રાહ્મણોની જીત થઈ" એમ બોલતા બોલતા વિદાય થયા.[2] અત્યંત આનંદમાં આવી ગયેલા બ્રાહ્મણસમુદાયમાંથી ભીમાર્જુન માંડમાંડ પોતાનો રસ્તો કાઢી શકયા. યુદ્ધથી જખમી થયેલા તેઓ પૂર્ણિમાના ચંદ્રસૂર્ય પ્રમાણે શોભવા લાગ્યા. દ્રુપદપુત્રી પણ તેમની પાછળ તેમને ઉતારે જવા લાગી.

બીજી બાજુ ભિક્ષા માગી પાછા ફરવાનો સમય થવા છતાં પુત્રો આવ્યા નહિ, તેથી કુંતીને ફિકર થવા લાગી કે, "રખેને કૌરવોએ કે મહાભયંકર અને દીર્ઘદ્વેષી માયાવી રાક્ષસોએ તેમનો વધ તો કર્યો નહિ હોય? **અરેરે! મહાત્મા વ્યાસમુનિનો મત પણ ખોટો જ નીવડચો ને!"** વાત્સલ્યભાવથી વ્યાપ્ત થયેલી કુંતી આ મુજબ ચિંતાતુર હતી, એટલામાં અપરાહ્‌નકાળ સમાપ્ત થવાના શુમારમાં મેઘથી ઘેરાયેલા સૂર્ય પ્રમાણે બ્રાહ્મણોથી ઘેરાયેલો અર્જુન તે ઠેકાણે, તે કુંભારના ઘરમાં દાખલ થયો.[3]

કુંભારની કર્મશાળામાં (કામ કરવાની જગ્યાએ) આ મુજબ પહોંચતાં વાર તે મહાપરાક્રમી કુંતીપુત્રો ભીમાર્જુન **કુંતી સમીપ** ગયા, અને અત્યંત આનંદિત થયેલા તે પુરુષશ્રેષ્ઠોએ ભિક્ષા તરીકે તે દ્રૌપદીને જ માતા પ્રતિ નિવેદિત કરી![4] તેમજ ઝૂંપડીમાં બેઠેલી તે કુંતીએ પણ **દૃષ્ટિએ પડવાની વાટ ન જોતાં** "સર્વે વહેંચી લો' કહ્યું; પણ દ્રૌપદીને જોતાં તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો કે, "અરેરે! મેં આ કેવું અનર્થકારક વેણ ઉચ્ચાર્યું'!" બાદ ચિંતાક્રાંત થયેલી તે અધર્મભીરુ કુંતી અતિશય આનંદિત થયેલી તે દ્રૌપદીનો હાથ પકડી યુધિષ્ઠિર પાસે ગઈ અને બોલી કે, "હે પુત્ર! દ્રુપદરાજાની કન્યા તારા કનિષ્ઠ બંધુઓએ મારી સામે નિવેદિત કરી; પણ પ્રમાદને લીધે મારા મોંમાંથી (રોજની માફક) એમ નીકળી ગયું કે, "સર્વે જણા વહેંચી લો." આથી મારું ભાષણ પણ અસત્ય ન થાય અને પાંચાલકન્યા દ્રૌપદીને પાતક પણ ન લાગે, એવો કાંઈ ઉપાય તું બતાવ."

ધર્મરાજ યુધિષ્ઠિરે આથી અર્જુનને કહ્યું કે, "તેં દ્રૌપદીને સ્વયંવરમાં જીતી છે, તો તારી સાથે જ પાણિગ્રહણ કરવાથી તે શોભનાર છે; માટે અગ્નિ પ્રજ્વલિત કરી તું એનું યથાવિધિ પાણિગ્રહણ કર." ત્યારે અર્જુને કહ્યું કે, "પ્રથમ આપનો, બાદ ભીમસેનનો, પછી મારો અને ત્યાર બાદ નકુલસહદેવનો વિવાહ થવો યોગ્ય છે; માટે આપે જ એ કન્યાનું પાણિગ્રહણ કરવું જોઈએ અને ત્યાર બાદ ભીમસેનનો, મારો અને નકુલસહદેવનો વિવાહ

૧. આદિપર્વ–અધ્યાય ૧૯૨, શ્લોક ૩૮
૨. આદિપર્વ–અધ્યાય ૧૯૨, શ્લોક ૪૦
૩. આદિપર્વ–અધ્યાય ૧૯૨, શ્લોક ૪૫–૪૭
૪. આદિપર્વ–અધ્યાય ૧૯૩, શ્લોક ૧

અનુક્રમે થવો જોઇએ. મારો તો આ મત છે; પણ આ પ્રસંગે ધર્માનુરૂપ, યશસ્કર પાંચાલરાજ દ્રુપદને પણ જે હિતાવહ હોય, તે વિચાર કરીને કરો અને અમને યોગ્ય આજ્ઞા આપો; કારણ કે અમે સર્વે આપની આજ્ઞામાં છીએ.”

અર્જુનનું આવું ભાષણ સાંભળી સર્વે પાંડવોએ પોતાની નજર દ્રૌપદી તરફ ફેંકી અને આમતેમ જોતી તે ભાગ્યવતી દ્રૌપદીને જોતાં સર્વ પાંડવોએ એકબીજા સામું જોયું અને તે સર્વેનું મન તેના પર ચોંટયું. સારાંશ કે, **દ્રૌપદીને જોતાંવેંત તે સર્વ અપરિમિત વીર્યવાન પાંડવોમાં સર્વ ઇંદ્રિયોના ક્ષોભકારી મદનનો પ્રાદુર્ભાવ થયો; કારણ દ્રૌપદીનું સ્વરૂપ બહુ કામોદ્દીપક હોવાથી પ્રાણીમાત્રનું ચિત્ત વેધી નાખનારું હતું!**[૧]

તેમની આવી મુદ્રાઓ જોઇ તથા તેમનો મનોરથ જાણી, યુધિષ્ઠિરને વ્યાસવચનનું સ્મરણ થયું. આથી દ્રૌપદી જેને પ્રાપ્ત થશે તેના બીજા પાંડવો શત્રુ થશે, એ ભયથી તે ધર્મરાજ પોતાના બંધુઓ પ્રતિ કહેવા લાગ્યા કે, “આ કલ્યાણી દ્રૌપદી આપણા સર્વની ભાર્યા થશે.”[૨] જ્યેષ્ઠભ્રાતાનું તે ભાષણ લક્ષમાં લઈ ઉદાર અંતઃકરણથી યુક્ત તે સર્વ પાંડુપુત્રો તે જ વાતનો મનમાં વિચાર કરતા કરતા સ્તબ્ધ થઈ રહ્યા. એટલામાં શ્રીકૃષ્ણબળદેવ કુંભારની તે કર્મશાળામાં કે જ્યાં પાંડવો બેઠા હતા, ત્યાં આવ્યા અને પોતાની ઓળખાણ આપી પરસ્પર અભિવંદન-નંદન કરી, હાસ્યપૂર્વક સુખદુઃખની બે વાતો કરી વિદાય થયા.

પાંચાલરાજપુત્ર ધૃષ્ટદ્યુમ્ન કુંભારગૃહે જવા નીકળેલા ભીમાર્જુનની પાછળ પાછળ ગયો હતો અને કોઇની પણ નજરે ન પડતાં, પૂર્ણતઃ સાવચેત રહી, **તે કુંભારના ઘરમાં પાંડવોની પાસે જ છુપાઇ બેઠો હતો.**[૩]

સાયંકાળે ભીમાર્જુન તથા નકુલસહદેવ ભિક્ષા માગી લાવ્યા અને યુધિષ્ઠિરને અર્પણ કરી. ભોજનનો સમય થતા કુંતીએ દ્રૌપદીને પ્રથમ દેવતાઓને બલિ તથા બ્રાહ્મણોને ભિક્ષા આપવાનું કહ્યું, અને પછી અન્નના અન્ય અપેક્ષકોને આપ્યા બાદ શેષ રહેલામાંથી બે ભાગ કરી એક ભાગ ભીમને (કારણ કે તે ખૂબ ખાતો હતો!) અને બીજા ભાગમાંથી બીજા બધાને સરખે હિસ્સે આપવા કહ્યું. ભોજન થતાં સહદેવે ભૂમિ પર દર્ભશય્યા તૈયાર કરી અને તે પર પોતાનાં વસ્ત્ર પાથરી તે સર્વ વીરો દક્ષિણ તરફનું માથું કરી સૂતા; કુંતી તેમને તકિયે લાગીને (માથા આગળ) સૂતી, અને જાણે પાંડવોના પગ મૂકવા સારું એક તકિયો જ હોય નહિ **તેમ દ્રૌપદી તેમના પગ આગળ સૂતી!** તે રાજપુત્રીને એ પ્રકારે ભૂમિ પર (ખાટલા પર નહિ) સૂવું પડવા છતાં તેણે જેમ પાંડવોનું અશુભ કર્યું નહિ, તેમજ પોતાના મનમાં પણ જરા પે ઓછું આણ્યું નહિ; **અને અન્નાર્થે ત્યાં મળેલા ઇતર સર્વ મનુષ્યોએ પણ દ્રૌપદીને ત્યાં બેઠેલી (?) અવલોકી!**[૪] આ મુજબ શય્યાધીન થતાં તે પાંડવોએ સેનાપતિને યોગ્ય એવી અદ્ભુત વાતો કરવા માંડી, જે બધી ધૃષ્ટદ્યુમ્ને સાંભળી.

પાંડવોની તે ઇત્થંભૂત હકીકત અને તેમણે રાત્રે આપસઆપસમાં કરેલી વાતો, એ સર્વે પૂર્ણપણે દ્રુપદરાજાને નિવેદિત કરવા સારુ રાજપુત્ર ધૃષ્ટદ્યુમ્ન ત્યાંથી સત્વર નીકળી દ્રુપદ પાસે ગયો. તુરત જ પાંડવોને ઓળખેલા ન હોવાથી ખિન્ન થઈ બેઠેલા મહાત્મા પાંચાલરાજ દ્રુપદે તેને મત્સ્યવેધ કરનાર કોણ અને કયા કુળનો છે તે પૂછ્યું; જેના ઉત્તરમાં ધૃષ્ટદ્યુમ્ને ભીમાર્જુનની કુંભારને ઘેર પહોંચવાની, ત્યાં પાસેપાસે જ બેઠેલા ત્રણ પુરુષો તથા તેમની માતાને

૧. આદિપર્વ-અધ્યાય ૧૯૩, શ્લોક ૬-૧૪
૨. આદિપર્વ-અધ્યાય ૧૯૩, શ્લોક ૧૬
૩. આદિપર્વ-અધ્યાય ૧૯૪, શ્લોક ૨
૪. આદિપર્વ-અધ્યાય ૧૯૪, શ્લોક ૧૨

જોયાની, કૃષ્ણાને ત્યાં જ મૂકી ભિક્ષાટનાર્થે ચાર પાંડવોના નીકળી ગયાની, ત્યાંથી પાછા આવતાં ભોજન કર્યાની, સૂવાની તથા પરસ્પર ક્ષત્રિયોચિત સંભાષણની વાત દ્રુપદને કહી; અને અગ્નિ-દાહમાંથી પાંડવો મુક્ત થયાની કિંવદંતી ખરી હોઈ, તે સઘળા પાંડવો જ હોવા જોઈએ, એવી પોતે બાંધેલી અટકળ પણ કહી.

બાદ આનંદિત થયેલા તે દ્રુપદે તેઓ પાંડવો જ છે કે કેમ, તેની વધુ તપાસ કરવા પોતાના પુરોહિતને મોકલ્યો; જેણે યુધિષ્ઠિરને તેની જાતિ, કુળ આદિ પોતાને કહેવા કહ્યું અને વધુમાં ઉમેર્યું કે, "પાંડુરાજા અને દ્રુપદરાજામાં ગાઢ મૈત્રી હતી અને 'આ મારી કન્યા કૃષ્ણાને હું કુરુકુલોત્પન્ન પાંડુને વહુ તરીકે આપીશ' એવો તેનો મનોદય હતો. વળી દ્રુપદના મનમાં એવી ઇચ્છા ઘોળાયા કરે છે કે, 'વિશાળ અને દીર્ઘબાહુથી યુક્ત અર્જુન જો ધર્મતઃ આ મારી કન્યા પ્રાપ્ત કરી લે, તો તે મારું એક મોટું હિત કર્યા સમાન જ છે.'"[1]

આ મુજબ દ્રુપદરાજાનો સંદેશો કહી વિનયપૂર્વક બેઠેલા તે પુરોહિત તરફ ધર્મરાજાએ જોયું અને ભીમસેનને તેનું પાદપૂજન કરવા આજ્ઞા કરી. તેમ થતાં યુધિષ્ઠિરે તે પુરોહિતને કહ્યું: "ક્ષાત્રધર્મને ઉચિત રીતિનું અવલંબન કરી પાંચાલરાજાએ પોતાની કન્યા સ્વયંવરમાં મેલી હતી, માત્ર ઇચ્છાથીજ તેમ કર્યું નહોતું. વળી તેની પુત્રીએ પણ તે વાત માન્ય કરી હતી. તેમ કર-વામાં તેણે જાતિ, કુળ, શીલ કે ગોત્ર, એમાંના કશાની પણ અપેક્ષા રાખેલી નહોતી—માત્ર ધનુષ્ય સજ્જ કરી લક્ષભેદ કરવાની શરતે જ તે આપવાનું જાહેર કર્યું હતું; અને તે મુજબ રાજાઓના સમુદાયમાં તેને આ મહાત્માએ (અર્જુને) જીતી છે. આથી દ્રુપદરાજાને હવે ચિંતા-તુર થવાનું કારણ દેખાતું નથી, પણ દ્રુપદરાજાનો એ (અર્જુનને કન્યા આપવાનો) મનોરથ પણ સિદ્ધ થશે. વળી એ રાજકન્યાના સ્વરૂપનું ઉત્તમ પ્રકારે સાર્થક થયેલ હું માનું છું; કારણ કે તે ધનુષ્યને તે પ્રકારે પ્રત્યંચા ચઢાવવાનું કામ દુર્બળ મનુષ્યથી થવું શક્ય નથી અને અસ્ત્ર-વિદ્યામાં નિપુણ ન હોય એવા અને હીન કુળમાં ઉત્પન્ન થયેલાથી તે લક્ષ્ય પૃથ્વી પર પાડવું અશક્ય જ હતું. આથી કન્યા સારુ દ્રુપદે કાળજી કરવી જોઈતી નથી. વળી (દ્રુપદની ઇચ્છા ન હોય તો પણ) તે લક્ષ્યભેદ વ્યર્થ કરવાની (લક્ષ્યવેધ કરનારને હરાવવાની) આજે પૃથ્વીમાં એક પણ પુરુષની છાતી ચાલનાર નથી."

એટલામાં ભોજન તૈયાર હોવાની ખબર દ્રુપદનો એક માણસ લાવ્યો અને સર્વ કર્મ આટોપી, દ્રુપદને ઘેર ભોજન કરી, ત્યાં જ દ્રૌપદીનું પાણિગ્રહણ કરવાનું સૂચવ્યું. આથી આવેલા તે પુરોહિતને આગળથી મોકલી દઈ પાંડવો દ્રુપદે મોકલેલા વિશાળ અને કીમતી રથો પર સવાર થઇ દ્રુપદને ત્યાં જવા લાગ્યા અને કુંતી તથા દ્રૌપદી પણ એક રથમાં બેસીને ગયાં.

બીજી બાજુ પુરોહિતના મુખમાંથી નીકળેલાં વચન સાંભળી દ્રુપદરાજાએ પાંડવોની જાતિ આદિ નક્કી કરવા નાના પ્રકારની ચીજો એકઠી કરી. દ્રુપદને મહેલે પહોંચતાં કુંતી અને દ્રૌપદી અંતઃપુરમાં ગયાં; અને પાંડવો પાદપીઠોથી (પગ મૂકવા સારુ રાખેલી ચોપાઇથી) યુક્ત એવા સર્વોત્કૃષ્ટ અને મહામૂલ્યવાન સિંહાસન પર બિલકુલ વિસ્મિત ન થતાં બેઠા. બાદ ઉજ્જ્વલ વેષ ધારણ કરેલાં દાસ-દાસીઓ અને પિરસણિયાઓએ સોનારૂપાનાં પાત્રોમાં ઉત્તમ પ્રકારનાં ખાદ્ય-પેય લાવીને પીરસ્યાં. આ પ્રમાણે ભોજનવિધિ સમાપ્ત કરી પાંડવો બીજી વસ્તુઓ તરફ દુર્લક્ષ કરી સંગ્રામ-સામગ્રી નિહાળવા ગયા, જેથી દ્રુપદાદિએ તેઓ રાજકુમારજ હોવા જોઈએ, એવું ખાતરીપૂર્વક માન્યું.

૧. આદિપર્વ—અધ્યાય ૧૯૫, શ્લોક ૧૯

બાદ યુધિષ્ઠિરને પાસે બોલાવી દ્રુપદે તેનાં વર્ણ, કુળ આદિ સંબંધી હકીકત પોતાને કહેવા વીનવ્યું; જેનો સ્વીકાર કરી યુધિષ્ઠિરે સર્વ પાંડવોને એક પછી એક તેમના નામથી ઓળખાવ્યા, જે સાંભળી દ્રુપદને આનંદાશ્રુ આવ્યાં. ત્યારબાદ દ્રુપદના પૂછવાથી લાક્ષાગૃહની હકીકત જણાવી પાંડવો દ્રુપદના ભવ્ય વાડામાં ગયા. ત્યાં દ્રુપદે અર્જુનને પોતાના કુળધર્મ મુજબ યથાવિધિ દ્રૌપદીનું પાણિગ્રહણ કરવા કહ્યું.

એ પરથી યુધિષ્ઠિરે કહ્યું કે, "હે રાજા! મારે પણ વિવાહ કરવો છે." દ્રુપદે ઉત્તર દીધો: "તો તું એનું પાણિગ્રહણ કર; અથવા તારા બંધુઓ પૈકી જેને તારે આપવી હોય તેને કૃષ્ણા આપ." યુધિષ્ઠિરે ઉત્તરમાં જણાવ્યું: "તે અમો સર્વેની રાણી થશે અને મારી માતા પણ પૂર્વે એમ બોલી ગઈ છે. વિશેષ, હું અને ભીમસેન–એ બેઉ હજી અવિવાહિત છીએ; અને રત્નસમાન તારી કન્યા અર્જુને જીતી છે. રત્નનો ઉપભોગ સર્વેએ કરવો, એવો અમારો સંકેત છે; અને તે સંકેત છોડવાની અમારી ઇચ્છા નથી! આથી ધર્મથી જ આ તારી કન્યા કૃષ્ણા અમો સર્વેની પત્ની થશે, માટે અગ્નિસમીપ સર્વ સાથે જ એનું પાણિગ્રહણ થવા દે."[1]

આથી દ્રુપદે કહ્યું: "હે કુરુનંદન! એક પુરુષને ઘણી સ્ત્રીઓ કરવાનું કહેલું છે, પણ એક સ્ત્રીને અનેક પતિ (થયેલા) કોઈ પણ ઠેકાણે સાંભળ્યા નથી. હે કુંતીપુત્ર! તારી આવી બુદ્ધિ કેમ થઈ? શિષ્ટાચાર અને શ્રુતિથી વિરુદ્ધ (જઈ) આવો અધર્મ કરવો તને ઉચિત નથી."[2]

યુધિષ્ઠિરે કહ્યું: "હે મહારાજ! ધર્મ બહુ સૂક્ષ્મ છે. અમારામાં તેની ગતિ જાણવાનું સામર્થ્ય નથી. પૂર્વકાલીન લોક જે માર્ગે ગયા તે જ માર્ગે અમે પણ જઈશું. મારી વાણીથી અસત્યોચ્ચારણ કદી થયું નથી અને અધર્મ તરફ મારી મતિ પણ નથી. મારી માતા એમ જ કહે છે અને મારો પણ એ જ મનોરથ છે. હે રાજા! એ નિશ્ચિત ધર્મ છે; માટે ચિંતા ન કરતાં તથા મનમાં (કોઈ પ્રકારની) શંકા ન આણતાં તેનું આચરણ કર."[3]

આથી આખરે વળતે દિને દ્રુપદે યુધિષ્ઠિર, કુંતી તથા પોતાના પુત્ર ધૃષ્ટદ્યુમ્નને એ બાબતનો નક્કી વિચાર કરી પોતાને જણાવવાનું કહ્યું, એટલામાં વ્યાસમુનિ ત્યાં પધાર્યા.

દ્રુપદે તેમને પ્રશ્ન કર્યો કે, "અનેક પુરુષોએ એક જ પત્ની કરવાથી સંકર કેમ ન થાય? તે સર્વ આપ મને યથાસ્થિત કહો." આથી વ્યાસે કહ્યું કે, "(અતિગહન હોવાથી શાસ્ત્રીય) કપટથી ગરત અને તેથી શિષ્ટાચાર અને શ્રુતિથી વિરુદ્ધ આ (બહુપતિત્વ) ધર્મ વિષે જેના જે મત હોય તે (તેણે કહેવા) સાંભળવાની મારી ઇચ્છા છે."[4]

આથી દ્રુપદે કહ્યું: "શિષ્ટાચાર અને શ્રુતિથી વિરુદ્ધનો આ મને અધર્મ ભાસે છે; કારણ કે અનેકની એક પત્ની કોઈ ઠેકાણે હોતી નથી. પૂર્વકાલીન મહાત્માઓએ આ ધર્મનું અવલંબન કર્યું નથી અને વિદ્વાનોએ અધર્માચરણ કરવું કદી પણ ઉચિત નથી. આથી યુધિષ્ઠિરના કહેવા મુજબ વર્તવાને હું રાજી નથી. કારણ કે આ ધર્મ મને સદા સર્વકાળ સંશયયુક્ત જ ભાસનારો છે."

ધૃષ્ટદ્યુમ્ને કહ્યું: "પોતે સદાચરણી હોય એવો જ્યેષ્ઠ ભ્રાતા કનિષ્ઠ ભ્રાતાની ભાર્યા સાથે સમાગમ કેમ કરે? ધર્મની સૂક્ષ્મ ગતિને લીધે અમે એક યા બીજી બાજુનો નિશ્ચય કરવાને અસમર્થ છીએ."

૧. આદિપર્વ–અધ્યાય ૧૯૭, શ્લોક ૨૨–૨૬
૨. આદિપર્વ–અધ્યાય ૧૯૭, શ્લોક ૨૭, ૨૮
૩. આદિપર્વ–અધ્યાય [illegible] ૩૧
૪. આદિપર્વ–અધ્યાય ૧૯૮, શ્લોક ૬

યુધિષ્ઠિરે કહ્યું: "મારી વાણીએ અનૃતનો ઉચ્ચાર કર્યો નથી અને અધર્મ તરફ મારી મતિ વળતી નથી. આથી **આ બાબતમાં મારો મત અનુકૂળ હોવાથી એ કોઈ પણ પ્રકારે અધર્મ નથી.** જટિલા નામક ગૌતમીએ સાત ઋષિ જોડે તથા મુનિથી ઉત્પન્ન થયેલી વૃક્ષકન્યાએ પણ 'પ્રચેતઃ' સંજ્ઞક દશ ભાઈઓ જોડે સમાગમ કર્યાની કથા પુરાણમાં છે. વળી ગુરુનું કહેવું ધર્માનુસારજ હોય છે; અને સર્વ ગુરુઓમાં માતા શ્રેષ્ઠ ગુરુ છે, તથા 'ભિક્ષા મુજબ સર્વ જણ મળી ઉપભોગ લો' એવા શબ્દ તે માતાના મોઢામાંથી પણ નીકળ્યા છે, તેથી એ વાત **સર્વોત્કૃષ્ટ ધર્મ** છે, એમ હું માનું છું."

કુંતીએ કહ્યું: "ધર્માનુચરણ કરનારા યુધિષ્ઠિરે જે મુજબ કહ્યું તે મુજબ જ એ ખરું છે; **અને અનૃતની મને બહુ જ બીક લાગે છે, માટે હું અનૃતમાંથી કેમ મુક્ત થઈશ?"**

વ્યાસે કહ્યું: "હે ભદ્રે! તું અનૃતથી મુક્ત થઈશ, કારણ કે એ સનાતન ધર્મ છે. હે પાંચાલરાજા! ધર્મરાજાના કહેવા મુજબ આ નિઃસંશય ધર્મ છે. હવે એ કેવી રીતે વિહિત અને સનાતન છે, તે હું સર્વને કહીશ નહિ, માત્ર તને જ કહીશ."

એમ કહી વ્યાસ દ્રુપદનો હાથ પકડી અંદર લઈ ગયા અને તેને તે સનાતન અને વિહિત ધર્મની આ કથાઓ કહીઃ-

"હે રાજા! પૂર્વે નૈમિષારણ્યમાં દેવોએ સત્ર કરવા માંડ્યો હતો, ત્યારે સૂર્યપુત્ર યમે તે સત્રમાં શામિત્રકર્મ (એટલે પશુઓનો ઘાત કરવાનું કર્મ) સ્વીકારવાથી કાલાનુક્રમણ થયું; જેથી મરણમાંથી મુક્ત થયેલી પ્રજા પુષ્કળજ વધી ગઇ! આથી ઇંદ્રાદિ દેવોને ભય પ્રાપ્ત થતાં તેઓ બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ તેમને શાંત પાડી કહ્યું કે, "સત્રમાંથી મુક્ત થતાં યમ પોતાનું ચઢી ગયેલું બધું કામ પતાવી નાખશે." આ સાંભળી દેવોનો જ્યાં યજ્ઞ ચાલતો હતો ત્યાં ઇંદ્રાદિ જઇ બેઠા; એટલામાં તેમને એક કમળ ભાગીરથીમાં દેખાયું, જે જોઈ તેઓ આશ્ચર્ય પામ્યા. ઇંદ્ર તપાસ કરવા ગયો. તો તેને દેખાયું કે, ગંગાના ઉગમસ્થાને એક સ્ત્રી પાણી સારુ ગંગામાં ઊતરી રડતી હતી; અને રડતાં રડતાં પાણીમાં તેનાં જે અશ્રુબિંદુ પડતાં હતાં, તે એકાએક સુવર્ણકમળ થઈ જતાં હતાં. ઇંદ્રે તેની પાસે જઇ રડવાનું કારણ પૂછતાં તેણે તેને પોતાની પાછળ આવવા જણાવ્યું. આ મુજબ તે સ્ત્રીની પાછળ જતાં પાસેજ હિમાલય પર્વત પર એક તરુણ સ્ત્રી જોડે એક રૂપવાન તરુણ (કે જે શંકર હતા તે)ને દ્યૂત રમતો જોયો. પોતે કોણ અને કેવો સત્તાધારી છે તે, તે તરુણ પુરુષને કહેવા છતાં પણ જ્યારે તેણે તેને કંઇ દાદ આપી નહિ, ત્યારે ઇંદ્ર ક્રુદ્ધ થયો. આ જોઈ શંકર હસ્યા અને દ્યૂતક્રીડા ખલાસ થતાં તેણે ઇંદ્રને એક ગુહાનું દ્વાર ખોલવા જણાવ્યું, કે જેની અંદર બીજા તેના જેવા જ ચાર ઇંદ્રો હતા. ઇંદ્ર આથી ભયભીત થયો કે, રખેને મારી પણ એવી જ સ્થિતિ થાય! રુદ્રે કહ્યું કે, "પ્રથમતઃ તેં મારું અપમાન કર્યું, તેથી તું પણ આ ગુહામાં દાખલ થા." આ સાંભળી ઇંદ્ર ગર્વગલિત થઈ ગયો. ઇંદ્રે ક્ષમા ચાહી, પણ શંકરે કહ્યું કે, "તમે સઘળા મનુષ્યજન્મ લઇ પૃથ્વી પર અવતરશો અને મહાપરાક્રમ કરશો..બાદ પાછા ઇંદ્રલોકને પ્રાપ્ત થશો." પૂર્વેંદ્રોએ કહ્યું: "જલદી છૂટકો થવો જ્યાંથી મુશ્કેલ છે, એવા મનુષ્યલોકમાં અમે જઈશું તો ખરા; પણ યમ, ધર્મ, વાયુ, ઇંદ્ર અને અશ્વિનીકુમાર, એ દેવોએ અમારી માતાને ગર્ભાધાન કરવું, કે જેથી દિવ્ય અસ્ત્રોથી ત્યાંના મનુષ્યો જોડે યુદ્ધ કરી અમે પુનરપિ ઇંદ્રલોકને પ્રાપ્ત થઈએ." આ સાંભળી ગાદી પરના ઇંદ્રે કહ્યું કે, "(આ ચાર જોડે) મારા વીર્યથી ઉત્પન્ન થયેલો એવો મારો એક અંશભૂત પુરુષ હું આપીશ." આ મુજબ નક્કી કર્યા બાદ શંકરે તે

સુંદર અને સ્વર્ગની લક્ષ્મીસમાન રડતી સ્ત્રીને મનુષ્યલોકમાં તેમની સ્ત્રી નીમી. બાદ બધાને લઈને શંકર નારાયણ પાસે ગયા અને પોતાના શાપને માટે તેમનું અનુમોદન મેળવ્યું. નારાયણે પણ પોતાની શક્તિરૂપ એક સફેદ અને એક કાળો એમ બે વાળ ઉખાડી યાદવકુળમાં દેવકી અને રોહિણીના ગર્ભમાં પ્રવિષ્ટ કર્યા, જે બલરામ અને કૃષ્ણરૂપે અવતર્યા. આ મુજબ પૂર્વના ચાર ઇંદ્રો તે ચાર પાંડવો અને ઇંદ્રના અંશરૂપ પાંચમો તે અર્જુન, એમ પૂર્વના ઇંદ્રો તે આ પાંચ પાંડવો છે; અને પેલી રડતી સ્ત્રી તે તારી પુત્રી દ્રૌપદી છે."

આ પ્રમાણે કહ્યા પછી અત્યંત અદ્દભુત વરદાન આપી વ્યાસે દ્રુપદને દિવ્ય દૃષ્ટિ આપી, કે જેથી તે પાંચે પાંડવોને તેમના મૂળ ઇંદ્રના રૂપમાં જોઇ શકયો!

એ મુજબ એક વાત કહ્યા બાદ વ્યાસે બીજી વાત કહીઃ-"તપોવનમાં એક રૂપવતી ઋષિકન્યા હતી, પણ તેને પતિ પ્રાપ્ત થતો નહોતો; તેથી ઉગ્ર તપ કરી તેણે શંકરને રીઝવ્યા અને 'સર્વગુણસંપન્ન પતિની મને ઇચ્છા છે.' એમ પાંચ વાર તેણે તેને કહ્યું. આથી ખુશ થયેલા શંકરે તેને પાંચ વર થવાનું વરદાન આપ્યું, તે કન્યાએ એક જ પતિની અપીલ કરી, પણ અંતઃકરણમાં પ્રસન્ન થયેલા તે દેવાધિદેવે પુનરપિ શુભ ભાષણ કરી તેને કહ્યું કે, 'પતિ આપો, પતિ આપો,' એમ કહી તેં પાંચ વાર મારી પ્રાર્થના કરી, તેથી હવે તને પાંચ જ પતિ થશે. હે ભદ્રે! તારું કલ્યાણ થાઓ! તને બીજો દેહ પ્રાપ્ત થતાં એ બધું સિદ્ધિ પામશે." આ મુજબ હે દ્રુપદ! આ તારી દેવરૂપી કન્યા ઉત્પન્ન થઇ છે અને ઈશ્વરી સંકેતથી જ તે પાંચેની પત્ની ઠરેલી છે; માટે હવે તને જેમ યોગ્ય લાગે તેમ કર."

દ્રુપદે કહ્યુંઃ "હે મુનિ! હવે મારો સંશય દૂર થયો. મેં પ્રથમ આ વાત જાણી નહોતી, તેથી જ મારી પુત્રીનો એક જ પતિ સાથે સંબંધ કરવા પ્રયત્ન કર્યો હતો; પણ ખરેખર દૈવ આગળ કોઈનું કાંઈ ચાલતું નથી. માટે દેવવિહિત જે હોય તે જ કરવું યોગ્ય છે. દૈવનો સંબંધ ટાળવો અશક્ય છે, અને તે ટાળવા સારુ આ જન્મે કરેલા કર્મથી કંઇ જ સિદ્ધ થતું નથી. જુઓ કે, કન્યાને એક ઉત્કૃષ્ટ પતિ મેળવી આપવાના ઉદ્દેશથી મેં જે શરત કરી તે જ અનેક પતિ મેળવી આપવાના કારણભૂત થઈ પડી! પ્રત્યક્ષ શંકરે જ્યારે એવું વરદાન આપ્યું છે, ત્યારે અધર્મ હો કે ધર્મ હો, તો પણ એમાં મારો અપરાધ નથી; માટે દ્રૌપદીને જેમ રુચે તેમ કરો."

બાદ વ્યાસે ધર્મરાજાને પ્રથમ દ્રૌપદીનું પાણિગ્રહણ કરવા આજ્ઞા કરી; અને તે મુજબ ધૌમ્યમુનિએ હવન કરી યુધિષ્ઠિર સાથે દ્રૌપદીની ગાંઠ બાંધી આપી. ત્યારબાદ બીજે, ત્રીજે, ચોથે અને પાંચમે દિને, અનુક્રમે બાકીના પાંડવોએ તેનું પાણિગ્રહણ કર્યું. વૈશંપાયન અત્રે કહે છે કે, વ્યાસે તેને એક અદ્દભુત કથા એ કહી હતી કે, દ્રૌપદી દરરોજ એકેક પાંડવ સાથે લગ્ન કર્યા બાદ કુમારી થઈ જતી હતી.

બસ. આટલી જ કથા જોડે આપણને સંબંધ હોવાથી વધુ ભાગ આપવાની જરૂર નથી.

## શું કુંતીએ ખરે જ 'सर्वे समेत्य भुंक्त' કહ્યું હતું?

કુંતી એક દૃઢ સંકલ્પવાળી શૂર સ્ત્રી હતી. કુરુક્ષેત્રની લડાઈ પૂર્વે કૃષ્ણ સાથે પોતાના પુત્રોને તે જે સંદેશો મોકલે છે, તે એક વીર ક્ષત્રિયાણીને છાજે તેવો જ છે. તે કૃષ્ણને કહે છેઃ "અરે! સંધિ કરવાનો આ કાળ નથી. પાંડવોને કહેજે કે, અપમાન થવાથી જેને રાગદ્વેષ આવતો નથી તે ખરો ક્ષત્રિય જ નથી. કુલક્ષય થવાની બીકે સ્વસ્થ બેસી રહી અથવા નિરાશ થઇ નીચ સ્થિતિમાં રહેશો નહિ; સાપની ઝેરી દાઢ ઉખાડી નાખતાં મૃત્યુ થાય તો

બહેતર, પણ કૂતરાને મોતે મરશો નહિ. શત્રુએ કરેલું અપમાન, તિરસ્કાર અને છળનો ભાર ગધેડા પ્રમાણે સહન કરવો એ ક્ષત્રિયોનો ધર્મ નથી. ડૂબવાનો કે પડવાનો પ્રસંગ આવે તો પણ શત્રુની કમરને પાકી બાથ ભીડી તેમ કરવું. યોગ્ય પ્રસંગ હોવા છતાં, જીવવાની આશાએ કે બીકે, જે ક્ષત્રિય પોતાનું તેજ બતાવતો નથી, તે ક્ષત્રિય નહિ પણ ચોર છે. ક્ષત્રિયે શેરડીની માફક શત્રુની સામે કકડા થઈ જવું, પણ વળવું (નમવું) નહિ.* જે આશયથી એક ક્ષત્રિય વીર સ્ત્રી પોતાના પુત્રને જન્મ આપે છે, તે આશા પૂર્ણ કરવાનો આજ સમય છે. માટે આ વખતે જો લોકોના કહેવા પર આધાર રાખી સ્વકર્તવ્ય કરવામાં ચૂકશો તો હું તમારો સર્વથૈવ ત્યાગ કરીશ. પ્રસંગ આવતાં ક્ષત્રિયે પોતાના પ્રાણની પણ પરવા કરવી જોઈએ નહિ." અર્થાત્ કુંતી એક બહુ પાણીદાર સ્ત્રી હતી. તે પોતાનો ધર્મ યથાર્થ જાણતી; આથી યુદ્ધ પૂરું થયા બાદ અને પાંડવો ગાદી પર બેસતાં જ્યારે ધૃતરાષ્ટ્ર યાત્રાએ નીકળી પડે છે, ત્યારે તે વૃદ્ધ અંધ માણસની સેવા કરી પોતાનો ધર્મ બજાવવાનું વાજબી ધારી કુંતી પણ તેની સાથે નીકળી પડે છે–ન તો હાલની સ્ત્રીઓની માફક પોતાના પુત્રોને રાજ્ય કરતા જોવાની તે ઇચ્છા રાખે છે, ન તેમના વૈભવનું સુખ માણવાની! જ્યારે તે આ મુજબ યાત્રાએ જવા નીકળે છે, ત્યારે ભીમ તેને તેણે કૃષ્ણની સાથે મોકલેલા સંદેશાનું ફળ ભોગવવા (અર્થાત્ પાંડવોનો રાજ્યવૈભવ ભોગવવા) સારુ રહેવાનો આગ્રહ કરે છે; પણ એ વીર સ્ત્રી દઢતાથી ઉત્તર આપે છે કે, "મેં મારા પતિના વખતમાં બહુ સુખ ભોગવ્યું છે. મેં તમને યુદ્ધ કરવાની સલાહ એટલા જ સારુ આપેલી કે મારે તમને ભીખ માગતા જોવા પડે નહિ." છેલ્લે યાત્રાએ જતાં, તે પોતાના પુત્રોને ઉપદેશ આપે છે કે, "સત્યને માર્ગે ચાલજો અને મનોવૃત્તિઓ હમેશાં ઉદાર રાખજો." આખા મહાભારતના સારરૂપ જ ઉપલું વાક્ય છે, એમ કહીએ તો ચાલે. કુંતીના સ્વભાવ–પરિચયાર્થે આપણે આટલું જોયું અને ખાતરી કરી કે, તે વીર સ્ત્રી હમેશાં સત્યને જ ચાહનારી અને મહાતેજસ્વી સ્વભાવની હતી.

પ્રથમ તો આ પ્રસંગમાં ખુદ મહાભારતના કથાનાનુસાર કુંતી બહુ "અધર્મભીરુ" હતી એ સિદ્ધ થાય છે; તેમજ તેનો પશ્ચાત્તાપ આપણી માન્યતાને ટેકો આપે છે. આવું છતાં દ્રૌપદીના વિવાહસંબંધી જે વાદવિવાદ થાય છે, તેમાંની સઘળી બાબતો તરફ તે દુર્લક્ષ્ય કરે છે–એકે શબ્દ બોલતી નથી, માત્ર યુધિષ્ઠિરની હામાં હા ભેળવે છે, એ એક ખૂબી છે.

આપણે એ ભૂલવું જોઈતું નથી કે, પાંચાલનગરીમાં આવવાનો પાંડવોનો મુખ્ય ઉદ્દેશ કેવળ દ્રૌપદી મેળવવાનો જ હતો. વ્યાસે બતાવેલી આશા, આપેલો આશીર્વાદ તથા ખાતરી, દ્રુપદપુત્રીના શંકરવરદાનને પરિણામે પાંચ પતિ વિષેની કહેલી હકીકત, ધૌમ્યના પુરોહિત થવાથી ખુદ દ્રૌપદી જ મળ્યા જેટલો તેમને થયેલો આનંદ, લોકસમુદાય મળવાના સ્થાનનું અવલોકન કરી તેમણે લીધેલો કુંભારને ઘેર ઉતારો વગેરે બાબતો એ વાતની પુષ્ટિમાં આપણને ઉપલબ્ધ છે; તેમજ દ્રુપદરાજાને ત્યાં પંદર દિવસ સુધી આગંતુકોના સન્માનાર્થે જે ઉત્સવ થયો હતો, તેમાં પણ તેમની હાજરી તેમના એ જ એક માત્ર હેતુની ખાતરી આપે છે.

હવે કુંતીને જ્યારે ફિકર થાય છે ત્યારે સોળમો–એટલે સ્વયંવર સારુ નિશ્ચિત–દિવસ આવે છે પાંડવોએ સ્વયંવરમાં જઈ અર્જુને લક્ષ્યવેધ કર્યો છે અને રાજાઓના દિલમાં મત્સર ઉત્પન્ન થવાથી તે લડવા ઉદ્યુક્ત થતાં યુધિષ્ઠિર નકુલ–સહદેવ જોડે 'ગચ્છંતિ' કરી જઈ મંડપમાંથી કોઇ ઓળખી લે નહિ તે સારુ સત્વર ઘેર આવી બેસે છે. આથી કુંતી સારી રીતે

* अप्यपर्वणि भज्येत न नमेतेह कस्यचित्।

જાણતી હોવી જોઈએ કે તેના પુત્રો ભિક્ષાર્થે નહિ પણ સ્વયંવરમાં ગયા હતા; અને તેથી જ તે ફિકર કરે છે કે, સ્વયંવરમાં ઓળખાઈ જતાં કદાચ "કૌરવો અથવા (તેમના મદદગાર) **દીર્ઘદ્વેષી માયાવી રાક્ષસોએ તો** (કારણ કે પુરોચન નામના લાક્ષાગૃહ બાંધનાર રાક્ષસને તેમણે બાળી નાખ્યો હતો) **પાંડવોનો વધ કર્યો નહિ હોય?"** એટલું જ નહિ પણ તે વિચારે છે કે, **"ત્યારે શું મહાત્મા વ્યાસમુનિનો મત પણ ખોટો જ પડયો ને?"**[1] આથી પણ સ્પષ્ટ રીતે એ સાબિત થાય છે કે, પાંડવો ભિક્ષાર્થે નહિ પણ દ્રૌપદી અર્થે જ સ્વયંવરમાં ગયા હતા. આ બધી વાતથી કુંતી સુપરિચિત હતી–અર્થાત્ ભિક્ષાની વાત ખોટી છે, કારણ કે, 'વ્યાસનો મત' તો દ્રૌપદી મેળવવા વિષે મળ્યો હતો, ભિક્ષા મેળવવા વિષે નહિ!

વળી યુધિષ્ઠિરાદિ ત્રણ પાંડવો સ્વયંવરમાંથી નીકળી ભીમાર્જુનની અગાઉ જ ઘેર આવ્યા હતા, તેમણે પણ બધી હકીકતથી કુંતીને વાકેફ કરી જ હોવી જોઈએ; અને ત્યાર પછી જ કુંતીને ઉપલી ફિકર થવા લાગી હોવી જોઈએ. કારણ કે સ્વયંવરમંડપ આગળ ભીમાર્જુન તે વખતે દ્વેષથી ઘેરાયેલા રાજાઓ જોડે યુદ્ધ કરતા હતા.

વળી અર્જુન ઘેર આવ્યો ત્યારે **'મેઘથી ઘેરાયેલા સૂર્ય પ્રમાણે બ્રાહ્મણોથી ઘેરાયેલો' હતો,**[2] અને તેથી કુદરતી રીતે જ આનંદમગ્ન બ્રાહ્મણોનો કંઈક કોલાહલ થવાથી ફિકર યા આનંદને લીધે કુંતીએ તે તરફ જરૂર નાખી હોવી જોઈએ.

વળી કુંભારના ઘરનો જ્યાં ઉલ્લેખ આવે છે, ત્યાં મૂળ મહાભારતમાં यज्ञशाला અને कर्मशाला એમ બે જુદા જુદા શબ્દો વાપરવામાં આવેલા જણાય છે; અને તેથી એમ પણ જણાય છે કે, વધુમાં વધુ બે ઓરડાવાળા આ કુંભારના ઘરમાંના અંદરના ઓરડામાં–કર્મશાળામાં–પાંડવો ઊતર્યા હોવા જોઈએ. હવે જો ભીમે તુરત દોડતો આવી માતાને વધામણી ન કહી હોય અને કુંતી બહારના ઓરડામાં પોતાના પુત્રને બેવડી આશિષ (એક તો રાજાઓ જોડેના યુદ્ધમાં જીતવાની અને બીજી દ્રૌપદી જીતવાની) આપવા ન થે આવી હોય, અને ભીમાર્જુને ભિક્ષા તરીકે દ્રૌપદીને રજૂ કરી હોય, તો પણ પરાક્રમી અને આનંદિત ભીમાર્જુને કુંભારના ઘરમાંની **કર્મ-શાલામાં** આવીને **કુંતીસમીપ** દ્રૌપદીને રજૂ કરી હતી.[3] અર્થાત્ કુંતી તે વખતે બીજા કોઈ અંદરના ઓરડામાં નહોતી અને તેથી તેનું सर्वे समत्ये भुक्तं કહેવું કેવળ બનાવટી જણાય છે; કારણ કે પોતાની સમક્ષ આવેલી ચીજ તરફ દુર્લક્ષ કરી, કોઈ પણ કદી જોયા વિના કંઈ બોલે જ નહિ.

અર્થાત્ ભિક્ષાએ ગયાની અને ભિક્ષામાં દ્રૌપદી મેળવ્યાનું કુંતીને કહ્યાની વાતો અસત્ય છે. કુંતી પોતાના પુત્રો સ્વયંવરમાં ગયા હતા તે વાતથી સુપરિચિત હતી; અને તેથી તેણે પોતાની સમીપ ઊભેલી અજબ સૌંદર્યની મૂર્તિ દ્રૌપદીને જોઈ 'પાંચે વહેંચી લો' એવું કહેલું સંભવતું નથી.

---

૧. अनागच्छत्सु पुत्रेषु भैक्ष्यकालेऽभिगच्छति। धार्तराष्ट्रैर्हता न स्युर्विज्ञाय कुरुपुङ्गवः ॥४४॥
मायान्वितैर्वा रक्षोभिः सुघोरैर्दृढवैरिभिः। विपरीतं मतं जातं व्यासस्यापि महात्मनः ॥४५॥
(આદિપર્વ, અધ્યાય ૧૯૨)

૨. महत्यथापराह्णे तु घनैः सूर्य इवावृतः। ब्राह्मणैः प्रविशत्तत्र जिष्णुर्भार्गववेश्मतत् ॥४७॥
(આદિપર્વ, અધ્યાય ૧૯૨)

૩. गत्वा तु तां भार्गवकर्मशालां पार्थौ पृथां प्राप्य महानुभावौ।
तां याज्ञसेनीं परमप्रतीतौ भिक्षेत्यथावेदयतां नराग्र्यौ ॥ १ ॥ (આદિપર્વ, અધ્યાય ૧૯૩)

હવે આપણે બીજી રીતે વિચાર કરીએ. ખુદ મહાભારત પરથી જણાય છે કે, પ્રાયઃ યુધિષ્ઠિર જેમ યુદ્ધમાં, તેમજ ભિક્ષાર્થે પણ જતા નહિ. ચાર નાના પાંડવો ભિક્ષા માગી લાવી તેની સમીપ મૂકતા; અને કુંતી તે ભિક્ષાને વિધિસર તૈયાર કરી, 'અર્ધામાં રામ અને અર્ધામાં ગામ' ને ન્યાયે અર્ધું ભીમને અને બાકીના અર્ધામાંથી સર્વેને વહેંચી આપતી. આથી જ્યારે સ્વયંવર વખતે યુધિષ્ઠિર પણ ઘરની બહાર પડ્યા હતા તો, તે ભિક્ષા માગવાને પ્રાયઃ જતા ન હોવાથી, કુંતીને ભિક્ષાની કલ્પના આવવી શક્ય નથી. પાંડવો ભિક્ષા માગી યુધિષ્ઠિર સમક્ષ રજૂ કરતા હોવાથી[1] દ્રૌપદીને ભિક્ષા તરીકે ઓળખાવવી હોય તો પણ તે યુધિષ્ઠિર પાસે જાત–કે જે ઘરમાં જ બેઠા હતા–કુંતી પાસે નહિ. ધારો કે યુધિષ્ઠિર સર્વ વાતથી વાકેફ હોવાથી તેની પાસે ન જતાં કુંતી પાસે જવાની વાતને આપણે માનીએ; તોપણ કુંતી સહસા 'તમે બધા વહેંચી લો' કહે નહિ; કારણ કે જો તેમ થાય તો તેનું પોતાનું શું? તેણે કાંઇ એકાદશી કે બીજું કોઇ વ્રત તે દિને લીધું હોય એમ પણ લાગતું નથી; કેમકે સાંજે પાંડવો જ્યારે પાછા ભિક્ષા માગવા જાય છે, ત્યારે તે ભિક્ષામાંથી પોતે પણ ખાય છે. આથી પણ એ સિદ્ધ થાય છે કે, કુંતી 'સર્વે વહેંચી લો' એવું બોલી હોય એ બિલકુલ સંભવતું નથી.

ઉપરાંત વીર ભીમસેન મશ્કરો હતો ખરો, અર્જુન નહિ. આથી ભીમ દ્રૌપદીને ભિક્ષા તરીકે કદાચ ઓળખાવે; પણ અર્જુન તો કદી પણ તેને પોતાની અનુમતિ આપે જ નહિ, એમ તેની આખી 'કેરેક્ટર' નો અભ્યાસ કરતાં જણાય છે.

જો કે, 'આપણે પાંચે એને પરણીશું' એ યુધિષ્ઠિરનાં વેણ સાંભળી સર્વે પાંડવો તે વખતે 'સ્તબ્ધ' થઈ જાય છે ખરા, છતાં ત્યારબાદ ભિક્ષાએ જતાં, રાત્રે સૂતી વખતે કે બીજે દિને પણ, એ (મહાભારતના જ શબ્દમાં કહેતાં) 'અમાનુષ' ભાવિ વિવાહસંબંધી કાંઈ પણ ચર્ચા તેઓ કરતા નથી; તેમજ સૂતી વખત સુધી કુંતી પણ એ વિષે જરા યે ચિંતાતુર જણાતી નથી.

ઉપરાંત ધૃષ્ટદ્યુમ્ન, કે જે પાંડવોની બરાબર પાછળ સ્વયંવરમાંથી નીકળ્યો હતો તથા તેમની છેક લગોલગ છુપાઇને બધું જોતો હતો, તે એમાંની કોઇ વાતનું કશું વર્ણન કેમ દ્રુપદ આગળ કરતો નથી? તેને એ બધી વાતની ખબર હોવી જોઇએ, તેમજ પાંડવોનાં નામો પણ તેણે સાંભળ્યાં હોવાં જોઇએ; કારણ કે કુંતીએ ભોજન સમયે દ્રૌપદી આગળ બધા પાંડવોનાં નામ દીધેલાં, તેમ તે પરસ્પરની તેમની વાતોમાં પણ લેવાયાં હશે.

આથી જો એ વાત ખરી હોત તો ધૃષ્ટદ્યુમ્ન જેવો માણસ દ્રુપદને તે કહ્યા વિના રહે જ નહિ; અને તેથી સ્પષ્ટ થાય છે કે, દ્રૌપદી ભિક્ષા તરીકે ઓળખાયેલી જ નહિ, તેમ કુંતીએ 'સર્વે વહેંચી લો' એમ પણ કહેલું જ નહિ.[2]

## શું દ્રૌપદીના પૂર્વજન્મની વ્યાસકથિત બે વાતો તથા યુધિષ્ઠિરે ગૌતમી અને વાર્ક્ષીનાં આપેલાં બે ઉદાહરણો વિશ્વસનીય છે?

મહામુનિ સત્યની મૂર્તિ શ્રીમદ્ વેદવ્યાસે દ્રૌપદીના પૂર્વજન્મની જે બે કથાઓ કહેલી

૧. આદિપર્વ–અધ્યાય ૧૯૪, શ્લોક ૩

૨. રા બ. વૈદ્ય પણ એ વિષે લખે છે કે:–"કુંતીથી ભૂલમાં બોલાઈ ગયેલા શબ્દોનું આટલી હદ સુધી પાલન કરવામાં આવે તે, તેમજ તેના મોમાથી જે શબ્દો ઉચ્ચારાવવામાં આવ્યા છે તે, કોઈ પણ માની શકે તેમ નથી. ભિક્ષા ઘણું કરી દાણાની હોય અને દાણો ભાઇઓ વહેંચી લે તે પૂર્વે રંધાવો જોઇએ એ સંબંધી બીજા પણ ખુલાસાઓ મહાભારતમાં આપેલા છે, પણ તે યે તેટલા જ લૂલા છે."
(ધી રીડલ ઓફ ધી મહાભા

છે–એક શંકરના વરદાનવાળી તથા બીજી પાંચ ઇંદ્રવાળી, તેની સત્યાસત્યતાનો આપણે અત્રે વિચાર કરીએ.

શંકરના વરદાનવાળી કથામાં આપણને નીચલી શંકાઓ પેદા થાય છેઃ—

૧–શું શંકર જેવા દેવ પોતાના ભક્તને શુભ વરદાનને બદલે આવો (એકને બદલે પાંચ પતિનો) શાપરૂપ વર આપે ખરા? તેમજ પોતાનો ભક્ત સ્પષ્ટ કહે કે, 'મારે તો એક જ પતિ જોઇએ છે' છતાં તેને તેની ઇચ્છા વિરુદ્ધ, તેની લાંબી તપશ્ચર્યાની બિલકુલ પરવા કર્યા વિના, પાંચ જ પતિ આપે–તેનો કશો અનુગ્રહ ન કરે–એ સંભવનીય છે?

૨–શું દ્રૌપદી એક જ સાથે પાંચ વાર પતિની યાચના કરે ખરી? અને ધારો કે કોઇ માણસ પાસે સાપ (એક જ) જતો હોય ત્યારે ગભરાટમાં આપણે તેને કહીએ કે, 'સાપ, સાપ, સાપ, સાપ!' તે મુજબ દ્રૌપદીએ ઉતાવળમાં અને યોગ્ય વરની બહુ ઇંતેજાર હોવાથી એકદમ તેમ કહ્યું હોય, તો પણ શું શંકર જેવા સર્વજ્ઞ અને દેવોના પણ દેવ તેટલું સમજવાને અસમર્થ હતા? વળી શું તે મુનિકન્યા બિચારી પતિ મેળવીને કોઇ પર જુલમ ગુજારવા માગતી હતી, કે જેથી કુંભકર્ણને ઇંદ્રાસનને બદલે તેની બૂરી દાનતને લીધે 'નિંદ્રાસન' અપાયેલું કહેવાય છે, તેમ તે મુનિકન્યાની બોલવામાં થયેલી કહેવાતી ભૂલનો શંકર આવો લાભ ઉઠાવે?

૩–દ્રૌપદીએ પોતાના ચાલુ જન્મ સારુ પતિ માગ્યો હતો, તો શંકર બીજા જન્મ સારુ શા વાસ્તે આપે છે? શું ત્યારે ચાલુ જન્મમાં તેણે કુંવારી જ રહેવું?

૪–શું શંકરે આપેલો એ વર મહાભારતમાં લખ્યા મુજબ શંકર તરફથી 'અંતઃકરણમાં પ્રસન્ન થઈ,' 'શુભ ભાષણ' દ્વારા અને મુનિકન્યાનું 'કલ્યાણ થવા' અપાયેલો કદી પણ કહી શકાય ખરો?

પાંચ ઇંદ્રવાળી બીજી કથાનો હવે આપણે વિચાર કરીએ. એમાં નીચલી શંકાઓ પેદા થાય છેઃ–

૧–માયારૂપી સ્ત્રી શા કારણસર રડતી હતી?

૨–જળ સારુ ગયેલી તે સ્ત્રીને ગંગામાં ઊતરવાનું પ્રયોજન શું? શું કિનારા પરથી જળ ન લઈ શકાત?

૩–શું તે સ્ત્રીનાં અશ્રુબિંદુ ગંગાજળમાં પડતાં તેનાં સુવર્ણકમળ થઈ જવાં સંભવિત છે?

૪–ઇંદ્ર જેવો દેવ કૈલાસપર્વત પર સ્થાયી વાસ કરનાર તરીકે ઓળખાતા શંકરને ન ઓળખી શકે, એ શું સંભવનીય છે?

૫–શું ઇંદ્રસમાન દેવ બ્રહ્માને બદલે પોતાને આખા 'જગતનો અધિષ્ઠાતા' તથા 'પ્રભુ' કહી, ખોટું બોલી, શંકરને પોતાની ઓળખાણ કરાવે? તેમ આવી અભિમાનજનક ખોટી ઓળખાણ કરાવવાનું તેને પ્રયોજન પણ શું?

૬–માયારૂપી તે સ્ત્રીનો ઇંદ્રને કૈલાસપર્વત પર લઈ જવાનો શો હેતુ હતો?

૭–સર્વ દેવોમાંથી કેવળ 'શૂર ઇંદ્રે જ' જ્યારે તે રડતી સ્ત્રી પાસે જવાની હિંમત કરી, તો શું ચંદ્ર, વરુણ, કુબેર, સાધ્ય, રુદ્ર,[૧] વસુ, અશ્વિનીકુમાર' આદિ દેવો શૂર નહોતા? શા સારુ તેઓમાંથી પણ કોઇ ઇંદ્ર જોડે ન ગયું?

૮–તે સ્ત્રીના શા ગુનાને લીધે તેને મનુષ્યજન્મમાં પાંચેની સામાન્ય પત્ની તરીકે શંકરે નિર્માણ કરી?

---

૧. રુદ્ર એટલે પણ શંકર, આથી જો ઇંદ્ર ઇંદ્રાદિ જોડે યજ્ઞમાં રોકાયેલો હોય તો શંકર કૈલાસપર્વત પર ક્યાંથી બિરાજી પાર્વતી જોડે દ્યૂત રમી શકે?

૯–કેટલાક કહે છે કે, હિમાલયના વતની પાંડવોની જાતિમાં સ્ત્રીઓની અછતને લીધે જ પાંડવોએ એક દ્રૌપદી જોડે વિવાહ કરેલો; પણ જ્યારે ખુદ શંકરે જ પાંચ ઇંદ્રોને સારુ એક માયારૂપી પત્ની નીમી, તો શું પૃથ્વીની પ્રજાની માફક જ દેવોમાં પણ સ્ત્રીઓના દુષ્કાળ હતો?

૧૦–શંકરે કરેલો આ બધો વરઘોડો નારાયણ પાસે 'કન્ફર્મ' કરાવવા જવાની તેમને શી જરૂર હતી? શું ભોળા શંકર જે સેંકડો વરદાનો આપતા (જેમાં કેટલાંક તો ગાંડાંઘેલાં જ હોતાં) તેમાં કદીએ તેમણે નારાયણની અનુમતિ લીધી હોય, એમ જણાય છે ખરું?

૧૧–યમ, ઇંદ્ર, વરુણ, શંકર આદિ જેવી કોઈ ખાસ વ્યક્તિઓ હોવી સંભવિત નથી. આપણા મનાતા પૌરાણિક દેવો, એ કેવળ એક કવિકલ્પના જ જણાય છે! એક ઈશ્વરનું તે જુદે જુદે પ્રકારે કરેલું વર્ણનમાત્ર છે. વળી તે દેવો કંઇ દેહધારી હોવા સંભવતા નથી. જો તેમજ હોય તો જેમ યજ્ઞમાં યમના રોકાઈ જવાથી દુનિયાનાં મૃત્યુ બંધ થઈ ગયાં; તેમજ દરેક દેવના એ રીતે એક ગૌણ કામમાં રોકાવાથી તેમનું મુખ્ય કામ બંધ પડી જાય. આપણે શ્રદ્ધાપૂર્વક સાંભળીએ છીએ કે, ઈશ્વરના અવતારો થવા છતાં તેમનું કામ કદી પણ અટક્યું નથી; તો યમનું કામ તેના યજ્ઞમાંના રોકાણને લીધે અટક્યું એમ વ્યાસ કહે છે, તે આપણે કેમ માનીએ? જો માનીએ તો આપણે જોઇએ છીએ કે, એકનો ઘાટ ઘડીને યમ નવરો પડતો નહિ હોય ત્યાં તો તેને બીજાને પોતાને સદને પહોંચાડવાનો હોય છે! અરે, ઘણીક વાર તો દુનિયામાં એક જ સાથે તેને અનેકને મૃત્યુ પમાડવાં પડે છે, તો તેનો ખુલાસો શો?

૧૨–આથી યજ્ઞમાં યમના રોકાણને લીધે મૃત્યુ બંધ થતાં બ્રહ્મા પાસે ફરિયાદ કરવા જનાર દેવોમાં ઇંદ્ર ઉપરાંત જ્યારે ચંદ્ર, વરુણ અને ખુદ રુદ્રનો પણ ઉલ્લેખ છે, તો તો જગતમાં અંધકાર વ્યાપી રહેવો જોઇએ! વળી વરુણને તો એવી ફરિયાદ–યમની ગેરહાજરીની–કરવા જવાનું કશું કારણ જ નહોતું; કારણ કે જો તે પોતે ચાહે, તો પોતાની ગતિ બંધ કરી જગતનાં પ્રાણીઓનો પળવારમાં વિનાશ કરી શકે! બિચારાં પ્રાણીઓ શ્વાસ સારુ જોઈતી 'ઑક્સિજન' હવા જ ક્યાંથી લાવે?

૧૩–રુદ્ર અને ઇન્દ્ર અનેક પ્રસંગોમાં અને ખાસ આ જ પ્રસંગમાં, પરસ્પરના પરિચયમાં આવ્યા છતાં ઇંદ્ર શંકરને ઓળખી શકતો નથી; અને શંકર પણ જાણે તેને ન ઓળખતા હોય, તેમ ઇંદ્ર તેમની આગળ પોતાનું 'ઇંટ્રોડક્શન' (પોતાને 'જગતનો પ્રભુ' જણાવી) કરાવે છે, એ શું સંભવિત લાગે છે?

૧૪–દેવ નિર્વિકારી, નિરંજન, નિરાકાર છે. આથી તેમને દેહ હોવો સંભવતો નથી; અને દેહ ન હોય તો પછી તેમને હાથ, પગ, મોં, માથું કે વાળ પણ હોવાં સંભવિત નથી; તેમજ તેમને જરા કે મરણ પણ હોવું સંભવિત નથી. જો જરા (વૃદ્ધાવસ્થા) આવતી હોય, તો જ માથાના વાળ સફેદ થાય; પણ તેથી વિપરીત સ્થિતિમાં હોતાં નારાયણને વળી કાળા અને ધોળા વાળ શા?

૧૫–ધારો કે કૃષ્ણનો જન્મ નારાયણના કાળા વાળથી થયેલો અને બલરામનો સફેદ વાળથી થયેલો, તો એક જ નારાયણના આ બે વાળથી થયેલી ઉત્પત્તિમાં કૃષ્ણ જ ઈશ્વરાવતાર મનાયા ને બલરામ નહિ, તેનું કારણ શું?

૧૬–જો દ્રૌપદી આ મુજબ મુનિકન્યા અને માયાનો અવતાર હતી અને બલરામ નારાયણના વાળમાંથી પેદા થયા હતા, તો ખુદ મહાભારતમાં જ બીજે સ્થળે દ્રૌપદીને ઇંદ્રપત્ની શચીના અવતાર તરીકે અને બલરામને શેષપુત્ર તરીકે શા સારુ ઓળખાવવામાં આવ્યાં છે?

૧૭–ધારો કે વ્યાસકથિત દ્રૌપદી વિશેની આ બે વાતો ખરી હોય (એમાંની શંકરના વરદાનવાળી તો તેમણે પ્રથમથી જ પાંડવોને કહી દીધી હતી), તેમણે દ્રુપદને તે પ્રથમથી જ કેમ ન જણાવી ને ઊલટા બધાના વિચાર જાણવા માગ્યા? તેમ યુધિષ્ઠિરે પણ ખુદ વ્યાસનો જ હવાલો આપી 'હું જે બોલું છું તે સાચું જ હોય છે' વગેરે આત્મપ્રતિષ્ઠાત્મક વચનો કહેવા કરતાં એ વાતનો સ્ફોટ કેમ ન કર્યો?

હવે આપણે એ બેઉ વાતોના સામાન્ય મુદ્દા પર વિચાર કરીએઃ—

પ્રથમ તો દ્રુપદને ખાનગીમાં લઇ જઈને એ વાતો કહેવાની જરૂર જ શી હતી? જાહેરમાં જ કેમ કહી નહિ?

બીજું, એક વાતથી જ વ્યાસે બસ કેમ ન કર્યું, કે જેથી બે પરસ્પર વિરોધી વાતો દ્રુપદને કહેવાની વ્યાસને ફરજ પડી? જે ભોળી મુનિપુત્રીએ શુભ ઇચ્છાથી, ખાસ ભક્તિ કરી, પાંચ વાર વર માગ્યો કહેવાય છે, તેને પાંચ પતિરૂપી શિક્ષા થાય અને વ્યાસ જેવા મહાત્મા એકનો એક જ હેતુ સિદ્ધ કરવા બે તદ્દન જુદી અને પરસ્પર વિરોધી વાતો કહે તેમને કાંઈ શિક્ષા ન થાય, એ તો મહાદેવનો વિચિત્ર ન્યાય જ કહેવાય! કોર્ટમાં જો મુદતના કાયદા–સંબંધી ભાષણ કરતાં કોઇ વકીલ માત્ર પુનરુક્તિ કરી એમ કહે કે, "લોલકવાળાં ઘડિયાળ, બાલકમાનવાળાં ઘડિયાળ, રેતીનાં ઘડિયાળ, ઘટિકાપાત્રો અને છાયાયંત્રોથી કાલગણના કરી શકાય છે!" તો ન્યાયાધીશ કદાચ તે ભદ્રભદ્ર વકીલને કોર્ટનો વધુ સમય બરબાદ કરવાની તેને તક ન આપી, તુરત જ બેસાડી દે! પણ એક જ ચીજ વિશે પરસ્પર વિરુદ્ધ બે વાતો કહેતો છતાં દ્રુપદરાજા વ્યાસને પાંચ ઇંદ્રોનાં દર્શન પોતાને થાય ત્યાં સુધી થોભે છે, એ ઘણું નવાઇ જેવું છે! બિચારો દ્રુપદ પણ કાંઇ અજબ જ ભોળો માણસ હશે, અને કદાચ તેથીજ વ્યાસે તેને એકલાને બોલાવી ભમાવવાનું વાજબી ધાર્યું હશે!!

અર્થાત્ એ બેઉ કથાઓ કેવળ બનાવટી છે, અને વ્યાસ જેવા મહાવિદ્વાનો એવી બનાવટી તથા ખોટી કથાઓ કહે, એ બિલકુલ સંભવતું નથી. એ વાર્તાની રચના કોઇ ચુસ્ત વૈષ્ણવે શિવનું મહાત્મ્ય ઘટાડવા જ ઊભી કરેલી લાગે છે; કારણ કે આ કથામાં તે મુનિકન્યાને પાંચ પતિનું વિચિત્ર વરદાન અને ઇંદ્રોને શિવ પાસે વિનાપરાધ શાપ અપાવ્યા બાદ, નારાયણ પાસે બધો કેસ રિપોર્ટ કરાવે છે તથા શિવને દ્યૂત જેવી રમત રમતા અને વિનાકારણ ક્રોધ કરતા તથા અન્યાયી ઠેરવે છે; તેમજ બીજી કથામાં વિનાકારણે તે બિચારી ભક્ત મુનિકન્યાને આશીર્વાદના રૂપમાં શિવ પાસે શાપ અપાવી, એવા દેવને ન પૂજવાની આડકતરી રીતે ભલામણ કરે છે! એ સિવાય એ કથાઓમાં બીજું કશું તત્ત્વ જણાતું નથી![1]

હવે યુધિષ્ઠિરે આપેલાં બે પ્રાચીન ઉદાહરણોનો–ગૌતમી અને વાર્ક્ષીનો–આપણે વિચાર કરીએઃ–

**૧–જો યુધિષ્ઠિરના કહેવા મુજબ પુરાણમાં[2] બહુપતિત્વના એવા બે દાખલા કહેલા હતા તો તે પુરાણને સારી રીતે જાણનાર વેદવ્યાસથી તો નિદાન તે અજાણ્યા હોવા સંભવતા જ નથી.** હવે જો ખરેખર જ એવા કોઈ દાખલા પુરાણમાં હોત, તો ઉપલા સંજોગો વચ્ચે વ્યાસ તેનું પ્રમાણ તુરત આપત. નિદાન યુધિષ્ઠિરે તે આપ્યા બાદ તે ખરા

૧. રા. બ. વૈદ્ય પણ 'ધી રીડલ ઓફ ધી મહાભારત' નામના પોતાના પુસ્તકમાં એ વાર્તાઓને પ્રક્ષિપ્ત જ માને છે.

૨. અત્રે 'પુરાણ' શબ્દનો અર્થ હાલનાં પુરાણોનો લેવામાં આવ્યો નથી, પણ જૂના ઇતિહાસના અર્થમાં જ તેને સમજવામાં આવ્યો છે.

હોવાનું જણાવત અને બીજાઓના મત શા છે, તે જાણવાની ઇચ્છા કરત નહિ; તેમજ દ્રુપદને ઊંધુંચતું સમજાવત નહિ.

૨–જો એ બે દાખલાઓ ખરા હોત, તો દ્રુપદ, કુંતી, ધૃષ્ટદ્યુમ્ન અને વ્યાસાદિ વૃદ્ધ તેમજ જાણકારો તેનો તુરત સ્વીકાર કરત; પણ તેમ થતું નથી. એ બે દાખલાઓ તરફ કોઇ લક્ષ જ આપતું જણાતું નથી! એટલું જ નહિ પણ જ્યારે યુધિષ્ઠિર કહે છે કે, "પૂર્વકાલીન લોક જે માર્ગે ગયા તે જ માર્ગે અમે પણ જઇશું.[૧]" ત્યારે દ્રુપદ ઊલટું કહે છે કે, "પૂર્વકાલીન મહાત્માઓએ એ ધર્મનું અવલંબન કર્યું નથી!"[૨]

૩–જો એ બે દાખલાઓને કંઈ પણ ઐતિહાસિક પુષ્ટિ હોત, તો વ્યાસને દ્રૌપદીના પૂર્વજન્મની કથાસંબંધી આડાંઅવળાં પાટિયાં ગોઠવવાં પડયાં ન હોત; અને દિવ્ય દૃષ્ટિ આપી દ્રુપદને પાંડવોને પાંચ ઇંદ્રો તરીકે–જો કે તેઓ યમ, ધર્મ, વાયુ, ઇંદ્ર અને અશ્વિનીકુમારથી ઉત્પન્ન થયા હતા–ઓળખાવવા પડયા ન હોત.

૪–જો ખરે જ એ દાખલા પુરાણમાં હોત તો ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રુપદ કદી પણ આટલા આડા પડયા ન હોત; અને આખરે વ્યાસની વાત કબૂલ કરવા છતાં પણ તે અસંતુષ્ટ હૃદયે, ધર્માધર્મનો સવાલ શંકરને માથે નાખી, કર્મની ગહન ગતિ પર નિઃશ્વાસ છોડત નહિ.

આથી જણાય છે કે, વ્યાસે કહેલી દ્રૌપદીના જન્મ વિષેની બે કથાઓ તથા ધર્મે આપેલાં બહુપતિત્વનાં બે ઉદાહરણો કેવળ બનાવટી છે; અને તે વ્યાસ તથા ધર્મની કૅરૅક્ટરની વિરુદ્ધ જતાં હોવાથી પાછલી બનાવટનાં–પ્રક્ષિપ્ત–છે, એમાં કશો સંશય નથી.

## બહુપતિત્વ શું આર્યોમાં, કદી યે પ્રચલિત હતું?

બહુપતિત્વનો ચાલ આર્યોમાં–અને ખાસ કરી મહાભારતના સમયમાં પ્રચલિત હતો કે નહિ, એ જાણવું પણ બહુ અગત્યનું અને આપણા વિષય પર બહુ અજવાળું નાખનારું છે. આપણે તેનો બે પ્રકારે વિચાર કરીશુંઃ–(૧) મહાભારતની કથા પરથી, (૨) શાસ્ત્રાજ્ઞા અને વિદ્વાનોના મતથી. પ્રથમ આપણે કથા પરથી એની તપાસ કરીએ.

પ્રથમ તો જો એ રિવાજ પ્રચલિત હોત તો દ્રુપદ યુધિષ્ઠિરને એમ કહેત જ નહિ કે, "એક પુરુષને અનેક સ્ત્રીઓ કરવાનું કહેલું છે, પરંતુ એક સ્ત્રીને અનેક પતિ કોઇ પણ ઠેકાણે સાંભળ્યા નથી. હે કુંતીપુત્ર! તારી આવી બુદ્ધિ કેમ થઈ? શિષ્ટાચાર અને શ્રુતિથી વિરુદ્ધ એ અધર્મ કરવો તને ઉચિત નથી."[૩] અને ધૃષ્ટદ્યુમ્નનું એમ કહેવું થાત નહિ કે, "એક સદાચારી જ્યેષ્ઠ ભ્રાતા પોતાના કનિષ્ઠ ભ્રાતાની ભાર્યા સાથે કેવી રીતે ગમન કરી શકે?"[૪] તેમજ વ્યાસના સમજાવ્યા છતાં દ્રુપદનું કેવળ વ્યાસવચન, શાંકરવરદાન તથા દૈવગતિ પર જ આધાર રાખી,

---

૧. पूर्वेषामानुपूर्व्येण यातं वर्त्मानुयामहे। (આદિપર્વ–અધ્યાય ૧૯૭, શ્લોક ૨૯)
પણ આનો અર્થ રા. બ. વૈદ્યે 'કુટુંબપ્રથા' ફૅમિલી કસ્ટમ કર્યો છે; અને તેમનું માનવું એવું છે કે, યુધિષ્ઠિરે એમ કહ્યું છે કે, "હે દ્રુપદ! એ અમારા કુળની પ્રથા છે;" પણ ઉપલા શ્લોકનો તેમણે કરેલો એ અર્થ યોગ્ય નથી, એ કહેવાની જરૂર નથી.

૨. न चाप्याचरितः पूर्वैरयं धर्मो महात्मभिः। (આદિપર્વ–અધ્યાય ૧૯૮, શ્લોક ૮)

૩. एकस्य बह्व्यो विहिता महिष्यः कुरुनंदन। नैकस्या बहवः पुंसः श्रूयन्ते पतयः क्वचित्॥
लोकवेदविरुद्धं त्वं ना धर्मः धर्मविच्छुचिः। कर्तुमर्हसि कौन्तेय कस्मात्ते बुद्धिरीदृशी॥
(આદિપર્વ–અધ્યાય ૧૯૭, શ્લોક ૨૭–૨૮)

૪. यवीयसः कथं भार्यां ज्येष्ठो भ्राता द्विजर्षभ। ब्रह्मन्समभिवर्तेत सद्वृत्तः संस्तपोधन॥
(આદિપર્વ–અધ્યાય ૧૯૮, શ્લોક ૧૦)

ધર્માધર્મનો નિર્ણય કરવાનું છોડી દઈ, કર્મને દોષ દઈ પાંચ પાંડવોને દ્રૌપદી આપવા ઉદ્યુક્ત થવું,[1] એ બધું સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે, મહાભારના સમયમાં બહુપતિત્વનો રિવાજ પ્રચલિત નહોતો–હોત તો આટલા બધા શાસ્ત્રાર્થની જરૂર પડત નહિ.

ઘણાક પાશ્ચાત્ય લેખકોનું અને તેમના પડછાયાથી કેટલાક આપણા વિદ્વાનોનું પણ એવું માનવું છે કે, "પાંડવો મૂળ હિમાલયવાસી હતા તેથી તથા, જેમ હાલમાં પણ હિમાલયના કેટલાક પ્રદેશોમાં બહુપતિત્વની છૂટ છે તેમ, અને એ છૂટ સુપ્રસિદ્ધ પાશ્ચાત્ય લેખક લોસનના કહેવા મુજબ કન્યાની અછતને લીધે હોવાથી, પાંડવો બધા મળી એક દ્રૌપદીને વરે તો તેમાં કશી વિચિત્રતા નથી;" પરંતુ હાલ પણ પૃથ્વીના જે જે પ્રદેશોમાં એ રિવાજ ચાલુ છે, તેમાં આર્યોની વસ્તી નથી–એ રિવાજ અનાર્ય પ્રજામાં જ ચાલુ છે, એ ભૂલવું જોઈતું નથી. પ્રખ્યાત બંગાલી લેખક બાબુ રોમેશચંદ્ર દત્ત, કે જેમણે હિંદના પ્રાચીન ઇતિહાસનો ખાસ અભ્યાસ કરી તે વિષે ઘણું મનનીય લખ્યું છે, તે શું લખે છે તે જોઈએઃ—

"હિમાલયની કેટલીક પહાડી જાતોમાં અને ટિબેટમાં બહુપતિત્વનો રિવાજ આજે પણ પ્રચલિત છે ખરો, છતાં હિંદના આર્યોમાં તો તે કદી પણ પ્રચલિત નહોતો. દ્રૌપદીના પાંચ પતિની વિચિત્ર વાતોનું ખરું રહસ્ય અજ્ઞાત છે; કારણ કે આર્યોના કાયદા વગેરેમાં તેનો સ્પષ્ટ નિષેધ કરેલો છે અને પ્રાચીન કે અર્વાચીન આર્યસાહિત્યમાં પણ એને કોઈ ઠેકાણે પુષ્ટિ આપવામાં આવી નથી. મહાભારતની એ કથા એવી એક જ કથા છે, કે જેમાં બહુપતિત્વની છૂટ જણાતી હોય, પણ તેના જેવી બીજી કોઇ કથા હિંદુ સાહિત્ય કે દંતકથાઓમાં હસ્તિ ધરાવતી નથી."

**આ મુજબ મહાભારત અને રામાયણને ઐતિહાસિક ગ્રંથ નહિ પણ માત્ર વીરરસપૂર્ણ કાવ્ય જ માનનાર રોમેશબાબુ પણ આપણને સ્પષ્ટ કહે છે કે, બહુપતિત્વનો કોઈ દાખલો હિંદી આર્યજાતિના પ્રાચીન કે આર્વાચીન ઇતિહાસમાંથી આપણને ઉપલબ્ધ થતો નથી; અને એમ કહી તે અનુમાન બાંધી તેજ ઠેકાણે લખે છે કે, ભીમ હિડિંબા જોડે તથા અર્જુન પાછળથી સુભદ્રા જોડે પરણેલો હોવાથી દ્રૌપદી યુધિષ્ઠિર જોડે પરણી હોવી જોઈએ.[2]** દત્તબાબુનો દ્રૌપદીને યુધિષ્ઠિરની સ્ત્રી કલ્પવાનો પ્રયત્ન ભૂલભરેલો છે, એ 'સમાલોચના' વાળો ભાગ વાંચવાથી વાચકોને સ્પષ્ટ થશે; છતાં આથી એટલું તો સ્પષ્ટ થયું છે કે, રોમેશબાબુને પણ એમ લાગ્યું હતું, કે **"દ્રૌપદીને માત્ર એક જ પતિ હતો, પાંચ નહિ.'**

પણ હવે જો (રા. રા. વદ્યે આદિપર્વ, અ૦ ૧૯૭ ના ૨૯ મા શ્લોકના[3] કરેલા અર્થ મુજબ[4]) યુધિષ્ઠિરની એ 'કુટુંબપ્રથા' હતી એમ માનીએ, તો એ શ્લોકના અર્થની તાણાતાણ કરવા કરતા યુધિષ્ઠિરના કુટુંબમાં તેના પૂર્વજોએ લિમિટેડ કંપની કાઢી એક સ્ત્રી સાથે સર્વેએ મળી વિવાહ કર્યો હતો એ જાણવું અગત્યનું થઇ પડશે; અને જ્યાં સુધી આપણને તેના પુરાવા આપવામાં આવે નહિ, ત્યાં સુધી તેની સત્યતા આપણે સ્વીકારી શકીએ નહિ.

એક લેખકે તો એવી વિચિત્ર દલીલ કરી છે કે, "માતુલ કન્યા પરણવાનો જેમ શાસ્ત્રોમાં નિષેધ છે, છતાં મહાભારતના કાળમાં તેવાં લગ્નો થતાં અને હજુ પણ ઘણી હિંદુજાતિઓમાં થાય છે; તેમજ એકથી વધુ પતિ કરવાનો શાસ્ત્રોમાં નિષેધ હોવા છતાં તે કરવામાં આવતાં

૧. यदि चैवं विहितः शंकरेण धर्मोधर्मो वा नात्र ममापराधः। (આદિપર્વ–અધ્યાય ૧૯૯, શ્લોક ૪)
૨. 'ધી રામાયણ એન્ડ ધી મહાભારત કન્ડેન્સ્ડ ઇન્ટુ ઇંગ્લિશ વર્સ' પૃષ્ઠ ૨૧૪
૩. सूक्ष्मो धर्मो महाराज नास्य विद्मो वयं गतिम्। पूर्वेषामानुपूर्व्येण यातं वर्त्मानुयामहे॥
૪. જુઓ 'ધી રીડલ ઑફ ધી મહાભારત' પૃષ્ઠ ૧૨૩

હશે!" પરંતુ આપણે જોઈએ છીએ કે, પારસી, મુસલમાન, યુરોપિયન અને મરાઠા તેમજ બીજી જે હિંદુ જાતોમાં મામાફોઈનામાં પરણવાનો આજે પણ રિવાજ છે. તે જાતિઓમાં પણ બહુપતિત્વનો રિવાજ—કે તેના જેટલો જ અનીતિકારક લાગતો બીજો કોઈ રિવાજ—પ્રચલિત નથી. એમ તો શાસ્ત્રોની અંદર કાંદા–લસણ ખાવાની પણ મનાઈ છે અને ગોમાંસ ખાવાની પણ મનાઈ છે; તો શું તેથી એમ ઠરે છે કે, કાંદાલસણ ખાનાર હિંદુ ગોમાંસ ખાવામાં યે બાધ ન ગણે? નહિ જ. **હિંદમાં તો શું પણ આખી દુનિયાની સુધરેલી પ્રજામાં આજે પણ બહુપતિત્વનાં ઉદાહરણોનો કોરો દુષ્કાળ જ જણાય છે!**

વળી એ પણ વિચારવા જેવું છે કે, એ સમયે માત્ર મનથી એક અમુક પુરુષને વરી ચૂકનાર કન્યાને તેના ઇચ્છિત વર જોડે–તેને હરણ કરનાર પણ પરણવા દેતા;[1] તેમજ સો કૌરવોને સ્ત્રીઓ મળે, તેમના પુત્રોને સ્ત્રીઓ મળે, ખુદ પાંડવોને બીજી સ્ત્રીઓ મળે (અને તેમાં યે અર્જુનને તો અનેક) અને શ્રીકૃષ્ણ ૧૬૧૦૮ સ્ત્રીઓના પતિ ગણાય, તેમજ ગમે તે વર્ણની કન્યા લાવવાની ક્ષત્રિયોને છૂટ હોય, તે વખતે શું કન્યાઓની અછતની અને તેને લીધે બહુપતિત્વની છૂટ હોવી માની શકાય તેમ છે?

વળી મહાભારતના સમયમાં સતી થવાનો રિવાજ પ્રચલિત હતો; આથી જો બહુપતિવાળી એક સ્ત્રીના ધણીઓમાંથી એક કમનસીબે ગત થાય, તો તેણે તેની સાથે સતી થવું; અને કન્યાની અછતને લીધે જો રિવાજ ચાલુ હોય તો તે અછતમાં ઉમેરો કરવો, કે અન્ય જીવિત ભર્તારોના સુખને સારુ અને અછત ઓછી કરવા સારુ જીવતા રહેવું? સતી થવાનો અને બહુપત્નીત્વનો રિવાજ–એ બે રિવાજો અને બહુપતિત્વનો રિવાજ, એ પરસ્પર એકબીજાના એવા તો કટ્ટા દુશ્મનો છે, કે તેમનું એક જ ઘરમાં અસ્તિત્વ હોવું સંભવતું નથી.

ચાલો, હવે આપણે શાસ્ત્રનાં એક–બે પ્રમાણો તથા એક–બે વિદ્વાનોના એ વિષેના મત જાણવાની કોશિશ કરીએ.

મનુસ્મૃતિમાં કહ્યું છે કે, "સાધ્વી સ્ત્રીને એક જ પતિ હોય છે;" તેમજ ભાઈની સ્ત્રીપ્રત્યેનો ધર્મ સમજાવતાં તેમાં લખ્યું છે કે, "મોટાભાઈની સ્ત્રીને નાનાભાઈએ ગુરુપત્ની સમાન અને નાનાભાઈની સ્ત્રીને મોટાભાઈએ પુત્રવધૂ સમાન જાણવી."[2]

વળી એક વાર કન્યાદાનનો સંકલ્પ કરી આપેલી કન્યાને બીજા વેરે આપવાથી જે દોષ પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન કરતાં એ જગન્માન્ય પુસ્તકમાં લખ્યું છે કેઃ—

"ચતુર માણસે પોતાની કન્યાનું દાન કોઈ એકને આપ્યું હોય તો પછી તે જ કન્યાનું દાન બીજાને ન આપવું."[3]

આ મુજબ એકને આપેલી કન્યા મનુના સમયમાં પણ શિષ્ટ પુરુષો બીજાને દેતા નહિ;[4] અને તેથી અર્જુનની દ્રૌપદી બીજા પાંડવોને પણ અપાય એ સંભવિત નથી.

પણ દ્રૌપદીના પંચપતિત્વની શંકા કાંઈ આપણને જ ઊપજે છે એમ નથી, તેનો વિચાર

---

૧. ભીષ્મે અંબા, અંબિકા અને અંબાલિકાનું વિચિત્રવીર્યને સારુ હરણ કરેલું; છતાં અંબાએ પોતે બીજાને ચાહે છે એમ જણાવવાથી ભીષ્મે તેને છોડી દીધેલી.

૨. भ्रातृज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा। यवीयसस्तु या भार्यास्नुषा ज्येष्ठस्य सा स्मृता॥५७

३. न दत्वा कस्यचित्कन्यां पुनर्दद्याद्विचक्षणः ॥७१॥

४. एतत्तु न परे चक्रुर्नापरे जातु साधवः। यदन्यस्य प्रतिज्ञाय पुनरन्यस्य दीयते ॥९९॥

(મનુસ્મૃતિ. અધ્યાય ૯)

અત્યાર પૂર્વે પણ થયેલો છે. ચાલો, આપણે તે જોઈએ અને નક્કી કરીએ કે, બહુપતિત્વનો રિવાજ આર્યોમાં કદી યે પ્રચલિત નહોતો.

શંકરાચાર્યનો સહયોગી કુમારિલ ભટ્ટ હતો. તેણે 'મીમાંસાદર્શન'ના ભાષ્યની વ્યાખ્યાના એક પ્રસંગમાં, કે જ્યાં એવી શંકા કરવામાં આવી છે કે, "રાજા પાંડુના પુત્રોને પાંચ વચ્ચે એક જ-સ્ત્રી કેમ હતી?' એ વાતનો નિષેધ કરતાં જણાવ્યું છે કે, 'તે કેવળ અર્જુનની સ્ત્રી હતી અને પાંચેની તો માત્ર એથી જ કહેવાઇ કે પાંચે બંધુઓમાં કોઇ પ્રકારનો ભેદભાવ નહોતો–દ્રૌપદી બધા પર યોગ્ય પ્રેમ રાખી વર્તતી; અને તેથી જ પાંડવોમાં ફાટફૂટ પાડવાનો અવસર ન મળવાને લીધે, કુટીલો શોકથી હાથ ઘસતા હતા અને શત્રુઓ દુઃખિત જણાતા હતા.'[1]

**દ્રૌપદીના પંચપતિત્વની વાત બંકિમબાબુને ગળે ઊતરી હોય એમ પણ લાગતું નથી!** કારણ કે તે લખે છે કે, "જો કે લોસન તો પાંચાલ દેશમાં વસતી પાંચ જાતોનું એકીકરણ તે પાંચાલી, એમ કરી દ્રૌપદી નામનું કોઇ માણસ જ થઇ ગયું હોય એ વાત જ ઉડાવી દે છે; છતાં યજ્ઞના અગ્નિમાંથી દ્રુપદને એ કન્યા મળી આવી અથવા તો એના પાંચ પતિ હતા એ વાત તો આપણાથી પણ કબૂલ થઇ શકતી નથી."[2]

ખુદ મહાભારતમાં યે એ વિવાહને 'દેવઘટિત અમાનુષ વિવાહ' જણાવેલો છે;[3] અને મહાભારતના પર્વસંગ્રહાધ્યાયમાં કહ્યું છે કે, વ્યાસે ૧૫૦ શ્લોકથી અનુક્રમણિકાધ્યાયમાં આખા મહાભારતનું સંક્ષિપ્ત વૃત્તાંત આપ્યું છે;' **પણ તેમાં યે આપણને 'અર્જુને દ્રૌપદી સ્વયંવરમાં મેળવી'[4] એટલું જ વૃત્તાંત જણાય છે,** એથી વિશેષ તેમાં કશું નથી; માટે જો પાંચ પતિવાળી વાત સત્ય હોય, તો જરૂર તેનો એમાં ઉલ્લેખ હોત એમ બંકિમબાબુ કહે છે; પરંતુ ખુદ એ અધ્યાયમાં પણ ઉમેરણ થયેલું હોવાથી, જો મહાભારતની બીજી પ્રતોમાં તેવો ફેરવાયેલો ઉલ્લેખ મળી આવે તો નવાઇ નથી.

આ એક ઠેકાણે મહાભારતનો એ પાછલો લેખક સુધારોવધારો કરતાં કેવો ભૂલી જાય છે, તે જુઓઃ–વિદુરાગમન પર્વની શરૂઆતમાં લખ્યું છે કે, "બ્રાહ્મણોએ દ્રૌપદી મેળવી એવું જાણ્યા-બાદ સર્વે રાજાઓએ આશ્ચર્ય સાથે વિશ્વાસુ દૂતો તરફથી સાંભળ્યું કે, તે બ્રાહ્મણો તો પાંડવો હતા કે જેમણે દ્રૌપદી જીતી." આવું છતાં તેમાંથી કોઇ પાંડવોના વિવાહ–પ્રસંગે હાજર થતું નથી એ નવાઇ જેવું છે, પણ તેઓ પોતાને ગામ પાછા ત્યારે જ જાય છે, કે જ્યારે તેઓ પાકે પાયે દ્રૌપદીનો વિવાહ પાંડવો જોડે થઇ ગયેલો સાંભળે છે; પરંતુ એની પછીના જ શ્લોકમાં સુધારવાનું જાણે બાકી ન રહી ગયું હોય એમ જણાય છે. કારણ ત્યાં લખ્યું છે કે, "દ્રૌપદીને અર્જુન વર્યો, એવું અવલોકન કરતાં વેંત દુર્યોધન ખુશી થઇ સર્વે કૌરવો સાથે પાછો ફર્યો."[5] હવે કૌરવો પાછા હસ્તિનાપુર જઇ પહોંચે ત્યાર અગાઉ તો પાંડવોએ દ્રૌપદી વર્યાની ખબર

---

૧. જુઓ તંત્રવાર્તિક, અધ્યાય ૧, પાદ ૩, સૂત્ર ૭, પરની ટીકાઃ—
अथवा नायर्जुनस्यैव केवलस्य भविष्यति। साधारण प्रसिद्धिस्तु निश्छिद्रत्वायदर्शिता ॥

૨. જુઓ કૃ. મો. ઝવેરીનું "શ્રીકૃષ્ણચરિત્ર," પ્રથમાવૃત્તિ, પૃષ્ઠ ૧૮૩

૩. द्रौपद्या देवविहितो विवाहश्चाप्यमानुषः। (આદિપર્વ–અધ્યાય ૨, શ્લોક ૧૭)

૪. समवाये ततो राज्ञां कन्यां भर्तस्वयंवराम्। प्रातयानर्जुनः कृष्णां कृत्वा कर्म सुदुष्करम् ॥
('શ્રીકૃષ્ણચરિત્ર,' પ્રથમાવૃત્તિ, પૃષ્ઠ ૧૮૩)

૫. આદિપર્વ–અધ્યાય ૨૦૨, શ્લોક ૯–૧૦

વિદુરને મળી ચૂકી હતી. **આથી દુર્યોધનને પણ તેવી જ ખબર મળી હોવી જોઈએ; તો પછી બધા પાંડવોના ઉલ્લેખને બદલે અત્રે માત્ર અર્જુનનો જ ઉલ્લેખ કેમ છે?** એ સ્પષ્ટ બતાવે છે કે, બહુપતિત્વનો રિવાજ આર્યોમાં કદી પણ પ્રચલિત નહોતો; તેમજ એ બહુપતિત્વની વાત વિદ્વાનોની દૃષ્ટિમાં માન્ય નથી, મહાભારતનાં પાત્રોના સ્વભાવની સાથે તે બંધબેસતી આવતી નથી, તેમ ખુદ મહાભારતથી પણ એ બરાબર સિદ્ધ થઈ શકતી નથી.

## સમાલોચના

"હિંદુ લોકોના પ્રાચીન ગ્રંથોમાં લગ્નનો જેવો સુંદર, ઉત્તમ અને પૂર્ણ આદર્શ બતાવવામાં આવેલો છે, તેનાથી વધારે સારો આદર્શ આખી દુનિયાના કોઇપણ ધર્મમાં બતાવવામાં આવ્યો નથી."—**એની બિસંટ**

કથાનો ભાગ આટલા વિસ્તારથી આપવાનું પ્રયોજન એ હતું કે, તેમાંની મુખ્ય મુખ્ય બીનાઓ વાચકના મનમાં પ્રથમથી જ બરાબર ઠસે અને તેમાં પણ વળી અમુક શબ્દો કાળા ટાઇપમાં મૂકવાથી તો વધારે સ્પષ્ટ રીતે સત્યાસત્યનો નિર્ણય કરી તે પોતે જ તર્ક દોડાવી શકે. અત્રે એ કથાના એ કાળા ટાઈપવાળા ભાગ પર મુખ્યત્વે કરીને વિવેચન કરવામાં આવશે. કથાના ભાગનું એ વિવેચન અત્રે પ્રથમ આપી, ત્યારબાદ અર્જુન–દ્રૌપદીના જીવનની અન્ય ઘટનાઓ પર વિચાર કરતાં શું જણાય છે તે આપ્યું છે. એ મુજબ બેઉ રીતે એ પ્રશ્ન પર વિચાર કરવામાં આવેલો છે. કુંતીના 'સર્વે વહેંચી લો' એ વચન પર એક જુદા પ્રકરણ દ્વારા વિવેચન થઇ ગયું છે; તેમજ વ્યાસ અને યુધિષ્ઠિરે (એટલે કે એવા પૂજ્ય પવિત્ર મહાત્માઓના નામથી કોઇ 'વામમાર્ગી' જેવાએ) મારેલી ગપો પર તથા બહુપતિત્વનો રિવાજ મહાભારતના સમયમાં પ્રચલિત હતો કે નહિ તે પર પણ, આથી એ બાબતોનું વિવેચન અત્રેથી ગાળ્યું છે. ચાલો, એ સિવાયના કથાભાગ પર હવે આપણે તર્કવિતર્ક કરીએ.

તર્ક કરવો એ પાપ નથી–બુદ્ધિની ખિલવણી સારુ ઊલટું તે પરમ આવશ્યક છે. મહાભારતના સમયમાં જો કે તર્કની નિંદા થવા લાગી હતી, છતાં તેનું કારણ તર્કની જાળમાં સપડાતાં ઈશ્વર પર પણ અશ્રદ્ધા ઊપજવાનો દેખાતો ભય જ હતો. તર્કથી કંઇ પણ નિશ્ચિત ઠરી શકતું નહિ. આજ એક તાર્કિક ઠરાવે તે કાલે બીજો તોડી નાખે, એવું થતું; અને તેથી કેટલાક તત્ત્વજ્ઞાનીઓએ એમ ઠરાવ્યું કે, તર્ક પર વિશેષ આધાર રાખવો નહિ. આવું છતાં તર્કને બિલકુલ જ ઉડાવી દેવામાં આવતો નહોતો. 'જે વસ્તુઓ અચિંત્ય છે તે તર્કની કસોટીએ ચઢાવવી નહિ,'[1] એવી મર્યાદા ઠરી; અને સાથે સાથે એવો નિશ્ચય પણ થયો કે, 'શ્રુતિમાં કહેલા સિદ્ધાંતો વિરુદ્ધ જો તર્ક જાય તો તેને ત્યાજ્ય સમજવો; અને શ્રુતિને જે તર્ક સંમત હોય તે સાદર ગ્રહણ કરવો.' આથી એવું અનુમાન કાઢવાને હરકત નથી કે, 'સપ્રમાણ અને શ્રદ્ધાયુક્ત તર્કવિરુદ્ધ વ્યાસનો કશો વાંધો નહોતો.'[2]

અને જ્યારે શ્રુતિવિહિત અને શ્રદ્ધાયુક્ત તર્ક કરવાની વ્યાસ પણ આપણને છૂટ આપે છે, ત્યારે તે છૂટનો લાભ ન લેવાની મૂર્ખાઈ આપણે કરવી જોઇતી નથી. દ્રૌપદીને અનેક પતિ નહિ પણ એક જ હતો, એમ સિદ્ધ કરવાની કોશિશ કરવી જેટલી શ્રુતિસ્મૃતિવિહિત છે, તેટલી જ શ્રદ્ધાયુક્ત પણ છે. આથી આપણા આજના પ્રયત્નને ખુદ વ્યાસનો પણ ટેકો છે, એમ માનીએ તો ખોટું નહિ ગણાય.

---

૧. अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत्। (ભીષ્મપર્વ–અધ્યાય ૫, શ્લોક ૧૨)
૨. જુઓ; આ જ લેખકનું 'પ્રાચીન ભારત' પાનું ૧૧

## બે કથાઓ ફરી એક વાર!

કથાની શરૂઆતમાં જ આપણે એટલું તો જોઇ ગયા, કે વ્યાસે દ્રૌપદી વિશે જે બે કથાઓ કહેલી કહેવાય છે, તેમાંની એક તો તેમણે પાંડવોને એકચક્રા નગરીમાં જ કહી સંભળાવી હતી અને તેમને દ્રુપદના દરબારમાં જવા પ્રેર્યા હતા. જો કે વ્યાસને મહાભારતમાં ચીતરવામાં આવ્યા છે, તેવા તે ત્રિકાલજ્ઞાની હતા કે નહિ તેનો નિર્ણય કરવાનાં આપણી પાસે કશાં સાધનો નથી, તેમ તે અત્રે બહુ જરૂરનું યે નથી; છતાં એટલું તો ચોક્કસ છે કે, જો તે ખાતરીથી તેવા જ મનાતા હોત તો પાંડવોને સભામાંથી આવતાં વાર થતાં કુંતીના મનમાં ઊભી થયેલી સહેજસાજ શંકા પણ ઊભી થાત નહિ; અને તે એમ વિચારત નહિ કે, 'અરેરે શું વ્યાસનો મત પણ ખોટો જ નિવડયો ને?' તેમજ વ્યાસની દ્રૌપદીના પૂર્વજન્મમાંની પાંચ પતિવાળી કથા સાંભળ્યા છતાં, તે પોતાના સર્વે સમેત્ય મુંક્ત શબ્દોને 'અશ્લીલ' કહેત નહિ તથા આટલો પસ્તાવો યે કરત નહિ; અને તેમ છતાં ખુદ મહાભારતની શરૂઆતમાં દ્રૌપદીના વિવાહને જે 'દેવઘટિત' અને 'અમાનુષ' નું વિશેષણ આપવામાં આવ્યું છે, તે પણ અપાત નહિ. ઉપરાંત ત્રિકાલજ્ઞાની હોવાથી વ્યાસ અન્યોના મત જાણવા માગત નહિ અને પોતેજ પોતાના જ્ઞાનથી જાણેલી વાત કહી દઈને ટૂંકે પતાવત, પણ તેમ થતું નથી. તો શું કુંતી, પાંડવો અને વ્યાસની મળી એક સોનેરી ટોળી ઊભી થઇ હતી, કે જેણે ખરી બીના જાણવા છતાં દ્રુપદાદિ જોડે આટલો બધો નકામો વાદવિવાદ કરી, છેક છેવટે અને તે પણ એકલા દ્રુપદનેજ પેલી બનાવટી બે કથાઓ કહી; અને દિવ્ય દૃષ્ટિ આપી પડવોનું પૂર્વજન્મનું ઇંદ્રત્વ બતાવ્યું? નહિ જ. વ્યાસે કહેલી બીજી કથામાં પૂર્વના ઇંદ્રો "યમ, ધર્મ, વાયુ, ઇંદ્ર અને અશ્વિનીકુમાર" ના વીર્યથી મનુષ્યલોકમાં ઉત્પન્ન થવાની પોતાની ઇચ્છા બતાવે છે; અને એ દેવો પોતાની માતાને ગર્ભાધાન કરે; એમ શંકર પાસે માગી લે છે. હવે જો ઉપલા પાંચ દેવોથી પાંચ પાંડવોની ઉત્પત્તિ માનીએ તો કર્ણનું શું? કોઇ કહેશે કે કર્ણનો આની સાથે કશો સંબંધ નથી, કારણ કે એમ તો ઇંદ્રોના અવતારરૂપ પાંડવોની માતાને બીજા પણ અનેક પુત્રો થયા હોય તેમાં તેમને શું? પણ એની સંગતિ બેસતી નથી. કારણ પ્રથમ તો કર્ણ પણ દેવપુત્ર હતો અને તેની ઉત્પત્તિ સૂર્યથી કહેવાય છે; બીજું જો પાંચ દેવોના વીર્યથીજ પાંચ પાંડવોના રૂપમાં પાંચ ઇંદ્રોની ઉત્પત્તિ થઇ હોય, તો અશ્વિનીકુમાર તો બે હોવાથી સંખ્યા છની થઇ જાય! વળી એ પાંચમા ઇંદ્રનો પણ ઉલ્લેખ હોવાથી શું ઇંદ્રદેવ માતૃગામી હતો?

વળી જે વ્યાસ પ્રથમ એમ કહે કે, "**શિષ્ટાચાર અને શ્રુતિથી વિરુદ્ધ*** આ (બહુપતિત્વ) ધર્મ વિષે જેનો મત હોય તે જણાવો," તે જ વ્યાસ પાછળથી એમ કહે કે "**એ સનાતન અને નિઃસંશય ધર્મ છે,**"[1] એ પણ ઓછું બેહૂદું નથી.

### લગ્નક્રિયા અગાઉ દ્રૌપદી અર્જુનની પત્ની તરીકે

લોકસમુદાય એકઠો થવાના સ્થાનનું અવલોકન કરી, પાંડવોના કુંભારને ઘેર રહેવા તથા લાગટ પંદર દિવસ સુધી દ્રુપદના સભામંડપમાં જે ઉત્સવ થતો હતો તેમાં હાજરી આપવા બાદ સોળમે દિવસે જ્યારે સ્વયંવર રચાયો; ત્યારે ધૃષ્ટદ્યુમ્ને કહ્યું કે, "જે....લક્ષ્યવેધ કરશે,

---

* अस्मिन्धर्मे विप्रलब्धे लोकवेदविरोधके। यस्य यस्य मतं यद्यच्छ्रोतुमिच्छामि तस्य तद्॥ (આદિપર્વ–અધ્યાય ૧૯૮, શ્લોક ૬)

૧. अनृतान्मोक्ष्यसे भद्रे धर्मश्चैष सनातनः॥ यथायं विहितो धर्मो यतश्चायं सनातनः। यथा च प्राह कौंतेयस्तथा धर्मो न संशयः॥ (આદિપર્વ–અધ્યાય ૧૯૮, શ્લોક ૧૯, ૨૦)

તેની મારી બહેન કૃષ્ણા 'આજે' ભાર્યા થશે."[૧] એ મુજબ વેધ કરવામાં જ્યારે બીજા રાજાઓ નિષ્ફળ નીવડે છે, ત્યારે અર્જુન તે કામ પાર પાડે છે; અને સભામંડપની બહાર જતા તેની પત્ની[૨] પણ તેની પાછળ પાછળ જાય છે. ત્યારબાદ મત્સરપ્રેરિત રાજાઓ જ્યારે તેની સાથે યુદ્ધ કરે છે, ત્યારે શ્રીકૃષ્ણ કહે છે કે, "અર્જુને દ્રૌપદી ધર્મથી જ પ્રાપ્ત કરી છે."[૩] અર્થાત્ લગ્નવિધિ ન થઈ હોત તો યે દ્રૌપદી, સર્વાનુમતે અર્જુનની પત્ની અને તેથી ભીમ તથા યુધિષ્ઠિરની પુત્રી અને નકુલ–સહદેવની માતાસમાન ઠરી ચૂકી હતી. આથી સર્વ પાંડવો સભામાં 'મદનબાણથી ઘાયલ' થયા તેમાં દોષ ન ગણાય; તો પણ અર્જુને દ્રૌપદી મેળવ્યા બાદ, અને તે તેની પત્ની તરીકે ઉપર મુજબ સર્વાનુમતે સ્વીકારાઈ ગયા બાદ, સર્વે પાંડવોનું પુનઃ 'ઘાયલ' થવું–કે જેથી બાંધવોના સ્નેહમાં વિક્ષેપ પડવાની ભીતિથી યુધિષ્ઠિરને પાંચે પાંડવો જોડે દ્રૌપદીનાં લગ્ન કરવા પ્રેરાવું પડે–[૪]એ તો કેવળ અધર્મયુક્ત જ ગણાય!

## વચગાળેનો માર્ગ

પાંચે પાંડવોને દ્રૌપદીરૂપી ભિક્ષા વહેંચી લેવાની પ્રમાદયુક્ત આજ્ઞા કરી કુંતી પસ્તાય છે અને યુધિષ્ઠિર પાસે જઈ કહે છે કે, "મારું ભાષણ પણ મિથ્યા ન થાય તથા પાંચાલ–કન્યા દ્રૌપદીને પાતક પણ ન લાગે, એવો કાંઈ ઉપાય તું બતાવ." પણ પાંચેનો વિવાહ તેની સાથે થવો જોઈએ, એવો ચુકાદો ધર્મરાજ યુધિષ્ઠિર આપી દે છે! ન તો તે માતા કુંતીને તેના પ્રમાદ સારુ ઠપકો આપે છે, કે ન તેના કહેવા મુજબ કોઈ વચલો માર્ગ શોધી કાઢવાની કોશિશ કરે છે!!

વાચક કહેશે કે પુત્ર માતાને શી રીતે ઠપકો આપી શકે? અને વળી બે પરસ્પર વિરુદ્ધ વાતોમાંથી વચલો માર્ગ પણ કેમ શોધી શકે? પણ ખુદ મહાભારત જ આપણને તેવા પ્રકારનાં ઉદાહરણો પૂરાં પાડે છે. જ્યારે કુંતી બ્રાહ્મણપુત્રને બદલે ભીમસેનને રાક્ષસ બકાસુર પાસે મોકલે છે, ત્યારે એ જ યુધિષ્ઠિર એ જ માતા કુંતીને કેવો ઠપકો આપે છે અને તે વખતે તેમનું બ્રાહ્મણ-પ્રતિપાલકત્વ ક્યાં લોપ થઈ જાય છે, તે જુઓ. તે કહે છેઃ—

"હે માતા! આવું ભયંકર અને દુર્ઘટ સાહસ તેં કેમ કર્યું? સાધુજન પુત્રનો પરિત્યાગ કરવો પ્રશસ્ત માનતા નથી. આથી બીજાના પુત્ર સારુ તું પોતાના પુત્રનો ત્યાગ કરવાનું શા સારુ મનમાં આણે છે? ખરે જ, તું પુત્રત્યાગ કરતી હોવાથી વ્યવહારને અને શાસ્ત્રને ઉલ્લંઘીને ચાલે છે. જેના પરાક્રમથી આપણે સઘળાં નિશ્ચિંત છીએ અને જેણે આપણને દરેક મુશ્કેલીમાંથી બચાવ્યાં છે, એવા મહાબળવાન ભીમસેનનો ત્યાગ કરવાનો નિશ્ચય તેં કયો વિચાર મનમાં આણી કર્યો? ખરેખર, દુઃખથી ત્રાસ પામવાને લીધે તારી બુદ્ધિને ભ્રંશ તો નથી થયો!"[૫]

અર્થાત્ યથાસમયે, યથાર્થ રૂપમાં, યુધિષ્ઠિર કુંતીને ઠપકો આપી શકતા. હવે આપણે વચલા માર્ગનો દાખલો લઈએઃ—

મહાભારતના છેલ્લા મહાન યુદ્ધમાં કર્ણ સાથે લડતાં એક વાર તેનાં બાણોથી ઘાયલ થઈ રાજા યુધિષ્ઠિર પોતાના શિબિરમાં પાછા ફર્યા. આ ખબર સાંભળી કૃષ્ણાર્જુન રણભૂમિ છોડી

૧. एतन्महत्कर्म करोति यो वै कुलेन रूपेण बलेन युक्तः।
तस्याद्य भार्या भागिनी ममेयं कृष्णा भवित्री न मृषा ब्रवीमि॥ (આદિપર્વ–અધ્યાય ૧૮૮, શ્લોક ૩૭)

૨. रंगान्निरक्रामदचिन्त्यकर्मा पत्न्या तथा चाप्यनुगम्यमानः॥ (આદિપર્વ–અધ્યાય ૧૯૦, શ્લોક ૨૮)

૩. निवारयामास महीपतींस्तान्धर्मेण लब्धेत्यनुनीय सर्वान्॥ (આદિપર્વ–અધ્યાય ૧૯૨, શ્લોક ૩૮)

૪. આદિપર્વ–અધ્યાય ૧૯૩, શ્લોક ૧૨–૧૬ ૫. આદિપર્વ–અધ્યાય ૧૬૪, શ્લોક ૫–૧૧

તેમને જોવા આવ્યા. તેમને જોઇ, તે કર્ણને મારીને આવ્યા હશે એમ કલ્પી, યુધિષ્ઠિર આનંદિત થયા અને કર્ણનો વધ કેવા પ્રકારે થયો તે જાણવાની તેમણે ઇચ્છા કરી. આથી અર્જુને કહ્યું કે, "હજુ તો તેની સાથે યુદ્ધ શરૂ કરવાનું છે. તમે તેનાં બાણથી ઘાયલ થઇ તંબૂમાં પાછા ફર્યા છો એમ સાંભળી, કર્ણને ત્યાં જ છોડી, અમે અત્રે આવ્યા છીએ. તમે મને આશીર્વાદ આપી યુદ્ધ–ચમત્કાર જોવા પધારો, કારણ કે હું તેનો આજે જ વધ કરનાર છું."

આથી અત્યંત દુઃખિત તથા ક્રોધિત થઇ રાજા યુધિષ્ઠિરે અર્જુનની ખૂબ નિર્ભત્સના કરી અને તેના ગાંડિવધનુષ્યને પણ ધિક્કાર્યું. આ સાંભળી અર્જુને તુરત પોતાની તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢી અને તે યુધિષ્ઠિર પ્રત્યે ધસ્યો, પણ કૃષ્ણે ચેતી જઈ તેને અટકાવ્યો. આમ કરવાનું કારણ પૂછતાં અર્જુને કહ્યું કે, "ગાંડિવધનુષ્યના નિંદકનો વધ કરવાની મારી પ્રતિજ્ઞા છે, તેથી તેના નિંદક ધર્મરાજાનો મારે વધ કરવો જોઇએ." આથી કૃષ્ણે અર્જુનને બહુ બોધ આપ્યો, જે તેને રુચ્યો તો ખરો; પરંતુ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ પણ ન થાય અને ભ્રાતૃવધ પણ ન કરવો પડે, એવો કોઇ **વચગાળેનો માર્ગ** શોધી કાઢવાનું તેણે કૃષ્ણને કહ્યું. તેથી કૃષ્ણે કહ્યું: "વડીલોને તુંકાર કરવો તથા તેમને અપમાનાસ્પદ વેણ કહેવાં એ તેમનો વધ કર્યા બરાબર જ છે.[1] માટે તું યુધિષ્ઠિરનો ઉપમર્દ કર, કે જેથી ભ્રાતૃવધ તથા પ્રતિજ્ઞાભંગ એ બેઉ પાતકમાંથી તું મુક્ત થઈશ." અર્જુને તેમ કર્યું તો ખરું, પણ મોટાભાઇ પ્રત્યે એવી વર્તણૂક ચલાવવાથી તેને બહુ ખેદ થયો અને તે આપઘાત કરવા પ્રવૃત્ત થયો! આથી કૃષ્ણે કહ્યું: "ભ્રાતૃવધ કરતાં પણ આત્મહત્યાનું પાતક અધિક ઘોર છે, માટે તારે આત્મહત્યા જ જો કરવી હોય તો તારે પોતાને મોઢે તારાં વખાણ કર; કારણ કે આત્મશ્લાઘા કરનારને આત્મહત્યાનું પાતક લાગે છે, એવું શાસ્ત્રનું વચન છે." આથી અર્જુને ગાંડિવધનુષ્ય હાથમાં લઇ પોતાનાં ખૂબ વખાણ કર્યાં!

કર્ણ–પર્વમાંની આ બીનામાં કૃષ્ણે લડાવેલી આ સુંદર યુક્તિ જેવી કોઇ યુક્તિ શોધી કાઢી યુધિષ્ઠિરે, વાજબી રીતે તો, પોતાની માતાની આજ્ઞાનું પાલન કરવું જોઇતું હતું; પણ તેમને પોતાને પણ દ્રૌપદીની બહુ ઇચ્છા હતી તેથી કે કોણ જાણે કેમ, તે બિચારા એવી તસ્દી લેવાની જરૂર જ જોતા નથી!

## પડદો ખૂલ્યો!

'પૂર્વવૃત્તાંત'માં આપણે જોઈ ગયાં તેમ **રાજા યુધિષ્ઠિરનો વિચાર દ્રૌપદી અર્જુન વેરે જ આપવાનો હતો.** દ્રુપદનો પુરોહિત પણ પાંડવો પાસે આવીને તેમ જ કહે છે અને દ્રૌપદીનું પાણિગ્રહણ કરવાનું પણ અર્જુનને જ કહેવામાં આવે છે. મતલબ કે, અર્જુનને જ દ્રૌપદી આપવાનો દ્રુપદનો વિચાર હતો અને તે મુજબ જ સ્વયંવરમાં થતાં તે અતિ આનંદિત થયો હતો. આથી પાંચે પાંડવોએ દ્રૌપદીને સામાન્ય પત્ની બનાવવાની યુધિષ્ઠિરની કહેવાતી ઇચ્છા તથા તેનું અન્ય પાંડવોની માફક દ્રૌપદીને જોઇને મદનબાણથી ઘાયલ થવું એ જેમ અધર્મયુક્ત હતું, તેમ વડીલ બંધુનાં આવાં વિચિત્ર વેણ સાંભળી સર્વે પાંડવોનું 'સ્તબ્ધ' થઈ જવું ઉચિત હતું; પણ મુલતવી રહેલી એ વાતનો પડદો દ્રુપદ લગ્નનું મુહૂર્ત કાઢી અર્જુનને દ્રૌપદીનું પાણિગ્રહણ કરવા કહે છે ત્યાં સુધી ઊઘડતો જ નથી! જ્યારે ગળે પાણી આવે છે, ત્યારે યુધિષ્ઠિરરાજ કહે છે કે, "ममापि दारसंबंधः कार्यस्ताव विशांपते[2]–મારે પણ વિવાહ કરવો છે!" આથી દ્રુપદ કહે છે કે, "તો તું એનું પાણિગ્રહણ કર; અથવા તારા બંધુઓ પૈકી જેને તારે કૃષ્ણા આપવી હોય તેને આપ."

અત્રે ધર્મ કે દ્રુપદનું આવું કહેવું બિલકુલ સંભવતું નથી, કારણ કે ધર્મરાજ મહાઅધર્મ-

૧. गुरूणामवमानो हि वध इत्यभिधीयते।

૨. આદિપર્વ–અધ્યાય ૧૯૭, શ્લોક ૨૧

ભીરુ અને સત્યાચરણી હતા. તેમના શત્રુઓ પણ–ખુદ દુર્યોધન પણ–તેમને 'ઇંદ્રતુલ્ય અને ધર્માત્મા' કહેતા;[1] અને પોતાના સ્વાર્થની વાતનો પણ નિકાલ કરવાનું તેમના પર છોડતા. આથી તેમનામાં પોતાની પુત્રી સમાન દ્રૌપદીને જોઇને મદનનો પ્રાદુર્ભાવ થવો શકય નથી અને તેથી તે સર્વે પાંડવો જોડે દ્રૌપદીને વરાવવાની ઇચ્છા કરે નહિ તથા પોતે પણ નિર્લજ્જતાથી પોતાના વિવાહની વાત કરે નહિ; કારણ કે દ્રૌપદી પર તેમનો કશો હક્ક નહોતો, એ તે સારી રીતે જાણતા હતા.

વળી બીજા કોઇને વાસ્તે કન્યાનું હરણ કરવામાં આવતું ખરું, અને તે મુજબ ભીષ્મે અંબા, અંબિકા અને અંબાલિકાનું વિચિત્રવીર્ય સારુ કરેલું પણ ખરું; પરંતુ અર્જુનની માફક પોતાની બહાદુરીથી જીતેલી કન્યા 'ટ્રાન્સફર' થયેલી દુનિયાના કોઈ પણ ઇતિહાસમાં આપણે જોઇ નથી; તેમ કોઈ પણ સદાચરણી શૂરવીર ક્ષત્રિય અને તે પણ વડીલ અને વિશેષતઃ વડીલબંધુ, એવી રીતે બીજાની જીતેલી ચીજની આકાંક્ષા રાખે નહિ, તેમજ યુધિષ્ઠિરાદિ પાંડવોને કન્યા મળવી પણ કાંઇ મુશ્કેલ નહોતી.

## દ્રુપદની જુબાની

**દ્રુપદ પ્રથમ તો પોતાની પુત્રીને પાંચ પતિ કરવા દેવાની ઘસીને ના જ પાડે છે,** એમ કથા વાંચતાં સ્પષ્ટ જણાય છે; પરંતુ વ્યાસે તેને દ્રૌપદીના પૂર્વજન્મની બે કથાઓ કહ્યા પછી અને તેને દિવ્ય દૃષ્ટિ આપી પાંડવોનું અસલ ઇંદ્રરૂપ બતાવ્યા પછી પણ, તેને પૂર્ણ સંતોષ થયેલો જણાતો નથી; કારણ કે વ્યાસની ગપો સાંભળ્યા પછી તે કહે છે કેઃ—

"હે મહર્ષિ! મેં પ્રથમ આપની પાસેથી એ વાત સાંભળી નહોતી તેથી જ પાંચ પાંડવોને તે ન આપવાનો પ્રયત્ન કર્યો હતો; પણ દેવતાઓના ઠરાવની કદી પણ કોઈ ઉપેક્ષા કરી શકતું નથી. આથી પ્રથમથી ઠરાવેલા વિધાન અનુસાર જ હું કર્તવ્ય–નિશ્ચય કરું છું. ભાગ્યની વાત પલટી શકાતી નથી અને પુરુષાર્થથી કાંઈ થઈ શકતું નથી. જુઓ, કે એક વરને સારુ (મત્સ્યવેધ) લક્ષ્ય રચ્યો હતો, તે જ હવે પાંચને વાસ્તે નિશ્ચિત થયો! કૃષ્ણાએ આગલા જન્મમાં 'મને વર આપો' એમ પાંચ વાર કહ્યું હતું અને તેથી શંકરે પણ તેને પાંચ પતિ આપ્યા હતા. (આથી આપણને એમ માનવાનું કારણ છે, કે દ્રુપદે મહાદેવવાળી આ એકલી જ વાત સાંભળી હશે અને બીજી વાત તો વળી એ પછીનું ઉમેરણ હશે; કારણ કે નહિ તો દ્રુપદ તેનો યે ઉલ્લેખ કર્યા વિના રહેત નહિ.) તો એ વાતનો સારાસાર વિચાર તે જ જાણે. જ્યારે ખુદ શંકરે જ એવું વિધાન કર્યું છે અને પાંચેને જ વાસ્તે કૃષ્ણા સરજાઈ છે, ત્યારે **ધર્મ હો કે અધર્મ હો, મને કાંઈ દોષ લાગી શકતો નથી,** કૃષ્ણા જો તેમની પત્ની નિર્માઇ જ છે, તો હું શું કરીશ? માટે હવે દ્રૌપદીને જેમ રુચે તેમ કરે."[2] આના પર કશી ટીકાની જરૂર જણાતી નથી.

## કુંતીની જુબાની

વ્યાસ સમક્ષ પોતપોતાનો મત રજૂ કરતાં અને યુધિષ્ઠિરના વચનને પુષ્ટિ આપતાં કુંતી કહે છે કે, "ધર્માનુચરણ કરનારા યુધિષ્ઠિરે જે કહ્યું તે ખરું છે. અનૃતની મને બહુ જ બીક લાગે છે, માટે હું અનૃતમાંથી કેમ મુક્ત થઇશ?" આથી જણાય છે કે, ખુદ કુંતીને પણ યુધિષ્ઠિરની વાતનો વિશ્વાસ નથી; અને તે દુરાગ્રહી બની પોતાની ભૂલ તથા વચગાળેનો માર્ગ શોધી કાઢ

---

૧. धर्मेस्थितो धर्मसुतो महात्मा स्वयं चेदं कथयत्विन्द्रकल्पः। (સભાપર્વ–અધ્યાય ૬૯, શ્લોક ૫)

૨. यदि चैवं विहितः शंकरेण धर्मोऽधर्मो वा नात्र ममापराधः।
गृह्णन्त्विमे विधिवत्पाणिमस्या यथोपजोषं विहितैषां हि कृष्णा॥ (આદિપર્વ–અધ્યાય ૨૦૦, શ્લોક ૪)

વાની યુધિષ્ઠિરને આપેલી આજ્ઞા કહી બતાવતી નથી. બીજું યુધિષ્ઠિરે બે દાખલાઓ અને પોતાની બધી દલીલો આપવા છતાં પણ તેને સંતોષ થતો જણાતો નથી અને અધર્મની બહુ બીક રહે છે. વ્યાસના પાછળથી કહેવા મુજબ જો એ "સનાતન ધર્મ" હોત તો, અને પોતાના પુત્ર યુધિષ્ઠિરે આપેલા પુરાણુમાંના બે દાખલા તથા અન્ય યુક્તિઓને તે ખરી માનતી હોય તો, તે આટલી બધી ચિંતાતુર રહેત જ નહિ.

## વિવાહ વખતે ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રૌપદીની સ્થિતિ

ધૃષ્ટદ્યુમ્ન પોતાના પિતાને પાંડવોના આશ્રમમાં શું શું જોયું તેનો જે વૃત્તાંત કહે છે, તેમાં બે ખાસ અગત્યની વાતો તે કહેતો નથી, એ ધ્યાનમાં રાખવાનું છેઃ-(૧) કુંતીના દ્રૌપદી વિષેના વચનની; (૨) કૃષ્ણના ત્યાં આગમનની. જો તેણે કુંતીનું વચન સાંભળ્યું હોત, તો જરૂર તે તેનું વર્ણન દ્રુપદ આગળ કરત અને કૃષ્ણના આગમનની વાત પણ કર્યા વિના રહેત નહિ; કારણ કે તેના પરથી તો તે પાંડવોને ઓળખી શકત. એ બે વાતો એવી હતી કે, જે ધૃષ્ટદ્યુમ્ને જો દ્રુપદને જણાવી હોત, તો તેની સો એ સો ટકા ખાતરી થઇ જાત કે, સ્વયંવરમાં જીત મેળવનાર બ્રાહ્મણો રૂપે પાંડવો જ હતા. આથી જેમ દ્રુપદને પુરોહિત મોકલવાની અને જુદી જુદી ચીજો મેલી તેમનો વર્ણ જાણવાની જરૂર રહેત નહિ; તેમજ જો કૃષ્ણને કુંતીના વચનની વાતની ખબર હોત, તો તે વચગાળેનો કોઇ સુંદર માર્ગ-યુધિષ્ઠિર અને અર્જુનની બાબતમાં શોધી કાઢયો હતો તેવો-જરૂર શોધી કાઢત; પણ અહીં તો હાજરજવાબી અને મહાબુદ્ધિવાન દ્રૌપદીના તથા કૃષ્ણના મોઢાને ભારતનો લેખક 'એરટાઇટ' બંધ કરી દે છે! ! સ્વયંવર તો દ્રૌપદીની સંમતિથી દ્રુપદ રચે છે અને પાછળથી પાંચ પતિની વાત સાંભળ્યા બાદ પણ પાંડવોને દ્રૌપદીની સંમતિ મુજબ પરણવાનું કહે છે; પણ મહાભારતકાર તેના લગ્નસંબંધી વિવાહ વખતે કે તે સંબંધી બીજી વાતચીતમાં, ભૂલેચૂકે પણ દ્રૌપદીને પોતાનો મત જાહેર કરવાની તક આપતા નથી, એ એક નવાઇ છે!

વળી શું એ સંભવિત છે, કે ભીષ્મ જેવા યોદ્ધાની સામે જ્યારે અંબા જેવીને પોતાના મનની વાત કહેવાનું ધૈર્ય રહે, અને જે દ્રૌપદી ભરસભામાં અર્જુનને પરણવા સારુ લક્ષ્યભેદ કરવા ઉદ્યુક્ત થયેલા કર્ણને नाहं वरयामि सूतम्। કહી નીચે બેસાડી દે; તથા કીચક, વિરાટ-સભા અને કૌરવોની દ્યૂતસભામાં જઇ પૂર્ણ હિંમતથી તેઓ આગળ દલીલ કરી તેમને અધર્મી ઠરાવી શકે, તે બિરુદ જેવી હાજરજવાબી અને વીર દ્રૌપદી પોતાના જીવનના આવા મહત્ત્વના પ્રશ્ન-વિષે, દ્રુપદના "દ્રૌપદીને રુચે તેમ કરે" એમ કહેવા છતાં-કાંઈ ન બોલે? મહાભારતના એ લેખકે આ પ્રસંગે દ્રુપદને ધૃષ્ટદ્યુમ્નની સલાહ લેવામાંથી યે મુક્ત રાખ્યો છે, એ પાંચ પાંડવો જોડેના લગ્નસંબંધી હકીકત જો ખરી માનીએ તો યે અજાયબ જેવું લાગે છે.

## યુધિષ્ઠિરની જુબાનીની તપાસ

મહાભારતના એ લેખકે બિચારા યુધિષ્ઠિરની ખરી મટ્ટીપલીત તો તેમની જુબાનીમાં કરી છે. તેમની પાસે તેમણે જે જુબાની અપાવી છે, તે એટલી તો લંગડીલૂલી અને તેમની કૅરૅક્ટરની વિરુદ્ધ જનારી છે, કે તે પરથી એ લેખકનું પોતાનું પોત તુરત પ્રકાશી ઊઠે છે! ચાલો, આપણે હવે તેમની તપાસ કરી સત્યાસત્યનો વધુ નિર્ણય કરીએ.

આપણે જોયું કે, પ્રથમ યુધિષ્ઠિર પોતાના એકલાના જ વિવાહની વાત કરે છે, પણ હવે તે બીજી પટકી ખાય છે અને પોતાની સાથે ભીમસેનને પણ લે છે! હવે તે કહે છે કે, "મારો અને ભીમસેનનો પણ વિવાહ હજુ થવાનો છે!" અને ત્રીજી પટકી ખાઇ તે એમ કહે છે કે, "તે અમ સર્વેની રાણી થશે અને મારી માતા પણ પૂર્વે એમ બોલી ગઈ છે." કુંતીએ ભૂલમાં

એમ કહ્યું હતું એ વાતને, તેમજ વચગાળાનો માર્ગ શોધી કાઢવાની વાતને, તે આખી ને આખી જ ગળી જાય છે! .

જ્યારે દ્રુપદ યુધિષ્ઠિરને કહે છે કે, "એક પુરુષને ઘણી સ્ત્રીઓ કરવાનું તો કહેલું છે, પણ એક સ્ત્રીને અનેક પતિ કોઇ પણ ઠેકાણે સાંભળ્યા નથી; તો હે કુંતીપુત્ર! તારી આવી બુદ્ધિ કેમ થઇ? શિષ્ટાચાર તથા શ્રુતિથી વિરુદ્ધ જઇ એ અધર્મ કરવો તને ઉચિત નથી." અને વ્યાસને તે એમ કહે છે કે, "શિષ્ટાચાર અને શ્રુતિથી વિરુદ્ધનો આ મને અધર્મ ભાસે છે, કારણ કે પૂર્વકાલીન મહાત્માઓએ આ ધર્મનું અવલંબન કર્યું નથી." વગેરે. ત્યારે યુધિષ્ઠિર કહે છે કે, "હે મહારાજ! ધર્મ બહુ સૂક્ષ્મ છે. આપણામાં તેની ગતિ જાણવાનું સામર્થ્ય નથી. પૂર્વકાલીન લોક જે માર્ગે ગયા તે જ માર્ગે અમે પણ જઇશું. મારી વાણીથી અસત્યોચ્ચારણ કદી થયું નથી અને અધર્મ તરફ મારી મતિ પણ નથી. મારી માતાનું એવું જ કહેવું છે અને મારો પણ એ જ મનોરથ છે. એ નિશ્ચિત ધર્મ હોવાથી, હે રાજા! મનમાં કોઈ પણ પ્રકારની શંકા ન આણતાં તું અમને દ્રૌપદી પરણાવ!" વધુમાં તે કહે છે કે, "આ બાબતમાં મારું મતાનુકુલ્ય હોવાથી એ કોઇ પણ પ્રકારે અધર્મ નથી;" અને પછી પેલા ગોતમી અને વાર્ક્ષી-નાં પોતાનાં બે 'પેટંટ' ઉદાહરણો આપે છે—કે જેની ન તો વ્યાસને, ન દ્રુપદ જેવા વૃદ્ધને પણ કશી ખબર છે—તથા કહે છે કે, "વળી સર્વ ગુરુઓમાં શ્રેષ્ઠ જે માતા તેનું પણ એવું વચન છે, તેથી એ વાત સર્વોત્કૃષ્ટ ધર્મ છે!"

અર્થાત્ યુધિષ્ઠિર જે કહે તે શ્રુતિનું વચન અને તેને માન આપવાની ભલામણ કરનાર પણ ખુદ યુધિષ્ઠિર જ! અન્ય વૃદ્ધો જે દાખલા જાણે નહિ તે ધર્મરાજ જાણે; અને પૂર્વકાલીન લોકો-નો માર્ગ પણ તેમને જ ખબર! વ્યાસ-દ્રુપદાદિ વૃદ્ધોને તેની કશી ખબર જ નહિ! તે કહે તે શાસ્ત્રવચન. તેમની મતિ અધર્મ તરફ જાય નહિ (જો કે પોતાના નાના બંધુની ભાર્યા પ્રતિ જાય ખરી!) અને તેથી તે જે કહે તે "સર્વોત્કૃષ્ટ ધર્મ!" અહીં તે કબૂલ કરે છે કે, 'અમારી માતા-એ પણ તેમ કહ્યું છે,' પણ પ્રમાદથી (ભૂલમાં)—જાણી જોઇને નહિ—એ વાત તે ઉડાવે છે! દ્રૌપ-દીને જોઇને ગાંડા બની ગયેલા આ × × × × રાજપુત્ર કેવળ પોતાનો જ કક્કો ખરો કરવાનો પ્રયત્ન કરે છે અને જે આત્મપ્રશંસા આત્મઘાતરૂપ મનાતી, તેનો જ આશ્રય લે છે! ન તો તે એકે દલીલ રજૂ કરે છે, ન શાસ્ત્રાધાર! તેમના હૃદયરૂપી 'રેકર્ડ'માં (ચૂડીમાં) તેમણે અમુક શબ્દો ચઢાવેલા છે અને તેથી તેના તે જ તેમના મુખરૂપી 'ફોનોગ્રાફ'માંથી નીકળ્યા કરે છે! એ પોપટજી માત્ર એટલું જ બોલી શકે છે કે, "હું કદી જૂઠું બોલતો નથી, મારી જીભથી કદી તેવું બોલાતું નથી, હું અધર્મ કરતો નથી ને મારું મન પણ અધર્મ તરફ વળતું નથી; માટે આ બાબતમાં મારું મતાનુકુલ્ય હોવાથી એમાં કોઇ પણ પ્રકારનો અધર્મ નથી, એ સર્વોત્કૃષ્ટ સનાતન ધર્મ છે!" બસ, આ જ તેમની સંગીનમાં સંગીન દલીલ! ન્યાયાસન પર બેઠેલો ન્યાયા-ધીશ એક સાક્ષીની આવી જુબાનીને કેટલું વજન આપે, તેનો વિચાર વાચકોએ જ કરવાનો છે; ને તે પરથી આ વાતની સત્યાસત્યતાનો પણ નિર્ણય કરવાનો છે.

હવે એકચક્રા નગરીમાં જ વ્યાસે દ્રૌપદી—જન્મ અને તેના ભાવિ પાંચ પતિની હકીકત પાંડ-વોને કહેલી હોવાથી, પ્રથમ તો આ બધા લાંબા પુરાણની કશી જરૂર જ નહોતી. પાંડવ-પક્ષે તુરત તેનો હવાલો આપી દેવો હતો અને વાત ટૂંકી કરવી હતી. વળી જ્યારે દ્રૌપદીના પૂર્વજન્મના બનાવથી જ તેને પાંચ પતિ પ્રાપ્ત થયા હતા, તો પછી તે "સનાતન ધર્મ" ક્યાંથી થયો? તે તો માત્ર એક અપવાદ જ થયો અને તે પણ દેવોના દેવ મહાદેવના વિચિત્ર વરદાનને પરિણામે જ!

મહાભારતનો એ બનાવટી લેખક વળી યુધિષ્ઠિરને મોઢે એમ કહેવડાવે છે કે, "રત્નનો ઉપભોગ સર્વેએ મળીને કરવો એવો અમારો સંકેત છે અને તે સંકેત છોડવાની અમારી ઇચ્છા નથી. **આથી ધર્મથી** જ આ તારી કન્યા કૃષ્ણા અમારી પત્ની થશે!" (જાણે દ્રુપદ-પુત્રી પણ જડ રત્ન જ હોય નહિ!) એક નજીવી ભૂલને લીધે કેટલો દુરાગ્રહ જણાય છે તે જુઓ. યુધિષ્ઠિરનાં વચન અને સંકેત એ જ જાણે શાસ્ત્ર અને ધર્મ હોય નહિ, તેમ ધર્મરાજ કહે છે કે, "**ધર્મથી** જ કૃષ્ણા અમારી પત્ની થશે!" કુંતીની ભૂલ સુધારી દ્રૌપદીને પાતકમુક્ત કરવાની 'ઇંદ્રતુલ્ય ધર્માવતાર' ધર્મની આ કોશિશ કેટલે અંશે માતાની આજ્ઞા તથા શાસ્ત્રાજ્ઞાનું પાલન કરનારી છે, તેનો વાચકે જ વિચાર કરી જોવો!

ટૂંકમાં, જેમ સત્યવાદી ધર્માત્મા યુધિષ્ઠિર એવું નીચ કામ કરે નહિ; તેમજ મહાપરાક્રમી ભીમસેન, કે જેનાં તો વળી ગાંધર્વલગ્ન પણ હિડંબા જોડે થઇ ગયાં હતાં, તે પણ કદી એવું કામ કરે નહિ. યુધિષ્ઠિર જેમ અધર્મથી સ્વર્ગનું રાજ્ય પણ મળે તો લેવા ના પાડે, તેમ ભીમસેન પણ એવા બાયલાપણાથી મળેલી કશી ચીજ લેવી પસંદ કરે નહિ. વળી નકુલ–સહદેવ પણ ઓછા પરાક્રમી નહોતા અને કોઇ પણ પાંડવ કામી નહોતો. મતલબ કે દ્રૌપદી પ્રત્યે પાંડવોમાં મદનનો પ્રાદુર્ભાવ થવો ન તો સંભવનીય છે, ન તો યુધિષ્ઠિર જેવા ધર્માત્મા એવું કોઇ વેણ ઉચ્ચારે, ન વ્યાસ જેવા આવા હલકા પ્રકારની વાતો કહે, ન દ્રુપદ તે માને!

અને ઉપલી માન્યતા પર આવવાને આપણને આપણે નિશ્ચિત કરેલા બેઉ નિયમોનો આધાર છે. કારણ કે યુધિષ્ઠિરાદિ પાંડવો કે જેઓ હિમાલયની શીતળ પવિત્ર ટેકરી પર સુંદર વાયુ અને ઋષિઆશ્રમોના સુંદર વાતાવરણમાં, યથાર્થ બ્રહ્મચર્યવ્રત પાળી રહેલા, તેમજ વિદ્યાસંપન્ન, ધીમાન રૂપગુણયુક્ત અને બહાદુર રજપૂતો હતા, તેમને કામી કહેવા એ ભીષ્મ જેવા શુદ્ધ બ્રહ્મચારીને વ્યભિચારી કહેવા જેવું છે; અને પ્રક્ષિપ્ત જાણવાના આપણા નિશ્ચિત નિયમો મુજબ ભીષ્મને વ્યભિચારી બતાવ્યો હોય તે વાત જેમ ખોટી માનવી, તેમજ પાંડવો વિષેની આ વાત પણ તેમની આખી જિંદગીના બનાવોથી એ વિરુદ્ધ જતી હોવાથી–ખોટી માનવી; કારણ કે પાંડવોની ધર્મયુક્ત અને શુદ્ધ 'કેરેકટર'થી એ વાત વિરુદ્ધ જાય છે અને તેથી દેખીતી રીતે જ તે બધી ખોટી અને બનાવટી છે, તેમ વ્યાસ જેવા લેખક એવું પરસ્પર વિરુદ્ધ લખે ય નહિ.

વળી મહાભારતના જેવા મહાન ગ્રંથમાં, કે જેનો આદર્શ જ સત્ય તથા ધર્મનો છે અને તેથી જ જેના મૂળ પાત્ર યુધિષ્ઠિરને 'ધર્મ' નામના પિતાથી ઉત્પન્ન કરી ધર્મરાજનું પદ આપવામાં આવ્યું છે, તેમની આખી 'કેરેકટર' ધર્મમય જ ચીતરી છે, તેમાં અસલ આવી વાત હોવી શક્ય નથી; અને ધર્મના સ્વભાવથી પણ તે વિરુદ્ધ જતી હોવાથી સિદ્ધાંત તરીકે લીધેલા આપણા બેઉ નિયમોથી તે ઊલટી છે અને તેથી બનાવટી ઠરે છે.

## શિશુપાલ અને દુર્યોધન વિરુદ્ધ દ્રૌપદી

હવે આપણે બીજી દૃષ્ટિથી વિચાર કરીએ. જ્યારે પાંડવ–કૌરવો પોતાની વિદ્યાનો પરિચય દ્રોણગુરુ આદિને આપે છે અને અર્જુનના કરેલા સર્વ પ્રકારો કર્ણ કરી દેખાડે છે, તેમજ દુર્યોધન તેને અંગદેશનું રાજ્ય આપે છે; ત્યારે કર્ણને નીચ વર્ણનો કહેનાર પાંડવોને જે દુર્યોધન એમ કહે કે, "તમારી ઉત્પત્તિ પણ કેમ થઇ છે તે હું જાણું છું."[1] (અર્થાત નિયોગથી) તે દુર્યોધનનો, બીજી અનેક વખતે અને ખાસ કરી રાજસૂયયજ્ઞ વખતે જળને બદલે સ્થળ ને સ્થળને બદલે જળ દેખતાં પાંડવો ઉપહાસ કરે, તે છતાં તે દ્રૌપદીના પંચપતિત્વ-

૧. भवतां च यथा जन्म तदप्यागमितं मया। (આદિપર્વ–અધ્યાય ૧૩૯, શ્લોક ૧૬)

વિષે કાંઈ બોલે નહિ, એ સંભવતું નથી; તેમજ શિશુપાલ જેવો રાજા જે ભીષ્મની નિંદા કરતાં વિચિત્રવીર્યની સ્ત્રીઓના નિયોગનું મહેણું મારવા ચૂકે નહિ.[1] (આથી આપણને માનવાનું કારણ મળે છે કે નિયોગ તરફ જનસમાજમાં, ખુદ મહાભારતના કાળમાં યે, કંઇક અરુચિ ઉત્પન્ન થઇ હતી ખરી ) તે, સહદેવાદિ પાંડવોએ યજ્ઞ વખતે તિરસ્કારનાં વચન કહેવા છતાં તેમની ઉક્ત બાબતસર નિંદા કરવા ચૂકે નહિ; પણ દુર્યોધન તો ઊલટો દ્રૌપદીને 'અનિંદિતા' કહે છે.[2] એટલું જ નહિ પણ પાંડવોને દાસ્યમાંથી છોડાવનારી તે જાણે પુરુષ જ હોય નહિ, તેમ તેના સિવાય તેને પાંડવપક્ષમાં કોઇ પુરુષ જ—કૃષ્ણ કે અત્યક્ષ અર્જુન પણ—દેખાતો નથી !

## પાંડવોની બીજી સ્ત્રીઓ

વળી દ્રૌપદી ઉપરાંત પાંડવોને બીજી સ્ત્રીઓ પણ હતી.[3] એ સર્વે જોડે પાંડવોએ પોતાની ચઢતી સ્થિતિમાં, એટલે કે જ્યારે ઇંદ્રપ્રસ્થમાં રાજ્ય કરતા હતા ત્યારે, લગ્ન કર્યાં હોવાં જોઇએ. જો કે તેમના લગ્નની ક્રિયાનો કે ભારે દબદબાનો ઉલ્લેખ કોઇ સ્થળે આવતો નથી, છતાં સાધારણ રીતે મહાભારતના લેખકનું લક્ષ્ય યુદ્ધ જ જણાતું હોવાથી તેમણે એવી બાબતોને વિસ્તારી ન હોય એ સર્વથા શક્ય છે. બીજું તો ઠીક, પણ દુર્યોધનનાં પુત્રપુત્રીનાં નામોનો ઉલ્લેખ આવવા છતાં ખુદ તેની સ્ત્રીના નામનો (તે ભાનુમતીના નામથી જો કે ઓળખાય છે છતાં) ઉલ્લેખ આખા મહાભારતમાં કોઇ પણ સ્થળે આવતો નથી, એ એનું એક જીવંત ઉદાહરણ છે. મતલબ કે, (યુદ્ધ થવાનાં કારણો માત્રને જ લક્ષ્ય તરીકે રાખવાથી) માત્ર મુખ્ય મુખ્ય બાબતોનો જ વ્યાસાદિએ ઉલ્લેખ કર્યો છે.

## અર્જુન અને દ્રૌપદીનો પરસ્પર સંબંધ

હવે આપણે અર્જુન તથા દ્રૌપદીનો પરસ્પર સંબંધ કેવો હતો તથા અન્ય પાંડવો સાથેના દ્રૌપદીના સંબંધ કરતાં અર્જુન સાથેના સંબંધમાં વિશેષ શું હતું, તેનો વિચાર કરીએ. વસંતઋતુમાં જ્યારે કૃષ્ણાર્જુન ખાંડવપ્રસ્થ વનમાં ગયા હતા, ત્યારે સુભદ્રા જોડે દ્રૌપદી પણ અર્જુન સાથે ગઇ હતી. બીજા કોઇ પાંડવ જોડે દ્રૌપદી આ રીતે ગઇ હોય એવો ઉલ્લેખ આખા મહાભારતમાં કોઇ પણ ઠેકાણે નથી.

વળી સુભદ્રા સાથે લગ્ન કરી અર્જુન જ્યારે દ્રૌપદી પાસે આવે છે, ત્યારે દ્રૌપદી તેને કહે છેઃ "હે કુંતીપુત્ર ! જા, જ્યાં યાદવકન્યા સુભદ્રા હોય ત્યાં જ જા; કારણ કે, ભારો ગમે તેટલો મજબૂત બાંધ્યો હોય તો પણ તેનો પ્રથમ બંધ તો શિથિલ થવાનો જ."[4] **આથી અર્જુન સુભદ્રાને દ્રૌપદી પાસે મોકલે છે, જ્યાં જઈ દ્રૌપદીને વંદન કરી તે કહે છે કે, "હે બહેન ! હું તમારી દાસી છું"**[5] પાંડવોની બીજી કોઇ સ્ત્રીને સુભદ્રાએ આમ કહ્યું હોય એમ જણાતું નથી. કોઇ કહેશે કે, દ્રૌપદી સર્વેની સ્ત્રી હોવાથી અને વડીલ હોવાથી તેને એમ કહ્યું હશે, તો તે પણ યુક્તિસંગત જણાતું નથી; કારણ બીજો કોઈ પાંડવ બીજી સ્ત્રી પરણી આવતાં દ્રૌપદી તેને (અર્જુનને માર્યું તેવું) મહેણું મારતી નથી.

---

૧. दारयोर्यस्य चान्येन मिषतः प्राज्ञमानिनः । (સભાપર્વ—અધ્યાય ૪૧, શ્લોક ૨૪)

૨. न वै मोक्षस्तदा चोऽभूत् विना कृष्णामनिंदितां। सानोदास्ये रांगांपन्नान् मोचयामास पार्षती॥

૩. આશ્રમવાસિક પર્વ—અધ્યાય ૨૫, શ્લોક ૯—૧૪

૪. तत्रैव गच्छ कौंतेय यत्र सा सात्वतात्मजा। सुबद्धस्यापि भारस्य पूर्वबन्धः श्लथायते (આદિપર્વ—અધ્યાય ૨૨૩, શ્લોક ૧૭

૫. આદિપર્વ—અધ્યાય ૨૨૩, શ્લોક ૨૩

વળી અર્જુન જ્યારે ઇંદ્ર પાસે શસ્ત્રવિદ્યા શીખવા જાય છે, ત્યારે તેના ભાવિ વિરહથી દુઃખિત થયેલી દ્રૌપદી જે શબ્દો ઉચ્ચારે છે, તે પણ ઘણા અર્થસૂચક છે. તે કહે છે કે, "તમારા વિયોગનું દુઃખ મને દુર્યોધને સભામાં કહેલાં દુર્વચનોથી પણ વધારે સાલે છે. તમારા બંધુઓ તમારાં પરાક્રમોની કથાને વારંવાર યાદ કરી આનંદથી રહો. તમારો ઘણા દિનપર્યંતનો વિયોગ દુઃસહ જણાશે; કારણ કે અમારા ભોગ, ધન, જીવન, મરણ, રાજ્ય અને ઐશ્વર્ય, એ સઘળું તમારે જ આધારે છે."[1] અર્થાત્ ભીમસેનની બહાદુરીની પૂરતી ખાતરી હોવા છતાં કુદરતી રીતે જ તે પોતાના ધણી પર જ પોતાના તેમજ પોતાના જેઠદિયરોના જીવન–મરણનો આધાર રાખે છે; એટલું જ નહિ પણ તેનું ભારેમાં ભારે દુઃખ જે દુર્યોધનનાં કુવચનો, કે જે તેના જેવી તેજસ્વી સ્ત્રીને અતિ અસહ્ય હતાં–તેના કરતાં પણ તેને અર્જુનનો વિયોગ દુઃસહ લાગે છે. (જો તે પાંચેની સંમિલિત સ્ત્રી હોત તો તો તેમ લાગત નહિ.) વળી તે એટલું જ કહી અટકતી નથી. અર્જુનની ગેરહાજરીમાં પણ તેનાં વખાણ થાય અને પોતાને તેનો વિયોગ ઓછો સાલે તે સારુ, આર્ય સ્ત્રીની કુદરતી ભાવના મુજબ, અન્ય પાંડવો અર્જુનના યશોગુણ ગાતા રહે એવું તે ઇચ્છે છે! ટૂંકમાં તેના જીવનના સર્વ સુખનો આધાર તે પોતાના સ્વામી અર્જુન પર જ વાજબી રીતે રાખે છે. આથી જણાય છે કે, દ્રૌપદીનો પતિ અર્જુન હોવો જોઇએ.

તેમજ સંધિ કરવાને મોકલેલો સંજય ધૃતરાષ્ટ્રની પાસે વામમાર્ગી જેવી જે એક ગપ મારે છે, તેથી પણ જણાય છે કે દ્રૌપદી અર્જુન પાસે જ ખાનગીમાં રહેતી.[2] સંજયના તે અશ્લીલ શબ્દો આ છેઃ—

"કૃષ્ણાર્જુનને આવો સંદેશો કહેવા હું એક દિવસ જનાનામાં, કે જ્યાં નકુલ, સહદેવ કે અભિમન્યુ સુધ્ધાં જતો નહિ, ત્યાં ગયો. ત્યાં કેવળ ચાર જણ હતા. કૃષ્ણ, અર્જુન, સત્યભામા અને દ્રૌપદી કૃષ્ણાર્જુન 'પીધેલા' હતા! અર્જુનના ખોળામાં કૃષ્ણે પોતાના બેઉ પગ મેલ્યા હતા, પણ અર્જુને તો પોતાનો એક પગ સત્યભામા (કૃષ્ણની સ્ત્રી)ના ખોળામાં અને એક દ્રૌપદીના ખોળામાં મેલ્યો હતો!"

અર્થાત્ આ ગપમાં પણ દ્રૌપદી સાથે અર્જુનને જ મૂક્યો છે. વળી સહદેવ તો ખાસ નાના દિયર તરીકે જણાય છે. વનવાસ જવા જ્યારે પાંડવો નીકળે છે, ત્યારે દ્રૌપદીની સગવડ સાચવવાનું કામ બીજા બધાને છોડી કુંતી તેને સોંપે છે;[3] એટલું જ નહિ પણ તે તેને પાછો વળવાનું પણ કહે છે.[4] આ બેઉ કામ સૌથી નાના પુત્રને અને સૌથી નાના દિયરને જ શોભે તેવાં છે.

## ધૂતમાં દ્રૌપદી

હવે આપણે ધૂતમાં જઇએ. જ્યારે યુધિષ્ઠિર સર્વ હારી ગયા, ત્યારે તેમણે બીટમાં દ્રૌપદીને મૂકી; તેથી જરૂર તેના પર યુધિષ્ઠિરનો બહુ સારો હક્ક હોવો જોઇએ, એમ કોઇ કહેશે; પણ તેનો ઉત્તર એ છે કે, જ્યારે જુગારીઓ હારી જાય છે, ત્યારે તેમના ચિત્તની સ્થિતિ સ્થિર હોતી નથી ને તેમને સારાસારનો વિચાર રહેતો નથી. યુધિષ્ઠિરની એવી વિપરીત સ્થિતિ તો હતી જ. તેમાં વળી તે પોતાનું દ્રવ્ય જ નહિ પણ બંધુઓ અને પોતાને પણ હારી ચૂક્યા હતા; અને શકુનિએ પાંડવોની બીજી કોઇ સ્ત્રીનું નામ ન લેતાં દ્રૌપદીને જ બીટમાં મેલવાની દરખાસ્ત મૂકી, કારણ કે પાછળથી ખુદ ધૃતરાષ્ટ્રના કહેવા મુજબ તે સર્વે કૌરવપાંડવોની વહુ-

૧. વનપર્વ–અધ્યાય ૩૭, શ્લોક ૨૬–૩૧
૨. ઉદ્યોગપર્વ–અધ્યાય ૫૯, શ્લોક ૩–૭
૩. વનપર્વ–અધ્યાય ૭૮, શ્લોક ૮
૪. વનપર્વ–અધ્યાય ૭૮, શ્લોક ૨૮

એમાં સૌથી શ્રેષ્ઠ સતી અને પતિવ્રતા હતી.[1] હવે જ્યારે પ્રતિપક્ષીએ તેની દરખાસ્ત મૂકી, ત્યારે પાંડવોને દાસત્વમાંથી છોડાવી લેવાની ઇચ્છાથી, તેમજ તે વખતના ક્ષાત્રધર્માનુસાર દ્યૂતમાં પાછું ન હઠવાની પ્રથાથી,[2] તેમણે દ્રૌપદીના ઉત્તમ સદ્‌ગુણનું વર્ણન કરી તેને 'દાવ પર મેલવી બહુ દુઃખની વાત છે પણ આખરે તેને ય મેલું છું,'[3] એમ કહી લાચારીએ દાવ પર મેલેલી. મતલબ કે, ગભરાયેલા ધર્મરાજે કેવળ પાંડવોના છુટકારા સારુ આ કઠિન શરત પણ મંજૂર કરેલી. જ્યારે માણસ ગભરાયેલો હોય છે, ત્યારે તે પોતાની શુદ્ધિ ગુમાવી દે છે; (અને ખુદ તે દ્યૂતપ્રસંગમાં, વિકર્ણ પણ સભાને બીજા શબ્દોમાં એમ જ કહે છે.) અને જ્યારે તે પોતાની શુદ્ધિ ગુમાવી દે છે, ત્યારે તે જે કામ કરે છે, તેને વાસ્તે તે તેટલો જોખમદાર નથી ગણાતો કે જેટલો તે શુદ્ધિમાં હોય ત્યારે ગણાય. આથી જ અગત્યનાં લખતોમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવે છે કે, 'આ લખાણ હું મારી પૂર્ણ અક્કલ હોશિયારીમાં કરું છું' અને તે વિષે વળી એક કે વધુ સાક્ષીની સહી પણ લેવામાં આવે છે. શુદ્ધિ પૂરતી ન હોય તે વખતનાં 'વીલ' પણ જેમ રદ ગણાય છે, તેમ તેવી સ્થિતિમાં એક ખૂનીએ કરેલા ખૂનને સારુ પણ તેને ફાંસીની શિક્ષા થતી નથી. ન્યાયની અદાલતોની આ વાજબી માન્યતા છે અને તેથી અધર્મભીરુ યુધિષ્ઠિર બેશુદ્ધિમાં શકુનિએ દ્રૌપદી સારુ કરેલો પ્રસ્તાવ કબૂલ રાખે, તો તેમનું તે કામ કેવળ ગફલતી ભરેલું જ કહી શકાય. આથી ધર્મરાજે આવી ગાફેલ સ્થિતિમાં તેવી શરત કબૂલ કરેલી અને નહિ કે તેના પર પોતાનો સ્વામી તરીકેનો હક્ક હતો તેથી. કારણ કે, જો તે પાંચેની સ્ત્રી હોત, તો તો તેને દાવમાં મેલવામાં ધર્મે બહુ ખોટું કર્યું નહોતું; કેમકે તેના પર તેમનો પણ અધિકાર હતો, પણ અહીં તેમ નહોતું. કારણ, ભીમસેન કહે છે કે, "હે યુધિષ્ઠિર! કાશીના રાજા આદિએ જે જે ધનરત્નાદિ આપણને આપ્યું હતું તે, તેમ જ સર્વે વાહન, શસ્ત્ર, રાજ્ય અને અમને બધાને તેમ જ આપને પણ જુગારમાં જિતાયેલાં જોતાં મને ક્રોધ ચઢ્યો નહોતો, કારણ કે આપ તે સર્વના માલિક હતા, પણ દ્રૌપદીને દાવ પર લગાડવામાં તમે તમારી મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે;"[4] અર્થાત્ તમે જેના સ્વામી નહોતા, જેના પર તમારો કશો હક્ક નહોતો, તેને તમે દાવ પર લગાડી છે. મતલબ કે, ભીમનાં વચન સ્પષ્ટ કરે છે કે, ધર્મરાજ દ્રૌપદીના સ્વામી નહોતા. દ્રૌપદી અર્જુનની સ્ત્રી હોવાથી અને મર્યાદાને લીધે અર્જુનથી બોલી ન શકાય તેથી, બહાદુર ભીમસેન અર્જુન તરફથી બોલ્યો હતો. અર્થાત્ અર્જુન તે વખતે લોહીનો ઘૂંટડો પીને બેસી રહ્યો હતો—માત્ર મોટાભાઇની સામે બોલાય નહિ તેટલા જ સારુ બોલ્યો નહોતો; એટલું જ નહિ પણ ભીમને પણ બોલતાં તેણે વાર્યો હતો.

## સૈરંધ્રી અને બૃહન્નલા

હવે આપણે બીજો એક પુરાવો લઇએ. વનવાસમાંથી નિવૃત્ત થઇ પાંડવો વિરાટરાજાને ત્યાં જઇને ગુપ્તવાસનું એક વર્ષ વિતાવવા રહે છે; ત્યારે બીજા બંધુઓ પુરુષ તરીકે જ ઓળખાઇને

૧. त्वं हि सर्व स्नुषाणां मे श्रेयसी धर्मचारिणी। (સભાપર્વ—અધ્યાય ૭૦, શ્લોક ૩૪)

૨. યુધિષ્ઠિર કહે છેઃ आहुतोऽहं न निवर्ते कदाचित्तदाहितं शाश्वतं वै व्रतं मे। (સભાપર્વ—અધ્યાય ૫૮, શ્લોક ૧૬)

૩. સભાપર્વ—અધ્યાય ૬૪, શ્લોક ૩૯

૪. કાશીનો રાજા ભીમસેનનો સસરો થતો હતો, તેથી ભીમ પોતાના અધિકારમાંના દ્રવ્યની વાત પ્રથમ કરે છે. તેનો વિવાહ કાશીરાજાની પુત્રી ગંધના સાથે, યુધિષ્ઠિર તથા સહદેવનો મદ્રદેશની રાજપુત્રીઓ જોડે અને નકુલનો ચંદેરીની રાજકન્યા જોડે થયો હતો. ( સભાપર્વ—અધ્યાય ૬૭, શ્લોક ૨-૪)

કરાય તેવાં જુદાં જુદાં કામો સ્વીકારી લે છે. પણ અર્જુન તેમ કરતો નથી. તે બૃહન્નલા બને છે; અને દ્રૌપદી પણ વિરાટરાજાની રાણી સુદેષ્ણાનું દાસીપદ સ્વીકારે છે. હવે આપણે વિચાર કરીએ કે, જો દ્રૌપદી પાંચેની સ્ત્રી હોત, તો કંઇ નહિ તો તે સહેલાઇથી યુધિષ્ઠિર, કે જે વિરાટસભામાં સારા હોદ્દા પર નિમાયા હતા, તેમને ઘેર રહી શકત. તેમ કરવામાં દ્રૌપદીને દાસી બનવું પડત નહિ; એટલું જ નહિ પણ દાસીપણાના દુઃખથી, દાસીપણું જેણે કદી કર્યું નથી તેવી દ્રૌપદી કદાચ અકળાઈને ગુપ્તવાસનો ભેદ ખોલી દે અને તેથી પાછું બાર વર્ષ વનવાસ જવું પડે, અથવા કોઇની તેના પર કુદૃષ્ટિ થાય તો વિનાકારણ ખટખટ થાય, એવો તેને દાસી બનાવવામાં જે ઊલટો ભય સમાયેલો હતો, તે પણ ન રહેત. જો તેને યુધિષ્ઠિરને ઘેર રાખવામાં આવી હોત, તો એ પણ એક લાભ હતો કે, તે જો સાધારણ દુઃખથી કંટાળત તો યુધિષ્ઠિર તેને ધૈર્ય દઇ શકત; તેમજ તેના દિયરો તથા ભીમસેન પણ તેને મળી જઇ શકત, કારણ કે યુધિષ્ઠિરનું પદ એ કામને સર્વથા શોભે તેવું હતું; પણ આવું છતાં તેને દાસી બનાવવામાં આવે છે તે ખાસ હેતુપૂર્વક જ હોવું જોઇએ; અને તે હેતુ એ જ હોઇ શકે કે દ્રૌપદીને નપુંસક અર્જુન–તેના પતિ–ને મળવામાં કોઇ રીતની મુશ્કેલી આવે નહિ. તેઓ પરસ્પર એકબીજાને પૂર્ણ છૂટથી મળી શકે અને ખુદ અર્જુન તેને ધૈર્ય દઇ શકે તથા દ્રૌપદીનો પતિવ્રત ધર્મ પણ સ્થિત રહે, જો એમ ન કરવામાં આવત, તો સંભવ હતો કે ભીમસેન જેવા આકળા સ્વભાવની દ્રૌપદી, પોતાનું દુઃખ કોઇ પાસે પણ રડવાનું ઠેકાણું ન રહેતાં કદાચ કંઇ સાહસ કરી મૂકત, કે જેથી પાંડવોના નસીબમાં પાછો વનવાસ આવીને ઊભો રહેત અને કૌરવોને ખુશી ઊપજત.

મતલબ કે, દ્રૌપદી માત્ર અર્જુનની જ સ્ત્રી હતી અને તે તેના જ્યેષ્ઠોને પિતાવત્ અને દિયરોને પુત્રવત્ પાળતી હોવાથી જ, તેમજ સર્વ સાંસારિક કર્મોથી સુપરિચિત અને બુદ્ધિવાન હોવાથી, તથા આવકજાવકનો હિસાબ પણ તે રાખી શકતી તેથી, બધાંને વધુ પ્રિય થઇ પડી હતી અને પ્રમુખપદ ભોગવી શકતી હતી. એ જ જો તેનો ઘોર અપરાધ ગણી તેને પાંચેની સ્ત્રી ઠરાવવામાં આવે તો ભલે, બાકી તો બીજો કોઇ તે બિચારીનો એવો અપરાધ થયો નથી, કે જેનું આવું ઘોર પ્રાયશ્ચિત્ત તેને ભોગવવું પડે !

ચાલો, હવે આપણે સામાન્ય દૃષ્ટિથી વિચાર કરીએ. બધી ધાંધલનું કારણ તથા તે ધાંધલના કરનારને શોધી કાઢવાની કોશિશ કરીએ; અને આ સમાલોચનાને સર્વ રીતે અનાર્થનું રૂપ બનાવવા મથીએ.

## આરોપી કોણ ?

અત્રે પ્રથમ આપણને આપણા નિયમો પાછા યાદ કરવાની જરૂર છે, કે જે નિયમોને આધારે આપણે આ પુસ્તકના વિષયની સત્યાસત્યતા ઠરાવવા નીકળ્યા છીએ. એ બે નિયમો ટૂંકમાં આ છેઃ–(૧) પરસ્પર વિરુદ્ધ બે વાતો જણાય અથવા એક માણસનો જે સ્વભાવ નિશ્ચિત હોય તેની વિરુદ્ધ જે જણાય, તે પ્રક્ષિપ્ત અને બનાવટી જાણવું. એ રીતે વ્યાસે કહેલી બે કથાઓ એકબીજાથી વિરુદ્ધ જણાય છે, તેમજ તે વખતના અન્ય સંજોગો જોતાં પણ તે આપણા ધ્યાનમાં બેસતી નથી, તેથી તે આખી પ્રક્ષિપ્ત છે; અને એ પાયા પર રચેલી બહુપતિત્વરૂપી આખી ઇમારત પણ દેખીતી રીતે જ પ્રક્ષિપ્ત છે. (૨) એ કથામાંનું બધું વર્ણન મહાભારતના અન્ય પ્રસંગોમાં એ પાત્રોના ગુણકર્મસ્વભાવનું જે વર્ણન આવે છે તેથી છેક જુદું–ઊલટું જ જણાઈ આવે છે અને વ્યાસ જેવો લેખક એવી મૂર્ખાઇ કરે નહિ; તેમજ એક માણસ એક જ વખતે સદાચરણી તથા વિષયલંપટ હોઇ શકે નહિ. હવે આપણે આ બેઉ નિયમાનુસાર એ આખી કથા પ્રક્ષિપ્ત તથા

અનાવટી છે અને તેથી માનનીય નથી. આથી જો કે આપણા નિયમોની રૂએ તો એ કથાને અર્ધચંદ્ર મળી જ જાય છે, પણ એ ખોટું બીજ કેવા પ્રકારના લેખકોએ અને શી ધારણાથી વાવ્યું હશે તેનો વિચાર પણ આપણે કરવો જોઇએ. ચાલો, આપણે તે દિશામાં આપણો રથ ફેરવીએઃ—

ત્યારે દ્રૌપદીને પાંચ પાંડવોની પત્ની ઠરાવવાનું પાછલા લેખકોને પ્રયોજન શું હતું? એ એક પ્રશ્ન હવે આપણી સામે રહ્યો. પરમ સતી, સાધ્વી, દ્રૌપદી માત્ર એક જ પતિની ભાર્યા હતી અને તે પાંડવો પૈકી વચલા અર્જુનની જ હતી, તે આપણે અનેક રીતે જોઇ ગયા. દ્રૌપદીને પાંચ પાંડવોની પત્ની ઠરાવવાનાં ત્રણ કારણો સંભવે છેઃ—(૧) વામમાર્ગીઓનો શાસ્ત્રગ્રંથો અને ઐતિહાસિક ગ્રંથોની માફક દેખીતી રીતે જ મહાભારતમાં પણ લાગેલો હાથ; (૨) અને તેથી ભૂલ ખાઈને, તેમજ બીજી કેટલીક સાદી વાતોથી ખોટે રસ્તે દોરાઇને અન્ય લેખકોએ પણ કરેલું તેનું અનુકરણ; તથા (૩) અદ્દ્ભુત રસના શોખીન લેખકોને પોતાને પ્રિય પાત્રોમાં અદ્દ્ભુતતા અને ચમત્કાર લાવવાની પડેલી ટેવ.

વામમાર્ગના સિદ્ધાંતો એટલા તો પ્રસિદ્ધ છે કે, તે વિષે અત્રે વિવેચન કરવાની બિલકુલ જરૂર નથી. તે વિષે ટૂંકમાં એટલું જ કહેવું બસ થશે કે, સર્વ પ્રકારની અનીતિ અને દુરાચાર, એ વામમાર્ગના પરમ સિદ્ધાંત! બ્રહ્માએ પોતાની પુત્રી પર આસક્ત થવું, વિષ્ણુએ જાલંધરની પતિવ્રતા સ્ત્રી વૃંદાનું સતીત્વ ભ્રષ્ટ કરવું, મહાદેવે ઋષિપત્નીઓ અને સુદર્શનની સ્ત્રી સાથે અનુચિત વ્યવહાર કરવો, ઇંદ્રે ગૌતમની સ્ત્રી અહલ્યાનું પતિવ્રત નષ્ટ કરવું, ચંદ્રમાએ પોતાના ગુરુ બૃહસ્પતિની સ્ત્રી સાથે સમાગમ કરવો અને બૃહસ્પતિએ પોતાના મોટાભાઇની વહુ સાથે પ્રસંગ કરવો; એ અને એવી જ બીજી જે બાબતો આપણા માન્ય ગ્રંથોમાં જણાય છે, તે એમની જ પ્રસાદી જાણવી!

બીજા અને ત્રીજા મુદ્દાઓનું વિવેચન આપણે ભેગું જ કરીશું. કથાના ભાગમાં આપણે જોઈ ગયા કે, સ્વયંવરમાં ભેગા મળેલા લોકો જ્યારે એક બ્રાહ્મણે (અર્જુને) દ્રૌપદી મેળવી એમ જુએ છે, ત્યારે એવું કહેતા કહેતા વીખરાય છે કે, "બ્રાહ્મણોએ પાંચાલરાજાની કન્યા વરી અને આજની સભામાં તેમની જીત થઇ."[૧] હવે જો એ વાકયમાં સહેજ શાબ્દિક ફેરફાર કરી આપણે એમ કહીએ કે, "પાંડવોએ પાંચાલકન્યા વરી તથા આજની સભામાં તેમની જીત થઈ;" અને તેથી એમ કલ્પીએ કે એવા સામાન્ય ઉલ્લેખથી પાછલા લેખકો ગેરરસ્તે દોરાયેલા હશે, તેથી તેમણે દ્રૌપદીને બધે જ પાંચ પતિવાળી ઠોકી બેસાડી હશે, તો શું આપણે ભૂલ કરી કહેવાશે? નહિ જ; કારણ કે, "બ્રાહ્મણોએ દ્રૌપદી વરી" એમાં જેમ બધા બ્રાહ્મણો ભેગા મળી કાંઈ એક દ્રૌપદીને વરતા નથી એ દેખીતું છે, તેમજ "પાંડવોએ દ્રૌપદી વરી" માં કાંઇ બધા પાંડવો તેને પરણ્યા એવું સમજવું જોઇતું નથી; પણ વિચારની તેટલી ઊંડાઈએ નહિ ઊતરવાથી, અથવા ખાસ અનીતિ ફેલાવવા કોઇએ આવા એકાદ સામાન્ય વચનને લઇને દ્રૌપદીને પાંચ પતિવાળી ઠરવી દીધી હોવી જોઇએ.

અદ્દ્ભુત રસના શોખીન લેખકોએ પણ મહાભારતની અંદર પોતાનો હાથ પૂર્ણ રીતે અજમાવવામાં કસર રાખી નથી. ખુદ દ્રૌપદીની તેમણે કરેલી યજ્ઞની વેદીમાંથી ઉત્પત્તિ—કે જેને બંકિમબાબુ પણ હસી કાઢે છે—આપણે તેના એક દાખલા તરીકે અત્રે લઇશું તો બસ થશે; કારણ કે એવાં તો બીજાં અનેક ઉદાહરણો મહાભારતમાંથી જડી આવશે. આવા કોઇ લહેરી

૧. वृत्तो ब्रह्मोत्तरो रङ्गः पांचाली ब्राह्मणैर्वृता। इति ब्रुवन्तः प्रययुर्ये तत्रासन्समागताः ॥
(આદિપર્વ—અધ્યાય ૧૯૨, શ્લોક ૪૦)

લાલાએ દ્રૌપદીના આદર્શ ચરિત્રથી મોહિત થઇ, તેમાં અદ્‌ભુતતા લાવવા અનેક ફેરફારો કર્યા હશે અને તેમાં દ્રૌપદીના જન્મ તથા વિવાહસંબંધી કથાઓ પણ રચી કાઢી દાખલ કરી દીધી હશે. પરમાત્માના સાક્ષાત્ અવતાર ગણાતા અને પૃથ્વીમાંથી અધર્મને દૂર કરવા તથા ધર્મની સ્થાપના કરવા જ જેમણે અવતાર લીધેલો અને જે પોતે કહે છે કે, 'મોટાઓનું જોઇ નાનાઓ ચાલે છે–યદ્યદાચરતિ श्रेष्ठस्तत्तदेवेतरोजनः' (શ્રીમદ્ ભગવદ્‌ગીતા) એવા ખુદ શ્રીકૃષ્ણને જ આ લેખકો જ્યારે ગોપીઓ જોડે વ્યભિચાર કરતા તથા ૧૬૧૦૮ પત્નીઓવાળા ચીતરવા ચૂકયા નથી, તો પછી બિચારી દ્રૌપદીની તે શી વિસાત! હિંદુ પ્રજા આથી દેખીતી રીતે જ બહુ ચમત્કારપ્રિય થઇ ગયેલી જણાય તો નવાઇ નથી; અને તેથી જ હાલ પણ કોઇ સાધુસંતની પરીક્ષા કરવી હોય, તો તેને વિષે કોઈ અદ્‌ભુત વાત સંભળાય નહિ કે તેનો કોઇ 'ચમત્કાર' જણાય નહિ, ત્યાં સુધી તેના પર પૂર્ણ શ્રદ્ધાયુક્ત ભક્તિ રાખી શકાતી નથી!

મહાભારતમા વામમાર્ગીઓનો હાથ અજાણ્યો રહ્યો નથી, તે આ પુસ્તકમાં એક–બે ઠેકાણે નમૂના તરીકે બતાવવામાં આવેલું છે જ. બાકી રહ્યા પ્રાચીન મહાન આર્યોના જીવનમાં કાંઈ અદ્‌ભુતતાનો અંશ બતાવવાના શોખીન લેખકો; અને તેમનો હાથ પણ આખા મહાભારતમાં ઠેર ઠેર નજરે પડે છે, તથા વ્યાસ મહારાજનાં દર્શન પણ તેથી જ જ્યાં ત્યાં અતિ સુલભ થઇ પડ્યાં છે! આ રીતે વામમાર્ગીઓ, ખોટે રસ્તે દોરવાયેલાઓ અને આવા અદ્‌ભુત રસના શોખીન લેખકોની ભેગી કૃતિનું ફળ દ્રૌપદીનું પંચપતિત્વ સંભવે છે તથા ભાવિકો અને અજ્ઞાનીઓએ અંધશ્રદ્ધાથી તેનું અનુકરણ કરેલું જણાય છે.



# पंडित राजारामनी भूमिका

## મહાભારતમાં થયેલો ઉમેરો અને તેનાં કારણો

પોતાના જમાનાનો મહામુનિએ લખેલો ઇતિહાસ સર્વથા વિશ્વાસપાત્ર હોવો જોઇએ અને મને વિશ્વાસ છે કે તે તેમ જ છે. સત્ય અને સાદાઇને ચાહનારી આર્યજાતિ જૂઠ અને બનાવટથી રિઝાતી નહોતી; પણ આર્યજાતિ રાજ્યબળ, ધર્મબળ અને વિદ્યાબળમાં મહાભારત પહેલાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરતી ચાલી હતી. તે ભારતીય યુદ્ધ પછી તેવી ન રહી. ઊલટું આગળ વધવાને બદલે તેની પડતી થતી ચાલી, ઉન્નતિની જગાએ અવનતિ ચાલી આવી. આર્યજાતિમાં પ્રમાદે ઘર ઘાલ્યું, બહારથી તેના ઉપર હુમલા થયા અને અંદરથી ધર્મ ઉપર હુમલા થયા. આ આક્રમણોમાં પણ આ જાતિમાં એવા એવા મહાપુરુષો ઉત્પન્ન થતા રહ્યા કે જેમણે આ હુમલાઓને સારી પેઠે રોકયા, એટલું જ નહિ પણ સામી ચઢાઇઓ પણ કરી; તથાપિ આ સમસ્ત જાતિએ એકત્ર થઇને પોતાની ગયેલી શક્તિ પાછી મેળવવાનો એક પણ પ્રયત્ન ત્યારથી તે આજ સુધી કર્યો નથી; અને તેથી કરીને તેણે સમષ્ટિસ્વરૂપે પોતાનું પુરાણું ગૌરવ હજુ સુધી મેળવ્યું નથી.

આ પડતીના સમયમાં સૌથી મોટી હાનિ તો આર્યજાતિના બુદ્ધિબળની થઇ; બ્રહ્મચર્ય અને વિદ્યાધ્યયનના નિયમો બહુ જ ઢીલા થઇ ગયા. આ પ્રમાણે જ્યારે સામાન્ય જનતા વિદ્યાહીન થઇ ગઇ એટલે તેનું બુદ્ધિબળ પણ ઘટી ગયું.

હવે ઇતિહાસ કહેનારા અને સાંભળનારાઓમાં એવો ભેદ તો રહ્યા જ કરે છે કે, બુદ્ધિમાનોને તો સાચા જ ઇતિહાસમાં રસ પડે છે અને અલ્પ બુદ્ધિવાળાઓને કલ્પિત અને અદ્ભુત ઘટનાઓનાં વર્ણનમાં રસ પડે છે. બાળકોને પણ આથી જ કલ્પિત કહાણીઓ પસંદ પડે છે અને તેમનાથી જરા વધુ બુદ્ધિવાળાં મોટી ઉંમરનાં માણસોને પણ સાચા ઇતિહાસને બદલે કલ્પિત અદ્ભુત કથાઓ જ ગમે છે. આવી નૈસર્ગિક રુચિને લીધે બુદ્ધિબળ ઘટવાની સાથે સાથે આર્યોએ સત્ય પ્રત્યેનો રસ પણ ખોયો અને અદ્ભુત ઘટનાઓને જ પસંદ કરવા લાગ્યા. એવા સમયમાં બનાવટી અદ્ભુત કથાઓ કહેનારા કવિઓ વખણાવા લાગ્યા. તે જ કાળમાં આ પ્રાચીન સત્ય ઘટનાઓમાં પણ અલ્પ બુદ્ધિવાળા શ્રોતાઓની રુચિ મુજબની રસિકતા લાવવા માટે કલ્પિત અને અદ્ભુત ઘટનાઓનો ઉમેરો થવા લાગ્યો.

મહાભારતનો ઇતિહાસ પણ આવા ઉમેરાથી બચવા પામ્યો નહિ. તેનું પ્રત્યક્ષ પ્રમાણ એથી વધારે શું હોઇ શકે ? મહાભારતના આદિપર્વના બીજા અધ્યાયમાં જે દરેક પર્વની અધ્યાયસંખ્યા અને શ્લોકસંખ્યા આપેલી છે, તેથી પણ હવે વધારે જોવામાં આવે છે. તેમાં આદિપર્વના ૨૨૭ અધ્યાય કહ્યા છે, પણ હાલમાં ૨૩૪ છે. સભાપર્વના ૭૮ અધ્યાય કહ્યા છે, પણ હાલમાં ૮૧ છે, વગેરે. વળી યાદ રાખવું જોઇએ કે, આ બીજા અધ્યાયમાં જ દરેક અધ્યાય અને શ્લોક ગણાવ્યા છે. તે અધ્યાય પણ વ્યાસકૃત નથી, પરંતુ મહાભારતમાં સેળભેળ થતી જોઇ, આગળ ઉપર તેમ થતું અટકાવવાને માટે પાછળથી કોઇએ રચેલા છે; તો પણ એ કેટલા શોકની વાત છે કે, આ અધ્યાય હોવા છતાં પણ મનસ્વી લેખકોએ બીજી પણ સેળભેળ કરી જ નાખી. એમ લાગે છે કે, આલોચના કરનારા નહિ રહેવાથી તેમજ ગ્રંથમાં જેટલી વધારે અદ્ભુત વાતોની

ભેળસેળ કરીશું તેટલા અમારી પ્રશંસા કરનારા વધશે, આવું ધારીને તેઓ મનમાની ભેળસેળ કરતા ચાલ્યા હશે. છતાં હજુ યે આ ભેળસેળમાં પહેલાંનો સાચો ઇતિહાસ છુપાયેલો છે; તેમજ કયાંક કયાંક રૂપકઅલંકારના પડદા પાછળ છુપાયેલો છે. અલ્પબુદ્ધિ લોકોને પ્રસન્ન કરવા સારુ ઘણીખરી નવી ઘટનાઓ માત્ર નામોના જ આધાર ઉપર પણ રચાઇ છે. અમે અમારો આશય સ્પષ્ટ કરવા માટે અત્રે સંક્ષેપમાં ઉદાહરણ ટાંકીએ છીએઃ–

આદિપર્વ અધ્યાય ૧૨૮, ૧૨૯ માં લખ્યું છે કે, કૌરવ અને પાંડવ જળક્રીડા કરવા માટે ગંગાતટે ગયા, ત્યાં દુર્યોધને ભીમને ભોજનમાં ઝેર આપ્યું. તે ઝેરની અસરથી તે ગંગાતટે બેશુદ્ધ થઇ ગયો ત્યારે દુર્યોધને તેને ગંગામાં ફેંકી દીધો. તે જળની નીચે નાગલોકમાં ચાલ્યો ગયો, ત્યાં નાગોએ તેને કરડી ખાધો, તેથી તેને ઝેર ઊતરી ગયું અને તેને ભાન આવ્યું. તે નાગોને મારવા લાગ્યો, નાગો નાસીને પોતાના રાજા પાસે ગયા. નાગરાજે આવીને તેને ઓળખ્યો કે આ તો મારા દૌહિત્રનો દૌહિત્ર એટલે ભીમસેન છે. તેણે તેને રસ પાયો અને આઠમે દિવસે તેને શુદ્ધ સ્નાન તથા વિષનાશક ઔષધિઓવાળું ભોજન કરાવીને તેને પોતાને ઘેર પહોંચાડ્યો. વગેરે. અત્રે એક સાવધાન ઇતિહાસવેત્તા આગળ મહામુશ્કેલી ઊભી થાય છે. તે પાણી નીચે પાતાળમાં કે પાણીમાં એવો લોક માની શકતો નથી, કે જ્યાં નાગોની વસ્તી હોય અને પાણીમાં આઠ દિવસ કોઇ જીવતો રહી શકે.

વળી જો તે નાગોને ડંખનારા સર્પ માને તો તેઓને ભીમ સાથેનો સગાઇનો સંબંધ માની શકતો નથી, ભીમ સાથે વાતો કરવી ઇત્યાદિ માની શકતો નથી અને જો કોઇ તેમને મનુષ્ય-જાતિ માને છે, તો પછી તેઓનું ભીમને ડંખવું વગેરે માની શકતો નથી. એ સાચું છે કે અહીં મેળવણીએ સાચા ઇતિહાસને અંધારામાં રાખ્યો છે. સાચો ઇતિહાસ એટલો છે કે, વિષ ચડવાથી ભીમ બેશુદ્ધ થઇને પડયો હતો, એટલામાં ત્યાં નાગરાજ આવ્યા. તેમણે ભીમને ઓળખ્યો કે આ તો મારા દૌહિત્રનો દૌહિત્ર છે. તેઓ તેને ઉપડાવીને પોતાને ઘેર લઇ ગયા, તેની સારવાર કરી અને આઠમે દિવસે આરોગ્યસ્નાન કરાવીને તેને ઘેર મોકલ્યો. હવે આ નાગ કોણ હતા અને નાગરાજ કોણ હતા? નાગ તો નાગવંશી ક્ષત્રિય હતા અને નાગરાજ તેમના સરદાર હતા. આ સરદારનો દૌહિત્ર યદુવંશી શૂરસેન હતો. પહેલાં શૂરસેનનો દૌહિત્ર ભીમ-સેન તો હતો જ; કેમકે કુંતી શૂરસેનની કન્યા હતી. નાગવંશને તક્ષવંશ પણ કહેતા હતા. તેમના રાજામહારાજાઓનાં ઉપનામ તક્ષ, તક્ષક વા વાસુકિ કહેવાતાં હતા અને એવાં જ નામોથી તેઓ ઓળખાતા. જેમકે મિથિલાના રાજાઓ જનકના ઉપનામથી ઓળખાતા હતા. નાગવંશી-ઓ ભારતવર્ષમાં પણ અનેક જગ્યાએ રહેતા હતા, પણ તેમનું સ્વતંત્ર રાજ્ય અફગાનિસ્તાન અને તેનાથી પેલી તરફ પણ દૂર સુધી હતું, તથા તેની રાજધાની તક્ષખંડમાં (હાલમાં પ્રસિદ્ધ તાશકંદ) હતી અને તક્ષશિલા (રાવલપિંડી પાસે) સુધી તેના રાજ્યની હદ હતી; તો પણ તેમની વસ્તી ભારતમાં પણ કેટલે ય ઠેકાણે હતી. તેમના સરદાર પણ તક્ષ અથવા વાસુકિ કહેવાતા હતા. ભારત સાથે જ્યારે નાગવંશીઓને સંબંધ ન રહ્યો અને અહીં અવિદ્યા ફેલાઇ ગઇ, ત્યારે તેમનાં અદ્દભુત વર્ણન કરવાને માટે કવિઓએ તેમને સાપોનાં રૂપક આપ્યાં; તથા સાપ દરમાં રહે છે, એટલે પૃથ્વીમાં નાગલોકની કલ્પના કરી અને ત્યાં જવા માટે ગંગામાં ડુબકી મારીને કે દર ફોડીને નીચે જવાની કલ્પના કરી; અને તેમનાં અને તેમની કન્યાઓનાં દિવ્ય માનુષી રૂપોની પણ કલ્પના કરી. આ રીતે નવલકથાને પણ વેગળી મૂકે તેવી વધુ લોકપ્રિય અદ્દભુત વાર્તાઓ તૈયાર થઇ; અને એ મેળવણીમાં હજુ પણ સત્ય ઇતિહાસ તો જેમનો તેમ મળી આવે છે, તેનો

ઉલ્લેખ પણ યોગ્ય સ્થળે કર્યો છે. આ તો મેળવણીનું ઉદાહરણ આપ્યું. બીજું રૂપકનું ઉદાહરણ મહાભારતની આ કથામાં છે કે પરિક્ષિતને તક્ષક કરડયો હતો, તેનો બદલો લેવાને પરિક્ષિતના પુત્ર જનમેજયે સર્પસત્ર કર્યો, તેમાં નાગોને હોમી દીધા અને તે તક્ષકને પણ વાસુકિના દોહિત્ર આસ્તીકઋષિ વચ્ચે ન પડયા હોત તો હોમી દેત. આ વૃત્તાન્ત બરાબર એવા રૂપમાં વર્ણવેલો છે કે, જાણે એક યજ્ઞના હવનકુંડમાં આવી પડીને સર્પ બળતા ન હોય! આ રૂપકને પડદે નાગવંશીઓએ પરિક્ષિતને મારવો અને ત્યારબાદ જનમેજયે પિતાનો બદલો લેવા માટે તેમના ઉપર ચઢાઇ કરવી, તક્ષશિલા જીતવી,× નાગોને યુદ્ધમાં મારતાં મારતાં આગળ વધવું અને અંતે આસ્તીકઋષિએ વચ્ચે પડીને સુલેહ કરાવવી, આ ઇતિહાસ એમાં છુપાયેલો છે.

ત્રીજું, નામ ઉપરથી ઇતિહાસ ખોળવાનું ઉદાહરણ, જેમકે મહાભારત આદિપર્વ પ્રથમ અધ્યાયની સમાપ્તિમાં લખ્યું છે કેઃ—

एकतश्चतुरो वेदा भारतं चैतदेकतः । २७१ ।
पुरा किल सुरैः सर्वैः समेत्य तुलया धृतम् । २७२ ।
महत्त्वाद् भारवत्त्वाच्च महाभारतमुच्यते । २७३ । ( આદિપર્વ, અધ્યાય ૧ )

અર્થાત્ પૂર્વકાળમાં દેવતાઓએ એકત્ર થઈને ત્રાજવાંના એક પલ્લામાં ચારે વેદ અને બીજામાં મહાભારત મૂકયું. મહાભારત મોટું અને ભારવાળું હોવાથી મહાભારત કહેવાય છે, એટલે કે ત્યારથી તેને લોકો મહાભારત કહે છે. હવે સાધારણ બુદ્ધિવાળાઓ માટે તો એ પણ એક મનોરંજક વાત છે, પણ એ કોઇ ઇતિહાસ નથી. દેવતાઓએ વેદો અને મહાભારતને નથી તો ત્રાજવામાં તોળ્યાં કે નથી ભાર વધવાને લીધે તેનું નામ મહાભારત પડયું આ રીતે જ ગરુડ, સુપર્ણ, વગેરે અનેક શબ્દોને આધારે કેટલીએ અદ્ભુત કથાઓ રચાઇ છે. જો કે કોઇ કોઇ વાર એવું પણ હોય છે, કે કોઇ બનાવના સ્મરણમાં કોઇ નામ પહેલાં હોય છે; પણ નામ પડ્યા પછી તેનો આધાર લઇને બનાવો કલ્પવામાં આવ્યા તેમાં, અને મૂળ બનાવો વચ્ચે જે ભેદ રહેલો છે, તેને સમજવામાં સાવધાનીની પણ પુષ્કળ જરૂર છે.

## સાચા ઇતિહાસની શોધ

મહાભારતમાં મેળવણીનાં કારણ અને પ્રકાર ઉપર બતાવી દીધાં છે. હવે આર્યજાતિએ તેના ઊંડાણમાં ઊતરીને એક સાચો ઇતિહાસ તૈયાર કરવાની આવશ્યકતા છે, કે જે તેની અંદર સ્પષ્ટ મોજૂદ છે; તો પણ હજુ સુધી આ તરફ કોઇએ ધ્યાન આપ્યું નથી. મહાભારતનાં હિંદી, ઉર્દૂ, અંગ્રેજી વગેરેમાં ભાષાંતર પણ થયાં છે અને સ્વતંત્ર ગ્રંથો પણ લખાયા છે; પરંતુ ગમે તો તેમને સૂઝયું નહિ હોય કે પછી તેઓ કરી જ ન શકયા હોય! પણ તેઓમાથી કોઇએ પણ આ તરફ જરા પણ ધ્યાન આપ્યું નથી. હા. કેટલાકોએ કાપકૂપ તો કરી છે, પણ ઇતિહાસથી અનભિજ્ઞ હોવાથી તેમની મનસ્વી કાપકૂપ ઊલટી હાસ્યજનક થઈ પડી છે; કેમકે સાચા ઇતિહાસ ઉપર તેનાથી કશો પણ પ્રકાશ પડ્યો નથી.×

કેટલાક સમય પહેલાં બનાવટી વાતોમાં રસિયા થયેલા લોકોને સાચી વાતો ગમતી નહોતી

× જુઓ; મહાભારત આદિપર્વ, અધ્યાય ૩, શ્લોક ૨૦

× મૂળ પુરાણોમાં પણ ઘણી ઐતિહાસિક ઉપયોગી બાબતો હતી; પરંતુ તેને પણ પાછળથી થયેલી મેળવણીએ અંધારામાં નાખી દીધી છે, છતાં પણ શોધખોળ કરવાથી ઘણીખરી ઐતિહાસિક બાબતો મળી આવે છે. મેં ઐતિહાસિક બાબતોમાં તેમાંથી મદદ લીધી છે અને જ્યાં ભેદ જોયો છે ત્યાં પુરાણને વિશેષ માન્ય રાખ્યું છે

તેથી તેની માગણી પણ થઈ નહોતી; પણ ઈશ્વરની કૃપાથી હવે ફરીથી અમારી જાતિના લોકોને પોતાનો પ્રાચીન ઇતિહાસ જાણવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ છે અને હવે સાચો ઇતિહાસ લખવાની સામગ્રી પણ ખૂબ એકઠી થઈ ગઈ છે.

તેથી મેં હવે એક જુદું જ પણ આવશ્યક કાર્ય શરૂ કર્યું છે. એમાં કેટલીક બિનજરૂરી ભાગ છોડી દીધો છે; પણ મહાભારતનો મુખ્ય ઇતિહાસ તેમાં બધો ય છે, ધર્મ અને તત્ત્વજ્ઞાનનો સઘળો ઉપદેશ છે અને ઉત્તમોત્તમ શ્લોકો ઉપર +આવું ચિહ્ન આપેલું છે. પ્રાસંગિક ઐતિહાસિક કથાઓ પણ યથાસ્થાને રાખેલી છે અને કેટલી ઐતિહાસિક વાતો પુરાણોમાંથી પણ લઈને ટિપ્પણીઓમાં આપી છે, તેથી વાંચનારનું ઐતિહાસિક જ્ઞાન વધારે વિસ્તૃત થશે.

## મહાભારતમાં અસલ અને પ્રક્ષેપનો નિર્ણય

ઉપર જે કંઈ લખવામાં આવ્યું છે, તે ઉપરથી મેં સિદ્ધ કર્યું છે કે, આ વર્તમાન મહાભારતમાં અસલી ભારત પણ છે અને ક્ષેપક પણ છે. હવે તેમાં અસલી ભારત કેટલું છે અને ક્ષેપક કેટલું છે, તે જુદું પાડવાનું છે. એ વિચારતાં પહેલાં સૌથી પ્રથમ એક યુક્તિ જાણી લેવી જોઈએ કે, ભારતગ્રંથની રચના કરીને વ્યાસજીએ પ્રથમ પોતાના પુત્ર શુક અને યોગ્ય શિષ્ય વૈશંપાયન, સુમન્તુ, જૈમિનિ અને પૈલને શીખવ્યું હતું. તે પછી અર્જુનના પ્રપૌત્ર જનમેજયે સર્પસત્ર (યુદ્ધમાં નાગોનો નાશ) કર્યો, તે વખતે વ્યાસરચિત ભારત વૈશંપાયને જનમેજયને સંભળાવ્યું હતું. ભારત સાંભળતાં સાંભળતાં જનમેજય વચ્ચે વચ્ચે કેટલીક વાતો પૂછતા હતા, તેના જવાબ વૈશંપાયન આપતા હતા. આ પ્રમાણે જનમેજયે પૂછેલી બાબતો અને તેના વૈશંપાયને આપેલા જવાબ એ બધું યે વર્તમાન મહાભારતમાં માલૂમ પડે છે. હવે એ તો સ્પષ્ટ છે કે, આ પ્રશ્નોત્તર અસલ ગ્રંથમાં નહોતા, પણ પાછળથી તેમાં જોડાયા છે; કેમકે અસલ ગ્રંથ રચાયો તે સમયે તો જનમેજયનો જન્મ પણ નહોતો થયો. પછી વૈશંપાયને જનમેજયને મહાભારત સંભળાવ્યું હતું. ત્યાં લોમહર્ષણનો પુત્ર ઉગ્રશ્રવા (સૌતિ) પણ હતો. તે આ યુદ્ધવૃત્તાંત સાંભળી કુરુક્ષેત્રની રણભૂમિ જોતો જોતો નૈમિષારણ્યમાં ગયો. ત્યાં શૌનક વગેરે ઋષિઓએ કહેતાં ઉગ્રશ્રવાએ તેમને વૈશંપાયન પાસેથી પોતે સાંભળેલું તે બધું સંભળાવ્યું. અહીં પણ શૌનકે કેટલીક નવી વાતો પૂછી, તેના જવાબ ઉગ્રશ્રવાએ આપ્યા. તે પ્રશ્નોત્તર પણ વર્તમાન મહાભારતમાં મળી આવે છે; એટલું જ નહિ પણ ઉગ્રશ્રવાની ઉપરોક્ત કથા પણ મળી આવે છે. હવે એ સ્પષ્ટ છે કે, આ **પ્રશ્નોત્તર અને આ કથા વ્યાસરચિત મહાભારતનો ભાગ નથી, પણ તે કોઈએ તેમાં પાછળથી ઘુસાડેલું** છે. આ દૃષ્ટિએ આદિપર્વના પહેલા ૬૦ અધ્યાય તો સ્પષ્ટ પ્રક્ષિપ્ત ઠરે છે; કેમકે ત્યાં સુધી શૌનક અને ઉગ્રશ્રવાના અલગ જ પ્રશ્નોત્તર છે. જનમેજય અને વૈશંપાયનના પ્રશ્નોત્તર શરૂ પણ થયા નથી, અને આ ભાગ છે પણ અત્યુક્તિ અને રૂપકોથી ભરચક. હા, તેમાં એક અનુક્રમણિકાધ્યાય કેટલુંક પ્રક્ષિપ્ત બાદ કરતાં અસલી હોઈ શકે ખરો. અધ્યાય ૬૦ મા પછી પણ વ્યાસની ઉત્પત્તિ અને ભારત રચના વગેરેની કથાઓ મોટે ભાગે પાછળથી જ ભેળસેળ થયેલી છે અને તેથી તેમાં ઐતિહાસિક દોષ પણ છે. અધ્યાય ૯૩ માં યુધિષ્ઠિરના પૂર્વજોની વંશાવળી આપી છે અને પાછી અધ્યાય ૯૪ માં પણ આપી છે. એક તો બે વાર વંશાવળી આપવી એ જ પુનરુક્તિ છે, બીજું આ વંશાવળીઓ પરસ્પર વિરુદ્ધ પણ છે. આવું પરસ્પર વિરુદ્ધ કથન અને તે પણ જોડેના જ અધ્યાયમાં હોય, એવું કોઈ પણ યોગ્ય કવિની કૃતિમાં હોઈ શકે નહિ. વળી એક બાજુ વંશાવળીઓમાં લખ્યું છે કે, રાજા હસ્તીએ હસ્તિનાપુર વસાવ્યું હતું, કે જે ભરતથી કેટલીક પેઢીઓ પછી થયો હતો; ત્યારે બીજી બાજુ અધ્યાય ૭૫ માં ભરતના પિતા દુષ્યંતની

રાજધાની પણ હસ્તિનાપુર બતાવેલી છે. આ વગેરે બાબતો તેના પ્રક્ષેપને સ્પષ્ટ કરે છે. આથી એ પણ ખુલ્લું થાય છે કે, વર્તમાન મહાભારતમાં ક્ષેપક ભાગ પણ ખૂબ છે.

હવે જોવાનું એ છે કે, અસલી ભારત કેટલું છે? તેનો ઉત્તર વર્તમાન મહાભારતના અધ્યાય ૧ લો, શ્લોક ૧૦૨, ૧૦૩, ૧૦૪ અને ૧૦૫માં લખ્યું છે કે, "વ્યાસે પહેલાં ૨૪૦૦૦ **શ્લોકોની ભારતસંહિતા બનાવી જે ઉપાખ્યાનો વિનાની હતી, તેને જ બુદ્ધિમાનો ભારત કહે છે. ત્યારબાદ ઋષિએ ૧૫૦ શ્લોકમાં ફરીથી સંક્ષેપ કર્યો છે. જે પર્વો સમેત સર્વ વૃત્તાંતોનો અનુક્રમણિકાધ્યાય છે, તે (ભારત) વ્યાસે પ્રથમ પોતાના પુત્ર શુકને ભણાવ્યું અને તે પછી તે બીજા યોગ્ય શિષ્યોને શીખવ્યું.**

વ્યાસે રચેલું અને પોતાના પુત્ર તથા શિષ્યોને ભણાવેલું ભારત આ પ્રમાણે ૨૪ હજાર શ્લોકનું છે અને એથી વધારાનો બધો જ ભાગ ક્ષેપક તરીકે છે.

પ્રશ્ન થઇ શકે છે કે, ૨૪૦૦૦ શ્લોક કહ્યા છે એ વાત ખરાબર, પણ અન્યત્ર એક લાખ શ્લોક પણ કહ્યા છે તેનું શું? તેનો ઉત્તર એ છે કે, જ્યારે ઉપરનાં પ્રમાણોથી સ્પષ્ટ છે કે ૨૪૦૦૦ જ શ્લોક વ્યાસે બનાવીને પુત્ર અને શિષ્યોને ભણાવ્યા, તો તેની વિરુદ્ધનું કથન શી રીતે માનવું? મહાભારતમાં પ્રક્ષેપક મળી મળીને જ્યારે ગ્રંથ ઘણો જ મોટો થઈ ગયો, ત્યારે એક લાખ શ્લોકવાળી વાત પાછળથી બનાવેલી છે. વળી જે રીતે એ વાત કહેલી છે, તે ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે, વ્યાસકૃત ૨૪૦૦૦ શ્લોક ઉપરાંતનો ભાગ બનાવટી છે. જેમકેઃ—

षष्टिं शत सहस्राणि चकारान्यांस संहिताम्। १।१।१०५। त्रिंशच्छत सहस्रं च देवलोके प्रतिष्ठितम्। पित्र्येपञ्चदश प्रोक्तं गन्धर्वेषु चतुर्दश। १०६। एकं शतसहस्रंतु मानुषेषु प्रतिष्ठितम्॥१०७

અર્થાત્ પછીથી તેમણે સાઠલાખ શ્લોકોની બીજી સંહિતા (૨૪૦૦૦ શ્લોકોવાળી કરતાં જુદી એક બીજી સંહિતા) બનાવી. તેમાંથી ત્રીસલાખ દેવલોકમાં વંચાય છે, પંદર લાખ પિતૃલોકમાં, ચૌદલાખ ગંધર્વલોકમાં અને બાકીના માત્ર એક લાખ જ મનુષ્યલોકમાં વંચાય છે.

આ પ્રમાણે એકલાખવાળી વાત જે રૂપકમાં કહેવાયલી છે, તે વિશ્વાસપાત્ર હોઇ શકે નહિ. વળી અહીં એક બીજી સંહિતા બનાવ્યાનું લખ્યું છે, ચાર સંહિતાઓ બનાવ્યાનું નથી લખ્યું. વળી જો તે એક જ સંહિતા ચાર લોકોમાં વહેંચાઈ ગઈ હોય, તો તો પછી બધાને અધૂરો જ ગ્રંથ મળ્યો હોય, અને આપણને તો એટલો અધૂરો મળ્યો હોય કે માત્ર સાઠમો જ ભાગ! પરંતુ આપણને જે ગ્રંથ પ્રાપ્ત છે તે કાંઇ ખંડિત નથી; પણ મૂળકથા પૂરી છે અને પ્રાસંગિક ઉપાખ્યાન પણ થોડાં નથી. અત્રે "બીજી સંહિતા" કહીને એ શ્લોકોમાં પણ ૨૪૦૦૦ વાળી સંહિતાનું અસ્તિત્વ સ્વીકાર્યું છે; પણ ૨૪ હજાર શ્લોકવાળીમાં ૬૦ લાખવાળીનું અસ્તિત્વ સ્વીકારેલું નથી અને તે જ ૨૪ હજારવાળી જ સંહિતા રચીને પુત્ર અને શિષ્યોને તે ભણાવ્યાનું લખ્યું છે, તેથી ચોવીસહજાર શ્લોક જ અસલી ઠરે છે.

કથાપર્વમાં કેટલા શ્લોક છે એ પર્વસંગ્રહાધ્યાય (આદિપર્વ, અધ્યાય ૨ જો)માં લખેલું છે. તે પ્રમાણે ૧૮ પર્વોની શ્લોકસંખ્યા આ પ્રમાણે થાય છેઃ—આદિપર્વ ૮૮૮૪ + સભાપર્વ ૨૫૧૧ + વનપર્વ ૧૧૬૬૪ + વિરાટપર્વ ૨૦૫૦ + ઉદ્યોગપર્વ ૬૬૯૮+ભીષ્મપર્વ ૫૮૮૪ +દ્રોણપર્વ ૮૯૦૯+કર્ણપર્વ ૪૯૬૪+શલ્યપર્વ ૩૨૨૦+સૌપ્તિકપર્વ ૮૭૦+સ્ત્રીપર્વ ૭૭૫+શાન્તિપર્વ ૧૪૭૩૨+અનુશાસનપર્વ ૮૦૦૦+આશ્વમેધિકપર્વ ૩૩૨૦+આશ્રમવાસિકપર્વ ૧૫૦૬+મૌસલપર્વ ૩૨૦+મહાપ્રાસ્થાનિકપર્વ ૩૨૦+સ્વર્ગારોહણપર્વ ૨૦૯=કુલ ૮૪૮૩૬. આ સંખ્યા અઢારે પર્વોની છે. આથી એક શ્લોક પૂરા નથી થતા; તેથી પર્વસંગ્રહકારે લખ્યું છે કેઃ—

अष्टादशैवमुक्तानि पर्वाण्येतान्यशेषतः ।७८। खिलेषु हरिवंशश्च भविष्यं च प्रकीर्तितम् ।
दशश्लोक सहस्राणि विंशच्छ्लोक शतानि च ।७९। खिलेषु हरिवंशे च समाख्यातानि महर्षिणा।८०।

અર્થાત્—આ રીતે અઢાર પર્વ વિસ્તારપૂર્વક કહ્યાં છે. ખિલો (પરિશિષ્ટો)માં હરિવંશ અને ભવિષ્ય કહેવામાં આવ્યું છે. મહર્ષિએ હરિવંશમાં બાર હજાર શ્લોક રચ્યા હતા. એટલે ૧૮ પર્વની શ્લોકસંખ્યા ૮૪૮૩૬+હરિવંશ ૧૨૦૦૦=૯૬૮૩૬ શ્લોક થયા. ખ્યાલમાં રાખવું જોઈએ કે, પર્વસંગ્રહાધ્યાયમાં હરિવંશની આથી વિશેષ ચર્ચા કરેલી કયાંય નથી. હરિવંશને મેળવતાં, પણ પૂરા એક લાખ ન થયા. જો કે તેમાં ઉગ્રશ્રવાએ શૌનકાદિને કહેલા તથા જનમેજય અને વૈશંપાયન વચ્ચે જે પ્રશ્નોત્તર થયા તેના બધા યે શ્લોકોનો સમાવેશ છે. આ ઉપરથી સ્પષ્ટ છે કે, મહાભારતની વૃદ્ધિ થતી જોઈને એક લાખ શ્લોકવાળી વાત પાછળથી ઉમેરાઇ છે; અને પર્વસંગ્રહાધ્યાયમાં જે સંખ્યા અપાઇ છે, તે પણ પાછળની છે. એ જ પર્વસંગ્રહાધ્યાયમાં એક વાર પહેલાં પર્વો વિષેનું વર્ણન કર્યું છે. તેમાં પર્વોની અધ્યાયસંખ્યા અને શ્લોકસંખ્યા આપી નથી. ત્યારબાદ ફરીથી પર્વોના વિષય વિસ્તારપૂર્વક કહેવા શરૂ કર્યા છે. તે વખતે તેમાં આ અધ્યાયસંખ્યા અને શ્લોકસંખ્યા આપેલી છે. આથી પણ સ્પષ્ટ છે કે, મહાભારતમાં પ્રક્ષેપ થતા જોઇને આગળ ઉપર પ્રક્ષેપ થતા રોકવા માટે કોઇએ પોતાના સમયમાં આ સંખ્યા નક્કી કરી દીધી છે. પર્વસંગ્રહાધ્યાય મહાભારતના રચનારે નથી બનાવ્યો, એ વાત આથી સ્પષ્ટ થાય છે. મહાભારતમાં જ લખ્યું છે કે, વૈશંપાયને જનમેજયને મહાભારત સંભળાવ્યું અને ઉગ્રશ્રવાએ નૈમિષારણ્યમાં શૌનક વગેરે ઋષિઓને સંભળાવ્યુ; પણ આ અધ્યાય જનમેજય અને વૈશંપાયનના સંવાદથી ઘણો પહેલાં ઉગ્રશ્રવાએ કહેલો છે અને સ્વયં પર્વસંગ્રહકારે પણ તેને ઉગ્રશ્રવાએ જ કહેલો દર્શાવ્યો છે. મહાભારત આદિપર્વ અધ્યાય ૧ શ્લોક ૫૨ માં એમ પણ કહ્યું છે કે, કેટલાક વિદ્વાનો ભારતને ‘મનુ’ ના પ્રકરણથી, કેટલાક આસ્તીકના પ્રકરણથી અને કેટલાક ઉપરિચરના પ્રકરણથી ધ્યાનપૂર્વક વાંચે છે.

ઉપરિચરનો આ વૃત્તાંત ૬૩ મા અધ્યાયથી શરૂ થાય છે. એટલે જો ઘણા પ્રાચીન કાળમાં જ (જેનું પ્રકરણ વર્તમાન ભારતમાં જ છે) પહેલા ૬૨ અધ્યાય ભારતમાં નહોતા ગણાતા, તો આ બીજા અધ્યાયનું તો કોણ કહી શકે? પણ હવે તો વર્તમાન મહાભારતમાં આ પર્વસંગ્રહની સંખ્યામાં પણ ફેર પડી ગયો છે. તેમાં હરિવંશના ૧૨૦૦૦ શ્લોક કહેલા છે, પણ હવે ૧૬૭૩૪ શ્લોક છે. હમણાં જ ઉપર લખી ચૂકયા છીએ કે, ૧૫૦ શ્લોકની અનુક્રમણિકા વ્યાસે બનાવી, પણ હાલમાં તો એ અનુક્રમણિકાધ્યાયમાં ૨૭૫ શ્લોક છે. આ વગેરે સ્પષ્ટ પ્રમાણો મોજૂદ હોવાથી એ તો નિઃસંદેહ વાત છે કે, અસલ મહાભારત ૨૪ હજાર શ્લોકનું જ છે અને તેમાં પ્રક્ષેપ થતાં થતાં તે એટલું બધું વધી ગયું છે કે, ખાણમાંની મિશ્રિત સુવર્ણ ધાતુની પેઠે અસલ મહાભારત, તેમાં ભળેલા ઉમેરાને લીધે એવું સેળભેળ થઇ ગયું છે કે, તે વગરમહેનતે તેનાથી જુદું પાડી શકાય તેમ નથી.×

× (પ્રશ્ન) મહાભારત (૧-૧-૮૧)મા એમ પણ કહ્યું છે કે, अष्टौ श्लोकसहस्राण्यष्टौ श्लोक शतानि च। अहं वेद्मि शुको वेत्ति संजयो वेत्ति वा न वा ॥ ૮૮૦૦ શ્લોક હું જાણું છું અને શુક જાણે છે. સંજય કદાચ જાણતા હોય કે ન યે જાણતા હોય. આ રીતે ૮૮૦૦ શ્લોક જ અસલી કેમ ન માનવા? (ઉત્તર) આમાં મહાભારતની શ્લોકસંખ્યા નથી કહી, પણ મહાભારતમાંના કૂટ શ્લોકોની સંખ્યા કહેલી છે. જેમકે એની આગળના શ્લોકમાં કહ્યું છે કે, तच्छ्लोक कूटमद्यापि ग्रथितं सुदृढं मुने। भेत्तुं न शक्यतेऽर्थस्य गूढत्वात् प्रश्रितस्य च–હે મુને! તે કૂટ શ્લોકો હજુ પણ આ ગ્રંથમાં મોજૂદ છે, કે જેના શબ્દાર્થ ઘણા ગૂઢ હોવાથી સમજી શકાતા નથી. એ કથન ગૂઢ શ્લોકોની સંખ્યા દર્શાવે છે; નહિ કે બધા ય

## આ ઇતિહાસનું નામ અને તેનું પરિણામ

મહાભારતના પહેલા પર્વના ૬૨ મા અધ્યાયના ૨૦ મા શ્લોકમાં લખ્યું છે કે, जयो नामेतिहासोऽयं श्रोतव्यो विजिगीषुणा–અર્થાત્ વિજય ઇચ્છનારા (રાજા)એ આ જય નામના ઇતિહાસનું શ્રવણ કરવું જોઇએ. વળી સ્વર્ગારોહણ પર્વના પાંચમા અધ્યાયના ૪૯ મા શ્લોકમાં કહ્યું છે કે, "जयो नामेतिहासोऽयं श્રोतव्यो मोक्षमिच्छता" મોક્ષાર્થીએ જય નામનો આ ઇતિહાસ સાંભળવો જોઇએ. ભારતના આરંભમાં જે શ્લોકો આપેલા છે અને કથા વાંચનારા જે વાંચ્યા પછી કથાની શરૂઆત કરે છે, તેને અંતે કહ્યું છે કે, 'ततो जयमुदीरयेत्।' ત્યારબાદ 'जय' કહો. આ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે, આ ઇતિહાસનું આદિનામ 'જય' છે, એટલે વ્યાસરચિત ભારતનું નામ 'જય' હતું. આથી એ પણ સંભવિત લાગે છે કે, પાંડવોની વિજયપ્રાપ્તિ સુધીનો ઇતિહાસ તેમાં હતો. વળી આદિપર્વ અધ્યાય ૬૩ માં એમ પણ લખ્યું છે કેઃ–

वेदानध्यापयामास महाभारतपञ्चमान्। सुमन्तुं जैमिनिं पैलं शुकं चैव स्वमात्मजम् ॥८९॥
प्रभुर्वरिष्ठो वरदो वैशम्पायनमेव च। संहितास्तैः पृथक्त्वेन भारतस्य प्रकाशिताः ॥९०॥

અર્થાત્ ભગવાન વ્યાસે ચાર વેદ અને પાંચમું મહાભારત, સુમન્તુ, જૈમિનિ, પૈલ અને પોતાના પુત્ર શુકને તેમજ વૈશંપાયનને ભણાવ્યું હતું. તેમણે પાછળથી પોતપોતાની અલગ અલગ ભારતસંહિતાઓ પ્રકટ કરી.

આથી સમજાય છે કે, વ્યાસરચિત ભારતસંહિતામાં બીજા નવા ભારતઇતિહાસ અને ઉપદેશો વધારીને તેમના શિષ્યોએ પોતપોતાની જુદી જુદી ભારતસંહિતાઓ પ્રગટ કરી. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં લખ્યું છે કે, सुमन्तु–जैमिनि–वैशंपायन–पैल–सूत्र–भारत–महाभारत धर्माचार्याः (વ્યાસના શિષ્ય) સુમન્તુ, જૈમિનિ, વૈશંપાયન અને પૈલ સૂત્ર, ભારત, મહાભારત અને ધર્મના આચાર્યો છે; અને તેથી સુમન્તુ સૂત્રકાર, જૈમિનિ ભારતકાર, વૈશંપાયન મહાભારતકાર અને પૈલ ધર્મસૂત્રકાર ઠરે છે. આથી બે વાત સિદ્ધ થાય છે કે, ભારતના બે ગ્રંથ જુદા જુદા છે; એક ભારત અને બીજું મહાભારત. ભારત જૈમિનિપ્રકાશિત અને મહાભારત વૈશંપાયનપ્રકાશિત. એટલે વ્યાસે રચેલો જે જય ઇતિહાસ હતો. તેમાં પોતાના તરફથી બીજા નવા ઇતિહાસ અને ઉપદેશો જોડીને જૈમિનિએ ભારત અને વૈશંપાયને મહાભારત પ્રકટ કર્યું; તેથી આ મહાભારત વૈશંપાયને પ્રકટ કરેલી ભારતસંહિતા છે, કે જે રાજા જનમેજયને સંભળાવેલી અને પાછળથી કેટલીક વધી હતી. એટલે આમાં ૨૪૦૦૦ વ્યાસરચિત અને કેટલાક વૈશંપાયને રચેલા શ્લોકો છે અને કેટલાક પાછળથી પ્રક્ષિપ્ત થયેલા છે; તેથી જેટલો ભાગ વ્યાસે રચેલો છે તેમાં નિઃસંશય સાચો ઇતિહાસ છે, અને જે વૈશંપાયને રચેલો છે, તેમાં પણ સાચા ઇતિહાસની જ સંભાવના છે; પરંતુ ત્યારપછીની મેળવણી અદ્ભુત ઘટનાઓની છે, જેમાં ઘણે ભાગે રૂપકના પડદા પાછળ કેટલોક સાચો ઇતિહાસ પણ છે. આપણે તે ઇતિહાસનું પણ શોધન કરવું જોઇએ; માટે અત્રે બીજી ચર્ચા સિવાય કેવળ અનાવશ્યક ભાગ છોડી દઇને આખો ગ્રંથ છાપીએ છીએ.*

### મહાભારતનું યુદ્ધ ક્યારે થયું ?

મહાભારતનું યુદ્ધ ક્યારે થયું? તેના ઉત્તરમાં હજુ વિદ્વાનો એકમત થઈ શક્યા નથી અને

શ્લોકોની સંખ્યા. આથી ૨૪૦૦૦ની સાથે વિરોધ નથી થતો, પરંતુ એ પણ અત્યુક્તિ છે. ગૂઢ શ્લોકો છે તો જરૂર, પણ તે આટલી મોટી સંખ્યામાં નહિ.

* એ ગ્રંથનું નામ 'સટીક મહાભારત' પ્રાપ્તિસ્થાનઃ–મેનેજર આર્ય ગ્રંથાવલિ, મુ. લાહોર

જ્યાં સુધી કોઈ ચોક્કસ પ્રમાણ ન મળે, ત્યાં સુધી સૌ પોતપોતાનાં જુદાં જુદાં અનુમાન કરતા જ રહેશે; તેથી અમને એ બધા મતો વાચકસમક્ષ રજૂ કરવા યોગ્ય લાગે છે.

(૧) પહેલો પક્ષ એમ કહે છે કે, મહાભારતનું યુદ્ધ દ્વાપરના અંતમાં થયું. યુદ્ધ થયા બાદ કલિયુગ શરૂ થયો તેનું પ્રમાણ આ છેઃ–

यस्मिन् कृष्णो दिवं यातस्तस्मिन्नेव तदाहनि। प्रतिपन्नं कलियुगं। (વિષ્ણુપુરાણ અંશ ૪, અ૦ ૨૪, શ્લો.૪૦)

અર્થાત્ જે દિવસે ભગવાન શ્રીકૃષ્ણ સ્વર્ગમાં ગયા, તે જ દિવસે કલિયુગ શરૂ થયો. આની પહેલાં ૩૫ મા શ્લોકમાં પણ એવું જ લખ્યું છે. ભાગવત સ્કંધ ૧૨, અધ્યાય ૨, શ્લોક ૨૯ માં શ્રીકૃષ્ણના સ્વર્ગારોહણ પછી જ કલિ પ્રવૃત્ત થયો એમ કહેલું છે.

"विष्णोर्भगवतो भानुः कृष्णाख्योऽसौ दिवं गतः। तदाऽऽविशत् कलिर्लोके पापे यद् रमते जनः॥"

તે કલયુગ વર્ષ આજે સંવત ૧૯૭૧ અથવા ઈ૦ સ૦ ૧૯૧૪ માં ૫૦૧૫ છે, તેનાથી થોડા જ સમય પહેલાં યુદ્ધનો સમય હોવો જોઈએ.

(૨) બીજો પક્ષ કહે છે કે, એથી પહેલાં નહિ પણ એ જ સમય યુદ્ધનો છે. જેમકે મહાભારત ગદાપર્વમાં ભીમ–દુર્યોધનના યુદ્ધ પછી કોપાયમાન થયેલા બળરામને સમજાવતાં શ્રીકૃષ્ણ કહે છે કેઃ–प्राप्तं कलियुगं विद्धिः–અર્થાત કલિયુગને શરૂ થયેલો જાણો." આ પક્ષનાં સમર્થક પ્રમાણોઃ—

"आसन् मघासु मुनयः शासति पृथिवीं युधिष्ठिरे नृपतौ। षड्द्विकपञ्चद्वियुतः शककालस्तस्य राज्ञश्च॥" (બૃહત્સંહિતા ૧૩–૩)

જે વખતે રાજા યુધિષ્ઠિર પૃથ્વીનું રાજ્ય કરતા હતા, તે વખતે સપ્તર્ષિ મઘાનક્ષત્રમાં હતા અને તે રાજાને ૨૫–૨૬ મે વર્ષે શકકાળ શરૂ થયો.

અહીંનો 'શક' શબ્દ વિવાદાસ્પદ છે, પરંતુ એ પક્ષમાં પ્રમાણો આપનારાઓનો એ આશય છે કે, અહીં શકકાળ શબ્દનો અભિપ્રાય શકયસિંહ ગૌતમબુદ્ધના સંવતથી છે; અને ગૌતમબુદ્ધ ઈસવીસન પૂર્વે ૬૨૩ માં જન્મ્યા અને ૮૦ વર્ષ જીવતા રહ્યા હતા. તેમનો સંવત તેમના ૫૦મા વર્ષથી ચાલુ થયો–અર્થાત ૬૨૩ માંથી ૪૯ બાદ કરતાં ઈ. સ. પૂર્વે ૫૭૪ થી ગૌતમ સંવત શરૂ થયો; એટલે યુધિષ્ઠિરથી બુદ્ધ સુધી ૨૫૨૬+બુદ્ધ સંવતથી ઈસવીસન સુધી ૫૭૪+ ઈસવીસન ૧૯૧૪=૫૦૧૪ વર્ષ થયાં. એ જ કલિયુગનો સમય છે.

અકબરના વખતમાં પણ યુધિષ્ઠિરનો એ જ સમય નિશ્ચિત થયો હતો. જેમકે આઈને અકબરી પૃષ્ઠ ૨૯૯ કલકત્તા પ્રેસમાં ૧૮૯૭ માં છપાયેલી પ્રતમાં લખ્યું છે કે, 'કળિયુગ બેસતાં જ પહેલો રાજા યુધિષ્ઠિર થયો હતો. વિક્રમસંવત શરૂ થતાં સુધીમાં યુધિષ્ઠિરને ૩૦૪૪ વર્ષ વીતી ગયાં હતાં;' એટલે ૩૦૪૪+ વિક્રમસંવત ૧૯૭૧=૫૦૧૫ વર્ષ થયાં.

યુનાની એલચી મેગેસ્થિનિસ કે જે ચંદ્રગુપ્તના દરબારમાં રહ્યો હતો, તેના લેખ તથા અલક્ષેન્દ્ર (અલેક્ઝાંડર)ની સાથે આવેલા બીજા યુનાની લેખકોના લેખોના આધારે યુનાની ઇતિહાસકોએ ભારતીય રાજાઓ વિષે નીચે પ્રમાણે લખ્યું છે.

"દાયોનિસસના સમયથી સંદ્રાકોત્તસ (ચંદ્રગુપ્ત) સુધી ભારતીય ૧૫૩ રાજાઓ અને ૬૦૪૨ વર્ષની ગણતરી થતી હતી; પરંતુ આ સમયમાં ત્રણ વાર પ્રજાતંત્રશાસન પણ સ્થપાઈ ચૂક્યું હતું. ભારતીય ઇતિહાસ આપણને એમ પણ બતાવે છે કે, દાયોનિસસ હરકિલપથી ૧૫ પેઢી પહેલાં થઈ ચૂકયો હતો. મથુરા અને કિલઓબોરા એ બે મોટાં નગર જેમના તાબામાં છે, તે શૂરસેની લોકો એ હરકિલપને ખૂબ માનપૂર્વક યાદ કરે છે."

અહીં હરકિલપ એટલે હરિકૃષ્ણ, તે આપણા શ્રીકૃષ્ણ છે, કે જેમનો શૂરસેની લોકો સાથે સંબંધ છે અને જેઓ મથુરાના અધિપતિ કહેવાયા છે. એ શૂરસેન તે વસુદેવના પિતા હતા.

ઉપલા લેખમાં દાયોનિસસથી ચંદ્રગુપ્ત સુધી ૬૦૪૨ વર્ષ અને ૧૫૩ રાજા, ત્રણ વારના પ્રજાતંત્ર રાજ્ય સુધ્ધાં ગણેલા છે; અને કહ્યું છે કે, દાયોનિસસ કૃષ્ણથી પંદર પેઢી પહેલાં થઇ ગયો હતો. એટલે ૧૫૩–૧૫=૧૩૮ રાજા કૃષ્ણથી ચંદ્રગુપ્ત સુધીમાં થયા. હવે આમાંથી દરેક રાજાનો રાજ્યકાળ વીસ વર્ષનો જ ગણાય, તો પણ ૧૩૮×૨૦=૨૭૬૦ વર્ષ શ્રીકૃષ્ણથી ચંદ્રગુપ્ત સુધીમાં થયાં. ચંદ્રગુપ્ત ઇ. સ. પૂર્વે ૩૧૨માં હયાત હતો, એટલે ૨૭૬૦+૩૧૨= ઇ. સ. પૂર્વે ૩૦૭૨ વર્ષ થાય છે; અને એ ૩૦૭૨ વર્ષમાં ઈ. સ. ૧૯૧૪ નો આંકડો ઉમેરતાં કુલ ૪૯૮૬ વર્ષ થયાં. એટલે યુનાનીઓના લેખકને અનુસરીને મહાભારતના યુદ્ધને ૪૯૮૬ વર્ષ થયાં અને ભારતીય જ્યોતિષીઓને અનુસરીને ૫૦૧૫ વર્ષ થયાં. આ બન્ને સમયમાં ફક્ત ૨૯ વર્ષનો ફેર છે. તેનું કારણ એ છે કે, ૧૩૮ રાજાઓનો શાસનકાળ ૨૦ વર્ષને હિસાબે ૨૭૬૦ વર્ષનો કાઢયો છે, તે કાળ ૨૦ વર્ષ ને અઢી મહિના પણ હોઇ શકે છે.*

(૩) ત્રીજો પક્ષ—રાજતરંગિણીમાં કલ્હને લખ્યું છે કે, યુધિષ્ઠિરનું રાજ્ય કલિયુગનાં ૬૫૩ વર્ષ વીત્યા પછી શરૂ થાય છે. આ પક્ષ પણ આ જ પ્રમાણ ઉપર આધાર રાખે છે કેઃ–

"आसन् मघासु मुनयः शासति राज्यं युधिष्ठिरे नृपतौ। षड्द्विकपुतः शक कालस्तस्य राज्ञश्च ॥"

અર્થાત્–રાજા યુધિષ્ઠિરના શાસનકાળમાં સપ્તર્ષિ મઘા નક્ષત્રોમાં હતા અને ૨૫૨૬ એ તે રાજાનો સમય છે, કે જે સમય શકકાળનો અર્થાત્ શાલિવાહન સંવતનો છે.

હવે એ શક પહેલાં યુધિષ્ઠિર સંવત ૨૫૨૬+ શકકાળ ૧૮૩૫=૪૩૬૧ વર્ષ યુધિષ્ઠિરને થયાં. તેને કલિનાં વીતેલાં વર્ષ ૫૦૧૪ માંથી બાદ કરવામાં આવે તો ૬૫૩ થયાં. દૈવજ્ઞ બાંધવકાર હરપતિ ઠાકુરે પણ લખ્યું છે કેઃ– "शाको नवाद्रीन्दु कृशानुयुक्तः कलेर्भवत्यद्बगणो व्यतीतः"

કલિયુગનાં ૩૧૭૯ વર્ષ વીત્યા પછી શક સંવત શરૂ થાય છે. શક સંવત સુધી યુધિષ્ઠિરના વર્ષ ૨૫૨૬ થાય છે. એટલે ૩૧૭૯–૨૫૨૬=૬૫૩ થયાં.

(૪) ચોથો પક્ષ-ઉપરના પ્રમાણમાં એમ લખ્યું છે કે, યુધિષ્ઠિરના સમયમાં સપ્તર્ષિ મઘા નક્ષત્રોમાં હતા અને સપ્તર્ષિ દરેક નક્ષત્રમાં ૧૦૦ વર્ષ રહે છે. જેમકે વિષ્ણુપુરાણ (૯૪–૨૪–૩૩, ૩૪) માં લખ્યું છે કેઃ—

"सप्तर्षीणां च यौ पूर्वौदृश्यते उदितौ दिवि। तयोस्तु मध्यनक्षत्रं दृश्यते यत् समं निशि।
तेन सप्तर्षयो युक्तास्तिष्ठन्त्यब्द शतं नृणाम्।"

અર્થાત્–સપ્તર્ષિઓમાંથી જે પહેલા બે તારા આકાશમાં ઊગેલા દેખાય છે, તેમનાથી સમાન અંતરે વચમાં જે નક્ષત્રો દેખાય છે તેમની સાથે સપ્તર્ષિ સો વર્ષ રહે છે.

ભાગવત સ્કંધ ૧૨ અધ્યાય ૨ માં પણ એવું લખ્યું છે. દરેક યુગનો આરંભ અશ્વિની નક્ષત્રથી થાય છે અને મઘા નક્ષત્ર અશ્વિનીથી દશમું છે; એટલે કલિનાં ૯૦૦ વર્ષ વીત્યા પછી સપ્તર્ષિ મઘામાં ગયા, તેથી કલિનાં ૯૦૦ વર્ષ વીતી ચૂકયાં તે પછી યુધિષ્ઠિરનો સમય શરૂ થાય છે.×

* આ પ્રમાણમા એ ત્રુટિ છે કે, એ ૨૦ વર્ષની સરેરાશ ૧૩૮ રાજાઓની ગણી છે; તે જ પહેલા ૧૫ રાજાઓને પણ લાગુ ગણીએ, તો તેમનો શાસનકાળ માત્ર ૩૦૦ વર્ષ થાય છે. જો વધારે ૩૦ વર્ષ માની લઈએ તો ૪૫૦ થાય છે. વચ્ચે જે પ્રજાતંત્ર રાજ્ય ચાલ્યું તેને માટે સ્પષ્ટ નથી કહ્યું કે, તે કૃષ્ણની પહેલાં કે પછી ચાલ્યું. પહેલાં પણ હોઇ શકે, પાછળથી પણ હોઇ શકે અથવા કોઈ પહેલું અને કોઇ પછી એમ પણ હોઇ શકે છે; પણ જો પહેલાં જ માનીએ તો પણ એક પ્રજાતંત્ર રાજ્યનો સમય ૩૦૦ અને બીજાનો ૧૨૦ આપેલો છે, ત્રીજાનો નથી આપ્યો. જો વધુમા વધુ તેનાં પણ ૩૦૦ વર્ષ માની લઈએ, તો ૪૫૦+૩૦૦+૧૨૦+૩૦=૧૧૭૦ વર્ષ થાય છે. એમાં ૨૭૮૯ ઉમેરતાં ૩૯૫૯ થાય છે. ૬૦૪૨ પૂરાં થતાં નથી.

× ૧, ૨, ૩, ૪ પક્ષોના મતે શ્રીકૃષ્ણના સ્વર્ગારોહણ પછી કલિની શરૂઆત દર્શાવનારાં વચનોનો

(૫) પાંચમો પક્ષ-વિષ્ણુપુરાણ (૪-૨૪-૩૪)માં નીચે પ્રમાણે જણાય છે કેઃ—

ते तु परिक्षित्ते काले मघास्मासन् द्विजोत्तम। तदा प्रवृत्तश्च कलिर्द्वादशाद्व शतात्मकः।

અર્થાત્ તે (સપ્તર્ષિ) પરિક્ષિતના સમયમાં મઘાનક્ષત્રમાં હતા, ત્યારે કલિનાં ૧૨૦૦ વર્ષ વીત્યાં હતાં. પરિક્ષિત યુધિષ્ઠિરનો ઉત્તરાધિકારી હતો, તેથી કલિના બારમા સૈકામાં યુધિષ્ઠિર થયા.*

(૬) છઠ્ઠો પક્ષ એવો છે કે, ઈ. સ. પૂર્વે ૧૪૦૦ થી વધારે વર્ષ પહેલાં યુધિષ્ઠિર થયા એનું પ્રમાણ વિષ્ણુપુરાણ ૪-૨૪-૩૨ માં આ પ્રમાણે છેઃ-

"यावत् परिक्षितोजन्म यावन्नन्दाभिषेचनम्। एतद्वर्षं सहस्रं तु ज्ञेयं पञ्चदशोत्तरम्॥"

અર્થાત્ પરિક્ષિતના જન્મથી નંદના રાજ્યાભિષેક સુધી ૧૦૧૫ વર્ષ ગણવાં જોઈએ.

નંદોનું રાજ્ય ૧૦૦ વર્ષ રહ્યું. જેમકે એ જ અધ્યયામાં લખ્યું છે કેઃ—

महापद्मः तत्पुत्राश्च एकं वर्षशतमवनिपतयो भविष्यन्ति। नवैव तान् नंदान् कौटिल्यो ब्राह्मणः समुद्धरिष्यति॥ तेषामभावे मौर्याश्च पृथिवीं भोक्ष्यन्ति। कौटिल्य एव चंद्रगुप्तं राज्ये भिषेक्ष्यति॥

અર્થાત્-મહાપદ્મ (પહેલો નંદ) અને તેનો પુત્ર ૧૦૦ વર્ષ રાજ્ય કરશે, તે નંદોને ચાણક્ય બ્રાહ્મણ ઉખાડી નાખશે, તેના નાશ પછી મૌર્યરાજાઓ પૃથ્વીનું રાજ્ય કરશે, ચાણક્ય જ ચંદ્રગુપ્તને રાજ્યાભિષેક કરશે.

હવે ચંદ્રગુપ્તને ઈ. સ. પૂર્વે ૩૧૫ માં રાજ્યગાદી મળી હતી; એટલે સિદ્ધ થયું કે, ૧૦૧૫+૧૦૦+૩૧૫+=ઇ. સ. પૂર્વે ૧૪૩૦ માં યુધિષ્ઠિર હતા.

(૧) વિષ્ણુ અને ભાગવત પુરાણમાં એ પણ લખ્યું છે કે, જ્યારે સપ્તર્ષિ પૂર્વાષાઢામાં પહોંચી જશે, ત્યારે નંદોનું રાજ્ય થશે. મઘાથી પૂર્વાષાઢા દશમું નક્ષત્ર છે અને સપ્તર્ષિ ૧૦૦ વર્ષ એક નક્ષત્રમાં રહે છે. આથી યુધિષ્ઠિરથી નંદરાજ્ય સુધીનાં હજાર વર્ષ નક્કી થાય છે.

(૨) મગધના ઇતિહાસને આધારે યુધિષ્ઠિરથી બુદ્ધદેવ સુધીમાં ૩૫ રાજાઓ થયા, તેમાંથી દરેકના રાજ્યની ૨૧ સરેરાશ માનીને ૩૫×૨૧=૭૩૫ એમાં બુદ્ધની જન્મતિથિ ઇ. સ. પૂર્વે ૬૬૭નો આંકડો ઉમેરતાં એકંદરે ઇ. સ. પૂર્વે ૧૪૦૨ નો સમય યુધિષ્ઠિરના સમય તરીકે સિદ્ધ થાય છે.×

આવો મતભેદ છે. આથી ઓછો સમય માનનારા પણ છે, પણ હવે વર્તમાન ઇતિહાસકોમાં તેમના મતને પોષનાર કોઈ રહ્યું નથી.

(લાહોરની ડી. એ. વી. કૉલેજના અધ્યાપક પંડિત રાજારામ તરફથી ઈ. સ. ૧૯૧૪ માં છપાતા શરૂ થયેલા સારભૂત ને સટીક મહાભારત સાથેની તેમની ભૂમિકાનો અનુવાદ.)

---

હેતુ છે કે, કલિનો પ્રભાવ સ્વર્ગારોહણ પછી થયો જો કે કલિ પહેલેથી શરૂ થયો હતો. વિષ્ણુપુરાણમાં કહ્યું છેઃ-

यावत् स पाद पद्माभ्यां पस्पर्श मां वसुन्धराम्। तावत् पृथिवी परिष्वंगे समर्थो नाभवत् कलिः॥

અર્થાત્-જ્યાં સુધી તેઓ (શ્રીકૃષ્ણ) પોતાનાં ચરણકમળથી આ ભૂમિને સ્પર્શ કરતા રહ્યા, ત્યાં સુધી કલિ પૃથ્વીને અડી શકયો ન હતો. માસમીમાંસામાં બ્રહ્મપુરાણમાંથી નીચે પ્રમાણે ટાંકેલું છે કેઃ—

अथ भाद्रपदे मासि कृष्णाष्टम्यां कलौ युगे। अष्टाविंशतितमे जातः कृष्णोऽसौ देवकीसुतः॥

અર્થાત્-અઠ્ઠાવીસમા કલિયુગમાં ભાદરવા વદિ આઠમને દિવસે દેવકીપુત્ર શ્રીકૃષ્ણ જન્મ્યા.

* આ પક્ષમાં યુગની શરૂઆત અશ્વિનીથી ન હોય શકે.

× વિષ્ણુપુરાણ ૪-૨૩-૨૪ અનુસાર મગધનો રાજા જરાસંધ (જે યુધિષ્ઠિરનો સમકાલીન હતો) તેનાથી લઇને ૨૩ બાર્હદ્રથરાજા ૧૦૦૦ વર્ષ, ૫ પ્રદ્યોતરાજા ૧૦૦ વર્ષ, ૧૦ શૈશુનાગ રાજા ૩૬૨ અને નોનન્દ ૧૦૦ વર્ષ રાજ્ય કરતા રહ્યા. આ પ્રમાણે ચંદ્રગુપ્ત સુધી ૪૮ રાજા અને ૧૫૬૨ વર્ષ થાય છે

—હિંદી "સટીક મહાભારત"ના સંપાદક

# स्व० शास्त्री करुणाशंकरनी भूमिका

## મહાભારતની મહત્તા

धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ।
यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित् ॥ (महाभारत १-६२-५३)

**ભાવાર્થ:**-હે ભરતશ્રેષ્ઠ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સંબંધમાં જે જે બાબતો આ મહાભારત ગ્રંથમાં સમાયલી છે, તે જ અન્ય ગ્રંથોમાં હોય છે; અને જે આમાં હોતું નથી તે અન્ય કયાં ય પણ હોતું નથી.

ભારતવર્ષમાં મહાભારત, એ સારસ્વત નંદનવનનું ધર્મ, અર્થ, કામ તથા મોક્ષરૂપી વિવિધ ફળો આપનારું કલ્પવૃક્ષ છે; જ્ઞાનાબ્ધિનો ઉલ્લાસક ચંદ્ર છે, કથારત્નોનો રત્નાકર છે, રસસમૂહનું રસાયન છે; ધર્મોત્પત્તિનું અક્ષય ક્ષેત્ર છે, આનંદનો ઉદધિ છે, મહાપુરુષોનું અક્ષયશરીર છે. અજ્ઞાનાંધકારમાં ડૂબેલાં મનુષ્યોને પ્રકાશ આપનાર સૂર્ય છે અને ભવાટવીના ભટકણમાં વિશ્વાસપાત્ર ભોમિયો છે. એટલું જ નહિ પણ એ ગ્રંથને જેટલાં પણ શુભ વિશેષણો આપીએ તેટલાને માટે એ પાત્ર છે. ભારતવર્ષની આર્યપ્રજાને ચાલુ સ્થિતિમાં પણ અભિમાન લેવા જેવો પ્રાચીન મહર્ષિઓ તરફથી શાસ્ત્રસંપત્તિનો જે અમૂલ્ય વારસો મળેલો છે, તેમાં "મહાભારત" એ વિવિધ પ્રભા પ્રસારતો હૃદયાહ્‌લાદક મહામણિ છે. આર્યપ્રજાના આચાર-વિચાર-વ્યવહાર અને ધર્મનું રહસ્ય, અર્થશાસ્ત્ર, નિયામક કામશાસ્ત્ર, વર્ણાશ્રમના સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ, સ્ત્રીધર્મ, પિતાપુત્ર-પતિપત્ની-ગુરુશિષ્ય-રાજાપ્રજા વગેરેના પરસ્પર ધર્મ, રાજનીતિ, સામાન્ય નીતિ, કપટનીતિ, યુદ્ધકળા, યુદ્ધસમયમાં નગરાદિની વ્યવસ્થા, વિવિધ કૌશલ્ય, સૃષ્ટિસૌંદર્ય, અધ્યાત્મજ્ઞાન અને સર્વ નિયામક પરમેશ્વરનું નિરૂપણ, ઇત્યાદિ સર્વ વિષયોને એક જ ગ્રંથમાં જોવા હોય તો તે મહાભારતમાં મળશે; અને એ જ હેતુથી એક મહોક્તિ પ્રસરી રહી છે કે, 'यन्न भारते तन्न भारते'-અર્થાત્ '**જે ભારતગ્રંથમાં નથી, તે ભરતખંડમાં પણ નથી.**' મહાભારત જો કે, વીરરસપ્રધાન કાવ્ય છે, તથાપિ એમાં ઇતર રસોની પણ એટલી બધી રેલછેલ છે, કે એમાંનો કોઈ પણ ભાગ વાંચવા માંડતાં રસિક હૃદયને તે છોડવો ગમતો નથી. ખરેખર, મહાભારત વિવિધ જ્ઞાનસમૃદ્ધિથી સમૃદ્ધ છે અને તેથી જ એણે પોતાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોથી વિદ્વાનોને તેમ નિરક્ષરોને, નાગરિકોને તેમ ગ્રામ્યોને, બાળકોને તેમ વૃદ્ધોને અને સ્ત્રીઓને તેમ પુરુષોને પોતા તરફ આકર્ષ્યા છે. કોઇ પણ સ્થાન એવું ભાગ્યે જ નીકળશે, કે જ્યાં તેના નામને અથવા તેમાંના એકાદા પ્રસંગને પણ જાણનારું કોઈ ન નીકળે! આપણા ભારતવર્ષના લોકો એના તરફ પ્રીતિ-મમતા રાખે એમાં નવાઇ નથી, પરંતુ માત્ર ઇતિહાસ ખોળનારા પાશ્ચિમાત્ય પંડિતોને પણ આ ગ્રંથે એવી ભૂરકી નાખી છે, કે જેને લીધે તેઓ એ ગ્રંથની પાછળ અનેક મંથનો કરી ગયા છે, કરી રહ્યા છે અને કરશે. એક યુરોપિયન પંડિતને કોઇએ મહાભારતની યોગ્યતાના સંબંધમાં પ્રશ્ન કરતાં તેણે કહ્યું છે કે, 'એ ગ્રંથ એવો ઉત્કૃષ્ટ છે કે, મને એ ભારતના બદલામાં ભારત (દેશ) આપે તો પણ હું ભારત (ગ્રંથ) છોડું નહિ!'

## મહાભારત રહસ્યજ્ઞાનથી ભરપૂર છે

મહાભારતમાં સનત્સુજાત, બંધૂપાખ્યાન, અનુગીતા, મોક્ષધર્મ, વિષ્ણુસહસ્રનામ આદિ પાવન કરનારા અનેક રહસ્યજ્ઞાનના ભંડારો સમાયેલા છે. તેથી પણ એ ગ્રંથ મહાપૂજ્ય છે. રે! બીજી બાબતો બાજુએ રાખીને માત્ર એમાંના એક ભગવદ્‌ગીતા નામના રહસ્યપૂર્ણ પર્વવિભાગ તરફ દૃષ્ટિ કરીએ, તો પણ એ ગ્રંથનું ગૌરવ સહજે ધ્યાનમાં આવે તેમ છે. જેના ઉપર ભિન્ન ભિન્ન ભાષાઓમાં અનેકાનેક રહસ્યભરી ટીકાઓ લખાઈ છે, લખાય છે અને લખાશે; તેમ છતાં પણ જેના રહસ્યનો પાર આવ્યો નથી અને આવનાર પણ નથી; જેના ઉપર અનેક વ્યાખ્યાતાઓ વર્ષોનાં વર્ષો સુધી વ્યાખ્યાનો કર્યા કરે છે, તો પણ જેમાંથી કંઇ ને કંઈ નવું નવું રહસ્ય નીકળ્યા જ કરે છે; જે પ્રસ્થાનત્રયમાંનું એક પ્રસ્થાન છે; શંકરાચાર્યાદિ અનેક આચાર્યોએ જેના ઉપર ભાષ્યો રચેલાં છે; પ્રમાણો આપવામાં ભાષ્યકારો જેનો સ્મૃતિ નામથી ઉપયોગ કરે છે; જેનું વાક્ય મહાપ્રમાણરૂપ ગણાય છે; જે ગ્રંથ લાખો મનુષ્યોનાં મન ઉપર ગૌરવની છાપ પાડી રહેલો છે; જે કર્મ, ઉપાસના તથા જ્ઞાનના ખરા રહસ્યને સમજાવે છે અને જેણે અસંખ્ય જ્ઞાનેચ્છુઓને પોતાની મોહિની લગાડી રાખી છે; તે ભગવદ્‌ગીતારૂપી અનુપમ ગ્રંથ પણ મહાભારતરૂપી રત્નહારના મધ્યપદકના સ્થાનમાં શોભી રહેલો હોઇને એ એક જ ગ્રંથ મહાભારતનું ગૌરવ સૂચવવાને પૂરતો છે.

## મુખ્ય પર્વો અને પેટા પર્વો

મહર્ષિ શ્રીકૃષ્ણદ્વૈપાયને કલિના આરંભમાં દેશ, કાલ, ધર્મ તથા આયુષ્ય આદિની ગંભીર સ્થિતિ જોઇને, પરમ કૃપાથી સર્વના કલ્યાણને માટે આ ગ્રંથ નિર્મ્યો છે. આ ગ્રંથ જનમેજયરાજાના સર્પસત્રમાં તે રાજાના પૂછવાથી, મહર્ષિ વ્યાસની આજ્ઞા થતાં વૈશંપાયન મુનિએ સો પર્વવિભાગથી સંભળાવ્યો હતો. તે પછી સૌતિ ઉગ્રશ્રવાએ તે સો પર્વોને અંતર્ગત રાખી, નીચે જણાવેલાં મુખ્ય મુખ્ય અઢાર પર્વરૂપે નૈમિષારણ્યવાસી શૌનકાદિ ઋષિઓને સંભળાવ્યો હતો.

૧ આદિપર્વ, ૨ સભાપર્વ, ૩ વનપર્વ, ૪ વિરાટપર્વ, ૫ ઉદ્યોગપર્વ, ૬ ભીષ્મપર્વ, ૭ દ્રોણપર્વ, ૮ કર્ણપર્વ, ૯ શલ્યપર્વ, ૧૦ સૌપ્તિકપર્વ, ૧૧ સ્ત્રીપર્વ, ૧૨ શાંતિપર્વ, ૧૩ અનુશાસનપર્વ, ૧૪ અશ્વમેધપર્વ, ૧૫ આશ્રમવાસપર્વ, ૧૬ મૌસલપર્વ, ૧૭ મહાપ્રસ્થાનિકપર્વ, ૧૮ સ્વર્ગારોહણપર્વ.

મહાભારતમાં પેટા પર્વોની સંખ્યા ૧૦૦ ની કહી છે; તે ઉપલબ્ધ છાપેલી પ્રતોમાં નીચે પ્રમાણે છે:—

૧—આદિ પર્વ

૧ અનુક્રમણિકા પર્વ
૨ પર્વસંગ્રહ પર્વ
૩ પૌષ્ય પર્વ
૪ પૌલોમ પર્વ
૫ આસ્તીક પર્વ
૬ અંશાવતરણ પર્વ
૭ સંભવ પર્વ
૮ જતુગૃહ પર્વ
૯ હિડિંબવધ પર્વ
૧૦ બકવધ પર્વ
૧૧ ચૈત્રરથ પર્વ
૧૨ સ્વયંવર પર્વ
૧૩ વૈવાહિક પર્વ
૧૪ વિદુરાગમન રાજ્યલંભપર્વ
૧૫ અર્જુનવનવાસ પર્વ
૧૬ સુભદ્રાહરણ પર્વ
૧૭ હરણાહરણ પર્વ
૧૮ ખાંડવદાહ પર્વ
૧૯ મયદર્શન પર્વ

૨—સભા પર્વ

૨૦ સભાક્રિયા પર્વ ૧
૨૧ લોકપાલસભાખ્યાનપર્વ ૨
૨૨ રાજસૂયારંભ પર્વ ૩
૨૩ જરાસંધવધ પર્વ ૪
૨૪ દિગ્વિજય પર્વ ૫
૨૫ રાજસૂય પર્વ ૬
૨૬ અર્ઘાભિહરણ પર્વ ૭
૨૭ શિશુપાલવધ પર્વ ૮
૨૮ દ્યૂત પર્વ ૯
૨૯ અનુદ્યૂત પર્વ ૧૦

૩—વન પર્વ

૩૦ અરણ્ય પર્વ ૧

૩૧ કિર્મીરવધ પર્વ ૨
૩૨ અર્જુનાભિગમન પર્વ ૩
૩૩ કૈરાત પર્વ ૪
૩૪ ઇંદ્રલોકાભિગમન પર્વ ૫
૩૫ નલોપાખ્યાન પર્વ ૬
૩૬ તીર્થયાત્રા પર્વ ૭
૩૭ જટાસુરવધ પર્વ ૮
૩૮ યક્ષયુદ્ધ પર્વ ૯
૩૯ નિવાતકવચયુદ્ધ પર્વ ૧૦
૪૦ આજગર પર્વ ૧૧
૪૧ માર્કંડેયસમાસ્યા પર્વ ૧૨
૪૨ દ્રૌપદીસત્યભામા-સંવાદ પર્વ ૧૩
૪૩ ઘોષયાત્રા પર્વ ૧૪
૪૪ મૃગસ્વપ્નોદ્ભવ પર્વ ૧૫
૪૫ વ્રીહિદ્રૌણિક પર્વ ૧૬
૪૬ દ્રૌપદીહરણ પર્વ ૧૭
૪૭ જયદ્રથવિમોક્ષણ પર્વ ૧૮
૪૮ રામોપાખ્યાન પર્વ ૧૯
૪૯ પતિવ્રતામાહાત્મ્યપર્વ ૨૦
૫૦ કુંડલાહરણ પર્વ ૨૧
૫૧ આરણેય પર્વ ૨૨

**૪-વિરાટ પર્વ**

૫૨ પાંડવપ્રવેશ પર્વ ૧
૫૩ સમયપાલન પર્વ ૨
૫૪ કીચકવધ પર્વ ૩
૫૫ ગોહરણ પર્વ ૪
૫૬ વૈવાહિક પર્વ ૫

**૫-ઉદ્યોગ પર્વ**

૫૭ સેનોદ્યોગ પર્વ ૧
૫૮ સંજયયાન પર્વ ૨
૫૯ પ્રજાગર પર્વ ૩
૬૦ સનત્સુજાત પર્વ ૪
૬૧ યાનસંધિ પર્વ ૫
૬૨ ભગવદ્યાન પર્વ ૬
૬૩ સેનાનિર્યાણ પર્વ ૭
૬૪ ઉલૂકદૂતાગમન પર્વ ૮
૬૫ રથાતિરથસંખ્યાન પર્વ ૯
૬૬ અંબોપાખ્યાન પર્વ ૧૦

**૬-ભીષ્મ પર્વ**

૬૭ જંબૂખંડવિનિર્માણ પર્વ ૧
૬૮ ભૂમિ પર્વ ૨
૬૯ ભગવદ્ગીતા પર્વ ૩
૭૦ ભીષ્મવધ પર્વ ૪

**૭-દ્રોણ પર્વ**

૭૧ દ્રોણાભિષેક પર્વ ૧
૭૨ સંશપ્તકવધ પર્વ ૨
૭૩ અભિમન્યુવધ પર્વ ૩
૭૪ પ્રતિજ્ઞા પર્વ ૪
૭૫ જયદ્રથવધ પર્વ ૫
૭૬ ઘટોત્કચવધ પર્વ ૬
૭૭ દ્રોણવધ પર્વ ૭
૭૮ નારાયણાસ્ત્રમોક્ષ પર્વ ૮

**૮-કર્ણ પર્વ**

૭૯ કર્ણ પર્વ ૧

**૯-શલ્ય પર્વ**

૮૦ શલ્યવધ પર્વ ૧
૮૧ હ્રદપ્રવેશ પર્વ ૨
૮૨ ગદાયુદ્ધ પર્વ ૩

**૧૦-સૌપ્તિક પર્વ**

૮૩ સૌપ્તિક પર્વ ૧
૮૪ ઐષીક પર્વ ૨

**૧૧-સ્ત્રી પર્વ**

૮૫ જલપ્રદાનિક પર્વ ૧
૮૬ સ્ત્રીવિલાપ પર્વ ૨
૮૭ શ્રાદ્ધ પર્વ ૩

**૧૨-શાન્તિ પર્વ**

૮૮ રાજધર્મ પર્વ ૧
૮૯ આપદ્ધર્મ પર્વ ૨
૯૦ મોક્ષધર્મ પર્વ ૩

**૧૩-અનુશાસન પર્વ**

૯૧ દાનધર્મ પર્વ ૧
૯૨ ભીષ્મસ્વર્ગારોહણ પર્વ ૨

**૧૪-અશ્વમેધ પર્વ**

૯૩ આશ્વમેધિક પર્વ ૧
૯૪ અનુગીતા પર્વ ૨

**૧૫-આશ્રમવાસ પર્વ**

૯૫ આશ્રમવાસ પર્વ ૧
૯૬ પુત્રદર્શન પર્વ ૨
૯૭ નારદાગમન પર્વ ૩

**૧૬-મૌસલ પર્વ**

૯૮ મૌસલ પર્વ ૧

**૧૭-મહાપ્રસ્થાનિક પર્વ**

૯૯ મહાપ્રસ્થાન પર્વ ૧

**૧૮-સ્વર્ગારોહણ પર્વ**

૧૦૦ સ્વર્ગારોહણ પર્વ ૧

આ રીતે મહાભારતમાં કુલ ૧૦૦ પર્વ હોવા ઉપરાંત હરિવંશમાં નીચલાં ત્રણ પર્વો છે.

**૧૯-હરિવંશ પર્વ**

૧ હરિવંશ પર્વ
૨ વિષ્ણુ પર્વ
૩ ભવિષ્ય પર્વ

આ પ્રમાણે જો હરિવંશ પર્વને પણ મહાભારતમાં ગણીએ તો વ્યાસોક્ત સંખ્યા કરતાં ત્રણ પર્વો વધે છે.

## ઉક્ત સંખ્યા કરતાં વધઘટ

વ્યાસજીએ પર્વો, અંતર્પર્વો, અધ્યાયો તથા શ્લોકોની ગણના આદિપર્વના પર્વસંગ્રહાધ્યાય નામના બીજા અધ્યાયમાં આપેલી છે; પરંતુ તે સાંપ્રતમાં મળતા મહાભારતની સાથે મળતી આવતી નથી. તેને લીધે કેટલાએક ભારતમાં વધારોઘટાડો થયેલો માને છે. તે સંબંધમાં વિચાર કરવાની અનુકૂળતાને સારુ અહીં પંડિત. નીલકંઠે ગણાવેલી અંતર્પર્વોની સંખ્યા, વ્યાસોક્ત પર્વો,

અંતપર્વો, અધ્યાયો તથા શ્લોકોની સંખ્યા અને ઉપલબ્ધ મહાભારતમાં દેખાતી તે સંખ્યાનું કોષ્ટક આપ્યું છે.

કોષ્ટક

| મુખ્ય પર્વો | ઉપલબ્ધ પર્વ વિભાગ | નીલકંઠોક્ત બે રીતનાં પર્વ †વિભાગ* | | ×વ્યાસોક્ત અધ્યાય-સંખ્યા | ઉપલબ્ધ અધ્યાય-સંખ્યા | વ્યાસોક્ત શ્લોકસંખ્યા | ઉપલબ્ધ મહાભારતની શ્લોકસંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૧ આદિ | ૧૯ | ૧૯ | ૧૮ | ૨૨૭ | ૨૩૪ | ૮૮૮૪ | ૮૬૨૩ |
| ૨ સભા | ૧૦ | ૯ | ૯ | ૭૮ | ૮૧ | ૨૫૧૧ | ૨૭૧૨ |
| ૩ વન | ૨૨ | ૧૬ | ૧૬ | ૨૬૯ | ૩૧૫ | ૧૧૬૬૪ | ૧૧૮૫૯ |
| ૪ વિરાટ | ૫ | ૪ | ૪ | ૬૭ | ૭૨ | ૨૦૫૦ | ૨૨૭૨ |
| ૫ ઉદ્યોગ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૮૬ | ૧૯૬ | ૬૬૯૮ | ૬૬૧૪ |
| ૬ ભીષ્મ | ૪ | ૫ | ૫ | ૧૧૭ | ૧૨૨ | ૫૮૮૪ | ૫૮૬૯ |
| ૭ દ્રોણ | ૮ | ૮ | ૮ | ૧૭૦ | ૨૦૨ | ૮૯૦૯ | ૯૬૪૨ |
| ૮ કર્ણ | ૧ | ૧ | ૧ | ૬૯ | ૯૬ | ૪૯૬૪ | ૫૦૧૩ |
| ૯ શલ્ય | ૩ | ૪ | ૪ | ૫૯ | ૬૫ | ૩૨૨૦ | ૩૬૨૮ |
| ૧૦ સૌપ્તિક | ૨ | ૩ | ૩ | ૧૮ | ૧૮ | ૮૭૦ | ૮૦૩ |
| ૧૧ સ્ત્રી | ૩ | ૫ | ૫ | ૨૭ | ૨૭ | ૭૭૫ | ૮૨૫ |
| ૧૨ શાંતિ | ૩ | ૪ | ૪ | ૩૨૯ | ૩૬૫ | ૧૪૭૩૨ | ૧૩૭૭૧ |
| ૧૩ અનુશાસન | ૨ | ૧ | ૧ | ૧૪૬ | ૧૬૮ | ૮૦૦૦ | ૭૭૦૧ |
| ૧૪ અશ્વમેધ | ૨ | ૨ | ૨ | ૧૦૩ | ૯૨ | ૩૩૨૦ | ૨૮૪૬ |
| ૧૫ આશ્રમવાસ | ૩ | ૩ | ૩ | ૪૨ | ૩૯ | ૧૫૦૬ | ૧૦૮૮ |
| ૧૬ મૌસલ | ૧ | ૧ | ૧ | ૮ | ૮ | ૩૨૦ | ૨૮૭ |
| ૧૭ મહાપ્રસ્થાનિક | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૩૨૦ | ૧૧૦ |
| ૧૮ સ્વર્ગારોહણ | ૧ | ૧ | ૧ | ૫ | +૫ | ૨૦૯ | ૨૧૫ |
| ૧૯ હરિવંશ | ૩ | ૨ | ૩ | લખ્યા નથી | ૩૧૮ | ૧૨૦૦૦ | ૧૬૦૮૦ |
| ૧૯ | ૧૦૩ | ૧૦૦ | ૧૦૦ | ૧૯૨૩ | ૨૪૨૬ | ૯૬૮૩૬ | ૯૯૯૫૮ |

† પંડિત નીલકંઠે આદિ પર્વના અ૦ ૨ના શ્લોક ૩૯૬ની ટીકામાં આપેલો આ પર્વગણનાનો શ્લોક આ પ્રમાણે છેઃ—"आदिं ध्यान १९ समायनं ९ वनचयं १६ वैराटम् ४ योगयुक् ११ भीष्मद्रोणम ५ जं ८ च कर्णकु १ तथा शल्येम ४ सौपुसग ३ म् । स्त्रीशं ५ शांतिम ४ दानधर्मकु १ दयेज्यारा २ श्रमावासगं ३ कं १ कं १ मौसलयानचोध्र्वगतिकं १ चंद्रोन २ मेतच्छतं ।" આ વરરુચિની પરિભાષા પ્રમાણે અંકગણનાની પરિપાટી છે. બીજા અધ્યાયમાં પર્વસંખ્યા આને અનુસરીને આપી છે.

કોષ્ટકનાં બાકીનાં ટિપ્પણો પાન ૧૫૯ ઉપર આપ્યાં છે.

હવે એ શ્લોકોમાં તેમ થયું છે કે નહિ, તેનો આપણે વિચાર કરીશું. વ્યાસજીએ ગણાવેલી શ્લોકોની સંખ્યા કરતાં મહાભારતની છાપેલી પ્રતમાં ૩૧૨૨ શ્લોકોનો વધારો જોવામાં આવે છે. તેમાં વ્યાસજીએ હરિવંશના ૧૨૦૦૦ શ્લોકો જ ગણાવેલા છે અને ઉપલબ્ધ હરિવંશમાં ૧૬૦૮૦ શ્લોકો છે, એટલે ૪૦૮૦ શ્લોકો હરિવંશના વધે છે. એ વધારાના સંબંધમાં પંડિતવર્ય નીલકંઠે આદિપર્વના અધ્યાય ૨ ના શ્લોક ૩૭૯ ની ટીકામાં ખુલાસો કર્યો છે, તે પાઠકોની જાણ માટે અહીં આપું છું. હરિવંશમાં બીજાં આખ્યાનો છે; તેમ છતાં હરિવંશ અને ભવિષ્ય પર્વ અવશ્ય અપેક્ષિત છે, એ જણાવવા 'खिलेषु हरिवंशश्च भविष्यं च प्रकीर्तितम् ।' (આદિપર્વ, અધ્યાય ૨, શ્લોક ૩૭૯) આ શ્લોકમાં એ બે પર્વનાં જ નામો આપ્યાં છે અને તે બે પર્વના જ ૧૨૦૦૦ શ્લોકોની સંખ્યા ગણાવી છે. (હરિવંશમાં એક ત્રીજું વિષ્ણુપર્વ છે, એ સ્મરણમાં રાખવું.) અર્થાત્ આખા ગ્રંથની શ્લોકસંખ્યા ગણાવી નથી; કારણ કે એ સંપૂર્ણ ગ્રંથમાં અધિક શ્લોકો જોવામાં આવે છે. વળી હરિવંશમાં બાર હજાર જ શ્લોકો માનીએ છીએ, તો તેટલાથી લાખ શ્લોકની પૂર્તિ થતી નથી; અને ઉપર પ્રમાણે સ્વીકારવાથી એ લાખ શ્લોકની પૂર્તિ થઇ શકે છે. તે આ પ્રમાણે કે, વ્યાસજીએ ગણાવેલા શ્લોકોની સંખ્યા ૯૨૧૬, કૈલાસયાત્રાસહિત પુષ્કર પ્રાદુર્ભાવાદિ હરિવંશના ઉત્તરવિભાગના ચાર હજારની કંઇક ઓછા શ્લોકો, અને તે પછી ઋષિએ ફરી દોઢસો શ્લોકનું સંક્ષિપ્ત ભારત કર્યું તે દોઢસો શ્લોક મળીને એક લાખ અને દોઢસો શ્લોકોની પૂર્તિ થાય છે.

પંડિત નીલકંઠે વ્યાસોક્ત શ્લોકસંખ્યા ૯૬૨૧૬ ગણી છે; પણ તે શ્લોકોની સંખ્યા ૯૬૮૩૬ની થાય છે. જો કે એમણે ૧૫૦ શ્લોકો જુદા ગણ્યા છે, એટલે તે ઉમેરતાં એમના શ્લોકો ૯૬૩૬૬ થાય છે; તો પણ મૂળ વ્યાસોક્ત ગણના કરતાં એમની ગણનામાં ૪૭૦ શ્લોકો ઓછા થાય છે. કોઈ ભૂલને લીધે આમ થયું હોવું જોઇએ.

ઉપર જણાવ્યા પ્રમાણે હરિવંશમાં પણ વ્યાસની ગણના વિનાના શ્લોકો જેટલા–એટલે કે ૪૦૮૦ શ્લોકો વધે ત્યાં સુધી તો શ્લોકોમાં ઉમેરો થયેલો ગણાય નહિ. ઊલટું અહીં મળતી પ્રતમાં તો ૩૧૨૨ શ્લોકો જ વધેલા જણાય છે. આથી ઉમેરાની વાત તો ક્યાં યે ગઈ, પણ મૂળમાં જ ૯૫૮ શ્લોકોની ખોટ આવે છે. હવે એ શ્લોકો કયાં જતા રહ્યા તે વાત જતી કરવા છતાં આપણે એટલો તો નિશ્ચય કરી શકયા છીએ કે, મૂળ લાખ શ્લોકના ગ્રંથમાં ઉમેરો થયો નથી, પણ તેમાંથી શ્લોકો ઓછા થયા છે. કેમકે અત્યારે ઉપલબ્ધ છાપેલા ભારતમાં હરિવંશ સાથે ૯૯૯૫૮ શ્લોકો મળતા હોવાથી લાખ શ્લોકમાં ૪૨ ઓછા રહે છે. જુદી જુદી પ્રતોની સંખ્યાઓ જોતાં તેમાં થોડા થોડા શ્લોકોનું ન્યૂનાધિક્ય જણાય છે; પરંતુ કેટલેક ઠેકાણે દોઢ દોઢ શ્લોકે આંકડાઓ મૂકેલા છે, તેથી તેમ થયું હોય એમ લાગે છે.

આ રીતે શ્લોકોની એકંદર સંખ્યામાં વધારો થતો નથી, એટલે અંતપર્વો અને અધ્યાયોનું

* આ પર્વગણનાનો શ્લોક અ૦ ૨ ના શ્લોક ૮૫ ની ટીકામાં આ પ્રમાણે છેઃ—"पर्वाणिघृ १८ त्र्यंक ९ नृप १६ वार्धी ४ द् ११ घी ५ मे ८ क १ केद् ४ त्रि ३ घीः ५ । वार्द्धी ४ न्दु १ द्वि २ त्रि ३ भू १ भू १ भू १ ग्रामा ३ श्चेति शतंक्रमात् ॥"

× વ્યાસમુનિએ આ અધ્યાયોની અને શ્લોકોની ગણના, આદિપર્વના અધ્યાય બીજાના શ્લોક ૧૩૧ થી તે ૩૭૯ મા શ્લોક સુધીમાં આપી છે.

+ આમાં પાંચ અધ્યાય પછી મહાભારતની સમાપ્તિ છે. તે પછી એક હરિવંશોક્ત શ્રવણવિધિનો અધ્યાય આપેલો છે. તેની ગણતરી હરિવંશ ખાતે થઈ જાય છે, એટલે ગણના બેવડાય નહિ એ હેતુથી તેને આમાં ગણ્યો નથી.

ન્યૂનાધિકપણું હાનિકારક થતું નથી. તાત્પર્ય કે મૂળમાં ઉમેરો થયો નથી પણ તેમાંથી કેટલાક શ્લોકો ઓછા થયા છે.

## બુદ્ધિવાદીઓનું મંતવ્ય

કેટલાએક બુદ્ધિવાદીઓ પોતાની બુદ્ધિમાં (તર્કમાં) ન ઊતરે તેવી પ્રાચીન ઇતિહાસ તથા પુરાણોની દૈવી સામર્થ્યથી ભરેલી કથાઓને ખોટી કહે છે; ત્યારે કેટલાએક તેવી કથાઓને માનુષી ભાવમાં મૂકવા માટે તેનાં રૂપકો ઘડવા મંડી પડે છે! વળી કેટલાએક તો ચમત્કારપ્રિય મનુષ્યોએ તે પાછળથી ઘુસાડી દીધેલી છે, એમ માને છે. એ બુદ્ધિવાદીઓનાં એવાં મંતવ્યોનાં કારણો અને તેની સત્યાસત્યતાનો અહીં થોડો વિચાર કરીશું, તો તે અસ્થાને ગણાશે નહિ.

## બુદ્ધિગમ્ય ન થવાથી વસ્તુસ્થિતિ પલટાતી નથી

આ રીતે જ શાસ્ત્રપ્રમાણને છોડીને અથવા શાસ્ત્રના ઐચ્છિક અર્થો કરીને, જેઓ પોતાના તર્કબળથી પુરાતન ધર્મગ્રંથોમાં સંદેહો ઉપસ્થિત કરે છે; તેઓના તે તર્કજન્ય સંદેહો પ્રતિષ્ઠાપાત્ર નથી. કોઈ કહેશે કે, "તેવી વાતો અમારી બુદ્ધિમાં ઊતરતી નથી, તેથી અમે તેને કેવી રીતે માનીએ?" તેઓએ જાણવું જોઇએ કે, નાના બાળકની આગળ કોઇ અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ કરે અને તે બાળકની બુદ્ધિમાં ન ઊતરે, તથા તે તેને મિથ્યા કહે, તેથી શું તે અધ્યાત્મજ્ઞાન મિથ્યા થઇ જાય? નહિ જ. એથી તો તે જ ઊલટો બાલબુદ્ધિનો ગણાય. બુદ્ધિમાં ઊતરવા ન ઊતરવાથી કોઇ રીતે વસ્તુની સ્થિતિ પલટાઇ જતી નથી. જોનારની દૃષ્ટિના ભેદથી જો વસ્તુસ્થિતિ બદલાઇ જતી હોય, તો તો દોરડી પણ સર્પ થઇ જાય! રે, બ્રહ્મ પણ કાયમને માટે જગતભાવ પામી જાય! પરંતુ તેમ નહિ થતાં, તેવા વિવર્તો તો તેના જોનારને જ બાધક થઈ પડે છે. સંશયદૃષ્ટિથી જોનારો સંશયમાં જ ગોથાં ખાયા કરે છે; કારણ કે તેને વસ્તુતત્ત્વ ન જણાતાં સંશયો જ જણાયા કરે છે. અને તેવાઓને માટે શ્રીકૃષ્ણે કહ્યું છે કે, 'संशयात्मा विनश्यति–અર્થાત્ સંશયગ્રસ્ત વિનાશ પામે છે–સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે' આપણે એક સુપ્રસિદ્ધ દૃષ્ટાંત લો કે, આપણા દેશમાં જ્યારે રેલવે, તાર, વિદ્યુતનાં યંત્રો, તારનાં દોરડાં વિનાના સંદેશાઓ વગેરે ન હતાં, ત્યારે કોઇ આપણને કહે કે, "યુરોપમાં તો વાહનો વિના ગાડીઓ ચાલે છે, તારમાંથી સંદેશાઓ જાય છે, વીજળીથી દીવાઓ થાય છે અને વગરદોરડાંથી આકાશમાર્ગે સંદેશાઓ પહોંચે છે; તો આપણે તેને કહીશું કે, એ વાત ખોટી છે; કારણ કે એ ધ્યાનમાં ઊતરતી નથી." શું આપણા કહેવાથી તે વસ્તુઓ ખોટી થઇ જશે? નહિ જ. પૂર્વે જે વાત આપણી બુદ્ધિમાં ઊતરતી ન હતી તથા વિસ્મયજનક લાગતી હતી, તે જ વસ્તુઓનો આજે આપણે આશ્ચર્યરહિત થઇને યથેચ્છ ઉપયોગ કરીએ છીએ. તેનું કારણ એ જ છે કે, તે વસ્તુઓની પ્રાપ્તિને માટે તદનુરૂપ ઉદ્યોગ થયો, એટલે તે અતર્કિત વસ્તુઓ પણ તર્કમાં આવી અને તે ઉપયોગમાં પણ લેવાઈ.

તે રીતે જ પ્રાચીન ઇતિહાસાદિક ગ્રંથોમાં વર્ણવેલી અદ્ભુત શક્તિઓને જેઓ શ્રદ્ધાથી નથી જોતા; તેમજ તે સમજવા જેટલી યોગ્યતા પણ ધરાવતા નથી, તેઓ ભલે તેને મિથ્યા કહે અથવા કોઇ તેનાં રૂપકો ગોઠવે; પરંતુ તેથી તે દૈવી શક્તિઓનું અસ્તિત્વ મિથ્યા થઇ જતું નથી. જેમ કોઇ પર્વતના શિખર ઉપરથી આવીને તે શિખર ઉપર રહેલા સુંદર નગરનું વર્ણન, જે પર્વત ઉપર ન ચઢી શકનારો હોય તેની આગળ કરે અને તે વર્ણનને તેવો જ સાંભળનારો ખોટું કહે; તો તેથી શું તે વાત કહેનારો અથવા તે નગર ખોટું ઠરે છે? નહિ જ. ઊલટો તે જ હાસ્યાસ્પદ થાય છે; માટે તેમ ન થવા સારુ ઉત્તમ માર્ગ એ જ છે કે, તેણે જ કોઇ પણ ઉપાયથી

પર્વત ઉપર ચઢીને તે નગરને પ્રત્યક્ષ કરવું જોઇએ. આમ કરવાથી જ તેવો પ્રત્યક્ષ કરનારો જે કહે છે તે પ્રમાણભૂત મનાય છે; તેમ જ દૈવી શક્તિઓને મિથ્યા કહેનારાઓએ પણ તેવી શક્તિ મેળવવી જોઇએ; અથવા તેવી શક્તિ ન મેળવાય તો વ્યાસાદિ મહર્ષિઓની પેઠે તપોનિષ્ઠ તથા જ્ઞાનપરાયણ થવું જોઇએ; કે જેથી તેવા મહર્ષિઓના આશય સમજવાની શક્તિ આવે. અર્જુનને શ્રીહરિનું વિશ્વરૂપ જોવા માટે ચર્મચક્ષુઓ કામ આવે તેમ ન હતાં, તેથી જ શ્રીકૃષ્ણે 'दिव्यं ददामि ते चक्षु' કહીને તેને દિવ્ય દૃષ્ટિ આપી હતી; તે જ પ્રમાણે દૈવી શક્તિઓ સમજવા માટે પણ દૈવી બુદ્ધિ જ ઉપયોગી થાય અને માનુષી મંદ બુદ્ધિ તો ગભરાઇ જ જાય. અને એ હેતુથી જ કહ્યું છે કેઃ—

अचिंत्याः खलु ये भावा न तांस्तर्केण साधयेत्। ना प्रतिष्ठित तर्केण गंभीरार्थस्य निश्चयः ॥

અર્થાત્ જે અચિંત્ય ભાવો છે તેને તર્કથી સાધવા નહિ, કારણ કે માત્ર અપ્રતિષ્ઠિત તર્ક વડે જ કાંઇ ગંભીર અર્થનો નિશ્ચય થઇ શકતો નથી. × × ×

## ભારતની ચાર કૃતિ

કેટલાએક મહાભારતની ત્રણ આવૃત્તિઓ થઈ છે, એમ માને છે; તો એમનાં મંતવ્ય ઉપર વિચાર કરીએ. એમાં પ્રથમ 'चतुर्विंशति साहस्त्रीं' એ શ્લોક જે સ્થાનમાં આપેલો છે, તેની આજુબાજુના શ્લોકોનો સંબંધ જોઈએ. આદિપર્વના પ્રથમ અધ્યાયમાં એ શ્લોકો આ રીતે આપેલા છેઃ—

इदं शतसहस्त्रं तु लोकानां पुण्यकर्मणाम् । उपाख्यानैः सह ज्ञेयमाद्यं भारतमुत्तमम् चतुर्विंशतिसाहस्त्रीं चक्रे भारतसंहिताम् ॥ १-१-१०२ ॥ उपाख्यानैर्विना तावद्भारतं प्रोच्यते बुधैः । ततोध्यर्धशतं भूयः संक्षेपं कृतवानृषिः ॥ ३॥ अनुक्रमणिकाध्यायं वृत्तांतानां सपर्वणाम् । इदं द्वैपायनः पूर्वं पुत्रमध्यापयच्छुकम् ॥४॥ ततोऽन्येभ्योगुरुपेभ्यः शिष्येभ्यः प्रददौ विभुः । षष्टिंशतसहस्राणि चकारान्यां ससंहिताम् ॥ ५ ॥ त्रिंशच्छत सहस्रं च देवलोके प्रतिष्ठितम् । पित्र्ये पंचदश प्रोक्तं गंधर्वेषु चतुर्दश ॥ ६ ॥ एकं शतसहस्त्रं तु मानुषेषु प्रतिष्ठितम् । नारदो श्रावयद्देवा नासितो देवलः पितृन् ॥ ७ ॥ गंधर्वयक्षरक्षांसि श्रावयामास वै शुकः । अस्मिंस्तु मानुषे लोके वैशंपायन उक्तवान् ॥ ८ ॥ शिष्यो व्यासस्य धर्मात्मा सर्ववेदविदांवरः। एकं शतसहस्त्रं तु मयोक्तं वै निबोधत ॥ १०९ ॥

ભાવાર્થઃ-(સૌતિ કહે છે કે,) "આ પુણ્યકર્મવાળા લોકોનાં ઉપાખ્યાનોની સાથે એક લાખ શ્લોકનું ઉત્તમ આદિભારત છે, એમ તમે જાણો. વ્યાસે ઉપાખ્યાનો વિના ચોવીસ હજાર શ્લોકની ભારતસંહિતા કરી હતી અને વિદ્વાનો તેટલાને ભારત કહે છે. તે પછી ઋષિએ ફરી સંક્ષેપ કરીને દોઢસો શ્લોકનો પર્વો સાથે વૃત્તાંતોનો એક અનુક્રમણિકાધ્યાય કર્યો. દ્વૈપાયને આ ભારત પ્રથમ પોતાના પુત્ર શુકદેવને ભણાવ્યું. તે પછી તે સમર્થ ઋષિએ બીજા યોગ્ય શિષ્યોને ભણાવ્યું. વળી વ્યાસ મહર્ષિએ સાઠલાખ શ્લોકની એક બીજી ભારતસંહિતા કરી. તેમાંથી ત્રીસલાખ શ્લોકો નારદે દેવલોકમાં કહ્યા અને તે ત્યાં જ રહ્યા. અસિતદેવલે પિતૃઓને પંદર લાખ શ્લોક સંભળાવ્યા; શુકદેવે ગંધર્વ, યક્ષ આદિને ચૌદલાખ શ્લોક સંભળાવ્યા અને આ મનુષ્યલોકમાં વ્યાસના ધર્માત્મા તથા સર્વ વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા શિષ્ય વૈશંપાયને એક લાખ શ્લોક કહ્યા. તે વૈશંપાયનોક્ત ભારત હું કહું છું, તેને તમે યથાર્થ શ્રવણ કરો."

जातमात्रश्च यः सद्य इष्ट्या देहमवीवृधत्। वेदांश्चाधिजगे सांगान्सेतिहासान्महायशाः ॥ विव्यासैकं चतुर्धायो वेदं वेदविदांवरः। परावरज्ञो ब्रह्मर्षिः कविः सत्यव्रतः शुचिः ॥ (१।५०३।-५)

અર્થાત્-જેમણે ઉત્પન્ન થતાં તુરત જ પોતાની ઇચ્છા પ્રમાણે દેહ વધારી દીધો હતો અને જે મહાયશસ્વી પોતે ઇતિહાસની સાથે અંગોસહિત વેદો ભણી ગયા હતા; વળી વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ,

નિરુપાધિક તથા સોપાધિક બ્રહ્મને જાણનારા, કવિ, ત્રિકાળવેત્તા, સત્ય સંકલ્પવાળા અને પવિત્ર એવા તે બ્રહ્મર્ષિએ એક વેદના (ચાતુર્હોત્રિક કર્મને માટે) ચાર વિભાગ કર્યા.

આ પ્રકારનાં અદ્ભુત દૈવી સામર્થ્યવાળા, ત્રિકાલજ્ઞ અને ભગવદાવતારરૂપ શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ, તે સંવાદો થતાં પહેલાં પણ પોતાના ભવિષ્યજ્ઞાનથી તે સંવાદો સાથેનું મહાભારત નિર્માણ કરે એમાં આશ્ચર્ય જેવું શું છે? ઈશશક્તિમાં શ્રદ્ધા રાખનારાઓને તો તેમાં કંઈ નવાઈ લાગતી નથી, તેમ સંશય પણ ઉદ્ભવતો નથી; એટલે તેવાઓને માટે આટલું કહેવું એ પણ પૂરતું છે. પરંતુ પોતાને અનુકૂળ લાગતાં વચનોને પ્રમાણ તરીકે લેનારા અને પ્રતિકૂળ લાગતાં વચનોને પાછળથી ઘુસાડી દીધેલાં કહેનારા, તેમજ મનુષ્યદેહ ધારણ કરનારા ઈશ્વરાંશોમાં પણ દૈવી સામર્થ્યોને ન માનનારા, એવાઓનો એક વર્ગ છે. માટે એવાઓનાં મંતવ્યોનો ચેપ શ્રદ્ધાળુ હૃદયોમાં દાખલ થઈને કંઈ અનિષ્ટ ન કરે એટલા સારુ એ વિષે આટલું અહીં લખ્યું છે. વળી પૂર્વકાળના મહાવિદ્વાન ટીકાકારો પોતે જે ગ્રંથની ટીકા કરતા હોય, તે ગ્રંથમાં જે લખ્યું હોય તેનો સમન્વય કરવામાં જ પોતાનું પાંડિત્ય વિચારતા હતા. તેઓની દૃષ્ટિમાં કોઈ મહાન અશુદ્ધ પ્રયોગ જોવામાં આવે અને તેનો સમન્વય થાય તેમ હોય નહિ તો ત્યાં તેઓ મધુર શબ્દોમાં 'आर्षोऽयं प्रयोगः' આ પ્રયોગ ઋષિકૃત છે, ઇત્યાદિ કહીને આગળ ચાલતા; પરંતુ હવેના સુધરેલા ગ્રંથનિરીક્ષકો તો કોઇ જુદાં જ ચશ્માં ચઢાવીને ગ્રંથોનું નિરીક્ષણ કરે છે; એટલે તેઓની દૃષ્ટિને પ્રાચીન ગ્રંથોમાં અનેકાનેક ખામીઓ દેખા દે છે; અને તે જોતાં જ તેઓ સંહારાસ્ત્રનો પ્રયોગ કરીને ગ્રંથનું ગૌરવ, તેના ઉપર લોકોની શ્રદ્ધા, ગ્રંથની યોગ્યતા, આદિનો વિચાર નહિ કરતાં તેનું ખંડન જ કરવા મંડી પડે છે. જો કે તેવો એકે ગ્રંથ લખવાની પોતાની શક્તિ ન હોય તે વાત જુદી છે. તેવા દોષસૂચકોથી ધાર્મિક શ્રદ્ધાળુઓને બચાવવા એ પણ મંડનધર્મનો હેતુ છે.

× + × × ×

## ભારતલેખનપ્રસંગ

હવે બીજાં કારણો તપાસવાને માટે એ આખો ભારતલેખનપ્રસંગ અહીં ઉતારીએ છીએઃ-

तपसा ब्रह्मचर्येण व्यस्य वेदं सनातनम्। इतिहासमिमं चक्रे पुण्यं सत्यवतीसुतः।(મ૦૧-૧-૫૪)
तदाख्यान वरिष्ठं स कृत्वा द्वैपायनः प्रभुः। कथमध्यापयानीह शिष्यानित्यन्वचिंतयत्॥
(મ૦ ૧-૧-૫૫)

સત્યવતીના પુત્ર વ્યાસજીએ તપશ્ચર્યા અને બ્રહ્મચર્યપૂર્વક સનાતન વેદનો વિભાગ કરીને આ પવિત્ર ઇતિહાસ કર્યો છે. પ્રભુ દ્વૈપાયન એ ઉત્તમ આખ્યાન કરીને ચિંતન કરવા લાગ્યા કે, હવે હું આ ગ્રંથ શિષ્યોને કેવી રીતે ભણાવું? વ્યાસજીના એ ચિંતનને જાણીને લોકગુરુ બ્રહ્મા પોતે તેમને પ્રસન્ન કરવા અને લોકોના હિતની કામનાથી ત્યાં આવ્યા. તેમને જોઇને સર્વ મુનિગણોથી વીંટાયેલા વ્યાસજી વિસ્મિત થઈ, પ્રણામ કરી, હાથ જોડીને ઊભા રહ્યા અને તેમણે બ્રહ્મદેવને આસન આપ્યું. તે ઉત્તમ આસન ઉપર બેઠેલા બ્રહ્માની પ્રદક્ષિણા કરીને તે આસન પાસે વ્યાસ ઊભા રહ્યા. પછી પરમેષ્ઠી બ્રહ્માએ આજ્ઞા કરી એટલે શુદ્ધ સ્મિતવાળા વ્યાસ પ્રસન્ન થઈને આસન પાસે બેઠા અને તે મહાતેજસ્વી પરમેષ્ઠી બ્રહ્માને કહેવા લાગ્યા કે, 'ભગવન્! મેં સર્વોત્કૃષ્ટ કાવ્ય રચ્યું છે. હે બ્રહ્મન્! એ ગ્રંથમાં મેં વેદોનું રહસ્ય, વેદોનાં અંગો, ઉપનિષદો, વેદોનો વિસ્તાર અને બીજું જે કંઇ વેદમાં છે તે; વળી ઇતિહાસો, પુરાણો, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળની સ્થિતિ; જરા, મૃત્યુ, ભય, વ્યાધિ, અસ્તિત્વ અને વિનાશિતાનો નિશ્ચય; વિવિધ ધર્મનાં તથા આશ્રમોનાં લક્ષણ, ચારે વર્ણોનાં ધર્મ અને પુરાણોનું સમગ્ર તાત્પર્ય; તપ, બ્રહ્મચર્ય,

પૃથ્વી, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા તથા યુગોનું પ્રમાણ; ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અધ્યાત્મશાસ્ત્ર -ન્યાય, શિક્ષા, ચિકિત્સા, દાન, અંતર્યામીનું માહાત્મ્ય, કર્માનુરૂપ દિવ્ય અથવા માનુષ જન્મ, પવિત્ર તીર્થો, દેશો,* નદીઓ, પર્વતો, વનો, સાગરો, દિવ્ય નગરો, કિલ્લાઓ તથા વ્યૂહરચનાઓ, 'ભિન્ન ભિન્ન કોટીના મનુષ્યોની સંભાષણપદ્ધતિઓ, નીતિશાસ્ત્ર અને સર્વવ્યાપક બ્રહ્મનું પણ નિરૂપણ કર્યું છે; પરંતુ પૃથ્વીમાં મને એનો કોઈ લહિયો જડતો નથી.'

બ્રહ્મા બોલ્યાઃ "તમે રહસ્યજ્ઞાનવેત્તા હોવાથી હું તમને તપસ્વી અને શ્રેષ્ઠ મુનિસમૂહો કરતાં અતિશય શ્રેષ્ઠ માનું છું. જન્મથી આરંભીને તમારી વેદવાદિની સત્ય વાણીને હું જાણું છું. તમે તમારા ગ્રંથને કાવ્ય કહ્યું, માટે તે કાવ્ય કહેવાશે. જેમ બીજા ત્રણ આશ્રમો ગૃહસ્થાશ્રમ કરતાં ચઢી જાય નહિ, તેમ આ તમારા કાવ્યથી ચઢિયાતું કાવ્ય કરવા કવિઓ સમર્થ થશે નહિ. હવે હે મુને! તમે તમારા કાવ્યને લખવા માટે ગણપતિનું સ્મરણ કરો."

સૌતિ કહે છેઃ "આ પ્રમાણે વ્યાસજીને કહીને બ્રહ્મા પોતાના સ્થાનમાં ગયા. તે પછી સત્યવતીના પુત્ર વ્યાસે ગણપતિનું સ્મરણ કર્યું. સ્મરણ કરતા જ ભક્તેચ્છાપૂરક વિઘ્નેશ ગણપતિ જ્યા વ્યાસજી બેઠા હતા ત્યાં આવ્યા. હે નિષ્પાપ શૌનક! પૂજા કર્યા પછી તથા બેઠા પછી વ્યાસજીએ તેમને કહ્યું કે, 'હે ગણનાયક! મેં મનમાં તૈયાર કરેલા આ ભારતને હું પોતે બોલું છું અને તેના તમે લહિયા થાઓ.'"

આ સાંભળીને ગણપતિએ કહ્યું કે, 'લખતાં લખતાં મારી કલમ એક ક્ષણ પણ અટકે નહિ એ રીતે તમે લખાવતા હો તો હું ભારતનો લહિયો થાઉં.' ત્યારે વ્યાસે પણ તે દેવને કહ્યું કે, 'તમારે સમજ્યા વિના કદાપિ લખવું નહિ.' પછી ૐ (ભલે) એમ કહીને ગણપતિ લહિયા થયા.

તે પછી વ્યાસ મુનિ કુતૂહલથી ગ્રંથની ગૂઢ રચના કરવા લાગ્યા. તે શ્લોકોના સંબંધમાં

---

* પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમા આપેલાં દેશોના નામોના અર્વાચીન નામો ઉપયોગી જાણી એક ચોપાનિયાના આધાર ઉપરથી આપ્યા છે.

નૈષધ–બંગાલ
પાંચાલ–પંજાબ
મરુ–મારવાડ
કિરાત–સુન્દા (ઉન્દુર)
કાન્યકુબ્જ–કનોજ
કોસલ–અયોધ્યા, લખનૌ
પારિસિક–ઈરાન
પાંડ્ય–મદ્રાસ પ્રદેશ
મત્સ્ય–કાનપુર
દશાર્ણ–દ્વારકાપ્રદેશ
ભદ્ર–મિસર
ભોજ–કાશીપ્રદેશ
દ્રાવિડ–મદ્રાસ
પુલિંદ–બલુચિસ્તાન
કામરૂપ–આસામ
બર્બર–બાર્બરી–આફ્રિકા
કૈકય–કાબૂલ

ગાંધાર–કંદહાર
બાહ્લિક–અબરેસ્તાન
સિંધુ–સિંધ
માલવ–માળવા
મલ્લિયાડ–મલબાર
બંગ–બંગાળ
મૈથિલ–ગોરખ પ્રાંત
સૌવીર–મિંધભાગ
વિદર્ભ–વગાડ
ચૈદ્ય–પૂર્વહિંદુસ્થાન
જાલંદર–પંજાબનો દક્ષિણભાગ
કામ્બોજ–રોહિલખંડ
કલિંગ–ઓઢિયા
આનર્ત–દ્વારકા
આંધ્ર–તૈલંગણ
શૂરસેન–મથુરા નજીકનો પ્રદેશ
મૈથિલ–ગોરખપુરપ્રાંત
મગધ–ગયા પ્રદેશ

હૂણ–તિબેટ
મેદપાટ–મેવાડ
ગૌડ–બંગાળાનો ભાગ
કેરલ–(મલબાર) ગોવા
દ્રવિડ–ત્રાવણકોર વગેરે
અવંતી–માળવા (ઇંદોર)
પાનાટ–પ્રયાગ પ્રદેશ
અંગ–બિહાર
ભોજકટ–કચ્છ
કુંતલ–કલબુર્ગા
ટકણ–કુર્ગ
સૌરાષ્ટ્ર–સોરઠ
નૈઋત–દિલ્હી નજીકનો પ્રદેશ
ચોલ–તંજાવર
ગુર્જર–ગુજરાત
કુરુ–આગ્રા વગેરે
વંગ–બંગાળ
કરહાટ–કોંકણ (ખાનદેશ)

દ્વૈપાયનમુનિએ પ્રતિજ્ઞાપૂર્વક આ પ્રમાણે કહ્યું છે કે, 'अष्टौ श्लोकसहस्राणि अष्टौ श्लोक शतानि च। अहं वेद्मि शुको वेत्ति संजयोवेत्ति वा न वा ॥ ભારતના આઠહજાર અને આઠસો શ્લોકોને હું સમજું છું અને શુક સમજે છે; સંજય તેને સમજે છે કે નહિ તે સંશય જ છે.'

હે મુનિ ! તે દૃઢ રચનાવાળા કૂટ શ્લોકોમાં ગૂઢ અર્થ હોવાથી શબ્દાદિ પ્રમાણોનો આશ્રય કરતાં પણ અદ્યાપિ તેના અર્થો ખુલ્લા થતા નથી. અહો, સર્વજ્ઞ એવા ગણપતિ પણ તેવા શ્લોકોના ક્ષણભર વિચાર કરતા બેસી રહેતા હતા અને એટલામાં વ્યાસજી પણ બીજા ઘણા શ્લોકો રચી કાઢતા હતા.

## તાત્પર્ય

મહાભારતના શરૂ ભાગમાં આપેલા ભારતલેખનના પ્રસંગ ઉપરથી પણ સમજાય છે કે, વ્યાસજીએ મનમાં નિર્મેલો એ ગ્રંથ ઘણો જ મોટો હોવો જોઈએ. જો તેમ ન હોય તો એવા સમર્થને સામાન્ય લઘુ ગ્રંથ માટે લહિયાની ચિંતા કરવી પડે નહિ; બ્રહ્માને આવવું પડે નહિ અને શ્રીગણેશજીને લહિયા પણ થવું પડે નહિ. માટે ઉપર જણાવેલા સર્વ સંયોગો જોતાં તેમજ એ ગ્રંથમાં સમાવેલા વિષયોનું ગૌરવ જોતાં એ ગ્રંથ ઘણો જ મોટો હોવો જોઇએ. વળી ગણપતિની સડસડાટ ચાલતી કલમને પહોંચી વળવા માટે તેમને વિચારમાં નાખવા વ્યાસજીએ ઠામ ઠામ કૂટ શ્લોકો નાખ્યા છે અને તેની ગણના પોતે જ આઠહજાર અને આઠસો શ્લોકોની કરી છે. જો ચોવીસ હજાર શ્લોકની ભારતસંહિતામાં તેટલા કૂટ શ્લોકો આવે તો તે વજ્ર જેવી દુર્બોધ જ થઈ પડે. આ હેતુ તેમજ તેવા દેવાધિદેવ ગણપતિની કલમને પૂરી પડે તેવી કવનશક્તિ અને ગ્રંથનિર્માણનો ત્રણ વર્ષ જેટલો લાંબો સમય અને તેમાં પણ સતત પ્રવૃત્તિ, આ સર્વે જોતાં એ નિશ્ચિત થાય છે કે, તે ત્રણ વર્ષે તૈયાર કરેલી, ગણપતિ પાસે લખાવેલી ભારતસંહિતા ચોવીસ હજારની જ નહિ, પણ વ્યાસે ત્રિકાલજ્ઞપણાથી નિર્મેલી સંપૂર્ણ મહાભારતસંહિતા જ છે.

## વૈશંપાયને અને સૌતિએ પુસ્તક વિના મુખેથી જ કથન કર્યું છે

આ રીતે વ્યાસના અનાગતદર્શીપણાના વિચારથી તો સરલ ખુલાસો થઇ જાય છે અને મહાભારતની એક જ આવૃત્તિ સિદ્ધ થાય છે; પરંતુ આ વાત જેઓને ગળે ન ઊતરતી હોય તેઓને માટે એક જુદો જ વિચાર કરીએ. પાંડવોના અવસાન પછી વ્યાસે ભારત નિર્મ્યું હતું તથા વૈશંપાયને જનમેજયના સર્પસત્રમાં પ્રથમ મહાભારત કહ્યું હતું તે આ શ્લોકો ઉપરથી સમજાય છેઃ—

तेषु जातेषु वृद्धेषु गतेषु परमां गतिम्। अब्रवीद्भारतं लोके मानुषेऽस्मिन्महानृषिः।
जनमेजयेन पृष्टः सन् ब्राह्मणैश्च सहस्रशः ॥१-१-९७॥ शशास शिष्यमासीनं वैशंपायनमंतिके।
स सदस्यैः सहासीनः श्रावयामास भारतम् ॥९८॥ कर्मांतरेषु यज्ञस्य चोद्यमानः पुनः पुनः।

તેઓ (ધૃતરાષ્ટ્રાદિકો) ઉત્પન્ન થઈને તથા (પુત્રપૌત્રાદિ રૂપથી) વૃદ્ધિ પામીને મૃત્યુ પામ્યા. તે પછી મહર્ષિ વ્યાસે આ મનુષ્યલોકમાં ભારત કહ્યું. જનમેજય અને બીજા હજારો બ્રાહ્મણોના પૂછવાથી વ્યાસે પાસે બેઠેલા પોતાના શિષ્ય વૈશંપાયનને ભારતીય કથા કહેવા આજ્ઞા કરી અને યજ્ઞકર્મના અવકાશ વખતે વારંવાર પ્રેરણા થવાથી વૈશંપાયને સભાસદોની સાથે બેસીને ભારત-શ્રવણ કરાવ્યું.

આ ઉપરથી જણાય છે કે, વ્યાસજીએ માનસિક ભારત પણ પાંડવોના સ્વધામગમન પછી પરિક્ષિતના સમયમાં કરીને તે શિષ્યોને સંભળાવ્યું હતું; અને તે ભારત જનમેજયના સર્પસત્ર-સમયે જ લોકમાં પ્રથમ પ્રસિદ્ધિમાં આવ્યું. એ વખતે વૈશંપાયને પુસ્તક લઈને વાંચ્યું અથવા વ્યાસજીએ પુસ્તક આપ્યું એવું કંઈ નથી; પરંતુ એમાં ફક્ત કથન કરવાની આજ્ઞા જ જોવામાં આવે છે. વળી વૈશંપાયને આગળ કહ્યું છે કે, 'शृणु राजन्पुरा सम्यग मयाद्वैपायनाच्छ्रुतम्।

હે રાજા! પૂર્વે મેં દ્વૈપાયન પાસેથી સારી રીતે સાંભળેલું છે તેને તમે સાંભળો.' આ ઉપરથી તે મુખપાઠથી જ સાંભળેલું સમજાય છે, ગ્રંથ લખાયેલો નહિ. પછી ભારતનું બીજું વ્યાખ્યાન સૌતિએ શૌનકાદિની આગળ કર્યું. તેણે પણ કહ્યું છે કેઃ—

'कृष्णद्वैपायन प्रोक्ताः सुपुण्याः विविधाः कथाः। कथिताश्चापि विधिवद्या वैशंपायनेन वै ॥
श्रुत्वाऽहंता विचित्रार्था महाभारत संश्रिताः १-१-११। बहूनि संपरिक्रम्य तीर्थान्यायतनानि च ॥
...गतवानस्मि तं देशं युद्धं यत्राभवत्पुरा।...दिदृक्षुरागतस्तस्मात्समीपं भवतामिह ॥

અર્થાત્ કૃષ્ણદ્વૈપાયને કહેલી અતિશય પુણ્યજનક વિવિધ કથાઓ, જે વૈશંપાયને વિધિપૂર્વક કથન કરી હતી, તે વિચિત્ર અર્થવાળી મહાભારતસંબંધી કથાઓને શ્રવણ કરીને હું ઘણાં ઘણાં તીર્થો તથા મંદિરોમાં ફરતો ફરતો, પૂર્વે જ્યાં યુદ્ધ થયું હતું તે કુરુક્ષેત્રમાં ગયો હતો. ત્યાંથી હું આપનાં દર્શનની ઇચ્છાથી આપની પાસે અહીં આવ્યો છું.

અહીં સૌતિએ પણ હું શ્રવણ કરીને આવ્યો છું એમ કહ્યું છે. ગ્રંથનો ઇસારો સરખો પણ કર્યો નથી. 'કૃષ્ણદ્વૈપાયને કહેલી અને વૈશંપાયને કથન કરેલી' આ ઉપરથી તે વખતે મહાભારત મોઢે રાખીને જ કથન કરવાનો વ્યવહાર ચાલુ હશે, એમ સમજાય છે. હવે એ ગ્રંથ ત્રણ વર્ષ જેટલા સમયે નિર્માણ કરીને શ્રીગણપતિ પાસે લખાવ્યો, એ સમય સૌતિના મુખની કથા થઇ ગયા પછીનો હોય એમ માનવામાં અને તેમાંજ શ્રીકૃષ્ણદ્વૈપાયન મુનિએ વૈશંપાયન તથા જનમેજય અને સૌતિ તથા નૈમિષવાસીઓના સંવાદો તથા શ્રીગણેશજીનો લેખનપ્રસંગ સમાવ્યો હોય એમ માનવામાં પણ કંઇ બાધ આવતો નથી. કારણ કે વ્યાસજીએ શિષ્યોને ભારત સંભળાવ્યું, તે પછી થોડા જ સમયે વૈશંપાયને જનમેજયના સર્પસત્રમાં કથા કહી અને તે પછી થોડા જ સમયમાં સૌતિએ નૈમિષારણ્યનિવાસી ઋષિઓને ભારતકથા સંભળાવી. વૈશંપાયનની કથા અને સૌતિની કથા બહુ સમયે નહિ થઇ હોય, એમ આપણને ઉપરના શ્લોકોથી સમજાય છે. વળી શ્રીમદ્-ભાગવતમાં શૌનકે કહ્યું છે કેઃ-

'कलिमागतमाज्ञाय क्षेत्रेऽस्मिन्वैष्णवे वयम्। आसीनादीर्घसत्रेण कथायां सक्षणा हरेः ॥१।१।२१॥

અમે કલિયુગને આવેલો જાણીને આ વિષ્ણુના ક્ષેત્રમાં દીર્ઘસત્રનો આરંભ કરીને હરિની કથા શ્રવણ કરવા સાવકાશ બેઠા છીએ.' આથી જણાય છે કે, કલિના આરંભમાં જ એટલે પરિક્ષિતના સમયમાં જ ઋષિઓ નૈમિષારણ્યમાં બેઠા હતા અને જનમેજયના સર્પસત્રમાં ભારતની કથા સાંભળીને સૌતિએ ત્યાં જઈ એ કથા સંભળાવી; એટલે સમય પણ પાસેપાસેનો ,જ લાગે છે. તે બન્ને કથાઓ થઇ ગયા પછી મહાભારત ગ્રંથરૂપથી રહે અને બ્રાહ્મણાદિક વર્ણો તેનો લાભ લે, એ ઇચ્છાથી શ્રીકૃષ્ણદ્વૈપાયને બ્રહ્માની આજ્ઞાથી શ્રીગણપતિને બોલાવીને તે ગ્રંથ લખાવ્યો હોય એમ માનો; અથવા તે કથાઓ થતાં પહેલાં અનાગતદર્શીપણાથી લખાવ્યો હોય એમ માનો; પરંતુ મહાભારત શ્રીકૃષ્ણદ્વૈપાયનવિરચિત જ છે, એમાં સંશય નથી.

## ભારતની પાંચ સંહિતાઓનો ભ્રમ

કેટલાએક નીચેના શ્લોકો ઉપરથી ભારતની પાંચ સંહિતાઓ માને છે. તે આ પ્રમાણે છેઃ—

वेदानध्यापयामास महाभारत पंचमान्। सुमंतुं जैमिनिं पैलं शुकं चेव स्वमात्मजम् ॥
प्रभुर्वरिष्ठो वरदो वैशंपायनमेव च। संहितास्तैः पृथक्त्वेन भारतस्य प्रकाशिताः(१-६३-८९-९०)

તેઓ આ શ્લોકોનો આ પ્રમાણે અર્થ કરે છેઃ-"શ્રેષ્ઠ તથા વરદાયક પ્રભુ વ્યાસે ચાર વેદ અને પાંચમો વેદ મહાભારત તે સુમંતુને, જૈમિનિને, પૈલને, પોતાના પુત્ર શુકદેવને તથા વૈશં-પાયનને ભણાવ્યા અને તેઓએ ભારતની જુદી જુદી સંહિતાઓ પ્રકટ કરી."

આવો અર્થ કરવો વાસ્તવિક નથી, કારણ કે તેમાંના એકેની સંહિતા હમણાં આપણને મળતી નથી તેમજ તેનું નામ પણ સંભળાતું નથી. માત્ર એક જૈમિનિકૃત પાંડવાશ્વમેધ મળે છે, (આ અશ્વમેધ ભારતના અશ્વમેધ કરતાં બહુ ચમત્કૃતિવાળો છે.) પરંતુ જૈમિનિએ આખી ભારતસંહિતા રચી હતી કે નહિ તે સંશય જ છે. હા, એક એવી કિંવદંતી ચાલે છે કે, જ્યારે વ્યાસજીએ મહાભારત રચ્યું ત્યારે જૈમિનિએ પણ મહાભારતની રચના કરી હતી. તે તૈયાર થતાં તેમણે પોતાના ગુરુ શ્રીવ્યાસને તે દેખાડયું. ગુરુએ તે ચમત્કૃતિવિશિષ્ટ મહાભારતને જોઈને પોતાના શિષ્યને કહ્યું કે, 'કાં તો આ જગતમાં મારું ભારત રહે કે કાં તો તારું ભારત રહે; પણ બે ભારત રહેવાં ન જોઈએ.' ત્યારે ગુરુભક્ત શિષ્યે પોતાના ભારતનો કંઈક અંશ રહેવા દઈને બાકીનો ડુબાડવા કહ્યું અને ગુરુની આજ્ઞાથી તેમ કરતાં અશ્વમેધ માત્ર બાકી રહ્યો છે.

આ વાત ઉપર કેટલો વિશ્વાસ મૂકવો તે વાચકની ઈચ્છા ઉપર રાખીને આપણે પ્રસ્તુત વિચાર કરીએ. ઉપર જણાવ્યા પ્રમાણે કોઈની યે ભારતસંહિતા મળતી નથી; તેથી ઉપલા અર્થ કરતાં પંડિત નીલકંઠની ટીકામાં આપેલો અર્થ વધારે બંધબેસતો સમજાય છે. ટીકાકાર લખે છે કેઃ—

भारतस्य मूलभूताः संहिता मंत्रब्राह्मणरूपा वेदाः तैः सुमंतु प्रभृतिभिः प्रकाशिता इदमस्य मूलमिदमस्य मूलमिति स्पष्टीकृतास्तेन प्रत्यक्षवेदमूलमेतदिति भावः ॥

અર્થઃ-તે સુમંતુ પ્રભૃતિએ ભારતની મૂળભૂત સંહિતા-મંત્રબ્રાહ્મણરૂપ વેદો પ્રકાશિત કર્યા-અર્થાત્ આ વસ્તુનું આ મૂળ છે-આનું આ મૂળ છે, એ રીતે સ્પષ્ટ કર્યા; તેથી આ ભારત પ્રત્યક્ષ વેદમૂલક છે એ અભિપ્રાય છે. ભારત વેદમૂલક છે એ સંબંધમાં ટેકારૂપ વ્યાસ પ્રતિ નારદજીનું ભાગવતમાં આ પ્રમાણેનું વચન છેઃ-'भारतव्यपदेशेन ह्याम्नायार्थश्चदर्शितः। તમે ભારતના બહાના વડે વેદનો અર્થ દેખાડયો છે. આ ઉપરથી પણ ટીકાકારનો અર્થ વાસ્તવિક લાગે છે. વળી આ પ્રમાણે અર્થ કરવાથી ભારતની ભિન્ન ભિન્ન સંહિતાઓનો વિમર્શ પણ કરવો પડતો નથી.

કેટલાએકને આશ્વલાયન ગૃહ્યસૂત્રની ઉક્તિથી પણ ઉપલો ભ્રમ થાય છે. ત્યાં કહ્યું છે કેઃ— सुमन्तु जैमिनि वैशंपायन पैल सूत्र भारत महाभारत धर्माचार्याः। અર્થાત્ સુમંતુ જૈમિનિ, વૈશંપાયન અને પૈલ એ અનુક્રમે સૂત્ર, ભારત, મહાભારત અને ધર્મના આચાર્યો છે. આથી જુદી જુદી સંહિતાઓનો ભ્રમ થાય છે, પણ તે થવો જોઈએ નહિ. કારણ કે મૂળમાં તેવી સંહિતાઓનાં અભિધાન કર્યાં નથી, પણ મૂળમાં તે સૂત્રાચાર્ય, ભારતાચાર્ય ઈત્યાદિ ઉપનામ દર્શાવવા જેવું કથન છે. આ ઉપરથી ભારતની ભિન્ન ભિન્ન સંહિતાઓ સિદ્ધ થતી નથી.

## ઐતિહાસિકતા સંબંધી શંકાનું સમાધાન

આર્યાવર્તના પ્રાચીન ગ્રંથોમાં મહાભારત અને વાલ્મીકિ રામાયણ એ બે ગ્રંથોને જ ઈતિહાસ એવી સંજ્ઞા છે. મહાભારતનો એ ગ્રંથમાં જ વારંવાર ઈતિહાસ નામથી વ્યવહાર કર્યો છે; અને કવચિત્ કવચિત્ એને પુરાણ, કાવ્ય, આખ્યાન એવાં નામો પણ આપેલાં જોવામાં આવે છે. ખરી રીતે મહાભારત તે બધાં નામોને માટે પાત્ર છે. વ્યાસમુનિએ મહાભારતમાં જે ભિન્ન ભિન્ન તત્ત્વોની ફૂલગૂંથણી કરી છે, તે જોઈને કેટલાએક યુરોપીય પંડિતોને એમાંના કૌરવપાંડવો ઐતિહાસિક હશે કે તે વ્યાસમુનિનાં કલ્પિત પાત્રો જ હશે, એવો સંશય ઉપસ્થિત થાય છે; એટલું જ નહિ પણ કવિએ તે પાછળથી કલ્પીને દાખલ કરેલાં છે, એવું પણ તેઓ કહે છે. અર્થાત્ મહાભારતની ઐતિહાસિકતા વિષે શંકા કરે છે.

તેઓના આ સંશયની નિવૃત્તિને માટે એ જ ઉત્તર છે કે, જે પાત્રો ઐતિહાસિક હોય નહિ કિંતુ કેવળ કવિકલ્પિત જ હોય, તે પાત્રોને બીજા ગ્રંથકર્તાઓ પોતાના ગ્રંથમાં ભાગ્યે જ

સ્થાન આપે; પરંતુ પાંડવાદિ પાત્રો તો એવાં છે કે, મહાભારત લખાયા પછીનાં પુરાણોમાં તથા સાહિત્યના ગ્રંથોમાં પણ તેઓનાં નામો તથા તેમનાં અનેકાનેક વર્ણનો પણ જોવામાં આવે છે. જ્યોતિષશાસ્ત્રમાં પણ 'शासती पृथिवीं युधिष्ठिरे नृपतौ' ઇત્યાદિ નામો જોવામાં આવે છે. વળી વ્યાકરણાચાર્ય પાણિનિનાં સૂત્રોમાં પણ 'वासुदेवार्जुनाभ्यांवुन्' (૪–૩–૯૮) ઇત્યાદિ ભારતીય પાત્રાનાં નામો જોવામાં આવે છે. આ કરતાં પાંડવોની ઐતિહાસિકતા માટે બીજી શી સાબિતી જોઇએ ? જેઓ માત્ર હાલના નિશાળિયાઓના જ ઇતિહાસ જેવો ઇતિહાસ જોવા ઇચ્છાતા હોય અને જેઓને ભારતીય પ્રાચીન ગ્રંથપ્રણાલીનો પરિચય ન હોય, તેઓ આવા અનેક વિષયોથી ભરપૂર રામાયણ અને મહાભારત જેવા ગ્રંથોની ઐતિહાસિકતા સંબંધમાં શંકા ધરાવે તો તે જુદી વાત છે; બાકી સંસ્કૃત સાહિત્યના ઇતિહાસનું તો એ જ સ્વરૂપ છે કે, 'धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितम् । पूर्ववृत्तकथायुक्तमितिहासं प्रचक्षते ॥ અર્થાત્ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના ઉપદેશથી યુક્ત અને પૂર્વે થઇ ગયેલા વૃત્તાંતોની કથાથી યુક્ત હોય તેને ઇતિહાસ કહેવામાં આવે છે.'

## પુરાણ તરીકે મહાભારત

મહાભારતને પુરાણનું પણ નામ આપેલું છે. જુઓ, ૧–૧–૧૭ 'द्वैपायनेन यत्प्रोक्तपुराणं परमर्षिणा ।' 'इतिहासमिमं विप्राः पुराणं परिचक्षते ।' ૧–૧૨ 'श्राव्याणामुत्तमं चेदं पुराणमृषिसंस्तुतम् । '૧–૧૨ આ રીતે એને કેટલી વાર પુરાણ કહેલું છે. પુરાણનું લક્ષણ–सगर्श्च प्रतिसर्गश्च वंशोमन्वन्तराणि च । वंशानुचरितं चैव पुराणं पंचलक्षणम् ॥ (બ્રહ્મવૈવર્ત પુરાણ) સૃષ્ટિની ઉત્પત્તિ, સૃષ્ટિનો લય, વંશાવળી, મન્વંતરો અને વંશોનું ચરિત્ર, આ પાંચ લક્ષણો જેમાં હોય છે, તે પુરાણ કહેવાય છે. આ લક્ષણો પણ મહાભારતમાં જોવામાં આવે છે અને તેથી એને પુરાણ કહેવામાં પણ બાધ આવતો નથી.

## મહાભારત કાવ્ય

વળી મહાભારતને વ્યાસમુનિએ પોતે જ કાવ્ય એવું નામ આપેલું છે. જુઓ– 'कृतं मयेदं भगवन् काव्यं परमपूजितम् । (૧–૧–૬૧) અર્થાત્ હે ભગવન્ ! મેં આ સર્વોત્કૃષ્ટ કાવ્ય રચ્યું છે.' બ્રહ્માએ પણ કહ્યું છે કે, 'त्वया च काव्यमित्युक्तं तस्मात्काव्यं भविष्यति । (૧–૧–૭૨) તેં એને કાવ્ય કહ્યું, માટે એ કાવ્ય કહેવાશે.' સાહિત્યદર્પણકારે કાવ્યનું ટૂંકું લક્ષણ બાંધ્યું છે કે, 'वाक्यं रसात्मकं काव्यं–રસાત્મક વાકય તે કાવ્ય.' આ લક્ષણ પ્રમાણે મહાભારત તો રસના પૂરથી ભરપૂર છે, એટલે એ કાવ્ય–મહાકાવ્ય કહેવાય તો તેમાં પણ વિચારણીય કંઇ નથી.

## મહાભારતમાં સાંપ્રદાયિક તત્ત્વો

મહાભારતમાં શિવ, શક્તિ, વિષ્ણુ, સૂર્ય, પ્રકૃતિ તથા દેવોની સ્તુતિ, ઉપાસના વગેરે જોવામાં આવે છે. તે જોઇને કેટલાંએક કહે છે કે, 'તે શૈવ, શાક્ત, વૈષ્ણવ વગેરે સંપ્રદાયપ્રવર્તકોએ મહાભારતમાં પણ પોતાના સંપ્રદાયનું મૂળ છે' એ દર્શાવવા પાછળથી ઉમેરી દીધાં છે."

હવે એ સંબંધમાં આપણે એઓને જ પૂછીશું કે, તમે પ્રાચીન ઇતિહાસ અથવા પુરાણનો કોઇ પણ ગ્રંથ એવો જોયો છે, કે જેમાં એક જ વિષય વર્ણવીને તે મહાગ્રંથની સમાપ્તિ કરી હોય? ઉત્તરમાં નકાર જ મળશે. ખરી રીતે પ્રાચીન ગ્રંથોની એવી જ પદ્ધતિ છે. તે સર્વજ્ઞ મહર્ષિઓ જાણતા હતા કે, ત્રિગુણાત્મક સૃષ્ટિમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિના લોકો છે, તેથી તેઓને એક બ્રહ્મની અથવા એક સાત્ત્વિક દેવની જ ઉપાસના કહીશું, તો તેટલાથી તેઓનું મન તેમાં જોડાશે નહિ. માટે જુદા જુદા ગુણોથી મિશ્રિત સ્વભાવવાળા લોકોની કોઈ પણ ઉપાસના દ્વારા પરમા-

ત્મામાં પ્રવૃત્તિ થાય એ ઉદ્દેશ રાખીને જ તેઓએ ભિન્ન ભિન્ન રૂપોથી ઈશ્વરનું વર્ણન કરેલું છે; પરંતુ તેનું પરમ તાત્પર્ય તો ક્રમે કરીને પરમાત્માની ભક્તિ–તેનું જ્ઞાન, એમાં જ પરિસમાપ્ત થાય છે. વળી આ માર્ગ નવો પણ નથી, પરંતુ પરંપરાગત છે. કહ્યું છે કે, "आकाशात्पतितं तोयं समुद्र प्रतिगच्छति । सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति ॥ જેમ આકાશમાંથી પડેલું મેઘનું જળ સમુદ્રમાં જાય છે, તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર કેશવ પ્રત્યે જ જાય છે." શ્રીકૃષ્ણ પોતે પણ કહે છે કે, "मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः । હે પાર્થ મનુષ્યો કોઇ પણ દેવનું આરાધન કરતાં મારા માર્ગને જ અનુસરે છે. અર્થાત્ મારું જ આરાધન કરે છે." આવા ઉદ્દેશથી જ વ્યાસાદિક મહર્ષિઓએ પોતાના ગ્રંથોમાં અનેક દેવદેવીઓનાં આરાધનો વર્ણવેલાં છે. વળી એટલું જ નહિ પણ વિચારશીલ તત્ત્વાન્વેષીઓને તેનું ખરું તાત્પર્ય સમજાય એટલા માટે જે ગ્રંથમાં વિષ્ણુની મહત્તા વર્ણવી હોય છે, તેવી જ બીજે શિવની મહત્તા પણ વર્ણવી હોય છે. તાત્પર્ય કે, ભિન્ન ભિન્ન ઉપાધિઓથી જ ભગવદ્રૂપો ભિન્ન ભિન્ન છે. તે ઉપાધિઓના ત્યાગપૂર્વક અભિન્નોપાસના એ જ લક્ષ્ય છે.

પ્રાચીન મહર્ષિઓ 'માત્ર ઇતિહાસ જાળવી રાખવો' એટલામાં જ કર્તવ્યની પરિસમાપ્તિ માનતા નહિ. કારણ કે તેઓ ઐહિક ક્ષણિક ભાવો કરતાં કોઈ ચિરંતન ભાવોને જ અધિક ઉપકારક જોતા હતા–જાણતા હતા; અને તેથી તેઓ પોતે જ ઐહિક જાળમાં વધારે આસક્ત થતા નહિ; તો પછી તેમાં બીજાઓને શા માટે ગૂંચવી મારે? તેવા પરમકૃપાળુઓનો તો એ જ હેતુ હોય છે કે, અનેક પ્રકૃતિઓને રુચે તેવા છૂટવાના–પરમ શ્રેય પ્રાપ્ત કરવાના–માર્ગો દર્શાવવા. આવા ઉદ્દેશથી લખાયેલા ગ્રંથોમાં આપણે માત્ર ઐતિહાસિક તત્ત્વો જ ખોળવા જઇએ અને તે વિના તેમાં બીજું કંઇ હોય નહિ એમ ઇચ્છીએ, તે કેમ બને?

વળી વ્યાસ મહર્ષિએ મહાભારતની રચના કરી તેનું કારણ દર્શાવતાં વૈશંપાયન કહે છે કેઃ–

धन्यं यशस्यमायुष्यं पुण्यं स्वर्ग्यं तथैव च । कृष्णद्वैपायनेनेदं कृतं पुण्यचिकीर्षुणा ॥
कीर्तिं प्रथयता लोके पांडवानां महात्मनाम् । अन्येषां क्षत्रियाणां च भूरिद्रविणतेजसाम् ॥
(૧–૬૨–૨૭, ૨૮)

પુણ્ય કરવાની ઇચ્છાવાળા કૃષ્ણદ્વૈપાયન મુનિએ મહાત્મા પાંડવોની તથા બીજા પુષ્કળ વૈભવ અને તેજવાળા ક્ષત્રિયોની કીર્તિ જગતમાં વિસ્તારવા માટે આ ધનદાયક, યશસ્કર, આયુષ્યવર્ધક, પુણ્યકારક અને સ્વર્ગદાયક એવું મહાભારત રચ્યું છે.

ઉપર આપેલા શ્લોકોમાં ભારતની યોગ્યતા અને નિર્માણના જે હેતુઓ આવી જાય છે, તેમાં બે હેતુઓ ખુલ્લા જણાય છે. એક પુણ્ય કરવાની ઇચ્છા અને બીજો પાંડવોની તથા ક્ષત્રિયોની કીર્તિનો વિસ્તાર. પુણ્ય કરવાની ઇચ્છા કંઈ કોઇનો વૃત્તાંત લખવાથી પૂર્ણ થતી નથી; પરંતુ તે ઈતર દીનદુઃખી પ્રાણીઓનો ઉદ્ધાર કરવાથી અથવા તેવો માર્ગ દર્શાવવાથી થાય છે. મહાભારતમાં જેટલા ધાર્મિક, ભક્તિયુક્ત તથા જ્ઞાનપ્રધાન વિષયો આવ્યા છે, તે સર્વનો એ હેતુના પેટામાં સમાવેશ થઈ જાય છે. પાંડવાદિકોની કીર્તિમાં ઐતિહાસિક હેતુ છે; અને તે હેતુ પણ તેવા આદર્શ પુરુષનું જીવન લોકોની આગળ ધરી 'યુધિષ્ઠિરાદિના જેવું વર્તન રાખવું, દુર્યોધનાદિના જેવું નહિ' એવા મહાન ઉપદેશથી ચરિતાર્થ થાય છે. તાત્પર્ય કે, મહર્ષિઓના ગ્રંથોમાં માત્ર ઇતિહાસ જ આવે નહિ, પરંતુ તેમાં પરમતત્ત્વદર્શક સાધનો પણ ગૂંથી દીધેલાં હોય છે.

## કવિતાના ભેદથી કર્તાના ભેદની કલ્પના

કેટલાક કવિતાપરીક્ષકો કહે છે કે, ભારતના શ્લોકોની રચના જુદા જુદા પ્રકારની છે, એમાં

કેટલાક શ્લોકો સરલ વાર્તા કરતા હોઇએ તેવા છે અને કેટલાએક ક્લિષ્ટ છે; માટે એ કવિતાના ભેદથી તેના કર્તાઓ પણ જુદા જુદા હોવા જોઇએ.

તેનો ઉત્તર એ છે કે, વ્યાસજીએ પોતે જ કહ્યું છે કે, આઠ હજાર અને આઠસો શ્લોકોને હું સમજું છું તથા શુક સમજે છે–અર્થાત્ તે શ્લોકો એવા ક્લિષ્ટ છે કે, તેને બીજાઓ સમજી શકતા નથી. વ્યાસજીએ તેવા કૂટ શ્લોકો શા માટે કર્યાં હતા તે આપણે ભારતલેખનપ્રસંગમાં પાછળ જોઈ ગયા છીએ, એટલે ફરી તે કહેવાની જરૂર નથી. બીજું જે પ્રસંગની કવિતા હોય તેને માટે તેવા અનુકૂળ સંયોગો મળવાથી જેવી કવિતા થાય તેવી પ્રતિકૂળ સંયોગોમાં થતી નથી, એ સુકવિઓને વિદિત જ છે. સંયોગની અનુકૂળતા અથવા પ્રતિકૂળતા એ પણ કવિતાના સ્વરૂપબંધારણમાં યોગ્ય ભાગ ભજવે છે. વ્યાસજીનો કવિતાલેખનનો સંયોગ કેવો હતો તે સુવિદિત જ છે; તેમ છતાં એ કવિતાઓ રસાત્મક, સરલ તથા ભાવપૂર્ણ છે એમ કહ્યા વિના ચાલતું નથી. વળી વૃત્તોની ફેરફારી એ તો પ્રસંગને યથાર્થ રૂપમાં દીપાવવાનું એક અંગ છે તથા કવિચાતુર્ય છે; એટલે જે ભિન્ન કર્તાઓ માનવામાં આવે છે, તે યોગ્ય નથી; તેમજ અનુષ્ટુપ છંદ લખનારો બીજા ઉપજાતિ આદિ છંદો ન લખે એમ પણ માનવા જેવું નથી. તાત્પર્ય કે કવિતાના ભેદથી કર્તાનો ભેદ કલ્પવો એ કલ્પના જ છે.

## ગ્રંથપ્રચારની શૈલી

મહાભારતમાં એક એવો શ્લોક છે કેઃ– मन्वादि भारतं केचिदास्तीकादि तथा परे। तथोपरिचराद्यन्ये विप्राः सम्यगधीयते ॥ (૧–૧–૫૨) કેટલાએક વિપ્રો 'नारायणं नमस्कृत्य' અથવા 'ॐ नमो भगवते वासुदेवाय' એ મનુ–મંત્રથી આરંભીને, બીજા કેટલાએક આસ્તીકના આખ્યાનથી આરંભીને અને કેટલાએક ઉપરિચર વસુના આખ્યાનથી આરંભીને ભારતને સારી રીતે ભણે છે.

આ શ્લોક ઉપરથી કેટલાએક એને ભારતની ત્રણ આવૃત્તિઓના આરંભ માને છે; પરંતુ એટલા ઉપરથી ભારતની ત્રણ આવૃત્તિઓ સિદ્ધ થતી નથી. એ ઉપરથી તો એ ગ્રંથ જ્યારે મોઢે મોઢે ભણાતો હશે, ત્યારે જે બ્રાહ્મણોને જ્યાંથી ઉપયુક્ત ભાગ લાગ્યો, ત્યાંથી તે ભણવાનો અથવા વ્યાખ્યાનનો આરંભ કરતા હશે, એમ સમજાય છે. જો બીજાઓના કહેવા પ્રમાણે એને સૌતિ, વૈશંપાયન અને વ્યાસની ત્રણ આવૃત્તિઓના આરંભ માનીએ, તો તે ઘટી શકતા નથી; કારણ કે સૌતિએ 'जनमेजयस्य राजर्षेः' એ નવમા શ્લોકથી બોલવાનો આરંભ કર્યો છે, વૈશંપાયને અધ્યાય ૬૧માંના, 'गुरवे प्राङ्‌ नमस्कृत्य' એ આદ્યશ્લોકથી આરંભ કર્યો છે અને વ્યાસનો આરંભ તો જણાતો નથી; એટલે માનો કે તેમણે 'नारायणं नमस्कृत्य' એ આદ્યશ્લોકથી જ આરંભ કર્યો છે અને તેથી આખો યે ગ્રંથ તેમનો જ કહેલો ઠરે છે. ખરી રીતે તે સમયે બ્રાહ્મણસમાજમાં એ ગ્રંથનો કેવી રીતે ઉપયોગ થતો હતો તે દર્શાવવાનો એમાં હેતુ છે; અને તે એના પછીના શ્લોકથી વધારે સ્પષ્ટ થાય છે. તે શ્લોક આ પ્રમાણે છેઃ–' विविध संहिताज्ञानं दीपयंति मनीषिणः। व्याख्यातुं कुशलाः केचिद्ग्रंथान्धारयितुं परे ॥ ૧–૧–૫૩ ॥ અર્થાત્ બુદ્ધિમાનો એ ભારતસંહિતાના જ્ઞાનને વિવિધ રીતે પ્રકાશિત કરે છે. કેટલાએક વ્યાખ્યાન કરવામાં કુશળ છે, ત્યારે બીજા કેટલાએક ગ્રંથને ધારણ કરવામાં–ધ્યાનમાં રાખવામાં કુશળ છે.' આથી સમજાશે કે, એમાં તે સમયનો ગ્રંથપ્રચાર વર્ણવેલો છે.

## ભારતમાં પુનરુક્તિ

મહાભારતમાં જરત્કારુનું આખ્યાન, પરિક્ષિતશાપાખ્યાન, લાક્ષાભવનદાહ વગેરે કેટલીક કથાઓ બબ્બે વાર આવે છે. જો કે તેમાં સંક્ષેપ તથા વિસ્તાર રહેલો છે. તો પણ કેટલાએકને

તેમાં પુનરુક્તિ તથા તે પુનરુક્તિ કરનારા બીજા લેખકોનો ગંધ આવે છે. પરંતુ એ સંબંધમાં આગળથી જ ખરું સમાધાન ભારતમાં આપી દીધેલું છે કે, 'विस्तीर्यैतन्महज्ज्ञानमृषिः संक्षिप्य चाब्रवीत्। इष्टं हि विदुषां लोके समास व्यास धारणम्॥ १।१।५१॥ વ્યાસ ઋષિએ આ મહાન જ્ઞાનને વિસ્તારીને તથા સંક્ષેપથી કહ્યું છે; કારણ કે લોકમાં વિદ્વાનોને સંક્ષેપથી તથા વિસ્તારથી લક્ષ્યમાં રાખવું ઇષ્ટ છે.' આ હેતુથી જ એ કથાઓ બેવડાયેલી છે, તે અન્યાન્ય કર્તાઓ તરફથી ઉમેરાયેલી નથી. કેમકે જો તેઓને તેમ ઉમેરવાની શક્તિ હોય તો તેવા વિદ્વાનોને પુનરુક્તિ કેમ ન જણાય? અને જણાય ત્યારે તે પ્રથમની આખ્યાયિકાને કાઢી કેમ ન નાખે? વળી નવા નવા લેખકો તરફથી જો ભારતમાં ચાલુ ઉમેરણો થયાં હોય તો તેવી અનેક પ્રતો પણ મળવી જોઇએ, તે મળતી નથી અને મળવા સંભવ પણ નથી; કારણ કે તે વખતે છાપખાનાં ન હતાં. છાપખાનાંના સમયમાં કંઇ નવું ઉમેરણ કર્યું હોય, તો તે એકદમ હજાર બે હજાર પ્રતોમાં દાખલ થઇને કેટલેક સમયે ખરા જેવું થઇ પડે; પરંતુ તે વખતે તો હસ્તલિખિત ગ્રંથો હતા, એટલે તેમાં એકનું ઉમેરણ બીજો શા માટે દાખલ કરે? અને તેને બીજાઓ માન્ય પણ કેમ ગણે? આ ઉપરથી તે સમયે લખનારાઓની ભૂલ વિના બીજાં નવાં ડહાપણો ઉમેરાવાં અશક્ય લાગે છે. વળી તે વખતે એક વિદ્વન્માન્ય ગ્રંથ લખાયો કે તેની જુદા જુદા દેશોમાં અનેક પ્રતો થઇ જતી હતી, એટલે એક પ્રતમાં ઉમેરણ કરવાથી કોઈ રીતે ભદ્ર થાય નહિ એવું મારું માનવું છે.

## કૌરવપાંડવનું યુદ્ધ કે કૌરવપાંચાલનું?

કૌરવપાંડવનાં યુદ્ધને કેટલાએક કૌરવ તથા પાંચાલનું યુદ્ધ કહે છે. તેમ કહેવામાં તેઓ એ કારણ આપે છે કે, 'દુર્યોધનાદિકો કુરુવંશીઓ હતા અને પાંડવો પણ કુરુવંશીઓ હતા; એટલે કૌરવ નામમાં જ તે બધાનો સમાવેશ થઇ જાય છે. જો તે યુદ્ધ તેઓ વચ્ચે થયું હોત તો ખરી રીતે ધાર્તરાષ્ટ્રો અને પાંડવોનું યુદ્ધ એમ કહેત. વળી દ્રોણ, ભીષ્મ, કૃપાચાર્ય વગેરેનો ધૃતરાષ્ટ્રના પુત્રો જોડે જેટલો સ્નેહ તથા સંબંધ હતો, તેટલો જ પાંડવોની જોડે પણ હતો. તેથી તેઓ દુર્યોધનનો પક્ષ લઇને પાંડવોનું બગાડવા ઊભા થાય નહિ. આ ઉપરથી તે કૌરવો અને પાંચાલોનું યુદ્ધ હતું. કારણ કે દ્રોણના આશ્રય હેઠળ કૌરવોએ દ્રુપદનો પરાજય કર્યો હતો તેથી તેઓએ ચઢાઈ કરી હોય અને તેમાં પાંડવોએ પોતાના સસરાને મદદ કરી હોય એ બનવા યોગ્ય છે!' ઇત્યાદિ.

આ કથન ઉપર આપણે વિચાર કરીએ. પૂર્વે પાંચાલરાજ દ્રુપદને અને કુરુવંશીઓને શત્રુતા હતી નહિ; પરંતુ દ્રોણાચાર્યને અને દ્રુપદને મિત્રકલહમાં શત્રુતા થઇ હતી; અને તે કારણથી દ્રુપદનો પરાભવ કરવા દ્રોણાચાર્યે કુરુકુલના કુમારો પાસે ગુરુદક્ષિણામાં દ્રુપદને બાંધીને પોતાને સ્વાધીન કરવો એવી માગણી કરી હતી. કુમારોએ તે દક્ષિણા આપવા હા કહી અને દ્રોણાચાર્યના પ્રમુખપણા હેઠળ દ્રુપદ ઉપર ચઢાઇ કરી. પરંતુ બીજા કુમારો પરાભવ પામ્યા, ત્યારે છેવટે અર્જુને પોતાના ત્રણ ભાઇઓની સાથે જઇ, યુદ્ધ કરી દ્રુપદને બાંધી આણ્યો. અને દ્રોણાચાર્યને સ્વાધીન કર્યો. તે વખતથી દ્રુપદને દ્રોણાચાર્યના ઉપર પૂર્ણ વેર ભરાયું અને તે કારણથી તેણે દ્રોણાચાર્યને મારવા અગ્નિકુંડમાંથી ધૃષ્ટદ્યુમ્નને ઉત્પન્ન કર્યો. આ વૃત્તાંત ઉપરથી એ જણાશે કે, કૌરવોને અને દ્રુપદને વેર ન હતું, પણ તે દ્રોણાચાર્યની સાથે હતું અને તે પણ ઉદાર હતું. કારણ કે દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્ન પોતાને મારવા ઉત્પન્ન થયો છે એવું જાણતાં છતાં પણ તેને ધનુર્વેદ ભણાવ્યો હતો. દ્રુપદના પરાભવમાં કુરુવંશી કુમારોનો જ હાથ હતો, અને તેમાં પણ ખાસ કરીને પાંડવોએ જ એ પરાજય કર્યો હતો; એટલે દ્રોણાચાર્ય તથા પાંડવોના ઉપર એ વેર વાળવાની દ્રુપદની ઇચ્છા હોઈ શકે. (જો કે દ્રુપદને પાંડવો ઉપર વેર ન હતું, કારણ કે જો તેમ

હોય તો તે પોતાની પુત્રીને માટે અર્જુનને મેળવવા કરેલો પ્રતિજ્ઞાસ્વયંવર કરે નહિ.) તેમાં પાંડવો તો દ્રુપદના જમાતા થયા એટલે એ વૈર માત્ર દ્રોણાચાર્ય ઉપર જ રહ્યું. હવે એ વૈર વાળવા જો પાંચાલોએ ચઢાઈ કરી હોય તો તેને માટે કોઈ નવું ભારત જ રચવું પડે; અથવા કોઈ નૂતન વ્યાસજીના મનમાં એ ભારત હોય તો તેઓ જાણે. બાકી મહાભારતમાં તો જ્યારે પાંડવોનાં તેર વર્ષ પૂરાં થયાં, સુલેહની સર્વ કોશિશો વ્યર્થ ગઈ અને પાંડવો રણભૂમિ ઉપર યુદ્ધ કરવા આવ્યા, ત્યારે જ પાંચાલો પોતાના જામાતાઓને સહાય કરવા આવ્યા; અને જે રીતે બીજા રાજાઓ લડ્યા તેમ તેઓએ પણ યુદ્ધ કર્યું. તેમાં જેણે જેણે જેને મારવા પ્રતિજ્ઞા કરી હતી તથા જેનાં જેનાં મૃત્યુમાં જે જે નિમિત્તભૂત હતા, તેઓએ તેનો વિનાશ કર્યો. વળી ધૃષ્ટદ્યુમ્નને પાંડવોએ સેનાપતિ કર્યો હતો. તેમાં 'સેનાપતિ કોને કરવો?' એ ઉદ્યોગપર્વમાં થયેલા વિમર્શ-પ્રસંગમાં ધૃષ્ટદ્યુમ્નની અધિક યોગ્યતા જોઈને જ તેને સેનાપતિપદ આપવામાં અધિક મત મળ્યા હતા અને આ કારણથી તે પાંડવસૈન્યનો સેનાપતિ નિમાયો હતો. આ ઉપરથી તો એ કૌરવો અને પાંચાલોનું યુદ્ધ ઠરતું નથી.

હવે કૌરવોનું યુદ્ધ અથવા ધાર્તરાષ્ટ્રો અને પાંડવોનું યુદ્ધ એમ કેમ કહ્યું નહિ અને કૌરવ-પાંડવોનું યુદ્ધ કેમ કહ્યું, તે તપાસીએ. જો કે બધા કુરુવંશીઓ હતા એટલે તેઓ કૌરવો જ કહેવાય; પરંતુ આ ભાઈઓભાઈઓનું યુદ્ધ હતું, તેથી 'કૌરવોનું યુદ્ધ' એટલું જ કહેતાં 'કોની સાથે?' એ પ્રશ્ન ઊભો રહે છે. આ એક કારણથી અને દુર્યોધનના પક્ષમાં બાહ્લીક, સોમદત્ત, ભૂરિશ્રવા, ભીષ્મ પ્રભૃતિ ઘણા કુરુવંશીઓ યુદ્ધ કરનારા હતા; જ્યારે પાંડવો તરફ એ વંશના માત્ર તેઓ જ હતા. તેથી ધાર્તરાષ્ટ્રો ન કહેતાં એક તરફ કૌરવો અને બીજી તરફ કૌરવો છતાં વિશિષ્ટતાથી ઓળખાવવા માટે પાંડવો કહ્યા, એમાં શો બાધ આવે છે કે જેથી ભારતોક્ત વસ્તુસ્થિતિનું ઉલ્લંઘન કરીને પાંચાલો સુધી ધાવન કરવું પડે છે?

વળી ભીષ્માદિકો ન્યાયી તથા ધર્મપરાયણ હતા અને તેઓને ધાર્તરાષ્ટ્રો તથા પાંડવો સમાન હતા; છતાં તેઓએ શા માટે ધાર્તરાષ્ટ્રોનો પક્ષ લીધો? એના ખુલાસામાં તે સઘળાએ યુદ્ધને મોખરે યુધિષ્ઠિર જ્યારે પોતાને વંદન કરવા આવ્યા, તે વખતે જે વચન કહેલું છે તે જ પૂરતું છે. તે વચન આ પ્રમાણે છેઃ—

'अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् । इति सत्यं महाराज बद्धोस्म्यर्थेन कौरवैः ॥'
(ભીષ્મપર્વ, અધ્યાય ૧૯, શ્લોક ૪૧)

અર્થાત્ હે મહારાજ! પુરુષ અર્થનો દાસ છે. અર્થ કોઈનો દાસ નથી, આ સત્ય છે. મને કૌરવોએ અર્થથી બાંધી લીધો છે. આ વચન તે પ્રત્યેકે કહ્યું છે અને તેથી તેઓ દુર્યોધનના પક્ષમાં શા માટે રહ્યા હતા, એ સમજાય છે. ઉપલી વિચારણાથી એ યુદ્ધ કૌરવ-પાંચાલોનું નહિ પણ કૌરવ-પાંડવોનું હતું એમ વાસ્તવિક સમજાશે.

મહાભારત ઉપર આવી જાતની અનેક શંકાઓ કરાય છે, પણ તેનો એ ગ્રંથથી જ ખુલાસો થઈ જાય છે; એટલે હવે આપણે એ વિષય છોડીને કૌરવપાંડવોનું યુદ્ધ ક્યારે થયું હતું? એ વિવાદાસ્પદ વિષય ઉપર આવીએ.

## કૌરવપાંડવોનું યુદ્ધ ક્યારે થયું હતું?

એ ક્ષત્રિયવિનાશક યુદ્ધ કેટલાં વર્ષ ઉપર થયું હતું, એ સંબંધમાં અનેક વિદ્વાનોના ભિન્ન-ભિન્ન મત છે. એક વિદ્વાન મહાભારતમાં આપેલી નક્ષત્રો અને ગ્રહોની સ્થિતિ ઉપરથી ગણતરી

કરીને, એ યુદ્ધ આજથી લગભગ ૭૦૦૦ વર્ષ ઉપર થયું હતું એમ કહે છે. તે મહાભારતનાં ઉદ્યોગપર્વ, ભીષ્મપર્વ વગેરેમાં આપેલાં નક્ષત્રોમાંથી કેટલાંક નક્ષત્રોને સાયન તથા કેટલાંકને નિરયન માનીને, આશરા પડતી રીતે મહાભારતના યુદ્ધસમયે મહાવિષુવ પુનર્વસુની નજીકમાં હતું, એટલે હમણાં જ્યાં છે ત્યાંથી લગભગ ૯૫ અંશ જેટલું દૂર હતું એમ સૂચવે છે. એ મહાવિષુવ અથવા અયન ૭૨ વર્ષે લગભગ એક અંશ જેટલી ગતિ કરે છે એવું એમનું માનવું છે; પણ એ સંબંધમાં જુદા જુદા મત છે. જેમકે, સૂર્યસિદ્ધાન્તી અયનની વાર્ષિક ગતિ ૫૪ વિકલા માને છે. હિપાર્કસ ૮૫ વર્ષે ૧ અંશ અને ટોલિમી ૧૦૦ વર્ષે એક અંશ ગતિ માને છે. એ વિના પણ એમાં મતાંતરો છે; પણ ઉપલા વિદ્વાનને હિસાબે ૯૫ અંશને ૭૨ થી ગુણીએ તો ૬૮૪૦ વર્ષ એ યુદ્ધસમયને થવા જાય છે; પરંતુ એમાં પણ સાયન નક્ષત્રો કયાં છે તથા નિરયન કયાં છે તે આશરા પડતી રીતે કલ્પિત હોવાથી અને તે રીતે મહાવિષુવની સ્થિતિ પણ આશરા પડતી હોવાથી, (કારણ કે તે મહાભારતમાં સ્પષ્ટ જણાવેલ નથી) તથા અયનચલનમાં પણ મતભેદ હોવાથી એ મત પણ સર્વમાન્ય જણાતો નથી.

વળી કેટલાએક વિદ્વાનો એ યુદ્ધને ઇ. સ. પૂર્વે ૧૨૦૦ થી ૧૫૦૦ સુધીમાં થયેલું માને છે; કેમકે તેઓ વિષ્ણુપુરાણાદિનો અનુકૂળ લાગતો ભાગ લઈને એ અનુમાન ઉપર આવ્યા છે. એમાંનો થોડો ભાગ આપણે જોઈએ.

'यावत् परिक्षितोजन्म यावन्नन्दाभिषेचनम् । एतद्वर्ष सहस्रन्तु ज्ञेयं पञ्चदशोत्तरम् ॥
(અંશ ૪–૨૪—૩૨)

અર્થાત્ 'પરિક્ષિતના જન્મથી આરંભી નંદના અભિષેક સુધીમાં એક હજાર ને પંદર વર્ષ જાણવાં.' આ વિષ્ણુપુરાણના શ્લોકમાં કહેલાં ૧૦૧૫ વર્ષમાં નંદ અને તેના વંશજોના રાજ્યનાં ૧૦૦ વર્ષ કે જે બીજા એક શ્લોકમાં કહ્યાં છે, તે મેળવતાં ૧૧૧૫ વર્ષ થાય છે. વળી બીજી રીતે ગણતરી કરવા વિષ્ણુપુરાણના ચોથા અંશના ૨૪ મા અધ્યાયમાં કહ્યું છે કે, "સપ્તર્ષિમાંના જે બે તારા આકાશમાં પ્રથમ ઉદય પામેલા જણાય છે, તેની મધ્યે સમસૂત્રમાં જે નક્ષત્ર રાત્રે જણાય છે, તે એક એક નક્ષત્રની જોડે સપ્તર્ષિઓ મનુષ્યનાં સો સો વર્ષ સુધી રહે છે. તે પરિક્ષિતના વખતમાં મઘા નક્ષત્રમાં હતા, ત્યારથી દેવનાં બારસેં વર્ષના કલિનો આરંભ થયો છે. એ મહર્ષિઓ જ્યારે પૂર્વાષાઢા નક્ષત્ર પ્રત્યે જશે, ત્યારે નન્દથી આરંભીને કલિ વૃદ્ધિ પામશે." ઉપલા શ્લોકો શ્રીમદ્ભાગવતમાં પણ છે. એ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ઋષિઓ એક નક્ષત્ર ઉપર સો વર્ષ રહે છે. તે સપ્તર્ષિઓ પરિક્ષિતના સમયમાં મઘામાં હતા અને નંદના સમયમાં પૂર્વાષાઢામાં આવે છે. પૂર્વાષાઢા નક્ષત્ર મઘાથી અગિયારમું નક્ષત્ર છે. એટલે ત્યાં સુધી ગતિ કરતાં ૧૦૦૦ વર્ષ થાય અને તેમાં નંદનાં સો ઉમેરતાં ૧૧૦૦ થાય; એટલે પૂર્વોક્ત ૧૧૧૫ વર્ષ જોડે એનો મેળ મળી રહે છે. પછી ચાણકય નામનો બ્રાહ્મણ નવનન્દનું ઉન્મૂલન કરીને મૌર્યવંશના ચંદ્રગુપ્તને રાજ્ય આપે છે. તે પછી અર્વાચીન ઇતિહાસનો આશ્રય કરીને, ચંદ્રગુપ્ત ઈ. સ. પૂર્વે ૩૧૫ વર્ષ ઉપર ગાદી ઉપર આવ્યો હતો એમ ઠેરવી, પૂર્વોક્ત ૧૧૧૫ ને ૩૧૫ સાથે મેળવી, ઈ. સ. પૂર્વે ૧૪૩૦ વર્ષ ઉપર ભારતીય યુદ્ધ થયું હતું, એમ તેઓ જણાવે છે.

ઉપલી ગણતરીમાં ૧૧૧૫ વર્ષને માટે પુરાણોનાં ભવિષ્યકથન ઉપર આધાર રખાય છે અને બાકીના સમયને માટે તે પુરાણોમાં જણાવેલા સમયની ઉપેક્ષા કરીને અર્વાચીન ઇતિહાસ તરફ ધાવન થાય છે, એ યોગ્ય નથી. કારણ કે જે પુરાણના ભવિષ્યકથન ઉપર આધાર રાખીને ૧૧૧૫ વર્ષ લેવાય છે, તેમાં જ આગળ રાજાઓની અને તેનાં રાજ્યવર્ષોની પરિગણના છે, તેની ઉપેક્ષા

કરવી ઉચિત નથી. શ્રીમદ્‌ભાગવતમાં નવનન્દ પછી એ ગાદીએ આવેલા રાજાઓ અને તેનાં વર્ષો આ પ્રમાણે ગણાવ્યાં છેઃ—

| કેટલા રાજાઓ | કયા વંશના | કેટલાં વર્ષ રાજ્ય કર્યું |
|---|---|---|
| | પૂર્વોક્ત | ૧૧૧૫ |
| ૧૦ | મૌર્યવંશના | ૧૩૭ |
| ૧૦ | શુંગવંશના | ૧૧૨ |
| ૪ | કાણ્વાયન | ૩૪૫ |
| ૩૦ | આંધ્ર જાતિના | ૪૫૬ |
| ૧૬૫ | આભીરાદિ | ૧૦૯૯ |
| ૧૧ | મૌનવંશના | ૩૦૦ |
| | ભૂતનંદાદિ | ૧૦૬ |
| ૨૩૦ | | ૩૬૭૦ |

આ રીતે એ મગધદેશની ગાદી ઉપર ૩૬૭૦ વર્ષ સુધી રાજ્ય કરનારા રાજાઓ ગણાવેલા છે. તેની ઉપેક્ષા કરીને કાલગણના કરવી તે ખરેખરી રીતે અન્યાય ગણાય; તેમજ વિષ્ણુપુરાણમાં જણાવ્યા પ્રમાણે પરિક્ષિતના સમયમાં સપ્તર્ષિઓ મઘા નક્ષત્રમાં હતા અને તેઓ સો વર્ષે એક નક્ષત્રથી બીજા નક્ષત્રમાં ગતિ કરે છે, એ આધાર ઉપર વિચાર કરીએ છીએ તો પણ તેટલાં વર્ષ થતાં નથી. કારણ કે જ્યોતિષીઓ અત્યારે તે સપ્તર્ષિઓ ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં છે એમ કહે છે. એ ઉપરથી સત્તાવીસ નક્ષત્રનાં સત્તાવીસો વર્ષ અને મઘાથી એક નક્ષત્ર છોડીને બીજું ઉત્તરાફાલ્ગુની આવે છે, એટલે બુદ્ધને ઓગણત્રીસસો વર્ષ થવા જાય છે. પણ તે સર્વ મતથી વિરુદ્ધ હોવાથી સત્તાવીસસો વર્ષનું ફરી એક નક્ષત્રચક્ર મૂકવું જોઇએ અને તેમ કરતાં બુદ્ધને ૫૫૦૦ વર્ષ થઇ જાય છે. અર્થાત્ એ ગણતરીથી પણ ઈ. સ. પૂર્વે ૧૪૩૦ની ગણના વિરુદ્ધ જાય છે. વળી વિષ્ણુપુરાણનો પરિક્ષિતના વખતથી કલિનો આરંભ સૂચવતો શ્લોક–કે જે *આપણે આગળ જોઇશું*–તેનાથી તેમજ રાજતરંગિણી, બૃહત્સંહિતા અને અન્ય પ્રમાણોથી પણ એ ગણના વિરુદ્ધ હોવાથી તે પ્રમાણભૂત નથી.

હવે રાજતરંગિણીનો કર્તા કલ્હણ કે જે ઈ. સ. ના ૧૧ મા સૈકામાં થઇ ગયેલો મનાય છે. તેણે પાંડવોનો સમય આપતાં લખ્યું છે કે, शतेषु षट्सु सार्धेषु त्र्यधिकेषु च भूतले। कलेर्गतेषु वर्षाणामभूवन् कुरुपांडवाः ॥ આ શ્લોકમાં કલિનાં ૬૫૩ વર્ષ ગયા, ત્યારે કૌરવપાંડવો વિદ્યમાન હતા એમ જણાવ્યું છે. વળી વરાહમિહિર કે જે શકના બીજા સૈકામાં થઈ ગયેલો મનાય છે, તેના બૃહત્સંહિતા નામના ગ્રંથમાં લખ્યું છે કે, आसन्मघासु मुनयः शासति पृथिवीं युधिष्ठिरे नृपतौ। षड्द्विकपंचद्वियुतः शककालस्तस्य राजर्षेः ॥ ( અધ્યાય ૧૩, શ્લોક–૩ ) અર્થાત્ યુધિષ્ઠિરરાજા પૃથ્વી પર રાજ્ય કરતા હતા, ત્યારે સપ્તર્ષિઓ મઘાનક્ષત્રમાં હતા. તે રાજર્ષિનો શકકાલ ૨૫૨૬ વર્ષનો ગણાય છે. ઉપસ્થિત અર્થ આવો હોવા છતાં કેટલાએક એ શ્લોકના અર્થમાં આટલો ફેરફાર કરે છે કે, તે રાજર્ષિનો કાલ ૨૫૨૬ યુક્ત શકકાલ છે. અર્થાત્ ૨૫૨૬ માં ચાલુ વર્ષનો શક ૧૮૩૭ ઉમેરતાં ૪૩૬૩ વર્ષ થાય છે. તેને ગત કાલે ૫૦૧૬ માંથી બાદ કરતાં ૬૫૩ આવે છે. આ ઉપરથી ૬૫૩ વર્ષ ગયાં, ત્યારે યુધિષ્ઠિર વિદ્યમાન હતા એમ કહે છે. રાજતરંગિણીકારે પણ પોતાના વચનના સમર્થનમાં આ પ્રમાણ આપ્યું છે. પરંતુ તે વિષ્ણુપુરાણ તથા અન્ય પુરાણોમાં જણાવ્યા કરતાં વિરુદ્ધ છે, માટે શ્રદ્ધા રાખવા યોગ્ય નથી. ત્યાં કહ્યું છે કેઃ–

ते तु पारिक्षिते काले मघास्वासन् द्विजोत्तम। तदा प्रवृत्तश्चकलिर्द्वादशाब्द शतात्मकः॥
(અંશ ૪, અધ્યાય ૨૪, શ્લોક ૩૪)

અર્થાત્ "હે દ્વિજશ્રેષ્ઠ! તે સપ્તર્ષિઓ પરિક્ષિતના સમયમાં મઘામાં હતા અને ત્યારથી બારસેં વર્ષના કલિનો આરંભ થયો છે." પરિક્ષિતના સમયથી કલિનો આરંભ સૂચવનારાં આવાં ઘણાં વાક્યો છે; તે ન ગણતાં કલિનાં ૬૫૩ વર્ષ ગયા પછી પાડવોને હયાત માનવા એ તો વિરુદ્ધ જ લાગે છે.

ખરી રીતે કલિના આરંભસમયનો નિશ્ચય કરવો અથવા ભારતીય યુદ્ધસમયનો નિશ્ચય કરવો એ બન્ને એક જ વાત છે; કારણ કે યુદ્ધસમયથી જ કલિનો આરંભ છે અને પરિક્ષિતનો જન્મ પણ ત્યારે જ છે. હવે એ સંબંધમાં બીજાં વચનો જોઈશું. જ્યારે ભીમસેને દુર્યોધનની સાથળમાં ગદા મારીને તેને પાડ્યો, તે વખતે બલરામ કોપી ઊઠ્યા અને તે હળ લઈને ભીમ તરફ ઊછળ્યા; ત્યારે શ્રીકૃષ્ણે તેમને શાંત કરતાં કહ્યું છે કે, "प्राप्तं कलियुगं विद्धि प्रतिज्ञां पांडवस्य च। (શલ્યપર્વ, અધ્યાય ૬૦, શ્લોક ૨૫) કલિયુગ પ્રાપ્ત થયો છે, તેને અને ભીમસેનની પ્રતિજ્ઞાને લક્ષમાં લો." આ રીતે શ્રીકૃષ્ણનાં વાક્યથી યુદ્ધસમયે કલિયુગનો આરંભ થયેલો સમજાય છે. વળી આદિપર્વમાં કહ્યું છે કે, "अन्तरे चैव संप्राप्ते कलिद्वापरयोरभूत्। स्यमंतपंचके युद्धं कुरुपांडवसेनयोः॥ (આદિપર્વ અધ્યાય ૨, શ્લોક ૧૩) કલિ તથા દ્વાપરયુગનો સંધિકાળ આવ્યો, ત્યારે સ્યમંતપંચક ક્ષેત્રમાં કૌરવ અને પાંડવની સેના વચ્ચે યુદ્ધ થયું હતું." તેમજ શ્રીમદ્ ભાગવતમાં "कलिनाऽधर्ममित्रेण दृष्ट्वा स्पृष्टाः प्रजा भुवि। (સ્કંધ ૧ લો, શ્લોક ૧૫) અધર્મના મિત્ર કલિ વડે પૃથ્વીમા પ્રજાનો સંબંધ થયેલો જોઈને પાંડવોએ પ્રયાણ કર્યું." આ રીતે પુરાણાદિ ગ્રંથોમાં મહાભારતના યુદ્ધસમયથી જ કલિનો આરંભ મનાયેલો છે, એમાં સંશય નથી.

હવે એ કલિનાં વર્ષ કેટલાં ગયાં તેની ગણનાનો નિશ્ચય થાય, એટલે એ યુદ્ધ આજથી કેટલાં વર્ષ ઉપર થયું હતું તે સમજી શકાશે. વરાહમિહિર 'પંચસિદ્ધાન્તિકા' નામના ગ્રંથમાં ગતકલિ, સંવત અને શકની ગણતરી એક જ શ્લોકમાં આ પ્રમાણે આપે છે:–'कृतयुगाम्बर चन्द्रिभिरुज्झितो गतकलिः किलविक्रमवत्सराः। शरहुताशनचंद्र वियोजिता भवति शाक इह क्षितिमंडले॥ એટલે કે ગતકલિના વર્ષમાંથી ૩૦૪૪ બાદ કરીએ એટલે વિક્રમ સંવત્સર આવે; અને તે વિક્રમ વર્ષમાંથી ૧૩૫ બાદ કરીએ એટલે શાલિવાહનનો શકકાલ આવે." અર્થાત્ વિક્રમ વર્ષમાં ૩૦૪૪ ઉમેરીએ એટલે ગતકલિ વર્ષ આવે. દૃષ્ટાંત તરીકે વિક્રમ સંવત્સર ૧૯૭૨ માં ૩૦૪૪ ઉમેરીએ તો આ વર્ષ સુધીમાં ૫૦૧૬ વર્ષ કલિનાં વીતી ગયેલાં ગણાય. આ ૩૦૪૪ વર્ષ કલિનાં ગયાં તે પછી વિક્રમ સંવત્સરનો આરંભ થયો; એ વાત સર્વ ખગોળશાસ્ત્રીઓને સંમત છે અને તેવાં ઘણાં વાક્યો મળી આવે છે. કેટલાએક જ્યોતિષીઓ તો આ ૩૦૪૪ વર્ષને યુધિષ્ઠિરનો શક ગણીને તેમને "युधिष्ठिरो विक्रमशालिवाहनो" એ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે આદિ શકકર્તા તરીકે માને છે.

આ રીતે કલિના આરંભવર્ષનો નિર્ણય થતાં કૌરવપાંડવના યુદ્ધનો સમય પણ નિર્ણિત થઈ જાય છે. અર્થાત્ આજથી ૫૦૧૬ વર્ષ ઉપર એ મહાઘોર યુદ્ધ થયું હતું ×

× યુધિષ્ઠિરરાજા પાચ હજાર વર્ષ ઉપર થઇ ગયા હતા એ સંબંધમાં વિશેષ ખાતરી કરવાની ઇચ્છા રાખનારે 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી પ્રગટ થયેલા ટૉડકૃત રાજસ્થાનના પ્રથમ ભાગની બલદેવપ્રસાદ મિશ્રકૃત પ્રસ્તાવનામાં રાજાનાં વર્ષ, માસ તથા દિવસની ગણના સાથે આપેલી યુધિષ્ઠિરથી વિક્રમાદિ સુધીની યાદિ જોવી.

—શાસ્ત્રી કરુણાશંકર

## પાંડવોનાં વનવાસનાં તેર વર્ષ ક્યારે પૂરાં થયાં?

કૌરવપાંડવોના દ્યૂતનો સમય મહાભારતમાં જણાવ્યો નથી, છતાં ટીકાકાર પંડિત નીલકંઠ લોકાચારને લઈને તે વિજયાદશમી જણાવે છે. પાંડવો વિરાટરાજાને ત્યાં તેરમું વર્ષ પૂરું કરીને ગોગ્રહણપ્રસંગે પ્રકટ થયા હતા. એ ગોગ્રહણ પ્રસંગમાં 'आददुर्गाः सुशर्माऽथ कृष्णपक्षस्य सप्तमीम् । अपरे दिवसे सर्वे राजन्संभूय कौरवाः । अष्टम्यां ते न्यगृह्णंत गोकुलानि सहस्रशः ॥ (વિરાટપર્વ, અધ્યાય ૩૭, શ્લોક ૨૭) સુશર્મા કૃષ્ણપક્ષની સાતમે ગાયો લેવા આવ્યો હતો અને બીજે દિવસે એટલે આઠમે સઘળા કૌરવોએ એકઠા મળીને હજારો ગાયોનાં ટોળાને કબજે કર્યાં.' ઉપલા શ્લોકમાં પક્ષ તથા તિથિ જણાવ્યાં છે, પરંતુ માસ જણાવ્યો નથી; તેથી તે ઉપર વિવિધ કલ્પનાઓ ઉદ્ભવે છે. ટીકાકાર તે ચૈત્ર વદ સપ્તમી હતી એમ લખે છે; તો કેટલાએક જ્યેષ્ઠ વદ સપ્તમી કહે છે; પરંતુ તે વૈશાખ વદ સપ્તમી હોવી જોઈએ. કારણ કે સૌરમાનનાં તેર વર્ષમાં ચાંદ્રમાન પ્રમાણે પાંચ માસ, બે દિવસ અને બીજો થોડો સમય વધે છે. હવે આસો સુદ દશમીએ વનમાં નીકળેલા પાંડવોને સૌરમાન પ્રમાણે તે દિવસે તેર વર્ષ પૂરાં થતાં હોય, તો તેમાંથી ચાંદ્રમાન પ્રમાણે પાંચ માસ બાદ કરતા વૈશાખ સુદ દશમીએ તેર વર્ષ પૂરાં થાય છે; એટલે પ્રકટ થવામાં જો ચૈત્ર વદ સપ્તમી લઈએ છીએ તો તેરમા વર્ષમાં અઢાર દિવસ ઓછા રહે છે. આ ઉપરથી એમ જ માનવું ઠીક લાગે છે કે, "પાંડવો વૈશાખ વદ સાતમ તથા આઠમે ગોગ્રહણ પ્રસંગમાં લડવા ગયા અને નવમીએ પ્રકટ થયા." વળી કેટલાક લોકો પાંડવો વિજયાદશમી ઉપર પ્રકટ થયા હતા એવું પણ માને છે તે પણ યોગ્ય નથી. કારણ કે ગોગ્રહણ પ્રસંગમા કર્ણે કહ્યું છે કેઃ–अदेशिका महारण्ये ग्रीष्मे शत्रुवशं गताः । આપણે સ્વદેશત્યજીને મહાન અરણ્યમાં તાપના દિવસમાં શત્રુને તાબે પડયા છીએ.' એના ઉપર ટીકાકાર લખે છે કે, ग्रीष्मे घर्मकाले वसंते इत्यर्थः । इत.षण्मासानंतरं युद्धारंभस्य शरदि दृष्टत्वात् । ગ્રીષ્મ એટલે તાપનો સમય–વસંતઋતુ લેવી; કારણ કે આ પછી છ મહીને શરદ્ઋતુમાં યુદ્ધનો આરંભ જણાય છે. વળી પાંડવો ચાંદ્રમાનની ગણતરી પ્રમાણે તેર વર્ષ પૂરાં કરીને જ ગોગ્રહણપ્રસંગમાં પ્રકટ થયા હતા. તેમ છતાં સૌરગણના પ્રમાણે તેર વર્ષ પૂરાં થતા પહેલાં પાંડવો બહાર દેખાયા, તેથી દુર્યોધન પાંડવોને ફરી વનવાસ કાઢવા હરખાયો હતો; પરંતુ ભીષ્મપિતામહે પ્રતિજ્ઞામાં ચાંદ્રવર્ષ ગણાય છે અને તે પાંડવોએ પૂરાં કર્યાં છે, એમ કહીને તેની ભૂલ ભાંગી હતી. ઉપલાં બે કારણોથી પાંડવો વિજયાદશમીએ બહાર પડ્યા હતા, એ વાત અસિદ્ધ ઠરે છે.

## શ્રીકૃષ્ણ વિષ્ટિ કરવા ક્યારે ગયા?

તે પછી પાંચ માસમાં સૈન્યાદિક તૈયાર થતાં શ્રીકૃષ્ણ વિષ્ટિ કરવા હસ્તિનાપુર ગયા. તેઓ कौमुदे मासि रेवत्यां शरदंते हिमागमे । (ઉદ્યોગપર્વ, અધ્યાય ૮૩, શ્લોક ૭) અર્થાત્ શરદ્ઋતુના અંતમાં અને હેમંતના આરંભમાં, કાર્તિકમાસમાં જે દિવસે રેવતીનક્ષત્ર હતું તે દિવસે ગયા હતા. સામાન્યતઃ એવો નિયમ છે કે, જે નામનો માસ હોય છે તે નામનુ નક્ષત્ર તે માસની પૂર્ણિમાએ આવે છે. એ રીતે કાર્તિકીપૂર્ણિમાએ કૃતિકાનક્ષત્ર હોવું જોઈએ અને તેમ ગણતાં કાર્તિક સુદ બારસે રેવતીનક્ષત્ર આવે. આ ઉપરથી શ્રીકૃષ્ણ કાર્તિક સુદિ બારસે હસ્તિનાપુર ગયા હતા એમ જણાય છે; અને ત્યાંથી પુષ્યનક્ષત્રમાં એટલે નવમે દિવસે પાછા ઉપપ્લવ્યમાં પાંડવો પાસે આવ્યા હતા; તે તિથિ વદ પંચમી હોવા સંભવ છે. કારણ કે શ્રીકૃષ્ણે હસ્તિનાપુરથી નીકળતી વખતે કર્ણને સમજાવતાં તે ન સમજ્યો, ત્યાર તેને કહ્યું છે કેઃ—

'सप्तमाच्चापि दिवसादमावास्या भविष्यति । संग्रामो युज्यतां तस्यां तामाहुः शक्रदेवताम् ॥
(ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૪૨, શ્લોક ૧૮)

અર્થાત્-આજથી સાત દિવસ ઉપર આઠમે દિવસે અમાવાસ્યા આવશે. તે દિવસે સંગ્રામની યોજના કરો. તે દહાડે જ્યેષ્ઠાનક્ષત્ર હોવાથી તે ઇંદ્રદૈવત્ય કહેવાય છે.' આ ઉપરથી તે પક્ષ તેર દિવસનો હતો, એટલે તેરમે દિવસે અમાવાસ્યા હતી એમ સમજાય છે. એવું તેર દિવસનું પખવાડિયું ઉત્પાતસૂચક મનાતું હતું અને તેથી જ આશ્ચર્ય સાથે સંજયે કહ્યું છે કે,

'चतुर्दशीं पंचदशीं भूतपूर्वां च षोडशीम्। इमां तु नाभिजानेऽहममावास्यां त्रयोदशीम् ॥
(ભીષ્મપર્વ, અધ્યાય ૩, શ્લોક ૩૨)

પખવાડિયાને ચૌદમે દિવસે, પંદરમે દિવસે અથવા સોળમે દિવસે અમાવાસ્યા આવે છે; પરંતુ આમ તેરમે દિવસે અમાવાસ્યા આવશે, એવું હું જાણતો ન હતો.' વળી અધૂરામાં પૂરું તે તેરમે દિવસે ગ્રહણ પણ હતું, તે આ ઉપરથી સમજાય છે કેઃ—

'चंद्रादित्यावुभौ ग्रस्तावेकाह्ना हि त्रयोदशीम्। अपर्वणि ग्रहं यातौ प्रजा संशयमिच्छतः ॥
(ભીષ્મપર્વ, અધ્યાય ૩, શ્લોક ૨૮)

અર્થાત્ પક્ષને તેરમે દિવસે ચંદ્ર ને સૂર્ય બન્નેનું એક જ દિવસે ગ્રહણ થયું છે. પ્રજાનો નાશ ઇચ્છતા તેઓ લોકમાં અપ્રસિદ્ધ પર્વમાં ગ્રહણ પામ્યા છે.' અમાવાસ્યાએ ચંદ્ર અને સૂર્ય એક જ રાશિમાં હોય છે, એટલે સૂર્યના ગ્રહણની સાથે ચંદ્રનું ગ્રહણ પણ વર્ણવેલું લાગે છે. ઉપરના વાક્યથી તેરમે દિવસે અમાવાસ્યા હતી અને તેની આગળના આઠમે દિવસે–એટલે કે પંચમીએ–શ્રીકૃષ્ણ ઉપપ્લવ્યમાં પાછા ફર્યા હતા, એમ જણાય છે. વળી એ પક્ષમાં જેમ તિથિક્ષય હતો તેમ નક્ષત્રનો પણ ક્ષય થયો હોય, એમ સમજાય છે. જો તેમ ન હોય, તો પુષ્યથી અગિયારમું જ્યેષ્ઠાનક્ષત્ર આઠમે દિવસે, એટલે કે અમાવાસ્યાએ આવે નહિ; અને શ્રીકૃષ્ણે તે દિવસે જ્યેષ્ઠાનક્ષત્ર છે એમ કહ્યું છે, તે તેઓ કહેત નહિ.

## સૈન્યનિર્યાણ

હવે જે દિવસે શ્રીકૃષ્ણ ઉપપ્લવ્યમાં પહોંચ્યા તે જ રાત્રે પાંડવોએ તેમની સાથે મસલત કરી હતી; એમ નીચેના શ્લોકોથી સમજાય છેઃ—

'पांडवा भ्रातरः पंच भानावस्तंगते सति। संध्यामुपास्य ध्यायंतस्तमेव गतमानसाः। आनाय्य कृष्णं दाशार्हं पुनर्मंत्रयन् ॥ (ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૪૭, શ્લોક ૩,૪)

અર્થાત્ પાંડુપુત્ર પાંચે ભ્રાતાઓ સૂર્ય અસ્તાચલ તરફ ગયો, ત્યારે સંધ્યા કરીને તે જ સંબંધમાં એકાગ્ર થઇને ચિંતા કરતા દશાર્હકુલોત્પન્ન શ્રીકૃષ્ણને બોલાવીને ફરી વિચાર કરવા લાગ્યા.' એ વિચારને અંતે યુદ્ધ કર્યા વિના કાર્યસિદ્ધિ થશે નહિ એવું જ્યારે તેઓને સમજાયું, ત્યારે તેઓ તે જ વખતે સેનાપતિ વગેરેની ગોઠવણ કરીને કુરુક્ષેત્રમાં જવા તૈયાર થયા. એ અરસામાં બલરામે કહ્યું કેઃ—

'उभौ शिष्यो हिमे वीरो गदायुद्धविशारदौ। तुल्यस्नेहोऽस्म्यतो भीमे तथा दुर्योधने नृपे। तस्माद्यास्यामि तीर्थानि सरस्वत्या निषेवितुम्। (ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૫૭, શ્લોક ૩૩,૩૪)

અર્થાત્ ગદાયુદ્ધમાં કુશળ એવા બન્ને વીરો મારા શિષ્ય છે અને મારો ભીમના ઉપર તથા દુર્યોધન રાજા ઉપર સરખો સ્નેહ છે, તેથી હું સરસ્વતી ઉપર આવેલાં તીર્થોની યાત્રા કરવા જાઉં છું.' આવું કહીને બલરામ ત્યાંથી પુષ્યનક્ષત્રમાં યાત્રા કરવા ચાલી નીકળ્યા હતા. તે પછી શ્રીકૃષ્ણ પણ પાંડવોને લઇને પુષ્ય નક્ષત્રમાં જ કુરુક્ષેત્ર તરફ પ્રયાણ કરી ગયા હતા; એવું આ શ્લોકોથી સમજાય છે.

निर्गच्छध्वं पांडवेयाः पुष्येणसहिता मया। (શલ્યપર્વ, અધ્યાય ૩૫, શ્લોક ૧૦)
હે પાંડુપુત્રો! તમે મારી સાથે પુષ્યનક્ષત્રમાં નીકળો. વળી रोहिणेयेगते शूरे पुष्येण मधुसूदनः। पांडवेयान्पुरस्कृत्य ययावभिमुखः कुरुन्॥ (શલ્યપર્વ, અધ્યાય ૩૫, શ્લોક ૧૫, ૧૬) અર્થાત્ શૂરવીર બલરામના ગયા પછી શ્રીકૃષ્ણ પાંડવોને આગળ કરીને કુરુદેશ પ્રત્યે ચાલ્યા.' વળી દુર્યોધનનું સૈન્ય પણ તે દિવસે નીકળ્યું હોય એમ સમજાય છે. प्रयाध्वं वै कुरुक्षेत्रे पुष्योद्येति पुनः पुनः। (ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૫૦, શ્લોક ૩) અર્થાત્ આજે પુષ્ય નક્ષત્ર છે; માટે તમે કુરુક્ષેત્ર પ્રત્યે પ્રયાણ કરો. એવું દુર્યોધન વારંવાર કહેતો હતો. આ શ્લોક ઉપર ટીકા લખતાં ટીકાકારે પુષ્ય નક્ષત્ર આશ્વિન વદ આઠમે આવે છે એવું સૂચવ્યું છે; પરંતુ સેનાનિર્યાણને માટે તે પુષ્ય લેતાં કાર્તિકી દ્વાદશીએ શ્રીકૃષ્ણ વિષ્ટિ કરવા ગયા હતા એ વચન સાથે વિરોધ આવે છે; માટે કાર્તિક વદ છઠયુક્ત પંચમીએ આવેલું પુષ્યનક્ષત્ર જ સૈન્યપ્રયાણમાં લેવું યોગ્ય છે.

## યુદ્ધારંભનો દિવસ

બલરામ જે દિવસે સૈન્ય નીકળ્યું તે જ દિવસે યાત્રા કરવા ગયા હતા, તે પાછા યુદ્ધને છેલ્લે દિવસે ભીમ અને દુર્યોધનના ગદાયુદ્ધ વખતે ત્યાં આવી પહોંચે છે અને કહે છે કેઃ—

चत्वारिंशदहान्यद्य द्वे च मे निःसृतस्य वै। पुष्येण संप्रयातोऽस्मि श्रवणे पुनरागतः॥
(શલ્યપર્વ, અધ્યાય ૩૪, શ્લોક ૬)

અર્થાત્ મને નીકળ્યાને આજે બેતાળીસ દિવસ થાય છે. હું પુષ્યમાં ગયો હતો અને શ્રવણ નક્ષત્રમાં પાછો આવ્યો છું. આ વચન ઉપરથી યુદ્ધનો આરંભ કયે દિવસે થયો હતો તેનો નિર્ણય સુલભતાથી થઇ શકે છે.

કૌરવપાંડવોનું યુદ્ધ દશ દિવસ ભીષ્મના, પાંચ દિવસ દ્રોણના, બે કર્ણના, અધી શલ્યનો અને અધી દિવસ દુર્યોધનનો એમ કરીને અઢાર દિવસ ચાલ્યું હતું, એ નિર્વિવાદ છે. હવે બલરામ યુદ્ધને છેલ્લે દિવસે આવ્યા અને તે દિવસે શ્રવણ નક્ષત્ર હતું. તેની પાછળ અઢાર નક્ષત્રોની ગણતરી કરતાં મૃગશીર્ષ નક્ષત્ર આવે છે, કે જે નક્ષત્ર સામાન્યતઃ માગશીર્ષ માસની પૂર્ણિમાએ આવવું જોઇએ; અને એ ગણતરીથી જ કેટલાએક એ પૂનમને યુદ્ધનો આરંભદિવસ માને છે તથા તે પ્રમાણે વ્યવસ્થા કરે છે; પરંતુ પંડિત નીલકંઠ ભારતસાવિત્રીનું પ્રમાણ આપીને યુદ્ધારંભનો દિવસ ત્રયોદશી ઉપરાંત ચતુર્દશીનો માને છે. તે વચન આ પ્રમાણે છેઃ–हेमंते प्रथमे मासि शुक्लपक्षे त्रयोदशीं। प्रवृत्तं भारतं युद्धं नक्षत्रे यमदैवते॥ હેમંતઋતુના પ્રથમ એટલે માર્ગશીર્ષ માસમાં શુકલપક્ષની ત્રયોદશીએ યમદૈવત નક્ષત્રમાં ભરતવંશીઓનું યુદ્ધ શરૂ થયું.' એ શ્લોકમાં ટીકાકાર એટલી વ્યવસ્થા કરે છે કે, ત્રયોદશી ચતુર્દશી લેગી લેવી અને યમદૈવત નક્ષત્ર ભરણી છે, તે ન લેતાં યુગ્મદૈવત મૃગશીર્ષ નક્ષત્ર જ લેવું. મૃગશીર્ષનું પૂર્વદલ શુક્રદૈવત્ય છે અને ઉત્તરદલ બુધદૈવત્ય છે; એટલે તે યમ–યુગ્મ દૈવત્ય ગણાય છે. મૃગશીર્ષ નક્ષત્ર લેવામાં તેઓ કારણ આપે છે કે, શ્રવણ નક્ષત્રથી પૂર્વે મૃગશીર્ષ ૧૮૩મું નક્ષત્ર છે અને ભરણી ૨૧ મું નક્ષત્ર છે; એટલે યુદ્ધારંભને દિવસે ભરણી લેતાં અઢાર દિવસમાં ત્રણ નક્ષત્રના ક્ષયની કલ્પના કરવી તે યોગ્ય નથી; માટે મૃગશીર્ષ નક્ષત્ર લેવું અને તે માગશીર્ષ માસની ચતુર્દશીએ આવી શકે. આ રીતે માર્ગશીર્ષની ચતુર્દશીએ યુદ્ધારંભ ગણ્યો. વળી તે ગ્રંથમાં દશમે અને પંદરમે દિવસે પડેલા ભીષ્મ તથા દ્રોણની પતનતિથિઓ માર્ગશીર્ષ કૃષ્ણ અષ્ટમી અને ત્રયોદશી આપી છે. એ ઉપરથી પણ યુદ્ધારંભની તિથિ ચતુર્દશી સિદ્ધ થાય છે. વળી પુષ્યમાં સૈન્ય નીકળ્યું અને મૃગશીર્ષને દિવસે

યુદ્ધનો આરંભ થયો, તેની વચ્ચેનાં ૨૩ નક્ષત્રોના દિવસોમાં ઉભય પક્ષે નિવાસની અને યુદ્ધ વગેરેની તૈયારીઓ કરી એમ સમજવું.

કેટલાએક 'मघाविषयगः सोमस्तद्दिनं संप्रपद्यते । તે દિવસે ચંદ્ર મઘાનક્ષત્રમાં હતો.' આ ભીષ્મપર્વના સંજયવાક્ય ઉપરથી કાર્તિકી અમાવાસ્યા પહેલાં પાંચ દિવસ ઉપર યુદ્ધારંભ થયો હતો એમ માને છે; પરંતુ તેથી યુદ્ધની સમાપ્તિને દિવસે રેવતી નક્ષત્ર આવે છે. એટલે બલરામનાં 'હું શ્રવણ નક્ષત્રમાં પાછો આવ્યો છું' એ વાક્યનો, બેતાળીસ દિવસનો તથા ભારતસાવિત્રીનાં વચનનો વિરોધ આવે છે. આથી ટીકાકાર 'मघाविषयगः' એ શ્લોકનો અર્થ કરતાં લખે છે કે, 'मघाविषयगः' એ વાક્ય ભીષ્મપર્વના ઉપક્રમરૂપ છે અને 'श्रवणे पुनरागतः' એ શલ્યપર્વનું ઉપસંહારરૂપ વાક્ય છે. તેમાં ઉપસંહારવચન નિર્ણયરૂપ હોય છે; માટે તેને અનુસરીને ઉપક્રમ વાક્યનો અર્થ કરવો જોઈએ; અને એ રીતે 'मघाविषयगः सोमः' એનો અર્થ અહીં 'મઘા' શબ્દથી તેના સહચારી પિતૃઓ લેવા. શ્રુતિ પણ કહે છે કે, 'मघानक्षत्रं पितरो देवतेति–અર્થાત્ મઘાનક્ષત્રના પિતૃઓ દેવતા છે.' એ ઉપરથી યુદ્ધમાં મરણ પામેલાઓને ઉત્તમ દેહ આપવા માટે તે વખતે ચંદ્ર પિતૃલોકની સન્નિધિમાં હતો. મઘાનક્ષત્રમાં હતો નહિ, પણ મૃગનક્ષત્રમાં જ હતો. આ રીતે ઉપર જણાવેલા વિરોધનો પરિહાર થઈ જાય છે.

વળી મઘામાં યુદ્ધનો આરંભ માનવાથી બીજી પણ એક અઘટના દૃશ્ય થાય છે કે, પુષ્યનક્ષત્રમાં બંને પક્ષનાં સૈન્યે કુરુક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું અને વચ્ચે એક જ દિવસ બાદ કરતાં બીજે જ દિવસે મઘાનક્ષત્રમાં યુદ્ધનો આરંભ થાય એ અસંભવિત લાગે છે. કારણ કે તેઓએ ત્યાં ગયા પછી જ હસ્તિનાપુર કરતાં પણ સુંદર છાવણીઓ વગેરેની રચના કરી હતી, અને તે એક દિવસમાં બનવી અશક્ય છે.

## કયા મુખ્ય યોદ્ધાઓ કયા દિવસે પડ્યા?

આ ઉપરથી સમજાય છે કે, યુદ્ધારંભ કાર્તિક શુક્લ ચતુર્દશીએ મૃગશીર્ષ નક્ષત્રમાં થયો હતો. માર્ગશીર્ષ કૃષ્ણ અષ્ટમીએ ભીષ્મ પડ્યા, એકાદશીએ અભિમન્યુ મરાયો, બારશે જયદ્રથ હણાયો; તે જ દિવસે રાત્રિયુદ્ધ થયું અને તેમાં ઘટોત્કચ પડ્યો, ત્રયોદશીએ દ્રોણ પડ્યા, અમાસે કર્ણ પડ્યો અને પોષ સુદ પડવાએ શલ્ય તથા દુર્યોધન પડ્યા. તે જ રાત્રે અશ્વત્થામાએ પાંડવોની છાવણીમાં યોદ્ધાઓનો સંહાર વાળ્યો અને મળસકે દુર્યોધને પ્રાણ છોડ્યા. આ રીતે એ અઢાર દિવસના યુદ્ધની સમાપ્તિ થાય છે અને તેમાં પાંડવપક્ષના પાંચ પાંડવો, સાત્યકિ, શ્રીકૃષ્ણ તથા યુયુત્સુ, એ આઠ યોદ્ધાઓ અને દુર્યોધનના પક્ષના કૃપાચાર્ય, કૃતવર્મા અને અશ્વત્થામા, એ ત્રણ મળીને–અગિયાર યોદ્ધાઓ જ બચે છે. એ યુદ્ધમાં અઢાર× અક્ષૌહિણી સેના એકઠી થઈ હતી અને તે સર્વનો સંહાર વળી ગયો હતો. જો કે પાંડવો વિજય પામ્યા હતા; છતાં યુધિષ્ઠિરના મુખમાંથી 'जयोऽयमजयाकारो भगवन्प्रतिभाति मे । હે ભગવન્! આ જય મને પરાજય જેવો જ લાગે છે!' એવાં વાક્યો નીકળ્યા કરતાં હતાં. ખરેખર! સંધિથી મેળવેલો પદાર્થ તે જ પદાર્થ છે, લડાઈથી મેળવેલા પદાર્થ તે પદાર્થ નથી. આ બલરામનાં વચન સત્ય છે.

× ૧ રથ, ૧ હાથી, ૫ પદાતિ અને ૩ ઘોડા એટલાને એક પત્તિ કહે છે.

| | | |
|---|---|---|
| ૩ પત્તિનું ૧ સેનામુખ | ૩ ગણની ૧ વાહિની | ૩ ચમૂની ૧ અનીકિની |
| ૨ સેનામુખનો ૧ ગુલ્મ | ૩ વાહિનીની ૧ પૃતના | ૧૦ અનીકિનીની ૧ અક્ષૌહિણી |
| ૩ ગુલ્મનો ૧ ગણ | ૩ પૃતનાની ૧ ચમૂ | |

એક અક્ષૌહિણીમાં ૨૧૮૭૦ હાથીઓ, ૨૧૮૭૦ રથો, ૬૫૬૧૦ ઘોડાઓ અને ૧૦૯૩૫૦ પદાતિઓ હોય છે.

## રાજ્યાભિષેક

યુદ્ધની સમાપ્તિ પછી મહાત્મા પાંડવો એક માસ સુધી શુદ્ધિ તથા ધાર્મિક ક્રિયાને માટે નગર બહાર રહ્યા હતા, તે આ શ્લોકથી સમજાય છેઃ–'तत्र ते सुमहात्मानो न्यवसन्पांडुनंदनाः। शौचं निर्वर्तयिष्यंतो मासमात्रं बहिः पुरात्॥' (શાંતિપર્વ, અધ્યાય ૧, શ્લોક ૨) પછી શ્રીકૃષ્ણાદિના સમજાવવાથી યુધિષ્ઠિરે ઠાઠમાઠ સાથે નગરમાં પ્રવેશ કર્યો અને ત્યાં શ્રીકૃષ્ણને હાથે યુધિષ્ઠિરને રાજ્યાભિષેક થયો.

## ભીષ્મનિર્વાણ

હવે ભીષ્મનો નિર્વાણસમય જોઈએ, કે જે ઘણો વિવાદાસ્પદ છે. યુધિષ્ઠિર રાજા ભીષ્મપિતામહ પાસે નાનાવિધ ધર્મો શ્રવણ કરીને તેમની આજ્ઞાથી પાછા હસ્તિનાપુર આવ્યા હતા. તે ફરી જે દિવસે ભીષ્મ નિર્વાણ પામવાના હતા, તે દિવસે પાછા સર્વને લઈને કુરુક્ષેત્રમાં ગયેલા છે. એ વાત આ શ્લોકથી સમજાય છેઃ–

उषित्वा शर्वरीः श्रीमान् पंचाशन्नगरोत्तमे। समयं कौरवाग्र्यस्य सस्मार पुरुषर्षभः॥
सनिर्ययौगजपुराद्यानकैः परिवारितः। दृष्ट्वा निवृत्तमादित्यं प्रवृत्तं चोत्तरायणं॥
(અનુશાસનપર્વ, અધ્યાય ૧૬૭, શ્લોક ૫–૬)

અર્થાત્ શ્રીમાન યુધિષ્ઠિરે ઉત્તમ નગરમાં પચાસ રાત્રિઓ રહ્યા પછી કુરુકુળમાં શ્રેષ્ઠ એવા ભીષ્મના નિર્વાણસમયનું સ્મરણ કર્યું. પછી તે પુરુષશ્રેષ્ઠ, સૂર્યને દક્ષિણાયનથી નિવૃત્ત થયેલા અને ઉત્તરાયણમાં પ્રવૃત્ત થયેલા જોઈને, વાહનોથી વીંટાઈ હસ્તિનાપુરથી કુરુક્ષેત્રમાં જવા નીકળ્યા. ઉપલા શ્લોકમાં યુધિષ્ઠિરરાજા પચાસ રાત્રિઓ નગરમાં રહ્યા અને તે પછી જ ભીષ્મના નિર્વાણપ્રસંગ ઉપર કુરુક્ષેત્રમાં ગયા હતા, એમ જણાવ્યું છે. પરંતુ એનાથી વિરુદ્ધ બીજાં ભીષ્મોક્ત વચન છે, તે હવે જોઈએ. યુધિષ્ઠિર કુરુક્ષેત્રમાં ગયો ત્યારે ભીષ્મે તેમને કહ્યું છે કેઃ–

अष्टपंचाशतं रात्र्यः शयानस्याद्यमे गताः। शरेषु निशिताग्रेषु यथा वर्ष शतं तथा॥
माघोऽयं समनुप्राप्तो मासः सौम्यो युधिष्ठिर। त्रिभागशेषः पक्षोऽयं शुक्लो भवितुमर्हति॥
(અનુશાસનપર્વ, અધ્યાય ૧૬૭, શ્લોક ૨૭–૨૮)

અર્થાત્ તીણાં અણિયાંવાળાં બાણો ઉપર સૂતાં આજે મને ૫૮ રાત્રિઓ વીતી ગઈ છે; પરંતુ તે મને સો વર્ષ જેવી લાગી છે. હે યુધિષ્ઠિર! આ સૌમ્ય (ચાંદ્ર) માઘમાસ આવ્યો છે. આ શુક્લપક્ષ ત્રણ ભાગ શેષ રહેલો હોવો જોઈએ. આવો ઉપલા શ્લોકોનો અર્થ છે; પરંતુ એ રીતે ભીષ્મપતન પછી અઠ્ઠાવન દિવસ ગણતાં ત્રિભાગશેષ શુક્લપક્ષ આવતો નથી. ભીષ્મ માર્ગશીર્ષ કૃષ્ણ અષ્ટમીએ પડયા હતા, ત્યારથી અઠ્ઠાવન દિવસ ગણતાં એ પક્ષના ૭ દિવસ, પોષના ૩૦ દિવસ અને માઘમાસના ૨૧ દિવસ લેવાથી ૫૮ દિવસ પૂરા થાય છે; એટલે વચ્ચે થયેલી તિથિઓની વધઘટ ન ગણીએ તો માઘ વદ છઠ આવે છે; અને તિથિની વધઘટ થઈ હોય, તો એક-બે તિથિ આગળપાછળ આવે છે; પણ શુક્લપક્ષ આવતો નથી. ઉપલા શ્લોકમાં શુક્લપક્ષ લીધેલો છે અને તે દેવયાનમાં 'अग्निर्ज्योतिरहः शुक्लः' એ ગણના પ્રમાણે અપેક્ષિત છે. વળી જે ઉત્તરાયણને માટે દેહ ટકાવે, તે કૃષ્ણપક્ષમાં શા માટે દેહ છોડે?

ટીકાકાર એ શ્લોકની ટીકામાં લખે છે કે, 'માસના ચાર ભાગ કરતાં એક ભાગમાં સાડાસાત દિવસ આવે છે, એટલે અષ્ટમીનું અર્ધ પૂરું ન થઈ જતાં અષ્ટમીનો પ્રથમ ભાગ હોવાથી માસના સાડાસાત દિવસ જઈ ત્રિભાગ શેષ માસ રહે છે, તેથી અષ્ટમી આવે છે.' આ રીતે

ત્રિભાગ શેષ પક્ષ ન લેતાં ત્રિભાગ શેષ માસ લઇ તેઓ શુકલપક્ષની અષ્ટમીનું અર્ધ લે છે; છતાં પણ એ રીતે ગણતાં ય અઠ્ઠાવન દિવસ થતા નથી; અને તે એમને સ્મરણમાં રહે છે તેથી તેઓ બીજી જગાએ એ શ્લોકની બીજી વ્યવસ્થા કરે છે કેઃ–

अष्टपंचाशतं रात्र्यः तत्र अशतं शतहीनं यथास्यात्तथा अष्टपंच अष्टपंचाशद्रात्रयो व्यतीता इति व्याख्येयम्। तेन द्विचत्वारिंशद्रात्रयो व्यतीता इत्यर्थः तथाच पौषकृष्णाष्टमीतो माघशुक्ल पंचम्यां तावतो दिनसंख्या पूर्यते। पक्षस्य च तृतीयो भागो गतो भवति, तत्राप्येक तिथिक्षया-त्पंचम्याः द्विचत्वारिंशत्तमत्वं ज्ञेयं॥

અર્થઃ–સોમાંથી અઠ્ઠાવન બાદ કરતાં રહેતી બેતાળીશ રાત્રિઓ વ્યતીત થઇ, એવું 'अष्टपंचाशत्'નું વ્યાખ્યાન કરવું. એ રીતે માર્ગશીર્ષ કૃષ્ણ અષ્ટમીથી માઘશુકલ પંચમી સુધી ગણતાં બેતાળીશ રાત્રિઓ વીતી જાય છે અને પક્ષનો પણ ત્રીજો ભાગ જાય છે. વળી એમાં પણ એક તિથિનો ક્ષય લેતાં પાંચમ બેતાળીસમી આવે છે, એમ સમજવું. મૂળ ટીકામાં પોષ પૂર્ણિમાન્ત માસ ગણનાથી આપેલો છે.

ઉપલી રીતે વ્યવસ્થા થવાથી બધું સુગમ થઇ જાય છે; પરંતુ 'उषित्वा शर्वरीः श्रीमान्' એ આ પ્રકરણમાં પ્રથમ આપેલા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે યુધિષ્ઠિરરાજા હસ્તિનાપુરમાં પચાસ રાત્રિઓ રહ્યા પછી ભીષ્મનિર્વાણને દિવસે કુરુક્ષેત્રમાં ગયા હતા; એ શ્લોકનો સંબંધ બેસતો નથી. ખરી રીતે જોતાં એ શ્લોકનો સંબંધ લાગવો પણ અશક્ય છે. કારણ કે યુદ્ધ થયા પછી રાજા એક માસ બહાર રહ્યા હતા. પછી ભીષ્મ પાસે કુરુક્ષેત્રમાં ગયા હતા. ત્યાંથી આવ્યા પછી એ શ્લોકમાં કહ્યા પ્રમાણે તેઓ પચાસ રાત્રિઓ નગરમાં રહીને ભીષ્મનિર્વાણ ઉપર પાછા જાય; એટલે ભીષ્મ-પતનને લગભગ સો રાત્રિઓ થવા જાય અને તે બધાં વચનોથી વિરુદ્ધ ગણાય. વળી એ શ્લોક ઉપર ટીકાકારે કંઇ ખુલાસો કર્યો નથી, તે જોતાં પણ એ શ્લોકને કોઇ ગૂઢાર્થરૂપ માનીને રહેવા દઇએ, તો ટીકાકારની વ્યવસ્થા પ્રમાણે માઘ શુકલ પંચમીએ જ ભીષ્મ નિર્વાણ પામ્યા ગણાય.

## પરિક્ષિતજન્મ

ભીષ્મના નિર્વાણ પછી યુધિષ્ઠિરરાજાએ પાપનિવૃત્તિને માટે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તે યજ્ઞને માટે પાંડવો હિમાલય ઉપર દ્રવ્ય લેવા ગયા હતા. તે જ અરસામાં અભિમન્યુની સ્રી ઉત્તરાએ સાતમે માસે મૃતબાળક પરિક્ષિતને જન્મ આપ્યો હતો; અને એ રીતે પાંડવોનો વંશાં-કુર નાશ પામતો હતો. પરંતુ તે વખતે અશ્વમેધને માટે આવેલા શ્રીકૃષ્ણે પોતાના પ્રભાવથી તે બાળકને જિવાડ્યો હતો. તે પછી યુધિષ્ઠિરે અશ્વમેધ યજ્ઞ કર્યો.

## ધૃતરાષ્ટ્રાદિનું અવસાન

ધૃતરાષ્ટ્રરાજા યુધિષ્ઠિરના રાજ્યકાળમાં પંદર વર્ષ સુધી હસ્તિનાપુરમાં રહ્યા હતા. તે પછી તેઓ ગાંધારી, કુંતી, વિદુર તથા સંજય સાથે કુરુક્ષેત્રમાં જઇને રહ્યા હતા. તેઓને ગયાને એક વર્ષ થયા પછી યુધિષ્ઠિરરાજા પોતાના ભાઈઓ તથા સર્વે સ્રી આદિ પરિજનોને લઈને તેમને મળવા કુરુક્ષેત્રમાં ગયા હતા. તે જ સમયે વિદુરનો અંશ ધર્મરાજામાં મળી જઈ વિદુરે દેહ તજ્યો હતો. પાંડવો ત્યાં એક માસ સુધી રહ્યા હતા, એ અરસામાં વ્યાસમુનિએ સર્વને યુદ્ધમાં મરણ પામેલાનાં દર્શન કરાવ્યાં હતાં અને વિધવા સ્રીઓને પોતપોતાના પતિલોકમાં જવાની તક આપી હતી; જેનો લાભ લઈને ધૃતરાષ્ટ્રની પુત્રવધૂઓ વગેરે સ્રીઓએ ગંગામાં દેહત્યાગ કર્યો હતો. એ વખતે યુદ્ધ થયાને સોળ વર્ષ થયાં હતાં. તે ગાંધારીએ વ્યાસને કહેલાં નીચેનાં વચન ઉપરથી સમજાય છેઃ– 'षोडशेमानि वर्षाणि गतानि मुनिपुंगव। अस्य राज्ञो हतान्पुत्रान् शोचतो न शमो

विभो ॥ (આશ્રમવાસિકપર્વ, અધ્યાય ૨૯, શ્લોક ૩૮,) ત્યાંથી યુધિષ્ઠિર હસ્તિનાપુરમાં આવ્યા. તે પછી બે વર્ષે નારદમુનિએ આવીને 'ધૃતરાષ્ટ્રાદિ કુરુક્ષેત્રમાંથી ગંગાદ્વાર ગયા અને ત્યાં અગ્નિહોત્રના અગ્નિથી અરણ્યમાં પ્રકટેલા દાવાગ્નિમાં ગાંધારી તથા કુંતીની સાથે દગ્ધ થઈ ગયા.' એ સમાચાર યુધિષ્ઠિરને કહ્યા. एवं वर्षाण्यतीतानि धृतराष्ट्रस्य धीमतः। वनवासे तथा त्रिणि नगरे दशपंच च ॥ (આશ્રમવાસિક પર્વ, અધ્યાય ૩૯, શ્લોક ૨૫)

અર્થાત્ આ રીતે યુદ્ધ પછી બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રના નગરમાં પંદર વર્ષ અને વનવાસમાં ત્રણ વર્ષ એમ અઢાર વર્ષ વીત્યાં હતાં.

## યુધિષ્ઠિરનો રાજ્યકાળ તથા સ્વર્ગારોહણ

તે પછી યુધિષ્ઠિરરાજાએ અઢાર વર્ષ રાજ્ય કરેલું એમ આ વચનથી સમજાય છે.

षट् त्रिंशेत्वथ संप्राप्ते वर्षे कौरवनंदनः। ददर्श विपरीतानि निमित्तानि युधिष्ठिरः ॥
(મૌસલપર્વ, અધ્યાય ૧, શ્લોક ૧)

અર્થાત્ છત્રીસમું વર્ષ આવતાં કુરુનંદન યુધિષ્ઠિરે વિપરીત નિમિત્તો જોયાં. તે જ વખતે યદુવંશનો સંહાર વળ્યો હતો; શ્રીકૃષ્ણે તથા બલરામે દેહ ત્યજ્યા હતા અને અર્જુન કાબા લોકોથી માનભંગ પામીને હસ્તિનાપુર આવ્યો હતો. તે પછી તુરત જ યુધિષ્ઠિરે ૩૬ વર્ષની વયના પરિક્ષિતનો હસ્તિનાપુરની ગાદીએ રાજ્યાભિષેક કર્યો અને શ્રીકૃષ્ણના પ્રપૌત્ર વજ્રને ઇંદ્રપ્રસ્થની ગાદીએ બેસાડ્યો. ત્યારપછી તેઓએ સર્વ પરિગ્રહનો ત્યાગ કરીને હિમાલય ઉપર દેહત્યાગને માટે મહાપ્રયાણ કર્યું. તેમની પાછળ તેમના ચાર ભાઈઓ તથા દ્રૌપદી પણ ગયાં, અને તે સર્વે પુણ્યધામ પામ્યાં.

## પાંડવોની ઉમ્મર

પાંડવોની ઉમ્મરના સંબંધમાં મહાભારતમાં કંઈ પણ જણાવ્યું નથી. એટલે તે સંબંધી કલ્પનાઓ જ ચાલે છે; પરંતુ શ્રીમદ્ ભગવતમાં શ્રીકૃષ્ણની ઉમ્મર જણાવેલી છે, તે ઉપરથી પાંડવોની ઉમ્મર નીચે પ્રમાણે કલ્પી શકાય. શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરથી તથા ભીમસેનથી વયે નાના હતા અને અર્જુનની સમાન વયના હતા, એ એમની સાથેના પાંડવોના પ્રણામાદિ વ્યવહારથી સ્પષ્ટ થાય છે. શ્રીકૃષ્ણની ઉમ્મર શ્રીમદ્ભાગવતમાં આ પ્રમાણે કહી છેઃ–

यदुवंशेऽवतीर्णस्य भवतः पुरुषोत्तम। शरच्छतं व्यतीयाय पंचविंशाधिकं प्रभो ॥ (સ્કંધ ૧૧, શ્લોક૬-૨૫)

અર્થાત્ હે પુરુષોત્તમ! હે પ્રભો! યદુવંશમાં અવતરેલા આપને ૧૨૫ શરદ્ઋતુઓ–અર્થાત્ વર્ષો–વીતી ગયાં છે.' શ્રીકૃષ્ણને સ્વધામગમનને માટે પ્રાર્થના કરવા આવેલા બ્રહ્મદેવનું આ વચન છે. આ વચન પ્રમાણે શ્રીકૃષ્ણનું વય અવસાનસમયે ૧૨૫ વર્ષનું ગણીએ, તો એક એક વર્ષને અંતરે ઉત્પન્ન થયેલા પાંડવોનું વય અનુક્રમે ૧૨૭, ૧૨૬, ૧૨૫, ૧૨૪ અને ૧૨૩ આવે. એ ઉપરથી અર્જુનનાં ૧૨૫ વર્ષમાંથી રાજ્યકાળનાં ૩૬ વર્ષ બાદ કરતાં યુદ્ધનો સમય ૮૯મે વર્ષે આવે. તે પછી ૧૩ વર્ષ વનવાસનાં બાદ કરતાં ૭૬મે વર્ષે દ્યૂતપ્રસંગ આવે; અને તે પછી વિરાટપર્વમાં ગાંડીવધનુષ્યધારણના પ્રસંગમાં અર્જુને ઉત્તરને કહ્યું છે કે, 'पार्थः पंच च षष्टिं च वर्षाणि श्वेतवाहनः। (વિ૦ ૪૩–૬) અર્થાત્ શ્વેત ઘોડાવાળા અર્જુને એ ધનુષ્યને ૬૫ વર્ષ ધારણ કર્યું છે.' એ ૬૫ વર્ષ ખાંડવદાહપ્રસંગે ધનુષ્ય મળ્યા પછી થયાં નથી, એમ માનીને ટીકાકાર વર્ષ શબ્દનો અર્થ પ્રમાણો આપીને 'વૃષ્ટિ' એવો કરે છે; અને તે વૃષ્ટિ એક સંવત્સરમાં બે વખત એટલે એક દક્ષિણાયનમાં તથા એક ઉત્તરાયણમાં થાય છે. અને તેથી અગ્નિહોત્રમાં બે નવાન્ન–ઇષ્ટિઓ કરવામાં આવે છે. આ રીતે વર્ષ શબ્દનો વૃષ્ટિ એવો અર્થ કરીને તે

સંવત્સરમાં બે વાર થાય છે; એટલે ૩૨ા સંવત્સરમાં ૬૫ વર્ષ—અથવા વૃદ્ધિ થાય, એમ ગણીને 'પાર્થે ૩૨ા વર્ષ ગાંડીવ ધારણ કર્યું હતું' એવી વ્યવસ્થા કરે છે. એ રીતે ૩૨ા વર્ષ લઈ તેમાંથી વનવાસનાં ૧૩ વર્ષ બાદ કરતાં ૧૯ા વર્ષ રહે છે, તેને પૂર્વોક્ત ૭૬ વર્ષમાંથી બાદ કરતાં ૫૬ા વર્ષ ખાંડવદાહ પ્રસંગે આવે અને ખાંડવદાહ થતાં પહેલાં અર્જુને ૧૨ વર્ષ તીર્થયાત્રા કરી છે, તે ૧૨ વર્ષ ૫૬ામાંથી કાઢી નાખતાં અર્જુનનાં ૪૪ા વર્ષ વિદ્યાધ્યયન, લાક્ષાગૃહમાંથી નાઠા પછીનો વનવાસ, રાજ્યસ્થાપન, વિજય વગેરેમાં જાય. આ પ્રમાણે ગણના કરતાં પાંડવોની ઉમ્મર તથા તેમાંના પ્રસંગો ઉપર પ્રમાણે આવે છે. એમાં અસંભવિત જેવું કંઈ નથી. કારણ કે જ્યારે અર્વાચીન સમયમાં પણ કેટલાએક મનુષ્યો લગભગ સો વર્ષ આયુષ્ય ભોગવે છે, ત્યારે આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે એટલું આયુષ્ય ભોગવે તેમાં શું આશ્ચર્ય?

કેટલાએક 'અર્જુને ૨૦ મે ખાંડવદાહ કર્યો, એમ કહે છે. તે પછી ૩૩ વર્ષ યુદ્ધ અને પછી ૩૬ વર્ષ તેણે રાજ્ય કર્યું. એ મળીને અર્જુનની ૮૯ વર્ષની ઉમ્મર કલ્પે છે. ટીકાકારે પણ ધનુષ્યધારણનાં ૩૨ા વર્ષની વ્યવસ્થા કરતાં ૧૨ વર્ષ તીર્થયાત્રા, ૧૩ વર્ષ વનવાસ અને ૭ા વર્ષ બીજાં મળીને ૩૨ા કહ્યાં છે; પરંતુ ઇંદ્રપ્રસ્થના રાજ્યસ્થાપન પછી અર્જુન ૧૨ વર્ષ તીર્થયાત્રા કરી આવ્યો, તે બાદ ખાંડવદાહનો પ્રસંગ અને તેમાં ધનુષ્યની પ્રાપ્તિ થયેલી છે. અર્જુન સુભદ્રાને લઈને તીર્થયાત્રાનો સમય પૂરો કરી હસ્તિનાપુર આવ્યો, તે પછી પહેરામણી આપવા આવેલા યાદવો પાછા ગયા અને શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થમાં જ રહ્યા હતા. આ પછી અર્જુન તથા શ્રીકૃષ્ણે અગ્નિને ખાંડવવન બાળવા આપ્યું છે, એ તે પ્રસંગ જોવાથી સમજાય છે.

આ રીતે પાંડવોની ઉમ્મરના સંબંધમાં અનેક કલ્પનાઓ થાય છે, વસ્તુતત્ત્વ અવ્યક્ત છે.

## વંશાવળી

પાંડવો ચંદ્રવંશી હતા. તેઓની વંશાવળી મહાભારતના આદિપર્વના ૯૪ મા તથા ૯૫ મા અધ્યાયમાં આપેલી છે. તેમાં ૯૫ મા અધ્યાયની વિસ્તૃત છે. તેમાંથી સીધો વંશ ચલાવનારા એક એકનું નામ લઈ અહીં નીચે તે વંશાવળી આપી છે.×

૧ નારાયણ
|
૨ બ્રહ્મા

| સૂર્યવંશ | ચંદ્રવંશ |
|---|---|
| ૩ મરીચિ | ૩ અત્રિ |
| ૪ કશ્યપ | ૪ ચંદ્ર |
| ૫ વિવસ્વાન્ (સૂર્ય) | ૫ બુધ–પત્ની ઇલા |
| ૬ વૈવસ્વત (મનુ) | ૬ પુરુરવા |
| ૭ ઈલા (સુદ્યુમ્ન) | ૭ આયુષ્ |

ઉપલા બે વંશ પૈકી ચંદ્રવંશની વધુ વંશાવળી આ પ્રમાણે છે.

૮ નહુષ, ૯ યયાતિ, ૧૦ પૂરુ, (એનાથી 'પૌરવ' કહેવાયા) ૧૧ જનમેજય, ૧૨ પ્રાચિ-

× એ અધ્યાયમાં દક્ષની પુત્રી અદિતિ, તેનો પુત્ર વિવસ્વાન્, તેનો પુત્ર વૈવસ્વત મનુ, તેની પુત્રી ઇલા અને ઇલાનો પુત્ર પુરુરવા એ રીતે વંશકથન છે; પરંતુ તેનો યથાર્થ સંબંધ જણાવવા મેં અહીં પુરુરવા સુધીનાં બીજાં સ્થાનમાં જણાવેલાં નામો મૂક્યાં છે.

—શાસ્રી કરુણાશંકર

ન્વાન્, ૧૩ સંયાતિ, ૧૪ અહંયાતિ, ૧૫ સાર્વભૌમ, ૧૬ જયત્સેન, ૧૭ અર્વાચીન, ૧૮ અરિહ, ૧૯ મહાભૌમ, ૨૦ અયુતનાથી, ૨૧ અક્રોધન, ૨૨ દેવાતિથિ, ૨૩ અરિહ, ૨૪ ઋક્ષ, ૨૫ મતિનાર, ૨૬ તંસુ, ૨૭ ઇલિન, ૨૮ દુષ્યંત, ૨૯ ભરત, (એનાથી ભારત કહેવાય છે) ૩૦ ભુમન્યુ, ૩૧ સુહોત્ર, ૩૨ હસ્તી, (એણે હસ્તિનાપુર સ્થાપ્યું) ૩૩ વિકુંઠન, ૩૪ અજમીઢ, ૩૫ સંવરણ, ૩૬ કુરુ, ૩૭ વિદુર, ૩૮ અનશ્વા, ૩૯ પરિક્ષિત્, ૪૦ ભીમસેન, ૪૧ પ્રતિશ્રવા, ૪૨ પ્રતીપ, ૪૩ શાંતનુ, ૪૪ વિચિત્રવીર્ય, ૪૫ ધૃતરાષ્ટ્ર તથા પાંડુ, ૪૬ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ અને પાંડુના યુધિષ્ઠિરાદિ પાંડવો. આ રીતે પાંડવો આદિનારાયણથી ૪૬ મા આવે છે; પણ પૂર્વના રાજાઓ મહાતપસ્વી તથા યોગસિદ્ધ હતા; એટલે એ વંશ પાંડવો સુધી આવતાં અનેક યુગો વહી ગયેલા હોવા જોઇએ. પૂર્વોક્ત વૈવસ્વત મનુનો આ ૨૮ મો કલિયુગ ચાલે છે.×

× ઉપલી વંશાવળી પાંડવો સુધીની છે. એ પછીની અત્ર તરફથી નીકળેલા રાજસ્થાનના ઇતિહાસ-ગ્રંથ ૧ લામાંથી આ નીચે અહીંથી માંડીને પૃષ્ઠ ૧૫૦ સુધીમાં ટિપ્પણીરૂપે આપી છે. —ભિક્ષુ અખંડાનંદ

**પાંડવ રાજાઓની વંશાવળી**—શ્રીમન્ મહારાજાધિરાજ યુધિષ્ઠિરથી લઇને ત્રીસ પેઢી સુધી તેમના વંશજોએ નીચે જણાવેલા સમય સુધી અર્થાત્ ૧૭૭૦ વર્ષ, ૧૧ માસ અને ૧૦ દિવસ સુધી દિલ્હીમાં રાજ્ય કર્યું.

| ક્રમાંક | રાજરાજેશ્વરોનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન | ક્રમાંક | રાજરાજેશ્વરોના નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મહારાજ યુધિષ્ઠિર | ૩૬ | ૮ | ૨૫ | ૧૬ | શુચિરથ | ૪૨ | ૧૧ | ૨ |
| ૨ | રાજા પરિક્ષિત | ૬૦ | ૦ | ૦ | ૧૭ | શૂરસેન (દ્વિતીય) | ૫૮ | ૧૦ | ૮ |
| ૩ | જનમેજય | ૮૪ | ૭ | ૨૩ | ૧૮ | પર્વતસેન | ૫૬ | ૬ | ૧૦ |
| ૪ | અશ્વમેધ | ૮૨ | ૮ | ૨૨ | ૧૯ | મેધાવી | ૫૨ | ૧૦ | ૧૦ |
| ૫ | રામ (દ્વિતીય) | ૮૮ | ૨ | ૮ | ૨૦ | સોનવીર | ૫૦ | ૮ | ૨૧ |
| ૬ | છત્રમલ | ૮૧ | ૧૧ | ૨૭ | ૨૧ | ભીમદેવ | ૪૭ | ૯ | ૨૦ |
| ૭ | ચિત્રરથ | ૭૫ | ૩ | ૧૮ | ૨૨ | નૃહરિદેવ | ૪૫ | ૧૧ | ૨૩ |
| ૮ | દુષ્ટશૈલ્ય | ૭૨ | ૧૦ | ૨૪ | ૨૩ | પૂર્ણમલ | ૪૪ | ૮ | ૭ |
| ૯ | ઉગ્રસેન | ૭૮ | ૭ | ૨૧ | ૨૪ | કરદવી | ૪૪ | ૧૦ | ૮ |
| ૧૦ | શૂરસેન | ૮૦ | ૯ | ૨૧ | ૨૫ | અલમિક | ૫૦ | ૧૧ | ૮ |
| ૧૧ | ભુવનપતિ | ૬૯ | ૫ | ૫ | ૨૬ | ઉદયપાલ | ૩૮ | ૯ | ૦ |
| ૧૨ | રણજિત | ૬૫ | ૧૦ | ૪ | ૨૭ | દુવનપાલ | ૪૦ | ૧૦ | ૨૬ |
| ૧૩ | ઋક્ષક | ૬૪ | ૭ | ૪ | ૨૮ | દમાત | ૩૨ | ૦ | ૦ |
| ૧૪ | સુખદેવ | ૬૨ | ૦ | ૨૪ | ૨૯ | ભીમપાલ | ૫૮ | ૫ | ૮ |
| ૧૫ | નરહરિદેવ | ૫૧ | ૧૦ | ૨ | ૩૦ | ક્ષેમક | ૪૮ | ૧૧ | ૨૧ |

**એ પછીના દિલ્હીના આર્ય રાજાઓની વંશાવળી**—રાજા ક્ષેમકનો પ્રધાન વિશ્રવા ક્ષેમકને સંહારી પોતે રાજા થયો. ચૌદ પેઢીઓ સુધી તેના વંશમાં ૫૦૦ વર્ષ, ૩ માસ અને ૧૭ દિન સુધી રાજ્ય રહ્યું.

| ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન | ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | વિશ્રવા | ૧૭ | ૦ | ૨૯ | ૮ | કદુન | ૪૨ | ૯ | ૨૪ |
| ૨ | પુરસેની | ૪૨ | ૮ | ૨૧ | ૯ | સજ્જ | ૩૨ | ૨ | ૧૪ |
| ૩ | વીરસેની | ૫૨ | ૧૦ | ૭ | ૧૦ | અમરચૂડ | ૨૭ | ૩ | ૧૬ |
| ૪ | અનંગશાયી | ૪૭ | ૮ | ૨૩ | ૧૧ | અમીપાલ | ૨૨ | ૧૧ | ૨૫ |
| ૫ | હરિજિત | ૩૫ | ૯ | ૧૭ | ૧૨ | દશરથ | ૨૫ | ૮ | ૧૨ |
| ૬ | પરમસેની | ૪૪ | ૨ | ૨૩ | ૧૩ | વીરસાલ | ૩૧ | ૮ | ૧૧ |
| ૭ | સુખપાતાલ | ૩૦ | ૨ | ૨૧ | ૧૪ | વીરસાલસેન | ૪૭ | ૦ | ૧૪ |

## ટીકાકાર નીલકંઠ

મહાભારતનાં કેટલાંક સ્થાનો ઘણાં કઠિન છે. તે સ્થાનના શ્લોકો મોટા વિદ્વાનોની બુદ્ધિને પણ વિભ્રમમાં નાખી દે અને વિચારમગ્ન કરી દે તેવા છે. એવા કઠિન શ્લોકોરૂપી દુર્ભેદ્ય ખડકો-વાળા મહાભારતરૂપી સમુદ્રનો પાર મેળવવા માટે જેમ જેમ અધિક ટીકાઓ મળે, તેમ તેમ વધારે

એ પછી રાજા વીરસાલસેનને વીરમહા અમાત્યે મારી નાખ્યો અને પોતે રાજા થયો. સોળ પેઢી સુધી ૪૪૫ વર્ષ, ૫ માસ અને ૩ દિન સુધી તેના વંશજોએ રાજ્ય કર્યું.

| ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ | | | ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વર્ષ | માસ | દિન | | | વર્ષ | માસ | દિન |
| ૧ | વીરમહા | ૩૫ | ૧૦ | ૮ | ૯ | તેજપાલ | ૨૮ | ૧૧ | ૧૦ |
| ૨ | અજિતસિંહ | ૨૭ | ૭ | ૧૯ | ૧૦ | માણિકચંદ્ર | ૩૭ | ૭ | ૨૧ |
| ૩ | સર્વદત્ત | ૨૮ | ૩ | ૧૦ | ૧૧ | કામસેની | ૪૨ | ૫ | ૧૦ |
| ૪ | ભુવનપતિ | ૧૫ | ૪ | ૧૦ | ૧૨ | શત્રુમર્દન | ૮ | ૧૧ | ૧૩ |
| ૫ | વીરસેન | ૨૧ | ૨ | ૧૩ | ૧૩ | જીવનલોક | ૨૮ | ૯ | ૧૭ |
| ૬ | મહીપાલ | ૪૦ | ૮ | ૭ | ૧૪ | હરિરાવ | ૨૬ | ૧૦ | ૨૯ |
| ૭ | શત્રુસાલ | ૨૬ | ૪ | ૩ | ૧૫ | વીરસેન ( દ્વિતીય ) | ૩૫ | ૨ | ૨૦ |
| ૮ | સંઘરાજ | ૧૭ | ૨ | ૧૦ | ૧૬ | આદિત્યકેતુ | ૨૩ | ૧૧ | ૧૩ |

એ પછી રાજા આદિત્યકેતુને પ્રયાગના ધન્ધર નામના રાજાએ મારી નાખીને રાજ્ય કર્યું. એના વંશજ ૯ પેઢી સુધી ૩૭૪ વર્ષ, ૧૧ માસ અને ૨૬ દિન સુધી શાસક રહ્યા.

| ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ | | | ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વર્ષ | માસ | દિન | | | વર્ષ | માસ | દિન |
| ૧ | ધન્ધર | ૪૨ | ૭ | ૨૪ | ૬ | જીવનરાજ | ૪૫ | ૨ | ૫ |
| ૨ | મહર્ષિ | ૪૧ | ૨ | ૨૯ | ૭ | રુદ્રસેન | ૪૭ | ૪ | ૨૮ |
| ૩ | સનરચ્ચી | ૫૦ | ૧૦ | ૧૯ | ૮ | આરીલક | ૫૨ | ૧૦ | ૮ |
| ૪ | મહાયુદ્ધ | ૩૦ | ૩ | ૮ | ૯ | રાજપાલ | ૩૬ | ... | ... |
| ૫ | દુરનાથ | ૨૮ | ૫ | ૨૫ | ... | ... | ... | ... | ... |

એ પછી રાજા રાજપાલને તેના સામન્ત મહાનપાલે મારી નાખીને ચૌદ વર્ષપર્યંત રાજ્ય કર્યું. એ પછી રાજા મહાનપાલ ઉપર અવન્તિકા (ઉજ્જન)ના મહારાજા વિક્રમાદિત્યે ચઢાઈ કરી અને યુદ્ધભૂમિમાં તેનો વધ કરીને પોતે ૯૩ વર્ષ સુધી રાજ્ય કર્યું. એ પછી શાલિવાહનના એક ઉમરાવ સમુદ્રપાલે રાજા વિક્રમાદિત્યને મારી નાખ્યો અને પોતે રાજા થયો. તેના વંશજોએ ૧૬ પેઢી અર્થાત્ ૩૭૨ વર્ષ, ૪ માસ અને ૨૭ દિન સુધી રાજ્ય કર્યું.

| ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ | | | ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વર્ષ | માસ | દિન | | | વર્ષ | માસ | દિન |
| ૧ | સમુદ્રપાલ | ૫૪ | ૨ | ૨૦ | ૯ | અમૃતપાલ | ૩૬ | ૧૦ | ૧૩ |
| ૨ | ચન્દ્રપાલ | ૩૬ | ૫ | ૪ | ૧૦ | બલીપાલ | ૧૨ | ૫ | ૨૭ |
| ૩ | સાહાયપાલ | ૧૧ | ૪ | ૧૧ | ૧૧ | મહીપાલ | ૧૩ | ૮ | ૪ |
| ૪ | દેવપાલ | ૨૭ | ૧ | ૨૮ | ૧૨ | હરિપાલ | ૧૪ | ૮ | ૪ |
| ૫ | નરસિંહપાલ | ૧૮ | ૦ | ૨૦ | ૧૩ | શીશપાલ* | ૧૧ | ૧૦ | ૧૩ |
| ૬ | સામપાલ | ૨૭ | ૧ | ૧૭ | ૧૪ | મદનપાલ | ૧૭ | ૧૦ | ૧૯ |
| ૭ | રઘુપાલ | ૨૨ | ૩ | ૨૫ | ૧૫ | કર્મપાલ | ૧૬ | ૨ | ૨ |
| ૮ | ગોવિંદપાલ | ૨૭ | ૧ | ૧૭ | ૧૬ | વિક્રમપાલ | ૨૪ | ૧૧ | ૧૩ |

* કોઈ કોઈ ઇતિહાસકાર એને ભીમપાલ પણ કહે છે.

સુગમતા થાય એ સ્વાભાવિક જ છે. મહાભારત ઉપર અનેક ટીકાઓ થઇ હશે; પરંતુ હમણાં તો પંડિત નીલકંઠ ચતુર્ધરની 'ભારતભાવદીપ' નામની ટીકા જ આખા ભારતવર્ષમાં એક અતિ ઉત્તમ ટીકા તરીકે ઉપલબ્ધ થાય છે. ખુશીની વાત છે કે, સાપ્તાહિક 'ગુજરાતી'ના અધિપતિ તરફથી પંડિત નીલકંઠની ટીકા સાથે આઠ ટીકાવાળું ભારતનું વિરાટપર્વ છપાઇને બહાર પડ્યું છે. જો એ રીતે આખા મહાભારત ઉપરની ટીકાઓ છપાઈને બહાર પડશે, તો તે ખરેખર એક આદરણીય કાર્ય ગણાશે.

પંડિત નીલકંઠે પોતાની ટીકામાં 'રત્નગર્ભ' નામના કોઇ ટીકાકારનું તથા 'ગાણેશી' નામની ટીકાનું નામ આપીને મહાભારતનાં આખ્યાનોના તાત્પર્યસૂચક શ્લોકો આપેલા છે. એ ઉપરથી સમજાય છે કે, રત્નગર્ભ અને ગણેશ નામના પંડિતોએ પણ એ ગ્રંથ ઉપર ટીકાઓ કરેલી હશે. પંડિત નીલકંઠે 'ભાવદીપ' લખતાં કેટલાં પરિશ્રમ તથા શોધ કર્યાં છે, તે તેના મહાભારતની ટીકાના આરંભમાં આપેલા એ શ્લોકો ઉપરથી સમજાય છે; તથા તેના સમયમાં બીજી ટીકાઓ હશે એમ પણ એ જ ઉપરથી જણાય છે. તે શ્લોકો આ પ્રમાણે છેઃ–

---

એ પછી પશ્ચિમના રાજા મલુખચન્દ્રે રાજા વિક્રમપાલ પર ચઢાઈ કરીને યુદ્ધમા તેનો સંહાર કર્યો અને રાજ્યાધિકાર લીધો. દશ પેઢી અર્થાત્ ૧૯૧ વર્ષ ૧, માસ અને ૧૬ દિન સુધી તેના વંશમાં રાજ્ય રહ્યું.

| ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન | ક્રમાંક | રાજાઓના નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મલુખચંદ્ર | ૫૪ | ૨ | ૧૦ | ૬ | કલ્યાણચંદ્ર | ૧૦ | ૫ | ૪ |
| ૨ | વિક્રમચંદ્ર | ૧૨ | ૭ | ૧૨ | ૭ | ભીમચંદ્ર | ૧૬ | ૨ | ૯ |
| ૩ | અમીચંદ્ર × | ૧૦ | ૦ | ૫ | ૮ | લોકચંદ્ર | ૨૬ | ૩ | ૨૨ |
| ૪ | રામચંદ્ર | ૧૩ | ૧૧ | ૮ | ૯ | ગોવિંદચંદ્ર | ૩૧ | ૭ | ૧૨ |
| ૫ | હરિચંદ્ર | ૧૪ | ૯ | ૨૪ | ૧૦ | રાણી પદ્માવતી (ગોવિંદચંદ્રની રાણી) | ૧ | ૦ | ૦ |

રાણી પદ્માવતીને પુત્ર હતો નહિ. તેનું મરણ થતાં દરબારીઓએ મસલત કરીને હરિપ્રેમ નામના વૈરાગીને ગાદી પર બેસાડ્યો; અને તે શાસન કરવા લાગ્યો. ચાર પેઢી સુધી અર્થાત્ ૫૦ વર્ષ અને ૨૧ દિન તેના વંશમાં રાજ્ય રહ્યું.

| ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન | ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | હરિપ્રેમ | ૭ | ૫ | ૧૬ | ૩ | ગોપાલપ્રેમ | ૧૫ | ૭ | ૨૮ |
| ૨ | ગોવિંદપ્રેમ | ૨૦ | ૨ | ૮ | ૪ | મહાબાહુ | ૬ | ૮ | ૨૯ |

એ પછી રાજા મહાબાહુ રાજ્યનો પરિત્યાગ કરીને વનમાં તપ કરવા ચાલ્યો ગયો. બંગાલના રાજા આધીસેને એ વાત સાંભળતાં જ સૈન્ય સાથે ઇન્દ્રપ્રસ્થમાં આવીને તે રાજ્ય લઇ લીધું. બાર પેઢી અર્થાત્ ૧૫૧ વર્ષ ૧૧, માસ અને ૨ દિનપર્યંત એના વંશજોએ રાજ્ય કર્યું.

| ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન | ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આધીસેન | ૧૮ | ૫ | ૨૧ | ૭ | કલ્યાણસેન | ૪ | ૮ | ૨૧ |
| ૨ | વિલાવલસેન | ૧૨ | ૪ | ૨ | ૮ | હરિસેન | ૧૨ | ૦ | ૨૫ |
| ૩ | કેશવસેન | ૧૫ | ૭ | ૧૨ | ૯ | ક્ષેમસેન | ૮ | ૧૧ | ૧૫ |
| ૪ | માધસેન | ૧૨ | ૪ | ૨ | ૧૦ | નારાયણસેન | ૨ | ૨ | ૨૯ |
| ૫ | મયૂરસેન | ૨૦ | ૧૧ | ૨૭ | ૧૧ | લક્ષ્મીસેન | ૨૬ | ૧૦ | ૦ |
| ૬ | ભીમસેન | ૫ | ૧૦ | ૯ | ૧૨ | દામોદરસેન | ૧૧ | ૫ | ૧૯ |

× કોઈ કોઈ આને માનકચંદ્ર પણ કહે છે.

वहून्समाहृत्य विभिन्न देशयान् कोशान्विनिश्चित्य च पाठमग्र्यम् । प्राचां गुरूणामनुसृत्य वाचमारभ्यते भारतभावदीपः ॥ टीकांतरार्णांदुरविप्रभाणि वाह्यार्थरत्नानि च कासयंतु । अंतर्निगूढार्थचयप्रकाशे दीपः क्षमो भारतमंदिरेऽस्मिन् ॥ ભાવાર્થ:–ભિન્ન ભિન્ન દેશના ઘણા કોષો એકઠા કરીને, મુખ્ય પાઠનો નિશ્ચય કરીને તથા પ્રાચીન ગુરુઓની વાણીને અનુસરીને આ 'ભારતભાવદીપ'નો આરંભ કરાય છે. સૂર્યચંદ્રના જેવી કાંતિવાળી બીજી ટીકાઓ બાહ્ય અર્થરૂપી રત્નોને ભલે પ્રકાશિત કરો; પરંતુ આ ભારતમંદિરમાં અત્યંત ગૂઢ રહેલા અર્થસમૂહને પ્રકાશિત કરવામાં આ 'ભારતભાવદીપ' જ સમર્થ છે.

આ ઉપરથી પંડિત નીલકંઠની ટીકા બહુ વિચારપૂર્વક થઈ છે તથા તેના સમયમાં બીજી ટીકાઓ પ્રચલિત હતી એમ પણ સમજાય છે.× પંડિત નીલકંઠ દક્ષિણદેશના હતા તથા તે પેશ્વાઇ વખતે રાજ્યાશ્રિત પંડિત હતા, એમ કિંવદંતી ઉપરથી સમજાય છે. તે શ્રીધર સ્વામીની પછી થયા હતા, એમ સભાપર્વના ૪૧ મા અધ્યાયના પ્રથમ શ્લોકની ટીકા ઉપરથી જણાય છે. તે લખે છે કે,

---

રાજા દામોદરસેને પોતાના દરબારીઓને બહુ જ કષ્ટ આપ્યું. દીપસિંહ નામના એક ઉમરાવે સેનાને મેળવી લઇને રાજાને લડાઇમાં મારી નાખ્યો. અને તે રાજ્ય કરવા લાગ્યો ૭ પેઢી સુધી અર્થાત્ ૧૦૭ વર્ષ, ૬ માસ અને ૨૨ દિન સુધી તેના વંશમાં રાજ્ય રહ્યું.

| ક્રમાંક | રાજાઓના નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન | ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | દીપસિંહ | ૧૭ | ૧ | ૨૬ | ૪ | નરસિંહ | ૪૫ | ૦ | ૧૫ |
| ૨ | રાજસિંહ | ૧૪ | ૫ | ૦ | ૫ | હરિસિંહ | ૧૩ | ૨ | ૧૯ |
| ૩ | રણસિંહ | ૯ | ૮ | ૧૧ | ૬ | જીવનસિંહ | ૮ | ૦ | ૧ |

રાજા જીવનસિંહે પોતાની બધી સેનાને આવશ્યક કાર્યને માટે ઉત્તર દિશામાં મોકલી આપી. વિરાટના રાજા પૃથ્વીરાજ ચૌહાણે એ ખબર જાણતાં જ ઇન્દ્રપ્રસ્થ પર ચઢાઇ કરી યુદ્ધમાં જીવનસિંહ વીરગતિને પ્રાપ્ત થયો; અને પછી પૃથ્વીરાજ દિલ્હીનું રાજ્ય કરવા લાગ્યો. પાંચ પેઢી અર્થાત્ ૮૬ વર્ષ અને ૨૦ દિનપર્યંત તેના વંશમાં રાજ રહ્યું.

| ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન | ક્રમાંક | રાજાઓનાં નામ | શાસનકાલ વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પૃથ્વીરાજ | ૧૨ | ૨ | ૧૯ | ૪ | ઉદયપાલ | ૧૧ | ૭ | ૩ |
| ૨ | અભયપાલ | ૧૪ | ૫ | ૧૭ | ૫ | યશપાલ | ૩૬ | ૪ | ૨૭ |
| ૩ | દુર્જનપાલ | ૧૧ | ૪ | ૧૪ | | | | | |

આ પ્રકારે ૪૧૫૭ વર્ષ, ૯ માસ અને ૧૪ દિન સુધી ઇંદ્રપ્રસ્થનું રાજ્ય આર્ય રાજાઓના અધિકારમાં રહ્યું. શાહબુદ્દીન ગોરીએ સર્વ પહેલાં રાજા યશપાલ પર ચઢાઇ કરી અને તેને પકડીને ૧૨૪૯ વિક્રમાબ્દમાં પ્રયાગમાં કેદી બનાવ્યો તથા પોતે દિલ્હીનું રાજ્ય કરવા લાગ્યો. ૫૩ પેઢી અર્થાત્ ૭૪૫ વર્ષ, ૧ માસ અને ૧૭ દિનપર્યંત યવન શાસકોને હાથ રાજ્યની બાગડોર રહી. એ પછી બ્રિટિશ સરકારનું શાસન શરૂ થયું.*

× મારી પાસે આજથી ત્રણસો વર્ષ ઉપર લખાયેલા મહાભારતનો થોડો ભાગ છે; પણ તેના ઉપર એકે ટીકા નથી.

—શાસ્ત્રી કરુણાશંકર

---

* અંગ્રેજ ઇતિહાસલેખકોએ લખ્યું છે કે, સન ૧૧૯૩ માં કનોજના રાજા જયચંદના ઉશ્કેરવાથી શાહબુદ્દીન ગોરીએ બીજી વાર પૃથ્વીરાજ ઉપર ચઢાઇ કરી અને તેને યુદ્ધમાં મારી નાખ્યો. ચંદ બિરદાઇ કહે છે કે, પૃથ્વીરાજને કેદી બનાવીને મહમ્મદ ગોરી તેને ગિઝની લઇ ગયો. તેની આંખો ફોડી નખાવી, કેદખાનામાં તેને ઘણું દુઃખ દીધું. ચંદ કવિ કોઇ પણ ઉપાયે ગિઝની પહોંચ્યો અને મહમ્મદ ગોરીના દરબારમાં દાખલ થયો. તેણે પૃથ્વીરાજની શબ્દવેધી બાણ ચલાવવાની કળાની ખૂબ પ્રશંસા કરી અને બાદશાહે કુતૂહલવશ થઇને તેને બંદીખાનામાંથી દરબારમાં બોલાવ્યો. ચંદના કરેલા સંકેત પ્રમાણે પૃથ્વીરાજે શાહબુદ્દીનને મારી નાખ્યો તથા પરસ્પર ખડ્ગપ્રહાર કરીને ચંદકવિ અને પૃથ્વીરાજ બન્ને એક સાથે જ પરલોકમાં સિધાવ્યા.

'अतएव श्रीमद्भागवतेऽपि हरिर्निंदाग्रंथः स्तुतिपरत्वेनैव व्याख्यातः श्रीधरस्वामिभिः।' આ રીતે શ્રીમદ્‌ભાગવતના ટીકાકાર શ્રીધરસ્વામીના ઉલ્લેખથી પંડિત નીલકંઠ તેમની પછી થયા હતા એ સ્પષ્ટ થાય છે. શ્રીધરસ્વામીને થઈ ગયાને આશરે ચારસો વર્ષ થયાં હશે. તે પછી પંડિત નીલકંઠ થયા છે. વળી શ્રીમદ્ ભગવદ્‌ગીતાના બીજા અધ્યાયની સમાપ્તિમાં પંડિત નીલકંઠ લખે છે કે, 'अस्याध्यायस्वार्थः संगृहितो मधुसूदनश्रीपादैः।' આ રીતે એ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ટીકાકાર મધુસૂદન સરસ્વતીનો ઉલ્લેખ કરે છે. એ ઉપરથી પંડિત નીલકંઠ તેના પછી થયા હતા એ નિઃસંશય છે. મધુસૂદન શાકે ૧૬૦૦ની સાલમાં હતા એમ મનાય છે. પંડિત નીલકંઠના પિતાનું નામ 'गोविंदसूरिसूनोः' એમ લખવાથી ગોવિંદ હતું એમ જણાય છે. તે ચતુર્ધર નામની અવટંકાવાળા વિપ્રકુળમાં જન્મ્યા હતા. તેમના મુખ્ય ગુરુ સર્વશાસ્ત્રનિષ્ણાત લક્ષ્મણાચાર્ય હતા, એમ તેમના પુનઃ પુનઃ કથનથી જણાય છે. વળી તે નારાયણ તથા ધીરેશ નામના બે વિદ્વાન પૂર્વપુરુષોને હરિ તથા હરરૂપે માનીને નમે છે. પંડિત નીલકંઠ ચતુર્ધર સર્વ શાસ્ત્રમાં નિપુણ હતા, એમ તેમની ટીકા ઉપરથી સમજાય છે.' તે વેદાંતના તથા મીમાંસાના અસાધારણ પંડિત હતા. તેમને ભૂગોળ તથા ખગોળ સંબંધી પ્રાચીન જ્ઞાન હોવા સાથે અર્વાચીન વિચારોનું પણ જ્ઞાન હતું, એ તેમના ભીષ્મપર્વમાં આવેલા ભૂગોળ-વર્ણનના પ્રસંગ ઉપરથી સ્પષ્ટ થાય છે. તેમણે આખા મહાભારત ઉપર તથા તેના શેષભાગ-રૂપ હરિવંશ ઉપર પણ સંપૂર્ણ ટીકા લખી છે. પંડિત નીલકંઠની ટીકા કેટલી યોગ્ય છે તે એ ઉપરથી સમજાશે, કે જેમ સૂર્યનો ઉદય થતાં તારાઓ અદૃશ્ય થઈ જાય, તેમ પંડિત નીલકંઠની ટીકા બહાર પડતાં જ બીજી ટીકાઓ અદૃશ્ય થઈ ગઈ છે. એમણે ટીકામાં કેટલો પરિશ્રમ કર્યો છે, તે એમની શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપરની અતિવિસ્તૃત ટીકા જોવાથી સમજાય છે. વળી અશ્વિનીકુમાર-ની સ્તુતિ, મ્લેચ્છ ભાષાના શ્લોકો, સનત્સુજાતનો ઉપદેશ, મોક્ષધર્મ તથા અનુગીતા જેવાં કઠિન સ્થાનો ઉપર જો એ ટીકા ન હોય, તો તેમાંના કેટલાક શ્લોકો તો સમજવા પણ દુર્લભ થઈ પડે. વળી મહાભારતમાં કેટલાક કૂટ શ્લોકો છે. તેમાંના અતિકિલષ્ટ બે શ્લોકોનો અહીં નમૂનો આપું છું..

नदीज लंकेशवनारिकेतुर्नगाह्वयो नाम नगारिसूनुः।
एषोंगनावेषधरः किरीटी जित्वाऽद्यवयं नेष्यति चाद्यगावः॥ (વિરાટપર્વ, અધ્યાય ૩૯, શ્લોક ૧૦)
गोकर्णा सुमुखी कृतेन इषुणा गोपुत्र संप्रेषिता
गोशब्दात्मज भूषणं सुविहितं सुव्यक्तगोऽसुप्रभम्।
दृष्ट्वा गोगतकं जहार मुकुटं गोशब्द गोपूरि वै
गोकर्णासनमर्दनश्च न ययावप्राप्य मृत्योर्वशम्॥ (કર્ણપર્વ, અધ્યાય ૯૦, શ્લોક ૪૨)

પ્રથમ શ્લોકમાં દ્રોણાચાર્યે અર્જુનનું વર્ણન કરતાં ભીષ્મને દુર્યોધનનું રક્ષણ કરવા કહ્યું છે;- અને બીજા શ્લોકમાં ગો શબ્દના જુદા જુદા અર્થ છે. તેમાં કર્ણે અર્જુનના વધને માટે મૂકેલા બાણે અર્જુનના મુકુટમાત્રનું છેદન કર્યું એ કહેલું છે. જો કે આવા કૂટ શ્લોકો ઘણા નથી, પણ કઠિન શ્લોકો ઘણા છે; અને તે ઉપર ટીકા ન હોય તો અર્થ કરવો મુશ્કેલ થઈ પડે એ નિઃસંશય છે. પંડિત નીલકંઠે પોતાને સહેલા લાગવાથી કે શાથી, પણ કેટલાએક શ્લોકોની ટીકા કરી નથી; એટલે તેવા શ્લોકો ઉપર વ્યાખ્યાતાઓ પોતપોતાના મનરૂપી તુરગો યથેષ્ટ દોડાવી મૂકે છે! પંડિત નીલકંઠ મહાસમર્થ પંડિત હતા એ નિઃસંશય છે; અને તે, ભાષાંતરમાં તેમની ટીકા-માં આપેલાં ટિપ્પણો ઉપરથી સુવ્યક્ત થશે. તેમણે દેવીભાગવત ઉપર ટીકા લખી છે તથા વેદાંતનો એક 'વેદાંતક' નામનો ગ્રંથ લખ્યો છે. વળી જ્યોતિષશાસ્ત્રમાં પણ 'નીલકંઠી' નામનો ગ્રંથ જોવામાં આવે છે. ખરેખર! વિદ્વદ્વર નીલકંઠે નિઃસ્વાર્થપણાથી અસાધારણ શ્રમ ઉઠાવી, સંપૂર્ણ મહાભારત ઉપર ટીકા કરીને ભારતવર્ષની પ્રજા ઉપર અપ્રતિમ ઉપકાર કર્યો છે.

## સૌતિ બ્રાહ્મણ હતો

નૈમિષારણ્યનિવાસી ઋષિઓની આગળ મહાભારત સંભળાવનારો સૌતિ બ્રાહ્મણ હતો, એમ પંડિત નીલકંઠ પોતાની આદિપર્વના ચોથા અધ્યાયની ટીકામાં પ્રતિપાદન કરે છે. તેનો એ અભિપ્રાય છે કે, "ब्राह्मण्यां क्षत्रियात्सूतः-બ્રાહ્મણીમાં ક્ષત્રિયથી ઉત્પન્ન થયેલો તે સૂત કહેવાય." આવો સ્મૃતિમાં કહેલો વિલોમજન્મા તે જાતિસૂત કહેવાય છે; અને તેવા સંજય, અધિરથ વગેરેને સમજવા. તેઓની જીવિકા સારથ્યકર્મથી અથવા પુરાતન રાજાઓનાં શૌર્ય, ઔદાર્ય આદિ વર્ણન કરીને સ્વામીને પ્રોત્સાહન આપવાથી ચાલે છે અને તેથી જ તે પૌરાણિક નામથી કહેવાય છે. ઉગ્રશ્રવા તો સૌતિ-સૂતપુત્ર હતો, જાતિસૂત ન હતો. તે સૂતને માટે પુરાણાંતરમાં કહ્યું છે કે, 'अग्निकुंड समुद्भूत सूत निर्मलमानस-હે અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયેલા નિર્મલ મનવાળા સૂત!' આવું શૌનકનું વચન છે. વળી 'अग्निजो रोमहर्षणः—રોમહર્ષણ અગ્નિથી ઉત્પન્ન થયો હતો.' આ રીતે અગ્નિકુંડથી ઉત્પન્ન થયેલા સૂતને બ્રાહ્મણના સંકલ્પ વડે બ્રહ્માસનની યોગ્યતા આવી હતી. જેમ અગ્નિકુંડથી ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્નને સંકલ્પબળથી ક્ષત્રિયત્વ આપ્યું હતું તેમ. વળી બ્રહ્માસન મળવું તે વૈશંપાયન, શાંતવ્રત, માર્કંડેયાદિના સમાનને તથા તેઓની જાતિવાળાને જ મળી શકે, હીનજાતિવાળાને મળે નહિ; તેમ જ મહાત્મા શૌનકાદિકો હીનથી પરમ રહસ્ય ગ્રહણ કરે નહિ; કારણ કે, न हीनतः परमभ्याददीत—હીનજાતિવાળાથી પરમતત્ત્વ ગ્રહણ કરવું નહિ' આવો નિષેધ છે. જે 'નીચથી પણ ઉત્તમ વિદ્યા ગ્રહણ કરવી' એવું વચન છે, તે આપત્સમયને માટે છે. વળી સૌતિમાં બ્રાહ્મણત્વનો સંકલ્પ હતો, તેથી જ બલરામે પણ બ્રહ્મહત્યાનિવૃત્તિને માટે વ્રત કર્યું હતું. રોમહર્ષણને સૂત કહેવામાં આવતો હતો; તે કથા વક્તાઓના સમભાવથી જ, જાતિસૂત તરીકે નહિ. આ ઉપરથી પુરાણશ્રવણની ઇચ્છાવાળાએ બ્રાહ્મણ પાસે જ પુરાણ શ્રવણ કરવું, હીન પાસે નહિ, એ પણ ફલિત થાય છે. વળી પૌરાણિક પદ પણ જાતિસૂતને માટે નહિ પણ પુરાણ ભણનારા બ્રાહ્મણને માટે સમજવું." ઉપર પ્રમાણે પંડિત નીલકંઠે ઉગ્રશ્રવા સૌતિને બ્રાહ્મણ ઠરાવવા શાસ્ત્રાર્થ કરેલો છે. અસ્તુ.

## नारायणं नमस्कृत्य એ શ્લોકની પુનરાવૃત્તિ

મહાભારતમાં 'नारायणं नमस्कृत्य' એ શ્લોક પ્રત્યેક પર્વના આરંભમાં મૂકેલો જોવામાં આવે છે. તેનું તાત્પર્ય એ જણાય છે કે, આ ગ્રંથમાં નરાવતાર અર્જુન અને નારાયણાવતાર શ્રીકૃષ્ણ, એ બેજ મુખ્ય નાયકો છે. મહાભારત તે બન્નેનાં ચરિત્રોથી તથા ગુણોથી ભરપૂર છે, અને તે જ સર્વ કલ્યાણના ધામરૂપ છે; તેથી નરનારાયણપ્રત્યે નમસ્કાર સૂચવતો એ શ્લોક વારંવાર આરંભમાં મૂક્યો હોય. વળી નર અને નારાયણ (જીવ અને ઇશ) તે બન્ને નરોત્તમપદવાચ્ય બ્રહ્મરૂપ છે તથા એ પ્રત્યેક પર્વનો મુખ્ય વિષય છે, એમ સૂચવવાને પણ એ શ્લોક મૂકવામાં આવ્યો હોય.

## જય

ઉપલા શ્લોકમાં 'જય' એવું નામ ગ્રંથને આપેલું છે, જો કે અષ્ટાદશ પુરાણ આદિ ઘણા ગ્રંથો 'જય' નામથી વ્યવહરાય છે; પરંતુ મહાભારત તો 'જય' નામને માટે સહેતુક પાત્ર છે. 'જય' એવી અઢારની સંજ્ઞા છે. વાલ્મીકિ રામાયણના ટીકાકારે ગ્રંથના શ્લોકમાં વધારોઘટાડો ન થાય એ હેતુથી, પ્રત્યેક અધ્યાયની ટીકાને છેડે એ અક્ષરજન્ય સંખ્યાનો ઉપયોગ કર્યો છે. અમુક અક્ષર કઇ સંખ્યાવાચક લેવો એને માટે આ પ્રમાણે એક શ્લોક છેઃ-कादयोंकाष्टाद्योंकाः पायाः पंच प्रकीर्तिताः। पादयोष्टौननौ पूर्णे विज्ञेयाः स्वरशास्त्रके ॥ (समरसार) ક થી ઞ સુધીના

અક્ષરો અનુક્રમે ૧ થી ૯ સુધીની સંખ્યાના વાચક છે, ટ થી ધ સુધીના અક્ષરો પણ ૧ થી ૯ સુધીની સંખ્યાના વાચક છે, પ થી મ સુધીના અક્ષરો ૧ થી ૫ સુધીની સંખ્યાના વાચક છે, ય થી હ સુધીના આઠ અક્ષરો ૧ થી ૮ સુધીની સંખ્યાના વાચક છે અને ઞ તથા ન એ બે પૂર્ણવાચક છે. અર્થાત્ ક એ એક, ખ એ બે, એ પ્રમાણે સંખ્યાના સ્થાનમાં અક્ષરો લેવા. લાંબી સંખ્યા પણ અક્ષરોથી જ કહી શકાય. એ ઉદ્દેશથી પ્રત્યેક અક્ષરોને અમુક સંખ્યાવાચક ગણ્યા છે. કયો અક્ષર કઈ સંખ્યાવાચક છે, એ સુલભતાથી જાણવા કોષ્ટક નીચે પ્રમાણે છેઃ-

| સંખ્યા | વાચક અક્ષરો | સંખ્યા | વાચક અક્ષરો |
|---|---|---|---|
| ૧ | ક ટ પ ય | ૬ | ચ ત ષ |
| ૨ | ખ ઠ ફ ર | ૭ | છ થ સ |
| ૩ | ગ ડ બ લ | ૮ | જ દ હ |
| ૪ | ઘ ઢ ભ વ | ૯ | ઝ ધ |
| ૫ | ઙ ણ મ શ | ૦ | ઞ ન |

આ પ્રમાણેની ગણનાનો ક્રમ જૈમિનિસૂત્રમાં તથા લઘુ આર્યસિદ્ધાંતમાં પણ આપ્યો છે.

ઉપલી રીતે જોતાં જય એમાંનો 'જ' ૮ની સંખ્યાવાચક છે અને 'ય' ૧ની સંખ્યાવાચક છે. સંસ્કૃત ગ્રંથોમાં અંકોની વામગતિ લેવામાં આવે છે. તે રીતે પહેલો ૧ ને પછી ૮ લેતાં ૧૮ની સંખ્યા થાય છે. તે ૧૮ ની સંખ્યા જયનો અર્થ સૂચવે છે અને જય એટલે ૧૮ ની સંખ્યા થાય છે; એ જયસૂચક ૧૮ નો મેળ મહાભારતમાં ખાસ જોવામાં આવે છે. મહાભારતમાં મુખ્ય પર્વ ૧૮ છે, બન્ને પક્ષની સેના ૧૮ અક્ષૌહિણી છે; તેઓની વચ્ચે ૧૮ દિવસ યુદ્ધ ચાલ્યું હતું; યુદ્ધ પછી ધૃતરાષ્ટ્રરાજા ૧૮ વર્ષ જીવ્યો હતો; તે પછી યુધિષ્ઠિરે ૧૮ વર્ષ રાજ્ય કર્યું હતું; એ ગ્રંથમાં આવેલી જ્ઞાનમયી શ્રીમદ્ ભગવદ્ગીતા ૧૮ અધ્યાયની છે અને ગ્રંથમાં આ મંગળાચરણના શ્લોકની પણ ૧૮ આવૃત્તિ થઇ છે. વળી કથાના સારાંશમાં પણ ધર્મનો જય છે. આ રીતે આ ગ્રંથમાં 'જય' નો અનુસ્યૂત પ્રયોગ જોવામાં આવે છે. જેમ વાલ્મીકિ રામાયણના પ્રત્યેક હજાર શ્લોકના આરંભમાં ગાયત્રીના અનુક્રમે એક એક અક્ષરથી આરંભ કરાયો છે અને એ રીતે ગાયત્રીના ૨૪ અક્ષર ગોઠવી, ચોવીસહજાર શ્લોકો કરી, રામાયણ મોક્ષદા ગાયત્રીરૂપ છે, એમ સંકેતથી જણાવ્યું છે; તેમ આ ગ્રંથમાં પણ જય (૧૮) નો વારંવાર પ્રયોગ કરી, સાંકેતિક રીતે એ ગ્રંથને જય—સંસાર જીતનારો સૂચવ્યો છે. આ રીતે એ ગ્રંથનું 'જય' નામ અર્થસૂચક લાગે છે.

## મહાભારત ગ્રંથ રત્નોનો રત્નાકર છે!

મહાભારત ગ્રંથ એવો રત્નોનો રત્નાકર છે, કે એમાંથી સેંકડો સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથો તથા છૂટક ગદ્યપદ્યાત્મક લેખોરૂપી રત્નો પ્રકટ થયાં છે; અને હજી પણ પ્રકટ થતાં રહેશે. સંસ્કૃતમાં ઉત્તમ ગણાતાં ત્રણ મહાકાવ્યો કિરાતાર્જુનીય, નૈષધ અને માઘકવિકૃત શિશુપાલવધ, એ મહાભારતની જ વિભૂતિ છે. વળી ચમ્પૂભારત, નલચમ્પૂ, ધનંજય વિજયવ્યાયોગ, વેણીસંહાર, પ્રચંડ પાંડવ, શાકુંતલ, સાવિત્રીચરિત્ર, સુભદ્રાહરણ, સૌગન્ધિકાહરણ ઈત્યાદિ ચમ્પૂ, વ્યાયોગ, નાટકનાટિકા આદિ ઘણા ગ્રંથો મહાભારત ઉપરથી જ થયેલા છે. ભારતની કથાનાં પ્રાકૃતમાં અનેક કાવ્યો રચાયાં છે અને સે આર્યાવર્તની પ્રજાઓ હોંસે હોંસે ગાય છે. ગુજર્રભાષામાં માણભટ્ટો નવી નવી કવિતાઓ જોડી લોકોને રસોદ્ભવ થાય, તે રીતે કેટલીએક સ્વતંત્ર કલ્પના-

એનું ઉમેરણ કરીને તથા પોતાની ઇચ્છામાં આવે તે રીતે પાત્રોનાં સ્વરૂપ બાંધીને, ઠામ ઠામ માણ ઠોકી ભારતનું ડિંડિમ વગાડયા જાય છે. જો કે તેઓની કથા ભેળસેળ સાથે થાય છે, પરંતુ તેઓ પણ ધન્યવાદને પાત્ર છે; કારણ કે મહાભારત મૂળ ગ્રંથને માટે લોકોમાં કંઇ વિલક્ષણ વહેમ પેસી ગયો છે અને તે વહેમનું મૂળ કારણ નિર્બળ મનનાં સ્ત્રીપુરુષો છે. એટલે મૂળગ્રંથની ખૂબી ન અનુભવનારાં મનુષ્યોને તેઓ ભારતની જેવીતેવી કથાથી પણ ભોમિયા રાખી ઘેરઘેર બળિયા ભીમનું તથા બાણાવળી અર્જુનનું સ્મરણ કરાવે છે; અને ભારતીય પાત્રોની તથા મહર્ષિ વ્યાસની વિજયપતાકા ફરફરાવે છે, એ પણ પ્રસંશાપાત્ર છે.

## મહાભારતસંબંધી વહેમ

હવે એ વહેમના સંબંધમાં આપણે વિચાર કરીશું. મહાભારત ગ્રંથ ઘણો મોટો છે; તથા તેમાં કેટલાક ભાગો એવા ગૌરવાન્વિત છે, કે જેનું વ્યાખ્યાન કરતાં ઘણો લાંબો સમય પણ ઓછો પડે છે. આથી ગ્રંથના સાધારણ વ્યાખ્યાનમાં પણ લગભગ પાંચ વર્ષ જેટલો સમય નીકળી જાય છે. આ નશ્વર જગતમાં એવી અનશ્વરતા કયાંથી આવે, કે જેથી પાંચ વર્ષ જેટલા સમયમાં કોઇ ન મરે? અથવા કંઈ વિપરીત પ્રસંગ ઉપસ્થિત ન થાય? થાય એ જ સંભવિત છે. એટલે તેનું પરિણામ એ આવે છે કે, વહેમી મનુષ્યો દીર્ઘ વિચાર ન કરતાં, વંચાતા મહાભારતની જ ઉપર તે દોષનો ભાર નાખી દે છે. વળી બીજે કયાંક મહાભારત વંચાય અને તેટલા સમયમાં ત્યાં પણ કંઇ અનિષ્ટ થયુ હોય, એટલે તો વહેમી વાત ચાલી પડી સમજાય! 'બાઇ! એ તો ભારતની મારઝૂડની કથા જ એવી છે! અમુકને ત્યાં ભારત વંચાયું ત્યારે અમુક મરી ગયું હતું અને અમુકને ત્યા વંચાયું ત્યારે અમુક થયું હતું.' આ રીતે સોએ સહસ્ર થતી થતી અને એક દેશમાંથી બીજે જતી જતી, તે વહેમજાળ નિર્બળ મનુષ્યોનાં મનમાં સબળ બની બેસે છે; અને તેના અવરોધથી સબળ મનનાં મનુષ્યો પણ અટકે છે. મેં જોયું છે કે, કેટલાએક ગૃહસ્થો ઉપલા કારણથી જ મહાભારતશ્રવણની ઇચ્છા મનમાં જ રહી જઈને મૃત્યુને વશ થઇ ગયા છે. વહેમ એ વસ્તુ જ એવી છે કે, તે લાકડાંને પણ ભૂત બનાવે છે અને દેવ જેવાનેય પણ પિશાચના રૂપમાં દેખાડે છે!

હવે પ્રારબ્ધ ફેરવવા અથવા આયુષ્ય ટૂંકું કરવા કોઇ સમર્થ થાય છે કે કેમ, એ વિચારીએ. પ્રારબ્ધને માટે તો 'प्रारब्धं भोगतो नश्येत्' એ ખૂંટી મારેલી જ છે. છૂટેલાં બાણ જેવું પ્રારબ્ધ કોઇથી ફેરવાતું નથી અને એ હેતુથી જ જીવન્મુક્તનો દેહ પણ ટકી રહે છે; એટલે તે અવશ્ય ભોગથી જ નષ્ટ થાય છે. હવે આયુષ્યના સંબંધમાં જોઇએ તો કહ્યું છે કે:—

आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च। पंचैतान्यपि सृज्यंते गर्भस्थस्यैव देहिनः॥

અર્થાત્ આયુષ્ય, કરવાનાં કર્મ, ધન, વિદ્યા અને મરણનું કારણ; આ પાંચ બાબતો પ્રાણી ગર્ભમાં હોય છે ત્યારથી જ સરજાય છે–નિર્માય છે. આ રીતે પ્રાણી ગર્ભમાં હોય, ત્યારથી જ નિર્માયેલું આયુષ્ય તથા મૃત્યુનું કારણ, મહાભારત શ્રવણ કરવાથી અથવા વાંચવાથી ફેરવાઈ જાય, એ માન્યામાં આવે છે? નહિ જ, વળી આયુષ્યનું બંધારણ શ્વાસગણના ઉપર છે; એટલે કોઇ કહેશે કે, વીરરસપ્રધાન કથા શ્રવણ કરવાથી શ્વાસ જલદી નીકળી વહેલા પૂરા થઇ જાય! તેનો ઉત્તર એ છે કે, જેવી મહાભારતમાં વીરરસપ્રધાન કથા છે, તેવી જ તેમાં પરમ શાંતિ આપનારી કથાઓની પણ ખોટ નથી. એટલે જલદી નીકળી ગયેલા શ્વાસ ફરી ધીરે ધીરે ચાલવાથી સમસંખ્યામાં આવી જશે અને ભારતના કથન–શ્રવણથી મૃત્યુનો પ્રસંગ આવશે નહિ. વળી મહા-

ભારત શ્રવણ કરવાથી જ જો મૃત્યુ અથવા કંઇ અનિષ્ટ થતું હોય, તો મહાભારતને નહિ સાંભળનારાંઓ તો સર્વ વિઘ્નોથી નિર્મુક્ત થઇ અમર રહેવાં જોઈએ; પરંતુ, તેવું ક્યાંય જોવામાં આવતું નથી. મહાભારતનું નામ પણ જાણે નહિ, એવાં ઘણાં મનુષ્યો દુઃખમાં ઋબડે છે અને મરે છે. આ ઉપરથી દરેકને સમજાશે જ કે, મહાભારતનું શ્રવણ વિઘ્નકારક નથી, પણ પોતાનાં કર્મો જ વિઘ્નાદિક આપવામાં હેતુભૂત છે. મહાભારતનું શ્રવણ–પઠન જો વિઘ્નકારક હોય, તો એ ગ્રંથ સંપૂર્ણ લખાય જ નહિ તથા એના ટીકાકાર સંપૂર્ણ ગ્રંથ ઉપર ટીકા લખી શકે જ નહિ. વળી સર્વજ્ઞ ભગવાન વ્યાસ તેવા વિઘ્નકર ગ્રંથને નિર્મે પણ નહિ. તે દયાળુ હતા, તેમના ઉપર વિશ્વાસ મૂકીને પણ મહાભારતના શ્રવણ તથા વાચનથી વિમુખ થવું ન જોઇએ. મોટા મોટા પંડિતો પણ મહાભારતને જ્ઞાનનો ભંડાર ગણે છે અને શિષ્યોને ઉપદેશે છે કે, 'મહાભારત વાંચ્યા વિના જિંદગી ચરિતાર્થ થતી નથી, માટે મહાભારત અવશ્ય વાંચજો.' મહાભારત અનિષ્ટ કારક તો નથી, પણ મહાપુણ્યદાયક અને ચતુર્વિધ પુરુષાર્થદાયક છે. એ મહર્ષિ વ્યાસના વચનથી સમજી શકાય છે તેમાંનો અંહીં એક જ શ્લોક આપી વિશેષ માહાત્મ્ય જોવા ઇચ્છનારાને એ ગ્રંથના આદિપર્વના પહેલા તથા બીજા અધ્યાયનું છેવટ તથા બાસઠમો અધ્યાય જોવા સૂચવું છું.

इदं हि वेदैः समितं पवित्रमपि चोत्तमम्। धन्यं यशस्यमायुष्यं श्रोतव्यं नियतात्मभिः ॥

અર્થાત્ આ મહાભારત વેદોની તુલ્ય છે, પવિત્ર છે, ઉત્તમ છે અને ધન, યશ તથા આયુષ્ય આપનારું છે; માટે એને નિયત મનવાળા મનુષ્યોએ અવશ્ય સાંભળવું. તાત્પર્ય કે, મહાભારત સંબંધી વહેમ મિથ્યા છે; માટે ચિત્ત દૃઢ રાખી તથા અવશ્ય ભાવિ મિથ્યા થતું નથી એમ સમજી, આવા ઉત્તમ ગ્રંથથી વિમુખ થવું નહિ.

× × × × ×

ઝવેરબાગ, મુંબઇ<br>સં. ૧૯૭૨, પોષ, શુક્લ પંચમી

—શાસ્ત્રી કરુણાશંકર ભાનુશંકર વલસાડકર



# મહાભારતનાં પાત્રો

(આ વિષય પણ સદ્દગત શાસ્ત્રી કરણાશંકરજીએ તૈયાર કરેલો છે. પરંતુ એ વિષય નડિયાદનિવાસી **શ્રીયુત રતિપતિરામ ઉધમરામ પંડયા, બી. એ.** ના ઇ. સ. ૧૯૨૫ માં નીકળેલા **'સંક્ષિપ્ત મહાભારત'** માં પ્રસ્તાવનાના પેટામાં અપાયલો, તે પણ ખાસ વાંચવા-સમજવા જેવો જણાયો; તેથી સદ્દગત શાસ્ત્રીજીના દરેક પાત્રના વર્ણન નીચે તે જ પાત્રનું શ્રીયુત પંડયા મહોદયનું વર્ણન પણ ટિપ્પણીરૂપે લોકહિતાર્થે આપવામાં આવ્યું છે. એમાં જે થોડુંક અંગ્રેજી લખાણ હતું તે જ નથી લીધું. આશા છે કે આ લેખ પણ સર્વ ટિપ્પણીઓસહિત પાઠકબંધુઓ પૂરા ધ્યાનથી વાંચશે. —ભિક્ષુ અખંડાનંદ)

કૌરવપાંડવના ચરિત્રનું સંક્ષિપ્ત વર્ણન આદિપર્વના પહેલા અધ્યાયમાં તથા એ જ પર્વના એકસઠમા અધ્યાયમાં આપેલું છે; તેમજ આખા મહાભારતનો સંક્ષેપ પણ એ જ પર્વના બીજા અધ્યાયમાં આપેલો છે. એટલે તે અહીં ન આપતાં, હવે આપણે મહાભારતનાં મુખ્ય મુખ્ય પાત્રોની વિવિધતા જોઈએ.

વ્યાસ ભગવાને મહાભારતમાં પુષ્કળ પાત્રો વર્ણવ્યાં છે; પરંતુ તેઓનું એવું સાવધાનીથી વર્ણન કરેલું છે, કે તેમાં સંકરતા ન આવતાં પ્રત્યેક પાત્રોનો ભેદ પ્રત્યક્ષ તરી આવે છે. એ ગ્રંથમાં પાંચ પાંડવો, દ્રૌપદી, શ્રીકૃષ્ણ, દુર્યોધન, કર્ણ, ભીષ્મ, દ્રોણ, વિદુર, કૃપાચાર્ય, શકુનિ, ધૃતરાષ્ટ્ર, કુંતી, ગાંધારી, અશ્વત્થામા, દુઃશાસન, સાત્યકિ, અભિમન્યુ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, શલ્ય, ઇત્યાદિ અનેક પાત્રો જોવામાં આવે છે.

## યુધિષ્ઠિર

પાંડવોમાં યુધિષ્ઠિર મોટા હતા, તેથી તે રાજ્યાધિકારી હતા. તે ધર્મના અંશથી અવતરેલા હોવાથી સાક્ષાત્ ધર્મમૂર્તિ જ હતા. કરોડો વિપત્તિ પડતાં પણ તે કદાપિ ધર્મથી ચલિત થતા નહિ. તે ક્ષમાશીલ, ધીર, ગંભીર, ઉદાત્ત તથા આત્મવચન પાળવામાં તત્પર હતા. દ્યૂતસભામાં દુર્યોધને કપટી શકુનિ દ્વારા કપટ કરીને તેમને હરાવ્યા તથા તેમની ધર્મપત્નીને ભરસભામાં ઘસડી આણીને તેનું વસ્ત્ર ખેંચી અપમાન કર્યું; કે જે વખતે સ્વલ્પ આજ્ઞા કરતાં જ ભીમસેન તેઓનો ચૂરો કરવા તૈયાર હતો; તેમ છતાં યુધિષ્ઠિરે તેમ કરવા ઇચ્છા સરખી પણ કરી નહિ! એ જ તેમની ધાર્મિકતાની, ધૈર્યની તથા ક્ષમાની પરાકાષ્ઠા ગણાય. તે અજાતશત્રુ તથા પરમદયાળુ હતા. દુર્યોધન હંમેશાં તેમનો દ્વેષ કર્યા કરતો હતો તથા તેમને મહાશત્રુરૂપે જોતો હતો; તથાપિ યુધિષ્ઠિર તેના તરફ દયાની નજરથી જ જોતા હતા. દુર્યોધન દુર્દશામાં પડેલા પાંડવોને પોતાનો અતુલ વૈભવ દેખાડી બાળવા માટે ઘોષયાત્રાના નિમિત્તથી દ્વૈતવનમાં ગયો હતો. તે વખતે અભિમાનીનો મદ ઉતારી ચિત્રસેન ગંધર્વે તેને અંતઃપુરની સ્ત્રીઓ તથા યોદ્ધાઓની સાથે કેદ કરીને ત્યાંથી પોતાના સ્થાનમાં લઈ જવા માંડ્યો. આ વાતની યુધિષ્ઠિરને ખબર પડી, એટલે તેમણે તુરત ભીમસેનને તથા અર્જુનને મોકલી તેઓને છોડાવી આણ્યા. તે પછી યુધિષ્ઠિરે તે દુરાત્માને બે મીઠા શબ્દોમાં જ ઠપકો આપી ત્યાંથી વિદાય કર્યો. કેવી અજાતશત્રુતા! વળી એ જ અરસામાં જયદ્રથે પાંડવો શિકાર કરવા ગયા હતા તે વખતે વનમાંથી દ્રૌપદીને હરણ કરી ત્યાંથી પલાયન કર્યું; પણ એટલામાં પાંડવો આવી પહોંચ્યા અને તેઓએ જયદ્રથને કબજે કર્યો. તે વખતે ભીમસેને તેને ભારે શિક્ષા કરવા માંડી, પરંતુ અજાતશત્રુ એવા દયાળુ યુધિષ્ઠિરે તેને ભીમસેનના સપાટામાંથી છોડાવી વિદાય કર્યો. આ બે દાખલાઓ જ એમની દયા, ક્ષમા, તથા

અજાતશત્રુતાને માટે પૂરતા છે. જો તેમ ન હોય તો હાથમાં આવેલા શત્રુને બીજો કોણ જતો કરે ? યુધિષ્ઠિર દ્રૌપદી તથા ભાઈઓની સાથે જંગલમાં અનેક કષ્ટો ભોગવતા હતા, તે વખતે તેમને ભીમસેને 'તેર દિવસનો વનવાસ તે જ તેર સંવત્સરનો ગણાય' ઇત્યાદિ કહીને યુદ્ધને માટે ઉશ્કેર્યા, દ્રૌપદીએ પણ તેમાં ઉત્તેજન આપ્યું; પરંતુ ધર્મમાં છલ કરવાની ઇચ્છા ન કરતાં, યુધિષ્ઠિર પોતાના વચનથી ડગ્યા ન હતા; એ પણ તેમની ધર્મપ્રીતિ સૂચવે છે. વળી ધૃતરાષ્ટ્રરાજા પુત્રપ્રીતિથી હૃદયાંધ થઈ જતા હતા, તો પણ તે જંગલમાં ગયેલા યુધિષ્ઠિરના ગુણ સંભારી કેટલીક વખત રડતા હતા તથા તેમને વખાણતા હતા. આ પ્રમાણે શત્રુઓ પણ તેમનાં વખાણ કરતા; એ જ તેમની યોગ્યતાનો પૂરાવો છે. યુધિષ્ઠિરમાં વડીલો પ્રત્યે પણ ભક્તિ અલૌકિક હતી અને તે એમના ચરિત્રમાં વારંવાર સ્પષ્ટ જણાય છે. જ્યારે ધૃતરાષ્ટ્રે તેમને બીજી વખત દ્યૂત રમવા બોલાવ્યા, ત્યારે યુધિષ્ઠિર દ્યૂતને અનર્થરૂપ જાણતા હતા અને પોતાની ઇચ્છા ન હતી, તો પણ વડીલની આજ્ઞાને માન આપીને પાછા આવ્યા હતા. વળી યુદ્ધારંભસમયે પણ યુધિષ્ઠર સામા પક્ષમાં રહેલા ભીષ્માદિક વડીલોના પ્રતિ દ્વેષ ન કરતાં જેમ દેવાભિવંદન કરવા જાય, તેમ મૌન ધારણ કરીને ત્યાં જઈ તેઓને પગે પડ્યા હતા—કેવી અનુપમ ભક્તિ !

યુધિષ્ઠિર તપસ્વી, ધર્મપ્રિય, સરલ પ્રકૃતિના. નિર્મત્સર, મદ, માન, મોહ, દંભ, કામ તથા ક્રોધથી રહિત, દેવબ્રાહ્મણના પૂજક, સત્યવાદી, સૌમ્ય, પ્રજાનું પુત્રની પેઠે પાલન કરનારા, સમભાવવાળા, વત્સલ, મહાવિદ્વાન, જ્ઞાની, બ્રાહ્મણોના કૃપાપાત્ર તથા શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા. તે શ્રીકૃષ્ણના સ્વરૂપને યથાર્થ સમજતા હતા અને તેથી તેમને શ્રીકૃષ્ણના ઉપર સંપૂર્ણ ભરોસો હતો. તે શ્રીકૃષ્ણનાં વચનને કોઈ વાર ઉથાપતા નહિ. આવા તેમના નિર્મળ આદર્શરૂપ જીવનમાં પણ એક સ્વલ્પ કલંક આવી ગયું છે. જ્યારે ગુરુ દ્રોણાચાર્ય સામાન્ય મનુષ્યો ઉપર પણ અસ્ત્રનો પ્રયોગ કરી જીવ પર આવીને લડતા હતા, ત્યારે શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે, "આ બ્રાહ્મણ અધર્મયુદ્ધ કરે છે, માટે તમે હજારોના જીવ બચાવવા ખાતર 'અશ્વત્થામા મરાયો' એમ કહો," એટલામાં ભીમે અશ્વત્થામા નામનો હાથી માર્યો અને દ્રોણે પૂછ્યું, એટલે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણના વચનથી તથા કંઈક વિજયલોભથી અસ્પષ્ટ રીતે કહ્યું કેઃ 'हतः कुंजर इत्युत' તેમાં 'हतः' 'મરાયો' એ સ્પષ્ટ અને 'कुंजर' 'હાથી' અસ્પષ્ટ સંભળાયું. ('नरोवा कुंजरोवा' એવું મહાભારતમાં નથી.) યુધિષ્ઠિરના આખા જીવનમાં માત્ર આટલું જ કલંક દેખાય છે. જો કે તેમાં સર્વનિયંતાની આજ્ઞા તથા હજારોનો બચાવ જોતાં તે ક્ષમ્ય ગણાય; તથાપિ શુદ્ધમાં સ્વલ્પ ડાઘ પણ દેખાઈ આવે.

યુધિષ્ઠિર શસ્ત્રાસ્ત્રના જ્ઞાતા હતા. કેટલીક વખત ધનુષ્ય લઈને યુદ્ધમાં ઘૂમતા હતા, અને શ્રીકૃષ્ણ જોડે યુદ્ધ કરવાની ઇચ્છા રાખનારા શલ્ય જેવા સમર્થ યોદ્ધાને પણ હણ્યો હતો; તથાપિ અર્જુન અને ભીમસેન જેવા બે સમર્થ યોદ્ધાઓ હંમેશાં તેમની સાથે હોવાથી તેમને એ પ્રસંગ ઝાઝો આવતો નહિ. તેમને પાછળથી બૃહદશ્વ પાસેથી દ્યૂતવિદ્યા પ્રાપ્ત થઈ હતી. તેમના રાજ્યકાર્યથી પ્રજા સંતુષ્ટ હતી અને તેથી જ હજી પણ સારું રાજ્ય 'ધર્મરાજ્ય' કહેવાય છે.

યુધિષ્ઠિર વર્ણે શુદ્ધ સુવર્ણના જેવા ગૌર, શરીરે ઊંચા અને કદાવર, લાંબી નાસિકાવાળા તથા વિશાળ અને લાંબાં નેત્રવાળા હતા. તેમનો જન્મ આશ્વિન શુક્લ પંચમીએ મધ્યાહ્નસમયે થયો હતો. તે દિવસે સૂર્ય તુલારાશિમાં અને ચંદ્ર જ્યેષ્ઠા નક્ષત્રમાં હતો.

હવે આપણે તેમના સૌજન્યનો એક જ દાખલો આપી તે ગુણનિધિનું વર્ણન બંધ કરીએ. જ્યારે પાંડવો મહાપ્રસ્થાન કરી હિમાલય ઉપર ગયા, દ્રૌપદી, સહદેવ, નકુલ, અર્જુન તથા

ભીમસેન અનુક્રમે એક પછી એક પતન પામ્યા અને એકલા યુધિષ્ઠિર તથા તેમની સાથે ચાલતો કૂતરો આ બે જ આગળ ચાલ્યા, ત્યારે ઇન્દ્ર પોતે જ એટલામા રથ લઈને ત્યા આવ્યા અને યુધિષ્ઠિરને તેમા બેસી સ્વર્ગમા આવવા કહ્યુ, ત્યારે સ્વજનવત્સલ યુધિષ્ઠિરે ઇન્દ્રને કહ્યુ કે, 'હુ મારા ભાઈઓને તથા દ્રૌપદીને છોડીને સ્વર્ગમા નહિ આવુ, માટે તમે તેઓને પણ સાથે લો '

ઇન્દ્રે કહ્યુ 'તું તેઓને સ્વર્ગમા જોઈશ તેઓ દેહ છોડીને સ્વર્ગમા ગયાં છે અને તું સદેહે સ્વર્ગમા ચાલ '

યુધિષ્ઠિરે કહ્યુ 'આ કૂતરો મારો ભક્ત છે, તેથી તે પણ મારી સાથે સ્વર્ગમા આવવો જોઈએ '

ઇન્દ્રે કહ્યુ 'તુ દેવપણુ, મારી સમાનતા, સમગ્ર ઐશ્વર્ય, મહાન સિદ્ધિ અને સ્વર્ગસુખને પ્રાપ્ત થયો છે, માટે તુ આ અપવિત્ર કૂતરાને છોડી દે, એમાં કંઇ નિર્દયતા નથી '

ત્યારે યુધિષ્ઠિર બોલ્યા કે, 'अनार्यमार्येण सहस्रनेत्र शक्य कर्तु दुष्करमेतदार्य । मा मे श्रिया सगमन तयास्तु यस्या कृते भक्तजन त्यजेयम् ॥ (સ્વર્ગારોહણપર્વ, અધ્યાય ૧૭, શ્લોક ૩-૯) અર્થાત્ હે સહસ્રનેત્ર! હે આર્ય! હુ આર્ય છુ માગથી એવુ અનાર્ય કર્મ કરાશે નહિ જે ઐશ્વર્યને માટે મારે ભક્તજનનો ત્યાગ કરવો પડે, તે ઐશ્વર્યનો ભલે મને સમાગમ ન થાય!' શી ભક્તવત્સલતા! કેવી આર્યતા!×

× યુધિષ્ઠિર—વ્યવહારમા રહીને ન પાળી શકાય તેવા સદ્ગુણો-સત્ય અને ધર્મની સૂક્ષ્મતમ ભાવનાને વિવેકપૂર્વક પોતાના જીવનમા પ્રત્યક્ષ ઉતારનાર આખા મહાભારતમા શ્રીકૃષ્ણ નહિ ભીષ્મ નહિ, પણ અજાતશત્રુ ધર્મરાજા પોતે જ હતા અતિવિકટ પ્રસગોમા પણ સત્ય અને ધર્મનો ત્યાગ તેઓ કરી શક્યા નહોતા દ્રૌપદીની લાજ લેવાતી હતી અને ભીમસેન પોતાના ઉપર વચનપ્રહાર કરી રહ્યો હતો, છતાં એક નિષ્ઠાથી મૂગે મોઢે પોતાનો ધર્મ સાચવી બેસી રહેનાર અને મનમા લેશ પણ વ્યથા ન પામનાર યુધિષ્ઠિર એકના જ હતા દ્રોણાચાર્યના વધપ્રસગે અસત્ય બોલવાનો પ્રસગ પ્રાપ્ત થતા ધર્મરાજાનુ દિલ કચવાયુ, અને અસત્ય બોલતા બોલતાં પણ તેમની જિહ્વાએ તો સત્યનો જ ઉચ્ચાર કર્યો

ઉપર્યુક્ત મહાન સદ્ગુણોને જીવનમા એકરસ કરી દેનાર યુધિષ્ઠિર યોદ્ધા તરીકે તદ્દન નિષ્ફળ થયા હતા યુધિષ્ઠિર શબ્દ સાર્થક થયો નહોતો યુદ્ધમા ઘણે પ્રસગે તેમને પાછા હઠવુ પડયુ હતુ માત્ર શલ્યને તેમણે માર્યો હતો અઢાર દિવસના મહાન ભયકર યુદ્ધમા યુધિષ્ઠિરે કેવળ તટસ્થતાનો જ આશ્રય લીધો હતો. ડગલે ડગલે ધર્મ જોનારને દારુણ યુદ્ધપ્રસગે તત્કાળ બુદ્ધિ જ્યા વાપરવી પડે, ત્યા આ ધર્મ છે કે અધર્મ છે, એમ વિચાર કરવા ઊભા રહે કેમ પાલવે? આથી જ યુધિષ્ઠિર યોદ્ધા તરીકે મહાભારતમા વર્ણવાયા નથી આદર્શ ગુણોની મૂર્તિરૂપ યુધિષ્ઠિરે સદ્ગુણોથી જ મહાભારતમા પોતાના વ્યક્તિત્વનુ તેજ પ્રસરાવ્યું હતું તેમની દ્યૂત-આસક્તિ એ તેમનો મોટામા મોટો દુર્ગુણ હતો યુધિષ્ઠિર જેવા ધર્મવિદમા પણ આવો દુષ્ટ દુર્ગુણ હોવાથી આપણને એમ લાગી આવે છે કે સર્વાંશે સપૂર્ણ મનુષ્ય સભવી શકતો જ નથી. મનુષ્યજીવન અપૂર્ણ છે, એમ આપણને ભાન થાય છે સામાન્ય મનુષ્યો જે દુર્ગુણોથી દૂર રહે છે, તેવા દુર્ગુણો ન સમજાય તેવી રીતે મહાન વ્યક્તિઓમા જણાય છે અને આવી મહાન વ્યક્તિઓ એવા દુર્ગુણોથી પોતાનો અધ પાત જુએ છે, છતા પણ જ્યારે તેમનો ત્યાગ કરવાનુ સામર્થ્ય બતાવી શકતા નથી, ત્યારે આપણાથી નિશ્વાસ સાથે એમ બોલી જવાય છે કે 'સર્વથા દૈવ શ્રેષ્ઠ છે '

યુધિષ્ઠિરની દ્યૂત-આસક્તિથી પાડવો અને દ્રૌપદીને અસહ્ય દુ ખ સહેવુ પડયુ હતુ વસ્તુત મહાભારતનુ યુદ્ધ યુધિષ્ઠિરના દ્યૂત-અનુરાગને લીધે જ ઉદ્ભવ્યુ હતું વિદુર અને ભીષ્મ જેવાએ સમજાવ્યા છતા પણ દ્યૂત-આહ્વાનને ધર્મ સમજી યુધિષ્ઠિર દુર્યોધનની કપટજાળમા ફસાયા **મહાન પુરુષો ભૂલ પણ મહાન કરે છે અને તેમના દુઃખો પણ મહાન હોય છે.**

દુર્યોધન રાજનીતિ ("ડિપ્લોમસી")મા કુશળ હતો, ત્યારે યુધિષ્ઠિર રાજ્યનીતિ ("સ્ટેટસ્મેનશિપ")મા કુશળ હતા અધ ધૃતરાષ્ટ્રના છાયામા રહેવુ, એ રાજ્યનીતિ જ હતી પાડવો નાના હતા તેમને કોઇની

## ભીમસેન

ભીમસેન યુધિષ્ઠિરથી નાનો અને બીજા ભાઇઓથી મોટો હતો. તે વાયુના અંશથી ઉત્પન્ન થયો હતો, તેથી વાયુના જેવો બળવાન હતો. તે અને દુર્યોધન એક જ દિવસે જન્મ્યા હતા. ભીમસેન બલોન્મત્ત, સાહસિક, રણકર્કશ, ક્રોધી, શૂરો તથા નિર્ભય હતો. 'ભય' એ શબ્દ તેના હૃદય-કોષમાંથી હંમેશને માટે ખોવાઇ ગયેલો હતો. તે શત્રુઓની સાથે બળથી જ કામ લેવા ઇચ્છતો. દેવ, અસુર અથવા મનુષ્ય, કોઇને તે ગણકારતો પણ નહિ ને બીજાને કદાપિ વશ પણ થતો નહિ. ફક્ત તેના સાહસિક મન ઉપર યુધિષ્ઠિરની જ આજ્ઞાનો અને અર્જુનની જ બુદ્ધિનો પ્રભાવ પડતો હતો; અને તેથી જેમ તેલ રેડતાં ઊછળતો સમુદ્ર શાંત પડે, તેમ તે નરમ થઇ જતો હતો. તે વારંવાર અર્જુનને કહેતો કેઃ–

કિં નુ શક્યં મયાકર્તુંયદ્રાજા સતતં ઘૃણી ત્વં ચ બાલિશયા બુદ્ધ્યા સદૈવાસ્માન્પ્રબાધસે (વ. ૨૭૨–૮)

રાજા હંમેશ દયાળુ છે અને તું બાલિશબુદ્ધિથી સદૈવ અમને રોકે છે, એટલે હું શું કરી શકું? આ કારણથી જ યુદ્ધ એટલા સમય સુધી લંબાયું હતું, નહિ તો ભીમે ક્યારની યે હોળી કરી દીધી હોત! તેને શ્રીકૃષ્ણના ઉપર પણ માનવૃત્તિ હતી. જ્યારે કંઇ વિચારણા ચાલતી હોય, તે વખતે ભીમસેન પોતાના સ્વભાવાનુરૂપ અભિપ્રાય આપતો; **એટલે શ્રીકૃષ્ણ 'ઘણું ખાનારાની બુદ્ધિ મંત્રમાં ચાલ ન હોય'** ઇત્યાદિ કહીને તેને ચિડાવતા હતા, તો પણ તે **શ્રીકૃષ્ણની સામે થતો નહિ;** પણ પોતાની દલીલ આગળ ચલાવ્યે જતો હતો. તે દ્રૌપદીનો આધાર હતો. ઘણી વખત દ્રૌપદીનો અને તેનો મત એક થઇ જતો હતો. વળી ભીમસેન કોઇ કોઇ વાર પંડિતાઇભરેલાં દૃષ્ટાંતો આપીને ક્રોધના આવેગમાં આવી ગયેલી દ્રૌપદીને શાંત કરતો પણ જણાય છે. કેટલાએક તેને વિદૂષક જેવો વર્ણવે છે, પણ મહાભારતમાં તે કોઈ સ્થાનમાં તેવા રૂપથી દેખાતો નથી. એ તો ઊલટો વીર યોદ્ધારૂપે જ જણાય છે. તેણે પોતે સ્વીકારેલું કામ તે કોઈ પણ અંતરાયને ન ગણતાં અવશ્ય પાર ઉતારતો હતો. ભીમસેન ધનુર્યુદ્ધ, ખડ્ગયુદ્ધ, વૃક્ષયુદ્ધ, પાષાણયુદ્ધ, મલ્લયુદ્ધ વગેરે યુદ્ધો કરતો હતો. કર્ણ જેવા સમર્થ યોદ્ધાને પણ તેણે ધનુર્યુદ્ધમાં કેટલીક વાર નસાડ્યો હતો; પણ ગદાયુદ્ધ તો તે પોતાનું જ કહેવડાવતો હતો. મહાયુદ્ધમાં તે ગદા લઇને હાથીઓના સૈન્યમાં વારંવાર ઘૂમતો દેખાય છે. યુધિષ્ઠિરને તેના બળ ઉપર ઘણો વિશ્વાસ હતો, તેમજ તે પોતે ભ્રાતાઓને વારવાર સહાય પણ કરતો હતો. વળી રાક્ષસો મારવા એ તો ખાસ તેનો જ ભાગ હતો. દુઃશાસનરુધિરપાન એ તેની બીભત્સ ઉદ્દંડતાની પરિસીમા છે.

---

ઓય હતી નહિ આવે સમયે ધૃતરાષ્ટ્રની આજ્ઞાનો ભંગ કરી સ્વતંત્રતા મેળવવી, એટલે પાડવોએ પોતાનો જ ક્ષય કરવો. આ સત્ય યુધિષ્ઠિર સૂક્ષ્મ બુદ્ધિથી જોઇ શક્યા હતા અને તેથી જ તેઓ વારે વારે ભીમસેનના કૃત્યોને નિંદતા હતા યુદ્ધમાં પહેલું બાણ છૂટતાં પહેલાં જ યુધિષ્ઠિર ભીષ્મ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્યને મળવા અને તેમનો આશીર્વાદ મેળવવા પગે ચાલીને ગયા. તેમનું આ કૃત્ય પણ દીર્ઘદૃષ્ટિ અને રાજ્યનીતિનું ઉત્તમ દૃષ્ટાંત છે.

અતિ ભોળપણથી યુધિષ્ઠિરનું જીવન ઝાંખું પડી ગયું હતું. સટ્ટો કરવાની ટેવ હોવાથી દુર્યોધનની સાથે ગદાયુદ્ધ કરવાના પ્રસંગે પણ યુધિષ્ઠિરે સટ્ટો જ કર્યો હતો. "હે વીર! હું ફરી તને તારી ઇચ્છા પ્રમાણે વર્તવાની રજા આપું છું અમારામાંથી એકને તું હણીશ તો તને રાજ્ય મળશે, નહિ તો તું સ્વર્ગ મેળવીશ." અર્જુન અને ભીમસેન સિવાય દુર્યોધન બીજા ત્રણે ભાઇઓને પૂરો તેડે તેવો હતો. આટલે સુધી ધીરજ રાખનાર શ્રીકૃષ્ણને યુધિષ્ઠિરના વચનથી ક્રોધ ચઢ્યો. તેમને લાગ્યું કે, હાથમાં આવેલી બાજી યુધિષ્ઠિર ગુમાવી દેશે આખો સાગર તરી જનાર પાડવો ખાબોચિયામાં જ ડૂબી જશે. તેમણે ચિડાઇને કહ્યું કે, "પાંડુ અને કુંતીના પુત્રો રાજ્ય ભોગવવાને સરજાયા જ નથી. તેમણે તો વનમાં રહેવું અને ભીખ માગી પોતાનું પૂરું કરવું!"

તેનામાં એક હજાર હાથીનું બળ હતું, તેને ખાવા પણ બહુ જોઈતું હતું, તેમ તેનો પાકશાસ્ત્ર ઉપર પણ સારો કાબૂ હતો. નાનપણમાં પણ તે દુર્યોધનને તથા તેના બંધુઓને રમતગમતમાં બહુ રંજાડતો હતો અને ત્યારથી જ દુર્યોધનના મનમાં વૈરનું પ્રથમ બીજ રોપાયું હતું. ભીમસેન 'બળ આગળ અસાધ્ય જેવું કંઈક નથી' એમ માની યુદ્ધમાં ઉદ્ધત બની જતો અને કોઈને પણ નમતું આપતો નહિ. દ્રોણાચાર્યના મરણ પછી કુપિત થયેલા અશ્વત્થામાએ પાંડવોની સર્વ સેનાના સંહારને માટે નારાયણાસ્ત્રનો પ્રયોગ કર્યો હતો; તે વખતે શ્રીકૃષ્ણ અર્જુનના હાથમાંથી ધનુષ્યબાણ મુકાવી તેને લઈ રથમાંથી ઊતરી પડ્યા અને સર્વ સૈનિકોને પણ તેમ કરવા કહેતાં તે બધાએ શસ્ત્રાસ્ત્ર મૂકી દઈ જમીન ઉપર ઊભા રહ્યા. આમ કરવાનું કારણ એ હતું કે, એ અસ્ત્રની સામે કોઈ પણ અસ્ત્ર ચાલતું નહિ; એટલું જ નહિ પણ જ્યાં સુધી યોદ્ધાના હાથમાં હથિયાર હોય ત્યાં સુધી જ તે તેને બાળી મૂકવા માટે તેની પાસે આવતું હતું. આ વાત ભીમના ઉદ્દામ મનને રુચી નહિ–શત્રુની સામે હથિયાર છોડી ઊભા રહેવું, એ તેને નાનમભરેલું લાગ્યું, એટલે તે તો સામર્થ્યાનુસાર સામાં બાણો મૂકીને જ યત્ન કરવા લાગ્યો. તે વખતે બધેથી પાછો ફરેલો નારાયણાસ્ત્રનો અગ્નિ ભીમની આજુબાજુએ ફરી વળ્યો. શ્રીકૃષ્ણ અને અર્જુન તેની પાસે દોડી ગયા અને તેને બહુ વીનવ્યો; પરંતુ તેણે તેઓનું કહેવુ માન્યું નહિ અને તે અગ્નિની જ્વાળામાં પણ પોતાનું બળ અજમાવ્યે જ ગયો. છેવટે શ્રીકૃષ્ણે બાથમાં ઘાલીને તે અગ્નિની જ્વાળામાંથી તેને ખેંચી કાઢ્યો તથા તેનાં હથિયાર ખૂંચવી લીધાં અને ત્યારે જ નારાયણાસ્ત્ર શાંત પડ્યું !! ખરેખર ! 'ભાંગી જાઉં પણ નમું નહિ' એ ભીમની નીતિ હતી. તેના હૃદયમાં નિર્માયેલું વૈરપટલ સહસા દૂર થતું નહિ. યુદ્ધ થઈ ગયા પછી રાજ્યકાળમાં યુધિષ્ઠિરની સખ્ત આજ્ઞા હતી કે, ધૃતરાષ્ટ્રરાજાનું કોઈએ પણ અપ્રિય કરવું નહિ; તેમ છતાં ભીમસેન ધૃતરાષ્ટ્ર સાંભળે તેમ પૂર્વવૈર સૂચવનારા શબ્દો બોલ્યા કરતો હતો. **તે તપાવેલા સુવર્ણના જેવો શુદ્ધ ગૌર, શરીરે સ્થૂળ, ગજરાજના જેવી ચાલવાળો, પુષ્ટ તથા વિશાળ ખભાવાળો, ભરાવદાર ગર્દનવાળો, વક્ર દષ્ટિથી જોનારો અને લાંબા સ્થૂળ બાહુવાળો હતો.**×

× **ભીમસેન**—અતિ સાહસિક ક્ષાત્રબળની મૂર્તિસમો ભીમસેન આખા મહાભારતમાં પ્રતાપી વ્યક્તિ તરીકે પ્રકાશે છે. તેને શ્રીકૃષ્ણની યુક્તિપ્રયુક્તિઓ ગમતી નહોતી. અને વ્યવહારવિરુદ્ધ ધર્મરાજાની ધર્મની વાતો તેની બુદ્ધિમાં ખૂંપી શકતી નહોતી. 'પહેલો ઘા રાણાનો' એ સૂત્ર તેના જીવનની નસેનસમાં વ્યાપી રહેલું હતું. મરણભયથી ડરીને ભીમસેન પાછો હઠ્યો હોય એવું એક પણ સ્થળે આખા મહાભારતમાંથી મળી આવતું નથી. હિડિંબ, બક વગેરે રાક્ષસો સામે જવામાં તેને લેશ પણ ભીતિ થઈ નહોતી. હનુમાન પોતાના કરતાં અત્યંત બળવાન હોવા છતાં તેમની સાથે યે બાથ ભીડવા તે તૈયાર થયો. યક્ષો અને કિન્નરો સાથે પણ તેણે યાહોમ કરીને ઝુકાવ્યું. તેના અવિચારી સાહસથી યુધિષ્ઠિરને ઘણી વાર વિમાસણ કરવી પડી હતી; પણ વાસુદેવની સહાયથી દરેક સાહસમાંથી ભીમસેન બચી ગયો હતો.

જન્મથી જ ભીમસેનમાં કૌરવો પ્રતિ વૈરવૃત્તિ ઉદ્‌ભવેલી હતી. મહાભારત યુદ્ધનાં બીજ વાવનાર ભીમસેન હતો. બાળપણથી કૌરવોને તે હેરાન કરતો અને પ્રસંગ આવ્યે દુર્યોધન આદિને સખ્ત પ્રહાર કરવા પણ ચૂકતો નહિ. કૌરવો તરફ તેની તીવ્ર વૈરવૃત્તિનો સાક્ષાત્કાર દુઃશાસનના રુધિરપાન સમયે જ થયો. કૌરવોને ખરેખરો ભય અર્જુનનો નહોતો, પણ ભીમસેનના નામથી જ તેઓ ત્રાસતા. ભીમસેનને લીધે જ પાંડવોને વનવાસમાં કૌરવો તરફથી ઝાઝો ત્રાસ થયો નહોતો. ભીમસેન જ કૌરવ ભાઈઓના નાશનું કારણ થઈ પડ્યો. ગદા તેનું શસ્ત્ર હતું અને ગદાયુદ્ધમાં જ ભીમસેન જેટલો ફાવ્યો, તેટલો બીજા કશામાં ફાવ્યો નહોતો. મહાભારતના યુદ્ધમાં ધનુષ્યબાણથી લડતાં લડતાં આખરે ધનુષ્યબાણ ત્યજી દઈ રથમાંથી નીચે ઊતરી, કાં તો પોતાના બાહુથી અથવા ગદાથી તે યુદ્ધ કરવા મંડી પડતો. 'જ્યાં ડાહ્યા જતાં ડરે ત્યાં મૂર્ખાઓ કૂદી પડે છે,' એ ભીમસેનને ઘણી વાર લાગુ પડી જાય છે.

## અર્જુન

અર્જુન બધા ભ્રાતાઓમાં વચેટ હતો તથા શ્રીકૃષ્ણનો સમવયસ્ક હતો. તે ઇંદ્રથી ઉત્પન્ન થયેલો અને નર ભગવાનનો અવતાર ગણાતો હતો. અર્જુન શૂરવીર છતાં દયાળુ, ધીર, ઉદાત્ત, વિદ્વાન, બુદ્ધિમાન, શસ્ત્રાસ્ત્રમાં એક્કો, પ્રૌઢ, ક્ષમાશીલ, દુષ્કર્મથી પરાઙ્મુખ રહેનારો, ચાલાક, ચતુર, વિલાસી છતાં જિતેંદ્રિય, દૃઢપ્રતિજ્ઞ, સત્યથી ન ડગનારો, ગુરુપ્રિય તથા પ્રજાપ્રિય હતો. પાંડવપક્ષનો તે મુખ્ય યોદ્ધો હતો. પ્રભાવમાં તે શ્રીકૃષ્ણથી બીજે નંબરે જ દેખા દે છે. સદેહે સ્વર્ગગમન તથા દેવોનો સહવાસ તેના ચરિત્રમાં પ્રત્યક્ષ થાય છે. તે શત્રુઓની સામે સામર્થ્યાનુસાર માનુષી શસ્ત્રોનો જ પ્રયોગ કરતો હતો. જો કે તેની પાસે દૈવી અસ્ત્રો હતાં, છતાં તે તેનો ઉપયોગ અસ્ત્રજ્ઞોની સામે જ કરતો હતો. તેણે શંકરને પ્રસન્ન કરીને મેળવેલા પાશુપતાસ્ત્રનો મહાન ભારતીય યુદ્ધમાં પણ ઉપયોગ કર્યો જણાતો નથી. અર્જુન પોતાની ધનુર્વિદ્યાના મદમાં કોઈ પણ ધનુર્ધારીને ગણકારતો નહિ. તેણે સંગીતવિદ્યા ચિત્રસેન ગંધર્વરાજ પાસે શીખીને તેમાં ઉત્તમ નૈપુણ્ય મેળવ્યું હતું. શ્રીકૃષ્ણ તેને પોતાનો સખા માનતા હતા તથા તેનું પ્રિય કરવા હંમેશાં યત્ન કરતા હતા. જ્યાં સુધી શ્રીકૃષ્ણ ભૂમંડળ ઉપર રહ્યા, ત્યાં સુધી અર્જુનના ભાલમાં સર્વત્ર વિજય જ નિર્માયેલો હતો. તે કર્ણની પેઠે ક્યાંય પરાઙ્મુખ થઈને નાસતો જોવામાં આવતો નથી. ત્રિપુરહંતા મહાદેવને પણ યુદ્ધમાં પ્રસન્ન કરનારો અને દેવોને પણ હંફાવનારો અર્જુન, શ્રીકૃષ્ણના સ્વધામગમન પછી માત્ર એક જ વાર લૂંટારાઓથી પરાજિત થતો જણાય છે. તે વખતે તેનું દૈવી બળ ઊડી જાય છે વિરાટને ત્યાંના ગોહરણપ્રસંગે અર્જુન એકલો જ ભીષ્મ, દ્રોણાચાર્ય, કર્ણ આદિ સમસ્ત કૌરવી યોદ્ધાઓની સામે યુદ્ધ કરી તેઓને પરાઙ્મુખ કરે છે, એ તેના પરાક્રમની પરાકાષ્ઠા જ ગણાય. તે નીડર હતો, શૂરવીર હતો; છતાં કોઇને નિરર્થક સતાવતો નહિ. તેની વડીલો તરફની ભક્તિ પણ સબળ હતી; અને તેને લીધે તે યુદ્ધમાં જ્યારે જ્યારે ભીષ્મ, દ્રોણાચાર્ય વગેરે ગુરુજનોની સામે યુદ્ધ કરતો હતો, ત્યારે ત્યારે તેની ભક્તિ તેના ધનુષ્યને ઢીલું કરી નાખતી હતી; પરંતુ તે વખતે યોગેન્દ્ર શ્રીકૃષ્ણ તેની કળ મરડીને તેને પાછા સતેજ કરતા હતા. અર્જુનનાં સકારણ દશ નામો નીચે પ્રમાણે હતાં:–

તે સર્વ દેશોમાંથી ધન જીતતો હતો તેથી 'ધનંજય' કહેવાતો હતો; યુદ્ધમાંથી વિજય કર્યા વિના પાછો ફરતો નહિ તેથી 'વિજય' કહેવાતો હતો; તેના રથે ધોળા ઘોડા જોડાતા હતા તેથી

ભયંકર અને દુષ્કર કર્મો કરનાર ભીમસેનના હૃદયમાંથી કોમળ લાગણીઓનો નાશ નહોતો થયો. પોતાના ઉપર વારે વારે આવી પડતી ભયંકર આપત્તિઓમાથી છૂટવાને પાંચાલી ભીમસેન તરફ જ દૃષ્ટિ નાખતી હતી. અર્જુન પાંચાલીને પ્રિય હતો, પણ એ માનિની ક્ષત્રિયાણીના દિલની ઊછળતી લાગણીઓને સંતોષ આપનાર ભીમસેન જ હતો. ભીમસેન ન હોત, તો પાચાલીનું સર્વસ્વ નાશ પામ્યું હોત. અર્જુનથી દ્રૌપદીના અભિલાષો પૂરા ન પાડી શકાત. દ્રૌપદીને પ્રિય લાગેલાં દિવ્ય કમળો લેવા ભીમસેને જ સાહસ આદર્યું હતું. પોતાને અપમાન આપનાર કીચક 'આજ રાત્રે મરવો જ જોઇએ' એ દ્રૌપદીનો અભિલાષ ભીમસેને પૂર્ણ કર્યો હતો. ભરસભા વચ્ચે રજસ્વલાની સ્થિતિમાં ઘસડી લાવનાર દુઃશાસનને રણભૂમિ ઉપર મારી નાખી, તેનું રુધિરપાન કરી, દ્રૌપદીને ભીમસેને એકલાએ જ સંતોષ આપ્યો હતો. દ્રૌપદીના કોમળ સ્નેહને લીધે ભીમસેન આથી યે વધારે શું ન કરી શક્યો હોત?

આટલું અથાગ બળ હોવા છતાં યે ભીમસેને યુધિષ્ઠિરની આજ્ઞા કદાપિ ઉથાપી નહોતી, એ તેનો મોટામાં મોટો ગુણ હતો. યુધિષ્ઠિરની ધર્મવૃત્તિ તરફ કેટલીક વાર ભીમસેને અણગમો દર્શાવ્યો હતો, ક્રોધમાં યુધિષ્ઠિરને ઘણી વાર ન કહેવાના કથનો કહ્યાં હતાં, આમ છતાં યે બાર વર્ષનો વનવાસ ભીમસેને મૂંગે મોઢે સ્વીકાર્યો. વનવાસમાં યુધિષ્ઠિરની લાગણી દુખાય તેવું એક પણ કૃત્ય ભીમસેને કર્યું નહોતું.

તે '**શ્વેતવાહન**' કહેવાતો હતો; ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં જન્મ્યો હતો તેથી '**ફાલ્ગુન**' કહેવાતો હતો; દાનવોની સાથે યુદ્ધપ્રસંગમાં જતાં ઇંદ્રે પોતાને હાથે તેને કિરીટ પહેરાવ્યો હતો તેથી તે '**કિરીટી**' કહેવાતો હતો; યુદ્ધમાં કદાપિ બીભત્સ કર્મ કરતો નહિ તેથી તે '**બીભત્સુ**' કહેવાતો હતો; બંને હાથથી ધનુષ્ય ખેંચી શકતો હતો તેથી '**સવ્યસાચી**' કહેવાતો હતો; શુદ્ધ કર્મ કરતો હોવાથી '**અર્જુન**' કહેવાતો હતો; જયશીલ હોવાથી '**જિષ્ણુ**' કહેવાતો હતો અને વર્ણે કૃષ્ણ હોવાથી અથવા આકર્ષક અને મનોહર હોવાથી '**કૃષ્ણ**' કહેવાતો હતો. કર્ણ તેનો હંમેશનો પ્રતિપક્ષી હતો; કારણ કે કર્ણ માની હોવાથી અદ્વિતીય ધનુર્ધારીની કીર્તિ અર્જુન ખાટી જાય તે તેને બિલકુલ પાલવતું ન હતું, અને તેથી તે તેની સ્પર્ધા કર્યા કરતો હતો. અર્જુનનું પરાક્રમ સાંભળીને ધૃતરાષ્ટ્રની ઊંઘ ઊડી જતી હતી અને દુર્યોધન કાવાદાવા કરવા મંડી પડતો હતો. ખરેખર! અર્જુન સદ્‌ગુણસંપન્ન દિવ્ય યોદ્ધો હતો. તે શરીરે શ્યામ, તેજસ્વી, મનોહર, મત્ત ગજેંદ્રના જેવા દેખાવવાળો, સિંહના જેવા ઉન્નત ખભાવાળો, વિલાસપૂર્વક ગમન કરતા હાથીના જેવી ચાલવાળો અને કમળપત્રના જેવાં વિશાળ નેત્રવાળો હતો.×

---

× **અર્જુન**—કેવળ બળની નક્કર મૂર્તિ જેવા ભીમસેન કરતાં, મૃદુતા અને વિવેકયુક્ત બળને લીધે અર્જુન મહાભારતમાં વિશેષ શોભે છે. યુદ્ધમાં અર્જુન કરતાં ભીમસેને વધારે સાહસ ખેડ્યું હતું, વધારે શૌર્ય દાખવ્યું હતું; છતાં તેના આચારમાં નહોતી સભ્યતા, નહોતો વિવેક કે નહોતું ગાંભીર્ય. અર્જુન પ્રતિભાશાળી હતો. તેનાં આચરણોમાં સભ્યતા અને ગાંભીર્ય જણાઈ આવતા હતાં. વ્યાયામથી કસાયેલાં ભરાવદાર અંગોને લીધે તેનું મેઘશ્યામ શરીર સુંદર લાગતું હશે, દ્રૌપદી જેવી માનિની સુંદરીને વશ કરે તેવું સુંદર હશે, એમ જણાય છે. પાંડવોના પ્રાણરૂપ અર્જુને મહાભારતના સમયમાં પણ નરના અવતાર હોવાનું ગૌરવ પ્રાપ્ત કર્યું હતું. વ્યાસનું સર્વોત્તમ પાત્ર અર્જુન હતો. બળમાં–નક્કર બળમાં–અર્જુન કરતા ભીમસેન અધિક હતો, પણ વ્યવહારમાં એકલું બળ ક્યાં કામ લાગે છે? આ વ્યાવહારિક સત્યને લીધે ભીમસેન કરતાં પણ મહાભારતનું આકર્ષક પાત્ર અર્જુન મનાય છે. ભીમસેનમાં બળ હતું, પણ બળ સાથે વિવેકશૂન્યતા હતી. અર્જુને બળ સાથે વિવેક વાપર્યો. દ્રૌપદીના પાંચે પુત્રોને રાત્રે ઊંઘમાં મારી નાખનાર અશ્વત્થામાની પાછળ એના બળનો વિચાર કર્યા વિના કેવળ પોતાના જ બાહુબળ ઉપર વિશ્વાસ રાખી ભીમસેન વેગથી ધસ્યો. શ્રીકૃષ્ણ અશ્વત્થામાનું બળ સમજતા હતા, તેથી તેમણે અર્જુન સાથે જઈ ભીમસેનને બચાવ્યો હતો. યુદ્ધમાં અશ્વત્થામાએ નારાયણાસ્ત્ર ફેંક્યું, ત્યારે અર્જુને ડહાપણ વાપરી નારાયણાસ્ત્રની અસરમાંથી બચી જવાને પોતાનાં અસ્ત્રો ધરણી ઉપર મૂકી દીધાં. આવા દારુણ પ્રસંગે પણ શસ્ત્રો ન સજી દેવાનો દુરાગ્રહ ભીમસેને રાખ્યો હતો.

ગીતામૃતનું પાન કરવાનો અધિકારી શ્રીકૃષ્ણે પાંચે પાંડવોમાંથી એકલા અર્જુનને જ માન્યો હતો; અને તેના બધા સંશયો દૂર કરી કર્મમાં–ક્ષત્રિયને પ્રાપ્ત થયેલા કર્મમાં–પ્રવૃત્ત થવાને તેને પ્રેર્યો હતો. ગીતાજ્ઞાન મેળવ્યા છતાં પણ ભીષ્મ, દ્રોણાચાર્ય અને અશ્વત્થામા સાથે અર્જુને મૃદુ યુદ્ધ કર્યું હતું; તેથી ચિડાઈ, યુદ્ધમાં શસ્ત્ર ન ધરવાની પ્રતિજ્ઞા કર્યા છતાં પણ શ્રીકૃષ્ણ ચક્ર ઉપાડી બે વાર ભીષ્મ સામે ધાયા હતા. વિચારશીલ અર્જુન યુદ્ધમાં વારે વારે લાગણીવશ થતો હોવાથી જ શ્રીકૃષ્ણ તેને વારંવાર પ્રોત્સાહન આપતા હતા. ઘણી વાર એમ લાગી આવ્યા વિના નથી રહેતું કે, જો પાંડવોને શ્રીકૃષ્ણ જેવો સહાયકર્તા ન હોત, તો મહાભારતના યુદ્ધનું પરિણામ કદાચ બીજું જ આવ્યું હોત. કૌરવપક્ષમાંથી ભીષ્મ, દ્રોણાચાર્ય આદિ જેમ જેમ નાશ પામતા ગયા, તેમ તેમ દુર્યોધન નિઃશ્વાસ મૂકી એ જ કહેતો કે, "પુરુષાર્થ સર્વથા નકામો છે, દૈવ એકલું જ બલવત્તર છે." દુર્યોધને પુરુષાર્થ કર્યામાં કાંઈ બાકી રાખી નહોતી, છતાં **यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयोर्भूतिः।** એ દૈવના સૂત્રને દુર્યોધન જૂઠું પાડી ન શક્યો. પોતાના વહાલા પુત્ર અભિમન્યુને હણાયો સાંભળી, જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા કરી અર્જુને યુદ્ધમાં જે સ્વભાવ અને કૌશલ્ય દાખવ્યાં હતાં, તે એની સહજ પ્રકૃતિ હતી; અને તેથી જ શ્રીકૃષ્ણને કહેવું પડ્યું હતું

## નકુલ

નકુલ માદ્રીનો મોટો પુત્ર તથા પાંડવોમાં ચોથો હતો. તે બહુ રૂપાળો હતો અને તેથી તેને પોતાના રૂપનો ગર્વ હતો. તે ઇતર હથિયારો લઈને લડતો હતો, છતાં ખડ્‌ગયુદ્ધ ઘણું સરું કરી શકતો હતો અને તેથી તેણે ખડ્‌ગયુદ્ધમાં અશ્વત્થામા જેવા સમર્થ યોદ્ધાને પણ હંફાવ્યો હતો. તે મોટા ભાઈઓની આજ્ઞાને અનુસરનાર, વિલાસી અને મોજી સ્વભાવનો હતો તથા અશ્વવિદ્યામાં નિપુણ હતો. જો કે નકુલ અને સહદેવ બન્ને યુધિષ્ઠિરાદિના ઓરમાન ભાઈ હતા, તથાપિ તેઓમાં કોઈ રીતે ઓરમાયાપણાનો સંબંધ જણાતો ન હતો. ઊલટા તેઓ નકુલસહદેવની બહુ કાળજી રાખતા હતા તથા તેઓને લાડ લડાવતા હતા. તેની કાંતિ સુવર્ણના જેવી હતી, તેનાં નેત્ર આછાં રક્તવર્ણાં હતાં, તેના ખભા સિંહના જેવા પુષ્ટ હતા અને તેના બાહુ મહાપ્રચંડ હતા. તેણે દુર્યોધનના ઘણા ભાઈઓનો સંહાર વાળ્યો હતો.

## સહદેવ

સહદેવ સર્વમાં નાનો હતો. તે તથા નકુલ અશ્વિનીકુમારથી ઉત્પન્ન થયાં હતા. તે જ્ઞાની, વિદ્વાન, શાણો, સ્વરૂપવાન તથા સર્વ બંધુઓને પ્રિય હતો; તેમ છતાં તે કુંતીને તો પોતાના પ્રાણથી પણ અધિક વહાલો હતો. પાંડવો વનમાં જવા નીકળ્યા, તે વખતે કુંતીએ વિલાપ કરતાં સહદેવને કહ્યું હતું કે, "બેટા! તારા બંધુઓ જ્વલંત સત્યવ્રત પાળવાના હોય તો તેઓને જવા દે; પણ તું તો અહીં જ રહીને મારું રક્ષણ કરી પુણ્ય સંપાદન કર. તું મને પ્રાણથી પણ અધિક વહાલો છે." વળી કુંતીએ સહદેવની કાળજી રાખવા દ્રૌપદીને ખાસ ભલામણ કરી હતી; તેમજ સહદેવનો કુંતી ઉપર પણ અસાધારણ પ્રેમ હતો. ધૃતરાષ્ટ્ર સાથે કુંતી અરણ્યવાસ કરવા ગયાં હતાં અને ત્યાં એક વર્ષે સર્વે પાંડવો મળવા ગયા હતા, તે વખતે સહદેવ કુંતીથી છૂટો પડતાં બાળકની પેઠે રડ્યો હતો એમ જણાય છે. સહદેવ ગાય-બળદ સંબંધી વિદ્યામાં નિપુણ હતો. તેણે શકુની જેવા બળવાન યોદ્ધાને મારીને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી.×

---

કે, प्रकृतिस्त्वां नियोक्ष्यति । શ્રીકૃષ્ણની સલાહથી વિજય પામતો અર્જુન મહાભારતમાં ગૌરવહીન બને છે. આપ્તધર્મ વિસારી લાગણીવશ થવાતું જ આ પરિણામ છે.

ભીમસેન પાંચાલીનો રક્ષક હતો, પણ અર્જુન તો પાંચાલીનો કાન્ત હતો. અર્જુનને ક્રિયાવાન કરનાર દ્રૌપદી જ હતી. દ્રુપદાત્મજાને રંજિત કરવાને અર્જુને અનેક દુઃખો સહન કર્યાં હતા. ધર્મનંદીને દુઃશાસને કરેલા અપમાનનો પ્રતિકાર શોધવા પાંચાલીનો પ્રેર્યો અર્જુન દિવ્યાસ્ત્ર મેળવવાને હિમાલયમાં કૈલાસ ઉપર ગયો હતો.

× **નકુલસહદેવ**—માદ્રીના બે પુત્રો અશ્વિનીકુમારોથી ઉત્પન્ન થયેલા હોવાથી સુકુમાર અને સુંદર હતા. તેમણે કુંતીને માદ્રીને સ્થાને જ ગણી હતી અને પિતાને સ્થાને યુધિષ્ઠિરાદિ ત્રણ ભ્રાતાઓને ગણ્યા હતા. તેમણે યુધિષ્ઠિરની આજ્ઞાને કદી પણ ઉથાપી નહોતી; તેમ યુધિષ્ઠિર, ભીમસેન અને અર્જુન એ બે ભાઈઓની સવિશેષ સંભાળ રાખતા. વનવાસમાં બે નાના ભાઈઓ થાકી જાય, ત્યારે ભીમસેન તેમને ઉપાડી લેતો; કુંતી પણ પોતાના પુત્રોની પેઠે જ તેમને ગણતી. કુંતીપુત્રોની સામે તેમને ભંભેરી દુર્યોધને પાંચે ભાઈઓમાં વિક્ષેપ પડાવવા યત્ન કર્યો હતો; પણ નકુલસહદેવ કુંતીપુત્રોની આજ્ઞા સંપૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધાથી પાળતા. વનવાસનાં દુઃખો તે બે ભાઈઓએ કુંતીપુત્રોની માફક સહ્યાં હતાં; મહાભારતમાં આ બે ભાઈઓ ઘણા દેખાવડા ચીતરવામાં આવ્યા છે. સહદેવે યુદ્ધમાં ક્ષત્રિયવટ બતાવી શકુનિ મારી નાખ્યો હતો.

દ્રૌપદીના આ બે નાનકડા ભરથાર દ્રૌપદીના કરતાં બહુ મોટી ઉમ્મરના તો નહિ જ હોય. દ્રૌપદી તેમના સૌંદર્ય ઉપર મુગ્ધ બની હતી. વનવાસમાં માતાના વાત્સલ્યથી અને ભાવથી તે બેનું જતન તેણે કર્યું હતું, પોતાની આંખ આગળથી તે બંનેને તેણે દૂર કર્યા નહોતા.

## દ્રૌપદી

**દ્રૌપદી તે પ્રાતઃસ્મરણીય સતીશિરોમણીઓમાંની એક છે.** દ્રૌપદી પ્રગલ્ભ, ચતુર, રાજ્યકાર્ય તથા ગૃહકાર્યમાં નિપુણ, બોલવામાં પ્રૌઢ, સૌંદર્યસંપન્ન, પતિપ્રાણા, નીડર, મહત્ત્વાકાંક્ષાવાળી, સ્વજનપ્રેમી, ઉદાર તથા બીજાના ઉપર પોતાના પ્રભાવની છાપ પાડનારી વીરાંગના હતી. સ્વયંવરસમયે કર્ણે ધનુષ્ય ચડાવવા માંડ્યું, તે વખતે ભરસભામાં તેણે કર્ણ અટકી જાય તે રીતે પ્રૌઢતાથી કહ્યું હતું કે, 'હું સૂતપુત્રને વરીશ નહિ.' વળી દ્યૂતસભામાં ઘસડી આણી ત્યારે ત્યાં તેણે નીડરતાથી પ્રશ્ન કર્યો કે, **'યુધિષ્ઠિર પોતે હાર્યા પછી મને પણમાં મૂકી શકે કે નહિ?' જે પ્રશ્ન સાંભળીને ભીષ્માદિક પણ ઉત્તર ન આપતાં વિચારમગ્ન થઈ ગયા હતા.** આ તેની પરમ પ્રગલ્ભતા જ હતી. દ્રૌપદી પોતાના પાતિવ્રત્યબળથી હંમેશાં મગરૂર રહેતી હતી અને તે બળથી જ તેણે જયદ્રથને અને કીચકને એકેક જ ધક્કામાં ગબડાવી દીધા હતા. તે રાજકીય વિચારોમાં પણ વિદ્વાનોને છાજે તેવો ભાગ લેતી વારંવાર જણાય છે. વળી તે રાજ્યનાં તથા ગૃહનાં નાનાંથી મોટાં સુધી પ્રત્યેક કાર્યોની સૂક્ષ્મ રીતે દેખરેખ રાખતી હતી. તેને કોઇ પણ કાર્ય અજ્ઞાત રહેતું નહિ, એ વાત તેની પાસે પતિવશીકરણ શીખવા આવેલી સત્યભામાને આપેલા તેના ઉત્તરમાંથી પ્રત્યક્ષ થાય છે. તે પોતાના ચાતુર્યથી તથા પ્રેમથી પાંચે પાંડવોને અધીન કરી શકી હતી. જો કે તેને પાંચે પાંડવો ઉપર પ્રેમ હતો, તથાપિ તે અર્જુનની પત્ની તરીકે અધિક ગર્વિષ્ઠ રહેતી હતી. તેને ક્રોધ તથા ઈર્ષ્યા થતાં ખરાં, પણ તે તેને કાબૂમાં રાખી શકતી હતી. દ્રૌપદી પોતાનું ધાર્યું કરવામાં પોતાની યુક્તિથી વારંવાર ફાવતી હતી. જે કાર્યમાં ધર્મવિરોધ ન હોય અને સાહસ જેવું ન હોય, તેવું કાર્ય તે યુધિષ્ઠિર દ્વારા કરાવતી હતી; પણ જેમાં યુધિષ્ઠિર સંમતિ આપે તેમ ન હોય તેવું સાહસી કાર્ય, તે પરબાર્યું ભીમસેન પાસે કરાવી લેતી હતી. ભીમસેનના હૃદયપટ ઉપર દ્રૌપદીની એવી છાપ બેસી ગઇ હતી કે જેથી તે દ્રૌપદીના વચનને ઉથાપી શકતો ન હતો. એ કુબેરના સરોવરમાંથી સૌગંધિક કમળ લાવવાનો પ્રસંગ, કીચકવધનો પ્રસંગ, અશ્વત્થામાનો મણિ લાવવાનો પ્રસંગ વગેરેમાં પ્રત્યક્ષ થાય છે. પાંચે પાંડવો તેના તરફ પ્રેમ તથા મહામાનથી જોતા હતા અને તેનું કદાપિ અપ્રિય કરતા નહિ. તે શ્રીકૃષ્ણની સખી હતી, શ્રીકૃષ્ણને અંતરની વાતો કહેતી હતી અને તેમની મારફતે પોતાનાં ઇષ્ટ કાર્યો કરી લેતી હતી. વડીલવર્ગ પણ તેના તરફ માનથી જોતો હતો. **દુઃખ પડતાં રડીકકળીને સમય કાઢનારી સતીઓ મળશે; પણ દુઃખની સામે થઇ તેને દૂર કરનારી વીર સતી તો દ્રૌપદી જ છે.** તે ઘણી ઊંચી પણ નહિ તેમ ઠીંગણી પણ નહિ, ઘણી પાતળી પણ નહિ તેમ જાડી પણ નહિ–અર્થાત્ સમાન સુશોભિત શરીરવાળી હતી. તેના વાળ કાળા, લાંબા તથા વાંકડિયા હતા. **તેનાં નેત્ર શરદૃઋતુના કમળ જેવાં વિશાળ તથા પ્રફુલ્લિત હતાં, તેની કેડ સિંહના જેવી પાતળી હતી, તેનું મુખ કમળના જેવું સૌંદર્યપૂર્ણ હતું**, તેની વાણી ઘણી મધુર હતી અને તેના **શરીરમાંથી કમળના જેવો સુગંધ નીકળતો હતો.** એકંદરે તે સર્વાંગસુંદર હતી. તે વેદીમાંથી પ્રકટેલી લક્ષ્મીની અંશભૂતા હતી અને તેથી **તે સાક્ષાત્ મૂર્તિમતી લક્ષ્મી જેવી જ જણાતી હતી.**×

× દ્રૌપદી–કેવળ પતિને જ વશ રહેવું અને પોતાની સ્વતંત્રાનો પડઘો ન જ પાડવો, એવી પ્રાચીન સતીત્વની ભાવનો નહોતી. પ્રાચીન આર્યોએ સ્ત્રીઓના સ્વાતંત્ર્યને નષ્ટ કરી દીધું હતું, એમ કહેનાર કેવળ એકપક્ષી જ ન્યાય તોળે છે. પ્રાચીન આર્ય સમાજનો અભ્યાસ કરનારને એટલું ચોક્કસ સમજાશે કે, પ્રાચીન આર્યોએ સ્ત્રીપુરુષનાં કર્તવ્યક્ષેત્રો ભિન્ન ભિન્ન રાખી તેમને-સીમાથી મર્યાદિત રાખ્યા હતા. સ્ત્રી કે પુરુષ પોતાનાં કર્તવ્યોમાં તદ્દન સ્વતંત્ર હતાં. હાલની દૃષ્ટિએ આ મર્યાદા પ્રાચીન સમાજના દોષ તરીકે

## શ્રીકૃષ્ણ

પૂર્ણ પુરુષોત્તમાવતાર શ્રીકૃષ્ણ, પાંડવોના મામાના પુત્ર થતા હતા. તે પાંડવોના મુખ્ય નેતા તથા પાંડવોના જ્વલંત પ્રભાવના અને તેઓની કીર્તિના આધારભૂત હતા. મહાભારતરૂપી દેહનો આત્મા શ્રીકૃષ્ણ છે. જો તે એક પાત્ર ઉપાડી લેવામાં આવે, તો મહાભારત એક નિશ્ચૈતન્ય ખોળિયા જેવું જ થઇ પડે. તેમણે ભારતીય યુદ્ધમાં હથિયાર લઇને યુદ્ધ કર્યું નથી, તથાપિ તે પાંડવીય સર્વે યોદ્ધાઓનાં આયુધોમાં તથા હૃદયોમાં વેગ આપનારા હતા. પાંડવો વનવાસ કરવા ગયા તે વખતથી દુર્યોધને પોતાની રાજનીતિથી, લક્ષ્મીથી તથા માનથી સર્વે રાજાઓને તથા યોદ્ધાઓને વશ કરી લીધા હતા; અને એ રીતે તે દૃઢમૂલ થયા હતા. તેવા સમર્થ શત્રુની સામે

---

મનાઇ જવા સંભવ છે. પ્રાચીન સમાજની આ વ્યવસ્થામાં જેટલી ઝડપથી આપણે દોષ નિહાળ્યા છે, તેટલી ઝડપથી તે દોષનિવારણના માર્ગો આપણે શોધી શકીએ તેમ છે. જો કે મારી સાથે ઘણા સંમત થશે કે, પાશ્ચાત્ય પ્રજાના સંસ્કારોની અસર આપણા ઉપર થયાને લીધે જ આપણી પુરાતન વ્યવસ્થામા આપણને દોષબુદ્ધિ ઉદ્ભવી છે. પાશ્ચાત્ય પ્રજાની વ્યવસ્થામાં સ્ત્રીપુરુષનાં કર્તવ્યક્ષેત્રોને મર્યાદિત રાખવામાં આવ્યાં નથી. આ વ્યવસ્થા હજુ અખતરારૂપ જ છે. હજુ તો તેમણે આ વ્યવસ્થાનો સારો લાભ મેળવ્યો નથી; ઊલટું તેના દોષોનાં પુરાણો વારેવારે સાંભળવામાં તથા વાંચવામાં આવે છે. આમ અખતરારૂપ સ્વીકારાયેલાં પાશ્ચાત્ય પ્રજાનાં કર્તવ્યક્ષેત્રોને સ્વીકારવા માટે આપણી પ્રાચીન વ્યવસ્થામાં દોષબુદ્ધિ રાખવી, એમાં નથી સ્વદેશાભિમાન, નથી સ્વાભિમાન કે નથી સ્વોન્નતિ !

શંકડાં, પતિનો પડ્યો બોલ ઝીલતાં સીતા જેવાં સતી અને બોલેબોલમાં લોહી ઉછાળતી, પાંચે પતિને પણ વશ રાખવાનું અભિમાન રાખનારી, સ્વાતંત્ર્યની મૂર્તિસમી શુદ્ધ ક્ષત્રિયાણી દ્રૌપદી જેવી સતી એ પ્રાચીન સતીત્વનાં તુલાયંત્રનાં બે પલ્લાં છે. સતી સ્ત્રી થવું એ કેવળ સ્ત્રીની અંતરેચ્છા અને અંતરપ્રેમ ઉપર જ આધાર રાખતું હતું; સતી સ્ત્રી થવાની આર્ય સમાજે કોઇને ફરજ પાડી નહોતી. ફરજ પાડ્યે સતી થનારની મહત્તા ક્યાં સુધી ટકે ? સ્ત્રીની સ્વતંત્રતાને માન્ય રાખનાર આર્ય સમાજ સતી સ્ત્રી થવાની ફરજ દરેક સ્ત્રીને માથે નાખે એ સંભવિત નથી. સતી સ્ત્રી થવાની સૂચના આર્ય સમાજે પોતાનાં શાસ્ત્રો દ્વારા કરી હતી. જો ફરજ પાડવામા આવી હોત તો સીતા, દ્રૌપદી, સાવિત્રી અને સુકન્યા જેવી ગણીગાંઠી સતીઓની મહત્તા સમાજે કેમ સ્વીકારી હોત ?

દ્રૌપદી પાંડવોને શક્તિ અને પ્રેરણા અર્પતી હતી. જો પાંડવો પાંચાલીને ન પરણ્યા હોત, તો તેમનો ઇતિહાસ કદાચ જુદી જ રીતે લખાયો હોત. મહાભારતના યુદ્ધમા ભીમસેનના બાહુબળથી, અર્જુનની અસ્ત્રવિદ્યાથી અને શ્રીકૃષ્ણની દીર્ઘદૃષ્ટિથી જેટલો વિજય પ્રાપ્ત નહોતો થયો, તેટલો વિજય દ્રૌપદીના ક્રોધ અને વિષણ્ણયુક્ત દૃષ્ટિપાતથી પ્રાપ્ત થયો હતો. કૌરવોને સમજાવવા સંધિ માટે વાસુદેવને જવા યુધિષ્ઠિરે વિનતિ કરી, ત્યારે ભીમસેન સુધ્ધાં બધા પાંડવોએ તેમાં સંમતિ આપી હતી. છેવટે પાંચ ગામડાં લઇ સંતોષ બતાવી દારુણ યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત ન થાય, એવી પ્રબળ ઇચ્છા જ્યારે પાંચે ભાઇઓએ દર્શાવી, ત્યારે પાંડવોની–ખાસ કરીને ભીમસેન અને અર્જુનની–આવી નપુંસકતા જોઇ દ્રૌપદી અકળાઈ ગઇ. તેની આંખમાં નિરાશાનાં આંસુ આવ્યાં; પાંડવોની નિર્બળતા હવે તેને સાલવા લાગી. કેશવની શક્તિ વિષે તેની ખાતરી હતી; તેથી જો શ્રીકૃષ્ણ ધારશે તો સલાહ કરાવી શકશે અને દુઃશાસને કરેલા અપમાનનો બદલો લેવાશે નહિ, એમ તેને લાગવા માંડ્યું. તેનું મુખ લેવાઇ ગયું, તેની આંખમાંથી ક્રોધાગ્નિની ઉગ્ર જ્વાળાઓ નીકળવા લાગી. એક ક્ષણમાં તેણે મનમાં નિશ્ચય કરી લીધો. હવે તેની મુખાકૃતિ તપેલા સુવર્ણ જેવી દેખાવા લાગી, તેનાં અંગો ધ્રૂજવા લાગ્યાં. આંખમાં આંસુ લાવી તેણે શ્રીકૃષ્ણને સંબોધી પોતાને થયેલા અન્યાયની વાત કહી સંભળાવી.

પોતાનો કેશકલાપ હાથમાં ઝાલી શ્રીકૃષ્ણને દેખાડતાં આંખમાં આંસુ સાથે દ્રૌપદીએ કહ્યુંઃ "હે પુંડરીકાક્ષ ! દુઃશાસનને હાથે ખેંચાયેલો કેશપાશ આ રહ્યો, જુઓ ! જુઓ ! કેવી રીતે તેણે ખેંચ્યો હતો ! સંધિ કરવા જતાં તમારે મારા કેશપાશને વિસારવો ન ઘટે. હે શ્રીકૃષ્ણ ! કદાચ ભીમસેન અને અર્જુન દી

સાધનરહિત પાંડવોને સાધનસંપન્ન બનાવવામાં તથા તેઓને વિજય અપાવવામાં શ્રીકૃષ્ણનો જ સમર્થ હાથ હતો. વળી એટલું જ નહિ પણ તેઓની માંહોમાંહેની ફાટફૂટમાં પણ તે સંધિકારક થઈ પડતા હતા. જ્યારે યુધિષ્ઠિર કર્ણથી પરાભવ પામીને તથા ક્ષતવિક્ષત થઈને છાવણીમાં જતા રહ્યા, ત્યારે સંશપ્તકોને મારીને આવેલો અર્જુન શ્રીકૃષ્ણ સાથે યુધિષ્ઠિરની ખબર જોવા છાવણીમાં ગયો. યુધિષ્ઠિરે કર્ણને માર્યા વિના આવેલા અર્જુનનો ક્રોધાવેશથી તિરસ્કાર કરીને તેને ગાંડીવધનુષ્ય બીજાને આપી દેવા જેવું અસહ્ય કટુ વચન કહ્યું; તે વખતે જ તેવું કહેનારનો શિરચ્છેદ કરવાની પ્રતિજ્ઞાવાળા અર્જુને યુધિષ્ઠિરનો શિરચ્છેદ કરવા તરવાર ખેંચી. શ્રીકૃષ્ણે ધર્મનું માર્મિક સ્વરૂપ સમજાવી તેને તેમ કરતો રોકી દીધો; અને 'અપમાન વધતુલ્ય ગણાય છે,'

લીધે સંધિની ઇચ્છા રાખતા હશે, તો મારા વૃદ્ધ પિતા તેમના મહારથી પુત્રોસહિત, અને અભિમન્યુને આગળ કરી મારા મહાપરાક્રમી પાંચ પુત્રો કૌરવો સાથે યુદ્ધ કરશે. હે શ્રીકૃષ્ણ! જ્યાં સુધી પાપી દુઃશાસનનો હાથ ઘસીને કપાઇ ગયેલો તથા લોહી અને ધૂળથી ખરડાયેલો હું નહિ જોઉં, ત્યાં સુધી મારા દિલમાં શાંતિ થવાની નથી. મારા હૃદયમાં ક્રોધની આગ સળગી છે, વેર લેવાને માટે તેર તેર વર્ષો સુધી મેં વાટ જોઇ છે, હવે તમને બધાંને ધર્મનો વિચાર આવે છે; પણ તે દુષ્ટોના વચનો તીર જેવાં મારા હૃદયમાં પેસી ગયાં છે અને મને પીડા આપે છે." દ્રૌપદીના આ વચનોની સચોટ અસર થઇ અને શ્રીકૃષ્ણે નીતિની દૃષ્ટિએ જ વિષ્ટિ કરવા જવાનું સ્વીકાર્યું.

દ્યૂતમાં બીજી વાર હાર્યા પછી પાંડવોને વનવાસ મળ્યો, ત્યારે શ્રીકૃષ્ણ તેમને મળવાને વનમાં આવ્યા હતા, તે વખતે સભામાં પોતાને થયેલા અપમાનનો ઉલ્લેખ કરતાં દ્રૌપદીએ શ્રીકૃષ્ણને સચોટ શબ્દોમાં પોતાનાં વીતકો કહી સંભળાવ્યાં હતા. પાંડવોને માર્મિક વચનો કહી તેણે તેમનો તિરસ્કાર કર્યો હતો. દ્રૌપદીના દિલમાં એક જ વાત સાલતી હતી; તે એ જ કે, પોતાને મળેલા અપમાનનું વેર લેવું. વેર તેની નસેનસમાં વ્યાપી ગયું હતું. દ્રૌપદીની પ્રત્યેક વાણીમાં વેરભાવ વિશેષ પ્રકટ થતો હતો. વીરરસથી ઊભરાઈ જતી પાંચાલીના યોગ્ય પતિ થતાં યુધિષ્ઠિરને ન આવડ્યું. દ્રૌપદીની રસવૃત્તિનો પોષક હોવા છતાં અર્જુન એની અંતર્વૃત્તિને સંતોષી શક્યો નહોતો. યાજ્ઞસેનીની પ્રજ્વલિત અંતરેચ્છાને સંતોષે, શાંત કરે, તેવો માત્ર ભીમસેન જ હતો. દુઃશાસને ચીર ખેંચ્યાં અને દુર્યોધને દ્રૌપદીને પોતાની સાથળ દેખાડી, ત્યારે તે બંનેને નિર્દય રીતે હણી નાખવાની ક્રૂર પ્રતિજ્ઞા ભીમસેને જ લીધી હતી. પોતાના વહાલા પુત્ર અભિમન્યુનો વધ સાંભળીને અર્જુનને જેવો ક્રોધ ચડ્યો હતો તેવો ક્રોધ પાંચાલીના હડહડતા અપમાન સમયે તેને ઉદ્ભવ્યો નહોતો, એટલી અર્જુનના પ્રેમભાવમાં ઊણપ હતી. યાજ્ઞસેનીના સળગતા આત્માની દાઝ હોલવનાર માત્ર ભીમસેન હતો.

પાંચાલીના દુભાયેલા અંતરાત્માની શાંતિ કરનાર ભીમસેન હતો, તો પણ દ્રૌપદીના પ્રેમપીયૂષનો પ્રવાહ અર્જુન તરફ વિશેષ વહેતો હતો. એના વીરહૃદયને સંતોષનાર ભીમસેન હતો, છતાં એના રસિક અને મુગ્ધ હૃદયકમળની બીડાઇ ગયેલી પાંખડીઓને ધીરે ધીરે વિકસાવવાનું કાર્ય એકલો અર્જુન જાણતો હતો. માદ્રીપુત્રો દેખાવડા હતા, પણ વયમાં લગભગ સમોવડિયા હોવાથી દ્રૌપદીની રસવૃત્તિ એમનાથી સંતોષાય તેમ નહોતી. કામ-ક્રોધ આદિ વિકારો પાંચાલીને સ્વાધીન હતા. એ ઇચ્છતી ત્યારે ક્રોધ કે દયા દર્શાવી શકતી હતી. એનો સત્તાધારી ગર્વ યુધિષ્ઠિરના શાંત અને ધર્માધર્મના વિચારમાં લીન થયેલા આત્માને એ ઘડી કંપાવી મૂકતો.

સીતા અને દ્રૌપદી એ બેના વનવાસમાં આસમાન-જમીનનો ફેર છે. રામના વનવાસમાં સીતાનું સાહચર્ય કેવળ ગૌણ લાગે છે, પણ પાંડવોના વનવાસમાં દ્રૌપદીનું સાહચર્ય પ્રાધાન્ય ભોગવે છે. દ્રૌપદીના સત્તાધારી ગર્વને તોડી પાડવા વિધિએ તેને મહાન કષ્ટ-યંત્રોમાં હોમી હતી, પણ તેનો ગર્વ ઓગળી જવાને બદલે જેમ જેમ તેને દુઃખ પડ્યું, તેમ તેમ તે વધારે સંગઠિત થતો ગયો. તેના કાંઇક આવા ગર્વથી જ દ્રૌપદી પાંચે પાંડવો ઉપર રાજ્ય ચલાવતી હતી. પાંડવો પાંચાલી ઉપર મમતા રાખતા હતા, છતાં દરેકને તે પોતાના ઓજસથી આંજી દેતી. એનો પ્રતાપી સ્વભાવ કદાચ પાંડવોને સાલ્યો હશે, પણ એને તરછોડવાનું મન કોઇને થતું નહોતું. કૃષ્ણા આવી પ્રતાપી હોવા છતાં પોતાના મનથી પતિને લેશ પણ દીસ્ટ-

એવું જણાવી તેને તેમ કરવા પ્રેર્યો. અર્જુને યુધિષ્ઠિરને અનેક કટુ વચનો સંભળાવ્યાં; પરંતુ પછી વડીલની અવજ્ઞાજન્ય પાતકથી મુક્ત થવા અર્જુને તે તરવાર પોતાના જ કંઠ ઉપર ચલાવવા તૈયારી કરી. ફરી શ્રીકૃષ્ણે ઉપદેશ કરી, 'આત્મસ્તુતિ એ આત્મવધતુલ્ય છે,' એવું જણાવી તેની તેની પાસે આત્મશ્લાઘા કરાવી તેને શાંત પાડયો; પણ અર્જુનનાં કડવાં વચન સાંભળીને યુધિષ્ઠિર ત્યાંથી અરણ્યમાં જવા નાઠા. એ વખતે શ્રીકૃષ્ણે તેમને પગમાં પડીને ખાળ્યા અને બારીક સમયનું ભાન કરાવી સર્વને શાંત પાડી દીધા. શાંત થયેલા યુધિષ્ઠિરે તથા અર્જુને પરસ્પરનું વૈમનસ્ય દૂર કરી શ્રીકૃષ્ણનો આભાર માન્યો અને અર્જુન યુધિષ્ઠિરની આગળ કર્ણવધની પ્રતિજ્ઞા કરીને ત્યાંથી યુદ્ધ કરવા નીકળ્યો. આવા વિષમ પ્રસંગમાં શ્રીકૃષ્ણમાં બુદ્ધિ–ચાતુર્યનો અને ઊંડા ધર્મજ્ઞાનનો અભાવ હોત તો કેવું પરિણામ આવત ? આ સહજે કલ્પી શકાય તેમ છે. વળી શ્રીકૃષ્ણે યુદ્ધારંભસમયે ગુરુજનોને સામે ઊભેલા જોઈને અર્જુનને થયેલા મોહપ્રસંગમાં તત્ત્વોપદેશ કરીને, દ્રોણવધપ્રસંગે સાત્યકિ અને ધૃષ્ટદ્યુમ્ન વચ્ચે ઝરતા ક્રોધાગ્નિને શાંત પાડીને, જયદ્રથના વધપ્રસંગમાં અનેક યુક્તિપ્રયુક્તિઓના પ્રયોગથી અર્જુનની પ્રતિજ્ઞા પૂર્ણ કરાવીને, તથા યુદ્ધાંતમાં બલદેવને, ગાંધારીને અને ધૃતરાષ્ટ્રને શાંત પાડીને પોતાનું અદ્ભુત બુદ્ધિકૌશલ્ય પ્રકટ કર્યું છે અને પાંડવોનું નાવ વિષમ ખડકોમાં થઈને પાર પહોંચાડયું છે. જો એવા એવા પ્રસંગોમાં પાંડવપક્ષમા શ્રીકૃષ્ણ ન હોત તો પાંડવોનો વિજય દુર્લભ જ હતો.

શ્રીકૃષ્ણનો પ્રભાવ રાજામહારાજા તથા ઋષિઓ આદિ સર્વ ઉપર પડતો હતો, કોઈ તેમનું અપમાન કરતા નહિ અને કરતા તો તેઓ કંસ, શિશુપાલ, દુર્યોધનાદિની પેઠે નાશ પામતા હતા; કારણ કે તેમની કૃપા તથા ક્રોધ બન્ને નિષ્ફળ જતાં નહિ. શ્રીકૃષ્ણ શસ્ત્રાસ્ત્રમા નિપુણ, શૂરવીર, સત્યવાદી, નિર્લોભ, માનમોહથી રહિત, જિતેંદ્રિય, શરણાગતવત્સલ, પરમ જ્ઞાની, વિદ્વાન, યોગી, દયાળુ, ધર્મરહસ્યના જ્ઞાતા, ટૂંકામાં કહીએ તો તે સર્વગુણસંપન્ન હતા. તે જે જે ભૂમિકામાં રહીને કાર્ય કરતા હતા, તે તે કાર્ય અદ્વિતીયપણાથી કરી દેખાડતા હતા. તેમને અગમ્ય જેવું કાંઈ જ હતું નહિ, એ તેમનાં વિવિધ ચરિત્રોથી વ્યક્ત થાય છે. તેમનું શરીર દોષમાત્રથી રહિત અને ત્રિલોકમોહન હતું. તેમનું ચરિત્ર અનેક ગદ્યપદ્યાત્મક વાણીને હજી સુધી શોભાવી રહ્યું છે અને રહેશે; તથા તેમની પ્રતિમા ઠામ ઠામ અનેકોપચારથી પૂજાઈ રહી છે, એ જ તેમની પ્રભુતા ! એ જ તેમની સર્વેશ્વરતાનો વિજય !×

ગણતી નહોતી; એટલું જ નહિ પણ કેટલીક વાર પોતાની મનોવૃત્તિને સંયમમા રાખી, પોતાની ઇચ્છા વિરુદ્ધ થયેલા પાંડવોનાં કૃત્યોમાં તેણે સંમતિ આપી હતી. વિરાટરાજાના દરબારમા પ્રચ્છન્ન રહેતી વખતે તે સૈરંધ્રી તરીકે રહેવા આવી, અને આવું હીણું સ્થાન લેતા તે લેશ પણ ઓસંગાઇ નહિ. પાંચાલીના સતીત્વની આ ખરેખરી કસોટી હતી. પાંચ પતિને પરણનાર પાંચાલી પાંચેને એક પતિ સમાન લેખીને તેમને જ સ્વાધીન રહે, એ એના સતીત્વને છાજતું હતું. સતી–ધર્મમા તેણે કદી યે પ્રમાદ કર્યો નહોતો.

વનવાસમાં દ્રુપદતનયાએ પાંડવોની માતા જેવું વર્તન રાખ્યું હતું. પાંડવોને કુંતીની ખોટ પણ જણાતી નહોતી. ખાસ કરીને નકુળસહદેવને–પોતાના લાડકા નાનકડા દિયેરોને તેણે કદી યે આંખથી વેગળા કર્યા નહોતા. તેનામા માતાનું વાત્સલ્ય, કાન્તાનો પ્રણય અને સખીના સૌખ્ય ઊભરાતાં હતાં.

× શ્રીકૃષ્ણ–પાંચ હજાર વર્ષથી હિંદના લાખો અને કરોડોના પ્રભુ મનાયેલા શ્રીકૃષ્ણ મહાભારતમાં યુદ્ધપ્રસંગે અર્જુનના સારથિ તરીકે વિશેષ દર્શન દે છે. તેમના જીવનનો ઘણો કાળ મહાભારતની વસ્તુની બહારનો હોવાથી મહાભારતમા તેનો ઉલ્લેખ નથી. ગોપીઓ સાથે તેમનો સંબંધ, રુક્મિણીવિવાહ, સત્યભામાનો પ્રસંગ અને એવા બીજા અગત્યના પ્રસંગો મહાભારતમાં દષ્ટિગોચર થતા નથી. મહાભારતમાં તો શ્રીકૃષ્ણ નિપુણ તત્ત્વવેત્તા, મહાયોગી, વ્યવહારકુશળ અને નીડર યોદ્ધા તરીકે આલેખાયા છે. જ્યાં ધર્મ અને અધર્મનો સંશય ઉપસ્થિત થતો, ત્યા એક ઘાથી બે કટકા કરનાર શ્રીકૃષ્ણે વ્યવહારોપયોગી માર્ગ

## કુન્તીમાતા

કુંતીમાતા શાણાં, વિચારશીલ, સ્વધર્મ પાળનારાં, દયાળુ અને સમયોચિત વર્તનવાળાં હતાં. પાંડુરાજાના મરણ પછી તે પુત્રોના રક્ષણને માટે જ જીવ્યાં હતાં છેવટે પુત્રોને રાજ્યપ્રાપ્તિને માટે ઉત્તેજી, રાજ્ય મળ્યા પછી પુત્રના સમ્રાટ્સુખની પણ સ્પૃહા ત્યજી દઈને, તે ગુરુજનની શુશ્રૂષા તથા તપ કરવા જંગલમાં ચાલ્યાં ગયાં હતાં, એ તેમની ધાર્મિકતાનો અદ્ભુત પુરાવો છે.

---

સૂચવ્યો હતો સાધ્ય સાધવામાં ધર્માધર્મનો વિવેક દૂર કરી, તાત્કાલિક ફલપ્રાપ્તિ માટે સુગમ સાધનોનો ઉપયોગ કરવામાં કેશવ લગારે શરમાતા નહોતા શિખંડીની પાછળથી અર્જુન પાસે બાણો નખાવી ભીષ્મનો વધ કરાવ્યો, સમાધિસ્થ દ્રોણાચાર્યનું શિર કપાવી નખાવ્યું, કાળનો નિર્ણય કરવામાં ભુલાવામાં નાખી જયદ્રથનો નાશ કરાવ્યો, કાદવમાં ખૂંપી ગયેલા રથચક્રને કાઢવાનો શ્રમ લેતા કર્ણનો નાશ કરાવી નાખ્યો અને ભીમસેનને સૂચના કરી દુર્યોધનની સાથળો ભાંગી નખાવી—એ બધા પ્રસંગે ગોવિંદે તાત્કાલિક ફળપ્રાપ્તિ થાય તેવો માર્ગ લીધો હતો શઠની સાથે શઠ થવું, એ ન્યાયે શ્રીકૃષ્ણે યુદ્ધમાં કૌરવો તરફ વર્તન ચલાવ્યું હતું

શ્રીકૃષ્ણ નારાયણનો અવતાર હતા, એ સત્ય મહાભારતમાં સૌથી પ્રથમ કોઈને સમજાયું હોય, તો તે ભીષ્મ હતા શ્રીકૃષ્ણની શક્તિને ભીષ્મ સારી પેઠે ઓળખી ગયા હતા યુદ્ધના ત્રીજા દિવસે અર્જુનને મૃદુ યુદ્ધ કરતો જોઈ, કેશવ હાથમાં ચક્ર લઈ ભીષ્મને મારવા દોડ્યા ત્યારે ભીષ્મ બોલ્યા કે, "હે કેશવ! આવો, આવો, આવો હે ચક્રપાણિ! તમને મારા નમસ્કાર છે, મને પકડીને રથમાંથી નીચે નાખી દો તમે મને મારી નાખશો, તો અહીં તેમજ પરલોકમાં મને ઉત્તમ ગતિ પ્રાપ્ત થશે" વળી નવમા દિવસે જ્યારે શ્રીકૃષ્ણ હાથમાં ચક્ર લઈ ભીષ્મને મારવા ધસ્યા, ત્યારે ભીષ્મે કહ્યું "આવો, આવો, પુંડરીકાક્ષ! હે દેવ! તમને મારા નમસ્કાર છે હે માધવ! મને હમણાં જ મારી નાખો, ને રથમાંથી હેઠે નાખી દો સંગ્રામમાં તમારે હાથે મૃત્યુ પામવાથી, હે દેવ! મારી સદ્ગતિ જ થશે તમે મને કૃતાર્થ કીધો છે હે ગોવિંદ! મને મારો, હું તમારો દાસ છું" દ્રૌપદી, યુધિષ્ઠિર, વિદુર અને કર્ણ પણ શ્રીકૃષ્ણના ઐશ્વર્યને સમજી ગયા હતા દુર્યોધન શ્રીકૃષ્ણને માયાવી ગણી કાઢતો હતો

પાંડવો શ્રીકૃષ્ણને અનન્ય ભક્તિભાવથી જોતા હતા તેમની સલાહ વિના તેઓ કોઈ પણ દિવસ મહાન કાર્ય આરંભતા નહોતા વાસુદેવ પણ પાંડવો ઉપર અપાર સ્નેહ રાખતા હતા યુધિષ્ઠિરના ભોળપણને લીધે પાંડવો તેમજ દ્રૌપદી દુઃખી થતાં હતાં, એ શ્રીકૃષ્ણની ધ્યાન બહાર નહોતું ખરું જોતાં મહાભારતનું યુદ્ધ યુધિષ્ઠિરના ભોળપણનું જ પરિણામ હતું

શ્રીમદ્ભગવદ્ગીતાના તત્ત્વજ્ઞાનનો અધિકારી પાંચે પાંડવોમાં માત્ર અર્જુન જ હતો. શ્રીકૃષ્ણે અર્જુનને ગીતામૃતનું પાન કરાવ્યું. કર્મ શું અને અકર્મ શું? આમ કિંકર્તવ્યમૂઢ થયેલા અર્જુનને ક્ષત્રિયધર્મનો સાચો બોધ કર્યા પછી મનુષ્યમાત્રનો સાચો ધર્મ કયો સંભવે છે, તે વાત શ્રીકૃષ્ણે ભાર દઈને સ્પષ્ટ શબ્દોમાં કહી. કોઈને એમ સંદેહ ઉપજે કે, યુદ્ધ-ભૂમિ ઉપર અર્જુનને આટલી મોટી અષ્ટાદશાધ્યાયી શ્રીગીતા શ્રીકૃષ્ણે સંભળાવી હોય, એ સંભવતું નથી આ સંદેહ અસ્થાને છે. સંસ્કૃત ભાષાનો તે સમય હતો, કહેનાર અને સાંભળનાર બંને સુપાત્ર, બુદ્ધિશાળી અને કુશાગ્રબુદ્ધિના હતા વળી અત્યારે પણ અષ્ટાદશાધ્યાયી શ્રીગીતાનો મુખપાઠ કરનારાઓને વધારેમાં વધારે સવા કલાક જેટલો સમય લાગે છે આ ગણતરી ધ્યાનમાં લેતાં શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે થયેલો સંવાદ અર્ધા કલાકમાં સમાપ્ત થાય એ સંભવિત છે સમરાંગણમાં યુદ્ધને માટે તૈયાર થઈ ગોઠવાઈ ગયા પછી પણ આટલો સમય તો સહેજે મળી શકે શ્રીમદ્ભગવદ્ગીતા અત્યારે જે સ્વરૂપમાં આપણને મળી આવી છે, તે જ સ્વરૂપમાં કદાચ તેને મૂળ મહાભારતકારે નહિ આલેખી હોય, છતાં તેમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાંતો મૂળને આધારે ગ્રથવાઈ ગયા હોય એમ લાગે છે શ્રીગીતાનો મૂળ સિદ્ધાંત 'કર્મ કરો અને ફળ મળશે' એ જ છે રેંકડ વાળે તેને લોઢી નીકળે, એ જેટલું સ્પષ્ટ છે, તેટલો જ સ્પષ્ટ સંબંધ કર્મ અને ફળ એ બે વચ્ચે છે આદર્શ સિદ્ધાંતોને વળગી રહેવા કરતાં જીવનમાં જે કાળે જે પ્રસંગ ઉપસ્થિત થાય, તે કાળે ને પ્રસંગને અનુકૂળ વર્તન રાખવું, એ શ્રીગીતાનો બીજો સિદ્ધાંત છે વળી, શત્રુ, બંધવો એ બધા તરફ સ્નેહભાવ રાખવો એ આદર્શ સિદ્ધાંત પણ રણાંગણમાં એ બધા શત્રુના રૂપમાં સામે

## અભિમન્યુ

અભિમન્યુ અર્જુનના જેવો લડવૈયો હતો. તે શૂરવીર, નીડર અને શસ્ત્રાસ્ત્રમાં કુશળ હતો. અર્જુન સંશપ્તક યોદ્ધાઓને મારવા ગયો, તે દિવસે દ્રોણગુરુએ નિર્માણ કરેલા ચક્રવ્યૂહમાં તે નિર્ભયતાથી પેઠો હતો અને અનેક યોદ્ધાઓને મારી, હંફાવીને ઠેઠ વ્યૂહના મધ્ય સુધી પહોંચ્યો હતો. ત્યાં તેને ઘણા મહારથીઓએ મળીને અધર્મથી મારી નાખ્યો હતો. તે શ્રીકૃષ્ણને તથા અર્જુનને બહુ જ વહાલો હતો. પાંડવોનો વંશ પણ તેનાથી જ આગળ ચાલ્યો છે.

## સાત્યકિ

સાત્યકિ યાદવ, અર્જુનનો શિષ્ય તથા ભક્ત હતો. તે શ્રીકૃષ્ણનો પ્રીતિપાત્ર, વિદ્વાન, ધાર્મિક, ચતુર, પ્રભાવશાળી, શસ્ત્રાસ્ત્રમાં નિપુણ, સમયજ્ઞ અને અર્જુનનું પ્રિય કરવા માટે હંમેશાં તે ખડેપગે તત્પર રહેતો હતો.

## ધૃષ્ટદ્યુમ્ન

ધૃષ્ટદ્યુમ્ન પાંડવોનો સાળો અને શુભેચ્છક હતો. તે દ્રોણવધને માટે કવચ, હથિયાર તથા રથની સાથે અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયો હતો. તેણે મહાયુદ્ધમાં દ્રોણાચાર્યને મારી પોતાના પિતાનું વૈર વાળ્યું હતું. તે શૂરવીર, રણધીર, શસ્ત્રાસ્ત્રસંપન્ન, બુદ્ધિમાન અને કૃતજ્ઞ હતો. પાંડવોની સાત અક્ષૌહિણી સેનાનું મુખ્ય સેનાપતિપદ તેને આપ્યું હતું અને તે તેણે યુદ્ધના છેલ્લા દિવસ સુધી જાળવી રાખ્યું હતું.

## ઘટોત્કચ

ભીમસેનથી હિડિમ્બામાં ઉત્પન્ન થયેલો રાક્ષસ ઘટોત્કચ મહાપરાક્રમી અને માયાબળથી સંપન્ન હતો. તેણે પાંડવોને તીર્થયાત્રાના પ્રસંગમાં ઘણી મદદ કરી હતી અને છેવટે ચૌદમા દિવસના રાત્રિયુદ્ધમાં કૌરવી યોદ્ધાઓને ગભરાવી નાખી રંગ રાખ્યો હતો. કર્ણે અર્જુનને મારવા માટે રાખી મૂકેલી અમોઘ શક્તિનો ભોગ થઈ પડીને તેણે અર્જુનને બચાવ્યો હતો. તે રાક્ષસી યોનિમાં ઉત્પન્ન થયો હતો, છતાં કૃતજ્ઞ અને એકનિષ્ઠ સ્વામીભક્ત હતો.

---

આવીને ઊભા રહે, ત્યારે સાચા ક્ષત્રિયે તો તેમની સામે યુદ્ધ કરવું જ ઘટે, એ એનો જાતિધર્મ; અને આદર્શને વેગળો મૂકી વ્યવહાર પાળવો એ મનુષ્યનો મુખ્ય ધર્મ. શ્રીકૃષ્ણે હાકી હાકીને અર્જુનને કહ્યું કે, "ભાઇ! યુદ્ધ કરવું એ અત્યારે તારો ધર્મ છે. આ પિતામહ, આ ગુરુ, આ ભાઇઓ, એ વિચાર અત્યારે તારે કરવાનો નથી, તારે તો યુદ્ધ કરવું. યુદ્ધમાં જય થશે કે પરાજય થશે, તેનો પણ તું વિચાર કરીશ નહિ; કારણ કે યત્ન કરવો એ તારા હાથમાં છે; યત્ન કર્યાનું શું ફળ મળશે, તેનો વિચાર કરવાનો પણ તને અધિકાર નથી." ફળનું સ્વરૂપ સંદિગ્ધ હોવાને લીધે કર્મ કરનાર ઉત્સાહી મનુષ્ય ફળ ઉપર જ દૃષ્ટિ રાખીને જો કર્મ આરંભે, તો તેનામાંથી ઉત્સાહ, સાહસ, ધૈર્ય અને શક્તિ મંદ પડી જાય છે. મનુષ્યનું જીવન આમ નષ્ટપ્રાય થઇ જાય છે. માટે જ ફળ ઉપર દૃષ્ટિ નહિ રાખતાં કેવળ કર્મ તરફ જ દૃષ્ટિ રાખવા શ્રીકૃષ્ણે અર્જુનને સૂચવ્યું હતું.

મહાભારતમાં પ્રત્યક્ષ થતી શ્રીકૃષ્ણની કેટલીક ચમત્કૃતિઓને કેટલાક સંશયની દૃષ્ટિએ નિહાળે છે. પાંચાલીનાં ચીર તેમણે પૂર્યાં, અર્જુનને વિરાટસ્વરૂપનું દર્શન કરાવ્યું, વિષ્ટિસમયે ધૃતરાષ્ટ્રની સભામાં પણ તેમણે ચમત્કાર દેખાડ્યો હતો, નારાયણાસ્ત્ર ને બ્રહ્માસ્ત્રની અસરમાંથી અર્જુનને બચાવ્યો હતો. આવા આવા ચમત્કારોમાં સંશય રાખવા જેવું કશું નથી. જો ઇશ્વરના અસ્તિત્વમાં અને તેના અવતારમાં આપણી પૂર્ણ શ્રદ્ધા અને માન્યતા હોય, તો શ્રીકૃષ્ણ અવતારી પુરુષ હતા, એટલાથી જ બધા સંશયોનો નિર્ણય થઇ જાય છે.

## પાંડવપક્ષનાં પ્રકીર્ણ પાત્રો

આ વિના પાંડવપક્ષના મહાયોદ્ધાઓમાં વિરાટરાજા, તેનો પુત્ર, દ્રુપદરાજા, શિખંડી, ધૃષ્ટકેતુ, જયત્સેન, પાંડ્યરાજા તથા બીજા કેટલાએક વીર પુરુષો હતા. તેઓ પાંડવોના પક્ષમાં રહીને શૌર્યપૂર્વક લડ્યા હતા અને છેવટે વીરલોકને પામી ગયા હતા.

## દુર્યોધન

પાંડવોનો કટ્ટો શત્રુ તથા કલિનો અંશાવતાર દુર્યોધન, અંધ ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર હતો. તે રાજ્યલોભી, અહંકારી, ઇર્ષ્યાખોર, કાવાદાવાથી ભરેલો, ઝનૂની, અયોગ્ય મહત્ત્વાકાંક્ષાવાળો, દંભી, નફટ, ગુરુજનની આજ્ઞામાં ન રહેનારો, આપવડાઇ હાંકનારો અને પોતાની ઇચ્છાવિરુદ્ધ વર્તનારા શુભેચ્છકને પણ શત્રુની દૃષ્ટિથી જોનારો હતો. તેનામાં સદ્‌ગુણો પણ હતા; પરંતુ તે ગુણો દુર્ગુણોનું સામ્રાજ્ય વધી જતાં બીજાઓના પણ સંહારક જ થઇ પડ્યા હતા. તે રાજનીતિમાં નિપુણ હતો. ધન તથા માનથી બીજાઓને પોતાના કરી લેવાની તેનામાં આવડત હતી અને તે કારણથી જ તે ભીષ્મ, દ્રોણાચાર્ય આદિ જેઓ પાંડવોના તરફ સમભાવથી જોતા હતા, તેમને પણ પોતાના પક્ષમાં યુદ્ધ કરવા યોજી શક્યો હતો. માત્ર સાધુ પુરુષ ધર્માવતાર વિદુરજી જ તેના ધનલોભમાં ફસાયા ન હતા; અને તેથી જ દુર્યોધન હંમેશાં તેમને પોતાની બાજી ઉથલાવી નાખનારા શત્રુ તરીકે જ જોતો હતો. યુદ્ધસમયે પણ તે તટસ્થ જ રહ્યા હતા. દુર્યોધને પોતાના રાજ્યકાળમાં પ્રજાને અને માંડલિક રાજાઓને પ્રસન્ન રાખ્યા હતા; પરંતુ તેનો મુખ્ય હેતુ એ જ સમજાય છે કે, કોઇ રીતે કોઈ અસંતુષ્ટ થતાં પાંડવો ફાવી જાય નહિ. તે ભીમસેનને પોતાનો કટ્ટો દુશ્મન માનતો હતો; પરંતુ તેના સામર્થ્ય આગળ તેનું કાંઇ પણ ચાલતું ન હતું. દુર્યોધન ધનુર્વેદાદિ શસ્ત્રવિદ્યા દ્રોણાચાર્ય પાસે ભણ્યો હતો, તેથી તે ઇતર આયુધો વડે પણ યુદ્ધ કરતો હતો; પરંતુ ગદાયુદ્ધમાં તો વળી ઘણો જ કુશળ હતો. તે અને ભીમસેન બંને બલરામની પાસે ગદાયુદ્ધ શીખ્યા હતા; પણ ભીમસેનના શારીરિક બળ આગળ તે નિર્બળ બની જતો હતો અને તેથી તે કર્તવ્યાકર્તવ્ય ભૂલી જઇને નૃશંસ કર્મ કરવા મંડી પડતો હતો. તે બીજાનાં છિદ્રો ખોળતો પણ પોતાનાં છિદ્રો જોતો નહિ; અને જ્યારે કોઇ તેને તે દેખાડતા, ત્યારે તે તેની અવજ્ઞા કરતો હતો. આ હેતુથી જ તે જન્મ સુધી વૈરાગ્નિને શાંત કરી શક્યો ન હતો. આખા જીવન સુધી તે પાંડવોને પોતાના સમ્રાટપદમાં વિઘ્નરૂપ માનીને પાંડવોનાં જ સ્વપ્નો જોયા કરતો હતો; અને તેઓને કેવી રીતે ઉખેડી નખાય તેની જ કોશિશ કર્યા કરતો હતો. આ વૈરપક્ષની દીક્ષા લઇને તેણે તેના અગ્નિમાં જ ભારતમાતાનાં રત્નરૂપ પુત્રોને હોમ્યા, હોમાવ્યા તથા છેવટે પોતે પણ વીરની પેઠે યુદ્ધ કરી સો ભ્રાતાઓની સાથે હોમાઇ જઇને ભારતભૂમિને નિસ્તેજ કરી મૂકી! ખરેખર! બીજાનું અનિષ્ટ ઇચ્છનાર પોતાનું કે બીજાનું કોઈનું પણ ઇષ્ટ સાધી શકતો નથી; અને અનેક જમાના સુધી ઊલટો પોતાની અપકીર્તિ જ પોતાની પાછળ મૂકી જાય છે.×

× દુર્યોધન—દૈવ શ્રેષ્ઠ કે પુરુષાર્થ? આ પ્રશ્ન જેને ઉપસ્થિત થતો હોય તેણે દુર્યોધનનું દૃષ્ટાંત જોવું. પુરુષાર્થ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખનાર અને દૈવને લેશ પણ ન ગણકારનાર દુર્યોધન આખરે દૈવથી જ હણાયો. ભીષ્મ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય જેવા બળવાન મહારથીઓને, પાંડવો તરફ તેમનો પક્ષપાત હતો, છતાં પણ પોતાના પક્ષમાં રાખવાનો સફળ પ્રયાસ દુર્યોધનનો જ હતો. તેની રાજનીતિને લીધે જ વીર, વૃદ્ધ અને સારાસારનો વિવેક સમજનારા ભીષ્મ જેવા યોદ્ધાઓ દુર્યોધનના અન્યાયી પક્ષમાં ઠેઠ સુધી રહ્યા અને લડતાં મરાયા. જેમ જેમ દુર્યોધન હારતો ગયો, તેમ તેમ 'પુરુષાર્થ નકામો છે. દૈવ સર્વથા શ્રેષ્ઠ છે' એમ તેને લાગતું હતું. દુર્યોધનનું જીવન તપાસનાર હરકોઇને પણ એમ લાગ્યા વિના ન જ રહે.

## ભીષ્મપિતામહ

શાંતનુથી ગંગામાં ઉત્પન્ન થયેલા વસુઓના અંશાવતાર ભીષ્મ ઝળહળતી દિગંત કીર્તિના ધામરૂપ છે. તે દૃઢ પ્રતિજ્ઞાવાળા, ધર્મમૂર્તિ, સત્યવાદી, વિદ્વાન, પ્રૌઢ, રાજ્યનીતિજ્ઞ, ઉદાર, જિતેંદ્રિય, ગુણજ્ઞ, સલાહકાર તથા સમભાવવાળા હતા. તેમણે પિતૃભક્તિથી પિતાના સંતોષને માટે પોતે રાજ્યાધિકારી છતાં રાજ્યનો ત્યાગ કર્યો હતો અને અખંડ બ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું. તેમની એ ભીષણ પ્રતિજ્ઞા અનુપમ જ છે. તે યુદ્ધમાં પણ અદ્વિતીય હતા. તેમણે ક્ષત્રિયસંહારક પરશુરામની સાથે તેવીસ દિવસ સુધી અજિત યુદ્ધ કર્યું હતું અને છેવટે દેવાજ્ઞાથી જ તે યુદ્ધ બંધ કરવામાં આવ્યું હતું. તે દુર્યોધનને વારંવાર સત્ય ઉપદેશ કરતા હતા; પરંતુ દુર્યોધન તે માનતો ન હતો. તેમણે પાંડવો સાથે સમાધાન કરવા દુર્યોધનને બહુ બહુ સમજાવ્યો, પણ તે ન સમજતાં જ્યારે યુદ્ધ કરવાનો જ નિશ્ચય થયો, ત્યારે પોતે દુર્યોધનના રાજ્યકાળમાં તેના અપૂર્વ માન સાથે રહેલા હોવાથી તેના જ સેનાપતિ તરીકે યુદ્ધભૂમિમાં આવ્યા; અને તેમણે 'પુરુષ અર્થનો દાસ છે, અર્થ કોઇનો દાસ નથી' આ રીતે યુધિષ્ઠિરને પોતાની સત્ય સ્થિતિ કહી દીધી. પછી વૃદ્ધ છતાં પણ તેમણે તરુણ યોદ્ધાની પેઠે દશ દિવસ સુધી રણમાં ઘૂમી રણરંગ રાખ્યો; તથાપિ તે પાંડવોને જ સત્યના પક્ષી માનીને તેમનું જ શુભ ઇચ્છતા હતા તથા અંતે તેઓનો જ વિજય થનાર છે એમ માનતા હતા. તે વૃદ્ધનો બાણપ્રહાર બહુ જ તીવ્ર થઇ પડતો હતો અને તેથી તેમણે શ્રીકૃષ્ણ પાસે પણ ચક્ર પકડાવ્યું હતું. આ તેમની અદ્ભુત શક્તિનો જ્વલંત નમૂનો છે.

ભીષ્મપિતામહ પરમ ધર્મજ્ઞ તથા તત્ત્વજ્ઞાની હતા. તેમનું તે જ્ઞાન તેમની સાથે જ નષ્ટ ન થઇ જાય પણ આ લોકમાં જળવાઇ રહે, એ હેતુથી યુદ્ધ થઇ રહ્યા પછી શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને લઇને, કુરુક્ષેત્રમાં જ્યાં બાણશય્યા ઉપર ભીષ્મ પડ્યા હતા ત્યાં ગયા હતા. તે સમયે શ્રીકૃષ્ણની પ્રેરણાથી તથા યુધિષ્ઠિરની પૃચ્છાથી મહાત્મા ગાંગેયે રાજધર્મ, દાનધર્મ, આપદ્ધર્મ અને

---

મહાભારત વાંચનારને પાંડવો તરફ પક્ષપાત થાય છે. જો મહાભારતકારે આવી વલણ ન લીધી હોત, તો દુર્યોધન કુશળ રાજનીતિજ્ઞ તરીકે શ્રેષ્ઠ હતો, એમાં લગારે સંશય નથી. પિત્રાઇઓમાં દ્વેષ અનાદિકાળથી ચાલતો આવેલો હોય તેની તીવ્ર કટુતા હજુ પણ જેવી ને તેવી જળવાઇ રહી છે. પાંડવોને તે જન્મથી જ ધિક્કારતો હતો. કર્ણ અને અર્જુન તેમજ દુર્યોધન અને ભીમસેન આ બંને વચ્ચે બાળપણથી જ ઈર્ષ્યા, દ્વેષ અને વેર ઉદ્ભવ્યાં હતાં. દુર્યોધનનો દ્વેષ, એટલી સીમા સુધી પહોંચી ગયો હતો કે, પાંડવોને તસુપૂર પૃથ્વી આપવી નહિ, એવો તેણે સંકલ્પ કર્યો હતો. પોતાના જીવતાં તો તેણે પાંડવોને ખરેખર તસુપૂર ભૂમિ આપી નહોતી. એના દેહમાં પ્રાણ હતા ત્યાં સુધી એણે પાંડવોને જંપવા દીધા નહોતા.

ભીષ્મ અને દ્રોણાચાર્યને જો કે એણે પોતાના પક્ષમાં રાખી યુદ્ધમાં પાંડવો સામે લડાવ્યા હતા, છતાં દુર્યોધનને તેમના ઉપર વિશ્વાસ નહોતો. તેણે અનેક વાર ભીષ્મ તથા દ્રોણાચાર્યને મહેણાં મારી કહી સંભળાવ્યું હતું કે, 'તમે મારા આશ્રય નીચે પોષાયા છો, છતાં તમે પાંડવો તરફ પક્ષપાત રાખી યુદ્ધ કરો છો.' ભીષ્મ-દ્રોણાચાર્યને દુર્યોધનના આવા સ્વભાવથી ખોટું લાગ્યું હતું. દુર્યોધન વારે વારે કર્ણનાં વખાણ કરતો, ને તેના વડે જ યુદ્ધ જિતાશે, એમ કહી ચૂક્યો હતો.

દુર્યોધન જીભે મીઠો હતો. શલ્યને કર્ણનો સારથિ દુર્યોધનની મીઠી જીભ જ બનાવી શકી; એની મધુર વાણી વડે જ અશ્વત્થામા અને કર્ણ વચ્ચે થયેલું વાગ્યુદ્ધ શમ્યું હતું. દુર્યોધનની અમૃતસમી વાણીથી ભોળવાઈ ધૃતરાષ્ટ્ર તેના કાર્યમાં હાજી હા જ ભણતો. પોતાના ભાણેજોને ત્યજી દઇ શલ્ય દુર્યોધનના પક્ષમાં ભળ્યો, એ દુર્યોધનની રાજનીતિને લીધે જ બન્યું.

મોક્ષધર્મ અનેક દૃષ્ટાંતો સાથે હૃદયંગમ થાય તે રીતે ઉપદેશ્યા હતા; કે જે અનુપમ ઉપદેશથી મહાભારતનો લગભગ ચતુર્થાંશ જેટલો શાંતિપર્વ તથા અનુશાસન પર્વ નામનો ભાગ ભરેલો છે. તેમનું એ અક્ષય શરીર હજી પણ અક્ષય જ રહેલું છે.×

× ભીષ્મ–વસિષ્ઠઋષિની ધેનુનું હરણ કરનાર આઠ વસુઓ ઋષિના શાપથી શરમિંદા થઇ મનુષ્યયોનિમાં કોને ત્યાં અવતાર લેવો એના વિચારમા હતા, તેટલામા તેમણે શાંતનુરાજાને પરણવા જતાં ગંગાજી મળ્યા. વસુઓને મળેલા શાપનો વૃત્તાંત જાણી ગંગાજી ખિન્ન થયાં, પણ વસુઓનું ભલું કરવાની ઇચ્છાથી આઠે વસુઓને પોતાને ત્યાં અવતાર લેવાની તેમણે સૂચના કરી. તેમણે વસુઓને ખાતરી આપી કે, મનુષ્ય-યોનિમાં જન્મ થતાં જ તેઓ શાપમુક્ત થશે. માત્ર દ્યો નામના વસુને પોતાના પુત્ર તરીકે રાખી લેવાની તેમણે ઇચ્છા દર્શાવી. ગંગાજીની આ સૂચનાનુસાર આઠે વસુઓએ વારાફરતી શાંતનુ રાજાને ત્યાં અવતાર લીધો. ગંગાજીએ તેમને જન્મતાં જ જળશાયી કરી શાપમુક્ત કરી દીધા. માત્ર દ્યો નામના વસુને તેમણે પુત્ર તરીકે રહેવા દીધો અને તેનું નામ દેવવ્રત પાડ્યું.

મત્સ્યગંધાથી મોહ પામી ભાન ભૂલેલા શાંતનુ રાજાની ઉદાસીનતા જોઇ, દેવવ્રતે યુક્તિથી પિતાના દુઃખનું કારણ જાણી લીધું. મત્સ્યગંધાના પિતા પાસે જઇ દુઃસાધ્ય પ્રતિજ્ઞા લઈ તેમણે પોતાને ત્યાં અપરમાનું સ્થાપન કર્યું. આમરણાંત બ્રહ્મચર્યનું પાલન કરવાની પ્રતિજ્ઞાને લીધે દેવવ્રત પછીથી 'ભીષ્મ' નામથી ઓળખાવા લાગ્યા. પુત્રના સુખને ભોગે પિતાને મનમોહના મળી, તેથી પિતાએ ઉમળકાથી પુત્રને વરદાન આપ્યું કે, 'તું ઇચ્છીશ ત્યારે જ તારું મરણ થશે.' આમરણાન્ત અસ્ખલિત બ્રહ્મચર્યના પાલનથી આવો અલભ્ય લાભ થાય તેમાં નવાઇ પણ શી હોય ?

ભીષ્મે પરશુરામ પાસેથી ધનુર્વિદ્યા સંપાદન કરી હતી. એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી કરનાર જામદગ્નિના શિષ્ય ભીષ્મ પણ દુર્ધર્ષ અને અપ્રતિમ યોદ્ધા હતા. શાલ્વ અને કાશિરાજ સાથે એકીવખતે બાથ ભીડી તેમને હરાવનાર ભીષ્મ અજેય મનાવા લાગ્યા. ભીષ્મ કૌરવપક્ષનું કવચ હતા.

કૌરવપક્ષનું રક્ષણ ભીષ્મને લીધે જ થતું હતું, એમ કહેવામા લેશ પણ અતિશયોક્તિ નથી. મહાભારતના અઢાર દિવસના સંગ્રામમાં દશ દિવસ સુધી તો ભીષ્મે જ યુદ્ધ કર્યું હતું. નારાયણના અવતાર મનાતા શ્રીકૃષ્ણની નિઃશસ્ત્ર રહેવાની પ્રતિજ્ઞાનો ભંગ કરાવનાર ભીષ્મ હતા. ભીષ્મે બે વાર શ્રીકૃષ્ણ પાસે રથચક્ર ઉપડાવ્યું હતું. મહાભારતના યુદ્ધસમયે લગભગ ૧૩૫ વર્ષની વયે ભીષ્મ જ્યારે ઘવાઇને બાણશય્યામાં પડ્યા, ત્યારે પિતાના વરદાનને લીધે એકદમ તે મૃત્યુવશ ન થયા. ઉત્તરાયણના સૂર્ય થતાં સુધી તેમણે પ્રાણવાયુને રોકી રાખ્યો.

રાજ્યતંત્રની અંદર રહીને રૈયતવર્ગનો પ્રત્યેક જણ પોતાના સ્વતંત્ર વિચારોને અમલમા મૂકી શકતો નથી; રાજ્યપતિ જે કાંઈ કરે, તે બધું યોગ્ય જ હોય, એમ પણ બનતું નથી; તેમ છતાં પ્રજાવર્ગ જ્યાં સુધી અમુક શાસનને સ્વીકારે, ત્યાં સુધી તે શાસનનાં કાર્યોને સામાન્ય રીતે અનુકૂળ થઇ જવું અને તેમાં સહાય કરવી, એ પ્રજાવર્ગનો સ્પષ્ટ ધર્મ છે. કૌરવોનો પક્ષ અન્યાયી હતો અને તે વાત ભીષ્મ જાણતા હતા; છતાં તેમણે કૌરવોને સહાય કરી તથા પાંડવોની સામે યુદ્ધ કર્યું. ભીષ્મનું આવું વર્તન મહાભારતકારને યે નથી રુચ્યું; તેથી ભીષ્મના મુખમાથી એમણે વચનો કઢાવ્યાં છે કે:—

अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित्। इति सत्यं महाराज बद्धोऽस्म्यर्थेन कौरवैः॥ (ભીષ્મપર્વ)

અર્થાત્ "પુરુષ અર્થનો દાસ છે, પણ અર્થ કોઇનો યે દાસ નથી. હે મહારાજ ! આ સત્ય છે, ખરેખર, કૌરવોએ મને અર્થથી બાંધી લીધો છે."

આમ છતાં પણ ભીષ્મનું દિલ સ્વાભાવિક રીતે પાંડવો તરફ આકર્ષાતુ હતું. તેમણે ઘણી વાર દુર્યોધનને પાંડવો તરફ મમતા રાખવા સમજાવ્યો હતો, છતા દુર્યોધને અનેક વાર અપમાનથી પિતામહની અવગણના કરી હતી. 'કૌરવોમાં રહેવું ને પાંડવોનો જય ઇચ્છવો' એ પ્રચલિત લોકોક્તિ ભીષ્મના આવા વર્તનને લીધે જ ઉદ્ભવી લાગે છે.

શ્રીકૃષ્ણને નારાયણના અવતાર તરીકે પ્રથમ ભીષ્મે જ ઓળખ્યા હતા. રાજસૂય યજ્ઞમાં અર્ઘ્યપ્રદાન સમયે શિશુપાલ આદિ બળવાન નરેન્દ્રોના આક્ષેપો સહી લઇને પણ ભીષ્મે શ્રીવાસુદેવને પ્રથમ અર્ઘ્ય આપવાની યુધિષ્ઠિરને સૂચના કરી. યુદ્ધસમયે હાથમાં ચક્ર લઈ પોતાની સામે ધસી આવતા શ્રીકૃષ્ણને હાથે

## ગુરુ દ્રોણાચાર્ય

ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય દારિદ્ર્યથી પીડાઇને કુટુંબ સાથે પોતાના મિત્ર દ્રુપદને ત્યાં ગયા હતા; પરંતુ દ્રુપદે તેમની મૈત્રી સ્વીકારવા ના કહીને તેમનું અપમાન કર્યું. દ્રોણાચાર્યને તે હાડોહાડ વ્યાપી ગયું, પણ બોલ્યા વિના મનમાં જ વેર વાળવાનો સંકલ્પ કરી તે ત્યાંથી હસ્તિનાપુરમાં આવ્યા. ત્યાં તેમણે કુરુવંશી કુમારોને તથા ઇતર રાજકુમારોને ધનુર્વિદ્યા શીખવી તૈયાર કર્યા અને તેઓની પાસે ગુરુદક્ષિણામાં દ્રુપદને બાંધી લાવવાની માગણી કરી. પ્રતાપી અર્જુને તે કાર્ય કર્યું અને દ્રોણગુરુને દ્રુપદનું અર્ધું રાજ્ય આપ્યું. એ રીતે તેનું અર્ધું રાજ્ય લઇ તેઓ શાંત પડ્યા. આ તેમના અદ્ભુત પ્રભાવનો નમૂનો છે. જો કે તેમણે ઘણા વિદ્યાર્થીઓને પોતાની શસ્ત્રાસ્ત્રવિદ્યા શીખવી હતી; પરંતુ તેઓમાંથી અર્જુન જ તેમની વિદ્યાનો ખરો રહસ્યજ્ઞ હતો. અર્જુને પોતાની ચાલાકીથી તથા ગુરુભક્તિથી ગુરુનું ચિત્ત હરી લીધું હતું, અને તેથી જ દ્રોણાચાર્ય જે બ્રહ્માસ્ત્ર પોતાના પુત્રને પણ આપતાં આનાકાની કરતા હતા, તે બ્રહ્માસ્ત્ર તેમણે પૂરેપૂરી ખુશીથી અર્જુનને આપ્યું હતું. દુર્યોધનના રાજ્યકાળમાં તેના તરફથી મળેલા સન્માનનો તેમણે યુદ્ધમાં તેના પક્ષમાં રહી, પાંચ દિવસ સેનાપતિ તરીકે રણમાં ઘૂમી બદલો વાળ્યો હતો. એ પાંચ દિવસનું યુદ્ધ ઘણું ભયંકર તથા અવનવું નીવડ્યું હતું. દ્રોણાચાર્ય યુદ્ધમાં અદ્ભુત પરાક્રમ કરતા હતા; પરંતુ અર્જુન સામો આવી વિનય દેખાડતો, એટલે તે આઘાપાછા થઇ જતા હતા; એ જ પ્રેમનું પ્રાબલ્ય! તે અદ્ભુત પરાક્રમ કરી અનેક યોદ્ધાઓને હણી છેવટે અશ્વત્થામાને મરેલો જાણીને તથા ઋષિઓના ગુપ્તસંકેતથી હથિયાર ત્યજી દઇને સમાધિસ્થ થયા; અને ધૃષ્ટદ્યુમ્ને તેમનો શિરચ્છેદ કરીને પૂર્વનું વેર વાળ્યું. દ્રોણગુરુ શમ–દમસંપન્ન, તપસ્વી, નીડર, સત્ય તથા સ્પષ્ટ બોલનારા, અદ્વિતીય શસ્ત્રાસ્ત્રવેત્તા, સર્વ વિદ્યાઓમાં કુશળ, પ્રભાવશાળી, શિક્ષણકળામાં નિપુણ, રાજનીતિના જ્ઞાતા અને અદ્ભુત પરાક્રમી હતા. તેમને યુદ્ધ પ્રિય ન હતું; તથાપિ તે દુરાગ્રહી દુર્યોધનને તજી શક્યા નહિ. તેઓ યુદ્ધમાં તેના તરફથી યથાસામર્થ્ય લડ્યા; પણ જય તો પાંડવોનો જ ઇચ્છતા હતા. ખરેખર તેઓ પ્રભાવશાળી આચાર્ય તરીકે પોતાનું નામ અમર કરી ગયા છે.×

---

મરણ પામવા ભીષ્મ ઉત્કંઠિત થયા હતા. બાણશય્યા ઉપર રહ્યે રહ્યે પણ ભીષ્મ વારે વારે જનાર્દનની સ્તુતિ કરતા હતા.

બ્રહ્મચર્ય, દીર્ઘ આયુષ્ય, અનુભવ અને ઊંડા અભ્યાસને લીધે ભીષ્મનું જ્ઞાન અગાધ હતું. શાન્તિપર્વમાં જ્ઞાનની મંજૂષાઓમાં અનુભવ, તત્ત્વજ્ઞાન અને મનુષ્યધર્મોનાં ગહન વચનો છલકાઈ જતાં દેખાય છે. યુદ્ધભૂમિ ઉપર વૃદ્ધ ભીષ્મ જેટલા ઉત્સાહથી ઘૂમ્યા હતા, તેટલા જ ઉત્સાહથી તેમણે યુધિષ્ઠિરને શાન્તિનો પાઠ પઢાવવા યત્ન કર્યો હતો.

"પિતામહ એ પુરાણ અનુભવની મૂર્તિ છે. એમનું જ્ઞાન, એમની નીતિ અને એમના સદ્‌ગુણોમાં આ દેશની આશા છે, પણ અધર્મનો રાજનય જ્યારે તેને અધર્મના યુદ્ધમાં આગળ કરશે, ત્યારે યોગેશ્વર શ્રીકૃષ્ણ પ્રતિજ્ઞા મૂકી શસ્ત્ર ધરશે અને ક્રિયાવાન અર્જુનને ધૃષ્ટતર કરશે; અને કન્યાના શરીરમાંથી પુરુષ–શરીરરૂપે પ્રકટ થયેલા શિખંડીને આગળ કરી વિચિત્ર વ્યૂહ રચશે. શિખંડીના સામા પિતામહ મનસ્વિતાથી અસ્ત્રપ્રહાર નહિ કરે અને શિખંડીની પાછળથી આવતાં બાણોને વશ થશે……પિતામહ પડ્યા પછી પણ જીવે છે. સાત્ત્વિક વૃત્તિવાળા સુપાત્ર ધર્મમૂર્તિ યુધિષ્ઠિર પાસે યોગેશ્વર શ્રીકૃષ્ણ ભીષ્મ પિતામહના આટલા આયુષ્યનો પરમ લાભ લેવડાવે છે." (સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો)

× **દ્રોણાચાર્ય અને અશ્વત્થામા**—પવનથી ઊડી જતા વસ્ત્રને લેવા જવા પ્રયત્ન કરતી ઘૃતાચી અપ્સરાને વિવસ્ત્રા જોઇ, નદીને તીરે સૂર્યને અર્ઘ્ય આપતા ભરદ્વાજઋષિનું ચિત્ત કામવિકારથી આકુળ-વ્યાકુળ થઇ ગયું. કામવ્યાકુળતા બેહદ વધી જવાને લીધે ઋષિનું વીર્ય સ્ખલિત થઇ ગયું. તે વીર્યને

## અશ્વત્થામા

દ્રોણગુરુનો પુત્ર અશ્વત્થામા ધનુર્વેદજ્ઞ, સમર્થ, બ્રાહ્મ તથા ક્ષાત્રતેજથી સંપન્ન અને વિદ્વાન છતાં સાહસી તથા ક્રોધી પણ હતો. તે દુર્યોધનનો મિત્ર બનીને અનુકૂળ રહેતો હતો. તેનામાં ક્ષમાશક્તિ નહિ હોવાથી તેણે દ્રોણાચાર્યના આપેલા બ્રહ્માસ્ત્રનો દુરુપયોગ કરી કુરુવંશના ક્ષયનો પ્રસંગ ઉપસ્થિત કર્યો હતો. વળી યુદ્ધને છેલ્લે દિવસે તેણે પોતાના રાજા દુર્યોધનને પડેલો જોઇ, રાત્રે પાંડવોની છાવણીમાં અતિ દુષ્ટ કર્મ કર્યું હતું; અને તેથી તેને શ્રીકૃષ્ણે તથા વ્યાસે ત્રણ હજાર વર્ષ સુધી નિર્જન અરણ્યમાં એકલવાયા રહેવાનો તથા દેહમાંથી પરુની દુર્ગંધ નીકળવાનો શાપ આપ્યો હતો. એ પણ કૌરવપક્ષના બચેલા ત્રણ યોદ્ધાઓમાંનો એક હતો.

## કૃપાચાર્ય

શિકાર કરવા નીકળેલા શાંતનુરાજાએ બે બાળકોને નિરાધાર જોઇને કૃપાથી લીધાં અને તેથી તેઓનાં નામ કૃપ તથા કૃપી પાડયાં. તે પછી શરદ્વાન્ઋષિ કે જે નિરંતર ધનુષ્યબાણ સાથે જ વિહાર કર્યા કરતા હતા, તેમણે આવીને કૃપાચાર્યનાં ગોત્રાદિક કહ્યાં તથા સંસ્કાર કરીને તેમને

તેમણે દ્રોણ નામના પાત્રમા ઝીલી લીધું; અને તેમાંથી જે બાળકનો જન્મ થયો, તેનું નામ દ્રોણ પાડવામાં આવ્યું. મહાભારતકાર દ્રોણના જન્મસંબંધી આમ ઉલ્લેખ કરે છે. આરજ વિના એકલા પુરુષવીર્યથી બાળક ઉત્પન્ન થઇ શકે નહિ, એ સુપ્રજનનશાસ્ત્રનો નિયમ છે. એ નિયમ વિરુદ્ધ વેદવ્યાસે દ્રોણનો જન્મ વર્ણવવામાં શો ઉદ્દેશ રાખ્યો હશે, એ સમજાતું નથી.

અમાતૃક દ્રોણની બાલ્યાવસ્થા અને યુવાવસ્થા ઘણી રંક હતી. તેમણે પરશુરામ પાસેથી દિવ્ય અસ્ત્રવિદ્યા સંપાદન કરી હતી. અગ્નિવેશ નામના ઋષિને ત્યાં અભ્યાસ કરતાં તેમને બાલ્યાવસ્થામાં દ્રુપદની સાથે મિત્રાચારી થઇ હતી. ગુરુને ત્યાં શ્રીકૃષ્ણ અને સુદામાના જેવા જ, આ બે જણા મિત્રો થઇને રહ્યા હતા. મિત્રાચારીના પ્રસંગમા દ્રુપદે દ્રોણને ભવિષ્યમાં પોતાને રાજ્ય મળ્યા પછીથી સારો લાભ આપવાની આશા આપી હતી. બંને મિત્રો ગુરુને ત્યાંથી છૂટા પડ્યા અને દ્રુપદ રાજા થયો. દ્રોણ એટલા બધા ગરીબ દશામાં હતા કે, પોતાના પુત્ર અશ્વત્થામાને બાળપણમા દૂધ આપવાને ગાયનું સાધન પાસે નહિ હોવાથી અને દૂધને માટે અશ્વત્થામાએ બાળહઠ લીધેલી હોવાથી, દ્રોણે પાણીમા લોટ મેળવી તેને દૂધનું રૂપ આપી અશ્વત્થામાને આપ્યું હતું. પોતાની રંક દશાનાં ફળ પુત્રને ભોગવવાં પડે છે, તેમ વિચાર આવતાં દ્રોણની આંખમાં આંસુ આવ્યાં. તેમને દ્રુપદ સાંભર્યો. દ્રુપદ આ વખતે રાજા થયો હતો. તેથી દ્રોણ દ્રુપદના રાજ્યમાં આવવા નીકળ્યા; પણ રાજા થયા પછી દ્રુપદનો સખાભાવ મોળો પડી ગયો હતો. એટલે ફાટાંતૂટાં લૂગડાંમા આવેલા દ્રોણનો તેણે તિરસ્કાર કર્યો. દ્રોણને ઘણું માઠું લાગ્યું, પણ પોતે એકલા હોવાથી તે વખતે કાંઇ કરી શકયા નહિ.

દ્રોણ કૃપાચાર્યની બહેન કૃપી વેરે પરણ્યા હતા. કૃપાચાર્ય કૌરવોને ત્યાં રહેતા હતા. પાંડવકૌરવો એક દિવસ રમત રમતા હતા; ત્યાં યોગચમત્કૃતિથી દ્રોણે પાંડવકૌરવોની પ્રીતિ મેળવી. ભીષ્મને ખબર થતાં તેમણે દ્રોણને પાંડવકૌરવોના ગુરુ તરીકે નીમ્યા. દ્રોણગુરુએ પાંડવકૌરવોને અસ્ત્રવિદ્યા સંપૂર્ણ શીખવી. પોતાના પુત્ર અશ્વત્થામા કરતા પણ તેમનો પ્રેમ અર્જુન તરફ વિશેષ હતો અને તેથી તેને ઘણી ગુપ્ત વિદ્યાઓ શીખવી હતી.

ક્ષત્રિયોના સંસર્ગમાં આવીને અને કૌરવોના દરબારની ખટપટોનો પટ લાગ્યાથી દ્રોણાચાર્ય કેવળ બ્રાહ્મણ રહી શકયા નહિ; તેમનામાં ક્ષાત્રતેજના કિરણોનો પ્રકાશ થવા માંડ્યો હતો. કૌરવપાંડવોને અસ્ત્રવિદ્યા શીખવી, ગુરુદક્ષિણામાં તેમણે દ્રુપદનો પરાભવ કરવાની યાચના કરી. એકલો અર્જુન આ યાચનાને સફળ કરી શકયો. પાંડવો ઉપર કૌરવો અત્યાચાર કરતા હતા, તેથી દ્રોણાચાર્યનો અંતરાત્મા વિદીર્ણ થઇ જતો હતો. દુર્યોધનના આભાર નીચે દબાયેલા–ચંપાયેલા હોવાથી દ્રોણાચાર્ય પ્રત્યક્ષ રીતે દુર્યોધનના પક્ષમાં રહ્યા, છતાં પરોક્ષ રીતે પાંડવોનો જ વિજય ઇચ્છતા હતા. શ્રીકૃષ્ણને ઇશ્વરાવતાર તરીકે પ્રથમ ભીષ્મે અને પછી દ્રોણાચાર્યે જ ઓળખ્યા હતા. તેમની તો દૃઢ માન્યતા હતી કે, यतो धर्मस्ततः कृष्णो। यतः कृष्णस्ततो जयः॥ (દ્રોણપર્વ). યુદ્ધારંભે યુધિષ્ઠિરને આમ કહીને જ તેમણે તેમને આશ્વાસન આપ્યું હતું.

યુદ્ધમાં દ્રોણાચાર્ય દુર્ધર્ષ હતા. જ્યાં સુધી દ્રોણાચાર્ય હતા, ત્યાં સુધી પાંડવો વિજય પ્રાપ્ત કરી શકયા

ધનુર્વેદાદિ વિદ્યા ભણાવી. એ કૃપાચાર્ય જ કુમારોના પ્રથમ ગુરુ હતા. તેમણે જ તેઓને ધનુર્વેદ ઇત્યાદિ વિદ્યા પણ શીખવી હતી; પરંતુ ઉન્મત્ત થઇ ગયેલા કુમારો ઉપર યથાર્થ છાપ પાડે એવા તેજસ્વી ગુરુની જરૂર હોવાથી ભીષ્મપિતામહે દ્રોણાચાર્યનો મેળાપ થતાં તેમને રાખી લીધા હતા. કૃપાચાર્ય સૌમ્ય પ્રકૃતિના, વિદ્વાન, સત્યવક્તા, ભીષ્મ તથા દ્રોણાચાર્યની બુદ્ધિને અનુસરનારા, યુદ્ધનિપુણ અને રાજ્યાશ્રિત હતા. તેમણે પણ યથાસામર્થ્ય યુદ્ધમાં ભાગ લીધો હતો. કૌરવપક્ષના બચેલા ત્રણ મહાયોદ્ધામાંના તે એક હતા. તે જનમેજયના સમય સુધી વિદ્યમાન હતા.

## વિદુર૨૭

ધર્માવતાર વિદુર સાધુપુરુષ હતા. તેમને ધૃતરાષ્ટ્રના પુત્રો તથા પાંડુના પુત્રો સમાન હતા; તેમ છતાં જ્યારે દુરાત્મા દુર્યોધને પાંડવોના વિનાશને માટે પ્રપંચો રચવા માંડયા, ત્યારે તે દુર્યોધનનાં કાવતરાંઓથી પાંડવોને બચાવવા તેમના સલાહકાર થઇ પડયા હતા. તે ભવિષ્યવેત્તાની પેઠે ભાવિ પરિણામ પણ કહેતા હતા અને તેમના કહેવા પ્રમાણે જ ફળ પ્રત્યક્ષ થતું હતું. દુર્યોધનના જન્મ સમયે તેને ગધેડાની પેઠે ભૂંકતો સાંભળી વિદુરે તેને કુરુકુળસંહારના મૂળરૂપ જણાવી તજી દેવા કહ્યું હતું; પણ પુત્રપ્રિય ધૃતરાષ્ટ્ર તેમ કરી શકયા ન હતા. વિદુર બહુ સ્પષ્ટવક્તા હતા. તે દુર્યોધનના, તેના મળતિયાઓના તથા ધૃતરાષ્ટ્રના દોષો પણ તેઓની સમક્ષ જ સંભળાવી દેતા હતા, સદુપદેશ આપતા હતા અને શુભેચ્છા પણ રાખતા હતા; પણ તે દુર્યોધનને પાલવતું નહિ. તે ચિડાઇ જઇને વિદુરનું અપમાન કરતો હતો તથા તેમને શત્રુ લેખતો હતો. વિદુર તેવી સ્થિતિમાં સુખને ખાતર પડી રહ્યા ન હતા, પરંતુ તેમને ધૃતરાષ્ટ્રના ઉપર અપૂર્વ બંધુપ્રેમ હતો. એટલે તેમનીજ સેવાનિમિત્તે તે ત્યાં પડી રહેતા હતા. છેવટે જ્યારે ધૃતરાષ્ટ્ર વનમાં ગયા, ત્યારે પણ તે તેમની સાથે વનમાં ગયા હતા અને ત્યાંજ તેમણે દેહ છોડયો હતો. તે પાંડવોના પરમ શુભેચ્છક, ધર્મના પક્ષકાર, વિદ્વાન, વિવેકી, ચતુર, જિતેંદ્રિય, નીતિજ્ઞ તથા ઉત્તમ ઉપદેષ્ટા હતા. તેમની 'વિદુરનીતિ' ઉત્તમ તત્ત્વોથી ભરેલી છે અને પ્રેમથી વંચાય છે. તે શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા અને તેથીજ વિષ્ટિ કરવા આવેલા શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્રને ત્યાં મુકામ ન કરતાં વિદુરને ત્યાં ઊતર્યા હતા. એ હેતુથી લોકો કૃષ્ણચરિત્રમાં, દુર્યોધનના સમ્રાટ્‌વૈભવ આગળ વિદુરના અલ્પવૈભવને ભાજીનું રૂપક આપી હજી સુધી 'વિદુરની ભાજી' ગાય છે. તે અધર્મીઓનો પક્ષ કરી યુદ્ધમાં ઊતર્યા ન હતા. વિદુર પોતાની ધાર્મિકતાથી તથા સાધુતાથી અમર થઈ ગયા છે અને મહાભારતનાં પૃષ્ઠોને દીપાવી ગયા છે.

---

નહોતા. અર્જુન સાથે તેઓ મૃદુ યુદ્ધ કરતા અને તેથી જ અર્જુન જયદ્રથને મારવા શક્તિમાન થયો હતો. ભીષ્મના કરતા દ્રોણાચાર્ય જ્યારે સેનાધિપતિ થયા, ત્યારે કૌરવપક્ષે પાંડવપક્ષ ઉપર સચોટ ઘા કર્યા હતા. અભિમન્યુ, ઘટોત્કચ વગેરે યોદ્ધાઓ દ્રોણાચાર્યના સમયમાં જ મરાયા હતા. જ્યારે કોઈ રીતે દ્રોણાચાર્ય મર્યા નહિ, ત્યારે શ્રીકૃષ્ણના સંકેતથી ભીમે અશ્વત્થામા નામના હાથીનો નાશ કરી નાખ્યો અને સૈન્યમાં બૂમ ઉડાડી કે, "અશ્વત્થામા મરાયો." પુત્રના મરણનો સંશય પડવાથી દ્રોણાચાર્યે યુધિષ્ઠિરનાં વચનો ઉપર વિશ્વાસ રાખ્યો; ત્યારે યુધિષ્ઠિર **अव्यक्तमब्रवीद्राजन्हतः कुंजर इत्युत ॥**

"પુત્ર મૂઓ એ સમાચારથી. ક્ષત્રિય જ્યાં અસ્ત્ર તજે નહિ, ત્યાં તે બ્રાહ્મણ દ્રોણાચાર્યે ત્યજ્યાં! યુદ્ધકાળે અનેક ઋષિઓ રણક્ષેત્રમાં આવ્યા અને અધર્મને અર્થે કરવા માંડેલું યુદ્ધ પડતું મૂકવા દ્રોણાચાર્યને સૂચના કરી. એ ઋષિઓની સૂચનાએ દ્રોણાચાર્યનું હૃદય કંપાવ્યું. એ અવસ્થાએ શીર્ણ કરેલા બ્રહ્મત્વને ધૃષ્ટદ્યુમ્ને તોડી પાડયું......ધૃષ્ટતાવાળા પ્રકાશવાળો ધૃષ્ટદ્યુમ્ન ક્ષત્રિયના ઘરમાં પ્રકટ થયો, તે બ્રાહ્મણત્વનો દુરુપયોગ કરનાર ગુરુજનને હણવા માટે." (સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો)

ભીષ્મની માફક દ્રોણાચાર્યને પણ દુર્યોધનનો અન્યાય સાલ્યો હતો, તેમણે દુર્યોધનને પાંડવો સાથે દ્વેષ

## કર્ણ

સૂર્યથી કુંતીની કુમારાવસ્થામાં ઉત્પન્ન થયેલો, પણ ત્યજી દેવાથી અધિરથ નામના સૂતે ઉછેરેલો તથા તેનો પુત્ર ગણાતો કર્ણ, કૌરવપક્ષમાં અર્જુનના જેવો ધનુર્વેદને જાણનારો હતો. દુર્યોધનને અર્જુનનું પરાક્રમ જોઇને બહુ ગભરાટ થતો હતો; પરંતુ પરીક્ષાસમયે જયારે કર્ણે આવીને અર્જુનના જેવું પરાક્રમ કરી દેખાડ્યું, ત્યારથી તે તેને પોતાનો મિત્ર કરીને તથા તેને અંગદેશનું રાજ્ય આપીને પોતાને નિર્ભય માનતો હતો. ખરી રીતે કર્ણના આશ્રયથી નિર્ભય થવાને લીધે જ દુર્યોધને વૈરાગ્નિને છેવટ સુધી શાંત કર્યો ન હતો. દ્રોણગુરુ, કૃપાચાર્ય તથા ભીષ્મપિતામહના ઉપર દુર્યોધનને સંપૂર્ણ વિશ્વાસ ન હતો. તે તેઓને ઉભયપક્ષી માનતો હતો, પણ કર્ણને તો પોતાનો જ ગણતો; એટલું જ નહિ પરંતુ તે અર્જુનને અવશ્ય મારશે, એવો નિશ્ચય બાંધી બેઠો હતો. કર્ણ શૂરો હતો, પણ સાથે સાથે ભીરુ પણ હતો. તે ગંધર્વયુદ્ધમાં, ગોગ્રહણના યુદ્ધમાં અને મહાયુદ્ધમાં પરાઙ્મુખ થઇને નાસતો જોવામાં આવે છે. 'राधेये शौर्यं भीरुते'–કર્ણમાં શૌર્ય અને ભીરુતા બંને અન્વર્થ હતાં. તેનામાં શૌર્ય ક્ષત્રિયયોનિમાં જન્મવાથી હતું અને ભીરુતા સૂતને હાથે પોષણ થવાથી હતી. પરીક્ષાસમયે કર્ણનું પરાક્રમ જોઇને યુધિષ્ઠિરના હૃદયમાં તેના જેવો કોઇ ધનુર્ધારી નથી એવી દૃઢ છાપ બેસી ગઇ હતી; અને તે કર્ણ પડયો ત્યાં સુધી કેમે કરી નીકળી ન હતી. તેમને કર્ણની બહુ ભીતિ રહેતી હતી અને તેથી જ તેમણે કર્ણને માર્યા વિના આવેલા અર્જુનને અનેક દુર્વાકયો સંભળાવી દીધાં હતાં. કર્ણ તપસ્વી, ઉદાર તથા દાતા હતો. તે નિત્ય પ્રાતઃકાળથી જળમાં ઊભો રહી, સૂર્ય પાછળ નમી જાય ત્યાં સુધી જપ કર્યા કરતો હતો. તે સમયે તેની પાસે જે કોઇ આવીને જે કંઈ માગે તે તેને આપતો હતો. કર્ણને કવચ તથા કુંડળ જન્મથી જ હતાં. તે જ્યાં સુધી તેના દેહ સાથે રહે ત્યાં સુધી તેનું મરણ ન થાય તેમ હતું; તેથી પોતાના પુત્ર અર્જુનના બચાવને માટે સાક્ષાત્ ઇંદ્રે બ્રાહ્મણના રૂપથી કર્ણની પાસે આવીને તે કવચકુંડળની માગણી કરી. કર્ણે તેને ઓળખ્યો, પણ ઉદારભાવથી તુરત શરીર ઉપરથી કવચ તથા કુંડળ ઊતરડી કાઢી તેને આપી દીધાં. આ તેની ઉદારતાથી સાશ્ચર્ય પ્રસન્ન થઇને ઇંદ્રે તેને એકને જ મારે તેવી શક્તિ આપી હતી. કર્ણે તે શક્તિનો ઘટોત્કચથી ગભરાઇને તેના ઉપર ઉપયોગ કરી દીધો હતો. કર્ણ કૃતઘ્ન તથા ટેકીલો હતો. શ્રીકૃષ્ણે વિષ્ટિ કરીને જતી

---

ન કરવા ઘણો સમજાવ્યો, છતાં કર્ણની સલાહથી દુર્યોધન વારે વારે ગુરુનો તિરસ્કાર કરતો. આથી દુર્યોધનને સલાહ આપવાનું દ્રોણાચાર્યે ત્યજી દીધું.

દ્રોણાચાર્ય અને કૃપીનો પુત્ર અશ્વત્થામા ઘણી નીચ બુદ્ધિનો હતો. ધનુર્વિદ્યામાં પ્રવીણ, વિદ્વાન અને બળવાન હોવા છતાં તેનામાં કુલીનતાનો અભાવ હતો. સુસંસ્કાર વિના તેણે વિદ્યાનો દુરુપયોગ કર્યો. "બ્રાહ્મણ વૈરનો પ્રેર્યો શું શું અનિષ્ટ અને અધર્મ કર્મ કરી બેસે તે જાણવું હોય તો અશ્વત્થામાનાં કર્મો જોવાં. साक्षरा विपरीता राक्षसा भवन्ति તેનું એ દૃષ્ટાંત છે." (સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો) તેણે પિતાનું વેર લેવાને પાંડવો સામે નારાયણાસ્ત્રનો ઉપયોગ કર્યો. પાંડવોનાં ઊંઘતાં બાળકોનો તથા પાંચાલોનો તેણે રાત્રિએ સંહાર કરી નાખ્યો. દુર્યોધનનું પ્રિય કરવાની તીવ્ર ઇચ્છામાં અંધ થવાથી તેણે પાંડવોના વંશનો નાશ કરવાને ઉત્તરાના ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. આમ બાળહત્યાનું પાપ અશ્વત્થામાને લાગ્યું હતું. અર્જુનને હંફાવવા જેટલું અશ્વત્થામામાં બળ અદ્‌ભુત હતું. તેણે ધર્મથી યુદ્ધ કર્યું હોત, તો એનો સંહાર કરવાનું પાંડવોને ભારે થઇ પડત; પણ એના અધર્મે જ તેને નિસ્તેજ બનાવી દીધો. "દુષ્ટ અશ્વત્થામાને શિક્ષા એટલી જ થઇ કે, તેના મસ્તકનો મણિ લઇ લેવામાં આવ્યો અને મસ્તકમણિહીન ચિરંજીવ થઇ આજ સુધી જગતના અન્ય દેશોમાં એ ક્રન્દન કર્યાં કરે છે."

(સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો)

વખતે તેને રથમાં બેસાડી, તે અધિરથનો પુત્ર નથી પણ કુંતીનો મોટો પુત્ર છે, એ વાત જણાવી અને તેને પોતાના પક્ષમાં આવવાથી રાજ્ય આપવા કહ્યું; પણ કર્ણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, "પાંડવોના પક્ષમાં તમે છો તેથી જય પાંડવોનો જ છે; પરંતુ દુર્યોધને મને આજ સુધી બહુ માનપાનમાં રાખ્યો છે તથા મારા આધાર ઉપર તેણે યુદ્ધ ઊભું કર્યું છે; તો હવે હું તેને છોડું તે અન્યાય જ ગણાય, માટે હું તેમ કરી શકતો નથી." વળી કુંતીએ પણ તે જપ કરતો હતો ત્યારે ગંગા ઉપર જઈને તેને સત્ય વાતથી જ્ઞાત કર્યો અને પાંડવોના પક્ષમાં આવવા સૂચવ્યું. કર્ણે તેમને પણ માર્મિક શબ્દોમાં ના જ કહી; પરંતુ ઉદારતાથી એ પણ જણાવ્યું કે, 'માતા! કાં તો અર્જુન વિનાના કર્ણ સાથે તમારા પાંચ પુત્રો રહેશે, કે કાં તો કર્ણ વિનાના અર્જુન સાથે પાંચ પુત્રો રહેશે. હું અર્જુન વિના તમારા બીજા પુત્રોને મારીશ નહિ.' આ વચન તેણે છેવટ સુધી પાળ્યું હતું. તેના અડગ ટેકનો અને કૃતજ્ઞતાનો દુર્યોધનને ન તજવારૂપી આ ઉજ્જવલ પુરાવો છે. યુદ્ધની સમાપ્તિ પછી જલાંજલિ આપતી વખતે જ કુંતીએ કર્ણ કોનો પુત્ર હતો, તે પડદો ફોડયો હતો, અને તે જાણીને યુધિષ્ઠિર જીવતાં સુધી જ નહિ, પરંતુ સ્વર્ગમાં પણ શોક કરતા તેની શોધ કરવા લાગ્યા હતા. યુધિષ્ઠિરે જલપ્રદાન સમયે શોક કરતાં કહ્યું હતું કે, 'કર્ણ ઘણાં કુવાક્યો કહેતો હતો, તો પણ મારી માતાના જેવા તેના પગ જોઈને મારો ક્રોધ ઊતરી જતો હતો તથા હું વિચારમગ્ન થઈ જતો હતો,' એ જ અદષ્ટ બંધુપ્રેમ! કર્ણ દાતા, શૂરો. યુદ્ધકુશળ, એકનિષ્ઠ અને ઉદાર હતો. તેની સાથે તે અદેખો, ચઢાવી દેનારો, આપવડાઈ હાંકનારો, ધૃષ્ટ તથા અભિમાની પણ હતો. તેના એ દુર્ગુણોથી જ તે અર્જુન ઉપર દ્વેષ રાખતો હતો અને તેથી જ તે દુર્યોધનને આડે માર્ગે દોરી જતો હતો તથા પોતે પણ અપકીર્તિનો ભાગી થતો હતો. તેણે જરાસંધને હરાવ્યો હતો તથા એકલાએ સ્વતંત્ર રીતે દિગ્વિજય કર્યો હતો. તેનાં એ કાર્યો, તેના અદ્ભુત શૌર્યને તથા શસ્ત્રાસ્ત્રવિદ્યાના નૈપુણ્યને સૂચવે છે. મહાયુદ્ધમાં તેણે બે દિવસ સેનાપતિપદ ઉપર રહીને ઉત્કૃષ્ટ પરાક્રમ દેખાડયું હતું. છેવટે બ્રાહ્મણના શાપથી તેનું રથચક્ર ભૂમિએ ગળ્યું અને તે નીચે ઊતર્યો, તે જ વખતે શ્રીકૃષ્ણની પ્રેરણાથી અર્જુને તેનો શિરચ્છેદ કર્યો. તે શરીરે ગૌર, ઊંચો, પ્રચંડ, તેજસ્વી તથા પ્રભાવશાળી હતો. તે પોતાની પાછળ દાતા તરીકેની અમર કીર્તિ મૂકી ગયો છે, સાથે સાથે દુર્યોધનના પાપસંબંધથી અપકીર્તિ પણ મૂકી ગયો છે.×

× **દાનેશ્વરી કર્ણ**—અર્જુનનું સારથિપણું જો યોગેશ્વર કૃષ્ણે કર્યું ન હોત, તો અર્જુન કર્ણને જીતી શકત કે કેમ, તે શંકાસ્પદ છે. અર્જુન વિચારશીલ હતો, પણ કર્ણ સાહસિક હતો. યુદ્ધમાં વિચારશીલ કરતાં સાહસિકને ફાવવાની ઘણી તક મળે છે. સાહસિક સ્વભાવને લીધે કૃતાંત જેવા પરશુરામ પાસે બ્રાહ્મણ બની કર્ણે દિવ્યાસ્ત્ર-વિદ્યા સંપાદન કરી હતી. કર્ણનું કૌશલ્ય, બુદ્ધિ અને બળ જોઇ પરશુરામ તેના ઉપર ઘણા પ્રસન્ન થયા હતા. જ્યારે તેમણે એમ જાણ્યું કે, કર્ણ બ્રાહ્મણ નહિ પણ ક્ષત્રિય છે, ત્યારે પોતાની વંચના થયાથી તેમને ક્રોધ ચઢ્યો હતો; છતાં કર્ણની બુદ્ધિથી મુગ્ધ બનેલા હોવાથી પરશુરામે કર્ણને શાપની સાથે જ આશીર્વાદ પણ આપ્યો હતો. 'મારી આગળ અર્જુન શી વિસાતમાં?' એ કર્ણનો ખ્યાલ જો કે ગર્વયુક્ત હતો, તો પણ અસ્થાને નહોતો.

સૂર્યનો પુત્ર કર્ણ કુંતીની કૌમાર્યાવસ્થામાં જન્મેલો હોવાથી કુંતીએ તેને ત્યજી દીધો હતો, એટલે રાધા નામની દાસીએ તેને ઉછેર્યો હતો. કુંતીના આવા આચરણથી કર્ણ મરણપર્યંત સૂતપુત્ર કહેવાયો. શ્રીકૃષ્ણે જ્યારે તેને તેનાં સાચાં માબાપ વિષે ચોખ્ખી વાત કરી, ત્યારે કર્ણને કુંતી ઉપર તિરસ્કાર આવી ગયો. પોતાના હલકા સ્થાનનું કારણ કુંતી પોતે જ છે, એ જાણી તેને ઘણું જ લાગી આવ્યું. તેણે શ્રીકૃષ્ણને મોઢે એ સંબંધી શોચ કર્યો. પોતે સૂતપુત્ર હોવાથી ભરસભામાં દ્રૌપદીએ સ્વયંવર સમયે તેનું અપમાન કર્યું હતું. -

## શકુનિ

દુર્યોધનનો મામો શકુનિ કપટકળામાં નિપુણ હતો. તે દુર્યોધનનો સલાહકાર હતો. દુર્યોધનની દુર્વાસનાઓને પ્રથમ તો તે રોકવા યત્ન કરતો; પણ પછી ભાણેજના આગ્રહને તાબે થઈ તેને મદદ પણ કરતો હતો તથા દુર્યોધનની સાથે રહીને ધૃતરાષ્ટ્રને ઊંધા પાટા બાંધવામાં સામેલ થતો હતો. યુદ્ધરૂપી મહા અનર્થનું કારણ દ્યૂત ગણીએ તો તેનું કારણ મામો શકુનિ હતો. તેણે યુધિષ્ઠિરને દ્યૂતમાં કેવળ કપટથી જ હરાવ્યા હતા; પણ યુદ્ધમાં તેની કપટકળા કામ લાગી નહિ અને તે છેવટે સહદેવને હાથે મરાયો તથા કપટી તરીકેનું નામ મૂકતો ગયો.

## ધૃતરાષ્ટ્ર

અંધ રાજા ધૃતરાષ્ટ્ર બહુશ્રુત હતો. તે કૃત્યાકૃત્યને સમજતો હતો, પણ કાનનો કાચો હતો. તે રાજકાર્યમાં ભીષ્મ, દ્રોણાચાર્ય, વિદુર અને કૃપાચાર્યની સલાહ લેતો હતો; તેમજ તે પાંડવોના સંબંધમાં પણ તેવી જ રીતે સલાહ લેતો હતો. કેટલીક વખતે તે પાંડવોને પણ અનુકૂળ થઇ જતો; પરંતુ જ્યારે દુર્યોધનનો કોઇ દુષ્કાર્ય કરવામાં આગ્રહ જોતો, ત્યારે તેનું હૃદય પુત્રપ્રીતિથી અંધ થઈ જતું; અને તે કર્તવ્યાકર્તવ્યને ભૂલી જઈ તથા વિદુરાદિની સલાહને પણ ન ગણકારી, દુર્યોધનને જ અનુસરી જતો હતો. તે ઉપરઉપરથી પાંડવોના સંબંધમાં ઠીક ઠીક બોલતો; પણ તેના હૃદયના ઊંડાણમાં રહેલી આખા રાજ્યની લોભી વાસના તેને દુર્યોધનના પક્ષમાં અનુકૂળ કરી દેતી હતી. આંધળો રાજા છેવટે મોહવશ થઇને દુષ્કર્મમાં પણ સંમતિ આપતો હતો, પણ પાછળથી ગભરાતો હતો અને પોતે તે કૃત્યથી નિરાળો હોય તેવો દેખાવા યત્ન કરતો હતો. સર્વસંહારક મહા અનર્થના હેતુરૂપ ધૃતરાષ્ટ્રને ગણીએ તો તેમાં ખોટું કંઇ નથી; કારણ કે ભીષ્મ, વિદુર પ્રભૃતિના ઉપદેશ માની લઇને પ્રથમથી જ જો તેણે દુર્યોધનને કબજે કર્યો હોત, તો આ અનર્થનો પ્રસંગ આવત નહિ; પણ તેમ કરવામાં તેને પુત્રપ્રીતિ તથા

---

તે તેના દિલમાં સાલતું હતું. કુંતીના આચરણથી તેના તરફ તિરસ્કાર આવ્યા છતાં, જ્યારે કુંતીએ કર્ણને બોલાવ્યો, ત્યારે માતાને પુત્ર વચન આપે, તેમ તેણે કુંતીને વચન આપ્યું હતું કે, 'યુદ્ધમાં અર્જુન સિવાય પાંડવોમાંથી કોઇને પણ હું મારી નાખીશ નહિ.' પાંડવો તો પાંચના પાંચ જ રહેશે, એની તેણે કુંતીને ખાતરી આપી હતી. તેણે પોતાનું આ વચન પાળ્યું હતું. જયદ્રથનું મરણ થયું તે દિવસે ભીમસેન કર્ણના સપાટામાં આવી ગયો હતો, પણ કુંતીને આપેલું વચન સંભારીને કર્ણે તેને જીવતો જવા દીધો હતો.

કર્ણની દાનવૃત્તિ મહાભારતમાં સવિશેષ આકર્ષક બને છે. તે કવચ અને કુંડળ સાથે જન્મ્યો હતો. અર્જુનનું–પોતાના પુત્રનું–ભલું કરવાની ઇચ્છાથી ઇંદ્ર તેનાં કવચકુંડળ લઇ લેવા બ્રાહ્મણનું રૂપ ધરી તેની પાસે આવવા નીકળ્યો, ત્યારે સૂર્યે પોતાના પુત્ર કર્ણને ચેતાવ્યો હતો કે, એની પાસે જ્યાં સુધી કવચકુંડળ છે, ત્યાં સુધી તેનું મૃત્યુ થનાર નથી. વળી ઇંદ્ર એને છેતરીને કવચકુંડળ લેવા આવનાર છે, એમ પણ તેને કહ્યું; ત્યારે દાનવીર કર્ણે કહ્યું કે, 'મારાં અહોભાગ્ય કે મારે ઘેર ઇંદ્ર જેવો યાચક આવશે. પ્રાણાંતે પણ હું ના તો નહિ જ કહું.' જ્યારે કર્ણનો આવો દૃઢ આગ્રહ દીઠો, ત્યારે સૂર્યે તેને સૂચવ્યું કે, ઇંદ્ર પાસેથી તું અમોઘ શક્તિ બદલામાં માગી લેજે.' કર્ણે તે પ્રમાણે શક્તિ મેળવી હતી. જ્યાં સુધી કર્ણ પાસે એ શક્તિ હતી, ત્યાં સુધી શ્રીકૃષ્ણે ડહાપણ વાપરી અર્જુનને કર્ણની સામે યુદ્ધ કરવા પ્રેર્યો નહોતો. ઘટોત્કચ ઉપર જ્યારે એ શક્તિ વપરાઈ, ત્યારપછી જ અર્જુનને શ્રીકૃષ્ણ કર્ણની સામે યુદ્ધ કરવા લઇ ગયા હતા.

ગર્વથી ગળાઈ ગયેલા કર્ણનું બળ નકામું હતું, એમ ભીષ્મપિતામહ સમજી ગયા હતા. કર્ણની શક્તિ વિષે તેમનો સારો અભિપ્રાય હતો, પણ ગર્વને લીધે જ તેનો નાશ થશે એમ પિતામહ તેને વારંવાર કહેતા. ગર્વમાં દુર્યોધન કે કર્ણ એ બેમાંથી કોણ ચડે, તે કહેવું મુશ્કેલ હતું. કર્ણના બળ ઉપર વિશ્વાસ હોવાથી જ દુર્યોધને યુદ્ધ આરંભ્યું હતું, પણ કર્ણ ઉપર વિશ્વાસ અને તેનું બળ તેને કામ ન લાગ્યાં તે ન જ લાગ્યાં!!

ઊંડો રાજ્યલોભ બાધક થઈ પડ્યાં હતાં. તે ઘણો જ બળવાન હતો. દુર્યોધનના મરણ પછી તેણે ભીમને ભેટવા બોલાવ્યો, પણ મહાચતુર અને વિલક્ષણ શ્રીકૃષ્ણ તેનો ભાવ સમજી ગયા અને તેમણે ભીમસેનને બદલે એક લોખંડની ભીમસેનના જેવી જાડી પ્રતિમા તેની બાથમાં આપી. ધૃતરાષ્ટ્રે તેને બાથમાં ઘાલી દબાવીને ચૂર્ણ કરી નાખી. આવું તેનું શરીરસામર્થ્ય હતું! તે અસ્થિર વિચારનો હતો, વિદુર વિના તેને ચાલતું ન હતું. તે તેને પૂછતો, તેનું કહેવું સાંભળતો, પણ તે પ્રમાણે ચાલતો નહિ અને તે જ આ યુદ્ધરૂપી મહાન અનર્થનું કારણ હતો.×

## ગાન્ધારી

ધૃતરાષ્ટ્રની પત્ની ગાંધારી પંડિતા, કર્તવ્યાકર્તવ્યના વિવેકવાળી અને થોડીક ક્રોધી છતાં પણ મહાન સતીશિરોમણિ હતી. પોતાનાં લગ્ન અંધ પતિની સાથે થવાનાં છે એ સાંભળતાં જ 'મારે તેમનો દ્વેષ કરવો પડે નહિ' એ હેતુથી તેણે પ્રથમથી જ પોતાની આંખે પાટો બાંધી લીધો હતો અને તે હંમેશ રાખ્યો હતો; એ સમધર્મિણી સતીના સતીત્વનું ગૌરવ છે. તે દુર્યોધનને અનિષ્ટકારક માનતી હતી અને દુર્યોધનના છંદને અનુસરતા પોતાના પતિને ગૌરવ સાથે તેમ કરવા ના પાડી ખરું સ્વરૂપ સમજાવતી હતી; તથાપિ આંધળો રાજા તેનું કહેવું માનતો નહિ. તે સત્યની હિમાયતી હતી તથા શાપ અને અનુગ્રહને માટે સમર્થ હતી. યુદ્ધપ્રસંગે દુર્યોધને પોતાને વિજય મળે તેવો આશીર્વાદ આપવા તેને રોજ રોજ કહ્યું હતું; પરંતુ ધર્મપ્રિય ગાંધારી 'यतो धर्मस्ततो जय। જ્યાં ધર્મ હશે ત્યાં જય થશે,' એ જ ઉત્તર આપતી હતી. તેનો પાતિવ્રત્યપ્રભાવ એવો તેજસ્વી હતો કે, યુદ્ધ થઈ રહેતાં યુધિષ્ઠિરને પ્રથમ તેના ક્રોધનો તથા શાપનો ડર લાગ્યો હતો; અને તેથી તેમણે તુરત તેને શાંત કરવા શ્રીકૃષ્ણને મોકલ્યા હતા. તેમ છતાં ગાંધારીએ શ્રીકૃષ્ણને જ કર્તાકારવતા માની 'તમે તમારા કુળના પણ આ રીતે સંહારક થશો.' ઇત્યાદિ શાપ આપ્યો હતો. શ્રીકૃષ્ણે તેને અનુમોદન આપ્યું. તે સાધ્વી સ્ત્રી પોતાના પતિની સાથે જ રાજ્યમાં તથા વનમાં રહી અને અંતે તેની સાથે જ દેહ તજી પરલોકમાં ગઈ, આવું તેનું ઉજ્વલ સતીત્વ હતું.

---

× ધૃતરાષ્ટ્ર–પુત્રપ્રેમને લીધે કુળનો સંહાર થવા દેનાર ધૃતરાષ્ટ્ર જેમ આંખે અંધ હતો, તેમ વિવેકશૂન્ય હતો. તેના જીવનમાં કેટલીક એવી ક્ષણો આવતી કે પાંડુના પુત્રો તરફ તેને મમતા ઉત્પન્ન થતી હતી; પણ આવી મમતા ઝાઝો સમય ટકી શકતી નહોતી. કોઇક એવી જ સારી ક્ષણોમાં તેણે દ્રૌપદીને વસ્ત્રહરણનો પ્રસંગ પતી ગયા પછી સભામાં વરદાન માગવા કહ્યું હતું. દુર્યોધનની દુષ્ટતા ધૃતરાષ્ટ્ર નહોતો જાણતો એમ નહોતું; વારે વારે તે દુર્યોધનને **મંદબુદ્ધિ દુર્વિનીત** વગેરેથી સંબોધતો. વળી દ્રોણાચાર્ય, ભીષ્મ અને વિદુરે તેને ખૂબ ચેતાવ્યો હતો. દુર્યોધનથી કુલક્ષય થતો અટકાવવા વિદુરે ધૃતરાષ્ટ્રને ઘણો સમજાવ્યો હતો, છતાં દુર્યોધનને તે કાંઇ કહી શક્યો નહોતો. ગુણ–અવગુણ જોયા વિના પુત્ર ઉપર અંધ વાત્સલ્યભાવ રાખનાર પિતાની જે દશા થાય, તે જ દશા ધૃતરાષ્ટ્રની થઇ. પોતાની સમક્ષ સો પુત્રોને ઘણી ભયંકર રીતે મૃત્યુવશ થતાં તેણે જોયા અને સો પુત્રોનો પિતા મરતી વખતે તો અપુત્ર જ રહ્યો!

પાંડવો પ્રતિ દુર્યોધન પ્રત્યક્ષ અસૂયાભાવ રાખતો, પણ ધૃતરાષ્ટ્રને પરોક્ષ રીતે પાંડવોની તરફ ઇર્ષ્યા હતી. બાળક પાંડવોની કીર્તિ વધતી જોઇને કણિકને બોલાવા ધૃતરાષ્ટ્રે મંત્ર આપ્યો. દુર્યોધન પાંડવોની સાથે દ્યુત રમવાને માટે ધૃતરાષ્ટ્ર આજ્ઞા લેવા આવ્યો, ત્યારે દુર્યોધને જેટલું પાંડવો વિરુદ્ધ કહ્યું, તે બધું દીર્ઘદૃષ્ટિ વાપર્યા વિના ધૃતરાષ્ટ્રે માની લીધું. આ સમયે વિદુરે તેને ઘણો સમજાવ્યો; ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું કે, "હું, ભીષ્મ અને તું આ બધા છીએ, વળી દૈવે જ દ્યુત નિર્માણ કર્યું છે; એટલે આપણાથી કાંઇ થઇ શકવાનું નથી. હે વિદુર! મારા વ્યવસાયને નિંદવાની જરૂર નથી; કારણ આમાં હું દૈવને જ બળવાન ગણું છું, તેનાથી જ આ બધું થાય છે." કેવળ દૈવનું જ અવલંબન કરનારની મૂર્તિરૂપ ધૃતરાષ્ટ્ર હતો. જે કાંઇ અનિષ્ટ થયું તે બધું દૈવથી જ થયું, એમ તેણે માન્યું હતું; અને તેની આ માન્યતાને લીધે દુર્યોધનને

## દુઃશાસન

દુર્યોધનનો નાનો ભાઈ દુઃશાસન ખારીલો, સાહસી, ઉદ્ધત, બળવાન અને શૂરો હતો. તે દુર્યોધનની ઇચ્છાને તાબે રહેનારો તેનો ભક્ત હતો. દ્રૌપદીના કેશોનું આકર્ષણ તથા તેનું વસ્ત્રહરણ, એ તેના ઉદ્ધત તથા નિર્લજ્જ કાર્યના નમૂના છે. તે ધનુર્યુદ્ધ તથા ગદાયુદ્ધ સારું કરતો હતો. ભીમસેને તેને રણભૂમિમાં પાડી, તેની છાતી ઉપર આક્રમણ કરીને જ્યારે પૂછ્યું કે, 'બોલ, કયે હાથે દ્રૌપદીના પવિત્ર કેશ પકડ્યા હતા?' ત્યારે દુઃશાસને નીડર ધૃષ્ટતાથી પોતાનો હાથ દેખાડતાં ઉત્તર આપ્યો હતો કે, 'अयंकरिकराकारः पीनस्तनविमर्दनः। गोसहस्रप्रदाता च क्षत्रियांतकरः करः॥ પુષ્ટ સ્તનને મર્દન કરનારો, હજારો ગાયો આપનારો અને ક્ષત્રિયોનો અંત કરનારો એવો આ જ તે હસ્તિની સૂંઢના જેવો હાથ છે!' ભીમસેને તરત જ તે હાથ ખેંચીને ઉખાડી નાખ્યો અને તેની છાતી ચીરી, વીર પુરુષોની વચ્ચે તેનું રુધિરપાન કરીને પોતાની આગલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી.

## કૌરવપક્ષનાં પ્રકીર્ણ પાત્રો

આ વીર યોદ્ધાઓ વિના કૌરવપક્ષમાં રાજા ભગદત્ત, ભૂરિશ્રવા, મદ્રદેશનો રાજા શલ્ય, કૃતવર્મા યાદવ, જયદ્રથ, સુદક્ષિણ, નીલ, ઉજ્જયિનીના રાજા, દુર્યોધનના ભાઈઓ, કર્ણનો પુત્ર વૃષસેન આદિ ઘણા યોદ્ધાઓ હતા; અને તેઓ દુર્યોધનના ઈર્ષ્યાગ્નિથી પ્રકટેલા રણયજ્ઞમાં હોમાઈ ગયા હતા. આટલાં બધાં પાત્રોની વિવિધતા એક જ ગ્રંથમાં સુગ્રથિત કરીને, શ્રીકૃષ્ણદ્વૈપાયનમુનિએ પોતાનું અદ્ભુત કલાવિધાન પ્રકટ કર્યું છે, એમાં જરા યે સંશય નથી.



તે અનિષ્ટ કાર્યોમાંથી અટકાવી શક્યો નહોતો. દ્યૂતસમયે જ્યારે યુધિષ્ઠિરે દ્રૌપદીને હોડમાં મૂકી, ત્યારે આખી સભા સ્તબ્ધ થઈ ગઈ. રાજાઓને ઘણો શોક થયો. ભીષ્મ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્યને શરીરે પરસેવો થઈ ગયો. વિદુર બે હાથે માથું ઝાલીને મરણતુલ્ય થઈ ભૂમિ ઉપર બેસી પડ્યા......પણ ધૃતરાષ્ટ્ર તો અત્યંત ખુશી થયો; અને વારે વારે પૂછવા લાગ્યો કે, "કોણ જીત્યું? કોણ જીત્યું?" ધૃતરાષ્ટ્રમાં આથી વધારે અધમતા બીજી કઈ સંભવે? "ધૃતરાષ્ટ્ર વંશ વધારનાર છે. તેને વત્સલતાનો ભય છે. દુર્યોધનની દુર્નીતિનું ભવિષ્ય તેના જન્મપ્રસંગે ધૃતરાષ્ટ્રને જણાવવામા આવ્યું હતું. દ્રૌપદીવસ્ત્રહરણના પ્રસંગે તેણે તે પુત્રની દુષ્ટતા પ્રત્યક્ષ કરી. શ્રીકૃષ્ણ યુદ્ધપ્રસંગ અટકાવવા પાંડવો પાસેથી આવ્યા ત્યારે પણ તેમ જ થયું. ત્રણે પ્રસંગે જુદા જુદા મહાત્માઓએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે, "તારા પુત્રનો નાશ કરવો અને કંઈ નહિ તો ત્યાગ તો કરવો જ, એ તારો રાજધર્મ છે;" પણ એકે પ્રસંગે પુત્રવત્સલ પિતા તે ઉપદેશ માની શક્યો નહિ. પાંડવપક્ષનો વિરોધ કરનાર દુષ્ટ પુત્રને શાસન કરવામાં જે પિતાની વત્સલતા આડે આવશે, તે ધૃતરાષ્ટ્રની દુર્દશા પામશે."

(સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો)

વૃદ્ધાવસ્થામાં હોવા છતાં યે ભીમસેનની લોઢાની મૂર્તિને કચડી નાખવાનું બળ ધૃતરાષ્ટ્રમાં હતું. વળી સંજય તેને જેમ જેમ યુદ્ધની વાત સંભળાવતો હતો, તેમ તેમ જાણે યુવાન યોદ્ધો હોય, તેમ ધૃતરાષ્ટ્રનું વીર રક્ત ઊછળતું હતું. પાંડવોનું અનિષ્ટ સાંભળી મનમાં મલકાતો અને કૌરવપક્ષનું અનિષ્ટ સાંભળતાં ઉદ્વિગ્ન થઈ જતો ધૃતરાષ્ટ્ર જો અંધ ન હોત, તો કદાચ મહાભારતના યુદ્ધમાં તેણે યથાશક્તિ ભાગ લીધો હોત અને ભીષ્મની પેઠે ધૃતરાષ્ટ્ર ડોસો પણ પાંડવોની સામે પૂર્ણ બળથી ઝઝૂમ્યો હોત.

# महाभारतनी समालोचना*

## १–महाभारत वांचवाथी थता लाभ

× × × × ×

(૧) મહાભારતમાં પાંડવોના સમયનો તેમજ પાંડવોની પહેલાંના સમયનો ઇતિહાસ હોવા સાથે પાંડવોની પછીના સમયનો પણ થોડાઘણો ઇતિહાસ છે. અર્વાચીનકાળના સનાતન વૈદિક-ધર્મી ભારતવાસીઓ મહાભારતકાળના પંચજનોના જ વંશજો હોવાથી તેમણે પોતાના પૂર્વજોનો ઇતિહાસ વાંચવો અને તેનું મનન કરવું ખાસ જરૂરનું છે, એટલું જ નહિ પણ એ તેઓનું કર્તવ્ય છે.

(૨) જ્ઞાનીઓ કહે છે કે, "જેમને પ્રાચીન ઇતિહાસ નથી, તેમને માટે ભવિષ્યમાં કંઈ જ આશા નથી." ભારતવાસીઓને તો પ્રાચીન ઇતિહાસ છે, કેવળ ઇતિહાસ જ નહિ પરંતુ દિગ્વિજયી, પ્રતિભાપૂર્ણ અને તેજસ્વી ઇતિહાસ હોવાથી ભારતવાસીઓના ભાગ્યમાં સૌભાગ્યના દિવસો પણ આવશે, એ તો નિઃશંક વાત છે. પણ એને માટે ભારતવાસીઓએ પોતાના પૂર્વજોના ભાગ્યશાળી અને પ્રતાપપૂર્ણ ઇતિહાસનું વાચન અને મનન પણ કરવું જ જોઈએ. કેવળ ઇતિહાસના અસ્તિત્વથી જ કામ નહિ ચાલે, પરંતુ એ ઇતિહાસનું જેટલું પણ વાચન-મનન થશે, તેટલા જ પ્રમાણમાં લાભ થવાનો સંભવ છે; અને એવું હોવાથી આ દિગ્વિજયનો પ્રભાવ-પૂર્ણ ઇતિહાસ પ્રત્યેક ભારતવાસીની સન્મુખ આવે તેમ થવું જોઈએ.

(૩) આ "મહાભારત" ઇતિહાસ હોવા છતાં યે "કાવ્ય" રૂપે લખાયેલો હોવાથી હરેક કક્ષાના માણસો તેનું વાચન કરી શકે છે. જનસમાજમાં લોકોની અનેક શ્રેણિઓ હોય છે અને દરેક શ્રેણિના લોકોની રુચિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. એકને જે ગમે છે તે બીજાને નથી ગમતું; પરંતુ આ કાવ્યમય ઇતિહાસ તો એવા રૂપમાં લખાયો છે કે, તેમાંથી પ્રત્યેક જાતનો માણસ રસાસ્વાદ લઈ શકે છે. આસ્તિક ભગવદ્ભક્ત તેમાં ભક્તિમાર્ગ જોઈ શકે છે; વેદાંતી તેમાંથી અંતરાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે; તર્કવાદી નૈયાયિક તેમાં યુક્તિવાદ જોઈ શકે છે; શાસ્ત્રજિજ્ઞાસુ તેમાંથી અનેક શાસ્ત્રોના સિદ્ધાંતો સમજી શકે છે; ઇતિહાસના અભ્યાસકને માટે તેમાં વિશાળ ક્ષેત્ર પડેલું છે; રાજદ્વારી કુશળ માણસ તેમાં રાજનીતિ જોઈ શકે છે; વીરત્વપ્રેમીને તેમાં વીરત્વ દેખાય છે; ગૃહસ્થાશ્રમીને તેમાંથી ગૃહસ્થજીવનનાં દૃષ્ટાંત મળી શકે છે અને બ્રહ્મચારીને આદર્શ બ્રહ્મચારીઓનાં દૃષ્ટાંત મળી શકે છે. તાત્પર્ય એ છે કે, જેની જેવી પણ જિજ્ઞાસા હોય, તેવી હકીકતો અને પ્રેરણાઓ તે મહાભારતમાંથી જરૂર મેળવી શકે છે. આ મહાભારતનો ગ્રંથ આવો અપૂર્વ કાવ્યમય ઇતિહાસ છે.

(૪) સંભવ છે કે, અર્વાચીન જીવનકલહમાં આવશ્ય એવી કેટલીક બાબતોનો ઉલ્લેખ આ

---

* વિદ્વદ્વર્ય શ્રીપાદ દામોદર સાતવલેકરના ઉપલા જ નામના હિન્દી પુસ્તકના બન્ને ભાગોનો અનુવાદ આગલી આવૃત્તિમાં લેવાયો હતો, તેમાંથી જરૂરી ભાગ જ આ આવૃત્તિમાં લેવાયો છે.—ભિક્ષુ અખંડાનંદ

મહાભારતમાં નહિ હોય; પરંતુ મહાભારતમાં એટલી બધી બાબતોનાં વર્ણન છે કે, તેમાંથી આ સમયમાં પણ આપણને અનેકાનેક બોધ મળી શકે છે; અને આપણા લોકોમાં **મહાભારતનું જો યોગ્ય મનન થતું રહે, તો આ સમયમાં પણ આપણા ભારતવર્ષમાં 'નવીન જીવન' આવી શકે–જાગી શકે તેમ છે.** આ કારણથી મહાભારતના મનનથી આ સમયમાં પણ અનેક લાભો થાય તેમ છે.

(૫) આ કેવળ ઇતિહાસ જ હોત, તો તો તે ક્યારનો યે જૂનો થઇ ગયો હોત; પરંતુ આ તો "ઐતિહાસિક કાવ્ય" અથવા "કાવ્યમય ઇતિહાસ" છે; તેથી તે જૂનો હોવા છતાં યે હંમેશાં નવીન જેવો જ રહ્યો છે; અને તેથી જ દરેક સમયમાં આ ગ્રંથથી મહત્ત્વપૂર્ણ બોધ પ્રાપ્ત થઇ શકે છે. આપણા જીવનમાં જેટલી અવસ્થાએ હોય છે, તેથી કેટલાયેગણી અવસ્થાઓનું વર્ણન આ ગ્રંથમાં છે. એટલે **પ્રત્યેક મનુષ્ય પ્રત્યેક અવસ્થામાં આ ગ્રંથના મનનથી બોધ ગ્રહણ કરી શકે છે.**

(૬) મહાભારતકાળમાં ભારતવર્ષની ધાર્મિક, રાજનૈતિક, સામાજિક, આર્થિક, ઔદ્યોગિક તથા અન્ય પ્રકારની પરિસ્થિતિ કેવી હતી, તેનું ઉત્તમ ચિત્ર મહાભારતમાં હોવાથી તેના મનનથી અને તેની સાથે આપણી આજની દશાની તુલના કરવાથી જણાય છે કે, ગયાં પાંચ હજાર વર્ષોમાં આપણી ઉન્નતિ થઈ કે પડતી થઇ, એ બાબતનું જ્ઞાન થવાથી આપણને ભવિષ્યમાં કયો માર્ગ અને તે કેવી રીતે લેવો જોઈએ, તેનું પણ ઉત્તમ રીતે નિરાકરણ થઈ શકે છે. ઇતિહાસના મનનથી આ મહત્ત્વનો લાભ થાય છે.

(૭) ભારતવર્ષની હિંદુજાતિમાં જે અનંત ભેદો છે, તેમાં એકતા થવી અત્યંત આવશ્યક છે. વિવિધ ભેદ હોવા છતાં પણ આપસઆપસમાં એકતા કરવાનો પ્રત્યક્ષ, ફળદાયી અને ઉત્તમ ઉપાય મહાભારતમાં જેવો બતાવેલો છે, તેવો બીજા કોઇ પણ ગ્રંથમાં બતાવાયો નથી. તેથી કાશ્મીરથી તે છેક કન્યાકુમારી સુધી અને સિંધથી તે બ્રહ્મદેશ સુધી **સમસ્ત ભરતખંડમાં એકતા કરાવનારો આ રાષ્ટ્રીય ગ્રંથ છે અને તેથી જ તેનો પાઠ પ્રત્યેક ઘરમાં હરહંમેશ થવાની જરૂર છે.**

(૮) જે રીતે આજકાલના ભારતવાસીઓનો બીજી જાતિઓ સાથે વિવિધ પ્રકારનો સંબંધ બંધાયો છે, તેવો જ પાંડવોના સમયમાં પણ અનેક દેશની જાતિઓ સાથે ભારતવાસીઓને ગાઢ સંબંધ હતો. પ્રાચીનકાળના ભારતવાસીઓએ બીજી જાતિઓ સાથે જે વર્તાવ કર્યો હતો, તે જોઇને આપણે આ સમયમાં પણ આપણે માટે યોગ્ય બોધપાઠ લઇ શકીએ તેમ છીએ અને આગળ વધી શકીએ તેમ છીએ. આ દૃષ્ટિએ પણ મહાભારતનો પાઠ કરવાથી આપણને એકંદરે ઘણો જ લાભ થાય તેમ છે.

(૯) મહાભારતનું સૌથી પ્રાચીન નામ 'જય' એટલા માટે છે કે, તેમાં આર્યોના દિગ્વિજયનો ઉત્તમોત્તમ ઇતિહાસ સમાયેલો છે. સાધારણ ઇતિહાસ પણ બોધપ્રદ હોય છે, તો પછી વિજયનો તેજસ્વી ઇતિહાસ તો નિઃસંદેહ જ ઉત્સાહવર્ધક હોય એમાં આશ્ચર્ય નથી. **મહાભારત ગ્રંથ એવો જ ઉત્સાહ અને શૌર્ય–વીર્ય વગેરે વીરગુણોને ઉત્તેજિત કરવાવાળો છે; અને તેમ હોવાથી આ પરતંત્રતાના સમયમાં પણ આ ગ્રંથના પાઠથી અને મનનથી આર્યજાતનો ત્વરાથી પુનરુદ્ધાર થઈ શકે તેમ છે.**

(૧૦) મહાભારતમાં જાતીય, સામાજિક અને ધાર્મિક ઉન્નતિ તથા પ્રગતિનો જે ઇતિહાસ પ્રાપ્ત થાય છે, તે વાંચવાથી ધાર્મિક ભાવનાની ઉત્તમ વિશુદ્ધિ થાય છે; અને તેના મનનથી મનન

સંકુચિત ભાવો દૂર થઈને ઉદારતા આવે છે. આજકાલ આપણા ધાર્મિક ભાવો બહુ જ સંકુચિત બની ગયેલા હોવાથી તેને અધિક ઉદાર અને વિશાળ કરવા માટે મહાભારતનું વાચન-મનન ઘણું જ ઉપયોગી થઇ શકે તેમ છે.

(૧૧) આપણા સનાતન આર્યધર્મના મૂળ આધારભૂત 'વેદ' છે. એ વેદગ્રંથનો અર્થ સમજવાને માટે બ્રાહ્મણાદિ ગ્રંથો પછી મહાભારત ગ્રંથની મદદ મળી શકે છે. **મહાભારતમાં સ્થળે સ્થળે વેદમંત્રોનાં "કૂટસ્થળ" ખોલી ખોલીને બતાવેલાં છે.** કેટલી યે જગ્યાએ વૈદિક રૂપકાલંકારની કથાઓનાં વર્ણન કરેલાં છે, કેટલાં યે સૂક્તોનાં સૂક્ત અને મંત્રોના મંત્રો સ્તોત્રરૂપે આપેલાં છે; અને કેટલી યે જગ્યાએ અન્યાન્ય યુક્તિઓથી વેદમંત્રોના અર્થ ખોલીને બતાવવામાં આવ્યા છે. આમ હોવાથી **જે માણસ ધર્મજ્ઞાનની ઇચ્છાથી વેદાધ્યયન કરી રહ્યો હોય, તેને પણ મહાભારતના મનનથી** પુષ્કળ લાભ થાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, વેદના અર્થનો નિરધાર કરવાનાં જે અનેક સાધનો મોજૂદ છે, તેમાં મહાભારત પણ અગત્યનું સાધન છે; અને તેથી એ દૃષ્ટિએ પણ મહાભારતનું મનન બહુ જ ઉપયોગી છે.

(૧૨) મહાભારતમાં અનંત શાસ્રોનો ઉલ્લેખ છે. તે સમયના ઋષિમુનિઓ અને અને બીજા અનેક વિદ્વાનો કેટકેટલા પ્રકારની વિદ્યાઓની ઉન્નતિ માટે પોતાનાં જીવન સમર્પણ કરતા હતા, તેનો ઘણો જ સરસ ખ્યાલ મહાભારત વાંચવાથી મળે છે. તેની તુલના આજકાલની આપણી વિદ્યા સાથે કરીએ તો તરત જ સમજાઇ જાય છે કે, આપણું વિદ્યાક્ષેત્ર ઘણું જ નાનકડું થઈ ગયું છે. જો કે આ સમયમાં પણ બીજા દેશોમાં તો વિદ્યાનું ક્ષેત્ર ઘણું જ વિસ્તાર પામી રહ્યું છે; પરંતુ આપણ ભારતવાસીઓ માટે તો વિદ્યાક્ષેત્રની વ્યાપકતા અત્યારે દિનપ્રતિદિન ઘટતી જ ચાલે છે. માટે આવી સ્થિતિમાં આપણે ભારતવાસીઓએ તો હવે પોતાના પ્રાચીન પૂર્વજોના જેવો વિદ્યાપ્રેમ તથા ચારિત્રપ્રેમ સારી પેઠે વધારવો જોઇએ અને ખાસ પ્રયત્નપૂર્વક પોતાનું વિદ્યાક્ષેત્ર તથા કાર્યક્ષેત્ર બહુ જ વિશાળ કરવું જોઇએ.

(૧૩) મહાભારતકાળના આર્યોના દિગ્વિજયનું ક્ષેત્ર સમગ્ર ભૂમંડળ હતું. જેટલા પણ દેશો તેમની જાણમાં હતા, ત્યાં ત્યાં તેઓ પહોંચી ગયા હતા અને દિગ્વિજય પ્રાપ્ત કર્યો હતો. કોઈ પણ સ્થળે તેમનો "વિજયી ધ્વજ" અટક્યો ન હતો. આ સમયમાં આપણી દશા એથી ઊલટી જ છે. અત્યારે તો આપણને બીજા દેશોમાં પેસવા જેટલો પણ અધિકાર રહ્યો નથી. અત્યારે તો આપણું કાર્યક્ષેત્ર નોકરી સિવાય કશું પણ નથી. **આવી વિપરીત દશામાં પણ પાંડવોના દિગ્વિજયનો ઇતિહાસ, આપણા કાર્યક્ષેત્રને વિસ્તૃત કરવાની દિશા જરૂર બતાવી શકે તેમ છે; એને તેમ હોવાથી આ પદદલિત દશાને દૂર કરવામાં પણ મહાભારતના પાઠથી અત્યંત લાભ થાય તેમ છે.**

(૧૪) જે ગ્રંથમાં જેટલાં 'આદર્શ જીવનચરિત્ર' હોય છે, તેટલો તે ગ્રંથ વધુ ઉપકારક નીવડે છે. કાવ્યમય ઐતિહાસિક ગ્રંથની ઉત્તમતાની એ જ કસોટી છે; અને એ દૃષ્ટિએ તો આ **મહાભારત "આદર્શ જીવનોની"** વિશાળ ખાણ છે, એમ કહેવામાં જરા યે અતિશયોક્તિ નથી. કેમકે એમાં સેંકડો મહાપુરુષોનાં આદર્શ જીવન એવાં ઉચ્ચ કોટિનાં છે કે, જે દૃષ્ટિસમક્ષ રાખવાથી મનુષ્યમાત્રનો ઉદ્ધાર થઇ શકે તેમ છે. આ કારણથી પણ આ મહાભારતનો પાઠ પ્રત્યેક ભારતવાસીએ કરવો જરૂરનો છે. ભીષ્મપિતામહનું આદર્શ બ્રહ્મચર્ય, શ્રીકૃષ્ણચંદ્રનું રાજનીતિકૌશલ્ય, અર્જુનનું શૌર્ય, કર્ણનું ઔદાર્ય, ધર્મરાજાનું ધર્માચરણ વગેરે એવા અનેક આદર્શવાળા પાત્રો મહાભારતમાં છે કે જેમની [illegible]

**કાર્યમાં બહુ જ સહાયક થાય તેમ છે;** પરંતુ એ બધું તો ત્યારે જ થઇ શકે કે, જ્યારે મહાભારતના વાચન-મનનનો સાર્વત્રિક પ્રચાર થાય. માટે આ દૃષ્ટિએ પણ આપણા લોકોમાં આ ગ્રંથનો પ્રચાર અને ઉપયોગ પુષ્કળ થવાની જરૂર છે.

(૧૫) પ્રત્યેક સનાતન ધર્માભિમાની આર્ય-હિંદુ-ના અંતઃકરણમાં મહાભારત વિષે આદરભાવ છે. ધર્મના વિષયમાં વેદની પછી મહાભારત જ પ્રમાણગ્રંથ ગણાય છે. તેને પાંચમો વેદ પણ એ જ કારણથી કહે છે. ચાર વેદ પ્રસિદ્ધ છે અને પાંચમો વેદ તે આ મહાભારત જ છે. જે ગ્રંથની અદ્યાપિપર્યંત એટલી બધી યોગ્યતા મનાય છે, તેનું પઠન આપણા દેશમાં વધતું ચાલે, તો તેથી દેશને કેટલો બધો લાભ થાય તેમ છે, તેનો અનુભવ તો વાંચનાર પોતે જાતે જ તેને વાંચીને કરી શકે તેમ છે. નિઃસંદેહ તેના વાચન-પઠનથી મનુષ્ય ઉચ્ચ મનોભૂમિકામાં પહોંચી જાય છે. માટે **મહાભારતના પાઠનો** જેટલો પણ બની શકે તેટલો વધારે પ્રચાર કરવો એ પ્રત્યેક સમજુ માનવનું પરમ કર્તવ્ય છે.

મહાભારતના પાઠથી અનંત લાભ થાય તેમ છે. **આર્યોનાં જીવનોને ઉન્નતિની દિશા તરફ ઝોક આપવાનું સામર્થ્ય મહાભારત ગ્રંથમાં છે.** તેના પાઠથી થતા લાભોનો અત્રે થોડોક ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મહાત્મા ગાંધી, લોકમાન્ય તિલક અને બીજા અનેક આ સૈકાના મહાન નેતાઓએ પણ **મહાભારતના પાઠથી આર્યોનું રાષ્ટ્રીય જીવન ઓજસ્વી અને તેજસ્વી થઈ શકે તેમ છે,** એવું એકમતે જાહેર કર્યું છે; આથી આ વિષયમાં કંઇ પણ વધારે લખવાની જરૂર નથી. **જે કોઈ માણસ મહાભારતને વાંચશે તે જ માણસ તેની ખરી મહત્તા સમજી શકશે.**

---

## ૨-મહાભારત ગ્રંથ સર્વ શાસ્ત્રોનો સારસંગ્રહ છે

× × × ×

भारत व्यपदेशेन ह्याम्नायार्थश्च दर्शितः। (શ્રીમદ્ ભાગવત ૧-૪-૨૮)

અર્થાત્-ભારતને બહાને વેદના જ અર્થ પ્રદર્શિત કરેલા છે. વળી વધારેમાં જુઓ કેઃ-

स्त्रीशूद्रद्विजबंधूनां त्रयी न श्रुतिगोचरा। कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवेदिह॥
इति भारतमाख्यानं कृपया मुनिना कृतम्। (શ્રીમદ્ ભાગવત ૧-૪-૨૫)

અર્થાત્-" સ્ત્રી, શૂદ્ર અને દ્વિજબંધુ-એટલે કે મૂઢદ્વિજ, એ લોકો વેદશ્રુતિનો અર્થ નથી સમજી શકતા; તેથી એ મૂઢ માનવોને શ્રેય (કલ્યાણ) પ્રાપ્ત કરવાનો ઉપાય મળી જાય એ હેતુથી વ્યાસમુનિએ 'ભારત' નામનું આખ્યાન રચ્યું છે; એટલે કે જે મૂઢ મનુષ્યો પ્રત્યક્ષ વેદમંત્ર વાંચીને અર્થ નથી સમજી શકતા, તેમને વેદોક્ત સનાતન ધર્મનું જ્ઞાન આપવા માટે મહાભારતની રચના કરવામાં આવી છે અને તેથી કરીને તેમાં ભારતની કથાના નિમિત્તે વેદનો અર્થ જ પ્રકટ કરેલો છે."

× × × ×

મહાભારતમાં સર્વ શાસ્ત્રોનો સાર હોવાથી અનેક શાસ્ત્રોના અધ્યયનનું કામ આ એક મહાભારતથી પણ થઇ શકે છે, એટલે તે જોતાં ઉપરનું વર્ણન તદ્દન વાસ્તવિક છે. વળી જુઓ કેઃ-

एकतश्चतुरो वेदा भारतं चैतदेकतः । पुरा किल सुरैः सर्वैः समेत्य तुलया धृतम् ॥
चतुर्भ्यः सरहस्येभ्यो वेदेभ्यो ह्यधिकं यदा । तदा प्रभृति लोकेऽस्मिन्महाभारतमुच्यते ॥
महत्त्वे च गुरुत्वे च ध्रियमाणं यतोऽधिकम् । महत्त्वाद्भारवत्त्वाच्च महाभारतमुच्यते ॥
(મહાભારત–આદિપર્વ, અધ્યાય ૧, શ્લોક ૨૭૧, ૭૨, ૭૩)

અર્થાત્–"પ્રાચીનકાળમાં સર્વ દેવતાઓએ એકઠા થઈને ત્રાજવાની એક બાજુએ ચારે વેદ અને બીજી બાજુએ મહાભારતને મૂકીને જોખતાં રહસ્યસહિત ચારે વેદો કરતાં મહાભારત ભારે થયું હતું! તે દિવસથી લોકો તેને મહાભારત કહેવા લાગ્યા; કેમકે તે ભારેપણામાં તેમજ ગુરુપણામાં સર્વશ્રેષ્ઠ છે."

× × × ×

यो विद्याच्चतुरो वेदान्सांगोपनिषदो द्विजः । न चाख्यानमिदं विद्यान्नैव स स्याद्विचक्षणः ॥
अर्थशास्त्रमिदं प्रोक्तं धर्मशास्त्रमिदं महत् । कामशास्त्रमिदं प्रोक्तं व्यासेनाऽमितबुद्धिना ॥
श्रुत्वा त्विदमुपाख्यानं श्राव्यमन्यन्न रोचते । पुंस्कोकिलगिरं श्रुत्वा रूक्षा ध्वांक्षस्य वागिव ॥
अनाश्रित्यैतदाख्यानं कथा भुवि न विद्यते । आहारमनपाश्रित्य शरीरस्येव धारणम् ॥
(મહાભારત–આદિપર્વ, અધ્યાય ૨, શ્લોક ૩૮૨, ૮૩, ૮૪, ૮૮)

અર્થાત્ જે વિદ્વાન અંગોસહિત ચારે વેદ અને સંપૂર્ણ ઉપનિષદ જાણે છે; પરંતુ મહાભારતનું જેણે અધ્યયન નથી કર્યું, તે વિચક્ષણ અર્થાત્ ચતુર નથી ગણાતો. અપાર બુદ્ધિવાળા વ્યાસદેવજીએ આ મહાભારત અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર તરીકે રચેલું છે. જેમ કોયલનો મધુર અવાજ સાંભળ્યા પછી કોઈ કાગડાનો અવાજ સાંભળવા ઇચ્છતું નથી, તેમ મહાભારતની કથાનું શ્રવણ કર્યા પછી મનુષ્યને બીજી કથા સાંભળવાની ઇચ્છા થતી નથી. જેમ ખાનપાનના આશ્રય વિના શરીર ધારણ કરી શકાતું નથી, તેમ મહાભારતના આધાર વિનાનું કોઈ ઉપાખ્યાન બનેલું જણાતું નથી. × × × ×

ધર્મરાજાની ધર્મનિષ્ઠા અને સત્યનિષ્ઠા, ભીમસેનની શક્તિ અને સરળ વૃત્તિ, અર્જુનનું અદ્ભુત પરાક્રમ, નકુળ–સહદેવની બંધુપ્રીતિ, દ્રૌપદી, ગાંધારી વગેરે આર્ય સ્ત્રીઓનું અદ્ભુત ચરિત્ર, શ્રીકૃષ્ણ ભગવાનનું રાજનીતિમાં કૌશલ્ય, ભીષ્મપિતામહનું અખંડ બ્રહ્મચર્ય અને ધર્મજ્ઞાન, ધૃતરાષ્ટ્રનો પુત્રપ્રેમ, દુર્યોધનની સામ્રાજ્ય વધારવાની પ્રબળ ઇચ્છા, કર્ણનું ઔદાર્ય અને સ્વાભિમાન ઇત્યાદિ મહાભારતીય પુરુષોના સ્વભાવસિદ્ધ ગુણોનું જે પ્રતિબિંબ વાચકોનાં મન ઉપર પડે છે, અને તેથી મનુષ્યોના સ્વભાવમાં જે અદ્ભુત ઉચ્ચતા પ્રકટે છે–જાગે છે–આવે છે, તે પણ કોઈ વિલક્ષણ જ મહત્ત્વ ધરાવે છે.

તાત્પર્ય એ છે કે, અનેક દૃષ્ટિએ જોતાં છતાં યે મહાભારતના વાચન–શ્રવણથી અત્યંત લાભ થવો સ્વાભાવિક છે; અને તેથી જ વાચકોને અમે નિવેદન કરીએ છીએ કે, તેઓ આ ગ્રંથનું વાચન અને મનન અવશ્ય કરે. તે પોતે પણ તેમાંથી સારી પેઠે બોધ લે તથા પોતાનાં બાળબચ્ચાંનાં અંતઃકરણમાં પણ તેના સંસ્કાર સારી પેઠે પાડે.

× × × ×

# ३–महाभारतमां वधारो थयो छे के नहि ?

ઘણાં માણસો કહે છે કે, મહાભારતમાં કેટલી યે વાતો પાછળથી ભેળવી દીધેલી છે અને મનમાં આવી તેવી કેટલી યે વાતો પાછળથી ઘુસાડેલી છે; તેથી તે વિષે આ લેખમાં વિચાર કરીશું. આ નીચે આપેલું કોષ્ટક જોવાથી એ વિષે ખાતરી થશે.

| પર્વ | અનુક્રમણિકાધ્યાયમાં કહેલી શ્લોકસંખ્યા | | ગોપાળ નારાયણ-વાળી પ્રત | | ગણપત કૃષ્ણાજી-વાળી પ્રત | | કુંભકોણમ્-વાળી પ્રત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | અધ્યાય | શ્લોક | અધ્યાય | શ્લોક | અધ્યાય | શ્લોક | અધ્યાય | શ્લોક |
| ૧ આદિ૦ | ૨૨૭ | ૮૮૮૪ | ૨૩૪ | ૮૬૧૯ | ૨૩૪ | ૮૪૬૬ | ૨૬૦ | ૧૦૯૯૮ |
| ૨ સભા૦ | ૭૮ | ૨૫૧૧ | ૮૧ | ૨૭૧૨ | ૮૧ | ૨૭૦૯ | ૧૦૩ | ૪૩૭૭ |
| ૩ વન૦ | ૨૬૯ | ૧૧૬૬૪ | ૩૧૫ | ૧૦૪૯૪ | ૩૧૫ | ૧૧૮૫૪ | ૩૧૫ | ૧૪૦૮૧ |
| ૪ વિરાટ૦ | ૬૭ | ૨૦૫૦ | ૭૨ | ૨૨૭૨ | ૭૨ | ૨૩૨૭ | ૭૮ | ૩૫૭૫ |
| ૫ ઉદ્યોગ૦ | ૧૮૬ | ૬૬૯૮ | ૧૯૬ | ૬૫૫૯ | ૧૯૬ | ૬૬૧૮ | ૧૯૬ | ૬૭૫૨ |
| ૬ ભીષ્મ૦ | ૧૧૭ | ૫૮૮૪ | ૧૨૨ | ૫૯૬૯ | ૧૨૨ | ૫૮૧૭ | ૧૨૨ | ૫૯૦૮ |
| ૭ દ્રોણ૦ | ૧૭૦ | ૮૯૦૯ | ૨૦૨ | ૯૫૭૨ | ૨૦૨ | ૯૫૯૩ | ૨૦૩ | ૧૦૧૨૭ |
| ૮ કર્ણ૦ | ૬૯ | ૪૯૬૪ | ૯૬ | ૪૯૬૪ | ૬૬ | ૪૯૮૭ | ૧૦૧ | ૪૯૮૬ |
| ૯ શલ્ય૦ | ૫૯ | ૩૨૨૦ | ૬૫ | ૩૬૧૮ | ૬૫ | ૩૬૦૮ | ૬૬ | ૩૫૯૪ |
| ૧૦ સૌપ્તિક૦ | ૧૮ | ૮૭૦ | ૧૮ | ૮૦૩ | ૧૮ | ૮૧૦ | ૧૮ | ૮૧૫ |
| ૧૧ સ્ત્રી૦ | ૨૭ | ૭૭૫ | ૨૭ | ૮૨૫ | ૨૭ | ૮૨૬ | ૨૭ | ૮૦૭ |
| ૧૨ શાન્તિ૦ | ૩૨૯ | ૧૪૭૩૨ | ૩૬૫ | ૧૪૯૩૮ | ૩૬૬ | ૧૩૭૩૨ | ૩૭૫ | ૧૫૧૫૩ |
| ૧૩ અનુશાસન૦ | ૧૪૬ | ૮૦૦૦ | ૧૬૮ | ૭૬૩૯ | ૧૬૯ | ૭૮૩૯ | ૨૭૪ | ૧૦૯૮૩ |
| ૧૪ અશ્વમેધ૦ | ૧૦૩ | ૩૩૨૦ | ૯૨ | ૨૭૩૬ | ૯૨ | ૨૮૫૨ | ૧૧૮ | ૪૫૪૩ |
| ૧૫ આશ્રમ૦ | ૪૨ | ૧૫૦૬ | ૩૯ | ૨૦૮૮ | ૩૯ | ૧૦૮૫ | ૪૧ | ૧૦૯૮ |
| ૧૬ મૌસલ૦ | ૮ | ૩૨૦ | ૮ | ૨૮૭ | ૮ | ૨૮૭ | ૯ | ૩૦૦ |
| ૧૭ મહાપ્રસ્થાન૦ | ૩ | ૩૨૦ | ૩ | ૧૧૦ | ૩ | ૧૦૯ | ૩ | ૧૧૧ |
| ૧૮ સ્વર્ગારોહણ૦ | ૫ | ૨૦૯ | ૬ | ૩૨૦ | ૬ | ૩૦૭ | ૬ | ૩૩૭ |
| કુલ સંખ્યા | ૧૯૨૩ | ૮૪૮૩૬ | ૨૧૦૯ | ૮૪૫૨૫ | ૨૦૮૧ | ૮૩૮૨૬ | ૨૩૧૫ | ૯૮૫૪૫ |
| ૧૯ હરિવંશ | | ૧૨૦૦૦ | ૨૬૩ | ૧૫૪૮૫ | | ૧૨૦૦૦ | | ૧૨૦૦૦ |
| કુલ સંખ્યા | | ૯૬૮૩૬ | ૨૩૭૨ | ૧૦૦૦૧૦ | | ૯૫૮૨૬ | | ૧૧૦૫૪૫ |

ઉપલા કોષ્ટક ઉપરથી જણાશે કે, મહાભારતના અધ્યાયની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

૧–અનુક્રમણિકાધ્યાયમાં વર્ણવેલી અધ્યાયસંખ્યા ૧૯૨૩ અને શ્લોકસંખ્યા ૮૪૮૩૬
૨–ગોપાળ નારાયણે છાપેલું મુંબઈ મહાભારત ૨૧૦૯ " " ૮૪૫૨૫
૩–ગણપત કૃષ્ણાજીએ છાપેલું મુંબઈ મહાભારત ૨૦૮૧ " " ૮૩૮૨૬
૪–કુંભકોણમ્ પ્રકાશિત મહાભારત ૨૩૧૫ " " ૯૮૫૪૫

એમાં હરિવંશની શ્લોકસંખ્યા મેળવવાથી એકંદર સંખ્યા નીચે પ્રમાણે થાય છેઃ—

| | મહાભારત | | હરિવંશ | | કુલ શ્લોક |
|---|---|---|---|---|---|
| ૧–અનુક્રમણિકાધ્યાયવર્ણિત | ૮૪૮૩૬ | + | ૧૨૦૦૦ | = | ૯૬૮૩૬ |
| ૨–ગોપાળ નારાયણે છાપેલું | ૮૪૫૨૫ | + | ૧૫૪૮૫ | = | ૧૦૦૦૧૦ |
| ૩–ગણુપત કૃષ્ણાજીએ છાપેલું | ૮૩૮૨૬ | + | ૧૨૦૦૦ | = | ૯૫૮૨૬ |
| ૪–કુંભકોણમ્ પ્રકાશિત | ૯૮૫૪૫ | + | ૧૨૦૦૦ | = | ૧૧૦૫૪૫ |

આ સંખ્યા જોવાથી માલૂમ પડે છે કે, આ સમયમાં મળતા મહાભારતના કોઈ પણ પુસ્તકમાં એક લાખ શ્લોક નથી. અધ્યાયોની સંખ્યામાં વધઘટ થઇ છે, પરંતુ એ તો નિઃસંશય છે કે, એમાં જુદા જુદા લખનારા–નકલ કરનારા જ કારણરૂપ છે; કેમકે એથી શ્લોકસંખ્યામાં વધારો થયો નથી અને માત્ર અધ્યાયસંખ્યામાં વધારો થયો તેથી કાંઇ ખાસ નુકસાન નથી. લેખકોએ મોટા અધ્યાયના બબ્બે–ત્રણત્રણ ભાગ પડ્યા છે, તેથી માત્ર અધ્યાયસંખ્યા જ વધી ગઇ છે, શ્લોકસંખ્યા વધી નથી.

મુંબઈમા ગણુપત કૃષ્ણાજીએ છાપેલું મહાભારતનું પુસ્તક વિશેષ પ્રમાણભૂત છે; પરંતુ તે અત્યારે મળતું જ નથી. એની પછી તેની જ લગભગ પુનરાવૃત્તિ ગોપાળ નારાયણે છાપી છે. તેની શ્લોકસંખ્યા ઘણી રીતે અનુક્રમણિકાધ્યાય સાથે મળતી છે. કુંભકોણમથી પ્રસિદ્ધ થયેલું મહાભારત મદ્રાસના ગ્રંથોને આધારે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ પુસ્તકમાં લગભગ ચૌદહજાર શ્લોક અનુક્રમણિકાધ્યાયથી વધારે છે. ઉત્તરથી દક્ષિણમાં જતાં જતાં વચ્ચે આ શ્લોકો ભળી ગયા હોય, એવું જ સ્પષ્ટ જણાય છે; અને તેથી મદ્રાસનું મહાભારત વિશ્વાસપાત્ર નથી. મુંબઈમાં છપાયેલા બન્ને ગ્રંથ ઘણેભાગે થોડાઘણા ફેરફાર સિવાય એક જેવા જ છે તથા શ્લોકસંખ્યામાં પણ બહુ જુદાપણું નથી; તેથી મુંબઇની પ્રતો વધારે પ્રમાણભૂત છે અને મુંબઇમાં છપાયેલા ગ્રંથોની શ્લોકસંખ્યા અનુક્રમણિકાધ્યાય સાથે પણ ઘણી બાબતમાં મળતી આવે છે.

આવડા મોટા ગ્રંથમાં આટઆટલી સદીઓ વીતી જવાથી શ્લોકસંખ્યામાં કંઇ વધઘટ થઇ પણ હોય, તો તેમાં કંઈ મહાન આશ્ચર્યની વાત નથી. હાથે લખાવાથી તથા લહિયાઓની ઓછીવત્તી યોગ્યતાને લીધે આ સંખ્યા ઓછીવત્તી થઈ ગઇ છે. ઉપરની સંખ્યા જોવાથી સ્પષ્ટ થાય છે કે, અનુક્રમણિકાધ્યાય રચાયા પછી, ગયાં બે હજાર વર્ષોમાં મહાભારતની કુલ શ્લોકસંખ્યામાં બિલકુલ વધારો નથી થયો પરંતુ ઘટાડો જ થયો છે. જુઓઃ—

(૧) અનુક્રમણિકાધ્યાયમાં વર્ણવેલા કુલ શ્લોક ૮૪૮૩૬ અને ઓછા થયેલા શ્લોક ૦

(૨) ગોપાળ નારાયણે છાપેલા કુલ શ્લોક ૮૪૫૨૫ અને ઓછા થયેલા શ્લોક ૩૧૧

(૩) ગણુપત કૃષ્ણાજીએ છાપેલા કુલ શ્લોક ૮૩૮૨૬ અને ઓછા થયેલા શ્લોક ૧૦૧૦

ઉપરનાં પુસ્તકોમાં એટલા જ શ્લોક ઓછા છે. વધવા કે ઘુસાડવાની વાત તો દૂર રહી, પરંતુ શ્લોક ઓછા જ થયા છે.

શ્લોક લખવામાં પણ કેટલી યે ભૂલો છે. કેટલાક શ્લોક ત્રણ પંક્તિના છે, તો કેટલાક એક પંક્તિના છે. અમે બે પંક્તિઓ(લીટીઓ)ના, અર્થાત્ અનુષ્ટુપ ૩૨ અક્ષરોના છંદનો એક શ્લોક ગણીને તે પ્રમાણે લખવાનો આ પુસ્તકમાં યત્ન કર્યો; પરંતુ તેનાથી કેટલી યે ભૂલો થવા લાગી, તેથી તે પ્રયત્ન છોડીને જેમ છે, તેમ જ છાપવાનો નિશ્ચય કર્યો. આ પ્રયત્નને લીધે અમારા પુસ્તકમાં આદિપર્વની શ્લોકસંખ્યા ૮૭૦૯ થઇ અને અધ્યાય પણ ૨૩૬ થયા છે.×

× યાદ રાખવાનું છે કે, આ સમાલોચનાના મૂળલેખક શ્રીમાન શ્રીપાદ દામોદર સાતવલેકરના સંપાદન દ્વારા ઔંધમાં જે મહાભારત મૂળ તથા હિંદી ટીકા સાથે પ્રસિદ્ધ થાય છે, તેને જ લગતી આ હકીકત છે.
—ભિક્ષુ અખંડાનંદ

ગોપાળ નારાયણે છાપેલા પુસ્તકમાં જેટલા શ્લોક છે, તેટલા જ આ પુસ્તકમાં છે; પરંતુ શ્લોકની ગણતરીમાં સુધારો કરવાનો પ્રયત્ન કરવા જતાં કેટલીક સંખ્યા વધી ગઈ છે. બે પંક્તિઓનો એક શ્લોક, એ રીતે ગણતરી થાય તો આ પુસ્તકમાં અનુક્રમણિકાધ્યાયની શ્લોકસંખ્યા ઠીકઠીક મળી રહેશે; પરંતુ તેમ કરવા માટે ખૂબ સમય જોઈએ અને તુલના કરવા માટે પણ કેટલાય ગ્રંથોના પાઠ જોવા જોઈએ. એ કાર્ય મહાન પરિશ્રમ અને ખૂબ આર્થિક વ્યયનું છે.

હાલમાં ઔંધનરેશની પ્રેરણાથી પૂનાની "ભાંડારકર પ્રાચીન વિદ્યા સંશોધક સંસ્થા" માં મહાભારતના સંશોધનનું કાર્ય ચાલુ છે. કેટલા ય લાખ રૂપિયા તેમાં ખર્ચાશે. કેટલા ય વિદ્વાનોને તે કાર્યમાં રોકેલા છે. પ્રત્યેક માસે હજારો રૂપિયાનું ખર્ચ થાય છે. ગયાં ચાર–પાંચ વર્ષોથી એ કાર્ય ચાલ્યા કરે છે; **પરંતુ છાપવાનું કાર્ય શરૂ થવાને તો હજુ કેટલાં ય વર્ષ લાગશે.** આથી ખાતરી થશે કે, મહાભારતના સંશોધનનું કાર્ય કેટલું મહાન ખર્ચાળ છે. ઉપરના કાર્ય માટે કેટલા ય લાખ રૂપિયાના ખર્ચનો અંદાજ નક્કી કરેલો છે. અમે તે ગ્રંથની રાહ જોઈએ છીએ.

એ પુસ્તક પ્રસિદ્ધ થતાં સુધી અમારા માર્ગદર્શક ગ્રંથો મુંબઈમાં જ છપાયેલા મહાભારતના ગ્રંથો છે. તેમાં શ્લોકસંખ્યા અનુક્રમણિકાધ્યાયમાં લખેલી સંખ્યાથી ઓછી હોવાથી પ્રક્ષિપ્ત શ્લોક પણ ઘણે ભાગે નહિ આવે; અને આવશે તો પણ બહુ જ ઓછા આવશે.

આમ હોવા છતાં પણ કેટલાક વિદ્વાનો કહે છે કે, મહાભારતમાં બહુ જ પ્રક્ષિપ્ત ભાગ છે. કેટલા ય શ્લોકો પાછળથી ભેળવેલા છે અથવા જાણીબૂઝીને ઘુસાડેલા છે. હવે આપણે એ બાબતનો વિચાર કરવો જોઈએ કે શું એ કહેવું સાચું છે?

કેટલાક શ્લોકો લેખકોની ગલફતથી એમાં ઘૂસી ગયા છે, એમાં તો શંકા જ નથી. આવડા મોટા ગ્રંથમાં અને આટલા લાંબા કાળમાં એમ થવું સ્વાભાવિક જ છે; પરંતુ જાણીજોઈને શ્લોકો ઘુસાડવામાં મહાન દોષ હોવાથી તેનો વિચાર અધિક સૂક્ષ્મ દૃષ્ટિએ કરવો જોઈએ.

અમે આગળ બતાવી ગયા છીએ કે, મહાભારત "સર્વસારસંગ્રહ ગ્રંથ" (એન્સાઈક્લોપીડિયા) છે: જેઓ સારસંગ્રહ ગ્રંથની રચના જાણે છે, તેઓ જ મહાભારતના મહત્ત્વને સમજી શકે છે. અંગ્રેજી ભાષામાં "બ્રિટનનો સારસંગ્રહ ગ્રંથ" (એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા) છે. તેની અત્યાર સુધીમાં અગિયાર આવૃત્તિઓ થઈ ચૂકી છે. પ્રથમ આવૃત્તિના સંપાદક જુદા હતા અને અગિયારમી આવૃત્તિના જુદા છે. વળી વચ્ચે પણ બીજા કેટલા ય સંપાદકો થયા છે. એ ૧૧ આવૃત્તિઓ પૈકી પ્રથમ વાર છપાયેલો "બ્રિટન સારસંગ્રહ ગ્રંથ" નાનો હતો અને દર વખતે વધતાં વધતાં છેલ્લી અગિયારમી આવૃત્તિ વખતે તો તે બહુ જ વધી ગયો છે. તેમાં કેટલી યે વાતો નવી ઉમેરવામાં આવી છે અને કેટલી યે બાબતોમાં સંશોધન કરીને તેને સારા સ્વરૂપમાં રજૂ કરાઈ છે. આમ થવાને લીધે પ્રથમના અને હાલના ગ્રંથમાં જમીન–આસમાનનો ફેર પડી ગયો છે; તો પણ સર્વ લોકો કહે છે કે, આ (રિવાઈઝ્ડ એન્ડ એન્લાર્જ્ડ એન્સાઈક્લોપીડિયા) સંશોધિત તથા સંવર્ધિત 'સારસંગ્રહ ગ્રંથ' છે. કોઈ પણ તેને એમ નથી કહેતું કે, તેમાં વધારો થયો છે અથવા અમુક અમુક ઘુસાડેલું છે. સર્વ કોઈ ઊલટા એ નવીન અને સંવર્ધિત સારસંગ્રહ ગ્રંથને જ પસંદ કરે છે.

હવે આશ્ચર્યની વાત તો એ છે કે, જે લોકો આ અંગ્રેજી સંવર્ધિત સારસંગ્રહને પસંદ કરે છે, તેઓ જ મૂળ ભારતસંહિતાની સંશોધિત અને સંવર્ધિત ત્રીજી આવૃત્તિને માટે કહે છે કે, એમાં તો 'ઘુસાડો' થયેલો છે! એમાં તો પ્રક્ષિપ્ત ભાગ છે!! જો 'ભારત' અને મહાભારત' એ "સારસંગ્રહ ગ્રંથ" છે, તો પછી તેની બીજી અને ત્રીજી આવૃત્તિ વખતે તેમાં કંઈ સુધારો-

વધારો થયેલો હોય તો તેમાં શો અપરાધ છે? જે અપરાધ બ્રિટિશ સારસંગ્રહમાં નથી થતો, તે આર્યોના સારસંગ્રહમાં શી રીતે ગણવામાં આવે છે? × × × ×

## સ્મૃતિ, શાસ્ત્ર અને નીતિસંગ્રહ

મહાભારતમાં અનેક નીતિશાસ્ત્રોનો સંગ્રહ છે. વિદુરનીતિ, કણિકનીતિ, નારદનીતિ તથા અન્યાન્ય પણ અનેક નીતિઓ છે. એ પ્રત્યેક નીતિશાસ્ત્ર એક સ્વતંત્ર પુસ્તક છે અને તેનો ઉદ્દેશ પણ મહાન છે. **આ બધાં જ નીતિશાસ્ત્રોનો સંગ્રહ આ મહાભારતમાં છે; અને એવું છે તેથી તેની યોગ્યતા કંઇ ઓર જ વધી ગઈ છે.**

કણિકનીતિ સમ્રાટોનાં સામ્રાજ્ય વધારવાનો મત પ્રદર્શિત કરે છે અને વિદુરનીતિ ગરીબ પ્રજાના સમાન અધિકારનો સામ્યવાદ રજૂ કરે છે. આ રીતે જુદી જુદી નીતિઓનાં ધ્યેય જુદાં જુદાં છે. એ વિવિધ ધ્યેયવાળાં વિવિધ નીતિશાસ્ત્રોનો સંગ્રહ આ મહાભારતમાં છે, **તેથી મહાભારત એ એક નીતિશાસ્ત્રોનો પણ મહાસમુદ્ર છે.**

ધર્મશાસ્ત્ર અર્થાત્ સ્મૃતિશાસ્ત્ર પણ તેમાં સ્થળે સ્થળે ભરપૂર છે. સનાતન વૈદિક ધર્મનાં મૂળતત્ત્વો સ્મૃતિશાસ્ત્રમાં વ્યાવહારિક રૂપ લઇને રજૂ થાય છે. શ્રુતિમાં ધર્મનાં સૈદ્ધાંતિક તત્ત્વો રહેલાં હોય છે, પરંતુ તેનું વ્યાવહારિક સ્વરૂપ સ્મૃતિઓમાં રહેલું હોય છે. આવાં સ્મૃતિશાસ્ત્રોનો સંગ્રહ મહાભારતમાં હોવાથી આ મહાભારત એક મહાન ધર્મશાસ્ત્ર ગ્રંથ થયો છે અને તેથી જ તેની યોગ્યતા સ્મૃતિશાસ્ત્રોના જેટલી માનવામાં આવે છે.

શ્રુતિ અને સ્મૃતિનો પરસ્પર સંબંધ તુલનાપૂર્વક જોવો જોઇએ; કેમકે શ્રુતિનાં સૈદ્ધાંતિક તત્ત્વો સ્મૃતિ વિના વ્યવહારમાં પ્રવૃત્ત થતાં નથી; અને સ્મૃતિ પણ શ્રુતિના પ્રમાણુ વિના નિષ્ફળ છે. આથી બન્નેની સંગતિ પણ જોવાની અત્યંત જરૂરી છે. વેદનું અધ્યયન ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ કરનારાઓને આ જ કારણથી મહાભારતની અપૂર્વ મદદ મળી શકે છે; એટલું જ નહિ પણ જેઓ સ્મૃતિ અને મહાભારતને સાથે લીધા વિના જ વેદનું અધ્યયન કરવાનો પ્રયત્ન કરશે, તેમના પ્રયત્નો એ બંનેની સાથે સાથે તુલના કરનારના જેટલા સફળ નહિ થાય. તેથી જ કહ્યું કે, इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्। (મહાભારત, આદિપર્વ, અધ્યાય ૧-૨૬૭)

"ઇતિહાસ અર્થાત્ રામાયણુ, મહાભારત તથા પુરાણોથી વેદના તત્ત્વને સંવર્ધિત-પરિપુષ્ટ કરવું જોઇએ" અને તે તો બંનેની તુલના કરવાથી જ શકય થઇ શકે તેમ છે. તાત્પર્ય કે, વેદનો મર્મ સમજવા માટે આ રીતે મહાભારતની જરૂર છે. આથી વૈદિક ધર્મનું તત્ત્વ સમજનાર વાચકો મહાભારતના વાચનથી દૂર ન ભાગે એટલું જ અહીં દર્શાવવાનું છે.

× × × ×

આ ઉપરાંત મહાભારતમાં બીજાં દશ્યો પણ એટલાં મનોરમ છે કે, જે એકલાં એકલાં પણ અન્ય મહાકાવ્યોનો વિષય બનેલાં છે. જેમકે (૧) ભારવીકવિનું કિરાતર્જુનીય કાવ્ય કે જે અર્જુનને પાશુપતાસ્ત્ર મળવાના પ્રસંગનું જ વર્ણન કરે છે. (૨) માઘકવિનું શિશુપાલવધ કાવ્ય કે જે શિશુપાલના વધના વર્ણન ઉપર રચેલું છે. (૩) શ્રીહર્ષના નૈષધકાવ્યનો વિષય કે જેમાં નળદમયંતીનું ચરિત્ર જ છે. આ રીતે પાંચ મહાકાવ્યોમાંથી ત્રણ મહાકાવ્ય મહાભારતમાંના જ થોડા વર્ણન ઉપરથી રચાયેલાં છે. આથી સ્પષ્ટ થાય છે કે, મહાભારતની કાવ્યદૃષ્ટિએ પણ કેટલી યોગ્યતા છે. અરે, એ એવડો મોટો ગ્રંથ છે કે, જેની ઉપકથાઓને લઇને પણ એકેક મહાકાવ્ય બની શકે તેમ છે!!!

---

# ૪-૭ ખૂંટીઓવાળું મહાન ચક્ર

ધૌમ્યમુનિના ત્રીજા જ્ઞાની શિષ્ય વેદ નામના હતા. સમાવર્તનસંસ્કાર થયા પછી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયા બાદ તે આચાર્ય વેદની પાસે પણ કંઇએક શિષ્યો વેદાભ્યાસ કરવા આવ્યા. તેમાં ઉત્તંક નામનો અત્યંત સદ્‌ગુણી શિષ્ય હતો અને તેના ઉપર પૂજનીય આચાર્યજીનો પણ અત્યંત વિશ્વાસ હતો. એક વખતે સમ્રાટ જનમેજયને ઘેર યજનકર્મ કરાવવા જતી વખતે આચાર્ય વેદજીએ પોતાના શિષ્ય ઉત્તંકને કહ્યું કે, "હે ઉત્તંક! હું ઈચ્છું છું કે, મારી ગેરહાજરીમાં મારા ઘરમાં જે કંઈ ન હોય તે તું લાવી આપજે." આ રીતે આજ્ઞા કરીને આચાર્યજી સમ્રાટના યાજ્ઞિક કર્મ માટે ચાલ્યા ગયા.

આ વખત બ્રહ્મચારી ઉત્તંકની પરીક્ષાનો હતો. એ પરીક્ષા નીચે પ્રમાણે લેવામાં આવીઃ—

એક દિવસ ગુરુના ઘરની સ્ત્રીઓએ એકઠી થઈને ઉત્તંકને બોલાવીને કહ્યું: "ઉત્તંક! તારી ગુરુપત્ની ઋતુવાળી થઇ છે, તારા ગુરુજી પણ ઘરમાં નથી એટલે તેની ઋતુ ખાલી ન જાય, તે સારુ તું તેને ઋતુદાન દે."

કેટલું કઠોર પ્રલોભન! આ વખતે બ્રહ્મચારી ઉત્તંક સમક્ષ એક બાજુ સહજપ્રાપ્ત વિષયસુખ અને બીજી બાજુ બ્રહ્મચર્યવ્રતના ભંગનું તથા વૈદિક "સપ્ત મર્યાદા" ના ઉલ્લંઘનનું પાપ નજર સામે હતું. દુર્બળ માણસ તો આવે પ્રસંગે કદાચ ફસાઇ પણ જાત; પરંતુ ઉત્તંક ભારે તપસ્વી અને નિયમપાલનમાં દક્ષ હતો; તેથી તેણે તરત જ કહી દીધું કે, "હું સ્ત્રીઓની વાતો સાંભળી આવું કુકર્મ નહિ કરું. ઉપાધ્યાયે મને એવી આજ્ઞા નથી આપી કે, તારે કુકર્મ પણ કરવું."

આ રીતે બ્રહ્મચારી ઉત્તંકના બ્રહ્મચર્યવ્રતની પૂર્ણ પરીક્ષા થઈ અને તે ઉત્તમ પ્રકારે આ કઠોર પરીક્ષામાં ઉત્તીર્ણ થયો. આવા સદ્‌ગુણી બ્રહ્મચારી ઉપર કોણ પ્રેમ ન કરે? આચાર્ય વેદનો પ્રેમ ઉત્તંકે આવી રીતે સંપાદન કર્યો હતો. થોડા સમય પછી ઉત્તંકનો સમાવર્તનકાળ આવ્યો, તે વખતે "ગુરુદક્ષિણા" આપવાનો વિચાર બ્રહ્મચારી ઉત્તંકે પોતાના આચાર્યને જણાવ્યો; પણ આચાર્યજી અત્યંત સત્ત્વસંપન્ન હોવાથી ગુરુદક્ષિણા આપવાની માગણી થવા છતાં તેમણે તો તે લેવા જ ઈચ્છી નહિ, પરંતુ આચાર્યપત્ની એવાં પ્રલોભનોને જીતી શકી ન હતી.

ઘણીખરી સ્ત્રીઓ સુંદર ઘરેણાં અને સુંદર વસ્ત્રો ઉપર એટલો પ્રેમ રાખે છે કે, તેના આગળ તેમને શ્રેષ્ઠ વિચારની કશી જ વિસાત હોતી નથી. હાલમાં પણ સ્વદેશી ખાદીનો પ્રચાર પુરુષોમાં કેટલોક છે; પરંતુ સ્ત્રીઓ તો વિદેશી વસ્ત્રો જ પહેરે છે! સ્વદેશી ખાદી કરતાં વિદેશી નરમ સુંદર વસ્ત્રોનો સ્પર્શ તેમને વધારે વહાલો લાગે છે! એવી જ અવસ્થા ઉપર કહેલાં ઉપાધ્યાયિનીની હતી; તેથી તેમણે ઉત્તંકને કહ્યું કે, "બેટા ઉત્તંક! રાજા પૌષ્યની સ્ત્રીએ પહેરેલાં બન્ને કુંડળ માગી લાવ."

રાણીનાં પહેરેલાં કુંડળ લાવવાં એ બહુ ભારે કામ હતું; પરંતુ વિદ્વાન પુરુષાર્થી ઉત્તંક ગભરાયો નહિ. તે પૌષ્યરાજા પાસે ગયો અને પોતાની વિદ્વત્તાને બળે ઉપલાં કુંડળ મેળવ્યાં તથા તે લાવીને પોતાનાં ઉપાધ્યાયિની પાસે આવવા નીકળ્યો. એટલામાં રસ્તામાં સર્પજાતિના એક નાગા સાધુએ કોઇ પણ યુક્તિથી એ કુંડળ ચોરી લીધાં અને ચોરી લઇને તરત જ તે વેષધારી સાધુ નાસવા લાગ્યો. ઉત્તંક બ્રહ્મચારી તેની પાછળ પડ્યો. તે પકડવા આવ્યો કે તરત જ તે સાધુએ વેષ બદલીને દોડવાનું શરૂ કર્યું; છતાં પણ બ્રહ્મચારીએ તો

ખૂંટીઓવાળા ચક્ર ઉપર બે સ્ત્રીઓ કપડું વણી રહી છે.



તેનો પીછો જ પકડ્યો. અને તેઓ બંને નાગલોકમાં પહોચ્યા. એટલામાં તે ચોર કોઈ પણ રીતે અલોપ થઇ ગયો; અને અપરિચિત દેશમાં બ્રહ્મચારી ઉત્તંક એકલો અસહાય અવસ્થામાં રહ્યો, છતાં પણ તે ગભરાયો નહિ ! ત્યા તેણે જોયું કે, એક વિલક્ષણ ખુંટી ઉપર કાળા અને ધોળા દોરાની તાણી કરેલી છે અને બે સ્ત્રીઓ કપડા વણે છે. તે ખુંટીનું મોટું ચક્ર છ કુમારે

ફેરવે છે. એક પુરુષ સૂતર ઠીકઠાક કરે છે અને તેની પાસે એક સુંદર ઘોડો પણ છે. તેનું વર્ણન બ્રહ્મચારી ઉત્તંક નીચે પ્રમાણે કરે છેઃ–

त्रीण्यर्पितान्यत्र शतानि मध्येषष्टिश्च नित्यं चरति ध्रुवेऽस्मिन् ।
चक्रे चतुर्विंशति पर्वयोगे षड् वै कुमाराः परिवर्तयन्ति ॥
तंत्रं चेदं विश्वरूपे युवत्यौ वयतस्तंतून्सततं वर्तयंत्यो ।
कृष्णान् सितांश्चैव विवर्तयंत्यौ भूतान्यजस्रं भुवनानि चैव ॥
वज्रस्य भर्ता भुवनस्य गोप्ता वृत्रस्य हंता नमुचेर्निहंता ।
कृष्णे वसानो वसने महात्मा सत्यानृते यो विविनक्ति लोके ॥
यो वाजिनं गर्भमपां पुराणं वैश्वानरं वाहनमभ्युपैति ।
नमोऽस्तु तस्मै जगदीश्वराय लोकत्रयेशाय पुरंदराय ॥

(મહાભારત, આદિપર્વ, અધ્યાય ૩, શ્લોક ૧૪૬ થી ૧૪૯)

ભાવાર્થ કે, "એ ચોવીસ ભાગવાળા સ્થિર ચક્રમાં ત્રણસો ને સાઠ તાણા હતા. તેને છ કુમારો ફેરવતા હતા. વિશ્વરૂપિણી બંને યુવતીઓ આ તાણામાં ધોળો અને કાળો વાણો નાખીને હંમેશાં વસ્ત્ર વણતી વણતી સંપૂર્ણ ભૂતો અને ભુવનોને ઘુમાવી રહી છે. જે મહાત્મા કાળાં વસ્ત્ર પહેરનાર, વજ્ર ધારણ કરનાર, નમુચિ અને વૃત્રનો નાશ કરનાર, ભુવનરક્ષક અને તેજસ્વી વૈશ્વાનર અશ્વનું વાહન કરનારા, ત્રિલોકનાથ જગદીશ્વર પ્રભુ છે, તેને હું નમન કરું છું."

આ રીતે સ્તુતિ કરતાં જ તે પુરુષે કહ્યું કે, "હે ઉત્તંક ! તારે શું જોઈએ ?" બ્રહ્મચારીએ કહ્યું કે, "આ સર્પજાતિ મારે વશ થાય." પુરુષે કહ્યું કે, "આ ઘોડાનું મળદ્વાર ફૂંક." ઉત્તંકે ઘોડાનું મળદ્વાર ફૂંકતાં જ અગ્નિ વધવા લાગ્યો; તેની ગરમીથી સર્પોનો દેશ તપી ઊઠ્યો; સર્પો ગભરાઈ ગયા અને આ રીતે ત્રાસ પામ્યા; પછી જ સર્પોએ તેને કુંડળ આપ્યાં. બ્રહ્મચારીએ તે લઈને ઉપાધ્યાયિનીને આપ્યાં; અને ગુરુદક્ષિણા આપ્યા પછી તેમનો આશીર્વાદ લઈને, કુંડળ ચોરાવીને આટલું દુઃખ દેનારા એવા સર્પનો તથા તેને આશ્રય આપનારી સર્પજાતિનો બદલો લેવાના ઉદ્દેશથી તે રાજા જનમેજય પાસે આવ્યો. એ જ ઉત્તંકની પ્રેરણાથી પ્રેરાઈને રાજા જનમેજયે સર્પજાતિનો નાશ કરવાને માટે સર્પયજ્ઞ કર્યો; કેમકે જનમેજયના પિતા રાજા પરિક્ષિતનો વધ પણ એક સર્પે જ કર્યો હતો. આથી સમાનદુઃખવાળો બ્રાહ્મણ ઉત્તંક અને સમાનદુઃખવાળા રાજા જનમેજયને મિત્રતા થઈ; અને બ્રાહ્મણક્ષત્રિયોના સંયુક્ત પ્રયત્નથી આર્યજાતિને વિવિધ રીતે દુઃખ દેનારી સર્પજાતિનો નાશ કરવામાં આવ્યો. (મહાભારત, આદિપર્વ, અધ્યાય ૩) આ રીતે **જાતીય સંકટ દૂર કરવા માટે બ્રાહ્મણો અને ક્ષત્રિયોએ પોતાની સઘળી શક્તિ એકત્ર કરવી જોઈએ;** અને તે એકત્ર શક્તિને રાષ્ટ્રહિતના કામમાં લગાડવી જોઈએ. વેદમાં પણ એમ જ કહ્યું છે કેઃ–

यत्र ब्रह्म च क्षत्रं च सम्यं चौ चरतः सह । तं लोकं पुण्यं प्रज्ञेषं यत्र देवाः सहाग्निना ॥

(યજુર્વેદ, ૨૦–૨૫)

અર્થાત્ **"જે રાષ્ટ્રમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયો હળીમળીને કાર્ય કરે છે, તે જ દેશ પુણ્ય-પવિત્ર (થઈ શકે છે–રહી શકે) છે."**

આર્યોમાં જ્યાં સુધી જ્ઞાની અને શૂર પુરુષો આ રીતે હળીમળીને જાતીય ઉન્નતિનાં કાર્યો કરતા હતા, ત્યાં સુધી જ આર્યજાતિની ઉન્નતિ હતી અને જ્યારથી અંદરઅંદર ફૂટ થઈ અને એક ઘરના ભાઈભાઈ જ આપસઆપસમાં લડી મરવા તૈયાર થયા, ત્યારથી જ આર્યજાતિની અધોગતિ શરૂ થઈ ગઈ છે. મહાભારતની શરૂઆતમાં જ આ એકતાની મહત્તાનો દિવ્ય ઉપદેશ

મળે છે, કે જે જાતીય અને રાષ્ટ્રીય ઉન્નતિ ઇચ્છનારાઓએ ખાસ યાદ રાખવાની જરૂર છે. એ બોધ નીચે પ્રમાણે છેઃ–

(૧) **વિદ્યાર્થીધર્મઃ**–કેટલાં યે પ્રલોભન આવે તો પણ પ્રલોભનોમાં ફસી જઇને બ્રહ્મચર્ય વગેરેના સુનિયમોની ઉપેક્ષા કદાપિ ન કરવી જોઇએ.

(૨) **આચાર્યધર્મઃ**–આચાર્ય એવા હોય કે જેઓ ગુરુદક્ષિણાનો વિચાર મનમાં પણ ન લાવે; અને શિષ્યને સંપૂર્ણ રીતે પોતાની વિદ્યા શીખવે તથા હંમેશાં શિષ્યનું કલ્યાણ જ ઇચ્છે.

(૩) **સ્ત્રીધર્મઃ**–સ્ત્રીઓના ઘરેણાંના પ્રેમથી વિદ્વાનોને પણ કેટલાં દુઃખ પડે છે, તે જોઇને સ્ત્રીઓ પણ ઘરેણાંનો પ્રેમ છોડી દે અને વિદ્યા તથા રાષ્ટ્રપ્રેમથી સુશોભિત થઇને શ્રેષ્ઠ માતાઓ બનવાનો પ્રયત્ન કરે.

(૪) **સ્નાતકધર્મઃ**–જે આચાર્ય પાસેથી વિદ્યા ગ્રહણ કરી છે, તેમને ગુરુદક્ષિણા આપીને જ ગુરુઋણમાંથી મુક્ત થવું અને ગુરુ વિષે સદા યે મનમાં ઉત્તમ ભક્તિભાવ રાખવો.

(૫) **રાષ્ટ્રધર્મઃ**–પોતાના રાષ્ટ્રને સદા દુઃખ આપનારી જે કોઇ જાતિ હોય, તેને હરાવવા માટે રાષ્ટ્રના બધા લોકોએ–તેમાં પણ ખાસ કરીને જ્ઞાનીઓ અને શૂરવીરોએ તો હળીમળીને એવો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી વિજાતીયોના ઉપદ્રવથી ઉત્પન્ન થતાં દુઃખો દૂર થાય.

આટલો બોધ ઉપરની કથામાં સ્પષ્ટ રીતે રહેલો છે. મહાભારતના આદિપર્વના ત્રીજા અધ્યાયમાં આ કથા વાચકો વાંચશે, તો તેમને ઉપરનો બોધ સ્પષ્ટ રીતે મળશે. હવે કથામાં જે વિશાળ ચક્રની વાત છે, તે ઉપર વિચાર કરીએ. તે ચક્ર, બે સ્ત્રીઓ, એક પુરુષ, ઘોડો, છ કુમાર, સૂતર અને કપડું, એ પદાર્થોનું જે વર્ણન છે, તે કયા વૈદિક અલંકારનું સૂચક છે, એ વાત અત્રે જોવાની છે. આ બાબતનું સ્પષ્ટીકરણ થવા માટે નીચે લખેલો વેદમંત્ર જુઓઃ–

पुमाँ एनं तनुत उत्कृणत्ति पुमान् वितत्ने अधि नाके अस्मिन् ।
इमे मयूखा उपसेदुरू सदः सामानि चक्रुस्तसराण्योतवे ॥ (ઋગ્વેદ, ૧૦–૧૩૦–૨)

અર્થાત્–(पुमान्) પુરુષ (एवं तनुते) તેમને ફેલાવે છે. (पुमान्) પુરુષ ફરીથી (उत्कृणत्ति) ઢગલો કરે છે. તે (अस्मिन् नाके अधि) આ આકાશમાં પણ (वितत्ने) વિશેષરૂપે ફેલાવે છે. (इमे मयुखाः) આ ખૂંટીઓ (सदः उप सेदुः) કાર્યની જગ્યાએ છે. (सामानि) સામોને (ओतवे) વણવા માટે (तसराणि) કોકડીઓ બનાવી છે.

આ મંત્રમાં સૂતર ફેલાવવું, તેનો ઢગલો કરવો, તેને એકઠું કરવું, સમગ્ર આકાશમાં સૂતરનો તાણો ફેલાવવો, આવશ્યક સ્થળે ખૂંટીઓ મારવી અને કોકડીઓ વડે વણવાનાં કામો કરવાનું વર્ણન છે. આ ઋગ્વેદનો મંત્ર છે. ઘણે ભાગે ઋગ્વેદમાં ટૂંકાણમાં જ વર્ણન થાય છે અને અથર્વવેદમાં તેનું વિશેષ સ્પષ્ટીકરણ બતાવેલું હોય છે; માટે એવા જ વર્ણનવાળા અથર્વવેદના મંત્રો જુઓઃ–

तंत्रमेके युवती विरूपे अभ्याक्रामं वयतः षण्मयूखम् ।
प्रान्या तंतूंस्तिरत्ते धत्ते अन्या नापवृंजाते न गमाते अंतम् ॥
तयोरहं परिनृत्यन्त्योरिव न विजानामि यतरा परस्तात् ।
पुमानेनद्वयत्युद्गृणत्ति पुमानेनद्विजभाराधि नाके ॥ (અથર્વવેદ, ૧૦–૭–૪૨,૪૩)

(एके) એકલી એકલી (वि–रूपे युवती) વિરુદ્ધ રૂપવાળી બે સ્ત્રીઓ (षट् मयूखं तंत्रं) છ ખૂંટીઓવાળી ખુદ્દીની પાસે (अभ्याक्रामन्) આવે છે અને કપડું વણે છે. (अन्या) તેમાંની એક

(तंतून्) સૂતર (प्रतिरत्ते) ફેલાવે છે; અને (अन्या) બીજી (धत्ते) તેને પકડી રાખે છે. તે (न अपवृंजाते) તોડતી પણ નથી અને (अंतं न गमाते) કામ પણ પૂરું કરતી નથી. (अहं) હું (तयोः परिनृत्यंत्योः इव) તે નાચનારી જેવી સ્ત્રીઓમાં (यतरा परस्तात्) કઈ પહેલી છે, તે (न विजानामि) જાણતો નથી. (पुमान्) (એક) પુરુષ (एनत्) તેને (वयति) વણે છે, (पुमान्) પુરુષ (उद्गृणत्ति) જુદું પાડે છે, અને (नाके अधि) વિસ્તૃત આકાશમાં (एनत विजभार) તેને ફેલાવે છે.

વાંચનાર આ મંત્રોમાં સ્પષ્ટરૂપે જોઈ શકશે કે, આ અથર્વવેદના મંત્રો કેવળ ઋગ્વેદના, ઉપર કહેલા મંત્રોનું સ્પષ્ટીકરણ કરે છે; એટલું જ નહિ પણ મહાભારતમાંના પણ વર્ણનનું મૂળ વૈદિક બતાવે છે. આ મંત્રોનો વિચાર કરવાથી મહાભારતના કથનનું સ્વરૂપ નક્કી થાય છે અને મહાભારતના સ્પષ્ટીકરણથી મંત્રોના અર્થ નક્કી થાય છે. તુલનાત્મક અભ્યાસથી આપણને આ રીતે વેદના અર્થોની શોધખોળમાં મદદ મળી શકે છે. મહાભારત અને વેદમંત્રોની તુલના કરવા પહેલાં આપણે બીજા પણ વેદમંત્રોના અર્થ જોવાની જરૂર છે. તે અહીં પહેલાં જોઈ લઈએ. પહેલાં ઉપર કહેલા મંત્રોમાં જે બે સ્ત્રીઓ કહેલી છે, તેનું સ્વરૂપ વેદમંત્રો દ્વારા જોવું જોઈએ; માટે નીચેના મંત્રો જુઓઃ—

> उपासानक्ता बृहती बृहंते पयस्वती सुदुघे शूरमिंद्रम् ।
> तंतुं ततं पेशसा संवयन्ती देवानां देव यजतः सुरुक्मे ॥ (યજુર્વેદ, ૨–૪૧)
> साध्वपांसि सनता न उक्षित उपासानक्ता वय्येव रण्विते ।
> तंतुं ततं संवयन्ती समीची यज्ञस्य पेशः सुदुघे पयस्वती ॥ (ઋગ્વેદ, ૨–૩–૬)

(बृहती) મોટી, (पयस्वती) રસવાળી, (सुदुघे) ઉત્તમ દૂધ આપનારી, (सुरुक्मे) સુંદર, (उपासा नक्ता) ઉષા અને સાયંસંધ્યા, એ બંને સ્ત્રીઓ (ततं) ફેલાયેલા (तंतुं) સૂતરને (पेशसा) સુંદરતાપૂર્વક (संवयन्ती) ઉત્તમ પ્રકારે વણતી વણતી (देवानां देवं) દેવાધિદેવ શૂરવીર ઇંદ્રનું (यजतः) પૂજન કરે છે; તથા (नः) અમારાં (साधु अपांसि) ઉત્તમ કર્મોથી, (सनता उक्षिते) હંમેશાં સારી રીતે પૂજાયેલી; (उपासा नक्ता) ઉષા અને સાયંસંધ્યા, (वय्या इव) વણકરની જેમ (रण्विते) પ્રસંશિત (सुदुघे पयस्वती) ઉત્તમ દોહન થવાથી રસવાળી થઈને (ततं तंतुं) ફેલાયેલા સૂતરથી (यज्ञस्य पेशं) યજ્ઞનું સુંદર વસ્ત્ર (समीची संवयन्ती) ઉત્તમ પ્રકારે વણે છે.

આ બન્ને મંત્રોમાં "उपासा नक्ता" અર્થાત્ "ઉષઃકાળ" અને "સાયંકાળ" એ બંને સમયને બે સ્ત્રીઓનું રૂપક આપીને કાવ્યમય વર્ણન કરેલું છે. "उषा અને नक्ता" તે બંને, ઉપરના મંત્રોમાં વર્ણવેલી અને મહાભારતમાં વર્ણવેલી જ સ્ત્રીઓ છે. "उषा स्त्री" આખો દિવસ સફેદ રંગનું કપડું વણે છે અને "नक्ता स्त्री" આખી રાત કાળા રંગનું કપડું વણ્યા કરે છે. એક પછી એક આવીને પોતપોતાનું કામ કરે છે, પરંતુ કોઈનું પણ કામ પૂરું થતું નથી; કેમકે દિવસ પછી રાત અને રાત પછી દિવસ આવે છે, તેથી આ ક્રમ કદી સમાપ્ત થતો નથી અને થવાનો પણ નથી.

દિવસ અને રાતનો વખત જ ધોળું અને કાળું વસ્ત્ર છે, એને અલંકાર માનવાથી 'સૂર્યથી ઉત્પન્ન થનારા કાળનો સૂક્ષ્મભાગ સૂતર છે,' એ વાત સ્પષ્ટ થાય છે. કાળરૂપી આ સૂત્ર, સૂર્યરૂપી ગોળ રેંટિયા ઉપર દેવાધિદેવ ઇન્દ્ર ભગવાન કાંતે છે; અને તે સૂતરને લઈને ઉષા તથા નક્તા એ બંને સ્ત્રીઓ કપડું વણે છે.

"છ ખૂંટીઓવાળી ખુંટી ઉપર આ વણવાનું કામ ચાલી રહ્યું છે. છ ખૂંટીઓ એટલે છ ઋતુઓનો સમય છે. એ ખૂંટીઓને ફેરવનાર છ ઋતુઓ છે; તથા જે ખુંટી ઉપર આ સમયરૂપી

કપડું વણાય છે, તે સંવત્સર છે. જે પુરુષ છે, તે દેવાધિદેવ ઈશ્વર છે; અને જે તેમનું વાહન ઘોડારૂપે વર્ણવ્યું છે, તે આગ્નેય તત્ત્વ છે." આ રીતે આ સંવત્સરકાળચક્રનું વર્ણન છે. તેનો વિચાર કરવા માટે નીચેના વેદમંત્રો જોવા જરૂરના છે. તેના ઉપર વિચાર કરવાથી એ આખો અલંકાર સ્પષ્ટ રીતે સમજાય છે.

द्वादश प्रधयश्चक्रमेकं त्रीणि नभ्यानि क उ तच्चिकेत।
तस्मिन्त्साकं त्रिशता न शंकवोऽर्पिताः षष्टिर्न चलाचलासः॥ (ઋગ્વેદ, ૧-૧૬૪-૪૮)
तत्राहतास्त्रीणि शतानि शंकवः षष्टिश्च खीला अविचाचला ये॥ (અથર્વવેદ, ૧૦-૮-૪)

બાર (प्रधयः) પરિધિવાળું એક જ ચક્ર છે, ત્રણ (नभ्यानि) નાભિઓ છે, (कः) કોણ (तत्) તે ચક્રને (चिकेत) જાણે છે? (तस्मिन्) તે ચક્રમાં (साकं) સાથે સાથે (त्रिशताः षष्टिः) ત્રણસો સાઠ (शंकवः) ખીલા (अर्पिताः) મજબૂત ઠોકેલા છે.

(૧) એક ચક્ર-કાળચક્ર, સંવત્સર. (૨) એની ત્રણ નાભિ તે ત્રણ કાળ છે; ઉનાળો, ચોમાસું અને શિયાળો. (૩) બાર પરિધિ તે બાર મહિના છે. (૪) ત્રણસો સાઠ ખીલા, તે વર્ષના ત્રણસો સાઠ દિવસો છે. આ રીતે આ કાળચક્ર ચાલી રહ્યું છે, તેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ-

द्वादशारं न हि तज्जराय वर्वर्ति चक्रं परि द्यामृतस्य।
आ पुत्रा अग्ने मिथुनासो अत्र सप्तशतानि विंशतिश्च तस्थुः॥ ११॥
पंचपादं पितरं द्वादशाकृतिं दिव आहुः परे अर्धे पुरीषिणम्।
अथेमे अन्य उपरे विचक्षणं सप्तचक्रे षडर आहुरर्पितम्॥ १२॥
पंचारे चक्रे परिवर्तमाने तस्मिन्नातस्थुर्भुवनानि विश्वा।
तस्य नाक्षस्तप्यते भूरिभारः सनादेव न शीर्यते सनाभिः॥ १३॥ (ઋ. ૧-૧૬૪ મં. ૯-૧૪)

(द्वादशारं) બાર આરાવાળું એક ચક્ર (ऋतस्य द्यां) ઋતુના દ્યુલોકની (આકાશ-લોકની) ચારે તરફ (परि वर्वर्ति) ફરે છે; પરંતુ (तत्) તે ચક્ર જરા ય (नहि जराय) ક્ષીણ થતું નથી. હે (अग्ने) તેજસ્વી દેવ! (सप्त शतानि विंशतिः) સાતસો વીસ (मिथुनासः पुत्राः) જોડકાં બાળકો તેમાં (आ तस्थुः) રહેલાં છે.

(पंचपादं) પાંચ પગવાળા, (द्वादशाकृति) બાર આકૃતિઓવાળા, (दिवः पितरं) દ્યુલોકના પિતાને (परे अर्धे पुरीषिणं) બીજા અર્ધા ભાગમાં પાણી પેદા કરનાર (आहुः) કહે છે. (इमे अन्ये) આ બીજા વિદ્વાન (आहुः) કહે છે કે, તે (सप्त चक्रे) સાત ચક્રોવાળા (षडरे) છ આરાવાળા રથમાં (अर्पितं) બેસે છે.

(विश्वा भुवनानि) સમસ્ત ભૂમંડળ (तस्मिन् परिवर्तमाने) તે ફરતાં (पंच चक्रे) પાંચ આરાવાળાં ચક્રમાં (आतस्थुः) રહે છે. (तस्य) તે ચક્રનો (भूरिभारः अक्षः) બહુ ભારે અક્ષ (न तप्यते) તપતો નથી; (सनाभिः) નાભિ સાથે તે (सनादेव) સનાતનકાળથી કાર્ય ચલાવતાં છતાં (न शीर्यते) ક્ષીણ થતો નથી.

આ વર્ણન સાથે નીચે લખેલો મંત્ર જુઓઃ-

यस्मान्मासा निर्मितास्त्रिंशदराः संवत्सरो यस्मान्निर्मितो द्वादशारः। (અથર્વ, ૪-૩૫-૪)

(यस्मात्) જેનાથી (त्रिंशत् अराः) ત્રીસ આરાવાળો (मासाः) મહિનો નક્કી થયેલો છે, તથા જેનાથી (द्वादशारः) બાર માસરૂપી આરાવાળું (संवत्सर) વર્ષ બનાવ્યું છે.

આ મંત્રો પૂર્વોક્ત રૂપકનું સ્પષ્ટીકરણ કરે છે. એ મંત્રોનાં પદોનો આશય આ પ્રમાણે છેઃ-

(૧) દ્વાદશાર=બાર આરા=દ્વાદશાકૃતિ-બાર મહિના

(૨) પંચાર પંચપાદ=પાંચ ઋતુ

(૩) ષડર, ષળર=છ ઋતુ

(૪) સપ્તાર=સાત ઋતુ

(૫) ત્રિંશદર=ત્રીસ દિવસનો એક મહિનો

(૬) सप्त शतानि विंशतिः मिथुनासः पुत्राः=સાતસો ને વીસ જોડકા પુત્રો થયા. વર્ષના દિવસ ૩૬૦. દરેક દિવસ અને રાત એ બન્ને જોડકા પુત્રો છે તથા આ હિસાબે વર્ષના ૭૨૦ પુત્રો થાય છે. ૩૬૦×૨=૭૨૦

(૭) परे अर्धे पुरीषिन्=બીજા અર્ધા ભાગમાં વરસાદવાળું વર્ષ. વર્ષમાં છ માસ વરસાદ વિનાના અને છ માસ વરસાદવાળા હોય છે. આ બધા સાંકેતિક શબ્દો જોવાથી માલૂમ પડે છે કે, આ વર્ણન સંવત્સરનું જ છે. આ વર્ણન સાથે પહેલાં કહેલા "છ ખૂંટીઓવાળા ચક્ર"નું વર્ણન જોશો તો જણાશે કે, મહાભારતનું વર્ણન આ વૈદિક મંત્રોના જ આધારે લખાયું છે; અથવા એમ કહો કે, આ મંત્રોનો આશય સારી રીતે સમજાવવા માટે જ તે વર્ણન ત્યાં આપેલું છે. વેદમંત્રોના જ શબ્દ લઈ લઈને ઉપલા શ્લોક મહાભારતમાં રચાયા છે, તેનો અનુભવ વાચકવર્ગ જ કરી લેશે. મહાભારતના જ શ્લોકોના શબ્દો ઉપર આપેલા મંત્રોમાં નથી. તે ઇંદ્રસૂક્તોમાં અન્યત્ર આવેલા છે, તેથી અહીં અમે વિસ્તારભયથી બધા મંત્રો આપવાનું ઉચિત ધારતા નથી.

એક વાત કે જે મહાભારતમાં વર્ણવેલી છે, પરંતુ વેદમંત્રોમાં અમારા જોવામાં આવી નહિ, તે એ કે, "છ કુમાર તે કાળચક્રને ફેરવે છે." સંભવ છે કે કોઈ જગ્યાએ આ વાત વેદમાં હશે કે નહિ હોય; પરંતુ અમે પ્રયત્ન કરવા છતાં પણ હજુ મેળવી શક્યા નથી. પાઠક તેનો વધુ વિચાર કરે.

"કુમાર" શબ્દનો અર્થ સાધારણ રીતે બાળક થાય છે. તેનો અર્થ અગ્નિ પણ થાય છે. (कुं पृथ्वीं आरयति) પૃથ્વીના ફરવામાં જે કારણભૂત હોય છે, તેને પણ કુમાર (કું+આર) કહે છે; અને એ જ અર્થ અત્રે લેવાયો છે. છ ઋતુઓ, એ સંવત્સરના છ કુમારો છે અને તેઓ જ સંવત્સરના ચક્રમાં ફેરફાર કરે છે, એ તો અનુભવસિદ્ધ વાત છે.

આ રીતે અમે મહાભારતના વર્ણનની તુલના વેદની સાથે જ કરી છે. હવે આ વર્ણનનું સ્પષ્ટીકરણ ખુદ મહાભારતમાં જ આપેલું છે તે પણ જુઓઃ—

ये ते स्त्रियौ धाता विधाता च ये च कृष्णाः। सितास्च तंतवस्ते राज्यह्नी यदपि तच्चक्रं द्वादशारं षट् वै कुमाराः। परिवर्तयन्ति तेऽपि षड्ऋतवः संवत्सरचक्रम्॥ यः पुरुषः स पर्जन्यो योऽश्वः सोऽग्निः॥ (આદિપર્વ-અધ્યાય ૩, શ્લોક ૧૬૬, ૧૬૭)

ધાતા અને વિધાતા એ બન્ને સ્ત્રીઓ છે, સફેદ અને કાળા દોરા તે દિવસ અને રાત્રિનો વખત છે, બાર આરાવાળું ચક્ર છ કુમારો ફેરવે છે, તે સંવત્સર ચક્ર છે અને ફેરફાર કરનાર છ ઋતુઓ છે. જે પુરુષ છે તે મેઘરાજા છે તથા જે ઘોડો છે તે અગ્નિ છે.

આ કથામાં બીજી કેટલી યે આવી બાબતો છે, કે જે અત્રે અમે સ્થળસંકોચને લીધે આપી શકતા નથી; પરંતુ તેનો વિચાર પણ આ મંત્રોને વિચાર્યા પછી જ થઈ શકે. આ મહાભારતીય સ્પષ્ટીકરણમાં કહ્યું છે કે, "ધાતા અને વિધાતા" એ બે સ્ત્રીઓ છે અને વેદમંત્રોમાં "ઉષા અને નક્તા" એ બે સ્ત્રીઓનું વર્ણન છે. આ વિષે અત્રે એટલું જ કહેવું પૂરતું છે કે, "ઉષઃકાળ અને સાયંકાળ"નું જ બીજું નામ અનુક્રમે "ધાતા અને વિધાતા" છે. એ શબ્દોના બીજા અર્થ થાય છે, પરંતુ આ કથાપ્રસંગમાં એના અર્થ એ જ છે.

"ધાતા અને વિધાતા" નામોનો ઉપયોગ કરીને પુરાણમાં કેટલી યે કથાઓ વર્ણવેલી છે. તે કથાઓનું મૂળ વેદમાં છે, એમ "ઉષા અને નક્તા" શબ્દોના પ્રયોગ જોવાથી જણાઈ આવે છે. આ લાભ આ રીતે તુલના કરવાથી મળે છે.

પરંતુ કેટલાક વાચકો પૂછશે કે, આ રીતે લખેલા સંવત્સરચક્રના વર્ણનથી અમને શો લાભ? આ વર્ણન ભલેને કોઈ વેદમાં હોય કે કોઈ બીજા ગ્રંથમાં હોય! આ પ્રશ્ન યોગ્ય છે, એટલે તેનો અત્રે જવાબ આપવો જોઈએ.

જો ઉપરનું વર્ણન કેવળ કાળચક્રનું જ છે, તો કાવ્ય–રસાસ્વાદ–સિવાય બીજો કોઈ પણ લાભ તેનાથી થવો શકય નથી; પરંતુ વેદમંત્રની બાબતમાં વિશેષ ગૂઢતા રહેલી હોય છે, તેનો અનુભવ વાચકને કેટલી યે વાર થઈ ચૂકયો છે. એ ગૂઢતા અધ્યાત્મ વિષયની છે. જે વર્ણન આપણે અત્યાર સુધી બાહ્યકાળ વિષે જોતા હતા, તે જ હવે આંતરિક પ્રાણચક્ર વિષે લાગુ પાડી જોવાથી વૈદિક ગૂઢ આશયનો ખ્યાલ આવશે. જુઓ, એકેએક પૂર્વોક્ત તત્ત્વનો અધ્યાત્મ સંબંધ કેવો છે.

(૧) ૩૬૦ શંકુ = ૩૬૦ ખીલ = શરીરનાં ૩૬૦ હાડકાં,: "अस्थीनि च ह वै त्रीणि शतानि षष्टिश्च।" गर्भ उप० ५॥ "षष्टिश्च ह वै त्रीणि शतानि पुरुषस्यास्थीनि।" शत० ब्रा० १०।५।४।१२॥ (મનુષ્યના શરીરમાં ૩૬૦ હાડકાં છે.)

(૨) ૭૨૦ જોડકા પુત્ર=(૩૬૦ દિવસ અને ૩૬૦ રાત્રિ મળીને ૭૨૦ પુત્રો થાય છે.) ઉપર ૩૬૦ હાડકાં દિવસની જગ્યાએ જ બતાવ્યાં છે. રાત્રિની જગ્યાએ ૩૬૦ મજ્જાકેન્દ્ર ગણાય છે. "षष्टिश्च ह वै त्रीणि च शतानि पुरुषस्य मज्जानः" (शत० ब्रा० १०।५।४।१२॥) હાડકાં અને મજ્જાકેન્દ્રો મળીને ૭૨૦ થાય છે. ૩૬૦+૩૬૦=૭૨૦

(૩) એકચક્ર=મુખ્ય પ્રાણચક્ર

(૪) છ કુમાર=છ ઋતુ (૧) જન્મ (૨) અસ્તિત્વ (૩) બુદ્ધિ (૪) મધ્યાવસ્થા (૫) પરિણતાવસ્થા (૬) નાશ. આ માનવજીવનની છ અવસ્થાઓ તે ઋતુ છે.

(૫) બે સ્ત્રીઓ=મતિ અને પ્રમતિ (બોધ અને પ્રતિબોધ, જ્ઞાન અને વિજ્ઞાન)

(૬) કાળા અને સફેદ તંતુ=અપાન અને પ્રાણ (મારનારી અને તારનારી શક્તિ, કે જે શરીરમાં કાર્ય કરે છે.)

(૭) પુરુષ=પુરુષ, ચૈતન્ય; વૈદ્યુતશક્તિ–જીવનવિદ્યુત્

(૮) અશ્વ=અગ્નિ. શરીરની ગરમી, કે જે પ્રાણના શ્વાસોચ્છ્વાસને જ લીધે રહે છે. (આગળ કહેલી ઉત્તંકની કથામાં ઘોડાનું મળદ્વાર ફૂંકવાથી ગરમી વધી જવાનું વર્ણન આવેલું છે.) પ્રાણાયામથી શરીરમાં ગરમી વધી જાય છે, એ તો અનુભવની વાત છે.

(૯) બાર પરિધિ=દશ ઇંદ્રિયો, મન અને આત્મિક તેજ મળીને બાર વિભાગો છે. "मन एकादशं तेजो द्वादशं" गर्भ उप० ५॥ "द्वादशार, द्वादशाकृति" વગેરે શબ્દોનો ભાવ એ જ છે.

(૧૦) ત્રણ નાભિ=હૃદય, શિર અને કંઠસ્થાનનાં ત્રણ મુખ્ય કેન્દ્ર.

(૧૧) પંચપાદ=(પંચારચક્ર) પાંચ પ્રાણોનાં કેન્દ્ર.

(૧૨) ષડર=ષડ્ચક્ર નામનું મજ્જાકેન્દ્ર કે જે કરોડમાં હોય છે.

(૧૩) સપ્તાર=બે આંખ, બે કાન, બે નાક અને એક મુખ. "सप्तर्षि" વગેરે શબ્દો એના જ બોધક છે.

બાહ્યવર્ણનમાં અને આંતરિક અધ્યાત્મવર્ણનમાં કઈ રીતે એકરૂપતા જોવી જોઈએ, એ વિષે શતપથ બ્રાહ્મણમાં સ્થળે સ્થળે અનેક રીતે કહેલું છે. તેના અનુસંધાનથી જ ઉપરનું સ્પષ્ટીકરણ આપેલું છે. વાંચનાર પણ તેના ઉપર વધુ વિચાર કરે.

અધ્યાત્મનું વર્ણન પોતાની અંદર જોવાનું હોય છે. પૂર્વોક્ત વર્ણન, આ રીતે પોતાની અંદર જોઈને પોતામાં રહેલું આંતરિક સામર્થ્ય પહેલું જાણવું જાઈએ અને યોગ ઇત્યાદિનાં સાધનો દ્વારા તેનો અનુભવ કરવો જોઈએ.

આ જ કારણથી વેદ અને ઉપનિષદોમાં સ્થળે સ્થળે અધ્યાત્મ ઉપદેશ અપાયેલો છે.

આપણી અંદર પ્રાણશક્તિ કેવી રીતે કામ કરે છે, ઝેરી સાપો કોણ છે તથા તેનો નાશ કેવી રીતે થાય છે, એ બધી બાબત અત્રે જોવી જોઈએ; પરંતુ તે સ્પષ્ટીકરણ કોઈ બીજા લેખમાં વિસ્તારપૂર્વક કરીશું.

આ લેખમાં મહાભારતની કથા અને તેનો વેદમંત્રો સાથેનો સંબંધ બતાવ્યો છે. એથી વધુ વિચાર કરવા માટે જે સાધન અત્રે રજૂ કરેલાં છે; તેનો ઉપયોગ કરીને વાચકો પણ વધારે શોધ કરશે, તો તેમાંથી બહુ જ મોટું કાર્ય થઈ શકે તેમ છે.

× × × × ×

## ૫–દેવલોક અથવા ત્રિવિષ્ટપ

શબ્દકોષોમાં દેવલોકનાં આટલાં નામો છેઃ–સ્વર્ગલોક, અમરલોક, સ્વર્લોક, સુવરલોક, સુરલોક, દ્યુલોક, વૃંદારકલોક, ત્રિદિવ, ત્રિદશાલય અને ત્રિવિષ્ટપ અથવા વિષ્ટપ. આ નામોમાંથી વિષ્ટપ અથવા ત્રિવિષ્ટપ શબ્દ ખાસ વિચારવા જેવો છે.

"ત્રિવિષ્ટપ"નું હાલનું અપભ્રંશ રૂપ "તિબ્બત" અથવા 'તિબેટ' છે. આ પ્રદેશ હિમાલયની ઉત્તર દિશાએ આવેલો છે. સંસ્કૃતમાં વિષ્ટપ અને ત્રિવિષ્ટપ શબ્દ એક જ અર્થમાં વપરાય છે. વિષ્ટપ શબ્દ "વિશ્" ધાતુ ઉપરથી થયેલો છે. વિશ્ ધાતુનો અર્થ અંદર જવું, પ્રવેશ કરવો, વગેરે સુપ્રસિદ્ધ છે; તેથી તેનો ધાતુ ઉપરથી નીકળતો અર્થ 'પ્રવેશ કરવા યોગ્ય પ્રદેશ' એવો થાય છે. તિબેટનાં દૃશ્યોની સુંદરતા અને મનોહરતાને લીધે દરેક માણસ ત્યાં દાખલ થવાનો પ્રયત્ન કરે છે. તે દેશમાં જવાના ત્રણ માર્ગો છે, તે આ શબ્દોનો વિચાર કરવાથી સમજી શકાય તેમ છે. સંભવ છે કે, ત્રિવિષ્ટપમાં જવાના અનેક રસ્તા હશે; પણ સઘળા માર્ગો સુગમ નથી, માત્ર ત્રણ જ માર્ગ સુગમ છે. આટલું જ એનું તાત્પર્ય સમજવા જેવું છે. હાલમાં પણ તિબેટમાં દાખલ થવાના સુગમ રસ્તા ત્રણ જ છે. મનુષ્યપ્રયત્નથી હવે કદાચ વધારે રસ્તા પણ થઈ શકશે; પરંતુ જે વખતનો અમે વિચાર કરીએ છીએ, તે વખતે તો માત્ર ત્રણ જ હતા; અને એટલો જ ભાવ "*ત્રિ–વિષ્ટપ્*" શબ્દથી ધ્વનિત થાય છે.

આ ત્રિવિષ્ટપમાં અર્થાત્ સ્વર્ગલોકમાં દેવો રહેતા હતા. સંસ્કૃતમાં "લોક" શબ્દ "દેશ" અથવા "રાષ્ટ્ર" ને બદલે વપરાય છે અને તેના આ પ્રમાણે અર્થ થાય છેઃ–"દેવલોક" શબ્દ "દેવોનો દેશ" અથવા "દેવાનું રાષ્ટ્ર" એ અર્થમાં જ વપરાય છે. "દેવરાષ્ટ્ર" શબ્દ સંસ્કૃતમાં પણ છે તથા મહારાષ્ટ્રમાં "દેવરાષ્ટ્ર" નામની એક જાતિ પણ છે અને તે નામનું ગામ પણ છે. સતારા જિલ્લામાં દેવરાષ્ટ્ર પોસ્ટઑફિસ પણ છે. આ ગામ ઉપર કહેલા દેવોના રાષ્ટ્રમાંથી આવેલા વીરોએ પ્રથમ વસાવ્યું હતું. અમે આગળ ઉપર બતાવીશું કે, આ તિબેટની દેવજાતિના લોકોએ ભારતવર્ષમાં આવીને કેટલાં ય ગામો અને શહેરો વસાવ્યાં હતાં. તેમાંનું આ પણ એક ગામ છે. તિબેટમાં એ પ્રાચીનકાળમાં જે માણસો રહેતા હતા, તેઓ પોતાને "દેવ" કહેવરાવતા હતા. આ એક વાત જો બરાબર સમજાશે, તો એ ઉપરથી પુરાણની ઘણીખરી કથાઓ સુગમતાથી સમજાઈ જશે.

જેમ બંગાળના લોકો પોતાને બંગાળી કહે છે અને ચીન દેશના લોકો ચીના કહેવાય છે; તે જ પ્રમાણે આ દેવરાષ્ટ્ર અથવા દેવલોકના રહેવાસીઓનું નામ "દેવ" હતું. અર્થાત્ તેઓ પણ

મનુષ્યો જ હતા. આવી સીધી સાદી વાત પણ ઘણા માણસો ભૂલી જાય છે અને તેથી જ મહાભારતની કેટલીક કથાઓ તેમના સમજવામાં આવતી નથી; અને કોઈ વાર લોકો અર્થનો અનર્થ કરી બેસે છે. વાચકો અસુર, દાનવ તથા રાક્ષસ વગેરેનાં વર્ણન આ લેખમાં વાંચશે, ત્યારે તેમને ખાતરી થશે કે, તેઓ પણ મનુષ્ય જ હતા. પરંતુ જુદા જુદા દેશોમાં રહેવાથી તે જુદી જુદી જાતિઓનાં જ જુદાં જુદાં નામો તે સમયે પ્રસિદ્ધ હતાં.

પુરાણો અને ઇતિહાસોની કથાઓનું મનન કરતી વખતે કેટલાક લોકો યૌગિક અર્થને મારી-મચડીને ઘુસાડી દઇ, તેનું ઐતિહાસિક સત્ય નષ્ટભ્રષ્ટ કરવાનો નિંદ્ય પ્રયત્ન કરે છે. તેમના પ્રયત્નનું હલકું સ્વરૂપ પણ અમે આ લેખમાં જણાવીશું. અમે કદી પણ કહેવા માગતા નથી કે, આ દેવ વગેરે શબ્દોના યૌગિક ભાવ નથી. અમે પણ માનીએ છીએ કે, તે શબ્દોના યૌગિક અર્થ પણ થાય છે; પરંતુ તે અર્થ આધ્યાત્મિક—અર્થાત્ તત્ત્વજ્ઞાન વિષે જ વિચાર કરવામાં ઉપયોગી છે. ઐતિહાસિક શોધખોળ વખતે તે અર્થ ઘટાવવા યોગ્ય નથી.

નિરુક્તકાર આધ્યાત્મિક અર્થની સૂચના યૌગિક અર્થ દ્વારા બતાવતા હોવા છતાં ઐતિહાસિક તાત્પર્ય પણ સાથે સાથે બતાવી દે છે, તેનું પણ આ જ કારણ છે. નૈરુક્ત યૌગિક અર્થો લેવા છતાં પણ તે શબ્દોના બીજાં સ્થળોએ પ્રકટ થતા ઐતિહાસિક વગેરે અર્થો કંઇ માર્યા જતા નથી. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે, ઐતિહાસિક પ્રસંગોમાં દેવજાતિના માનવો તે પ્રાચીન તિબેટમાં રહેતા હતા, એવો જ અર્થ લેવો જોઇએ. અર્થાત્ તિબેટમાં રહેનારા લોકો દેવજાતિના હતા. 'દેવ' શબ્દના આધ્યાત્મિક અને યૌગિક અર્થ આ પ્રમાણે જુદા જ છે; પરંતુ તે અર્થો થવા છતાં પણ પ્રાચીનકાળમાં દેવજાતિના લોકો હયાત હતા, એ વાત કાંઈ એથી ઊડી જઇ શકતી નથી.

તે "દેવ" નામના લોકો ત્રિવિષ્ટપ અર્થાત્ તિબેટમાં રહેવા છતાં વખતોવખત ભારતવર્ષમાં પણ આવતા હતા અને અહીંના વીરો સાથે લડતા હતા. કોઇ વાર તેઓ અહીંના રાજાઓ સાથે મિત્રતા પણ કરતા હતા; અને અહીંની સ્ત્રીઓ સાથે શરીરસંબંધ કરીને સંતાન પણ ઉત્પન્ન કરતા હતા. વળી કોઇ કોઇ વાર તેઓ આર્યાવર્તના વીરોથી હારતા પણ હતા.

× × × × ×

# ૬—નાગલોક*

આ લેખમાં "નાગલોક" કયા પ્રદેશનું નામ છે, તેનો વિચાર કરીશું.

શ્રીહર્ષકૃત નાગાનંદ નાટકમાં નીચે લખેલા ભાવનું વાક્ય છેઃ "હિમાલયની પાસેના પ્રાંતમાં રાજ્ય કરનારા જીમૂતકેતુ નામના વિદ્યાધરનો જીમૂતવાહન નામનો પુત્ર હતો. તે રાજા મલયપર્વતના ગોકર્ણક્ષેત્રની પાસે રહેનારા શંખપાલકુલોત્પન્ન શંખચૂડ નામના નાગનું રક્ષણ કરવા માટે તૈયાર હતો." (નાગાનંદ—અંક ૪) અર્થાત્ ગોકર્ણક્ષેત્ર તથા મલયપર્વત પાતાળદેશમાં અથવા પાતાળદેશની પાસે પશ્ચિમસમુદ્ર પાસે હતાં અને પાતાળમાં નાગલોક રહેતા હતા. આમાં "વિદ્યાધર" નામ પૂર્વોક્ત દેવયોનિ જાતિનું છે, તે જોવા જેવું છે તથા વધારેમાં જુઓઃ—

तदाघाते च पातालं त्रासनिर्जीरराजिलं। कृत्स्नमेकपदे नष्टं नागलोकममन्यत ॥

(કથાસરિત્સાગર—તરંગ ૨૨)

* આ 'નાગલોક' વિષેનો લેખ ઇતિહાસસંશોધક શ્રી. વિ. કા. રાજવાડેજીએ લખ્યો છે. મૂળલેખક

આમા "નાગલોક લગભગ નષ્ટપ્રાય થયો" એવું વર્ણન છે. આ નાગલોક નાગોનો પ્રદેશ જ છે. આ રીતે નાગલોકોનો નાશ થતાંજ શંખચૂડ નાગ રસાતળમાં ગયો, એ વર્ણન નીચેની લીટીમા જોવા જેવુ છેઃ—

विसृष्टस्तेन च ययौ शंखचूडो रसातलम्। (કથાસરિત્સાગર–તરંગ ૨૨)

અર્થાત્–રસાતળ પણ એક પ્રદેશ હતો અને તે પાતાળદેશની પાસે હતો. વળી ગોકર્ણ તથા મલયપર્વત પાતાળમા, રસાતળમા અથવા તેની પાસે હતાં. આ વાત નાગાનંદ નાટક અને કથાસરિત્સાગર ગ્રંથોથી સિદ્ધ થાય છે. નાગાનંદ નાટકના રચનાર કવિ શ્રીહર્ષ શક ૫૩૦ અર્થાત્ સંવત ૬૬૫મા હયાત હતા, તેથી અમે કહી શકીએ છીએ કે, એ સાલમા પાતાળ અને રસાતળ શબ્દોથી ઉપલા પ્રાંતોજ ઓળખાતા હતા. એ પાતાળ અને રસાતળમાં નાગલોકો રહેતા હતા, એ ઉપરના પ્રમાણોથી સિદ્ધ થાય છે.

નાગાનંદ નાટકના પાચમા અંકમા નાયકના ભાષણમાં નીચે લખેલા વાકયો છે—

नायक–फणिपते शंखचूड ! किमेवमाविग्नोऽसि ? किमु स्थानमिदमागमनस्य ?—
स्वशरीरेण शरीरं तार्क्ष्यात्परिरक्षितं त्वदीयमिदम्।
नेतुं युक्तं भवता पातालतलादपि तलं तत्॥ १९॥ (નાગાનંદ અંક ૫)

અર્થાત્–"હે શંખચૂડ ! ગભરાય છે શા માટે ? અહીં આવવાનુ શું પ્રયોજન છે ? તાર્ક્ષ્ય (ગરુડ) થી મે તારું સંરક્ષણ કરેલું છે. હવે તું પાતાળમાંથી તળમાં જા, એ જ તારે માટે યોગ્ય સ્થાન છે."

અર્થાત્ "સ્પષ્ટ થાય છે કે, "પાતાળ" દેશ પાસે "તળ" નામનો એક બીજો પ્રાંત છે. કવિ શ્રીહર્ષના આ શબ્દોથી સ્પષ્ટ થાય છે કે, ગોકર્ણક્ષેત્ર, મલયપર્વત, પાતાળ અને તળ, એ બધાં પાસેપાસેના સ્થાનો અને પ્રદેશો હતા. ગોકર્ણક્ષેત્ર હાલમા પણ હયાત છે; તેથી અમે કહી શકીએ છીએ કે, એ જ સ્થળની પાસેના સઘળા પ્રદેશો પ્રાચીનકાળમાં એ નામોથી પ્રસિદ્ધ હતા.

નાગલોકોનો રાજા વાસુકિ હતો અને તેની રાજધાની ભોગવતીમાં હતી. મહાભારતના ઉદ્યોગપર્વ અધ્યાય ૧૦૯માં કહ્યું છે કે, "તક્ષક અને ઐરાવત એ નાગોથી રક્ષાયેલી તથા વાસુકિ નાગે સંભાળેલી ભોગવતી નગરી બ્રહ્માવર્તથી દૂર દક્ષિણ દિશામાં છે; અને આ ભોગવતી નગરીની દિશામાંજ આગળ જતાં રાવણનું રાજ્ય છે." તાત્પર્ય એ છે કે ભોગવતી, પાતાળ, તળ, ગોકર્ણ અને મલયપર્વત એ પશ્ચિમસમુદ્ર (અરબી સમુદ્ર) પાસેના પ્રદેશોનાં નામ છે. જુઓ:—

अत्र भोगवती नाम पुरी वासुकिपालिता। तक्षकेण च नागेन तथैवैरावतेन च॥
(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૦૯ શ્લોક ૧૯–૨૦)

અર્થાત્–"આ (દક્ષિણદિશામાં) ભોગવતી નામની નગરી છે. તેનું વાસુકિ પાલન કરે છે અને તક્ષક, ઐરાવત વગેરે નાગો સંરક્ષણ કરી રહ્યા છે."

હવે વિષ્ણુપુરાણના નીચેના શ્લોક જોવા જેવા છેઃ–

भारतस्यास्य वर्षस्य नव भेदान्निशामय। इंद्रद्वीपः कशेरुमांस्ताम्रपर्णो गभस्तिमान्॥ ६॥
नागद्वीपस्तथा सौम्यो गांधर्वस्त्वथ वारुणः। अयं तु नवमस्तेषां द्वीपः सागरसंवृतः॥ ७॥
(વિષ્ણુપુરાણ–અંશ ૨, અધ્યાય ૩)

અર્થાત્–"ભારતવર્ષના નવ ભાગ છે, તે વિષે સાભળો—ઇંદ્રદ્વીપ, કશેરૂમાન, તામ્રપર્ણ, ગભસ્તિમાન, નાગદ્વીપ, સૌમ્ય, ગાધર્વ, વારુણ અને આ સમુદ્રથી ઘેરાયેલો નવમો પ્રદેશ છે."

આથી સ્પષ્ટ થાય છે કે, નાગદ્વીપ અને વારુણદ્વીપ એ ભારતવર્ષના નવ વિભાગોમાંના બે વિભાગ છે. એમાં નાગદ્વીપ એ નાગલોક છે–અર્થાત નાગ નામના મનુષ્યોનું નિવાસસ્થાન છે. તે

બ્રહ્માવર્તથી બહુ જ દૂર દક્ષિણદિશામાં છે તથા તેની રાજધાની ભોગવતી છે; અને તે ગોકર્ણ, મલય, પાતાળ અને તળ પ્રાંતોની વચ્ચે કોઈ પણ જગ્યાએ છે. આ જ રીતે વારુણદ્વીપની શોધ કરવી જોઈએ.

इयं दिग्दयिता राज्ञो वरुणस्य तु गोपतेः ॥
यादसामत्र राज्येन सलिलस्य च गुप्तये। कश्यपो भगवान्देवो वरुणं स्माभ्यषेचयत् ॥
(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૧૦, શ્લોક ૧, ૨)

"આ (દક્ષિણ) દિશા ગોપતિ વરુણ રાજાને પ્રિય છે. એ રાજ્ય જળચરોનું છે અને સમુદ્રનું રક્ષણ કરવા માટે તેમને યોજેલા છે. ભગવાન કશ્યપઋષિએ વરુણનો અહીં રાજ્યાભિષેક કર્યો હતો."

આથી સિદ્ધ થાય છે કે, વરુણલોક પણ સમુદ્ર પાસેના એક પ્રાંતનું નામ હતું અને ત્યાંનો રાજા વરુણ કહેવાતો હતો. મહાભારતના ઉદ્યોગપર્વમાં કહ્યું છે કે, નારદ માતલિને વારુણદ્વીપની વારુણ્ય નગરીમાં થઈને નાગલોકમાં લઈ ગયા હતા.

वरुणेनाऽभ्यनुज्ञातौ नागलोकं विचेरतुः। (મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૯૮)

"વરુણની રજા મેળવીને (નારદ અને માતલિ) નાગલોકમાં ફરવા લાગ્યા." માતલિ પોતાના દેશમાંથી પોતાની કન્યાને માટે સુયોગ્ય વર શોધવા માટે નાગલોક સુધી ગયો હતો. જુઓઃ—

कन्यां शिरस्युपाघ्राय प्रविवेश महीतलम्। (મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૯૭)
अहं ते सर्वमाख्यास्ये दर्शयन्वसुधातलम्। (મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૯૮)

અર્થાત્-કન્યાને માટે યોગ્ય વર શોધવા માટે માતલિ વસુધાતળ, મહીતળ, રસાતળ, વરુણલોક, નાગલોક વગેરે પ્રાંતોમાં ફરતો હતો. તેના પ્રવાસવર્ણનથી સ્પષ્ટ થાય છે કે, વારુણદ્વીપની પાસે જ નાગલોક અર્થાત્ નાગદ્વીપ અથવા નાગલોકોનો પ્રદેશ હતો–એટલે વરુણલોક અને નાગલોક (અથવા વરુણપ્રાંત અને નાગપ્રાંત) મહીતળ અથવા વસુધાતળ નામના ભારતવર્ષના પ્રદેશમાં જ પ્રાચીન સમયમાં ગણાતા હતા; અને તેમાં વરુણલોક નાગલોકની ઉત્તરદિશામાં તથા નાગલોક વરુણલોકની દક્ષિણે હતો અને એ બન્ને દેશો પશ્ચિમસમુદ્રને કિનારે હતા. આથી જ સ્થળે સ્થળે કહ્યું છે કે, વરુણ એ જળનો અધિપતિ છે–અર્થાત્ પ્રાચીન દેવરાજ્યના શાસનમાં વરુણ સમુદ્રવિભાગનો અધીશ–રાજા હતો; તેથી ઉપરના શ્લોકોમાં કહ્યું છે કે, "વરુણની રજા લઈને માતલિ વરુણદેશમાં અને નાગદેશમાં ફરતો હતો." રાજાની રજા સિવાય પરદેશમાં દાખલ થવું અશક્ય હોય છે. હાલમાં પણ પરદેશ જવા માટે સરકારની રજા (પાસપોર્ટ) લેવી જ પડે છે. એ જ વાત પ્રાચીનકાળમાં પણ હતી.

આ વર્ણન ઉપરથી સ્પષ્ટ થાય છે કે, વરુણદેશ, નાગદેશ (વરુણલોક, નાગલોક), પાતાળ, તળ એ દેશો પશ્ચિમસમુદ્રની પાસેના છે; અને બીજી બાજુના પ્રદેશમાં ગોકર્ણક્ષેત્ર અને મલયપર્વત આવેલાં છે. વળી વધારે જુઓઃ–

अत्र राक्षसजात्यश्च दैत्यजात्यश्च मातले। दिव्यप्रहरणाश्चासन्पूर्वदैवतनिर्मिताः ॥
अशास्यानपि शास्त्येष रक्षोबंधुषु राजसु ॥ (મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૯૮, શ્લોક ૧૭ અને ૨૧)

"હે માતલે! અહીં ઉત્તમ શસ્ત્રાસ્ત્રોવાળા રાક્ષસ અને દૈત્યજાતિના લોકો રહેતા હતા. જેના ઉપર રાજ્ય કરવું મહામુશ્કેલ છે, એવા એ રાક્ષસાદિ ઉપર પણ તેઓ રાજ્ય કરતા હતા." શાસનનું આ વર્ણન જોવા જેવું છે. આથી એ પણ સિદ્ધ થાય છે કે, રાક્ષસ અને દૈત્ય એ બંને જુદી જુદી જાતિઓ હતી અને તે જાતિઓ પણ આ મહીતળ નામના ભારતવર્ષના એક

પ્રાંતમાં વસતી હતી. આ મહીતળ દેશ પૂર્વોક્ત પાતાળ દેશની ઉત્તરમાં જ હોવાનો સંભવ છે; કેમકે મહીતળમાં થઈને જ માતલિ પાતાળમાં ગયો છે.

પાઠક વિચાર કરશે તો તેને સમજાશે કે, આ બધું વર્ણન ભારતવર્ષના પશ્ચિમસમુદ્ર પાસેના જ પ્રદેશનું છે. ગોકર્ણક્ષેત્ર તથા મલયગિરિ પશ્ચિમસમુદ્રની પાસેના જ પ્રદેશમાં છે. ત્યાંથી ઉત્તરદિશામાં જતાં જતાં પશ્ચિમસમુદ્ર અને સહ્યાદ્રિની વચ્ચેનો જે પ્રદેશ છે, તેનાં આ નામ મહાભારતના પહેલાના કાળનાં છે એમ ઉપરનાં વર્ણનોથી સ્પષ્ટ થાય છે. ઉદ્યોગપર્વમાં કહ્યું છે કે, "આ પુરાતન ઇતિહાસ છે." અર્થાત્ તે પ્રાચીન સમયનો આ પુરાતન ઇતિહાસ છે. મહાભારતના સમયમાં પશ્ચિમસમુદ્રના પ્રદેશને "અપરાન્ત" "અપરાન્તક" કહેતા હતા.

सोऽपरान्तेषु तीर्थानि पुण्यान्यायतनानि च। सर्वाण्येवाऽनुपूर्वेण जगामाऽमितविक्रमः॥

(મહાભારત, આદિપર્વ, અધ્યાય ૨૨૦)

અર્થાત્–"તે મહાપરાક્રમી અર્જુન અપરાન્ત દેશમાં તીર્થો અને પવિત્ર સ્થળો અનુક્રમે જોતો જોતો ફરતો હતો."

આ પ્રવાસવર્ણનથી આપણે આ પ્રાંતોનો અનુક્રમ નક્કી કરી શકીએ તેમ છીએ.

માતલિ "મહીપૃષ્ઠ"થી (અરવલ્લી તથા વિંધ્યાચળ પર્વત ઉપરથી) "મહીતળ"માં ઊતરીને પ્રથમ તે વરુણદેશમાં ગયો.

अवगाह्य तु तौ भूमिमुभौ मातलिनारदौ। ददृशाते महात्मानौ लोकपालमपांपतिम्॥

(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૯૮, શ્લોક ૬)

અર્થાત્–"માતલિ તથા નારદ એ બંને નીચાઈવાળી જમીન ઉપર ઊતર્યા અને જળના રાજા વરુણને તેમણે જોયા." અહીં નીચાણવાળી જમીનનો અર્થ પર્વત પરથી ઊતરતાં જે નીચો પ્રદેશ આવે છે, તે પ્રદેશ જ છે.

પછીથી તે જ માતલિ નાગલોકોની પાતાળનગરીમાં આવી પહોંચ્યો. જુઓઃ–

एतत्तु नागलोकस्य नाभिस्थाने स्थितं पुरम्। पातालमिति विख्यातं दैत्यदानवसेवितम्॥

(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૯૯, શ્લોક ૧)

અર્થાત્–"આ નાગલોકની પાતાળનગરી છે અને ત્યાં દૈત્ય તથા દાનવો રહે છે."

માતલિ હવે અહીં પહોંચ્યો. પછી અહીંથી તે તે દૈત્યોના હિરણ્યપુરમાં પહોંચ્યો. જુઓઃ–

हिरण्यपुरमित्येतत्ख्यातं पुरवरं महत्। दैत्यानां दानवानां च मायाशतविचारिणाम्॥

(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૦૦, શ્લોક ૧)

અર્થાત્–"આ માયાપ્રયોગ કરનારા દૈત્ય–દાનવોનું હિરણ્યપુર છે." અહીં મુસાફરી કર્યા પછી નારદ તથા માતલિ આગળ ચાલ્યા અને પછી ત્યાંથી સુપર્ણલોકમાં ગયા. જુઓઃ–

अयं लोकः सुपर्णानां पक्षिणां पन्नगाशिनाम्। विक्रमे गमने भारे नैषामस्ति परिश्रमः॥

(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૦૧, શ્લોક ૧)

નારદ માતલિને સુપર્ણલોક દેખાડી કહે છે કે, "આ સુપર્ણોનો લોક એટલે દેશ છે."

અહીં પણ તેના મનને અનુકૂળ જમાઈ નહિ મળવાથી તે રસાતળમાં ગયો. જુઓઃ–

इदं रसातलं नाम सप्तमं पृथिवीतलम्। यत्रास्ते सुरभिर्माता गवाममृतसंभवा॥

(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૦૨, શ્લોક ૧)

અર્થાત્–"આ રસાતળ પૃથ્વીનું સાતમું તળ છે. અહીંની ગાયો ઉત્તમ છે." હવે એ સ્થળે નારદ તથા માતલિ જઈ પહોંચ્યા.

રસાતળની બાબતમાં પુરાણગાથા નામક પ્રાચીન ઇતિહાસ મહાભારતના ઉદ્યોગપર્વના અધ્યાય ૧૦૨ માં નીચલા શ્લોકો જોવા જેવા છેઃ–

न नागलोके न स्वर्गे न विमाने त्रिविष्टपे। परिवासः सुखस्ताहक् रसातलतले यथा।
(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૦૨, શ્લોક ૧૫)

અર્થાત્–"નાગલોકમાં, સ્વર્ગમાં અને વિમાનરૂપી ત્રિવિષ્ટપમાં પણ રસાતળ તળના જેવું સુખકારક રહેઠાણ નથી." એટલે કે રસાતળનું તળ ઘણું જ સુરમ્ય છે અને ત્યાં રહેવું એ પણ ઘણું સુખદાયક છે.

માતલિ જમાઈની શોધમાં હતો. તેણે રસાતળની રાજધાની ભોગવતીના ચિકુર નામના નાગના સુપુત્ર સુમુખ નામના નાગને પોતાની કન્યા માટે વર તરીકે પસંદ કર્યો. એ જ ભોગવતી રસાતળની રાજધાની હતી તથા રસાતળ એ મહીતળનો એક પ્રાંત યાને ભાગ હતો. મહીતળ અને મહીપૃષ્ઠ એ બંને નામ જમીન ઉપરનાં જ જણાય છે. મહીપૃષ્ઠ એટલે પર્વતનો ઉપરનો ભાગ અને મહીતળ એટલે પર્વતની તળેટીનો ભાગ (હાઇલૅન્ડ અને લોલૅન્ડ.) સમુદ્રના જળની સપાટીથી જે પ્રદેશ ઘણો જ ઊંચો હોય તેનું નામ મહીપૃષ્ઠ (હાઇલૅન્ડ) છે; તથા સમુદ્રની સપાટી જેટલી જ ઊંચી જમીન હોય તે પ્રદેશનું નામ મહીતળ (લોલૅન્ડ) છે. એ જ પ્રદેશનું મહાભારતકાળનું નામ "અપરાન્તક" હતું. "તળ" વાચક નામ મહાભારતથી પણ અતિ પ્રાચીનકાળનાં છે. અપરાન્તકનો અર્થ અપરસમુદ્રની પાસેનો પ્રદેશ, એવો છે; અને "અપર સમુદ્ર" એ પશ્ચિમસમુદ્રનું જ નામ છે. પર સમુદ્ર–અથવા પૂર્વસમુદ્ર, એ તેનાથી જુદો છે. અપર સમુદ્રની પાસે અનેક ગામ અને પ્રદેશો હતા, તેથી જ પૂર્વોક્ત શ્લોકોમાં "અપરાન્તેષુ" એવો બહુવચની પ્રયોગ થયેલો છે.

રસાતળમાં નાગોની અનેક જાતો અથવા અનેક કુળ કે વંશ હતાં. તેમાંનાં કેટલાકનાં નામ આ પ્રમાણે છેઃ–

वासुकिस्तक्षकश्चैव कर्कोटकधनंजयौ । कालियो नहुषश्चैव कंबलाश्वतरावुभौ ॥ ९ ॥
बाह्यकुंडो मणिर्नागस्तथैवापूरणः खगः । वामनश्चैलपत्रश्च कुकुरः कुकुणस्तथा ॥ १० ॥
आर्यको नंदकश्चैव तथा कलशपोतकौ । कैलासकः पिंजरको नागश्चैरावतस्तथा ॥ ११ ॥
सुमनोमुखोदधिमुखः शंखो नंदोपनन्दकौ । आप्तः कोटरकश्चैव शिखी निष्ठूरकस्तथा ॥ १२ ॥
तित्तिरिर्हस्तिभद्रश्च कुमुदो माल्यपिंडकः । द्वौ पद्मौ पुंडरीकश्च पुष्पो मुद्गरपर्णकः ॥ १३ ॥
करवीरः पीठरकः संवृत्तो वृत्त एव च । पिंडारो विल्वपत्रश्च मूषिकादः शिरीषकः ॥ १४ ॥
दिलीपः शंखशीर्षश्च ज्योतिष्कोऽथापराजितः । कौरव्यो धृतराष्ट्रश्च कुहुरः कृशकस्तथा ॥ १५ ॥
विरजा धारणश्चैव सुबाहुर्मुखरो जयः । बधिरान्धौ विशुंडिश्च विरसः सुरसस्तथा ॥ १६ ॥
एते चान्ये च बहवः कश्यपस्यात्मजाः स्मृताः ॥ १७ ॥ (મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૦૩)

ઉપલામાંના દશમા શ્લોકમાં "કુકુણ" શબ્દ છે. એ જ શબ્દ ઉપરથી સંસ્કૃતમાં "કુંકણ" "કોંકણ" એ શબ્દો થયેલા છે; અને મરાઠીમાં "કોકણ" તથા "કોંકણ" શબ્દ પ્રચલિત છે. જે પ્રાંત મુંબઈથી ગોકર્ણ સુધી લાંબો અને સહ્યાદ્રિથી પશ્ચિમસમુદ્ર સુધી પહોળો છે, તેનું નામ કોંકણ છે. ઉત્તરમાં મુંબઈ, દક્ષિણે ગોકર્ણ, પશ્ચિમે પશ્ચિમસમુદ્ર યા અરબી સમુદ્ર અને પૂર્વમાં સહ્યાદ્રિ છે, એ પ્રાંતનું નામ "કોંકણ" છે; અને તે કોંકણ નામ એ નાગરાજના નામ ઉપરથી જ પડેલું છે. અર્થાત્ પ્રાચીનકાળમાં એ નાગરાજાએ મહાપરાક્રમ કર્યું હશે અથવા આ નાગજાતિના લોકોએ ખૂબ શૌર્ય દાખવ્યું હશે, તેથી તેમના રાજ્યપ્રદેશનાં નામ પણ તેમનાં જ નામ ઉપરથી પડ્યાં.

અપરાન્તક પ્રદેશનું જ કોંકણ એવું નામ છે. અર્થાત્ અતિપ્રાચીન નામ મહીતળ, પાતાળ, રસાતળ વગેરે "તળ" પ્રત્યયાંત હતા. મહાભારતકાળના અપરાન્તકનું હાલનું નામ કોંકણ છે.

એ જ પ્રાંતમાં નાગલોકો રહેતા હતા. તળ, અતળ, વિતળ, સુતળ, મહીતળ, રસાતળ, તળાતળ અને પાતાળ, એ નામો એ જ દેશના જુદા જુદા ભાગોનાં નામ છે. મહારાષ્ટ્રનાં પ્રાચીન પુસ્તકોમાં "ચૌદ તાલ કોંકણ" દેશ છે. એવું પણ વર્ણન છે. ઉપરોક્ત સ્થાનમાં પાતાળોનાં સાત નામ આવે છે, અને તે દરેકના બબ્બે વિભાગ કરવાથી બરાબર ચૌદ થઈ રહે છે. એમાં મહીતળ મધ્યવિભાગ, પાતાળ સૌથી દક્ષિણવિભાગ અને અતળ સૌથી ઉત્તરનો ભાગ માનવો ઉચિત છે. "અતળ" શબ્દ જ બતાવે છે કે, તે પ્રદેશ (અ-તળ) તળેટીનો નથી, તેમ મહીપૃષ્ઠનો પણ નથી-અર્થાત્ ઊંચો પણ નથી, તેમ સમુદ્રના જેટલો નીચો પણ નથી. "પાતાળ" શબ્દ સમુદ્રની સપાટી બરાબરના પ્રદેશનું નામ છે, એમ આથી સ્પષ્ટ થાય છે. બીજાં નામો ઓછાવત્તા ઊંચાનીચા ભાગનાં છે.




આ રીતે સિદ્ધ થાય છે કે, નાગલોક તે કોંકણ દેશનું જ નામ છે; અને એનું જ નામ પાતાળ છે. આ પાતાળ દેશના લોકના જ પુત્રની સાથે સ્વર્ગના ઇંદ્રસારથિ માતલિની પુત્રીનું લગ્ન થયું હતું. અર્થાત્ નાગલોકો પણ મનુષ્યો જ હતા અને તિબેટના દેવો પણ મનુષ્ય જ હતા. જેમ હાલમાં જાપાની અને યુરોપીય નામોથી જુદી જુદી જાતના અને દેશના લોકો ઓળખાય છે; તે જ પ્રમાણે તે પ્રાચીનકાળના તિબેટમાં દેવજાતિનાં મનુષ્યો, ભારતના ઉત્તરભાગમાં આર્યજાતિનાં મનુષ્યો અને આ કોંકણમાં નાગ યાને સર્પજાતિનાં મનુષ્યો રહેતાં હતાં.

હવે ઉપરની સર્પજાતિનાં નામોનો પણ વિચાર કરવો જોઈએ. ઉપરના શ્લોકોમાં સર્પજાતિનાં કેટલાંક નામ આવેલાં છે, તે જ નામ હાલના મરાઠા ક્ષત્રિયોમાં ચાલ્યાં આવે છે. જુઓઃ-

| | સંસ્કૃત નામ | મહારાષ્ટ્રી નામ | મરાઠી નામ |
|---|---|---|---|
| ૧ | વાસુકિ | વાસુઈ | વાસે, ભાસે |
| ૨ | તક્ષક | તખઅ | તખે, તિખે |
| ૩ | કર્કોટક | કક્કોડઅ | કોકટે, ગોકટે |
| ૪ | કાલીય | કાલીઅ | કાળિયે, કાળ્યે, કાળે |
| ૫ | વામન | બામણ | બામણે |
| ૬ | કુકર | .... | કોકરે |
| ૭ | કુકુણ | .... | કોંકણે |
| ૮ | નંદક | ણુંદઅ | નંદે, ણુંદે |
| ૯ | કલશ | કલસ | કળશે |
| ૧૦ | પોતક | પોતઅ | પોતે |
| ૧૧ | પિંજરક | પંજરઅ | પિંજરે |
| ૧૨ | નાગ | નાગ | નાગ |
| ૧૩ | શંખ | સંખ | સંક |

| | | | |
|---|---|---|---|
| ૧૪ | કોટરક | કોટ્ટરઅ | કુટરે |
| ૧૫ | નિષ્ટૂરિક | નિટ્ટરિઅ | નિચુરે |
| ૧૬ | તિત્તિરિ | .... | તિતરે |
| ૧૭ | મુદ્ગર | મોગ્ગર | મોગરે |
| ૧૮ | કરવીરક | કરવીઅક | કરવે, કવે' |
| ૧૯ | પિઠરક | .... | પિઠરે |
| ૨૦ | દિલીપ | .... | દુળીપ, ધુળપ |
| ૨૧ | શિરીપક | શિરિખઅ | શિખે', શિકે' |
| ૨૨ | શંખપાલ | (નાગાનંદ નાટકમાંથી) | સંકપાલ |
| ૨૩ | વિરજા | | બિરજે |
| ૨૪ | કંબલ | | કાંબળે |
| ૨૫ | મણિ | | માને, મણે |
| ૨૬ | આર્યક | | આડકે |
| ૨૭ | શબલ | | સાબલે, સાંપળે |
| ૨૮ | સુમન | | સોવને, સોને, સોમણે, સોમણ |
| ૨૯ | પિંગલ | | પિંગળે |
| ૩૦ | પિંડરક | | પેંઢરે |
| ૩૧ | કરવીર | | કરવીરે |
| ૩૨ | બિલ્વક | | બેલ્હે, બેલે |
| ૩૩ | હરિદ્રક | | હળદે |
| ૩૪ | પન્નગ | | પાનકે |
| ૩૫ | શ્રીવહ | | શિરવે, સુરવે |
| ૩૬ | કુઠર | | કુઠરે |
| ૩૭ | કુંજર | | કુંજરે |
| ૩૮ | કર્દમ | | કદમ |
| ૩૯ | કર્કર | | કકંરે |

આ નામોમાંથી કેટલાંક નામ મહાભારત આદિપર્વના આસ્તીકપર્વ અધ્યાય ૩૫માંથી લીધેલાં છે; અને કેટલાંક ઉદ્યોગપર્વના પૂર્વોક્ત શ્લોકોમાંથી લીધેલાં છે.

આ રીતે નાગજાતિનાં નામો, મરાઠા ક્ષત્રિયોનાં જાતિવાચક નામો તરીકે હાલમાં પ્રસિદ્ધ છે; તેમજ વધારે શોધ કરવાથી બીજાં નામ પણ મળી શકે તેમ છે. બીજા પ્રાંતોમાં પણ આ નામોની શોધ કરવી જોઈએ.

અહીં એટલું કહેવું જરૂરનું છે કે, હાલમાં નામોની આગળ જે જાતિવાચક નામો લગાડાય છે, તેમાં ઊંડો ઇતિહાસ સમાયલો છે. પ્રાચીન નામો બરાબર શોધવામાં તે ખૂબ મદદ કરે છે. કેટલાકોનાં નામ બહુ જ વિચિત્ર જણાય છે, તેથી કેટલાક તે છોડી દે છે, પરંતુ તે ભૂલ છે. ઉપર પ્રમાણે તુલના કરવાથી પાંડવકાળની જાતિઓનો પત્તો લાગે છે અને બહુ જ અગત્યની ઐતિહાસિક શોધ થઇ શકે તેમ છે. આથી જાતિવાચક નામ તથા ગામનાં નામ એ બંનેનું ઐતિહાસિક શોધની દૃષ્ટિએ બહુ જ મહત્ત્વ છે; માટે તેને કોઈએ પણ નકામાં સમજવાં જોઈએ નહિ.

એ જ પ્રાંતમાં નાગલોકો રહેતા હતા. તળ, અતળ, વિતળ, સુતળ, મહીતળ, રસાતળ, તળાતળ અને પાતાળ, એ નામો એ જ દેશના જુદા જુદા ભાગોનાં નામ છે. મહારાષ્ટ્રનાં પ્રાચીન પુસ્તકોમાં "ચૌદ તાલ કોંકણ" દેશ છે. એવું પણ વર્ણન છે. ઉપરોક્ત સ્થાનમાં પાતાળોનાં સાત નામ આવે છે, અને તે દરેકના બબ્બે વિભાગ કરવાથી બરાબર ચૌદ થઈ રહે છે. એમાં મહીતળ મધ્યવિભાગ, પાતાળ સૌથી દક્ષિણવિભાગ અને અતળ સૌથી ઉત્તરનો ભાગ માનવો ઉચિત છે. "અતળ" શબ્દ જ બતાવે છે કે, તે પ્રદેશ (અ-તળ) તળેટીનો નથી, તેમ મહીપૃષ્ઠનો પણ નથી—અર્થાત્ ઊંચો પણ નથી, તેમ સમુદ્રના જેટલો નીચો પણ નથી. "પાતાળ" શબ્દ સમુદ્રની સપાટી બરાબરના પ્રદેશનું નામ છે, એમ આથી સ્પષ્ટ થાય છે. બીજાં નામો ઓછાવત્તા ઊંચાનીચા ભાગનાં છે.




આ રીતે સિદ્ધ થાય છે કે, નાગલોક તે કોંકણ દેશનું જ નામ છે; અને એનું જ નામ પાતાળ છે. આ પાતાળ દેશના લોકનાજ પુત્રની સાથે સ્વર્ગના ઇંદ્રસારથિ માતલિની પુત્રીનું લગ્ન થયું હતું. અર્થાત્ નાગલોકો પણ મનુષ્યોજ હતા અને તિબેટના દેવો પણ મનુષ્યજ હતા. જેમ હાલમાં જાપાની અને યુરોપીય નામોથી જુદી જુદી જાતના અને દેશના લોકો ઓળખાય છે; તેજ પ્રમાણે તે પ્રાચીનકાળના તિબેટમાં દેવજાતિનાં મનુષ્યો, ભારતના ઉત્તરભાગમાં આર્યજાતિનાં મનુષ્યો અને આ કોંકણમાં નાગ યાને સર્પજાતિનાં મનુષ્યો રહેતાં હતાં.

હવે ઉપરની સર્પજાતિનાં નામોનો પણ વિચાર કરવો જોઇએ. ઉપરના શ્લોકોમાં સર્પજાતિનાં કેટલાંક નામ આપેલાં છે, તે જ નામ હાલના મરાઠા ક્ષત્રિયોમાં ચાલ્યાં આવે છે. જુઓઃ—

| | સંસ્કૃત નામ | મહારાષ્ટ્રી નામ | મરાઠી નામ |
|---|---|---|---|
| ૧ | વાસુકિ | વાસુઈ | વાસે, ભાસે |
| ૨ | તક્ષક | તખઅ | તખે, તિખે |
| ૩ | કર્કોટક | કક્કોડઅ | કોકટે, ગોકટે |
| ૪ | કાલીય | કાલીઅ | કાળિયે, કાજ્યે, કાળે |
| ૫ | વામન | બામણ | બામણે |
| ૬ | કુક્કર | .... | કોકરે |
| ૭ | કુકુણ | .... | કોંકણે |
| ૮ | નંદક | ણંદઅ | નંદે, ણંદે |
| ૯ | કલશ | કલસ | કળશે |
| ૧૦ | પોતક | પોતઅ | પોતે |
| ૧૧ | પિંજરક | પંજરઅ | પિંજરે |
| ૧૨ | નાગ | નાગ | નાગ |
| ૧૩ | શંખ | સંખ | સંક |

| | | | |
|---|---|---|---|
| ૧૪ | કોટરક | કોટ્ટરઅ | કુટરે |
| ૧૫ | નિષ્ટૂરિક | નિટ્ટુરિઅ | નિચુરે |
| ૧૬ | તિત્તિરિ | .... | તિતરે |
| ૧૭ | મુદ્દગર | મોગ્ગર | મોગરે |
| ૧૮ | કરવીરક | કરવીઅકં | કરવે, ઠવે |
| ૧૯ | પિઠરક | .... | પિઠરે |
| ૨૦ | દિલીપ | .... | દુળીપ, ધુળપ |
| ૨૧ | શિરીષક | શિરિખઅ | શિખે, શિકે |
| ૨૨ | શંખપાલ | (નાગાનંદ નાટકમાંથી) | સંકપાલ |
| ૨૩ | વિરજ્ઞ | | બિરજે |
| ૨૪ | કંબલ | | કાંબળે |
| ૨૫ | મણિ | | માને, મણે |
| ૨૬ | આર્યક | | આડકે |
| ૨૭ | શબલ | | સાબળે, સાંપળે |
| ૨૮ | સુમન | | સોવને, સોને, સોમણે, સોમણુ |
| ૨૯ | પિંગલ | | પિંગળે |
| ૩૦ | પિંડરક | | પેંઢરે |
| ૩૧ | કરવીર | | કરવીરે |
| ૩૨ | બિલ્વક | | બેલ્હે, બેલે |
| ૩૩ | હરિદ્રક | | હળદે |
| ૩૪ | પન્નગ | | પાનકે |
| ૩૫ | શ્રીવહ | | શિરવે, સુરવે |
| ૩૬ | કુઠર | | કુઠરે |
| ૩૭ | કુંજર | | કુંજરે |
| ૩૮ | કર્દમ | | કદમ |
| ૩૯ | કર્કર | | કકરે |

આ નામોમાંથી કેટલાંક નામ મહાભારત આદિપર્વના આસ્તીકપર્વ અધ્યાય ૩૫માંથી લીધેલાં છે; અને કેટલાંક ઉદ્યોગપર્વના પૂર્વોક્ત શ્લોકોમાંથી લીધેલાં છે.

આ રીતે નાગજાતિનાં નામો, મરાઠા ક્ષત્રિયોનાં જાતિવાચક નામો તરીકે હાલમાં પ્રસિદ્ધ છે; તેમજ વધારે શોધ કરવાથી બીજાં નામ પણ મળી શકે તેમ છે. બીજા પ્રાંતોમાં પણ આ નામોની શોધ કરવી જોઇએ.

અહીં એટલું કહેવું જરૂરનું છે કે, હાલમાં નામોની આગળ જે જાતિવાચક નામો લગાડાય છે, તેમાં ઊંડો ઇતિહાસ સમાયલો છે. પ્રાચીન નામો બરાબર શોધવામાં તે ખૂબ મદદ કરે છે. કેટલાકોનાં નામ બહુ જ વિચિત્ર જણાય છે, તેથી કેટલાક તે છોડી દે છે, પરંતુ તે ભૂલ છે. ઉપર પ્રમાણે તુલના કરવાથી પાંડવકાળની જાતિઓનો પત્તો લાગે છે અને બહુ જ અગત્યની ઐતિહાસિક શોધ થઇ શકે તેમ છે. આથી જાતિવાચક નામ તથા ગામનાં નામ એ બંનેનું ઐતિહાસિક શોધની દૃષ્ટિએ બહુ જ મહત્ત્વ છે; માટે તેને કોઇએ પણ નકામાં સમજવાં જોઈએ નહિ.

| નાગનામ | મરાઠી નામ |
|---|---|
| નાગપતિ–નાગવઇ–નાગવી........................................ | નાગવે |
| પર્ણપતિ–વર્ણુવઈ–વર્ણુવી........................................ | વર્ણુવે |
| તલકર | તળેકર |
| ફણિવર | ફણિવર |

જો આ જાતિવાચક નામો અત્યારે મરાઠીમાં પ્રચલિત ન હોત, તો નાગજાતિનો પત્તો મળવો લગભગ અસંભવિત જ હતો. મહારાષ્ટ્રમાં હાલ એ નામ છે, તેથી જ અત્યારે નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે, મરાઠા ક્ષત્રિયોમાં કેટલાક નાગકુળના લોક પણ હયાત છે. આની પહેલાં અમે એ પણ બતાવી ચૂકયા છીએ કે, ગણદેવ જાતિના મહારાજિક લોક તે હાલના મરાઠા છે.

રાજતરંગિણીમાં કહ્યું છે કે, પ્રાચીનકાળના કાશ્મીરમાં નાગોનું રાજ્ય હતું. ખાંડવપ્રસ્થની દક્ષિણે તથા યમુના નદીની દક્ષિણદિશાએ ખાંડવવનમાં નાગલોકોની વસ્તી હતી, એ હકીકત આદિપર્વના ખાંડવદાહપર્વમાં લખેલી છે. નાગપુરમાં નાગો રહેતા હતા, તે વિષે હરિવંશમાં વર્ણન કરેલું છે. અર્થાત્ પાંડવોની પહેલાંના સમયમાં તથા પાંડવોના સમયમાં ભારતવર્ષમાં કોંકણ સિવાય બીજે પણ નાગોનું રાજ્ય યાને વસાહતો હતાં. સર્પસત્રના કાવ્યપૂર્ણ વર્ણનથી સ્પષ્ટ થાય છે કે, નાગો અને આર્યોનું ભયંકર યુદ્ધ થયું હતું; અને આર્યોએ નાગોની બહુ જ ભારે કતલ ચલાવી હતી. આમ છતાં પણ કેટલાક નાગો આર્યોના મિત્ર પણ હતા અને તેથી જ અર્જુનનું ઉલૂપી નામની નાગકન્યા સાથે લગ્ન થયું હતું.

તાત્પર્ય એ છે કે, નાગજાતિનું મૂળસ્થાન પાતાળદેશ–અર્થાત્ કોંકણ હતું; અને તેઓ ત્યાંથી ભારતવર્ષનાં બીજાં સ્થળોમાં ફેલાયા હતા, તેથી જ પાંડવાદિ આર્યવીરોએ તેમને ઉત્તરભારતમાંથી પાછા દક્ષિણભારતમાં હઠાવી કાઢ્યા હતા; અને તેમને આ પ્રકારે હઠાવી કાઢવા માટે જ નાગોનું આર્યો સાથે યુદ્ધ થયું હતું.

## ૬–નાગલોકોને દેવોની મદદ

ઉપરનાં વર્ણનોથી સમજાય છે કે, તિબેટ દેશમાં દેવજાતિના મનુષ્યોનું રાજ્ય હતું, આર્યાવર્ત દેશ અર્થાત્ ઉત્તરભારતમાં આર્યજાતિના મનુષ્યોનું રાજ્ય હતું અને ભારતના પશ્ચિમસમુદ્રની પાસેના કોંકણદેશમાં નાગજાતિના મનુષ્યોનું રાજ્ય હતું. આર્યોની ઉન્નતિ થયા પહેલાં લગભગ સમસ્ત ભારતવર્ષમાં નાગજાતિએ પોતાનું રાજ્ય જમાવ્યું હતું. તક્ષશિલા, ખાંડવવન વગેરે સ્થળોનાં વર્ણનો સ્પષ્ટ દર્શાવી આપે છે કે, ત્યાં નાગજાતિનું રાજ્ય હતું. ખાંડવવન ઇંદ્રપ્રસ્થ પાસે હતું અને ત્યાં નાગોનું રાજ્ય હતું. અર્જુને ખાંડવવન બાળીને ત્યાંના નાગોનો સંહાર કર્યો, તેથી જ નાગલોકો આર્યજાતિનો વિનાશ કરવાનો પ્રયત્ન કરતા હતા; પરંતુ તેઓ છેલ્લી ઘડી સુધી વેર વાળી શકયા ન હતા. એક વાર કચરાઇ ગયેલી પ્રજા ફરીથી ઉન્નત થવી અનેક કારણોથી મુશ્કેલ બની જાય છે. અર્જુન વગેરે આર્યવીરોએ નાગજાતિને એટલી બધી દબાવી દીધી હતી, કે તેમનું પુનરુત્થાન થવું અશકય થયું. વાસુકિ, તક્ષક, અશ્વસેન વગેરે નાગજાતિના વીરો બહુ જ પ્રયત્ન કરતા હતા; પરંતુ કોઇને પણ સફળતા પ્રાપ્ત થઈ નહિ. અશ્વસેને કર્ણનો આશ્રય

લઈને અર્જુનનો વધ કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે ફળીભૂત થયો નહિ અને ત્યાં જ અશ્વસેનને મરવું પડ્યું. એ પછી તક્ષકે પરિક્ષિતને ગળું રૂંધીને મારી નાખ્યો; પરંતુ તેથી તો આર્યોએ નાગોની વધુ ક્રૂરતાપૂર્વક કતલ ચલાવી. આ રીતે પરાજિત નાગજાતિએ પોતાની ઉન્નતિ માટે જે જે પ્રયત્નો કર્યા તે તે નિષ્ફળ જ ગયા; અને આ પ્રમાણે તે અરાજકીય (એનારકિકલ) અત્યાચારોથી નાગજાતિનું અધઃપતન જ થતું ગયુ.




પ્રાચીન સમયનું ભારતવર્ષ

જ્યારે નાગજાતિ ઉપર આર્યોનો હુમલો થયો, તે વખતે નાગોનો રાજા તક્ષક જાતે જ ઇન્દ્રલોકમાં અર્થાત્ તિબેટમાં જઈને ઇન્દ્રના મહેમાન તરીકે રહ્યો હતો. તે ત્યાં એટલા જ માટે ગયો હતો, કે નાગજાતિનું રક્ષણ કરવામાં ઇન્દ્ર પાસેથી મદદ મળે એવો પ્રયત્ન કરી જોવો. સર્પસત્રપ્રસંગે–અર્થાત સર્પજાતિની કતલ ચાલતી હતી તે વખતે ઇન્દ્ર આ સર્પરાજ તક્ષક ઇન્દ્રને શરણે ગયો હતો અને ઇન્દ્રે તેને આશ્રય પણ આપ્યો હતો; પરંતુ તેનું પણ કંઈ ચાલ્યું નહોતું. કારણ કે આર્યજાતિના વીરોનાં પરાક્રમ તે સમયે ઉન્નતિને શિખરે પહોંચેલાં હતાં. અર્થાત્ તેઓ અદ્વિતીય હતા. આથી જ દેવરાજ ઇંદ્રની મદદ મળવા છતાં નાગજાતિ આર્યોનો વાળ પણ વાંકો કરી શકી ન હતી.

આ પૂર્વઇતિહાસ અત્રે લખવાનો હેતુ એ જ છે કે, તેથી દેવજાતિ આર્યજાતિ અને ચાર્ં-

જાતિ, એ બધી જાતિઓ માનવજાતિઓ જ હતી તે સિદ્ધ થઈ જાય. દેવો આર્યોના શત્રુ સર્પોને પણ મદદ કરતા હતા તથા મહાદેવ વગેરે ભૂતજાતિના રાજાઓએ પણ અસુરરાક્ષસોને મદદ કરીને બહુ જ પ્રબળ બનાવ્યા હતા; તેથી આર્યોને ઘણાં દુઃખ ભોગવવાં પડયાં હતાં. આથી સ્પષ્ટ થાય છે કે, દેવજાતિ પણ એક સ્વતંત્ર મનુષ્યજાતિ હતી અને દેવોના રાજ્યનો રાજનૈતિક સંબંધ કોઈ વાર અસુરો સાથે, કોઈ વાર સર્પજાતિ સાથે અને કોઈ વાર આર્યો સાથે ચાલ્યા કરતો હતો; એટલે આ બધી જાતિઓ મનુષ્યરૂપે જ હતી, એમાં શંકા નથી.

## સ્વર્ગદ્વાર

તિબેટ દેશને અમે સ્વર્ગ તરીકે નિશ્ચિત કરેલ છે. તે સ્વર્ગમાં પણ સ્વર્ગ, ત્રિવિષ્ટપ જુદા જુદા પ્રાંતો હોવાનો સંભવ છે. કેમકેઃ—

न नागलोके न स्वर्गे न विमाने त्रिविष्टपे। परिवासः सुखस्तादृग् रसातलतले यथा॥

(મહાભારત, ઉદ્યોગપર્વ, અધ્યાય ૧૦૨, શ્લોક ૧૫)

આ શ્લોકમાં સ્વર્ગ અને ત્રિવિષ્ટપ જુદા જુદા દેશો હોવાનું વર્ણન છે. સંભવ છે કે, તિબેટના પૂર્વભાગને ત્રિવિષ્ટપ અને પશ્ચિમભાગને સ્વર્ગ કહેતા હશે; કેમકે ગંગોત્રી, બદરીનાથ, બદરીકેદાર વગેરે સ્થાનોના ઉત્તરપ્રદેશમાં "સ્વર્ગદ્વાર" નામનું એક સ્થાન પણ છે. હિમાલયના એક શિખર ઉપર આ સ્થાન આવેલું છે. કેટલાક તેને "સ્વર્ગકપાટ" અને કેટલાક "સ્વર્ગદ્વાર" કહે છે. આ સ્થાન પ્રાચીનકાળમાં સ્વર્ગમાં દાખલ થવાનું ખાસ સ્થાન હતું. જે રીતે રાજ્યમાં દાખલ થવાના રસ્તાઓ હોય છે, તેવી રીતે દેવરાજ્યમાં પણ પ્રવેશ કરવાનો આ ખાસ નક્કી કરેલો રસ્તો હતો. એનું સ્મરણ રાખવા માટે જ હાલમાં "સ્વર્ગદ્વાર" નામથી એ સ્થાનની પવિત્રતા મનાય છે. દરેક ત્રિસ્થળીનો યાત્રી તેનું દર્શન કરે જ છે; અને ઓછામાં ઓછું પોતાના જીવનમાં સ્વર્ગ નહિ તો સ્વર્ગના દ્વારનાં પણ પોતાની સગી આંખોએ દર્શન કરીને તે પોતાને કૃતકૃત્ય થયેલો માને છે. આ સ્વર્ગદ્વાર નામના સ્થાનથી સિદ્ધ થાય છે કે, સ્વર્ગ એ સ્વર્ગદ્વારની ઉપર છે—અર્થાત હિમાલયની બીજી બાજુએ છે. આ સ્વર્ગદ્વાર નામના સ્થાન ઉપરથી સિદ્ધ થાય છે કે, સ્વર્ગ એ સ્વર્ગદ્વારની પેલી પાર છે—અર્થાત્ હિમાલયની બીજી બાજુએ છે. આથી જ અમે અગાઉ દર્શાવી ગયા છીએ કે, તિબેટ જ સ્વર્ગ હોવાનો સંભવ છે અને અહીં સમજાય છે કે, તેના પશ્ચિમ ભાગનું નામ "સ્વર્ગ" અને પૂર્વભાગનું નામ "ત્રિવિષ્ટપ" હતું. આ પણ સ્થળ દૃષ્ટિએ જ નિર્દેશ કર્યો છે; કારણ કે ઘણો કાળ વીતી જવાથી તેમજ સ્થાનોમાં પણ ખૂબ ફેરફાર થઇ જવાથી, તે વખતના સ્વર્ગના જુદા જુદા પ્રાંતોનો ખ્યાલ આવવો હાલમાં લગભગ અશક્ય જ છે. આમ છતાં જે પણ સૂચનો આપણને આર્યસાહિત્યમાંથી મળી આવે છે, તે ઉપરથી પૂર્વકાળના ભૂવિભાગોની બને તેટલી શોધ કરવી જરૂરની છે; અને તે શોધના પ્રકાશમાં તે પ્રાચીનકાળનો ઇતિહાસ વાંચવો આવશ્યક છે. આ લેખો પણ એ જ દૃષ્ટિથી લખાય છે. આ રીતે સ્વર્ગના દ્વારનો પત્તો મળવાથી સ્વર્ગના માર્ગનો ખ્યાલ આવે છે. ભારતવર્ષમાંથી જેઓ સ્વર્ગમાં જતા હતા, તેઓ આ સ્વર્ગદ્વારને જ રસ્તે થઈને જતા હતા. આગળ સ્વર્ગારોહણ પર્વમાં પાંડવોના સ્વર્ગગમનનું વર્ણન આવશે ત્યારે વાચકો જોઈ શકશે કે, પાંડવો પણ હિમાલય પર્વત ચઢીને જ સ્વર્ગમાં ગયા હતા.

# ૯—સ્વર્ગારોહણ

સ્વર્ગારોહણ એટલે સ્વર્ગલોકમાં ચઢવું એવો અર્થ છે. આ શબ્દમાં જે "આરોહણ" શબ્દ છે, તે પહાડો ઉપર ચઢવાનો અર્થ દર્શાવે છે. વૃક્ષ ઉપર આરોહણ, હાથી કે ઘોડા ઉપર આરોહણ, અથવા પર્વત ઉપર આરોહણ કરવું. એ શબ્દમાં નીચેના ભાગ ઉપરથી ઊંચેના ભાગમાં ચઢવાનો ભાવ વ્યક્ત થાય છે. આથી આ શબ્દ સિદ્ધ કરે છે કે, સ્વર્ગ કોઈ ઊંચાણના પ્રદેશમાં છે. આ જ કારણથી તે તિબેટમાં છે, એમ અમે નક્કી કર્યું છે.

પાંડવોના સ્વર્ગારોહણની હકીકત મહાભારતને અંતે આપેલી છે. તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તિબેટ જ સ્વર્ગધામ છે. કેમકે ધર્મરાજ ઈત્યાદિ જે વીરો સ્વર્ગમાં ગયા. તેઓ હસ્તિનાપુર (દિલ્હી)થી ગંગાકિનારે પહોંચ્યા—અર્થાત્ દિલ્હીથી ઉત્તરદિશામાં ગયા. ત્યાં ગંગામાં સ્નાન કરીને પછી ઉત્તરદિશામાં ચાલતા તેઓ સ્વર્ગમાં ગયા છે. હસ્તિનાપુરની ઉત્તરે ગંગા નદી અને ગંગાજીની ઉત્તરે હિમાલય છે; તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે, સ્વર્ગ હિમાલય પર્વતની પેલી બાજુએ જ છે. અર્જુન પહેલે જ મહાદેવ પાસે તથા ઈન્દ્ર પાસે શસ્ત્રાસ્ત્રવિદ્યા શીખવા ગયેલો, તે પણ ઉત્તરદિશાએ જ ચાલતો ત્યાં ગયો હતો. આથી પણ સિદ્ધ થાય છે કે, ભારતવર્ષની ઉત્તરદિશાએ ગંગા તથા હિમાલયની પેલી પાર સ્વર્ગધામ છે; અને એ જ સ્થાનમાં ધર્મરાજ વગેરે ગયા હતા. સમ્રાટ્ ધર્મરાજ જ્યારે સ્વર્ગની પાસે પહોંચ્યા, ત્યારે ત્યાંના દેવો પોતપોતાના રથ વગેરે લઈને તેમનું સ્વાગત કરવા આવ્યા હતા. વળી મહાભારતના અંતિમ ભાગનું વર્ણન જોતાંથી સ્પષ્ટ થાય છે કે, આ સત્કારની રીત પણ વિજયી પુરુષોને યોગ્ય જ છે. જુઓઃ—

ततः सन्नादयञ्छक्रो दिवं भूमिं च सर्वशः। रथेनोपययौ पार्थमारोहेत्यब्रवीच्च तम्॥

(મહાભારત, મહાપ્રસ્થાનિકપર્વ, અધ્યાય ૩, શ્લોક ૧)

જ્યારે સમ્રાટ ધર્મરાજ સ્વર્ગ પાસે પહોંચ્યા, ત્યારે "ચારે દિશાઓને ગજાવી મૂકતો ઈન્દ્ર પોતાના રથ સાથે તેમની પાસે આવ્યો અને કહ્યું કે આપ રથમાં પધારો."

આ વર્ણન ભારતીય વિજયી સમ્રાટોનું સ્વાગત સ્વર્ગમાં પણ કેવી રીતે થતું હતું, તે દર્શાવી આપે છે. અહીં પ્રશ્ન થાય છે કે, આ પ્રમાણે શા માટે થતું હશે? ભારતીય વીરોનું સ્વાગત તિબેટના દેવજાતિના લોકો શા માટે કરતા હશે? એનો જવાબ આપવા માટે આપણે સ્વર્ગધામવિષે વધારે વિચાર કરવો જોઈએ.

## સ્વર્ગધામ

આ શબ્દમાં "ધામ" શબ્દ ખાસ મહત્ત્વનો છે. ધામનો અર્થ "ઘર" (હોમ) "નિવાસસ્થાન" "આશ્રયસ્થાન" વગેરે થાય છે. દેવલોકો સ્વર્ગપ્રદેશને જ તેમનું પોતાનું સાચું ઘર માનતા હતા. અત્રે વિચારવું જોઈએ કે, ભારતવર્ષમાં આવીને ભારે ભારે પરાક્રમો કરનારા વીર પુરુષો હિમાલયની પેલી પારના પ્રદેશમાં પોતાનું ઘર શા માટે માનતા હશે? કેવી સ્થિતિમાં આવી માન્યતા હોવી સંભવે છે? આ બહુ વિચારવા જેવી વાત છે; અને તે સ્પષ્ટ થતાં ભારે ઐતિહાસિક શોધ થવાનો સંભવ છે.

ઉપરની શંકાના નિવારણ માટે તથા તે અતિપ્રાચીન ઐતિહાસિક બાબત દર્શાવવાને માટે અમે એક ઉદાહરણ લઈએ છીએ. હાલમાં ઈંગ્લૅંડના વીરો હિંદુસ્તાનમાં આવે છે, અહીં રાજકાર્ય કરે છે; વૃદ્ધ થતાં પેન્શન લઈને પોતાને ઘેર (હોમ) જાય છે અને જીવનનો છેલ્લો

પોતાના જ દેશમાં જઇને ગાળે છે. અંગ્રેજ જ્યાં સુધી આ દેશમાં રહીને સામ્રાજ્ય ચલાવવાનું કાર્ય કરે છે; ત્યાં સુધી હિંદુસ્તાનને તે પોતાનું ઘર (હોમ) નહિ માનતાં, ખુદ ઈંગ્લેંડને જ હરહંમેશ પોતાનું ઘર માને છે. કેટલાક મોટા મોટા અધિકારીઓ ખાસ કાર્ય કરીને જ્યારે પોતાના સ્વદેશ-ઈંગ્લેંડમાં પાછા ફરે છે, તે વખતે તેમનાં ખાસ ખાસ કાર્યોના પ્રમાણમાં તેમનો ઈંગ્લેંડના કિનારે ઊતરતાં સત્કાર કરવામાં આવે છે.

આ વાત જે અત્યારે પણ પોતાના દેશના સંબંધમાં બની રહી છે, તેનો વાચક બરાબર વિચાર કરશે, તો તે ઉપરથી તેમને પ્રાચીન સમયની વાત પણ પ્રત્યક્ષ થશે. જુઓઃ-

તિબેટની દેવજાતિ અને દેવયોનિ જાતિના વીર પુરુષો એ વખતે ભારતવર્ષમાં આવતા હતા, ત્યાં શૂરવીરતા અને પરાક્રમવાળાં ખાસ ખાસ મહાન કાર્યો કરતા હતા, પોતાના સામ્રાજ્યને વિસ્તારતા હતા, વિશેષ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરતા હતા અને ઘરડા થતાં પોતાના સ્વર્ગધામ (હોમ)માં પાછા જઇને રહેતા હતા. જ્યારે એ વીરપુરુષો પોતાના સ્વર્ગધામમાં પાછા જતા હતા, ત્યારે ત્યાંના તેમના પૂર્વસંબંધીઓ, પહેલાંના ઓળખીતાઓ અથવા સ્વર્ગરાજ્યના અધિકારીઓ તેમની યોગ્યતાના પ્રમાણમાં તેમનો આદરસત્કાર કરતા હતા અને તેમને યથાયોગ્ય સ્થાને માનપૂર્વક રાખતા હતા.

ધર્મરાજ વગેરે પાંડવો હિમાલયના ડુંગરાઓમાં તિબેટનિવાસી દેવજાતિના વીરોના વીર્યથી જન્મ્યા હતા. બાલ્યાવસ્થા પણ તેમણે ત્યાં જ વિતાવી હતી. યુવાવસ્થામાં તેઓ આર્યાવર્તમાં આવ્યા હતા. આર્યાવર્તમાં આવીને એ વીરોએ અનેક પરાક્રમ કર્યાં, અનેક વિજય મેળવ્યા, સામ્રાજ્ય વધાર્યું અને વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રોને રાજ્ય સોંપીને પોતે પોતાના સ્વર્ગધામમાં પાછા ચાલ્યા ગયા. આ પાછા ફરતી વખતે સ્વર્ગના દેવો માનવસમ્રાટ ધર્મરાજનું સ્વાગત કરવા હાજર થયા હતા. તિબેટનિવાસી કેટલી યે માનવજાતિઓનો ભારતવર્ષ સાથે તે સમયે કેવા પ્રકારનો સંબંધ હતો, તે એ વર્ણન સ્પષ્ટરૂપે બતાવે છે. વિજય ઇચ્છનારા, સામ્રાજ્યની ઇચ્છા કરનારા તથા યજ્ઞને ચાહનારા હિમાલયનિવાસી વીરો ભારતવર્ષમાં આવતા હતા; અને ત્યાં યુદ્ધાદિ કરીને, સ્વેચ્છાનુસાર ઉપભોગો ભોગવીને, વૃદ્ધાવસ્થામાં પોતાના સ્વદેશ ત્રિવિષ્ટપમાં જઇને રહેતા હતા. આથી જ કહેવાય છે કે, સ્વર્ગધામ "ભોગભૂમિ" અને ભારતવર્ષ "કર્મભૂમિ" છે.

× × × × ×



# द्रौपदीकी प्रभुप्रार्थना

विनवत हाथ जुहार नाथ पद तेरी। दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी॥
दुःशासन बेरहुआर महादुखदाई। कर पकरत मेरो चीर लाज नहिं आई॥
अब भयो धर्मसुत नाथ पाप रचो हाई। सभी सकल सभासी ओर कोरी दिखाई॥
शकुनि दुर्योधन करन खडे खल घेरी। दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी॥ १॥
तुम दीननकी सुधि लेत देवकीनंदन। महिमा अनंत भगवंत भक्तदुखभंजन॥
तुम किया त्रिधा दुःख दूर संतदुखखंडन। हे दास नन्दगोपाल मुनिजनमनरंजन॥
करुणानिधान भगवान करी क्यों देरी। दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी॥ २॥
बैठा वहां राजसमाज नीति सब खोई। नहिं कहत धर्मकी बात सभामें कोई॥
पांचौ पति बैठे मौन कौन गति होई। हे नंदनंदनको नाम द्रौपदी रोई॥
करि करि विलाप संताप सभामें टेरी। दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी॥ ३॥
तुम सुनि गजेंद्रकी टेर विपतभयनाशी। ग्रह मारी छुडायो बंध काटी यमफांसी॥
मैं धरौं तुम्हारो ध्यान द्वारिकावासी। अब काहे राजसमाज करावत हांसी॥
अब कृपा करो यदुनाथ जानि चित चेरि। दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी॥ ४॥
तुम पति राखी प्रह्लाद दीनदुःख टारो। भये खंभ फारी नरसिंह असुर संहारो॥
अज खेलत केशी आदि बकासुर मारो। मथुरा मुष्टिक चाणूरकंसमद गारो॥
तुम मातपिताकी जाय छुडाइ बेरी। दुःख हरो द्वारिकानाथ शरन मैं तेरी॥ ५॥
ले भक्तनहित अवतार कन्हाई तुमने। यमलार्जुनकी जड योनि छुडाइ तुमने॥
जल बरसत प्रभुता अगम दिखाई तुमने। नखपर गिरि धरि ब्रज लीयो उबारी तुमने॥
प्रभु अब विलंब क्यों करी हमारी बेरी। दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी॥ ६॥
सुनि दीनबंधु भगवान भक्तहितकारी। भये चीररूपमें प्रगट हरो दुख भारी॥
खैंचत हारो मतिमंद वीर बलकारी। रख लई दीनकी लाज आप बनवारी॥
बरसत हरसत सुर सुमन बजावत भेरि। दुःख हरौ द्वारिकानाथं शरण मैं तेरी॥ ७॥
क्या करी द्वारिकानाथ मनोहर माया। अंबरका लगा पहाड पार नहिं पाया॥
तिहूं लोक चहुंदिशि भुवन चीर दरशाया। वंदत गणेशपरसाद कृष्णगुण गाया॥
दीननकी दीनानाथ विपति निरवेरि। दुःख हरौ द्वारिकानाथ शरन मैं तेरी॥ ८॥



॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्री महाभारत

## १-आदि पर्व




॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्री महाभारत

## १-आदि पर्व



## अध्याय १ लो-अनुक्रमणिका पर्व

કથાપ્રસ્તાવ

मंगलश्लोकः—नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवी सरस्वती चैव ततो जयमुदीरयेत् ॥
ॐ नमो भगवते वासुदेवाय ॥ ॐ नमः पितामहाय ॥
ॐ नमः प्रजापतिभ्यः ॥ ॐ नमः कृष्णद्वैपायनाय: ॥
ॐ नमः सर्व विघ्नविनायकेभ्यः ॥

ૐ નારાયણ, નરોત્તમ નર અને દેવી સરસ્વતીને પ્રણામ કરીને 'જય'* નું કીર્તન આદરીએ. ૐ ભગવાન વાસુદેવ, પિતામહ, પ્રજાપતિ, કૃષ્ણ દ્વૈપાયન અને સકલ વિઘ્નોના હરનારા ભગવાન ગણેશ—એ સર્વને નમસ્કાર.

* ભગવાન વ્યાસે જે ૨૪૦૦૦ શ્લોકનું આખ્યાન લખ્યું તે 'જય' નામે પ્રસિદ્ધ થયું હતું. પછી વૈશંપાયને તેને 'ભારત' કર્યું અને છેવટે 'સૂતપુરાણીએ તેનું મહાભારત કર્યું. 'જય' શબ્દ પાંડવોના—ધર્મના—જયનો પણ સૂચક છે.




॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्री महाभारत

## १-आदि पर्व



### अध्याय १ लो-अनुक्रमणिका पर्व

કથાપ્રસ્તાવ

मंगलश्लोकः–नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवी सरस्वती चैव ततो जयमुदीरयेत् ॥
ॐ नमो भगवते वासुदेवाय ॥ ॐ नमः पितामहाय ॥
ॐ नमः प्रजापतिभ्यः ॥ ॐ नमः कृष्णद्वैपायनाय: ॥
ॐ नमः सर्वं विघ्नविनायकेभ्यः ॥

ૐ નારાયણ, નરોત્તમ નર અને દેવી સરસ્વતીને પ્રણામ કરીને 'જય'* નું કીર્તન આદરીએ. ૐ ભગવાન વાસુદેવ, પિતામહ, પ્રજાપતિ, કૃષ્ણ દ્વૈપાયન અને સકલ વિઘ્નોના હરનારા ભગવાન ગણેશ—એ સર્વને નમસ્કાર.

* ભગવાન વ્યાસે જે ૨૪૦૦૦ શ્લોકનું આખ્યાન લખ્યું તે 'જય' નામે પ્રસિદ્ધ થયું હતું પછી વૈશંપાયને તેને 'ભારત' કર્યું અને છેવટે સૂતપુરાણીએ તેનું મહાભારત કર્યું. 'જય' શબ્દ પાંડવોના—ધર્મના—જયનો પણ સૂચક છે.

એક સમયે લોમહર્ષણના પુત્ર, સૂતવંશી, પુરાણોના અભ્યાસી અને સૂતકુલને આનંદ આપનારા એવા ઉગ્રશ્રવા, નૈમિષારણ્યમાં કુલપતિ શૌનકના બાર વર્ષના સત્રમાં દીક્ષિત થયેલા અને પરમ સુખપૂર્વક બિરાજેલા બ્રહ્મર્ષિઓ પાસે વિનયપૂર્વક જઈ પહોંચ્યા. તેઓ એ આશ્રમમાં આવ્યા, એટલે નૈમિષારણ્યના નિવાસી તપસ્વીઓ આશ્ચર્યકથા સાંભળવા સારુ ત્યાં આવીને ચારે બાજુએ વીંટાઇને બેઠા. સૂતપુત્રે એ સર્વ મુનિઓ અને તપસ્વીઓને પ્રણામ કર્યા અને બે હાથ જોડી તેમના તપની વૃદ્ધિ વિષે સમાચાર પૂછ્યા. તે સાધુઓએ પણ તેમનો યોગ્ય સત્કાર કર્યો. પછી બધા તપસ્વીઓ બેઠા. એ બાદ લોમહર્ષણપુત્ર પોતાને માટે ઠરાવેલા આસન ઉપર નમ્રભાવે બેઠા. તેમને સુખપૂર્વક બેઠેલા અને સ્વસ્થ થયેલા જોઈને કોઇ એક ઋષિએ તેમને વાતમાં વાત પૂછીઃ "હે કમલનેત્ર સૂતપુત્ર! કહો તો ખરા, તમારું આ સમયે અહીં આવવું ક્યાંથી થયું? વળી અત્યાર સુધી તમે ક્યાં બિરાજતા હતા?" આમ પૂછવામાં આવતાં, બોલવામાં નિપુણ એવા શ્રીઉગ્રશ્રવા શુદ્ધચરિત મુનિઓની વિશાળ સભામાં રૂડી અને સાચી રીતે ચરિત્રાનુરૂપ વચનો કહેવા લાગ્યા. ૨-૮

સૂતપુત્ર બોલ્યાઃ-હે આયુષ્યમંત મહર્ષિઓ! મહાનુભાવ રાજર્ષિ જનમેજયના સર્પયજ્ઞમાં, શ્રીવૈશંપાયન મુનિએ રાજરાજેન્દ્ર પરીક્ષિતના પુત્રને શ્રીવેદવ્યાસે કહેલી વિવિધ પ્રકારની મનોહર પુણ્યકથાઓ વિધિપૂર્વક સંભળાવી હતી. એ સર્વ અપૂર્વ અર્થોવાળી મહાભારત કથાઓ સાંભળ્યા પછી હું વિવિધ તીર્થો અને દેશોમાં ફરી, બ્રાહ્મણ લોકોથી સેવાયેલા સમંતપંચક નામના પવિત્ર સ્થાનમાં ગયો. ત્યાં પહેલાં કૌરવો, પાંડવો અને બીજા રાજાઓનું યુદ્ધ થયું હતું. ત્યાંથી હું આપ લોકનાં દર્શન સારુ આ આશ્રમે આવ્યો છું. હે સૂર્ય અને અગ્નિ સમાન તેજસ્વી પુણ્યવંત દ્વિજો! જણાય છે કે, આપ લોક આ યજ્ઞમાં અભિષિક્ત થયા છો અને નાહીધોઈને પવિત્ર થઇને તેમજ જપહવનથી નિશ્ચિંત થઇને આપ સ્વસ્થતાથી બિરાજ્યા છો. તો આ સમયે, હું આપને પુરાણોની ધર્મ અને અર્થથી યુક્ત પવિત્ર કથાઓ તેમજ મહાનુભાવ નરેશોને ઋષિમહાત્માઓનો ઇતિહાસ કહી સંભળાવું?

ઋષિઓ બોલ્યાઃ-પરમર્ષિ દ્વૈપાયન મુનિએ જે પુરાણ કહ્યું છે, તે સાંભળીને દેવો તથા બ્રહ્મર્ષિઓએ ભારે પ્રશંસા કરી છે. આખ્યાનોમાં શ્રેષ્ઠ, વિચિત્ર પદવાળા અને પર્વોથી યુક્ત, સૂક્ષ્મ અર્થનું પ્રતિપાદન કરનારા, તેમજ ન્યાયયુક્ત અને વેદોના અર્થોથી અલંકૃત તે ભારતઇતિહાસની સંહિતા અર્થભરી છે, અનેક શાસ્ત્રોના આશયથી યુક્ત છે, પવિત્ર છે, સંસ્કારશુદ્ધ છે અને વળી વૈશંપાયને ભગવાન વ્યાસની આજ્ઞાથી જનમેજયના સર્પસત્રમાં તે વિધિપૂર્વક ને પ્રસન્નતાથી સંભળાવી છે. તે ચારે વેદોના અર્થોને સિદ્ધ કરનારી છે, પાપનો ભય હરી લેનારી છે, પુણ્યવતી છે અને અદ્ભુત કર્મના કરનારા વ્યાસે રચી છે. તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ. ૯-૧૧

સૂતપુત્ર બોલ્યાઃ-જે વિશ્વના આદિપુરુષ છે. ઈશ્વર છે, જેમનું નામ લઇને બહુ લોકો હવન અને સ્તુતિ કરે છે, જે અદ્વિતીય છે, જે સત્ય, નિર્વિકાર, વ્યક્ત, અવ્યક્ત, સનાતન, બ્રહ્મરૂપ છે, જેનું બનાવેલું વિશ્વ અસત્, સદસત્ અને વળી સદસદથી પર છે, જેણે સર્વ સ્થૂલ અને સૂક્ષ્મ વસ્તુઓ રચી છે, જે પરમપુરાણ અને અવિનાશી છે, જે મંગલના દાતા ને મંગલરૂપ છે, જે વિશ્વભરમાં વ્યાપેલા છે, જે વિશ્વસમસ્તને ઉપાસનાયોગ્ય છે, જે રોપરહિત શુદ્ધસ્વભાવ છે, ઇન્દ્રિયોના સ્વામી છે અને જે ચરાચર સમસ્તના ગુરુ છે,

એવા શ્રીહરિને હું પ્રથમ નમન કરું છું. હવે સર્વ લોકના પૂજ્ય, અદ્ભુત કર્મોના કરવાવાળા અને મહાનુભાવ તે મહર્ષિ શ્રીવેદવ્યાસનો પવિત્ર મત કહેવાનું હું આરંભીશ. [૨૨–૨૫]

આ ભૂમંડલમાં કોઈ કોઈ કવિઓએ પહેલાં આ ઇતિહાસ કહ્યો છે, આજ પણ કોઈ કોઈ તે કહે છે અને હવે પછી પણ બીજા ઘણા એ ઇતિહાસ કહેશે. અનંત જ્ઞાન આપવાવાળો આ ઇતિહાસ ત્રણે લોકમાં પ્રશંસા પામ્યો છે અને દ્વિજજાતિઓ એને સંક્ષેપમાં કે વિસ્તારમાં ધારણ કરી રહી છે. આ મહાભારત ગ્રંથ અનેક પ્રકારના છંદો અને સુલલિત શબ્દોથી તેમજ દિવ્ય શ્રેષ્ઠ મનુષ્યોના સદાચારોથી સુશોભિત છે અને તેથી વિદ્વાનો તેનો ઘણો આદર કરે છે. [૨૬–૨૮]

પહેલાં આ જગત ચારે બાજુ ઘોર અંધકારથી ઘેરાયેલું હતું અને એમાં અજવાળું કે જ્યોતિ જરાય હતાં નહિ. સૃષ્ટિની શરૂઆતમાં જીવની ઉત્પત્તિના અવિનાશી બીજરૂપે એક મોટું અંડ (બ્રહ્માંડ) થયું, જેને પંડિત લોક મહાન અને દિવ્ય કહે છે. શ્રુતિઓ કહે છે કે, પરબ્રહ્મ જે અદ્ભુત, અવ્યક્ત, કારણરૂપ, અચિંત્ય, સૂક્ષ્મ, સત્ય, સનાતન અને તેજોમય છે, તેમજ જે સત્ અને અસદ્રૂપ અને સર્વત્ર સમભાવે રહે છે, તેણે આ અંડમાં સૂક્ષ્મ કારણરૂપે પ્રવેશ કર્યો. આમાંથી સર્વ લોકના એક પિતામહ પ્રભુ થયા; બ્રહ્મા, બૃહસ્પતિ, રુદ્ર, મનુ, પ્રજાપતિ અને પરમેષ્ઠી થયા; પ્રચેતાનો પુત્ર દક્ષ તથા દક્ષના સાત પુત્રો થયા. એ પછી એકવીસ પ્રજાપતિઓ જન્મ્યા. પછી જેને સર્વ ઋષિઓ જાણે છે, તે અપ્રમેય પુરુષ થયા. એ બાદ વિશ્વદેવ, આદિત્ય, વસુ, બે અશ્વિનીકુમાર, યક્ષ, સાધ્ય, પિશાચ, ગુહ્યક અને પિતરો ઉત્પન્ન થયા. પછી સર્વ ગુણોથી શોભતા એવા વિદ્વાન અને શાંતચિત્ત બ્રહ્મર્ષિઓ તેમજ રાજર્ષિઓ થયા. પછી જળ, પૃથ્વી, વાયુ, આકાશ, દિશા, વર્ષ, ઋતુ, માસ, પક્ષ, દિવસ, રાત્રિ અને બીજા બધા લૌકિક પદાર્થો અનુક્રમે રચાયા.

આ બધું જે સ્થાવર જંગમ જગત દેખાય છે, તે પ્રલયકાળે ફરી વાર નાશ પામશે. જેમ વસંત આદિ ઋતુમાં ઋતુઓનાં ચિહ્ન પ્રકટ કરવાવાળાં ફૂલ આદિ ખીલે છે અને દિવસ પૂરા થતાં તે જેમ લોપ પામે છે, તેમ યુગના આરંભમાં જે સર્વ પદાર્થો ઉત્પન્ન થશે તે પ્રલયકાળે ફરી વિલીન થશે. આમ ઉત્પત્તિ અને નાશનું અનાદિ ને અનંત સંસારચક્ર સદા વારાફરતી ફર્યા જ કરશે. [૨૯–૪૦]

આ રીતે તેત્રીશ હજાર, તેત્રીશ સો અને તેત્રીશ દેવોની સંક્ષેપમાં સૃષ્ટિ થઈ.× બૃહદ્ભાનુ, ચક્ષુસ્, આત્મા, વિભાવસુ, સવિતા, ઋચીક, અર્ક, ભાનુ, આશાવહ, રવિ, વિવસ્વાન્ અને મહ્ય એ સર્વ અદિતિના પુત્રો હતા. એ બધામાં મહ્ય સહુથી નાનો હતો. એનો પુત્ર દેવભ્રાટ થયો. દેવભ્રાટનો પુત્ર સુભ્રાટ થયો. સુભ્રાટને દશજ્યોતિ, શતજ્યોતિ અને સહસ્રજ્યોતિ એ નામના ત્રણ પંડિત અને પ્રજાવાળા પુત્રો થયા. મહાનુભાવ દશજ્યોતિને દશ હજાર પુત્રો થયા; શતજ્યોતિને તેથી દશગણા એટલે એક લાખ પુત્રો થયા અને સહસ્રજ્યોતિને દશ લાખ પુત્રો થયા. એ લોકોમાંથી કુરુવંશ, યદુવંશ, યયાતિવંશ, ઇક્ષ્વાકુવંશ અને બીજા અનેક વંશો આ રાજવંશો થયા. અને એમ ઉત્પન્ન થયેલા એ સમયમાં ઘણા ફેલાઈ ગયા છે. [૪૧–૪૭]

---

× આઠ વસુ (પૃથ્વી, અગ્નિ, અંતરિક્ષ, વાયુ, આદિત્ય, દ્યુ, ચંદ્ર અને નક્ષત્ર એ બધાના અભિમાની ચેતનદેવો), અગિયાર રુદ્રો (મન સાથે એકાદશ ઇંદ્રિયોના અભિમાની દેવો), બાર આદિત્યો (બાર માસના અભિમાની દેવો), ઇંદ્ર (મેઘના અભિમાની ચેતનદેવ), પ્રજાપતિ (યજ્ઞાભિમાની દેવ), એ તેત્રીશ મુખ્ય દેવો છે અને તેમની વિભૂતિરૂપ તેત્રીશ હજાર અને તેત્રીશસો અન્ય દેવો છે, એ બધા સૂત્રાત્મના અવયવરૂપ છે.

એક સમયે લોમહર્ષણના પુત્ર, સૂતવંશી, પુરાણોના અભ્યાસી અને સૂતકુલને આનંદ આપનારા એવા ઉગ્રશ્રવા, નૈમિષારણ્યમાં કુલપતિ શૌનકના બાર વર્ષના સત્રમાં દીક્ષિત થયેલા અને પરમ સુખપૂર્વક બિરાજેલા બ્રહ્મર્ષિઓ પાસે વિનયપૂર્વક જઈ પહોંચ્યા. તેઓ એ આશ્રમમાં આવ્યા, એટલે નૈમિષારણ્યના નિવાસી તપસ્વીઓ આશ્ચર્યકથા સાંભળવા સારુ ત્યાં આવીને ચારે બાજુએ વીંટાઇને બેઠા. સૂતપુત્રે એ સર્વ મુનિઓ અને તપસ્વીઓને પ્રણામ કર્યાં અને બે હાથ જોડી તેમના તપની વૃદ્ધિ વિષે સમાચાર પૂછ્યા. તે સાધુઓએ પણ તેમનો યોગ્ય સત્કાર કર્યો. પછી બધા તપસ્વીઓ બેઠા. એ બાદ લોમહર્ષણપુત્ર પોતાને માટે ઠરાવેલા આસન ઉપર નમ્રભાવે બેઠા. તેમને સુખપૂર્વક બેઠેલા અને સ્વસ્થ થયેલા જોઇને કોઇ એક ઋષિએ તેમને વાતમાં વાત પૂછી: “હે કમલનેત્ર સૂતપુત્ર! કહો તો ખરા, તમારું આ સમયે અહીં આવવું કયાંથી થયું? વળી અત્યાર સુધી તમે કયાં બિરાજતા હતા?” આમ પૂછવામાં આવતાં, બોલવામાં નિપુણ એવા શ્રીઉગ્રશ્રવા શુદ્ધચરિત મુનિઓની વિશાળ સભામાં રૂડી અને સાચી રીતે ચરિત્રાનુરૂપ વચનો કહેવા લાગ્યા. ૨–૮

સૂતપુત્ર બોલ્યા:–હે આયુષ્યમંત મહર્ષિઓ! મહાનુભાવ રાજર્ષિ જનમેજયના સર્પયજ્ઞમાં, શ્રીવૈશંપાયન મુનિએ રાજરાજેન્દ્ર પરીક્ષિતના પુત્રને શ્રીવેદવ્યાસે કહેલી વિવિધ પ્રકારની મનોહર પુણ્યકથાઓ વિધિપૂર્વક સંભળાવી હતી. એ સર્વ અપૂર્વ અર્થોવાળી મહાભારત કથાઓ સાંભળ્યા પછી હું વિવિધ તીર્થો અને દેશોમાં ફરી, બ્રાહ્મણ લોકોથી સેવાયેલા સમંતપંચક નામના પવિત્ર સ્થાનમાં ગયો. ત્યાં પહેલાં કૌરવો, પાંડવો અને બીજા રાજાઓનું યુદ્ધ થયું હતું. ત્યાંથી હું આપ લોકનાં દર્શન સારુ આ આશ્રમે આવ્યો છું. હે સૂર્ય અને અગ્નિ સમાન તેજસ્વી પુણ્યવંત દ્વિજો! જણાય છે કે, આપ લોક આ યજ્ઞમાં અભિષિક્ત થયા છો અને નાહીધોઈને પવિત્ર થઇને તેમજ જપહવનથી નિશ્ચિંત થઇને આપ સ્વસ્થતાથી બિરાજ્યા છો. તો આ સમયે, હું આપને પુરાણોની ધર્મ અને અર્થથી યુક્ત પવિત્ર કથાઓ તેમજ મહાનુભાવ નરેશોને ઋષિમહાત્માઓનો ઇતિહાસ કહી સંભળાવું!

ઋષિઓ બોલ્યા:–પરમર્ષિ દ્વૈપાયન મુનિએ જે પુરાણ કહ્યું છે, તે સાંભળીને દેવો તથા બ્રહ્મર્ષિઓએ ભારે પ્રશંસા કરી છે. આખ્યાનોમાં શ્રેષ્ઠ, વિચિત્ર પદવાળા અને પર્વોથી યુક્ત, સૂક્ષ્મ અર્થનું પ્રતિપાદન કરનારા, તેમજ ન્યાયયુક્ત અને વેદોના અર્થોથી અલંકૃત તે ભારતઇતિહાસની સંહિતા અર્થભરી છે, અનેક શાસ્ત્રોના આશયથી યુક્ત છે, પવિત્ર છે, સંસ્કારશુદ્ધ છે અને વળી વૈશંપાયને ભગવાન વ્યાસની આજ્ઞાથી જનમેજયના સર્પસત્રમાં તે વિધિપૂર્વક ને પ્રસન્નતાથી સંભળાવી છે. તે ચારે વેદોના અર્થોને સિદ્ધ કરનારી છે, પાપનો ભય હરી લેનારી છે, પુણ્યવતી છે અને અદ્ભુત કર્મના કરનારા વ્યાસે રચી છે. તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ. ૯–૨૧

સૂતપુત્ર બોલ્યા:–જે વિશ્વના આદિપુરુષ છે, ઈશ્વર છે, જેમનું નામ લઇને બહુ લોકો હવન અને સ્તુતિ કરે છે, જે અદ્વિતીય છે, જે સત્ય, નિર્વિકાર, વ્યક્ત, અવ્યક્ત, સનાતન, બ્રહ્મરૂપ છે, જેનું બનાવેલું વિશ્વ અસત્, સદસત્ અને વળી સદસદ્થી પર છે, જેણે સર્વ સ્થૂલ અને સૂક્ષ્મ વસ્તુઓ રચી છે, જે પરમપુરાણ અને અવિનાશી છે, જે મંગલના દાતા ને મંગલરૂપ છે, જે વિશ્વભરમાં વ્યાપેલા છે, જે વિશ્વસમસ્તને ઉપાસનાયોગ્ય છે, જે દોષરહિત શુદ્ધસ્વભાવ છે, ઇન્દ્રિયોના સ્વામી છે અને જે ચરાચર સમસ્તના ગુરુ છે.

એવા શ્રીહરિને હું પ્રથમ નમન કરું છું. હવે સર્વ લોકના પૂજ્ય, અદ્દભુત કર્મોના કરવાવાળા અને મહાનુભાવ તે મહર્ષિ શ્રીવેદવ્યાસનો પવિત્ર મત કહેવાનું હું આરંભીશ. ૨૨-૨૫

આ ભૂમંડલમાં કોઈ કોઈ કવિઓએ પહેલાં આ ઇતિહાસ કહ્યો છે, આજે પણ કોઈ કોઈ તે કહે છે અને હવે પછી પણ બીજા ઘણા એ ઇતિહાસ કહેશે. અનંત જ્ઞાન આપવાવાળો આ ઇતિહાસ ત્રણે લોકમાં પ્રશંસા પામ્યો છે અને દ્વિજજાતિઓ એને સંક્ષેપમાં કે વિસ્તારમાં ધારણ કરી રહી છે. આ મહાભારત ગ્રંથ અનેક પ્રકારના છંદો અને સુલલિત શબ્દોથી તેમજ દિવ્ય શ્રેષ્ઠ મનુષ્યોના સદાચારોથી સુશોભિત છે અને તેથી વિદ્વાનો તેનો ઘણો આદર કરે છે. ૨૬-૨૮

પહેલાં આ જગત ચારે બાજુ ઘોર અંધકારથી ઘેરાયેલું હતું અને એમાં અજવાળું કે જ્યોતિ જરાય હતાં નહિ. સૃષ્ટિની શરૂઆતમાં જીવની ઉત્પત્તિના અવિનાશી બીજરૂપે એક મોટું અંડ (બ્રહ્માંડ) થયું, જેને પંડિત લોક મહાન અને દિવ્ય કહે છે. શ્રુતિઓ કહે છે કે, પરબ્રહ્મ જે અદ્દભુત, અવ્યક્ત, કારણરૂપ, અચિંત્ય, સૂક્ષ્મ, સત્ય, સનાતન અને તેજોમય છે, તેમજ જે સત્ અને અસદ્રૂપ અને સર્વત્ર સમભાવે રહે છે, તેણે આ અંડમાં સૂક્ષ્મ કારણરૂપે પ્રવેશ કર્યો. આમાંથી સર્વ લોકના એક પિતામહ પ્રભુ થયા; બ્રહ્મા, બૃહસ્પતિ, રુદ્ર, મનુ, પ્રજાપતિ અને પરમેષ્ઠી થયા; પ્રચેતાનો પુત્ર દક્ષ તથા દક્ષના સાત પુત્રો થયા. એ પછી એકવીસ પ્રજાપતિઓ જન્મ્યા. પછી જેને સર્વ ઋષિઓ જાણે છે, તે અપ્રમેય પુરુષ થયા. એ બાદ વિશ્વદેવ, આદિત્ય, વસુ, બે અશ્વિનીકુમાર, યક્ષ, સાધ્ય, પિશાચ, ગુહ્યક અને પિતરો ઉત્પન્ન થયા. પછી સર્વ ગુણોથી શોભતા એવા વિદ્વાન અને શાંતચિત્ત બ્રહ્મર્ષિઓ તેમજ રાજર્ષિઓ થયા. પછી જળ, પૃથ્વી, વાયુ, આકાશ, દિશા, વર્ષ, ઋતુ, માસ, પક્ષ, દિવસ, રાત્રિ અને બીજા બધા લૌકિક પદાર્થો અનુક્રમે રચાયા.

આ બધું જે સ્થાવર જંગમ જગત દેખાય છે, તે પ્રલયકાળે ફરી વાર નાશ પામશે. જેમ વસંત આદિ ઋતુમાં ઋતુઓનાં ચિહ્ન પ્રકટ કરવાવાળાં ફૂલ આદિ ખીલે છે અને દિવસ પૂરો થતાં તે જેમ લોપ પામે છે, તેમ યુગના આરંભમાં જે સર્વ પદાર્થો ઉત્પન્ન થશે તે પ્રલયકાળે ફરી વિલીન થશે. આમ ઉત્પત્તિ અને નાશનું અનાદિ ને અનંત સંસારચક્ર સદા વારાફરતી ફર્યા જ કરશે. ૨૯-૪૦

આ રીતે તેત્રીશ હજાર, તેત્રીશ સો અને તેત્રીશ દેવોની સંક્ષેપમાં સૃષ્ટિ થઈ.× બૃહદ્દભાનુ, ચક્ષુસ્, આત્મા, વિભાવસુ, સવિતા, ઋચીક, અર્ક, ભાનુ, આશાવહ, રવિ, વિવસ્વાન્ અને મહ્ય એ સર્વ અદિતિના પુત્રો હતા. એ બધામાં મહ્ય સહુથી નાનો હતો. એનો પુત્ર દેવભ્રાટ થયો. દેવભ્રાટનો પુત્ર સુભ્રાટ થયો. સુભ્રાટને દશજ્યોતિ, શતજ્યોતિ અને સહસ્રજ્યોતિ એ નામના ત્રણ પંડિત અને પ્રજાવાળા પુત્રો થયા. મહાનુભાવ દશજ્યોતિને દશ હજાર પુત્રો થયા; શતજ્યોતિને તેથી દશગણા એટલે એક લાખ પુત્રો થયા અને સહસ્રજ્યોતિને દશ લાખ પુત્રો થયા. એ લોકોમાંથી કુરુવંશ, યદુવંશ, યયાતિવંશ, ઇક્ષ્વાકુવંશ અને બીજા અનેક વંશો આ રાજવંશો થયા. અને એમ ઉત્પન્ન થયેલા એ સમયમાં ઘણા ફેલાઈ ગયા છે. ૪૧-૪૭

× આઠ વસુ (પૃથ્વી, અગ્નિ, અંતરિક્ષ, વાયુ, આદિત્ય, દ્યુ, ચંદ્ર અને નક્ષત્ર એ બધાના અભિમાની ચેતનદેવો), અગિયાર રુદ્રો (મન સાથે એકાદશ ઇંદ્રિયોના અભિમાની દેવો), બાર આદિત્યો (બાર માસના અભિમાની દેવો), ઇંદ્ર (મેઘના અભિમાની ચેતનદેવ), પ્રજાપતિ (યજ્ઞાભિમાની દેવ), આ તેત્રીશ મુખ્ય દેવો છે અને તેમની વિભૂતિરૂપ તેત્રીશ હજાર અને તેત્રીશસો અન્ય દેવો છે, એ બધા સૂત્રાત્મના અવયવરૂપ છે.

ભૂતમાત્રનાં સર્વ સ્થાનો, ધર્મ, અર્થ અને કામનું ત્રિવિધ રહસ્ય, ચારે વેદો, યોગશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ તેમજ ધર્મ, અર્થ અને કામ સંબંધી વિવિધ શાસ્ત્રો અને લોકવ્યવહાર ચલાવવા માટેનાં સર્વે ઉપયોગી શાસ્ત્રો–એ બધું વેદવ્યાસ ઋષિ જાણતા હતા. એ સંપૂર્ણ વિષય, વ્યાખ્યા સાથે એ આખો ઇતિહાસ અને વિવિધ પ્રકારની કથાઓ એ બધું આ ગ્રંથમાં કહ્યું છે–એ બધા વિષયો આ ગ્રંથનું લક્ષણ છે. ૪૮–૫૦

કોઈ કોઈ વિદ્વાન આ જ્ઞાનને સંક્ષેપમાં જાણવા ઇચ્છે છે; તેથી વેદવ્યાસ ભગવાને એને સંક્ષેપમાં તેમજ વિસ્તારપૂર્વક કહ્યું છે. ભિન્નભિન્ન પંડિતો ભિન્નભિન્ન સ્થાનથી સંહિતાનો આરંભ સમજે છે. કોઈ કોઈ '**नारायणं नमस्कृत्य**' એ મંત્રથી, તો કોઈ કોઈ આસ્તીક પર્વથી અને વળી કોઈ રાજા ઉપરિચરની કથાથી આનો આરંભ સમજી પાઠ કરે છે. જ્ઞાનીઓ અનેક ઉપાયોથી સંહિતાના જ્ઞાનનો પ્રકાશ કરે છે. એમનામાંના કોઈ કોઈ તો એની સુંદર ટીકાઓ કરે છે અને બીજા એને કંઠસ્થ કરે છે. ૫૧–૫૩

સત્યવતી અને પરાશરના પુત્ર, વિદ્વાન બ્રહ્મર્ષિ વ્યાસે તપસ્યા અને બ્રહ્મચર્યના પ્રભાવથી સનાતન વેદના વિભાગ કરી આ પવિત્ર ઇતિહાસ રચ્યો છે. એ શક્તિસંપન્ન દ્વૈપાયન મુનિ વિચારવા લાગ્યાઃ "આ શ્રેષ્ઠતમ ઇતિહાસગ્રંથ રચ્યા પછી હું મારા શિષ્યોને તે કેવી રીતે ભણાવીશ?" દ્વૈપાયન ઋષિની આ ચિન્તા જાણીને સર્વ લોકના ગુરુદેવ એવા ભગવાન બ્રહ્માજી વ્યાસજીને પ્રીતિ પમાડવાની તથા સર્વ લોકોનું હિત કરવાની ઇચ્છાથી પોતે જાતેજ ત્યાં પધાર્યા. એમને જોતાંવેંત વેદવ્યાસજી સર્વ મુનિઓ સાથે આશ્ચર્ય પામ્યા અને ભગવાનને પ્રણામ કરી તેમને શ્રેષ્ઠ આસન આપ્યું. હિરણ્યગર્ભ (બ્રહ્માજી) આ રીતે શ્રેષ્ઠ આસન ઉપર બિરાજ્યા, ત્યારે સત્યવતીના પુત્ર વેદવ્યાસજી તેમની સમીપમાં બે હાથ જોડીને ઊભા રહ્યા. ૫૪–૫૯

પછી પરમેષ્ઠી બ્રહ્માની આજ્ઞા મળતાં કૃષ્ણદ્વૈપાયન પ્રસન્ન થઇને, આનંદભર્યા મુખે એમના આસનની પાસે બેઠા. અતિ તેજસ્વી એવા વ્યાસજી પરમેષ્ઠી બ્રહ્માને કહેવા લાગ્યાઃ " હે ભગવન્! મેં આ પરમ પવિત્ર કાવ્ય રચ્યું છે. તેમાં વેદનું ગૂઢ રહસ્ય છે, વેદાંગો અને ઉપનિષદોની વ્યાખ્યા છે અને ઇતિહાસ અને પુરાણોનો પ્રકાશ છે. વળી એમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણેનું નિરૂપણ છે. વૃદ્ધાવસ્થા, મૃત્યુ, ભય, વ્યાધિ, ભાવ તથા અભાવનો નિર્ણય છે. વિવિધ ધર્મો અને આશ્રમોનાં લક્ષણો છે અને ચારે વર્ણોને માટે પુરાણોમાં કહેલાં પૂરાં વિધાનો છે છે. એમાં તપશ્ચર્યા અને બ્રહ્મચર્યનું તત્ત્વદર્શન અને પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્રો, તારા તેમજ ચતુર્યુગોનાં પ્રમાણ છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને આત્મતત્ત્વનું એમાં નિરૂપણ છે; તેમજ ન્યાય, શિક્ષા, ચિકિત્સા, દાનધર્મ અને પાશુપતધર્મનું એમાં વર્ણન છે. વળી, ભગવાને જે જે અને જ્યારે જ્યારે દિવ્ય અને માનુષ અવતારો ધારણ કર્યા છે, તેનું એમાં વર્ણન છે. એમાં પુણ્યતીર્થ, નદી, પર્વત, વન, સાગર, દિવ્યપુર, યુદ્ધકૌશલ્યો, આવશ્યક વાક્યો અને જાતિઓ–એ બધાંનું વર્ણન છે. લોકવ્યવહારનો ક્રમ પણ એમાં કહેવામાં આવ્યો છે. વળી આ બધાં ઉપરાંત, જે પરબ્રહ્મ સકલઃ સંસારમાં વ્યાપીને રહ્યો છે, તેનું એમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પણ પૃથ્વી ઉપર આ મહાગ્રંથને લખી શકે એવો કોઈ લેખક નથી." ૬૦–૭૦

બ્રહ્મા બોલ્યાઃ–તમને રહસ્યોનું જ્ઞાન છે, એટલે ઉગ્ર તપ કરવાવાળા અને કુલશીલથી સુશોભિત એવા સર્વ ઋષિઓમાં હું તમને શ્રેષ્ઠ માનું છું. હું જાણું છું કે, તમે જન્મથી માંડીનેજ સત્ય અને બ્રહ્મ સંબંધી વાણી બોલો છો. તમે

विघ्नविनाशक भगवान श्रीगणेश पास महर्षि ...



ગણેશે પ્રથમથી કહેલું છે, “ લખવામાં મારી કલમ ક્ષણમાત્ર પણ અટકવી જોઈએ નહિ ” ત્યારે વ્યાસે પણ કહેલું કે, “ તમારે પણ
... [illegible] ” : ચિત્ર “ શિલ્પ વડોદરા ” પેઠે વગર સમજ્યે શ્રમ કરવો નહિ.

તમારા રચેલા ગ્રંથને 'કાવ્ય' કહ્યું છે, તો તે કાવ્યજ રહેશે. જેમ સર્વ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ બીજા આશ્રમો કરતાં વિશેષ છે, તેમ તમારું આ કાવ્ય બીજાં કાવ્યો કરતાં વિશેષ રહેશે. કોઈ પણ કવિ તમારા કાવ્ય કરતાં ચડિયાતું કાવ્ય લખી શકશે નહિ. આ સમયે તમે શ્રીગણેશજીનું સ્મરણ કરો–તે તમારા આ કાવ્યના લહિયા થશે. ૭૧–૭૩

સૂતપુત્ર બોલ્યાઃ–આમ કહીને બ્રહ્માજી પોતાના લોકમાં ગયા. પછી સત્યવતીસુત વ્યાસ ભગવાને ગણેશજીનું સ્મરણ કર્યું. ભક્તોની ઇચ્છા પૂરનારા એ વિઘ્નનાશક ગણપતિજી સ્મરણ કરતાંની સાથેજ વેદવ્યાસજી જ્યાં બિરાજતા હતા ત્યાં આવી પહોંચ્યા. વ્યાસજીએ તેમનું પૂજન કર્યું, તેમને આસન ઉપર બેસાડ્યા અને કહ્યું: 'હે અપાપ ગણનાયક! મેં મનથી મહાભારત કલ્પ્યું છે, તે હું જેમ બોલતો જાઉં તેમ આપ લખો.' આ સાંભળીને વિઘ્નનાશક બોલ્યાઃ 'જો લખતાં લખતાં મારી કલમને ક્ષણભર પણ અટકવાનું ન આવે, તો હું લહિયો થવા તૈયાર છું.' વ્યાસજી બોલ્યાઃ 'આપ પણ કશુંય સમજ્યા વિના ન લખજો.' 'સારું' એમ કહીને ગણપતિજી લેખનના કાર્યમાં જોડાયા. ૭૪–૭૮

આ પછી વ્યાસજીએ કુતૂહલવશ થઈને વચ્ચે વચ્ચે ગ્રન્થગ્રંથિઓ, અર્થાત્ સમજવા અતિ કઠણ પડે એવા શ્લોકો રચ્યા છે. વળી આ પ્રતિજ્ઞા પ્રમાણે મહાભારતમાં આઠ હજાર ને આઠસો શ્લોકો ગૂઢ અર્થવાળા છે; જેનો સત્ય અર્થ હું જાણું છું, શુકદેવજી જાણે છે અને સંજય જાણે છે કે નહિ તેની મને શંકા છે. વ્યાસજીએ મૂકેલા આ ગૂઢાર્થભરેલા કૂટ શ્લોકોના અર્થોની આજે પણ કોઈ વ્યાખ્યા કરી શકે એમ નથી. પોતે સર્વજ્ઞ હોવા છતાં સ્વયં ગણેશજીને પણ અર્થ વિચારવા માટે થોભવું પડ્યું હતું અને વ્યાસજીએ તેટલી વારમાં બીજા અનેક શ્લોકો રચી કાઢયા હતા. ૮૦–૮૩

જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સંક્ષેપમાં તેમજ વિસ્તારથી વર્ણન છે, એવા મહાભારતરૂપી સૂર્યે અજ્ઞાનરૂપી ઘન અંધકારમાં અથડાતા લોકોની આંખ જ્ઞાનના અંજનની સળીથી ઉઘાડી છે અને તેમનો અંધકાર દૂર કર્યો છે. પુરાણરૂપી આ પૂર્ણચન્દ્રે શ્રુતિરૂપી જ્યોત્સનાને પ્રકટાવી મનુષ્યબુદ્ધિરૂપી કુમુદવનને વિકસિત કર્યું છે. આ ઇતિહાસરૂપી દીપકે મોહરૂપી આવરણને હઠાવી, લોકોની અંતઃકરણરૂપી ગુફાઓમાં રૂડી રીતે અજવાળાં પાથર્યાં છે. જેમ મેઘ એ પ્રાણીમાત્રનો આશ્રય છે, તેમ આ મહાભારતરૂપી વૃક્ષ સર્વે મોટા મોટા કવિઓનું આશ્રયરૂપ રહેશે. સંગ્રહ–અધ્યાય એ ભારતરૂપી વૃક્ષનું બીજ છે; પૌલોમ અને આસ્તીકપર્વ તેની જડ છે; સંભવપર્વ તેનો શાખાવિસ્તાર છે; સભા અને વનપર્વ એ તેના ઉપર રહેલા પક્ષીના માળા છે; અરણીપર્વ તેનું રૂપ છે; વિરાટ ને ઉદ્યોગપર્વ તેનો સાર છે; ભીષ્મપર્વ તેની મહાશાખા છે; દ્રોણપર્વ તેનાં પાંદડાં છે; કર્ણપર્વ તેનાં શ્વેત પુષ્પ છે; શલ્યપર્વ તેની સુગંધ છે; સ્ત્રીપર્વ ને ઐષિકપર્વ તેની વિશ્રામછાયા છે; શાંતિપર્વ તેનું મહાફલ છે; અશ્વમેધપર્વ તેનો અમૃતરસ છે; આશ્રમવાસિકપર્વ તેનો ચોતરો છે અને મૌસલપર્વ મોટી મોટી ડાળોના અગ્રભાગ છે. શિષ્ટ બ્રાહ્મણરૂપી પંખીઓ એ મહાભારતરૂપી વૃક્ષનું સેવન કરે છે. મેઘની જેમ આ મહાભારતવૃક્ષ સર્વને શાંતિ આપશે. હવે એ વૃક્ષનાં સ્વાદિષ્ટ તથા પવિત્ર અને રસભર્યાં એવાં નિત્ય ધર્મરૂપી-ફૂલ અને ફળોના ઉદયની કથા કહીશ–દેવો પણ એ ઉદયનો નાશ કરી શકતા નથી ૮૪–૯૩

પૂર્વે, માતા સત્યવતીની તેમજ પ્રજ્ઞાશીલ ગંગાપુત્ર ભીષ્મની આજ્ઞાથી વીર્યવાન અને ધર્માત્મા એવા કૃષ્ણદ્વૈપાયને વિચિત્રવીર્યની પત્નીઓ (ક્ષેત્ર) માં ત્રણ અગ્નિસમાન કૌરવપુત્રો

ઉત્પન્ન કર્યા હતા. આ રીતે પાણ્ડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુરને ઉત્પન્ન કર્યા પછી બુદ્ધિમાન વ્યાસજી તપસ્યા માટે ફરીને આશ્રમે ચાલ્યા ગયા. તે પુત્રો વૃદ્ધ થતાં પરલોકવાસી થયા, ત્યારે મહર્ષિ વેદવ્યાસજીએ મનુષ્યલોકમાં આ મહાભારત કહ્યું. પછી જનમેજય અને હજારો બ્રાહ્મણોએ મહાભારત સાંભળવાની ઇચ્છા બતાવી, એટલે વ્યાસજીએ પાસે બેઠેલા પોતાના શિષ્ય વૈશમ્પાયનને તે ગ્રંથ સંભળાવવાની આજ્ઞા કરી. પછી, નિત્ય યજ્ઞના અવકાશ વખતે, વારંવાર પ્રેરણા પામીને, વૈશમ્પાયન મુનિએ સભાસદો સાથે બેસીને આ મહાભારત સંભળાવવા માંડયું. ૯૪–૯૮

ભગવાન દ્વૈપાયન ઋષિએ આ મહાભારત ગ્રંથમાં કુરુવંશનો વિસ્તાર, ગાંધારીની ધર્મશીલતા, વિદુરની પ્રજ્ઞા, કુંતીની ધૃતિ, શ્રીકૃષ્ણનું માહાત્મ્ય, પાંડવોની સત્યનિષ્ઠા અને ધૃતરાષ્ટ્રપુત્રોની દુષ્ટતા એ બધું વર્ણવ્યું છે. આ ઉત્તમ આદ્યભારત પુણ્યકર્મવાળાઓનાં ઉપાખ્યાનો સાથે એક લાખ શ્લોકવાળું છે એમ જાણવું. પહેલાં વ્યાસજીએ ઉપાખ્યાનો વિના ચોવીસ હજાર શ્લોકોમાં ભારતસંહિતા રચી હતી. પંડિત લોકો આ ચોવીસ હજાર શ્લોકોનેજ 'ભારત' કહે છે. પછી વેદવ્યાસજીએ સંપૂર્ણ પર્વ અને વૃત્તાંતોનો સંક્ષેપ કરી, દોઢસો શ્લોકોમાં અનુક્રમણિકા અધ્યાય રચ્યો. ભગવાન વ્યાસે આ ગ્રંથ પહેલો તેમના પુત્ર શુકદેવજીને ભણાવ્યો અને પછી તેમણે તે યોગ્ય શિષ્યોને શીખવ્યો. એ પછી, તેમણે સાઠ લાખ શ્લોકોની એક બીજી સંહિતા રચી. તેના ત્રીસ લાખ શ્લોકો દેવલોકમાં, પંદર લાખ શ્લોક પિતૃલોકમાં, ચૌદ લાખ શ્લોક ગન્ધર્વલોકમાં અને એક લાખ શ્લોકો મૃત્યુલોકમાં રહ્યા. નારદે દેવતાઓને, અસિત દેવલમુનિએ પિતૃઓને અને શુક ગન્ધર્વો તથા યક્ષોને આ સર્વ શ્લોકો સંભળાવ્યા.

ભગવાન વ્યાસના શિષ્ય–ધર્માત્મા અને સકલ વેદોના જ્ઞાતાઓમાં શ્રેષ્ઠ એવા વૈશમ્પાયને આ મર્ત્યલોકમાં જનમેજયના સર્પસત્રને પ્રસંગે એક લાખ શ્લોકોવાળી મહાભારતસંહિતાનું કીર્તન કર્યું હતું. હું તેનું વર્ણન કરું છું, તો આપ સૌ તે સાંભળો. ૯૯–૧૦૯

દુર્યોધન ક્રોધરૂપી એક મહાવૃક્ષ છે, કર્ણ તેનો શાખાવિસ્તાર છે, શકુનિ તેની શાખા છે, દુઃશાસન તેને આવેલાં ફળફૂલ છે અને અજ્ઞાનથી આંધળો તથા બુદ્ધિરહિત એવો ધૃતરાષ્ટ્ર* તેની જડ છે. યુધિષ્ઠિર ધર્મમય+ એક મહાવૃક્ષ છે, અર્જુન તેનો શાખાવિસ્તાર છે, ભીમસેન તેની શાખા છે, નકુલ અને સહદેવ તેને આવેલાં ફળફૂલ છે અને શ્રીકૃષ્ણદેવ તથા બ્રાહ્મણ તેની જડ છે. ૧૧૦,૧૧૧

પોતાની બુદ્ધિ અને પરાક્રમથી ઘણા દેશો જીતીને, પાંડુરાજા શિકારના શોખે કરીને મુનિઓ સાથે વનમાં વસ્યો. સંભોગમાં આસક્ત એવા મૃગને મારીને તે મહા આપત્તિમાં આવ્યો. આ વનમાં આપદ્ધર્મ અનુસાર કુન્તી અને માદ્રીના ગર્ભમાં ધર્મ, વાયુ, ઇન્દ્ર અને બે અશ્વિનીકુમાર એમ પાંચ દેવતાઓથી પાંચ

---

* ધૃતરાષ્ટ્ર રાજાએજ પુત્રસ્નેહથી અંધ બનીને દુર્યોધનને અવકાશ આપ્યો અને તેથી તે દૃઢમૂલ થયો હતો. જો ધૃતરાષ્ટ્રે વિદુર વગેરેનાં વચનથી બાલ્યવયમાંજ તેનો ત્યાગ કર્યો હોત તો, ઝેર, અગ્નિ, દ્રૌપદીના કેશનું આકર્ષણ વગેરે નિમિત્તથી થયેલો કુલક્ષય થાત નહિ. એ વૃક્ષનો બોધક અર્થ આવો છેઃ–દૃઢ અજ્ઞાનરૂપી મૂલવાળું દીનતારૂપી વૃક્ષ, જેનાં ક્રોધ, લોભ વગેરે થડ, હિંસા, ચોરી વગેરે ડાળીઓ અને વધ, બંધન, નરક વગેરે પુષ્પ છે; એ દૈન્યવૃક્ષનો ઉચ્છેદ કરવા ઇચ્છતા પુરુષાર્થીએ મૃગરૂપી અજ્ઞાનનો ઉચ્છેદ કરી એ વૃક્ષનો નાશ કરવો, એ સૂચન છે.

\+ વેદોના તથા બ્રાહ્મણોના ભક્તને સંપાદન કરેલું વેદોક્ત યોગાદિ ધર્મરૂપ વૃક્ષ છે; અહિંસા, સત્ય વગેરે તેના થડ છે; ધારણા, ધ્યાન વગેરે તેની ડાળીઓ છે અને તત્ત્વસાક્ષાત્કારરૂપી તેનું ફળ છે. આ ધર્મવૃક્ષ, પુરુષાર્થની કામનાવાળા પુરુષે ભગવદારાધનાના બળથી સંપાદન કરવું, એ સૂચવ્યું છે.

પાંડવોના જન્મ થયા; અને ક્રમાનુસાર સદાચાર-વિધિએ તેમના જાતકર્માદિ સંસ્કારો કરવામાં આવ્યા. આમ પાંડવો પવિત્ર વનમાં, તપસ્વીઓના પુણ્યાશ્રમોમાં માતાઓથી રક્ષાઈને તાપસો સાથે મોટા થયા. પછી એક સમયે, રાજ-લક્ષણોથી સુશોભિત, જટાધારી અને બ્રહ્મચારી તે બાળકોને ઋષિઓ પોતેજ ધૃતરાષ્ટ્ર પાસે લઇ આવ્યા. 'આ પાંડુપુત્રો તમારા પુત્રો, ભાઈઓ, શિષ્યો તથા મિત્રો છે' એમ કહીને તે મુનિઓ અંતર્ધાન થયા. ૧૧૨–૧૧૭

ઋષિઓએ ઓળખાવેલા તે પાંડવોને જોઇને કૌરવો અને નગરના જુદા જુદા પ્રતિષ્ઠિત લોકો ખૂબ હર્ષ પામ્યા. કોઈ કોઈ બોલ્યાઃ 'આ પાંડુના પુત્રો નહિ.' તો કોઈ બોલ્યાઃ 'એ પાંડુનાજ છે.' વળી કોઈ બોલ્યાઃ 'પાંડુ રાજા તો ક્યારના મરી ગયા છે, તો આ તેમના પુત્રો ક્યાંથી?' તે વખતે ચારે બાજુએથી નગરજનોની વાણી આવીઃ 'આજ અમારું આવવું સર્વ પ્રકારે શુભ થયું છે; કેમકે, આજે અમારા સૌભાગ્યે અમને પાંડુપુત્રોનાં દર્શન થયાં છે. હે પાંડવો! તમે ભલે પધાર્યા!' આ શબ્દો બંધ પડતાં અંતરિક્ષમાં રહેતા દેવોની દશે દિશાઓને ગજવતી ઘોર આકાશવાણી થઈઃ 'આ પાંડુપુત્રો છે.' પાંડવો નગરમાં પહોંચ્યા ત્યારે આકાશમાંથી ફૂલોની વૃષ્ટિ થઈ, સુગંધનો સંચાર થયો અને શંખ તથા દુંદુભિના ઘોષ થયા. એ આનંદમાં, કીર્તિ વધારનારો અને ગગનને ગોખે પહોંચતો સર્વ પુરજનોનો હર્ષધ્વનિ થયો. પાંડવોએ ત્યાં નિખિલ વેદો અને વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને નિર્ભય થઇને માનપૂર્વક ત્યાં રહેવા લાગ્યા. ૧૧૮–૧૨૪

યુધિષ્ઠિરના *શૌચથી, ભીમસેનના ધૈર્યથી, અર્જુનના પરાક્રમથી, નકુલ ને સહદેવની નમ્રતાથી અને કુંતીની ગુરુસેવાથી સમસ્ત પ્રજાજનો પરમપ્રસન્નતા પામ્યા. ખાસ કરીને પાંડવોની શૂરવીરતાથી સર્વ લોકોને સંતોષ થયો. પછી સ્વયંવરસભામાં, રાજાઓના સંમેલનમાં, અર્જુને દુષ્કર કર્મ કરીને સ્વયંવરથી પતિ પામવા ઇચ્છતી રાજપુત્રી કૃષ્ણા (દ્રૌપદી)ને મેળવી. એ સમયથી અર્જુન આ પૃથ્વી ઉપર સર્વ ધનુર્ધારીઓનો પૂજ્ય થયો અને યુદ્ધોમાં એ સૂર્ય જેવો દુર્નિરીક્ષ્ય થયો. પછી સર્વ રાજાઓને અને બધા શૂરવીરગણોને જીતીને તે અર્જુને યુધિષ્ઠિર માટે રાજસૂય નામના મહાયજ્ઞની તૈયારી કરી આપી. વાસુદેવની સુંદર નીતિથી, ભીમ તથા અર્જુનના બળથી, તથા બળથી ગર્વિત થયેલા જરાસંધને અને અહંકારી શિશુપાલને મરાવીને મહારાજ યુધિષ્ઠિરે અન્ન અને દક્ષિણાવાળો તથા સર્વ ગુણોથી યુક્ત એ રાજસૂય નામે મહાયજ્ઞ કર્યો. ૧૨૫–૧૩૧

તે યજ્ઞમાં વિવિધ સ્થાનેથી મણિ, સુવર્ણ, રત્ન, ગાય, હાથી, ઘોડા, રંગબેરંગી વસ્ત્ર, કપડાંનાં ઘર, પડદા, સુંદર મૃગચર્મ, રંકુ મૃગની રુંવાંટીની વણેલી ચાદર—એ બધું કોશાધ્યક્ષ દુર્યોધન પાસે ભેટમાં આવ્યું. ૧૩૨–૧૩૩

પાંડવોનું આવું વૃદ્ધિ પામેલું ઐશ્વર્ય જોઈને દુર્યોધનના હૃદયમાં ઈર્ષ્યાજન્ય મહાન ક્રોધ થયો. વળી એ યજ્ઞમાં મયદાનવે વિમાનના જેવી જે અપૂર્વ સભા પાંડવોને સારુ કરી હતી, તે જોઇને તે દુઃખથી બળવા લાગ્યો. એ સભામાં ચાલતાં ચાલતાં દુર્યોધનને ભ્રમવશ થઈને ગબડી જતો જોઈને ભીમસેને શ્રીકૃષ્ણની સમક્ષ દુર્યોધનની એક ગામડિયાની પેઠે હાંસી કરી. જાતજાતનાં રત્નો અને વિવિધ ભોગો ભોગવવા છતાં દુર્યોધન ચિત્તપીડાથી મલિન, પીળો અને દૂબળો પડતો જાય છે, એમ ધૃતરાષ્ટ્રને જણાવવામાં આવ્યું. તેથી પુત્ર ઉપર પ્રીતિવાળા તે ધૃતરાષ્ટ્રે તેને જૂગટું રમવાની સંમતિ આપી. ૧૩૪–૧૩૮

* આચારનો અત્યાગ, અનિંદિત જનોનો સંબંધ અને સદાચારમાં સ્થિતિ, એ 'શૌચ' કહેવાય છે.

તે સાંભળીને શ્રીકૃષ્ણને ખૂબ ગુસ્સો આવ્યો. ખૂબ અસંતોષપૂર્વક તેમણે આ ઝગડાને સંમતિ આપી. વળી વિદુર, ભીષ્મ, દ્રોણાચાર્ય તથા શરદ્વતના પુત્ર કૃપાચાર્ય એ બધાની અવગણના કરીને જે તુમુલ યુદ્ધ જામશે તેમાં પરસ્પર ક્ષત્રિયો નાશ પામશે, એના કારણરૂપ જુગાર આદિ વિવિધ ભયંકર કુનીતિઓ વિશે પણ તેમણે ઉપેક્ષા કરી. યુદ્ધમાં પાંડવોનો જય થઈ રહ્યો છે, એ ભારે અપ્રિય વાત સાંભળીને, તેમજ દુર્યોધન, કર્ણ અને શકુનિની પૂર્વપ્રતિજ્ઞાનું સ્મરણ કરીને, ધૃતરાષ્ટ્ર ઘણી વાર સુધી વિચાર કરી રહ્યા અને પછી સંજયને આમ કહેવા લાગ્યા.

"હે સંજય! હું સર્વ વૃત્તાંત કહું છું, તે તું સાંભળ. તું શાસ્ત્રને જાણવાવાળો છે, બુદ્ધિમાન છે અને પંડિતોમાં મહાભાગ્યશાળી છે. તું મારા ઉપર વ્યર્થ દોષ ન લગાવીશ. જો મને કાંઈ યુદ્ધ ઇષ્ટ ન હતું અને વળી હું કાંઈ કુલક્ષય થાય તેમાં રાજી ન હતો. મારા પુત્રો અને પાંડુના પુત્રો એમાં કોઈ મારે વિશેષ ન હતા. પરંતુ મારા ક્રોધપરાયણ ઈર્ષ્યાળુ પુત્રો મને વૃદ્ધને અવગણે છે. હું તો અંધ અને હીન છું—એવો હું પુત્રસ્નેહને લીધે બધું સાંખી રહું છું. અજ્ઞાન દુર્યોધન મોહમાં મૂઢ થતાં, હું પણ મૂઢ બનું છું. રાજસૂયયજ્ઞમાં મહાપ્રભાવ શાળી પાંડવનું ઐશ્વર્ય જોઇને અને સભામાં જતી વખતે તેની હાંસી થઈ, તેથી ક્ષત્રિયવંશી દુર્યોધનથી તે સાંખ્યું ગયું નહિ. રણમાં પોતે પાંડવોને જીતવાને અસમર્થ હોઈ, ઉત્તમ રાજલક્ષ્મી ભોગવવાનો તેને ઉત્સાહ રહ્યો નહિ. એટલે પછી, તેણે ગાંધારરાજ સાથે કપટી જૂગટાની યોજના કરી. તે કાળે હું જે કાંઈ જાણી શક્યો હતો તે તું સાંભળ. હે સૂતપુત્ર! મારાં એ બુદ્ધિયુક્ત વચનોને તત્ત્વતઃ સાંભળીને તું મને સાચેજ પ્રજ્ઞાચક્ષુ જાણશે." ૧૩૯–૧૪૯

હે સંજય! મેં જ્યારે સાંભળ્યું કે, અર્જુને વિચિત્ર ધનુષ્ય ચડાવી લક્ષ્યને ભેદી તેને પૃથ્વી ઉપર પાડ્યું છે અને સર્વ રાજાઓના દેખતાં તેણે કૃષ્ણાને પ્રાપ્ત કરી છે, ત્યારે મેં ફરી જયની આશા ન કરી. વળી જ્યારે મેં સાંભળ્યું કે અર્જુને દ્વારિકામાં માધવની બહેન સુભદ્રા સાથે બલપૂર્વક લગ્ન કર્યું છે અને તેથી બલરામ અને શ્રીકૃષ્ણ એ બન્ને વૃષ્ણીવીરો ઇન્દ્રપ્રસ્થ આવ્યા છે, ત્યારે હે સંજય! ફરીને મેં જયની આશા ન કરી. પાછું જ્યારે મેં સાંભળ્યું કે, અર્જુને વૃષ્ટિ વરસાવતા ઇન્દ્રને દિવ્ય બાણોથી વાર્યો છે અને અગ્નિને ખાંડવવનથી તૃપ્ત કર્યો છે, ત્યારે હે સંજય! ફરી વાર મેં જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે પાંચે પાંડવો કુંતી સાથે લાક્ષાગૃહમાંથી બચી ગયા છે અને વિદુર તેમને મંગલ સહાય કરી રહ્યો છે, ત્યારે હે સંજય! ફરીને મેં જયની આશા ન કરી. ૧૫૦–૧૫૩

મેં જ્યારે સાંભળ્યું કે રંગભૂમિમાં લક્ષ્યભેદ કરીને અર્જુને દ્રૌપદીને મેળવી છે અને શૂરવીર પાંચાલો તથા પાંડવો સંબંધથી એક થયા છે, ત્યારે હે સંજય! મેં ફરી જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે, ક્ષત્રિયોમાં મહાતેજસ્વી એવા શ્રેષ્ઠ મગધરાજ જરાસંધને ભીમસેને પોતાના બાહુબળથી મારી નાખ્યો છે, ત્યારે હે સંજય! ફરી વાર મેં જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે પાંડુપુત્રોએ દિગ્વિજયમાં સર્વ રાજાઓને બલપૂર્વક પોતાના તાબેદાર બનાવ્યા છે ને રાજસૂય નામનો મહાયજ્ઞ કર્યો છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર વિજયની આશા ન કરી. અને હે સંજય! જ્યારે મેં સાંભળ્યું કે કંઠમાં જેને આંસુ છે, જે દુઃખિત છે, જેણે માત્ર એકજ વસ્ત્ર પહેર્યું છે અને જે રજસ્વલા છે, એવી દ્રૌપદીને તે સનાથ હોવા છતાં જાણે અનાથ હોય તેમ સભામાં ખેંચી લાવવામાં આવી છે, ત્યારે ફરીથી મેં વિજયની આશા કરી નહિ. ૧૫૪–૧૫૭

મેં જ્યારે સાંભળ્યું કે કુબુદ્ધિ અને કપટી

દુઃશાસને દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચીને તેમનો ઢગલો કર્યો તોય તે વસ્ત્રોનો પાર ન આવ્યો, ત્યારે હે સંજય! મેં જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે દ્યૂતક્રીડામાં શકુનિથી હાર પામેલા અને રાજ્ય ખોઈ બેઠેલા યુધિષ્ઠરને સર્વ અતુલ પ્રતાપી ભાઈઓ આજ્ઞાધીન રહી અનુસરે છે, ત્યારે હે સંજય! ફરી વાર મેં જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે વનમાં ગયેલા ધાર્મિક પાંડવો, અનેક ક્લેશો સહન કરીનેય મોટા ભાઇને પ્રસન્ન રાખવા માટે વિવિધ ચેષ્ટાઓ કરે છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે વનમાં રહેલા એ ધર્મરાજ પાસે હજારો સ્નાતકો અને ભિક્ષા લેનારા હજારો બ્રાહ્મણ મહાત્માઓ આવ્યા છે, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા કરી નહિ. ૧૫૮-૧૬૧

જ્યારે મેં સાંભળ્યું કે કિરાતરૂપધારી દેવાધિદેવ મહાદેવને યુદ્ધમાં પ્રસન્ન કરીને અર્જુને પાશુપત નામનું મહાઅસ્ત્ર મેળવ્યું છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે પ્રશંસાપાત્ર અ સત્યપ્રિય એવો અર્જુન સ્વયં સ્વર્ગમાં રહીને સાક્ષાત્ ઇન્દ્રની પાસે વિધિપૂર્વક દિવ્ય અસ્ત્ર શીખી રહ્યો છે, ત્યારે ફરી વાર મેં જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે વરદાનથી ફાટી ગયેલા અને દેવોથી પણ અજેય એવા કાલકેયો અને પૌલોમ નામના અસુરોને અર્જુને જીતી લીધા છે, ત્યારે હે સંજય! ફરી વાર મેં જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે અસુરોના વધ સારુ ગયેલો અર્જુન કૃતકાર્ય થઇને ઇન્દ્રલોકમાંથી પાછો આવ્યો છે, ત્યારે હે સંજય! ફરી વાર મેં જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે ભીમ અને બીજા પાંડવોને મનુષ્યોને માટે અગમ્ય એવા દેશમાં કુબેરજીની ભેટ થઈ છે, ત્યારે હે સંજય! ફરી વાર મેં જયની આશા ન કરી. ૧૬૨-૧૬૬

જ્યારે મેં સાંભળ્યું કે કર્ણની બુદ્ધિને અનુસરનારા મારા પુત્રો ઘોષયાત્રાએ જતાં ગંધર્વોથી પકડાઈ ગયા છે અને અર્જુનથી છુટકારો પામ્યા છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. હે સૂત! મેં જ્યારે સાંભળ્યું કે ધર્મે યક્ષનું રૂપ ધારણ કરીને ધર્મરાજ પાસે આવી કંઈ પ્રશ્નો પૂછયા છે અને યુધિષ્ઠિરે તેમને યોગ્ય જવાબ આપ્યો છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે, પાંડવો કૃષ્ણાની સાથે વિરાટ દેશમાં ગુપ્તરૂપે રહ્યા છે છતાં અમને તેની ખબર ન પડી, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યુ કે વિરાટદેશમાં રહેતા મહાત્મા ધનંજયે એક રથથીજ મારા શ્રેષ્ઠ યોદ્ધાઓને ભાંગી નાખ્યા છે, ત્યારે હે સંજય! ફરીવાર મેં જયની આશા ન કરી. ૧૬૭-૧૭૦

મેં જ્યારે સાંભળ્યું કે મત્સ્યરાજે પોતાની અલંકારોથી શોભિત ઉત્તરા નામે કન્યા અર્જુનને અર્પણ કરી છે અને અર્જુને તે કન્યાને પોતાના પુત્રને માટે સ્વીકારી છે, ત્યારે હે સંજય! મેં ફરી જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે પરાજિત થયેલા, નિર્ધન થયેલા, દેશવટો પામેલા અને સ્વજનોથી છૂટા પડાયેલા યુધિષ્ઠિરે સાત અક્ષૌહિણી સેના ભેગી કરી છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે આ પૃથ્વી જેના એક પગલા સમાન છે એવા મધુકુલના વાસુદેવ સર્વાત્મા પાંડવોના હિતપક્ષમાં રહેલા છે, ત્યારે હે સંજય! ફરીથી મેં જયની આશા ન કરી. જ્યારે મેં નારદજી પાસેથી સાંભળ્યું કે શ્રીકૃષ્ણ અને અર્જુન એ નરનારાયણના અવતાર છે અને બ્રહ્મલોકમાં મેં એમનાં રૂડી રીતે દર્શન કર્યાં છે, ત્યારે હે સંજય! ફરી વાર મેં, ની આશા ન કરી. ૧૭૧-૧૭૪

જ્યારે મેં સાંભળ્યુ કે શ્રીકૃષ્ણ લોકના હિત માટે કુરુઓને શાંત કરવા આવ્યા હતા અને એ મનોરથ સફળ ન થતાં તેઓ ચાલ્યા ગયા છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યુ કે, કર્ણ અને દુર્યોધને શ્રીકૃષ્ણને દૃઢ પકડવાની બુદ્ધિ કરી અને શ્રીકૃષ્ણે તે વખતે પોતાનું વિશ્વરૂપ પ્રકટ કર્યું, ત્યારે હે સંજય! મેં ફરી જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યુ કે શ્રીકૃષ્ણ જતા હતા, ત્યારે દુઃખી કુન્તી તેમના રથ આગળ એકલી આવીને ઊભી રહી અને શ્રીકૃષ્ણે તેને સાંત્વન આપ્યુ, ત્યારે હે સંજય! ફરી વાર મેં જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે વાસુદેવ અને શાન્તનુપુત્ર ભીષ્મ એ બન્ને પાંડવોના મંત્રી બન્યા છે અને ભારદ્વાજ દ્રોણ તેમને આશિષ આપી રહ્યા છે, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યુ કે 'તમે યુદ્ધ કરતા હશો ત્યાં સુધી હું લડીશ નહિ' એમ ભીષ્મને કહીને કર્ણ સેના છોડીને ચાલ્યો ગયો છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા કરી નહિ. ૧૭૫–૧૭૮

જ્યારે મેં સાંભળ્યું કે શ્રીકૃષ્ણ, અર્જુન અને અપ્રમેય ગાંડીવ ધનુષ એ ત્રણ ઉગ્ર વીર્યવાળા પદાર્થો એક સાથે મળી ગયા છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યુ કે યુદ્ધરથમાં બેઠેલો અર્જુન મોહવશ થઈ વિકલ થયો અને એ વખતે શ્રીકૃષ્ણે તેને પોતાના શરીરમાં સર્વ લોકનું દર્શન કરાવ્યું છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યુ કે શત્રુનો નાશ કરવાવાળા ભીષ્મ રણભૂમિમાં નિત્ય દશ હજાર રથીઓનો નાશ કરતા હતા, તો પણ તેઓ શત્રુઓમાંથી એક પણ પ્રસિદ્ધ પુરુષને મારી શક્યા નહોતા, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. ૧૮૦–૧૮૨

જ્યારે મેં સાંભળ્યું કે ગંગાનંદન ધર્માત્મા ભીષ્મે પોતે પોતાના મૃત્યુનો ઉપાય પાંડવોને કહી દીધો છે અને પાંડવોએ પ્રસન્નતાપૂર્વક એ ઉપાય કર્યો છે, ત્યારે હે સંજય! મેં ફરી જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે અર્જુને શિખંડીને આગળ રાખીને કઠોર અને અત્યંત શૂરવીર એ ભીષ્મને ઘાયલ કર્યા છે, ત્યારે હે સંજય! મેં ફરી જયની આશા કરી નહિ. મેં જ્યારે સાંભળ્યું કે વૃદ્ધવીર ભીષ્મપિતામહ સોમકસેનાને અલ્પશેષ કરીને પોતે વિચિત્ર પૂંખવાળાં બાણોથી વીંધાઈને બાણશય્યા ઉપર સૂતા છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે શરશય્યા ઉપર પોઢેલા ભીષ્મે અર્જુનને પાણી લાવવા આજ્ઞા કરી અને અર્જુને ધરતીને ફોડીને પાણી કાઢી ભીષ્મને પ્રસન્ન કર્યા, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા કરી નહિ. ૧૮૩–૧૮૬

મેં જ્યારે સાંભળ્યું કે વાયુ, ઇન્દ્ર અને સૂર્ય પાંડવોના જયને અનુકૂળ થયા છે અને હિંસક જનાવરો અમને નિત્ય ભય બતાવી રહ્યાં છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે આશ્ચર્યકારી યોદ્ધા દ્રોણાચાર્યજી રણભૂમિમાં વિવિધ અસ્ત્રોની કુશળતા બતાવી રહ્યા છે, તો પણ પાંડવોમાંના એક શ્રેષ્ઠ પુરુષને તે મારી શકતા નથી, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા કરી નહિ. જ્યારે મેં સાંભળ્યું કે અર્જુનને મારવા માટે અમે જે સંશપ્તક નામની સેનાનો વ્યૂહ રચ્યો હતો, તેને સ્વયં અર્જુનેજ મારી નાખ્યો છે, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે અન્યથી ભેદાય નહિ એવા અને ભગવાન ભરદ્વાજપુત્ર દ્રોણાચાર્યે જેની શસ્ત્રોથી રક્ષા કરી છે, એવા વ્યૂહમાં સુભદ્રાના એકલા વીરપુત્રે પ્રવેશ કર્યો છે, ત્યારે હે સંજય! મેં જયની ફરી આશા ન કરી.

જ્યારે મેં સાંભળ્યું કે અર્જુનને ન મારી શકવાથી સર્વે મહારથી યોદ્ધાઓ બાલક અભિમન્યુને ઘેરી વળી, તેને મારી નાખી, આનંદિત થયા છે, ત્યારે હે સંજય! મેં જયની ફરીથી આશા કરી નહિ. મેં જ્યારે સાંભળ્યું કે અભિમન્યુને મારીને ધૃતરાષ્ટ્રપુત્રો હર્ષમાં મૂઢ થઇને કોલાહલ મચાવતા હતા તે વખતે અર્જુને ક્રોધમાં સળગી જઈ જયદ્રથના વધની પ્રતિજ્ઞા કરી છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. જ્યારે મે સાંભળ્યું કે જયદ્રથના વધની પ્રતિજ્ઞા કરીને અર્જુને શત્રુઓની વચ્ચે એ પ્રતિજ્ઞાને પાર ઉતારી છે, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા કરી નહિ. ૧૮૭-૧૯૩

મેં જ્યારે સાંભળ્યું કે, અર્જુનના ઘોડા થાકી જતાં, શ્રીકૃષ્ણે તેમને છોડીને, પાણી પાઇને ફરી જોડીને રથને બઢાવ્યો છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે ઘોડાઓ થાકી જતાં અર્જુને રથ પાસે ઊભા રહીને સર્વ યોદ્ધાઓને હરાવ્યા છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે હસ્તીદળવાળી અને દુર્લંઘ એવી દ્રોણાચાર્યની સેનાને યુદ્ધમાં મથી નાખીને વૃષ્ણીવંશનો સાત્યકિ શ્રીકૃષ્ણ અને અર્જુન પાસે જઈ પહોંચ્યો છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. ૧૯૪-૧૯૭

જ્યારે મેં સાંભળ્યું કે પોતાના હાથમાં આવેલા વીર ભીમને મારી નહિ નાખતાં કર્ણે માત્ર વચનોથી તિરસ્કારીને અને ધનુષ્યની અણી ભોંકીને જવા દીધો છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. જ્યારે દ્રોણાચાર્ય, કૃતવર્મા, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા અને શૂરવીર મદ્રરાજ જયદ્રથનો થતો વધ સાંખી રહ્યા, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે કર્ણને ઇન્દ્રે આપેલી દિવ્ય શક્તિને શ્રીકૃષ્ણે ઘોર રૂપવાળા ઘટોત્કચ રાક્ષસ ઉપર ચલવાવી વ્યર્થ કરાવી છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. ૧૯૮,૧૯૯

મેં જ્યારે સાંભળ્યું કે જે શક્તિથી અર્જુન યુદ્ધમાં મરે એમ હતો, તે શક્તિને કર્ણે ઘટોત્કચ સાથેના પોતાના યુદ્ધમાં છોડી છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે શસ્ત્રાસ્ત્ર છોડીને, અનશનથી મૃત્યુ ઇચ્છતા આચાર્ય દ્રોણ રથમાં એકલા બેઠા હતા, તે વખતે ધૃષ્ટદ્યુમ્ને ધર્મનું ઉલ્લંઘન કરીને તેમને મારી નાખ્યા છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યુ કે માદ્રીપુત્ર નકુલે યુદ્ધમંડલોમાં ઘૂમીને સર્વ લોકની સામે અશ્વત્થામાની સામે સમાનભાવે દ્વૈરથ યુદ્ધ કર્યું છે, ત્યારે હે સંજય! મે ફરી વાર જયની આશા કરી નહિ. ૨૦૦-૨૦૨

જ્યારે મેં સાંભળ્યું કે દ્રોણાચાર્ય મરાતાં અશ્વત્થામાએ દિવ્ય નારાયણ અસ્ત્ર છોડ્યું, તોયે પાંડવો નાશ પામ્યા નથી, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે ભીમસેને યુદ્ધમાં પોતાના ભાઈ દુઃશાસનનું લોહી પીધું અને કોઈએ ભીમને વાર્યો નથી, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. મેં જ્યારે સાંભળ્યું કે એ ભાઈ ભાઈ વચ્ચેના દૈવના યુદ્ધમાં અર્જુને કઠોર અને મહાવીર કર્ણને મારી નાખ્યો છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે ધર્મરાજ યુધિષ્ઠિરે શૂરવીર અશ્વત્થામાને, દુઃશાસનને અને ઉગ્ર કૃતવર્માને જીતી લીધા છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. હે સૂત! જ્યારે મેં સાંભળ્યુ કે યુદ્ધમાં શ્રીકૃષ્ણ સાથે સદા સ્પર્ધા રાખનારા શૂરવીર મદ્રરાજને ધર્મરાજે સમરાંગણમાં માર્યો છે, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે કલહ અને દ્યૂતના મૂલરૂપ, પાપી અને માયાવી શકુનિને પાંડુ-

પુત્ર સહદેવે યુદ્ધમાં માર્યો છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે રથ વગરનો અને શક્તિહીન થયેલો દુર્યોધન થાકીને સરોવરનાં જળને થંભાવીને તેમાં એકલો સૂતો છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે પાંડવો શ્રીકૃષ્ણ સાથે એ સરોવરે જઈ ઊભા રહીને મારા અસહિષ્ણુ પુત્ર દુર્યોધનને લજવી રહ્યા છે, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે ગદાયુદ્ધમાં વિવિધ આશ્ચર્ય અને કૌશલ ખતાવતો દુર્યોધન મંડલાકારમાં ઘૂમતો હતો, તે વખતે વાસુદેવની સલાહથી તેને અન્યાયથી ઘાયલ કરવામાં આવ્યો છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે અશ્વત્થામા આદિએ રાતે સૂતેલા પાંચાલો અને દ્રૌપદીપુત્રોને મારી નાખી નિંદ્ય અને બીભત્સ કર્મ કર્યું છે, ત્યારે હે સંજય! મેં ફરીને જયની આશા કરી નહિ.

જ્યારે મેં સાંભળ્યું કે કોપેલો ભીમસેન તેની પૂંઠે પડયો, તે વખતે અશ્વત્થામાએ ઐશિક નામનું પરમાસ્ત્ર છોડી ઉત્તરાના ગર્ભનો નાશ કર્યો છે, ત્યારે હે સંજય! મેં ફરીથી જયની આશા ન કરી. મેં સાંભળ્યું કે અર્જુને 'સ્વસ્તિ' કહીને પોતાના અસ્ત્રથી બ્રહ્મશિર નામના અસ્ત્રને વ્યર્થ કર્યું અને અશ્વત્થામાએ પોતાનું મણિરત્ન તેને આપી દીધું છે, ત્યારે હે સંજય! મેં ફરી વાર જયની આશા ન કરી. જ્યારે મેં સાંભળ્યું કે, દ્રોણપુત્ર અશ્વત્થામાએ મહાસ્ત્રોથી વિરાટરાજની પુત્રીના ગર્ભને પાડવા માંડ્યો, ત્યારે વેદવ્યાસ અને શ્રીકૃષ્ણ એ બન્નેએ તેને શાપ આપ્યા. આ સમયે પુત્રો, પૌત્રો બંધુઓ, પિતૃઓ અને ભાઈઓ વિનાની થયેલી ગાંધારી ખૂબ વિકલ થઈ ગઈ. પાંડવોએ દુષ્કર કાર્ય કર્યું છે અને વળી નિષ્કંટક રાજ્ય મેળવ્યું છે. અરેરે! એ યુદ્ધમાં માત્ર દશજ બચ્યા છે. તેમાં ત્રણ અમારા પક્ષના છે ને સાત પાંડવપક્ષના છે. તે મહાભયંકર સંગ્રામમાં ક્ષત્રિયોની અઢાર અક્ષૌહિણી સેના નાશ પામી છે. અહો સંજય! મને ચારે બાજુ અત્યંત અંધારાં આવે છે, હું મોહથી વિકલ થઈ જાઉં છું, મને ચેતના રહેતી નથી અને મારું મન વિહ્વલ થઈ જાય છે. ૨૦૩–૨૧૮

સૂતપુત્ર બોલ્યાઃ–આમ કહીને, અત્યંત દુઃખિત થઇને, ધૃતરાષ્ટ્ર ખૂબ વિલાપ કરવા લાગ્યા અને મૂર્છા પામ્યા. ફરીથી ભાન આવતાં તે સંજયને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૨૧૯

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે સંજય! આવી દશા થઈ છે, એટલે હું જલદી જલદી પ્રાણ કાઢી નાખવા ઇચ્છું છું. હવે જીવતા રહેવામાં મને કશું પણ ફળ દેખાતું નથી. ૨૨૦

સૂતપુત્ર બોલ્યાઃ–આમ બોલતા, દીન થયેલા, વિલાપ કરતા, નાગની જેમ વારંવાર નિસાસા નાખતા અને મોહવશ થયેલા તે મહીપતિને ગલ્વગણના બુદ્ધિમાન પુત્ર સંજયે આ અર્થયુક્ત વચન કહ્યાંઃ "હે મહારાજ! મહાબુદ્ધિમાન વેદવ્યાસજીને મોંએ તમે સાંભળ્યું હશે કે મહારથી શૈબ્ય, જયીઓમાં શ્રેષ્ઠ સૃંજય, સુહોત્ર અને રંતિદેવ, કાક્ષીવાન, ઔશિજ, બાલ્હીક અને દમન; ચૈદ્ય, શર્યાતિ, અજિત અને નલ; શત્રુનાશન વિશ્વામિત્ર, મહાબલવાન અંબરીષ અને મરુત્ત; મનુ, ઇક્ષ્વાકુ, ગય, ભરત, પરશુરામ, રામ અને શશબિન્દુ; ભગીરથ, મહાભાગ્યશાળી કૃતવીર્ય અને જનમેજય, તેમજ સ્વયં દેવોએ જેનો યજ્ઞ કરાવ્યો હતો અને જેના યજ્ઞસ્થ થંભોના સમૂહથી વન અને ખીણોવાળી આખી પૃથ્વી અંકિત થઈ હતી તે યયાતિ–આ બધા સર્વગુણસંપન્ન, મોટા મોટા રાજવંશોમાં જન્મેલા, ઇન્દ્રના જેવા તેજસ્વી અને દિવ્ય અસ્ત્રોમાં નિપુણ, ધર્મયુદ્ધથી ધરણીમંડલને જીતનારા, તેમજ પૂર્ણ દક્ષિણાવાળા વિવિધ યજ્ઞો કરીને આ લોકમાં યશ મેળવનારા રાજાઓ પણ

કાળને વશ થયા છે. ૨૨૧-૨૨૯

પૂર્વકાલમાં રાજા શ્વૈત્ય પુત્રશોકથી વિકલ થઈ જતાં દેવર્ષિ નારદે તેની આગળ આ ચોવીસ રાજાઓનાં ઉપાખ્યાનોનું કીર્તન કર્યું હતું. આમનીયે પહેલાં બીજા અનેકાનેક મહાબળવાન મહારથી, સર્વગુણસંપન્ન, મહાત્મા રાજાઓ કાલગર્ભમાં પોઢી ગયા છે. સંભળાય છે કે, પૂરુ, કુરુ, યદુ, શૂરવીર વિશ્વગશ્વ, મહાદ્યુતિ, આગુહ, યુવનાશ્વ, કકુત્સ્થ, પરાક્રમી રઘુ, વિજય, વીતિહોત્ર, અંગ, ભવ, શ્વેત, બૃહદ્‌ગુરુ,ઉશીનર, શતરથ, કંક, દુલિહ, દ્રુમ, દંભોદ્‌ભવ, વેન, સગર, સંકૃતિ, નિમિ, અજેય, પરશુ, પુણ્ડ્ર, શંભુ, દેવાવૃદ્ધ, અનઘ, દેવાહ્‌વય, સુપ્રતિમ, સુપ્રતીક, બૃહદ્રથ, મહોત્સાહ, વિનીતાત્મા, સુકતુ, નૈષધપતિ નલ, સત્યવ્રત, શાંતભય, સુમિત્ર, સુબલ, પ્રભુ, જાનુજંઘ, અનરણ્ય, અર્ક, પ્રિયભૃત્ય, શુચિવ્રત, બલબંધુ, નિરામર્દ, કેતુશૃંગ, બૃહદ્‌બલ, ધૃષ્ટકેતુ, બૃહત્કેતુ, દીપ્તકેતુ, નિરામય, અવિક્ષત, ચપલ, ધૂર્ત, કૃતબન્ધુ, દૃઢેષુધિ, મહાપુરાણ, સંભાવ્ય, પ્રત્યંગ, પરહા અને શ્રુતિ એ સર્વ રાજાઓ અને બીજા સેંકડો, હજારો ને પદ્મ સંખ્યા સુધીના બુદ્ધિમાન, અતિ બલવાન તેમજ પ્રતાપવાન રાજાઓ હે પ્રભુ ! અપાર ઐશ્વર્ય છોડીને તમારા પુત્રોની જેમ પરલોકમાં ગયા છે. જેમનાં દિવ્ય કર્મોનું, પરાક્રમોનું, દાનનું, માહાત્મ્યનું, આસ્તિકતાનું, સત્યનિષ્ઠાનું, શૌચનું અને દયા તથા કોમળતાનું વિદ્વાન કવિશ્રેષ્ઠો લોક અને પુરાણમાં કીર્તન કરે છે, તે સર્વ ઋદ્ધિ અને ગુણથી સંપન્ન રાજાઓ પણ મરણ પામ્યા છે. તમારા પુત્રો તો દુરાત્મા હતા, ક્રોધથી સળગેલા હતા, લોભિયા અને ભારે દુરાચારી હતા, એટલે તમારે તેમનો શોક કરવો ઘટતો નથી. ૨૩૦-૨૪૨

હે ભારત! તમે શાસ્ત્રજ્ઞ છો, બુદ્ધિમાન છો અને વિદ્વાનોમાં સંમાનિત છો. જેમની બુદ્ધિ શાસ્ત્રનેજ અનુસરનારી છે, તેમને કદીય મોહ નહિ થાય. હે રાજા! તમારો નિગ્રહ અને અનુગ્રહ એ બન્ને વિદિત છે. તમારા પુત્રોના રક્ષણ માટે તમારે આ બધી દયા કરવી જોઈતી નહતી. હવે થવાનું હતું તે થઈ ગયું, તેનો શોક કરવો ઘટતો નથી. કયો બુદ્ધિકુશળ માણસ દૈવને હઠાવી શકે એમ છે? વિધાતાએ નિર્મેલા માર્ગને કોઈ ઓળંગી જઈ શકે એમ નથી. જન્મ, મરણ, સુખ અને દુઃખ એ સર્વનું કારણ કાળજ છે. કાળજ જીવોને સર્જે છે, કાળજ પ્રજાજનોને સંહારે છે. પ્રજાને સંહારતા કાળને ફરી કાળજ શાંત કરે છે. કાળજ સર્વલોકમાં શુભાશુભ ભાવો ઉત્પન્ન કરે છે. કાળજ સર્વ પ્રજાઓનો લય કરે છે અને ફરી તેમનું સર્જન કરે છે. સર્વ જીવ સૂઈ જાય છે, ત્યારે કાળ જાગ્રત રહે છે; કાળને કોઈ પણ ઉલ્લંઘી શકતું નથી. પ્રતિબંધરહિત થઈને કાળ સર્વ ભૂતોમાં સમભાવે ચરે છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ સઘળું કાળથીજ રચાયું છે, આમ જાણીને તમારે કદીય મોહવશ થવું ઉચિત નથી. કેમકે જ્ઞાનનિષ્ઠા વિના શોકને તરવાનો બીજો ઉપાય નથી.+

સૂત બોલ્યાઃ—આમ પુત્રશોકથી દુઃખી થયેલા રાજા ધૃતરાષ્ટ્રને ગવલ્ગણના પુત્ર સંજયે આશ્વાસન આપી સ્વસ્થ કર્યા. અહીં શ્રીકૃષ્ણદ્વૈપાયને આ વિષયમાં પરમપવિત્ર ઉપનિષદ કહ્યું છે, જેનું વિદ્વાનો અને કવિશ્રેષ્ઠો પુરાણોમાં અને લોકમંડલીમાં કીર્તન કરે છે. આ ભારતના એક પવિત્ર ચરણને પણ જે શ્રદ્ધાપૂર્વક ભણે છે, તેનાં સર્વ પાપો નિઃશેષ થઈ, તે પવિત્ર થાય છે. આ ભારતમાં દેવો, દેવર્ષિઓ, પવિત્ર બ્રહ્મર્ષિઓ અને શુભ કર્મવાળા યક્ષો તેમજ મહાન સર્પો એ બધાનું વર્ણન કરવામાં આવ્યું છે. વળી, આ મહાભારતમાં સનાતનરૂપ એવા

+ तरति शोकमात्मवित् । જુઓ આત્મજ્ઞાની શોકને તરી જાય છે.

×ભગવાન વાસુદેવનું કીર્તન કરવામાં આવ્યું છે. તે વાસુદેવ સત્ય ને ઋતરૂપ છે, પવિત્ર ને પુણ્યકારી છે, તે નિત્ય અને નિર્મલ છે, તે જ્યોતિઃસ્વરૂપ પવિત્ર તથા સનાતન પરબ્રહ્મ છે. તેનાં દિવ્ય કર્મોનું પંડિત લોકો કીર્તન કરે છે. જેમનાથી વર્ણનાતીત અને કાર્યકારણાત્મક આ વિશ્વ પ્રવર્તે છે; અને હિરણ્યગર્ભાદિરૂપમાં વિશ્વનો વિસ્તાર, યાગાદિ કર્મોની પ્રવૃત્તિ, જન્મ, મૃત્યુ અને પુનર્જન્મ આદિ થાય છે; તે અધ્યાત્મરૂપે પંચમહાભૂતાત્મક દેવોના અધિષ્ઠાતા તરીકે સંભળાય છે; તે અવ્યક્તાદિ સંપૂર્ણ વસ્તુઓથી નિર્વિશેષરૂપે વેદમાં વર્ણવાયા છે અને તેને જીવન્મુક્ત યતિવરો ધ્યાન અને યોગથી અરીસામાં પડેલા પ્રતિબિમ્બની જેમ પોતાના હૃદયમાં જુએ છે. જે ધર્મપરાયણ માણસ નિયમ અને શ્રદ્ધાપૂર્વક આ અધ્યાયનો પાઠ કરશે, તે પાપથી મુક્ત થશે. જે આસ્તિક પુરુષ ભારતનો આ અનુક્રમણિકા અધ્યાય પહેલેથી છેલ્લે સુધી સાંભળશે, તેને કશા ક્લેશની પીડા રહેશે નહિ. સવારના ને સાંજના સંધ્યાકાળે જે માણસ આ અનુક્રમણિકા-અધ્યાયનો થોડોય પાઠ કરે છે, તેનાં દિવસે ને રાત્રે કરેલાં સઘળાં પાપો તે વખતે છૂટી જાય છે. આ અનુક્રમણિકા અધ્યાય એ મહાભારતના સત્ય અને અમૃતભર્યો દેહરૂપ છે. દહીંમાં જેમ માખણ, માનવોમાં જેમ બ્રાહ્મણ, વેદોમાં જેમ આરણ્યક, ઔષધિઓમાં જેમ અમૃત, જલાશયોમાં જેમ સમુદ્ર અને ચોપગાંમાં જેમ ગાય શ્રેષ્ઠ છે, તેમ ઇતિહાસોમાં આ મહાભારત શ્રેષ્ઠ કહેવાયું છે. જે કોઈ પુરુષ શ્રાદ્ધસમયે આનું એક ચરણ બ્રાહ્મણને સંભળાવે છે, તેનાં આપેલાં અન્નપાન પિતૃલોકમાં અક્ષય રહે છે. ઇતિહાસ અને પુરાણથી વેદના અર્થોનો પ્રકાશ કરવો; કેમકે અલ્પજ્ઞ માણસ વિશે વેદને ભય રહે છે કે, 'એ મને બગાડશે.' વિદ્વાનો શ્રીકૃષ્ણદ્વૈપાયનજીએ કહેલા આ વેદને સંભળાવીને અર્થ મેળવે છે અને નિઃસંશય ભ્રૂણહત્યાદિ પાપને ખાખ કરી નાખે છે. જે પવિત્ર માણસ પર્વે પર્વે આ અધ્યાયનો પાઠ કરે છે, તેને આખું ભારત ભણ્યાનું ફળ મળે છે, એમ મારું માનવું છે. ઋષિઓએ સેવેલા આ અધ્યાયને જે શ્રદ્ધાયુક્ત થઈને નિત્ય સાંભળશે, તે દીર્ઘાયુ થશે, કીર્તિ પામશે અને અંતમાં સ્વર્ગલોક મેળવશે. પુરાતન કાલમાં સર્વ દેવતાઓએ મળીને ત્રાજવું કરીજ એક પલ્લામાં ચાર વેદો અને બીજા પલ્લામાં આ ભારત એમ તોલ કર્યો હતો; ત્યારે રહસ્યસહિત ચારે વેદો કરતાં આ ભારે થયું હતું. ત્યારથી આ લોકમાં તે મહાભારત કહેવાય છે. કેમકે મહત્ત્વમાં અને ગુરુત્વમાં એ અધિક નીવડયું હતું. આમ મોટાઇ અને ગૌરવને કારણે તેને મહાભારત કહેવામાં આવે છે. જેને આ વેદનો સત્યાર્થ સમજાય છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. તપ, પઠન, સંપૂર્ણ સ્વાભાવિક વેદવિધિ અને યુદ્ધાદિક બળાત્કારે કરેલી દ્રવ્યપ્રાપ્તિ એ બધું કદાપિ પાપજનક નહિ હોઈ શકે, પણ એ બધું અસદ્ભાવથી દૂષિતજ હોય, તો તો તે અચૂક પાપજનકજ થાય.* ૨૪૪-૨૭૫

**ઈતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અનુક્રમણિકાપર્વ નામનો અધ્યાય ૧ લો સમાપ્ત**

× સમગ્ર ઐશ્વર્ય, સમગ્ર જ્ઞાન, સમગ્ર યશ, સમગ્ર શ્રી, સમગ્ર વૈરાગ્ય અને સમગ્ર ધર્મ એ છનું નામ 'ભગ' કહેવાય છે; તે છ પ્રકારનાં ભગ-ઐશ્વર્યથી સંપન્ન તે ભગવાન.

* જેમ ટાઢ, તાપ વગેરે કષ્ટો વાનપ્રસ્થાશ્રમી અને કૈદીઓ સરખા જેવાં સેવે છે, પરંતુ ભાવનાના ભેદથી જે એકને સ્વર્ગ આપનારું તેજ બીજાને નરક આપનારું થાય છે; તેમજ ગ્રંથ પણ શુભ ભાવનાવાળા અને અશુભ ભાવનાવાળાને ભિન્ન ભિન્ન ફળ આપે છે. મહાભારતમાં ધર્મ તથા બ્રહ્મના પ્રતિપાદનમાંજ પરમ તાત્પર્ય છે અને જે એમાં અર્થવાદ છે તે પણ યુધિષ્ઠિરાદિ

# पर्वसंग्रह पर्व

## अध्याय २ जो

### સમંતપંચકનું વર્ણન, અક્ષૌહિણીની ગણના, પર્વસૂચિ ને ભારતપ્રશંસા

॥ ऋषयः ऊचुः ॥

**समंतपंचकमिति यदुक्तं सूतनंदन ॥**
**एतत्सर्वं यथातत्त्वं श्रोतुमिच्छामहे वयम् ॥ १ ॥**

ઋષિઓ બોલ્યાઃ–હે સૂતનંદન! તમે જે સમન્તપંચક દેશનું નામ કહ્યું, તે વિશે અમે સર્વ વૃત્તાંત યથાર્થ રીતે સાંભળવા ઇચ્છીએ છીએ.[૧]

સૂતપુત્ર બોલ્યાઃ–હે વિપ્રો! હું શુભ કથાઓ કહું છું. સમન્તપંચક વિશે જે કંઇ કહેવાય છે, તે હે શ્રેષ્ઠવરો! તમે સાંભળવા યોગ્ય છો.[૨]

ત્રેતા અને દ્વાપરના સંધિકાળે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા પરશુરામે ક્રોધથી પ્રેરાઈને વારંવાર પૃથ્વી ઉપરનાં ક્ષત્રિયકુલોનો નાશ કર્યો હતો. અગ્નિના જેવા તેજસ્વી એ પરશુરામે પોતાના ભુજવીર્યના બળથી સર્વ ક્ષત્રિયોનો સંહાર કરી સમંતપંચકમાં તેમનાં લોહીનાં પાંચ સરોવરો કર્યાં હતાં. સાંભળ્યું છે કે, ક્રોધથી મૂર્ચ્છિત થયેલા એમણે તેલોહીનાં જલવાળાં સરોવરોમાં લોહીથી પિતૃઓનું તર્પણ કર્યું હતું. પછી ઋચીક આદિ પિતૃઓએ ત્યાં આવીને પરશુરામને કહ્યું: 'હે મહાભાગ્યશાળી રામ! હે ભૃગુનંદન રામ! હે પ્રભો! અમે તારી આ પિતૃભક્તિથી અને તારા પરાક્રમથી અતિ પ્રસન્ન થયા છીએ. હે મહાતેજસ્વી! તારું કલ્યાણ થાઓ. તારી ઇચ્છામાં આવે તે વરદાન તું માગી લે.'[૩–૭]

શ્રીરામ બોલ્યાઃ–જો મારા પિતૃઓ પ્રસન્ન થયા હોય અને જો હું તેમના અનુગ્રહને યોગ્ય જ હોઉં, તો હું આ વરદાન માગું છું–ક્રોધના આવેશમાં આવીને મેં ક્ષત્રિયકુલોનો નાશ કર્યો છે, તે પાપમાંથી હું મુક્ત થાઉં અને આ મારાં સરોવરો તીર્થરૂપ બનીને પ્રખ્યાત થાય.' પછી પિતરોએ મને કહ્યું: 'એ એમજ થશે. તું પણ એમને ક્ષમા આપ.' એમ કહીને તેમણે તેમને ક્ષત્રિયકુલના નાશના કાર્યથી નિવાર્યા. આમ તે એ કાર્યથી નિવૃત્ત થયા. લોહીનાં જલનાં આ સરોવરોની પાસે જે દેશ છે, તે *'સમન્તપંચક' એવા પવિત્ર નામે પ્રસિદ્ધ છે. કેમકે જે દેશમાં જે કંઈ ચિહ્ન હોય છે, તે ઉપરથી પંડિત લોકો તે દેશનું નામ ઠરાવે છે. પછી દ્વાપર અને કલિના સંધિકાલે આ સમન્તપંચકમાં કૌરવો અને પાંડવોની સેનાઓનું યુદ્ધ થયું હતું. તે ભૂમિદોષ વિનાના અને પરમધર્મિષ્ઠ દેશમાં અઢાર અક્ષૌહિણી સેના યુદ્ધ કરવા સારુ એકઠી થઇ હતી. હે દ્વિજો! તે સેનાઓ ત્યાંજ મળીને ત્યાંજ મારી ગઈ હતી. હે દ્વિજો! આમ તે દેશનું નામ 'સમંતપંચક' નામ પડયું. હે વ્રતશીલ સાધુ બ્રાહ્મણો! તે પુણ્ય અને રમણીય દેશ જે રીતે ત્રણે લોકમાં વિખ્યાત થયો છે, તે બધું મેં તમને કહ્યું છે.

ઋષિઓ બોલ્યાઃ–હે સૂતનંદન! તમે જે 'અક્ષૌહિણી' શબ્દ કહ્યો, તેનો અમે સાચો અર્થ સાંભળવા ઇચ્છીએ છીએ. એક અક્ષૌહિણીમાં કેટલા પાળા હોય, કેટલા ઘોડા હોય, કેટલા રથ હોય અને કેટલા હાથી હોય, એ બધું પરિમાણ તમે યથાર્થ રીતે જાણો છો તે અમને કહો.[૮–૧૮]

સૂતપુત્ર બોલ્યાઃ–એક રથ, એક હાથી.

---

ધર્મિષ્ઠોની પેઠે વર્તવું, અધર્મી દુર્યોધનાદિની પેઠે નહિ, એ અભિપ્રાયથીજ કહ્યો છે. તેમાં નીચ પક્ષને ગ્રહણ કરનારો પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે, તેવાઓનું ભારતાધ્યયન પાપરૂપજ થાય છે, માટે સર્વે ગ્રંથોનો શુભ સારજ ગ્રહણ કરવો અને બીજાનો ત્યાગ કરવો. કહ્યું છે કેઃ–ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञान तत्परः। पलालमिव धान्यार्थी त्यजेद्ग्रंथमशेषतः ॥

* समेतानां–એકઠાં થયેલાંનો अंतः–નાશ જે તે समंत અને समंतમાં હંતોનું पंचक છે તે समंतपंचक કહેવાય છે

પાંચ પાળા અને ત્રણ ઘોડા એટલાં મળીને એક પત્તિ થાય છે, એમ નિષ્ણાતો કહે છે. ત્રણ પત્તિઓને પંડિતો એક સેનામુખ કહે છે. ત્રણ સેનામુખોને એક ગુલ્મ કહેવામાં આવે છે. વિચક્ષણો ત્રણ ગુલ્મોને એક ગણ, ત્રણ ગણને એક વાહિની અને ત્રણ વાહિનીઓને એક પૃતના કહે છે. ત્રણ પૃતનાઓથી એક ચમૂ થાય છે, ત્રણ ચમૂઓથી એક અનીકિની થાય છે અને દશ અનીકિનીઓથી એક અક્ષૌહિણી થાય છે, એમ પંડિતો કહે છે. હે દ્વિજવરો! ગણિતના તત્ત્વજ્ઞોએ અક્ષૌહિણી સેનાની આ પ્રમાણે ગણતરી આપી છે. જેમાં ૨૧,૮૭૦ રથો હોય અને તેટલાજ હાથીઓ હોય, જેમાં ૧,૦૯,૩૫૦ પાળા હોય અને ૬૫,૬૧૦ ઘોડા હોય, તે એક અક્ષૌહિણી થાય. હે તપોધન! મેં વિસ્તારથી આ પરિમાણ કહી સંભળાવ્યું છે. કુરુઓ અને પાંડવોની એવી અઢાર અક્ષૌહિણી સેના એ દેશમાં એકઠી થઈ હતી અને કૌરવોને કારણરૂપ કરીને આશ્ચર્યકાર્ય કરનારા કાળથી તે ત્યાંજ મરણશરણ થઈ હતી. પરમ અસ્ત્રો જાણનાવાળા ભીષ્મજીએ દશ દિવસ યુદ્ધ કર્યું; દ્રોણાચાર્યે પાંચ દિવસ સુધી કુરુસેનાનું રક્ષણ કર્યું; શત્રુઓના બળનો નાશ કરનારા કર્ણે બે દિવસ યુદ્ધ કર્યું; શલ્યે પહેલાં અડધો દિવસ યુદ્ધ કર્યું અને પછીના અડધા દિવસમાં ભીમ અને દુર્યોધન વચ્ચે ગદાયુદ્ધ ચાલ્યું. તે દિવસે રાત્રે અશ્વત્થામા, કૃતવર્મા અને કૃપાચાર્ય એ ત્રણ જણે યુધિષ્ઠિરના વિશ્વાસથી સૂતેલા સૈન્યને મારી નાખ્યું. ૧૯–૩૨

હે શૌનકજી! આપના સત્રમાં જે ઉત્તમ ભારતનું હું આખ્યાન કરું છું, તે વ્યાસજીના બુદ્ધિમાન શિષ્ય વૈશમ્પાયને જનમેજયના સર્પસત્રમાં વિસ્તારપૂર્વક કહ્યું હતું. એમાં રાજાઓના યશ અને પરાક્રમની કથાઓ કહી છે. એના આદિમાં પૌષ્ય, પૌલોમ અને આસ્તીક એ ત્રણ પર્વો છે. વિચિત્ર પદ, આખ્યાન અને વિવિધ પ્રકારના આચારાદિથી એ સમન્વિત છે. મોક્ષાર્થીજન જેમ વૈરાગ્યનો આશ્રય લે છે, તેમ પંડિત લોકો આ ભારતનું શરણ લે છે. જાણવા યોગ્ય વસ્તુઓમાં જેમ આત્મા શ્રેષ્ઠ છે અને જેમ પ્રિય વસ્તુઓમાં જીવિત એ પ્રધાન છે, તેમ શ્રેષ્ઠ વિષયોથી સંપૂર્ણ એવો આ ઇતિહાસ સર્વ આગમોમાં ઉત્તમ છે. જેમ આહાર વિના શરીરનું ધારણ નથી, તેમ આ આખ્યાનના આશ્રય વિના પૃથ્વીલોકમાં કોઈ બીજી કથા નથી. જેમ ઉન્નતિ ઇચ્છનાવાળા નોકરો કુલીન રાજાનો આશ્રય લે છે, તેમ કવિઓ આ ભારતનોજ આધાર લે છે. જેમ સર્વ લૌકિક અને વૈદિક વાણી સ્વર અને વ્યંજન વર્ણોથી પરિપૂર્ણ રહે છે, તેમ આ ઉત્તમ ઇતિહાસમાં ઉત્તમ બુદ્ધિ સમાયેલી છે. પ્રજ્ઞાથી ભરપૂર, વિચિત્ર પદ અને પર્વથી યુક્ત, સૂક્ષ્મ અર્થ તથા ન્યાયથી સંયુક્ત અને વેદના અર્થથી વિભૂષિત એવા એ ભારત–ઇતિહાસનો પર્વસંગ્રહ હવે આપ સાંભળો. ૩૩–૪૦

પહેલું અનુક્રમણિકા પર્વ, બીજું પર્વસંગ્રહ, પછી પૌષ્યપર્વ અને તે પછી પૌલોમપર્વ છે. એ પછી આસ્તીકપર્વ અને આદિઅંશાવતરણપર્વ છે અને એ બાદ રોમાંચકારી ને અદ્ભુત સંભવપર્વ છે. આગળ જતુગૃહદાહપર્વ છે અને એ પછી હિડિમ્બવધપર્વ, બકવધપર્વ અને ચૈત્રરથ પર્વ છે. પછી દેવી પાંચાલીનું સ્વયંવરપર્વ છે અને તે બાદ ક્ષાત્રધર્મથી જય મેળવી કરેલા વિવાહનું વૈવાહિકપર્વ છે. એ પછી વિદુરાગમનપર્વ, પછી રાજ્યલાભપર્વ, પછી અર્જુનનું વનવાસપર્વ અને ત્યાર પછી સુભદ્રાહરણપર્વ-તથા હરણાહરણ પર્વ છે. એ પછી ખાંડવદાહ પર્વ છે, તેમાં મયદર્શનપર્વ છે. પછી સભાક્રિયાપર્વ છે અને એ પછી મંત્ર પર્વ, જરાસંધવધપર્વ અને પછી દિગ્વિજયપર્વ છે. દિગ્વિજયપર્વ પછી રાજસૂયિક પર્વ કહેવાયું છે અને ત્યાર પછી અર્ઘાભિહરણ પર્વ અને પછી શિશુપાલવધ

પર્વ છે. એ પછી દ્યૂતપર્વ કહેવાયું છે અને ત્યાર બાદ અનુદ્યૂતપર્વ છે. પછી આરણ્યક પર્વ અને એ બાદ કિર્મીરવધપર્વ કહેવાયું છે. તે પછી અર્જુનાભિગમન પર્વ જાણવું. એ પછી મહાદેવ અને અર્જુન વચ્ચેના યુદ્ધનું કૈરાતપર્વ છે. એ બાદ ઇન્દ્રલોકાભિગમનપર્વ જાણવું. પછી ધર્મ અને કરુણારસથી યુક્ત નલોપાખ્યાનપર્વ છે. આ પછી બુદ્ધિમાન કુરુરાજ યુધિષ્ઠિરનું તીર્થયાત્રા પર્વ છે અને એમાં જટાસુરવધપર્વ છે. પછી યક્ષયુદ્ધપર્વ છે. પછી નિવાત કવચ યુદ્ધપર્વ છે અને એ બાદ આજગરપર્વ આવે છે. તે પછી માર્કંડેયસમાસ્યાપર્વ કહેવામાં આવ્યું છે. ત્યાર બાદ દ્રૌપદી અને સત્યભામાના સંવાદનું પર્વ છે અને એ બાદ ઘોષયાત્રાપર્વ આવે છે. તેમાં મૃગસ્વપ્નોદ્‌ભવ અને મુદ્‌ગલ ઋષિનું વ્રીહિદ્રૌણિક ઉપાખ્યાન છે. તે પછી ઇન્દ્રદ્યુમ્ન આખ્યાન આવે છે. ત્યાર પછી દ્રૌપદીહરણપર્વ છે, તેમાં જયદ્રથનું વિમોક્ષણ, પતિવ્રતા સાવિત્રીનું અદ્દ્‌ભુત માહાત્મ્ય તથા રામનું ઉપાખ્યાન કહેવાયાં છે. આગળ કુંડલાહરણ પર્વ કહેવાયું છે અને એ પછી આરણેય પર્વ છે. આ પછી વૈરાટપર્વમાં પાંડવોનો પ્રવેશ અને સમયપાલનની કથા છે. આગળ ઉપર ગોગ્રહણપર્વ છે અને પછી અભિમન્યુ અને ઉત્તરાના વિવાહનું પર્વ છે. પછી મહાન અદ્દ્‌ભુત ઉદ્યોગપર્વ અને તે પછી સંજયયાન નામે પર્વ જાણવાં. એ બાદ ધૃતરાષ્ટ્રને ચિંતાથી થયેલા ઉજાગરાનું પ્રજાગરપર્વ છે અને પછી ગૂઢ અધ્યાત્મ દર્શનવાળું સનત્સુજાતપર્વ છે. પછી યાનસંધિપર્વ છે અને એ બાદ ભગવદ્‌યાનપર્વ છે. તેમાં માતલીનું ઉપાખ્યાન, ગાલવચરિત, શ્રીકૃષ્ણનો સભાપ્રવેશ, વિદુલાપુત્રને ઉપદેશ, સાવિત્રી, વામદેવ અને વૈન્ય પરશુરામનાં ઉપાખ્યાનો અને સોળ રાજાઓનાં આખ્યાનો તેમજ ઉદ્યોગ, સૈન્યનિર્યાણ અને વિદ્યોપાખ્યાન છે. તે પછી શ્રીકૃષ્ણ અને કર્ણના વિવાદનું પર્વ છે અને ત્યાર બાદ કુરુ તથા પાંડવની સેનાનું નિર્યાણપર્વ છે. તે પછી રથાતિરથસંખ્યાન નામે પર્વ કહેવાયું છે. તે પછી ક્રોધવૃદ્ધિ કરવાવાળું ઉલૂકદૂતાભિગમનપર્વ અને પછી અંબોપાખ્યાનપર્વ જાણવું. એ પછી અદ્દ્‌ભુત એવું ભીષ્માભિષેચનપર્વ કહેવાયું છે. આગળ જંબૂખંડનિર્માણપર્વ કહેવામાં આવ્યું છે. પછી ભૂમિપર્વ કહેવાયું છે, તેમાં દ્વીપવિસ્તારની કથા છે. પછી ભગવદ્‌ગીતાપર્વ છે અને બાદ ભીષ્મવધપર્વ છે. એ પછી દ્રોણાભિષેકપર્વ, પછી સંશપ્તકવધપર્વ અને પછી અભિમન્યુવધપર્વ કહેવાયું છે. પછી જયદ્રથવધપર્વ, પછી ઘટોત્કચવધપર્વ અને પછી રૂંવાડાં ઊભાં કરે એવું દ્રોણવધપર્વ જાણવું. આ પછી નારાયણાસ્ત્રમોક્ષપર્વ કહેવાયું છે. તે પછી કર્ણપર્વ, પછી શલ્યવધપર્વ, પછી હ્રદપ્રવેશપર્વ અને એ પછી ગદાયુદ્ધપર્વ છે. એ બાદ સારસ્વતપર્વ છે, તેમાં તીર્થો અને વંશોનું કીર્તન છે. પછી અતિ બીભત્સ એવું સૌપ્તિકપર્વ કહેવાયું છે. તે પછી અતિદારુણ ઐષિકપર્વ કહેવાયું છે અને એ પછી જલપ્રદાનિકપર્વ છે. પછી સ્ત્રીવિલાપપર્વ છે અને બાદ કુરુઓની ઉત્તરક્રિયાવાળું શ્રાદ્ધપર્વ જાણવું. તે પછી બ્રાહ્મણરૂપધારી ચાર્વાક રાક્ષસના વધવાળું ચાર્વાકનિગ્રહપર્વ છે. તે પછી ધીમાન ધર્મનું આભિષેચનિકપર્વ છે. એ પછી ગૃહવિભાગપર્વ કહેવામાં આવ્યું છે. આ પછી શાંતિપર્વ છે અને ત્યાર બાદ રાજધર્માનુશાસનપર્વ છે. પછી આપદ્ધર્મપર્વ છે અને પછી મોક્ષધર્મપર્વ કહેવાયું છે. તેમાં શુકપ્રશ્નાભિગમન, બ્રહ્મપ્રશ્નાનુશાસન, દુર્વાસાનો પ્રાદુર્ભાવ અને માયા સાથેનો સંવાદ આવે છે. એ પછી આનુશાસનિકપર્વ જાણવું. તેમાં બુદ્ધિમાન ભીષ્મના સ્વર્ગારોહણનું વર્ણન છે. એ પછી સર્વ પાપને નાશ કરનારું આશ્વમેધિકપર્વ છે. પછી અધ્યાત્મવિષયક અનુગીતાપર્વ જાણવું. પછી

આશ્રમવાસિકપર્વ, પછી પુત્રદર્શનપર્વ અને પછી નારદાગમનપર્વ કહેવાયું છે. એ બાદ ઘોર અને દારુણ એવું મૌસલપર્વ કહેવામાં આવ્યું છે. પછી મહાપ્રાસ્થાનિકપર્વ, પછી સ્વર્ગારોહણ-પર્વ અને પછી જે ખિલ નામે પુરાણ કહેવાય છે એ હરિવંશપર્વ છે. તેમાં વિષ્ણુપર્વ છે અને તેમાં વિષ્ણુની બાળલીલા તેમજ વિષ્ણુએ કરેલા કંસવધનું વર્ણન છે. પછી એ ખિલ પુરાણોમાં-અતિ અદ્ભુત એવું ભવિષ્યપર્વ કહેવામાં આવ્યું છે. આમ મહાત્મા વ્યાસજીએ પૂરાં સો પર્વો કર્યાં છે. સૂતવંશી લોમહર્ષણપુત્રે નૈમિષારણ્યમાં જે અઢાર પર્વ યથાવત્ કહ્યાં હતાં, તે ભારતનો સંક્ષિપ્ત પર્વસંગ્રહ હવે કહીએ. ૭૧–૮૫

પૌષ્ય, પૌલોમ, આસ્તીક, આદિ અંશાવતરણ, સંભવ, જતુગૃહપર્વ, હિડંબવધ, બકવધ, ચૈત્રરથ, દેવી દ્રૌપદીનો સ્વયંવર, ક્ષાત્રધર્મ વડે જય કરીને વૈવાહિકપર્વ, વિદુરાગમન અને રાજ્યલાભ; અર્જુનનો વનવાસ, સુભદ્રાહરણ, હરણાહરણ, ખાંડવદાહ અને મયદર્શન–એ સર્વ પર્વો આદિપર્વમાં કહ્યાં છે. ૮૬–૮૯

પૌષ્યપર્વમાં ઉત્તંકનું માહાત્મ્ય વર્ણવાયું છે. પૌલોમપર્વમાં ભૃગુવંશનો વિસ્તાર કહેલો છે. આસ્તીકપર્વમાં ગરુડ અને સર્વ સર્પોની ઉત્પત્તિ, ક્ષીરસમુદ્રનું મંથન, ઉચ્ચૈઃશ્રવા અશ્વની ઉત્પત્તિ અને સર્પસત્રથી યજન કરતા જનમેજય રાજાના સત્રમાં ભરતવંશી મહાત્માવર્ગ સંબંધી મહાભારતની કથા એ વર્ણવાયાં છે. ૯૦,૯૧

સંભવપર્વમાં રાજગણ તથા બીજા વીરગણ અને મહર્ષિ દ્વૈપાયનની ભિન્ન ભિન્ન પ્રકારની ઉત્પત્તિ, દેવતાઓના અંશાવતાર, દૈત્ય, દાનવ, યક્ષ, સર્પ, ગંધર્વ, પક્ષી તેમજ બીજાં વિવિધ પ્રાણીઓની ઉત્પત્તિ વર્ણવી છે. વળી જેને નામે લોકમાં ભારતવંશ પ્રસિદ્ધ થયો છે અને જેણે મહાતપસ્વી મહર્ષિ કણ્વના આશ્રમમાં દુષ્યન્તથી શકુન્તલામાં જન્મ ધર્યો હતો, તે ભરત-મહારાજનું વૃત્તાંત કહ્યું છે. રાજા શાન્તનુના ઘરમાં ગંગાજીના ગર્ભમાં મહાનુભાવ વસુઓની ઉત્પત્તિ અને તેમનું પુનઃ સ્વર્ગારોહણ એમાં કહ્યાં છે. વળી, તેમાં તે વસુઓના તેજઃસમૂહથી ભીષ્મનો જન્મ, તેમનો રાજત્યાગ, તેમનું બ્રહ્મચર્યવ્રત, તેમનું પ્રતિજ્ઞાપાલન, તેમણે ચિત્રાંગદની કરેલી રક્ષા, ચિત્રાંગદ મરાતાં નાના ભાઈ વિચિત્રવીર્યનું તેમણે કરેલું રક્ષણ અને તેનું રાજ્યગાદી ઉપર કરેલું સ્થાપન, એ આવે છે. અણિમાંડવ્યના શાપથી ધર્મરાજાની નરયોનિમાં ઉત્પત્તિ તથા વરદાનથી શ્રીકૃષ્ણદ્વૈપાયન દ્વારા ધૃતરાષ્ટ્ર અને પાંડુના જન્મ, તેમજ પાંડવોની ઉત્પત્તિ એ એમાંજ કહ્યાં છે. પાંડવોને વારણાવતની યાત્રાએ મોકલવા વિશે દુર્યોધનની મંત્રણા અને પાંડવો પાસે દુર્યોધને કપટી પુરુષને મોકલવો, હિતને અર્થે વિદુરે બુદ્ધિમાન ધર્મરાજને મ્લેચ્છ ભાષામાં હિતોપદેશ, કરવો એ આમાં છે. પછી વિદુરના વચનથી સુરંગ ખોદાવી, લાક્ષાગૃહમાં પાંચ પુત્રોની સાથે સૂતેલી વ્યાધપત્ની અને પુરોચનનું બળી જવું, એ અહીં વર્ણવાયું છે. ઘોર વનમાં પાંડવોને હિડિમ્બાનું દર્શન, મહાબલવાન ભીમથી ત્યાંજ હિડિમ્બનો વધ અને ઘટોત્કચની ઉત્પત્તિ, એ અહીંજ કહેવાયાં છે. અમાપ તેજવાળા મહર્ષિ વ્યાસનું દર્શન અને તેમની આજ્ઞાથી એકચક્રાનગરીમાં બ્રાહ્મણને ઘેર પાંડવોનો અજ્ઞાતવાસ અહીં કહેવામાં આવ્યાં છે. બકરાક્ષસનો વધ અને નગરજનોનું આશ્ચર્ય, કૃષ્ણા અને ધૃષ્ટદ્યુમ્નની ઉત્પત્તિ અને બ્રાહ્મણ પાસેથી વાત સાંભળી પાંડવોએ કુતૂહલને વશ થવું–એ આ પર્વમાં છે. પછી શ્રીવ્યાસજીના વચનથી પ્રેરાયેલા અને દ્રૌપદીને ઇચ્છતા પાંડવોનું સ્વયંવર જોવાની ઇચ્છાથી પાંચાલદેશમાં જવું, ગંગાતીરે અર્જુને અંગારપર્ણ ગંધર્વને જીતવો, તેની સાથે તેની મૈત્રી થવી અને તેને મુખેથી અર્જુને તપતી

વસિષ્ઠ અને ઔર્વનાં ઉત્તમ ઉપાખ્યાનો સાંભળવાં, એ આવે છે. હવે બધા ભાઈઓએ સાથે પાંચાલદેશમાં જવું, પાંચાલનગરમાં સર્વ રાજાઓની વચ્ચે લક્ષ્યભેદ કરીને અર્જુને દ્રૌપદીને મેળવવી અને પરિણામે ઊભા થયેલા મહાયુદ્ધમાં ભીમ અને અર્જુને ક્રોધાન્ધ રાજાઓને તેમજ શલ્ય અને કર્ણને પરાક્રમપૂર્વક જીતવા, એ આ પર્વમાંજ વર્ણવાયું છે. ભીમ અને અર્જુનના આ અસાધારણ અને અદ્વિતીય પરાક્રમને જોઇને 'આ પાંડવો છે' એવી બલરામ અને શ્રીકૃષ્ણને શંકા થવી અને તેમને મળવા માટે કુંભારના ઘેર કરેલા તેમના ઉતારે બલરામ અને શ્રીકૃષ્ણનું જવું, એ એમાં વર્ણવવામાં આવ્યું છે. દ્રૌપદી પાંચે પાંડવોની પત્ની થશે એ વાત સાંભળી દ્રુપદને થઈ પડેલો વિચાર, તેમજ પાંચ ઇન્દ્રોનું અતિ આશ્ચર્યકારી ઉપાખ્યાન અહીં કહેવામાં આવ્યું છે. દ્રૌપદીનો દૈવી અને અમાનવી વિવાહ, ધૃતરાષ્ટ્રપુત્રનું વિદુરને પાંડવો પાસે મોકલવું, વિદુરનું ત્યાં પહોંચવું અને શ્રીકૃષ્ણનાં દર્શન થવાં; એ અહીં આવે છે. ખાંડવપ્રસ્થમાં પાંડવોનો નિવાસ, તેમને અર્ધરાજની પ્રાપ્તિ, નારદજીની આજ્ઞાથી દ્રૌપદીના સંબંધમાં કરવામાં આવેલો સમયનો નિયમ અને સુંદ તથા ઉપસુંદનું ઉપખ્યાન, એ અહીં વર્ણવાયું છે. તે પછી યુધિષ્ઠિર દ્રૌપદી સાથે જે અલગ ઘરમાં વિરાજતા હતા, તેમાં અર્જુને બ્રાહ્મણના હિતાર્થે જવું, તેણે ત્યાંથી અસ્ત્ર લાવી વિપ્રની ગાયનો ઉદ્ધાર કરવો અને પછી નારદજીએ કરેલા નિયમની રક્ષા સારુ તેવીરે વનમાં જવું; એ વિષયો આવે છે. ત્યાં વનવાસના સમયે અર્જુનને રસ્તામાં ઉલૂપી સાથે મેળાપ થવો, પછી તેનું પુણ્યતીર્થોમાં જવું, ચિત્રાંગદાથી બભ્રુવાહનનો જન્મ થવો અને તપસ્વી બ્રાહ્મણોના શાપથી મગરી થયેલી પાંચ સુંદર અપ્સરાઓ અર્જુન દ્વારા શાપમુક્ત થવી; એ વાતો વર્ણવી છે. પ્રભાસતીર્થમાં અર્જુનનો શ્રીકૃષ્ણની સાથે મેળાપ થવો, દ્વારિકામાં ભામિની સુભદ્રાની કામના કરતા અર્જુને શ્રીકૃષ્ણની અનુમતિથી સુભદ્રાને હરણ કરી મેળવવી, પછી દેવકીનન્દન શ્રીકૃષ્ણનું પહેરામણી લઈને ખાંડવપ્રસ્થમાં જવું, સુભદ્રાના ગર્ભમાં ઉત્તમ તેજવાળા અભિમન્યુનો જન્મ થવો; એ હકીકત છે. પછી દ્રૌપદીના પુત્રોની ઉત્પત્તિનું આખ્યાન કહેવામાં આવ્યું છે. હવે જમુનાતીરે વિહાર માટે ગયેલા અર્જુન અને શ્રીકૃષ્ણને ચક્ર અને ધનુષની પ્રાપ્તિ, ખાંડવવનનો દાહ થાય છે, અગ્નિથી મય દાનવ અને સર્પની રક્ષા અને શાંર્ગીના ગર્ભમાં મન્દપાલ નામના મહર્ષિના પુત્રનો જન્મ, એ વર્ણવાયું છે. આ રીતે બહુ વિસ્તારવાળું પ્રથમ આદિપર્વ કહ્યું છે. પરમતેજસ્વી, મહાત્મા અને મહર્ષિ એવા ભગવાન વેદવ્યાસે આ પર્વમાં બસો સત્તાવીશ અધ્યાયો રચ્યા છે અને તેમાં આઠ હજાર, આઠસો ચોરાશી શ્લોકોનું કીર્તન કર્યું છે.૯૨-૧૩૧

પછી અનેક વૃત્તાંતવાળું બીજું સભાપર્વ છે. પાંડવોનું સભાનિર્માણ, કિંકર રાક્ષસોનું દર્શન, દેવલોકને જોનારા નારદજીએ લોકપાલોની સભાનું વર્ણન કરવું, રાજસૂય યજ્ઞનો આરંભ થવો, જરાસંધનો વધ થવો, ગિરિવ્રજમાં કેદ રહેલા રાજાઓનો શ્રીકૃષ્ણે છુટકારો કરવો અને પાંડવોનો દિગ્વિજય થવો એ બધું અહીં કહેવામાં આવ્યું છે. વળી, રાજસૂય મહાયજ્ઞમાં રાજાઓનું ભેટ સાથે આવવું, અર્ઘ્યદાનને પ્રસંગે વાદવિવાદ થવો અને તે વખતે શિશુપાલનો વધ થવો એ અહીં વર્ણવ્યું છે. યજ્ઞનું ઐશ્વર્ય જોઇને દુઃખી અને દ્વેષી થયેલા દુર્યોધનની ભીમ સભાની વચ્ચે હાંસી કરે છે, પરિણામે દુર્યોધનનો ક્રોધ ઊકળે છે અને તેથી તે જુગટું રમવાની ગોઠવણ કરે છે અને દ્યૂતમાં કપટી શકુનિ ધર્મપુત્ર યુધિષ્ઠિરને જીતી લે છે, એ અહીં કહ્યું છે. હવે,

ઘૃતરૂપી દરિયામાં ડૂબેલી તથા પરમદુઃખિત પુત્રવધૂ દ્રૌપદીને મહાબુદ્ધિશાળી ધૃતરાષ્ટ્રે નૌકા-ની જેમ તારવી, તે પાંડવોને ઊગરી ગયેલા જાણીને રાજા દુર્યોધને તેમને ફરીને જૂગટું રમવા નોતરવા અને તેમાં જય મેળવીને તેણે તેમને વનવાસ માટે મોકલવા, એ બધું મહાત્મા વ્યાસે સભાપર્વમાં વર્ણવ્યું છે. હે દ્વિજોત્તમો! એમાં ઈકોતેર અધ્યાયો અને બે હજાર પાંચસો અગિયાર શ્લોકો જાણવા.[૧૩૨-૧૪૨]

આ પછી ત્રીજું મહાન પર્વ તે આરણ્યક આવે છે. મહાત્મા પાંડવો વનવાસ માટે નીકળ્યા ત્યારે નગરજનોનું ધીમાન ધર્મપુત્રની પાછળ જવું, બ્રાહ્મણોના ભરણપોષણ માટે અન્ન અને ઔષધિ સારુ ધૌમ્યના ઉપદેશથી મહાત્મા ધર્મરાજે સૂર્યનું આરાધન કરવું અને સૂર્યના પ્રસાદથી અન્નની પ્રાપ્તિ થવી એ આ પર્વમાં છે. હિતવચન કહેનાર વિદુરનો અંબિકાસુત ધૃતરાષ્ટ્રથી ત્યાગ થવો, એ ત્યજાયેલા વિદુરનું પાંડવો પાસે આવવું અને ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી ફરી પાછું એની પાસે જવું, એ અહીં કહ્યું છે. કર્ણના પ્રોત્સાહનથી દુર્મતિ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન વનમાં રહેલા પાંડવોને મારી નાખવાની યુક્તિ કરે છે, તે દુષ્ટ ભાવ જાણીને વ્યાસજી એકદમ આવે છે અને દુર્યોધનને વનમાં જતો રોકે છે, એ આ પર્વમાં છે. સુરભિનું ઉપાખ્યાન, મૈત્રેયનું આગમન, મૈત્રેયે ધૃતરાષ્ટ્રને ઉપદેશ આપવો તેમજ રાજા દુર્યોધનને શાપ દેવો, એ આ પર્વમાં વર્ણવ્યું છે. પછી ભીમસેને યુદ્ધમાં કિર્મીરનો વધ કરવો, સર્વ યાદવો અને પાંચાલોનું વનમાં આવવું, શકુનિએ પાંડવોને જૂગટામાં છળ કરીને હરાવ્યા છે, એ સાંભળી શ્રીહરિને ક્રોધ થવો, એ અહીં કહ્યું છે. વળી વાસુદેવે અર્જુનને સાંત્વન આપવું, તેમની આગળ પાંચાલીનું કલ્પાંત કરવું તથા તેમણે દુઃખિત દ્રૌપદીને આશ્વાસન આપવું એ બધું આમાં કહેવાયું છે.

વળી અહીંજ એ મહર્ષિએ સૌભવધનું ઉપાખ્યાન કહ્યું છે. પછી શ્રીકૃષ્ણ સુભદ્રાને તેના પુત્ર સાથે દ્વારકામાં લઈ જાય છે, દ્રૌપદીના પુત્રોને ધૃષ્ટદ્યુમ્ન પાંચાલ દેશમાં લઈ જાય છે અને પાંડવો રમણીય દ્વૈતવનમાં પ્રવેશ કરે છે, ધર્મરાજનો કૃષ્ણા સાથે તથા ભીમ સાથે સંવાદ થાય છે એ બધું અહીં કહેવાયું છે. એ પછી વ્યાસજી પાંડવો પાસે આવે છે, તે મહર્ષિ રાજા યુધિષ્ઠિરને 'પ્રતિસ્મૃતિ' નામે વિદ્યા આપે છે અને તેમના ગયા પછી પાંડવો કામ્યકવનમાં જાય છે, એ કહેવામાં આવ્યું છે. હવે દિવ્યાસ્ત્રો મેળવવા સારુ અપરિમિત તેજસ્વી અર્જુનનો પ્રવાસ, કિરાતવેષધારી મહાદેવ સાથે તેનું યુદ્ધ, તેને લોકપાલોનું દર્શન થવું અને અસ્ત્રપ્રાપ્તિ થવી; અસ્ત્રશિક્ષા માટે તેનું ઇન્દ્રલોકમાં જવું અને એ વાત સાંભળીને ધૃતરાષ્ટ્રને અત્યંત ચિંતા થવી એ આવે છે. પછી યુધિષ્ઠિરને પરમાર્થજ્ઞાની બૃહદશ્વ મહર્ષિનાં દર્શન થવાં અને એમની સમક્ષ અત્યંત દુઃખી યુધિષ્ઠિરે કલ્પાંત તથા વિલાપ કરવો-એ બધું વર્ણવવામાં આવ્યું છે. [૧૪૩-૧૬૦]

આમાંજ નલોપાખ્યાન કહેવાયું છે; તેમાં નલનું ચરિત્ર તથા દમયંતીની સ્થિતિ આવે છે. તે જ મહર્ષિ યુધિષ્ઠિરને 'અક્ષહૃદય'ની પ્રાપ્તિ કરાવે છે. પાંડવો પાસે લોમશ ઋષિ સ્વર્ગમાંથી આવે છે વનવાસ સેવતા મહાત્મા પાંડવોને તે અર્જુનની સ્વર્ગમાંની પ્રવૃત્તિ કહે છે અને અર્જુનના સંદેશાથી પાંડવો એ તીર્થોમાં ફરવા નીકળે છે. પછી તીર્થોની ફલપ્રાપ્તિ તથા તેમના પુણ્યનું માહાત્મ્ય એ અહીં કહેવાયું છે. મહર્ષિ નારદની પુલસ્ત્ય તીર્થની યાત્રા, મહાનુભાવ પાંડવોની એ તીર્થની યાત્રા, બે કુણ્ડલો ઉતારી આપીને કર્ણે ઇન્દ્રની પ્રાર્થના પૂરી કરવી અને ગયાસુરની યજ્ઞવિભૂતિ-એ બધાંનું અહીં વર્ણન છે. અગસ્ત્યનું ઉપાખ્યાન, વાતાપિનું ભક્ષણ અને સંતાનપ્રાપ્તિ માટે ઋષિ અગસ્ત્યનું લોપામુદ્રા સાથે

લક્ષ અહીંજ કહ્યું છે. કુમાર બ્રહ્મચારી ઋષ્ય-શૃંગનું ચરિત, મહાવીર્યશાલી જમદગ્નિપુત્ર પરશુ-રામનું ચરિત અને કાર્તવીર્યવધ તથા હૈહયોનો વધ અને પ્રભાસતીર્થમાં પાંડવોનો યાદવો સાથે મેળાપ—એ બધું અહીં વર્ણવાયું છે. ૧૬૧-૧૬૯

તે પછી સુકન્યાનું આખ્યાન, ચ્યવન ભાર્ગવે શર્યાતિના યજ્ઞમાં અશ્વિનીકુમારોને યજ્ઞીય સોમ-પાનમાં ભાગ આપવો ને તેમનાથી ચ્યવન મુનિ-ને નવયૌવન આવવું તેમજ રાજા માન્ધાતાનું ઉપાખ્યાન એ ત્યાંજ વર્ણવાયાં છે. એ પછી જન્તુ રાજાનું ઉપાખ્યાન છે, તેમાં સોમકરાજાએ પુત્રને અર્થે પુત્રને મારીને યજ્ઞ કરવો અને સો પુત્રો મેળવવા એ છે. પછી અત્યુત્તમ એવું શ્યેન-કપોતનું ઉપાખ્યાન છે. તેમાં ઇન્દ્ર, અગ્નિ તથા ધર્મે શિબિરાજાની પરીક્ષા કરી હતી. પછી અષ્ટાવક્રનું ઉપાખ્યાન આવે છે. તેમાં નૈયાયિકો-માં મુખ્ય વરુણપુત્ર બન્દી સાથે જનકરાજાના યજ્ઞપ્રસંગે વિપ્રર્ષિ અષ્ટાવક્ર વિવાદ કરે છે અને તેમાં મહાત્મા અષ્ટાવક્રથી બન્દીની હાર થાય છે; વિજય પછી એ ઋષિ સાગરમાં ડૂબેલા પોતાના પિતાને મેળવે છે. પછી યવક્રીતની કથા, મહાત્મા રૈભ્યનું ઉપાખ્યાન, પાંડવોની ગંધમાદનની યાત્રા અને નારાયણાશ્રમમાં તેમ-નો વાસ, એ બધું વર્ણવ્યું છે. ગન્ધમાદન ઉપર દ્રૌપદી ભીમસેનને સૌગંધિક કમલ લાવી આપ-વા કહે છે, તે લેવા જતાં રસ્તામાં મહાપરાક્રમી ભીમસેનને કેળના ઝુંડની વચમાં વિરાજેલા મહાબલવાન પવનપુત્ર હનુમાનનાં દર્શન થાય છે અને સૌગંધિક કમલને સારુ ભીમ કમલ-સરોવરને ડોહળી નાખે છે—એ બધું અહીં વર્ણવવામાં આવ્યું છે. ૧૭૦-૧૭૮

ત્યાં ભીમને મણિમાન આદિ મહાપરાક્રમી યક્ષો અને રાક્ષસો સાથે મોટું યુદ્ધ થાય છે; ભીમ જટાસુર રાક્ષસનો વધ કરે છે. પછી પાંડવોએ રાજર્ષિ વૃષપર્વ પાસે જવું, આર્ષ્ટિષેણનાશ્રમમાં પાંડવોનું ગમન અને ત્યાં તેમનો વાસ, એ વાત આવે છે. પાંચાલીએ મહાત્મા ભીમને પ્રોત્સા-હન આપવું, ભીમનું કૈલાસ ઉપર ચડવું અને મહાબલવાન મણિમાન આદિ યક્ષો સાથે તેને મહાઘોર યુદ્ધ થવું એ વિષયો અહીંજ છે. અહીં પાંડવોનો કુબેર સાથે મેળાપ થાય છે અને ભાઇઓ પાસે અર્જુન પાછો આવે છે. દિવ્ય અસ્ત્રો મેળવીને ગુરુદક્ષિણા અર્થે સવ્યસાચી અર્જુને ઇન્દ્રને માટે હિરણ્યપુરમાં રહેતા નિવા-તકવચ નામના ઘોર રાક્ષસો સાથે યુદ્ધ કરવું; પૌલોમો અને કાલકેયો સાથેનું તેનું યુદ્ધ અને એ બધાનો તેણે કરેલો વધ—એ અહીં વર્ણવાયું છે. હવે મહારાજ યુધિષ્ઠિરની આગળ બુદ્ધિમાન અર્જુન દિવ્યાસ્ત્રનો પ્રયોગ બતાવવાનો આરંભ કરે છે ત્યાં દેવર્ષિ નારદ તેને તેમ કરતાં રોકે છે. પછી પાંડવો ગંધમાદન ઉપરથી પાછા ઊતરે છે, રસ્તામાં એક ગીચોગીચ વનમાં પર્વત જેવા શરીરવાળો પ્રબળ અજગર ભીમને ગળે છે તે, તથા નહુષના સવાલના જવાબ આપીને યુધિષ્ઠિર ભીમને છોડાવે છે એ હકીકત અહીં કહી છે. તે મહાત્માઓ ફરી કામ્યક વનમાં આવે છે, એ પુરુષવર પાંડવોને ફરી જોવા અર્થે શ્રીકૃષ્ણ કામ્યક વનમાં પધારે છે અને માર્કંડેયસમા-સ્યાને ઘટિત અનેક પ્રકારની કથાઓ કહેવાય છે —એ બધું અહીં છે. ૧૭૯-૧૯૧

એ મહર્ષિ માર્કંડેયે વેનપુત્ર પૃથુરાજનું ઉપાખ્યાન કહેવું, મહાનુભાવ તાર્ક્ષ્ય ઋષિ અને સરસ્વતીનો સંવાદ અને મત્સ્યોપાખ્યાન એ બધું તેમાંજ કહેવામાં આવ્યું છે. માર્કંડેયસમાસ્યા અને પુરાતન કથાઓનું કીર્તન, ઇન્દ્રદ્યુમ્નનું ઉપાખ્યાન, ધુન્ધુમારનું ઉપાખ્યાન, પતિવ્રતાનું ઉપાખ્યાન, અંગિરાનું ઉપાખ્યાન, દ્રૌપદી અને સત્યભામાનો સંવાદ અને પાંડવોનું ફરીથી દ્વૈતવનમાં આવવું, એ વિષયો આવે છે. પછી, ઘોષયાત્રા અને તેમાં દુર્યોધનનું ગંધર્વોને હાથે

બંધાવું, ભોંઠા પડેલા તે મંદબુદ્ધિ દુર્યોધનનો અર્જુન દ્વારા છુટકારો, ધર્મરાજે સ્વપ્નમાં મૃગનું દર્શન કરવું અને પાંડવોનું ફરીને કામ્યક વનમાં જવું એ વસ્તુઓ છે. શ્રીહિદ્રૌણિકનું બહુ વિસ્તારવાળું ઉપાખ્યાન પણ અહીંજ વર્ણવાયું છે.

દુર્વાસાનું આખ્યાન અહીજ કહેવામાં આવ્યું છે. હવે આશ્રમમાંથી જયદ્રથ દ્રૌપદીનું હરણ કરે છે, મહાબલવાન ભીમ વાયુને વેગે તેની પાછળ જાય છે અને તેને પાંચ શિખાવાળો કરે છે. પછી બહુ વિસ્તારવાળું રામાયણનું ઉપાખ્યાન છે; તેમાં શ્રીરામચંદ્ર ભારે પરાક્રમથી રાવણને યુદ્ધમાં મારે છે. પછી સાવિત્રીની કથા પણ આમાંજ આવે છે. અહીં ઇન્દ્રના ઉદ્દેશ અર્થે કર્ણે બે કુંડલો આપી દેવાં; તેથી પ્રસન્ન થઈ ઇન્દ્રે એક પુરુષને મારે એવી કર્ણને શક્તિ આપવી, આરણેય ઉપાખ્યાન, ધર્મરાજે પોતાના પુત્ર યુધિષ્ઠિરને ઉપદેશ આપવો અને વરદાન મેળવીને પાંડવોનું પશ્ચિમ દિશામાં જવું—એ બધા વિષયો ત્રીજા વનપર્વમાં વર્ણવ્યા છે. એમાં બસો ને અગણોતેર અધ્યાયો છે અને અગિયાર હજાર છસો ને ચોસઠ શ્લોકો કહ્યા છે. ૧૯૨–૨૦૫

આ પછી વિરાટપર્વનો વિસ્તાર સાંભળીએ. વિરાટનગરમાં જઈને શ્મશાનમાં વિશાળ શમીવૃક્ષ જોઈ પાંડવો તેના ઉપર અસ્ત્રો રાખે છે; શહેરમાં પ્રવેશીને ગુપ્ત રીતે રહે છે; કામથી મૂઢચિત્ત થયેલો દુષ્ટાત્મા કીચક પાંચાલીને ભોગવવાની ઇચ્છા કરે છે અને ભીમ તેનો વધ કરે છે, એ વાત આ પર્વમાં છે. પાંડવોને શોધી કાઢવા માટે રાજા દુર્યોધન સર્વ દિશાએ ચતુર જાસૂસોને મોકલે છે, તેમને મહાનુભાવ પાંડવોની ભાળ મળતી નથી; ત્રિગર્તની સેના વિરાટરાજની ગાયોનું પ્રથમ હરણ કરે છે, વિરાટરાજને તેની સાથે રોમાંચ ખડાં કરે એવું ઘોર યુદ્ધ થાય છે અને ત્રિગર્ત સેનાને હાથે પકડાઇને લઈ જવાતા વિરાટરાજને ભીમસેન છોડાવે છે, એ હકીકતોનું અહીં વર્ણન છે. પછી પાંડવો-વિરાટનું ગોધન છોડાવે છે, ફરીથી કૌરવો એ ગાયોને હરી જાય છે અર્જુન સર્વ કૌરવોને યુદ્ધમાં પરાજય આપે છે અને પરાક્રમપૂર્વક ગાયો પાછી વાળી લાવે છે. પછી શત્રુનાશન સુભદ્રાપુત્ર અભિમન્યુની પત્ની તરીકે અને અર્જુનની પુત્રવધૂ તરીકે વિરાટ પોતાની પુત્રી ઉત્તરાનું કન્યાદાન કરે છે. એ બધા વિષયોવાળું આ ચોથું વિરાટપર્વ વિસ્તારપૂર્વક કહ્યું. આ પર્વમાં વેદજ્ઞ પરમર્ષિ વ્યાસજીએ પૂરા સડસઠ અધ્યાયો અને બે હજાર ને પચાસ શ્લોકો કહ્યા છે. ૨૦૬–૨૧૬

હવે પાંચમું ઉદ્યોગપર્વ સાંભળીએ. જયની ઇચ્છાવાળા પાંડવો જ્યારે ઉપલવ્યમાં રહેતા હતા, ત્યારે દુર્યોધન અને અર્જુન શ્રીકૃષ્ણ પાસે જાય છે. તેઓ 'આ યુદ્ધમાં આપ સહાય કરીએ' એવી શ્રીકૃષ્ણને પ્રાર્થના કરે છે. 'હે પુરુષવરો! એક બાજુ યુદ્ધ ન કરતાં માત્ર સલાહ આપનારો હું ને બીજી બાજુ અક્ષૌહિણી સેના એ બેમાંથી કોને શું આપું?' એવો મહામતિ શ્રીકૃષ્ણ ઉત્તર આપે છે. અભાગિયો અને દુર્મતિ દુર્યોધન સૈન્ય પસંદ કરે છે અને યુદ્ધથી દૂર રહેવાવાળા છતાં સલાહ આપનારા શ્રીકૃષ્ણને ધનંજય પસંદ કરે છે, એ આમાં વર્ણવાયું છે. ૨૧૭–૨૨૧

પાંડવો પાસે આવતા રાજા મદ્રરાજને માર્ગમાં દુર્યોધન ભેટોથી ભોળવી લે છે, વરદાતા પાસેથી 'મને સહાયતા કરો' એવું દુર્યોધન વરદાન મેળવે છે; અને એ મદ્રરાજ શલ્ય તેને સહાયનું વચન આપી પાંડવો પાસે જાય છે, શાંતિપૂર્વક ઇન્દ્રવિજય કહે છે, એ વિષયો અહીં કહ્યા છે. પાંડવોએ કૌરવો પાસે પુરોહિતને મોકલવો, પાંડવોના પુરોહિતનાં વચનો, ઇન્દ્રવિજયની કથા અને પુરોહિત મોકલવાની આવશ્યકતા જાણીને પ્રતાપવાન ધૃતરાષ્ટ્રે શાંતિ માટે સંજયને દૂત તરીકે પાંડવો તરફ મોકલવો, એ બધું આમાં વર્ણવાયું છે. વાસુદેવ

જેમના નેતા છે એવા પાંડવોના ઉદ્યોગ વિષે સાંભળીને ચિંતાને લીધે ધૃતરાષ્ટ્રની ઊંઘ ઊડી જાય છે, વિદુર, બુદ્ધિશાળી ધૃતરાષ્ટ્ર મહારાજને વિવિધ હિતવાક્યો સંભળાવે છે અને માનસિક તાપથી જળી રહેલા અને શોકાકુલ થયેલા ધૃતરાષ્ટ્રને સનત્સુજાત ઋષિ ઉત્તમ અધ્યાત્મશાસ્ત્ર સંભળાવે છે; એ અહીં કહેવામાં આવ્યું છે. હે વિભુ! સંજય સવારે રાજસભામાં અર્જુન અને શ્રીકૃષ્ણનું ઐકાત્મ્ય કહે છે, દયાપૂર્ણ અને મહામતિ શ્રીકૃષ્ણચન્દ્ર સંધિ કરાવવાની ઇચ્છાએ પોતેજ હસ્તિનાપુરમાં આવે છે, બેઉ પક્ષોના હિતાર્થે તે સંધિ સ્થાપવાની યાચના કરે છે, રાજા દુર્યોધન શ્રીકૃષ્ણની તે વિનંતિને ધરાળ પાછી ઠેલી દે છે એ અહીં વર્ણવ્યું છે. દંભોદ્ભવનું ઉપાખ્યાન અને મહાત્મા માતલીએ પોતાની કન્યા માટે વર ખોળવો એ કથાઓ અહીં વર્ણવાઈ છે. ૨૨૨-૨૩૩

આ પછી મહર્ષિ ગાલવનું ચરિત અને વિદુલાનો પુત્ર પ્રત્યે ઉપદેશ છે; કર્ણ અને દુર્યોધન આદિની દુષ્ટ મંત્રણા જાણીને રાજાઓ આગળ શ્રીકૃષ્ણ પોતાનું યોગેશ્વરપણું બતાવે છે; કર્ણને પોતાના રથમાં બેસાડી શ્રીકૃષ્ણ તેને હિત વિચાર આપે છે અને કર્ણ ગર્વ ને ચાલાકીથી તે હિતકારી વાતનો અસ્વીકાર કરે છે, એ વિષયો છે. હવે અરિનાશન શ્રીકૃષ્ણ હસ્તિનાપુરથી પાંડવો પાસે ઉપપ્લવ્યમાં આવે છે અને પાંડવોને બધા સમાચારો યથાસ્થિત કહે છે. પછી શ્રી હરિનાં વચનો સાંભળીને હિતકાર્યની મસલત કરીને પરંતપ પાંડવો યુદ્ધની સર્વ તૈયારીઓ કરે છે, એ બધું કહેવાયું છે. હસ્તિનાપુરથી યુદ્ધ માટે હાથી, ઘોડા, રથ અને પાયદળની યાત્રા, સૈન્યસંખ્યા, મહાયુદ્ધને આગલે દિવસે દુર્યોધને ઉલૂક નામના દૂતને પાંડવો પાસે મોકલવો, રથ અને અતિરથની સંખ્યા અને છેવટે અંબોપાખ્યાન આમાંજ છે. ભારતનું આ અનેક વૃત્તાંતોવાળું પાંચમું ઉદ્યોગપર્વ થયું, જે સંધિ અને વિગ્રહથી મિશ્રિત છે. હે તપોધનો! ઉદારચિત્ત મહર્ષિ મહાત્મા વ્યાસે આ પર્વમાં એકસો છયાશી અધ્યાય અને છ હજાર, છસો ને અઠાણું શ્લોકો કહ્યા છે. ૨૩૪-૨૪૩

હવે વિચિત્ર અર્થવાળું ભીષ્મપર્વ કહું છું. તેમાં સંજયે જંબૂખંડના નિર્માણની કથા કહી છે, યુધિષ્ઠિરની સેના ઘણી ઉદાસ થાય છે, મહામતિ કૃષ્ણચંદ્ર મોક્ષદર્શી હેતુઓ બતાવી અર્જુનનો મોહથી થયેલો ખેદ દૂર કરે છે, દશ દિવસ ઘોર યુદ્ધ થાય છે, યુધિષ્ઠિરના હિતમાં રમતા ઉદારચિત્ત શ્રીકૃષ્ણરૂપી ભગવાન વિષ્ણુ પોતેજ રથમાંથી એકદમ ઊતરે છે અને નિર્ભય ચિત્તે હાથમાં ચાબુક લઇને ભીષ્મને મારવા જાય છે, એ અહીં વર્ણવ્યુ છે. વાક્યરૂપી ચાબુકના પ્રહારથી શ્રીકૃષ્ણ અર્જુનને આઘાત કરે છે, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, ગાંડીવધારી અને મહાબાણાવળી અર્જુન શિખંડીને યુદ્ધમાં આગળ કરીને, તીખાં બાણો વડે ભીષ્મજીને મારી રથમાંથી પાડે છે અને ભીષ્મ બાણપથારીએ સૂએ છે, એ સર્વ વૃત્તાંતોના વિસ્તારવાળું ભારતનું છઠું ભીષ્મપર્વ વર્ણવ્યું છે. વેદવિદ વ્યાસજીએ આ પર્વમાં એકસો સત્તર અધ્યાયો અને પાંચ હજાર આઠસો ને ચોરાસી શ્લોકો કહ્યા છે.

એ પછી જેમાં અનેક વૃત્તાંતો છે અને જે વિચિત્ર છે તે દ્રોણપર્વ કહું છું. પ્રતાપી દ્રોણાચાર્યનો સેનાપતિપદે અભિષેક થાય છે, 'હું બુદ્ધિમાન યુધિષ્ઠિરને પકડી લાવીશ' એવી મહાન અસ્ત્રવેત્તા દ્રોણાચાર્ય દુર્યોધનને ખુશ કરવા પ્રતિજ્ઞા કરે છે અને સંશપ્તકો અર્જુનને રણભૂમિમાંથી ખસેડી જાય છે; ઇન્દ્ર જેવા પરાક્રમી મહારાજ ભગદત્તને અર્જુન સુપ્રતીક નામના તેના હાથી સાથે યુદ્ધમાં મારે છે. જેને હજી જુવાની પણ ફૂટી નથી એવા એકલા પડેલા શૂરવીર બાળક અભિમન્યુને જયદ્રથ આદિ અનેક

મહારથીઓ ઘેરી વીંધે છે, અભિમન્યુના મરાવાથી ક્રોધથી જળી ઊઠેલો અર્જુન રણભૂમિમાં સાત અક્ષૌહિણી સેનાનો નાશ કરે છે અને જયદ્રથને મારી નાખે છે—એ આ પર્વમાં છે. યુધિષ્ઠિર મહારાજની આજ્ઞાથી અર્જુનને શોધવા સારુ મહાબાહુ ભીમ તથા મહારથી સાત્યકિ દેવતાઓ પણ જેને પાર ન કરી શકે એવી કૌરવસેનામાં પેસે છે; બહાર નીકળીને અર્જુન યુદ્ધભૂમિમાં નવ કરોડ મહાનુભાવ સંશપ્તક વીરોને યમસદન પહોંચાડે છે અને બાકીના સંશપ્તકોને નિઃશેષ કરે છે—એ બધું આ દ્રોણપર્વમાં વર્ણવાયું છે. પછી ધૃતરાષ્ટ્રના પુત્રો, પથ્થરનાં હથિયારોથી લડનારા નારાયણો, યુદ્ધમાં વિચિત્ર રીતે ખેલતા ગોપાળો, અલમ્બુષ, શ્રુતાયુ અને પરાક્રમી જલસંધ તેમજ ભૂરિશ્રવા, વિરાટ, મહારથી દ્રુપદ અને ઘટોત્કચ આદિ અનેક વીરો એ બધા નાશ પામે છે, તે વર્ણવ્યું છે. યુદ્ધમાં દ્રોણાચાર્ય પડતાં અશ્વત્થામા ક્રોધે ભરાઇને ભયાનક આગ્નેય નારાયણાસ્ત્ર પ્રકટ કરે છે. પછી ઉત્તમ રીતે રુદ્રમાહાત્મ્યનું કીર્તન આવે છે. ત્યાં શ્રીવ્યાસજીનું આગમન અને શ્રીકૃષ્ણ તથા અર્જુનના માહાત્મ્યનું વર્ણન છે. આ સર્વ વિષયો ભારતના સાતમા પર્વમાં કહ્યા છે. જે સર્વ પુરુષવર ભૂમિપાલોનો નિર્દેશ કરવામાં આવે છે, તે લગભગ બધાનાજ મૃત્યુવૃત્તાંત આ દ્રોણપર્વમાં છે. તત્ત્વદ્રષ્ટા પરાશરપુત્ર વ્યાસમુનિએ આ દ્રોણપર્વમાં એકસો સિત્તેર અધ્યાયો અને આઠ હજાર નવસો ને નવ શ્લોકો વિચારપૂર્વક કહ્યા છે. ૨૪૪–૨૭૦

હવે પરમઅદ્ભુત કર્ણપર્વ કહેવાય છે. બુદ્ધિમાન મદ્રરાજ શલ્યના સારથિપદે નિમાય છે. પછી ત્રિપુરના પતનનું પૌરાણિક આખ્યાન છે. યુદ્ધમાં જતી વખતે કર્ણ અને શલ્ય વચ્ચે કઠોર સંવાદ થાય છે, ત્યાંજ આક્ષેપ સાથે હંસ તથા કાગડાના આખ્યાનનું કથન છે. પછી મહાત્મા અશ્વત્થામાને હાથે પાંડ્યનો વધ, દંડ અને દંડસેનનો વધ, એ આમાં કહેવાયાં છે. વળી કર્ણ જોડે દ્વૈરથ યુદ્ધ કરતાં સર્વ ચાપધારીઓની સામે મહારાજ યુધિષ્ઠિરના પ્રાણ જવા જેવી સ્થિતિ થાય છે, યુધિષ્ઠિર અને અર્જુન વચ્ચે આપસઆપસમાં ક્રોધ થાય છે, શ્રીકૃષ્ણ અર્જુનને સાંત્વન આપે છે, વૃકોદર ભીમ પ્રતિજ્ઞા પ્રમાણે યુદ્ધમાં દુઃશાસનની છાતી ચીરી લોહી પીએ છે અને દ્વૈરથ યુદ્ધમાં અર્જુન મહારથી કર્ણને મારે છે; એ સર્વ વૃત્તાંતો આઠમા પર્વમાં છે, એમ ભારતના વિચારકોએ કહ્યું છે. આ કર્ણપર્વમાં અગણોતેર અધ્યાયો અને ચાર હજાર નવસો ને ચોસઠ શ્લોકો કહ્યા છે. ૨૭૧–૨૭૯

આ પછી વિચિત્ર અર્થથી યુક્ત એવું શલ્યપર્વ કહેવાય છે. જેના મુખ્ય વીરો મરાયા છે એવા સૈન્યના નેતાપદે મદ્રેશ્વર આવે છે. કૌમારઆખ્યાન અને અભિષેકક્રિયા પછી થયેલાં રથયુદ્ધોનું ક્રમવાર વર્ણન અને મુખ્ય કૌરવોનો વિનાશ એ શલ્યપર્વમાં કહેવાયું છે. વળી, મહાત્મા ધર્મરાજને હાથે શલ્યનું મૃત્યુ થાય છે, યુદ્ધમાં સહદેવ શકુનિનો વધ કરે છે, મોટા ભાગની સેના નાશ પામે છે, થોડુંજ લશ્કર બચે છે ત્યારે દુર્યોધન ધરામાં પેસે છે, એ વર્ણવ્યું છે. પછી પાણી થંભાવીને ત્યાં સંતાઈ રહે છે, એ શિકારીઓ આવીને ભીમસેનને દુર્યોધનના આ સમાચાર આપે છે, ધીમાન ધર્મરાજનાં આક્ષેપયુક્ત વચનોથી ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન ગુસ્સામાં આવી સરોવરની બહાર આવે છે અને ભીમ સાથે દુર્યોધનનું ગદાથી યુદ્ધ શરૂ થાય છે. એ યુદ્ધસંમેલનમાં બલરામનું આગમન થાય છે, પછી સરસ્વતી આદિ તીર્થોની પવિત્રતાનું કીર્તન, રણભૂમિમાં ભીમ સાથે દુર્યોધનનું ઘોર ગદાયુદ્ધ અને યુદ્ધમાં ભયંકર વેગવાળી ગદાથી ભીમે દુર્યોધન રાજાની બેઉ જાંઘો ભાંગી નાખવી—આ બધા વિષયો અદ્ભુત અર્થવાળા

નવમા પર્વમાં વર્ણવાયા છે. કૌરવોના યશનું કીર્તન કરવાવાળા વ્યાસમુનિએ આમાં વિવિધ વૃત્તાંતોથી યુક્ત ઓગણસાઠ અધ્યાયો અને ત્રણ હજાર બસો ને વીસ શ્લોકો વર્ણવ્યા છે.

એ પછી દુઃખદાયી સૌપ્તિકપર્વ કહું છું. પાંડવો રણસ્થલમાંથી ચાલ્યા ગયા પછી જે સ્થાન ઉપર ક્રોધી દુર્યોધન પડયો હતો તે સ્થાને સંધ્યાસમયે કૃતવર્મા, કૃપાચાર્ય અને દ્રોણપુત્ર અશ્વત્થામા એ ત્રણ મહારથીઓ આવે છે. રાજા દુર્યોધનને ભાંગેલી જાંઘવાળો જોઇને તેમજ તેનું સર્વ શરીર લોહીલુહાણ થઇને રણભૂમિ પર પડેલું જોઈને, મહારથી દ્રોણપુત્ર ક્રોધથી રાડગી છોડે છે અને પ્રતિજ્ઞા કરે છે કે, 'ધૃષ્ટદ્યુમ્ન આદિ પાંચાલોને તથા સહચર સાથે સર્વ પાંડવોને મારી ન નાખું ત્યાં સુધી હું મારું કવચ નહિ ઉતારું.' આમ દુર્યોધનરાજાને કહીને તે ત્રણે મહારથીઓ ત્યાંથી નીકળે છે અને સૂર્યાસ્તવેળાએ એક મોટા વનમાં પેસે છે. ત્યાં એક મોટા વડના ઝાડ નીચે તેઓ બેઠા છે, ત્યારે રાતે એક ઘુવડ ખૂબ કાગડાઓને મારી નાખે છે તે તેઓ જુએ છે. તે ઉપરથી પિતાના વધનું સ્મરણ કરીને અશ્વત્થામાએ ક્રોધવશ થઈને સૂતેલા પાંચાલોનો વધ કરવાનો મનમાં વિચાર કરે છે—એ બધું અહીં વર્ણવાયું છે. પછી અશ્વત્થામા પાંડવની છાવણીને બારણે જાય છે, ત્યાં ગગનને છાઇને ઊભા રહેલા, મહાભયંકર આકારવાળા અને જેને જોઈ પણ ન શકાય એવા એક રાક્ષસને તે જુએ છે. તે રાક્ષસ અસ્ત્ર મારવામાં બાધા કરતો હતો એ જોઇને દ્રોણપુત્ર સત્વર વિરૂપાક્ષ રુદ્રની આરાધના કરે છે. પછી વિશ્વાસપૂર્વક સૂતેલા ધૃષ્ટદ્યુમ્ન આદિ પરિવાર સાથે સંપૂર્ણ પાંચાલો અને દ્રૌપદીના પુત્રોને અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્માને સાથે રાખીને સંહારી નાખે છે. આમાં શ્રીકૃષ્ણના કૌશલબળથી માત્ર પાંચ પાંડવો અને મહાચાપધારી સાત્યકિ એટલાજ બચી જાય છે, બાકીના બધા માર્યા જાય છે—એ સર્વ આ પર્વમાં વર્ણવ્યું છે. 'દ્રોણપુત્ર અશ્વત્થામાએજ સૂતેલા પાંચાલોનો વધ કર્યો છે' એવી ખબર ધૃષ્ટદ્યુમ્નનો સારથિ પાંડવોને આપે છે. પુત્રશોકથી દુઃખી થયેલી અને પિતા તથા ભાઇના વધથી સંતાપ પામેલી દ્રૌપદી પાંડવો આગળ અનશન કરીને પ્રાણત્યાગ કરવાના સંકલ્પ સાથે બેસે છે; દ્રૌપદીના વચને કરીને ભયંકર પરાક્રમ કરવાવાળો વીર ભીમ દ્રૌપદીને પ્રસન્ન કરવાની ઇચ્છાએ ગદા લાવી ગુરુ ભારદ્વાજના પુત્ર અશ્વત્થામાની ક્રોધપૂર્વક પૂંઠ લે છે; પછી ભીમસેનના ભયથી અને દૈવની પ્રેરણાથી 'પૃથ્વી અપાંડવ હો' એવું કહીને અશ્વત્થામા અસ્ત્ર છોડે છે, 'એમ ન હોય' એમ બોલી શ્રીકૃષ્ણ અશ્વત્થામાના વાક્યને વારે છે. પાપાત્મા અશ્વત્થામાની દ્રોહબુદ્ધિ જોઈને અર્જુન પોતાના અસ્ત્રથી તેના અસ્ત્રને શાંત કરે છે, દ્રોણપુત્ર અને વ્યાસ પરસ્પર શાપ આપે છે, જયશાળી પાંડવો મહારથી અશ્વત્થામા પાસેથી મણિ મેળવી હર્ષ પામે છે અને તે મણિ દ્રૌપદીને આપે છે. આ સર્વ વૃત્તાંતોવાળું દશમું પર્વ સૌપ્તિકપર્વ કહેવાયું છે. બ્રહ્મવાદી મહાત્મા વ્યાસમુનિએ એમાં અઢાર અધ્યાયો. અને આઠસો ને સિત્તેર શ્લોકો રચ્યા છે. વ્યાસજીએ ઉત્તમ તેજવાળાં સૌપ્તિક અને ઐષિક એ બે પર્વો આ પર્વમાં જોડી દીધાં છે. ૨૮૦-૩૧૧

હવે કરુણરસથી પૂર્ણ સ્ત્રીપર્વ કહેવામાં આવે છે. પુત્રશોકથી શેકાઈ રહેલા અને ભીમસેનનો વિનાશ કરવાની ઇચ્છાવાળા આંધળા રાજા ધૃતરાષ્ટ્ર શ્રીકૃષ્ણે આણેલી લોઢાની મજબૂત પ્રતિમાને ભેટી ભાંગી નાખે છે. પછી શોકથી સંતપ્ત થયેલા બુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર રાજાને વિદુર મોક્ષદર્શક હેતુઓ વડે બુદ્ધિપૂર્વક સંસારની ગહનતા બતાવીને તેને છે. આશ્વાસન આપે છે. શો! ધૃતરાષ્ટ્ર અંતઃપુરની સ્ત્રીઓની સાથે કૌરવે

રણસ્થલ ઉપર જાય છે. એ બધું અહીં કહેવામાં આવ્યું છે. ત્યાં વીરપત્નીઓ અતિકરુણ વિલાપ કરે છે, ગાંધારી અને ધૃતરાષ્ટ્ર એ બેઉને ક્રોધ અને મોહ થાય છે, ક્ષત્રિયાણીઓ યુદ્ધમાં પીઠ ન બતાવનારા પોતાના શૂરા પુત્રો, ભાઈઓ અને પિતૃઓને રણમાં મરેલા જુએ છે. પુત્ર અને પૌત્રોના વધથી દુઃખી થયેલી ગાંધારીના ક્રોધને શ્રીકૃષ્ણ શાંત કરે છે, ધર્મિષ્ઠોમાં શ્રેષ્ઠ એવા મહાબુદ્ધિશાળી ધર્મરાજ યુદ્ધમાં મરેલા રાજાઓને શાસ્ત્રાનુસાર અગ્નિદાહ આપે છે. રાજાઓને જલાંજલિથી તર્પણ કરવાનું શરૂ થતાં કુન્તીએ 'કર્ણ ગુપ્તભાવથી જન્મેલો મારો પુત્ર છે' એવી વાત કહે છે—એ બધું આમાં વર્ણવાયું છે. પરમર્ષિ વ્યાસજીએ કહેલું આ શોક અને વિકલતા લાવનારું તથા સજ્જનોનાં મનને વિહ્વલ કરી આંસુ પડાવનારું અગિયારમું સ્ત્રીપર્વ છે. ભારતના આ આખ્યાનમાં ધીમાન વ્યાસદેવે આ પર્વમાં સત્તાવીસ અધ્યાયો અને સાતસો પંચોતેર શ્લોકો કહ્યા છે.૨૧૨-૨૨૪

આ પછી જ્ઞાનની વૃદ્ધિ કરનારું બારમું શાંતિપર્વ છે. ધર્મરાજ યુધિષ્ઠિરને પિતૃઓ, ભાઈઓ, પુત્રો, સંબંધીઓ અને મામાઓ આદિનો ઘાત કરાવ્યાને કારણે ગ્લાનિ થાય છે; શરશય્યા ઉપર સૂતેલા ભીષ્મદેવ તત્ત્વજિજ્ઞાસુ રાજાઓએ અવશ્ય જાણવા યોગ્ય એવો રાજધર્મ યુધિષ્ઠિરને સંભળાવે છે. તે દ્વારા કાળના હેતુઓને બતાવતા આપદ્ધર્મો કહે છે. જે જાણીને પુરુષ રૂડી રીતે સર્વજ્ઞત્વ પામે છે તે બહુ વિસ્તૃત ને વિચિત્ર મોક્ષધર્મો ભીષ્મદેવ યુધિષ્ઠિરને સમજાવે છે, એ બધું આ શાંતિપર્વમાં કહ્યું છે. જ્ઞાનીઓને પ્રિય એવું આ બારમું શાંતિપર્વ કહેવાયું. હે તપોધનો! આ પર્વમાં ત્રણસો ને આડત્રીસ અધ્યાયો અને ચૌદ હજાર સાતસો ને ત્રીસ શ્લોકો કહેવામાં આવ્યા છે. ૨૨૫-૨૩૦

હવે ઉત્તમ અનુશાસનપર્વ જાણીએ. ભાગીરથીપુત્ર ભીષ્મજી પાસેથી ધર્મનો નિશ્ચય જાણી કુરુરાજ યુધિષ્ઠિર સ્વસ્થ થાય છે. ધર્મ અને અર્થ સંબંધી સંપૂર્ણ વ્યવહાર, વિવિધ પ્રકારનાં દાનોનાં ભિન્નભિન્ન ફળ, દાન આપવા યોગ્ય ખાસ પાત્રો, દાનનો ઉત્તમ વિધિ, સત્યની પરમ ગતિ, ગાય અને બ્રાહ્મણનું માહાત્મ્ય, દેશ અને કાલના ભેદ પ્રમાણે ધર્મોનું રહસ્ય અને ભીષ્મની સ્વર્ગપ્રાપ્તિ, એ બધું આમાં વર્ણવ્યું છે. આ અનેકવિધ વૃત્તાંતોવાળું ઉત્તમ અનુશાસનપર્વ છે. ધર્મનિર્ણયકારી આ તેરમા પર્વમાં એકસો છેતાળીશ અધ્યાયો અને આઠ હજાર શ્લોકો કહ્યા છે. ૨૩૧-૨૩૭

આ પછી આશ્વમેધિક નામનું ચૌદમું પર્વ કહ્યું છે. સંવર્ત અને મરુત્તનું સુંદર ઉપાખ્યાન, સુવર્ણકોશની પ્રાપ્તિ, ને અસ્ત્રાગ્નિથી પહેલાં બળી ગયેલા પણ શ્રીકૃષ્ણથી ફરી સજીવન પામેલા પરીક્ષિતનો જન્મ, એ અહીં કહ્યાં છે. અર્જુન યજ્ઞને માટે છૂટા મૂકેલા ઘોડાનું અનુસરણ કરે છે, ઠેકઠેકાણે ક્રોધી રાજાઓ સાથે યુદ્ધો કરે છે, અને ચિત્રાંગદ રાજાની પુત્રિકા ચિત્રાંગદાથી થયેલા પોતાના પુત્ર બભ્રુવાહન સાથેના સંગ્રામમાં તેની પ્રાણ જવા જેવી સ્થિતિ થાય છે. પછી અશ્વમેધ મહાયજ્ઞમાં નકુલનું ઉપાખ્યાન કહેવાય છે. આમ એ સર્વ વૃત્તાંતોવાળું અદ્ભુત આશ્વમેધિકપર્વ કહ્યું છે. તત્ત્વદર્શી વ્યાસજીએ એમાં એકસો ને ત્રણ અધ્યાય અને ત્રણ હજાર ત્રણસો ને વીસ શ્લોકો રચ્યા છે. ૨૩૮-૨૪૪

હવે આશ્રમવાસિક નામનું પંદરમું પર્વ કહેવાય છે. એમાં ગાંધારી સાથે રાજા ધૃતરાષ્ટ્ર અને વિદુર વનમાં જાય છે. તેમને ગયેલા જોઈને ગુરુજનોની સેવામાં તત્પર એવાં કુન્તાજી પુત્રનું રાજ્ય છોડીને તેમની પાછળ જાય છે. ત્યાં રાજા ધૃતરાષ્ટ્ર પરલોકવાસી થયેલા પુત્રો, પૌત્રો અને બીજા વીર રાજાઓને ફરી આવેલા જુએ છે. શ્રીકૃષ્ણદ્વૈપાયન ઋષિની કૃપાથી આ

અનુત્તમ અતિ આશ્ચર્ય જોઈ ધૃતરાષ્ટ્ર ગાંધારી સાથે શોકમુક્ત થઈ પરમસિદ્ધિને પામે છે; ત્યાં વિદુર ધર્મનો આશ્રય કરી સુગતિ મેળવે છે. જિતેન્દ્રિય, વિદ્વાન અને ગવલ્ગણના પુત્ર સંજય પણ પ્રધાનો સાથે પરમગતિ પામે છે. ધર્મરાજ યુધિષ્ઠિર નારદનાં દર્શન કરે છે અને એમને મોંએથી યદુઓનો મહાન સંહાર સાંભળે છે. આ મહા અદ્ભુત એવું આશ્રમવાસિકપર્વ કહ્યું છે. તત્ત્વદર્શી વ્યાસજીએ આ પર્વમાં બેતાળીસ અધ્યાય અને એક હજાર પાંચસો છ શ્લોક રચ્યા છે. ૩૪૫-૩૫૩

આ પછી આ દારુણ મૌસલપર્વ જાણીએ. રણભૂમિમાં જે લોકો સહેજે શસ્ત્રાસ્ત્રોના આઘાત સહી લેતા હતા, તે સર્વ પુરુષશ્રેષ્ઠ યાદવો બ્રહ્મશાપરૂપી દંડથી પીડાઇને, દૈવના દોર્યા, ખારા સમુદ્રના તટ ઉપર, મદિરા પીવાની સભામાં મદિરાપાનથી ઉન્મત્ત થયા અને એરકા તૃણરૂપી વજ્રોના આઘાતથી એકબીજાને મારી નાખી નાશ પામ્યા—એ આમાં વર્ણવાયું છે. આ પ્રકારે શ્રીબલરામ અને શ્રીકૃષ્ણ એ બન્નેએ યદુવંશનો સર્વનાશ કરી, પોતે પણ સર્વસંહારી મહાકાલનું ઉલ્લંઘન કરી શક્યા નહિ. પછી નરશ્રેષ્ઠ અર્જુન દ્વારકામાં આવ્યો અને તેને યાદવો વિનાની થયેલી જોઇને ખૂબ ખેદ પામ્યો. તેણે પોતાના મામા નરશ્રેષ્ઠ વસુદેવનો અગ્નિસંસ્કાર કર્યો અને સુરાપાનની સભામાં યદુવંશી વીરોનો મહાન વિનાશ થયેલો જોયો. પછી તેણે બલરામજી, શ્રીકૃષ્ણચન્દ્ર અને મુખ્ય મુખ્ય યાદવોનાં શરીરોને અગ્નિદાહ આપ્યો. બાલ, વૃદ્ધ અને સર્વજનોને દ્વારકામાંથી લઈ આવતી વખતે રસ્તામાં અર્જુનને ઘોર આપત્તિ આવી અને ત્યારે તેણે ગાંડીવનો પરાભવ અને સર્વ દિવ્ય અસ્ત્રોની અપ્રસન્નતા જોયાં. પછી યાદવસ્ત્રીઓનો નાશ અને પ્રભાવની અનિત્યતા જોઈને તે ખૂબ ખેદ પામ્યો અને યુધિષ્ઠિર પાસે જઈ વ્યાસજીના વાક્યથી પ્રેરાઇ સંન્યાસની અભિલાષા બતાવી. આ સોળમું પર્વ મૌસલપર્વ કહેવાય છે. તત્ત્વદર્શી વ્યાસમુનિએ આ પર્વમાં આઠ અધ્યાય અને ત્રણસો વીસ શ્લોકો કહ્યા છે.

તે પછી મહાપ્રાસ્થાનિક નામનું સત્તરમું પર્વ કહેવાયું છે. પુરુષવર પાંડવોએ રાજ્યનો પરિત્યાગ કરી દેવી દ્રૌપદી સાથે મહાપ્રસ્થાન આદર્યું. ત્યાં લાલ સમુદ્રને તટે આવી તેમણે અગ્નિનાં દર્શન કર્યાં. અહીં અગ્નિની પ્રેરણાથી અર્જુને તે મહાત્માને પોતાનું દિવ્ય અને ઉત્તમ ગાંડીવ ધનુષ્ય સત્કારપૂર્વક આપ્યું. આગળ સર્વ ભાઈઓ અને દ્રૌપદીને એક પછી એક પડતાં જોઈને યુધિષ્ઠિર તેમને મૂકીને અને કોઈનેય ન જોતાં આગળજ ચાલ્યા. આ સત્તરમું મહાપ્રાસ્થાનિકપર્વ છે. તત્ત્વદ્રષ્ટા વ્યાસજીએ એમાં ત્રણ અધ્યાયો અને ત્રણસો ને વીસ શ્લોકો કહ્યા છે.

આ પછી અમાનુષી આશ્ચર્યવાળું દિવ્ય સ્વર્ગારોહણપર્વ જાણવું. મહાપ્રાજ્ઞ ધર્મરાજે દયાપૂર્ણ હૃદયે, સ્વર્ગથી આવેલા દૈવી રથમાં પોતાના સાથી કૂતરા વિના બેસવાની ઇચ્છા ન કરી. મહાત્મા યુધિષ્ઠિરની આવી અચળ ધર્મનિષ્ઠા જોઈને ધર્મે કૂતરાનું રૂપ છોડી યુધિષ્ઠિરને ધર્મરૂપે દર્શન આપ્યું. પછી ધર્મની સાથે યુધિષ્ઠિર સ્વર્ગમાં ગયા, એટલે દેવદૂતે યુધિષ્ઠિરને યુક્તિથી નરક તથા ભારે વિપુલ યાતનાઓ બતાવ્યાં. ધર્માત્મા યુધિષ્ઠિરે ત્યાં પોતાના ભાઇઓની કરુણ વાણી સાંભળી. તે પછી ઇન્દ્રજી અને ધર્મરાજ એ બંનેએ 'ઐશ્વર્યભોગનું આ રૂપ છે' એમ કહી, પોતાની આજ્ઞામાં વર્તનારાઓનો પ્રદેશ યુધિષ્ઠિરને બતાવ્યો. પછી આકાશગંગામાં સ્નાન કરીને અને માનુષશરીરને ત્યજીને, તે ધર્મરાજ પોતાના ધર્મ વડે મેળવેલા દેવલોકમાંના સ્થાને ગયા અને દેવરાજ તથા બીજા દેવગણોથી પૂજાતા તે પરમાનન્દ ભોગવવા લાગ્યા. બુદ્ધિમાન વ્યાસદેવે આ સર્વ વિષયો અઢારમા

અધ્યાયમાં કહ્યા છે. હે તપોધનો! પરમર્ષિ વ્યાસજીએ આમાં પાંચ અધ્યાયો અને ખસો નવ શ્લોકો વર્ણવ્યા છે. ૩૫૪-૩૭૮

આ રીતે પૂરાં અઢાર પર્વો છે. એ પછી ખિલ (પરિશિષ્ટ) ભાગમાં હરિવંશ અને ભવિષ્યપર્વ કહેવાયાં છે. મહર્ષિ વ્યાસે એમાં બાર હજાર શ્લોકો કહ્યા છે. આમ મહાભારતના સર્વ પર્વનો સંગ્રહ મેં કહી સંભળાવ્યો. અઢાર અક્ષૌહિણી સેના યુદ્ધને નિમિત્તે એકઠી થઈ હતી અને અઢાર દિવસો સુધી મહાદારુણ યુદ્ધ થયું હતું.

જે કોઈ બ્રાહ્મણ ચારે વેદ, વેદાંગ અને સંપૂર્ણ ઉપનિષદોને જાણતો હોય, છતાં આ મહાભારતનું આખ્યાન ન જાણતો હોય, તો તે વિચક્ષણ ન થઈ શકે. અમાપ બુદ્ધિવાળા વ્યાસદેવજીએ મહાભારતને અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને મહા ધર્મશાસ્ત્ર તરીકે નિર્દેશ્યું છે. જેમ નરકોકિલનું કૂજન સાંભળ્યા પછી કાગડાનો કર્કશ સૂર સાંભળવો ગમતો નથી, તેમ આ ઉપાખ્યાન સાંભળ્યા પછી બીજું કંઈ સાંભળવાની ઇચ્છા રહેતી નથી. જેમ પંચભૂતોમાંથી ત્રણ પ્રકારના લોકોની ઉત્પત્તિ થાય છે, તેમ આ ઉત્તમ ઇતિહાસમાંથી કવિત્વબુદ્ધિ ઊપજે છે. જેમ આકાશમાં ચાર પ્રકારની પ્રજાઓ રહે છે, તેમ હે દ્વિજો! આ ઉપાખ્યાનમાં સંપૂર્ણ પુરાણ રહે છે. જેમ ઇન્દ્રિય સમસ્તનો આધાર મનની વિચિત્ર ક્રિયાઓ છે, તેમ સર્વ ક્રિયાઓ અને ગુણોનો આધાર આ ઉપાખ્યાન છે. જેમ ભોજન વિના શરીરના ધારણનો કોઈ બીજો ઉપાય નથી, તેમ આ ઉપાખ્યાનના આશ્રય વિનાની એકે કથા આ ભૂમંડલમાં નથી. જેમ ઉન્નતિની ઇચ્છાવાળા સેવકો કુલીન રાજાઓનું શરણ લે છે, તેમ સર્વ કવિવરો આ મહાભારતાખ્યાનનું શરણ લે છે. જેમ પવિત્ર ગૃહસ્થાશ્રમ કરતાં બાકીના ત્રણ આશ્રમો ચડિયાતા નથી, તેમ આ કાવ્ય કરતાં બીજા કોઈ કવિની કવિતા વિશેષ નથી. સતત ઉદ્યોગી રહો, તમારી બુદ્ધિ ધર્મમાં જ હો, કેમકે એ એક ધર્મ જ પરલોકનો મિત્ર છે. ધન, સ્ત્રી આદિને ચતુર જનોએ સેવ્યાં હોય, તો પણ તે આપણાં પોતીકાં થતાં નથી ને સ્થિરતાને પામતાં નથી. કૃષ્ણદ્વૈપાયનના ઓઠરૂપી પુટમાંથી નીકળેલું આ અજોડ, પુણ્ય, પવિત્ર, પાપહારી અને કલ્યાણમય મહાભારત વંચાતું હોય ત્યારે જે એનું શ્રવણ કરે છે, તેને પુષ્કરતીર્થના જલમાં સ્નાન કરવાનું પ્રયોજન શું હોય? બ્રાહ્મણ દિવસને વખતે ઇન્દ્રિયોથી પાપ કરે તો સાયંકાલે મહાભારતનું કીર્તન કરવાથી તે તે પાપથી મુક્ત થાય. મન, વચન અને વાણીથી તે જે પાપ રાતે કરે, તે પ્રાતઃકાલે મહાભારતનું આખ્યાન કરવાથી છૂટી જાય. વેદવેત્તા પંડિત બ્રાહ્મણને સોનાનાં શિંગડાંવાળી સો ગાયોનું જે દાન કરે છે, તેને અને જે પુણ્યપવિત્ર આ ભારતકથાને નિત્ય સાંભળે છે તેને, એમ બેઉને સરખોજ ફળલાભ થાય છે. જેમ માણસો નૌકા વડે વિસ્તીર્ણ સાગરને સુખપૂર્વક પાર કરી શકે છે, તેમ આ પર્વસંગ્રહને પહેલાં સાંભળીને તે દ્વારા તે અનુત્તમ અને મહાઅર્થોવાળા મહાન આખ્યાનરૂપી સમુદ્રને સુખથી પાર કરી શકે છે. ૩૭૯-૩૯૧

**ઇતિ શ્રીમહાભારતમાં આદિપર્વાન્તર્ગત પર્વસંગ્રહપર્વમાં અધ્યાય ૨ જો સમાપ્ત**

## પર્વસંગ્રહપર્વ સમાપ્ત



# पौष्य पर्व

## अध्याय ३ जो

'જનમેજયને સરમાનો શાપ, ધૌમ્યના શિષ્યોની કથા, ઉત્તંક તથા પૌષ્યનું ચરિત્ર

॥ सौतिरुवाच ॥

जनमेजयः पारिक्षितः सहभ्रातृभिः कुरुक्षेत्रे दीर्घसत्रमुपास्ते ॥ तस्य भ्रातरस्त्रयः श्रुतसेन उग्रसेनो भीमसेन इति ॥ तेषु तत्सत्रमुपासीनेष्वागच्छत्सारमेयः ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ–પરીક્ષિતપુત્ર જનમેજયે પોતાના ભાઇઓની સાથે કુરુક્ષેત્રમાં દીર્ઘ યજ્ઞનું અનુષ્ઠાન કર્યું. તેના શ્રુતસેન, ઉગ્રસેન અને ભીમસેન એ ત્રણ ભાઇઓ હતા. તેઓ તે યજ્ઞના અનુષ્ઠાનમાં બેઠા હતા, ત્યારે એક કૂતરો ત્યાં આવી પહોંચ્યો. જનમેજયના ભાઇઓએ તેને મારવાથી તે રડતો રડતો પોતાની માતા પાસે ગયો. માતાએ તે રોતા કૂતરાને કહ્યુંઃ ' કેમ રુએ છે ? તને કોણે માર્યો ? ' તેણે માતાને જવાબ આપ્યોઃ 'જનમેજયના ભાઇઓએ મને માર્યો છે.' માતાએ વળી કહ્યુંઃ 'મને લાગે છે, તેં કંઈ અપરાધ કર્યો હશે; તેથી તને માર્યો હશે.' તેણે ફરીને કહ્યુંઃ 'મેં કશો દોષ કર્યો નથી. મેં હવિપદાર્થોને જોયા સરખાયે નથી, તેમ ચાટ્યાયે નથી.' તે સાંભળીને પુત્રદુઃખથી દુઃખી થયેલી તેની માતા સરમા તે સત્રમાં ગઈ, જ્યાં જનમેજય ભાઇઓ સાથે દીર્ઘયજ્ઞ કરતો હતો. ક્રોધપૂર્વક તેણે જનમેજયને કહ્યુંઃ 'આ મારા પુત્રે કશો અપરાધ કર્યો નથી, તેણે હવિદ્રવ્યોને જોયાંયે નથી તેમ ચાટયાં પણ નથી તો તેને માર્યો કેમ ?' તેમણે કશો ઉત્તર આપ્યો નહિ, એટલે એણે તેમને કહ્યુંઃ 'આ નિર્દોષને તમે માર્યો છે, તેથી તમને અણચિંતવ્યો ભય આવી પડશે.' દેવની કૂતરી સરમાએ આમ કહ્યું, એટલે જનમેજય અતિ ગભરાયો અને ખિન્ન થયો. ૧-૧૦

પછી તે યજ્ઞની સમાપ્તિ થતાં, જનમેજયે હસ્તિનાપુર આવીને એવા યોગ્ય પુરોહિતની શોધ કરવાનો ભારે પ્રયત્ન કર્યો, કે જે પોતાને લાગેલા શાપને શાંત કરી શકે. કોઈ એક દિવસ મૃગયાએ નીકળેલા પરીક્ષિતસુત જનમેજયે પોતાના રાજ્યના કોઈ એક પ્રદેશમાં એક આશ્રમ જોયો. ત્યાં શ્રુતશ્રવા નામે કોઈ ઋષિ વસતા હતા. તેમને તપસ્યામાં પ્રીતિવાળો સોમશ્રવા નામે પુત્ર હતો. તેમના તે પુત્રની પાસે જઇને પરીક્ષિતપુત્ર જનમેજયે તેને પુરોહિતપદ લેવા પ્રાર્થના કરી. તે ઋષિને પ્રણામ કરીને તે બોલ્યોઃ 'હે ભગવન્! આપનો પુત્ર મારો પુરોહિત થાઓ.' જનમેજયે આમ કહ્યું, ત્યારે તેમણે તેને ઉત્તર આપ્યોઃ 'હે જનમેજય! સર્પિણીમાં જન્મેલો, મહાતપસ્વી, સ્વાધ્યાયસંપન્ન અને મારા તપોવીર્યવાળો આ મારો પુત્ર મારું વીર્ય પી જનારી એક સર્પિણીની કૂખે જન્મ્યો છે. એક મહાદેવના શાપ સિવાય એ તારા સર્વ શાપોને શાંત કરવા સમર્થ છે. પણ એને એક ગૂઢ વ્રત છે કે, કોઈ બ્રાહ્મણ એની પાસે જે કંઈ માગે, તે તેને આપવું જોઇશે. આ વ્રત પૂરું કરવાની તારી હિંમત હોય, તો એને લઈ જા.' તેમણે આમ કહ્યું, ત્યારે જનમેજયે તેમને ઉત્તર વાળ્યોઃ 'હે ભગવન્! તે એમજ થશે.' પછી તે પુરોહિતને લઇને પાછો રાજનગરમાં આવી જનમેજય ભાઈઓ પ્રત્યે બોલ્યોઃ 'મેં આમને ઉપાધ્યાય તરીકે પસંદ કર્યા છે. તે જે કંઈ કહે તે તમારે વગરવિચારે પૂરું કરવું.' જનમેજયે આમ કહ્યું એટલે તેના ભાઈઓ તે પ્રમાણે વર્તવા લાગ્યા. તે પોતે ભાઇઓને આજ્ઞા દઇને તક્ષશિલા તરફ ગયો અને તે દેશને તેણે પોતાના વશમાં આણ્યો.

એ વખતે આપોદ ધૌમ્ય નામે એક ઋષિ હતા. તેમને ત્રણ શિષ્યો હતાઃ ઉપમન્યુ,

ણિ અને વેદ. એ ત્રણમાંથી તેમણે પાંચાલ દેશના રહેવાવાળા આરુણિ શિષ્યને આજ્ઞા કરી, 'ક્યારડીએ જા, પાળ બાંધ.' ઉપાધ્યાયની આમ આજ્ઞા મળી એટલે તે પાંચાલ્ય આરુણિ તે ક્યારડીએ ગયો, પણ પાળ ન બાંધી શક્યો. તેને ક્લેશ થયો. અંતે તેને એક ઉપાય સૂઝ્યો. 'બસ, એમજ કરીશ' એમ કહી તે ક્યારડીની તૂટેલી પાળ આગળ પોતે સૂઈ ગયો અને એ રીતે પાણી ત્યાં રોકાઇ રહ્યું. ૨૧–૨૪

પછી કંઇ વારે ઉપાધ્યાય આપોદ ધૌમ્યે શિષ્યોને પૂછ્યું: 'પાંચાલ્ય આરુણિ ક્યાં ગયો છે?' તેમણે જવાબ આપ્યો: 'ભગવન્! આપેજ એને આજ્ઞા આપી છે ને, કે ક્યારડીએ જા ને પાળ બાંધ!' શિષ્યોએ આમ કહ્યું, ત્યારે ઋષિએ તેમને ફરી કહ્યું: 'તો તો આપણે બધા તે જ્યાં ગયો છે ત્યાં જઇએ.' ત્યાં જઇને ઋષિએ તેને બોલાવવા હાંક મારી, 'હે આરુણિ! હે પાંચાલ્ય! બેટા! તું ક્યાં છે? હવે આવી રહે.' ઉપાધ્યાયનું તે વચન સાંભળીને તે આરુણિ તે ક્યારડામાંથી એકદમ ઊભો થયો અને ઉપાધ્યાય પાસે આવી બોલ્યો: 'આ રહ્યો હું, ભગવન્! ક્યારડામાંથી નીકળતું પાણી રોકાતું નહોતું, એટલે તે ખાળવા સારુ હું પોતેજ ત્યાં સૂઈ ગયો હતો. આ આપની બૂમ સાંભળીને હું એકદમ ક્યારડાને ભેદીને આપ ભગવાન પાસે આવ્યો છું. તો હું ભગવાનને વંદન કરું છું. ભગવન્! આજ્ઞા આપો. મારે શું કરવાનું છે?' તેણે આમ કહ્યું, એટલે ઉપાધ્યાયે વળતું કહ્યું: 'તું ક્યારડાને ઉપરથી ભેદીને આવ્યો છે, એટલે હવે તારું નામ ઉદ્દાલક રહેશે.' આ પ્રમાણે ઉપાધ્યાયે તેને પ્રસન્ન થઇને કહ્યું: 'તેં મારું વચન પૂરેપૂરું પાળ્યું છે, એટલે તારું કલ્યાણ થશે, તને સર્વ વેદોનો અને સર્વ ધર્મશાસ્ત્રોનો પ્રકાશ મળશે.' ઉપાધ્યાયે તેને આમ કહ્યું પછી તે ઉદ્દાલક આરુણિ પોતાના ઇષ્ટ દેશે ગયો. ૨૫–૩૩

હવે તેજ આપોદ ધૌમ્યને ઉપમન્યુ નામે એક બીજો શિષ્ય હતો. ઉપાધ્યાયે તેને આજ્ઞા આપી: 'બેટા ઉપમન્યુ! ગાયનું રખવાળું કર.' ઉપાધ્યાયની આજ્ઞા પ્રમાણે તે ગાયોનું રક્ષણ કરવા લાગ્યો. દિવસ આખો તે ગાયને ચારતો ને સાંજે તે ગુરુગૃહે આવી ઉપાધ્યાયની સંમુખ ઊભો રહી નમસ્કાર કરતો. ઉપાધ્યાયે તેને હૃષ્ટપુષ્ટ જોઈ પૂછ્યું: 'બેટા ઉપમન્યુ! તું શું ખાય છે, કે તું આવો જબ્બર જાડો થયો છે?' તેણે ઉપાધ્યાયને કહ્યું: 'હું ભિક્ષાથી ગુજારો કરું છું.' ઉપાધ્યાયે તેને વળતું કહ્યું: 'મને અર્પણ કર્યા વિના તારાથી ભિક્ષા ન જમાય.' ઉપાધ્યાયે આમ કહ્યું એટલે તે ભિક્ષા લાવીને ગુરુને અર્પણ કરતો. તે ગુરુજી પણ તે બધીજ ભિક્ષા લઈ લેતા. 'ભલે' એમ કહીને ફરી તે ઉપમન્યુ દિવસે ગાયોનું રખોપું કરતો અને સાંજને ટાણે ગુરુકુલમાં આવી ગુરુની આગળ ઊભો રહી નમસ્કાર કરતો. આમ છતાંય ઉપાધ્યાયે તેને પહેલાંના જેવો જ જાડો જોયો, એટલે તેને પૂછ્યું: 'બેટા ઉપમન્યુ! તારી આખીયે ભિક્ષા હું લઈ લઉં છું, તો પછી તું શું ખાય છે?' ઉપાધ્યાયે આમ કહ્યું, ત્યારે ઉપમન્યુએ ઉત્તર આપ્યો: 'હે ભગવન્! આપને પહેલી ભિક્ષા અર્પણ કરી દઉં છું, એ પછી ફરી વાર ભિક્ષા માગી લાવી જીવનગુજારો કરું છું.' ઉપાધ્યાયે ફરી કહ્યું: 'ગુરુકુલમાં રહેનારને આ ન છાજે. ભિક્ષા ઉપર જીવનારા બીજાઓના ભરણપોષણમાં તું આમ આડ ઘાલે છે, તેથી તું લોભિયો ઠરે છે.' ઉપમન્યુએ કહ્યું: 'ત્યારે હવે એમ કરીશ નહિ.' ફરી તે ગાયોનું રખવાળું કરતો ને સાંજે ઉપાધ્યાયને ઘેર પાછો આવી ગુરુની સમક્ષ ઊભો રહી નમન કરતો. હજીય તેને એવો ને એવોજ જાડો જોઈને ઉપાધ્યાયે તેને કહ્યું: 'દીકરા ઉપમન્યુ! તારી બધીજ ભિક્ષા હું લઈ લઉં છું, તું બીજી વાર ભિક્ષા માગવા પણ જતો નથી, છતાં તું હજીય

ઘણો જાડો છે, તો પછી તું શું ખાય છે?' ૩૩-૪૪

ઉપાધ્યાયે આ પ્રમાણે કહ્યું એટલે ઉપમન્યુએ ઉત્તર આપ્યો: 'આ ગાયોનું દૂધ પી હું આજીવિકા ચલાવું છું.' ઉપાધ્યાયે તેને કહ્યું: 'મારી આજ્ઞા વિના તું આ દૂધનો ઉપયોગ કરે એ તારે માટે ઉચિત નથી.' 'બહુ સારું'—એમ કહી ઉપમન્યુ ગાયોનું રખોપું કરી ઉપાધ્યાયને ઘેર પાછો આવી ગુરુ સામે ઊભો રહી પ્રણામ કરતો. આમ છતાં, તેને હજુયે જાડો જોઈને ગુરુએ કહ્યું: 'દીકરા ઉપમન્યુ! તું ભિક્ષાનું જમતો નથી, બીજી ભિક્ષા લાવતોય નથી અને તું દૂધ પણ પીતો નથી, છતાં તું જાડોજ છે. તો તું શું ભોજન લે છે?' ઉપાધ્યાયે આમ કહ્યું, ત્યારે તે બોલ્યો: 'હે પ્રભુ! આ વાછરડાંઓ પોતાની ગોમાતાના આંચળને ધાવતાં ધાવતાં જ ફીણ બહાર કાઢે છે તે હું પીઉં છું.' ઉપાધ્યાયે તેને કહ્યું: 'આ ગુણવાન વાછરડાંઓ તારા ઉપર કરુણા કરીને ખૂબ ફીણ બહારે કાઢે છે, તેથી તું એ ફીણ પીને એ વાછરડાંના જીવનનિર્વાહને અડચણ કરે છે, તો તારે એ ફીણ પણ પીવું ન જોઈએ.' 'સારું' એમ કહીને તે ફરી ગાયો ચારવા ગયો. આ રીતે તે મનાઈ પામ્યો હતો, એટલે તે ન ભિક્ષા ખાતો, ન બીજી ભિક્ષા માટે જતો, ન દૂધ પીતો અને ન તે ફીણ પીતો. હવે એક વાર અરણ્યમાં ભૂખથી પીડા પામી તેણે આકડાનાં પાંદડાં ખાધાં. તે ખારાં, તીખાં, કડવાં, લૂખાં અને પચતાં પેટમાં અગન ઊઠે એવાં આકડાંનાં પાન ખાવાથી તેની આંખોએ ઝાળ લાગી અને તે આંધળો થયો. આંધળો થયેલો તે વનમાં ફરતો ફરતો કૂવામાં પડી ગયો. જ્યારે સૂર્ય અસ્તાચલ ઉપર આવ્યો, ત્યારે ઉપાધ્યાયે શિષ્યોને કહ્યું: 'હજી ઉપમન્યુ આવ્યો નથી?' તેમણે કહ્યું: 'ગાયો ચારવા તે વનમાં ગયો છે.' ગુરુએ તેમને કહ્યું: 'મેં ઉપમન્યુને ભોજનનો બધી રીતે નિષેધ કર્યો છે, એટલે ચોક્કસ તે ગુસ્સે થયો હશે; એટલેજ આટલી વાર થવા છતાં પાછો આવ્યો નથી, તો એની ખોળ કરીએ.' એમ કહીને ગુરુ શિષ્યોની સાથે અરણ્યમાં ગયા અને તેને બોલાવવા બૂમ પાડી: 'હે ઉપમન્યુ! તું ક્યાં છે? હે વત્સ! તું અહીં આવ.' ગુરુનું વચન સાંભળીને તેણે જવાબ આપ્યો: 'હું આ કૂવામાં પડ્યો છું.' ઉપાધ્યાયે પૂછ્યું: 'તું કેવી રીતે આ કૂવામાં પડ્યો?' તેણે ઉત્તર આપ્યો: 'આકડાનાં પાંદડાં ખાવાથી હું આંધળો થઈ ગયો છું, તેથી કૂવામાં પડ્યો છું.' 'દેવોના વૈદ્ય અશ્વિનીકુમારોની તું સ્તુતિ કર, તેઓ તને આંખે દેખતો કરશે.' એમ ગુરુએ તેને કહ્યું, એટલે ઉપમન્યુ ઋગ્વેદનાં વચનો વડે અશ્વિનીકુમાર દેવોની સ્તુતિ કરવા લાગ્યો:

'હે અશ્વિનીકુમારો! તમે સૃષ્ટિનીય પહેલાં હતા અને હિરણ્યગર્ભરૂપથી પ્રથમ ઉત્પન્ન થાઓ છો. તમેજ વિચિત્ર પ્રપંચાકારે પ્રકાશી રહ્યા છો. દેશ, કાળ અને વસ્તુકૃત વિભાગથી રહિત એવા અનંત છો, તો હું વાણી અને તપ દ્વારા તમને આત્મસ્વરૂપમાં પામવા ઇચ્છું છું. તમે વૃત્તિ અને ચૈતન્યનું રૂપ ધારણ કરીને પ્રકાશી રહ્યા છો. તમેજ શરીરરૂપી વૃક્ષ ઉપર પંખીની જેમ આરોહણ કરી રહ્યા છો. તમે પ્રકૃતિગત વિક્ષેપશક્તિથી અખિલ વિશ્વને સરજો છો. તમે સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોથી અતીત છો અને વાણી તથા મનને અગોચર છો. તમે અમાપ છો, તમે જ્યોતિર્મય અને સંગરહિત છો, લય પામતા જગતના અધિષ્ઠાનરૂપ છો અને છતાં શ્રમ તથા ક્ષયથી તમે રહિત છો. તમે સુંદર નાકવાળા અર્થાત્ શારીરિક ધર્મવાળા છો, છતાં તમે નિશ્ચય કાલના વિજેતા છો. તમે સૂર્યને ઉત્પન્ન કરી દિવસ અને રાત્રિરૂપી શુક્લ અને કૃષ્ણ તંતુઓથી વર્ષરૂપી વસ્ત્ર વણી રહ્યા છો. એ વર્ષરૂપ વસ્ત્ર વડે તમે વેગપૂર્વક દેવમાર્ગ તથા પિતૃમાર્ગ સ્થાપિત કરો છો—અર્થાત્ કર્મફલ ભોગવવા માટે લોકોના માર્ગ બનાવો છો. હે

અશ્વિનો! પરમાત્માની કાલશક્તિથી ગળાયેલા જીવરૂપી પક્ષીને મોક્ષરૂપી મહાસૌભાગ્ય દેવા સારુ તમે મુક્ત કરો છો. રાગાદિ વિષયોમાં જકડાઈ રહેલા મહા મૂર્ખાઓ જ્યાં સુધી ઇન્દ્રિયોને અધીન રહી ફસાઇ રહે છે, ત્યાં સુધી તેઓ તમને શરીરરૂપે સમજે છે. દિવસરાત્રિરૂપી ત્રણસો ને સાઠ ગાયો સર્વને ઉપજાવનાર અને સર્વને નાશ કરનાર એક વર્ષરૂપી વાછરડાને જન્મ આપે છે. તત્ત્વના જિજ્ઞાસુઓ એ વાછરડાની સહાયથી વિવિધ ક્રિયાઓમાં તત્ત્વજ્ઞાનરૂપી× દૂધ દોહી લે છે. હે અશ્વિનીકુમારો! તે વર્ષરૂપી વાછરડાને ઉત્પન્ન કરનાર તમેજ છો. વર્ષરૂપી એક નાભિ ( અંદરનું ચક્ર ) માં અહોરાત્રરૂપી સાતસો ને વીસ આરાઓ બાર માસરૂપી પ્રધિઓ ( મધ્યનું ચક્ર )ને અવલંબી રહ્યા છે. આ અનિયત, માયામય અને અક્ષય કાલરૂપી ચક્રના તમે ચલાવનાર છો. એ કાલચક્ર આ લોક અને પરલોકની સમસ્ત પ્રજાઓને સ્પર્શી રહ્યું છે. મેષાદિ રાશિઓરૂપી બાર આરાવાળું, ષડૃતુરૂપી છ નાભિઓવાળું અને વર્ષરૂપી એક આંક (અક્ષ)વાળું તેમજ કર્મફલરૂપી આધારવાળું જે એક ચક્ર છે, કાલના અધિષ્ઠાતા દેવલોકો પણ જેમાં રહેલા છે, તે કાલચક્રમાંથી હે અશ્વિનીકુમારો! તમે મને છોડાવો. જન્માદિ દુઃખથી હું અતિ ખેદ પામેલો છું. હે અશ્વિનીકુમારો! તમે સર્વ પ્રપંચાત્મક છો; તમે સર્વ કર્મ અને તેનાથી મળતા આ લોક તથા પરલોકના ભોગરૂપ છો. તમે આકાશાદિ સર્વ પ્રપંચને તમારામાં અંતર્હિત કરો છો. તમેજ અનાદિ અવિદ્યાદોષથી ભોગ્ય એવા પદાર્થોમાં ઇન્દ્રિયસંયોગ કરીને પરમસુખથી વિચરો છો અને વળી તમે પરબ્રહ્મરૂપી છો. હે અશ્વિનીકુમારો! તમે પહેલાં દશ દિશા, સૂર્ય અને આકાશને રચ્યાં. એ સૂર્યે કરેલી દિશાઓ અને કાળને અનુસરી ઋષિઓ વેદવિહિત સર્વ કર્મો કરે છે અને દેવો તથા મનુષ્યો પોતાના અધિકાર અનુસાર ઐશ્વર્ય ભોગવે છે. તમે પાંચ તન્માત્રા રચી છે અને તેમની પરસ્પર મેળવણી કરીને તમે વિવિધ પ્રકારના પદાર્થો ઉપજાવ્યા છે, તેમાંથી આ ચૌદ ભુવનોની સૃષ્ટિ થઈ છે. દેહ, ઇન્દ્રિય અને બુદ્ધિરૂપી વિકારને વશ થઇને સર્વ જીવો વિષયને ભોગવી રહ્યા છે. દેવતા, મનુષ્ય અને પશુ આદિ સઘળાં આ પૃથ્વીનો આશ્રય કરી રહ્યાં છે. હે પ્રસિદ્ધ અશ્વિનીકુમારો! હું તમારી પૂજા કરું છું. તમે ઉત્પન્ન કરેલા અનંત આકાશનાં કાર્યોની પણ હું પૂજા કરું છું. કર્મફળ વિના દેવલોકોના મનોરથો પણ કોઈ કાર્યમાં સિદ્ધ થતા નથી. તમે એ કર્મફળના ઉપજાવનાર છો, તમે નિત્યમુક્ત છો. યુવાન માતપિતા મુખથી અન્નરૂપી ગર્ભને મેળવે છે. એ અચેતન દેહ જનનેન્દ્રિય દ્વારા પ્રસવ પામે છે. જન્મતાં વાર તે માતાને ધાવવા માંડે છે. તમેજ આ પ્રવૃત્તિના ચાલક છો. હે અશ્વિનીકુમારો! માર્ગમાં મૂઢ બનેલો એવો હું આંખ વિનાનો તમારી ગુણોએ કરીને સ્તુતિ કરવાને સમર્થ નથી. હું આ ભયંકર કૂવામાં પડયો છું અને શરણ્ય એવા તમારે શરણે હું આવ્યો છું. ૪૫–૬૮

ઉપમન્યુએ આ પ્રમાણે સ્તુતિ કરી, તેથી બન્ને અશ્વિનીકુમાર તે સ્થાને આવ્યા અને બોલ્યાઃ 'અમે તારી સ્તુતિથી પ્રસન્ન થયા છીએ. તારે માટે આ માલપૂડો છે તે તું ખા.' અશ્વિનીકુમારે તેને આમ કહ્યું, ત્યારે તેણે જવાબ આપ્યોઃ 'હે ભગવન્! આપ અસત્ય તો નજ બોલો; પણ ગુરુજીને અર્પણ કર્યા વિના હું માલપૂડો નહિજ ખાઉં.' અશ્વિનીકુમારે કહ્યુંઃ 'તારા ગુરુએ પહેલાં અમારી સ્તુતિ કરી હતી અને અમે પ્રસન્ન થઇને એને આવો માલપૂડો

× विविदिषंति यज्ञेन तपसादानेनानाशकेन।
નિષ્કામ એવા યજ્ઞ, તપ, દાન અને અનશન વડે તત્ત્વજિજ્ઞાસા પ્રાપ્ત કરે છે.

આપ્યો હતો. તેણે તો તેના ગુરુને અર્પણ કર્યા વિનાજ તે ખાઈ લીધો હતો; તો તું પણ તારા ગુરુએ કર્યું હતું તેમ કર.' આમ કહેવામાં આવ્યું, ત્યારે તે બોલ્યોઃ 'હે અશ્વિનીકુમારો! હું તમને વિનયપૂર્વક કહું છું કે, ગુરુને અર્પણ કર્યા વિના મારાથી માલપૂડો ન ખાઈ શકાય.' અશ્વિનીકુમારે તેને કહ્યુંઃ 'તારી આવી ગુરુભક્તિથી અમે પ્રસન્ન થયા છીએ. તારા ગુરુને તો લોઢા જેવા કાળા દાંત છે, પણ તારા દાંત તો સોનાના થશે. તું નેત્રવાન થશે અને તારું મંગલ થશે.' ૬૯-૭૩

અશ્વિનીકુમારોએ આ પ્રમાણે કહ્યું, એટલે ઉપમન્યુ સુંદર નેત્રો પામ્યો. તે ગુરુ પાસે ગયો. તેણે તેમને પ્રણામ કર્યા અને આખો વૃત્તાંત કહી સંભળાવ્યો. ગુરુ એ સાંભળી પ્રસન્ન થઈ બોલ્યાઃ 'સર્વ વેદો અને સર્વ ધર્મશાસ્ત્રોનો તને પ્રકાશ મળશે.' આમ ગુરુભક્ત ઉપમન્યુની કસોટી થઈ.

હવે આપોદ ધૌમ્યનો વેદ નામે એક ત્રીજો શિષ્ય હતો. ગુરુએ તેને આજ્ઞા આપીઃ 'બેટા વેદ! તું અહીં મારા ઘરમાં થોડો વખત રહે, સેવા કર, તારું કલ્યાણ થશે.' 'બહુ સારું' એમ કહીને વેદ લાંબા વખત સુધી ગુરુકુલમાં ગુરુની સેવા કરતો રહ્યો. ગુરુએ વેદને હંમેશાં બળદની જેમ કામમાં જોતરી રાખ્યો. તેણે પણ ટાઢ, તડકો, ભૂખ અને તરસ આદિ સર્વ દુઃખો સહન કર્યાં. તે તો હંમેશાં અનુકૂળ જ રહ્યો. પછી લાંબે ગાળે ગુરુ તેના ઉપર પ્રસન્ન થયા અને તેને ગુરુપ્રસાદથી કલ્યાણ અને સર્વજ્ઞતા મળ્યાં. આ રીતે વેદની પણ પરીક્ષા થઈ હતી.× તે પછી ઉપાધ્યાયની આજ્ઞા મેળવીને તેણે ગુરુકુલમાંથી સમાવર્તન લીધું અને ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો. ૭૪-૮૦

ગૃહસ્થાશ્રમમાં રહેતા એ વેદને ત્રણ શિષ્યો થયા. 'કર્મ કરો ને ગુરુસેવા કરો' એવું કશુંય તે પોતાના શિષ્યોને કહેતો નહિ. કેમકે ગુરુકુલવાસનાં દુઃખોથી તે પૂરો પરિચિત હતો અને શિષ્યોને તે ક્લેશ આપવો ઇચ્છતો નહોતો. હવે કોઈ એક વાર જનમેજય અને પૌષ્ય એ બે ક્ષત્રિયોએ વેદની ઉપાધ્યાયપદ માટે વરણી કરી. એક દિવસ વેદને યજ્ઞ કરાવવાને કામે જવાનું થયું. એટલે તેણે ઉત્તંક નામના પોતાના શિષ્યને આજ્ઞા કરીઃ 'હે ઉત્તંક! હું ઇચ્છું છું કે, આપણા ઘરમાં જે કાંઈ ઊણપ હોય તે તારે પૂરી કરવી.' આમ ઉત્તંકને આજ્ઞા આપીને વેદ પ્રવાસે ગયો. હવે સેવાપરાયણ ઉત્તંક ગુરુની આજ્ઞા પાળતો ગુરુકુલમાં રહ્યો. તે આમ રહેતો હતો તે વખતે, ગુરુના ઘરની બધી સ્ત્રીઓએ એકઠી થઈને તેને બોલાવી કહ્યુંઃ 'હે ઉત્તંક! તારા ઉપાધ્યાયની પત્ની ઋતુમતી થઈ છે, ઉપાધ્યાય પ્રવાસે ગયા છે; તેથી તેની આ ઋતુ વિફળ ન જાય એવું કર, કેમકે તે ખેદ કરે છે.' તે સ્ત્રીઓએ આ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે જવાબ આપ્યોઃ 'સ્ત્રીઓને વચને મારે આ અકાર્ય કરવાનું ન હોય. તેમજ ગુરુએ પણ મને એવી આજ્ઞા આપી નથી કે મારે આવું કુકાર્ય કરવું.' ૮૧-૮૭

પછી કેટલાક વખત પછી ગુરુ તે પ્રવાસેથી પાછા ઘેર આવ્યા. ગુરુ તે બધું વૃત્તાંત અશેષ જાણીને પ્રસન્ન થયા અને બોલ્યાઃ 'દીકરા

---

× શિષ્યે ગુરુનું અતિ અલ્પ કાર્ય હોય અને તે પોતાના દેહત્યાગથી થાય એમ હોય તો તેમ કરીને પણ કરવું, એ ઉદ્દાલકની પરીક્ષાનું તાત્પર્ય છે. અત્યંત આવશ્યક એવા આહારાદિકનો પણ ગુરુએ નિષેધ કર્યો હોય, તો તેનો પણ ત્યાગ કરવો એ ઉપમન્યુની પરીક્ષાનું તાત્પર્ય છે. અયોગ્ય કાર્યમાં ગુરુએ યોજના કરી હોય અને તે કાર્ય કરતાં પોતે ટાઢ-તાપથી પીડાતો હોય તો પણ શિષ્યે ખેદ કરવો નહિ; પરંતુ આ મારા ઉપર ગુરુનો અનુગ્રહ છે એમ માનીને વર્તવું એ વેદની પરીક્ષાનું તાત્પર્ય છે.

શિષ્યે સેવાની ઇચ્છા નહિ રાખનારા ગુરુને ધનથી સંતોષ આપવો. ગુરુને માટે યત્ન કરતા શિષ્ય ઉપર દેવતાઓ પણ દયા કરે છે. એ દર્શાવવા હવે ઉત્તંકની આખ્યાયિકા કહે છે.

ઉત્તંક! તારું શું ભલું કરું? તેં ધર્મપૂર્વક મારી સેવા કરી છે, તેથી આપણી પ્રીતિ પરસ્પર ગાઢ થઈ છે. તો હું તને આજ્ઞા આપું છું કે, તું ઘેર જા અને તારી સર્વ કામનાઓ સફળ થાઓ.' ઉપાધ્યાયે આમ કહ્યું ત્યારે તેણે ઉત્તર આપ્યો: 'હું આપનું શું વળતું પ્રિય કરું? કહ્યું છે કે જે અધર્મથી ભણાવે છે અને જે અધર્મથી ભણે છે (દક્ષિણા સ્વીકાર્યા વિના જે ભણાવે છે અને દક્ષિણા આપ્યા વિના જે ભણે છે) તે બેમાંથી એકનું મૃત્યુ થાય છે અને બન્નેમાં પરસ્પર દ્વેષભાવ થાય છે. તેથી આપની આજ્ઞા પામેલો હું આપને ઇષ્ટ હોય એવી ગુરુદક્ષિણા આપવા પ્રયત્ન કરું.' તેણે આમ કહ્યું, એટલે ઉપાધ્યાયે ઉત્તર આપ્યો: 'વત્સ ઉત્તંક! તો તો તું હમણાં અહીંજ રહે.' ૮૮-૯૨

પછી થોડાક દિવસો બાદ ઉત્તંક ઉપાધ્યાય પાસે જઈ બોલ્યો: 'હે ભગવન્! આજ્ઞા આપો. આપ ગુરુજીને માટે શી ઇષ્ટ દક્ષિણા લાવું?' તેણે ઉપાધ્યાયને આમ કહ્યું, એટલે ઉપાધ્યાયે કહ્યું: 'વત્સ ઉત્તંક! ગુરુદક્ષિણામાં શું લાવું? એમ તું મને વારંવાર પૂછયા કરે છે. તો જા, ઉપાધ્યાયપત્નીને જઈને પૂછ કે, શું લાવું? તે જે કહે તે તું આણી આપ.' ઉપાધ્યાયે આમ કહ્યું, એટલે તેણે ગુરુપત્નીને પૂછ્યું: 'હે ભગવતી! ગુરુશ્રીએ મને ઘેર જવાની આજ્ઞા આપી છે, તો ઇષ્ટ ગુરુદક્ષિણા આપી હું ઋણમુક્ત થવા ઇચ્છું છું. હે દેવી! તો આજ્ઞા આપો, ગુરુદક્ષિણામાં હું શું લાવું?' તેણે ગુરુપત્નીને આ પ્રમાણે કહ્યું, ત્યારે તેણે ઉત્તંકને કહ્યું: 'તું રાજા પૌષ્યની ક્ષત્રાણીએ ધારણ કરેલાં બે કુંડલોની ભિક્ષા માગવા તે રાજા પાસે જા અને તે લઈ આવ. ચોથે દિવસે પુણ્યકવ્રત છે. તે બે કુંડલો ધારણ કરી, વિભૂષિત થઈ, હું બ્રાહ્મણોને ભોજન પીરસવા ઇચ્છું છું. તો તું તે મેળવી લાવ. એમ કર્યેજ તારું કલ્યાણ થશે, નહિ તો તારું શ્રેય કોઈ રીતે થનાર નથી.' ગુરુપત્નીએ આમ કહ્યાથી ઉત્તંક ત્યાં જવા નીકળ્યો. રસ્તે જતાં તેણે એક વિશાળકાય આખલો જોયો અને તેના પર એક મહાકાય પુરુષ બેઠો હતો. તે પુરુષે ઉત્તંકને કહ્યું: 'હે ઉત્તંક! આ આખલાનું તું છાણ ખા.' તેણે આ પ્રમાણે કહ્યું, તોયે ઉત્તંકે તે ખાવાની ઇચ્છા ન કરી. તે પુરુષે તેને ફરી કહ્યું: 'હે ઉત્તંક! તું છાણ ખાઈ લે, વિચાર ન કર. તારા ગુરુએ પણ પહેલાં એ ખાધું છે.' તે પુરુષે આમ કહ્યું, એટલે ઉત્તંકે 'સારું' એમ કહીને તે આખલાનું છાણ અને મૂતર ખાધુંપીધું અને ઊઠીને ઉતાવળો ઉતાવળો રસ્તે ચાલતાં ચાલતાં જલનું આચમન કરી તે આગળ ચાલવા લાગ્યો. ૯૩-૧૦૧

પછી ઉત્તંક જ્યાં ક્ષત્રિયવર પૌષ્ય હતો ત્યાં આગળ ગયો. ઉત્તંકે તેને આસન ઉપર બેઠેલો જોયો. ઉત્તંકે તેની પાસે જઇને તેને આશીર્વાદોથી અભિનંદન આપ્યાં. તે બોલ્યો: 'હું ભિક્ષાર્થે આપની પાસે આવ્યો છું.' પૌષ્યે તેને અભિવંદન કરી કહ્યું: 'હે ભગવન્! હું પૌષ્ય છું. કહો, મારે શું કરવાનું છે?' તેણે કહ્યું: 'આપનાં ક્ષત્રિયાણી જે બે કુંડલો ધારણ કરે છે, તે હું ગુરુદક્ષિણાઅર્થે યાચવા આવ્યો છું. તો આપે તે આપવાં ઘટે.' પૌષ્યે તેને કહ્યું: 'અંતઃપુરમાં જઈ રાણી પાસે માગો.' પૌષ્યે આમ કહેતાં, ઉત્તંક અંતઃપુરમાં ગયો, પણ ક્ષત્રાણી તેના જોવામાં આવી નહિ. તેણે પૌષ્યને ફરીથી કહ્યું: 'આમ જૂઠું કહીને આપે મને ઠગવો ન ઘટે. અંતઃપુરમાં આપનાં રાણી નથી. મેં એમને જોયાં નહિ.' તેણે આ પ્રમાણે કહ્યું, ત્યારે પૌષ્યે ક્ષણ વાર વિચાર કરીને ઉત્તંકને કહ્યું: 'ચોક્કસ તમે એઠા હશો. યાદ કરો. એઠા અને અપવિત્ર થયેલા માણસને તે ક્ષત્રાણીનાં દર્શન સંભવતાં નથી. તે પતિવ્રતા છે, એટલે અપવિત્ર માણસને તે દર્શન આપતી નથી.' આમ કહેવામાં આવતાં, ઉત્તંકે સ્મરણ કરી કહ્યું: 'હા, આવતી

વખતે મેં એકાએક ઊભા થઇને ચાલતાં ચાલતાં આચમન કર્યું હતું.' પૌષ્યે તેને કહ્યું: 'એજ આપની ભૂલ થઈ છે. ઊભાં ઊભાં કે ચાલતાં ચાલતાં આચમન કરાય નહિ.' ઉત્તંકે તેને કહ્યું: 'સત્ય વાત છે.' પછી તેણે પૂર્વ દિશાએ મોં રાખી, પોતાના હાથ, પગ અને મોંને સારી રીતે ધોયાં; પછી ફીણ વગરનું શીતલ તથા હૃદય સુધી પહોંચે એવું પાણી કશાય અવાજ વિના ત્રણ વાર પીધું, તેમજ બે વાર ઓઠનું માર્જન કરી જલ વડે ઇન્દ્રિયોને સ્પર્શ કરી આચમન કર્યું. પછી તે અંતઃપુરમાં ગયો. ત્યાં તેણે ક્ષત્રાણીને જોઈ. ઉત્તંકને જોઇને તે ઊભી થઈ. નમસ્કાર કરી અને તેને આવકાર આપી તેણે કહ્યું: 'હે ભગવન્! આજ્ઞા આપો, મારે શું કરવાનું છે?' ઉત્તંકે તેને કહ્યું: 'આપ આ બે કુંડલો મને ગુરુદક્ષિણા અર્થે ભિક્ષામાં આપવા યોગ્ય છો.' રાણી તેના એ સદ્ભાવથી પ્રસન્ન થઈ. આ યોગ્ય પાત્ર છે અને એની પ્રાર્થનાનો અસ્વીકાર કરવો જોઇએ નહિ; એમ વિચારી તેણે કાનોમાં-થી કુંડળો ઉતારીને ઉત્તંકને આપ્યાં. પછી તેણે કહ્યું: 'જુઓ, નાગરાજ તક્ષક આ કુંડળોની ખૂબ કામના કરે છે, એટલે અતિ સાવચેતીથી એને લઈ જજો.' રાણીએ આમ કહેવાથી, ઉત્તંકે તેને કહ્યું: 'ભગવતી! આપ નિશ્ચિંત રહેજો. નાગરાજ તક્ષક મને હરાવી શકે એમ નથી.' આમ કહી રાણીની રજા લઈને, તે પૌષ્ય પાસે આવ્યો અને તે બોલ્યોઃ 'હે પૌષ્ય! હું પ્રસન્ન થયો છું.' પૌષ્યે તે ઉત્તંકને ઉત્તર આપ્યોઃ 'હે ભગવન્! સુપાત્ર માણસ લાંબે ગાળે મળે છે. આપ ગુણવાન અતિથિ છો. તો મને શ્રાદ્ધ કરવાની ઇચ્છા થાય છે. આપ ક્ષણ વાર થોભો.' ઉત્તંકે તેને કહ્યું: 'વારુ, રોકાઈ જાઉં છું. જે કાંઈ અન્ન તૈયાર હોય તે આપ તરત લાવો.' 'સારું' એમ કહીને પૌષ્યે જે અન્ન તૈયાર હતું તે મંગા-વી એને જમાડ્યો. હવે તે અન્નને વાળવાળું ને ટાઢું જોઈને, તે અપવિત્ર છે એમ સમજીને, ઉત્તંકે પૌષ્યને કહ્યું: 'તું મને અપવિત્ર અન્ન આપે છે, તેથી તું આંધળો થશે.' પૌષ્યે તેને વળતું કહ્યું: 'તું અદોષ અન્નને દોષ લગાડે છે, તેથી તું વાંઝિયો થશે.' ઉત્તંકે તેને કહ્યું: 'અશુચિ અન્નને આપીને આપે સામો શાપ ન આપવો જોઈએ. તેથી અન્નની પ્રત્યક્ષ ખાતરી કરી લો.' પછી પૌષ્યે તે અન્નને અપવિત્ર જોઈને તેની અપવિત્ર-તાની ખાતરી કરી. તે અન્ન છૂટા વાળવાળી કોઈ સ્ત્રીએ રાંધ્યું હતું અને તે ટાઢું અને વાળવાળું હતું, એમ જાણી રાજા પૌષ્ય ઉત્તંક ઋષિને-પ્રસન્ન કરવા લાગ્યો ને વિનયથી વચન બોલ્યોઃ 'ભગવન્! આ ટાઢું અને વાળવાળું અન્ન મારા-થી અજ્ઞાનમાંજ અપાયું છે; તો આપ મને ક્ષમા આપો કે તેથી હું આંધળો ન થાઉં.' ઉત્તંકે તેને કહ્યું: 'મારી વાણી મિથ્યા નહિ થાય-આપ આંધળા થશો. પણ થોડીજ વારમાં પાછા દેખતા થશો. આપે મને જે શાપ આપ્યો છે, તે પણ ન ફળો.' પૌષ્યે તેને કહ્યું: શાપ પાછો વાળવાની મારી શક્તિ નથી. મારો ક્રોધ હજી પણ શમ્યો નથી. બ્રાહ્મણનું હૃદય માખણ જેવું છે અને તેની વાણીમાં તીક્ષ્ણ ધારવાળો તેજદાર અસ્ત્રો છે; ત્યારે ક્ષત્રિયની બાબતમાં એ બેઉ વાત ઊલટી છે. તેની વાણી માખણ જેવી છે ને હૃદય તીક્ષ્ણ ધારવાળું હોય છે,-તે શું નથી જાણતા? આમ હોવાથી, તીક્ષ્ણ હૃદયને કારણે હું શાપને વાળી શકવા સમર્થ નથી.' ઉત્તંકે તેને કહ્યું: 'આપે અન્નની અપવિત્રતાની પ્રતીતિ કરીને મારી ક્ષમા માગી તે પહેલાં આપે કહ્યું હતું-તું અદોષ અન્ન-ને દૂષણ લગાડે છે તેથી તું વાંઝિયો રહેશે. હવે અન્ન તો દુષ્ટ પ્રત્યક્ષ થયું છે, એટલે આપનો શાપ મને લાગશે નહિ. હું જાઉં છું.' આમ કહીને ઉત્તંક બેઉ કુંડલો લઈને ચાલી નીકળ્યો.[૧૦૨-૧૨૬]

ઉત્તંકે રસ્તામાં એક નાગા પાખંડી ભિક્ષુક-ને (ક્ષપણક) આવતો જોયો. તે ઘડીમાં દે

હતો અને ઘડીમાં અદૃશ્ય થતો હતો. ઉત્તંક તે કુંડલોને જમીન ઉપર મૂકી શૌચઆચમન કરવા માટે પાણી લેવા ગયો. એ ગાળામાં તે ક્ષપણક જલદીથી આવીને બેઉ કુંડલો લઈ દોડ્યો. શૌચ-ક્રિયાથી પરવારીને, પવિત્ર અને સંયત થઈને, દેવ અને ગુરુઓને નમસ્કાર કરીને ખૂબ વેગે ઉત્તંક તે ક્ષપણકની પૂંઠળ પડ્યો. નજીક થઈ જતાં તેણે ક્ષપણકને પકડી લીધો. પણ પકડાતાંની વારજ તે ક્ષપણકનું રૂપ છોડીને તક્ષકરૂપ થઈ ગયો અને એકદમ ધરતીમાં ઊંડા દરમાં પેસી ગયો અને ત્યાંથી તે નાગલોકમાં આવેલા પોતાના ભવનમાં ગયો. એ વખતે રાણીનું વચન યાદ આવ્યું અને તે સર્પ તક્ષક છે એમ જાણી તેણે તે દરને લાકડી વડે ખોદવા માંડ્યું, પણ તેમાં તે ફાવ્યો નહિ. ઇન્દ્રે તેને ક્લેશ પામતો જોઈને વજ્રને આજ્ઞા આપી: 'જા, આ બ્રાહ્મણને મદદ કર.' પછી વજ્રે લાકડીમાં પ્રવેશ કરીને તે દરને ફાડી નાખ્યું. ઉત્તંકે તેજ દરથી અંદર પ્રવેશ કર્યો. તે અપાર એવા નાગલોકમાં પહોંચ્યો. ત્યાં તેણે વિવિધ જાતનાં દેવમંદિરો, રાજમહેલો, હવેલીઓ, બે તરફ નમતી અટારીવાળાં ઘરો, સેંકડો વસ્ત્રશાળાઓ અને અનેક પ્રકારનાં ક્રીડા-સ્થાનો તથા આશ્ચર્યસ્થાનો જોયાં. ત્યાં તેણે આ શ્લોકો વડે નાગોની સ્તુતિ કરી: ૧૭–૧૩૩

'જેમનો ઐરાવત રાજા છે, જેઓ રણમાં શોભનારા છે અને જેઓ વીજળી તથા પવનથી પ્રેરાયેલા મેઘની જેમ શસ્ત્રોની ધારા વરસાવે છે, તે સુંદર અને વિવિધ રૂપ ધારણ કરનારા તથા વિચિત્ર કુંડલ પહેરનારા ઐરાવતવંશી નાગો દેવલોકમાં સૂર્યની જેમ શોભી રહ્યા છે. ગંગાને ઉત્તર તીરે નાગોનાં ઘણાં વાસસ્થાનો છે. તે સ્થાનમાં રહેતા મહાન નાગોની પણ હું સ્તુતિ કરું છું. ઐરાવત સિવાય બીજો કોણ સૂર્યની કિરણરૂપી સેનામાં ઘૂમવાની ઇચ્છા કરી શકે એમ છે? જ્યારે ધૃતરાષ્ટ્ર નાગ ચાલે છે ત્યારે અઠ્ઠાવીસ હજાર ને આઠ સર્પો દોરરૂપી થઈ તેની પાછળ પાછળ ચાલે છે. એ ધૃતરાષ્ટ્રની પાસે રહેનારાઓને અને તેનાથી દૂર રહેનારાઓને, તેમજ ઐરાવતના મોટા ભાઈઓને હું નમસ્કાર કરું છું. પહેલાં જે કુરુક્ષેત્રમાં ખાંડવવનમાં વસતા હતા, તે નાગરાજ તક્ષકની હું કુંડલ માટે પ્રાર્થના કરું છું. જે તક્ષક અને અશ્વસેન નિત્ય સાથીઓ છે અને જે કુરુક્ષેત્રમાં ઇક્ષુમતી નદીને તીરે રહે છે તેમને હું નમું છું. વળી તક્ષકનો શ્રુતસેન નામનો જે નાનો પુત્ર છે અને જેણે નાગોમાં મુખ્ય થવાની ઇચ્છાએ કુરુક્ષેત્રમાં મહદ્દ્યુમ્ન તીર્થમાં વાસ કર્યો છે, તે મહાત્માને હું પ્રણામ કરું છું.' આ રીતે સર્પશ્રેષ્ઠોની સ્તુતિ કર્યા છતાં વિપ્રર્ષિ ઉત્તંકને તે બે કુંડલો મળ્યાં નહિ, ત્યારે તે ચિન્તામાં પડ્યો. આમ નાગોની સ્તુતિ કરવા છતાં તેને કુંડલો ન મળ્યાં, એટલામાં તેણે જોયું તો, બે સ્ત્રીઓ સાળ ઉપર સુંદર કાંઠલા વડે વસ્ત્ર× વણી રહી હતી. તે સાળમાં ધોળા અને કાળા તાંતણાઓ હતા. વળી તેણે છ કુમારોથી ફેરવાતું બાર આરાવાળું એક ચક્ર જોયું, એક પુરુષ જોયો અને એક સુંદર ઘોડો જોયો. તેણે વેદમંત્ર જેવા આ શ્લોકોથી એ સર્વની સ્તુતિ કરવા માંડી: ૧૩૪–૧૪૫

આ ચોવીશ પર્વ (પૂનમ અને અમાસ)

× અહીં સંવત્સરાત્મક વસ્ત્રના રૂપકથી પ્રપંચનું સ્વરૂપ નિરૂપણ કર્યું છે. અવિદ્યાજન્ય કામ–કર્માત્મક વાસનાજાળ એજ સાળના સ્થાનમાં છે, કારણ કે તેમાંજ સર્વ વિશ્વ રહેલું છે. ચિતશક્તિ અને માયા એ બે સ્ત્રીઓ છે. જેમ દોરડીમાં જણાતો સર્પ, સ્વચ્છ પ્રકાશમાં જણાતો નથી તથા ગાઢા અંધારામાં પણ જણાતો નથી, પરંતુ તે અંધારું–અજવાળું મિશ્ર હોય તેમાંજ જણાય છે; તેમ કેવળ ચૈતન્યમાં અથવા કેવળ અચૈતન્યમાં સંસાર જણાતો નથી પણ સમન્વિતમાંજ જણાય છે. માટેજ સંસારપટ વણનારી બે સ્ત્રીઓ તે ચિતિ અને માયા કહી છે. જેઓ અવિચ્છિન્ન વાસનાતંતુથી સંસારપટ વણ્યા કરે છે. આડા તાંતણા નાખવાનાં સાધન (વેમા) ના સ્થાનમાં પુણ્ય તથા પાપ અને તેમાંથી પ્રેરાતા ધોળા ને કાળા તાંતણાઓનાં સ્થાનમાં

યુક્ત સનાતન ચક્રમાં ત્રણસો સાઠ આરા રહેલા છે. છ કુમારો સતત તેને ધુમાવી રહ્યા છે. વિશ્વરૂપિણી બે યુવતીઓ આ તંત્રમાં સફેદ અને કાળા તાંતણાઓને ઉપરહેઠે કરી વસ્ત્ર વણ્યા કરે છે અને સમગ્ર ભૂતોને તેમજ ચૌદે ભુવનોને ફેરવ્યાં કરે છે. જે મહાત્મા બે કાળાં વસ્ત્ર પહેરે છે, જે વજ્રનો સ્વામી છે, જે ભુવનનો રક્ષક છે, જે વૃત્રનો હણનાર છે, જે નમુચિનો મારનાર છે, જે લોકોમાં સત્ય અને અનૃતને તારવી આપે છે અને જે વૈશ્વાનર સમાન પુરાતન સામુદ્રિક ઘોડાને વાહન તરીકે મેળવે છે, તે જગદીશ્વર અને ત્રિભુવનનાથ પુરંદરને નમસ્કાર હો.[૧૪૬–૧૪૯]

ઉત્તંકની આ પ્રકારની સ્તુતિથી પ્રસન્ન થયેલા તે પુરુષે એ ઉત્તંકને કહ્યું: 'હુ તારા આ સ્તોત્રથી પ્રસન્ન થયો છું. કહે, તારું શું પ્રિય કરું ?' તે બોલ્યોઃ 'નાગો મારે વશ આવો.' તે પુરુષે તેને ફરીથી કહ્યું: 'આ અશ્વની ગુદામાં ફૂંક માર.' પછી તેણે અશ્વની ગુદામાં ફૂંક મારી. આમ ઘોડાને ધમવામાં આવતાં તેનાં સર્વ છિદ્રોમાંથી ધુમાડા સાથે અગ્નિની જ્વાલાઓ બહાર નીકળી આવી. નાગલોક તે ધુમાડાવાળી શિખાઓથી ભરાઈ ગયો. એટલે તક્ષક બેબાકળો થઈ ગયો અને અગ્નિના તેજના ભયથી ખેદ પામ્યો. ભયે કરીને તે બે કુંડલો લઇને એકદમ ભવનની બહાર આવ્યો અને ઉત્તંકને કહેવા લાગ્યોઃ 'આપ આ બે કુંડલો લો.' ઉત્તંકે તે બે કુંડલો લીધાં. તે લઇને તે વિચારવા લાગ્યોઃ 'ઉપાધ્યાયપત્નીનો તે પુણ્યદિવસ આજે છે. હું તો દૂર સુધી આવી ગયો છું તો ત્યાં આજે પહોંચવું કેવી રીતે બને?' આમ વિચારી રહેલા તેને પેલા પુરુષે કહ્યું: 'હે ઉત્તંક! તું આજ ઘોડા ઉપર સવાર થઈ જા. તું જલદીથી ઉપાધ્યાયને ઘેર પહોંચી જશે.' ઉત્તંક 'બહુ સારું' એમ કહીને તે ઘોડા ઉપર બેઠો અને ઉપાધ્યાયને ઘેર આવી પહોંચ્યો. તે વખતે ઉપાધ્યાયપત્ની સ્નાન કરીને વાળ ગૂંથાવતાં બેઠાં હતાં. ઉત્તંક હજી આવ્યો નથી એટલે તે મનમાં એને શાપ આપવા માટે વિચારતી હતી. એટલામાં તે ઉત્તંકે ઉપાધ્યાયના કુલમાં પ્રવેશ કર્યો–તેણે ગુરુપત્નીને પ્રણામ કર્યા અને બે કુંડલો આપ્યાં. તે બોલીઃ 'હે ઉત્તંક! તું બરાબર દેશકાલે આવી પહોંચ્યો છે. બેટા! તને સ્વાગત હો. સારું થયું કે મેં તને નિર્દોષને શાપ ન આપ્યો. તારું કલ્યાણ થાઓ અને તને સિદ્ધિ મળો.'[૧૫૦–૧૫૯]

તે પછી ઉત્તંકે ઉપાધ્યાયને વંદન કર્યું. ઉપાધ્યાયે તેને કહ્યું: 'બેટા ઉત્તંક! તું ભલે આવ્યો. તને વાર કેમ થઈ?' ઉત્તંકે ઉપાધ્યાયને કહ્યું: 'મહારાજ! નાગરાજ તક્ષકે મારા આ કામમાં વિઘ્ન કર્યું હતું, તેથી હું નાગલોકમાં ગયો હતો. ત્યાં મેં બે સ્ત્રીઓને સાળ ઉપર કપડું વણતી જોઈ. તેમાં કાળા ને ધોળા તાંતણા હતા, તે શું? વળી મેં ત્યાં બાર આરાવાળું એક ચક્ર જોયું અને તેને છ કુમારો ધુમાવી રહ્યા હતા, તે પણ શું હશે? ત્યાં મેં એક પુરુષ સુધ્ધાં જોયો, તે વળી કોણ? એક મોટા પ્રમાણનો ઘોડો પણ મેં જોયો હતો, એ કોણ? રસ્તે જતાં મેં વળી એક આખલો જોયો, તેના ઉપર એક પુરુષ સવાર થયો હતો. તેણે મને સમજાવટથી કહ્યું: હે ઉત્તંક! આ આખલાનું છાણ ખા, તારા ઉપાધ્યાયે પણ તે ખાધું છે. પછી તેના કહેવાથી મેં આખલાનું તે છાણ ખાધું. તો વળી એ પુરુષ કોણ? એ બધું શું હતું, તે હું આપના ઉપદેશ દ્વારા સાંભળવા ઇચ્છું છું.' તેણે ઉપાધ્યાયને આ પ્રમાણે કહ્યું, એટલે ઉપાધ્યાયે ઉત્તર આપ્યોઃ 'જે બે સ્ત્રીઓ હતી તે ધાતા અને વિધાતા હતી. જે કાળા ને ધોળા તાંતણા હતા, તે રાત્રિ ને દિવસ હતા. વળી છ કુમા-

સુખ તથા દુખ સમજવાં. પ્રપંચનું સ્થૂલ શરીર તે ચક્ર, પુરુષ તે–માયાશબલ ઈશ્વર અને અશ્વ તે–અધ્રુવ સ્વભાવવાળો અને બુદ્ધિને આધીન હોવાથી જેનો અસંગ સ્વભાવ તિરોહિત થયેલો છે એવો જીવ.

રો જે બાર આરાવાળું ચક્ર ફેરવી રહ્યા હતા, તે છ ઋતુઓ અને સંવત્સરચક્ર હતાં. જે પુરુષ હતો તે પર્જન્ય (ઇન્દ્ર) હતો. જે ઘોડો હતો, તે અગ્નિ હતો. રસ્તે જતાં તેં જે વૃષભ જોયો તે ગજેન્દ્ર ઐરાવત હતો. તેના ઉપર જે પુરુષ બેઠો હતો તે ઇન્દ્ર હતો. વૃષભનું જે છાણ તેં ખાધું તે અમૃત હતું. તેને લીધેજ તું નાગભવનમાં મરણ ન પામ્યો. તે ભગવાન ઇન્દ્ર મારા મિત્ર છે. તારા ઉપર દયા કરીને તેણે આ કૃપા કરી હતી. આથીજ તું કુંડલો લઈને પાછો આવી પહોંચ્યો છે. હવે હે સૌમ્ય! જા, હું તને રજા આપું છું. તારું કલ્યાણ થાઓ.' પછી ઉપાધ્યાયની આજ્ઞા મેળવ્યા પછી ઉત્તંક તક્ષક ઉપર વેર લેવાની ઇચ્છાથી ક્રોધપૂર્વક હસ્તિનાપુર ગયો. તે વિપ્રશ્રેષ્ઠ ઉત્તંક તત્કાળ હસ્તિનાપુર પહોંચ્યો અને જનમેજય રાજાને મળ્યો. તક્ષશિલા નગરને રૂડી રીતે જીતીને પાછા આવેલા અને મંત્રીઓથી વીંટાયેલા તે અજય અને વિજયી જનમેજયને જોઈને ઉત્તંકે તેને વિધિપૂર્વક જયાશિષ આપી અને અર્થવાળી વાણી વડે આ સમયોચિત વચન કહ્યાં. ૧૬૦-૧૭૨

ઉત્તંક બોલ્યોઃ-'હે પાર્થિવશ્રેષ્ઠ! તમારે બીજુંજ કાર્ય કરવાનું છે, ત્યારે હે નૃપશ્રેષ્ઠ! તમે બાલકની જેમ ભળતુંજ કામ કરી રહ્યા છો.'

સૂતપુત્ર બોલ્યાઃ-'તે વિપ્રે રાજા જનમેજયને આ પ્રમાણે કહ્યું તે સાંભળીને તે દ્વિજવરને યથાવિધિ સત્કારી જનમેજયે આ ઉત્તર આપ્યો.'

જનમેજય બોલ્યાઃ-'આ પ્રજાઓનું પરિપાલન કરી હું ક્ષત્રિયનો સ્વધર્મ રક્ષી રહ્યો છું. કહો, મારે આજે એવું કયું કામ કરવાનું છે, જેને માટે તમે અહીં આવ્યા છો?'

સૂતપુત્ર બોલ્યાઃ-'તે નૃપવર જનમેજયે પુણ્યશાળીઓમાં શ્રેષ્ઠ એવા તે દ્વિજોત્તમને આ પ્રમાણે કહ્યું, ત્યારે ઉત્તંકે તે તેજસ્વી રાજાને જણાવ્યુંઃ 'હે રાજા! તમે તમારું સ્વકર્મજ કરો. હે મહીપાલશ્રેષ્ઠ! તક્ષકે તમારા પિતાને મારી નાખ્યા હતા, તો તે દુષ્ટાત્મા નાગ ઉપર તમે વેર લો. મને લાગે છે, એ વેદવિહિત કર્મ (સર્પસત્ર) કરવાનો આ યોગ્ય અવસર છે. હે રાજન્! તમારા મહાત્મા પિતાના મૃત્યુનો બદલો લો. તે દુષ્ટ હૃદયવાળો એ નિરપરાધી એવા તમારા પિતાને ડસ્યો હતો અને વજ્રાઘાત પામેલા વૃક્ષની જેમ તેઓ પંચત્વને પામ્યા હતા. બળ અને મદમાં છકેલા તે નીચ અને પાપી તક્ષક નાગે રાજર્ષિઓના વંશના રક્ષક અને દેવ જેવા તમારા પિતાને ડસીને મહાન અકાર્ય કર્યું છે. વળી તેમનું વિષ ઉતારવા આવતા કશ્યપને તે પાપીએ દ્રવ્ય આપીને પાછા વાળ્યા. હે મહારાજ! સર્પસત્રમાં તે પાપીને ભડભડતા અગ્નિમાં હોમીજ દેવો ઘટે છે; તો ઝટ એ સર્પસત્રનું વિધાન કરો. આમ હે રાજન્! તમે પિતાના મૃત્યુનો બદલો લઈ કૃતાર્થ થશો અને તમે મારુંયે મોટું પ્રિયકાર્ય કર્યું ગણાશે. હે પૃથ્વીપાલ! હે મહારાજ! હે નિષ્પાપ! હું ગુરુદક્ષિણા અર્થે વિચરતો હતો, ત્યારે એ દુરાત્માએ મારા કાર્યમાં પણ વિઘ્ન નાખ્યું હતું.'

સૂતપુત્ર બોલ્યાઃ-'આ સાંભળીને રાજા તક્ષક ઉપર ક્રોધે ભરાયો. ઉત્તંકના વચનરૂપી હવિથી જેમ આહુતિથી અગ્નિ પ્રજ્વલી ઊઠે તેમ રાજાનો ક્રોધ પ્રદીપ્ત થયો. પછી અત્યંત દુઃખિત થયેલા તે રાજાએ ઉત્તંકની હાજરીમાં મંત્રીઓને પિતાના સ્વર્ગગમન વિશે પૂછ્યું. આમ જ્યારે ઉત્તંક પાસેથી પિતા સંબંધી વૃત્તાંત સાંભળ્યો, ત્યારે તે રાજેન્દ્રે તરત જ દુઃખ અને શોકમાં ડૂબી ગયો.' ૧૭૪-૧૮૮

**ઈતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત પૌષ્યપર્વમાં 'પૌષ્યઆખ્યાન' નામનો અધ્યાય ૩ જો સમાપ્ત**

**પૌષ્યપર્વ સમાપ્ત**

# पौलोम पर्व

## अध्याय ४ थो

### કથાપ્રવેશ

गद्य–लोमहर्षणपुत्र उग्रश्रवाः सौतिः पौराणिको नैमिषारण्ये शौनकस्य कुलपतेर्द्वादशवार्षिके सत्रे ऋषीनभ्यागतानुपतस्थे ॥ १ ॥

લોમહર્ષણ સૂતના પુત્ર, પૌરાણિક ઉગ્રશ્રવા નૈમિષારણ્યને વિશે કુલપતિ શૌનકના બાર વર્ષના સત્રમાં પધારેલા ઋષિઓની સેવા કરતા હતા. જેમણે પુરાણમાં મહેનત લીધી હતી, એવા તે પૌરાણિક હાથ જોડીને તે ઋષિઓને કહ્યું: 'આપ શું સાંભળવા ઇચ્છો છો? હું શી વાત કહું?' ઋષિઓએ તેમને કહ્યું: 'હે લોમહર્ષણપુત્ર! સાંભળવાની ઇચ્છાવાળા અમને તમે કથાપ્રસંગે ઉત્તમ કથાઓ કહો. કુલપતિ ભગવાન શૌનક અત્યારે અગ્નિશાલામાં હોમ કરે છે. તેઓ દેવો, અસુરો, મનુષ્યો, નાગો અને ગન્ધર્વો સંબંધી સર્વ કથાઓ સારી રીતે જાણે છે. હે સૂતપુત્ર! આ યજ્ઞમાં તે વિદ્વાન અને બ્રાહ્મણ કુલપતિ દક્ષ, વ્રતધારી અને શ્રીમાન્ છે. શાસ્ત્રમાં અને આરણ્યકમાં ગુરુરૂપ છે. તેમજ તે સત્યવાદી, શમપરાયણ, તપસ્વી અને નિયતવ્રતી છે. તે અમને સૌને માન્ય છે. આથી તેમની આવાની વાટ જોઇએ. તે ગુરુ પોતાના પરમપૂજિત આસન ઉપર વિરાજે, ત્યારપછી તે દ્વિજોત્તમ તમને જે પૂછે તે તમે કહેશો.'

સૂતપુત્ર બોલ્યા:–, ભલે, એ મહાત્મા ગુરુ આસન ઉપર બેસશે એ પછી તેઓ મને પૂછશે, એટલે હું વિવિધ આશ્રયવાળી પુણ્યકથાઓ કહીશ.' પછી પોતાનાં સર્વ કાર્ય વિધિપૂર્વક પતાવીને તેમજ વેદમંત્રોથી દેવોને તથા જલથી પિતૃઓને તર્પણ આપીને કુલપતિ શૌનક ત્યાં આવ્યા. ત્યાં યજ્ઞમંડપમાં સૂતપુત્રને આગળ કરીને વ્રતધારી સિદ્ધો અને બ્રહ્મર્ષિઓ સુખપૂર્વક વિરાજી રહ્યા હતા. ઋત્વિજો અને સદસ્યો બેઠા પછી, તે ગૃહપતિ શૌનક પણ આસન ઉપર બેઠા અને આ પ્રમાણે બોલ્યા. ૧–૧૦

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત પૌલોમપર્વમાં 'કથાપ્રવેશ' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત**

## अध्याय ५ मो

### ભૃગુવંશ અને અગ્નિસંવાદ

॥ शौनकउवाच ॥

पुराणमखिलं तात पिता तेऽधीतवान् पुरा ॥
कच्चित्त्वमपि तत्सर्वमधीषे लौमहर्षणे ॥ १ ॥

શૌનક બોલ્યા:–'હે તાત! તમારા પિતા પૂર્વે સમસ્ત પુરાણ ભણ્યા હતા. હે લોમહર્ષણપુત્ર! તમે પણ એ બધું ભણ્યા છો ને? કેમકે પુરાણમાં જ દિવ્ય કથાઓ અને બુદ્ધિમાનોના આદિવંશોનાં વર્ણન કર્યાં છે, તે અમે પૂર્વે તમારા પિતાના મુખેથી સાંભળ્યાં છે. એમાં પ્રથમ ભાર્ગવવંશ સાંભળવા ઇચ્છું છું. તમે એ કથા કહો. અમે સાંભળવા તત્પર છીએ.' સૂતપુત્ર બોલ્યા: 'પૂર્વે વૈશંપાયન આદિ દ્વિજોત્તમ મહાત્માઓએ જેનું રૂડી રીતે અધ્યયન તથા કથન કર્યું હતું, મારા પિતાએ જેનું શિક્ષણ લીધું હતું અને પછી હું જ યથાવિધિ શીખ્યો છું, તેમાં હે ભૃગુનંદન! ઇન્દ્ર, દેવો, ઋષિઓ અને મરુદ્ગણોથી પૂજાયેલો ભાર્ગવવંશ શ્રેષ્ઠ છે. હે મહામુનિ! પ્રથમ હું પુરાણના આશ્રય સાથેનો એ ભાર્ગવવંશ તમને યથાયોગ્ય રીતે કહું છું, તો તમે તે સાંભળો. સ્વયંભૂ બ્રહ્માએ વરુણના યજ્ઞમાં મહર્ષિ ભૃગુ ભગવાનને અગ્નિમાંથી ઉત્પન્ન કર્યા હતા, એમ અમે સાંભળ્યું છે. ભૃગુને ચ્યવન ભાર્ગવ નામે પ્રિય પુત્ર

હતો. ચ્યવનને પ્રમતિ નામે ધાર્મિક પુત્ર થયો અને એ પ્રમતિને ઘૃતાચીમાં રુરુ નામે પુત્ર જન્મ્યો. રુરુને પ્રમદ્વરામાં તમારા પૂર્વપિતામહ શુનક જન્મ્યા. તે વેદમાં પારંગત, ધર્માત્મા, તપસ્વી, યશસ્વી, વિદ્યાવાન, શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા, ધાર્મિક, સત્યવાદી, નિયમપરાયણ અને નિયતાહારી હતા." ૧-૧૧

**શૌનક બોલ્યાઃ**–હે સૂતપુત્ર! તે મહાત્મા ભૃગુપુત્રનું ચ્યવન નામ કેમ કરીને પ્રસિદ્ધ થયું? આ હું પૂછું છું તે તમે મને કહો.'

**સૂતપુત્ર બોલ્યાઃ**–ભૃગુને પુલોમા નામે વિખ્યાત અને અતિપ્રિય પત્ની હતી. ભૃગુના વીર્યથી તેને ગર્ભ રહ્યો. હે ભૃગુવંશધારી! યશસ્વિની અને સમાન શીલવાળી એ ધર્મપત્ની પુલોમાને તે ગર્ભ રહ્યો હતો, તેવામાં એક વાર ધાર્મિકશ્રેષ્ઠ ભૃગુઋષિ સ્નાન માટે બહાર નીકળ્યા હતા. એટલામાં પુલોમા નામે રાક્ષસ તેમના આશ્રમ આગળ આવી પહોંચ્યો. આશ્રમમાં પ્રવેશતાં તે સ્તુત્ય ભૃગુપત્નીને જોઈને કામાતુર થયો અને ભાન ભૂલી ગયો. સુંદરરૂપિણી પુલોમાએ અતિથિરૂપ આવેલા તે રાક્ષસને વનનાં ફળમૂલોથી સત્કાર આપ્યો. હે બ્રહ્મન્! કામજ્વરથી પીડાઇ રહેલો તે રાક્ષસ તે અનિન્દિતાને જોઈને હર્ષ પામ્યો અને તેનું હરણ કરી જવાની ઇચ્છા કરવા લાગ્યો. તે સુંદરીને હરણ કરી જવા ઇચ્છતો તે 'પોતાનું કામ થઈ ગયું છે' એમ આનંદપૂર્વક બોલ્યો. કેમકે એ મધુર હાસ્યવાળી તે સ્ત્રી પ્રથમ તે પુલોમા વેરેજ અપાઇ હતી.* પણ પાછળથી તેના પિતાએ તેને શાસ્ત્રપૂર્વક ભૃગુને પરણાવી હતી. હે ભાર્ગવ! તે રાક્ષસના હૃદયમાં આનું શૂળ નિત્ય રહેતું હતું. હરણ કરવાનો આ લાગ છે, એવો તેણે મનમાં વિચાર કર્યો. પણ એટલામાં તેણે અગ્નિશાળામાં અગ્નિને જળતો જોયો. એટલે તે રાક્ષસે ત્યારે સળગી રહેલા તે અગ્નિને પૂછ્યું: 'હે અગ્નિ! કહો, આ કોની ભાર્યા છે? હું તમને સત્યપૂર્વક પૂછું છું. હે પાવક! તમે દેવોના મુખ છો તો મારા પૂછ્યાનો ઉત્તર આપો. આ વરાંગનાને હુંજ પ્રથમ વર્યો હતો. પછી એના જુઠ્ઠા પિતાએ એને ભૃગુને પરણાવી દીધી હતી. શ્રેષ્ઠ નિતંબવાળી એ જો એકાંતસેવનથી ભૃગુની ભાર્યા હોય, તોય હું એને આશ્રમમાંથી હરી જવા ઇચ્છું છું. તો તમે સત્ય કહો. પ્રથમ ભાર્યારૂપે મને વરેલી આ સુંદર કેડવાળી સ્ત્રી ભૃગુએ પ્રાપ્ત કરી લીધી છે–એથી ઉત્પન્ન થયેલો ક્રોધ મારા હૃદયને બાળતો હોય તેમ તે વસી રહ્યો છે.' ૧૨-૨૫

**સૂતપુત્ર બોલ્યાઃ**–' આમ ભૃગુની ભાર્યા સંબંધમાં સંદેહ રાખતો એ રાક્ષસ તે પ્રજ્વલિત જાતવેદસને ફરી ફરીને પૂછવા લાગ્યોઃ 'હે અગ્નિ! તમે નિત્ય પ્રાણીમાત્રના અંતરમાં વિચરો છો. તમે પુણ્ય અને પાપોમાં સાક્ષીરૂપ છો. હે કવિ! તમે સત્ય વચન કહો. પૂર્વે હું જેને ભાર્યા તરીકે લઈ ગયો હતો, તેને અસત્યકારી ભૃગુ પત્ની હરી ગયો છે. જો એ મારી પત્ની છે, તો તમે તે સત્ય કહેવાને ઘટિત છો. હે અગ્નિ! તમારી પાસેથી સાંભળ્યા પછી હું તમારા દેખતાંજ આ ભૃગુપત્નીને હરી જઈશ. તમે મને સત્ય વાણી કહો.'

**સૂતપુત્ર બોલ્યાઃ**–તેનું આ વચન સાંભળીને સપ્તશિખ અગ્નિ દુઃખ પામ્યો. એક બાજુ અસત્યથી અને બીજી તરફ ભૃગુના શાપથી ભય પામ્યો. ધીરે રહીને તેણે કહ્યું: 'હે દાનવનંદન! આ પુલોમાને પ્રથમ તું

* ભૃગુઋષિની સ્ત્રી પુલોમા જ્યારે બાળક હતી, ત્યારે તેના પિતાએ એક વખત તેને રડતી જોઇને બીક દેખાડી છાની રાખવા કહ્યું, 'રે રાક્ષસ! આને લઇ જા!' આમ બોલતાંની સાથે જઘરની સમીપમાં આવેલા એ રાક્ષસે તેને ભાર્યા તરીકે સ્વીકારી લીધી હતી; આથી એ વચન વડે આપેલી ગણાય.

# अध्याय ७ मो

## અગ્નિનો શાપથી છુટકારો

॥ सौतिरुवाच ॥

**शप्तस्तु भृगुणा वह्निः क्रुद्धो वाक्यमथाब्रवीत् ।**
**किमिदं साहसं ब्रह्मन् कृतवानसि मां प्रति ॥१॥**

સૂતપુત્ર બોલ્યાઃ–ભૃગુએ શાપ આપ્યો, એટલે અગ્નિ ક્રોધ પામી આ વચન બોલ્યોઃ 'હે બ્રહ્મન્! તમે મારા તરફ આ તે કેવું સાહસ કર્યું? ધર્મમાં પ્રયત્નમાન રહેનારા તથા સમાન અને સત્ય કહેનારા મને પૂછવામાં આવ્યું, ત્યારે મેં સત્ય હતું તેજ કહ્યું છે. એમાં મારો અપરાધ શો? જાણકાર હોવા છતાં જે ખોટી સાક્ષી કે સાખ પૂરે છે, તે પોતાના વંશના સાત પૂર્વપુરુષોને તથા સાત ઉત્તરપુરુષોને અધોગતિએ પહોંચાડે છે. કાર્યના પ્રયોજનના રહસ્યને જાણવાવાળો જે મનુષ્ય પોતે જાણકાર હોવા છતાં બોલે નહિ, તે પણ તેજ પાપથી ખરડાય છે, એમાં સંશય નથી. હું પણ તમને શાપ આપી શકું છું, પણ બ્રાહ્મણો મારે માન-યોગ્ય છે. હે બ્રહ્મન્! તમે જાણો છો, તો પણ હું તમને તે કહું છું, તો તે સાંભળો. યોગે કરીને અનેકરૂપ થઈ, હું અગ્નિહોત્રો, સત્રો, ક્રિયાઓ અને યજ્ઞોમાં મૂર્તિરૂપે રહું છું. વેદોક્ત વિધાનથી મારામાં હવિનો જે હોમ કરવામાં આવે છે, તેથી દેવો અને પિતરો તૃપ્ત થાય છે. હોમનું આપ (સોમ, ઘી અને દૂધ વગેરે) એ સર્વ દેવગણોરૂપ તેમજ પિતૃગણોરૂપ છે. દેવોના દર્શયાગ તથા પૌર્ણમાસયાગ પિતૃઓની સાથેજ થાય છે. તેથી દેવો એ પિતૃઓ છે અને પિતૃઓ તે દેવો છે અર્થાત્ તેઓ એકરૂપજ છે. માત્ર પર્વોમાં તેઓ ભિન્નભિન્ન દેખાય છે. મારામાં જે હોમવામાં આવે છે, તે દેવો અને પિતૃઓ જમે છે. આમ હું દેવો તથા પિતૃઓના મુખરૂપે છું. અમાસે પિતૃઓ અને પૂનમે દેવો મારાજ મુખથી હોમનો હવિ જમે છે; તો તેમના મુખરૂપી એવો હું કેમ કરીને સર્વભક્ષી થઈશ?'

સૂતપુત્ર બોલ્યાઃ–આમ કહીને પછી વિચાર કરીને અગ્નિ પોતે અંતર્ધાન થઈ ગયો. આથી બ્રાહ્મણોના અગ્નિહોત્રોમાં, યજ્ઞોમાં, સત્રોમાં, ક્રિયાઓમાં, ઓંકાર, વષટ્કાર, સ્વધા અને સ્વાહા બંધ થયા. તેથી સર્વ પ્રજાઓ અગ્નિ વિના અત્યંત દુઃખ પામી. હવે ઋષિઓ અતિ ઉદ્વેગ પામીને દેવો પાસે ગયા અને આ વચન બોલ્યાઃ 'હે નિષ્પાપ! અગ્નિનો નાશ થવાથી તથા અગ્નિહોત્રાદિ ક્રિયાઓ બંધ થવાથી ત્રણે લોકો ભ્રમિત થઈ ગયા છે. તેથી આમાં સમય ન વીતે તે રીતે જે કરવા યોગ્ય હોય તે કરો.' પછી દેવો અને ઋષિઓ બ્રહ્માજી પાસે ગયા અને અગ્નિને મળેલા શાપ વિષે તથા ક્રિયાઓના થયેલા લોપ વિશે તેમને આ પ્રમાણે નિવેદન કર્યું: 'હે મહાભાગ! કંઈ કારણસર ભૃગુએ અગ્નિને શાપ આપ્યો છે; પણ એ હુતભુક દેવોના મુખરૂપ છે તથા યજ્ઞભાગને પ્રથમ જમનારો છે, એટલે તે શી રીતે સર્વ લોકોમાં સર્વભક્ષી થઈ શકશે?' વિશ્વકર્તાએ તેમનાં આ વચન સાંભળીને અવિનાશી અને પ્રાણીઓના કર્તા અગ્નિને બોલાવ્યો અને તેને આ કોમળ વચન કહ્યાંઃ 'હે લોકેશ! તમે સર્વ લોકોના કર્તા અને સંહારનારા પણ છો. તમે ત્રણે લોકોને ધારો છો અને તમેજ ક્રિયાઓને પ્રવર્તાવો છો. તો તમે એવું કરો કે તેથી ક્રિયાઓનો ઉચ્છેદ થાય નહિ. હે હુતાશન! તમે સમર્થ હોઈને આમ વિમૂઢ ક્યાંથી થઈ ગયા છો? તમે તો લોકોમાં સદા પવિત્ર છો, તમે પ્રાણીમાત્રની ગતિરૂપ છો. હે શિખાવાન્! તમે તમારા સકલ શરીરે સર્વભક્ષીપણું નહિ પામો. અપાનમાં તમારી જે જ્વાલાઓ છે તે સર્વભક્ષણ કરશે. વળી તમારો જે માંસ ખાનારો શરીરભાગ છે, તે સર્વને ભક્ષનારો થશે. જેમ સૂર્યનાં કિરણોના સ્પર્શથી

સર્વ કાંઈ પવિત્ર મનાય છે, તેમ તમારી જ્વાલાથી બળેલું સર્વ કાંઈ પવિત્ર રહેશે. હે અગ્નિ! તમે સ્વપ્રભાવથી નીકળેલા પરમ તેજરૂપ છો. હે વિભુ! તમે તમારા તેજથીજ ઋષિના તે શાપને સત્ય કરો. તમારા મોંમાં હોમવામાં આવેલા દેવોના તેમજ તમારા પોતાના ભાગને તમે ગ્રહણ કરો.' ૧–૨૫

સૂતપુત્ર બોલ્યાઃ–'વહ્નિએ પિતામહને ઉત્તર આપ્યો કે ભલે એમ થાઓ. પછી તે બ્રહ્મદેવની આજ્ઞા પાળવા માટે ત્યાંથી નીકળ્યો. ત્યારે દેવો અને ઋષિઓ આનંદ પામ્યા અને જ્યાંથી આવ્યા હતા ત્યાં પાછા ગયા. ઋષિઓ પણ પૂર્વની જેમ સર્વ ક્રિયાઓ કરવા લાગ્યા. સ્વર્ગમાં દેવો તથા પૃથ્વીલોકમાં સૌ પ્રાણીસમૂહો આનંદ પામ્યા. નિષ્પાપ થયેલો અગ્નિ પણ પરમ પ્રીતિ પામ્યો. આ રીતે પૂર્વે અગ્નિને ભૃગુ તરફથી શાપ મળ્યો હતો. અગ્નિના શાપ વિશેનો, પુલોમા રાક્ષસના વિનાશ વિશેનો, તેમજ ચ્યવનના જન્મ વિશેનો આ પ્રાચીન ઇતિહાસ થયો હતો.' ૨૬–૨૯

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત પૌલોમપર્વમાં 'અગ્નિશાપમોચન' નામનો અધ્યાય ૭ મો સમાપ્ત**

# અધ્યાય ૮ મો

## રુરુનું ચરિત્ર–પ્રમદ્વરાને સર્પદંશ

॥ सौतिरुवाच ॥

स चापि च्यवनो ब्रह्मन् भार्गवोऽजनयत्सुतम् ॥
सुकन्यायां महात्मानं प्रमतिं दीप्ततेजसम् ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ–'હે બ્રહ્મન્! તે ચ્યવન ભાર્ગવે સુકન્યામાં મહાત્મા અને પ્રોજ્વલ કાંતિવાળો પ્રમતિ નામે પુત્ર ઉત્પન્ન કર્યો. પ્રમતિએ ઘૃતાચીમાં રુરુ નામે પુત્ર પેદા કર્યો અને રુરુએ પ્રમદ્વરામાં શુનકને જન્મ આપ્યો. તે શુનક મહા સત્ત્વવાળા, સર્વ ભાર્ગવોને આનંદ આપનારા, તીવ્ર તપમાં રહેનારા અને અવિચલ યશવાળા થયા હતા. હે બ્રહ્મન્! તે અત્યંત તેજસ્વી રુરુનું સમગ્ર ચરિત્ર હું વિસ્તારથી કહીશ; તમે તે અશેષે સાંભળો. પૂર્વે તપ અને વિદ્યાથી સંપન્ન, તેમજ પ્રાણીમાત્રના હિતમાં પરાયણ એવા સ્થૂલકેશ નામે એક પ્રસિદ્ધ મહર્ષિ હતા. હે વિપ્રર્ષિ! એ સમયે વિશ્વાવસુ નામે ગન્ધર્વરાજે મેનકામાં ગર્ભાધાન કર્યું. હે ભૃગુનંદન! અપ્સરા મેનકાએ તેના તે ગર્ભને સ્થૂલકેશના આશ્રમ આગળ યથાસમયે પ્રસવ આપ્યો. નિર્દય ને નિર્લજ્જ તે મેનકા અપ્સરા તે ગર્ભને નદી તીરે છોડીને ચાલી ગઈ. દેવના જેવી કાંતિવાળી અને સૌન્દર્યથી ઝળહળી રહેલી તે કન્યાને સ્થૂલકેશ મહર્ષિએ નદીતીરે ત્યજાયેલી જોઈ. આમ નિર્જન સ્થાનમાં સગાંવહાલાંથી છોડાયેલી તે કન્યાને જોઈને, મહાબ્રાહ્મણ અને તેજસ્વી એવા તે મુનિશ્રેષ્ઠ સ્થૂલકેશ દયાપૂર્ણ થઈ ગયાઃ અને તેને ઊંચકી લાવી તેનું પાલન કરવા લાગ્યા. તે સુંદરાંગી તે શુભ આશ્રમસ્થાનમાં મોટી થવા લાગી. મહાભાગ સ્થૂલકેશ મહર્ષિએ યથાક્રમે તેના જાતકર્માદિ સંસ્કારો વિધિપૂર્વક કર્યા. તેજ અને ગુણથી સંપન્ન એવી તે પ્રમદાઓમાં વરા (શ્રેષ્ઠ) હતી, એટલે તે મહર્ષિએ તેનું 'પ્રમદ્વરા' નામ રાખ્યું. એક વાર રુરુએ તે ઋષિના આશ્રમમાં એ પ્રમદ્વરાને જોઈ અને તે ધર્માત્મા કામથી વિહ્વલ થઈ ગયો. પછી તેણે પોતાના મિત્રો દ્વારા પોતાના પિતા પ્રમતિ ભાર્ગવને આ વાત સંભળાવી. એટલે પ્રમતિએ સ્થૂલકેશ પાસે તે યશસ્વિનીનું માગું કર્યું. એટલે સ્થૂલકેશ પિતાએ તે પ્રમદ્વરા કન્યા રુરુને આપી અને ભગદેવતાવાળા પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં લગ્ન નક્કી કર્યાં. કેટલાક સમય પછી લગ્નનો સમય પાસે આવ્યો. તેવામાં એક દિવસે તે સુંદરવર્ણી કન્યા પોતાની સખીઓ સાથે ક્રીડા કરતી હતી. તે વખતે તેણે આડો પડી સૂઈ રહેલો એક સાપ

જોયો નહિ. દૈવથી પ્રેરાઈને તે જાણે મોત માગતી હોય તેમ એને પગથી છૂંદી દીધો. કાલથી પ્રેરાઈને તે સર્પે પણ તે અસાવધ કન્યાના અંગ ઉપર પોતાના ઝેરભર્યા તીવ્ર દાંતો બેસાડયા. તે સાપ તેને ડસ્યો, એટલે તે ફિક્કી પડી ગઈ, તેની સૌન્દર્યશોભા ઊડી ગઈ, તેનાં આભરણો ગરી ગયાં; અચેત થઈ તે તરતજ ભોંય ઉપર ગબડી ગઈ. વીંખાઈ ગયેલા કેશવાળી તે તેનાં સગાંસંબંધીઓને શોકનું કારણ થઈ પડી. આમ અત્યુત્તમ દર્શનવાળી તે નિષ્પ્રાણ થવાથી દર્શનયોગ્ય ન રહી. સર્પના વિષથી પ્રાણપીડા પામેલી તે જાણે ભૂમિ ઉપર ઊંઘી રહી હોય એમ જણાતું હતું. સુંદર કેડવાળી તે પાછી વિશેષ મનોહર દેખાવા લાગી. આમ પિતાએ તથા અન્ય તપસ્વીઓએ કમળ જેવી કાંતિવાળી તેને પ્રાણરહિત થતી અને પૃથ્વી ઉપર પડતી જોઈ. એટલે સર્વ દ્વિજવરો કૃપાયુક્ત થઈ ત્યાં આવ્યા. સ્વસ્ત્યાય, મહાજાનુ, કુશિક, શંખમેખલ, ઉદ્દાલક, કઠ, મહાયશસ્વી શ્વેત, ભરદ્વાજ, કૌણકુત્સ્થ, આર્ષ્ટિષેણ, ગૌતમપુત્ર રુરુ સાથે પ્રમતિ અને બીજા વનવાસીઓ—એ સૌ સાપના વિષથી પીડાયેલી તે કન્યાને નિષ્પ્રાણ જોઈ દયાથી ભરાઈ ગયા અને રડવા લાગ્યા. દુઃખી થયેલો રુરુ તો ત્યાંથી બહાર ચાલ્યો ગયો અને બીજા દ્વિજશ્રેષ્ઠો ત્યાંજ બેસી રહ્યા. ૧–૨૭

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત પૌલોમપર્વમાં 'પ્રમદ્વરાસર્પદંશ' નામનો અધ્યાય ૮ મો સમાસ**

# અધ્યાય ૯ મો

## પ્રમદ્વરા ફરી જીવતી થઈ

॥ સૌતિરુવાચ ॥

तेषु तत्रोपविष्टेषु ब्राह्मणेषु महात्मसु ॥
रुरुश्चुक्रोश गहनं वनं गत्वातिदुःखितः ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ—તે મહાત્મા બ્રાહ્મણો ત્યાં બેઠા હતા, તે વખતે અત્યંત દુઃખ પામેલો રુરુ ગહન વનમાં જઈ આક્રંદ કરવા લાગ્યો. શોકથી ઘવાયેલો તે બહુ કરુણ વિલાપ કરતો હતો અને પોતાની પ્રિયા પ્રમદ્વરાને સંભારીને શોક કરતો કરતો આ પ્રમાણે બોલવા લાગ્યોઃ 'અરે ! મારો શોક વધારનારી તે સુંદરાંગી આ ભોંય ઉપર સૂતી છે ! સૌ સગાંવહાલાંને આથી બીજું કયું દુઃખ હોય ? જો મેં દાન કર્યું હોય, તપ તપ્યું હોય અને ગુરુઓને આરાધ્યા હોય, તો તે પુણ્યથી મારી પ્રિયા સજીવન થાઓ. જન્મથી માંડીને જો હું વશાત્મા ને વ્રતધારી હોઉં, તો તેથી આ ભામિની પ્રમદ્વરા બેઠી થાઓ.' આમ પ્રિયાને માટે તે દુઃખિત રુરુ જ્યારે વનમાં વિલપી રહ્યો હતો, ત્યારે એક દેવદૂત તેની પાસે આવ્યો અને આ વચન બોલ્યો. દેવદૂત બોલ્યોઃ 'હે રુરુ ! દુઃખને લીધે તું જે વાણી કહી રહ્યો છે તે મિથ્યા છે. કેમકે હે ધર્માત્મા ! આવરદાહીન થયેલા મર્ત્યને આવરદા સાંપડતો નથી. ગંધર્વ અને અપ્સરાની આ પુત્રીનું બિચારીનું આયુષ્ય પૂરું થઈ ગયું છે. હે તાત ! આથી તું કેમેય મનને શોકમાં લગાડીશ નહિ. પૂર્વે મહાત્મા દેવોએ આ વિશે એક ઉપાય કર્યો છે. તું જો તે કરવા ઇચ્છતો હોય, તો તું પ્રમદ્વરાને મેળવી શકશે.' રુરુ બોલ્યોઃ 'હે ખેચર ! દેવોએ કયો ઉપાય કર્યો છે તે કહો. તે સાંભળીને હું તે પ્રમાણે કરીશ. તમે મને રક્ષવાને યોગ્ય છો.' દેવદૂત બોલ્યોઃ 'હે ભૃગુનંદન ! તું આ કન્યાને તારું અડધું આયુષ્ય આપ. હે રુરુ ! એ રીતે તારી પ્રિયા પ્રમદ્વરા પાછી જીવતી ઊઠશે.' રુરુ બોલ્યોઃ 'હે ખેચરશ્રેષ્ઠ ! હું આ કન્યાને મારો અરધો આવરદા આપું છું. શૃંગાર અને રૂપના અલંકાર સમી એ મારી પ્રિયા ફરી બેઠી થાઓ.' ૧–૧૨

સૂતપુત્ર બોલ્યાઃ—પછી ગન્ધર્વરાજ અને દેવદૂત એ બન્ને ધર્મરાજ પાસે જઈ આ વચન કહેવા લાગ્યાઃ 'હે ધર્મરાજ ! રુરુની પ્રિયા પ્રમદ્-

-વરા મરણ પામી છે. આપને માન્ય હોય તો રુરુના અડધા આયુષથી તે કલ્યાણી ફરી જીવતી ઊભી થાઓ.' ધર્મરાજ બોલ્યાઃ 'હે દેવદૂત! તું રુરુની પ્રિયા પ્રમદ્વરાને જિવાડવા ઇચ્છે છે, તો રુરુનાજ અડધા આયુષ્યથી તે આવરદાવાળી થઈને ઊઠો.'

સૂતપુત્ર બોલ્યાઃ—'ધર્મરાજે આમ કહ્યું, એટલે તે રુરુની અડધી આવરદાએ કરીને તે સુંદરાંગી કન્યા પ્રમદ્વરા જાણે સૂતી હોય તેમ ફરી ઊભી થઈ ગઈ. આમ ઉત્તમ તેજવાળા અને અતિ લાંબા આવરદાવાળા તે રુરુનું અડધું આયુષ્ય પોતાની પ્રિયાને કાજે લોપ પામ્યું, કેમકે તેના ભવિષ્યમાં આજ નિર્માયું હતું. પછી ઇષ્ટ દિવસે તેમનાં માતપિતાએએ આનંદપૂર્વક તેમનાં લગ્ન કર્યાં અને પરસ્પર હિત ઇચ્છતાં તે બન્ને આનંદરમણ કરવા લાગ્યાં. કમળના કેસર જેવી કાંતિવાળી દુર્લભ ભાર્યાને પામીને, તે વ્રતધારી રુરુએ સરપોના વિનાશ માટે પણ લીધું. અતીવ કોપ પામેલો તે સાપમાત્રને જોતાં હથિયાર લઈને, તેમને યથાશક્તિ સર્વદા મારી નાખતો હતો. હવે એક વાર તે રુરુ વિપ્ર મહાન વનમાં ગયો હતો—ત્યાં તેણે એક વયે પહોંચેલા ડુંડુભ (ડેંડવા)ને સૂતેલો જોયો. તે કોપ પામેલા વિપ્રે તેને મારવાની ઇચ્છાથી કાલદંડના જેવો પોતાનો દંડ ઉગામ્યો. એટલે ડુંડુભે તેને કહ્યું: 'હે તપોધન! અત્યારે હું તમારો કશોય અપરાધ કરતો નથી, તો તમે ક્રોધાવેશમાં આવીને અને શા માટે મારો છો!'[૧૩–૨૩]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત પૌલોમપર્વમાં 'પ્રમદ્વરાપુનરુજ્જીવન' નામનો અધ્યાય ૯ મો સમાપ્ત



# अध्याय १० मो

## રુરુ અને ડુંડુભનો સંવાદ

॥ रुरु उवाच ॥

मम प्राणसमा भार्या दष्टासीद्भुजगेन ह ॥
तत्र मे समयो घोर आत्मनोरग वै कृतः ॥ १ ॥

રુરુ બોલ્યોઃ—'હે સર્પ! મારી પ્રાણસમી પત્નીને એક સર્પ કરડ્યો હતો, ત્યારથી મેં આ ભયંકર નિયમ લીધો છે, કે જે જે સાપ મારા જોવામાં આવે, તેને હું સદૈવ મારીજ નાખું. આથી હું તને પણ મારી નાખવા માગું છું. આજેજ તું આવરદાથી છૂટો થશે.' ડુંડુભ બોલ્યોઃ 'હે બ્રહ્મન્! માણસોને જે ડસે છે, તે સાપો તો બીજા છે. માત્ર સાપના આકારથી તમારે ડુંડુભોને મારવા ઘટતા નથી. અમે ડુંડુભો સરપોની જાતિના છીએ.' તેમની જેમ અમે હાનિ પામીએ છીએ, પણ લાભ પામતા નથી. તેમની જેમ અમે દુઃખ પામીએ છીએ, પણ સુખ પામતા નથી. તમે ધર્મજ્ઞ છો, તમારે અમને મારવા ન જોઈએ.'[૧]

સૂતપુત્ર બોલ્યાઃ—ત્યારે તે સર્પનાં આ વચન સાંભળીને રુરુએ તે ભયાકુલ ડુંડુભને ઋષિ માનીને માર્યો નહિ. ભગવાન રુરુએ તેને જાણે સાંત્વન આપતા હોય એમ કહ્યું: 'હે સર્પ! આ સર્પદેહની વિક્રિયા પામેલો તું કોણ છે? તારી ઇચ્છા હોય તો તે કહે.' ડુંડુભ બોલ્યોઃ 'હે રુરુ! પૂર્વે હું સહસ્રપાત નામે ઋષિ હતો. પરંતુ હું બ્રાહ્મણના શાપથી આ સર્પનો અવતાર પામ્યો છું.' રુરુ બોલ્યોઃ 'હે સર્પોત્તમ! ક્રોધભર્યા બ્રાહ્મણે તને શા માટે શાપ આપ્યો હતો? કેટલા વખત માટે તારું આ શરીર રહેશે?'[૧–૯]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત પૌલોમપર્વમાં 'રુરુડુંડુભસંવાદ' નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત

# अध्याय ११ मो

## ડુંડુભની શાપમુક્તિ

॥ डुंडुभ उवाच ॥

सखा बभूव मे पूर्वं खगमो नाम वै द्विजः ॥
भृशं संशितवाक् तात तपोबलसमन्वितः ॥ १ ॥

ડુંડુભ બોલ્યો:–હે તાત! પૂર્વે ખગમ નામે ઉગ્ર સત્યવચની અને તપોબલવાળો એક મારો બ્રાહ્મણ મિત્ર હતો. બાળપણમાં મેં રમતમાં તણખલાનો એક સર્પ બનાવ્યો અને અગ્નિહોત્રમાં આસક્ત રહેલા તે ખગમને મેં તેથી બિવરાવ્યો. આથી તે મૂર્છા પામ્યો. તે સત્યવાદી અને ઉત્તમ વ્રતી તપોધન ફરી ભાનમાં આવ્યો, એટલે કોપથી બળતો હોય તેમ મને કહેવા લાગ્યો: 'મને ગભરાવવા માટે તેં આ જેવા વીર્યવાળો સાપ બનાવ્યો છે, તેવાજ વીર્યવાળો સાપ તું મારા શાપથી થઈશ.' હે તપોધન! તે તપસ્વી ખગમની શક્તિને હું જાણતો હતો, એટલે હૃદયમાં અત્યંત ઉદ્વેગ પામીને, ગભરાટથી પ્રણામ કરીને, હું હાથ જોડીને તેની સામે ઊભો રહ્યો અને તેને કહેવા લાગ્યો: 'હે બ્રહ્મન્! તને મિત્ર માનીને વિનોદ અર્થે આ મેં એકદમ કરી નાખ્યું છે, મને ક્ષમા આપવાને તું યોગ્ય છે. આ શાપ પાછો વાળ.' મને અતીવ ઉદ્વેગ પામેલા ચિત્તવાળો જોઈને તે તપોધન પણ ગભરાઈ ગયો અને ઊના ઊના નિસાસા નાખી મને કહેવા લાગ્યો: 'મારું કહેલું કોઈ રીતે મિથ્યા થશેજ નહિ; પણ હે તપોધન! હું તને જે વાક્ય કહું છું તે સાંભળ. હે નિષ્પાપ! તે વાક્ય સાંભળીને તું તેને સદૈવ તારા હૃદયમાં રાખજે. પ્રમતિને રુરુ નામે પવિત્ર પુત્ર ઉત્પન્ન થશે. તેને જોઈને તારી તત્કાળ શાપમુક્તિ થશે. તમે પ્રમતિના તેજ રુરુ નામે પ્રસિદ્ધ પુત્ર છો. હવે મારું મૂળ રૂપ પામીને હું તમને હિતવચન કહીશ.'

તે મહાયશસ્વી વિપ્રવરે ડુંડુભનું રૂપ ત્યજીને ફરીથી પોતાનું અતિ તેજસ્વી સ્વરૂપ ધારણ કર્યું. અજોડ ઓજસ્વી રુરુને તેણે આ વચન કહ્યાં: 'હે સકલ પ્રાણધારીઓમાં શ્રેષ્ઠ! અહિંસા એ પરમધર્મ છે. તેથી બ્રાહ્મણે ક્યારેય કોઈ પ્રાણીની હિંસા ન કરવી જોઇએ. એ પરમ વેદશ્રુતિ છે કે બ્રાહ્મણ આ લોકમાં સૌમ્યજ રહે. તે તો વેદ ને વેદાંગોનો વેત્તા હોય અને પ્રાણીમાત્રને અભય આપનારો હોય; તેનામાં અહિંસા, સત્યવચન અને ક્ષમા અવશ્ય હોવાં જોઈએ. વળી વેદોને ધારણ કરવા એ બ્રાહ્મણનો પરમધર્મ છે. આથી જે ધર્મ ક્ષત્રિયનો છે, તે તમારે માટે ઇચ્છવા યોગ્ય નથીજ. હે રુરુ! દંડને ધારણ કરવો, ઉગ્રતા રાખવી અને પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનાં કર્મ છે. વળી મારી પાસેથી સાંભળો. હે દ્વિજવર! પૂર્વે જનમેજયના એ યજ્ઞમાં સર્પોની હિંસા થઈ હતી, ત્યારે તે સર્પસત્રમાં તપ, વીર્ય અને બલવાળા, વેદ ને વેદાંગોની પાર ગયેલા અને દ્વિજોમાં મુખ્ય એવા આસ્તીક નામના બ્રાહ્મણેજ ભય પામેલા સર્પોનું રક્ષણ કર્યું હતું.' ૧–૧૯

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત પૌલોમપર્વમાં 'ડુંડુભશાપમોક્ષ' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત

# अध्याय १२ मो

## સર્પસત્રની પ્રસ્તાવના

॥ रुरुरुवाच ॥

कथं हिंसितवान् सर्पान् स राजा जनमेजयः ॥
सर्पा वा हिंसितास्तत्र किमर्थं द्विजसत्तम ॥ १ ॥

રુરુ બોલ્યો:–હે દ્વિજશ્રેષ્ઠ! તે જનમેજય રાજાએ સર્પોને કેવી રીતે માર્યા? અથવા શા કારણે તેણે સર્પોને માર્યા? વળી હે દ્વિજોત્તમ! તે બુદ્ધિમાન આસ્તીકે સર્પોને શા માટે છોડાવ્યા? આ બધું હું સંપૂર્ણ સાંભળવા ઇચ્છું છું.

ઋષિ બોલ્યા:–હે રુરુ! આસ્તીકનું સર્વ

મહાન ચરિત્ર કથા કહેતા બ્રાહ્મણો પાસેથી સાંભળજો. એમ કહીને તે અંતર્ધાન થયા. રુરુ પણ તે અદૃશ્ય થયેલા ઋષિને શોધવા માટે આખા વનની બધી બાજુએ દોડયો અને થાકીને ભોંય ઉપર ઊથલી પડયો. તેને ભારે મૂર્છા આવી. તે ઋષિના વચનનું સત્ય ફરી ફરીને વિચારતાં તે અચેત જેવો થઈ ગયો. જ્યારે તેને ભાન આવ્યું, ત્યારે તે આશ્રમે આવ્યો. તે પછી તેણે પિતાને સર્વ વૃત્તાંત કહ્યો અને આસ્તિકનું ચરિત્ર પૂછયું; એટલે પિતાએ તે સર્વ આખ્યાન તેને કહી સંભળાવ્યું.* ૧-૬

**ઈતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત પૌલોમપર્વમાં 'સર્પસત્રપ્રસ્તાવના' નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત**

પૌલોમપર્વ સમાપ્ત

* सद्रोहं सत्यवचनमतिरागश्च योषिति ।
अनागसामपि द्रोहः पौलोमेऽर्थाद्विनिन्दितः ॥

અન્યનો દ્રોહ થાય તેવું સત્ય વચન, સ્ત્રીમાં અતિ પ્રેમ અને નિરપરાધીઓનો દ્રોહ, એને પૌલોમપર્વમાં દૃષ્ટાંતપૂર્વક નિંદ્યાં છે. —रत्नगर्भ

शास्त्रोल्लंघनतो वह्निपुलोमानाववापतुः ।
शापमृत्यू इति पुनः पौलोमे तुर्य ईरितः ॥

શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી અગ્નિને શાપ થયો તથા પુલોમા રાક્ષસનું મૃત્યુ થયું, માટે શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન કરવું નહિ; એ ચોથા પૌલોમપર્વમાં કહ્યું છે. —गणेश

आयुर्हानिर्महाञ्शोको हिंसायां चातिसंभ्रमः ।
रुरोरिव भवंत्येव दारसक्तस्य दुर्मतेः ॥

જે દુર્બુદ્ધિવાળો પુરુષ સ્ત્રીમાં આસક્ત થઈ જાય, તેને રુરુની પેઠે આયુષ્યની હાનિ, મહાન શોક અને હિંસામાં અતિશય તત્પરતા થાય છેજ. —गणेश



# आस्तीक पर्व

## अध्याय १३ मो

### જરત્કારુનો પિતૃઓ સાથે સંવાદ

॥ शौनक उवाच ॥

किमर्थं राजशार्दूलः स राजा जनमेजयः ॥
सर्पसत्रेण सर्पाणां गतोऽन्तं तद्वदस्व मे ॥ १ ॥

શૌનક બોલ્યાઃ—રાજાઓમાં સિંહ સમાન તે જનમેજય રાજાએ શા કારણે સર્પસત્રથી સર્પોનો અંત આણ્યો? હે સૂતપુત્ર! આ સર્વ તમે મને અશેષે અને સમગ્રતાએ તત્ત્વપૂર્વક કહો. વળી વિજયીઓમાં શ્રેષ્ઠ એવા દ્વિજવર આસ્તીકે શા માટે સર્પોને પ્રદીપ્ત અગ્નિમાંથી છોડાવ્યા? જેણે સર્પસત્ર આદર્યું હતો, તે રાજા કોના પુત્ર હતા? તેમજ તે બ્રાહ્મણોત્તમ આસ્તીક કોનો પુત્ર હતો, તે મને કહો.

સૂતપુત્ર બોલ્યાઃ—હે દ્વિજ! હે શ્રેષ્ઠ વક્તા! આસ્તીકનું મહાન આખ્યાન જેવું કહેવાય છે, તેવું મારી પાસેથી સમગ્ર રીતે અને નિઃશેષતાએ સાંભળો.

શૌનક બોલ્યાઃ—પ્રાચીન અને યશસ્વી એ આસ્તીક બ્રહ્મર્ષિની તે મનોરમ કથા હું સંપૂર્ણ રીતે સાંભળવા ઇચ્છું છું.

સૂતપુત્ર બોલ્યાઃ—આ ઇતિહાસને વિપ્રો પુરાતન કહે છે. પૂર્વે વ્યાસના શિષ્ય અને મારા પિતા તે બુદ્ધિમાન લોમહર્ષણ સૂતે, પોતાને પૂછવામાં આવતાં, કૃષ્ણદ્વૈપાયને કહેલો આ ઇતિહાસ નૈમિષ્યારણ્યમાં રહેલા બ્રાહ્મણોને કહ્યો હતો. તેમની પાસેથી મેં જેવું સાંભળ્યું છે, તેવું હું તમને કહી સંભળાવીશ. હે શૌનક! તમારા પૂછવાથી આસ્તીકનું તે સર્વ પાપને હરનારું આખ્યાન સંપૂર્ણતાએ કહીશ. આસ્તીકને પ્રજાપતિ સમા સમર્થ પિતા હતા. અને પોતે બ્રહ્મ-

ચારી, નિયમિત આહારવાળા અને સદા ઉગ્ર તપમાં પરાયણ રહેતા હતા. તે ઊર્ધ્વરેતા મહાતપસ્વી જરત્કારુને નામે પ્રસિદ્ધ હતા. ઉત્તમ વ્રતવાળા તે ધર્મવેત્તા યાયાવરોમાં× શ્રેષ્ઠ હતા. તપોબળથી સંપન્ન તે મહાભાગ મુનિ એક વાર અખિલ પૃથ્વીની પરિક્રમાએ વિચર્યા અને જ્યાં સાંજ પડતી ત્યાં નિવાસ કરતા. તીર્થોમાં સ્નાન કરતા રહી, તે મહાતેજસ્વી મુનિ, અસંસ્કારી આત્માઓએ તો આચરવી અશક્ય એવી દીક્ષા આચરતા હતા. ઉજ્જવલ પાવકના જેવી પ્રભાવાળા તે મુનિ વાયુ પીને, બીજા સર્વ આહાર તજીને, કાયા શોષીને અને પાંપણ પણ મીંચ્યા વિના અહીંતહીં પરિભ્રમણ કરતા હતા. આમ તે ફરી રહ્યા હતા એવામાં તેમણે પોતાના પિતામહોને મોટા ખાડામાં ઊંચે પગ અને નીચે માથું એમ લટકી રહેલા જોયા. પિતામહોને જોતાંજ તે જરત્કારુએ તેમને કહ્યું: 'આ ખાડામાં આમ નીચે માથે લટકી રહેલા તમે કોણ છો? આ ખાડામાં તમે વીરણના ગુચ્છાને વળગી રહ્યા છો, પણ નિત્ય ગુપ્ત રીતે રહેલા ઊંદરે તેને ચોમેરથી કાતરી ખાધો છે. ૧-૧૭

પિતૃઓ બોલ્યાઃ- અમે યાયાવર નામે ઉત્તમવ્રતી ઋષિઓ છીએ. હે બ્રહ્મન્! સંતાનનો ક્ષય થવાથી અમે નીચે પૃથ્વી ઉપર જઈ રહ્યા છીએ. અમારે સંતતિમાં જરત્કારુ નામે એક પુત્ર છે. પણ અમારા કમભાગ્યે તે મંદબુદ્ધિ માત્ર તપમાંજ ચોંટી રહ્યો છે. તે મૂર્ખો પુત્રોત્પત્તિ માટે પત્ની કરવાને ઇચ્છતો નથી. આમ સંતાનના ક્ષયને લીધે અમે અહીં ખાડામાં લટકી રહ્યા છીએ. એ જરાત્કારુ અમારા કુલનો નાથ છે; છતાં અમે પાપીઓની જેમ અનાથ થઈ ગયા છીએ. હે શ્રેષ્ઠ! બંધુની જેમ અમારી ચિંતા કરનારા તમે કોણ છો? હે બ્રહ્મન્! અહી અમારી આગળ ઊભેલા તમે કોણ છો? હે શ્રેષ્ઠ! અમે શોકપાત્ર છીએ. તમે શા માટે અમારો શોક કરો છો?

જરત્કારુ બોલ્યાઃ-તમે મારા પિતામહોસહિત પૂર્વજ પિતૃઓ છો. કહો, આજે શું કરું? હું પોતેજ જરાત્કારુ છું. પિતૃઓ બોલ્યાઃ-હે સમર્થ વત્સ! આપણા કુલને માટે, તારા પોતાને માટે, અમારે માટે અથવા ધર્મ ખાતર તું સંતાન સારુ પ્રયત્નપૂર્વક પ્રવૃત્તિ કર. બેટા! માણસો ધર્મનાં ફલોથી તેમજ સુસંચિત તપોથી તે ગતિ પામતાજ નથી, જે ગતિ પુત્રવાળાઓ પામે છે. માટે હે બેટા! તું અમારી આજ્ઞાથી પત્ની કરવાની તથા સંતતિ પેદા કરવાની વાત મન પર લે, એજ અમારું પરમહિત છે. જરત્કારુ બોલ્યાઃ-જીવિતને કારણે તો હું પત્ની કે ધનસંગ્રહ નહિજ કરું, પણ તમારા હિતાર્થે હું પત્ની પરણીશ. પણ એક શરતે હું વિવાહવિધિ કરીશ અને જો એ પ્રમાણે પ્રાપ્ત થશે તોજ હું વિવાહ કરીશ-નહિ તો નહિ. જે કન્યા મારા નામની હશે અને જેને એના બંધુઓ મને ભિક્ષાની જેમ આપશે, તે કન્યાને હું વિધિપૂર્વક પરણીશ. પરંતુ મને દરિદ્રને કન્યાજ કોણ આપશે? છતાં કોઈ આપશે તો હું ભિક્ષાની પેઠે તે સ્વીકારીશ. આમ હે પિતામહો! આ વિધિએ હું લગ્ન કરવા નિત્ય પ્રયત્ન કરીશ; એથી ઊલટી રીતે નહિજ કરું. તે લગ્નથી તમને તારનારો પુત્ર થશે. તેથી હે મારા પૂજ્ય પિતૃઓ! તમે શાશ્વત સ્થાન પામી પ્રસન્ન થજો. ૧૮-૩૨

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'જરત્કારુપિતૃસંવાદ' નામનો અધ્યાય ૧૩ મો સમાપ્ત**

---

× એક ગામમાં એક રાત્રિ નિવાસ કરનારા ગૃહસ્થ બ્રાહ્મણો 'યાયાવર' કહેવાય છે. જેમનાથી પક્ષહોમનો સંપ્રદાય પ્રવર્ત્યો છે. ભરદ્વાજ કહે છે કેઃ—

**यायावरा नाम ब्राह्मणा आसंस्तेऽर्धमासायाग्निहोत्रमजुह्वन्** ॥ યાયાવર નામના બ્રાહ્મણો હતા તેઓ અગ્નિહોત્રમાં અર્ધમાસનો હોમ (પક્ષહોમ) કરતા હતા.

# અધ્યાય ૧૪ મો

## વાસુકિની બહેન સાથે જરત્કારુનાં લગ્ન

॥ સૌતિરુવાચ ॥

ततो निवेशाय तदा स विप्रः संशितव्रतः ॥
महीं चचार दारार्थी न च दारानविंदत ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ– પછી પત્નીના પ્રયોજનવાળો તે ઉત્તમવ્રતી બ્રાહ્મણ તે વખતે લગ્નને અર્થે પૃથ્વી ઉપર વિચરવા લાગ્યો; પણ તેને કન્યા મળી નહિ. પિતૃઓનું વચન સંભારી રહેલો એ વિપ્ર એક વાર વનમાં જઈ ચડ્યો. ત્યાં કન્યારૂપી ભિક્ષા મેળવવા ઇચ્છતા એણે ધીરે ધીરે ત્રણ વાર 'મને કન્યારૂપી ભિક્ષા આપો' એમ ટહેલ નાખી. તે વખતે વાસુકિ પોતાની બહેનને લઈને તેની પાસે આવ્યો. તેણે તેને તે બ્રાહ્મણની આગળ ધરી. પરંતુ એ પોતાના નામે નામ નથી એમ વિચારી તે બ્રાહ્મણે તેને સ્વીકારી નહિ. કેમકે તે જરત્કારુ મહાત્માના મનમાં આ ઠરાવ હતો કે, 'જે કન્યા મારા નામની હશે અને જે ભિક્ષારૂપે મને અપાતી હશે, તેનેજ હું સ્વીકારીશ.' મહાબુદ્ધિશાળી અને મહાતપસ્વી તે જરત્કારુએ એ વાસુકિને પૂછ્યું' 'હે ભુજંગમ! તારી આ બહેનનું શું નામ છે? સાચું કહેજે.' વાસુકિ બોલ્યોઃ—હે જરત્કારુ! આ મારી નાની બહેનનું નામ જરત્કારુ છે. મારી અર્પેલી આ સુંદર કટિવાળી કન્યાને તમે પત્નીરૂપે સ્વીકારો. હે દ્વિજવર! તમને આપવાની ઇચ્છાથીજ મેં આને પ્રથમથી સાચવી રાખી છે. તો તમે એનો સ્વીકાર કરો. પછી આમ કહીને તેણે પોતાની સુંદરવર્ણી બહેનને તે ઋષિને લગ્નમાં આપી. તે ઋષિએ પણ તેને શાસ્ત્રોક્ત વિધિથી સ્વીકારી.[૧–૭]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'વાસુકિની બહેનનાં લગ્ન' એ નામનો અધ્યાય ૧૪ મો સમાપ્ત

# અધ્યાય ૧૫ મો

## સર્પોને માતાએ આપેલા શાપનો પ્રસ્તાવ

॥ સૌતિરુવાચ ॥

मात्रा हि भुजगाः शप्ताः पूर्वं ब्रह्मविदांवर ॥
जनमेजयस्य वो यज्ञे धक्ष्यत्यनिलसारथिः ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ—હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ! પૂર્વે સર્પોને તેઓની માતાએ આ શાપ આપ્યો હતો—જનમેજયના યજ્ઞમાં અગ્નિ તમને બાળી નાખશે. આ શાપની શાંતિ માટેજ પન્નગવર વાસુકિએ પોતાની બહેન ઉત્તમ વ્રતવાળા અને મહાત્મા જરત્કારુ ઋષિને આપી હતી. તે ઋષિએ વિધિપૂર્વકના વિધાનથી તે કન્યાને સ્વીકારી અને તેમાં તેને મોટા મનવાળો આસ્તીક નામે પુત્ર થયો. તે તપસ્વી, મહાત્મા, વેદવેદાંગમાં પારંગત, સર્વ લોકને વિષે સમદષ્ટિ રાખનારો અને માતાપિતાનાં બન્ને કુળોના ભયને દૂર કરનારો હતો.

હવે સાંભળ્યું છે કે, લાંબે ગાળે પાંડુવંશી જનમેજય રાજાએ મહાન સર્પયજ્ઞ માંડ્યો હતો. સર્પોના વિનાશ માટે આદરવામાં આવેલા તે સત્રમાં મહાન તપસ્વી આસ્તીકે તે નાગોને છોડાવ્યા હતા. આમ તે આસ્તીકે ભાઇઓ, મામાઓ અને બીજાઓનું રક્ષણ કર્યું હતું. વળી તેણે પોતાનાં તપથી તથા સંતાનથી પિતૃઓને તાર્યા હતા. હે બ્રહ્મન્! વિવિધ વ્રતો અને સ્વાધ્યાયો કરીને તે ઋણમુક્ત થયો હતો અને વિવિધ દક્ષિણાવાળા યજ્ઞો કરીને તેણે દેવોને તૃપ્ત કર્યા હતા. તેણે ઋષિઓને બ્રહ્મચર્યથી અને પિતામહોને સંતતિથી તૃપ્ત કર્યા હતા. ઉત્તમ વ્રતવાળા જરત્કારુ પણ પિતૃઓનો મહાભાર ઉતારીને પોતાના પિતામહો સાથે સ્વર્ગમાં ગયા. આસ્તીક નામે પુત્ર પામીને તથા ધર્મનું સંપાદન કરીને તે અનુપમ જરત્કારુ મુનિ ઘણે લાંબે કાળે સ્વર્ગમાં ગયા. આ મેં આસ્તીક-

આખ્યાન યથાવત્ તમને કહ્યું છે. હે ભૃગૂત્તમ! કહો, બીજું શું કહું? ૧-૧૧

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પોને માતાના શાપનો પ્રસ્તાવ' નામનો અધ્યાય ૧૫ મો સમાપ્ત**

# अध्याय १६ मो

## સર્પાદિની ઉત્પત્તિ

॥ शौनक उवाच ॥

**सौते त्वं कथयस्वेमां विस्तरेण कथां पुनः ॥**
**आस्तीकस्य कवेः साधोः शुश्रूषा परमा हि नः ॥**

**શૌનક બોલ્યાઃ**– હે સૂતપુત્ર! કવિ અને સાધુ એવા તે આસ્તીકની કથા તમે ફરીથી વિસ્તારપૂર્વક કહો. અમને તે સાંભળવાની ઘણી ઇચ્છા છે. હે સૌમ્ય! તમે એ કથા કોમળ અક્ષરો અને પદવાળી મધુર વાણીથી કહો છો. હે તાત! અમે ઘણા પ્રસન્ન થયા છીએ. તમે તમારા પિતાની જેમજ વર્ણન કરો છો. તમારા પિતા અમને નિત્ય કથાશ્રવણ કરાવવા તત્પર રહેતા હતા. તમને તમારા પિતાએ એ આખ્યાન જેમ કહ્યું હોય તેમ કહો.

**સૂતપુત્ર બોલ્યાઃ**– હે આયુષ્મન્! કથા કહેતા મારા પિતા પાસેથી આ આસ્તીક આખ્યાન જેવું મેં સાંભળ્યું છે, તેવું હું તમને કહી સંભળાવીશ. હે નિષ્પાપ બ્રહ્મન્! પૂર્વે સત્યયુગમાં દક્ષપ્રજાપતિને કદ્રૂ અને વિનતા નામે બે શુભ પુત્રીઓ હતી; અને તે બન્ને બહેનો રૂપવતી ને અદ્ભુત હતી. તે કદ્રૂ અને વિનતા કશ્યપની સાથે પરણી હતી. પ્રજાપતિ જેવા તે પતિ એ ધર્મપત્નીઓથી પરમ આનંદ પામ્યા. તેમણે પ્રસન્નતાપૂર્વક તેમને વરદાન માગવા કહ્યું. આમ કશ્યપ પાસેથી ઉત્તમ વરદાનનું સાંભળીને તે બંને શ્રેષ્ઠ સ્ત્રીઓ હર્ષપૂર્વક અનુપમ પ્રીતિ પામી. કદ્રૂએ એકસરખા તેજવાળા હજાર નાગોને પુત્રરૂપે માગ્યા. વિનતાએ બળ, તેજ, રૂપ અને પરાક્રમમાં કદ્રૂના પુત્રો કરતાંય અધિક એવા બે પુત્રો માગ્યા. સ્વામીએ તેને પુત્રપ્રાપ્તિનું ઇચ્છિત વરદાન આપ્યું; ત્યારે તે વિનતાએ તે કશ્યપને કહ્યું: 'ભલે, એમજ હો.' પોતે ઇચ્છા પ્રમાણેનું વરદાન મેળવીને વિનતા સંતોષ પામી અને અધિક વીર્યવાળા બે પુત્રોને મેળવીને તે કૃતાર્થ થઈ. કદ્રૂ પણ સમાન તેજવાળા હજાર પુત્રોનું વરદાન મેળવી પ્રસન્ન થઈ. પછી વરદાનથી સંતુષ્ટ થયેલી તે બે ભાર્યાઓને મહાતપસ્વી કશ્યપે કહ્યું: 'તમે ગર્ભોને પ્રયત્નપૂર્વક જાળવજો.' એમ કહી તે વનમાં ચાલ્યા ગયા. ૧-૧૨

**સૂતપુત્ર બોલ્યાઃ**– હે વિપ્રેન્દ્ર! લાંબે કાળે કદ્રૂએ એક હજાર ઈંડાંને અને વિનતાએ બે ઈંડાંને જન્મ આપ્યો. હર્ષિત થયેલી દાસીઓએ તેમનાં તે ઈંડાંને હૂંફાળાં પાત્રોમાં પાંચસો વર્ષ સુધી સેવવા રાખ્યાં. પાંચસો વર્ષના ગાળા પછી, કદ્રૂના પુત્રો બહાર આવ્યા; પણ વિનતાનાં ઈંડાંમાંથી ઉત્પન્ન થનારા બે પુત્રો જણાયા નહિ. આમ પુત્રની ઇચ્છાવાળી ને શોકયની સંતતિથી લજવાઈ ગયેલી તે તપસ્વિની દેવી વિનતાએ એક ઈંડું ભાંગી નાખ્યું. તેમાં તેણે એક પુત્ર જોયો. તે અરધી કાયાએ પરિપક્વ હતો અને બાકીની અરધીએ અપક્વ અવયવોવાળો હતો. સાંભળ્યું છે કે, ક્રોધથી ઊછળી ઊઠીને તે પુત્રે એ વિનતાને શાપ આપ્યો કે, 'હે મા! તેં લોભથી પ્રેરાઈને મને આવો કાચા અને અધૂરા અવયવોવાળો કર્યો છે; માટે તું જેની સાથે સ્પર્ધા કરે છે, તે કદ્રૂની તું પાંચસો વર્ષ સુધી દાસી રહેશે. હે માતા! તું આ બીજું ઈંડું નહિ ફોડે અને મારી જેમ એ ઈંડાંમાંના પુત્રને ઓછાં અંગવાળો અથવા અપૂર્ણ અંગવાળો નહિ કરે, તો એ પુત્ર તને દાસીપણામાંથી છોડાવશે. જો તું વિશિષ્ટ બાલકની ઇચ્છા રાખતી હોય તો તારે ધીરજપૂર્વક બીજાં પાંચસો વર્ષ સુધી આના જન્મકાલની રાહ

જેવી.' હે બ્રહ્મન્! વિનતાને આ પ્રમાણે શાપ આપીને તે પુત્ર આકાશમાં ઊડી ગયો. તે પ્રભાતે અરુણરૂપે દેખાય છે. આદિત્યના રથમાં બેસી તે તેનું સારથિપણું કરે છે. પછી યોગ્ય કાલે બીજા ઈંડામાંથી સર્પભક્ષી ગરુડ જન્મ પામ્યો. હે ભૃગુશાર્દૂલ! એ વિહંગરાજ માટે વિધાતાએ જે ભોજન નિર્માણ કર્યું છે, તે મેળવવાની ઇચ્છાએ તે ભૂખ્યો ગરુડ જન્મતાંની સાથેજ માતાને છોડીને આકાશમાં ઊડયો. ૧૩–૨૫

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પાદિની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૧૬મો સમાપ્ત**

# अध्याय १७ मो

## અમૃત માટે સમુદ્રમથનનો નિશ્ચય

॥ सौतिरुवाच ॥

एतस्मिन्नेव काले तु भगिन्यौ ते तपोधन ॥
अपश्यतां समायातं उच्चैःश्रवसमंतिकात् ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ– હે તપોધન! આજ વખતે તે બંને એકઠી મળેલી બહેનોએ ઉચ્ચૈઃશ્રવા નામના ઘોડાને પોતાની પાસે જોયો. તે અમૃતને માટે સમુદ્રમંથન કરતી વખતે ઊપજ્યો હતો. તે અશ્વોમાં રત્નરૂપ હતો અને અનુપમ હતો. તેનું રૂપ સુંદર હતું અને તેનું બલ અમોઘ હતું. સૌ અશ્વોમાં તે શ્રેષ્ઠ હતો, જયવંતોમાં તે અનુત્તમ હતો, અજર ને દિવ્ય હતો; તે શોભાસંપન્ન હતો, તે સર્વ લક્ષણોથી યુક્ત હતો અને સર્વ દેવગણો તેને સત્કારતા હતા.

શૌનક બોલ્યાઃ–દેવોએ તે અમૃત કેવી રીતે મથ્યું હતું? તેમણે તે કયાં મથ્યું કે તેમાંથી આ મહાતેજસ્વી અશ્વરાજેન્દ્રે જન્મ ધારણ કર્યો?

સૂતપુત્ર બોલ્યાઃ–તેજના ઢગલા જેવો પ્રજ્વલિત મેરુ નામે એક પર્વત છે. પોતાનાં સુવર્ણ જેવાં ઊજળાં શિખરો વડે તે સૂર્યની પ્રભાને પણ ઝાંખી પાડે છે. કનકનાં તેને આભરણ છે. તે અદ્દભુત પર્વતને દેવો અને ગંધર્વો સેવી રહ્યા છે. તે પ્રમાણાતીત પર્વત અસંખ્ય અધર્મી માણસોને માટે તો દુર્ગમ છે. ભયંકર સર્પાદિથી વીંટાયેલો તે અનેક દિવ્ય ઔષધિઓથી દીપી રહ્યો છે. એ મહાગિરિ પોતાની ઊંચાઇને લીધે જાણે સ્વર્ગને ઢાંકીને ઊભો છે. બીજાઓ માટે મનથી પણ અગમ્ય એવો તે નદી અને વૃક્ષોથી ભરેલો છે. તેમાં અનેક પ્રકારનાં સુમનોહર પંખીસમૂહોના નાદો ગાજી રહ્યા છે. તે મેરુના સ્વર્ગના જેટલા ઊંચા અને અનેક રત્નોથી ખચાયેલા ઉત્તમ શિખર ઉપર સર્વ મહાતેજસ્વી દેવો ગયા. તપ અને નિયમથી સંયુક્ત તે સ્વર્ગનિવાસીઓ ત્યાં બેસીને અમૃતને માટે મળીને મંત્રણા કરવા લાગ્યા. આમ દેવો સર્વ રીતે ચિંતન કરી રહ્યા હતા, ત્યારે નારાયણદેવે બ્રહ્માજીને આ પ્રમાણે કહ્યું: 'દેવો અને અસુરોના સંઘો મળીને સમુદ્રનું મથન કરો. તે મહાસાગરને વલોવવામાં આવશે, એટલે તેમાંથી અમૃત નીકળશે. હે દેવો! સર્વ ઔષધિઓ અને સર્વ રત્નો આ મહાસમુદ્રમાં નાખી તમે તેનું મથન કરો તેથી તમને અમૃત પ્રાપ્ત થશે.'

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'અમૃતમંથન' નામનો અધ્યાય ૧૭મો સમાપ્ત**

# अध्याय १८ मो

## સમુદ્રમથન અને રત્નોની ઉત્પત્તિ

॥ सौतिरुवाच ॥

ततोऽभ्रशिखराकारैर्गिरिशृंगैरलंकृतम् ॥
मंदरं पर्वतवरं लताजालसमाकुलम् ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ– પછી આભનાં જેવાં પર્વતશૃંગોથી શોભી રહેલા, લતાજાળોથી ભરેલા, વિવિધ પક્ષીઓના શબ્દવાળા, અનેક દાઢ-

વાળાં પ્રાણીઓથી ભરેલા, કિન્નરો, અપ્સરાઓ ને દેવોથી સેવાયેલા અને અગિયાર હજાર યોજન જેટલા ઊંચા તથા તેટલાજ જોજન સુધી નીચે પૃથ્વીમાં ઊંડા ઊભેલા તે પર્વતશ્રેષ્ઠ મંદરાચલને ઊચકવાને સર્વે દેવો અશક્ત થયા. એટલે જ્યાં બ્રહ્માજી તથા વિષ્ણુ બિરાજેલા હતા ત્યાં તેમની પાસે જઈને તેઓ તેમને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ 'આપ બંને પરમ શ્રેય કરનારી બુદ્ધિનો પ્રયોગ કરો. અમારા હિત માટે મન્દરાચલને ઊચકવાનો આપ પ્રયત્ન કરો. સૂતપુત્ર બોલ્યાઃ–હે ભાર્ગવ! બ્રહ્માજી સાથે વિષ્ણુએ કહ્યુંઃ 'ભલે, એમ હો.' પછી અમેયાત્મા કમલનયન વિષ્ણુએ નાગરાજ શેષને આજ્ઞા આપી. પછી બ્રહ્માથી પ્રેરિત થઇને તથા વિષ્ણુથી આજ્ઞા પામીને તે વીર્યવાન અનંત એ કાર્યને માટે તત્પર થયા. હવે હે બ્રહ્મન્! તે મહાબલવાન અનંતે તે પર્વતરાજને વનો તથા વનવાસીઓ સાથે બલપૂર્વક ખેંચી કાઢયો. પછી એ તે પર્વતધારી અનંતની સાથે દેવો સમુદ્ર ઉપર આવ્યા અને સમુદ્ર પ્રત્યે બોલ્યાઃ 'અમૃતને માટે અમે તારાં જલ વલોવશું.' એટલે જલપતિ સમુદ્રે કહ્યુંઃ'એમાં મને પણ ભાગ મળવો જોઇએ; કેમકે મન્દર પર્વતના ભ્રમણથી ભારે ભારે કલેશ સહેવો પડશે.' તે પછી દેવો અને અસુરોએ સમુદ્ર સમીપ રહેલા કૂર્મરાજને કહ્યું–આ પર્વતની નીચે તમે બેસણીરૂપ થવાને યોગ્ય છો. કચ્છપે 'ભલે'કહીને પોતાની પીઠ અર્પી ને ઇન્દ્રે તેની પીઠ ઉપર રહેલા તે પર્વતને યંત્રથી સ્થિર કર્યો. પછી મન્દર પર્વતને રવૈ (મથનદંડ) અને વાસુકિ સર્પને નેતરું કરીને દેવોએ જલનિધિ–સાગરને મંથવા માંડ્યો. હે બ્રહ્મન્! આમ પૂર્વે અમૃતને માટે સુરો, અસુરો અને દાનવો જલનિધિ સમુદ્રનું અમૃત માટે મથન કરવા લાગ્યા. તેમાં મહાન અસુરો નાગરાજ વાસુકિનું મોં પકડીને ઊભા રહ્યા અને સૌ દેવો તેની જ્યાં પૂંછડી હતી ત્યાં સાથે ઊભા રહ્યા. પછી અનંત ભગવાન જ્યાં નારાયણ ઊભા હતા ત્યાં રહી વાસુકિ નાગના માથાને ઊંચકીને વારંવાર પછાડતા હતા. આમ દેવોએ એકદમ પછાડેલા એ વાસુકિ નાગના મોંમાંથી ધુમાડા અને જ્વાલાઓ સાથે વારંવાર વાયુઓ નીકળવા લાગ્યા. તે ધુમાડા બંધાઇને વીજળીઓ સાથેનાં મેઘમંડલો બન્યાં અને તે શ્રમ અને સંતાપથી પીડાઈ રહેલા દેવગણો ઉપર વૃષ્ટિ કરવા લાગ્યાં. ત્યારે તે ગિરિશિખરની ટોચ ઉપરથી સર્વ સુરો ને અસુરો ઉપર પુષ્પવૃષ્ટિઓ થઈ અને તે ચારે બાજુએ પથરાઈ ગઈ. સુરો અને અસુરો મન્દરાચલથી તે સમુદ્રને વલોવી રહ્યા હતા, ત્યારે મહામેઘનો ગર્જના જેવો પ્રચંડ શબ્દ ગાજવા લાગ્યો. તે મહાપર્વતના ઘર્ષણથી ક્ષારસમુદ્રમાં રહેતાં જાતજાતનાં સેંકડો જલચરો કચરાઇ ગયાં અને નાશ પામ્યાં. વળી એ પર્વતે વરુણલોકનાં તથા પાતાલલોકનાં વિવિધ પ્રાણીઓને મરણ શરણ કર્યાં. તે પર્વત આમ ઘૂમતો હતો, ત્યારે પરસ્પર ટક્કર ખાતાં મોટાં મોટાં વૃક્ષો તેમની ઉપરનાં પક્ષીઓ સાથે પર્વતની ટોચ પરથી નીચે ઊખડી પડ્યાં. તેમના ઘર્ષણને પરિણામે ઊઠેલો અગ્નિ ઝાળો સાથે વારંવાર ભડભડવા લાગ્યો. વીજળીઓની જેમ તે જાણે મંદરાચલરૂપી નીલ મેઘને વીંટી લેતો હતો. તે અગ્નિએ બહાર નીકળેલા હાથીઓને તથા સિંહોને તેમજ સૌ વિવિધ પ્રાણીઓને પ્રાણહીન કરી બાળી નાખ્યાં. હવે દેવોમાં શ્રેષ્ઠ એવા ઇન્દ્રે અહીંતહીં બળી રહેલા તે અગ્નિને મેઘનાં જલથી પૂરો શાંત કરી દીધો. પછી એ સાગરજલમાં વિવિધ પ્રકારના વૃક્ષોના ગુંદરો તથા અનેક ઔષધિરસો નીકળીને સમુદ્રમાં વહેવા લાગ્યા.અમૃતની શક્તિવાળા તે રસોના દૂધથી તથા સુવર્ણના પ્રભાવથી દેવો અમરપણાને પામ્ય

તે સમુદ્રનું ઉત્તમ રસોથી મિશ્રિત થયેલું જલ દૂધ બન્યું અને એ દૂધમાંથી ઘી થયું. પછી દેવો ત્યાં વિરાજેલા વરદ બ્રહ્માજીને કહેવા લાગ્યાઃ 'હે બ્રહ્મન્! અમે બહુ થાકી ગયા છીએ. હજુ તે અમૃત તો બનતું નથી. એક નારાયણ દેવ વિના અન્ય સર્વ દેવદાનવો થાકી ચૂક્યા છે. આ સાગરનું મથન તો ક્યારનુંય આરંભ્યું છે.' પછી, બ્રહ્માએ નારાયણ દેવને આ વચન કહ્યુંઃ 'હે વિષ્ણુ! તમે એમને બલ આપો, તમે જ એમના શરણ છો.' વિષ્ણુ બોલ્યાઃ-'જેઓ આ કાર્યમાં રોકાયા છે, તે સહુને હું બલ આપું છું. તમે સૌ મન્દરને ઘુમાવો અને સાગરને વલોવો.' ૧-૩૩

સૂતપુત્ર બોલ્યાઃ-નારાયણનું વચન સાંભળીને તે બળિયાઓ મહાસાગરનાં તે જલને એકસાથે ફરીફરીને અતિ ડહોળવા લાગ્યા. આમ વલોવાઇ રહેલા તે સમુદ્રમાંથી લાખલાખ શીત કિરણોવાળો, ઉજ્જવળ ને પ્રસન્નમન ચંદ્રમા ઉત્પન્ન થયો. એ પછી જલના તત્ત્વમાંથી શ્વેત વસ્ત્ર ધારેલાં લક્ષ્મીજી નીકળ્યાં. પછી સુરાદેવી (મદિરા) તથા સફેદ ઘોડો (ઉચ્ચૈઃશ્રવા) એ ઉત્પન્ન થયાં. વળી જળમાંથી દિવ્ય કૌસ્તુભમણિ નીકળ્યો. કિરણોથી ઝગઝગી રહેલો તે મણિ નારાયણ ભગવાનના હૃદયસ્થાનમાં રહ્યો. શ્રી, સુરા, સોમ અને મનોવેગી ઉચ્ચૈઃશ્રવા અશ્વ એ આકાશમાર્ગે થઈને જ્યાં દેવો હતા ત્યાં ગયાં. તે પછી અમૃતભર્યું શ્વેત કમંડલુ ધારણ કરીને ભગવાન ધન્વંતરિ મૂર્તિમાન પ્રકટ થયા. આ આશ્ચર્ય જોઈને દાનવોએ 'એ મને આપો, એ મને આપો' એમ કહી અમૃતને માટે ભારે બુમરાણ મચાવ્યું. પછી મોટી કાયાવાળો અને ચાર ઉજળા દાંતોવાળો મહાન ઐરાવત હાથી ઉત્પન્ન થયો અને તેને વજ્રધારી ઇન્દ્રે લીધો. બહુ મંથન પછી ધુમાડા સાથેના અગ્નિની જેમ બળી રહેલું કાલકૂટ નામનું વિષ જગતને વીંટી વળતું ઉત્પન્ન થયું. તે વિષની ગંધ લેતાં ત્રણે લોક મૂર્છિત થઈ ગયા. બ્રહ્માજીના વચનથી શિવજીએ લોકરક્ષા અર્થે તે વિષનું પાન કર્યું. મંત્રમૂર્તિ ભગવાન મહેશ્વરે તેને પોતાના કંઠમાં ધારણ કર્યું, ત્યારથી એ ભગવાન 'નીલકંઠ' થયા એવું સાંભળ્યું છે. આ બધું કૌતુક જોઇને દાનવો નિરાશ થઈ ગયા અને અમૃત તથા લક્ષ્મીને માટે મહાન વૈર બાંધી બેઠા. એટલે નારાયણે મોહિની માયા ધારણ કરીને સ્ત્રીનું આશ્ચર્યકારી રૂપ લીધું અને દાનવો પાસે આવી ઊભા રહ્યા. તેથી સ્ત્રીને વિષે મનથી આસક્ત થયેલા અને મૂઢચિત્ત બનેલા તે સર્વે દાનવો અને દૈત્યોએ તે સ્ત્રીને તે અમૃતપાત્ર આપી દીધું.*

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'અમૃતમંથન' નામનો અધ્યાય ૧૮ મો સમાપ્ત**

# અધ્યાય ૧૯ મો

## અમૃત માટે યુદ્ધ અને દૈત્યોનો પરાજય

॥ सौतिरुवाच ॥

अथावरणमुख्यानि नाना प्रहरणानि च ॥
प्रगृह्याभ्यद्रवन्देवान् सहिता दैत्यदानवाः ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ-હવે વિવિધ હથિયારો તથા ઉત્તમ બખતરો સજીને દૈત્યો અને દાનવો એકસાથે દેવોના ઉપર ધસ્યા. એવામાં સમર્થ અને પ્રતાપી વિષ્ણુ ભગવાને નરની સાથે રહી દાનવેન્દ્રો પાસેથી તે અમૃત ઝૂંટવી લીધું. પછી સર્વ દેવસમૂહોએ વિષ્ણુ પાસે જઈ તે અમૃતનું પાન કર્યું. જ્યારે દેવો ઇચ્છિત અમૃત પી રહ્યા હતા, ત્યારે રાહુ નામનો દાનવ દેવનું રૂપ લઈને તે અમૃતના ઘૂંટડા ભરી ગયો. એ અમૃત

---

* अमृतादपि विंध्रशः संगमात्रेण योषिताम् ॥
दधता मोहिनीरूपं हरिणैवं प्रकाशितम् ॥
સ્ત્રીઓના માત્ર સંગવડે પણ અમૃતથીય ભ્ર[illegible] થવાય છે, એ વાત મોહિનીરૂપને ધારણ કરતા શ્રીહરિ[illegible] પ્રકાશિત કરી છે.

તે દાનવના ગળા સુધી ગયું, ત્યારે દેવોનું હિત કરવાની ઇચ્છાથી ચન્દ્ર અને સૂર્યે એ વાત ભગવાનને કહી દીધી. એટલે ચક્રધારી ભગવાન વિષ્ણુએ અમૃત પીતા તે રાક્ષસનું સુવિભૂષિત માથું તેજસ્વી ચક્રથી ઉડાવી દીધું. પર્વતશિખરના જેવું દાનવનું મહાન મસ્તક ચક્રથી છેદાઈને આકાશમાં ઊડ્યું અને અતિ ભયંકર નાદ કરવા લાગ્યું. તે દૈત્યનું ધડ તરફડીને પૃથ્વીના તળ ઉપર પડ્યું અને પર્વતો, વનો તેમજ હાથીઓવાળી ધરણીને ધણધણાવવા મંડ્યું. ત્યારથી રાહુમુખે ચન્દ્ર તથા સૂર્ય સાથે વેરની કાયમની ગાંઠ બાંધી; આજે પણ તે તે બન્નેને ગળ્યાં કરે છે. ૧–૯

તે પછી ભગવાન હરિએ પણ પોતાનું અનુપમ સ્ત્રીરૂપ છોડી દીધું અને તે જાતજાતનાં ભયંકર શસ્ત્રોથી દાનવોને કંપાવવા લાગ્યા. આમ ક્ષારાબ્ધિની પાસે સુરો અને અસુરોનો અત્યંત ભયંકર મહાસંગ્રામ મંડાયો. ત્યારે અનેકાનેક તીક્ષ્ણ પ્રાસો (હાથ–ભાલાઓ), તીણી અણીવાળાં તોમરો (લાંબા દાંડાવાળા ભાલાઓ) અને વિવિધ શસ્ત્રો હજારોની સંખ્યામાં ચોટ મારવા લાગ્યાં. ત્યાં ચક્રથી ભેદાયેલા, પુષ્કળ લોહી ઓકતા અને તલવારો, ગદાઓ તેમજ શક્તિ (જાડા માથાવાળો એક જાતનો લોહદંડ) થી ઘાયલ થયેલા અસુરો ધરતીપટ ઉપર પડવા લાગ્યા. વળી તપ્ત સુવર્ણના જેવી માળાઓવાળાં અસુરોનાં માથાં યુદ્ધમાં ભયંકર પટ્ટિશો (એક જાતની તીણી અણિયાળી બેધારી તલવાર) વડે કપાઇને ત્યાં સતત ગરી પડતાં હતાં. માર્યા ગયેલા અને લોહીથી સર્વાંગે ભીંજાયેલા મહાન અસુરો જાણે પર્વતોનાં ધાતુથી રંગેલાં શિખરો હોય તેમ રવડતા હતા. સાંજે સૂર્ય લાલ થતાં, શસ્ત્રોથી એકબીજાને મારી રહેલા એ હજારો યોદ્ધાઓનો જ્યાં ત્યાં હાહાકાર મચી રહ્યો. લોઢાનાં તીણાં પરિઘો(કાંટાળા લોહદંડ)થી તથા મુઠ્ઠીના પ્રહારોથી પરસ્પરને યુદ્ધમાં હણી રહેલા તે યોદ્ધાઓનો નાદ જાણે આકાશને અડતો હતો. તે વખતે ત્યાં 'મારો, કાપો, દોડો, પાડો, પૂંઠ લો' એવા એવા મહાભયંકર શોરો ચોમેર સંભળાતા હતા. ૧૦–૧૮

આમ મહાભયકારી યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે નર અને નારાયણ દેવો યુદ્ધભૂમિમાં આવ્યા. ત્યાં નરના હાથમાં દિવ્ય ધનુષ્ય જોઇને ભગવાન વિષ્ણુએ પણ દાનવોનો નાશ કરનાર પોતાના તે ચક્રનું સ્મરણ કર્યું. સંભારતાં વારજ મહા પ્રભાવાળું, શત્રુઓને તાપ આપનારું, સૂર્યના જેવું, અખંડિત મંડલવાળું અને યુદ્ધમાં ભયંકર દેખાવવાળું તે સુદર્શન ચક્ર આકાશમાંથી આવી પહોંચ્યું. આમ ભડભડતા અગ્નિના જેવી પ્રભાવાળું, મહા તેજસ્વી અને શત્રુનગરનો નાશ કરનારું એ ભયંકર ચક્ર આવ્યું, એટલે હાથીની સૂંઢ જેવા હાથવાળા અને ઉગ્ર વેગવાળા ભગવાન અચ્યુતે તેને પ્રબલતાપૂર્વક છોડ્યું. પછી પુરુષોત્તમ વિષ્ણુના હાથથી યુદ્ધમાં છૂટેલું તે કાલાગ્નિ સમાન તેજસ્વી ચક્ર, હજારો દૈત્યો અને દાનવો ઉપર વારેવારે ઊછળતું હતું અને વેગપૂર્વક તેમને કાપી નાખતું હતું. ક્યારેક તે ચક્ર અગ્નિની જેમ બળતું હતું, ક્યારેક વેગપૂર્વક તે અસુરસમૂહોને ચાટતું હતું, ક્યારેક તે તેમને કાપી નાખતું હતું, ક્યારેક તે આકાશમાં, તો ક્યારેક તે ભૂમિ ઉપર એમ વારંવાર પ્રસરતું હતું અને ક્યારેક તે પિશાચની પેઠે રણમાં અસુરોનાં રુધિરનું પાન કરતું હતું. તે વખતે ઉત્સાહચિત્ત અને વરસી રહેલાં વાદળાંના જેવી કાંતિવાળા હજારો મહાબળિયા અસુરો પણ આકાશમાં જઈ દેવગણોને પર્વતોથી વારંવાર પીડવા લાગ્યા. પછી ભય જન્માવનારા, વૃક્ષોવાળા, અનેકવિધ મેઘોના જેવા રૂપવાળા અને તૂટી પડેલી શિખરટોચોવાળા તે મહાન પર્વતો મોટી ગર્જનાઓ સાથે એકબીજા સાથે વેગે અથડાતા હતા; તથા

આકાશમાંથી નીચે પડતા હતા. ત્યારે મહાન પર્વતોના પડવાથી ચારેકોર દબાઈ ગયેલી પૃથ્વી પોતાનાં વનો સાથે ડોલી ઊઠી. આમ રણસંગ્રામમાં પરસ્પર ગર્જી રહેલા યોદ્ધાઓનું ભીષણ યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે ભગવાન નરે શ્રેષ્ઠ સુવર્ણની અણીઓવાળાં ભૂષણરૂપ મહાન બાણોથી ગગનપથને ઢાંકી દીધો. એ અસુરગણોના મહાભયંકર યુદ્ધમાં, તે બાણોથી ગિરિશૃંગોને ચીરવા લાગ્યા. પછી પ્રજ્વલિત હુતાશનના જેવી કાંતિવાળા અને આકાશમાં ગયેલા તે સુદર્શન ચક્રને કોપેલું જોઈને, તે મહાન અસુરો દેવોથી પીડાઈને પૃથ્વીમાં તથા ખારા પાણીના સાગરમાં પેસી ગયા. આમ દેવોએ વિજય મેળવ્યો. પછી તેઓ મંદરાચલનો સુસત્કાર કરી તેના સ્થાનમાં મૂકી આવ્યા. હવે સ્વર્ગલોકને તથા આકાશમંડલને ચોતરફ ગજવતા તે દેવો જ્યાંથી આવ્યા હતા ત્યાં ગયા. પછી દેવોએ અત્યંત પરમાનંદ પામીને તે અમૃતને સારી પેઠે રક્ષણમાં રાખ્યું. અને દેવો સાથે મળીને ઇન્દ્રે તે અમૃતનું પાત્ર મુગટધારી નર ભગવાનને સાચવવા સોંપ્યું.+ ૧૯-૩૧

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'અમૃતમંથન સમાપ્તિ' નામનો અધ્યાય ૧૯ મો સમાપ્ત**



+ तुल्यायासेऽप्यविबुधा नाप्तिजं विमुखा हरेः ॥
देवास्तुवशगा विष्णोः प्रापुरेतदिहोच्यते ॥

સમાન પ્રયાસ કરતાં પણ હરિથી વિમુખ રહેલા દૈત્યોને અમૃત મળ્યું નહિ અને વિષ્ણુને વશ રહેલા દેવો અમૃત મેળવી શક્યા, એ આ આખ્યાનમાં કહ્યું છે. —रत्नगर्भ

# अध्याय २० मो

## સર્પોને શાપ

॥ सौतिरुवाच ॥

**एतत्ते कथितं सर्वममृतं मथितं तथा ॥**
**यत्र सोऽश्वः समुत्पन्नः श्रीमानतुलविक्रमः ॥१॥**

સૂતપુત્ર બોલ્યાઃ– આ મેં તમને અમૃત માટે કેવી રીતે સમુદ્રમથન થયું તથા તે અતુલ પરાક્રમી કાંતિમાન અશ્વ કેવી રીતે ઉત્પન્ન થયો, એ કહ્યું. એકવાર આ ઘોડાને જોઇને કદ્રૂએ વિનતાને આ વચન કહ્યુંઃ 'ઉચ્ચૈઃશ્રવા કેવા વર્ણનો છે? હે ભદ્રા! તું મને ઝટ કહે.' વિનતા બોલીઃ–'આ અશ્વરાજ સફેદ જ છે, પણ હે શુભા! તું શું માને છે? તું પણ એનો વર્ણ કહે. આપણે આ વિશે શરત બકીએ.' કદ્રૂ બોલીઃ–'હે સુસ્મિતા! હું તો આ ઘોડાને કાળા વાળવાળો માનું છું. હે ભામિની! ચાલ, આ વિશે મારી સાથે શરત માર. જે હારે તે જીતનારની દાસી થાય.' સૂતપુત્ર બોલ્યાઃ—આમ તે બંનેએ પરસ્પર દાસી થવાનો દાવ લગાવ્યો અને 'કાલે જોઈશું' એમ ઠરાવી પોતપોતાને ઘેર ગઈ. પછી કપટ કરવા ઇચ્છતી કદ્રૂએ પોતાના હજાર પુત્રોને આજ્ઞા આપી કે હે, બાળકો! તમે કાજળ જેવા વાળરૂપ થઈને ઘોડાને એકદમ લપેટાઈ જાઓ એટલે મારે દાસી થવું પડે. નહિઃ જે સર્પોએ આ વચન સ્વીકાર્યું નહિ, તેમને કદ્રૂએ શાપ આપ્યો કે, 'પાંડુવંશી ધીમાન રાજર્ષિ જનમેજયનો સર્પસત્ર ચાલશે, ત્યારે અગ્નિ તમને બાળી મૂકશે.' દૈવયોગે કદ્રૂએ આપેલો આ અતિક્રૂર શાપ પિતામહે પોતે સાંભળ્યો. સર્પોની અતિશય વૃદ્ધિ જોઈને અને પ્રજાના હિતની ઇચ્છાથી તેમણે દેવો સાથે તે શાપવચનને અનુમોદન આપ્યું. ને બોલ્યાઃ 'આ સર્પો [illegible] વિષ વીર્યવાળા, મારે ડંખીલા અને [illegible]

વાન છે. તેઓ તીવ્ર ઝેરી છે અને પારકાને પીડા કરે છે. એટલે પ્રજાના હિતને અર્થે માતાએ તેમને જે શાપ આપ્યો છે, તે યોગ્યજ છે. વળી જે બીજાં પ્રાણીઓને નિત્ય પીડા કરે છે, તેમને દૈવ પ્રાણાંતક દંડ આપેજ છે.' આમ કહીને બ્રહ્મદેવે તે કદ્રૂને સત્કારી. પછી કશ્યપને બોલાવી તે દેવે તેમને આ વચન કહ્યું: 'હે અપાપ! હે પરંતપ! તમારાથી આ જે ભયંકર ઝેરવાળા, મોટી કાયાવાળા અને ડંખભર્યા સર્પો થયા છે, તેમને તેમની માતાએ શાપ આપ્યો છે. હે તાત! આ વિષે તમારે કોઈ રીતે ક્રોધ કરવો નહિ. કેમકે યજ્ઞમાં સર્પોનો વિનાશ પુરાતનકાલથી થતો જોવામાં આવ્યો છે.' આમ કહીને સૃષ્ટિકર્તા બ્રહ્મદેવે પ્રજાપતિ મહાત્મા કશ્યપનું સાંત્વન કર્યું અને તેમને વિષનું હરણ કરનારી વિદ્યા આપી. ૧-૧૧

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૨૦મો સમાપ્ત**

# अध्याय २१ मो

## કદ્રૂ અને વિનતાએ જોયેલો મહાસાગર

॥ सौतिरुवाच ॥

**ततो रजन्यां व्युष्टायां प्रभातेऽभ्युदिते रवौ ।**
**कद्रूश्च विनता चैव भगिन्यौ ते तपोधन ॥ १ ॥**

સૂતપુત્ર બોલ્યા:–હે તપોધન ! તે રાત વીતી અને પ્રભાતે સૂર્ય ઊગ્યો, એટલે દાસીપણાની શરત કરી ચૂકેલી તે કદ્રૂ અને વિનતા એ બે બહેનો આવેશ અને ઉતાવળ સાથે ઉચ્ચૈઃશ્રવા ઘોડાને નજીકમાંથી જોવા માટે ગઈ. ત્યાં તે બંને અગાધ જલવાળો, ઉછાળા મારી રહેલો અને મહાગર્જના કરતો જલનિધિ મહાસાગર જોયો. તે તિમિંગલ આદિ મચ્છોથી ભરેલો હતો, મગરોથી ભરપૂર હતો અને અનેક જાતનાં હજારો અને લાખો પ્રાણીઓથી વીંટાયેલો હતો. વળી તે ભયંકર, બેડોળ, ઘોર અને ઉગ્ર એવાં અન્ય જલચરોને લીધે અગમ્ય હતો. તેમાં કાચબાઓ તથા ગ્રાહો ખદખદતા હતા. સર્વ રત્નોની તે ખાણ હતો, વરુણનું તે ઉત્તમ નિકેતન હતો, નાગોનું તે રમ્ય નિવાસસ્થાન હતો અને સરિતાઓનો તે સ્વામી હતો; વડવાનલનું તે આવાસસ્થાન હતો, અસુરોનો તે બાંધવ હતો, પ્રાણીઓને તે ભયકારી હતો, જલનો તે નિધિ હતો અને અમરોના અમૃતનો તે પરમભંડાર હતો. તે શુભ અને દિવ્ય સમુદ્ર અપ્રમેય, અચિંત્ય, અદ્ભુત અને પુણ્યકારી જલથી ભરેલો હતો. તે ઘોર હતો અને જલચરોના રવોથી રૌદ્ર હતો. ભૈરવ ઘોષવાળો તે ગંભીર ભમરીઓથી ભર્યો હતો અને પ્રાણીમાત્રને ભય ઉપજાવતો હતો. ભરતીના હીંચકા ઉપર પવનથી તે હાલી રહ્યો હતો, ક્ષોભથી અને ઉદ્વેગથી તે ઊછળી રહ્યો હતો, તરંગોરૂપી હાલતા હાથોથી તે જાણે બધી બાજુએ નૃત્ય કરી રહ્યો હતો. ચંદ્રના વધવાઘટવાને પરિણામે ગુલાંટિયાં લેતાં મોજાંઓથી તે વ્યાકુલ હતો. તે પાંચજન્ય શંખને જન્મ આપનારો હતો અને રત્નોનો અનુપમ ભંડાર હતો. પૃથ્વીને ખોજતા અમાપ ઓજસ્વી વરાહરૂપી ભગવાન ગોવિંદે ખળભળાવી મૂકેલાં અંતરજલોથી તે ભર્યોભરપૂર હતો. વ્રતધારી બ્રહ્મર્ષિ અત્રિ પણ સો વર્ષે તેનું તળિયું પામી શક્યા નહોતા. આવો પાતાળરૂપી તળિયાવાળો તે અવિનાશી સમુદ્ર યુગાન્તે અધ્યાત્મ યોગનિદ્રા સેવતા અમાપ તેજસ્વી પદ્મનાભ વિષ્ણુનું શયનસ્થાન હતો. વજ્રના પડવાથી ત્રાસ પામેલા મૈનાક પર્વતને તે અભય દેનારો હતો. કોલાહલભર્યાં યુદ્ધોમાં પીડા પામેલા અસુરોનું તે શરણસ્થાન હતો. ભડભડતા વડવાગ્નિના મુખને તે જલરૂપી હવિ આપતો હતો. તે કલ્યાણરૂપ, સરિત્પતિ વિશાળ, અમાપ અને અતલ પારવાળો હતો. અનેક

હજાર મહાનદીઓ જાણે સ્પર્ધા કરતી હોય, તેમ તેનું સતત અભિસરણ કરતી હતી. આવો ભર્યોભરપૂર રહેતો, તરંગમાલાઓ વડે નૃત્ય કરતો, મચ્છો અને મગરોથી ઊભરાતો અને જલચરોના નાદોથી રૌદ્ર શબ્દે ગર્જતો તે ગંભીર મહાસાગર તે બન્ને બહેનોએ જોયો. ૧–૧૮

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૨૧મો સમાપ્ત**

# अध्याय २२ मो

## બન્ને બહેનોએ ઓળંગેલો સાગર*

॥ सौतिरुवाच ॥

**नागाश्च संविदं कृत्वा कर्तव्यमिति तद्वचः ॥**
**निःस्नेहा वै दहेन्माता असंप्राप्तमनोरथा ॥ १ ॥**

સૂતપુત્ર બોલ્યાઃ–હવે નાગોએ મંત્રણા કરીને ઠરાવ્યું કે, આપણે માતાના વચન પ્રમાણે કરવું; નહિ તો તેનો મનોરથ પૂર્ણ નહિ થતાં તે નિર્દય માતા આપણને બાળી મૂકશે. પણ તે જો પ્રસન્ન થશે, તો તે આપણને એ શાપમાંથી છોડાવશે. આથી નિસંશય આપણે ઘોડાનું પૂંછડું કાળું કરીશું. આમ નિશ્ચય કરી તેઓ જઇને તે ઘોડાને પૂંછડે વાળરૂપ થઈ ગયા. હે દ્વિજવર! હવે શરત કરી ચૂકેલી તે બે દક્ષપુત્રીઓ–કદ્રૂ અને વિનતા જે એ બે બહેનો તથા શોક્યો થતી હતી તે શરત કરીને અક્ષોભ્ય જલનિધિ એવા સમુદ્રને પરમ પ્રીતિપૂર્વક જોવા લાગી. આકાશમાર્ગે થઇ તે એ મહાસાગરને પેલે પાર જવા નીકળી. તે વખતે સાગર પવનથી એકદમ ઊછળી રહ્યો હતો અને મહા ગર્જના કરતો હતો. વળી તે મચ્છો ને મગરોથી ભરપૂર હતો અને અનેક હજારો નાનાવિધ ઘોર પ્રાણીઓથી ભરેલો વ્યાપેલો હતો. તે ઘોર, ગંભીર, ભયંકર અને અગમ્ય હતો. સર્વ રત્નોની તે ખાણ હતો, વરુણનું તે નિવાસસ્થાન હતો, નાગોનું તે સુરમ્યસ્થાન હતો અને સરિતાઓનો તે સ્વામી હતો. પાતાલના અગ્નિનું તે આવાસસ્થાન હતો, અસુરોનું તે આશ્રયસ્થાન હતો અને ભયંકર પ્રાણીઓનો તથા જલનો તે અવિનાશી ભંડાર હતો. દિવ્ય અને ઉજ્જ્વલ એવો તે દેવોના અમૃતનું પરમધામરૂપ હતો. તે અમાપ ને અતર્ક્ય હતો અને પવિત્ર જલોથી સંપૂર્ણ હતો. અનેકાનેક સહસ્ર મહાનદીઓથી તે ભરાતો હતો અને ઊર્મિમાળા વડે જાણે કે તે નૃત્ય કરતો હોય એમ જણાતો હતો. અત્યંત ચપલ તરંગોથી ભરેલા, ગંભીર, વિકસિત, આકાશના જેવા પ્રકાશવાળા અને પાતાળના અગ્નિની શિખાથી ઝળખાહળતા અંગવાળા અને ગર્જના કરતા મહાસમુદ્રને તે બે બહેનો ઝટ ઓળંગી ગઈ. ૧–૧૨

* આ બાર શ્લોકના અધ્યાયને કેટલાએક પઠન કરતા નથી, કેટલાએક એ અધ્યાયના શ્લોકોને આગલા અધ્યાયમાજ પઠન કરે છે અને કેટલાએક આ અધ્યાયના પાંચેકજ શ્લોક ગણે છે, પરંતુ યથાર્થ નિર્ણય થતો નથી. —नीलकंठ

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં સુપર્ણાખ્યાનમાં 'સમુદ્રદર્શન' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત**

# अध्याय २३ मो

## ગરુડની ઉત્પત્તિ અને દેવોએ કરેલી સ્તુતિ

॥ सौतिरुवाच ॥

**तं समुद्रमतिक्रम्य कद्रूर्विनतया सह ॥**
**न्यपतत्तुरगाभ्याशे नचिरादिव शीघ्रगा ॥ १ ॥**

સૂતપુત્ર બોલ્યાઃ–શીઘ્ર વેગવાળી કદ્રૂ વિનતાની સાથે તે સમુદ્રને ઓળંગી ગઈ અને તત્કાલ ઘોડાની નજીક આવી પહોંચી. પછી તે બન્નેએ મહાવેગવાળો, ચંદ્રના જેવી કાંતિવાળો અને કાળા વાળવાળો તે અશ્વોમાં શ્રેષ્ઠ એવા ઉચ્ચૈઃશ્રવાને

જોયો. તેના પૂંછડાએ અસંખ્ય કાળા વાળ જોઈને ખેદ પામેલી વિનતાને કદ્રૂએ પોતાનું દાસીપણું કરવા કહ્યું. આમ શરતમાં હારેલી તે વિનતા અત્યંત દુઃખસંતાપ પામી અને દાસીપણું સ્વીકારીને રહી. એજ વખતે પોતાના જન્મનો સમય આવતાં મહાતેજસ્વી ગરુડ પણ માતા વિનાજ ઈંડું ફોડીને બહાર નીકળ્યો. મહા વીર્યવાન અને મહાબલવાન તે સર્વ દિશાઓને અજવાળી મૂકતો હતો. ઇચ્છારૂપ ધરનારો, સ્વેચ્છાએ વિહરનારો, ઇચ્છિત પરાક્રમ કરનારો આકાશમાં વિચરનારો અને અગ્નિના સમૂહની જેમને અતિ ભયંકર જણાતો હતો. વીજળીની જેમ ચમકતાં પિંગટ નેત્રવાળો, યુગાન્તના અગ્નિના જેવી પ્રભાવાળો, ઘોર આકૃતિવાળો અને ભયંકર ઘોષવાળો તે જાણે બીજો વડવાનલ હોય તેમ ભીષણ લાગતો હતો. તે મહાકાય એકદમ વૃદ્ધિ પામ્યો અને આકાશમાં ઊડવા લાગ્યો. તેને જોઈને સર્વ દેવો અગ્નિને શરણે ગયા. દેવોએ ત્યાં વિરાજેલા તે વિશ્વરૂપ અગ્નિને પ્રણામ કરી કહ્યું–'હે અગ્નિ! હવે તમે વધશો મા. જોજો, તમે અમને બાળવા ઇચ્છતા! આ તમારો તેજનો પ્રદિપ્ત થયેલો મહાન સમૂહ અમારી બાજુ સરી રહ્યો છે!'૧–૧૦

અગ્નિ બોલ્યોઃ–હે અસુરપીડકો! તમે માનો છો તેમ એ નથી. એ તો તેજમાં મારા સરખો એવો બલવાન ગરુડ છે. વિનતાનો આનંદ વધારનારો એ પરમ તેજસ્વી જન્મ્યો છે અને એ તેજઃપુંજને જોઈને તમે ભ્રમમાં પડયા છો. એ મહાબલવાન કશ્યપપુત્ર નાગોનો ક્ષય કરનારો, દેવોના હિતમાં પરાયણ અને દૈત્યો તથા રાક્ષસોને શત્રુરૂપ છે. આ વિશે તમે ભીતિ રાખશો નહિ. ચાલો, મારી સાથે તમે એને જુઓ. આમ કહેવાતાં, તે દેવો અને ઋષિગણો ત્યાં ગરુડ તરફ ગયા અને દૂર ઊભા રહીને તેની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

દેવો બોલ્યાઃ–*તમે ઋષિ (પ્રણવરૂપ) છો, તમે મહાભાગ (યજ્ઞભોક્તા) છો, તમે પ્રકાશવંત દેવ છો, તમે પક્ષીઓના રાજ (તીવ્ર વેગવાળા) છો, તમે પ્રભુ (સર્વાધિષ્ઠાતા) છો, તમે તપનદેવ સૂર્ય (ઉત્પાદક અને સંહર્તા) છો, તમે હિરણ્યગર્ભ પરમેષ્ઠી છો, તમે પ્રજાપતિ છો, તમે ઇન્દ્ર છો, તમે હયગ્રીવ છો, તમે બાણરૂપ વિષ્ણુ છો, તમે જગત્પતિ છો, તમે મુખ છો, તમે પદ્મયોનિ બ્રહ્મા છો, તમે અગ્નિ છો, તમે પવન છો, તમે ધાતા (ચિતિ) છો, તમે વિધાતા (માયા) છો, તમે સુરશ્રેષ્ઠ વિષ્ણુ છો, તમે મહત્તત્ત્વ છો, તમે અહંકાર છો, તમે અવિનાશી અમૃત છો અને તમેજ મહાયશ (નિર્ગુણ બ્રહ્મ) છો. તમેજ પ્રભા છો, અભિષ્ટ બુદ્ધિવૃત્તિ છો અને તમેજ અમારું અનુપમ રક્ષણ છો. તમે બલના સમુદ્ર છો, સાધુસ્વભાવવાળા છો, પ્રૌઢ સત્ત્વવાળા છો, સમૃદ્ધિમાન છો અને અસહ્ય તેજવાન છો. હે અખંડયશ! તમારામાંથીજ સર્વ પ્રાપ્ત અને અપ્રાપ્ત પ્રકટે છે. કિરણો વડે જેમ સૂર્ય આ સચરાચર સમસ્તને પ્રકાશમાન કરે છે, તેમ ઉત્તમ એવા તમે પણ વૃત્તિજ્ઞાનથી સમગ્ર જગતને પ્રકાશિત કરો છો. સૂર્યની પ્રભાનેય પાછી પાડતા તમે આ સ્થિર અને અસ્થિર જગતના કાલરૂપ છો. હે હુતાશનના જેવી કાંતિવાળા! મહાકુપિત સૂર્ય જેમ પ્રજાઓને બાળે છે, તેમ યુગને અંતે વિનાશકારી એવા તમે ભયંકર પ્રલયાગ્નિની પેઠે પ્રદીપ્ત થાઓ છો અને સર્વને બાળી નાખો છો. પક્ષી-

* અહીં પણ પૂર્વની પેઠે ગરુડોપાધિક બ્રહ્મનીજ સ્તુતિ સમજવી; કારણ કે વિષ્ણુના વાહનરૂપ પક્ષીમાત્રમા આ સ્તુતિમા કહેલાં સર્વ વિશેષણો યથાર્થ રીતે ઘટી શકે નહિ, માટે–इंद्रं मित्रं वरुणमग्नीमाहुरथो दिव्यः ससुपर्णो गरुत्मान्। एकं सद्विप्रा बहुधा वदंत्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ એ શ્રુતિ વડે ઈંદ્રાદિ બહુ રૂપથી સદા એક બ્રહ્મનુંજ કથન થાય છે.

ઓના રાજેન્દ્ર, મહાઓજસ્વી, અગ્નિ સમાન તેજવાળા, વીજળીના જેવા ચમકારવાળા, અંધકારવિનાના, મેઘોમાં પેસનારા, મહાબલવાળા, આકાશચારી, કારણ અને કાર્યરૂપ, વરદાયી તથા અજય પરાક્રમી એ ગરુડને અમે શરણે આવ્યા છીએ. હે જગન્નાથ! તપેલા સુવર્ણ જેવા તમારા તેજસ્વી તેજથી આ સર્વ જગત તપી રહ્યું છે. તમે સર્વ દેવો અને મહાત્માઓનું રક્ષણ કરો. ભય પામેલા આ આકાશમાં વિમાનથી વિચરનારાઓ તમારાથી પરાભવ પામીને આડે રસ્તે જાય છે. હે પ્રભુ! હે પક્ષીશ્રેષ્ઠ! તમે દયાળુ મહાત્મા કશ્યપ ઋષિના પુત્ર છો. તો તમે ક્રોધ કરો નહિ અને જગત ઉપર પરમ કૃપા કરો. તમે ઈશ્વર છો–તમે શાંત થાઓ, અમારું રક્ષણ કરો. મહાવજ્રના કડાકા જેવા તમારા શબ્દથી દિશાઓ, આકાશ, સ્વર્ગ, પૃથ્વી અને અમારાં હૈયાં નિરંતર કંપી રહ્યાં છે. હે વિહંગરાજ! તમારું આ અગ્નિસમાન સ્વરૂપ સમેટી લો. કુપિત કાલના જેવી તમારી કાંતિ જોઇને અમારાં અવ્યવસ્થિત મન ચલિત થઈ રહ્યાં છે. હે પક્ષીરાજ! અમે યાચના કરીએ છીએ. અમારા ઉપર તમે પ્રસન્ન થાઓ. હે ભગવન્! તમે અમને સુખદાયી અને કલ્યાણદાયી થાઓ.' દેવોએ અને ઋષિઓએ આ પ્રમાણે ગરુડની સ્તુતિ કરી, ત્યારે તે સુંદર પિચ્છવાળા ગરુડે પોતાના તેજને પાછું અંદર સમાવી લીધું.

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન'નામનો અધ્યાય ૨૩ મો સમાપ્ત**



# अध्याय २४ मो

## અરુણ સૂર્યનો સારથિ થયો

॥ सौतिरुवाच ॥

स श्रुत्वाथात्मनो देहं सुपर्णः प्रेक्ष्य च स्वयम् ।
शरीरप्रतिसंहारमात्मनः स चकार ह ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ–આ પ્રમાણે સાંભળીને તથા પોતે પોતાનો દેહ જોઈને ગરુડે પોતાના તેજનો ઉપસંહાર કર્યો.

ગરુડ બોલ્યાઃ–મારા દેહને જોઈને તમે કોઈ પ્રાણી ગભરાઓ નહિ. મારા ભયંકર રૂપથી તમે ઉદ્વેગ પામો છો, તેથી હું તેને પાછું વાળી લઉં છું.

સૂતપુત્ર બોલ્યાઃ– પછી સ્વેચ્છાએ ગમન કરનારો, ઇચ્છામાં આવે એટલાં પરાક્રમ કરનારો તથા આકાશમાં ઊડનારો તે પક્ષી પોતાના ભાઈ અરુણની પીઠ ઉપર બેસી પિતાનો ઘેરથી નીકળ્યો અને મહાસાગરને પેલે પાર માતાની પાસે આવ્યો. તે વખતે સૂર્ય પોતાનાં અતિ ઉગ્ર તેજથી લોકોને બાળવા ઇચ્છતો હતો, એટલે ગરુડે એ મહાતેજસ્વી અરુણને પૂર્વ દિશામાં સ્થાપિત કર્યો. રુરુએ પૂછ્યું: 'તે વખતે સૂર્ય ભગવાને લોકોને બાળવાની ઇચ્છા કેમ કરી? દેવોએ એમનો શો અપરાધ કર્યો હતો કે તે આમ કોપ પામ્યા?'

પ્રમતિ બોલ્યાઃ–હે અનઘ! ચંદ્ર અને સૂર્યે અમૃત પી જતા રાહુની જ્યારે ચાડી ખાધી, ત્યારથી એ રાહુ ચંદ્ર તથા સૂર્ય સાથે વેર બાંધીને રહ્યો છે. આમ સૂર્ય જ્યારે ગ્રહણમાં પકડાયો, ત્યારે તેને ક્રોધ આવ્યો. તેણે વિચાર્યું કે, રાહુનો આ મારા ઉપરનો રોષ દેવોનેજ કારણે ઊભો થયો છે અને મને એકનેજ આ મહાન અનર્થકારી પાપ વળગ્યું છે. કાર્યમાં સહાયની સૌ ઇચ્છા કરે છે, પણ દુઃખમાં કોઈ પણ જણાતું નથી. સ્વર્ગવાસી દેવો મને ગ્રહણમાં પકડાતો જોવા છતાં ચુપ રહ્યા છે. આથી

હવે હું લોકોના વિનાશ માટેજ નિઃસંશય ઊભો થાઉં. આમ નિશ્ચય કરીને સૂર્ય અસ્તાચલ ઉપર ગયો. ત્યાં તે ભાસ્કરે લોકોનો વિનાશ લાવવા માટે સંતાપકારી રૂપ લીધું. પછી મહર્ષિઓ દેવો પાસે જઈ આ પ્રમાણે બોલ્યાઃ 'આજે આ મધ્યરાત્રિના સમયે સર્વ લોકને ભય આપનારો અને ત્રણે લોકનો ઘાણ કાઢનારો મહાન દાહ ઉત્પન્ન થશે.' એટલે દેવો અને ઋષિગણો પિતામહ બ્રહ્મા પાસે ગયા અને બોલ્યાઃ 'આજે દાહનો આ મહા ભય કેમ ઊભો થાય છે? સૂર્ય તો હજુ જણાતોય નથી-આ તો પ્રલય જેવું લાગે છે. તો હે ભગવન્! સૂર્ય ઊગશે ત્યારે તો શુંનું શું થશે!'

પિતામહ બોલ્યાઃ- આ સૂર્ય આજે લોકોના વિનાશ માટે જ ઊગવાને સજ્જ થઈ બેઠો છે. જોતાં વેંતજ તે સૌ લોકોને ખાખની ઢગલી કરી દેશે. આનો વળતો ઉપાય પણ આગળથી કરી રાખ્યો છે. કશ્યપનો અરુણ નામે પ્રસિદ્ધ, ધીમાન, મહાકાય અને મહાતેજસ્વી જે પુત્ર છે, તે સૂર્યની આગળ સ્થાપિત થશે એ એનું સારથિપણું કરશે અને તેનું તેજ હરશે. આમ ઋષિઓનું અને સ્વર્ગનિવાસી દેવોનું તથા લોકોનું મંગલ થશે.

પ્રમતિ બોલ્યાઃ-પછી અરુણે પિતામહની આજ્ઞા પ્રમાણે એ બધું કર્યું અને સૂર્ય અરુણથી આવરણ પામીનેજ ઊગ્યો. આમ સૂર્યને કેમ ક્રોધ ચડ્યો અને સમર્થ અરુણ એનો કેવી રીતે સારથિ થયો એ સઘળું મેં તમને કહ્યું છે. હવે પ્રથમ પૂછેલા બીજા પ્રશ્નનો ઉત્તર સાંભળો.

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન'નામનો અધ્યાય ૨૪ મો સમાપ્ત**



# अध्याय २५ मो

## કદ્રૂએ કરેલી ઇન્દ્રની સ્તુતિ

॥ सौतिरुवाच ॥

**ततः कामगमः पक्षी महावीर्यो महाबलः ॥**
**मातुरंतिकमागच्छत् परं पारं महोदधेः ॥ १ ॥**

સૂતપુત્ર બોલ્યાઃ- પછી ઇચ્છા પ્રમાણે ગતિ કરવાવાળો તે મહાવીર્યવાન અને મહાબલવાન ગરુડપક્ષી મહોદધિને પેલે પાર માતા પાસે આવી પહોંચ્યો. ત્યાં શરતમાં પરાજય પામેલી અને દાસીપણું કરી રહેલી તે વિનતા અત્યંત દુઃખ અને સંતાપ પામી રહી હતી. હવે એક વાર પુત્રની પાસે બેઠેલી તે હાથ જોડી રહેલી વિનતાને કદ્રૂએ બોલાવી અને આ વચન કહ્યું: 'હે ભદ્રા! સમુદ્રની કૂખમાં, એકાંતમાં, નાગોનું એક સુરમ્ય અને સુંદર સ્થાનક છે. હે વિનતા! મને ત્યાં લઈ જા.' એટલે સુપર્ણ ગરુડની માતાએ સર્પોની માતા કદ્રૂને ઉપાડી લીધી અને માતાના વચનથી પ્રેરાઇને ગરુડે પણ સર્પોને ઉપાડી લીધા. હવે વિહંગમાં વિચરનારો તે ગરુડ જ્યારે સૂર્યની સમીપ થઈને ચાલવા લાગ્યો, ત્યારે એ પન્નગો સૂર્યનાં કિરણોથી તપીને મૂર્છિત થયા. પોતાના પુત્રોની એવી અવસ્થા જોઇને કદ્રૂએ ઇન્દ્રની સ્તુતિ કરવા માંડીઃ 'હે સર્વ દેવોના સ્વામી! તમને નમસ્કાર હો. હે બલ રાક્ષસને મારનારા! તમને નમન હો. હે નમુચિને હણનારા! હે સહસ્ર નયનવાળા! હે શચીના પતિ! તમને નમસ્કાર હો. સૂર્યથી દાઝેલા સર્પોનું તમે મેઘજલથી રક્ષણ કરો. હે સુરોત્તમ! તમેજ અમારા પરમશરણ છો. હે પુરંદર! તમે અત્યંત જલવૃષ્ટિ કરવાને સમર્થ છો. તમેજ મેઘ છો, તમેજ વાયુ છો, તમેજ અગ્નિ છો અને આકાશમાં વીજળી પણ તમેજ છો. મેઘના સમૂહને આદેશ આપનારાં તમેજ છો અને તમેજ મહામેઘ છો. તમે ઘોર ને અતુલ વજ્ર છો અને

તમેજ ગર્જતો મેઘ છો. તમેજ લોકોના સર્જનહાર છો અને તમેજ અપરાજિત સંહારક છો. તમે પ્રાણીમાત્રના ચૈતન્ય છો, તમે આદિત્ય છો અને અગ્નિ પણ તમેજ છો. તમે મહાભૂત છો, આશ્ચર્ય છો, રાજા છો, સુરશ્રેષ્ઠ છો અને વિષ્ણુ છો. તમે સહસ્ર નેત્રવાળા છો, તમે દેવ છો અને તમેજ પરમ આધાર છો. તમે સર્વ અમૃત છો અને તમેજ પરમપૂજિત સોમ છો. તમેજ મુહૂર્ત અને તિથિ છો. તમે લવ અને ક્ષણ છો. તમેજ શુકલપક્ષ, કૃષ્ણપક્ષ, કલા, કાષ્ઠા, ત્રુટિ, સંવત્સર, ઋતુઓ, માસો, રાત્રિઓ અને દિવસો છો. તમેજ પર્વતો અને વનોવાળી ઉત્તમ વસુંધરા છો. સૂર્ય સાથેનું અંધકારવિહોણું આકાશ પણ તમેજ છો. નાનાવિધ માછલાંઓ, મહામચ્છો અને અનેક મગરોથી ભરેલો તથા મોટાં મોજાંવાળો મહાસમુદ્ર તમેજ છો. તમે મહાયશસ્વી છો, પંડિતો અને મહર્ષિઓ પ્રસન્ન મનથી તમને સદાય પૂજે છે. સ્તુતિ પામેલા તમે યજ્ઞમાં સોમપાન કરો છો અને વષટ્કારપૂર્વક અર્પેલ હવિને લોકકલ્યાણ અર્થે સ્વીકારો છો. હે અતુલ બલરાશિ! અહીં બ્રાહ્મણો ફળને માટે સતત તમને યજે છે. વેદાંગોમાં તમારું ગાન કરાય છે. તમારી પ્રાપ્તિ માટે યજનપરાયણ બ્રાહ્મણો સર્વ યત્નોપૂર્વક વેદોનાં અંગોની (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ )નો પાર પામે છે. [૧૨–૧૭]

ઈતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૨૫ મો સમાપ્ત



# अध्याय २६ मो

## ઇન્દ્રે કરેલી વૃષ્ટિ

॥ सौतिरुवाच ॥

एवं स्तुतस्तदा काद्रवा भगवान् हरिवाहनः ॥
नीलजीमूतसंघातैः सर्वमंबरमावृणोत् ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ– કદ્રૂએ આ પ્રમાણે સ્તુતિ કરી, એટલે હરિ અશ્વનું વાહન કરનારા ભગવાન ઇન્દ્રે સમસ્ત આકાશને નીલ મેઘના સમૂહોથી છાઈ દીધું. તેમણે મેઘોને આજ્ઞા આપી કે તમે શુભ વૃષ્ટિ વરસાવો. વીજળી વડે ઉજ્જવલ થયેલા તે મેઘો પરસ્પર અથડાઈને આકાશમાં સતત ગર્જના કરવા લાગ્યા અને અત્યંત જલવૃષ્ટિ કરવા મંડયા. મહાન આશ્ચર્યકારક જેવા તે જલધરોથી આકાશ પ્રલયકાળના જેવું દેખાવા લાગ્યું. મહાન ગડગડાટ કરતા, લાગલાગટ અતુલ જલધારા પાડતા અને અનેક ધારાઓરૂપી તરંગોવાળા તે મેઘોને લીધે આકાશ જાણે નૃત્ય કરતું જણાતું હોય એમ જણાતું હતું. ત્યારે ઘનગર્જનાના ઘોરવાળા અને વીજળી તથા પવનથી કંપિત થયેલા તે નિરંતર વરસી રહેલા મેઘો વડે આકાશ ચંદ્ર અને સૂર્યનાં કિરણોથી વિહીન થઈ ગયું. ઇન્દ્રે આ પ્રમાણે વરસાદ વરસાવ્યો, એટલે નાગોને ઉત્તમ હર્ષ થયો. પૃથ્વી પણ ચોગરદમ પાણીથી ભરાઈ ગઈ. એ નિર્મલ અને શીતલ જલ ઠેઠ રસાતલ સુધી પહોંચવા માંડયું. આમ ભૂમિ જલલહેરોથી ચોમેર છવાઈ ગઈ અને સર્પો માતાની સાથે રામણીયક નામના દ્વીપમાં આવી પહોંચ્યા. [૨–૯]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૨૬ મો સમાપ્ત

# अध्याय २७ मो

## ગરુડે દાસીપણામાંથી છૂટવાનો ઉપાય પૂછ્યો

॥ सौतिरुवाच ॥

संग्रहृष्टास्ततो नागा जलधाराप्लुतास्तदा ॥
सुपर्णेनोह्यमानास्ते जग्मुस्तं द्वीपमाशु वै ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ–પછી જલધારાથી ભીંજાયલા તે નાગો અતિ હર્ષ પામ્યા. આમ સુપર્ણે ઊંચકેલા તે સર્પો તે દ્વીપમાં જઈ પહોંચ્યા. વિશ્વકર્માએ તે દ્વીપને મગરનો આવાસ બનાવ્યો હતો. પહેલીજ વાર ત્યાં આવેલા તેમણે ત્યાં ઘોર લવણસમુદ્ર જોયો. ગરુડની સાથે તે સર્પોએ સાગરજલથી ચોમેર વીંટળાયેલું અને પક્ષીઓના સમૂહના નિનાદોથી ગાજતું એક મનોરમ વન જોયું. તે વિચિત્ર ફલો અને પુષ્પોથી તથા વનરાઇઓથી ભરેલું હતું. તે રમ્ય ભવનો અને કમલવાળાં સરોવરોથી વીંટાયેલું હતું. પ્રસન્ન જલવાળા દિવ્ય ધરાઓથી તે સુશોભિત હતું. દિવ્ય ગંધ વહેતા પાવનકારી પવનોના ત્યાં વીંઝણા ચાલતા હતા. જાણે આકાશમાં ટેકતાં હોય એવા વાયુથી હાલીને મલયાગરનાં વૃક્ષો તેને પુષ્પવૃષ્ટિ વરસાવી શોભા આપી રહ્યાં હતાં. વળી બીજાં પવનથી ખરતાં પુષ્પોવાળાં વૃક્ષો પણ ત્યાં જાણે નાગો ઉપર જલ અને કુસુમની વર્ષા વેરતાં હતાં. તે વન મનને હર્ષ પમાડનારું અને દેવો, ગંધર્વો તથા અપ્સરાઓને પ્રિયકર હતું તથા તે મદભર્યા ભ્રમરોના ગુંજારવવાળું, મનને ગમી જાય એવા આકાર અને દર્શનવાળું હતું. આમ રમણીય, મંગલમય, પવિત્ર, સર્વ જનોનાં મન હરનારું અને વિવિધ પક્ષીઓના રવથી ભરેલું તે રમ્ય વન, કદ્રૂના પુત્રોને અત્યાનંદ આપતું હતું. પછી તે નાગો તે વનમાં આવીને વિહાર કરવા લાગ્યા અને મહાવીર્યવાળા પક્ષીરાજ ગરુડને કહેવા લાગ્યાઃ 'હે ખેચર! ઊડતાં ઊડતાં તું અનેક રમણીય દેશો જુએ છે, તો અમને પેલા નિર્મલ જલવાળા સુરમ્ય દ્વીપમાં લઈ જા.' ત્યારે વિચાર કરીને તે પક્ષીએ વિનતા માતાને પૂછ્યું: 'હે મા! મારે શા માટે સર્પોનું કહેવું કરવું જોઈએ?' વિનતા બોલીઃ–હે પક્ષીશ્રેષ્ઠ! સપત્નીના દુષ્ટભાવથી હું એની દાસી થઈ છું. સર્પો દ્વારા છલ કરીને તેણે મારો દાવ ફોક કર્યો છે.' આમ માતાએ દાસી થવાનું કારણ કહ્યું એટલે આકાશચારી ગરુડ માતાના દુઃખથી દુઃખી થયો; અને સર્પોને આ વચન કહેવા લાગ્યોઃ 'હે સર્પો! તમને શું લાવી આપીને અથવા શું જાણીને અથવા અહીં શો પુરુષાર્થ કરીને હું તમારા દાસપણામાંથી છૂટો થઈ શકું. આ તમે સત્ય કહો.'

સૂતપુત્ર બોલ્યાઃ–આ સાંભળીને સર્પોએ તેને કહ્યું: 'હે આકાશચારી! તું પરાક્રમ કરીને અમારે માટે અમૃત લાવી આપે તો દાસપણામાંથી તારો છુટકારો થશે. ૨–૧૬

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૨૭ મો સમાપ્ત

# अध्याय २८ मो

## ગરુડ નિષાદોના પ્રદેશમાં

॥ सौतिरुवाच ॥

इत्युक्तो गरुडः सर्पैस्ततो मातरमब्रवीत् ॥
गच्छाम्यमृतमाहर्तुं भक्ष्यमिच्छामि वेदितुम् ॥१॥

સૂતપુત્ર બોલ્યાઃ–સર્પોએ આ પ્રમાણે કહ્યું, એટલે ગરુડ માતા પ્રત્યે બોલ્યોઃ 'હું અમૃત લાવવાને જાઉં છું; પણ હું મારું ખાવાનું ક્યાં મળશે એ જાણવા ઇચ્છું છું.' વિનતા બોલી 'સમુદ્રની એકાંત કૂખમાં નિષાદોનું ઉત્તમ નિવાસસ્થાન છે, ત્યાં હજારો નિષાદો છે, તેમનું ભક્ષણ કરજે અને અમૃત લઈ આવજે. પણ ક્યારેય તું

બ્રાહ્મણને હણવાનો વિચાર કરીશ નહિ. કેમકે અગ્નિની ઉપમાવાળો બ્રાહ્મણ સર્વ પ્રાણીઓ માટે અવધ્ય છે. વિપ્ર કોપે છે ત્યારે તે અગ્નિ, સૂર્ય, વિષ અને શસ્ત્રરૂપ થાય છે. સાચેજ બ્રાહ્મણ પ્રાણીમાત્રનો ગુરુ કહેવાયો છે. આવાં અનેક કારણોથી બ્રાહ્મણો સત્પુરુષોથી વંદાય છે. તો બેટા! તને ક્રોધ આવે તો પણ તું બ્રાહ્મણને ક્યારેય મારીશ નહિ. બ્રાહ્મણોનો દ્રોહ કદી કરાય નહિ. હે નિષ્પાપ! ઉત્તમ વ્રતવાળો બ્રાહ્મણ ક્રોધ પામીને જે રીતે બાળીને ભસ્મ કરે છે, તે રીતે નથી અગ્નિ કરતો કે નથી સૂર્ય કરતો. આ વિવિધ ચિહ્નોથી તું બ્રાહ્મણને ઓળખી લેજે. વિપ્ર સકલ પ્રાણીઓમાં પ્રથમ જન્મેલો છે, સૌ વર્ણોમાં તે શ્રેષ્ઠ છે અને સર્વનો તે પિતા તથા ગુરુ છે.' ગરુડ બોલ્યોઃ 'હે મા! બ્રાહ્મણનું રૂપ કેવું હોય? તેનું શીલ કેવું હોય? તેનાં શાં પરાક્રમ હોય? તે શું અગ્નિના જેવો તેજવાળો પ્રકાશે છે? કે પછી દેખાવે તે સૌમ્ય છે? હે માતા! જે શુભ લક્ષણો વડે હું બ્રાહ્મણને ઓળખી શકું તે આ પૂછી રહેલા મને તું કારણપૂર્વક કહેવાને યોગ્ય છે.'[૧-૭]

વિનતા બોલીઃ-ગળામાં આવીને અંદર ખોટકેલા માછલીના કાંટાની જેમ તારા કંઠમાં આવતાં જે અંગારાના જેવી બળતરા કરે, તેને તું દ્વિજોત્તમ જાણજે. ક્રોધ થયો હોય, તોય તારે ક્યારેય બ્રાહ્મણને હણવો નહિ. વળી વિનતાએ પુત્રસ્નેહથી આ વચન કહ્યુંઃ 'જઠરમાં જે જિરવાય નહિ તેને દ્વિજવર જાણજે.' નાગોથી તિરસ્કારાયેલી અને અત્યંત દુઃખાર્ત થયેલી એ વિનતા પુત્રનાં અતુલ બલવીર્યને જાણતી હતી; છતાં તે પુત્રસ્નેહે કરીને તેને આશીર્વાદ આપતાં પ્રીતિપૂર્વક વળી આ વચન બોલી. વિનતા બોલીઃ 'તારી પાંખને મરુદ્દેવ રક્ષો, તારી પીઠને ચંદ્ર અને સૂર્ય રક્ષો, અગ્નિ તારું શિર રક્ષો અને વસુઓ સૌ બાજુથી તારા શરીરનું રક્ષણ કરો. બેટા! હું સદાય તારી શાંતિ અને તારા મંગલ માટે તત્પર રહીશ. અહીં બેઠી બેઠી હું સદૈવ તારા કલ્યાણમાં પરાયણ રહીશ. હે પુત્ર! ઇચ્છિત કાર્યની સિદ્ધિ માટે તું નિર્વિઘ્ન માર્ગે પ્રયાણ કર.[૮-૧૬]

સૂતપુત્ર બોલ્યાઃ-પછી માતાનાં વચન સાંભળીને તે ગરુડરાજ પોતાની પાંખો પ્રસારી આકાશમાં ઊડયો. હવે ભૂખ્યો એવો તે બલવાન જાણે અંત કરનારો બીજો કાલ હોય તેમ નિષાદોના સ્થાનમાં આવી પહોંચ્યો. નિષાદોનો સંહાર કરતા તેણે આકાશમાં પહોંચે એવી અઢળક ધૂળ ઉડાડી. એણે સમુદ્રની કૂખમાંથી પાણી શોષી લીધું અને પાસે ઊભેલાં પર્વતવૃક્ષોને કંપાવી મૂક્યાં. પછી તે પક્ષીરાજે નિષાદોના મારગને રોકીને પોતાનું મોં પહોળું કર્યું. એટલે નિષાદો જ્યાં તે ભુજંગભોગી ગરુડનું મોં હતું ત્યાં વેગપૂર્વક ધસી ગયા. પવનથી હાલી ઊઠેલાં વૃક્ષોવાળા વનમાં જેમ પીડા પામેલાં પક્ષીઓ આકાશ તરફ ઊડી જાય છે, તેમ પવન અને ધૂળથી અંધરાઇ ગયેલા હજારો નિષાદો ગરુડરાજના અતિ પ્રમાણમાં વિસ્તરેલા મોંમાં જઈ પડવા લાગ્યા. શત્રુઓને તાપ આપનારા, અત્યંત ચપલ અને મહાબલવાન તે ભૂખ્યા ખેચરસ્વામી પક્ષીરાજે અનેક મત્સ્ય ઉપર આજીવિકા ચલાવનારા નિષાદોને મારી નાખ્યા અને પછી પોતાનું મોં બંધ કર્યું.[૧૭-૨૧]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન'નામનો અધ્યાય ૨૮ મો સમાપ્ત



# અધ્યાય ૨૯ મો

## મેરુ પર્વત ઉપર ગરુડ

॥ सौतिरुवाच ॥

तस्य कंठमनुप्राप्तो ब्राह्मणः सह भार्यया ॥
दहन् दीप्त इवांगारस्तमुवाचांतरिक्षगः ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ- તે વખતે એક બ્રાહ્મણ તેની પત્ની સાથે એ ગરુડના ગળામાં જઈ પડયો અને પ્રજ્વલિત અંગારની જેમ દાહ કરવા લાગ્યો. અંતરિક્ષમાં ઊડનારા ગરુડે તેને કહ્યું 'હે દ્વિજવર! તું આ ઉઘાડેલા મોમાંથી ઝટ બહાર નીકળી જા, કેમકે બ્રાહ્મણ સદૈવ પાપોમાં રહેતો હોય તોય તેને મારાથી મરાય નહિ.' આમ કહી રહેલા ગરુડને તે બ્રાહ્મણે ઉત્તર આપ્યો – 'આ મારી નિષાદ જાતિની પત્ની પણ મારી સાથે બહાર નીકળે' ગરુડ બોલ્યો –'ભલે એ નિષાદીનેય લઈને તું જલદી બહાર નીકળી જા કારણ કે, મારા તેજ વડે જ્યાં સુધી તું પચી ગયો નથી, ત્યાં સુધી તુ તારી જાતને વેળાસર ઉગારી શકે છે.' ૧-૪

સૂતપુત્ર બોલ્યાઃ-પછી તે વિપ્ર નિષાદી સાથે બહાર નીકળ્યો અને ગરુડને આશીર્વાદ આપી પોતાને ઇષ્ટ સ્થાને ગયો. આમ પત્નીની સાથે તે બ્રાહ્મણ બહાર ચાલ્યો ગયો, ત્યારે પવનના જેવા વેગવાળો તે વિહંગરાજ પાંખો વિસ્તારી આકાશમાં ઊડયો એવામાં તેણે પોતાના પિતા કશ્યપને જોયા. પિતાએ પૂછતાં તેણે તેમને બધું યથાવત્ કહ્યું પછી મહર્ષિ કશ્યપે તેને આમ પૂછ્યું ૫-૭

કશ્યપે પૂછ્યું:-હે પુત્ર! તમારા બધાનું કુશળ છે ને? તને જેટલું જોઇએ તેટલું ભોજન તો મળે છે ને? તને માનુષલોકમાં પુષ્કળ અન્ન મળે છે ને? ગરુડ બોલ્યોઃ 'મારી મા કુશળ છે તેમ મારા ભાઈ અને હું પણ નિત્ય કુશળ છીએ પણ બાપુ! મારે માટે નિત્ય જોઇએ તેટલું ભોજન મળતું નથી, એજ મને કષ્ટ છે. સર્પોએ મને ઉત્તમ અમૃત લાવવાને મોકલ્યો છે. માતાનું દાસીપણું છોડાવવા માટે હું તે આજે અવશ્ય લઈ આવીશ. માતાએ મને આજ્ઞા આપી છે કે, નિષાદોને ખાજે, પણ હજારો નિષાદો ખાધા છતાં મને તૃપ્તિ થઈ નથી. આથી હે ભગવન્! તમે મને બીજું ભક્ષ્ય બતાવો. કહો, ભૂખ અને તરસને મટાડવા માટે મને કયાં ભક્ષ્ય મળશે? ૮-૧૨

કશ્યપ બોલ્યાઃ-દેવલોકમાં પણ પ્રસિદ્ધ એવું આ મહાપુણ્યમય સરોવર છે તેમાં કાચબારૂપ થયેલા મોટા ભાઈને હાથીરૂપ થયેલો નાનો ભાઈ નીચું માથું રાખીને સદૈવ ખેંચ્યા કરે છે પૂર્વજન્મોમાં તે બન્નેને જે વેર હતું, તે હું તને અશેષે કહીશ. તે બન્ને કેવડા પ્રમાણના છે, તે પણ તું મારી પાસેથી જાણજે. વિભાવસુ નામે એક અત્યંત ક્રોધી મહર્ષિ હતા. તેમને સુપ્રતીક નામે મહાતપસ્વી નાનો ભાઈ હતો. તે સુપ્રતીક મહામુનિ ભાઈ સાથે સહિયારું ધન રાખવા ઇચ્છતો ન હતો. તે નિત્ય ભાગની વહેંચણ કરવા કહ્યા કરતો હતો હવે ભાઈ વિભાવસુએ તે સુપ્રતીકને કહ્યું 'ઘણા માણસો મોહવશ થઇને નિત્ય ભાગ પાડવા ઇચ્છે છે પણ જુદા પડયા છતાંય તેઓ સંપત્તિમાં મૂર્છિત થાય છે અને એકબીજા ઉપર દ્વેષ રાખે છે. પછી પોતપોતાની મિલકતનો ભાગ લઈ જુદા પડેલા તે સ્વાર્થરતોને મૂર્ખા જાણીને શત્રુઓ મિત્રનું રૂપ ધારણ કરી તેમનામાં ભેદ પાડાવે છે. વળી બીજાઓ તેમને જુદા થયેલા જાણીને વચ્ચે પડે છે આમ અલગ થયેલાઓનો સત્વર નાશ થાય છે આથી ગુરુજનો સંબધી શાસ્ત્રનિયમોને અવગણનારા ને એકબીજા ઉપર શંકા લાવનારા ભાઈઓના ભાગવિભાગને સત્પુરુષો પ્રશંસતા નથી. હે સુપ્રતીક! તને રોકી શકાય એમ નથી તું ભેદ પાડીને ધનની ઇચ્છા કરે છે. આથી તું હાથીની યોનિને પ્રાપ્ત થઇશ' ૨૩

આમ શાપ પામેલા સુપ્રતીકે વિભાવસુને કહ્યું: 'તુંયે જલમાં વિચરનારો કાચબો થઈ અવતરજે.' આ રીતે સુપ્રતીક અને વિભાવસુ એ બન્ને મૂરખ મનવાળાઓ એકબીજાને શાપ આપી અનુક્રમે હાથી અને કાચબો થયા છે. રોષરૂપી દોષના સંગે કરીને તિર્યંગ્યોનિમાં અવતરેલા એ બંને પરસ્પર દ્વેષ રાખ્યા કરે છે. પ્રમાદ અને બળથી છકી ગયેલા તે મહાકાયો આ સરોવરમાં આગલા જન્મના વૈરને અનુસરી રહ્યા છે. તે બન્નેમાં જે કાન્તિવાળો અને મોટા દેહવાળો હાથી છે, તે જ્યારે સરોવરે આવીને ગર્જના કરે છે, ત્યારે ઊંડા જલમાં પોઢનારો તે મહાકાય કાચબો પણ ઊભો થઈ જાય છે અને આખા સરોવરને ખળભળાવી મૂકે છે. તે કાચબાને જોઈને પરાક્રમી હાથી સૂંઢનું કડું કરીને પાણીમાં પડે છે અને દંતૂશળ, સૂંઢની અણી, પૂંછડી તથા પગના વેગપૂર્વક તે ભર્યા સરોવરને ડહોળી નાખે છે. એટલે વીર્યવાન કાચબો પણ માથું ઊંચું કરીને ઘણા રોષપૂર્વક યુદ્ધને માટે આવે છે. હાથી છ યોજન ઊંચો અને તેથી બમણો પહોળો છે. કાચબો ત્રણ યોજન ઊંચો છે અને દશ યોજનના ઘેરાવાળો છે. એકબીજાને મારવા ઇચ્છતા તે બન્ને યુદ્ધમાં ચકચૂર રહ્યા છે-તું એમનું ભોજન કરીને ને તારું ઇચ્છિત કાર્ય સિદ્ધ કર. મહામેઘના જેવા તે કૂર્મને તથા મહાપર્વતના જેવા તે ભયંકર રૂપવાળા હાથીને ભક્ષણ કરીને તું અમૃત લઈ આવ.' ૧૨-૩૦

સૂતપુત્ર બોલ્યાઃ-ગરુડને આ પ્રમાણે કહીને તે કશ્યપે તેને મંગલ આશિષ આપીઃ "દેવો સાથે લડતાં તને યુદ્ધમાં મંગલ વરો. હે અંડજ! પૂર્ણકુંભ, દ્વિજો, ગાયો તથા જે કાંઈ ઉત્તમ છે તે બધું તને શુભ મંગલદાયી થાઓ. હે મહાબલ! તું દેવો સાથે યુદ્ધ ખેલતો હોય, ત્યારે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, પવિત્ર હવિ, સર્વ રહસ્યો, તેમજ સકલ વેદો તારા બલરૂપ થાઓ.' પિતાએ ગરુડને આ પ્રમાણે આશિર્વાદ આપ્યા એટલે તે પેલા સરોવરની પાસે ગયો. ત્યાં તેણે તે સરોવરને નિર્મલ જલવાળું તથા વિવિધ પક્ષીઓથી ભરેલું જોયું. ભયંકર વેગવાળા તે આકાશચારીએ પિતાનું તે વાક્ય સંભાર્યું અને એક નખથી હાથીને તથા બીજા નખથી કાચબાને ઊંચકી લીધા. પછી તે ખેચર ઊંચે આકાશમાં ઊડ્યો. ત્યાંથી તે અલંબતીર્થમાં આવી દેવવૃક્ષો ઉપર ગયો. તે વૃક્ષો તો એ ગરુડની પાંખોના પવનથી પછડાઈ થરથરવા લાગ્યાં. કનકની શાખાવાળાં તે દિવ્ય વૃક્ષોને ફાળ પડી કે અરે! આ આપણને ભાંગી તો નહિ નાખે! ઇચ્છાફલ આપનારાં તે વૃક્ષોને કંપી ઊઠેલાં જોઈને તે ગરુડ ત્યાંથી અતુલ રૂપ અને દૃઢ અંગવાળાં બીજાં વૃક્ષો ઉપર ગયો. તે મહાવૃક્ષો સોનારૂપાનાં પુષ્પોથી શોભતાં હતાં. તેમને વૈદૂર્યમણિની ડાળીઓ હતી અને ચોમેર તેમને ફરતું સાગરજલ હતું. મનોવેગી વિહંગરાજને આવતો જોઈને પુષ્કળ વધેલા અને અત્યંત મહાન એવા રૌહિણ વટવૃક્ષે તેને આ પ્રમાણે કહ્યું. રૌહિણ બોલ્યોઃ- 'આ મારી મહાન શાખા સો જોજન જેટલી પ્રસરેલી છે. એ શાખા ઉપર બેસીને તું આ હાથી અને કાચબાનું ભક્ષણ કર.' પછી, પર્વતના જેવા શરીરવાળો તથા ઝડપથી આવતો પક્ષીશ્રેષ્ઠ ગરુડ પક્ષિઓથી સેવાયલા તે વૃક્ષને કંપાવતો ઘટ પાંદડાંઓથી ભરેલી ડાળી ઉપર પડ્યો અને તે વખતેજ તે ડાળી ભાંગી ગઈ. ૩૧-૪૪

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન'નામનો અધ્યાય ૨૯ મો સમાપ્ત



# अध्याय ३० मो

## ગરુડની તૃપ્તિ અને અમૃતનું રક્ષણ

॥ सौतिरुवाच ॥

**स्पृष्टमात्रा तु पद्भ्यां सा गरुडेन बलीयसा ॥**
**अभज्यत तरोः शाखा भग्नां चैकामधारयत् ॥१**

સૂતપુત્ર બોલ્યાઃ-બળવાન ગરુડે જ્યાં તે તરુશાખાને પગ અડકાડ્યા, ત્યાં તો તે તૂટી પડી. ગરુડે તેને ભાંગતા વારજ પકડી લીધી. તે મહાશાખાને ભાંગીને ગરુડ વિસ્મયપૂર્વક જોવા લાગ્યો. તો તેજ ડાળીએ તેણે વાલખિલ્ય ઋષિઓને નીચે માથે લટકી રહેલા જોયા. તપપરાયણ અને લટકી રહેલા તે બ્રહ્મર્ષિઓને જોઈને તેણે વિચાર્યું, 'અરે! આ તો અહીં ઋષિઓ લટકે છે! તે ઋષિઓને હું મરવા દઈશ નહિ. આ નીચે પડતી શાખા એમને મારી નાખશે.' આમ વિચારીને, તે વીરે હાથી અને કાચબાને અત્યંત દૃઢ નખો વડે પકડી રાખ્યા. પછી તે ઋષિઓના વિનાશના ગભરાટે કરીને તે ખગેશ્વરે તેમનેજ બચાવવાની ઇચ્છાએ દોટ ભરી અને ડાળને પોતાના મોં વડે પકડી લીધી. દેવોનેય પાછળ મૂકે એવું તેનું તે કર્મ જોઈને, એ મહર્ષિઓનાં હૃદય વિસ્મયથી હાલી ઊઠયાં. તેમણે એ મહાખેચરનું આવું નામ પાડયું કે આ આકાશચારી ગુરુભાર લઈને ઉડ્ડયન કરે છે, તેથી આ સર્પભક્ષી ખગરાજ 'ગરુડ' કહેવાશે. પછી પોતાની પાંખો વડે પર્વતોને ડોલાવતો તે ગરુડ ધીરેધીરે ઊડવા લાગ્યો. આમ વાલખિલ્યો ઉપરની દયાને કારણે તે તે હાથી ને કાચબા સાથે અનેક દેશોમાં ઊડ્યો, પરંતુ તેને કોઈ સ્થાન બેસવા યોગ્ય મળ્યું નહિ. વેગપૂર્વક તે પર્વતોત્તમ ગન્ધમાદન ઉપર ગયો અને ત્યાં તેણે તપમાં બેઠેલા પોતાના પિતા કશ્યપને જોયા. ૧-૯

પિતાએ પણ તે દિવ્યરૂપધારી વિહંગમને જોયો. તે તેજ, વીર્ય ને બલથી સંપન્ન હતો, મન અને વાયુના જેવા વેગવાળો હતો, પર્વતના શિખરના જેવા દેહવાળો હતો અને ઉગામેલા બ્રહ્મદંડ જેવો જણાતો હતો. વળી તે અચિંત્ય અને ધ્યાન ન થઇ શકે એવો હતો. તે પ્રાણીમાત્રને ભયકારી હતો. મહાવીર્ય ધારનારો અને રૌદ્ર એવો તે સાક્ષાત્ પ્રોજ્જ્વલ અગ્નિ જેવો હતો. દેવો, દાનવો અને રાક્ષસો માટે તે અસહ્ય અને અજય હતો. ગિરિશૃંગોને ભેદનારો, સમુદ્રના જલને શોષનારો અને સર્વ લોકોને ગભરાવનારો તે જોતાં ભયંકર કાળ જેવો જણાતો હતો. ભગવાન કશ્યપે તેને આવતો જોયો, એટલે એનો વિચાર જાણીને તેને આ વચન કહ્યાં. કશ્યપ બોલ્યાઃ-બેટા! સાહસ કરીશ નહિ. જોજે, વ્યથા વહોરી લેતો! રખે આ કિરણપાન કરનારા અર્થાત્ મધુવિદ્યાને જાણનારા વાલખિલ્ય ઋષિઓ ક્રોધે ભરાઈને તને બાળી નાખે!

સૂતપુત્ર બોલ્યાઃ-પછી તપ વડે નિષ્પાપ થયેલા અને મહાભાગ્યવંતા એવા વાલખિલ્ય ઋષિઓને કશ્યપે પોતાના પુત્રને માટે પ્રસન્ન કરવા માંડયા. કશ્યપ બોલ્યાઃ-હે તપોધનો! ગરુડનો આ ઉદ્યોગ પ્રજાના હિત અર્થે છે. એ મોટું કામ કરવા ઇચ્છે છે. તો તમે એને અનુજ્ઞા આપવાને યોગ્ય છે. સૂતપુત્ર બોલ્યાઃ-ભગવાન કશ્યપે આ પ્રમાણે કહ્યું, ત્યારે તે મુનિઓએ ડાળી છોડી દીધી અને તપ માટે હિમાલયના પવિત્ર પર્વત ઉપર ગયા. આમ તેઓ ચાલ્યા ગયા, ત્યારે ઝાડની શાખા પકડવાને કારણે જેનું મોં રોકાઈ ગયું હતું એવા તે વિનતાનંદને પિતા કશ્યપને પૂછયુંઃ-હે ભગવન્! હું ઝાડની આ ડાળને કયાં મૂકું? હે ભગવન્! મને કોઈ મનુષ્ય વિનાનું સ્થાન હોય તો તે કહો. એટલે તે કશ્યપે બરફથી ઢંકાયલી ગુફાવાળો અને બીજાઓને મનથીયે અગમ્ય એવો નિર્જન પર્વત પ્રદેશ ગરુડને કહ્યો. પછી તે મહાખેચર ગરુડ તે ડાળીને, હાથીને અને કાચબાને સાથે લઈ તે

મહા ગુફાવાળા પર્વત તરફ જવા વેગપૂર્વક ઊડ્યો. એ આકાશચારી વૃક્ષની જે ડાળને લઈને ઊડ્યો હતો, તે એવી તો મોટી હતી કે સો ઢોરનાં ચામડાંની વાધરી વડે પણ તેને વીંટી શકાય નહિ. તે પક્ષીરાજ ગરુડ થોડાજ સમયમાં એક લાખ યોજન દૂર આવી પહોંચ્યો. પિતાના વચનથી તે ખેચર ક્ષણવારમાં તે પર્વત ઉપર આવ્યો. અને ગર્જના કરીને તેણે તે મહાન શાખાને ત્યાં નાખી દીધી. ત્યારે એ ગરુડની પાંખના ફફડાટથી આઘાત પામીને તે ગિરિરાજ ડોલવા લાગ્યો અને પોતાનાં કંપી ઊઠેલાં વૃક્ષોથી પુષ્પવર્ષા કરવા મંડ્યો. વળી તે પર્વતનાં મણિ અને સુવર્ણનાં જે શિખરો એ મહાગિરિને શોભાવી રહ્યાં હતાં, તે પણ ચોમેરથી ચૂરા થવા લાગ્યાં. તે ડાળીના આઘાતથી કંપેલાં અનેક વૃક્ષો સુવર્ણપુષ્પોએ કરીને જાણે વીજળીવાળા મેઘો હોય તેવો ભાસ આપતાં હતાં. હિમના જેવાં ચકચકતાં, પર્વતની ધાતુઓથી ભરેલાં અને સૂર્યનાં કિરણોથી રંગાયેલાં તે વૃક્ષો ત્યાં જમીન ઉપર અતીવ ઝગઝગાટ મારતાં હતાં. ૧૦–૨૯

પછી તે પક્ષીશ્રેષ્ઠ ગરુડ તે પર્વતના શિખર ઉપર બેસીને હાથી અને કાચબાનું ભક્ષણ કરવા લાગ્યો. આમ કાચબો અને હાથી ખાઈ જઈને, તે મહા વેગવાન ગરુડ પર્વત–શિખર ઉપરથી ઊડ્યો, ત્યારે દેવોને ભય સૂચવનારા ઉત્પાતો થવા લાગ્યા અને ઇન્દ્રનું પ્રિય વજ્ર ભયનું માર્યું બળવા લાગ્યું. તે વખતે દિવસે આકાશમાંથી ધુમાડા અને અગ્નિવાળી અનેક ઉલ્કાઓ પડવા લાગી. વળી વસુઓ, રુદ્રો, આદિત્યો, સાધ્યો, મરુતો અને બીજા દેવગણોનાં હથિયારો તેમની અંદરોઅંદર અથડાવા લાગ્યાં. દેવો અને અસુરોના સંગ્રામમાંય પૂર્વે આવું થયું નહોતું. સુસવાટભર્યા પવનો વાવા મંડ્યા અને હજારોની સંખ્યામાં ઉલ્કાઓ પડવા લાગી. મેઘ વિનાના આકાશે પણ મહાગર્જના કરી. વળી દેવોના દેવ તે ઇન્દ્રે લોહીનો વરસાદ વરસાવ્યો. દેવોની માલાઓ કરમાઈ ગઈ, તેમનાં તેજ નાશ પામ્યાં અને ઉત્પાતસૂચક ભયંકર મેઘોએ અનેક રક્તવર્ષા કરી. પવનથી ઊડેલી ધૂળે દેવોના મુગટ ઢાંકી દીધાં. આ દારુણ ઉત્પાતો જોઇને દેવો અને ઇન્દ્ર અત્યંત ઉદ્વેગ પામ્યા. પછી ઇન્દ્રે બૃહસ્પતિને આ પ્રમાણે કહ્યું: 'હે ભગવન્! આ એકદમ ભયંકર ઉત્પાતો શાથી ઊભા થયા છે? યુદ્ધમાં અમારો પરાભવ કરે, એવો કોઈ શત્રુ હું તો જોતો નથી.' ૩૦–૩૯

બૃહસ્પતિ બોલ્યા:–હે દેવરાજ! હે શતક્રતુ! તમારા અપરાધ તથા પ્રમાદથી તેમજ મહાત્મા વાલખિલ્ય મહર્ષિઓના તપોબલથી મુનિ કશ્યપ અને વિનતાનો તે આકાશચારી બલવાન અને ઇચ્છારૂપ ધરનારો પુત્ર અહીં અમૃત લેવા આવી રહ્યો છે. તે આકાશગામી બળવાનમાં શ્રેષ્ઠ અને અમૃત હરી જવાને સમર્થ છે. હું તેને વિશે સૌ કાંઈ શક્ય માનું છું. અસાધ્ય કાર્યને પણ એ સાધે એવો છે.' ૪૦–૪૨

સૂતપુત્ર બોલ્યા:–આ વચન સાંભળીને, ઇન્દ્રે અમૃતની રક્ષા કરતા દેવોને કહ્યું: 'મહા વીર્યબલવાળો એક પક્ષી અહીં અમૃત હરવાને આવી રહ્યો છે. તેથી ચેતવું છું કે જોજો, તે બલપૂર્વક અમૃત હરી જાય નહિ. કારણકે બૃહસ્પતિએ કહ્યું છે કે, તેનું બલ અતુલ છે.' તે વચન સાંભળીને દેવો વિસ્મય પામ્યા અને યત્નપૂર્વક અમૃતને ઘેરીને ઊભા રહ્યા. વજ્રધારી પ્રતાપી ઇન્દ્ર પણ ત્યાં વજ્ર ધારણ કરીને ઊભા રહ્યા. તે મનસ્વી દેવવરોએ વૈદૂર્યમણિઓથી જડેલાં ઉત્તમ સુવર્ણનાં મહામૂલ્ય કવચો ધારણ કર્યાં હતાં; ચળકતાં ને મજબૂત ચામડાનાં બોગીરો પહેર્યાં હતાં અને અંગો ઉપર ભયંકર જણાતાં અનેકવિધ શસ્ત્રો બાંધ્યાં હતાં. વળી તેમણે અતિ તેજ ધારવાળાં, તીણી અણીવાળાં, તણખાઝ-

જ્વાલા પાડતાં અને ધુમાડા બતાવતાં સર્વ હથિયારો ઉગામી રાખ્યાં હતાં. આમ તેઓ ચક્રો, પરિઘો, ત્રિશૂલો, પરશુઓ, વિવિધ શક્તિઓ, પાણીદાર ને ચળકતી તલવારો અને ઉગ્ર દેખાવની ગદાઓ ઇત્યાદિ પોતપોતાના દેહને અનુરૂપ શસ્ત્રો સજીને બધા ઊભા હતા. તે ચમકદાર શસ્ત્રોને લીધે ઝગઝગિત થયેલા અને દિવ્ય અલંકારોથી વિભૂષિત રહેલા તે દેવગણો નિષ્કલંક ઊભા રહ્યા. આમ બલ, પરાક્રમ અને તેજમાં અનુપમ, અમૃતની પૂરી રક્ષા માટે નિશ્ચયવાન અને અસુરોનાં નગરોને વિદારવાવાળા એ સુરો પ્રજ્વલિત અગ્નિના જેવું પ્રકાશરૂપ ધારી રહ્યા હતા. એ દેવો સેંકડો અને હજારો પરિઘોથી ભરેલી તે સમરભૂમિમાં ઊભા રહ્યા, ત્યારે તે રણક્ષેત્ર સૂર્યનાં કિરણોથી ઝળહળી રહેલું જાણે બીજું આકાશ નીચે આવ્યું હોય તેમ શોભી રહ્યું હતું.

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત**

# અધ્યાય ૩૧ મો

## ગરુડની ઉત્પત્તિનાં કારણ

॥ शौनक उवाच ॥

**कोऽपराधो महेन्द्रस्य कः प्रमादश्च सूतज ॥**
**तपसा वालखिल्यानां संभूतो गरुडः कथम् ॥१॥**

શૌનક બોલ્યાઃ-હે સૂતપુત્ર! ઇન્દ્રનો કયો અપરાધ હતો? તેનો પ્રમાદ કયો હતો? અને વાલખિલ્યોના તપથી ગરુડ કેવી રીતે ઉત્પન્ન થયો? વળી બ્રાહ્મણ કશ્યપને પક્ષીરાજ પુત્ર કેમ કરીને થયો? તે શા કારણે પ્રાણીમાત્રથી અસહ્ય અને અવધ્ય થયો? તે ખેચર શી રીતે સ્વેચ્છાગતિવાળો ને સ્વેચ્છાબલવાળો થયો? પુરાણમાં જો એ કહ્યું હોય, તો હું એ સાંભળવા ઇચ્છું છું.

સૂતપુત્ર બોલ્યાઃ-હે દ્વિજ! તમે મને જે પૂછી રહ્યા છો, તે પુરાણનો વિષય છે. સાંભળો, હું તમને એ બધું સંક્ષેપમાં કહું છું. પુત્રની ઇચ્છાવાળા કશ્યપ પ્રજાપતિ યજ્ઞ કરી રહ્યા હતા, ત્યારે દેવો, ઋષિઓ અને ગંધર્વો તેમને સહાય આપતા હતા. તે યજ્ઞમાં કશ્યપે ઇન્દ્ર, વાલખિલ્ય મુનિઓ તથા બીજા દેવગણોને લાકડાં લાવવાનું સોંપ્યું હતું. સમર્થ ઇન્દ્ર તો પોતાના બલ પ્રમાણે પર્વતના જેવો ઇંધણાંનો ભારો થોડા પ્રયત્ને ઉઠાવીને લાવતો હતો. રસ્તામાં તેણે અંગૂઠાના મધ્યભાગ જેવડા શરીરવાળા નાના ઋષિઓને જોયા. તેઓ એકઠા થઈને ખાખરાની એક લાંબી સોટીને ઉપાડીને લાવતા હતા. પોતાનાં અંગોમાં જાણે સંકોચાઈ ગયેલા, આહાર વિનાના અને મન્દ બલવાળા તે તપોધનો ગાયનાં પગલાંથી ભરાયેલાં ખાબોચિયાંમાં ક્લેશ પામી રહ્યા હતા. વિસ્મય પામેલા અને વીર્યમાં ઉન્મત્ત થયેલા ઇન્દ્રે તે સર્વ વાલખિલ્યોની હાંસી કરી અને તેમનો અનાદર કરી તેમને ઓળંગીને ઝટ ચાલ્યો ગયો. આથી તે ઋષિઓને અત્યંત ક્રોધ ચઢ્યો અને રોષમાં આવીને તેમણે ઇન્દ્રને ભય કરે એવું મહાન કર્મ આરંભ્યું. તે ઉત્તમ તપવાળા તે બ્રાહ્મણોએ જે કામનાથી વિવિધ મંત્રોપૂર્વક અગ્નિમાં વિધિપૂર્વક હવન કર્યો, તે તમે સાંભળો. તે નિયમવ્રતી તપસ્વીઓની આ ઇચ્છા હતી-ઇચ્છા પ્રમાણેના વીર્યવાળો, ઇચ્છા પ્રમાણેની ગતિવાળો, દેવરાજ ઇન્દ્રને ભય દેનારો, એવો સર્વ દેવોનો બીજો ઇન્દ્ર થાઓ. અમારા તપના ફલ વડે તે શૌર્ય ને વીર્યમાં પ્રથમ ઇન્દ્રથી સોગણો ચઢિયાતો થાઓ. તે મનના જેવા વેગવાળો થાઓ અને તે દારુણ થાઓ. તેમનો આ સંકલ્પ જાણીને દેવરાજ ઇન્દ્રને અતિ સંતાપ થયો તથા ઉત્તમ વ્રતવાળા કશ્યપને શરણે ગયો અને તેણે તેમને સઘળું વૃત્તાંત કહ્યું. પ્રજાપતિ કશ્યપ દેવરાજનું તે કહેવું સાંભળીને વાલખિલ્યો પાસે ગયા અને તેમને કાર્યસિદ્ધિ વિશે

પૂછવા લાગ્યા. એ સત્યવાદી ઋષિઓએ તેમને ઉત્તર આપ્યોઃ 'ભલે એ કાર્ય સિદ્ધ થાઓ.' પછી કશ્યપ પ્રજાપતિએ તેમને સાંત્વનાપૂર્વક આ વચન કહ્યાંઃ 'બ્રહ્માજીના આદેશથી ત્રિભુવન માટે આ ઇન્દ્ર નિર્માયો છે. હે તપોધનો! તમે પણ બીજા ઇન્દ્રને માટે પ્રયત્ન કરી રહ્યા છો. હવે હે શ્રેષ્ઠો! બ્રહ્માનું વાક્ય મિથ્યા કરવું તમને ઘટે નહિ. વળી તમે બીજો ઇન્દ્ર નિર્માણ કરવા ઇચ્છો છો એ તમારો સંકલ્પ પણ મિથ્યા થાય એવો નથી. નિર્માણ થનારો તમારો એ અતિ બલવાન અને વીર્યવાન ઇન્દ્ર પક્ષીઓનો ઇન્દ્ર થાઓ. યાચના કરી રહેલા આ દેવરાજ ઉપર તમે પ્રસન્નતા વરસાવો.' કશ્યપે આ પ્રમાણે કહ્યું, ત્યારે તપોધન વાલખિલ્યોએ મુનિશ્રેષ્ઠ કશ્યપ પ્રજાપતિને માનપૂર્વક આ ઉત્તર આપ્યો. વાલખિલ્યો બોલ્યાઃ 'હે પ્રજાપતિ! અમારા બધાનો આ સમારંભ ઇન્દ્રને અર્થે છે. તમારો આ ઇષ્ટ યત્ન પણ પુત્રને અર્થેજ છે. તો તમે જ આ અમારા કર્મને ફલ સાથે સ્વીકારો અને એમાં તમને જેમ કલ્યાણ જણાય તેમ વિધાન કરો.

સૂતપુત્ર બોલ્યાઃ–એજ અરસામાં દેવી, કલ્યાણી, પુત્રની કામનાવાળી, યશસ્વિની અને તપ તપીને વ્રતમાં પરાયણ રહેલી વિનતા નામની દક્ષપુત્રી પુંસવનસંસ્કાર અંગેનું ઋતુસ્નાન કરી, શુદ્ધ થઈ, પોતાના સ્વામી કશ્યપ પાસે આવી. તે વખતે કશ્યપે તેને આ પ્રમાણે કહ્યું: 'હે દેવી! તારો ઇચ્છિત પ્રયત્ન સફલ થશે. ત્રિભુવનમાં ઈશ્વર જેવા તું બે વીરપુત્રોને જન્મ આપશે. વાલખિલ્યોનાં તપે કરીને તથા મારા સંકલ્પને લીધે તે બે મહાભાગ્યશાળી પુત્રો ત્રણે લોકમાં પૂજાશે.' આમ કહીને ભગવાન કશ્યપે તેને ફરીથી કહ્યું: 'આ મહાઉદયકારી ગર્ભને તું સાવધાનીથી ધારણ કરજે. લોકમાં પ્રતિષ્ઠા પામેલા, ઇચ્છારૂપ ધરનારા અને આકાશમાં વિચરનારા આ બે વીરો સર્વ પક્ષીઓનું ઇન્દ્રપદ લેશે.' પછી પ્રસન્ન થયેલા કશ્યપે ઇન્દ્રને કહ્યું: 'આ બે તારા મહાવીર્યવાન ભાઇઓ તારા સહાયક થશે. હે પુરંદર! એ બેઉ તરફથી કંઈ કષ્ટ નહિ આવે. હે શક્ર! તારો સંતાપ દૂર થાઓ. તુંજ ઇન્દ્ર રહેશે. પણ ફરી વાર તારે બ્રહ્મવાદી ઋષિઓને આવું અપમાન આપવું નહિ. વાણીરૂપી વજ્રવાળા અને અત્યંત કોપવાળા તેમને તારે મદમાં આવીને અવમાનવા નહિ.'

કશ્યપે આ પ્રમાણે કહ્યું, એટલે શંકારહિત થઈને ઇન્દ્ર સ્વર્ગલોકમાં ગયો. અને સિદ્ધ મનોરથવાળી વિનતા પણ પ્રસન્નતા પામી. તેણે અરુણ અને ગરુડ નામે બે પુત્રોને જન્મ આપ્યો. તેમાં ઓછાં અંગવાળો અરુણ સૂર્યનો સારથિ થયો અને ગરુડનો પક્ષીઓના ઇન્દ્રપદે અભિષેક કરવામાં આવ્યો. હે ભૃગુનંદન! હવે તમે ગરુડનું આ મહાન કર્મ સાંભળો.' ૧–૩૫

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત

# अध्याय ३२ मो

## અમૃત માટે ગરુડ અને દેવોનું યુદ્ધ

॥ सौतिरुवाच ॥

तवस्तस्मिन् द्विजश्रेष्ठ समुदीर्णे तथाविधे।
गरुडः पक्षिराट् तूर्णं संप्राप्तो विबुधान् प्रति ॥१

સૂતપુત્ર બોલ્યાઃ–હે દ્વિજવર! આ રીતે તે રણક્ષેત્ર ... હતું, ત્યારે પક્ષીરાજ ગરુડ ... દેવો ઉપર ધસ્યો. તે મહા બલવાનને જોઇને દેવો થરથરવા લાગ્યા અને એકબીજાને જ હથિયારો મારવા લાગ્યા. તે વખતે વીજળી અને અગ્નિ જેવી પ્રભાવાળા, મહાવીર્યવાળા અમેયઆત્મા વિશ્વકર્મા અમૃતનું રક્ષણ કરી રહ્યા હતા. તેમને વિહંગરાજ ગરુડે પાંખ, ચાંચ તથા નખોથી ઘાયલ કર્યા અને તે થોડી વાર તુમુલ યુદ્ધ કરીને રણભૂમિમાં ...

ગયા. પછીએ ખેચરે પોતાની પાંખોના ફફડાટથી પુષ્કળ ધૂળ ઉરાડી, તેથી સર્વ લોકો અંધારાથી ઘેરાઈ ગયા. તે ધૂળથી દેવોને પણ ઢાંકી દીધા. આમ ધૂળથી છવાઈ ગયેલા દેવો મૂઢ જેવા થઈ ગયા. અમૃતને રક્ષી રહેલા તેઓ એ ધૂળમાં ઢંકાઈ જતાં તેઓ ગરુડને જોઈ શક્યા નહિ. આમ ગરુડે સ્વર્ગલોકને ડહોળી નાખ્યો અને પાંખો તથા ચાંચના પ્રહારોથી દેવોને ચીરવા માંડ્યા. પછી સહસ્રનેત્ર ઇન્દ્રે તત્કાળ વાયુને પ્રેરણા કરી કે, હે મારુત! ધૂળની આ વર્ષાને તું વિખેરી નાખ, એ તારુંજ કામ છે. પછી બલવાન વાયુએ વેગપૂર્વક તે ધૂળને હટાવી દીધી અને અંધારું દૂર થયું; એટલે દેવો ગરુડને પીડવા લાગ્યા. આમ સુરસમૂહોથી પ્રહાર પામતા તે ગરુડે, મહામેઘની જેમ પ્રાણીમાત્રને થથરાવી મૂકતી ગર્જના કરી. શત્રુવીરને હણનારો તે મહાવીર્યવાન પક્ષીરાજ આકાશમાં ઊછળ્યો. અંતરિક્ષમાં ઊડીને દેવોની ઉપર તે ઊભો રહ્યો. ત્યાં ઇન્દ્રસહિત સર્વે કવચધારી દેવોએ તેના ઉપર વિવિધ શસ્ત્રો વરસાવવા માંડયાં. આ રીતે પટ્ટિશો, પરિઘો, શૂલો, ગદાઓ, બળબળતાં બાણો, સૂર્ય જેવાં ચક્રો અને બીજાં અનેકાનેક શસ્ત્રોનો ગરુડ ઉપર ચોમેરથી મારો ચાલી રહ્યો. છતાં તુમુલ યુદ્ધ મચાવી રહેલો એ વિહગેન્દ્ર જરાય ડગ્યો નહિ. તે પ્રતાપી વિનતાપુત્ર તો આકાશમાં આગ જલાવી રહ્યો અને પાંખો તથા છાતીથી દેવોને ચારે બાજુએ ફેંકવા લાગ્યો. આમ ગરુડથી પીડા પામેલા, દૂર નંખાયલા અને નખ તથા ચાંચથી ઘાયલ થયેલા તે દેવોને પુષ્કળ લોહી વહેવા માંડ્યું. વિહંગરાજથી પરાભવ પામેલા સાધ્યો ગંધર્વો સાથે પૂર્વ દિશામાં ભાગ્યા, વસુઓ રુદ્રો સાથે દક્ષિણ દિશામાં દોડયા, આદિત્યો પશ્ચિમ દિશામાં નાઠા અને અશ્વિનીકુમારોએ ઉત્તર દિશામાં પગલાં દોડાવ્યાં. યુદ્ધ કરી રહેલા એ સૌ મહા ઓજસ્વી દેવો વારંવાર પાછળ જોયા કરતા હતા. હવે વીર અશ્વક્રન્દ, રેણુક, શૂરવીર ક્રાથન, તપન, ઉલૂક, શ્વસન, નિમેષ, પ્રરુજ અને પુલિન નામના નવ યક્ષોને એ ખગેશ્વર વિહંગરાજ ગરુડ સાથે યુદ્ધ મંડાયું. પ્રલયકાળે ક્રુદ્ધ થયેલા પિનાકપાણિની જેમ એ પરંતપ વિનતાપુત્રે તેમને પાંખો, નખો અને ચાંચની અણીથી ફોલી નાખ્યા. આમ મહા બલવાળા અને મહા ઉત્સાહવાળા તે યક્ષોને એ ગરુડે અનેક રીતે જખ્મી કર્યા. રુધિરની વર્ષા વરસાવી રહેલા તે યક્ષો ગગનના જલમેઘ જેવા જણાતા હતા. તે સર્વને આવરદા વિનાના કરીને પક્ષીશ્રેષ્ઠ ગરુડ અમૃતને માટે આગળ ઊડવા લાગ્યો. ત્યાં તેણે સમસ્ત આકાશને પોતાની મહા જ્વાલાઓથી ઘેરી વળેલો, તીખી ઝાળવાળો અને પ્રચંડ પવનથી પ્રજ્વલિત થઈ બાળી રહેલો અગ્નિ ચોગરદમ જોયો. એટલે, તપસ્વી મહાત્મા ગરુડે પોતાનાં અનંત મુખો કર્યાં. તે મુખોથી નદીઓનું પાન કરીને તે ફરીથી ઝટ તે સ્થાને આવ્યો. પછી એ શત્રુતાપને તરતજ તે બળતા અગ્નિને નદીઓનાં જળથી છાંટી દીધો. આમ અગ્નિને શાંત કરીને, તેણે અમૃત પાસે જવાની ઇચ્છાએ પોતાનું બીજું નાનું સ્વરૂપ ધારણ કર્યું. ૧–૨૫

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં ‘સુપર્ણાખ્યાન’ નામનો અધ્યાય ૩૨ મો સમાપ્ત**

# अध्याय ३३ मो

## ગરુડને અમૃતપ્રાપ્તિ

॥ सौतिरुवाच ॥

जांबूनदमयो भूत्वा मरीचिनिकरोज्ज्वलः ॥
प्रविवेश बलात् पक्षी वारिवेग इवार्णवम् ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ–પછી સુવર્ણમય રૂપ ધારણ કરીને, કિરણોના સમૂહો જેવો ઉજ્જ્વલ જણાતો તે ગરુડ બલપૂર્વક અમૃતસ્થાનમાં પેઠો, જાણે કે પાણીનો વેગ સાગરમાં પ્રવેશ્યો. ત્યાં અમૃ-

તની સમીપમાં તેણે એક લોખંડનું સતત ઘૂમતું ચક્ર જોયું. તે ચોતરફ છરાવાળું હતું અને તેની ધાર તીણી હતી, તે ભયંકર હતું અને અગ્નિ ને સૂર્યના જેવી તેની ઝલક હતી. તે અમૃત હરી જનારાને ભેદક હતું–તેમનો વિનાશ કરવાનેજ દેવોએ આ યંત્રને ઘોરરૂપ ઘડયું હતું. તેનું અંતર જોઇને તે ખેચર તેની આસપાસ ભમવા લાગ્યો. તે પોતાનું અંગ સંકોચી એક ક્ષણમાં તેના આરાની મધ્યમાં થઇને ઝટ નીચે ઊતરી ગયો. ત્યાં ચક્રની નીચે ગરુડરાજે બે મહાવીર્યવાન નાગરાજોને અમૃતની રક્ષાજ માટે રહેલા જોયા. પ્રદીપ્ત અગ્નિના જેવી તે નાગોની કાંતિ હતી, વીજળીના જેવી તેમની જીભો હતી, ભડભડ બળતાં તેમનાં મોં હતાં, ઝગઝગ થતી તેમની આંખો હતી અને વિષઝરતી તેમની દૃષ્ટિઓ હતી. તે મહાભયંકર હતા, સતત ફૂંફાડા મારતા હતા અને તીવ્રવેગી હતા. તેમની આંખો રોષથી સદૈવ લાલ રહેતી હતી અને સદા તેઓ પાંપણ મીંચ્યા વિના જોઇ રહ્યા હતા. તેમનામાંનો એક પણ જો કોઇને જોઇ જાય, તો તે તરતજ ખાખ થઈ જતો. ગરુડે એકદમ તેમની આંખોને ધૂળથી ભરી દીધી. તેઓ તેને જુએ નહિ એ રીતે તે તેમને બધી બાજુએથી પ્રહાર કરવા લાગ્યો. તેમનાં શરીર ઉપર ચોટ મારીને આકાશગામી વિનતાપુત્રે તે બન્નેને બળપૂર્વક વચ્ચેથી ચીરી નાખ્યા. પછી પોતે અમૃત તરફ દોડયો. આમ બલવાન વૈનતેયે અમૃતકુંભ ઊંચકયો. તે યંત્રને ભાંગી નાખી તે વીર્યવાન વેગપૂર્વક ઊડવા લાગ્યો. આ રીતે પોતે અમૃતપાન નહિ કરતાં, તે પક્ષી અમૃતકલશ લઇને ઝટ બહાર નીકળ્યો. સૂર્યની પ્રભાને ઢાંકી દેતો તે થાકયા વિના આકાશમાં ઊડવા લાગ્યો. ત્યાં આકાશમાં એ વિનતાપુત્ર વિષ્ણુને મળ્યો, ત્યારે ભગવાન નારાયણ તેના આ નિર્લોભ કાર્યથી પ્રસન્ન થયા. એ અવિનાશી પ્રભુએ ખેચરને કહ્યું: 'હું વર દેવા આવ્યો છું.' એ આકાશચારીએ વરદાન માગ્યું: 'હું તમારી ઉપર રહું.' વળી તેણે એ નારાયણને આ વચન કહ્યું: 'અમૃતપાન વિના પણ હું અજર ને અમર થાઉં.' વિષ્ણુએ એ વિનતાપુત્રને કહ્યું: 'ભલે એમજ હો.' આ બે વરદાનો સ્વીકારીને ગરુડે વિષ્ણુને કહ્યું: 'હું પણ તમને વરદાન આપવા ઇચ્છું છું. તમે ભગવાન છો, છતાં માગો.' વિષ્ણુએ એ મહાબલવાન ગરુડને પોતાના વાહનરૂપે માગ્યો. પછી ભગવાને એક ધજા બનાવી અને કહ્યું: 'તું આના ઉપર રહેજે.' એ મહાવેગી ગરુડ પક્ષીએ નારાયણદેવને 'ભલે એમ હો' એમ કહ્યું. હવે વાયુની સ્પર્ધા કરતો હોય તેમ તે ત્યાંથી વેગપૂર્વક ઝટ ઊડી ગયો. આમ અમૃત લઇને ઊડી રહેલા પક્ષીઓમાં શ્રેષ્ઠ એવા તે ખગોત્તમ ગરુડને ઇન્દ્રે રોષપૂર્વક વજ્ર માર્યું. વજ્રનો પ્રહાર પામેલા તે પક્ષીરાજ ગરુડે એ કોલાહલમાં હસતાં હસતાં, કોમળ વાણીમાં, ઇન્દ્રને આ પ્રમાણે કહ્યું: 'હે શતક્રતુ! જેમનાં હાડકાંનું વજ્ર બનેલું છે, તે ઋષિનું, આ વજ્રનું, તેમજ તમારું હું માન રાખીશ. હું આ એક પીછું નાખું છું, તેનો અંત તમે નહિ પામી શકો. વળી વજ્રપાતથી મને અહીં કશીય પીડા થઈ નથી.' આમ કહીને તે ખગેન્દ્રે એક પીછું કાઢી ફેંકયું. ગરુડે નાખેલું એ અનુપમ પીછું જોઇને સર્વ પ્રાણીઓ હર્ષ પામ્યાં અને એ સુરૂપ પર્ણને (પીંછાને) લક્ષીને તેમણે 'આ ગરુડ સુપર્ણ કહેવાઓ' એમ ઠરાવ્યું. આ મહાન આશ્ચર્ય જોઇને સહસ્રનયન ઇન્દ્રે આ કોઇ મહાઅદ્ભુત પક્ષી છે એમ માન્યું અને તે આ પ્રમાણે બોલ્યો. ઇન્દ્ર બોલ્યો: 'હે ખગોત્તમ! તારું જે પરમ ને અનુપમ બલ છે તે હું જાણવા ઇચ્છું છું. વળી તારી સાથે હું અનંત મૈત્રી ચાહું છું.' ૧-૨૫

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૩૩ મો સમાપ્ત**

# અધ્યાય ३४ मो

## વિનતાનો દાસીપણામાંથી છુટકારો

॥ गरुड उवाच ॥

सख्यं मेऽस्तु त्वया देव यथेच्छसि पुरंदर ।
बलं तु मम जानीहि महच्चासह्यमेव च ॥ १ ॥

ગરુડ બોલ્યો:–હે ઇન્દ્રદેવ! તમે ઇચ્છો છો તેમ તમારી સાથે મારી મિત્રતા હો. મારું બલ તો મહાન અને અસહ્ય છે, એ તમે જાણો છો. હે શતક્રતુ! પોતાના બલની સ્તુતિ કરવી અને જાતેજ પોતાનું ગુણકીર્તન કરવું તેને સંતો વખાણતા નથી; પણ હે સખા! તમે મને મિત્ર માની પૂછ્યું છે, તો હું કહીશ. વગરકારણે આત્મસ્તુતિ નજ કરાય. હે શક્ર! પર્વતો, વનો અને સાગરજલો સાથેની આ પૃથ્વીને તેમજ તેને અવલંબી રહેલા તમને પણ હું મારી પાંખ વડે વહી જઈ શકું છું. વળી સ્થાવરજંગમ સાથેના સર્વ એકઠા કરેલા લોકોને હું વગર થાક્યે ઉડાવી શકું છું. એવું આ મારું મહાન બલ છે એમ જાણો. ૧–૫

સૂતપુત્ર બોલ્યા:–હે શૌનક! ગરુડે આ વચન કહ્યાં, ત્યારે શ્રીમાનોમાં શ્રેષ્ઠ, મુકુટધારી, સર્વલોકના હિતકારી અને સમર્થ દેવરાજ એ વીરને કહ્યું: 'તમે કહો છો તેમ તમારામાં બધું સંભવી શકે છે. તમે મારી અતિ ઉત્તમ મૈત્રીનો સ્વીકાર કરો. જો તમારે અમૃતનું કંઈ કામ ન હોય, તો એ અમૃત મને પાછું આપો. કેમકે તમે જેમને એ અમૃત આપશો, તેઓ અમને પીડા પહોંચાડશે. ૬–૮

ગરુડ બોલ્યો:–આ અમૃત હું કંઇક કારણને લીધે લઈ જાઉં છું, પરંતુ કોઇનેય હું તે પીવા નહિજ આપું. હે સહસ્રનેત્ર દેવરાજ! હું આ અમૃતને જ્યાં મૂકું, ત્યાંથી તમે એને ઝટ ઉડાવી હરી જજો. ૯–૧૦

ઇન્દ્ર બોલ્યો:–હે પક્ષી! તમે કહેલા આ વચનથી હું સંતુષ્ટ થયો છું. હે ખગવર! તમે તમારી ઇચ્છામાં આવે તેવું મારી પાસેથી વરદાન માગી લો. ૧૧

સૂતપુત્ર બોલ્યા:–ઇન્દ્રે આ પ્રમાણે કહ્યું, ત્યારે કદ્રૂપુત્રોનું સ્મરણ કરીને તથા પોતાની માતાને દાસી બનાવવા માટે તેમણે કરેલા છળને સંભારીને તે ગરુડે આ ઉત્તર આપ્યો: 'હે ઇન્દ્ર! હું સર્વ વાતે સમર્થ છું, છતાં તમારી પાસે આ માગણી કરું છું. મહાબલવાન સાપો મારા ભક્ષ્યરૂપ થાઓ.' એટલે 'ભલે એમ હો' કહીને તે દાનવનાશન ઇન્દ્ર મહાત્મા, દેવાધિદેવ અને યોગીશ્વર શ્રીહરિ પાસે ગયા. ભગવાન વિષ્ણુએ ગરુડે જે માગણી કરી હતી, તેને અનુમોદન આપ્યું. પછી ભગવાન સ્વર્ગાધિપતિએ તે ગરુડને ફરીથી આ વચન કહ્યું: 'એ અમૃતને જેવું નીચે મૂકવામાં આવશે, તેવું હું તેને હરી લઇશ.' ઇન્દ્રે આ પ્રમાણે કહ્યું, એટલે સુપર્ણ ઝટ માતાની પાસે આવી પહોંચ્યો. પછી પરમહર્ષ પામીને સર્વ સર્પો પ્રત્યે તે આ પ્રમાણે બોલ્યો: 'આ તમારું અમૃત આવી ગયું છે, એને હું દર્ભો ઉપર મૂકું છું. હે સર્પો! સ્નાન કરી, મંગલયુક્ત થઇને, તમે આનું પાન કરજો. હવે તે વખતે તમે અહીં બેસીને જે વચન કહ્યું હતું, તે મેં પાળ્યું છે. આજથી આ મારી માતા દાસી મટી જાઓ; કેમકે તમે કહેલું તે વચન મેં સિદ્ધ કર્યું છે.' પછી સર્પો તેને 'ભલે એમ થાઓ' કહી સ્નાન કરવાને ગયા. એટલે ઇન્દ્ર એ વખતે અમૃત ઉઠાવીને ફરી સ્વર્ગલોકમાં પહોંચી ગયો. હવે અમૃતની ઇચ્છાવાળા સર્પો સ્નાન કરી, જપ જપી તથા મંગલવિધિઓ કરી તે સ્થાને હર્ષભેર આવ્યા, તો જોયું કે દર્ભ પાથરીને ઉપર જે અમૃત રાખવામાં આવ્યું હતું તે ચોરાઈ ગયું હતું. આ તો સામું કપટ રમાયું છે, એમ જાણીને તે સર્પો આ અમૃતની જગા છે એમ માનીને તે દર્ભોને ચાટવા લાગ્યા. આમ કર-

વાથી સર્પોની જીભ બે ભાગમાં ચિરાઈ ગઈ અને તે દર્ભો અમૃતના સ્પર્શને કારણે પવિત્ર બન્યા. આ રીતે મહાત્મા ગરુડે તે અમૃત આણ્યું, તે સર્પો આગળ મૂક્યું અને તેમને બે જીભવાળા કર્યા. પછી પરમહર્ષ પામેલા, ભુજંગોને ભક્ષનારા, પક્ષીઓથી પરમ સન્માનિત થયેલા, અવિનાશી કીર્તિવાળા એ સુપર્ણે તે વનમાં માતા વિનતા સાથે આનંદ કર્યો અને તેને આનંદ આપ્યો. જે માણસ આ કથાનું સદા શ્રવણ કરશે અથવા જે બ્રાહ્મણોની મુખ્ય સભામાં આનો પાઠ કરશે, તે પુણ્યાત્મા નિ:સંશય ગરુડરાજના ચરિત્રકીર્તન વડે સ્વર્ગલોકમાં જશે.× ૧૨-૨૬

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સુપર્ણાખ્યાન' નામનો અધ્યાય ૩૪ મો સમાપ્ત**

# अध्याय ३५ मो

## સર્પોનાં નામનું કથન

॥ शौनक उवाच ॥

भुजंगमानां शापस्य मात्रा चैव सुतेन च ॥
विनतायास्त्वया प्रोक्तं कारणं सूतनन्दन ॥ १ ॥

શૌનક બોલ્યા:—હે સૂતનંદન! સર્પોને માતા કદ્રૂએ અને પુત્ર અરુણે માતા વિનતાને જે શાપ આપ્યા તેમનું કારણ તમે કહ્યું છે. વળી પતિ કશ્યપથી કદ્રૂ તથા વિનતાને વરદાન મળ્યું તે પણ તમે કહ્યું છે. વિનતાના પુત્ર—જે પક્ષીઓનાં નામો પણ તમે કહ્યાં છે. હે સૂતપુત્ર! પણ તમે સર્પોનાં નામ કહેતા નથી. અમે તેમનામાંના મુખ્ય મુખ્યનાં નામો સાંભળવા ઇચ્છીએ છીએ.'

સૂતપુત્ર બોલ્યા:—હે તપોધન! સર્પોનાં નામો ઘણાં ઘણાં છે, પરંતુ હું બધાનાં નામ કહીશ નહિ. મુખ્ય મુખ્ય સર્પોનાં નામો હું કહું છું, તે તમે સાંભળો. પ્રથમ શેષ થયા, પછી વાસુકિ ઉત્પન્ન થયા. એ પછી ઐરાવત, તક્ષક, કર્કોટક, ધનંજય, કાલિય, મણિનાગ, આપૂરણનાગ, પિંજરક નાગ, એલાપત્ર, વામન, નીલનાગ, અનીલનાગ, કલ્માષ, શબલ, આર્યક, ઉગ્રક, કલશપોતકનાગ, સુમન, દ્રધિમુખ, વિમલપિંડક, આપ્ત કર્કોટક, શંખ, વાલિશિખ, નિષ્ઠાનક, હેમગુહ, નહુષ, પિંગલ, બાહ્યકર્ણ, હસ્તિપદ, મુદ્ગરપિંડક, કંબલ, અશ્વતર, કાલીયકનાગ, વૃત્તનાગ, સંવર્તકનાગ, પદ્મ, મહાપદ્મ, શંખમુખનાગ, કુષ્માંડકનાગ, ક્ષેમકનાગ, પિંડારકનાગ, કરવીર, પુષ્પદંષ્ટ્ર, બિલ્વક, બિલ્વપાંડુર, મૂષકાદ, શંખશિરા, પૂર્ણભદ્ર, હરિદ્રક, અપરાજિત, જ્યોતિક, શ્રીવહનાગ, કૌરવ્ય, ધૃતરાષ્ટ્ર, વીર્યવાન શંખપિંડ, વિરજા, સુબાહુ, વીર્યવાન શાલિપિંડ, હસ્તિપિંડ, પિઠરક, સુમુખ, કૌણપાશન, કુઠર, કુંજર, પ્રભાકરનાગ, કુમુદ, કુમુદાક્ષ, તિત્તિરિ, હલિક, મહાનાગ, કર્દમ, બહુમૂલકનાગ, કર્કરનાગ, અકર્કરનાગ, કુંડોદર અને મહોદર એ થયા. હે દ્વિજવર! આ મેં મુખ્ય મુખ્ય નાગો કહ્યા. બીજાં નામો અનેકાનેક હોવાથી મેં તે ગણાવ્યાં નથી. હે તપોધન! એમના પુત્રો અને પુત્રોના પુત્રો અ-

---

× पदं महत्प्राप्तुमिच्छुर्नीचो नीचतरं व्रजेत् ।
अमृतप्रेप्सवो याता भुजंगास्तार्क्ष्यभक्ष्यताम् ॥

મહત્પદ મેળવવાની ઇચ્છાવાળો નીચ, અત્યંત નીચતાને પામે છે; જેમ કે, અમૃતની ઇચ્છા કરનારા સર્પો ગરુડના ભક્ષ્યરૂપ થયા. —नीलकंठ

विप्रस्यावज्ञया शक्रो मातुः सर्पा विपद्गताः ।
सुपर्णस्त्वभयः प्रीत्या हरेरप्युपरिस्थितः ॥

બ્રાહ્મણની અવજ્ઞા કરવાથી ઇંદ્ર વિપત્તિ પામ્યો અને માતાની અવજ્ઞા કરવાથી સર્પો વિપત્તિ પામ્યા; પણ બ્રાહ્મણ તથા માતાને માન આપનાર ગરુડ નિર્ભય થઈને વિષ્ણુની પ્રીતિ વડે વિષ્ણુની ઉપર પદ મેળવી શક્યો. —रत्नगर्भ

मिथ्यावादेन ये दासीकृतास्तत्संततिः स्वकाम् ॥
संततिं नाशयत्येव गरुत्मानिव पन्नगान् ॥

જેઓને મિથ્યા બોલીને દાસ કર્યા હોય તેઓની સંતતિ પોતાની સંતતિનો ગરુડ જેમ સર્પોનો કરે તેમ નાશ કરેજ.

સંખ્ય છે, એમ જાણીને હું તે તમને કહેતો નથી. હે તપોધન! સરપો હજારો, લાખો અને અબજો છે, એટલે તેમનાં નામો કહેવાં અશક્ય છે.[૧-૧૯]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પનામકથન' નામનો અધ્યાય ૩૫ મો સમાપ્ત

## अध्याय ३६ मो

### શેષનું ચરિત્ર

॥ शौनक उवाच ॥

आख्याता भुजगास्तात वीर्यवंतो दुरासदाः ॥
शापं तं तेऽभिविज्ञाय कृतवन्तः किमुत्तरम् ॥१॥

શૌનક બોલ્યાઃ-હે તાત! તે વીર્યવંત અને દુઃસહ સર્પોની કથા તમે કહી. હવે માતાનો તે શાપ જાણીને તેમણે શું કર્યું તે કહો.

સૂતપુત્ર બોલ્યાઃ-ત્યારે એ સર્પોમાં અતિ યશસ્વી એવા ભગવાન શેષે તો માતાનો ત્યાગ કરી દીધો. વાયુભક્ષી તથા વ્રતરત રહી તે તપપરાયણ થયા. ગંધમાદન, બદરિકા, ગોકર્ણ, પુષ્કરારણ્ય અને હિમાલયતટ આદિ પુણ્યતીર્થોમાં તથા આશ્રમોમાં જઈને તે શેષે એકાન્તવાસી, નિયમપરાયણ અને નિરંતર જિતેન્દ્રિય રહી ઘોર તપ કર્યુ. તે જટા અને ચીર ધારણ કરીને રહેતા હતા. તે પછી જેમનાં માંસ, ચામડી તથા સ્નાયુઓ સુકાઈ ગયાં હતાં, એવા તેમને પિતામહ બ્રહ્માજીએ જોયા. પિતામહે અટળ ધૈર્યથી તપ કરી રહેલા એમને કહ્યુંઃ 'હે શેષ! તમે આ શું કરો છો? પ્રજાના કલ્યાણ અર્થેજ કંઈ કરો. હે અપાપ! તમે તો તમારા તીવ્ર તપથી પ્રજાને દુઃખ દઈ રહ્યા છો. હે શેષ! કહો, તમારા હૃદયમાં શી કામના છે?'[૧-૭]

શેષ બોલ્યાઃ-મારા સર્વ સહોદર ભાઈઓ મંદ બુદ્ધિના છે. એમની સાથે હું રહેવા ઇચ્છતો નથી, તો આપ તે માન્ય રાખો. તેઓ શત્રુની જેમ એકબીજાની સતત ઈર્ષા કરે છે. મારે એમનાં મુખ જોવાં ન પડે, એ સારુ હું તપમાં બેઠો છું. તેઓ વિનતા અને તેના પુત્રોની હમેશાં ઇર્ષ્યા કર્યા કરે છે. વળી વિનતાનો આકાશચારી પુત્ર અમારો એક બીજો ભાઈ છે. તે પિતા મહાત્મા કશ્યપ તરફથી મળેલા વરદાનને લીધે ઘણો બલવાન છે. મારા ભાઇઓ એનો પણ સતત દ્વેષ કરે છે. આ કારણે હું તપ કરીને મારું ખોળિયું છોડી દઈશ. એટલે પછી બીજા જન્મે મારે આ ભાઈઓનો સંસર્ગજ રહે નહિ.[૮-૧૨]

શેષે જ્યારે આ પ્રમાણે કહ્યું એટલે પિતામહ બોલ્યાઃ-હે શેષ! હું તમારા સર્વ ભાઈઓની ચેષ્ટા જાણું છું. હે સર્પશ્રેષ્ઠ! માતાના શાપથી તમારા ભાઇઓને જે મહાન ભય થશે તેનો આગળથીજ ઉપાય કર્યો છે. તમે તમારા કોઈ ભાઇનો શોક ન કરશો. હે શેષ! તમને ઇચ્છા હોય તે વરદાન મારી પાસેથી માગી લો, તમને હું વરદાન આપીશ; કેમકે હું તમારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. હે સર્પોત્તમ! તમને ધન્ય છે. તમારી બુદ્ધિ ધર્મમાં સ્થિર છે! તમારી બુદ્ધિ વારંવાર ધર્મમાં સુસ્થિર રહો.[૧૩-૧૭]

શેષ બોલ્યાઃ-હે પિતામહ! હે દેવ! હું આજ વરદાન માગું છું. હે ઈશ્વર! મારી બુદ્ધિ ધર્મમાં, શમમાં અને તપમાં રમતી રહો![૧૮]

બ્રહ્મા બોલ્યાઃ-હે શેષ! તમારા આ શમદમથી હું પ્રસન્ન થયો છું. મારી આજ્ઞાએ તમારે પ્રજાહિતનું આ વચન પાળવું. હે શેષ! પર્વત, વન, સાગર, ગામ, વિહાર, નગર એ બધાં સાથેની આ ડોલતી પૃથ્વીને તમે એવી રૂડી રીતે ધારણ કરો કે તે અચલ થઈ જાય.[૧૯,૨૦]

શેષ બોલ્યાઃ-હે દેવ! આપ વરદાયી, પ્રજાપતિ, પૃથ્વીપતિ, ભૂતપતિ અને જગત્પતિએ જે આજ્ઞા આપી છે, તે પ્રમાણે હું ધરાને નિશ્ચલ ધારણ કરીશ. હે પ્રજાપતિ! આપ એને મારા શિર ઉપર મૂકો.[૨૧]

બ્રહ્મા બોલ્યાઃ-હે ભુજંગોત્તમ! તમે

ધરાની નીચે જાઓ. ધરતી પોતેજ તમને દર આપશે. હે શેષ! તમે આ ધરણીને ધારણ કરશો તેથી મારું અતિ પ્રિય થશે. ૨૦

સૂતપુત્ર બોલ્યાઃ—પછી ભુજંગવર વાસુકિના તે મોટા ભાઈ શેષ ભગવાને 'તથાસ્તુ' કહીને દરમાં પ્રવેશ કર્યો અને સમુદ્રરૂપી નેમિવાળી એ પૃથ્વીને ચારે બાજુથી ઉપાડીને માથા ઉપર ધારણ કરી. તે જોઇને બ્રહ્મા બોલ્યાઃ 'હે નાગશ્રેષ્ઠ! હે ધર્મવર! હે શેષ! તમે અનંત ફેણો વડે આ સમસ્ત પૃથ્વીને ઉપાડીને જેમ ધારણ કરી રહ્યા છો, તેમ તો એક હું અને બીજો ઇન્દ્રજ કરી શકે એમ છે. ૨૩

સૂતપુત્ર બોલ્યાઃ—આ રીતે બ્રહ્માજીની આજ્ઞાથી પ્રતાપવાન અનંતનાગ (શેષ ભગવાન) પૃથ્વીને એકલા ધારણ કરીને પાતાળમાં રહે છે, એમ વિદ્વાનો કહે છે. પછી દેવશ્રેષ્ઠ પિતામહ ભગવાને અનંતને સહાય કરવાની વિનતાનંદન સુપર્ણને આજ્ઞા કરી. ૨૪-૨૬

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'શેષવૃત્તકથન' નામનો અધ્યાય ૩૬ મો સમાપ્ત**

# अध्याय ३७ मो

## વાસુકિ વગેરે સર્પોના વિચાર

॥ सौतिरुवाच ॥

**मातुः सकाशात्तं शापं श्रुत्वा वै पन्नगोत्तमः ॥**
**वासुकिश्चिन्तयामास शापोऽयं न भवेत् कथम् ॥**

સૂતપુત્ર બોલ્યાઃ—નાગરાજ વાસુકિ પોતાની માતાનો તે શાપ સાંભળી વિચાર કરવા લાગ્યો કે, કઈ રીતે આ શાપ નિષ્ફલ જાય. પછી તેણે ઐરાવત વગેરે સર્વ ધર્મપરાયણ ભાઇઓ સાથે મંત્રણા કરવા માંડી. ૧-૨

વાસુકિ બોલ્યોઃ—હે નિષ્પાપ! માતાએ જ શાપ આપ્યો છે તે તમે જાણ્યો છે. એ શાપની નિવૃત્તિ માટે આપણે વિચાર કરી પ્રયત્ન કરીએ. બીજા બધા શાપોનો વળતો ઉપાય છે, પણ માતાનો શાપ પામેલાઓ કદી છુટકારો પામતા નથી. અવ્યય, અપ્રમેય અને સત્યસ્વરૂપ પિતામહની સમક્ષ આપણને તે શાપ આપવામાં આવ્યો છે, એ સાંભળીને તો મારા હૃદયમાં કંપારી છૂટે છે. સાચેજ આપણો સર્વનાશ આવી લાગ્યો છે, નહિ તો તે અવ્યય દેવાધિદેવે શાપ આપતી તે માતાને રોકીજ હવે તો, આપણે આજ મંત્રણા કરીએ કે તેથી સર્વ સર્પોનું મંગલ થાય. આપણે આપણો વખત વ્યર્થ ન ગુમાવીએ. વળી અહીં આપણે બધા બુદ્ધિમાન અને વિચક્ષણ એકઠા થયા છીએ, તો બધા મંત્રણા કરીને છુટકારાનો ઉપાય તપાસીએ. આગળના વખતમાં ગુફામાં જઈ ગૂઢ થઈ અદૃશ્ય થયેલા અગ્નિને વિશે જેમ દેવોએ કર્યું હતું, તેમ આપણે પણ કરવું જોઇશે. એટલે સર્પોના વિનાશ માટેનો જનમેજયનો સર્પયજ્ઞ થાયજ નહિ, અથવા થાય તો તે નિષ્ફલ થાય. ૩-૧૦

સૂતપુત્ર બોલ્યાઃ—પછી મંત્રબુદ્ધિમાં વિશારદ એવા તે કદ્રૂપુત્રો 'તથાસ્તુ' કહી એકઠા મળ્યા અને વિચારણા કરવા લાગ્યા. કોઈ કોઈ નાગોએ કહ્યુંઃ 'અમે દ્વિજશ્રેષ્ઠો થઇને જનમેજય પાસે ભિક્ષા માગશું કે, તારો આ યજ્ઞ ન થાઓ.' બીજા પાંડિત્યના ડોળી નાગોએ કહ્યુંઃ 'આપણે બધા એના માન્ય મંત્રીઓ થઇએ. તે સર્વ કાર્યોમાં આપણો નિર્ણય પૂછશે, એટલે આપણે એવી સલાહ આપશું કે, જેથી સર્પયજ્ઞ થાયજ નહિ. બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવો જનમેજય રાજા બુદ્ધિને લીધે બહુમાન પામેલા આપણને યજ્ઞને માટે ચોકસ પૂછશે, ત્યારે આપણે તેને 'આમ નહિ' એમ કહીશું. તેને આપણે આ લોક તથા પરલોકના અનેક દોષો એવી જાતજાતની યુક્તિ [illegible] કારણોથી બતાવશું કે, તેથી તે યજ્ઞ થશે [illegible] અથવા સર્પસત્રના વિધાનને જાણ[illegible] રાજકાર્યના હિતમાં રહેવાવાળો [illegible]

ઉપાધ્યાય થાય, તેને કોઇ સર્પ જઇને ડસે એટલે તે મરી જશે. આમ યજ્ઞ કરાવનાર મરણ પામતાં યજ્ઞ થશે નહિ. વળી જે બીજા ઋત્વિજો સર્પસત્રને જાણનારા હશે, તેમને અમે ડસીશું; એટલે આપણું કાર્ય સિદ્ધ થશે.' બીજા દયાળુ ને ધર્માત્મા નાગોએ કહ્યું: 'આ તો તમારી કુબુદ્ધિ છે. આપણને બ્રહ્મહત્યા શોભે નહિ. સંકટના સમયે નિર્દોષ ને ધર્મયુક્ત શાંતિનો ઉપાયજ શ્રેષ્ઠ છે. અધર્મકાર્યથી આખું જગત વિનાશ પામે છે.' બીજા નાગોએ કહ્યું: 'આપણે વીજળીભર્યા મેઘો થઈ વર્ષા વરસાવીએ અને પ્રજ્વલિત યજ્ઞાગ્નિને હોલવી નાખીએ. અથવા શ્રેષ્ઠ ભુજંગો રાત્રે જઇ, ગાફેલ રહેલાઓનાં યજ્ઞપાત્રોને હરી લાવે એટલે યજ્ઞમાં વિઘ્ન આવશે. અથવા તે યજ્ઞ વખતે સેંકડો અને હજારો સર્પોએ એકઠા થઈ સર્વ જનોને ડસવા, એટલે પછી ત્રાસ રહેશે નહિ. અથવા ભોજનમાત્રને ઝેરી કરી નાખનારા સર્પો તૈયાર કરેલા પવિત્ર ભોજનપદાર્થોને પોતાના મળમૂત્રથી દૂષિત કરે.' વળી બીજાઓ બોલ્યા: 'આપણે એના ઋત્વિજો થઇએ અને દક્ષિણા આપો એમ કહી યજ્ઞમાં વિઘ્ન કરીએ. આમ વશમાં આવેલો તે રાજા આપણું ધાર્યું કરશે.' વળી બીજાઓએ કહ્યું: 'જલમાં ક્રીડા કરતા રાજાને આપણે બાંધીને ઘેર લાવીએ એટલે તે યજ્ઞ નહિ થાય.' બીજા પંડિતાઇનો મદ રાખનારા નાગોએ કહ્યું: 'તેને પકડીને આપણે ડસીએ, એટલે કામ સિદ્ધજ થશે. તે મરી જતાં અનર્થોનું મૂળજ છેદાઇ જશે. હે આંખથી શ્રવણ કરનાર વાસુકિ! આ અમારી છેવટની વિચારણા છે. હે રાજન્! હવે તમે જે માનતા હો, તે જલદી કહો.' ૧૧-૩૦

આમ કહીને સર્વ નાગો સર્વશ્રેષ્ઠ વાસુકિ સામું તાકીને જોઈ રહ્યા. વાસુકિએ પણ વિચાર કરીને તે સર્પોને કહ્યું: 'હે સર્પો! તમારો આ છેવટનો બુદ્ધિનિર્ણય મને માન્ય નથી. બધાય નાગોની વિચારણા મને રુચતી નથી, તો આ વિષયમાં શું કરવું? તમારા બધાનું શાથી મંગલ થાય? હું તેનો વિચાર કરું છું. મને લાગે છે કે; મહાત્મા કશ્યપને પ્રસન્ન કરવા એજ આપણે માટે કલ્યાણદાયી છે. હે નાગો! જ્ઞાતિજનો વિષેના સ્નેહને કારણે તેમજ મારે પોતાને માટે પણ, મારી બુદ્ધિ તમારાં વચન પ્રમાણે કંઇજ કરવા મન કરતી નથી. મારે તો એવુંજ કરવું ઘટે છે કે તેથી તમારું કલ્યાણ થાય. આથી હું બહુજ સંતાપ પામી રહ્યો છું; કેમકે ગુણ અને દોષનો ભાર મારેજ માથે છે. ૩૧-૩૪

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'વાસુકિ આદિની મંત્રણા' નામનો અધ્યાય ૩૭ મો સમાપ્ત**

# અધ્યાય ૩૮ મો

## એલાપત્ર નાગનાં વચન

॥ સૌતિરુવાચ ॥

**सर्पाणां तु वचः श्रुत्वा सर्वेषामिति चेति च।**
**वासुकेश्च वचः श्रुत्वा एलापत्रोऽब्रवीदिदम् ॥१॥**

સૂતપુત્ર બોલ્યા:–સઘળા સર્પોનાં આવાં આવાં વચનો સાંભળીને તથા વાસુકિનાં વચન સાંભળી એલાપત્રે આ પ્રમાણે કહ્યું: 'તે યજ્ઞ કંઈ થાયજ નહિ, એમ બનવાનું નથી. વળી જેનાથી આપણને મોટો ભય છે, તે પાંડવવંશી જનમેજય રાજા પણ જેવોતેવો નથી. હે રાજન્! જે પુરુષ દૈવથી હણાયો હોય, તેણે દૈવનુંજ શરણ લેવાનું હોય; બીજો કોઈ ઉપાય એમાં ચાલતો નથી. હે પન્નગવરો! આપણો ભય પણ તેવો દૈવી છે, તો આપણે દૈવનોજ આશ્રય લઇએ. વળી મારું વચન સાંભળો. હે સર્પશ્રેષ્ઠો! જ્યારે માતાએ શાપ આપ્યો હતો, ત્યારે હું બીકથી તેના ખોળામાં બેસી ગયો હતો. હે ભુજંગવરો! તે વખતે દુઃખથી પીડિત થયેલા દેવોએ પિતામહ પાસે જઈ કહેલાં આ વચન મેં સાંભળ્યાં–'સ્ત્રીઓ તીક્ષ્ણ છે, તીક્ષ્ણ છે.' દેવો

બોલ્યાઃ 'હે પિતામહ! હે દેવાધિદેવ! અતિશય તીખા સ્વભાવની કદ્રૂ સિવાય બીજી કઈ સ્ત્રી પોતે પ્રિય પુત્રોને મેળવીને તેમને તમારી સમક્ષજ આ રીતે શાપ આપે? આમ છતાં હે પિતામહ! તમે 'તથાસ્તુ' કહી તેની વાતને માન્ય રાખી. તમે તેને કેમ રોકી નહિ તેનું કારણ જાણવા અમે ઇચ્છીએ છીએ.' ૧–૮

બ્રહ્મા બોલ્યાઃ–ઘણા સર્પો તીક્ષ્ણ, ભારે ઝેરીલા અને ભયંકર રૂપવાળા છે, એટલે પ્રજાના હિતની ઇચ્છાએ મેં કદ્રૂને ત્યારે વારી નહોતી. જે સર્પો અપકારી હશે, નીચ હશે, પાપાચારી હશે અને ઉત્કટ ઝેરવાળા હશે, તેમનોજ વિનાશ થશે. ધર્મચારી સર્પોનો વિનાશ નહિજ થાય. હવે સર્પયજ્ઞના તે કાળે, તે સર્પોનો મહાભયમાંથી કયે નિમિત્તે છુટકારો થશે તે તમે સાંભળો. યાયાવર કુલમાં બુદ્ધિમાન, જિતેન્દ્રિય અને તપસ્વી એવા જરત્કારુ નામે એક પ્રસિદ્ધ મહર્ષિ થશે. તે જરત્કારુને આસ્તીક નામે તપસ્વી પુત્ર થશે. તે એ યજ્ઞને બંધ પાડશે. તેમાં જે ધાર્મિક સર્પો હશે તેઓ બચી જશે. ૯–૧૩

દેવો બોલ્યાઃ–હે બ્રહ્માજી! મુનિઓમાં શ્રેષ્ઠ એવા એ વીર્યવાન અને મહાતપસ્વી જરત્કારુ કઈ સ્ત્રીમાં એ મહાત્મા પુત્રને ઉત્પન્ન કરશે?

બ્રહ્મા બોલ્યાઃ–તે વીર્યશાલી દ્વિજવર પોતાના નામનીજ કન્યામાં એ વીર્યસંપન્ન બાળકને ઉત્પન્ન કરશે. સર્પરાજ વાસુકિને જરત્કારુ નામે બહેન છે, તેમાં આ પુત્ર જન્મશે અને તે નાગોને શાપમાંથી છોડાવશે. ૧૪–૧૮

એલાપત્ર બોલ્યોઃ–પછી દેવોએ તે પિતામહને કહ્યું: 'એમજ થાઓ.' બ્રહ્માજી પણ દેવોનું એ વચન સાંભળીને સ્વર્ગમાં ગયા. હે વાસુકિ! મને એજ ઉપાય લાગે છે કે, વ્રતશીલ મહર્ષિ જરત્કારુ વિવાહનિમિત્તે કન્યા માગે, ત્યારે સર્પોના ભયની શાંતિ માટે તું તારી બહેન જરત્કારુને તેમને આપજે. મેં સાંભળ્યું છે કે, એજ આપણા ઊગરવાનો ઉપાય છે. ૧૭–૧૯

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'એલાપત્રવાક્ય'નામનો અધ્યાય ૩૮ મો સમાપ્ત

# अध्याय ३९ मो

## જરત્કારુની શોધ

॥ सौतिरुवाच ॥

एलापत्रवचः श्रुत्वा ते नागा द्विजसत्तम ॥
सर्वे प्रहृष्टमनसः साधु साध्वित्यथाऽब्रुवन् ॥१॥

સૂતપુત્ર બોલ્યાઃ–હે દ્વિજશ્રેષ્ઠ! એલાપત્રનું વચન સાંભળીને સર્વ સર્પો ઘણાજ આનંદિત થયા અને 'બહુ સારું, બહુ સારું' એમ બોલ્યા. તે પછી વાસુકિ પોતાની કુંવારી બહેન જરત્કારુનું રક્ષણ કરવા લાગ્યો અને પરમ હર્ષ પામ્યો. પછી થોડો કાલ વીત્યા બાદ દેવો અને અસુરોએ મળીને સમુદ્રનું મંથન કર્યું. બળવાનોમાં શ્રેષ્ઠ એવો વાસુકિ નાગ તેમાં નેતરું થયો.× તે કાર્ય પૂરું કરીને દેવો વાસુકિ સાથે પિતામહ પાસે ગયા અને તેમને કહ્યું: 'હે ભગવાન! આ વાસુકિ શાપથી ભયભીત થયો છે અને તેથી તે બહુ સંતાપ કરે છે. તો હે દેવ! એ સ્વજનોનો હિતેચ્છુ છે. એના મનમાં માતાના શાપને લીધે શૂળ ઊપડ્યું છે. આપ તે કાઢી નાખવાને યોગ્ય છો. આ નાગરાજ અમારો સદાનો હિતકારી અને પ્રિયકારી છે. હે દેવેશ! આપ પ્રસન્ન થાઓ, એના મનનો તાપ શમાવો.' ૧–૭

બ્રહ્મા બોલ્યાઃ–હે દેવો! પૂર્વે એલાપત્ર નાગે એની આગળ જે વચન કહ્યું હતું, તે મારી માનસિક પ્રેરણાથીજ કહ્યું હતું. તો તે વખતે

× નાગોને શાપ થયા પહેલાં ઉચ્ચૈઃશ્રવા અશ્વની ઉત્પત્તિ થઈ હતી અને તે પહેલાં સમુદ્રમંથન થયું હતું. શાપથી છૂટવાનો ઉપાય બતાવવા આ અનુવાદ છે એમ સમજવું. —ટીકાકાર

નાગરાજ પોતે આ વચન પ્રમાણે વર્તવું. જેઓ પાપી હશે તેઓજ નાશ પામશે, ધાર્મિકોનો નાશ નહિજ થાય. તે દ્વિજરાજ જરત્કારુએ જન્મ લીધો છે અને તે ઉગ્ર તપસ્યામાં મગ્ન છે. યોગ્ય સમયે વાસુકિએ પોતાની બહેન જરત્કારુને તેમને આપવી. એલાપત્ર નાગે જે વચન કહ્યું હતું તે હે દેવો! સર્પોના હિતમાંજ હતું અને તેમજ થશે, અન્યથા નહિ થાય. ૮–૧૧

સૂતપુત્ર બોલ્યાઃ–પિતામહનું આ વચન સાંભળીને શાપથી મોહિત થયેલા નાગરાજ વાસુકિએ જરત્કારુ ઋષિને પોતાની બહેન આપવાનો નિશ્ચય કર્યો. તેણે સર્વ સર્પોને આજ્ઞા આપીને જરત્કારુ પાસે રાખ્યા અને કહ્યુંઃ 'જ્યારે પણ તે પત્નીનિમિત્તે કન્યા માગે, ત્યારે તમારે તરતજ આવી મને સમાચાર કહી જવા. એમ કરવાથીજ આપણું કલ્યાણ થશે.' ૧૨–૧૪

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'જરત્કારુની શોધ' નામનો અધ્યાય ૩૯ મો સમાપ્ત**

# अध्याय ४० मो

## જરત્કારુચરિત્ર તથા પરીક્ષિતઆખ્યાન

॥ शौनक उवाच ॥

**जरत्कारुरितिख्यातो यस्त्वया सूतनन्दन ।**
**इच्छामि तदहं श्रोतुमृषेस्तस्य महात्मनः ॥१॥**

શૌનક બોલ્યાઃ–હે સૂતનન્દન! તમે જે જરત્કારુ વિશે કહ્યું, તે મહાત્મા ઋષિનું આખું વૃત્તાંત સાંભળવા હું ઇચ્છું છું. તેમનું જરત્કારુ નામ આ પૃથ્વીમાં શા કારણે પ્રસિદ્ધ થયું? જરત્કારુ શબ્દની વ્યુત્પત્તિ શી છે? તે સર્વ તમે યથાવત્ કહેવા યોગ્ય છો. ૧,૨

સૂતપુત્ર બોલ્યાઃ– જરત્ એટલે ક્ષય અને કારુ એટલે દારુણ એમ અર્થો કહેવાય છે. તેનું શરીર જે દારુણ હતું, તેને તે બુદ્ધિમાને ધીરે ધીરે તીવ્ર તપથી ગાળી નાખ્યું, તેથી તે જરત્કારુ નામે પ્રસિદ્ધ થયા. વાસુકિની બહેનના જરત્કારુ નામની વ્યુત્પત્તિ પણ એવીજ છે. આ સાંભળીને ધર્માત્મા શૌનક હસવા લાગ્યા અને ઉગ્રશ્રવાને બોલ્યાઃ 'તમે જે કહ્યું છે તે ઠીક છે.' પછી તેમણે કહ્યુંઃ 'તમે જે પહેલાં કહ્યું છે, તે બધું મેં સાંભળ્યું છે. હવે આસ્તીક કેવી રીતે જન્મ્યો, તે હું જાણવા ઇચ્છું છું.' તેનું આ વચન સાંભળીને સૂત શાસ્ત્રાનુસાર કહેવા લાગ્યા. ૩–૭

સૂતપુત્ર બોલ્યાઃ–જરત્કારુ ઋષિને પોતાની બહેનને આપવાનો નિર્ણય કરી, વાસુકિ સર્વ સર્પોને જરત્કારુની પાસે રાખી સાવધાન રહેવા લાગ્યો. પછી ઘણો વખત ગયો તો પણ તે વ્રતપરાયણ તથા બુદ્ધિમાન મુનિ તપમાંજ મગ્ન રહ્યા અને તેમણે પત્નીની ઇચ્છાજ કરી નહિ. તપપરાયણ, સ્વાધ્યાયપરાયણ, અભયચિત્ત અને કૃતાર્થ એવા તે ઊર્ધ્વરેત મહાત્મા આખી પૃથ્વીમાં ઘૂમવા લાગ્યા અને મનથી પણ પત્નીની ઇચ્છા કરતા નહિ. હે બ્રહ્મન્! થોડા વખત પછી કૌરવવંશમાં પરીક્ષિત નામે રાજા થયો. મહાબાહુ અને યુદ્ધમાં ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવો તે પોતાના દાદા પાંડુની જેમ મૃગયાનો રસિયો હતો. તે રાજા હરણાં, ભૂંડ, ચિત્તા, પાડા અને બીજાં રાની પશુઓને વીંધતો ફરતો હતો.

એક વાર તે પરીક્ષિતે વિચિત્ર બાણથી એક હરણને વીંધ્યું અને ધનુષ ચડાવીને તે તેની પાછળ પાછળ ગાઢ વનમાં ગયો. જેમ ભગવાન રુદ્ર યજ્ઞના મૃગને મારીને આકાશમાં પાછળ દોડતો હતા, તેમ એ રાજા પણ હાથમાં ધનુષ લઇને તે મૃગને શોધવા માટે આમતેમ દોડવા લાગ્યો. પરીક્ષિત રાજાએ વીંધેલું મૃગ કદી પણ જીવતું રહી વનમાં ભરાતું નહોતું. પણ તેણે વીંધેલું આ મૃગ તો અલોપ થઈ ગયું. તે રાજા તુરતમાંજ સ્વર્ગવાસ પામશે એના પૂર્વલક્ષણરૂપ

કૃશે કહ્યું: 'મૃગયાએ નીકળેલા અભિમન્યુ-પુત્ર રાજા પરીક્ષિતે એક મૃગને બાણથી વીંધ્યું. તે શીઘ્રગતિવાળા મૃગ એ પાછળ એકલો દોડયો. મહાવનમાં તેની પાછળ ફરવા છતાં તેને તે મૃગ દેખાયું નહિ. એવામાં ભૂખ, તરસ અને થાકથી આકુળ થયેલા એ રાજાએ મૌનવ્રતવાળા અને થાંભલાની જેમ અચલ રહેલા તારા પિતાને જોયા. તેણે અલોપ થયેલા મૃગ વિશે તારા પિતાને ફરી ફરીને પૂછયું; પણ મૌનવ્રતમાં રહેલા એમણે તેને કશોજ ઉત્તર આપ્યો નહિ. આથી રાજાએ ધનુષ્યના અગ્રભાગ વડે કોરથી તેમના ખભા ઉપર સાપ નાખ્યો. આમ છતાં, હે શૃંગી! તારા વ્રતપરાયણ પિતા તો હજી એજ દશામાં છે અને રાજા પરીક્ષિત તો પોતાના હસ્તિનાપુર નામના નગરમાં પહોંચ્યો છે.' ૫–૯

સૂતપુત્ર બોલ્યાઃ–પિતાના ખભા ઉપર મરેલો સાપ છે એવું સાંભળી ઋષિપુત્ર શૃંગી જાણે ક્રોધથી બળતો હોય તેમ લાલ આંખવાળો થઈ ગયો. તે ક્રોધી અને તેજસ્વી ઋષિકુમાર ક્રોધના આવેશમાં બહાવરો બની ગયો–જલનો સ્પર્શ કરી તેણે રાજાને શાપ આપ્યો.

શૃંગી બોલ્યોઃ–જે અપરાધી રાજાએ મારા વૃદ્ધ ને મૌનવ્રતી પિતાના ખભા ઉપર મરેલે સાપ નાખ્યો છે, તે પાપીને, બ્રાહ્મણોનું અપમાન કરનારને અને તે કુરુકુલને અપયશ આપનારને અત્યંત ક્રોધી, ઝેરી અને તીવ્ર તેજવાળો તે સર્પનાથ તક્ષક મારા વચનથી પ્રેરાઇને આજથી સાતમે દહાડે યમસદનમાં લઈ જશે.'

સૂતપુત્ર બોલ્યાઃ–આમ અતિક્રુદ્ધ શૃંગી શાપ આપ્યા પછી ગોસમૂહમાં બેઠેલા અને મરેલા સાપને ધારણ કરી રહેલા તેના પિતા પાસે ગયો. પિતાને ખભા ઉપર મરેલા સાપવાળા જોઇને શૃંગીને ફરી અત્યંત ક્રોધ થયો અને દુઃખમાં આંસુ પાડવા લાગ્યો. પિતાને તેણે કહ્યું: 'હે પિતાજી! તે દુરાત્મા રાજા પરીક્ષિતે તમારું આ અપમાન કર્યું છે, એ સાંભળીને મેં ક્રોધમાં તે રાજાને શાપ આપ્યો છે. કુરુકુલના એ અધમને માટે એ ઉગ્ર શાપ યોગ્યજ છે. આજથી સાતમે દિવસે ભુજંગશ્રેષ્ઠ તક્ષક તે પાપીને યમના પરમ દારુણ ધામમાં લઈ જશે.' હે બ્રહ્મન્! આમ કોપે ભરાયેલા પુત્રને પિતાએ કહ્યું: 'બેટા! તેં મારું પ્રિય કર્યું નથી. તપસ્વીઓનો એ ધર્મ નથી. આપણે તે રાજાના દેશમાં રહીએ છીએ. ન્યાયપૂર્વક તેણે આપણું પાલન કર્યું છે; તેથી તેનું ભૂંડું કરવું મને ગમે નહિ. હે પુત્ર! રાજા આપણા પ્રત્યે સદાસર્વદા અયોગ્ય રીતે વર્તે તો પણ આપણે તો તેને ક્ષમાજ આપવી ઘટે. હણવામાં આવેલો ધર્મ, હણનારને ચોકસ હણી નાખે છે. જો રાજા રક્ષણ ન કરે, તો ભારે અકલ્યાણ થાય. હે પુત્ર! આપણે સુખપૂર્વક ધર્માનુષ્ઠાન પણ ન કરી શકીએ. બેટા! ધર્મદૃષ્ટિવાળા રાજાઓ આપણું રક્ષણ કરી રહ્યા છે, તેથી આપણે વિપુલ ધર્માચરણ કરીએ છીએ. રાજા તે ધર્માર્જનમાં ધર્મપૂર્વક ભાગીદાર છે. આથી રાજા દોષ કરે તોય તેને ક્ષમા આપવી જોઇએ. તેમાંય પરીક્ષિત તો એના પ્રપિતામહની માફક આપણી વિશેષે રક્ષા કરી રહ્યો છે. હે વિભુ! રાજાએ એમ પ્રજાનું રક્ષણ કરવું જોઇએ. મને લાગે છે કે, એ ભૂખ્યા ને થાકયા તપસ્વીને મારા આ વ્રતની જાણ નહોતી; તેથી તેણે આજે આમ કર્યું છે. રાજા વિનાના દેશમાં હમેશાં દોષો ઊભા થાય છે. વિદ્રોહી થયેલા લોકોનું રાજા સતત દંડથી શાસન કરે છે. દંડથી જ્યારે સામો ભય થાય છે, ત્યારે સારી શાંતિ સ્થપાય છે. ઉદ્વેગવાળો માણસ ધર્મ આચરી શકતો નથી કે કોઇ ક્રિયા પણ કરી શકતો નથી. રાજાથીજ ધર્મનું સ્થાપન થાય છે અને ધર્મથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે. રાજાથી સર્વ યજ્ઞક્રિયાઓ થાય છે અને યજ્ઞથી દેવો પ્રસન્ન થાય છે. દેવોથી વૃષ્ટિ વરસે છે અને વૃષ્ટિથી ઔષધિઓ

ઉપજે છે. ઔષધિઓથી માણસોનું સતત હિત થાય છે. વળી રાજ્યકર્તા રાજા મનુષ્યોનો પાલક પોષક છે. તે દશ શ્રોત્રીય બ્રાહ્મણોની બરાબર છે, એમ મનુએ કહ્યું છે. આથી, તે ભૂખ્યા અને થાકયા તપસ્વીએ મારું આ વ્રત ન જાણતાં આજે આ કામ કર્યું છે, એમ હું માનું છું. તો બેટા! તેં નાદાનીમાં આ દુષ્કૃત્ય એકદમ શા માટે કર્યું? આપણે રાજાને કોઈ પણ પ્રકારે શાપ આપવો ન ઘટે.[૧૦-૩૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'પરીક્ષિતશાપ' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત**

# अध्याय ૪૨ मो

## કાશ્યપ તથા તક્ષકનો સમાગમ

॥ शृंग्युवाच ॥

यद्येतत्साहसं तात यदि वा दुष्कृतं कृतम् ॥
प्रियं वाप्यप्रियं वा ते वागुक्ता न मृषा भवेत् ॥

શૃંગી બોલ્યોઃ—હે પિતાજી! જો એ સાહસ હોય કે પછી દુષ્કૃત્ય હોય, અથવા આપ તેને પ્રિય કહો કે અપ્રિય કહો—પણ મારું બોલેલું મિથ્યા નહિ થાય. હે પિતાજી! હું આપને કહી રાખું છું કે, એ વચન અન્યથા થવાનુંજ નથી. હું વિનોદમાંય અસત્ય બોલતો નથી, તો પછી શાપ આપતાં તો શાનોજ બોલું!

શમીક બોલ્યાઃ—બાપુ! મને ખબર છે, તારો પ્રભાવ ઉગ્ર છે અને તું સત્યવચની છે. વળી તેં અગાઉ જૂઠું કહ્યુંજ નથી અને આ શાપવચન પણ મિથ્યા થવાનું નથી. છતાં પુત્ર ઉંમરવાળો થાય, તોય પિતાએ તેને ઉપદેશ તો હમેશાં આપવો જોઇએ કે તેથી તે પુત્ર ગુણવાન અને મોટો યશભાગી થાય. તું તો બાળક છે, સદા તપમાં રહેનારો છે અને પ્રભાવશાળી મહાત્માઓનો કોપ વધતો રહે છે. આથી હે ધાર્મિકશ્રેષ્ઠ! તારું બાળપણ, તારી નાદાની અને તારું સાહસ જોઈને મારે તને ઘણું કહેવું જોઈએ એમ મને લાગે છે.[૧-૬]

હે પુત્ર! તું શમયુક્ત થઈને, વનમાં ફલમૂળ ખાઇને અને આ ક્રોધને ગાળી નાખીને તપસ્યા કર. ફરીથી ધર્મનો આવો ક્ષય કરીશ નહિ, કેમકે ક્રોધ જિતેન્દ્રિય મુનિઓએ દુઃખ વેઠી વેઠીને સંચિત કરેલા ધર્મને હરી લે છે અને એવા ધર્મવિહીનોની સદ્ગતિ હોતી નથી. ક્ષમાશીલ યતિઓની શાંતિજ સિદ્ધિદાયિની છે. ક્ષમાવાનને આ લોક અને પરલોક બન્ને સાધ્ય છે. તેથી તું સદા ક્ષમાશીલ અને જિતેન્દ્રિય રહી તપશ્ચરણ કર. ક્ષમાશીલતાથી જ તને બ્રહ્મલોકની પાસેના ક્રમમુક્તિ આપનારા લોકોની પ્રાપ્તિ થશે. હે બેટા! હું તો શાંતિ રાખીને આજે જ કરવું શકય હશે તે કરીશ. રાજાને હું કહેવડાવીશ કે હે રાજા! તેં મારું આ અપમાન કર્યું છે એ જોઇને મારા ક્રોધી ને નાદાન પુત્રે કૃશની ઉશ્કેરણીથી તને શાપ આપ્યો છે.[૭-૧૨]

સૂતપુત્ર બોલ્યાઃ—આમ આદેશ આપીને તે દયાપૂર્ણ અને વ્રતશીલ મહાતપસ્વીએ ગૌરમુખ નામના પોતાના શીલવાન ને સાવધ શિષ્યને આજ્ઞા આપીને પરીક્ષિત રાજા પાસે મોકલ્યો. રાજાના કુશળસમાચાર પૂછી તેને સઘળું કાર્યવૃત્તાંત કહેવા મુનિએ તેને કહ્યું. તે શિષ્ય પણ તેજ ઘડીએ કુરુવંશના વધારનાર તે રાજા તરફ ગયો. દ્વારપાળો દ્વારા પહેલાં ખબર કહાવી, તે રાજાના ભવનમાં પહોંચ્યો. રાજાએ ગૌરમુખ બ્રાહ્મણનું પૂજન કર્યું. પછી થાક ઉતારીને તેણે રાજાને, મંત્રીઓની હાજરીમાં, શમીકે કહેલાં સઘળાં ઘોર વચનો પૂરાં સંભળાવવા માંડયાં.

ગૌરમુખ બોલ્યોઃ—હે રાજા! તમારા રાજ્યપ્રદેશમાં શમીક નામના પરમધર્માત્મા, શાન્ત, સંયમી ને મહાતપસ્વી એક ઋષિ રહે છે. હે નરશાર્દૂલ! તે મૌનવ્રતમાં રહેલા ઋષિના-

ખભા ઉપર તમે ધનુષ્યની અણીથી એક પ્રાણહીન સાપને નાખ્યો હતો. તેમણે પોતે તો તમારા આ કૃત્યની ક્ષમા આપી છે, પણ તેમનો પુત્ર એ સાંખી શક્યો નથી. હે રાજેન્દ્ર! પિતાની અજાણમાંજ તેણે આજ તમને આ શાપ આપ્યો છે–'સાતમી રાતે તક્ષક સર્પ તમારું મૃત્યુ આણશે.' તો ઋષિએ વારંવાર કહ્યું છે કે તમે તમારું રક્ષણ કરજો. બીજા કોઇથીયે તે શાપને મિથ્યા કરી શકાય એમ નથી. તે પોતે પણ કોપાવિષ્ટ પુત્રને શાન્ત કરવા શક્તિમાન નથી. આથી હે રાજન્! તમારું કલ્યાણ ઇચ્છતા એ ઋષિએ મને અહીં મોકલ્યો છે. ૧૩–૨૨

સૂતપુત્ર બોલ્યાઃ–આ ઘોર વચનો સાંભળીને તે કુરુકુલનંદન મહાતપસ્વી રાજા પોતે પાપકર્મ કર્યું હતું, તેથી અત્યંત સંતાપ કરવા લાગ્યો. વળી તે મુનિવર ત્યારે મૌનવ્રતમાં હતા એમ સાંભળીને તો રાજાનું મન અધિક સંતાપ પામવા લાગ્યું. વધુમાં વળી ક્ષમાવાન શમીકઋષિનો પોતે અપરાધ કર્યો એમ જાણીને તે વળી વધારે સંતાપ પામવા લાગ્યો. તે દુષ્કૃત્ય કરવાથી તે દેવસમાન રાજાને એટલો બધો શોક થયો કે તેટલો શોકસંતાપ તેને તક્ષકથી થનારા પોતાના મૃત્યુવિષયક સમાચાર સાંભળીને પણ નહોતો થયો. પછી રાજાએ ગૌરમુખને આ પ્રાર્થના સાથે વિદાય આપી–ભગવાન શમીકઋષિ મારા ઉપર અધિક કૃપા કરે. ૨૩–૨૭

તે ગૌરમુખ જતાં વારજ શોકચિત્ત રાજાએ મંત્રીઓ સાથે મંત્રણા કરી. પોતેજ મંત્રનો તત્ત્વજ્ઞ હતો, છતાં મંત્રીઓ સાથે વિચારણા કરીને તેણે એક સુરક્ષિત એકદંડિયો મહેલ કરાવ્યો. તેમાં વૈદ્યો, ઔષધો અને મંત્રસિદ્ધ બ્રાહ્મણોની પૂરી યોજના કરી અને તે તેનું રખોપું કરાવવા લાગ્યો. આમ ચારે બાજુ રક્ષિત રહીને, તે ધર્મજ્ઞ રાજા ત્યાંજ રહીને મંત્રીઓ સાથે સર્વ રાજકાર્યો કરવા લાગ્યો. ત્યાં બેઠેલા નૃપશ્રેષ્ઠને કોઇજ જોવા પામતું નહોતું. અરે! બહાર નીકળેલી હવા પણ તેમાં ફરી પ્રવેશ પામી શકતી નહોતી. ૨૮–૩૨

પછી સાતમો દિવસ આવી પહોંચતાં દ્વિજશ્રેષ્ઠ વિદ્વાન કાશ્યપ રાજાની ચિકિત્સા માટે નીકળ્યા. તેમણે સાંભળ્યું હતું કે, નાગવર તક્ષક તે નૃપોત્તમને યમસદનમાં લઈ જશે. તેમણે વિચાર્યું, 'સર્પનાથ રાજાને ડસશે કે તરતજ હું તેને વિષમુક્ત કરી સ્વસ્થ કરીશ. તેથી મને ધર્મ અને અર્થ બેઉ સાંપડશે.' આમ વિચારતા કાશ્યપ એકચિત્તે રસ્તા ઉપર જઈ રહ્યા હતા, ત્યારે નાગેન્દ્ર તક્ષકે તેમને જોયા. એટલે એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈને નાગરાજ તે મુનિશ્રેષ્ઠ કાશ્યપને કહેવા લાગ્યોઃ 'આમ ઉતાવળા ક્યાં જાઓ છો? આપે શું કાર્ય ધાર્યું છે?' ૩૩–૩૭

કાશ્યપ બોલ્યાઃ–કુરુકુલમાં જન્મેલા શત્રુવિનાશન પરીક્ષિત રાજાને આજ સર્પનાથ તક્ષક ઝેરથી બાળી નાખશે. આમ નાગેન્દ્રનો દંશ પામેલા તે અગ્નિસમાન તેજસ્વી, પાંડવકુળના પ્રવર્તક અને અમાપ ઓજસવાળા રાજાને હે સૌમ્ય! હું તરતજ વિષમુક્ત કરવા ઉતાવળો જાઉં છું.'

તક્ષક બોલ્યોઃ–હે બ્રહ્મન્! હું તેજ તક્ષક છું અને રાજાને હુંજ ડસવાનો છું. આપ પાછા ફરો. હું જેને ડસ્યો હોઉં, તેને તમે આરોગ્ય આપી શકો એમ નથી. ૩૮–૪૦

કાશ્યપ બોલ્યાઃ–તે રાજા પાસે જઈ, હું તારા ડસેલા તે રાજાને વિષમુક્ત કરીશ–વિદ્યાબલવાળી મારી બુદ્ધિનો આ નિશ્ચય છે. ૪૧

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'કાશ્યપાગમન' નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત**



# अध्याय ४३ मो

## પરીક્ષિત રાજાને તક્ષકદંશ

॥ तक्षक उवाच ॥

यदि दष्टं मयेह त्वं शक्तः किंचिच्चिकित्सितुम् ॥
ततो वृक्षं मया दष्टमिमं जीवय काश्यप ॥१॥

તક્ષક બોલ્યોઃ—હે કાશ્યપ! હું જેને ડસું તેને તું જો કંઈક નિર્વિષ કરી શકતો હોય, તો આ ઝાડને હું ડસું છું–તેને તું ફરી સજીવન કર. તારા દેખતાંજ, હે દ્વિજોત્તમ! હું આ વડને કરડું છું–તો તારી જે કંઈ પરમ મંત્રશક્તિ હોય તે બતાવવા પ્રયત્ન કર. ૧–૨

કાશ્યપ બોલ્યાઃ—હે નાગરાજ! ભલે, ગમે તો એ ઝાડને કરડ. હે ભુજંગમ! તારા ડસેલા એ વૃક્ષને હું જિવાડીશ. ૩

સૂતપુત્ર બોલ્યાઃ—મહાત્મા કાશ્યપે આ પ્રમાણે કહ્યું; એટલે સર્પશ્રેષ્ઠ નાગનાથ વડની પાસે જઈ તેને ડસ્યો. તે મહાત્મા સર્પ તે ઝાડને ડસ્યો, એટલે તેને વિષમ વિષ વ્યાપી ગયું અને તે ચારે કોર ભડભડવા લાગ્યું. તે નાગે આમ ઝાડને જલાવીને કાશ્યપને કહ્યુંઃ હે દ્વિજશ્રેષ્ઠ! પ્રયત્ન કરો–આ અને ઝાડને જિવાડો. ૪–૬

સૂતપુત્ર બોલ્યાઃ—પછી નાગેશના તેજથી ભસ્મીભૂત થયેલા તે ઝાડની બધી ભસ્મ એકઠી કરી કાશ્યપે આ વચન કહ્યુંઃ 'હે નાગરાજ! આ વનસ્પતિ વિષે મારું વિદ્યાબલ જો. હે ભુજંગમ! તારા દેખતાંજ હું એને સજીવન કરું છું.' ૭–૮

પછી તે દ્વિજોત્તમ એવા વિદ્વાન ભગવાન કાશ્યપે ખાખના ઢગલારૂપ થઈ ગયેલા તે ઝાડને પોતાની વિદ્યા વડે સજીવન કર્યું. પહેલાં તેમણે તેમાં ફણગો આણ્યો, પછી તેને બે પાંદડાંવાળું કર્યું અને તે પછી તેને મોટી ડાળીઓ, નાની ડાંખળીઓ તથા પૂરાં પાંદડાં બેસાડયાં. મહાત્મા કાશ્યપે આ રીતે તે ઝાડને જીવિત કરેલું જોઈને તક્ષકે કહ્યુંઃ 'હે બ્રહ્મન્! હે દ્વિજેન્દ્ર! તમારે વિશે આ આશ્ચર્ય નથી. તમે મારું કે મારા જેવા બીજાનું ઝેર ઉતારી શકો છો. હે તપોધન! તમે કયા અર્થની લાલસાએ રાજા પાસે જઈ રહ્યા છો? તે રાજા પાસેથી તમને જે કાંઈ ફળ મેળવવાની અભિલાષા હશે, તે ભલેને દુર્લભ હોય તો પણ તે હું તમને આપીશ. હે બ્રાહ્મણ! બ્રાહ્મણના શાપથી વિવશ અને ક્ષીણ આયુષ્યવાળા થયેલા તે રાજાને ફરી આરોગ્ય આપવાના તમારા પ્રયત્નમાં તમને સફળતા મળશે કે કેમ તે શંકાભર્યું છે. આથી ત્રણે લોકમાં પ્રકાશી રહેલો તારો યશરૂપી પ્રકાશ તેજહીન થયેલા સૂર્યની જેમ અહીંથીજ અદૃશ્ય થશે.'

કાશ્યપ બોલ્યાઃ—હે સર્પનાથ! હું ત્યાં ધનની આશાએ જાઉં છું. તું તે મને આપ. એટલે સુવર્ણ લઈને હું અહીંથીજ પાછો વળીશ.

તક્ષક બોલ્યોઃ—તમે ધનજ ઇચ્છો છો. તો હે દ્વિજવર! તે રાજાના કરતાંય વધારે ધન હું તમને આપું છું. તમે પાછા વળો. ૯–૧૭

સૂતપુત્ર બોલ્યાઃ—તક્ષકનું વચન સાંભળીને બુદ્ધિમાન અને મહાતેજસ્વી દ્વિજશ્રેષ્ઠ કાશ્યપે રાજા પરીક્ષિત માટે ધ્યાન ધર્યું. દિવ્ય જ્ઞાનવાળા તે તેજસ્વી મુનિવર કાશ્યપે પાંડવકુલમાં ઉત્પન્ન થયેલા એ રાજાનું આયુષ્ય ક્ષીણ થયેલું જાણ્યું અને તક્ષક પાસેથી મનમાન્યું ધન લઈ તે પાછા વળ્યા. મહાત્મા કાશ્યપ આમ પાછા વળ્યા તે પછી તક્ષક તરતજ હસ્તિનાપુર નગર તરફ ગયો. રસ્તે જતાં તે તક્ષકે સાંભળ્યું કે વિષહારી મંત્રો, અને દવાઓથી પૃથ્વીપતિને પ્રયત્નપૂર્વક રક્ષવામાં આવ્યા છે. ત્યારે તેણે વિચાર્યું કે, 'મારે માયાનો યોગ કરીને રાજાને છેતરવો જોઇએ. બીજો શો ઉપાય હોય?' ૧૮–૨૩

પછી તે તક્ષકનાગે પોતાના સાથી સર્પોને તાપસરૂપ લઈ તથા ફલ, દર્ભ અને પાણી લઈ રાજા પાસે મોકલવા વિચાર્યું.

તક્ષક બોલ્યોઃ—તમે

વિના તેમજ કોઇ ને કોઈ કામને બહાને રાજાને ફળ, પુષ્પ અને પાણી આપવા જાઓ.

સૂતપુત્ર બોલ્યાઃ-તક્ષકથી આજ્ઞા પામેલા તે સર્પોએ તે પ્રમાણે કર્યું અને રાજા આગળ દર્ભ, પાણી તથા ફૂલ લાવી ધર્યાં. તે વીર્યવાન રાજાએ એ બધું સ્વીકાર્યું અને તેમને કહ્યું: 'કામ પૂરાં કરી આપ જાઓ.' તાપસરૂપધારી તે નાગો ચાલ્યા ગયા, એટલે તે રાજાએ મંત્રીઓ અને મિત્રોને કહ્યું: 'તપસ્વીઓ આ જે સ્વાદુ ફળો લાવ્યા છે, તે તમે બધા મારી સાથે ખાઓ.' પછી રાજાએ મંત્રીઓ સાથે તે ફળો ખાવા ઇચ્છા કરી. ત્યારે વિધિ અને ઋષિના શાપથી પ્રેરાયેલા તેણે પોતે તેજ ફળ ખાધું જેમાં તક્ષકનાગ હતો. ૨૪-૩૦

હે શૌનક! તે ફલ ખાવા મંડયો, એટલે તે તેમાંથી એક ઘણો નાનો, કાળાં નેત્રવાળો અને તાંબાના રંગનો અણુ જેવડો કીડો નીકળ્યો. તે નૃપવરે તેને લઇને મંત્રીઓને આ પ્રમાણે કહ્યું: 'સૂર્યનારાયણ અસ્તાચલ પર જઈ રહ્યા છે. આજે મને ઝેરનો ભય નથી. આ કીડો તક્ષક થઈ મને કરડો અને મુનિની વાણી સત્ય ઠરો તેમજ મારા દોષનો પરિહાર થાઓ. કાળથી પ્રેરાયેલા મંત્રીઓએ રાજાને અનુમોદન આપ્યું. આમ કહ્યા પછી, મૃત્યુ ઇચ્છતા અને નષ્ટચેતન થયેલા એ રાજેન્દ્રે તે કીડાને ગળા ઉપર મૂક્યો અને પોતે તરત હસવા લાગ્યો. રાજા હસી રહ્યો હતો એજ વખતે, રાજાને જે ફળ અર્પણ કરવામાં આવ્યું હતું; તેમાંથી તક્ષક બહાર આવ્યો અને પોતાની વિશાળ ફણાથી તેને ઘેરી વળ્યો. આમ સર્પનાથ તક્ષકે રાજાને વેગપૂર્વક વીંટી લીધો અને પછી મોટો ફૂંફાડો મારી તેને ડસ્યો. ૩૧-૩૭

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત, આસ્તીકપર્વમાં 'તક્ષકદંશ' નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત

# અધ્યાય ૪૪ મો

## જનમેજયનો રાજ્યાભિષેક

॥ सौतिरुवाच ॥

तं तथा मंत्रिणो दृष्ट्वा भोगेन परिवेष्टितम् ॥
विषण्णवदनाः सर्वे रुरुदुर्भृशदुःखिताः ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યાઃ-રાજાને આમ તક્ષકની ફણાથી ઘેરાયેલો જોઇને મંત્રીઓનાં મોં ઊતરી ગયાં અને ખૂબ દુઃખિત થઈ તેઓ સઘળા રોવા લાગ્યા. પછી તક્ષકની તે ગર્જના સાંભળીને તે મંત્રીઓ ભાગવા મંડયા. તેવામાં તે શોકપરાયણ મંત્રીઓએ તે અદ્ભુત અને સર્વશ્રેષ્ઠ તક્ષકને આકાશમાં જતો જોયો. તે રક્તવર્ણો હતો અને કાળા આકાશમાં જાણે સિંદૂરભરી સેંથી પાડતો હતો. તક્ષકનાગના વિષમ વિષથી અગ્નિ ચારે કોરથી ઘેરાઈ સળગી ઊઠયો હતો અને તેથી મંત્રીઓએ રાજભવનને ભયમાં છોડી દીધું અને બધી દિશાએ ભાગવા માંડયું. તે વખતે રાજા તો જાણે વજ્રની વીજળીથી પછડાયો હોય તેમ નીચે ઢળી પડયો. ૨-૪

આમ રાજા તક્ષકના ઝેરથી હણાયો; એટલે તેના મંત્રીઓએ તથા પવિત્ર અને બ્રાહ્મણશ્રેષ્ઠ રાજપુરોહિતે રાજાની સઘળી પારલૌકિક ક્રિયાઓ કરી. સઘળા નગરવાસીએ એકઠા મળીને તેના બાળકપુત્રને ગાદીએ બેસાડયો. તે શત્રુનાશન કુરુશ્રેષ્ઠ રાજાને લોકો જનમેજય કહેતા હતા. બાળક છતાં આર્ય બુદ્ધિવાળો તે નૃપશ્રેષ્ઠ જનમેજય મંત્રીઓ અને પુરોહિતોને સાથે રાખી એના પ્રપિતામહ અને કુરુકુલમાં મુખ્ય વીર યુધિષ્ઠિરની માફક રાજ્ય ચલાવવા લાગ્યો. પછી રાજાના મંત્રીઓ તેને શત્રુદમન જોઈ, કાશીરાજ સુવર્ણવર્મા પાસે ગયા અને તેની વપુષ્ટમા નામે કન્યાનું જનમેજય માટે માગું કર્યું. તે કાશીરાજે પણ ધર્માનુસાર પરીક્ષા

કરીને તે કુરુવીર જનમેજયને પોતાની વપુષ્ટમા કન્યા આપી. [૫-૯]

જનમેજય પણ વપુષ્ટમાને પામીને અતિ પ્રસન્ન થયો અને કદી પણ અન્ય નારીને વિશે તેણે ઇચ્છા ન કરી. પૂર્વે ઉર્વશીને પામીને જેમ પુરૂરવા વિહાર કરતો હતો, તેમ તે રાજશ્રેષ્ઠ અને વીર્યશાલી જનમેજય વપુષ્ટમાની સાથે સરોવરોમાં અને ખીલેલાં વનોમાં પ્રસન્ન ચિત્તે વિહાર કરવા લાગ્યો. પતિવ્રતા, પ્રસિદ્ધ રૂપવતી અને અંતઃપુરની જ્યોતિસમી તે વપુષ્ટમા પણ એ રાજાને પતિ તરીકે પામીને વિહારના સમયોમાં અત્યંત પ્રેમપૂર્વક રમણ કરાવવા લાગી.

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'જનમેજય રાજ્યાભિષેક' નામનો અધ્યાય ૪૪ મો સમાપ્ત**

# अध्याय ४५ मो

## જરત્કારુને પિતૃદર્શન

॥ सौतिरुवाच ॥

एतस्मिन्नेव काले तु जरत्कारुर्महातपाः ॥
चचार पृथिवीं कृत्स्नां यत्र सायंगृहो मुनिः ॥१॥

સૂતપુત્ર બોલ્યાઃ–એજ સમયે મહાતપસ્વી જરત્કારુ ઋષિ સમસ્ત પૃથ્વી ઉપર વિચરી રહ્યા હતા અને જ્યાં સાંજ પડતી ત્યાં પોતાનો વાસો રાખતા હતા. તે મહાતેજસ્વી મુનિ દુષ્કર તપની દીક્ષા ધારણ કરી પુણ્યતીર્થોમાં સ્નાન કરતા હતા; કદી વાયુભક્ષી રહી, તો કદી નિરાહારી રહી, તે રોજરોજ સુકાતા જતા હતા. એક વાર તેમણે જેનો માત્ર એકજ તાંતણો બાકી રહ્યો હતો તેવા વીરણના ગુચ્છાનો આશ્રય કરીને ખાડામાં ઊંધે માથે લટકી રહેલા પોતાના પિતૃઓને જોયા અને તે એક તાંતણો પણ દરમાં રહેલો ઉંદર ધીમેથી કરડી રહ્યો હતો. [૨-૪]

તે જરત્કારુ નિરાહારી, દૂબળા, પાતળા, દીન અને ખાડામાં પોતાનું રક્ષણ ઇચ્છતા તે પિતૃઓ પાસે ગયો અને દીનરૂપ થઈ તે દીનોને કહેવા લાગ્યોઃ 'દરમાં રહેતા ઉંદરે જેનાં મૂળ કરડી ખાધાં છે અને તેથી જ દૂબળું પડી ગયું છે, એવા વીરણના ગુચ્છને આશ્રયે લટકી રહેલા આપ કોણ છો? વળી એ વીરણના ગુચ્છમાં જે એક જડિયું બાકી છે, તેને પણ આ દરવાસી ઉંદર તીક્ષ્ણ દાંતોથી ધીરેધીરે કરડી રહ્યો છે. તે હવે થોડુંજ બાકી રહ્યું છે, એટલે થોડીજ વારમાં તે તેને કાપી નાખશે. પછી આપ બધા આ ખાડામાં ચોકસ ઊંધે માથે પડવાનાજ. આથી આપને ઊંધે માથે લટકેલા અને ભારે વિપત્તિમાં પડેલા જોઇને મને ઘણું દુઃખ થાય છે. આપનું શું ભલું કરું? મારા તપના ચોથા ભાગથી અથવા કહો ત્રીજા ભાગથી, અરે! જોઇએ તો અર્ધા ભાગથી આપ આપત્તિને તરી જઈ શકો એમ હો તો જલદી કહો. અરે! મારા સમગ્ર તપથી પણ આપ સર્વ વિપદ્મુક્ત થાઓ. આપ ચાહો તે કરો.' [૫-૧૧]

પિતૃઓ બોલ્યાઃ–હે વિપ્રવર! તમે વૃદ્ધ બ્રહ્મચારી છો અને અમને બચાવવા ઇચ્છો છો; પણ અમારી આપદા તપસ્યાથી દૂર થાય એમ નથી. હે તાત! હે શ્રેષ્ઠ વક્તા! અમારુંયે તપનું ફલ તો બાકી છે. હે બ્રહ્મન્! સંતતિક્ષયના કારણેજ અમે આ અપવિત્ર નરકમાં ગરકીએ છીએ. કેમકે પિતામહ ભગવાને કહ્યું છે કે, 'સંતતિપ્રાપ્તિ એ પરમધર્મ છે.' હે તાત! અહીં લટકી રહેલા અમને જ્ઞાન સૂઝતું નથી. તેથી અમે લોકમાં પ્રખ્યાત પૌરુષવાળા તમનેય ઓળખી શકતા નથી. તમે વૃદ્ધ અને મહાભાગ્યશાળી છો, તેથી કરુણા કરીને તમે અત્યંત દુઃખી ને શોચનીય એવા અમારો શોક કરો છો. [૧૨-૧૬]

હે વિપ્ર! અમે કોણ છીએ તે સાંભળો. અમે યાયાવર નામે વ્રતનિષ્ઠ ઋષિઓ છીએ. હે મુનિ! સંતાનલોપ થવાથી અમે પુણ્યલોકમાંથી

ભ્રષ્ટ થઈ આવ્યા છીએ અને અમારું તીવ્ર તપ નિષ્ફલ ગયું છે. અમારો સંતાનતંતુજ નથી એમ નથી. અમારો સંતાનરૂપી એક તાંતણો છે; પણ તે તો છે ને નથી જેવો. એમ અલ્પભાગી એનો તે મંદભાગી પુત્ર એક માત્ર તપજ કર્યા કરે છે. તેનું નામ જરત્કારુ છે. તે વેદવેદાંગોનો પારગામી છે, વ્રતશીલ છે, જિતેન્દ્રિય છે અને મહાત્મા તથા મહાતપસ્વી છે. તપના લોભથી તેણેજ અમને આ ભૂંડી દશામાં નાખ્યા છે. તેને સ્ત્રી, પુત્ર કે સગુંવહાલું કોઈ નથી. આથી અમે અભાન થઇને અનાથની જેમ આ ખાડામાં લટકી રહ્યા છીએ. ૧૭–૨૧

ક્યારેય પણ એ તમારા જોવામાં આવે તો તમે અમારા નાથરૂપ થઈ કૃપા કરી તેને આટલું કહેજોઃ 'હે તપોધન! તારા પિતૃઓ દીન થઈ ઊંધે માથે ખાડામાં લટકી રહ્યા છે; તો તું સારી કન્યાને પરણીને પુત્ર ઉત્પન્ન કર. કેમકે તુંજ કુળનો એકમાત્ર રહેલો તંતુ છે.' હે બ્રહ્મન્! તમે અમને વીરણનાં જ ગુચ્છને આશ્રયે રહેલા જુઓ છો તે અમારું કુલવૃદ્ધિ કરનારું કુલવૃક્ષ છે. હે બ્રહ્મન્! તમે અહીં વૃક્ષનાં જ મૂળિયાં જુઓ છો, તે અમારાં સંતાન છે. હે તાત! કાળથી તે ખવાઈ ગયાં છે. હે બ્રહ્મન્! તમે જ આ અડધું ખવાયેલું મૂળિયું જુઓ છો અને જેને આધારે અમે આ ખાડામાં લટકી રહ્યા છીએ તે અમારો એકનો એક પુત્ર છે. તે તપમાંજ લાગી રહ્યો છે. તમે જે ઉંદર જુઓ છો તે હે બ્રહ્મન્! મહાબલવાન કાળ છે. તે કાળ તપોરત, મંદબુદ્ધિ, ચેતનાહીન, તપસ્યાલોભી અને મંદાત્મા જરત્કારુને ફોલીફોલીને ધીરે ધીરે ગાળી રહ્યો છે. હે શ્રેષ્ઠજન! આ છિન્નમૂળ થયેલા, ચ્યુત થયેલા અને કાલથી હતચિત્ત થયેલા અમને તેનું તપ તારી શકશે નહિ. ૨૨–૨૮

પાપીઓની જેમ નીચે ખાડામાં પડેલા અમને જુઓ! સર્વ સંબંધીઓ સાથે અમે અહીં પડશું, એટલે કાળથી હણાયેલો તે પણ ચોક્કસ નરકગામી થશે. કારણ કે તપ, યજ્ઞ અથવા કોઈ મહાપાવનકારી કાર્ય, સંતતિપ્રાપ્તિની તોલે આવતું નથી. હે તાત! હે તપોધન! તમે જરત્કારુને મળો તો અહીં તમે જે જોયું છે તે બધું તેને યથાવત્ કહેજો. અમારા નાથરૂપ થઇને, દયા કરીને, હે બ્રહ્મન્! તમે તેને એવું કહેજો કે, તે લગ્ન કરે ને પુત્રોત્પત્તિ કરે. હે શ્રેષ્ઠ પુરુષ! તમે જરત્કારુના મિત્રોમાંના કોઈ હો એમ લાગે છે. મિત્ર કે પોતાના કુટુંબીની જેમ અમારે વિશે શોક કરનાર તમે કોણ અહીં ઊભા છો? અમે બધા તે સાંભળવા ઇચ્છીએ છીએ. ૨૯–૩૪

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'જરત્કારુપિતૃદર્શન' નામનો અધ્યાય ૪૫ મો સમાપ્ત**

# अध्याय ४६ मो

## વાસુકિ અને જરત્કારુનો સમાગમ

॥ सौतिरुवाच ॥

एतच्छ्रुत्वा जरत्कारुर्भृशं शोकपरायणः ॥

उवाच तान् पितॄन्दुःखाद्बाष्पसंदिग्धया गिरा ॥

સૂતપુત્ર બોલ્યાઃ—આ સાંભળીને જરત્કારુ ખૂબ શોકગ્રસ્ત થયો અને દુઃખને લીધે આંસુથી ગદ્‌ગદિત થયેલી વાણીમાં પિતૃઓને આમ કહેવા લાગ્યો: ૧

જરત્કારુ બોલ્યોઃ—આપ બધા મારા પૂર્વપિતામહો અને પિતૃઓ છો. તો મારે આપનું પ્રિય કરવાની ઇચ્છાએ શું કરવું જોઈએ, તે મને કહો. હું જ આપનો અપરાધી પુત્ર જરત્કારુ છું. હું કૃતઘ્ની અને દુષ્કર્મી છું. આપ મને શિક્ષા કરો. ૨–૩

પિતૃઓ બોલ્યાઃ—હે પુત્ર! સદ્‌ભાગ્ય છે કે તું ફરતોફરતો અનાયાસે અહીં આવ્યો છે. હે બ્રહ્મન્! તેં પત્ની કેમ નથી કરી? ૪

જરત્કારુ બોલ્યોઃ—હે પિતૃઓ! મારો આ

નિત્ય વિચાર રહેતો કે ઊર્ધ્વરેતસ્ રહીને આ શરીરને હું સ્વર્ગ અપાવું. તેથી મેં મનમાં નક્કી કર્યું હતું કે, હું પત્ની નહિજ કરું. પણ આપને પક્ષીની જેમ આમ લટકતા જોઇને, હે પિતામહો! મેં મારી બુદ્ધિને બ્રહ્મચર્યમાંથી પાછી વાળી છે. હું તમારું પ્રિયકાર્ય કરીશ અને હવે ચોક્કસ લગ્ન કરીશ. મને જે મારા નામવાળી કન્યા તે જો ભિક્ષાની જેમ પોતાની મેળે આપશે અને તેનું જો મારે પોષણ કરવાનું નહિ હોય, તો હું તેનો સ્વીકાર કરીશ. આમ હશે તોજ હું લગ્ન કરીશ, બીજી રીતે નહિજ કરું. હે પિતામહો! હું આ સત્ય કહું છું કે તે સ્ત્રીમાં આપના ઉદ્ધાર માટે સંતાન જન્મશે, એટલે આપ મારા પિતૃઓ નિત્ય અવ્યય રહીને સ્વર્ગમાં રહેશો.

સૂતપુત્ર બોલ્યાઃ–હે શૌનક! પિતૃઓને આ પ્રમાણે કહ્યા પછી તે મુનિ પૃથ્વી ઉપર ફરવા લાગ્યા; પણ એ તો વૃદ્ધ છે એમ જાણીને કોઇએ તેમને કન્યા આપી નહિ. પિતૃઓની પ્રેરણા પામેલા તેમને જ્યારે કંટાળો આવ્યો, ત્યારે તે અત્યંત દુઃખી થઇને અરણ્યમાં મોટેથી રુદન કરવા લાગ્યા. પછી પિતૃઓના હિતની ઇચ્છાએ વનમાં ગયેલા તે બુદ્ધિમાને ત્રણ વાર આ વચન કહ્યું: 'હું કન્યાની યાચના કરું છું. જે કોઈ ચર, અચર, કે અદૃશ્ય જીવો અહીં હોય, તે બધા મારું આ વચન સાંભળો. મારા પિતૃઓ ઘોર કષ્ટમાં પડ્યા છે. દુઃખિત થયેલા તેઓ મને સંતતિની ઇચ્છાથી પ્રેરે છે કે તું લગ્ન કર. હે જીવો! દરિદ્ર, દુઃખશીલ અને પિતૃઓથી આજ્ઞા પામેલો એવો હું લગ્નને માટે આખા ભૂમંડલમાં કન્યાની ભિક્ષા માગતો ફરું છું. અહીં મેં જે પ્રાણીઓને ઉદ્દેશીને કહ્યું છે, તેમાંના જે કોઇને કન્યા હોય તે સર્વ દિશામાં ફરતા મને આપો. જે કન્યા મારા નામની હોય, જે ભિક્ષાની જેમ મને મળે એમ હોય અને જેનું મારે પોષણ કરવાનું ન હોય, તેવી કન્યા મને આપો.' પછી જરત્કારુની શોધ માટે રાખવામાં આવેલા તે સર્પોએ આ સમાચાર સાંભળીને વાસુકિને કહ્યા.

તેમની એ વાત સાંભળી નાગરાજ વાસુકિ પોતાની ઘરેણાંથી વિભૂષિત બહેનને લઈને ઋષિની પાસે વનમાં આવ્યો. અને હે બ્રહ્મન્! નાગેન્દ્ર વાસુકિએ તે મહાત્માને એ કન્યા ભિક્ષારૂપે અર્પણ કરી. પણ આ કન્યા પોતાના નામની નહિ હોય અને તેના ભરણપોષણનો વિચાર કરવામાં આવ્યો નહિ હોય એમ માનીને મોક્ષભાવમાં રહેલા અને લગ્નને વિશે બેમત થયેલા તે ઋષિએ તે કન્યા સ્વીકારી નહિ. પછી હે ભૃગુનન્દન! તેણે કન્યાનું નામ પૂછ્યું અને વાસુકિને કહ્યું: 'હું આનું ભરણપોષણ નહિ કરું.' ૨૦–૨૩

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'વાસુકિજરત્કારુસમાગમ' નામનો અધ્યાય ૪૬ મો સમાપ્ત**

# अध्याय ४७ मो

## જરત્કારુનું લગ્ન અને ફરી વનપ્રસ્થાન

॥ सौतिरुवाच ॥

वासुकिस्त्वब्रवीद्वाक्यं जरत्कारुमृषिं तदा ॥
सनाम्नी तव कन्येयं स्वसा मे तपसान्विता ॥१॥

સૂતપુત્ર બોલ્યાઃ–ત્યારે વાસુકિએ જરત્કારુ ઋષિને કહ્યું: 'હે દ્વિજશ્રેષ્ઠ! આ તપસ્વિની કન્યા મારી બહેન છે અને તેનું નામ આપના નામે છે. હે તપોધન! તમે એને ભાર્યારૂપે સ્વીકારો. હું એનું ભરણપોષણ કરીશ, તેમજ સર્વ શક્તિથી તેનું રક્ષણ કરીશ. હે મુનિવરોમાં ઉત્તમ! મેં તમારે માટેજ એને રાખી મૂકી છે.' પછી ઋષિ બોલ્યાઃ–મેં આ ઠરાવ કર્યો છે; હું એનું ભરણપોષણ નહિ કરું. એણે મારું અપ્રિય કરવું નહિ અને છતાં જો એ તેમ કરે તો હું એનો ત્યાગ કરીશ. ૧–૪

સૂતપુત્ર બોલ્યાઃ–નાગે જ્યારે વચન આપ્યું

કે હું મારી બહેનનું ભરણપોષણ કરીશ, ત્યારે જરત્કારુ નાગભવને ગયા. ત્યાં તે મન્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ, તપોવૃદ્ધ, મહાવ્રતી અને ધર્માત્મા ઋષિએ વિધિ–મંત્રપૂર્વક તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. પછી મહર્ષિઓની સ્તુતિ પામતા તે મહાત્મા પત્નીને લઇને નાગરાજના માનીતા સુંદર વાસગૃહમાં ગયા. ત્યાં મહામૂલ્યવાન ચાદરોથી શય્યા સજેલી હતી. જરત્કારુ ત્યાં પત્ની સાથે રહેવા લાગ્યા. ત્યાં તે સાધુવરે પત્ની સાથે શરત કરી કે, તારે કદી મને અપ્રિય હોય એવું કરવું નહિ કે કહેવું નહિ. અપ્રિય કહેશે કે કરશે, તો હું તારા આ ઘરવાસને છોડી દઇશ અને તને ત્યજી ચાલ્યો જઇશ. આ જે મેં વચન કહ્યું છે, તેને તું લક્ષમાં રાખજે. આથી પરમ ખેદ પામેલી નાગપતિની તે બહેને અતિ દુઃખ સાથે તેમને વચન કહ્યુંઃ 'બહુ સારું.' પછી તે પ્રિય કામનાવાળી યશસ્વિની શ્વાનકાકીય ઉપાયોથી (એટલે કે, કૂતરાની જેમ નિત્ય જાગ્રત રહીને, કબૂતરની જેમ ભયચકિત રહીને અને કાગડાની જેમ મનોભાવ સમજી જઇને) પોતાના દુઃખી સ્વામીની સેવા કરવા લાગી. ૫–૧૨

એક સમયે વાસુકિની બહેન, ઋતુસ્નાન કરીને, પોતાના સ્વામી મહાત્મા પાસે યથાવિધિ ગઈ. તે વખતે તેને અગ્નિના જેવો અત્યંત તેજસ્વી અને વૈશ્વાનરના જેવી કાંતિવાળો ગર્ભ રહ્યો. અજવાળિયાના ચંદ્રની જેમ તે વૃદ્ધિ પામતો ગયો. કેટલાક દિવસ પછી એક દિવસે મહાયશસ્વી જરત્કારુ ઋષિ જરત્કારુ પત્નીના ખોળામાં માથું રાખી થાકયાપાકયા હોય તેમ સૂતા હતા. તે વિપ્રશ્રેષ્ઠ સૂઈ રહ્યા હતા, ત્યારે સૂર્ય અસ્તાચલ ઉપર આવી પહોંચ્યો હતો. દિવસ પૂરો થવા આવતાં વાસુકિની તે મનસ્વિની બહેન ધર્મલોપના ભયમાં પડી અને વિચારવા લાગી કે શું કરવાથી મારા સ્વામીનું રૂડું થાય? તેમને જગાડું કે નહિ? શું કરું કે જેથી દુઃખશીલ અને ધર્માત્મા પતિના અપરાધમાં ન આવું? ધાર્મિક સ્વામી ગુસ્સે થશે અથવા તેમના ધર્મનો લોપ થશે. પણ ધર્મલોપ જ મુખ્ય છે, એમ હું માનું છું. જો હું એમને ઉઠાડીશ તો એ કોપ કરશે; બીજી બાજુ સંધ્યા આથમી જતાં એમના ધર્મનો લોપ થશે. આ પ્રમાણે સર્પભગિની જરત્કારુએ મનમાં નક્કી કર્યું. પછી તે મધુરભાષિણીએ પ્રદીપ્ત તપવાળા અને અગ્નિની ઉપમા જેવા તે સૂઈ રહેલા પતિને આ ટૂંક વચન કહેવા લાગીઃ 'હે મહાભાગ! સૂર્ય અસ્ત પામી રહ્યો છે, આપ ઊઠો. હે ભગવન્! હે વ્રતી! જલનું આચમન કરી સંધ્યોપાસના કરો. જુઓ, અગ્નિહોત્રનો સમય થયો છે. આ મુહૂર્ત રમ્ય–રૌદ્ર છે. હે પ્રભુ! પશ્ચિમ દિશામાં સંધ્યા પથરાઈ રહી છે.'

મહાતપસ્વી ભગવાન જરત્કારુને પત્નીએ આમ કહ્યું, એટલે ઓઠ કંપાવતા કંપાવતા તેમણે તેને કહ્યુંઃ 'હે નાગિની! તેં આ મારું અપમાન કર્યું છે, હવે તારી સાથે નહિ રહું. મારી ઇચ્છા પ્રમાણે ચાલ્યો જઈશ. હે સુંદર વામોરુ! હું હૃદયપૂર્વક માનું છું કે, હું સૂઈ રહ્યો હોઉં ત્યારે સૂર્યની શક્તિ નથી કે તે યથાકાલે આથમી શકે. અપમાનિત થઈને રહેવાનું કોઈનેય ન ગમે, તો ધર્મશીલ એવા મને કે મારા જેવાને તો ગમેજ શાનું?' ૧૩–૨૮

આ પ્રમાણે હૃદયને કંપાવતી આ ઋષિવાણી સાંભળીને વાસુકિના ઘરમાં રહેતી વાસુકિભગિની જરત્કારુ બોલીઃ 'મેં આપને અપમાન કરવાને ઇરાદાથી જગાડયા નથી. હે વિપ્ર! આપના ધર્મનો લોપ ન થાય, તેટલાજ સારુ મેં આ કર્યું છે.' તેણે આમ કહ્યું, ત્યારે કોપના આવેશમાં આવેલા અને પત્નીને ત્યાગવાની અભિલાષા રાખતા, તે મહાતપસ્વી જરત્કારુ ઋષિએ તેને કહ્યુંઃ 'હે સર્પિણી! મારી વાણી જૂઠી થાયજ નહિ. આ હું ચાલ્યો. મેં તારી સાથે

પહેલાં એકાંતમાં આ શરત કરીજ હતી. હે કલ્યાણી ! હું અહીં સુખપૂર્વક રહ્યો છું. હે શુભા ! મારા અહીંથી ગયા પછી તારા ભાઇને કહેજે કે, ઋષિ ચાલ્યા ગયા છે. હે ભીરુ ! મારા જતા રહેવાથી તું શોક કરીશ નહિ. ૨૯–૩૩

મુનિએ આ પ્રમાણે કહ્યું, તે પછી શુભ ગાત્રવાળી, ચિન્તા અને શોકમાં ડૂબેલી, દુઃખથી શોષાતી, હૃદયથી કંપતી, આંસુભીની નેત્રવાળી અને સુંદર જઘનવાળી તે જરત્કારુ સુંદરીએ ધૈર્ય ધારણ કર્યું. તે આંસુથી ગદ્ગદ વાણીમાં પ્રણામપૂર્વક જરત્કારુ મુનિને કહેવા લાગી કે, 'હે ધર્મજ્ઞ! મને નિર્દોષને આપે તજવી યોગ્ય નથી. હે દ્વિજોત્તમ ! આપ ધર્મપરાયણ છો. હું ધર્મપરાયણ અને સદાય આપના પ્રિય હિતમાં રહી છું. હે દ્વિજોતમ ! જે હેતુથી મારું આપને દાન કરવામાં આવ્યું છે, તે હેતુ પણ મને મંદભાગિનીને સાંપડ્યો નથી. વાસુકિ મને શું કહેશે? હે શ્રેષ્ઠજન ! માતાના શાપથી પરાભવ પામેલા મારા જ્ઞાતિબંધુઓએ આપનાથી મારામાં બાળકની ઇચ્છા રાખી હતી; પણ તેય હજી સુધી થયો નથી. આપનાથી થનારા પુત્રલાભથી મારા જ્ઞાતિજનોનું કલ્યાણ થશે. તો હે દ્વિજ! આપની સાથેનો મારો સંયોગ નિષ્ફલ ન જાઓ. હે ભગવન્ ! જ્ઞાતિજનોનું હિત ઇચ્છતી હું આપને એજ પ્રાર્થના કરું છું. હે શ્રેષ્ઠ ! મારામાં આ અપ્રકાશિત ગર્ભનું આધાન કર્યા પછી આપ મહાત્મા હોવા છતાં મને નિર્દોષને શા માટે છોડીને ચાલ્યા જવા ઇચ્છો છો ?' ૩૪–૪૧

પત્નીની આ વાત સાંભળીને તે તપોધન મુનિએ જરત્કારુ પત્નીને આ યુક્ત અને અનુરૂપ વચન કહ્યું 'હે સુભગા ! તારો જે આ ગર્ભ છે, તે અગ્નિ જેવો તેજસ્વી, પરમધર્માત્મા અને વેદવેદાન્તનો પારગામી એવો ઋષિ છે.' આમ કહીને તે ધર્માત્મા મહર્ષિ જરત્કારુ કઠોર તપનો નિશ્ચય કરીને ચાલી નીકળ્યા.× ૪૨–૪૪

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'જરત્કારુનિર્ગમન' નામનો અધ્યાય ૪૭ મો સમાપ્ત**

# अध्याय ४८ मो

## આસ્તીકની ઉત્પત્તિ

॥ सौतिरुवाच ॥

**गतमात्रं तु भर्तारं जरत्कारुरवेदयत् ॥**
**भ्रातुः सकाशमागत्य याथातथ्यं तपोधन ॥१॥**

સૂતપુત્ર બોલ્યાઃ—હે તપોધન ! પોતાના પતિના ચાલ્યા જવા પછી તરતજ તેણે ભાઇની પાસે આવી યથાવત્ સમાચાર કહ્યા. પછી તે ભુજગેન્દ્ર આ ભારે અપ્રિય વાત સાંભળીને પોતે અત્યંત દીન થયો અને દીન બનેલી પોતાની બ્હેન પ્રત્યે બોલ્યોઃ 'હે કલ્યાણી ! તને લગ્નમાં આપવાનું શું કારણ હતું અને તેનાથી શું કાર્ય સાધવાનું હતું, તે તો તું જાણે છે. પૂર્વે પિતામહ બ્રહ્માજીએ દેવોને આ પ્રમાણે કહ્યું હતું કે, સર્પોના હિતાર્થે તને જો પુત્ર થશે, તો તે વીર્યવાન સર્પસત્રમાંથી અમને સાચેજ છોડાવશે. તો હે સુભગા ! આથી કરીને તે મુનિશ્રેષ્ઠથી તને ગર્ભ રહ્યો છે કે નહિ? હું ઇચ્છું છું, તે બુદ્ધિમાનનું લગ્નકાર્ય અફળ નહિ જાય. તને આવી વસ્તુ પૂછવી એ મારે માટે યોગ્ય નથી, તો પણ એ કાર્યની મહત્તાને લીધે મારે તને એ પૂછવું પડે છે. તારા મહાતપસ્વી સ્વામી કોઈ પણ પ્રકારે પાછા આવે તેમ નથી, એમ જાણીને હું તેમની પાછળ નહિ જાઉં; કેમકે કદાચ તે મને શાપ આપે. હે ભદ્રા ! તારા સ્વામીની સર્વ

× प्रजया पैतृकमृणं छेत्तुं दारान्करोति चेत् ।
तदा जरत्कारुरिव कार्यांते प्रव्रजेद्गृहात् ॥

પુરુષપ્રજા ઉત્પન્ન કરી પિતૃઓનાં ઋણથી છૂટવા માટે જો લગ્ન કરે, તો તેણે જરત્કારની પેઠે કાર્ય સમાપ્ત થતાં ઘરમાંથી ચાલી નીકળવું.

ચેષ્ટાઓ મને કહે અને મારા હૃદયમાં ચિરકાલથી ખૂંપી રહેલા ઘોર શલ્યને ખેંચી કાઢ.' ૭-૮

પછી જરત્કારુએ સંતપ્ત થયેલા નાગનાથ વાસુકિને આશ્વાસન આપતાં આ વચન કહ્યું: 'હે રાજન્! મેં જ્યારે એ મહાત્મા અને મહાતપસ્વીને પુત્રને વિશે પૂછ્યું ત્યારે તે 'તે છે' એવો મને ઉત્તર આપી ચાલ્યા ગયા. મને સ્મરણ છે કે, તેમણે અગાઉ મશ્કરીમાં પણ કદી જૂઠું વચન કાઢ્યું નથી. તો પછી વિપત્તિને વખતે તો શાનાજ બોલે? હે સર્પરાજ! કાર્યસિદ્ધિને વિશે તમારે સંતાપ કરવો યોગ્ય નથી. મારા તપોધન સ્વામી મને આ પ્રમાણે કહીને વનમાં ગયા છે કે તને અગ્નિ અને સૂર્ય જેવો તેજસ્વી પુત્ર થશે. તેથી કરીને, હે વીરા! તમારા મનમાં રહેલું પરમ દુઃખ અળગું કરો. ૯-૧૩

સૂતપુત્ર બોલ્યાઃ-આ સાંભળીને તે નાગરાજ વાસુકિએ અત્યંત હર્ષથી 'બહુ સારું' કહી બહેનના તે વાકયને સ્વીકારી લીધું. પછી તે ભુજગેન્દ્રે સાંત્વન, માન, અર્થદાન તથા યોગ્ય પૂજાથી પોતાની બહેનનું સન્માન કર્યું. હે દ્વિજશ્રેષ્ઠ! આકાશમાં શુકલપક્ષમાં ઊગેલા ચંદ્રની જેમ તે મહાતેજસ્વી અને મહાપ્રભાવી ગર્ભ વધવા લાગ્યો. હે બ્રહ્મન્! યથાકાલે તે સર્પભગિનીએ પિતૃપક્ષ અને માતૃપક્ષના ભયને વિદારનાર દેવપુત્ર જેવા કાંતિમાન કુમારને જન્મ આપ્યો. તે નાગરાજના ભુવનમાંજ ઊછર્યો અને ભગવાન ચ્યવન ભાર્ગવ પાસે સર્વ મંત્રોસહિત વેદો ભણ્યો. બાલપણથીજ તે વ્રતધારી, સત્ત્વગુણી અને બુદ્ધિમાન હતો. તે લોકોમાં આસ્તીક નામે વિખ્યાત થયો. તે ગર્ભમાં રહેલો ત્યારે તેના પિતા 'અસ્તિ' (છે) એમ કહીને વનમાં ચાલ્યા ગયા હતા; એટલે તે 'આસ્તીક' નામે પ્રસિદ્ધ થયો. પ્રયત્નપૂર્વક રક્ષણ પામતો તે અમાપ બુદ્ધિવાળો આસ્તીક બાળપણથી નાગરાજના ઘરમાં રહી વિવિધ ચેષ્ટાઓ કરતો, પ્રતિદિન વૃદ્ધિ પામતો હતો. દેવાધિદેવ મહાતેજસ્વી ભગવાન શૂલપાણિની જેમ તે સર્વ નાગોને આનંદ આપતો હતો.

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'આસ્તીકોત્પત્તિ' નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત**

# अध्याय ४९ मो

## પરીક્ષિતચરિત્ર

॥ शौनक उवाच ॥

**यदपृच्छत्तदा राजा मंत्रिणो जनमेजयः ॥**
**पितुः स्वर्गगतिं तन्मे विस्तरेण पुनर्वद ॥ १ ॥**

શૌનક બોલ્યાઃ-રાજા જનમેજયે પોતાના પિતાના પરલોકવાસ વિશે મંત્રીઓને જે પૂછ્યું હતું, તે આપ મને ફરીથી વિસ્તારપૂર્વક કહો.

સૂતપુત્ર બોલ્યાઃ-હે બ્રહ્મન્! રાજાએ મંત્રીઓને ત્યારે જે પૂછ્યું હતું અને પરીક્ષિતના મૃત્યુ વિષે તેમણે તેને જે કહ્યું હતું, તે તમે સાંભળો. જનમેજયે પૂછ્યું: 'હે મંત્રીઓ! મારા પિતાનું વૃત્તાંત આપ બરાબર જાણો છો. એ મહાયશસ્વી કાલને વશ થઈ કેવી રીતે મૃત્યુ પામ્યા, તે પણ આપ જાણો છો. આપની પાસેથી પિતાનું એ સંપૂર્ણ વૃત્તાંત સાંભળ્યા પછી હું કલ્યાણની સાધના કરીશ. કદી પણ વિપરીત નહિ કરું.'

સૂતપુત્ર બોલ્યાઃ-તે મહાત્માએ આ પ્રમાણે પૂછ્યું, એટલે સર્વ ધર્મવેત્તા અને પંડિત મંત્રીઓએ જનમેજયને આ વાક્ય કહ્યાં: 'હે રાજન્! તમારા નૃપશ્રેષ્ઠ અને મહાત્મા પિતાના ચરિત્ર વિશે તથા તે કેવી રીતે મરણ પામ્યા તે વિષે તમે પૂછ્યું છે, તો હવે સાંભળો. તમારા પિતા કેવા ધર્માત્મા, મહાત્મા અને પ્રજાપાલક હતા તથા અહીં તે કેવી રીતે વર્તતા હતા તે તમે સાંભળો. તે ધર્મજ્ઞ રાજા સાક્ષાત

ધર્માવતારની જેમ ચારે વર્ણને સ્વધર્મમાં સ્થિર રાખતા અને તેમનું ધર્મપૂર્વક રક્ષણ કરતા. અતુલ પરાક્રમી એ શ્રીમાન દેવી પૃથ્વીની રક્ષા કરતા. તેમનો કોઈ દ્વેષી નહોતો અને તે કોઇનો ક્યારેય દ્વેષ કરતા નહોતા. તે પ્રજાપતિની જેમ પ્રાણીમાત્રને વિશે સમભાવી હતા. હે રાજન્! તે રાજાને લીધે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો બધાજ પ્રસન્ન મનથી સ્વકર્મમાં પરાયણ રહેતા. તેઓ વિધવાઓ, અનાથો, અપંગો અને દીનદુખિયાંનું ભરણપોષણ કરતા. બીજો ચંદ્ર હોય તેમ તેમનાં સર્વ પ્રાણીઓનાં નયનોને દર્શનાનન્દ આપતા. એ શ્રીમાન, સત્યવચની અને દૃઢ પરાક્રમી રાજાથી સર્વ જનો સંતુષ્ટ અને સુખી હતા. ધનુર્વેદમાં તે રાજા શારદ્વાન કૃપાચાર્યના શિષ્ય હતા. હે જનમેજય! તમારા પિતા ગોવિંદના પ્રિયપાત્ર હતા. તે મહાયશસ્વી સર્વ લોકના પ્રીતિપાત્ર હતા. કુરુઓનો સર્વક્ષય થયો, ત્યારે તે ઉત્તરાના ગર્ભમાં જન્મ્યા હતા. આથી સુભદ્રાપુત્ર અભિમન્યુના આ બલવાન પુત્ર પરીક્ષિત કહેવાયા. રાજધર્મમાં કુશલ, સર્વ રીતે યોગ્ય, સકલ ગુણોથી સંપન્ન, જિતેન્દ્રિય, આત્મવશ, મેધાવાન, ધર્મને સેવનાર, કામક્રોધાદિ ષડ્વર્ગને જીતનાર, મહા બુદ્ધિશાલી અને નીતિશાસ્ત્રના ઉત્તમ વેત્તા એ તમારા પિતાએ આ પ્રજાનું સાઠ વર્ષ સુધી પાલન કર્યું. પછી સર્વને દુઃખમાં ડુબાડીને તે પરલોક સિધાવ્યા. તે પછી હે પુરુષપ્રવર! કુરુકુલની પરંપરાએ આવેલું અને હજારો વર્ષોથી શાસિત થયેલું આ રાજ્ય તમને ધર્મપૂર્વક મળ્યું છે અને સર્વ ભૂતોના રક્ષક એવા તમને બાળવયમાંજ રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે.

જનમેજય બોલ્યાઃ—અમારા કુળમાં એવો એક રાજા થયો નથી, જે પ્રજાનો પ્રિય ન હોય અને જેણે પ્રજાનું પ્રિય કર્યું ન હોય. ખાસ કરીને, મહાચારિત્ર્યવાન પિતામહોનાં ચારિત્ર્ય જોઇને તો એવો કોઈ થાયજ નહિ. મારા પિતા પ્રજાપ્રિય અને પ્રજાહિતકારી હતા, તો તેમનું મૃત્યુ કેવી રીતે થયું તે આપ યથાવત્ મને કહો. હું તે યથાર્થ સાંભળવા ઇચ્છું છું. ૧૯,૨૦

સૂતપુત્ર બોલ્યાઃ—રાજાથી આમ પ્રેરવામાં આવતાં, તે સર્વ હિતકારી મંત્રીઓએ રાજાનું સંપૂર્ણ વૃત્તાંત જનમેજયને યથાવત્ કહ્યું.

મંત્રીઓ બોલ્યાઃ—'હે રાજન્! ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અને મહાબાહુ એવા પાંડુની જેમ, તમારા પિતા જે પૃથ્વીના પાલક અને જે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ હતા, તે સર્વ રાજકાજ પૂરી રીતે અમને સોંપીને મૃગયાશીલ રહેતા હતા. તે એક વાર વનમાં ગયા હતા, ત્યાં તેમણે બાણ વડે એક મૃગને વીંધ્યું. તેને વીંધીને તલવાર તથા બીજાં આયુધોથી સજ્જ થયેલા તે એકલા પગપાળા તે મૃગની પાછળ ઘણે દૂર ગાઢ વનમાં ગયા. પણ ગહન વનમાં અદૃશ્ય થયેલું તે મૃગ તમારા પિતાને મળ્યું નહિ. તે સાઠ વર્ષના, વયોવૃદ્ધ હતા એટલે થાકી ગયા અને તેમને ભૂખ પણ લાગી. તે મહાઅરણ્યમાં તેમણે એક મુનિને જોયા. એટલે તે રાજશ્રેષ્ઠે મૌનવ્રતમાં રહેલા તે મુનિને પૂછ્યું, પણ એ મુનિએ પૂછવા છતાં કંઈ જવાબ ન આપ્યો. પછી ભૂખ અને થાકથી પીડાયેલા તેમને પથ્થરની જેમ અચલ રહેલા અને મૌનવ્રતમાં રહેલા તે શાન્ત મુનિ ઉપર ક્રોધ આવ્યો. તે મુનિ મૌનવ્રતધારી છે, એ રાજાએ જાણ્યું નહિ. આથી તમારા પિતાએ ક્રોધમાં આવીને તેમનું અપમાન કર્યું. હે ભરતશ્રેષ્ઠ! રાજાએ ધનુષ્યની અણીથી એક મરેલા સાપને ઊંચકીને તે શુદ્ધાત્માના ખભા ઉપર નાખ્યો. છતાં તે બુદ્ધિમાન ઋષિએ સારું માઠું કશુંજ કહ્યું નહિ. તે તો ખભા ઉપર નાખેલા સાપને ધારીને જેમના તેમ ક્રોધરહિત રહ્યા. ૨૧–૩૧

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં અધ્યાય ૪૯મો સમાપ્ત**

:થાઓ મને કહે અને મારા હૃદયમાં ચિરકાલ-
। ખૂંપી રહેલા ઘોર શલ્યને ખેંચી કાઢ.' ૭–૮

પછી જરત્કારુએ સંતપ્ત થયેલા નાગનાથ
ાસુકિને આશ્વાસન આપતાં આ વચન કહ્યું:
હે રાજન્! મેં જ્યારે એ મહાત્મા અને મહા-
પસ્વીને પુત્રને વિશે પૂછ્યું ત્યારે તે 'તે છે'
ાવો મને ઉત્તર આપી ચાલ્યા ગયા. મને
મરણ છે કે, તેમણે અગાઉ મશ્કરીમાં પણ કદી
ટૂંકું વચન કાઢ્યું નથી. તો પછી વિપત્તિને
ખતે તો શાના જ બોલે? હે સર્પરાજ! કાર્ય-
ાદ્ધિને વિશે તમારે સંતાપ કરવો યોગ્ય નથી.
ારા તપોધન સ્વામી મને આ પ્રમાણે કહીને
નમાં ગયા છે કે તને અગ્નિ અને સૂર્ય જેવો
ેજસ્વી પુત્ર થશે. તેથી કરીને, હે વીરા! તમારા
નમાં રહેલું પરમ દુઃખ અળગું કરો. ૯–૧૩

સૂતપુત્ર બોલ્યાઃ—આ સાંભળીને તે નાગ-
ાજ વાસુકિએ અત્યંત હર્ષથી 'બહુ સારું'
ુહી બહેનના તે વાક્યને સ્વીકારી લીધું. પછી
ે ભુજગેન્દ્રે સાંત્વન, માન, અર્થદાન તથા
ોગ્ય પૂજાથી પોતાની બહેનનું સન્માન કર્યું.
ે દ્વિજશ્રેષ્ઠ! આકાશમાં શુકલપક્ષમાં ઊગેલા
ચંદ્રની જેમ તે મહાતેજસ્વી અને મહાપ્રભાવી
ગર્ભ વધવા લાગ્યો. હે બ્રહ્મન્! યથાકાલે
તે સર્પભગિનીએ પિતૃપક્ષ અને માતૃપક્ષના
ભયને વિદારનાર દેવપુત્ર જેવા કાંતિમાન
કુમારને જન્મ આપ્યો. તે નાગરાજના ભુવ-
નમાં જ ઊછર્યો અને ભગવાન ચ્યવન ભાર્ગવ
પાસે સર્વ મંત્રોસહિત વેદો ભણ્યો. બાલપણ-
થીજ તે વ્રતધારી, સત્ત્વગુણી અને બુદ્ધિમાન
હતો. તે લોકોમાં આસ્તીક નામે વિખ્યાત થયો.
તે ગર્ભમાં રહેલો ત્યારે તેના પિતા 'અસ્તિ'
(છે) એમ કહીને વનમાં ચાલ્યા ગયા હતા;
એટલે તે 'આસ્તીક' નામે પ્રસિદ્ધ થયો. પ્રય-
ત્નપૂર્વક રક્ષણ પામતો તે અમાપ બુદ્ધિવાળો
આસ્તીક બાળપણથી નાગરાજના ઘરમાં રહી
વિવિધ ચેષ્ટાઓ કરતો, પ્રતિદિન વૃદ્ધિ પામતો
હતો. દેવાધિદેવ મહાતેજસ્વી ભગવાન શૂલપાણિ-
ની જેમ તે સર્વ નાગોને આનંદ આપતો હતો.

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત
આસ્તીકપર્વમાં 'આસ્તીકોત્પત્તિ'
નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત

# अध्याय ४९ मो

## પરીક્ષિતચરિત્ર

॥ शौनक उवाच ॥

यदपृच्छत्तदा राजा मंत्रिणो जनमेजयः ॥
पितुः स्वर्गगतिं तन्मे विस्तरेण पुनर्वद ॥ १ ॥

શૌનક બોલ્યાઃ—રાજા જનમેજયે પોતાના
પિતાના પરલોકવાસ વિશે મંત્રીઓને જે પૂછ્યું
હતું, તે આપ મને ફરીથી વિસ્તારપૂર્વક કહો.

સૂતપુત્ર બોલ્યાઃ—હે બ્રહ્મન્! રાજાએ
મંત્રીઓને ત્યારે જે પૂછ્યું હતું અને પરીક્ષિતના
મૃત્યુ વિષે તેમણે તેને જે કહ્યું હતું, તે તમે
સાંભળો. જનમેજયે પૂછ્યું: 'હે મંત્રીઓ! મારા
પિતાનું વૃત્તાંત આપ બરાબર જાણો છો. એ
મહાયશસ્વી કાલને વશ થઈ કેવી રીતે મૃત્યુ
પામ્યા, તે પણ આપ જાણો છો. આપની
પાસેથી પિતાનું એ સંપૂર્ણ વૃત્તાંત સાંભળ્યા
પછી હું કલ્યાણની સાધના કરીશ. કદી પણ
વિપરીત નહિ કરું.'

સૂતપુત્ર બોલ્યાઃ—તે મહાત્માએ આ
પ્રમાણે પૂછ્યું, એટલે સર્વ ધર્મવેત્તા અને
પંડિત મંત્રીઓએ જનમેજયને આ વાક્ય કહ્યાં:
'હે રાજન્! તમારા નૃપશ્રેષ્ઠ અને મહાત્મા
પિતાના ચરિત્ર વિશે તથા તે કેવી રીતે મરણ
પામ્યા તે વિષે તમે પૂછ્યું છે, તો હવે સાંભળો.
તમારા પિતા કેવા ધર્માત્મા, મહાત્મા અને
પ્રજાપાલક હતા તથા અહીં તે કેવી રીતે વર્તતા
હતા તે તમે સાંભળો. તે ધર્મજ્ઞ રાજા સાક્ષાત્

ધર્માવતારની જેમ ચારે વર્ણને સ્વધર્મમાં સ્થિર રાખતા અને તેમનું ધર્મપૂર્વક રક્ષણ કરતા. અતુલ પરાક્રમી એ શ્રીમાન દેવી પૃથ્વીની રક્ષા કરતા. તેમનો કોઈ દ્વેષી નહોતો અને તે કોઇનો ક્યારેય દ્વેષ કરતા નહોતા. તે પ્રજાપતિની જેમ પ્રાણીમાત્રને વિશે સમભાવી હતા. હે રાજન્! તે રાજાને લીધે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો બધાજ પ્રસન્ન મનથી સ્વકર્મમાં પરાયણ રહેતા. તેઓ વિધવાઓ, અનાથો, અપગો અને દીનદુઃખિયાંનું ભરણપોષણ કરતા. બીજો ચંદ્ર હોય તેમ તેમનાં સર્વ પ્રાણીઓનાં નયનોને દર્શનાનન્દ આપતા. એ શ્રીમાન, સત્યવચની અને દૃઢ પરાક્રમી રાજાથી સર્વ જનો સંતુષ્ટ અને સુખી હતા. ધનુર્વેદમાં તે રાજા શારદ્વાન કૃપાચાર્યના શિષ્ય હતા. હે જનમેજય! તમારા પિતા ગોવિંદના પ્રિયપાત્ર હતા. તે મહાયશસ્વી સર્વ લોકના પ્રીતિપાત્ર હતા. કુરુઓનો સર્વક્ષય થયો, ત્યારે તે ઉત્તરાના ગર્ભમાં જન્મ્યા હતા. આથી સુભદ્રાપુત્ર અભિમન્યુના આ બલવાન પુત્ર પરીક્ષિત કહેવાયા. રાજધર્મમાં કુશલ, સર્વ રીતે યોગ્ય, સકલ ગુણોથી સંપન્ન, જિતેન્દ્રિય, આત્મવશ, મેધાવાન, ધર્મને સેવનાર, કામક્રોધાદિ ષડ્વર્ગને જીતનાર, મહા બુદ્ધિશાલી અને નીતિશાસ્ત્રના ઉત્તમ વેત્તા એ તમારા પિતાએ આ પ્રજાનું સાઠ વર્ષ સુધી પાલન કર્યું. પછી સર્વને દુઃખમાં ડુબાડીને તે પરલોક સિધાવ્યા. તે પછી હે પુરુષપ્રવર! કુરુકુલની પરંપરાએ આવેલું અને હજારો વર્ષોથી શાસિત થયેલું આ રાજ્ય તમને ધર્મપૂર્વક મળ્યું છે અને સર્વ ભૂતોના રક્ષક એવા તમને બાળવયમાંજ રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે.

જનમેજય બોલ્યાઃ—અમારા કુળમાં એવો એક રાજા થયો નથી, જે પ્રજાનો પ્રિય ન હોય અને જેણે પ્રજાનું પ્રિય કર્યું ન હોય. ખાસ કરીને, મહાચારિત્ર્યવાન પિતામહોનાં ચારિત્ર્ય જોઇને તો એવો કોઈ થાયજ નહિ. મારા પિતા પ્રજાપ્રિય અને પ્રજાહિતકારી હતા, તો તેમનું મૃત્યુ કેવી રીતે થયું તે આપ યથાવત્ મને કહો. હું તે યથાર્થ સાંભળવા ઇચ્છું છું. ૧૯,૨૦

સૂતપુત્ર બોલ્યાઃ—રાજાથી આમ પ્રેરવામાં આવતાં, તે સર્વ હિતકારી મંત્રીઓએ રાજાનું સંપૂર્ણ વૃત્તાંત જનમેજયને યથાવત્ કહ્યું.

મંત્રીઓ બોલ્યાઃ—'હે રાજન્! ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અને મહાબાહુ એવા પાંડુની જેમ, તમારા પિતા જે પૃથ્વીના પાલક અને જે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ હતા, તે સર્વ રાજકાજ પૂરી રીતે અમને સોંપીને મૃગયાશીલ રહેતા હતા. તે એક વાર વનમાં ગયા હતા, ત્યાં તેમણે બાણ વડે એક મૃગને વીંધ્યું. તેને વીંધીને તલવાર તથા બીજાં આયુધોથી સજ્જ થયેલા તે એકલા પગપાળા તે મૃગની પાછળ ઘણે દૂર ગાઢ વનમાં ગયા. પણ ગહન વનમાં અદૃશ્ય થયેલું તે મૃગ તમારા પિતાને મળ્યું નહિ. તે સાઠ વર્ષના વયોવૃદ્ધ હતા એટલે થાકી ગયા અને તેમને ભૂખ પણ લાગી. તે મહાઅરણ્યમાં તેમણે એક મુનિને જોયા. એટલે તે રાજશ્રેષ્ઠે મૌનવ્રતમાં રહેલા તે મુનિને પૂછ્યું, પણ એ મુનિએ પૂછવા છતાં કંઈ જવાબ ન આપ્યો. પછી ભૂખ અને થાકથી પીડાયેલા તેમને પથ્થરની જેમ અચલ રહેલા અને મૌનવ્રતમાં રહેલા તે શાન્ત મુનિ ઉપર ક્રોધ આવ્યો. તે મુનિ મૌનવ્રતધારી છે, એ રાજાએ જાણ્યું નહિ. આથી તમારા પિતાએ ક્રોધમાં આવીને તેમનું અપમાન કર્યું. હે ભરતશ્રેષ્ઠ! રાજાએ ધનુષ્યની અણીથી એક મરેલા સાપને ઊંચકીને તે શુદ્ધાત્માના ખભા ઉપર નાખ્યો. છતાં તે બુદ્ધિમાન ઋષિએ સારું માઠું કશુંજ કહ્યું નહિ. તે તો ખભા ઉપર નાખેલા સાપને ધારીને જેમના તેમ ક્રોધરહિત રહ્યા. ૨૧-૩૧

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં અધ્યાય ૪૯મો સમાપ્ત

# अध्याय ५० मो

## જનમેજય અને મંત્રીઓનો સંવાદ

॥ मंत्रिण उचुः ॥

ततः स राजा राजेन्द्र स्कन्धे तस्य भुजंगमम् ॥
मुनेः क्षुत्क्षाम आसज्य स्वपुरं प्रययौ पुनः ॥ १ ॥

મંત્રીઓ બોલ્યાઃ–હે રાજેન્દ્ર! ભૂખથી દૂબળા થયેલા તે રાજા તે મુનિના ખભા ઉપર સાપને નાખીને પોતાના નગરમાં પાછા ફર્યા. તે ઋષિને ગાયના ગર્ભમાં જન્મેલો શૃંગી નામે પુત્ર હતો. તે મહાયશસ્વી, મહાતેજસ્વી, તીક્ષ્ણવીર્ય અને અતિ કોપવાળો હતો. એ શૃંગી મુનિ બ્રહ્માજી પાસે જઈ, તેમની પૂજા કરી, રજા લઇને પાછો આવતો હતો, ત્યારે હે રાજશાર્દૂલ! મિત્ર પાસેથી તેણે સાંભળ્યું કે, સ્તંભ જેવા અચલ બેઠેલા પોતાના પિતાના ખભા પર મરેલો સાપ નાખીને પરીક્ષિતે તેમનું અપમાન કર્યું છે; અને કોઇનેય અપકાર ન કરનારા તેઓ ખભા ઉપર એને ધારણ કરી રહ્યા છે. આમ હે રાજા! અતિ તપસ્વી, મુનિઓમાં શ્રેષ્ઠ, જિતેન્દ્રિય, વિશુદ્ધ, અદ્દ્ભુત કર્મમાં નિયુક્ત, તપસ્યાથી પ્રકાશમાન આત્માવાળા, સર્વાંગે યતાત્મા, શુભ આચારવાળા, શુભ કીર્તિવાળા, સુસ્થિતિવાળા, અલોલુપ, ગંભીર, ઈર્ષ્યારહિત, વૃદ્ધ, મૌનવ્રતપરાયણ અને પ્રાણીમાત્રના આધારરૂપ એવા એ ઋષિનું તમારા પિતાએ અપમાન કર્યું હતું.

આ પછી તે મહાતેજસ્વી શૃંગીએ ક્રોધમાં તમારા પિતાને શાપ આપ્યો. એ ઋષિપુત્ર બાલક છતાં વૃદ્ધના જેવો મહાતપસ્વી હતો. ક્રોધાગ્નિથી સળગી રહેલા તેણે એકદમ પાણી લીધું અને તમારા પિતાનું નામ જોડી, ક્રોધથી કહ્યું: 'જેણે મારા નિર્દોષ પિતા ઉપર મરેલો સાપ નાખ્યો છે, તે પાપીને મારા વચનથી પ્રેરાઇને તીક્ષ્ણ તેજવાળો અને ઉગ્ર વિષધારી તક્ષક નાગ ક્રોધિત થઇને આજથી સાતમે દિવસે તેજથી બાળી નાખશે. હે મારા પિતાનું અપમાન કરનાર! તું મારા તપનું બલ જો.' આમ કહીને તે ઋષિપુત્ર જ્યાં એના પિતા હતા ત્યાં ગયો. પિતાને જોઇને એણે તે શાપની વાત કરી. પછી તે મુનિવર શમીક પોતાના ગૌરમુખ નામના શીલવાન અને ગુણવાન શિષ્યને તમારા પિતા પાસે મોકલ્યો. તે શિષ્યે વિશ્રાંતિ લઇને રાજાને સર્વ વૃત્તાંત સંપૂર્ણ રીતે કહી સંભળાવ્યો કે, 'હે રાજા! મારા પુત્રે તને શાપ આપ્યો છે,' એટલે હે મહારાજ! તે તક્ષક નાગ તને ઝેરથી બાળી નાખશે, માટે તું સાવધ રહેજે.' ૯–૧૬

હે જનમેજય! તે ઘોર વચન સાંભળીને, પન્નગશ્રેષ્ઠ તક્ષકના નામથી ત્રાસેલા તમારા પિતા સાવધ થઈ ગયા. પછી સાતમો દિવસ આવતાં બ્રહ્મર્ષિ કાશ્યપ રાજા પાસે આવવાની ઇચ્છાએ નીકળ્યા હતા, ત્યાં નાગરાજ તક્ષકે તેમને જોયા. સર્પશ્રેષ્ઠે તે ઉતાવળે જતા કાશ્યપને કહ્યું: 'આપ ઉતાવળા ઉતાવળા ક્યાં પધારો છો? આપે શું કામ વિચાર્યું છે?' કાશ્યપ બોલ્યાઃ–'હે દ્વિજ! કુરુશ્રેષ્ઠ પરીક્ષિત રાજાને તક્ષકનાગ આજેજ કરડવાનો છે, તેથી તેમને નિર્વિષ કરવા માટે હું ઉતાવળો જઈ રહ્યો છું. હું ત્યાં જઈશ એટલે કોઈ સર્પ તેને મહાત કરી શકશે નહિ.' તક્ષક બોલ્યોઃ–'હે બ્રહ્મન્! હું તે તક્ષકજ છું. મારા ડસ્યા પછી રાજાને તમે શા માટે સજીવન કરવા ઇચ્છો છો? મારા ડંખેલા તેને તમે જિવાડી શકવાના નથી. જુઓ મારું અદ્દ્ભુત વીર્ય!' આમ કહીને તક્ષકે એક વડના ઝાડને ડંસ દીધો. ૧૭–૨૩

તક્ષકે ડંસ દીધો કે તરતજ તે ઝાડ બળીને ખાખ થઈ ગયું. કાશ્યપે તે ઝાડને પાછું જીવતું કર્યું. પછી તક્ષક તેને લોભાવ્યોઃ 'કહો, શું ઇચ્છો છો?' આમ કહેવાતાં, કાશ્યપે તક્ષકને પ્રત્યુત્તર આપ્યોઃ 'હું ધનની ઇચ્છાથી ત્યાં જાઉં

છું.' કશ્યપે આમ કહ્યું, એટલે તક્ષકે મીઠી વાણીમાં તે મહાત્માને જણાવ્યુંઃ 'તમે રાજા પાસેથી ધન ઇચ્છો છો, તો મારા તરફથી તમે તેથી પણ વિશેષ ધન સ્વીકારો. અને હે નિર્દોષ! તમે પાછા વળો.'[૨૪-૨૭]

તક્ષકનાગે આ પ્રમાણે કહ્યું, એટલે માનવ-શ્રેષ્ઠ કાશ્યપ તક્ષક પાસેથી ઇચ્છિત ધન મેળવીને પાછા ફર્યા. તેમના ગયા, પછી તક્ષક કપટ-રૂપ લઈને તે નૃપતિશ્રેષ્ઠ અને ધાર્મિક એવા તમારા પિતા પાસે ગયો. તેણે મહેલમાં બેઠેલા એ રાજાને ઝેરની આગથી બાળી નાખ્યા. હે પુરુષવ્યાઘ્ર! પછી વિજયાર્થે તમારો અભિષેક કરવામાં આવ્યો. હે નૃપવર! અમે જે બધું અતિદારુણ જોયું ને સાંભળ્યું છે, તે આ અમે તમને યથાવત્ કહ્યું છે. હે નરશ્રેષ્ઠ! રાજાના તથા આ ઉત્તંકઋષિના થયેલા પરાભવ વિશે સાંભળ્યા પછી તમને યોગ્ય લાગે તે કરો.[૨૮-૩૨]

સૂતપુત્ર બોલ્યાઃ–તેજ વખતે તે શત્રુનાશન જનમેજય રાજાએ સર્વ મંત્રીઓને આમ કહ્યું.

જનમેજય બોલ્યાઃ–'તક્ષકે તે ઝાડને ખાખના ઢગલારૂપ કર્યું અને કાશ્યપે તેને ફરી જીવતું કર્યું; એ લોકને આશ્ચર્ય કરનારું વૃત્તાંત તમને કોણે કહ્યું? સાચેજ, કાશ્યપના મંત્રો વડે મારા પિતાનું ઝેર ઊતરી જાત અને તે નાશ ન પામત. એ નીચ અને પાપાત્મા સર્પે મનમાં વિચાર્યું હશે કે આ બ્રાહ્મણ મારા ડસેલા રાજાને જિવાડશે, તો હું તક્ષક નિર્વીર્ય ઝેરવાળો છું, એવી લોકમાં પોતાની હાંસી થશે. આમ વિચારીને તેણે બ્રાહ્મણને પ્રસન્ન કર્યો હશે. આથી ઉપાયે કરીને એને હું જરૂર યાતના આપીશ. પણ નિર્જન વનમાં નાગરાજ અને કાશ્યપ વચ્ચે જે સંવાદ થયો તે કોણે સાંભળ્યો હતો? અને કોણે એ વૃત્તાંત જોયું હતું? તમારી પાસે વળી એ આવ્યું ક્યાંથી? આ હું સાંભળવા ઇચ્છું છું. એ સાંભળ્યા પછી હું સર્પના વિનાશ માટે વિચાર કરીશ.'[૩૩-૪૦]

મંત્રીઓએ કહ્યુંઃ 'હે રાજન્! એ સર્પશ્રેષ્ઠ અને બ્રાહ્મણશ્રેષ્ઠના રસ્તામાં થયેલા મેળાપનું વૃત્તાંત અમને જેવું અગાઉ કહેવામાં આવ્યું છે, તેવું અમે તમને યથાવત્ કહીએ છીએ, તે તમે સાંભળો. હે રાજા! કોઈ માણસ ઈંધણાંને માટે તે ઝાડ ઉપર આગળથી ચડેલો હતો અને તે ઝાડની સૂકી ડાળી શોધી રહ્યો હતો. તે નાગને અને બ્રાહ્મણને એ ઝાડ ઉપર રહ્યો છે એ વિશે ખબરજ નહોતી. એટલે હે રાજા! પેલા ઝાડ સાથેજ તે પણ ખાખ થઈ ગયો. હે રાજેન્દ્ર! બ્રાહ્મણના પ્રભાવે તે ઝાડ જીવતું થયું, ત્યારે એ પણ તેની સાથે જીવતો થયો. હે દ્વિજશ્રેષ્ઠ! તેણે અહીં આવીને અમને તક્ષક અને બ્રાહ્મણના સંબંધમાં સર્વ વૃત્તાંત જણાવ્યું છે. હે રાજન્! અમે જેમ જોયું છે અને સાંભળ્યું છે તેમ તમને આ કહ્યું છે. હે રાજસિંહ! હવે તે સાંભળ્યા પછી તમે યોગ્ય લાગે તે કરો.'[૪૧-૪૬]

સૂતપુત્ર બોલ્યાઃ–મંત્રીઓનાં આ વચન સાંભળીને તે જનમેજય રાજા દુઃખથી અત્યંત સંતપ્ત થયો અને ક્રોધથી હાથ ઘસવા લાગ્યો. તે કમલલોચન રાજા વારંવાર ઊના અને લાંબા નિસાસા નાખવા લાગ્યો અને રડતાં રડતાં આંખોમાંથી આંસુ પાડવા મંડ્યો. દુઃખ અને શોકથી ઘેરાયેલા તે રાજાએ રોકયાં ન જાય એવાં પોતાનાં આંસુ લૂછ્યાં અને યથાવિધિ જલસ્પર્શ કર્યો. પછી થોડીક વાર ધ્યાન ધરીને તે રાજાએ મનમાં નિશ્ચય કર્યો અને ક્રોધયુક્ત થઈ તેણે સર્વ મંત્રીઓને આ વચન કહ્યું.

જનમેજય બોલ્યાઃ–મારા પિતાના પરલોકવાસ સંબંધમાં તમે જે કહ્યું છે તે સાંભળીને મેં આ પ્રમાણે ઠરાવ કર્યો છે–તમે તે જાણો. હું માનું છું કે જેણે શૃંગીને નિમિત્ત બનાવી મારા પિતાનો બાળી નાશ કર્યો છે, તે દુરાત્મા તક્ષકને તત્કાળ બદલો આપવોજ જોઇએ.

તેની આ દુષ્ટતા પણ કેવી, કે તેણે કાશ્યપને પાછો વાળ્યો! તે વિપ્ર જો આવ્યો હોત, તો સાચેજ મારા પિતા જીવી જાત. કાશ્યપના પ્રસાદથી અને મંત્રીઓના વિનયથી તે રાજા જીવતા રહ્યા હોત, તો તેમાં એનું શું લૂંટાઈ જાત? તે અજિત રાજાને જિવાડવા અહીં આવતા દ્વિજશ્રેષ્ઠ કાશ્યપને તેણેજ પોતાની મૂર્ખાઇમાં પાછા વાળ્યા છે. એ બ્રાહ્મણ રાજાને રખે જિવાડે એટલા માટે તક્ષકે તેને દ્રવ્ય આપ્યું. દુરાત્મા તક્ષકનો આ મહાન અપરાધ છે.* આથી ઉત્તંકનું પ્રિય કરવા, મારું પોતાનું મહાન પ્રિય કરવા, તેમજ તમારા સર્વનું પ્રિય કરવા હું પિતાના વેરનો બદલો લઈશ. ૪૬–૫૮

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'પરીક્ષિત-મંત્રીસંવાદ' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત

# अध्याय ५१ मो

## સર્પસત્રનો આરંભ

॥ सौतिरुवाच ॥

**एवमुक्त्वा ततः श्रीमान्मंत्रिभिश्चानुमोदितः ॥**
**आरुरोह प्रतिज्ञां स सर्पसत्राय पार्थिवः ॥ १ ॥**

**સૂતપુત્ર બોલ્યાઃ**–આ પ્રમાણે કહ્યા પછી મંત્રીઓથી અનુમોદન પામેલા તે રાજાએ સર્પસત્ર માટે પ્રતિજ્ઞા કરી. હે બ્રહ્મન્! ભરતવંશી રાજાઓમાં વ્યાઘ્ર જેવા અને, વક્તામાં કુશળ એવા તે પૃથ્વીપતિ પરીક્ષિતસુત રાજાએ ઋત્વિજો અને પુરોહિતને બોલાવ્યા અને તેમને આ કાર્યસાધક વચન કહ્યાંઃ 'જે દુરાત્મા તક્ષકે મારા પિતાને મારી નાખ્યા છે, તેનો હું કઈ રીતે બદલો લઉં, તે તમે મને કહો. તમે એવું કંઇ કર્મ જાણો છો કે તેથી હું તક્ષકને તેનાં સગાંવહાલાં સાથે ભડભડતા અગ્નિમાં નાખી શકું. તેણે પૂર્વે જેમ મારા પિતાને વિષાગ્નિથી બાળી નાખ્યા છે તેમ હુંયે તે પાપી સર્પને બાળી મૂકવા ઇચ્છું છું.' ૧–૬

**ઋત્વિજો બોલ્યાઃ**–હે રાજન્! દેવોએ તમારે માટે એક મહાયજ્ઞ નિર્મ્યો છે. પુરાણમાં તે સર્પસત્ર તરીકે ઓળખાવાયેલો જણાય છે. હે નરેશ! પુરાણવેત્તાઓ કહે છે કે, તમારા વિના બીજો કોઈ એ યજ્ઞ કરવાને સમર્થ નથી. એ યજ્ઞવિધિ અમારી પાસે છે. ૭–૮

**સૂતપુત્ર બોલ્યાઃ**–હે શ્રેષ્ઠ! ઋત્વિજોએ આ પ્રમાણે કહ્યું, એટલે તે રાજર્ષિએ માની લીધું કે, તક્ષક આ ભડભડતા અગ્નિના મુખમાં પડ્યો, આ બળી ગયો! પછી રાજાએ તે મંત્રવેત્તા બ્રાહ્મણોને કહ્યુંઃ 'હું તે સર્પસત્ર કરીશ. તમે તે સારું સાહિત્યો એકઠાં કરો.' હે દ્વિજોત્તમ! વેદને યથાવત્ જાણનારા અને પારગામી બુદ્ધિવાળા તે સર્વે ઋત્વિજોએ યજ્ઞસ્થાન માટે શાસ્ત્રપૂર્વક જગા માપી. પછી પરમ ઋદ્ધિવાળા, દ્વિજગણોથી યુક્ત, પુષ્કળ ધન તથા ધાન્યથી ભરપૂર અને ઋત્વિજોથી સેવાતા એવા ઇષ્ટ યજ્ઞસ્થાનનું વિધિપૂર્વક નિર્માણ કરવામાં આવ્યું. પછી સર્પસત્રની ફલપ્રાપ્તિ સારુ રાજાને દીક્ષા આપવામાં આવી. પણ સર્પસત્ર થાય તે પહેલાં યજ્ઞને વિઘ્ન કરનારું એક મહાન નિમિત્ત ઊભું થયું. બુદ્ધિમાન, વાસ્તુવિદ્યામાં નિપુણ, સ્થપતિ અને સૂત્રધાર એવો એક પૌરાણિક સૂત તે યજ્ઞસ્થાન તૈયાર થઈ રહ્યું હતું, ત્યારે આ પ્રમાણે બોલ્યોઃ 'જે દેશ અને કાળમાં આ માપવાનું ચાલે છે તે જોતાં લાગે છે કે, કોઈ બ્રાહ્મણને કારણે આ

* यदि क्षितायुर्यदि वा परेतो यदि मृत्योरंतिकं नीत एव। तमाहरामि निर्ऋतेरुपस्थादस्पार्षमेनं शतशारदाय ॥ मंत्र. "જો એ ક્ષીણાયુષ થયો હોય અથવા મૃત્યુ પામ્યો હોય અથવા યમની પાસે લઈ જવાયો હોય, તો પણ એને મૃત્યુ પાસેથી છોડાવી સો વર્ષને માટે હું જિવાડીશ." એ મંત્રના વર્ણન પ્રમાણે બ્રાહ્મણ આયુષ્ય આપવા પણ સમર્થ છે, એમ સમજાય છે. તેવા બ્રાહ્મણને બહુ ધન આપી પાછો વાળનાર તક્ષકનોજ અપરાધ છે, એ અભિપ્રાય છે.

યજ્ઞ પૂરો થશે નહિ.' પોતાના દીક્ષાના વખત પહેલાં તે રાજાએ આ વાત સાંભળીને દ્વારપાળને આજ્ઞા કરીઃ 'મને અજ્ઞાન હોય એવા કોઈ પણ જણને પેસવા દઈશ નહિ.' ૯–૧૮

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પસત્રોપક્રમ' નામનો અધ્યાય ૫૧ મો સમાપ્ત**

# अध्याय ५२ मो

## સર્પોનો હોમ

॥ सौतिरुवाच ॥

**ततः कर्म प्रववृते सर्पसत्रविधानतः ॥**
**पर्यक्रामंश्च विधिवत् स्वे स्वे कर्मणि याजकाः ॥**

સૂતપુત્ર બોલ્યાઃ–પછી સર્પયજ્ઞના વિધાન મુજબ કર્મની પ્રવૃત્તિ શરૂ થઈ. યાજક લોકો યથાવિધિ પોતપોતાનાં કર્મોમાં લાગી ગયા. ધુમાડાથી જેમની આંખો લાલ થઈ ગઈ છે એવા તે ઋત્વિજો શ્યામ વસ્ત્રોનાં ઉપરણાં ઓઢી, વિધિપૂર્વક મંત્રોચ્ચાર સાથે પ્રદીપ્ત અગ્નિમાં આહુતિ ચડાવવા લાગ્યા. પછી સર્વે સર્પોનાં મનને કંપાવી મૂકતા તેઓએ સઘળા સર્પોને નામ દઈ દઈને અગ્નિના મોંમાં હોમવા માંડ્યા. ત્યારે જડ જેવા, હીન શબ્દોથી એકબીજાને બોલાવતા, તરફડિયાં મારતા, ફૂંફાડા મારતા તથા ફેણુ પ્રસારીને પૂંછડાં તરફથી તથા માથા તરફથી એકબીજાને ખૂબ વીંટી વળતા તે સર્પો એ ભડભડ જલતા અગ્નિમાં આવીને પડવા લાગ્યા. એમનામાં કોઈ ધોળા, કોઈ કાળા તો કોઈ કાબરચીતરા હતા. કોઈ જુવાન હતા તો કોઈ ઘરડા હતાઃ સૌ વિધવિધ ચિચિયારીઓ પાડતા હતા અને પ્રદીપ્ત જ્વાલામાં હોમાતા હતા. હે અગ્નિહોત્રીઓમાં શ્રેષ્ઠ! ગાયના કાન જેવડા સાપોથી માંડીને કોશ અને જોજન જેટલા લાંબા સર્પો એ અગ્નિમાં પૂર વેગે ઉપરાઉપરી પડતા હતા. આ રીતે સેંકડો, હજારો, લાખો અને દશ દશ કરોડો સાપો પરવશ થઈ તેમાં નાશ પામ્યા. પછી જે બીજા સરપો ઘોડાઓ જેવા હતા, હાથીની સૂંઢ જેવા હતા અને મદગળ હાથીની જેમ મહા કાયાવાળા અને મહા બલવાન હતા, તેઓ તેમાં વિનાશ પામ્યા. વળી જે બીજા નાનામોટા હતા, અનેક રંગના હતા, જલદ વિષધારી હતા, ભયંકર હતા, ભોગળના જેવા લાંબા હતા તેમજ જેઓ દુષ્ટ અને મહા બળિયા હતા, તે બધા સરપો માતાના શાપદંડથી પીડાઈ અગ્નિમાં હોમાઈ ગયા. ૧–૧૧

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પસત્રોપક્રમ' નામનો અધ્યાય ૫૨ મો સમાપ્ત**

# अध्याय ५३ मो

## વાસુકિનાં વચન

॥ शौनक उवाच ॥

**सर्पसत्रे तदा राज्ञः पांडवेयस्य धीमतः ॥**
**जनमेजयस्य के त्वासन्नृत्विजः परमर्षयः ॥ १ ॥**

શૌનક બોલ્યાઃ–પાંડવવંશી તે બુદ્ધિમાન રાજા જનમેજયના સર્પસત્રમાં તે વખતે હે તાત! કોણ મહર્ષિ ઋત્વિજો હતા? સાપોને મહા ભયકારી અને ભારે દુઃખકારી તે સર્પયજ્ઞમાં કોણ સભાસદો હતા? હે સૂતપુત્ર સર્પયજ્ઞના વિધિને જાણનારાઓમાં કોણ શ્રેષ્ઠ હતા?–આ બધું તમે મને વિસ્તારથી કહેવા યોગ્ય છો. ૧–૩

સૂતપુત્ર બોલ્યાઃ–તે વખતે રાજાના યજ્ઞનાં જે પંડિતો, ઋત્વિજો અને સભાસદો હતા, તેમનાં નામ હું કહું છું. ચ્યવન વંશમાં ઉત્પન્ન થયેલ અને વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા પ્રસિદ્ધ [illegible] ચંડભાર્ગવ ત્યાં હોતા થયા હતા; [illegible] વિદ્વાન બ્રાહ્મણ કૌત્સ ઉદ્ગાતા થયા [illegible] બ્રહ્મા નામના ઋત્વિજ થયા [illegible] તથા પિંગલ મુનિ અધ્વર્યુ [illegible]

શિષ્યો સાથે આવેલા વ્યાસમુનિ, ઉદ્દાલક, પ્રમતક, શ્વેતકેતુ, પિંગલ, અસિત, દેવલ, નારદ, પર્વત, આત્રેય, ગરુડ તથા જઠર, કાલઘટ, વાત્સ્ય, જપ તથા સ્વાધ્યાયમાં પરાયણ એવા વૃદ્ધ શ્રુતશ્રવા, કોહલ, દેવશર્મા, મૌદ્દગલ્ય તેમજ સમસૌરભ–એ સઘળા અને બીજા અનેક વેદવિદ બ્રાહ્મણો પરીક્ષિતપુત્રના તે સર્પસત્રમાં સભાસદો થયા હતા. [૪–૧૦]

એ સર્પસત્રના મહાયજ્ઞમાં જ્યારે ઋત્વિજોએ આહુતિ ચડાવવા માંડી, ત્યારે પ્રાણીઓને ભય આપનારા ભયંકર સરપો તેમાં આવી પડવા મંડ્યા. તે વખતે બળી રહેલા તે સર્પોનાં મજ્જા તથા મેદના રસથી નદીઓ વહેવા લાગી અને તેમની તીવ્ર દુર્ગંધ ચારે કોર ફેલાવા માંડી. અગ્નિમાં પડતા, આકાશમાં થોભેલા અને આગથી બળતા સર્પોનો ત્યારે મહાન શોર નિરંતર સંભળાતો હતો. જનમેજય રાજાએ સર્પયજ્ઞની દીક્ષા લીધી છે એ સાંભળી, નાગરાજ તક્ષક તો ઇન્દ્રભુવને ગયો. પછી પોતે અપરાધ કર્યો હોવાથી ભયભીત થયેલા તે નાગેન્દ્રે ઇન્દ્રને યથાવત્ સર્વ વૃત્તાંત કહ્યું અને તેનું શરણ લીધું. પ્રસન્ન થયેલા ઇન્દ્રે તેને કહ્યું: 'હે તક્ષક! સર્પસત્રથી તારે કેમેય ભય નથી. હે નાગેન્દ્ર! મેં તારે માટે પિતામહ બ્રહ્માને આગળથી પ્રસન્ન કર્યા છે, એટલે તારે ભયજ નથી. તું તારી માનસિક ચિંતાને દૂર કર.' [૧૧–૧૭]

સૂતપુત્ર બોલ્યાઃ—આ પ્રમાણે ઇન્દ્ર તરફથી આશ્વાસન પામીને તે સર્પશ્રેષ્ઠ સુખ અને આનંદ સાથે ઇન્દ્રભુવનમાં રહ્યો. હવે ઉપરાઉપરી નાગો અગ્નિમાં પડતા હતા, ત્યારે અલ્પ પરિવાર થયેલો વાસુકિ ખૂબ દુઃખી થયો અને સંતાપ કરવા લાગ્યો. સર્વોત્તમ તે વાસુકિને ભારે શોકે ઘેરી લીધો. તે ધ્રૂજતે હૃદયે પોતાની બહેન જરત્કારુને કહેવા લાગ્યોઃ 'હે ભદ્રા! મારાં અંગો બળી રહ્યાં છે, મને દિશા સૂઝતી નથી અને મૂર્છાએ હું સિઝાઈ રહ્યો છું. મારું મન ઘૂમે છે, આંખ ભમે છે અને હૃદય અત્યંત ફાટે છે. અવશ એવો હું પેલી ભડભડતી આગમાં પડી જઈશ. પરીક્ષિતસૂતનો એ યજ્ઞ આપણા નાશને નિમિત્તેજ છે. ચોક્સ, મારે પણ યમરાજને ઘેર જવું પડશે. હે બહેન! જે હેતુ સારુ મેં તને જરત્કારુ ઋષિને પરણાવી હતી, તે હેતુ સાધવાનો આ સમય આવી પહોંચ્યો છે; હવે તું અમને સર્વે બાંધવો સાથે બચાવ. હે નાગોત્તમા! સ્વયં પિતામહે અગાઉ મને કહ્યું છે કે, આસ્તીકજ તે ચાલુ થયેલા યજ્ઞને રોકશે. તો બહેન! મારા અને મારા પરિવારના છુટકારા માટે તું વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ અને વૃદ્ધોથી સંમાન પામેલા તારા કુમાર પુત્રને કહે.' [૧૮–૩૦]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પસત્ર વિષે વાસુકિવાક્ય' નામનો અધ્યાય ૫૩મો સમાપ્ત**

# અધ્યાય ૫૪ મો

## સર્પસત્રમાં આસ્તીકનું આગમન

॥ સૌતિરુવાચ ॥

तत आहूय पुत्रं स्वं जरत्कारुर्भुजंगमा॥
वासुकेर्नागराजस्य वचनादिदमब्रवीत्॥ १॥

સૂતપુત્ર બોલ્યાઃ—નાગરાજ વાસુકિનાં આ વચન સાંભળીને, નાગિની જરત્કારુએ પોતાના પુત્રને બોલાવ્યો અને કહ્યું: 'બેટા! ભાઈએ મને તારા પિતાને જે નિમિત્તે લગ્નમાં આપી હતી, તેનો આ વખત આવી પૂગ્યો છે, તો તું યથાર્થ કર.' આસ્તીક બોલ્યોઃ 'મારા મામાએ તને મારા પિતાને શા નિમિત્તે લગ્નમાં આપી હતી તે તું મને યથાવત્ કહે, એ સાંભળીને હું યથાયોગ્ય કરીશ.' [૨–૩]

સૂતપુત્ર બોલ્યાઃ—પછી ભાઈઓનું હિત ઇચ્છતી નાગરાજની બહેન તે જરત્કારુએ સ્વસ્થ-

-તાપૂર્વક તેને આ પ્રમાણે કહેવા માંડયું. જરત્કારુ બોલીઃ 'સર્પમાત્રની કદ્રૂ નામની વિખ્યાત માતાએ રોષમાં આવીને પોતાના પુત્રો-ને શાથી શાપ આપ્યો હતો, તે તું સાંભળ. કદ્રૂએ કહ્યુંઃ–હે પુત્રો! વિનતા સાથે મેં દાસીપણાની શરત બકી, ત્યારે તમે તે અશ્વરાજ ઉચ્ચૈઃશ્રવાને શ્યામવર્ણનો ન કર્યો, તેથી જેનો અનિલ સારથિ છે એવો અગ્નિ તમને જનમેજયના યજ્ઞમાં બાળી નાખશે અને તેમાં મૃત્યુ પામી તમે પ્રેતલોકમાં જશો. તે આ પ્રમાણે શાપ આપતી હતી, ત્યારે સાક્ષાત્ લોકપિતામહ બ્રહ્માએ એમજ થાઓ એમ કહીને તેને અનુમોદન આપ્યું હતું. હે બેટા! પિતામહનું આ વચન સાંભળીને, વાસુકિ અમૃતમંથન પછી દેવોને શરણે ગયો. અમૂલ્ય અમૃત પ્રાપ્ત કરીને સફળમનોરથ થયેલા તે સર્વ દેવો ભાઈ વાસુકિને આગળ કરીને પિતામહ પાસે ગયા. તે સર્વ દેવોએ રાજા વાસુકિ સાથે કમલયોનિ ભગવાનને પ્રસન્ન કર્યા કે તેથી તે શાપ મિથ્યા થાય. ૪-૧૧

દેવો બોલ્યાઃ–હે ભગવન્! આ નાગરાજ વાસુકિ સગાંવહાલાંને કારણે અતિ દુઃખી થયા છે, તો તે માતાના શાપથી કેવી રીતે મુક્ત થાય, તે આપ કહો.'

બ્રહ્મા બોલ્યાઃ–જરત્કારુ ઋષિ જરત્કારુ નામની નાગકન્યાને પરણશે અને તેથી જે બ્રાહ્મણપુત્ર જન્મશે, તે સર્પોને શાપમાંથી છોડાવશે. હે દેવતુલ્ય પુત્ર! નાગરાજ વાસુકિએ આ વચન સાંભળીને મને તારા મહાત્મા પિતાને લગ્નમાં આપી હતી. આથી સર્પવિનાશના સમય પહેલાંજ તેં મારા ગર્ભમાં જન્મ લીધો છે. એ વિનાશકાલ આવી લાગ્યો છે, તો તારે અમને ભયથી બચાવવાં જોઈએ. મારા ભાઇને પણ તારે તે અગ્નિમાંથી રક્ષવા જોઇએ. હે બેટા! જો હું તારા બુદ્ધિમાન પિતાને છુટકારાને અર્થે લગ્નમાં અર્પાઈ હતી, તો મારું તે અર્પણ અફળ ન જાઓ. અથવા કહે, તું આ વિશે શું માને છે?'

સૂતપુત્ર બોલ્યાઃ–માતાને આ પ્રમાણે કહ્યું, ત્યારે તે આસ્તીકે માતાને 'તથાસ્તુ' કહ્યું. પછી જાણે દુઃખથી જળી રહેલા વાસુકિને જીવન આપતો હોય, તેમ તે બોલ્યોઃ 'હે સર્પશ્રેષ્ઠ! હે મહાભાગ વાસુકિ! આ હું તમને સાચું કહું છું–હું તમને તે શાપમાંથી છોડાવીશ. હે નાગ! તમે સ્વસ્થમન થાઓ. તમને ભયજ ન રહો! હે રાજન્! તમારું જેમ હિત થાય તેમ હું પ્રયત્ન કરીશ. હાંસીમાં પણ હું જૂઠી વાણી બોલ્યો નથી, તો અત્યારે તો શાનેજ બોલું? હે મામા! યજ્ઞની દીક્ષા પામેલા તે નૃપવર જનમેજય પાસે હું જઈશ અને મંગલયુક્ત વચનોથી તેને પ્રસન્ન કરીશ. તેથી હે શ્રેષ્ઠ! રાજા તે યજ્ઞમાંથી નિવૃત્ત થશે. હે મહામતિ નાગનાથ! તમે માની લો–મારામાં આ બધું સંભવિત છે. તમે રખે માનો કે મારે વિશે તમે બાંધેલી આશા કદાચ મિથ્યા થાય.' ૧૨-૨૨

વાસુકિ બોલ્યોઃ–હે આસ્તીક! બ્રહ્મદંડથી પીડા પામી રહેલો હું ડોલાં ખાઉં છું–મારું હૃદય ફાટી જાય છે–મને કશી દિશા સૂઝતી નથી.

આસ્તીક બોલ્યોઃ–હે સર્પશ્રેષ્ઠ! તમે કેમેય સંતાપ ન કરો. ભડભડતી આગને કારણે થયેલા તમારા ભયને હું નાશ પમાડીશ. કાલાગ્નિ જેવા તેજસ્વી અને અતિ ભયંકર તે બ્રહ્મદંડનો હું નાશ કરીશ. તમે હવે કોઇ પ્રકારે ચિન્તા ન કરજો. ૨૪-૨૬

સૂતપુત્ર બોલ્યાઃ–પછી વાસુકિના મનનો ઘોર સંતાપ દૂર કરીને તેમજ તે બોજ પોતાને માથે લઈને, તે દ્વિજશ્રેષ્ઠ આસ્તીક સર્પોત્તમોને છોડાવવા સારુ જનમેજયના તે સર્વગુણસંપન્ન યજ્ઞસ્થાને જવા ઉતાવળે નીકળ્યો. ત્યાં જઈ આસ્તીકે સૂર્ય અને અગ્નિના જેવી પ્રભાવાળા અનેક સભાસદોથી ભરેલું તે અનુપમ યજ્ઞસ્થાન જોયું. તે દ્વિજશ્રેષ્ઠને દ્વારપાળોએ ત્યાં

પ્રવેશતો રોક્યો, ત્યારે પ્રવેશ કરવાને ઇચ્છતા તે પરમ તપસ્વીએ યજ્ઞની સ્તુતિ કરવા માંડી. તે શ્રેષ્ઠ પુણ્યશાલી દ્વિજવર ઉત્તમ યજ્ઞસ્થાન આગળ ગયો અને અનન્ત કીર્તિવાળા રાજાની, ઋત્વિજોની, સભાસદોની તેમજ અગ્નિની સ્તુતિ કરવા લાગ્યો. ૨૭–૩૦

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પસત્રમાં આસ્તીકઆગમન' નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત

# अध्याय ५५ मो

## આસ્તીકે કરેલી રાજાની સ્તુતિ

॥ आस्तीक उवाच ॥

**सोमस्य यज्ञो वरुणस्य यज्ञः प्रजापतेर्यज्ञ आसीत् प्रयागे ॥ तथा यज्ञोऽयं तव भारताग्र्य पारिक्षित स्वस्ति नोऽस्तु प्रियेभ्यः ॥ १ ॥**

આસ્તીક બોલ્યો:–હે પરીક્ષિતપુત્ર જનમેજય! જેવો સોમનો યજ્ઞ થયો હતો, જેવો વરુણનો યજ્ઞ થયો હતો અને જેવો પ્રયાગમાં પ્રજાપતિનો યજ્ઞ થયો હતો, તેવો હે ભરતશ્રેષ્ઠ! આ તારો યજ્ઞ છે. તો અમારા પ્રિયજનોનું કલ્યાણ થાઓ. હે ભરતોત્તમ જનમેજય! ઇન્દ્રે સો યજ્ઞ કર્યા કહેવાય છે, પણ આ તારો યજ્ઞ એવા દશ હજાર યજ્ઞોની બરાબર આવે છે. તો અમારાં પ્રિયજનોનું કલ્યાણ થાઓ! હે પરીક્ષિતસુત! જેવો યમનો યજ્ઞ હતો, જેવો હરિમેધસનો હતો અને જેવો રાજા રંતિદેવનો હતો, તેવો હે ભરતપ્રવીર! આ તારો યજ્ઞ છે. તો અમારાં પ્રિયજનોનું કલ્યાણ થાઓ! હે જનમેજય! જેવો ગયરાજાનો યજ્ઞ હતો, જેવો રાજા શશબિન્દુનો હતો અને જેવો વૈશ્રવણ કુબેરરાજનો હતો, તેવો હે ભરતવર! આ તારો યજ્ઞ છે. તો અમારાં પ્રિયજનોનું કલ્યાણ થાઓ. હે જનમેજય! હે ભરતશ્રેષ્ઠ! જેવો નૃગરાજાનો યજ્ઞ હતો, જેવો અજમીઢનો હતો અને જેવો દશરથપુત્ર રામચંદ્રજીનો હતો, તેવો આ તારો યજ્ઞ છે તો, અમારાં પ્રિયજનોનું કલ્યાણ થાઓ! હે ભરતોત્તમ પારિક્ષિત! જેમ અજમીઢવંશી દેવપુત્ર યુધિષ્ઠિરનો યજ્ઞ સ્વર્ગલોકમાં વિખ્યાત છે, તેમ તારો આ યજ્ઞ છે. તો અમારાં પ્રિયજનોનું કલ્યાણ થાઓ! હે પરીક્ષિતપુત્ર! સત્યવતીના પુત્ર શ્રીકૃષ્ણદ્વૈપાયને પોતેજ કર્માનુષ્ઠાન કરી જેવો યજ્ઞ કર્યો હતો, તેવોજ આ તારો યજ્ઞ છે. તો અમારાં પ્રિયજનોનું કલ્યાણ થાઓ. ૧–૭

ઇન્દ્રરાજના યજ્ઞની જેમ આ તારા યજ્ઞમાં સૂર્યસમાન વર્ચસ્વી સભાસદો બિરાજ્યા છે. તેમને માટે આજે એવું કશુંજ જ્ઞાન નથી કે જે તેમને જાણવાનું બાકી હોય. તેમને આપેલું દાન કદી નાશ પામે એમ નથી. ભગવાન દ્વૈપાયન જેવા ઋત્વિજ ત્રણે લોકમાંયે નથી, એવો મારો નિશ્ચય છે. સર્વ કાર્યોમાં નિપુણ થયેલા એમનાજ શિષ્યો ઋત્વિજ થઈને ભૂમંડલ ઉપર વિચરે છે. જે મહાત્માનાં વિભાવસુ, ચિત્રભાનુ, હિરણ્યરેતા, હુતભુજ અને કૃષ્ણવર્મા એવાં નામો છે, તે પ્રદીપ્ત અગ્નિદેવ દક્ષિણ દિશાએ જ્વાલા પ્રસારીને તારી પાસે હવિની ઇચ્છા કરે છે. આ જીવસૃષ્ટિમાં તારા જેવો કોઈ બીજો પ્રજાપાલક રાજા નથી. તારી ધીરજ ઉપર હું સદા પ્રસન્ન છું. તું વરુણ છે અથવા તો ધર્મરાજ યમ છે. સાક્ષાત્ વજ્રધારી ઇન્દ્રની જેમ તું આ લોકમાં અહીં પ્રજાનો ત્રાતા છે. હે પુરુષેન્દ્ર! હું માનું છું કે, આ લોકમાં તારા જેવો બીજો કોઈ રાજા છે નહિ અને હતો નહિ. હે ખટ્વાંગ, નાભાગ અને દિલીપતુલ્ય! હે યયાતિ અને માન્ધાતા સમાન! હે સૂર્યના તેજ જેવા તેજસ્વી! તું વ્રતશાલી ભીષ્મની જેમ શોભી રહ્યો છે. વાલ્મીકિની જેમ તારો પ્રભાવ ગૂઢ છે અને વસિષ્ઠની જેમ તારો ક્રોધ વશમાં છે; તારું પ્રભુત્વ હું ઇન્દ્રના જેવું માનું છું અને નારાયણના જેવી તારી

કાંતિ છે. યમની જેમ તું ધર્મનો નિશ્ચય જાણનારો છે અને કૃષ્ણની જેમ સર્વ ગુણથી સંપન્ન છે. જેમ તું વસુઓની લક્ષ્મીનું નિવાસસ્થાન છે, તેમ તું યજ્ઞોનું આધારસ્થાન પણ છે. બળમાં તું દંભોદ્ભવ સમાન છે; તું પરશુરામની જેમ શસ્ત્ર અને અસ્ત્ર બન્ને જાણે છે; તારું તેજ ઔર્વ અને ત્રિતને તુલ્ય છે; અને ભગીરથના જેવો તું દુષ્પ્રેક્ષ્ય છે. ૮-૧૬

સૂતપુત્ર બોલ્યાઃ-તેણે આ પ્રમાણે સ્તુતિ કરી, એટલે રાજા, સભાસદો, ઋત્વિજો અને અગ્નિ પ્રસન્ન થયા. હવે રાજા જનમેજય તેના હૃદયના ભાવો જોઈને આ પ્રમાણે બોલ્યો. ૧૭

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પસત્રમાં આસ્તીકકૃત રાજસ્તુતિ' એ નામનો અધ્યાય ૫૫ મો સમાપ્ત**

# અધ્યાય ૫૬ મો

## આસ્તીકને વરદાન

॥ जनमेजय उवाच ॥

बालोऽप्ययं स्थविर इवावभाषते नायं बालः स्थविरोऽयं मतो मे ॥ इच्छाम्यहं वरमस्मै प्रदातुं तन्मे विप्राः संविदध्वं यथावत् ॥१॥

જનમેજય બોલ્યાઃ-બાળક હોવા છતાં વૃદ્ધની જેમ બોલે છે. મારા અભિપ્રાય પ્રમાણે એ વૃદ્ધજ છે. હું એને વરદાન આપવા ઇચ્છું છું. તો હે વિપ્રો! તમે યથાર્થ વિચાર કરો. ૧

સભાસદો બોલ્યાઃ-બ્રાહ્મણ બાળક હોય, તોય રાજાએ તેનું સન્માન કરવું જોઇએ. તે વિદ્વાન હોય, તો તો તેને વિશેષ સન્માન ઘટે છે. તેથી તમારા તરફથી એની સર્વ કામનાઓ પૂર્ણ થવી યોગ્ય છે; પણ તે પહેલાં આપણે એવું કરો કે તક્ષક ઝટ આવી પડે. ૨

સૂતપુત્ર બોલ્યાઃ-તે પછી વરદાન આપવાની ઇચ્છાવાળા રાજાએ જ્યાં બ્રાહ્મણને 'વરદાન માગ' એવું કહેવા માંડ્યું, ત્યાં અપ્રસન્નચિત્ત થયેલા હોતાએ કહ્યું કે, 'આ યજ્ઞકર્મમાં તક્ષક આવે નહિ ત્યાં સુધી તમે વરદાન આપશો મા. ૩

જનમેજય બોલ્યાઃ-આ મારું કામ સમાપ્ત થાય અને તક્ષક જલદી આવે એવો તમે સૌ પરમ શક્તિથી પ્રયત્ન કરો. કેમકે, એજ મારો શત્રુ છે.

ઋત્વિજો બોલ્યાઃ-હે રાજન્! અમારા મંત્રોના દેવતાઓ અને અગ્નિ અમને જે કહે છે તે પ્રમાણે તક્ષક ભયનો માર્યો ઇન્દ્રના ભવનમાં ભરાયો છે. ૪,૫

વળી રક્તનેત્ર મહાત્મા પૌરાણિક સુતજીએ આ વાત પહેલેથી જણાવી હતી. તેમને પૂછવામાં આવતાં, તેમણે આ વખતે પણ રાજાને કહ્યું: 'હે નરદેવ! બ્રાહ્મણો કહે છે તેમજ છે. પૂર્વકાળના વૃત્તાંતને જાણીને હું કહું છું કે હે રાજન્! ઇન્દ્રે તેને વરદાન આપ્યું છે કે, 'તું મારી પાસે સંતાઈને રહે-તને અગ્નિ નહિ બાળે.' આ સાંભળીને દીક્ષિત રાજા તપી ઊઠ્યો, તેણે કર્મસમયે હોતાને પ્રેરણા કરી, એટલે હોતાએ પ્રયત્નપૂર્વક મંત્રોચ્ચારોથી તક્ષકનું આવાહન કર્યું.

તરતજ, સર્વ દેવોથી સ્તુતિ પામતા અને મેઘો, વિદ્યાધરો તેમજ અપ્સરાઓના સમૂહોથી અનુસરાતા મહાનુભાવ ઇન્દ્રરાજ વિમાનમાં બેસી ત્યાં આવ્યા. તેમના ઉપરણામાં સંતાઈ રહેલા અને ભયથી ઉદ્વેગ પામેલા તે તક્ષકનાગને જરાય શાંતિ રહેતી નહોતી. પછી ક્રોધવશ થયેલા અને તક્ષકનો અંત ઇચ્છતા એ રાજાએ મંત્રવેત્તાઓને આ પ્રમાણે કહ્યું—

જનમેજય બોલ્યાઃ-હે વિપ્રો! તક્ષકનાગ જો ઇન્દ્રભુવને છે, તો તેને ઇન્દ્રની સાથેય અગ્નિમાં હોમી દો. ૬-૧૧

સૂતપુત્ર બોલ્યાઃ-રાજા જનમેજયે તક્ષકના સંબંધમાં આ આજ્ઞા આપી, એટલે હોતાએ ત્યાં રહેલા તક્ષકનાગનું આવાહન કર્યું. આમ

આહાવન થતાં વ્યાકુલ થયેલો તક્ષકનાગ ઇન્દ્રની સાથે આકાશમાં એક ક્ષણમાં દેખાયો. ઇન્દ્ર પોતે પણ તે યજ્ઞને જોઈને ભારે ભય પામ્યો. અને ત્રાસ લાગવાથી પોતે તક્ષકને છોડીને પોતાને ભવને ચાલ્યો ગયો. ૧૨-૧૪

હે રાજેન્દ્ર! ઇન્દ્ર ચાલ્યો ગયો, ત્યારે આમ ભયથી મૂઢ બનેલો તક્ષક મંત્રની શક્તિ આગળ પરવશ થઈ અગ્નિની જ્વાલા પાસે આવી લાગ્યો.

**ઋત્વિજો બોલ્યાઃ**—હે રાજેન્દ્ર! હે પ્રભુ! તમારું કર્મ વિધિવત્ ચાલે છે. આ દ્વિજમુખ્યને તમારે વરદાન આપવું યોગ્ય છે. ૧૫,૧૬

**જનમેજય બોલ્યાઃ**—હે અમાપ શક્તિશાળી બાલક! હું તને યોગ્ય એવું અપ્રતીમ વરદાન આપું છું. તારા હૃદયમાં તું જે ઇચ્છતો હોય તે તું માગી લે. તે આપી શકાય એવું ન હશે, તોય હું તને તે આપીશ. ૧૭

**ઋત્વિજો બોલ્યાઃ**—હે રાજા! જુઓ, પેલો તક્ષક ઝટઝટ તમારા વશમાં આવ્યો! તે ભયંકર ફૂંફાડા મારે છે, તેનો આ મહાનાદ સંભળાય છે. સાચેજ, વજ્રધારી ઇન્દ્રે તેને છોડી દીધો છે અને મંત્રના બલથી તેની કાયા ત્રાસી ઊઠી છે. તે સ્વર્ગથી ભ્રષ્ટ થયો છે, એવો ચેતનહીન થઇને તે નાગ આકાશમાં ઘુમરડી ખાય છે. આ આવ્યો! તીવ્ર નિસાસા નાખતો એ નાગરાજ!

**સૂતપુત્ર બોલ્યાઃ**—નાગનાથ તક્ષક અગ્નિમાં હોમાવાની તૈયારીમાં હતો, તે વખતે 'આજ તક છે' એમ માની આસ્તીક બોલ્યોઃ—'હે જનમેજય! તમે મને વરદાન આપોજ છો, તો હું માગું છું-તમારો આ સત્ર અટકી જાઓ, એમાં હવે સરપો ન પડો.' હે બ્રહ્મન્! તેણે આ માણે કહ્યું, ત્યારે તે પરીક્ષિતપુત્ર જનમેજયે પ્રસન્ન મને આસ્તીકને આ વચન કહ્યાં: 'હે મુ! સોનું, રૂપું, ગાય અને બીજું જે કાંઈ ગો તે હું તમને આપું, પણ હે બ્રાહ્મણ! ારો આ યજ્ઞ નિવૃત્ત થાઓ નહિ.' ૧૮-૨૩

**આસ્તીક બોલ્યોઃ**—હે રાજન્! સોનું, રૂપું કે ગાય એમાંનું કશુંજ હું તમારી પાસે માગતો નથી. તમારો આ યજ્ઞ બંધ પડો કે જેથી મારા મોસાળપક્ષનું કલ્યાણ થાય. ૨૪

**સૂતપુત્ર બોલ્યાઃ**—આસ્તીકે આ પ્રમાણે કહ્યું, ત્યારે શ્રેષ્ઠ વક્તા જનમેજયરાજે આસ્તીકને વારંવાર આ વચન કહ્યું: 'હે દ્વિજવરોમાં ઉત્તમ! તમે બીજું કલ્યાણકારી વરદાન માગો.' પણ, હે ભૃગુનંદન! તે આસ્તીકે બીજું વરદાન માગ્યુંજ નહિ. હવે, હે તાત! સર્વ વેદવેત્તા સભાસદોએ રાજાને કહ્યું: 'બ્રાહ્મણ તેનું માગ્યું વરદાન પામો.' ૨૫-૨૭

**ઈતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'આસ્તીકને વરપ્રદાન' નામનો અધ્યાય ૫૬ મો સમાપ્ત**

# अध्याय ५७ मो

## સર્પનામકથન

॥ शौनक उवाच ॥

ये सर्पाः सर्पसत्रेऽस्मिन् पतिता हव्यवाहने ॥
तेषां नामानि सर्वेषां श्रोतुमिच्छामि सूतज ॥१॥

**શૌનક બોલ્યાઃ**—હે સૂતપુત્ર! તે સર્પસત્રમાં જે સર્પો અગ્નિમાં પડ્યા હતા, તે સર્વનાં હું નામો સાંભળવા ઇચ્છું છું. ૧

**સૂતપુત્ર બોલ્યાઃ**—હે દ્વિજોત્તમ! તેમાં હજારો, લાખો અને દશ દશ કોટી સર્પો હોમાઈ ગયા હતા-ઘણા હોવાથી તેમની સંખ્યા ગણી શકાય એમ નથી. તો પણ, અગ્નિમાં જે મુખ્ય મુખ્ય સર્પો હોમાયા હતા, તેમનાં નામ મને સાંભરે છે તે પ્રમાણે હું કહું છું; તમે તે સાંભળો. વાસુકિના કુલમાં જન્મેલા અને રાતા, ધોળા, મહાકાય, ભયંકર વિષવાળા, માતાના શાપથી પીડાયેલા, પરતંત્ર થયેલા તથા દીન એવા જે સર્પો અગ્નિમાં હોમાયા હતા, તેમનાં નામ હું પ્રથમ કહું છું, તે તમે સાંભળો. ૨-૫

કોટિશ, માનસ, પૂર્ણ, શલ, પાલ, હલીમક, પિચ્છલ, કૌણપ, ચક્ર, કાલવેગ, પ્રકાલન, હિરણ્યબાહુ, શરણ, કક્ષક અને કાલદન્તક એ વાસુકિવંશી નાગો અગ્નિમાં હોમાયા હતા. હે વિપ્ર! એ ઉપરાંત એ કુલના બીજા ઘણાયે ઘોર રૂપવાળા અને મહાબલવાળા સર્પો ભડભડતા અગ્નિમાં હોમાયા હતા. હવે તક્ષકના કુલમાં જન્મેલા નાગોનાં નામ કહું છું તે તમે સાંભળો. પુચ્છાણ્ડક, મણ્ડલક, પિણ્ડસેક્તા, રભેણક, ઉચ્છિખ, શરભ, ભંગ, બિલ્વતેજ, વિરોહણ, શિલિ, શલકર, મૂક, સુકુમાર, પ્રવેપન, મુદ્ગર, શિશુરોમા, સુરોમા અને મહાહનુ એ તક્ષકવંશી નાગો અગ્નિમાં હોમાઈ ગયા હતા. ૯–૧૧

પારાવત, પારિયાત, પાંડર, હરિણ, કૃશ, વિહંગ, શરભ, મેદ, પ્રમોદ અને સંહતાપન એ ઐરાવત કુલના નાગો અગ્નિમાં પડ્યા હતા. હે દ્વિજોત્તમ! હવે કૌરવ્યવંશી નાગોનાં નામો તું સાંભળ. એરક, કુણ્ડલ, વેણી, વેણીસ્કંધ, કુમારક, બાહુક, શૃંગવેર, ધૂર્તક, પ્રાતર ને આતક એ કૌરવ્યકુલના નાગો અગ્નિમાં બલિ થઈ ગયા. ધૃતરાષ્ટ્રકુળમાં જન્મેલા, પવનવેગી અને મહાઝેરીલા નાગોનાં નામો હું કહું છું, તે તમે સાંભળો. શંકુકર્ણ, પિઠરક, કુઠાર, સુખસેચક, પૂર્ણાંગદ, પૂર્ણમુખ, પ્રહાસ, શકુનિ, દરિ, અમાહઠ, કામઠક, સુષેણ, માનસ, અવ્યય, ભૈરવ, મુણ્ડવેદાંગ, પિશંગ, ઉદ્રપારક, ઋષભ, વેગવાન, નાગ, પિણ્ડારક, મહાહનુ, રક્તાંગ, સર્વસારંગ, સમૃદ્ધ, પટવાસક, વરાહક, વીરણક, સુચિત્ર, ચિત્રવેગિક, પરાશર, તરુણક, મણિ, સ્કંધ અને આરુણિ.

હે બ્રહ્મન્! આ મેં કીર્તિવર્ધન નાગોનાં નામો કહ્યાં. તે ઘણા હોવાથી મેં બધાં કહ્યાં નથી–માત્ર મુખ્ય મુખ્ય જ કહ્યાં છે. એમના પુત્રો અને એ પુત્રોના પુત્રો જે પ્રદીપ્ત અગ્નિશિખામાં ઝંપલાઈ ગયા, તેમની તો ગણતરી જ થઈ શકે એમ નથી. બીજા ત્રણ માથાંવાળા, સાત માથાંવાળા અને દશ માથાંવાળા કાલાગ્નિ જેવા ભયંકર વિષધારીઓ સેંકડો અને હજારોની સંખ્યામાં હોમાઈ ગયા. વળી વિશાળ કાયાવાળા, મહાવેગવાળા, પર્વતના શિખર જેવા ઊંચા, જોજન જેટલા વિસ્તારવાળા, બે જોજનને ઘેરી વળનાર, ઇચ્છારૂપ લેનાર, ઇચ્છાબલ ધારણ કરનાર અને પ્રદીપ્ત અગ્નિના જેવા ભયંકર વિષવાળા એવા સર્પો માતાના બ્રહ્મદંડરૂપી શાપથી પીડાઈને તે મહાસત્રમાં બળી ગયા હતા. ૧૨–૨૪

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પનામકથન' નામનો અધ્યાય ૫૭ મો સમાપ્ત

---

# અધ્યાય ૫૮ મો

## સર્પોનું આસ્તીકને વરદાન

॥ सौतिरुवाच ॥

इदमत्यद्भुतं चान्यदास्तीकस्यानुशुश्रुम ॥
तथा वरैश्छंद्यमाने राज्ञा पारिक्षितेन हि ॥ १ ॥

સૂતપુત્ર બોલ્યા:–રાજા જનમેજયે આસ્તીકને વરદાનથી પ્રસન્ન કર્યો ત્યારે તે આસ્તીકને વિશે આ એક બીજું આશ્ચર્ય અમે સાંભળ્યું છે. ઇન્દ્રના હાથમાંથી છૂટો પડેલો તક્ષક નાગ જ્યારે આકાશમાં અધ્ધર ઊભો રહ્યો, ત્યારે જનમેજય રાજાને અતિ ચિન્તા થઈ કે પ્રદીપ્ત અગ્નિમાં વિધિપૂર્વક તક્ષકની આહુતિ અપાઈ છે, તો પણ તે ભયત્રસ્ત તક્ષક હજુ અગ્નિમાં પડ્યો નથી!

શૌનક બોલ્યા:–હે સૂતપુત્ર! શું તે બુદ્ધિશાળી વિપ્રોના મંત્રસમૂહ તે વખતે જૂઠા પડી ગયા હતા, એટલે તક્ષક અગ્નિમાં પડ્યો નહિ? ૧–૨

સૂતપુત્ર બોલ્યા:–ઇન્દ્રના હાથમાંથી છૂટા થયેલા અને ચેતના વગરના થયેલા તે સર્પને આસ્તીકે ત્રણ વાર કહ્યું 'ઊભો રહે, ઊભો રહે!' આથી, જેમ કોઈ માણસ આકાશ અને પૃથ્વીની અંતરિયાળ રહે

ચિરાતા હૃદયે અંતરિક્ષમાં ઊભો રહ્યો.× 'પછી સભાસદોથી વારંવાર પ્રેરાઇને રાજાએ આ વચન કહ્યું: 'આસ્તીકે કહ્યું છે તેમ થાઓ; હવે આ યજ્ઞ સમાપ્ત થાઓ; સરપો દુઃખમુક્ત થાઓ. આ આસ્તીક પ્રસન્ન થાઓ અને સૂતની તે વાણી સત્ય ઠરો.'[૫–૮]

આમ આસ્તીકને વરદાન આપવામાં આવતાં પ્રીતિજનક હર્ષધ્વનિ થઈ રહ્યો. પાણ્ડવનંદન રાજા જનમેજયનો તે યજ્ઞ આટલેથી બંધ થયો. તે ભરતવંશી જનમેજય રાજા પ્રસન્ન થયા અને તેમણે ઋત્વિજો, સભાસદો તેમજ જે બીજા ત્યાં આવ્યા હતા, તેમને સેંકડો અને હજારો મુદ્રાઓનું દાન કર્યું. 'બ્રાહ્મણને નિમિત્તે આ સર્પસત્ર બંધ રહેશે' એવું સ્થપતિ લોહિતાક્ષ સૂતે આગળથીજ કહ્યું હતું, તેને રાજાએ પુષ્કળ ધન આપ્યું. અખિલ પરાક્રમી એ નરપતિ તે લોહિતાક્ષને યથાયોગ્ય ભોજનવસ્ત્રાદિ દ્રવ્યો આપી પ્રસન્નતા પામ્યા. પછી તેમણે વિધિમાં જણાવેલી ક્રિયા પ્રમાણે અવભૃથસ્નાન કર્યું. પ્રસન્ન થયેલા રાજાએ તે બુદ્ધિમાન, કૃતાર્થ અને પ્રીતિયુક્ત આસ્તીકનો સારી રીતે આદરસત્કાર કરી તેને ઘેર વળાવ્યો. રાજાએ તેને કહ્યું: 'તમે ફરી આવજો! મારા અશ્વમેધ નામના મહાયજ્ઞમાં તમે સભાસદ થજો.'[૯–૧૬]

સૂતપુત્ર બોલ્યાઃ—આ રીતે પોતાનું અલૌકિક કાર્ય કરીને તથા રાજાને સંતોષ પમાડીને તે આસ્તીક આનંદયુક્ત થઈ, 'બહુ સારું' કહી, ત્યાંથી દોડી ગયો. પરમપ્રસન્ન થયેલો તે તેની મા અને મામા પાસે ગયો અને પ્રણામપૂર્વક તેમને સર્વ વૃત્તાંત યથાસ્થિત સંભળાવ્યું. ભયમુક્ત થયેલા જે સર્પો ત્યાં એકઠા થયા હતા, તેઓ આ સાંભળીને આસ્તીક ઉપર પ્રસન્ન થયા અને આનંદિત થઇને બોલ્યાઃ 'તું મનગમતું વરદાન માગી લે.' તેઓ વારંવાર બોલ્યાઃ 'હે વિદ્વાન! અમે તારું આજે શું ભલું કરીએ? અમને બધાને તેં ભયથી મુક્ત કર્યા તેથી અમે અતિપ્રસન્ન થયા છીએ. હે વત્સ! તારું અમે શું ઇચ્છિત કરીએ?'

આસ્તીક બોલ્યોઃ—આ લોકના જે બ્રાહ્મણો અને જે બીજા મનુષ્યો પ્રસન્ન થઇને સવારે અને સાંજે આ મારા ધર્માખ્યાનનો પાઠ કરે, તેમને તમારો કોઈ ભય ન હો એ હું માગું છું. પ્રસન્ન થયેલા તે નાગોએ ભાણેજને કહ્યું: 'હે ભાણા! આ તારી ઇષ્ટ ઇચ્છા સત્ય થાઓ. પ્રસન્નતા પામેલા અમે સર્વ રીતે તારી ઇચ્છાનુસાર કરીશું.[૧૭–૨૨]

જે કોઈ દિવસે કે રાત્રે અસિત, આર્તિમાન અને સુનીથનું નામસ્મરણ કરશે તેને સર્પથી ભય રહેશે નહિ.[૨૩]

જે મહાયશસ્વી આસ્તીક જરત્કારુ ઋષિથી જરત્કારુનાગિનીમાં જન્મ્યા છે અને જેમણે તમને સર્પોને સર્પસત્રમાં રક્ષ્યા છે, તે આસ્તીકનું હું સ્મરણ કરું છું—હે મહાભાગ્યશાળી સર્પો! હું તમારાથી હણાવા યોગ્ય નથી.[૨૪]

હે સર્પ! હે મહાવિષધર! અહીંથી ચાલ્યો જા—તારું કલ્યાણ થાઓ. જનમેજયના યજ્ઞના અંત વખતનાં આસ્તીકનાં વચનને તું સંભાર.[૨૫]

આસ્તીકનું વચન સાંભળીને જે સર્પ પાછો ન વળશે, તેના માથાના શિંશપ ઝાડના ફળની પેઠે સેંકડો ચૂરા થઈ જશે.*[૨૬]

× लोकान्मंत्रान्महेंद्राच्च ब्राह्मणे वीर्यमद्भुतम् ।
तक्षको येन खे तस्थाविल्यास्तीकेऽनुवर्णितम् ॥

લોકથી, મંત્રથી અને મહેંદ્રથી પણ બ્રાહ્મણમાં અદ્ભુત વીર્ય રહેલું છે, જેથી તે સર્વનું આકર્ષણ છતાં તક્ષક સર્પ આકાશમાં અધ્ધર રહ્યો હતો, આ આસ્તીકપર્વમાં વર્ણવ્યું છે. —ગણેશ

* ૨૩ થી ૨૬ સુધીના આ શ્લોકો સર્પભય દૂર કરનારા મંત્રરૂપે બોલાય છે. તે મૂળ શ્લોકો નીચે આપ્યા છે.

असितं चार्तिमंतं च सुनीथं चापि यः स्मरेत् ।
दिवा वा यदि वा रात्रौ नास्य सर्पभयं भवेत् ॥
यो जरत्कारुणा जातो जरत्कारौ महायशाः ।
आस्तीकः सर्पसत्रे वः पन्नगान्योऽभ्यरक्षत ॥
तं स्मरंतं महाभागा न मां हिंसितुमर्हथ ॥२४॥

સૂતપુત્ર બોલ્યાઃ–ત્યાં એકઠા થયેલા મોટા મોટા સર્પોએ આસ્તીકને આ પ્રમાણે કહ્યું, એટલે તે દ્વિજવર મહાત્મા અત્યંત પ્રીતિ પામ્યા અને તેમણે ત્યાંથી જવાની ઇચ્છા કરી. સર્પસત્રમાં સર્પોનું રક્ષણ કરીને અને આ લોકમાં પુત્રપૌત્રાદિ મૂકીને તે દ્વિજશ્રેષ્ઠ ધર્માત્મા યથાકાલે પરલોકમાં ગયા. આમ મેં તમને આસ્તીકનું આખ્યાન યથાર્થ રીતે કહ્યું છે. જે એ આખ્યાનનું કીર્તન કરશે તેને ક્યારેય સર્પોનો ભય નહિ રહે. હે બ્રહ્મન્! હે ભાર્ગવશ્રેષ્ઠ! તમારા પૂર્વજ પ્રમતિએ પોતાના પુત્ર રુરુએ પૂછતાં જે આ આસ્તીક કવિનું સુંદર આખ્યાન કહ્યું હતું અને જે મેં સાંભળ્યું હતું, તે હે વિપ્ર! મેં આદિથી માંડીને, તમને કહ્યું છે. હે બ્રહ્મન્! ડુંડુભે કહેલું વાક્ય સાંભળીને તમે મને પ્રશ્ન કર્યો હતો. હે શત્રુદમન! આ ધર્મિષ્ઠ અને પુણ્યવર્ધન આસ્તીકનું આખ્યાન સાંભળીને તમારું તે મહાન કુતૂહલ દૂર થાઓ.* ૨૭–૩૨

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'સર્પસત્ર' નામનો અધ્યાય ૫૮ મો સમાપ્ત**

**આસ્તિકપર્વ સમાપ્ત**

**सर्पापसर्प भद्रं ते गच्छ सर्प महाविष ।**
**जनमेजयस्य यज्ञान्ते आस्तीकवचनं स्मर ॥२५॥**
**आस्तीकस्य वचः श्रुत्वा यः सर्पो न निवर्तते ।**
**शतधा भिद्यते मूर्ध्नि शिंशवृक्षफलं यथा ॥२६॥**

* ગરુડાખ્યાનનું રહસ્ય–કદ્રૂ અને વિનતા તે કુમતિ અને સુમતિ, કામ તથા ક્રોધ વગેરે સર્પો, તાપને શાંત કરનારો અરુણ તે સુકૃત–પુણ્ય, ગરુડ તે અંતર્યામીમાં પ્રવૃત્ત થતી બુદ્ધિ, જે અનિત્ય કર્મફલરૂપી અમૃતને ઇચ્છતી નથી અને સર્પો તેની ઇચ્છા કરતાં નિષ્ફળ આશાવાળા થયા તથા વિષ્ણુ અને ઇંદ્ર–નારાયણ અને નર ગરુડને પ્રાપ્ત થયા. અર્થાત્ કુમતિથી કામક્રોધાદિક થાય છે અને તે થતાં ઇચ્છિત કર્મફળ પણ મળતું નથી તો તેથી આગળનું તો મળેજ ક્યાંથી? સુમતિથી પુણ્ય તેથી અંતર્યામીમાં જતી બુદ્ધિ, વૃત્તિ, જે કર્મફલને ઇચ્છતી નથી એટલે પ્રથમ સગુણ અને પછી નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

અમૃતમંથનનું રહસ્યઃ–તુલ્ય યત્ન કરતાં પણ સ્ત્રીમાં આસક્ત મનવાળા અસુરસમૂહને અમૃત મળ્યું નહિ અને (હરિમાં શ્રદ્ધા રાખનારા) દેવોને તે પ્રાપ્ત થયું.

સર્પસત્રનું તાત્પર્યઃ–સાધુપુરુષ પરીક્ષિતને બ્રાહ્મણના અપમાનથી ભય થયો અને અસાધુ સર્પો બ્રાહ્મણના આશ્રયથી નિર્ભય થયા; અર્થાત્ બ્રાહ્મણનો આશ્રય અસાધુને પણ અભય આપે છે અને બ્રાહ્મણનું અપમાન કરનારા સાધુપુરુષને પણ ભય થાય છે.

—નીઃ

આસ્તીકપર્વમાં સંતતિની સ્તુતિ, બ્રાહ્મણના શ્રયથી સર્વ વિપત્તિની નિવૃત્તિ તથા બ્રાહ્મણનું સામર્થ્ય વર્ણવ્યું છે.

# अंशावतरण पर्व

## अध्याय ५९ मो

### મહાભારતની કથા કહેવા પ્રેરણા

॥ शौनकउवाच ॥

**भृगुवंशात् प्रभृत्येव त्वया मे कीर्तितं महत् ॥**
**आख्यानमखिलं तात सौते प्रीतोऽस्मि तेन ते ॥**

શૌનક બોલ્યાઃ–હે સૂતપુત્ર! તમે મને ભૃગુવંશથી માંડીને જે મહાન આખ્યાન સંપૂર્ણ રીતે સંભળાવ્યું છે, તેથી હું તમારા ઉપર પ્રસન્ન થયો છું. હે સૂતનંદન! હું તમને ફરી વિનવું છું કે, તમે વ્યાસજીએ નિર્મેલી સર્વ કથાઓ મને યથાવત્ કહો. તે પરમ દુષ્કર સર્પસત્રમાં મહાત્મા સભાસદોના યજ્ઞકર્મના અવકાશના સમયમાં જે જે વિષયો ઉપર જે જે આશ્ચર્યકારી કથાઓ થઈ હોય, તે હે સૂતપુત્ર! તમારી પાસેથી હું સાંભળવા ઇચ્છું છું; તો તમે તે યથાર્થ રીતે અમને કહો. ૧–૪

સૂતપુત્ર બોલ્યાઃ–કર્મના વચગાળામાં બ્રાહ્મણો વેદના આશ્રયવાળી કથાઓ કહેતા હતા, ત્યારે વ્યાસજી તો મહાભારતના આશ્ચર્યકારક આખ્યાનનું કીર્તન કરતા હતા. ૫

**શૌનક બોલ્યાઃ**–જનમેજયના પૂછવાથી તે કૃષ્ણદ્વૈપાયને કર્મક્રિયાના ગાળામાં પાંડવોનો જશ વધારનારું મહાભારતનું જે આખ્યાન વિધિપૂર્વક સંભળાવ્યું હતું, તે પુણ્યકથાને હું યથાવિધિ સાંભળવા ઇચ્છું છું. તો હે સજ્જન-વર ! મહાનુભાવ મહર્ષિના મનરૂપી મહાસાગરમાંથી ઉત્પન્ન થયેલી એ સર્વરત્નભરી કથા તમે મને કહો. ૧-૮

**સૂતપુત્ર બોલ્યાઃ**–શ્રીકૃષ્ણદ્વૈપાયનનું માન્ય એવું તે મહાભારતનું મહાન અને ઉત્તમ આખ્યાન હું તમને મૂળથી માંડીને કહીશ. હે દ્વિજ ! હું એ સર્વ પૂરેપૂરું કહું છું, તમે તે સાંભળો. તે કહેતાં મને પણ અત્યંત આનંદ ઊભરે છે. ૯,૧૦

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અંશાવતરણપર્વમાં ‘ કથાનુબંધ ’ નામનો અધ્યાય ૫૯ મો સમાપ્ત**

---

# અધ્યાય ૬૦ મો

## મહાભારતની કથાનો આરંભ

॥ सौतिरुवाच ॥

**श्रुत्वा तु सर्पसत्राय दीक्षितं जनमेजयम् ॥**
**अभ्यगच्छदृषिर्विद्वान् कृष्णद्वैपायनस्तदा ॥१॥**

**સૂતપુત્ર બોલ્યાઃ**–જનમેજય રાજાએ સર્પસત્રની દીક્ષા લીધી છે, એ સાંભળીને વિદ્વાન ઋષિ કૃષ્ણદ્વૈપાયન ત્યાં પધાર્યા. તેમને કાલી નામની કન્યાએ યમુનાદ્વીપમાં શક્તિના પુત્ર પરાશરથી જન્મ આપ્યો હતો. તે પાંડવોના પિતામહ હતા. તેમણે જન્મતાંની સાથેજ પોતાના દેહને યથેચ્છ વિકસાવ્યો હતો. તે મહાયશસ્વીએ વેદાંગો અને ઇતિહાસો સાથે વેદોનું અધ્યયન કર્યું હતું. તપમાં, વેદના અધ્યયનમાં, વ્રતોમાં, ઉપવાસોમાં, સંતતિમાં અને યજ્ઞમાં કોઈ તેમને ચઢી જઈ શકતું નહોતું. તે શ્રેષ્ઠ વેદવેત્તાએ વેદને ચાર ભાગમાં વહેંચ્યા હતા. તે કવિ અને બ્રહ્મજ્ઞાની હતા, તે બ્રહ્મર્ષિ હતા, તે સદાચારી અને સત્યવ્રતી હતા. તે મહાયશસ્વી પુણ્યશ્લોક શાંતનુની સંતતિ વિસ્તારતાં પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુરને ઉત્પન્ન કર્યા હતા. એવા તે મહાત્મા પોતાના વેદવેદાંગમાં પારંગત થયેલા શિષ્યો સાથે રાજર્ષિ જનમેજયના યજ્ઞમંડપમાં આવ્યા. ત્યાં અનેક સભાસદો, દેશદેશના અનેક રાજ્યાધિકારી રાજાઓ અને યજ્ઞકાર્યમાં કુશલ એવા બ્રહ્માના જેવા ઋત્વિજોથી વીંટાઇને બેઠેલા જનમેજયરાજાને તેમણે દેવોથી વીંટાઇને બેઠેલા ઇન્દ્રના જેવો જોયો. ૧-૯

હે ભરતશ્રેષ્ઠ ! રાજર્ષિ જનમેજય તે ઋષિને પધારેલા જાણીને પોતાની મંડલી સાથે ઊભો થયો અને તત્કાલ પ્રીતિપૂર્વક સામે લેવા ગયો. ઇન્દ્રરાજ ગુરુ બૃહસ્પતિને જેમ આસન આપે, તેમ રાજા જનમેજયે સભાસદોની અનુમતિથી તે ઋષિને સુવર્ણાસન આપ્યું. તે આસન ઉપર બિરાજેલા અને દેવર્ષિઓના સમૂહથી પૂજા પામેલા તે વરદાયી વ્યાસજીની રાજા જનમેજયે શાસ્ત્રવિધિ પ્રમાણે પૂજા કરી. તેણે પૂજ્ય પિતામહ કૃષ્ણદ્વૈપાયનને વિધિપૂર્વક પગ ધોવાનું જલ, આચમનીય, અર્ઘ્ય અને ગાય અર્પણ કર્યાં. પાંડવવંશી જનમેજયની તે પૂજા સ્વીકારીને તથા ગાયને પાછી લઈ જવાની આજ્ઞા આપીને, વ્યાસજી તે વખતે પ્રસન્ન થયા. ૧૦-૧૪

આ રીતે પ્રપિતામહ વ્યાસજીનું પ્રીતિપૂર્વક પૂજન કર્યા પછી, પ્રસન્ન થયેલો જનમેજય તેમની નિકટમાં બેઠો અને તેમનું ક્ષેમકુશળ પૂછવા લાગ્યો. ભગવાન વ્યાસજીએ પણ તેને જોઇને પોતાના કુશળસમાચાર કહ્યા. સર્વ સભાસદોએ વ્યાસજીનું પૂજન કર્યું અને તેમણે સભાસદોની વળતી પૂજા કરી. તે પછી સભાસદો સાથે રહી રાજા જનમેજયે હાથ જોડીને દ્વિજોત્તમ વ્યાસજીને આ પ્રમાણે પૂછ્યું. ૧૫-૧૭

# जनमेजयनी सभामां भारतकथन



રાજર્ષિ જનમેજયે સર્પસત્ર માટે દીક્ષા લીધેલી સાભળીને શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ શિષ્યોસહિત યજ્ઞસભામા પધાર્યા. રાજર્ષિ મડળસહિત સામા જઈ તેડી લાવ્યા, સુવર્ણાસને પધરાવ્યા, અર્ઘ્યપૂજાદિ કર્યાં અને પાસે બેસી ક્ષેમકુશળ પૂછ્યુ. પછી સર્વથી પૂજાયલા એવા તે શ્રીવ્યાસ ભગવાને સભાસદોની સામી પૂજા કરી પછી જનમેજયે પોતાના પ્રપિતામહ મહર્ષિ વ્યાસપ્રત્યે હાથ જોડીને પોતાના પૂર્વજોના યુદ્ધના કારણ ઇત્યાદિ કહેવા પ્રાર્થના કરી વ્યાસની આજ્ઞા થતા તેમના શિષ્ય વૈશપાયન સર્વને નમસ્કાર કરી મહાભારતનો ઇતિહાસ કહેવા લાગ્યા.

જનમેજય બોલ્યાઃ–હે દ્વિજશ્રેષ્ઠ! આપે કૌરવો અને પાંડવોને પ્રત્યક્ષ જોયા છે, તો આપ તેમનાં ચરિત્રો કહો; તે સાંભળવાની મને ઇચ્છા છે. હે દ્વિજશ્રેષ્ઠ! મારા સર્વ પિતામહો ક્રોધાદિથી રહિત કર્મવાળા હતા, તો તેમની વચ્ચે ફાટફૂટ કેમ પડી? દૈવે કરીને અનિષ્ટ ચિત્તવાળા થયેલા તે પૂર્વજોની વચ્ચે પ્રાણીસંહારક મહાન યુદ્ધ કેમ થયું? હે દ્વિજવર! આ બધો સમગ્ર વૃત્તાંત આપ મને યથાર્થતાથી કહો.

સૂતપુત્ર બોલ્યાઃ–તેનું તે વચન સાંભળીને શ્રીકૃષ્ણદ્વૈપાયને તે વખતે પાસે બેઠેલા પોતાના શિષ્ય વૈશંપાયનને આજ્ઞા આપીઃ 'અગાઉ કુરુઓ અને પાંડવો વચ્ચે જે ફૂટ પડી હતી તે વિશે તેં મારી પાસેથી જે સાંભળ્યું છે, તે બધું તું આ રાજાને કહે.' પછી તે વિપ્રવરે ગુરુજીની આજ્ઞા માથે ચડાવી તે રાજાને, સભાસદોને તેમજ બીજા સર્વ રાજાઓને, કુરુઓ અને પાંડવોની ફાટફૂટ તથા તેમનો સર્વનાશ એ વિશેનો સર્વ પ્રાચીન ઇતિહાસ કહી સંભળાવ્યો. ૧૮–૨૪

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અંશાવતરણપર્વમાં 'કથાનુબંધ' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત

## अध्याय ६१ मो

### સંક્ષિપ્ત મહાભારત

॥ वैशंपायन उवाच ॥

गुरवे प्राङ् नमस्कृत्य मनोबुद्धिसमाधिभिः॥
संपूज्य च द्विजान्सर्वांस्तथान्यान्विदुषोजनान्॥

વૈશંપાયન બોલ્યાઃ–પ્રથમ મન, બુદ્ધિ અને એકચિત્તતાથી ગુરુશ્રીને નમસ્કાર કરું છું; પછી સર્વ બ્રાહ્મણો તથા અન્ય વિદ્વજ્જનોને વંદન કરું છું. સર્વ લોકમાં વિખ્યાત, બુદ્ધિમાન, અને મહાત્મા તે મહર્ષિ વ્યાસજીનો સંપૂર્ણ મત કહું છું. હે રાજા! આ ભારતની કથા સાંભળવા માટે તમે સુયોગ્ય છો. ગુરુની આજ્ઞા જાણે મારા મનને ઉત્સાહ આપી રહી છે. હે રાજન્! કુરુ અને પાંડવો વચ્ચે ભેદ પડયો, રાજ્યના નિમિત્તે જૂગટું મંડાયું, પાંડવોને વનવાસ મળ્યો અને સમસ્ત પૃથ્વીનો ઘાણ કાઢી નાખનારું યુદ્ધ થયું, એ બધું હે ભરતોત્તમ! તમારા પૂછવાથી હું તમને કહીશ. ૧–૫

પિતા મૃત્યુ પામ્યા પછી તે યુધિષ્ઠિરાદિ વીરો વનમાંથી ઘેર આવ્યા અને ટૂંક વખતમાંજ વેદશાસ્ત્રોમાં તથા ધનુર્વિદ્યામાં વિદ્વાન થઈ ગયા. સત્ય, વીર્ય અને ઓજસથી સંપન્ન, નગરજનોએ માન્ય ગણેલા અને શ્રી તથા યશવાળા એ પાંડવોને જોઇને કુરુવોને આંખમાં ખૂંચવા લાગ્યું. ક્રૂર દુર્યોધને, કર્ણે અને શકુનિએ તેમને કેદ કરવા અને દેશવટે મોકલવા માટે વિવિધ ઉપાયો કરવા માંડ્યા. પછી કુલિંગ પક્ષીના મતને અનુસરતા (કુલિંગ પક્ષી સિંહની દાઢમાં ગયેલું માંસ લેવા યત્ન કરે છે) તે શઠ દુર્યોધને રાજ્યને નિમિત્તે પાંડવોને વિધવિધ ઉપાયોથી પીડવા માંડ્યા. તે પાપી ધૃતરાષ્ટ્રપુત્રે એક વાર ભીમને અન્નમાં ઝેર આપ્યું, પણ તે વીર વૃકોદર તેને પચાવી ગયો. વળી એક વાર ગંગાકિનારે પ્રમાણકોટિ વડ નીચે સૂતેલા ભીમસેનને બાંધીને, તેણે તેને ગંગાજીનાં જલમાં ફેંકી દીધો અને પોતે નગરમાં આવી રહ્યો. કુન્તીપુત્ર મહાબાહુ ભીમસેને જાગતાંજ પોતાનાં બંધનો કાપી નાખ્યાં અને વ્યથારહિત થઈ ઉપર આવ્યો.

એક બીજી વાર તેણે સૂઈ રહેલા ભીમસેનને સર્વ અંગે કાળા અને મહાઝેરીલા સરપો કરડાવ્યા, પણ તે શત્રુનાશન વીર મરણ ન પામ્યો. પાંડવો વિષે કૌરવોએ જે અપકાર્યો યોજ્યાં, તેમાં પાંડવોને બચાવવામાં તથા તેમના તે ઉપાયોને પાછા વાળવામાં મહામતિ વિદુર સદા પ્રયત્નવાન રહેતા. સ્વર્ગમાં રહેલો ઇન્દ્ર જેમ જીવલોકનો સુખદાતા છે, તેમ વિદુરજી પણ પાંડવોના નિરંતર સુખદાતા હતા. જ્યારે દૈવથી

ને માટે રક્ષાયેલા પાંડવોને દુર્યોધન ગુપ્ત અને પ્રગટ એવા વિવિધ ઉપાયોથી પણ મારી શક્યો નહિ, ત્યારે કર્ણ અને દુઃશાસન વગેરે મંત્રીઓ સાથે મંત્રણા કરીને તથા ધૃતરાષ્ટ્રની આજ્ઞા મેળવીને તેણે એક લાક્ષાગૃહ બનાવવાની આજ્ઞા આપી. પછી પોતાના પુત્રનુંજ ભલુ ઇચ્છતા એ અમ્બિકાસુત રાજા ધૃતરાષ્ટ્રે રાજ્ય ભોગવવાની લાલસાને કારણે તે પાંડવોને ત્યાં વિદાય કર્યા. બધા પાંડવો હસ્તિનાપુરમાંથી માતા સાથે ત્યાં જવા નીકળ્યા. જતી વેળાએ વિદુરજી તે મહાત્માઓના સલાહકાર થયા. તેથી કરીને, તેઓ લાક્ષાગૃહમાંથી બચી ગયા અને મધરાતે વનમાં ભાગી ગયા. ૬-૨૦

શત્રુનાશન મહાત્મા પાંડવો કુન્તીમાતા સાથે વારણાવત નગરમાં જઇને રહ્યા. તેઓ ત્યાં સાવધ રહી પુરોચનથી પોતાનું રક્ષણ કરતા હતા. ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે તેઓ એક વર્ષ સુધી લાક્ષાગૃહમાં વસ્યા. વિદુરજીની પ્રેરણા પ્રમાણે તેમણે સુરંગ ખોદાવડાવી. પછી લાક્ષાગૃહને આગ લગાડીને તથા પુરોચનને બાળી મૂકીને તે શત્રુદમન પાંડવો ભયભીત ચિત્તે માતા સાથે ત્યાંથી દોડયા ગયા. ત્યાં વનના ઝરણાની પાસે તેમણે હિડિમ્બ નામનો એક ભયંકર રાક્ષસ જોયો અને તે રાક્ષસેન્દ્રને મારી નાખ્યો. પોતે ઓળખાઈ જશે એવી બીકને લીધે તથા ધૃતરાષ્ટ્રના પુત્રોના ભયથી બીને તે પાંડવો ત્યાંથી રાતોરાતજ આગળ દોડયા. અહીં ભીમસેનને હિડિમ્બા મળી અને તેનાથી તેને ઘટોત્કચ પુત્ર થયો. પછી તીવ્ર વ્રતવાળા તે પાંડવો એકચક્રા નગરીમાં ગયા. એ એકચક્રામાં તેઓ વેદનું અધ્યયન કરવાવાળા બ્રહ્મચારીઓને રૂપે માતા સાથે એક બ્રાહ્મણને ઘેર કેટલોક વખત રહ્યા. ત્યાં વૃકોદર ભીમસેનને મહાબાહુ અને મહાબળિયા એવા માણસખાઉ બક નામના ભૂખ્યા રાક્ષસનો ભેટો થયો. પુરુષોમાં સિંહ જેવા વીર ભીમ પાંડવે પોતાની ભુજશક્તિના પરાક્રમથી તેને મારી નાખ્યો અને નગરનું સંકટ શમાવ્યું. હવે તેમણે પાંચાલ દેશમાં કૃષ્ણાનો સ્વયંવર થાય છે એમ સાંભળ્યું. તેઓ ત્યાં ગયા અને તેને પ્રાપ્ત કરી. દ્રૌપદીને પામીને તેઓ ત્યાં એક વર્ષ રહ્યા. આમ પ્રકટ થયેલા તે અરિદમન પાંડવો પાછા હસ્તિનાપુર આવ્યા. ૨૧-૩૧

રાજા ધૃતરાષ્ટ્રે તથા શાંતનુપુત્ર ભીષ્મે તેમને કહ્યું: 'બેટા! ભાઈઓ સાથે તમને વિરોધ ન થાય, તેટલા સારુ અમે તમારે માટે ખાંડવપ્રસ્થમાં વાસ વિચાર્યો છે. આથી વિવિધ વસતિવાળા અને પહોળી સરિયામ સડકોવાળા,તે ખાંડવપ્રસ્થમાં તમે મત્સરમુક્ત થઈને રહેવા જાઓ.' તેમનાં વચનથી તે પાંડવો સર્વ સંબંધીઓ અને સર્વ રત્નો લઈને ખાંડવપ્રસ્થ નગરમાં ગયા. પરમધાર્મિક, સત્યવ્રતી, સતત જાગ્રત, ઉદ્યોગી અને ક્ષમાવાન છતાં અનેક શત્રુઓને તાપ આપનારા તે પાંડવો ત્યાં ઘણાં વર્ષો રહ્યા. તેમણે પોતાના શસ્ત્રને પ્રતાપે બીજા રાજાઓ પોતાને વશ કર્યા. ૩૨-૩૬

મહાયશસ્વી ભીમસેને પૂર્વ દિશા જીતી, વીર અર્જુને ઉત્તર દિશા જીતી, નકુલે પશ્ચિમ દિશા જીતી અને શત્રુનાશી સહદેવે દક્ષિણ દિશા જીતી., આમ તે બધાએ સમગ્ર વસુધાને વશ કરી. સૂર્યના જેવા પાંચ અદ્ભુત પરાક્રમી પાંડવોથી અને આકાશમાં વિરાજતા સૂર્યથી પૃથ્વી જાણે છ સૂર્યવાળી થઈ. ૩૭-૩૯

પછી કોઈ એક નિમિત્તે તેજસ્વી, અને સત્યપરાક્રમી, ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના પ્રાણથીયે વિશેષ વહાલા, સ્થિર મનવાળા સર્વ ગુણોથી યુક્ત અને સવ્યસાચી એવા પુરુષસિંહ ભાઈ અર્જુનને વનમાં મોકલ્યો. તે (સૌર માસની ગણતરીએ) અગિયાર વર્ષ અને દશ માસ વનમાં રહ્યો અને પછી ક્યારેક દ્વારકામાં હૃષીકેશ શ્રીકૃષ્ણ પાસે ગયો. ત્યાં કમલનયની અને કલ્યાણભાષિણી તે

વાસુદેવની નાની બહેન સુભદ્રાને અર્જુને પત્ની તરીકે મેળવી. જેમ ઇન્દ્રાણી ઇન્દ્ર સાથે જોડાય અને જેમ લક્ષ્મીજી નારાયણ સાથે જોડાય, તેમ સુભદ્રા અર્જુન પાંડવ સાથે પ્રીતિપૂર્વક જોડાઈ. હે નૃપશ્રેષ્ઠ ! કુંતીપુત્ર અર્જુને શ્રીકૃષ્ણની સાથે ખાંડવવનમાં અગ્નિને તૃપ્ત કર્યો. જેમ પોતાના કાર્ય વિશે નિષ્ઠા રાખનારા શ્રીકૃષ્ણને શત્રુઓને મારવાનાં જરાય કઠિનતા લાગતી નહોતી, તેમ શ્રીકેશવ સાથે હોવાથી અર્જુનને પણ કોઈ કાર્ય ભારે જણાતું નહોતું. ૪૦-૪૬

અગ્નિએ પૃથાસુત અર્જુનને ઉત્તમ ગાંડીવ ધનુષ્ય આપ્યું, સાથે અક્ષય બાણવાળા બે ભાથા આપ્યા અને એક કપિધ્વજ રથ આપ્યો. ત્યાં અર્જુને મય નામના મહા અસુરનો ઉગારો કર્યો અને તે મયે સર્વ 'રત્નોવાળું દિવ્ય સભાગૃહ બનાવ્યું. મૂર્ખ અને દુર્બુદ્ધિ દુર્યોધને આ સભા વિશે લોભ કર્યો. શકુનિ સાથે રહીને તેણે યુધિષ્ઠિરને જૂગટામાં છેતર્યા અને તેમને બાર વર્ષ માટે વનવાસ તેમજ એક વર્ષ કોઈક રાજ્યમાં અજ્ઞાતવાસ એમ તેર વર્ષનો દેશવટો આપ્યો. પછી ચૌદમે વર્ષે પાછા આવી તેમણે પોતાની સંપત્તિ માગી, પણ તે તેમને ન મળી, એટલે હે મહારાજ! યુદ્ધ થયું. તેમાં અનેક ક્ષત્રિયોને મારીને તથા રાજા દુર્યોધનને હણીને પાંડવોએ પોતાનું ગયેલું રાજ્ય પાછું મેળવ્યું. હે જયશીલોમાં શ્રેષ્ઠ! તે શુભકર્મી પાંડવોનો આ પ્રાચીન ઇતિહાસ છે. આમ રાજ્યવિનાશ આણનારી ફૂટ પડી હતી અને અંતે પાંડવોનો જય થયો હતો. ૪૭-૫૬

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અંશાવતરણપર્વમાં 'ભારતસૂત્ર' નામનો અધ્યાય ૬૧ મો સમાપ્ત**



# અધ્યાય ૬૨ મો

## મહાભારતનું માહાત્મ્ય

॥ जनमेजय उवाच ॥

**कथितं वै समासेन त्वया सर्वं द्विजोत्तम॥**
**महाभारतमाख्यानं कुरूणां चरितं महत् ॥१॥**

જનમેજય બોલ્યાઃ-હે દ્વિજશ્રેષ્ઠ! તમે કુરુવંશીઓના ચરિત્ર વિશેનું મહાભારત નામનું મહાન આખ્યાન સંક્ષેપમાં કહ્યું છે. હે નિષ્પાપ! હે તપોધન! વિચિત્ર અર્થવાળી એ કથા તમે કહો. તેને વિસ્તારથી સાંભળવા માટે મને ઘણું કુતૂહલ થયું છે. તો તમે ફરીથી એ કથા વિસ્તારથી કહો. પૂર્વજોનાં મહાન ચરિત્રો સાંભળતાં હું ધરાતો નથી. ધર્મજ્ઞ પાંડવોએ વધને યોગ્ય નહિ એવાઓને હણી નાખ્યા, છતાં લોકો તેમની પ્રશંસા કરે છે; તો તેનું કારણ કંઈ નાનુંસૂનું નહિ હોય. નરોમાં સિંહ જેવા, સમર્થ શક્તિવાળા અને નિષ્પાપ એવા પાંડવોએ દુરાત્માઓએ કરેલા ક્લેશોને કેમ ખમી લીધા ? હે દ્વિજવર! દશ હજાર હાથીનું બલ ધારણ કરનારા ભુજપરાક્રમી એવા વૃકોદર ભીમે દુઃખ પડવા છતાં ક્રોધને કેમ વશમાં રાખ્યો ? દુષ્ટજનોએ સંતાપ્યા છતાં, તે કૃષ્ણા-દ્રૌપદીએ-પોતે શક્તિમતી છતાં ક્રોધદૃષ્ટિથી ધૃતરાષ્ટ્રપુત્રોને કેમ બાળી નાખ્યા નહિ ? દુષ્ટાત્માઓથી દુઃખ પામતાં છતાં નરશ્રેષ્ઠ એવા પૃથાપુત્રો (ભીમ અને અર્જુન) તથા માદ્રીપુત્રો (નકુલ અને સહદેવ) શા માટે જુગારના વ્યસની યુધિષ્ઠિરની પાછળ વનમાં ગયા ? વળી ધાર્મિકોમાં શ્રેષ્ઠ, ધર્મવેત્તા અને ધર્મપુત્ર તે યુધિષ્ઠિર પોતે આ પરમ દુઃખને અયોગ્ય હતા, છતાં શા માટે તેમણે તે દુઃખો સહી લીધાં? શ્રીકૃષ્ણ જેના સારથિ છે એવા ધનંજયે એકલે હાથે કેમ કરીને સર્વ વિશાળ સેનાને યમરાજને ઘેર પહોંચાડી દીધી? હે તપોધન! એ જેમ બન્યું હતું તેમ

અને મહારથીઓએ ત્યાં જે જે કર્યું હતું તે સર્વ તમે મને કહો. ૧-૧૧

વૈશંપાયન બોલ્યાઃ-હે મહારાજ! જરા ખમી જાઓ. શ્રીકૃષ્ણદ્વૈપાયને કહેલું આ પુણ્ય આખ્યાન ઘણું મોટું છે-હું ક્રમેક્રમે તે કહું છું. સર્વ લોકમાં પૂજાયેલા, અમાપ તેજવાળા અને મહાત્મા તે મહર્ષિ વ્યાસનો સમગ્ર મત હું તમને કહીશ. પરમ તેજસ્વી સત્યવતીપુત્રે પુણ્ય કર્મવાળા એક લાખ શ્લોકોમાં આ વ્યાખ્યાન કર્યું છે. જે વિદ્વાન આ મહાભારતને સંભળાવશે અને જે માણસ એને સાંભળશે, તે બ્રહ્મલોકને પામીને દેવની તુલ્યતા મેળવશે. ઋષિએ સ્તવેલું આ પુરાણ વેદોની સમાન છે, પવિત્ર અને ઉત્તમ છે, શ્રવણ કરવા યોગ્ય વિષયોમાં તે શ્રેષ્ઠ છે. આ મહા પવિત્ર ઇતિહાસમાં અર્થ અને કામનો સમગ્ર ઉપદેશ આપવામાં આવ્યો છે, એટલુંજ નહિ પણ તેમાં પરમ નૈષ્ઠિક નિર્ણય છે. ૧૨-૧૭

જે વિદ્વાન ઉદાર, દાનપરાયણ, સત્યપરાયણ અને આસ્તિક લોકોને આ શ્રીકૃષ્ણદ્વૈપાયનરચિત વેદ સંભળાવશે, તેને ધન પ્રાપ્ત થશે. ભ્રૂણહત્યા કર્યાથી થયેલું પાપ પણ આ ઇતિહાસ સાંભળવાથી છૂટી જાય છે, એ નિઃસંશય છે. જેમ ચન્દ્ર રાહુથી મુક્ત થાય છે, તેમ ભારે દુરાચારી પુરુષ પણ આ ઇતિહાસ સાંભળવાથી સર્વ પાપોથી મુક્ત થાય છે. આ ઇતિહાસનું નામ 'જય' છે, માટે જયની ઇચ્છાવાળાએ એ સાંભળવો જોઈએ. એ સાંભળવાથી રાજા પૃથ્વીને જીતે છે-જ અને શત્રુઓને હરાવે છે. વળી આ ઇતિહાસ શ્રવણ કરવાથી શ્રેષ્ઠ પુત્રની પ્રાપ્તિ થાય છે અને મહા કલ્યાણ થાય છે. યુવાન રાજા પટરાણી સાથે એનું વારંવાર શ્રવણ કરે, તો એને વીરપુત્ર થાય અથવા રાજ્યાધિકારિણી પુત્રી થાય. આ ઇતિહાસ પવિત્ર ધર્મશાસ્ત્ર છે, આ પરમ અર્થશાસ્ત્ર છે અને આ મોક્ષશાસ્ત્ર છે, એમ અમાપ બુદ્ધિવાળા વ્યાસદેવે કહ્યું છે. ૧૮-૨૩

અત્યારે કોઈ કોઈ આ મહાભારતનું કીર્તન કરે છે અને ભવિષ્યમાં બીજા અનેક તેને સાંભળશે. આ સાંભળીને પુત્રો પિતાને આજ્ઞાધીન થાય છે અને તેમના પ્રિયકારી બને છે. જે માણસ આનું શ્રવણ કરે છે, તેનું શરીર, મન કે વાણીથી થયેલું તમામ પાપ એકદમ છૂટી જાય છે. ભરતકુલનું આ મહાન જન્મવૃત્તાંત જે ઈર્ષ્યારહિત થઇને સાંભળે છે તેને વ્યાધિનો ભયજ રહેતો નથી, તો પછી તેને પરલોકનો ભય ક્યાંથીજ હોય? મહાત્મા પાંડવોની તથા વિપુલ લક્ષ્મીથી તેજસ્વી, સર્વ વિદ્યાઓથી વિશુદ્ધ અને લોકોમાં વિખ્યાત કર્મવાળા એવા બીજા ક્ષત્રિયોની લોકમાં કીર્તિ પ્રકટાવવાને નિમિત્તે પુણ્ય ચાહનારાળા શ્રીકૃષ્ણદ્વૈપાયને ધન, યશ, આયુષ્ય, પુણ્ય અને સ્વર્ગને પ્રાપ્ત કરાવનાર આ પવિત્ર ઇતિહાસ કહ્યો છે. જે માણસ પુણ્યને અર્થે આ લોકમાં પવિત્ર બ્રાહ્મણોને આ મહાપવિત્ર મહાભારત સંભળાવે છે, તેને સનાતન ધર્મ પ્રાપ્ત થાય છે. જે માણસ પવિત્ર થઈને કુરુઓના વિખ્યાત વંશનું સતત કીર્તન કરશે, તેનો વંશ વિસ્તાર પામશે અને લોકમાં તે સર્વશ્રેષ્ઠ પૂજ્ય થશે.

જે માણસ નિયમવ્રતમાં રહી ચોમાસાના ચાતુર્માસમાં આ મહાભારતનું પઠન કરશે, તે સર્વ પાપોથી મુક્ત થશે. ભારતનો પાઠ કરનારો તે વેદોમાં પારંગત થયેલો ગણાશે. આ મહાભારતમાં પવિત્ર અને પાપમુક્ત દેવો, રાજર્ષિઓ તથા બ્રહ્મર્ષિઓનું તેમજ શ્રીકૃષ્ણનું કીર્તન કરવામાં આવ્યું છે. વળી એમાં ભગવાન ભૂતનાથ તથા ભગવતી ભવાનીનું કીર્તન છે. એમાં એકથી વિશેષ માતાઓથી જન્મ પામેલા કાર્તિકેયની ઉત્પત્તિકથા છે. એમાં ગાયો અને બ્રાહ્મણોનું માહાત્મ્ય કહેવાયું છે. આ મહાભારત સર્વ વેદોના સમૂહરૂપ છે. ધર્મબુદ્ધિવાળાઓએ એનું શ્રવણ કરવું જોઇએ. જે વિદ્વાન બ્રાહ્મણ આ લોકમાં પર્વને દિવસે આનું શ્રવણ કરાવે

છે, તે નિષ્પાપ થઈ, સ્વર્ગને જીતે છે અને સનાતન બ્રહ્મલોકને પામે છે. જે માણસ શ્રાદ્ધને અંતે આ મહાભારતનું એક પદ સરખું પણ બ્રાહ્મણોને સંભળાવે છે, તેનું તે શ્રાદ્ધ તેના પિતૃઓને અક્ષય તૃપ્તિ આપે છે. માણસે દિવસે ઇન્દ્રિયોથી અથવા મનથી, જાણતાં કે અજાણતાં, જે પાપ કર્યાં હોય છે, તે આ મહાભારતનું આખ્યાન સાંભળતાંજ ક્ષય પામે છે. ³⁴–³⁹

ભરતકુલના મોટા જન્મવૃત્તાંતો આમાં વર્ણવાયા છે, તેથી એ મહાભારત કહેવાય છે. જે મહાભારતનો વ્યુત્પત્તિયુક્ત અર્થ જાણે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે; કેમકે એ ભરતવંશનો મહાઅદ્ભુત ઇતિહાસ છે. આ કથાઅનુકીર્તનથી માણસોનાં મહાપાતકો છૂટી જાય છે. શક્તિશાળી શ્રીકૃષ્ણદ્વૈપાયન મુનિ પવિત્ર અને નિત્ય ઉદ્યોગપરાયણ રહીને ત્રણ વર્ષમાં આદિથી મહાભારત રચીને સફલમનોરથ થયા હતા. એ મહર્ષિએ તપ અને નિયમનું પાલન કરી આ રચ્યુ છે. તેથી બ્રાહ્મણોએ નિયમશીલ રહીને એનું શ્રવણ કરવું જોઈએ. શ્રીકૃષ્ણદ્વૈપાયને કહેલી ભારતની આ પવિત્ર અને ઉત્તમ કથાને જે બ્રાહ્મણો સંભળાવશે અને જે માનવો તેનું શ્રવણ કરશે, તેમને કદીય પાપ નહિ અડે–પછી ભલે તેઓ સુકર્મી હોય કે કુકર્મી હોય. ધર્મની કામનાવાળા માણસે આ સર્વ ઇતિહાસને આખોય સાંભળવો જોઈએ; તેમ કર્યે તેને સિદ્ધિ સાંપડશે. માણસ આ મહાપવિત્ર ઇતિહાસ સાંભળીને જે પ્રસન્નતા મેળવે છે, તે સ્વર્ગલોકને પામ્યા છતાં પણ તેને મળતી નથી. ⁴⁰–⁴⁶

જે પુણ્યવાન માણસ શ્રદ્ધાપૂર્વક આ અદ્ભુત કથાને સાંભળે છે અથવા સંભળાવે છે, તેને રાજસૂય અને અશ્વમેધ યજ્ઞોનું ફળ મળે છે. જેમ સમુદ્ર ભગવાન અને મહાગિરિ મેરુ એ બન્ને રત્નનિધિ તરીકે પ્રખ્યાત છે, તેમ આ ભારત પણ છે. આ મહાભારત વેદોની સમાન છે, તે રત્નનિધિ ઉત્તમ અને પવિત્ર છે; તે કર્ણમધુર અને સાંભળવા યોગ્ય છે, તે પાપહારી અને શીલવર્ધક છે. હે રાજન્! જે માણસ વાચકને આ મહાભારત ભેટ આપે છે, તેણે જાતે સાગરરૂપી કટિમેખલાવાળી સર્વ પૃથ્વીનું દાન કર્યું છે. હે પરીક્ષિતપુત્ર! પુણ્ય અને વિજય અર્થે હું એ દિવ્ય કથા સમગ્ર રીતે કહું છું–એ આનંદદાયી કથા તું સાંભળ. નિત્ય ઉદ્યોગી-શ્રીકૃષ્ણદ્વૈપાયન મુનિએ આ અદ્ભુત મહાભારત ત્રણ વર્ષમાં રચ્યું છે. હે ભરતોત્તમ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સંબંધમાં જે અહીં છે, તેજ બીજે છે; પણ જે અહીં નથી તે બીજે ક્યાંય નથી. ⁴⁷–⁵³

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અંશાવતરણપર્વમાં 'મહાભારત પ્રશંસા' નામનો અધ્યાય ૬૨ મો સમાપ્ત**

## अध्याय ६३ मो

### વ્યાસાદિની ઉત્પત્તિ

॥ वैशंपायन उवाच ॥

राजोपरिचरो नाम धर्मनित्यो महीपतिः ॥
बभूव मृगयां गंतुं सदा किल धृतव्रतः ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–રાજા ઉપરિચર નામે એક ધર્મશીલ પૃથ્વીપતિ હતો. તે સદા મૃગયાનો વ્રતધારી હતો. પુરુવંશને આનંદ આપનારા તે વસુ રાજાએ ઇન્દ્રના ઉપદેશથી ચેદિ નામના રમણીય પ્રદેશ ઉપર અધિકાર મેળવ્યો હતો. એક સમયે શસ્ત્રાસ્ત્ર મૂકી દઇને, તે તપસ્વી થઈ આશ્રમમાં રહેતો હતો. ત્યારે દેવોએ વિચાર્યું કે, 'આ રાજા તપથી ઇન્દ્રપદને યોગ્ય થશે' એવું વિચારી તે રાજા પાસે આવ્યા અને સમજાવટથી તેને તપમાંથી નિવૃત્ત કરવા લાગ્યા. ¹–⁴

દેવો બોલ્યાઃ–હે પૃથ્વીનાથ! પૃથ્વીમાં તારે લીધે આ ધર્મ ઘટે એ યોગ્ય નથી. કેમકે ધારણ કરવામાં આવેલો ધર્મજ સમગ્ર જગતને ધારણ કરી રહ્યો છે. ⁵

ઇન્દ્ર બોલ્યાઃ–તું એકાગ્રતાથી, નિત્ય ઉદ્યોગી રહી, લોકમાં ધર્મનું પાલન કર. એમ ધર્મયુક્ત થયેલો તું સનાતન એવા પુણ્ય-લોકોને જોશે. તું મર્ત્યલોકમાં રહેનારો છે અને હું સ્વર્ગલોકનો વાસી છું. તોય તું મારો પ્રિય સખા છે. હે નરનાથ! પૃથ્વીમાં જે રમણીય દેશ છે, તેમાં તું વાસ કર. આ દેશ પશુઓને મંગલ-કારી છે, પવિત્ર છે, બહુ ધન અને અતિ ધાન્યથી ભરપૂર છે. તે સ્વર્ગ સમાન હોઈ રક્ષણ કરવા-યોગ્ય છે. તે સૌમ્ય છે, ભોગો અને ભૂમિના ગુણોથી યુક્ત છે, ધન તથા રત્નો આદિથી પૂર્ણ છે અને તે સંપત્તિવાન છે. અહીંની પૃથ્વી વસુ-ઓથી ભરેલી છે. હે ચેદિનાથ! તું આ ચેદિ-દેશમાં નિવાસ કર. ૬–૯

અહીંના લોકો ધર્મશીલ, સુસંતોષી અને સાધુતાવાળા છે. તેઓ મશ્કરીમાંયે જૂઠું બોલતા નથી, તો પછી બીજી વખતે તો ક્યાંથીજ જૂઠું બોલે? અહીં વડીલની સેવામાં તત્પર રહેલા પુત્રો પિતાથી જુદા થતા નથી. અહીં કોઈ દૂબળા બળદને ઝૂંસરીએ જોડતું નથી કે ભારે બોજ ઉપડાવતું નથી. હે માનનીય! ચેદિદેશમાં સર્વ વર્ણો સ્વધર્મમાં પરાયણ છે. ત્રણે લોકમાં એવું કશુંજ નથી જે તું જાણતો નથી. આ હું તને દેવોના ઉપભોગનું; દિવ્ય, આકાશગામી અને સ્ફટિકનું બનાવેલું વિમાન આપું છું; તે સદા આકાશમાં તારી સેવામાં રહેશે. સર્વ મર્ત્યોમાં એક તુંજ આ શ્રેષ્ઠ વિમાનમાં વિરાજીને શરીર-ધારી સાક્ષાત્ દેવની જેમ ઉપર આકાશમાં ફરશે. હું તને કરમાય નહિ તેવાં કમલોની વૈજયન્તી માલા આપું છું–સંગ્રામમાં શસ્ત્રોની સામે તે તારું અખંડ રક્ષણ કરશે. હે નરપતિ! આ 'ઇન્દ્ર માલા' તરીકે પ્રખ્યાત થશે અને એ જ તારું ધન્ય, અજોડ અને મહાન લક્ષણ થશે. ૧૦–૧૬

સૂતપુત્ર બોલ્યાઃ–વૃત્રઘ્ન ઇન્દ્રરાજે તેને પ્રેમચિહ્ન તરીકે શિષ્ટ જનોનું પાલન કરનારી એક વાંસની લાકડી આપી. એક વરસ પછી રાજાએ ઇન્દ્રની પૂજા માટે તે લાકડીને જમીનમાં ખોસી. હે રાજન્! ત્યારથી આરંભીને આજ સુધી શ્રેષ્ઠ રાજાઓ વસુની પેઠે વાંસની લાકડીને જમીનમાં ખોસે છે અને પછી બીજે દિવસે, વસ્ત્ર, ચંદન, માલા તથા આભૂષણોથી અલંકૃત કરેલી તે લાકડીને રાજાઓ ઊંચી કરે છે, તેમજ તેને વિધિપૂર્વક પુષ્પમાલા લપેટી રાખે છે. પછી અહીં હંસરૂપધારી ભગવાન ઇન્દ્રનું પૂજન કરવામાં આવે છે. કેમકે, મહાત્મા વસુને માટેજ ઇન્દ્રે આ રૂપ પ્રીતિપૂર્વક લીધું હતું. ૧૭–૨૦

રાજશ્રેષ્ઠ વસુએ કરેલી તે શુભ પૂજા જોઇને તે સમર્થ મહેન્દ્રદેવ પ્રસન્ન થયા અને બોલ્યાઃ 'જે માણસો અને નૃપતિઓ ચેદિનાથ રાજવી-ની જેમ મારું પૂજન કરશે તથા આનંદથી કરા-વશે, તેમને તથા તેમના દેશોને લક્ષ્મી તથા વિજય મળશે–તેમનો અધિકારપ્રદેશ વિશાળ અને હર્ષપૂર્ણ થશે. હે નરપતિ! આ રીતે તે મહાત્મા ઇન્દ્રરાજે મહારાજા વસુને પ્રેમ-પૂર્વક સત્કાર્યા. ભૂમિ અને રત્ન આદિનાં દાન કરીને જે માણસો સદા-મહેન્દ્રનો ઓચ્છવ કરાવશે, તેઓ પૂજ્ય બનશે. વરદાન તથા મહા-યજ્ઞો વડે તેમજ ઇન્દ્રના ઉત્સવે કરીને ઇન્દ્રથી સત્કાર પામેલા તે ચેદિનાથ વસુ ચેદિ દેશમાં રહીને, આ પૃથ્વીનું ધર્મપૂર્વક પાલન કરવા લાગ્યા. ઇન્દ્ર પ્રત્યેની પ્રીતિથી ચેદિપતિ વસુએ ઇન્દ્રનો મહોત્સવ કરવા માંડયો. ૨૧–૨૯

અમાપ તેજસ્વી એ વસુને પાંચ મહાવીર્ય-વાન પુત્રો થયા. તે સમ્રાટે તે પુત્રોને વિવિધ રાજ્યોની ગાદી આપી. તેમાંનો મહારથી બૃહદ્-રથ તે મગધદેશનો વિખ્યાત રાજા થયો. બીજો પ્રત્યગ્રહ હતો અને પછી કુશામ્બ–જેનું બીજું નામ મણિવાહન હતું તે હતો. હે રાજન્! ચોથો માવેલ્લ હતો અને પાંચમો અપરાજિત યદુ હતો. હે રાજન્! તે મહાતેજસ્વી રાજર્ષિ-

ના આ પાંચ પુત્રો હતા. તેમણે પોતપોતાને નામે પોતપોતાના દેશો અને નગરો વસાવ્યાં. પાંચ વસુપુત્ર રાજાઓના અલગ અલગ અને સ્થાયી વંશો ચાલ્યા. મહાત્મા વસુરાજા જ્યારે ઇન્દ્રના આપેલા સ્ફટિક વિમાનમાં આકાશમાં ઊડતા હતા, ત્યારે ગંધર્વો અને અપ્સરાઓ તેમની સ્તુતિ કરતાં હતાં. આમ ઉપર ચરવાથી —ફરવાથી તેમનું 'રાજા ઉપરિચર' એવું નામ વિખ્યાત થયું. ૩૦–૩૪

તેમની રાજ્યધાની પાસે વહેતી શુક્તિમતી નદીને ચેતનાયુક્ત કોલાહલ પર્વતે કામયુક્ત થઇને રોકી દીધી હતી. વસુએ તે કોલાહલ પર્વતને લાત મારી અને તે પ્રહારે કરીને પડેલી બખોલમાંથી તે નદી બહાર નીકળી પડી. પર્વતે તે નદીમાં એક જોડકું પેદા કર્યું. પોતાના છુટકારાથી પ્રસન્ન થયેલી તે નદીએ પોતેજ રાજાને તે જુગલ અર્પણ કર્યું. એમાં એક પુરુષ હતો. અરિનાશન, વસુદાતા અને નરપતિશ્રેષ્ઠ વસુએ તેને પોતાનો સેનાપતિ બનાવ્યો. એમાંની કન્યા ગિરિકાને રાજાએ પોતાની પત્ની કરી. એક સમે ઋતુકાલમાં આવેલી અને ગર્ભાધાન માટે સ્નાનશુદ્ધ થયેલી વસુની પત્નીએ તેને કામનો કાલ કહ્યો. તે દિવસે, હે શ્રેષ્ઠ બુદ્ધિમાન! રાજશ્રેષ્ઠ વસુના પિતૃઓએ પ્રસન્ન થઈ તેને કહ્યું: 'તું મૃગોને હણી અમને પ્રસન્ન કર.' ૩૫–૪૧

પિતૃઓની તે આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતાં તે રાજા મૃગયાએ ગયો, તો પણ અત્યંત લાવણ્યવતી અને સાક્ષાત્ બીજી લક્ષ્મી જેવી ગિરિકાને તે કામચિત્તે સ્મરતો રહ્યો, ત્યારે વસંતઋતુ હતી અને વળી તે વન ગન્ધર્વરાજના ઉપવન જેવું હતું. તેમાં અશોક, ચંપક, આંબા, અતિમુક્ત, નાગકેસર, કર્ણિકાર, બકુલ, દિવ્ય પાટલ, પાટલ, નાળિયેરી, ચંદન અને અર્જુન આદિ અનેક મીઠાં ફળવાળાં રમણીય મહાવૃક્ષો હતાં. તેમાં કોકિલસમૂહનું કૂજન હતું અને મત્ત ભ્રમરોનો ગુંજારવ હતો. રાજા કામથી વિવશ થઈ ગયો. ત્યાં એણે ગિરિકાને ન જોઈ, એટલે કામથી સળગી રહેલો તે આમતેમ ઘૂમવા લાગ્યો.

ત્યાં ફરતાં ફરતાં તેણે એક રમણીય અશોકવૃક્ષ જોયું. તેની ડાળીની અણીઓ ફૂલોથી છવાયેલી હતી, તે પલ્લવોથી સુશોભિત હતું અને ગુચ્છોથી ઢંકાયેલું હતું; તે મધ અને સુવાસથી સંયુક્ત હતું અને તેનાં ફૂલની મહેંક મનોહર હતી. નરપતિ વસુ તેની છાયામાં નીચે સુખથી બેઠો. પવનથી પ્રેરાતાં તેને કામહર્ષ થયો. ગહન વનમાં ફરતાં તેને વીર્યસ્ખલન થયું. તે ખરતાં જ, 'મારું વીર્ય વ્યર્થ ન પડે' એમ વિચારી તે ભૂમિનાથે એ વીર્યને વૃક્ષના એક પાંદડામાં ઝીલી લીધું. તેણે ફરી ફરીને વિચાર્યું: 'મારું આ વીર્યપતન મિથ્યા ન જ થાય, મારી પત્નીનો ઋતુકાલ અફલ ન જ જાય.' આમ ફરી ફરીને વિચારીને અને વીર્યની અમોઘતા જાણીને, તે રાજશ્રેષ્ઠે પટરાણીને માટે વીર્ય મોકલવાનો આ સમય છે એમ નિશ્ચય કર્યો. ૪૨–૫૩

સૂક્ષ્મ ધર્મના અર્થતત્ત્વને જાણવાવાળા તે રાજાએ તે વીર્યને મંત્રથી શુદ્ધ કર્યું. પાસે ઊભેલા તથા વેગથી જવાવાળા બાજપક્ષી પાસે જઈ કહ્યું: 'હે સૌમ્ય! મારું હિત કરવા સારુ તું આ મારું વીર્ય મારે ઘેર લઈ જા અને ગિરિકાને ઝટ આપ. આજેજ તેને આર્તવ છે.' વેગવાન બાજપક્ષીએ તરતજ તે લીધું અને અતિ વેગ ધારણ કરીને તે પક્ષીએ ઊડવા માંડ્યું. ઊડતા જતા એ બાજને બીજા એક બાજે જોયો અને તેને જોતાંજ માંસની શંકાએ તેના ઉપર ઝપટ મારી. એ બેઉ વચ્ચે આકાશમાં ચાંચથી યુદ્ધ થયું. તેઓ લડતા હતા તેવામાં તે શુક્ર યમુનાના જલમાં ગરી પડ્યું. હવે તે વખતે અદ્રિકા નામની એક વિખ્યાત સુંદર અપ્સરા,બ્રહ્માના શાપને લીધે માછલી બનીને યમુનામાં ફરતી હતી; તે મત્સ્યરૂપિણી

ત્યાં આવીને બાજની પકડમાંથી પડેલા વસુના તે વીર્યને એકદમ ગળી ગઈ. ૫૪-૬૦

એક દિવસે માછીમારોએ તે માછલીને જળમાં પકડી. હે ભરતશ્રેષ્ઠ! દસમો મહિનો થતાં, તેણે તેના ઉદરમાંથી એક સ્ત્રી અને એક પુરુષ એમ બે માણસ–બહાર કાઢયાં. તે માછીમારોએ આ આશ્ચર્યકારી વાત રાજાને જઈ જણાવી અને કહ્યું: 'હે મહારાજ! માછલીની કાયામાં આ બે મનુષ્યો જન્મ્યાં છે.' રાજા ઉપરિચરે તે બેમાંથી પુરુષને પોતે લીધો. તે મત્સ્ય નામે સત્યવચની અને ધાર્મિક રાજા થયો. તે અપ્સરા પણ તેજ ક્ષણે શાપથી મુક્ત થઈ; કેમકે, ભગવાને તે મત્સ્યયોનિ પામેલી સુંદર અપ્સરાને કહ્યું હતું કે, 'બે માનવબાલોને પ્રસવ આપી તું શાપમુક્ત થઈશ.' તેણે બે મનુષ્યોને જન્મ આપ્યા પછી માછીમારોએ તેને મારી નાખી. આમ તે સુંદર અપ્સરા મત્સ્યરૂપ છોડીને દિવ્યરૂપ પામી અને સિદ્ધો તથા ઋષિઓના ચરણોથી સેવાયેલા આકાશમાર્ગે ગઈ. રાજાએ તેની મત્સ્યના ગંધવાળી તે દીકરી મત્સ્યા માછીને સોંપી અને કહ્યું: 'આ તારી કન્યા થાઓ.' રૂપ અને સત્ત્વથી ભરેલી, સર્વ ગુણોથી શોભતી અને પવિત્ર હાસ્યવાળી તે સત્યવતી નામની કન્યા માછીઓના આશ્રયને લઈને કેટલાક વખત સુધી મત્સ્યગંધાજ રહી. ૬૧-૬૯

એક સમયે તીર્થયાત્રાની પરિક્રમા કરતાં પરાશરમુનિએ પિતાની સેવા માટે નાવ ચલાવી રહેલી મત્સ્યગંધાને જોઈ. અત્યંત રૂપવતી, સિદ્ધો પણ જેની કામના કરે એવી, સુમધુર હાસ્યવાળી અને કેળના જેવી જંઘાવાળી તે દિવ્ય વસુકન્યાને જોઇને તે બુદ્ધિમાન મુનિશ્રેષ્ઠ તેની કામના કરવા લાગ્યા અને બોલ્યા: 'હે કલ્યાણી! તું મારો સંગ કર.' તે બોલી: 'હે ભગવન્! જુઓ બેઉ કાંઠે ઋષિઓ ઊભા છે. તેમના દેખતાં આપણો સમાગમ કેવી રીતે થાય!' તેણે આમ કહ્યું, એટલે સમર્થ ભગવાન પરાશરે ધૂમસ સર્જ્યું અને તે આખો દેશ અંધકારમાં ઘેરાઈ ગયો. તે પરમ ઋષિએ સર્જેલા તે ધૂમસને જોઇને તે તપસ્વિની કન્યા આશ્ચર્ય પામી અને શરમાઈ ગઈ.

**સત્યવતી બોલી:**–હે ભગવન્! તમે મને સદા પિતાની આજ્ઞામાં રહેનારી કન્યા જાણો. હે નિષ્પાપ! તમારા સાથેના સંયોગથી મારા કન્યાભાવને દૂષણ લાગે. હે દ્વિજશ્રેષ્ઠ! કન્યાપણું દૂષિત થતાં હું ઘેર કેવી રીતે જઈ શકું! હે બુદ્ધિમાન ઋષિ! હું કેમ કરી ત્યારે જીવી શકીશ! હે ભગવન્! આ વિચારો અને પછી જે કરવું હોય તે કરો.' આમ કહી રહેલી તે સત્યવતી ઉપર ઋષિશ્રેષ્ઠ પ્રસન્ન થયા અને બોલ્યા: 'મારું પ્રિય કરીને પણ તું કન્યાજ રહેશે. હે ભીરુ! હે ભાવિની! તું ઇચ્છે તે વરદાન માગી લે. હે નિર્મલ હાસ્યવાળી! મારી કૃપા પહેલાંય કદી નિષ્ફલ ગઈ નથી. ૭૦-૭૮

તેમણે આમ કહ્યું એટલે મત્સ્યગંધાએ પોતાનાં ગાત્ર ઉત્તમ સુગંધવાળાં થાય એવું વરદાન માગ્યું. તે ભગવાને આ લોકમાં તેનું મનનું ધાર્યું આપ્યું. પછી વરદાનની પ્રાપ્તિથી પ્રસન્ન થયેલી અને સ્ત્રીના ભાવગુણથી આભૂષિત થયેલી તે, અદ્‌ભુત કર્મ કરનારાવાળા ઋષિ સાથે સંસર્ગ પામી. આ વરદાનથી પૃથ્વીમાં તેનું ગંધવતી નામ વિખ્યાત થયું. વળી આ લોકમાં માણસો એક યોજનથી તેની ગંધ લેતા હતા, તેથી તેનું બીજું નામ યોજનગંધા પડયું. પછી ભગવાન પરાશર પોતાને આશ્રમે ગયા. આમ અનુપમ વરદાન પામીને આનંદિત થયેલી સત્યવતીએ પરાશરના સંયોગથી તરતજ ગર્ભ ધારણ કરી પ્રસવ કર્યો. તે વીર્યવાન પરાશરપુત્ર યમુનાદ્વીપમાં જન્મ્યા. માતાની આજ્ઞા લઇ તેમણે તરતજ તપમાં મન પરોવ્યું. તે બોલ્યા: 'કામ હશે ત્યારે હું સ્મરણ થતાંજ આવી રહીશ.'

આ રીતે શ્રીદ્વૈપાયનજી સત્યવતીમાં પરાશરથી જન્મ્યા. તે બાલક તરીકે દ્વીપમાં મુકાયા હતા, એટલે તેઓ દ્વૈપાયન નામ પામ્યા. યુગે યુગે ધર્મનો એક એક પાદ ઘટતો જાણીને, તથા મનુષ્યોનો આવરદા, શક્તિ અને યુગદશા જોઇને તે વિદ્વાને વેદો અને બ્રાહ્મણો ઉપર કૃપા કરવાની ઇચ્છાએ વેદોનો વ્યાસ (શાખા વિભાગ) કર્યો, તેથી તે વ્યાસ કહેવાયા. શ્રેષ્ઠ વરદાન આપનારા તે મહા સમર્થે સુમન્તુ, જૈમિની, પૈલ, પોતાના પુત્ર શુકદેવ અને વૈશંપાયનને મહાભારત સાથે પાંચ વેદો ભણાવ્યા. તેમણે અલગ અલગ રીતે મહાભારતની સંહિતાઓને પ્રકાશિત કરી છે. ૮૦-૯૦

મહાવીર્યવાન, મહાયશસ્વી અને અમાપ તેજસ્વી શાન્તનુપુત્ર ભીષ્મજી વસુઓના અંશરૂપે ગંગાજીમાં જન્મ્યા હતા. વેદના અર્થને જાણવાવાળા, મહાયશસ્વી એવા ભગવાન અણીમાંડવ્ય નામે એક પુરાતન પ્રસિદ્ધ ઋષિ હતા. પૂર્વે હે વિપ્ર! તે મહાયશસ્વી ઋષિને પોતે ચોર ન હોવા છતાં ચોરની શંકાએ શૂળીએ ચડાવવામાં આવ્યા હતા. ત્યારે તે મહર્ષિએ ધર્મને બોલાવીને કહ્યું હતું: 'હે ધર્મ! બચપણમાં મેં એક નાની પંખણીને દર્ભની એક સળીથી વીંધી હતી; તે પાપ મને યાદ છે. આ સિવાય બીજું એકે પાપ કર્યું હોવાનું મારા સ્મરણમાં નથી. મારા હજારગણા અધિક અને અમાપ તપથી પણ શું તે પાપ ક્ષય પામ્યું નથી? સર્વ પ્રાણીવધો કરતાં બ્રાહ્મણનું અપમાન અથવા તેને આપેલું દુઃખ અધિક પાપમય છે. હે ધર્મ! તું પાપિયો થયો છે, એટલે તું શૂદ્રયોનિમાં જન્મશે. ૯૧-૯૬

આ પ્રકારના શાપે કરીને ધર્મ પણ વિદ્વાન, ધર્મમૂર્તિ અને અપાપ એવા વિદુરરૂપે શૂદ્રયોનિમાં જન્મ્યા. મુનિતુલ્ય સૂત સંજયે ગાવલ્ગણથી જન્મ લીધો. જન્મ સાથેજ કવચ તથા કુંડલ ધારનારો અને જે તેજસ્વી મુખવાળો મહાબલવાન કર્ણ કન્યા કુંતીમાં સૂર્યદેવથી જન્મ્યો. અનાદિ, અનંત, જગતકર્તા, જગતપ્રભુ અને સર્વ લોકથી નમસ્કારાતા એ મહાયશસ્વી વિષ્ણુ ભગવાને લોકો ઉપર કૃપા કરી દેવકીજીમાં વસુદેવથી પ્રાગટ્ય કર્યું. જેને અવ્યક્ત, નિત્ય, બ્રહ્મ, પ્રધાન, ત્રિગુણાત્મક, આત્મા, અવ્યય, પ્રકૃતિ, જગત્કારણ, વિભુ, પુરુષ, વિશ્વકર્મા, સત્ત્વગુણાશ્રયી, પ્રણવસ્વરૂપ, અનંત, અચલ, દેવ, હંસ, નારાયણપ્રભુ, ધાતા, અજન્મા, દિવ્ય, શ્રેષ્ઠ, અવિનશ્વર, કૈવલ્ય, નિર્ગુણ, અપરિચ્છિન્ન, કારણવિહીન અને જન્મમૃત્યુરહિત તરીકે પંડિતો કહે છે, તે પ્રાણીમાત્રના પિતામહ, કર્તા અને વિભુ પુરુષે ધર્મની વૃદ્ધિ માટે અન્ધક વૃષ્ણીવંશમાં જન્મ લીધો. ૯૭-૧૦૪

અસ્ત્રને જાણવાવાળા, અસ્ત્રપ્રયોગમાં કુશલ, મહાપરાક્રમી, સર્વ શાસ્ત્રમાં નિપુણ અને નારાયણને અનુસરવાવાળા સાત્યકિ તથા કૃતવર્માએ સત્યક અને હૃદિકથી જન્મ ધર્યો. ઉગ્ર તપસ્વી મહર્ષિ ભરદ્વાજનું સ્ખલિત થયેલું વીર્ય દ્રોણી (ગિરિગુફા)માં વૃદ્ધિ પામ્યું અને તેમાંથી દ્રોણાચાર્ય જન્મ્યા. શરદ્વાન ગૌતમજીથી શરના ગુચ્છમાં અશ્વત્થામાની માતા અને મહાબલવાન કૃપાચાર્ય એમ એક યુગલ જન્મ્યું. પછી દ્રોણમાંથી મહાબલવાન અશ્વત્થામાનો જન્મ થયો. તેજ રીતે સાક્ષાત્ અગ્નિ જેવી કાંતિવાળો, વીર અને વીર્યવાન ધૃષ્ટદ્યુમ્ન યજ્ઞકર્મના અગ્નિમાંથી, દ્રોણના વિનાશ માટે, ધનુષ્ય લઇને જન્મ્યો. તેજ વેદીમાંથી ઉત્તમ રૂપવતી, શુભલક્ષણા, તેજસ્વિની અને ઝળહળતા શરીરવાળી કૃષ્ણા પણ જન્મી. ૧૦૫-૧૧૦

એ પછી પ્રહ્લાદના શિષ્ય નગ્નજિતને સુબલ નામનો પુત્ર થયો હતો. દેવી કોપથી એ સુબલની પ્રજા ધર્મનો વિનાશ કરનારી થઈ. ગાંધારદેશના રાજા સુબલને અર્થ

નિપુણ એવો શકુનિ અને દુર્યોધનની માતા ગાંધારી એમ બે સંતાન થયાં. શ્રીકૃષ્ણ દ્વૈપાયનથી વિચિત્રવીર્યની સ્ત્રીમાં રાજા ધૃતરાષ્ટ્ર તથા મહાબલવાન પાંડુ થયા. ધર્મ અને અર્થમાં કુશલ, બુદ્ધિમાન, પ્રજ્ઞાવાન અને ક્ષીણપાપ થયેલા વિદુરજી શ્રીદ્વૈપાયનથીજ શૂદ્રયોનિમાં જન્મ્યા. પાંડુની બેઉ રાણીથી દેવ જેવા પાંચ જુદા જુદા પુત્રો થયા. તેમાં યુધિષ્ઠિર ગુણમાં સૌથી મોટા હતા. ધર્મથી યુધિષ્ઠિર થયા, વાયુથી વૃકોદર ભીમ થયો અને સર્વશસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવો શ્રીમાન ધનંજય ઇન્દ્રથી થયો. વળી અશ્વિનીકુમારોથી વડીલની સેવામાં પરાયણ એવા નકુલ અને સહદેવ નામે બે રૂપવાન જોડિયા ભાઈ થયા. બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રને દુર્યોધન આદિ સો પુત્ર થયા અને વૈશ્યાગર્ભથી કરણ નામે યુયુત્સુ થયો. ૧૧૧–૧૧૮

હે ભારત ! આ પુત્રોમાં દુર્યોધન, દુઃશાસન, દુઃસહ, દુર્મર્ષણ, વિકર્ણ, ચિત્રસેન, વિવિંશતિ, જય, સત્યવ્રત, પુરુમિત્ર તથા વૈશ્યાપુત્ર યુયુત્સુ એ અગિયાર મહારથીઓ હતા. શ્રીકૃષ્ણનો ભાણેજ અને મહાત્મા પાંડુનો પૌત્ર એ અભિમન્યુ અર્જુનથી સુભદ્રામાં જન્મ્યો. વળી પાંચાલી દ્રૌપદીમાં પાંડવોથી સ્વરૂપવાન અને સર્વશાસ્ત્રોમાં નિપુણ એવા પાંચ કુમારો ઉત્પન્ન થયા. તેમાં યુધિષ્ઠિરથી પ્રતિવિન્ધ્ય થયો, વૃકોદરથી સુતસોમ થયો, અર્જુનથી શ્રુતકીર્તિ થયો, નકુલથી શતાની થયો અને સહદેવથી પ્રતાપી શ્રુતસેન થયો. વનમાં ભીમે હિડિમ્બામાં ઘટોત્કચને ઉત્પન્ન કર્યો. દ્રુપદથી શિખંડી કન્યારૂપે જન્મ્યો હતો, પણ પાછળથી તે પુત્ર બન્યો હતો. સ્થૂણ નામના યક્ષે પ્રિય કરવાની ઇચ્છાએ તેને પુરુષ બનાવ્યો હતો. તે કુરુયુદ્ધમાં યુદ્ધ ઇચ્છતા સેંકડો અને હજારો રાજાઓ રણમેદાનમાં ભેગા થયા હતા. દશ હજાર વર્ષે પણ તેમનાં અસંખ્ય નામો પૂરી રીતે કહી શકાય એમ નથી. પણ જેમનાથી આ આખ્યાન ચાલ્યું છે, તે મુખ્ય મુખ્ય રાજાઓને મેં અહીં ગણાવ્યા છે. ૧૧૯–૧૨૮

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત આસ્તીકપર્વમાં 'વ્યાસાદિની ઉત્પત્તિ' નામનો અધ્યાય ૬૩ મો સમાપ્ત**

# अध्याय ६४ मो

## દેવોનું અંશાવતરણ

॥ जनमेजय उवाच ॥

**य एते कीर्तिता ब्रह्मन् ये चान्ये नानुकीर्तिताः॥**
**सम्यक् तान् श्रोतुमिच्छामि राज्ञश्चान्यान् सहस्रशः**

જનમેજય બોલ્યાઃ–હે બ્રહ્મન્ ! જે રાજાઓ વિશે તમે કહ્યું છે અને જેમને વિશે તમે કહ્યું નથી, તેમને અને બીજા હજારોને વિશે હું રૂડી રીતે સાંભળવા ઇચ્છું છું. હે મહાભાગ ! તે દેવતુલ્ય મહારથીઓએ શા અર્થે જન્મ ધર્યા હતા, તે તમે મને પૂરી રીતે કહેવા યોગ્ય છો. ૧,૨

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્ ! અમે દેવોનું આ રહસ્ય સાંભળ્યું છે. સ્વયંભૂ ભગવાનને પ્રણામ કરી હું તમને તે કહું છુંઃ જમદગ્નિપુત્ર પરશુરામે પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કરીને ઉત્તમ મહેન્દ્રપર્વત ઉપર તપ કરવા માંડયું. આમ પરશુરામ ભાર્ગવે આ લોકને ક્ષત્રિય વિનાનો કર્યો, ત્યારે હે રાજન્ ! ક્ષત્રિયાણીઓએ પુત્રેચ્છાથી બ્રાહ્મણોની પ્રાર્થના કરી. વ્રતશીલ બ્રાહ્મણોએ તેમની સાથે સંગ કર્યો. પણ હે નરસિંહ ! તેમણે તે સંગ કર્યો તે તેઓ ઋતુસ્નાતા હતી ત્યારે જ; નહિ કે કામથી પ્રેરાઇને ઋતુ સિવાયના સમયે. હે રાજન્ ! તે હજારો ક્ષત્રિયાણીઓને તેમનાથી ગર્ભ રહ્યા. તેમણે ફરી ક્ષત્રિયવંશની અભિવૃદ્ધિ સારુ મહાવીર્યશાલી કુમારો અને કુમારીઓને જન્મ આપ્યો. આમ તે તપસ્વી બ્રાહ્મણોથી ક્ષત્રિયાણીઓમાં ક્ષત્રિયો ઉત્પન્ન થયા અને દીર્ઘાયુ પ્રાપ્ત કરી તે સુધર્મના

અનુષ્ઠાનપૂર્વક વૃદ્ધિ પામ્યા. પછી બ્રાહ્મણ આદિ ચાર વર્ણો થઈ. ૩-૯

હે ભરતર્ષભ ! તેઓ ઋતુકાલેજ સ્ત્રીગમન કરતા, કામથી વિવશ થઇને કે વિનાઋતુએ તેઓ કદી સંગ કરતા નહિ. એજ રીતે પશુપંખી વગેરે યોનિના જીવો પણ ઋતુકાલેજ માદાનો સંગ કરતા. આમ, હે પૃથ્વીનાથ ! તે પ્રજા ધર્મથી વૃદ્ધિ પામી અને સેંકડો અને હજારો વર્ષની આવરદાવાળી થઈ. સર્વ ધર્મના વ્રતપરાયણ મનુષ્યો આધિ અને વ્યાધિથી મુક્ત થયા. હે ગજેન્દ્રના જેવી ગતિવાળા ! તે ક્ષત્રિયવંશ ફરીને પર્વત, વન અને શહેરોવાળી સાગરપર્યન્તની, પૃથ્વીના અધિષ્ઠાતા થયા. તેઓ ફરીને ધર્મપૂર્વક વસુંધરાનું શાસન કરવા લાગ્યા, તેથી બ્રાહ્મણ આદિ વર્ણોને ઉત્તમ આનંદ થયો. રાજાઓ કામ અને ક્રોધથી થયેલા દોષોને નિવારીને શિક્ષાપાત્રોને ધર્મપૂર્વક દંડ આપી પ્રજાપાલન કરતા હતા. ૧૦-૧૫

ક્ષત્રિયો આ રીતે ધર્મપરાયણ હતા, ત્યારે શતયજ્ઞ કરનાર સહસ્રાક્ષ ઇન્દ્ર દેશ અને કાળને યોગ્ય હોય, તેવી રીતે વૃષ્ટિ કરી પ્રજાનું પાલન કરતો હતો. હે જનનાથ ! ત્યારે કોઈ બાળપણમાં મરતું નહોતું, તેમજ યૌવન આવ્યા વિના કોઈ સ્ત્રીસંગ કરતો નહોતો. હે ભરતોત્તમ ! આથી આયુષ્યવાળી પ્રજાઓથી સાગરપર્યન્તની પૃથ્વી ભરાઈ ગઈ. તે સમયે ક્ષત્રિયો બહુ દક્ષિણાવાળા મહાયજ્ઞો કરતા હતા; અને બ્રાહ્મણો અંગો અને ઉપનિષદો સાથે વેદોનું અધ્યયન કરતા હતા. હે રાજા ! ત્યારે બ્રાહ્મણો વેદોને વેચતા નહોતા, તેમજ શૂદ્રોની સમીપમાં તેઓ વેદોનું ઉચ્ચારણ કરતા નહોતા. અહીં વૈશ્યો પૃથ્વીમાં બળદથી ખેતી કરતા હતા અને તેઓ દૂબળાં અંગવાળા બળદોને ઝૂંસરીએ જોડતા નહોતા અને છતાં તેમનું પોષણ કરતા હતા. ૧૬-૨૧

ત્યારે માણસો ફીણ પીતાં વાછરડાંવાળી ગાયને દોહતા નહોતા. વેપારી ખોટાં વજનથી માલ વેચતા નહોતા. હે નરોત્તમ ! ધર્મપરાયણ મનુષ્યો ધર્મને જ અનુસરીને ધર્મયુક્ત કર્મો કરતા હતા. હે નરાધિપ ! સર્વ વર્ણ સ્વકર્મમાં પરાયણ હતી. આમ, હે નરસિંહ ! ક્યાંય પણ ધર્મનો હ્રાસ નહોતો. હે ભરતશ્રેષ્ઠ ! સ્ત્રીઓ અને ગાયો યથાકાલે પ્રસવ કરતી. ઋતુ અનુસાર વૃક્ષોને ફૂલ અને ફળ આવતાં. હે રાજા ! આ રીતે સત્યયુગ વર્તી રહ્યો હતો; ત્યારે સમસ્ત પૃથ્વી બહુ બહુ પ્રાણીઓથી ભરપૂર થઈ ગઈ.

હે ભરતોત્તમ ! જ્યારે માનવલોક આવો આનંદમાં હતો ત્યારે હે મનુજેશ્વર ! રાજાઓના ક્ષેત્રમાં અસુરો પણ પાકવા લાગ્યા. કારણ કે ત્યારે અદિતિપુત્ર દેવોએ દિતિપુત્ર દૈત્યોને યુદ્ધમાં ઘણી વાર હરાવ્યા હતા. તેથી તેઓ સ્વર્ગમાંથી ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ અહીં પૃથ્વીમાં જન્મ્યા. હે વિભુ ! હે રાજન્ ! મનુષ્યોમાં દેવત્વ મેળવવાની ઇચ્છા કરતા તે મનસ્વી અસુરો ગાય, ઘોડા, ઊંટ, ગધેડાં, ભેંસ, હાથી, માંસભક્ષી પ્રાણી અને મૃગ આદિ અનેક શરીરોથી ઉત્પન્ન થવા લાગ્યા. હે મહીપાલ ! આ રીતે ઉત્પન્ન થયેલા અને ઉત્પન્ન થતા એ અસુરોએ કરીને પૃથ્વી પોતે પોતાને ધારણ કરવા અશક્ત થઈ. ૨૨-૩૧

ત્યારે આ લોકમાં સ્વર્ગથી પડેલા દિતિના તથા દનુના પુત્રોમાંથી કેટલાક અતિમદાન્ધ રાજાઓ થયા. ગર્વિષ્ઠ, વીર્યવાન, વિવિધરૂપ ધારણ કરનારા અને શત્રુનું મર્દન કરનારા તેઓ સાગર સુધીની આ પૃથ્વીને વ્યાપી વળ્યા અને બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રોને તે પીડવા લાગ્યા. વળી તેઓ પોતાના બળથી અન્ય પ્રાણીઓને પણ પીડા કરતા હતા. હે રાજન્ ! સર્વ જીવગણોને ત્રાસ આપતા અને મારી નાખતા તેઓ લાખો અસુરો પૃથ્વીમાં ચારે બાજુ ઘૂમવા લાગ્યા. પરાક્રમમાં છકી ગયેલા અને અહંકાર તથા બળથી ઉન્મત્ત થયેલા તેઓ અવધ્ય દોઇ-

ને જ્યાં ત્યાં આશ્રમવાસી ઋષિઓને અપમાન આપવા લાગ્યા. [૩૨-૩૬]

હે રાજન્! વીર્ય અને બલથી માતેલા અસુરો વડે આમ અનેક રીતે પીડાઈ રહેલી પૃથ્વી બ્રહ્માજી પાસે ગઈ. કારણ કે તે વખતે શેષ, કચ્છપ અને દિશાના હાથીઓનો સમુદાય પણ દાનવોથી બળપૂર્વક પીડાઈ રહેલી તે પર્વતોવાળી પૃથ્વીને ધારણ કરી શક્યો નહિ. હે મહીપાલ! પછી ભારથી ત્રાસેલી અને ભયથી પીડાયેલી તે પૃથ્વી પ્રાણીમાત્રના પિતામહ બ્રહ્મદેવને શરણે ગઈ. ત્યાં તેણે મહાભાગ્યશાળી દેવો, દ્વિજો અને મહર્ષિઓથી વીંટાયેલા તે અવ્યય અને લોકકર્તા બ્રહ્મદેવને જોયા. દેવકર્મમાં રોકાયેલા ગન્ધર્વો અને અપ્સરાઓથી આનંદપૂર્વક વન્દન પામતા તે બ્રહ્માજીને પૃથ્વીએ વન્દન કર્યું. [૩૭-૪૧]

હે ભારત! પછી શરણ ઇચ્છતી પૃથ્વીએ સર્વ લોકપાલોની સમક્ષ તે બ્રહ્મદેવને સર્વ વૃત્તાંત કહ્યો. હે રાજન્! કારણાત્મા, સ્વયંભૂ અને પરમેષ્ઠી બ્રહ્માજીને ભૂમિના એ કાર્યની પહેલેથીજ ખબર હતી. હે ભારત! સુર અને અસુર સમસ્ત લોકોના મનની ઇચ્છા તે જગતનો સર્જનહાર કેમ ન જાણે? હે મહારાજ! તે પછી સર્વ ભૂતોના સ્રષ્ટા, ઈશ્વર, કલ્યાણકારી, ભૂમિપતિ પ્રભુ પ્રજાપતિએ પૃથ્વીને કહ્યું: 'હે વસુંધરા! તું જે હેતુએ મારી પાસે આવી છે, તે હેતુ માટે હું સર્વ દેવોને આદેશ આપીશ.' [૪૨-૪૬]

વૈશંપાયન બોલ્યા:—આમ કહીને, હે રાજન્! બ્રહ્મદેવે પૃથ્વીને રજા આપી. પછી તે ભૂતકર્તાએ પોતે સર્વ દેવોને આજ્ઞા આપીને કહ્યું: 'આ ભૂમિનો ભાર ઉતારવા સારુ તમે તમારા અંશો સાથે એ લોકમાં અવતરો અને વિરોધ મચાવો. વળી ગન્ધર્વો અને અપ્સરાઓના સમૂહને બોલાવીને ભગવાને આ ઉત્તમ વચન કહ્યું: 'તમે માનવલોકમાં તમારા પોતપોતાના અંશો સાથે જન્મ લો.' ઇન્દ્ર વગેરે સર્વ દેવોએ સુરગુરુ બ્રહ્મદેવનું એ સત્યાર્થયુક્ત ઉપકારી વચન સ્વીકારી લીધું. તેઓ સૌ પોતપોતાના અંશો સાથે ભૂમિમાં અવતરવાનો નિશ્ચય કરીને શત્રુનાશન ભગવાન નારાયણ પાસે વૈકુંઠમાં ગયા.

જેમના હાથમાં ચક્ર અને ગદા છે, જે પીતાંબરધારી છે, જે ઘનશ્યામ છે, જેમની નાભિમાં પદ્મ છે, જે દેવોના દુશ્મનોના કાળ છે, જેમની છાતી વિશાળ છે, જે કમલલોચન છે, જે પ્રજાના નાથના નાથ છે, જે સુરોના સ્વામી છે, જે મહાબળવાન છે, જેમની છાતીએ શ્રીવત્સનું લાંછન છે, જે સર્વ દેવોથી પૂજાયેલા છે અને જે હૃષીકેશ છે, તે પુરુષોત્તમને ઇન્દ્રે કહ્યું: 'આપ ભૂમંડલની શુદ્ધિ સારુ અંશથી અવતાર ધારણ કરો.' શ્રીહરિએ તેને 'તથાસ્તુ.' કહ્યું. [૪૭-૫૪]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અંશાવતરણપર્વમાં 'દેવોના અંશાવતાર' નામનો અધ્યાય ૬૪ મો સમાપ્ત*

અંશાવતરણપર્વ સમાપ્ત

# संभव पर्व

## अध्याय ६५ मो

### દક્ષકન્યાની સંતતિ

॥ वैशंपायन उवाच ॥

अथ नारायणेनेंद्रश्चकार सह संविदम् ॥
अवतर्तुं महीं स्वर्गादंशतः सहितः सुरैः ॥१॥

વૈશંપાયન બોલ્યા:—પછી ઇન્દ્રે દેવતાઓ સાથે સ્વર્ગમાંથી પૃથ્વીમાં અંશરૂપે અવતર-

---

* स्त्रिया माद्यंति संतोऽपीत्युक्तं व्यासस्य जन्मनि। देवासुरनरेष्वेवं संवीत्यंशावतारणे॥

સાધુ પુરુષો પણ સ્ત્રીથી ઘેલા થઈ જાય છે, એ વ્યાસના જન્મમાં કહ્યું છે. દેવો, અસુરો અને નરોમાં એમજ છે. એ અંશાવતરણ પર્વમાં કહ્યું છે.

[illegible]

વાનો શ્રીનારાયણ સાથે ઠરાવ કર્યો અને ઇન્દ્રે પોતે સર્વ દેવોને તે આજ્ઞા આપી. હવે તેઓ નારાયણના મંદિરેથી પાછા ફર્યા. દેવોના દુશ્મનના નાશ માટે અને સર્વ લોકના કલ્યાણ સારુ તે દેવો ક્રમેક્રમે પૃથ્વી ઉપર અવતર્યા. હે રાજસિંહ! દેવોએ બ્રહ્મર્ષિવંશોમાં તથા રાજર્ષિકુલોમાં પોતપોતાની ઇચ્છાનુસાર જન્મ ધર્યા અને દાનવોને, રાક્ષસોને, ગંધર્વોને, સરપોને તથા માણસખાઉ બીજાં અનેક પ્રાણીઓને તેમણે મારી નાખ્યાં. હે ભરતશ્રેષ્ઠ! દાનવો, રાક્ષસો, ગંધર્વો અને નાગો તે બલવીરોને બાળપણમાં પણ ન મારી શકયા. ૧–૫

જનમેજય બોલ્યાઃ–દેવ અને દાનવોના સમૂહોના તથા ગંધર્વો અને અપસરાઓના, તેમજ સર્વ મનુષ્યો અને યક્ષરાક્ષસોના અને સર્વ પ્રાણીઓના જન્મ વિશે હું સંપૂર્ણ રીતે તત્ત્વતઃ સાંભળવા ઇચ્છું છું–તો તે તમે કહેવા યોગ્ય છો.

વૈશંપાયન બોલ્યાઃ–અહો! સ્વયંભૂ ભગવાનને નમસ્કાર કરી, હું તમને દેવાદિ સર્વ લોકોનાં જન્મમરણ વિશે રૂડી રીતે કહીશ. ૬–૯

મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુ એ છ બ્રહ્માજીના પ્રસિદ્ધ માનસપુત્રો છે. મરીચિના પુત્ર કશ્યપ અને એ કશ્યપમાંથી આ સર્વ પ્રજા થઈ છે. દક્ષપ્રજાપતિને આ તેર મહાભાગ્યશાળી કન્યાઓ થઈ હતી. અદિતિ, દિતિ, દનુ, કાલા, દનાયુ, સિંહિકા, ક્રોધા, પ્રાધા, વિશ્વા, વિનતા, કપિલા, મુનિ અને કદ્રૂ. હે માનવસિંહ! હે ભારત! આ દક્ષકન્યાઓને અનેક વીર્યસંપન્ન પુત્રપૌત્રો થયા. ૧૦–૧૩

અદિતિમાં ભુવનના ઈશ્વર એવા બાર આદિત્યો જન્મ્યા. હે રાજન્! હું તે દરેકનું નામ કહીશ. હે ભારત! તેમાં ધાતા, મિત્ર, અર્યમા, શક્ર, વરુણ, અંશ, ભગ, વિવસ્વાન, પૂષા અને સવિતા એ દશ છે. તેમાં અગિયારમો ત્વષ્ટા છે અને બારમો વિષ્ણુ કહેવાય છે. આ સર્વમાં વિષ્ણુ સૌથી નાનો છે, પણ ગુણોમાં સર્વથી અધિક છે. દિતિનો એક પુત્ર હિરણ્યકશિપુ કહેવાયો છે. તે મહાત્માને પ્રસિદ્ધનામ પાંચ પુત્રો થયા હતા. તેમાં પ્રહ્લાદ સર્વથી મોટો હતો અને તે પછી સંહ્લાદ હતો; ત્રીજો પુત્ર અનુહ્લાદ અને પછી શિબિ અને બાષ્કલ થયા હતા. હે ભારત! પ્રહ્લાદના વિરોચન, કુંભ અને નિકુંભ એ ત્રણ સર્વત્ર પ્રખ્યાત પુત્રો થયા. વિરોચનનો બલિ નામનો એક પ્રતાપી પુત્ર હતો. બલિનો મહાઅસુર બાણ નામે વિખ્યાત પુત્ર થયો. એને શ્રીમાન મહાકાલ નામના રુદ્રના અનુચર તરીકે ઓળખવામાં આવે છે. હે ભારત! દનુના સર્વત્ર વિખ્યાત એવા ચાળીશ પુત્રો થયા. તેમાં મહાયશસ્વી વિપ્રચિત્તિ રાજા પ્રથમ જન્મ્યો હતો. તે પછી શમ્બર, નમુચિ, પુલોમા, અસિલોમા, કેશી, દુર્જયદાનવ, અયઃશિરા, અશ્વશિરા, વીર્યવાન અશ્વશંકુ, ગગનમૂર્ધા, વેગવાન, કેતુમાન, સ્વર્ભાનુ, અશ્વ, અશ્વપતિ, વૃષપર્વા, અજક, અશ્વગ્રીવ, સૂક્ષ્મક, તુહુંડ, મહાબલ, ઇષુપાદ, એકચક્ર, વિરૂપાક્ષ, મહોદર, નિચન્દ્ર, નિકુંભ, કુપટ, કપટ, શરભ, શલભ, સૂર્ય અને ચંદ્ર એ દનુવંશી પ્રખ્યાત દાનવો કહ્યા છે. દેવોમાં જે સૂર્ય અને ચંદ્ર કહેવાયા છે, તે આ દાનવોના સૂર્ય અને ચંદ્રથી ભિન્ન છે. ૧૪–૨૮

આ વંશો મહાબલવાન, સત્ત્વશાલી અને વિખ્યાત છે. વળી હે મહારાજ! દાનવવંશમાં આ દશ દનુપુત્રો છે. એકાક્ષ, મૃતપ, વીરપ્રલમ્બ, નરક, વાતાપી, શત્રુતપન, મહાસુર શઠ, ગવિષ્ઠ, વનાયુ અને દીર્ઘજિહ્વ દાનવ. હે ભારત! તેમના અસંખ્ય પુત્રપૌત્રો થયા છે. સિંહિકાએ સૂર્યચંદ્રને મરડનારા રાહુને તથા સુ-

---

अन्वभूतां चिरं ब्रह्मन्नणीमांडव्यहंडुभौ॥ હે બ્રહ્મન્' અણીમાંડવ્ય ઋષિ અને ડુંડુભ, એ બન્નેએ અત્યંત અલ્પ પાપનું પણ અતિશય દારુણ ફળ ચિરકાળ સુધી ભોગવ્યું છે, અર્થાત્ અલ્પ પાપ પણ ન કરવું એ તાત્પર્ય છે. —ગણેશ

હતી અને ચંદ્રમર્દનને જન્મ આપ્યો. ક્રૂરાને ક્રૂર સ્વભાવના અનન્ત પુત્રપૌત્રો થયા. તેમાં ક્રોધવશ નામે કુટિલ કાર્ય કરવાવાળો શત્રુનાશી ગણ હતો. વળી દનાયુને વિક્ષર, બલ, વીર અને મહાસુર વૃત્ર નામે ચાર અસુરનાયક પુત્રો થયા. કાલાના કાલના જેવા, પ્રહાર કરનારા, શત્રુતાપન અને દાનવોમાં મહાવીર્યવાન એવા વિખ્યાત પુત્રો થયા. તેઓ વિનાશન, ક્રોધ, ક્રોધહંતા અને ક્રોધશત્રુ હતા. તેમાંના બીજા કાલકેય નામે વિખ્યાત થયા. ૨૯–૩૬

અસુરોના ઉપાધ્યાય શુક્રાચાર્ય ઋષિપુત્ર હતા. એ ઉશનાને અસુરોને યજ્ઞ કરાવનારા ચાર પ્રસિદ્ધ પુત્રો થયા હતા. એ શુક્રને ત્વષ્ટાધર અને અત્રિ નામે બીજા બે રુદ્ર કર્મ કરવાવાળા પુત્રો હતા. તેઓ સૌ બ્રહ્મલોક પર ભક્તિ રાખનારા અને સૂર્યના જેવા તેજસ્વી હતા. હે ભૂમિપાલ! પરાક્રમી સુરો અને અસુરોની જે વંશોત્પત્તિ મેં પુરાણમાં સાંભળી હતી, તે આ તને કહી. તે સર્વની વિસ્તાર પામેલી અનંત સંતતિને સંપૂર્ણ રીતે ગણાવી શકાય એમ નથી.

તાર્ક્ષ્ય, અરિષ્ટનેમિ, ગરુડ, અરુણ, આરુણિ અને વારુણિ એ વિનતાના ૭ પ્રસિદ્ધ પુત્રો છે. શેષ, અનન્ત, વાસુકિ, તક્ષકસર્પ, કૂર્મ અને કુલિક એ કદ્રૂના પુત્રો કહેવાયા છે. ભીમસેન, ઉગ્રસેન, સુપર્ણ, વરુણ, ગોપતિ, ધૃતરાષ્ટ્ર, સાતમો સૂર્યવર્ચા, સત્યવાક, અર્કપર્ણ, વિખ્યાત પ્રયુત, ભીમ, પ્રસિદ્ધ અને સર્વજ્ઞ તથા જિતેન્દ્રિય એવો ચિત્રરથ, શાલિશિરા, ચૌદમો પર્જન્ય અને પંદરમો કાલ તથા સોળમો નારદ એ દેવગાંધર્વો હે રાજન્! દક્ષપુત્રી મુનિના થયા. ૩૭–૪૫

હે ભારત! હવે અન્ય અનેક વંશોની કથા કહીશ. અનવદ્યા, મનુ, વંશા, અસુરા, માર્ગણપ્રિયા, અરૂપા, સુભગા અને ભાસી એ સર્વ કન્યાઓને પ્રાધાએ જન્મ આપ્યો. સિદ્ધ, પૂર્ણ, બર્હિ, મહાયશસ્વી પૂર્ણાયુ, બ્રહ્મચારી, રતિગુણ, સાતમો સુપર્ણ, વિશ્વાવસુ, ભાનુ તથા દશમો સુચન્દ્ર–એ દશ વરિષ્ઠ દેવગંધર્વો પણ પ્રાધાથી જન્મ્યા હતા. વળી મહાભાગ્યવતી દેવી પ્રાધાએ મહર્ષિથી આ પ્રખ્યાત અને પુણ્ય લક્ષણવાળા અપ્સરાઓના વંશને પહેલાં જન્મ આપ્યો હતો.

તે અપ્સરાઓ અલમ્બુષા, મિશ્રકેશી, વિદ્યુત્પર્ણા, તિલોત્તમા, અરુણા, રક્ષિતા, રમ્ભા, મનોરમા, કેશિની, સુબાહુ, સુરતા, સુરજા અને સુપ્રિયા છે. વળી અતિબાહુ, પ્રસિદ્ધ હાહા અને હૂહૂ તેમજ તુમ્બરુ એ ચાર ગંધર્વશ્રેષ્ઠો પ્રાધાથી જન્મ્યા હતા. અમૃત, બ્રાહ્મણો, ગાયો, ગન્ધર્વો તથા અપ્સરાઓ એ બધાં કપિલાની સંતતિ છે, એમ પુરાણમાં કહ્યું છે. આ રીતે ગન્ધર્વો, અપ્સરાઓ, સર્પો, સુપર્ણો, રુદ્રો, મરુતો, ગાયો તથા સત્કર્મનિષ્ઠ શ્રીમાન બ્રાહ્મણો આદિ સર્વ ભૂતોની ઉત્પત્તિની કથા મેં તમને યથાર્થ રીતે કહી. એ આયુષ્ય વધારનારી, પવિત્ર, ધન્ય અને કર્ણને સુખ દેનારી છે; ઈર્ષ્યામુક્ત રહીને તે સતત સાંભળવી અને સંભળાવવી જોઇએ. દેવ અને બ્રાહ્મણની સમીપમાં જે માણસ નિયમપૂર્વક મહાત્માઓની આ વંશકથાનો પાઠ કરશે તેને પુત્રલાભ થશે, અમાપ કીર્તિ અને લક્ષ્મી મળશે, તેમજ મૃત્યુ પછી તેને સુગતિ પ્રાપ્ત થશે. ૪૬–૫૭

ઈતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'આદિત્યાદિ વંશકથન' નામનો અધ્યાય ૬૫ મો સમાપ્ત

# अध्याय ६६ मो

## વિવિધ સૃષ્ટિ

॥ वैशंपायन उवाच ॥

ब्रह्मणो मानसाः पुत्रा विदिताः षण्महर्षयः ॥
एकादश सुताः स्थाणोः ख्याताः परमतेजसः ॥

વૈશંપાયન બોલ્યાઃ–પ્રસિદ્ધ ૭ મહર્ષિઓ બ્રહ્માના માનસ પુત્રો હતા. બ્રહ્માના સાતમા

પરમ તેજસ્વી સ્થાણુ નામના પુત્રને અગિયાર પુત્રો થયા હતા. તે મૃગવ્યાધ, સર્પ, મહાયશસ્વી નિર્ઋતિ, અજૈકપાત, અહિર્બુધ્ન્ય, પરંતપ પિનાકી, દહન, ઈશ્વર, મહાતેજસ્વી કપાલી, સ્થાણુ અને ભગવાન ભગ—એ અગિયાર રુદ્રો તરીકે પ્રસિદ્ધ છે. મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુ એ વીર્યવાન છ મહર્ષિઓ બ્રહ્માજીના પુત્ર છે. અંગિરાના લોકમાં સર્વત્ર પ્રસિદ્ધ બૃહસ્પતિ; ઉતથ્ય અને વ્રતનિષ્ઠ સંવર્ત્ત નામે ત્રણ પુત્રો થયા. ૧–૫

હે નરપતિ! અત્રિના અનેક પુત્રો સંભળાય છે. તેઓ બધા વેદવેત્તા, સિદ્ધ અને શાન્તચિત્ત મહર્ષિઓ હતા. હે માનવસિંહ! રાક્ષસો, વાનરો, કિન્નરો અને યક્ષો એ ધીમાન પુલસ્ત્યના પુત્રો હતા. હે રાજન્! શલભો, સિંહો, કિંપુરુષો, વ્યાઘ્રો, યક્ષો અને દીપડાઓ એ પુલહનાં સંતાન હતાં. ક્રતુથી તેના જ જેવા, સૂર્ય સાથે ફરનારા, સત્યવ્રતી અને ત્રણે ભુવનમાં વિખ્યાત એવા (વાલખિલ્ય) પુત્રો થયા હતા. ૬–૯

હે પૃથ્વીના પાલક! શાંતચિત્ત અને મહાતપસ્વી ભગવાન દક્ષ ઋષિ, બ્રહ્માજીના જમણા અંગૂઠામાંથી જન્મ્યા હતા. વળી તે મહાત્માની પત્ની બ્રહ્માજીના ડાબા અંગૂઠામાંથી ઉત્પન્ન થઈ હતી. એ સ્ત્રીમાં તે મુનિએ પચાસ કન્યાઓ ઉત્પન્ન કરી હતી. તે સર્વ કમળનાં જેવાં લોચનવાળી અને શુભાંગી હતી. પુત્રો નાશ પામવાથી દક્ષ પ્રજાપતિએ એ કન્યાઓને પુત્રિકા (એટલે કે, એ પુત્રીઓને જે પુત્ર જન્મે તે પોતાનો પુત્ર થશે) કરી હતી. હે રાજન્! તેમણે દિવ્ય વિધિએ દશ કન્યાઓ ધર્મને આપી, સત્તાવીશ ચંદ્રને આપી અને તેર કશ્યપને આપી. તે ધર્મપત્નીઓને હું નામવાર કહું છું, તે તમે સાંભળો. કીર્તિ, લક્ષ્મી, ધૃતિ, મેધા, પુષ્ટિ, શ્રદ્ધા, ક્રિયા, બુદ્ધિ, લજ્જા અને મતિ એ દશ ધર્મની પત્નીઓને સ્વયંભૂ ભગવાને ધર્મનાં દ્વારરૂપ બનાવી છે. ચંદ્રની સત્તાવીશ પત્નીઓ ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે. પવિત્ર વ્રતવાળી તે સર્વ ચન્દ્રપત્નીઓ લોકયાત્રાના નિર્વાહને માટે કાલનું સૂચન કરતાં નક્ષત્રો (અશ્વિની, ભરણી આદિ) ને નામે પ્રખ્યાત છે. ૧૦–૧૭

બ્રહ્માજીનો પુત્ર મનુ છે અને એનો પુત્ર પ્રજાપતિ છે. એને જે આઠ વસુ પુત્રો થયા, તેનું હું વિસ્તારપૂર્વક વર્ણન કરું છું. ધર, ધ્રુવ, સોમ, અહ, અનિલ, અનલ, પ્રત્યૂષ અને પ્રભાસ એ આઠ વસુઓ કહેવાયા છે. ધૂમ્રાથી ધર અને બ્રહ્મવેત્તા ધ્રુવ નામે બે પુત્રો થયા હતા. મનસ્વિનીનો ચંદ્રમા પુત્ર થયો અને શ્વાસાનો વાયુ થયો. રતાનો પુત્ર અહ (દિવસ) થયો અને હુતાશન શાંડિલ્યાનો પુત્ર થયો. પ્રભાતાના પ્રત્યૂષ અને પ્રભાસ નામે બે પુત્રો કહેવાયા. ધરને દ્રવિણ તથા હુતહવ્યવહ નામે બે પુત્રો હતા. ધ્રુવને લોકનાશી ભગવાન કાલ નામે પુત્ર થયો. સોમનો પુત્ર વર્ચા થયો, જેનાથી વર્ચસ્વી થવાય છે. શિશિર, પ્રાણ અને રમણ એ મનોહરાના પુત્રો થયા. ૧૮–૨૩

જ્યોતિ, શમ, શાન્ત અને મુનિ એ ચાર અહના પુત્રો થયા. અગ્નિને શરવનરૂપી નિવાસવાળો શ્રીમાન એવો કુમાર નામે પુત્ર થયો. કૃત્તિકાના સંબંધને લીધે તે કાર્તિકેય કહેવાય છે. શાખ, વિશાખ અને નૈગમેય એ તે કાર્તિકેયના ભાઈઓ છે. અનિલને તેની શિવા નામની પત્નીથી મનોજવ અને અવિજ્ઞાતગતિ નામે બે પુત્રો થયા. પ્રત્યૂષને દેવલ ઋષિ નામનો પુત્ર હતો. દેવલને ક્ષમાવાન અને મનીષી એ બે પુત્રો થયા હતા. ૨૪–૨૭

બૃહસ્પતિની વરસ્ત્રી નામની બ્રહ્મવાદિની બહેન હતી. તે યોગમાં પરાયણ રહીને આખા જગતમાં અસંગચિત્તે ફરતી હતી. તે પાછળથી આઠમા વસુ પ્રભાસની પત્ની થઈ હતી. તેણે શિલ્પવિદ્યાના નિર્માતા અને મહાભાગ્યશાળી

એવા વિશ્વકર્મા પુત્રને જન્મ આપ્યો. એ વિશ્વકર્મા સહસ્ર શિલ્પોના કર્તા છે, દેવોના સુથાર છે, સર્વ ભૂષણોના બનાવનાર છે અને શિલ્પવાનોમાં શ્રેષ્ઠ છે. એમણે દેવોનાં દિવ્ય વિમાનો કર્યાં હતાં અને એ મહાત્માના શિલ્પથી મનુષ્યો પોતાની આજીવિકા ચલાવે છે. એ અવ્યય વિશ્વકર્માને માણસો નિત્ય પૂજે છે. ૨૮–૩૧

સર્વ લોકને સુખ આપતા ભગવાન ધર્મ પુરુષરૂપે બ્રહ્માજીના જમણા સ્તનને ભેદીને નીકળ્યા હતા. પ્રાણીમાત્રનાં મનને હરનારા અને તેજ વડે લોકોને ધારણ કરનારા શમ, કામ અને હર્ષ નામે ત્રણ પુત્રો એ ધર્મને થયા. કામની પત્ની રતિ હતી, શમની સ્ત્રી પ્રાપ્તિ હતી અને હર્ષની ભાર્યા નન્દા હતી. સર્વ લોકો તેમનામાં આશ્રય પામી રહ્યા છે. મરીચિનો પુત્ર કશ્યપ હતો; અને હે નરશાર્દૂલ! એ કશ્યપના સર્વ સુરો તથા અસુરો જન્મ્યા. આથી એ કશ્યપ લોકોના આદ્યપિતા છે. ૩૨–૩૫

ઘોડીનું રૂપ ધારનારી ત્વાષ્ટ્રી નામે મહાભાગ્યશાલી સૂર્યપત્નીએ બેઉ અશ્વિનીકુમારોને આકાશમાં જન્મ આપ્યો. હે નરાધીશ! અદિતિને ઇન્દ્રાદિ બાર પુત્રો હતા. તેમાં સર્વ લોક જેમાં આશ્રય પામે છે એ વિષ્ણુ સૌથી નાના હતા. એ *તેત્રીસ દેવોના વંશને તથા તેમના પક્ષો અને કુળ પ્રમાણેના તેમના ગણોને હું તમને કહું છું. રુદ્રો, સાધ્યો, મરુતો, વસુઓ, ભાર્ગવો અને વિશ્વદેવો એ ગણોનો એક પક્ષ છે. વિનતાપુત્ર ગરુડ, બલવાન અરુણ અને ભગવાન બૃહસ્પતિ આદિત્યગણમાં ગણાય છે. બેઉ અશ્વિનીકુમારો, સર્વ ઔષધિઓ અને પશુઓ ગુહ્યકગણમાં જાણવા. હે રાજન્! આ દેવગણો મેં તમને આદિથી અંત સુધી કહ્યા છે. એનું કીર્તન કરીને માણસ સર્વપાપથી મુક્ત થાય છે. ૩૬–૪૧

ભગવાન ભૃગુ બ્રહ્માજીનું હૃદય ભેદીને નીકળ્યા હતા. ભૃગુનો કવિ નામે પુત્ર થયો અને એ કવિના વિદ્વાન શુક્રાચાર્ય પુત્ર થયા. સ્વયંભૂ ભગવાનની આજ્ઞાએ તે ગ્રહરૂપ થઈ વૃષ્ટિમાં અને અનાવૃષ્ટિમાં, ભયમાં અને અભયમાં ત્રણે લોકના પ્રાણનિર્વાહને માટે ભૂમંડલમાં વિચરી રહ્યા છે. મહાબુદ્ધિમાન, વ્રતપરાયણ, બ્રહ્મચારી અને પ્રજ્ઞાવાન તથા યોગના આચાર્ય એવા એ શુક્ર, બે સ્વરૂપે દૈત્યોના તેમજ દેવોના ગુરુ થયા હતા. બ્રહ્માજીએ એમને જ્યારે જગતના યોગક્ષેમ માટે નિયુક્ત કર્યા, ત્યારે ભૃગુએ ઉગ્ર તપસ્વી, યશસ્વી અને ધર્માત્મા એવો ચ્યવન નામે બીજો અનિન્દિત પુત્ર ઉત્પન્ન કર્યો. હે ભારત! માતાની મુક્તિ માટે તે રોષપૂર્વક ગર્ભમાંથી બહાર પડયો હતો. ૪૨–૪૬

બુદ્ધિમાન ચ્યવનને મનુની કન્યા આરુષી નામે પત્ની હતી. મહાયશસ્વી ઔર્વ એ આરુષીની સાથળ (ઊરુ) ચીરીને નીકળ્યા હતા. બાળપણથીજ તે મહાતેજસ્વી, મહાવીર્યવાન અને ગુણસંપન્ન હતા. તેમનો ઋચીક પુત્ર હતો અને ઋચીકનો પુત્ર જમદગ્નિ થયો. મહાત્મા જમદગ્નિને ચાર પુત્રો હતા. તેમાં રામ સર્વથી નાના હતા, પણ તે સર્વ ગુણોથી યુક્ત હતા. તે સર્વ શસ્ત્રોમાં કુશલ, જિતેન્દ્રિય અને ક્ષત્રિયોના કાલ હતા. ઔર્વના જમદગ્નિ આદિ સો પુત્રો હતા અને તેમના હજારો પુત્રો પૃથ્વીમાં વિસ્તરી રહ્યા હતા. ૪૭–૫૧

બ્રહ્માજીના ધાતા અને વિધાતા એ બે બીજા પુત્રો હતા. તેઓ મનુની સાથે રહેતા હતા અને તેમનાં લક્ષણ સર્વ લોકમાં રહ્યાં છે. તેમને કમલવાસિની અને શુભલક્ષણા એવી લક્ષ્મીદેવી નામે બહેન હતી. આકાશમાં ઊડતા ઘોડાઓ તેના માનસપુત્રો હતા. વરુણની જ્યેષ્ઠ ભાર્યા દેવી શુક્રથી જન્મી હતી. એને બલ નામનો એક

* આઠ વસુ, અગિયાર રુદ્ર, બાર આદિત્ય, પ્રજાપતિ અને વષટ્કાર એ તેત્રીસ દેવો છે. કેટલાક છેલ્લા બેને બદલે બે અશ્વિનીકુમારોને પણ લે છે. ભા. ક.

પુત્ર અને સુરનંદિની એવી સુરા નામે પુત્રી પ્રસવ્યાં હતાં. અન્નનીજ કામનાવાળી પ્રજાઓએ જ્યારે એકબીજાને ભરખી જવા માંડ્યું, ત્યારે પ્રાણીમાત્રનો વિનાશક અધર્મ ઉત્પન્ન થયો. તે અધર્મની નિર્ઋતિ નામે પત્ની હતી અને તેનાથી નૈર્ઋત રાક્ષસો જન્મ્યા. વળી એને ભય, મહાભય તથા સર્વભૂતોનો સંહારક મૃત્યુ એ ત્રણ ઘોર અને સદા પાપપરાયણ એવા પુત્રો થયા હતા. તેમાં મૃત્યુને પત્ની કે પુત્ર કશું નહોતું, કેમકે તે પોતેજ અંતકારી છે. ૫૪–૫૭

તામ્રાદેવીએ કાકી, શ્યેની, ભાસી, ધૃતરાષ્ટ્રી અને શુકી નામે પાંચ લોકપ્રસિદ્ધ કન્યાઓને જન્મ આપ્યો હતો. હે રાજન્! કાકીએ ઘુવડોને, શ્યેનીએ બાજને અને ભાસીએ ભાસ તથા ગીધોને જન્માવ્યાં. કલ્યાણી ધૃતરાષ્ટ્રીએ હંસો, કલહંસો તથા ચકવાકોને જન્મ આપ્યા. સર્વ મંગલ ગુણોવાળી, સર્વ લક્ષણવાળી અને યશસ્વિની એવી શુકીએ શુકોને જન્માવ્યા. ૫૮–૬૧

મૃગી, મૃગમંદા, હરી, ભદ્રમના, માતંગી, શાર્દૂલી, શ્વેતા, સુરભી અને સર્વ લક્ષણયુક્ત ભામિની સુરસા, એ નવે ક્રોધવશ નારીઓ ક્રોધાથી ઉત્પન્ન થઈ હતી. હે નરોત્તમ! મૃગીના સર્વ મૃગો થયા. હે પરંતપ! મૃગમંદાનાં રીંછો તથા સૃમર નામનાં પશુઓ થયાં. પછી ભદ્રમનાએ ઐરાવત હાથીને ઉત્પન્ન કર્યો; આથી તે દેવગજ મહાહસ્તી ઐરાવત તેનો પુત્ર થયો. હરીથી ઘોડાઓ, વેગવાળા વાંદરાઓ અને ગોલાંગૂલો જન્મ્યા; એટલે તેઓ હરીના પુત્રો કહેવાય છે. તમારું મંગલ હો! શાર્દૂલીએ નિઃસંશય અનેક સિંહો, વ્યાઘ્રો અને મહાબલવાન ચિત્તાઓને જન્મ આપ્યો. ૬૨–૬૭

હે નરપતિ! માતંગો માતંગીની પ્રજા છે. શ્વેતાએ શીઘ્ર ગતિવાળા શ્વેતાખ્ય નામે દિગ્ગજને જન્માવ્યો. હે રાજન્! તમારું કલ્યાણ થાઓ. સુરભિએ રોહિણી તથા યશસ્વિની ગન્ધર્વી એ બે પુત્રીઓને ઉત્પન્ન કરી. વળી હે ભારત! તે સુરભિને વિમલા અને અમલા એ બે બીજી પુત્રીઓ હતી. રોહિણીમાં ગાયો જન્મી અને ગન્ધર્વીમાં ઘોડાઓ પેદા થયા. અનલાએ સાત પિંડફલ વૃક્ષો (ખજૂર, તાડ, હિંતાલ, તાલી, ખજૂરિકા, સોપારી અને નાળિયેરી)ને ઉત્પન્ન કર્યાં. અનલાને શુકી નામે એક પુત્રી હતી. સુરસાને કંક નામે પુત્ર થયો. અરુણીની પત્ની શ્યેનીએ સંપાતિ અને વીર્યવાન જટાયુ નામે મહાબલવાન અને મહાપરાક્રમી પુત્રોને જન્માવ્યા. સુરસાથી નાગો જન્મ્યા અને કદ્રૂથી સર્પો પુત્ર થયા. ગરુડ અને અરુણ એ બે વિખ્યાત પુત્રો વિનતામાં થયા હતા. હે મનુજપતિ! હે મતિમાનોમાં શ્રેષ્ઠ! આ સર્વ મહાન પ્રાણીઓની જન્મકથા તમને મેં રૂડી રીતે કહી. એને સારી રીતે સાંભળનાર માણસ પાપથી છૂટે છે, સર્વજ્ઞતા મેળવે છે અને પરમગતિને પામે છે.

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'વિવિધ સૃષ્ટિ' નામનો અધ્યાય ૬૬ મો સમાપ્ત**

# अध्याय ६७ मो

## રાજા તથા હંસોની ઉત્પત્તિ

॥ जनमेजय उवाच ॥

देवानां दानवानां च गंधर्वोरगरक्षसाम् ॥
सिंहव्याघ्रमृगाणां च पन्नगानां पतत्रिणाम् ॥१॥

જનમેજય બોલ્યાઃ–હે ભગવન્! દેવો, દાનવો, ગન્ધર્વો, નાગો, રાક્ષસો, સિંહો, વ્યાઘ્રો, મૃગો, સર્પો તથા પંખીઓ અને સર્વ મહાત્મા પ્રાણીઓની માનવોમાં ઉત્પત્તિને તથા એ પ્રાણીઓનાં જન્મકર્મને હું સંપૂર્ણતાએ અનુક્રમપૂર્વક સાંભળવા ઇચ્છું છું. ૧–૨

વૈશંપાયન બોલ્યાઃ–હે માનવેન્દ્ર દેવો અને દાનવોએ મનુષ્યલોકમાં

હતો, તેમાં પ્રથમ દાનવો વિશે હું સમગ્ર રીતે કહું છું. વિપ્રચિત્તિ નામનો જે દાનવશ્રેષ્ઠ વિખ્યાત હતો, તે જરાસન્ધ નામે પ્રસિદ્ધ માનવપતિ થયો. દિતિનો પુત્ર જે હિરણ્યકશિપુ કહેવાયો છે, તે માનવલોકમાં નરપતિ શિશુપાલ તરીકે અવતર્યો. પ્રહ્લાદનો સંહ્લાદ નામે જે પ્રસિદ્ધ નાનો ભાઈ હતો, તે વાહીકશ્રેષ્ઠ શલ્ય તરીકે પ્રખ્યાત થયો. અનુહ્લાદ નામે તેનો જે સૌથી નાનો ભાઈ હતો, તે નરનાથ ધૃષ્ટકેતુ તરીકે વિખ્યાત થયો. હે રાજન્! દિતિવંશી જે શિબિ કહેવાયો છે, તે આ પૃથ્વીમાં દ્રુમ નામે રાજા તરીકે પ્રસિદ્ધ થયો હતો. ૪-૮

બાષ્કલ નામે તેમનામાં જે અસુરશ્રેષ્ઠ હતો, તે પ્રસિદ્ધ પુરુષશ્રેષ્ઠ ભગદત્ત નામે જન્મ્યો હતો. હે રાજન્ ! અયઃશિરા, અશ્વશિરા, વીર્યવાન અશંકુ, ગગનમૂર્ધા તથા પાંચમો વેગવાન એ બાણશાળી પાંચ મહાત્મા મહાઅસુરો કેકયદેશમાં શ્રેષ્ઠ રાજાઓ થયા. કેતુમાન નામે જે બીજો પ્રસિદ્ધ પ્રતાપી અસુર હતો, તે ઉગ્ર કર્મવાળો અમિતૌજા નામે રાજા થયો. જે સ્વર્ભાનુ નામે શ્રીમાન અસુર પ્રસિદ્ધ હતો, તે ઉગ્રસેન નામે વિખ્યાત ઉગ્ર કર્મવાળો નરાધીશ થયો. જે શ્રીમાન અસુર અશ્વ નામે પ્રખ્યાત હતો, તે મહાવીર્યવાન અને અપરાજિત એવો અશોક નામે રાજા થયો. ૯-૧૪

હે રાજન્ ! તેનો દિતિવંશીય નાનો ભાઈ જે અશ્વપતિ નામે પ્રસિદ્ધ હતો, તે માનવોત્તમ હાર્દિક્ય નામનો રાજા થયો. વૃષપર્વા નામે જે શ્રીમાન મહાઅસુર પ્રખ્યાત હતો, તે પૃથ્વીમાં રાજા દીર્ઘતમા નામે પ્રખ્યાત થયો. વૃષપર્વાથી નાનો ભાઈ જે અજક નામે હતો, તે હે રાજન્! પૃથ્વીમાં શલ્વ રાજા નામે પ્રસિદ્ધ થયો. જે સત્ત્વશાલી મહાઅસુર અશ્વગ્રીવ નામે પ્રસિદ્ધ હતો, તે પૃથ્વીમાં રોચમાનને નામે વિખ્યાત રાજા થયો. જે સૂક્ષ્મ નામે કીર્તિમાન અને બુદ્ધિમાન કહેવાયો છે, તે આ પૃથ્વીમાં રાજા બૃહદ્રથ નામે પ્રસિદ્ધ થયો. ૧૫-૧૯

જે અસુરશ્રેષ્ઠ તુહુંડ નામે પ્રખ્યાત હતો, તે સેનાબિન્દુ નામે વિખ્યાત રાજા થયો. તેમનામાં ઇષુપાદ જે અતિ બળવાન અસુર હતો, તે પૃથ્વીમાં પ્રસિદ્ધ પરાક્રમી નગ્નજિત નામે રાજા થયો. જે એકચક્ર નામે પ્રખ્યાત મહાન અસુર હતો, તે પ્રતિવિંધ્ય નામે પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો. જે દિતિવંશીય વિરૂપાક્ષ નામે મહાઅસુર અદ્ભુત યોદ્ધો હતો, તે પૃથ્વીમાં ચિત્રવર્મા નામે પ્રસિદ્ધ રાજા થયો. જે શત્રુનાશી દાનવશ્રેષ્ઠ હર નામે હતો, તે શ્રીમાન સુબાહુ નામે વિખ્યાત નૃપતિ થયો. ૨૦-૨૪

શત્રુપક્ષનો વિનાશકારી જે મહાતેજસ્વી અહર હતો, તે પૃથ્વીમાં બાહ્લીક નામે પ્રસિદ્ધ રાજા થયો. જે ચંદ્રવદન નિચન્દ્ર નામે અસુરશ્રેષ્ઠ હતો, તે મુંજકેશ નામે શ્રીમાન રાજા તરીકે ખ્યાત થયો. યુદ્ધમાં અજિત એવો નિકુંભ નામે જે બુદ્ધિમાન અસુર હતો, તે શ્રેષ્ઠ નરપતિ દેવાધિપ તરીકે પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો. દિતિવંશીયોમાં જે શરભ નામે મહાન અસુર હતો, તે નરોત્તમ રાજર્ષિ પૌરવ નામે થયો. હે રાજન્! કુપટ નામે જે મહાવીર્યવાન અને શ્રીમાન મહાઅસુર હતો, તે પૃથ્વીમાં વિખ્યાત સુપાર્શ્વરાજા થયો. ૨૫-૨૯

હે રાજન્! ક્રપટ નામે જે મહાઅસુર હતો, તે સુવર્ણપર્વત જેવો પૃથ્વીમાં રાજર્ષિ પાર્વતેય નામે પ્રસિદ્ધ થયો. એ આસુરોમાં બીજો જે શલભ નામે હતો, તે પ્રહ્લાદ નામે બાહ્લીક રાજા થયો. લોકમાં નક્ષત્રનાથ જેવો દિતિપુત્રોમાં શ્રેષ્ઠ એવો જે ચન્દ્ર તે કામ્બોજનો પ્રસિદ્ધ ચન્દ્રવર્મા રાજા થયો. દાનવશ્રેષ્ઠ જે અર્ક નામે વિખ્યાત હતો, તે નૃપોત્તમ ઋષિક રાજર્ષિ થયો. હે નરપતિશ્રેષ્ઠ! જે મૃતપા નામે પ્રસિદ્ધ અસુરશ્રેષ્ઠ હતો, તેને પશ્ચિમ અનુપનો રાજા જાણો-

ગવિષ્ઠ નામે જે મહાતેજસ્વી અને પ્રખ્યાત મહાન અસુર હતો, તે પૃથ્વીમાં દ્રુમસેન નામે પ્રસિદ્ધ રાજા થયો. મયૂર નામનો જે શ્રીમાન મહાઅસુર વિખ્યાત હતો, તે વિશ્વ નામે પ્રસિદ્ધ પૃથ્વીપતિ થયો. તેનો સુપર્ણ નામે જે વિખ્યાત નાનો ભાઈ હતો, તે પૃથ્વીમાં કાલકીર્તિ નામે પ્રખ્યાત રાજા થયો. ચન્દ્રહન્તા કરીને જે અસુર શ્રેષ્ઠ કહેવાયો છે, તે રાજા રાજર્ષિ શુનક નામે થયો. ચંદ્રવિનાશન નામે જે મહાઅસુર કહેવાયો છે, તે જાનકિ નામે વિખ્યાત માનવપતિ થયો. હે કુરુવંશી! દીર્ઘજિહ્વ નામે જે દાનવરાજ કહેવાયો છે, તે હે પૃથ્વીપતિ! કાશીરાજ નામે પૃથ્વીમાં પ્રસિદ્ધ છે. સિંહિકાએ સૂર્ય અને ચંદ્રને મરડનારા જે રાહુગ્રહને જન્મ આપ્યો હતો, તે ક્રાથ નામે પ્રસિદ્ધ રાજા થયો. દનાયુના ચાર પુત્રોમાં જે વિક્ષર નામે તેજસ્વી અસુરશ્રેષ્ઠ હતો, તે વસુમિત્ર રાજા કહેવાયો છે. ૩૦–૪૨

હે રાજન્! વિક્ષરથી બીજો જે મહાઅસુર હતો, તે પાંડ્યરાષ્ટ્રના અધીશ્વર રાજા તરીકે પ્રસિદ્ધ થયો. બળવાન વીર નામે જે અસુરવર વિખ્યાત હતો, તે પૌંડ્રમાત્સ્યક નામે રાજા થયો. હે રાજન્! જે વૃત્ર નામે મહાઅસુર પ્રખ્યાત હતો, તે રાજર્ષિ મણિમાન નામે રાજા થયો. તેનો જે ક્રોધહન્તા નામે નાનો ભાઈ હતો, તે અસુર પૃથ્વીમાં દંડ નામે પ્રસિદ્ધ રાજા થયો. ક્રોધવર્ધન નામે જે બીજો અસુર કહેવાયો છે, તે દંડધાર નામે પ્રખ્યાત માનવસિંહ થયો. ૪૩–૪૭

હે રાજસિંહ! કાલિના જે આઠ પુત્રો જન્મ્યા હતા, તેઓ સિંહ જેવા પરાક્રમી રાજાઓ થયા હતા. એ આઠ કાલિપુત્રોમાં જે જ્યેષ્ઠ મહાઅસુર હતો, તે જયત્સેન નામે મગધરાજ થયો હતો. તેમનામાં જે બીજો ઇન્દ્રના ઉચ્ચૈઃશ્રવા તુલ્ય હતો, તે અપરાજિત નામે રાજા થયો. ત્રીજો જે મહાતેજસ્વી અને મહામાયાવી મોટો અસુર હતો, તે પૃથ્વીમાં ભયંકર પરાક્રમ કરવાવાળો નિષાદરાજ થયો. વળી બીજો જે ચતુર્થ તરીકે કહેવાયો છે, તે રાજર્ષિશ્રેષ્ઠ શ્રેણિમાન તરીકે પૃથ્વીમાં વિખ્યાત થયો. તેમનામાં જે પાંચમો અસુરવર થયો તે શત્રુપીડક મહૌજા નામે પ્રસિદ્ધ થયો. તેમનામાં જે છઠ્ઠો બુદ્ધિમાન મહાન અસુર હતો, તે પૃથ્વીમાં રાજર્ષિવર અભિરુ નામે વિખ્યાત થયો. તેમના એજ અસુરગણમાં જે સાતમો હતો, તે સમુદ્રસેન નામે ધર્મ અને અર્થનો તત્ત્વવેત્તા સાગરપર્યન્તની ધરતીમાં પ્રસિદ્ધ રાજા થયો. હે નરનાથ! કાલેયોમાં જે આઠમો હતો, તે બૃહત્ નામે સર્વ ભૂતના કલ્યાણમાં રહેનારો ધર્માત્મા રાજા થયો. ૪૮–૫૬

હે રાજન્! દાનવોનો જે મહાબલવાન કુક્ષી નામે પ્રસિદ્ધ હતો, તે કાંચનપર્વત જેવો પાર્વતીય નામે પ્રસિદ્ધ રાજા થયો. જે ક્રથન નામે શ્રીમાન અને મહાવીર્યવાન મહાઅસુર હતો, તે પૃથ્વીમાં સૂર્યાક્ષ નામે વિખ્યાત મહીપતિ થયો. અસુરોમાં જે સૂર્ય નામે શ્રીમાન મહાઅસુર હતો, તે દરદ નામે સર્વનૃપતિશ્રેષ્ઠ એવો બાહ્લીકરાજ થયો. હે રાજન્! ક્રોધવશ નામે જે ગણ તને કહ્યો છે, તેનાથી આ પૃથ્વીમાં વીર રાજાઓ જન્મ્યા હતા. ૫૭–૬૦

મદ્રક, કર્ણવેષ્ટ, સિદ્ધાર્થ કીટક, સુવીર, સુબાહુ, મહાવીર, બાહ્લીક, ક્રથ, વિચિત્ર, સુરથ, ભૂમિપતિ, શ્રીમાન નીલ, ચીરવાસા, ભૂમિપાલ, દન્તવક્ર દુર્જય, નૃપસિંહ, રુકમી, રાજા જનમેજય, આષાઢ, વાયુવેગ, ભૂરિતેજા, એકલવ્ય, સુમિત્ર, વાટધાન, ગોમુખ, કારુષક રાજાઓ, ક્ષેમધૂર્તિ, શ્રુતાયુ, ઉદ્વહ, બૃહત્સેન, ક્ષેમ, અગ્રતીર્થ, કલિંગરાજ, કુહર અને હે બુદ્ધિમાન માનવરાજેન્દ્ર! પ્રસિદ્ધ ઈશ્વર એ સર્વ મહાભાગ્યવાન, મહાકીર્તિવાન અને મહા[illegible] રાજગણ ક્રોધવશગણમાંથી આ પૃથ્વી[illegible] તર્યા. દાનવોમાં જે મહાબલવાન [illegible]

પ્રસિદ્ધ હતો, તે કંસ નામે ઉગ્રસેનના બળવાન પુત્ર તરીકે પ્રખ્યાત થયો. જે મુખ્ય ગન્ધર્વપતિ હતો, તે ઇન્દ્રના જેવી કાંતિવાળો આ પૃથ્વીમાં દેવક નામે રાજા થયો. હે ભારત! મહા કીર્તિવાન એવા દેવર્ષિ બૃહસ્પતિના અંશથી અયોનિજન્મા ભરદ્વાજપુત્ર દ્રોણ ઉત્પન્ન થયેલા જાણો. હે નૃપસિંહ! તે ધન્વીઓમાં સર્વશ્રેષ્ઠ અસ્ત્રવેત્તા હતા. હે મનુજેશ્વર! તે મહાન કીર્તિવાળા અને મહાન તેજસ્વી જન્મ્યા હતા. તે સ્વકુલની વૃદ્ધિ કરનાર અને અદ્ભુત કર્મ કરનાર દ્રોણની વેદવેત્તાઓ ધનુર્વેદ અને વેદમાં શ્રેષ્ઠ જાણતા હતા. ૬૬–૭૨

હે ભારત! હે રાજન્! મહાદેવ, અંતક, કામ અને ક્રોધ એ ચારના એકત્વઅંશથી શૂરવીર, શત્રુતાપી, મહાવીર્યવાન, વિપક્ષને ભયકારી, વીર અને કમલની પાંદડી જેવી આંખવાળા અશ્વત્થામા પૃથ્વીમાં જન્મ્યા હતા. વસિષ્ઠના શાપે કરીને અને ઇન્દ્રની આજ્ઞાથી ગંગાજીમાં શાન્તનુના પુત્ર તરીકે આઠ વસુઓ જન્મ્યા હતા. તેમાં કુરુઓને અભય આપનાર, બુદ્ધિમાન, વેદવેત્તા, સદ્વક્તા અને શત્રુકુલના ક્ષયકારી એવા ભીષ્મ સૌથી નાના હતા. સર્વ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ એ મહાતેજસ્વીએ જમદગ્નિપુત્ર મહાત્મા પરશુરામ ભાર્ગવ સાથે યુદ્ધ કર્યું હતું. ૭૩–૭૭

હે રાજન્! પૃથ્વીમાં કૃપ નામે જે બ્રહ્મર્ષિ થયા હતા, તે અતિ પુરુષાતનીને રુદ્રોના ગણથી થયેલા જાણો. હે રાજન્! આ લોકમાં જે મહારથી શકુનિ નામે થયો હતો, તે અરિનાશનને દ્વાપર યુગ થયેલો જાણો. વૃષ્ણિકુલનો અગ્રણી એવો જે સત્યવચની સાત્યકિ હતો, તે શત્રુનાશી મરુદ્દેવોથી ઉત્પન્ન થયો હતો. હે રાજન્! સર્વશસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા રાજર્ષિ દ્રુપદ પણ આજ મરુદ્ગણથી માનવલોકમાં જન્મ્યા હતા. હે રાજન્! અનુપમ કર્મ કરવાવાળો અને ક્ષત્રિયકુલમાં શ્રેષ્ઠ એવો કૃતવર્મા રાજા આ મરુદ્ગણથીજ થયેલો જાણો. ૭૮–૮૨

પરરાષ્ટ્રોને તપાવનાર અને શત્રુઓના નાશકારી વિરાટ રાજાને પણ મરુદ્ગણથીજ ઉત્પન્ન થયેલો જાણો. અરિષ્ટાનો પુત્ર જે ગંધર્વપતિ હંસ નામે વિખ્યાત હતો, તે કૃષ્ણદ્વૈપાયનના પુત્ર, કુરુવંશને વધારનાર, દીર્ઘ બાહુવાળા, મહાતેજસ્વી અને પ્રજ્ઞાચક્ષુ એવા રાજા ધૃતરાષ્ટ્ર નામે પ્રસિદ્ધ થયો હતો. માતાના અપરાધને કારણે થયેલા ઋષિના કોપથી તે અંધ જન્મ્યો હતો. તેનો મહાસત્ત્વશાલી, મહાબલવાન, પવિત્ર અને સત્યધર્મમાં પરાયણ એવો પાંડુ નામે પ્રસિદ્ધ નાનો ભાઈ હતો. ૮૩–૮૭

પુત્રવાનોમાં શ્રેષ્ઠ અને મહાભાગ્યશાલી જે અત્રિપુત્ર ધર્મ હતો, તે આ લોકમાં શ્રેષ્ઠ બુદ્ધિમાન વિદુરજી થયો એમ જાણો. દુર્બુદ્ધિ, દુર્મતિ અને કુરુઓને અપયશ લગાડનાર રાજા દુર્યોધન કલિના અંશથી આ લોકમાં જન્મ્યો હતો. હે પૃથ્વીપતિ! તે કલિપુરુષ સમસ્ત જગતનો દ્વેષી હતો, સારીય પૃથ્વીનો તેણે ઘાત કર્યો હતો અને પ્રાણીમાત્રનો વિનાશ લાવે એવું મહા વૈર તેણે ઉત્કેર્યું હતું. પુલસ્ત્યવંશી અસુરોએ આ મનુષ્યલોકમાં દુર્યોધનના ભાઇઓ તરીકે જન્મ લીધો. દુઃશાસન આદિ તે સર્વ ક્રૂર કર્મ કરવાવાળા સો ભાઇઓ હતા. દુર્મુખ, દુઃસહ અને બીજા જેમના વિશે કહેવામાં આવ્યું નથી તેઓ, તેમજ ધૃતરાષ્ટ્રનો સો ઉપરાંતનો વૈશ્યાપુત્ર યુયુત્સુ એ સર્વ, હે ભરતોત્તમ! પુલસ્ત્યવંશી અસુરો દુર્યોધનના સહાયકો હતા. ૮૮–૯૩

જનમેજય બોલ્યાઃ–હે વિભુ! ધૃતરાષ્ટ્રના એ પુત્રોનાં નામો મોટા નાના પ્રમાણે અનુક્રમપૂર્વક કહો. ૯૪

વૈશંપાયન બોલ્યાઃ– હે રાજન્! દુર્યોધન, યુયુત્સુ, દુઃશાસન, દુઃસહ, દુઃશલ, દુર્મુખ, વિવિંશતિ, વિકર્ણ, જલસંધ, સુલોચન, વિન્દ, અનુવિન્દ, દુર્ધર્ષ, સુબાહુ, દુષ્પ્રધર્ષણ, દુર્મ-

ર્પણ, દુર્મુખ, દુષ્કર્ણ, કર્ણ, ચિત્ર, ઉપચિત્ર, ચિત્રાક્ષ, ચારુ, ચિત્રાંગદ, દુર્મદ, દુષ્પ્રહર્ષ, વિવિત્સુ, વિકટ, સમ, ઊર્ણનાભ, પદ્મનાભ, નન્દ, ઉપનંદ, સેનાપતિ, સુષેણ, કુંડોદર, મહોદર, ચિત્રબાહુ, ચિત્રવર્મા, સુવર્મા, દુર્વિરોચન, અયોબાહુ, મહાબાહુ, ચિત્રચાપ, સકુંડલ, ભીમવેગ, ભીમબલ, બલાકી, ભીમવિક્રમ, ઉગ્રાયુદ્ધ, ભીમશર, કનકાયુ, દઢાયુધ, દઢવર્મા, દઢક્ષેત્ર, સોમકીર્તિ, અનૂદર, જરાસંધ, દઢસંધ, સત્યસંધ, સહસ્રવાક્, ઉગ્રશ્રવા, ઉગ્રસેન, ક્ષેમમૂર્તિ, અપરાજિત, પંડિતક, વિશાલાક્ષ, દુરાધન, દઢહસ્ત, સુહસ્ત, વાતવેગ, સુવર્ચા, આદિત્યકેતુ, બહ્વાશી, નાગદત્ત, અનુયાયી, કવચી, નિષંગી, દંડી, દંડધાર, ધનુર્ગ્રહ, ઉગ્ર, ભીમરથ, વીર, વીરબાહુ, અલોલુપ, અભય, રૌદ્રકર્મા, દઢરથ, અનાધૃષ્ય, કુંડભેદી, વિરાવી, દીર્ઘલોચન, દીર્ઘબાહુ, મહાબાહુ, વ્યૂઢોરુ, કનકાંગદ, કુંડજ અને ચિત્રક એ સો પુત્રો હતા; અને દુઃશલા નામે એક પુત્રી તેમજ એક વધુ ધૃતરાષ્ટ્રનો વૈશ્યાપુત્ર યુયુત્સુ હતો. એમ હે રાજન્! એક સો પુત્રો અને એક રાજપુત્રી કહ્યાં છે. તે નામોના અનુક્રમ પ્રમાણે વિદ્વાનો એમને મોટા–નાના જાણે છે. ૯૫–૧૦૮

હે રાજન્! તે બધા અતિરથી, શૂરવીર, યુદ્ધકુશલ, વેદવેત્તા, શાસ્ત્રમાં પારંગત, યુદ્ધવિદ્યામાં કુશલ અને વિદ્યા તથા કુલીનતાથી શોભીતા હતા. હે મહીપતિ! તેમને સર્વને યોગ્ય પત્નીઓ સાથે પરણાવવામાં આવ્યા હતા. હે રાજન્! કુરુવંશી ધૃતરાષ્ટ્રે સુબલપુત્ર શકુનિની અનુમતિથી દુઃશલાને યોગ્ય સમયે સિન્ધુરાજ જયદ્રથ વેરે લગ્નમાં આપી હતી. ૧૦૯–૧૧૧

હે રાજન્! યુધિષ્ઠિર રાજાને તમે ધર્મના અંશરૂપ જાણો. વાયુદેવના અંશથી ભીમ થયો, ઇન્દ્રના અંશથી અર્જુન થયો અને રૂપમાં અનુપમ તથા પ્રાણીમાત્રને મનોહર એવા નકુલ તથા સહદેવ અશ્વિનીકુમારોના અંશથી આ પૃથ્વીમાં થયા. વર્ચા નામે જે પ્રતાપી સોમપુત્ર કહ્યો છે, તે અર્જુનના અતિકીર્તિશાલી પુત્ર અભિમન્યુરૂપે અવતર્યો. હે રાજન્! એના અવતાર વખતે સોમે દેવોને આ પ્રમાણે કહ્યું હતુંઃ "પ્રાણથી પણ અધિક આ મારો પ્રિય પુત્ર હું નહિ આપું, પણ દેવોના કાર્યનું ઉલ્લંઘન ન થઈ શકે અને પૃથ્વીમાં અસુરોના વધરૂપી આપણું કાર્ય છે. તો એક નિયમ કરો. આ વર્ચા ત્યાં જશે, પણ તે ત્યાં લાંબો સમય રહેશે નહિ. ઇન્દ્રાંશી જે નર થશે, તેનો નારાયણ સખા થશે; તે નર પાંડુના પ્રતાપી પુત્ર અર્જુન તરીકે પ્રખ્યાત થશે. તેનો પૃથ્વીમાં આ વર્ચા પુત્ર થશે. બાળપણથી તે મહારથી થશે. હે દેવશ્રેષ્ઠો! સોળ વર્ષ સુધી એ ત્યાં રહેશે. એની સોળ વરસની ઉંમરે જ સંગ્રામ મચશે, તેમાં તમારા અંશો વીરોને સંહારવાનું કાર્ય તે કરશે. નર અને નારાયણ નહિ હોય ત્યારે જે સંગ્રામ મંડાશે અને શત્રુઓ તમે દેવો સાથે ચક્રવ્યૂહ રચીને લડશે, ત્યારે આ મારો બાળકપુત્ર વ્યૂહ ભેદીને અંદર પેસી જઇને ઘૂમશે, સર્વ શત્રુઓને વિમુખ કરશે અને મહારથી વીરોનો સંહાર કરશે. અરધા દિવસમાં તો તે મહાબાહુ સર્વ શત્રુઓના ચોથા ભાગને તો યમપુરીના અતિથિ કરી દેશે. પછી રણમાં મહારથી વીરોથી સર્વ બાજુએ ઘેરાઈ જતાં, તે મહાબાહુ સંધ્યાકાલે ફરી મારા સદને આવશે. તે એક વંશવર્ધન વીર પુત્રને ઉત્પન્ન કરશે, તે નષ્ટ થયેલા ભારતવંશને ફરી ધારણ કરશે." ૧૧૨–૧૨૫

સોમદેવનાં આ વચન સાંભળીને દેવોએ 'તથાસ્તુ' કહ્યું અને સર્વેએ એ તારકનાથનું પૂજન કર્યું. હે રાજન્! તમારા પિતાના પિતાની આ જન્મકથા કહી. ૧૨૬

મહારથી ધૃષ્ટદ્યુમ્નને તમે અગ્નિના અંશરૂપ જાણો. હે રાજન્! શિખંડી પહેલાં રાક્ષસ

એ તમે જાણો. હે ભરતસિંહ! દ્રૌપદીના પ્રતિવિંધ્ય, સુતસોમ, શ્રુતકીર્તિ તથા નકુલપુત્ર શતાનિક અને વીર્યવાન શ્રુતસેન એ જ પાંચ ભરતોત્તમ પુત્રો થયા હતા, તેમને તમે વિશ્વેદેવોના ગણથી થયેલા જાણો. વસુદેવના પિતા જ શૂર નામે હતા, યદુશ્રેષ્ઠ તેમને રૂપમાં પૃથ્વીમાં અજોડ એવી પૃથા નામે કન્યા હતી. તે વીર્યવાને પોતે પોતાના પિતાની બહેનના અપુત્રવાન પુત્રને આગળથી વચન આપ્યું હતું કે, તે પોતાનું પહેલું બાળક એ કુન્તિભોજને આપશે. તેને પ્રથમ આ કન્યા જન્મી; એટલે શૂરે કૃપાકાંક્ષાથી પોતાની તે પુત્રી કુન્તિભોજને આપી. ૧૨૭–૧૩૦

પિતાના ઘરમાં તે બ્રાહ્મણ અને અતિથિના પૂજનમાં પરાયણ રહેતી હતી. એક વાર, ઉગ્ર, ઘોર, વ્રતશીલ, ધર્મમાં ગૂઢ નિશ્ચયવાળા અને દુર્વાસા નામે ઓળખાતા બ્રાહ્મણની તેણે પરિચર્યા કરી અને તે ઉગ્ર સ્વભાવના જિતેન્દ્રિયને સર્વ પ્રયત્ને સંતુષ્ટ કર્યા. આમ સંતુષ્ટ થયેલા ભગવાન દુર્વાસાએ તેને વિધિથી અભિચારયુક્ત મંત્ર આપ્યો અને બોલ્યાઃ "હે સુભગા! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હે દેવી! તું આ મંત્રથી જે જે દેવનું આવાહન કરીશ, તે તે દેવના પ્રસાદથી તું પુત્રોને જન્મ આપીશ." તેમણે આ પ્રમાણે કહ્યું, એટલે તે બાળા કુતૂહલવશ થઈ. તે યશસ્વિનીએ પોતે કન્યા હોવા છતાં સૂર્યદેવનું આવાહન કર્યું અને ભગવાન સૂર્યે તેનામાં ગર્ભાધાન કર્યું. આમ સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, સહજ કવચ અને કુંડલવાળો, દેવગર્ભના જેવી કાંતિવાળો, સૂર્યના જેવા તેજવાળો, તેમજ સર્વ સુંદર અંગોથી વિભૂષિત એવો પુત્ર તેણે ઉત્પન્ન કર્યો. કુન્તીએ જન્મ પામેલા તે યશસ્વી કુમારને બન્ધુપક્ષના ભયથી છુપાવવા માટે પાણીમાં છોડી દીધો. ૧૩૩–૧૪૦

ત્યારે જલમાં છોડી દેવાયેલા તે પુત્રને રાધાના મહાયશસ્વી સ્વામી અધિરથે રાધાના પુત્ર તરીકે રાખી લીધો. તે બેઉ પતિપત્નીએ તે બાલકનું વસુષેણ એવું સર્વ દિશામાં પ્રસિદ્ધ નામ પાડયું. તે બલવાન મોટો થતાં સર્વ અસ્ત્રોમાં ઉત્તમ બન્યો અને તે વિજયીઓમાં શ્રેષ્ઠ એવા તેણે સર્વ વેદાંગોનો જપ કર્યો. જે કાલે તે બુદ્ધિમાન અને સત્ય પરાક્રમી જપમાં બેઠો હોય, તે વખતે તે મહાત્માને મન બ્રાહ્મણોને સારુ કશુંજ અદેય નહોતું. ભૂતભાવન ઇન્દ્રરાજે પોતાના પુત્ર ( અર્જુન )ને સારું બ્રાહ્મણનો વેશ લઈ તે વીર પાસે તેના અંગ સાથેજ જન્મેલાં કવચ અને કુંડલો માગ્યાં. કર્ણે એ કવચ અને કુંડલો ઊતરડીને આપ્યાં. આથી વિસ્મિત થયેલા ઇન્દ્રે તેને એક શક્તિ આપી અને આ પ્રમાણે કહ્યુંઃ "હે દુર્ધર્ષ! દેવો, અસુરો, મનુષ્યો, ગન્ધર્વો, ઉરગો અને રાક્ષસો એમાંના જે કોઈ ઉપર તું આ શક્તિ ફેંકશે, તે એક નાશ પામશે." પૃથ્વીમાં પહેલાં જ તેનું વસુષેણ નામ હતું, તેનું આ કુંડલ ઊતરડીને આપવાના કર્મને લીધે વૈકર્તન કર્ણ એવું નામ થયું. આ વીર યશસ્વી કવચ સાથેજ જન્મ્યો હતો, તે પૃથાનો પ્રથમ પુત્ર કર્ણ નામે વિખ્યાત થયો. હે નૃપોત્તમ! તે વીર સૂતકુલમાં મોટો થયો હતો. હે રાજન્! સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, શત્રુવિનાશી, દુર્યોધનનો મિત્ર અને મંત્રી એવા એ કર્ણને તમે સૂર્યના અનુપમ અંશરૂપ જાણો. ૧૪૧–૧૫૧

જે સનાતન દેવાધિદેવ નારાયણ છે, તેમનો અંશ માનવલોકમાં પ્રતાપી વાસુદેવરૂપે થયો. મહાબલવાન બલદેવ એ શેષનાગના અંશરૂપ હતા. હે રાજન્! સનત્કુમારને મહાઓજસ્વી પ્રદ્યુમ્નરૂપે જાણો. આ રીતે દેવોના બીજા અનેક અંશો કુલ વધારનારા માનવશ્રેષ્ઠો તરીકે વસુદેવવંશમાં ઉત્પન્ન થયા હતા. હે રાજન્! મેં જે અપ્સરાઓનો ગણ કહ્યો છે, તે ઇન્દ્રની આજ્ઞાથી ભૂતળમાં સોળ હજાર દેવીઓરૂપે પ્રગટ થઈ અને માનવલોકમાં તે વાસુદેવની પત્નીઓ થઈ.

શ્રીલક્ષ્મીજી ભૂમંડલમાં આનંદ માટે ભીષ્મકના કુલે સાધ્વી રુક્મિણિ નામે જન્મ્યાં. ઇન્દ્રાણીનો અંશ દ્રુપદ કુલમાં યજ્ઞવેદીમાંથી સ્તુત્ય કન્યારૂપે દ્રૌપદી તરીકે અવતાર પામ્યો. તે અનિંદ્યરૂપા ન બહુ ઠીંગણી હતી ને ન ઘણી ઊંચી હતી. તે નીલકમલના જેવા સુગંધવાળી હતી, પદ્મના જેવાં પ્રફુલ્લ નયનવાળી હતી, સુંદર સાથળવાળી હતી અને કાળા તથા વાંકડિયા કેશવાળી હતી. તે સર્વ લક્ષણોથી સંયુક્ત હતી. વૈડૂર્યમણિના જેવી તેની કાંતિ હતી અને પુરુષોમાં સિંહ જેવા પાંચ પાંડવપતિઓની તે એકાંતમાં ચિત્તમોહિની હતી. સિદ્ધિ અને ધૃતિ એ જે બે દેવીઓ તે પાંચ પાંડવોની કુન્તી અને માદ્રી નામે માતાઓરૂપે અવતરી. મતિદેવીએ સુબલપુત્રી ગાંધારીરૂપે અવતાર લીધો. ૧૫૨-૧૬૧

હે રાજન્! દેવો, અસુરો, ગન્ધર્વો, અપ્સરાઓ અને રાક્ષસોના આ અંશાવતારો મેં તમને કહ્યા. વળી યુદ્ધમાં દુર્મદવાળા જે રાજાઓ ભૂતલમાં થયા અને યદુના વિશાલ કુલમાં જે મહાત્માઓ થયા, તેમજ જે બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યો થયા, તે મેં તમને કહ્યા છે. અંશોના અવતરણની આ ધન્ય, યશકારી, પુત્રદાયક, આયુષ્યદાયિની અને વિજય આપનારી આ કથા ઈર્ષ્યારહિત થઈને સાંભળવી જોઈએ. દેવો, ગન્ધર્વો અને રાક્ષસોનું આ અંશાવતરણ સાંભળવાથી જન્મમૃત્યુ જાણનારો ડાહ્યો માણસ વિપત્તિમાં પણ ખેદ પામતો નથી. ૧૬૨-૧૬૭

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'અંશાવતરણસમાપ્તિ' નામનો અધ્યાય ૬૭ મો સમાપ્ત**



# અધ્યાય ૬૮ મો

## શકુન્તલા-ઉપાખ્યાન

॥ जनमेजय उवाच ॥

त्वचः श्रुतमिदं ब्रह्मन् देवदानवरक्षसाम् ॥
अंशावतरणं सम्यग्गंधर्वाप्सरसां तथा ॥ १ ॥

જનમેજય બોલ્યાઃ-હે બ્રહ્મન્! દેવો, દાનવો, રાક્ષસો, ગન્ધર્વો અને અપ્સરાઓના અંશાવતારો મેં રૂડી રીતે સાંભળ્યા છે. હું ઇચ્છું છું કે, હે વિપ્ર! તમે આ વિપ્રઋષિઓના સમૂહની સમક્ષ કુરુઓના વંશ વિશે આદિથી કહો. ૧-૨

વૈશંપાયન બોલ્યાઃ-હે ભરતશ્રેષ્ઠ! પૌરવોના વંશને વધારનાર દુષ્યન્ત નામે ચાર સાગરપર્યંતની ધરણીનો વીર્યવાન પાલનહાર હતો. તે માનવેન્દ્ર ધરતીના ચારે ખંડનો પૂરો ભોક્તા હતો. યુદ્ધમાં વિજયી તથા શત્રુઓનો પીડક તે રાજા ચાતુર્વર્ણ્ય પ્રજાથી ભરેલા રત્નાકર સમુદ્ર સુધીના તથા સમુદ્રથી વીંટાયેલા અને મ્લેચ્છદેશ સુધીના સંપૂર્ણ પૃથ્વીદેશોને ભોગવતો હતો. તેનું રાજ્યશાસન ચાલતું હતું, ત્યારે કોઈ વર્ણસંકર કરનારું નહોતું, કે કોઈને ખેતી કરીને અનાજ ઉત્પન્ન કરવાનું નહોતું. વળી પૃથ્વી રત્ન અને ધાતુઓથી ભરપૂર હતી, એટલે લોકોને ખાણો ખોદવાનું પણ નહોતું. તે વખતે કોઈ પાપકર્મ કરનારું નહોતું. હે નરસિંહ! તે રાજાધિરાજના સમયમાં સર્વ લોકો ધર્મમાં પ્રીતિવાળા રહી ધર્મ અને અર્થને મેળવતા હતા. હે તાત! તે રાજેન્દ્રના સમયમાં ચોરનો ભય નહોતો, ત્યારે ભૂખનો કે વ્યાધિનો જરાયે ભય નહોતો. ૩-૮

સર્વ વર્ણના લોકો સ્વધર્મપરાયણ રહેતા હતા, તેથી દૈવકર્મોને વિશે તેઓ નિઃસ્પૃહ હતા. તે રાજાને આશ્રયે તેઓ સર્વ નિર્ભય હતા. યથાકાલે વૃષ્ટિ વરસતી હતી. ધાન્યો રસવાળાં હતાં. પૃથ્વી સર્વ રત્નોથી અને પશુઓથી સમૃદ્ધ હતી

બ્રાહ્મણો સ્વકર્મમાં પરાયણ હતા અને તેમનામાં ક્યાંય જૂઠ નહોતું. વળી વજ્રના જેવો કઠણ દેહધારી તે યુવાન દુષ્યંત પોતાના બે હાથે વન અને ઉપવન સાથેના મન્દર પર્વતને ઉપાડીને વહી જાય, એવો મહાન અને અદ્ભુત વીર્યવાળો હતો. તે ચાર પ્રકારના (પ્રક્ષેપ, વિક્ષેપ, પરિક્ષેપ અને અધિક્ષેપ*)ના ગદાયુદ્ધમાં તથા સર્વ હથિયારોમાં તેમજ હાથીની અને ઘોડાની સ્વારીમાં ભારે નિપુણ હતો. બલમાં તે વિષ્ણુ જેવો હતો, તેજમાં તે સૂર્યસમ હતો, શાંતિમાં તે સમુદ્ર સરખો હતો અને સહનશીલતામાં તે ધરતી જેવો હતો. નગરવાસી અને દેશવાસી પ્રજા તેના ઉપર પ્રસન્ન હતી. તે સૌનો માનીતો મહીપાલ હતો. વળી તે પ્રસન્ન જનતા ઉપર ધર્મપરાયણ ભાવો વડે શાસન કરતો હતો. ૯-૨૪

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'શાકુંતલોપાખ્યાન' નામનો અધ્યાય ૬૮ મો સમાપ્ત**

# अध्याय ६९ मो

## દુષ્યન્તની મૃગયા

॥ जनमेजय उवाच ॥

**संभवं भरतस्याहं चरितं च महामतेः ॥**
**शकुन्तलायाश्चोत्पत्तिं श्रोतुमिच्छामि तत्त्वतः ॥**

જનમેજય બોલ્યાઃ—હે ભગવન્! મહાબુદ્ધિમાન ભરતનો જન્મ તથા તેનું ચરિત અને શકુંતલાની ઉત્પત્તિ એ હું યથાવત્ સાંભળવા ઇચ્છું છું. હે તત્ત્વજ્ઞ! વીર દુષ્યન્તે શકુન્તલાને કેવી રીતે પ્રાપ્ત કરી હતી? તે પુરુષસિંહનું વિસ્તૃત ચરિત્ર હું સાંભળવા ઇચ્છું છું. ૧-૩

વૈશંપાયન બોલ્યાઃ—એક સમયે તે મહાબાહુ દુષ્યંત અપાર સેના અને વાહનો સાથે ગાઢ વનમાં ગયો. સેંકડો હાથીઓ અને ઘોડાઓથી તથા પરમસુંદર ચતુરંગિણી સેનાથી તે વીંટાયેલો હતો. વળી ખડ્ગ અને શક્તિ ધારણ કરેલા, હાથમાં ગદા, મુસળ, પ્રાસ અને તોમર ધારેલા સેંકડો વીર યોદ્ધાઓ તેની સાથે હતા. તે પૃથ્વીપતિ ચાલી રહ્યો હતો, ત્યારે યોદ્ધાઓના સિંહનાદોથી, શંખ અને દુન્દુભિના ઘોષોથી, રથના ચક્રના ઘરઘરાટોથી, હાથીઓની ગર્જનાઓથી, વિવિધ આયુધ અને વિવિધ વેષ ધારણ કરેલા યોદ્ધાઓના લલકાર તથા રણહાકોથી તેમજ ઘોડાઓના હણહણાટોથી એક કિલકિલાટ મચી રહ્યો હતો. સુંદર મહેલોની અગાશીએ બેઠેલી સ્ત્રીઓએ ત્યાં તે શૂરવીર અને યશસ્વી રાજાને પરમ શોભામય જોયો. ૪-૯

ઇન્દ્રના જેવી ઉપમાવાળા, શત્રુનાશન અને શત્રુના હાથીઓને હઠાવનાર એ દુષ્યંતને જોઇને સ્ત્રીઓના વૃંદે એને વજ્રપાણિ ઇન્દ્ર માન્યો. 'આ પુરુષસિંહ રણમાં વસુના જેવો પરાક્રમી છે અને એના બાહુબળ શત્રુદળ સામે ટકી શકતું નથી.' એમ બોલતી તે સ્ત્રીઓએ રાજાની પ્રેમપૂર્વક સ્તુતિ કરી અને તેના પર પુષ્પની વૃષ્ટિ કરી. ચારે બાજુએ જ્યાંત્યાં શ્રેષ્ઠ બ્રાહ્મણોથી સ્તુતિ પામતો તે રાજા મૃગયાની ઇચ્છાએ પરમ પ્રીતિપૂર્વક વનમાં જવા નીકળ્યો. મસ્ત હાથીની અંબાડી ઉપર બેસીને નીકળેલા તે ઇંદ્ર સમાન રાજાની પાછળ બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો ચાલવા લાગ્યા અને આશિષ તથા જયશબ્દો સાથે તેને આગળ વધતો જોઈ રહ્યા. ૧૦-૧૫

નગરજનો અને પ્રજાજનો ખૂબ દૂર સુધી તેની પાછળ ગયા અને પછી રાજાની આજ્ઞાથી તે પાછા વળ્યા. તે રાજાએ સુવર્ણ જેવા રંગના રથના ઘરઘરાટથી પૃથ્વી તથા આકાશને ભરી દીધાં. આગળ જતાં તે બુદ્ધિમાને એક

* દૂર ઊભેલા શત્રુ ઉપર ગદા ફેંકવી તે પ્રક્ષેપ; સમીપ ઊભેલા શત્રુ ઉપર ગદાની કોટીનો પ્રહાર કરવો તે વિક્ષેપ; ઘણા શત્રુઓ હોય ત્યારે ચોમેર ભમીને ગદા મારવી તે પરિક્ષેપ અને ગદાની અણીથી પ્રહાર કરવો તે અભિક્ષેપ કહેવાય છે.

નંદનવન સમાન એક વન જોયું. તે વન બીલી, અને આકડા ખેરથી ભરેલું હતું, કોઠી અને ધાવડાથી વ્યાપ્ત હતું અને પર્વત ઉપરથી પડી પથરાયેલા પથ્થરોથી ઊંચુંનીચું હતું. તે નિર્જળ અને નિર્જન હતું. અનેક જોજનો સુધી તે વિસ્તરેલું હતું અને મૃગો, સિંહો તથા બીજાં ઘોર વનચરોથી તે ભરપૂર હતું. ૧૬–૧૯

માનવસિંહ દુષ્યન્તે વિવિધ મૃગોને મારી, પોતાની સેના, સેવકો અને વાહનો સાથે તે વનને ડહોળવા માંડયું. ત્યાં દુષ્યંતે બાણની લક્ષ્યમર્યાદામાં આવેલા વાઘોના અનેક સમૂહોને પાડ્યા અને બાણોથી વીંધી નાખ્યા. દૂર રહેલાં કેટલાંક પ્રાણીઓને તેણે બાણોથી માર્યાં અને પાસે આવેલાં બીજાંને તેણે તલવારથી કાપી નાખ્યાં. તે શ્રેષ્ઠ શક્તિશાળીએ કેટલાંક મૃગોને શક્તિથી મારી નાખ્યાં. ગદામંડલને જાણનારો તે અમાપ પરાક્રમી તે વનમાં ઘૂમી વળ્યો. ત્યાં તોમરો, તલવારો, ગદાઓ, મુસલો અને કંપનો વડે વનનાં મૃગો અને પક્ષીઓને મારતો મારતો તે ફરવા લાગ્યો. અદ્ભુત પરાક્રમી રાજાથી તેમજ યુદ્ધરસિયા યોદ્ધાઓથી ખૂંદાયલા તે વનને સિંહોએ તજવા માંડયું. ત્યાં પોતાના જૂથનાયકો મરી જતાં મૃગનાં જૂથોએ નાસભાગ કરવા માંડી અને તે હરણનાં જૂથોએ જ્યાં ત્યાં વ્યગ્રતાથી ચિત્કાર કરવા માંડયો. સૂકી નદીઓ ઉપર જતાં પાણીને કારણે નિરાશાથી દુઃખી થયેલાં, દોડભાગથી થાકયાં હૃદયનાં થયેલાં અને બેભાન બનેલાં તે પશુઓ પડવા લાગ્યાં. ભૂખ અને તરસથી પીડિત થઈ, કેટલાંક પશુઓ થાકીને ધરતી ઉપર ગબડી પડયાં હતાં, તેમને ભૂખ્યા નરવરુઓ ખાઈ ગયા. કોઈ કોઈ વનચરોએ અગ્નિ પ્રગટાવીને માંસને બરાબર સીઝવ્યું અને તેને વિધિપૂર્વક કૂટીને ખાવા માંડ્યું. ત્યાં શસ્ત્રોથી ઘાયલ થયેલા કેટલાક મદમસ્ત બલવાન હાથીઓ ભયભીત થઇને, પોતાની સૂંઢ સંકોચી વેગપૂર્વક નાસવા લાગ્યા. મળમૂત્ર કરતા અને ખૂબ લોહી ખેરવતા તે વનના હાથીઓએ અનેક માનવીઓને કચરવા માંડયા. ત્યારે, જેમાં રાજાએ મૃગપતિને મારી નાખ્યો હતો, જે મૃગોથી ભરેલું હતું અને જે સેનારૂપી મેઘથી તથા બાણરૂપી વર્ષાથી યુક્ત હતું તે વન અપૂર્વ શોભા ધારણ કરી રહ્યું. ૨૦–૩૨

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'શકુંતલોપાખ્યાન' નામનો અધ્યાય ૬૯ મો સમાપ્ત

# अध्याय ७० मो

## કણ્વાશ્રમમાં દુષ્યન્ત

॥ वैशंपायन उवाच ॥

ततो मृगसहस्राणि हत्वा सबलवाहनः ॥
राजा मृगप्रसंगेन वनमन्यद्विवेश ह ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–પછી હજારો મૃગોને મારીને રાજાએ પોતાના લશ્કર અને વાહનો સાથે, એક મૃગને માટે બીજા વનમાં પ્રવેશ કર્યો. ઉત્તમ બળવાન એવો તે રાજા એકલો ભૂખ્યો અને તરસ્યો વનના છેડા સુધી પહોંચ્યો તો ત્યાં મહાન શૂન્ય પ્રદેશ આવ્યો. ત્યાંથી પણ આગળ વધી રાજા એક બીજા મહાવનમાં ગયો. તે વન ઉત્તમ આશ્રમોથી યુક્ત હતું, મનને અને નેત્રને આનંદ આપનારું હતું અને શીતલ વાયુથી તે સંયુક્ત હતું; ફૂલવાળાં વૃક્ષોથી ભરેલું હતું અને હરિયાળા ઘાસથી છવાયેલું હતું. તે મધુરસ્વરી પંખીઓના પુષ્કળ નાદવાળું હતું અને પુંસ્કોકિલના ટહુકાઓથી તથા તમરાંના ગણથી ગાજતું હતું. તે વિશાળ વિસ્તરેલી ડાળોવાળાં વૃક્ષોની સુખકર છાયાથી પથરાયેલું હતું. તેના તલને ભમરાઓએ ગુંજારવથી ગજવી મૂક્યું હતું. તે પરમ સૌંદર્યસંપન્ન હતું. ૧–૬

તે વનમાં ફૂલ વિનાનું, ફલ વિનાનું કે કંટક-

વાળું અથવા ભમરાઓ ન બેઠા હોય એવું એક ઝાડ નહોતું. પંખીઓના કલરવવાળા, પુષ્પોથી અત્યંત સુશોભિત, સર્વ ઋતુનાં ફૂલોથી તેમજ વૃક્ષોથી ભરપૂર અને સુખદાયી છાયાવાળા, તે ઉત્તમ અને મનોહર વનમાં મહાધનુર્ધારી રાજાએ પ્રવેશ કર્યો. ત્યાં પવનથી ડોલતાં અને ફૂલડાળીવાળાં ઝાડોએ તેના પર વારંવાર વિચિત્ર પુષ્પોની વૃષ્ટિ કરી. ત્યાં મધુર શબ્દવાળા પક્ષીઓથી ગાજતા અને જાતજાતનાં ફૂલરૂપી વસ્ત્રોને ધારણ કરેલાં ગગનગામી વૃક્ષો શોભતાં હતાં. ત્યાં પુષ્પના ભારથી લચી ગયેલા નવા અંકુરોને વિશે મધુલોભી ભમરાઓ મધુર અવાજ કરી રહ્યા હતા. ત્યાં કુસુમસમૂહોથી સુશોભિત, લતાના માંડવાથી વીંટળાયેલા અને મનની પ્રીતિ વધારનારા અનેક પ્રદેશો જોઇને મહાતેજસ્વી રાજા અતિ પ્રસન્ન થયો. એકમેકને જેની ડાળીઓ ભેટી રહી છે અને જે ફૂલોથી સંયુક્ત છે એવાં મહેન્દ્રધ્વજ જેવાં વૃક્ષોથી તે વન શોભી રહ્યું હતું. મસ્ત વાનર અને કિન્નરોવાળું તે વન સિદ્ધો, ચારણો, ગંધર્વો અને અપ્સરાઓના સમૂહસંઘોથી સેવાઈ રહ્યું હતું. ત્યાં સુખકર, શીતલ,; સુગન્ધભર્યો અને પુષ્પની રજને વહી જનારો પવન જાણે ક્રીડાર્થે ઘૂમતો ઘૂમતો વૃક્ષો પાસે આવી રહ્યો હતો. ૭–૧૬

આવું ગુણસંપન્ન, ઊડતી ધજા જેવું અને નદીના સજલ પ્રદેશમાં ઊભું થયેલું તે રમણીય વન રાજાએ જોયું. તે વનને જોતાં, તેણે કલ્લોલ કરતાં પંખીઓથી ભરેલો એક શ્રેષ્ઠ, મનોરમ અને રમણીય આશ્રમ જોયો. તે વિવિધ વૃક્ષોથી ઢંકાયેલો હતો અને તેમાં પવિત્ર અગ્નિઓ પ્રજ્વલિત હતા. શ્રીમાન રાજાએ તે અનુપમ આશ્રમનું મનથી પૂજન કર્યું. હે રાજન્ ! તેમાં યતિઓ, વાલખિલ્યો અને મુનિઓ વિરાજતા હતા. તેમાં અનેક અગ્નિગૃહો હતાં. તે પુષ્પોનાં પાથરણાંથી પથરાયેલો હતો અને મોટાં અનેક જલતટોથી અત્યંત શોભતો હતો. પવિત્ર અને સુખદાયી જલવાળી માલિની નદી તેની ચોમેર વહેતી હતી. અનેક પક્ષીજૂથોથી ગાજતી તે નદી તપોવનથી મનોહર હતી. ત્યાં હિંસક પશુઓ અને હરણાંને સૌમ્ય તથા વૈરમુક્ત જોઇને રાજા અત્યંત આનંદ પામ્યો. ૧૭–૨૨

તે અતુલ શ્રીમાન દેવલોકના જેવા અને સર્વ પ્રકારે સુંદર એવા તે આશ્રમ આગળ આવી પહોંચ્યો. ત્યાં તેણે પ્રાણીમાત્રની પોષણદાત્રી, માતા જેવી વિરાજતી, આશ્રમની લગોલગ વહેતી અને પવિત્ર જલવાળી માલિની નદીને જોઈ. તેના રેતીતટ ઉપર ચક્રવાકો હતાં અને તેના પ્રવાહમાં ફીણ તથા પુષ્પો હતાં. ત્યાં કિન્નરોની વાસભૂમિ હતી અને વાનરો તથા રીંછોનું નિવાસસ્થાન હતું. પવિત્ર સ્વાધ્યાયથી તે ગાજી રહી હતી અને કિનારાઓથી તે શોભી રહી હતી. મદમસ્ત હાથીઓ, વ્યાઘ્રો અને સર્પેન્દ્રોનો ત્યાં વાસ હતો.. તેને તીરે કશ્યપગોત્રી ભગવાન મહાત્મા કણ્વનો મુનિસમૂહોથી સેવાયેલો શ્રેષ્ઠ અને રમણીય આશ્રમ હતો. આશ્રમને વળગીને વહેતી નદીને તથા આશ્રમસ્થાનને જોઈને રાજાએ અંદર જવાનો વિચાર કર્યો. રમ્ય તીરવાળી અને બેટવાળી માલિની નદીથી સુશોભિત તે આશ્રમ ગંગાજીથી શોભતા નરનારાયણના આશ્રમની જેમ શોભી રહ્યો હતો. હવે, તે મસ્ત મોરોના ટહુકાથી ગાજી રહેલા મહાવનમાં પેઠો. ત્યાં ચૈત્રરથ જેવા તે વનમાં જઇને, તે નરશ્રેષ્ઠે અત્યંત ગુણશાલી, દુર્નિરીક્ષ્ય તેજોધારી અને તપરૂપી ધનવાળા કશ્યપગોત્રી મહર્ષિ કણ્વનાં દર્શનની ઇચ્છા કરી. તેણે હાથી, ઘોડા અને પાળાઓથી પરિપૂર્ણ એવી પોતાની સેનાને વનદ્વાર ઉપર રાખી અને તેને આ પ્રમાણે કહ્યું: 'રજોગુણથી રહિત એવા તપોધન મુનિ કાશ્યપનાં દર્શને હું જાઉં છું. મારું પાછું આવવું થાય ત્યાં સુધી તમે અહીં

ઊભા રહેજો.' ૨૩–૩૩

તે નન્દનવન સમા વનમાં જતાં જ, તે માનવેન્દ્ર રાજાની ભૂખતરસ મટી ગઈ અને તે અપાર આનંદ પામ્યો. તે રાજાએ રાજચિહ્નોને અળગાં કર્યાં અને અવિનાશી તથા તપના સમૂહરૂપ એવા તે ઋષિનાં દર્શન કરવાની ઇચ્છાથી તે પ્રધાન અને પુરોહિત સાથે એ ઉત્તમ આશ્રમમાં ગયો. તે ભમરાઓના ગુંજારવથી ગાજતા અને વિવિધ પક્ષીઓવાળા બ્રહ્મલોકના જેવા તે આશ્રમને જોવા લાગ્યો. ત્યાં વૈતાનિક (ઇષ્ટિ, પશુ, સોમ વગેરે) કર્મોમાં ઋગ્વેદમાં દક્ષ બ્રાહ્મણો પદના ક્રમપૂર્વક અનેક ઋચાઓ બોલી રહ્યા હતા, તે તે માનવસિંહે સાંભળી. યજ્ઞવિધાનાં (કલ્પસૂત્રાદિ) અંગોને જાણનારા યજુર્વેદવેત્તાઓથી અને નિયમપરાયણ સામવેદી ઋષિઓનાં મધુર સામગાનોથી તે આશ્રમ સુશોભિત હતો. વળી ત્યારે ભારુંડસામનાં ગીતોથી અને અથર્વશિરનું અધ્યયન કરનારા, નિયમશીલ તથા જિતેન્દ્રિય બ્રાહ્મણોથી તે આશ્રમ શોભતો હતો. ત્યાં અથર્વવેદમાં ઉત્તમ પંડિતો અને પૂગયજ્ઞીય નામના સામને ગાનારા ઋષિઓ પદ અને ક્રમ અનુસાર પોતપોતાની સંહિતાનો પાઠ કરી રહ્યા હતા.

શબ્દસંસ્કારપૂર્વક ઉચ્ચારણ કરતા બીજા બ્રાહ્મણોથી ગાજી રહેલો તે આશ્રમ જાણે બીજો શ્રીસંપન્ન બ્રહ્મલોક હોય તેમ શોભી રહ્યો હતો. યજ્ઞકર્મના વેત્તા, ક્રમ અને શિક્ષામાં નિપુણ, ન્યાયતત્ત્વ અને આત્મવિજ્ઞાનવાળા, વેદમાં પારંગત, વિવિધ વાક્યોને જોડવામાં તથા મેળવવામાં કુશળ, વિશેષ કાર્યરૂપી બ્રહ્મોપાસનાના જાણકાર, મોક્ષધર્મમાં પરાયણ, સ્થાપન, આક્ષેપ અને સિદ્ધાંતના પરમાર્થ જ્ઞાનવાળા, શબ્દ, છન્દ અને નિરુક્ત જાણવાવાળા, કાલના જ્ઞાનમાં કુશલ, દ્રવ્ય, કર્મ અને ગુણના વેત્તા, કાર્ય અને કારણના જ્ઞાતા, પક્ષી તથા વાનરની બોલીના જાણકાર, વિસ્તીર્ણ ગ્રંથનો આશ્રય કરનાર અને વિવિધ શાસ્ત્રોના જાણનાર એ મુખ્ય બ્રાહ્મણોથી ઉચ્ચારાતા તથા મુખ્ય ચાર્વાકોથી ચારે બાજુએ ગાજી રહેલા શબ્દઘોષ તે રાજાને કાને પડ્યા. ૩૪–૪૬

શત્રુનાશી રાજાએ ત્યાં ઠેરઠેર નિયમપરાયણ, વ્રતશીલ અને જપ તથા હોમમાં યુક્ત એવા વિપ્રો અને વિપ્રેન્દ્રો જોયા. ત્યાં પ્રયત્નપૂર્વક ગોઠવવામાં આવેલાં સુંદર અને અદ્ભુત આસનો જોઈને રાજા વિસ્મય પામ્યો. વળી બ્રાહ્મણો દેવસ્થાનોની જે પૂજા કરી રહ્યા હતા, તે જોઈને તે નૃપશ્રેષ્ઠે પોતે બ્રહ્મલોકમાં આવ્યો છે એવું માન્યું. કાશ્યપના તપના ગુણથી સંરક્ષિત અને તપોવનના ગુણોથી યુક્ત તે સુંદર, શુભ ને શ્રેષ્ઠ આશ્રમ જોતાં તે ધરાયોજ નહિ. હવે મહાવ્રતધારી અને તપરૂપી ધનવાળા ઋષિઓથી ચોમેર વીંટાયેલા એવા એકાન્ત, અત્યંત રમણીય અને પવિત્ર આશ્રમમાં તે અરિનાશને અમાત્ય અને પુરોહિત સાથે પ્રવેશ કર્યો. ૪૭–૫૧

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'શકુન્તલોપાખ્યાન' નામનો અધ્યાય ૭૦ મો સમાપ્ત**

# અધ્યાય ૭૧ મો

## શકુન્તલાની જન્મકથા

॥ वैशंपायन उवाच ॥

**ततोऽगच्छन्महाबाहुरेकोमात्यान्विसृज्य तान् ॥**
**नापश्यच्चाश्रमे तस्मिंस्तमृषिं संशितव्रतम् ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી તે મહાબાહુ તે મંત્રીઓને વિદાય આપી, પોતે એકલો આશ્રમમાં ગયો. પણ તે આશ્રમમાં તેણે જિતેન્દ્રિય ઋષિને જોયા નહિ. ઋષિને ન જોતાં તથા આશ્રમને સૂનો જોઈને તે વનને ગજવતો બોલ્યોઃ 'કોણ છે અહીં ?' તેનો શબ્દ સાંભળીને તાપસીનો વેશ ધારણ કરેલી અને સાક્ષાત્ લક્ષ્મીના

જેવી રૂપવતી એક કન્યા તે આશ્રમમાંથી બહાર આવી. કાળી આંખવાળી તે રાજા દુષ્યંતને જોતાંજ આદર આપી તત્કાલ બોલી: 'હે રાજન્! ભલે પધાર્યા.' આસન, પાદ્ય તથા અર્ઘ્યથી તેનું પૂજન કરી, તેણે રાજાને કુશલસમાચાર પૂછ્યા. આમ યથાવિધિ પૂજા કર્યા પછી અને કુશલવાર્તા પૂછ્યા બાદ તે સ્મિતપૂર્વક બોલી: "હું આપનું શું કાર્ય કરું?" આમ વિધિપૂર્વક સત્કાર પામેલા તે રાજાએ એ સ્તુત્ય અંગવાળી અને મધુર બોલનારી કન્યા તરફ જોઇ કહ્યું: 'હું મહાભાગ્યવાન કણ્વઋષિની ઉપાસના માટે આવ્યો છું. હે કલ્યાણી! એ ભગવાન કયાં ગયા છે? હે શોભના! તે મને કહે.' શકુન્તલા બોલી: 'મારા ભગવતી પિતા ફળ લાવવા સારુ આશ્રમમાંથી ગયા છે. ક્ષણવાર થોભી જાઓ. હમણાંજ તેમને આવેલા જોશો.' ૧-૯

વૈશંપાયન બોલ્યા:-રાજાએ તે ઋષિને જોયા નહિ અને તે કન્યાએ તેને આ વચનો કહ્યાં. તે કન્યાને શ્રેષ્ઠ કુલવતી, શોભાયુક્ત, સુમધુર હાસ્યવાળી, તપ, ઇન્દ્રિયદમન તથા શરીરથી શોભામયી અને રૂપ તેમજ યૌવનથી ભરેલી જોઈને રાજાએ તેને કહ્યું: 'હે સુંદર કેડવાળી! તું કોણ છે? તું કોની પુત્ર છે? શા માટે વનમાં આવી છે? હે શોભના! આવી રૂપગુણવાળી તું ક્યાંથી અહીં આવી છે? હે શુભા! તારા દર્શન માત્રે મારું મન હરી લીધું છે. હે શોભના! હું તને જાણવા ઇચ્છું છું, તો તું મને તે કહે.'

રાજાએ તે કન્યાને આશ્રમમાં આ પ્રમાણે કહ્યું, ત્યારે તે સ્ત્રીએ સ્મિત સાથે સુમધુર શબ્દોમાં તેને કહ્યું: 'હે દુષ્યન્ત! તપસ્વી, ધૃતિમાન, ધર્મજ્ઞ અને મહાત્મા એવા ભગવાન કણ્વની હું પુત્રી મનાઈ છું.' ૧૦-૧૩

દુષ્યન્ત બોલ્યો:-હે મહાભાગ્યવતી! લોકના પૂજાપાત્ર એ ભગવાન તો ઊર્ધ્વરેતા છે. કદાચ ધર્મ પોતાના નિયમમાંથી ચળી જાય, પણ એ જિતેન્દ્રિય કદીય ન ચળે. તો હે શ્રેષ્ઠ રૂપવતી! તું એમની પુત્રી ક્યાંથી થઈ? મને આ મહાન સંશય પડ્યો છે અને તે તું છેદવા સમર્થ છે. ૧૪-૧૭

શકુંતલા બોલી:-હે રાજન્! મારા જેમ સાંભળવામાં આવ્યું છે, તેમજ જેમ એ બન્યું હતું અને જે રીતે હું મુનિની પુત્રી છું-તે તમે યથાર્થ રીતે સાંભળો. હે રાજન્! કોઈ એક ઋષિએ આવીને મારા જન્મ વિશે પૂછ્યું હતું, ત્યારે ભગવાને જે કહ્યું હતું તે તમે સાંભળો. ૧૮

કણ્વ બોલ્યા:-પૂર્વે વિશ્વામિત્ર નામે મહાતપસ્વી તપ કરી રહ્યા હતા. દેવોના અધિપતિ ઇન્દ્રને એમણે ઘણી ચિંતામાં નાખ્યા. તપે કરીને તેજસ્વી વીર્યવાળા 'આ ઋષિ મને સ્થાનભ્રષ્ટ કરશે' એમ ઇન્દ્રને બીક પેઠી. તેથી તેણે મેનકાને કહ્યું: 'હે મેનકા! તું સર્વ અપ્સરાઓમાં તારા દિવ્ય ગુણોને લીધે વિશેષ છે. હે કલ્યાણી! તું મારું કલ્યાણ કર. હું કહું છું તે તું સાંભળ. આ સૂર્યના જેવા મહાતપસ્વી વિશ્વામિત્ર ઘોર તપ કરી રહ્યા છે, તેથી મારું મન કાંપી રહ્યું છે. હે મેનકા! એ વિશ્વામિત્રરૂપી ભાર હું તને સોંપું છું. હે સુમધ્યમા! તે વ્રતી અને અજેય ઉગ્ર તપમાં પરાયણ છે. ત્યાં જઈને તું એમને લોભાવ એટલે તે મને મારા સ્થાનથી ભ્રષ્ટ કરી શકે નહિ. તેમના તપમાં તું વિઘ્ન નાખ અને મને રૂડી રીતે નિર્વિઘ્ન કર. હે શ્રેષ્ઠ સુંદરી! રૂપ, યૌવન, મધુરતા, ચેષ્ટા, સ્મિત અને ભાષણ આદિથી તું એમને લલચાવીને તપથી ભ્રષ્ટ કર. ૧૯-૨૬

મેનકા બોલી:-ભગવાન વિશ્વામિત્ર મહાતેજસ્વી, મહાતપસ્વી અને ક્રોધશીલ છે, તે તમે ભગવાન પણ જાણો છો. તે મહાત્માના તેજથી, તપથી અને કોપથી તમે પણ સંતાપ પામી રહ્યા છો, તો હું કેમ સંતાપ ન પામું? જેમણે મહાભાગ્યશાલી વસિષ્ઠને પોતાના પ્રિય પુત્રોથી વિખુટા પાડ્યા છે, તેઓ પ્રથમ ક્ષત્રિય જન્મીને પછી

બલપૂર્વક બ્રાહ્મણ બન્યા છે; લોકમાં જેને માણસો કૌશિકી કહે છે, તે પવિત્ર દુર્ગમ નદીને તેમણે સ્નાનાદિક માટે બહુ જળભરી વહાવી છે. અગાઉના વખતમાં દુકાળ પડયો તે વખતે તે મહાત્માના સ્રીવર્ગનું પારધીરૂપ થયેલા ધર્માત્મા રાજર્ષિ મતંગે એ નદીને તટે પાલનપોષણ કર્યું હતું. દુકાળ પૂરો થતાં તે સમર્થ મુનિએ ફરીથી આશ્રમે આવીને તે નદીનું 'પારા' નામ પાડ્યું છે. તેમણે પોતે પ્રસન્નમન થઇને મતંગ પાસે યજ્ઞ કરાવ્યો અને તેમાં હે સુરેશ્વર! તમે અને ચંદ્ર ભયના માર્યા સોમ પીવા ગયા હતા. તેમણે ક્રોધમાં આવીને નક્ષત્રની સંપત્તિવાળો એક બીજો લોક સર્જ્યો છે અને તેમાં એમણે શ્રવણ વગેરે બીજાં નક્ષત્રો નિર્મ્યાં છે. ગુરુના શાપથી હણાયેલા ત્રિશંકુને પણ તેમણે શરણ આપ્યું છે. એવાં એવાં તેમનાં કર્મો છે. તે ઋષિથી હું ખૂબ ડરું છું. હે પ્રભુ! એવી આજ્ઞા આપો કે જેથી ક્રોધ પામેલા તે ઋષિ મને ખાખ ન કરી નાખે. જે ઋષિ તેજથી લોકોને ભસ્મ કરી નાખી શકે છે, પગથી જે પૃથ્વીને કંપાવી શકે છે, જે મહામેરુ પર્વતને ફેંકી દઈ શકે છે અને જે દિશાઓને તત્કાલ પલટાવી નાખી શકે છે, તે પ્રજ્વલિત અગ્નિ જેવા તપોયુક્ત જિતેન્દ્રિયને મારા જેવી સ્રી કેમ અડી શકે? હે સુરોત્તમ! અગ્નિના જેવા ઉજ્જ્વલ મુખવાળા, સૂર્ય તથા ચંદ્રના જેવી આંખની કીકીઓવાળા અને કાલના જેવી જીભવાળા તેમને મારા જેવી અબલા કેમ કરીને અડકી શકે? યમ, સોમ, મહર્ષિઓ, સાધ્યો, વિશ્વેદેવો અને વાલખિલ્યો એ સર્વ તેમના તપના પ્રભાવ આગળ છળી ઊઠે છે, તો મારા જેવી નારી તેમનાથી કેમ ન બીએ? હે ઇન્દ્રરાજ! તમે મને જવા કહ્યું છે, તો ઋષિ પાસે ન જાઉં એમ પણ કેમ બને? હે દેવરાજ! મારી રક્ષાનો વિચાર કરો કે તેથી રક્ષિત થયેલી હું તમારે માટે વિચરી શકું. હે દેવ! ઠીક. હું ક્રીડા કરતી હોઉં, ત્યારે પવન મારું વસ્ત્ર ઉડાડી મેલો. તમારા પ્રસાદથી કામદેવ ત્યાં મારા સહાયક થાઓ. હું ઋષિને લોભાવતી હોઉં તે વખતે વનમાં સુગંધી વાયુ વહો. ઇંદ્રે 'તથાસ્તુ' કહી એ પ્રમાણે વ્યવસ્થા કરી આપી અને તે કૌશિકને આશ્રમે ગઈ. ૨૭-૪૩

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'શકુંતલોપાખ્યાન', નામનો અધ્યાય ૭૧ મો સમાપ્ત

# अध्याय ७२ मो

## શકુન્તલાની જન્મકથા (ચાલુ)

॥ कण्व उवाच ॥

एवमुक्तस्तया शक्रः संदिदेश सदागतिम् ॥
प्रातिष्ठत तदा काले मेनका वायुना सह ॥ १ ॥

કણ્વ બોલ્યા:-મેનકાએ આ પ્રમાણે કહ્યું ત્યારે ઇન્દ્રે વાયુદેવને આજ્ઞા કરી અને તત્કાલ મેનકા વાયુની સાથે ચાલી. તે શ્રેષ્ઠ અને ભીરુ સુંદરી મેનકાએ તપથી ક્ષીણપાપ થયેલા વિશ્વામિત્રને આશ્રમમાં તપ કરતા જોયા. ઋષિને પૂજા અર્પીને, તે તેમની સમક્ષ ક્રીડા કરવા લાગી. તે વખતે વાયુએ તેનું ચંદ્રના જેવું વસ્ત્ર ઉરાડી મૂક્યું. વસ્ત્રને ઇચ્છતી તે સુંદરી પવનને હસતી હોય તેમ, લજ્જાયુક્ત થઈને, તે અગ્નિ જેવા તેજસ્વી ઋષિના જોતાં ત્યાં ભૂમિ ઉપર દોડવા લાગી. ૧-૫

ત્યારે, વિષમ સ્થિતિમાં સુકાયેલી, અનિંદિતા, વસ્ત્ર ઇચ્છતી, ગભરાયેલી અને વય તથા રૂપમાં અવર્ણનીય એવી તે મેનકાને મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે વસ્રહીન જોઈ. તેનાં રૂપગુણ જોઇને તે વિપ્રર્ષિ કામવશ થઈ ગયા. તેમણે તેની સાથે સંગની ઇચ્છા કરી અને તેને બોલાવી. તે અનિન્દિતાએ પણ તેજ ઇચ્છ્યું. તે બન્ને આમ લાંબા કાળ સુધી ત્યાં વિહાર કરવા લાગ્યાં. યથેચ્છ ક્રીડા કરતાં તેમનો કાળ જાણે એક દિવસ જેટલો લાગ્યો. પછી માલિની નદીને કિનારે,

હિમાલયના રમણીય મેદાનમાં તે મુનિએ મેનકામાં શકુન્તલાને જન્મ આપ્યો. ૯–૧૦

સફળ મનોરથ થયેલી મેનકા તે જન્મેલા ગર્ભને માલિનીને તીરે મૂકી ઝટઝટ ઇન્દ્રભુવને ગઈ. સિંહો અને વાઘોથી ભરેલા તે નિર્જન વનમાં સૂતેલી બાળાને જોઈ પક્ષીઓ તેને ચોમેરથી વીંટળાઈ વળ્યાં. માંસલોભી હિંસક પ્રાણીઓ વનમાં તે બાળાને મારી ન નાખે તેટલા સારુ પક્ષીઓ ત્યાં તે મેનકાપુત્રીનું રક્ષણ કરતાં હતાં. હું સ્નાન માટે જતો હતો, ત્યાં મેં નિર્જન અને સુંદર વનમાં પક્ષીઓથી ઘેરાઈને સૂતેલી આ બાળાને જોઈ. એને લાવીને મેં પુત્રીને સ્થાને રાખી. જન્મદાતા, પ્રાણદાતા અને અન્નદાતા એ ત્રણેને ક્રમપૂર્વક ધર્મશાસ્ત્રમાં પિતા કહ્યા છે. નિર્જન વનમાં શકુન્તો (પક્ષીઓ)એ એનું રક્ષણ કર્યું હતું, તેથી મેં એનું શકુન્તલા નામ રાખ્યું છે. હે વિપ્ર! આ રીતે શકુન્તલાને તમે મારી પુત્રી જાણો. અનિંદિતા શકુન્તલા પણ મને પિતા માને છે.'

શકુન્તલા બોલી:–હે નરાધીશ! મહર્ષિને મારા જન્મ વિશે પૂછતાં, તેમણે આ કહ્યું હતું. મને તમે કણ્વની પુત્રી જ જાણો. હું પિતા કણ્વને જ જાણું છું, મારા પિતાને જાણતી યે નથી. હે રાજન્! મેં જે સાંભળ્યું હતું અને જે બન્યું હતું તે મેં તમને કહ્યું છે. ૧૧–૧૯

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'શકુન્તલોપાખ્યાન' નામનો અધ્યાય ૭૨ મો સમાપ્ત**

# अध्याय ७३ मो

## દુષ્યંત ને શકુન્તલાનો ગાંધર્વવિવાહ

॥ दुष्यन्त उवाच ॥
सुव्यक्तं राजपुत्री त्वं यथा कल्याणि भाषसे ॥
भार्या मे भव सुश्रोणि ब्रूहि किं करवाणि ते ॥

દુષ્યન્ત બોલ્યો:–હે કલ્યાણી! તું કહે છે તે પ્રમાણે તું નક્કી રાજપુત્રી છે. હે સુંદર કટીવાળી! તું મારી પત્ની થા. કહે, હું તને શું પ્રિય કરું? સુવર્ણમાલાઓ, વસ્ત્રો, કંચનકુંડલો અને વિવિધ દેશોમાં પાકેલા ઉજ્જવળ મણિઓ, રત્નો, સુવર્ણમોહોરો તથા મૃગચર્મો–એ હું અત્યારેજ તારે માટે લાવી દઉં છું. હે શોભના! આ સર્વ રાજ્ય આજથી તારું જ હો–તું મારી પત્ની થા. હે સુન્દરી! હે ભીરુ! તું મને ગાંધર્વલગ્નથી વર. હે રંભોરુ! વિવાહોમાં ગાંધર્વવિવાહ શ્રેષ્ઠ કહેવાયો છે. ૧–૪

શકુન્તલા બોલી:–હે રાજન્! મારા પિતા ફલ લાવવા માટે આશ્રમબહાર ગયા છે. તમે થોડી વાર થોભી જાઓ. તે પોતે મને તમને આપશે. ૫

દુષ્યન્ત બોલ્યો:–હે શ્રેષ્ઠ સુંદરી! હું ઇચ્છું છું કે તું મને ભજ. હે અનિન્દિતા! મને અહીં તારે જ માટે ઊભેલો જાણ. મારું મન તારા ઉપર જ આસક્ત થયુ છે. મનુષ્ય પોતે જ પોતાનો બન્ધુ છે અને પોતેજ પોતાની ગતિ છે; તો તું પોતેજ ધર્મપૂર્વક તારું દાન કરવા યોગ્ય છે. ધર્માનુસાર આ આઠ પ્રકારના વિવાહો સંક્ષેપમાં કહ્યા છે–બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો પૈશાચ. તેમાં સ્વાયંભુવ મનુએ કહ્યું છે તેમ પ્રથમના ચાર વિવાહોને બ્રાહ્મણો માટે ધર્મ્ય અને સ્તુત્ય જાણ. હે અનિન્દિતા! ક્ષત્રિયો માટે પહેલા છ વિવાહને ધર્મયુક્ત જાણ. વળી રાજાઓ માટે રાક્ષસવિવાહ પણ કહ્યો છે. વૈશ્યો અને શૂદ્રોને સારુ આસુરવિવાહ કહેવાયો છે. પહેલા પાંચ વિવાહોમાં પહેલા ત્રણને ધર્મ્ય અને પાછલા બેને અધર્મ્ય કહ્યા છે. પૈશાચ અને આસુર વિવાહો કદી પણ ન કરવા. આ વિધિએ વિવાહ કરવો એ ધર્મની ગતિ કહેવાય છે. ક્ષત્રિયને માટે ગાન્ધર્વ અને રાક્ષસ એ વિવાહો ધર્મયુક્ત છે. એ વિશે તું શંકા લાવીશ નહિ. તે બંને વિવાહ જુદા કે

ભેગા કરવા એ વિશે સંશય નથી. હે શ્રેષ્ઠ સુંદરી! હું સકામ છું, તો તું કામવાળી ગાંધર્વ વિવાહથી મારી પત્ની થવા યોગ્ય છે. ૯–૧૪

શકુન્તલા બોલી:– હે પ્રભુ! જો આ ધર્મમાર્ગ છે અને હું જો મારે વિશે સ્વતંત્ર છું, તો હે પૌરવશ્રેષ્ઠ! લગ્ન વિશે મારો આ નિશ્ચય સાંભળો. હું આ એકાંતમાં કહું છું, એટલે તમે સત્ય વચન આપો. હે મહારાજ! મારામાં જે પુત્ર જન્મે તે પછીથી યુવરાજ થાય. આ હું તમને સાચું કહું છું. હે દુષ્યંત! જો એમ હોય, તો મારો તમારી સાથે ભલે સંગમ થાઓ! ૧૫–૧૭

વૈશંપાયન બોલ્યાઃ–રાજાએ વિચાર્યા વિના જ તેને કહ્યું. 'એમ જ હો. હે સુહાસિની! તને છાજે તેમ હું તને રાજનગરમાં લઈ જઈશ. હે સુંદર કેડવાળી! આ હું તને સાચું કહું છું.' આમ કહીને તે રાજર્ષિએ તે સ્તુત્ય ગાત્રવાળી સાથે વિધિપૂર્વક હસ્તમેળાપ કર્યો અને તેની સાથે રહ્યો. તેને વિશ્વાસ આપતાં તે વારંવાર બોલ્યો: 'હે, સુસ્મિતા! તારે માટે ચતુરંગિણી સેના મોકલીશ અને તે સાથે તને મારે નિવાસે બોલાવી લઈશ.' ૧૮–૨૧

હે જનમેજય! તેને આ પ્રમાણે વચન આપીને તે રાજા મનથી કાશ્યપ વિશે વિચાર કરવા લાગ્યો: 'તપોયુક્ત એ ભગવાન આ સાંભળીને સાચે જ શું કરશે?' આમ વિચાર કરતો તે રાજા પોતાના નગરમાં ગયો. પછી મુહૂર્ત વીત્યે કણ્વ પણ આશ્રમે આવ્યા. શકુન્તલા શરમની મારી પિતા પાસે ન ગઈ. દિવ્ય જ્ઞાનવાળા અને મહાતપસ્વી ભગવાન કણ્વે દિવ્ય દૃષ્ટિથી જોઈને તેને વિશે બધું વૃત્તાંત જાણી લીધું. પ્રસન્ન થઈ તે બોલ્યા: 'હે કલ્યાણી! આજ એકાંતમાં, મારો અનાદર કરીને, તેં જે પુરુષસંગ કર્યો છે, તે ધર્મને ઘાતક નથી. ક્ષત્રિયને માટે ગાંધર્વ વિવાહ જ શ્રેષ્ઠ કહેવાયો છે. તેમાં કામયુક્ત સ્ત્રી સાથે કામયુક્ત પુરુષનું મંત્ર વિના એકાંતમાં મિલન, કહ્યું છે. હે શકુન્તલા! તેં જેને પતિ તરીકે સ્વીકારીને ભજ્યો છે, તે રાજા દુષ્યંત ધર્માત્મા, મહાત્મા અને પુરુષશ્રેષ્ઠ છે. તને આ લોકમાં મહાત્મા અને મહા બલવાન પુત્ર જન્મશે; તે આ સાગરપર્યંતની સમસ્ત પૃથ્વીને ભોગવશે. શત્રુ સામે ચડેલા તે મહાત્મા ચક્રવર્તીના રથનું ચક્ર અસ્ખલિત રહેશે. ૨૨–૩૦

પછી ફળો અને ભારને ઠેકાણાસર મૂકીને તથા ઋષિના પગ ધોઈને, તે શકુન્તલા થાક ખાઈ બેઠેલા મુનિને કહેવા લાગી: 'મેં પુરુષોત્તમ એવા રાજા દુષ્યંતને પતિ તરીકે સ્વીકાર્યા છે. તો પ્રધાનો સાથેના તેમના ઉપર આપ પ્રસન્ન થવા યોગ્ય છો.' ૩૧,૩૨

કણ્વ બોલ્યાઃ–હે સુવર્ણા! તારે લીધે હું તેના ઉપર પ્રસન્ન જ છું. હે શુભા! તું મારી પાસેથી ઇચ્છિત વરદાન માગી લે. ૩૩

વૈશંપાયન બોલ્યાઃ–પછી દુષ્યંતનું હિત કરવાની કામનાથી શકુંતલાએ પૌરવોની ધર્મિષ્ઠતા તથા તેમનું રાજ્યથી ભ્રષ્ટ ન થવું તે બે વરદાન માગ્યાં. ૩૪

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'શકુન્તલોપાખ્યાન' નામનો અધ્યાય ૭૩ મો સમાપ્ત

---

# અધ્યાય ૭૪ મો

## દુષ્યંત–શકુન્તલાનો સંવાદ અને ભરતનો રાજ્યાભિષેક

॥ वैशंपायन उवाच ॥

प्रतिज्ञाय तु दुष्यंते प्रतियाते शकुन्तलाम् ॥
गर्भं सुषाव वामोरूः कुमारममितौजसम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–હે જનમેજય! પ્રતિજ્ઞા કરીને દુષ્યંત ગયો, ત્યાર પછી ત્રણ વર્ષ પૂરાં થતાં, સુંદરી શકુન્તલાએ પ્રદીપ્ત અગ્નિના જેવી કાંતિવાળા, રૂપ તથા ઉદારતા આ

ગુણોથી સંપન્ન અને અમાપ તેજસ્વી એવા દુષ્યંતકુમારને જન્મ આપ્યો. પુણ્યશીલોમાં શ્રેષ્ઠ કણ્વઋષિએ તે વૃદ્ધિ પામતા બુદ્ધિમાન બાલકને વિધિપૂર્વક જાતકર્મ આદિ સંસ્કાર કર્યા. ઊજળા અણિયાળા દાંતોવાળો, સિંહના જેવા કઠોર શરીરવાળો, ચક્રના લક્ષણયુક્ત હાથવાળો, મોટા માથાવાળો, મહા બલવાન, શ્રીમાન અને દેવના બાલક સમાન એ કુમાર ત્યાં આશ્રમમાં ઝટઝટ મોટો થવા લાગ્યો. [૧–૫]

તે બળવાન બાળક છ વર્ષનો થતાં કણ્વના આશ્રમના સિંહ, વાઘ, વરાહ, ભેંસ અને હાથીઓને પકડતો, તેમને આશ્રમની પાસે ઝાડ સાથે બાંધી દેતો, તેમને સતાવતો અને તેમની ઉપર સવારી કરી રમતો હતો. આથી, કણ્વાશ્રમમાં રહેનારાઓએ તેનું આ નામ પાડયું– 'આ સર્વનું દમન કરે છે, તેથી એ સર્વદમન છે.' ત્યારથી વિક્રમ, ઓજસ અને બલથી સંપન્ન તે કુમાર સર્વદમન એવું નામ પામ્યો. [૬–૮]

ઋષિએ તે કુમારને અસાધારણ કર્મવાળો જોઇને શકુન્તલાને કહ્યું: 'યુવરાજપદના અભિષેક માટે આ સમય છે.' પછી તે બાળકનું બળ જાણીને કણ્વે શિષ્યોને કહ્યું: 'આ શકુંતલાને તેના પુત્ર સાથે અહીં આશ્રમગૃહથી તેના પતિનાં સર્વ લક્ષણથી યુક્ત મંદિરે ઝટ લઈ જાઓ. બાંધવોમાં નારીઓનો લાંબો વાસો ન શોભે– તેવો વાસો કીર્તિ, ચારિત્ર્ય અને ધર્મનો ઘાતક છે. તેથી એને અવિલંબે તેડી જાઓ.'

તે સર્વ મહા ઓજસ્વીઓએ 'તથાસ્તુ' કહ્યું અને શકુંતલાને પુત્ર સાથે આગળ કરીને તેઓ હસ્તિનાપુર માટે ઊપડયા. પછી દેવબાલક જેવા કમલનયન પુત્રને તેડીને તે સુંદર ભ્રમરવાળી શકુંતલા પણ પરિચિત વનમાંથી નીકળી દુષ્યંત તરફ જવા લાગી. પછી રાજા પાસે જઈ, શકુંતલા વિશે જાણ કરાવીને તથા તેનો પ્રવેશ કરાવીને, તેમજ બાળસૂર્યના જેવા તેજસ્વી તે પુત્ર સાથે તેને રજૂ કરીને તે સર્વ શિષ્યો આશ્રમે પાછા આવ્યા. [૯–૧૬]

વિધિપૂર્વક પૂજા કરીને શકુંતલાએ કહ્યું: 'હે રાજન્! આ તમારા પુત્રનો યુવરાજપદે અભિષેક કરો. હે રાજન્! દેવની ઉપમાવાળો આ પુત્ર તમારાથીજ મારામાં થયો છે. માટે હે પુરુષશ્રેષ્ઠ! પ્રતિજ્ઞા પ્રમાણે તમે એના પ્રત્યે વર્તન કરો. હે મહાભાગ! કણ્વના આશ્રમમાં મારી સાથેના સંગ વખતે પૂર્વે તમે જે પ્રતિજ્ઞા કરી છે, તે યાદ કરો. [૧૭,૧૮]

તેનાં આ વચન સાંભળીને તે રાજા પોતાને સ્મરણ છતાં આમ બોલ્યો: 'મને સ્મરણ નથી. હે દુષ્ટ તાપસી! તું કોની સ્ત્રી છે? ધર્મ, અર્થ અને કામને માટે તારી સાથે મારો સંબંધ થયેલો મને યાદ નથી. તો, જોઇએ તો તું ચાલી જા, કે ઊભી રહે, ચાહે તે કર.' [૧૯,૨૦]

આમ કહેવાતાં તે તપસ્વિની સુંદરી લજ્જાથી ભોંઠી પડી ગઈ અને દુઃખે કરીને બેભાન જેવી બની જડ પથ્થરની જેમ ઊભી રહી. કોપ અને અક્ષમતાથી તેની આંખો લાલ તાંબા જેવી થઈ ગઇ, તેના ઓઠની જોડી સ્ફુરવા લાગી અને જાણે કટાક્ષોથી બાળતી હોય તેમ તીરછી નજરે તે રાજાને જોઈ રહી. પોતે ક્રોધથી ઊકળેલી હોવા છતાં, તેણે તે વખતે પોતાના કોપરૂપી ભાવને છુપાવી રાખ્યો અને તપસ્યાએ મેળવેલા તેજને દબાવી રાખ્યું. [૨૧–૨૩]

થોડી વાર વિચાર કરીને, દુઃખ અને કોપથી યુક્ત એવી તેણે સ્વામી સામે જોઈને કોપપૂર્વક આ વચન કહ્યાં: "હે મહારાજ! જાણતાં છતાં તમે નિ:શંક સાધારણ માણસની જેમ 'હું નથી જાણતો' એવું કયાંથી બોલો છો? આ સાચું છે કે જૂઠું, તે તમારું હૃદય જાણે છે. આત્માની સાક્ષીએ તમે કલ્યાણકારી વચન બોલો. આત્માની અવગણના મા કરો. જે પોતે એકરૂપે હોઇને પોતાને બીજે જ રૂપે બતાવે છે, તે જાત



આશ્રમમાં તેમજ આસપાસનાં જંગલોમાં જઈને આ એવી ખેલકૂદ અને તોફાન મચાવ્યા કરતો કે જેથી માણસો તથા પશુ પણ હેરાન હેરાન થઈ જતાં. આથી એને 'સર્વદમન' પણ કહેતા. એક દિવસ પર્વતની ખો'માં સિંહનું બચ્ચું રમતું જોઇ તેને પણ રમકડા પેરે બગલમાં લઇ ચાલવા માંડયું! સિંહણ આવું જોતા જ [illegible]દી. પણ બહાદુર દુષ્યંતના ની[illegible] બચ્ચા ભરતે એવી તો આંખો દેખાડી કે સિંહણ ભાગીજ ગઈ!

છુપાવનાર ચોર એવું તે કયું પાપ ન કરે? તમે માનો છો-હું એકલો છું, પણ તમે સર્વ પાપકર્મોને જાણવાવાળા તે અંતર્યામી પુરાણ મુનિને જાણતા નથી. તમે તેમની સમક્ષ પાપ કરી રહ્યા છો. [૨૪-૨૮]

'પાપ કરીને કેટલાક માને છે કે, કોઈ મને પાપી તરીકે જાણતું નથી, પણ હૃદયના ભગવાન, અને સર્વ દેવો તેને તેવો જાણેજ છે. સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, આકાશ, ભૂમિ, પાણી, હૃદય, યમ, દિવસ, રાત્રી, બેઉ સંધ્યા અને ધર્મ એ સૌ માણસનાં વર્તનને જાણે છે. સર્વ કર્મોના સાક્ષી એવા હૃદયમાં રહેલા ક્ષેત્રજ્ઞ જેના ઉપર પ્રસન્ન થાય છે, તેનાં સર્વ દુષ્કૃતોનો વિવસ્વાનપુત્ર યમરાજ નાશ કરે છે. પરંતુ જે દુરાચારી પુરુષ ઉપર એ અંતર્યામી પ્રસન્ન થતો નથી, તે પાપકર્મ કરવાવાળા દુષ્ટને યમરાજ ભારે પીડા આપે છે. જે પોતાની જાતનો અનાદર કરીને પોતાને જુદી જ રીતે રજૂ કરે છે, તેનું દેવો હિત કરતા નથી-અરે! તેનો આત્મા પણ તેનું હિતકારણ થતો નથી. [૨૯-૩૩]

'હું જાતે કરીને આવી છું, એમ માનીને તમે મને પતિવ્રતાને અવગણશો નહિ! આ હું તમારી પત્ની અહીં ઊભી છું-મને પૂજ્યપાત્રને તમે કેમ સત્કારતા નથી? આ સભામાં તમે મને એક હલકટ સ્ત્રીની જેમ કેમ જુઓ છો? શું હું વેરાનમાં રોઈ રહી છું? શું તમે મને નહિ સાંભળશો? હે દુષ્યન્ત! આજે હું યાચના કરી રહી છું. મારું વચન તમે નહિ માનો તો તમારા માથાના હમણાંજ સેંકડો ટુકડા થઈ જશે. પ્રાચીન કવિઓ જાણે છે કે, પતિ પત્નીમાં પ્રવેશીને ફરી પુત્રરૂપે જન્મે છે-એજ જાયા (પત્ની)નું જાયાત્વ (પત્નીપણું) છે. જ્ઞાની પુરુષને જે પુત્ર જન્મે છે, તે પુત્ર પોતાની સંતતિએ કરીને પરલોકવાસી પિતામહોને તારે છે. [૩૪-૩૮]

'પુત્ર પિતાને 'પુ' નામના નરકમાંથી ત્રાણ (રક્ષણ) આપે છે, તેથી તે પુત્ર છે. એમ સ્વયંભૂએ પોતે કહ્યું છે. પુત્ર વડે તે લોકો ઉપર જય મેળવે છે, પૌત્રથી તે અનંત સુખ ભોગવે છે અને પ્રપૌત્રથી પ્રપિતામહો આનંદ પામે છે. તેજ પત્ની છે, જે ગૃહકાર્યમાં ચતુર છે; તેજ પત્ની છે, જે પ્રજાવાળી છે; તેજ પત્ની છે, જેનો પતિ એ પ્રાણ છે અને તેજ પત્ની છે, જે પતિવ્રતા છે. ભાર્યા એ મનુષ્યનું અર્ધાંગ છે; ભાર્યા એ ઉત્તમોત્તમ મિત્ર છે; ભાર્યા એ ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ)નું મૂલ છે અને ભાર્યા એ ભવતરણની જડ છે. ભાર્યાવાળાઓ જ ધર્મક્રિયાઓ કરે છે, ભાર્યાવાળો જ ગૃહસ્થાશ્રમી છે; ભાર્યાવાળાઓ જ આનંદ કરે છે અને ભાર્યાવાળાઓ જ લક્ષ્મીસંપન્ન છે. [૩૯-૪૩]

'પ્રિયવાદિની પત્ની એકાન્તમાં મિત્રરૂપ બને છે, ધર્મકાર્યોમાં પિતારૂપ નીવડે છે; આપત્તિમાં તે માતારૂપ થાય છે અને પ્રવાસીજનને વનોમાં વિશ્રામરૂપ બને છે. જેને પત્ની છે તેજ વિશ્વાસપાત્ર છે. આથી જ પત્ની એ પરમગતિરૂપ છે. સ્વામી સંસારમાં હોય અથવા મૃત્યુ પામ્યો હોય અથવા તો નરકમાં પડ્યો હોય, તો પણ પતિવ્રતા પત્ની સતત તેનેજ અનુસરે છે. જો પત્ની પહેલી પરલોકવાસી થાય છે, તો તે પતિની સ્વર્ગમાં રાહ જુએ છે. પતિ જો પહેલો મરી જાય છે, તો તે સાધ્વી તેની પાછળ જાય છે.

'હે રાજન્! પતિ આ લોક તથા પરલોકમાં પત્નીને મેળવે છે, તેથી લોકો લગ્નવિધિની ઇચ્છા કરે છે. પંડિતો કહે છે કે, માણસ પોતેજ પોતાથી પુત્રરૂપે જન્મે છે, તો તેણે પુત્રવતી પત્નીને માતાના જેવી જેવી. પુણ્યવાન જેમ સ્વર્ગને પામીને આનંદ પામે છે, તેમ દર્પણમાં પડેલા મુખ જેવા, પત્નીમાં જન્મેલા પુત્રને જોઈને તેનો જનક આનંદિત થાય છે. મનના સંતાપોથી બળી રહેલા, વ્યાધિઓથી દુઃખી થઈ રહેલા અને તાપથી અકળાઈ રહેલા માણસો જેમ ઠંડા

પાણીમાં આનંદ પામે છે, તેમ તેઓ પોતાની પત્નીઓમાં આનંદ મેળવે છે. ભારે ક્રોધ ચડ્યો હોય, તો યે માણસે સ્ત્રીઓનું અપ્રિય ન કરવું–કેમકે રતિ, પ્રીતિ અને ધર્મ તેમને જ સ્વાધીન જાણવા. ૪૪–૫૨

'સ્ત્રીઓ એ આત્માનું સનાતન અને પવિત્ર જન્મક્ષેત્ર છે. ઋષિઓની પણ શી શક્તિ છે કે તે સ્ત્રી વિના પ્રજા સર્જી શકે? ધરતીની ધૂળથી ખરડાયેલો પુત્ર નજીક આવીને પિતાનાં અંગોને ભેટે છે તે વખતે તેથી બીજું વિશેષ સુખ શું હોઈ શકે? તો આ તમારો પુત્ર જાતે જ આવી મળ્યો છે અને ઉત્સાહયુક્ત દષ્ટિએ જોઈ રહ્યો છે, તેને તમે શીદને અવગણો છો? કીડીઓ પણ પોતાનાં ઈંડાંને પોષે છે, ભાંગી નાખતી નથી; તો તમે ધર્મજ્ઞ હોઇને તમારાજ પુત્રને શીદને ન પાળો! વસ્ત્રોના, રામાઓના કે પાણીના સ્પર્શથી એવું સુખ થતું નથી કે જેવું ભેટી રહેલા બાળકપુત્રના સ્પર્શથી થાય છે, ૫૩–૫૭

'બેપગાંઓમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, ચોપગાંઓમાં ગાય શ્રેષ્ઠ છે અને વડીલોમાં ગુરુ શ્રેષ્ઠ છે, તેમ સ્પર્શમાં પુત્રસ્પર્શ શ્રેષ્ઠ છે. તો આ સુંદરમૂર્તિ પુત્ર તમને ભેટીને સુખ સ્પર્શ આપો. પુત્રના સ્પર્શથી અધિક સુખદાયી બીજો કોઈ સ્પર્શ આ લોકમાં નથી. હે શત્રુનાશી રાજેન્દ્ર! ત્રણ વર્ષ પૂરાં થયે મેં આ તમારા શોકનાશન કુમારને જન્મ આપ્યો છે. હે પૌરવ! પૂર્વે એના જન્મકાળે અંતરિક્ષ વાણીએ મને કહ્યું હતું કે. 'આ સો યજ્ઞો કરશે.' અહો! પરગામ જઈ આવેલા અશ્વમેધ માણસો પુત્રોને સ્નેહથી ખોળામાં તેડીને તેમનું માથું સૂંઘી લે છે અને પરમ આનંદ લે છે.

'પુત્રોના જાતકર્મ સંસ્કારમાં બ્રાહ્મણો આ જે વેદમંત્રો બોલે છે તે તમને વિદિત છે–'તું મારા અંગપ્રત્યંગમાંથી થયો છે, તું મારા હૃદયથી જન્મ્યો છે; તું પુત્ર નામે હું પોતેજ છું–તો તું સો શરદ જીવ. તારેજ અધીન મારું જીવતર છે, તારે જ અધીન મારી અક્ષય સંતતિ છે, તેથી હે પુત્ર! તું સુખપૂર્વક સો શરદ જીવ.' તમારા અંગમાંથી આ બીજો પુરુષ ઉત્પન્ન થયો છે. તમે નિર્મળ સરોવરમાં પડેલા પ્રતિબિમ્બના જેવા આ બીજા તમને સુતરૂપે જુઓ. જેમ ગાર્હપત્ય અગ્નિમાંથી આહવનીય અગ્નિ લેવાય છે, તેમ તમારાથી આ પુત્ર ઉત્પન્ન થયો છે–તમે એક હતા તે આ પુત્રથી બે રૂપ થયા છો. ૬૩–૬૭

'હે રાજન્! મૃગયા માટે નીકળેલા તમે મૃગથી ખેંચાઇને મારા પિતાને આશ્રમે આવ્યા, ત્યારે તમે મને કુંવારિકાને પરણ્યા. ઉર્વશી, પૂર્વચિત્તિ, સહજન્યા, મેનકા, વિશ્વાચી અને ઘૃતાચી એ છ અપ્સરાઓમાં શ્રેષ્ઠ છે. તેમાં બ્રહ્માથી જન્મેલી મેનકા નામની તે શ્રેષ્ઠ અપ્સરાએ દેવલોકથી ઊતરીને જગતમાં વિશ્વામિત્રથી ગર્ભ ધારણ કર્યો. તે મેનકા અપ્સરાએ હિમાલયના મેદાનમાં મને જન્મ આપ્યો અને પછી જાણે હું પરાઈ પુત્રી હોઉં તેમ તે અસતી મને છોડીને ચાલી ગઈ. મેં આગલા જન્મમાં એવું તે શું અશુભ કર્મ કર્યું હશે કે બાળપણમાં મને માતપિતાએ ત્યજી દીધી અને હવે તમે મને છોડી દઈ રહ્યા છો? ભલે–તમારાથી ત્યજાયેલી હું મારે આશ્રમે જઈશ. પણ આ તમારા પોતાનાજ બાળકપુત્રનો ત્યાગ કરવો તમને યોગ્ય નથી.' ૬૮–૭૩

**દુષ્યન્ત બોલ્યોઃ**–હે શકુન્તલા! તારામાં જન્મેલા પુત્રને હું ઓળખતો નથી. સ્ત્રીઓ જૂઠાબોલી હોય છે. તારા વચનમાં કોણ વિશ્વાસ મૂકે? નિર્દય વારાંગના મેનકા તારી માતા છે, તેણે તને હિમાલયની તળેટીમાં નિર્માલ્યની જેમ તજી દીધી હતી. દયાહીન, બ્રાહ્મણપદનો લોભી અને કામવશ થયેલો ક્ષત્રિયવંશી વિશ્વામિત્ર તારો પિતા છે. મેનકા અપ્સરાઓમાં શ્રેષ્ઠ છે, તારા પિતા મહર્ષિઓમાં મુખ્ય છે. તેમની તું પુત્રી આમ જારસ્ત્રીની જેમ કેમ બોલે છે?

પતીજ ન પડે એવાં વાક્યો બોલતાં અને તે પણ વળી મારી આગળ કહેતાં તને લાજ આવતી નથી? હે દુષ્ટ તાપસી! નીકળ અહીંથી. ક્યાં તે મહર્ષિ, ક્યાં અપ્સરાઓમાં મુખ્ય તે મેનકા અને ક્યાં તું તાપસીનો વેશ ધારનારી નીચ સ્ત્રી! મહાબલવાન અને મહાકાય આ તારો પુત્ર કેમ કરીને થોડાજ વખતમાં સાગના સોટાની જેમ વધી ગયો? તું નીચ પેટની પાકેલી છે. તેથી તું વેશ્યાની જેમ બોલે છે. મેનકાએ કામપ્રીતિથી તને બરાબર યથેચ્છ જન્માવી છે. હે તાપસી! તું આ જે કહે છે, તે બધું મને પરોક્ષ છે. હું તને ઓળખતો નથી. માટે તું ચાહે ત્યાં ચાલી જા. ૭૪–૮૦

શકુન્તલા બોલી:–હે રાજન્! તમે પારકાનાં સરસવ જેવડાં છિદ્રો જુઓ છો, પણ પોતાનાં બીલાં જેવડાં છિદ્રો જોતા છતાં જોતા નથી. મેનકા દેવોની જ છે અને દેવો મેનકાના જ છે. હે દુષ્યન્ત! તમારા જન્મ કરતાં મારો જન્મ ચડિયાતો છે. હે રાજરાજ! તમે ધરતી પર ચાલનારા છો, ત્યારે હું અંતરિક્ષમાં ચાલું છું. મેરુ અને સરસવ જેવો આપણી વચ્ચેનો ભેદ જુઓ. હે રાજા! મારો પ્રભાવ જુઓ. હું ઇન્દ્ર, કુબેર, યમ અને વરુણનાં મંદિરોએ જઈ શકું છું. હે નિષ્પાપ! હું તમને દ્વેષથી નહિ પણ એક દાખલા દાખલ આ એક કહેવત કહું છું કે, બેડોળ માણસ જ્યાં સુધી દર્પણમાં પોતાનું મોં જોતો નથી ત્યાં સુધી પોતે બીજાઓ કરતાં રૂપવાન છે એમ તે માને છે. પછી જ્યારે દર્પણમાં તે પોતાનું મોં કદરૂપું જુએ છે, ત્યારે પોતામાં અને બીજામાં શું અંતર છે તે તે જાણે છે. ૮૩–૮૯

અતિ રૂપવાન માણસ કોઈનો પણ અનાદર કરતો નથી. બહુ બડબડ કરનારો નિંદક જ અહીં પીડા કરે છે. ડુક્કર જેમ વિષ્ટાને જ લે છે, તેમ કહેનાર માણસનાં શુભ–અશુભ વચનો સાંભળીને મૂર્ખ માણસ અશુભ વચનોને જ પકડે છે. જેમ હંસ પાણીમાંથી દૂધ છૂટું પાડી લે છે, તેમ ડાહ્યો માણસ કહેનાર માણસનાં શુભ અને અશુભ વચનો સાંભળીને શુભ વચનો જ સ્વીકારે છે. બીજાને નિંદતાં સાધુને જેમ સંતાપ થાય છે, તેમ બીજાને નિંદતાં દુર્જનને સંતોષ થાય છે!

સંતો જેમ વૃદ્ધોને વંદન કરી સુખ પામે છે, તેમ મૂર્ખાઓ સજ્જનને પીડા આપીને જ ટાઢા થાય છે! પોતાના દોષો ન જાણનારા અને પારકાના જ દોષો જોયા કરનારા મૂરખાઓ ચેનથી જીવે છે. બીજાઓ જે વિષયમાં એ મૂરખાઓને નિંદ્ય ગણે છે, તે વિષયે એ મૂરખાઓ સંતોને નિંદાપાત્ર કહે છે. આથી કરીને લોકમાં આથી વિશેષ હાંસી બીજી એક નથી. પોતે દુર્જન હોઈને તે સજ્જનને દુર્જન કહે છે! કોપેલા ઝેરીલા સાપથી ભય લાગે છે, તેમ સત્યધર્મથી પડેલા માણસથી નાસ્તિક માણસો બીએ છે, તો આસ્તિકનું તો કહેવું જ શું? જે માણસ પોતા સમા પુત્રને ઉત્પન્ન કરીને તેને સ્વીકારતો નથી, તેની લક્ષ્મીનો દેવો નાશ કરે છે અને તેને પુણ્યલોકો ભોગવવા મળતા નથી. ૯૦–૯૮

પિતૃઓએ પુત્રને કુળ-વંશની પ્રતિષ્ઠારૂપ અને સર્વ ધર્મોમાં ઉત્તમ કહ્યો છે. તો એ પુત્રને ત્યજવો ન ઘટે. સ્વપત્નીમાં જન્મેલો એક અને અન્ય સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલો એવો મળેલો, ખરીદેલો, ઉછેરેલો તેમજ સંસ્કારકૃત કરેલો એ ચાર મળીને પાંચ પ્રકારના પુત્રો મનુએ કહ્યા છે. ધર્મ અને કીર્તિને વધારનારા અને માણસોનાં મનની પ્રીતિને વધારનારા પુત્રો જન્મ લઇને ધર્મરૂપી નાવ બની પિતૃઓને નરકથી બચાવે છે. તો હે રાજસિંહ! તમે પુત્રનો ત્યાગ કરવાને યોગ્ય નથી. હે પૃથ્વીનાથ! તમારે સત્ય અને આત્માનું રક્ષણ કરવું ઘટે છે. હે નરેન્દ્રસિંહ! તમે કપટ કરવાને યોગ્ય નથી. સો કૂવાઓ કરતાં એક વાવ ચડિયાતી છે, સો વાવો કરતાં

યજ્ઞ ચડિયાતો છે, સો યજ્ઞો કરતાં એક પુત્ર ચડિયાતો છે અને સો પુત્રો કરતાં એક સત્ય ચડિયાતું છે. એક પલ્લામાં હજાર અશ્વમેધો અને બીજામાં એક સત્ય એમ તોળવામાં આવે, તો હજાર અશ્વમેધો કરતાં એક સત્ય ચડિયાતું જ તરશે. હે રાજન્! સર્વ વેદોનાં અધ્યયન અને સર્વ તીર્થોમાં સ્નાન એ એક સત્ય વચનની તોલે આવે કે કેમ એ પ્રશ્ન છે. સત્ય સમાન કોઈ બીજો ધર્મ નથી, સત્યથી કંઈ ચડિયાતું નથી અને અસત્યથી વધારે તીવ્ર કોઈ પાપ આ લોકમાં નથી. હે રાજન્! સત્ય જ પરબ્રહ્મ છે, સત્ય જ પરમનિયમ છે. હે રાજા! તમે પ્રતિજ્ઞાનો ત્યાગ ન કરો. મારી સાથેનો તમારો સમાગમ સત્ય થાઓ. તમને જો આ અસત્યનો જ પ્રસંગ લાગતો હોય અને તમને જાતે જો વિશ્વાસ આવતો ન હોય, તો અરે! આ હું પોતે ચાલી. તમારા જેવા સાથે મારે મળવાનું ન હોય. હે દુષ્યંત! તમારા વિના પણ આ મારો પુત્ર પર્વતરાજથી સુશોભિત અને ચાર છેડાવાળી આ પૃથ્વીનું અવશ્ય પાલન કરશે. ૯૯-૧૧૦

વૈશંપાયન બોલ્યાઃ-રાજાને આ પ્રમાણે કહીને શકુન્તલા ત્યાંથી ચાલી નીકળી. પછી ઋત્વિજો, પુરોહિતો, આચાર્યો અને મંત્રીઓથી વીંટાયેલા દુષ્યન્તને અંતરિક્ષમાંથી એક દૈવી વાણીએ કહ્યું: 'માતા તો ચામડાની જાણે કે કોથળી છે, પુત્ર તો પિતાનો જ છે-તેનાથી જન્મેલો તે પોતે જ છે. તો હે દુષ્યંત! તું પુત્રનું ભરણ કર અને શકુન્તલાનો અનાદર કર નહિ. હે નરદેવ! સ્વવીર્યથી ઉત્પન્ન થયેલો પુત્ર યમરાજના ભવનમાંથી ઉગારે છે. તું જ આનું ગર્ભાધાન કરનારો છે. શકુન્તલાએ સાચું જ કહ્યું છે. જાયા પોતાના અન્ય અંગરૂપ પુત્રને જન્મ આપે છે; તેથી હે દુષ્યંત! તું શકુન્તલાપુત્રનું ભરણ કર. હે રાજા! જીવતા પુત્રને ત્યજી દઈ જીવતા રહેવું એ દુર્ભાગ્ય છે. હે પૌરવ! શકુન્તલામાં જન્મેલા મહાત્મા દુષ્યન્તપુત્રનું તું ભરણ કર. અમારા વચનથી પણ તારે એનું ભરણ કરવું જોઈએ, એટલે તારા આ પુત્રનું ભરત નામ થાઓ.' ૧૧૧-૧૧૭

દેવોનું આ કહેવું સાંભળીને પ્રસન્ન થયેલા પુરુવંશી રાજા પુરોહિત અને પ્રધાનોને આ પ્રમાણે બોલ્યોઃ 'આ દેવદૂતનું કથન આપ સાંભળો. હું પણ એને મારો જ પુત્ર જાણું છું. શકુન્તલાના વચન માત્રથી હું મારા પુત્રને સ્વીકારી લઉં, તો લોકનો તે પુત્ર શંકાપાત્ર થાય અને તે શુદ્ધ થાય નહિ.' ૧૧૮,૧૧૯

વૈશંપાયન બોલ્યાઃ-હે ભારત! દેવદૂતે તે પુત્રને વિશુદ્ધ કર્યો, એટલે બહુ હર્ષ અને આનંદમાં આવેલા રાજાએ તેનો સ્વીકાર કર્યો. પછી પ્રસન્ન થયેલા રાજાએ પ્રીતિપૂર્વક તે કુમારનાં પિતૃયોગ્ય કર્મ કરાવ્યાં. પછી તેને માથે સૂંઘીને રાજા તેને સ્નેહપૂર્વક ભેટ્યો. હે રાજા! વિપ્રોથી આશીર્વાદ પામતો અને બંદિજનોથી સ્તુતિ કરાતા તે દુષ્યંત રાજાએ પુત્રસ્પર્શનો પરમ આનંદ મેળવ્યો. વળી રાજા દુષ્યંતે પોતાની પત્ની શકુન્તલાનું ધર્મપૂર્વક સન્માન કર્યું અને તેને સાંત્વન આપતાં આ વચન કહ્યાં: 'હે દેવી! તારી સાથેનો આ સંબંધ લોકથી અજાણ હતો. તેથી તેની શુદ્ધિ માટે મારે આ વિચારવું પડ્યું હતું. લોક માની બેસે કે, તારો મારી સાથેનો સંબંધ સ્ત્રીભાવથી જ થયો હતો, ત્યારે આ પુત્રને તો મેં રાજ્યને માટે પસંદ કર્યો હતો. એટલે મારે આ વિચારવું પડ્યું હતું. હે પ્રિયા! ક્રોધમાં આવીને તેં પ્રણયિનીએ મને જે અત્યંત કડવું સંભળાવ્યું છે, તે માટે હે વિશાલલોચના! હે કલ્યાણી! હું તને ક્ષમા આપું છું.' ૧૨૦-૧૨૭

હે ભારત! રાજર્ષિ દુષ્યન્તે પોતાની રાજરાણી પ્રિયાને આ પ્રમાણે કહીને, તેને વસ્ત્ર અને ખાનપાન આદિથી સન્માન આપ્યું. પછી રાજા

દુષ્યન્તે શકુન્તલાના પુત્રનો યુવરાજપદે અભિષેક કર્યો. ત્યારથી તે મહાત્મા ભરતનું પ્રજ્વલિત, અજિત, લોકગજવતું, દિવ્ય અને પ્રસિદ્ધ એવું મહાન ચક્ર પ્રવર્ત્યું. તેણે રાજાઓને જીતીને પોતાના વશવર્તી બનાવ્યા, તેણે સદ્ધર્મનું પાલન કર્યું અને તેને અનુપમ યશ મળ્યો. તે પ્રતાપી રાજા સાર્વભૌમ સમ્રાટ અને ચક્રવર્તી થયો. દેવરાજ ઇન્દ્રની જેમ તેણે અનેક યજ્ઞો કર્યા. મહર્ષિ કણ્વે એની પાસે પુષ્કળ દક્ષિણાવાળો યજ્ઞ કરાવ્યો હતો. વળી એ શ્રીમાન ભરતે ગોવિતત નામનો અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેમાં તેણે કણ્વમુનિને હજાર પદ્મ ધનનું દાન કર્યું હતું. ૧૨૮–૧૩૪

ભરતથી જ આ ભારતકુલની કીર્તિ છે. તેનાથી જ ભરતવંશ વિસ્તર્યો છે. આ ભરતના વંશમાં જે દેવસમાન, મહાઓજસ્વી અને બ્રહ્મા જેવા બીજા અનેક રાજશ્રેષ્ઠો જન્મ્યા છે, તેમજ જેઓ ભારત નામે પ્રખ્યાત થયા છે, તે સર્વનાં નામો અસંખ્ય છે. હે ભારત! તેમનામાં દેવતુલ્ય, મહાભાગ્યવાન, સત્યપરાયણ તથા સરલતાયુક્ત એવા જે મુખ્ય છે તેમનાં નામ હું કહીશ.* ૧૩૫–૧૩૭

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'શકુન્તલોપાખ્યાન' નામનો અધ્યાય ૭૪ મો સમાપ્ત

# अध्याय ७५ मो

## યયાતિ રાજાનું ઉપાખ્યાન

॥ वैशंपायन उवाच ॥

प्रजापतेस्तु दक्षस्य मनो वैवस्वतस्य च ॥
भरतस्य कुरोः पूरोराजमीढस्य चानघ ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–હે અપાપ! દક્ષ પ્રજાપતિ, વૈવસ્વત મનુ, ભરત, પૂરુ, આજમીઢ, યાદવો, કૌરવો અને ભારતો એ વંશોની પુણ્યશાલી, મહાકલ્યાણકારી તેમજ યશ અને આયુષ્ય દેનારી કથા હું તમને કહું છું. પ્રચેતાને દશ પુત્રો કહેવાયા છે. તેઓ સર્વ તેજથી પ્રકાશમાન હતા, મહર્ષિઓ જેવા તેજસ્વી હતા, સન્તો હતા અને પુણ્યવાન હતા. મુખમાંથી નીકળેલા અગ્નિથી તેમણે પહેલાં મોટાં વધેલાં ઝાડોને બાળી નાખ્યાં હતાં. તેમનાથી પ્રાચેતસ પ્રજાપતિ દક્ષ જન્મ્યા અને એ દક્ષની આ પ્રજા થઈ. હે પુરુષસિંહ! એ દક્ષ સર્વ લોકના પિતામહ છે. ૧–૫

પ્રાચેતસ દક્ષ મુનિએ વીરિણી નામની સ્ત્રીથી પોતાના જેવા ઉત્તમ વ્રતવાળા હજાર પુત્રો ઉત્પન્ન કર્યા. હજારની સંખ્યામાં જન્મેલા એ દક્ષપુત્રોને નારદે મોક્ષસાધન તથા અનુપમ સાંખ્યજ્ઞાન ભણાવ્યાં. પછી હે જનમેજય! પ્રજોત્પત્તિની ઇચ્છાવાળા દક્ષ પ્રજાપતિએ પોતાની પચાસ કન્યાઓને પુત્રિકા સ્થાપી. એમાંથી દશ કન્યાઓ તેણે ધર્મને આપી, તેર કશ્યપને આપી અને કાલ સૂચવવામાં રોકાયેલી સત્તાવીશ કન્યાઓને તેણે ચંદ્રને આપી. કશ્યપની તેર પત્નીઓમાં દક્ષપુત્રી અદિતિ મોટી હતી. તેમાં મરીચિના પુત્ર કશ્યપે વીર્યશાલી ઇન્દ્રાદિ તથા વિવસ્વાન વગેરે આદિત્યોને ઉત્પન્ન કર્યા. ૬–૧૧

વિવસ્વાન સૂર્યથી યમ નામે સમર્થ પુત્ર થયો. વળી તેને બુદ્ધિમાન અને સમર્થ એવો વૈવસ્વત મનુ નામે પુત્ર જન્મ્યો. યમ નામે જે પ્રસિદ્ધ અને સમર્થ પુત્ર હતો, તે આ મનુનો નાનો ભાઈ હતો. તે મનુ ભારે બુદ્ધિશાળી અને ધર્માત્મા હતા. તેનાથી વંશ ચાલ્યો હતો. એ મનુમાંથીજ માનવવંશ પ્રસિદ્ધ થયો છે. હે મહારાજ! બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ માનવો એ

---

* शिष्टानां चेतसस्तुष्टिर्धर्मे प्रामाण्यमश्नुते।
शकुंतलामीहमानं दुष्यंतस्य मनो यथा ॥
–શકુંતલાને ઇચ્છતા દુષ્યંતના મનની પેઠે શિષ્ટ પુરુષોનાં ચિત્તનો સંતોષ તે ધર્મમાં પ્રમાણભૂત ગણાય છે. અર્થાત્ શકુંતલા બ્રાહ્મણપુત્રી નહિ પણ ક્ષત્રિયપુત્રી હતી તેથીજ તેમાં દુષ્યંતનું મન ખેંચાયું હતું.

મનુમાંથીજ ઉત્પન્ન થયા છે, તેથીજ બ્રાહ્મણો ક્ષત્રિયો સાથે સંબંધી થયા. તેમાં બ્રાહ્મણ માનવોએ વેદોને તેમનાં અંગ સાથે ધારણ કર્યા. વેન, ધૃષ્ણુ, નરિષ્યત, નાભાગ, ઈક્ષ્વાકુ, કારુષ, શર્યાતિ અને આઠમી ઇલા તથા ક્ષત્રિયધર્મમાં પરાયણ એવો નવમો પૃષધ્ર તેમજ દશમો નાભાગારિષ્ટ એમ મનુના નવ પુત્રો અને એક પુત્રી કહેવાય છે. આ ઉપરાંત આ પૃથ્વીમાં મનુના બીજા પચાસ પુત્રો થયા હતા; પણ તેઓ બધા આપસઆપસમાં લડી નાશ પામ્યા હતા, એમ અમે સાંભળ્યું છે. ૧૭–૧૮

વિદ્વાન પુરુરવા ઇલામાં જન્મ્યો હતો. અમે સાંભળ્યું છે, એ ઇલાજ તેની માતા અને પિતા હતી. તે મહાયશસ્વી પુરૂરવાએ, પોતે મનુષ્ય હોવા છતાં, અમનુષ્ય સાથીઓથી વીંટળાઇને, સમુદ્રના તેર દ્વીપોનો ઉપભોગ કર્યો હતો. પરાક્રમથી છકી ગયેલા તે પુરૂરવાએ બ્રાહ્મણો સાથે ઝગડો કર્યો અને તેણે રોતાકકળતા બ્રાહ્મણોનાં રત્નો પણ હરી લીધાં. હે રાજન્! સનત્કુમારે બ્રહ્મલોકથી આવીને તેને ઉપદેશ આપ્યો, પણ તેણે તે ન સ્વીકાર્યો. હવે લોભિયો તથા બળ અને મદ વડે ભાન ભૂલેલો તે ક્રોધી રાજા મહર્ષિઓથી શાપ પામ્યો અને તરતજ મરી ગયો. ગન્ધર્વલોકમાં રહેલા અને જેમનું ક્રિયા માટે યથાવિધિ વિધાન કર્યું હતું તેવા ત્રણ પ્રકારના અગ્નિઓને ઉર્વશી સાથે શોભતો આ પુરૂરવાજ લઈ આવ્યો હતો. ૧૯–૨૩

ઇલાપુત્ર પુરુરવાથી ઉર્વશીના આ ૭ પુત્રો જન્મ્યા–આયુ, ધીમાન, અમાવસુ, દૃઢાયુ, વનાયુ અને શતાયુ. નહુષ, વૃદ્ધશર્મા, રજિ, ગય અને નસ એ આયુના સ્વર્ભાનુની પુત્રીમાં જન્મેલા પુત્રો કહેવાય છે. હે પૃથ્વીપતિ ! આયુનો નહુષ નામનો પુત્ર બુદ્ધિમાન તથા સત્યપરાક્રમી હતો અને ધર્મપૂર્વક તેણે મહારાજ્યનું શાસન ચલાવ્યું હતું. પિતૃઓ, દેવો, ઋષિઓ, વિપ્રો, ગન્ધર્વો, ઉરગો, રાક્ષસો તેમજ બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો એ સર્વનું તે પાલન કરતો હતો. ચોરડાકુઓનાં ટોળાંને મારીને તેણે ઋષિઓ પાસેથી કર લેવા માંડયો. એ ઋષિઓને ઢોરની જેમ કરી, તેમની પીઠ ઉપર બેસી, તે વીર્યવાન તેમની પાસે પોતાની સવારી ખેંચાવવા લાગ્યો. પોતાનાં તેજ, તપ, પરાક્રમ તેમજ ઓજસથી દેવોને હરાવીને તે ઇન્દ્રપદ ભોગવવા મંડયો. નહુષે યતિ, યયાતિ, સંયાતિ, આયાતિ, અયતિ અને ધ્રુવ નામે પ્રિય બોલનારા છ પુત્રો ઉત્પન્ન કર્યા. યતિ તો યોગનો આશ્રય કરીને બ્રહ્મ મુનિ થઈ ગયો. ૨૪–૩૧

સત્યપરાક્રમી નહુષપુત્ર યયાતિ સમ્રાટ થયો હતો. તેણે પૃથ્વીનું પાલન કર્યું હતું અને ઘણા યજ્ઞો કર્યા હતા. તે સદા અત્યંત ભક્તિપૂર્વક પિતૃઓ અને દેવોની પ્રયત્નપૂર્વક ઉપાસના કરતો હતો. તે અજેય યયાતિ સઘળી પ્રજા ઉપર દયા રાખતો હતો. હે મહારાજ ! તેને દેવયાની તથા શર્મિષ્ઠાથી મહાધનુર્ધારી અને સર્વ ગુણથી યુક્ત એવા પુત્રો થયા હતા. યદુ અને તુર્વસુ એ દેવયાનીમાં જન્મ્યા હતા, ત્યારે શર્મિષ્ઠામાં દ્રુહ્યુ, અનુ અને પૂરુનો જન્મ થયો હતો. ૩૨–૩૫

હે રાજન્! નહુષપુત્ર યયાતિએ અનેક વર્ષો સુધી પ્રજાનું ધર્મપૂર્વક પાલન કર્યું હતું. પછી રૂપનો નાશ કરનારી મહાભયંકર વૃદ્ધાવસ્થાને તે પામ્યો. હે ભારત ! ઘડપણથી જકડાયેલા તે રાજાએ યદુ, પૂરુ, તુર્વસુ, દ્રુહ્યુ તેમજ અનુ એ પુત્રોને આ પ્રમાણે કહ્યુંઃ 'હું યુવાન બનીને યૌવન વડે યુવતીઓ સાથે કામભોગો ભોગવી વિહાર કરવા ઇચ્છું છું. હે પુત્રો ! તમે મને આમાં મદદ કરો.' પછી દેવયાનીના મોટા પુત્રે તેને કહ્યુંઃ 'અમારી જુવાનીથી આપનું કયું કાર્ય કરવાનું છે?' યયાતિએ તેને કહ્યુંઃ 'તું મારું ઘડપણ સ્વીકાર અને તારી જુવાની વડે આ હું વિષયોને ભોગવું. હું દીર્ઘયજ્ઞ કરતો

હતો, ત્યારે શુક્રાચાર્ય મુનિના શાપથી મારો આ કામરૂપી પુરુષાર્થ હણાઈ ગયો છે. હે પુત્રો! તેથી મને સંતાપ થાય છે. તો, તમારામાંથી એક મારા શરીર વડે આપણું રાજ્ય ચલાવો અને હું જુવાન બની અભિનવ શરીર વડે કામભોગો ભોગવું.' ૩૨-૪૨

યદુ વગેરે ભાઈઓમાંથી કોઇએ પણ તેનું ઘડપણ સ્વીકાર્યું નહિ. પછી સૌથી નાના એવા સત્યપરાક્રમી પૂરુએ તેને કહ્યું: 'હે રાજન્! આપ યૌવન પામીને નવા શરીરે વિહાર કરો. હું વૃદ્ધાવસ્થાને સ્વીકારી આપની આજ્ઞા પ્રમાણે રાજ્યશાસન કરીશ.' આમ કહેવાતાં, તે રાજર્ષિએ તપ અને વીર્યના બળથી તે મહાત્મા પુત્રમાં ઘડપણનો પ્રવેશ કરાવ્યો. આ રીતે પૂરુની યુવાની મેળવી રાજા યુવાન બન્યો અને યયાતિની વૃદ્ધાવસ્થા લઈ પૂરુએ રાજ્ય કરવા માંડ્યું. હજાર વર્ષ વીતતાં પણ, તે અજિત અને રાજસિંહ યયાતિ સિંહ જેવો પરાક્રમી રહ્યો. પોતાની બેઉ પત્નીઓ સાથે દીર્ઘકાલ સુધી વિહાર કરીને તે યયાતિ ફરીને વિશ્વાચી સાથે કુબેરજીના વનમાં રમણ કરવા લાગ્યો. ૪૩-૪૮

તો પણ તે મહાયશસ્વી કામભોગોની તૃપ્તિ પામ્યો નહિ. હે રાજન્! ત્યારે તેણે મનથી જાણીને આ પ્રમાણે ગાથા ગાઈ હતી: 'ખરેજ વિષયભોગના સેવનથી વિષયવાસના શમતીજ નથી; એ તો હવિથી જેમ અગ્નિ વધે છે તેમ વધ્યેજ જાય છે. રત્નોથી ભરેલી પૃથ્વી, સુવર્ણ, પશુઓ અને સ્ત્રીઓ એ બધું એકને માટે પણ બસ થાય એમ નથી, એમ માનીને શાંતિ પામવી. પ્રાણીમાત્રને વિશે જ્યારે કોઈ મન, વચન અને કર્મે કરીને ક્યારે ય પાપ ન કરે, ત્યારે તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. જ્યારે તે કોઈથી બીતો નથી તેમજ કોઈ તેનાથી બીતું નથી અને જ્યારે તે ઇચ્છતો નથી તેમજ દ્વેષ કરતો નથી, ત્યારે તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.' હે રાજન્! તે મહાબુદ્ધિમાને કામની આ તુચ્છતા વિચારીને બુદ્ધિપૂર્વક મનની સ્થિરતા મેળવી અને પોતાના પુત્ર પાસેથી ઘડપણ પાછું લઈ લીધું. તે રાજાએ પૂરુને યૌવન પાછું આપીને તેને રાજતિલક કર્યું. કામભોગોથી અતૃપ્ત રહેલો એ રાજા પોતાના પુત્ર પૂરુને બોલ્યો: 'તારાથી જ હું પુત્રવાન થયો છું. તું મારો વંશવર્ધન પુત્ર છે. તેથી તારો વંશ પૌરવ વંશને નામે લોકમાં ખ્યાતિ પામશે.' ૪૯-૫૬

વૈશંપાયન બોલ્યા:–હે રાજસિંહ! પછી તે રાજાએ પૂરુને રાજ્યગાદીએ બેસાડીને પોતે ભૃગુતુંગ પર્વત ઉપર રૂડી રીતે તપ કરી, મહાતપસ્વી બની, લાંબો વખત સુધી રહ્યા. ત્યાર પછી પત્ની સાથે અનશનવ્રત કરીને તે કાળધર્મને પામ્યા અને સ્વર્ગધામ ગયા. ૫૭-૫૮

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૭૫ મો સમાપ્ત**

# अध्याय ७६ मो

## કચને સંજીવનીવિદ્યાની પ્રાપ્તિ

॥ जनमेजय उवाच ॥

**ययातिः पूर्वजोऽस्माकं दशमो यः प्रजापतेः ॥**
**कथं स शुक्रतनयां लेभे परमदुर्लभाम् ॥ १ ॥**

જનમેજય બોલ્યા:–પ્રજાપતિથી દશમી પેઢીએ થયેલા અમારા પૂર્વજ તે યયાતિએ પરમ દુર્લભ શુક્રપુત્રીને ક્યાંથી મેળવી? હે તપોધન! આ હું સવિસ્તર સાંભળવા ઇચ્છું છું. વળી તમે બીજા વંશકર્તાઓ વિશે પણ અનુક્રમે કહો. ૧-૨

વૈશંપાયન બોલ્યા:–હે જનમેજય! પૂર્વે યયાતિ નામે ઇન્દ્રરાજના જેવી કાંતિવાળો એક રાજા હતો. તેને શુક્ર અને વૃષપર્વાએ જે માટે પોતાની પુત્રીઓ પરણાવી હતી તથા નહુષપુત્ર યયાતિનું દેવયાની સાથે જે રીતે મિલન થયું હતું, તે હું તમને પૂછી રહેલાને કહું છું. ૩

અગાઉ આ સચરાચર ત્રિલોકમાં સુરો અને અસુરો વચ્ચે ઐશ્વર્યને માટે પરસ્પર ભારે યુદ્ધ થયું હતું. તે વખતે જયની ઇચ્છાએ દેવોએ યજ્ઞને માટે અંગિરાના પુત્ર બૃહસ્પતિને પુરોહિત કર્યા હતા, તો અસુરોએ કવિપુત્ર શુક્રને પુરોહિત નીમ્યા હતા. તે બેઉ બ્રાહ્મણો એકબીજાની ઘણી સ્પર્ધા કરતા હતા. ત્યાં યુદ્ધમાં ભેગા થયેલા જે દાનવોને દેવો મારી નાખતા હતા, તેમને શુક્રાચાર્ય પોતાની વિદ્યાના બળ વડે ફરી સજીવન કરતા હતા અને તેઓ ફરી ઊઠીને દેવો સાથે યુદ્ધ કરતા હતા. રણભૂમિમાં અસુરો જે સુરોને હણી નાખતા હતા, તેમને ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિ ફરી સચેતન કરી શકતા નહોતા. વીર્યવાન શુક્રાચાર્ય જ સંજીવિની વિદ્યા જાણતા હતા, તે તેમને આવડતી નહોતી. આથી દેવોને ભારે ખેદ થયો. પછી કવિપુત્ર ઉશનાથી ભયભીત થયેલા તે દેવોએ બૃહસ્પતિના વડા પુત્ર કચ પાસે જઈ કહ્યું કે, 'તમારે શરણે આવેલા અમને તમે શરણ આપો. અમને ઉત્તમ પ્રકારે મદદ કરો. તે અમાપ તેજસ્વી શુક્ર બ્રાહ્મણ પાસે જે વિદ્યા છે, તેને તમે ઝટ લઈ લ્યો;–તમે યજ્ઞભાગી થશો. તમે જ તે બ્રાહ્મણને વૃષપર્વાની નિકટમાં જોઈ શકશો. તે દાનવોને રક્ષે છે, દેવોને તે રક્ષતા નથી. તમે નાની વયના જ એ કવિને આરાધવાને શક્તિમાન છો. વળી તે મહાત્માને દેવયાની નામે પ્રિય પુત્રી છે. શીલ, દાક્ષિણ્ય, માધુર્ય, આચાર અને ઇન્દ્રિયનિગ્રહ એ બધાંથી તમે જ દેવયાનીને પ્રસન્ન કરી શકો એમ છો. તમારા સિવાય બીજું કોઈ એવું સમર્થ નથી. દેવયાની પ્રસન્ન થતાં તમને ચોક્કસ તે વિદ્યા પ્રાપ્ત થશે.' પછી બૃહસ્પતિપુત્ર કચે 'તથાસ્તુ' કહ્યું, એટલે દેવોએ તેનો સત્કાર કર્યો અને તે વૃષપર્વાની પાસે જવા નીકળ્યો. ૪–૧૭

હે રાજન્! દેવોનો મોકલેલો તે કચ ઉતાવળો ઉતાવળો અસુરેન્દ્ર વૃષપર્વાની રાજધાનીમાં ગયો અને ત્યાં શુક્રને જોઈ આ પ્રમાણે બોલ્યોઃ 'અંગિરા ઋષિનો પૌત્ર અને સાક્ષાત્ બૃહસ્પતિનો પુત્ર એવો જ હું કચ નામે પ્રસિદ્ધ છું, તેને આપ શિષ્ય તરીકે સ્વીકારો. હે બ્રહ્મન્! આપને મારા પરમ ગુરુ માનીને હજારો વર્ષો સુધી હું બ્રહ્મચર્ય પાળીશ. આપ મને આજ્ઞા આપો.' શુક્ર બોલ્યાઃ 'હે કચ! તારું કલ્યાણ થાઓ! તારું કહેવું માન્ય રાખું છું. માનયોગ્ય એવા તને હું માન આપીશ. તારો આદર થતાં બૃહસ્પતિનો પણ આદર થશે.' ૧૮–૨૧

**વૈશંપાયન બોલ્યાઃ**–કચે તેમને 'તથાસ્તુ' કહ્યું. પછી કવિના પુત્ર શુક્રે પોતે નિર્દેશેલું તે બ્રહ્મચર્યવ્રત તેણે લીધું. હે ભારત! યથોક્ત કાલમાં તેણે તે વ્રતને ગ્રહણ કર્યું અને ઉપાધ્યાય શુક્ર તથા દેવયાનીને તે આરાધવા લાગ્યો. તે બન્નેની નિત્ય આરાધના કરતા તે યુવાને યૌવનને યોગ્ય ગીત, નૃત્ય અને વાદન કરીને દેવયાનીને સંતુષ્ટ કરી. હે ભારત! સત્કાર કરતા તેણે યૌવનમાં આવેલી કન્યા દેવયાનીને ફૂલો, ફળો અને ફેરાઆંટાથી પ્રસન્ન કરી. એકાન્તમાં ગાયન તથા લાડ કરતી દેવયાની પણ તે નિયમવ્રતમાં પરાયણ રહેલા બ્રાહ્મણની સેવા કરવા લાગી. આ રીતે વ્રત પાળતાં કચને પાંચસો વર્ષ ચાલ્યાં ગયાં. પછી દાનવોએ તેને કચ તરીકે જાણ્યો. ૨૨–૨૭

હવે એકાન્ત વનમાં ગાયોની રખવાળી કરતા કચને એકલો જોઇને, તે દાનવોએ બૃહસ્પતિ તરફના દ્વેષથી તેમજ સંજીવિની વિદ્યાની રક્ષા માટે તેને ક્રોધપૂર્વક મારી નાખ્યો અને તેના ટુકડા ટુકડા કરીને શિયાળ તથા વરુઓને નાખ્યા. આમ ગાયો ગોવાળ વિના એકલી પોતાને સ્થાનકે પાછી વળી. ગાયોને કચ વિના વનમાંથી પાછી ફરેલી જોઇને, હે ભારત! તે દેવયાનીએ તે વખતે પિતાને આ પ્રમાણે કહ્યું. દેવયાની બોલીઃ 'હે પિતાજી! તમે અગ્નિહોત્રના અગ્નિમાં આહુતિ આપી છે, સૂર્ય અસ્ત પામ્યો છે અને ગાયો રખવાળ

વિના પાછી આવી છે; પણ હે તાત! કચ દેખાતો નથી. હે પિતા! કચ નક્કી હણાયો હશે કે મરી ગયો હશે. તમને સાચું કહું છું કે હું તેના વિના નહિ જીવી શકું.' ૨૮-૩૦

શુક્ર બોલ્યાઃ-અલ્યા! આમ આવ' એટલું કહીને હું મરેલાને ફરી જીવતો કરું છું. પછી સંજીવની વિદ્યાનો પ્રયોગ કરીને તેણે કચને બોલાવ્યો. બોલાવાયેલો તે કચ વરુઓનાં શરીરોને ભેદી ભેદીને બહાર નીકળ્યો અને ત્યાં સંમુખ થયો. તે સંજીવની વિદ્યાથી હર્ષ પામ્યો. ભાર્ગવી દેવયાનીએ તેને પૂછ્યુંઃ 'તેં વિલંબ કેમ કર્યો?' ત્યારે તે બોલ્યોઃ 'હે ભાવિની! સમિધ, દર્ભ વગેરે તેમજ લાકડાંનો ભારો લઇને હું આશ્રમ પાસેના તે વડના ઝાડે વિસામો ખાવા બેઠો. બધી ગાયો પણ સાથે જ વૃક્ષની છાંયમાં બેઠી. ત્યાં અસુરોએ મને જોઈ પૂછ્યું કે તું કોણ છે? હું બૃહસ્પતિનો કચ નામે પ્રસિદ્ધ પુત્ર છું, એટલું કહેતાં વાર જ તે દાનવોએ મને હણી નાખ્યો અને મારા ટુકડા કરી શિયાળ તથા વરુઓને નાખી તેઓ સુખે પોતાને ઘેર ગયા. હે ભદ્રા! મહાત્મા ભાર્ગવે પોતાની વિદ્યાથી હાંક પાડતાં હું કેમે કરી ફરી જીવતો થઈ, અહીં તારી પાસે આવી પહોંચ્યો છું.' બ્રાહ્મણકન્યાએ પૂછતાં તે બોલ્યો. 'હા, હું મરી ગયો હતો.'

ફરી તે બ્રાહ્મણ કચ, દેવયાનીએ કહેતાં, ફૂલ વીણવા માટે મનગમતા વનમાં ગયો હતો. ત્યાં તે દાનવોએ તેને જોયો અને તેના ટુકડે ટુકડા કરી સમુદ્રના જલમાં ભેળવી દીધા. બહુ વારથી તે ગયો છે, એમ જાણીને કન્યાએ પિતાને ફરી કહ્યું. ત્યારે બ્રાહ્મણ શુક્રાચાર્યે વિદ્યાના બલથી બૃહસ્પતિપુત્ર કચને હાંક મારી. તેણે ફરી આવીને તે સર્વ સમાચાર કહ્યા. પછી ત્રીજી વાર અસુરોએ તેને મારી નાખ્યો, તેનું બાળીને ચૂરણ કરી નાખ્યું અને બ્રાહ્મણ શુક્રાચાર્યને તે મદિરામાં મેળવીને પાઈ દીધું. દેવયાનીએ ફરી પિતાને કહ્યુંઃ 'હે બાપુ! ફૂલ વીણવા મોકલેલો કચ દેખાતો નથી. ચોક્કસ કચ હણાયો હશે કે મરી ગયો હશે. હું સાચું જ કહું છું કે તેના વિના હું જીવી ન શકું.'

શુક્ર બોલ્યાઃ-હે પુત્રી! બૃહસ્પતિનો પુત્ર કચ મરણ પામ્યો છે. સંજીવિની વિદ્યાથી તેને ફરી જીવતો કરું છું, તોય તેને અસુરો મારી નાખે છે, હવે શું કરું? હે દેવયાની! તું શોક મા કર, અને મા રડ. તારા પ્રભાવથી બ્રહ્મા, બ્રાહ્મણો, ઇન્દ્રાદિ દેવો, વસુઓ, અશ્વિનીકુમારો અને અસુરો તથા સમસ્ત જગત તારી ઉપાસનામાં મસ્તક ઢાળે છે-એવી તારે મરણ પામેલાનો શોક કરવો ન ઘટે. આ બ્રાહ્મણને જીવતો કરવો અશક્ય છે. ફરી જીવતો થાય છે ને ફરી એનો વધ થાય છે. ૩૩-૪૮

દેવયાની બોલીઃ-વૃદ્ધોમાં વૃદ્ધ એવા અંગિરા જેના પિતામહ છે અને તપના ભંડાર એવા બૃહસ્પતિ જેના પિતા છે, એવા ઋષિના તે પુત્ર કે પૌત્રનો શોક હું શા માટે ન કરું? હું કેમ ન રડું? તે બ્રહ્મચારી અને તપોધન હતો, તે કર્મમાં સદા ઉત્સાહી અને નિપુણ હતો. હું એ કચને જ માર્ગે પળીશ. હું ભોજન નહિ કરું. હે પિતા! સુંદર રૂપવાળો તે કચ મને પ્રિય છે.

વૈશંપાયન બોલ્યાઃ-દેવયાનીના વાક્યથી પીડાયેલા તે કવિપુત્ર મહર્ષિએ ગુસ્સાભેર અસુરોને હાંક મારીને કહ્યું કે, નક્કી અસુરો મારો દ્વેષ કરે છે, કેમકે તેઓ મારા આવેલા શિષ્યોને મારી નાખે છે. તે ભયંકર કર્મવાળાઓ મને બ્રાહ્મણત્વથી ભ્રષ્ટ કરવા માગે છે અને હમેશાં મારી વિરુદ્ધ આચરણ કરે છે. પણ એ પાપનો અહીં જ છેડો આવશે. બ્રહ્મહત્યા ઇન્દ્રને પણ બાળીને ખાખ કરી નાખે છે, તો બીજાને કેમ નહિ? પછી ભયભીત થયેલો અને ગુરુ દ્વારા વિદ્યાથી બોલાવાયેલો કચ જઠરમાં ધીરેધીરે આ વચનો બોલ્યો. શુક્રે તેને કહ્યુંઃ 'કહે, હે વિપ્ર! તને કયે રસ્તે લાવવામાં આવ્યો છે? તું

રીતે મારા પેટમાં બેઠો છે ?' ૪૯-૫૩

કચ બોલ્યોઃ-આપની કૃપાથી સ્મૃતિ મને છોડી ગઈ નથી. જે બન્યું તે બધું બરાબર મને યાદ છે. તેથી જ મારા તપનો ક્ષય થતો નથી. આ કારણે હું આ ઘોર ક્લેશ સહન કરી રહ્યો છું. હે કવિપુત્ર ! મને હણીને, બાળીને તથા લોટ કરીને અસુરોએ મને સુરામાં ભેળવી આપને તે મદિરા પાઈ હતી. પણ હે વિપ્ર ! આપ હોવા છતાં બ્રાહ્મી માયાને અને આસુરી માયાને કેમ કરીને ઉલ્લંઘી શકાય ? ૫૪-૫૫

શુક્ર બોલ્યાઃ-હે પુત્રી ! તારું શું પ્રિય કરું ? મારા વધથી કચનું જીવન છે. હે દેવયાની ! મારા પેટમાં પડેલો કચ મારું પેટ ચીર્યા વિના બીજી કોઈ રીતે દેખાશે નહિ.

દેવયાની બોલીઃ-કચનો નાશ અને તમારું મૃત્યુ એ બેઉ શોક મને તો અગ્નિની જેમ બાળી નાખે છે. કચના નાશમાં મને સુખ નથી, તમારા મૃત્યુથી મારે જીવવું જ અશક્ય છે. ૫૬-૫૭

શુક્ર બોલ્યાઃ-હે બૃહસ્પતિપુત્ર ! તું સિદ્ધિને યોગ્ય છે. કારણ કે, દેવયાની તને ભક્તને ભજે છે. તું જો કચરૂપી ઇન્દ્ર ન હોય, તો અત્યારે જ આ સંજીવની વિદ્યા પામ. મારા પેટમાંથી બ્રાહ્મણ સિવાય કોઈ પાછો જીવતો બહાર આવી શકતો નથી. તેથી તું વિદ્યા મેળવ. બેટા ! હું તને જીવતો કરું છું. પછી મારા દેહમાંથી બહાર આવીને તું મારા પુત્રરૂપ થઇને મને જીવતો કરજે. ગુરુ પાસેથી વિદ્યા પામીને વિદ્યાવાન થઈને તું ધાર્મિક-દૃષ્ટિએ જ જોજે.'

વૈશંપાયન બોલ્યાઃ-ગુરુ પાસેથી વિદ્યા મેળવીને તે મનોહર કચ બ્રાહ્મણ તે જ ઘડીએ શુક્ર બ્રાહ્મણના પેટને ફાડીને બહાર આવ્યો. જાણે કે પૂનમે સૂર્યાસ્ત થતાં ચંદ્ર પ્રગટયો ! કચે પણ મરણ પામેલા તે બ્રહ્મપુત્ર શુક્રને પડેલા જોઇને તેમને ફરી સંજીવન કર્યા. તે સિદ્ધવિદ્યાને વંદન કર્યા પછી, કચે તે ગુરુદેવને કહ્યું:

'જેમણે આ હું જે વિદ્યાહીન હતો તેના કાનોમાં અમૃતનું સિંચન કર્યું છે, તેમને હું મારાં પિતા અને માતા સમજું છું. કૃતજ્ઞ માણસ તેમનો દ્રોહ કરે જ નહિ. જેઓ વિદ્યાનો લાભ પામીને સત્યજ્ઞાનના દાતા અને સર્વ ભંડારોના ભંડારરૂપ એવા ગુરુને આદર આપતા નથી, તેઓ પ્રતિષ્ઠાહીન થઇને પાપલોકને પામે છે.

વૈશંપાયન બોલ્યાઃ-હવે પોતે છેતરાઈને મદિરાપાન કર્યું અને સુરાના ઘેનમાં પોતે સુંદર કચને પણ પી ગયા, એ જોઈને મદિરાપાનના ચેતનાનાશરૂપી ભયંકર દોષને વિચારી, મહાનુભાવ ઉશના ક્રોધપૂર્વક ઊઠ્યા. બ્રાહ્મણનું હિત કરવાની ઇચ્છાએ તે ક્રોધયુક્ત થયેલા કવિપુત્ર પોતે સુરાપાન સંબંધમાં આ પ્રમાણે બોલ્યાઃ 'આજથી માંડીને જે કોઈ મન્દબુદ્ધિ બ્રાહ્મણ મોહવશ થઈ મદિરાપાન કરશે, તે ધર્મભ્રષ્ટ થશે, બ્રહ્મઘાતી થશે અને આ લોક તથા પરલોકમાં તે નિંદાપાત્ર થશે. મેં આ બ્રાહ્મણધર્મની જ સીમા કહી છે અને સર્વ લોકમાં જે મર્યાદા બાંધી છે, તે સન્તો, બ્રાહ્મણો, ગુરુસેવીઓ અને દેવો આદિ સર્વ લોક સાંભળો.' આમ કહીને તે મહાનુભાવ, તપોનિધિઓના પણ નિધિરૂપ અને અપ્રમેય એવા શુક્રે દૈવથી મૂઢ બનેલા તે દાનવોને બોલાવી આ પ્રમાણે કહ્યું: 'હે દાનવો ! હું કહું છું, તમે સાચે જ મૂરખાઓ છો. કચ તો સિદ્ધ થયો છે અને મારી પાસે જ રહેશે. સંજીવિની વિદ્યા પામીને એ મહાત્મા મારા જેવા પ્રભાવવાળો અને બ્રહ્મજ્ઞ થયો છે.' આ વચનો કહીને તે ભાર્ગવે વિરામ લીધો અને આશ્ચર્ય પામેલા દાનવો પોતપોતાને ઘેર ગયા. તે કચ ગુરુની સાથે એક હજાર વર્ષ સુધી રહ્યો અને પછી ગુરુની આજ્ઞા મળતાં તેણે સ્વર્ગે જવા ઇચ્છા કરી. ૫૮-૭૨

ઇતિશ્રી મહાભારતમાં સંભવપર્વે
અધ્યાય ૭૬ મો સમાપ્ત

# अध्याय ७७ मो

## કચ તથા દેવયાનીના પરસ્પર શાપ

॥ वैशंपायन उवाच ॥

समावृत्तव्रतं तं तु विसृष्टं गुरुणा तदा ॥
प्रस्थितं त्रिदशावासं देवयान्यब्रवीदिदम् ॥ १ ॥

વૈશંપયાન બોલ્યાઃ—જેનું વ્રત પૂરું થયું છે અને જેણે ગુરુથી વિદાય લીધી છે, તે કચ દેવધામ માટે નીકળ્યો, ત્યારે દેવયાનીએ તેને આ પ્રમાણે કહ્યુંઃ 'હે અંગિરા ઋષિના પૌત્ર ! ચારિત્ર્ય, કુલીનતા, વિદ્યા, તપ અને ઇન્દ્રિયદમનથી તું શોભી રહ્યો છે. મહાયશસ્વી અંગિરા ઋષિ જેમ મારા પિતાને માન્ય છે, તેમ બૃહસ્પતિ પણ મને માન્ય અને પૂજ્ય છે. આમ જાણીને, હે તપોધન ! હું જે કહું છું, તેને તું વિચારજે. તું નિયમપરાયણ અને વ્રતમાં હતો ત્યારે તારે વિશે હું જેમ વર્તતી હતી, તેમ વિદ્યાનું સમાપન કરી વ્રતથી મુક્ત થયેલો તું મને તારી ભક્તને ભજવાયોગ્ય છે. હવે તું મંત્રપૂર્વક અને વિધિસર મારો હાથ સ્વીકાર.'

કચ બોલ્યોઃ—હે સ્તુતિપાત્ર ગાત્રવાળી ! તારા પિતા ભગવાન શુક્ર મારે પૂજ્ય અને માન્ય છે, ત્યારે તું તો મને તેથી પણ વિશેષ પૂજ્ય છે. મહાત્મા ભાર્ગવને તું પ્રાણથી પણ અધિક વહાલી છે. હે ભદ્રા ! તું ગુરુપુત્રી છે, એટલે તુ મારે માટે ધર્માનુસાર સદાય પૂજ્ય છે. જેમ તારા પિતા અને મારા ગુરુ શુક્રાચાર્ય મારે માટે નિત્ય માનનીય છે, તેમ હે દેવયાની ! તું પણ છે. મને આવું કહેવું તને ન છાજે. [૧-૮]

દેવયાની બોલીઃ—તું તો ગુરુ બૃહસ્પતિના પિતા અંગિરાનો પૌત્ર છે. તું કંઈ મારા પિતાનો પુત્ર નથી. તેથી હે દ્વિજોત્તમ ! તું મારે માટે પૂજ્ય અને માનનીય છે. હે કચ ! અસુરો તને વારંવાર હણતા હતા, ત્યારથી મને તારે વિશે પ્રીતિ થઈ છે. તું તે હવે યાદ કર. મારી આ મૈત્રીમાં અને પ્રીતિમાં તું મારી અનુપમ ભક્તિને સમજ. હે ધર્મજ્ઞ ! હું તારી ભક્ત છું. મને દોષ વિનાનીને તું તજીશ નહિ. [૯-૧૧]

કચ બોલ્યોઃ—હે શુભ વ્રતવાળી ! તું મને ન કરવાનું કાર્ય કરવા આજ્ઞા આપી રહી છે. હે સુભ્રુ ! હે શુભા ! તું મારા ઉપર કૃપા કર. તું તો મને ગુરુથી પણ વધુ માનપાત્ર છે. હે ચન્દ્રવદના ! હે વિશાલનયના ! તું જ્યાં રહી હતી, ત્યાં કવિપુત્ર શુક્રના ઉદરમાં હે ભદ્રા ! હે કલ્યાણી ! હું પણ રહ્યો છું. આથી હે સુમધ્યમા ! તું ધર્મથી મારી બહેન થઈ છે, તો આવુ ન કહીશ. હે ભદ્રા ! હું અહીં સુખથી રહ્યો છું, મને કશુંય દુઃખ પડયું નથી. હવે હું જઇશ. હું તારી રજા માગું છું. કહે, મારો માર્ગ કલ્યાણમય હો. ધર્મને અવિરોધી એવી વાતોમાં તું મને સંભારજે. તું સાવધાનીથી અને ઉદ્યોગપૂર્વક મારા ગુરુની નિત્ય સેવા કરજે. [૧૨-૧૬]

દેવયાની બોલીઃ—હે કચ ! ધર્મ અને કામાર્થે હું તારી યાચના કરું છું. તું તેનો અનાદર કરશે, તો તારી આ સંજીવની વિદ્યા તને સિદ્ધિ નહિ જ આપે. [૧૨-૧૬]

કચ બોલ્યોઃ—હું કંઈ તારા કોઈ દોષને કારણે તારો અસ્વીકાર કરતો નથી. તું ગુરુપુત્રી છે એમ સમજીને જ હું તને સ્વીકારતો નથી. વળી ગુરુએ મને આ વિશે આજ્ઞા પણ આપી નથી. તો ભલે તું મને શાપ આપે. હે દેવયાની ! હું તને આ ઋષિસંમત ધર્મ કહુ છું, એટલે તું મને શાપ આપે એ યોગ્ય નથી. તેં કામવશ થઇને જ શાપ આપ્યો છે, નહિ કે ધર્માનુસાર; તેથી તારી જે કામના છે તે સફળ નહિ થાય; કોઈ પણ ઋષિપુત્ર તને નહિ પરણે. તેં મને કહ્યું છે કે મારી વિદ્યા મને ફળશે નહિ, તો હું જેને એ વિદ્યા ભણાવીશ તેને તો તે અવશ્ય ફળશે. [૧૭-૨૧]

વૈશંપાયન બોલ્યાઃ—દેવયાનીને આ પ્ર-

માણે કહીને દ્વિજોત્તમ કચ તે જ વખતે ઝટ ઇન્દ્રરાજના ભવને ગયો. તેને આવેલો જોઇને ઇન્દ્ર આદિ દેવોએ બૃહસ્પતિને સંમાન આપ્યું. પછી તેમણે કહ્યું: 'તેં અમારા હિત માટે ભારે અદ્ભુત કાર્ય કર્યું છે, તો તારો યશ કદીય નાશ મા પામો. તું યજ્ઞનો અંશભાગી થા.'* ૨૨-૨૪

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૭૭ મો સમાપ્ત**

# अध्याय ७८ मो

## દેવયાની અને શર્મિષ્ઠા વચ્ચે વિરોધ

॥ वैशंपायन उवाच ॥

कृतविद्ये कचे प्राप्ते हृष्टरूपा दिवौकसः ॥
कचादधीत्य तां विद्यां कृतार्था भरतर्षभ ॥१॥

**વૈશંપાયન બોલ્યા:**–હે ભરતોત્તમ! કચ વિદ્યાસંપન્ન થઇને આવ્યો તેથી દેવો હર્ષિત થયા અને તેની પાસેથી તે સંજીવની વિદ્યા શીખીને કૃતાર્થ થયા. તે બધા શતક્રતુ ઇન્દ્ર પાસે જઇને બોલ્યા: 'હે પુરંદર! તમારા પરાક્રમનો આ વખત છે; તમે શત્રુઓને હણી નાખો.' બધા દેવોએ મળીને આ પ્રમાણે કહ્યું, ત્યારે ઇન્દ્રે 'ભલે એમ હો' કહી પૃથ્વી તરફ પ્રયાણ કર્યું. ત્યાં તેણે વનમાં સ્ત્રીઓને જોઈ. તે વન ચૈત્રરથ વન જેવું સુંદર હતું. તેમાં તે કન્યાઓ જલક્રીડા કરતી હતી. ઇન્દ્રે વાયુરૂપ થઇને તે કન્યાઓનાં વસ્ત્રોને સેળભેળ કરી દીધાં. ૧-૪

તે બધી કન્યાઓ જલમાંથી બહાર આવી અને એકસાથે હાથ આવ્યાં તે વસ્ત્રો પહેરી લેવા લાગી. તે વખતે વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા વસ્ત્રોની આ ભેળસેળથી અણજાણ હતી અને તેણે તે વસ્ત્રોમાંથી ભૂલથી દેવયાનીનું વસ્ત્ર પહેરી લીધું. આમ હે રાજેન્દ્ર! દેવયાની અને શર્મિષ્ઠા વચ્ચે પરસ્પર ઝઘડો થયો. ૫-૭

* એ જ કચ વેદમાં 'શંયુ' નામથી કહેવાય છે.

**દેવયાની બોલી:**–હે અસુરપુત્રી! મારી શિષ્યા થઇને તું મારું વસ્ત્ર કેમ લે છે? તારામાં શિષ્ટાચાર નથી માટે તારું સારું નહિ થાય.૮

**શર્મિષ્ઠા બોલી:**–મારા પિતા બેઠા કે સૂતા હોય છે, ત્યારે તારા પિતા નીચે આસને બેસીને, વિનયપૂર્વક, ભાટની જેમ મારા પિતાની સતત સ્તુતિ કરે છે. યાચક, સ્તુતિ કરનાર અને દાન લેનારની તું દીકરી છે. હું તો સ્તુતિ પામનાર, દાન આપનાર અને દાન ન સ્વીકારનારની પુત્રી છું. તો હે ભિખારણ! તું ચાહે તો કકળાણ કર, માથું અફાળ, છાતી કૂટ કે ગુસ્સો કર. તું આયુધવિનાની છે, હું આયુધવાળી છું. હે ભિક્ષુણી! તું ખાલી ઉકળાટ કરે છે. હું તને બરાબર પહોંચી વળું એમ છું. પણ જા, તને હું ગણકારતી જ નથી. ૯-૧૧

**વૈશંપાયન બોલ્યા:**–વસ્ત્રને માટે અત્યાગ્રહ કરતી અને સત્યવચનથી પોતાના કરતાં મહત્તા પામતી તે દેવયાનીને શર્મિષ્ઠાએ કૂવામાં નાખી દીધી અને પોતે પોતાના નગર તરફ આવી. આમ દેવયાની મરી ગઈ છે એમ જાણીને પાપી નિશ્ચયવાળી તે શર્મિષ્ઠા ક્રોધના આવેશમાં પાછું જોયા વિના જ ઘેર ગઈ. હવે નહુષપુત્ર યયાતિ મૃગયાની ઇચ્છાએ એ દેશમાં જ આવી ચઢ્યો. તેનાં વાહનો અને ઘોડાઓ થાકી ગયાં હતાં, તે પોતે તરસ્યો થયો હતો. તે નહુષપુત્રે એ કૂવામાં જોયું તો તે જલ વિનાનો હતો. રાજાએ તેમાં અંદર અગ્નિની શિખા જેવી એક કન્યા જોઈ. તે દેવવર્ણી કન્યાને જોઈને તે રાજશ્રેષ્ઠે મધુર ને મનોહર વચનથી સાંત્વન આપી પૂછ્યું: 'હે તામ્રનખી! હે શ્યામા! હે વિશુદ્ધ મણિનાં કુંડલવાળી! તું કોણ છે? શાને તું ઊંડી ચિન્તા કરે છે? શીદને તું દીન થઇને શોક કરે છે? આ વેલઝાંખરાંથી ઢંકાયેલા કૂવામાં તું કેવી રીતે પડી? હે સુંદરી! સાચું કહે–તું કોની પુત્રી છે?' ૧૨-૧૮

દેવયાની બોલીઃ-દેવોએ હણેલા દૈત્યોને જે પોતાની વિદ્યાથી ફરી સજીવન કરે છે, તે શુક્રની હું કન્યા છું. તે મારી આ દશાને જાણતા નથી. હે રાજન્! આ મારો જમણો હાથ તામ્રરંગી નખવાળી આંગળીઓથી યુક્ત છે-તમે મને ઝાલીને ઊંચે લાવો. તમે કુલીન છો, એમ હું માનું છુ. તમને હું શાન્ત, વીર્યવાન અને યશસ્વી જાણું છું. તો આ કૂવામાં પડેલી મને તમે બહાર કાઢવાને યોગ્ય છો.

વૈશંપાયન બોલ્યાઃ-આમ નહુષપુત્ર યયાતિરાજાએ તેને બ્રાહ્મણની કન્યા જાણી અને તેને જમણે હાથેથી પકડી તે કૂવામાંથી બહાર કાઢી. દેવયાનીને તે કૂવામાંથી વેગપૂર્વક બહાર કાઢ્યા પછી તે યયાતિરાજ સુંદર કટિવાળી એ કન્યાની રજા લઈ, પોતાના નગર તરફ ચાલ્યો ગયો. ૧૯-૨૩

તે નહુષપુત્ર ચાલ્યો ગયો, ત્યારે અનિન્દિતા દેવયાની પણ પોતાની સામે આવેલી ઘૂર્ણિકા દાસીને શોકથી સંતપ્ત થઈ કહેવા લાગી.

દેવયાની બોલીઃ-હે ઘૂર્ણિકા ! તું ઝટ જા અને મારા પિતાને એકદમ કહી દેજે કે વૃષપર્વાના નગરમાં હવે હું નહિ જ આવું.

વૈશંપાયન બોલ્યાઃ-તે ઘૂર્ણિકા વેગથી અસુરરાજને મંદિરે ગઈ. ત્યાં કવિપુત્ર અને મહાન બુદ્ધિમાન તે શુક્રને જોઇને તે ગભરાયેલા ચિત્તે તેમને આ પ્રમાણે કહેવા લાગીઃ 'હે મહાભાગ્યશાલી! વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ દેવયાનીને વનમાં મારી છે.' પોતાની પુત્રીને શર્મિષ્ઠાએ મારી છે, એ સાંભળી શુક્ર દુઃખ પામ્યા અને તરત જ પુત્રીને શોધવા માટે વનમાં ગયા. પછી વનમાં પુત્રી દેવયાનીને જોઇને કવિપુત્ર બેઉ હાથે તેને ભેટ્યા અને દુઃખિત થઈ આ વચન બોલ્યાઃ 'હે પુત્રી! સર્વ માણસો પોતાના દોષોએ કરીને જ દુઃખસુખને પામે છે. હું માનું છું, તારું પણ કંઇ પાપ હશે-આ તેનું પ્રાયશ્ચિત થયું.'

દેવયાની બોલીઃ-મારા પાપનું પ્રાયશ્ચિત્ત થાઓ કે ન થાઓ-તો ય વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ મને જે કહ્યું છે તે હું તમને કહું છું. તમે ધ્યાન દઇને તે સાંભળો. તમે દૈત્યોના ભાટ છો, એવું તે જ બોલી હતી, તે શું સાચું છે? વળી વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા ક્રોધથી આંખો રાતી કરીને મને વારંવાર કડવાં અને કઠોર વચનો સંભળાવી રહી હતીઃ 'તું તો સ્તુતિ કરનારા, નિત્ય ભીખ માગનારા અને દાન લેનારાની દીકરી છે, ત્યારે હું સ્તુતિ કરાતા, દાન દેતા અને દાન ન લેતાની પુત્રી છું.' વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ ક્રોધથી રાતી આંખો કરીને, અભિમાનથી છલાછલ થઇને, મને આવું ફરી ફરીને કહ્યું હતું. બાપુ! હું જો સ્તુતિ કરનાર અને દાન લેનારની જ દીકરી હોઉં, તો તો હું શર્મિષ્ઠાને પ્રસન્ન કરું-એમ મેં સખીને કહ્યું હતું.'

શુક્ર બોલ્યાઃ-હે દેવયાની! તું સ્તુતિ કરનારની, ભીખ માગનારની અને દાન લેનારની દીકરી નથી જ. તું તો સ્તુતિ ન કરનાર અને સ્તુતિ પામનારની પુત્રી છે. વૃષપર્વા, ઇન્દ્ર અને નહુષપુત્ર એ સૌ આ જાણે છે. મારું બલ અચિન્ત્ય, બ્રહ્મરૂપ, દ્વન્દ્વરહિત અને ઈશ્વરી છે. આ ભૂમિમાં કે સ્વર્ગમાં જે કાંઈ છે, તે સર્વનો હું નિત્ય ઈશ્વર છું-એમ સ્વયંભૂ ભગવાને પ્રસન્નતાપૂર્વક કહ્યું છે. હું જ પ્રજાના હિતની ઇચ્છાએ જલધારા છોડું છું, હું જ સર્વ ઔષધિઓને પોષણ આપું છું. આ મેં તને સાચું જ કહ્યું છે.

વૈશંપાયન બોલ્યાઃ-આ રીતે મીઠાં અને કોમળ વચનો વડે પિતા શુક્રે ખેદગ્રસ્ત અને ક્રોધતપ્ત પુત્રીને સાંત્વન આપ્યું. ૨૪-૪૧

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૭૮ મો સમાપ્ત

---

# अध्याय ७९ मो

## શુક્રાચાર્ય અને દેવયાનીનો સંવાદ

॥ शुक्र उवाच ॥

**यः परेषां नरो नित्यमतिवादांस्तितिक्षते ॥**
**देवयानि विजानीहि तेन सर्वमिदं जितम् ॥१॥**

શુક્ર બોલ્યાઃ–હે દેવયાની! જે માણસ સદા પારકાઓનાં નિંદાવેણો સહી લે છે, તેણે આ આખું જગત જીત્યું છે એમ જાણ. જે ઊછળતા ક્રોધને ઘોડાની જેમ કાબૂમાં રાખે છે, તેને જ સંતો સારથિ કહે છે–નહિ કે માત્ર લગામોને ઝાલી રાખનારને. હે દેવયાની! જે ઊછળેલા ક્રોધને અક્રોધથી વશ રાખે છે, તેણે આ સમસ્ત જગત જીત્યું જાણજે. સાપ જેમ પોતાની જીરણ થયેલી કાંચળીને તજે છે, તેમ જ ઊછળેલા ક્રોધને ક્ષમા વડે ટાળી દે છે, તે જ પુરુષ કહેવાય છે. જે રોષને રોકી લે છે, જે નિંદાબોલ સાંખી લે છે અને જે સંતાપિત થયા છતાં સંતાપ આપતો નથી, તે દૃઢ પુરુષાર્થને પાત્ર થાય છે. જે મહિને મહિને સો વરસ સુધી અખંડ પિતૃયજ્ઞો કરે છે તે અને જે માણસ કદી કોઈને વિશે ય ક્રોધ કરતો નથી એ બેમાં ક્રોધ ન કરનારો જ ચડિયાતો છે. અજ્ઞાન બાળકો અને બાલિકાઓ જે વેર કરે, તેનું ડાહ્યાએ અનુકરણ ન કરવું જોઈએ. કેમકે બાળકો બલ અને અબલને જાણતાં નથી. ૧–૭

દેવયાની બોલીઃ–બાપુ! હું બાળા છું, તો યે ધર્મના અંતરને સમજું છું. અક્રોધ અને ક્રોધનાં બલાબલ પણ હું જાણું છું. શિષ્ય હોવા છતાં જેમનું આચરણ શિષ્યને યોગ્ય નથી, તેમને વિશે મંગલ ઇચ્છનારે ક્ષમા ન જ રાખવી જાઇએ. તેથી ચારિત્ર્યહીનોમાં રહેવું અને રુચતું નથી. જે માણસો ચારિત્ર્ય અને કુલીનતાને વિશે નિંદા કરે છે, તે પાપી બુદ્ધિવાળાઓમાં કલ્યાણ ઇચ્છતા ડાહ્યાએ વસવું જ ન જોઈએ. જેઓ ચારિત્ર્ય અને કુલીનતાને વિશે જાણકાર છે, તે સાધુઓ વચ્ચે જ વાસ કરવો જોઇએ–એ વાસ જ શ્રેષ્ઠ કહેવાયો છે. અગ્નિની ઇચ્છાવાળો જેમ અરણિને મથે છે, તેમ વૃષપર્વાની પુત્રીની દુષ્ટ અને મહાભયંકર વાણી મારા હૃદયને મથી રહી છે. હું જાણું છું કે, ત્રણે લોકમાં આથી વિશેષ દુષ્કર એવું કંઈ જ નથી. જે ધનહીન માણસ શત્રુની ઝગઝગતી લક્ષ્મીને ઉપાસે છે, તેને માટે તો મરણ જ મંગલ છે, એમ વિદ્વાન માણસો જાણે છે. ૮–૧૩

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ–ઉપાખ્યાન' નામનો અધ્યાય ૭૯ મો સમાપ્ત**

# अध्याय ८० मो

## શર્મિષ્ઠા દેવયાનીની દાસી થઈ

॥ वैशंपायन उवाच ॥

**ततः काव्यो भृगुश्रेष्ठः समन्युरुपगम्य ह ॥**
**वृषपर्वाणमासीनमित्युवाचाविचारयन् ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ–પછી ક્રોધ પામેલા ભૃગુશ્રેષ્ઠ કવિપુત્ર શુક્ર જ્યાં વૃષપર્વા બેઠો હતો ત્યાં ગયા અને સહસા તેને કહેવા લાગ્યાઃ 'હે રાજન્! અધર્મ કર્યો હોય, તો તે ગાયની જેમ તરત જ ફળતો નથી–તે તો આવર્તન પામીને ધીરે ધીરે તેના કરનારનાં મૂળિયાં કાપી નાખે છે. જેમ ઠાંસીને ખાવાથી પેટને પીડા થાય જ છે, તેમ પાપ પણ ચોક્કસ ફળ આપે જ છે. કદાચ પોતાને વિશે તેનું ફલ તે ન જોઈ શકે, તો ય તેના પુત્રો અને પૌત્રોને* વિશે તો તે દેખાય

* અહીં એવી શંકા થાય કે પિતાનું કરેલું જો પુત્ર ભોગવે તો 'કર્મનું ફલ કર્તાને જ મળે' એ ન્યાયને બાધ લાગશે.

ઉત્તરઃ–**यो वैभागिनं भागान्नुदते चयते चैनं स यदि चैनं न चयतेऽथ पुत्रमथ पौत्रं चयते.**

અર્થ–જે કોઈ ધન અથવા માનના ભાગી હોય

જ છે. મારા ઘરમાં રહેલા ધર્મજ્ઞ, નિષ્પાપ અને સેવાપરાયણ બ્રાહ્મણ બૃહસ્પતિપુત્ર કચને તમે મારી નાખ્યો હતો. આમ તમે જ વધને અયોગ્ય હતો, તેનો તમે વધ કર્યો હતો, તે કારણે તેમ જ મારી પુત્રીને તમે મારવા પ્રયત્ન કર્યો છે તેને લીધે, હે વૃષપર્વા! આ હું તને તારા બાન્ધવો સહિત ત્યજી દઉં છું તે જાણ. હે રાજા! હું તારા દેશમાં તારી સાથે રહી શકું એમ નથી. અલ્યા દૈત્ય! શું તું મને મિથ્યા બડબડનારો સમજે છે કે જેથી તું તારી જાતનો દોષ ટાળતો નથી અને મારી ઉપેક્ષા કરે છે!' ૧–૭

**વૃષપર્વા બોલ્યો:**–હે ભાર્ગવ! આપનામાં હું અધર્મ કે અસત્ય વાત જાણતો નથી. આપનામાં ધર્મ અને સત્ય છે. આપ પ્રસન્ન થાઓ. હે ભાર્ગવ! આપ અમને છોડીને અહીંથી ચાલ્યા જશો, તો અમે દરિયામાં ડૂબી મરશું, કેમકે અમારે બીજું કોઈ શરણ નથી.

**શુક્ર બોલ્યા:**– હે અસુરો! તમે સાગરમાં સમાઓ કે આકાશમાં અટવાઓ, પણ હું મારી પુત્રીનું અપ્રિય નહિ જ સહી શકું; કેમકે તે મને ઘણી વહાલી છે. દેવયાનીમાં જ મારું જીવન રહ્યું છે, તેને પ્રસન્ન કરો. જેમ ઇન્દ્રનો બૃહસ્પતિ, તેમ તમારો હું યોગક્ષેમ× કરનારો છું.'

તેને તે ભાગથી દૂર કરે છે, તો તે દૂર કરનારાને તેનું પાપફલ મળે છે; પણ જો તે પાપફલ તેને ન મળ્યું તો તેના પુત્રને કે પૌત્રને મળે છે, એમ શ્રુતિ કહે છે; અને પૂર્વે જણાવેલો ન્યાય તો પિતાએ કરેલી જાતેષ્ટિ (એક સંસ્કાર)નું ફલ પુત્રને પ્રાપ્ત થાય છે તથાપિ પુત્રની સાથે પોતાનું એકાત્મ્યાભિમાન હોવાથી પિતાને પણ પ્રાપ્ત થયેલું ગણાય એટલે બાધિત થતો નથી. વળી પિતા મરણ પામ્યો હોય તો પણ પુત્રો દરિદ્રી થઇ ગયા હોય અથવા દુર્જન નીકળ્યા હોય તો પિતાનું શ્રાદ્ધાદિક કરતા નથી. એટલે તજ્જન્ય દુઃખાદિ ફલ મૃત પિતાને પણ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી પોતાનું કરેલું પોતાને અથવા પુત્ર-પૌત્રને પ્રાપ્ત-થાય છે તે યોગ્ય જ કહ્યું છે. —નીલકંઠ

× ન મળેલું મેળવી આવવું તે 'યોગ' અને મળેલાનું રક્ષણ કરવું તે 'ક્ષેમ'

**વૃષપર્વા બોલ્યો:**–હે ભાર્ગવ! આ ભૂમંડલમાં અસુરશ્રેષ્ઠોની જે કાંઇ સંપત્તિ છે, જે કાંઈ હાથી, ઘોડા અને ગાય આદિ છે, તેના તેમજ મારા આપ સ્વામી છો. ૮–૧૧

**શુક્ર બોલ્યા:**–હે મહાઅસુર! દૈત્યપતિઓની જે કાંઈ સંપત્તિ છે, તેનો જો હું અધીશ્વર હોઉં, તો તમે આ દેવયાનીને પ્રસન્ન કરો. ૧૨

**વૈશંપાયન બોલ્યા:**–શુક્રે આ પ્રમાણે કહ્યું, ત્યારે મહાવિદ્વાન વૃષપર્વાએ તેમને 'ભલે એમ હો!' એમ કહ્યું. પછી દેવયાની પાસે જઇને ભાર્ગવે તેને તે વાત કરી. ૧૩

**દેવયાની બોલી:**–હે પિતા! હે ભાર્ગવ! રાજાની સંપત્તિના તમે જ સ્વામી છો એ હું નથી જાણતી, એટલે રાજા પોતે જ તે મને કહે.

**વૃષપર્વા બોલ્યો:**–હે સુહાસિની દેવયાની! તું જે કાંઈ કામનાને ઇચ્છતી હશે, તે હું પૂરી કરીશ–પછી ભલે તે ગમે તેવી દુર્લભ હોય.

**દેવયાની બોલી:**–હું ઇચ્છું છું કે, મારા પિતા મને જ્યાં આપે ત્યાં તે શર્મિષ્ઠા હજાર કન્યાઓ સાથે મારી દાસી થઇને મને અનુસરે.

**વૃશપર્વા બોલ્યો:**–અરે! ઓ ધાત્રી! તું ઊઠ–જા, શર્મિષ્ઠાને ઝટ લઈ આવ. દેવયાની ઇચ્છે છે તેમ કરો. ૧૪–૧૮

**વૈશંપાયન બોલ્યા:**–પછી ધાત્રીએ ત્યાં જઈને શર્મિષ્ઠાને આ વચન કહ્યાં: 'ભદ્રા! તું ઊઠ! હે શર્મિષ્ઠા! તું સગાંવહાલાંને સુખ આપ. દેવયાનીની પ્રેરણાથી બ્રાહ્મણ શુક્ર શિષ્યોને છોડી જાય છે–તો હે નિર્દોષ! તે દેવયાની જે ઇચ્છા કરે છે, તેને તું અનુસર. ૧૯

**શર્મિષ્ઠા બોલી:**–શુક્ર જો મને દેવયાનીને જ કારણે બોલાવતા હોય, તો દેવયાની જે ઇચ્છતી હશે તે હું તત્કાલ કરીશ. મારા દોષને લીધે જ, મારે જ માટે, શુક્ર અને દેવયાની ન જાઓ. ૨૦,૨૧

**વૈશંપાયન બોલ્યા:**–પછી પિતાની

થી તે શર્મિષ્ઠા હજાર કન્યાઓથી વીંટાઇને, પાલખીમાં બેસીને, ઝટઝટ ઉત્તમ નગરમાંથી બહાર નીકળી, દેવયાનીની પાસે જઈ કહેવા લાગી.

**શર્મિષ્ઠા બોલી:**–હું હજાર દાસીઓ સાથે તમારી સેવા કરનારી દાસી છું. તમારા પિતા તમને જ્યાં આપશે, ત્યાં હું તમને અનુસરીશ. ૨૨,૨૩

**દેવયાની બોલી:**–હું તો સ્તુતિ કરનારની, યાચના કરનારની અને દાન લેનારની દીકરી છું, તું સ્તુતિ પામનારની સુતા મારી દાસી કેમ કરીને થશે ? ૨૪

**શર્મિષ્ઠા બોલી:**–કોઈ રીતે ય મારે દુઃખી સગાંવહાલાંને સુખ આપવું જોઈએ. આથી, તમારા પિતા તમને જ્યાં આપશે ત્યાં હું તમારી પાછળ આવીશ. ૨૫

**વૈશંપાયન બોલ્યા:**–આમ વૃષપર્વાની પુત્રીએ દાસી થવાની પ્રતિજ્ઞા કરી, એટલે હે રાજશ્રેષ્ઠ ! દેવયાનીએ તેના પિતાને આ વાક્ય કહ્યું.

**દેવયાની બોલી:**–બાપુ ! હવે હું નગરમાં આવું છું. હે દ્વિજશ્રેષ્ઠ ! હું પ્રસન્ન થઈ છું, તમારું વિજ્ઞાન અને તમારું વિદ્યાબલ સફલ છે.

**વૈશંપાયન બોલ્યા:**–પુત્રીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે તે મહાયશસ્વી દ્વિજવર આનંદ પામ્યા અને સર્વ દાનવોથી પૂજા પામીને નગરમાં પેઠા. ૨૬–૨૮

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૮૦ મો સમાપ્ત**

# अध्याय ८१ मो

### યયાતિ રાજા સાથે દેવયાનીનાં લગ્ન

॥ वैशंपायन उवाच ॥

अथ दीर्घस्य कालस्य देवयानी नृपोत्तम ॥
वनं तदेव निर्याता क्रीडार्थं वरवर्णिनी ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યા:**–હે નરપતિશ્રેષ્ઠ ! પછી ઘણે લાંબે વખતે તે સુંદરી દેવયાની તે જ વનમાં ક્રીડા માટે ગઈ. તે સહસ્ર દાસીઓ અને શર્મિષ્ઠા સાથે તે જ ભાગમાં ગઈ અને યથેચ્છ ફરવા લાગી. ત્યાં તે સર્વ સખીઓ સાથે બહુ જ આનંદ પામી. તે સર્વે ક્રીડાઓ કરતી હતી, મધુવૃક્ષનો મધુ પીતી હતી, વિવિધ ભોજનો કરતી હતી અને ફલોને આરોગતી હતી. એવામાં મૃગયાની ઇચ્છાવાળો અને થાકથી પીડાયેલો નહુષપુત્ર યયાતિ પાણી માટે ફરી તે જ ભાગમાં આવી પહોંચ્યો. તેણે મધુપાન કરતી, ક્રીડા કરતી અને સુંદર આભૂષણોથી વિભૂષિત થયેલી દેવયાની અને શર્મિષ્ઠા એ બે યુવતીઓને જોઈ. વળી નિર્મલ હાસ્યવાળી, અજોડ રૂપવાળી, સુંદરીઓમાં શ્રેષ્ઠ અને શર્મિષ્ઠાથી પગચંપી આદિ સેવા પામતી તે દેવયાનીને તેણે બેઠેલી જોઈ.

**યયાતિ બોલ્યો:**–એ હજાર કન્યાઓથી વીંટાયેલી એવી હે બે કન્યાઓ ! હે શુભા ! હું તમારા બેઉનાં ગોત્રો અને નામો પૂછું છું.

**દેવયાની બોલી:**–હે રાજા ! હું તે તમને કહું છું. તમે મારું વચન સાંભળો. અસુરોના ગુરુ જે શુક્રાચાર્ય છે, તેમની મને પુત્રી જાણો; આ જે મારી સખી અને દાસી છે અને જે જ્યાં હું જાઉં ત્યાં આવનારી છે, તે દાનવરાજ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા છે. ૨–૧૦

**યયાતિ બોલ્યો:**–આ મનોહર ભ્રમરવાળી અને સુંદર અંગવાળી કન્યા દાનવપતિની પુત્રી છે, તો તે તારી સખી અને દાસી કેમ કરીને થઈ ? આ વિશે મને આશ્ચર્ય થાય છે.

**દેવયાની બોલી:**–હે નરશ્રેષ્ઠ ! સૌ કોઈ ભાગ્યને જ અનુસરે છે; તો એ ભાગ્યાધીન વાત છે, એમ માનીને તમે વિચિત્ર વાતો કરશો મા. તમારું રૂપ અને તમારો વેષ રાજાનાં જેવાં છે અને તમે બ્રહ્મવાણી બોલો છો. તો મને કહો તમારું નામ શું ? તમે ક્યાંથી આવ્યા ? અને તમે કોના પુત્ર છો ? ૧૧–૧૩

**યયાતિ બોલ્યોઃ**–મેં બ્રહ્મચર્યપૂર્વક સંપૂર્ણ વેદનું અધ્યયન કર્યું છે, હું રાજા છું અને યયાતિ નામે પ્રસિદ્ધ છું.

**દેવયાની બોલીઃ**–હે રાજા! તમે શા હેતુએ આ ભાગમાં આવ્યા છો? પાણીમાં જન્મેલી કંઈ ચીજ લેવાને કે પછી મૃગયાની ઇચ્છાએ તમે અહીં આવ્યા છો? [૧૪,૧૫]

**યયાતિ બોલ્યોઃ**–હે ભદ્રા! શિકારની ઇચ્છાવાળો હું પાણી પીવાને આવ્યો છું. હું ઘણો જ લોથપોથ થઈ ગયો છું. તો તમે મને જવાની રજા આપશો. [૧૬]

**દેવયાની બોલીઃ**–બે હજાર કન્યાઓ સાથે અને દાસી શર્મિષ્ઠા સાથે હું તમારે અધીન છું. તમારું કલ્યાણ થાઓ. તમે મારા સખા અને ભર્તા બનો. [૧૭]

**યયાતિ બોલ્યોઃ**–હે શુક્રનંદિની! તારું કલ્યાણ હો! હે ભાવિની! તું જાણ કે હું તારે માટે યોગ્ય નથી. હે દેવયાની! તારા પિતા રાજાની સાથે પોતાની પુત્રીનો વિવાહ કરશે નહિ.

**દેવયાની બોલીઃ**–બ્રાહ્મણોએ ક્ષત્રિય ઉત્પન્ન કર્યા છે અને ક્ષત્રિયો બ્રાહ્મણો સાથે મિશ્ર થયા છે. હે નહુષપુત્ર! તમે પણ ઋષિ× અને ઋષિપુત્ર છો માટે તમે મને પરણો. [૧૮,૧૯]

**યયાતિ બોલ્યોઃ**–હે સુંદરીશ્રેષ્ઠ! ચારે વર્ણ એક દેહમાંથી ઉદ્‌ભવી છે, પણ તેમના ધર્મો અને આચારો અલગ અલગ છે. એ સૌમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે. [૨૦]

**દેવયાની બોલીઃ**–હે નહુષપુત્ર! આ પહેલાં કોઈ બીજા પુરુષ જોડે પાણિગ્રહણરૂપી ધર્મનું સેવન કર્યું નથી. તમે જ પ્રથમ મારો તે હાથ પકડ્યો હતો. તેથી હું તમને જ વરું છું. તમે ઋષિએ તથા ઋષિપુત્રે પોતે જ મારો હાથ સ્વીકાર્યો છે અને હું પણ મનસ્વિની છું, તો પછી બીજો કોઈ પુરુષ મારા હાથને ક્યાંથી અડી શકે? [૨૧,૨૨]

**યયાતિ બોલ્યોઃ**–ભયંકર ઝેરવાળો સરપ અને ચોમેર ભભૂકતો અગ્નિ, એ કરતાંય બ્રાહ્મણ વિશેષ અસહ્ય છે, એમ જ્ઞાનીજને જાણવું જોઈએ. [૨૩]

**દેવયાની બોલીઃ**–હે પુરુષોત્તમ! ઝેરયુક્ત સાપ અને ચોમુખે ભડભડતો અગ્નિ એ કરતાંય બ્રાહ્મણ વિશેષ કઠોર છે, એમ તમે કેમ કહ્યું?

**યયાતિ બોલ્યોઃ**–ઝેરી સાપ એકને જ હણે છે અને શસ્ત્રથી એક જ મરાય છે; પણ ક્રુદ્ધ થયેલો બ્રાહ્મણ રાજ્યો સાથે નગરોનો પણ નાશ કરે છે. આ કારણે, હે ભીરુ! બ્રાહ્મણ વિશેષ અસહ્ય છે એવો મારો મત છે. આથી હે ભદ્રા! તારા પિતાના આપ્યા વિના હું તને ન પરણું.

**દેવયાની બોલીઃ**–હે રાજન્! હું તો તમને વરી જ ચૂકી છું. હવે ભલે મારા પિતા મારું દાન કરે ત્યારે પરણજો. તમે મારું માગું કરશો નહિ. મારા પિતા મને તમને આપે એટલે તમે મારો સ્વીકાર કરજો. આમ કરશો, એટલે તમને ધાર્મિક ભય નહિ જ રહે.

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી દેવયાનીએ ધાત્રી જોડે તુરતાતુરત પિતાને સંદેશો મોકલ્યો. ધાત્રીએ તેમને બધું યથાવત્ કહ્યું. તે સાંભળીને તે શુક્ર ભાર્ગવ રાજાને મળવા આવ્યા. શુક્રને આવેલા જોઈને પૃથ્વીનાથ યયાતિએ હાથ જોડી નમસ્કાર પૂર્વક ઊભા રહી, તે કવિપુત્ર બ્રાહ્મણને વંદન કર્યાં. [૨૪–૨૯]

**દેવયાની બોલીઃ**–હે પિતા! આ રાજા

× ઋષિ બુધથી ઇલામાં પુરુરવા, તેનો આયુ, આયુનો નહુષ અને તેનો યયાતિ એ અભિપ્રાયથી યયાતિને ઋષિ અને ઋષિપુત્ર કહ્યા છે. શંકાઃ–ક્ષત્રિય-કન્યામાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો બ્રાહ્મણ અને ક્ષત્રિયની પત્નીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો ક્ષત્રિય જ કહેવાય, તો પછી યયાતિને ઋષિપુત્ર કેમ કહ્યા?' આ શંકાનું સમાધાન એ છે કે, ઇલા કંઇ ક્ષત્રિયપત્ની ન હતી, માટે યયાતિ બુધઋષિનો વંશજ હોવાથી તેને ઋષિપુત્ર કહ્યો છે.

-નહુષપુત્રે સંકટને વખતે મારો હાથ ઝાલ્યો હતો. હું તમને પ્રણામ કરીને માગું છું કે, તમે મને એમને આપો. આ લોકમાં હું બીજા કોઈને પતિ કરીશ નહિ. ૩૦

શુક્ર બોલ્યાઃ-હે વીર! મારી આ પ્રિય પુત્રીએ પતિ તરીકે તમને પસંદ કર્યા છે. માટે હે નહુષપુત્ર ! આ હું તેને તમને આપું છું, તમે એને પટરાણી તરીકે સ્વીકારો. ૩૧

યયાતિ બોલ્યોઃ-હે ભાર્ગવ ! આ લગ્ન કર્યે વર્ણસંકરતાનો મહાન અધર્મ મને ન લાગે એવું હે બ્રહ્મન્! હું આપની પાસે વરદાન માગું છું. ૩૨

શુક્ર બોલ્યાઃ-તમને હું અધર્મમાંથી મુક્ત કરું છું. વળી તમે બીજું પણ ઇચ્છિત વરદાન મારી પાસે માગો.× આ વિવાહથી તમે ગ્લાનિ ન પામજો. તમને હું પાપમુક્ત કરું છું. સુંદર કેડવાળી દેવયાનીને તમે ધર્મપૂર્વક પત્ની તરીકે સ્વીકારો અને તેની સાથે તમે અતુલ પ્રીતિ પામો. વૃષપર્વાની આ કુમારી શર્મિષ્ઠા છે, તેને તમે સદા માન આપજો, પણ હે રાજન્! તમે કદી ય એને તમારી શય્યાભાગિની કરજો મા. ૩૩-૩૬

વૈશંપાયન બોલ્યાઃ-શુક્રે આ પ્રમાણે કહ્યું, ત્યારે રાજા યયાતિએ શુક્રાચાર્યની પ્રદક્ષિણા કરી અને શાસ્ત્રવિધિ અનુસાર શુભ લગ્ન કર્યાં. શુક્રાચાર્ય પાસેથી પુષ્કળ ધન, ઉત્તમ દેવયાની અને શર્મિષ્ઠા સાથે બે હજાર કન્યાઓ મેળવીને, શુક્રાચાર્ય તેમજ દૈત્યોથી સત્કાર પામીને, તેમજ મહાત્મા શુક્રની રજા લઇને તે નૃપશ્રેષ્ઠ પ્રસન્ન ચિત્તે પોતાની રાજધાનીએ ગયો. ૩૭-૩૯

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૮૧ મો સમાપ્ત**

---

× આ વરદાન યયાતિએ શાપ થયા પછી માગ્યું હતું.

# અધ્યાય ૮૨ મો

## દેવયાની અને શર્મિષ્ઠાને સંતાનપ્રાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

ययातिः स्वपुरं प्राप्य महेंद्रपुरसन्निभम्।
प्रविश्यांतःपुरं तत्र देवयानीं न्यवेशयत्॥१॥

વૈશંપાયન બોલ્યાઃ-ઇન્દ્રપુરી જેવી પોતાની રાજધાનીમાં આવીને યયાતિએ અંતઃપુરમાં પ્રવેશ કરી દેવયાનીને નિવાસ આપ્યો. દેવયાનીની સંમતિ પ્રમાણે વૃષપર્વાની તે સુતા શર્મિષ્ઠાને અશોકવનની પાસે ઘર કરાવી તેમાં વાસ અપાવ્યો. સહસ્ર દાસીઓથી વીંટાયેલી વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાને વસ્ત્ર તથા ખાનપાન આદિની વ્યવસ્થાપૂર્વક રૂડી રીતે સત્કારવામાં આવી. નહુષપુત્ર તે રાજાએ અનેક વર્ષો સુધી દેવયાની સાથે સુખ અને આનંદમાં વિહાર કર્યો. ઋતુકાલ આવતાં તે શ્રેષ્ઠ સુંદરી દેવયાનીએ ગર્ભ ધારણ કર્યો અને પહેલે ખોળે એક કુમારને જન્મ આપ્યો. ૧-૫

હજાર વર્ષ વીતી જતાં, જુવાનીને પ્રાપ્ત થયેલી વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાને પણ ઋતુકાલ જણાયો. તે વિચારવા લાગી કે 'મને ઋતુકાલ પ્રાપ્ત થઈ ચૂક્યો છે. પણ હજી હું પતિને વરી નથી. આ શું થયું ? શું કરું ? શું કરીને કૃતાર્થ થાઉં ? આ દેવયાની તો જનેતા પણ થઈ ચૂકી. મને જુવાની આવેલી ફોગટ છે, એ દેવયાનીએ યયાતિરાજને જેમ સ્વામી કર્યા છે, તેમ હું પણ તેમને સ્વામી કરીશ. એ રાજાએ મને પુત્રરૂપી ફલ આપવું જ જોઇએ, એમ હું ચોક્કસ માનું છું. શું તે ધર્માત્મા એકાંતમાં મારા મને દર્શન આપશે?' ૬-૯

તે જ વખતે તે રાજા મહેલમાંથી બહાર નીકળી અશોકવન પાસે આવ્યો શર્મિષ્ઠાને જોઈ ઊભો રહ્યો. સુહાસિની શર્મિષ્ઠા તેને એકલો

જોઈને તેની પાસે ગઈ અને તે હાથ જોડી રાજાને આ પ્રમાણે કહેવા લાગી.

શર્મિષ્ઠા બોલીઃ-હે નાહુષ! સોમ, ઇન્દ્ર વિષ્ણુ, યમ, વરુણ અને તમારા ઘરની સ્ત્રીઓને કોણ જોઈ શકે એમ છે? હે રાજન્! મને તમે રૂપવતી, કુલીન અને શીલસંપન્ન જાણો છો. હું તમને પ્રસન્ન કરી યાચું છું કે, હે રાજા! તમે મને ઋતુદાન આપો. ૧૦-૧૩

યયાતિ બોલ્યોઃ-હું જાણું છું કે તું શીલયુક્ત અને અનિન્દિત એવી દાનવકન્યા છે. વળી તારા રૂપમાં તો હું સોયની અણી જેટલો પણ દોષ જોતો નથી. હું જ્યારે દેવયાનીને પરણ્યો, ત્યારે કવિપુત્ર ઉશનાએ કહ્યું હતું, 'તારે આ વૃષપર્વાની પુત્રીને કદી પણ પથારીમાં ન બોલાવવી.'

શર્મિષ્ઠા બોલીઃ-હે રાજન્! મશ્કરીમાં, સ્ત્રીસંગમાં, વિવાહકાલે, પ્રાણસંકટમાં અને સર્વ ધનના નાશને સમયે એમ પાંચ પ્રસંગોમાં અસત્ય બોલાય તો તે પાપરૂપ થતું નથી. હે રાજા! સાક્ષીમાં પૂછવામાં આવતાં જે જૂઠું બોલે છે, તે પતિત જ થાય છે એમ કહેવું મિથ્યા છે. (કેમકે, ગાય, બ્રાહ્મણ, સ્ત્રી, દીન, અનાથ આદિને માટે ખાસ પ્રસંગોએ જૂઠું બોલવું એ પુણ્યરૂપ છે.) પણ જ્યાં બંનેથી એક જ અર્થ સધાતો હોય, ત્યાં જૂઠું બોલનારને જૂઠાણું હણી નાખે છે. ૧૪-૧૭

યયાતિ બોલ્યોઃ-રાજા તો સર્વ લોકને માટે પ્રમાણરૂપ છે. તે જૂઠું બોલે તો નાશ પામે. ધનના ભારે કષ્ટમાં આવી પડું તો પણ હું અસત્ય કરવાને હિંમત ન કરું.

શર્મિષ્ઠા બોલીઃ-હે રાજન્! અમારા બંનેના વિવાહ થયેલા ગણાય. સખીના જે પતિ છે તે મારા પણ પતિ છે. સખીઓમાં એકનો વિવાહ થતાં બીજીઓનો પણ વિવાહ થયેલો કહેવાય છે. હું તમને પતિરૂપે વરી જ છું.

યયાતિ બોલ્યોઃ-મારું આ વ્રત છે કે માગનાર જે માગે તે આપવું. તું મારી યાચના કરે છે તો કહે, હું તારી શી ઇચ્છા પૂરી કરું?

શર્મિષ્ઠા બોલીઃ-હે રાજન્! મને અધર્મથી બચાવો. ધર્મરક્ષા કરો. તમારાથી પુત્રવતી થઈ હું લોકમાં ઉત્તમ ધર્મ આચરું. હે રાજા! પત્ની, દાસ તથા પુત્ર એ ત્રણ નિર્ધન કહેવાય છે. તેમને જે કંઈ ધન મળે છે, તે તેઓ જેના સ્વામિત્વમાં હોય તેનું થાય છે. હું ભાર્ગવી દેવયાનીની દાસી છું અને તમારી વશીભૂત થઈ છું. હે રાજન્! હું તમારા ઉપભોગને યોગ્ય છું. માટે તમે મારો સ્વીકાર કરો. ૧૮-૨૩

વૈશંપાયન બોલ્યાઃ-શર્મિષ્ઠાએ આમ કહ્યું, ત્યારે તે રાજાએ તેનું કહેવું સત્ય છે એમ જાણ્યું. એ પછી તેણે શર્મિષ્ઠાને સત્કાર આપ્યો અને તેની ધર્મરક્ષા કરી. શર્મિષ્ઠાનો સમાગમ સેવીને તેણે યથેષ્ટ મનોરથ સફલ કર્યો અને એકબીજાને સન્માનીને તેઓ બંને યોગ્ય સ્થાને ગયાં. તે સમાગમથી સુંદર ભ્રમરવાળી અને સુમધુર હાસ્યવાળી શર્મિષ્ઠાએ તે નૃપતિશ્રેષ્ઠથી પ્રથમ ગર્ભ ધારણ કર્યો. હે રાજન્! પછી યોગ્ય કાલે તે કમલનેણીએ કમલનયન દેવપુત્ર જેવા એક કુમારને જન્મ આપ્યો. ૨૪-૨૭

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૮૨ મો સમાપ્ત**

# अध्याय ८३ मो

## યયાતિ રાજા શાપથી વૃદ્ધ થયો

॥ वैशंपायन उवाच ॥

श्रुत्वा कुमारं जातं तु देवयानी शुचिस्मिता।
चिंतयामास दुःखार्ता शर्मिष्ठां प्रति भारत ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ-હે ભારત! શર્મિષ્ઠાને કુમાર જન્મેલા સાંભળીને શુદ્ધ 'સ્મિત-

વતી દેવયાની દુઃખ પામી અને શર્મિષ્ઠા વિશે વિચાર કરવા લાગી. શર્મિષ્ઠા પાસે જઈને દેવયાની આ પ્રમાણે બોલી.

**દેવયાની બોલીઃ**–હે સુંદર ભવાંવાળી! કામથી લોભાઈને તેં આ શું પાપ કર્યું? [૧,૨]

**શર્મિષ્ઠા બોલીઃ**–કોઈ એક વેદવેત્તા અને ધર્માત્મા ઋષિ આવ્યા હતા. તે વરદાતાને મેં ધર્માનુસાર મારી ઋતુની રક્ષા કરવા પ્રાર્થના કરી હતી. હે સુસ્મિતા! હું અન્યાયે કામ આચરતી નથી; ઋષિથી થયેલો આ મારો પુત્ર છે–આ હું તમને સાચું કહું છું. [૩,૪]

**દેવયાની બોલીઃ**–હે ભીરુ! જો એ એમ જ છે, તો તે રૂડું છે. તે બ્રાહ્મણને તું ઓળખતી હશે. હું તે બ્રાહ્મણને ગોત્ર, નામ તથા કુલથી જાણવા ઇચ્છું છું. [૫]

**શર્મિષ્ઠા બોલીઃ**–તપ અને તેજથી તે સૂર્ય જેવા પ્રકાશમાન હતા. હે શુચિસ્મિતા! તેમને જોઇને તેમને પૂછવાની મારી હામ જ નહોતી રહી. [૬]

**દેવયાની બોલીઃ**–હે શર્મિષ્ઠા! જો આમ જ છે અને જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ મહાત્મા બ્રાહ્મણથી જ તને આ પુત્ર થયો છે, તો તો મને રોષ નથી. [૭]

**વૈશંપાયન બોલ્યાઃ**–તેઓએ આમ બોલીને અંદરઅંદર એકબીજાની મશ્કરી કરી; અને પછી ભાર્ગવી વાત ઠીક છે,–એમ જાણી પોતાના રહેઠાણે ગઈ. રાજા યયાતિએ દેવયાનીમાં બીજા ઇન્દ્ર અને વિષ્ણુ જેવા યદુ અને તુર્વસુ નામે બે પુત્રો ઉત્પન્ન કર્યા. તે જ રાજર્ષિથી શર્મિષ્ઠાને દ્રુહ્યુ, અનુ અને પૂરુ નામે ત્રણ કુમારો જન્મ્યા. હે રાજન્! કોઈ એક વાર સુસ્મિતા દેવયાની યયાતિ સાથે એકાંત વનમાં ગઈ. ત્યાં તેણે દેવના જેવા રૂપવાળા ત્રણ કુમારોને નિર્ભયતાથી રમતા જોયા. આથી તે વિસ્મય પામી અને રાજાને આ પ્રમાણે કહ્યું.

**દેવયાની બોલીઃ**–હે રાજન્! દેવપુત્રના જેવા આ સુંદર બાલકો કોના છે? તેજ અને રૂપમાં મને તો તેઓ તમારા જેવા લાગે છે.”

**વૈશંપાયન બોલ્યાઃ**–રાજાને આ પ્રમાણે પૂછીને તેણે કુમારોને પૂછ્યું.

**દેવયાની બોલીઃ**–હે બાલકો! તમારું નામ શું? તમારો વંશ કયો? તમારા પિતા કોણ? તમે મને ખરેખરું કહો; તો હું તે સાંભળવા ઇચ્છું છું. તે છોકરાઓએ આંગળી ચીંધીને તે રાજાને જ બતાવ્યો અને પોતાની માતા શર્મિષ્ઠા છે એમ કહ્યું. [૮–૧૫]

**વૈશંપાયન બોલ્યાઃ**–આમ કહીને તેઓ બધા સામટા રાજા પાસે ગયા; પણ રાજાએ દેવયાની ત્યાં હોવાથી તેમનો આદર કર્યો નહિ. તે બાળકો રડતા રડતા શર્મિષ્ઠા પાસે ગયા અને રાજા બાળકોનું બોલવું સાંભળીને લજ્જિત થયા જેવો દેખાયો. તે બાળકોનો રાજા પ્રત્યેનો પ્રેમ જોઈને અને રહસ્ય પામી જઇને તે દેવી દેવયાનીએ શર્મિષ્ઠાને આ પ્રમાણે કહ્યું.

**દેવયાની બોલીઃ**–મારી તાબેદાર હોવા છતાં તેં કેમ મારું અહિત કર્યું? તેં અસુરધર્મ જ આચર્યો છે. તને મારી બીક પણ ન લાગી? [૧૬–૧૯]

**શર્મિષ્ઠા બોલીઃ**–હે શુભસ્મિતા! મેં જે ઋષિ વિશે કહ્યું હતું તે સાચું જ છે. ન્યાય અને ધર્મથી ચાલનારી હું તારાથી ન ડરું. હે શોભના! તું જ્યારે સ્વામીને વરી હતી, ત્યારે હું પણ તેમને જ વરી હતી. સખીનો જે સ્વામી હોય, તે ધર્મથી પોતાનો પણ સ્વામી થાય છે. તું બ્રાહ્મણપુત્રી છે, મોટી છે, તું મારી પૂજ્ય અને માનને યોગ્ય છે; પણ તું કેમ નથી જાણતી કે આ રાજર્ષિ મને તારાથી પણ વિશેષ અધિક પૂજ્ય છે? [૨૦–૨૨]

**વૈશંપાયન બોલ્યાઃ**–તેનાં આ વચન સાંભળીને દેવયાની બોલીઃ ‘હે રાજન્! હવે હું અહીં નહિ રહું; તમે મારું અપ્રિય કર્યું છે.’

તે એકદમ ઊભી થઈ ગઈ, આંખમાં આંસુવાળી અને શુક્રાચાર્ય પાસે સત્વર જવા નીકળેલી તે શ્યામા દેવયાનીને જોઇને રાજા ખૂબ સંતાપ પામ્યો. તે રાજા ગભરાટમાં પડી ગયો અને મનામણાં કરતો કરતો તેની પાછળ પાછળ ગયો. પણ ક્રોધથી જેની આંખો લાલલાલ થઈ ગઈ હતી એવી તે પાછી ફરી નહિ. રાજાને કશો જ બોલ કહ્યા વિના, તે આંસુભીની આંખોવાળી દેવયાની ઉશનાની પાસે ઝટ પહોંચી ગઈ. પિતાને જોતાં જ તેણે તેમને પ્રણામ કર્યા અને પોતે સામે ઊભી રહી; પછી એવામાં યયાતિએ આવીને પણ ભાર્ગવની પૂજા કરી. [૧૮–૨૭]

**દેવયાની બોલી:**–અધર્મથી ધર્મ હાર્યો છે, નીચ ઊંચ થઈ ગયો છે, વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા મને ટપી ગઈ છે. આ રાજા યયાતિથી એને ત્રણ પુત્રો થયા છે, ત્યારે મને અભાગણીને બે જ થયા છે. હે પિતા! આ હું તમને સાચું કહું છું. હે ભાર્ગવશ્રેષ્ઠ! આ રાજા ધર્મજ્ઞ તરીકે વિખ્યાત છે. હે કાવ્ય! હું તમને કહું છું કે એમણે મર્યાદા ઓળંગી છે. [૨૮–૩૦]

**શુક્ર બોલ્યા:**–હે મહારાજ! તમે ધર્મજ્ઞ હોવા છતાં અધર્મને વહાલો કર્યો છે, તેથી કઠોર બૂઢાપો તમને અવિલંબે ઘેરી વળશે. [૩૧]

**યયાતિ બોલ્યા:**–હે ભગવન્! ઋતુની યાચના કરતી દાનવરાજની પુત્રીને વિશે મેં આ ધર્મ્ય કાર્ય કર્યું છે; હું બીજા વિચારે પ્રેરાયો નથી. ઋતુની યાચના કરતી સ્ત્રીને જે પુરુષ ઋતુદાન આપતો નથી, તેને હે બ્રહ્મન્! બ્રહ્મવાદીઓ ગર્ભઘાતી કહે છે. કામનાવાળી અને ગમન કરવા યોગ્ય એવી સ્ત્રીએ કોઇની એકાંતમાં પ્રાર્થના કરી હોય અને તે જો તેની પાસે ન જાય, તો ધર્મશાસ્ત્રોમાં પંડિતો તેને ગર્ભહત્યારો કહે છે. હે ભાર્ગવ! આ કારણે તપાસીને, અધર્મના ભયથી વ્યાકુલ થઈ, હું શર્મિષ્ઠા પાસે ગયો હતો. [૩૨–૩૫]

**શુક્ર બોલ્યા:**–હે રાજા! તમે મારે અધીન છો. એટલે તમારે મારી આજ્ઞા લેવી જોઇતી હતી. હે નાહુષ! ધર્મની બાબતોમાં મિથ્યા આચાર કરનારને ધર્મની ચોરીનું પાપ ચડે છે.

**વૈશંપાયન બોલ્યા:**–ક્રોધવશ થયેલા ઉશનાએ નહુષપુત્ર યયાતિને શાપ આપ્યો, એટલે તે તેની આગલી અવસ્થા છોડી એકદમ ઘડપણને પામ્યો. [૩૬,૩૭]

**યયાતિ બોલ્યો:**–હે ભાર્ગવ! હું દેવયાનીમાં યૌવનભોગોથી અતૃપ્ત છું. હે બ્રહ્મન્! એવી કૃપા કરો કે મારામાં ઘડપણ ન પેસે. [૩૮]

**શુક્ર બોલ્યા:**–હે ભૂમિપાલ! હું મિથ્યા બોલતો નથી. આ ઘડપણ તને આવ્યું જ છે. પણ ઇચ્છતો હોય તો એ બૂઢાપો તું કોઈ બીજાને વિશે દાખલ કર. [૩૯]

**યયાતિ બોલ્યો:**–હે બ્રહ્મન્! તમે આ વાતને સંમતિ આપો કે મારો જે પુત્ર મને યુવાની આપશે, તે રાજ્યનો, પુણ્યનો અને કીર્તિનો ભોગવનાર થશે. [૪૦]

**શુક્ર બોલ્યા:**–હે નહુષપુત્ર! ભાવપૂર્વક મારું ધ્યાન ધરીને તું યથેચ્છ રીતે બીજામાં વૃદ્ધાવસ્થા દાખલ કરી શકશે. તને પાપ નહિ લાગે. જે પુત્ર તને પોતાનું યૌવન આપશે, તેજ રાજા થશે, તે આયુષ્યમાન અને કીર્તિમાન થશે અને તેને અનેક સંતાનો થશે. [૪૧–૪૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૮૩ મો સમાપ્ત**

# अध्याय ८४ मो

## પૂરુએ યયાતિની વૃદ્ધતા સ્વીકારી

॥ वैशंपायन उवाच ॥

जरां प्राप्य ययातिस्तु स्वपुरं प्राप्य चैव हि ॥
पुत्रं ज्येष्ठं वरिष्ठं च यदुमित्यब्रवीद्वचः ॥ १ ॥

યયાતિ પોતાના નગરે ગયો અને મોટા તથા શ્રેષ્ઠ એવા પોતાના પુત્ર યદુને આ વાક્યો કહેવા લાગ્યો. [૧]

યયાતિ બોલ્યોઃ-બેટા ! કવિપુત્ર ઉશનાના શાપે કરીને મને ઘડપણ, કરચળી તથા પળિયાં આવ્યાં છે, પણ યૌવનથી હજી હું તૃપ્ત થયો નથી. હે યદુ ! તું જો મારા ઘડપણની સાથે પાપ સ્વીકારી લે, તો તારી યુવાનીથી હું વિષયભોગો ભોગવું. આગળ ઉપર, હજાર વરસ પૂરાં થતાં, હું તને તારી યુવાની પાછી આપીશ અને ફરી મારા ઘડપણની સાથે પાપ પણ લઈ લઈશ. [૨-૪]

યદુ બોલ્યોઃ-હે રાજન્ ! ઘડપણમાં ખાવાપીવામાં અનેક હરકતો પડે છે, તેથી તમારી વૃદ્ધાવસ્થાને હું નહિ લઉં. આ મારો નિશ્ચય છે. ઘડપણે કરીને માણસનાં દાઢીમૂછ ધોળાં થાય છે, તેનો આનન્દ ઊડી જાય છે, તેનાં અંગો શિથિલ થાય છે અને તેના શરીર ઉપર કરચળીઓ પડે છે. તે કદ્રૂપો, દૂબળો, સૂકલકડી અને કાર્ય કરવામાં અશક્ત બને છે. તે તરુણો અને સહકારી સાથીઓથી અપમાન પામે છે. તે ઘડપણને હું ઇચ્છતો નથી. હે રાજા ! તમને મારા કરતાં વિશેષ પ્રિય એવા ઘણા પુત્રો છે. આથી, હે ધર્મજ્ઞ ! તમે એ બીજા કોઈને વૃદ્ધાવસ્થા સ્વીકારવાનું કહો ને ! [૫-૮]

યયાતિ બોલ્યોઃ-હે તાત ! તું મારા હૃદયમાંથી જન્મ્યો છે, છતાં તું તારી યુવાની મને આપતો નથી, તો તારી પ્રજા રાજ્ય ભોગવનારી નહિ થાય. હે તુર્વસુ ! બેટા ! તું મારા ઘડપણની સાથે પાપ સ્વીકાર. હું યૌવનથી વિષયો ભોગવું. હજાર વરસ પૂરાં થશે, ત્યારે તારું યૌવન હું પાછું આપીશ અને હું મારી વૃદ્ધાવસ્થા સાથે પાપ સ્વીકારી લઈશ. [૯-૧૧]

તુર્વસુ બોલ્યોઃ-પિતાજી ! કામ અને ભોગનો નાશ કરનારી, બળ અને રૂપનો અંત આણનારી, તેમજ બુદ્ધિ અને પ્રાણનો વિનાશ લાવનારી એ વૃદ્ધાવસ્થાને હું ચાહતો નથી. [૧૨]

યયાતિ બોલ્યોઃ-હે તુર્વસુ ! તું મારા હૃદયમાંથી જન્મ્યો છે અને છતાં તું તારું યૌવન મને આપતો નથી. તો તારી પ્રજાનો સમૂળ નાશ થશે અને હે મૂઢ ! તું અત્યંત પાપી મ્લેચ્છોનો રાજા થશે; તે મ્લેચ્છોના ધર્મ અને આચાર સેળભેળ થઈ ગયા હશે, તેઓ પ્રતિલોમ આચરણવાળા હશે, માંસભક્ષી હશે, ગુરુપત્નીમાં આસક્ત હશે, પંખીઓની યોનિમાં ગમન કરનારા હશે અને તેઓ પશુના જેવા ધર્મવાળા હશે. [૧૩-૧૫]

વૈશંપાયન બોલ્યાઃ-આ પ્રમાણે તે યયાતિએ પોતાના પુત્ર તુર્વસુને શાપ આપ્યો. પછી શર્મિષ્ઠાના પુત્ર દ્રુહ્યુને આ રીતે કહેવા લાગ્યો. [૧૬]

યયાતિ બોલ્યોઃ-હે દ્રુહ્યુ ! રૂપ અને રંગની વિનાશક એવી વૃદ્ધાવસ્થા તું હજાર વરસ માટે લે અને મને તારી યુવાની આપ. હજાર વરસ પૂરાં થતાં, હું તને તારી યુવાની પાછી આપીશ અને વૃદ્ધાવસ્થા સાથે ફરી વાર હું પાપ લઈ લઈશ. [૧૭-૧૮]

દ્રુહ્યુ બોલ્યોઃ-જીર્ણ મનુષ્ય હાથીને, રથને, ઘોડાને કે સ્ત્રીને ભોગવી શકતો નથી. તેની વાણી પણ લથડી પડે છે. તે વૃદ્ધાવસ્થાને હું ઇચ્છતો નથી.

યયાતિ બોલ્યોઃ-તું મારા હૃદયમાંથી જન્મ્યો છે, છતાં તું તારું યૌવન મને આપતો નથી. તેથી, હે દ્રુહ્યુ ! તારી પ્રિય કામના તને ક્યારેય સફલ નહિ થાય. વળી જ્યાં ઉત્તમ અશ્વરથો, ઘોડાઓ, હાથીઓ, મ્યાનાઓ, ગધેડાંઓ, બકરાઓ, બળદો તથા પાલખીઓ આદિથી આવજાવ થઈ શકશે નહિ. જ્યાં સદા તરાપાથી જ કે કૂદીને જ જવાનું બની શકશે, ત્યાં—તે દેશમાં તું તારા વંશજો સાથે રાજા ન કહેવાઈ ભોજ નામને પામશે. ત્યારે હે અનુ ! તું મારા ઘડપણ સાથે પાપને સ્વીકાર. તેથી એક

હજાર વરસ સુધી હું યૌવનભોગ ભોગવું. ૧૯-૨૩

અનુ બોલ્યોઃ–ઘરડો માણસ બાળકની જેમ વગર વખતે અપવિત્ર અન્ન મોંમાં મૂકે છે. યોગ્ય વખતે તે અગ્નિમાં આહુતિ આપતો નથી. તો, તે વૃદ્ધાવસ્થાને હું ઇચ્છતો નથી. ૨૪

યયાતિ બોલ્યોઃ–તું મારા હૃદયમાંથી ઉત્પન્ન થયો છે અને છતાં તું તારી જુવાની મને આપતો નથી અને વળી ઘડપણના દોષ તેં ગણાવ્યા છે, તો એ દોષો તને જ લાગો. વળી તારી પ્રજા યૌવનને પામતાંજ મરી જશે. તું પણ શ્રુતિસ્મૃતિ અનુસારના અગ્નિકર્મથી ભ્રષ્ટ થશે. અનુને કહ્યા પછી સર્વથી નાના પુત્ર પૂરુને યયાતિ કહે છેઃ–હે પૂરુ! તું મારો પ્રિય પુત્ર છે, તું સર્વશ્રેષ્ઠ થશે. બેટા! કવિપુત્ર ઉશનાના શાપથી મને ઘડપણ, કરચળી અને પળિયાંએ ઘેરી લીધો છે. મને હજી જુવાનીની તૃપ્તિ થઈ નથી. હે પુરુ! મારા ઘડપણ સાથે તું પાપ સ્વીકાર. એટલે તરા યૌવન વડે હું થોડો કાળ વિષયો ભોગવું. હજાર વરસ પૂરાં થશે, એટલે હું તને તારી જુવાની પાછી આપીશ અને ઘડપણ સાથેનું મારું પાપ સ્વીકારીશ. ૨૫-૩૦

વૈશંપાયન બોલ્યાઃ–તેણે આમ કહ્યું, એટલે પૂરુએ તત્કાળ પિતાને કહ્યુંઃ "હે મહારાજ! તમે મને જેમ કહ્યું છે, તેમ હું તમારું વચન પાળીશ. હે રાજન્! હું તમારા ઘડપણ સાથે પાપ સ્વીકારું છું. મારી પાસેથી તમે યૌવન લો અને યથેચ્છ કામ ભોગવો. વૃદ્ધાવસ્થાથી ઢંકાયેલો હું તમારું રૂપ અને તમારી અવસ્થા ધારણ કરીશ. હું તમને મારી યુવા આપીને તમે મને કહેશો તેમ કરીશ. ૩૧,૩૨

યયાતિ બોલ્યોઃ–બેટા પૂરુ! તારા પર હું પ્રસન્ન થયો છું. પ્રસન્ન થયેલો હું તને આ વરદાન આપું છું–તારા રાજ્યમાં તારી પ્રજા સર્વ કામનાઓની પૂર્તિથી પ્રસન્ન રહેશે. આમ કહીને, મહાતપસ્વી યયાતિએ કવિપુત્ર શુક્રનું ધ્યાન ધર્યું અને પછી મહાત્મા પૂરુને વિશે પોતાનું ઘડપણ દાખલ કર્યું. ૩૩,૩૪

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'યયાતિ–ઉપાખ્યાન' નામનો અધ્યાય ૮૪ મો સમાપ્ત

# अध्याय ८५ मो

## પૂરુનો રાજ્યાભિષેક અને યયાતિનું વનગમન

॥ वैशंपायन उवाच ॥

पौरवेणाथ वयसा ययातिर्नहुषात्मजः ।
प्रीतियुक्तो नृपश्रेष्ठश्चचार विषयान् प्रियान् ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–નૃપોત્તમ નહુષપુત્ર યયાતિ રાજા પ્રસન્નતાપૂર્વક પૂરુની જુવાની વડે પ્રિય વિષયભોગો ભોગવવા લાગ્યો. હે રાજેન્દ્ર! યથેચ્છાએ, યોગ્ય ઉત્સાહે, કાલઅનુસાર, સુખપૂર્વક અને ધર્મના અવિરોધે ઉચિત રીતે તે વિષયસેવન કરવા માંડ્યો. યજ્ઞોથી દેવોને, શ્રાદ્ધથી પિતૃઓને, કૃપાદાનોથી દીનોને, મનોરથપૂર્તિથી બ્રાહ્મણોને, ખાનપાનોથી અતિથિઓને, પરિપાલનથી વૈશ્યોને, દયાથી શૂદ્રોને, ક્ષમાથી ચોરડાકુઓને અને ધર્મથી રાજ્યની સર્વ પ્રજાઓને તેણે યથાયોગ્ય રીતે પ્રસન્ન કર્યાં. જાણે બીજો સાક્ષાત્ ઇન્દ્ર હોય, તેમ યયાતિરાજાએ પ્રજાપાલન કરવા માંડ્યું. ૧-૪

સિંહના જેવો તે પરાક્રમી રાજા, યૌવનને પામીને, ધર્મને અવિરોધી રીતે વિષયભોગ કરતો ઉત્તમ સુખ પામવા લાગ્યો. શુભ કામનાઓની પ્રાપ્તિથી તે આનંદ પામતો હતો, પણ આ યૌવન હજાર વર્ષજ છે એમ સ્મરણ થતાં તેને ખેદ થતો હતો. કાલજ્ઞ અને વીર્યશાલી તે કાષ્ઠા (અઢાર નિમેષ) તથા કલા (ત્રીસ કાષ્ઠા)ની પણ ગણતરી કરતો હતો. જુવાનીને પામેલા તે રાજર્ષિએ કદીક સુશોભિત નંદનવનમાં, કદીક અલ-

કામાં, તો કદીક મેરુપર્વતના શિખર પર એમ હજાર વરસ સુધી વિશ્વાચી અપ્સરા સાથે રમણ કર્યું. પછી તે રાજાને જ્યારે લાગ્યું કે, તે અવધિકાલ પૂરો થયો છે, ત્યારે તે ધર્માત્મા પુત્ર પૂરુ પ્રત્યે બોલ્યો:—હે અરિનાશન! હે પુત્ર! તારા યૌવન વડે મેં ઈચ્છા પ્રમાણે અને યથા ઉત્સાહે વિષયભોગો સેવ્યા છે; સાચે જ કામવાસના વિષયોના ઉપભોગથી શમતી નથી, પણ ઘી નાખવાથી જેમ અગ્નિ વધે છે, તેમ વિષયોના સેવનથી તે ઊલટી વધ્યે જ જાય છે. પૃથ્વીમાં જે ધાન્ય, યવ, સુવર્ણ, પશુઓ અને સ્ત્રીઓ છે, તે એકને પણ પૂરતાં લાગતાં નથી તેથી તૃષ્ણાનો ત્યાગ કરવો જોઈએ. દુર્મતિવાળાઓથી જે ત્યજાવી કઠિન છે, બૂઢાપો આવ્યા છતાં જે જીર્ણ થતી નથી અને જે પ્રાણનાશક રોગના જેવી છે, તે તૃષ્ણાને છોડયે જ સુખ છે. મેં આસક્ત ચિત્તે વિષયો સેવ્યા છે અને મારાં હજાર વરસ પૂરાં થઈ ગયાં છે, તો ય મારી તૃષ્ણા પ્રતિદિન વધતી જ જાય છે. તેથી એ તૃષ્ણાને છોડીને, બ્રહ્મમાં ચિત્તને પરોવીને અને દ્વંદ્વ તથા મમત્વથી મુક્ત થઈને હું હવે મૃગોની સાથે વનમાં વિચરીશ. હે પૂરુ! તારા ઉપર હું પ્રસન્ન છું. તારું કલ્યાણ થાઓ. તારું યૌવન પાછું લે અને આ રાજ્યને સ્વીકાર. તું જ મારો પ્રિયકર પુત્ર છે. ૫-૧૭

વૈશંપાયન બોલ્યા:—આમ કહી, નાહુષ યયાતિએ ફરીને વૃદ્ધાવસ્થા લીધી અને પૂરુએ ફરી પોતાનું યૌવન સ્વીકાર્યું. પોતાના સૌથી નાના પુત્ર પૂરુનો રાજ્યાભિષેક કરવાને ઇચ્છતા તે રાજાને બ્રાહ્મણ આદિ લોકોએ આ વચનો કહ્યાં: 'હે પ્રભુ! શુક્રનો દૌહિત્ર અને દેવયાનીનો પુત્ર યદુ જ્યેષ્ઠ છે. તેને ટાળીને તમે પૂરુને કેમ રાજ્ય આપો છો? યદુ તમારો વડો દીકરો છે. એ પછી તુર્વસુ છે. શર્મિષ્ઠાનો પુત્ર દ્રુહ્યુ એની પછીનો છે. પછી અનુ અને તેની પછી પૂરુ છે. આમ મોટાઓને ટાળીને નાનાને રાજગાદી આપવી યોગ્ય ન ગણાય. તમને આ પ્રમાણે કહીએ છીએ. તમે ધર્મનું રક્ષણ કરો. ૧૮-૨૨

યયાતિ બોલ્યો:—હે બ્રાહ્મણાદિ વર્ણો! હું કેમ વડાને રાજગાદી આપતો નથી, તે વિશે તમે સર્વે મારું આ કહેવું સાંભળો. મારા પાટવી યદુએ મારી આજ્ઞાનું પાલન કર્યું નથી. જે પિતાથી પ્રતિકૂલ વર્તે છે, તેને સજ્જનો પુત્ર માનતા નથી. જે માતપિતાનું વચન પાળતો હોય, જે હિતકારી હોય, જે અનુકૂળ હોય અને જે માતપિતાને વિશે પુત્રને ઘટે તેમ વર્તતો હોય, તે જ પુત્ર છે. મેં યદુને, તુર્વસુને, દ્રુહ્યુને તેમજ અનુને આજ્ઞા આપી હતી, પણ તેમણે મારો ભારે અનાદર કર્યો છે. પૂરુએ વિશેષ કરીને મારું વચન માન્ય રાખ્યું હતું. એણે મારી વૃદ્ધાવસ્થાને સ્વીકારી હતી. એટલે એ નાનો જ મારો વારસ છે. પૂરુએ મિત્રરૂપ થઇને મારી તે કામનાને પૂરી કરી છે, કવિપુત્ર ઉશના શુક્રે પોતે જ વરદાન આપ્યું છે કે, જે પુત્ર તારી આજ્ઞાનું પાલન કરે, તે પૃથ્વીપતિ રાજા થાઓ. હું એમાં તમને સંમતિ આપું છું. તો તમે હવે પૂરુનો રાજ્યાભિષેક કરો. ૨૩-૨૯

પ્રજાજન બોલ્યા:—જે પુત્ર ગુણસંપન્ન હોય અને જે સદા માતપિતાના કલ્યાણમાં તત્પર રહેતો હોય, તે ભલે નાનો હોય તોય શ્રેષ્ઠ છે. તેને જ સર્વ કલ્યાણ ઘટે છે. જેણે તમારું પ્રિય કર્યું છે, તે પૂરુ રાજ્યને યોગ્ય છે. વળી શુક્રનું વરદાન છે, એટલે અમે વિરુદ્ધ વાત ન કરી શકીએ. ૩૦-૩૧

વૈશંપાયન બોલ્યા:—સંતુષ્ટ થયેલા પ્રજાજનોએ આ પ્રમાણે કહ્યું; ત્યારે નહુષપુત્ર યયાતિએ પોતાના પુત્ર પૂરુનો રાજ્યાભિષેક કર્યો. પછી પૂરુને રાજ્યગાદી આપીને તે રાજાએ વનવાસની દીક્ષા લીધી અને બ્રાહ્મણો તથા તપસ્વીઓ સાથે તે રાજધાનીમાંથી બહાર નીકળ્યો.

હે રાજા! યદુના યાદવો થયા, તુર્વસુના યવનો કહેવાયા, દ્રુહ્યુના પુત્રો ભોજો થયા અને અનુના મ્લેચ્છો કહેવાયા. પૂરુનો પૌરવવંશ ચાલ્યો, તેમાં જિતેન્દ્રિય એવા તમે હજારો વર્ષ સુધી રાજ્ય કરવાને જન્મ્યા છો. ૩૨-૩૫

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં યયાતિ-ઉપાખ્યાનમાં 'પૂર્વયાયાત' નામનો અધ્યાય ૮૫ મો સમાપ્ત**

# अध्याय ८६ मो

## યયાતિનું સ્વર્ગગમન

॥ वैशंपायन उवाच ॥

एवं स नाहुषो राजा ययातिः पुत्रमीप्सितम् ।
राज्येऽभिषेच्य मुदितो वानप्रस्थोऽभवन्मुनिः ॥१

વૈશંપાયન બોલ્યાઃ-આ પ્રમાણે નાહુષ યયાતિરાજ પોતાના પ્રિય પુત્રને રાજ્યગાદીએ બેસાડયો અને પોતે પ્રસન્નતાપૂર્વક વાનપ્રસ્થી મુનિ થયો. જિતેન્દ્રિય એવો તે વ્રતી ફળ અને મૂળ ખાઈને વનમાં બ્રાહ્મણો સાથે રહ્યો અને પછી અહીંથી સ્વર્ગમાં ગયો. સ્વર્ગલોકમાં ગયેલો તે ત્યાં સુખ અને આનંદમાં રહ્યો; પણ થોડા-જ વખતમાં ઇન્દ્રે તેને સ્વર્ગમાંથી નીચે પાડયો; -સ્વર્ગમાંથી પડતાં, તે પૃથ્વીના તળે ન પડયો, પણ તે અંતરિક્ષમાં અધ્ધર રહ્યો, એમ મેં સાંભળ્યું છે. વળી સાંભળ્યું છે કે, વસુમાન, અષ્ટક, પ્રતર્દન અને શિબિરાજ સાથે તે એક મંડળ થઇને તે વીર્યવાન ફરી પાછો સ્વર્ગે ગયો હતો. ૨-૬

જનમેજય બોલ્યાઃ-ક્યાં કર્મો વડે તે રાજા ફરી સ્વર્ગલોકમાં ગયો તે બધું હું તત્ત્વત. અને અશેષે સાંભળવા ઇચ્છું છું; હે વિપ્ર! તમે વિપ્રો અને ઋષિઓના સમૂહ સમક્ષ તે કહો. કુરુવંશના વધારનાર, અગ્નિ જેવા તેજસ્વી અને પૃથ્વીના પતિ તે યયાતિ ઇન્દ્રના જેવા હતા. તે વિસ્તીર્ણ યશવાળા અને સત્યરૂપી કીર્તિ-વાળા મહાત્માનું આ લોકનું તેમ સ્વર્ગલોકનું સંપૂર્ણ ચરિત્ર હું સાંભળવા ઇચ્છું છું. ૭-૯

વૈશંપાયન બોલ્યાઃ-સાંભળો ત્યારે, સર્વ પાપનો નાશ કરનારી અને પુણ્યરૂપ અર્થવાળી યયાતિની તે આ લોકની તથા સ્વર્ગલોકની કથા હું કરું છું. નહુષપુત્ર રાજા યયાતિએ પોતાના પુત્ર પૂરુનો રાજ્યાભિષેક કર્યો અને યદુ વગેરે બીજા પુત્રોને નીચ દેશોમાં મોકલ્યા. પછી તે પોતે આનંદપૂર્વક વનમાં ગયો. ફળમૂળ ખાઈને તે રાજા લાંબો વખત સુધી વનમાં વસ્યો. મનને વશ રાખીને તથા ક્રોધને જીતીને તે ત્યાં પિતૃ-ઓ અને દેવોનું તર્પણ કરતો હતો. વાનપ્રસ્થ-ધર્મના વિધાન પ્રમાણે અગ્નિમાં વિધિપૂર્વક આહુતિઓ આપતો હતો અને વનના હવિથી અતિથિઓનું પૂજન કરતો હતો. વળી તે સમર્થ કણકણ વીણીને શિલોંછવૃત્તિ ધારણ કરી, શેષ અન્નનું ભોજન કરતો હતો. રાજાએ પૂરાં એક હજાર વરસ સુધી આ પ્રમાણે વૃત્તિ રાખી હતી. પછી તે મન અને વાણીને સંયમમાં રાખીને ત્રીસ વરસ સુધી માત્ર પાણી જ પીને રહ્યો. એ પછી જરા પણ આળસ વિના એક વરસ સુધી વાયુને ભક્ષીને રહ્યો હતો પછી પાંચ અગ્નિની વચ્ચે એણે એક વરસ તપ કર્યું. એ બાદ તે વાયુભક્ષી મુનિ ૭ માસ સુધી એક પગે ઊભો રહ્યો અને છેલ્લે તે પવિત્ર કીર્તિવાળો સ્વર્ગ અને પૃથ્વીને ઝળાંઝળાં કરી સ્વર્ગમાં ગયો. ૧૦-૧૭

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ઉત્તરયાયાત' નામનો અધ્યાય ૮૬ મો સમાપ્ત**



# अध्याय ८७ मो

## યયાતિનો પૂરુને ઉપદેશ

॥ वैशंपायन उवाच ॥

**स्वर्गतः स तु राजेन्द्रो निवसन् देववेश्मनि।**
**पूजितस्त्रिदशैः साध्यैर्मरुद्भिर्वसुभिस्तथा ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–સ્વર્ગે ગયેલો તે રાજેન્દ્ર દેવો, સાધ્યો, મરુતો અને વસુઓનો સત્કાર પામીને દેવસદનમાં વસવા લાગ્યો. તે પણ આ રીતે દેવલોક અને બ્રહ્મલોકમાં ફરતો રહેતો. તે જિતેન્દ્રિય અને પુણ્યશાળી રાજા સ્વર્ગમાં લાંબા કાળ સુધી રહ્યો હતો, એમ સંભળાય છે. કોઈ એક વાર તે નૃપોત્તમ યયાતિ ઇન્દ્ર પાસે ગયો હતો. ત્યાં વાતને અંતે ઇન્દ્રે તે પૃથ્વીનાથને પૂછ્યું 'હે રાજન્! જ્યારે તે પૂરુ વૃદ્ધાવસ્થાને સ્વીકારીને તમારે રૂપે ભૂમિમાં ફરતો હતો, ત્યારે તમે તેને રાજ્ય આપીને શું કહ્યું હતું, તે સાચેસાચું કહો.' ૧-૪

**યયાતિ બોલ્યોઃ**–મેં પૂરુને કહ્યું કે, ગંગા ને યમુનાની મધ્યના તેમજ પૃથ્વીની વચ્ચેના તમામ પ્રદેશોનો તું રાજા છે. તારા ભાઈઓ સીમાપ્રાંતોના અધિપતિઓ છે. ક્રોધ ન કરનારો ક્રોધ કરનારા કરતાં ચડિયાતો છે, ક્ષમાવાન અક્ષમાવાન કરતાં અધિક છે, મનુષ્યો અન્ય પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે અને વિદ્વાનો અવિદ્વાનો કરતાં શ્રેષ્ઠતર છે. નિંદા કરનારની સામી નિન્દા કરવી નહિ. ક્ષમાશીલનો જુસ્સોજ નિંદકને બાળી નાખે છે અને તેથી એ ક્ષમાશીલને પુણ્યલાભ મળે છે. કોઈને પીડાકારી ન થવું, કઠોર વાણી ન બોલવી અને શત્રુને મારણ આદિ હીન ઉપાયોથી વશમાં ન આણવો. જે વાણીથી બીજાને ઉદ્વેગ થાય, તેવી દાહક અને નારકી વાણી બોલવી નહિ. જે પુરુષ વાણીરૂપી શલ્યોથી માણસોને ભેદી નાખે છે, જે મોઢે બાંધેલી દુષ્ટ વાણીરૂપી નરકને વદે છે અને જે પીડાકારક છે, કઠોર છે તથા તીવ્ર વાણીવાળો છે તેને આ લોકમાં મહા દરિદ્રી જાણવો. સજ્જનોની આગળ પૂજાવું અને સજ્જનોની પાછળ રક્ષિત રહેવું. આર્યવર્તન રાખીને અસાધુઓની નિંદાને સદા સહી લેવી અને સજ્જનોનું આચરણ આચરવું. મોંમાંથી જે વાક્યરૂપી બાણો છૂટે છે, તે બીજાનાં મર્મસ્થાનોમાં પડે છે. એનાથી જે ઘાયલ થાય છે, તે રાત્રિદિવસ દુઃખ પામે છે. આથી પંડિતજન બીજાને વિશે આ વાકયબાણ મારે જ નહિ. પ્રાણીમાત્રને વિશે દયા, મૈત્રી, દાન અને મધુર વાણી–એ ચારના જેવું બીજું એકે વશીકરણ આ ત્રણે લોકમાં નથી. આથી કરીને હંમેશાં કોમળ વાણી કહેવી, કદી પણ કઠોર બોલ બોલવો નહિ. પૂજ્ય હોય તેને પૂજવા અને દાન આપવું, પણ ક્યારે ય યાચના કરવી નહિ. ૫-૧૭

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ઉત્તરયાયાત' નામનો અધ્યાય ૮૭ મો સમાપ્ત**

# अध्याय ८८ मो

## યયાતિનું સ્વર્ગમાંથી પતન

॥ इन्द्र उवाच ॥

**सर्वाणि कर्माणि समाप्य राजन् गृहं परित्यज्य वनं गतोऽसि। तत्त्वां पृच्छामि नहुषस्य पुत्र केनासि तुल्यस्तपसा ययाते ॥ १ ॥**

**ઇન્દ્ર બોલ્યોઃ**–હે રાજન્! તમે સર્વ કર્મો સમાપ્ત કરીને અને ઘર તજીને વનમાં ગયા હતા. તો હે નહુષપુત્ર યયાતિ! હું તમને પૂછું છું કે, તમે તપસ્યામાં કોને તોલે હતા? ૧

**યયાતિ બોલ્યોઃ**–હે ઇન્દ્ર! દેવોમાં, મનુષ્યોમાં, ગંધર્વોમાં અને મહર્ષિઓમાં કોઈને પણ હું તપમાં મારે તુલ્ય જોતો નથી. ૨

**ઇન્દ્ર બોલ્યોઃ**–હે રાજન્! તમારા જેવા, તમારાથી શ્રેષ્ઠ અને તમારાથી ઊતરતા એવા-

ઓના પ્રભાવ જાણ્યા વિના તમે તેમનો અનાદર કરો છો, તેથી તમારા આ સ્વર્ગલોકના વાસની અવધ આવી ગઈ છે–પુણ્યનો ક્ષય થતાં તમે હમણાં જ નીચે પડશો. [૩]

**યયાતિ બોલ્યોઃ**–હે સુરપતિ! દેવો ઋષિઓ, ગન્ધર્વો અને મનુષ્યોનું અપમાન કર્યાથી જો મારા સ્વર્ગનિવાસનો અંત આવતો હોય, તો હે ઇન્દ્રરાજ! દેવલોકથી ભ્રષ્ટ થતાં હું સજ્જનોની મધ્યમાં પડવા ઇચ્છું છું. [૪]

**ઇન્દ્ર બોલ્યોઃ**–હે રાજન્! તમે સ્વર્ગથી ભ્રષ્ટ થઇને સાધુઓની મધ્યમાં જ પડશો. ત્યાં તમે ફરી વાર પ્રતિષ્ઠા પામશો. હે યયાતિ! આ સ્મરણમાં રાખીને તમે ફરીને તમારા સમોવડિયા કે ચડિયાતાનું અપમાન [૫]

**વૈશંપાયન બોલ્યાઃ**–આમ દેવરાજ ઇન્દ્રથી સુશોભિત તે પુણ્યલોકને છોડીને યયાતિ નીચે પડતો હતો, ત્યારે સદ્દ્ધર્મ વિધિનું રક્ષણ કરનાર રાજર્ષિશ્રેષ્ઠ અષ્ટક તેને જોઈ ને તેને આ વચન કહ્યાં. [૬]

**અષ્ટક બોલ્યોઃ**–ઇન્દ્રના જેવા રૂપવાળા અને અગ્નિની જેમ સ્વતેજથી ઝળહળતા તમે યુવાન કોણ છો? વિસ્તરેલા મેઘથી અંધરાયેલા આકાશમાંથી આકાશચારીઓમાં શ્રેષ્ઠ એવા સૂર્યની જેમ તમે કોણ નીચે પડી રહ્યા છો? અગ્નિ અને સૂર્યના જેવા અદ્વિતીય પ્રકાશવાળા તમને સૂર્યના માર્ગમાંથી પડતા જોઈને અમે બધા મોહિત થઈ ગયા છીએ. અમે સૌ તર્કો કરવા મંડયા છીએ કે, આ ખરેખર કોણ પડતો હશે? ઇન્દ્ર, વિષ્ણુ અને સૂર્યના જેવા પ્રભાવવાળા તમને દેવમાર્ગમાં રહેલા જોઈને અમે તમારા નીચે પડવાનું કારણ જાણવાની ઇચ્છાથી તાબડતોબ દોડી આવ્યા છીએ. હે સ્પૃહણીય રૂપવાળા! અમે તમને પહેલાં પૂછવાની ધૃષ્ટતા કરતા નથી અને તમે પણ અમને અમે કોણ છીએ તે પૂછતા નથી. તો હું જ તમને પૂછું છું કે,તમે કોના પુત્ર છો? તમે શા માટે અહીં રહ્યા છો? હે ઇન્દ્રના જેવા પ્રભાવવાળા! તમારો ભય દૂર થાઓ. તમે ખેદ અને મોહને ઝટ દૂર કરો. બલ રાક્ષસને હણનારો ઇન્દ્ર પણ સંતોની સમીપ રહેલા તમને સતાવી શકે એમ નથી. હે અમરેન્દ્ર તુલ્ય! સુખથી વિમુખ થયેલા સજ્જનો માટે સંતો જ પ્રતિષ્ઠારૂપ છે. સ્થાવર-જંગમના સ્વામી એવા તે સંતો અહીં મળ્યા છે. તમે યોગ્ય સંતજનોમાં સ્થાન પામ્યા છો. તાપ આપવામાં જેમ અગ્નિ એ પ્રભુ છે, સંગ્રહ કરવામાં જેમ ભૂમિ એ પ્રભુ છે અને પ્રકાશ આપવામાં જેમ સૂર્ય એ પ્રભુ છે, તેમ સજ્જનોમાં અભ્યાગત એ પ્રભુ છે. [૭–૧૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ઉત્તરયાયાત' નામનો અધ્યાય ૮૮ મો સમાપ્ત**

# अध्याय ८९ सो

## યયાતિએ કરેલું પરલોક આદિનું વર્ણન

॥ ययातिरुवाच ॥

अहं ययातिर्नहुषस्य पुत्रः पूरोः पिता सर्वभूतावमानात् ॥ प्रभ्रंशितः सुरसिद्धर्षिलोकात् परिच्युतः प्रपताम्यल्पपुण्यः ॥ १ ॥

**યયાતિ બોલ્યોઃ**–હું નહુષનો પુત્ર અને પૂરુનો પિતા યયાતિ છું. સર્વ પ્રાણીઓનો અનાદર કરવાથી હું દેવો, સિદ્ધો અને ઋષિઓના લોકમાંથી ભ્રષ્ટ થયો છું. આમ અલ્પપુણ્યવાળો થયેલો હું વિમુખ થઈને નીચે પડી રહ્યો છું. તમારાથી હું ઉંમરમાં મોટો છું. આથી મેં તમને નમસ્કાર કર્યા નથી. જે વિદ્યા, તપ કે જન્મથી વૃદ્ધ છે, તે જ દ્વિજોમાં પૂજ્ય છે. [૧,૨]

**અષ્ટક બોલ્યોઃ**–હે રાજન્! તમે કહ્યું કે, જે ઉંમરમાં મોટો હોય તે જ વિશેષ પૂજ્ય કહેવાય. પરંતુ જે વિદ્યા અને તપમાં વૃદ્ધ છે, તે જ દ્વિજોમાં વિશેષ પૂજનીય ગણાય છે. માત્ર

વયથી મોટા હોય તે પૂજ્ય ગણાતો નથી. [૩]

યયાતિ બોલ્યોઃ-વિદ્વાનો કહે છે કે, વિદ્યા અને તપ આદિ કર્મોનો અહંકાર એ નરક ઉપજાવનારું પાપ છે. તે અહંકાર અનમ્ર માણસમાં વર્તે છે. સજ્જનો એ અહંકારી અસાધુઓને અનુસરતા નથી. પૂર્વે પણ તેઓ તો પુણ્યકર્મોને અનુકૂળ હતા, તેમને જ અનુસરતા હતા. મારી પાસે ઘણું પુણ્યધન હતું, તે મારા અહંકારથી-જ નાશ પામ્યું છે. હવે તે યત્ન કરતાં પણ મને ફરી મળે એમ નથી. આ વિચાર કરીને જે પુરુષ આત્મહિતમાં જ તત્પર રહે છે, તે જ વિશેષ જ્ઞાની અને ધીર છે. જે મહાધનવાન સારા સારા યજ્ઞોથી યજન કરે છે, જે સર્વ વિદ્યાઓમાં વિનમ્ર બુદ્ધિવાળો રહે છે અને જે વેદોનું અધ્યયન કરીને દેહને તપ વડે જોડે છે, તે મોહમુક્ત પુરુષ સ્વર્ગલોકને પામે છે. ઘણા ધનથી હરખાઈ ન જવું, વેદોનું અધ્યયન કરવું પણ અહંકારી ન બનવું. આ જીવલોકમાં અનેક જીવો વિવિધ સ્વભાવવાળા છે. તેઓ દૈવાધીન છે, તેથી તેમની ચેષ્ટા અને યોગ્યતા નાશ પામે છે. આથી ધીર પુરુષે પોતાની બુદ્ધિપૂર્વક દૈવને બળવાન માનવું અને સુખદુઃખ આવી પડતાં હર્ષશોક કરવો નહિ. પ્રાણીને પોતાની શક્તિથી નહિ, પણ દૈવને લીધે જ સુખદુઃખ આવે છે. તેથી દૈવ બલવાન છે એમ માનીને ક્યારેય સંતાપ વડે શેકાઈ જવું નહિ કે હર્ષથી ફુલાઈ જવું નહિ. ધીર પુરુષે દુઃખથી સંતાપ ન કરવો અને સુખથી હર્ષ ન પામવો. તેણે તો બંનેમાં સમાનભાવે વર્તવું. દૈવ બલવાન છે, એમ માનીને ન ક્યારેય ચિન્તા સેવવી કે ન ક્યારેય આનંદિત થવું. હે અષ્ટક! વિધાતા મને આ લોકમાં જેમ મૂકશે, તેમ મારે અવશ્ય રહેવાનું છે, એમ સમજીને હું ભયમાં કદીય મૂંઝાતો નથી અને મનમાં મને કશો પણ સંતાપ થતો નથી. સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ, પેટે ચાલનારાં, કૃમિઓ, જલચર માછલાં તેમજ પથ્થર, ઘાસ અને લાકડાં એ સર્વ પોતાનાં પાપપુણ્યથી ક્ષીણ થતાં પોતાની મૂળ પ્રકૃતિને પામે છે. હે અષ્ટક! સુખદુઃખની અનિત્યતા જાણ્યા પછી મારે શા માટે સંતાપ કરવો જોઈએ? હું શું કરું તો, અથવા શું કર્યે, મને સંતાપ થાય નહિ, એ વિચારીને હું સાવધાનીથી સંતાપને અળગો રાખું છું.” [૪-૧૨]

વૈશંપાયન બોલ્યાઃ—આ પ્રમાણે બોલતા અને અંતરિક્ષમાં રહેલા તે સર્વગુણથી સંપન્ન પોતાના માતામહ યયાતિરાજને અષ્ટક ફરી વાર આ પૂછ્યું. [૧૩]

અષ્ટક બોલ્યોઃ—હે રાજેન્દ્ર! તમે જે જે મુખ્ય લોકોને જેટલા જેટલા વખત સુધી ભોગવ્યા છે, તે તે તમે યથાર્થ રીતે મને કહો. હે રાજન્! તમે જ્ઞાનીની જેમ ધર્મબોધ કરો છો.

યયાતિ બોલ્યોઃ—હું અહીં ચક્રવર્તી હતો. પછી મેં પુણ્યથી ઉત્તમ લોકોને જીત્યા હતા. ત્યાં હું એક હજાર વરસ રહ્યો હતો, ત્યાંથી હું તેથી ચડિયાતા લોકમાં ગયો હતો. પછી સો યોજનના વિસ્તારવાળી અને હજાર દ્વારવાળી ઇન્દ્રની રમણીય નગરીમાં હું હજાર વરસ રહ્યો અને ત્યાંથી હું ફરી તેથી ચડિયાતા લોકને પામ્યો. આમ લોકોના પતિ પ્રજાપતિના દિવ્ય, અજર અને દુષ્પ્રાપ્ય એવા લોકને પામીને હું ત્યાં હજાર વરસ સુધી રહ્યો. પછી ત્યાંથી શ્રેષ્ઠતર લોકમાં ગયો. ત્યાં અન્યલોકમાં વિહાર કરીને હું તે દેવાધિદેવના સ્થાનમાં ઈશ્વરોના જેવી કાંતિ પામીને અને સમસ્ત દેવોથી સત્કાર પામીને યથેષ્ટ રહ્યો. હું મનમાન્યાં રૂપો લઇને ત્યાં અપ્સરાઓ સાથે વિહાર કરતો તથા પુણ્ય ગંધવાળાં મનોહર રૂપવાળાં વૃક્ષોને જોતો. આ રીતે હું તે નંદનવનમાં દસ લાખ વરસ રહ્યો. [૧૪-૨૧]

દેવોના સુખમાં હું આમ આસક્ત થઈ રહ્યો હતો, ત્યારે ઘણે લાંબે કાળે એક ઉગ્ર રૂપધારી

દેવદૂતે આવી મને ત્રણ વાર લાંબે સ્વરે કહ્યું: 'તું પડ.' હે રાજસિંહ! આટલું જ હું જાણું છું. પછી અલ્પ પુણ્યવાળો હું નન્દનવનમાંથી ભ્રષ્ટ થયો. હે નરેન્દ્ર! ત્યારે મેં મારે માટે ખેદ કરતા દેવોની આ દયાભરી વાણી અંતરિક્ષમાં સાંભળી: 'અરેરે! પુણ્યશાલી અને પુણ્યકીર્તિમાન આ યયાતિ પુણ્યનો ક્ષય પામતાં નીચે પડી રહ્યો છે!' નીચે પડતાં મેં તેમને કહ્યું: 'કેમ કરીને હું સંતોની મધ્યે પડું?' તેમણે મને તમારી આ યજ્ઞભૂમિ બતાવી હતી. તે જોઈને અને યજ્ઞભૂમિના ધૂમ્રને સૂચવતા હવિના ગંધથી પ્રતીતિ પામીને હું ત્વરાએ અહીં આવી પહોંચ્યો છું. [૨૨,૨૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ઉત્તરયાયાત' નામનો અધ્યાય ૮૯ મો સમાપ્ત**

# अध्याय ९० मो

## યયાતિચરિત્ર–પુનર્જન્માદિ વિચાર

॥ अष्टक उवाच ॥

यदाऽवसो नंदने कामरूपी संवत्सराणामयुतं शतानाम्। किं कारणं कार्तयुगप्रधान हित्वा च त्वं वसुधामन्वपद्यः ॥ १ ॥

અષ્ટક બોલ્યા:—હે સત્યયુગપ્રધાન! તમે યથેચ્છરૂપે નન્દનવનમાં દસ લાખ વર્ષ રહ્યા; તો શા કારણે તે છોડીને તમે પૃથ્વીને પામ્યા? [૧]

યયાતિ બોલ્યો:—આ લોકમાં જેમ પોતાનો સગો, મિત્ર કે સ્વજન ધનમાં ક્ષીણ થાય છે ત્યારે માણસો તેને ત્યજી દે છે, તેમ ત્યાં યે માણસ પુણ્યથી ક્ષીણ થાય છે ત્યારે ઐશ્વર્યવાન દેવગણો તેને તરત જ ત્યજી દે છે. [૨]

અષ્ટક બોલ્યો:—ત્યાં માણસો કેવી રીતે ક્ષીણપુણ્ય થાય છે,—આ વિષે મારું મન બહુ ગૂંચાય* છે. વળી કયા વિશિષ્ટ જનો બ્રહ્મધામને પામે છે? તે મને કહો. મારે મતે તમે જ્ઞાનવાન છો. [૩]

યયાતિ બોલ્યો:—હે નરદેવ! તે સર્વ બડાશખોરો ક્ષીણપુણ્ય થતાં આ ભૂમિરૂપી નરકમાં પડે છે અને કાગડા, શિયાળ આદિના સમૂહના ભોજન માટે પોતાની કાયાને બહુ રીતે વધારે છે. હે નરેન્દ્ર! આથી આ લોકમાં નિંદ્ય અને દુષ્ટ કર્મનો ત્યાગ કરવો. હે નરેન્દ્ર! મેં તમને સર્વ કહ્યું છે. કહો, હવે બીજું શું કહું? [૪–૫]

અષ્ટક બોલ્યો:—જ્યારે કાગડા, ગીધ, મોર અને પંખીઓ તે માણસોને ખાઈ જાય છે, ત્યારે તે શરીર નષ્ટ થવા છતાં 'તે છે' એમ કેમ કહેવાય? ફરી તેઓ કેવી રીતે ઉત્પન્ન થાય? વળી ભૂમિરૂપી બીજું નરક તો મેં સાંભળ્યું પણ નથી.

યયાતિ બોલ્યો:—દેહ* પડયા પછી જીવો કર્માનુસાર ફરી માતાના ગર્ભમાં વિકાસ પામતા દેહને પામે છે, પૃથ્વીમાં પ્રગટ રીતે વિચરે છે અને આ ભૌમ નરકમાં પડે છે. આ જન્માદિક જ ભૌમ નરક છે; કેમકે, એમાં નિષ્ફળ જતાં અનેક વરસોને તેઓ જોતા નથી. સ્વર્ગમાં સાઠ હજાર અથવા એંસી હજાર વરસ સુધી રહીને પણ તેઓ નીચે પડે છે. આમ પતન પામતાં તેમને ભૂમિ ઉપરના તીક્ષ્ણ દાઢવાળા ભયંકર રાક્ષસો પીડે છે.

*अपामसोमममृता अभूम ॥ શ્રુતિ૦ સોમયાગમાં સોમપાન કરીશું અને અમર થઇશું; આમ શ્રુતિમાં કર્મફલની નિત્યતા સાંભળી છે. તો ત્યાંથી પડવાનું કારણ શું? એ પ્રશ્નનો આશય છે.

* દેહના નાશથી આત્માનો નાશ થતો નથી, કારણકે તેમ થવાથી કરેલાં કર્મનો ભોગ વિના [illegible] અને ન કરેલાં કર્મનો ભોગ આપવા પ્રાપ્તિ [illegible] આવે છે તેથી તથા "योनिमन्ये प्रपद्यंते [illegible] देहिनः। स्थाणुमन्येनुसंयांति यथा[illegible] तम् ॥ કેટલાક જીવો પોતાનાં કર્મ [illegible] અનુસરીને દેહ ધારણ કરવા [illegible] છે અને કેટલાએક સ્થાવરભાવને [illegible] આશ્રય કરીને દેહથી આત્મા [illegible]

અષ્ટક બોલ્યો:–પાપને કારણે નીચે પડનારાઓને ભૂમિ ઉપરના તીક્ષ્ણ દાઢવાળા ભયંકર રાક્ષસો પીડે છે. તો તેઓ કેવી રીતે જીવિત રહે છે? તેઓ ફરીથી કેવી રીતે ઇન્દ્રિયયુક્ત થાય છે? કેવી રીતે તેઓ ગર્ભરૂપ થાય છે?

યયાતિ બોલ્યો:–સ્વર્ગભ્રષ્ટ* થનારાનું શરીર દુઃખથી અશ્રુરૂપ થઈ જલમય થાય છે. એ જલ સૂક્ષ્મભૂતરૂપે રહે છે. તે જલ પુરુષનું વીર્ય બની સ્થૂલ દેહબીજ બને છે. આમ ઈશ્વરની પ્રેરણાથી વીર્યરૂપ થઇ તે ફૂલમાં ફલની જેમ સ્ત્રીગર્ભમાં જાય છે, અને ત્યાં રજને મળે છે તથા ગર્ભરૂપને પામે છે. તે અશ્રુ પાણી, વાયુ, અંતરિક્ષ અને તેજ એ પાંચ મહાભૂતોમાં પ્રવેશે છે અને પછી વનસ્પતિઓ તથા ઔષધિઓમાં વ્યાપ્ત થાય છે. પછી શુક્ર અને શોણિતનું સ્વરૂપ પામી તે ગર્ભોત્પત્તિ કરે છે. ક્રમાનુસાર તે ચોપગાં તેમજ બેપગાં એ સર્વમાં પ્રવેશ કરે છે અને તેઓ ગર્ભભાવને પામે છે. ૬–૧૧

અષ્ટક બોલ્યો:–નરયોનિને પામતો જીવ શું પોતાના સૂક્ષ્મ શરીરે જ ગર્ભમાં જાય છે, કે પછી તે ગર્ભમાં બીજું ભૌતિક શરીર ધારણ કરે છે? આ હું સંશયને લીધે પૂછું છું. તો તમે તે મને કહો. જીવોને શરીરભેદ વગેરેની વૃદ્ધિ શાથી થાય છે? શાથી તેઓ આંખ, કાન, તથા સંજ્ઞાઓને પ્રાપ્ત કરે છે? હે તાત! અમે સર્વે તમને જ્ઞાનવાન માનીએ છીએ, એટલે આ પૂછ્યું છે. તો તમે એ બધું મને કહો. ૧૨,૧૩

યયાતિ બોલ્યો:–ઋતુકાલમાં વાયુ+ પુષ્પરસ (કર્મનું અપૂર્વ)થી યુક્ત વીર્યને ગર્ભસ્થાન તરફ ખેંચી જાય છે. ત્યાં તન્માત્રના અધિકારવાળો તે વાયુ ક્રમે ક્રમે÷ ગર્ભનું સંવર્ધન કરે છે. પછી સંપૂર્ણ આકાર પામેલો તે સંજ્ઞા મેળવીને મનુષ્યરૂપે જન્મે છે. ત્યારે અહીં તે કાનોથી શબ્દ સાંભળે છે, આંખથી રૂપ જુએ છે, નાકથી ગંધ લે છે, જીભથી રસ ચાખે છે, ચામડીથી સ્પર્શ અનુભવે છે અને મનથી ભાવ જાણે છે. હે અષ્ટક! મહાત્મા જીવનું અહીં શરીરમાં આવું આધાન જાણ. ૧૪–૧૬

અષ્ટક બોલ્યો:–મરણ પામેલા જે પુરુષને બાળવામાં, દાટવામાં અથવા ફેંકી દેવામાં આવે છે, તે અભાવરૂપ થઇ વિનાશને પામે છે. તો તે કયે શરીરે સ્થૂલદેહને ચેતનયુક્ત કરે છે?

યયાતિ બોલ્યો:–હે રાજસિંહ! તે જીવાત્મા મૃત્યુકાળે અધવાયુને અનુસરી, નિદ્રિતની જેમ સ્થૂલ દેહને છોડી, સુકૃત અને દુષ્કૃતને આગળ રાખી, એક પ્રકારનો વિશેષ શબ્દ કરતો આ દેહને છોડીને બીજી યોનિને પામે છે. પુણ્ય

---

* तद्यथायतं संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथैतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवति अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति तद्द्द व्रीहि यवा ओषधि वनस्पतयस्तिलमाषा इति जायन्ते ॥ આ શ્રુતિને અનુસરીને ઉત્તર આપે છે.

+ અહીં 'વાયુ' શબ્દથી વ્યષ્ટિ લિંગશરીર લેવું. શ્રુતિ કહે છે કે, वायुर्वै गौतम तत्सूत्रं वायुरेव व्यष्टिर्वायुः समष्टिः ॥ હે ગૌતમ! વાયુ જ સૂત્રાત્મા છે, વાયુ જ વ્યષ્ટિ છે અને વાયુ જ સમષ્ટિ છે. પાંચ પ્રાણ, દશ ઇંદ્રિય, મન અને બુદ્ધિથી યુક્ત અપંચીકૃત પંચભૂતથી થયેલું ભોગસાધનભૂત જે સૂક્ષ્મ, તે લિંગશરીર કહેવાય છે.

÷ વીર્ય અધિક હોય તો પુરુષ થાય છે. રજસ્ અધિક હોય તો સ્ત્રી, અને બન્ને સમાન હોય તો નપુંસક થાય છે. વાયુ વડે વીર્યના બે ભાગ થયા હોય તો બે પ્રજા થાય છે. શુક્રશોણિત એક રાત્રિમાં ભેગાં થાય છે, પાંચ રાત્રિમાં પરપોટા, સાત રાત્રિએ પેશી, ચૌદ રાત્રિએ ગ્રંથી, પચીશ રાત્રિએ સુસ્થિર અને ઘટ્ટ થાય છે, એક માસે કઠિન થાય છે, બીજા માસમાં માથું થાય છે, ત્રીજે ડોકી, ચોથે માસે ત્વચા, પાંચમે મહિને નખ તથા રૂંવાંડાં, છઠ્ઠે મહિને મોં, નાક, આંખ તથા કાન થાય છે, સાતમે માસે હલન ચલન કરવા સમર્થ થાય છે, આઠમે માસે બુદ્ધિથી નિશ્ચય કરી શકે છે અને નવમે માસે સર્વાંગસંપૂર્ણ થાય છે. આ ક્રમથી ગર્ભ વૃદ્ધિ પામે છે.

કરનારાઓ પુણ્યયોનિને× પામે છે અને પાપ કરનારાઓ પાપયોનિમાં* જાય છે. તે પાપીઓ કીડા અને પતંગો થાય છે. હે રાજસિંહ! ચોપગાં, બેપગાં અને છપગાં વગેરે આ પ્રકારે÷ ગર્ભમાં આવે છે. હે +મહાનુભાવ! વિશેષ કહેવાની મને ઉમેદ નથી. મેં તમને બધું સમગ્ર રીતે કહ્યું છે. હવે તમારે શું પૂછવું છે? ૧૭–૨૦

અષ્ટક બોલ્યો:–હે તાત! વિદ્યા અથવા તપ એ બેમાંથી શું કરીને માણસ શ્રેષ્ઠ લોકોને પામે છે? આ હું પૂછું છું. જે ક્રમથી શુભ લોકોમાં જઈ શકાય તે બધું તમે મને યથાર્થ રીતે કહો. ૨૧

યયાતિ બોલ્યો:–તપ, દાન, શમ, દમ, અકાર્યમાં લજ્જા, સરળતા અને પ્રાણીમાત્ર વિશે અનુકંપા એ સાત માણસને માટે સ્વર્ગલોકનાં મહાદ્વારો છે, એમ સંતો કહે છે. પણ સાધુઓ સદૈવ કહે છે કે, અહંકારથી અંધારાયેલો માણસ તો નાશજ પામે છે. અધ્યયન કરીને જે પુરુષ પોતાને પંડિત માને છે અને પોતાની વિદ્યા વડે પારકાનો યશ હણે છે, તેના શુભ લોકો નાશવંત બને છે અને એનું વેદજ્ઞાન તેને ફળ આપતું નથી. અગ્નિહોત્ર, મૌનવ્રત, અધ્યયન અને યજ્ઞ એ ચાર કર્મો સંસારનાં ભયને ટાળનારાં છે. પણ તે સૌ જો અહંકારપૂર્વક કરવામાં આવે તો, તે વિપરીત કરેલાં કર્મો તેને ભયકારી થાય છે. માનપૂર્વક સત્કાર પામતાં આનંદ પામવો નહિ અને અપમાન પામ્યે સંતાપ કરવો નહિ. આ લોકમાં સંતો જ સંતોને પૂજે છે, અસાધુઓને સાધુબુદ્ધિ મળતી જ નથી. આ મેં દાન આપ્યું છે, આ મેં યજ્ઞો કર્યા છે, આ મેં અધ્યયન કર્યું છે અને આ મેં વ્રત કર્યું છે, એવી એવી ડંફાશો માણસને ભયરૂપ છે, એમ વિદ્વાનો કહે છે. એ બડાશોને સર્વ રીતે વર્જવી. જે વિદ્વાનો મનની પ્રવૃત્તિઓથી આવરણ પામેલા છતાં આશ્રયરૂપ અને સનાતન બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરે છે, તેઓ તે સંયોગે કરીને આ લોકમાં અને પરલોકમાં પરમશાંતિને પામે છે અને તે જ તમારું શ્રેય છે. ૨૨–૨૭

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં ‘ઉત્તરયાયાત’ નામનો અધ્યાય ૯૦ મો સમાપ્ત

# अध्याय ९१ मो

## યયાતિચરિત્ર–આશ્રમધર્મો

॥ अष्टक उवाच ॥

चरन् गृहस्थः कथमेति धर्मान् कथं भिक्षुः कथमाचार्यकर्मा । वानप्रस्थः सत्पथे संनिविष्टो बहून्यस्मिन् संप्रति वेदयंति ॥ १ ॥

અષ્ટક બોલ્યો:–ગૃહસ્થી, સંન્યાસી, બ્રહ્મ-

× પુણ્યાત્માઓ આરોહક્રમમાં–अन्यं नवतरं कल्याणतरं रूपं कुरुते पित्र्यं वा गांधर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वा। શ્રુ૦ બીજાં નવતર કલ્યાણમય પિતૃથી આરંભી બ્રહ્મપર્યંતનાં રૂપને ધારણ કરે છે અને અવરોહક્રમમાં તો रमणीयचरणा अभ्याशोह यत्ते रमणीयां योनिं प्रपद्यंते ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा। શ્રુ૦ રમણીય–પુણ્યકર્મ કરનારા બ્રાહ્મણાદિ રમણીય–પુણ્યયોનિને પ્રાપ્ત થાય છે.

* પાપ કરનારાઓ નારકી યોનિને ભોગવી. પછી कपूयचरणाः कपूयां योनिमापद्यंते श्वयोनिं वा सूकरयोनिं वा चांडालयोनिं वा। શ્રુ૦–કુત્સિત કર્મ કરનારા કુત્સિત શ્વાન, ડુક્કર, ચાંડાલાદિ યોનિને પ્રાપ્ત થાય છે.

÷ કેવલ પાપસ્વભાવવાળાઓને માટે શ્રુતિ કહે છે કે, अथैतयोः पथोर्नकतरेण च नतानीमानि क्षुद्राण्यसकृदावर्त्तीनि जायस्व म्रियस्वेत्येतत्तृतीयं स्थानम्। એ માર્ગમાંથી એકેનું અવલંબન નહિ કરનારાઓ વારંવાર જન્મમરણ થાય એવી ક્ષુદ્રયોનિમાં જન્મે છે, એ ત્રીજું સ્થાન છે.

+ जायामेस्यादथ प्रजायेय वित्तं मे स्यादथ कर्म कुर्वीय। શ્રુ૦ મને જાયા પ્રાપ્ત થાય તો હું પ્રજાવાળો થાઉં, મને વિત્ત મળે તો હું કર્મ કરું, આવા સ્ત્રી વગેરે ભારને વહન કરવા મારી ઇચ્છા નથી, કિંતુ ભૂમિમાં જઇ નૈષ્કર્મ્ય સિદ્ધિ સાધીશ એ તાત્પર્ય છે.

ચારી અને વાનપ્રસ્થી એ સૌ સન્માર્ગે રહીને કયા ધર્મો આચરે, તો તેઓ ઉત્તમ લોકને પામે? અત્યારે તો આ ધર્મો સંબંધમાં વેદવેત્તાઓ જુદી જુદી રીતે કહે છે. ૧

યયાતિ બોલ્યો:–ગુરુના બોલાવતાં જે પાઠ લે છે, જે ગુરુના કામમાં કહ્યા વિના પણ સાવધાન રહે છે, જે ગુરુથી પહેલો ઊઠે છે અને ગુરુથી મોડો સૂએ છે, જે મૃદુ છે અને જે ઇન્દ્રિયજિત છે, જે ધૃતિવાળો છે અને જે પ્રમાદથી મુક્ત છે, તેમજ જે સ્વાધ્યાયમાં તત્પર છે, તે બ્રહ્મચારી સિદ્ધિ પામે છે. પ્રાચીન ઉપનિષદમાં કહ્યું છે કે, ગૃહસ્થે ધર્માનુસાર ધનાર્જન કરી યજ્ઞ કરવા, દાન આપવાં, હંમેશાં અતિથિઓને જમાડવા અને કોઈના આપ્યા વિના કશું લેવું નહિ. વનવાસી પોતાની જ શક્તિથી જીવિકા ચલાવે, પાપથી દૂર રહે, દાન આપે, બીજાને પીડા ન પહોંચાડે અને ચેષ્ટામાં તથા આહારમાં નિયમિત રહે. આ પ્રમાણે વર્તનારો મુનિ જેવો વાનપ્રસ્થી મુખ્ય સિદ્ધિને પ્રાપ્ત થાય છે. જે કોઈ ધંધાથી આજીવિકા કરતો નથી, જે ગુણવાન છે, જે નિત્ય જિતેન્દ્રિય છે, જે સર્વ રીતે વિરક્ત છે, જે ગૃહસ્થના ઘર સિવાયના સ્થાને સૂએ છે, જે અલ્પપરિગ્રહી છે અને જે ધીરે ધીરે ચાલતાં અનેક દેશોમાં વિચરે છે, તે સંન્યાસી છે. જે રાત્રે ને જે ઘડીએ શબ્દાદિક વિષયો તુચ્છ લાગી જાય અને સુખદાયી સર્વ વસ્તુઓ સંકલ્પપૂર્વક ઓગાળી નાખવા જેવા સમજાઈ જાય, તેજ રાતે અને તેજ ઘડીએ વિદ્વાન માણસે સંયમ સેવીને અરણ્યવાસનો પ્રયત્ન કરવો.* આવો અરણ્યવાસી થયેલો અરણ્યમાં પોતાનાં શરીર અને ઇન્દ્રિયોને છોડીને પોતાના દશ આગળના, દશ પાછળના અને એક પોતાને એમ એકવીસ પુરુષોને પરબ્રહ્મમાં લીન કરે છે. ૨–૭

અષ્ટક બોલ્યો:–મુનિઓ કેટલા પ્રકારના છે? કેટલા પ્રકારના મૌનવ્રતી છે? અમે તે તમારી પાસેથી સાંભળવા ઇચ્છીએ છીએ; માટે તમે તે કહો. ૮

યયાતિ બોલ્યો:–હે જનપતિ! અરણ્યમાં વસતાં છતાં જેને ગામની વસ્તુઓ પાસે જ છે, અથવા ગામમાં વસતાં છતાં જેને અરણ્યની વસ્તુઓ સમીપ જ છે, તે મુનિ છે. ૯

અષ્ટક બોલ્યો:–અરણ્યમાં વસવા છતાં ગામની વસ્તુઓ કેમ કરીને તેની પાસે જ હોય? તથા ગામમાં વસતા છતાં કેમ કરીને અરણ્યની વસ્તુઓ તેની પાસે હોય? ૧૦

યયાતિ બોલ્યો:–જે અરણ્યવાસી મુનિ છે, તે ગ્રામવિષયક વસ્તુઓને એકઠી ન કરે. તેને તો તે સર્વ વસ્તુઓ યોગબળથી આવી મળે છે. એ રીતે અરણ્યમાં વસતા તેને ગામ પૂઠે રહે છે. જે અનગ્નિ મુનિ હોય તેણે ગૃહત્યાગ કરવો અને પોતાના ગોત્ર તથા વિદ્યાગુરુ વિશે કોઇને કહેવું નહિ. તે ક્યારેય વસ્ત્ર ઇચ્છે તો તે લજ્જા ઢાંકવા જેટલું કોપીન હોય; તે કયારેય ભોજન ઇચ્છે તો તે પ્રાણ ટકાવી રાખવા પૂરતું હોય. ગામમાં વસવા છતાં એને અરણ્યની સિદ્ધિ પાસે જ છે. કામનાઓને ત્યાગીને અને સર્વ કર્મોને પરહરીને જે મુનિ જિતેન્દ્રિય રહી મૌનવ્રતમાં સ્થિર રહે છે, તે આ લોકમાં સિદ્ધિ પામે છે. જે સદૈવ વિશુદ્ધ આહાર કરે છે, જેણે હિંસાનાં સાધનો ત્યજ્યાં છે, જે નિર્મલચિત્ત છે, જે શમદમાદિથી વિભૂષિત છે, જે વાસનાનાં બંધનથી મુક્ત છે અને જેણે હિંસાયુક્ત ધર્મનો પણ ત્યાગ કર્યો છે, તેને કોણ ન પૂજે? તપે કરીને જે કૃશ થયો છે, જે દૂબળો પડયો છે અને જેનાં માંસ, હાડકાં તથા લોહી ક્ષીણ થયાં છે, તે આ લોકને જીતી પરલોકને પણ જીતે છે. મૌનવ્રતમાં રહેલો મુનિ જ્યારે દ્વંદ્વમુક્ત થાય છે, ત્યારે આ લોકને જીતી તે પરલોકને પણ જીતે છે. જે

* यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् । વૈરાગ્ય જાગે કે તરત જ અરણ્યમાં જવું. શ્રુતિ૦.

મુનિ ગાયની જેમ મોઢેથી જ આહાર ખોળે છે, અર્થાત્ તેનો સ્વાદ ખોળતો નથી, તેને આ સર્વ લોક અમૃતસ્વરૂપ થઈ જાય છે. ૧૧-૧૮

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ઉત્તરયાયાત' નામનો અધ્યાય ૯૧ મો સમાપ્ત

# अध्याय ९२ मो

## યયાતિને પુનઃ સ્વર્ગગમનની પ્રાર્થના

॥ अष्टक उवाच ॥

कतरस्त्वनयोः पूर्वं देवानामेति सात्मताम् ।
उभयोर्धावतो राजन् सूर्याचन्द्रमसोरिव ॥ १ ॥

અષ્ટક બોલ્યાઃ-હે રાજન્! સૂર્ય અને ચંદ્રની જેમ દોડતા યોગી અને જ્ઞાની એ બે માંથી કોણ પહેલો દેવત્વને પામે છે? ૧

યયાતિ બોલ્યોઃ-યથેચ્છ વર્તનારા ગૃહસ્થોવાળા ગામમાં રહેવા છતાં જે અનિકેત અને જિતેન્દ્રિય છે, તે જ્ઞાની એ બેમાં પહેલો દેવરૂપને પામે છે. પણ યોગીને દીર્ઘ આયુષ્ય મળ્યું હોય છતાં સિદ્ધિ ન મળી હોય, અને તે કાંઈ પાપ કરી નાખે, તો પ્રાયશ્ચિતઅર્થે બીજુ તપ કરે. જે જ્ઞાની પુરુષે નિત્ય સાક્ષાત્કાર કર્યો છે, તે સદા પાપકર્મોને આચરતો છતાં અત્યંત સુખરૂપ મુક્તિલાભ પામે છે. હે રાજન્! (મોક્ષ વિરુદ્ધની) અનર્થ બુદ્ધિવાળો મનુષ્ય (સ્વર્ગાદિ માટે) જે ધર્મને સેવે છે, તેને પંડિતો નિંદ્ય અને અસત્ય કહે છે. તે અજિતેન્દ્રિય માણસનું ધન પણ તેવું જ નિંદ્ય અને અસત્ય છે. પણ જે મોક્ષસાધક નિષ્કામ ધર્મ છે, તે જ ફલદાયી છે; તેજ સમાધિનું મૂળ છે અને તે જ જ્ઞાનનું સાધન છે. ૨-૫

અષ્ટક બોલ્યોઃ-હે રાજન્! તમે યુવાન, માલાધારી, દેખાવડા અને સુકાંતિવાન છો; તમને કોણે દૂત તરીકે મોકલ્યા છે? તમે ક્યાંથી આવ્યા છો? કઈ દિશાએ જાઓ છો? અથવા શું પૃથ્વીમાં જ તમારું નિવાસસ્થાન છે?

યયાતિ બોલ્યોઃ-મારું પુણ્ય ક્ષીણ થવાથી હું આ ભૌમ નરકરૂપી પૃથ્વી ઉપર આવવાને સ્વર્ગમાંથી વિમુખ થયો છું. તમને કહીને હું પડીશ, કેમકે બ્રહ્માના લોકપાલો મને ઉતાવળ કરાવે છે. હે નરનાથ! સ્વર્ગથી પૃથ્વી પર પડતાં મને ઇન્દ્ર તરફથી આ વરલાભ થયો છે કે, તારું પતન સંતોની સમીપ હશે.' અને તે જ પ્રમાણે તમે સર્વ ગુણવાનો મને મળ્યા છો. ૬-૮

અષ્ટક બોલ્યોઃ-હે પૃથ્વીનાથ! હું માનું છું કે, તમે તે ધર્મના જ્ઞાની છો. હું તમને પૂછું છું કે, અંતરિક્ષમાં અથવા સ્વર્ગમાં મારે માટે કોઈ પુણ્યસ્થાનો છે? જો તે હોય તો તમે પતન પામો નહિ. ૯

યયાતિ બોલ્યોઃ-હે નરેન્દ્રસિંહ! પૃથ્વીમાં અરણ્યો, પશુઓ અને પર્વતો સાથે જેટલાં ગાય, વગેરે ઘોડા છે, તેટલાં તારે માટે દેવલોકમાં પુણ્યસ્થાનો નિર્માયાં છે-આ તું જાણ. ૧૦

અષ્ટક બોલ્યોઃ-હે રાજેન્દ્ર! દેવલોકોમાં મારે માટે જે સ્થાનો છે, તે હું તમને આપું છું. તમે પતન પામશો મા. સ્વર્ગ કે અંતરિક્ષમાં રહેલાં તે સ્થાનોને તમે મોહરહિત થઇને ઝટ પ્રાપ્ત કરો. ૧૧

યયાતિ બોલ્યોઃ-હે રાજમુખ્ય! બ્રહ્મવેત્તા બ્રાહ્મણ હોય તેજ દાન લે, અમારા જેવાથી લેવાય નહિ. હે નરેન્દ્ર! બ્રાહ્મણોને જેમ દાન આપવું જોઇએ, તેમ પૂર્વકાલમાં મેં સતત દાન આપ્યું છે. બ્રાહ્મણેતર ક્ષત્રિયાદિ પુરુષોએ યાચનારૂપી દીન્તા સેવીને નજ જીવવું. કેમકે યાચના ૧૨ વિદ્યાથી દિશાજય કરનારા બ્રાહ્મણની [illegible] પત્ની છે. તો જે મેં પહેલાં કર્યું નથી. [illegible] નહિ જ કરું. તેમાં ય હું સત્કર્મનો [illegible] હોઇને યાચના તો હું શાનો જ [illegible]

પ્રતર્દન બોલ્યોઃ-હે રૂપ[illegible] હું પ્રતર્દન તમને પૂછું છું કે [illegible]

સ્વર્ગમાં મારે માટે પુણ્યલોકો રહ્યા છે ખરા ? હું તમને તે ધર્મના ક્ષેત્રજ્ઞ જાણું છું. ૧૪

યયાતિ બોલ્યોઃ–હે નરેન્દ્ર! મધુમધુર, તેજસ્વી અને પરમ સુખ આપનારાં એટલાં બધાં સ્થાનો તમારે માટે છે કે, તમે તે એકએકમાં સાતસાત દિવસ રહો, તો પણ તે સ્થાનોનો અંત આવે એમ નથી. તમારી તે વાટ જુએ છે.

પ્રતર્દન બોલ્યોઃ–તે મારા જ લોકો છે, તે હું તમને આપું છું, તે તમારા થાઓ! તમે પતન મા પામો! તમે મોહમુક્ત થઈ ઝટઝટ અંતરિક્ષ કે સ્વર્ગમાં રહેલાં તે સ્થાનોને મેળવી લો.

યયાતિ બોલ્યોઃ–હે પૃથ્વીપતિ! હું સમાન તેજવાળો રાજા છું. હું કોઈ બીજા રાજા પાસે યોગક્ષેમ કરનારા સુકૃતની ઇચ્છા ન રાખું. વિદ્વાન રાજા તો દૈવના આદેશથી આવેલી આપત્તિને પામવા છતાં ય કદી ઘાતક કામ નહિ કરે. ધર્મને જોવાવાળા રાજાએ તો પ્રયત્નપૂર્વક ધર્મ્ય અને યશસ્કર કાર્યજ કરવું જોઇએ. તો તમે કહ્યું છે તેવું દીન કાર્ય મારા જેવો ધર્મબુદ્ધિવાળો જાણીજોઈને ન જ કરે. બીજાઓએ અગાઉ જે કર્યું નથી, તે હું સુકર્મનો અભિલાષી શાનોજ કરું?' યયાતિરાજા આ પ્રમાણે કહેતા હતા, ત્યાં નૃપશ્રેષ્ઠ વસુમા તેમને કહેવા લાગ્યો. ૧૫–૧૯

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ઉત્તરયાયાત' નામનો અધ્યાય ૯૨ મો સમાપ્ત**

---

# અધ્યાય ૯૩ મો

## યયાતિને પુનઃ સ્વર્ગપ્રાપ્તિ

॥ वसुमानुवाच ॥

वसुमानौपदश्विर्यद्यस्ति लोको दिवि मे नरेंद्र॥ यद्यंतरिक्षे प्रथितो महात्मन् क्षेत्रज्ञं त्वां तस्य धर्मस्य मन्ये ॥ १ ॥

વસુમાન બોલ્યોઃ–હે નરેન્દ્ર! હું ઉષદશ્વનો પુત્ર વસુમાન તમને પૂછું છું કે, સ્વર્ગમાં અથવા અંતરિક્ષમાં મારે માટે પ્રસિદ્ધ લોક છે કે? હે મહાત્મા! હું તમને તે ધર્મના જ્ઞાતા જાણું છું. ૧

યયાતિ બોલ્યોઃ–સૂર્યનારાયણ પોતાના તેજથી જે અંતરિક્ષ, પૃથ્વી અને દિશાઓને પ્રકાશિત કરે છે, તેટલા સ્વર્ગમાં રહેલા અનંત પુણ્યલોકો તમારી રાહ જુએ છે. ૨

વસુમાન બોલ્યોઃ–હે રાજન્! તે સર્વ લોક હું તમને આપું છું. તે લોકો તમારા થાઓ. તમે મા પડો! હે બુદ્ધિમાન! તમને જો પ્રતિગ્રહ દુષ્ટ લાગતો હોય, તો એક તરણાથી પણ તમે તે લોકોને વેચાતા લો. ૩

યયાતિ બોલ્યોઃ–મને સ્મરણ છે, મેં સદૈવ કાલચક્રનો ભય રાખ્યો છે અને કદી પણ મિથ્યા ખરીદી કરી કશું કપટથી લીધું નથી. અગાઉ જે બીજાઓએ કર્યું નથી, તે સત્કર્મ ઇચ્છનારો હું અહીં શીદને કરું? ૪

વસુમાન બોલ્યોઃ–હે રાજન્! તમને ખરીદી કરવી ઇષ્ટ નથી, તો તમે મારા આપેલા એ પુણ્યલોકોને એમ ને એમ સ્વીકારો. હે નરેન્દ્ર! હું એ લોકોમાં જનાર નથી. તે સર્વ લોકો તમારાજ થાઓ. ૫

શિબિ બોલ્યોઃ–હે તાત! ઉશીનરનો પુત્ર હું શિબિ તમને પૂછું છું કે, અંતરિક્ષમાં કે સ્વર્ગમાં મારે માટે પુણ્યલોકો રહ્યા છે ખરા! હું તમને તે ધર્મના વેત્તા જાણું છું. ૬

યયાતિ બોલ્યોઃ–હે નરેન્દ્ર! તમે યાચક સાધુઓનું વાણી કે મનથી પણ કદી અપમાન કર્યું નથી. આથી સ્વર્ગમાં તમારે માટે અનંત, મહાન, પ્રખ્યાત અને વીજળી જેવા તેજસ્વી લોકો રખાયા છે. ૭

શિબિ બોલ્યોઃ–હે રાજન્! મૂલ્યથી લેવા તમને ઇષ્ટ નથી, તો એ સર્વ પુણ્યલોક હું તમને અર્પણ કરી દઉં છું. તમે તે સ્વીકારો. એક વાર આપ્યા પછી હું તેમને પાછા નહિ જ લઉં.

ત્યાં ગયા પછી ધીર પુરુષોને શોક રહેતો નથી.[૮]

યયાતિ બોલ્યોઃ-હે નરનાથ! તમે ઇન્દ્રના જેવા પ્રભાવવાળા છો અને તમારા પુણ્યલોકો અનંત છે. પણ હે શિબિ ! બીજાએ અર્પેલા લોકોમાં હું રમણ નહિ કરું; એટલે તમારી વાતને હું સ્વીકારીશ નહિ. [૯]

અષ્ટક બોલ્યો:-હે રાજન્! અમારા એકએકના આપેલા લોકોને તમે સ્વીકારતા નથી, તો અમે સૌ એકઠા થઈને તમને બધા જ પુણ્યલોકો આપીએ અને ભીમ નરકે જઈએ. [૧૦]

યયાતિ બોલ્યો:-મેં અગાઉ જે કર્યું નથી, તે હું સ્વીકારું નહિ. જેને માટે હું યોગ્ય હોઉં, તે માટે જ તમે પ્રયત્ન કરો. સંતો સત્યને જ અભિનંદન આપે છે. [૧૧]

અષ્ટક બોલ્યો:-આ પાંચ સુવર્ણરથો દેખાય છે. તેમાં બેસીને માણસો સનાતન લોકોને ઇચ્છે છે. તો એ કોના છે? [૧૨]

યયાતિ બોલ્યો:-અગ્નિની શિખાની જેમ ઝળહળતા જે પાંચ સુવર્ણ રથો ઊંચે રહી પ્રકાશી રહ્યા છે, તે તમને સ્વર્ગમાં લઈ જશે. [૧૩]

અષ્ટક બોલ્યો:-હે રાજન્! તમે એ રથોમાં વિરાજો અને આકાશમાર્ગે ગમન કરો. અમે પણ સમય થશે એટલે તમને અનુસરીશું. [૧૪]

યયાતિ બોલ્યો:-આપણે સાથે જ સ્વર્ગજિત્ થયા છીએ; તો આપણે બધાએ હવે જવાનું છે. સ્વર્ગધામનો આ આપણે માટેનો નિર્મળ માર્ગ જણાય છે. [૧૫]

વૈશંપાયન બોલ્યા:-પછી ધર્મપૂર્વક સ્વર્ગનું આક્રમણ કરીને તથા પોતાનાં તેજો વડે આકાશ અને પૃથ્વીને વ્યાપીને તે સર્વ નરપતિ શ્રેષ્ઠો રથોમાં બેસીને નીકળ્યા. [૧૬]

અષ્ટક બોલ્યો:-હું માનું છું કે, મહાત્મા ઇન્દ્ર સર્વથા મારા મિત્ર છે, એટલે હું જ પહેલો જઈશ. પણ આ ઉશીનરપુત્ર શિબિ એકલો કઈ રીતે સર્વ વેગથી સર્વ રથોની આગળ થઈ ગયો? [૧૭]

યયાતિ બોલ્યો:-ઉશીનરના પુત્ર આ શિબિએ પોતાને જે કાંઈ ધન મળ્યું હતું, તે બધું બ્રહ્મલોકના માર્ગની પ્રાપ્તિ માટે દાન કરી દીધું હતું. એથી તે તમારામાં શ્રેષ્ઠ છે. હે રાજન્! દાન, તપ, સત્ય, ધર્મ, લજ્જા, શ્રી, ક્ષમા, અકુટિલતા અને કર્તવ્યેચ્છા એ સર્વ બુદ્ધિથી માપી ન શકાય એવા ગુણો અનુપમ શિબિરાજમાં હતા. શિબિ આવો ગુણસંપન્ન અને લજ્જાશીલ છે, તેથી તે રથથી આગળ થઈ ગયો છે.[૧૮,૧૯]

વૈશંપાયન બોલ્યા:-આ પછી ઇન્દ્રના જેવા પોતાના માતામહ યયાતિને અષ્ટકે ફરી વાર કુતૂહલથી પૂછ્યું કે, 'હે નૃપતિ! તમને હું પૂછું છું, સાચું કહેજો કે તમે ક્યાંથી આવ્યા છો? કોણ છો? તમે કોના પુત્ર છો? તમે જે કર્યું છે તે કરવાને આ લોકમાં તમારા વિના બીજો કોઈ બ્રાહ્મણ કે ક્ષત્રિય સમર્થ નથી. [૨૦,૨૧]

યયાતિ બોલ્યો:-હું નહુષનો પુત્ર અને પૂરુનો પિતા યયાતિ છું. આ લોકમાં હું ચક્રવર્તી હતો. તમે મારા પોતાના છો. હું તમને આ ગુપ્ત વાત પ્રગટ કરું છું કે, તમારો હું માતામહ છું. મેં આ નિખિલ પૃથ્વીને જીતી હતી અને તે મેં બ્રાહ્મણોને વસ્ત્રદાનમાં આપી દીધી હતી. વળી મેં સો સુંદરરૂપવાળા અને પવિત્ર ઘોડાઓનો દેવને નિમિત્તે ઉત્સર્ગ કર્યો હતો. જેથી દેવો પુણ્યવાન મનુષ્યોને અનુકૂળ થાય છે. વાહન, ગાય, સુવર્ણ અને બીજાં મુખ્ય ધનોથી ભરેલી અખિલ પૃથ્વીનું મેં બ્રાહ્મણોને દાન કર્યું હતું. વળી મેં તેમને તે વખતે દશ અબજ ગાયો આપી હતી. મારા જ સત્યથી દ્યુલોક અને વસુંધરાનું ધારણ થાય છે. તે સત્યથી જ માનવલોકમાં અગ્નિ જલે છે. હું કદી પણ જૂઠું વાક્ય બોલ્યો નથી. કેમકે સંતો સત્યને જ સત્કારે છે. હે અષ્ટક! અહીં તમને, પ્રતર્દનને તથા ઉશદશ્વના પુત્ર વસુમાનને જે કહું છું તે સત્ય જ છે. મારો ચોક્કસ મત છે કે, સર્વે લોકો, મુનિઓ અને

જેવો સત્યથીજ પૂજ્ય છે. જે માણસ ઈર્ષ્યારહિત થઇને, આપણ સર્વ સ્વર્ગ જીતનારનો વૃત્તાંત યથાર્થ રીતે દ્વિજશ્રેષ્ઠોને કહેશે, તે આપણા પુણ્યલોકને પામશે. ૨૨-૨૭

**વૈશંપાયન બોલ્યાઃ**–આ રીતે તે મહાન મહાત્મા યયાતિરાજ પોતાના દૌહિત્રોથી તર્યા અને પરમ ઉદાર કર્મવાળા તે પોતાનાં કર્મો વડે પૃથ્વીને વ્યાપ્ત કરીને મિત્રો સાથે પૃથ્વી ત્યજીને સ્વર્ગે ગયા હતા. ૨૮

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ઉત્તરયાયાત' નામનો અધ્યાય ૯૩ મો સમાપ્ત**

# अध्याय ९४ मो

## પૂરુવંશનું વર્ણન

॥ जनमेजय उवाच ॥

**भगवन् श्रोतुमिच्छामि पूरोर्वंशकरान्नृपान्।**
**यद्वीर्यान् यादृशांश्चापि यावतो यत्पराक्रमान्॥**

**જનમેજય બોલ્યાઃ**–હે ભગવન્! પૂરુવંશ ચલાવનારા રાજાઓ વિશે હું સાંભળવા ઇચ્છું છું. તેઓ કેવા હતા? કેવા વીર્યવાન હતા? કેવા પરાક્રમી હતા? કેટલા હતા? તેમનામાં પૂર્વે ક્યારે ય કોઈ રાજા શીલવિનાનો નિર્વીર્ય કે નિઃસંતાન થયો નથી. હે તપોધન! તે પ્રસિદ્ધ ચારિત્ર્યવાળા અને વિજ્ઞાનશાળી રાજાઓનાં ચરિત્રને હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. ૧-૩

**વૈશંપાયન બોલ્યાઃ**–હે રાજન્! તમે મને જે પૂછો છો તે પૂરુના વંશધરો વિશે હું કહીશ. તેઓ વીર, ઇન્દ્રના જેવા તેજસ્વી, પુષ્કળ દ્રવ્યવાન, અમાપ, પરાક્રમી અને સર્વ લક્ષણથી પૂજિત હતા. પૂરુની પૌષ્ટી નામે રાણીમાં પ્રવીર, ઈશ્વર, અને રૌદ્રાશ્વ એ ત્રણ મહારથી પુત્રો થયા. તેમાં પ્રવીર વંશધર થયો. તે પ્રવીરને શૂરસેનીથી કમલ જેવાં નેત્રવાળો અને ચતુઃસીમ પૃથ્વીને પાળનારો મનસ્યુ નામે સમર્થ પુત્ર થયો. મનસ્યુને સૌવીરી નામની સ્ત્રીથી શક્ત, સંહનન અને વાગ્મી એ ત્રણ શૂરવીર અને મહારથી પુત્રો થયા.

બુદ્ધિમાન રૌદ્રાશ્વને મિશ્રકેશી અપ્સરામાં અન્વગ્ભાનુ વગેરે દશ પુત્રો થયા. તેઓ મહાધનુર્ધારી, યજ્ઞ કરનારા, શૂરવીર, પ્રજાયુક્ત, શાસ્ત્રજ્ઞ, સર્વ અસ્ત્રોના જાણનાર અને ધર્મપરાયણ હતા. ઋચેયુ, કક્ષેયુ, વીર્યવાન કૃકણેયુ, સ્થંડિલેયુ, વનેયુ, મહાયશસ્વી જલેયુ, ધીમાન અને બલવાન તેજેયુ, ઇન્દ્રના જેવો પરાક્રમશીલ સત્યેયુ, ધર્મેયુ અને દેવના જેવો પરાક્રમી સંનતેયુ એ તે દશનાં નામ હતાં. ૪-૧૨ તેઓમાં ઋચેયુ દેવેન્દ્ર ઇન્દ્રના જેવો પરાક્રમી, વિદ્વાન અને પૃથ્વીમાં ચક્રવર્તી હોઈ અનાધૃષ્ટિ નામે પ્રસિદ્ધ થયો. અનાધૃષ્ટિનો મતિનાર નામે પ્રસિદ્ધ પુત્ર હતો. તે પરમ ધાર્મિક રાજાએ રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. ૧૩ હે રાજન્! મતિનારને તંસુ, મહાન, અતિરથ અને અતુલ તેજવાળો દ્રુહ્યુ એ અમાપ પરાક્રમી ચાર પુત્રો થયા. ૧૪

તેમાં તંસુ મહાવીર્યવાન અને પૂરુવંશને ધારનાર હતો. વસુંધરાને જીતીને તેણે પ્રોજ્જ્વલ કીર્તિ મેળવી હતી. ૧૫ વીર્યવાન તંસુએ ઇલિન નામે પુત્ર ઉત્પન્ન કર્યો. તે શ્રેષ્ઠ વિજયીએ પણ સમસ્ત પૃથ્વીને જીતી લીધી હતી. ૧૬ એ ઇલિને રથન્તરી નામની સ્ત્રીમાં પંચ મહાભૂતો જેવા રાજા દુષ્યંત આદિ પાંચ પુત્રોને જન્મ આપ્યો. ૧૭ દુષ્યન્ત, શૂર, ભીમ, પ્રવસુ અને વસુ એ પાંચમાં હે જનમેજય! રાજા દુષ્યન્ત શ્રેષ્ઠ હતો. દુષ્યન્તને શકુન્તલાથી રાજા ભરત નામે વિદ્વાન પુત્ર થયો. તેનાથી ભરતવંશનો મહાન યશ ફેલાયો. ૧૮-૧૯

ભરતે પોતાની ત્રણ સ્ત્રીઓમાં નવ પુત્રો જન્માવ્યા હતા, પણ 'તેઓ મારા જેવા નથી' એમ કહી રાજાએ તેમને અભિનંદન આપ્યું નહિ. ૨૦ આથી ક્રોધિત થયેલી માતાઓએ પોતાના પુત્રોને મારી નાખ્યા. આમ તે રાજા-

ની પુત્રોત્પત્તિ વ્યર્થ ગઈ. [૨૧] હે ભારત ! પછી મોટા યજ્ઞોથી યજન કરનારા તે ભરતને ભરદ્વાજ ઋષિથી ભુમન્યુ નામે પુત્રનો લાભ થયો. હે ભરતોત્તમ ! પછી પૌરવનન્દન ભરતે પોતાને પુત્રવાન જાણી ભૂમન્યુને યુવરાજપદે અભિષિક્ત કર્યો. [૨૨-૨૩]

ભુમન્યુને દિવિરથ નામે પુત્ર થયો. વળી, ભુમન્યુને પુષ્કરિણી નામની સ્ત્રીમાં સુહોત્ર, સુહોતા, સુહવિ સુયજુ અને ઋચીક નામે પુત્રો થયા. તેમાં જ્યેષ્ઠ પુત્ર સુહોત્રને રાજાઓનું રાજ્ય મળ્યું. [૨૪-૨૫] તે સુહોત્રે રાજસૂય અને અશ્વમેધ આદિ અનેક યજ્ઞોથી યજન કર્યું અને તેણે હાથી તથા ઘોડાથી ભરેલી તેમજ બહુ રત્નોથી ભરપૂર સાગરપર્યંતની સમસ્ત પૃથ્વીનો ઉપભોગ કર્યો. જ્યારે સુહોત્ર રાજા ધર્મપૂર્વક પ્રજાનું શાસન કરતો હતો, ત્યારે હાથી, ઘોડા તથા રથથી સંપૂર્ણ અને અગણિત મનુષ્યોથી ભરપૂર પૃથ્વી અતિ ભારથી પીડાઈને જાણે ડુબ્યા જેવી થઈ ગઈ હતી તથા ભૂમિ સેંકડો અને હજારો મંદિરો તથા યજ્ઞસ્તંભોથી ચિહ્નિત થઈ ગઈ અને મનુષ્યો તથા ધાન્યની અતિ વૃદ્ધિથી તે સદૈવ શોભી રહી હતી. [૨૬-૨૯]

હે ભારત ! પૃથ્વીપતિ સુહોત્રથી ઐક્ષ્વાકીએ અજમીઢ, સુમીઢ અને પુરુમીઢ–એ ત્રણ પુત્રોને જન્મ આપ્યો. [૩૦] તેમાં અજમીઢ જ્યેષ્ઠ હતો અને તેનામાં વંશપ્રતિષ્ઠા રહી. હે ભારત ! તેણે પણ ત્રણ સ્ત્રીઓમાં છ પુત્રો ઉત્પન્ન કર્યા. [૩૧] તેમાં ધૂમિનીથી ઋક્ષ, નીલીથી દુષ્યંત અને પરમેષ્ઠી, તેમજ કેશિનીથી જહ્નુ, વ્રજન અને રૂપિણ એમ પુત્રો થયા. [૩૨] હે રાજન્ ! દુષ્યંત અને પરમેષ્ઠીના આ સર્વ પાંચાલો થયા અને અમાપ તેજસ્વી જહ્નુના વંશજો કુશિક થયા. [૩૩] એ વ્રજન તથા રૂપિણ કરતાં જનેશ્વર ઋક્ષ મોટો કહેવાયો છે. એ ઋક્ષને સંવરણ નામે વંશવર્ધન પુત્ર જન્મ્યો. [૩૪]

હે રાજન્ ! ઋક્ષપુત્ર સંવરણ જ્યારે પૃથ્વીનું શાસન કરતો હતો, ત્યારે પ્રજાઓનો મહાન ક્ષય થયો હતો, એમ અમે સાંભળ્યું છે. [૩૫] ભૂખ, મૃત્યુ, અનાવૃષ્ટિ, રોગ આદિ વિવિધ કારણોએ તેનું રાષ્ટ્ર છિન્નભિન્ન થઈ ગયું હતું. [૩૬] શત્રુ-પક્ષની સેનાઓ ભારતીય યોદ્ધાઓને હણવા લાગી. પરાક્રમપૂર્વક પૃથ્વીને જીતીને પાંચાલરાજ ચતુરંગિણી સેનાથી આ પૃથ્વીને ડોલાવતો તે સંવરણ ઉપર ચડી આવ્યો અને દશ અક્ષૌહિણી વડે તેને યુદ્ધમાં જીતી લીધો. [૩૭,૩૮] પછી રાજા સંવરણ મહા ભયથી પોતાની પત્ની, પ્રધાન, પુત્ર તેમજ મિત્રો સાથે ત્યાંથી નાસી ગયો અને મહાનદ સિંધુ પાસેના પર્વતની સમીપમાં, નદીભાગમાં ફેલાયેલી એક ઝાડીમાં જઈ વસ્યો. [૩૯,૪૦] ભરતવંશીઓ આ દુર્ગમ સ્થાનને આશ્રયે ઘણા લાંબા કાળ સુધી વસ્યા. તેમને ત્યાં રહેતાં હજાર વરસ થઈ ગયાં, ત્યારે ભગવાન વસિષ્ઠ ઋષિ ભરતવંશીઓ પાસે આવી પહોંચ્યા. [૪૧,૪૨]

સર્વ ભરતવંશીઓએ આમ પધારેલા તે ઋષિને પ્રયત્નપૂર્વક સામા જઈ સત્કાર કર્યો અને તેમને નમસ્કાર કરી અર્ધ્યપૂજા આપી. સર્વેએ તે સુવર્ચસ્વી ઋષિને સત્કારપૂર્વક નિવેદન કર્યું. [૪૩] પછી આસન ઉપર બેઠેલા તે ઋષિને રાજાએ પ્રાર્થના કરી કે, 'આપ અમારા પુરોહિત થાઓ તો અમે રાજ્યને માટે પ્રયત્ન કરીએ.' [૪૪] વસિષ્ઠે પણ 'ૐ' કહીને ભારતને યજમાન તરીકે સ્વીકાર્યા. પછી ઋષિએ અખિલ પૃથ્વીના ચૂડાગ્રસમા પૂરુવંશી સંવરણનો સર્વ ક્ષત્રિયોના સામ્રાજ્યપદે અભિષેક કર્યો; એમ અમે સાંભળ્યું છે. તે રાજા પૂર્વે ભારતોએ વસાવેલી શ્રેષ્ઠ રાજધાનીને વિશે ફરી રાજ્ય કરવા લાગ્યો અને સર્વ રાજાઓને તેણે ખંડણીભરતા કર્યા. આ પ્રમાણે તે અજમીઢવંશી મહાબલવાન સંવરણે ફરીથી પૃથ્વીને પ્રાપ્ત કરી બહુ દક્ષિણાવાળા મહાયજ્ઞો કર્યા હતા. [૪૫-૪૮]

એ સંવરણથી સૂર્યપુત્રી તપતીએ કુરુ નામે પુત્રને પ્રસવ આપ્યો. સર્વ પ્રજાએ તેને ધર્મજ્ઞ જાણી રાજા તરીકે પસંદ કર્યો. તેના નામ ઉપરથી કુરુજાંગલ દેશ પૃથ્વીમાં વિખ્યાત થયો;[૪૯] અને તે મહાતપસ્વીએ પોતાના તપથી કુરુક્ષેત્રને પવિત્ર કર્યું હતું. એને અવિક્ષિત, અભિષ્યંત, ચૈત્રરથ, મુનિ અને પ્રખ્યાત જનમેજય એ પુત્રો થયા હતા એમ અમે સાંભળ્યું છે.[૫૦,૫૧] વાહિની નામની મનસ્વિની પત્નીએ એ પાંચ પુત્રોને જન્મ આપ્યો હતો.[૫૨] અવિક્ષિતને પરિક્ષિત, વીર્યવાન શબલાશ્વ, આદિરાજ, વિરાજ, મહાબલવાન શાલ્મલિ, ઉચ્ચૈઃશ્રવા, ભંગકાર અને જિતારિ એ આઠ પુત્રો થયા હતા. એમના વંશમાં કર્મજન્ય ગુણોથી પ્રસિદ્ધ જનમેજય આદિ સાત અને બીજા અનેક મહારથીઓ જન્મ્યા હતા.[૫૩,૫૪]

જનમેજય, કક્ષસેન, ઉગ્રસેન વીર્યવંત ચિત્રસેન, ઇન્દ્રસેન, સુષેણ અને ભીમસેન એ સર્વ ધર્મ અને અર્થમાં કુશલ પુત્રો પરિક્ષિતના હતા. જનમેજયના મહાબલવાન અને પૃથ્વીપ્રખ્યાત એવા આઠ પુત્રો હતા. તેમાં ધૃતરાષ્ટ્ર સૌથી પ્રથમ, પાંડુ, બાહ્લીક, મહાતેજસ્વી નિષધ, બલવાન જામ્બૂનદ, કુંડોદર, પદાતિ તથા આઠમો વસાતિ એમ કહેવાયા છે. તે સર્વે ધર્મ અને અર્થમાં નિષ્ણાત તથા પ્રાણીમાત્રના હિતમાં તત્પર હતા.[૫૫–૫૭] તેમાં ધૃતરાષ્ટ્ર રાજા થયો હતો અને તેને કુંડિક, હસ્તી, વિતર્ક, ક્રાથ, કુંડિન, ઇન્દ્ર જેવો હવિશ્રવા અને અપરાજિત ભુમન્યુ એ પુત્રો થયા હતા. હે ભારત! પ્રતીપ, ધર્મનેત્ર અને સુનેત્ર એ ત્રણ ધૃતરાષ્ટ્રપુત્રો પણ પૃથ્વીમાં પ્રસિદ્ધ થયા હતા. તેમાં પ્રસિદ્ધ પ્રતીપ ભુમંડલમાં અજોડ થયો.[૫૮–૬૦] હે ભરતર્ષભ! પ્રતીપના દેવાપિ, શાન્તનુ અને મહારથી બાહ્લીક એ ત્રણ પુત્રો જન્મ્યા. તેમાં ધર્મહિતની કામનાએ કરીને દેવાપિએ સંન્યસ્ત લીધું અને શાન્તનુ તથા મહારથી બાહ્લીક પૃથ્વીનું રાજ્ય પામ્યા.[૬૧,૬૨] હે રાજા! ભરતવંશમાં દેવર્ષિઓ સમા, સત્ત્વશાલી અને રાજશ્રેષ્ઠ એવા અનેક રાજાઓ થયા હતા. એ જ રીતે ઐલવંશને વધારનારા દેવ જેવા બીજા મહારથીઓ મનુના વંશમાં થયા હતા.[૬૩,૬૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં ‘પૂરુવંશાનુકીર્તન’ નામનો અધ્યાય ૯૪ મો સમાપ્ત**

# अध्याय ९५ मो

## પૂરુવંશનું વિશિષ્ટ વર્ણન

॥ जनमेजय उवाच ॥

**श्रुतस्त्वत्तो मया ब्रह्मन् पूर्वेषां संभवो महान्।**
**उदाराश्चापि वंशेऽस्मिन् राजानो मे परिश्रुताः॥**

જનમેજય બોલ્યાઃ–હે બ્રહ્મન્! તમારી પાસેથી મેં પૂર્વપુરુષોની મહાન જન્મવાર્તા સાંભળી. વળી એ વંશમાં થયેલા ઉદાર રાજાઓ વિશે પણ મેં સાંભળ્યું. પણ એ પ્રિય આખ્યાન સંક્ષિપ્ત અર્થમાં હોઈને મને પૂરી તૃપ્તિ આપતું નથી. તો તમે પ્રજાપતિથી માંડીને મનુની એ દિવ્ય કથા મને ફરીથી કહો. તેમની પાવનકારી ઉત્પત્તિકથા કોને પ્રીતિકર ન થાય? સદ્ધર્મ, ગુણ અને માહાત્મ્ય વડે વિસ્તારેલો તેમનો ઉત્તમ યશ ત્રણે લોકને ધારીને વ્યાપ્ત થઈ રહ્યો છે. ગુણવાન, પ્રભાવશાલી, વીર્યવાન, ઓજસ્વી, સત્ત્વશાલી અને ઉત્સાહી એવા તેમની અમૃતના જેવી સ્વાદવાળી કથા સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.[૧–૫]

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્! પહેલાં દ્વૈપાયનજી પાસેથી મેં સાંભળેલું તમારા શુભવંશની ઉત્પત્તિનું વર્ણન હું સમગ્ર રીતે કહું છું, તે તમે સાંભળો. દક્ષથી અદિતિ, અદિતિનો વિવસ્વાન, વિવસ્વાનનો મનુ, મનુની ઇલા, ઇલાથી

પુરુરવા, પુરુરવાથી આયુ, આયુથી નહુષ અને નહુષથી યયાતિ એમ થયા. યયાતિને ઉશનાની પુત્રી દેવયાની અને વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા એમ બે પત્નીઓ હતી. [૬-૭] (અહીં વંશ સંબંધી એક શ્લોક છે)–દેવયાનીએ યદુ અને તુર્વસુને જન્મ આપ્યો; વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાને દ્રુહ્યુ, અનુ અને પૂરુ પ્રસવ્યા.[૮,૯] એમાં યદુના યાદવો અને પૂરુના પૌરવો થયા. પૂરુની કૌસલ્યા નામે સ્ત્રી હતી. તેમાં જનમેજય નામે પુત્ર થયો. તેણે ત્રણ અશ્વમેધ યજ્ઞો કર્યા અને વિશ્વજિત યજ્ઞ કરીને તે વનમાં ગયો.[૧૦,૧૧] જનમેજય રાજા, અનંતા નામે માધવવંશી કન્યાને પરણ્યો હતો. તેનાથી એને પ્રાચિન્વાન નામે પુત્ર થયો. તેણે સૂર્યના ઉદય-સ્થાન સુધીની પ્રાચી દિશા જીતી તેથી તે પ્રાચિન્વાન કહેવાયો. [૧૨] પ્રાચિન્વાન યાદવવંશી અશ્મકીને પરણ્યો હતો, તેનાથી તેને સંયાતિ પુત્ર થયો. [૧૩] સંયાતિ દૃષદ્વાનની પુત્રી વરાંગીને પરણ્યો હતો. તેમાં તેને અહંયાતિ જન્મ્યો. [૧૪] અહંયાતિએ કૃતવીર્યની પુત્રી ભાનુમતી સાથે લગ્ન કર્યું અને તેનાથી તેને સાર્વભૌમ પુત્ર થયો.[૧૫] સાર્વભૌમે જય કરી કેકયકુમારી સુવર્ણાનું હરણ કર્યું અને તેની સાથે લગ્ન કર્યું. તે સ્ત્રીમાં તેને જયત્સેન નામે પુત્ર થયો. જયત્સેન વિદર્ભરાજકુમારી સુશ્રવાને પરણ્યો અને તેનાથી તેને અવાચીન નામે પુત્ર થયો.[૧૬,૧૭] અવાચીન પણ બીજી વિદર્ભકુમારી મર્યાદાને પરણ્યો હતો અને તેમાં તેને અરિહ નામે પુત્ર જન્મ્યો. અરિહે આંગી સાથે લગ્ન કર્યું અને તેથી તેને મહાભૌમ પુત્ર થયો. મહાભૌમ પ્રસેનજિતની કન્યા સુયજ્ઞાને પરણ્યો અને તેમાં તેને અયુતનાયી નામનો પુત્ર થયો. તેણે અયુત નરમેધ યજ્ઞો કર્યા હતા, તેથી તેનું નામ અયુતનાયી પડ્યું હતું.[૧૮-૨૦]

અયુતનાયી પૃથુશ્રવાની કન્યા કામાને પરણ્યો, તેમાં તેને અક્રોધન નામે પુત્ર થયો.[૨૧] તેણે કલિંગની કરંભા નામની રાજકન્યા સાથે લગ્ન કર્યાં અને તેમાં તેને દેવાતિથિ જન્મ્યો.[૨૨] દેવાતિથિ વિદેહકુમારી મર્યાદા સાથે પરણ્યો હતો અને તેમાં તેને અરિહ નામે પુત્ર થયો.[૨૩] અરિહ અંગકુમારી સુદેવાને પરણ્યો હતો અને તેનાથી તેને ઋક્ષ નામે પુત્ર જન્મ્યો હતો.[૨૪] ઋક્ષ તક્ષકદુહિતા જ્વાલાને પરણ્યો હતો અને તેમાં તેને મતિનાર નામે પુત્ર ઉત્પન્ન થયો હતો.[૨૪,૨૫]

મતિનારે સરસ્વતીના તીર ઉપર બાર વર્ષ ચાલે એવો ગુણયુક્ત યજ્ઞ આરંભ્યો હતો. તે સત્ર સમાપ્ત થતાં સરસ્વતી તેની પાસે આવી અને તેને પતિ તરીકે વરી. તેનામાં મતિનારે તંસુ નામે પુત્ર ઉત્પન્ન કર્યો. (અહીં વંશકથાનો શ્લોક છે કે) સરસ્વતીને મતિનારથી તંસુ નામે પુત્ર પ્રસવ્યો અને તંસુએ કાલિંગીમાં ઇલિન નામે પુત્ર જન્માવ્યો. [૨૬,૨૭] ઇલિને રથંતરીમાં દુષ્યન્ત આદિ પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. [૨૮] દુષ્યન્ત વિશ્વામિત્રની પુત્રી શકુંતલા સાથે પરણ્યો અને તેમાં એનો ભરત નામે એક પુત્ર જન્મ્યો. અહીં વંશકીર્તનના બે શ્લોક છે કે, 'માતા ચર્મ-કોશ છે, પુત્ર પિતાનો જ છે, પિતા જ પુત્રરૂપે જન્મે છે. હે દુષ્યંત! પુત્રનું ભરણપોષણ કર. શકુન્તલાને અપમાન ન આપ! હે નરદેવ! પોતાના વીર્યથી ઉત્પન્ન થયેલો પુત્ર યમરાજના લોકથી ઉદ્ધારે છે. તેં જ આ પુત્રનું ગર્ભાધાન કર્યું છે. શકુંતલા સાચું જ કહે છે.' દેવોએ 'ભરણ કર' એમ કહ્યું તેથી દુષ્યન્તપુત્રનું નામ ભરત પડ્યું. [૩૦,૩૧]

ભરતે કાશીરાજ સર્વસેનની સુનંદા નામે પુત્રી સાથે લગ્ન કર્યું. તેનાથી તેને ભુમન્યુ પુત્ર થયો.[૩૨] ભુમન્યુ દશાર્હકન્યા વિજયાને પરણ્યો, તેમાં તેને સુહોત્ર જન્મ્યો.[૩૩] સુહોત્ર ઇક્ષ્વાકુકન્યા સુવર્ણાને પરણ્યો, તેનાથી તેને હસ્તી નામે પુત્ર થયો. તે હસ્તીએ હસ્તીનાપુર નામનું નગર વસાવ્યું. એના નામથી જ તે હસ્તીનાપુર નામે ન

થયું.[34] હસ્તીએ ત્રિગર્તરાજની કન્યા યશોધરા સાથે લગ્ન કર્યું, તેનાથી તેને વિકુંઠન નામનો પુત્ર થયો. [35] વિકુંઠને દશાર્હપુત્રી સુદેવા સાથે લગ્ન કર્યું, તેમાં તેને અજમીઢ નામે પુત્ર થયો.[36]

અજમીઢને કૈકેયી, ગાન્ધારી, વિશાલા અને ઋક્ષા એ ચાર પત્નીઓ હતી. તેમાં તેને એકસો ચોવીસ પુત્રો થયા. તે સર્વ રાજાઓ જુદા-જુદા વંશધારી થયા. તેમાં સંવરણ વંશવર્ધક હતો. સંવરણ સૂર્યપુત્રી તપતીને પરણ્યો હતો અને તેમાં તેને કુરુ નામે પુત્ર જન્મ્યો. [37,38] કુરુ દશાર્હકન્યા શુભાંગીને પરણ્યો, તેમાં તેને વિદૂરથ નામે પુત્ર થયો. [39] વિદૂરથ માધવપુત્રી સંપ્રિયાને પરણ્યો અને તેમાં તેને અનશ્વા નામનો પુત્ર થયો.[40] અનશ્વા મગધકુમારી અમૃતાને પરણ્યો હતો અને તેમાં તેને પરિક્ષિત્ નામે પુત્ર થયો. [41]

પરિક્ષિત બહુદ રાજાની કન્યા સુયશાને પરણ્યો અને તેમાં તેને ભીમસેન થયો.[42] ભીમસેન કેકયરાજની પુત્રી કુમારીને પરણ્યો હતો અને તેમાં તેને પ્રતિશ્રવા નામે પુત્ર થયો. પ્રતિશ્રવાનો પ્રતીપ નામે પુત્ર થયો. જે શિબિરાજનંદિની સુનન્દાને પરણ્યો હતો. તેમાં દેવાપિ; શાન્તનુ અને બાહ્લીક એ ત્રણ પુત્રો થયા.[43,44] દેવાપિ બાળપણમાં જ અરણ્યવાસી થયો તેથી શાન્તનુ રાજા થયો. [45] (એ શાંતનુના યશ માટે ગવાય છે કે, ) તે (શાંતનુ) જે જે જીર્ણ (વૃદ્ધ)ને પોતાના હાથે સ્પર્શ કરે, તે તે ફરી યુવાન અને સુખી થાય. આથી તે શાન્તનુ તરીકે ઓળખાય છે. [42-46]

શાન્તનુ રાજા ભગીરથપુત્રી ગંગાને પરણ્યો, તેમાં તેને દેવવ્રત નામે પુત્ર જન્મ્યો હતો; જેને ભીષ્મ કહેવામાં આવે છે.[47] ભીષ્મે પિતાનું પ્રિય કરવાની ઇચ્છાથી પોતાના પિતાનાં સત્યવતી સાથે લગ્ન કરાવ્યાં. એ સત્યવતીને ગન્ધકાલી પણ કહે છે.[48] તેને કુમારી અવસ્થામાં અગાઉ પરાશરથી દ્વૈપાયન પુત્ર થયો હતો. તે સત્યવતીથી જ શાન્તનુને વિચિત્રવીર્ય અને ચિત્રાંગદ નામે બે પુત્રો થયા.[49] તેમાં ચિત્રાંગદ તો યુવાની આવતાં પહેલાં જ ગન્ધર્વથી માર્યો ગયો હતો, એટલે વિચિત્રવીર્ય રાજા થયો.[50] વિચિત્રવીર્યે કૌસલ્યાથી થયેલી કાશીરાજની અમ્બિકા અને અંબાલિકા એ બે કન્યાઓ સાથે લગ્ન કર્યાં હતાં.[51] વિચિત્રવીર્ય અપુત્ર મરી ગયો; એટલે સત્યવતીએ વિચાર્યું કે, દુષ્યન્તના વંશનો ઉચ્છેદ થવો ન જોઇએ.[52] તેણે મનથી ઋષિ દ્વૈપાયનનું સ્મરણ કર્યું. તેની પાસે આવી ઊભેલા તે ઋષિએ કહ્યું કે, 'શું કામ કરું?'[53] ત્યારે સત્યવતીએ કહ્યું કે, 'તારો ભાઈ વિચિત્રવીર્ય અપુત્ર જ સ્વર્ગવાસી થયો છે, તો તું તેની સ્ત્રીમાં સારી પ્રજા ઉત્પન્ન કર.'[54] 'બહુ સારું!' એમ કહી વ્યાસ મુનિએ ધૃતરાષ્ટ્ર, પાણ્ડુ અને વિદુર એ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા. તેમાં દ્વૈપાયનના વરદાનથી રાજા ધૃતરાષ્ટ્રને ગાંધારીમાં સો પુત્રો થયા. ધૃતરાષ્ટ્રના તે સો પુત્રોમાં દુર્યોધન, દુઃશાસન, વિકર્ણ અને ચિત્રસેન એ ચાર મુખ્ય પુત્રો હતા.

પાંડુને સ્ત્રીઓમાં રત્નસમી કુન્તી અને માદ્રી એ બે પત્નીઓ હતી. એ કુન્તીનું બીજું નામ પૃથા છે. એક વખતે મૃગયાએ નીકળેલા પાંડુએ મૃગીમાં મૈથુન કરતા એક મૃગરૂપી ઋષિને જોયા. પૂરો કામરસ ન પામેલા અને અતૃપ્ત રહેલા તે અદ્દભુત ઋષિને તેણે બાણથી વીંધી નાખ્યા. બાણથી વીંધાયેલા તે ઋષિએ પાંડુને કહ્યું કે, 'તું ધર્મનો આચરનારો અને કામરસને જાણવાવાળો હોવા છતાં તેં કામરસથી અતૃપ્ત એવા મને માર્યો છે, તેથી તારી પણ એ જ દશા થશે. કામરસ પામ્યા વિના જ તારું તત્કાળ મરણ થશે.' આથી ફિક્કા પડી ગયેલા તે પાંડુએ શાપ ટાળવાને માટે પત્નીસંગ ન કર્યો. પછી પત્નીઓને કહ્યું કે,[55-60] 'મારી ચપળતાએ કરીને હું આ દશાને પામ્યો છું. મેં સાંભળ્યું છે કે, અપુત્રને માટે પુણ્યલોકો

નથી.' તેણે કુન્તીને કહ્યું: 'તો, તું મારે માટે પુત્રો ઉત્પન્ન કર.' તેણે આમ કહ્યું, એટલે કુન્તીએ ધર્મથી યુધિષ્ઠિરને, વાયુથી ભીમસેનને અને ઇન્દ્રથી અર્જુનને એમ પુત્રો ઉત્પન્ન કર્યા. [૬૧] પ્રસન્ન થયેલા પાંડુએ તેને કહ્યું: 'માદ્રી તારી સપત્ની છે અને સંતાન વિનાની છે. તું એને ઠીક કરીને બાળક થાય એમ કર.' 'ભલે એમ હો' એમ કહીને કુંતીએ તે વિદ્યા માદ્રીને આપી. [૬૨] એથી માદ્રીમાં અશ્વિનીકુમારોથી નકુલ અને સહદેવ ઉત્પન્ન થયા. [૬૩] એક વાર માદ્રીને વિભૂષિત થયેલી જોઇને પાંડુને કામભાવ થયો અને માદ્રીને અડતાં જ તે મૃત્યુ પામ્યો. [૬૪] પછી માદ્રીએ ચિતાના અગ્નિમાં મુકાયેલા તે પાંડુનું અનુગમન કર્યું અને કુંતીને કહ્યું: 'તમે સાવધાનીથી મારા જોડિયા પુત્રોનું જતન કરજો.' [૬૫] પછી તપસ્વીઓ તે પાંડવોને કુંતી સાથે હસ્તિનાપુરમાં લાવ્યા અને તેમને ભીષ્મ તેમજ વિદુર આગળ રજૂ કર્યા. સર્વ વર્ણોને પાંડવોની જન્મકથા કહીને તે તપસ્વીઓ તેમના દેખતાં જ અંતર્ધાન થઈ ગયા. [૬૬] ભગવત્સ્વરૂપ તે તપસ્વીઓનું વાક્ય સાંભળીને અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને દેવનાં દુંદુભિઓ ગાજ્યાં. [૬૭]

પછી પાંડવોને સ્વીકારવામાં આવ્યા અને તેમણે પોતાના પિતાના મૃત્યુસમાચાર કહ્યા તેમજ ન્યાયપૂર્વક પરલોકક્રિયા કરી. [૬૮] પછી પાંડવો ત્યાં જ રહેવા લાગ્યા. દુર્યોધન છેક બાળપણથી તેમના ઉપર ઈર્ષ્યા રાખતો હતો. તે પાપી આચરણવાળાએ, રાક્ષસી બુદ્ધિનો આશ્રય લઇને, તેમને ઉખેડી નાખવા માટે અનેક ઉપાયો યોજ્યા, પણ કાર્યનું ભાવિ જુદું જ હતું; તેથી તે તેમને ઊખેડી શક્યો નહિ. [૬૯] હવે ધૃતરાષ્ટ્રે પાંડવોને બહાનું કાઢીને વારણાવત મોકલ્યા અને તેમણે ત્યાં જવાનું સ્વીકાર્યું. [૭૦] ત્યાં લાક્ષાગૃહમાં તેમને બાળી નાખવાનો યત્ન કરવામાં આવ્યો, પણ વિદુરની સલાહને લીધે પાંડવો બળતા બચ્યા. [૭૧]

ત્યાંથી હિડિમ્બ રાક્ષસને મારીને પાંડવો એકચક્રા નગરીમાં ગયા. ત્યાં એકચક્રામાં પણ બક નામના રાક્ષસને મારીને તેઓ પાંચાલ નગરમાં ગયા. [૭૨] ત્યાં દ્રૌપદીને પત્ની તરીકે પામી તેઓ પાછા પોતાના દેશમાં આવ્યા. [૭૩] તે કુશળ પાંડવોએ પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા. યુધિષ્ઠિરે પ્રતિવિંધ્ય, વૃકોદરે સુતસોમ, અર્જુને શ્રુતકીર્તિ, નકુલે શતાનીક અને સહદેવે શ્રુતકર્મા એમ પુત્રો ઉત્પન્ન કર્યા. [૭૪,૭૫]

યુધિષ્ઠિરે શૈબ્યરાજ ગોવાસનની દેવિકા નામે કન્યાને સ્વયંવરમાં પ્રાપ્ત કરી હતી. તેમાં યૌધેય નામે તેનો પુત્ર થયો. ભીમસેન પણ પોતાના પરાક્રમરૂપી મૂલ્યથી કાશીરાજની પુત્રી બલંધરા સાથે પરણ્યો હતો અને તેમાં તેને સર્વંગ નામે પુત્ર જન્મ્યો હતો. [૭૬,૭૭] અર્જુને દ્વારકા જઈ વાસુદેવની બહેન કલ્યાણભાષિણી સુભદ્રા સાથે લગ્ન કર્યું હતું. પોતાને વતન જઇને તે કુશલ અર્જુને એ સુભદ્રામાં વાસુદેવને વહાલો અને ગુણસંપન્ન એવો અભિમન્યુ ઉત્પન્ન કર્યો હતો. [૭૮] નકુલે પણ કરેણુમતી નામની કન્યા સાથે લગ્ન કર્યું હતું અને તેમાં તેને નિરમિત્ર નામે પુત્ર ઉત્પન્ન થયો હતો. [૭૯] સહદેવે પણ દ્યુતિમાન મદ્રરાજની કન્યા માદ્રી વિજયા સાથે સ્વયંવરમાં લગ્ન કર્યું અને તેમાં તેણે સુહોત્ર નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. [૮૦] ભીમસેને આ અગાઉ જ હિડિમ્બામાં રાક્ષસ ઘટોત્કચ પુત્રને ઉત્પન્ન કર્યો હતો. [૮૧] પાંડવોના આ અગિયાર પુત્રો હતા, તેમાં એકલો અભિમન્યુ જ વંશ વધારનાર હતો. [૮૨]

તે અભિમન્યુ વિરાટરાજની પુત્રી ઉત્તરાને પરણ્યો અને તેમાં એનાથી જ ગર્ભ રહ્યો, તે ચેતના વિનાનો થઈ ગયો હતો. 'એ ગર્ભને હું જિવાડીશ' એમ પુરુષોત્તમ વાસુદેવની આજ્ઞા થઈ; એટલે પૃથાએ છ માસના એ ગર્ભને પોતા-

ના ખોળા માંગીધો.[૮૩] પછી અગ્નિથી બળી ગયેલા, બળ, વીર્ય અને પરાક્રમને નહિ પામેલા, તેમજ અકાલે જન્મેલા તે ગર્ભને ભગવાન વાસુદેવે પોતાના તેજ વડે ફરી જીવતો કર્યો. એમણે એને જિવાડીને કહ્યું કે, 'કુલ પરિક્ષીણ થતાં આ જન્મે છે તેથી એનું પરિક્ષિત્ એવું નામ કહેવાશે.[૮૪] 'પરિક્ષિત્ તમારી માતા માદ્રવતીને પરણ્યા અને તેમાં તમે જનમેજય થયા.[૮૫] તમે વપુષ્ટામાં શતાનીક અને શંકુકર્ણ નામે બે પુત્રો ઉત્પન્ન કર્યા છે. વૈદેહીમાં શતાનીકનો અશ્વમેધદત્ત નામે પુત્ર થયો.

આ પૂરુ અને પાંડવોના વંશની કથા કહી. તે ધન્ય, પુણ્યમય અને પરમપવિત્ર કથાને બ્રાહ્મણોએ નિયમયુક્ત થઈ ને સદૈવ સાંભળવી જોઇએ. પછી સ્વધર્મમાં તત્પર અને પ્રજાપાલનમાં નિયુક્ત ક્ષત્રિયોએ પણ તે સાંભળવી ઘટે છે. વળી વૈશ્યોએ પણ તે સાંભળવી જોઈએ. ત્રણે વર્ણોની સેવા કરનારા શૂદ્રોએ પણ શ્રદ્ધાપૂર્વક આને સાંભળવી.[૮૭] જે માણસો નિયમયુક્ત રહી, મત્સરરહિત થઈ, મૈત્રીભાવના રાખી તથા વેદપરાયણ રહી, આ પુણ્યઇતિહાસને અશેષરૂપે સાંભળશે તથા સંભળાવશે તે સ્વર્ગને જીતશે અને પુણ્યલોકોને પામશે. તેઓ દેવ, બ્રાહ્મણ અને મનુષ્યોમાં સતત માન્ય અને પૂજ્ય થશે.[૮૮] ભગવાન વ્યાસે કહેલા આ પરમપવિત્ર ભારતને બ્રાહ્મણ આદિ જે વર્ણો મત્સરરહિત થઈને, વેદપરાયણ રહીને અને મિત્રભાવના રાખીને શ્રદ્ધાપૂર્વક સાંભળશે, તેઓ પણ સ્વર્ગને જીતશે, પુણ્યાત્મા થશે અને તેમને કરેલાં તથા નહિ કરેલાં કર્મોનો શોક રહેશે નહિ.[૮૯] આ વિશે શ્લોક છે કે—**આ ભારત વેદના જેવું છે, પવિત્ર અને ઉત્તમ છે, તેમજ ધન, યશ અને આયુષ્ય દેનારું છે. સંયમી જનોએ તે સાંભળવા યોગ્ય છે.**[૯૦]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'પૂરુવંશકીર્તન' નામનો અધ્યાય ૯૫ મો સમાપ્ત**

# अध्याय ९६ मो

## શાંતનુ રાજાનું ઉપાખ્યાન

॥ वैशंपायन उवाच ॥

**इक्ष्वाकुवंशप्रभवो राजासीत्पृथिवीपतिः ।**
**महाभिष इति ख्यातः सत्यवाक् सत्यविक्रमः ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**—ઇક્ષ્વાકુવંશમાં મહાભિષ કરીને એક સત્યવચની અને સત્યપરાક્રમી પૃથ્વીપતિ રાજા હતો.[૧] તેણે એક હજાર અશ્વમેધોથી તથા સો રાજસૂય યજ્ઞોથી ઇન્દ્રરાજને પ્રસન્ન કર્યા હતા અને તેથી તે સમર્થ સ્વર્ગલોકને પામ્યો હતો.[૨] કોઈ એક વાર દેવો બ્રહ્માજીની ઉપાસના કરી રહ્યા હતા, ત્યારે રાજર્ષિઓ તથા તે રાજા ત્યાં હાજર હતા.[૩] એટલામાં સરિતાઓમાં શ્રેષ્ઠ ગંગાજી, પિતામહ બ્રહ્માજી પાસે આવ્યાં. તે વખતે ચંદ્રકાંતિ જેવું તેમનું વસ્ત્ર પવનથી ઊડી ગયું.[૪] આથી દેવગણો એકદમ નીચું જોઈ ગયા, પણ રાજર્ષિ મહાભિષ તો નિઃશંકપણાથી ગંગાને જોવા લાગ્યો.[૫] આમ તાકી રહેલા મહાભિષને બ્રહ્માએ કહ્યું: 'તું મનુષ્યલોકમાં જન્મી ફરી પાછો સ્વર્ગલોકને પામશે.[૬] હે દુર્બુદ્ધિ! જે ગંગાથી તારું મન હરાયું છે, તે ગંગા મનુષ્યલોકમાં તારું અપ્રિય આચરશે. તને જ્યારે ક્રોધ ઉત્પન્ન થશે, ત્યારે તું શાપમુક્ત થશે.'[૭,૮]

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી તે રાજાએ પૃથ્વીમાં રાજાઓ અને અન્ય તપોધનો વિશે વિચાર કરીને અત્યંત તેજસ્વી પ્રતીપ રાજાને પોતાના પિતા તરીકે પસંદ કર્યો.[૯] તે મહાભિષ રાજાને ધૈર્યથી ભ્રષ્ટ થયેલો જોઈ, નદીઓમાં શ્રેષ્ઠ ગંગાજી મનમાં તેનું જ ધ્યાન ધરતાં ધરતાં ચાલ્યાં ગયાં.[૧૦] હે રાજન્! માર્ગમાં જતાં તેણે સ્વર્ગમાં રહેવાવાળા વસુદેવોને સ્વર્ગથી ભ્રષ્ટ થવાથી ક્લેશથી ખિન્ન થયેલા જોયા.[૧૧] સરિતાશ્રેષ્ઠ ગંગાજીએ તેમને રૂપહીન થયેલા જોઈને પૂછ્યું: 'આ તમારું રૂપ કેમ નાશ પામ્યું છે? દેવોનું

મંગલ તો છે ને?' [૧૨]

એટલે વસુદેવોએ તેને કહ્યું: 'હે મહાનદી! અમારો અલ્પ અપરાધ થતાં મહાત્મા વસિષ્ઠે અમને ક્રોધમાં શાપ આપ્યો છે. પૂર્વે એક વાર ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠ ગુપ્ત સાર સંધ્યામાં બેઠા હતા, તે વખતે અમે સર્વ મૂર્ખાઓએ તેમનો અપરાધ કર્યો હતો. આથી તેમણે કોપ કરી અમને શાપ આપ્યો કે, 'તમે મનુષ્યયોનિમાં જન્મો.' [૧૩-૧૪] બ્રહ્મવાદી ઋષિએ જે કહ્યું છે તે ટાળી શકાય એમ નથી. તો તમે માનુષી રૂપ લઈ અમને વસુઓને પૃથ્વીમાં પુત્રરૂપે જન્મ આપો. [૧૫] હે શુભા! અમે આ પ્રમાણે માનવઉદરમાં તો પ્રવેશીશું નહિ.' [૧૬] વસુઓએ આમ કહ્યું, ત્યારે ગંગાજીએ 'તથાસ્તુ' એમ કહીને પૂછ્યું કે, 'મર્ત્યલોકમાં કયો પુરુષશ્રેષ્ઠ તમારો જનક થશે?' [૧૭]

વસુઓ બોલ્યા:-પ્રતીપને રાજા શાન્તનુ નામે લોકપ્રસિદ્ધ પુત્ર થશે. તે મનુષ્યલોકમાં અમારો પિતા થશે. [૧૮]

ગંગાજી બોલ્યાં:-હે નિષ્પાપ દેવો! તમે મને કહો છો તે જ પ્રમાણે મારું પણ માનવું છે. હું તે રાજાનું પ્રિય કરીશ અને તમારું પણ ઇચ્છિત સાધીશ. [૧૯]

વસુઓ બોલ્યા:-હે ત્રિલોકગામિની! અમે તમારા પુત્રરૂપે જન્મીએ એટલે તમે અમને પાણીમાં નાખી દેજો; એટલે ટૂંક વખતમાં જ અમારો છુટકારો થશે. [૨૦]

ગંગાજી બોલ્યાં:-ભલે, હું એમ જ કરીશ. પણ પુત્રપ્રાપ્તિના હેતુથી મારી સાથે થયેલો સમાગમ વ્યર્થ ન જવો જોઈએ. આથી તેનો એક પુત્ર તો રહે એમ કરો. [૨૧]

વસુઓ બોલ્યા:-અમે બધા અમારા આઠમા ભાગના તેજને આપીશું અને તે તેજથી તમને તેનો ઇચ્છિત પુત્ર થશે. પણ તેને મર્ત્યલોકમાં સંતતિ થશે નહિ, તેથી તમારો તે વીર્યવાન પુત્ર અપુત્ર રહેશે. આ પ્રમાણે ગંગાજી સાથે ઠરાવ કરીને તે વસુઓ તરત જ પ્રસન્ન ચિત્તે ઇચ્છિત સ્થાને ચાલ્યા ગયા. [૨૨,૨૩]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'મહાભિષ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૯૬ મો સમાપ્ત

# अध्याय ९७ मो

## શાંતનુ રાજાને ગંગાજીનો મેળાપ

॥ वैशंपायन उवाच ॥

ततः प्रतीपो राजासीत्सर्वभूतहितः सदा।
निषसाद समा बह्वीर्गंगाद्वारगतो जपन् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા:-હવે ભૂતમાત્રના કલ્યાણમાં રહેલો રાજા પ્રતીપ ગંગાદ્વારે વસીને અનેક વર્ષો સુધી જપ કરતો બેઠો હતો. [૧] એક વાર રૂપવતી, ગુણોથી યુક્ત, અત્યંત આકર્ષક આકૃતિવાળી ગંગા, સ્ત્રીરૂપ ધરીને તે જલમાંથી બહાર આવી. દિવ્ય રૂપને ધારણ કરનારી અને શુભ વદનવાળી તે મનસ્વિની ગંગા વેદાધ્યયન કરતા તે રાજર્ષિની શાલવૃક્ષના જેવી જમણી જાંઘ ઉપર બેઠી. [૨-૩] પૃથ્વીનાથ પ્રતીપે તે યશસ્વિનીને કહ્યું: 'હે કલ્યાણી! તારું શું પ્રિય કરું? તારી શી ઇચ્છા છે તે મને કહે.' [૪]

સ્ત્રી બોલી:-હે રાજન્! હું તમારી કામના કરું છું. હું તમારી ભક્ત છું, તો તમે મને સ્વીકારો. કેમકે કામવતી સ્ત્રીઓના ત્યાગને સાધુઓએ નિંદ્ય ગણ્યો છે.' [૫]

પ્રતીપ બોલ્યો:-હે સુંદરાંગી! પરસ્ત્રીને વિશે તેમજ અસવર્ણ સ્ત્રીને વિશે હું કામગમન કરતો નથી. હે કલ્યાણી! આ મારું ધર્મવ્રત જ છે. [૬]

સ્ત્રી બોલી:-હે રાજન્! હું અકલ્યાણી નથી, ગમનને અયોગ્ય નથી, તેમજ કોઈ પણ રીતે નિંદાપાત્ર નથી. હું તમને ભજી રહી છું, તમે મને સ્વીકારો. હું સ્ત્રીઓમાં શ્રેષ્ઠ છું અને દિવ્ય કન્યા છું. [૭]

પ્રતીપ બોલ્યોઃ–તું મને જે પ્રિયને માટે પ્રેરે છે, તે તો તેં જ નિવૃત કરી દીધું છે. જો એથી વિરુદ્ધ આચરણ કરું તો તે રીતે કરેલો ધર્મવિરોધ મારો જ નાશ કરી નાખે. હે વરાંગના! તું આવીને મારી જમણી જાંઘને આશ્રયે બેઠી છે. હે ભીરુ! એ આસન તો સંતાનો અને પુત્રવધૂઓનું છે એમ તું જાણ. ૮–૯ કામિનીઓ માટે તો ડાબી જાંઘ જ ભોગવવા યોગ્ય છે અને તેને તો તેં ત્યજી છે. આથી હે સુંદરાંગી! હું તારે વિશે કામ આચરીશ નહિ. હે સુંદર કટિવાળી! તું મારી પુત્રવધૂ થા. હું તને મારા પુત્ર માટે પસંદ કરું છું. કેમકે હે વામોરુ! તું પુત્રવધૂ માટેના આસને આવીને બેઠી છે. ૧૦–૧૧

સ્ત્રી બોલીઃ–હે ધર્મજ્ઞ! ભલે એમ હો. હું તમારા પુત્ર સાથે જોડાઈશ અને તમારે વિશે ભક્તિ હોવાથી હું પ્રસિદ્ધ ભારતકુલને ભજીશ.૧૨ પૃથ્વીમાં જે રાજાઓ છે, તેમના તમે આધારરૂપ છો. સેંકડો વર્ષે પણ તમારા ગુણો મારાથી કહી રહેવાય એમ નથી.૧૩ તમારા કુળમાં પ્રસિદ્ધ રાજાઓ થયા છે, તે તમારા કુલની ઉત્તમ સાધુતા છે. પણ હે ધર્મજ્ઞ! હું એક શરતે આ સંબંધમાં વરતીશ. હે વિભુ! હું જે કાંઈ કરું તે સર્વ વિશે તમારા પુત્રે કશો પણ વિચાર કરવો નહિ. આ શરતે રહીને હું તમારા પુત્રની પ્રીતિ વધારીશ અને તમારો પુત્ર પ્રિય અને પુણ્યવાન પુત્રો સાથે સ્વર્ગલોકને પામશે. ૧૪–૧૬

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્! આમ કહીને ગંગા ત્યાં જ અંતર્ધાન થઈ ગઈ. ૧૭ પુત્રજન્મની વાટ જોતો તે રાજા તે જ વાત મનમાં ધારી રહ્યો હતો. એ અરસામાં ક્ષત્રિયશ્રેષ્ઠ અને કુલનન્દન તે પ્રતીપે પોતાની પત્ની સાથે પુત્ર માટે તપ તપવા માંડ્યું. એ વૃદ્ધ દંપતીને તે મહાભિષ નામે પુત્ર થયો. તે શાંત થઈ જતા રાજાનો વંશવિસ્તારરૂપ જન્મ્યો હોવાથી તે શાન્તનુ કહેવાયો. કુરુશ્રેષ્ઠ શાંતનુને પોતાનાં કર્મો વડે જિતાયેલા અક્ષય લોકોનું સ્મરણ હતું, તેથી તે પુણ્યકર્મો જ કરતો હતો.૧૮–૧૯

હવે યૌવનમાં આવેલા પોતાના પુત્ર શાન્તનુને પ્રતીપે કહ્યું કે, 'હે શાન્તનુ! પૂર્વે એક સ્ત્રી તારા કલ્યાણને માટે મારી પાસે આવી હતી. હે પુત્ર! ઉત્તમ વર્ણવાળી, મનોરમ રૂપે ભરેલી અને સ્વેચ્છા ગતિવાળી તે દિવ્ય સ્ત્રી કદી પુત્રની ઇચ્છાએ તને એકાંતમાં મળે, તો તારે તેને પૂછવું નહિ કે, હે અંગના! તું કોણ છે? કોની પુત્રી છે? વળી, હે અપાપ! તે જે કંઈ કર્મ કરે તે વિશે તારે તેને કશું ય પૂછવું પણ નહિ. મારી આજ્ઞાથી પ્રતિભાવાળી એવી તે સ્ત્રીનો તું સ્વીકાર કરજે. ૨૦–૨૩

વૈશંપાયન બોલ્યાઃ–પ્રતીપરાજા આ પ્રમાણે પોતાના પુત્ર શાન્તનુને આજ્ઞા આપીને અને તેને પોતાની રાજ્યગાદીએ બેસાડીને પોતે વનમાં ગયો.૨૪ ઇન્દ્રના જેવી કાંતિવાળો તે બુદ્ધિમાન શાન્તનુ રાજા મૃગયાશીલ થઈને સંતત વનમાં ઘૂમવા લાગ્યો. ૨૫ મૃગો અને મહિષોને મારતો તે નૃપશ્રેષ્ઠ સિદ્ધ અને ચારણોથી સેવાયેલી ગંગા ઉપર એકલો ફરવા લાગ્યો.૨૬ હે મહારાજ! ત્યાં એક વાર તેણે ઝગમગતા શરીરથી સાક્ષાત્ બીજી લક્ષ્મી જેવી એક ઉત્તમ સ્ત્રીને જોઈ.૨૭ તેને સુંદર દાંત હતા અને તે સર્વાંગે અનિંદ્ય હતી. તે દિવ્ય આભૂષણોથી વિભૂષિત હતી અને તેણે એક ઝીણું વસ્ત્ર ધારણ કર્યું હતું. તેની કાંતિ કમલના ઉદર જેવી હતી અને તે એકલી હતી.૨૮ તેને જોતાં જ તે નરપતિ તેની રૂપસંપત્તિથી આશ્ચર્યચકિત થઈ ગયો. તે રોમાંચિત થઈ ગયો અને જાણે તેનું નેત્રોથી પાન કરતાં ધરાયો જ નહિ.૨૯ હવે તે વિલાસિની સ્ત્રી પણ ત્યાં વિચરી રહેલા એ મહાતેજસ્વી રાજાને જોતાં જ સ્નેહથી પ્રણયભરી થઈ ગઈ. તે તેને જોતાં તૃપ્તિ જ ન પામી.૩૦ પછી રાજાએ મધુર વાણીથી

સાંત્વન આપતાં તેને કહ્યું: 'હે સુમધ્યમા! તું દેવી છે? દાનવી છે? ગંધર્વી છે? અપ્સરા છે? યક્ષી છે? નાગિની છે? કે માનવી છે? હે શોભના! હું તને પ્રાર્થના કરું છું કે, હે દેવકાન્તિવાળી! તું મારી પત્ની થા.' [૩૧]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'શાંતનુ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૯૭ મો સમાપ્ત**

# अध्याय ९८ मो

## ભીષ્મની ઉત્પત્તિ

॥ वैशंपायन उवाच ॥

**एतच्छ्रुत्वा वचो राज्ञः सस्मितं मृदु वल्गु च।**
**वसूनां समयं स्मृत्वाथाभ्यागच्छदनिंदिता ॥१॥**

**વૈશંપાયન બોલ્યા:**–રાજાનું આ મૃદુ, મનોહર અને સ્મિતયુક્ત વચન સાંભળીને તે અનિન્દિતા ગંગા વસુઓનું વચન સંભારીને રાજાની પાસે આવી; [૧] અને તેના મનને પ્રસન્ન કરતી વાણીમાં બોલી કે, 'હે મહીપાલ! હું તમારી અધીન પટરાણી થઈશ. [૨] પણ હે રાજન્! હું જે કાંઈ શુભ કે અશુભ કરું, તેમાં તમારે મને વારવી નહિ; તેમજ મને અપ્રિય કહેવું નહિ. [૩] હે રાજા! તમે આ રીતે વર્તશો, તો હું તમારી સાથે રહીશ. જ્યારે તમે મને રોકશો અથવા અપ્રિય કહેશો, ત્યારે તમને અવશ્ય ત્યજી જઈશ.' હે ભરતશ્રેષ્ઠ! શાન્તનુએ તેને કહ્યું: 'ભલે એમ હો!' આમ તે પાર્થિવશ્રેષ્ઠ રાજાને પામીને એ ગંગા અપાર આનંદ પામી. [૪,૫]

વશ મનવાળો શાન્તનુ તેને પામીને મનમાન્યા ભોગ ભોગવવા લાગ્યો. તેને પૂછવું ન જોઈએ એમ સમજી તેને એ કશુંય કહેતો નહિ. [૬] તે જગત્પતિ તેનાં શીલ, સદાચાર, રૂપ, ઉદારતા, ગુણ અને સેવાથી અંતરમાં સંતોષ પામ્યો હતો. ત્રણે લોકમાં વિચરતી અને દિવ્ય રૂપવાળી તે સુંદરાંગી ગંગાદેવીએ શોભાસંપન્ન માનવી શરીરને ધારણ કર્યું હતું અને ભાગ્યયોગે સફલમનોરથ થયેલા તથા ઇન્દ્રરાજના જેવી કાંતિવાળા નરપતિશ્રેષ્ઠ શાન્તનુની તે પત્ની થઈ હતી. સંભોગ, સ્નેહ, ચતુરાઈ અને સુસુંદર નૃત્યથી તે રાજાને રાજી કરતી અને તેને રમણ કરાવતી. એ ઉત્તમ સ્ત્રીના ગુણોથી વશ થયેલો અને રતિમાં આસક્ત થયેલો તે રાજા અનેક વર્ષો અને ઋતુઓ વીતી ગયાં તે જાણી શક્યો નહિ. [૭–૧૧] તેની સાથે યથેચ્છ રમણ કરતાં તે નરપતિએ તેનામાં દેવના જેવા આઠ પુત્રો ઉત્પન્ન કર્યા. [૧૨] હે ભારત! તે પુત્રો જેમ જેમ જન્મ્યા, તેમ તેમ 'તમને પ્રસન્ન કરું છું' એમ કહીને ગંગાજીએ તે પુત્રોને જલપ્રવાહમાં ફેંકી દીધા. [૧૩] રાજા શાન્તનુને આ કાર્ય પ્રિય ન લાગ્યું, તો પણ 'એ ત્યજી જશે' એવી બીકથી રાજાએ તેને કંઈ જ ન કહ્યું. પછી જ્યારે આઠમો પુત્ર થયો, ત્યારે તે ગંગા જાણે હસી રહી હોય એમ જણાતી હતી. દુઃખથી પીડાયેલા તે રાજાએ પોતાના પુત્રને બચાવવાને માટે તેને આ પ્રમાણે કહ્યું: [૧૪,૧૫] 'તું આને મારીશ નહિ! તું કોણ છે? કોની પુત્રી છે? આમ તું પુત્રોને કેમ મારી નાખે છે? હે પુત્રઘાતિની! તને મહાન નિંદિત પાપ લાગ્યું છે.' [૧૬]

સ્ત્રી બોલી:–હે પુત્રની ઇચ્છાવાળા! હે પુત્રવાનોમાં શ્રેષ્ઠ! હું તમારા આ પુત્રને નહિ મારું. મેં શરત કરી હતી તે પ્રમાણે આ મારા વાસની અવધ પૂરી થઈ ગઈ છે. [૧૭] મહર્ષિઓના સમૂહથી સેવાતી હું જહ્નુપુત્રી ગંગા છું. દેવકાર્યના પ્રયોજનની સિદ્ધિને અર્થે હું તમારી સાથે રહી હતી. [૧૮] એ પુત્રો મહાભાગ્યશાળી ને મહાઓજસ્વી આઠ વસુદેવો હતા. તેઓ વસિષ્ઠના શાપદોષથી માનવદેહને પામ્યા હતા. [૧૯] પૃથ્વીમાં તમારા સિવાય બીજો કોઈ તેમને માટે યોગ્ય જનક નહોતો. તેમ માનવલોકમાં મારા જેવી કોઈ તેમની જનની નહોતી. [૨૦] તેથી

માતા થવાના હેતુએ હું મનુષ્યદેહને પામી છું. આઠ વસુઓને જન્મ આપીને તમે અક્ષય લોકોને જીત્યા છે. ૨૧

વસુદેવો સાથે મારે આ ઠરાવ થયો હતો કે, 'તમે જેમ જેમ જન્મશો તેમ તેમ હું તમને મનુષ્યજન્મમાંથી મુક્ત કરીશ.' ૨૨ આમ તેઓ મહાત્મા આપવના શાપમાંથી મુક્ત થયા છે. તમારું કલ્યાણ થાઓ. હવે હું જાઉં છું; તમે આ મહા વ્રતવાન પુત્રનું રક્ષણ કરજો. ૨૩ એક એક વસુના અષ્ટમાંશથી આઠે વસુઓના સ્થાનરૂપ એવા આ પુત્રને મેં તમારે માટે વસુઓ પાસેથી મેળવ્યો છે. મેં પ્રસવેલા આ પુત્રને તમે ગંગાએ આપેલો છે એમ જાણો. ૨૪

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ભીષ્મ-ઉત્પત્તિ' નામનો અધ્યાય ૯૮ મો સમાપ્ત**

# अध्याय ९९ मो

## વસુઓને થયેલા શાપનું વર્ણન

॥ शांतनुरुवाच ॥

**आपवो नाम कोन्वेष वसूनां किंच दुष्कृतम् ।**
**यस्याभिशापात्ते सर्वे मानुषीं योनिमागताः ॥**

શાન્તનુ બોલ્યાઃ—એ આપવ નામે કોણ હતા? વસુઓએ એવો શો અપરાધ કર્યો હતો કે તેના શાપથી તેઓ સર્વે માનવયોનિમાં આવ્યા? ૧ તેં આપેલા કુમારે શું કર્યું હતું, કે જેથી એ મનુષ્યોમાં રહેવું પડશે? વસુઓ સર્વ લોકના ઈશ્વરો છે, તો તેઓ મનુષ્યલોકમાં કેમ જન્મ્યા? હે જાહ્નવી! તું મને આ કહે. ૨,૩

વૈશંપાયન બોલ્યાઃ—હે પુરુષશ્રેષ્ઠ! રાજાએ આમ પૂછ્યું, ત્યારે તે જહ્નુપુત્રી દેવી ગંગાએ પોતાના સ્વામી રાજા શાન્તનુને આ પ્રમાણે કહ્યું. ૪

ગંગા બોલીઃ—હે ભરતશ્રેષ્ઠ! પૂર્વે વરુણને વસિષ્ઠ નામે જે પુત્ર થયો હતો, તે આપવ તરીકે પ્રસિદ્ધ છે. ૫ તેમનો પુણ્યઆશ્રમ પર્વતરાજ મેરુની પડખે હતો. તે મૃગો અને પક્ષીઓથી ભરપૂર હતો અને ચારે બાજુ ફૂલોથી ઢંકાયેલો હતો. હે ભરતોત્તમ! સ્વાદિષ્ટ ફૂલ, મૂલ અને જલવાળા તે વનમાં પુણ્યવાનોમાં શ્રેષ્ઠ તે વરુણપુત્રે તપ તપવા માંડ્યું. ૬,૭ હે ભરતર્ષભ! હવે દક્ષની સુરભિ નામે જે પુત્રી હતી, તે શ્રેષ્ઠ દેવીએ જગત ઉપર કૃપા કરવા સારુ કશ્યપથી એક સર્વ ઇચ્છા પૂરનારી ગાયને જન્મ આપ્યો. તે હોમધેનુ ધર્માત્મા વરુણપુત્ર વસિષ્ઠને મળી હતી. મુનિથી સેવાયેલા તે રમ્ય અને પુણ્ય તપોવનમાં તે ગાય નિર્ભયતાપૂર્વક રહીને વિચરતી હતી. ૮-૧૦

હે ભરતર્ષભ! એક વાર પૃથુ આદિ સર્વ વસુદેવો, દેવર્ષિથી સેવાયેલા તે વનમાં આવી પહોંચ્યા. ૧૧ તેઓ પોતાની પત્નીઓ સાથે વનમાં ચારે બાજુ ફર્યા અને રમણીય વનો તથા પર્વતોમાં રમ્યા. ૧૨ હે ઇન્દ્ર જેવા પરાક્રમી રાજન્! ત્યાં એક વસુની સુંદર મધ્યવાળી પત્નીએ સર્વ ઇચ્છાઓને પૂરનારી નંદિની નામે ઉત્તમ ગાયને તે વનમાં સંચરતી જોઈ. ૧૩ તેનાં શીલ, દ્રવ્ય અને ઐશ્વર્યથી તે વિસ્મિત થઈ. હે વૃષભના જેવાં નેત્રવાળા! શરીરે પુષ્ટ, ભરપૂર દૂધ દેનારી, સુંદર પૂંછડીવાળી, સુશોભિત ખરીવાળી, શુભ લક્ષણવાળી, સર્વ ગુણોથી ભરેલી અને અનુત્તમ શીલવાળી તે ગુણિયલ ગાયને તે વસુપત્નીએ દ્યુવસુને બતાવી. ૧૪-૧૬

હે ગજેન્દ્રશ્રેષ્ઠના જેવા પરાક્રમી રાજેન્દ્ર! હે પૌરવનંદન! દ્યુવસુએ તે ગાયને પહેલાં જોઈ. ૧૭ હે રાજન્! જોતાં વાર જ તે તેના રૂપગુણો કહેતો એ દેવીને કહેવા લાગ્યો કે, 'હે શ્યામળ નેત્રવાળી દેવી! આ ઉત્તમ ગાય વરુણપુત્ર વસિષ્ઠની છે. હે સુંદરી! આ ઉત્તમ વન તે જ ઋષિનું છે. હે સુમધ્યમા! જે મનુષ્ય આનું સ્વાદિષ્ટ દૂધ પીએ છે, તે સ્થિર યૌવનવાળો થઈને દસ હજાર વર્ષ સુધી જીવે છે.' ૧૮-૨૦

હે નૃપશ્રેષ્ઠ! આ સાંભળીને સુંદર મધ્યવાળી

અને સ્તુત્ય અંગવાળી તે દેવીએ પ્રદીપ્ત તેજવાળા પોતાના સ્વામીને કહ્યું કે 'મનુષ્યલોકમાં જિતવતી નામે રૂપવતી અને યૌવનશાલી એક વિખ્યાત રાજપુત્રી છે. તે મારી સખી છે. તે સત્યવચની અને બુદ્ધિમાન ઉશીનર રાજર્ષિની પુત્રી છે. તે પોતાના રૂપ અને ગુણોથી માનવલોકમાં સુવિખ્યાત છે. હે ભાગ્યવાન! હું તેને માટે વાછરડા સાથેની આ ગાયને ઇચ્છું છું. હે અમરોત્તમ! તમે જલદીથી તેને લઈ આવો. હે પુણ્યવર્ધન! હે માનદ! તે મારી સખી આનું દૂધ પીને મર્ત્યલોકમાં એકલી જરા અને રોગથી મુક્ત રહેશે. હે મહાભાગ! તમે આ મારું કહેલું કરો. હે અનિન્દિત! મને આથી બીજું કશું જ પ્રિયતર નથી.' ૨૧-૨૬

તે દેવીનાં આ વચન સાંભળીને તેનું પ્રિય કરવાની ઇચ્છાએ, દ્યુવસુએ પોતાના પૃથુ આદિ ભાઇઓ સાથે તે ગાયને હરી લીધી. પણ હે રાજન્! કમલનેત્રી પત્નીએ પ્રેરેલો તે દ્યુવસુ તે વખતે તે ઋષિનું તીવ્ર તપ જોવાને શક્તિમાન ન રહ્યો. ગાયને હરી જતાં પોતાનું પતન થશે તેનો એને વિચાર સરખો પણ ન આવ્યો. ૨૭,૨૮

હવે વરુણપુત્ર વસિષ્ઠ ફ્લો લઇને આશ્રમે આવ્યા, તો તે ઉત્તમ વનમાં તેમણે વાછરડા સાથે તે ગાયને જોઈ નહિ. આથી તે તપોધને તે વનમાં ગાયની શોધ કરી. આમ શોધ કર્યા છતાં પણ, તે ઉદાર બુદ્ધિવાળા ઋષિને તે ગાયનો પત્તો ન લાગ્યો. હવે દિવ્ય દૃષ્ટિવાળા તેમણે દિવ્ય દૃષ્ટિથી જાણ્યું કે, વસુઓ તેને લઈ ગયા છે, એટલે તત્કાળ તેમને ક્રોધ ચડ્યો. તેમણે તે જ ઘડીએ વસુઓને શાપ આપ્યો. ૨૯-૩૧ કે, 'વસુઓ મારી ભરપૂર દૂધ દેનારી ને સુંદર પૂંછડીવાળી ગાયને હરી ગયા છે, તેથી તેઓ નિઃસંશય મનુષ્યલોકનાં જન્મ પામશે.' હે ભરતશ્રેષ્ઠ! મુનિશ્રેષ્ઠ ભગવાન આપવે ક્રોધવશ થઇને તે વસુઓને આવો શાપ આપ્યો. ૩૨,૩૩ તેમને શાપ આપીને તે મહાભાગ્યવાને તપમાં જ મન પરોવ્યું. આમ હે રાજન્! તપરૂપી ધનવાળા અને મહાપ્રભાવવાળા તે બ્રહ્મર્ષિએ ક્રોધયુક્ત થઇને આઠ વસુદેવોને શાપ આપ્યો. ૩૪

પછી, 'અમને શાપ થયો છે' એમ જાણીને તે મહાત્મા વસુઓ ફરી તે આશ્રમે આવ્યા અને ઋષિની ઉપાસના કરવા લાગ્યા. હે પાર્થિવસિંહ! તેઓ ઋષિને પ્રસન્ન કરવા લાગ્યા. તે છતાં હે પુરુષવ્યાઘ્ર! તે વસુઓ સર્વ ધર્મમાં વિશારદ તે મુનિશ્રેષ્ઠ આપવઋષિની કૃપા મેળવી શક્યા નહિ. ૩૫-૩૭ તે ધર્માત્મા બોલ્યાઃ 'તમને ધર આદિને શાપવામાં આવ્યા છે, પણ તમે સૌ એક એક વર્ષને અંતરે શાપમુક્ત થશો. આ દ્યુને કારણે તમને મેં શાપ આપ્યો છે, તે પોતાના કર્મને લીધે માનુષલોકમાં દીર્ઘકાલ સુધી રહેશે. ૩૮,૩૯ મેં કુપિત થઇને તમને જે કહ્યું છે, તેને હું મિથ્યા કરવા ઇચ્છતો નથી. વળી મોટા મનવાળો એ દ્યુ મનુષ્યલોકમાં પ્રજોત્પત્તિ કરશે નહિ. તે સર્વ શાસ્ત્રોમાં નિપુણ અને ધર્માત્મા થશે. તે પિતાના પ્રિય હિતમાં તત્પર રહેશે અને સ્ત્રીસંગથી મુક્ત રહેશે.' ૪૦,૪૧

સર્વ વસુઓને આ પ્રમાણે કહીને તે મહર્ષિ ચાલ્યા ગયા. પછી તે વસુઓ એકઠા થઇને મારી પાસે આવ્યા;૪૨ અને હે રાજન! તેમણે મારી પાસે વરદાન માગ્યું કે, 'હે ગંગા! અમે જેમ જેમ જન્મીએ તેમ તેમ તમે પોતે અમને પાણીમાં ફેંકી દેજો.' મેં તે સ્વીકાર્યું.૪૩ આમ હે નૃપશ્રેષ્ઠ! તે શાપિતો મનુષ્યલોકમાંથી મુક્ત થાય તે અર્થે મેં યથાયોગ્ય કર્યું છે. ૪૪ હે નૃપતિશ્રેષ્ઠ! હે ભારત! હે રાજન્! તે ઋષિના શાપને લીધે આ એક દ્યુ જ માનવલોકમાં ચિરકાળ વસશે.૪૫'

વૈશંપાયન બોલ્યાઃ—આમ કહીને તે દેવી તે કુમારને લઈને ત્યાંથી અંતર્ધાન થઈ ગઈ અને યથેચ્છ સ્થાને ચાલી ગઈ. ૪૬ તે દ્યુ નામે વસુ શાન્તનુના પુત્ર તરીકે દેવવ્રત અને ગાંગેય નામે

પ્રસિદ્ધ થયો. તે ગુણોમાં શાન્તનુ કરતાં પણ અધિક થયો. [47] પછી શોકાર્ત્ત શાન્તનુ પણ પોતાના નગરમાં ગયો. તે ભરતવંશી મહાત્મા રાજા શાન્તનુના અધિક ગુણો તથા તેમના મહાભાગ્યનું હું હવે કીર્તન કરીશ. તેમનો તેજસ્વી ઇતિહાસ મહાભારત કહેવાય છે. [48-49]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'આપવોપાખ્યાન' નામનો અધ્યાય ૯૯ મો સમાપ્ત**

---

# अध्याय १०० मो

## ભીષ્મપ્રતિજ્ઞા તથા શાન્તનુને સત્યવતીની પ્રાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

**स राजा शांतनुर्धीमान् देवराजर्षिसत्कृतः ।**
**धर्मात्मा सर्वलोकेषु सत्यवागिति विश्रुतः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ–** દેવો અને રાજર્ષિઓથી સત્કારાયેલો તે બુદ્ધિમાન શાન્તનુ રાજા સર્વ લોકોમાં ધર્માત્મા અને સત્યવાદી તરીકે વિખ્યાત થયો હતો.[1] ઇન્દ્રિયનિગ્રહ, દાન, ક્ષમા, બુદ્ધિ, લજ્જા, ધૃતિ અને ઉત્તમ તેજ—આ ગુણો એ મહાસત્ત્વશાળી પુરુષસિંહ શાન્તનુમાં સદા રહેલા હતા. [2] ધર્મ અને અર્થમાં કુશલ એવો તે ગુણસંપન્ન રાજા ભરતવંશનો અને સર્વ જનોનો સંરક્ષક હતો.[3] શંખનાં જેવી ડોકવાળો, વિશાળ ખભાવાળો અને મત્ત ગજેન્દ્રના જેવા પરાક્રમવાળો, તે પરિપૂર્ણ અર્થોથી યુક્ત હતો અને સર્વ રાજલક્ષણોથી સંપન્ન હતો.[4] તે કીર્તિમાનનું ચરિત્ર જોઈને મનુષ્યો સતત નિશ્ચય કરતા કે, કામ અને અર્થ કરતાં ધર્મજ ચડિયાતો છે.[5] તે પુરુષશ્રેષ્ઠ અને મહાસત્ત્વશાલી શાન્તનુમાં આ સર્વે ગુણો હતા અને ધર્મવિષયમાં એના જેવો કોઈ બીજો રાજા થયો નહોતો.[6]

ધર્મમાં પ્રવર્તતા અને સર્વ ધાર્મિકોમાં શ્રેષ્ઠ તે શાન્તનુને રાજાઓએ રાજરાજેન્દ્રને પદે અભિષિક્ત કર્યો.[7] શોક, ભય અને બાધાઓથી મુક્ત, સુખમાં સૂતા અને સુખમાં જાગતા તે રાજાઓએ તે ભારતસંરક્ષકને પોતાના સ્વામી તરીકે સ્વીકાર્યો.[8] ઇન્દ્રના જેવા તેજસ્વી તે કીર્તિમાન રાજાનો ઉપદેશ પામેલા તે રાજાઓ યજ્ઞ, દાન અને ક્રિયાઓમાં યુક્ત રહેતા હતા.[9] શાન્તનુના આધિપત્ય નીચે રાજાઓ જ્યારે સર્વ લોકોનું રક્ષણ કરતા હતા, ત્યારે નિયમો વડે સર્વ વર્ણોનો ધર્મ ઉત્તરોત્તર વધવા લાગ્યો. [10] ક્ષત્રિયો બ્રાહ્મણોની સેવા કરતા, વૈશ્યો ક્ષત્રિયોની સેવામાં રતી રહેતા અને બ્રાહ્મણ તેમ જ ક્ષત્રિયોમાં અનુરક્ત એવા શૂદ્રો વૈશ્યોની સેવા કરતા. [11]

કુરુઓના સુંદર નગર હસ્તિનાપુરમાં રહીને તે સાગરપર્યંતની વસુંધરાનું શાસન કરતો હતો.[12] ઇન્દ્રરાજના જેવો તે ધર્મજ્ઞ, સત્યવચની અને સરલ હતો. દાન, ધર્મ, તપ અને યોગે કરીને તે પરમ ઐશ્વર્યવાન થયો હતો.[13] તે રાગ અને દ્વેષથી વિમુક્ત હતો અને ચન્દ્રના જેવો પ્રિયદર્શન હતો. તેજમાં તે સૂર્ય જેવો હતો, વેગમાં તે વાયુસમાન હતો, ક્રોધમાં તે યમસમાન હતો અને ક્ષમામાં તે પૃથ્વી સરખો હતો.[14] હે રાજન્! પૃથ્વીપાલ શાન્તનુના શાસનમાં પશુઓ, વરાહો, મૃગો તેમજ પક્ષીઓનો પહેલાંની જેમ વધ થતો નહોતો. [15]

અહિંસારૂપી પ્રધાન બ્રહ્મધર્મવાળા તે રાજ્યમાં, વિનયસંપન્ન અને કામ તથા રાગથી વિમુક્ત તે શાન્તનુ સર્વ પ્રાણીઓનું સમદૃષ્ટિએ શાસન કરતો હતો.[16] ત્યારે દેવ, ઋષિ તથા પિતૃઓ અર્થેના યજ્ઞો માટેની ક્રિયાઓ થતી હતી અને અધર્મથી કોઈ પણ પ્રાણીનો વધ થતો નહિ. દુઃખી, અનાથ ને પક્ષીઆદિ યોનિમાં રહેનારા એ સર્વ જીવોનો તે રાજા પિતારૂપ હતો.[17,18] તે શ્રેષ્ઠ કુરુનાથ રાજરાજેશ્વર હતો, ત્યારે વાણી

સત્યના આશ્રયવાળી હતી અને મન દાનધર્મને આશ્રિત હતું.[૧૯] છત્રીસ વર્ષ સુધી તેણે સ્ત્રીઓમાં રતિસુખ ન લીધું અને તે વનમાં ભ્રમતો રહ્યો હતો.[૨૦] તેને તેના જેવા જ રૂપવાળો, તેના જેવા જ આચરવાળો, તેના જેવા જ ચારિત્ર્યવાળો અને તેના જેવો જ વિદ્વાન વસુના અવતારરૂપ દેવવ્રત નામે એક ગંગાપુત્ર હતો.[૨૧] મહાબલવાન, મહાસત્વશાલી, મહાવીર્યવાન અને મહારથી એવો તે સર્વ અસ્ત્રોમાં તેમજ પૃથ્વીનાં બીજાં આયુધોમાં સંપૂર્ણ નિષ્ણાત હતો.[૨૨]

એક વાર રાજા શાન્તનુ મૃગને વીંધીને ગંગા નદી ઉપર તેને અનુસરતો હતો, ત્યારે તેણે ભાગીરથીને અલ્પ જળવાળી જોઈ.[૨૩] પુરુષવર શાન્તનુ તેને જોઇને વિચારવા લાગ્યો. 'આ નદીઓમાં શ્રેષ્ઠ એવી ગંગા કેમ આજે પહેલાંની જેમ વહેતી નથી?' પછી કારણ શોધતાં, તે મહામનવાળાએ ત્યાં મોટા, સુંદર દેખાવવાળો અને રૂપસંપન્ન એવો એક કુમાર જોયો. તે ઇન્દ્રદેવની જેમ દિવ્ય અસ્ત્ર ચલાવતો હતો અને તીક્ષ્ણ બાણો વડે સમગ્ર ગંગાને ઘેરીને ઊભો હતો.[૨૪-૨૬]

પોતાની પાસે તે ગંગા નદીને બાણોથી ઢંકાયેલી જોઇને અને તે બાલકનું અલૌકિક કર્મ જોઈને રાજા વિસ્મિત થયો.[૨૭] શાન્તનુએ તે પુત્રને માત્ર તેના જન્મ વખતે જ પહેલાં જોયો હતો. પુત્રને ઓળખવા જેટલી તે બુદ્ધિમાનને સ્મૃતિ ન આવી.[૨૮] તે પુત્રે પણ તે પિતાને જોઇને તેને માયાથી મોહિત કર્યો અને મોહ પમાડીને તે તત્કાળ અલોપ થઈ ગયો.[૨૯] આ આશ્ચર્ય જોઇને તે શાંતનુ રાજાને શંકા પડી અને તેથી તેણે ગંગાને કહ્યું કે, 'પુત્ર બતાવ.'[૩૦] તે જ વખતે ઉત્તમ રૂપ ધારણ કરેલી ગંગાએ તે વિભૂષિત કુમારને જમણા હાથે ઝાલીને તેને બતાવ્યો.[૩૧] અલંકારોથી આભૂષિત થયેલી અને નિર્મલ વસ્ત્ર પહેરેલી તે ગંગાને તેણે અગાઉ જોઈ હતી, તો પણ તે તેને અત્યારે ઓળખી શક્યો નહિ.[૩૨] ગંગા બોલી: 'હે રાજન્ તમે અગાઉ જે આઠમો પુત્ર મારે વિશે પામ્યા હતા, તે, હે પુરુષસિંહ! આ જ છે. એ સર્વ અસ્ત્રોનો ઉત્તમ જાણનાર છે.[૩૩] હે મહારાજ! મેં ઉછેરેલા આ પુત્રને સ્વીકારો. હે પુરુષવ્યાઘ્ર! હે વિભુ! તમે એને સ્વીકારીને ઘેર લઈ જાઓ.[૩૪] આ વીર્યવાને વસિષ્ઠ પાસેથી અંગો સાથે વેદાનું અધ્યયન કર્યું છે. હે ભારત! એ અસ્ત્રવિદ્યામાં નિપુણ છે અને મહાન ચાપધારી છે. એ યુદ્ધમાં દેવરાજ સમાન છે અને દેવો તથા દૈત્યોએ એને નિત્ય સત્કાર્યો છે. શુક્રાચાર્ય જે શાસ્ત્ર જાણે છે, તે આ પૂરી રીતે જાણે છે.[૩૫,૩૬] વળી સુરો અને અસુરોથી વંદાતા અંગિરાના પુત્ર બૃહસ્પતિ જે શાસ્ત્ર જાણે છે, તે પણ તમારા આ મહાબાહુ અને મહાત્મા પુત્રમાં સાંગોપાંગ અને સમગ્ર રીતે પ્રતિષ્ઠિત છે. બીજાઓથી પરાભવ ન પામે એવા પ્રતાપી જમદગ્નિપુત્ર ઋષિ પરશુરામ જે અસ્ત્રો જાણે છે, તે સુધ્ધાં આ સારી રીતે જાણે છે. હે રાજન્! મહાન ધનુર્ધારી અને રાજધર્મ તથા અર્થમાં નિપુણ આ વીરપુત્રને હું આપું છું; હે વીર! તમે એને ઘેર લઈ જાઓ.'[૩૭-૪૦]

વૈશંપાયન બોલ્યાઃ–તે ગંગાએ આ પ્રમાણે અનુજ્ઞા આપી, એટલે પોતાના એ સૂર્ય જેવા ઝળહળતા પુત્રને લઇને શાન્તનુ પોતાના નગરમાં ગયો.[૪૧] ઇન્દ્રનગરીના જેવી પોતાની રાજધાનીમાં જઇને તે પૌરવવંશી પોતે પોતાની જાતને સિદ્ધકામ અને સમૃદ્ધિયુક્ત માનવા લાગ્યો.[૪૨] તેણે પોતાના અભયદાતા, ગુણવાન અને મહાત્મા પુત્રને પૌરવવંશના રાજ્યને માટે યુવરાજપદે અભિષિક્ત કર્યો.[૪૩] હે ભરતસિંહ! શાંતનુના મહાયશસ્વી પુત્રે પિતાને, પૌરવવંશીઓને અને રાષ્ટ્રને પોતાના ચારિત્ર્યથી પ્રસન્ન કર્યાં. આમ પુત્ર સાથે આનંદ કરતા તે અમાપ પરાક્રમી રાજાએ ચાર વર્ષ પસાર કર્યાં.[૪૪]

એક સમયે તે રાજા યમુના નદીના તીર ઉપરના વનમાં ગયો. ત્યાં તેને ઉત્તમ અને અવર્ણનીય કોઈ સુગંધ આવી.[૪૫] તેનું ઉગમસ્થાન શોધવા તે ચારે કોર ફરવા લાગ્યો, તો તેણે ત્યાં દેવના જેવા સ્વરૂપવાળી એક માછીકન્યા જોઈ.[૪૬] શ્યામળ નેત્રવાળી તે કન્યાને જોતાં જ તેણે તેને પૂછ્યું કે, 'હે ભીરુ! તું કોની પુત્રી છે? તું કોણ છે? તું શું ઇચ્છે છે?' તે બોલીઃ 'તમારું શુભ હો! હું દાશકન્યા છું, મારા પિતા મહાત્મા દાશરાજની આજ્ઞાથી હું ધર્મને માટે હોડી ફેરવું છું.'[૪૭,૪૮]

રૂપ, માધુર્ય અને ગંધથી ભરેલી એ દેવરૂપિણી દાશપુત્રીને જોઈને રાજા શાંતનુ તેની કામના કરવા લાગ્યો. તેણે તેના પિતા પાસે જઈ તેનું માગું કર્યું.[૪૯,૫૦] આમ તેણે તેના પિતાને પોતાના લગ્ન માટે પૂછ્યું, ત્યારે દાશરાજે રાજાને આ પ્રમાણે ઉત્તર આપ્યોઃ[૫૧] 'હે જનેશ્વર! આ સુંદર વર્ણવાળી પુત્રી જન્મી ત્યારથી જ મારે તેને કોઈ વરને આપવાની તો છે જ, પણ મારા હૃદયમાં કંઈક કામના છે, તમે તે સાંભળો.[૫૨] હે નિર્દોષ! મારી પાસેથી તમે આને ધર્મપત્ની તરીકે પ્રાર્થો છો. તમે સત્યવચની છો, એટલે તમે સત્યપૂર્વક મારી સાથે પ્રતિજ્ઞા કરો.[૫૩] હે રાજા! તે પ્રતિજ્ઞાએ હું આ કન્યા તમને આપીશ. તમારા જેવો કોઈ વર સંભવવાનો નથી.'[૫૪]

શાન્તનુ બોલ્યોઃ–હે દાશ! તમારો વર સાંભળીને હું વિચાર કરીશ અને જો તે આપવા જેવો હશે તો આપીશ. જો તે આપવા જેવો નહિ હશે તો કોઈ રીતે તે આપીશ નહિ.[૫૫]

દાશ બોલ્યોઃ–હે પૃથ્વીપતિ! આનામાં જે પુત્ર જન્મે તેનો તમારા પછી રાજા તરીકે અભિષેક થાય; હે રાજન્! બીજા કોઈને અભિષેક ન કરવો.[૫૬]

વૈશંપાયન બોલ્યાઃ–હે ભારત! શાન્તનુ કામથી તીવ્ર બળતો હતો, છતાં તેણે દાશને તે વરદાન આપવા ઇચ્છ્યું નહિ.[૫૭] પછી કામથી હતચિત્ત થયેલો રાજા દાશકન્યાનો વિચાર કરતો પાછો હસ્તિનાપુરમાં આવ્યો.[૫૮] એક વાર પુત્ર દેવવ્રત શોક કરતા અને વિચારમાં પડેલા પિતા શાન્તનુ પાસે આવ્યો અને આ વાક્ય બોલ્યોઃ[૫૯] 'તમને સર્વ રીતે ક્ષેમ છે. સર્વ રાજાઓ તમારા વશમાં છે; તો પછી તમે શા માટે આમ દુઃખિત થઈને સતત શોક કરી રહ્યા છો![૬૦] હે રાજન્! વિચારમાં ડૂબીને તમે મારી સાથે કંઈ બોલતા પણ નથી, તેમ તમે ઘોડે સવારી પણ કરતા નથી.[૬૧] તમારો વર્ણ ઊડી ગયો છે, તમે ફિક્કા પડી ગયા છો અને તમે નિત્ય સુકાતા જાઓ છો. હું તમારો વ્યાધિ જાણવા ઇચ્છું છું. કારણ કે હું તેનો ઉપાય કરીશ.'[૬૨]

પુત્રે આ પ્રમાણે કહ્યું, ત્યારે શાન્તનુએ ઉત્તર આપ્યો કે, 'બેટા! નિઃસંશય હું વિચારમગ્ન છું; તું એનું યથાર્થ કારણ સાંભળ.[૬૩] હે ભારત! આપણા મહાન વંશમાં તું એક જ સંતાન છે. તું હમેશાં શસ્ત્રમાં પરાયણ રહે છે અને પુરુષાર્થ કરવામાં તત્પર છે. બેટા! હું માનવલોકની અનિત્યતાનો શોક કરું છું.[૬૪] હે ગાંગેય! ક્યારેય તને વિપત્તિ આવી પડે તો આપણું કુળ ન રહે. એટલું તો ચોક્કસ છે કે, તું એક જ પુત્ર સો કરતાં પણ ચડિયાતો છે. વળી હું ફરીને મિથ્યા લગ્ન કરવા ઇચ્છતો નથી.[૬૫] પણ સંતતિની અતૂટતા જ ઇચ્છું છું. તારું મંગલ હો. જેને એક જ પુત્ર છે, તે અપુત્ર જ છે, એમ ધર્મવાદીઓ કહે છે.[૬૬]

અગ્નિહોત્ર, વેદત્રયી અને અખંડ વિદ્યાસંતતિ અર્થાત્ શિષ્યપરંપરા એ બધાં પુત્રની કળાના સોળમા ભાગને પણ યોગ્ય નથી. હે મહાબુદ્ધિમાન! સંતાન જેમ મનુષ્યોમાં આ રીતે શ્રેયસ્સાધન મનાય છે, તેમ પશુ આદિ બીજી સર્વ પ્રજાઓમાં× પણ તે મનાય છે, એ વિશે

× नापुत्रस्य लोकोऽस्तीति तत्सर्वे पशवो विदुः ॥ मंत्र० અપુત્રને માટે ઉત્તમ લોક નથી, એ બધાં પશુઓ પણ જાણે છે.

મને સંશય નથી. પુરાણોના મૂળરૂપ અને દેવોના પ્રમાણરૂપ શ્રુતિ÷ પણ એમ જ કહે છે.[૬૭-૬૯] હે ભારત! તું શૂરવીર છે, સદા તેજ છે અને શસ્ત્રપરાયણ છે. તેથી બીજા ક્યાંય નહિ, પણ તે યુદ્ધમાં જ ક્યારેક તારું મૃત્યુ હશે. આથી મને સંશયે ઘેરી લીધો છે કે, તું ન હોતાં અમારું શું થશે? હે બેટા! મારા દુઃખનું આ કારણ મેં તને પૂરેપૂરી રીતે કહ્યું.'[૭૦,૭૧]

વૈશંપાયન બોલ્યાઃ–પછી રાજાનું તે કારણ પૂરેપૂરી રીતે જાણીને મહાબુદ્ધિમાન દેવવ્રત પોતાની બુદ્ધિથી વિચારવા લાગ્યો.[૭૨] તે તત્કાલ પિતાના હિતસ્વી વૃદ્ધ પ્રધાન પાસે ગયો. તેની પાસે જઇને તેણે તેને પિતાના શોકનું કારણ પૂછ્યું.[૭૩] આમ હે ભરતસિંહ! તેણે તે પ્રધાનને યથાર્થ પૂછ્યું, ત્યારે પ્રધાને કુરુકુલના એ મુખ્ય કુમારને પેલી કન્યા સંબંધી સઘળી વાત કહી.[૭૪] આ સાંભળી દેવવ્રત વૃદ્ધ ક્ષત્રિયો સાથે દાશરાજ પાસે ગયો અને પોતે જ પિતા માટે તે કન્યાની માગણી કરી.[૭૫] દાશે તેની વિધિપૂર્વક પૂજા કરી અને તેને સત્કાર આપ્યો. પછી હે ભારત! રાજસભામાં બેઠેલા તે દેવવ્રતને દાશરાજે કહ્યું કે,[૭૬] 'હે ભરતર્ષભ! તમે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છો અને શાન્તનુના વિશ્રામરૂપ એક માત્ર પૂરા પુત્ર છો. છતાં હું તમને કંઈક કહીશ.[૭૭] આવો ઇચ્છવા યોગ્ય અને સ્તુત્ય લગ્નસંબંધ જતો કરીને સાક્ષાત્ ઇન્દ્રને પણ પસ્તાવું પડે. આ સુવર્ણા સત્યવતી તમારા જેવા ગુણવાન આર્યના વીર્યથી ઉત્પન્ન થઈ છે.[૭૯] હે તાત! તેમણે મને વારંવાર કહ્યું છે કે, તે ધર્મજ્ઞ શાન્તનુ રાજા સત્યવતીને પરણવાને યોગ્ય છે. વળી પૂર્વે ઋષિશ્રેષ્ઠ અસિત દેવર્ષિ વારંવાર સત્યવતીની કામના કરતા હતા; પણ મેં તેમને અગાઉ ના કહી હતી.[૮૦,૮૧] હે રાજન્! હું કન્યાનો પિતા હોવાથી તમને કંઈક કહેવા ઇચ્છું છું. આ લગ્નસંબંધમાં માત્ર સાવકા–સહિયારાનો જ બલવાન દોષ છે.[૮૨] હે પરંતપ! તમે જે ગંધર્વ અને અસુરના શત્રુ થાઓ, તે તમારા કોપ આગળ કોઈ રીતે લાંબું જીવી શકે નહિ.[૮૩] હે રાજા! આ લગ્નસંબંધમાં આ જ દોષ છે–બીજો નથી. હે શત્રુતાપન! કન્યા આપવા ન આપવામાં આ કારણ જાણો. તમારું શુભ હો!'[૮૪]

વૈશંપાયન બોલ્યાઃ–હે ભારત! દાશરાજે આમ કહ્યું, ત્યારે ગાંગેયે રાજાઓના સાંભળતાં પિતાના હિતાર્થે તેને આ યોગ્ય ઉત્તર આપ્યો.[૮૫] 'હે સત્યવાદીઓમાં શ્રેષ્ઠ! મારી આ સત્ય પ્રતિજ્ઞાને સ્વીકારો. આવું બોલવાની હામ ધરે એવો કોઈ થયો નથી કે થવાનો નથી.[૮૬] તમે કહો છો તે જ પ્રમાણે હું કરીશ. આનામાં જે પુત્ર જન્મશે તે અમારો રાજા થશે.'[૮૭]

હે ભરતોત્તમ! ગંગાનંદને આ પ્રમાણે કહ્યું, એટલે રાજ્યને માટે દુષ્કર અર્થ સાધવાની ઇચ્છાથી દાશે તેને ફરીને કહ્યું:[૮૮] 'અમાપ તેજસ્વી શાન્તનુના તમે જ નાથ થઇને અહીં આવ્યા છો. હે ધર્માત્મા! કન્યાદાન માટે તમે જ સમર્થ સત્તાવાન છો.[૮૯] હે સૌમ્ય! આ મારું પાળવા યોગ્ય વચન સાંભળો. હે શત્રુદમન! કન્યા પ્રત્યેના સહજ સ્નેહે કરીને હું કહું છું.[૯૦] હે સત્યધર્મપરાયણ! તમે રાજાઓ સમક્ષ સત્યવતીને અર્થે જે પ્રતિજ્ઞા લીધી છે, તે તમને યોગ્ય છે.[૯૧] હે મહાબાહુ! તે અન્યથા નહિ જ થાય, એ વિશે મને જરા પણ સંશય નથી; પણ તમને જે પુત્ર થાય તે વિશે અમને ભારે સંશય રહે છે.'[૯૨]

વૈશંપાયન બોલ્યાઃ–પછી હે રાજન્! તે સત્યધર્મપરાયણ ગાંગેયે તેનો આ મત જાણીને પિતાના પ્રિયની ઇચ્છાથી; તે વખતે આ પ્રતિજ્ઞા કરી.[૯૩] ગંગાનંદન બોલ્યાઃ 'હે શ્રેષ્ઠ દાશરાજ! પિતાના હિતાર્થે આ સર્વ રાજાઓના સાંભળતાં

÷ **सोऽयं लोकः पुत्रेणैव जय्यो नान्येन कर्मणा ॥ श्रुति०** તે આ લોક પુત્રથી જ જીતી શકાય એમ છે, બીજા કાર્યથી નહિ.

હું જે આ વચન કહું છું, તે તમે સાંભળોઃ [૯૪] હે રાજાઓ! રાજ્ય તો મેં આ પહેલાંજ ત્યજી દીધું છે. હવે સંતાન સંબંધમાં અત્યારે જ નિશ્ચય કરું છું. [૯૫] હે દાશ! આજથી માંડીને મારું અખંડ બ્રહ્મચર્ય રહેશે અને અપુત્ર રહેવા છતાં મને સ્વર્ગમાં અક્ષય લોક સાંપડશે. [૯૬]

**વૈશંપાયન બોલ્યાઃ**—દેવવ્રતનું તે વચન સાંભળીને હર્ષથી રોમાંચિત થયેલા ધર્માત્મા દાશરાજે તેને કહ્યુંઃ 'તો આપું છું.'[૯૭] પછી ઋષિગણો સમેત દેવો તથા અપ્સરાઓએ તે વખતે અંતરિક્ષમાંથી પુષ્પોની વૃષ્ટિ કરી અને કહ્યું કે, 'આ ભીષ્મ છે.'[૯૮] પછી તે દેવવ્રતે પિતાને કાજે તે યશસ્વિનીને કહ્યું કે, 'હે માતા! રથમાં ચડો; આપણે ઘેર જઇએ.' [૯૯] આમ કહીને ભીષ્મે તે ભાવવાળી સત્યવતીને રથમાં બેસાડી અને હસ્તિનાપુર આવીને શાન્તનુને નિવેદિત કરી. એકઠા મળેલા રાજાઓએ અને બીજા રાજાઓએ તેના તે દુષ્કર કર્મની પ્રશંસા કરી અને કહ્યું કે, 'આ ભીષ્મ છે.' ભીષ્મે [૧૦૦,૧૦૧] કરેલું તે દુષ્કર કર્મ સાંભળીને શાંતનુ સંતુષ્ટ થયો અને તે મહાત્માને ઇચ્છામરણ આપ્યું. [૧૦૨] 'હે નિષ્પાપ! તું જ્યાં સુધી જીવવા ઇચ્છશે, ત્યાં સુધી મૃત્યુ તારા ઉપર પ્રભાવ ચલાવી શકશે નહિ; તારી આજ્ઞા થશે ત્યારે મૃત્યુ પ્રભાવ ચલાવશે.'[*] [૧૦૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'સત્યવતીલાભોપાખ્યાન' નામનો અધ્યાય ૧૦૦ મો સમાપ્ત**

---

* पितुर्दुःखं हरन् पुत्रः श्रेयो लक्ष्मीं च विंदति॥ भीष्मवत् पूरुवन्मानात्पतति च ययातिवत्॥

અર્થાત્ ભીષ્મની પેઠે તથા પૂરુની પેઠે પિતાનાં દુઃખને હરણ કરનારો પુત્ર કલ્યાણને તથા લક્ષ્મીને પ્રાપ્ત થાય છે; અને અભિમાન કરવાથી યયાતિની પેઠે પડે છે. એ મુખ્ય તાત્પર્ય છે. — गणेश

# अध्याय १०१ मो

## ચિત્રાંગદનું મૃત્યુ અને વિચિત્રવીર્યને રાજ્યપ્રાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

ततो विवाहे निर्वृत्ते स राजा शांतनुर्नृपः।
तां कन्यां रूपसंपन्नां स्वगृहे संन्यवेशयत् ॥१॥

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી લગ્ન થયાં અને રાજા શાંતનુએ તે રૂપસંપન્ન કન્યાને પોતાના ઘરમાં નિવાસ આપ્યો.[૧] પછી સત્યવતીમાં બુદ્ધિમાન, વીર્યવાન અને પુરુષશ્રેષ્ઠ એવો ચિત્રાંગદ નામે વીર શાન્તનુપુત્ર જન્મ્યો.[૨] વળી સમર્થ અને વીર્યવાન શાન્તનુએ સત્યવતીમાં રાજા વિચિત્રવીર્ય નામે બીજો એક મહાધનુર્ધારી પુત્ર ઉત્પન્ન કર્યો. તે પુરુષસિંહ વિચિત્રવીર્ય યુવાનીને પામ્યો તે પહેલાં જ તે બુદ્ધિમાન રાજા શાન્તનુ કાલધર્મને પામ્યો હતો. [૩,૪]

શાન્તનુ સ્વર્ગગામી થયો, એટલે ભીષ્મે સત્યવતીના મતમાં રહીને શત્રુદમન ચિત્રાંગદને રાજ્ય ઉપર સ્થાપ્યો.[૫] તે ચિત્રાંગદે પોતાના શૌર્યથી સર્વ રાજાઓને ઝાંખા પાડ્યા અને 'કોઈ પણ મનુષ્ય મારા જેવો નથી' એમ તે માનવા લાગ્યો.[૬] આમ સુરો, અસુરો તથા મનુષ્યોને તે હરાવતો હતો, ત્યારે તેના જ નામનો એક બલવાન ગંધર્વરાજ તેના ઉપર ચડી આવ્યો.[૭] કુરુક્ષેત્રમાં તેની સાથે એનું મહાયુદ્ધ થયું. તે ગંધર્વરાજ અને કુરુરાજ વચ્ચે ત્યાં સરસ્વતી નદીને તીરે ત્રણ વર્ષ સુધી રણયુદ્ધ ચાલ્યું. [૮]

શસ્ત્રની ઝડીઓ વરસતા તે ઘોર અને ઘાતક યુદ્ધમાં, માયામાં ચડિયાતા તે ગન્ધર્વે વીર કુરુશ્રેષ્ઠને મારી નાખ્યો.[૯] આમ અરિતાપન તથા નરોત્તમ એવા ચિત્રાંગદને મારીને અને યુદ્ધનો અંત આણીને, તે ગન્ધર્વ સ્વર્ગમાં ચાલ્યો ગયો. [૧૦] પછી અત્યંત તેજસ્વી તે પુરુષસિંહ ચિત્રાંગદ

# देवव्रतनी भीष्म प्रतिज्ञा



"પિતાના પછી તેમનું રાજ્ય હું નહિ લઉં પણ સત્યવતીના ભાવી પુત્રને આપીશ; તથા હું આજીવન અખંડ બ્રહ્મચર્ય પાળીશ." એવી પ્રતિજ્ઞા પિતાના સુખ માટે દેવવ્રત લે છે. પછી સત્યવતીના બેઉ પુત્ર ગુજરી જતાં તેણે દેવવ્રતને રાજા બનવાનો અને પરણવાનો આગ્રહ કર્યો. ત્યારે પણ પ્રબળ સત્યપ્રેમી અને મહાન સ્વાર્થત્યાગી દેવવ્રતે જરાય ન ડગતાં કહ્યું કે, "આ તો શું પણ ઇન્દ્રનું કે, ત્રણે લોકનું કે એથી પણ મોટું રાજ્ય હોય, તો તેને પણ સત્યને ખાતર તજી દઉં; પણ સત્યને તજું નહિ." આથીજ તે "ભીષ્મ" કહેવાયા.

મરણ પામતાં શાન્તનુપુત્ર ભીષ્મરાજે તેની ઉત્તરક્રિયા કરાવી.[૧૧] પછી હજી જેને યૌવન આવ્યું નહોતું એવા વિચિત્રવીર્યને તે મહાબાહુએ કુરુરાજ્ય ઉપર અભિષિક્ત કર્યો.[૧૨] હે મહારાજ! તે વિચિત્રવીર્ય ભીષ્મના વચનમાં રહીને પિતા અને પિતામહના રાજ્યપદનું શાસન કરવા લાગ્યો.[૧૩] ધર્મ અને શાસ્ત્રમાં કુશલ એવા શાન્તનુપુત્ર ભીષ્મને, તે રાજા પૂજતો હતો અને ભીષ્મ ધર્મપૂર્વક તેનું પાલન કરતા હતા.[૧૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ચિત્રાંગદોપાખ્યાન' નામનો અધ્યાય ૧૦૧ મો સમાપ્ત**

# अध्याय १०२ मो

## કાશીરાજની કન્યાઓનું હરણ અને વિચિત્રવીર્યનું મરણ

॥ वैशंपायन उवाच ॥

**हते चित्रांगदे भीष्मो बाले भ्रातरि कौरव।**
**पालयामास तद्राज्यं सत्यवत्या मते स्थितः॥१॥**

વૈશંપયાન બોલ્યાઃ-ચિત્રાંગદ હણાતાં, ભાઈ બાળક હતો ત્યારે, હે કૌરવ! ભીષ્મે સત્યવતીની સલાહ પ્રમાણે તેના રાજ્યનું પાલન કર્યું હતું.[૧] ભાઇને યૌવન આવેલું જોઇને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ તે ભીષ્મે વિચિત્રવીર્યના વિવાહ માટે વિચાર કર્યો. હે રાજન્! તે વખતે ભીષ્મે સાંભળ્યું કે, કાશીરાજની અપ્સરા જેવી ત્રણ કન્યાઓ એકસામટી સ્વયંવરમાં વરવાની છે.[૨,૩] એટલે શત્રુને જીતનારા તે સમર્થ રથીશ્રેષ્ઠ, એવા ભીષ્મ માતાની અનુમતિ લઈને રથમાં બેસી એકલા વારાણસી નગરીમાં ગયા.[૪] શાન્તનુનંદન ભીષ્મે ત્યાં ચોમેરથી આવેલા તેજસ્વી રાજાઓને તથા તે કન્યાઓને જોયાં.[૫]

સર્વ રાજાઓનાં નામકીર્તન થયાં, ત્યારે તે સર્વ પરમ સુંદર કન્યાઓ એક શાન્તનુનંદન વૃદ્ધ ભીષ્મને જોઇને 'આ તો વૃદ્ધ છે' એમ વિચારી, ઉદ્વેગ સાથે આગળ ચાલી ગઈ.[૬,૭] તે વખતે અધમ રાજાઓ આમ બોલીને હાંસી કરવા લાગ્યા કે, 'વૃદ્ધ, પરમ ધર્માત્મા, કરચલીવાળો અને પળિયાં આવેલો આ નિર્લજ્જ ભરતશ્રેષ્ઠ અહીં શીદને આવ્યો છે? અરે! મિથ્યા થયેલી પ્રતિજ્ઞાવાળો તે લોકોમાં શું કહેશે? એ 'બ્રહ્મચારી ભીષ્મ' તરીકે પૃથ્વીમાં મિથ્યા પ્રસિદ્ધ છે.[૮,૯]

વૈશંપાયન બોલ્યાઃ-હે ભારત! ક્ષત્રિયોનાં આ વચન સાંભળીને ભીષ્મ ક્રોધે ભરાયા.[૧૦] સમર્થ ભીષ્મે તે વખતે પોતે જ તે કન્યાઓને લઈ લીધી. હે રાજન્! પ્રહાર કરવામાં શ્રેષ્ઠ એવા ભીષ્મે તે કન્યાઓને રથમાં બેસાડી દીધી. પછી મેઘના જેવા ઘોરવાળા ભીષ્મે રાજાઓને કહ્યુંઃ 'વિદ્વાનો કહે છે કે, (બ્રાહ્મવિવાહમાં) કન્યાઓને યથાશક્તિ અલંકૃત કરીને તથા તેમને ધન આપીને, તેનું ગુણી વરને બોલાવી દાન કરવું. બીજાઓ (આર્ષવિવાહમાં) એક ગાય અને એક બળદને સાટે કન્યાદાન આપે છે.[૧૨,૧૩] બીજા વળી (આસુરવિવાહમાં) પરઠેલું ધન લઇને કન્યાદાન કરે છે. વળી કોઈ (રાક્ષસવિવાહમાં) બલપૂર્વક કન્યાનું હરણ કરે છે. કોઈ કોઈ (ગાંધર્વવિવાહમાં) વરકન્યાની પરસ્પર સંમતિથી લગ્ન કરે છે. કોઈ (પૈશાચવિવાહમાં) પ્રમત્ત કન્યાને મળે છે. કેટલાક બીજા (પ્રાજાપત્યવિવાહમાં) પોતેજ કન્યાને મેળવે છે.[૧૪] વળી કેટલાક (દૈવવિવાહમાં) આર્ષવિધિમાં એટલે યજ્ઞમાં પત્ની પામે છે. આને વિદ્વાનોએ વખાણેલો આઠમા પ્રકારનો વિવાહ જાણો.[૧૫] રાજાઓ સ્વયંવરને પ્રશંસે છે અને તેને સ્વીકારે છે; પણ ધર્મવાદીઓ બલપૂર્વક હરણ કરાયેલી કન્યાનાં લગ્નને શ્રેષ્ઠતર કહે છે.[૧૬] તેથી હે પૃથ્વીપાલો! હું આ કન્યાઓને બલપૂર્વક અહીંથી હરી જાઉં છું. આથી તમારા વિજય માટે કે પરાજય માટે તમે પૂરી શક્તિથી પ્રયત્ન કરો.[૧૭]

હે પૃથ્વીપાલો ! હું યુદ્ધને માટે નિશ્ચયી થઈને અહીં ઊભો છું.[૧૮] તે વીર્યવાન કુરુનંદને કાશીરાજ તથા મહીપાલોને આમ કહ્યું અને તે સર્વ કન્યાઓને પોતાના રથમાં બેસાડી. આ પ્રમાણે સર્વ રાજાઓને યુદ્ધનું આમંત્રણ આપી, તે કન્યાઓને લઈ તે તત્કાળ ત્યાંથી નીકળી પડ્યા.[૧૯]

તે વખતે સર્વ રાજાઓ ક્રોધમાં આવી ગયા. તેઓ પોતાના બાહુઓ ઠોકવા લાગ્યા અને ઓઠને કરડવા મંડ્યા. તેઓ યુદ્ધ માટે ઊછળી પડ્યા.[૨૦] તેઓ ઘણી ઉતાવળથી આભૂષણો ઉતારવા લાગ્યા અને બખ્તરો પહેરવા મંડ્યા. તેમણે ભારે ગભરાટ મચાવી મૂક્યો.[૨૧] હે જનમેજય ! ત્યારે તે સર્વનાં ઘરેણાં તથા કવચો જાણે ચોગરદમ તારાઓ ખરતા હોય તેમ દેખાવા લાગ્યાં.[૨૨] પછી કવચો અને અલંકારો ખરી પડવાથી ક્રોધવાળા થયેલા અને ઇર્ષ્યાથી વક્ર ભમ્મરવાળા થયેલા, તે રાતી આંખોવાળા વીરો સર્વ આયુધોથી સજ્જ થયા અને સારથિઓએ સજેલા તેમજ સરસ ઘોડાઓ જોડેલા સુંદર રથોમાં બેઠા. તેઓ ચાલ્યા જતા ભીષ્મની પાછળ હથિયારો ઉગામીને પડ્યા.

હે ભારત ! તે અનેક રાજાઓ અને એક ભીષ્મની વચ્ચે ત્યાં રૂંવાડાં ખડાં કરે એવું ઘોર યુદ્ધ મચ્યું. [૨૩-૨૫] તે રાજાઓએ ભીષ્મની ઉપર એકસામટાં દશ હજાર બાણો છોડયાં, પણ તે સર્વ બાણો આવી પહોંચે તે પહેલાંજ ભીષ્મે ઝટ વાળને પણ વીંધે એવી મહાન બાણવૃષ્ટિ કરી અને તેમને ભાંગી નાંખ્યાં. હવે, તે સર્વ રાજાઓ ભીષ્મને ચોગરદમથી ઘેરી વળ્યા અને બાણની ઝડી વરસાવવા લાગ્યા. જાણે કે વાદળાં પર્વત ઉપર વૃષ્ટિ કરી રહ્યાં હતાં ![૨૬,૨૭] ભીષ્મે પોતાનાં બાણોથી આ બાણવર્ષાને પણ ચોમેરથી રોકી દીધી અને પછી ત્રણ ત્રણ બાણોથી તે દરેક રાજાને વીંધી નાખ્યો. હે રાજન્ ! તે વખતે એકએક રાજાએ ભીષ્મને પણ પાંચ પાંચ બાણોથી ઘાયલ કર્યા.[૨૮,૨૯] ભીષ્મે વળતાં પણ બબ્બે બાણ મારીને તે પરાક્રમીઓને વીંધી નાખ્યા. આમ લોકવીરોના દેખતાં, બાણ અને શક્તિઓથી ભરેલું તે યુદ્ધ દેવ અને દાનવ વચ્ચેના યુદ્ધ જેવું ઘોર અને દારુણ થયું. પછી તે ભીષ્મે સમરાંગણમાં સેંકડો અને હજારો ધનુષો, ઝંડા-ટોચો, કવચો અને મસ્તકોને છેદી નાખ્યાં. તે રથચારીનું અલૌકિક આશ્ચર્યકાર્ય, તેની શીઘ્ર હાથ ચલાવવાની કુશળતા અને યુદ્ધમાં પોતાનું રક્ષણ કરવાની તેની શક્તિ જોઈને શત્રુઓ પણ તેને પૂજવા લાગ્યા. આ રીતે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ એવા તે ભરતવંશીએ તેમને રણભૂમિમાં પરાજય આપ્યો અને કન્યાઓને લઈ તે ભારતપ્રદેશ તરફ જવા નીકળ્યા. [૩૦-૩૫]

હે રાજન્ ! તે વખતે રણમાં અમાપ આત્મશક્તિવાળો મહારથી શાલ્વરાજ તે શાન્તનુપુત્ર ભીષ્મ ઉપર પાછળથી ચડી આવ્યો. ગજસમૂહનો કોઈ બલીશ્રેષ્ઠ ગજેન્દ્ર હાથણીને પામેલા કોઈ બીજા હાથીની બંને સાથળોને દંતશૂળોથી ભેદે અને પછી હાથણીની પાછળ દોડે, તેમ તે મહાબાહુ નરેન્દ્ર શાલ્વ સ્ત્રીની કામનાથી ક્રોધપૂર્વક દોડ્યો અને ભીષ્મને કહેવા લાગ્યો: 'ઊભો રહે, ઊભો રહે.' [૩૬] હવે પુરુષોમાં સિંહ જેવા અને શત્રુસૈન્યને પીડનારા તે ભીષ્મ તેના બોલ સાંભળીને વ્યાકુલ થયા અને ક્રોધથી ધુમાડા વિનાના અગ્નિની જેમ બળવા લાગ્યા. તે મહારથીએ વિસ્તારેલાં ધનુષબાણોને હાથમાં લીધાં, ભય તથા ગભરાટને દૂર કર્યા અને કપાળની કરચલી ચડાવી, ક્ષત્રિયધર્મને અનુસરીને તેમણે પોતાના રથને શાલ્વ તરફ વાળ્યો. [૩૭-૩૯]

તેમને પાછા વળેલા જોઈને તે સર્વ રાજાઓ ભીષ્મ અને શાલ્વરાજના રણમિલનમાં પ્રેક્ષકો બન્યા.[૪૦] એક ઋતુમતી ગાયને વિશે ગર્જતા બે બળવાન આખલાઓની જેમ તે બેઉ બળિયાઓ અને પરાક્રમીઓ એકબીજાની સામે થઇ ગયા. [૪૧] નરશ્રેષ્ઠ શાલ્વરાજ શાન્તનુપુત્ર

ભીષ્મને તીવ્રવેગી સેંકડો ને હજારો બાણોથી ઢાંકી દીધા.[૪૨] શરૂઆતમાં જ ભીષ્મને આ રીતે શાલ્વથી ઢંકાઈ ગયેલા જોઇને તે રાજાઓ વિસ્મય પામ્યા અને બોલ્યાઃ 'સરસ થયું, સરસ થયું!'[૪૩] તે સર્વ રાજાઓએ યુદ્ધભૂમિમાં શાલ્વરાજનું કૌશલ જોઇને, તેને પ્રસન્ન વાણીથી સત્કાર્યો.[૪૪] પછી ક્ષત્રિયોનાં વચનો સાંભળીને તે શત્રુનગરને જીતનારા શાન્તનુપુત્ર ભીષ્મ ક્રોધમાં આવીને બોલ્યાઃ 'ઊભો રહે, ઊભો રહે.'[૪૫] ક્રોધયુક્ત થઈ તેમણે સારથિને કહ્યુંઃ 'જ્યાં આ રાજા છે ત્યાં આ રથને લઈ જા-જેથી ગરુડ જેમ સર્પને મારે તેમ હું આજે જ એને મારું.'[૪૬] હે રાજન્! પછી કુરુનંદને રૂડી રીતે વારુણાસ્ત્ર જોડયું અને ભૂપતિ શાલ્વરાજના ચાર ઘોડાઓને પીડા પહોંચાડી.[૪૭] હે નરપતિસિંહ! કુરુકુલભૂષણ ભીષ્મે શાલ્વરાજનાં અસ્ત્રોને પોતાનાં અસ્ત્રોથી વાર્યાં અને તેના સારથિને હણી નાખ્યો.[૪૮] હે નરોત્તમ! શાન્તનુપુત્ર ભીષ્મે કન્યાઓને કારણે તે વખતે ઐન્દ્રાસ્ત્રથી ઉત્તમ ઘોડાઓને વીંધી નાખ્યા. આમ નૃપોત્તમ શાલ્વરાજને જીતીને તે ભીષ્મે તેને જીવતો છોડ્યો. હે ભરતસિંહ! પછી તે નરપતિ શાલ્વરાજ પોતાના નગર વિશે ગયો.[૪૯,૫૦] અને ધર્મપૂર્વક પોતાના રાજ્યનું શાસન કરવા લાગ્યો. વળી તે વખતે શત્રુનગરને જીતનારા જે બીજા રાજાઓ ત્યાં સ્વયંવર જોવાને ઇચ્છાએ આવ્યા હતા, તે પણ પોતપોતાના રાજ્યને વિશે ગયા. આ રીતે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ભીષ્મે તે કન્યાઓને જીતી અને પોતે હસ્તિનાપુર આવ્યા. ત્યાં કુરુવંશી ધર્માત્મા રાજા વિચિત્રવીર્ય, તેના પિતા કુરુવંશી નૃપશ્રેષ્ઠ શાન્તનુની જેમ આ પૃથ્વીનું શાસન કરતો હતો.[૫૧-૫૫]

આમ હે નરાધીશ! અમાપ વિક્રમી ભીષ્મે પોતે અક્ષત રહીને, શત્રુઓનો ક્ષય કર્યો. તે ટૂંક વખતમાંજ વનો, નદીઓ, પર્વતો અને વિવિધ વૃક્ષોને વટાવી ગયા. તે ધર્માત્મા ગંગાપુત્ર કાશીરાજની પુત્રીઓને તેઓ જાણે તેમની પુત્રવધૂઓ હોય, નાની બહેનો હોય અથવા દીકરીઓ હોય તેમ લાવ્યા અને કુરુદેશ પ્રતિ ચાલ્યા. તે મહાબાહુ ભાઇનું પ્રિય કરવાની ઇચ્છાથી તે કન્યાઓને લઈ આવ્યા. આમ પરાક્રમપૂર્વક હરી આણવામાં આવેલી તે સર્વગુણસંપન્ન કન્યાઓને ભીષ્મે પોતાના નાના ભાઈ વિચિત્રવીર્યને આપી.[૫૬-૫૮] આ રીતે તે ધર્મજ્ઞે ધર્મયુક્ત અલૌકિક કર્મ કર્યું અને ભાઈ વિચિત્રવીર્યના વિવાહની ગોઠવણ કરવા માંડી.[૫૯] તે જિતાત્માએ સત્યવતી સાથે મંત્રણા કરી વિવાહ કરાવવાનો નિશ્ચય કર્યો. તે વખતે કાશીરાજની જયેષ્ઠ પુત્રીએ હસતી હોય તેમ ભીષ્મને આ વચન કહ્યું:[૬૦] 'હું મનથી સૌતીપતિ શાલ્વને પતિ કરી ચૂકી છું. તે પણ મને વર્યા છે. મારા પિતાની પણ પહેલાં તે ઇચ્છા હતી.[૬૧] તે સ્વયંવરમાં હું શાલ્વને જ વરવાની હતી-તો હે ધર્મવેત્તા! આ જાણીને તમે જે ધર્મને અનુરૂપ હોય તે કરો.'[૬૨]

તે કન્યાએ વિપ્રસમાજમાં આ પ્રમાણે કહ્યું, ત્યારે વીર ભીષ્મ તે કર્મ વિશે યોગ્ય ચિન્તા કરવા લાગ્યા.[૬૩] પછી વેદમાં પારંગત થયેલા બ્રાહ્મણો સાથે નિશ્ચય કરીને તે ધર્મજ્ઞે કાશીપતિની મોટી પુત્રી અંબાને રજા આપી.[૬૪] પછી ભીષ્મે નાના ભાઈ વિચિત્રવીર્યને વિધિયુક્ત કર્મપૂર્વક અંબિકા અને અંબાલિકા એ બે કન્યાઓ પરણાવી.[૬૫] તે બેઉનું પાણિગ્રહણ કરીને રૂપ અને યૌવનના ગર્વવાળો ધર્માત્મા વિચિત્રવીર્ય કામાત્મા થયો.[૬૬] શામળી, યૌવનવાળી, કાળા અને વાંકડિયા કેશવાળી, લાલ ને ઊંચા નખવાળી, પુષ્ટ સાથળવાળી, ભરાવદાર સ્તનવાળી અને કલ્યાણરૂપિણી તે બંને શુભ સ્ત્રીઓ પણ પોતાને યોગ્ય પતિ મળ્યો છે એમ માની, વિચિત્રવીર્યને પૂજવા લાગી.[૬૭,૬૮] દેવના જેવા પરાક્રમવાળો અને અશ્વિનીકુમારોના જેવા રૂપવાળો તે એકાં-

તમાં સર્વ નારીઓનો મનમોહન થયો.[69] તેમની સાથે સાત વર્ષ સુધી વિહાર કરતાં તે તરુણ પૃથ્વીનાથ વિચિત્રવીર્ય ક્ષયરોગમાં ઝપટાઈ ગયો.[70] આપ્ત ચિકિત્સકોએ અને મિત્રોએ પ્રયત્ન કર્યા છતાં તે કુરુકુલસૂર્ય આથમી ગયો [71] –તે યમસદનમાં ગયો. હવે ચિન્તા અને શોકમાં ડૂબેલા તે ધર્માત્મા ગંગાપુત્ર ભીષ્મે સત્યવતીની સલાહને અનુસરીને, સર્વ કુરુપુષ્પો અને ઋત્વિજો સાથે તે રાજા વિચિત્રવીર્યની સર્વ ઉત્તરક્રિયાઓ રૂડી રીતે કરી. [72-74]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'વિચિત્રવીર્યોપરમ' નામનો અધ્યાય ૧૦૨ મો સમાપ્ત**

# અધ્યાય ૧૦૩ મો

## વંશવૃદ્ધિને માટે સત્યવતી અને ભીષ્મનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**ततः सत्यवती दीना कृपणा पुत्रगृद्धिनी ।**
**पुत्रस्य कृत्वा कार्याणि स्नुषाभ्यां सह भारत ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી હે ભારત ! પુત્રની ઇચ્છાવાળી, દીન અને કૃપણ થયેલી સત્યવતીએ પુત્રવધૂઓ સાથે પુત્રની પારલૌકિક ક્રિયાઓ કરી;[1] અને બન્ને વહુઓને તથા શ્રેષ્ઠ શસ્ત્રધારી ભીષ્મને આશ્વાસન આપ્યું. પછી તે ભાવપૂર્ણ મહાભાગ્યવતીએ પિતૃવંશ, માતૃવંશ અને ધર્મની તરફ દૃષ્ટિ રાખીને ગંગાપુત્ર ભીષ્મને આ વચન કહ્યાં:[2] 'ધર્મપરાયણ અને યશસ્વી એવા કુરુનંદન શાન્તનુનાં કીર્તિ, પિંડ અને વંશવર્ધન હવે એક તારે વિશે જ અવલંબ્યાં છે. [3] જેમ શુભ કર્મ કરીને ચોક્કસ સ્વર્ગપ્રાપ્તિ થાય છે અને જેમ સત્યમાં નિશ્ચય આયુષ્ય છે, તેમજ તારામાં અચલ ધર્મ રહ્યો છે. હે ધર્મજ્ઞ ! તું ધર્મોને, વિવિધ શ્રુતિઓને અને વેદાંગોને સંક્ષેપથી અને વિસ્તારથી સંપૂર્ણતાએ જાણે છે.[4,5] તારો ધર્મ વિશેનો નિર્ણય, તારો કુલાચાર અને વિપત્તિમાં શુક્ર તેમજ બૃહસ્પતિના જેવું તારું કર્તવ્યજ્ઞાન–એ હું જાણું છું.[6] હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ! આથી તારામાં પૂરો વિશ્વાસ રાખીને હું તને એક કાર્યમાં યોજું છું, તે સાંભળીને તારે તે કરવું ઘટે છે.[7] હે પુરુષસિંહ ! મારો પુત્ર અને તારો સુપ્રિય તથા વીર્યવાન ભાઈ વિચિત્રવીર્ય બાલવયમાં અપુત્ર જ સ્વર્ગે ગયો છે.[8] હે ભારત ! કાશીરાજની પુત્રીઓ અને તારા ભાઈની રાણીઓ એવી આ બે સુલક્ષણવતી, રૂપવતી અને યૌવનવતી સ્ત્રીઓ પુત્રની કામનાવાળી છે.[9] હે મહાબાહુ ! આપણા કુલની વૃદ્ધિ માટે તું તેમને વિશે પુત્રોત્પત્તિ કર. મારી આજ્ઞાથી તું આ ધર્મ આચરવાને યોગ્ય છે.[10] અથવા તું રાજ્યને વિશે અભિષિક્ત થા અને ભારત દેશનું શાસન કર. તું ધર્મપૂર્વક લગ્ન કર, પણ તું પિતામહોને ડુબાડીશ નહિ.'[11]

**વૈશંપાયન બોલ્યાઃ**–માતા અને મિત્રોએ આ પ્રમાણે કહ્યું, ત્યારે તે શત્રુતાપન ધર્માત્માએ ધર્મયુક્ત વચનોમાં આ ઉત્તર આપ્યોઃ[12] 'હે માતા તમે ચોક્કસ પરમધર્મનું ઉદાહરણ આપ્યું છે, પણ સંતાન સંબંધી મારી પરમ પ્રતિજ્ઞાને તમે જાણો છો.[13] તમારા પલ્લાને નિમિત્તે તે વખતે જે બન્યું હતું, તે તમે યથાર્થ જાણો છો. હે સત્યવતી ! હું ફરીને તમારી આગળ તે સત્યને માટે પ્રતિજ્ઞા કરું છું.[14] હું ત્રૈલોક્યને છોડી દઉં, દેવલોકોના રાજ્યને ત્યજી દઉં, અરે ! એ બેથી પણ જે વિશેષ હોય તેને પણ ત્યાગી દઉં; પણ સત્યને કદાપિ નહિ જ છોડું.[15] પૃથ્વી ભલે પોતાનો ગંધ છોડે, પાણી ભલે પોતાનો રસ છોડે, જ્યોતિ ભલે પોતાનું રૂપ છોડે, વાયુ ભલે પોતાનો સ્પર્શ છોડે, સૂર્ય ભલે પોતાની પ્રભા છોડે,[16] ધૂમકેતુ ભલે પોતાની ઉષ્ણતા તજે, આકાશ ભલે પોતાનો શબ્દ છોડે, ચંદ્ર ભલે પોતાનું શીતલ કિરણત્વ છોડે, ભલે

વૃત્રને મારનાર ઇન્દ્ર પોતાનું પરાક્રમ છોડે અને ભલે ધર્મરાજ પોતાનો ધર્મ છોડે, પણ હું સત્ય-તજવાનો કદી વિચાર સરખો ય નહિ કરું.[૧૭,૧૮]

વૈશંપાયન બોલ્યાઃ–જ્યારે બલવાન અને તેજસ્વી એ પુત્રે આ પ્રમાણે તેને કહ્યું, એટલે માતા સત્યવતીએ ભીષ્મને કહ્યુંઃ[૧૯] 'હે સત્ય-પરાક્રમી! તારી સત્ય વિશેની પરમ નિષ્ઠાને હું જાણું છું. તું ઇચ્છે તો તારા પોતાના તેજથી તું બીજા ત્રણ લોકો સર્જી શકે.[૨૦] વળી તેં મારા સંબંધમાં જ કહ્યું છે, તેને ય હું સત્ય જાણું છું. તો પણ તું આપદ્ધર્મને જોઈને પિતૃવંશની ધૂંસરીને વહન કર.[૨૧] હે પરંતપ! જે રીતે કુલનો તંતુ નાશ ન પામે, ધર્મનો પરાભવ ન થાય અને મિત્રગણોને આનંદ પ્રાપ્ત થાય, તે રીતે તું આચરણ કર.'[૨૨] પછી વિલાપ કરતી, પુત્ર-લાલસાવાળી અને ધર્મવિરુદ્ધ બોલતી તે દીન સત્યવતીને ભીષ્મે ફરીથી આ પ્રમાણે કહ્યુંઃ[૨૩] 'હે રાણી! તમે ધર્મ તરફ દૃષ્ટિ કરો. આપણો બધાનો વિનાશ કરો નહિ. જે ક્ષત્રિયનું સત્યમાંથી પતન થાય, તેને ધર્મશાસ્ત્રો વખાણતાં નથી.[૨૪] હે રાણી! જેના વડે શાન્તનુનો વંશ પૃથ્વીમાં અક્ષય થાય, તે સનાતન ક્ષાત્રધર્મ હું તમને કહું છું.[૨૫] તે સાંભળીને તમે આપદ્કાલના ધર્મ અને અર્થ-માં કુશલ એવા પુરોહિતો તથા પંડિતોને સાથે રાખી લોકાચાર વિચારી તે પ્રમાણે કરો.'[૨૬,૨૭]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ભીષ્મસત્યવતીસંવાદ' નામનો અધ્યાય ૧૦૩ મો સમાપ્ત**



# अध्याय १०४ मो

## ભીષ્મે કહેલી દીર્ઘતમાની કથા

॥ भीष्म उवाच ॥

जामदग्न्येन रामेण पितुर्वधममृष्यता ।
राजा परशुना पूर्वं हैहयाधिपतिर्हतः ॥ १ ॥

ભીષ્મ બોલ્યાઃ–પૂર્વે પિતાના થયેલા વધ-ને સાંખી ન શકવાથી જમદગ્નિના પુત્ર પરશુરામે હૈહયોના અધિપતિ રાજાને પરશુથી હણી નાખ્યો હતો.[૧] તે સહસ્રાર્જુનના હજાર હાથોને કાપી નાખી તેમણે લોકમાં અતિ દુષ્કર ધર્મ આચર્યો હતો.[૨] વળી તેમણે ધનુષ્ય હાથમાં લઈ, મહા અસ્ત્રો છોડી અને રથમાં બેસીને પૃથ્વીને જીતતાં ક્ષત્રિયોનો અનેક વાર નાશ કર્યો હતો.[૩] આ રીતે પૂર્વે મહાત્મા ભાર્ગવે નાનાંમોટાં અસ્ત્રોથી પૃથ્વી-ને એકવીસ વાર ક્ષત્રિય વિનાની કરી હતી.[૪] તે મહર્ષિએ આ પ્રમાણે ભૂલોકને ક્ષત્રિયરહિત કર્યો, ત્યારે ચારે બાજુની સકલ ક્ષત્રિયાણીઓએ એકઠી થઈને વેદમાં પારંગત થયેલા બ્રાહ્મણોનો સંગ કરીને સંતાનો જન્માવ્યાં. વેદમાં નિર્ણય છે કે, પુત્ર લગ્નના પતિનો જ ગણાય.*[૫,૬]

* પ્રશ્ન–ત્યારે 'माताभस्त्रा पितुः पुत्रो येन जातः स एव सः'। માતા ચામડાની ધમણી છે અને પુત્ર તો પિતાનો જ છે. જેનાથી પુત્ર થયો તે ઉત્પાદકરૂપ જ છે. એમ કેમ કહ્યું? વળી 'अन्योदर्यो मनसामंतव्याउ' શ્રુ૦ બીજાના પેટથી થયેલાને 'આ મારો પુત્ર છે' એમ મનથી પણ માનવો નહિ. તેમજ 'न शेषो अग्नेऽन्यजातमस्ति'। શ્રુ૦ બીજાના ક્ષેત્રમાં બીજાથી અથવા પોતાથી થયેલો પુત્ર 'ગૌણ' કહેવાય છે. તે સ્વપુત્ર નથી પણ ક્ષેત્રપતિનો જ ? અર્થાત્ દત્તક, વેચાતો લીધેલો અને અન્ય ક્ષે0 ઉત્પન્ન થયેલાનું અપુત્રપણું સિદ્ધ થાય છે.

આ શંકાનું સમાધાન કરતા કહે છે કે, 'इ मनसि संस्थाप्य' અર્થાત્ આ અંગથી થયેલો મારો પુત્ર ગણાશે, એવી અભિલાષાથી ગમન એ પુત્રતામાં હેતુ છે. કારણ કે 'यथ खलु क्रतुम पुरुषः'। એ સંકલ્પપ્રધાન શ્રુતિથી સ્ત્રી અથવા ? ધર્મા જેનો સંકલ્પ દૃઢ છે તેનો જ તે પુત્ર છે. એ

આથી મનમાં ધર્મભાવના રાખીને (વિષયાભિલાષથી નહિ) તે ક્ષત્રિયાણીઓએ બ્રાહ્મણોનો સંગ કર્યો.[૭] ક્ષત્રિયોની આવી પુનરુત્પત્તિ લોકમાં અગાઉ પણ થયેલી જણાય છે. આ પછી ક્ષત્રિયોની ફરી સારી રીતે વૃદ્ધિ થઈ. આ સ્થાને હું એક પુરાતન ઇતિહાસ કહીશ.[૮]

પૂર્વે ઉતથ્ય નામે એક પ્રસિદ્ધ અને બુદ્ધિમાન ઋષિ હતા. તેમને અત્યંત માનીતી મમતા નામે પત્ની હતી.[૯] ઉતથ્યના નાના ભાઈ બૃહસ્પતિ જેઓ દેવોના પુરોહિત અને અત્યંત તેજસ્વી હતા, તે એક વાર કામવૃત્તિથી મમતા પાસે ગયા.[૧૦] તે વાક્ચતુર દિયરને મમતાએ કહ્યું: 'હું તમારા મોટા ભાઈથી ગર્ભવતી છું, માટે તમે શાંત થાઓ.[૧૧] હે મહાભાગ બૃહસ્પતિ! મારી કૂખમાં જ આ ઉતથ્યપુત્ર છ અંગ સાથે વેદનું અધ્યયન કરે છે.[૧૨] તમે પણ સફલ વીર્યવાળા છો અને અહીં બે ગર્ભનો સમાસ થાય એમ નથી. આથી આજ તમારે શાંત થવું જોઇએ.'[૧૩] આ પ્રમાણે મમતાએ રૂડી રીતે કહ્યું, તો ય પ્રૌઢ બુદ્ધિવાળા બૃહસ્પતિ પોતાના કામવશ થયેલ મનને વશ કરી શક્યા નહિ. તે કામીએ કામના વિનાની તે મમતા સાથે સંગ કર્યો.[૧૪]

તે વીર્ય સેચન કરવા લાગ્યા, ત્યારે મમતાના ગર્ભમાં રહેલા બાળકે કહ્યું:[૧૫] 'હે તાત! તમે કામવશ ન થાઓ! અહીં બેને માટે સમાસનો સંભવ જ નથી. હે ભગવન્! અહીં થોડી જ જગા છે અને હું અહીં પહેલાંનો આવ્યો છું.[૧૬] તમે અમોઘ વીર્યવાળા છો. તમે મને પીડા કરો એ યોગ્ય નથી.'[૧૭] ગર્ભમાં રહેલા તે બાળકનું આ વચન બૃહસ્પતિએ ગણકાર્યું નહિ; તેમણે તો સુંદરનેત્રી મમતા સાથે સમાગમ કર્યો જ.[૧૮] હવે વીર્યનો ઉત્સર્ગ થતો જાણીને મમતાના ગર્ભમાં રહેલા મુનિએ બૃહસ્પતિના વીર્યના માર્ગને બે પગથી રોકી દીધો.[૧૯] પરિણામે તે વીર્ય યોગ્ય સ્થાને ગયા વિના જ પાછું ઠેલાઇને આવી એકદમ જમીન ઉપર પડયું.[૨૦] આથી બૃહસ્પતિને ક્રોધ ચડયો. તે વીર્યને આમ પડેલું જોઇને તે ભગવાન ઋષિએ રોષમાં આવીને, ગર્ભમાં રહેલા ઉતથ્યપુત્રને તિરસ્કાર્યો અને તેને શાપ આપ્યો કે,[૨૧] 'પ્રાણીમાત્રને ઇચ્છવા યોગ્ય સમયમાં તેં મને આવાં વચન કહ્યાં છે, તેથી તું દીર્ઘ અંધકારમાં પ્રવેશશે.' આમ વિશાળ કીર્તિવાળા બૃહસ્પતિના શાપથી તે દીર્ઘતમા નામે પ્રસિદ્ધ થયો. તે ઋષિ જન્માંધ હતો અને બૃહસ્પતિની જેમ તે તેજસ્વી, વેદવિદ તથા વિદ્વાન હતો. તે પોતાની વિદ્વત્તાને બળે તરુણ અને રૂપવતી એવી પ્રદ્વેષી નામે બ્રાહ્મણી સાથે પરણ્યો હતો. ઉતથ્ય ઋષિના વિશાલ કુલની વૃદ્ધિ માટે તેણે તેમાં ગૌતમ આદિ પાંચ પુત્રોને ઉત્પન્ન કર્યા હતા.[૨૨–૨૫]

વેદ અને વેદાંગમાં પારગામી તે ધર્માત્મા અને મહાત્મા મુનિ, સુરભીના પુત્ર પાસેથી પ્રકાશ મૈથુન શીખ્યા અને શ્રદ્ધાપૂર્વક તથા સંશયરહિત થઈ તે આચરવા મંડયા.[૨૬] આ રીતે તેમને મર્યાદાભ્રષ્ટ થયેલા જોઇને આશ્રમમાં વસતા સર્વ શ્રેષ્ઠ મુનિઓ મોહથી વ્યાકુલ થઇને કોપ પામ્યા અને એકબીજાને કહેવા લાગ્યા:[૨૭] 'અહો! આ મર્યાદા લોપનાર આશ્રમમાં રહેવાને યોગ્ય નથી. તેથી આપણે બધા એ પાપીને તજી દઇએ.'[૨૮] વળી તે વખતે પુત્રલાભ પામેલી તેની પત્ની પ્રદ્વેષી પણ તેના પતિ મુનિ

'माता भस्त्रा' એ વાક્ય તો લગ્નવિષયક છે. શંકાઃ– જો સંકલ્પ જ મુખ્ય હોય તો ડાંગરના ખેતરમાં ડાંગરની બુદ્ધિથી નાખેલા જવ વડે પણ ડાંગર જ થવી જોઈએ ? ઉત્તર–એ શંકા વ્યભિચરિત છે; કારણ કે દાવાગ્નિથી દગ્ધ થયેલા કેળના દાંડામાંથી વાંસનો અંકુર ઊગતો જણાય છે. વળી કૂતરાંની ખોપરીમાં વાવેલા ઘઉં તથા જુવારથી ડુંગળી અને લસણના અંકુરોની ઉત્પત્તિ થતી જણાય છે. માટે ભાવનાવિશેષજન્ય ધર્મ જ વિશેષતા આપે છે, એવું શિષ્ટસંમત છે. એટલે ધન વગેરેથી બોલાવેલા વિપ્રોની તે સંતતિ નહિ પણ ક્ષેત્ર–

—पंडित नीलकंठ

દીર્ઘતમાને સંતોષ આપતી નહોતી.[૨૯]

દ્વેષ કરતી તે ભાર્યાને પતિએ કહ્યું: 'તું કેમ મારો દ્વેષ કરે છે?' પ્રદ્વેષી બોલી: 'ભાર્યાનું ભરણ કરવાથી પુરુષ ભર્તા કહેવાય છે અને તેનું પાલન કરવાથી તે પતિ કહેવાય છે.[૩૦] તમને પુત્રવાળા જન્માંધને નિત્ય શ્રમપૂર્વક ભરણપોષણ આપીને હું થાકી ગઈ છું. હે મહાતપસ્વી! હવે હું તમારું ભરણપોષણ કરીશ નહિ.'[૩૧]

**ભીષ્મ બોલ્યાઃ**–પત્નીનાં આ વચન સાંભળીને ઋષિ કોપાયમાન થઈ ગયા. તેઓ પુત્રોને તથા પોતાની પત્ની પ્રદ્વેષીને આ ઉત્તર આપવા લાગ્યાઃ[૩૨] 'મને કોઈ રાજકુળમાં લઈ જાઓ, ત્યાં તમને ધનવૈભવ મળશે.'

**પ્રદ્વેષી બોલીઃ**–હે વિપ્ર! તમારું આપેલું ધન દુઃખના કારણરૂપ છે, હું તે ઇચ્છતી નથી.[૩૩] હે વિપ્રેન્દ્ર! તમે ગમે તે કરો, હું હવે પહેલાંની જેમ તમારું ભરણપોષણ નહિ જ કરી શકું.[૩૪]

**દીર્ઘતમા બોલ્યાઃ**–આજથી હું લોકમાં મર્યાદા સ્થાપું છું કે, નારીને જીવનભર એક જ પતિનું શરણ રહે. એ એક મરતાં કે જીવતાં તે બીજા પુરુષને પામે જ નહિ.[૩૫]× બીજો પુરુષ કરીને નારી નિશ્ચય પતન પામશે. વળી પતિ વિદ્યમાન છતાં એકલી રહેનારી સ્ત્રીઓને આજથી માંડીને પાપ લાગશે;[૩૬] તેમની પાસે પ્રચુર ધન હશે, તો પણ તેઓ વ્યર્થ ભોગવાળી થશે. એટલું જ નહિ પણ તેમની નિત્ય નિન્દાઓ અને અપકીર્તિ થશે.[૩૭] તેનાં આ વચન સાંભળીને બ્રાહ્મણીને અત્યંત કોપ ચઢ્યો અને તેણે આ પ્રમાણે કહ્યું: 'હે પુત્રો! આને ગંગામાં નાખી આવો.'[૩૮]

પછી લોભ અને મોહથી ઘેરાયેલા ગૌતમ આદિ પુત્રોએ દીર્ઘતમાને તરાપા સાથે બાંધ્યો અને તેને ગંગામાં ફેંકી દીધો.[૩૯] 'આ વૃદ્ધ અને અંધને આપણે ક્યાંથી પોષવો?' એમ વિચારી તે ઘાતકી પુત્રો ઘેર પાછા ફર્યા.[૪૦] પછી તે અંધ બ્રાહ્મણ વહેણમાં એમ ને એમ તણાતાં તરાપા સાથે ઘણા દેશ ઓળંગી ગયો. તેવામાં ધર્મજ્ઞ અને શ્રેષ્ઠ બલિરાજ ત્યાં સ્નાન માટે આવ્યો હતો, તેણે દીર્ઘતમાને વહેણમાં તણાઈ નજીક આવેલો જોયો.[૪૧,૪૨] ધર્માત્મા અને સત્યપરાક્રમી બલીએ તેને પકડીને બહાર કાઢ્યો. હે ભરતસિંહ! તેનું વૃત્તાંત જાણીને તેણે તે ઋષિને પુત્રને અર્થે પ્રાર્થના કરી કે,[૪૩] 'હે માનનીય મહાભાગ! તમે મારા વંશની વૃદ્ધિ માટે મારી પત્નીમાં ધર્મ અને અર્થમાં કુશલ એવા પુત્રો ઉત્પન્ન કરવાને યોગ્ય છો.'[૪૪]

બલીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે તે તેજસ્વી ઋષિએ તેને 'તથાસ્તુ' કહ્યું. પછી તે રાજાએ

× શંકા–यदेकस्मिन् यूपे द्वे रशने परिव्ययति तस्मादेको द्वे जाये विन्दते यन्नैकां रशनां द्वयोर्यूपयोः परिव्ययति तस्मान्नैका द्वौ पती विन्दते ॥ એક યજ્ઞસ્તંભને બે પશુની રશના (દોર) બંધાય છે, માટે એક પુરુષ બે સ્ત્રી કરી શકે; પણ એક યજ્ઞપશુની રશના બે યજ્ઞસ્તંભોએ બાંધી શકાતી નથી, તેથી એક સ્ત્રી બે પતિ કરી શકે નહિ. આ આર્થવાદિક નિષેધવિધિથી જ એક સ્ત્રીને બે પતિ પ્રાપ્ત થતા નથી, તો એ સંબંધમાં દીર્ઘતમાએ શી નવી મર્યાદા કરી? ઉત્તર–પતિ જીવતાં તેનો ત્યાગ કરીને અથવા પતિના મરણ પછી પણ સ્ત્રી અન્ય પતિ કરી શકે નહિ એ આ મર્યાદાનું તાત્પર્ય છે. કારણ કે, तस्मादेकस्य बह्व्यो जाया भवंति नैकस्यै सहपतयः ॥ આ શ્રુતિમાં એક સાથે ઘણા પતિ કરવાનો નિષેધ છે, પરંતુ ક્રમથી અનેક પતિ થવા સંભવ છે; તથા પ્રીતિથી પણ અનેક પતિ થવા સંભવ છે તેનો દીર્ઘતમાએ નિષેધ કર્યો છે. શ્રુતિમાં सह (સાથે) શબ્દ પણ રાગથી પ્રાપ્ત થતા પતિઓનો અનુવાદ જ કરે છે, વિધાન કરતો નથી. તેમ ન હોય તો વિહિતનો નિષેધ કરવાથી અનેક પતિ કરવામાં વિકલ્પ થાય. શંકા–ત્યારે દ્રૌપદીને પાંચ પાંડવો, મારિષાને દશ પ્રચેતાઓ અને હમણાંની નીચ સ્ત્રીઓને બેત્રણ પતિઓ સાથે કેમ જણાય છે? ઉત્તર–દેવ કરે તેમ આપણે કરવું નહિ–न देवचरितं चरेत् એ ન્યાયથી દેવ જેવા દૃષ્ટાંત લઈ શકાય નહિ અને નીચ તો પશુ જેવા એટલે તેમનો આચાર અપ્રમાણ છે. કેમકે વિધિ અધિકારીને માટે જ છે. —पंडित

પોતાની પત્ની સુદેષ્ણાને તેની પાસે મોકલી.[૪૫] તેને વૃદ્ધ અને અંધ જાણીને તે દેવી એ દીર્ઘતમા પાસે ગઈ નહિ, પણ તેણે પોતાની એક દાસીને તે વૃદ્ધ મુનિ પાસે મોકલી આપી.[૪૬] તે શૂદ્રજાતિની સ્ત્રીમાં તે ધર્માત્મા ઋષિએ કાક્ષીવાન આદિ અગિયાર પુત્રો ઉત્પન્ન કર્યા.[૪૭] હે ભારત! કાક્ષીવાન આદિ સર્વ પુત્રોને અધ્યયન કરતા જોઇને રાજાએ ઋષિને પૂછ્યુ કે, 'આ મારા પુત્રો છે ને?' મહર્ષિએ તેને કહ્યું: 'ના, એ મારા છે.' આ કાક્ષીવાન આદિને મેં શૂદ્રજાતિની દાસીમાં ઉત્પન્ન કર્યા છે.[૪૮,૪૯] તારી રાણી સુદેષ્ણાએ મને વૃદ્ધ અને અંધ જોઇને, મારો અનાદર કર્યો હતો અને તે મૂરખીએ શૂદ્ર દાસીને મારી પાસે મોકલી હતી.[૫૦]

પછી તે બલીરાજાએ તે ઋષિશ્રેષ્ઠને ફરી પ્રસન્ન કર્યા અને ફરી વાર પોતાની પત્ની સુદેષ્ણાને તેની પાસે મોકલી.[૫૧] તે દીર્ઘતમાએ તે દેવીનાં અંગોનો સ્પર્શ કર્યો અને કહ્યું: 'તને તેજમાં સૂર્યના જેવા વર્ચસ્વી અંગ, વંગ, કલિંગ, પુણ્ડ્ર અને સુહ્મ એ નામે પુત્રો થશે. અને તેમના દેશો પૃથ્વીમાં તેમના નામથી પ્રસિદ્ધ થશે.'[૫૨,૫૩] તે પ્રમાણે અંગનો અંગદેશ થયો, વંગનો વંગદેશ કહેવાયો, કલિંગનો કલિંગ દેશ કહેવાયો, પુણ્ડ્રનો પુણ્ડ્રદેશ પ્રસિદ્ધ થયો અને સુહ્મનો સુહ્મદેશ કહેવાયો.[૫૪] આ રીતે પૂર્વે મહર્ષિથી જન્મેલો રાજા બલીનો વંશ પ્રસિદ્ધ છે:[૫૫] એજ પ્રમાણે મહાન ધનુર્ધારી, પરમધર્મવેત્તા, વીર્યવાન અને મહાબલવાન એવા બીજા અનેક ક્ષત્રિયો પૃથ્વીમાં બ્રાહ્મણોથી જન્મ્યા હતા. આ સાંભળીને, હે માતા! તમે પણ તમારી ઇચ્છા પ્રમાણે કરો.[૫૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ભીષ્મસત્યવતીસંવાદ' નામનો અધ્યાય ૧૦૪ મો સમાપ્ત**

---

# अध्याय १०५ मो

## વ્યાસથી વંશવૃદ્ધિ

॥ भीष्म उवाच ॥

**पुनर्भरतवंशस्य हेतुं संतानवृद्धये।**
**वक्ष्यामि नियतं मातस्तन्मे निगदतः शृणु॥१॥**

ભીષ્મ બોલ્યા:-હે માતા! ભરતવંશની સંતાનવૃદ્ધિ માટે હું ફરીથી નિશ્ચિત હેતુ કહું છું, તો તમે મને સાંભળો.[૧] કોઈ ગુણવાન બ્રાહ્મણને ધન આપીને નિમંત્રો, તે વિચિત્રવીર્યની પત્નીઓમાં પ્રજોત્પત્તિ કરશે.[૨]

વૈશંપાયન બોલ્યા:-પછી હસતી હોય તેમ લજ્જાયુક્ત થઇને, સત્યવતી વાણી ગોઠવી ગોઠવીને આ વચન બોલી:[૩] 'હે ભારત! હે મહાબાહુ! તું કહે છે તે સાચું છે. આપણા કુલની સંતાનવૃદ્ધિ માટે હું તારામાં વિશ્વાસ મૂકીને કહું છું.[૪] તું જ આપણા કુલમાં ધર્મ છે, તું જ સત્ય છે અને તું જ પરમગતિ છે. તારી આગળ તે જાતનો આપદ્ધર્મ ન કહેવો એ શક્ય નથી.[૫] આથી મારું સત્ય વચન સાંભળીને તું યોગ્ય લાગે તેમ કર. મારા ધર્મયુક્ત પિતાને ધર્મકાર્ય માટે એક હોડી હતી.[૬] હું જુવાનીની પરોડમાં હતી અને એક વાર તે હોડી ફેરવતી હતી. શ્રેષ્ઠ ધર્મવેત્તા અને બુદ્ધિમાન પરમર્ષિ પરાશર મુનિ યમુના નદીને પાર કરવાને તે હોડીમાં આવ્યા. યમુનાને તે પાર કરતા હતા, ત્યારે તે મુનિશ્રેષ્ઠ કામપીડિત થઈ મારી પાસે આવ્યા અને મધુર તથા સાંત્વનાયુક્ત વચનો વડે તે મને તેમના જન્મ અને કુલ વિશે કહેવા લાગ્યા. મેં તેમને કહ્યું: 'હું માછીપુત્રી છું.' હે ભારત! શાપથી બીતી અને પિતાથી ભય પામેલી તેમજ દુર્લભ વરદાનોથી લોભાયેલી હું તેમને રોકવાને સમર્થ થઇ શકી નહિ.[૭-૧૦]

હે ભારત! તેમણે ભૂમંડલને ધુમ્મસથી છાઈ

દીધું અને મને બાલાને તેમણે નાવમાં જ વિવશ કરી દીધી અને તેમણે પોતાના તેજથી વશમાં લઈ લીધી.[૧૧] પહેલાં, મારી માછલાના જેવી ભયંકર દુર્ગંધ હતી, તેને દૂર કરીને મુનિએ મને આ શુભ સુવાસ આપી.[૧૨] પછી તે મુનિએ મને કહ્યું: 'મારો ગર્ભ આ નદીના દ્વીપમાં છોડી દઇને તું ફરી કન્યા જ થશે.'[૧૩] આમ મને કન્યાવસ્થામાં પૂર્વે પરાશરથી થયેલો તે પુત્ર દ્વૈપાયન નામે પ્રસિદ્ધ થયો જે મહાન યોગી અને મહર્ષિ થયો.[૧૪]

તે ભગવાન ઋષિએ તપથી ચાર વેદોના વ્યાસ (વિભાગ) કર્યા છે તેથી લોકમાં તે વ્યાસ નામે ઓળખાય છે. વળી તેનો વર્ણ કૃષ્ણ હોવાથી તે કૃષ્ણ પણ કહેવાય છે.[૧૫] તે સત્યવાદી, શમપરાયણ, તપસ્વી અને ક્ષીણપાપ વ્યાસ જન્મતાં વાર જ પિતા સાથે ત્યાંથી ચાલ્યો ગયો છે.[૧૬] તે અજોડ તેજસ્વીને હું આજ્ઞા આપીશ અને તું સંમતિ આપશે એટલે તારા ભાઈની પત્નીઓમાં તે કલ્યાણકારી પુત્ર ઉત્પન્ન કરશે.[૧૭] તેણે મને કહ્યું જ છે કે, 'આપત્તિઓમાં મારું સ્મરણ કરજે.' હે મહાબાહુ ભીષ્મ! તું ઇચ્છતો હોય તો હું તેનું સ્મરણ કરું.[૧૮] હે ભીષ્મ! તું સંમત થાય, તો વિચિત્રવીર્યની પત્નીઓમાં તે મહાતપસ્વી જરૂર પુત્રોત્પાદન કરશે.'[૧૯]

વૈશંપાયન બોલ્યા:—તે મહર્ષિનું નામ લેવાતાં ભીષ્મ હાથ જોડીને બોલ્યા: 'જે ધર્મ, અર્થ અને કામ એ ત્રણેને યથાર્થ જુએ છે,[૨૦] વળી જે અર્થ તથા અર્થથી સંબંધિત, ધર્મ, તથા ધર્મથી સંબંધિત, તેમજ કામ તથા કામથી સંબંધિત એવા વ્યવહારોને અને એ દરેકના વિપરીત વ્યવહારોને પોતાની બુદ્ધિથી વિચાર કરીને જાણે છે અને તે અનુસાર જે વ્યવસાય કરે છે, તે ધીર અને બુદ્ધિમાન છે. આથી, તમે આપણા કુલના હિત માટે આ જે ધર્મયુક્ત અને શુભ કલ્યાણમય કહ્યું છે, તે મને રુચે છે.'[૨૧–૨૩]

વૈશંપાયન બોલ્યા:—હે કુરુનંદન! ભીષ્મે આમ સંમતિ આપી, એટલે સત્યવતીએ મુનિ કૃષ્ણદ્વૈપાયનને સંભાર્યા. હે કુરુનંદન! માતાએ સ્મરણ કર્યું છે, એ જાણીને તે ધીમાન વેદો બોલતા બોલતા તે જ ક્ષણે, બીજા ન જાણે એ રીતે, ત્યાં પ્રકટ થયા. તે પુત્રને વિધિપૂર્વક સત્કાર આપી, દાશપુત્રી સત્યવતી તેને બે હાથે ભેટી અને સ્તનનાં દૂધથી તેને અભિષેક કર્યો. વળી લાંબે સમયે પુત્રને જોઈને તે આંસુ સારવા લાગી.[૨૪–૨૬] પૂર્વે જન્મેલા તે પુત્ર મહર્ષિ વ્યાસે તે દુઃખિત માતાને પાણી છાંટયું અને તેને નમસ્કાર કરી કહ્યું કે,[૨૭] 'હે ધર્મતત્ત્વને જાણનારી! હું તારું ઇચ્છિત કરવા આવ્યો છું, મને આજ્ઞા આપ. તારું હું શું પ્રિય કરું?'[૨૮] પછી પુરોહિતે તે પરમ ઋષિનું પૂજન કર્યું અને તેમણે યથાવિધિએ તેને મંત્રપૂર્વક સ્વીકાર્યું. આમ, વિધિ અને મંત્રપૂર્વક પૂજા પામેલા તે ઋષિ પ્રસન્ન થયા.[૨૯] આસન ઉપર વિરાજેલા પુત્રને માતાએ કુશલસમાચાર પૂછ્યા.[૩૦] પછી સત્યવતીએ તેમના તરફ જોઇને કહ્યું કે, 'હે કવિ! પુત્રો જે જન્મે છે, તે માતપિતા બન્નેના સમાન છે.[૩૧] પિતા જેમ તેમના સ્વામી છે, તેમ માતા પણ છે, એ વિશે શંકા નથી. હે બ્રહ્મર્ષિ! તું જેમ દૈવી વિધાનથી થયેલો મારો પ્રથમ પુત્ર છે, તેમ વિચિત્રવીર્ય મારો બીજો પુત્ર હતો. પિતાની બાજુએથી જેમ ભીષ્મ વિચિત્રવીર્યનો ભાઈ છે, તેમ માતાની બાજુએથી તું પણ તેનો ભાઈ છે. પછી તો, તમે જે સમજો તે ખરું.[૩૨–૩૪]

'આ સત્ય પરાક્રમી શાન્તનુપુત્ર ભીષ્મ પોતાનું સત્ય પાળવાને માટે પુત્રોત્પત્તિ તથા રાજ્યશાસન માટે વિચાર કરતા નથી. તો, હે નિષ્પાપ! ભાઈ પ્રત્યેના સ્નેહથી, આ ભીષ્મના વચનથી, મારી આજ્ઞાથી, પ્રાણી ઉપરની અનુકંપાથી અને સર્વના રક્ષણ માટે, કુળની

સંતાનવૃદ્ધિ માટે હું જે સરલ ભાવે કહું છું, તે સાંભળી તારે તે કરવું ઘટે છે. હે પુત્ર! તારા નાના ભાઈની દેવસુંદરીઓ જેવી રૂપવતી અને યૌવનવતી બે પત્નીઓ ધર્માનુસાર પુત્રની કામનાવાળી છે. તું સમર્થ છે, તો સંતતિ પરંપરાને માટે આ કુળને યોગ્ય એવી પ્રજોત્પત્તિ તું તેમને વિશે કર.' ૩૫–૩૯

**વ્યાસ બોલ્યાઃ**–હે સત્યવતી! તમે આલોક અને પરલોકના ધર્મોને જાણો છો. હે મહા બુદ્ધિમતી! તમારી બુદ્ધિ ધર્મમાં પરોવાયેલી છે, તેથી ધર્મરૂપી કારણને ઉદ્દેશીને હું તમારી આજ્ઞાથી તમારું ઇચ્છેલું કરીશ; કેમકે આ સનાતનધર્મ મેં જોયો છે. હું મારા ભાઇઓને મિત્ર અને વરુણ જેવા પુત્રો આપીશ. ૪૦,૪૧ હું જે વ્રત બતાવું તેને એક વર્ષ સુધી તે બન્ને દેવીઓ ન્યાયપૂર્વક આચરે અને શુદ્ધ થાય. કોઈ પણ વ્રતરહિત સ્ત્રી મારી પાસે આવી શકશે નહિ. ૪૨

**સત્યવતી બોલીઃ**–રાણીઓ શીઘ્ર ગર્ભ ધારણ કરે એમ તમે કરો૪૩ રાજા વિનાનાં રાજ્યોમાં અનાથ થયેલી પ્રજા નાશ પામે છે, સર્વ ક્રિયાઓ નષ્ટ થાય છે, વૃષ્ટિ થતી નથી અને દેવો રહેતા નથી.૪૪ હે પ્રભુ! રાજા વિનાના રાજ્યને કેમ ધારણ કરી શકાય? માટે તું ગર્ભાધાન કર, ભીષ્મ તેનું સંવર્ધન કરશે.' ૪૫

**વ્યાસ બોલ્યા**–જો મારે ભાઈના ક્ષેત્રમાં અકાળે જ પુત્ર આપવાનો છે, તો તેમણે મારી વિરૂપતા સહન કરી લેવી જોઇશે. આજ તેમને માટે પરમ વ્રત છે. કૌસલ્યા જો મારાં ગંધ, રૂપ, વેષ અને શરીરને સહન કરી શકે, તો ભલે આજે જ કૌસલ્યા ગર્ભને ધારણ કરે. ૪૬–૪૭

**વૈશંપાયન બોલ્યાઃ**–મહા તેજસ્વી વ્યાસે સત્યવતીને આ પ્રમાણે કહ્યું અને ફરી બોલ્યાઃ 'શુભ વસ્ત્રો અને અલંકારો ધારણ કરીને તે કૌસલ્યા શયનગૃહમાં મારા સમાગમની આકાંક્ષા રાખે.' આમ કહી તે મુનિ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.

પછી તે દેવી એકાંતમાં રહેલી પુત્રવધૂની પાસે ગઈ અને તેને ધર્મ તથા અર્થથી યુક્ત એવાં હિતકારી વચન કહેવા લાગીઃ 'હે કૌસલ્યા! હું તને જે ધર્મસંમત વાત કહું છું, તે તું સાંભળ. મારું ભાગ્ય ફૂટવાથી ભરતવંશનો સમૂળગો ઉચ્છેદ થવા બેઠો છે. મને વ્યથા પામેલી જોઇને તેમજ પિતૃવંશને પીડિત થયેલો જોઇને ભીષ્મે કુળની વૃદ્ધિ માટે મને આ વિચાર આપ્યો છે. હે પુત્રી! તે વિચારની સિદ્ધિ તારા હાથમાં છે. તું મને તે પ્રાપ્ત કરાવ અને તું નષ્ટ થયેલા ભરતવંશનો ફરી ઉદ્ધાર કર. હે સુશ્રોણી! તું ઇન્દ્રરાજના જેવા તેજસ્વી પુત્રને જન્મ આપ. તે પુત્ર આપણા કુળની ગરવી રાજ્યધુરાને જરૂર વહન કરશે. ૪૮–૫૩

આમ તે સત્યવતીએ એ ધર્મચારિણી કૌસલ્યાને મહા પ્રયત્ને કેમે કરીને સમજાવી. પછી તેણે વિપ્રો, દેવો, ઋષિઓ તેમજ અતિથિઓને ભોજન કરાવી મંગળ કર્યું. ૪૮–૫૫

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'સત્યવતી–ઉપદેશ' નામનો અધ્યાય ૧૦૫ મો સમાપ્ત**

# अध्याय १०६ मो

## ધૃતરાષ્ટ્ર, પાંડુ તથા વિદુરની ઉત્પત્તિ

॥ वैशंपायन उवाच ॥

ततः सत्यवती काले वधूं स्नातामृतौ तदा।
संवेशयंती शयने शनैर्वचनमब्रवीत् ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી ઋતુકાલે સ્નાનશુદ્ધ થયેલી પુત્રવધૂને શયનગૃહમાં પ્રવેશ કરાવતાં સત્યવતી ધીરેધીરે આ વચનો બોલી.૧ 'હે કૌસલ્યા! તારા પતિનો એક ભાઈ છે, તે આજે તારા ગર્ભમાં પુત્રરૂપે પ્રવેશશે. તું એકચિત્તે તેની વાટ જોજે. મધરાતે તે આવશે જ.'૨ સાસુનું આ વચન સાંભળીને કૌસલ્યા શુભ શય્યામાં સૂતી અને ભીષ્મ તથા બીજા કુરુસિંહોનું ચિંતન

કરવા લાગી.× પ્રથમ અંબિકાને માટે નિયુક્ત થયેલા તે સત્યવાદી ઋષિ દીવાઓ ઝગઝગી રહ્યા હતા, તે સમયે શયનગૃહમાં પ્રવેશ્યા.[૩,૪] કૃષ્ણ વર્ણના તે મહા મુનિની પિંગલ જટા, પ્રદીપ્ત નયનો અને પીળાં દાઢીમૂછો જોઇને રાણી કૌસલ્યાએ આંખો મીંચી દીધી.[૫] માતાનું પ્રિય કરવા માટે વ્યાસે તેની સાથે સમાગમ કર્યો; પણ તે વખતે કાશીરાજની પુત્રી ભયે કરીને તેમની સામું જોઈ શકી નહિ.[૬] વ્યાસજી બહાર આવ્યા, એટલે માતાએ તેમની પાસે આવીને પૂછ્યું: 'બેટા! આને ગુણવાન રાજપુત્ર થશે ને?'[૭]

માતાનું એ વચન સાંભળીને દિવ્યજ્ઞાની સત્યવતીપુત્ર વ્યાસે કહ્યું કે, 'વિધિયુક્ત જન્મ પામેલો આ ગર્ભસ્થ પુત્ર દશ હજાર હાથીના જેવો બલવાન થશે. તે વિદ્વાન થશે અને રાજર્ષિઓમાં શ્રેષ્ઠ થશે. તે મહાભાગ્યવાન, મહાવીર્યવાન અને મહાબુદ્ધિમાન થશે. તે મહાત્માને પણ સો પુત્રો થશે. પણ માતાના દોષને લીધે તે આંધળો જ જન્મશે. પુત્રનું તે વચન સાંભળીને માતાએ તેમને કહ્યું:[૮–૧૦] 'હે તપોધન! કુરુઓનો રાજા અંધ હોય એ યોગ્ય નથી. જાતિ તથા વંશનો સંરક્ષક અને પિતૃઓના વંશને વધારનાર એવા કુરુવંશ માટે બીજો રાજા આપવા તું યોગ્ય છે.' 'સારું, તેમ થશે.' એમ પ્રતિજ્ઞા કરીને તે મહાયશસ્વી બહાર ચાલ્યા ગયા.[૧૧,૧૨] પછી યોગ્ય કાળે તે કૌસલ્યાએ અંધ પુત્રને જન્મ આપ્યો.

હે અરિંદમન! દેવી સત્યવતીએ ફરીથી પુત્રવધૂને સમજાવી પહેલાંની જેમ ઋષિનું આવાહન કર્યું. મહર્ષિ પહેલાં પેઠે જ ત્યાં આવ્યા. પછી તેજ વિધિએ અંબાલિકા પાસે ગયા. હે ભારત! તે ઋષિને જોઇને તે પણ પીળી અને ફિક્કી પડી ગઈ. હે ભારત! તેને ભયભીત થયેલી, પીળી પડી ગયેલી અને ખેદયુક્ત થયેલી જોઇને સત્યવતીના પુત્ર વ્યાસે તેને આ વચન કહ્યું.[૧૩–૧૬] 'મને અહીં વિરૂપને જોઇને તું પીળી પડી ગઈ છે, તેથી તારો પુત્ર પણ પાંડુ–પીળો જ થશે.[૧૭] હે સુવદના! સંસારમાં તેનું એ જ નામ રહેશે.' આમ કહીને તે ભગવાન ઋષિશ્રેષ્ઠ બહાર નીકળ્યા.[૧૮] પુત્રને નીકળેલા જોઇને, સત્યવતીએ તેમને ગર્ભ વિષે પૂછ્યું; ત્યારે તેમણે માતાને તે બાળકના પીળાપણા વિષે ફરીથી કહી જણાવ્યું.[૧૯]

માતાએ તેમને ફરી એક વધુ પુત્ર માટે પ્રાર્થના કરી. ત્યારે મહર્ષિએ માતાને 'તથાસ્તુ' કહ્યું. પછી તે અંબાલિકા રાણીએ યોગ્ય કાળે એક કુમારને જન્મ આપ્યો. તે પાંડુવર્ણો, સર્વ લક્ષણોથી સંપન્ન અને ઉત્તમ શોભાથી ઝળહળતો હતો.[૨૦,૨૧] યોગ્ય વખતે તે પાંડુને મહાધનુર્ધારીઓ એવા પાંચ પાંડવપુત્રો જન્મ્યા. હવે ઋતુકાલ આવતાં, મોટી વહુને ફરીથી તે ઋષિ માટે નિયોજવામાં આવી.[૨૨] દેવપુત્રી જેવી તે અંબિકા રાણીને મહર્ષિનાં પૂર્વનાં રૂપગુણ સાંભરી આવ્યાં અને ભયને લીધે તેણે સત્યવતીનું વચન પાળ્યું નહિ. કાશીરાજની તે પુત્રીએ પોતાની અપ્સરા જેવી દાસીને પોતાના અલંકારો સજાવીને તે કૃષ્ણદ્વૈપાયન પાસે મોકલી આપી.[૨૩,૨૪] તે દાસીએ પધારેલા તે ઋષિની સામે જઈ તેમને વંદન કર્યાં, સત્કારપૂર્વક તેમની સેવા કરી અને ઋષિની આજ્ઞા મળતાં શયન સ્વીકાર્યું. તેને વિષે એકાંતમાં કામના ઉપભોગથી ઋષિ પ્રસન્નતા પામ્યા.[૨૫,૨૬] હે રાજન્! તેની સાથે સમાગમમાં આવેલા તે સંયમવતી મહર્ષિએ ઊભા થઈ તેને કહ્યું: 'તું હવે દાસીપણાથી મુક્ત થશે. હે શુભા! તારા ઉદરમાં આવેલો આ બાળક પૃથ્વીલોકમાં ધર્માત્મા થશે અને સર્વ બુદ્ધિશાળીઓમાં શ્રેષ્ઠ થશે.'[૨૭] આમ તે કૃષ્ણદ્વૈપાયનનો પુત્ર ધૃતરાષ્ટ્ર અને

× કેમકે ગર્ભાધારણના સમયમાં સ્ત્રી જે પુરુષનું ચિંતન કરે છે, તેવા ગુણવાળું સંતાન થાય છે.

મહાત્મા પાંડુનો ભાઈ વિદુર નામે જન્મ્યો.[૨૮] કામક્રોધથી મુક્ત અને અર્થતત્ત્વના જ્ઞાતા ધર્મ પોતેજ, મહાત્મા માંડવ્યના શાપ વડે તે વિદુરરૂપે જન્મ્યા હતા.[૨૯] એ વાત તથા પોતાની થયેલી છેતરણી અને દાસીને પુત્રજન્મ થશે, એ બધું કૃષ્ણદ્વૈપાયનને સત્યવતીને કહ્યું.[૩૦] આ રીતે ધર્મના ઋણથી મુક્ત થઇને અને માતાને ફરી મળી, તેને ગર્ભનું વૃત્તાંત કહી સંભળાવ્યું અને વ્યાસજી ત્યાંજ અંતર્ધાન થઈ ગયા.[૩૧] આમ દેવબાલકના જેવા કાંતિમાન અને કુરુવંશને વધારનાર આ પુત્રો દ્વૈપાયનજીથી વિચિત્રવીર્યના ક્ષેત્રમાં જન્મ્યા હતા.[૩૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં ‘વિચિત્રવીર્યસુતોત્પત્તિ’ નામનો અધ્યાય ૧૦૬ મો સમાપ્ત**

# अध्याय १०७ मो

## માંડવ્યઋષિનું ઉપાખ્યાન

॥ जनमेजय उवाच ॥

**किं कृतं कर्म धर्मेण येन शापमुपेयिवान्। कस्य शापाच्च ब्रह्मर्षेः शूद्रयोनावजायत॥ १॥**

જનમેજય બોલ્યાઃ–ધર્મે એવું કયું પાપ કર્યું હતું કે જેથી તે શાપ પામ્યા? કયા બ્રહ્મર્ષિના શાપથી તે શૂદ્રયોનિમાં જન્મ્યા?[૧]

વૈશંપાયન બોલ્યાઃ–માંડવ્ય નામે કોઈ એક સર્વ ધર્મના જ્ઞાતા, સત્યપરાયણ, તપોનિષ્ઠ અને ધૈર્યવાન પ્રસિદ્ધ બ્રાહ્મણ હતા.[૨] તે મહાતપસ્વી અને મહાન યોગનિષ્ઠ આશ્રમના બારણામાં આવેલા એક ઝાડના મૂળ આગળ હાથ ઊંચા રાખીને અને મૌનવ્રતમાં રહીને તપ કરી રહ્યા હતા.[૩] આમ તે લાંબા કાળ સુધી તપમાં રહ્યા. એક વાર ચોરીનો માલ હરી લાવીને લૂંટારાઓ તે આશ્રમે આવી ચડ્યા.[૪] હે ભરતસિંહ! રાજાના અનેક રક્ષકોએ તેમની પૂંઠ પકડી હતી. આથી હે કુરુશ્રેષ્ઠ! ભયને લીધે તે લૂંટારાઓએ ચોરીનું ધન તે ઋષિના આશ્રમમાં મૂકી દીધું અને રક્ષકોની સેના આવી પહોંચે તે પહેલાં તેઓ ત્યાંજ લપાઈ ગયા. આમ તેઓ છુપાઈ ગયા, એટલામાં રક્ષકોનું સૈન્ય તરતજ ત્યાં આવી પહોંચ્યું. ચોરોની પૂંઠ લેનારા તે રખવાળોએ તે માંડવ્ય ઋષિને જોયા. પછી હે રાજન્! તેમણે તપમાં રહેલા તે તપોધન ઋષિને પૂછ્યું: ‘હે દ્વિજશ્રેષ્ઠ! ચોર કયે માર્ગે ગયા છે? તમે આ કહો, એટલે હે બ્રહ્મન્! અમે તુરતજ તે રસ્તે પીછો લઇએ.[૫–૮] હે રાજન્! તે રક્ષકોએ આમ કહ્યું, છતાં તે તપોધને સારું કે માઠું કંઈજ વચન કહ્યું નહિ.[૯] આથી તે રાજપુરુષોએ તે આશ્રમની ઝડતી લીધી. તેથી તેમણે ત્યાં સંતાઈ રહેલા ચોરોને અને દ્રવ્યને જોયું.[૧૦]

રખવાળોને તે મુનિ વિષે શંકા પડી અને તેમણે તેમને તથા ચોરોને બાંધીને રાજા આગળ રજૂ કર્યા.[૧૧] રાજાએ પેલા ચોરો સાથે તેમને પણ ‘મારી નાખો’ એવી આજ્ઞા આપી. તે રક્ષકોએ તે મહાતપસ્વીને ઓળખ્યા વિનાજ શૂળીએ પરોવી દીધા[૧૨] અને પછી તે ધન લઇને તેઓ રાજા પાસે ચાલ્યા ગયા.[૧૩] આમ, શૂળી ઉપર રહેલા તે ધર્માત્મા વિપ્રર્ષિ ઘણા લાંબા કાળ સુધી નિરાહાર રહ્યા, છતાંય તે મરણ પામ્યા નહિ.[૧૪] આ રીતે પ્રાણને ધારણ કરી રહેલા અને શૂળીની ટોચ ઉપર તપ તપતા તે મહાત્માએ ઋષિઓને પોતાની પાસે બોલાવ્યા.[૧૫] હે ભારત! તે તપોનિષ્ઠ મુનિઓ રાત્રે પક્ષીઓ બનીને તેમની પાસે આવ્યા અને તેમને જોઇને અત્યંત સંતાપ પામ્યા. યથાશક્તિ પોતાનાં રૂપો બતાવીને તેમણે તે દ્વિજોત્તમને પૂછ્યું:[૧૬] ‘હે બ્રહ્મન્! તમે એવું શું પાપ કર્યું છે કે, જેથી તમારે શૂળી ઉપર આવા ભારે દુઃખનો ભય સહન કરવો પડે છે? અમે તે સાંભળવા ઇચ્છીએ છીએ.’[૧૭]

**ઇતિશ્રી મહાભારતમાં સંભવપર્વે અધ્યાય ૧૦૭ મો સમાપ્ત**

# अध्याय १०८ मो

## માંડવ્યઋષિએ ધર્મરાજને આપેલો શાપ

॥ वैशंपायन उवाच ॥

ततः स मुनिशार्दूलस्तानुवाच तपोधनान्।
दोषतः कं गमिष्यामि न हि मेन्योऽपराध्यति॥

વૈશંપાયન બોલ્યાઃ–મુનિઓમાં સિંહ જેવા માંડવ્યે તે તપોધનોને કહ્યું 'હું કોને દોષ આપું? આમાં બીજો કોઈ અપરાધી નથી.'[૧] હે રાજન્! રખવાળોએ એ ઋષિને ઘણા દિવસ વીતવા છતાં આ પ્રમાણે જીવતા જોયા, એટલે તેમણે રાજાને તે પ્રમાણે નિવેદન કર્યું. તેમનું વચન સાંભળીને રાજાએ મંત્રીઓ સાથે મંત્રણા કરી અને શૂળી ઉપર રહેલા તે મુનિશ્રેષ્ઠને પ્રસન્ન કરવા માંડ્યા.[૨,૩]

રાજા બોલ્યોઃ–હે ઋષિશ્રેષ્ઠ! મેં મોહ અને અજ્ઞાનમાં આ અપરાધ કર્યો છે, તે માટે હું આપની ક્ષમા માગું છું. આપ મારા ઉપર ક્રોધ ન કરજો.[૪] રાજાએ આ પ્રમાણે કહ્યું, ત્યારે મુનિ તેના ઉપર પ્રસન્ન થયા. પછી પ્રસન્નતા પામેલા એ ઋષિને રાજાએ શૂળી પરથી નીચે ઉતાર્યા.[૫] આમ તેમને શૂળીની ટોચ ઉપરથી ઉતારીને રાજાએ તે શૂળીનું ઠૂંઠું કાઢવા માંડ્યું, પણ તે નીકળી શક્યું નહિ. આથી તેણે શૂળીને મૂળમાંજ કાપી નાખી.[૬] આ રીતે પોતાના શરીરમાં રહી ગયેલી શૂળીની અણી સાથે જ તે મુનિએ તપસ્યા આચરી અને તે ઉગ્ર તપથી તેમણે અન્યોને દુર્લભ એવા લોકોને જીત્યા. ત્યારથી તે લોકોમાં અણીમાંડવ્ય નામે પ્રસિદ્ધ થયા.[૭,૮] પરમાત્માને જાણનારા તે વિપ્ર એક વાર ધર્મરાજના સ્થાનમાં ગયા; આસન ઉપર બિરાજેલા ધર્મને જોઈ તે સમર્થ ધર્મને ઠપકો આપવા લાગ્યાઃ 'મેં અજાણતાં એવું તે કયું પાપકર્મ કર્યું હતું કે જેથી મને તેની આવી ફલપ્રાપ્તિ સાંપડી? તમે મને તે ઝટ કહો. અને પછી તમે જુઓ મારા તપનું બલ.'[૯,૧૦]

ધર્મરાજા બોલ્યાઃ–હે તપોધન! તમે પતંગિયાની પૂંછડીમાં એક સળી પેસાડી હતી, તે કર્મનું તમને આ ફળ મળ્યું છે. જેમ થોડું આપેલું દાન અનેકગણું વધે છે, તેમ હે વિપ્રર્ષિ! અલ્પ સરખો અધર્મ પણ અનેક દુઃખરૂપી ફળ આપે છે.[૧૧,૧૨]

અણીમાંડવ્ય બોલ્યાઃ–તે કર્મ મેં કયે વખતે કર્યું હતું, તે તમે મને યથાવત કહો. ત્યારે ધર્મરાજે તેમને કહ્યુંઃ 'તમે બાલ્યાવસ્થામાં એ કર્યું હતું.'[૧૩]

અણીમાંડવ્ય બોલ્યાઃ–જન્મથી માંડીને બાળક બાર વર્ષનું થાય ત્યાં સુધી જે કરે છે, તે અધર્મરૂપ ન થાય; કેમકે, તેઓ ધર્મશાસ્ત્રો જાણતાં જ નથી.[૧૪] સર્વ પ્રાણીવધો કરતાં બ્રાહ્મણવધ વધારે અસત્ય છે, છતાં તમે મારા અલ્પ અપરાધનો મહાન દંડ આપ્યો છે. આથી હે ધર્મ! તમે શૂદ્રયોનિમાં માનવરૂપે જન્મશો. વળી હું આજે લોકમાં ધર્મફળના ઉદય સંબંધમાં મર્યાદા સ્થાપું છું કે, બાળકને ચૌદ* વરસની વય સુધી પાપ નહિ લાગે, પણ તે પછી પાપ કરનારને તો દોષ લાગશે જ.'[૧૫-૧૭]

વૈશંપાયન બોલ્યાઃ–આ અપરાધને કારણે ધર્મરાજ તે મહાત્માના શાપને પરિણામે વિદુરરૂપે શૂદ્રયોનિમાં જન્મ્યા હતા. તે વિદુર ધર્મ અને અર્થમાં કુશલ હતા, લોભ અને ક્રોધથી મુક્ત હતા, દીર્ઘદર્શી હતા અને શાંતિપરા-

* "ચૌદ વર્ષ પછી પાપકર્મનો દોષ લાગશે" એ પુરાતન મત છે. ખરી રીતે તો પાપનું જ્ઞાન ન હોય ત્યાં સુધી પાપ લાગે નહિ, એમ પૂર્વોક્ત પાપજ્ઞાનાભાવ એ હેતુથી સમજાય છે, એટલે પાંચ વર્ષની અંદર જ દોષ લાગે નહિ એવો વિદ્વાનોનો અભિપ્રાય છે, નહિ તો કલિના ઉતરતા કાલમાં અલ્પ આયુષ્ય હોવાથી પાપના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય–પંડિત નીલકંઠ

યણ હતા. તે સદૈવ કુરુઓના હિતમાં તત્પર રહેતા હતા. [૧૮,૧૯]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'અણીમાંડવ્યોપાખ્યાન' નામનો અધ્યાય ૧૦૮ મો સમાપ્ત

# अध्याय १०९ मो

## પાંડુનો રાજ્યાભિષેક

॥ वैशंपायन उवाच ॥

तेषु त्रिषु कुमारेषु जातेषु कुरुजांगलम् ।
कुरवोऽथ कुरुक्षेत्रं त्रयमेतदवर्धत ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**–તે ત્રણ કુમારો જન્મતાં કુરુઓ અને કુરુજાંગલ દેશ તથા કુરુક્ષેત્ર એ ત્રણ ઉન્નતિને પામ્યાં.[૧] ભૂમિ ઊભા ધાન્યવાળી થઈ અને ધાન્ય રસવાળાં થયાં. વરસાદ યથાઋતુએ યોગ્ય વરસવા લાગ્યો અને વૃક્ષો અનેક ફૂલ તથા ફળવાળાં થયાં.[૨] સર્વ અશ્વ આદિ વાહનો પ્રસન્ન થયાં, પશુઓ અને પંખીઓ આનંદિત થયાં, પુષ્પો સુગંધભર્યાં અને ફળો[૨] રસવાળાં બન્યાં; ત્યારે વણિકો અને શિલ્પીઓથી નગરો ભરાઈ ગયાં. શૂરવીરો, વિદ્વાનો અને સંતો સુખસંપન્ન થયા. ત્યારે કોઈ ચોરજન હતું નહિ. અને ન કોઈ અધર્મમાં રુચિવાળું હતું. તે રાજ્યના સર્વે પ્રદેશોમાં સુધ્ધાં ત્યારે સત્યયુગ વર્તતો હતો. [૩–૫]

ત્યારે ધર્મક્રિયાવાળી, યજ્ઞશીલ, સત્યવ્રતમાં પરાયણ અને પરસ્પર પ્રીતિયુક્ત પ્રજાઓ વૃદ્ધિને પામી રહી હતી.[૬] કામ અને ક્રોધ વિનાના તથા લોભ વગરના પુરુષો એકબીજાને અભિનંદન આપતા હતા અને ધર્માનુસાર પ્રવૃત્તિ કરતા હતા.[૭] મેઘસમૂહના જેવાં દ્વાર, તોરણો અને શિખરોવાળું તેમ જ સેંકડો ભવનોની ભીડવાળું તે મહાસાગર જેવું ભર્યું ભરપૂર નગર, ઇન્દ્રરાજની નગરીની જેમ શોભી રહ્યું હતું. ત્યારે મનુષ્યો આનંદિત થઇને નદીઓ ઉપર, વનભાગોમાં, વાવ, તળાવ તથા પર્વતશિખરો ઉપર, તેમ જ રમણીય ઉપવનકુંજોમાં વિહાર કરતા હતા. દક્ષિણના કુરુઓ ઉત્તરના કુરુઓ સાથે સ્પર્ધા કરતા હતા; તથા તેઓ દેવો, ઋષિઓ અને ચારણો સાથે વિચરતા હતા. [૮–૧૦]

કુરુઓએ સમૃદ્ધ કરેલા તે રમણીય પ્રદેશમાં કોઈ કૃપણ નહોતું અને કોઈ સ્ત્રી વૈધવ્યને પામતી નહોતી.[૧૧] તે રાષ્ટ્રમાં કૂવાઓ, બગીચાઓ, સભાસ્થાનો, વાવો અને બ્રાહ્મણોનાં નિવાસસ્થાનો એ સઘળાં સમૃદ્ધિયુક્ત અને સદા ઉત્સવયુક્ત હતાં.[૧૨] આમ હે રાજન્! તે દેશ ભીષ્મથી સર્વ રીતે ધર્મપૂર્વક રક્ષિત થયો હતો, ત્યારે તે સેંકડો યજ્ઞસ્તંભોથી ચિત્રિત અને રમણીય બન્યો હતો.[૧૩] ઘણા લોકો પોતાના મુલકો છોડીને આ દેશમાં આવી વસ્યા હતા અને તે દેશને સમૃદ્ધ કરતા હતા. ત્યારે રાષ્ટ્રમાં ભીષ્મે યોજેલું ધર્મચક્ર ચાલી રહ્યું હતું. [૧૪] જ્યારે મહાત્મા કુમારોને જાતકર્માદિ સંસ્કારક્રિયાઓ કરવામાં આવી, ત્યારે દેશ અને નગરના સર્વ માણસો અત્યંત ઉત્સાહમાં આવી ગયા હતા.[૧૫] હે રાજા! કુરુમુખ્યોનાં અને નગરજનોનાં ઘરોમાં ત્યારે 'દાન આપો અને ભોગ ભોગવો' એવાં વચનો ચારે બાજુથી સંભળાઈ રહ્યાં હતાં.[૧૬] ધૃતરાષ્ટ્ર, પાંડુ અને મહામતિમાન વિદુરનું તેમના જન્મથી આરંભીને ભીષ્મે પોતાના પુત્રોની જેમ પાલન કર્યું.[૧૭] સંસ્કારોથી સંસ્કાર પામેલા, વ્રત તથા અધ્યયનથી સંયુક્ત થયેલા અને શ્રમ તેમજ વ્યાયામમાં કુશલ બનેલા તેઓ હવે યુવાનીમાં આવ્યા હતા.[૧૮] તેઓ ધનુર્વેદમાં, વેદમાં, ગદાયુદ્ધમાં, ઢાલતલવારમાં, ગજવિદ્યામાં અને નીતિશાસ્ત્રમાં પારંગત થયા હતા.[૧૯] તેઓ ઇતિહાસ, પુરાણ અને વિવિધ શિક્ષણોમાં જ્ઞાનવાન થયા. તેઓ વેદ અને વેદાંગના તત્ત્વવેત્તા થયા. તેઓ સર્વ વિષયોમાં નિશ્-

ચવાન થયા.[૨૦] પરાક્રમી પાંડુ ધનુર્વિદ્યામાં તે સર્વ કુમારોમાં અધિક થયો, ત્યારે રાજા ધૃતરાષ્ટ્ર સૌ કરતાં બળવાન હતો. હે રાજન્! ત્રણે લોકમાં વિદુર જેવું તો કોઈ જ નહોતું. તે નિત્ય ધર્મપરાયણ હતો અને ધર્મમાં પરમ તત્ત્વજ્ઞ હતો.

આમ શાન્તનુના નાશ પામેલા વંશને ફરી પાંગરેલો જોઇને, સર્વ રાજ્યોમાં અને લોકોમાં આ પ્રશંસા થવા લાગી કે, વીરજનનીઓમાં કાશીરાજની બે પુત્રીઓ શ્રેષ્ઠ છે, દેશોમાં કુરુજાંગલ શ્રેષ્ઠ છે, સર્વ ધર્મવેત્તાઓમાં ભીષ્મ શ્રેષ્ઠ છે અને નગરોમાં હસ્તિનાપુર જ શ્રેષ્ઠ છે.[૨૧,૨૪] અંધાપાને લીધે ધૃતરાષ્ટ્રને અને પારસવ (શૂદ્રીમાં બ્રાહ્મણથી જન્મેલા) પુત્ર હોવાથી વિદુરને રાજગાદી ન મળી. આથી પાંડુ રાજા થયો. એક વાર સર્વ નીતિમાનોમાં શ્રેષ્ઠ એવા ગંગાનંદન ભીષ્મે ધર્મના તત્ત્વવેત્તા વિદુરને આ યથાયોગ્ય વચન કહ્યાં. [૨૫,૨૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'પાંડુરાજ્યાભિષેક'નામનો અધ્યાય ૧૦૯ મો સમાપ્ત**

# अध्याय ११० मो

## ધૃતરાષ્ટ્રનાં ગાન્ધારી સાથે લગ્ન

॥ भीष्म उवाच ॥

गुणैः समुदितं सम्यगिदं नः प्रथितं कुलम्। अत्यन्यान्पृथिवीपालान् पृथिव्यामधिराज्यभाक् ॥ १ ॥

ભીષ્મ બોલ્યાઃ–આપણું આ પ્રસિદ્ધ કુળ રૂડી રીતે ગુણોથી પ્રકાશી રહ્યું છે અને બીજા પૃથ્વીપાલો કરતાં તે પૃથ્વીમાં અધિરાજ્ય ભોગવે છે.[૧] આપણા આ કુલને પૂર્વે ધર્મજ્ઞ અને મહાત્મા રાજાઓએ રક્ષ્યું છે અને આ લોકમાં તે કદી પણ ઉચ્છેદ પામ્યું નથી.[૨] મેં, સત્યવતીએ અને મહાત્મા કૃષ્ણદ્વૈપાયને કુલના તંતુઓરૂપ એવા તમારામાં તેને ફરી વાર સંસ્થાપિત કર્યું છે.[૩] આથી મારે તેમજ તમારે નિઃસંશય એવું કરવું જોઈએ કે, જેથી આ કુલ સાગરની જેમ વિશાલ વૃદ્ધિ પામે.[૪] યદુવંશી કન્યા, સુબલની પુત્રી તથા મદ્રરાજની દીકરી એ ત્રણ આપણા કુલને યોગ્ય કન્યાઓ મેં સાંભળી છે.[૫] બેટા! તે કન્યાઓ કુલવતી અને રૂપવતી છે અને તે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ છે એટલે આપણા સંબંધને માટે તે સર્વશઃ યોગ્ય છે.[૬] હે શ્રેષ્ઠ બુદ્ધિમાન! હું માનું છું કે, આ કુલના સંતતિવિસ્તાર માટે તે કન્યાઓનાં માગાં કરવાં. હે વિદુર! તું શું માને છે?[૭]

**વિદુર બોલ્યાઃ**–આપ અમારા પિતા છો, અમારા માતા છો અને અમારા પરમગુરુ છો. એટલે આ કુલનો વિચાર કરીને આપ જ જે હિતકારી હોય તે કરો.[૮]

**વૈશંપાયન બોલ્યાઃ**–તે પછી કુરુઓના પિતામહ ભીષ્મે બ્રાહ્મણો પાસેથી સુબલપુત્રી ગાન્ધારીના સંબંધમાં આ વાત સાંભળી. ભગનાં નેત્રને હરનારા એવા વરદાયી ભગવાન શંકરની આરાધના કરીને તે શુભ લક્ષણવાળી ગાંધારીએ 'હું સો પુત્ર પામું' એવું વરદાન મેળવ્યું છે.[૯,૧૦] હે ભારત! આ તત્ત્વયુક્ત વચન સાંભળીને ભીષ્મે ગાંધારરાજ પાસે દૂત મોકલ્યો. 'એ ધૃતરાષ્ટ્ર તો આંધળો છે' એમ સુબલ તે વખતે વિચારમાં પડી ગયો.[૧૧] પછી કુલ, ખ્યાતિ અને ચરિત્ર વિશે બુદ્ધિપૂર્વક વિચાર કરીને તેણે પોતાની ધર્મચારિણી પુત્રી ગાંધારીને ધૃતરાષ્ટ્રને આપવા નિરધાર્યું.[૧૨] પછી હે ભારત! ગાંધારીએ સાંભળ્યું કે, ધૃતરાષ્ટ્ર અંધ છે અને તેનાં માતાપિતાએ તેને આપવા નક્કી કર્યું છે. આથી હે રાજન્! તે પતિવ્રતપરાયણાએ એક વસ્ત્ર લીધું અને તેની અનેક ગડી કરી. પછી તે વડે પોતાની બને આંખે પાટો બાંધ્યો. તેણે નિશ્ચય કર્યો કે, 'મારે પતિની ઈર્ષ્યા કરવી પડે નહિ.' પછી

ગાંધારરાજનો પુત્ર શકુનિ યૌવન અને શોભામય પોતાની બહેનને લઇને કૌરવો પાસે આવ્યો. તેણે પરમ સત્કાર પામેલી ગાંધારીને ધૃતરાષ્ટ્રને અર્પી અને ભીષ્મની સંમતિથી તેનો વિવાહ યોજ્યો. આમ પોતાની બહેનને આપીને તથા યોગ્ય પહેરામણી લઇને તે વીર શકુનિ ભીષ્મથી સત્કાર પામીને પાછો પોતાના નગર તરફ વળ્યો. હે ભારત! સુંદર જઘનવાળી ગાન્ધારી પણ પોતાનાં શીલ, આચાર અને કાર્યોથી સર્વ કુરુઓને સંતોષ આપવા લાગી.[૧૩-૧૮] તે પતિવ્રતા અને સદાચારવાળી ગાંધારી સર્વ વડીલોનું આરાધન કરતી અને અન્ય પુરુષોને તો તે વાણીથી પણ પ્રત્યુત્તર આપતી ન હતી.[૧૯,૨૦]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં ' ધૃતરાષ્ટ્રવિવાહ ' નામનો અધ્યાય ૧૧૦ મો સમાપ્ત**

---

# अध्याय १११ मो

## કર્ણનો જન્મ

॥ वैशंपायन उवाच ॥

**शूरो नाम यदुश्रेष्ठो वसुदेवपिताऽभवत् ।**
**तस्य कन्या पृथा नाम रूपेणाप्रतिमाऽभुवि ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**—યદુઓમાં શ્રેષ્ઠ એવા શૂરસેન નામે વસુદેવના પિતા હતા. પૃથ્વીમાં અજોડ રૂપવાળી પૃથા નામે તેને એક કન્યા હતી.[૧] હે ભારત! તેણે પોતાના સંતાનવિહીન ફોઇના છોકરા કુંતીભોજને પોતાનું પહેલું બાળક આપવાની અગાઉથી પ્રતિજ્ઞા કરી હતી. આથી તે સત્યવાદી શૂરસેને પોતાના તે કૃપાકાંક્ષી મિત્ર મહાત્મા કુન્તિભોજને પહેલા ખોળાની એ કન્યાને આપી દીધી.[૨,૩] કુન્તિભોજને ઘેર તે કન્યા બ્રાહ્મણ અને અતિથિઓનાં પૂજનમાં રોકાયેલી રહેતી. ત્યાં એક વાર જિતેન્દ્રિય, ધર્મમાં ગહન નિશ્ચયવાળા અને લોકમાં દુર્વાસા તરીકે ઓળખાતા ઉગ્ર બ્રાહ્મણની તેણે સેવા કરી. તેણે તે ઉત્તમ વ્રતવાળા ઉગ્ર ઋષિને સર્વ પ્રયત્ને સંતુષ્ટ કર્યા.[૪,૫] ભાવી આપદ્ધર્મનો વિચાર કરીને તે ઋષિએ તેને અભિચારયુક્ત મંત્ર આપ્યો અને કહ્યું કે, 'તું આ મંત્રથી જે જે દેવનું આવાહન કરશે, તે તે દેવના પ્રભાવથી તને પુત્ર થશે.'

આ પ્રમાણે દુર્વાસાએ કહ્યું, ત્યારે કુન્તી કુતૂહલયુક્ત થઈ અને પોતે કન્યા હોવા છતાં તે યશસ્વિનીએ સૂર્યદેવને બોલાવ્યા. એટલે તેણે તે લોકપાલક સૂર્યનારાયણને આવતા જોયા. તે સ્તુત્ય ગાત્રવાળી આ મહા આશ્ચર્ય જોઇને વિસ્મય પામી. સૂર્યદેવ તેની પાસે આવીને બોલ્યા કે, 'હે શ્યામ કટાક્ષવાળી! આ હું આવ્યો છું. કહે, તારું શું પ્રિય કરું?'[૬-૧૦]

**કુન્તી બોલીઃ**—હે શત્રુનાશન! કોઈ એક બ્રાહ્મણે મને વિદ્યા ને વરદાન આપ્યાં છે. હે વિભુ! તેનું પારખું કરવા માટે જ મેં તમારું આ આવાહન કર્યું છે. આ અપરાધને માટે હું તમને શિર ઢાળીને પ્રસન્ન કરું છું; કેમકે, સ્ત્રીઓ અપરાધી હોય તો પણ હમેશાં રક્ષણને યોગ્ય છે.[૧૧,૧૨]

**સૂર્ય બોલ્યાઃ**—દુર્વાસાએ વરદાન આપ્યું છે, એ બધું હું જાણું છું. તું ભય છોડી દે અને અહીં મારો સંગ કર.[૧૩] હે શુભા! મારું દર્શન વિફલ ન જાય. હું તારો જ બોલાવ્યો આવ્યો છું. હે ભીરુ! મને નિષ્ફળ બોલાવવા બદલ પણ તને દોષ લાગશે એમાં સંશય નથી.[૧૪]

**વૈશંપાયન બોલ્યાઃ**—હે ભારત! સૂર્યદેવે અનેક રીતે સાંત્વનાપૂર્વક આ પ્રમાણે કહ્યું, તો પણ સુંદર જઘનવાળી એ યશસ્વિનીએ 'હું કન્યા છું' એવા વિચારથી, બંધુપક્ષના ભયથી ડરીને અને લજ્જાને કારણે તે સંગ ઇચ્છ્યો નહિ. ત્યારે હે ભરતર્ષભ! સૂર્યે તેને ફરીથી કહ્યું:[૧૫,૧૬] 'હે રાણી! મારા પ્રસાદે કરીને તને દોષ નહિ લાગે.' તે ભગવાને કુન્તિરાજની પુત્રીને આ પ્રમાણે કહીને પછી તે પ્રકાશકર્તા ભગવાન સૂર્યે

તેની સાથે સમાગમ કર્યો. ત્યાં જ એક વીર પુત્ર જન્મ પામ્યો. તે સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ હતો. જે ન છૂટયા કવચવાળો, શ્રીમાન અને દેવબાલકના જેવી શોભાવાળો હતો. તે જન્મ સાથે આવેલા કવચને ધારણ કરી રહ્યો હતો. સહજ કુંડલથી તેનું મુખ ઝગઝગી રહ્યું હતું. આમ સર્વ લોકોમાં પ્રસિદ્ધ એવો કર્ણ નામે પુત્ર જન્મ પામ્યો. પછી તે પરમ પ્રકાશવાન સૂર્યદેવે કુંતીને ફરીને કન્યાપણું આપ્યું અને તે તાપનશ્રેષ્ઠ આકાશને વિષે ચાલ્યા ગયા. ૧૭-૨૦

કુમારને જન્મેલો જોઈને તે વૃષ્ણીવંશી કન્યા દીન મનવાળી થઈ ગઈ અને એકાગ્રતાએ વિચારવા લાગી: 'હવે શું કરવાથી મંગલ થાય?'[૨૧] પછી બંધુપક્ષના ભયને લીધે, તે કુન્તીએ પોતાનો અનાચાર છુપાવવા માટે તે મહા બલવાન કુમારને પાણીમાં વહાવી દીધો.[૨૨] પાણીમાં વહી રહેલા તે બાળકને મહાયશસ્વી સૂતપુત્ર રાધાનો પતિ અધિરથે લઈ લીધો અને પોતાની પત્ની સાથે તેને પુત્ર કરી રાખ્યો. તે બન્નેએ તે બાળકનું નામકરણ કર્યું. આ બાળક વસુ (કુંડલાદિ ધન) સાથે જન્મ્યો છે, તેથી એ વસુષેણ કહેવાશે.[૨૩,૨૪]

વયમાં વધતાં તે બળવાન કુમાર સર્વ અસ્રોમાં નિપુણ થયો. તાપ પીઠ સુધી આવે ત્યાં સુધી તે વીર્યવાન સૂર્યને ઉપાસતો રહેતો.[૨૫] તે વીર અને બુદ્ધિમાન જપ જપતો હોય તે વખતે તેની પાસે આ ભૂતલમાં બ્રાહ્મણોને ન આપવા યોગ્ય એવું કાંઈ જ નહોતું.[૨૬] એક વાર અર્જુનના હિતમાં રહેલા ઇન્દ્ર, બ્રાહ્મણ થઇને તેની પાસે ભિક્ષાર્થી થઈ આવ્યા. તેમણે તેની પાસેથી તેનું કવચ માગ્યું.[૨૭] તરત જ કર્ણે પોતાના તે સહજ કવચને પોતાના શરીર ઉપરથી ઊતરડી નાખ્યું અને પ્રણામપૂર્વક તે બ્રાહ્મણરૂપધારી ઇન્દ્રને આપ્યું.[૨૮] તે કવચ સ્વીકારીને દેવરાજ ઇન્દ્ર તેના આ કર્મથી પ્રસન્ન થયા અને તેને એક શક્તિ આપી. વળી તેમણે તેને આ વચન કહ્યું:[૨૯] 'દેવો, અસુરો, મનુષ્યો, ગંધર્વો, ઉરગો અને રાક્ષસો એમાં તું જે કોઇને જીતવા ઇચ્છશે, તે આ શક્તિથી મરી જશે.[૩૦] પૃથ્વીમાં પહેલાં તેનું વસુષેણ નામ કહેવાયું હતું, હવે આ કર્મને લીધે તે વૈકર્તન તથા કર્ણ નામે પ્રસિદ્ધ થયો.'[૩૧]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'કર્ણસંભવ' નામનો અધ્યાય ૧૧૧ મો સમાપ્ત**

---

# અધ્યાય ૧૧૨ મો

## કુન્તીની સાથે પાંડુનાં લગ્ન

॥ वैशंपायन उवाच ॥

सत्त्वरूपगुणोपेता धर्मारामा महाव्रता।
दुहिता कुंतिभोजस्य पृथा पृथुललोचना ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–કુન્તિભોજની વિશાલ નેણવાળી પુત્રી પૃથા ધર્મનિષ્ઠ, મહાવ્રતિની અને સત્ત્વ, રૂપ તેમજ ગુણથી સંપન્ન હતી.[૧] સ્ત્રીઓના ગુણોથી અત્યંત સંપન્ન તે તેજસ્વિની, રૂપવતી અને યૌવનવતી કન્યાને કેટલાય રાજાઓએ પ્રાર્થી હતી.[૨] હે રાજશ્રેષ્ઠ! તેના પિતા કુંતિભોજ રાજાએ રાજાઓને બોલાવીને તે પુત્રીને સ્વયંવરમાં અપાવા નક્કી કર્યું.[૩] હવે એ મનસ્વિનીએ તે રાજાઓની વચ્ચે રંગમંડપની મધ્યમાં બિરાજેલા રાજાઓમાં સિંહ જેવા ભરતશ્રેષ્ઠ પાંડુને જોયા. સિંહના જેવી ખુમારીવાળા, વિશાલ છાતીવાળા, નંદીના જેવી આંખવાળા, સૂર્યની જેમ સર્વ રાજાઓની પ્રભાને ઢાંકી દેનારા અને રાજસભામાં બીજા ઇન્દ્રની જેમ વિરાજેલા તે નરવર પાંડુને રંગમંડપમાં જોઇને તે સ્તુત્ય ગાત્રવાળી અને શુભ લક્ષણવાળી કુન્તીભોજની પુત્રી હૃદયથી વ્યાકુળ થઈ ગઈ. કુન્તિના અંગસકલમાં અનંગ વ્યાપી ગયો, એકીસાથે તેનું મન હાલી ઊઠયું અને શરમાતાં શરમાતાં તેણે રાજાને ગળે માળા પહેરાવી દીધી. ૪-૮

કુન્તી પાંડુને વરી છે, એ સાંભળીને સર્વે

રાજાઓ જેમ આવ્યા હતા તેમ હાથી, ઘોડા અને રથમાં પાછા ગયા. હે રાજન્! પછી એના સમર્થ પિતાએ તેના વિવાહ કર્યા.[૯] ઇન્દ્ર જેમ પૌલોમી સાથે જોડાય, તેમ તે અમાપ સૌભાગ્યવાળા કુરુનંદન કુંતિભોજની તે પુત્રી સાથે જોડાયા. આમ હે રાજેન્દ્ર! રાજા કુન્તિભોજે કુંતી અને પાંડુનાં લગ્ન કર્યાં. હે કુરુશ્રેષ્ઠ! પછી તે રાજાએ પાંડુને વિવિધ દ્રવ્યોથી સત્કારીને પોતાના નગર તરફ વળાવ્યા.[૧૦,૧૧] હવે બ્રાહ્મણો તથા મહર્ષિઓના આશીર્વાદોથી સ્તવાતા તે કૌરવનંદન પાંડુરાજ વિવિધ ધ્વજા–પતાકાવાળી મહાન સેના સાથે નગરમાં આવ્યા. પછી તે સમર્થે પોતાની પત્ની કુન્તીને સ્વભવનમાં નિવાસ આપ્યો. [૧૨,૧૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં ‘કુંતીવિવાહ’ નામનો અધ્યાય ૧૧૨ મો સમાપ્ત**

# अध्याय ११३ मो

## પાંડુનાં માદ્રી સાથે લગ્ન તથા દિગ્વિજય

॥ वैशंपायन उवाच ॥

**ततः शांतनवो भीष्मो राज्ञः पांडोर्यशस्विनः ।**
**विवाहस्यापरस्यार्थे चकार मतिमान्मतिम् ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ–પછી બુદ્ધિમાન શાન્તનુપુત્ર ભીષ્મે પાંડુ રાજાના બીજા વિવાહનો વિચાર કર્યો.[૧] વૃદ્ધ પ્રધાનો, બ્રાહ્મણો, મહર્ષિઓ અને ચતુરંગિણી સેના સાથે તે મદ્રપતિના નગર તરફ ગયા.[૨] ભીષ્મને આવેલા જાણીને વાહીકશ્રેષ્ઠ રાજા સામો લેવા આવ્યો અને તેમનું પૂજન કરી તેમને નગરમાં તેડી ગયો.[૩] મદ્રરાજે તેમને શુભ આસન, અર્ઘ્ય, પાદ્ય અને મધુપર્ક આપ્યાં તથા તેમને આવવાનું કારણ પૂછ્યું.[૪] કુરુકુલધુરંધર ભીષ્મે તે મદ્રપતિને આ જવાબ આપ્યોઃ ‘હે અરિદમન! તમે મને કન્યાને અર્થે આવેલો જાણો.[૫] સંભળાય છે, તમારે માદ્રી નામે સાધ્વી અને યશસ્વિની બહેન છે. તે યશસ્વિનીને હું પાંડુ માટે માગું છું.[૬] હે રાજન્! વિવાહસંબંધ માટે તમે અમારે માટે અને અમે તમારે માટે યોગ્ય છીએ. હે મદ્રરાજ! આ વિચારીને તમે અમને યથાવિધિ સ્વીકારો.’[૭] ભીષ્મ આ પ્રમાણે બોલ્યા, ત્યારે મદ્રપતિએ ઉત્તર આપ્યોઃ ‘મારું માનવું છે, તમારા કરતાં કોઈ બીજો ચડિયાતો વર જ નથી;[૮] પણ અગાઉ આ કુળને વિશે નૃપશ્રેષ્ઠોએ જ કંઈ નિયમ પ્રવર્તાવ્યો છે, તે સારો હોય કે માઠો હોય તો પણ હું તેનું ઉલ્લંઘન કરી શકતો નથી.[૯] તે નિયમ પ્રગટ છે અને તમને તે વિદિત જ છે, એ વિશે શંકા નથી. તો પણ હે શ્રેષ્ઠજન! ‘તમે તે આપો’ એમ કહેવું યોગ્ય નથી જ.[૧૦] હે વીર! અમારો તે કુલધર્મ છે. અમારે માટે તે પરમ પ્રમાણરૂપ છે. હે અરિનાશન! આથી હું તમને ચોખ્ખી વાત કહેતો નથી.’[૧૧]

ત્યારે જનનાથ ભીષ્મે એ મદ્રરાજને આ ઉત્તર વાળ્યોઃ ‘હે રાજન્! સ્વયંભૂ ભગવાને પોતે જ એ પરમધર્મ કહ્યો છે.[૧૨] એમાં કાંઈ દોષ નથી. પૂર્વપુરુષોએ આ વિધિ કર્યો છે. હે શલ્ય! સાધુજનોએ સંમાનેલી આ મર્યાદાને તમે તો જાણો છો.’ આમ કહીને તે મહાતેજસ્વીએ શલ્યને ઘડેલું અને અણઘડેલું સોનું આપ્યું તેમજ હજારો વિવિધ રત્નો આપ્યાં. વળી ગંગાનન્દને હાથીઓ, ઘોડાઓ, રથો, વસ્ત્રો, અલંકારો, તેમજ શુભ એવાં મણિ, મુક્તા અને પરવાળાં આપ્યાં.[૧૩–૧૫] તે સર્વ ધન સ્વીકારીને શલ્ય ચિત્તમાં પ્રસન્ન થયો અને તેણે પોતાની બહેનને સુવિભૂષિત કરીને કૌરવશ્રેષ્ઠને સોંપી.[૧૬] તે બુદ્ધિમાન ભીષ્મ હવે માદ્રીને લઈને હસ્તિનાપુર તરફ આવ્યા અને નગરમાં પ્રવેશ કર્યો. [૧૭]

ઇષ્ટ દિવસે, સાધુસંમત મુહૂર્ત આવતાં રાજા પાંડુએ માદ્રીનું વિધિપૂર્વક પાણિગ્રહણ કર્યું.[૧૮] વિવાહ પતી જતાં, તે કુરુનંદન રાજાએ

પોતાની તે ભાવવતી પત્નીને શુભ નિવાસમાં સ્થાન આપ્યું.[૧૯] તે રાજશ્રેષ્ઠ રાજેન્દ્ર કુન્તી અને માદ્રી એ બે પત્નીઓ સાથે યથેચ્છ ને યથાસુખ વિચરવા લાગ્યા.[૨૦] આમ હે પ્રભુ! તે કૌરવરાજ પાંડુ ત્રીસ રાત્રિ વિહાર કરીને પૃથ્વીવિજય માટે નગર બહાર નીકળ્યા.[૨૧] ભીષ્મ આદિ વૃદ્ધોને, કૌરવ્ય ધૃતરાષ્ટ્રને અને બીજા કુરુશ્રેષ્ઠોને તે રાજાએ પ્રણામ અને નમસ્કાર કર્યા અને તેમની આજ્ઞા માગી. તેમના તરફથી સંમતિ મળતાં તે ત્યાંથી જવા નીકળ્યા. મંગલ આચારો અને આશીર્વાદોથી અભિનંદન પામેલા તે રાજા હાથી, ઘોડા અને રથની ભરતી જેવા મહાન સૈન્ય સાથે પ્રયાણ માટે ગયા.[૨૨,૨૩] આ રીતે દેવપુત્રના જેવી કાંતિવાળા અને વસુધા ઉપર વિજય મેળવવા ઇચ્છતા તે પાંડુરાજ હૃષ્ટપુષ્ટ સેનાઓ સાથે અનેક શત્રુઓની સામે ચાલ્યા.[૨૪]

કૌરવોના કીર્તિધારી તે પુરુષસિંહ પાંડુએ પહેલાં અપરાધી દશાર્ણોના દેશમાં જઈ તેમને યુદ્ધમાં જીતી લીધા.[૨૫] પછી અનેકવિધ ધ્વનિવાળી, પુષ્કળ હાથીઓ તથા ઘોડાઓવાળી તેમજ પાળા તથા રથથી ભરેલી સેના લઈને પાંડુએ અનેક રાજાઓને હાનિ કરનારા બલથી ગર્વિત થયેલા અને મગધરાજ્યના સંરક્ષક એવા દીર્ઘ નામે રાજાને રાજગૃહમાં મારી નાખ્યો, ત્યાંથી ભંડાર અને પુષ્કળ વાહનો લઈને પાંડુરાજાએ મિથિલામાં જઈ વિદેહોને યુદ્ધમાં જીત્યા.[૨૬–૨૮] વળી હે નરશ્રેષ્ઠ ! તેમણે કાશી, સુહ્મ અને પુંડ્રમાં જઈને પોતાના બાહુબલના પરાક્રમથી કુરુઓનો યશ ફેલાવ્યો.[૨૯] બાણસમૂહરૂપી મહાજ્વાલાવાળા અને શસ્ત્રરૂપી તેજવાળા તે અરિનાશન પાંડુરૂપી અગ્નિને પામીને રાજાઓ બળી મરવા લાગ્યા.[૩૦] આમ તે મોટા સૈન્યવાળા રાજાઓને, અલ્પ સૈન્યવાળા પાંડુએ નષ્ટબલ કર્યા અને તેમને વશમાં આણી કુરુઓના કામમાં યોજ્યા.[૩૧]

આ પ્રમાણે તેમણે પૃથ્વીમાંના સર્વ રાજાઓને જીતી લીધા અને તેઓ તેમને જ દેવેન્દ્ર જેવા શૂરવીર માનવા લાગ્યા.[૩૨] સર્વ વસુધાપતિઓ તેમને કર જોડીને નમ્યા. તેઓ ધન, વિવિધ રત્નો, મણિ, મોતી, પરવાળાં, પુષ્કળ સોનુંરૂપું, રતન જેવાં ગાય, ઘોડા, તેમજ રથો, હાથીઓ, ગધેડાંઓ, ઊંટો, ભેંસો, ઘેટાંબકરાં, ઉત્તમ કામળીઓ, મૃગચર્મો અને રંકુમૃગનાં પાથરણાં વગેરે લઈને તેમને ભેટ કરવા આવ્યા. હસ્તિનાપુરના સ્વામી પાંડુરાજે તે સર્વ સ્વીકાર્યું. એ સઘળું લઈને પ્રસન્ન સેના સાથે પોતાના રાજ્યને આનંદ આપવા તે હસ્તિનાપુર તરફ ચાલ્યા.[૩૩–૩૬]

ત્યાં એકઠા થયેલા રાજાઓ અને રાજપ્રધાનો નગર તેમજ દેશના જનો સાથે હર્ષ પામ્યા અને પ્રસન્નમન થઈ કહેવા લાગ્યા. 'રાજસિંહ શાન્તનુનો તેમ જ ધીમાન ભરતનો કીર્તિજન્ય શબ્દ શાંત થયો હતો, તે પાંડુએ ફરી જાગતો કર્યો છે. જેઓ કુરુઓના દેશોને તથા કુરુઓનાં ધનોને પૂર્વે હરી ગયા હતા, તેમને હસ્તિનાપુરના સિંહ પાંડુએ કર ભરતા કર્યા છે.[૩૭,૩૮] તેઓ સૌ ભીષ્મની આગેવાની હેઠળ આવેલા પાંડુનું સામૈયું કરવા ગયા. તેઓ હસ્તિનાપુરથી થોડે દૂર ગયા, એટલે લોકોને જોઈ હર્ષ પામ્યા. તે લોકો વિવિધ ધનોથી, અનેક પ્રકારનાં વાહનોથી, આણેલાં હલકાભારી રત્નોથી, ઉત્તમ હાથી, ઘોડા અને રથોથી, તેમ જ ગાયો, ઊંટો અને બકરાંથી વીંટળાયેલા હતા. ભીષ્મસહિત કૌરવો આ જોઇ જ રહ્યા, તેમને એનો છેડોજ ન જડયો.[૩૯–૪૨]

હવે કૌસલ્યાના આનન્દને બઢાવનારા તે પાંડુએ પિતારૂપ ભીષ્મના પગ પૂજ્યા અને દેશ તથા નગરવાસીઓને પણ યથાયોગ્ય સંમાન આપ્યું.[૪૩] નગરો અને રાષ્ટ્રોને મસળીને મનોરથસિદ્ધિ પામી પાછા આવેલા એ પુત્રને આલિંગન કરતાં ભીષ્મને આનંદનાં આંસુ વહેવા લાગ્યાં.[૪૪] સેંકડો તૂરીઓ, શંખો અને ભેરીઓ-

ના મહાશબ્દોથી સર્વ નગરજનોને હર્ષાવતા તે હસ્તિનાપુરમાં પ્રવેશ્યા. ૪૫-૪૬

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં ' પાંડુદિગ્વિજય ' નામનો અધ્યાય ૧૧૩ મો સમાપ્ત**

# अध्याय ११४ मो

## પાંડુનો અરણ્યનિવાસ તથા વિદુરનાં લગ્ન

॥ वैशंपायन उवाच ॥

**धृतराष्ट्रेण्यनुज्ञातः स्वबाहुविजितं धनम् ।**
**भीष्माय सत्यवत्यै च मात्रे चोपजहार सः ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી પાંડુએ ધૃતરાષ્ટ્રની આજ્ઞા મેળવીને પોતાના બાહુબલથી જીતેલું તે ધન ભીષ્મ, સત્યવતી તથા પોતાની માતાને અર્પણ કર્યું.[૧] ધર્માત્મા પાંડુએ વિદુરને પણ તે ધન મોકલ્યુ અને મિત્રોને સુધ્ધાં ધનથી સંતુષ્ટ કર્યા.[૨] હે ભારત ! સત્યવતીએ પણ પાંડુએ જીતેલા શુભ ધનથી ભીષ્મ અને યશસ્વિની કૌસલ્યાને પ્રસન્ન કર્યાં.[૩] જયંતને ભેટી ઇન્દ્રાણી જેમ આનંદ પામે, તેમ નરશ્રેષ્ઠ અને અજોડ તેજસ્વી પાંડુને ભેટીને માતા કૌસલ્યા અપાર આનંદ પામી. ૪

તે વીર પાંડુના પરાક્રમથી પ્રાપ્ત થયેલા ધન વડે ધૃતરાષ્ટ્રે સેંકડો અને હજારો દક્ષિણાવાળા અશ્વમેધ યજ્ઞો જેવા× સેંકડો મહાયજ્ઞો કર્યા.[૫] હે ભરતશ્રેષ્ઠ ! પછી, કુન્તી અને માદ્રીથી પ્રેરાઇને પાંડુ આળસરહિત રહી, વનમાં વિચરવા લાગ્યા.[૬] મહેલના વાસો અને શુભ શયનો છોડીને તે નિત્ય અરણ્યમાં રહી સતત મૃગયાપરાયણ રહ્યા.[૭] હિમાલય પર્વતના રમણીય દક્ષિણ પડખે ફરતાં તે પર્વતના મહાન શાલવૃક્ષના વનવાળા પીઠ ભાગે વસ્યા. ૮

× ધૃતરાષ્ટ્ર જન્મથી આંધળો હતો, તેથી તેને શ્રૌત યજ્ઞોનો અધિકાર નહોતો.

કુન્તી અને માદ્રી સાથે વનમાં ફરતા એ શ્રીમાન્ પાંડુ બે હાથણીઓ વચ્ચે રહેલા ઇન્દ્રરાજના ઐરાવતની જેમ શોભતા હતા. ખડ્ગ, બાણ અને ધનુષ્ય ધારણ કરતા તથા વિચિત્ર કવચ સજતા તે વીર અને પરમ અસ્ત્રવિદ નરપતિને બે પત્નીઓ સાથે ફરતા જોઈને વનવાસીઓ 'આ દેવ છે ' એમ માનતા હતા.[૧૦] ધૃતરાષ્ટ્રની આજ્ઞા પામેલા લોકો વિના આળસે તે વનસીમાઓમાં પણ પાંડુ માટે ભોગો તથા ઇષ્ટ સામગ્રીઓ નિત્ય લાવતા હતા. ૧૧,૧૨

એક વખતે તે ગંગાપુત્રે સાંભળ્યું કે, દેવક રાજાને રૂપવતી અને યૌવનવતી એક પારસવી (બ્રાહ્મણથી શૂદ્ર સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી ) કન્યા છે. ભરતશ્રેષ્ઠ ભીષ્મે તે કન્યાનું માગું કર્યું અને તેની સાથે મહામતિ વિદુરનાં લગ્ન કરાવ્યાં.[૧૩] હે કુરુનંદન ! વિદુરે તેનામાં પોતાના જેવા ગુણવાન અને વિનયસંપન્ન પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૪,૧૫]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં ' વિદુરપરિણય ' નામનો અધ્યાય ૧૧૪ મો સમાપ્ત**

# अध्याय ११५ मो

## ધૃતરાષ્ટ્રની પુત્રોત્પત્તિ

॥ वैशंपायन उवाच ॥

**ततः पुत्रशतं जज्ञे गांधार्यां जनमेजय ।**
**धृतराष्ट्रस्य वैश्यायामेकश्चापि शतात्परः ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી હે જનમેજય ! ધૃતરાષ્ટ્રને ગાંધારીમાં સો પુત્રો થયા અને વૈશ્યામાં એકસો એકમો પુત્ર થયો.[૧] કુલની સંતતિની વૃદ્ધિ માટે કુન્તી અને માદ્રીમાં દેવોથી પાંડુને પાંચ મહારથી પુત્રો થયા. ૧-૨

**જનમેજય બોલ્યાઃ**—હે દ્વિજશ્રેષ્ઠ ! ગાંધારીમાં સો પુત્રો કેવી રીતે અને કેટલે કાળે થયા ? તેમનો આવરદા કેટલો હતો[૩] ? વળી કેમ કરીને

વૈશ્યામાં તે એક ધૃતરાષ્ટ્રપુત્ર થયો ? ધર્માચરણવાળી અને અનુકૂળ વર્તનારી ગાંધારી જેવી પત્ની પ્રત્યે ધૃતરાષ્ટ્ર કેવું વર્તન રાખતા હતા ? તે મહાત્માએ પાંડુને શાપ આપ્યો હતો, તો પાંડુને દેવતાઓથી કેવી રીતે પાંચ મહારથી પુત્રો થયા ? હે વિદ્વાન તપોધન ! આ તમે યથારીતિએ વિસ્તારથી કહો. [૪-૬] કુલબંધુઓની કથા સાંભળતાં મને તૃપ્તિ જ થતી નથી.

**વૈશંપાયન બોલ્યાઃ**–કોઈ એક વાર ભૂખ અને શ્રમથી ઝંખાઇ ગયેલા દ્વૈપાયન મુનિ ધૃતરાષ્ટ્રને ત્યાં આવી ચડ્યા હતા,[૭] ત્યારે ગાંધારીએ તેમને સંતુષ્ટ કર્યા હતા; એથી વ્યાસે તેને વરદાન માગવા કહ્યું ત્યારે તેણે પોતાના પતિના જેવા સો પુત્રો માગ્યા હતા. પછી યથાકાળે ધૃતરાષ્ટ્રથી તે ગર્ભવતી થઈ. પ્રજા વિનાની ગાંધારીએ તે ગર્ભને બે વર્ષ સુધી ધારણ કર્યો. પછી કુન્તીને બાળસૂર્યના જેવો તેજસ્વી પુત્ર જન્મ્યો છે, એમ સાંભળીને તથા પોતાના ગર્ભને સ્થિર થઈ ગયેલો જાણીને તે દુઃખ કરવા લાગી અને વિચારમાં પડી ગઈ. દુઃખમાં મૂઢ બનેલી એ ગાંધારીએ ધૃતરાષ્ટ્ર જાણે નહિ તેમ, મહાયત્ને પોતાના ગર્ભને પ્રહાર કરી પાડ્યો. આથી લોઢાના કપાયેલા ગઠા જેવી માંસપેશી નીકળી આવી. [૮-૧૨] પછી તે કૂખમાં બે વર્ષ પોષાયેલી તે પેશીને ફેંકી દેવા નીકળી. એટલામાં દ્વૈપાયન મુનિ તે જાણીને ત્યાં વેગે આવી પહોંચ્યા.[૧૩] અને જપ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા તે મુનિએ માંસપેશી જોઈ. પછી તેમણે સુબલપુત્રીને કહ્યું કે, 'તેં આ શું કરવા ધાર્યું છે?'[૧૪] તેણે એ પરમ ઋષિ વ્યાસને પોતાની વાત સાચેસાચી કહી દીધી.

**ગાંધારી બોલીઃ**–કુન્તીને સૂર્યના જેવી પ્રભાવાળો જ્યેષ્ઠ પુત્ર જન્મ્યો છે એમ સાંભળી મને અતિ દુઃખ થયું અને મેં ગર્ભને ઘા કરીને પાડયો છે. તમે પૂર્વે મને સો પુત્રોનું વરદાન આપ્યું હતું, પરંતુ એ સો પુત્રોને બદલે મને તો આ માંસપેશી જન્મી છે ! [૧૫,૧૬]

**વ્યાસ બોલ્યાઃ**–હે સુબલપુત્ર! તે એમ જ થશે–તે મિથ્યા નહિ જ થાય.[૧૭] મશ્કરીમાં પણ મેં પૂર્વે કદી અસત્ય ઉચ્ચાર્યું નથી, તો તે બીજી તો કેમ જ બોલું? તું ઘીએથી ભરેલાં સો કૂંડાંઓ એકદમ તૈયાર કરાવ. સુરક્ષિત ભાગોમાં રાખી તેમની રક્ષા કરાવ અને આ ગાંઠને ઠંડા પાણીથી સિંચન કર. [૧૮-૧૯]

**વૈશંપાયન બોલ્યાઃ**–તે ગાંઠને એ પ્રમાણે ઠંડા જળનું સિંચન કરવામાં આવ્યું, એટલે તેના અંગૂઠાના ટેરવા જેવડા છૂટા છૂટા સો ગર્ભભાગો થયા.[૨૦] હે રાજન! પૂર્ણ કાલે તે માંસપેશીના ક્રમપૂર્વક એક સો એક પૂરા ભાગ થયા.[૨૧] પછી તે ગર્ભોને તે કૂંડાંઓમાં મૂક્યા અને સુરક્ષિત ભાગોમાં તેમનું સારી રીતે રક્ષણ કરવામાં આવ્યું [૨૨] ભગવાન વ્યાસે સુબલપુત્રીને ફરીથી કહ્યું કે 'આ કૂંડાંઓને ફરી એટલે જ સમયે ઉઘાડવાં.'[૨૩] આમ કહીને તથા આ પ્રમાણે વ્યવસ્થા કરીને, બુદ્ધિમાન ભગવાન વ્યાસ હિમગિરિ ઉપર તપ માટે ચાલ્યા ગયા. [૨૪]

પછી આ ક્રમે તે પુત્રોમાં રાજા દુર્યોધન પ્રથમ જન્મ્યો; ગર્ભકાળ પ્રમાણે તે મોટો હતો પણ જન્મ પ્રમાણે તો રાજા યુધિષ્ઠિર જ મોટા હતા.[૨૫] આ વાત ભીષ્મને તથા મહામતિ વિદુરને કહેવામાં આવી હતી. જે દિવસે દુર્ધર્ષ દુર્યોધન જન્મ્યો હતો તે જ દિવસે મહાબાહુ વીર્યવાન ભીમ પણ જન્મ્યો હતો. હે રાજા ! તે ધૃતરાષ્ટ્રપુત્ર જન્મતાં જ ગધેડાની ભૂંકની જેમ રડવા મંડયો. ત્યારે ગધેડાંઓ, ગીધો, શિયાળો અને કાગડાઓએ તેને સામો અવાજ આપ્યો. [૨૬-૨૮] ત્યારે પવનો જોરથી વાયા અને દિશાઓને દાહ લાગ્યો. આથી ધૃતરાષ્ટ્ર જાણે ભય પામ્યો હોય તેમ ભીષ્મ, વિદુર, બ્રાહ્મણો મિત્રો તેમ જ બીજા કૌરવોને બોલાવીને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ

'આપણા કુલને વધારનાર રાજપુત્ર યુધિષ્ઠિર જ્યેષ્ઠ છે અને પોતાના ગુણે કરીને તે રાજ્યને પામે છે; આમાં આપણે કંઇ કહેવાનું ન હોય. ૨૯–૩૧ પણ આ પુત્ર એના પછી રાજા થશે ખરો? આમાં જે થવાનું હોય, તે મને તમે અહીં યથાવત્ કહો.' ૩૨ હે ભારત! ધૃતરાષ્ટ્રનાં આ વચન સમાપ્ત થતાં જ, ત્યાં ઘોર માંસજીવીઓએ અને અશુભસૂચક શિયાળવાંઓએ સર્વ દિશાઓમાં શોર ગજવી મૂક્યા. ૩૩ હે રાજન્! ચોગરદમનાં તે ઘોર નિમિત્તોને જોઈને, મહામતિ વિદુર અને તે બ્રાહ્મણો બોલ્યા:૩૪ 'હે માનવપતિ! તમારા પુત્રનો જન્મ થતાં જ આ ઘોર નિમિત્તો થયાં છે, તેથી હે પુરુષસિંહ! સ્પષ્ટ છે કે, તમારો આ પુત્ર! કુલનો અંત લાવનારો થશે. તેનો ત્યાગ કરવામાં જ શાંતિ છે, તેનું રક્ષણ કરવામાં તો ભારે અન્યાય થશે.૩૫,૩૬ હે મહીપતિ! તમારા સો પુત્રોમાંથી ભલે એક ઓછો થાય. હે ભારત! જો તમે કુલની શાંતિ ઇચ્છતા હો તો આ એકને ત્યજી દો. એકના ત્યાગથી તમે કુલ તથા જગતનું કલ્યાણ કરો. **કુળને માટે એકને ત્યજવો જોઈએ, ગામને માટે કુળને ત્યજવું જોઇએ, દેશને માટે ગામને ત્યજવું જોઇએ અને આત્માને માટે પૃથ્વીને ત્યજવી જોઈએ.** ૩૭ ૩૮

વિદુરે તથા તે સર્વ બ્રાહ્મણશ્રેષ્ઠોએ તેને આ પ્રમાણે કહ્યું તો પણ પુત્રસ્નેહવાળા તે રાજાએ તે પ્રમાણે કર્યું નહિ. હે રાજા! પછી ધૃતરાષ્ટ્રના પૂરા સો પુત્રો ક્રમશઃ જન્મ્યા. ૩૯–૪૦ વળી એક મહિને એકસો એકમી પુત્રી થઈ. ગાંધારી જ્યારે ગર્ભથી ઉદરવૃદ્ધિ થતાં પીડાતી હતી, ત્યારે એક વૈશ્યા ધૃતરાષ્ટ્ર મહારાજની પરિચર્યા કરતી હતી. હે રાજન્! તે વરસમાં તેને વિશે ધૃતરાષ્ટ્રથી બુદ્ધિમાન અને મહાયશસ્વી એવો એક યુયુત્સુ નામે પુત્ર જન્મ્યો. હે રાજન્! ધીમાન ધૃતરાષ્ટ્રને આ રીતે સો વીર અને મહારથી પુત્રો, એકસો એકમી કન્યા તેમજ પ્રતાપી અને મહાતેજસ્વી વૈશ્યાપુત્ર યુયુત્સુ એટલાં જન્મ્યાં. ૪૧–૪૪

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ગાંધારીપુત્રોત્પત્તિ' નામનો અધ્યાય ૧૧૫ મો સમાપ્ત**

---

# अध्याय ११६ मो

## દુઃશલાના જન્મની કથા

॥ जनमेजय उवाच ॥

**धृतराष्ट्रस्य पुत्राणामादितः कथितं त्वया ।**
**ऋषेः प्रसादात्तुशतं न च कन्या प्रकीर्तिता ॥१॥**

જનમેજય બોલ્યા:–તે ઋષિના પ્રસાદથી ધૃતરાષ્ટ્રને સો પુત્રો થયા, એ તો તમે પહેલેથી કહ્યું હતું, પણ કન્યા વિશે તમે કશું જ નહોતું કહ્યું,૧ હવે તમે વૈશ્યાપુત્ર યુયુત્સુ અને સો ઉપરાંતની એક કન્યા વિશે કહ્યું. હે નિષ્પાપ! અમાપ તેજસ્વી મહર્ષિ વ્યાસે ગાન્ધારરાજપુત્રીને 'સો પુત્રવાળી થા' એવું કહ્યું હતું, તો હે ભગવન્! આ કન્યા ક્યાંથી થઈ? તમે મને તે કહો. જો તે મહર્ષિએ માંસપેશીના સો જ ભાગ કર્યા હોય અને સુબલપુત્રી ફરી કેમે ય પ્રજાવતી થઇ જ ન હોય, તો તે દુઃશલાનો જન્મ કેમ કરીને થયો? હે વિપ્રર્ષિ! તમે મને આ યથાવત્ કહો. મને આ વિશે ભારે કુતૂહલ થયું છે. ૪–૫

વૈશંપાયન બોલ્યા:–હે પાંડવવંશી! આ પ્રશ્ન ઠીક પૂછ્યો. તેનો ઉત્તર હું તમને કહું છું. મહાતપસ્વી ભગવાને પોતે જ તે માંસપેશીને ઠંડા જળથી સિંચન કર્યું અને તેના અલગ-અલગ ભાગ કલ્પ્યા હતા. હે રાજન્! જેમ જેમ તે ભાગ કલ્પાતા ગયા, તેમ તેમ દાસીએ તે એકએકને ઘીથી ભરેલાં કૂંડાંઓમાં નાખવા માંડયાં. તે વખતે સાધ્વી, સુદૃઢ વ્રતવાળી તે સુંદરી ગાન્ધારી દેવી પુત્રીસ્નેહના સંયોગને લક્ષી

મનમાં આમ વિચારવા લાગી કે, 'મને સો પુત્રો થશે જ એમાં સંદેહ નથી. મુનિ અસત્ય ન જ બોલે. પણ આ સો પુત્રો ઉપરાંત મને જો એક દીકરી થાય–તો મને પરમ સંતોષ થાય. જો મને નાની બાળકી થાય તો દોહીતરોથી મળતા પુણ્યલોકોથી મારા પતિને વિમુખ થવાનું ન રહે. સાચે જ સ્ત્રીઓને જમાઈ ઉપર અધિક હેત હોય છે. એટલે આ સો પુત્રો ઉપર મારે નામદાખલ એક પુત્રી થાય, તો પુત્ર અને દોહીત્રથી વીંટાઇને હું કૃતાર્થ થાઉં. જો સાચે જ મેં તપ તપ્યું હોય, દાન આપ્યું હોય, હોમ-હવન કર્યાં હોય અથવા ગુરુઓને પ્રસન્ન કર્યા હોય, તો મને એક દીકરી થાઓ.' ૬–૧૩

ગાંધારી આવો વિચાર કરતી હતી તેજ વખતે ઋષિશ્રેષ્ઠ ભગવાન કૃષ્ણદ્વૈપાયન પોતે જ પેશીના વિભાગ કરતા હતા. પૂરા સો ભાગો ગણીને તેઓ સુબલપુત્રીને આમ કહેવા લાગ્યા. ૧૪,૧૫

વ્યાસ બોલ્યાઃ–આ પૂરા સો પુત્રો થયા. મારી વાણી સત્ય ઠરી છે. દૌહિત્રના યોગ માટે સો ઉપર આ એક ભાગ શેષ રહ્યો છે.૧૬ આ ભાગથી તને તારી ઇચ્છેલી સુભાગ્યવાળી કન્યા થશે. પછી તે મહાતપસ્વી તપોધને ઘીએ ભરેલો બીજો ઘડો મંગાવી તે કન્યાભાગને તેમાં નાખ્યો.૧૭ હે ભારત! હે રાજન્! આ તમને દુઃશલાની જન્મકથા કહી. હે અપાપ રાજેન્દ્ર! કહો, તમને ફરી શું કહું? ૧૮

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'દુઃશલોત્પત્તિ' નામનો અધ્યાય ૧૧૬ મો સમાપ્ત



# अध्याय ११७ मो

## ધૃતરાષ્ટ્રના પુત્રોનાં નામ તથા લગ્ન

॥ जनमेजय उवाच ॥

ज्येष्ठानुज्येष्ठतां तेषां नामानि च पृथक् पृथक् ।
धृतराष्ट्रस्य पुत्राणामानुपूर्व्यात् प्रकीर्तय ॥१॥

જનમેજય બોલ્યાઃ–ધૃતરાષ્ટ્રના તે પુત્રોનાં નામો તમે તેમના મોટા નાના પ્રમાણે ક્રમપૂર્વક એકએક કરીને કહો. ૧

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્! દુર્યોધન, યુયુત્સુ, દુઃશાસન, દુઃસહ, દુઃશલ, જલસંધ, સમ, સહ,૨ વિંદ, અનુવિન્દ, દુર્ધર્ષ, સુબાહુ, દુષ્પ્રધર્ષણ, દુર્મર્ષણ, દુર્મુખ, દુષ્કર્ણ, કર્ણ,૩ વિવિંશતિ, વિકર્ણ, શલ, સત્ત્વ, સુલોચન, ચિત્ર, ઉપચિત્ર, ચિત્રાક્ષ, ચારુચિત્ર, શરાસન,૪ દુર્મદ, દુર્વિગાહ, વિવિત્સુ, વિકટાનન, ઊર્ણનાભ, સુનાભ, નન્દ, ઉપનન્દ,૫ ચિત્રબાણ, ચિત્રવર્મા, સુવર્મા, દુર્વિમોચન, અયોબાહુ, મહાબાહુ, ચિત્રાંગ, ચિત્રકુંડલ,૬ ભીમવેગ, ભીમબલ, બલાકી, બલવર્ધન, ઉગ્રાયુધ, સુષેણ, કુંડધાર, મહોદર,૭ ચિત્રાયુધ, નિષંગી, પાશી, વૃન્દારક, દૃઢવર્મા, દૃઢક્ષત્ર, સોમકીર્તિ, અનૂદર,૮ દૃઢસન્ધ, જરાસંધ, સત્યસંધ, સદઃસુ, સુવાક્, ઉગ્રશ્રવા, ઉગ્રસેન, સેનાની, દુષ્પરાજય,૯ અપરાજિત, કુંડશાયી, વિશાલાક્ષ, દુરાધર, દૃઢહસ્ત, સુહસ્ત, વાતવેગ, સુવર્ચસ,૧૦ આદિત્યકેતુ, બહ્વાશી, નાગદત્ત, અગ્રયાયી, કવચી, ક્રથન, કુંડી, કુંડધાર, ધનુર્ધર,૧૧ વીર, ઉગ્ર અને ભીમરથ, વીરબાહુ, અલોલુપ, અભય, રૌદ્રકર્મા, દૃઢરથાશ્રય,૧૨ અનાધૃષ્ય, કુંડભેદી, વિરાવી, ચિત્રકુંડલ, દીર્ઘલોચન, પ્રમથ, પ્રમાથી, વીર્યવાન, દીર્ઘરોમ,૧૩ દીર્ઘબાહુ, મહાબાહુ, વ્યૂઢોરુ, કનકધ્વજ, કુણ્ડાશી અને વિરજસ્–એ સો પુત્રો થયા. હે રાજા! એક સો એકમી કન્યા તે દુઃ... નામે થઈ. હે રાજન્! આ નામના ક્રમ ...

સાર તેમનો જન્મક્રમ જાણવો. [૧૪,૧૫] તે સર્વે શૂરવીર, અતિરથી, યુદ્ધનિપુણ, વેદવેત્તા અને સર્વશાસ્ત્રોને જાણનારા હતા.[૧૬] હે મહીપતિ ! ધૃતરાષ્ટ્રે પરીક્ષા કરીને યથાસમયે તેમને વિધિપૂર્વક યોગ્ય કન્યાઓ વરાવી હતી.[૧૭] હે ભરતશ્રેષ્ઠ રાજા! ધૃતરાષ્ટ્ર રાજાએ દુઃશલાને પણ યોગ્ય સમયે યથાવિધિએ જયદ્રથને પરણાવી હતી. [૧૮]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ધૃતરાષ્ટ્રપુત્રનામકથન' નામનો અધ્યાય ૧૧૭ મો સમાપ્ત**

# अध्याय ११८ मो

## પાંડુરાજાને શાપ

॥ जनमेजय उवाच ॥

**कथितो धार्तराष्ट्राणामार्षः संभव उत्तमः।**
**अमनुष्यो मनुष्याणां भवता ब्रह्मवादिना ॥१॥**

જનમેજય બોલ્યાઃ-તમે બ્રહ્મવાદીએ માનવોમાં અમાનવ એવી ધૃતરાષ્ટ્રપુત્રોની શ્રેષ્ઠ ઉત્પત્તિકથા કહી છે.[૧] તમે મને તેમનાં જ નામો સુધ્ધાં કહ્યાં છે, તે મેં સાંભળ્યાં છે. હે બ્રહ્મન્! હવે તમે પાંડવોની વાત કહો. અંશાવતરણમાં તમે જ કહ્યું છે કે, તેઓ સર્વે મહાત્માઓ, ઇન્દ્રરાજના જેવા પરાક્રમી અને દેવાંશી હતા.[૨,૩] હે વૈશંપાયન ! તે દિવ્ય કર્મ કરનારાઓ વિષે હું જન્મથી માંડીને બધું સાંભળવા ઇચ્છું છું; તો તે બધું કહો.[૪]

વૈશંપાયન બોલ્યાઃ-એક સમયે મૃગો અને સર્પો વગેરેથી સેવાયેલા મહા અરણ્યમાં ફરતાં ફરતાં પાંડુરાજાએ મૃગોના એક યૂથપતિને મૈથુનધર્મ સેવતો જોયો.[૫] તેજ વખતે સોનેરી મૂળવાળાં, સુંદર પાંખવાળાં અને તીવ્રગતિવાળાં પાંચ તીણાં બાણોથી પાંડુએ તેને તથા તે મૃગલીને વીંધી નાખ્યાં.[૬] હે રાજન્! મહા તેજસ્વી, તપરૂપી ધનવાળો એક ઋષિપુત્ર તે મૃગરૂપે પત્ની સાથે સંગ કરતો હતો.[૭] આમ મૃગીની સાથે જોડાયેલો તે તેજસ્વી મૃગ એક ક્ષણમાં ભૂમિ ઉપર પડી ગયો અને વ્યાકુળ ચિત્તે માનવી વાણી બોલતો આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો. [૮]

મૃગ બોલ્યોઃ-કામ અને ક્રોધથી ઘેરાયેલા, બુદ્ધિથી વિહીન, તેમજ પાપકર્મોમાં ખૂંપેલા માણસો પણ આવાં ઘાતકી કાર્યો કરતા નથી.[૯] શાસ્ત્રશુદ્ધ બુદ્ધિ દૈવને ઝડપી શકતી નથી, પણ દૈવ જ શાસ્ત્રશુદ્ધ બુદ્ધિને પકડી શકે છે. બુદ્ધિમાનો દૈવપ્રાપ્ત અર્થોને પામી શકતા નથી.[૧૦] હે ભારત ! તું ધર્મમાં નિત્ય પરાયણ રહેનારા ઉત્તમ વંશમાં જન્મ્યો છે; તો કામ અને લોભથી પરાભવ પામીને તેં કેમ આવી મતિ કરી ? [૧૧]

પાંડુ બોલ્યાઃ-હે મૃગ ! શત્રુઓના વધ સંબંધમાં રાજાઓની જે વૃત્તિ હોય છે, તે જ મૃગોના વધ સંબંધમાં પણ હોય છે, એમ કહેવામાં આવ્યું છે. આથી મોહમાં આવીને તમારે મારી નિંદા કરવી ન જોઇએ. મૃગોના વધ ગુપ્ત રીતે કે પ્રકટ રીતે ઇચ્છવામાં આવે છે. એ રાજાઓનો ધર્મ જ છે. તો તમે તેને શા માટે નિંદો છો ? [૧૨,૧૩] સત્રમાં બેઠેલા ઋષિ અગસ્ત્યે સર્વ દેવોને માટે મહા વનમાં વન્ય મૃગોને પોંખી મૃગયા કરી હતી.[૧૪] વળી અગસ્ત્યના અભિચારપ્રયોગ વડે તમારી ચરબી હોમવામાં આવી હતી. તો અમે વેદપ્રમાણિત ધર્મને અનુસરીએ છીએ. તેમાં તમે મને શા માટે નિંદા આપો છો ? [૧૫]

મૃગ બોલ્યોઃ-માણસો શત્રુઓને જોતાં જ કંઇ બાણ છોડતા નથી. તેમનું ખાસ છિદ્ર જોઈને જ તેમના વધના સમયની યોગ્યતા સમજવામાં આવે છે. [૧૬]

પાંડુ બોલ્યાઃ-હે મૃગ ! મૃગ સાવધ હોય કે અસાવધ હોય, પણ માણસો વિવિધ તીક્ષ્ણ શસ્ત્રોથી તેને ખુલ્લી રીતે પરાક્રમપૂર્વક હણે છે, તો તમે મને શા માટે નિંદો છો ? [૧૭]

મૃગ બોલ્યોઃ-હે રાજન્ ! તું મૃગોને મારે છે, તે કારણે જ હું કંઈ તારી નિંદા કરતો

નથી; પણ દયા કરીને, તારે આજ અહીં મારા મૈથુનકર્મની સમાપ્તિ સુધી ખમી જવું જોઈતું હતું. [18] મૈથુનકાલ પ્રાણીમાત્રને કલ્યાણકારી છે અને ભૂતમાત્રને તે ઇષ્ટ છે. તો કયો વિદ્વાન પુરુષ વનમાં મૈથુન આચરતા મૃગને હણે? [19] હે રાજેન્દ્ર! આ મૃગીને વિશે પુરુષાર્થની ફલપ્રાપ્તિરૂપ સંતાન મેળવવા સારું હું હર્ષપૂર્વક મૈથુન આચરતો હતો. તેં એ મારી ઇચ્છાને નિષ્ફળ કરી છે. [20] હે કૌરવ્ય! હે મહારાજ! શુભકર્મી પૌરવોના વંશમાં જન્મેલા તમે આ અણઘટતું કર્યું છે. [21] હે ભારત! આ કર્મ ભારે ઘાતકી છે અને સર્વ લોકમાં નિન્દાપાત્ર છે. તે સ્વર્ગને હણનારું, કીર્તિ-ઘાતક ને અધર્મયુક્ત છે. [22] હે દેવતુલ્ય! તમે સ્ત્રીભોગોના સુખને ખાસ જાણો છો, વળી તમે શાસ્ત્રો અને ધર્માર્થના તત્ત્વવેત્તા છો; તો તમારે આવું સ્વર્ગનાશી કર્મ કરવું યોગ્ય નહોતું. [23] હે રાજશ્રેષ્ઠ! તમારે ઘાતકી કર્મ કરવાવાળા, પાપ આચરનારા અને ધર્મ, અર્થ તથા કામથી વિમુખ રહેનારા માનવોને વશ કરવા જોઇએ. [24] તો હે નરશ્રેષ્ઠ! મૂળ અને ફળના આહારી, મૃગના વેષધારી, અરણ્યમાં વસનારા અને નિત્ય શાંતિ-પરાયણ એવા મને નિર્દોષ મુનિને મારીને તમે આ શું કર્યું? [25] તમે મને માર્યો છે, તેથી હું યે તમને શાપ આપું છું કે, [26] 'અમો બન્નેના ઘાતક થનાર તમે કામમોહિત થઈ જ્યારે અવશ થશો, ત્યારે તમે આવરદાના અંતકારી આ જ મૃત્યુને પામશો. [27] હું કિંદમ નામે તપઃશુદ્ધ મુનિ છું. માણસોની લજ્જાથી હું મૃગીને વિશે મૈથુન આચરતો હતો. [28] મૃગ થઈને હું મૃગો સાથે ઘન વનમાં ફરું છું, એ તમે જાણતા નહોતા તેથી તમને આ બ્રહ્મહત્યા લાગશે નહિ. [29] પણ હે મૂઢ! મૃગને રૂપે રહેલા મને કામમોહિતને તમે હણ્યો છે, તેનું તમને આવું ફલ અવશ્ય મળશે જ. [30] તમે કામમોહિત થઈ પ્રિયા સાથે સમાગમ કરશો, એટલે તમે પણ આ જ અવસ્થામાં પ્રેતલોકને પામશો. [31] હે શ્રેષ્ઠ બુદ્ધિમાન! તમે જે કાન્તા સાથે સમાગમ પામશો, તે પ્રાણીમાત્રને દુસ્તર પ્રેતલોકને પામી ભક્તિપૂર્વક તમારું અનુગમન કરશે. [32] હું સુખમાં હતો તે વખતે તમે મને દુઃખ આપ્યું છે, તેમ તમે સુખમાં હશો ત્યારે જ તમે દુઃખ પામશો. [33]

વૈશંપાયન બોલ્યાઃ–અતિ દુઃખાથી આતુર થયેલો તે મૃગ આમ કહીને, આવરદાથી છૂટી ગયો; અને તે જ ક્ષણે પાંડુ પણ દુઃખના ભારથી દીન થઈ ગયો. [34]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'પાંડુમૃગશાપ' નામનો અધ્યાય ૧૧૮ મો સમાપ્ત**

# अध्याय ११९ मो

## પાંડુરાજાનો નિત્યને માટે વનવાસ

॥ वैशंपायन उवाच ॥

तं व्यतीतमतिक्रम्य राजा स्वमिव बांधवम् ।
सभार्यः शोकदुःखार्तः पर्यदेवयदातुरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–હવે શોક અને દુઃખથી પીડિત થયેલા તે આતુર પાંડુરાજ મરણશરણ થયેલા એ મૃગને ત્યાં છોડયો અને પત્નીઓ સાથે તેનો બાંધવની જેમ વિલાપ કરવા માંડયો. [1]

પાંડુ બોલ્યાઃ–હાય! સંતોના કુલમાં જન્મ્યા હોય તો પણ અશુદ્ધ આત્માઓ કામજાળમાં મોહિત થઇને પોતાના કર્મને લીધે દુર્ગતિ પામે છે. [2] મારા પિતા નિત્ય ધર્માત્મા એવા (શાન્તનુ)થી જન્મ્યા હતા, તો પણ કામાત્મા હોવાથી તે બાળપણમાં જીવિતનો અંત પામ્યા હતા, એવું અમે સાંભળ્યું છે. [3] તે કામાત્મા રાજાની સ્ત્રીમાં સંયમિત વાણીવાળા સાક્ષાત ભગવાન કૃષ્ણદ્વૈપાયન ઋષિએ મને ઉત્પન્ન કર્યો છે. આમ હું તેમનો પુત્ર હોવા છતાં

અપુત્ર હોવાથી દેવોએ મને છોડી દીધો છે અને અન્યાયથી મૃગયામાં દોડતાં મને આજ વ્યસનમાં આવી અધમ બુદ્ધિ થઈ. [૪,૫] હવે હું મોક્ષના જ વ્યવસાયમાં રહીશ. પુત્રાદિ બંધનો તો ભારે વિપત્તિકારી છે. હું તો વ્યાસ પિતાની તે અખંડ બ્રહ્મચર્યવૃત્તિનું જ અનુસેવન કરીશ.[૬] ચોક્કસ હું મારી જાતને અત્યંત તપમાં જોડી દઈશ. તેથી હું એક અને એકલો રહીશ અને આ વૃક્ષોમાં એક એક પાસેથી ભિક્ષા મેળવીશ. તેમજ મુંડિત મુનિ થઇને આ આશ્રમોમાં વિચરીશ. ધૂળથી ઢંકાયલા દેહે હું શૂન્ય સ્થાનમાં વાસ કરીશ.[૭,૮] અથવા તો ઝાડનાં મૂળિયાંને જ મારું નિવાસસ્થાન બનાવીશ. હું પ્રિય અને અપ્રિય સઘળું ત્યજી દઈશ. હું ન શોક કરીશ કે ન આનંદ પામીશ. જાતની નિંદા અને સ્તુતિમાં હું સમાન જ રહીશ.[૯] ન કોઇની હું આશિષ ઇચ્છીશ, ન કોઈના હું નમસ્કાર ઇચ્છીશ. હું નિર્દ્વંદ્વ અને અપરિગ્રહી થઈશ. ન કોઇની હાંસી કરીશ, ન કયારેય હું ભ્રૂકુટીને જરીયે ચઢાવીશ.[૧૦] નિત્ય હું પ્રસન્નવદન રહીશ અને પ્રાણીમાત્રના હિતમાં તત્પર રહીશ. ચારે જાતનાં સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ વિશે હું અહિંસક રહીશ.[૧૧] સર્વ પ્રાણીઓને વિશે હું મારી પ્રજાઓની જેમ સમદષ્ટિ રાખીશ. પાંચ કે દશ ઘેરથી હું એક વખતે ભિક્ષા લઇશ અને એ ભિક્ષા ન મળે તો હું અનશન કરીશ. કદી પહેલી વાર પૂરો ભિક્ષાલાભ નહિ થાય તો હું થોડું થોડું ખાઈને રહીશ. [૧૨,૧૩] પૂરતી ભિક્ષા ન મળતાં હું વધુ લાભ માટે કયાંય બીજે જઇશ નહિ. લાભ હોય કે અલાભ હોય, તો પણ હું સમદૃષ્ટિમાં રહી, મહાતપ તપીશ.[૧૪] કોઈ મારા એક હાથને વાંસલાથી ઝટકાવી દેશે અને કોઈ મારા બીજા હાથને ચન્દનથી અર્ચા કરશે, તે બેમાંથી કોઇને વિશે ય હું અકલ્યાણ કે કલ્યાણ ચિંતવીશ નહિ.[૧૫] ન હું જીવવાની ઇચ્છાવાળાની જેમ આચરણ કરીશ કે ન હું મરવાની ઇચ્છાવાળાની જેમ આચરીશ. જીવિત અને મૃત્યુ એમાંથી ન કોઈને હું અભિનંદન આપીશ અને ન કોઈનો હું દ્વેષ કરીશ.[૧૬] જીવિત માણસો પોતાના અભ્યુદય માટે જે કોઈ (દર્શપૂર્ણમાસાદિ) ક્રિયાઓ કરી શકે છે, તે સર્વ નિમેષ આદિ કાળમાં થતી ક્રિયાઓનો હું ત્યાગ કરીશ.[૧૭] તે ક્રિયાઓ અનિત્ય ફળવાળી છે, તેથી હું ઇન્દ્રિયોની સકલ ક્રિયાઓને તજી દઈશ. ધર્મપ્રાપ્ય સર્વ અર્થોને ત્યાગી દઈશ. ચિત્તના મેલને રૂડી રીતે ધોઈ નાખીશ. સર્વ પાપોથી મુક્ત થઈશ. હું સર્વ જાળોને વટાવી જઈશ અને માતરિશ્વા વાયુની જેમ નિર્લેપતા સ્વીકારીને કોઈના પણ વશમાં રહીશ નહિ. [૧૮,૧૯] આ પ્રકારે હું આ વૃત્તિનું સતત અનુસરણ કરીશ અને નિર્ભય માર્ગે રહીને દેહને ક્ષીણ કરીશ. પ્રજોત્પત્તિરૂપી સ્વધર્મથી સદાનો રહિત થયેલો અને વીર્યથી વર્જાયેલો હું આત્મબલનો નાશ લાવનારા શોચનીય કૃપણ માર્ગે નહિ જ વિચરું[૨૦,૨૧] સત્કારાયો હોય કે ન સત્કારાયો હોય, તો પણ જે કામાત્મા કૃપણ દષ્ટિએ આ કામક્રિયામાં પડે છે, તે કૂતરાના માર્ગે વર્તે છે, એમ સમજવું. [૨૨]

વૈશંપાયન બોલ્યાઃ—આમ બોલીને દુઃખથી અત્યંત પીડાયેલા અને અતિ નિસાસા નાખતા તે રાજાએ કુંતી અને માદ્રી તરફ જોઇને આ વચનો કહ્યાંઃ[૨૩] 'કૌશલ્યા, વિદુર, બંધુઓ સહિત રાજકાર્યોમાં રોકાયેલા ધૃતરાષ્ટ્રરાજ, આર્યા સત્યવતી, ભીષ્મ, રાજપુરોહિતો, સોમપાન કરનારા નિયમવ્રતી મહાત્મા બ્રાહ્મણો અને વૃદ્ધ નગરજનો—જે કોઈ આપણા આશ્રયે વસે છે, તે સૌને પ્રસન્ન કરીને કહેજો કે પાંડુ પ્રવ્રજ્યા લઈ વનમાં ગયો છે.[૨૪,૨૫] આમ વનવાસને માટે મનમાં નિશ્ચયયુક્ત થયેલા પોતાના સ્વામીનાં આ વચન સાંભળીને કુન્તી અને માદ્રીએ તેને આ ઉચિત વચન કહ્યાંઃ [૨૬] 'હે ભરતશ્રેષ્ઠ!

સંન્યાસ સિવાય બીજા પણ આશ્રમો છે; તેમાં અમને બંને ધર્મપત્નીઓને સાથે રહેવા દઇને તમે મહાન તપ તપી શકો એમ છો.[૨૭] નિઃસંશય, શરીરના મોક્ષને અર્થે સ્વર્ગરૂપી મહાફળને પામીને સ્વર્ગમાં પણ તમે જ અમારા સ્વામી થશો.[૨૮] પતિના લોકમાં પરાયણ રહી, અમે બંને ઇન્દ્રિયોના સમૂહને વશ કરશું, કામ તથા સુખને ત્યજશું અને વિપુલ તપશ્ચરણ તપશું.[૨૯] હે મહાબુદ્ધિમાન પૃથ્વીપતિ! તમે જો અમને બેઉને તજી દેશો, તો અમે અહીં જ જીવ છોડી દેશું; એ વિશે શંકા નથી.[૩૦]

પાંડુ બોલ્યાઃ-તમે બંનેએ જો આ તમારો નિશ્ચય ધર્માનુસાર કર્યો હોય, તો વ્યાસપિતાની તે અવિનાશી વૃત્તિને હું અનુસરીશ.[૩૧] હું ગામનાં સુખ અને આહાર છોડીશ, વલ્કલ ધારણ કરીશ, ફળ ને મૂળ ખાઈશ, મહાન તપ સેવીશ અને ગાઢ વનમાં વિચરીશ.[૩૨] બેઉ કાલે હું સ્નાન કરીશ ને બેઉ કાલે અગ્નિમાં હું હવન કરીશ. હું પરિમિત આહારે કૃશ થઈશ. હું ચીર, ચર્મ અને જટાને ધારણ કરીશ.[૩૩] હું ઠંડી, પવન અને તાપને સહન કરીશ; હું ભૂખ અને તરસને ગણકારીશ નહિ; હું દુઃસાધ્ય તપથી આ શરીરને સૂકવી નાખીશ.[૩૪] એકાંતશીલ રહીને હું ચિંતન કરીશ અને કાચાપાકા આહારથી નિર્વાહ ચલાવીશ. અને હું વનમાં ફળાદિથી, વાણીથી અને જલથી પિતૃઓ તથા દેવોને તર્પણ કરીશ.[૩૫] એક કુલમાં વસનારા વાનપ્રસ્થીઓનાં સુધ્ધાં હું દર્શન કરીશ નહિ; તેમનું ક્યારે ય અપ્રિય પણ આચરીશ નહિ; તો પછી ગ્રામવાસીઓ વિશે તો શું કહેવું?[૩૬] આમ હું અરણ્યવાસ વિશેનાં શાસ્ત્રોની ઉગ્રમાં ઉગ્ર વિધિને ઇચ્છતો રહીશ અને આ દેહની સમાપના સુધી તેને જ વળગી રહીશ.[૩૭]

વૈશંપાયન બોલ્યાઃ-એ કૌરવનન્દન રાજાએ તે બે પત્નીઓને આ પ્રમાણે કહ્યું. પછી, માથાનો મણિ, છાતીનું આભૂષણ (નિષ્ક) બાજુબંધ (અંગદ), કુંડલો, અતિ મૂલ્યવાન વસ્ત્રો તેમજ સ્ત્રીઓના અલંકારો એ સઘળું તેણે બ્રાહ્મણોને આપી દીધું[૩૮,૩૯] અને ફરીથી પાંડુ બોલ્યોઃ'હસ્તિનાપુર જઇને કહેજો કે કામ, સુખ અને પરમપ્રિય રતિપ્રીતિ એ બધું છોડીને કુરુનંદન પાંડુ વાનપ્રસ્થ થયો છે; અને તે પત્નીઓ સાથે વનમાં ગયો છે.'[૪૦,૪૧]

ભરતસિંહનાં આવાં કરુણાભર્યાં વચનો સાંભળીને, તેના સાથીઓ અને સેવકો ભયંકર આર્તનાદ અને હાહાકાર કરવા લાગ્યા.[૪૨] ઊનાં ઊનાં આંસુ પડતા તેઓ રાજાને મૂકીને તે સર્વ ધન લઇને વિના વિલંબે હસ્તિનાપુર ગયા.[૪૩] નગરમાં જઇને તેમણે મહાત્મા રાજાનું યથાસ્થિત વૃત્તાંત કહ્યું અને રાજાનું તે વિવિધ ધન સોંપી દીધું.[૪૪] તેમની પાસેથી મહાવનમાં બનેલું તે સર્વ વૃત્તાંત સાંભળીને નરશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર પાંડુનો જ શોક કરવા લાગ્યા.[૪૫] ભાઈના શોકથી ઘેરાયેલા તે એ જ વાતને વિચારતા રહ્યા. ક્યારે ય તેમણે શય્યા, આસન અને ભોગોમાં પ્રીતિ ન માણી.[૪૬]

પછી મૂળ અને ફળનો આહાર કરતા તે કુરુવંશીય રાજપુત્ર પાંડુરાજા, બે પત્નીઓ સાથે નાગશત પર્વત ઉપર ગયા.[૪૭] ત્યાંથી ચૈત્રરથ જઈને તેમણે કાલકૂટ પર્વત વટાવ્યો અને પછી હિમાલય ઓળંગીને તે ગન્ધમાદન પર્વત ઉપર ગયા.[૪૮] હે મહારાજ! મહાભૂતો, સિદ્ધો અને પરમ ઋષિઓથી રક્ષાતા તેઓ સમ અને વિષમ સ્થાનોમાં નિવાસ કરવા લાગ્યા.[૪૯] હે મહારાજ! ઇન્દ્રદ્યુમ્ન સરોવરે પહોંચી, તેમણે હંસકૂટ પર્વતને વટાવ્યો અને પછી શતશૃંગ પર્વત ઉપર જઇને તે તપસ્વીએ તપ તપવા માંડ્યું.[૫૦]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'પાંડુચરિત્ર' નામનો અધ્યાય ૧૧૯ મો સમાપ્ત



# अध्याय १२० मो

## પાંડુરાજા અને પૃથાનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

तत्रापि तपसि श्रेष्ठे वर्तमानः स वीर्यवान् ।
सिद्धचारणसंघानां बभूव प्रियदर्शनः ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**–શ્રેષ્ઠ તપમાં રહેલા તે વીર્યવાન પાંડુરાજા ત્યાં પણ સિદ્ધો અને ચારણોના સમૂહો માટે પ્રિયદર્શન થયા.[1] હે ભારત! સેવાપ્રિય, અનહંકારી, વશ મનવાળા અને જિતેન્દ્રિય એવા તે પાંડુરાજા પોતાના તપોબળ વડે સ્વર્ગે જવા પરાક્રમશીલ થયા.[2] કેટલાકના તે ભાઈ થયા, કેટલાકના તે મિત્ર થયા, તો બીજા ઋષિઓએ તેમને પુત્રની જેમ પાળવા માંડ્યા.[3] હે ભરતશ્રેષ્ઠ! આમ નિર્મલ તપ કરીને તે પાંડુ ઘણે વખતે બ્રહ્મર્ષિ જેવા થયા. એક સમયે અમાસને દિવસે વ્રતાત્મા ઋષિ–મહર્ષિઓ એક સાથે બ્રહ્માનાં દર્શને માટે જવા નીકળ્યા.[4,5] આમ પ્રયાણ માટે નીકળેલા તે ઋષિઓને જોઈને પાંડુરાજા આ વચન બોલ્યાઃ 'હે વક્તાઓમાં શ્રેષ્ઠ ક્યાં જઈ રહ્યા છો?'[6]

**ઋષિઓ બોલ્યાઃ**–આજે બ્રહ્મલોકમાં મહાત્માઓ, દેવો, ઋષિઓ તથા મહાત્મા પિતૃઓનું મહાસંમેલન છે. સ્વયંભૂનાં દર્શનની ઇચ્છાથી અમે ત્યાં જઇએ.[7]

**વૈશંપાયન બોલ્યાઃ**–મહર્ષિઓની સાથે જવાની ઇચ્છાવાળા પાંડુરાજા, સ્વર્ગને પાર કરવાની ઇચ્છાથી એકદમ ઊભા થઈ ગયા. અને બે પત્નીઓ સાથે તે શતશૃંગથી ઉત્તર દિશાએ ચાલવા લાગ્યા. તે વખતે તપસ્વીઓએ તેને કહ્યું:[8,9] 'ઉત્તર દિશાએ પર્વતરાજની ઉપર જતાં અમે તે રમણીય ગિરિને વિષે અનેક દુર્ગમ દેશો જોયા છે; સેંકડો વિમાનોથી ભરપૂર, ગીતના સ્વરોથી ગાજતી દેવો, ગાંધર્વો તથા અપ્સરાઓની ક્રીડાભૂમિઓ જોઈ છે; આગળ જતાં કુબેરનાં સમવિષમ ઉદ્યાનો જોયાં છે;[10,11] મહાનદીઓનાં તીરો જોયાં છે અને પર્વતોની ઊંડી ગુફાઓ જોઈ છે. ત્યાં ઝાડ, પશુ અને પંખી વિનાના સદાય બરફવાળા દેશો છે; ત્યાં ક્યાંક મોટી કંદરાઓ છે; ત્યાં કેટલાક દુર્ગમ દુર્ગસ્થાનો છે. તેમને વિષે પંખી પણ જઈ શકતું નથી, તો પછી બીજાં પશુઓની તો વાત જ શી? એક વાયુ જ ત્યાં જાય છે અને બીજા સિદ્ધો અને મહર્ષિઓ જાય છે. તો આ રાજપુત્રીઓ એ ગિરિરાજ ઉપર કેમ કરીને જઈ શકશે?[12-14] હે ભરતશ્રેષ્ઠ! દુઃખને માટે અયોગ્ય એવી આ રાણીઓ દુઃખે ન ગળાઓ! તમે ત્યાં જશો મા!'[15]

**પાંડુ બોલ્યાઃ**–હે મહાભાગો! કહેવાય છે કે, નિઃસંતાનને માટે સ્વર્ગનાં દ્વાર નથી, તેથી હું સંતાપ પામું છું. હું અપુત્રવાન આપને આ કહું છું કે હે તપોધનો! હું પિતૃઓના ઋણથી છૂટ્યો નથી, તેથી સંતાપ પામું છું.[16] દેહનો નાશ થતાં પિતૃઓનો પણ નાશ છે–એ ચોક્કસ વાત છે. પિતૃ, દેવ, ઋષિ અને મનુષ્ય–એ ચાર પ્રકારનાં ઋણો સાથે માણસો પૃથ્વીલોકમાં જન્મે છે.[17] તેમણે ધર્મપૂર્વક આ ભરપાઇ કરવાં જ જોઈએ. જે માણસ આ ઋણોને યોગ્ય કાલે સમજતો નથી,[18] તેને શુભલોકોની પ્રાપ્તિ થતી નથી, એમ ધર્મવેત્તાઓએ નિર્ણય સ્થાપ્યો છે. યજ્ઞોથી દેવોને તપ અને સ્વાધ્યાયથી ઋષિઓને, પુત્રો અને શ્રાદ્ધોથી પિતૃઓને અને દયાપૂર્ણતાથી મનુષ્યોને પ્રસન્ન કરે છે.[19] ઋષિ, દેવ અને મનુષ્યોનાં ઋણમાંથી હું ધર્મપૂર્વક મુક્ત થયો છું, પણ હે તપસ્વીઓ! હજી હું પિતૃઋણમાંથી મુક્ત થયો નથી. એટલે મારા દેહનો નાશ થતાં તે ત્રણ બીજાઓ પણ નાશ જ પામશે.[20,21] આથી ઉત્તમ માણસો પ્રજાને માટે આ લોકમાં પ્રજોત્પત્તિ કરે છે. મારા પિતાના ક્ષેત્રમાં જેમ મહર્ષિ વ્યાસથી હું ઉત્પન્ન થયો છું, તેમ મારા આ ક્ષેત્રમાં કેવી રીતે પ્રજા સંભવે?[22,23]

ઋષિઓ બોલ્યાઃ-હે ધર્માત્મા રાજા! અમે દિવ્ય દૃષ્ટિએ જાણીએ છીએ કે, તમને શુભ અને નિર્દોષ એવી દેવતુલ્ય સંતતિ છે જ. હે પુરુષસિંહ! દૈવનિર્ણિત એ સંતતિને તમે આ લોકમાં કર્મ વડે પ્રાપ્ત કરો.[૨૪] બુદ્ધિમાન મનુષ્ય તે ક્લેશરહિત ફળને વ્યગ્રતા વિના મેળવે છે. માટે હે રાજન્! તે દૃષ્ટ ફલને વિશે તમારે પ્રયત્ન કરવો ઘટે છે.[૨૫] તમને ગુણયુક્ત અને પ્રીતિકર પુત્ર પ્રાપ્ત થશે જ.

વૈશંપાયન બોલ્યાઃ-તપસ્વીઓનાં આ વચન સાંભળીને પાંડુ ચિંતાપરાયણ થઈ ગયા.[૨૬] કેમકે, તે જાણતા હતા કે, મૃગના શાપે કરીને તેમની ઉત્પાદનક્રિયા નષ્ટ થઈ છે. એક દિ તેમણે યશસ્વિની ધર્મપત્ની કુન્તીને એકાન્તમાં કહ્યું કે, 'આ આપત્કાલમાં તું સંતાનોત્પત્તિ વિશે પ્રયત્ન કર.[૨૭] હે કુન્તી! ખરે જ, લોકોમાં સંતતિ એ ધર્મયુક્ત પ્રતિષ્ઠા છે, એમ ધીર ધર્મવક્તાઓ હંમેશાં જાણે છે.[૨૮] યજેલો યજ્ઞ, આપેલું દાન, તપેલું તપ અને આચરેલો નિયમ, એ બધું સંતતિ વિનાનાને પાવન કરતું નથી; એમ અહીં કહેવાય છે.[૨૯] હે શુદ્ધ સ્મિતવાળી! આ જાણવાથી મને નિઃસંતાનને શુભ લોકો મળશે જ નહિ એમ હું નિશ્ચયપૂર્વક જોઈ રહ્યો છું.[૩૦] હે ભીરુ! અપુણ્યવાન અને ઘાતકી કર્મ કરવાવાળા મારી જનનશક્તિ મૃગના શાપે કરીને આ અગાઉ જ હણાઈ નષ્ટ થઈ છે.[૩૧] હે પૃથા! સાંભળ. ધર્મદર્શનમાં આ છ જાતના પુત્રોને વારસાના અધિકારી કહ્યા છે અને છ જાતના બીજા એ પુત્રો વારસાના અનધિકારી કહ્યા છે.[૩૨] સ્વયંજાત (સ્વપત્નીમાં સ્વવીર્યથી થયેલો), પ્રણીત (પોતાની પત્નીમાં બીજા ઉત્તમ પુરુષથી પેદા કરાયેલો), પરિક્રીત (વીર્યનું મૂલ્ય આપી સ્વપત્નીમાં ઉત્પન્ન કરાયેલો), પૌનર્ભવ (વિધવાના ગર્ભમાં બીજાથી પેદા થયલો), કાનીન (સ્ત્રીને કન્યાવસ્થામાં થયેલો) અને સ્વચ્છંદ વિહરતી સ્ત્રીમાં જન્મેલો (કુંડ અથવા ગૂઢ), તેમજ દત્ત (માતાપિતાએ ગોદમાં આપેલો), ક્રીત (વેચાણ લીધેલો), પોતાની મેળે પુત્ર થવા આવી ચડેલો કૃત્રિમ, સહોઢ (ગર્ભવતી થયેલી સ્ત્રીને પરણવાથી થયેલો), જ્ઞાતિરેતા (પિત્રાઇ આદિના વીર્યવાળો) અને હીનયોનિમાં ઉત્પન્ન થયેલો. તેમાં પ્રથમ વર્ગનો પુત્ર ન હોય તો ક્રમેક્રમે ઊતરતા વર્ગનો પુત્ર મેળવા ઇચ્છા કરવી. આપત્કાળમાં લોકો ઉત્તમ દેર પુરુષથી પણ પુત્ર ઇચ્છે છે. હે પૃથા! પોતાના વીર્ય વિના પણ માણસો ધર્મફળ આપનારા શ્રેષ્ઠ પુત્રને પામે છે, એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે.[૩૬] તેથી જાતે પ્રજનન માટે અશક્ત એવો હું તને આજે પ્રેરણા કરું છું કે, હે યશસ્વિની! આપણી સમાન અથવા આપણાથી ચડિયાતા એવાથી તું પુત્રપ્રાપ્તિ કર.[૩૭] હે કુન્તી! આ સંબંધમાં શરદંડાયનપુત્રીની કથા તું સાંભળ. હે કુન્તી! પતિએ તે વીરપત્નીને પુત્રોત્પાદન માટે આજ્ઞા કરી; એટલે તે ઋતુ આવતાં સ્નાનશુદ્ધ થઇને રાત્રે ચકલામાં ગઈ. પછી એક સિદ્ધ બ્રાહ્મણને પસંદ કરી બોલાવી લાવી, તેણે પુંસવન યજ્ઞમાં અગ્નિની આહુતિ આપી. તે કર્મ પૂરું થતાં સુધી તે બ્રાહ્મણ સાથે રહી. ત્યાં તેણે દુર્જય આદિ ત્રણ મહારથીઓને જન્મ આપ્યો.[૩૮-૪૦] હે કલ્યાણી! એ જ રીતે મારી આજ્ઞાથી, તું પણ કોઈ શ્રેષ્ઠ તપસ્વી બ્રાહ્મણથી પુત્રોત્પાદન માટે તત્કાળ પ્રયત્ન કર.[૪૧]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'પાંડુપૃથાસંવાદ' નામનો અધ્યાય ૧૨૦ મો સમાપ્ત



# अध्याय १२१ मो

## વ્યુષિતાશ્વનું ઉપાખ્યાન

॥ वैशंपायन उवाच ॥

एवमुक्ता महाराज कुंती पाण्डुमभाषत ॥
कुरूणामृषभं वीरं तदा भूमिपतिं पतिम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ-હે મહારાજ! પાંડુએ આ પ્રમાણે કહ્યું, એટલે કુંતીએ કુરુઓમાં સિંહ જેવા પોતાના પતિ એ પાંડુરાજને આ વચનો કહ્યાંઃ[૧] 'હે ધર્મજ્ઞ! આપ કમલનયનને વિષે હું અનન્ય પ્રીતિવાળી છું. મને ધર્મપત્નીને આવું કહેવું તમને કોઈ રીતે યોગ્ય નથી.[૨] હે ભારત! હે વીર મહાબાહુ! તમેજ ધર્મપૂર્વક મારે વિષે પરાક્રમી પુત્રો ઉત્પન્ન કરો. હે માનવસિંહ! હું તમારી સાથે સ્વર્ગમાં આવી શકીશ. હે કુરુનંદન! પુત્રને અર્થે તમેજ મારે વિષે ગમન કરો.[૩,૪] તમારા સિવાય કોઈ બીજાને વિષે હું મનથી યે નહિ જાઉં. પૃથ્વીમાં તમારાથી ચડિયાતો એવો કોણ વળી બીજો છે? હે ધર્માત્મા! પૂર્વે મેં આ પુરાણકથા સાંભળી છે, તે હું તમને અત્યારે કહું છું. હે વિશાલાક્ષ! તમે તે સાંભળો.[૫,૬] પૂર્વે પૂરુવંશને વધારનારો વ્યુષિતાશ્વ નામે પરમ ધર્મિષ્ઠ રાજા હતો. તે મહાભુજ ધર્માત્મા યજ્ઞ કરતો હતો, ત્યારે ઇન્દ્ર અને દેવર્ષિઓ સહિત દેવો ત્યાં આવ્યા હતા.[૭,૮] પછી રાજર્ષિ મહાત્મા વ્યુષિતાશ્વના યજ્ઞમાં ઇન્દ્ર સોમપાનથી અને બ્રાહ્મણો દક્ષિણાથી ઘેલા થઈ ગયા હતા.[૯] તે યજ્ઞમાં દેવો અને બ્રહ્મર્ષિઓએ પોતે જ તે કર્મ કર્યું હતું. પછી હે રાજન્! શિશિર વીત્યે જેમ સૂર્ય સર્વ ભૂતો કરતાં અધિક તેજસ્વી હોય છે, તેમ વ્યુષિતાશ્વ પણ સૌ માનવો કરતાં અધિક શોભવા લાગ્યો. હે રાજશ્રેષ્ઠ! તે પ્રતાપી વ્યુષિતાશ્વે અશ્વમેધના મહાયજ્ઞ વખતે પૂર્વ, ઉત્તર, પશ્ચિમ તેમજ દક્ષિણના રાજાઓને જીત્યા હતા; તથા તેમને પકડીને પોતાને વશ આણ્યા હતા.[૧૦-૧૨] તે રાજેન્દ્ર દશ હાથીના જેટલા બળવાળો હતો. હે કુરુસત્તમ! યશોવૃદ્ધ માનવરાજ વ્યુષિતાશ્વ વિષે પુરાણવેત્તા પુરુષો આ ગાથા ગાય છે કે, સમુદ્રપર્યન્તની આ વસુંધરાને વિજયથી મેળવીને વ્યુષિતાશ્વ સર્વ વર્ણોનું પાલન કરતો હતો. માનો, પિતા પોતાના ઔરસ પુત્રોને પાળતો હતો. તેણે મહાયજ્ઞોથી યજન કર્યું હતું અને બ્રાહ્મણોને ધન આપ્યું હતું.[૧૩-૧૫] અનંત રત્નો મેળવીને તેણે મહાયજ્ઞો કર્યા. તેણે અનેક સોમવૃક્ષોને નિચોવી નાખ્યાં અને સોમસંસ્થાઓ વિસ્તારી હતી.[૧૬] હે માનવેન્દ્ર! ભૂમંડળમાં રૂપમાં અજોડ એવી ભદ્રા નામે કક્ષિવાન્પુત્રી એની પરમ પ્રિય પત્ની હતી.[૧૭] સાંભળ્યું છે, તે બન્ને પરસ્પર ઘણાં પ્રીતિવાળાં હતાં. તે ભદ્રાને વિષે કામાસક્ત રહેવાથી વ્યુષિતાશ્વને ક્ષયરોગે ઘેરી લીધો.[૧૮] અને તે સૂર્યની જેમ થોડા જ કાલમાં અસ્ત પામ્યો. આમ તે રાજા અવસાન પામ્યો, એટલે તેની પત્ની અત્યંત દુઃખિત થઈ.[૧૯] હે પુરુષસિંહ! દુઃખથી અત્યંત પીડાયેલી તે ભદ્રાએ ભારે વિલાપ કર્યો. હે જનનાથ! તમે તે વિલાપ સાંભળો.[૨૦]

ભદ્રા બોલીઃ-હે પરમ ધર્મજ્ઞ! સ્વામી વિના નારી સાવ અફલ છે. પતિ વિના જે જીવે છે, તે દુખિયારી ન જીવ્યા બરાબર જ છે.[૨૧] હે ક્ષત્રિયશ્રેષ્ઠ! પતિ વિના નારીઓને માટે તો મરવું જ વધારે મંગલકારી છે. હું તમારી જ ગતિને પામવા ઇચ્છું છું. તમે પ્રસન્ન થાઓ, તમે મને સાથે લઈ જાઓ.[૨૨] હે રાજન્! તમારા વિના હું એક ક્ષણ પણ જીવવા સમર્થ નથી. માટે મારા પર કૃપા કરો અને મને તમારી સાથે લઈ જાઓ.[૨૩] હે પુરુષસિંહ! તમે પાછા ન ફરવાને માટે નીકળ્યા છો. હું સમ અને વિષમ સ્થાનોમાં તમારી પાછળ પાછળ આવીશ.[૨૪]

હે રાજન્! હું તમને છાયાની જેમ અનુસરીશ, સદૈવ હું તમારી વશવર્તિની રહીશ. હે નરોત્તમ! હું નિત્ય તમારા પ્રિયહિતમાં તત્પર રહીશ.[૨૫] હે કમલલોચન રાજન્! તમારા વિના આજથી મને કષ્ટ આપનારી અને હૃદય શોષનારી આધિઓ પીડવા માંડશે.[૨૬] મેં અભાગણીએ સાચે જ કોઈ જોડાંને જુદાં પાડ્યાં હશે; એથી જ મને આ તમારાથી વિજોગ થયો છે.[૨૭] હે રાજન્! પતિનો વિરહ પામતાં જે પત્ની એક ક્ષણ પણ જીવે છે, તે પાપિણી નરકમાં હોય તેમ દુઃખમય જ જીવતર કાઢે છે.[૨૮] હે રાજન્! આગલે અવતારે મેં જોડાયેલાં યુગલોને વખૂટાં પાડ્યાં હશે, એટલે તે અવતારમાં અંધ પાપકર્મોથી સંચિત થયેલું દુઃખ આજે તમારા વિયોગરૂપે મારા ઉપર તૂટી પડ્યું છે.[૨૯] હે રાજા! હું આજથી દર્ભના પાથરણા ઉપર સૂઇશ અને તમારાં જ દર્શનમાં પરાયણ રહી. દુઃખી જીવન ગાળીશ.[૩૦] હે નરશાર્દૂલ! તમે મને દર્શન આપો! હે નરેશ્વર! હું દીન અને દુખિયારી છું; હું કરુણ કલ્પાંત કરી રહી છું. હે નરેશ્વર! તમે મને આજ્ઞા આપો.[૩૧]

કુન્તી બોલીઃ—આ રીતે તે શબને ભેટીને વારંવાર અનેક પ્રકારથી વિલાપ કરી રહી હતી; તે વખતે અંતરિક્ષમાં રહેલી વાણીએ તેને કહ્યુંઃ 'હે ભદ્રા! તું ઊઠ. જા, તને અહીં વરદાન આપું છું. હે મધુરહાસિની! હું તારે વિષે પુત્રોને ઉત્પન્ન કરીશ.[૩૨-૩૩] હે સુંદર કટિવાળી! ઋતુસ્નાન પછી આઠમી કે ચૌદમી રાત્રિએ તું મારા શબ સાથે પથારીમાં સૂજે.'[૩૪] અંતરિક્ષની વાણીએ તેને આ પ્રમાણે કહ્યું, એટલે પુત્ર ઇચ્છતી તે પતિવ્રતા ભદ્રા દેવીએ તે વચન અનુસાર કર્યું.[૩૫] હે ભરતશ્રેષ્ઠ! તે શબથી તે દેવીએ ત્રણ શાલ્વો અને ચાર મદ્રો—એ પુત્રોને જન્મ આપ્યો. હે ભરકુલમાં શ્રેષ્ઠ! તપ અને યોગબલવાળા એવા તમે પણ એજ રીતે મન વડે મારે વિષે પુત્રો ઉત્પન્ન કરવા સમર્થ છો.[૩૬,૩૭]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'વ્યુષિતાશ્વઉપાખ્યાન' નામનો અધ્યાય ૧૨૧ મો સમાપ્ત

---

# अध्याय १२२ मो

## કુંતીને પુત્રોત્પત્તિની આજ્ઞા

॥ वैशंपायन उवाच ॥

एवमुक्तस्तया राजा तां देवीं पुनरब्रवीत् ।
धर्मविद्धर्मसंयुक्तामिदं वचनमुत्तमम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ—કુન્તીએ આમ કહ્યું એટલે રાજાએ કુન્તીદેવીને આ ધર્મયુક્ત ઉત્તમ વચન કહ્યાં.[૧]

પાંડુ બોલ્યાઃ—હે કુન્તી! પૂર્વે વ્યુષિતાશ્વે તેં કહ્યું તે જ પ્રમાણે કર્યું હતું. કેમકે હે કલ્યાણી! તે દેવતુલ્ય હતો.[૨] હવે ધર્મજ્ઞ અને મહાત્મા ઋષિઓએ આ જે પુરાતન ધર્મતત્ત્વ જોયું છે, તે હું તને કહું છું. તું સાંભળ.[૩] હે સુવદના! કહે છે કે, સ્ત્રીઓને અગાઉ કોઈ જાતનું બંધન નહોતું. હે ચારુસ્મિતા! ઇચ્છા પ્રમાણે ઘૂમનારી અને વિહાર કરનારી તેઓ સ્વતંત્ર હતી.[૪] હે સુભગા! કુમારી—અવસ્થાથી જ તેઓ પતિને ત્યજી વ્યભિચાર સેવતી, તો પણ તે અધર્મ કહેવાતો નહિ; કેમકે હે સુંદરી! પૂર્વે એ જ ધર્મ ગણાતો હતો.[૫] તિર્યગ્યોનિમાં જન્મેલી પ્રજાઓ (પશુપક્ષીઓ) કામ અને ક્રોધથી યુક્ત થઈને આજે પણ તે જ પ્રાચીન ધર્મને અનુસરે છે.[૬] હે રંભોરુ! આ પ્રમાણરૂપ મનાયેલા ધર્મને મહર્ષિઓ માન આપે છે અને ઉત્તર કુરુદેશમાં આજે પણ તે સન્માનિત છે.[૭] કારણ કે તે સનાતન ધર્મ સ્ત્રીઓ ઉપર અનુગ્રહ કરનારો છે. હે સુહાસિની! પછી આ લોકમાં મર્યાદા હજુ હમણાં જ સ્થાપિત થઈ છે. તે કોનાથી ને શાથી સ્થાપિત થઈ છે, તે તું મારી પાસેથી વિસ્તાર-

પૂર્વક સાંભળ. અમે સાંભળ્યું છે કે, ઉદ્દાલક નામે એક મહર્ષિ હતા.[૯] તેમને મુનિ શ્વેતકેતુ નામે પ્રસિદ્ધ પુત્ર હતો. હે કમલપત્રના જેવી નેત્રવાળી! તે શ્વેતકેતુ મુનિએ કોપમાં આવીને જે કારણે આ ધર્મમર્યાદા સ્થાપી છે, તે તું મારી પાસેથી સાંભળ. પૂર્વે, કોઈ બ્રાહ્મણે શ્વેતકેતુના પિતાની સમક્ષમાં તેની માતાના બે હાથો પકડ્યા અને કહ્યું કે, 'ચાલ, આપણે બે જતાં રહીએ.' પોતાની તે માતાને આ રીતે કોઈ બળપૂર્વક લઈ જતો હોય તેમ લઈ જવાતી જોઇને ઋષિપુત્રથી તે સાંખ્યું ગયું નહિ. તે કોપમાં આવી ગયો. શ્વેતકેતુને આમ ક્રોધિત થયેલો જોઇને તેના પિતાએ તેને કહ્યુ [૧૦–૧૩] 'બેટા! તું કોપ ન કરીશ. આ સનાતન ધર્મ છે. પૃથ્વીમાં સર્વ વર્ણોની સ્ત્રીઓ મર્યાદારહિત છે.[૧૪] હે પુત્ર! ગાયોની જેમ સર્વ પ્રજાઓ પોતપોતાના વર્ણોમાં સ્વતંત્ર છે.' ઋષિપુત્ર શ્વેતકેતુ તે ધર્મને સહી શક્યો નહિ.[૧૫] હે મહાભાગ્યવતી! અમે સાંભળ્યું છે કે, ત્યારથી માંડીને તેણે માનવોમાં આ મર્યાદા સ્થાપિત કરી છે–તે મર્યાદા બીજા પ્રાણીઓ માટે નથી.[૧૬] આ રહી તે મર્યાદા–'પતિને તજી વ્યભિચાર કરનારી સ્ત્રીઓને આજથી ભ્રૂણહત્યા જેવું મહા દુઃખદાયી ઘોર પાપ લાગશે. કુમારી–અવસ્થાથી બ્રહ્મચારિણી અને પતિવ્રતા એવી પત્નીને તજી જે પતિ વ્યભિચાર આચરશે, તેને પૃથ્વીમાં એ જ પાપ લાગશે. પુત્રને માટે પતિથી આજ્ઞા પામેલી જે પત્ની તે પ્રમાણે વર્તશે નહિ, તેને પણ એ જ પાપ લાગશે.' આમ, હે ભીરુ! પૂર્વે ઉદ્દાલકના પુત્ર તે શ્વેતકેતુએ બલપૂર્વક આ ધર્મમર્યાદા સ્થાપી છે. હે રંભોરુ! અમે સાંભળ્યું છે કે, પુત્રોત્પાદન માટે સૌદાસથી આજ્ઞા પામેલી મદયંતી પણ વસિષ્ઠ ઋષિ પાસે ગઈ હતી અને તે ભાવવતીને તેમનાથી અશ્મક નામે પુત્ર થયો હતો.[૧૭–૨૦] પણ આમ સ્વામીનું પ્રિય કરવાની ઇચ્છાથી તેણે પણ એ રીતે કર્યું હતું. હે કમલનેત્રી! હે ભીરુ! વંશવૃદ્ધિ માટે કૃષ્ણદ્વૈપાયનથી થયેલા અમારા જન્મને પણ તું જાણે છે. હે અનિંદિતા! આ સર્વ કારણો બરાબર જોઈને તું મારું આ ધર્મ્ય વચન આચરવાને યોગ્ય છે. હે પતિવ્રતા રાજપુત્રી! પ્રત્યેક ઋતુમાં સ્ત્રીએ સ્વામીનું ઉલ્લંઘન ન કરવું એ ધર્મને ધર્મજ્ઞો જાણે છે. ઋતુકાળ વિનાના કાળમાં સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય છે, એને સજ્જનો પુરાતનધર્મ કહે છે. વળી હે રાજપુત્રી! વેદજ્ઞો જાણે છે કે, પતિ પત્નીને ધર્મયુક્ત કે અધર્મયુક્ત જે કહે, તે પત્નીએ કરવું જોઈએ.[૨૩–૨૮] હે સ્તુત્ય ગાત્રવાળી! હું પુત્રકામનાવાળો છું અને પ્રજનનકાર્યમાં પોતે રહિત થયો છું. હે શુભા! તને પ્રસન્ન કરવા માટે પુત્રદર્શનની લાલસાવાળો હું લાલ આંગળીથી શોભતી અને કમળપત્રના જેવી આ અંજલિને શિરે ધારું છું. હે સુકેશિની! મારી આજ્ઞાથી તું અધિક તપસ્વી એવા બ્રાહ્મણોથી ગુણસંપન્ન પુત્રો ઉત્પન્ન કરવા યોગ્ય છે. હે પૃથુનિતંબિની! તારા કાર્યથી હું પુત્રવાનોની ગતિને પામીશ.[૨૯–૩૧]

વૈશંપાયન બોલ્યાઃ–પાંડુએ આમ કહ્યું, એટલે સ્વામીના પ્રિયહિતમાં તત્પર રહેલી તે સુનિતંબિની કુંતીએ શત્રુનગરને જીતનારા એ પાંડુને આ ઉત્તર આપ્યો 'પિતાને ઘેર મને બાળાને અતિથિપૂજનમાં નિયુક્ત કરવામાં આવી હતી. ત્યાં લોકો જેમને દુર્વાસા તરીકે જાણે છે, તે ઉત્તમ વ્રતધારી અને ધર્મમાં ઊંડા નિશ્ચયવાળા ઉગ્ર બ્રાહ્મણની મેં સેવા કરી હતી. તે જિતાત્માને મેં સર્વ યત્ને સંતુષ્ટ કર્યા હતા. તે ભગવાને મને અભિચારયુક્ત વરદાન આપી મંત્રદાન કર્યું હતું અને મને કહ્યું હતું કે,[૩૨–૩૫] 'આ મંત્રથી તું જે કોઈ દેવને બોલાવશે, તે સકામ કે નિષ્કામ હશે, તો પણ તને વશ થશે.[૩૬] હે રાણી! તે તે દેવના પ્રસાદથી તને પુત્ર થશે.' હે ભારત! તે વખતે પિતૃગૃહમાં તેમણે મને આ પ્રમાણે કહ્યું હતું.[૩૭]

એ બ્રાહ્મણનું વચન સત્ય જ છે. આ તેનો અવસર આવી ચૂક્યો છે. હે રાજન્! તમારી આજ્ઞાથી હું તે મંત્રથી દેવોને આવાહન કરીશ. હે રાજર્ષિ! તેથી આપણને હિતકારી પ્રજા થશે. હે શ્રેષ્ઠ સત્યવાદી! કહો, હું કયા દેવને બોલાવું? આ કાર્યને વિશે હું તમારી આજ્ઞાની રાહ જોતી બેઠી છું એમ તમે જાણજો.[૩૮,૩૯]

પાંડુ બોલ્યાઃ–હે વરારોહા! તું આજે જ યથાવિધિ પ્રયત્ન કર. હે શુભા! તું ધર્મરાજને બોલાવ; કેમકે લોકોમાં તે જ પુણ્યભાગી છે. ક્યારે ય આપણો ધર્મ અધર્મ સાથે નહિ જ જોડાય. હે સુંદરી! આ લોક પણ આ ધર્મ છે એમ માનશે.[૪૦,૪૧] ધર્મે આપેલો તે પુત્ર નિઃસંશય કુરુઓમાં ધાર્મિક થશે અને તેનું મન અધર્મમાં રમશે જ નહિ.[૪૨] હે સુસ્મિતા! આથી ધર્મને મુખ્ય ગણીને તથા નિયમપરાયણ રહીને તું ઉપચાર અને અભિચારથી ધર્મરાજનું આવાહન કર જ.[૪૩]

વૈશંપાયન બોલ્યાઃ–સ્વામીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે તે શ્રેષ્ઠ સુંદરીએ 'ભલે, એમ કરીશ' એવું કહીને વંદન કર્યું, પ્રદક્ષિણા કરી અને આજ્ઞા મેળવી.[૪૪]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'કુંતીપુત્રોત્પત્ત્યનુજ્ઞા' નામનો અધ્યાય ૧૨૨ મો સમાપ્ત

# अध्याय १२३ मो

## કુન્તીપુત્રોની ઉત્પત્તિ

॥ वैशंपायन उवाच ॥

संवत्सरधृते गर्भे गांधार्या जनमेजय ॥
आह्वयामास वै कुंती गर्भार्थे धर्ममच्युतम् ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–હે જનમેજય! ગાંધારીને ગર્ભ ધર્યાને એક વર્ષ થયું, ત્યારે કુન્તીએ ગર્ભને માટે અવિનાશી ધર્મરાજને બોલાવ્યા.[૧] તે દેવીએ ધર્મરાજને સત્વર બલિદાન આપ્યું અને દુર્વાસાએ પૂર્વે આપેલા મંત્રનો વિધિપૂર્વક જાપ કરવા માંડયો.[૨] પછી તે મંત્રના બળથી ધર્મદેવ સૂર્યના જેવા વિમાનમાં બેસી જ્યાં કુન્તી જપમાં બેઠી હતી ત્યાં આવ્યા. મલકાઇને તે બોલ્યાઃ 'હે કુન્તી! તને હું શું આપું?' એટલે કુન્તીએ જરા હસીને તેમને કહ્યું 'મને પુત્ર આપો.'[૩,૪]

આમ, યોગમૂર્તિધારી ધર્મ સાથે તે સુંદરી સંયોગ પામી અને તેથી પ્રાણીમાત્રને હિતકારી એવો પુત્ર તેને સાંપડયો.[૫] ચંદ્ર જ્યેષ્ઠા નક્ષત્રમાં હતો, આઠમું અભિજિત્ મુહૂર્ત હતું, સૂર્ય મધ્યાકાશે હતો, અતિ પ્રશસ્ત પૂર્ણાતિથિ (સુદ પાંચમ) હતી, તે વખતે કુંતીએ એક અતિ યશસ્વી શ્રેષ્ઠ પુત્રને જન્મ આપ્યો. તે પુત્રનો જન્મ થતાં જ, આકાશવાણી થઈ કે 'પાંડુનો આ પ્રથમ પુત્ર ધર્મિકશ્રેષ્ઠ, નરોત્તમ, વિક્રમયુક્ત, સત્યવાદી અને પૃથ્વીનો રાજા થશે.[૬–૯] યશ, તેજ અને વ્રતથી સંપન્ન તે યુદ્ધિષ્ઠિર નામે પ્રખ્યાત થશે. તે કીર્તિમાન રાજા થશે અને ત્રણે લોકોમાં વિખ્યાત થશે.' તે ધાર્મિક પુત્રને પામ્યા પછી પાંડુએ તે કુન્તીને ફરીથી કહ્યુંઃ 'ક્ષત્રિયો બલમાં મોટા કહેવાય તો તું બલમાં શ્રેષ્ઠ એવો પુત્ર માગ.' સ્વામીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે કુન્તીએ વાયુનું આવાહન કર્યું. ત્યાં તો મહાબલવાન વાયુ મૃગ ઉપર સવાર થઈ તેની પાસે આવી પહોંચ્યા. અને બોલ્યાઃ 'હે કુન્તી! તને શું આપું? તારા હૃદયમાં જે હોય કહે.' લજ્જાયુક્ત થઈને તે હસીને બોલીઃ 'હે સુરશ્રેષ્ઠ! બળવાન, મહાકાય અને સર્વનાં અભિમાન ગાળે એવો એક બળવાન પુત્ર મને આપો.' એટલે વાયુથી ભયંકર પરાક્રમવાળો અને મોટા હાથવાળો ભીમ જન્મ્યો. તે મહાબલવાન જન્મ્યો, ત્યારે અંતરિક્ષથી વાણી થઈ કે, 'હે ભારત! આ જે બાળક જન્મ્યો છે, તે સર્વ બળવાનોમાં શ્રેષ્ઠ થશે.'[૧] વૃકોદર

જન્મ્યો તે જ વખતે આ એક ભારે આશ્ચર્ય થયું હતું. ૯-૧૫ માતાના ખોળામાંથી ઊછળી પડીને તેણે પોતનાં ગાત્રોથી શિલાને ચૂર્ણ કરી નાખી હતી. (એક વખતે કુન્તીના ખોળામાં ભીમ સૂતેલો હતો તે વખતે તેણે વાઘ જોયો) વાઘને જોઇને કુન્તી એકદમ ઊભી થઈ, પોતાના ખોળામાં વૃકોદર સૂતો છે તેનું તેને સાંભરણ જ ન રહ્યું. આથી, તે વજ્રકાય કુમાર પર્વત ઉપર પડ્યો. પડતાં વાર જ, તેણે પોતાનાં અંગોથી તે પર્વતના સેંકડો ચૂરા કરી નાખ્યા. આમ શિલાની કચ્ચર થયેલી જોઈને પાંડુ વિસ્મય પામ્યા.૧૬-૧૮ હે ભરતશ્રેષ્ઠ! હે પૃથ્વીનાથ! જે દિવસે ભીમ જન્મ્યો, તે જ દિવસે દુર્યોધન પણ હસ્તિનાપુરમાં જન્મ્યો હતો.૧૯ વૃકોદર ભીમ જન્મ્યો ત્યારે પાંડુએ ફરીને આ પ્રમાણે વિચાર્યું: 'લોકમાં શ્રેષ્ઠ અને ઉત્તમ એવો પુત્ર મને કેમ કરીને મળે? ૨૦ આ ભૂમંડળ, દૈવ અને પુરુષાર્થ એ બંને ઉપર પ્રતિષ્ઠિત છે. તેમાં યથાકાલે અને યથાવિધિએ પ્રયત્ન કર્યાથી દૈવ પ્રાપ્ત થાય છે. અમે સાંભળ્યું છે કે, તે ઇન્દ્ર દેવોના પ્રધાન સ્વામી છે. તે બલ અને ઉત્સાહ, વીર્ય અને પ્રભાવમાં અજોડ તથા અમાપ છે. હું તે મહાબલવાનને તપથી પ્રસન્ન કરીશ અને તેમનાથી પુત્ર મેળવીશ. તે મને જે પુત્ર આપશે, તે શ્રેષ્ઠ જ થશે. તે રણમાં મર્ત્યો અને અમર્ત્યોને હણશે. તો કર્મ, મન અને વચનથી હું મહાન તપ કરું.' ૨૧-૨૪ પછી કુરુવંશી પાંડુમહારાજે મહર્ષિઓ સાથે મંત્રણા કરીને કુન્તીને શુભ સંવત્સર વ્રત આચરવા આજ્ઞા આપી.૨૫ મહાબાહુ પોતે પણ એક પગે ઊભા રહ્યા. હે ભારત! દેવોના દેવ તે ઈશ્વરની આરાધના કરવાને માટે ધર્માત્મો પાંડુ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી પરમ સમાધિયુક્ત રહીને ઉગ્ર તપ તપવા લાગ્યા.૨૬,૨૭ લાંબે કાળે ઇન્દ્ર તેમની પાસે આવ્યા અને આ પ્રમાણે કહેવા લાગ્યા: ૨૮

ઇન્દ્ર બોલ્યાઃ-ત્રણે લોકમાં વિખ્યાત બ્રાહ્મણો, ગાયો અને મિત્રોનો અર્થસાધક, દુષ્ટ હૃદયીઓને શોક આપનાર, સગાંસંબંધીઓને હર્ષાવનાર અને સર્વ શત્રુઓનો વિનાશ કરનાર એવો શ્રેષ્ઠ પુત્ર હું તમને આપીશ.' મહાત્મા ઇન્દ્રે કૌરવરાજને આ પ્રમાણે કહ્યું, એટલે દેવરાજના વચનનું સ્મરણ કરીને તે ધર્માત્માએ કુન્તીને કહ્યું કે, 'હે કલ્યાણી! તારો ભાગ્યભાનુ ઊગ્યો છે. દેવેશ્વર ઇન્દ્ર પ્રસન્ન થયા છે. ૨૯-૩૧ તારા સંકલ્પ પ્રમાણે તે તને પુત્ર આપવા ઇચ્છે છે. હે સુશ્રોણી! દૈવી કર્મ કરવાવાળો, અરિદમન, યશસ્વી, નીતિમાન, મહાત્મા, સૂર્ય જેવો તેજસ્વી, અપરાજય, ક્રિયાવાન, અતીવ અદ્ભુત દર્શનવાળો અને ક્ષાત્રતેજના ધામરૂપ એવો પુત્ર તું ઉત્પન્ન કર. દેવરાજની કૃપા થઈ છે. હે શુચિસ્મિતા! તું તેમનું આહ્વાહન કર.૩૨-૩૪

વૈશંપાયન બોલ્યાઃ-તેણે આમ કહ્યું, ત્યારે તે યશસ્વિની કુંતીએ મંત્રથી ઇન્દ્રનું આહ્વાહન કર્યું. ત્યાં દેવરાજ આવ્યા અને તેમણે અર્જુનને ઉત્પન્ન કર્યો. તે કુમાર જન્મ્યો એટલે તુરતજ મહા ગંભીર ઘોરવાળી આકાશને ગજવતી ગેબી વાણી થઈ. આશ્રમવાસીઓ અને સર્વ ભૂતોનાં સાંભળતાં તે વાણીએ સુસ્મિતા કુન્તીને બોલાવી અને આ પ્રમાણે સ્પષ્ટ રીતે કહ્યું કે, 'હે કુન્તી! કાર્તવીર્યના જેવો વીર્યવાન, શિવના જેવો પરાક્રમી અને ઇન્દ્રના જેવો અજેય, એવો આ તારો પુત્ર તારો વંશ વિસ્તારશે. વિષ્ણુએ જેમ પૂર્વે અદિતિની પ્રીતિ વધારી હતી, તેમ વિષ્ણુતુલ્ય આ અર્જુન તારી પ્રીતિ વધારશે. એ મન્દ્ર દેશને, સોમક સાથે કુરુદેશને, તેમજ ચેદિ, કાશી અને કરુષ દેશોને વશમાં લાવશે, તેમજ કૌરવવંશની રાજ્યલક્ષ્મીને ધારણ કરશે.૩૫-૪૦ એના બાહુબલથી અગ્નિ ખાંડવવનમાં સર્વ પ્રાણીઓના મેદથી પરમતૃપ્તિ પામશે.૪૧ તે મહા બલવાન ગ્રામસ્વામીઓ અને મહીપાલોને જીતીને ભાઇઓ સાથે ત્રણ અશ્વમેધ

યજ્ઞો કરશે.[૪૨] હે કુન્તી ! મહાયશસ્વી અને વીર્યવાનોમાં શ્રેષ્ઠ એવો આ પુત્ર પરશુરામ અને વિષ્ણુના જેવો પરાક્રમી થશે.[૪૩] તે યુદ્ધમાં મહાદેવ શંકરને પ્રસન્ન કરશે. આમ પ્રસન્ન થયેલા તે દેવાધિદેવ પાસેથી એ પાશુપત અસ્ત્ર મેળવશે.[૪૪] ઇન્દ્રની આજ્ઞાથી તારો આ મહાબાહુ પુત્ર દેવોનો દ્વેષ કરનારા નિવાતકવચ નામના દૈત્યોનો વધ કરશે.[૪૫] તે સર્વ દિવ્ય અસ્ત્રોને પ્રાપ્ત કરશે. તે પુરુષસિંહ, ગયેલી લક્ષ્મીને ફરી લાવશે.'[૪૬]

પુત્રના જન્મ વખતે કુન્તીએ આ અતિ અદ્ભુત વાણી સાંભળી. મોટેથી ઉચ્ચારાયેલી તે વાણીને સાંભળીને શતશૃંગ ઉપર રહેનારા તપસ્વીઓને તેમજ આકાશમાં વસનારા ઇન્દ્રાદિ દેવસમૂહોને અત્યંત આનંદ થયો. આકાશમાં દુન્દુભિના ઘેરા ઘોષ ગાજ્યા અને પુષ્પવૃષ્ટિ સાથે મહા હર્ષનાદ ઊઠી આવ્યો.[૪૭–૪૯] દેવોના ગણોએ એકઠા થઈ પૃથાપુત્રનું પૂજન કર્યું. વળી, કદ્રૂના પુત્રો, વિનતાના પુત્રો, ગંધર્વો, અપ્સરાઓ, સર્વ પ્રજાપતિઓ, તેમજ ભરદ્વાજ, કશ્યપ, ગૌતમ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વસિષ્ઠ તથા સૂર્ય નષ્ટ થયા હતા, ત્યારે ઉદય પામેલા ભગવાન અત્રિ–એ સપ્તર્ષિઓ પણ ત્યાં આવ્યા.[૫૦,૫૧] મરીચિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, દક્ષ પ્રજાપતિ, તેમજ ગંધર્વો અને અપ્સરાઓ પણ ત્યાં આવ્યાં. દિવ્ય માલા અને વસ્ત્રો ધારણ કરેલા તેમજ સર્વ અલંકારોથી વિભૂષિત થયેલા અપ્સરાઓના તે સમૂહો અર્જુનનાં ગાન કરવા લાગ્યા અને નૃત્ય કરવા મંડયા.[૫૨,૫૩] વળી ત્યાં ચારે બાજુએ મહર્ષિઓ જપ કરવા લાગ્યા. શ્રીમાને તુમ્બુરુ ગાંધર્વો સાથે ગાન ગાવા લાગ્યા. ભીમસેન, ઉગ્રસેન, ઊર્ણાયુ, અનઘ, ગોપતિ, ધૃતરાષ્ટ્ર, સૂર્યવર્ચા, આઠમો યુગપ, તૃણપ, કાર્ષ્ણિ, નંદિ, ચિત્રરથ, તેરમો શાલિશિરા, ચૌદમો પર્જન્ય, પંદરમો કલિ, સોળમો, નારદ, તેમજ ઋત્વા, બૃહત્વા, બૃહક, મહામનવાળો કરાલ, બ્રહ્મચારી સુવર્ણ નામે પ્રસિદ્ધ બહુગુણ, વિશ્વાવસુ, ભુમન્યુ, સુચન્દ્ર, શરુ અને ગીત તથા માધુરીથી સંપન્ન એવા પ્રસિદ્ધ હાહા અને હુહૂ–એ દેવગાંધર્વો હે રાજન્! ત્યાં ગાન કરવા લાગ્યા.[૫૪–૫૯] વળી, વિશાલ લોચનવાળી અને સર્વ અલંકારોથી વિભૂષિત થયેલી મહાભાગ્યવતી અપ્સરાઓ પ્રસન્ન થઇને ત્યાં ગાન અને નૃત્ય કરવા લાગી.[૬૦] અનૂચાના, અનવદ્યા, ગુણમુખ્યા, ગુણાવરા, અદ્રિકા, સોમા, મિશ્રકેશી, અલંબુષા, મરીચિ, શુચિકા, વિદ્યુત્પર્ણા, તિલોત્તમા, અંબિકા, લક્ષણા, ક્ષેમા, દેવી, રમ્ભા, મનોરમા, અસિતા, સુબાહુ, સુપ્રિયા, વપુ, પુંડરીકા, સુગન્ધા, સુરસા, પ્રમાથિની, કામ્યા અને શરદ્વતી એ સૌ ટોળે મળીને ત્યાં નૃત્ય કરવા લાગી. વળી મેનકા, સહજન્યા, કર્ણિકા, પુંજિકસ્થલા, ઋતુસ્થલા, ઘૃતાચી, વિશ્વાચી, પૂર્વચિત્તી, ઉમ્લોચા, પ્રમ્લોચા એ દશ તથા અગિયારમી ઉર્વશી–એ સર્વ વિશાલનેત્રી-અપ્સરાઓ ત્યાં ગાન કરવા લાગી. ધાતા, અર્યમા, મિત્રવરુણ, અંશ, ભગ, ઇન્દ્ર વિવસ્વાન, પૂષા, ત્વષ્ટા, સવિતા, પર્જન્ય અને વિષ્ણુ–એ બાર આદિત્યો કહેવાયા છે. તે સૌ ત્યાં આકાશમાં વિરાજીને પાંડુપુત્રનો મહિમા વધારવા લાગ્યા.[૬૧–૬૭] હે પરંતપ પૃથ્વીપતિ ! મૃગવ્યાધ, સર્પ, મહાયશસ્વી નિઋતિ, અજ, એકપાદ, અહિર્બુધ્ન્ય, પિનાકી, દહન, ઈશ્વર, કપાલી, સ્થાણુ અને ભગવાન ભગ, એ સર્વ રુદ્રો ત્યાં આવ્યા હતા.[૬૮,૬૯] અશ્વિનીકુમારો, આઠ વસુઓ, મહાબલવાન બે મરુતો, વિશ્વદેવો તેમજ સાધ્યો ત્યાં આસપાસ ઊભા હતા.[૭૦] વળી કર્કોટક સર્પ, વાસુકિ નાગ, કચ્છપ, કુંડ અને મહા સર્પ તક્ષક–એ તેમજ તપોયુક્ત, મહાક્રોધી અને મહાબળવાન બીજા અનેક નાગો ત્યાં આવ્યા હતા.[૭૧,૭૨] તેમજ તાર્ક્ષ્ય, અરિષ્ટનેમિ, ગરુડ, અસિતધ્વજ, અરુણ અને આરુણિ એ વિનતાપુત્રો ત્યાં આવ્યા હતા.[૭૩] વિમાનમાં અને ગિરિશૃંગ ઉપર બેઠેલા તે સર્વ દેહસમૂહોને

તપમાં સિદ્ધ એવા મહર્ષિઓએ જ જોયા, બીજા માણસો તેમને જોઈ શક્યા ન હતા.[74] તે મહાન આશ્ચર્ય જોઈને મુનિશ્રેષ્ઠો વિસ્મિત થયા અને ત્યારથી પાંડવો પ્રત્યે અધિક પ્રીતિ રાખવા લાગ્યા.[75] મહાયશસ્વી પાંડુએ પુત્રના લોભથી ફરીને એ ધર્મપત્ની કુન્તીને કહેવાને ઇચ્છયું; પણ કુન્તીએ તેને આ પ્રમાણે ઉત્તર આપ્યોઃ [76] 'શાસ્ત્રકારો આપત્કાલમાં પણ ચોથા પ્રસવને ઇષ્ટ કહેતા નથી. એમ ચોથી વાર પ્રસવ કરનારી સ્ત્રી સ્વૈરિણી થાય.[77] પછી પાંચમી વારે તો તે વેશ્યા જ ગણાય. તમે આ ધર્મને જાણો છો, છતાં તેનું ઉલ્લંઘન કરીને તમે આમ આમ ભાન વિનાનાની જેમ મને પુત્રને માટે કેમ કહો છો ?' [78–79]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'પાંડવોત્પત્તિ' નામનો અધ્યાય ૧૨૩ મો સમાપ્ત**

---

# अध्याय १२४ मो

## નકુલ અને સહદેવનો જન્મ

॥ वैशंपायन उवाच ॥

**कुंतीपुत्रेषु जातेषु धृतराष्ट्रात्मजेषु च ।**
**मद्रराजसुता पांडुं रहो वचनमब्रवीत् ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–કુન્તીપુત્રો અને ધૃતરાષ્ટ્રપુત્રો જન્મતાં, મદ્રરાજની પુત્રી માદ્રીએ પાંડુને એકાંતમાં આ વચન કહ્યું[1] 'હે પરંતપ! તમે પુત્રોત્પાદન માટે અસમર્થ થયા છો, તેનો મને સંતાપ નથી. હે નિષ્પાપ! શ્રેષ્ઠતાને યોગ્ય એવી હું કુન્તીથી નિત્ય અશ્રેષ્ઠ રહું છું, તો પણ મને ખેદ નથી.[2] હે કુરુનન્દન નૃપતિ! વળી ગાંધારીને સો પુત્રો થયા છે તે સાંભળીને પણ મને દુઃખ થયું નથી;[3] પણ મને આ મહાદુઃખ છે. હું અને કુંતી બંને સમાન છીએ. તો ય મને વાંઝિયાપણું રહ્યું છે.[4] સદ્ભાગ્યની વાત છે કે, મારા સ્વામીને હવે કુન્તીથી ય સંતતિ છે. કુન્તીરાજપુત્રી મારામાં પુત્ર સંતતિ થાય એમ કરે, તો મારા ઉપર કૃપા થશે અને તમારું પણ હિત થશે.[5] કુન્તીસુતા શોક હોવાથી હું તેને કહેતાં અકળાઉં છું. તમે જો મારા ઉપર પ્રસન્ન હો, તો તમે પોતે જ તેને પ્રેરો.' [6]

**પાંડુ બોલ્યાઃ**–હે માદ્રી! મને ય એ વસ્તુ નિત્ય ઘોળાયાં કરે છે; પણ તે અનુકૂળ કહેશે કે પ્રતિકૂળ કહેશે, એ વિચારથી હું તને કહેવાને હિંમત કરતો નહોતો. તારો આ વિચાર જાણીને હું હવે પ્રયત્ન કરીશ. હું માનું છું કે, કુન્તી મારું કહ્યું ચોક્કસ સ્વીકારશે. [7,8]

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી પાંડુએ ફરીથી કુન્તીને એકાંતમાં આ પ્રમાણે કહ્યુંઃ 'તું મારા કુલની સંતતિવૃદ્ધિ કર અને લોકનું પ્રિય કર.[9] હે કલ્યાણી! મારા પોતાના અને પૂર્વજોના પિંડનો નાશ ન થાય તે સારુ તું મારા પ્રિય માટે આ ઉત્તમ કલ્યાણકાર્ય કર.[10] વળી યશને માટે પણ તું આ દુષ્કર કાર્ય કર. આધિપત્ય મેળવીને પણ ઇન્દ્રે યશને માટે યજ્ઞો યજ્યા હતા. હે ભાવિની! આથી મંત્રવેત્તા બ્રાહ્મણો યશને માટે જ કઠોર તપ તપી ગુરુઓના પાદ સેવે છે.[11,12] વળી સર્વ રાજર્ષિઓ તેમજ તપરૂપી ધનવાળા બ્રાહ્મણો યશને સારુ નાનાંમોટાં દુર્ઘટ કાર્યો કરે છે.[13] તો હે અનિન્દિતા! સંતતિરૂપી નૌકાથી તું આ માદ્રીને તાર અને તેને પુત્રરૂપી ભાગ આપીને તું પરમ કીર્તિને પ્રાપ્ત કર.'[14] પાંડુએ આમ કહ્યું, એટલે કુન્તીએ માદ્રીને કહ્યુંઃ 'તું એક વાર કોઈ દેવનું ચિંતન કર; તેથી તને ચોક્કસ યોગ્ય પુત્ર થશે.' પછી માદ્રીએ વિચારીને મનથી બે અશ્વિનીકુમારોનું સ્મરણ કર્યું. તે બેઉએ આવીને તેને વિશે નકુલ અને સહદેવ નામે પૃથ્વી પર રૂપમાં અજોડ એવા બે જોડિયા પુત્રો ઉત્પન્ન કર્યા.[15,16] તે જોડપુત્રો જન્મતાં જ આકાશવાણી થઈ કે, 'સત્ત્વ, ગુણ અને રૂપથી

સંપન્ન આ બે પુત્રો અશ્વિનીકુમારોથી પણ અધિક થશે; તેઓ રૂપસંપત્તિ તથા તેજથી અત્યંત પ્રકાશશે.[૧૭,૧૮]

હે પૃથ્વીપતિ! પછી શતશૃંગવાસીઓએ તેમનાં કર્મ અને ભક્તિ જોઇને આશીર્વાદ સાથે તેમનાં નામ પાડ્યાં.[૧૯] તેમણે મોટાનું યુધિષ્ઠિર, વચેટનું ભીમસેન અને ત્રીજાનું અર્જુન એમ કુન્તીના ત્રણ પુત્રોનાં નામ રાખ્યાં.[૨૦] તે પ્રસન્નચિત્ત વિપ્રોએ માદ્રીના પુત્રોમાં આગળ જન્મેલાનું નકુલ અને પછી જન્મેલાનું સહદેવ-નામ કર્યાં. તે કુરુશ્રેષ્ઠ પાંડુપુત્રો વરસ વરસને ગાળે જન્મ્યા હતા, તો પણ તે મહાસત્ત્વશાળી, મહાવીર્યવાન, મહાબલવાન અને મહા પરાક્રમવાન પુત્રો જાણે પાંચ વર્ષના હોય તેમ શોભવા લાગ્યા.[૨૧,૨૨] દેવના જેવા તે મહાતેજસ્વી પુત્રોને જોઇને પાંડુ પરમ સંતોષ પામ્યા અને પરમ આનંદ માનવા લાગ્યા. તે પાંડુપુત્રો શતશૃંગ ઉપર રહેતા સૌ ઋષિઓના તેમજ મુનિપત્નીઓના પ્રિય થઈ પડ્યા હતા. પાંડુએ ફરીથી જ્યારે માદ્રીને પુત્ર આપવા માટે કુન્તીને એક વાર એકાન્તમાં કહ્યું, ત્યારે હે રાજન્! સતી કુન્તીએ તેને ઉત્તર આપ્યો: 'એક વાર કહેતાં, તેણે આ જોડપુત્રો મેળવ્યા, તેથી હું ઠગાઈ છું.[૨૩-૨૬] એનાથી હારવાનો મને ભય લાગે છે. કપટી સ્ત્રીઓની આવી ગત હોય છે. હું મૂર્ખ જાણતી નહોતી કે બે દેવને બોલાવ્યાથી બે પુત્રો થાય છે. આથી તમારે મને આજ્ઞા ન કરવી. એ હું તમારી પાસેથી માગી લઉં છું.'[૨૭,૨૮]

આ રીતે, પાંડુને દેવે દીધેલા મહાબલવાન, કીર્તિમાન અને કુરુવંશને વધારનાર પાંચ પુત્રો થયા. હવે શુભ લક્ષણવાળા, ચંદ્રના જેવા પ્રિય દર્શનવાળા, સિંહના જેવી ખુમારીવાળા, મહાચાપવાળા, સાવજના જેવા પરાક્રમવાળા, વનરાજના જેવી ગતિવાળા, કેસરીના જેવી ડોકવાળા અને દેવના જેવા વિક્રમવાળા તે માનવેન્દ્રો વૃદ્ધિ પામવા લાગ્યા.[૨૯,૩૦] ત્યાં પવિત્ર હિમાલય પર્વતને વિશે વૃદ્ધિ પામતા તેઓ ત્યાં આવતા મહર્ષિઓને વિસ્મય જગાવતા હતા.[૩૧] જેમ પાણીમાં કમલો ખીલી આવે, તેમ આ પાંચ અને સો ધૃતરાષ્ટ્રપુત્રો એમ એકસો પાંચ કુરુવંશને વધારનારાઓ થોડા જ કાળમાં મોટા થઈ ગયા.[૩૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'નકુલસહદેવોત્પત્તિ' નામનો અધ્યાય ૧૨૪ મો સમાપ્ત**

# अध्याय १२५ मो

## પાંડુરાજાનું અવસાન

॥ वैशंपायन उवाच ॥

दर्शनीयांस्ततः पुत्रान् पाण्डुः पञ्च महावने ।
तान् पश्यन् पर्वते रम्ये स्वबाहुबलमाश्रितः ॥१॥

વૈશંપાયન બોલ્યા:-પોતાના પાંચ દર્શનીય પુત્રોને જોતા પાંડુરાજા પોતાના બાહુબલને આશ્રિત રહીને રમ્ય પર્વતના મહાવનમાં રહેતા હતા.[૧] એક વાર, વનને પુષ્પિત કરનારા અને પ્રાણીમાત્રને મોહની લગાડનારા ચૈત્રવૈશાખના વસંતકાળમાં પાંડુરાજા પત્ની સાથે વનમાં ફરી રહ્યા હતા.[૨] પલાશો, તિલકો, આંબાઓ, ચંપકો, પારિભદ્રકો અને ફળો તથા પુષ્પોની સમૃદ્ધિવાળાં બીજાં અનેક વૃક્ષો, વિવિધ જલાશયો તેમજ પદ્મિનીઓ-એ બધાંથી શોભી રહેલા તે વનને જોઇને પાંડુના અંતરમાં કામવિકાર ઉત્પન્ન થયો.[૩,૪] ત્યાં શુભ વસ્ત્રથી ઝગી રહેલી એકલી માદ્રી, દેવની જેમ પ્રસન્ન મનથી વિચરી રહેલા તે રાજાને અનુસરી રહી હતી.[૫] તે સૂક્ષ્મવસ્ત્રવાળી એ માદ્રીને જોતાં જ ગહન વનમાં દવ ફાટી નીકળે તેમ રાજાનો કામ ભભૂકી ઊઠ્યો.[૬] તે કમલનેત્રીને એકલી એકાન્તમાં જોઇને રાજા કામથી પરવશ થઈ ગયા અને તે કામના વેગને રોકી શક્યા નહિ.[૭] આથી, રાજાએ એકાન્તમાં

રહેલી એ માદ્રીને બલપૂર્વક પકડી લીધી. રાણી શાપથી કાંપી રહી હતી, તેણે રાજાને પોતાની શક્તિ પ્રમાણે વાર્યા પણ ખરા.[૮] પરંતુ રાજા તો કામથી સર્વાંગે ઘેરાયેલા હતા. તેમણે પેલા શાપનું ભાન જ ન રાખ્યું અને બલપૂર્વક માદ્રી સાથે મૈથુનધર્મ આચર્યો.[૯] આમ હે કૌરવ્ય! વિધિના દોરાયેલા તે રાજાએ શાપજન્ય ભયને છોડી દીધો અને પોતાના જીવિતના અંત માટે કામને વશ થયા.[૧૦] સાક્ષાત્ કાલે જ તે કામવિવશની બુદ્ધિ મૂંઝવી નાખી હતી અને ઇન્દ્રિય સમસ્તને મથી નાખીને તે બુદ્ધિ ચેતના સાથે નાશ પામી હતી.[૧૧] આથી તે પરમ ધર્માત્મા કુરુનંદન પાંડુ, પોતાની પત્ની માદ્રી સાથે સંગ કરીને તત્કાલ કાલધર્મને પામ્યા.[૧૨]

પછી માદ્રી મરણ પામેલા રાજાને આલિંગન આપીને ફરીફરીને દુઃખના પોકાર પાડવા લાગી. એટલે કુન્તી તેના પુત્રો અને બે માદ્રીપુત્ર પાંડવો, એ સૌ જ્યાં રાજા અવસાન પામ્યા હતા ત્યાં આવી પહોંચ્યાં.[૧૩,૧૪] હે રાજન્! દુઃખાતુર માદ્રીએ કુન્તીને આ વચન કહ્યું: 'તમે એકલાં જ અહીં આવો, પુત્રોને ત્યાં જ ઊભા રહેવા દો.'[૧૫] તેનું એ વચન સાંભળીને કુન્તીએ પુત્રોને ત્યાં જ રાખ્યા અને 'હાય હું હણાઈ ગઈ!' તેવી ચીસ પાડતી તે એકદમ ત્યાં દોડી આવી.[૧૬] પાંડુને અને માદ્રીને ધરણીતલ ઉપર પોઢેલાં જોઇને કુન્તી સર્વાંગે શોકગ્રસ્ત થઈ ગઈ અને અત્યંત દુઃખપૂર્વક આમ વિલાપ કરવા લાગી.[૧૭] 'જિતાત્મા વીરનું હું સદા જતન કરતી હતી. તે વનવાસી મુનિનો શાપ જાણતાં છતાં, તેમણે કેમ કરીને તારા ઉપર આક્રમણ કર્યું?[૧૮] ઓ માદ્રી! સાચે જ તારે રાજાને રોકવા જોઈતા હતા. તેને બદલે તેં રાજાને એકાંતમાં શા માટે લોભાવ્યા?[૧૯] શાપની શોચનામાં તે હંમેશાં દીન રહેતા હતા. તને એકાન્તમાં પામીને તેમને કેમ કરીને કામહર્ષ થઈ આવ્યો?[૨૦] હે બાહ્લીકી! તું ધન્ય છે, મારા કરતાં તું બડભાગી છે; કેમકે તું કામથી પ્રહર્ષ પામેલા રાજાનનું મુખ જોવા પામી છે.'[૨૧]

**માદ્રી બોલી:**–હે દેવી! મેં તો વિલાપો કરીને અનેક વાર તેમને વાર્યા, પણ જાણે ભાગ્યને જ સાચું ઠેરવવું હોય તેમ તેમણે પોતાની જાતને રોકી નહિ.[૨૨]

**કુન્તી બોલી:**–હું વડી ધર્મપત્ની છું, માટે મુખ્ય ધર્મફલ મને જ મળવું જોઇએ. હે માદ્રી! અવશ્ય બનનારી વાતથી તું મને રોકીશ નહિ.[૨૩] હું અહીં મૃત્યુને વશ થયેલા સ્વામીનું અનુગમન કરીશ. ઊઠ, તું એમને છોડી દે અને આ પુત્રોનું પાલન કર.[૨૪]

**માદ્રી બોલી:**–યુદ્ધમાં પાછી પાની ન કરનારા એ પતિને હું જ અનુસરીશ, કેમકે કામથી હું તૃપ્ત થઈ નથી. તમે મોટાં છો, માટે મને રજા આપો.[૨૫] આ ભરતશ્રેષ્ઠ કામથી મારો જ સંગ કરીને મૃત્યુવશ થયા છે. તો પછી યમલોકમાં હું એમના તે કામને કેમ નિર્મૂળ કરી ન નાખું?[૨૬] વળી હે આર્યા! તમારા પુત્રોને વિશે હું વિશેષ વર્તન ન રાખી શકું તો મને પાપ લાગે.[૨૭] હે કુન્તી! તમે મારા પુત્રોને વિશે સ્વપુત્રની જેમ વર્તજો. આ રાજા મારી જ કામના કરતાં કરતાં મરણશરણ થયા છે.[૨૮] એટલે રાજાના શરીર સાથે આ મારા કલેવરને પણ સારી રીતે ઢાંકીને ફૂંકી મૂકજો. હે આર્યા! તમે મારું આટલું પ્રિય કરો.[૨૯] પુત્રોને વિશે તમે સાવધાન રહેજો. તમે મારાં હિતકારી થાઓ. આથી બીજું મારે કંઈ કહેવાનું હોય એમ હું જોતી નથી.[૩૦]

**વૈશંપાયન બોલ્યા:**–આમ કહીને તે યશસ્વિની ધર્મપત્ની મદ્રરાજની પુત્રીએ ચિતાના અગ્નિમાં રહેલા તે નરશ્રેષ્ઠનું તરત જ અનુગમન કર્યું.[૩૧]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'પાંડૂપરમ' નામનો અધ્યાય ૧૨૫ મો સમાસ**

# अध्याय १२६ मो

## પાંડવો હસ્તિનાપુરમાં

॥ वैशंपायन उवाच ॥

**पांडोरुपरमं दृष्ट्वा देवकल्पा महर्षयः।**
**ततो मंत्रविदः सर्वे मंत्रयाञ्चक्रिरे मिथः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–પાંડુનું મૃત્યુ થયેલું જોઈને, દેવ જેવા સર્વ મંત્રવેત્તા મહર્ષિઓએ અંદરઅંદર મંત્રણા કરી.[1]

**તપસ્વીઓ બોલ્યાઃ**–તે મહાયશસ્વી મહાત્મા રાજ્ય અને રાષ્ટ્રને છોડીને આ સ્થાનમાં તપ તપી, તપસ્વીઓનું શરણ પામ્યા હતા.[2] તે પાંડુ રાજા પોતાની પત્ની અને હમણાં જ જન્મેલા પોતાના પુત્રોને, તમારી આગળ થાપણ તરીકે સોંપી સ્વર્ગે ગયા છે.[3] માટે એ મહાત્માના પુત્રોને, પત્નીને તેમજ દેહાવશેષને લઇને આપણે તેમના રાજ્યમાં પહોંચાડવાં એ જ આપણો ધર્મ છે.[4]

**વૈશંપાયન બોલ્યાઃ**–દેવ જેવા તે મહર્ષિઓએ આ પ્રમાણે પરસ્પર મંત્રણા કરી. પછી તે ઉદારચિત્ત સિદ્ધ મહર્ષિઓએ પાંડુપુત્રોને આગળ રાખીને હસ્તિનાપુર નગરમાં જવાનો તેમજ પાંડવોને ભીષ્મ અને ધૃતરાષ્ટ્રને સોંપવાનો મનમાં નિશ્ચય કર્યો.[5,6] પછી તરત જ તે તપસ્વીઓ પાંડુની પત્ની કુન્તીને, પાંડુના પુત્રોને તેમજ પાંડુ અને માદ્રીના દેહશેષોને લઇને નીકળ્યા.[7] જે નિત્ય પુત્રવત્સલ કુન્તી પૂર્વે સુખી હતી, તેને આજે લાંબો રસ્તો કાપવાનો આવ્યો; તો પણ તેણે તેને ટૂંકો જ માન્યો.[8] તે યશસ્વિની ટૂંક વખતમાં જ કુરુજાંગલ દેશમાં આવી પહોંચી અને રાજધાનીના મુખ્ય દરવાજે આવી ઊભી રહી.[9]

ત્યાં આવી તપસ્વીઓએ દ્વારપાલને કહ્યું: "પાંડુપુત્રો, કુંતી અને અમે આવ્યા છીએ તેની રાજાને ખબર કરો.' તેમણે ક્ષણમાત્રમાં જઈ સભામાં જાણ કરી.[10] હજારો ચારણો અને મુનિઓનું હસ્તિનાપુરમાં આગમન થયેલું સાંભળીને લોકોને આશ્ચર્ય થયું.[11] સૂર્ય ઊગતાં વાર જ સર્વ નગરવાસીઓ, પોતાની પત્નીઓની સાથે બાળકોને આગળ તેડીને, તપસ્વીઓને જોવા સારુ બહાર નીકળી આવ્યા.[12] સ્ત્રીઓના સમૂહો અને ક્ષત્રિયોના સંઘો વાહનોના વૃન્દમાં બેસીને નીકળ્યા. બ્રાહ્મણોની સાથે બ્રાહ્મણોની પત્નીઓ પણ નીકળી.[13] ત્યાં વૈશ્યો અને શૂદ્રોનો મોટો મેળો જામ્યો. ત્યારે કોઈએ ઈર્ષ્યા ન કરી અને સૌ કોઈ ધર્મબુદ્ધિવાળા થયા.[14] વળી શાન્તનુપુત્ર ભીષ્મ, સોમદત્ત, બાહ્લીક, પ્રજ્ઞાચક્ષુ રાજર્ષિ ધૃતરાષ્ટ્ર, દાસીપુત્ર વિદુર પોતે અને તે દેવી સત્યવતી તથા યશસ્વિની કૌસલ્યા, તેમજ રાજરાણીઓથી વીંટાયેલી ગાંધારી–એ સૌ બહાર આવ્યાં.[15,16] વિચિત્ર અલંકારો સજેલા દુર્યોધન આદિ ધૃતરાષ્ટ્રના પુત્રો પણ બહાર નીકળ્યા.[17] તે મહર્ષિઓને જોઈને સર્વ કૌરવોએ અને પુરોહિતોએ તેમને શિર ઢાળી વંદન કર્યાં અને પછી તેમની પાસે બેઠા.[18] એ જ રીતે તેમને મસ્તક ઢાળીને વંદન કરીને તથા પ્રણામ કરીને, સર્વ નાગરિકો અને ગ્રામવાસીઓ ભૂમિ ઉપર તેમની પાસે બેઠા.[19]

પછી હે પ્રભુ! તે જનસાગરને સર્વ રીતે શાંત જોઇને, ભીષ્મે તે મહર્ષિઓનું અર્ઘ્ય તથા પાદ્યથી યથાન્યાય પૂજન કર્યું અને તેમને રાષ્ટ્ર તથા રાજ્ય વિશે નિવેદન કર્યું.[20,21] પછી તેમનામાંના સૌથી વિશેષ વૃદ્ધ એવા તેમજ જટા અને મૃગચર્મને ધારણ કરેલા એક મહર્ષિએ, ઋષિઓના મતને જાણીને, ઊભા થઈ આ પ્રમાણે કહ્યું:[22] 'કૌરવના વંશજ જે પાંડુ નામે નરાધીશ હતા, તે કામભોગને ત્યજીને અહીંથી શતશૃંગ પર્વત ઉપર ગયા હતા.[23] બ્રહ્મચર્યવ્રતમાં રહેલા તેમને દિવ્ય મંત્ર વડે સાક્ષાત્ ધર્મરાજથી આ યુધિષ્ઠિર નામનો પુત્ર થયો છે.[24]

વાયુદેવે બલવાનોમાં શ્રેષ્ઠ એવો આ ભીમ નામે મહાબલ પુત્ર આપ્યો છે.[૨૫] આ ધનંજય ઇન્દ્રથી કુન્તીમાં જ જન્મ્યો છે. એની કીર્તિ સર્વ ચાપધારીઓને ઝંખવી દેશે.[૨૬] અશ્વિનીકુમારોથી માદ્રીએ મહા ધનુર્ધારી અને પુરુષોમાં સિંહ જેવા જ આ બે નરશ્રેષ્ઠોને જન્મ આપ્યો છે, તેમને પણ તમે જુઓ.[૨૭] સદા ધર્મપરાયણ અને વનવાસ આચરતા યશસ્વી પાંડુએ નષ્ટ થતા પોતાના પિતામહના વંશને આમ ફરી ઉદ્ધાર્યો છે.[૨૮] આ પાંડુના પુત્રોના જન્મ, તેમની વૃદ્ધિ તેમજ તેમનાં વેદાધ્યયનો જોઇને તમે સતત પરમ પ્રીતિ પામશો.[૨૯] સંતોની વૃત્તિમાં રહેતા અને પુત્રલાભને પામેલા તે પાંડુરાજા આજથી સત્તરમા દહાડા ઉપર પિતૃલોકને વિશે ગયા છે.[૩૦] તેમને ચિત્તા ઉપર રખાયેલા અને અગ્નિના મુખમાં હોમાયેલા જોઇને પતિવ્રતા માદ્રીએ પોતાના જીવનનો ત્યાગ કરી પાવકપ્રવેશ કર્યો છે.[૩૧] તે પતિવ્રતા પણ તેમની સાથે પતિના લોકમાં ગઈ છે. એટલે તે પાંડુની તથા તે માદ્રીની હવે જે ઉત્તરક્રિયા કરવી યોગ્ય હોય તે તમે કરો.[૩૨] આ તેમના બન્નેના દેહના અવશેષો છે. વળી આ તેમના બેઉના શ્રેષ્ઠ પુત્રો છે. શત્રુનું દમન કરનારા આ પુત્રો તેમની માતા સાથે ક્રિયાઓથી શુદ્ધ થાઓ.[૩૩] પ્રેતકાર્ય પૂરું થતાં, કુરુકુલશિરોમણિ અને સર્વ ધર્મના વેત્તા તે મહાયશસ્વી પાંડુને માટે પિતૃયજ્ઞ કરજો.[૩૪]

**વૈશંપાયન બોલ્યાઃ**–કુરુઓને આમ કહીને તે સર્વ તપસ્વીઓ, કુરુઓના દેખતાંજ તેજ ક્ષણે ગુહ્યકો સાથે અંતર્ધાન થઈ ગયા.[૩૫] ઋષિઓ અને સિદ્ધોના તે સમૂહોને ગંધર્વનગરની જેમ આવેલા અને વળી અદશ્ય થયેલા જોઇને તે સૌ પરમ વિસ્મય પામ્યા.[૩૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ઋષિસંવાદ' નામનો અધ્યાય ૧૨૬ મો સમાપ્ત**

# अध्याय १२७ मो

## પાંડુ તથા માદ્રીની ઉત્તરક્રિયા

॥ धृतराष्ट्र उवाच ॥

**पांडोर्विदुर सर्वाणि प्रेतकार्याणि कारय ।**
**राजवद्राजसिंहस्य माद्र्याश्चैव विशेषतः ॥ १ ॥**

**ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ**–હે વિદુર ! રાજસિંહ પાંડુની તેમજ માદ્રીની સર્વ પ્રેતક્રિયાઓ ખાસ રાજવિધિએ કરાવો.[૧] પાંડુ અને માદ્રીને નિમિત્તે જેમને જેટલાં જોઇએ તેટલાં પશુઓ, વસ્ત્રો, રત્નો તથા વિવિધ ધનો આપો.[૨] વળી કુન્તી કહે એ રીતે માદ્રીનો એવો સત્કાર કરો કે સુંદર ઓઢણ પામેલા તે માદ્રીના અવશેષોને વાયુ કે સૂર્ય પણ જોઈ શકે નહિ.[૩] નિર્દોષ પાંડુ શોક કરવા યોગ્ય નથી; તે નરાધીશ તો સ્તુતિપાત્ર છે; કેમકે તેને દેવની ઉપમા જેવા યોગ્ય પાંચ વીર પુત્રો જન્મ્યા છે.[૪]

**વૈશંપાયન બોલ્યાઃ**–હે ભારત ! 'ભલે એમ કરીશું' એમ કહીને વિદુરે, ભીષ્મની સાથે પરમ પવિત્ર સ્થાનમાં પાંડુનો સંસ્કાર કરવા માંડયો.[૫] પછી હે રાજન્ ! રાજપુરોહિતો પાંડુના ઘીની આહુતિ (આજ્ય)થી સુવાસિત અને પ્રજ્વલિત અગ્નિઓને, તત્ક્ષણ નગરમાંથી લઈ આવ્યા.[૬] પછી ઋતુનાં પુષ્પોથી, તેમજ વિવિધ અને ઉત્તમ સુગંધોથી એક પાલખીને શણગારવામાં આવી અને ચારે બાજુ તેને વસ્ત્રથી આચ્છાદન કરવામાં આવ્યું. તેને માળાઓથી અને મહામૂલાં વસ્ત્રોથી સુશોભિત કરવામાં આવી અને પ્રધાનો, સગાંસંબંધીઓ તેમજ મિત્રો એની પાસે ઊભાં રહ્યાં. પછી તેમણે અત્યંત વિભૂષિત કરેલા શ્રેષ્ઠ વાહનમાં તે નરસિંહના અવશેષોને માદ્રીના અવશેષો સાથે રૂડી રીતે ઢાંકીને મૂકયા અને લોકો શિબિકાને ઊચકી ચાલવા માંડ્યાં.[૭] તે વખતે તેમણે

શ્વેત છત્ર, ચમ્મર અને વીંઝણાની તેમજ સર્વ વાજિંત્રોના નાદોની તેમણે ભારે શોભા કરી હતી.[10] પાંડુની એ ઉત્તરક્રિયામાં સેંકડો માણસો અનેક રત્નો લાવ્યા હતા અને યાચકોને આપતા હતા.[11] વળી, તેઓ કુરુવંશી પાંડુને નિમિત્તે ઉજ્જ્વલ છત્રો, વિશાળ ચામરો અને મનમોહન વસ્ત્રો લાવ્યા હતા.[12] શ્વેત વસ્ત્રધારી યાજ્ઞિકો પ્રોજ્જ્વલ અને ઝગઝગતા અગ્નિઓમાં આહુતિઓ આપતા હતા અને પાંડુની આગળ આગળ ચાલી રહ્યા હતા.[13] હજારો બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો શોકથી સંતાપ પામી, તે નરાધીશની પાછળ આમ વિલાપ કરતા ચાલતા હતા. 'અમને છોડીને, અમને નિરંતર દુઃખમાં નાખીને આ રાજા ક્યાં જાય છે?'[14,15]

ભીષ્મ, વિદુર અને સર્વ પાંડવો પણ રડતા રડતા ચાલતા હતા. હવે તેમણે ગંગાકાંઠાના પવિત્ર, રમણીય તથા સમતલ વનભાગમાં તે સત્યવાદી, ઉત્તમકર્મી અને નરસિંહ પાંડુની પાલખી માદ્રીની પાલખી સાથે મૂકી.[16,17] સર્વ સુગન્ધથી સુવાસિત કરેલા, કૃષ્ણાગરુ ચોપડેલા અને દિવ્ય ચંદનથી ચર્ચેલા તેના તે દેહાવશેષને, સુવર્ણના કલશોમાં લાવેલાં જલથી સત્વર સ્નાન કરાવવામાં આવ્યું. પછી સફેદ ચંદનથી અને કાલાગરુની મેળવણીવાળા તુંગરસથી તેને સર્વાંગે લેપ કરવામાં આવ્યો; અને તેને સફેદ સ્વદેશી વસ્ત્રો ઓઢાડવામાં આવ્યાં.[18-20] મહામૂલ્યવાન શય્યાઓમાં સૂવાને યોગ્ય તે સિંહ સમા નરાધીશ આમ વસ્ત્રોથી ઢંકાઈને જાણે જીવતા હોય તેમ શોભી રહ્યા હતા.[21] પછી અનુષ્ઠાનના યાજકોએ પ્રેતક્રિયાની આજ્ઞા આપી, એટલે તેઓ ઘી ચોપડેલા અને સુવિભૂષિત કરેલા રાજાને માદ્રી સાથે તુંગપદ્મના મેળવણવાળા સુગન્ધી ચંદનથી તેમજ બીજાં અનેક ગંધદ્રવ્યોથી બાળવા લાગ્યા.[22,23] તે બેઉનાં એ શરીરોને જોઈને કૌસલ્યા મૂર્છા પામી ગઈ અને 'હાય પુત્ર!' કરતી એકદમ ભોંય ઉપર પડી ગઈ.[24] તે દુઃખિયારીને આમ પડી ગયેલી જોઇને નાગરિકો અને ગ્રામવાસીઓ રાજભક્તિથી દયાભર્યા થયા અને દુઃખસંતપ્ત થઈ રડવા લાગ્યા.[25] કુન્તીના આર્તનાદથી સર્વ માણસો રોવા લાગ્યાં. અરે! પશુપંખીની યોનિમાં રહેલા જીવો પણ કલ્પાંત કરવા મંડ્યા. ત્યાં શાન્તનુપુત્ર ભીષ્મ મહામતિ વિદુર અને સર્વ કૌરવો અત્યંત દુઃખી થઇને રડવા લાગ્યા.[26,27]

પછી ભીષ્મ, વિદુર, રાજા ધૃતરાષ્ટ્ર અને સર્વ કુરુસ્ત્રીઓએ, પાંડવો સાથે રહીને પાંડુને દાહાંજલિ આપી.[28] શાન્તનુપુત્ર ભીષ્મ, વિદુર, પાંડવો તથા સગાંવહાલાં એ સર્વેએ રુદન કર્યું અને તેની ઉદકક્રિયા કરી.[29] આ રીતે પાંડવોએ પાંડુની જલક્રિયા કરી. હે રાજન્! શોકથી સુકાઈ ગયેલા એ પાંડવોને, સર્વ પ્રજાજનો ડૂસકાં ખાતા ખાતા છાના રાખવા લાગ્યા.[30] તે દિવસે પાંડવો પોતાનાં સગાંઓ સાથે જમીન ઉપર જ સૂતા. હે રાજન્! બ્રાહ્મણ આદિ સર્વ નગરજનો પણ એમ જમીન ઉપર જ સૂઈ રહ્યા.[31] બાર રાત્રિ સુધી તે આબાલવૃદ્ધ સઘળું નગર પાંડવોની સાથે આનંદવિહોણું, અસ્વસ્થ અને હર્ષહીન જેવું રહ્યું.[32]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'પાંડુદાહ' નામનો અધ્યાય ૧૨૭ મો સમાપ્ત

# अध्याय १२८ मो

## ભીમને વિષપાન

॥ वैशंपायन उवाच ॥

ततः कुंती च राजा च भीष्मश्च सहबन्धुभिः ।
ददुःश्राद्धं तदा पांडोः स्वधामृतमयं तदा ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ—પછી કુન્તી, રાજા ધૃતરાષ્ટ્ર અને ભીષ્મે બંધુઓની સાથે પાં

સ્વધાયુક્ત અમૃતમય શ્રાદ્ધ આપ્યું.[૧] તેમણે કુરુઓને તેમજ હજારો શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન આપ્યું અને ઉત્તમ બ્રાહ્મણોને રત્નના રાશિઓ તથા સારાં ગામો અર્પણ કર્યાં.[૨] પછી સૂતક ઉતારેલા ભરતોત્તમ પાંડવોને લઇને તે સર્વ હસ્તિનાપુરમાં પાછા ફર્યા.[૩] સર્વ નાગરિકો અને ગ્રામવાસીઓ જાણે પોતાનો જ બાંધવ મરી ગયો હોય, તેમ તે ભરતશ્રેષ્ઠ પાંડુનો સતત શોક કરી રહ્યા હતા.[૪] શ્રાદ્ધ પૂરું થયું, એટલે તે સર્વ જનોને દુઃખી જોઇને ભગવાન વેદવ્યાસ દુઃખી, શોકાર્ત અને બહાવરી બની ગયેલી પોતાની માતા પ્રત્યે બોલ્યાઃ 'સુખના સમયો હવે વહી ગયા છે. કપરો કાળ આવી લાગ્યો છે. એકએકને આંટે એવા પાપી દિવસો આવી રહ્યા છે. પૃથ્વી યૌવન વિનાની અર્થાત્ રસ-કસ વિનાની થઈ જશે.[૫,૬] અનેકાનેક કપટથી ભરેલો, વિવિધ દોષોથી ભરપૂર અને ધર્મક્રિયા તેમજ આચરના લોપવાળો ઘોર કાળ આવશે.[૭] કુરુઓના દુરાચારથી પૃથ્વી ઊખડી જશે. તો તું તપોવનમાં જા અને ચિત્તવૃત્તિનો નિરોધ કરી યોગપરાયણ થા. આ તારા કુલનો ભયંકર નાશ તું જોઇશ નહિ!' તે સત્યવતીએ 'ભલે એમ કરું છું' એમ કહીને તે વચન સ્વીકાર્યું; અને પુત્રવધૂ પાસે જઈ તે આમ બોલીઃ 'હે અંબિકા! મેં સાંભળ્યું છે કે, તારા પૌત્રોની દુર્મતિને કારણે સગાંવહાલાં સાથે સર્વ ભરત-વંશીઓ તેમજ નગરજનો નાશ પામશે.[૮–૧૦] તો, તું માને તો, પુત્રશોકથી પીડાયેલી આ દુઃખિયારી કૌસલ્યાને લઈને હું વનમાં જાઉં. તારું કલ્યાણ થાઓ.'[૧૧] અંબિકાએ કહ્યું: 'ભલે તેમ હો.' પછી હે ભારત! સુવ્રતિની સત્યવતી, ભીષ્મની રજા લઇને, પોતાની બે પુત્રવધૂઓ સાથે વનમાં ગઈ.[૧૨] હે ભરતોત્તમ મહારાજ! ત્યાં તે દેવીઓએ ઘોર તપસ્યા કરીને દેહ છોડયા અને ઇષ્ટ ગતિને પામી.[૧૩]

વૈશંપાયન બોલ્યાઃ–હવે વેદોક્ત સંસ્કારોને પામતા તે પાંડવો પિતાના ઘરમાં ભોગો ભોગવતા મોટા થવા લાગ્યા.[૧૪] ધૃતરાષ્ટ્રપુત્રો સાથે તેઓ સુખ અને આનંદમાં ખેલતા હતા અને તેઓ બાળકની સર્વ રમતોમાં પોતાના તેજ વડે જુદા તરી આવતા હતા.[૧૫] દોડમાં, તાકેલું લાવવામાં, જમવામાં અને ધૂળ ઉડાડવામાં તે ભીમસેન સઘળા ધૃતરાષ્ટ્રપુત્રોને ચીસ પડાવતો હતો.[૧૬] હે રાજન્! હર્ષમાં ખેલતા તે ધૃતરાષ્ટ્રપુત્રોને પકડી લઈ, તે પાંડવ સંતાઈ જતો અને તેમને માથેથી પકડી ટક્કર લડાવતો.[૧૭] તે એકસો એક મહાતેજસ્વી કુમારોને વૃકોદર એકલો જ સહેલાઈથી કબજે કરતો.[૧૮] તે મહાબલવાન તેમને વાળથી ઝાલી બળપૂર્વક પટકતો અને તેમનાં ઘૂંટણ, માથાં તથા ખભા છોલાઇ જતા. ચીસ પાડતા એ ધૃતરાષ્ટ્રપુત્રોને તે ભોંય ઉપર ઘસડતો.[૧૯] કોઈ વાર જળક્રીડામાં દશ બાળકોને હાથથી પકડી લઈ પાણીમાં ડુબકી મારી જતો અને તેઓ મરવા જેવા થઈ જતા, ત્યારે જ તેમને છોડતો.[૨૦] તેઓ જ્યારે ઝાડ ઉપર ચડી ફળો વીણતા, ત્યારે ભીમ પગની લાતથી ઝાડોને ધ્રુજાવી મૂકતો.[૨૧] આમ એના પગના પ્રહારના વેગથી વૃક્ષો ધણધણી ઊઠતાં એટલે તેના પર ચઢેલા કુમારો ફળ સાથે એકદમ નીચે ગબડી આવતા.[૨૨] આમ તે કુમારો ભીમસેનની સરસાઈ કરતા, છતાં તેઓ કયારેય કુસ્તીમાં, વેગમાં કે શિક્ષણમાં તેની બરાબરી કરી શકતા નહિ.[૨૩] આ રીતે તે ધૃતરાષ્ટ્રપુત્રોની સ્પર્ધા કરતો અને તેમને ખૂબ રંજાડતો પણ તે બધું બાલબુદ્ધિથી જ હતું, નહિ કે દ્વેષી મનથી.[૨૪] પછી ભીમસેનનું એ અતિ પ્રસિદ્ધ બલ જાણીને પ્રતાપી ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન દુષ્ટ ભાવ બતાવવા લાગ્યો.[૨૫] મોહ અને ઐશ્વર્યના લોભે કરીને, પાપો જ જોયા કરનારા તે ધર્મવિહીનની બુદ્ધિ પાપી થઈ ગઈ[૨૬] તે વિચારવા લાગ્યો કે, 'પાંડુ-

પુત્રોમાં મધ્યમ એવો આ કુન્તીપુત્ર વૃકોદર બલવાનોમાં શ્રેષ્ઠ છે; તો, એને છળથી પકડી લેવો જોઇએ.[૨૭] પ્રાણવાન, વિક્રમવાન અને મહાશૌર્યવાન એ વૃકોદર એકલો પણ અમારી સૌની સ્પર્ધા કરે છે.[૨૮] તો તે નગરના ઉદ્યાનમાં સૂતો હોય ત્યારે તેને અમે ગંગામાં નાખી દઈશું. પછી તેના નાના ભાઈ અર્જુનને તેમજ તેનાથી મોટા યુધિષ્ઠિરને બળાત્કારે બાંધી કેદમાં પૂરીને અમે પૃથ્વીનું શાસન કરશું.' આ પ્રમાણે તે પાપી દુર્યોધને નિશ્ચય કર્યો અને મહાત્મા ભીમસેનનો તે નિત્ય લાગ જોવા લાગ્યો.[૨૯,૩૦]

પછી હે ભારત ! તેણે જલવિહારને માટે કામળ તથા બનાતનાં મોટાં અને ભાતભાતનાં ભવનો તૈયાર કરાવ્યાં.[૩૧] વળી તેણે સર્વ કામપદાર્થોથી ભરપૂર અને ફરકતી ધજાવાળાં બીજાં અનેકવિધ ઘરો બનાવડાવ્યાં.[૩૨] હે ભારત ! ગંગાના તીર ઉપર આવેલા પ્રમાણકોટીના તે સ્થાનમાં તેણે થોડું જલમાં ને થોડું સ્થલમાં એવું ઉદકક્રીડન નામે એક ક્રીડાગૃહ કરાવ્યું.[૩૩] ત્યાં રસોઈકાર્યમાં કુશલ કરવૈયાઓએ ભક્ષ્ય, ભોજ્ય, પેય, ચોષ્ય અને લેહ્ય વાનીઓ તૈયાર કરી.[૩૪] પછી સેવકોએ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને નિવેદન કર્યું, એટલે તે દુર્મતિ પાંડવોને આ પ્રમાણે કહેવા લાગ્યો:[૩૫] 'આપણે બાગ અને વનથી શોભતી ગંગાને કાંઠે જઈએ. આપણે સૌ ભાઈઓ ત્યાં સાથે જલક્રીડા કરીએ.'[૩૬] યુધિષ્ઠિરે તેને જવાબ આપ્યો: 'ભલે એમ થાઓ.' પછી નગરના જેવા આકારના રથોમાં તેમજ ઉત્તમ અને દેશમાં ઉત્પન્ન થયેલા હાથીઓ ઉપર બેસી તે શૂરા કૌરવો પાંડવો સાથે નગર બહાર નીકળ્યા. ઉદ્યાનવન પાસે પહોંચતાં, તેમણે મહાજનોને વિદાય કર્યા.[૩૭,૩૮] પછી સિંહો જેમ પર્વતની ગુફામાં પ્રવેશે, તેમ તે વીરાએ તે ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. શુભ્ર પૂજાગૃહો, મેડીઓ, ઝરૂખાઓ, જાળીઓ, જલફુવારાઓ તેમજ સંચારમાર્ગોથી શોભતા, રાજસેવકોએ સાફ કરેલા અને ચિત્રકારોએ ચિત્રિત બનાવેલા તે ઉદ્યાનને તે સર્વ ભાઈઓ ચોમેરથી જોવા લાગ્યા. છલોછલ ભરેલાં જલાશયો અને પદ્મિની સરોવરોને લીધે ખીલેલાં કમળોથી ઢંકાયેલું તેનું પાણી શોભી રહ્યું હતું. ત્યાં ઋતુઋતુનાં પુષ્પોથી ધરતી છવાઈ ગઈ હતી.[૩૯,૪૦] પાંડવો અને કૌરવો અંદર ગયા અને ત્યાં હાજર કરવામાં આવેલા વિવિધ ઇચ્છિત પદાર્થો ભોગવવા લાગ્યા.[૪૩]

પછી તે શ્રેષ્ઠ ઉદ્યાનમાં ક્રીડાને માટે આવેલા તેઓ એકબીજાનાં મોંમાં ખાવાના પદાર્થો મૂકવા લાગ્યા.[૪૪] તે વખતે ભીમસેનને મારી નાખવાની ઇચ્છાથી દુર્યોધને ખાવાના પદાર્થમાં કાલકૂટ વિષ ભેળવાવ્યું.[૪૫] પછી હૃદયમાં અસ્ત્રા જેવો અને વાણીમાં અમૃત જેવો તે દુર્યોધન જાતે ઊઠ્યો અને તે પાપકર્મી ભીમસેનને ભાઈ તથા મિત્રની જેમ ઘણો આગ્રહ કરીને તે ઝેર મેળવેલા પદાર્થો ખવડાવવા લાગ્યો. તેમાં રહેલા દોષને ન જાણવાથી ભીમ પણ તે ખાવાનું પ્રસન્નતાથી ખાઈ ગયો.[૪૬,૪૭] આથી તે નરાધમ દુર્યોધન મનમાં હસીને પોતાને સફલમનોરથ થયેલો માનવા લાગ્યો.[૪૮] તે પછી સર્વ પાંડવો અને ધાર્તરાષ્ટ્રો સાથે રહીને પ્રસન્ન મને જલક્રીડા કરવા લાગ્યા.[૪૯] જલક્રીડા પૂરી થતાં, તે સર્વ શ્રેષ્ઠ કુરુવંશીય વીરોએ શુભ વસ્ત્રો અને અલંકારો ધારણ કર્યાં. વિહાર કરીને તે વીરો થાકી ગયા અને સૂર્યાસ્ત થતાં તેમણે તે વિહારગૃહોમાં જ વાસો રાખવાનું પસંદ કર્યું. તે વખતે વ્યાયામથી અધિક થાકેલો બલવાન ભીમ તો જળક્રીડા માટે આવેલા તે કુમારોને બહાર મૂકી ગયો અને પોતે પ્રમાણકોટિમાં રહેવા માટે તેજ સ્થલમાં આવી સૂઈ ગયો.[૫૦-૫૨] થાકી ગયેલો, મદે કરીને મૂઢ થયેલો અને સર્વાંગે વિષ વ્યાપેલો તે પાંડુનંદન ઠંડો પવન લાગતાં જડ જેવો થઈ ગયો.[૫૩] પછી દુર્યોધને પોતેજ તે મર્યા જેવા વીર ભીમને લતાઓની

રસીઓથી બાંધ્યો અને તે જ જગાએથી તેને જલમાં ગબડાવી મેલ્યો.[૫૪]

બેભાન થયેલો તે પાંડુપુત્ર જલને તળિયે પહોંચ્યો, ત્યાં નાગભવનમાં તેણે નાગકુમારોને છૂંદી નાંખ્યા.[૫૫] એટલે ભયંકર વિષવાળા, મોટી દાઢવાળા અને બળતા ઝેરવાળા અનેક નાગોએ ટોળે વળીને ભીમને પુષ્કળ ડંસ દીધા.[૫૬] નાગોએ તેને આમ ડંખ દીધા, એટલે તો સ્થિર થયેલું તે કાલકૂટ વિષ સર્પના વહેતા વિષથી ઊતરી ગયું.[૫૭] તે દાઢવાળા સર્પોના દાંતો તેના મર્મભાગ ઉપર પડ્યા હતા, તો પણ તેની વિશાળ છાતીની દઢતાને લીધે તેની ચામડીને પણ ભેદી શક્યા નહોતા.[૫૮] તે પછી ઝેર ઊતરવાથી ભીમ જાગી ગયો. તેણે સર્વ બંધનોને છેદી નાખ્યાં અને તે સર્વ સર્પોને પકડીને પછાડવા લાગ્યો. આથી કેટલાક તો ભયભીત થઇને ભાગી છૂટયા.[૫૯] મરતાં બચેલા બાકીના સૌ સર્પો વાસુકિ નાગ પાસે દોડી ગયા. તેઓ ઇન્દ્રના જેવા તે સર્પરાજ વાસુકિને કહેવા લાગ્યા:[૬૦] 'હે નાગેન્દ્ર! કોઇએ આ માણસને બાંધીને પાણીમાં ધકેલી દીધો હતો. અમને લાગે છે કે, તે વિષ પી ગયો છે.[૬૧] અમે એને નિશ્ચેષ્ટ અવસ્થામાં જોયો હતો. અમે એને ડસ્યા, એટલે એ જાગી ઊઠ્યો અને ભાનમાં આવી ગયો. બંધનોને ઝટઝટ છેદીને તે અમને પટકવા મંડયો. આ મહાબાહુને તમારે જાણવો ઘટે છે.' પછી નાગોની સાથે તે વાસુકિ ત્યાં આવ્યો. તે ભયંકર પરાક્રમવાળા મહાબાહુ ભીમને જોઈ રહ્યો. કુન્તીના માતામહ આર્યક નામના નાગરાજે પણ તેને જોયો.[૬૨-૬૪] પોતાના દોહીત્રના એ દોહીત્રને જોતાં જ તેણે ગાઢ આલિંગન કર્યું. ત્યારે મહાયશસ્વી વાસુકિ પણ તેના ઉપર સુપ્રસન્ન થયો.[૬૫] એ નાગેન્દ્ર આર્યકને કહેવા લાગ્યો: 'આનું શું પ્રિય કરાય? એને ધનના ઢગલા, રત્નના સમૂહો તથા બીજાં ધન આપીએ?'[૬૬] વાસુકિએ આમ કહ્યું, ત્યારે આર્યકે તેને ઉત્તર વાળ્યો: 'હે નાગનાથ! તમે પ્રસન્ન જ થયા છો, તો એને ધનસંચયની શી જરૂર છે?[૬૭] તમે પ્રીતિ પામ્યા છો, તો આ મહાબલવાન કુમાર આ કુંડમાં રાખવામાં આવેલા અમૃતરસને પીએ. તે રસના પાનથી સહસ્ર હાથીનું સામર્થ્ય આવે છે.[૬૮] આ બાળક તે જેટલો પી શકે, તેટલો તે તેને પીવા આપો.' એટલે વાસુકિએ તે નાગને કહ્યું કે, 'ભલે, એમ જ હો.'[૬૯]

પછી નાગોએ ભીમનો મંગલ આચાર કર્યો. આમ, પવિત્ર થયેલો તે પાંડુપુત્ર ભીમ પૂર્વ તરફ મુખ રાખીને બેઠો અને તે રસને પીવા લાગ્યો.[૭૦] તે મહાબલવાન એક જ ઘૂંટડે એક કૂંડું પી ગયો. એ રીતે પાંડુનંદન આઠ કૂંડાં ગટગટાવી ગયો. પછી તે શત્રુદમન, મહાબાહુ ભીમસેન નાગોએ આપેલા દિવ્ય શયનમાં સુખપૂર્વક સૂઈ રહ્યો.[૭૧,૭૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ભીમસેનરસપાન' નામનો અધ્યાય ૧૨૮ મો સમાપ્ત**

# अध्याय १२९ मो

## ભીમનું પાછું આવવું

॥ वैशंपायन उवाच ॥

ततस्ते कौरवाः सर्वे विनाभीमं च पांडवाः ।
वृत्तक्रीडा विहारास्तु प्रतस्थुर्गजसाह्वयम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા:–પછી ક્રીડા અને વિહારથી પરવારીને સૌ કૌરવો તથા પાંડવો રથો, હાથીઓ, ઘોડાઓ અને બીજાં અનેક વાહનોમાં બેસીને ભીમ વિના જ હસ્તિનાપુર જવા માટે નીકળ્યા. તેઓ કહેવા લાગ્યા: 'ભીમસેન તો આપણી ય આગળ ચાલ્યો ગયો છે.'[૧-૨] આમ વૃકોદર ભીમને ન જોઈને આનંદિત થયેલો તે પાપી દુર્યોધન ભાઇઓ સાથે નગરમાં પેઠો.[૩] ધર્માત્મા યુધિષ્ઠિર પોતાનામાં પાપ ન મળે, એટલે પોતાના દાખલાથી બીજાઓને પણ

સાધુવૃત્તિવાળા જ જોતા હતા.[૪] ભાઈ ઉપર હેત રાખવાવાળા તે પૃથાપુત્ર યુધિષ્ઠિર કુન્તી માતા પાસે ગયા અને પ્રણામ કરી બોલ્યાઃ 'માતા! ભીમ અહીં આવ્યો છે ને?[૫] ઓ મા! તે ક્યાં ગયો હશે? હે શુભા! હું એને અહીં જોતો નથી. અમે એને માટે ઉદ્યાનો અને વનોને ચારે બાજુ ઢૂંઢી વાળ્યા છીએ; પણ તે વીર વૃકોદર અમારા જોવામાં આવ્યો નથી. આથી હે મહાભાગા! અમારી આગળ ચાલ્યો ગયો હશે, એમ માની અમે બધા વ્યાકુલ હૃદયે અહીં આવ્યા છીએ. અહીં આવીને તે ક્યાં ગયો છે? શું તમે એને ક્યાં ય મોકલ્યો છે?[૬-૮] હે યશસ્વિની! તું મહાબાહુ ભીમસેન વિશે અમને કહે. હે શોભના! તે વીરને માટે મને મનમાં ધ્રાસકો પડે છે.[૯] કેમકે, હું ભીમને સૂઈ રહેલો માનતો હતો. પણ ના, ના, તે માર્યો જ ગયો હશે.' ધીમાન ધર્મરાજે કુંતીને આ પ્રમાણે કહ્યું,[૧૦] એટલે તે ગભરાઈ ગઈ અને હાહાકાર કરવા લાગી. તેણે યુધિષ્ઠિરને કહ્યુંઃ 'બેટા! ભીમને મેં જોયો નથી, તેમજ તે મારી પાસે આવ્યો પણ નથી.[૧૧] તારા નાના ભાઈઓ સાથે તું તેની ખોળ માટે તરત પ્રયત્ન કર.' આ પ્રમાણે દુઃખી હૃદયે પોતાના મોટા પુત્રને કહીને કુંતીએ વિદુરને તેડાવ્યા અને તેમને આ વચન કહ્યુંઃ 'હે ભગવન્ વિદુરજી! ભીમસેન દેખાતો નથી. તો તે ક્યાં ગયો હશે?[૧૨-૧૩] બધા ભાઈઓ ઉદ્યાનમાંથી નીકળી સાથે પાછા આવ્યા છે; પરંતુ એક મહાબાહુ ભીમ જ અહીં મારી પાસે આવ્યો નથી.[૧૪] દુર્યોધનની આંખે તે સદા ખૂંચી રહ્યો છે અને તે દુર્યોધન વળી ક્રૂર, દુષ્ટબુદ્ધિ, ક્ષુદ્ર, રાજ્યલોભી અને નિર્લજ્જ છે.[૧૫] તો ઊકળેલા ક્રોધના તે દુર્યોધને એ વીરને મારી નાખ્યો હશે તો? આથી મારું મન બહાવરું થઈ ગયું છે અને મારું હૃદય બળી રહ્યું છે.[૧૬]

**વિદુર બોલ્યાઃ**–હે કલ્યાણી! આમ ન બોલો. તમે બાકી રહેલા પુત્રોનું રક્ષણ કરો. કારણ કે તે લાંચ્છિત દુરાત્મા બાકી રહેલા પુત્રોને પણ મારી નાખશે. મહામુનિ વ્યાસે તમારા પુત્રોને દીર્ઘાયુષી કહ્યા છે, તો તમારો પુત્ર આવશે જ અને તમને આનંદ ઉપજાવશે.[૧૭,૧૮]

**વૈશંપાયન બોલ્યાઃ**–વિદ્વાન વિદુર આ પ્રમાણે કહીને પોતાને ઘેર ગયા ત્યારે કુન્તી ચિંતાપરાયણ થઇને પુત્રો સાથે ઘરમાં સૂતી.[૧૯] પછી, આઠમે દહાડે, તે પાંડુપુત્ર ભીમ જાગ્યો. તે વખતે અમૃતરસ પચી ગયો હતો, એટલે તે બળવાન અજોડ બળવાળો થયો હતો.[૨૦] તો પાંડવને આમ જાગેલો જોઇને તે સર્પો તેને સ્વસ્થતાથી સાંત્વન આપવા લાગ્યા અને આ વચન બોલ્યાઃ[૨૧] 'હે મહાબાહુ! તેં આ વીર્યપૂર્ણ રસ પીધો છે, એટલે તું દશ હજાર હાથીના જેવો બળવાળો થશે. રણમાં તું અજેય રહેશે. આ શુભ અને દિવ્ય જલથી સ્નાન કરીને તું હવે તારે ઘેર જા. હે કુરુશ્રેષ્ઠ! તારા ભાઇઓ તારા વિના સંતાપ કરે છે.'[૨૨,૨૩] પછી મહાભુજ ભીમસેન સ્નાન કરી પવિત્ર થયો અને તેણે શ્વેત વસ્ત્રો તથા માળાને ધારણ કર્યાં. નાગભવનમાં કૌતુકમંગલ કરીને તે ભીમસેને મહાબલ નાગોએ આપેલું સુગંધભર્યું અને વિષ હણનારી ઔષધિઓવાળું ઉત્તમ ભોજન આરોગ્યું.[૨૪,૨૫] સર્પોથી સત્કાર પામીને તથા તેમના આશીર્વાદોથી અભિનંદિત થઇને તે પાંડવે દિવ્ય અલંકારોથી વિભૂષિત થઇ તે નાગોની રજા લીધી.[૨૬] પછી તે અરિદમન ભીમ પ્રસન્નચિત્તે નાગલોકમાંથી જવા માટે ઊઠ્યો અને નાગોએ તે કમલનેત્ર કુરુનંદનને જલમાંથી બહાર કાઢીને મૂક્યો. આમ વનભાગમાં મૂકીને તે સર્વ નાગો એ પાંડવના દેખતાં જ ત્યાંજ અદશ્ય થઈ ગયા.[૨૭,૨૮]

પછી મહાબળવાન મહાબાહુ કુંતીપુત્ર ભીમસેન ત્યાંથી ઊઠીને ઝટ માતાની પાસે આવ્યો.[૨૯] તે અરિમર્દને માતાને તથા મોટાભાઇને વંદન

તેને જોઇને તેમને શરીરે કંપ થઈ આવ્યો.[૯] આમ છતાં, તપના સામર્થ્યે કરીને અને જ્ઞાનના ગૌરવને લીધે તે મહાબુદ્ધિમાન પરમ ધૈર્યપૂર્વક સ્થિર ઊભા રહ્યા.[૧૦]

હે રાજન્! તેમનામાં આજે એકાએક વિકાર દેખાયો, તેથી તેમના વીર્યનું સ્ખલન થઈ ગયું, પણ તેમને તેની ખબર ન રહી.[૧૧] પછી બાણવાળા ધનુષને અને કૃષ્ણમૃગનાં ચર્મો છોડીને તેમજ તે આશ્રમ અને તે અપ્સરાનો ત્યાગ કરીને ત્યાંથી ચાલી નીકળ્યા. હે રાજા! તેમનું તે વીર્ય શરસમૂહમાં પડ્યું; શરના સમૂહમાં પડતાં તે બે ભાગમાં વહેંચાઈ ગયું.[૧૨,૧૩] શરદ્વાન ગૌતમના તે વીર્ય-વિભાગથી એક પુત્ર અને એક પુત્રીની જોડ જન્મી.

મૃગયાએ નીકળેલા રાજા શાન્તનુના કોઇએક સૈનિકે તે જોડને અરણ્યમાં સહેજ જોઈ. બાણયુક્ત ધનુષને તથા કૃષ્ણમૃગનાં ચર્મોને જોઇને તેણે માન્યું કે, આ બાલકો ધનુર્વેદના પારગામી કોઈ બ્રાહ્મણનાં હશે. તેણે રાજાને તે બાળકો બતાવ્યાં; તેમજ બાણ સાથેનું તે ધનુષ્ય પણ બતાવ્યું. રાજાએ કૃપાયુક્ત થઇને તે બંને બાળકોને લીધાં અને 'આ મારાં જ સંતાન છે' એમ કહેતા તે પોતાને ઘેર આવ્યા.[૧૪–૧૭] નરશ્રેષ્ઠ પ્રતીપપુત્રે ગૌતમનાં તે બંને બાળકોને ઉછેર્યાં અને તેમને સંસ્કારોથી યુક્ત કર્યાં.[૧૮] હવે ગૌતમ પણ આશ્રમે જઇને ધનુર્વેદમાં પરાયણ થયા. 'કૃપાથી મેં આ બાળકોને ઉછેર્યાં છે.' એમ સમજીને તે રાજાએ તેમનાં નામ પણ તે પ્રમાણે કૃપ અને કૃપી જ રાખ્યાં. ત્યાં ગૌતમે પણ પોતાનાં રક્ષાએ બાળકો વિશેની હકીકત તપથી [૨]૦ તેમણે ત્યાં આવીને પુત્ર કૃપને ગોત્ર ... અને તેને ચાર પ્રકારના ધનુ- તેમજ તેમને લગતું સઘળું ... ીખવ્યું. તે પુત્ર ટૂંક વખતમાં ... પદને પામ્યો.[૨૧,૨૨]

મહારથી ધૃતરાષ્ટ્રપુત્રો, પાંડવો, યાદવો, વૃષ્ણીઓ તેમજ વિવિધ દેશોમાંથી આવેલા બીજા રાજાઓ એ જ કૃપાચાર્ય પાસેથી ધનુર્વેદ શીખ્યા હતા.*[૨૩]

વૈશંપાયન બોલ્યાઃ–પછી પૌત્રોને એથી પણ વિશેષ રૂપે શિક્ષણ આપવાની ઇચ્છાથી ભીષ્મે ધનુર્વિદ્યા અને અસ્ત્રવિદ્યાના જાણકાર એવા વીર્યવાન આચાર્યોની ખોળ કરી.[૨૪] હે નરશ્રેષ્ઠ! ભરતોત્તમ ગંગાપુત્રે વિચાર્યું કે, અલ્પબુદ્ધિવાળો, હીન ભાગ્યવાળો, અસ્ત્રવિદ્યામાં અપંડિત અને દેવસત્ત્વરહિત કોઈ પણ ગુરુ મહાબળવાન કુરુઓને અસ્ત્રવિદ્યા શીખવી શકશે નહિ.[૨૫,૨૬] આથી હે નરસિંહ! તેમણે કૌરવો તથા પાંડવોને ધીમાન અને વેદજ્ઞ એવા તે ભરદ્વાજપુત્ર દ્રોણને શિષ્યો તરીકે સોંપ્યા.[૨૭] મહાત્મા ભીષ્મે તેમનું રૂડી રીતે અને શાસ્ત્રવિધિએ પૂજન કર્યું અને જે અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા તે મહાભાગ્યશાળી પ્રસન્ન થયા.[૨૮] તે મહાયશસ્વી દ્રોણે તે સર્વને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યા અને તેમને અશેષ ધનુર્વેદ શીખવ્યો.[૨૯] હે રાજન્! થોડા જ કાલમાં તે અમાપ તેજસ્વી કૌરવો અને પાંડવો સર્વ શસ્ત્રવિદ્યામાં કુશળ થઈ ગયા.[૩૦]

જનમેજય બોલ્યાઃ–હે બ્રહ્મન્! દ્રોણ કેવી રીતે જન્મ્યા? તેમને કેવી રીતે અસ્ત્રો મળ્યાં? વળી તે કુરુઓ પાસે ક્યાંથી આવ્યા? તે વીર્યવાન કોના પુત્ર હતા?[૩૧] એમને કેવી રીતે શ્રેષ્ઠ અસ્ત્રજ્ઞ એવા તે અશ્વત્થામા નામના પુત્ર થયા? આ બધું હું સાંભળવા ઇચ્છું છું. તો તમે તે વિસ્તારથી કહો.[૩૨]

---

* કાશીનાથ વામન શાસ્ત્રી લેલે વાઈકરના મૂળ સંસ્કૃત સાથેના મરાઠી ભાષાંતરમાં તથા બીજાં બે હિંદી ભાષાંતરોમાં આ ૧૩૦ મો અધ્યાય ૨૩ મા શ્લોક આગળ પૂરો કરી એક અધ્યાયના બે અધ્યાયો કર્યા છે; પરંતુ અમે જે મુંબાઈની સંસ્કૃત પ્રત ઉપરથી ભાષાંતર કર્યું છે; તેમાં તેમ ન હોવાથી એ અધ્યાય એક જ રાખેલો છે. આપ્પા શાસ્ત્રી રાશીવડેકરના ભાષાંતરમાં પણ એ અધ્યાય છૂટો પાડેલો નથી. —ભા૦ ક૦

કર્યાં અને નાના ભાઇઓનાં મસ્તક સૂંઘ્યાં.[30] માતા અને તે નરશ્રેષ્ઠ ભાઇઓ પણ તેને ભેટ્યા, તેમજ પરસ્પર પ્રીતિપૂર્વક 'ધન્ય! ધન્ય!' બોલ્યા.[31] મહાબલવાન અને મહાપરાક્રમી ભીમસેને દુર્યોધનની તે આખી ચેષ્ટા ભાઈઓને કહી સંભળાવી.[32] વળી નાગલોકમાં જે બન્યું હતું, તે પણ સઘળું પૂરી રીતે ગુણદોષ સહિત તે પાંડવે તેમને પછી કહ્યું.[33] રાજા યુધિષ્ઠિરે ભીમને આ અર્થયુક્ત વચન કહ્યું. 'તું ચૂપ રહે. કેમેય તારે આ બબડી નાખવું નહિ.[34] હે કુન્તીપુત્રો! આજથી તમે સૌ ભાવપૂર્વક એકમેકની રક્ષા કરજો.'[35] મહાબાહુ ધર્મરાજ યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું અને સર્વ ભાઇઓ સાથે તે સાવધાન થયા.[36] પછી યુધિષ્ઠિરના પ્રિય સારથિને આડે હાથે દુર્યોધને મારી નંખાવ્યો ત્યારે ધર્માત્મા વિદુરે પૃથાપુત્રોને ઉત્તમ સલાહ આપી.[37] ફરીથી ભીમસેનના ભોજનમાં નવું, તીક્ષ્ણ અને રૂવાં ખડાં કરે એવું જલદ કાલકૂટ વિષ નાખવામાં આવ્યું.[38] પણ પૃથાપુત્રોની હિતેચ્છાએ વૈશ્યાપુત્ર યુયુત્સુએ તે વાત તેમને કહી દીધી. છતાં વૃકોદર ભીમ તે ખાઈ ગયો અને તેને જરા ય વિકાર વિના પચાવી ગયો.[39] તે વિષ ઘણું તેજ હતું, તો પણ વૃકોદરને તે કશો વિકાર કરી શક્યું નહિ. તે તો ભીમની ભીમ કાયામાં પચી જ ગયું.[40]

આ પ્રમાણે દુર્યોધન, કર્ણ અને સુબલનો પુત્ર શકુનિ પણ અનેક ઉપાયોથી પાંડવોને હણવા યત્ન કરતા હતા.[41] પાંડવો પણ તે સઘળું જાણતા અને ક્રોધે ભરાતા. પણ વિદુરની સલાહમાં રહીને તેઓ પોતાના ભાવને પ્રકટ કરતા નહોતા. પછી તે કુમારોને આમ રમતિયાળ અને અત્યંત દુર્મદવાળા જોઈને રાજા ધૃતરાષ્ટ્રે તેમના શિક્ષણ માટે ગૌતમગોત્રના ગુરુ કૃપાચાર્યને મેળવીને તેમને તેમની સોંપણી કરી.[42,43] એ ગુરુ તથા શાસ્ત્રરહસ્યોમાં પારંગત હતા. કૌરવો એ કૃપાચાર્ય પાસેથી ધનુર્વેદ શીખ્યા.[44]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ભીમપ્રત્યાગમ' નામનો અધ્યાય ૧૨૯ મો સમાપ્ત**

---

# अध्याय १३० मो

## કૃપાચાર્યનો જન્મ અને દ્રોણને ભાર્ગવ–અસ્ત્રની પ્રાપ્તિ

॥ जनमेजय उवाच ॥

**कृपस्यापि मम ब्रह्मन्संभवं वक्तुमर्हसि ।**
**शरस्तंबात्कथं जज्ञे कथं चास्त्राण्यवाप्तवान् ॥१॥**

જનમેજય બોલ્યાઃ–હે બ્રહ્મન્! તમે કૃપાચાર્યના જન્મ વિશે મને કહો. શરના ગુચ્છમાં તે કેવી રીતે જન્મ્યા? તથા કઈ રીતે તેમને અસ્ત્રો પ્રાપ્ત થયાં?[1]

**વૈશંપાયન બોલ્યાઃ**–હે મહારાજ! મહર્ષિ ગૌતમને શરદ્વાન નામે એક પુત્ર હતા. હે સમર્થ! એ શરદ્વાન ગૌતમ શરો સાથે ઉત્પન્ન થયા હતા.[2] હે પરંતપ! ધનુર્વેદમાં એમની બુદ્ધિ જેવી પહોંચતી હતી, તેવી વેદોના અધ્યયનમાં તે ચાલતી નહોતી.[3] બ્રહ્મચારીઓ જેમ તપ કરીને વેદને ભણે છે, તેમ તે તપ કરીને સર્વ અસ્ત્રોને પામ્યા હતા.[4] તે ગૌતમે ધનુર્વેદ વિશેની પરાયણતાથી અને વિપુલ તપથી ઇન્દ્રરાજને અત્યંત સંતાપ કરાવ્યો.[5] આથી હે કૌરવ! ઇન્દ્રે જાનપદી નામની એક દેવકન્યાને આમ કહીને મોકલી કે, 'તું તેના તપમાં વિઘ્ન કર.'[6] તે બાલા પણ તે શરદ્વાનના રમણીય આશ્રમે ગઈ અને ધનુષ્ય તથા બાણને ધારણ કરી રહેલા ગૌતમને લોભાવવા મંડી.[7] એક વસ્ત્રધારી અને લોકમાં અનુપમ ગાત્રવાળી એ અપ્સરાને વનમાં જોઇને ગૌતમ પણ પ્રફુલ્લિત નેત્રવાળા થયા.[8] તેમના હાથમાંથી ધનુષ્ય અને બાણ જમીન ઉપર પડી ગયાં અને

તેને જોઇને તેમને શરીરે કંપ થઈ આવ્યો.[૯] આમ છતાં, તપના સામર્થ્યે કરીને અને જ્ઞાનના ગૌરવને લીધે તે મહાબુદ્ધિમાન પરમ ધૈર્યપૂર્વક સ્થિર ઊભા રહ્યા.[૧૦]

હે રાજન્! તેમનામાં આજે એકાએક વિકાર દેખાયો, તેથી તેમના વીર્યનું સ્ખલન થઈ ગયું, પણ તેમને તેની ખબર ન રહી.[૧૧] પછી બાણવાળા ધનુષને અને કૃષ્ણમૃગનાં ચર્મો છોડીને તેમજ તે આશ્રમ અને તે અપ્સરાનો ત્યાગ કરીને ત્યાંથી ચાલી નીકળ્યા. હે રાજા! તેમનું તે વીર્ય શરસમૂહમાં પડયું; શરના સમૂહમાં પડતાં તે બે ભાગમાં વહેંચાઈ ગયું.[૧૨,૧૩] શરદ્વાન ગૌતમના તે વીર્ય–વિભાગથી એક પુત્ર અને એક પુત્રીની જોડ જન્મી.

મૃગયાએ નીકળેલા રાજા શાન્તનુના કોઇએક સૈનિકે તે જોડને અરણ્યમાં સહેજે જોઈ. બાણયુક્ત ધનુષને તથા કૃષ્ણમૃગનાં ચર્મોને જોઇને તેણે માન્યુ કે, આ બાળકો ધનુર્વેદના પારગામી કોઈ બ્રાહ્મણનાં હશે. તેણે રાજાને તે બાળકો બતાવ્યાં; તેમજ બાણ સાથેનું તે ધનુષ્ય પણ બતાવ્યું. રાજાએ કૃપાયુક્ત થઇને તે બંને બાળકોને લીધાં અને 'આ મારાંજ સંતાન છે' એમ કહેતા તે પોતાને ઘેર આવ્યા.[૧૪–૧૭] નરશ્રેષ્ઠ પ્રતીપપુત્રે ગૌતમનાં તે બંને બાળકોને ઉછેર્યાં અને તેમને સંસ્કારોથી યુક્ત કર્યાં.[૧૮] હવે ગૌતમ પણ આશ્રમે જઇને ધનુર્વેદમાં પરાયણ થયા. 'કૃપાથી મેં આ બાળકોને ઉછેર્યાં છે.' એમ સમજીને તે રાજાએ તેમનાં નામ પણ તે પ્રમાણે કૃપ અને કૃપી જ રાખ્યાં. ત્યાં ગૌતમે પણ પોતાનાં રક્ષાયેલાં એ બાળકો વિશેની હકીકત તપથી જાણી.[૧૯,૨૦] તેમણે ત્યાં આવીને પુત્ર કૃપને ગોત્ર આદિ બધું કહ્યું અને તેને ચાર પ્રકારના ધનુર્વેદો, વિવિધ શાસ્ત્રો તેમજ તેમને લગતું સઘળું ગુહ્ય જ્ઞાન સંપૂર્ણપણે શીખવ્યું. તે પુત્ર ટૂંક વખતમાં જ આચાર્યના પરમ પદને પામ્યો.[૨૧,૨૨] મહારથી ધૃતરાષ્ટ્રપુત્રો, પાંડવો, યાદવો, વૃષ્ણીઓ તેમજ વિવિધ દેશોમાંથી આવેલા બીજા રાજાઓ એ જ કૃપાચાર્ય પાસેથી ધનુર્વેદ શીખ્યા હતા.*[૨૩]

વૈશંપાયન બોલ્યાઃ–પછી પૌત્રોને એથી પણ વિશેષ રૂપે શિક્ષણ આપવાની ઇચ્છાથી ભીષ્મે ધનુર્વિદ્યા અને અસ્ત્રવિદ્યાના જાણકાર એવા વીર્યવાન આચાર્યોની ખોળ કરી.[૨૪] હે નરશ્રેષ્ઠ! ભરતોત્તમ ગંગાપુત્રે વિચાર્યું કે, અલ્પબુદ્ધિવાળો, હીન ભાગ્યવાળો, અસ્ત્રવિદ્યામાં અપંડિત અને દેવસત્ત્વરહિત કોઈ પણ ગુરુ મહાબળવાન કુરુઓને અસ્ત્રવિદ્યા શીખવી શકશે નહિ.[૨૫,૨૬] આથી હે નરસિંહ! તેમણે કૌરવો તથા પાંડવોને ધીમાન અને વેદજ્ઞ એવા તે ભરદ્વાજપુત્ર દ્રોણને શિષ્યો તરીકે સોંપ્યા.[૨૭] મહાત્મા ભીષ્મે તેમનું રૂડી રીતે અને શાસ્ત્રવિધિએ પૂજન કર્યું અને જે અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા તે મહાભાગ્યશાળી પ્રસન્ન થયા.[૨૮] તે મહાયશસ્વી દ્રોણે તે સર્વને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યા અને તેમને અશેષ ધનુર્વેદ શીખવ્યો.[૨૯] હે રાજન્! થોડા જ કાલમાં તે અમાપ તેજસ્વી કૌરવો અને પાંડવો સર્વ શસ્ત્રવિદ્યામાં કુશળ થઈ ગયા.[૩૦]

જનમેજય બોલ્યાઃ–હે બ્રહ્મન્! દ્રોણ કેવી રીતે જન્મ્યા? તેમને કેવી રીતે અસ્ત્રો મળ્યાં? વળી તે કુરુઓ પાસે કયાંથી આવ્યા? તે વીર્યવાન કોના પુત્ર હતા?[૩૧] એમને કેવી રીતે શ્રેષ્ઠ અસ્ત્રજ્ઞ એવા તે અશ્વત્થામા નામના પુત્ર થયા? આ બધું હું સાંભળવા ઇચ્છું છું. તો તમે તે વિસ્તારથી કહો.[૩૨]

* કાશીનાથ વામન શાસ્ત્રી લેલે વાઈકરના મૂળ સંસ્કૃત સાથેના મરાઠી ભાષાંતરમા તથા બીજા બે હિંદી ભાષાંતરોમાં આ ૧૩૦ મો અધ્યાય ૨૩ મા શ્લોક આગળ પૂરો કરી એક અધ્યાયના બે અધ્યાયો કર્યા છે; પરંતુ અમે જે મુંબાઇની સંસ્કૃત પ્રત ઉપરથી ભાષાંતર કર્યું છે; તેમાં તેમ ન હોવાથી એ અધ્યાય એક જ રાખેલો છે. આપ્પા શાસ્ત્રી ગદ્રીવડેકરના ભાષાંતરમાં પણ એ અધ્યાય છૂટો પાડેલો નથી. —ભા૦ ક૦

વૈશંપાયન બોલ્યાઃ-ગંગાદ્વાર આગળ ભગવાન ભરદ્વાજ નામે સદા ઉત્તમ વ્રતવાળા એક મહાન ઋષિ હતા.[૩૩] એક વાર તે ભરદ્વાજ અગ્નિહોત્ર કરવા સારુ, આગળથી સ્નાન કરવાને મહર્ષિઓ સાથે ગંગાજી ઉપર ગયા હતા.[૩૪] તે વખતે તેમણે રૂપવતી, યૌવનવતી, મદગર્વિલી અને મદમંદ બનેલી ઘૃતાચી નામે સાક્ષાત્ અપ્સરાને નાહીને આવેલી જોઈ.[૩૫] વળી તે વખતે નદીતીરે તેનું વસ્ત્ર ખસી ગયું હતું. તેને આમ વસ્ત્રહીન થયેલી જોઇને ઋષિ તેની કામના કરવા લાગ્યા.[૩૬]

ધીમાન ભરદ્વારજનું મન તેનામાં આસક્ત થઈ ગયું અને તેમનું વીર્ય સ્ખલન પામ્યું. તેને ઋષિએ દ્રોણકલશ નામના યજ્ઞપાત્રમાં રાખ્યું.[૩૭] આ રીતે તે બુદ્ધિમાનને એ કલશમાં દ્રોણ નામે પુત્ર થયો અને તે વેદો અને વેદાંગોને સંપૂર્ણ રીતે શીખી ગયો.[૩૮] પ્રતાપી અને શ્રેષ્ઠ અસ્ત્રવેત્તા એ ભરદ્વાજે મહાભાગ્યશાળી અગ્નિવેશમુનિને આગ્નેય અસ્ત્ર આપ્યું હતું.[૩૯] હે ભરતોત્તમ! અગ્નિથી જન્મેલા તે મુનિએ તે મહાન આગ્નેય અસ્ત્ર ભરદ્વાજપુત્ર દ્રોણને પાછું શીખવ્યું.[૪૦]

તે ભરદ્વાજને પૃષત નામે એક રાજા મિત્ર હતો. તેને પણ તે વખતે દ્રુપદ નામે પુત્ર થયો હતો.[૪૧] તે ક્ષત્રિયશ્રેષ્ઠ રાજપુત્ર પણ નિત્ય આશ્રમે જઈ દ્રોણ સાથે ક્રીડા અને અધ્યયન કરતો.[૪૨] પૃષત અવસાન પામતાં તે મહાબાહુ દ્રુપદ ઉત્તર પાંચાલમાં રાજા થયો.[૪૩] પછી ભગવાન ભરદ્વાજે પણ સ્વર્ગારોહણ કર્યું. મહાતપસ્વી દ્રોણ તો ત્યાં જ રહી તપ તપવા લાગ્યા.[૪૪] પછી વેદવેદાંગમાં વિદ્વાન, તપથી ક્ષીણપાપ થયેલા અને પુત્રોત્પત્તિ માટે મનમાં પિતૃઓની આજ્ઞા પામેલા તે મહાયશસ્વી દ્રોણે, પુત્રના લોભે શરદ્વાનની પુત્રી કૃપીને પોતાની પત્ની કરી. તે કૃપી અગ્નિહોત્ર, ધર્મ અને ઇન્દ્રિયદમનમાં સદૈવ પરાયણ હતી.[૪૫,૪૬] તે ગૌતમી કૃપીને અશ્વત્થામા નામનો પુત્ર સાંપડ્યો. જન્મતાંની સાથે જ તેણે ઉચ્ચૈઃશ્રવા અશ્વની જેમ હણહણાટ કર્યો હતો.[૪૭] તે સાંભળીને અંતરિક્ષમાં અદૃશ્ય રહેલાં ભૂતે કહ્યુંઃ 'ગર્જના કરતા આ બાળકનો અશ્વના જેવો સ્થામ (શબ્દ) દિશઓમાં પ્રસર્યો છે, તેથી એનું અશ્વત્થામા જ નામ રહેશે.' પછી ભરદ્વાજપુત્ર દ્રોણ તે પુત્રથી સુપ્રસન્ન થયા.[૪૮,૪૯] ત્યાં જ રહીને તે ધીમાન ધનુર્વેદમાં પરાયણ રહ્યા. એવામાં હે રાજન્! તેમણે સાંભળ્યું કે, સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, સર્વ જ્ઞાનના વેત્તા અને શત્રુઓને તાપ આપનારા, મહાત્મા વિપ્ર જમદગ્નિપુત્ર બ્રાહ્મણોને સર્વ ધન વહેંચી રહ્યા છે.[૫૦,૫૧] પરશુરામના ધનુર્વેદ વિશે તેમજ તેમનાં દિવ્ય અસ્ત્રો વિશે સાંભળીને તેમણે તે અસ્ત્રો મેળવવા તથા નીતિશાસ્ત્ર શીખવા માટે મન કર્યું.[૫૨]

પછી વ્રતવાળા અને તપવાળા શિષ્યોથી વીંટાઈને તે મહાબાહુ, મહાતપસ્વી દ્રોણ પર્વતશ્રેષ્ઠ મહેન્દ્ર ઉપર ગયા.[૫૩] મહેન્દ્ર ઉપર જઈને મહાતપસ્વી દ્રોણે ક્ષમાવાન, જિતમન અને શત્રુનાશીએ તે ભૃગુનંદન પરશુરામને જોયા.[૫૪] શિષ્યોથી ઘેરાયેલા દ્રોણ તે ભૃગુકુલધુરંધર પાસે ગયા અને તેમને પોતાનું નામ કહ્યું તથા અંગિરાકુલમાં થયેલા પોતાના જન્મ વિશે જણાવ્યું.[૫૫] ભોંય પર મસ્તક ઢાળીને તે તેમને પગે લાગ્યા. પછી સર્વ ત્યાગ કરીને વનમાં જવા ઇચ્છતા તે મહાત્મા જમદગ્નિપુત્રને ભારદ્વાજ દ્રોણે આ પ્રમાણે કહ્યું કે, 'ભરદ્વાજથી ઉત્પન્ન થયેલો અને અયોનિજન્મા એવો હું દ્વિજોત્તમ દ્રોણ ધનની ઇચ્છાએ અહીં આવ્યો છું, તે આપ જાણો.' સર્વ ક્ષત્રિયોનું મર્દન કરનાર તે મહાત્મા પરશુરામે તેમને કહ્યુંઃ[૫૬,૫૭] 'હે દ્વિજશ્રેષ્ઠ! તમે ભલે પધાર્યા. તમે તમારી જે ઇચ્છા હોય તે કહો.' પરશુરામે આ પ્રમાણે કહ્યું, ત્યારે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ અને વિવિધ ધન વહેંચી નાખવા ઇચ્છતા તે રામને

ભારદ્વાજે આ વચન કહ્યું: 'હે મહાવ્રતી! હું અનંત ધન માગું છું.'[૫૮-૬૦]

રામ બોલ્યા:—હે તપોધન! અહીં સુવર્ણ અને બીજું જે કાંઈ ધન હતું તે બધું મેં બ્રાહ્મણોને આપી દીધું છે.[૬૧] વળી સાગર સુધી વિસ્તરેલી, તેમજ ગામો અને નગરોની માલાઓવાળી આ સમગ્ર પૃથ્વીદેવીને સુધ્ધાં મેં કશ્યપને અર્પણ કરી દીધી છે.[૬૨] હવે તો આ મારું શરીર, મહામૂલાં અસ્ત્રો અને વિવિધ શસ્ત્રો એટલું જ બાકી રહ્યું છે.[૬૩] તો તમે મારા આ સજ્જ શરીરને કે અસ્ત્રોને માગી લો. હે દ્રોણ! તમે પસંદગી કરી લો. કહો, તમને શું આપું? તમે અને તે તત્તકાલ કહો.[૬૪]

દ્રોણ બોલ્યા:—હે ભાર્ગવ! પ્રયોગ, ઉપસંહાર અને રહસ્યો સહિત તમે મને સમગ્ર અસ્ત્રો અશેષતાએ આપજો.[૬૫] એટલે, ભાર્ગવે તેમને અસ્ત્રો આપ્યાં તેમજ નિયમ અને રહસ્યપૂર્વક સમગ્ર ધનુર્વેદ શીખવ્યો.[૬૬] તે સર્વ સ્વીકારીને અસ્ત્રવિદ્યામાં કૃતાર્થ થયેલા તે દ્વિજોત્તમ પ્રસન્ન થઇને, પોતાના પ્રિય મિત્ર દ્રુપદને ત્યાં જવા નીકળ્યા.[૬૭]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'દ્રોણને ભાર્ગવાસ્ત્રની પ્રાપ્તિ' નામનો અધ્યાય ૧૩૦ મો સમાપ્ત**

# अध्याय १३१ मो

## દ્રોણ અને ભીષ્મનું મિલન

॥ वैशंपायन उवाच ॥

ततो द्रुपदमासाद्य भारद्वाजः प्रतापवान् ।
अब्रवीत् पार्थिवं राजन् सखायं विद्धिमामिह ॥१

વૈશંપાયન બોલ્યા:—હવે પ્રતાપી ભરદ્વાજના પુત્ર દ્રોણ દ્રુપદ રાજા પાસે જઈ બોલ્યા: 'હે રાજન્! આ હું તમારો મિત્ર આવ્યો છું, એમ તમે જાણો.[૧] મિત્ર ભારદ્વાજે આ પ્રમાણે પ્રીતિપૂર્વક કહ્યું, પણ પાંચાલપતિ દ્રુપદરાજથી તેમનું તે વચન સાંખ્યું ગયું નહિ.[૨] ક્રોધ અને આવેશમાં ભ્રૂકુટિ ચઢાવીને તથા પોતાની આંખોને રાતી કરીને, ઐશ્વર્યમદથી ઉન્મત્ત થયેલા તે રાજાએ દ્રોણને આ વચનો કહ્યાં.[૩]

દ્રુપદ બોલ્યો:—હે બ્રહ્મન્! તમારી આ બુદ્ધિ કાચી અને સમજણ વિનાની છે. એટલે હે બ્રાહ્મણ! તમે બેધડક બોલી બેઠા છો કે, હું તમારો મિત્ર છું![૪] હે મંદબુદ્ધિ! ઐશ્વર્યસંપન્ન રાજાઓને ક્યારે ય પણ ઐશ્વર્યહીન અને ધનભ્રષ્ટ મનુષ્યો સાથે મૈત્રી નજ હોય.[૫] માનો એવી મૈત્રી હોય, તો પણ જીર્ણ થતા તે માણસની તે મૈત્રી કાળની સાથે જીર્ણ થઈ જાય છે. પૂર્વે મારે તમારી સાથે સમાન સામર્થ્યબંધનરૂપે મૈત્રી હતી;[૬] પણ આ લોકમાં કોઈના પણ હૃદયમાં મૈત્રી અજરામર રહેતી નથી. કેમકે, કાળ એને છૂટી પાડે છે અથવા ક્રોધ તેને ઉખેડી નાખે છે.[૭] તમે એ જીર્ણ મૈત્રીને ઉપાસો નહિ. તમે એને દૂર જ કરો. હે દ્વિજશ્રેષ્ઠ! તે વખતે તમારી સાથે મારે કોઈ પ્રયોજન નિમિત્તે મૈત્રી થઈ હતી.[૮] દરિદ્રી ધનવાનનો મિત્ર ન હોય, તેમ અવિદ્વાન વિદ્વાનનો મિત્ર નજ હોય. ષંઢ કદી પણ શૂરવીરનો મિત્ર ન હોય. તો તમે જૂની મૈત્રીને શા માટે આગળ કરો છો?[૯] જે બે ધનમાં સરખા હોય અને જે બે વિદ્વત્તામાં સમાન હોય, તે બેમાં જ વિવાહ થાય કે તે બેમાંજ મૈત્રી થાય. પુષ્ટ અને અપુષ્ટ વચ્ચે તો તે નહિ જ થાય;[૧૦] જે શ્રોત્રીય નથી તે શ્રોત્રીયનો મિત્ર નહિ થાય; જે રથવાળો નથી તે રથવાળાનો મિત્ર નહિ થાય; અને જે રાજા નથી તે રાજાનો મિત્ર નહિ થાય. તો પછી, તમે શા માટે અગાઉની મૈત્રીને આગળ લાવો છો?[૧૧]

વૈશંપાયન બોલ્યા:—દ્રુપદે આ પ્રમાણે કહ્યું, ત્યારે પ્રતાપી ભારદ્વાજ ક્રોધાવેશમાં આવી આવી ગયા અને તે સંબંધી ક્ષણિક વિચારવા લાગ્યા.[૧૨] પછી પાંચાલપતિને વિશે મનમાં નિશ્ચય કરીને તે બુદ્ધિમાન કુરુશ્રેષ્ઠોની રાજધાની

હસ્તિનાપુર તરફ જવા નીકળ્યા.[13] હસ્તિનાપુરમાં તે દ્વિજોત્તમ ભારદ્વાજ ત્યાં ગૌતમને ઘેર ગુપ્ત રીતે રહ્યા.[14] ત્યાં કૃપાચાર્ય પછી સમર્થ દ્રોણ પૃથાપુત્રોને અસ્ત્રવિદ્યાઓ શીખવી રહ્યા હતા, પણ લોકો તેમને ઓળખી શકયા નહોતા.[15] આમ તે છૂપી રીતે થોડોક વખત રહ્યા. એકવાર સૌ વીર કુમારો હસ્તિનાપુરમાં બહાર નીકળી ગિલ્લીદંડા રમતા રમતા આનંદભેર ઘૂમવા લાગ્યા. તેઓ આમ રમતા હતા, એવામાં તેમની એ ગિલ્લી કૂવામાં પડી ગઈ.[16,17] એટલે તે ગિલ્લી કાઢવા માટે તેમણે આદરપૂર્વક યત્ન કર્યો, પણ ગિલ્લી પાછી મેળવવાનો તેમને કશો ઉપાય લાધ્યો નહિ.[18] એટલે શરમથી નીચાં મોં રાખી તેઓ એકબીજાની સામે જોવા લાગ્યા અને તે ગિલ્લી મેળવવાનો ઉપાય ન સૂઝવાથી ભારે અધીરા થયા.[19] એ વખતે તેમણે શામળા વર્ણના, દુઃખમાં ડૂબેલા, પળિયાં આવેલા, સુકાઇ ગયેલા, અગ્નિહોત્રની સામગ્રીવાળા અને કાર્યવાન એવા એક બ્રાહ્મણને પાસે ઊભેલા જોયા.[20] તે કુમારો કાર્ય, મન અને ઉત્સાહમાં ઢગલો થઈ ગયા હતા. તે મહાત્મા બ્રાહ્મણને જોઈને તેઓ તેમની પાસે ગયા અને તેમને વીંટાઇ વળ્યા.[21] વીર્યવાન દ્રોણ તે કાર્યથી કુમારોને જોઈને મંદમંદ હસ્યા અને તેમને દક્ષતાપૂર્વક આમ કહેવા લાગ્યા.[22] 'ધિક્કાર હો તમારા ક્ષાત્રબલને! ધિક્કાર હો તમારી આ અસ્ત્રસિદ્ધિને! અરે! ભરતના વંશમાં જન્મ્યા છતાં, તમે ગિલ્લી સરખી પણ કાઢી શકતા નથી![23] લો, હું તણખલાંની સળીઓથી ગિલ્લી અને આ વીંટી એ બન્ને કાઢી આપું છું. તમારે મને ભોજન આપવું.'[24] તે કુમારોને આમ કહીને અરિંદમન દ્રોણે પોતાની વીંટીને પાણી વિનાના કૂવામાં નાખી. પછી, કુન્તીપુત્ર યુધિષ્ઠિરે દ્રોણને કહ્યું:[25] 'હે બ્રહ્મન્! કૃપાચાર્યની અનુમતિથી તમને નિત્ય ભિક્ષા મળશે.' યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, ત્યારે દ્રોણે તે ભરતકુમારોને આ ઉત્તર આપ્યો:[26]

**દ્રોણ બોલ્યાઃ**—તણખલાંની સળીઓની મૂઠિકાને મેં અસ્ત્રવિદ્યાથી મંત્રી છે. આનો પ્રભાવ જુઓ, એવો પ્રભાવ બીજામાં છે જ નહિ.[27] એક સળીથી હું મોઈને ભેદીશ. પછી તે સળીને બીજી સળીથી બાંધીશ અને બીજીને વળી ત્રીજી સાથે જોડીશ. એમ કરી, હું મોઇને હાથ કરીશ.[28]

**વૈશંપાયન બોલ્યાઃ**—આમ દ્રોણે કહ્યા પ્રમાણે બધું જ ઝટઝટ કરી બતાવ્યું. એ જોઈને તે કુમારોની આંખો વિસ્મયથી વિકસિત થઈ ગઈ.[29] 'અરે! આ તો ભારે આશ્ચર્ય છે!' એમ માની તેઓ આ વચન બોલ્યાઃ

**કુમારો બોલ્યાઃ**—હે વિપ્રર્ષિ! એ વીંટી પણ તમે જલદી કાઢો.[30]

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી તે મહાયશસ્વી સમર્થ દ્રોણે ધનુષ અને બાણ લીધાં અને તે વીંટીને બાણથી વીંધીને ઉપર બોલાવી. આમ તેમણે બાણ સાથેની તે વીંટીને કૂવામાંથી કાઢી.[31,32] અવિસ્મિત દ્રોણે તે શરને વિસ્મય પામેલા કુમારોને આપ્યું. આ રીતે વીંટીને કાઢવામાં આવેલી જોઇને તે કુમારો તેમને આ વચન કહેવા લાગ્યા.[33]

**કુમારો બોલ્યાઃ**—હે બ્રહ્મન્! અમે તમને વંદન કરીએ છીએ. આ વિદ્યા બીજા કોઇમાં નથી. તમે કોણ છો? કોના પુત્ર છો? અમે તે જાણવા ઈચ્છીએ છીએ. અમે તમારું શું કાર્ય કરીએ?[34]

**વૈશંપાયન બોલ્યાઃ**—આમ કહેવતાં દ્રોણે કુમારોને આ ઉત્તર આપ્યોઃ

**દ્રોણ બોલ્યાઃ**—તમે મારા રૂપગુણો સાથે

* આ જગ્યાએ લેલે શાસ્ત્રીના મૂલભારતમાં તથા ભાષાંતરમા અને બન્ને હિંદી ભાષાતરોમાં અધ્યાય છૂટો પાડ્યો છે. આપ્પા શાસ્ત્રીવાળા મરાઠીમાં ભેગો જ છે.
—ભા૦ ૬૦

## द्रोणगुरु कूवामां पडेली मोई काढी आपे छे



ગિલીદંડો રમતાં ધૃતરાષ્ટ્ર અને પાંડુના કુમારોની મોઈ કૂવામાં જઈ પડી. તેઓ મૂંઝાવા લાગ્યા. એવામાં એક અજાણ્યા બ્રાહ્મણ (દ્રોણ) આવી ચડ્યા; અને હકીકત જાણીને દ્રોણે "ધિક્કાર છે તમારા ક્ષત્રિયપણાને અને વિદ્યાભ્યાસને કે તમે ભરતવંશમાં જન્મવા છતાં મોઈ જેવી તુચ્છ વસ્તુ પણ કાઢી શકતા નથી! લો હું દર્ભનીજ સળીઓવડે કાઢી આપું, તમે મને ભોજન આપજો." એમ કહી તેમણે મોઈ કાઢી આપી. પછી કુમારોએ જઈ

ભીષ્મને મારે વિશે કહેજો.[૨૫] તે મહા તેજસ્વી પોતે જ મને તત્કાલ ઓળખી કાઢશે.

વૈશંપાયન બોલ્યાઃ–કુમારોએ 'તથાસ્તુ' કહ્યું અને ભીષ્મ પાસે જઈને તેમણે તે બ્રાહ્મણનાં વચનો તથા પરાક્રમો યથાર્થતાએ કહ્યાં. કુમારોનાં વચન સાંભળીને ભીષ્મે દ્રોણને ઓળખી કાઢ્યા.[૩૬,૩૭] તેમણે મનમાં વિચાર્યું કે, 'એ દ્રોણ જ યોગ્ય ગુરુ છે.' એ શ્રેષ્ઠ શસ્ત્રધારી ભીષ્મ પોતે જ તેમને તેડી લાવ્યા અને તેમને આદરસત્કાર આપી તેમના આગમનના હેતુ વિશે નિપુણતાથી પૂછ્યું. એટલે દ્રોણે તે બધું તેમને કહ્યું.[૩૮,૩૯]

દ્રોણ બોલ્યાઃ–હે અચ્યુત! પૂર્વે હું અસ્ત્રપ્રાપ્તિ મળે તે માટે ધનુર્વેદ શીખવાની ઇચ્છાએ મહર્ષિ અગ્નિવેશ પાસે ગયો હતો.[૪૦] ત્યાં બ્રહ્મચારી રહીને, મનને વશ રાખીને અને જટા ધારણ કરીને તથા ગુરુસેવામાં પરાયણ રહીને હું ઘણાં વર્ષ સુધી રહ્યો હતો.[૪૧] પાંચાલપતિનો યજ્ઞસેન નામનો સમર્થ અને મહાબલવાન રાજપુત્ર પણ તેજ ગુરુ પાસે તે વખતે ધનુર્વિદ્યા અને અસ્ત્રવિદ્યા માટે રહેતો હતો.[૪૨] ત્યાં તે મારો પ્રિય અને ઉપકારી મિત્ર થયો હતો. આમ હે પ્રભુ! હું તેની સાથે લાંબો સમય સુધી સાથે રહ્યો હતો.[૪૩] હે કૌરવ્ય! બાળપણથી માંડીને અમે સાથે અધ્યયન કર્યું હતું. હે ભીષ્મ! તે વખતે મારા તે પ્રિયવાદી અને પ્રિયકારી મિત્રે મને આ પ્રીતિ વધારનારું વચન કહ્યું હતું કે, 'હે દ્રોણ! હું મારા મહાત્મા પિતાનો પ્રિયતમ પુત્ર છું.[૪૪,૪૫] પાંચાલપતિ મને જ્યારે રાજ્યાભિષેક કરશે, ત્યારે હે તાત! તને તે રાજ્ય ભોગવવા મળશે. હે સખા! હું આ તને સાચેસાચ શપથપૂર્વક કહું છું.[૪૬] મારા ભોગો, વૈભવો, ધનાદિકો અને સુખો એ બધું જ તારે અધીન થશે.' અસ્ત્રવિદ્યા પામેલો અને મારું સન્માન પામેલો તે આમ કહીને ચાલ્યો ગયો.[૪૭] હું તેનું આ વચન સદૈવ મનમાં ધારણ કરી રહ્યો હતો. પછી પિતાની આજ્ઞાથી હું યશસ્વિની, સ્વલ્પકેશી, મહાબુદ્ધિમતી, મહાવ્રતવાળી અને અગ્નિહોત્ર, સત્ય તથા ઇન્દ્રિયદમનમાં સતત રોકાયેલી તે ગૌતમી કૃપીને પુત્રલોભે પરણ્યો.[૪૮,૪૯] એ ગૌતમી કૃપીને ભયંકર પરાક્રમવાળો, ભીમ કર્મવાળો અને સૂર્ય સમાન તેજસ્વી એવો અશ્વત્થામા નામનો ઔરસ પુત્ર પ્રાપ્ત થયો.[૫૦] જેમ ભરદ્વાજ મારાથી પ્રસન્ન થયા હતા તેમ હું તે પુત્રથી પ્રસન્ન થયો. એક વાર ધનવાનના પુત્રોને ગાયનું દૂધ પીતા જોઈ બાળક અશ્વત્થામા રડ્યો, ત્યારે હું દિઙ્મૂઢ જેવો થઈ ગયો. હે ગાંગેય! (થોડી ગાયવાળા) સ્વકર્મમાં વર્તતા સ્નાતકને ગાય લેવાથી આપત્તિ થાય, એમ વિચારી હું ધર્મયુક્ત વિશુદ્ધ દાન મેળવવાની ઇચ્છાએ ઘણી ગાયવાળાને શોધવા તે દેશમાં ઘણે ઘણે ઠેકાણે ભટક્યો.[૫૧-૫૩] હું એકથી બીજા છેડા સુધી ફરી વળ્યો, તો પણ મને દૂઝણી ગાય ન મળી! પછી પેલા છોકરાઓ લોટ ભેળવેલા પાણી વડે એ અશ્વત્થામાને 'આ દૂધ છે' એમ કહી લોભાવતા હતા. હે કુરુવંશી! બાળપણને લીધે ભોળવાઈ ગયેલો તે બાળક પણ લોટ ભેળવેલું તે પાણી પીને 'મેં પણ દૂધ પીધું છે' એમ માની બેસતો અને ઊઠીને હર્ષમાં આવી નાચવા લાગતો. બાળકોથી ઘેરાયેલા તે પુત્રને આમ હાંસી પામતો અને પુત્રને નાચતો જોઈને મને દુઃખ થતું વળી તેઓ કહેતા કે, એ નિર્ધન દ્રોણને ધિક્કાર હો. કે જે ધન મેળવતો નથી; અને તેનો પુત્ર દૂધની લાલસાએ લોટ ભેળેલું પાણી પીએ છે તથા મેં દૂધ પીધું છે એમ માનીને હર્ષભેર થનથન નાચે છે!' આ વચન સાંભળીને મારી બુદ્ધિ ખસી ગઈ. હું પોતે જ મારી જાતને નિંદવા લાગ્યો. મેં મનમાં આમ વિચાર્યું કે, 'ભલે બ્રાહ્મણો મારો ત્યાગ કરે, ભલે મારે

થઈને વસવાનું આવે, પણ ધનની ઇચ્છાએ હું કદીય પાપી એવી પારકી સેવા નહિ જ કરું.[૫૪-૫૯] હે ભીષ્મ ! મેં આમ વિચાર્યું. પરંતુ મેં મારા પ્રિય પુત્રને સાથે લીધો અને પૂર્વના સ્નેહ અને અનુરાગે કરીને હું પત્ની સાથે સોમકવંશી દ્રુપદ રાજા પાસે ગયો.[૬૦] તે ગાદીપતિ થયો છે, એ સાંભળીને હું પોતે કૃતાર્થ થયો છું એમ માનવા લાગ્યો; અને તેની મૈત્રી તથા તેનું તે વચન સંભારીને હું પ્રીતિપૂર્વક તે રાજ્યારૂઢ પ્રિય મિત્રને મળ્યો.[૬૧,૬૨] હે પ્રભુ ! પછી પૂર્વના મારા એ દ્રુપદ મિત્ર પાસે જઈ હું બોલ્યોઃ 'હે પુરુષસિંહ ! મને તમારો મિત્ર જ જાણો.'[૬૩] આમ ત્યાં જઈને હું દ્રુપદને મિત્રની જેમ મળ્યો. પણ તેણે તો મને અજાણ્યા જેવો ગણી હસી કાઢ્યો. અને તે આ વચન બોલ્યોઃ[૬૪] 'હે બ્રહ્મન્ ! તમારી આ બુદ્ધિ કાચી અને સમજ વિનાની છે, એટલે હે બ્રાહ્મણ ! તમે ઝટઝટ બેધડક બોલી બેઠા છો કે હું તમારો મિત્ર છું ![૬૫] પૂર્વે મારે તમારી સાથે સમાન સામર્થ્યના બંધનરૂપે મૈત્રી હતી ખરી; પણ આ લોકમાં કાળના જીર્ણ થવા સાથે તે મૈત્રી પણ જીર્ણ થઇ જાય છે.[૬૬] અશ્રોત્રીય શ્રોત્રીયના સખા ન હોય, અરથી રથીનો મિત્ર ન હોય; સખ્ય તો સમાન સ્થિતિવાળાઓમાં જ હોય, વિષમ સ્થિતિવાળાઓમાં કદી ન હોય.[૬૭] લોકમાં કોઈનું પણ સખ્ય અજર રહેતું નથી. કાળ તેને ફેંદી નાખે છે અને ક્રોધ તેને ઉખેડી નાખે છે.[૬૮] તમે એ જીર્ણ મૈત્રીને રખે ઉપાસો ! તમે એને દૂર જ કરો. હે દ્વિજશ્રેષ્ઠ ! તમારી સાથે મારે પ્રયોજન નિમિત્તે મૈત્રી હતી.[૬૯] અસંપન્ન સંપન્નનો મિત્ર ન હોય, અવિદ્વાન વિદ્વાનનો સખા ન હોય અને પંઢ શૂરવીરનો મિત્ર ન હોય. તો તમે પૂર્વની મૈત્રીને શા માટે યાદ કરો છો ?[૭૦] હે મંદબુદ્ધિ ! અનંત ઐશ્વર્યયુક્ત ભૂપાલોને ઐશ્વર્યહીન અને ધનભ્રષ્ટ મનુષ્ય જીવો સાથે ક્યારેય સખ્ય હોય નહિ.[૭૧] અશ્રોત્રીય શ્રોત્રીયનો મિત્ર ન હોય, રથ વિનાનો રથવાળાનો મિત્ર ન હોય અને રાજ્ય વિનાનો રાજ્યવાળાનો મિત્ર ન હોય; તો તમે પૂર્વની મૈત્રી શીદને ઇચ્છો છો ?[૭૨] તમારી સાથે મેં રાજ્યને અર્થે પ્રતિજ્ઞા કરી હોય, તો તે મને સાંભરતું નથી. છતાં હે બ્રહ્મન્ ! ઇચ્છા હોય તો હું તમને એક રાત્રિ માટે ઇચ્છિત ભોજન આપીશ.'[૭૩] તેણે આમ કહ્યું, એટલે 'એ પ્રતિજ્ઞા હું થોડા જ વખતમાં પૂરી કરીશ,' એમ કહીને હું પત્ની સાથે ત્યાંથી ચાલી નીકળ્યો.[૭૪] દ્રુપદના વચનથી મને રોમેરોમ ક્રોધ વ્યાપ્યો છે. પછી હે ભીષ્મ ! ગુણસંપન્ન શિષ્યો મેળવવા સારુ હું અહીં કુરુદેશમાં આવ્યો.[૭૫] ત્યાંથી હું તમારી ઇચ્છા સંતોષવાને આ રમ્ય હસ્તિનાપુરમાં આવ્યો છું. કહો, તમારું શું કાર્ય કરું ?[૭૬]

વૈશંપાયન બોલ્યાઃ–દ્રોણે આમ કહ્યું, એટલે ભીષ્મે ભારદ્વાજને આ વચન કહ્યુંઃ

ભીષ્મ બોલ્યાઃ–હે બ્રહ્મન્ ! તમે ધનુષની પણછ ઉતારો અને કુમારોને રૂડી રીતે અસ્ત્રવિદ્યા ભણાવો. કુરુઓના ભવનમાં તમે માનસહિત પ્રીતિપૂર્વક ભોગો ભોગવો.[૭૭] કુરુઓનું જ ધન છે તેમજ દેશો સાથે આ જ રાજ્ય છે, તેના મુખ્ય તમે જ રાજા છો–સર્વ કુરુઓ તમારા જ છે.[૭૮] હે બ્રહ્મન્ ! માની લો કે, તમે જે ઇચ્છા કરી હતી, તે હવે સિદ્ધ જ થઈ છે. હે વિપ્રર્ષિ ! મારા સદ્ભાગ્યે તમે અમને સાંપડયા છો. ખરેખર તમે મારા ઉપર મહાન કૃપા કરી છે.[૭૯]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ભીષ્મદ્રોણસમાગમ' નામનો અધ્યાય ૧૩૧ મો સમાપ્ત



# अध्याय १३२ मो

## દ્રોણે લીધેલી શિષ્યોની પરીક્ષા

॥ वैशंपायन उवाच ॥

ततः संपूजितो द्रोणो भीष्मेण द्विपदां वरः ।
विशश्राम महातेजाः पूजितः कुरुवेश्मनि ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ-પછી ભીષ્મે સત્કારેલા તે મહાતેજસ્વી મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા દ્રોણ કુરુમંદિરમાં સન્માનપૂર્વક વિશ્રામ લેવા લાગ્યા.[૧] તે ગુરુ વિશ્રાંતિ લઈ રહ્યા, ત્યારે ભીષ્મે પોતાના પૌત્ર કૌરવોને લાવી તેમને શિષ્ય તરીકે સોંપ્યા અને તેમને વિવિધ ધન આપ્યું.[૨] વળી અત્યંત પ્રસન્ન થયેલા તે સમર્થે ભારદ્વાજને ધનધાન્યથી ભરેલું અને રૂડી રીતે છાયેલું એક ઘર પણ આપ્યું.[૩] તે મહા ધનુર્ધર દ્રોણે પાંડવો અને ધાર્તરાષ્ટ્રો એ કૌરવોને આનંદચિત્તે શિષ્ય તરીકે સ્વીકાર્યા.[૪] તે સર્વને શિષ્ય તરીકે સ્વીકાર્યા પછી પ્રસન્નમન દ્રોણે તે સૌને એક વાર નિકટમાં બેસાડીને એકાંતમાં આ વચન કહ્યું.[૫]

દ્રોણ બોલ્યાઃ-મેં કંઇક કામ કરવા ધાર્યું છે. તે મારા હૃદયમાં ઘૂંટાયા જ કરે છે. હે નિર્દોષો! અસ્ત્રવિદ્યા સિદ્ધ કરીને તમારે મારું તે કામ કરી આપવું જોઈશે; તો તમે તે વિશે સાચું કહો.[૬] હે પૃથ્વીનાથ! તે સાંભળીને સર્વ કૌરવો મૂંગા રહ્યા, પરંતુ હે પરંતપ! અર્જુને તે કાર્ય માટે પણ લીધું.[૭] દ્રોણાચાર્યજી અર્જુનને વારંવાર શિરે સૂંઘીને પ્રીતિપૂર્વક ભેટ્યા અને આનંદનાં અશ્રુ પાડવા લાગ્યા.[૮] તે વીર્યવાન દ્રોણે પાંડુપુત્રોને વિવિધ પ્રકારનાં દિવ્ય અને માનુષી અસ્ત્રો શીખવ્યાં.[૯] હે ભરતશ્રેષ્ઠ! તે વખતે બીજા રાજપુત્રો પણ દ્વિજશ્રેષ્ઠ દ્રોણ પાસે અસ્ત્રવિદ્યા શીખવા માટે એકત્રિત થયા હતા.[૧૦] ત્યારે વૃષ્ણીઓ, અંધકો અને વિવિધ દેશોના રાજાઓ તેમજ સૂતપુત્ર કર્ણ રાધેય એ સૌ ગુરુ દ્રોણની પાસે આવ્યા હતા.[૧૧] એ અતિદ્વેષી સૂતપુત્ર પૃથાપુત્ર અર્જુન સાથે સ્પર્ધા કરતો હતો અને દુર્યોધનનો આશ્રય કરીને પાંડવોને અપમાન આપતો હતો.[૧૨]

ધનુર્વેદ શીખવાની ઇચ્છાને લીધે અર્જુન સદા દ્રોણની સાથે રહેતો. અસ્ત્રવિદ્યાના અનુરાગે કરીને શિક્ષા, ભુજબલ અને ઉદ્યોગમાં તે સર્વ પાંડવોમાં વિશિષ્ટ થયો. યોગ્ય અસ્ત્રોના પ્રયોગોમાં, શીઘ્રતામાં અને સરળતામાં અર્જુન એ સર્વ શિષ્યોમાં ચડિયાતો થયો. દ્રોણ પોતે પણ તે ઇન્દ્રપુત્ર અર્જુનને વિદ્યા ગ્રહણ કરવામાં અજોડ માનવા લાગ્યા.[૧૩-૧૫] આ રીતે દ્રોણાચાર્ય સર્વ કુમારોને બાણ અને અસ્ત્રની વિદ્યા આપવા લાગ્યા.[૧૬] સર્વ શિષ્યોને પાણી ભરવા મોકલતા ત્યારે વિલંબ કરાવવા સારુ ગુરુ દ્રોણ સર્વ શિષ્યોને કમંડલુ આપતા અને વિલંબ ન થાય તે માટે પોતાના પુત્ર અશ્વત્થામાને ઘડો આપતા.[૧૭] આમ બીજા શિષ્યોને આવવામાં વિલંબ થતો એટલામાં ગુરુ દ્રોણ પોતાના એ પુત્રને શ્રેષ્ઠ ક્રિયા શીખવી દેતા. પણ અર્જુન તે યુક્તિને જાણી ગયો.[૧૮] તેથી અર્જુન વારુણાસ્ત્રથી કમંડલુ ભરીને આચાર્યપુત્રની સાથે જ ગુરુ પાસે આવવા લાગ્યો.[૧૯] આમ અસ્ત્રવેત્તામાં શ્રેષ્ઠ તે બુદ્ધિમાન અર્જુન તે આચાર્યપુત્રથી વિશેષ ગુણવિષયમાં જુદો કે ઓછો ન રહ્યો.[૨૦] અર્જુન ગુરુપૂજનમાં પરમ યત્નપૂર્વક રહેતો અને અસ્ત્રવિદ્યામાં ઉત્તમ ધ્યાન રાખતો. આથી દ્રોણનો તે પ્રિય થઈ પડ્યો.[૨૧] તે અર્જુનને બાણ અને અસ્ત્રમાં નિત્ય પરાયણ જોઇને દ્રોણાચાર્યે રસોઈયાને બોલાવીને એકાંતમાં આ વચન કહ્યુંઃ[૨૨] 'તારે કદી ય અર્જુનને અંધારે અન્ન ન આપવું. વળી આ વચન મેં તને કહ્યું છે, એવું પણ તારે અર્જુનને ન કહેવું.'[૨૩]

એક વાર અર્જુન જમતો હતો, એવામાં વાયુ વાવા લાગ્યો અને તેથી ત્યાં બળતો દીવો

બુઝાઇ ગયો.[૨૪] તો પણ કુન્તીપુત્ર અર્જુને તો જમવાનું ચાલુ જ રાખ્યું. અભ્યાસને કારણે તે તેજસ્વીનો હાથ મોં સિવાય બીજે ગયો જ નહિ.[૨૫] આ કામ અભ્યાસે કરીને થયું છે, એમ માની તે મહાબાહુ પાંડુનંદન અર્જુને રાત્રે પણ ધનુષથી યોગ્ય બાણક્રિયા કરવા માંડી.[૨૬] હે ભારત ! તેની ધનુષદોરનો ટંકાર સાંભળીને દ્રોણાચાર્ય ઊઠીને તેની પાસે આવ્યા અને તેને ભેટીને આ પ્રમાણે બોલ્યા:[૨૭]

**દ્રોણ બોલ્યા:**—આ લોકમાં તારા જેવો બીજો કોઈ ધનુર્ધર ન થાય, તે માટે હું પ્રયત્ન કરીશ. આ હું તને સાચું કહું છું.[૨૮]

**વૈશંપાયન બોલ્યા:**—પછી ગુરુ દ્રોણે અર્જુનને ઘોડાઓ, હાથીઓ, રથો, તેમજ જમીન ઉપરની રણવિદ્યાઓ ફરી ફરીને શીખવી.[૨૯] દ્રોણે ગદાયુદ્ધ, તલવારબાજી, તોમર, પ્રાસ તથા શક્તિ, તેમજ સંકીર્ણ યુદ્ધ (એકીવખતે અનેક બાણ ચલાવવાં અથવા એકી વખતે અનેકની સાથે યુદ્ધ કરવું) એ સર્વ વિષયોમાં કૌરવોને શિક્ષણ આપ્યું.[૩૦] તેમની તે કુશળતા સાંભળીને હજારો રાજાઓ અને રાજપુત્રો ધનુર્વેદ શીખવાની ઇચ્છાએ તેમની પાસે આવ્યા.[૩૧]

હે મહારાજ! ત્યારે નિષાદરાજ હિરણ્યધનુનો પુત્ર એકલવ્ય દ્રોણ પાસે આવ્યો.[૩૨] ધર્મજ્ઞ દ્રોણે એ ભીલ છે એમ વિચારીને તથા રાજકુમારો વિશે ખ્યાલ રાખીને, તેને ધનુર્વિદ્યામાં શિષ્ય તરીકે સ્વીકાર્યો નહિ.[૩૩] પછી તે એકલવ્યે દ્રોણને શિર ઢાળી પાદવંદન કર્યું અને અરણ્યમાં જઈ દ્રોણની માટીની મૂર્તિ બનાવી.[૩૪] તેણે એ મૂર્તિમાં આચાર્યની પરમ ભાવના કરી. ત્યાં ઉત્તમ નિયમનું પાલન કરીને તે ધનુર્વિદ્યામાં તેમજ અસ્ત્રવિદ્યામાં એકચિત્તે તત્પર રહ્યો.[૩૫] શ્રદ્ધા અને શ્રેષ્ઠ યોગે કરીને, બાણ છોડવામાં, બાણ લેવામાં તેમજ તેનું સંધાન કરવામાં તે સહજ સિદ્ધિ પામ્યો.[૩૬] પછી હે અરિમર્દન! કોઈ એક વાર, દ્રોણની આજ્ઞા મળતાં સર્વ કૌરવો અને પાંડવો રથોમાં મૃગયા માટે નીકળ્યા હતા. ત્યાં હે રાજન્! દૈવેચ્છાએ કોઈ એક માણસ શિકારનું સાધન તથા કૂતરો લઇને પાંડવોની પાછળ આવ્યો.[૩૭,૩૮] ત્યાં તેઓ પોતપોતાનું કામ કરવા માટે વિચરી રહ્યા હતા, એવામાં વનમાં ચાલતો તે કૂતરો ભૂલો પડીને નિષાદપુત્ર એકલવ્ય પાસે જઈ ચડયો.[૩૯] કાળા મેલથી લસોટાયેલા અંગવાળા અને કાળિયારના ચર્મવાળા તે જટાધારી નિષાદપુત્રને જોઇને એ કૂતરો ભસતો ભસતો તેની પાસે ઊભો રહ્યો.[૪૦] પછી, તે નિષાદે અસ્ત્રવિદ્યામાં પોતાની ચપળતા બતાવતાં, ભસતા કૂતરાના મોંમાં એકસામટાં સાત બાણો છોડયાં.[૪૧] એટલે તે કૂતરો બાણોથી ભરાઈ ગયેલા મોં સાથે પાંડવો પાસે આવ્યો. વીર પાંડવો તેને જોઇને મહાન આશ્ચર્ય પામ્યા.[૪૨] બાણ છોડનારની ચપળતા જોઇને તથા તેનું ઉત્તમ શબ્દવેધીપણું પારખીને તેઓ લજવાઈ ગયા અને બધી રીતે તેને પ્રશંસા કરવા લાગ્યા.[૪૩]

પછી હે રાજન્! પાંડવો એ વનનિવાસીને શોધવા લાગ્યા, તો તેમણે તેને વનમાં સતત બાણો છોડતો જોયો.[૪૪] તેઓ ફેરવાઈ ગયેલા રૂપવાળા એ નિષાદને ત્યારે ઓળખી શકયા નહિ. એટલે તેમણે એને પૂછયું: 'તમે કોણ છો? કોના પુત્ર છો?'[૪૫]

**એકલવ્ય બોલ્યો:**—હે વીરો! હું નિષાદરાજ નામે હિરણ્યધનુનો પુત્ર છું. ધનુર્વેદમાં શ્રમ કરી રહેલા અને તમે દ્રોણનો શિષ્ય જાણો.[૪૬]

**વૈશંપાયન બોલ્યા:**—તેને યથાર્થ ઓળખીને પાંડવો પાછા આવ્યા. તેમણે વનમાં બનેલો સર્વ અદ્ભુત વૃત્તાંત દ્રોણને કહી સંભળાવ્યો.[૪૭] હે રાજન્! એકલવ્યનું સ્મરણ કરી રહેલો કુન્તીપુત્ર અર્જુન દ્રોણને એકાંતમાં જઈ પ્રણામપૂર્વક આમ કહેવા લાગ્યો.[૪૮]

**અર્જુન બોલ્યો:**—તમે પહેલાં મને પ્રીતિ-

પૂર્વક આ વચન કહ્યું હતું કે, 'મારો કોઈ શિષ્ય તારાથી વિશેષ નહિ થાય.'[૪૯] તો પછી, તમારો બીજો શિષ્ય તે નિષાદ નામનો વીર્યવાન પુત્ર તો મારાથી, અરે! સર્વ લોકોથી પણ કેમ વિશેષ થયો છે?[૫૦]

**વૈશંપાયન બોલ્યા:**–અર્જુનનાં એ વચન સાંભળી દ્રોણે થોડીક ક્ષણ વિચાર કરીને નિશ્ચય કરી લીધો. પછી સવ્યસાચીને લઇને તે નિષાદપુત્ર તરફ ગયા.[૫૧] ત્યાં તેમણે મેલથી લસોટાયેલાં અંગવાળા, જટાવાળા અને ચીર પહેરેલા ચાપધારી એકલવ્યને સતત બાણ છોડતો જોયો.[૫૨] એકલવ્ય પણ દ્રોણને સમીપ આવતા જોઇને તેમની નિકટ સામે ગયો. તેણે પૃથ્વી ઉપર શિર ઢાળીને તેમના ચરણમાં વંદન કર્યાં.[૫૩] તે નિષાદપુત્રે દ્રોણની વિધિપૂર્વક પૂજા કરી અને પોતાને તેમના શિષ્ય તરીકે ઓળખાવીને તે હાથ જોડીને સામે ઊભો રહ્યો.[૫૪] હે રાજન્! પછી દ્રોણે એકલવ્યને આ વચન કહ્યાં: 'હે વીર! તું જો મારો શિષ્ય છે, તો મને મારી દક્ષિણા આપ.' તે સાંભળીને એકલવ્ય પણ પ્રસન્ન થયો અને આ વચન બોલ્યો:[૫૫]

**એકલવ્ય બોલ્યો:**–હે ભગવન્! આપને હું શું આપું? આપ ગુરુજી મને આજ્ઞા કરો. હે બ્રહ્મજ્ઞશ્રેષ્ઠ! ગુરુને ન આપી શકાય એવું કશું જ મારી પાસે નથી.[૫૬]

**વૈશંપાયન બોલ્યા:**–દ્રોણે તેને કહ્યું: 'તારો તારો જમણો અંગૂઠો મને આપવો.' દ્રોણનું તે દારુણ વચન સાંભળીને, સત્યમાં સદૈવ નિયમનિષ્ઠ તે એકલવ્યે, પોતાની પ્રતિજ્ઞાને પાળવા સારુ, પ્રસન્ન મુખે અને ઉદાર ચિત્તથી, કશા ય લોમવિલોમ વિના, પોતાનો જમણો અંગૂઠો કાપી નાખ્યો અને ગુરુ દ્રોણાચાર્યને તે અર્પણ કર્યો.[૫૭-૫૯] હે નરપતિ! તે નિષાદપુત્ર પછી આંગળીઓથી બાણ ચલાવવા લાગ્યો, પણ તે પહેલાંના જેવો ચપળ ન રહ્યો.[૬૦] આથી અર્જુન ચિંતામુક્ત અને પ્રસન્નમન થયો. હવે 'અર્જુનને કોઈ હરાવનાર નહિ થાય' એ દ્રોણની વાણી પણ સાચી ઠરી.[૬૧]

દુર્યોધન અને ભીમસેન એ બે મનમાં સદૈવ ગર્વિષ્ઠ રહેનારા શિષ્યો, ગદાયુદ્ધમાં યોગ્ય નીવડ્યા.[૬૨] અશ્વત્થામા સર્વ વિદ્યાના ગુહ્યજ્ઞાનમાં સૌથી શ્રેષ્ઠ થયો. નકુલ અને સહદેવ ખડ્ગવિદ્યામાં અન્ય સૌ પુરુષો કરતાં નિપુણ થયા.[૬૩] યુધિષ્ઠિર રથીઓમાં શ્રેષ્ઠ થયા. ધનંજય તો બધી જ વાતોમાં ઉત્તમ થયો અને રથીઓના દલપતિઓના પણ દલપતિ તરીકે તે સાગરપર્યંતની પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો.[૬૪] અર્જુન બુદ્ધિ, ઉપાય, બલ અને ઉત્સાહ વડે સર્વ અસ્ત્રોમાં સિદ્ધ થયો હતો. અસ્ત્રવિદ્યામાં તેમજ ગુરુભક્તિમાં તે સૌમાં અનન્ય બન્યો.[૬૫] અસ્ત્રવિદ્યાના ઉપદેશ સૌને સમાન આપવામાં આવતા હતા, પણ એક વીર્યવાન અર્જુન જ પોતાના સૌષ્ઠવથી સર્વ કુમારોમાં અતિરથી થયો.[૬૬] અધિક બલવાન ભીમસેન તથા સિદ્ધ વિદ્યાવાળા અર્જુન માટે દુરાત્મા ધૃતરાષ્ટ્રપુત્રો પરસ્પરમાં ઝેર રાખતા હતા.[૬૭] એક સમયે પુરુષશ્રેષ્ઠ દ્રોણને તેમની વેધશક્તિ જાણવાની ઇચ્છા થઈ. તેમણે સર્વ વિદ્યાઓ અને અસ્ત્રોમાં શિક્ષિત થયેલા તે સૌને એકઠા કર્યા.[૬૮] તેમણે શિલ્પીઓ પાસે એક કૃત્રિમ ભાસપક્ષી બનાવડાવ્યું હતું. કુમારો ન જાણે તેમ તેમણે ઝાડની ટોચ ઉપર તેને મુકાવ્યું અને તેને લક્ષ્ય તરીકે ઓળખાવ્યું.[૬૯]

**દ્રોણ બોલ્યા:**–તમે સૌ ઝટ ધનુષો લાવી બાણ સાંધી, પેલા ભાસને તાકીને ઊભા રહો.[૭૦] મારો બોલ પૂરો થતાં જ તમે એનું માથું નીચે પાડો. હે પુત્રો! હું એકએકને આજ્ઞા કરીશ. તમે તે પ્રમાણે કરજો.[૭૧]

**વૈશંપાયન બોલ્યા:**–પછી આંગિરસ વંશમાં શ્રેષ્ઠ એવા તે દ્રોણે પ્રથમ યુધિષ્ઠિરને કહ્યું: 'હે દુર્ધર્ષ! તું બાણ સાંધ. મારું બોલવું પૂરું થાય,

બુઝાઇ ગયો.[૨૪] તો પણ કુન્તીપુત્ર અર્જુને તો જમવાનું ચાલુ જ રાખ્યું. અભ્યાસને કારણે તે તેજસ્વીનો હાથ મોં સિવાય બીજે ગયો જ નહિ.[૨૫] આ કામ અભ્યાસે કરીને થયું છે, એમ માની તે મહાબાહુ પાંડુનંદન અર્જુને રાત્રે પણ ધનુષથી યોગ્ય બાણક્રિયા કરવા માંડી.[૨૬] હે ભારત! તેની ધનુષ્પ્રહારનો ટંકાર સાંભળીને દ્રોણાચાર્ય ઊઠીને તેની પાસે આવ્યા અને તેને ભેટીને આ પ્રમાણે બોલ્યાઃ[૨૭]

**દ્રોણ બોલ્યાઃ**–આ લોકમાં તારા જેવો બીજો કોઈ ધનુર્ધર ન થાય, તે માટે હું પ્રયત્ન કરીશ. આ હું તને સાચું કહું છું.[૨૮]

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી ગુરુ દ્રોણે અર્જુનને ઘોડાઓ, હાથીઓ, રથો, તેમજ જમીન ઉપરની રણવિદ્યાઓ ફરી ફરીને શીખવી.[૨૯] દ્રોણે ગદાયુદ્ધ, તલવારબાજી, તોમર, પ્રાસ તથા શક્તિ, તેમજ સંકીર્ણ યુદ્ધ (એકીવખતે અનેક બાણ ચલાવવાં અથવા એકી વખતે અનેકની સાથે યુદ્ધ કરવું) એ સર્વ વિષયોમાં કૌરવોને શિક્ષણ આપ્યું.[૩૦] તેમની તે કુશળતા સાંભળીને હજારો રાજાઓ અને રાજપુત્રો ધનુર્વેદ શીખવાની ઇચ્છાએ તેમની પાસે આવ્યા.[૩૧]

હે મહારાજ! ત્યારે નિષાદરાજ હિરણ્યધનુનો પુત્ર એકલવ્ય દ્રોણ પાસે આવ્યો.[૩૨] ધર્મજ્ઞ દ્રોણે એ ભીલ છે એમ વિચારીને તથા રાજકુમારો વિશે ખ્યાલ રાખીને, તેને ધનુર્વિદ્યામાં શિષ્ય તરીકે સ્વીકાર્યો નહિ.[૩૩] પછી તે એકલવ્યે દ્રોણને શિર ઢાળી પાદવંદન કર્યું અને અરણ્યમાં જઈ દ્રોણની માટીની મૂર્તિ બનાવી.[૩૪] તેણે એ મૂર્તિમાં આચાર્યની પરમ ભાવના કરી. ત્યાં ઉત્તમ નિયમનું પાલન કરીને તે ધનુર્વિદ્યામાં તેમજ અસ્ત્રવિદ્યામાં એકચિત્તે તત્પર રહ્યો.[૩૫] શ્રદ્ધા અને શ્રેષ્ઠ યોગે કરીને, બાણ છોડવામાં, બાણ લેવામાં તેમજ તેનું સંધાન કરવામાં તે સહજ સિદ્ધિ પામ્યો.[૩૬] પછી હે અરિમર્દન! કોઈ એક વાર, દ્રોણની આજ્ઞા મળતાં સર્વ કૌરવો અને પાંડવો રથોમાં મૃગયા માટે નીકળ્યા હતા. ત્યાં હે રાજન્! દૈવેચ્છાએ કોઈ એક માણસ શિકારનું સાધન તથા કૂતરો લઇને પાંડવોની પાછળ આવ્યો.[૩૭,૩૮] ત્યાં તેઓ પોતપોતાનું કામ કરવા માટે વિચરી રહ્યા હતા, એવામાં વનમાં ચાલતો તે કૂતરો ભૂલો પડીને નિષાદપુત્ર એકલવ્ય પાસે જઈ ચડયો.[૩૯] કાળા મેલથી લસોટાયેલા અંગવાળા અને કાળિયારના ચર્મવાળા તે જટાધારી નિષાદપુત્રને જોઇને એ કૂતરો ભસતો ભસતો તેની પાસે ઊભો રહ્યો.[૪૦] પછી, તે નિષાદે અસ્ત્રવિદ્યામાં પોતાની ચપળતા બતાવતાં, ભસતા કૂતરાના મોંમાં એકસામટાં સાત બાણો છોડયાં.[૪૧] એટલે તે કૂતરો બાણોથી ભરાઈ ગયેલા મોં સાથે પાંડવો પાસે આવ્યો. વીર પાંડવો તેને જોઇને મહાન આશ્ચર્ય પામ્યા.[૪૨] બાણ છોડનારની ચપળતા જોઇને તથા તેનું ઉત્તમ શબ્દવેધીપણું પારખીને તેઓ લજવાઈ ગયા અને બધી રીતે તેને પ્રશંસા કરવા લાગ્યા.[૪૩]

પછી હે રાજન્! પાંડવો એ વનનિવાસીને શોધવા લાગ્યા, તો તેમણે તેને વનમાં સતત બાણો છોડતો જોયો.[૪૪] તેઓ ફેરવાઈ ગયેલા રૂપવાળા એ નિષાદને ત્યારે ઓળખી શકયા નહિ. એટલે તેમણે એને પૂછયું: 'તમે કોણ છો? કોના પુત્ર છો?'[૪૫]

**એકલવ્ય બોલ્યોઃ**–હે વીરો! હું નિષાદરાજ નામે હિરણ્યધનુનો પુત્ર છું. ધનુર્વેદમાં શ્રમ કરી રહેલા મને તમે દ્રોણનો શિષ્ય જાણો.[૪૬]

**વૈશંપાયન બોલ્યાઃ**–તેને યથાર્થ ઓળખીને પાંડવો પાછા આવ્યા. તેમણે વનમાં બનેલો સર્વ અદ્‌ભુત વૃત્તાંત દ્રોણને કહી સંભળાવ્યો.[૪૭] હે રાજન્! એકલવ્યનું સ્મરણ કરી રહેલો કુન્તીપુત્ર અર્જુન દ્રોણને એકાંતમાં જઈ પ્રણામપૂર્વક આમ કહેવા લાગ્યો.[૪૮]

**અર્જુન બોલ્યોઃ**–તમે પહેલાં મને પ્રીતિ-

પૂર્વક આ વચન કહ્યું હતું કે, 'મારો કોઈ શિષ્ય તારાથી વિશેષ નહિ થાય.'[૪૯] તો પછી, તમારો બીજો શિષ્ય તે નિષાદ નામનો વીર્યવાન પુત્ર તો મારાથી, અરે! સર્વ લોકોથી પણ કેમ વિશેષ થયો છે?[૫૦]

વૈશંપાયન બોલ્યાઃ—અર્જુનનાં એ વચન સાંભળી દ્રોણે થોડીક ક્ષણ વિચાર કરીને નિશ્ચય કરી લીધો. પછી સવ્યસાચીને લઇને તે નિષાદપુત્ર તરફ ગયા.[૫૧] ત્યાં તેમણે મેલથી લસોટાયેલાં અંગવાળા, જટાવાળા અને ચીર પહેરેલા ચાપધારી એકલવ્યને સતત બાણ છોડતો જોયો.[૫૨] એકલવ્ય પણ દ્રોણને સમીપ આવતા જોઇને તેમની નિકટ સામે ગયો. તેણે પૃથ્વી ઉપર શિર ઢાળીને તેમના ચરણમાં વંદન કર્યાં.[૫૩] તે નિષાદપુત્રે દ્રોણની વિધિપૂર્વક પૂજા કરી અને પોતાને તેમના શિષ્ય તરીકે ઓળખાવીને તે હાથ જોડીને સામે ઊભો રહ્યો.[૫૪] હે રાજન્! પછી દ્રોણે એકલવ્યને આ વચન કહ્યાંઃ "હે વીર! તું જો મારો શિષ્ય છે, તો મને મારી દક્ષિણા આપ.' તે સાંભળીને એકલવ્ય પણ પ્રસન્ન થયો અને આ વચન બોલ્યોઃ[૫૫]

એકલવ્ય બોલ્યોઃ—હે ભગવન્! આપને હું શું આપું? આપ ગુરુજી મને આજ્ઞા કરો. હે બ્રહ્મજ્ઞશ્રેષ્ઠ! ગુરુને ન આપી શકાય એવું કશું જ મારી પાસે નથી.[૫૬]

વૈશંપાયન બોલ્યાઃ—દ્રોણે તેને કહ્યુંઃ 'તારે તારો જમણો અંગૂઠો મને આપવો.' દ્રોણનું તે દારુણ વચન સાંભળીને, સત્યમાં સદૈવ નિયમનિષ્ઠ તે એકલવ્યે, પોતાની પ્રતિજ્ઞાને પાળવા સારુ, પ્રસન્ન મુખે અને ઉદાર ચિત્તથી, કશા ય લોમવિલોમ વિના, પોતાનો જમણો અંગૂઠો કાપી નાખ્યો અને ગુરુ દ્રોણાચાર્યને તે અર્પણ કર્યો.[૫૭-૫૯] હે નરપતિ! તે નિષાદપુત્ર પછી આંગળીઓથી બાણ ચલાવવા લાગ્યો, પણ તે પહેલાંના જેવો ચપળ ન રહ્યો.[૬૦] આથી અર્જુન ચિંતામુક્ત અને પ્રસન્નમન થયો. હવે 'અર્જુનને કોઈ હરાવનાર નહિ થાય' એ દ્રોણની વાણી પણ સાચી ઠરી.[૬૧]

દુર્યોધન અને ભીમસેન એ બે મનમાં સદૈવ ગર્વિષ્ઠ રહેનારા શિષ્યો, ગદાયુદ્ધમાં યોગ્ય નીવડ્યા.[૬૨] અશ્વત્થામા સર્વ વિદ્યાના ગુહ્યજ્ઞાનમાં સૌથી શ્રેષ્ઠ થયો. નકુલ અને સહદેવ ખડ્ગવિદ્યામાં અન્ય સૌ પુરુષો કરતાં નિપુણ થયા.[૬૩] યુધિષ્ઠિર રથીઓમાં શ્રેષ્ઠ થયા. ધનંજય તો બધી જ વાતોમાં ઉત્તમ થયો અને રથીઓના દલપતિઓના પણ દલપતિ તરીકે તે સાગરપર્યંતની પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો.[૬૪] અર્જુન બુદ્ધિ, ઉપાય, બલ અને ઉત્સાહ વડે સર્વ અસ્ત્રોમાં સિદ્ધ થયો હતો. અસ્ત્રવિદ્યામાં તેમજ ગુરુભક્તિમાં તે સૌમાં અનન્ય બન્યો.[૬૫] અસ્ત્રવિદ્યાના ઉપદેશ સૌને સમાન આપવામાં આવતા હતા, પણ એક વીર્યવાન અર્જુન જ પોતાના સૌષ્ઠવથી સર્વ કુમારોમાં અતિરથી થયો.[૬૬] અધિક બલવાન ભીમસેન તથા સિદ્ધ વિદ્યાવાળા અર્જુન માટે દુરાત્મા ધૃતરાષ્ટ્રપુત્રો પરસ્પરમાં વેર રાખતા હતા.[૬૭] એક સમયે પુરુષશ્રેષ્ઠ દ્રોણને તેમની વેધશક્તિ જાણવાની ઇચ્છા થઈ. તેમણે સર્વ વિદ્યાઓ અને અસ્ત્રોમાં શિક્ષિત થયેલા તે સૌને એકઠા કર્યા.[૬૮] તેમણે શિલ્પીઓ પાસે એક કૃત્રિમ ભાસપક્ષી બનાવડાવ્યું હતું. કુમારો ન જાણે તેમ તેમણે ઝાડની ટોચ ઉપર તેને મુકાવ્યું અને તેને લક્ષ્ય તરીકે ઓળખાવ્યું.[૬૯]

દ્રોણ બોલ્યાઃ—તમે સૌ ઝટ ધનુષો લાવી બાણ સાંધી, પેલા ભાસને તાકીને ઊભા રહો.[૭૦] મારો બોલ પૂરો થતાં જ તમે એનું માથું નીચે પાડો. હે પુત્રો! હું એકએકને આજ્ઞા કરીશ. તમે તે પ્રમાણે કરજો.[૭૧]

વૈશંપાયન બોલ્યાઃ—પછી આંગિરસ વંશમાં શ્રેષ્ઠ એવા તે દ્રોણે પ્રથમ યુધિષ્ઠિરને કહ્યુંઃ 'હે દુર્ધર્ષ! તું બાણ સાંધ. મારું બોલવું પૂરું થાય,

એટલે તું બાણ છોડજે.' આથી ગુરુના વચનથી પ્રેરાયેલા પરંતપ યુધિષ્ઠિરે પ્રથમ ધનુષ પકડયું અને પછી તે ભાસને તાકીને ઊભા રહ્યા.[૭૨,૭૩] હે ભરતશ્રેષ્ઠ! વિસ્તારેલા ધનુષવાળા તે કુરુનંદનને દ્રોણે થોડી વાર રહીને આ વચન કહ્યું: 'હે નરવરપુત્ર! ઝાડની ટોચ પર રહેલા પેલા ભાસને તું જો.' યુધિષ્ઠિરે આચાર્યને ઉત્તર વાળ્યો: 'હું જોઉં છું.'[૭૪,૭૫] એટલે થોડી વાર રહીને દ્રોણે ફરીથી તેમને આ વચન કહ્યું:

દ્રોણ બોલ્યા:-હવે તું આ ઝાડને, મને તેમજ તારા ભાઈઓને પણ જુએ છે ને ?[૭૬] એટલે કુન્તીપુત્ર યુધિષ્ઠિરે વારેવારે તેમને કહ્યું: 'હું એ ઝાડને, આપને, તેમજ આ ભાઇઓને જોઉં છું.'[૭૭] આથી, દ્રોણ મનમાં અપ્રસન્ન થઈ ગયા અને ઠપકો આપતાં તેમને કહ્યું: 'ખસી જા, તારાથી એ નિશાન વીંધાય એમ નથી.'[૭૮] પછી, જિજ્ઞાસુ એ મહાયશસ્વીએ દુર્યોધન આદિ ધાર્તરાષ્ટ્રોને, ભીમ આદિ શિષ્યોને તેમ જ અન્ય દેશોના રાજકુમારોને એ જ ક્રમયોગે જિજ્ઞાસાથી પૂછયું. તે સર્વેએ 'અમે તે બધું જોઈએ છીએ' એમ કહ્યું, એટલે આચાર્યે તે સઘળા તે તુચ્છકારી નાખ્યા.[૭૯]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'દ્રોણશિષ્યપરીક્ષા' નામનો અધ્યાય ૧૩૨ મો સમાપ્ત**

# अध्याय १३३ मो

## અર્જુને નિશાન પાડયું તથા મગરના મોંમાંથી દ્રોણને છોડાવ્યા*

॥ वैशंपायन उवाच ॥

**ततो धनंजयं द्रोणः स्मयमानोऽभ्यभाषत ।**
**त्वयेदानीं प्रहर्तव्यमेतल्लक्ष्यं विलोक्यताम् ॥१॥**

* બંને હિંદી ભાષાંતરોમા એકસો તેત્રીશમા અધ્યાયને એકસો બત્રીશમા અધ્યાય સાથે જોડી દીધો છે. બંને મરાઠીમાં જુદા છે. —ભા૦ ૬૦

વૈશંપાયન બોલ્યા:-પછી, દ્રોણે હસતાં હસતાં ધનંજયને કહ્યું: 'હવે તારે આ લક્ષ્યને પાડવાનું છે. તું એ નિશાનને જો.[૧] બેટા! હું આજ્ઞા આપું, એટલે તે જ વખતે તારું શર છૂટવું જોઇએ. તો થડી વાર તું ધનુષ વિસ્તારીને ઊભો રહે.'[૨] આમ કહેવાતાં, ગુરુના વચનથી પ્રેરાયેલો તે સવ્યસાચી ધનુષને મંડલાકાર કરીને ભાસ પક્ષીને તાકીને ઊભો રહ્યો.[૩] થોડા વખત પછી દ્રોણે તેને એ જ પ્રમાણે પૂછયું: 'હે અર્જુન! પેલા ત્યાં રહેલા ભાસને, વૃક્ષને અને મને પણ તું જુએ છે ને'?[૪] ત્યારે હે ભારત! પૃથાપુત્ર અર્જુને દ્રોણને કહ્યું, કે 'હું તો એક ભાસને જ જોઉં છું, ઝાડને કે આપને હું જોતો જ નથી.'[૫] આથી પ્રસન્નમન થયેલા તે દુર્ધર્ષ દ્રોણે થોડી વાર પછી ફરીથી પાંડવોના તે મહારથીને કહ્યું:[૬] 'તું ભાસને જુએ છે, તો કહે તે કેવું છે!' તે બોલ્યો: 'હું તો એ ભાસનું માથું જ જોઉં છું, તેના ધડને જોતો નથી.'[૭] અર્જુને આ પ્રમાણે કહ્યું, એટલે દ્રોણ હર્ષથી રોમાંચિત થઈ ગયા અને તે પાર્થને કહ્યું કે, 'બાણ છોડ!' તરત જ વિચારવા થોભ્યા વિના તેણે બાણ છોડયું.[૮] અને અગ્રાના જેવા તે તીક્ષ્ણ બાણથી તે પાંડુપુત્રે તે ઝાડ પર રખાયેલા ભાસનું માથું કાપી નાખી તત્કાળ નીચે પાડયું.[૯] તે કામ સિદ્ધ થતાં જ, ગુરુ દ્રોણાચાર્ય પાંડુપુત્ર અર્જુનને ભેટયા અને માનવા લાગ્યા કે, હવે રાજા દ્રુપદ સપરિવાર સમરાંગણમાં હાર્યો જ છે.[૧૦]

હે ભરતોત્તમ! કોઈ એક સમયે આંગિરસ વંશના શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય પોતાના શિષ્યો સાથે સ્નાન માટે ગંગાજી ઉપર ગયા.[૧૧] જે વખતે તે પાણીમાં પેઠા, તે વખતે એક બળવાન જળચર મગરે કાળથી પ્રેરાઇને તેમને જાંઘને છેડેથી પકડ્યા.[૧૨] પોતે સમર્થ હોવા છતાં, તેઓ છુટકારા માટે સર્વ શિષ્યોને કહેવા લાગ્યા: 'તમે ઝટ કરીને આ મગરને મારીને મને

છોડાવો.[૧૩] તેમનો બોલ નીકળતાં વેંત જ અર્જુને રોક્યાં ન જાય એવાં પાંચ સુતીક્ષ્ણ બાણોથી પાણીમાં ડૂબેલા તે મગરને માર્યો.[૧૪] તે વખતે, બીજાઓ તો મૂઢની જેમ ત્યાં ને ત્યાં જ ઊભા રહ્યા. અર્જુનને આમ ક્રિયાસિદ્ધ જોઇને દ્રોણાચાર્યે તેને સર્વ શિષ્યોમાં શ્રેષ્ઠ માન્યો અને એના ઉપર પોતે પ્રસન્ન થયા. અર્જુનનાં બાણોને લીધે, તે મગર મહાત્મા દ્રોણની જાંઘ છોડીને, ટુકડેટુકડા થઈ મરણ પામ્યો. પછી ભારદ્વાજ મહારથી દ્રોણાચાર્યે અર્જુનને આ પ્રમાણે કહ્યું:[૧૫-૧૭] 'હે મહાબાહુ! બ્રહ્મશિર નામનું આ શ્રેષ્ઠ અને અતિ દુર્ધર્ષ અસ્ત્ર હું પ્રયોગ અને ઉપસંહાર સહિત તને આપું છું તેને તું ગ્રહણ કર.[૧૮] ક્યારે ય પણ તું મનુષ્યો ઉપર એનો પ્રયોગ કરીશ નહિ. અલ્પ તેજવાળા ઉપર એ જો છોડવામાં આવશે, તો તે જગતને બાળીને ખાખ કરી નાખશે.[૧૯] બેટા! આ અસ્ત્ર લોકમાં અસામાન્ય ગણાય છે, માટે તું તેને પ્રયત્નપૂર્વક ધારણ કરજે. વળી, આ મારું વચન સાંભળ.[૨૦] હે વીર! કોઈ દૈવી શત્રુ તને બાધા કરે, તો તેના વધ માટે યુદ્ધમાં તું આ અસ્ત્રને વાપરજે.'[૨૧] 'બહુ સારું' એમ કહીને અર્જુને હાથ જોડીને તે પરમ અસ્ત્ર સ્વીકાર્યું. ગુરુએ ફરીથી એને કહ્યું: [૨૨] 'આ લોકમાં કોઈ પણ બીજો માણસ તારા જેવો ધનુર્ધારી થશે નહિ. તું સર્વ શત્રુઓથી અજેય રહેશે અને કીર્તિમાન થશે.'[૨૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'દ્રોણગ્રાહમોક્ષણ' નામનો અધ્યાય ૧૩૩ મો સમાપ્ત**



# अध्याय १३४ मो

## કુમારોની પરીક્ષા

॥ वैशंपायन उवाच ॥

**कृतास्त्रान् धार्त्तराष्ट्रांश्च पांडुपुत्रांश्चभारत ।**
**दृष्ट्वा द्रोणोऽब्रवीद्राजन् धृतराष्ट्रं जनेश्वरम् ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ–હે ભારત! હે રાજન્! પાંડવો અને ધાર્તરાષ્ટ્રોને અસ્ત્રવિદ્યામાં નિષ્ણાત થયેલા જોઇને દ્રોણાચાર્યે કૃપ, સોમદત્ત, ધીમાન બાહ્લીક, ગાંગેય અને વ્યાસની સમીપમાં જનેશ્વર ધૃતરાષ્ટ્રને કહ્યું કે,[૨] 'હે રાજન્! તમારા કુમારો વિદ્યાસંપન્ન થયા છે. હે કુરુશ્રેષ્ઠ નરપતિ! તમારી અનુમતિ હોય તો તેઓ પોતાની વિદ્યા બતાવે.'[૩] એટલે હૃદયમાં પ્રસન્ન થયેલા મહારાજ ધૃતરાષ્ટ્રે આ વચન કહ્યું:

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે દ્વિજશ્રેષ્ઠ ભારદ્વાજ! તમે ભારે કામ કર્યું છે.[૪] પરીક્ષા માટે તમે સમય ઠરાવો અને જે સ્થાનમાં જેવી જેવી વ્યવસ્થા કરવાની હોય તે વિશે તમે પોતે મને આજ્ઞા આપજો.[૫] અંધાપાને કારણે મને ખેદ રહે છે. આજે મને આંખવાળા માણસોની અદેખાઈ થાય છે; કેમકે તેઓ મારા પુત્રોને અસ્ત્રવિદ્યામાં પરાક્રમ કરતા જોઈ શકશે.[૬] હે વિદુર! દ્રોણાચાર્ય ગુરુ કહે છે, તેમ કરો. હે ધર્મવત્સલ! આના જેવો બીજો પ્રિય પ્રસંગ આવશે એમ હું માનતો નથી.[૭] પછી રાજાની રજા લઈને વિદુર ગુરુ દ્રોણની સાથે બહાર ગયા અને મહાપ્રાજ્ઞ દ્રોણગુરુએ સપાટ, વૃક્ષ વિનાની, ગુલ્મરહિત તથા જલપ્રવાહવાળી જમીન જોઈને માપી. પછી આ માટે સર્વ સમાજમાં ઢંઢેરો પીટવામાં આવ્યો અને વક્તૃશ્રેષ્ઠે શુભ નક્ષત્રવાળી તિથિએ તે ભૂમિ ઉપર બલિ આપ્યો. હે નરશ્રેષ્ઠ! તેમના શિલ્પીઓએ તે રંગભૂમિમાં વિધિપૂર્વક અને શાસ્ત્રદષ્ટિ અનુસાર રાજા તથા

સ્ત્રીઓ માટે સુવિશાલ અને સર્વ આયુધોથી સજેલું એક સુંદર પ્રેક્ષાગાર બનાવ્યું.[૮-૧૧] ત્યાં દેશવાસી લોકોએ વિશાળ અને ઊંચી બેઠકના મંચો કરાવ્યા. વળી ત્યાં મહા ધનવાનોએ પાલખીઓ કરાવી.[૧૨] પછી ઠરાવેલો દિવસ આવી પહોંચતાં રાજા ધૃતરાષ્ટ્ર પોતાના અમાત્ય સાથે ભીષ્મ અને આચાર્યશ્રેષ્ઠ કૃપને આગળ રાખીને એ દિવ્ય પ્રેક્ષાગારે આવ્યા. તે પ્રેક્ષાગારમાં મોતીની જાળીઓ ઝૂલતી હતી, તે વૈડૂર્યમણિથી શોભતું હતું અને તેમાં સોનાના કળશો હતા.[૧૩,૧૪] હે જયશીલોમાં શ્રેષ્ઠ! મહાભાગ્યવતી ગાંધારી, કુન્તી, તેમજ અન્ય સર્વે રાજરાણીઓ વસ્ત્રાલંકારો સજીને તથા પોતપોતાનાં દાસદાસીઓને લઈને ઉમંગભેર મંચો ઉપર ચડીને બેઠી-માનો, દેવાંગનાઓ મેરુપર્વત ઉપર ચડીને બેઠી. બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ ચારે વર્ણોના લોકો કુમારોની અસ્ત્રસિદ્ધિ જોવાની ઇચ્છાથી ઝડપભેર નગરમાંથી નીકળી પડયા અને દર્શનની ઇચ્છાએ એક સ્થાને ભેગા થઈ ગયા.[૧૫-૧૭] તે વખતે વાજિંત્રોના વાદનથી અને માણસોના કુતૂહલથી તે સમાજ ક્ષોભ પામેલા મહાસાગરની જેમ ખળભળી રહ્યો હતો.[૧૮]

તે પછી સફેદ વસ્ત્ર ધારેલા, શ્વેત યજ્ઞોપવીત પહેરેલા, ધોળા વાળવાળા, ધોળી દાઢીમૂછવાળા, શુક્લ ચંદનના લેપવાળા તથા શ્વેત પુષ્પમાળા ધારણ કરેલા તે આચાર્ય પોતાના પુત્ર અશ્વત્થામા સાથે જેમ જલમેઘ વિનાના ગગનમાં ચંદ્રરાજ મંગલગ્રહ સાથે પધારે તેમ તે વખતે રંગમંડપમાં પધાર્યા. તે શ્રેષ્ઠ બલવાને યથાસમયે બલિ આપ્યો અને સારા મંત્રજ્ઞ બ્રાહ્મણો પાસે મંગલ કરાવ્યું.[૧૯-૨૧] આમ સુખકારક પુણ્યાહવાચન તથા પુણ્યકૃત્ય થયા; એટલે લોકો વિવિધ શસ્ત્રો ને સામગ્રીઓ લઈને અંદર આવ્યા.[૨૨] તે પછી આંગળીઓ ઉપર ખોલીઓ સજેલા, કમર કસેલા, ભાથાં બાંધેલા અને ધનુષ ધારેલા તે ભરતશ્રેષ્ઠ મહારથીઓએ પ્રવેશ કર્યો.[૨૩] યુધિષ્ઠિરને આગળ રાખીને તે મહાવીર્યવાન કુમારોએ મોટાનાના ક્રમે પરમ અદ્ભુત અસ્ત્રવિદ્યા દેખાડવા માંડી.[૨૪] બાણ લાગી બેસવાના ભયે કેટલાક માણસોએ તો પોતાનાં માથાં નમાવી દીધાં, તો બીજાઓ વિસ્મયપૂર્વક અને હિમ્મતપૂર્વક જોઈ રહ્યા.[૨૫] પછી કુમારો શીઘ્રવેગી ઘોડાઓ ઉપર સવારી કરી રહ્યા હતા, પોતાનાં નામ અને આંકડાથી શોભતાં વિવિધ બાણોને ચપળતાપૂર્વક છોડીને તેઓ લક્ષ્યવેધ કરતા હતા.[૨૬] લક્ષ્યોને વીંધવા ત્યાં, ધનુષબાણ ધારણ કરેલા તે કુમારોના ગન્ધર્વનગરના જેવા અદ્ભુત સૈન્યને જોઈને લોકો વિસ્મિત થઈ ગયા.[૨૭] હે ભારત! બીજા સેંકડો અને હજારો માણસો વિસ્મયથી આંખ વિસ્તારી રહ્યા અને આપોઆપ 'ધન્ય! ધન્ય!' એવો નાદ કરવા લાગ્યા. તે મહાબલવાનોએ ધનુષબાણમાં, રથચર્યામાં, હાથીસવારીમાં, ઘોડેસવારીમાં અને હાથોહાથના દ્વંદ્વમાં વારંવાર કુશલતા બતાવી.[૨૮,૨૯] ખડ્ગ અને ચર્મને ધારણ કરી રહેલા તે કુમારો ફરી પ્રહારો કરવા લાગ્યા અને નિશાનને અનુસરીને તલવાર આદિ ચલાવતા રહી આખી રંગભૂમિમાં ઘૂમવા લાગ્યા.[૩૦] ત્યાં લોકોએ એ સૌ કુમારોની ઢાલતલવાર વિશેની ચપળતા, ચતુરાઈ, શોભા, સ્થિરતા તેમજ દૃઢ મુષ્ટિપણું જોયું.[૩૧] નિત્ય એકમેકને જીતવાની ઇચ્છા રાખતા તે દુર્યોધન અને વૃકોદર હાથમાં ગદા ધારણ કરીને, એક એક શિખરવાળા પર્વત હોય તેમ, રંગભૂમિમાં ઊતર્યા.[૩૨] કચ્છ ભીડીને પુરુષાર્થ દેખાડવા અડોલ ઊભેલા તે બંને મહાબાહુઓ એક હાથણીને માટે મદમસ્ત હાથીઓ ગર્જે તેમ ગર્જવા લાગ્યા.[૩૩] નિર્મલ ગદાને ધારણ કરનારા તે બન્ને મદગળ હાથીઓ જેવા મહાબલોએ ડાબાંજમણાં મંડલો ફરવા માંડયાં.[૩૪] વિદુરે ધૃત-

## સભા સમક્ષ રાજકુમારોની પરીક્ષા



ભીષ્મ, ધૃતરાષ્ટ્ર અને સભાસદો ઇત્યાદિ સમક્ષ દ્રોણાચાર્ય વિદ્યાર્થીઓની ધનુર્વિદ્યા તપાસી રહ્યા છે ઘણાખરાઓને પૂરેપૂરીમાજ એકાગ્રતા રહિત જોઈને નાપાસ કર્યા અને અર્જુન એકાગ્રતાવાળો જણાતા તેનેજ બાણ છોડવા આજ્ઞા કરી. તે લક્ષ વીંધવામાં સફળ પણ થયો. જે એકનિષ્ઠ થવાને બદલે અનેક બાબતો પાછળ મનોબળ વેરી નાખી "સબ બંદરકા વેપારી" બનવા જાય, તે માનવ કોઈ પણ કામમાં પૂરો ફતેહમંદ થઇ શકતો નથી કહેવત છે કે, "લાખ બુદ્ધિ લડબડી, ને ક્રોડ બુદ્ધિ કરબડી, (પણ) એક બુદ્ધિ બાપડી કે સામે મોઢે તાપડી।"

રાષ્ટ્રને અને કુન્તીએ ગાંધારીને કુમારોની તે સર્વ ક્રિયાઓ કહી સંભળાવી.[૩૫]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'અસ્ત્રદર્શન' નામનો અધ્યાય ૧૩૪ મો સમાપ્ત**

# अध्याय १३५ मो

## અર્જુનની પરીક્ષા

॥ वैशंपायन उवाच ॥

**कुरुराजे हि रंगस्थे भीमे च बलिनां वरे ।**
**पक्षपातकृतस्नेहः स द्विधेवाभवज्जनः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–કુરુરાજ દુર્યોધન અને મહાબલવાન ભીમ રંગભૂમિમાં ઊતર્યા, ત્યારે લોકો પક્ષપાતી સ્નેહને લીધે બે ભાગમાં વહેંચાઈ ગયા.[૧] માણસો 'વાહ કુરુરાજ!' 'વાહ ભીમ!' એમ બોલી રહ્યા, એટલે ત્યાં એકદમ જબરદસ્ત શોર ઊઠી આવ્યો.[૨] રંગમંડપને આમ સમુદ્રની જેમ ઊકળેલો જોઈને બુદ્ધિમાન દ્રોણાચાર્યે પોતાના પ્રિય પુત્ર અશ્વત્થામાને આ પ્રમાણે કહ્યું:[૩]

**દ્રોણ બોલ્યાઃ**–એ બે મહાવીર્યવાન અને સિદ્ધ વિદ્યાવાળાને તું વાર. ભીમ અને દુર્યોધનને કારણે રંગમંડપમાં આ પ્રકોપ ન થવો જોઇએ.[૪]

**વૈશંપાયન બોલ્યાઃ**–દ્રોણનાં વચન સાંભળીને પ્રલયકાલના પવનથી ખળભળેલા અને મહા ભરતીવાળા સમુદ્ર જેવા તે ઉગામેલી ગદાવાળા બન્ને વીરોને ગુરુપુત્રે રોકી દીધા.[૫] પછી, મહામેઘના જેવા શબ્દવાળા વાજિંત્રોના સમૂહોને બંધ પડાવીને દ્રોણાચાર્ય રંગમંડપના અગ્રભાગે આવ્યા અને આ વચન બોલ્યાઃ[૬] 'જે મને પુત્રથી યે પ્રિયતર છે, જે સર્વ શસ્ત્રોમાં વિશારદ છે અને જે ઇન્દ્રપુત્ર છે, તે ઉપેન્દ્ર સમાન આ પૃથાપુત્ર અર્જુનને હવે તમે જુઓ.'[૭]

આચાર્યની આજ્ઞા થતાં, તે યુવાન અર્જુને મંગલાચરણ કર્યું. પછી આંગળીઓ ઉપર ચામડાની ખોલી બાંધી, ભાથાને પૂરો ભરી, ધનુષ્યને ધારણ કરી અને સોનાનું કવચ પહેરી, અર્જુન રંગભૂમિ પર આવ્યો–માનો સૂર્ય, ઇન્દ્રધનુષ અને વિદ્યુતની સાથે સોહતો સંધ્યાકાલનો જલધર આવ્યો![૮-૯] ત્યારે સમસ્ત રંગમંડપમાં આનંદધ્વનિ છાઈ રહ્યો અને ચારે બાજુ વાવો અને શંખો વાગી રહ્યા.[૧૦] તે સમયે લોકમાં આવી તુમુલ વાણી ગર્જી રહી કે, 'આ શ્રીમાન કુંતીનંદન છે, આ પાંડુનંદનોમાં વચેટ છે, આ મહેન્દ્રનો પુત્ર છે, આ કુરુઓનો રક્ષણહાર છે, આ અસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ છે, આ ધાર્મિકોમાં ઉત્તમ છે અને આ શીલવાનોમાં શીલ તથા જ્ઞાનનો પરમભંડાર છે.' પ્રેક્ષકોએ કાઢેલાં આ વચનો સાંભળીને કુન્તીની છાતી, છૂટેલા પાનાથી તથા પ્રેમાશ્રુઓથી ભીંજાઈ ગઈ.[૧૧-૧૩] તે મહાનાદથી નરશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રના કાન ભરાઈ ગયા અને હર્ષિત મને તેમણે વિદુરને કહ્યું:[૧૪] 'હે વિદુર! ગગનને ભેદતી હોય એવી આ ખળભળી ઊઠેલા સાગરના જેવી મહાગર્જના રંગમંડપમાં કેમ એકદમ ઊઠી આવી છે?'[૧૫]

**વિદુર બોલ્યાઃ**–હે મહારાજ! આ તો પાંડુનંદન પૃથાપુત્ર અર્જુન કવચસહિત રંગભૂમિમાં ઊતર્યો છે, તેથી આ મહાન કોલાહલ થાય છે.[૧૬]

**ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ**–હે મહામતિમાન! પૃથારૂપી અરણીપાત્રમાંથી ઉત્પન્ન થયેલા ત્રણ પાંડવરૂપી તે વહ્નિઓથી હું ધન્ય છું, અનુગૃહીત છું અને સુરક્ષિત છું.[૧૭]

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી આનંદથી ઊભરાઈ ગયેલો તે રંગમંડપ કંઈક શાંત થયો, એટલે અર્જુને આચાર્યને પોતાની અસ્ત્રચાતુરી બતાવવા માંડી.[૧૮] આગ્નેયાસ્ત્રથી તેણે વહ્નિ સર્જ્યો, વારુણાસ્ત્રથી તેણે જલ સર્જ્યું, વાયવ્યાસ્ત્રથી તેણે વાયુ સર્જ્યો અને પાર્જન્યાસ્ત્રથી

તેણે મેઘો સર્જ્યા.[૧૯] ભૌમાસ્ત્રથી તે ભૂમિમાં પેઠો, પાર્વતાસ્ત્રથી તેણે પર્વતો સર્જ્યા અને અંતર્ધાન અસ્ત્રથી તે ફરી અંતર્ધાન થઈ ગયો.[૨૦] ક્ષણમાં તે ઊંચો થયો અને ક્ષણમાં તે નીચો થયો; ક્ષણમાં તે રથની ધરીએ ઊભો અને ક્ષણમાં તે રથની મધ્યમાં ઊભો, તો વળી ક્ષણમાં તે પૃથ્વી ઉપર ઊતર્યો.[૨૧] તે પછી, તે ગુરુપ્રિય અર્જુને સુકમાર, સૂક્ષ્મ તેમજ ભારે વસ્તુઓને નિશાન તરીકે નાખી અને તેમને વિવિધ બાણોથી કુશળતાપૂર્વક વીંધી દેખાડી.[૨૨] પછી, ચકરચકર ફરતા લોઢાના વરાહના મોંમાં તેણે એક બાણ હોય તેમ એકીવારે પાંચ છૂટાં છૂટાં બાણો છોડયાં.[૨૩] પછી લટકી રહેતી દોરીવાળા બળદના હાલતા શિંગડાના કાણામાં તે મહાવીર્યે એકવીસ બાણો લગાવ્યાં.[૨૪] હે નિર્દોષ! તે શસ્ત્રકુશલે આ પ્રમાણે ખડ્ગ, ધનુષ્ય તેમજ ગદાનાં મંડલો સારી રીતે ફરી બતાવ્યાં.[૨૫]

હે ભારત! તેનું કર્મ લગભગ પૂરું થયું અને સમાજનો તથા વાજિંત્રોનો શબ્દ ધીરો પડયો. તે વખતે બલ અને માહાત્મ્યને સૂચવતો તેમજ વજ્રના પડવા જેવો હાથ ઠોકવાનો કોઈ અવાજ દરવાજાથી સંભળાયો.[૨૬,૨૭] હે વસુધાપતિ! રંગમંડપમાં બેઠેલાઓને તે ક્ષણે વિચાર આવ્યો કે, 'આ પહાડો ફાટે છે કે શું? આ પૃથ્વી ચિરાય છે કે શું? અથવા શું જલધારાથી ભરેલાં વાદળાં વડે આકાશ પુરાય છે? આમ, સૌ પ્રેક્ષકો દ્વાર તરફ મોં રાખી જોવા લાગ્યા.[૨૮,૨૯] તે વખતે હસ્ત નક્ષત્રના પાંચ તારાઓ સાથે જેમ ચન્દ્રમા શોભી રહે, તેમ દ્રોણાચાર્ય પાંચ પૃથાપુત્ર ભાઈઓથી વીંટળાઈને શોભી રહ્યા.[૩૦] શત્રુનાશી દુર્યોધન ઊભો થયો, એટલે તેના તેજસ્વી સો ભાઈઓ અશ્વત્થામા સાથે તેને વીંટાઈ વળ્યા.[૩૧] તે વખતે ઉગામેલાં હથિયારો સાથે ઊભેલા તે ભાઈઓથી ઘેરાયેલો અને હાથમાં ગદાનો અગ્રભાગ ધારણ કરી રહેલો દુર્યોધન, પૂર્વે દાનવોના નાશકાલે દેવગણોથી વીંટળાઈને ઇન્દ્ર ઊભો હોય તેમ, શોભતો રહ્યો.[૩૨]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'અસ્ત્રદર્શન' નામનો અધ્યાય ૧૩૫ મો સમાપ્ત

# अध्याय १३६ मो

## કર્ણનો રાજ્યાભિષેક

॥ वैशंपायन उवाच ॥

दत्तेऽवकाशे पुरुषैर्विस्मयोत्फुल्ललोचनैः ।
विवेश रंगं विस्तीर्णं कर्णः परपुरंजयः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ—પછી વિસ્મયથી વિકસી ઊઠેલાં નયનવાળા લોકોએ માર્ગ આપ્યો, એટલે શત્રુનગરોને જીતનારો કર્ણ વિશાળ રંગમંડપમાં આવ્યો.[૧] તે પોતાના જન્મ સાથે આવેલા સહજ કવચથી શોભતો હતો અને કુંડલે કરીને તેનું મોં પ્રકાશી રહ્યું હતું. તેણે ધનુષ્ય અને તલવાર બાંધ્યાં હતાં. તે પગે ચાલતા પર્વત જેવો જણાતો હતો.[૨] રિપુગણને વિદારનારો તે કર્ણ વિશાળ લોચનવાળો, વિસ્તૃત કીર્તિવાળો અને ચંડકિરણ સૂર્યના અંશવાળો હતો. પૃથાને કન્યાવસ્થામાં થયેલો તે પુત્ર હતો.[૩] સિંહ, ઋષભ અને ગજેન્દ્રના સમાં તેનાં બલ, વીર્ય અને પરાક્રમ હતાં. સૂર્ય, ઇન્દુ અને અગ્નિના જેવાં તેનાં પ્રકાશ, કાંતિ અને તેજસ્વિતા હતાં.[૪] સ્વયં સૂર્યથી જન્મેલો તે શ્રીમાન યુવાન સુવર્ણના તાડ જેવો ઊંચો હતો, સિંહના જેવો વજ્રાંગ હતો અને અસંખ્ય ગુણોથી સંપન્ન હતો.[૫] તે મહાબાહુએ રંગમંડલને સર્વ બાજુએથી જોયું અને દ્રોણાચાર્ય તથા કૃપાચાર્યને જાણે સાધારણ આદરથી પ્રણામ કર્યો.[૬]

પછી રંગમંડપમાં ભરાયેલા સર્વ લોકો નિશ્ચલ થઈ સ્થિર નયને જોવા લાગ્યા અને 'આ કોણ આવ્યો છે?' એ વિચારે ક્ષોભ પામી કુતૂહલ-

પરાયણ થયા.[૭] હે શ્રેષ્ઠ વક્તા! મેઘના જેવા ગંભીર સ્વરે તે સૂર્યપુત્ર કર્ણે પોતાના અજ્ઞાત ભાઈ ઇન્દ્રપુત્ર અર્જુનને કહ્યું:[૮] 'હે પાર્થ! તેં જે કાર્ય કરી બતાવ્યું છે, તે હવે હું લોકોનાં દેખતાં વિશેષ રૂપે કરી બતાવીશ. તું વિસ્મય પામીશ નહિ.[૧૯] હે વક્તૃશ્રેષ્ઠ! તેનું વચન પૂરું થયું નહિ, ત્યાં તો લોકો જાણે યંત્રથી ઊંચકાઈ ગયા હોય, તેમ તરત ચારે બાજુ ઊભા થઈ ગયા![૧૦] હે મનુષ્યશ્રેષ્ઠ! ત્યારે દુર્યોધનને પ્રસન્નતા થઈ આવી અને અર્જુનને ક્ષણ વારમાં લજ્જા તથા ક્રોધ વ્યાપી ગયાં.[૧૧] પછી, દ્રોણની અનુમતિ મળતાં યુદ્ધમાં સદૈવ પ્રીતિવાળા મહાબલવાન કર્ણે જે જે ક્રિયાઓ અર્જુને કરી હતી તે કરી બતાવી.[૧૨] આથી હે ભારત! દુર્યોધન સૌ ભાઇઓ સાથે ત્યાં કર્ણને હર્ષભેર ભેટયો અને આ વચન બોલ્યો.[૧૩]

**દુર્યોધન બોલ્યો:**–હે મહાબાહુ! તું ભલે આવ્યો. હે માન દેનાર! રૂડું ભાગ્ય છે કે, તું અહીં આવ્યો છે. હું તારો છું. આ કુરુરાજ્ય પણ તારું છે. તું યથેચ્છ એને ભોગવ.[૧૪]

**કર્ણ બોલ્યો:**–હું તો એ બધું જ થયેલું માનું છું. હું તમારી મિત્રતાની માગણી કરું છું. હે સમર્થ! હું અર્જુનની સાથે દ્વંદ્વયુદ્ધ કરવા ઇચ્છું છું.[૧૫]

**દુર્યોધન બોલ્યો:**–હે અરિંદમન! મારી સાથે તું ભોગો ભોગવ. બંધુઓનો તું પ્રિયકારી થા. સર્વ શત્રુઓનાં માથાં ઉપર તું પગ મૂક.[૧૬]

**વૈશંપાયન બોલ્યા:**–પછી, પોતાને અપમાનિત જેવો થયેલો માનીને અર્જુને (દુર્યોધન આદિ) ભાઇઓના સમૂહની મધ્યમાં અચલ પર્વતની જેમ ઊભેલા કર્ણને આ પ્રમાણે કહ્યું.

**અર્જુન બોલ્યો:**–હે કર્ણ! વિના બોલાવ્યે પાસે આવનારા અને વિના બોલાવ્યા બોલનારા માણસોને જે લોક મળે છે, તે તું મારાથી હણાઈને મેળવશે.[૧૭,૧૮]

**કર્ણ બોલ્યો:**–હે અર્જુન! આ રંગભવન સર્વને માટે સામાન્ય છે. અહીં તારું એકલાનું છે શું? રાજાઓમાં વીર્યવાન જ શ્રેષ્ઠ છે. ક્ષત્રિયધર્મ બળને જ અનુસરે છે.[૧૯] હે ભારત! દુર્બળના પ્રયત્નરૂપી આક્ષેપોથી શું વળે? ગુરુની સમક્ષમાં હું બાણો વડે તારું શિર હરી ન લઉં ત્યાં સુધી તું બાણોથી જ વાત કર ને![૨૦]

**વૈશંપાયન બોલ્યા:**–આથી શત્રુનગરને જીતનારો અર્જુન દ્રોણની આજ્ઞા લઇને તથા ભાઇઓને સત્વર ભેટીને યુદ્ધને માટે કર્ણની સામે ગયો.[૨૧] તે વખતે કર્ણ પણ દુર્યોધન અને તેના ભાઇઓ સાથે ભેટયો અને ધનુષબાણ લઇને યુદ્ધને માટે સજ્જ થઈ સામો ઊભો રહ્યો.[૨૨] તે સમયે આકાશ બગલાની હારરૂપી હાસ્યવાળાં અને વીજળી, ગર્જના તથા મેઘધનુષ્યવાળાં વાદળાંથી છવાઈ ગયું.[૨૩] પછી હરિ નામના અશ્વવાળા ઇન્દ્રને યુદ્ધરંગ જોઈ રહેલા જોઇને, સૂર્યે પણ પાસે આવેલાં વાદળાંને વિખેરી નાખ્યાં.[૨૪] આથી અર્જુન મેઘની છાયાથી ઢંકાઈ ગયેલો દેખાયો અને કર્ણ સૂર્યકિરણોથી તગતગી રહેલો જણાયો.[૨૫] કર્ણ જે ભાગમાં હતો, તેમાં ધાર્તરાષ્ટ્રો ગોઠવાયા અને અર્જુન હતો તે બાજુએ ભારદ્વાજ, કૃપાચાર્ય તથા ભીષ્મ ઊભા રહ્યા.[૨૬] આમ રંગભવનમાં બે પક્ષ પડી ગયા અને સ્ત્રીઓ પણ બે દળમાં વહેંચાઈ ગઈ. કર્ણ તથા અર્જુન વચ્ચેનું યુદ્ધ થતું જાણીને કુન્તિભોજની પુત્રી કુંતી મૂર્છાવશ થઈ ગઈ.[૨૭] સર્વ ધર્મોને જાણનાર વિદુરે તે મૂર્છાવશ થયેલી કુંતીને દાસીઓ દ્વારા ચંદનજલોથી આશ્વાસન અપાવ્યું.[૨૮] તે જ્યારે ભાનમાં આવી, ત્યારે ફરી પોતાના તે બેઉ પુત્રોને બખ્તર પહેરીને લઢવા ઊભેલા જોઇને તે અકળાઈ ગઈ અને તેને કશી સૂઝ રહી નહિ.[૨૯]

તે પછી દ્વંદ્વયુદ્ધની રીતિમાં કુશલ અને સર્વ ધર્મોના જ્ઞાતા શરદ્વાનપુત્ર કૃપાચાર્યે મહાધનુષ્યો ઉગામીને ઊભેલા કર્ણને કહ્યું:[૩૦] 'પૃથા–

નો નાનો પુત્ર આ કુરુવંશી પાંડુનંદન અર્જુન તમારી સાથે દ્વંદ્વયુદ્ધ કરશે.[31] હે મહાબાહુ! તમે પણ તમારાં માતપિતા વિશે કહો. તમે જે રાજાના કુલતિલક હો તેમના કુલ વિશે કહો.[32] તે જાણીને આ પાર્થ તમારી સાથે યુદ્ધ કરે અથવા ન પણ કરે; કેમકે રાજપુત્રો હીન કુલવાળા અને હીન આચારવાળા સાથે યુદ્ધ કરતા નથી.[33]

**વૈશંપાયન બોલ્યાઃ**–કૃપાચાર્યે આ પ્રમાણે કહ્યું, એટલે વર્ષાના જલથી ભીંજાઇ ગયેલું કમળ જેમ ઝંખવાઈ જાય તેમ કર્ણનું મોં લજ્જાથી નીચે પડી ગયું. ત્યારે દુર્યોધને આ પ્રમાણે કહ્યું.[34]

**દુર્યોધન બોલ્યોઃ**–હે આચાર્ય! શાસ્ત્રના નિશ્ચય પ્રમાણે રાજાઓના આ ત્રણ પ્રકાર છે. સત્કુલીન, શૂરવીર અને સેનાનાયક.[35] જો યુદ્ધમાં આ અર્જુન રાજા ન હોય એવાની સાથે યુદ્ધ ન ઇચ્છતો હોય, તો હું આને અંગદેશના રાજ્ય ઉપર અભિષિક્ત કરું છું.[36]

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી તે જ ક્ષણે, મંત્રવેત્તા બ્રાહ્મણોએ મહારથી કર્ણને સુવર્ણના આસન ઉપર બેસાડયો અને તેનો લાજા, ફૂલો તથા કનકના કલશો વડે અંગદેશના રાજા તરીકે અભિષેક કર્યો. એટલે સુંદર છત્ર અને ચમ્મરવાળા, મહાબલવાળા અને શોભાભર્યા તે કર્ણરાજે જયજયકારના શબ્દો થયા પછી દુર્યોધનને કહ્યું: 'આ રાજ્યદાનના બદલામાં હું આપને શું આપું?[37-39] હે રાજસિંહ! આપ કહો. હે રાજા! હું તે પ્રમાણે કરીશ જ.' ત્યારે દુર્યોધને તેને કહ્યું: 'હું તો તારી ગાઢ મૈત્રી જ ઇચ્છું છું.'[40] દુર્યોધને આમ કહ્યું, એટલે કર્ણે તેને કહ્યું કે, 'એમ જ થશે.' પછી બેઉ એકમેકને હર્ષપૂર્વક ભેટયા અને પરમ આનંદ પામ્યા.[41]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'કર્ણાભિષેક' નામનો અધ્યાય ૧૩૬ મો સમાપ્ત**

# अध्याय १३७ मो

## કર્ણ ઉપર આક્ષેપ

॥ वैशंपायन उवाच ॥

**ततः स्त्रस्तोत्तरपटः सप्रस्वेदः सवेपथुः ।**
**विवेशाधिरथो रंगं यष्टि प्राणोह्वयन्निव ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી જેનું ઉપરણું ખસી ગયું છે, જે પરસેવે નાહી રહ્યો છે અને જે કાંપી રહ્યો છે, એવો અધિરથ ત્યાં કર્ણને હાંક દેતો દેતો લાકડીને ટેકે રંગભૂમિમાં પ્રવેશ્યો.[1] અભિષેકથી માથે ભીંજાયેલો કર્ણ, તેને જોતાં જ પિતૃગૌરવથી આકર્ષાયો અને ધનુષ્ય મૂકીને તેને શિર નમાવી વંદન કર્યું.[2] હવે ગભરામણ ભર્યા અધિરથ સારથિએ તેના બે પગોને વસ્ત્રના છેડાથી ઢાંકી દીધા અને 'હે પુત્ર!' એવું પરિપૂર્ણ અર્થવાળું વચન બોલ્યો.[3] સ્નેહથી ઘેલો થયેલો તે કર્ણને ભેટયો અને અંગરાજ્યના અભિષેકથી ભીના થયેલા તેના મસ્તકને આંસુઓ વડે ફરીફરીને ભીંજવવા લાગ્યો.[4] તે સારથિને જોઇને પાંડવોએ માન્યું કે, આ સૂતપુત્ર છે. એટલે ભીમસેને હાસ્ય કરતો હોય તેમ આ વચન કહ્યું:[5] 'હે સૂતપુત્ર! તું રણમાં અર્જુનના હાથે વધ પામવા યોગ્ય નથી. તું તો તારા કુલને યોગ્ય ચાબુકને જ ઝટ પકડી લે.[6] હે નરાધમ! જેમ કૂતરો યજ્ઞમાં અગ્નિ સમીપ રહેલા પુરોડાશને ભોગવવાને યોગ્ય નથી, તેમ તું અંગરાજ્યને ભોગવવાને યોગ્ય નથી.'[7]

ભીમે આમ કહ્યું, એટલે ક્રોધથી કર્ણનો નીચલો હોઠ જરાક ફફડયો અને તે નિઃશ્વાસ નાખીને ગગનમાં રહેલા સૂર્યદેવને ઊંચે જોવા લાગ્યો.[8] પછી મદમસ્ત હાથી જેવો તે મહાબલવાન દુર્યોધન ભાઇઓરૂપી તે કમલવનમાંથી ક્રોધભેર કૂદી આવ્યો.[9] તે પાસે ઊભેલા ભયંકર કર્મવાળા ભીમસેનને કહેવા લાગ્યોઃ 'હે વૃકોદર! આવું વચન કહેવું તને છાજતું નથી.[10] ક્ષત્રિયોમાં તો બલ

જ શ્રેષ્ઠ છે; અધમ સાથે પણ યુદ્ધ કરી શકાય છે. કહ્યું છે કે, શૂરાઓ અને નદીઓનાં જન્મસ્થાન કંઈ સહેજે જણાતાં નથી.[૧૧] ચર અને અચરને વ્યાપી વળેલો અગ્નિ પાણીમાંથી નીપજ્યો છે. દાનવોનો સર્વસંહાર કરનારું વજ્ર દધીચિનાં હાડકાંમાંથી બન્યું છે.[૧૨] વળી સર્વ રહસ્યોભર્યા ભગવાન કાર્તિકદેવ પણ ગૂઢજન્મા છે–તે અગ્નિપુત્ર, કૃત્તિકાપુત્ર, રુદ્રપુત્ર અને ગંગાપુત્ર પણ ગુહ્યજન્મા હોવાનું સંભળાય છે.[૧૩] વિશ્વામિત્ર આદિના જન્મ ક્ષત્રિયમાં છે, છતાં તેઓ પણ બ્રાહ્મણો થયેલા સંભળાય છે અને તેમણે અવિનાશી બ્રહ્મપદ પણ મેળવ્યું છે.[૧૪] શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ આચાર્ય દ્રોણ કલશમાં જન્મ્યા છે અને ગૌતમવંશમાં કૃપાચાર્ય ગૌતમ શરના ગુચ્છમાં ઉત્પન્ન થયા છે.[૧૫] વળી, તમારા જન્મ કેમ થયા છે તે પણ હું જાણું છું. કુંડલ અને કવચ સાથે જન્મેલા, સર્વ લક્ષણોથી સંપન્ન અને સૂર્ય જેવા આ પુરુષવ્યાઘ્રને કોઈ હરણી તો કેમ કરીને જન્મ આપવાની હતી?[૧૬] આ નરેશ્વરને તેના ભુજબલના તથા તેની આજ્ઞાંકિતતાના પ્રતાપે મારી સાથે એક અંગદેશનું જ નહિ પણ સમસ્ત પૃથ્વીનું રાજ્ય ઘટે છે.[૧૭] જે માણસથી મારું આ કાર્ય સહ્યું જતું ન હોય, તે રથે ચડી બે પગો વડે પોતાનું ધનુષ નમાવે.[૧૮]

ત્યારે, આખા રંગમંડપમાં ધન્યવાદ કરતો મહાન હાહાકાર થઈ રહ્યો અને સૂર્ય પણ અસ્ત પામ્યો.[૧૯] તે પછી રાજા દુર્યોધન કર્ણનો હાથ પકડીને મશાલના અજવાળે રંગમંડપમાંથી બહાર નીકળી ગયો.[૨૦] હે પૃથ્વીપતિ! સૌ પાંડવો પણ દ્રોણ, કૃપાચાર્ય અને ભીષ્મ સાથે પોતપોતાને ભવને ગયા.[૨૧] ત્યારે હે ભારત! કોઈક અર્જુનને વખાણતા, કોઈક કર્ણને વખાણતા તો કોઇક દુર્યોધનને વખાણતા સૌ લોકો ચાલી નીકળ્યા. કુન્તીએ દિવ્યલક્ષણવાળા પોતાના પુત્રને ઓળખ્યો અને તેને અંગદેશનો રાજા થયેલો જાણી તે સ્નેહને લીધે શુભભાવે પ્રસન્નતા પામી.[૨૨,૨૩] હે રાજન્! આમ કર્ણ મળવાથી દુર્યોધનને પણ અર્જુન સંબંધી ભય તત્ક્ષણ અલોપ થઈ ગયો.[૨૪] શસ્ત્રવિદ્યામાં પરિશ્રમ કરનારો તે વીર કર્ણ દુર્યોધનને પરમ સાંત્વનાથી પ્રસન્ન કરવા લાગ્યો. યુધિષ્ઠિર પણ એમ માનવા લાગ્યા કે, પૃથ્વીમાં કર્ણની તોલે આવે એવો કોઈ ધનુર્ધારી નથી.[૨૫]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'અસ્ત્રદર્શન' નામનો અધ્યાય ૧૩૭ મો સમાપ્ત

# अध्याय १३८ मो

## દ્રુપદનો પરાજય અને અર્જુને આપેલી ગુરુદક્ષિણા

॥ वैशंपायन उवाच ॥

पांडवान् धार्त्तराष्ट्रांश्च कृतास्त्रान्मसमीक्ष्य सः।
गुर्वर्थं दक्षिणाकाले प्राप्तेऽमन्यत वै गुरुः ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–પાંડવો અને ધાર્તરાષ્ટ્રોને અસ્ત્રવિદ્યામાં નિપુણ થયેલા જોઇને ગુરુ દ્રોણે ગુરુદક્ષિણા માટે સમય આવ્યો છે એમ માન્યું.[૧] તે પછી હે રાજા! દ્રોણાચાર્યે સર્વ શિષ્યોને એકત્ર કર્યા અને તેમને દક્ષિણા માટે કહ્યું કે,[૨] 'હે કુમારો તમારું કલ્યાણ થાઓ. તમો પાંચાલરાજ દ્રુપદને રણને મોખરે પકડી અહીં લાવો. તે જ હું તમારી પાસેથી પરમ ગુરુદક્ષિણા ઇચ્છું છું.'[૩] 'તેમ થાઓ' એમ કહીને તે સર્વ યોદ્ધાઓ આચાર્યની માગેલી દક્ષિણા માટે દ્રોણ સાથે તત્કાલ રથોમાં બેસીને નીકળ્યા.[૪] તે નરસિંહો મારપીટ કરતા પાંચાલ દેશમાં પહોંચ્યા અને તે મહાઓજસ્વી દ્રુપદના નગરને પીડવા લાગ્યા.[૫] દુર્યોધન, કર્ણ, મહાબલવાન યુયુત્સુ, દુઃશાસન, વિકર્ણ, જલસંધ, સુલોચન અને બીજા અનેક અતિ પરાક્રમી ક્ષત્રિયશ્રેષ્ઠ

કુમારો 'હું પહેલો, હું પહેલો' એમ કરતા ઉત્તમ રથોમાં આરૂઢ થયા. આમ તે સર્વ કુમારો સારથિઓ સાથે નગરમાં પેસી રાજમાર્ગ ઉપર આવ્યા. [૧-૮] હે રાજન્! પાંચાલપતિ દ્રુપદે એ વાત સાંભળી, એટલે મહાસૈન્યને જોઇને તે ભાઈઓ સાથે એકદમ રાજમહેલમાંથી બહાર નીકળ્યો.[૯] મહીપતિ યજ્ઞસેને માર્ગમાંજ કવચાદિ સજવા માંડ્યાં. ત્યાં, તે સર્વ કુમારોએ ગર્જનાઓ કરતાં કરતાં શરની વૃષ્ટિ છોડવા માંડી.[૧૦] એટલે દુર્જય યજ્ઞસેન શ્વેત રથમાં બેસીને રણમાં આવ્યો અને કૌરવો ઉપર ભયંકર બાણો વરસાવવા લાગ્યો.[૧૧]

વૈશંપાયન બોલ્યાઃ–કુમારો અભિમાનમાં ઊછળી રહ્યા હતા, એટલે આગળથી મંત્રણા કરીને અર્જુને દ્રોણાચાર્યને કહ્યું કે, [૧૨] 'આ લોકો પરાક્રમ કરી રહેશે પછી અમે સાહસ કરશું. રણમોખરામાં એમનાથી પાંચાલરાજને પકડાય એમ નથી.' આમ કહીને, તે નિષ્પાપ કુંતીપુત્ર પોતાના ભાઈઓ સાથે નગરથી બહાર અડધો કોશ દૂર ઊભો રહ્યો. કૌરવોને જોઇને, દ્રુપદ મોટી બાણજાળ વડે કૌરવોની સેનાને મૂંઝવવા લાગ્યો અને ચારે બાજુ ઘૂમવા મંડ્યો.[૧૩-૧૫] રથમાં સજ્જ બેઠેલા તે શીઘ્રકારી દ્રુપદને જોઇને કૌરવો ભયના માર્યા તેને એકને અનેક માનવા લાગ્યા.[૧૬] દ્રુપદનાં ભયંકર બાણો સર્વ દિશાઓમાં ફરી વળ્યાં. હે મહારાજ! ત્યારે પાંચાલોની છાવણીઓમાં હજારો શંખો, ભેરીઓ અને મૃદંગો વાગી રહ્યાં. વળી, મહાત્મા પાંચાલોએ સિંહનાદ કર્યો; અને તેમના ધનુષ્યની પણછનો મહાન ટંકાર ગગનમાં જઇને વિશાળ થવા લાગ્યો. દુર્યોધન, વિકર્ણ, સુબાહુ, દીર્ઘલોચન અને દુઃશાસન એ સૌએ ક્રોધાવિષ્ટ થઈને સેંકડો બાણોની ઝડીઓ વરસાવી. આથી યુદ્ધમાં દુર્જય એવો તે મહા ચાપધારી પૃષતપુત્ર દ્રુપદ અત્યંત વીંધાઈ ગયો.[૧૭-૨૦] હે ભારત! તેજ ક્ષણે તેણે તે સૈન્યોને વીંધવા માંડ્યાં. પછી તેણે બળતા ઉંબાડિયાના ચક્રની પેઠે ઘૂમીને દુર્યોધન, વિકર્ણ, મહાબલવાન કર્ણ, અનેક વીર્યવાન રાજપુત્રો તેમજ વિવિધ સૈન્યોને બાણોથી ઢાંકી દીધાં.[૨૧-૨૨] પછી સર્વ નાગરિકો મુસળો અને લાકડીઓ સાથે વરસતાં વાદળાંની જેમ કૌરવો ઉપર તૂટી પડવા લાગ્યા.[૨૩] હે ભારત! ઘોર યુદ્ધની વાત સાંભળીને બાળકથી માંડીને બુઢ્ઢા સુધીના તે સર્વ નગરજનો તે કૌરવો ઉપર તૂટી પડ્યા.[૨૪] એટલે કૌરવો તો ચીસો નાખતા તથા બૂમો પાડતા પાંડવો તરફ દોડી જવા લાગ્યા. તેમનો રૂંવાડાં ખડાં કરે એવો આર્તનાદ સાંભળીને પાંડવો પણ દ્રોણગુરુને વંદન કરી રથ ઉપર ચડ્યા. અર્જુને શીઘ્રતાથી પાંડુપુત્ર યુધિષ્ઠિરને વાર્યા–'તમે લડશો નહિ.' પછી તેણે માદ્રીપુત્રોને પોતાના ચક્રના રક્ષક કર્યા અને સદા ગદાની સાથે રહેનારો ભીમસેન સેનાને અગ્રભાગે ચાલવા લાગ્યો.[૨૫-૨૭]

આમ હે નિષ્પાપ! શત્રુનો નાદ સાંભળીને, કુંતીપુત્ર અર્જુન રથથી દિશાઓને ગજાવતો ગજાવતો ભાઇઓ સાથે વેગપૂર્વક આવ્યો.[૨૮] ત્યારે હાથમાં દંડ ધારણ કરી રહેલા યમરાજ હોય, તેમ મહાબાહુ ભીમસેને ઊછળતા સાગરના ઘોર વાળી તે પાંચાલસેનામાં પ્રવેશ કર્યો.[૨૯] મગર જેમ સાગરમાં પ્રવેશે તેમ એ મહાસેનામાં પેઠો. ગદાધારી ભીમે પોતે જ ગજસૈન્ય ઉપર હુમલો કર્યો.[૩૦] કાલરૂપધારી તે યુદ્ધકુશલ પૃથાપુત્ર ભીમે પોતાના બાહુના પરાક્રમથી અને તેની ગદાના પ્રહારથી ગજસેનાનો ઘાણ કાઢી નાખ્યો.[૩૧] ભીમસેનની ગદાના આઘાતોથી પર્વત જેવા તે હાથીઓનાં માથાંના ગોળવાઓ તૂટી પડ્યા અને તેમને પુષ્કળ લોહી વહેવા માંડ્યું.[૩૨] પહાડ જેવા તે હાથીઓ, વજ્ર જેવા તે આઘાતથી ભૂમિ ઉપર ઢળી પડવા લાગ્યા.[૩૩] અર્જુનના તે મોટા ભાઈ ભીમસેને હાથીઓ, ઘોડાઓ અને રથોને

રોળી નાખ્યા, તેમજ પાળાઓ તથા રથીઓને પૂરા કરી દીધા.[૩૪] ગોવાળિયો જેમ વનમાં લાકડીવડે પશુઓના ધણને હાંકે છે,તેમ વૃકોદર ભીમ પણ રથો અને હાથીઓને હાંકવા લાગ્યો.[૩૫]

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી, ભારદ્વાજનું પ્રિય કરવાને સજ્જ થયેલા તે અર્જુને બાણની જાળ વડે પૃષત્પુત્ર દ્રુપદને હાથી ઉપરથી નીચે પાડી નાખ્યો.[૩૬] હે રાજન્ ! પ્રલયકાળના અગ્નિની જેમ ભડભડતા અર્જુને રણમાં ઘોડાઓ, રથો અને હાથીઓના સમૂહોને ચોમેરથી સુવાડી દીધા.[૩૭] આમ વીંધાઈ રહેલા તે પાંચાલસૈનિકો પણ,વિવિધ પ્રકારનાં બાણોવડે અર્જુનને સર્વાંગે સત્વર ઢાંકી દેવા લાગ્યા; અને મુખથી સિંહનાદ કરીને પાંડવો સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે યુદ્ધ જોવામાં મહા અદ્ભુત અને મહા ભીષણ હતું. ઇન્દ્રપુત્ર અર્જુન સિંહનાદનો ઘોર સાંભળીને પોતાની જાતને રોકી શક્યો નહિ.[૩૮,૩૯] પછી યુદ્ધમાં અર્જુને એકદમ પાંચાલો ઉપર ધસારો કર્યો અને મોહ પમાડતો હોય તેમ બાણોની મોટી જાળો વિસ્તારીને તેમને મૂંઝવી નાખ્યા.[૪૦] યશસ્વી કુન્તીપુત્ર બાણો છોડવામાં અને તત્કાલ તે સાંધવામાં એટલી ચપળતા રાખતો હતો કે, વચ્ચે કંઈ ગાળો સરખો પણ પડતો દેખાતો નહતો.[૪૧] તે વખતે ધન્યવાદની સાથે ભળેલો સિંહનાદ ગાજવા લાગ્યો. પછી જેમ શંબરાસુર મહેન્દ્ર સામે ધસ્યો હતો, તેમ પાંચાલરાજ સત્યજિત સાથે શીઘ્રતાથી અર્જુન ઉપર ધસ્યો. પણ અર્જુને ભારે શરવૃષ્ટિથી એ પાંચાલપતિને છાઈ દીધો. તે વખતે પાંચાલસેનામાં હલબલાટીનો અવાજ થઈ રહ્યો. પછી ગજેંદ્રને પકડવા જેમ મહાસિંહ દોડે તેમ અર્જુનને આગળ ધપતો જોઇને સત્યપરાક્રમી સત્યજિતે પાંચાલરાજનું રક્ષણ કરવા માટે ધનંજય ઉપર સામો ધસારો કર્યો.[૪૨-૪૫] આમ અર્જુન અને પાંચાલપતિ જાણે ઇન્દ્ર અને વિરોચનપુત્ર બલિની જેમ, યુદ્ધ માટે સામસામા આવ્યા અને એકબીજાની સેનાને ખળભળાવવા લાગ્યા.[૪૬] પછી અર્જુને ગાઢ બળપૂર્વક મર્મભેદી દશ બાણો વડે સત્યજિતને વીંધી નાખ્યો; તે જોઇને સર્વને આશ્ચર્ય થયું.[૪૭] ત્યારે એ પાંચાલપુત્ર સત્યજિતે પણ તરત જ સો બાણોથી પાર્થને પીડા પહોંચાડી. તેથી મહા વેગવાળા મહારથી અર્જુને બાણવર્ષાથી ઢંકાઈ જવા છતાં, ધનુષ્યની પણછ સાફ કરીને વેગ વધાર્યો અને સત્યજિતના ધનુષ્યને છેદીને તે દ્રુપદરાજ તરફ ઊછળ્યો.[૪૮,૪૯] આ વખતે બીજું વધારે વેગીલું ધનુષ લાવીને સત્યજિતે અર્જુનને ઘોડા, રથ તથા સારથિ સાથે સત્વર વીંધી નાખ્યો.[૫૦] પાંચાલપુત્રથી યુદ્ધમાં આમ પીડા પામેલો અર્જુન તે સાંખી શક્યો નહિ; એટલે તેણે તેના વિનાશ માટે તરત જ બાણો છોડવા માંડયાં.[૫૧]

અર્જુને તેનાં ઘોડા, ધ્વજ, ધનુષ્યની મૂઠો, બેઉ પડખેના રખવાળો તેમજ સારથિને વીંધી નાખ્યાં. આમ વારંવાર ધનુષ્યો કપાઇ જવા લાગ્યાં અને ઘોડાઓ છૂટા થઈ જવા મંડયા, તે જોઈને સત્યજિતે યુદ્ધમાં પીઠ બતાવી. હે રાજન્ ! સત્યજિતે રણાંગણમાં આમ પૂંઠ બતાવી, તે જોઇને દ્રુપદરાજે મહા વેગપૂર્વક અર્જુન ઉપર બાણવૃષ્ટિ કરવા માંડી. તે વખતે જયશીલોમાં શ્રેષ્ઠ તે અર્જુને પણ મહાયુદ્ધ કરવા માંડયું.[૫૨-૫૪] અર્જુને તેનું ધનુષ છેદી નાખ્યું, ધ્વજને જમીન ઉપર તોડી પાડી અને પાંચ બાણોથી તેના સારથિને તેમજ અશ્વોને વીંધી નાખ્યા.[૫૫] તે પછી દ્રુપદ જ્યારે તે ચાપને ફેંકી દઈને બીજું શર સાંધતો હતો, ત્યારે કૌન્તેયે તલવાર ખેંચીને સિંહગર્જના કરી.[૫૬] ધનંજય છલંગ મારીને એકદમ પાંચાલના રથની ધરી ઉપર તૂટી પડયો અને નિર્ભયતાપૂર્વક તે પાંચાલપતિના રથમાં પહોંચ્યો.[૫૭] ત્યાં જેમ સાગરને ડહોળીને

હાથીને પકડવામાં આવે તેમ એ પૃથ્વીનંદને દ્રુપદને પકડી લીધો. ત્યાં તો સર્વ પાંચાલો દશે દિશાઓમાં ભાગવા મંડયા. એ રીતે સર્વ સેનાઓને પોતાનું બાહુબલ બતાવીને તથા સિંહના જેવો શોર કરીને ધનંજય ત્યાંથી બહાર આવ્યો. અર્જુનને આમ આવતો જોઇને તે બધા કુમારોએ એકઠા થઇને, મહાત્મા દ્રુપદના નગરને રંજાડવા માંડ્યું.[૫૮-૬૦]

અર્જુન બોલ્યોઃ–હે ભીમ! રાજશ્રેષ્ઠ દ્રુપદ કુરુવીરોના સંબંધી છે. તેમના સૈન્યને મારશો નહિ. ચાલો, ગુરુદક્ષિણા આપીએ.[૬૧]

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્! અર્જુનથી વારવામાં આવેલો તે મહાબલવાન ભીમસેન યુદ્ધધર્મમાં તૃપ્ત થયો નહોતો, છતાં નિવૃત્ત થયો.[૬૨] હે ભરતોત્તમ! રણને મોખરે યજ્ઞસેન દ્રુપદને અમાત્ય સાથે પકડીને તેઓ દ્રોણાચાર્ય પાસે લઈ આવ્યા[૬૩] ત્યારે પૂર્વના વેરને મનમાં ઘોળીને દ્રોણાચાર્યે ગર્વભંગ થયેલા, ધન હારી ગયેલા અને અધીનતામાં આવેલા એ દ્રુપદને કહ્યું કે, [૬૪] 'મેં તારા દેશને બળથી મસળી નાખ્યો છે અને તારા નગરને સપાટ કર્યું છે. હવે તારું જીવન શત્રુના હાથમાં છે. શાને તું પૂર્વની મિત્રતા ઇચ્છે છે?'[૬૫] આમ કહીને આચાર્ય કંઈક હસીને ફરી બોલ્યાઃ 'હે વીર! પ્રાણના નાશનો ભય રાખીશ નહિ! અમે તો ક્ષમાશીલ બ્રાહ્મણો છીએ.[૬૬] હે ક્ષત્રિયોત્તમ! આશ્રમને વિશે બાળપણમાં તું મારી સાથે રમ્યો હતો, તેથી મારાં સ્નેહપ્રીતિ વધ્યાં છે.[૬૭] હે રાજન્! હું ફરીને તારી સાથે મૈત્રી ઇચ્છું છું. હે રાજન્! હું તને વરદાન આપું છું કે, અડધું રાજ્ય તું પામ.[૬૮] હે યજ્ઞસેન! જે કોઈ રાજા ન હોય તે કોઈ રાજાનો મિત્ર થવા ઘટતો નથી. એટલે જ મેં તારા રાજ્ય સંબંધમાં આ પ્રયત્ન કર્યો છે.[૬૯] ગંગાને જમણે કાંઠે તું રાજા રહેજે અને ડાબે કાંઠે હું રાજા રહીશ. હે પાંચાલ! હવે તને માન્ય હોય તો તું મને તારો મિત્ર જાણ.[૭૦]

દ્રુપદ બોલ્યોઃ–હે બ્રહ્મન્! પરાક્રમી મહાપુરુષોમાં આ કંઈ આશ્ચર્ય જેવું નથી. હું આપનાથી પ્રસન્ન છું. હું આપની નિત્યની પ્રીતિ ઇચ્છું છું.[૭૧]

વૈશંપાયન બોલ્યાઃ–હે ભારત! તેણે આમ કહ્યું, એટલે તે દ્રોણે તેને એકદમ છોડી દીધો અને પ્રસન્નતાપૂર્વક તેને સત્કારી તેને અર્ધું રાજ્ય આપ્યું.[૭૨] પછી મનથી દીન થયેલો તે દ્રુપદ રાજા ગંગાને તીરે માકન્દી પ્રાંતના કાંપિલ્ય નામે ઉત્તમ નગરમાં વસવા લાગ્યો.[૭૩] દ્રોણથી હારીને દ્રુપદ ચર્મણ્વતી નદી સુધીના દક્ષિણ પાંચાલ દેશનું રાજ્ય કરવા લાગ્યો.[૭૪] હવે તેને નિશ્ચયપૂર્વક લાગ્યું કે ક્ષાત્રબળથી દ્રોણને પરાજય આપી શકાય આમ નથી.' આમ, તે પોતાને બ્રાહ્મબલમાં ઊતરતો માનવા લાગ્યો.[૭૫] તેથી દ્રોણને વશ કરે એવા પુત્રની પ્રાપ્તિ સારુ તે પૃથ્વી ઉપર ઘૂમવા લાગ્યો. દ્રોણે આમ અહિચ્છત્ર દેશને મેળવ્યો. હે રાજન્! પૂર્વે અર્જુને આ પ્રમાણે, યુદ્ધમાં દેશો સાથેની અહિચ્છત્ર નગરી જીતીને દ્રોણને અર્પણ કરી હતી.[૭૬,૭૭]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'દ્રુપદશાસન' નામનો અધ્યાય ૧૩૮ મો સમાપ્ત

# अध्याय १३९ मो

## પાંડવોના પરાક્રમથી ધૃતરાષ્ટ્રને ચિંતા

॥ वैशंपायन उवाच ॥

ततः संवत्सरस्यान्ते यौवराज्याय पार्थिव ।
स्थापितो धृतराष्ट्रेण पांडुपुत्रो युधिष्ठिरः ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજા! આ વાતને એક વર્ષ વીત્યા પછી ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરની ધીરતા, સ્થિરતા, સહનશીલતા, અકઠોરતા, સરલતા, દાસાદિ ઉપર દયાળુતા અને સ્થિર

મિત્રતા ઇત્યાદિ ગુણો જોઇને તેમને યુવરાજપદે સ્થાપ્યા.[૧,૨] ટૂંક વખતમાં જ કુન્તીપુત્ર યુધિષ્ઠિરે પોતાનાં શીલ, સદ્‌વર્તન અને પ્રજાસમાધાનથી પિતાની કીર્તિને પણ પાછળ પાડી દીધી.[૩] વળી ખડ્‌ગયુદ્ધમાં, ગદાયુદ્ધમાં અને રથયુદ્ધમાં, વૃકોદર ભીમ બલરામ પાસેથી સતત શિક્ષણ મેળવવા લાગ્યો.[૪] બલમાં દ્યુમત્સેન જેવો તે પરાક્રમસંપન્ન ભીમ વિદ્યા પૂરી થતાં, ભાઈઓની આજ્ઞામાં રહીને રહેવા લાગ્યો.[૫] અર્જુન દૃઢ તથા સભર મૂઠીવાળો, ચપળ અને લક્ષ્યવેધમાં કુશળ થયો. ક્ષુર,* નારાચ, ભલ્લ અને વિપાઠ આદિ સીધાં, વાંકાં તથા વિશાલ અસ્ત્રોના તે રહસ્યને જાણનારો થયો; તેમ તે તેમના પ્રયોગ કરવામાં નિષ્ણાત થયો. દ્રોણાચાર્યને નિશ્ચય થયો કે ચપળતા અને સલૂકાઈમાં અર્જુન જેવો આ લોકમાં કોઈ જ બીજો નથી.

પછી એક વખતે કૌરવસભામાં આચાર્ય દ્રોણે ગુડાકેશ અર્જુનને કહ્યું કે,[૬-૮] 'હે ભારત! પૂર્વે અગ્નિવેશ નામે મારા પ્રસિદ્ધ ગુરુ હતા. ધનુર્વેદમાં તે અગસ્ત્યના શિષ્ય હતા. હું એ અગ્નિવેશનો શિષ્ય છું.[૯] તપે કરીને મને આ વજ્રના જેવું તેજસ્વી અને પૃથ્વીને પણ બાળી દે એવું 'બ્રહ્મશિર' નામે અમોઘ અસ્ત્ર સાંપડ્યું છે. તેને એક પાત્રથી બીજા સુપાત્રને સોંપવાને હું તૈયાર થયો છું. આ અસ્ત્ર આપતી વેળાએ ગુરુએ મને કહ્યું હતું કે, 'હે સમર્થ ભારદ્વાજ! અલ્પ વીર્યવાળા મનુષ્યો ઉપર તું આને છોડીશ નહિ. હે વીર! આ દિવ્ય અસ્ત્ર તને આપું છું. તારા સિવાય બીજો કોઈ એને માટે યોગ્ય નથી.[૧૦-૧૨] હે પૃથ્વીપાલ! તારે પણ મુનિએ રચેલા નિયમનું રક્ષણ કરવું જોઈશે. હવે સ્વજનોના સમૂહના દેખતાં તું મને ગુરુદક્ષિણા આપ.[૧૩] અર્જુને 'તે આપું છું' એવી પ્રતિજ્ઞા કરી, એટલે ગુરુ બોલ્યા: 'હે નિષ્પાપ! યુદ્ધમાં હું તારો સામાવડિયો થાઉં ત્યારે તારે મારી સાથે યુદ્ધ કરવું.[૧૪] કુરુશ્રેષ્ઠ અર્જુને 'તથાસ્તુ' એમ કહી, ગુરુ દ્રોણને વચન આપ્યું અને તેમના ચરણમાં પ્રણામ કરી તે ઉત્તર દિશાએ ગયો.[૧૫]

સાગરરૂપી મેખલાવાળી પૃથ્વીમાં તે વખતે સ્વાભાવિક રીતે વાત ચાલી કે, આ લોકમાં અર્જુન જેવો કોઈ જ બીજો ધનુર્ધારી નથી.[૧૬] ધનંજય પાંડવ ગદાયુદ્ધમાં, ખડ્‌ગયુદ્ધમાં, રથયુદ્ધમાં તેમજ ધનુર્યુદ્ધમાં પારંગત થયો છે.[૧૭] નીતિમાન સહદેવ પણ દેવાધિરાજ ઇન્દ્ર જેવા દ્રોણાચાર્ય પાસેથી સકલ નીતિને પ્રાપ્ત કરી ભાઇઓના વશમાં રહેતો હતો.[૧૮] દ્રોણગુરુએ ભણાવેલો નકુલ 'ચિત્રયોધી'નું બિરુદ પામી અતિરથી તરીકે પ્રસિદ્ધ થયો અને ભાઇઓનો પ્રિય થઈ પડ્યો.[૧૯] તે પછી, ગંધર્વોના વિદ્રોહમાં, અર્જુન આદિ પાર્થોએ ત્રણ વર્ષનો યજ્ઞ કરનારા સૌવીરને રણમાં હણી નાખ્યો હતો.[૨૦] વીર્યવાન પાંડુ પણ જેને વશ કરવાને સમર્થ થયા નહોતા, તે યવનાધિપતિ રાજાને અર્જુને વશમાં આણ્યો. અત્યંત બળયુક્ત અને કુરુઓ પ્રત્યે સદા ગર્વ રાખનારા તે વિપુલ નામે સૌવીરરાજને, બુદ્ધિમાન અર્જુને મારી નાખ્યો.[૨૧,૨૨] વળી દત્તામિત્ર નામે પ્રસિદ્ધિ પામેલા અને યુદ્ધને માટે નિશ્ચયી થયેલા તે સુમિત્ર નામના સુવીરદેશના વીરને, અર્જુને બાણો વડે પરાસ્ત કર્યો.[૨૩] ભીમસેનની સહાયથી તે અર્જુને, પોતે એક રથમાં રહીને પૂર્વ દેશના સર્વ રાજાઓને તેમના દશ હજાર રથો સાથે જીતી લીધા.[૨૪] એ જ રીતે એક રથમાં જઇને ધનંજયે દક્ષિણ દિશા જીતી અને કુરુરાજ્યમાં પુષ્કળ ધનની ભરતી કરી.[૨૫] આ રીતે, પૂર્વે માનવોમાં શ્રેષ્ઠ એવા તે સર્વ મહાત્મા પાંડવોએ પરરાજ્યોને જીતીને પોતાના રાજ્યની વૃદ્ધિ કરી

* ક્ષુર તથા નારાચ એ બંને પાસામાં ધારવાળાં, તીણાં અણિયાળાં અને સીધાં હોય છે. ભલ્લ, ગળના જેવું વાંકું હોય છે, જેથી કાઢતી વખતે આંતરડાને પણ ખેંચતું આવે છે અને વિપાઠ પહોળું શસ્ત્ર છે.

હતી.[૨૬] પછી, તે દૃઢ ધનુર્ધર પાંડવોનું અતિ પ્રસિદ્ધ બળ જાણીને ધૃતરાષ્ટ્રનો પાંડવો વિશેનો ભાવ એકાએક દૂષિત થયો.[૨૭] તે રાજાને ભારે ચિંતા થવા લાગી અને તેને રાત્રે નિદ્રા પણ ન આવવા લાગી.[૨૮]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'ધૃતરાષ્ટ્રચિન્તા' નામનો અધ્યાય ૧૩૯ મો સમાપ્ત**

# अध्याय १४० मो

## કણિકની રાજનીતિ

॥ वैशंपायन उवाच ॥

**श्रुत्वा पांडुसुतान् वीरान् बलोद्रिक्तान् महौजसः। धृतराष्ट्रो महीपालश्चिंतामगमदातुरः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–પાંડુપુત્રોને વીર, બળસંપન્ન અને મહાઓજસ્વી થયેલા સાંભળીને રાજા ધૃતરાષ્ટ્ર દુઃખી થઈ ચિન્તા કરવા લાગ્યો.[૧] પછી મંત્રવેત્તા, રાજશાસ્ત્રના રહસ્યના પરમ વિદ્વાન અને મંત્રીઓમાં શ્રેષ્ઠ એવા કણિકને બોલાવી ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે કહ્યું:[૨]

**ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ**–હે દ્વિજશ્રેષ્ઠ! પાંડવો નિત્યનિત્ય ઉત્કર્ષ પામી રહ્યા છે. આથી મને તેમને વિશે અદેખાઈ થાય છે. તો હે કણિક! મારે તેમની સાથે સંધિ રાખવી કે વિગ્રહ કરવો? તમે તે મને નિશ્ચિત રૂપે કહો. હું તમારું કહ્યું કરીશ.[૩]

**વૈશંપાયન બોલ્યાઃ**–ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે પૂછ્યું, ત્યારે પ્રસન્ન ચિત્તવાળા અને રાજશાસ્ત્રના રહસ્યની દૃષ્ટિવાળા તે દ્વિજશ્રેષ્ઠે આ તીક્ષ્ણ વચન કહ્યાં.[૪]

**કણિક બોલ્યોઃ**–હે નિષ્પાપ રાજન્! એ સંબંધમાં હું આ વચન કહું છું. હે કુરુશ્રેષ્ઠ! તે સાંભળીને તમારે મારા ઉપર રોષ કરવો નહિ.[૫] રાજાએ હંમેશાં દંડને ઉગામેલો રાખવો અને સદૈવ પોતાના પરાક્રમને પ્રકાશિત રાખવું. અને છિદ્ર વિનાના રહી તેણે સામાનાં છિદ્ર જોતા રહેવું. તેણે પારકાનાં છિદ્રો પકડી પાડીને તેમનો પીછો પકડવો.[૬] નિત્ય દંડથી સજ્જ રહેનાર રાજાથી જ લોકો અત્યંત ડરે છે; તેથી તેણે સર્વ કાર્યો દંડથી જ સિદ્ધ કરવાં.[૭] રાજા પારકાનું છિદ્ર શોધી કાઢી તેનો કેડો લે, પણ પારકા પોતાનું છિદ્ર જોઈ ન જાય એવી રીતે વર્તવું જોઇએ. કાચબો જેમ પોતાનાં અંગોને સંકોરીને રક્ષે છે, તેમ રાજાએ પોતાનાં કાર્યોને છૂપાં રાખીને રક્ષવાં.[૮] આરંભ્યા પછી કોઈ કામ ક્યારેય અધૂરું અટકાવવું નહિ. કેમકે, થોડો પણ કાપ્યા વિનાનો રહી ગયેલો કાંટો પણ માણસને લાંબી પીડા કરાવે છે.[૯] અપકારી શત્રુઓનો તો વધ જ થાય, એમ વિદ્વાનો સ્તુતિપૂર્વક કહે છે.[૧૦] આપત્તિમાં આવેલા પરાક્રમી અને મહાયોદ્ધા શત્રુને સારી પેઠે ચીરી નાખવો અથવા તેને ભગાડી દેવો. આપત્તિને વખતે આ પ્રમાણે કરવું; એમાં વિચારવા બેસવું નહિ.[૧૧] હે તાત! રિપુ દુર્બલ હોય, તો પણ તેની ક્યારેય અવજ્ઞા કરવી નહિ. કેમકે, નાનીસરખી ચિનગારી પણ આશ્રયે કરીને આખા વનને ફૂંકી મૂકે છે.[૧૨] આંધળા થવાનું હોય ત્યાં આંધળા થવું અને બહેરા બનવાનું હોય ત્યાં બહેરાશ પણ લાવવી! ત્યારે ધનુષને તણખલાની તોલે પણ ગણવું અને મૃગની જેમ નિદ્રા પણ લેવી.[૧૩] સાંત્વન આદિ ઉપાયોથી વશ આવેલા શત્રુને હણી નાખવો. તે શરણે આવ્યો છે એમ માની તેને વિશે દયા ન જ કરવી.[૧૪] કારણ કે તે શત્રુ હણાતાં રાજાને નિરાંત વળે છે અને કશો ભય રહેતો નથી. પૂર્વના અપકારીને તથા શત્રુને તેણે દાન આદિ ઉપાયોથી હણવો.[૧૫] ત્રણ (ઐશ્વર્ય, મંત્ર તથા ઉત્સાહ), પાંચ (મંત્રી, રાજ્ય, દુર્ગ, ભંડાર તથા સૈન્ય) અને સાત (સામ, દામ, ભેદ, દંડ, ઉદ્બંધન, વિષ તથા વહ્નિ) એ ઉપાયોથી શત્રુપક્ષનો સર્વાંગે નાશ

કરવો. શત્રુપક્ષની સદા સમૂળગી જડ ઉખેડી નાખવી.[૧૬] પછી, તેના સહાયકોનો તેમજ તેના સર્વ પક્ષકારોનો નાશ કરવો. કેમકે આધારરૂપ મૂળ કપાઈ જાય છે, ત્યારે તેને આશરે જીવનારા સૌ મરી જ જાય છે.[૧૭] ઝાડનું મૂળ જ કપાઈ જાય, તો પછી ડાળીઓ ક્યાંથી ઊભી રહેવા પામે ? પોતે ગુપ્ત રહી નિત્ય શત્રુ તરફ એકાગ્ર રહેવું અને તેનાં છિદ્રો જોયા કરવાં.[૧૮] હે રાજન્! શત્રુઓ વિશે સદૈવ તત્પર રહી વર્તવું. અગ્નિહોત્ર, યજ્ઞ, ભગવાં, જટા અને મૃગચર્મ એ ધારણ કરીને શત્રુલોકોમાં વિશ્વાસ પેદા કરવો અને પછી વરુની જેમ તેમના ઉપર કૂદી પડવું. કહ્યું છે કે, પોતાના અર્થોની સિદ્ધિ માટે પવિત્રતાનો આવો ડોળ એક શુદ્ધ ઉપાય છે.[૧૯,૨૦] ફળેલી ડાળીને નમાવીને જેમ પાકાં પાકાં ફળો તોડી લેવાય છે, તેમ લોકમાં શત્રુરૂપી ફળ તોડવા માટે ડાહ્યા માણસો આવો જ ઉપાય કરે છે.[૨૧] સમય ન આવ્યો હોય, ત્યાં સુધી શત્રુને ખભે બેસાડી ફેરવવો; પણ અવસર આવે ત્યારે, ઘડાને પથરા ઉપર પછાડીને જેમ ફોડી નાખવામાં આવે છે તેમ તેને પણ ફૂટી નાખવો.[૨૨] શત્રુ દીન થઇને ઘણું ઘણું કહે, તો પણ તેને કદી છૂટો કરવો નહિ; તેને વિશે કદી કૃપા કરવી નહિ. અપકારીઓને તો હણી જ નાખવા.[૨૩] શત્રુને સાંત્વનથી કે વળી દાનથી, અથવા ભેદ તથા દંડથી હણવો. તેને સર્વ કોઈ ઉપાયોથી ઉખેડી જ નાખવો.[૨૪]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–સામ, દામ, ભેદ અને દંડથી શત્રુને કઈ રીતે હણી શકાય ? તમે આ મને યથાર્થ રીતે કહો.[૨૫]

કણિક બોલ્યોઃ–હે રાજન્ ! પૂર્વે નીતિશાસ્ત્રનાં રહસ્ય જાણનારો એક જમ્બુક વનમાં રહેતો હતો. હે મહારાજ ! તેનું જે વૃત્તાંત થયું તે તમે સાંભળો.[૨૬] સ્વાર્થમાં પંડિત અને કુશલ બુદ્ધિવાળો કોઈ એક શિયાળ વાઘ, ઉંદર, વરુ અને નોળિયા સાથે મૈત્રી બાંધીને ત્યાં રહેતો હતો.[૨૭] તે વનમાં તેમણે મૃગોના એક બલવાન દલપતિને જોયો. તેઓ તેને પકડી શકે એમ નહોતા, એટલે માંહોમાંહે મંત્રણા કરવા લાગ્યા.[૨૮]

જમ્બુક બોલ્યોઃ–હે વાઘ ! વનમાં તેં આને હણવાને માટે અનેક વાર યત્ન કર્યા છે. પણ એ જુવાન, વેગીલો અને બુદ્ધિશાળી દલપતિ પકડાઈ શક્યો નથી.[૨૯] માટે એ સૂતો હોય ત્યારે આ ઉંદર એના પગને કરડી ખાય. એના પગોને આમ કરડી લેવાય, એટલે તારે તેને પકડી લેવો.[૩૦]પછી આપણે બધાં પ્રસન્ન ચિત્તે તેને ખાઈ જઈશું. જમ્બુકના તે વચન પ્રમાણે સર્વેએ સાવધાનતાથી કામ કરવા માંડયું.[૩૧] ઉંદરે મૃગના પગ કરડી ખાધા, એટલે વાઘે તેને મારી નાખ્યો. આમ મૃગના કલેવરને ભોંય ઉપર નિશ્ચેષ્ટ જોઈને જંબુકે કહ્યુંઃ 'તમારું કલ્યાણ થાઓ ! તમે નાહીને આવો ત્યાં સુધી હું આનું રખોપું કરીશ.'[૩૨] શિયાળનાં તે વચનથી તે સૌ નદીએ ગયા. તે જંબુક તો મોટી ચિંતામાં પડીને ત્યાં જ ઊભો રહ્યો.[૩૩] એટલામાં મહાબલવાન વાઘ નાહીને સૌથી પહેલો પાછો આવી પહોંચ્યો. તેણે જંબુકને ચિંતાથી વ્યાકુળ થયેલા ચિત્તવાળો જોયો.[૩૪]

વાઘ બોલ્યોઃ–હે મહાબુદ્ધિમાન ! તું તો આપણ સૌમાં શ્રેષ્ઠ બુદ્ધિશાલી છે. છતાં તું કેમ વિચારમાં પડી ગયો છું ? આજ તો આપણે માંસ ખાઈને આનંદ કરીશું.[૩૫]

જમ્બુક બોલ્યોઃ–હે મહાબાહુ ! ઉંદરે મને જે વચન કહ્યાં છે, તે તું સાંભળ. 'મૃગરાજ વાઘના બલને ધિક્કાર છે ! આજ આ મૃગને તો મેં માર્યો છે.[૩૬] મારા બાહુબલને આશ્રયે જ તે આજ તૃપ્તિ પામશે.' તેણે આવાં ગર્વભર્યાં વચન કહ્યાં, તેથી મને આજ ખાવું ભાવતું નથી.[૩૭]

વાઘ બોલ્યોઃ–જો તે આમ જ કહે છે, તો હવે હું જાગી ગયો છું. મારા જ બાહુબલનો આશ્રય કરીને હું વનચરોને હણીશ અને ત્યાં જ

માંસ ખાઇશ. આમ કહીને તે વનમાં ચાલ્યો ગયો. પછી એજ વખતે, ઉંદર પણ નાહીને ત્યાં આવી પહોંચ્યો[૩૮,૩૯] તેને આવેલો જોઇને શિયાળે તેને આ વચન કહ્યું:

જમ્બુક બોલ્યોઃ–હે ઉંદર ! તારું કલ્યાણ થાઓ. નોળિયાએ અહીં જે કહ્યું છે, તે તું સાંભળ. 'મૃગનું માંસ હું નહિ ખાઉં કેમકે એ તો ઝેર છે. મને એ રુચતું નથી. હું તો ઉંદરને જ ખાઇશ. તો, તમે આમાં અનુમતિ આપો.[૪૦,૪૧] આ વચન સાંભળતાં જ ઉંદર તો ગભરાઇ ગયો અને દરમાં ભરાઈ ગયો. પછી હે રાજા ! પેલો વરુ પણ નાહીને ત્યાં આવ્યો.[૪૨] તે આવ્યો, એટલે જમ્બુકે તેને આ વાકય કહ્યું: 'વાઘ તારા પર ક્રોધે ભરાયો છે. એટલે તારું સારું થાય એમ નથી.[૪૩] તે તેની પત્ની સાથે અહીં આવી રહ્યો છે. તો વચગાળામાં તું યોગ્ય કરી લે.' શિયાળે આ પ્રમાણે કહ્યું, એટલે તે માંસભક્ષી વરુ લપાતો લપાતો નાસી ગયો. હે મહરાજ ! તેની પછી એજ વખતે, નોળિયો પણ ત્યાં આવ્યો.[૪૪,૪૫] શિયાળે તે નોળિયાને વનમાં કહ્યું: 'મારા બાહુ-બલને આશ્રયે કરીને મેં વાઘ આદિને હરાવ્યા છે અને તેઓ બીજે ચાલ્યા ગયા છે. હવે તું મારી સાથે લડીને ઇચ્છામાં આવે તેટલું માસ ખા.'[૪૬]

નોળિયો બોલ્યોઃ–તમે વાઘ તથા બુદ્ધિ-માન ઉંદર જેવા વીરોને પણ પરાજય આપ્યો છે, તેથી તમે સૌથી શ્રેષ્ઠ વીર છો. હું તમારી સાથે લડવાને હામ 'નહિ ભીડું'. આમ કહીને તે પણ રસ્તે પડયો.[૪૭–૪૮]

કણિક બોલ્યાઃ–આમ તેઓ બધા ચાલ્યા ગયા, એટલે હર્ષિત થયેલા મનવાળો તે શિયાળ, પોતાની યુક્તિની સિદ્ધિને લીધે એકલો માંસ ખાવા લાગ્યો.[૪૯] રાજાલોક સદૈવ આવો વ્યવહાર કરવાથી સુખ મેળવે છે. ભીરુને ભયથી ભેદવો, વીરને વિનયથી કર્મવશ કરવો, લોભીને ધન આ-પીને લોભવવો અને સમોવડિયા તથા ઊતરતાને પરાક્રમથી વશમાં લાવવો. હે રાજન્ ! આ મેં તમ-ને કહ્યું. હવે બીજું પણ કહું છું તે સાંભળો.[૫૦,૫૧]

પુત્ર, મિત્ર, ભાઈ, પિતા અને ગુરુ પણ જો શત્રુની જેમ વર્તતા હોય, તો સ્વહિત ઇચ્છનારે તેમને હણી જ નાખવા.[૫૨] સોગન ખાઈને, ધન આપીને, વિષ દઈને અથવા કપટજાળ ફેલાવીને પણ રિપુને મારી જ નાખવો. ક્યારે ય તેની ઉપેક્ષા કરવી નહિ.[૫૩] જો બેઉ સમોવડિયાઓ સંશયમાં પડયા હોય, તો જેને મારી નીતિમાં શ્રદ્ધા હશે તેને વિજય વરશે. વળી જો ગુરુ પણ મદમાં ફાટયો હોય, કાર્ય અને અકાર્યને જાણ-તો ન હોય, તેમજ અવળે રસ્તે ચડયો હોય, તો તેને પણ દંડ દેવો એ ન્યાયયુક્ત છે.[૫૪,૫૫] ક્રોધ ચડ્યો હોય તો પણ ક્રોધ ચડયો નથી, એવો દેખાવ રાખવો. હસી હસીને જ બોલવું અને કદી પણ કોપવશ થઈને બીજાને તિરસ્કારવો નહિ.[૫૬] હે ભારત ! ઘા કરતાં પહેલાં અને ઘા કરતી વખતે પણ મીઠું મીઠું બોલવું. પ્રહાર કર્યા પછી કૃપા બતાવવી, શોક કરવો અને આંસુ પણ પાડવાં.[૫૭] વળી, શત્રુને સાંત્વન, દાન અને અનુ-કૂળ વર્તનથી આશ્વસન પણ આપવું. આમ છતાં જો તે ન્યાયના માર્ગથી ડગે, તો તેના ઉપર પ્રહાર કરવો.[૫૮] ઘોર અપરાધ કરનારો પણ જો ધર્મનો આશ્રય લઇ ઊભો રહે, તો વાદળાંથી જેમ કાળો પર્વત ઢંકાઈ જાય છે, તેમ તેનો તે દોષ પણ ઢંકાઈ જાય છે.[૫૯] જેને વધ આપવાનો હોય, તેના ઘરને સળગાવી દેવું. જે મનુષ્ય બૂરી રીતે ધન મેળવતો હોય તેને તથા નાસ્તિક અને ચોરોને પોતાના રાજ્યમાં વસવા ન દેવા.[૬૦]

શત્રુને સામા ઊઠીને, આસન આદિ આપીને તેમજ કોઈ ભેટ દઈને અત્યંત વિશ્વાસમાં લેવો અને પછી તીણી દાઢ બેસાડી તેને મારી નાખવો.[૬૧] જે આપણે વિશે શંકા ન રાખતા હોય, તેમજ જે આપણે વિશે શંકા રાખતા હોય, તે સૌને વિશે આપણે શંકા રાખવી. કેમકે જેમને

વિશે શંકા ન થઈ હોય, તેમના તરફથી જ્યારે ભય આવે છે, ત્યારે તે જડથી ઊખડી જવાની સંભાવના રહે છે.[૬૨] અવિશ્વાસીનો વિશ્વાસ ન રાખવો, તેમજ વિશ્વાસી હોય તેનો પણ પૂરો વિશ્વાસ ન રાખવો. કારણ કે, વિશ્વાસી મનુષ્યથી ઊપજેલ ભયથી જડમાંથી નાશ થવું પડે છે.[૬૩] દૂતોને સારી પરીક્ષા કરીને પોતાના અને પારકાના રાજ્યમાં મૂકવા. પરરાષ્ટ્રમાં પાખંડીઓ અને તપસી આદિ વેશધારીઓને યોજવા.[૬૪] ઉદ્યાનો, વિહારસ્થાનો, દેવમંદિરો, પાનગૃહો, શેરીઓ, સર્વ તીર્થો,* ચકલાઓ, કૂવાઓ, પર્વતો, વનો, સંમેલનો અને નદીઓ એ સર્વ વિશે જાસૂસોને ફરતા રાખવા.[૬૫,૬૬] જીભે ખૂબ મીઠા રહેવું અને હૃદયે અસ્ત્રા જેવા રહેવું. ભયંકર કામ કરતાં પણ હસતાં હસતાં બોલવું.[૬૭] ઐશ્વર્ય ઇચ્છનારે હાથ જોડવા, સોગન ખાવા, સાંત્વન કરવું, શિર નમાવીને પાયે લાગવું, તેમજ આશાઓ આપવી, એ કર્તવ્ય છે.[૬૮] રાજનીતિજ્ઞે આશા આપીને ધન આદિરૂપ ફૂલ દેખાડવું પણ ફળ ન દેખાડવું; ફળ દેખાડવું પડે, તો તે હાથ ન આવે એવું રાખવું. અને તે પાકા જેવું હોવા છતાં પણ પાકેલું નથી એવું જણાવું જોઇએ.[૬૯]

ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગમાં ત્રણ જાતની પીડા અને ત્રણ પ્રકારનાં ફલ છે. ફલને શુભ જાણવાં અને પીડાનો ત્યાગ કરવો.[૭૦] ધર્મમાં વિચરનારને અર્થ અને કામથી પીડા થાય છે, અર્થમાં આસક્તિ રાખનારને ધર્મ અને કામની પીડાથી પીસી શકાય છે અને કામમાં અત્યંત પ્રવર્તનારને ધર્મ અને અર્થની પીડા સતાવે છે.[૭૧] ગર્વરહિત, નિયમયુક્ત, શાંતિપૂર્ણ અને દ્વેષમુક્ત રહી, કાર્ય જોતા રહી તથા શુદ્ધાત્મા રહી બ્રાહ્મણો સાથે મંત્રણા કરવી.[૭૨] કોમળ કે કઠોર ગમે તે કાર્ય કરીને,. પોતાના આત્માને દીનતામાંથી ઉદ્ધારવો અને સમર્થ થઈને ધર્મનું આચરણ કરવું.[૭૩] સંશયમાં પડયા વિના કોઈ માણસ મંગલ જોવા પામતો નથી; પણ સંશયને વટાવીને જો તે જીવે છે, તો તે મંગલ જુએ છે. જો કોઈની બુદ્ધિ પરાભવ પામે, તો નલોપાખ્યાન આદિ આગલી કથાઓથી તેને સાંત્વન આપવું; દુર્બુદ્ધિવાળાઓને હવે પછીની આશાઓથી શાંત કરવા અને પંડિતને હોય તેનાથી સંતોષ લેવા સમજાવવું.[૭૪,૭૫] શત્રુ સાથે સંધિ કરીને જે કૃતકૃત્યની જેમ નિશ્ચિંત્ થઇને સૂઈ રહે છે, તે તો ઝાડ ઉપર સૂતેલા માણસની જેમ નીચે પડતાં જ જાગે છે.[૭૬] જાસૂસથી રક્ષિત રહી, રાજાએ સદા પોતાની મંત્રણાઓને ગુપ્ત રાખવા યત્ન કરવો; અને ઇર્ષ્યારહિત થઈને તેણે પોતાના ક્રોધાદિ આવેશોને છતા થવા દેવા નહિ.[૭૭] શત્રુના મર્મ છેદ્યા વિના, કઠોર કાર્ય કર્યા વિના અને માછીમારની જેમ બીજાને હણ્યા વિના મોટી લક્ષ્મી પ્રાપ્ત થતી નથી.[૭૮] શત્રુનું સૈન્ય જ્યારે પીડિત, વ્યાધિગ્રસ્ત અને નિર્વીર્ય હોય, જ્યારે તે તરસ્યું અને ભૂખ્યું હોય, તેમજ જ્યારે તે વિશ્વાસમાં મંદ રહેલું હોય, ત્યારે તેના ઉપર હલ્લો કરવો.[૭૯] અર્થવાળો અર્થવાળા પાસે જતો નથી અને ગરજ પૂરી થયે માણસ મૈત્રી રાખતો નથી. તેથી, બીજાને માટે કરવાનાં સર્વ કાર્યો થોડાં અધૂરાં રહે એમ જ કરવાં.[૮૦] ઐશ્વર્ય ઇચ્છનારે ઇર્ષ્યારહિત રહીને સંગ્રહ અર્થાત્ મિત્રતામાં તથા શત્રુ સાથે વિગ્રહ કરવામાં યત્ન કરવો અને ઉત્સાહ રાખવો.[૮૧] નીતિયુક્ત મનુષ્ય એવું કરે કે, પોતાનાં કાર્યોને મિત્રો તેમજ શત્રુઓ જાણી જાય નહિ. તેઓ તે જાણે તો તે આરંભ્યા પછી જ, કે તે પૂરી રીતે પાર પડયા પછી જ.[૮૨] ભય આવી

* મંત્રી, પુરોહિત, યુવરાજ, સેનાપતિ, દ્વારપાલ, અંતઃપુરરક્ષક, કારાગૃહનો અધિકારી, દ્રવ્યસંચય કરનારો, કાર્યાકાર્યમાં અર્થનો નિયોગ કરનારો, માર્ગદર્શક, નગરનો અધ્યક્ષ, કાર્યનિર્માતા, ધર્માધ્યક્ષ, સભાધ્યક્ષ, દંડપાલ, દુર્ગપાલ, રાજ્યની હદનો રક્ષક અને જંગલનો રક્ષક આ નીતિશાસ્ત્રમાં અઢાર તીર્થો છે.

ન પડ્યો હોય, ત્યાં સુધી ભય પામેલાની જેમ ઉપાયો વિચારતા રહેવું અને ભય આવી પડતાં નિર્ભયતાથી પ્રહાર કરવો.[૮૩] દંડથી વશ કરેલા શત્રુ ઉપર જે માણસ અનુગ્રહ કરે છે, તે જેમ ખચ્ચરી ગર્ભ ધારણ કરતાં મૃત્યુને વહોરી લે છે, તેમ પોતે જ મોત માગી લે છે.[૮૪] હવે પછી આવનારું અને આજે સામે ઊભેલું, એમ બંને કાર્યોનો યોગ્ય તોલ કરવો. બુદ્ધિના નાશે કરીને કંઈ પણ કાર્ય બગડવું ન જોઈએ.[૮૫] ઐશ્વર્ય ઇચ્છનારે દેશ, કાલ, દૈવી કર્મ તથા ધર્મ, અર્થ અને કામ એ સર્વના વિભાગ કરી, યત્નપૂર્વક ઉત્સાહ કરવો જોઈએ. તેમાં પણ દેશ અને કાલ એ બંનેને કલ્યાણકારક જાણવા, આ સિદ્ધાંત છે.[૮૬]

નાના સરખા શત્રુની પણ જો ઉપેક્ષા કરી હોય, તો તે તાડની જેમ પોતાની જડ ઘાલે છે અને ગહન વનમાં નાખેલા અગ્નિના તણખાની જેમ તે જોતજોતાંમાં અત્યંત પ્રસરી જાય છે.[૮૭] જે માણસ અગ્નિના તણખાની જેમ પોતાની જાતને ફેલાવે છે, તે સાધનોમાં વધીને મહાન શત્રુને પણ ગળી જાય છે.[૮૮] આશા આપવી તો તેમાં કાલની લાંબી અવધિ નાખવી. પછી તે અવધિમાં વિઘ્ન ઊભાં કરવાં. વિઘ્નમાં વળી બહાનાં બતાવવાં અને બહાનાનાં પણ કારણો જણાવવાં.[૮૯] ચામડાની ખોલીમાં ગુપ્ત રાખેલો તીક્ષ્ણ અસ્ત્રો યોગ્ય વખતે વાળને કાપી નાખે છે, તેમ માણસે નિર્દય, ગુપ્ત આશયી, સમયસાધક અને વિદ્વેષીઓને કાપનાર થઈને શત્રુના પ્રાણ હરી લેવા.[૯૦] હે કુરુશ્રેષ્ઠ! તમે પાંડવો અને બીજાઓ વિશે એવી રીતે કાર્ય કરો, કે જે કરવાથી તમે વિપત્તિમાં ડૂબી જાઓ નહિ.[૯૧] હે નરનાથ! નિશ્ચય વાત છે કે, તમે સર્વ કલ્યાણોથી સંપન્ન અને વિશિષ્ટ છો. આથી તમે પાંડુપુત્રોથી તમારી જાતનું રક્ષણ કરો.[૯૨] કેમકે હે નરાધીશ! પાંડુપુત્રો બળવાન થઈ ગયા છે. હે અરિંદમન! આથી તમારું જે કર્તવ્ય છે, તે હું તમને સ્પષ્ટ રીતે કહું છું. હે રાજન્! પુત્રની સાથે તમે તે સાંભળો. અને તે સાંભળીને યત્નશીલ થાઓ. હે નરાધિપ! એવું કરો કે, પાંડુપુત્રોથી તમને ભય ન રહે. એવી નીતિ આચરો કે પસ્તાવું પડે નહિ.[૯૩–૯૫]

**વૈશંપાયન બોલ્યાઃ**—આમ કહીને કણિક પોતાને ઘેર જવા નીકળ્યો અને કૌરવ્ય ધૃતરાષ્ટ્ર રાજા શોકાતુર થઈ ગયો.[૯૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સંભવપર્વમાં 'કણિકવાક્ય' નામનો અધ્યાય ૧૪૦ મો સમાપ્ત**

સંભવપર્વ સમાપ્ત

# जतुगृहपर्व

# अध्याय १४१ मो

## પાંડવો પ્રત્યે દુર્યોધનની ઈર્ષ્યા

॥ वैशंपायन उवाच ॥

तवः सुबलपुत्रस्तु राजा दुर्योधनश्चह ।
दुःशासनश्च कर्णश्च दुष्टं मंत्रममंत्रयन् ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી સુબલપુત્ર શકુનિ, રાજા દુર્યોધન, દુઃશાસન અને કર્ણ મળીને દુષ્ટ મંત્રણા કરવા લાગ્યા.[૧] કૌરવ્ય રાજા ધૃતરાષ્ટ્રની અનુજ્ઞા મેળવીને તેમણે કુન્તીને તેના પુત્રો સાથે બાળી મૂકવાનો નિર્ણય કર્યો.[૨] ચેષ્ટાથી ભાવ જાણી જનારા તત્ત્વદર્શી વિદુર તે દુષ્ટ ચિત્તવાળાઓનો તે વિચાર તેમના ચેનચાળા ઉપરથી સમજી ગયા.[૩] પછી જાણવા જેવું જાણી લઇને, પાંડવોના હિતમાં રહેનારા તે નિષ્પાપે કુંતીને પુત્રો સાથે નસાડી મૂકવાનો વિચાર કર્યો.[૪] આથી પવનમાં ટકે એવી અને પાણીનાં મોજાંઓ સહન કરે એવી યંત્ર અને સઢવાળી એક મજબૂત નાવ કરાવીને તેમણે કુંતીને આ પ્રમાણે કહ્યું.[૫]

વિદુર બોલ્યાઃ-હે શુભા! આ ધૃતરાષ્ટ્ર આ કુળની કીર્તિ અને સંતતિનો નાશ લાવનારો નીવડયો છે. વિપરીત બુદ્ધિવાળો તે સનાતન ધર્મને ત્યજવા બેઠો છે.[૬] હે શુભા! મોજાં અને પવનને સહન કરે એવી આ હોડી જળ-માર્ગમાં મૂકી છે. તેનાથી તું પુત્રો સાથે મૃત્યુ-ના પાશમાંથી છૂટશે.[૭]

વૈશંપાયન બોલ્યાઃ-હે ભરતોત્તમ! તે સાંભળીને યશસ્વિની કુંતી વ્યથા પામી અને પુત્રો સાથે નાવમાં બેસીને ગંગા પાર કરી ગઈ.[૮] પછી વિદુરનાં વચન પ્રમાણે પાંડવોએ નાવને છોડી દીધી અને વિદુરાદિએ આપેલું ધન લઇને તેઓ વિઘ્ન ન થાય એવા વનમાં પેઠા.[૯] આ બાજુ પાંચ પુત્રોવાળી એક ભીલડી કોઈ કારણસર પાંડવોને બાળવા માટે તૈયાર કરેલા લાક્ષાગૃહમાં આવી સૂઈ રહી હતી; તે નિર્દોષ તેના પાંચ પુત્રોની સાથે તેમાં બળી ગઈ.[૧૦] વળી પેલો નીચ, પાપી અને મ્લેચ્છ પુરોચન પણ ત્યાં બળી ગયો. આમ ધૃતરાષ્ટ્રના દુરાત્મા દીકરાઓ અને તેમના સલા-હકારો થાપ ખાઈ બેઠા.[૧૧] આ રીતે વિદુરની સલાહથી મહાત્મા કુંતીપુત્રો પોતાની માતાની સાથે, લોકોની અજાણમાં બચી ગયા. હવે તે વારણાવત નગરના લોકો લાક્ષાગૃહને બળી ગયેલું જોઈને દુઃખિત થયા અને શોક કરવા લાગ્યા.[૧૨,૧૩] તેમણે તે વૃત્તાંત સંબંધમાં રાજા-ને કહેવા માટે આ કહેણ મોકલાવ્યું કે, 'તમા-રી મહાન ઇચ્છા પૂરી થઈ છે. તમે પાંડવોને બાળી નાખ્યા છે.[૧૪] હે કૌરવ્ય! તમારો મનો-રથ સફલ થાઓ. તમે પ્રિય પુત્ર સાથે રાજ્ય ભોગવો.' તે સાંભળીને ધૃતરાષ્ટ્રે પુત્ર સાથે શોક કરવા માંડયો.[૧૫] ત્યાર પછી કુરુશ્રેષ્ઠ ભીષ્મ, વિદુર તથા બાંધવો સાથે તેણે પાંડવોની ઉત્તરક્રિયા કરી.

જનમેજય બોલ્યાઃ-હે દ્વિજશ્રેષ્ઠ! લાક્ષા-ગૃહનું બળવું અને પાંડવોનો તેમાંથી થયેલો બચાવ એ વિશે હું ફરીથી વિસ્તારપૂર્વક સાંભ-ળવા ઇચ્છું છું.[૧૬,૧૭] ક્રૂર કણિકના ઉપદેશને પરિણામે તેમણે આ જ અત્યંત નિર્દય કામ કર્યું છે, તે તમે મને યથાવત્ કહો. મને ભારે કતૂહલ થઈ રહ્યું છે.[૧૮]

વૈશંપાયન બોલ્યાઃ-હે પરંતપ રાજન્! લાક્ષાગૃહના બળવા વિશે તથા તેમાંથી પાંડવો-ના બચવા વિશે હું વિસ્તારથી કહું છું, તે તમે સાંભળો.[૧૯] ભીમસેનને વિશેષ બળવાન અને ધનંજયને વિદ્યામાં સિદ્ધ જોઇને, દુષ્ટચિત્ત દુર્યો-ધન સંતાપથી બળવા લાગ્યો.[૨૦] પછી વૈકર્તન, કર્ણ અને સુબલપુત્ર શકુનિ સાથે તેઓ અનેક ઉપાયોથી પાંડવોને મારી નાખવાની ચેષ્ટા કરવા લાગ્યા.[૨૧] પાંડવો પણ જેમ જેમ જે જે પ્રયત્નો થતા, તેમ તેમ તે સૌ સામે પોતાનો બચાવ કરતા. છતાં, વિદુરની સલાહમાં રહીને તેઓ એ વાતને બહાર પાડતા નહિ.[૨૨] હે ભારત! નગરજનો પાંડુપુત્રોને ગુણોથી સુસંપન્ન જોઇને સભાઓમાં તેમના ગુણોની સ્તુતિ કરતા.[૨૩] ત્યારે સભાઓમાં અને ચબૂતરાઓ ઉપર એકઠા થઇને તેઓ કહેતા હતા કે, 'જ્યેષ્ઠ પાંડુપુત્ર રાજ્યપ્રાપ્તિને માટે યોગ્ય છે.[૨૪] પ્રજ્ઞાચક્ષુ ધૃત-રાષ્ટ્ર રાજા અંધતાને લીધે પૂર્વે રાજ્ય નહોતો પામ્યો, તો હવે તે પુત્રો દ્વારા ક્યાંથી રાજા થઈ શકે?[૨૫] વળી મહાવ્રતધારી અને સત્ય પ્રતિજ્ઞાવાળા શાન્તનુપુત્ર ભીષ્મે પૂર્વે જ રાજ્ય-ત્યાગ કર્યો છે, એટલે તે તો રાજ્ય નહિ જ સ્વીકારે.[૨૬] તો આજે તરુણ, વૃદ્ધશીલ, સત્ય-નિષ્ઠ અને કરુણાપૂર્ણ તે જ્યેષ્ઠ પાંડુપુત્રને આપ-ણે રૂડી રીતે રાજ્યાભિષેક કરીએ.[૨૭] તે ધર્મજ્ઞ યુધિષ્ઠિર શાન્તનુપુત્ર ભીષ્મને તથા પુત્રો સાથે ધૃતરાષ્ટ્રને પૂજશે અને તેમને વિવિધ ભોગો આપશે.'[૨૮] યુધિષ્ઠિર વિશે તેઓ આવાં પ્રીતિયુક્ત વચનો બોલી રહ્યા હતા, તે સાંભળીને દુર્મતિ દુર્યોધન બહુ સંતાપ કરવા લાગ્યો.[૨૯] બળી રહેલો તે દુષ્ટાત્મા તેમનાં વચનો જીરવી શક્યો

નહિ અને ઇર્ષ્યાથી બળતો તે ધૃતરાષ્ટ્ર પાસે પહોંચ્યો.[૩૦] નગરલોકોની યુધિષ્ઠિર વિશેની પ્રીતિથી સળગી રહેલા એ દુર્યોધને પિતાને એકાંતમાં જોઇને તેમને પ્રણામ કર્યા અને આ વચન કહ્યાં:[૩૧]

દુર્યોધન બોલ્યોઃ–હે પિતા! નાગરિકોને મેં અશુભ વાણી કહેતાં સાંભળ્યા છે. તમારો અને ભીષ્મનો અનાદર કરીને તેઓ પાંડુપુત્ર યુધિષ્ઠિરને રાજ્યપતિ તરીકે ઇચ્છે છે.[૩૨] એમાં ભીષ્મનો પણ મત હશે; કેમકે તે પોતે રાજ્યભોગની ઇચ્છા નથી રાખતા. પણ નગરજનો અમને જ ભારે પીડા કરવા માગે છે.[૩૩] પૂર્વે પોતાના ગુણો વડે પાંડુએ રાજ્ય મેળવ્યું હતું. તમે રાજ્યને માટે અધિકારી છતાં અંધ હોવાને કારણે તમે તે રાજ્ય પામ્યા નથી.[૩૪] હવે આ યુધિષ્ઠિર જો પાંડુના વારસ તરીકે આ રાજ્ય પામે, તો ચોક્કસ તેના પછી તેના પુત્રને, પછી તેના પૌત્રને અને પછી પ્રપૌત્રને એમ પેઢીદર ગાદી ચાલ્યા કરશે.[૩૫] આમ, હે જગત્પતિ! અમે રાજવંશથી નીકળી જઈશું અને પુત્રોની સાથે લોકમાં અવજ્ઞા પામીશું.[૩૬] હે રાજન્! તમે એવી નીતિનું વિધાન કરો કે, જેથી અમારે સદૈવ પારકાના અન્ન ઉપર ગુજારો કરવાની નરક જેવી દશામાં પડી રહેવું ન પડે.[૩૭] હે રાજન્! પહેલાં તમે જ જો આ રાજ્યને હાથ કર્યું હોત, તો લોક વશમાં ન હોત તો પણ અમે નિઃસંદેહ રાજ્ય પામત.[૩૮]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'દુર્યોધનની ઇર્ષ્યા' નામનો અધ્યાય ૧૪૧ મો સમાપ્ત



# અધ્યાય ૧૪૨ મો

## દુર્યોધનની મંત્રણા

॥ वैशंपायन उवाच ॥

एवं श्रुत्वा तु पुत्रस्य प्रज्ञाचक्षुर्नराधिपः ।
कणिकस्य च वाक्यानि तानि श्रुत्वा स सर्वशः ॥

વૈશંપાયન બોલ્યાઃ–પુત્રનું આ કહેવું સાંભળીને તે પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્ર રાજાએ કણિકનાં તે સર્વ વચનોને સંભાર્યાં.[૧] તે મનની દ્વિધામાં પડયો અને શોક કરવા લાગ્યો. દુર્યોધન, કર્ણ, સુબલપુત્ર શકુનિ તેમજ દુઃશાસન ચારેએ એકઠા મળીને મંત્રણા કરી. પછી, રાજા દુર્યોધન ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો.[૨,૩] 'કોઈ સારી યુક્તિ કરીને તમે પાંડવોને વારણાવત નગરમાં ખસેડી મૂકો. પછી તેમનો ભય રહેશે નહિ.[૪] પુત્રે કાઢેલું એ વચન સાંભળી ધૃતરાષ્ટ્રે થોડી વાર વિચાર કર્યો અને પછી દુર્યોધનને કહેવા લાગ્યોઃ[૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ–પાંડુ હંમેશાં ધર્મનિષ્ઠ ને ધર્મપરાયણ હતો. સૌ સગાંઓ વિશે અને મારે વિશે તો તે વિશેષતાએ ધર્મપૂર્વક વ્યવહાર રાખતો.[૬] ભોજનાદિ વૈભવની તે સ્પૃહા રાખતો નહોતો. તે વ્રતધારી મને નિત્ય રાજ્યવૈભવો અર્પણ કરતો. તે પાંડુના પુત્રો તેના જેવા જ ધર્મપરાયણ, ગુણવાન, લોકપ્રસિદ્ધ અને પૂર્વવંશીઓના અત્યંત માનીતા છે.[૭,૮] તો આપણે તે યુધિષ્ઠિરને કેમ કરીને બાપદાદાના રાજ્યથી બળાત્કારે દૂર કરી શકીએ? ખાસ તો તે સહાયવાળો પણ છે.[૯] પાંડુએ અમાત્યોનું અને સેનાનું સતત ભરણપોષણ કર્યું છે. વળી તેણે પુત્રો અને તેમના પૌત્રોને ય વિશેષ રીતે પાળ્યાપોષ્યા છે. હે તાત! તે નગરજનોને પણ પૂર્વે પાંડુએ સત્કાર્યા છે. તો તેઓ યુધિષ્ઠિરનો પક્ષ લઈને આપણને સગાં સાથે કેમ ન મારી નાખે?[૧૦,૧૧]

દુર્યોધન બોલ્યોઃ–પિતાજી! આ જ દોષ

મેં મારા સંબંધમાં જોયો છે. તે જોઈને સર્વ પ્રજાજનોને મે ધનમાનથી સત્કાર્યા છે.[૧૨] હે મહીપાલ! તેઓ મોટે ભાગે આપણા સહાયક થશે. ધનભંડાર અને અમાત્યવર્ગ આજે મારે જ અધીન છે.[૧૩] તો, તમે કોમળ ઉપાય વડે, ઝટ કરીને, પાંડવોને વારણાવતનગરમાં ધકેલી દેવા યોગ્ય કરો.[૧૪] હે રાજન્! રાજ્ય મારા હાથમાં આવશે, એટલે પછી હે ભારત! પુત્રો સાથે કુન્તી પાછી આવશે.[૧૫]

**ધૃતરાષ્ટ્ર બોલ્યો:**–હે દુર્યોધન! મારા હૃદયમાં યે આ જ વિચાર ઘોળાય છે. પણ તે વિચાર પાપ ભરેલો હોવાને લીધે હું તે પ્રગટ કરતો નથી.[૧૬] ભીષ્મ, દ્રોણ, વિદુર અને કૃપાચાર્ય–એ કોઈ પણ કુન્તીપુત્રોને કાઢી મૂકવામાં કયારેય સંમતિ આપશે નહિ.[૧૭] હે પ્રિય પુત્ર! કુરુવંશીઓમાં તેઓ અને આપણે સમાન છીએ. ધર્મિષ્ઠ મહાનુભાવો અસમાનતા ઇચ્છે નહિ.[૧૮] હે બેટા! તે કુરુવંશી મહાત્માઓથી અને જગતથી આપણો વધ કેમ ન થાય![૧૯]

**દુર્યોધન બોલ્યો:**–ભીષ્મ સદા મધ્યસ્થ છે; દ્રોણપુત્ર અશ્વત્થામા મારા પક્ષમાં છે અને જ્યાં પુત્ર છે ત્યાં નિ:સંશય દ્રોણ રહેશે જ.[૨૦] પછી તે બન્ને જ્યાં હશે, ત્યાં શરદ્વાનનોપુત્ર કૃપાચાર્ય પણ હશે જ. કેમકે, દ્રોણને અને ભાણેજને તે કયારેય પણ નહિ ત્યજે.[૨૧] વિદુર જો કે ગુપ્ત રીતે શત્રુઓ સાથે મળી ગયો છે, તો પણ તેનો રોટલો આપણે અધીન છે. તે એકલો પાંડવોને અર્થે આપણને આંતરવા સમર્થ થશે નહિ.[૨૨] તમે નિશ્ચિંત રીતે પાંડુપુત્રોને માત સાથે વિદાય કરો અને આજે જ તેઓ વારણાવત જાય તેમ કરો.[૨૩] ઊંઘ ઉરાડી મેલનારા શોકરૂપી અગ્નિએ કરીને મારા હૃદયમાં જાણે ભયંકર શૂળ ચોંટયું છે. તમે તેને આ કર્મથી નષ્ટ કરો.[૨૪]

**ઇતિશ્રી મહાભારતમાં જતુગૃહપર્વમાં અધ્યાય ૧૪૨ મો સમાપ્ત**

# अध्याय १४३ मो

## પાંડવોનું વારણાવત જવું

॥ वैशंपायन उवाच ॥

**ततो दुर्योधनो राजा सर्वाः प्रकृतयः शनैः।**
**अर्थमानप्रदानाभ्यां संजहार सहानुजः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યા:**–પછી રાજા દુર્યોધન પોતાના નાના ભાઇઓ સાથે સર્વ પ્રજાજનોને ધીરે ધીરે ધનમાન આપીને પોતાને અધીન કરવા લાગ્યો.[૧] ધૃતરાષ્ટ્રે ગોઠવેલા કેટલાક કુશળ મંત્રીઓએ વાત ચલાવી કે વારણાવત નગર રમણીય છે.[૨] વારણાવત નગરમાં પશુપતિનો પૃથ્વીમાં અત્યંત રમણીય એવો ઉત્સવ આવ્યો છે.[૩] તે સર્વ રત્નોથી ભરપૂર મનોરમ દેશમાં માણસોનો મહામેળો થાય છે. આવી આવી વાતો તેમણે ધૃતરાષ્ટ્રના કહ્યાથી ચલાવી.[૪] હે રાજન્! વારણાવત નગરની રમણીયતા વિશે આવી વાત કહેવામાં આવતાં, પાંડુપુત્રોએ ત્યાં જવાનો વિચાર કર્યો.[૫] જ્યારે અંબિકાપુત્ર રાજા ધૃતરાષ્ટ્રે જાણ્યું કે, પાંડુપુત્રોને કુતૂહલ થયું છે, ત્યારે તેમની પાસે જઈ તેણે તેમને આ વચન કહ્યું.[૬]

**ધૃતરાષ્ટ્ર બોલ્યો:**–મારા આ માણસો નિત વારંવાર કહે છે કે, વારણાવત નગર આ લોકમાં સૌથી રમ્ય છે.[૭] તો પુત્રો! તમે વારણાવતમાં ઉત્સવ ઇચ્છતા હો તો તમે સાથીઓ અને પરિવારો સાથે દેવોની જેમ ત્યાં વિહાર કરો.[૮] તેજસ્વી દેવોની જેમ તમે બ્રાહ્મણો અને ગાયકોને યથેચ્છ રત્નો આપજો.[૯] ત્યાં થોડો વખત વિહાર કરી, પરમ આનંદ અનુભવી અને સુખી થઈ તમે પાછા હસ્તિનાપુર પાછા આવી જજો.[૧૦]

**વૈશંપાયન બોલ્યા:**–ધૃતરાષ્ટ્રની તે ઇચ્છા જાણીને યુધિષ્ઠિરે પોતાની અસહાયતા વિચારીને તેને ઉત્તર આપ્યો કે, 'જેવી આપ આજ્ઞા આપો છો તેમ થશે.'[૧૧] પછી શાન્તનુપુત્ર ભીષ્મ, મહામતિ વિદુર, દ્રોણાચાર્ય, બાહ્લીક, કૌરવ સોમ-

દત્ત, કૃપાચાર્ય, દ્રોણપુત્ર અશ્વત્થામા, ભૂરિશ્રવા, બીજા માન્ય મંત્રીઓ, તપોધન બ્રાહ્મણો, પુરોહિતો, નગરજનો અને યશસ્વિની ગાંધારી એ સૌને યુધિષ્ઠિરે દીન થઇને ધીરે ધીરે આ પ્રમાણે કહ્યું:[૧૨-૧૪] 'ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી અમે વસ્તીથી ભરેલા તે રમણીય વારણાવત નગરમાં સપરિવાર જઇએ છીએ.[૧૫] તો, પ્રસન્નચિત્ત તમે સૌ પુણ્યવચન કહો. એટલે તમારી આશિષે કરીને અમે વૃદ્ધિ પામીએ અને અમને પાપ અડે જ નહિ.'[૧૬] પાંડુપુત્ર યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે તે સર્વ કૌરવોએ પ્રસન્ન થઇને પાંડવોને આ પ્રમાણે આશિષ આપી:[૧૭] 'હે પાંડુનંદનો! માર્ગમાં સર્વ ભૂતોથી તમારું સદૈવ કલ્યાણ થાઓ! તમને ક્યાંય પણ થોડુંયે અશુભ ન આવો!'[૧૮] આમ સ્વસ્તિવાચન કરાવીને તથા સર્વ કાર્યો કરીને તે પાંડવ રાજપુત્રો રાજ્યલાભને માટે વારણાવત માટે જવા નીકળ્યા.[૧૯]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'વારણાવતયાત્રા' નામનો અધ્યાય ૧૪૩ મો સમાપ્ત**

# अध्याय १४४ मो

## પુરોચનને લાક્ષાગૃહ બાંધવા મોકલ્યો

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्तेषु राज्ञा तु पांडुपुत्रेषु भारत।**
**दुर्योधनः परं हर्षमगच्छत्तस्य दुरात्मवान् ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યા:**—હે ભારત! રાજાએ પાંડુપુત્રોને આ પ્રકારે કહ્યું, ત્યારે દુરાત્મા દુર્યોધનને પરમ હર્ષ થયો.[૧] હે ભરતસિંહ! તેણે મંત્રી પુરોચનને જમણે હાથે પકડી એકાંતમાં લઈ જઈ આ વચન કહ્યાં:[૨]

**દુર્યોધન બોલ્યો:**—હે પુરોચન! આ ધનભરી ધરતી મારી થઈ છે. તે જેમ મારી છે, તેમ તારી પણ છે. તો તું તેને રક્ષવાને યોગ્ય છે.[૩] મારે તારા જેવો બીજો કોઈ વિશ્વાસુ સહાયક નથી, કે તેની સાથે હું તારી જેમ મંત્રણા કરી શકું.[૪] હે તાત! તું મંત્રણાને ગુપ્ત રાખજે. ચતુર ઉપાયથી તું મારા શત્રુઓને ઉખેડી નાખજે. હું કહું તેમ તું કરજે.[૫] ધૃતરાષ્ટ્રે પાંડવોને વારણાવત મોકલ્યા છે. ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી તેઓ ઉત્સવમાં આનંદ કરશે.[૬] તો ખચ્ચર જોડેલા શીઘ્રવેગી રથ વડે તારાથી આજે જ વારણાવત પહોંચાય તેમ તું કર.[૭] ત્યાં જઈને, તું નગરની એક બાજુએ લાગેલું વિશાળ પથરાયલું, ચોખંડું અને મહામૂલું એક ભવન કરાવ.[૮] શણ, રાળ આદિ જે કાંઈ સળગી ઊઠે એવાં દ્રવ્યો હોય, તે બધાં તું તેમાં વપરાવજે.[૯] ઘી, તેલ, ચરબી અને પુષ્કળ લાખ—માટીમાં મેળવીને તું ભીંતો ઉપર તેનો લેપ કરાવજે.[૧૦] તું શણ, તેલ, ઘી, લાખ તથા લાકડાં એ બધું તે ઘરની ચારે બાજુ નંખાવજે.[૧૧] એવું કરજે કે પાંડવો અને બીજા માણસો પરીક્ષા કરતાં પણ જોઈ શકે નહિ કે આ સળગી ઊઠે એવું છે.[૧૨] એ પ્રમાણે ઘર તૈયાર થાય એટલે તારે જઈને પાંડુપુત્રોને, કુંતીને તેમજ મિત્રજનોને પરમ આદર કરી તેમાં વાસ આપવો.[૧૩] પાંડવો માટે તેમાં દિવ્ય આસનો, વાહનો અને શય્યાઓ એવાં સજજે કે પિતા પ્રસન્ન થાય.[૧૪] વળી અવસર સિદ્ધ થાય ત્યાં સુધી વારણાવતનગરના લોકો આ વાત જાણી ન જાય એમ કરવું.[૧૫] પછી પાંડવો આદિ નિર્ભયતાથી અને વિશ્વાસપૂર્વક સૂતા છે; એમ જાણીને તું તે ભવનના બારણા આગળથી આગ મૂકજે.[૧૬] આથી નિઃસંદેહ પાંડવો બળી જશે અને લોકો માનશે કે, પાંડવો પોતાનું ઘર બળી જતાં બળી ગયા છે. એ રીતે તેઓ ક્યારે ય પાંડવો માટે આપણી નિંદા કરી શકશે નહિ.[૧૭] હે રાજન્! પુરોચને 'તેમ જ થશે' એવું કૌરવ દુર્યોધનને વચન આપ્યું; અને પોતે ખચ્ચર જોડેલા શીઘ્રગતિવાળા રથમાં બેસી જવા નીક-

ગયો.[૧૮] હે રાજન્! દુર્યોધનના મતને અનુસરીને તે પુરોચન એકદમ ત્યાં ગયો અને ત્યાં એણે રાજપુત્ર દુર્યોધને કહ્યા પ્રમાણે બધું કર્યું.[૧૯]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'પુરોચનોપદેશ' નામનો અધ્યાય ૧૪૪મો સમાપ્ત**

# अध्याय १४५ मो

## વારણાવતમાં પાંડવોનું આગમન

॥ वैशंपायन उवाच ॥

**पांडवास्तु रथान् युंक्त्वा सदश्वैरनिलोपमैः ।**
**आरोहमाणा भीष्मस्य पादौ जगृहुरार्त्तवत् ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ–તે પછી પાંડવોએ રથોને સરસ અને પવનવેગી ઘોડાઓ જોડાવ્યા અને તેમાં બેસતી વખતે તેઓ ભીષ્મ, રાજા ધૃતરાષ્ટ્ર, મહાત્મા દ્રોણ, બીજા વૃદ્ધો, કૃપ તેમજ વિદુરને દીનતાપૂર્વક પગે લાગ્યા.[૧-૨] આમ, સર્વ કુરુવૃદ્ધોને પ્રણામ કરીને, સમોવડિયાઓને આલિંગન દઈને, બાળકો તરફથી વંદન પામીને અને સર્વ માતાઓની પ્રદક્ષિણા કરીને તેમની આજ્ઞા લઇને, તેમજ સર્વ પ્રકૃતિવર્ગને સન્માન આપીને તે નિયમવતી પાંડવો વારણાવત જવા માટે નીકળ્યા.[૩-૪] મહાપ્રાજ્ઞ વિદુર, અન્ય કુરુશ્રેષ્ઠો અને નગરવાસીઓ શોકગ્રસ્ત થઈ તે પુરુષસિંહ પાંડવોની પાછળ ચાલવા લાગ્યા.[૫] તે વખતે કેટલાક નિર્ભય બ્રાહ્મણો પાંડુપુત્રોને અતીવ દીન જોઈને અત્યંત દુઃખવશ થઈને બોલ્યા કે,[૬] 'પેલા અત્યંત મન્દ બુદ્ધિવાળા કુરુવંશી રાજા ધૃતરાષ્ટ્રને પક્ષપાત જ સૂઝે છે; તેને ધર્મ સૂઝતો જ નથી.[૭] નિષ્પાપ પાંડુપુત્ર યુધિષ્ઠિર, મહાબલવાન ભીમસેન અને કુંતીપુત્ર ધનંજય એ કદી ય વિદ્રોહરૂપી પાપમાં રુચિ જ નહિ કરે અને માદ્રીના મહાત્મા પુત્રો પણ ચૂપ રહેશે. તેમને પોતાનું બાપુકું રાજ્ય મળે તે પણ ધૃતરાષ્ટ્ર સાંખી શકતો નથી.[૮-૯] એ તો અયોગ્ય રીતે તેમને વારણાવત નગરમાં કાઢી મુકાવે છે. આ તો ભારે અધર્મની વાત છે. અરે! ભીષ્મ પણ કેમ આને સંમત થતા હશે?[૧૦] પૂર્વે શાન્તનુનંદન રાજા વિચિત્રવીર્ય અને કુરુનંદન રાજર્ષિ પાંડુ આપણા પિતાની જેમ હતા.[૧૧] તે પુરુસિંહ પાંડુ, દેવલોક પામ્યા છે. એટલે ધૃતરાષ્ટ્ર આ બાલક રાજપુત્રોને સહી શકતો નથી![૧૨] આપણે આ ઇચ્છતા નથી એટલે આપણે સૌ ઘરબાર છોડી, જ્યાં યુધિષ્ઠિર જાય છે ત્યાં નગર બહાર જઈએ.'[૧૩]

દુઃખી નગરજનો આ પ્રમાણે બોલી રહ્યા હતા. ત્યારે દુઃખવશ થયેલા ધર્મરાજ યુધિષ્ઠિરે મનમાં વિચાર કરીને તેમને કહ્યું કે,[૧૪] 'પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર અમારા પિતા છે. અમારા માન્ય ગુરુ છે અને તે શ્રેષ્ઠ છે. તે જે કહે તે અમારે શંકા વિના કરવું જોઈએ. એ અમારું વ્રત છે.[૧૫] તમે અમારા હિતકારી છો. અમને પ્રદક્ષિણા કરીને અને આશીર્વાદોથી અભિનંદન આપીને તમે પોતપોતાને ઘેર પાછા વળો.[૧૬] ક્યારે ય અમને તમારું કામ પડે, ત્યારે તમે અમારું પ્રિય અને હિત કરજો.'[૧૭] યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે નગરજનો પ્રદક્ષિણા કરી અને આશિષોથી અભિનંદન આપી નગરને વિશે પાછા ગયા.[૧૮]

પુરવાસીઓ પાછા ફર્યા ત્યારે સર્વ ધર્મના વેત્તા વિદુરે પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરને સાવધાન કરવા માટે આ વચન કહ્યાં:[૧૯] મ્લેચ્છ- ભાષાને જાણવા-

---

* આ સ્થાનમાં મૂળ શ્લોક–प्राज्ञः प्राज्ञप्रलापज्ञः प्रलापज्ञमिदं वचः । प्राज्ञं प्राज्ञः प्रलापज्ञः प्रलापज्ञं वचोऽब्रवीत् ॥ એવો છે. તેમાં प्राज्ञप्रलापज्ञः એવું પદ છે તેનો અર્થ–प्र–अज्ञ. અત્યંત અજ્ઞાની પશુના જેવા વેદવિરોધી મ્લેચ્છોનાં પ્રકૃતિ, પ્રત્યય વગેરેની યથાર્થ ઘટના વિનાનાં અર્થ ન સમજી શકાય એવાં એક દેશભાષારૂપે વપરાતાં વચન તે प्राज्ञ-प्रलाप કે જેમાં કોઇ પદમાં વર્ણ લુપ્ત થતો હોય, કોઇમાં અધિક પણ આવતો હોય અને કોઇ પદમાં

ાળા બુદ્ધિમાન વિદુરે મ્લેચ્છ ભાષાને જાણતા
ુધિષ્ઠિરને એ વચન કહ્યાં: [૨૦] 'કણિકના નીતિ-
ાસ્ત્રને અનુસરતી શત્રુની વિચારણાને જ જાણે
ે, તેણે તે જાણીને એવું કરવું કે તેથી શત્રુએ
નિર્મેલી આપત્તિને તરી જાય.[૨૧] લોઢાનું ન
ોવા છતાં જ તીક્ષ્ણ શસ્ત્ર શરીરને ચીરી નાખે
ે તેને જ જાણે છે અને તેનો જ સામો ઉપાય
ઠરી જાણે છે, તેને શત્રુઓ હણી શકતા નથી.×
(તમને બાળી મૂકવા માટે રૂડું રૂપાળું લાક્ષાગૃહ યોજાયું છે.)[૨૨] તૃણનાશી ને હિમનાશી વસ્તુ પણ મહાવનમાં દરનું ઘર કરી રહેલા જીવને બાળી શકતી નથી–આમ સમજી જ પોતાનું રક્ષણ કરે છે, તે જીવતો રહે છે. (તમે સુરંગ વાટે ઊગરી શકશો.)[૨૩] આંખ નથી, તેને રસ્તાની ખબર નથી; આંખ નથી, તેને દિશા સૂઝતી નથી; ધૃતિ નથી, તેને વિવેકબુદ્ધિ સાંપડતી નથી. આથી જાગ્રત રહી આ બરાબર જાણી લેવું. (બધા રસ્તાઓ અને દિશાઓ જાણી, બુદ્ધિ વાપરી સુરંગવાટે નાસી જવું.)[૨૪] લોઢાનું નહિ એવું શત્રુઓએ આપેલું શસ્ત્ર જ માણસ સ્વીકારે તો, તે શાહુડીના જેવું ઘર કરી અગ્નિથી નાસી છૂટે છે. (લાક્ષાગૃહમાં સુખેથી રહી, આગ લાગતાં સુરંગ દ્વારા બચી જવું.)[૨૫] ચાલતાં ચાલતાં રસ્તા જડે છે અને તારાઓથી દિશાઓ પમાય છે; જે પોતે પોતાની પંચેન્દ્રિયોને વશમાં રાખે છે, તે કદી પીડા પામતો નથી.'[૨૬]

આમ કહેવામાં આવ્યું, ત્યારે પાંડુપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરે વિદ્વાનોમાં શ્રેષ્ઠ વિદુરને ઉત્તર આપ્યો કે, 'સમજ્યો છું.'[૨૭] આમ પાંડવોને

---

ત્રર્ણનો વિકાર થનો હોય એવા પદોવાળી ભાષાના જ્ઞાતા જાણનારાળા હતા. તેમાં વર્ણલોપવાળાં પદનું દૃષ્ટાંતઃ– કાણ્વશતપથમાં ઇંદ્રે અસુરો પ્રતિ પૂછ્યું છે કે, "તમારા અગ્નિમાં આ મારી ચિત્રા નામની ઇષ્ટિકા મૂકું?" ત્યારે અસુરોએ કહ્યું કે, "उपहि" મૂક. વળી ઇંદ્રે "હું તે લઇ લેઉં છું" કહ્યું ત્યારે અસુરોએ "आद्दि" લઇ લે કહ્યું. એ સ્થાનોમાં 'उपधेहि तथा आदेहि' કહેવાને બદલે વર્ણલોપથી પ્રયોગ કર્યો છે. અધિક વર્ણવાળાં પદના દૃષ્ટાંતમાં જ્યાં "गौ" શબ્દનો પ્રયોગ કરવો જોઇએ ત્યાં गावि, गोणि, गोता, गोपोतलिका, એવો પ્રયોગ કરે છે. વિકૃત વર્ણનું દૃષ્ટાંત. 'तेऽसुरा हेलयो हेलय इति वदंतः पराबभूवुः' તે અસુરો હેલયઃ હેલયઃ એમ બોલતા પરાભવ પામ્યા. એમાં हेऽरयः બોલવાની જગ્યાએ रના સ્થાનમાં लનો પ્રયોગ વેદમાં પણ અસુરભાષાના અનુવાદમાં કર્યો છે. આવી મ્લેચ્છ ભાષા–અપશબ્દિત ભાષામાં બોલવાનું કારણ એ હતું કે, આ વાત યુધિષ્ઠિર વિના બીજાને જાણવા દેવી ન હતી. (લોકમાં પણ કેટલાએક પ્રત્યેક અક્ષરની સાથે બીજો એક એક અક્ષર વધારીને અથવા અક્ષરો આગળપાછળ કરીને અથવા માત્રા અને અક્ષર બન્નેનો વિનિમય કરીને બોલે છે, તે મ્લેચ્છ ભાષા જ સમજવી; કારણ કે તેથી ભાષાનું સિદ્ધ સ્વરૂપ બગડીને તેમાં વર્ણસંકરતા આવે છે.).

× આ શ્લોક તથા પાસેના બીજા શ્લોકનો અર્થ મૂલ સંસ્કૃત શબ્દોથી ઉપસ્થિત થતો આવ્યો છે; પણ પંડિત નીલકંઠે એમાંનાં કેટલાંક પદોને મ્લેચ્છ ભાષામાં ગોઠવીને અર્થ આપ્યો છે. તે નીચે પ્રમાણે છે. શત્રુએ વારણાવતમાં કરાવેલું ઘર કે જે ઘર સળગી ઊઠે એવા લાખ, રાળ વગેરેના સમૂહથી યુક્ત છે, અને તે પદાર્થો ગુપ્ત રીતે ભીંત વગેરેમાં ગોઠવેલા છે; અર્થાત્ બહાર જણાય તેમ નથી. આવા રાત્રિની વખતે હિંસા કરનાર મહેલને જાણીને તેના પ્રતિકારને જે જાણે છે તેને શત્રુઓ હણી શકતા નથી.[૨૨] (કોણ એવું સાહસ કરનારો અમને તે ઘરમાં રહેતાં બાળી મૂકવા યત્ન કરશે? આવી શંકાનું સમાધાન કરે છે) આ તમારી જોડે આવનારો (પુરોચન) જ તમને અગ્નિથી બાળવા આવે છે. (જ્યારે એમ છે તો એને જ મારી નાખવો અથવા વારણાવત જવું, પણ તે ઘરમાં ન રહેવું અથવા વારણાવતમાં ન જતાં પાછું હસ્તિનાપુરમાં જ આવવું થાય તો કેમ? આ શંકાનું સમાધાન કરે છે) શત્રુ હોય ત્યાં એ ત્રણે કરી શકાય એમ નથી; અર્થાત્ જેનું કપટ ઉઘાડું પડી ગયેલું એવો બલવાન્ શત્રુ પછીથી પ્રત્યક્ષ પ્રહાર કરે છે. (ત્યારે શો ઉપાય કરવો?) સુરંગમાં પેસતાં તમને પુરોચન બાળી શકશે નહિ. અર્થાત્ તે ઘરમાં જ સુરંગ તૈયાર કરવી. આ રીતે જે પોતાનું રક્ષણ કરે છે, તે જીવે છે. માટે તમારે પણ આ સઘળું જાણીને ઉપાય વડે આત્મરક્ષણ કરવું.[૨૩] (સુરંગમાં પેઠેલા એવા અમે સુરંગના મોં ઉપર રહેલા અગ્નિના તાપથી નાશ નહિ પામીએ? આ શંકાનું સમાધાન હવેના બે શ્લોકથી કરે છે.)

શિખામણ દઈ, થોડે સુધી તેમની પાછળ જઈ, તેમની પ્રદક્ષિણા કરી અને તેમની વિદાય લઈ, વિદુર પોતાને ઘેર ગયા.[૨૮] વિદુર, ભીષ્મ અને નગરજનો એ સૌ પાછા ફર્યા, ત્યારે કુન્તીએ અજાતશત્રુ યુધિષ્ઠિર પાસે જઈને આમ કહ્યું: 'લોકોની વચ્ચે વિદુરે જાણે બોલતા ન હોય તેમ તને જે વચન કહ્યાં છે અને તેં જે સામું 'સમજાયું' એમ કહ્યું છે, તે અમે સમજ્યાં નથી.[૨૯,૩૦] તે જો અમે જાણી શકીએ એમ હોય અને એમાં જો દોષ ન હોય, તો તારી અને તેમની વચ્ચે થયેલો તે સર્વ સંવાદ હું સાંભળવા ઇચ્છું છું.[૩૧]

યુધિષ્ઠિર બોલ્યા:–ધર્મબુદ્ધિવાળા વિદુરે મને કહ્યું છે કે, ઘરમાંના અગ્નિથી ચેતતા રહેજો. કોઈ રસ્તો તમને અજાણ્યો નથી. જિતેન્દ્રિય માણસ વસુંધરાનો સ્વામી થશે. વિદુરજીએ મને આ બધું કહ્યું, ત્યારે મેં એમને આ ઉત્તર આપ્યો કે, 'સમજાયું.[૩૨,૩૩]

વૈશંપાયન બોલ્યા:–આમ, ફાગણ માસની આઠમે રોહિણી નક્ષત્રમાં પાંડવો નીકળ્યા, અને વારણાવત પહોંચ્યા તથા તેમણે ત્યાંના નગરવાસી જનોને જોયા.[૩૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'વારણાવતગમન' નામનો અધ્યાય ૧૪૫ મો સમાપ્ત**

# અધ્યાય ૧૪૬ મો

## લાક્ષાગૃહમાં યુધિષ્ઠિર અને ભીમનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**ततः सर्वाः प्रकृतयो नगराद्वारणावतात् ।**
**सर्वमंगलसंयुक्ता यथाशास्त्रमतंद्रिताः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યા:–પછી પાંડવોને આવેલા સાંભળીને વારણાવત નગરના સૌ લોકો હજારોની સંખ્યામાં શાસ્ત્રાનુસાર સકલ મંગલ પદાર્થો લઇને અને અનેક વાહનોમાં બેસીને સ્ફૂર્તિ અને પરમાનંદપૂર્વક તે નરશ્રેષ્ઠોને સામે મળવા ગયા. કુંતીપુત્રો પાસે જઇને તે વારણાવતનિવાસી લોકોએ જય અને આશિષનાં વચનો કહ્યાં અને સૌ તેમને વીંટળાઇને ઊભા રહ્યા.[૧–૩] પુરુષોમાં સિંહસમા, દેવના જેવા ધર્મરાજ યુધિષ્ઠિર તેમનાથી ઘેરાઇને જાણે દેવો સાથે ઇન્દ્ર શોભતા હોય તેમ શોભી રહ્યા.[૪] હે નિષ્પાપ! નગરજનોએ તેમને સત્કાર્યા અને તેમણે નગરવાસીઓને સત્કાર્યા. પછી તેઓ માણસોની ભીડવાળા અને શણગારેલા વારણાવતમાં પ્રવેશ્યા.[૫] હે મહીપતિ! નગરમાં જઇને તે વીરો તરત જ સ્વકર્મપરાયણ બ્રાહ્મણોને ઘેર ગયા.[૬] પછી તે નરશ્રેષ્ઠો નગરના અધિકારીઓ તેમજ રથીઓ, વૈશ્યો અને શૂદ્રોને ઘેર પણ ગયા.[૭] હે ભરતસિંહ! પુરવાસીઓએ પાંડવોની પૂજા કરી. પછી પુરોચનને આગળ કરીને તેઓ પોતાના ભવનમાં ગયા.[૮] તે પુરોચને તેમને ભોજનો, પીણાંઓ, શુભ શય્યાઓ અને ઉત્તમ આસનો આપ્યાં.[૯] આ રીતે પુરોચનથી સત્કાર પામીને, તેઓ મહામૂલાં પરિધાનો પહેરીને અને નગરનિવાસી પુરુષોથી ઉપાસના મેળવીને ત્યાં વસવા લાગ્યા.[૧૦] પછી તેમને ત્યાં રહે દશ રાત્રિ પસાર થઈ, એટલે પુરોચને તેમને કહ્યું કે, 'તમારે માટે આ 'શિવ' નામનું ઘર કર્યું છે.' ખરું જોતાં તે અશિવ–અકલ્યાણકારી હતું.[૧૧] પુરોચનના વચનથી તે પુરુષસિંહોએ પોતાનાં વસ્ત્રાદિ સાથે પ્રવેશ કર્યો. જાણે ગુહ્યકો કૈલાસમાં પેઠા.[૧૨] તે ઘર જોઇને ધાર્મિકશ્રેષ્ઠ યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યું કે, 'આ તો સળગી ઊઠે એવું છે.'[૧૩]

યુધિષ્ઠિર બોલ્યા:–હે પરંતપ! આને સૂંઘતાં ઘી અને લાખ ભેળવેલી ચરબીની વાસ આવે છે. નિઃસંશય આ સળગી ઊઠે એવું ઘર છે. શણ, રાળ, મુંજ, બલ્વજ ઘાસ અને વાંસ આદિ સઘળા પદાર્થોને નક્કી ઘર બાંધવા માટે આણીને ઘીમાં બોળવામાં આવ્યા છે.[૧૪,૧૫] ઘર બાંધવામાં કુશળ અને વિશ્વાસુ શિલ્પીઓએ આ ભવનને કુશ

ળતાપૂર્વક કર્યું છે. આ પાપી પુરોચન મને વિશ્વાસમાં રાખીને બાળી મૂકવા ઇચ્છે છે.[૧૬] દુર્યોધનના વશમાં વર્તનારો એ મૂર્ખ તે પ્રમાણે વર્તી પણ રહ્યો છે. પણ મહાબુદ્ધિમાન વિદુર આ આપત્તિને જાણી ગયા છે.[૧૭] આથી હે પાર્થ ! તેમણે મને અગાઉથી ચેતાવી દીધો છે. દુર્યોધનના વશમાં રહેનારા ગુપ્ત સેવકોએ આ રૂડું દેખાતું અશિવગૃહ તૈયાર કર્યું છે. એ વાત આપણું નિત્ય હિત ઇચ્છતા અને આપણા પિતાના નાના ભાઈ તે વિદુરજીએ સ્નેહપૂર્વક આપણને કહી છે.[૧૮,૧૯]

**ભીમસેન બોલ્યોઃ**–તમે જો માનતા હો કે આ ઘર સળગી ઊઠે એવું બનાવવામાં આવ્યું છે, તો આપણે પહેલાં જ્યાં રહેતા હતા ત્યાં ચાલ્યા જઇએ.[૨૦]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–મને એમ થાય છે કે, આપણે આપણો ભાવ બતાવ્યા વિના યત્નપૂર્વક અહીં જ રહેવું અને સાવધાનીથી અહીંથી નીકળવાનો ઇષ્ટ માર્ગ ખોળતા રહેવું. તે પુરોચન જો આપણો ભાવ કળી જશે, તો તે એકાએક બળજોરી કરીને પણ આપણને બાળી નાખશે.[૨૧,૨૨] કેમકે, તે પુરોચનને લોકની, રાજાની કે ધર્મની ભીતિ જ નથી. તે મુર્ખ તો દુર્યોધનના વશમાં રહીને તે કહે તેમ જ કરે છે.[૨૩] જો આપણને ફૂંકી મૂકવામાં આવે, તો પછી તે ભીષ્મ પિતામહ શા માટે કોપ કરે? તે શા માટે કૌરવોને કોપાવે ?[૨૪] અથવા આપણને અહીં બાળી મૂકયા પછી આપણા પિતામહ ભીષ્મ અને બીજા કુરુશ્રેષ્ઠો ધર્મ સમજીને કોપ કરે તો પણ શું ?[૨૫] આપણે જો બળવાના ભયથી ભાગી જઈએ, તો રાજ્યલોભી દુર્યોધન આપણ બધાને જાસૂસો દ્વારા મારી નંખાવશે.[૨૬] આપણે રાજ્યપદની બહાર છીએ, પક્ષવિનાના છીએ અને ધનભંડારરહિત છીએ. એટલે રાજ્યપદે રહેલો, પક્ષવાળો અને મહાભંડારવાળો દુર્યોધન વિવિધ ઉપાયો વડે નક્કી આપણો નાશ કરાવશે.[૨૭] તેથી તે પાપાત્મા પુરોચનને અને પાપી દુર્યોધનને ભોળવતા રહી આપણે ક્યારેક ક્યારેક ગુપ્તવાસે રહેવું જોઇશે.[૨૮] તો આપણે મૃગયાશીલ રહી આ પૃથ્વી ઉપર વિચરતા રહેશું અને નાસી જવાના માર્ગો જાણી લેશું.[૨૯] આજથી આપણે કોઈ જાણે નહિ તેવી રીતે જમીનમાં પહોળી સુરંગ કરવા માંડીએ. એથી અગ્નિ આપણને બાળી શકશે નહિ.[૩૦] અહીં આપણે એવી સાવધાનતાથી રહીએ કે, પુરોચન અને પુરવાસી લોક પણ આપણું કાર્ય જાણી શકે નહિ.[૩૧]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'યુધિષ્ઠિરભીમસંવાદ' નામનો અધ્યાય ૧૪૬ મો સમાપ્ત**

# अध्याय १४७ मो

## લાક્ષાગૃહમાં સુરંગ ખોદાવી

॥ वैशंपायन उवाच ॥

विदुरस्य सुहृत् कश्चित् खनकः कुशलो नरः ।
विविक्ते पांडवान्राजन्निदं वचनमब्रवीत् ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**–હે રાજન્ ! વિદુરનો મિત્ર કોઈ એક કુશલ ખાણિયાયે પાંડવોને એકાંતમાં આ વચન કહ્યાં.[૧] મને વિદુરે મોકલ્યો છે. હું ખોદકામમાં કુશલ છું. તેમણે મને કહ્યું છે કે, તારે પાંડવોનું પ્રિય કરવું. તો મારે તમારું શું કામ કરવું ?[૨] વિદુરે મને વિશ્વાસપૂર્વક ગુપ્ત રીતે કહ્યું છે કે, 'તારે અહીં પાંડવોનું કલ્યાણ કરવું. તો હું તમારું શું કાર્ય કરું ?[૩] અંધારિયાની ચૌદશની રાત્રિ પુરોચન તમારા ભવનને દ્વારે અગ્નિ મૂકશે. પુરુષસિંહ પાંડવોને માતા સાથે બાળી મૂકવા એવી તે દુર્બુદ્ધિ દુર્યોધનની ગોઠવણ છે.[૪,૫] હે પાંડવ ! વિદુરે તમને મ્લેચ્છવાણીમાં કંઈક કહ્યું હતું અને તમે 'સમજાયું' એમ તેમને જવાબ આપ્યો છે. આ મારા ઉપર વિશ્વાસ મૂકવાના કારણરૂપ છે.[૬]

સત્યનિષ્ઠ કુન્તીપુત્ર યુધિષ્ઠિરે તેને કહ્યું કે, 'હે સૌમ્ય! તમને હું વિદુરના પ્રિય, પવિત્ર અને સદા દઢ ભક્તિવાળા મિત્ર તરીકે ઓળખું છું. તે કવિને કંઈ પણ કાર્ય અજાણ્યું નથી.[૭-૮] જેમ તમે તેમના છો તેમ અમારા પણ છો. અમે તેમને વિદુરને વિશે તેમજ તમારે વિશે તુલ્યભાવ રાખીએ છીએ. તો તે કવિની જેમ તમે પણ અમારું રક્ષણ કરો.[૯] દુર્યોધનની આજ્ઞાથી પુરોચને મારે માટે આ ઝટ સળગી ઊઠે એવું ઘર બનાવ્યું છે, એમ હું માનું છું.[૧૦] તે પાપી દુષ્ટાત્મા ધનભંડારવાળો અને સહાયકોવાળો છે અને તે પાપાત્મા અમને નિત્ય નિત્ય પીડા કરે છે.[૧૧] તો તમે આ અગ્નિમાંથી અમને યત્નપૂર્વક ઉગારો. કેમકે, અમે બળી જતાં દુર્યોધનનો મનોરથ સફલ થશે.[૧૨] તે દુરાત્માનું આ શસ્ત્રગૃહ સમૃદ્ધ છે. તે બહાર નીકળવાના માર્ગ વિનાના કિલ્લાનો આશ્રય લઈને આ મહાન ભવન બાંધ્યું છે.[૧૩] ખરે, તેણે આ અશુભ કાર્ય ઇચ્છયું છે. વિદુર પહેલેથી તે કળી ગયા છે, એટલે તેમણે અમને સાવધ કર્યા છે.[૧૪] વિદુર જે આપત્તિને આગળથી પામી ગયા હતા, તે આપત્તિ અમને આવી પડી છે. તો તમે પુરોચન ન જાણે તેમ અમને ઉગારો.'[૧૫]

'બહુ સારું' એવી પ્રતિજ્ઞા કરીને, તે ખાણિયાએ ખાઈ ખોદવાને સારુ યત્ન આદર્યો અને એક મોટી સુરંગ ખોદવા માંડી.[૧૬] હે ભારત! તે ભવનની મધ્યમાં તેણે ઢાંકણાવાળો તથા ભૂમિને સમથલ એવી એક અતિ મોટી સુરંગ ગુપ્ત રીતે તૈયાર કરી.[૧૭] પુરોચનના ભયથી તેણે તે સુરંગનું મુખ વાસી દીધું. કેમકે, તે ભૂંડી બુદ્ધિનો પુરોચન ભવનના બારણા આગળજ સદા રહેતો હતો.[૧૮] હે રાજા! પાંડવો રાત્રે ત્યાં આયુધો સાથે રહેતા અને દિવસે તેઓ વનવનમાં મૃગયા માટે વિચરતા.[૧૯] હે રાજન્! આમ અવિશ્વાસ છતાં વિશ્વાસ બતાવી અને અસંતોષ છતાં સંતોષ દેખાડીને તેઓ ત્યાં પુરોચનને ભોળવતા રહી, પરમ વિસ્મયપૂર્વક રહેવા લાગ્યા.[૨૦] વિદુરના તે ઉત્તમ ખોદનાર મંત્રી સિવાય કોઈ બીજા નગરવાસીજનો આ વસ્તુ સમજી શક્યા નહોતા.[૨૧]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'જતુગૃહવાસ' નામનો અધ્યાય ૧૪૭ મો સમાપ્ત**

---

# अध्याय १४८ मो

## લાક્ષાગૃહમાં આગ

॥ वैशंपायन उवाच ॥

**तांस्तु दृष्ट्वा सुमनसः परिसंवत्सरोषितान् ।**
**विश्वस्तानिव संलक्ष्य हर्षं चक्रे पुरोचनः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–એક વર્ષ સુધી તેમને પ્રસન્ન મનથી અને વિશ્વાસપૂર્વક વસેલા જોઇને પુરોચન આનંદ કરવા લાગ્યો.[૧] પુરોચન આમ હર્ષિત થયો, ત્યારે ધર્મજ્ઞ કુંતીપુત્ર યુધિષ્ઠિરે ભીમ, અર્જુન, નકુલ અને સહદેવને આ પ્રમાણે કહ્યું.[૨]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–પાપી પુરોચન આપણને વિશ્વાસે રહેલા જાણે છે; પણ તે ક્રૂરાત્મા ઠગાયો છે. મને લાગે છે કે, ભાગી જવાનો આ વખત છે.[૩] શસ્ત્રાગારને સળગાવીને, પુરોચનને પણ બાળીને, તેમજ અહીં ૭ માણસોને રાખીને બીજાને ખબર ન પડે તેમ નાસી જઇએ.[૪]

**વૈશંપાયન બોલ્યાઃ**–ત્યારે હે મહારાજ! કુંતીએ એક રાત્રે દાન આપવાને નિમિત્તે બ્રાહ્મણભોજન કરાવ્યું હતું. એ વખતે કેટલીક સ્ત્રીઓ ત્યાં આવી હતી.[૫] હે ભારત! તે સ્ત્રીઓ યથેચ્છ ખાઈપીને તથા વિહાર કરીને કુંતીની આજ્ઞા લઈ રાત્રે જ પોતાને ઘેર ચાલી ગઈ.[૬] પણ, દૈવેચ્છાથી પાંચ પુત્રવાળી એક ભીલડી અન્નની આશાથી તે-ભોજનસમયે સહેજે પુત્રો સાથે ત્યાં આવી પહોંચી.[૭] તે સ્ત્રીએ પુત્રો સાથે મદિરા

પીધી હતી અને ઉન્મત્ત તથા મદવિહ્વલ થઈ ગઈ હતી. હે રાજન્! તે ભાન વિનાની અને મુડદા જેવી થઈ ગઈ હતી. હે રાજન્! તે પોતાના સઘળા પુત્રો સાથે તે જ ભવનમાં સૂઈ રહી. પછી, રાતે ભારે પવન ફૂંકાવા લાગ્યો ત્યારે માણસો સૂઈ રહ્યા હતા. એટલે, ભીમે જ્યાં પુરોચન સૂતો હતો ત્યાં આગ લગાડી અને પછી તે પાંડવે લાક્ષાગૃહનું બારણું સળગાવ્યું.[૮-૧૦] છેલ્લે તેણે એ ભવનની ચારે કોર અગ્નિ મૂક્યો. આમ તે ભવન આખું સળગી ઊઠયું છે, એ જાણીને શત્રુદમન પાંડુપુત્રો માતા સાથે ઉતાવળે સુરંગમાં પેસી ગયા. ત્યારે અગ્નિના ભડકા અને મહાન કડાકા થવા લાગ્યા.[૧૧] આથી તે જનસમૂહ જાગી ઊઠ્યો. અને તે ભવનને આમ જળતું જોઇને નગરવાસીઓનાં મુખ ઊતરી ગયાં.[૧૨,૧૩]

**નગરજનો બોલ્યાઃ**—દુર્યોધને રોકેલા તે પાપી અને નઠોર બુદ્ધિના પુરોચને પોતાના વિનાશને માટે આ ઘર કરાવ્યું અને સળગાવી મૂક્યું છે.[૧૪] ધિક્કાર હો એ ધૃતરાષ્ટ્રને કે અસમાન ભાવ રાખીને તેણે પાંડુના પવિત્ર વારસોને શત્રુની જેમ બળાવી મૂક્યા.[૧૫] ઠીક થયું કે, વિશ્વાસમાં રહેલા નિર્દોષ એવા નરોત્તમ પાંડવોને બાળી મૂકનાર તે અતિ દુષ્ટ બુદ્ધિનો પાપાત્મા પુરોચન પણ આ ઘડીએ બળી જ મર્યો છે.[૧૬]

**વૈશંપાયન બોલ્યાઃ**—આમ વિલાપ કરતા વારણાવતના નગરજનો તે ઘરને ચોમેરથી વીંટીને રાતભર ઊભા રહ્યા.[૧૭] ત્યારે, તે સૌ દુઃખી પાંડવો તો માતા સાથે, કોઈ ન દેખે તેમ, તે સુરંગવાટે નીકળી ઝટ ચાલી રહ્યા હતા.[૧૮] ભયને લીધે તેમજ ઊંઘનાં ઝોકાંના કારણથી તે પરંતપ પાંડવો, માતા સાથે ઉતાવળા ચાલી શક્યા નહિ. હે રાજેન્દ્ર! વેગ અને પરાક્રમમાં ભયંકર તે ભીમસેને સૌ ભાઇઓને તથા માતાને ઊચકીને ચાલવા માંડયું.[૧૯,૨૦] તે મહાબલવાન વીર્યવાને માતાને ખભા ઉપર બેસાડી, નકુલ અને સહદેવને કેડે તેડ્યા અને બે પૃથાપુત્રોને બે હાથ ઉપર લીધા.[૨૧] છાતી વડે વૃક્ષોને ભાંગતો અને પગો વડે પૃથ્વીને વિદારતો તે પવનવેગી તેજસ્વી વૃકોદર વેગથી આગળ ચાલવા લાગ્યો.[૨૨]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'જતુગૃહદાહ' નામનો અધ્યાય ૧૪૮ મો સમાપ્ત

## अध्याय १४९ मो

### પાંડવોએ ગંગા પાર કરી

॥ वैशंपायन उवाच ॥

एतस्मिन्नेव काले तु यथा संप्रत्ययं कविः ।
विदुरः प्रेषयामास तद्वनं पुरुषं शुचिम् ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**—એ જ વખતે કવિ વિદુરે વિશ્વાસ પડે એવો એક પવિત્ર માણસ તે વનમાં મોકલ્યો.[૧] હે કૌરવ્ય! તે જણાવેલા ઠામે ગયો, તો ત્યાં વનમાં તેણે પાંડવોને માતા સાથે નદીનાં જળનું માપ કાઢતા જોયા.[૨] તે પાપચિત્ત દુર્યોધનની ચેષ્ટા પણ મહાબુદ્ધિમાન મહાત્મા વિદુરને જાસૂસ દ્વારા માલૂમ પડી હતી, એટલે વિદુરે આ વિદ્વાન નરને ત્યાં મોકલ્યો હતો. તેણે પાંડવોને એક નાવ બતાવી જે મન અને પવનની ગતિએ જનારી હતી, સર્વ વાયુઓ સામે ટક્કર ઝીલે એવી હતી, યંત્ર તથા ઝંડાથી સજેલી હતી અને તેને ખાતરીલાયક માણસોએ કલ્યાણકારી ગંગાતટે બનાવી હતી.[૩-૫]

પછી એ હોડી બતાવીને તેણે કહ્યું: 'હે યુધિષ્ઠિર! કવિ વિદુરે અગાઉ જે આ વિશ્વાસજન્ય વચન સંજ્ઞામાં કહ્યું હતું તે તમે સાંભળો.[૬] 'તૃણનાશી ને હિમનાશી વસ્તુ પણ મહાવનમાં દરનું ઘર કરી રહેલા જીવને બાળી શકતી નથી. આમ સમજી જે પોતાનું રક્ષણ કરે છે, તે જીવતો રહે છે.[૭] તો આ સંજ્ઞાએ કરીને તમે અહીં મોકલાયેલાને વિશ્વાસપાત્ર જાણો. વળી, સર્વ રહસ્યોને

જાણનારા વિદુરે મને આ પ્રમાણે કહ્યું હતું કે, હે કૌન્તેય! કર્ણ, ભાઇઓ સાથે દુર્યોધન અને શકુનિને પણ તું રણમાં જીતશે, એમાં સંશય નથી.[૭-૯] જલમાર્ગમાં પાણીને વિશે આ જ સુખથી જનારી નાવ રાખી છે, તે તમને સૌને આ સ્થાનથી નિઃસંશય બચાવશે.[૧૦] હવે, તે નરશ્રેષ્ઠોને માતા સાથે દુઃખિત થયેલા જોઇને, તેણે તેમને નૌકામાં બેસાડ્યા.[૧૧] પછી ગંગામાં નીકળેલા તેમને તેણે ફરી કહ્યુ 'વિદુરજીએ તમારાં શિર સૂંઘીને તથા વારંવાર કોટી કરીને આ કહેણ કહાવ્યુ છે કે, તમે જરા ય ગભરાયા વિના વિકટ માર્ગને વટાવી જજો.[૧૨] હે રાજેન્દ્ર! આ પ્રમાણે વિદુરે મોકલેલા તે પુરુષે, તે વીર નરશ્રેષ્ઠોને કહ્યું અને તે તેમને નાવમાં લઇને ગંગા પાર કરવા લાગ્યો.[૧૩] પાર કરીને તેઓ ગંગાને પેલે કાંઠે ઊતર્યા, એટલે સૌને જયની આશિષ આપીને, તે જેમ આવ્યો હતો તેમ પાછો ચાલ્યો ગયો.[૧૪] મહાત્મા પાંડવોએ પણ કવિ વિદુરને વળતો સંદેશો મોકલાવ્યો અને ગંગા ઊતરીને તેઓ ગૂઢ રીતે, કોઈ ન જાણે તેમ વેગપૂર્વક ચાલવા લાગ્યા.[૧૫]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'ગંગોત્તરણ' નામનો અધ્યાય ૧૪૯ મો સમાપ્ત**

# अध्याय १५० मो

## પાંડવોનું વનમાં જવું

॥ वैशंपायन उवाच ॥

**अथ रात्र्यां व्यतीतायामशेषो नागरो जनः ।**
**तत्राजगाम त्वरितो दिदृक्षुः पांडुनंदनान् ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ–પછી રાત વીતી ગઈ, ત્યારે વારણાવત નગરના સર્વ લોકો પાંડુપુત્રોને જોવાની ઇચ્છાએ એકદમ ત્યાં આવ્યા.[૧] આગને બુઝાવતા તે લોકોએ તે લાક્ષાગૃહ તથા મંત્રી પુરોચનને બળેલાં જોયાં.[૨] તે લોકો ચીસ પાડી ઊઠ્યાઃ 'નક્કી, પાપકર્મવાળા દુર્યોધને જ પાંડવોના વિનાશ માટે આ યોજ્યું હતું, એમાં સંશય નથી. ધૃતરાષ્ટ્રના જાણતાં જ દુર્યોધને પાંડુના વારસોને બાળી મૂક્યા છે. અરેરે! ધૃતરાષ્ટ્રે એને રોક્યો પણ નહિ.[૩,૪] ખરે! શાન્તનુપુત્ર ભીષ્મ, દ્રોણ, વિદુર, કૃપાચાર્ય અને બીજા કુરુઓ પણ ધર્મને અનુસરતા નથી![૫] તો આપણે દુરાત્મા ધૃતરાષ્ટ્રને કહેવડાવીએ કે, 'તમારો મનોરથ સફળ છે, પાંડવો બળી ગયા છે.'[૬]

પછી, પાંડવોને શોધવા માટે તેઓ આગ હોલવતા હતા, ત્યારે તેઓએ પાંચપુત્રવાળી એક નિર્દોષ ભીલડીને બળી ગયેલી જોઈ.[૭] (એટલે કુંતી સાથે પાંડવો બળી ગયા છે એવી તેમની ખાતરી થઈ) પેલા ખાણિયાએ ઘર સાફ કરવાને બહાને તે સુરંગના મુખને ધૂળથી ઢાંકી દીધું હતું; એટલે તે લોકો તે મોંને જોવા પામ્યા નહિ.[૮] પછી, તે નગરજનોએ ધૃતરાષ્ટ્રને ખબર મોકલાવી કે પાંડવો અને મંત્રી પુરોચન આગથી બળી ગયા છે.[૯] તે રાજા ધૃતરાષ્ટ્ર પાંડુપુત્રોના વિનાશના આ અત્યંત અપ્રિય સમાચાર સાંભળીને ઘણા દુઃખી થયા અને *આમ વિલાપ કરવા લાગ્યાઃ*[૧૦] 'તે વીરો માતા સાથે બળી ગયા છે, તેથી જાણે આજે જ મારો મહાયશસ્વી ભાઈ પાંડુ વિશેષે મરી ગયો છે.[૧૧] હે પુરુષો! તમે જલદીથી વારણાવત નગરમાં જાઓ અને તે વીરોનો તેમ જ કુન્તીરાજની તે પુત્રીનો અંત્યેષ્ટિ સંસ્કાર કરો.[૧૨] કુલને યોગ્ય એવાં જે કંઈ શુભ અને મહાન કાર્યો હોય તે સૌ કરો. વળી જે બીજા ત્યાં મરી ગયા હોય, તેમના સંબંધીઓ પણ ત્યાં જાઓ.[૧૩] આ સ્થિતિમાં પાંડવો અને કુન્તીનું જે કાંઈ હિત મારાથી થઈ શકે, તે સઘળું તમે ધનની મદદે કરજો.'[૧૪]

આમ કહીને, અંબિકાસુત ધૃતરાષ્ટ્રે સગાંસંબંધીઓ સાથે વીંટાઈને પાંડુપુત્રોની ઉદકક્રિયા કરી.[૧૫] સૌ શોકપરાયણ થયા અને એકસાથે

વવા લાગ્યા. કોઈક 'હાય! યુધિષ્ઠિર!', કોઈક 'હાય! ભીમ!' કોઈક 'હાય! અર્જુન!' 'હાય! નકુલ–સહદેવ!' તો કોઈક 'હાય! માતા કુન્તી!' એ પ્રમાણે સૌ લોકોએ શોક કર્યો અને તેમને જલાંજલિ અર્પી.[૧૬,૧૭] બીજા નગરજનોએ પણ પાંડવોનો એ જ રીતે શોક કર્યો. માત્ર વિદુરે નહિ જેવો શોક કર્યો; કેમકે તે સત્ય વાત જાણતા હતા.[૧૮]

વારણાવત નગરમાંથી નીકળીને, તે મહાબળવાન પાંડવો માતા સાથે ગંગાકાંઠે આવ્યા હતા.[૧૯] નાવિકોના હાથની ઝડપને લીધે તથા નદીના વહેણના વેગે કરીને અને પવનની અનુકૂળતાને કારણે તેઓ જલદીથી સામે કાંઠે ઊતર્યા.[૨૦] પછી નાવડી મૂકી દઇને, તેઓ રાત્રે તારાઓના સમૂહથી સૂચવાયેલા માર્ગને જાણીને દક્ષિણ દિશાએ ચાલવા લાગ્યા.[૨૧] હે રાજન્! આ પ્રમાણે યત્ન કરતાં, તેઓ એક ગહન વનમાં આવી ચઢ્યાં. તે વખતે પાંડુપુત્રો ભૂખતરસથી થાકયા હતા, તેમ જ ઊંઘને લીધે તેઓ આંધળા જેવા થઈ ગયા હતા.[૨૨] ત્યારે ધર્મરાજ મહાવીર્યવાન ભીમસેનને ફરીથી આ વચન કહ્યાંઃ 'આથી બીજું વિશેષ કષ્ટદાયી શું હોય કે, આ ગાઢ વનમાં આપણને દિશા સૂઝતી નથી અને આપણાથી આગળ ચાલી શકાય એમ પણ નથી.[૨૩] આપણે તે પાપી પુરોચન વિશે જાણતા નથી. અરે, તે બળી ગયો કે કેમ તે આપણે જાણતા નથી. કોઈ ન દેખે એમ આપણે આ ભયમાંથી કેમ છૂટી શકીએ?[૨૪] હે ભારત! તું ફરી અમને ઉપાડીને ચાલ, અમારામાં તું જ એક બલવાન અને પવન જેવો વેગવાન છે.'[૨૫] ધર્મરાજે મહાબલવાન ભીમસેનને આ પ્રમાણે કહ્યું, એટલે તે મહાબલવાન કુન્તી અને ભાઇઓને લઈને ઝડપથી ચાલવા લાગ્યો.[૨૬]

**ઈતિશ્રી મહાભારતમાં જતુગૃહપર્વમાં અધ્યાય ૧૫૦ મો સમાપ્ત**

# अध्याय १५१ मो

## હિડિમ્બ વનમાં ભીમ પાણી લાવે છે

॥ वैशंपायन उवाच ॥

**तेन विक्रममाणेन ऊरुवेगसमीरितम् ।**
**वनं सवृक्षविटपं व्याघूर्णितमिवाभवत् ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–તે વિક્રમી ભીમસેને પોતાની સાથળના વેગથી ઘૂમીને તે ઝાડપાલાઓથી ભરેલું આખું વન જાણે ડોલાવી મૂક્યું.[૧] તેની જાંઘના ઝપાટાથી જાણે જેઠઅષાડનો પવન વાવા લાગ્યો. એથી એ મહાબળવાન વેલાઓ અને વૃક્ષોને ઢાળી દેતો આગળ માર્ગ કરવા લાગ્યો.[૨] નિકટ ઊગેલાં ફૂલફળવાળાં, કોમળ ઝાડોને તથા ઝુંડોને ખૂંદીને તે રસ્તો કાપતો ચાલ્યો.[૩] ગર્દન આદિ ત્રણ અંગે ઝરતા મદવાળા, સાઠ વર્ષના, ક્રુદ્ધ પરાક્રમી અને રોષભર્યા કોઈ ગજરાજની જેમ તે વનમાં મહાવૃક્ષોને કચડતો ચાલી રહ્યો હતો.[૪] ગરુડની અને પવનની ગતિએ જતા એ ભીમના વેગને લીધે પાંડુપુત્રોને જાણે મૂર્છા આવી ગઈ.[૫] તેઓ હાથોરૂપી હોડીઓ વડે ગંગાની ધારાઓને પણ વારંવાર તરી જતા અને કૌરવોના ભયથી રસ્તામાં લપાઇને બેસી જતા.[૬] નીચાઊંચા ખાડાટેકરામાં તે ભીમસેન પોતાની કોમલાંગી યશસ્વિની માતાને પીઠ ઉપર લઈ અતિકષ્ટે ચાલતો હતો.[૭] હવે હે ભરતસિંહ! સાંજને વખતે તે એક ઘોર વનભાગમાં પહોંચ્યો. તે ભાગ મૂળ, ફળ અને પાણીની અછતવાળો હતો અને પક્ષીઓ તથા મૃગોને લીધે બિહામણો હતો.[૮] ત્યારે ગાઢ અંધારો સંધ્યાકાળનો સમય થયો હતો. પશુપંખીઓ ભયંકર હતાં. સર્વ દિશાઓમાં અંધારું વ્યાપી ગયું હતું અને અનેક ઋતુના વાયરા વાતા હતા.[૯] હે રાજન્! તે પવનથી પાકાં પાંદડાં ખરી જતાં હતાં અને અનેક લતાઓ તથા નાનાંમોટાં વિવિધ વૃક્ષો ભાંગી જતાં હતાં અથવા નમી પડતાં હતાં.

તે વખતે, કૌરવ્યો થાકથી અને તરસથી પીડાઈ રહ્યા હતા. ઊંઘના ઘેરાવાથી તેઓ આગળ ચાલી શક્યાં નહિ.[૧૦,૧૧] તેઓ બધાં તે લૂખા મહા વનમાં બેસી ગયાં. ત્યાં તરસથી પીડાઈ રહેલી કુન્તીએ પુત્રોને કહ્યું:[૧૨] 'હું પાંચ પાંડવોની માતા, તેમની વચમાં બેઠી છું, છતાં હું તરસે મરી રહી છું.' તેણે પુત્રોને આમ વારંવાર કહ્યું[૧૩] એટલે માતાનું તે સ્નેહભર્યું વચન સાંભળીને ભીમસેનનું મન કરુણાથી વ્યાપ્ત થયું અને તેણે આગળ જવા માંડ્યું.[૧૪]

હવે ભીમ એક ઘોર અને નિર્જન મહાવનમાં પેઠો. ત્યાં તેણે વિશાળ છાયાવાળો એક રમણીય વડ જોયો.[૧૫] હે પ્રભો! તે ભરતસિંહે એ સૌને ત્યાં ઉતાર્યાં અને કહ્યું: 'તમે અહીં વિશ્રામ કરો. હું પાણી શોધું છું.[૧૬] પેલાં જળચર સારસો મધુરું કૂજે છે, એટલે મને ચોકસ થાય છે કે, અહીં મહાન જળાશય હોવું જોઇએ.'[૧૭] હે ભારત! મોટાભાઈ યુધિષ્ઠિરે તેને 'ભલે જા' એવી આજ્ઞા આપી; પછી તે જળચર સારસો જણાતાં હતાં એ જગ્યાએ ગયો.[૧૮] હે ભારતોત્તમ! ત્યાં જઇને તેણે પાણી પીધું અને સ્નાન કર્યું. હે ભારત! તે ભ્રાતૃપ્રિય ભીમ પોતાના ભાઇઓ માટે ઉપરણામાં પાણી લઈને આવ્યો.[૧૯] આ રીતે શોક અને દુઃખથી ઘેરાયેલો તે બે કોશ દૂરથી વેગપૂર્વક માતા પાસે આવ્યો અને સર્પની જેમ શ્વાસ લેવા લાગ્યો.[૨૦] માતા તથા ભાઇઓને ધરતી ઉપર સૂતેલાં જોઇને તે વૃકોદર શોકથી અત્યંત ઘેરાઈ ગયો અને આમ વિલાપ કરવા લાગ્યો:[૨૧] 'આથી વિશેષ કષ્ટદાયી બીજું શું છે? કેમકે, હું અભાગિયો આજે ભાઇઓને પૃથ્વી ઉપર સૂતેલા જોઉં છું.[૨૨] પૂર્વે વારણાવતમાં મહામૂલાં શયનોમાં પણ જેમને ઊંઘ આવતી નહોતી, તે આજે ધરતીના પટ ઉપર સૂતા છે.[૨૩] જે શત્રુઓના સમૂહને મરડી નાખનારા વસુદેવની બહેન છે, જે કુન્તિરાજની પુત્રી છે, જે સર્વ લક્ષણોથી પૂજિત છે, જે વિચિત્રવીર્યની પુત્રવધૂ છે, જે મહાત્મા પાંડુની પત્ની છે, જે અમારી માતા છે, જે કમલગર્ભના જેવી પ્રભાવતી છે, જે અત્યંત સુકોમળ છે, જે મહામોંઘાં શયનને યોગ્ય છે, તે કુન્તી–જુઓ આજે અહીં ધરણીની અણઘટતી પથારીએ પોઢી છે![૨૪-૨૬] જેણે ધર્મ, ઇન્દ્ર અને પવનદેવથી આ પુત્રોને જન્મ આપ્યો છે, તે મહેલમાં સૂવાવાળી આ આજે થાકીને જમીન ઉપર લોટી રહી છે![૨૭] અરે! આજે હું આ નરસિંહોને ભૂતલ ઉપર સૂતેલા જોઉં છું! આથી વિશેષ દુઃખદાયી બીજું શું મારે જોવાનું હોઈ શકે?[૨૮] જે ધર્મપ્રાણ ધર્મરાજ યુધિષ્ઠિર ત્રણે લોકના રાજ્યને યોગ્ય છે, તે આજ આ લોથપોથ થઇને સાધારણ માણસની જેમ જમીન પર સૂઈ રહ્યા છે! નીલ જલધર સમો શ્યામ અને માણસોમાં અનન્ય આ અર્જુન સામાન્ય જનની જેમ ભૂમિ ઉપર સૂતો છે–આથી વિશેષ દુઃખકર શું હોય?[૨૯,૩૦] રૂપસંપત્તિમાં જેઓ અશ્વિનીકુમારો જેવા છે, તે આ બે નકુલસહદેવ પ્રાકૃત મનુષ્યોની પેઠે ધરતીની ધૂળ ઉપર સૂતા છે.[૩૧] જેને કુલાંગાર જેવાં વસમાં સગાંઓ નથી, તે જ એકલા ઊગેલા ગામના ઝાડની જેમ આ લોકમાં સુખે જીવી શકે છે. ગામમાં પાંદડાં અને ફળવાળું જે એક એકલું ઝાડ હોય છે, તે જ એક વિસામારૂપ બને છે અને પૂજ્ય થઈ રૂડી રીતે પૂજા પામે છે.[૩૨,૩૩] વળી જેમને ધર્મને અનુસરતા અનેક શૂરા સગાસ્નેહીઓ હોય છે, તેઓ પણ આ લોકમાં નિર્વિઘ્ન સુખમય જીવે છે.[૩૪] જેઓ બળવાન, અર્થસંપત્તિવાળા, તેમજ મિત્રો તથા બાંધવોને આનંદ આપનારા છે, તેઓ સુધ્ધાં વનમાં રહેલાં વૃક્ષોની જેમ એકમેકને વળગીને સુખપૂર્વક જીવે છે.[૩૫] પરંતુ પોતાના પુત્રો સાથે થઇને દુરાત્મા ધૃતરાષ્ટ્રે તો અમને ખદેડી કાઢ્યા છે–કંઇક ભાગ્યના જોગે જ અમે બળી ગયા નથી.[૩૬] તે આગમાંથી બચી

ને અમે આ વૃક્ષને આશરે આવ્યા છીએ. અમે અત્યંત ક્લેશ પામ્યા છીએ. હવે અમારે કઈ દિશાએ જવું?[37] હે અલ્પદર્શી! હે દુર્મતિયા! હે દુર્યોધન! તારી ઇચ્છા સફળ થાઓ! દેવો સાચે જ તારા ઉપર પ્રસન્ન છે! કેમકે, હે દુર્બુદ્ધિ! મને તારો વધ કરવાની યુધિષ્ઠિર આજ્ઞા આપતા નથી, તેથી જ તું જીવી રહ્યો છે. અરે! આજે જ ક્રોધથી આવેશયુક્ત થઇને હું તને, તારા છોકરાઓને, પ્રધાનોને, કર્ણને, તારા નાના ભાઇઓને અને સુબલપુત્ર શકુનિને યમદ્વારે મોકલી દઉં! પણ શું કરું? કેમકે, હે પાપાચારી! પાંડવોમાં શ્રેષ્ઠ તે ધર્માત્મા રાજા યુધિષ્ઠિર તારા ઉપર કોપાયમાન થતા નથી!' ક્રોધથી સળગી રહેલા મનવાળા તે મહાબાહુએ આ પ્રમાણે કહ્યું.[38-41] તેણે પોતાના એક હાથને બીજા હાથથી રગડ્યો અને દીન મને તે નિઃશ્વાસ મૂકવા લાગ્યો. શાંતજ્વાલાવાળા અગ્નિની જેમ તે ફરી દીન મનનો થઈ ગયો.[42] વૃકોદર સામાન્ય માનવીઓની જેમ ધરણીતલ ઉપર વિશ્વાસથી સૂઈ રહેલા તે ભાઇઓને જોઈ રહ્યો. 'આ વનથી થોડે જ દૂર મને કોઈ નગર જણાય છે. તો આમને જગાડવાં? ભલે, એ સૂઈ રહ્યાં! ના, હું જ જાતે જાગતો રહીશ.[43,44] થાક ઊતરી જશે એટલે તેઓ જાગશે અને પાણી પીશે.' આમ નિશ્ચય કરીને ભીમ પોતે જ તે વખતે જાગતો રહ્યો.

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'ભીમજલાહરણ' નામનો અધ્યાય ૧૫૧ મો સમાપ્ત**

જતુગૃહપર્વ સમાપ્ત*

* विपचार्यग्निभिर्लुब्धा घातयंति स्म बाधवान् ॥ ईश्वरस्तानवत्येवेत्युक्तं जातुपपर्वणि । લોભિયો પોતાના બંધુઓને ઝેર, જલ તથા અગ્નિ વડે મારવા યત્ન કરે છે; પરંતુ ઈશ્વર તેઓનું રક્ષણ કરે છે જ, આ જતુગૃહપર્વમાં કહ્યું છે. —गणेश

# હિડિમ્બવધપર્વ

## અધ્યાય ૧૫૨ મો

### ભીમ અને હિડિમ્બાનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

तत्र तेषु शयानेषु हिडिंबो नाम राक्षसः ।
अविदूरे वनात्तस्माच्छालवृक्षं समाश्रितः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–તેઓ ત્યાં સૂતા હતા, ત્યારે તે વનથી થોડે છેટે સાગના ઝાડ ઉપર હિડિમ્બ નામે ક્રૂર, નરમાંસભક્ષી, મહાવીર્યવાન અને અત્યંત પરાક્રમી એક રાક્ષસ રહેતો હતો. તે વર્ષાના મેઘ જેવો શ્યામ હતો, તેની આંખો પીળા રંગની હતી અને તે આકારે ભયંકર હતો. દાઢને લીધે તેનું મુખ વિકરાળ હતું; ક્ષુધાથી તે પીડાયલો હતો અને માંસની તે આકાંક્ષા કરતો હતો. તેની જાંઘના થાપા લાંબા હતા, તેનું જઠર લાંબુ હતું અને તેની દાઢીમૂછના વાળ લાલ હતા. તેની ડોક તથા ખભા મહાવૃક્ષ જેવાં હતાં અને તેના કાન શંકુના જેવા હતા. એ મહાભીષણ હતો. તેણે એકાએક એ મહારથી પાંડુપુત્રોને જોયા. બેડોળ રૂપવાળા, પીળી આંખવાળા, ઘોર ભયંકર દેખાવવાળા અને ભૂખે પીડાતા તેણે માંસની ઇચ્છાએ તેમને અકસ્માત્ જોયા.[2-5] તેમને વારંવાર જોઇને તે મોટા મુખવાળો રાક્ષસ પોતાના સૂકા વાળને ધુણાવવા લાગ્યો અને તેમાં ઊંચી આંગળીઓએ ખંજવાળતો રહી બગાસાં ખાવા માંડ્યો.[6] જલધરસમૂહના જેવા દેહવાળો, તીક્ષ્ણ દાઢવાળો અને બળતા મુખવાળો તે મહાકાય મહાબળિયો નરમાંસથી હર્ષ પામ્યો.[7] તે માણસની ગંધ પામીને પોતાની બહેનને આમ કહેવા લાગ્યો:[8] 'બહુ લાંબે સમયે આ મને પ્રિય ભક્ષ્ય હાથ લાગ્યો છે. મારી જીભ સળવળે છે અને તે સુખે સ્નેહરસ વહાવે છે.[9] તીણી

અણિયાળી મારી આઠ દાઢો અત્યંત કઠોર છે, તે હું ભરાઉ માંસવાળા દેહોમાં ભરાવી દઈશ.[૧૦] માણસના ગળા ઉપર ચઢી બેસીને હું એની ધમનીઓ કાપી નાખીશ અને તાજું, ઊનું તથા ફીણવાળું પુષ્કળ લોહી પીશ.[૧૧] તો તું જા અને ખબર કાઢ કે વનમાં સૂતેલા તે કોણ છે? કેમકે, માણસની બલવાન ગંધ મારા નાકને સુખ આપી રહી છે.[૧૨] તે માણસોને મારીને તું મારી પાસે લઈ આવ. તેઓ આપણા અધિકાર-પ્રદેશમાં સૂતા છે, એટલે તારે તેમનો કશો ભય રાખવા જેવો નથી.[૧૩] તે માણસોનું માંસ કાઢી-કાઢીને આપણે બેઉ સાથે યથેચ્છ ભોજન કરશું. તું ઝટ મારા વચન પ્રમાણે કર.[૧૪] આમ મનુષ્યોનું માંસ મન માન્યુ ખાઇને આપણે બન્ને વિવિધ તાલ આપીને અનેક રીતે નૃત્ય કરશું.[૧૫]

હે ભરતસિંહ! વનમાં હિડિમ્બે આ પ્રમાણે હિડિમ્બાને કહ્યું, ત્યારે તે રાક્ષસી, ભાઇનું વચન સ્વીકારીને જ્યાં પાંડવો હતા ત્યાં સત્વર ગઈ.[૧૬] ત્યાં જઈને તેણે પૃથાને તથા પાંડવોને સૂઈ રહેલા જોયા, તેમજ અપરાજિત ભીમસેનને જાગી રહેલો જોયો.[૧૭] શાલવૃક્ષના નવા ઊગેલા છોડ જેવા અને પૃથ્વીમાં અજોડ રૂપવાળા તે ભીમસેનને જોતાં જ તે રાક્ષસી તેની કામના કરવા લાગી.[૧૮] સિંહના જેવા ખભાવાળો, શંખના જેવી ડોકવાળો, કમળના જેવી આંખવાળો અને મહાન તેજવાળો આ શ્યામ મહાબાહુ મારો ભર્તા થવા યોગ્ય છે.[૧૯] આથી હું ભાઇનાં ક્રૂરતા-ભર્યાં વચન પ્રમાણે નહિ જ કરું. કેમકે પતિ પ્રત્યેનો પ્રેમ અતિ બલવાન છે, નહિ કે ભાઇ સાથેનું સગપણ.[૨૦] તેમને માર્યાથી મારા ભાઇને ક્ષણભરની તૃપ્તિ થશે, પણ એમને ન મારવાથી હું અનેકાનેક વર્ષો સુધી આનંદ ભોગવીશ.[૨૧] આથી ઇચ્છારૂપ ધરનારી હિડિમ્બાએ ઉત્તમ માનુષી રૂપ લીધું અને ધીરે ધીરે ભીમસેન પાસે આવી.[૨૨] દિવ્ય અલંકારોથી વિભૂષિત થયેલી તે લજ્જાશીલ લલનાએ પ્રથમ સ્મિત કર્યું અને ભીમસેનને આ વચન કહેવા લાગી.[૨૩] 'હે પુરુષસિંહ! તમે ક્યાંથી આવ્યા છો? તમે કોણ છો? આ દેવના જેવા રૂપવાળા કોણ અહીં સૂઇ રહ્યા છે?[૨૪] હે નિષ્પાપ! આ વનમાં આવી, જાણે ઘરમાં હોય તેમ જ નિરાંતથી સૂઈ રહી છે, તે પ્રૌઢવયની કોમલ અંગવાળી આ શ્યામા તમારે શું થાય છે?[૨૫] તે શું નથી જાણતી કે આ ગહન વન તો રાક્ષસોથી સેવાયેલુ છે? અહીં તો હિડિમ્બ નામે પાપાત્મા રાક્ષસ રહે છે.[૨૬] હે દેવતુલ્યો! તમારું માંસ ખાવાને ઇચ્છતા તે દુષ્ટ ભાવવાળા મારા રાક્ષસ ભાઈએ મને અહીં મોકલી છે.[૨૭] પણ, હું તો તમને દેવબાલકના જેવી કાંતિવાળા જોઈને બીજા કોઇને પતિ તરીકે ઇચ્છતી નથી. આ હું તમને સાચું જ કહું છું.[૨૮] હે ધર્મજ્ઞ! આ જાણીને તમે મારા સંબંધમાં યોગ્ય રીતે વર્તો. કામને પરિણામે મારાં અંગ અને ચિત્ત હણાઈ રહ્યાં છે. હું તમને ભજી રહું છું. તમે મારા પર કૃપા કરો.[૨૯] હે મહાબાહુ! હું તમારું નરભક્ષી રાક્ષસથી રક્ષણ કરીશ. હે નિર્દોષ! તમે મારા પતિ થાઓ. આપણે બન્ને ગિરિદુર્ગોમાં વાસ કરશું.[૩૦] હું અંતરિક્ષમાં ઊડનારી છું અને ઇચ્છા પ્રમાણે હું વિચરું છું. તમે તે તે ઠામે મારી સાથે અતુલ પ્રીતિ પામશો.'[૩૧]

ભીમ બોલ્યો:–હે રાક્ષસી! આ સુખે સૂઈ રહેલાં માતાને તથા મોટાભાઈઓને અહીં કયો સમર્થ અત્યારે ત્યજી શકે?[૩૨] કામથી પીડાયલા મનુષ્યની જેમ આ સૂતેલા ભાઇઓને તથા માતાને રાક્ષસના ભોજનમાં આપીને હું કેમ નીકળી શકું?[૩૩]

રાક્ષસી બોલી:–તમને જે પ્રિય હશે તે હું કરીશ. તમે આ સૌને જગાડો. નરભક્ષી રાક્ષસથી હું તમને રૂડી રીતે બચાવીશ.[૩૪]

ભીમ બોલ્યો:–હે રાક્ષસી! તારા દુરાત્મા ભાઈના ભયથી બીને હું વનમાં સુખે સૂ-

ને અમે આ વૃક્ષને આશરે આવ્યા છીએ. અમે અત્યંત ક્લેશ પામ્યા છીએ. હવે અમારે કઈ દિશાએ જવું?[37] હે અલ્પદર્શી! હે દુર્મતિયા! હે દુર્યોધન! તારી ઇચ્છા સફળ થાઓ! દેવો સાચે જ તારા ઉપર પ્રસન્ન છે! કેમકે, હે દુર્બુદ્ધિ! મને તારો વધ કરવાની યુધિષ્ઠિર આજ્ઞા આપતા નથી, તેથી જ તું જીવી રહ્યો છે. અરે! આજે જ ક્રોધથી આવેશયુક્ત થઇને હું તને, તારા છોકરાઓને, પ્રધાનોને, કર્ણને, તારા નાના ભાઇઓને અને સુબલપુત્ર શકુનિને યમદ્વારે મોકલી દઉં! પણ શું કરું? કેમકે, હે પાપાચારી! પાંડવોમાં શ્રેષ્ઠ તે ધર્માત્મા રાજા યુધિષ્ઠિર તારા ઉપર કોપાયમાન થતા નથી!' ક્રોધથી સળગી રહેલા મનવાળા તે મહાબાહુએ આ પ્રમાણે કહ્યું.[38-41] તેણે પોતાના એક હાથને બીજા હાથથી રગડ્યો અને દીન મને તે નિઃશ્વાસ મૂકવા લાગ્યો. શાંતજ્વાલાવાળા અગ્નિની જેમ તે ફરી દીન મનનો થઈ ગયો.[42] વૃકોદર સામાન્ય માનવીઓની જેમ ધરણીતલ ઉપર વિશ્વાસથી સૂઈ રહેલા તે ભાઇઓને જોઈ રહ્યો. 'આ વનથી થોડે જ દૂર મને કોઈ નગર જણાય છે. તો આમને જગાડવાં! ભલે, એ સૂઈ રહ્યાં! ના, હું જ જાતે જાગતો રહીશ.[43,44] થાક ઊતરી જશે એટલે તેઓ જાગશે અને પાણી પીશે.' આમ નિશ્ચય કરીને ભીમ પોતે જ તે વખતે જાગતો રહ્યો.

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત જતુગૃહપર્વમાં 'ભીમજલાહરણ' નામનો અધ્યાય ૧૫૧ મો સમાપ્ત**

---

જતુગૃહપર્વ સમાપ્ત*

* विपवार्यग्निभिर्लुब्धा घातयंति स्म बांधवान् ॥ ईश्वरस्तानवत्येवेत्युक्तं जातुपपर्वणि । લોભિયો પોતાના બંધુઓને ઝેર, જલ તથા અગ્નિ વડે મારવા યત્ન કરે છે; પરંતુ ઈશ્વર તેઓનું રક્ષણ કરે છે જ, આ જતુગૃહપર્વમાં કહ્યું છે. —ગણેશ

# હિડિમ્બવધપર્વ

## अध्याय १५२ मो

### ભીમ અને હિડિમ્બાનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

तत्र तेषु शयानेषु हिडिंबो नाम राक्षसः ।
अविदूरे वनात्तस्माच्छालवृक्षं समाश्रितः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–તેઓ ત્યાં સૂતા હતા, ત્યારે તે વનથી થોડે છેટે સાગના ઝાડ ઉપર હિડિમ્બ નામે ક્રૂર, નરમાંસભક્ષી, મહાવીર્યવાન અને અત્યંત પરાક્રમી એક રાક્ષસ રહેતો હતો. તે વર્ષાના મેઘ જેવો શ્યામ હતો, તેની આંખો પીળા રંગની હતી અને તે આકારે ભયંકર હતો. દાઢને લીધે તેનું મુખ વિકરાળ હતું; ક્ષુધાથી તે પીડાયલો હતો અને માંસની તે આકાંક્ષા કરતો હતો. તેની જાંઘના થાપા લાંબા હતા, તેનું જઠર લાંબુ હતું અને તેની દાઢીમૂછના વાળ લાલ હતા. તેની ડોક તથા ખભા મહાવૃક્ષ જેવાં હતાં અને તેના કાન શંકુના જેવા હતા. એ મહાભીષણ હતો. તેણે એકાએક એ મહારથી પાંડુપુત્રોને જોયા. બેડોળ રૂપવાળા, પીળી આંખવાળા, ઘોર ભયંકર દેખાવવાળા અને ભૂખે પીડાતા તેણે માંસની ઇચ્છાએ તેમને અકસ્માત્ જોયા.[2-5] તેમને વારંવાર જોઇને તે મોટા મુખવાળો રાક્ષસ પોતાના સૂકા વાળને ધુણાવવા લાગ્યો અને તેમાં ઊંચી આંગળીઓએ ખંજવાળતો રહી બગાસાં ખાવા માંડ્યો.[6] જલધરસમૂહના જેવા દેહવાળો, તીક્ષ્ણ દાઢવાળો અને ખળતા મુખવાળો તે મહાકાય મહાબળિયો નરમાંસથી હર્ષ પામ્યો.[7] તે માણસની ગંધ પામીને પોતાની બહેનને આમ કહેવા લાગ્યોઃ[8] 'બહુ લાંબે સમયે આ મને પ્રિય ભક્ષ્ય હાથ લાગ્યો છે. મારી જીભ સળવળે છે અને તે સુખે સ્નેહરસ વહાવે છે.[9] તીણી

અણિયાળી મારી આઠ દાઢો અત્યંત કઠોર છે, તે હું ભરાઉ માંસવાળા દેહોમાં ભરાવી દઈશ.[૧૦] માણસના ગળા ઉપર ચઢી બેસીને હું એની ધમનીઓ કાપી નાખીશ અને તાજું, ઊનું તથા ફીણવાળું, પુષ્કળ લોહી પીશ.[૧૧] તો તું જા અને ખબર કાઢ કે વનમાં સૂતેલા તે કોણ છે? કેમકે, માણસની બલવાન ગંધ મારા નાકને સુખ આપી રહી છે.[૧૨] તે માણસોને મારીને તું મારી પાસે લઈ આવ. તેઓ આપણા અધિકાર-પ્રદેશમાં સૂતા છે, એટલે તારે તેમનો કશો ભય રાખવા જેવો નથી.[૧૩] તે માણસોનું માંસ કાઢી-કાઢીને આપણે બેઉ સાથે યથેચ્છ ભોજન કરશું. તું ઝટ મારા વચન પ્રમાણે કર.[૧૪] આમ મનુષ્યોનું માંસ મન માન્યુ ખાઇને આપણે બન્ને વિવિધ તાલ આપીને અનેક રીતે નૃત્ય કરશું.[૧૫]

હે ભરતસિંહ! વનમાં હિડિમ્બે આ પ્રમાણે હિડિમ્બાને કહ્યું, ત્યારે તે રાક્ષસી, ભાઇનું વચન સ્વીકારીને જ્યાં પાંડવો હતા ત્યાં સત્વર ગઈ.[૧૬] ત્યાં જઈને તેણે પૃથાને તથા પાંડવોને સૂઈ રહેલા જોયા, તેમજ અપરાજિત ભીમસેનને જાગી રહેલો જોયો.[૧૭] શાલવૃક્ષના નવા ઊગેલા છોડ જેવા અને પૃથ્વીમાં અજોડ રૂપવાળા તે ભીમસેનને જોતાં જ તે રાક્ષસી તેની કામના કરવા લાગી.[૧૮] સિંહના જેવા ખભાવાળો, શંખના જેવી ડોકવાળો, કમળના જેવી આંખવાળો અને મહાન તેજવાળો આ શ્યામ મહાબાહુ મારો ભર્તા થવા યોગ્ય છે.[૧૯] આથી હું ભાઇનાં ક્રૂરતા-ભર્યાં વચન પ્રમાણે નહિ જ કરું. કેમકે પતિ પ્રત્યેનો પ્રેમ અતિ બલવાન છે, નહિ કે ભાઇ સાથેનું સગપણ.[૨૦] તેમને માર્યાથી મારા ભાઇને ક્ષણભરની તૃપ્તિ થશે, પણ એમને ન મારવાથી હું અનેકાનેક વર્ષો સુધી આનંદ ભોગવીશ.[૨૧] આથી ઇચ્છારૂપ ધરનારી હિડિમ્બાએ ઉત્તમ માનુષી રૂપ લીધું અને ધીરે ધીરે ભીમસેન પાસે આવી.[૨૨] દિવ્ય અલંકારોથી વિભૂષિત થયેલી તે લજ્જાશીલ લલનાએ પ્રથમ સ્મિત કર્યું અને ભીમસેનને આ વચન કહેવા લાગી.[૨૩] 'હે પુરુષસિંહ! તમે ક્યાંથી આવ્યા છો? તમે કોણ છો? આ દેવના જેવા રૂપવાળા કોણ અહીં સૂઈ રહ્યા છે?[૨૪] હે નિષ્પાપ! આ વનમાં આવી, જાણે ઘરમાં હોય તેમ જે નિરાંતથી સૂઈ રહી છે, તે પ્રૌઢવયની કોમલ અંગવાળી આ શ્યામા તમારે શું થાય છે?[૨૫] તે શું નથી જાણતી કે આ ગહન વન તો રાક્ષસોથી સેવાયેલુ છે? અહીં તો હિડિમ્બ નામે પાપાત્મા રાક્ષસ રહે છે.[૨૬] હે દેવતુલ્યો! તમારું માંસ ખાવાને ઇચ્છતા તે દુષ્ટ ભાવવાળા મારા રાક્ષસ ભાઈએ મને અહીં મોકલી છે.[૨૭] પણ, હું તો તમને દેવબાલકના જેવી કાંતિવાળા જોઈને બીજા કોઇને પતિ તરીકે ઇચ્છતી નથી. આ હું તમને સાચું જ કહું છું.[૨૮] હે ધર્મજ્ઞ! આ જાણીને તમે મારા સંબંધમાં યોગ્ય રીતે વર્તો. કામને પરિણામે મારાં અંગ અને ચિત્ત હણાઈ રહ્યાં છે. હું તમને ભજી રહું છું. તમે મારા પર કૃપા કરો.[૨૯] હે મહાબાહુ! હું તમારું નરભક્ષી રાક્ષસથી રક્ષણ કરીશ. હે નિર્દોષ! તમે મારા પતિ થાઓ. આપણે બન્ને ગિરિદુર્ગોમાં વાસ કરશું.[૩૦] હું અંતરિક્ષમાં ઊડનારી છું અને ઇચ્છા પ્રમાણે હું વિચરું છું. તમે તે તે ઠામે મારી સાથે અતુલ પ્રીતિ પામશો.'[૩૧]

ભીમ બોલ્યોઃ—હે રાક્ષસી! આ સુખે સૂઈ રહેલાં માતાને તથા મોટાભાઈઓને અહીં કયો સમર્થ અત્યારે ત્યજી શકે?[૩૨] કામથી પીડાયલા મનુષ્યની જેમ આ સૂતેલા ભાઇઓને તથા માતાને રાક્ષસના ભોજનમાં આપીને હું કેમ નીકળી શકું?[૩૩]

રાક્ષસી બોલીઃ—તમને જે પ્રિય હશે તે હું કરીશ. તમે આ સૌને જગાડો. નરભક્ષી રાક્ષસથી હું તમને રૂડી રીતે બચાવીશ.[૩૪]

ભીમ બોલ્યોઃ—હે રાક્ષસી! તારા દુરાત્મા ભાઈના ભયથી બીને હું વનમાં સુખે સૂતેલાં

માને તથા ભાઈઓને નહિજ જગાડું.[૩૫] હે ચારુનયના! માણસો, ગંધર્વો અને યક્ષો પણ મારું પરાક્રમ જીરવી શકતા નથી, તો હે ભીરુ! રાક્ષસો તો તે નહિજ જીરવી શકે.[૩૬] તો હે ભદ્રા! તું જા કે ઊભી રહે અથવા ઇચ્છામાં આવે તેમ કર. અથવા હે સુકુમારી! તું તારા પુરુષભક્ષી ભાઈને અહીં મોકલ.[૩૭]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત હિડિમ્બવધપર્વમાં ' હિડિમ્બાભીમ-સંવાદ ' નામનો અધ્યાય ૧૫૨ મો સમાપ્ત**

# अध्याय १५३ मो

## ભીમ અને હિડિમ્બનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

**तां विदित्वा चिरगतां हिडिम्बो राक्षसेश्वरः ।**
**अवतीर्य द्रुमात्तस्मादाजगामाशु पांडवान् ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ-તે હિડિમ્બાને બહુ વારથી ગયેલી જાણીને લાલ આંખવાળો, મોટા બાહુવાળો, ઊંચા કેશવાળો, મોટા મુખવાળો, મેઘ-સમૂહના જેવા દેહવાળો અને તીણી દાઢોવાળો તે ભયંકર રાક્ષસનાથ હિડિમ્બ ઝાડ ઉપરથી ઊતર્યો અને ઝટઝટ પાંડવો તરફ આવવા લાગ્યો. વિકરાળ દેખાવવાળા તે હિડિમ્બને આવતો જોઈને હિડિમ્બા ગભરાઈ ગઈ અને ભીમસેનને આ વચન કહેવા લાગી[૧-૩] 'આ તે નરભક્ષી દુષ્ટાત્મા ક્રોધ કરીને છલંગ મારતો આવે છે. તો તમે ભાઇઓ સાથે હું કહું છું તેમ કરો.[૪] હે વીર! હું ઇચ્છામાં આવે તેમ વિચરી શકું છું. મારામાં રાક્ષસનું બલ છે. તમે મારી આ કેડે પાછળ બેસો. હું તમને આકાશમાર્ગે લઈ જઇશ[૫] હે પરંતપ! તમે આ સૂતેલાં માતાને તેમજ ભાઈ-ઓને જગાડો. તમને સૌને લઈને હું ગગન-પથે લઈ જઈશ.[૬]

ભીમ બોલ્યોઃ-હે વિશાલ સુનિતંબિની! તું ભય ન પામ. મારી આગળ તે શી વિસાતમાં છે! એ રાક્ષસ મને મારી નહિ શકે, આ મારો દૃઢ અભિપ્રાય છે. હે સુમધ્યમા! તારા દેખતાંજ હું તેને હણી નાખીશ.[૭] હે ભીરુ! એ અધમ રાક્ષસ મારી બરાબરીનો બળિયો નથી. અરે! સર્વ રાક્ષસો સામટા પણ યુદ્ધમાં મારા ઝાટકા ઝીલી શકે એમ નથી.[૮] જો, મારા બેઉ હાથો હાથીની સૂંઢ જેવા સુગઠિત છે, મારી જાંઘો પરિઘના જેવી છે અને મારી છાતી પણ વિશાલ અને કઠણ છે. હે શોભના! તું આજ મારું ઇન્દ્રના જેવું પરાક્રમ જોજે. હે વિશાલ કટિવાળી! મને મનુષ્ય જાણીને તું મારી અવગણના કરીશ નહિ.[૯,૧૦]

હિડિમ્બા બોલીઃ-હે નરસિંહ! દેવરૂપ જેવા તમને હું તુચ્છ ગણતી જ નથી, પણ માણસો ઉપરનો રાક્ષસનો પ્રભાવ મેં જોયો છે.[૧૧]

વૈશંપાયન બોલ્યાઃ-હે ભારત! તે ભીમ-સેન આ પ્રમાણે બોલતો હતો, ત્યારે પુરુષભક્ષક તે રાક્ષસે એ વચનો સાંભળ્યાં અને તે ક્રોધે ભરાયો.[૧૨] ત્યાં હિડિમ્બે હિડિમ્બાનું તે મનુષ્ય-રૂપ જોયું. તેના કેશમાં ફૂલહાર ગૂંથ્યા છે, પૂર્ણચ-ન્દ્રના જેવું તેનું વદન છે,[૧૩] તેનાં ભમ્મર, નાસિ-કા, નેત્ર અને કેશાગ્રો સુંદર છે તેમ જ તેનાં નખ તથા ચામડી સુકોમળ છે. તે સર્વ અલંકારોથી વિભૂષિત છે અને તેણે ઝીણું સુંદર અંબર સજ્યું છે.[૧૪] હિડિમ્બાને આવા અતિ મનોહર તેજસ્વી માનવરૂપમાં જોઇને તે નરભક્ષક આ પુરુષકામી થઈ છે એવી શંકા કરીને ક્રોધે ભરાયો. હે કુરુશ્રેષ્ઠ! પોતાની બહેન ઉપર ક્રોધે ભરાયેલા તે રાક્ષસે પોતાની બંને આંખો પહોળી કરીને તેને આ પ્રમાણે કહ્યું[૧૫,૧૬] 'અરે! મારે ભક્ષ્ય જોઈએ છે. કોની એવી દુર્મતિ થઈ છે કે તેમાં વિઘ્ન નાખે છે, ઓ હિડિમ્બા! તું મોહિત થઈ ગઈ છે. મારા કોપની પણ શું તને બીક લાગતી નથી?[૧૭] હે કુલટા! હે પુરુષકામિની!

ઓ મારું અપ્રિય કરનારી! અરે! પૂર્વના રાક્ષસશ્રેષ્ઠોને અપયશ લગાડનારી! તને ધિક્કાર હો! આમનો આશ્રય કરીને તેં મારું ભારે ભૂંડું કર્યું છે. તો આજ તે સૌને અને સાથે તને પણ હું મારી જ નાખીશ.' [૧૮,૧૯]

રાતી આંખવાળા તે હિડિમ્બે આ પ્રમાણે હિડિમ્બાને કહ્યું અને દાંત કચકચવાતો તે તેમને મારવા માટે ઊછળ્યો.[૨૦] પ્રહારમાં શ્રેષ્ઠ અને તેજસ્વી ભીમે તેને છલંગ ભરતો જોઈને તેને તિરસ્કાર્યો અને કહ્યું કે, 'ઊભો રહે, જરા થોભ.' [૨૧]

**વૈશંપાયન બોલ્યાઃ**—પોતાની બહેન ઉપર અત્યંત ખિજાયેલા તે રાક્ષસને જોઇને ભીમસેને જાણે હસતો હોય તેમ આ વચન કહ્યું.[૨૨] 'હે હિડિમ્બ! હે દુર્બુદ્ધિ! આ સુખે સૂતલાંઓને તું શા માટે જગાડે છે? હે નરભક્ષક! તું ઝટ મને જ યુદ્ધ આપ ને![૨૩] તું મારા ઉપર જ પ્રહાર કર. તું એક સ્ત્રીને મારવા ઇચ્છે છે, એ સારુ નથી. વળી એકના દોષથી બીજાને મારવો એ બરાબર નથી.[૨૪] આ બાળા કંઈ સ્વાધીન રીતે અહીં આજ મારી કામના કરતી નથી, પણ એના અંગઅંગમાં વ્યાપેલા કામદેવ જ એને એમ કરવા પ્રેરી રહ્યા છે.[૨૫] હે દુરાચારી! હે રાક્ષસોના યશને હરનારા! તારી આજ્ઞાથી જ તે અહીં આવી છે અને મારું આ રૂપ જોઈને મારી કામના કરવા લાગી છે. આમાં એ ભીરુએ તારો કંઈ અપરાધ કર્યો નથી. એ તો કામદેવનો દોષ છે. તો તું આ સ્ત્રીની નિંદા કરે એ યોગ્ય નથી.[૨૬,૨૭] હે દુષ્ટાત્મા! હું ઊભો હોઉં અને તું એક સ્ત્રી ઉપર હાથ ઉપાડે, તે નહિ બને.[૨૮] હે પુરુષભક્ષી! તું એક મારી એકલાની સામે આવી જા. એકલો હું પણ તને આજ જ યમને દ્વારે પહોંચાડીશ.[૨૯] હે રાક્ષસ! મારા બલથી કચરાયેલું તારું માથું બલવાન હાથીના પગ નીચે કચરાયું હોય તેમ આજ જ ચૂરેચૂરા થઈ જશે.[૩૦] યુદ્ધમાં હવે મારે હાથે તું હણાશે, એટલે તારા શરીરનાં અંગોને કાગડા, બાજ અને ગીધ આનંદમાં આવીને ખાશે.[૩૧] પૂર્વે માણસો ખાઇને તેં આ વનને નિત્ય દૂષિત કર્યું છે. પણ આજ હું એક ક્ષણમાં તેને રાક્ષસરહિત કરી નાખીશ.[૩૨] હે રાક્ષસ! સિંહ જેમ મહાગજને ખેંચે, તેમ હું તને પર્વત જેવાને વારંવાર ખેંચીશ અને તારી બહેન આજ તે જોશે.[૩૩] હે રાક્ષસાધમ! હું તને મારી નાખીશ, એટલે વનવિહારી પુરુષો નિર્ભય થઈને આ વનમાં વિચરશે.' [૩૪]

**હિડિમ્બ બોલ્યોઃ**—હે માનવ! તું શા માટે ફોગટ ફૂંફાડા મારે છે? શાને નકામી લવરી કરે છે! એ કામ કરી બતાવીને જ બધી બડાઈ હાંક ને! ચાલ મોડું કર નહિ.[૩૫] તું તારી જાતને બળવાન અને પરાક્રમી માને છે, પણ આજ મારી સાથે બાથ ભીડતાં તને ખબર પડી જશે કે તારામાં કેટલું બધું બળ છે![૩૬] ભલે, આમને હું હમણાં નહિ હણું, તેઓ સુખે સૂઈ રહો. હે દુર્બુદ્ધિ! તને અપ્રિયવાદીને તો હું અત્યારે જ મારી નાખીશ.[૩૭] પહેલાં તારાં અંગમાંથી હું લોહી કાઢીને પીશ, પછી આ સૂતલાંઓને મારીશ અને છેવટે મારું ભૂંડું કરનારી આ હિડિમ્બાને હણીશ.' [૩૮]

**વૈશંપાયન બોલ્યાઃ**—આમ કહીને તે નરભક્ષક પોતાનો હાથ ઉગામીને શત્રુદમન ભીમસેન તરફ ક્રોધપૂર્વક ધસ્યો.[૩૯] આમ, તે વેગપૂર્વક ધસી આવતો હતો, એટલે ભીમ પરાક્રમી ભીમે હસીને તે રાક્ષસે ઉગામેલા હાથને ઝડપથી પકડી લીધો.[૪૦] પછી સિંહ જેમ એક તુચ્છ હરણાને ફગવી દે, તેમ ભીમે તેને બલપૂર્વક પકડીને તે જગાએથી આઠ ધનુષ્ય (બત્રીસ હાથ) જેટલે અંતરે ફેંકી દીધો.[૪૧] આમ, પાંડુપુત્ર ભીમસેનના બલથી અત્યંત પીડા પામેલો તે રાક્ષસ ક્રોધે ભરાયો અને તેને બાથમાં ભીડીને ભયંકર ગર્જના કરવા મંડ્યો.[૪૨] 'સુખે સૂતેલા

મારા ભાઇઓને ઘોંઘાટ ન થાઓ.' એમ વિચારીને મહાબલવાન ભીમે એને ફરીથી બલપૂર્વક પકડયો.[૪૩] તે બેઉ એકબીજાને બળપૂર્વક ભીડીને તાણવા લાગ્યા. એ હિડિમ્બે અને ભીમસેને ભારે પરાક્રમ કરવા માંડયું.[૪૪] ક્રોધ અને મદમાં ઉન્મત્ત થયેલા સાઠ સાઠ વર્ષના બે હાથીઓ લડે, તેમ તેઓ લડવા લાગ્યા; તેમાં તેમણે કેટલાં ય વૃક્ષો ભાંગી નાખ્યાં અને વેલાઓને ઉખેડી કાઢ્યા.[૪૫] તેમના મહાશોરથી તે નરોત્તમો અને તેમની માતા જાગી ઊઠ્યાં. તેમણે સામે હિડિમ્બાને ઊભેલી જોઈ.[૪૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત હિડિમ્બવધપર્વમાં 'હિડિમ્બભીમયુદ્ધ' નામનો અધ્યાય ૧૫૩ મો સમાપ્ત**

# अध्याय १५४ मो

## હિડિમ્બનો વધ

॥ वैशंपायन उवाच ॥

प्रबुद्धास्ते हिडिम्बाया रूपं दृष्ट्वातिमानुषम् ।
विस्मिताः पुरुषव्याघ्रा बभूवुः पृथया सह ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા:—જાગૃત થયેલા તે પુરુષસિંહો અને એ પૃથા હિડિમ્બાનું અતિમાનવ રૂપ જોઇને વિસ્મિત થયાં.[૧] પછી રૂપસંપત્તિથી વિસ્મય પામેલી કુન્તીએ, હિડિમ્બાને જોઇને એને આ મધુર વાક્યો સાંત્વનાપૂર્વક ધીરે ધીરે કહ્યાં.[૨] 'હે દેવકન્યા જેવી ઉત્તમાંગી'! તું કોની પુત્રી છે? અથવા તું કોણ છે? તું શા કામે આવી છે? તારું ક્યાંથી આવવું થયું છે?[૩] તું આ વનની દેવતા છે કે તું અપ્સરા છે? તું કેમ અહીં ઊભી છે? તે બધું તું મને કહે.[૪]

હિડિમ્બા બોલી:—આ તમે નીલ મેઘના જેવું જે મહાવન જુઓ છો, તે હિડિમ્બ રાક્ષસનું તથા મારું નિવાસસ્થાન છે.[૫] હે કલ્યાણી! તમે મને તે રાક્ષસેન્દ્ર હિડિમ્બની બહેન જાણો. હે આર્યા! તમને તમારા પુત્રો સાથે મારી નાખવાની ઇચ્છાએ મારા ભાઇએ મને અહીં મોકલી છે, તે તમે જાણો. તે ક્રૂર બુદ્ધિવાળા ભાઈના વચનથી હું અહીં આવી, તો હું નવ સુવર્ણની કાંતિવાળા તમારા મહાબલવાન પુત્રને જોવા પામી.[૬,૭] હે શુભે! પ્રાણીમાત્રના ભાવમાં વિચરતા કામદેવથી પ્રેરાઇને હું તમારા પુત્રને અધીન વર્તી રહી છું.[૮] ત્યારથી મેં તમારા મહાબલ પુત્રને મારા પતિ માન્યા છે. મેં એમને દૂર લઈ જવા પ્રયત્ન કર્યો, પણ તેમાં હું ફાવી શકી નથી.[૯] હવે મને વાર થયેલી જાણીને તે નરભક્ષી રાક્ષસ પોતે જ આ તમારા સર્વ પુત્રોને મારવાને માટે અહીં આવ્યો છે.[૧૦] તો, તમારા બુદ્ધિમાન પુત્રે —મારા પતિએ—એ મહાત્માએ—તેને બલપૂર્વક ભીંસીને દૂર ઢસરડી નાખ્યો છે.[૧૧] મહા વેગવાળા, પરસ્પર ગર્જતા અને યુદ્ધમાં પરાક્રમ કરતા આ નરને અને રાક્ષસને તમે જુઓ.[૧૨]

વૈશંપાયન બોલ્યા:—તેનાં આ વચન સાંભળતાં વાર જ યુધિષ્ઠિર, અર્જુન, નકુલ તેમજ વીર્યવાન સહદેવ તે યુદ્ધસ્થાને જઈ પહોંચ્યા.[૧૩] ત્યાં તેમણે તે બન્નેને એકબીજાને વળગતા, એકબીજાને ખેંચતા અને બલોન્મત્ત સિંહોની જેમ એકબીજા ઉપર વિજય મેળવવા ઇચ્છતા જોયા.[૧૪] એકબીજાને પકડીને તે બન્ને એકમેકને વારંવાર ઘસડતા હતા. તે બન્નેએ પૃથ્વીની ધૂળને દાવાગ્નિના ધુમાડા જેવી કરી નાખી હતી.[૧૫] ધરતીની ધૂળથી ઢંકાયેલા પહાડ જેવા તે બન્ને જાણે ધુમસથી ઘેરાયેલા પર્વતો હોય તેમ જણાઈ રહ્યા હતા.[૧૬] રાક્ષસ ભીમને પીડી રહેલો જોઇને પૃથાપુત્ર અર્જુને હસીને ધીરે ધીરે આ વચન કહ્યાં.[૧૭] 'હે ભીમ! તમે ભય પામશો નહિ! હે મહાબાહુ! શ્રમથી થાકેલા તમે ભયંકર રૂપવાળા રાક્ષસનો ભેટો કરી રહ્યા છો, એની અમને જાણ જ ન થઈ.[૧૮] હે પાર્થ! હું તમારી પડખે છું. રાક્ષસને હું પાડી દઈશ. નકુલ અને સહદેવ માતાનું રક્ષણ કરશે.[૧૯]

**ભીમ બોલ્યોઃ**–તું ઊભો ઊભો જોયા કર, ગભરાટ કરીશ નહિ. મારા હાથના ગાળામાં આવેલો આ રાક્ષસ કદી જીવતો નહિ જ જાય.[૨૦]

**અર્જુન બોલ્યોઃ**–હે ભીમ! આ પાપી રાક્ષસને શા માટે વધારે જીવતો રહેવા દેવો? હે અરિંદમન! હવે આપણે અહીંથી જવું જોઇએ. અહીં વધુ ન રહી શકાય.[૨૧] સામે પૂર્વ દિશા રક્તવર્ણી થઈ છે અને સંધ્યાનો કાલ આવી લાગ્યો છે. આ રૌદ્ર મુહૂર્તમાં રાક્ષસો પ્રબલ હોય છે.[૨૨] હે ભીમ! ઝટ કરો, એની સાથે રમત ન કરો. તમે આ અતિ ભયંકર રાક્ષસને મારી નાખો. એ માયા ફેલાવે તે પહેલાં જ, તમે એને તમારા હાથનો પ્રસાદ ચખાડો.[૨૩]

**વૈશંપાયન બોલ્યાઃ**–અર્જુને આમ કહ્યું, એટલે ભીમ રોષથી સળગી ઊઠ્યો અને જગતના પ્રલયકાળના વાયુનું બલ ધારણ કરવા લાગ્યો.[૨૪] પછી મેઘના જેવા રંગવાળા એ રાક્ષસના શરીરને ભીમે રોષપૂર્વક ઉછાળ્યું અને તેને સેંકડો વાર ઘુમાવ્યું અને પછી બોલ્યોઃ[૨૫]

**ભીમ બોલ્યોઃ**–ફોગટનું માંસ ખાઇને તું નકામો જાડો ફાલ્યો છે, વ્યર્થ તું વયમાં વધ્યો છે અને તારી બુદ્ધિ પણ વ્યર્થ છે. તને મિથ્યા મરણ જ ઘટે છે. અર્થાત્ જે બાહુયુદ્ધમાં સ્વર્ગ મળતું નથી, તેને જ તું યોગ્ય છે. આજે જ તું હતો ન હતો થઈ જશે.[૨૬] હે રાક્ષસ! હવે ફરી તું મનુષ્યને મારીને ખાઈ શકીશ નહિ. આજે વનને હું નિષ્કંટક અને સુખમય કરીશ.[૨૭]

**અર્જુન બોલ્યોઃ**–યુદ્ધમાં તમને આ રાક્ષસ જો ભારે લાગતો હોય, તો હું તમારી કુમકે આવું. તમે એને ઝટ પાડી નાખો.[૨૮] અથવા હે વૃકોદર! હું જ એને હણી નાખું. તમે આ કામ કરીને થાક્યા હશો, તો હવે તમે ઠીક વિસામો લો.'[૨૯] અર્જુનનું આ વચન સાંભળીને ભીમસેન અત્યંત આવેશમાં આવી ગયો. તેણે રાક્ષસને બલપૂર્વક પૃથ્વી ઉપર પટકી નાખ્યો અને તેને પશુની જેમ માર માર્યો.[૩૦]

આમ ભીમ તેને મારી રહ્યો હતો, તે વખતે એ રાક્ષસે જલથી ભીંજાયેલા દુંદુભિના જેવા મહા શબ્દથી તે આખા વનને ભરી દીધું.[૩૧] બલવાન પાંડુનંદન ભીમે તેને બે હાથે પકડી રાખ્યો. પછી તે મહાબાહુએ તેને છાતીએથી ભાંગી નાખીને પાંડવોને હર્ષિત કર્યા.[૩૨] હિડિમ્બને હણાયેલો જોઈ તે વેગવાન પાંડવો આનંદ પામ્યા અને નરોમાં સિંહ જેવા એ અરિંદમન ભીમની પ્રશંસા કરવા લાગ્યા.[૩૩] ભીમપરાક્રમી મહાત્મા ભીમની પૂજા કરીને અર્જુને તેને ફરીથી આ વાક્ય કહ્યું.[૩૪] 'હે સમર્થ! મને લાગે છે, આ વનથી નગર બહુ દૂર નથી. હે ભદ્ર! દુર્યોધન આપણને ન જાણે તેમ આપણે ઝટ અહીંથી ચાલી નીકળીએ.'[૩૫] પછી તે સર્વેએ 'ભલે એમ' કહ્યું અને માતા સાથે તે મહારથી પુરુષસિંહો ત્યાંથી ચાલવા લાગ્યા; અને રાક્ષસી હિડિમ્બા તેમની સાથે ચાલવા લાગી.[૩૬]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત હિડિમ્બવધપર્વમાં 'હિડિમ્બવધ' નામનો અધ્યાય ૧૫૪ મો સમાપ્ત

# अध्याय १५५ मो

## ઘટોત્કચનો જન્મ

॥ भीमसेन उवाच ॥

स्मरंति वैरं रक्षांसि मायामाश्रित्य मोहिनीम् ।
हिडिम्बे व्रज पन्थानं त्वमिमं भ्रातृसेवितम् ॥१॥

**ભીમ બોલ્યોઃ**–હે હિડિમ્બા! રાક્ષસો મોહિની માયાનો આશ્રય કરીને પોતાનાં વેરોને સંભારી રાખે છે. નો. તું પણ તારા ભાઇએ સેવેલા રસ્તે પડ.[૧]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–હે નરસિંહ ભીમ! તું ક્રોધમાં પણ સ્ત્રીનો વધ કરીશ નહિ. હે પાંડવ! શરીરના રક્ષણ કરતાં ય તું ધર્મનું અધિક રક્ષણ કર.[૨] વધની ઇચ્છાએ આવેલા તે મહાબલવાન-

ને તેં પૂરો કર્યો છે, તો તે રાક્ષસની બ્હેન ક્રોધે ભરાઇને આપણને શું કરી નાખશે?[3]

વૈશંપાયન બોલ્યાઃ–પછી કુન્તીને તથા કુન્તીપુત્ર યુધિષ્ઠિરને હાથ જોડી પ્રણામ કરીને હિડિમ્બા આ વચન બોલીઃ 'હે આર્યા! સ્ત્રીઓને કામને કારણે જ પીડા થાય છે, તે તમે જાણો છો. હે શુભા! ભીમસેનને જોઈને મને એ જ અનંગપીડા થઈ છે.[૪-૫] યોગ્ય સમયની વાટ જોતી રહીને મેં તે પરમ દુઃખને સહન કર્યું છે. હવે મારો સુખોદય કરનારો તે અવસર આવ્યો છે.[૬] હે શુભા! મિત્રોને, સ્વધર્મને તેમ જ સગાંસંબંધીઓને છોડીને હું તમારા આ નરવ્યાઘ્ર પુત્રને પતિને તરીકે મનથી વરી ચૂકી છું.[૭] હે યશસ્વિની! આ વીર કે તમે મારી વાત નહિ સાંભળો, તો હું જીવીશ જ નહિ. આ તમને સાચું જ કહું છું.[૮] તો હે સુંદરાંગી! મને મૂઢ સમજીને અથવા મને ભક્ત કે દાસી માનીને તમે મારા ઉપર કૃપા કરો.[૯] હે મહાભાગા! તમારા આ પુત્ર સાથે–મારા સ્વામી સાથે તમે મને મેળાપ કરાવો. હું એ દેવરૂપવાળાને લઇને યથેચ્છ વિચરીશ. પછી હું એમને પાછા લઇને આવીશ. હે શુભા! તમે મારામાં વિશ્વાસ રાખો.[૧૦] મારું મનથી પણ સ્મરણ કરવામાં આવશે, એટલે હું તમને સૌને સદૈવ ઇષ્ટ સ્થાને લઈ જઈશ અને વિષમ સ્થાનોમાં તમને દુઃખમાંથી તારીશ.[૧૧] તમે વેગે જવા ઇચ્છતા હશો, તો હું તમને પીઠ ઉપર બેસાડીને લઈ જઈશ. તમે કૃપા કરીને ભીમસેન મને ભજે એમ કરો.[૧૨] આપત્તિમાંથી તરવા માટે જે તે ઉપાયથી પણ પ્રાણને ધારણ કરી રાખવા જોઇએ. ધર્મને અનુસરનારાએ તો સૌ કંઈ સ્વીકારીને એ પ્રાણનું રક્ષણ કરવું જોઈએ.[૧૩] આપત્તિમાં પણ જે ધર્મને ધારણ કરે છે, તે ઉત્તમ ધર્મજ્ઞ છે. ધર્મનું સંકટ એ જ ધર્મીઓને માટે આપત્તિરૂપ કહેવાય છે.[૧૪] પુણ્ય પ્રાણોને ધારણ કરે છે અને પુણ્ય જ પ્રાણ દેનારું કહેવાય છે. તો જે જે વડે ધર્મ આચરી શકાય છે, તે તે વિશે નિંદિતપણું ન હોય.[૧૫]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે હિડિમ્બા! તું કહે છે તેમ જ છે, એમાં સંશય નથી. હે સુમધ્યમા! હું કહું તે પ્રમાણે તારે સાચે જ વર્તવું જોઈશે.[૧૬] હે ભદ્રા! ભીમસેન નાહીને નિત્યકર્મ આટોપી લે અને કૌતુકમંગલથી પરવારી જાય, તે પછી તું એને સૂર્યાસ્તના આગલા વખત સુધી ભજજે. હે મનોવેગિની! તું દિવસના એની સાથે યથેચ્છ વિહરજે પણ રાત્રે તારે આ ભીમસેનને અહીં લાવી દેવો જ જોઈશે.[૧૭,૧૮]

વૈશંપાયન બોલ્યાઃ–ભીમસેને પણ સંમતિ આપી અને તે આ પ્રમાણે બોલ્યોઃ 'હે રાક્ષસી! તને હું સત્યપૂર્વક આ મર્યાદા કહું છું, તે તું સાંભળ. હે શુભા! તને પુત્રોત્પત્તિ નહિ થાય, ત્યાં સુધી હે સુમધ્યમા! હું તારી સાથે મળીશ.'[૧૯,૨૦]

વૈશંપાયન બોલ્યાઃ–પછી રાક્ષસી હિડિમ્બાએ 'બહુ સારું' એમ કહીને તરત જ તે ભીમસેનને લઈને આકાશમાર્ગે ચાલતી થઈ.[૨૧] પશુપક્ષીઓના કિલકિલાટવાળા અને સર્વદા રમ્ય એવા ગિરિશૃંગો ઉપર તેમ જ રમણીય દેવભવનોમાં તે સુંદરતમ સ્વરૂપ ધારણ કરીને, સર્વ અલંકારોથી સુવિભૂષિત થઈને અને મીઠી વાણી વડે પાંડુપુત્ર ભીમને રમણ કરાવવા લાગી. વળી વનદુર્ગોમાં, પુષ્પિત વૃક્ષોના મંડપોમાં, રક્ત અને નીલ કમલોથી ભર્યાં રમણીય સરોવરોમાં, વૈડૂર્યના જેવી રેતીવાળા નદીના બેટોમાં સારા આરાવાળી અને સ્વચ્છ વનનદીઓ તથા પર્વતનદીઓમાં, ફૂલવાળાં વૃક્ષો તથા વેલાવાળાં વિચિત્ર વનોમાં, હિમગિરિની કુંજોમાં, વિવિધ ગુફાઓમાં ખીલેલાં શતપત્ર કમલવાળાં નિર્મલ જલોનાં સરોવરોમાં, મણિ અને સુવર્ણથી ભરેલા સાગરપ્રદેશોમાં, રમણીય નગરોમાં, મહાન શાલવનોમાં, દેવોનાં પવિત્ર અરણ્યોમાં, પર્વતો–

નાં શિખરોમાં, ગુહ્યકોના નિવાસોમાં, તપસ્વીઓનાં ધામોમાં અને સર્વ ઋતુનાં ફૂલોથી રમ્ય એવા માનસસરોવરમાં તે અનુપમ રૂપ ધારણ કરીને પાંડુપુત્ર ભીમને આનંદક્રીડા કરાવવા લાગી. આમ તે તે સ્થળે તે મનોવેગિની હિડિમ્બા ભીમને રમણ કરાવતી રહી.[27-30] પછી એ રાક્ષસીએ ભીમસેનથી એક મહાબલવાન પુત્રને જન્મ આપ્યો. તે વિરૂપ આંખોવાળો, મોટા મુખવાળો, શંકુના જેવા કાનવાળો, ભયાનક દેખાવવાળો, ભયંકર નાદવાળો, તાંબાના જેવા લાલ હોઠવાળો, તીણી દાઢવાળો અને મહા ગર્જનાવાળો હતો. તે ધનુષ્ય ધારણ કરે એવો, મહાવીર્યવાન અને મહા સત્ત્વશાલી હતો. વળી તે મહા બાહુવાળો હતો, મહાવેગવાળો હતો, મહાકાયાવાળો હતો, મહામાયાવાળો હતો અને શત્રુનું દમન કરે એવો હતો. તેનું નાક લાંબું હતું, છાતી વિશાળ હતી અને તેની પગની પિંડીઓ મજબૂત બંધાયેલી હતી.[31-33] ભયંકર વેગવાળો તે મહાબલવાન મનુષ્યથી જન્મ્યા છતાં અમાનુષ ગુણવાળો હતો. તે અન્ય પિશાચો તથા રાક્ષસોને આંટી દઈ અત્યંત ચડિયાતો થયો હતો.[34] હે પૃથ્વીપતિ! બાળક છતાં તે યૌવનસંપન્ન જણાતો હતો. માનવોનાં સર્વ અસ્ત્રોમાં તે બલવાન વીરે પરમ ઉત્કર્ષ સાધ્યો હતો.[35] કેમકે રાક્ષસીઓ ગર્ભ ધારણ કરીને તરત જ પ્રસવ કરે છે. વળી, રાક્ષસી ઇચ્છારૂપ ધરનારી અને બહુરૂપવાળી હોય છે.[36] તે બોડકા માથાવાળા મહાચાપધારી બાળકે પ્રણામ કરી, પિતા તથા માતાના ચરણમાં વંદન કર્યાં. તે વખતે તેમણે એનું નામ પાડ્યું.[37] માતાએ તેને વિશે કહ્યું: 'અહો! આ ઘટ (ઘડા)ની જેમ ઉત્કચ (વાળ વિનાનો) છે.' એટલે ભીમે કહ્યું: 'તો એનું નામ ઘટોત્કચ હો.'[38]

તે ઘટોત્કચ પાંડવો ઉપર અત્યંત પ્રીતિવાળો અને તેમને વશ રહેતો હતો અને પાંડવોનો પણ નિત્ય વહાલો હતો.[39] પછી ભીમસાથે રહેવાની અવધ પૂરી થઈ છે, એમ પાંડવોને કહીને તેમ જ અમુક કરાર કરીને હિડિમ્બા પોતાને માર્ગે ચાલી ગઈ.[40] મહાકાય ઘટોત્કચે પૃથા તથા પાંડવોને યથાન્યાય વંદન કર્યાં અને તેમને આ પ્રમાણે કહ્યું:[41] 'હે નિષ્પાપો! હું આપ આર્યોનું શું કાર્ય કરું? તમે નિઃશંક થઇને તે કહો.' આમ બોલતા તે ભીમસેનપુત્રને કુન્તીએ આ વચન કહ્યું:[42] 'તું કુરુકુલમાં જન્મ્યો છે. તું સાક્ષાત્ ભીમના જેવો છે. તું પાંડવોનો મોટો પુત્ર છે. માટે હે પ્રિય પુત્ર! તું પાંચે પાંડવોને મદદ કરજે.'[43]

વૈશંપાયન બોલ્યાઃ–કુન્તીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે ઘટોત્કચે પ્રણામપૂર્વક આ વચન કહ્યાં.[44] 'આ લોકમાં જેમ રાવણ અને ઇન્દ્રજિત મહાસમર્થ કહેવાયા છે; તેમના જેવો શરીર અને વીર્યમાં હું આ લોકમાં બરોબરિયો છું અને માનવોમાં તો વિશેષે થયો છું.[45] જ્યારે મારા પિતા અને કાકાઓને જરૂર પડશે, ત્યારે હું તેમની પાસે આવીને ઊભો રહીશ.' રાક્ષસશ્રેષ્ઠ ઘટોત્કચે આ પ્રમાણે કહીને અને તેમની રજા લઈને ઉત્તર દિશા તરફ ચાલવા માંડ્યું.[46] અજોડ વીર્યવાન કર્ણની સાથે લડવા તથા તેની શક્તિને નિષ્ફળ કરવાના હેતુથી મહાત્મા ઇન્દ્રે આ મહારથીને સર્જ્યો હતો.[47]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત
હિડિમ્બવધપર્વમાં 'ઘટોત્કચોત્પત્તિ'
નામનો અધ્યાય ૧૫૫ મો સમાપ્ત

# अध्याय १५६ मो

## વ્યાસનાં દર્શન અને એકચક્રામાં નિવાસ

॥ वैशंपायन उवाच ॥

ते वनेन वनं गत्वा घ्नन्तो मृगगणान् बहून्।
अपक्रम्य ययू राजंस्त्वरमाणा महारथाः ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–પછી હે રાજન્! મહારથી પાંડવો એક વનમાંથી બીજા વનમાં જઈ, અનેક મૃગગણોને હણતા હણતા વેગપૂર્વક

આગળ રસ્તે ચાલવા લાગ્યા.[1] મત્સ્ય, ત્રિગર્ત, પાંચાલ તથા કીચક એ દેશોને વટાવીને તેઓ રમણીય વનભાગો તથા સરોવરો જોતા આગળ વધ્યા. તેમણે સૌએ જટાઓ વધારી હતી અને વલ્કલ તથા મૃગચર્મનાં વસ્ત્રો પહેર્યાં હતાં. કુન્તી તથા તે મહાત્માઓએ તપસ્વીનો વેશ ધારણ કર્યો હતો.[3] ઉતાવળે જવા માટે ક્યારેક તે મહારથીઓ માતાને ઊંચકીને ચાલતા હતા, ક્યારેક તે ઇચ્છાનુસાર જતા હતા અને ક્યારેક વળી તેઓ ત્વરાથી આગળ ધપતા હતા.[4] એક વાર તે પાંડવો માર્ગમાં બ્રહ્મવેદ, સર્વ વેદાંગો અને નીતિશાસ્ત્રને ભણી રહ્યા હતા, એવામાં તેમણે પોતાના પિતામહ કૃષ્ણદ્વૈપાયન વ્યાસને જોયા.[5] એટલે માતા અને તે સર્વ પરંતપ પાંડવો તે મહાત્માને નમન કરીને હાથ જોડી ઊભાં રહ્યાં.[6]

વ્યાસ બોલ્યાઃ—હે ભરતસિંહો ! તે અધર્મી ધૃતરાષ્ટ્રપુત્રોએ તમને આમ કાઢી મૂક્યા છે. આ સંકટ હું પહેલેથી જ જાણતો હતો.[7] તે જાણીને, હું તમારું પરમહિત કરવાની ઇચ્છાએ અહીં આવ્યો છું. તમારે આનો ખેદ કરવો નહિ. આ બધું તમારા સુખ માટે જ છે.[8] નિઃસંશય, તમે અને તેઓ એમ સૌ મારે મન તો સમાન છો. પણ માણસો જે દીન અને બાલક છે તેમના ઉપર સ્નેહ રાખે છે.[9] આથી મને તમારે વિશે અત્યારે વિશેષ સ્નેહ છે. તમારા હિત માટે હું સ્નેહપૂર્વક જે કહેવા ઇચ્છું છું, તે તમે સાંભળો. અહીં પાસે આ રમ્ય અને નિરુપદ્રવી નગર છે. ત્યાં તમે ગુપ્તવેશે રહેજો અને ફરી મારા આવવાની વાટ જોજો.[10,11]

વૈશંપાયન બોલ્યાઃ—આ પ્રમાણે સત્યવતીપુત્ર વ્યાસે તેમને ધીરજ આપી. પછી તે સમર્થે એકચક્રામાં આવીને કુંતીને આમ આશ્વાસન આપ્યું.[12]

વ્યાસ બોલ્યાઃ—હે જીવંત પુત્રોવાળી ! ધર્મનિષ્ઠ, પુરુષસિંહ, મહાત્મા અને ધર્મરાજ એ તારો પુત્ર યુધિષ્ઠિર ધર્મપૂર્વક પૃથ્વીને જીતીને પૃથ્વીના સર્વ રાજાઓ ઉપર આણ વર્તાવશે. ભીમસેન અને અર્જુનના બલથી સાગરરૂપી મેખલાવાળી અખિલ પૃથ્વીને જીતશે અને ભોગવશે, એમાં સંશય નથી.[13,14] તારા તેમજ માદ્રીના સર્વ પુત્રો મહારથી છે. તેઓ પ્રસન્ન મનથી સદૈવ સુખપૂર્વક સ્વરાજ્યમાં વિહાર કરશે.[15] એ નરસિંહો આ પૃથ્વીને જીતીને રાજસૂય અને અશ્વમેધ આદિ ભારે દક્ષિણાવાળા યજ્ઞો કરશે.[16] તારા આ પુત્રો સ્નેહીવર્ગને કૃપાપૂર્વક ભોગો, ઐશ્વર્યો અને સુખો આપશે અને પોતાના બાપદાદાના આ રાજ્યને ભોગવશે.[17]

વૈશંપાયન બોલ્યાઃ—ઋષિ દ્વૈપાયને આમ કહીને તેમને એક બ્રાહ્મણના ઘરમાં નિવાસ અપાવ્યો. પછી તેમણે પાંડવશ્રેષ્ઠ યુધિષ્ઠિરને કહ્યું 'અહીં એક માસ સુધી મારી વાટ જોજો—હું ફરી આવીશ. દેશકાલ જોઇને પરમ આનંદ પામજો.' પછી હે નરપતિ ! તે સર્વેએ હાથ જોડીને તેમને 'ભલે એમ' કહ્યું અને તે સમર્થ ઋષિ ભગવાન વ્યાસ જ્યાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયા.[18-20]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત 'હિડિમ્બવધપર્વ'માં 'એકચક્રાપ્રવેશ તથા વ્યાસદર્શન' નામનો અધ્યાય ૧૫૬ મો સમાપ્ત**

---

હિડિમ્બવધપર્વ સમાપ્ત×



---

× अविश्वास्याः स्त्रियः कामाद्घातयन्त्यपि बांधवान् ॥ इति दर्शितवान्व्यासो हिडिम्बवधपर्वणि ॥ સ્ત્રીઓ કામનાથી પોતાના બંધુઓને પણ મરાવે છે, તેથી સ્ત્રીઓનો વિશ્વાસ કરવો નહિ. આ હિડિમ્બવધપર્વમાં વ્યાસે દર્શાવ્યું છે. —गणेश

# बकवधपर्व

## अध्याय १५७ मो

### બ્રાહ્મણની ચિન્તા

॥ जनमेजय उवाच ॥

एकचक्रां गतास्ते तु कुंतीपुत्रा महारथाः ।
अत ऊर्ध्वं द्विजश्रेष्ठ किमकुर्वत पांडवाः ॥१॥

*જનમેજય બોલ્યાઃ*–હે દ્વિજશ્રેષ્ઠ ! તે મહારથી કુન્તીપુત્ર પાંડવોએ એકચક્રામાં ગયા પછી શું કર્યું ?[૧]

વૈશંપાયન બોલ્યાઃ–એકચક્રામાં ગયેલા તે મહારથી કુન્તીપુત્રો થોડો વખત પેલા બ્રાહ્મણના ઘરમાં રહ્યા.[૨] હે પૃથ્વીપાલ ! તે સૌ વિવિધ રમણીય વનો, પૃથ્વીપ્રદેશો, સરિતાઓ તથા સરોવરો જોતા અને ભિક્ષા માગતા. પોતાના ગુણોને લીધે તેઓ નગરજનોના ઘણા પ્રિય થઈ પડ્યા હતા.[૩,૪] તેઓ ભિક્ષા લાવીને રાત્રે કુન્તીને સદા અર્પણ કરી દેતા અને તે જ અલગ અલગ ભાગ પાડી આપતી તે તેઓ ખાતા.[૫] માતા અને તે વીર પરંતપો બધી ભિક્ષાનો અર્ધો ભાગ ખાતાં, ત્યારે બીજો અર્ધો ભાગ મહાબલવાન ભીમ ખાતો.[૬] હે ભરતોત્તમ ! તે મહાત્માઓને તે રાષ્ટ્રમાં એ રીતે વસતાં ઘણો કાળ વહી ગયો.[૭] એવામાં, એક વાર તે પુરુષસિંહો ભિક્ષા લેવા માટે ગયા હતા અને ભીમસેન કુંતીની સાથે ત્યાં જ રહ્યો હતો.[૮] હે ભારત ! તે વખતે તે બ્રાહ્મણના ઘરમાં કુન્તીએ દુઃખદાયી અને મહાભીષણ કારમી ચીસ પડતી સાંભળી.[૯] હે રાજન્ ! તે ઘરનાં માણસોને રડતાં અને કકળતાં જોઈને કુન્તી કરુણા અને સાધુતાને લીધે તે સહન કરી શકી નહિ. આથી, દુઃખે વલોવાઈ રહેલા હૃદયે તે કલ્યાણી કુંતીએ ભીમને આ કૃપાભર્યાં વચનો કહ્યાંઃ[૧૦,૧૧] 'બેટા ! આ બ્રાહ્મણને ઘેર આપણે દુર્યોધનથી અજાણ રીતે, માનપૂર્વક અને સુખપૂર્વક નિશ્ચિંતે રહ્યાં છીએ;[૧૨] તેથી હે પુત્ર! ઘરમાં સુખે રહેલાંઓ જેવું પ્રિય કરે છે, તેવું હું આ બ્રાહ્મણનું શું પ્રિય કરું ?[૧૩] હે વત્સ ! તે જ પુરુષ છે, જેને વિશે કરેલું ઉપકારકાર્ય નાશ પામતું નથી. સામો જે ઉપકારકાર્ય કરે છે તેનાથી ય તેણે તો અધિક કરવું જોઇએ.[૧૪] નક્કી આ બ્રાહ્મણને કંઈ દુઃખ આવી પડયું છે. હવે, આપણે જો એને મદદ કરીએ તો ઉપકાર કર્યો ગણાય.'[૧૫]

ભીમસેન બોલ્યોઃ–એને શું દુઃખ છે ? શાથી તે આવ્યું છે ? તેને તમે જાણી લો, તેને જાણીને વ્યવસ્થા કરીશ. પછી ભલેને તે ગમે તેવું કઠણ હોય.[૧૬]

વૈશંપાયન બોલ્યાઃ–હે મહીપાલ ! તે બન્ને આમ વાત કરી રહ્યાં હતાં, ત્યારે તેમણે તે બ્રાહ્મણ અને તેની પત્નીનું કરુણાજનક ક્રંદન ફરીથી સાંભળ્યું.[૧૭] કુન્તી તરત જ તે મહાત્મા બ્રાહ્મણના અંતઃપુરમાં પ્રવેશી. જાણે બંધનમાં પડેલા વાછરડા તરફ કામધેનુ દોડી આવી ![૧૮] ત્યાં તેણે બ્રાહ્મણને તેની પત્ની, પુત્ર અને પુત્રી સાથે નીચે મુખ રાખી બેઠેલો જોયો.[૧૯]

બ્રાહ્મણ બોલ્યોઃ–ધિક્કાર હો આ લોકમાંના જીવતરને ! તે નિઃસાર છે, અનર્થકારી છે, દુઃખના મૂલરૂપ છે, પરાધીન છે અને અત્યંત અપ્રિયભોગી છે.[૨૦] જીવવામાં મહાદુઃખ છે. જીવવામાં મહાપીડા છે. જે જીવે છે તેમને અવશ્ય દુઃખો આવે જ છે.[૨૧] એક જીવ જ ધર્મ, અર્થ અને કામને સેવે છે. જો તેમનાથી વિયોગ થાય છે તો પણ પાર વિનાનું પરમદુઃખ આવે છે.[૨૨] કેટલાક મોક્ષને પરમશ્રેષ્ઠ કહે છે, પણ તે અમને કેમે ય પ્રાપ્ય નથી અને અર્થપ્રાપ્તિમાં જ સમગ્ર નરકની સ્થિતિ પ્રાપ્ત થાય છે.[૨૩] અર્થની ઇચ્છા એ એક મહાદુઃખ છે અને અર્થની પ્રાપ્તિ તો તેથી ય વિશેષ દુઃખકારી છે. વળી,

અર્થમાં સ્નેહ બંધાયા પછી ધનનો વિયોગ થાય, તેમાં એથી પણ વિશેષતર દુઃખ છે.[૨૪] આ આપત્તિમાંથી છૂટી શકું એવો કોઈ ઉપાય મને જણાતો નથી. અથવા પુત્ર અને પત્ની સાથે હું નિર્વિઘ્ને નાસી છૂટું ![૨૫] હે બ્રાહ્મણી ! તું જાણે છે કે મેં, પૂર્વે જ્યાં જ્યાં ઉપદ્રવ ન હોય, ત્યાં ત્યાં ચાલ્યા જવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેં મારું સાંભળ્યુ જ નહિ.[૨૬] અને હે મુગ્ધે ! હું તને વારંવાર કહેતો હતો, ત્યારે તું મને કહેતી કે, 'હું અહીં જન્મીને મોટી થઈ છું. મારાં માબાપ અહીં છે. માટે હું નહિ આવું.'[૨૭] હવે ઘરડો બાપ સ્વર્ગે ગયો છે, તારી મા પણ ઘણા કાળથી મરી ગઈ છે અને તારાં સગાંવહાલાં યે સ્વધામ પહોંચી ગયાં છે. ત્યારે અહીં રહેવાની તને આ તે શી લગની ?[૨૮] એટલે, સગાંની પ્રીતિથી તેં મારાં આ વચનોને સાંભળ્યાં નહિ, તો હવે મારે બંધુઓના નાશનો અત્યંત દુઃખદાયી વારો આવ્યો છે.[૨૯] અથવા આ મારો જ વિનાશકાલ છે. કેમકે, ક્રૂરની જેમ સગાંને છોડી હું જીવતો રહી નહિ શકું.[૩૦] તું મારી સહધર્મચારિણી છે, તું ઇન્દ્રિયને વશ રાખનારી છે, મારા ઉપર માતા જેવો સ્નેહ રાખનારી છે, દેવોએ તને મારા સખા તરીકે નર્માણ કરી છે અને તું મારી નિત્ય પરમગતિરૂપ છે.[૩૧] વળી, માતાપિતાએ તને મારા ગાર્હસ્થ્યની સહાને માટેની ભાગ લેનારી કરી છે. તું કુલીન છે, શીલસંપન્ન છે અને સંતાનોની જનની છે. તું સાધ્વી, અપકારવિનાની અને નિત્ય વ્રતાચારી છે. એવી તને–મારી પત્નીને–ન્યાયપૂર્વક અને મંત્રપુરઃસર પરણીને હું હવે મારા જીવિતને માટે નહિ જ ત્યજી શકું. અને ઉંમરે ન પહોંચેલા તેમ જ હજુ દાઢીમૂછ પણ ન ફૂટેલા એવા બાળક પુત્રને પણ હું પોતે કેમ જ તજી શકું ? વળી મહાત્મા વિધાતાએ જેને તેના સ્વામીને સારુ થાપણરૂપે મારી પાસે રાખી છે અને જેને લીધે હું પિતૃઓ સાથે દૌહિતરોથી મળતા લોકોની આશા કરી રહ્યો છું, તે કન્યાને જાતે જન્મ આપીને હું કેમ કરી ત્યજવાને સાહસ કરું ?[૩૨–૩૬] કેટલાક માણસો માને છે કે, પિતાને પુત્ર ઉપર વિશેષ સ્નેહ હોય છે, તો બીજા કેટલાક માને છે કે, તેમને કન્યા ઉપર વિશેષ સ્નેહ હોય છે, પણ મારે તો બંને સમાન છે.[૩૭] જેને વિશે ઉત્તમ લોકો, સંતતિ અને તેથી નિત્ય સુખ રહ્યાં છે, તે નિષ્પાપ બાળાને ત્યજવા હું ક્યાંથી હામ ધરું ?[૩૮] હું મારી જાતનું બલિદાન આપીને પરલોકમાં જાઉં, તો પણ ત્યાં મને સંતાપ જ રહેશે. કેમકે, હું આમને મૂકીને જઈશ એટલે તેઓ જરૂર જીવી શકશે નહિ.[૩૯] વિદ્વાનોએ આમનાંમાંથી ગમે તે એકના ય ત્યાગને નિષ્ઠુર કહીને નિંદ્યો છે. જો હું મારી જાતનો ત્યાગ કરું તો એ બધા મારા વિના મરી જશે.[૪૦] આમ, હું મહાઆપત્તિમાં આવી પડ્યો છું. હું તે તરી જઈ શકું એમ નથી. હાય ! ધિક્કાર હો મને ! હું સપરિવાર કયે માર્ગે જાઉં ?[૪૧] બધાં સાથે મરવું એ જ કલ્યાણકારી છે, પણ હું જીવતો રહું તે યોગ્ય નથી.[૪૨]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત બકવધપર્વમાં 'બ્રાહ્મણચિંતા' નામનો અધ્યાય ૧૫૭ મો સમાપ્ત

---

# अध्याय १५८ मो

## બ્રાહ્મણીનાં વચન

॥ ब्राह्मण्युवाच ॥

न संतापस्त्वया कार्यः प्राकृतेनेव कर्हिचित् ।
न हि संतापकालोऽयं वैद्यस्य तव विद्यते ॥ १ ॥

બ્રાહ્મણી બોલીઃ–તમારે પ્રાકૃત માણસની જેમ ક્યારે ય આવો સંતાપ કરવો ન જોઈએ. તમારા જેવા વિદ્વાન માટે આ સંતાપનો સમય નથી.[૧] આ લોકમાં સૌ મનુષ્યોએ મરણને પથે અવશ્ય પળવાનું જ છે. તો, આ લોકમાં જે ચોક્સ

બનવાનું છે, તેને માટે સંતાપ કરવો ન ઘટે.[૨] પત્ની, પુત્ર અને પુત્રી એ સૌને સર્વ લોક સ્વકલ્યાણ માટે જ ઇચ્છે છે. તમે સદ્બુદ્ધિ ધારણ કરી વ્યથાને છોડી દો. હું પોતે જ ત્યાં જઇશ.[૩] સ્ત્રીઓનું આ લોકમાં આ જ સનાતન કર્તવ્ય છે. પત્નીએ પ્રાણ ઓવારીને પણ સ્વામીનું હિત આચરવું.[૪] એમ કરવાથી તેમને પણ તે સુખવાહી થશે. આ લોકમાં તે યશ બઢાવનારું થશે અને પરલોકમાં તે અક્ષય ફળદાયી થશે.[૫] આ જ હું તમને કહી રહી છું, તે મહાન ધર્મ છે. એમાં તમારા ધર્મ અને અર્થ બન્ને સારી રીતે સિદ્ધ થાય છે. જે માટે પત્નીની ઇચ્છા કરવામાં આવે છે, તે અર્થ તમને આરામાં સાંપડયો છે. મને એક કન્યા અને એક કુમાર આપીને તમે મને ઋણમુક્ત કરી છે.[૬,૭] પુત્ર અને પુત્રીનાં રક્ષણ–પોષણ માટે તમે સમર્થ છો. હું તેમનાં રક્ષણપોષણ માટે શક્તિમાન નથી. હે અમ સૌના પ્રાણધનના સ્વામી! તમારાથી વિહીન થવાથી મારાં આ બાળકો કેવી રીતે રહી શકશે! કેવી રીતે હું રહી શકીશ![૮,૯] અરે! વિધવા, અનાથ અને બાળક પ્રજાવાળી હું સાધુ-સેવિત માર્ગે રહીને કેમ કરીને બે બાળકોને જિવાડીશ![૧૦] ગર્વિત અને કલંકિત માણસો આ પુત્રીનું માગું કરશે, ત્યારે તમારી સાથે સંબંધને માટે અયોગ્ય એવા તે પુરુષોથી હું આ પુત્રીનું કેવી રીતે રક્ષણ કરી શકીશ![૧૧] જેમ પક્ષીઓ ભોંય ઉપર પડેલા માંસને માટે ટાંપી રહે છે, તેમ સર્વ પુરુષો પતિ વિનાની સ્ત્રીઓ ઉપર ટાંપ્યા કરે છે.[૧૨] હે દ્વિજોત્તમ! પતિ વિનાની એવી મને દુરાત્માઓ તાકયા કરે અને ડગાવી મૂકે, એટલે હું સજ્જનોના ઇષ્ટ માર્ગે ઊભી પણ ન રહી શકું.[૧૩] તમારા કુલની આ એકની એક નિર્દોષ બાળાને હું બાપદાદાના માર્ગે શી રીતે વરાવી શકીશ! અનાથ અને સર્વ રીતે લૂંટાયેલા આ બાળકમાં તમ ધર્મદ્રષ્ટાની જેમ હું કેમ કરીને ઇષ્ટ ગુણો મૂકી શકીશ![૧૪,૧૫] શૂદ્રો જેમ વેદને સાંભળવા ઇચ્છે છે, તેમ અયોગ્ય માણસો મને સતાવીને તમારી આ અનાથ બાળાની માગણી કરશે.[૧૬] તમારા જેવા રૂપ અને ગુણથી શોભતી આ બાલાને હું જો તેમને નહિ આપું, તો કાગડાઓ જેમ યજ્ઞમાંથી હવિ ઉપાડી જાય છે, તેમ તેઓ બળાત્કાર કરીને તેને ઉપાડી લઈ જશે.[૧૭] હે બ્રહ્મન્! તમારા પુત્રને તમારા જેવો યોગ્ય થયેલો ન જોઈને, તમારી આ પુત્રીને અયોગ્યને હાથે પડેલી દેખીને અને મદાંધ મનુષ્યોથી લોકમાં અનાદર પામીને મારું શું થશે તેની મને ખબર નથી. નિઃસંશય, હું મરી જ જઇશ.[૧૮,૧૯] પછી મારા અને તમારા વિનાનાં થયેલાં એ આપણાં બાળકો, પાણી સુકાતાં જેમ માછલી મરી જાય છે, તેમ નિઃસંદેહ વિનાશ પામશે.[૨૦] આમ, હું ને બે બાળકો એ ત્રણ જણ સર્વથા તમારા વિના નક્કી વિનાશ પામીશું. તેમ ન થવા માટે તમારે મને તજવી યોગ્ય છે.[૨૧] હે બ્રહ્મન્! ધર્મજ્ઞો જાણે છે કે, પુત્રવતી સ્ત્રીઓ સ્વામીની પહેલાં પરલોકને પામે તે તેમનું મહાસૌભાગ્ય છે.[૨૨] તમારે કાજે મેં આ પુત્રને છોડયો છે, આ પુત્રીને છોડી છે, સગાંવહાલાંને છોડયાં છે અને મારું જીવિત પણ સમર્પ્યું છે, એમ તમે જાણો.[૨૩] સ્ત્રીઓ નિત્ય સ્વામીના પ્રિયહિતમાં રહે, એ જ યજ્ઞો, તપો, નિયમો અને વિવિધ દાનો કરતાં પણ વિશેષ છે.[૨૪] તો, આ જ પરમમાન્ય ધર્મ હું આચરવા ઇચ્છું છું, તે તમને અને તમારા કુળને ઇષ્ટ તથા હિતકારી છે.[૨૫] વહાલાં બાળકો, દ્રવ્યો, અને પ્રિય મિત્રો તથા પત્ની એ સૌ આપદ્ધર્મથી છૂટવાને સારુ છે, એમ સંતોનો મત છે.[૨૬] આપત્તિને માટે ધન રક્ષવું, ધનથી પત્નીને રક્ષવી અને ધન તથા પત્ની એ બન્ને વડે સતત જાતનું રક્ષણ કરવું.[૨૭] પત્ની, પુત્ર, ધન અને ઘર એ બધું દૃષ્ટ તથા અદૃષ્ટ ફળને સારુ સંપાદન કરવું, એવો જ્ઞાનીઓનો નિર્ણય છે.[૨૮] એક પલ્લે આખું કુળ અને બીજે પલ્લે

કુલની વૃદ્ધિ કરનાર પોતાનું શરીર,- એ બેની તુલના કરતાં બીજું બધું પોતાની બરાબર ગણાય નહિ, એવો વિદ્વાનોનો નિશ્ચય છે.[૨૯] આથી હે આર્ય! તમે મારાથી કાર્ય સાધી લો. તમે પોતે તમારી જાતને બચાવો અને તમે મારાં બાળકોનું પરિપાલન કરો. મને આજ્ઞા આપો.[૩૦] ધર્મના નિર્ણયમાં જેઓ ધર્મજ્ઞો છે, તેઓ સ્ત્રીઓને વધને યોગ્ય કહેતા નથી. વળી તેઓ રાક્ષસોને ધર્મજ્ઞ કહે છે. તો તે મને મારે પણ નહિ.[૩૧] પુરુષોના વધ સંબંધમાં સંદેહજ નથી. ત્યારે સ્ત્રીઓના વધ સંબંધમાં તો શંકા છે. આથી, હે ધર્મજ્ઞ! તમે મનેજ આગળ ધરો એ યોગ્ય છે.[૩૨] મેં ભોગ ભોગવ્યા છે, પ્રિયહિતો મેળવ્યાં છે, મહાન ધર્મ આચર્યો છે અને તમારાથી મેં પ્રિય સંતતિ પણ પ્રાપ્ત કરી છે; એટલે મને જીવ છોડતાં કંઈ સંતાપ થતો નથી.[૩૩] મને સંતતિ થઈ છે, હું વૃદ્ધ થઈ છું અને સદા મેં તમારું પ્રિય ઇચ્છ્યું છે, આ બધું જોઇ-વિચારીને મેં આ નિશ્ચય કર્યો છે.[૩૪] હે આર્ય! મને ત્યજીને પણ તમે બીજી સ્ત્રી મેળવી શકશો. એટલે ફરીને તમારો ગૃહસ્થધર્મ યોગ્ય રીતે સચવાશે.[૩૫] હે કલ્યાણમય! અનેક પત્નીઓ હોવી તે પુરુષોને માટે અધર્મરૂપ પણ નથી. પરંતુ સ્ત્રી પૂર્વપતિનું ઉલ્લંઘન કરી બીજો પતિ કરે, તો તે મહાન અધર્મ છે.[૩૬] આ બધું વિચારીને અને આત્મત્યાગને નિંદિત સ્વીકારીને, તમે આજે તરત જ તમારી જાતને, તમારા કુળને અને આ બે બાળકોને બચાવી લો.[૩૭]

વૈશંપાયન બોલ્યાઃ-હે ભારત! તે પત્નીએ પતિને આ પ્રમાણે કહ્યું, એટલે તે તેને ભેટી પડયો. પતિપત્ની બન્ને અત્યંત દુઃખી થઈને ધીરે ધીરે આંસુ પાડવા લાગ્યાં.[૩૮]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત બકવધપર્વમાં 'બ્રાહ્મણીવાક્ય' નામનો અધ્યાય ૧૫૮ મો સમાપ્ત**

# अध्याय १५९ मो

## બ્રાહ્મણપુત્ર અને પુત્રીનાં વચન

॥ वैशंपायन उवाच ॥

**तयोर्दुःखितयोर्वाक्यमतिमात्रं निशम्य तु ।**
**ततो दुःखपरीतांगी कन्या ताबभ्यभाषत ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ-તે બેઉ દુઃખિતોનાં વચનોને પૂરાં સાંભળીને, સર્વાંગે દુઃખે ઘેરાયેલી તે કન્યાએ તે બન્નેને કહેવા લાગી.[૧] 'તમે બેઉ અત્યંત દુઃખાતુર થઈ અનાથની જેમ કેમ રોઈ રહ્યાં છો? તમે મારું વચન પણ સાંભળો અને તે સાંભળીને યોગ્ય કરો.[૨] ધર્મને અનુસાર તમારે બન્નેએ મારો જ ત્યાગ કરવો ઘટે છે, એમાં સંશય નથી. તો, ત્યજવાને યોગ્ય એવી એક મને તજીને તમે સર્વની રક્ષા કરો.[૩] સંતતિ પોતાને તારશે એ હેતુથી જ સૌ પ્રજાને ઇચ્છે છે. તો, આ આવી ઊભેલા સંકટકાળે તમે મને હોડીરૂપ કરીને તરી જાઓ.[૪] હે ભારત! પુત્ર આ લોકમાં અને પરલોકમાં સર્વત્ર સંકટ (પું નામના નરક)થી તારે છે, આથી પંડિતો તેને પુત્ર કહે છે.[૫] પિતામહો મારે વિશે નિત્ય દોહિત્રોની આકાંક્ષા રાખે છે. તો હું પિતાના જીવન રક્ષીને પોતે જ તેમનું રક્ષણ કરીશ.[૬] આ મારો બાળક ભાઈ, તમે પરલોક જતાં ટૂંક વખતમાં વિનાશ પામશે, એમાં સંશય નથી.[૭] પિતા સ્વર્ગે જતાં અને મારો નાનો ભાઈ નાશ પામતાં પિતૃઓના પિંડનો લોપ થશે અને એમ તેમનું ભારે અનિષ્ટ થશે.[૮] પિતા, માતા અને ભાઈથી વિહીન થયેલી હું, અત્યંત આકરું દુઃખ પામીને અવશ્ય કમોતે મરી જઇશ.[૯] અને તમે જો વિના આંચે ઊગરી જશો, તો મારી માતા, બાળક, ભાઈ, વંશ તેમજ પિંડ એ સૌ નિઃસંશય સ્થિરતા પામશે.[૧૦] પુત્ર આત્મારૂપ છે. પત્ની મિત્રરૂપ છે અને પુત્રી આપત્તિરૂપ છે. તો તમે પોતે તે આપત્તિરૂપથી મુક્ત થાઓ અને મને ધર્મમાં નિયુક્ત કરો.[૧૧]

હે પિતા! તમારા વિના હું બાલા સદૈવ ગરીબ બની જઈશ, દીન અને અનાથ થઈ જઈશ અને મારે જ્યાં ત્યાં ભટકવું પડશે.[૧૨] તો હું આ કુળનો બચાવ કરું અને અતિ દુષ્કર કર્મ કરીને મરણને સફલ કરું.[૧૩] હે દ્વિજોત્તમ! તમે જો મને છોડીને ત્યાં જશો, તો હું ભારે પીડા પામીશ. માટે તો, તમે મારી સામે જુઓ.[૧૪] આથી, હે શ્રેષ્ઠ! અમારે માટે, ધર્મને માટે, તેમજ વંશને માટે તમે તમારી જાતનું રક્ષણ કરો. તમે મને ત્યજવા યોગ્યને ત્યજી દો.[૧૫] જે અવશ્ય કરવાનું જ છે, તેમાં તમે વધુ સમય ગાળો નહિ. તમે સ્વર્ગે જાઓ, એટલે અમારે તો પારકા પાસેથી અન્નની યાચના કરતાં કૂતરાંની જેમ ભટકવું પડે. એથી વિશેષ બીજું શું દુઃખ હોય? તમે જો આ સંકટમાંથી બાંધવો સાથે ક્ષેમકુશળ બચી જાઓ, તો હું જાણે અમર રહીને આ લોકમાં સુખી થઈશ.[૧૬,૧૭] આમ, રાક્ષસને કન્યા આપવાથી દેવો અને પિતૃઓ હિતકારી થતા નથી એમ સાંભળ્યું છે; તો પણ, તમે આપેલી જલાંજલિથી તેઓ હિતકારક થશે.÷[૧૮]

**વૈશંપાયન બોલ્યાઃ**–આ પ્રમાણે તે કન્યાનો બહુવિધ વિલાપ સાંભળીને પિતા, માતા તથા તે કન્યા એમ ત્રણે રોવા માંડ્યાં.[૧૯] હવે તે સૌને રડતાં સાંભળીને, તે ખીલેલાં નયનવાળો બાળકપુત્ર આમ કાલું કાલું અસ્પષ્ટ બોલ્યોઃ[૨૦] 'હે બાપુ! હે માતા! હે બહેન! તમે રુઓ નહિ.' આમ કહીને હસતો હસતો તે સૌની પાસે એકેક વાર જઈ આવ્યો.[૨૧] પછી એક તણખલું લાવી આનંદમાં આવી તે ફરી બોલ્યોઃ 'આનાથી હું નરભક્ષી રાક્ષસને મારીશ.'[૨૨] બાળકનું તે કાલું વચન સાંભળીને દુઃખથી ઘેરાયેલાં તે સૌ ઘણાં હર્ષ પામ્યાં.[૨૩] 'અંદર જવાનો આજ સમય છે.' એમ જાણીને કુન્તી તેમની પાસે ગઈ અને નિષ્પ્રાણ થયેલાઓને તે જાણે અમૃતથી જિવાડતી હોય, તેમ તેમને આ પ્રમાણે કહેવા લાગી.[૨૪]

**ઇતિશ્રી મહાભારતમાં બકવધપર્વમાં**
**અધ્યાય ૧૫૯ મો સમાપ્ત**

---

÷ આ સ્થાનમાં મૂળ શ્લોક આ પ્રમાણે છે. **इतः प्रदाने देवाश्च पितरश्चेति न श्रुतम् । त्वया दत्तेन तोयेन भविष्यंति हिताय वै ॥१८॥** આ શ્લોક ઉપરની નીલકંઠી ટીકા.–" **इतः प्रदाने अस्मिन् राक्षसाहाराय कन्यादाने दुर्दानत्वात् पितुः, दुर्मरणाच्च कन्याया देवाश्च पितरश्च हिताय नेति श्रुतं यद्यपि तथापि त्वया दत्तेन तोयेन तव मम च हिताय ते भविष्यंतीत्यर्थः ॥** " અર્થાત્‌–રાક્ષસના આહારને માટે આ કન્યાદાન થવાથી દુર્દાનને લીધે પિતાને અને દુર્મરણને લીધે કન્યાને, દેવો તથા પિતૃઓ હિતકર થતા નથી એવું જો કે શ્રુત છે; તથાપિ તમારાં આપેલાં (તર્પણ) જલથી તેઓ તમારા અને મારા હિતકારક થશે. પરંતુ એ રીતે અર્થ કરતાં દુર્દાન, દુર્મરણ, રાક્ષસ, કન્યાદાન, પિતા ઇત્યાદિ શબ્દો મૂળ શ્લોકમા ન છતાં તે શબ્દોનો અધ્યાહાર કરી ગૌરવ કરવું પડે છે. તે ન કરવું પડે એવો અર્થ લેલે શાસ્ત્રીએ પોતાના ભાષાંતરમા આપ્યો છે. તેમ અર્થ કરતાં '**इतःप्रदाने**' એ એક પદ કરવું જોઇએ અને '**न श्रुतम्** ત્યાં '**नःश्रुतम्**' એવો પાઠ લેવો જોઇએ, કે જે પાઠ બીજી પ્રતોના મૂળમાં મળી આવે છે. તેનો અર્થ–દેવો અને પિતૃઓ (ઉપજીવિકાને માટે) **इतःप्रदान** (અર્પણ કરેલું હવિ, જલ વગેરે)નું અવલંબન કરીને રહે છે એવું સાંભળ્યું છે; માટે તેઓ તમારા આપેલા જલ વડે અવશ્ય આપણા હિતાવહ થશે. આ પ્રમાણે અર્થ કરવામાં પ્રમાણ '**इतःप्रदानं देवा उपजीवन्ति...अमुतः प्रदानं मनुष्य उपजीवन्ति**' આ તૈત્તિરીય શ્રુતિનો વિચાર કરવાથી સમજાય છે કે, **इतःप्रदान** અને **अमुतःप्रदान** એ અનુક્રમે દેવાદિકનું તથા મનુષ્યાદિકનું ઉપજીવિકાસાધન સિદ્ધ થાય છે. વળી '**देवान्भावयतानेन ते देवा भावयन्तु वः**' ભ૦ ગી૦ તથા **अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥** એ વચનનો વિચાર કરવાથી–દેવાદિકના ઉદ્દેશથી બ્રાહ્મણાદિકે આપેલા હવિ, જલ ઇત્યાદિ–આવો **इतः प्रदाने** શબ્દનો અર્થ કરવાથી ઉપર જણાવેલો અર્થ સુશ્લિષ્ટ થાય છે. વિદ્યાવાચસ્પતિ આપ્પા શાસ્ત્રીએ પણ આવો જ અર્થ કર્યો છે.

# अध्याय १६० मो

## કુન્તીનો બ્રાહ્મણને પ્રશ્ન

॥ कुंत्युवाच ॥

कुतोमूलमिदं दुःखं ज्ञातुमिच्छामितत्त्वतः ।
विदित्वाऽप्यकर्षेयं शक्यं चेदपकर्षितुम् ॥१॥

કુન્તી બોલીઃ–આ દુઃખનું મૂળ કયાં છે, તે હું તત્ત્વતઃ જાણવા ઇચ્છું છું. તે જાણીને તે દૂર કરવાનું શકય હશે તો હું તેમ કરી જોઈશ.[1]

બ્રાહ્મણ બોલ્યોઃ–હે તપોધના ! તમે જે બોલો છો, તે સંતોને છાજે એવું છે. મારું આ દુ:ખ કોઈ માનવીથી દૂર થાય એમ નથી.[2] આ દુ:ખ એ છે કે, એક નગરની સમીપમાં બક રાક્ષસ રહે છે. તે મહાબલવાન આ નગર અને પ્રદેશનો સ્વામી છે.[3] માણસનું માંસ ખાઈને તે દુર્બુદ્ધિ પુષ્ટ થયો છે. તે બલવાન અસુરરાજ આ પ્રદેશનું નિત્ય રક્ષણ કરે છે.[4] તે રાક્ષસી-બલવાળો રાક્ષસ દેશ અને નગરનું રક્ષણ કરે છે, તેથી અમને કોઈ શત્રુઓ અને પ્રાણીઓની ભીતિ નથી.[5] એ રક્ષણના બદલામાં એક વાહ ( વીસ ખારી )* ચોખા, બે પાડા અને એક પુરુષ, એટલું ભોજન તેના વેતન લેખે નકકી કરવામાં આવ્યું છે.[6] પ્રત્યેક માણસ તેને આ પ્રમાણે ભોજન આપે છે. માણસોને આ આકરો વારો ઘણે વર્ષે આવે છે.[7] કદી કોઈ માણસો આમાંથી છટકવા પ્રયત્ન કરે છે, તો રાક્ષસ તેમને તેમનાં પુત્રપત્ની સાથે મારીને ભરખી જાય છે.[8] હવે, વેત્રકીય નામે ગૃહમાં એક રાજા છે. તે અહીં ન્યાયનીતિમાં રહેતો નથી. વળી તે મંદબુદ્ધિવાળો આ વસ્તી કાયમને માટે ઉપદ્રવમુક્ત થાય તેવો ઉપાય પણ યત્નપૂર્વક કરતો નથી. આમ, અમે સાચે જ એ દુર્બળના રાજ્યમાં વસીએ છીએ. એ ભૂંડા રાજાને વળગી રહેલાં અમે યોગ્ય જ ઉદ્વેગ પામીએ છીએ. અને તે યોગ્ય જ છે.[9-11] જુઓ બ્રાહ્મણોને કોણ કહી શકે ? અથવા કોણ એ યથેચ્છ વિચરનારાઓને રોકી શકે ? ઇચ્છામાં આવે ત્યાં જતાં પક્ષીઓની જેમ તેઓ તો ગુણો પ્રમાણે જ વાસ કરે છે.[12] પહેલાં સારો રાજા મેળવવો જોઇએ. પછી પત્ની અને પછી ધન. આ ત્રણના સંચયથી સગાંઓ અને પુત્રોને તારવાં જોઇએ.[13] મેં તો આ બધાં ત્રણને ઊલટી રીતે જ મેળવ્યાં છે, તેથી આ આપત્તિ પામીને અમે ભારે સંતાપમાં પડયાં છીએ.[14] આજે કુલનો વિનાશ કરનારો તે વારો અમારો આવ્યો છે. મારે તેને તે ભોજન અને એક પુરુષ વેતનરૂપે આપવાનાં છે.[15] કોઈ પુરુષને વેચાતો લેવા જેટલું મારી પાસે ધન નથી અને સંબંધીજનને સોંપી દેવાની મારી હામ પણ નથી.[16] તે રાક્ષસથી છૂટવાનો મને માર્ગ જ જણાતો નથી; આથી હું દુઃખના અપાર મહાસાગરમાં ભારે ડૂબી ગયો છું.[17] એટલે મને લાગે છે કે, હું આ સર્વ બાંધવો સાથે રાક્ષસ પાસે જઉં, જેથી તે નીચ રાક્ષસ અમને સૌને સામટા ખાઈ જશે.[18]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત બકવધપર્વમાં 'કુન્તીપ્રશ્ન' નામનો અધ્યાય ૧૬૦ મો સમાપ્ત**

# अध्याय १६१ मो

## ભીમે બકવધનો કરેલો અંગીકાર

॥ कुंत्युवाच ॥

न विषादस्त्वया कार्यो भयादस्मात्कथंचन ।
उपायः परिदृष्टोऽत्र तस्मान् मोक्षाय रक्षसः ॥१॥

કુન્તી બોલીઃ–હે બ્રહ્મન્ ! તમે ખેદ ન કરો. અમારો કયારેય ભય ન રાખજો. તે રાક્ષસથી ઊગરવાનો અહીં ઉપાય જડયો છે.[1] તમારે એક બાળકપુત્ર છે અને એક તપસ્વિની

* ...ારી.

કન્યા છે. એમાંથી કોઈ કે તમારી પત્ની અથવા તમે જાતે ત્યાં જાઓ એ મને રુચતું નથી.[૨] હે બ્રહ્મન્! મારે પાંચ પુત્રો છે−તેમાંથી એક તમારે માટે તે પાપી રાક્ષસને સારુ બલિ લઈને જશે.[૩]

બ્રાહ્મણ બોલ્યોઃ−મારું જીવન બચાવવા સારુ હું આ કામ કેમેય નહિ કરું. મારા સ્વાર્થ માટે હું બ્રાહ્મણના અને તે પણ અતિથિના પ્રાણ લેવાનું સાહસ નહિ કરું.[૪] બ્રાહ્મણને માટે પોતાની જાતનો તથા પોતાના પુત્રનો તમે જે ભોગ આપવા ઇચ્છો છો, તે અકુળવાન અને અધર્મીઓમાં સંભવે જ નહિ.[૫] પણ મારે મારું પોતાનું કલ્યાણ સમજવું જોઈએ. બ્રાહ્મણવધ અને આત્મવધ એ બેમાં મને તો આત્મવધ જ મંગળકારી લાગે છે.[૬] બ્રહ્મહત્યા તો મહાપાપ છે, તે સંબંધમાં કંઈ ઉગારો જ નથી. અજાણતાં પણ બ્રાહ્મણવધ કરવો, તે કરતાં પોતાનો વધ કરવો એ વધારે રૂડું છે, એમ મારી સમજ છે.[૭] હે શુભા! હું કંઈ મારી મેળે મારો વધ ઇચ્છતો નથી. બીજાઓ મારો વધ કરે, તેમાં મને કંઈજ પાપ નહિ લાગે.[૮] પણ મારા ઉદ્દેશને સારુ બ્રાહ્મણનો વધ થાય, તો તે નિંદ્ય અને હલકું છે; તેમાંથી છૂટવાનો હું આરો જ જોતો નથી.[૯] પોતાના અતિથિને કે શરણ માટે આવેલાને ત્યજી દેવો અને યાચના કરનારનો વધ કરવો, તેને પંડિતો નિંદ્ય અને નઠોર કાર્ય કહે છે.[૧૦] આપદ્ધર્મના વેત્તા મહાત્માઓએ પૂર્વે કહ્યું છે કે, નિન્દિત અને નિષ્ઠુર કર્મ ક્યારે ય ન કરવું.[૧૧] પત્ની સાથે મારો પોતાનો આજ વિનાશ થાય એ વિશેષ કલ્યાણકારી છે, પણ ક્યારે ય હું બ્રાહ્મણના વધને સંમત નહિ થાઉં.[૧૨]

કુન્તી બોલીઃ−હે બ્રહ્મન્! મારો પણ એ નિશ્ચિત મત છે કે, વિપ્રોનું રક્ષણ કરવું જ જોઈએ. સો દીકરા હોય, તો પણ એકે ય મને અળખામણો ન હોય.[૧૩] વળી, તે રાક્ષસ મારા પુત્રનો વિનાશ કરી શકે એમ નથી. મારો પુત્ર વીર્યવાન, મંત્રસિદ્ધ અને તેજસ્વી છે.[૧૪] મારું ચોક્સ માનવું છે કે, તે રાક્ષસને સર્વ ભોજન પહોંચાડશે અને પોતાને બચાવી લેશે.[૧૫] એ વીરે અગાઉ રાક્ષસોને જોયા છે, તેમની સાથે એણે મુકાબલો કર્યો છે અને એ મહાકાય અને બલવાન એવા અનેક રાક્ષસોને તેણે મારી પણ નાખ્યા છે.[૧૬] પણ, હે બ્રહ્મન્! આ તમે કોઈને પણ ક્યારે ય કહેશો નહિ. કેમકે, વિદ્યાર્થીઓ તે વિદ્યાના કુતૂહલથી મારા પુત્રોને પજવવા માંડશે.[૧૭] વળી, ગુરુની આજ્ઞા વિના મારો પુત્ર જો એ વિદ્યા ભણાવે, તો પોતે એ વિદ્યાથી આવું કાર્ય કરી શકે નહિ, એમ સંતોનો મત છે.[૧૮] પૃથાએ આમ કહ્યું, એટલે તે બ્રાહ્મણ તેની પત્ની સાથે હર્ષ પામ્યો અને કુન્તીનાં અમૃતતુલ્ય વચનોને સત્કાર્યાં.[૧૯] પછી, કુન્તીએ અને તે બ્રાહ્મણે સાથે મળીને પવનસુત ભીમસેનને તે કઠોર કાર્ય કરવાનું કહ્યું, એટલે તેણે તેમને ઉત્તર આપ્યો કે, 'ભલે કરીશ.'[૨૦]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત બકવધપર્વમાં 'ભીમબકવધાંગીકાર' નામનો અધ્યાય ૧૬૧ મો સમાપ્ત**

# અધ્યાય १६२ मो

## યુધિષ્ઠિર અને કુન્તીનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

करिष्य इति भीमेन प्रतिज्ञातेऽथ भारत।
आजग्मुस्ते ततः सर्वे भैक्षमादाय पांडवाः ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ−હે ભારત! ભીમે 'હું કરીશ' એવી પ્રતિજ્ઞા કરી, ત્યાં તો તે સર્વ પાંડવો ભિક્ષા મેળવીને આવી પહોંચ્યા.[૧] તે ભીમની આકૃતિ ઉપરથી જ પાંડુપુત્ર યુધિષ્ઠિર કળી ગયા અને એકાંતમાં એકલા બેસીને માતાને આમ પૂછવા લાગ્યા.[૨]

યુધિષ્ઠિર બોલ્યાઃ−ભયંકર પરાક્રમી ભીમે

શું કામ કરવા ધાર્યું છે? તમારી એમાં સંમતિ છે કે, પછી પોતે જ તે કરવાનું લઈ બેઠા છો?[૩]

કુન્તી બોલીઃ–એ પરંતપ મારા વચનથી જ બ્રાહ્મણને અર્થે અને નગરના મોક્ષ માટે તે એક મહાકાર્ય કરશે.[૪]

યુધિષ્ઠિર બોલ્યાઃ–તમે આ દુષ્કર અને ભયંકર સાહસ શીદને કર્યું? સાધુઓ પુત્રના ત્યાગને પ્રશંસતા નથી.[૫] પારકા માટે તમે શા માટે પોતાના પુત્રને તજવા ઇચ્છો છો? પુત્રત્યાગથી તમે લોક અને વેદથી વિરુદ્ધ વર્તન કર્યું છે.[૬] જેના બે બાહુને આશરે આપણે સૌ સુખે સૂઈએ છીએ તથા નીચ જનોએ પડાવી લીધેલા રાજ્યને ફરી હાથ કરવા ઇચ્છીએ છીએ, જે અમાપ તેજસ્વીના વીર્યને વિચારીને, દુર્યોધન, શકુનિ સાથે દુ:ખને લીધે રાતે સૂતો નથી, જે વીરના પરાક્રમથી આપણે લાક્ષાગૃહમાંથી તથા બીજા પાપીઓથી છૂટ્યાં છીએ, જેણે પુરોચનને માર્યો છે અને જેના વીર્યથી જાણે આપણે ધાર્તરાષ્ટ્રોને મારીને આ ધનથી ભરેલી વસુધાને પ્રાપ્ત કરી છે એમ માનીએ છીએ, તેનો કઈ બુદ્ધિનો આશરો લઇને તમે ત્યાગ કરવો નક્કી કર્યો છે? શું તમે તમારું જ્ઞાન ખોઈ બેઠાં છો? દુઃખોને લીધે શું તમારી બુદ્ધિ લોપ પામી છે?[૭–૧૧]

કુન્તી બોલીઃ–હે યુધિષ્ઠિર! વૃકોદર વિશે તારે સંતાપ કરવો નહિ. વળી મેં બુદ્ધિની દુર્બળતાથી પણ આ નિશ્ચય કર્યો નથી.[૧૨] હે પુત્ર! ધાર્તરાષ્ટ્રો ન જાણે તેમ, આપણે આ બ્રાહ્મણને ત્યાં સુખ અને સત્કારપૂર્વક નિશ્ચિન્તે રહ્યાં છીએ. હે પાર્થ! તેનો મેં આમ બદલો વાળવાનું વિચાર્યું છે.[૧૩] તે જ પુરુષ છે, જેને વિશે કરેલું ઉપકારકાર્ય નાશ પામતું નથી. જો કોઈ ઉપકાર–કાર્ય કરે, તો તેને સામું અનેકગણું ઉપકારકાર્ય કરવું જોઈએ.[૧૪] તે દિવસે લાક્ષાગૃહમાં ભીમનું મહાપરાક્રમ જોઈને તથા તેણે કરેલા હિડિમ્બના વધ ઉપરથી મને વૃકોદર વિશે આવો વિશ્વાસ બંધાયો છે.[૧૫] ભીમનું બાહુબલ દશહજાર હાથીઓના જેવું મહાન છે, તેથી હાથી જેવા તમને તે વારણાવતમાંથી બહાર ઊંચકી આવ્યો હતો. બળમાં કોઈ જ વૃકોદરની જોડનો નથી. તે સ્વયં ચક્રધારી વિષ્ણુને પણ યુદ્ધમાં હરાવી દે એવો છે. પૂર્વે, જન્મતાંની સાથે જ એ મારા ખોળામાંથી પર્વત ઉપર ઊછળી પડ્યો હતો અને એનાં અંગના ભારથી શિલાના ચૂરેચૂરા થઈ ગયા હતા.[૧૬–૧૮] હે પાંડવ! ભીમનું તે બલ બુદ્ધિપૂર્વક જાણીને, મેં બ્રાહ્મણને પ્રત્યુપકાર કરવા સારુ આ વિચાર કર્યો છે.[૧૯] આ નિશ્ચય મેં લોભથી, અજ્ઞાનથી કે મોહથી કર્યો નથી. મેં બુદ્ધિપૂર્વક આ ધર્મનિર્ણય કર્યો છે.[૨૦] હે યુધિષ્ઠિર! આથી બે પ્રયોજનો ફલિત થશે–એક તો અહીં રહેવાનો બદલો અપાશે અને બીજું મહાન ધર્માચરણ થશે.[૨૧] જે ક્ષત્રિય, બ્રાહ્મણને કોઈ હેતુમાં કોઈ પણ પ્રસંગે સહાય કરે છે, તે શુભ લોકને પામે છે એમ હું માનું છું.[૨૨] જો ક્ષત્રિય ક્ષત્રિયને જ વધથી બચાવે છે, તો તે આ લોકમાં તેમ જ પરલોકમાં વિપુલ કીર્તિ પામે છે.[૨૩] જે ક્ષત્રિય આ પૃથ્વીમાં વૈશ્યને સહાય કરે છે, તે નક્કી સર્વ લોકમાં પ્રજાને રંજન કરે છે.[૨૪] જે રાજા શરણાર્થે આવેલા શૂદ્રને મુક્તિ આપે છે, તે અહીં રાજાઓથી પૂજાયેલા દ્રવ્યવાળા રાજમાન્ય કુલમાં જન્મ પામે છે.[૨૫] હે પૌરવ–નંદન! સુતેજસ્વી બુદ્ધિવાળા ભગવાન વ્યાસે મને પૂર્વે આમ કહ્યું હતું અને તેથી જ મેં આ કાર્ય કરવા ધાર્યું છે.[૨૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત બકવધપર્વમાં 'કુન્તીયુધિષ્ઠિરસંવાદ' નામનો અધ્યાય ૧૬૨ મો સમાપ્ત**



# अध्याय १६३ मो

## ભીમ અને બકાસુરનું યુદ્ધ

॥ युधिष्ठिर उवाच ॥

उपपन्नमिदं मातस्त्वया यद्बुद्धिपूर्वकम् ।
आर्त्तस्य ब्राह्मणस्यैतदनुक्रोशादिदं कृतम् ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યાઃ-હે મા! દુઃખી બ્રાહ્મણ ઉપર દયા કરીને તમે આ જે બુદ્ધિપૂર્વક કર્યું છે, તે યોગ્ય જ છે.[૧] તમે નિત્ય બ્રાહ્મણ ઉપર દયાવાળાં છો, એટલે આ ભીમ તે નરભક્ષકને મારીને અવશ્ય પાછો આવશે.[૨] પણ નગરવાસી લોકો આ જાણી જાય નહિ, તે માટે આ બ્રાહ્મણને કહેવું અને યત્નપૂર્વક તેની પાસે એ સ્વીકારાવવું.[૩]

વૈશંપાયન બોલ્યાઃ-પછી રાત વીતતાં, પાંડુપુત્ર ભીમસેન જ્યાં પેલો પુરુષભક્ષી રાક્ષસ હતો ત્યાં અન્ન લઇને ગયો.[૪] તે રાક્ષસના વનમાં પહોંચીને બલવાન પાંડવે પોતે જ તે ભોજન ખાતાંખાતાં તેને નામ દઈને પડકાર્યો.[૫] ભીમના વચનથી તે રાક્ષસ ત્યારે ક્રોધે ભરાયો. મહાન કાયાવાળો તથા મહાન વેગવાળો તે રાક્ષસ જાણે પૃથ્વીને ચીરતો હોય તેમ ભીમ બેઠો હતો ત્યાં ક્રોધભર્યો આવ્યો. તેની આંખ લાલ હતી, તેનાં દાઢીમૂછ લાલ હતાં, તેના કેશ લાલ હતા અને તે ભયંકર હતો.[૬,૭] તેના મોંની ફાડ ઠેઠ કાન સુધી પહોંચી હતી, તેના કાન શંકુના આકારના હતા અને દેખાવે તે ભયંકર ભીષણ હતો. તે ભીમસેનને ભોજન ખાતો જોઈને તે રાક્ષસે પોતાની ભ્રૃકુટિને ત્રણ રેખામાં સંકોચી, તે પોતાના હોઠને દાંતથી પીસવા લાગ્યો. પોતાની બેઉ આંખો ફાડીને તે ક્રોધપૂર્વક આ વચન બોલ્યો.[૮-૯] 'યમરાજને ઘેર જવાની ઇચ્છાવાળો કયો દુર્બુદ્ધિવાળો આ મારે માટે આણેલા અન્નને મારા જ દેખતાં ખાઈ રહ્યો છે?'[૧૦]

હે ભારત! તે સાંભળીને ભીમસેન તો હસતો રહ્યો અને રાક્ષસને અવગણીને તેણે આડું મોં કરીને ખાવા જ કર્યું.[૧૧] આથી તે નરભક્ષકે ભયંકર ગર્જના કરી. તે બેઉ હાથો ઊંચા કરીને ભીમસેનને હણવા સારુ દોડયો.[૧૨] આમ છતાં શત્રુવીરોને હણનારા વૃકોદરે તો એ રાક્ષસને ગણતરીમાં જ ન લીધો. તેને જોતા રહી, તેણે તો ભોજન કર્યા જ કર્યું.[૧૩] રગેરગમાં ક્રોધે ભરાયેલા તે રાક્ષસે, પાછળ રહીને કુન્તીપુત્ર વૃકોદરને પીઠ ઉપર બે હાથથી પ્રહાર કર્યો.[૧૪] આમ તે બળવાન રાક્ષસે ભીમને હાથો વડે સખત માર્યો, તો પણ તેણે રાક્ષસ સામે જોયું જ નહિ. તે તો ખાતો જ રહ્યો![૧૫] પછી, અત્યંત ધૂંવાપૂંવા થયેલો તે બલવાન રાક્ષસ ઝાડ ઊંચકી લાવી, ભીમને મારવા સારુ ફરી ધસ્યો.[૧૬] એટલે, મહાબલવાન પુરુષશ્રેષ્ઠ ભીમે ધીરે ધીરે તે ભોજન આટોપી લઈ પાણીથી મોં ધોયું અને યુદ્ધને માટે તે હર્ષપૂર્વક ઊભો થયો.[૧૭] હે ભારત! ક્રોધમાં આવેલા તે રાક્ષસે જે વૃક્ષ ફેંક્યું હતું, તેને વીર્યવાન ભીમે હસતાં હસતાં ડાબે હાથે ઝાલી લીધું.[૧૮] તે બલવાન રાક્ષસે ફરી ભીમસેન ઉપર અનેક જાતનાં ઝાડ ઊંચકીને ફેંક્યાં, એટલે પાંડુપુત્ર ભીમે પણ તેના ઉપર તે સામાં ફેંક્યાં.[૧૯] ત્યાં હે મહારાજ! માનવરાજ ભીમ અને રાક્ષસરાજ બક વચ્ચે ઝાડોનો ખોડો કાઢી નાખનારું તે ભયંકર વૃક્ષયુદ્ધ થયું.[૨૦] પછી, પોતાનું નામ ગર્જી ગર્જીને તે બક રાક્ષસ ભીમ પાંડવ તરફ ઊછળ્યો. તેણે મહાબલવાન ભીમને બે હાથે પકડી લીધો.[૨૧] મહાબાહુ બલવાન ભીમસેન પણ તે સ્ફૂર્તિવાળા મહાબાહુ રાક્ષસને બાથમાં પકડીને બળપૂર્વક ખેંચવા લાગ્યો.[૨૨] આમ તે ભીમને ખેંચતો હતો, તો ભીમ તેને ખેંચતો હતો. પછી, તે પુરુષભક્ષી બકને સખત થાક લાગ્યો.[૨૩] તે બેઉના મહાવેગથી પૃથ્વી થરથરી ઊઠી. તે વખતે તે બંનેએ મહાકાય વૃક્ષો-

નો ભુક્કો કરી નાખ્યો.[૨૪] તે નરભક્ષકને બલહીન થતો જોઈને, વૃકોદરે તેને જમીન ઉપર પછાડયો અને તેને બે ઢીંચણથી મારવા માંડયો.[૨૫] આમ તેણે તેના વાંસાને જોરથી ઢીંચણ માર્યો. પછી જમણા હાથે તેણે તેની ડોક પકડી અને ડાબે હાથે તેનું કેડ ઉપરનું વસ્ત્ર ઝાલ્યું. આ રીતે તેણે ભયંકર ગર્જના કરતા તે રાક્ષસને પીઠમાંથી બેવડ વાળી દીધો.[૨૬,૨૭] ત્યારે હે પૃથ્વીપતિ! ભીમે બેવડ વાળવાથી ભાંગી જતા તે ભીષણ રાક્ષસના મોંમાંથી લોહી બહાર આવવા લાગ્યું.[૨૮]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત બકવધપર્વમાં 'બકભીમયુદ્ધ' નામનો અધ્યાય ૧૬૩ મો સમાપ્ત**

# अध्याय १६४ मो

## બકાસુરનો વધ

॥ वैशंपायन उवाच ॥

ततः स भग्नपार्श्वांगो नदित्वा भैरवं रवम्।
शैलराजप्रतीकाशो गतासुरभवद्बकः ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી પાંસળાં અને અંગોથી ભાંગી ગયેલો, તે પર્વતરાજના જેવો બકરાક્ષસ ભયંકર ચીસ પાડતો નિષ્પ્રાણ થઈ ગયો.[૧] હે રાજન્! તે રાક્ષસના માણસો તે ચીસથી ગભરાઈ ગયા અને સેવકો સાથે તરત જ ઘરમાંથી બહાર નીકળી પડયા.[૨] પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એવા બલવાન ભીમે તેમને ભયભીત અને મૂઢ થયેલા જોઈને સાંત્વન આપ્યું અને તેમની સાથે આ શરત કરી કે, તમારે કયારે ય ફરી માણસોને મારવાં નહિ. જો મારશો, તો આ જ પ્રમાણે તમારો પણ ઝટ વધ થશે.[૩,૪] હે ભારત! તેનું એ વચન સાંભળીને તે રાક્ષસોએ કબૂલ રાખ્યું કે, 'અમે માણસોને મારીશું નહિ.'[૫] હે ભારત! ત્યારથી નગરવાસી પુરુષોને તે રાક્ષસો ત્યાં નગરમાં સૌમ્ય જણાવા લાગ્યા.[૬]

પછી ભીમે તે મરેલા પુરુષભક્ષકને લઈને દરવાજા ઉપર નાખ્યો અને કોઈને ખબર ન પડે તે રીતે ત્યાંથી ચાલી નીકળ્યો.[૭] આમ, ભીમના બળથી બકને નાશ પામેલો જોઈને એના જ્ઞાતિજનો ભયથી ઉદ્વેગ પામ્યા અને આમતેમ નાસી ગયા.[૮] આ રીતે ભીમ બકાસુરને મારીને તે બ્રાહ્મણને ઘેર ગયો અને રાજા યુધિષ્ઠિરને આદિથી અંત સુધીનો સઘળો વૃત્તાંત કહ્યો.[૯] માણસો સવારે નગર બહાર ગયા, તો તેમણે પર્વતના શિખર જેવા તે ભયાનક રાક્ષસને લોહીમાં તરબોળ અને જમીન ઉપર મરેલો પડેલો જોયો.[૧૦] તે જોઇને નાગરિકો હર્ષથી રોમાંચિત થયા અને એકચક્રા નગરમાં જઈને સમાચાર આપ્યા.[૧૧] આથી હે રાજન્! સ્ત્રીઓ, વૃદ્ધો અને કુમારો સાથે હજારો નગરવાસીઓ ત્યાં બકરાક્ષસને જોવા આવ્યા.[૧૨] હે પૃથ્વીપાલ! એ અમાનુષ કર્મ જોઈને તે સૌ વિસ્મિત થયા અને બધાં દેવતાઓનું પૂજન કરવા લાગ્યાં.[૧૩] પછી તેઓ આજે ભોજન આપવાનો કોનો વારો હતો એ ગણવા લાગ્યા. તે જાણીને, તેઓ સૌ પેલા બ્રાહ્મણને ત્યાં આવીને તેને બધું પૂછવા લાગ્યા.[૧૪]

જ્યારે અનેક વાર પૂછવામાં આવ્યું, ત્યારે તે વિપ્રશ્રેષ્ઠે, પાંડવોની વાત ગુપ્ત રાખી, સૌ નગરજનોને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ[૧૫] 'ભોજનને માટે આજ્ઞા પામેલો હું સગાંઓ સાથે રડતો હતો, ત્યારે કોઈ એક મંત્રસિદ્ધ મહામનવાળા બ્રાહ્મણે મને જોયો.[૧૬] પહેલાં તેણે મને પૂછીને નગરનું દુઃખ જાણી લીધું. પછી તે બ્રાહ્મણશ્રેષ્ઠે વિશ્વાસ આપી, હસતો હોય તેમ મને કહ્યું કે,[૧૭] એ દુરાત્માને હું જ આ ભોજન પહોંચાડીશ. વળી તેણે કહ્યું કે, મારે નિમિત્તે તમે ભય ન રાખશો.[૧૮] પછી તે એ અન્ન લઇને બકના વન તરફ ગયો હતો. નકી તેણે જ લોકહિતનું આ કામ કર્યું હશે.[૧૯] એ

સાંભળીને તે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો સૌ ભારે વિસ્મય પામ્યા અને પ્રસન્ન થઈ ત્યાં તેમણે મોટો બ્રહ્મમહોત્સવ કર્યો.[૨૦] પછી એ અદ્ભુત આશ્ચર્ય જોઇને તે સૌ જનપદવાસીઓ નગરમાં આવ્યા અને પાંડવો તો બ્રાહ્મણને ત્યાં જ રહ્યા.[૨૧]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત બકવધપર્વમાં 'બકવધ' નામનો અધ્યાય ૧૬૪ મો સમાપ્ત**

બકવધપર્વ સમાપ્ત+

# चैत्ररथपर्व

## अध्याय १६५ मो

### દ્રૌપદીની ઉત્પત્તિ

॥ जनमेजय उवाच ॥

**ते तथा पुरुषव्याघ्रा निहत्य बकराक्षसम् ।**
**अत ऊर्ध्वं ततोब्रह्मन्किमकुर्वत पांडवाः ॥ १ ॥**

જનમેજય બોલ્યાઃ– હે બ્રહ્મન્! બકરાક્ષસને આમ મારીને તે પુરુષસિંહ પાંડવોએ પછી શું કર્યું ?[૧]

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્! બકરાક્ષસને આ રીતે મારીને તેઓ બ્રાહ્મણના ઘરમાં વેદવેદાંતનું પરમ અધ્યયન કરતા રહ્યા.[૨] ત્યાં કેટલેક દહાડે એક ઉત્તમવ્રતી બ્રાહ્મણ એ બ્રાહ્મણને ઘેર રહેવા સારુ આવ્યો.[૩] સર્વાતિથ્યના વ્રતવાળા તે વિપ્રશ્રેષ્ઠે એ બ્રાહ્મણનું રૂડું પૂજન કર્યું અને તેને મુકામ આપ્યો. કુન્તી સાથે તે સૌ નરોત્તમ પાંડવોએ શુભ કથા કહેતા તે વિપ્રની ઉપાસના કરી.[૪,૫] તેણે દેશો, તીર્થો, સરિતાઓ, રાજાઓનાં વિવિધ આશ્ચર્યવાળાં રાજ્યો તથા નગરો વિષે કહ્યું.[૬] હે જનમેજય ! ત્યાં કથાને અંતે તે બ્રાહ્મણે પાંચાલ દેશમાં યજ્ઞસેનપુત્રીના અદ્ભુત જાતના સ્વયંવર વિશે, ધૃષ્ટદ્યુમ્નના જન્મ વિશે, શિખંડીની ઉત્પત્તિ વિશે, તેમજ દ્રુપદના મહાયજ્ઞમાં દ્રૌપદીના અયોનિજન્મ વિશે સઘળી વાત કરી.[૭,૮] તે મહાત્માની લોકમાં અત્યંત આશ્ચર્યકારક તે કથા સાંભળીને પુરુષશ્રેષ્ઠ પાંડવોએ કથાને અંતે એને વિસ્તારથી આ પ્રમાણે પૂછ્યુંઃ[૯]

પાંડવો બોલ્યાઃ–દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન કેવી રીતે અગ્નિમાંથી જન્મ્યો ? કેવી રીતે વેદીની મધ્યમાંથી કૃષ્ણાનો અદ્ભુત જન્મ થયો ?[૧૦] કેવી રીતે ધૃષ્ટદ્યુમ્ન મહાચાપધારી દ્રોણ પાસેથી અસ્ત્રવિદ્યા શીખ્યો ? હે વિપ્ર! દ્રોણ અને દ્રુપદની મૈત્રી કેવી રીતે થઈ ? અને શા કારણથી તે મૈત્રી તૂટી ગઈ ?[૧૧]

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્! તે પુરુષસિંહોએ આ પ્રમાણે પૂછ્યું, એટલે તે વિપ્રે દ્રૌપદીના જન્મની તે બધી વાત કહેવા માંડી.[૧૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'દ્રૌપદીસંભવ' નામનો અધ્યાય ૧૬૫ મો સમાપ્ત**

## अध्याय १६६ मो

### દ્રુપદનું ગર્વખંડન

॥ ब्राह्मण उवाच ॥

**गंगाद्वारं प्रति महान् बभूवार्षिर्महातपाः ।**
**भरद्वाजो महाप्राज्ञः सततं संशितव्रतः ॥ १ ॥**

બ્રાહ્મણ બોલ્યોઃ–ગંગાદ્વાર ઉપર ભરદ્વાજ નામે એક સતત ઉત્તમ વ્રતવાળા, મહાબુદ્ધિમાન અને મહાતપસ્વી મહર્ષિ રહેતા હતા.[૧] તે ઋષિ ગંગામાં નાહવા ગયા, ત્યાં તેમણે નદીતીરે આગળથી નાહીને ઊભી રહેલી ઘૃતાચી નામની

+ यस्मिन् गेहे पुरे चापि वसेत्पुण्यतमो जनः ॥ उपकुर्यात्तमित्येवमुक्तं बकवधेऽपि च ॥
પુણ્યાત્મા મનુષ્ય જે ઘરમાં અથવા નગરમાં વાસ કરે છે, ત્યાં તે તેઓના ઉપર ઉપકાર કરે છે; એ બકવધપર્વમાં કહ્યું છે. —गणेश

એક અપ્સરાને જોઈ.[2] તે વખતે, વાયુએ એ અપ્સરાનું વસ્ત્ર ઉરાડી દીધું. તેને આમ વસ્ત્રવિહોણી જોઈને ઋષિ તેની કામના કરવા લાગ્યા.[3] કૌમારથી બ્રહ્મચારી રહેલા તે ઋષિ આ પ્રમાણે એ અપ્સરાને વિશે મન લગાડી રહ્યા અને ચિરકાલથી ધારણ કરેલું તેમનું વીર્ય સ્ખલિત થઈ ગયું. ઋષિએ તે વીર્યને દ્રોણપાત્રમાં રાખી દીધું.[4] તેમાંથી તે ધીમાનને દ્રોણ નામનો કુમાર થયો અને તે સર્વ વેદો અને વેદાંગો સંપૂર્ણતાએ શીખ્યો.[5] હવે ભરદ્વાજને પૃષત નામનો એક રાજા મિત્ર હતો, તેને પણ તે અરસામાં દ્રુપદ નામે એક પુત્ર થયો હતો.[6] તે ક્ષત્રિયશ્રેષ્ઠ દ્રુપદ નિત્ય આશ્રમે જઈ, દ્રોણ સાથે અધ્યયન કરતો તથા રમતો રમતો હતો.[7] પછી પૃષત રાજા અવસાન પામ્યો, ત્યારે તે દ્રુપદ રાજા થયો. એવામાં દ્રોણે સાંભળ્યું કે, પરશુરામ સર્વ ધન આપી દેવા ઇચ્છે છે; એટલે તે પરશુરામ પાસે ગયા.[8] તે વખતે પરશુરામ વનમાં જવા નીકળ્યા હતા. તેમને મળીને ભરદ્વાજપુત્ર દ્રોણે કહ્યું: 'હે દ્વિજોત્તમ! હું દ્રોણ છું. હું દ્રવ્યની ઇચ્છાએ અહીં આવ્યો છું, એ આપ જાણો.'[9] પરશુરામે કહ્યું: 'હે બ્રહ્મન્! હવે તો મારું એક શરીર જ માત્ર શેષ રહ્યું છે. શરીર કે અસ્ત્રો એમાંથી ગમે તે એક તમે પસંદ કરી લો.'[10] એટલે દ્રોણ બોલ્યા: 'સર્વ અસ્ત્રો, તેમનો ઉપસંહાર અને તે સૌના પ્રયોગ, એ આપ મને આપવા યોગ્ય છો.'[11]

બ્રાહ્મણ બોલ્યો:–પછી ભૃગુનંદન રામે તથાસ્તુ કહીને તેમને તે અસ્ત્રો આપ્યાં અને દ્રોણ એ સ્વીકારીને કૃતાર્થ થયા.[12] રામ પાસેથી પરમમાન્ય બ્રહ્માસ્ત્ર પામીને અત્યંત પ્રસન્ન મનવાળા દ્રોણ સૌ માણસોમાં શ્રેષ્ઠ થયા. [13] પછી તે પ્રતાપી પુરુષસિંહ ભરદ્વાજ દ્રુપદ પાસે જઇને કહ્યું: 'તું મને તારા મિત્રને ઓળખ.'[14]

દ્રુપદ બોલ્યો:–અશ્રોત્રિય શ્રોત્રિયનો, અરથી રથીનો અને ગરીબ રાજાનો મિત્ર હોતો નથી. તો, તું પૂર્વની મૈત્રી શા માટે સંભારે છે?[15]

બ્રાહ્મણ બોલ્યો:–આથી તે બુદ્ધિમાને પાંચાલપતિને વિશે મનમાં નિશ્ચય કરી લીધો અને તે કુરુશ્રેષ્ઠોના હસ્તિનાપુર નગરમાં આવ્યા. આમ આવેલા તે ધીમાન દ્રોણને ભીષ્મે વિવિધ ધન આપ્યું અને પોતાના પૌત્રોને તેમને શિષ્ય તરીકે સોંપ્યા.[16,17] પછી, દ્રોણે પોતાના એ પૃથાપુત્ર શિષ્યો પાંડવોને બોલાવ્યા. દ્રુપદને હાનિ કરવાને નિમિત્તે તેમણે તે શિષ્યોને આ વચન કહ્યાં [18] 'હે નિષ્પાપો! ગુરુદક્ષિણા નિમિત્તે મારા હૃદયમાં કંઈક ઘોળાઈ રહ્યું છે. અસ્ત્રવિદ્યામાં કૃતાર્થ થયેલા તમારે તે આપવું જોઈશે. તો તે વિશે તમે સાચું કહેજો. ત્યારે અર્જુન આદિએ ગુરુને કહ્યું: 'ભલે અમે આપીશું'[19,20] પછી સિદ્ધ અસ્ત્રવિદ્યાવાળા સૌ પાંડવોએ નિશ્ચય કર્યો, એટલે દ્રોણે ગુરુદક્ષિણા અર્થે ફરીથી આ વચન કહ્યું:[21] 'છત્રવતીમાં દ્રુપદ નામે પૃષતપુત્ર રાજા છે. તમે તેની પાસેથી તેનું રાજ્ય લઈ લો. અને તે મને સત્વર આપો.'[22] આથી પાંચ પાંડુપુત્રોએ દ્રુપદને યુદ્ધમાં હરાવ્યો અને તેને મંત્રી સાથે બાંધીને દ્રોણ આગળ રજૂ કર્યો.[23] એટલે દ્રોણ બોલ્યા: 'નરપતિ! હું ફરી તારી સાથે મૈત્રી પ્રાર્થું છું. કહેવાય છે કે, જે રાજા નથી તે રાજાનો મિત્ર હોઈ શકતો નથી.[24] તેથી હે યજ્ઞસેન! તારી સાથે મારે રાજ્ય મેળવવા આ પ્રયત્ન કરવો પડ્યો છે. ગંગાના દક્ષિણ કિનારાનો તું રાજા થા અને હું ઉત્તર કિનારાનો રાજા થાઉં છું.'[25]

બ્રાહ્મણ બોલ્યો:–ધીમાન ભારદ્વાજે પાંચાલપતિને આમ કહ્યું, ત્યારે અસ્ત્રવિદ્યામાં શ્રેષ્ઠ તે દ્રુપદે બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણને કહ્યું કે,[26] 'હે મહાબુદ્ધિમાન ભારદ્વાજ! તમારું કલ્યાણ થાઓ. તમે ઇચ્છો છો તેમ થાઓ જેથી આપણી મૈત્રી નિત્યની રહે.[27] આમ એકબીજાને કહીને તથા અનુપમ મૈત્રી બાંધીને શત્રુઓને દમનારા

તે દ્રોણ અને પાંચાલરાજ એ બંને પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.[૭૮] પણ દ્રુપદરાજના હૃદયમાંથી તે મહાન અપમાન એક ઘડી પણ ખસ્યું નહિ; અને મનમાં ઉદ્વેગ પામી તે દૂબળો પડવા લાગ્યો. [૭૯]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'દ્રૌપદીસંભવ' નામનો અધ્યાય ૧૬૬ મો સમાપ્ત**

# अध्याय १६७ मो

## દ્રૌપદી અને ધૃષ્ટદ્યુમ્નની ઉત્પત્તિ

॥ ब्राह्मण उवाच ॥

**अमर्षी द्रुपदो राजा कर्मसिद्धान् द्विजर्षभान् ।**
**अन्विच्छन्परिचक्राम ब्राह्मणावसथान् बहून् ॥१**

બ્રાહ્મણ બોલ્યોઃ–પછી, ડંખીલો તે દ્રુપદરાજ કર્મમાં સિદ્ધ એવા શ્રેષ્ઠ દ્વિજોને શોધતો બ્રાહ્મણોનાં અનેક ઘેર આથડ્યો.[૧] પુત્રોત્પત્તિના શોકથી મૂઢચિત્ત થયેલો તે રાજા પુત્રના જન્મની ઇચ્છા કર્યા કરતો હતો અને નિત્ય ચિંતા કરતો હતો કે, 'હાય! મને શ્રેષ્ઠ બાળક નથી!'[૨] થયેલા પુત્રોને તેમ જ બંધુઓને તે કંટાળીને 'ધિક્કાર હો!' એમ કહેતો અને દ્રોણ ઉપર બદલો લેવા માટે તે ઊંડા ઊંડા નિસાસા નાખતો હતો.[૩] હે ભારત! દ્રોણનાં પ્રભાવ, વિનય, શિક્ષા તથા ચરિતોને સંભારીને તે નૃપશ્રેષ્ઠ ક્ષાત્રબલથી બદલો લેવાને યત્ન કરવા લાગ્યો; પણ તેને ઉપાય ન લાધ્યો.[૪] હવે તે મહીપાલ ગંગાકાંઠે ફરતો ફરતો કલ્માષપાદની નગરીની પાસે બ્રાહ્મણના એક પુણ્યાશ્રમે આવી પહોંચ્યો.[૫] ત્યાં કોઈ પણ બ્રાહ્મણ વેદવિહીન કે વ્રતરહિત નહોતો.[૬] તે મહાભાગ્યશાળીએ ત્યાં યાજ અને ઉપયાજ નામના બે ઉત્તમવ્રતી બ્રહ્મર્ષિઓને જોયા. તેઓ શમગુણી, બ્રહ્મપરાયણ, સંહિતાના અધ્યયનમાં તત્પર, કાશ્યપ ગોત્રવાળા, સૂર્યના ઉપાસક અને સુંદર રૂપવાળા હતા. ઋષિશ્રેષ્ઠ તે બે બ્રાહ્મણોને જોઈને, દ્રુપદે તેમને આળસરહિત થઈ, સર્વ કામનાઓથી રીઝવવા માંડ્યા.[૭-૮] ત્યાં તે બંનેનું સામર્થ્ય જોઇને તે ઉપયાજને એકાંતમાં શરણે ગયો અને એ વ્રતધારીને સર્વ કામ્ય વસ્તુઓથી પ્રસન્ન કરવા લાગ્યો.[૯] તે તેની પાદસેવામાં રહેતો, તેને મધુર વચનો કહેતો અને તેની સઘળી કામનાઓને સંતોષતો. પછી એક વખતે તેનું યથાન્યાય પૂજન કરી, તે ઉપયાજને કહેવા લાગ્યોઃ[૧૦] 'હે બ્રહ્મન્! જે કંઈ કરવાથી દ્રોણનું મૃત્યુ લાવે એવો મને પુત્ર થાય તેમ તમે કરો. હે ઉપયાજ! તમે આ કર્મ કરશો તો હું તમને એક અર્બુદ ગાયો આપીશ.[૧૧] હે દ્વિજશ્રેષ્ઠ! તમારા મનમાં બીજી કાંઈ પ્રિય કામના હશે, તો તે પણ હું પૂરી કરી દઈશ. આ વિશે મારા સંબંધમાં શંકા રાખશો નહિ.'[૧૨] તેણે આમ કહ્યું, ત્યારે ઋષિએ તેને ઉત્તર આપ્યો કે, 'હું એવો નથી.' દ્રુપદે તેને પ્રસન્ન કરવા ફરી તેની સેવા કરવા માંડી.[૧૩] હે રાજન્! પછી એક વર્ષની આખરે તે દ્વિજોત્તમ ઉપયાજે દ્રુપદને મધુરી વાણીમાં કહ્યું કે,[૧૪] 'એક વાર મારા મોટા ભાઇએ ગહન વનમાં વિચરતાં જેની પવિત્રતા વિશે તેને જાણ નહોતી તેવી ભૂમિ ઉપર પડેલું એક ફળ ઉઠાવી લીધું હતું.[૧૫] હું ભાઈની પાછળ જ ચાલતો હતો, મેં તેમનું તે અનુચિત કાર્ય જોયું. દોષયુક્ત વસ્તુ લેવામાં એ કદી પણ વિચાર કરે એવો નથી.[૧૬] ફળને જોઇને તેમણે તેના પાપથી થતા દોષોને જોયા નહિ. જે એક ઠેકાણે પવિત્રતાનો વિચાર કરતા નથી, તે બીજે પણ ક્યાંથી કરે?[૧૭] ગુરુકુલમાં વસતાં અને સંહિતાનું અધ્યયન કરતાં જ્યારેત્યારે બીજાઓની છાંડેલી ભિક્ષા જમતા, તેમજ નિર્લજ્જ થઈ તે અન્નોના સ્વાદોનું કીર્તન કરતા. તર્કદષ્ટિએ મને તે ભાઈ ફલાર્થી લાગે છે.[૧૮,૧૯] હે

નૃપતિ! તમે તેની જ પાસે જાઓ, તે તેમને યજ્ઞ કરાવી દેશે.'

ઉપયાજનાં આ વચન સાંભળીને રાજા દ્રુપદ યાજ ઉપર અણગમો દર્શાવવા લાગ્યો અને મનમાં પોતાનું કાર્ય વિચારતો રહ્યો. તે યાજને આશ્રમે ગયો. પૂજનીય યાજની પૂજા કરીને તેણે તેને કહ્યું કે, [૨૦,૨૧] 'હે વિભુ! તમે મારો યજ્ઞ કરાવો. હું તમને એંશી હજાર ગાયો આપીશ. હું દ્રોણ ઉપરના વેરથી તપી રહ્યો છું. મને તમે હર્ષ પમાડવાને યોગ્ય છો. [૨૨] સાચે જ એ દ્રોણ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે અને બ્રહ્માસ્ત્રમાં અનુપમ છે; તેથી મિત્રતાના યુદ્ધમાં તેણે મને હરાવ્યો છે. [૨૩] કૌરવોના મુખ્ય આચાર્ય એ ધીમાન ભારદ્વાજથી ચડી જાય એવો કોઈ ક્ષત્રિય આ પૃથ્વીમાં નથી.[૨૪] દ્રોણની બાણજાળો પ્રાણીઓના દેહોને હરી લે છે અને એનું છ હાથનું ધનુષ્ય મહા પ્રચંડ છે. [૨૫] તે મહાધનુર્ધર મહાત્મા ભારદ્વાજ બ્રાહ્મણને વેશે નિઃસંશય ક્ષત્રિયોનાં તેજને હણી નાખે છે. [૨૬] ક્ષત્રિયોના ઉચ્છેદ માટે તે જાણે પરશુરામની જેમ મંડ્યા છે. તેમના ઘોર અસ્ત્રબલને પૃથ્વીમાં કોઈ માણસો ધારી શકે એમ નથી. [૨૭] આહુતિયુક્ત જલતા અગ્નિના જેવા તે બ્રહ્મતેજને ધારણ કરે છે અને યુદ્ધમાં ક્ષાત્રધર્મ અનુસાર ભેટો કરીને શત્રુને બાળી નાખે છે. [૨૮] તેમનામાં બ્રાહ્મ અને ક્ષાત્ર એમ બન્ને તેજો છે, પણ બ્રાહ્મતેજ જ શ્રેષ્ઠ છે. આથી, માત્ર ક્ષાત્રબલને કારણે આછો ઊતરેલો હું, બ્રાહ્મતેજને શરણે આવ્યો છું. [૨૯] હું દ્રોણથી વિશિષ્ટ અને બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા તમારી પાસે આવ્યો છું. હે યાજ! તમે મારું એવું કામ કરો કે, જેથી યુદ્ધમાં દુર્જય અને દ્રોણનો અંત લાવે એવો એક પુત્ર મને સાંપડે. હું તમને એક અર્બુદ ગાયો આપીશ.' યાજે તેને 'તથાસ્તુ' કહી, યાગના પ્રયોગનું મનમાં સ્મરણ કરવા માંડ્યું.[૩૦,૩૧] આ ભારે કામ છે, એમ વિચારી તેણે નિષ્કામ ઉપયાજને પણ તેમાં પ્રેર્યો. આમ તે યાજે દ્રોણના વિનાશ માટે પ્રતિજ્ઞા કરી. [૩૨] તે વખતે મહાતપસ્વી ઉપયાજે રાજાને પુત્રફલ માટે અગ્નિસાધ્ય કર્મની કથા સંભળાવી અને કહ્યું કે, [૩૩] 'હે રાજન્! તમે ઇચ્છો છો તેવો જ તે પુત્ર મહાવીર્યવાળો, મહા તેજવાળો અને મહા બલવાળો થશે.'[૩૪] પછી તે દ્રુપદરાજા ભારદ્વાજને હણે એવા પુત્રની પ્રાપ્તિનો સંકલ્પ કર્યો અને તે કર્મની સિદ્ધિ માટે સર્વ કંઈ લાવવા મંડ્યો અને યજ્ઞનો આરંભ કર્યો. [૩૫] હવનને અંતે યાજે આજ્ઞા કરી કે, 'હે પૃષતરાજની પુત્રવધૂ! હે રાણી! તું ઝટ આવ, તારે માટે એક બાલકજોડ ઊભી છે.'[૩૬]

રાણી બોલી:–હે બ્રહ્મન્! મારું મુખ કુંકુમ આદિ ગંધના પદાર્થોથી ભરેલું છે, હું દિવ્ય ગંધોને ધારણ કરી રહી છું. આથી, પુત્રાર્થે હવિ હાથે લેવાને હું અત્યારે યોગ્ય નથી. તો હે યાજ! મારા પ્રિયને માટે તમે જરા થોભી જાઓ. [૩૭]

યાજ બોલ્યો:–મેં યાજે હવ્યને પકવ્યું છે અને ઉપયાજે તેને અભિમંત્રિત કરેલું છે. તો તે ધાર્યું ફળ કેમ ન આપે! ભલે તું ચાલી જા, કે ઊભી રહે પરંતુ અવશ્ય કાર્ય પૂરું થશે.[૩૮]

બ્રાહ્મણ બોલ્યો:–આમ કહીને યાજે જ્યાં સંસ્કારેલા હવિનો હોમ કર્યો, ત્યાં તે અગ્નિમાંથી દેવ જેવો, જ્વાલા જેવા રંગવાળો અને ભયંકર સ્વરૂપવાળો એક કુમાર ઉપર આવ્યો. તેણે મુગટ અને બખ્તર ધાર્યાં હતાં અને ખડ્ગ, બાણ તથા ધનુષ્યથી તે શોભી રહ્યો હતો. વારંવાર તે સિંહનાદ કરી રહ્યો હતો. તે તરત જ શ્રેષ્ઠ રથમાં બેસી ગયો અને તેમાં તે જવા લાગ્યો. તે વખતે પાંચાલો હર્ષઘેલા થઈ ગયા અને વાહ! વાહ! બોલવા લાગ્યા.[૩૯–૪૧] ત્યારે આ પૃથ્વી પણ તે હર્ષઘેલાઓને સહન ન કરી શકી! એવામાં આકાશચારી કોઈ અદશ્ય મહાભૂતે કહ્યું કે, 'આ ભયભંજન રાજપુત્ર

પાંચાલોનો યશ વિસ્તારશે, રાજાનો શોક દૂર કરશે અને દ્રોણનો વધ કરવાને જ જન્મ્યો છે. [૪૨,૪૩]

તે યજ્ઞવેદીમાંથી જ સારા ભાગ્યવાળી, દર્શનીય અંગવાળી અને પ્રફુલ્લ તથા સુંદર અને શ્યામ નેત્રવાળી કુમારી પાંચાલી પણ પ્રગટી![૪૪] તે શ્યામા કમલપત્રના જેવાં લોચનવાળી હતી, તેના વાળ નીલાને વાંકડિયા હતા, તેના નખ ઊંચા ને તામ્રરંગી હતા, તેની ભમ્મર સોહામણી હતી, તેનાં સ્તન ભરાવદાર ને ધાટીલાં હતાં.[૪૫] જાણે સાક્ષાત્ દેવકન્યા માનવી રૂપ ધરી ત્યાં આવી હતી! નીલકમલના જેવો તેનો ગંધ દૂર એક કોશથી આવતો હતો.[૪૬] તે જ પરમ રૂપને શોભાવતી હતી, તેની પૃથ્વીમાં ઉપમા જ નહોતી. દેવો, દાનવો અને યક્ષો પણ ઇચ્છે એવી તે દેવરૂપિણી હતી.[૪૭] તે સુનિતંબિની જન્મી, ત્યારે પણ આકાશવાણી થઈ કે, 'સકલ સુંદરીઓમાં શ્રેષ્ઠ આ કૃષ્ણા ક્ષત્રિયોના વિનાશ માટે જન્મી છે.[૪૮] આ સુમધ્યમા યોગ્ય કાળે દેવોનું આ કાર્ય કરશે. એનાથી કૌરવોને મહાભય પેદા થશે.'[૪૯] તે સાંભળીને સૌ પાંચાલો સિંહના સમૂહની જેમ ગર્જવા લાગ્યા અને આ વાસુંધરા તે હર્ષભર્યા પાંચાલોના ભારને સહન ન કરી શકી.[૫૦] તે બેઉ બાલકોને જોઈને, પુત્રની ઇચ્છાવાળી પૃષત્‌રાજની તે પુત્રવધૂ યાજને શરણે જઇને બોલી કે, 'આ બે બાલકો મારા સિવાય કોઈ બીજી સ્ત્રીને માતા ન જાણો.'[૫૧] રાજાનું પ્રિય કરવાની ઇચ્છાએ યાજે તેને 'તથાસ્તુ' કહ્યું. પછી, પ્રસન્ન મનવાળા બ્રાહ્મણોએ તે બન્નેનાં નામ પાડયાં.[૫૨] દ્રુપદનો આ કુમાર ધૃષ્ટ (પ્રૌઢ) છે, શત્રુની મોટાઇને સહી શકે નહિ એવો છે અને દ્યુમ્ન (કવચકુંડલાદિ ધનબલ) સાથે મોટા ઉત્કર્ષથી જન્મ્યો છે, તેથી તે ધૃષ્ટદ્યુમ્ન કહેવાશે. કુંવરી કૃષ્ણાનું તેમણે કૃષ્ણા જ નામ પાડ્યું. કેમકે તે વર્ણે કૃષ્ણ જ હતી. આ રીતે મહાયજ્ઞમાં દ્રુપદને તે બાળકજોડી જન્મી છે.[૫૩,૫૪] પ્રતાપી ભારદ્વાજ દ્રોણાચાર્યે પાંચાલકુમાર ધૃષ્ટદ્યુમ્નને પોતાને ઘેર બોલાવી, તેને અસ્ત્રવિદ્યા આપી ઉપકાર કર્યો.[૫૫] દૈવથી જ થનારું છે, તેને રોકી શકાય એમ નથી, એમ સમજીને મહામતિ દ્રોણે પોતાની કીર્તિની રક્ષા સારુ આ કાર્ય કર્યું હતું.[૫૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'દ્રૌપદીસંભવ' નામનો અધ્યાય ૧૬૭ મો સમાપ્ત**

# अध्याय १६८ मो

## પાંડવો પાંચાલ દેશમાં

॥ वैशंपायन उवाच ॥

एतच्छ्रुत्वातु कौन्तेयाः शल्यविद्धा इवाभवन् ।
सर्वे चास्वस्थमनसो बभूवुस्ते महाबलाः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–આ સાંભળીને મહાબલવાન કુંતીપુત્રો જાણે શલ્યથી વીંધાયા હોય તેવા થઈ ગયા. તે સૌનાં મન અસ્વસ્થ થઈ ગયાં.[૧] આમ તેમને મૂઢ જેવા થયેલા જોઇને સત્યવાદિની કુન્તીએ યુધિષ્ઠિરને આ વચન કહ્યું:[૨] 'અહીં આ મહાત્મા બ્રાહ્મણને ઘેર રહ્યાં ઘણા દિવસો થયા છે, આપણે આ રમણીય નગરમાં મહાત્માઓ પાસેથી ભિક્ષા લઇને કાળ નિર્ગમન કર્યો છે.[૩] વળી હે શત્રુદમન! અહીં જે જે રમ્ય વનો અને ઉપવનો છે, તે સર્વે આપણે ફરીફરીને જોયાં છે.[૪] હવે અહીં તે ફરી વાર જોવામાં આપણને પ્રસન્નતા રહેતી નથી. વળી, હે વીર કુરુનંદન! હવે ભિક્ષા યે બરાબર મળતી નથી.[૫] તો તને ઠીક લાગતું હોય તો, આપણે સુખે પાંચાલ દેશમાં જઇએ. હે વીર! એ દેશને અગાઉ જોયો નથી, એટલે તે રમણીય પણ લાગશે.[૬] હે અરિનાશન! સંભળાય છે કે, પાંચાલ દેશમાં સુકાલ છે. વળી, આપણે સાંભળ્યું છે કે, તે રાજા યજ્ઞસેન બ્રાહ્મણભક્ત છે.[૭]

એક જ જગાએ લાંબો વખત પડી રહેવું નહિ, એવો મારો મત છે. બેટા! તું જો માનતો હોય, તો આપણે ત્યાં સુખપૂર્વક જઇએ.'[૮]

યુધિષ્ઠિર બોલ્યાઃ-તમે જે કાર્ય વિચાર્યું છે, તે અમારા પરમહિતમાં છે; પણ નાના ભાઇઓ ત્યાં આવશે કે નહિ તે વિશે હું જાણતો નથી.[૯]

વૈશંપાયન બોલ્યાઃ-આથી કુન્તીએ ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ એ સૌને જવા વિશે જણાવ્યું. તેમણે બધાએ તેને કહ્યું. 'ભલે એમ.'[૧૦] પછી હે રાજન્! તે વિપ્રની રજા લઇને પુત્રોની સાથે કુંતી મહાત્મા દ્રુપદની રમણીય નગરી તરફ જવા માટે નીકળી.[૧૧]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'પાંચાલદેશયાત્રા' નામનો અધ્યાય ૧૬૮ મો સમાપ્ત**

# अध्याय १६९ मो

## દ્રૌપદીની પૂર્વજન્મકથા

॥ वैशंपायन उवाच ॥

**वसत्सु तेषु प्रच्छन्नं पांडवेषु महात्मसु ।**
**आजगामाथतान्द्रष्टुं व्यासः सत्यवती सुतः॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ-તે મહાત્મા પાંડવો ગુપ્ત રીતે બ્રાહ્મણને ઘેર રહેતા હતા, ત્યાં સત્યવતીપુત્ર વ્યાસજી તેમને મળવાને આવ્યા.[૧] તેમને આવેલા જોઇને તે પાંડવો સામે લેવા ગયા અને નમીને પાય લાગી, હાથ જોડી ઊભા રહ્યા.[૨] મુનિએ આજ્ઞા આપતાં તે સૌ બેઠાં, એટલે પાર્થોથી પૂજા પામેલા વ્યાસજીએ તેમને પ્રીતિપૂર્વક અને ગુપ્ત રીતે આ વચન કહ્યાંઃ[૩] "હે પરંતપો! તમે ધર્મ અને શાસ્ત્રપૂર્વક વર્તો છો ને? તમે પૂજનીય વિપ્રોની પૂજા તો નથી ચૂકતા ને?"[૪] પછી તે ભગવાન ઋષિએ ધર્માર્થયુક્ત વિવિધ, વિચિત્ર કથાઓ કહી અને ફરી આ પ્રમાણે બોલ્યા.[૪,૫]

વ્યાસ બોલ્યાઃ-તપોવનમાં કોઈએક મહાત્માને પાતળી કમરવાળી, સુંદર સાથળવાળી, રૂડી ભમ્મરવાળી અને સર્વ ગુણોથી શોભતી એક કન્યા હતી.[૬] પોતાનાં પૂર્વકર્મ વડે તે અભાગી નીવડી હતી. તે કન્યા રૂપવતી હોવા છતાં કમભાગી હતી. તે પતિ પામી શકી નહોતી.[૭] આથી તે દુઃખિયણે પતિપ્રાપ્તિ માટે તપ તપવાનું આરંભ્યું; તેણે ઉગ્ર તપથી ભગવાન શંકરને પ્રસન્ન કર્યા.[૮] તે ભગવાને તેના ઉપર પ્રસન્ન થઈને એ યશસ્વિનીને કહ્યું કે, 'તારું મંગલ થાઓ! તું વરદાન માગ. હું વરદાતા શંકર છું.'[૯] એટલે તે કન્યાએ પોતાના હિત માટે ભગવાનને ફરી ફરીને આ વચન કહ્યું કે, 'હું સર્વગુણસંપન્ન પતિ ઇચ્છું છું.'[૧૦]

પછી વક્તશ્રેષ્ઠ ભગવાને તેને કહ્યુંઃ 'હે ભદ્રા! પાંચ ભારતો તારા પતિઓ થશે.'[૧૧] શંકરે આ પ્રમાણે કહ્યું, ત્યારે એ કન્યાએ તે વરદાથી દેવને કહ્યુંઃ 'હે દેવ! હે પ્રભુ! તમારા પ્રસાદથી હું તો એક જ પતિને ઇચ્છું છું.'[૧૨] મહાદેવે તેને ફરી આ ઉત્તમ વચન કહ્યુંઃ 'તેં પાંચ વાર ફરી ફરીને 'પતિ આપો' એમ કહ્યું છે. તો તારા બીજા જન્મમાં આ મારા કહ્યા પ્રમાણે થશે.[૧૩,૧૪] તે દેવરૂપિણી કન્યા દ્રુપદના કુલમાં જન્મી છે. પૃષતપુત્રની તે અનિન્દિતા પુત્રી કૃષ્ણા તમારી પત્ની નિર્માઈ છે.[૧૫] આથી હે મહાબલવાનો! તમે પાંચાલ નગરમાં જઈ વાસ કરો. કૃષ્ણાને પામીને તમે નિઃસંશય સુખી થશો.'[૧૬] તે મહાભાગ પિતામહે પાંડવોને આ પ્રમાણે કહ્યું અને કુન્તી તથા પાર્થોની રજા લઈ, તે મહાતપસ્વી ત્યાંથી ચાલતા થયા.[૧૭]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'દ્રૌપદીજન્માંતરકથા' નામનો અધ્યાય ૧૬૯ મો સમાપ્ત**



# અધ્યાય ૧૭૦ મો

## ચિત્રરથ ગંધર્વનો પરાભવ

॥ वैशंपायन उवाच ॥

**गते भगवति व्यासे पांडवा हृष्टमानसाः ।**
**ते प्रतस्थुः पुरुस्कृत्य मातरं पुरुषर्षभाः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ–ભગવાન વ્યાસ ત્યાંથી ગયા, તે પછી આનંદિત મનવાળા તે પુરુષસિંહ પાંડવો માતાને આગળ રાખી પાંચાલ નગરમાં જવા માટે નીકળ્યા.[1] પહેલાં પરંતપોએ બ્રાહ્મણની આજ્ઞા લીધી તથા તેને નમસ્કાર કરી સન્માન આપ્યું અને પછી તેઓ સીધા ઉત્તર તરફના માર્ગે બતાવ્યા પ્રમાણે ચાલ્યા.[2] આમ તે પાંડવનંદન પુરુષસિંહો એક દિવસ ને એક રાત ચાલ્યા અને ગંગા ઉપરના સોમાશ્રયણ તીર્થે પહોંચ્યા.[3] મહારથી અર્જુન પ્રકાશ માટે તથા તેમની રક્ષા માટે ઉંબાડિયું લઈને આગળ ચાલતો હતો.[4] તે વખતે, ગંગાના રમણીય જલમાં એક ઈર્ષ્યાળુ ગન્ધર્વરાજ સ્ત્રીઓને લઈ એકાંતમાં જલક્રીડા કરવાને આવ્યો હતો.[5] તેણે નદી તરફ આવતા પાંડુનંદનોનો અવાજ સાંભળ્યો, એટલે તે બળિયો મહાક્રોધે ભરાયો.[6] પછી માતા સાથે તે પરંતપ પાંડવોને આવતા જોઈને તેણે ઘોર ધનુષ્ય તાણી આ વચન કહ્યું:[7] 'રાત્રિ પડતાં પહેલાં જ ઘોર લાલ સંધ્યા થાય છે, તેના એંસી લવ જેટલો સમય બાદ કરતાં બાકીનાં સર્વ રાત્રીમુહૂર્તો કામચારી યક્ષો, ગન્ધર્વો તેમજ રાક્ષસો સારુ નિર્દિષ્ટ થયેલાં છે. દિવસનાં બાકીનાં મુહૂર્તો મનુષ્યોનાં જ કર્માચરણ માટે નિર્માયાં છે.[8,9] કદી માણસો લોભ કરીને તે નિષિદ્ધ સમયે ઘૂમતા ચાલ્યા આવે, તો તે નાદાનોને અમે રાક્ષસો સાથે પકડી લઈએ છીએ.[10] માટે જ રાત્રિને વિશે જે માણસો પાણીમાં આવે છે, તે ભલેને બલવાન રાજાઓ હોય, તો પણ બ્રહ્મજ્ઞાની મનુષ્યો તેમની નિંદા કરે છે.[11] આથી, તમે કાંઠે જ ઊભા રહો–મારી પાસે રખે આવતા ! કેમ કે, હું ગંગાના જલમાં પડ્યો છું, તે તમે જાણતા નથી?[12] સ્વબલને આશ્રયે રહેનારો હું અંગારપર્ણ ગન્ધર્વ છું. હું ઘણો માની અને ઈર્ષ્યાળુ છું, કુબેરનો હું પ્રિય સખા છું, આ તમે જાણી લો.[13] આ મારું વન અંગારપર્ણ નામે પ્રસિદ્ધ છે. અહીં ગંગાતીરે વિચરતો રહી હું અનેકવિધ ક્રીડાઓ રમું છું.[14] આ વનમાં રાક્ષસો, શૃંગીઓ, દેવો કે માનવો કોઈજ આવી શકતું નથી, તો તમે કેમ અહીં આવ્યા છો ?'[15]

અર્જુન બોલ્યોઃ–હે દુર્બુદ્ધિ ! સમુદ્ર, હિમાલયનાં પડખાં અને આ ગંગા નદી ઉપર રાત્રે, દિવસે કે સંધ્યાકાળમાં કોઈનો પણ ગુપ્ત એકાધિકાર નથી.[16] હે ખેચર ! જમ્યો હોય કે ભૂખ્યો હોય, રાત હોય કે દિવસ હોય, પણ નદીઓમાં શ્રેષ્ઠ એવાં આ ગંગાજીએ આવ્યા પછી કોઈ કાળનિયમ નડતો નથી.[17] અમે તો શક્તિસંપન્ન છીએ, એટલે કવખતે પણ તને સતાવી શકીએ છીએ. હે ક્રૂર ! રણમાં અશક્ત હોય તેવા માણસો જ તારા જેવાની પૂજા કરે.[18] પૂર્વે હિમાચલના સુવર્ણશૃંગમાંથી નીકળીને, આ ગંગા સાત સેર (વસ્વોકસારા, નલિની, પાવની, સીતા, ચક્ષુ, સિન્ધુ અને અલકનન્દા) માં વહેંચાઈ છે અને સમુદ્રનાં જલમાં ભળી છે.[19] ગંગા–યમુના, પ્લક્ષવૃક્ષમાંથી નીકળેલી સરસ્વતી, રથસ્થા, સરયૂ, ગોમતી અને ગંડકી એ સાત નદીઓનાં જલને જેઓ પીએ છે, તેમનાં સર્વ પાપો છૂટી જાય છે. વળી, આ પવિત્ર ગંગા એક તટવાળી થઈને આકાશમાં વહે છે. હે ગંધર્વ ! દેવોમાં તે અલકનંદા કહેવાય છે.[20,21] કૃષ્ણદ્વૈપાયને કહ્યું છે કે, આ જ ગંગા પિતૃલોકમાં જઈને પાપકર્મીઓને તરવી દુષ્કર વૈતરણી થાય છે.[22] સ્વર્ગ આપનારી આ પવિત્ર નદી નિર્બાધ છે–તું એને કેમ રોકવા ઇચ્છે છે ? આ સનાતન ધર્મ નથી.[23] રોકણ

વિનાના અને બાંધા વિનાના આ પવિત્ર ગંગાજલને શું અમે તારા કહેવાથી જ ઇચ્છાપૂર્વક ન સ્પર્શીએ ? [૨૪]

વૈશંપાયન બોલ્યાઃ—તે સાંભળીને અંગારપર્ણ ક્રોધે ભરાયો અને ધનુષ વિસ્તારીને તેણે ઝેરી દાઢવાળા સર્પોનાં જેવાં તીક્ષ્ણ બાણો છોડયાં.[૨૫] પાંડુપુત્ર અર્જુને ઉંબાડિયાને તથા ઉત્તમ ઢાલને ઝટ ઘુમાવતા રહી તેનાં સર્વ બાણોને દૂર કર્યાં.[૨૬]

અર્જુન બોલ્યોઃ—હે ગન્ધર્વ ! અસ્ત્રવેત્તાઓને ડરામણું ન બતાવાય, અસ્ત્રજ્ઞો આગળ તો એ ડરામણું ફીણના પરપોટાની જેમ ફૂટી જાય. હે ગન્ધર્વ ! હું ગન્ધર્વોને સૌ મનુષ્યો કરતાં ચડિયાતા જાણું છું. આથી કપટજાળથી નહિ, પણ દિવ્ય અસ્ત્રથી જ હું લડીશ.[૨૭-૨૮] હે ગન્ધર્વ ! આ આગ્નેય અસ્ત્ર ઇન્દ્રના માનવંતા ગુરુ બૃહસ્પતિએ પૂર્વે ભરદ્વાજને આપ્યું હતું.[૨૯] ભરદ્વાજ પાસેથી તે અગ્નિવેશ્યને અને અગ્નિવેશ્ય પાસેથી મારા ગુરુને તે મળ્યું છે. બ્રાહ્મણશ્રેષ્ઠ દ્રોણે તે આ મને રૂડી રીતે આપ્યું છે.[૩૦]

વૈશંપાયન બોલ્યાઃ—આમ કહીને, ક્રોધાવિષ્ટ પાંડવે તે પ્રદીપ્ત આગ્નેય અસ્ત્રને ગંધર્વ ઉપર છોડયું અને તે અસ્ત્રે ગંધર્વના રથને બાળીને રાખ કરી દીધો. આથી તે મહાબલવાન ગન્ધર્વ રથહીન થઈ ગયો અને નીચે ઊથલી પડયો. અસ્ત્રના તેજથી તે બેબાકળો થઈ ગયો અને નીચે મોંએ નીચે પડયો. એવામાં અર્જુને તેને તેના માળાઓ સજેલા વાળથી પકડી લીધો. અસ્ત્રપાતથી બેભાન થયેલા ગંધર્વને પોતાના ભાઈઓ તરફ અર્જુન ખેંચી લાવ્યો.[૩૧-૩૩] આ સમયે ગંધર્વની કુંભીનસી નામની પત્ની પતિનું રક્ષણ કરવાની ઇચ્છાથી એ યુધિષ્ઠિર પાસે શરણ મેળવવા આવી અને બોલી.[૩૪]

ગંધર્વી બોલીઃ—હે મહાભાગ! મને બચાવો અને આ મારા પતિને છોડી દો. હે પ્રભુ! કુંભીનસી નામની હું ગંધર્વી તમારે શરણે આવી છું.[૩૫]

યુધિષ્ઠિર બોલ્યાઃ—હે શત્રુનાશન અર્જુન! યુદ્ધમાં જિતાયેલા, યશવિહોણા થયેલા, પત્નીથી રક્ષા પામેલા અને પરાક્રમહીન બનેલા શત્રુને કોણ મારે ? ભાઈ! તું એને છોડી દે.[૩૬]

અર્જુન બોલ્યોઃ—હે ગંધર્વ ! તું આ જીવતદાન લે. જા, કશો શોક કરીશ નહિ. કુરુરાજ યુધિષ્ઠિર તને આ અભયદાન આપે છે.[૩૭]

ગંધર્વ બોલ્યોઃ—હું હાર્યો છું, એટલે પૂર્વનું મારું અંગારપર્ણ નામ હું ત્યજી દઉં છું. હે અર્જુન! હવે જનસમાજમાં હું મારા બલ અને નામની બડાઈ નહિ હાંકું.[૩૮] આ મને ઘણો લાભ થયો છે. વળી દિવ્ય અસ્ત્ર ધારણ કરનારા અર્જુનને હું ગાંધર્વી માયા શીખવવા ઇચ્છું છું.[૩૯] અસ્ત્રના અગ્નિથી આ મારો ઉત્તમ વિચિત્રરથ બળી ગયો છે; એટલે ચિત્રરથ નામે પ્રસિદ્ધ હોવા છતાં, હવે હું દગ્ધરથ થયો છું.[૪૦] પૂર્વે, મેં આ જે વિદ્યા અહીં તપથી મેળવી હતી, તે આજે હું તમને પ્રાણદાતા મહાત્માને આપીશ.[૪૧] જે શત્રુને વેગથી આશ્ચર્યચકિત કરીને જીતે છે અને જે શરણે આવેલા શત્રુને પ્રાણદાન આપે છે, તે કયા કલ્યાણને યોગ્ય નથી?[૪૨] આ ચાક્ષુષી નામની વિદ્યા મનુએ સોમને આપી હતી, સોમે તે વિશ્વાવસુને આપી હતી અને વિશ્વાવસુએ મને આપી છે.[૪૩] ગુરુએ આપેલી આ વિદ્યા કોઈ કાયરને હાથે ચડતાં નાશ પામે છે. આમ એ વિદ્યા કયાંથી આવી, તે મેં તમને કહ્યું છે. હવે તેના પરાક્રમ વિશે સાંભળો.[૪૪] ત્રણે લોકમાં જે કાંઈ આંખે જોવાની ઇચ્છા થાય, તે જેવા સ્વરૂપે જોવાની ઇચ્છા હોય તેવું આ વિદ્યાથી જોઈ શકાય છે.[૪૫] છ મહિના એક પગે ઊભા રહીને આ વિદ્યા મેળવી શકાય છે. તમે વ્રત કરી રહેશો, એટલે હું પોતે તમને એ વિદ્યા આપીશ.[૪૬] હે રાજન્! આ વિદ્યાએ

કરીને અમે પ્રભાવદર્શીઓ મનુષ્યોથી વિશેષ છીએ અને દેવોની સમાન છીએ.[૪૭] હે પુરુષોત્તમ! તમને અને તમારા ભાઇઓને-દરેકને હું ગંધર્વલોકમાં જન્મેલા સો સો ઘોડાઓ આપું છું.[૪૮] દિવ્ય વર્ણવાળા અને મનના જેવા વેગવાળા એ અશ્વો દેવો તથા ગંધર્વોનાં વાહન છે. સ્થિર વયવાળા તેઓ વૃદ્ધ કે તરુણ થતા નથી અને તેમનો વેગ કદી ઓછો થતો નથી.[૪૯] પૂર્વે વૃત્રનો હણવા માટે ઇંદ્રનું જે વજ્ર બનાવવામાં આવ્યું હતું, તે વૃત્રના માથા ઉપર હજારો ટુકડામાં ભાંગી ગયું હતું.[૫૦] ત્યારથી દેવો ટુકડારૂપ થયેલા એ વજ્રભાગોની પૂજા કરે છે. લોકમાં જે કંઈ યશરૂપી ધનવાળું ઐશ્વર્ય છે, તે આ વજ્રના ભાગરૂપે જ ગણાય છે.[૫૧] બ્રાહ્મણ જે હાથથી હવિ આપે છે, તે હાથ વજ્રરૂપ છે; ક્ષત્રિય જે રથથી શત્રુઓનો નાશ કરે છે તે રથ વજ્રરૂપ છે, વૈશ્ય જે દાન કરે છે, તે દાન વજ્રરૂપ છે અને શૂદ્રો જે સેવાકર્મ કરે છે; તે સેવાકર્મ વજ્રરૂપ છે.[૫૨] ઘોડાઓ ક્ષત્રિયના વજ્રરૂપી રથના ભાગ છે, તેથી તેઓ અવધ્ય ગણાય છે. એ અશ્વોમાં જેઓ તેજસ્વી મનાયા છે, તેઓ રથના અંગરૂપ છે અને ઘોડી તેમને જન્મ આપે છે.[૫૩] મારા આ ગાંધર્વ અશ્વો ઐચ્છિક રંગવાળા છે, મનમાન્યા વેગવાળા છે અને ઇચ્છાને વશ છે; તેથી તેઓ તમારા મનોરથો પૂરશે.[૫૪]

અર્જુન બોલ્યોઃ-હે ગંધર્વ! પ્રસન્ન થઇને અથવા મેં તમને જીવના જોખમમાંથી ઉગાર્યા, તેથી તમે મને આ વિદ્યા, ધન કે શાસ્ત્ર આપો તે મને ગમતું નથી.[૫૫]

ગંધર્વ બોલ્યોઃ-મોટાઓ સાથેનો મેળાપ પણ પ્રીતિકારી મનાય છે. તમે આપેલા જીવતદાનથી પ્રસન્ન થઇને, હું તમને વિદ્યા આપું છું. હે ભરતસિંહ! હે અર્જુન! તમારી પાસેથી પણ હું તેવું જ યોગ્ય અને ઉત્તમ એવું સનાતન આગ્નેય અસ્ત્ર લઈશ.[૫૬,૫૭]

અર્જુન બોલ્યોઃ-તમને અસ્ત્ર આપીને હું તમારી પાસેથી ઘોડાઓ ઇચ્છું છું-આપણા બંનેનું મિલન શાશ્વત હો. હે મિત્ર ગંધર્વ! કહો, તમારાથી માણસને શો ભય રહે છે? હે ગંધર્વ! કહો, શત્રુને દમનારા અમે વેદવેત્તાઓ રાત્રે ચાલ્યા જતા હતા, ત્યારે તમે શા કારણે અમને પજવ્યા?[૫૬-૫૭]

ગંધર્વ બોલ્યોઃ-હે પાંડુનંદનો! તમે અગ્નિ વિનાના અને આહુતિ-વિનાના છો. (કેમકે તમે બ્રહ્મચર્યાશ્રમમાંથી નીકળ્યા છતાં, લગ્ન કર્યાં નથી, એટલે એક આશ્રમમાં નથી.) તેમજ તમારી આગળ બ્રાહ્મણ નથી-તેથી મેં તમને પજવ્યા હતા.[૬૦] યક્ષો, રાક્ષસો, ગંધર્વો, પિશાચો, ઉરગો અને દાનવો એ સૌ બુદ્ધિમાનો તમારા કુરુવંશની કથા વર્ણવે છે.[૬૧] હે વીર! નારદ આદિ દેવર્ષિઓને મેં તમારા ધીમાન પૂર્વજોના ગુણો કહેતાં સાંભળ્યા છે.[૬૨] સાગરરૂપી અંબર ધારણ કરનારી આ સમસ્ત પૃથ્વી ઉપર ફરતાં મેં પણ તમારા ઉત્તમ કુલનો પ્રભાવ જોયો છે.[૬૩] હે અર્જુન! વેદ અને ધનુષમાં ત્રણે લોકમાં વિખ્યાત એ યશસ્વી તમારા આચાર્ય ભારદ્વાજને હું સારી રીતે ઓળખું છું. હે કુરુસિંહ પાર્થ! દેવો અને મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા તે ધર્મ, વાયુ, ઇંદ્ર, બે અશ્વિનીકુમારો અને પાંડુ એ છ અને કુરુવંશ વધારનારા તમારા પિતૃઓને હું જાણું છું.[૬૪-૬૬] તમે સર્વ ભાઈઓ દિવ્ય દેહવાળા મહાત્માઓ અને સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ છો. તમે સૌ સુચરિત, વ્રતનિષ્ઠ અને શૂરવીર છો.[૬૭] તમે શુદ્ધચિત્ત છો, તમારાં મન અને બુદ્ધિ ઉત્તમ છે. હે પાર્થ! આ જાણતાં છતાં મેં તમારી આ પજવણી કરી છે.[૬૮] હે કૌરવ્ય! બાહુબલવાળો કોઈ પણ મનુષ્ય પોતાની પત્ની સામે પોતાનું અપમાન થતું જોવા છતાં તેને સાંખી લે, એ ન બને.[૬૯] રાત્રે

અમારું જોર બહુ વધી જાય છે. આથી હે કૌન્તેય! ત્યારે સ્ત્રીની સાથમાં રહેલા મને ક્રોધ ચડી આવ્યો.[૭૦] હે તાપત્યવર્ધન! તમે મને જે વિધિએ યુદ્ધમાં જીત્યો છે, તે હું તમને કહું છું; તે તમે સાંભળો.[૭૧] બ્રહ્મચર્ય એ પરમધર્મ છે અને તે તમારામાં નિત્ય રહ્યો છે. હે પાર્થ! આથી જ તમે મને આ રણમાં હરાવ્યો છે.[૭૨] હે પરંતપ! જો કોઈ બીજો પરણેલો ક્ષત્રિય હોત અને તેણે રાત્રે યુદ્ધ ખેલ્યું હોત, તો કેમેય તે જીવતો રહેત નહિ.[૭૩] હે પાર્થ! તે પરણેલો હોય છતાં જો તે વેદવિભૂષિત હોય અને તેણે જો પુરોહિતને સર્વ કાર્યની ધુરા સોંપી દીધી હોય, તો તે સર્વ નિશાચરોને હરાવી દઈ શકે છે.[૭૪] આથી હે તાપત્ય! આ લોકમાં માણસોનાં જે કંઈ ઇચ્છિત શ્રેયકાર્યો હોય, તેમાં જિતેન્દ્રિય પુરોહિતોને યોજવા જોઇએ.[૭૫] રાજાના પુરોહિતો વેદોમાં અને છ અંગોમાં પંડિત હોવા જોઇએ. તેઓ પવિત્ર, સત્યવાદી, ધર્માત્મા અને કૃતાર્થ મનવાળા હોવા જોઇએ.[૭૬] જે રાજાને ધર્મજ્ઞ, વાક્‌નિપુણ, શીલવાન અને પવિત્ર પુરોહિત હોય છે, તેનો આ લોકમાં સદા જય છે અને પરલોકમાં તેને સ્વર્ગપ્રાપ્તિ થાય છે.[૭૭] ન મળેલું મેળવવા માટે અને મળેલા લાભને સાચવવા માટે રાજાએ ગુણસંપન્ન પુરોહિત નિયુક્ત કરવો જોઇએ.[૭૮] જે પોતાનું ઐશ્વર્ય ઇચ્છતો હોય, તેણે સાગરરૂપી વસ્ત્રવાળી અખિલ પૃથ્વીને પૂરી રીતે મેળવવા સારુ, પુરોહિતના મત અનુસાર વર્તવું જોઇએ. હે તાપત્ય! કોઈ પણ રાજા બ્રાહ્મણના સાથ વિના ક્યારેય કેવલ શૌર્યથી કે પોતાના પરિવારથી પૃથ્વીને જીતી શકતો નથી.[૭૯,૮૦] હે કુરુઓના વંશવર્ધન! આથી આટલું જાણી લો કે, જે રાજ્યમાં બ્રાહ્મણ પ્રમુખસ્થાને છે, તે રાજ્ય ચિરકાળ રક્ષિત રહી શકે છે.[૮૧]

**ઇતિશ્રી મહાભારતમાં ચૈત્રરથપર્વમાં અધ્યાય ૧૭૦ મો સમાપ્ત**

# અધ્યાય ૧૭૧ મો

## તપતીનું ઉપાખ્યાન

॥ अर्जुन उवाच ॥

तापत्य इति यद्वाक्यमुक्तवानसिमामिह ।
तदहंज्ञातुमिच्छामि तापत्यार्थं विनिश्चितम् ॥१॥

અર્જુન બોલ્યોઃ-તમે અહીં મને 'તાપત્ય' એવું વચન કહ્યું, તો તાપત્યનો હું નિશ્ચિત અર્થ જાણવા ઇચ્છું છું.[૧] તપતી નામની એ કોણ હતી કે અમે જેને કારણે તાપત્ય કહેવાયા? હે સાધુ! અમે તો કુન્તીપુત્રો છીએ. અમે આનું તાત્પર્ય જાણવા માગીએ છીએ.[૨]

વૈશંપાયન બોલ્યાઃ-ધનંજયે ગંધર્વને આમ પૂછ્યું, એટલે તેણે ત્રણે લોકમાં પ્રસિદ્ધ તે કથા એ કુન્તીપુત્રને સંભળાવવા માંડી.[૩]

ગંધર્વ બોલ્યોઃ-હે સૌ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ! હે પાર્થ! ઠીક, તમને હું તે મનોરમ કથા સંપૂર્ણ અને યથાવત્ કહીશ.[૪] તમને હું કેમ 'તાપત્ય' એવું વચન કહું છું તે તમે એકચિત્ત થઇને સાંભળો.[૫] આ જે સૂર્યદેવ દ્યુલોકમાંના પોતાના મંડલગત તેજથી આકાશને ભરી રહ્યા છે, તેમને તેમના જેવી તેજસ્વી તપતી નામે પુત્રી હતી.[૬] હે વિભુ! સૂર્યદેવતાની એ પુત્રી તપતી સાવિત્રીની નાની બહેન હતી. ને તપથી યુક્ત હતી અને ત્રણે લોકમાં પ્રસિદ્ધ હતી.[૭] દેવી, આસુરી, યક્ષી, રાક્ષસી કે અપ્સરા એ કોઈ પણ રૂપમાં તેના સમાન નહોતી.[૮] તે ભામિની રૂડી ઘાટીલી, અદોષ અંગવાળી, કાળી શ્યામ કીકીઓવાળાં વિશાલ નેત્રવાળી, રૂડા આચારવાળી, સાધ્વી અને સુંદર વેષવાળી હતી.[૯] હે ભારત! સવિતાદેવે માન્યું કે, ત્રણે લોકમાં એવો કોઈ નથી, કે જે રૂપ, ગુણ, શીલ અને વિદ્યામાં આને લાયક વર થાય.[૧૦] લગ્નમાં દેવા યોગ્ય તે દીકરીને યૌવનમાં પ્રવેશતી જોઈ, તે તેના કન્યાદાનની ચિંતામાં પડ્યા અને ત્યારથી તેમને શાંતિ વળી નહિ.[૧૧] પછી હે

કૌન્તેય! તે વખતે કુરુશ્રેષ્ઠ અને બલવાન તે ઋક્ષપુત્ર રાજા સંવરણ સૂર્યની આરાધના કરતો હતો.[૧૨] એ પવિત્ર, નિરહંકાર, સેવામય અને ભક્તિમાન રહીને અને અર્ઘ્ય, માલા, ચંદન, ઉપહાર તથા ગંધો વડે તેમજ નિયમો, ઉપવાસો અને વિવિધ તપો સાથે, તે પૌરવનંદન ઊગતા સૂર્ય ભગવાનનું પૂજન કરતો હતો.[૧૩,૧૪] કૃતજ્ઞ, ધર્મજ્ઞ અને રૂપમાં ભૂતલમાં અજોડ એવા તે સંવરણને જોઈને સૂર્યે તેને તપતીને યોગ્ય પતિ માન્યો.[૧૫] હે કૌરવ્ય! તેમણે તે વિખ્યાત અને કુલીન નૃપોત્તમ સંવરણને પોતાની કન્યાનું દાન કરવાની ઇચ્છા કરી.[૧૬] કેમકે, જેમ ઝળહળતાં કિરણવાળો સૂર્ય પોતાના તેજથી દ્યુમંડલને પ્રકાશમાન કરી રહ્યો છે, તેમ મહીપાલ સંવરણ પોતાની કાંતિથી ભૂમંડલને ઉજ્જવલ કરી રહ્યો હતો.[૧૭] હે પાર્થ! જેમ ઊગતા સૂર્યને બ્રહ્મવાદીઓ અર્ચે છે, તેમ બ્રાહ્મણાદિ સર્વ પ્રજા સંવરણનું અર્ચન કરતી હતી.[૧૮] તે શ્રીમાન રાજા પોતાની કમનીયતાને લીધે મિત્રોને ચંદ્ર કરતાં પણ વધુ શીતલ લાગતો હતો અને પોતાની તેજસ્વિતાને લીધે તે શત્રુઓને સૂર્ય કરતાં યે વધુ ઉગ્ર હતો. આવા ગુણ અને ચારિત્ર્યવાળા તે રાજાને તપનદેવ સૂર્યે પોતે પોતાની કન્યા તપતીને આપવાનો મનમાં નિર્ધાર કર્યો.[૧૯,૨૦]

હે પાર્થ! એક વાર તે અતિપરાક્રમી શ્રીમાન રાજા પર્વતના ઉપવનમાં મૃગયાએ નીકળ્યો હતો.[૨૧] હે કૌન્તેય! મૃગયાએ ફરતા તે રાજાનો અનુપમ ઘોડો ભૂખ અને તરસથી વ્યાકુળ થઈ પર્વતમાં મરી ગયો.[૨૨] હે પાર્થ! આમ અશ્વ મરી ગયો, એટલે તે રાજા પર્વતમાં પગપાળો ચાલવા લાગ્યો. ત્યાં તેણે વિશાલ નેત્રવાળી અને લોકમાં અનુપમ એવી એક કન્યાને જોઈ.[૨૩] શત્રુસૈન્યને પીડનારો તે એકલો રાજસિંહ તે કન્યાને એકલી જોઈને અચળ દૃષ્ટિથી તેને જોઈ રહ્યો.[૨૪] તે નરપતિએ તેને રૂપમાં લક્ષ્મી માની અને વળી તર્ક કર્યો કે, એ પ્રભાકરની ભ્રષ્ટ થયેલી પ્રભા હશે, કેમકે દેહમાં અને તેજમાં તે અગ્નિની શિખાસમી છે; પ્રસન્નતામાં ને કાંતિમાં તે જાણે નિર્મલ ચંદ્રલેખા જેવી જણાતી હતી.[૨૫,૨૬] એ શ્યામનયના પર્વતની પાછળ ઊભી હતી અને ત્યાં સુવર્ણપ્રતિમાની જેમ ઝળહળી રહી હતી.[૨૭] તેના રૂપથી અને વિશેષે તેના વેષથી વૃક્ષ, વેલા અને ગુલ્મોવાળો તે પર્વત જાણે સુવર્ણમય થઈ ગયો હતો.[૨૮] તેને જોઈને રાજાએ સર્વ લોકની સુંદરીઓને તુચ્છ ગણી અને પોતે પોતાની આંખને સફલ થયેલી માનવા લાગ્યો.[૨૯] જન્મથી માંડીને રાજાએ જે કાંઈ જોયું હતું, તે કોઇનું યે રૂપ આને તોલે આવે તેવું નહોતું, એમ તેણે માન્યું.[૩૦] તે કન્યાના ગુણના પાશોથી તેનાં મન અને નેત્ર તેને વિશે બંધાઈ ગયાં અને તે તે ભાગમાંથી ખસ્યો જ નહિ, તેમ તેને કંઈજ સૂઝ ન પડી,[૩૧] ત્યારે રૂપદ્રવ્યની સંપત્તિથી લોકમાં અજોડ એવી તે કન્યા વિશે રાજા સંવરણે તર્ક કરવા માંડ્યા. ખરે! વિધાતાએ દેવ, અસુર અને મનુષ્ય એ લોકને વલોવીને આ વિશાલલોચનાનું આ રૂપ પ્રકટ કર્યું છે.[૩૨,૩૩] કલ્યાણવંશી તે રાજા તે કલ્યાણીને જોતાં જ કામબાણથી પીડાવા લાગ્યો અને મનમાં ચિન્તા કરવા લાગ્યો.[૩૪] હવે કામદેવના ઉગ્ર તાપથી બળી રહેલો તે પ્રગલ્ભ રાજા તે મનોહર અને મુગ્ધ કન્યા પ્રત્યે બોલ્યો કે,[૩૫] 'હે રંભોરુ! તું કોણ છે? તું કોની પુત્રી છે? તું શા માટે અહીં ઊભી છે? હે શુચિસ્મિતા! તું આ નિર્જન અરણ્યમાં કેમ એકલી ફરે છે?[૩૬] તું સર્વાંગે સ્તુત્ય છે અને સર્વ આભરણોથી વિભૂષિત છે. અરે! આભૂષણોનું પણ તું જ એક ઇષ્ટ વિભૂષણ છે.[૩૭] મને લાગે છે કે તું દેવી નથી તેમ આસુરી પણ નથી. વળી તું નથી યક્ષી કે રાક્ષસી, તેમ નથી તું નાગકન્યા, ગંધર્વકન્યા કે મનુષ્યકન્યા.[૩૮] હે મત્તકાશિની! મેં જે જે શ્રેષ્ઠ સુંદરી-

એ જોઈ છે અને સાંભળી છે, તેમાં તું કોઈના પણ જેવી નથી, એમ હું માનું છું.[૩૯] હે ચારુવદના! ચન્દ્રથી પણ વધારે રમણીય અને કમલપત્રના જેવી આંખવાળું તારું આ વદન જોતાં જ મને જાણે અનંગરાજ મથવા માંડ્યો છે.[૪૦]

રાજાએ તેને આ પ્રમાણે કહ્યું, પરંતુ તેણે નિર્જન અરણ્યમાં કામાર્ત થયેલા તે રાજાને કશો ય ઉત્તર આપ્યો નહિ.[૪૧] આમ રાજા વિનવણી કરી રહ્યો હતો, તે જ વખતે તે વિશાળ નેત્રવાળી કન્યા વીજળીની જેમ વાદળાંમાં લપાઈ ગઈ.[૪૨] આથી વનકમલના પત્ર જેવી આંખવાળી તે કન્યાને ખોળવા માટે રાજા ઉન્મત્તની જેમ વનમાં ચોમેર સતત ઘૂમવા લાગ્યો.[૪૩] પણ તે પાર્થિવોત્તમને તે કન્યા જડી નહિ! તે તેને માટે અત્યંત વિલાપ કરી, બે ઘડી સ્થિર ઊભો રહ્યો.[૪૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'તપત્યુપાખ્યાન' નામનો અધ્યાય ૧૭૧ મો સમાપ્ત**

# अध्याय १७२ मो

## સંવરણ અને તપતીની વાતચીત

॥ गंधर्व उवाच ॥

**अथ तस्यामदृश्यायांनृपतिः काममोहितः ।**
**पातनः शत्रुसंघानां पपात धरणीतले ॥१॥**

ગંધર્વ બોલ્યોઃ–પછી તે કન્યા જોવામાં આવી નહિ એટલે શત્રુઓના સમૂહોને પાડનારો તે કામમોહિત રાજા ધરણીતલ ઉપર પડી ગયો.[૧] આમ, તે ભોંય ઉપર પડી ગયો, એટલે સુમધુર સ્મિતવાળી અને ભરાવ તથા વિશાળ કમ્મરવાળી તે કન્યાએ ફરીથી રાજાને દર્શન આપ્યું.[૨] અને કુરુઓના કુલવર્ધન અને કામથી હતચિત્ત થયેલા તે રાજાને તે કલ્યાણીએ મધુરાં વચનથી કહ્યું: 'હે શત્રુદમન! ઊઠો, ઊભા થાઓ. તમારું મંગલ થાઓ. હે રાજસિંહ! તમે પૃથ્વીભરમાં પ્રસિદ્ધ છો. તમારે મોહ પામવો ન ઘટે.' આમ તપતીએ હસતાં હસતાં મીઠાં વચન કહ્યાં. તેણે રાજાને આ પ્રમાણે મધુર વાણીમાં કહ્યું, તે વખતે રાજાએ જોયું તો તે વિપુલ શ્રોણિવાળી કન્યા તેની સામે જ ઊભી હતી. ત્યાં, કામાગ્નિથી વ્યાપેલા ચિત્તવાળા એ રાજાએ તે શ્યામ કટાક્ષવાળી કન્યાને ભાંગ્યાતૂટ્યા અક્ષરોવાળી આ વાણીમાં કહ્યું:[૩–૬] 'હે શ્યામ કટાક્ષવાળી! હે મદોત્કલા! હું તને ભજી રહ્યો છું. મને કામાર્તને તું રૂડી રીતે ભજ. મારા પ્રાણો જાણે મને છોડી રહ્યા છે![૭] હે વિશાલલોચના! હે કમલગર્ભના જેવી કાંતિમતી! તારે જ અર્થે આ કામદેવ મને તીક્ષ્ણ બાણોથી વીંધી રહ્યો છે; તે શાંત જ પડતો નથી.[૮] હે પ્રફુલ્લચિત્ત ભદ્રા! કામદેવરૂપી મહાસર્પ મને ડસ્યો છે. હે પુષ્ટ અને વિશાલ નિતંબવાળી! હે સુંદરમુખી! તું મને પ્રાપ્ત થા.[૯] હે કિન્નરગાનના જેવું બોલનારી! હે સર્વ સ્તુત્ય ને મનોહર ગાત્રવાળી! હે કમલવદના! હે ચંદ્રાનના! મારા પ્રાણ તારે અધીન છે![૧૦] હે ભીરુ! તારા વિના હું જીવી શકું એમ નથી. હે કમલપત્રના જેવાં નેત્રવાળી! આ કામ મને વીંધી રહ્યો છે.[૧૧] તો, હે વિશાલલોચના! હે અંગના! તું મારા ઉપર દયા કર. હે શ્યામ કટાક્ષવતી! મને ભક્તને છોડી દેવો, એ તને ઘટે નહિ.[૧૨] હે ભાવિની! તારે પ્રીતિના યોગથી મારી રક્ષા કરવી જોઇએ. તારાં દર્શને કરીને મને જે સ્નેહ થયો છે, તે મારા મનને અત્યંત ડોલાવી રહ્યો છે.[૧૩] હે કલ્યાણી! તને જોયા પછી મને બીજી કોઈ સ્ત્રીને જોવાની રુચિ રહેતી નથી. હે ભાવિની! તું પ્રસન્ન થા. હું તારે વશ છું. મને ભક્તને તું ભજ.[૧૪] હે સુંદર જાંઘવાળી! હે વિશાલનયના! હે અંગના! તને જોતાં જ કામદેવ તેનાં બાણોથી મારા મર્મભાગો વીંધી રહ્યો છે.[૧૫] હે કમલનયના! મન્મથને કારણે મને જે દાહ ઊઠ્યો છે, તેને તું પ્રીતિયોગવાળાં જલોથી

-શીતલ કર.[૧૬] હે ભાવિની! તારાં દર્શનથી જાગેલો પ્રચંડ ધનુષ્યબાણવાળો કઠોર કુસુમાયુધ કામદેવ મને દુઃસહ બાણોથી વીંધી રહ્યો છે. હે કલ્યાણી! તું આત્મદાન આપી તેનું શમન કર.[૧૭-૧૮] હે વરાંગના! તું મારી સાથે ગાંધર્વવિવાહથી લગ્ન કર. હે રંભોરુ! સૌ વિવાહોમાં ગાંધર્વવિવાહ શ્રેષ્ઠ કહેવાય છે.[૧૯]

તપતી બોલીઃ—હે રાજન્! હું કન્યા છું અને મારે માથે તો પિતા છે, એટલે હું પોતાને માટે સ્વતંત્ર નથી. તમને જો મારા ઉપર પ્રીતિ જ છે, તો તમે મારા પિતા પાસે માગું કરો.[૨૦] હે નરેશ્વર! જેમ મેં તમારા પ્રાણોને વશ કર્યા છે, તેમ દર્શન માત્રે જ તમે પણ મારા પ્રાણોને અત્યંત આકર્ષી લીધા છે.[૨૧] હે રાજશ્રેષ્ઠ! હું આ દેહની સ્વામિની નથી. હું તમારી પાસે નહિ આવું. કેમકે સ્ત્રીઓ સ્વતંત્ર હોતી નથી.[૨૨] બાકી સર્વ લોકોમાં વિખ્યાતિ પામેલા કુલમાં જન્મેલા અને ભક્તવત્સલ એવા રાજાને કઈ કન્યા પોતાના ભર્તા તરીકે ન ઇચ્છે?[૨૩] પણ હું પરતંત્ર છું; એટલે તમે તપ, નિયમ અને પ્રણિપાતપૂર્વક મારા પિતા આદિત્યને યાચના કરો.[૨૪] હે શત્રુનાશન! તે જો મને તમને આપવા ઇચ્છશે, તો હે રાજન્! હું તે જ વખતે સદૈવ તમારી વશવર્તિની થઈશ.[૨૫] હે ક્ષત્રિયોત્તમ! હું આ લોકને પ્રકાશ આપનાર સૂર્યની તપતી નામે સાવિત્રિથી નાની પુત્રી છું.[૨૬]

ઇતિશ્રી મહાભારતમાં ચૈત્રરથપર્વમાં
અધ્યાય ૧૭૨ મો સમાપ્ત

# અધ્યાય १७३ मो

## સંવરણનાં તપતી સાથે લગ્ન

॥ गंधर्व उवाच ॥

एवमुक्त्वा ततस्तूर्णं जगामोर्ध्वमनिंदिता ।
स तु राजा पुनर्भूमौ तत्रैव निपपात ह ॥१॥

ગંધર્વ બોલ્યોઃ—આમ કહીને તે સ્તુત્ય કન્યા તરત જ ઊંચે ચાલી ગઈ અને તે રાજા ફરીને ત્યાં જ ભૂમિ ઉપર પડી ગયો.[૧] તે વખતે એ નરપતિશ્રેષ્ઠ સંવરણને ખોળી રહેલો તેનો પ્રધાન પોતાના સૈન્ય તથા પરિવારમંડલ સાથે મહાવનમાં આવી પહોંચ્યો. તો તેણે ત્યાં જાણે ઇન્દ્રની ધ્વજા પડી હોય, તેમ તે રાજાને પૃથ્વી પર પડેલો દીઠો. આમ એ મહાચાપધારીને પૃથ્વી ઉપર આળોટતો પડેલો જોઇને, તેનો એ પ્રધાન અગ્નિથી સળગી ઊઠ્યો હોય તેમ સંતપ્ત થયો અને સ્નેહથી તે વ્યાકુલ થઈ ગયો અને એકદમ તેની પાસે દોડી ગયો.[૨-૪] પિતા જેમ પુત્રને ઉઠાડે તેમ તે એ કામમોહિત ભૂતલેશ્વર નરપતિને પૃથ્વી પરથી ઉઠાડવા લાગ્યો.[૫] પ્રજ્ઞા, વય, કીર્તિ અને નીતિ વડે વૃદ્ધ એવો તે અમાત્ય તેને બેઠો કર્યા પછી તાપમુક્ત થયો.[૬] આમ બેઠા થયેલા એ રાજાને તેણે મધુર અને કલ્યાણકારી વાણીમાં કહ્યું કે, 'હે નિષ્પાપ! હે માનવસિંહ! તમે ભય પામશો નહિ, તમારું કલ્યાણ હો.'[૭] તેણે તર્ક કર્યો કે, 'યુદ્ધમાં શત્રુઓને ભૂમિતલ ઉપર પડનારા આ રાજા ભૂખ અને તરસથી લોથ થઇને પડી ગયો હશે.' એટલે તેણે એ રાજાના મુકુટ વિનાના માથા ઉપર સુશીતલ અને પદ્મગંધવાળા જળનું સિંચન કર્યું.[૮-૯] આથી તે બલવાન નૃપ ફરી ભાનમાં આવ્યો અને તેણે તે અમાત્ય સિવાય તેની સકલ સેનાને રજા આપી.[૧૦]

રાજાની આજ્ઞાથી તેનું મહાસૈન્ય પાછું ચાલ્યું ગયું, એટલે રાજા પોતે તો ફરી તે ગિરિસ્થાનમાં આવીને બેઠો.[૧૧] એ ગિરિસ્થાન[illegible] તે સૂર્યની આરાધના કરવા માટે પવિત્ર [illegible] બે હાથ જોડીને અને ઊંચું મુખ રાખીને [illegible] ઉપર ઊભો રહ્યો.[૧૨] પછી શત્રુનાશી રા[illegible] રણે ઋષિશ્રેષ્ઠ પુરોહિત વસિષ્ઠનું [illegible] ધર્યું.[૧૩] આમ, રાત અને દિ[illegible] જગ્યાએ ઊભા રહીને ને રા[illegible]

ત્યારે બારમે દિવસે એ વિપ્રર્ષિ વસિષ્ઠ ત્યાં આવ્યા.[૧૪] વિશુદ્ધાત્મા તે મહર્ષિએ યોગબળ વડે પહેલેથી જાણી લીધું હતું કે, રાજાનું ચિત્ત તપતીને કારણે વિવશ થયું છે.[૧૫] આથી તેનું તે કાર્ય કરવાની ઇચ્છાએ તે ધર્માત્મા મુનિશ્રેષ્ઠે તે નિયમપરાયણ નૃપતિને કંઈક કહ્યું. પછી તે માનવરાજના દેખતાં જ, સૂર્ય જેવા તેજસ્વી તે વસિષ્ઠ ઋષિ સૂર્યને મળવા માટે ઊંચે ઊડ્યા.[૧૬,૧૭] ત્યાં જઈને તે વિપ્ર હાથ જોડીને સહસ્રકિરણવાળા સૂર્યદેવ પાસે ઊભા રહ્યા અને 'હું વસિષ્ઠ છું' એમ પ્રીતિપૂર્વક પોતાનું નિવેદન કર્યું.[૧૮] મહાતેજસ્વી વિવસ્વાને તે મુનિશ્રેષ્ઠને કહ્યું કે, 'હે મહર્ષિ! તમને સ્વાગત હો! તમારી જે ઇચ્છા હોય તે કહો.[૧૯] હે શ્રેષ્ઠ વક્તા! તમે મારી પાસેથી જે કંઈ ઇચ્છતા હશો, તે હું આપીશ. હે મહાભાગ! પછી ભલે તે ઇષ્ટ વસ્તુ ગમે તેવી દુષ્કર હોય.[૨૦] સૂર્યદેવે આ પ્રમાણે કહ્યું, એટલે મહાતપસ્વી ઋષિ વસિષ્ઠે વિવસ્વાન સૂર્યને પ્રણામ કરી આ ઉત્તર આપ્યો.[૨૧]

વસિષ્ઠ બોલ્યાઃ–હે વિભાવસુ! સાવિત્રીથી નાની આ તમારી જે તપતી નામે દીકરી છે, તેનું હું સંવરણ રાજા માટે માગું કરું છું.[૨૨] તે રાજા વિશાળ કીર્તિવાળો, ધર્માર્થને જાણનારો અને ઉદાર બુદ્ધિવાળો છે. હે વિહંગમ! તમારી પુત્રી માટે તે સંવરણ યોગ્ય ભર્તા છે.[૨૩] તેમણે આ પ્રમાણે કહ્યું, ત્યારે દિવાકરે 'મારે કન્યા આપવી છે,' એવો નિશ્ચય કરીને, તે ઋષિને અભિનંદ્યા અને આ પ્રમાણે કહ્યું.[૨૪] 'હે મુનિ! રાજાઓમાં સંવરણ શ્રેષ્ઠ છે; ઋષિઓમાં તમે શ્રેષ્ઠ છો, સુંદરીઓમાં તપતી શ્રેષ્ઠ છે. તો, એના દાન સિવાય બીજું શું ઉત્તમ ગણાય?'[૨૫] પછી સૂર્યદેવે પોતે જ પોતાની સર્વાંગસુંદર તપતીને સંવરણને અર્થે મહાત્મા વસિષ્ઠને સોંપી.[૨૬] પછી મહર્ષિ વસિષ્ઠે તે કન્યા તપતીને સ્વીકારી. પછી વિદાય લઈને તે જ્યાં વિખ્યાત કીર્તિવાળો કુરુકુલભૂષણ સંવરણ હતો, ત્યાં પાછા આવવા માટે નીકળ્યા. કામથી ભરાઈ ગયેલો ને સર્વાત્માથી તપતીમાં જ લીન થયેલો તે રાજા સુંદર સ્મિતવાળી તે દેવકન્યા તપતીને વસિષ્ઠ સાથે આવતી જોઇને અત્યંત હર્ષ પામ્યો અને અધિકાધિક શોભવા લાગ્યો.[૨૭-૨૮] આકાશમાંથી વીજળીની જેમ ઊતરી આવતી અને કાંતિ વડે દિશાઓને પ્રકાશિત કરતી તે સુંદર ભ્રૂકુટિવાળી તપતી નીચે આવતાં અત્યંત શોભવા લાગી.[૩૦]

આમ, તે રાજાનું બાર રાત્રિનું કઠોર વ્રત સમાપ્ત થયું, ત્યારે વિશુદ્ધાત્મા ભગવાન વસિષ્ઠ ઋષિ ત્યાં આવી પહોંચ્યા.[૩૧] આ રીતે વરદાતા દેવ સૂર્યનારાયણની તપ વડે આરાધના કરીને સંવરણે વસિષ્ઠના તેજોબળથી તપતીને પત્ની તરીકે પ્રાપ્ત કરી.[૩૨] પછી દેવો અને ગંધર્વોથી સેવાયેલા તે શ્રેષ્ઠ પર્વત ઉપર તે નરસિંહે વિધિપૂર્વક તપતીનું પાણિગ્રહણ કર્યું. વસિષ્ઠે સંમતિ આપતાં, તે રાજર્ષિએ તે જ પર્વતને વિશે પત્ની સાથે વિહાર કરવાની ઇચ્છા કરી.[૩૩,૩૪] પછી, નગર, રાષ્ટ્ર, વનો અને ઉપવનોમાં રક્ષણ કરવા રાજાએ મંત્રીને આજ્ઞા કરી.[૩૫] તે પછી વસિષ્ઠ મુનિ પણ રાજાને આજ્ઞા આપીને ત્યાંથી ચાલ્યા ગયા; અને તે રાજા દેવની જેમ તે ગિરિને વિશે વિહાર કરવા લાગ્યો.[૩૬] આમ તે જ પર્વતમાં રાજાએ પોતાની રાણી સાથે બાર વર્ષો સુધી વનો અને જંગલોમાં રમણ કર્યું.[૩૭] હે ભરતશ્રેષ્ઠ! તે વખતે બાર વરસ સુધી તે રાજાના નગરમાં અને તેના રાજ્યમાં ઇન્દ્રરાજે વૃષ્ટિ કરી નહિ.[૩૮] હે શત્રુદમન! એ અનાવૃષ્ટિ ચાલી, ત્યારે સ્થાવરજંગમ સર્વ પ્રજા ક્ષય પામવા લાગી.[૩૯] આ પ્રમાણે ભયંકર કાળ વર્તી રહ્યો, તે વખતે પૃથ્વી ઉપર ઝાકળ સરખું પણ પડ્યું નહિ અને તેથી કશું જ ધાન્ય ન ઊગ્યું.[૪૦] આથી પ્રજાજનો ભય તથા ભૂખથી પીડાઈને વ્યાકુળ થઈ ગયા અને ઘરબાર છોડીને આમતેમ ભટકવા લાગ્યા.[૪૧] તે વખતે

તે દેશ અને નગરમાં ક્ષુધાર્ત માણસો પોતાનાં પત્નીઓ અને પરિવારોને રઝળતાં મૂકી દેતા અને અમર્યાદિત થઈ એકમેકને મારી નાખતા.[૪૨] ભૂખે ટળવળતાં, અન્નના કડાકા ખેંચતાં અને મરેલાં મડદાં જેવાં થઈ ગયેલાં માણસોથી તે નગર, પ્રેતોથી ભરેલા યમરાજનું નગર હોય તેવું લાગતું હતું.[૪૩] તે નગરને આ સ્થિતિમાં જોઈને, તે જ મુનિશ્રેષ્ઠ, ધર્માત્મા ઋષિ, ભગવાન વસિષ્ઠે વરસાદ વરસાવ્યો.[૪૪] હે રાજન્! તેમણે ઘણાં વરસથી તપતી સાથે રહેલા તે રાજશાર્દૂલને તે નગરમાં તેડી મંગાવ્યો. તે નરપતિસિંહે નગરમાં પ્રવેશ કર્યો, એટલે દેવોના શત્રુઓને હણનારા સહસ્રાક્ષ પ્રભુ ઇન્દ્રે પહેલાંની જેમ રાજ્યમાં વૃષ્ટિ કરી અને ધાન્ય પેદા કર્યાં.[૪૫,૪૬] આ રીતે તે નરપતિશ્રેષ્ઠે કલ્યાણ ચિંતવ્યું, તેથી તે નગર અને રાજ્ય પરમ આનંદથી હર્ષિત જણાવા લાગ્યાં.[૪૭] હવે મરુત્પતિ ઇન્દ્ર જેમ શચી સાથે યજ્ઞ કરે, તેમ તે રાજાએ પોતાની પત્ની તપતી સાથે બાર વર્ષ સુધીનો યજ્ઞ કર્યો.[૪૮]

ગન્ધર્વ બોલ્યોઃ—હે પાર્થ! આમ મહાભાગ્યવતી તપતી નામે સૂર્યપુત્રી તમારા પૂર્વજની પત્ની હતી. એથી તમે તાપત્ય મનાયા છો.[૪૯] સંવરણ રાજાએ તે તપતીને વિશે કુરુ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો હતો. હે તપસ્વીશ્રેષ્ઠ અર્જુન! તમે આથી તાપત્ય કહેવાઓ છો. *[૫૦]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'તપત્યુપાખ્યાન' નામનો અધ્યાય ૧૭૩ મો સમાપ્ત**

---

* ब्राह्मणानुग्रहादेव क्षत्रंजयति नान्यथा ।... सूर्यस्य कन्यां तपतीं नष्टं राज्यं च लब्धवान् । वसिष्ठस्यप्रसादेन राजा संवरणो यथा ॥ બ્રાહ્મણની કૃપા વડે જ ક્ષત્રિયનો વિજય થાય છે; બીજી રીતે થતો નથી; જેમ કે સંવરણ રાજા વસિષ્ઠની કૃપા વડે સૂર્યની કન્યા તપતી અને ગયેલું રાજ્ય મેળવી શક્યો હતો. —गणेश

# अध्यायं १७४ मो

## પાંડવોને પુરોહિત કરવાની સલાહ

॥ वैशंपायन उवाच ॥

स गंधर्ववचः श्रुत्वा तत्तदा भरतर्षभ ।
अर्जुनः परया भक्त्या पूर्णचंद्र इवाबभौ ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ—હે ભરતોત્તમ! ગંધર્વનું તે વચન સાંભળીને અર્જુન ત્યારે પરમભક્તિપૂર્વક પૂર્ણચન્દ્રની જેમ શોભી રહ્યો.[૧] પછી વસિષ્ઠના તપોબલ વિશે અત્યંત કુતૂહલ પામેલા તે મહાચાપધારી કુરુશ્રેષ્ઠે ગંધર્વને કહ્યું કે, 'તમે વસિષ્ઠ નામે જે ઋષિ વિશે કહ્યું છે, તે ઋષિ વિશે હું યથાવત્ સાંભળવા ઇચ્છું છું, તો તે તમે મને કહો.[૨,૩] હે ગંધર્વપતિ! અમારા પૂર્વજોના જે પુરોહિત હતા, તે ભગવાન ઋષિ કોણ હતા, તે તમે મને કહો.[૪]

ગંધર્વ બોલ્યોઃ—વસિષ્ઠ બ્રહ્માના માનસપુત્ર હતા અને અરુન્ધતીના પતિ થતા હતા. દેવોને પણ સદૈવ અજેય એવા કામક્રોધ તેમના તપને લીધે તેમના ચરણ તળાંસતા હતા. તેમણે ઇન્દ્રિયોને વશ કરી હતી, તેથી તેઓ વસિષ્ઠ કહેવાતા હતા.[૫,૬] વિશ્વામિત્રના અપરાધને લીધે તેમને ભારે ક્રોધ ચડ્યો, તો પણ તેને વશમાં રાખીને તે ઉદારચિત્તે કુશિકવંશીઓનો ઉચ્છેદ કર્યો ન હતો.[૭] વિશ્વામિત્રે તેમના પુત્રોનો નાશ કર્યો, તેથી તેમને ભારે સંતાપ થયો. આમ છતાં, પોતે શક્તિમાન હોઈને પણ અશક્તની જેમ રહીને તેમણે વિશ્વામિત્રના વિનાશ માટે દારુણ કર્મ કર્યું નહિ.[૮] આમ પોતાના મરેલા પુત્રોને તેઓ યમસદનથી પાછા બોલાવવા સમર્થ હતા, છતાં સમુદ્ર જેમ પોતાની મર્યાદાનું ઉલ્લંઘન ન કરે, તેમ તેમણે યમરાજની મર્યાદા પણ ન ઓળંગી.[૯] એ જિતાત્મા મહાત્માને મેળવીને જનપાલક ઇક્ષ્વાકુ રાજાઓએ આ પૃથ્વી પ્રાપ્ત કરી હતી.[૧૦] હે કુરુનંદન!

આ ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠને પુરોહિત તરીકે પ્રાપ્ત કરી તે રાજાઓએ યજ્ઞો કર્યા હતા.[૧૧] હે પાંડવોત્તમ! બૃહસ્પતિ જેમ દેવોને યજ્ઞ કરાવે, તેમ તે બ્રહ્મર્ષિએ તે સર્વ નૃપવરોને યજ્ઞો કરાવ્યા.[૧૨] આથી તમે પણ ધર્મપ્રધાન આત્માવાળા અને વેદધર્મને જાણવાવાળા કોઈ યોગ્ય અને ગુણવાન બ્રાહ્મણને પુરોહિત કરવા ખોળી કાઢો.[૧૩] હે પાર્થ! પૃથ્વીને જીતવા ઇચ્છતા કુલીન ક્ષત્રિયે રાજ્યની અભિવૃદ્ધિ સારુ પહેલાં પુરોહિત કરવો જોઇએ.[૧૪] પૃથ્વી જીતવાની ઇચ્છા કરતા રાજાએ બ્રાહ્મણને આગળ રાખવો જ જોઈએ.[૧૫] તેથી ગુણવાન, વશાત્મા, વિદ્વાન અને ધર્મ, અર્થ તથા કામનાં રહસ્યોને જાણનારા કોઈ બ્રાહ્મણને તમારે પુરોહિત કરવો જોઇએ.[૧૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'પુરોહિતકરણકથન' નામનો અધ્યાય ૧૭૪ મો સમાપ્ત**

# अध्याय १७५ मो

## વસિષ્ઠે વિશ્વામિત્રનો કરેલો પરાભવ

॥ अर्जुन उवाच ॥

**किंनिमित्तमभूद्वैरं विश्वामित्रवसिष्ठयोः ।**
**वसतोराश्रमे दिव्ये शंस नः सर्वमेवतत् ॥१॥**

અર્જુન બોલ્યોઃ–પોતપોતાના દિવ્ય આશ્રમમાં રહેતા વસિષ્ઠ અને વિશ્વામિત્રને શા નિમિત્તે વેર થયું હતું? તમે એ બધું મને કહો.[૧]

ગન્ધર્વ બોલ્યોઃ–હે પાર્થ! સૌ લોકોમાં વસિષ્ઠનું આ આખ્યાન પુરાણું કહેવાય છે. તમે તે યથાવત્ સાંભળો.[૨] હે ભરતસિંહ! કુશિકનો ગાધી નામે એક લોકપ્રસિદ્ધ પુત્ર કાન્યકુબ્જમાં મહારાજા હતો.[૩] તે ધર્માત્માને વિશ્વામિત્ર નામે વિખ્યાત પુત્ર હતો. તે શત્રુમર્દન પાસે સેના અને વાહનો પુષ્કળ હતાં.[૪] એક વાર રમણીય મરુભૂમિઓમાં અને ઘન વનોમાં મૃગો તથા વરાહોને વીંધતાં વીંધતાં તે પ્રધાન સાથે મૃગયા કરતા હતા.[૫] હે નરશ્રેષ્ઠ! ત્યાં મૃગની ઇચ્છા રાખતા, શ્રમથી થાકેલા અને તરસ્યા થયેલા તે વસિષ્ઠના આશ્રમ તરફ આવી પહોંચ્યા.[૬] મહાભાગ વસિષ્ઠ ઋષિએ તે નરશ્રેષ્ઠ વિશ્વામિત્રને આવેલા જોઈને, તેમને આદરપૂર્વક સત્કાર્યા.[૭] હે ભારત! તેમણે પાદ્ય, અર્ઘ્ય અને આચમનના જળ વગેરેથી તેમજ વનનાં ભોજ્યોથી તેમનું સ્વાગત કર્યું હતું.[૮]

તે વસિષ્ઠ મહાત્મા પાસે એક કામદુઘા ગાય હતી. તેને 'આ ઇચ્છાઓ પૂરી કર' એટલું કહેવામાં આવતાં, તરતજ તે ઇચ્છાઓ સદા પૂરી કરતી.[૯] હે અર્જુન! તે દૂધ દૂઝતી તેમ જ ગામડાની તથા વનની ઔષધિઓ, અમૃત જેવા ષટરસો, અનુત્તમ રસાયન, વિવિધ ભોજ્યો, પેયો તથા ભક્ષ્યો, અમી સમાન લેહ્યો, ચોષ્યો, મહામૂલાં રત્નો અને વિવિધ વસ્ત્રો પણ તે આપતી હતી.[૧૦,૧૧] વસિષ્ઠે તે રાજાને સંપૂર્ણ કામનાઓથી સત્કાર્યા, એટલે તે તેમના પ્રધાન તથા સૈન્ય સાથે અત્યંત સંતોષ પામ્યા. ઊંચાં છ (શિર, ડોકું, સાથળ, ગોઠડી, પુચ્છ અને આંચળ) અંગવાળી, સુંદર પડખાં અને રમણીય જાંઘવાળી, વિશાલ તથા સરખા પાંચ (કપાળ, બે કાન અને બે આંખો) અવયવવાળી, દેડકાના જેવી ઊપડતી આંખવાળી, સરસ ડોળવાળી, ભરાઉ અવાડાંવાળી, સુશોભિત પૂંછડાવાળી, શંકુના જેવા કર્ણવાળી, મનોહર શિંગડાંવાળી તેમજ પુષ્ટ તથા વિશાલ શિર અને ડોકવાળી તે સ્તુત્ય અને મનોરમ ગાયને જોઈને વિશ્વામિત્ર વિસ્મિત થઈ ગયા.[૧૨-૧૪] હે રાજન્! તે ગાધીનંદને તે નંદિનીને અભિનંદન આપ્યું અને અતિ પ્રસન્ન થઈને એ રાજાએ તે ઋષિને કહ્યું કે, 'હે બ્રહ્મન્! એક અર્બુદ ગાયો લઈને અથવા મારું રાજ્ય પણ લઈને તમે મને આ નંદિની આપો. અને હે મહામુનિ! મારું રાજ્ય તમે ભોગવો.[૧૫,૧૬]

વસિષ્ઠ બોલ્યાઃ–હે નિર્દોષ ! આ મારી દુધાળી નન્દિની ગાય દેવ, અતિથિ અને પિતૃઓને સારુ ઉપયોગી છે. માટે રાજ્યના બદલામાં પણ તે આપી શકાય નહિ.[૧૭]

વિશ્વામિત્ર બોલ્યાઃ–હું ક્ષત્રિય છું અને તમે તો તપ અને સ્વાધ્યાયરૂપી સાધનાવાળા વિપ્ર છો. પ્રશાંત અને ચિત્તનિગ્રહવાળા બ્રાહ્મણોમાં વળી સામર્થ્ય ક્યાંથી ?[૧૮] અર્બુદ ગાયોના બદલામાં પણ તમે મને જો મારું ઇચ્છ્યુ નહિ આપો, તો હું મારો ક્ષાત્રધર્મ નહિ છોડું અને હું ગાયને બળથી લઈ જઈશ.[૧૯]

વસિષ્ઠ બોલ્યાઃ–તમે બલવાન રાજવી છો અને ભુજબલવાળા ક્ષત્રિય છો. તમે ઝટ જેમ ઇચ્છો તેમ કરો, વિચાર ન કરો.[૨૦]

ગન્ધર્વ બોલ્યોઃ–હે પાર્થ ! વસિષ્ઠે આમ કહ્યું, એટલે વિશ્વામિત્રે હંસ અને ચંદ્રના જેવી તે ધવલ નંદિની ગાયને કોરડાના ઝપેટાથી કાયર કરી તથા તેને જ્યાં ત્યાંથી બાંધીને બળાત્કારપૂર્વક હરી જવા માંડી. વસિષ્ઠની તે કલ્યાણી નંદિની બરાડા પાડવા લાગી. હે અર્જુન ! તે ઊંચું મુખ કરી તે ભગવાન વસિષ્ઠની સામે આવી ઊભી રહી. તેને ઘણી મારવામાં આવી હતી, તો પણ તે આશ્રમમાંથી તે ખસી જ નહિ.[૨૧-૨૩]

વસિષ્ઠ બોલ્યાઃ–હે ભદ્રા ! તું વારંવાર બરાડી રહી છે, તારી ચીસને હું સાંભળું છું. હે ભદ્રા ! વિશ્વામિત્ર તને બળાત્કારે હરી જાય છે. હે નંદિની ! હું ક્ષમાવાન બ્રાહ્મણ છું, એટલે આમાં હું શું કરું ?[૨૪,૨૫]

ગન્ધર્વ બોલ્યોઃ–હે ભરતસિંહ! વિશ્વામિત્રના ભયથી ખેદ પામેલી અને તેમની સેનાના ભયથી ગભરાયલી નંદિની વસિષ્ઠ પાસે આવીને કહેવા લાગી.[૨૬]

ગાય બોલીઃ–હે ભગવન્ ! વિશ્વામિત્રના ભયંકર સૈનિકોને હાથે કોરડાના દંડાથી ઘાયલ થયેલી અને અનાથની જેમ ચિચિયારી પાડી રહેલી મને તમે કેમ જોતા નથી ?[૨૭]

ગન્ધર્વ બોલ્યોઃ–આ પ્રમાણે નંદિની આક્રંદ કરતી હતી અને ચીસ પાડતી હતી, તો પણ તે વ્રતધારી મહામુનિ અકળાયા નહિ અને ધૈર્યથી ડગ્યા પણ નહિ.[૨૮]

વસિષ્ઠ બોલ્યાઃ–ક્ષત્રિયોનું બલ તેજ છે; બ્રાહ્મણનું બલ ક્ષમા છે. તે ક્ષમા મારામાં રહેલી છે. તો, તને રુચતું હોય, તો ભલે તું એની સાથે જા.[૨૯]

નંદિની બોલીઃ–હે ભગવાન ! તમે આવું બોલો છો, તો શું તમે મારો ત્યાગ કર્યો છે? હે બ્રહ્મન્ ! તમે મારો ત્યાગ કરો નહિ ત્યાં સુધી કોઈ પણ મને બલપૂર્વક લઈ જઈ શકશે નહિ.[૩૦]

'વસિષ્ઠ બોલ્યાઃ–હે કલ્યાણી ! હું તને ત્યજતો નથી. જો શક્તિ હોય, તો તું ભલે રહે. પરંતુ આ તારા વાછરડાને તેઓ મજબૂત દોરડે બાંધી જબરદસ્તીથી લઈ જાય છે.[૩૧]

ગંધર્વ બોલ્યોઃ–વસિષ્ઠનું 'ભલે રહે' એ વચન સાંભળીને તે દૂઝણી ગાયે માથું અને ડોક ઊંચાં કર્યાં અને ભયંકર રૂપ ધારણ કર્યું.[૩૨] ક્રોધથી લાલ આંખવાળી થયેલી તે ગાયે 'હંભા' શબ્દથી ઘેરી બરાડ પાડી અને પછી વિશ્વામિત્રની તે સેનાને તે ચારેદિશામાં નસાડવા લાગી.[૩૩] કોરડાના ઝપેટા પડયાથી અને અહીંતહીંથી એને બાંધી લેવામાં આવ્યાથી તેની આંખ ક્રોધથી લાલચોળ થઈ ગઈ. તેને અત્યંત ક્રોધ ચઢી આવ્યો.[૩૪] સર્વાંગે ક્રોધથી વ્યાપ્ત થતી તે મધ્યાહ્નના સૂર્યની જેમ તપવા લાગી. પૂંછડેથી તેણે વારંવાર ભયંકર અંગારવર્ષા કરવા માંડી.[૩૫] તેણે પૂંછડામાંથી પ્રહ્લવો, અવાડામાંથી દ્રાવિડો અને શકોને, યોનિભાગમાંથી યવનોને અને છાણમાંથી અનેક શબરોને ઉત્પન્ન કર્યા.[૩૬] વળી, મૂત્રમાંથી તેમજ પડખાંમાંથી તેણે બીજા શબરો, પૌંડ્રો, કિરાતો, યવનો, સિંહલો, બર્બરો, ખસો, ચિબુકો, પ્રતિન્દો,

ચીનાઓ, હૂણો અને કેરલોને સર્જ્યા. તે ગાયે ફીણમાંથી અનેક જાતના મ્લેચ્છોને પણ પેદા કર્યા.[૩૭,૩૮] આમ તેણે ઉત્પન્ન કરેલા તે વિવિધ બખ્તરવાળા અને જાતજાતનાં શસ્ત્ર ધારનારા એ અનેક મ્લેચ્છસમૂહોનાં મત્ત મહાસૈન્યોએ વિશ્વામિત્રના દેખતાં જ ઘેરો ઘાલ્યો. વિશ્વામિત્રનો એકએક જોદ્ધો આ પાંચપાંચ અને સાતસાત મ્લેચ્છોથી ઘેરાઈગયો.[૩૯,૪૦] ભયંકર અસ્ત્રવૃષ્ટિથી હણાઈ જતું વિશ્વામિત્રનું તે સૈન્ય ત્રાસ પામી ગયુ અને તેમના દેખતાં જ ચારેકોર નાસવા લાગ્યું.[૪૧] હે ભરતોત્તમ! ત્યાં વસિષ્ઠના કોપેલા સૈનિકોને હાથે વિશ્વામિત્રના કોઈ પણ સૈનિકના પ્રાણ અળગા થયા નહિ. તે ગાયે તો માત્ર તે સકલ સેનાને દૂર જ ભગાડી દીધી. ત્રણ યોજન પાછું ધકેલાયલું વિશ્વામિત્રનું તે સૈન્ય ચીસો પાડતું હતું અને ભયનું માર્યું કોઇને રક્ષક તરીકે મેળવી શકયુ નહિ. બ્રહ્મતેજનો તે મહાન આશ્ચર્યકારી પ્રભાવ જોઇને વિશ્વામિત્રને ક્ષાત્રભાવ ઉપરથી મન ઊઠી ગયું. પછી તે આ વાકય બોલ્યા 'ધિક્કાર છે ક્ષત્રિયના બલને! બ્રહ્મતેજનું બલ જ સાચું બલ છે.[૪૨-૪૫] આમ બળાબળનો વિચાર કરીને તેમણે તપને જ નિશ્ચયપૂર્વક પરમ બળ માન્યું. તેમણે સમૃદ્ધ રાજ્યને અને ઝળહળતી રાજલક્ષ્મીને ત્યજી દીધાં.[૪૬] ભોગોને પૂઠે કાઢી તેમણે તપમાં જ મન પરોવ્યું. પછી તપથી તે સિદ્ધિને પામ્યા અને તેજથી સર્વ લોકોને વ્યાપ્ત કર્યા.[૪૭] તેમણે બ્રાહ્મણત્વ મેળવ્યું અને પ્રદીપ્ત તેજથી તે સૌને તાપ આપવા લાગ્યા. ત્યારથી તે કૌશિક વિશ્વામિત્ર ઇન્દ્રની સાથે સોમપાન કરવા લાગ્યા.*[૪૮]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'વસિષ્ઠાખ્યાને વિશ્વામિત્રપરાભવ' નામનો અધ્યાય ૧૭૫ મો સમાપ્ત**

# अध्याय १७६ मो

## વસિષ્ઠચરિત્ર તથા કલ્માષપાદ રાજાની કથા

॥ गंधर्व उवाच ॥

**कल्माषपाद इत्येवं लोके राजा बभूव ह ।**
**इक्ष्वाकुवंशजः पार्थ तेजसाऽसदृशो भुवि ॥ १ ॥**

ગંધર્વ બોલ્યોઃ–હે પાર્થ! પૃથ્વીમાં અજોડ તેજસ્વી કલ્માષપાદ નામે એક રાજા આ લોકમાં ઈક્ષ્વાકુવંશમાં થયો હતો.[૧] તે રિપુમર્દન રાજા કોઈ એક વાર મૃગયા માટે નગરબહાર નીકળ્યો અને મૃગો અને વરાહોને વીંધતો ઘૂમવા લાગ્યો.[૨] ત્યાં તે મહા ઘોર વનમાં તેણે અનેક ગેંડાઓને માર્યા. આમ ઘણો વધ કરીને થાકી જતાં તે રાજા મૃગયાથી નિવૃત્ત થયો.[૩] તે પહેલાં પ્રતાપી વિશ્વામિત્રે તેને યજમાન કરવા ઇચ્છયો હતો. ત્યાં તરસથી અને ભૂખથી અકળાઈ રહેલા યુદ્ધમાં અજિત એવા તે રાજાએ એક જ માણસ એકીવખતે જઈ શકે એવી કેડીએ ચાલી રહેલા વસિષ્ઠના કુલને વધારનાર, મહાત્મા વસિષ્ઠના સો પુત્રોમાંના સૌથી મોટા મહાભાગ્યશાળી મહાત્મા અને ઋષિઓમાં શ્રેષ્ઠ તે વસિષ્ઠપુત્ર શક્તિમુનિને સામેથી આવતા જોયા.[૪-૬] એ રાજાએ તેમને કહ્યું: 'તમે અમારા માર્ગમાંથી ખસી જાઓ.' ત્યારે, ઋષિએ મીઠી વાણીમાં તેને સમજાવતાં કહ્યું કે, 'હે મહારાજ! સર્વ ધર્મશાસ્ત્રોમાં એ સનાતનધર્મ કહ્યો છે કે, બ્રાહ્મણોને રસ્તો આપવો એ રાજાનો ધર્મ છે.[૭,૮] આમ તેઓ માર્ગ માટે બોલ બોલવા લાગ્યા અને એકબીજાને 'હટો, હટો,' એમ કહેવા લાગ્યા.[૯]

---

* कौशिके क्रौर्यतपसी राधेये शौर्यमीरते । खलेच वाचि माधुर्यं बीजसंस्कारसंकरात् ॥
બીજ અને સંસ્કારનો મેળસેળ થવાથી વિશ્વામિત્રમાં ક્રૂરતા તથા તપ બન્ને હતા, કર્ણમાં શૌર્ય અને બીરુપણું હતું તથા તે કારણથી જ ખલ મનુષ્યની વાણીમા મીઠાશ હોય છે. —गणेश

ધર્મની મર્યાદામાં રહેલા ઋષિ તો ઊભા રહ્યા અને ખસ્યા જ નહિ. રાજાએ પણ માન અને ક્રોધને વશ થઈ મુનિને માર્ગ આપ્યો નહિ.[૧૦] આ રીતે ઋષિએ માર્ગ ન છોડયો, એટલે તે રાજાએ રાક્ષસની જેમ મોહમાં મુનિને કોરડાથી માર્યા.[૧૧] પછી કોરડાના સપાટાથી ઘવાયેલા તે મુનિશ્રેષ્ઠ વસિષ્ઠપુત્રે ક્રોધમાં મૂર્ચ્છિત થઈને તે નૃપોત્તમને શાપ આપ્યો કે,[૧૨] 'હે નૃપાધમ! તું રાક્ષસની જેમ અમને તપસ્વીને મારે છે, તો આજથી તું પુરુષભક્ષી રાક્ષસ થશે.[૧૩] તું મનુષ્ય–માંસનો લોભિયો થઇને આ પૃથ્વીમાં ભટકશે. હે નીચ રાજા! ચાલ્યો જા.' તપોબળયુક્ત શક્તિએ આમ કહીને રસ્તો છોડી દીધો.[૧૪] પૂર્વે, કલ્માષપાદ રાજાના યજ્ઞને નિમિત્તે વિશ્વામિત્ર અને વસિષ્ઠ વચ્ચે વેર બંધાયું હતું, તેથી આ વખતે વિશ્વામિત્ર તે રાજા પાસે આવી પહોંચ્યો.[૧૫] હે પાર્થ! રાજા અને શક્તિ વિવાદ કરતા હતા, ત્યારે ઉગ્ર તપવાળા પ્રતાપી વિશ્વામિત્ર તેમની સમીપમાં જઈ પહોંચ્યા.[૧૬] ત્યારે તે નૃપશ્રેષ્ઠ કલ્માષપાદે વસિષ્ઠના જેવા શક્તિઋષિને વસિષ્ઠ ઋષિના પુત્ર તરીકે ઓળખ્યા.[૧૭] ત્યાં હે ભારત! વિશ્વામિત્રે પોતાની જાતને ગોપવી દીધી અને પોતાનું પ્રિય કરવાની ઇચ્છાએ તે બંનેને ભમાવવા લાગ્યા.[૧૮] તે શક્તિએ આમ શાપ આપ્યો, ત્યારે તે નૃપોત્તમ એ શક્તિને પ્રસન્ન કરવા સારુ તેને પૂજતો પૂજતો શરણે ગયો.[૧૯] હે કુરુશ્રેષ્ઠ! રાજાનો એ ભાવ જાણીને વિશ્વામિત્રે એક રાક્ષસને રાજાના દેહમાં પેસવા આજ્ઞા કરી.[૨૦] એટલે, તે વિપ્રર્ષિના શાપને લીધે તેમજ વિશ્વામિત્રની આજ્ઞાને કારણે કિંકર નામના રાક્ષસે એ રાજાના દેહમાં પ્રવેશ કર્યો.[૨૧] હે અરિંદમન! મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર પણ તે રાજાને કબજે કરેલો જાણીને તે સ્થાનેથી ચાલ્યા ગયા.[૨૨] હે પાર્થ! હવે શરીરમાં પેઠેલા તે રાક્ષસને લીધે તે રાજા ઘણો પીડાવા લાગ્યો અને તેને કશી જ સૂઝ ન રહી.[૨૩]

પછી કોઈ એક ક્ષુધાર્ત બ્રાહ્મણ તે વનમાં નીકળ્યો હતો તેણે તે રાજાને જોયો અને તેની પાસે માંસયુક્ત ભોજન માગ્યું.[૨૪] કલ્માષપાદ રાજર્ષિએ તે મિત્રસહ બ્રાહ્મણને કહ્યું: 'હે બ્રહ્મન્! બેસો. તમે અહીં જ બે ઘડી રાહ જુઓ.[૨૫] નિવૃત્ત થઈને હું તમને તમારું ઇચ્છિત ભોજન આપીશ.' આમ કહીને તે રાજા ત્યાંથી ચાલ્યો ગયો અને તે દ્વિજોત્તમ ત્યાં જ ઊભો રહ્યો.[૨૬] હે પાર્થ! પછી, તે મહાનુભવ રાજા યથેચ્છ રીતે સુખપૂર્વક વિચરીને તથા પરવારીને અંતઃપુરમાં પેઠો.[૨૭] પછી અડધી રાત્રે જાગીને તેણે એકદમ રસોઈયાને બોલાવરાવ્યો. બ્રાહ્મણને પોતે આપેલી પ્રતિજ્ઞા સંભારીને રાજાએ તેને કહ્યું:[૨૮] 'વનભાગમાં એક અન્નાર્થી બ્રાહ્મણ મારી વાટ જુએ છે, ત્યાં જઇને તેને તું માંસયુક્ત ભોજન જમાડ.'[૨૯]

ગંધર્વ બોલ્યો:–રસોઈયાને આ પ્રમાણે કહેવામાં આવ્યું, પણ રસોઇયો ક્યાંયે માંસ મેળવી ન શક્યો, એટલે વ્યથાયુક્ત થયો અને તેણે રાજાને એ હકીકત જણાવી.[૩૦] રાક્ષસના આવેશવાળા રાજાએ તો કંઈ સમજ્યા કે વિચાર્યા વિના રસોઈયાને વારંવાર કહ્યું કે, 'તો તો, તું એને નરમાંસથી જમાડ.'[૩૧] આથી રસોઈયો 'ભલે એમ' કહીને વધ્યઘાતીઓને ઘેર ગયો અને નિર્ભયતાથી એકદમ નરમાંસ લઈ આવ્યો.[૩૨] તે માંસને વિધિપૂર્વક સંસ્કારીને અને તેને અન્નની સાથે મેળવીને તેણે તરત જ તે ભૂખ્યા તપસ્વી બ્રાહ્મણને આપ્યું.[૩૩] તે દ્વિજવરે તે અન્નને સિદ્ધ દૃષ્ટિએ જોઈ લીધું અને ક્રોધથી નેત્રોને વ્યાકુળ કરીને કહ્યું કે, 'આ ભોજન અભોજ્ય છે.'[૩૪]

બ્રાહ્મણ બોલ્યો:–તે અધમ રાજા મને અભોજ્ય અન્ન આપે છે, તેથી તે મૂઢને નરમાંસમાં જ લાલસા રહેશે.[૩૫] પૂર્વે શક્તિમુનિએ

કહ્યું હતું તેમ જ થશે. માણસના માંસનો લાલચુ રહી, સૌ પ્રાણીઓને ઉદ્વેગ આપનારો થઈ, તે આ પૃથ્વીમાં ભટક્યા કરશે.[૩૬] આ રીતે બીજી વાર શાપ થવાથી રાજાનો તે આગલો શાપ બળવાન થયો. રાક્ષસના ખલાવેશવાળો તે રાજા હવે ભાન વિનાનો થઈ ગયો.[૩૭] આમ હે ભારત! રાક્ષસે તેની બુદ્ધિ હરી લીધી હતી, એટલે તે નૃપવર શક્તિને જોઈને તત્કાલ બોલ્યો:[૩૮] 'તેં મને આવો અયોગ્ય શાપ આપ્યો છે, તો હું હવે તારાથી જ માણસોને ખાવાનું આરંભું છું.'[૩૯] આમ કહીને, તેણે તરત જ તે શક્તિના પ્રાણ અળગા કરી નાખ્યા અને વાઘ જેમ ઇચ્છેલા પશુને ખાઈ જાય, તેમ તેને ખાઈ ગયો.[૪૦] તે શક્તિને મરેલો જોઈને વિશ્વામિત્ર ફરી ફરીને તે રાક્ષસને વસિષ્ઠના પુત્રોના ભક્ષણ માટે પ્રેરવા લાગ્યા.[૪૧] એટલે મહાત્મા વસિષ્ઠના શક્તિથી નાના તે પુત્રોને જેમ ખિજાયેલો સિંહ તુચ્છ હરણાંને ખાઈ જાય તેમ તે ખાઈ ગયો![૪૨] વિશ્વામિત્રે આ પુત્રોને મરાવ્યા છે એમ વસિષ્ઠે જાણ્યું, ત્યારે જેમ મહાપર્વતો ધરતીને ધારણ કરી રાખે છે, તેમ તેમણે તે શોકને ધારણ કરી રાખ્યો.[૪૩] તે મુનિવરે આત્મવિનાશનો વિચાર કર્યો, પણ તે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ મુનિએ કૌશિકના નાશનો વિચાર પણ ન કર્યો.[૪૪] તે ભગવાન ઋષિએ પોતે મેરુ શિખર ઉપરથી પડતું મૂક્યું, પણ તે તો તે ગિરિની શિલા ઉપર જાણે રૂના ઢગલામાં પડ્યા હોય તેમ થયું.[૪૫] હે પાંડવ! આમ પડવાથી જ્યારે તેઓ મરણવશ ન થયા, ત્યારે તે ભગવાને મહાવનમાં ભભૂકતા અગ્નિમાં ઝંપલાવ્યું.[૪૬] પણ હે શત્રુઘ્ન! સમિધથી ઝળઝળી રહેલા અગ્નિએ તેમને ન બાળ્યા. પ્રદીપ્ત થઈ રહેલો તે અગ્નિ ત્યારે શીતલ થઈ ગયો.[૪૭] આથી શોકથી ઘેરાયેલા તે મહામુનિએ સમુદ્રને જોયો અને ગળે ભારે શીલા બાંધીને તેમણે જળમાં ઝંપલાવ્યું. તે સમુદ્રે પણ મોજાંની લહેરો વડે તે મહામુનિને કાંઠા પર લાવીને મૂક્યા.[૪૮] આમ શ્રેષ્ઠ વ્રતવાળા તે વિપ્ર કેમે ય મરણ ન મેળવી શક્યા, ત્યારે તેઓ દુઃખી ચિત્તે ફરી આશ્રમે આવ્યા.*[૪૯]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં વસિષ્ઠાખ્યાને 'વસિષ્ઠશોક' નામનો અધ્યાય ૧૭૬ મો સમાપ્ત**

---

# अध्याय १७७ मो

## વસિષ્ઠથી સૌદાસપુત્રની ઉત્પત્તિ

॥ गंधर्व उवाच ॥

तवो दृष्ट्वाश्रमपदं रहितं तैऽस्सुतैर्मुनिः ।
निर्जगाम सुदुःखार्त्तः पुनरप्याश्रमात्ततः ॥ १ ॥

ગંધર્વ બોલ્યો:–પછી મુનિ પોતાના આશ્રમને તે પુત્રો વિના સૂનો જોઈને ફરી અત્યંત દુઃખી થયા અને આશ્રમ બહાર ચાલ્યા ગયા.[૧] હે પાર્થ! તેમણે વર્ષાકાલે નવજળથી છલાછલ ભરેલી અને તીર ઉપરનાં અનેકવિધ વૃક્ષોને ખેંચી જતી એક નદી જોઈ.[૨] હે કૌરવનંદન! દુઃખાવિષ્ટ થયેલા એ ઋષિને ફરી ચિન્તા થઈ

---

*कौशिकः कृत्रिमो विप्रो जघ्नेल्पार्थे शतं मुनीन् ॥
जातिविप्रो वसिष्ठस्तु खेदितोऽपि क्षमापरः ॥ नी०

બનાવટી વિશ્વામિત્રે અલ્પ કારણને માટે સો મુનિનો વધ કર્યો અને જન્મથી વિપ્ર એવા વસિષ્ઠ તો ખેદ પમાડાતાં પણ ક્ષમાપરાયણ જ રહ્યા. (ગુણકર્મથી જાતિ માનનારાએ આ ઉપરથી ધડો લેવો જોઈએ.) ૧

वसिष्ठस्य शतं पुत्रान्नाशयामास कौशिकः ।
नैनं बबाधिरे ब्रह्महत्यास्तास्तपसो बलात् ॥

વિશ્વામિત્રે વસિષ્ઠના સો પુત્રોને મારી નાખ્યા, તો પણ તેને તેના તપના બલને લીધે બ્રહ્મહત્યા પીડી શકી નહિ. ૨

प्राज्ञः खलार्दितो देहं संत्यक्ष्यति न तु क्षमां ।
न शशाप वसिष्ठो हि पुत्रघ्नमपि कौशिकम् ॥

ખલ મનુષ્યથી પીડાયલો વિવેકી પુરુષ પોતાનો દેહ છોડી દે છે, પણ ક્ષમાને ત્યજતો નથી. દૃષ્ટાંત-વસિષ્ઠે પોતાના પુત્રોને હણનારા વિશ્વામિત્રને પણ શાપ આપ્યો નહિ. ૩

—गणेश

આવી અને વિચારવા લાગ્યા કે, 'આનાં પાણીમાં પડું.'[3] તે અતિદુઃખિત મહામુનિએ પોતાના શરીરને મજબૂત રસીઓથી સખત બાંધી દીધું અને પોતે એ મહાનદીના જલમાં પડતું મૂક્યું.[4] પણ હે શત્રુસૈન્યનાશન! નદીએ તો ઋષિના પાશો કાપી નાખ્યા અને તેમને બંધનમુક્ત કરી જમીન ઉપર મૂક્યા.[5] આમ પાશમુક્ત થયેલા તે મહાન ઋષિ બહાર આવ્યા; આથી તે મહર્ષિએ તે નદીનું 'વિપાશા' નામ પાડ્યું.[6] તેમનું મન શોકમાં જ રહ્યું અને તેઓ ક્યાં યે એકઠામ રહ્યા નહિ. તેઓ પર્વતો, નદીઓ અને સરોવરો ઉપર ઘૂમ્યા.[7] એવામાં ઋષિએ પ્રચંડ મગરવાળી ભયંકર હૈમવતી નદી જોઈ, ત્યારે ફરીને તેમણે તેના જલમાં ઝંપલાવ્યું.[8] તે શ્રેષ્ઠ નદીને એ વિપ્ર અગ્નિના જેવા લાગ્યા, એટલે તે પોતે સો ફાંટામાં દોડવા લાગી. આ કારણે તે 'શતદ્રુ' નામે પ્રસિદ્ધ થઈ.[9] આ પ્રમાણે પોતાને જમીન ઉપર રહેલા જોઇને, તેમણે પોતે પોતાની જાતને કહ્યું: 'અરે, હું મરી ય શકતો નથી.!' આથી, તે ફરી આશ્રમે ગયા.[10] વિવિધ પર્વતો અને અનેકવિધ દેશોમાં થઈ, તે આશ્રમે આવતા હતા, ત્યારે અદૃશ્યન્તી નામની તેમની પુત્રવધૂ તેમની પાછળ આવતી હતી.[11] નજીક થતાં ઋષિએ પરિપૂર્ણ અર્થવાળો તથા છ અંગોથી વિભૂષિત થયેલો વેદાધ્યયનનો ઘોષ પાછળથી આવતો સાંભળ્યો. તે બોલ્યાઃ 'આ કોણ મારી પાછળ આવી રહ્યું છે?' તે પુત્રવધૂએ ઉત્તર આપ્યોઃ 'હે મહાભાગ! એ તો હું અદૃશ્યન્તી શક્તિની તપોયુક્ત તપસ્વિની પત્ની છું.'[12-14]

વસિષ્ઠ બોલ્યાઃ-બેટા! પૂર્વે શક્તિનો મેં અંગસહિત વેદનો જે ધ્વનિ સાંભળ્યો હતો, તેના જેવો આ કોનો સાંગવેદનો ધ્વનિ છે?[15]

અદૃશ્યન્તી બોલીઃ-હે મુને! તમારા પુત્ર શક્તિનો મારી કૂખમાં જન્મેલો આ પુત્ર છે. અહીં બાર વરસથી તે વેદોને ભણી રહ્યો છે.[16]

ગંધર્વ બોલ્યોઃ-હે પાર્થ! તેણે આમ કહ્યું, એટલે શ્રેષ્ઠ ભાગ્યવાળા વસિષ્ઠ ઋષિ આનંદ પામ્યા અને 'મારો વંશ છે' એમ બોલી મૃત્યુના વિચારથી નિવૃત્ત થયા.[17] હે નિષ્પાપ! તેઓ પુત્રવધૂ સાથે આમ પાછા આવતા હતા, ત્યારે તેમણે નિર્જન અરણ્યમાં કલ્માષપાદને બેઠેલો જોયો.[18] હે ભારત! ઉગ્ર રાક્ષસના આવેશવાળો તે રાજા તેમને જોતાં જ ક્રોધે ઊછળી ઊઠ્યો અને મુનિને ખાઈ જવા ધસ્યો.[19] એ ક્રૂરકર્મવાળાને સામે જોઇને અદૃશ્યન્તીએ વસિષ્ઠને ભયથી વ્યાકુલ થયેલી વાણીમાં કહ્યું કે,[20] 'હે ભગવન્! જાણે યમરાજ ઉગ્ર દંડ ધારણ કરીને આવતા હોય, તેમ તે ભયંકર રાક્ષસ દંડો લઈને અહીં સામેથી આવી રહ્યો છે.[21] હે સર્વ વેદોના શ્રેષ્ઠ જ્ઞાતા! હે મહાભાગ! પૃથ્વીમાં તમારા સિવાય કોઈ બીજો એને આજ વારી શકે એમ નથી.[22] હે ભગવન્! એ ભયંકર દેખાવવાળા પાપિયાથી તમે મારું રક્ષણ કરો. નિઃશંસય આ રાક્ષસ અહીં આપણ બંનેને ખાઈ જવા ધારી રહ્યો છે.'[23]

વસિષ્ઠ બોલ્યાઃ-દીકરી! બીશ નહિ. આ રાક્ષસથી કોઈ રીતે બીવું નહિ. જેનાથી તું ભય ઉપસ્થિત થયેલો માને છે, તે આ રાક્ષસ નથી.[24] આ તો વીર્યવાન પૃથ્વીપ્રસિદ્ધ રાજા છે. તે આ અતિ ભયંકર રૂપે આ વનભાગમાં વસે છે.[25]

ગંધર્વ બોલ્યોઃ-હે ભારત! તેને છલંગ ભરતો જોઇને, તેજસ્વી ભગવાન વસિષ્ઠ ઋષિએ તેને માત્ર હુંકાર કરીને વાર્યો.[26] પછી તેમણે તેના ઉપર મંત્રથી પવિત્ર કરેલું જળ છાંટ્યું અને યોગપ્રભાવથી તે રાજાને શાપમુક્ત કર્યો. પર્વકાલે જેમ સૂર્ય રાહુથી પકડાય છે, તેમ તે રાજા વસિષ્ઠપુત્રના તેજથી બાર વર્ષથી શાપે ઘેરાયેલો હતો.[27,28] આમ, રાક્ષસથી મુક્ત

થતાં તે રાજા જેમ સૂર્યદેવ સંધ્યાની વાદળીનું રંજન કરે, તેમ તે મહાવનને પોતાના તેજથી રંજન કરવા લાગ્યો. [૨૯] ત્યાં તે વખતે, ભાન આવતાં તે રાજા ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠને બે હાથ જોડી વંદન કરી રહ્યો અને આ પ્રમાણે બોલ્યો. [૩૦] 'હે મહાભાગ! હું તમારો યજમાન સૌદાસ છું. હે મુનિવર! તમને આ વખતે જે ઇષ્ટ હોય તે કહો. આપની શી ઇચ્છા છે?' [૩૧]

વસિષ્ઠ બોલ્યાઃ–મારું ઇષ્ટ હતું, તે તો યથાકાલે થઈ ગયું!* તું જા, રાજ્યશાસન કર, અનાદર ન કરીશ. [૩૨]

રાજા બોલ્યોઃ–હે મહાભાગ! કદી પણ હું શ્રેષ્ઠ બ્રાહ્મણોને અપમાન આપીશ નહિ. તમારી આજ્ઞામાં રહીને હું બ્રાહ્મણોને રૂડી રીતે પૂજીશ. હે સર્વ વેદજ્ઞોમાં શ્રેષ્ઠ! હે દ્વિજોત્તમ! હું તમારી પાસેથી તે મેળવવા ઇચ્છું છું, જેથી કરીને હું ઈક્ષ્વાકુવંશના ઋણમાંથી મુક્ત થઈ શકું. [૩૩.૩૪] હે શ્રેષ્ઠ! ઇક્ષ્વાકુકુલની વૃદ્ધિ માટે તમે મને શીલ, રૂપ અને ગુણથી યુક્ત એવો ઇષ્ટ પુત્ર આપવાને યોગ્ય છો. [૩૫]

ગંધર્વ બોલ્યોઃ–સત્યપ્રતિજ્ઞ દ્વિજવર વસિષ્ઠે તે મહાચાપધારી રાજાને ત્યાં ઉત્તર આપ્યો કે, 'ભલે, આપીશ.' [૩૬] પછી હે અર્જુન! યોગ્ય કાળે વસિષ્ઠ તે રાજા સાથે એ લોકપ્રસિદ્ધ અયોધ્યાનગરીમાં ગયા. [૩૭] દેવો જેમ ઇંદ્રની સામે જાય, તેમ આનંદમાં આવેલા સર્વ પ્રજાજનો તે પાપરહિત થયેલા મહાત્મા રાજાની સામે ગયા. [૩૮] આમ તે માનવરાજે, ઘણે લાંબે ગાળે, પુણ્ય લક્ષણવાળી તે નગરીમાં મહર્ષિ વસિષ્ઠ સાથે પ્રવેશ કર્યો. [૩૯] અયોધ્યાવાસી જનોએ પુરોહિત સાથે તે રાજાને ઉદય પામતા સૂર્યની જેમ જોયો. [૪૦] શરદૃઋતુમાં ઉદય પામતો શીતાંશુ ચંદ્ર જેમ આકાશને શોભાથી ભરી દે છે, તેમ તે શ્રેષ્ઠ લક્ષ્મીવાને તે અયોધ્યાને લક્ષ્મીથી ભરી દીધી. [૪૧] વાળેલા અને છાંટેલા રસ્તાઓવાળા તથા પતાકા અને ધજાઓથી શોભી રહેલા તે ઉત્તમ નગરે તેના મનને અત્યંત આનંદ પમાડ્યો. [૪૨] હે કુરુનંદન! ત્યારે, સંતુષ્ટ અને પુષ્ટ માણસોથી ભરેલી તે નગરી ઇંદ્રથી જેમ અમરાવતી શોભે તેમ તેનાથી શોભી રહી. [૪૩] રાજર્ષિએ તે ઉત્તમ નગરીમાં પ્રવેશ કર્યો, ત્યારે રાજાની રાણીએ તેની આજ્ઞાથી વસિષ્ઠની ઉપાસના કરવા માંડી. [૪૪] પરમભાગ ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠ મહર્ષિએ નિયમપૂર્વક તે રાણી સાથે દિવ્ય વિધિએ સંગ કર્યો. [૪૫] આથી એ રાણીને ગર્ભ રહ્યો. ત્યારે રાજાએ તે મુનિશ્રેષ્ઠને અભિવંદન કર્યાં. પછી વસિષ્ઠ મુનિ પોતાના આશ્રમે ચાલ્યા ગયા. [૪૬] લાંબો સમય જવા છતાં પણ જ્યારે રાણીને ગર્ભનો પ્રસવ ન થયો, ત્યારે તે યશસ્વિનીએ પોતાની કૂખને અશ્મ(પથ્થર)થી કૂટ્યું. [૪૭] આ રીતે બાર વર્ષે રાજર્ષિ અશ્મક નામે તે પુરુષશ્રેષ્ઠ અવતર્યો. તેણે પૌદન્ય નામનું નગર વસાવ્યું. [૪૮]

**ઈતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'સૌદાસપુત્રોત્પત્તિ' નામનો અધ્યાય ૧૭૭ મો સમાપ્ત**

# अध्याय १७८ मो

## વસિષ્ઠે કહેલું ઔર્વનું ઉપાખ્યાન

॥ गंधर्व उवाच ॥

**आश्रमस्था ततः पुत्रमदृश्यंती व्यजायत ।
शक्तेः कुलकरं राजन् द्वितीयमिवशक्तिनम् ॥१॥**

ગંધર્વ બોલ્યોઃ–હે રાજન્! પછી આશ્રમમાં રહેલી અદૃશ્યન્તીએ શક્તિના કુલને વધારનાર બીજા શક્તિ જેવા એક પુત્રને જન્મ આપ્યો. [૧] હે ભરતોત્તમ! તે મુનિવર વસિષ્ઠ ભગવાને પોતે જ તે પૌત્રની જાતકર્માદિ ક્રિયા-

* પણ હે મનુષ્યેન્દ્ર! બ્રાહ્મણનો તું ક્યારે ય પણ

* વિરુદ્ધ લક્ષણોની આ ઉક્તિ છે અર્થાત્ તે જ રાક્ષસી આવેશમાં મારા સો પુત્રોને ભક્ષણ કર્યા છે, તો હવે તુ શું ઇષ્ટ કરવાનો છે, એ ભાવ છે.

એ કરી.[૨] તે ગર્ભમાં હતો, ત્યારે મુનિ વસિષ્ઠ પરાસુ (પ્રાણમુક્ત) થવાના નિશ્ચય ઉપર હતા, આથી તે લોકમાં પરાશર (પરાસુ—મરણ માટે નિશ્ચયી અને આશાસન—આશ્વાસન—આપનાર) કહેવાયા.[૩] તે ધર્માત્મા વસિષ્ઠ મુનિને પોતાના પિતા માનતા અને જન્મથી માંડીને તે તેમના તરફ પિતાની જેમ જ વર્તતા.[૪] હે પરંતપ કૌન્તેય! એક વાર માતા અદૃશ્યન્તીની સમક્ષમાં તેણે વિપ્રર્ષિ વસિષ્ઠને 'પિતાજી' કહી બોલાવ્યા.[૫] 'પિતાજી' એ પરિપૂર્ણ અર્થવાળું તેનું મધુર વચન સાંભળતાં અદૃશ્યન્તીની આંખો આંસુથી છલકાઈ આવી અને તે તેને કહેવા લાગી કે,[૬] 'હે તાત! આ તારા પિતાના પિતાને તું 'તાત! તાત!' રખે કહેતો. તારા તાતને તો રાક્ષસ વનમાં ખાઈ ગયો છે.[૭] હે નિર્દોષ! તું જેમને તારા પિતા માને છે, તે તારા પિતા નથી. એ આર્ય તો તારા યશસ્વી પિતાના પિતા છે.'[૮] માતાએ આ પ્રમાણે કહ્યું, એટલે તે સત્યવાદી મહાત્મા ઋષિવર પરાશર દુઃખાતુર થઈ ગયા અને તેમણે સર્વ લોકના વિનાશનો નિશ્ચય કર્યો.[૯] તેણે મનમાં આવો નિશ્ચય કર્યો, ત્યારે મહાતપસ્વી, શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા, પરિણામદર્શી અને મહાત્મા મિત્રાવરુણપુત્ર વસિષ્ઠ ઋષિએ તેને જે હેતુથી વાર્યા તે તમે સાંભળો.[૧૦]

વસિષ્ઠ બોલ્યાઃ—પૂર્વે કૃતવીર્ય નામે એક વિખ્યાત પૃથ્વીપાલ હતો. આ લોકમાં તે રાજા વેદવેત્તા ભૃગુઓનો યજમાન હતો.[૧૧] હે બેટા! તે પૃથ્વીનાથે સોમયજ્ઞને અંતે અગ્રભોક્તા બ્રાહ્મણોને ધન અને ધાન્યથી તૃપ્ત કર્યા.[૧૨] પછી તે નરપતિસિંહ સ્વર્ગે જતાં, તેના વંશજોને દ્રવ્યની જરૂર પડી.[૧૩] એટલે ભૃગુઓ પાસે ધન છે એમ જાણીને, તે સર્વ રાજાઓ ભાર્ગવવરોની પાસે યાચવા માટે ગયા.[૧૪] તે વખતે ક્ષત્રિયોથી ભય જાણીને કેટલાક ભૃગુઓએ અખૂટ ધનને ભોંયમાં દાટી દીધું, તો કેટલાકોએ બ્રાહ્મણોને આપી દીધું.[૧૫] વળી, હે પુત્ર! કોઈક ભૃગુઓએ તે ક્ષત્રિયોને માગ્યા પ્રમાણે ધન આપ્યું. હે વત્સ! પછી કોઈ કારણસર એકાદ ક્ષત્રિયે દૈવેચ્છાથી ભોંયનું પડ ખોદવા માંડયું, તો એક ભૃગુના ઘરમાંથી તેને ધન મળી આવ્યું.[૧૬,૧૭] સૌ ક્ષત્રિયોત્તમોએ સાથે રહીને તે ધન જોયું. આથી શરણે આવેલા તે ભૃગુઓને તે મહા ધનુર્ધારીઓએ ક્રોધપૂર્વક ધુતકારી કાઢયા.[૧૮] તે મહાધનુર્ધરો સર્વ ભૃગુઓને તીક્ષ્ણ બાણોથી હણી નાખવા લાગ્યા. ગર્ભમાં રહેલા ભૃગુવંશજોને પણ છેદતા તે આખા ભૂમંડલમાં ઘૂમવા મંડ્યા.[૧૯] આ રીતે ભૃગુઓનો ઉચ્છેદ થવા લાગ્યો, ત્યારે ભૃગુપત્નીઓ ભયની મારી વિકટ હિમાચલમાં ભરાઈ ગઈ.[૨૦] તેમનામાંની એક સુંદરીએ પોતાના સ્વામીના કુલની વૃદ્ધિ માટે પોતાના મહાતેજસ્વી ગર્ભને ભયને લીધે પોતાની એક જાંઘમાં ધારણ કરી રાખ્યો.[૨૧] તે ગર્ભની વાત જાણીને એક ભયત્રસ્ત બ્રાહ્મણીએ ઝટ એકલી ક્ષત્રિયો પાસે જઇને તેની ખબર આપી દીધી.[૨૨] આથી, તે ક્ષત્રિયો એ ગર્ભને મારી નાખવાને માટે સજ્જ થઇને ત્યાં ગયા, તો તેમણે પોતાના તેજથી ઝળહળી રહેલી તે બ્રાહ્મણીને જોઈ.[૨૩] એટલામાં તે ગર્ભ બ્રાહ્મણીની જાંઘ ભેદીને બહાર નીકળ્યો અને મધ્યાહ્નના સૂર્યની જેમ તેણે ક્ષત્રિયોની દૃષ્ટિને હરી લીધી.[૨૪] આમ, તેઓ આંખ વિનાના થયા અને પર્વતનાં વિકટ સ્થાનોમાં ભટકાવા લાગ્યા.[૨૫] પછી મોહ પામેલા અને દૃષ્ટિ ખોઈ બેઠેલા તે રાજાઓ ફરી દૃષ્ટિ મેળવવાને સારુ તે અનિન્દિતા બ્રાહ્મણીને શરણે ગયા. વિમૂઢ થયેલા, દૃષ્ટિની જ્યોતિ વિનાના થયેલા અને દુઃખથી આતુર થયેલા તે શાંત શિખાવાળા અગ્નિ જેવા ક્ષત્રિયો એ મહાભાગ્યવતી બ્રાહ્મણીને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૨૬,૨૭] 'આપ ભગવતીની કૃપાથી ક્ષત્રિયો આંખવાળા થઈ ફેર

જાય; અમે પાપકર્મીઓ નિવૃત્ત થઇને સાથે જઇએ. હે શોભના! પુત્ર સાથે તમે અમારા ઉપર પ્રસન્ન થાઓ. રાજાઓને ફરી દૃષ્ટિનો પ્રસાદ આપી તમે તેમને રક્ષવાને યોગ્ય છો.[૨૮-૨૯]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'ઔર્વોપાખ્યાન' નામનો અધ્યાય ૧૭૮ મો સમાપ્ત

# अध्याय १७९ मो

## ઔર્વના ક્રોધનું વારણ

॥ ब्राह्मण्युवाच ॥

नाहं गृह्णामि वस्ताता दृष्टीर्नास्मि रुषान्विता ।
अयं तु भार्गवो नूनमूरुजः कुपितोऽद्य वः ॥१॥

બ્રાહ્મણી બોલી:–હે પુત્રો મેં તમારી દૃષ્ટિ લઈ લીધી નથી, તેમ હું ક્રોધે પણ ભરાઈ નથી. પણ જાંઘમાંથી જન્મેલો આ ભાર્ગવ સાચે જ આજે તમારા ઉપર કોપ્યો છે.[૧] હે પુત્રો! એ સ્પષ્ટ છે, કે પોતાના હણાયેલા બંધુઓને સંભારીને આ મહાત્માએ તમારી દૃષ્ટિ હરી લીધી છે, એમાં સંશય નથી.[૨] હે વત્સો! તમે જ્યારે ગર્ભોમાં રહેલા ભૃગુઓને મારી રહ્યા હતા, ત્યારે મેં આ ગર્ભને સો વરસ સુધી મારી જાંઘમાં ધારણ કરી રાખ્યો હતો.[૩] ભૃગુવંશનું ફરી પ્રિય કરવાની ઇચ્છાએ ષડંગ સાથે અખિલ વેદોએ આ બાળક ગર્ભમાં હતો ત્યારે જ એમાં પ્રવેશ કર્યો હતો.[૪] એ પિતૃઓના થયેલા વધને લીધે તે ક્રોધ વડે તમને હણવા ઇચ્છે છે. તેના દિવ્ય તેજે તમારી આંખોને ઝંખવી નાખી છે.[૫] તો, હે ભાઇઓ! તમે આ મારા ઉત્તમ પુત્ર ઔર્વની પ્રાર્થના કરો. તમારા પ્રણામથી પ્રસન્ન થઇને તે તમને દૃષ્ટિ આપશે.[૬]

વસિષ્ઠ બોલ્યા:–તેણે આમ કહ્યું, ત્યારે સર્વ રાજાઓ ઊરુમાંથી જન્મેલા તે બાળકને કહેવા લાગ્યા કે, 'તમે પ્રસન્ન થાઓ.' અને તે પ્રસન્ન થયા.[૭] તે શ્રેષ્ઠ વિપ્રર્ષિ ઊરુને ભેદીને જન્મ્યા હતા; તેથી તે 'ઔર્વ' ને નામે લોકપ્રસિદ્ધ થયા.[૮] રાજાઓ ફરી દૃષ્ટિ પામીને સ્વસ્થાને ગયા; અને ભાર્ગવમુનિ ઔર્વે સર્વ લોકને પરાભવ કરવાનો નિશ્ચય કર્યો.[૯] હે પુત્ર! તે મહાત્માએ પોતાનું સમગ્ર મન સર્વ લોકના વિનાશ માટે એકાગ્ર કર્યું.[૧૦] ભૃગુઓનો બદલો લેવાની ઇચ્છાએ તે ભૃગુનંદને સર્વ લોકના વિનાશ સારુ મહાન તપ કરવા માંડ્યું.[૧૧] પિતામહોને હર્ષ આપવા સારુ તેણે ઉગ્ર અને મહાન તપથી દેવો, અસુરો, તેમજ મનુષ્યોના સૌ લોકોને તપાવવા માંડ્યા.[૧૨] પછી, હે પુત્ર! તે કુલનંદનનો વિચાર જાણીને સૌ પિતૃઓ પિતૃલોકમાંથી આવીને તેને આ વચન કહેવા લાગ્યા.[૧૩]

પિતૃઓ બોલ્યા:–હે ઔર્વ! તું તપમાં ઉગ્ર છે. તારો પ્રભાવ અમે પ્રત્યક્ષ જોયો છે. હે પ્રિય પુત્ર! તું તારો ક્રોધ ઉતારી નાખ. લોકો ઉપર તું પ્રસન્ન થા.[૧૪] બેટા! તે સર્વ શુદ્ધાત્મા ભૃગુઓએ તે વખતે હિંસા કરી રહેલા ક્ષત્રિયોના વધની ઉપેક્ષા કરી, તે કંઈ તેઓ અસમર્થ હતા એમ નહોતું,[૧૫] પણ હે બેટા! લાંબી આવરદાથી જ્યારે અમને જ કંટાળો આવ્યો, ત્યારે અમે પોતે જ ક્ષત્રિયોને હાથે વધ માગી લીધો.[૧૬] કોઈએ ભૃગુના ઘરમાં જે ધન દાટી દીધું હતું, તે પણ ક્ષત્રિયોને કોપાવવા ઇચ્છનારાઓએ વેર સળગાવવાને માટે દાટ્યું હતું.[૧૭] હે દ્વિજોત્તમ! સ્વર્ગને ઇચ્છનારા અમારે ધનને શું કરવું હતું? કેમકે, ધનપતિ કુબેર અમને પુષ્કળ ધન આપે છે.[૧૮] હે પુત્ર! જ્યારે મૃત્યુ અમને લેવાને સર્વ રીતે અશક્તિમાન થયું, ત્યારે અમે જ આ એક સારો માર્ગ શોધી કાઢ્યો હતો.[૧૯] હે બેટા! આત્મઘાતી માણસ શુભ લોકોને પામતો નથી. તેથી અમે વિચાર કરીને અમે જાતે આત્મઘાત કર્યો નહિ.[૨૦] હે વત્સ! તું આ જ કરવા ઇચ્છે છે, તે અમને પ્રિય નથી. સર્વ

લોકના પરભાવરૂપી પાપમાંથી તું તારું આ મન વાળી લે.[૨૧] હે તાત! તું ક્ષત્રિયોને મારીશ નહિ. હે પ્રિય પુત્ર! સાત લોકને હણીશ નહિ. તપ અને તેજને લાંછન આપનારા તારા ઊકળેલા કોપનો તું નાશ કર.[૨૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'ઔર્વવારણ' નામનો અધ્યાય ૧૭૯ મો સમાપ્ત**

## अध्याय १८० मो

### ઔર્વના ક્રોધની શાંતિ અને વડવામુખ અગ્નિની ઉત્પત્તિ

॥ और्व उवाच ॥

**उक्तवानस्मि यां क्रोधात् प्रतिज्ञां पितरस्तदा ।**
**सर्वलोकविनाशाय न सा मे वितथा भवेत् ॥१॥**

**ઔર્વ બોલ્યાઃ**–હે પિતૃઓ! ક્રોધમાં આવીને સર્વ લોકના વિનાશની મેં જે પ્રતિજ્ઞા કરી છે, તે મિથ્યા નહિ થાય.[૧] ક્રોધ અને પ્રતિજ્ઞામાં હું વ્યર્થ થવા ઇચ્છતો નથી. જેમ અગ્નિ અરણિને બાળી મૂકે છે, તેમ પાર ન પડેલો મારો રોષ મને જ બાળી નાખે.[૨] જે માણસ કારણસર ઊપજેલા ક્રોધને શમાવવાનું યોગ્ય ધારે છે, તે ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું રૂડી રીતે રક્ષણ કરવા સમર્થ થતો નથી.[૩] અસભ્યોને અંકુશમાં લાવવા માટે તથા સભ્યોને સંરક્ષવાને સારુ સર્વને જીતવા ઇચ્છતા રાજાઓએ યોગ્ય સ્થાને રોષ કરવો જ જોઈએ.[૪] ક્ષત્રિયો ભૃગુઓનો વધ કરતા હતા, ત્યારે ગર્ભરૂપી શય્યામાં પડેલા અને જાંઘમાં રહેલા મેં માતાઓના સમૂહની ચિચિયારીઓ સાંભળી હતી.[૫] જ્યારે અધમ ક્ષત્રિયોએ ગર્ભસ્થ બાળકો સુધ્ધાંનો સંહાર કરવા માંડ્યો, ત્યારે મને ક્રોધાવેશ થઈ આવ્યો.[૬] પૂરા ગર્ભવાળી મારી માતાઓને તથા પિતાઓને સર્વ લોકમાં ભયની સામે ક્યાંય પણ આશ્રય ન મળ્યો.[૭] ભૃગુઓની તે પત્નીઓને જ્યારે કોઇએ શરણમાં ન લીધી, ત્યારે આ કલ્યાણી માતાએ મને એક જાંઘમાં ધારી રાખ્યો હતો.[૮] લોકોમાં જો કોઈ પાપનો રોકનાર હોય, તો કોઈ પણ લોકમાં એક પાપ કરનારો પેદા થાય નહિ.[૯] પણ પાપીને જો કોઈ નિષેધ કરનારો ન મળે, તો લોકમાં અનેક જણ પાપકર્મમાં પ્રવર્તે.[૧૦] જે સમર્થ અને શક્તિમાન હોવા છતાં, જાણી કરીને પાપને રોકતો નથી, તે પોતે પણ તે પાપકર્મથી ખરડાય છે.[૧૧] સમર્થ પુરુષો અને રાજાઓ શક્તિ હોવા છતાં અહીં પોતાના જીવતરને વહાલું ગણીને મારા પિતૃઓને બચાવી શક્યા નહિ.[૧૨] આથી હું તેમના ઉપર ક્રોધે ભરાયો છું. હું લોકેશ્વર છું, હું તમારાં વચનને અનુસરી શકું એમ નથી.[૧૩] હું સમર્થ હોવા છતાં જો ઉપેક્ષા કરું તો લોકોને વળી અત્યાચારનો મહાન ભય પેદા થાય.[૧૪] ક્રોધથી જન્મેલો આ મારો અગ્નિ લોકોને ખાખ કરવા ઇચ્છે છે. હું જો સ્વતેજથી એને વારી લઉં, તો તે મને જ બાળી નાખે[૧૫] હે સમર્થો! હું સર્વ લોક વિષેની તમારી હિતેચ્છાને જાણું છું. આથી મારું અને લોકોનું જે શ્રેય હોય, તે તમે કરો.[૧૬]

**પિતૃઓ બોલ્યાઃ**–તને ક્રોધને લીધે આ જે અગ્નિ ઊઠ્યો છે, તે લોકોને બાળી નાખવા ઇચ્છે છે. તું તેને પાણીમાં છોડી દે, કેમકે સર્વ લોક જલમાં પ્રતિષ્ઠિત છે. તારું કલ્યાણ થાઓ.[૧૭] હે દ્વિજવર! સર્વ રસો જલમય છે અને આ સારું જગત જલમય છે, એટલે તારો આ ક્રોધાગ્નિ તું પાણીમાં જ છોડી દે.[૧૮] હે વિપ્ર! તને જો રુચતું હોય, તો ભલે આ ક્રોધજન્ય અગ્નિ મહાસાગરમાં જલને બાળતો રહે; કેમકે લોકોને જલમય કહ્યા છે.[૧૯] હે નિષ્પાપ! આમ તારી પ્રતિજ્ઞા સત્ય થશે અને વળી દેવાદિ લોકોનો પણ પરાભવ થશે નહિ.[૨૦]

વસિષ્ઠ બોલ્યાઃ—હે બેટા! પછી ઔર્વે તે ક્રોધાગ્નિને જલનિધિમાં નાખ્યો. મહાસાગરમાં રહીને તે જલને શોષવા લાગ્યો. [૨૧] વેદવેત્તાઓ તેને મહાન વડવામુખ તરીકે જાણે છે અને તે મોંમાંથી અગ્નિ ઓકતો રહીને મહાસાગરમાં જલ સૂકવી રહ્યો છે. [૨૨] આથી, હે પરાશર! લોકોને હરવા એ તને પણ યોગ્ય નથી. હે જ્ઞાની-શ્રેષ્ઠ! તું પરલોકને જાણે છે. તારું કલ્યાણ હો.'[૨૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'ઔર્વોપાખ્યાન' નામનો અધ્યાય ૧૮૦ મો સમાપ્ત**

# अध्याय १८१ मो

## પરાશરનો રાક્ષસયજ્ઞ

॥ गंधर्व उवाच ॥

**एव मुक्तः स विप्रर्षिर्वसिष्ठेन महात्मना ।**
**न्ययच्छदात्मनः क्रोधं सर्वलोकपराभवात् ॥१॥**

ગંધર્વ બોલ્યોઃ—મહાત્મા વસિષ્ઠે તે વિપ્રર્ષિને આ પ્રમાણે કહ્યું, ત્યારે સર્વલોકનો પરાભવ કરવા માટેના પોતાના તે ક્રોધને તેમણે રોકી દીધો. પછી સર્વ વેદજ્ઞોમાં શ્રેષ્ઠ અને મહા તેજસ્વી એ શક્તિપુત્ર પરાશર ઋષિએ રાક્ષસયજ્ઞનો આરંભ કર્યો.[૧,૨] શક્તિના વધનું સ્મરણ કરીને તે મહામુનિએ એ વિશાળ યજ્ઞમાં બાળક અને વૃદ્ધ સર્વ રાક્ષસોને બાળવા માંડ્યા. [૩] 'આ એની બીજી પ્રતિજ્ઞાનો ભંગ કરવો નહિ' એવા નિશ્ચયથી વસિષ્ઠે તેમને રાક્ષસોના વધથી વાર્યા નહિ. [૪] તે યજ્ઞમાં ત્રણ પ્રદીપ્ત અગ્નિઓ આગળ તે મહામુનિ ચોથા અગ્નિની જેમ દીપી રહ્યા હતા.[૫] તે હવન-યુક્ત શુભ યજ્ઞ વડે શક્તિપુત્રે આકાશને પ્રકાશિત કરી દીધું—જાણે વાદળાં ખસી જતાં સૂર્યથી તે પ્રકાશિત થઈ ગયું. [૬] ત્યાં વસિષ્ઠાદિ સર્વ મુનિઓ તેમને તેજથી દીપી રહેલા બીજા સૂર્ય સમાન માનવા લાગ્યા. [૭] પછી બીજાઓને અત્યંત દુષ્કર એવા તે યજ્ઞની સમાપ્તિ કરાવવા સારુ ઉદારબુદ્ધિ અત્રિ ઋષિ ત્યાં આવ્યા. [૮] હે શત્રુઘ્ન! પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને મહાક્રતુ પણ રાક્ષસોને જિવાડવાની ઇચ્છાએ ત્યાં આવી પહોંચ્યા. [૯] હે ભરતોત્તમ પાર્થ! તે રાક્ષસોના વધને કારણે પુલસ્ત્યે એ શત્રુદમન પરાશરને આ વચન કહ્યાંઃ[૧૦] 'બેટા! તને કંઈ નડતર તો નથી આવી ને? વહાલા પુત્ર! સૌ અજાણ અને અદોષ રાક્ષસોના વધથી શું તને આનંદ થાય છે? [૧૧] મારી પ્રજાનો આમ ઉચ્છેદ કરવો તને ઘટતો નથી. દીકરા! તપસ્વી બ્રાહ્મણોનો આ ધર્મ કહ્યો નથી. [૧૨] હે પરાશર! શમ એ જ પરમધર્મ છે, તું તે આચર. હે પરાશર! તું શ્રેષ્ઠ હોવા છતાં, અધર્મિષ્ઠ કામ કરી રહ્યો છે.[૧૩] આ સંબંધમાં તારા ધર્મજ્ઞ પિતા શક્તિનું તારે ઉલ્લંઘન ન જ કરવું જોઇએ. મારી પ્રજાનો આમ વિનાશ કરવો તને ઘટતો નથી.[૧૪] હે વસિષ્ઠ-વંશજ! પોતે આપેલા શાપના કારણથી જ શક્તિને તે મૃત્યુ આવ્યું હતું. આમ પોતાના દોષને લીધે જ તે શક્તિ અહીંથી સ્વર્ગે ગયો છે. [૧૫] બાકી હે મુનિ! કોઈ રાક્ષસ તેને ભક્ષી જવા સમર્થ જ નહોતો. તેણે પોતે જ પોતાનું મોત ઘડી કાઢ્યું હતું અને તે ત્યારે થયું. [૧૬] હે પરાશર! વિશ્વામિત્ર તો તેમાં નિમિત્તમાત્ર હતા. વળી કલ્માષપાદ રાજા પણ સ્વર્ગે ચડી આનંદ કરે છે. [૧૭] મહામુનિ વસિષ્ઠના શક્તિથી નાના જે પુત્રો હતા, તે સૌ પણ દેવો સાથે આનંદયુક્ત રહી સુખભોગ કરે છે. [૧૮] હે મહામુનિ! આ બધું વસિષ્ઠની જાણમાં છે. બેટા! તપસ્વી રાક્ષસોનો આ સર્વોચ્છેદ થઈ રહ્યો છે.[૧૯] હે વસિષ્ઠનંદન! તું આ યજ્ઞમાં નિમિત્તરૂપ થયો છે. તો તું સત્ર બંધ કર. તારો આ યજ્ઞ સમાપ્ત થાઓ. તારું મંગલ હો.'[૨૦] ગંધર્વ બોલ્યોઃ 'પુલસ્ત્યે તથા ધીમાન વસિષ્ઠે

આ પ્રમાણે કહ્યું, ત્યારે તે શક્તિપુત્ર મહામુનિએ સત્રની સમાપ્તિ કરી.[૨૧] સર્વ રાક્ષસોના હોમ માટે સંઘરેલા તે અગ્નિને તેમણે હિમાલયના પડખામાં ઉત્તરના મહાવનમાં મૂકી દીધો. તે અગ્નિ આજે પણ પર્વે પર્વે રાક્ષસો, વૃક્ષો, તેમજ પાષાણોને નિત્ય ભક્ષતો દેખાય છે. [૨૨,૨૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'ઔર્વોપાખ્યાન' નામનો અધ્યાય ૧૮૧ મો સમાપ્ત**

# अध्याय १८२ मो

## વસિષ્ઠે નિયોગ કેમ કર્યો?

॥ अर्जुन उवाच ॥

**राज्ञा कल्मापपादेन गुरौ ब्रह्मविदांवरे।**
**कारणं किं पुरस्कृत्य भार्या वै सन्नियोजिता ॥१**

અર્જુન બોલ્યો:–કલ્માષપાદ રાજાએ પોતાની પત્નીને શા કારણને લઈને શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞ ગુરુ સાથે નિયોગ કરાવ્યો?[૧] પરમ ધર્મને જાણનારા તે મહાત્મા વસિષ્ઠ મહર્ષિએ આવું (પુત્રવધૂ) જેવી સ્ત્રીની સાથે ગમન કેમ કર્યું?[૨] હે મિત્ર! પૂર્વે શું વસિષ્ઠે આ અધર્મ્ય આચરણ કર્યું છે? હું આ પૂછું છું, તો તારે મારા આ સંશયને છેદવો ઘટે છે.[૩]

ગંધર્વ બોલ્યો:–હે દુર્ધર્ષ ધનંજય! તમે વસિષ્ઠ વિશે તથા પ્રજાપાલક રાજા વિશે જ મને પૂછો છો, તે વિશે તમે સાંભળો.[૪] હે ભરતવર! વસિષ્ઠપુત્ર મહાત્મા શક્તિએ તે રાજાને શાપ આપ્યો હતો, તે સંબંધમાં મેં તમને બધું યથાવત્ કહી સંભળાવ્યું છે.[૫] શાપવશ થયેલો અને ક્રોધથી વ્યાકુળનેત્ર થયેલો તે શત્રુમથન રાજા પોતાની પત્ની સાથે નગર બહાર નીકળ્યો.[૬] આમ, નિર્જન અરણ્યમાં જઇને તે પોતાની પત્ની સાથે ઘૂમવા લાગ્યો. પછી, વિવિધ મૃગસમૂહોથી ભરેલા, અનેક પ્રાણીઓથી ઊભરાતા, અનેક પ્રકારનાં ગુલ્મો તથા લતાઓથી પથરાયેલા અને વિવિધ વૃક્ષોથી છવાયેલા તે ઘોર શબ્દવાળા વનમાં, તે શાપતિ થયેલો રાજા ભટકવા લાગ્યો.[૭,૮] એક વાર ભૂખ્યો થવાથી તે પોતાને સારુ ભક્ષ્ય ખોળતો હતો, તેવામાં તે ક્ષુધાપીડિતે કોઈક નિર્જન વનભાગમાં એક બ્રાહ્મણ અને બ્રાહ્મણીને મૈથુનપરાયણ જોયાં. તે બન્ને એ રાજાને જોઈ અત્યંત શરમાઈ ગયાં અને મનોરથ અધૂરો મેલીને ભાગવાં લાગ્યાં.[૯,૧૦] તેઓ આમ નાસી જતાં હતાં, ત્યારે રાજાએ વિપ્રને બલથી પકડી લીધો. આ રીતે પોતાના પતિને પકડાયેલો જોઈને બ્રાહ્મણી બોલી:[૧૧] 'હે સુવ્રતી! હે રાજા! હું તને જે વચન કહું છું, તે તું સાંભળ. તું સૂર્યવંશમાં જન્મ્યો છે અને લોકમાં વિખ્યાત છે.[૧૨] હે દુર્ધર્ષ! તું ધર્મમાં સાવધ રીતે વર્તનારો છે અને ગુરુસેવામાં તત્પર છે. હે શાપગ્રસ્ત! પાપ કરવું તને શોભે નહિ.[૧૩] પતિના દુઃખે દુઃખી થયેલી હું ઋતુકાલ આવતાં, પતિથી પુત્રોત્પત્તિ મેળવવા સારુ સમાગમ પામી હતી. હજી મારો હેતુ સિદ્ધ થયો નથી.[૧૪] હે નૃપવર! તમે પ્રસન્ન થાઓ. તમે મારા આ પતિને છોડી દો.' તે બ્રાહ્મણીએ આમ કલ્પાંત કર્યું, તો પણ તે રાજા ક્રૂરની જેમ તેના પતિને ખાઈ ગયો. માનો, વાઘ પોતાના ઇચ્છેલા હરણનો કોળિયો કરી ગયો! ક્રોધથી વ્યાકુળ થયેલી એ બ્રાહ્મણીનાં જે આંસુ પૃથ્વી ઉપર પડયાં, તે અગ્નિરૂપ થઈ ભડભડવા લાગ્યાં અને તે દેશને બાળવા લાગ્યાં. પછી શોકથી સળગી રહેલી અને પતિના નાશથી દુઃખિત થયેલી તે બ્રાહ્મણીએ રોષમાં રાજર્ષિ કલ્માષપાદને આ શાપ આપ્યો: 'હે નીચ! હજુ હું અપૂર્ણ મનોરથવાળી હતી, ત્યારે મારા દેખતાં જ તું આજે ઘાતકીની જેમ મારા મહાયશસ્વી પ્રિય પતિને ભરખી ગયો છે. તો હે દુર્બુદ્ધિ! મારા શાપથી વીંધાઇને તું જ્યારે તારી ઋતુમાં આવેલી

પત્ની પાસે જશે, ત્યારે તરત જ પ્રાણ ખોશે. તે જ વસિષ્ઠ ઋષિના પુત્રોનો વિનાશ કર્યો છે, તે વસિષ્ઠ સાથે સંગ કર્યાથી તારી પત્નીને એક પુત્ર જન્મશે. હે અધમ રાજા! પુત્ર તારો વંશવર્ધન થશે.[૧૯-૨૧] તે આંગિરસ ગોત્રની પવિત્ર બ્રાહ્મણીએ આ પ્રમાણે રાજાને શાપ આપ્યો અને રાજાની સામે જ તે પ્રજ્વલિત અગ્નિમાં તે પ્રવેશી.[૨૨] હે પરંતપ! મહાભાગ વસિષ્ઠે મહાન તપથી તથા ધ્યાનયોગથી આ બધું જોયું હતું.[૨૩] પછી લાંબે વખતે, તે રાજર્ષિ શાપમુક્ત થયો, ત્યારે ઋતુકાલે તે મદયન્તી પાસે જઈ પહોંચ્યો, પણ તેણે તેને વાર્યો. કામથી મોહિત થયેલા તે રાજાને પેલા શાપની યાદગીરી રહી નહોતી.[૨૪] પછી રાણીનાં વચન સાંભળીને રાજાઓમાં શ્રેષ્ઠ એવો તે ગભરાઈ ગયો અને તે શાપને સંભારી સભારીને અત્યંત સંતાપ કરવા લાગ્યો.[૨૫] હે નરોત્તમ! શાપના દોષમાં આવેલા રાજાએ આ કારણથી વસિષ્ઠને પોતાની રાણી વિશે નિયુક્ત કરાવ્યા.[૨૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'વસિષ્ઠોપાખ્યાન' નામનો અધ્યાય ૧૮૨ મો સમાપ્ત**

# अध्याय १८३ मो

## પાંડવોએ ધૌમ્યઋષિને પુરોહિત કર્યા

॥ अर्जुन उवाच ॥

अस्माकमनुरूपो वै यः स्याद्गंधर्व वेदवित्।
पुरोहितस्तमाचक्ष्व सर्वे हि विदितं तव ॥१॥

અર્જુન બોલ્યોઃ–હે ગંધર્વ! તને બધી જાણ છે, તો અમારે માટે કોઈ વેદજ્ઞ પુરોહિત યોગ્ય હોય તો તે અમને કહે.[૧]

ગંધર્વ બોલ્યોઃ–દેવલના નાના ભાઈ ધૌમ્ય ઋષિ આ વનમાં ઉત્કોચક તીર્થમાં તપ કરી રહ્યા છે. જો તમારી ઇચ્છા હોય, તો તમે તેમને પસંદ કરો.[૨]

વૈશંપાયન બોલ્યાઃ–પછી અર્જુને ગંધર્વને વિધિપૂર્વક તે આગ્નેય અસ્ત્ર આપ્યું અને પ્રસન્ન થઈને તેને આ વચન કહ્યું.[૩] 'હે ગંધર્વવર! તારું કલ્યાણ થાઓ. તારા ઘોડાઓ હમણાં તારી પાસે જ રહો. કામ પડશે ત્યારે અમે તે લઈશું.' અર્જુને આ પ્રમાણે તેને કહ્યું.[૪] પછી તે ગંધર્વ અને પાંડવોએ એકબીજાને સન્માન આપ્યું અને ગંગાના રમણીય તીરથી તેઓ યથેચ્છ નીકળ્યા. હે ભારત! તે પાંડવો પછી ઉત્કોચક તીર્થને વિષે ધૌમ્યના આશ્રમે ગયા અને તે ધૌમ્યમુનિને પોતાના પુરોહિતપદે પસંદ કર્યા.[૫-૬] સર્વ વેદજ્ઞોમાં શ્રેષ્ઠ તે ધૌમ્યે તેમને વનનાં ફલમૂળથી સત્કાર આપ્યો અને તેમના પુરોહિત થવાનું સ્વીકાર્યું.[૭] આમ ગુરુ મળ્યા, એટલે તે પાંચ પાંડવો તથા છઠ્ઠી માતા પોતાને લક્ષ્મી અને રાજ્ય મળી ગયાં એમ માનવા લાગ્યાં.[૮] વળી તેઓ સ્વયંવરમાં પાંચાલીને મેળવી ચૂક્યા છે એમ માનવા લાગ્યાં.[૯] તે પુરોહિત ગુરુનો સાથ મળવાથી પાંડવો પોતાને સનાથ જેવા માનવા લાગ્યા.[૧૦] તેમના તે ગુરુ વેદાર્થના તત્ત્વજ્ઞ હતા અને ઉદાર બુદ્ધિવાળા હતા. તે ધર્મવેત્તાએ ધર્મજ્ઞ પૃથાપુત્રોને પોતાના યજમાનો કર્યા.[૧૧] વળી બુદ્ધિ, વીર્ય, બલ અને ઉત્સાહથી યુક્ત તે દેવ જેવા વીરોએ સ્વધર્મથી પોતાનું રાજ્ય મેળવી જ લીધું છે એમ તે દ્વિજ પણ માનવા લાગ્યા.[૧૨] પછી ધૌમ્યે સ્વસ્તિવાચન કર્યું, એટલે તે પાંડવોએ ધૌમ્ય સાથે પાંચાલીના એ સ્વયંવરમાં જવાનો મનમાં નિશ્ચય કર્યો.[૧૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ચૈત્રરથપર્વમાં 'ધૌમ્યપુરોહિતકરણ' નામનો અધ્યાય ૧૮૩ મો સમાપ્ત**

**ચૈત્રરથપર્વ સમાપ્ત**

# स्वयंवरपर्व

## अध्याय १८४ मो

### પાંડવો પાંચાલ દેશમાં

॥ वैशंपायन उवाच ॥

ततस्ते नरशार्दूला भ्रातरः पंच पांडवाः ।
प्रययुर्द्रौपदीं द्रष्टुं तं च देशं महोत्सवम् ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–પછી તે પાંચ નરોમાં સિંહ જેવા પાંડવ ભાઈઓ મહોત્સવવાળા તે પાંચાલ દેશને અને દ્રૌપદીને જોવાને ચાલ્યા.[1] માતા સાથે ચાલી રહેલા તે પરંતપ નરવ્યાઘ્રોએ માર્ગમાં અનેક બ્રાહ્મણોને એકઠા થઇને જતા જોયા.[2] હે રાજન્! તે બ્રાહ્મણોએ પાંડવ બ્રહ્મચારીઓને કહ્યું: 'તમે કયાં જાઓ છો ? કયાંથી આવ્યા છો ?'[3]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે દ્વિજવરો ! અમે એકચક્રાથી આવીએ છીએ. અમે સહોદર ભાઈઓ છીએ અને માતા જોડે અમે સાથે જ વિચરીએ છીએ તે તમે જાણો.[4]

બ્રાહ્મણો બોલ્યાઃ–તમે આજે જ પાંચાલનગરમાં જાઓ. ત્યાં દ્રુપદને ઘેર ધનના ભારે ખર્ચે મોટો સ્વયંવર થવાનો છે.[5] અમે ત્યાં જ જઇએ છીએ. એટલે આપણે એક સાથે ત્યાં જઇએ. ત્યાં આશ્ચર્યકારક મહોત્સવ થવાનો છે.[6] મહાત્મા યજ્ઞસેન દ્રુપદની પુત્રી વેદીના મધ્યમાંથી ઉત્પન્ન થઈ છે. તે કમલપત્રના જેવાં નેત્રવાળી છે, સ્તુત્ય ગાત્રવાળી છે, સુકુમારી છે, મન સ્વિની છે અને દર્શનયોગ્ય છે. સમિધથી પ્રદીપ્ત થયેલા અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા, અગ્નિના જેવી ઉપમાવાળા, કવચ, ખડ્ગ, બાણ તથા ભાથા સાથે જન્મેલા, મહા બાહુવાળા અને દ્રોણના શત્રુ પ્રતાપી ધૃષ્ટદ્યુમ્નની તે ભગિની છે.[7-9] તેની બહેન તે દ્રૌપદી પાતળી કેડવાળી છે અને સર્વાંગે સ્તુત્ય છે. નીલકમલના જેવો તેનો ગંધ એક કોશ સુધી પ્રસરે છે.[10] સ્વયંવરને માટે સજ્જ થયેલી તે યજ્ઞસેનસુતાને તથા તે દિવ્ય મહોત્સવને જોવા માટે અમે જઇએ છીએ. ત્યાં યજ્ઞયાગ કરનારા અને ખૂબ દક્ષિણા આપનારા રાજાઓ તથા રાજપુત્રો આવશે. ત્યાં સ્વાધ્યાયપરાયણ, વ્રતસ્થ અને પવિત્ર મહાત્માઓ પણ આવશે.[11-12] વળી દેશદેશાંતરથી આવેલા દર્શનીય તરુણો તેમજ અસ્ત્રવિદ્યામાં સિદ્ધ થયેલા મહારથી ભૂમિપાલો ત્યાં એકઠા થશે.[13] ત્યાં રાજાઓ પોતાના વિજયને માટે ધન, ગાયો, ભક્ષ્ય, ભોજ્ય આદિ વિવિધ દાનો સંપૂર્ણતાએ આપશે.[14] તે બધું રૂડું લઈને તથા સ્વયંવર જોઇને, અમે ઉત્સવનો આનંદ અનુભવીશું અને પછી ઇચ્છા પ્રમાણે જઈશું.[15] ત્યાં નટો, વૈતાલિકો, નર્તકો, સૂતો, માગધો અને મહાબલવાન મલ્લો દેશદેશથી ભેગા થશે.[16] હે મહાત્માઓ ! આ કુતૂહલને જોઈને તથા દાનાદિ લઈને તમે પણ અમારી સાથે પાછા વળજો.[17] દેવના જેવા રૂપવાળા અને દેખાવડા એવા તમને સૌને આવેલા જોઇને કૃષ્ણા ભાગ્યયોગે તમારામાંના કોઈ એક શ્રેષ્ઠને વરમાળા નાખે પણ ખરી.[20] આ દર્શનીય અને મહાબાહુવાળા તમારા શ્રીમાન ભાઈને જો વિજય માટે નિયોજવામાં આવશે, તો ખરે, દૈવજોગે એ ઘણું દ્રવ્ય મેળવશે અને તમારી પ્રીતિમાં વધારો કરશે.[19]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે બ્રાહ્મણો ! અમે સૌ તે પરમ મહોત્સવ જોવા તથા કન્યાનો તે સ્વયંવર જોવા તમારી સાથે જ અવશ્ય આવીશું.[29]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સ્વયંવરપર્વમાં 'પાંડવાગમન' નામનો અધ્યાય ૧૮૪ મો સમાપ્ત**



# અધ્યાય ૧૮૫ મો

## ધૃષ્ટદ્યુમ્ને પ્રતિજ્ઞા સંભળાવી

॥ वैशंपायन उवाच ॥

एवमुक्ताः प्रयातास्ते पांडवा जनमेजय।
राज्ञा दक्षिणपंचालान् द्रुपदेनाभिरक्षितान् ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–હે જનમેજય! બ્રાહ્મણોએ આમ કહ્યું, તે પછી તે પાંડવો રાજા દ્રુપદથી રક્ષાયેલા દક્ષિણ પાંચાલ દેશને વિશે જવા લાગ્યા.[૧] માર્ગમાં વીર પાંડવોએ નિષ્પાપ અને શુદ્ધ આત્માવાળા દ્વૈપાયન મુનિને જોયા. પાંડવોએ તેમનું યથાયોગ્ય પૂજન કર્યું અને વ્યાસજીએ પણ તેમને સત્કાર્યા.[૨] પછી વાતચીત પૂરી થયે તેઓ આજ્ઞા મેળવીને દ્રુપદના ભવન તરફ ચાલ્યા.[૩] રમ્ય વનો અને સરોવરો જોતા, તેમજ ઠામેઠામ વાસ કરતા, તે મહારથીઓ ધીરે ધીરે આગળ ચાલ્યા.[૪] પછી પવિત્ર, મધુર, પ્રિયવાદી અને સ્વાધ્યાયશીલ તે પાંડુપુત્રો યથાક્રમે પાંચાલ દેશમાં આવી લાગ્યા.[૫] તે પાંડવોએ તે નગર તથા તેના રાજગૃહનો કિલ્લો જોયાં અને કુંભારના ઘરમાં નિવાસ કર્યો.[૬] ત્યાં બ્રાહ્મણવૃત્તિ રાખીને તેઓ ભિક્ષા માગી લાવતા. આમ આવી રહેલા તે વીરોને કોઈ માણસ ઓળખી શક્યું નહિ.[૭] યજ્ઞસેનની ઇચ્છા હતી કે, 'કૃષ્ણાને હું અર્જુન પાંડવ વેરે આપું' પણ આ વાત કદી પણ તે પ્રકટ કરતો નહિ.[૮] હે ભારત! હે જનમેજય! તે કુન્તીપુત્ર અર્જુનને ખોળી રહેલા તે પાંચાલપતિએ એક અણનમ દૃઢ ધનુષ્ય કરાવ્યું હતું.[૯] વળી, તે રાજાએ આકાશમાં ઊંચે એક કૃત્રિમ યંત્ર બનાવડાવ્યું અને તે ભમતા યંત્રના છિદ્રમાંથી જોઈ શકાય એવું એક નિશાન જોડ્યું.[૧૦]

દ્રુપદ બોલ્યોઃ–આ ધનુષને સજીને, જે આ તૈયાર કરેલાં બાણો વડે યંત્રને પાર રહેલા નિશાનને વીંધશે, તેને મારી પુત્રી લગ્નમાં મળશે.[૧૧]

વૈશંપાયન બોલ્યાઃ–આ પ્રમાણે તે દ્રુપદરાજાએ સ્વયંવરની ઘોષણા કરી. હે ભારત! તે સાંભળીને સર્વ રાજાઓ ત્યાં આવવા લાગ્યા. હે રાજન્! ઋષિઓ, મહાત્માઓ, કર્ણસહિત દુર્યોધન, મુખ્ય કૌરવો, તેમજ મહાભાગ બ્રાહ્મણો દેશદેશાવરથી સ્વયંવર જોવાની ઇચ્છાએ ત્યાં પહોંચ્યા.[૧૨–૧૪] મહાત્મા દ્રુપદે તે રાજસમૂહોને સત્કાર આપ્યો. પછી સાગરમાં ઊઠતા ઘોષની જેમ ગર્જના કરતા અને સ્વયંવર જોવાની ઇચ્છા રાખતા સર્વ નગરજનો મંચો ઉપર બેઠા, ત્યારે રાજાઓ 'શિશુમારશિર' નામના સ્થાને જઈ બેઠા.[૧૫,૧૬]

ત્યાં નગરના ઈશાન ખૂણામાં સપાટ અને સુંદર ભૂમિ ઉપર ચારે કોર પથરાયેલાં ભવનો સાથે સ્વયંવરસભા શોભી રહી હતી.[૧૭] તેને ફરતાં કોટ અને ખાઈઓ હતાં અને દરવાજા તથા તોરણોથી તે સુમંડિત હતી. વિવિધ ચંદરવાઓ તેને ચોમેરથી શોભા આપી રહ્યા હતા.[૧૮] તેમાં સેંકડો તૂરીઓના ઘોષ ગાજતા હતા, મહામૂલા અગરુચંદનના ધૂપ મહેકતા હતા, ચંદનજલના અભિષેક થયા હતા અને ફૂલમાલાઓની શોભા હતી. આકાશના તલને અડનારા અને અતિ ઉચ્ચ કરેલા ઉજ્જ્વળ પ્રાસાદો વીંટાઈ રહ્યા હતા. તે ભવનોમાં સોનેરી જાળીઓનાં અવગુંઠનો હતાં, શોભામયી મણિભરી ભીંતો હતી, સુખપૂર્વક ચડવાની સીડીઓ હતી અને મોટાં આસનો તથા સારાં સાહિત્યો હતાં.[૧૯–૨૧] તેમાં પુષ્પની માલાઓ લટકી રહી હતી અને ઉત્તમ અગરુની સુવાસ હતી. તે હંસની ગરદન જેવા રંગથી રંગેલાં હતાં અને તેમની સુગંધ જોજન જેટલે દૂરથી આવતી હતી.[૨૨] તેમને સો મોકળા દરવાજાઓ હતા અને શય્યા તથા આસનોથી તે શોભી રહ્યાં હતાં. હિમાલયનાં શિખરની જેમ એ ભવનોનાં અંગો અનેક ધાતુઓથી રંગેલાં હતાં.[૨૩]

ત્યાં સુંદર અલંકારો ધારણ કરેલા અને એક-બીજાની સ્પર્ધા કરી રહેલા સૌ રાજવીઓ વિવિધ પ્રકારનાં વિમાનાસનો ઉપર બેઠા હતા. મહાસત્ત્વશાલી, પરાક્રમી, મહા ભાગ્યવંતા, કૃષ્ણાગરુથી વિભૂષિત મહા પ્રસાદયુક્ત, બ્રાહ્મણભક્ત, સ્વરાષ્ટ્રના રક્ષણહાર અને શુભ કર્મોથી સૌ લોકને પ્રિય એવા તે રાજસિંહોને લોકોએ ત્યાં બેઠેલા જોયા. [૨૪–૨૬] નગર અને જનપદના લોકો પણ કૃષ્ણાનાં દર્શન મેળવવા માટે ચારે બાજુએથી આવી મહામૂલ્યવાન મંચો ઉપર બેઠા હતા. [૨૭]

તે પાંડવો પણ બ્રાહ્મણો સાથે બેઠા અને પાંચાલરાજની અનુપમ સમૃદ્ધિ જોવા લાગ્યા. [૨૮] હે રાજન્! તે સંમેલનમાં રત્નોનાં અનેકાનેક દાન અપાયાં અને તે અનેક દિવસ સુધી નટ તથા નર્તકોની શોભા સાથે વધતો રહ્યો. હે ભરતવર! આમ એ સમાજનો સોળમો રમણીય દિવસ આવ્યો, ત્યારે સર્વાંગે સ્નાનશુદ્ધ થયેલી, સુંદર વસ્ત્રો ધારણ કરેલી અને સર્વ અલંકારોથી વિભૂષિત થયેલી, તે દ્રૌપદી સુંદર સુવર્ણમાળા લઈને રંગભૂમિ ઉપર આવી. [૨૮–૩૧] ત્યારે સોમવંશના મંત્રજ્ઞ અને પવિત્ર બ્રાહ્મણ પુરોહિતે કુશદર્ભ પાથરીને વિધિપૂર્વક ઘીથી અગ્નિમાં હોમ કર્યો. [૩૨] આમ અગ્નિને તૃપ્ત કર્યા પછી, તેમણે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, ચોતરફ વાગી રહેલાં સર્વ વાજિંત્રોને બંધ કરાવી દીધાં. [૩૩]

હે પૃથ્વીપતિ! આમ તે શબ્દ શૂન્ય થયો, ત્યારે મેઘ અને દુંદુભિ જેવા નાદવાળો ધૃષ્ટદ્યુમ્ન વિધિપૂર્વક કૃષ્ણાને લઈને રંગમંડપમાં આવ્યો અને મેઘના જેવી ગંભીર વાણીમાં મોટેથી આ કોમળ, ઉત્તમ અને અર્થભર્યું વચન કહેવા લાગ્યો. [૩૪,૩૫] 'હે સંમિલિત પૃથ્વીનાથો! મારું કહેવું સાંભળો. આ ધનુષ્ય છે, નિશાન છે અને આ બાણો છે. આ યંત્રના છિદ્રમાંથી પાંચ તીક્ષ્ણ આકાશચારી બાણો વડે તે લક્ષ્યને વીંધો. [૩૬] કુળ, રૂપ અને બળથી યુક્ત જે વીર આ મહાન કાર્ય કરશે, તેની સાથે આ મારી બહેન કૃષ્ણા આજે જ પરણશે. આ હું સત્ય કહું છું. [૩૭] ત્યાં ભેગા થયેલા એ ભૂમિપતિઓને દ્રુપદપુત્રે આ પ્રમાણે કહ્યું. પછી ત્યાં આવેલા રાજાઓનાં નામ, ગોત્ર અને કર્મ વિશે કહી, તેણે પોતાની બહેનને આ વચનો કહ્યાં: [૩૮]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત-સ્વયંવરપર્વમાં 'ધૃષ્ટદ્યુમ્નવાક્ય' નામનો અધ્યાય ૧૮૫ મો સમાપ્ત**

# અધ્યાય ૧૮૬ મો

## દ્રૌપદીને રાજાઓની ઓળખ

॥ धृष्टद्युम्न उवाच ॥

दुर्योधनो दुर्विषहो दुर्मुखो दुष्प्रधर्षणः ।
विविंशतिर्विकर्णश्च सहो दुःशासनस्तथा ॥ १ ॥

ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો:–હે દ્રૌપદી! દુર્યોધન, દુર્વિષહ, દુર્મુખ, દુષ્પ્રધર્ષણ, વિવિંશતિ, વિકર્ણ, સહ, દુઃશાસન, યુયુત્સુ, વાયુવેગ, ભીમવેગ, રવ, ઉગ્રાયુધ, બલાકી, કરકાયુ, વિરોચન, કુંડક, ચિત્રસેન, સુવર્ચા, કનકધ્વજ, નન્દક, બાહુશાલી, તુહુંડ, વિકટ—એ અને બીજા અનેક મહાબળવાન વીર ધૃતરાષ્ટ્રપુત્રો કર્ણ સાથે અહીં તારે અર્થે આવ્યા છે. [૧–૮] વળી અનેકાનેક ક્ષત્રિઓમાં શ્રેષ્ઠ મહાત્મા રાજાઓ પણ અહીં આવ્યા છે. તેમાં સુબલપુત્ર શકુનિ, વૃષક અને બૃહદ્બલ એ ગાંધારરાજના સર્વ પુત્રો પણ છે. સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ મહાત્મા અશ્વત્થામા અને ભોજ સુવિભૂષિત થઈ અહીં તારે માટે આવ્યા છે. બૃહન્ત, મણિમાન, રાજા દંડધર, સહદેવ, જયત્સેન, રાજા મેઘસંધિ, શંખ અને ઉત્તર એ બે પુત્રો સાથે વિરાટ, વાર્ધક્ષેમિ, સુધર્મા, રાજા સેનાબિન્દુ, સુનામા અને સુવર્ચા નામના પુત્રો સાથે સુકેતુ, સુચિત્ર, સુકુમાર, વૃક,

સત્યધૃતિ, સૂર્યધ્વજ, રોચમાન, નીલ, ચિત્રાયુધ, અંશુમાન, ચેકિતાન, મહાબલવાન શ્રેણિમાન, સમુદ્રસેનનો પ્રતાપી પુત્ર ચંદ્રસેન, જલસંધ, વિદંડ અને દંડ એ બે પિતાપુત્રો, પૌંડ્રકવાસુદેવ, વીર્યવાન ભગદત્ત, કલિંગ, તામ્રલિપ્ત, પત્તનાધિપતિ, મહારથી મદ્રરાજ શલ્ય અને તેનો પુત્ર, વીર રુકમાંગદ, રુક્મરથ, કૌરવ્ય સોમદત્ત, તેનો મહારથી પુત્ર, અને ભૂરિ, ભૂરિશ્રવા, શલ એ ત્રણ શૂરાઓ, એ સૌ અહીં આવ્યા છે. વળી, સુદક્ષિણ, કંબોજ, પૌરવ દઢધન્વા, બૃહદ્બલ, સુષેણ, ઔશિનર શિબિ, પટચ્ચર નિહંતા, કારુષાધિપતિ, બલદેવ, વાસુદેવ, વીર્યવાન પ્રદ્યુમ્ન, સાંબ, ચારુદેષ્ણ, પ્રાદ્યુમ્નિ, ગદ, અક્રૂર, સાત્યકિ, મહામતિ ઉદ્ધવ, કૃતવર્મા, હાર્દિક્ય, પૃથુ, વિપૃથુ, વિદૂરથ, કંક, શંકુ, ગવેષણ, આશાવહ, અનિરુદ્ધ, સમીક, સારિમેજય, વીર વાતપતિ, ઝિલ્લી, પિંડારક અને પરાક્રમી ઉશીનર—એ સૌ વૃષ્ણીવંશીઓ મેં તને કહ્યા છે.[૫-૨૦] ભગીરથ, બૃહત્ક્ષત્ર, સૈંધવ, જયદ્રથ, બૃહદ્રથ, બાહ્લીક, મહારથી શ્રુતાયુ ઉલૂક, કૈતવરાજ, ચિત્રાંગદ, શુભાંગદ, બુદ્ધિમાન વત્સરાજ, કોસલાધિપતિ, પરાક્રમી શિશુપાલ, જરાસંધ એ અને બીજા વિવિધ દેશના અનેક રાજાઓ તથા પૃથ્વીપ્રસિદ્ધ ક્ષત્રિયો હે કલ્યાણી! તારે અર્થે આવ્યા છે.[૨૧-૨૩] એ પરાક્રમીઓ તારે અર્થે ઉત્તમ લક્ષ્યને ભેદશે. હે શુભા! જે આ લક્ષ્યને વીંધે તેને તું આજે જ વરજે.[૨૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સ્વયંવરપર્વમાં 'રાજનામકીર્તન' નામનો અધ્યાય ૧૮૬ મો સમાપ્ત**



# अध्याय १८७ मो

## નિશાન પાડવામાં રાજાઓની નિષ્ફળતા

॥ वैशंपायन उवाच ॥

तेऽलंकृताः कुंडलिनो युवानः परस्परं स्पर्धमाना नरेन्द्राः ॥ अस्त्रं बलं चात्मनि मन्यमानाः सर्वे समुत्पेतुरुदायुधास्ते ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ—અલંકાર અને કુંડલ ધારણ કરેલા, પરસ્પર સ્પર્ધા કરતા અને અસ્ત્ર તથા બળ પોતામાં જ છે, એવું અભિમાન રાખનાર તે સર્વ યુવાન નરેન્દ્રો આયુધો ઉઠાવીને ઊભા થયા.[૧] રૂપ, વીર્ય, કુલ, શીલ, ધન અને યૌવન વડે તે રાજાઓ જાણે હિમાચલના મદગળતા મહા ગજરાજ હોય, તેમ દર્પમાં ફાટફાટ થતા હતા.[૨] એકબીજાને સ્પર્ધાથી જોઈ રહેલા, કામવશતાથી સર્વાંગે રેબઝેબ થઈ ગયેલા અને 'કૃષ્ણા મારી જ છે' એમ બોલ્યા કરતા તે નરેન્દ્રો એકાએક રાજ્યાસનો ઉપરથી ઊભા થઈ ગયા.[૩] તે દ્રુપદપુત્રીને જયમાં મેળવવાની ઇચ્છા રાખતા તે ક્ષત્રિયો રંગભૂમિમાં એકઠા થયા, ત્યારે પર્વતરાજ હિમાલયની પુત્રી ઉમાને માટે એકઠા મળેલા દેવગણોની જેમ તેઓ શોભી રહ્યા.[૪]

કૃષ્ણામાં ચિત્ત પરોવાયેલાં હોવાથી તે નરેન્દ્રો કામદેવનાં બાણોથી અંગેઅંગ પીડાઈ રહ્યા હતા અને દ્રુપદપુત્રીને અર્થે રંગભૂમિમાં ઊતરેલા તેઓ ત્યાં મિત્રોનો પણ દ્વેષ કરવા લાગ્યા હતા.[૫] તે વખતે રુદ્રો, આદિત્યો, વસુઓ, અશ્વિનીકુમારો, સાધ્યો તથા મરુતો એ સર્વ દેવગણો યમને તથા કુબેરને આગળ રાખી વિમાનમાં બેસી ત્યાં આવ્યા.[૬] દૈત્યો, સુપર્ણો, મહાસર્પો, દેવર્ષિઓ, ગુહ્યકો, ચારણો, વિશ્વાવસુ, નારદ, પર્વત અને અપ્સરાઓ સાથે મુખ્ય ગંધર્વો પણ ત્યાં આવ્યા હતા.[૭] હલાયુધ બળરામ, જનાર્દન શ્રીકૃષ્ણ, તેમજ વૃષ્ણિ તથા અંધકકુળના પ્રધાન પુરુષો ત્યાં આવ્યા હતા. શ્રીકૃષ્ણના મતને

અનુસરીને રહેલા તે મહાત્મા યદુવરો ચારે બાજુ જોઈ રહ્યા હતા.[૮]

ત્યાં, મત્ત ગજેન્દ્રના જેવા રૂપવાળા, પદ્મની પોછળ દોડી રહેલા હસ્તિરાજ જેવા, ભસ્મથી ઢાંકેલા અંગવાળા, અગ્નિ જેવા, તે પાંચ પાંડવોને જોઈને યદુવીરોમાં મુખ્ય શ્રીકૃષ્ણ મનમાં વિચાર કરવા લાગ્યા. તેમણે બલરામને એ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન તથા વીર નકુલ તથા સહદેવને દેખાડ્યા. બલરામ તેમને ધીરે ધીરે જોઈ રહ્યા અને પ્રસન્ન મનથી જનાર્દન સામે જોવા લાગ્યા.[૯,૧૦] બીજા વીર રાજપુત્રો અને રાજપૌત્રો તો કૃષ્ણામાં જ નેત્ર, મન અને ભાવને પરોવી રહ્યા હતા. તેઓ તો દાંતથી હોઠને દબાવી તથા તામ્રરંગી આંખો વિકસાવી કૃષ્ણાને તાકી રહ્યા હતા; એટલે તેમણે પાંચ પાંડવોને જોયા નહિ.[૧૧] વળી, તે વિશાળ બાહુવાળા પૃથાપુત્રો તથા મહાનુભાવ વીર એવા નકુલ અને સહદેવ પણ દ્રૌપદીને જોઈને તે સમયે કામદેવના બાણથી ઘાયલ થઈ ગયા હતા.[૧૨]

ત્યારે અંતરિક્ષમાં દેવર્ષિઓ અને ગંધર્વોની ભીડ ભરાઈ હતી; સુપર્ણો, નાગો, અસુરો અને સિદ્ધોનાં ટોળાં વળ્યાં હતાં; દિવ્ય સુગંધ વ્યાપ્યો હતો અને દિવ્ય ફૂલોની વર્ષા થઈ હતી.[૧૩] આકાશ મહાન શબ્દવાળા દુંદુભિઓના નાદથી તે ભરાઈને ગાજી ઊઠયું હતું. તેમાં ચારેબાજુ વિમાનનાં જૂથ વળ્યાં હતાં અને વેણુ, વીણા અને પણવના નાદાનુનાદ ચાલી રહ્યા હતા.[૧૪] પછી કર્ણ, દુર્યોધન, શાલ્વ, શલ્ય, દ્રૌણાયનિ, ક્રાથ, સુનીથ, વક્ર, કલિંગરાજ, વંગપતિ, પાંડ્ય, પૌંડ્ર, વિદેહરાજ અને યવનપતિ એ સૌ રાજાઓ તથા બીજા રાષ્ટ્રપતિઓ અને કમલપત્રના જેવાં નેત્રવાળા અનેક રાજપુત્રો તેમજ રાજપૌત્રો દ્રૌપદીને અર્થે અનુક્રમે પોતપોતાનું પરાક્રમ પ્રકટ કરવા લાગ્યા.[૧૫,૧૬]

મુગટ, હાર, બાજુબંધ, બેરખા આદિ અલંકારોથી વિભૂષિત કરેલા અંગવાળા, વિશાળ બાહુવાળા, વિક્રમશાલી, સત્ત્વવાન અને બલ તથા વીર્યથી ગર્જી રહેલા તે ભૂપાલો તે અત્યંત કઠિન ધનુષને સજવાની કલ્પના સરખી પણ કરી શક્યા નહિ. ફૂલેલા અધરવાળા તે નરેન્દ્રોએ બળ, શિક્ષા અને ગુણના ક્રમપૂર્વક પરાક્રમ બતાવવા માંડ્યું, ત્યાં તેઓ ધનુષથી દૂર ફેંકાઈ ગયા, ભોંયભેગા થઈ ગયા અને નિશ્ચેષ્ટ થઈ પડયા. તેમનું ઓજસ હરાઈ ગયું, તેમના મુકુટ અને હાર ગરી પડયા અને હાંફતાહાંફતા તેઓ શાંત થઈ બેઠા.[૧૭-૧૯] આમ, તે દૃઢ ધનુષને કારણે જે રાજમંડલના હાર, બેરખા અને બાજુબંધો વીંખાઈ ગયાં હતાં, તેમાં હાહાકાર થયો અને કૃષ્ણા વિશેની તેની ઇચ્છા અફળ થવાથી તે મંડળ દુઃખી થયું.[૨૦]

તે સર્વ રાજાઓને આમ દુઃખી જોઈને ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવો કર્ણ ત્યાં ગયો અને તત્કાળ ધનુષ ઉપાડીને સજી દીધું. તરત જ તેણે બાણનું સંધાન સાંધી દીધું.[૨૧] રાગપૂર્વક પ્રતિજ્ઞા લીધી છે અને અગ્નિ, ચંદ્ર અને સૂર્યથી પણ જે વિશેષ છે, એવા સૂર્યપુત્ર સૂત કર્ણને જોઈને ધનુર્ધારી પાંડુપુત્રોએ માન્યું કે, આ લક્ષ્યભેદ કરીને જરૂર નિશાનને જમીન ઉપર પાડશે.[૨૨] પણ, તેને જોઈને દ્રૌપદીએ હાંચે સાદે આ વચન કહ્યું કે, 'હું એ સૂતપુત્રને નહિ પરણું.' એટલે કર્ણે રોષ અને હાસ્ય સાથે સૂર્ય સામે જોઈને તે પ્રત્યંચા ખેંચેલા ધનુષને છોડી દીધું.[૨૩] આમ બધી બાજુએથી તે ક્ષત્રિયો પાછા પડયા, ત્યારે ચેદિદેશનો સ્વામી, વીર્યવાન, બલવાન, યમના જેવી ઉપમાવાળો વીર અને મહાબુદ્ધિમાન, તે દમઘોષપુત્ર શિશુપાલ ધનુષ લેવા ગયો, પરંતુ ત્યાં તો તે જમીન ઉપર ગોઠણભેર પડી ગયો.[૨૪,૨૫] પછી, મહાવીર્યવાન અને મહાબલવાન એવો રાજા જરાસંધ ધનુષની પાસે આવી અચલ ગિરિની જેમ ઊભો રહ્યો; પણ ધનુષથી ભિડાઈ જતાં તે

રાજા પણ ભોંય ઉપર ઘૂંટણભેર પડી ગયો. આથી ઊઠીને તે પોતાના રાજ્ય તરફ ચાલ્યો ગયો.[૨૬,૨૭] હવે મહાવીર્યવાન અને મહાબલવાન મદ્રરાજ શલ્ય ધનુષ ચડાવવા લાગ્યો, તો તે પણ ગોઠણભેર પૃથ્વી ઉપર પડયો.[૨૮] આમ સમાજના સૌ જનો બહાવરા થઈ ગયા અને રાજાઓના વાદ શમી ગયા, ત્યારે કુન્તીપુત્ર મહાવીર અર્જુને તે ધનુષ ઉપર બાણ ચઢાવવાનો નિર્ધાર કર્યો.[૨૯]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સ્વયંવરપર્વમાં 'સર્વરાજપરાંગમુખીભવન' નામનો અધ્યાય ૧૮૭ મો સમાપ્ત**

# अध्याय १८८ मो

## અર્જુને કરેલો લક્ષ્યવેધ

॥ वैशंपायन उवाच ॥

**यदा निवृत्ता राजानो धनुषः सज्यकर्मणः ।**
**अथोदतिष्ठद्विप्राणां मध्याजिष्णुरुदारधीः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**—જ્યારે રાજાઓ ધનુષ સજવાના કાર્યમાં પાછા પડયા, ત્યારે ઉદારબુદ્ધિ જયશીલ અર્જુન બ્રાહ્મણોની મધ્યમાંથી ઊભો થયો.[૧] ઇન્દ્રધ્વજના જેવી પ્રભાવાળા પૃથાપુત્ર અર્જુનને જતો જોઈને મુખ્ય બ્રાહ્મણો મૃગચર્મ હલાવી આનંદના પોકાર કરવા લાગ્યા.[૨] કેટલાક બ્રાહ્મણોનાં મન ઊડી ગયાં, તો કેટલાકને આનંદ ઊભરાઈ આવ્યો. વળી કેટલાક બુદ્ધિજીવી નિપુણો પરસ્પર કહેવા લાગ્યા કે, 'હે દ્વિજો! લોકપ્રસિદ્ધ બલવાન અને ધનુર્વેદમાં પારંગત કર્ણ તથા શલ્ય આદિ પ્રમુખ ક્ષત્રિયોથી જે ધનુષ નમાવી શકાયું નથી, તે અસ્ત્રવિદ્યામાં અજાણ અને શક્તિમાં વિશેષ દુર્બળ આ માત્ર બટુકથી કેમ કરીને સજ્જ કરી શકાશે?[૩-૫] પરીક્ષા કર્યા વિનાનું આ કાર્ય માત્ર ચપળતાથી સિદ્ધ થશે નહિ; એટલે બ્રાહ્મણો સૌ રાજાઓમાં હાંસીપાત્ર થશે.[૬] આ બ્રાહ્મણ અહંકારથી, ધૃષ્ટતાથી કે બ્રાહ્મણની ચપળતાથી ધનુષ નમાવવાને ઊપડયો છે, તો એ જાય નહિ એમ તેને રોકી રાખો.'[૭]

બ્રાહ્મણો બોલ્યાઃ—આપણે હાંસીપાત્ર થઇશું નહિ, આપણને નાનમ પણ આવશે નહિ, તેમ લોકમાં આપણે રાજાઓના દ્વેષપાત્ર પણ બનશું નહિ. કેટલાક બોલ્યાઃ 'આ શ્રીમાન યુવાન ગજેન્દ્રની સૂંઢના જેવી ઉપમાવાળો છે, એના ખભા, સાથળ અને હાથ પુષ્ટ છે અને ધૈર્યમાં એ હિમાચલ સમાન છે.[૮,૯] એ શ્રીમાનની ગતિ સિંહની ક્રીડા જેવી છે, એનું પરાક્રમ મત્ત ગજરાજ સમાન છે. એના ઉત્સાહ ઉપરથી અનુમાન થાય છે કે, તે આ કાર્ય પૂરું કરી શકશે.[૧૦] એની શક્તિ અખૂટ ઉત્સાહભરી છે. કેમકે, જે અશક્ત હોય તો જાતે જાય જ નહિ. વળી સર્વ લોકોમાં અને અનેક આકારોમાં વિચરતા મનુષ્યોમાં એવું કંઈ પણ કાર્ય નથી કે, જે બ્રાહ્મણો માટે અસાધ્ય હોય. જલભક્ષી, વાયુભક્ષી, ફલાહારી, દૃઢવ્રતી અને દુર્બલ છતાં ય બ્રાહ્મણો પોતાના તેજથી વિશેષ બલવાન છે. બ્રાહ્મણ સારું કરે કે માઠું કરે, તો પણ તેને અવગણવો જોઈએ નહિ.[૧૧-૧૩] સુખકારક, દુઃખકારક, મહાન અથવા અલ્પ કોઈ પણ આવી પડેલું કાર્ય તે કરી શકે છે. જમદગ્નિપુત્ર રામે ક્ષત્રિયોને યુદ્ધમાં હરાવ્યા હતા.[૧૪] બ્રહ્મતેજથી અગસ્ત્યે અગાધ સમુદ્રનું પાન કર્યું હતું. તો સૌ બોલો કે, આ મહાન બટુક શીઘ્રતાથી ધનુષને પણછ ચડાવે. એટલે દ્વિજવરોએ કહ્યું: 'એમ જ થાઓ.' તે બ્રાહ્મણો આમ વિવિધ વાણી બોલી રહ્યા હતા, ત્યારે અર્જુન ધનુષની પાસે અચલ પર્વતની જેમ ઊભો રહ્યો. તેણે તે ધનુષ્યની જમણી પરિક્રમા કરી.[૧૫-૧૭] પછી વરદાતા પ્રભુ ઈશાનદેવને પ્રમાણ કરી અને કૃષ્ણનું મનમાં ધ્યાન ધરીને અર્જુને ધનુષને હાથમાં લીધું.[૧૮] રુક્મ, સુનીથ, વક્ર, રાધા-

પુત્ર કર્ણ, દુર્યોધન, શલ્ય અને શાલ્વ એ ધનુર્વેદના નિષ્ણાત પુરુષસિંહ રાજવીઓ મહા પ્રયત્ને પણ જે ધનુષ્યને સજ્જ કરી શક્યા નહોતા, તેને વીર્યવાનોમાં દર્પવાન, ઉપેન્દ્રના જેવા પ્રભાવવાળા, ઇન્દ્રનંદન અર્જુને એક પલકારામાં સજ્યું અને તેને પાંચ બાણો ચડાવ્યાં.[19,20] પછી છિદ્રવાટે તેણે નિશાન વીંધ્યું અને તે વીંધાઇને તરત જ જમીન ઉપર પડ્યું. તે વખતે અંતરિક્ષમાં નાદ ગાજી ઊઠ્યો અને સમાજની મધ્યમાં મહાન શોર ઊઠ્યો.[21] દેવોએ શત્રુઘ્ન અર્જુનના મસ્તક ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી.[22] ત્યાં હજારો બ્રાહ્મણોએ પોતાનાં વસ્ત્રો વિજયધ્વજની પેઠે હલાવ્યાં અને લક્ષ્યભેદમાં નિષ્ફળ થયેલાઓએ ચારેકોર હાહાકાર મચાવ્યો.[23] તે વખતે આકાશમાંથી ચોમેરથી પુષ્પવૃષ્ટિઓ વરસી અને વાજિંત્ર વગાડનારાઓએ સેંકડો તૂરીઓના સૂર છોડ્યા.[24] ત્યાં સૂતો અને માગધોના સમૂહોએ સુંદર સ્વરથી બિરદાવલિઓ ઉપાડી. શત્રુનાશન દ્રુપદ અર્જુનને જોઇને પ્રસન્ન થયો અને તેણે સેનાદલો સાથે તેને સહાય આપવાનું વિચાર્યું.[25]

તે મહાનાદ જ્યારે અત્યંત વધી પડ્યો, ત્યારે ધાર્મિકશ્રેષ્ઠ યુધિષ્ઠિર, પુરુષશ્રેષ્ઠ નકુલ સહદેવ સાથે તરત પોતાને મુકામે ચાલ્યા ગયા. લક્ષ્યને વીંધાયેલું જોઇને અને અર્જુનને ઇંદ્રના જેવો નીરખીને કૃષ્ણા ઉજ્વલ વસ્ત્ર તથા ફૂલમાળા લઇને સ્મિતપૂર્વક કુંતીપુત્ર અર્જુન પાસે ગઈ.[26,27] આમ દ્વિજોથી સત્કાર પામતા એ અચિંત્ય કર્મવાળા અર્જુને રંગભૂમિમાં વિજય મેળવીને એ દ્રૌપદીને લીધી. પછી તે રંગભૂમિમાંથી બહાર નીકળ્યો અને પત્ની દ્રૌપદી પણ તેની પાછળ બહાર આવી.[28]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સ્વયંવરપર્વમાં 'લક્ષ્યછેદન' નામનો અધ્યાય ૧૮૮ મો સમાપ્ત**

# અધ્યાય ૧૮૯ મો

## રાજાઓનો દ્રુપદ ઉપર કોપ

॥ वैशंपायन उवाच ॥

तस्मै दित्सति कन्यां तु ब्राह्मणाय तदा नृपे ।
कोपआसीन्महीपानामालोक्यान्योन्यमंतिकात् ॥

વૈશંપાયન બોલ્યાઃ—રાજા દ્રુપદે આ રીતે બ્રાહ્મણને કન્યા આપવા ઇચ્છા કરી, ત્યારે રાજાઓ એકબીજાની સામે જોઈ ક્રોધ કરી બોલ્યા કે,[1] 'આ દ્રુપદ અહીં એકઠા મળેલા આપણ સર્વને તૃણ સમાન ગણી, આપણો અનાદર કરી, પોતાની શ્રેષ્ઠ કન્યા દ્રૌપદીને એક બ્રાહ્મણ વેરે આપવા ઇચ્છે છે.[2] એ તો વૃક્ષ વાવીને તેને ફળ આવવાના સમયે પાડી નાખે છે. એ આપણી અવગણના કરે છે. આપણે એ દુષ્ટાત્માને પૂરો કરી નાખીએ.[3] ગુણોથી કે ઉંમરની યોગ્યતાથી પણ એને સન્માન ઘટતું નથી. રાજાઓના એ દ્વેષી દુરાચારીને આપણે એના પુત્ર સાથે મારી નાખીએ.[4] એણે સર્વ રાજ્યાધીશોને બોલાવ્યા, તેમને રૂડાં ભોજનથી સત્કાર્યા અને હવે એ તેમનું જ માન રાખતો નથી![5]

દેવોના સમાજ જેવો આ રાજસમાજ અહીં ભરાયો છે. શું એને કોઈ પણ રાજા યોગ્ય ન લાગ્યો?[6] એ પ્રસિદ્ધ શ્રુતિ છે કે, સ્વયંવર તો ક્ષત્રિયો માટે છે, બ્રાહ્મણોને તેમાં વરવાનો અધિકાર જ નથી.[7] અથવા, જો આ કન્યા કોઈ રાજાને વરવા ન ઇચ્છે, તો આપણે રાજવીઓ એને અગ્નિમાં નાખી રાજ્ય ભેગા થઈ જઇએ.[8] ચપળતાથી કે લોભથી બ્રાહ્મણે રાજેન્દ્રોનું આ અપ્રિય કરી નાખ્યું છે; તો પણ તેનો કોઈ રીતે વધ થાય નહિ. કેમકે આપણું રાજ્ય, આપણું જીવિત, આપણી સંપત્તિ આપણા પુત્રપૌત્ર અને આપણું જે કાંઈ ધ છે, તે બધું બ્રાહ્મણને અર્થે જ છે.[9,10]

માનના ભયને લીધે તેમજ સ્વધર્મના રક્ષણને કારણે અન્ય સ્વયંવરોમાં આવી સ્થિતિ થાય નહિ તે માટે આપણે પરાક્રમ કરવું જોઇએ. [૧૧]

આમ કહીને, પરિઘના જેવા હાથવાળા તે રાજસિંહો હર્ષિત થઈને, આયુધો લઇને, દ્રુપદને મારવાને માટે દોડયા.[૧૨] ધનુષબાણ લઇને ક્રોધપૂર્વક ઊછળતા આવતા તે અનેક નૃપતિઓને જોઇને દ્રુપદ ત્રાસનો માર્યો બ્રાહ્મણોને શરણે ગયો.[૧૩] મહાન ધનુર્ધારી એવા શત્રુદમન ભીમ અને અર્જુન એ પાંડુપુત્રો મદગળ હાથીઓની જેમ વેગપૂર્વક કૂદી આવતા તે રાજાઓની સામે ગયા.[૧૪] એટલે આંગળીઓના રક્ષણ માટે ઘોના ચામડાની ખોળો બાંધેલા અને હથિયાર ઉગામેલા તે રાજાઓ, રોષપૂર્વક ભીમ અને અર્જુન એ કુરુવંશી રાજપુત્રોને મારવા માટે તૂટી પડયા.[૧૫] આથી અદ્દભુત અને ભયંકર કર્મ કરવાવાળા, મહાબલવાળા, વજ્ર સમાન શક્તિવાળા એકલવીર ભીમસેને ગજરાજની જેમ બે હાથે એક ઝાડ ઉખેડીને તેને પાંદડાંવિહોણું કરી મૂક્યું.[૧૬] શત્રુને મથનારો તે વિશાલ અને દીર્ઘ બાહુવાળો પૃથાપુત્ર ભીમસેન એ ઝાડરૂપી દંડ લઈને પુરુષસિંહ અર્જુનની પાસે ઉગ્ર દંડને ધારણ કરીને યમરાજ જેમ ઊભો રહ્યો. [૧૭] અમાનુષી બુદ્ધિવાળો, અચિંત્ય કર્મવાળો અને મહેન્દ્રના જેવાં કાર્યવાળો તે અર્જુન પણ પોતાના ભાઇનું એ કાર્ય જોઈને વિસ્મય પામ્યો અને ભય ત્યજીને ધનુષ ધારણ કરી ઊભો રહ્યો. [૧૮]

ભાઇ સાથેના જયવંત અર્જુનનું તે કાર્ય જોઇને, દૈવી બુદ્ધિવાળા અને અકલ કર્મવાળા દામોદર શ્રીકૃષ્ણે પોતાના ઉગ્ર પરાક્રમી ભાઈ હળધર બલરામને આ વચન કહ્યું: 'હે સંકર્ષણ ! આ જે સિંહ અને ઋષભના જેવી ગતિવાળો છે અને જે પાંચ હાથ જેટલું ધનુષ ખેંચે છે, તે અર્જુન છે, હું જો વાસુદેવ છું, તો આ વાતમાં પણ વિચારવા જેવું નથી. [૧૯,૨૦] આ જે ઝડપથી ઝાડને ભાંગીને રાજાઓને એકદમ પછાડવા લાગ્યો છે, તે વૃકોદર ભીમ છે. તેના સિવાય કોઈ આ પૃથ્વીલોકમાં યુદ્ધમાં આવું કામ કરવાને સમર્થ નથી.[૨૧] હે અચ્યુત ! પેલા કમલના જેવાં વિશાલ નેત્રવાળા, પાતળા શરીરવાળા, મહાન સિંહના જેવી ગતિવાળા, વિનયવાળા, ગૌર વર્ણવાળા અને લાંબા, ઉજ્જવલ તથા સોહામણા નાકવાળા જે આ પહેલાં બહાર ચાલ્યા ગયા છે, તે ધર્મપુત્ર યુધિષ્ઠિર છે.[૨૨] મને લાગે છે, તેમની સાથે જે બે કાર્તિકેય જેવા કુમારો હતા, તે અશ્વિનીકુમારના પુત્રો નકુલ અને સહદેવ હતા. મેં સાંભળ્યું છે કે, પૃથા અને પાંડુનંદનો તે લાક્ષાગૃહની આગમાંથી બચી ગયાં છે.'[૨૩] નિર્જલ આભલાંના જેવા વર્ણવાળા હલધર અંતરમાં પ્રતીતિ પામીને શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યા કે, 'કુન્તા ફોઈ ને તેમના કૌરવ્યશ્રેષ્ઠ પુત્રો સાથે બચી ગયેલાં જોઇને હું સાચેજ પ્રસન્ન થયો છું.'[૨૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સ્વયંવરપર્વમાં 'કૃષ્ણવાક્ય' નામનો અધ્યાય ૧૮૯ મો સમાપ્ત**

---

# अध्याय १९० मो

## ભીમ અને અર્જુનનો વિજય

॥ વૈશંપાયન ઉવાચ ॥

अजिनानि विधुन्वन्तः करकांश्च द्विजर्षभाः ।
ऊचुस्ते भीर्न कर्तव्या वयं योत्स्यामहे परान् ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ—ત્યારે મૃગચર્મ ને કમંડલો વીંઝતા તે દ્વિજવરોએ કહ્યું: 'બીશો નહિ અમે શત્રુઓ સામે લડશું.'[૧] આમ બોલતા તે વિપ્રોને અર્જુને જાણે હસતો હોય તેમ કહ્યું કે, 'તમે બાજુએ ઊભા રહી માત્ર જોયા કરો. મંત્રોથી જેમ ઝેરીલા સરપોને વારવામાં આવે, તેમ હું આ ક્રોધમત્તોને સેંકડો સીધાં અને અણિયાળાં બાણોથી છિન્નભિન્ન કરીને વારી દઈશ.' આમ

કહીને મહાબલ અર્જુન સ્વયંવરમાં જીતેલું તે ધનુષ નમાવીને પોતાના ભાઈ ભીમસેનની સાથે ગિરિની જેમ અચલ ઊભો રહ્યો.[૩-૪]

પછી તે બે નિર્ભય ભાઈઓ યુદ્ધના મદે ચઢેલા તે કર્ણ આદિ ક્ષત્રિયોને જોઈને તેમના ઉપર ધસ્યા. જાણે બે હાથીઓ એકબીજા ઉપર ચડયા. યુદ્ધ ઇચ્છતા તે રાજાઓ કઠોર વાણીમાં બોલ્યા કે, 'રણભૂમિમાં યુદ્ધેચ્છુ બ્રાહ્મણોનો પણ વધ થાય, એવું શાસ્ત્રપ્રમાણ છે.[૫,૬] આમ કહીને રાજાઓ એકદમ બ્રાહ્મણો તરફ દોડયા. ત્યારે મહાતેજસ્વી કર્ણ યુદ્ધમાં અર્જુનની સામે ચડયો.[૭] જાણે કોઈ ઋતુમતી હાથણીને કાજે એક હાથી બીજા હાથી સાથે યુદ્ધમાં ઊતર્યો. તે વખતે મદ્રદેશનો બલવાન સ્વામી શલ્ય ભીમસેન સામે ધસ્યો.[૮] દુર્યોધન આદિ સૌ ક્ષત્રિયો બ્રાહ્મણો ઉપર ધસ્યા અને રણમાં કોમળતાપૂર્વક તથા અલ્પ યત્ને લડવા લાગ્યા.[૯] પછી શ્રીમાન અર્જુને બલવાન ધનુષ્યને ખેંચી, સામે ધસી આવતા વૈકર્તન કર્ણને તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો.[૧૦] એ તીવ્ર, તેજસ્વી અને તીક્ષ્ણ બાણોના વેગને લીધે રાધાપુત્ર કર્ણ મૂંઝાઇ ગયો અને યત્નપૂર્વક અર્જુનની પાછળ દોડવા લાગ્યો.[૧૧] તે બે વિજયશીલ શ્રેષ્ઠો એકબીજા ઉપર જય મેળવવાની ઇચ્છાએ ક્રોધપૂર્વક એવી ચપલતાથી લડી રહ્યા હતા કે, તે બંને ઓળખી શકાતા પણ નહોતા.[૧૨] તેઓ પરસ્પર આ વીરત્વભર્યાં વચનો સંભળાવતા હતા કે, 'તેં આ કર્યું તો જો આ હું સામું કરું છું. મારું બાહુબલ પણ જોતો જા.'[૧૩]

પછી અર્જુનના બાહુબલને પૃથ્વીમાં અતુલ જાણીને વૈકર્તન કર્ણ આવેશભેર લડવા લાગ્યો.[૧૪] અર્જુને ચલાવેલાં વેગવાળાં બાણોને પાછાં વાળીને તેણે ઊંચે સ્વરે ગર્જના કરી અને સૈનિકોએ તેના એ કાર્યને સત્કાર્યું.[૧૫]

કર્ણ બોલ્યોઃ–હે વિપ્રોત્તમ ! યુદ્ધમાં તારા આ ભુજબલથી, તારી આ વિષાદમુક્તતાથી, તેમજ તારા આ શસ્ત્રાસ્ત્ર ઉપરના વિજયથી હું પ્રસન્ન છું.[૧૬] હે દ્વિજવર ! તું સાક્ષાત ધનુર્વેદ છે? કે પરશુરામ કે સાક્ષાત હરિહય ઇન્દ્ર છે? કે સાક્ષાત્ અચ્યુત વિષ્ણુ છે?[૧૭] મને લાગે છે કે, તારા પંડને ઢાંકવા સારુ બાહુબલનો આશ્રય કરીને તથા આ બ્રાહ્મણરૂપ ધરીને તું મારી સાથે યુદ્ધ કરી રહ્યો છે.[૧૮] રણભૂમિમાં ક્રોધિત થયેલા મારી સાથે લડવાને સાક્ષાત ઇંદ્ર કે પાંડવ અર્જુન સિવાય કોઈ પણ મનુષ્ય સમર્થ નથી.[૧૯] કર્ણે આ પ્રમાણે કહ્યું, ત્યારે અર્જુને તેને ઉત્તર આપ્યો 'હે કર્ણ ! હું ધનુર્વેદ નથી, તેમ હું પ્રતાપી પરશુરામ પણ નથી. હું તો સર્વ શસ્ત્રધારીઓમાં અને યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવો બ્રાહ્મણ છું. ગુરુના શિક્ષણથી હું બ્રહ્માસ્ત્ર અને ઇન્દ્રાસ્ત્રમાં પારંગત છું. હે વીર ! આજે હું તને રણમાં જીતવા ઊભો છું. તું સ્થિર થઇને યુદ્ધ કર.'[૨૦-૨૨]

વૈશંપાયન બોલ્યાઃ–અર્જુને કર્ણને આ પ્રમાણે કહ્યું, ત્યારે એ મહારથી રાધાપુત્ર બ્રાહ્મતેજને અજેય માનીને યુદ્ધથી પાછો ફર્યો.[૨૩] તે સમયે, બીજા વનભાગમાં વીર, બલવાન અને વિદ્યા તથા બલથી યુદ્ધ કરવાને યોગ્ય એવા ભીમ અને શલ્ય મત્ત મહાગજોની જેમ એકબીજાને પડકારતા હતા. તેઓ અન્યોન્યને મૂઠીથી તથા ઘૂંટણથી પ્રહાર કરતા હતા.[૨૪,૨૫] વળી તેઓ એકબીજાને દૂર ફેંકતા હતા, ઘસડાતા હતા, પછાડતા હતા અને આડા પાડતા, તેમજ એકબીજાને મુકીઓ લગાવતા હતા.[૨૬] ત્યાં તે બંનેના યુદ્ધમાં ભયંકર ચડચડાટ શબ્દ ગાજી રહ્યો. આમ જાણે પથ્થરો પડતા હોય, તેમ તેઓ મુહૂર્ત સુધી પ્રહારોથી સામસામા ઘા કરતા હતા; અને યુદ્ધમાં એકબીજાને તાણતા હતા.[૨૭] કુરુશ્રેષ્ઠ ભીમે યુદ્ધમાં શલ્યને બે હાથથી ઊંચકી પાડી નાખ્યો, ત્યારે બધા બ્રાહ્મણો હસવા લાગ્યા.[૨૮] ત્યાં પુરુષવર ભીમે એક આશ્ચર્ય કર્યું–એ બલવાને

શલ્યને ભોંય ભેગો કર્યો, પણ એને મારી નાખ્યો નહિ. [૨૯] આમ ભીમસેને શલ્યને ગબડાવી પાડ્યો અને કર્ણ શંકામાં પડ્યો, ત્યારે સર્વ રાજાઓ પણ શંકામાં પડયા અને વૃકોદરને વીંટળાઈ ગયા. [૩૦] તેઓ એક સાથે બોલ્યા 'ધન્ય છે આ બે શ્રેષ્ઠ બ્રાહ્મણોને! ખાસ જાણવું જોઈએ કે તેમનો જન્મ ક્યાં છે? તેમનો નિવાસ ક્યાં છે?' [૩૧] પરશુરામ, દ્રોણ અને અર્જુન પાંડવ વિના બીજા કોણ રાધાપુત્ર કર્ણને રણમાં ભેટી શકે એમ છે? [૩૨] દેવકીનંદન કૃષ્ણ વિના અને શારદ્વાન કૃપાચાર્ય વિના કોણ દુર્યોધન સામે સમરમાં બાથ લઈ શકે એમ છે? તેમજ, બલવાનોમાં શ્રેષ્ઠ મદ્રરાજ શલ્યને બલદેવ, પાંડુપુત્ર વીર વૃકોદર અને વીર દુર્યોધન સિવાય બીજો કોણ રણમાં પાડી શકે? બ્રાહ્મણોથી ભરપૂર આ યુદ્ધની હવે સમાપ્તી કરો. બ્રાહ્મણ અપરાધી હોય તો પણ તેમને સદાય રક્ષવા જોઈએ. પ્રસંગ આવ્યેથી ફરી આપણે એમની સાથે હર્ષપૂર્વક યુદ્ધ કરશું.' [૩૩–૩૬] સર્વ રાજાઓને તેમજ અન્ય પુરુષોને આ પ્રમાણે કહી રહેલા જોઈને ભીમ અને અર્જુન યુદ્ધમાં પરાક્રમ કરીને શાંત થયા. [૩૭]

વૈશંપાયન બોલ્યાઃ–ભીમનું તે પરાક્રમ જોઈને તે બેઉ કુંતીના પુત્ર છે, એવી શંકા રાખતા શ્રીકૃષ્ણે 'આણે ધર્મપૂર્વક દ્રૌપદી મેળવી છે' એમ જણાવીને તે સર્વ રાજાઓને યુદ્ધથી વાર્યા. પછી, તે સૌ યુદ્ધકુશલ રાજેન્દ્રો યુદ્ધથી નિવૃત્ત થયા અને વિસ્મય પામી પોતપોતાને ભવને સિધાવ્યા. [૩૮,૩૯] જેઓ ત્યાં ભેગા થયા હતા, તેઓ પણ 'બ્રાહ્મણોએ રંગભૂમિમાં શ્રેષ્ઠતા મેળવી છે અને પાંચાલી બ્રાહ્મણ સાથે વરી છે,' એમ બોલતા બોલતા ચાલ્યા ગયા. [૪૦] રુરુમૃગનાં ચર્મનાં વસ્ત્ર ધારણ કરેલા બ્રાહ્મણોથી ઘેરાયેલા તે ભીમ અને ધનંજય કષ્ટપૂર્વક બહાર જવા નીકળ્યા. [૪૧] લોકોની ભીડમાંથી બહાર નીકળેલા અને શત્રુઓને હાથે જખમ પામેલા તે બંને નરવીરોને કૃષ્ણા અનુસરી રહી હતી, ત્યારે તેઓ પૂર્ણિમાને દિવસે વાદળાંથી વિમુક્ત થઈ ઊગેલા સૂર્ય અને ચંદ્રની જેમ પ્રકાશથી શોભી રહ્યા હતા. ત્યાં ભિક્ષાકાલ ચાલ્યો જતો હતો અને પુત્રો હજી આવ્યા નહોતા, એટલે માતા કુંતી જાતજાતનાં અનિષ્ટની શંકા કરતી હતી. 'કદાચ ધૃતરાષ્ટ્રના પુત્રોએ મારા પુત્રોને ઓળખી કાઢ્યા હશે તો? તેણે એ કુરુશ્રેષ્ઠને મારી તો નહિ નાખ્યા હોય? [૪૨–૪૪] કદાચ ભયંકર, કાળવેરી અને કપટભર્યા રાક્ષસોએ તેમને હણી તો નહિ નાખ્યા હોય! અરે! મહાત્મા વ્યાસનો મત પણ અવળો પડ્યો!' [૪૫] આમ, પુત્રસ્નેહથી ઘેરાયેલી કુંતી ચિંતા કરી રહી હતી, તે વખતે મનુષ્યો મોટે ભાગે સૂઈ ગયાં હતાં; પાછલો પહોર હતો, મેઘથી ઢંકાયલો દિવસ હતો અને અર્જુન જાણે મેઘોથી ઘેરાયેલો સૂર્ય હોય તેમ બ્રાહ્મણો સાથે ત્યાં તે કુંભારના ઘરમાં પ્રવેશ કર્યો. [૪૬,૪૭]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સ્વયંવરપર્વમાં 'પાંડવપ્રત્યાગમન' નામનો અધ્યાય ૧૯૦ મો સમાપ્ત

# अध्याय १९१ मो

## બળરામ અને શ્રીકૃષ્ણ પાંડવો પાસે

॥ वैशंपायन उवाच ॥

गत्वा तु तां भार्गव कर्मशालां पार्थौ पृथां प्राप्य महानुभावौ। तां याज्ञसेनीं परमप्रतीतौ भिक्षेत्यथा वेदयतां नराग्र्यौ ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–પછી નરશ્રેષ્ઠ મહાનુભાવ ભીમ અને અર્જુન એ બે પૃથાનંદનો કુંભારની તે કર્મશાળામાં ગયા અને તેમણે પરમપ્રસન્નતાપૂર્વક તે યાજ્ઞસેની દ્રૌપદી સંબંધમાં 'ભિક્ષા લાવ્યા છીએ' એમ જણાવ્યું. [૧]

કુટીમાં બેઠેલી કુંતીએ એ બંને પુત્રોને જોયા વિના કહ્યું કે, 'તમે સૌ ભેગા મળીને તેનો ઉપયોગ કરજો.' પછી કૃષ્ણાને જોઇને કુંતી બોલી કે, 'અરે! મેં કષ્ટકારક વચન કહી નાખ્યું.'[૨] અધર્મના ભયથી બીધેલી કુંતી શોક કરવા લાગી. તે પરમપ્રસન્ન એવી દ્રૌપદીનો હાથ પકડીને યુધિષ્ઠિરની પાસે લઈ ગઈ અને આ વાક્ય બોલી [૩]

કુંતી બોલીઃ–હે પુત્ર! દ્રુપદરાજની આ કન્યાને તારા બે નાના ભાઇઓએ મારી સન્મુખ ભિક્ષા કહીને ધરી હતી. હે રાજા! મેં પણ દ્રૌપદી નહિ જાણતાં ભિક્ષા છે એમ સમજી 'બધા મળીને ઉપભોગ કરો' એમ કહ્યું.[૪] હે કુરુસિંહ! તો હવે, મારું કહ્યું કેવી રીતે મિથ્યા ન થાય અને પંચાલરાજની પુત્રીને અધર્મ ન થાય તેમજ તેને સંસારભ્રમણ ન થાય તે તમે કહો.[૫]

વૈશંપાયન બોલ્યાઃ–માતાએ આમ કહ્યું, એટલે તે બુદ્ધિમાન નરવીરે થોડી વાર વિચાર કર્યો. પછી તે કુરુશ્રેષ્ઠ નરેન્દ્રે કુંતીને આશ્વાસન આપીને ધનંજય અર્જુનને આ વચન કહ્યાંઃ[૬] 'હે ફાલ્ગુન! તેં જ યજ્ઞસેનીને જીતી છે. તારા વડે જ એ રાજપુત્રી શોભશે. તો હે શત્રુને સહેનાર! તું અગ્નિ પ્રકટાવ અને વિધિપૂર્વક તું આનું પાણિગ્રહણ કર.'[૭]

અર્જુન બોલ્યોઃ–હે નરેન્દ્ર! તમે મને અધર્મમાં ભાગીદાર કરો નહિ. તમે જે કહ્યું છે, તે ધર્મરૂપ નથી; એ તો અશિષ્ટ ધર્મમાર્ગ છે. પ્રથમ તમારું લગ્ન થવું જોઈએ, પછી અલૌકિક કર્મવાળા આ મહાબાહુ ભીમ લગ્ન કરે.[૮] હું તો એ પછી લગ્ન કરું. મારી પછી નકુલ અને તે પછી આ વેગવાન સહદેવ પરણે. હે રાજન્! ભીમ, હું, નકુલ, સહદેવ તથા આ કન્યા તમારી આજ્ઞાને અધીન છીએ.[૯] આ સ્થિતિમાં આ સંબંધી જે ધર્મયુક્ત અને યશ આપનારું કર્તવ્ય હોય તે તમે વિચારીને કહો. વળી પંચાલરાજનું હિત થાય એવી આજ્ઞા આપો. અમે સર્વ તમારા આજ્ઞાધીન છીએ.[૧૦]

વૈશંપાયન બોલ્યાઃ–અર્જુનનાં ભક્તિ અને સ્નેહથી ભરેલાં વચન સાંભળીને પાંડુનંદનો પાંચાલી પ્રતિ જોવા લાગ્યા.[૧૧] ત્યાં પોતાના તરફ જોઈ રહેલી યશસ્વિની કૃષ્ણાને નીરખીને તે સૌ એકમેકની સામે જોતા બેઠા અને હૃદયથી તેનું ધ્યાન ધરવા લાગ્યા.[૧૨] દ્રૌપદીને જોવાથી તે સૌ અમાપ ઓજસવાળા પાંડુપુત્રોના ઇન્દ્રિયસમૂહો વલોવાઈ ગયા અને તેમને કામભાવ જાગૃત થયો.[૧૩] કેમકે વિધાતાએ પોતે જ પાંચાલીનું રૂપ એવું કમનીય ઘડયું હતું કે, બીજી સ્ત્રીઓ કરતાં તે અધિક અને પ્રાણીમાત્રના મનને હરનારું હતું.[૧૪] પછી તે બધાના આકાર અને ભાવને જાણનારા નરશ્રેષ્ઠ કુન્તીપુત્ર યુધિષ્ઠિરે દ્વૈપાયન વ્યાસના સંપૂર્ણ વચનનું સ્મરણ કર્યું. એકબીજામાં ભેદ પડવાના ભયથી એ રાજાએ તેમને કહ્યું કે, 'આ શુભલક્ષણા દ્રૌપદી આપણા સૌની ભાર્યા થશે.'[૧૫,૧૬]

વૈશંપાયન બોલ્યાઃ–મોટાભાઇનું તે વચન સાંભળીને પ્રૌઢ મનવાળા તે સર્વ પાંડુપુત્રો મનથી તે સંબંધમાં વિચાર કરવા લાગ્યા.[૧૭] એવામાં, તેઓ કુરુવીરો છે એમ માનતા વૃષ્ણિવંશશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ રોહિણીનંદન બલરામને સાથે લઇને પુરુષશ્રેષ્ઠ પાંડવોએ નિવાસ કર્યો હતો તે કુંભારની કર્મશાળામાં આવ્યા. ત્યાં શ્રીકૃષ્ણ અને રોહિણીસુત બલરામે વિશાળ અને દીર્ઘ બાહુવાળા અજાતશત્રુ યુધિષ્ઠિરને અગ્નિ જેવા પ્રકાશવાળા અને ભાઈઓની સાથે બેઠેલા જોયા. પછી ધાર્મિકોમાં શ્રેષ્ઠ એવા કુંતીપુત્ર યુધિષ્ઠિર પાસે જઇને અને તે અજમીઢવંશી રાજાના ચરણ ગ્રહીને વાસુદેવે કહ્યું કે, 'હું કૃષ્ણ છું.'[૧૮–૨૦] રોહિણીનંદન બલરામે પણ યુધિષ્ઠિરને વંદન કર્યું. કુરુપુત્રોએ પણ હર્ષપૂર્વક તે બંનેને અભિનંદન આપ્યાં પછી હે ભારતપ્રવીર! યદુ-

શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ અને બલદેવ પોતાની ફોઈ કુંતીને પાયે લાગ્યા.[૨૧]

તે પછી કુરુવીર અજાતશત્રુ યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કુશળ જોઇને કહ્યું કે, 'હે વાસુદેવ! અમે સૌ છૂપા રહ્યા છીએ, તેમ છતાં ક્યાંથી અમને જાણી ગયા?'[૨૨] વાસુદેવે હસીને તેમને ઉત્તર આપ્યો: 'હે રાજન્! અગ્નિ ઢાંક્યો હોય, તો પણ ઓળખાઈ આવે છે. માનવોમાં પાંડુપુત્રો વિના બીજો કોણ તે પરાક્રમ કરવાને શક્તિમાન છે?[૨૩] સદ્‌ભાગ્ય છે કે, શત્રુને યુદ્ધમાં સહન કરનારા તમે સૌ પાંડવો તે લાક્ષાગૃહની આગમાંથી ઊગરી ગયા. સારું થયું કે, ધૃતરાષ્ટ્રનો પાપી પુત્ર દુર્યોધન તેના પ્રધાન સાથે નિષ્ફળ મનોરથવાળો થયો.[૨૪] બુદ્ધિરૂપી ગુફામાં રહેલું તમારું તે મંગલકાર્ય સિદ્ધ થાઓ. તમે વધતા વહ્નિની જેમ વૃદ્ધિ પામો. કોઈ પણ રાજા તમને રખે ઓળખી જાય—એટલા સારુ અમે હવે અમારે ઉતારે જઈશું.'[૨૫] પાંડવે રજા આપી, એટલે તે અક્ષય લક્ષ્મીવાળા શ્રીકૃષ્ણ, બલદેવની સાથે તરત જ ત્યાંથી પોતાને સ્થાને પધારી ગયા.[૨૬]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સ્વયંવરપર્વમાં 'રામકૃષ્ણઆગમન' નામનો અધ્યાય ૧૯૧ મો સમાપ્ત**

# अध्याय १९२ मो

## ધૃષ્ટદ્યુમ્ને કરેલી પાંડવોની તપાસ

॥ वैशंपायन उवाच ॥

धृष्टद्युम्नस्तु पांचाल्यः पृष्ठतः कुरुनन्दनौ ।
अन्वगच्छत्तदायांतौ भार्गवस्य निवेशने ॥१॥

વૈશંપાયન બોલ્યા:—ભીમ અને અર્જુન એ કુરુનંદનો કુંભારને ઘેર આવતા હતા, ત્યારે પાંચાલપતિનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તેમની પાછળ પાછળ ગયો હતો.[૧] કોઈ તેને ઓળખે નહિ તેમ તે પોતે કુંભારના ઘરમાં નજીકમાં નજીક સંતાઈ રહ્યો અને ચોમેર પોતાના માણસોની ચોકી બેસાડી.[૨] સાંજે શત્રુને મથનારો ભીમસેન વિજયશીલ અર્જુન અને મહાનુભાવ નકુલસહદેવની જોડી એ ઉદારચિત્તો ભિક્ષા લઈને આવ્યા અને તે યુધિષ્ઠિરને નિવેદિત કરી.[૩] પછી દાનપરાયણ કુન્તીએ તે વખતે દ્રુપદરાજની તે પુત્રીને કહ્યું કે, 'હે ભદ્રા! આમાંથી પ્રથમ ભાગ લઈને તું બલિકર્મ કર અને બ્રાહ્મણને ભિક્ષા આપ.[૪] વળી, આસપાસના જે માણસો અતિથિ હોય અને જેઓ અન્નની ઇચ્છા રાખતા હોય, તેમને પણ તું આપ. પછી શેષ રહે તેમાંથી ઝટ બે ભાગ કર. એક ભાગમાંથી ચાર ભાઈઓના ચાર, એક મારો અને એક તારો એમ છ ભાગ કર.[૫] હે ભદ્રા! બીજો એક આખો ભાગ આ જે ગજરાજના જેવા રૂપવાળો, ગૌર વર્ણનો, યુવાન દૃઢ અંગવાળો ભીમ છે, તેને આપ. કેમકે આ વીર સદૈવ પુષ્કળ ખાનારો છે.'[૬]

પ્રસન્નમન તે સાધ્વી રાજપુત્રીએ કુંતીનાં તે શ્રેષ્ઠ વચનમાં જરા પણ શંકા ન લાવતાં તેના કહ્યા પ્રમાણે કર્યું અને તે સઘળા પાંડવો પણ એ ભોજન જમ્યા.[૭] પછી વેગવાન માદ્રીપુત્ર સહદેવે જમીન ઉપર દર્ભો પાથરીને પથારી કરી અને સર્વ વીરોએ પોતપોતાનાં મૃગચર્મો પાથરીને ધરતી ઉપર શયન કર્યું.[૮] તે સર્વ કુરુવરોએ પોતાનાં માથાં દક્ષિણ દિશા તરફ રાખ્યાં હતાં. કુન્તી તેમનાં માથાં આગળ અને કૃષ્ણા તેમના પગ આગળ સૂતી.[૯] આમ પગના તકિયારૂપ થયેલી કૃષ્ણા પાંડુપુત્રો સાથે દર્ભો ઉપર જમીન ઉપર સૂતી, તો પણ ન તેણે મનમાં કશું દુઃખ કર્યું, કે ન તેણે તે કુરુવીરોની અવગણના કરી.[૧૦] ત્યાં તે શૂરાઓએ સેનાપતિને યોગ્ય એવી જાતજાતની કથાઓ તથા દિવ્ય અસ્ત્રો, રથો, હાથીઓ, ખડ્‌ગો, ગદાઓ અને પરશુઓ સંબંધી વાતો કરવા માંડી.[૧૧] આ રીતે તેઓ કથાઓ કહેતા હતા, ત્યારે પંચાલરાજના પુત્રે તે સાંભળી. વળી તેણે તથા તેના

સર્વ મનુષ્યોએ કૃષ્ણાને ત્યાં સૂતેલી જોઈ.૧૨ ત્યાં જે કાંઈ બન્યું હતું તેમજ રાતે જે કાંઈ વાતો ચાલી હતી, તે સઘળું દ્રુપદરાજને કહેવાની ઇચ્છાએ રાજપુત્ર ધૃષ્ટદ્યુમ્ન ત્યાંથી સત્વર નીકળી પડ્યો.૧૩ તે પાંડવોને ન ઓળખતા અને ખિન્ન થયેલા મહાત્મા પંચાલરાજે ધૃષ્ટદ્યુમ્નને પૂછ્યું કે, 'કૃષ્ણા ક્યાં ગઈ છે? એને કોણ લઈ ગયું?૧૪ કોઈ શૂદ્ર, કોઈ હીનવર્ણનો, કોઈ વૈશ્ય કે કોઈ કર દેનારો તો એને લઈ ગયો નથી ને? અથવા કોઈ કાદવથી ખરડાયલો પગ મારે માથે તો નથી પડ્યો ને! અરે! ફૂલમાળા સ્મશાનમાં તો પડી નથી ને? ૧૫ હે પુત્ર! કૃષ્ણાને લઈ જનારો શું શ્રેષ્ઠ બ્રાહ્મણ છે? કે શું કોઈ ક્ષત્રિયશ્રેષ્ઠ છે? અથવા શું કૃષ્ણાને જીતીને કોઈએ મારા માથા ઉપર આજે ડાબો પગ મેલ્યો છે?૧૬ કૃષ્ણા પુરુષસિંહ પ્રાર્થનો સંયોગ પામી હોય, તો તે પરમપ્રસન્ન થયેલો હું સંતાપ ન કરું ને? તો, હે મહાનુભાવ! મારી પુત્રીનો તે કોણ વિજેતા છે, તે તું હવે કહે. ૧૭ વિચિત્રવીર્યના પુત્ર કુરુવીર પાંડુના પુત્રો શું જીવે છે? શું કોઈ નાના પુત્ર અર્જુને આજે ધનુષ પકડીને નિશાન પાડ્યું છે?'૧૮

**ઇતિશ્રી મહાભારતમાં સ્વયંવરપર્વમાં અધ્યાય ૧૯૨ મો સમાપ્ત**

સ્વયંવરપર્વ સમાપ્ત

# वैवाहिकपर्व

## अध्याय १९३ मो

### પાંડવો પાસે પુરોહિતનું આગમન

॥ वैशंपायन उवाच ॥

ततस्तथोक्तः परिहृष्टरूपः पित्रे शशंसाय स राजपुत्रः। धृष्टद्युम्नः सोमकानां प्रबर्हो वृत्तं यथा येन हृता च कृष्णा ॥

વૈશંપાયન બોલ્યા:–દ્રુપદે આ પ્રમાણે કહ્યું, ત્યારે સોમકશ્રેષ્ઠ રાજપુત્ર ધૃષ્ટદ્યુમ્ને પરમ પ્રસન્નતાપૂર્વક તેના પિતાને કૃષ્ણાને કોણ લઈ ગયું હતું અને ત્યાં શું બન્યું હતું, તે બધું યથાવત્ કહ્યું. ૧

ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો:–વિશાળ અને લાલ નેત્રવાળા, કાળું મૃગચર્મ ધારણ કરેલા, દેવ જેવા રૂપવાળા પેલા જે યુવાનશ્રેષ્ઠે ધનુષને પણછ ચડાવી હતી અને જેણે નિશાનને ભૂમિ ઉપર પાડ્યું હતું; તે એમ ને એમ ત્યાંથી ચાલ્યો ગયો. બ્રાહ્મણોથી વીંટળાયેલો અને સત્કાર પામતો તે રાજાઓના સમૂહમાં ગયો હતો. જાણે કે, સર્વ દેવો અને ઋષિઓથી વીંટળાયેલો વજ્રપાણિ દૈત્યોમાં પેઠો હતો.૨ હાથણી જેમ હાથીની પાછળ જાય, તેમ કૃષ્ણા તેના મૃગચર્મને પકડી તેની પાછળ ગઈ. ત્યાં નરપતિઓ અસહનશીલ અને ક્રોધયુક્ત થઈ કૂદી રહ્યા હતા; ત્યારે એક બીજો વીર વિશાળ ઝાડને ઉપાડીને રાજાઓના સંઘમાં પેઠો અને જાણે કોપેલો યમરાજ પ્રાણીઓનો નાશ કરતો હોય તેમ તે રાજસમૂહોને નસાડવા લાગ્યો. હે નરેન્દ્ર! ચંદ્ર અને સૂર્યની જેમ પ્રકાશતા તે બન્ને નરશ્રેષ્ઠો રાજાઓના દેખતાં જ કૃષ્ણાને લઇને નગર બહાર આવેલી કુંભારની કર્મશાળામાં ગયા.૪–૬ ત્યાં, અગ્નિની જ્વાલા જેવી એક સ્ત્રી તે પુરુષો જેવા ત્રણ અગ્નિસમાન નરવીરો સાથે બેઠી હતી. મને ખરે લાગે છે કે, તે તેમની માતા હતી.૭ તે બન્નેએ તેના ચરણમાં વંદન કર્યાં અને કૃષ્ણાને પણ 'તું વંદન કર' એમ કહ્યું. પછી ત્યાં બેઠેલી કૃષ્ણાને માતાને સોંપીને, તે નરવરો ભિક્ષા લેવા ગયા.૮ તેમની આણેલી ભિક્ષા સ્વીકારીને કૃષ્ણાએ બલિકર્મ કર્યું અને બ્રાહ્મણોને ભોજનદાન આપ્યું. તે વૃદ્ધાને તેમજ તે નરશ્રેષ્ઠોને ભોજન પીરસીને તેણે પોતે પણ ભોજન લીધું.૯ હે રાજન્! તે સૌ સૂઈ ગયા અને કૃષ્ણા પણ તેમની પગઓસણીની જગાએ

સૂતી. તેમની પથારીઓ પૃથ્વી પર હતી અને તેના ઉપર ઉત્તમ દર્ભ તથા મૃગચર્મોનાં યોગ્ય પાથરણાં હતાં.[૧૦] તેઓ કાલમેઘની જેમ ગર્જના કરતા હતા અને જાતજાતની કથાઓ કહેતા હતા. તે કથાઓ વૈશ્ય કે શૂદ્રના ઉપયોગની નહોતી, તેમ તે વીરો બ્રાહ્મણોની વાતો પણ કરતા નહોતા.[૧૧] હે નરેન્દ્ર! નિઃસંશય તેઓ ક્ષત્રિયશ્રેષ્ઠો છે. હે રાજન્! તેમનું તે યુદ્ધ જ તેમને કહી આપતું હતું. આપણી એ આશા ખરે સફળ થઈ છે. આપણે સાંભળ્યું જ છે કે, પૃથાપુત્રો લાક્ષાગૃહની આગમાંથી બચી ગયા છે.[૧૨] તેણે જે રીતે નિશાન પાડ્યું, જે રીતે તેણે જોરપૂર્વક ધનુષ સજ્જ કર્યું, તેમ તેઓ પરસ્પર જે રીતે વાતચીત કરે છે, તે પરથી ચોકસ થાય છે કે, તેઓ ગુપ્તવેશે પાંડવો જ છે.[૧૩]

આ સાંભળી દ્રુપદરાજ પ્રસન્ન થયા અને તેમણે પાંડવો પાસે પુરોહિતને આમ કહી મોકલ્યો કે, 'તમે શું મહાત્મા પાંડવો છો? અમે જાણવા માગીએ છીએ.'[૧૪] રાજાનું તે વચન સ્વીકારીને પુરોહિત પાંડવો પાસે ગયો અને તેમનો યશ ગાઈને તેમને દ્રુપદ રાજાનું સમગ્ર વચન યથાક્રમે યથાવત્ સંભળાવ્યું.[૧૫] 'હે વરદાનયોગ્ય પુરુષો! વરદાતા પૃથ્વીપતિ પંચાલરાજ તમને ઓળખવા ઇચ્છે છે. કેમકે એ લક્ષ્યના વેધનારને જોઈને તેમને હર્ષની અવધિ રહેતી નથી.[૧૬] તમે સાદ્યંત તમારાં જ્ઞાતિ, કુલ કહો અને તમે શત્રુઓને શિરે પગ મૂકો. તમે મારા, પંચાલરાજના તેમજ તેમનાં સગાંસંબંધીનાં આ હૃદયોને આનંદથી ભરી દો.[૧૭] પાંડુરાજા દ્રુપદરાજના આત્મરૂપ પ્રિય મિત્ર હતા. હૃદયમાં તેમને એ જ કામના હતી કે હું મારી પુત્રીને તે પાંડુરાજાને પુત્રવધૂ તરીકે આપીશ.[૧૮] હે અનિન્દિત અંગવાળા! રાજા દ્રુપદના હૃદયમાં નિત્ય એજ ઇચ્છા રહી હતી કે, વિશાલ અને દીર્ઘ બાહુવાળો અર્જુન મારી આ પુત્રીને ધર્મપૂર્વક પરણે.[૧૯] જો તેમજ થયું હોય, તો એ રૂડું થયું કહેવાય; અને એ મને યશસ્કર, પુણ્યરૂપ અને હિતકારી થયું ગણાય.' આ વચન બોલીને વિનીત થઈ ઊભા રહેલા પુરોહિતને જોઇને રાજા યુધિષ્ઠિરે પોતાની પાસે ઊભેલા ભીમને આ આજ્ઞા આપી કે, 'આમને અર્ઘ્યપાદ્ય આપ. દ્રુપદરાજના એ માન્ય પુરોહિત છે, એટલે તેમને વિશેષ રીતે સત્કાર ઘટે છે.'[૨૦,૨૧] એટલે હે નરેન્દ્ર! ભીમે તે પ્રમાણે કર્યું. પુરોહિતે તે પૂજા હર્ષપૂર્વક સ્વીકારી. પછી સુખપૂર્વક બેઠેલા એ પુરોહિત બ્રાહ્મણને યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું:[૨૨] 'પંચાલપતિએ ક્ષત્રિયધર્મને યોગ્ય સ્વયંવર કરીને પોતાની પુત્રી આપી છે, કંઈ ઇચ્છાથી આપી નથી. દ્રુપદરાજાએ પ્રતિજ્ઞારૂપી મૂલ્યથી આપવા ધારેલી કન્યાને આ વીર વરી લાવ્યો છે.[૨૩] એમાં વર્ણ, શીલ, કુલ કે ગોત્ર વિશે કંઈ શરત થઈ નહોતી. કેમકે ધનુષ્ય ઉપર બાણ ચડાવવાથી તેમજ લક્ષ્ય વીંધવાથી તે કન્યા અપાઈ ચૂકી છે.[૨૪] આ મહાત્માએ તે કાર્ય કરીને રાજસમૂહની વચ્ચે આ તે કૃષ્ણાને જીતી છે. આમ હોવાથી હવે સોમકવંશી દ્રુપદરાજાએ દુઃખ આપનારો સંતાપ કરવો ઘટતો નથી.[૨૫] રાજા દ્રુપદની જે ઈચ્છા છે, તે પણ પૂર્ણ થશે. હે બ્રાહ્મણ! હું સારી રીતે માનું છું કે આ અમારે માટે યોગ્ય સ્વરૂપવાળી રાજકન્યા છે.[૨૬] કોઈ મંદબળવાળો થોડો જ તે ધનુષને પણછ ચડાવી શકે એમ હતો? તેમ અસ્ત્રવિદ્યાથી અજ્ઞાત અથવા હીન જાતિનો કોઈ શું તે લક્ષ્યને પાડી શકે એમ હતો?[૨૭] તેથી પંચાલરાજે હવે પોતાની પુત્રીને નિમિત્તે સંતાપ કરવો યોગ્ય નથી. તેમ પૃથ્વીમાં એક માનવી તે પાડેલા નિશાનને ન પાડેલું કહી શકે એમ નથી.'[૨૮] યુધિષ્ઠિર આ પ્રમાણે કહી રહ્યા હતા, એવામાં પંચાલપતિ પાસેથી એક બીજો માણસ 'જમવાનું

તૈયાર છે' એમ કહેવાની ઇચ્છાએ ત્યાં વેગથી આવી પહોંચ્યો.[૨૯]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વૈવાહિકપર્વમાં 'પુરોહિતયુધિષ્ઠિર સંવાદ' નામનો અધ્યાય ૧૯૩ મો સમાપ્ત

# अध्याय १९४ मो

## પાંડવોની પરીક્ષા

॥ दूत उवाच ॥

जन्यार्थमन्नं द्रुपदेन राज्ञा विवाहहेतोरुप-संस्कृतं च । तदाप्नुवध्वं कृतसर्वकार्याः कृष्णां च तत्रैव चिरं न कार्यम् ॥१॥

દૂત બોલ્યોઃ–દ્રુપદરાજે વિવાહને નિમિત્તે જાનૈયાઓ સારુ ભોજન તૈયાર કરાવ્યું છે. તો સર્વ કાર્ય પતાવી તમે ત્યાં ચાલો; અને ત્યાંજ કૃષ્ણાને પરણો. વિલંબ કરશો નહિ.[૧] સુવર્ણ-કમલના ચિન્હવાળા, સુંદર ઘોડાઓ જોડેલા અને રાજાઓને શોભે એવા આ રથો છે. એમાં બેસી આપ સૌ પંચાલરાજના તે ભવને પધારો.[૨]

વૈશંપાયન બોલ્યાઃ–પછી તે સર્વ કુરુવરોએ તે પુરોહિતને વદાય આપી અને પોતે મોટા રથોમાં તેમજ કુંતી તથા કૃષ્ણા એક રથમાં એમ બેસીને જવા નીકળ્યાં.[૩] હે ભારત! ધર્મરાજે જે વચનો કહ્યાં હતાં, તે પુરોહિત પાસેથી સાંભળીને દ્રુપદરાજે કુરુવરોની પરીક્ષા કરવા સારુ અનેક પદાર્થો ત્યાં ઉપહાર માટે ભેગા કર્યા.[૪] હે રાજન્! ત્યાં ફલો, માલાઓ, સુંદર બખ્તરો, ઢાલો, આસનો બળદો, દોરડાં, બીજો, ખેતી નિમિત્તનાં બીજાં સાધનો, શિલ્પો માટેનાં સર્વ સમગ્ર ઓજારો, તેમજ રમતગમત માટેનાં સર્વ સાધનો રાજાએ ગોઠવાવ્યાં.[૫-૬] વળી ચમકદાર કવચો ને ઢાલો, મોટી તલવારો, ચિત્રવિચિત્ર ઘોડાઓ અને રથો, મોટાં ધનુષો, વિવિધ બાણો, સોનાથી મઢેલી શક્તિઓ તથા ઋષ્ટિઓ, પ્રાસો, ભૃશુંડીઓ, પરશુઓ અને યુદ્ધને લગતી તમામ ચીજો, ઉત્તમ વસ્તુઓવાળાં બિછાનાં અને આસનો અને વિવિધ પ્રકારનાં વસ્ત્રો–એ બધું રાજાએ ત્યાં સજાવ્યું.[૭-૮]

કુંતી તો સાધ્વી કૃષ્ણાને તેડીને દ્રુપદના અંતઃપુરમાં ગઈ. ઉદારચિત્ત સ્ત્રીઓએ કૌરવ-રાજની તે પત્નીને સન્માન આપ્યું.[૯] હે રાજન્! સિંહના જેવી પરાક્રમશાલી ગતિવાળા, મોટા બળદના જેવી આંખવાળા, મૃગચર્મના ઉપરણા-વાળા, પૂરા માંસના ખભાવાળા, ફણીન્દ્રની ફેણ જેવા લાંબા બાહુવાળા તે પુરુષશ્રેષ્ઠોને જોઇને દ્રુપદરાજ, રાજપ્રધાનો, રાજપુત્રો, રાજ-મિત્રો અને રાજસેવકો સૌ અત્યંત હર્ષ પામ્યા. ત્યાં, પાદ અને પીઠવાળાં મહામોંઘાં પરમ આસનો ઉપર તે નરશ્રેષ્ઠ વીરો નિઃશંક રીતે અને વિસ્મય પામ્યા વિના યથાક્રમે બેઠા.[૧૦-૧૨]

સુસ્વચ્છ વેષવાળાં દાસદાસીઓએ તથા રસોઇયાઓએ સોનારૂપાનાં પાત્રોમાં રાજાને યોગ્ય ઉત્તમ વાનીઓનું ભોજન પીરસ્યું.[૧૩] ત્યાં તે પુરુષવીરો યથેચ્છ અને પૂરી રીતે ભોજન લઈ તૃપ્ત થયા. પછી હે રાજન્! તે નરવીરો ઉપહારની સર્વ વસ્તુઓને પાછળ મૂકીને યુદ્ધ-વિષયક સામગ્રીઓની જગ્યાએ ગયા.[૧૪] હે રાજા! તે જોઈને દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદરાજ અને તેના સૌ મંત્રીવરો હર્ષ પામ્યા અને તે કુંતીપુત્રોને રાજપુત્રો માનવા લાગ્યા.[૧૫]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વૈવાહિકપર્વમાં 'યુધિષ્ઠિરાદિ પરીક્ષણ' નામનો અધ્યાય ૧૯૪ મો સમાપ્ત



# अध्याय १९५ मो

## વ્યાસજીનું આગમન

॥ वैशंपायन उवाच ॥

तत आहूय पांचाल्यो राजपुत्रं युधिष्ठिरम् ।
परिग्रहेण ब्राह्मेण परिगृह्य महाद्युति ॥१॥

વૈશંપાયન બોલ્યા:—પછી મહાતેજસ્વી પાંચાલપતિએ રાજપુત્ર યુધિષ્ઠિરને બોલાવીને તેમને બ્રાહ્મણને યોગ્ય આદરસત્કાર આપ્યો.[૧] તે ઉદારચિત્તે અતિવર્ચસ્વી કુન્તીપુત્રને પૂછ્યું કે, 'તમે ક્ષત્રિયો છો કે બ્રાહ્મણો છો કે ગુણસંપન્ન વૈશ્યો છો ! અથવા શૂદ્ર જાતિમાં જન્મ્યા છો—એ અમે કેવી રીતે જાણીએ ? અથવા કૃષ્ણાને કારણે તેને મેળવવા અર્થે, માયાથી બ્રાહ્મણોનું રૂપ લઈ વિચરતા તમે કોઈ દેવો અહીં આ દિશાએ આવ્યા છો? આ તમે સત્ય કહો. અમને ભારે સંદેહ પડયો છે.[૨-૪] હે પરંતપ ! અમારો સંશય છૂટતાં અમારાં મનને શો આનંદ થશે! અમારું સદ્‌ભાગ્ય શું ઉદય પામશે ![૫] તમે સ્વેચ્છાથી તે સત્ય કહો. રાજાઓમાં સત્ય જ શોભે છે. તમારાં ઇષ્ટાપૂર્ત (યજ્ઞાદિ ક્રિયા તથા વાવ, કૂવા સરોવરોની પ્રતિષ્ઠા)ની ખાતર પણ તમારે અસત્ય ન જ બોલવું ઘટે.[૬] હે શત્રુદમન! તમારું દેવતુલ્ય વચન સાંભળીને હું જરૂર વિધિપૂર્વક વિવાહકાર્ય માંડીશ.'[૭]

યુધિષ્ઠિર બોલ્યા:—હે રાજા ! તમે દુ:ખ ન કરો. હે પાંચાલનાથ ! તમને પ્રસન્નતા રહો. તમારી ધારેલી ઇચ્છા નિ:સંશય સિદ્ધ થઈ છે. હે નૃપેન્દ્ર ! અમે મહાત્મા પાંડુના ક્ષત્રિયપુત્રો છીએ. મને તમે જ્યેષ્ઠ કુન્તીપુત્ર જાણો. આ બે ભીમ અને અર્જુન છે.[૮-૯] હે રાજન્ ! આ બંનેની રાજસભામાં જય કરીને તમારી પુત્રીને મેળવી છે. જ્યાં કૃષ્ણા બેઠાં છે, ત્યાં નકુલસહદેવની જોડ અને માતા કુંતી છે.[૧૦] હે નરશ્રેષ્ઠ ! અમે ક્ષત્રિયો છીએ. તમારી માનસિક વેદના દૂર કરો. આ તમારી પદ્મિનીસમાન પુત્રી એક હૃદમાંથી બીજા હૃદમાં ગઈ છે.[૧૧] હે મહારાજ ! આ સર્વ તમને સત્ય કહું છું. તમે અમારા ગુરુરૂપ અને પરમ શરણરૂપ છો.[૧૨]

વૈશંપાયન બોલ્યા:—આથી તે દ્રુપદરાજ હર્ષથી વ્યાકુલનેત્ર થઈ ગયા અને આનંદમાં આવીને તે યુધિષ્ઠિરને ઉત્તર આપી શક્યા નહિ.[૧૩] તે પરંતપે યત્નપૂર્વક હર્ષને દબાવીને યુધિષ્ઠિરને અનુરૂપ વચનમાં ઉત્તર આપ્યો.[૧૪] તે ધર્માત્માએ ધર્મરાજને પૂછ્યું: 'તમે વારણાવત નગરમાંથી કેવી રીતે ભાગી છૂટ્યા ?'[૧૫] પાંડુપુત્ર યુધિષ્ઠિરે તેમને યથાક્રમે સર્વ વાત કહી સંભળાવી. કુંતીપુત્રે કહેલું તે વૃત્તાંત સાંભળીને દ્રુપદરાજા નરપતિ ધૃતરાષ્ટ્રને ધિક્કાર આપવા લાગ્યા.[૧૬] વક્તૃશ્રેષ્ઠ દ્રુપદે કુંતીપુત્ર યુધિષ્ઠિરને આશ્વાસન આપ્યું અને તેને રાજ્ય અપાવવાની પ્રતિજ્ઞા કરી.[૧૭] પછી કુંતી, કૃષ્ણા, ભીમ, અર્જુન, નકુલ, સહદેવ અને યુધિષ્ઠિર બધાં રાજભવનમાં ગયાં.[૧૮] હે રાજન્ ! યજ્ઞસેનથી સત્કાર પામી તેઓ ત્યાં વસવા લાગ્યાં. પછી દ્રુપદરાજે પુત્ર સાથે વિચાર કરીને યુધિષ્ઠિરને કહ્યું કે,[૧૯] 'આજે પુણ્ય દિવસ છે, આ મહાબાહુ કુરુનંદન અર્જુન કુળ પ્રમાણે કર્મ કરીને વિધિપૂર્વક પાણિગ્રહણ કરે.'[૨૦]

વૈશંપાયન બોલ્યા:—ત્યારે ધર્માત્મા રાજા યુધિષ્ઠિરે તેને કહ્યું કે, 'હે પૃથ્વીપતિ ! તો મારો પણ લગ્નસંબંધ કરવો યોગ્ય છે.'[૨૧]

દ્રુપદ બોલ્યો:—તો ભલે, તમે મારી પુત્રીનું વિધિસર પાણિગ્રહણ કરો. અથવા હે વીર ! તમે જેનાં લગ્ન કરવા ઇચ્છતા હોય તેનાં દ્રૌપદી સાથે લગ્ન કરવા કહો.[૨૨]

યુધિષ્ઠિર બોલ્યા:—હે રાજન્ ! દ્રૌપદી અમ સૌની પટરાણી થશે. હે પૃથ્વીનાથ ! મારી માતાએ પૂર્વે એ પ્રમાણે કહ્યું છે.[૨૩] હું અને પાંડવ ભીમ અવિવાહિત જ છીએ અને પાર્થ અર્જુને

તો તમારી આ રત્નસમાન પુત્રીને વિજયમાં મેળવી છે.[24] પરંતુ હે રાજન્ અમારો ઠરાવ છે કે, રત્નનો ઉપયોગ સહિયારો કરવો. હે રાજશ્રેષ્ઠ! અમે આ ઠરાવને વહેતો મૂકવા ઇચ્છતા નથી.[25] આથી કૃષ્ણા અમારી સૌની ધર્મપૂર્વક પટરાણી થશે. અગ્નિની સમક્ષ અમે સૌ ક્રમપૂર્વક તેનું પાણિગ્રહણ કરીએ.[26]

દ્રુપદ બોલ્યોઃ—હે કુરુનંદન! એક પુરુષને અનેક પત્નીઓ હોઈ શકે એવું શાસ્ત્રવિધાન છે, પણ એક સ્ત્રીને અનેક પતિઓ હોય એવું ક્યાંય પણ સાંભળ્યું નથી.[27] હે કૌન્તેય! તમે પવિત્ર અને ધર્મને જાણનારા છો, તો લોક અને વેદથી વિરુદ્ધ એવું આ અધર્મકૃત્ય કરવું તમારે માટે યોગ્ય નથી. તમારી બુદ્ધિ આવી ક્યાંથી થઈ?[28]

યુધિષ્ઠિર બોલ્યાઃ—હે મહારાજ! ધર્મ સૂક્ષ્મરૂપ છે. અમે તેની ગતિ પામી શકતા નથી. અમે તો પૂર્વપુરુષો જ માર્ગે ગયા છે તે માર્ગે ક્રમપૂર્વક ચાલીએ છીએ.[29] મેં અસત્ય વાણી કહી નથી, તેમ મારું મન અધર્મમાં પરોવાતું નથી. માતાની આજ્ઞા છે અને તે મને પણ યોગ્ય લાગે છે.[30] હે રાજન્ એ જ અચલ ધર્મ છે. વિચારવા થોભ્યા વિના તમે એનું આચરણ કરો. હે નરપતિ! એ વિષે તમે જરા પણ શંકા લાવશો નહિ.[31]

દ્રુપદ બોલ્યોઃ—હે કુંતીપુત્ર! તમે, કુંતી તથા મારો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન મળીને કર્તવ્યનો વિચાર કરો, એટલે આવતી કાલે આપણે યોગ્ય કરશું.[32]

વૈશંપાયન બોલ્યાઃ—હે ભારત! તે સૌ ભેગા મળી મંત્રણા કરી રહ્યા હતા, તે વખતે હે રાજન્! દ્વૈપાયન મુનિ ત્યાં એકાએક આવી પહોંચ્યા.[33]

-ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વૈવાહિકપર્વમાં 'દ્વૈપાયન-આગમન' નામનો અધ્યાય ૧૯૫ મો સમાપ્ત

# અધ્યાય ૧૯૬ મો

## વ્યાસનો અભિપ્રાય

॥ વૈશંપાયન ઉવાચ ॥

**ततस्ते पांडवाः सर्वे पांचाल्यश्च महायशाः ।**
**प्रत्युत्थाय महात्मानं कृष्णं सर्वेऽभ्यवादयन् ॥१**

વૈશંપાયન બોલ્યાઃ—સર્વ પાંડવોએ તથા મહાયશસ્વી પાંચાલરાજ તેમજ બીજા સૌએ ઊભા થઈને મહાત્મા કૃષ્ણદ્વૈપાયનને વંદન કર્યાં.[1] તે આદરસત્કારનો સ્વીકાર કરી, તે મહાત્મા તેમની કુશળ ખબર પૂછીને, સોનાના શુદ્ધ આસન ઉપર બિરાજ્યા.[2] અમાપ તેજસ્વી કૃષ્ણદ્વૈપાયને આજ્ઞા આપી એટલે તે સર્વ મનુજવરો પણ મહામૂલ્યવાન આસનો ઉપર બેઠા.[3] હે પૃથ્વીનાથ! થોડી વાર પછી પૃષત્ રાજાના પુત્ર દ્રુપદે મધુરી વાણી ઉચ્ચારી, તે મહાત્માને દ્રૌપદીના સંબંધમાં આમ પૂછ્યું:[4] 'એક સ્ત્રી અનેક પુરુષની પત્ની કેમ કરીને થઈ શકે? એમ કરવામાં સંકરતા ન આવે? હે ભગવન્! આ વિશે આપ મને બધું યથાવત કહો.'[5]

વ્યાસ બોલ્યાઃ—લોક અને વેદનો વિરોધી એવો આ ધર્મ અત્યારે લોપ પામ્યો છે. એટલે આ વિશે તમારામાંના જેનો જે મત હોય તેનો તે મત હું સાંભળવા ઇચ્છું છું.[6]

દ્રુપદ બોલ્યોઃ—હે દ્વિજોત્તમ! મારા અભિપ્રાયથી આ અધર્મ છે—લોક અને વેદથી તે વિરુદ્ધ છે. એક સ્ત્રી અનેક પુરુષોની પત્ની હોઈ શકે નહિ.[7] પૂર્વના મહાત્માઓએ પણ આ ધર્મ આચર્યો નથી અને વળી, વિદ્વાનોએ ક્યારે પણ આ અધર્મ આચરવા યોગ્ય નથી.[8] આથી હું આ કામમાં કંઈ હાથ નાખવાનું સાહસ કરતો નથી. કેમકે મને તો આ ધર્મ હમેશાં સંદેહથી ભરેલો લાગે છે.[9]

ધૃષ્ટદ્યુમ્ન બોલ્યોઃ—હે દ્વિજશ્રેષ્ઠ! હે બ્રહ્મન્! હે તપોધન! સદાચારી મોટો ભાઈ નાના ભાઈ-

ની સ્ત્રી પાસે કેવી રીતે જઈ શકે?[10] ધર્મ ઘણો સૂક્ષ્મ છે તેથી અમે ધર્મની ગતિને જાણી શકતા નથી. આ ધર્મ છે કે અધર્મ છે, એનો અમે નિર્ણય કરી શકતા નથી.[11] હે બ્રહ્મન્! કૃષ્ણા પાંચ પતિની પટરાણી થાય એવા નિશ્ચય પર અમે આવી શકીએ એમ નથી.[12]

યુધિષ્ઠિર બોલ્યાઃ–મારી વાણી અસત્ય હોતી નથી, તેમ મારું મન અધર્મમાં પ્રવૃત્ત થતું નથી. આ વિશે મારા મનને લાગે છે કે, આ કોઈ રીતે અધર્મ નથી. પુરાણમાં પણ સંભળાય છે કે, ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવી ગૌતમ ગોત્રની જટિલા સાત ઋષિઓને પરણી હતી.[13–14] તે જ રીતે, વૃક્ષમાં ઊછરેલી મુનિકન્યા વાર્ક્ષીએ તપ કરીને, ઉત્તમ મનવાળા એક જ 'પ્રચેતા' નામવાળા દશ ભાઇઓ સાથે લગ્ન કર્યાં હતાં.[15] વળી હે ધર્મજ્ઞશિરોમણિ! કહ્યું છે કે, ગુરુનું વચન ધર્મરૂપ છે. અને સર્વ ગુરુઓમાં માતા જ એક પરમગુરુ છે.[16] તે માતાએ આ વચન કહ્યું છે કે, 'ભિક્ષાની સામગ્રીનો સર્વ મળીને ઉપભોગ કરો.' આથી હે દ્વિજોત્તમ! હું આને પરમધર્મ માનું છું.[17]

કુન્તી બોલીઃ–ધર્મચારી યુધિષ્ઠિરે આ ઠીક જ કહ્યું છે. મને ભય છે, રખે મારું વચન જૂઠું પડે. હું અસત્યમાંથી કેમ કરીને છૂટું?[18]

વ્યાસ બોલ્યાઃ–હે ભદ્રા! તારી વાત સત્ય ઠરશે. તેં કહ્યો છે તે ધર્મ સનાતન છે. કુંતીપુત્ર યુધિષ્ઠિરે જે કહ્યું છે, તે નિઃસંશય ધર્મરૂપ છે. હે પાંચાલનાથ! જે રીતે એ ધર્મવિહિત છે, તેમજ જેથી એ સનાતન છે, તે વિશે હું સર્વની સમક્ષ કહીશ નહિ. તમે એકલા જ તે સાંભળો.[19,20]

વૈશંપાયન બોલ્યાઃ–પછી સમર્થ ભગવાન દ્વૈપાયન વ્યાસ ઊઠ્યા અને દ્રુપદ રાજાનો હાથ પકડીને તેને લઇને રાજભવનમાં ગયા.[21] કુન્તી, પાંડવો તથા પૃષતવંશી ધૃષ્ટદ્યુમ્ન તે બન્નેની રાહ જોતા જ્યાં ને ત્યાં બેસી રહ્યાં.[22] પછી દ્વૈપાયન ભગવાન મહાત્મા દ્રુપદનરેશને એક સ્ત્રી અનેક પતિની પત્ની થાય એ કેવી રીતે ધર્મ છે, તે સમજાવવા લાગ્યા.[23]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વૈવાહિકપર્વમાં 'વ્યાસવાક્ય' નામનો અધ્યાય ૧૯૬ મો સમાપ્ત**

# अध्याय १९७ मो

## પાંચ ઇન્દ્રનું ઉપાખ્યાન

॥ व्यास उवाच ॥

**पुरा वै नैमिषारण्ये देवाः सत्रमुपासते ।**
**तत्र वैवस्वतो राजन् शामित्रमकरोत्तदा ॥१॥**

વ્યાસ બોલ્યાઃ–હે રાજન્! પૂર્વે દેવોએ નૈમિષારણ્યમાં સત્ર માંડ્યો હતો, તેમાં વિવસ્વતના પુત્ર યમરાજ પશુ મારવાનું કામ કરતા હતા.[1] હે રાજન્! આમ દીક્ષિત થવાથી યમરાજ પ્રજામાંથી કોઈને પણ મારતા નહોતા. પરિણામે મરણકાલ વીતી જતાં મૃત્યુ ન થવાથી મનુષ્યો પુષ્કળ વધવા લાગ્યા.[2] આથી ચંદ્ર, ઇન્દ્ર, વરુણ, કુબેર, સાધ્યો, રુદ્રો, વસુઓ, અશ્વિનીકુમારો, તેમજ અન્ય દેવો ત્યાં સર્વલોકના નિર્માતા પ્રજાપતિ બ્રહ્મા પાસે ગયા.[3] પછી મનુષ્યોની અત્યંત વૃદ્ધિએ કરીને અત્યંત ભય પામેલા તેઓ એક સાથે લોકગુરુ પ્રજાપતિ બ્રહ્માજીને કહેવા લાગ્યા. 'અમે સૌ તે ભયથી ઉદ્વેગ પામ્યા છીએ અને સુખની ઇચ્છાથી આપને શરણે આવ્યા છીએ.[4]'

પિતામહ બોલ્યાઃ–તમે સૌ અમર છો, તો પછી તમને મર્ત્યોનો ભય કેવો? મરણધર્મવાળા મનુષ્યોનો તમને ભય થવો ઘટતો નથી.[5]

દેવો બોલ્યાઃ–મરણધર્મવાળા હમણાં અમર થઈ ગયા છે. હવે અમારામાં અને તેમનામાં કોઈ વિશેષ નથી. આ સરખાપણાનો અમને ઉદ્વેગ થાય છે. અમારામાં વિશેષતા રહે એ અર્થે અમે અહીં આવ્યા છીએ.[6]

ભગવાન બ્રહ્મા બોલ્યાઃ–હાલ સૂર્યના પુત્ર યમરાજ યજ્ઞને નિમિત્તે રોકાયેલા છે; તેથી આ માણસો મરણ પામતા નથી. પણ એ સર્વ કાર્ય કરીને તે એકાગ્ર થશે એટલે માનવોનો અંતકાલ આવશે.[૭] ત્યારે એ સૂર્યપુત્ર યમનું શરીર તમારા જ તેજથી શોભાયમાન થશે અને વૃદ્ધિ પામશે. તે અંતકાલ લાવશે. ત્યારે મનુષ્યોમાં તમારા જેવી સમાનતા રહેશે નહિ.[૮]

વ્યાસ બોલ્યાઃ–આદિદેવ બ્રહ્માનું એ વચન સાંભળીને તે દેવો જ્યાં દેવતાઓનો યજ્ઞ થતો હતો ત્યાં ગયા. તેઓ એકસાથે બેઠા હતા એવામાં, ત્યાં તેમણે ગંગાજીમાં એક સુવર્ણકમલ જોયું.[૯] જોઇને તેઓ વિસ્મિત થયા. તેમનામાંનો શૂરવીર ઇન્દ્ર તે કમળ પાસે ગયો. પછી જ્યાં ગંગાદેવી નિત્ય વહી રહ્યાં છે, ત્યાં તેણે અગ્નિસમાન કાંતિવાળી એક યુવતીને જોઈ.[૧૦] ત્યાં જળની ઇચ્છા રાખતી તે યુવતી રોતી હતી અને ગંગાદેવીમાં સ્નાન કરી રહી હતી. તેનું જે અશ્રુબિન્દુ પાણીમાં પડયું, તેથી ત્યાં તે કનકકમલ થયું હતું.[૧૧] તે આશ્ચર્ય જોઇને વજ્રધારી ઇન્દ્ર તે યુવતી પાસે જઈને પૂછવા લાગ્યોઃ 'હે ભદ્રા! તું કોણ છે? તું શા કારણે રુએ છે? હું એ જાણવા ઇચ્છું છું. તું સત્ય વચન બોલજે'.[૧૨]

સ્ત્રી બોલીઃ–હે ઇન્દ્ર! હું કમભાગ્યવાળી કોણ છું અને શા માટે રડું છું તે તમે અહીં જાણી શકશો. હે રાજન્! તમે મારી સાથે ચાલો. હું તમારી આગળ ચાલીશ. હું જે કારણથી રડું છું તે તમે ત્યાં જોશો.[૧૩]

વ્યાસ બોલ્યાઃ–આમ, તે સ્ત્રીએ ચાલવા માંડયું અને ઇન્દ્ર તેની પાછળ પાછળ જવા લાગ્યો. થોડે દૂર જતાં તેણે ગિરિરાજના શિખર ઉપર એક દર્શનીય તરુણને જોયો. તે સિંહાસન પર બેઠો હતો અને એક યુવતી સાથે પાસાથી દાવ રમતો હતો.[૧૪] તેને પાસાની રમતમાં અત્યંત લીન થયેલો જોઈને દેવરાજ ઇન્દ્રે ક્રોધયુક્ત થઈને તેને કહ્યુંઃ 'હે પંડિતવર! આ ત્રિભુવન મારે અધીન છે. હું સર્વનો સ્વામી છું, એમ તારે જાણવું.'[૧૫] ઇન્દ્રને આમ કુપિત થયેલો જોઈ તે દેવ કે જે મહાદેવ હતા તે હસ્યા અને ધીરે ધીરે ઇન્દ્રને જોવા લાગ્યા. તેમણે જોતાં વાર જ દેવરાજ ઇન્દ્ર સ્તંભિત થઈ ગયો અને થાંભલાની જેમ જડ ઊભો રહ્યો.[૧૬] પછી એ રમત પૂરી થતાં મહાદેવે તે રડતી દેવીને કહ્યું કે, 'પેલાને અહીં મારી પાસે લઈ આવ, કે જેથી ફરીને એને મારી સામે આવો અહંકારનો આવેશ ન આવે.'[૧૭]

પછી તે સ્ત્રીએ સ્પર્શ કરતાં તે ઇન્દ્રનાં અંગ ઢીલાં થઈ ગયાં અને તે ધરતી ઉપર ઢળી પડયો. ઉગ્ર તેજવાળા ભગવાન શંકરે તેને કહ્યુંઃ 'હે શક્ર! હવે ફરીને આવું કદી પણ કરતો નહિ.[૧૮] તારાં બલ અને વીર્ય અજોડ છે. તો આ મહા ગિરિરાજને જરા ખસેડ અને ગુફાના મધ્યભાગમાં જા. ત્યાં સૂર્યના જેવી પ્રભાવાળા તારા જેવા પુરુષો છે.'[૧૯] તે ઇન્દ્રે મહાપર્વતની તે ગુફા ખોલી, તો તેણે તેના જેવી સમાન કાંતિવાળા બીજા ચાર પુરુષોને ત્યાં જોયા. તેમને જોઈને તેને દુઃખ થયુ અને વિચારવા લાગ્યો કે, 'રખેને હું પણ આમના જેવો થઈ જાઉં.'[૨૦] પછી કુપિત થયેલા ભગવાન ગિરીશે પોતાની બન્ને આંખો વકાસીને વજ્રધારી ઇન્દ્રને કહ્યું કે, 'હે શતક્રતુ! તું આ ગુફામાં પ્રવેશ કર, કેમકે, પ્રથમ તેં નાદાનીથી મારું અપમાન કર્યું છે.'[૨૧] ભગવાન શંકરે દેવરાજને આ પ્રમાણે કહ્યું, એટલે તે શાપથી અત્યંત દુઃખી થયો અને ગિરિરાજના શિખર ઉપર જેમ પવનથી પીપળાનું પાન હાલી ઊઠે તેમ તે સર્વ અંગે શિથિલ થઈ થરથરવા લાગ્યો.[૨૨] વૃષભવાહન ભગવાન શંકરે જ્યારે આ પ્રમાણે એકાએક કહ્યું, ત્યારે તે ઇન્દ્ર ધ્રૂજતો ધ્રૂજતો હાથ જોડીને બહુરૂપધારી ને ઉગ્ર દેવને આમ કહેવા લાગ્યોઃ 'હે ભવ! આજે તમે

સમગ્ર ભુવનના દ્રષ્ટા છો.[23] ઉગ્ર વર્ચસ્વી ભગવાને હસીને તેને કહ્યું: 'જે લોકો અહંકારી સ્વભાવ રાખે છે, તેના પર હું કદી પ્રસન્ન થતો નથી. પહેલાં આ ચાર પુરુષો એવાં કર્મ કરીને આ ગુહામાં પડ્યા છે, તો તું પણ આ ગુફામાં જ અને ત્યાંજ સૂઈ રહે.[24] નિઃસંશય તમે સૌ એ જ સ્થિતિને પામશો—તમે માનવયોનિમાં પ્રવેશશો. ત્યાં તમે દુઃસાધ્ય કર્મો કરીને અને અનેકાનેકને મરણશરણ પહોંચાડીને ફરીથી તમારા પૂર્વનાં પુણ્યે જીતેલા મહામૂલા ઇન્દ્રલોકને વિશે આવશો. આ અને બીજું જે વિવિધ અર્થવાળું મેં તમને કહ્યું છે, તે તમારે કરવાનું જ છે.[25-26] પૂર્વના ઇન્દ્રો બોલ્યા: 'અમે દેવલોકમાંથી જ્યાં મોક્ષ મેળવવો અતિ દુર્ઘટ છે, એવા માનુષલોકમાં જશું. પણ અમારી પ્રાર્થના છે કે, આ સ્ત્રી કે જે અમારી માતા થશે તેમાં ધર્મ, વાયુ, ઇન્દ્ર અને બે અશ્વિનીકુમારો એ દેવો અમારું ગર્ભાધાન કરો. અમે મનુષ્યો સાથે દિવ્ય અસ્ત્રોથી યુદ્ધ કરીને ફરી પાછા ઇન્દ્રલોકમાં આવશું.'[27]

વ્યાસ બોલ્યાઃ—વજ્રધારી ઇન્દ્રે આ વચન સાંભળીને દેવશ્રેષ્ઠ મહાદેવને ફરીને કહ્યું કે, 'આ કાર્યના પ્રયોજન સારુ હું આમની સાથે મારા વીર્યથી એક પુરુષ ઉપજાવી દઈશ.[28] પછી ભગવાન પિનાકધારીએ દયાથી વિશ્વભુક, ભૂતધામા, પ્રતાપી શિબિ, ચોથો શાંતિ અને તેજસ્વી એ પાંચ ઇન્દ્રોની પ્રાર્થના સ્વીકારી.[29] ભગવાન ઉગ્રધન્વાએ તે ભુવનહારિણી લક્ષ્મીસ્વરૂપિણી યુવતીને મનુષ્યલોકમાં તેમની પત્ની તરીકે નિર્માણ કરી. પછી, એ મહાદેવ તે ઇન્દ્રો સાથે અજ, પુરાણ, અનન્ત, અવ્યક્ત, સનાતન અને અપ્રમેય એવા અનન્તરૂપ તથા વિશ્વરૂપ તે નારાયણ પાસે ગયા.[30,31] તેમણે પણ તે સર્વ વાતને સંમતિ આપી. પછી તે સર્વ ઇન્દ્રોએ પૃથ્વી ઉપર જન્મ ધારણ કર્યા. ભગવાન હરિએ પોતાની શક્તિરૂપી શુક્લ અને કૃષ્ણ એવા બે રંગના બે કેશો* પોતામાંથી બહાર કાઢ્યા.[32] તે બન્ને કેશો યદુકુલની દેવકી અને રોહિણીમાં પ્રવેશ્યા.[33] તેમાં જે એક શ્વેત કેશ હતો તે બલદેવરૂપે અવતર્યો અને જે બીજો કૃષ્ણ કેશ હતો તે કેશવરૂપે અવતાર પામ્યો. વર્ણને લીધે એ કૃષ્ણ કહેવાયા.[34] પેલા ઉત્તર પર્વતની ગુફામાં જે ઇન્દ્રરૂપોને પૂર્વે પૂરવામાં આવ્યા હતા, તેઓ આ મૃત્યુલોકમાં વીર્યવાન પાંડવોરૂપે જન્મ્યા છે અને તેમાં સવ્યસાચી અર્જુન ઇન્દ્રના અંશથી થયો છે.[35] હે રાજન્! આ રીતે પૂર્વે જે ઇન્દ્રો હતા તે જ આ પાંડવો થયા છે. તેમને માટે પૂર્વે જ લક્ષ્મી પત્ની તરીકે નિર્માણ થઈ છે, તે આ દિવ્યરૂપવાળી દ્રૌપદી છે.[36] જેનું રૂપ ચંદ્ર અને સૂર્યની કાંતિ જેવું છે અને જેનો

* અહીં કેશને જ વીર્યરૂપે સમજવા અને એ કારણથી જ વ્યાસ ભગવાને દેવકી અને રોહિણીમાં સાક્ષાત્ કેશનો જ પ્રવેશ કહ્યો છે, વસુદેવમાં પ્રવેશ કહ્યો નથી. જો તેમ હોત તો દેવોનું રેતસ્ વૃષ્ટિરૂપે પરિણમે, વૃષ્ટિથી ઔષધિ, તેનાથી અન્ન, અન્નથી રેતસ્ ઇત્યાદિ શ્રુત્યુક્ત ક્રમથી આપણી પેઠે રામ, કૃષ્ણના જન્મ પણ વ્યવધાન વડે દેવોથી થયેલા ગણાય અને તેમ થતાં 'એ અનેક અવતારોનું નિવાસસ્થાન અને અવિનાશી બીજ છે.' આ ભગવાનનું સાક્ષાત્ મત્સ્યાદિ અવતારોનું જે બીજત્વ કહેલું છે, તેમાં વિરોધ આવે. જો કે કેશ અને વીર્ય એ બન્નેની દેહથી થતી ઉત્પત્તિ સમાન છે; તથાપિ વીર્યથી ઉત્પત્તિ થતાં તે અર્વાક્સ્રોતસ્ (અધઃપ્રવાહી) સૃષ્ટિમાં ગણાય તેમાં મનુષ્યત્વ અને પુત્રત્વ પ્રાપ્ત થાય. માટે પૂર્વોક્ત રીતે જ **कृष्णस्तु भगवन् स्वयम्।** એ ભાગવતોક્તિ ઘટી શકે છે. અહીં કેશનું ઉદ્ધરણ કરીને તે દ્વારાથી ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણમાં અંશપણું પ્રતીત થાય છે; પરિપૂર્ણતા આવતી નથી? એવી શંકા કરવી યોગ્ય નથી; કારણ કે કેશ કંઈ દેહનો અવયવ ગણાતો નથી; માટે નમુચિનો વધ કરવામાં જેમ જલના ફીણમાં વજ્રનો પ્રવેશ થયો હતો, તેમજ અહીં પણ દેવકી અને રોહિણીના ઉદરમાં પ્રવેશ કરવો હતો. માટે એ કેશરૂપી દ્વાર વડે ભગવાનનો સંપૂર્ણ આવિર્ભાવ જ થયો હતો; અંશરૂપે નહિ, એમ માનવું યોગ્ય લાગે છે. —નીલકંઠ.

સુગંધ કોશ સુધી પ્રસરે છે, તે સ્ત્રી શું માત્ર તારા પૂર્વકર્મથી જ અને દૈવયોગ વિના જ આ પૃથ્વીતલમાંથી પ્રકટે છે?[૩૭] હે નરેન્દ્ર! હું પ્રીતિપૂર્વક તને આ દિવ્ય ચક્ષુરૂપી બીજું અદ્ભુત વરદાન આપું છું. પુણ્ય અને દિવ્ય એવા પૂર્વદેહો સાથે તું આ કુંતીપુત્રોને જો.[૩૮]

વૈશંપાયન બોલ્યાઃ–પછી પરમ ઉદાર કર્મવાળા પવિત્ર વિપ્રવર વ્યાસજીએ પોતાના તપોબલથી તે રાજાને દિવ્ય દૃષ્ટિ આપી અને એ રાજાએ તે સર્વને તેમના પૂર્વદેહો સાથે યથાવત્ જોયા.[૩૯] ત્યારે રાજાએ તેમને દિવ્ય દેહવાળા, સુવર્ણના મુકુટથી શોભતા, અગ્નિ અને આદિત્યના જેવા વર્ણવાળા, યોગ્ય અલંકારોથી અલંકૃત થયેલા, મનોહર રૂપવાળા, વિશાલ છાતીવાળા અને પાંચપાંચ હાથ જેટલા ઊંચા એવા ઇન્દ્રરૂપી યુવાનો જોયા.[૪૦] તેઓ નિર્મલ અને દિવ્ય વસ્ત્રોથી તથા ઉત્તમ સુગંધીદાર ફૂલમાલાઓથી અત્યંત શોભતા હતા. તેઓ સાક્ષાત્ ત્ર્યંબક, વસુઓ, રુદ્રો અને આદિત્યો સમાન સર્વ ગુણોથી સંપન્ન હતા.[૪૧] આમ દ્રુપદરાજ તેમને પૂર્વના ઇન્દ્રોનાં રૂપમાં જોઈને તથા ઇન્દ્રપુત્ર અર્જુનને ઇન્દ્રરૂપ જાણીને પ્રસન્ન થયા અને તે દિવ્ય તેમજ અપ્રમેય માયાને જોઇને વિસ્મય પામ્યા.[૪૨] સાક્ષાત ચંદ્ર અને અગ્નિના જેવી પ્રકાશવતી, પરમ રૂપવતી અને લક્ષ્મી જેવી તે શ્રેષ્ઠ કન્યા રૂપ, તેજ તથા યશ વડે તેમની પત્ની થવાને યોગ્ય છે એમ માનીને તે નરેન્દ્ર હર્ષવાન થયા.[૪૩] દ્રુપદરાજ તે મહાન આશ્ચર્ય જોઈને સત્યવતીપુત્ર વ્યાસજીને ચરણે પડ્યા અને પ્રસન્નચિત્તે તેમને કહ્યું કે, 'હે પરમઋષિ ! આપનામાં આવી સિદ્ધિ હોય એમાં આશ્ચર્ય નથી.'[૪૪]

વ્યાસ બોલ્યાઃ–તપોવનમાં એક ઋષિમહાત્માને કોઈ એક કન્યા હતી. પણ તે કન્યા રૂપવતી અને સતી હોવા છતાં પતિ પામી નહોતી.[૪૫] તેણે ઉગ્ર તપ કરીને ભગવાન શંકરને પ્રસન્ન કર્યા. પ્રસન્ન થયેલા ભગવાને સ્વયં તેને કહ્યું કે, 'તું વરદાન માગ.'[૪૬] ભગવાને આમ કહ્યું, એટલે તે કન્યાએ વારંવાર એ વરદાતા ઈશ્વરને કહ્યું: 'હું સર્વગુણસંપન્ન પતિ ઇચ્છું છું.'[૪૭] તે દેવાધિદેવ શંકરે પ્રસન્ન ચિત્તે તેને આ વરદાન આપ્યું કે, 'હે ભદ્રા ! તને પાંચ પતિઓ થશે.'[૪૮] મહાદેવને પ્રસન્ન કરતી તે કન્યાએ ફરીથી કહ્યું કે, 'હે શંકર! આપની પાસેથી હું તો એક જ ગુણવાન પતિ માટે પ્રાર્થના કરું છું.'[૪૯] એટલે તે દેવોના દેવે પ્રસન્ન મનથી તેને ફરીને આ શુભ વચન કહ્યું: 'મને તેં ફરી ફરીને પાંચ વાર 'પતિ આપો' એમ કહ્યું છે.[૫૦] તો, હે કલ્યાણી! તારા એ વચન પ્રમાણે જ થશે. પણ, આ બધું તું બીજા દેહમાં જશે ત્યારે થશે. તારું મંગલ થાઓ.' હે દ્રુપદ! તે જ આ દેવરૂપિણી તારી પુત્રી છે. એ અનિન્દિતા પાર્ષતી કૃષ્ણા, પાંચ પતિઓની પત્ની થવા નિર્માઈ છે.[૫૧,૫૨] સ્વર્ગની એ લક્ષ્મી પાંડવોને અર્થે જ મહાયજ્ઞમાં ઉત્પન્ન થઈ છે અને ઘોર તપ તપીને તે તારી દુહિતારૂપે જન્મી છે.[૫૩] હે રાજન્! દેવો જેની ઉપાસના કરે છે તેવી આ મનોહારિણી દેવીને પોતાનાં કર્મો વડે દેવ જેવા પાંચ પાંડવોની એક પત્ની થવાને વિધાતાએ સર્જી છે. તો હે દ્રુપદ! આ સાંભળીને તું યથેચ્છ કર.[૫૪]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વૈવાહિકપર્વમાં 'પંચેન્દ્રોપાખ્યાન' નામનો અધ્યાય ૧૯૭ મો સમાપ્ત

# अध्याय १९८ मो

## દ્રૌપદીનો વિવાહ

॥ द्रुपद उवाच ॥

अश्रुत्वैवं वचनं ते महर्षे मयापूर्वं यतितं सं-
धातुम् ॥ न वै शक्यं विहितस्यापयानं तदे-
सुपपन्नं निधानम् ॥ १ ॥

**દ્રુપદ બોલ્યોઃ**—હે મહાનુભાવ! આ મહામૂલું સત્ય વચન સાંભળીને મારો મોહ નાશ પામ્યો છે. હે મહર્ષિ! તમારું આવું વચન સાંભળ્યા પહેલાં મેં લગ્નવિધાન કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ દૈવી વિધાનને ટાળી શકાય એમ નથી, એટલે આ દૈવી નિર્માણને અનુસરવું જ યોગ્ય છે.[1] ભાગ્યની ગાંઠ બદલી શકાતી નથી. સ્વકર્મથી અહીં કંઈ પણ થતું નથી. એક જ વરને માટે તે લક્ષ્યભેદનું નિમિત્ત રખાયું હતું અને તે હવે પાંચને માટે નિશ્ચિત થયું.[2] કૃષ્ણા પૂર્વજન્મમાં પાંચ વાર બોલી હતી કે, 'ભગવાન, મને પતિ આપો' તે પ્રમાણે ભગવાન શંકરે તેને કહ્યું હતું કે, 'તને પાંચ પતિ મળશે.' તો હવે આ સંબંધમાં શ્રેષ્ઠ રહસ્ય શું છે, તે ભગવાન શંકર જ જાણે છે.[3] જો આ ધર્મ કે અધર્મ ભગવાન શંકરે જ વિહિત કર્યો છે, તો એમાં મારો અપરાધ નથી. હવે, આ પાંડવો વિધિપૂર્વક કૃષ્ણાનું પાણિગ્રહણ કરોઃ કેમકે તે તેમને માટે જ નિર્મિત થયેલી છે.[4]

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી ભગવાન વ્યાસે ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યુંઃ 'હે યુધિષ્ઠિર! આજ ચંદ્રમા પૌષ્યયોગને પામે છે, આજ પુણ્યદિન છે, એટલે પ્રથમ તું આજે જ કૃષ્ણાનું પાણિગ્રહણ કર.'[5] પછી, યજ્ઞસેન દ્રુપદરાજે પોતાના પુત્ર સાથે જાનના માણસો માટે ઉત્તમ વસ્તુઓ લાવવા આજ્ઞા કરી અને પોતાની પુત્રી કૃષ્ણાને મંગલસ્નાન કરાવી, અનેક રત્નોથી વિભૂષિત કરાવી, લગ્નમંડપમાં તેડાવી.[6] પછી રાજાના મિત્રો, મંત્રીઓ, દ્વિજો તેમજ નગરજનો સૌ પ્રસન્નચિત્તથી પોતપોતાની પ્રધાનતા પ્રમાણે ત્યાં લગ્ન જોવાને ભેગા થયા.[7] તે સમયે, શ્રેષ્ઠજનોથી શોભી રહેલું અને આંગણામાં કમલ અને કૂંપળના વિશાળ શણગારવાળું, તેનું એ રાજભવન સેનાઓ અને રત્નોના સમૂહોથી એવી વિવિધ શોભા ધારણ રહ્યું હતું કે, જાણે તે નિર્મલ તારાઓથી ભરેલું આકાશ હોય![8] હે પ્રભુ! પછી અલંકાર ધારણ કરેલા, કુંડલ પહેરેલા, મહામૂલ્યવાન વસ્ત્રો સજેલા, શ્રેષ્ઠ ચંદનના લેપ લગાવેલા, અભિષેક પામેલા અને મંગલ ક્રિયાઓ પરવારેલા તે યુવાન કુરુવંશી રાજપુત્રોએ, અગ્નિ જેવા વર્ચસ્વી ધૌમ્ય પુરોહિત સાથે તે સભામાં ગોશાળામાં પેસી જતા મોટા આખલાઓની જેમ અતિ ઉમંગ સાથે વિધિપૂર્વક અને અનુક્રમે પ્રવેશ કર્યો.[9,10] પછી વેદપારંગત ધૌમ્યે અગ્નિની સ્થાપના કરીને પ્રદીપ્ત અગ્નિમાં મંત્રોપૂર્વક આહુતિ આપી. પછી યુધિષ્ઠિરને બોલાવીને તે મંત્રવેત્તાએ તેમને કૃષ્ણા સાથે ગાંઠ્યા.[11] આમ હસ્તમેળાપ પામેલા તે બંનેને તે વેદપારગામીએ પ્રદક્ષિણા કરાવી તેમનાં લગ્ન કરાવ્યાં. પછી યુદ્ધમાં શોભનારા યુધિષ્ઠિરની અનુજ્ઞા લઈને પુરોહિત રાજગૃહની બહાર ચાલ્યા ગયા.[12] નિત્ય ઉત્તમ રૂપ ધારણ કરનારા અને તે કુરુવંશને વધારનારા મહારથી રાજપુત્રોએ એજ ક્રમે તે શ્રેષ્ઠસુંદરી દ્રૌપદીનું પાણિગ્રહણ કર્યું.[13] આ સંબંધમાં દેવર્ષિ વ્યાસે મને આ ઉત્તમ, દિવ્ય અને અદ્ભુત વાત કહી છે. સુંદર કેડવાળી તે મહાન મહિમાવાળી દ્રૌપદી પ્રત્યેક દિવસે લગ્નસમયે ફરી ફરીને કન્યાવસ્થા પામતી હતી.[14]

આમ લગ્ન થઈ ગયાં, ત્યારે દ્રુપદરાજે મહારથી પાંડવોને વિવિધ જાતનું ઉત્તમ ધન પહેરામણીમાં આપ્યું. તેણે શ્રેષ્ઠ સુવર્ણની માલાઓવાળા તેમજ સોનાની લગામથી શોભીતા ચારચાર ઘોડા જોડેલા સો રથો આપ્યા. વળી, તેણે સુવર્ણના શિખરોવાળા સો પર્વતો જેવા સોનાની અંબાડીવાળા સો હાથીઓ આપ્યા. તેમજ મહામૂલાં વસ્ત્રો, આભૂષણો, અંબરો અને માળાઓથી શોભતી શ્રેષ્ઠ યૌવનવાળી સો દાસીઓ આપી. વિશેષમાં તે સોમવંશી મહાનુભાવે દિવ્ય રૂપધારી પ્રત્યેક પાંડવને અગ્નિની સાક્ષીએ

ધન, તેમજ અમૂલ્ય વસ્ત્રો તથા પ્રભાવવાળા અલંકારો આપ્યાં.[૧૫-૧૭] આમ લગ્ન થયા પછી તે મહાબલવાન ઇન્દ્રસમાન પાંડવો અનેક રત્નરૂપ તે લક્ષ્મીને પામીને પાંચાલરાજના તે નગરમાં વિહાર કરવા લાગ્યા.[૧૮]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વૈવાહિકપર્વમાં 'દ્રૌપદીવિવાહ' નામનો અધ્યાય ૧૯૮ મો સમાપ્ત**

# अध्याय १९९ मो

## શ્રીકૃષ્ણે કરેલું મોસાળું

॥ वैशंपायन उवाच ॥

**पांडवैः सह संयोगं गतस्य द्रुपदस्य ह ।**
**न बभूव भयं किंचिद्देवेभ्योपि कथंचन ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ–પાંડવોની સાથે પોતાનો સંબંધ બંધાયો, એટલે દ્રુપદ પૂરો નિર્ભય થઈ ગયો. તેને દેવોનો પણ કંઈ ભય રહ્યો નહિ.[૧] મહાત્મા દ્રુપદની સ્ત્રીઓ કુન્તી પાસે ગઈ અને પોતપોતાનાં નામ કહીને શિર નમાવી તેમને પાયે પડી.[૨] રેશમી પાનેતર પહેરેલી અને કૌતુકમંગલ પામેલી કૃષ્ણા પણ સાસુને પ્રણામ કરીને વિનયપૂર્વક હાથ જોડીને ઊભી રહી.[૩] રૂપલક્ષણવાળી તથા શીલ અને આચારથી સંપન્ન એ પુત્રવધૂ દ્રૌપદીને પૃથાએ પ્રેમપૂર્વક આ આશીર્વચન કહ્યાંઃ 'ઇન્દ્રાણી જેમ ઇન્દ્રની સાથે, સ્વાહા જેમ અગ્નિની સાથે, રોહિણી જેમ ચન્દ્રની સાથે, દમયન્તી જેમ નલની સાથે, ભદ્રા જેમ કુબેરની સાથે, અરુન્ધતી જેમ વસિષ્ઠની સાથે અને લક્ષ્મી જેમ નારાયણની સાથે, તેમ તું પણ તારા પતિની સાથે પ્રીતિથી રહેજે![૪-૬] હે ભદ્રા! તું દીર્ઘાયુષી વીરપુત્રોની જનેતા થજે. તને અનેક સુખ સાંપડો. તું અખંડ સૌભાગ્યવતી રહે. તું અનેક ભોગો પામ. તું યજ્ઞમાં પતિઓને સહાય કરનારી થજે. તું પતિવ્રતા રહેજે.[૭] અતિથિઓ, અભ્યાગતો, સાધુઓ, વૃદ્ધો, બાલકો, તેમજ ગુરુઓના યથાયોગ્ય સેવાસત્કારમાં સદૈવ તારો સમય વ્યતીત થાઓ.[૮] કુરુજાંગલ જેમાં મુખ્ય છે તે રાજ્યો અને નગરોમાં, ધર્મવત્સલા એવી તું રાજાની સાથે અભિષેક પામજે.[૯] મહાબલવાન પતિઓએ પરાક્રમપૂર્વક જીતેલી પૃથ્વીને તું અશ્વમેધના મહાયજ્ઞમાં બ્રાહ્મણોને અર્પી દેજે.[૧૦] હે ગુણિયલ! પૃથ્વીમાં જે જે ગુણવાન રત્નો છે, તે તને પ્રાપ્ત થાઓ. હે કલ્યાણી! તારી સો શરદો સુખભરી જાઓ.[૧૧] હે વધુ! આજે તને પાનેતર પહેરેલીને હું જેમ અભિનંદન આપું છું, તેમ તને ગુણસુંદરીને પુત્ર જન્મશે ત્યારે ફરી ફરી અભિનંદન આપીશ.'[૧૨]

વૈશંપાયન બોલ્યાઃ–પછી પત્ની પામેલા તે પાંડવો માટે શ્રીકૃષ્ણે (મોસાળામાં) વિવિધ વૈડૂર્યમણિઓ અને સુવર્ણના અલંકારો મોકલ્યા.[૧૩] વળી માધવે અનેક દેશમાં બનેલાં અમૂલ્ય વસ્ત્રો, શાલદુશાલાઓ, મૃગચર્મો, રત્નો, સુંદર ને સુંવાળાં વિવિધ જાતનાં ઊંચાં શયનો, આસનો તથા વાહનો, તેમજ વૈડૂર્ય અને વજ્રમણિ જડેલાં સેંકડો વાસણો મોકલ્યાં.[૧૪,૧૫] શ્રીકૃષ્ણે રૂપ, યૌવન અને દાક્ષિણ્યથી સંપન્ન તથા સુવિભૂષિત હજારો દાસીઓ આપી.[૧૬] વિશેષમાં અપ્રમેયાત્મા મધુસૂદને સારા કેળવેલા સુલક્ષણા હાથીઓ, સુશોભિત સુંદર અશ્વો, સુવર્ણના ઉજ્જવલ પટાઓથી વિભૂષિત કરેલા હાથીદાંતના રથો, સોનાની કરોડો મુદ્રાઓ, તેમજ કાચા સોનાના ઢગના ઢગો–એ સઘળું મોકલાવ્યું.[૧૭,૧૮] ગોવિન્દને પ્રસન્ન કરવાની ઇચ્છાએ, ધર્મરાજ યુધિષ્ઠિરે તે સઘળું પરમ આનંદપૂર્વક સ્વીકાર્યું.*[૧૯]

**ઇતિશ્રી મહાભારતમાં વૈવાહિકપર્વમાં અધ્યાય ૧૯૯ મો સમાપ્ત**

**વૈવાહિકપર્વ સમાપ્ત**

* लोकवेदविरोधेऽपि मातुर्वाक्यं न ...
इत्येकस्यां रेमिरेऽमी पंचेत्युक्तं स्वदं...
તથા વેદનો વિરોધ હોય તો પણ ...

# विदुरागमनपर्व

## अध्याय २०० मो

### વિદુરે ધૃતરાષ્ટ્રને પાંડવોના સમાચાર આપ્યા

॥ वैशंपायन उवाच ॥

ततो राज्ञां चरैराप्तैः प्रवृत्तिरुपनीयत ।
पांडवैरुपसंपन्ना द्रौपदी पतिभिः शुभा ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–પછી રાજાઓના પોત પોતાના વિશ્વાસુ દૂતોએ ખબર પહોંચાડી કે, 'શુભ લક્ષણવતી દ્રૌપદી પાંડવપતિઓને પરણી છે.'' જે મહાત્માએ તે ધનુષ્ય ચડાવીને લક્ષ્ય વીંધ્યું હતું, તે જયશીલોમાં શ્રેષ્ઠ મહાન ધનુપ-

ઉલ્લંઘન કરવું નહિ, એમ માનીને પાંચે પાંડવો એક દ્રૌપદીમાં રમમાણ થયા હતા, એ સ્વયંવરપર્વમાં કહ્યું છે. ननु वेद विरुद्धेयमेकस्या बहुभर्तृता। नैकस्ये बहवो नैका द्वौ पती इति च श्रुति॥ એમાં શંકા કરે છે કે, એક સ્ત્રીને ઘણા પતિ થવા એ વેદવિરુદ્ધ છે. શ્રુતિ કહે છે કે એક સ્ત્રીને બે અથવા ઘણા પતિ ન થાય તે શ્રુતિ આ પ્રમાણે છે–नैकस्ये बहवः सहपतय इति तस्मान्नैका द्वौ पती विंदते ॥श्रु०॥ આવો નિષેધ છે ત્યારે એક દ્રૌપદીએ પાંચ પતિ કેમ કર્યા? આ શંકાનો ઉત્તર–अग्निन्पच क्रमात्प्राप्य हव्यमेति मनुष्यताम्। अगनयस्त्वग्निरर्क.क्ष्मा पुरुषो योपिदित्यपि॥ अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते। आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः॥ હવિર્ અનુક્રમે પાંચ અગ્નિને પ્રાપ્ત થઈને મનુષ્યપણાને પામે છે, તે પાંચ અગ્નિઓ ૧ અગ્નિ, ૨ સૂર્ય, ૩ પૃથ્વી, ૪ પુરુષ અને ૫ સ્ત્રી છે વળી કહેલું છે કે અગ્નિમાં આપેલી આહુતિ આદિત્યને પ્રાપ્ત થાય છે, આદિત્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી પૃથ્વીમાં અન્ન થાય છે, તે અન્નથી પુરુષ તથા સ્ત્રીમાં શુક્ર તથા શોણિત થઈ તેનાથી પ્રજા થાય છે (આ પ્રમાણે પાંચ અગ્નિની અપેક્ષાથી ઉત્પન્ન થયેલી માનુષી પ્રજા છે, તેઓને શાસ્ત્રના સંપૂર્ણ બંધનો લાગુ પડે છે અને જેઓ ઓછા અગ્નિઓથી ઉત્પન્ન થયા હોય છે, તેઓ દેવ ગણાય છે, એટલે તેઓને શાસ્ત્ર-બંધન લાગુ પડતા નથી, એ કહે છે) द्रोणो वह्नि चतुष्कोत्थो योपिदग्नेरभावत। अग्नित्रयोत्थिता भीता भूत्था पित्रो रभावतः। अग्निद्वयोत्थिता देवा न स्पृशंति क्षितिं हि ते॥ देवजा पार्थमाद्रेया भूपुमग्निविवर्जिताः॥ क्षिप्तमात्रं हविर्वह्नौ मिथुनत्वमुपागतं। एकाग्निजावतः पुत्रौ द्रुपदस्य सुराधिकौ॥ સ્ત્રીરૂપી અગ્નિની અપેક્ષા વિના ઉત્પન્ન થયેલા દ્રોણ, ચાર અગ્નિથી ઉત્પન્ન થયા છે, માતા તથા પિતારૂપી બે અગ્નિની અપેક્ષા વિના પૃથ્વીથી ઉત્પન્ન થયેલા સીતા ત્રણ અગ્નિથી ઉત્પન્ન થયા છે, દેવો અગ્નિ તથા આદિત્ય એ બે અગ્નિથી જ ઉત્પન્ન થયા છે અને તેથી તેઓ પૃથ્વીનો સ્પર્શ કરતા નથી કુંતીના પુત્રો તથા માદ્રીના પુત્રો દેવોથી ઉત્પન્ન થયા છે. એટલે તેઓ પૃથ્વી અને પુરુષરૂપી બે અગ્નિની અપેક્ષા વિના ત્રણ અગ્નિથી ઉત્પન્ન થયેલા ગણાય છે અને દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રૌપદી તો અગ્નિમાં હવિષ નાખતાં જ ઉત્પન્ન થયા છે તેથી તેઓ એક અગ્નિથી ઉત્પન્ન થયેલા ગણાય અને તે હેતુથી તે બન્ને દેવો કરતા પણ અધિક યોગ્યતાવાળાં છે सर्वे सर्वात्मका देवा विरजोवयवा यतः। सर्वे एव समा सर्वेऽनंता इति हि वेदगी॥ न तेषां व्यभिचारोस्ति न चेत्सूर्ययमौ कथं। पितापुत्रौ सर्वौ कुंतीमुपेयातां सुरोत्तमौ॥ સર્વે દેવો શુદ્ધ અવયવવાળા છે, માટે તેઓ સર્વરૂપ છે, સર્વે સમાન છે અને સર્વે અનંત છે. આ પ્રમાણે વેદવાણી કહે છે. આ કારણથી તેઓને વ્યભિચારદોષ લાગુ પડતો નથી. કારણ કે જો દોષ પ્રાપ્ત થતો હોય, તો દેવોમાં ઉત્તમ એવા સૂર્ય અને યમ કે જે એક પિતા તથા બીજા પુત્ર થાય છે, તે બન્ને સતી કુંતીમાં ગમન કેવી રીતે કરી શકે? આ ઉપરથી જણાવે છે કે, द्रौपदीं देवजां पार्था देवजा यदि भुंजते। न तेषामत्र दोषोऽस्ति देवा एव हि ते स्वय॥ श्रूयते न हि वै देवान् पाप गच्छति सर्वथा। तस्माद्यज्ञैर्देवभावं प्रार्थयीत निरेनसम्॥ અગ્નિદેવથી ઉત્પન્ન થયેલા દ્રૌપદીને દેવોથી ઉત્પન્ન થયેલા પાંડવો જો ભોગવે, તો એ સંબંધમાં તેઓને દોષ લાગતો નથી, કારણ કે તેઓ પોતે દેવો જ છે વળી દેવોને પાપ લાગતું જ નથી એવું શ્રુતિમાં સંભળાય છે, માટે જ યજ્ઞો કરીને નિષ્પાપ દેવભાવની ઇચ્છા કરવી एतद्वैवाहिके व्यासो नानाख्यानोपबृंहणैः। दर्शयामास लोकानां संशयस्यापनुत्तये॥ વ્યાસ મુનિએ આ સર્વ લોકોના સંશયની નિવૃત્તિને માટે જુદાં જુદાં આખ્યાનોની પુષ્ટિ સાથે વિવાહપર્વમાં દર્શાવ્યું છે.

—गणेश

બાણધારી અર્જુન હતો.[૨] જે બલવાને મદ્રરાજ શલ્યને ઉછાળીને પટથી પાડ્યો હતો, ક્રોધાવેશમાં આવીને જેણે એક વૃક્ષથી રણમાં માણસોને ત્રાસ પોકરાવ્યો હતો અને ત્યાં જે મહાત્માને ગભરાટ જેવું કશું પણ નહોતું, તે શત્રુસેનાનાં અંગોને પાડનારો, ભયંકર સ્પર્શવાળો ભીમસેન હતો. મૃત્યુ પામેલા માનવામાં આવેલા કુન્તીપુત્ર પાંડવોને આમ બ્રાહ્મણરૂપમાં રહેલા જાણીને રાજાઓને ભારે આશ્ચર્ય થયું.[૩-૫] કેમકે તેમણે અગાઉ સાંભળ્યું હતું કે, કુન્તી તો તેના પુત્રો સાથે લાક્ષાગૃહમાં બળી ગઈ છે. આથી તે રાજાઓ માનવા લાગ્યા કે, તે પાંડવો ફરી જન્મ પામ્યા છે.[૬] ત્યારે, તેમણે પુરોચને કરેલા તે અત્યંત નિષ્ઠુર કર્મ સારુ ભીષ્મને તથા કૌરવ ધૃતરાષ્ટ્રને ધિક્કાર આપ્યો.[૭] આમ સ્વયંવરની સમાપ્તિ થતાં, પાંડવોને પરણ્યા જાણીને, તે સઘળા રાજાઓ જ્યાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયા.[૮]

પછી અર્જુનને દ્રૌપદી સાથે પરણેલો જોઈને રાજા દુર્યોધન વીલા મુખથી પોતાના ભાઈઓ, અશ્વત્થામા, શકુનિમામા, કર્ણ તેમજ કૃપાચાર્ય સાથે પાછો ફર્યો. લજ્જા પામતા દુઃશાસને તેને મંદમંદ રીતે કહ્યું કે,[૯,૧૦] 'જો તે અર્જુન બ્રાહ્મણરૂપે ન હોત, તો તે દ્રૌપદીને પામી શકત નહિ. હે રાજન્! કોઈ એને ખરી રીતે ધનંજય તરીકે ઓળખી શક્યું નહિ.[૧૧] મને લાગે છે કે, દૈવ જ મોટી વાત છે, પુરુષાર્થ તો ફોગટ છે. હે ભાઈ! ધિક્કાર છે તે પુરુષાર્થને, કે જેથી પાંડવો હજુ જીવે છે![૧૨] આમ વાતચીત કરતા અને પુરોચનને નિન્દતા તે દીન એવા તેમણે શૂન્ય મનવાળા થઈ હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.[૧૩] આમ, મહાઓજસ્વી પૃથાપુત્ર પાંડવોને લાક્ષાગૃહના અગ્નિથી ઊગરેલા અને દ્રુપદ સાથે સંબંધથી જોડાયેલા જોઇને, તેમજ ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને સર્વ પ્રકારના યુદ્ધમાં કુશળ એવા દ્રુપદપુત્રો વિશે વિચાર કરીને તેઓ ગભરાઈ ગયા અને તેમના સંકલ્પો પડી ભાંગ્યા.[૧૪,૧૫]

પાંડવો દ્રૌપદીને પરણ્યા છે અને ઝંખવાઈ ગયેલા તથા ભગ્નગર્વ થયેલા ધૃતરાષ્ટ્રપુત્રો પાછા આવ્યા છે, એ વાત સાંભળીને વિદુર પ્રસન્ન મનથી પૃથ્વીનાથ ધૃતરાષ્ટ્રને બોલ્યા કે, 'સદ્ભાગ્ય છે કે કુરુઓ વૃદ્ધિ પામે છે!' હે ભારત! વિદુરનું એ વચન સાંભળીને વિસ્મિત થયેલા તે વિચિત્રવીર્યના પુત્ર રાજા ધૃતરાષ્ટ્રે પરમ પ્રસન્નતાથી કહ્યું કે, 'સદ્ભાગ્ય છે! સદ્ભાગ્ય છે!'[૧૬-૧૮] પ્રજ્ઞાચક્ષુ નરપતિ તો વગર સમજ્યે માની બેઠો હતો કે, તેનો જ્યેષ્ઠ પુત્ર દ્રુપદકન્યા સાથે પરણ્યો છે![૧૯] તેથી પોતાના પુત્ર દુર્યોધનને તેણે આજ્ઞા આપી કે, 'દ્રૌપદીને ખૂબ આભૂષણો આપો અને તેને મારી આગળ લઈ આવો.'[૨૦] એ પછી, વિદુરે કહ્યું કે પાંડવો પરણ્યા છે અને તેઓ સૌ કુશલ છે, તેમજ દ્રુપદે તે વીરોને સારો સત્કાર આપ્યો છે.[૨૧] વળી સૈન્યના બલવાળા તેમના અન્ય અનેક સંબંધીઓ પણ એ સ્વયંવરમાં જ પાંડવોને આવી મળ્યા છે.'[૨૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ–તેઓ જેવા પાંડુના પુત્રો છે, તેનાથી પણ હું અધિક એમને ગણું છું. તેમને વિશે મારી બુદ્ધિ કેમ વિશેષ સ્નેહમયી છે તે સાંભળ.[૨૩] પાંડવો કુશલ, વીર અને મિત્રોવાળા છે; તેમજ તેમના બીજા અનેક સંબંધીઓ અત્યંત બલવાન છે.[૨૪] હે વિદુર! સગાંવહાલાં સહિત દ્રુપદને મિત્ર તરીકે પામીને કયો લક્ષ્મીહીન થયેલો રાજા પણ પોતાને ઐશ્વર્યવાન થવાનું ન ઇચ્છે?[૨૫]

વૈશંપાયન બોલ્યાઃ–આમ બોલતા તે ધૃતરાષ્ટ્રને વિદુરે ઉત્તર આપ્યો કે, 'હે રાજન્! તમારી બુદ્ધિ સેંકડો વર્ષ સુધી આવી રહો.' હે રાજન્! આમ કહીને વિદુર પોતાને ઘેર ગયા. હે પૃથ્વીપતિ! આ પછી દુર્યોધન અને રાધાપુત્ર કર્ણ ધૃતરાષ્ટ્ર પાસે જઈ આ વચન બો-

કે, 'વિદુરની સમક્ષમાં અમે તમારો દોષ ન કહી શક્યા, પણ હવે એકાંતમાં તે કહીએ છીએ. તમે આમાં તે તમારો શો ઉદય સમજ્યા છો?[૨૬-૨૯] હે પિતા! શત્રુઓની ચડતીને તમે તમારી ચડતી માનો છો? હે શ્રેષ્ઠ! તમે વિદુરની આગળ સામા પક્ષવાળાઓની પ્રશંસા કરો છો.[૩૦] હે નિષ્પાપ! રાજા તરીકે તમારે જે કરવાનું છે તેને બદલે બીજુંજ કરો છો. પિતાજી! તમારે તો એ પાંડવોનું બળ તૂટે એવુંજ નિત્ય કરવું જોઈએ.[૩૧] તો આવી પડેલા સમયે, આપણે એવી મંત્રણા કરીએ કે, જેથી તે પાંડવો આપણાં પુત્ર, સૈન્ય તેમજ બાંધવો સાથે ગળી ન જાય.'[૩૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વિદુરાગમનપર્વમાં 'દુર્યોધનવાક્ય' નામનો અધ્યાય ૨૦૦ મો સમાપ્ત**

# अध्याय २०१ मो

## પાંડવોના વિનાશ માટે દુર્યોધનના વિચાર

॥ धृतराष्ट्र उवाच ॥

अहमप्येवमेवैतच्चिकीर्षामि यथा युवाम् ।
विवेक्तुं नाहमिच्छामि त्वाकारं विदुरंप्रति ॥ १ ॥

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**–તમારી જેમ હું પણ એજ ઇચ્છા રાખું છું, પણ હું વિદુરની આગળ એ ભાવ બતાવી દેવા ઇચ્છતો નથી.[૧] મારી ચેષ્ટાઓ ઉપરથી વિદુર મારો મનોભાવ જાણી જાય નહિ, તેટલા સારુ હું પાંડવોના ગુણો ખાસ કરીને ગાઉં છું.[૨] હે દુર્યોધન! તને જે આ સમયે લાગતું હોય તે કહે. હે રાધાપુત્ર! આ સમયે તું જે માને છે તે મને કહે.[૩]

**દુર્યોધન બોલ્યોઃ**–હવે આપણે આપણા વિશ્વાસુ, ખાનગી અને ચતુર બ્રાહ્મણો દ્વારા માદ્રી તથા કુન્તીના પાંડવપુત્રોમાં ભેદ પડાવીએ.[૪] વળી દ્રુપદરાજાને, તેના પુત્રોને તથા તેના પ્રધાનોને પુષ્કળ ધન આપીને સર્વ રીતે લલચાવીએ.[૫] તેથી તે કુન્તીપુત્ર યુધિષ્ઠિરનો ત્યાગ કરશે અથવા તો તે પાંડવોને પોતાને ત્યાં વાસ આપવાનું પસંદ કરશે.[૬] જુદા જુદા માણસો એમને કહે કે, તેમનું અહીં હસ્તિનાપુરમાં રહેવું દોષભર્યું છે અને એમ તેમનામાં ભેદ પડે, તો એ પાંડવો ત્યાં જ રહેવાનું પસંદ કરે.[૭] અથવા ઉપાયોમાં નિપુણ એવા કેટલાક કુશળ માણસો પાંડવોમાં એકબીજાના પ્રેમમાં ફૂટ પડાવે.[૮] અથવા તો, તેઓ કૃષ્ણાને ઉશ્કેરી મૂકે. કેમકે અનેક પતિઓ હોવાથી તેમ કરવું સહેલું છે. અથવા તેઓ દ્રૌપદીના સંબંધમાં પાંડવોમાં દ્વેષ કરાવે એટલે પછી તેઓ દ્રૌપદીને છોડી દે. અથવા હે રાજન્! ઉપાયમાં કુશલ એવા ગુપ્ત માણસો મારફત ભીમસેનનું મૃત્યુ જ લાવીએ. કેમકે તે સર્વમાં એ જ વિશેષ બલવાન છે.[૯,૧૦] એને આધારે જ કુન્તીપુત્ર યુધિષ્ઠિર અમને માનતો નથી. કેમકે ભીમ તેજસ્વી અને શૂરવીર છે, તેમજ તે સૌનો આધારરૂપ છે.[૧૧] હે રાજન્! ભીમનું કાસળ નીકળી જશે, એટલે બાકીના સૌનો ઉત્સાહ મરી જશે, તેમનું ઓજસ હરાઈ જશે અને તેઓ રાજ્યને માટે પણ યત્ન કરશે નહિ. સાચે જ, ભીમ તેમનો પરમ આશ્રમ છે.[૧૨] યુદ્ધમાં વૃકોદર ભીમ જ્યારે પીઠભાગનું રક્ષણ કરે છે, ત્યારે જ અર્જુન અજેય હોય છે, નહિ તો ભીમ વિનાનો અર્જુન તો યુદ્ધમાં રાધાપુત્ર કર્ણના ચોથા ભાગનો પણ નથી.[૧૩] આમ ભીમસેન વિના પોતાને અત્યંત નિર્બળ થયેલા જાણનારા તે દુર્બલ પાંડવો આપણને બલવાન જાણીને રાજ્ય માટે પ્રયત્ન કરશે નહિ.[૧૪] અથવા હે રાજન્! તેઓ આપણી આજ્ઞા પ્રમાણે વર્તનારા થઈ અહીં આવશે, તો આપણે તેમને નીતિશાસ્ત્ર અનુસાર ઉખેડી નાખવા પ્રયત્ન કરશું.[૧૫] અથવા રૂપવતી પ્રમદાઓ દ્વારા તે એક એક કુન્તીપુત્રને લોભાવીએ, એટલે કૃષ્ણા તેમનાથી વિરક્ત થશે.[૧૬] અથવા, તેમને અહીં લાવવા માટે રાધાસુતને મોકલો. જે તે ઉપાયોથી તેમને

અહીં લાવીને આપણા વિશ્વાસુ માણસો દ્વારા તેમનો નાશ કરાવીએ.[૧૭] આ ઉપાયોમાંથી જે ઉપાય તમને દોષ વિનાનો લાગે, તેનો પ્રયોગ કરો. જો જો, સમય વહી જાય નહિ.[૧૮] પૃથ્વીપતિ દ્રુપદ ઉપર જ્યાંસુધી તેમને વિશ્વાસ બેઠો હોય નહિ ત્યાં સુધી જ તેઓ આપણા હાથમાં છે, પછી આપણે તેમને કંઈ કરી શકીશું નહિ.[૧૯] હે પિતા! તેમને વશ કરવા સંબંધમાં આ મારી સમજ છે. પછી ભલે તે સારી હોય કે નઠારી હોય; પણ, હે કર્ણ! કહે, તું શું માને છે?[૨૦]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વિદુરાગમનપર્વમાં ‘દુર્યોધનવાક્ય’ નામનો અધ્યાય ૨૦૧ મો સમાપ્ત**

# अध्याय २०२ मो

## કર્ણે યુદ્ધ કરવાની આપેલી સલાહ

॥ कर्ण उवाच ॥

**दुर्योधन तव प्रज्ञा न सम्यगिति मे मतिः।**
**न ह्युपायेन ते शक्याः पांडवाः कुरुवर्धन ॥१॥**

કર્ણ બોલ્યોઃ–હે દુર્યોધન! તારી સમજ બરાબર નથી, એવો મારો મત છે. હે કુરુવર્ધન! પાંડવો એ ઉપાયોથી અધીન થાય એમ નથી. હે વીર! તેં પહેલાં પણ સૂક્ષ્મ ઉપાયોથી તેમને વશ કરવા પ્રયત્ન કર્યા હતા, પણ તેમને અધીન કરી શકાયા નથી.[૧,૨] હે રાજા! તેઓ અહીં તારી સમીપમાં હતા, પક્ષવિનાના હતા અને બાલક અવસ્થાના હતા, છતાં તેમને કંઈ બાધ કરી શકાયો નહિ.[૩] હવે આજ તેમનો પક્ષ થયો છે, તેઓ વિદેશમાં છે અને સર્વ રીતે વૃદ્ધિ પામ્યા છે. એટલે એ કુન્તીપુત્રો ઉપાયોથી વશ થાય એમ નથી, એવી મારી અટલ માન્યતા છે.[૪] દૈવી શક્તિથી સમર્થ થયેલા અને બાપદાદાની ગાદી ઇચ્છતા તેમને આપણે આપત્તિઓમાં નાખી શકશું નહિ.[૫] વળી તેમનામાં પરસ્પર ફાટ પડાવવી એ પણ શક્ય નથી. કેમકે જેઓ એક પત્નીને વિશે રતિવાળા છે, તેઓ પરસ્પરમાં ભેદ પામે એવો સંભવ નથી.[૬] તેમજ વળી કૃષ્ણાને પાંડવોથી વિરક્ત કરવી એ પણ બની શકે એમ નથી. તે પરણી હતી ગરીબ પાંડવોને અને હવે તો પાંડવો સુસ્થિતિમાં છે, તો હવે તે તેમને તજે શા માટે?[૭] એક સ્ત્રીને અનેક પતિ હોય એ તો સ્ત્રીઓને માટે ઇચ્છિત વાત છે. કૃષ્ણાને એ લાભ મળ્યો છે, તો પછી એને પાંડવોથી વિરક્ત કરી શકાય એમ નથી.[૮] પાંચાલનરેશ દ્રુપદરાજ આર્ય વ્રતવાળો છે, તે ધનનો લોભિયો નથી. એને સઘળું રાજ્ય આપવાથી પણ તે કદી કુન્તીપુત્રોનો ત્યાગ કરશે નહિ.[૯] તેમ, તેનો પુત્ર ગુણવાન છે અને પાંડવોમાં પ્રીતિવાળો છે. આથી હું માનું છું કે તે પાંડવો કોઈ ઉપાયથી સાધ્ય નથી. છતાં હે પુરુષવર! આજ આપણે એટલું કરી શકીએ છે,[૧૦] હે પૃથ્વીનાથ! હે તાત! પાંડવો જ્યાં સુધી દૃઢમૂલ થયા નથી, ત્યાં સુધી તને ગમે તો તેમના ઉપર પ્રહાર કર્યા કરીએ.[૧૧] જ્યાં સુધી આપણો પક્ષ મોટો છે અને પાંચાલનો પક્ષ નાનો છે, ત્યાંસુધી યુદ્ધનો પ્રારંભ કરી તેમને મારવા પ્રારંભ કરી દેવો. આમાં કંઈ વિચારવા જેવું નથી. હે ગાંધારીપુત્ર! હે મહારાજ! જ્યાં સુધી તેમની પાસે વાહનો, મિત્રો અને કુલસંબંધીઓ પુષ્કળ થયાં નથી, ત્યાં સુધી તમે પરાક્રમ બતાવો.[૧૨,૧૩] હે રાજા! જ્યાં સુધી પાંચાલરાજ પોતાના મહાવીર્યવાન પુત્રો સાથે રણસંગ્રામ માટે તૈયારી ન કરે, ત્યાં સુધી તમે પરાક્રમ પ્રકટાવો.[૧૪] જ્યાં સુધી વૃષ્ણીવંશી શ્રીકૃષ્ણ પાંડવોના રાજ્યને સારુ પોતાની યાદવસેનાને લઈ પાંચાલદેશની રાજધાની તરફ ન આવે, ત્યાં સુધી તમે પરાક્રમ પ્રકટાવો.[૧૫] શ્રીકૃષ્ણ પોતાની ધનસંપતિ, વિવિધ ભોગસામગ્રીઓ, અરે! રાજ્ય સુધ્ધાં પણ પાંડવોને માટે જરૂર પડયે ઓવારી નાખે એમ છે.[૧૬] પરાક્રમથી મહાત્મા ભરતે આ પૃથ્વી જીતી છે.

પરાક્રમથી જ ઇન્દ્રરાજે ત્રણ લોક ઉપર વિજય મેળવ્યો છે.[૧૭] હે પૃથ્વીપતિ! ક્ષત્રિયોને માટે પરાક્રમ જ પ્રશંસાપાત્ર છે. હે રાજસિંહ! પરાક્રમ જ શૂરવીરોનો સ્વધર્મ છે.[૧૮] આથી હે રાજન્! તારી મોટી ચતુરંગી સેનાથી અમે દ્રુપદને મરડીને પાંડવોને અહીં શીઘ્ર લઈ આવીએ.[૧૯] પાંડવો સામ, દાન કે ભેદથી વશ આવે એમ નથી; તેથી પરાક્રમપૂર્વક તેમનો નાશ કરો.[૨૦] આમ તેમને પરાક્રમથી જીતીને અખિલ પૃથ્વીનો ઉપભોગ કરો. હે જનેશ્વર! આ કામનો આ કાર્ય માટે બીજો કોઈ ઉપાય હું જોતો નથી.[૨૧]

વૈશંપાયન બોલ્યાઃ-રાધાપુત્ર કર્ણનાં આ વચન સાંભળીને પ્રતાપી ધૃતરાષ્ટ્રે તેને સત્કાર આપ્યો અને આ વચન કહ્યું [૨૨] 'હે સૂતનંદન! તું મહાબુદ્ધિમાન છે અને અસ્ત્રવિદ્યામાં નિપુણ છે. આવાં પરાક્રમયુક્ત વચનો તને શોભે છે.[૨૩] પણ ભીષ્મ, દ્રોણ, વિદુર અને તમે બંને ફરી વાર મંત્રણા કરો, કે જેથી અમારું મંગળ થાય.[૨૪] હે મહારાજ! પછી ધૃતરાષ્ટ્રે તે સર્વ મહાયશસ્વી મંત્રીઓને તેડાવ્યા અને તેમની સાથે મંત્રણા કરવા માંડી.[૨૫]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વિદુરાગમનપર્વમાં 'ધૃતરાષ્ટ્રમન્ત્રણ' નામનો અધ્યાય ૨૦૨ મો સમાપ્ત**

# अध्याय २०३ मो

## ભીષ્મનો ઉપદેશ

॥ भीष्म उवाच ॥

**न रोचते विग्रहो मे पांडुपुत्रैः कथंचन ।**
**यथैव धृतराष्ट्रो मे तथा पांडुरसंशयम् ॥ १ ॥**

ભીષ્મ બોલ્યાઃ-પાંડુપુત્રો સાથે મને કોઈ રીતે વિગ્રહ રુચતો નથી. જેમ ધૃતરાષ્ટ્ર મારો છે, તેમ નિઃસંશય પાંડુ પણ મારો છે.[૧] જેમ ગાંધારીપુત્રો મારા છે, તેમ કુન્તીપુત્રો પણ મારા છે. હે ધૃતરાષ્ટ્ર! જેમ એ કુન્તીપુત્રોને મારે રક્ષવા ઘટે છે, તેમ તારા પુત્રોને પણ મારે રક્ષવા જોઈએ છે.[૨] હે રાજા! તેઓ જેમ મારા છે, તેમ તેઓ તારા, દુર્યોધનના તથા અન્ય સર્વ કુરુઓના પણ છે.[૩] આમ હોવાથી, તેમની સાથે વિગ્રહ કરવો મને યોગ્ય લાગતો નથી. તે વીરો સાથે સંધિ કરી તેમને અડધું રાજ્ય આપો. કેમકે આ રાજ્ય તેમના પણ કુરુશ્રેષ્ઠ બાપદાદાઓનું છે. બેટા દુર્યોધન! તું જેમ માને છે કે રાજ્ય મારા પિતાનું છે, તેમ તે પાંડવો પણ માને છે.[૪.૫] જો તે યશસ્વી પાંડવોને રાજ્ય મળે નહિ તો પછી તે તારું કે કોઈ ભારતવંશીનું પણ ક્યાંથી થાય?[૬] હે ભરતોત્તમ! તેં અધર્મથી રાજ્ય મેળવ્યું છે, તો મારા મતથી તો પાંડવોએ તે પ્રથમથી જ પ્રાપ્ત કર્યું છે.[૭] આથી હે પુરુષ-સિંહ! પ્રેમથી તું તેમને અડધું રાજ્ય આપ. એમાં જ સર્વજનનું હિત રહ્યું છે.[૮] જો આથી ઊલટું કરવામાં આવશે તો આપણું હિત થશે નહિ અને નિઃસંશય તારી પૂરી અપકીર્તિ થશે.[૯] તું કીર્તિનું રક્ષણ કર; કેમકે કીર્તિ જ પરમ-બળ છે. સાચે જ કીર્તિ ગુમાવેલા માણસનું જીવતર વ્યર્થ જ કહેવાયું છે.[૧૦] હે કૌરવ! જ્યાંસુધી માણસની કીર્તિ નાશ પામી નથી, ત્યાં સુધી તે જીવંત છે, હે ગાંધારીનંદન! જેની કીર્તિ નાશ પામે છે, તે પોતે જ નાશ પામે છે.[૧૧] હે મહાબાહુ! કુરુકુલને ઉચિત એવા આ ધર્મનું તું સેવન કર. તું તને પોતાને તથા પૂર્વજોને અનુરૂપ હોય તેજ કર.[૧૨] સદ્ભાગ્ય છે કે, પૃથાપુત્રો જીવે છે; સદ્ભાગ્ય છે કે પાપી પુરોચન મનોરથ ન પામતાં મૃત્યુ પામ્યો.[૧૩] હે ગાંધારીપુત્ર! કુંતીભોજપુત્રીના તે પુત્રો જ્યારથી બળી ગયાનું મેં સાંભળ્યું ત્યારથી હું કોઈની સામે જોઈ શકતો નહોતો. હે પુરુષવ્યાઘ્ર! પ્રાણીલોકમાં થયેલી કુંતીની એ દશા સાંભળીને કોઈ પણ માણસ પુરોચનને નેટલો દોષ આપનો

નથી, જેટલો તે તને આપે છે.[૧૪-૧૬] તો હે મહારાજ! પાંડવો હવે જીવતા છે અને તેમનાં દર્શન થયાં છે, એ તો તારે તારા ઉપરનું કલંક ટળ્યા સમાન માનવું જોઇએ.[૧૭] હે કુરુનંદન! તેઓ જીવતા હોય ત્યાંસુધી સ્વયં વજ્રપાણિ ઇન્દ્રથી પણ તેમનો પિતાનો ભાગ પડાવી શકાય એમ નથી.[૧૮] કારણ કે તેઓ સૌ ધર્મમાર્ગી છે અને એકચિત્ત છે. રાજ્યના સમાન અધિકારી હોવા છતાં તેમને અધર્મથી દૂર કરી દેવામાં આવ્યા છે.[૧૯] જો તારે ધર્મકાર્ય કરવું હોય, જો તું મારું પ્રિય કરવા ઇચ્છતો હોય અને જો તું કલ્યાણ કરવા માગતો હોય તો તું પાંડવોને અર્ધું રાજ્ય આપી દે.[૨૦]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વિદુરાગર્વમનપર્વમાં 'ભીષ્મવાક્ય' નામનો અધ્યાય ૨૦૩ મો સમાપ્ત**

# અધ્યાય ૨૦૪ મો

## દ્રોણની સલાહ

॥ द्रोण उवाच ॥

**मंत्राय समुपानीतैर्धृतराष्ट्र हितैर्नृप ।**
**धर्म्यमर्थ्यं यशस्यं च वाच्यमित्यनुशुश्रुम ॥ १॥**

દ્રોણ બોલ્યાઃ–હે ધૃતરાષ્ટ્રરાજ! અમે સાંભળ્યું છે કે, મંત્રણાને માટે બોલાવાયેલા પુરુષોએ ધર્મ, અર્થ અને યશ કરનારું જ હોય તે જ કહેવું જોઈએ.[૧] હે તાત! મહાત્મા ભીષ્મે જે મત દર્શાવ્યો છે, તે મારો પણ છે. કુંતીપુત્રોને એમનો ભાગ મળવો જોઈએ; આ સનાતન ધર્મ છે.[૨] હે ભારત! કોઈ પ્રિય બોલનારા મનુષ્યને પાંડવોને સારુ પુષ્કળ રત્નો લઈને દ્રુપદને ત્યાં જલદી મોકલો.[૩] વળી વરપક્ષવાળાએ વહુને જે સામું કરવાનું હોય તે રત્ન, અલંકાર આદિ લઈને તે મનુષ્ય દ્રુપદ પાસે જાય અને તેને કહે કે, 'તમારી સાથેના સંબંધથી અમારી ભારે ચડતી થઈ છે. વળી હે રાજન્! ધૃતરાષ્ટ્ર તથા દુર્યોધન પ્રસન્ન થયા છે, એમ તેણે તેને કહેવું. હે ભારત! દ્રુપદને તથા ધૃષ્ટદ્યુમ્નને તેણે વારંવાર કહી જણાવવું કે, આ સંબંધ પ્રિય અને ઉચિત થયો છે. વળી વારંવાર તેણે કુંતીપુત્રોને તથા માદ્રીસુતોને સાંત્વન આપવું.[૪-૬] હે રાજેન્દ્ર! તારી આજ્ઞાથી દ્રૌપદીને સુવર્ણનાં અનેક ઉજ્જ્વલ આભૂષણો આપવામાં આવો.[૭] હે ભરતશ્રેષ્ઠ! સર્વ દ્રુપદપુત્રો માટે, સર્વ પાંડવો માટે, તેમ જ કુંતીને માટે યોગ્ય વસ્તુઓ મોકલો.[૮] આ રીતે પાંડવો અને દ્રુપદને સાંત્વનાનાં વચનો કહીને તે દૂતે તે પાંડવોને અહીં આવવા વિશે કહેવું.[૯] પાંડવવીરોને આવવાની રજા મળે, એટલે દુઃશાસન અને વિકર્ણ તેમને અહીં લાવવા માટે સુંદર સેના સહિત સામે જાય.[૧૦] તમારા તરફથી સદૈવ સત્કાર પામી તે પાંડવશ્રેષ્ઠો પ્રજાની અનુમતિથી પિતૃઓની રાજગાદીએ વિરાજશે.[૧૧] હે ભારત! હે મહારાજ! ભીષ્મની સાથે હું પણ માનું છું કે, તારા પુત્રો માટે અને તે પાંડવો માટે તારે આ જ વ્યવહાર કરવો યોગ્ય છે.[૧૨]

કર્ણ બોલ્યોઃ–ભીષ્મ અને દ્રોણ એ બન્ને તમારા આપેલાં ધનમાનથી વધ્યા છે અને સર્વ કાર્યોમાં તમારા અંતરંગ છે. તેઓ જ તમને કલ્યાણયુક્ત મંત્રણા આપતા નથી, તો એથી બીજું કયું આશ્ચર્ય હોય?[૧૩] જે માણસ પોતાના અંતરાત્માને છુપાવીને દુષ્ટ મનથી વાત કરે છે, ને સજ્જનોએ સારી રીતે માન્ય કરેલું કલ્યાણ તો ક્યાંથી જ કરે?[૧૪] સંકટના સમયમાં, મિત્રો કલ્યાણ કે અકલ્યાણરૂપ થતા નથી, પરંતુ ભાગ્યથી જ સૌને સુખ કે દુઃખ મળે છે.[૧૫] માણસ બુદ્ધિવાળો હોય કે બુદ્ધિ વિનાનો હોય, બાલક હોય, વૃદ્ધ હોય, સહાયવાળો હોય કે સહાયવિનાનો હોય તો પણ તેને સર્વ કાળમાં અને સર્વ સ્થાનમાં બધું દૈવથી જ મળે છે.[૧૬] સાંભળ્યું

છે કે, પૂર્વે રાજગૃહ નગરમાં મગધદેશના રાજાઓમાં, કોઈ એક અમ્બુવીચ નામે સમર્થ રાજા હતો.[૧૭] તે રાજા નેત્રાદિ સર્વ ઇન્દ્રિયોથી રહિત હતો. માત્ર શ્વાસ જ લીધા કરતો હતો. સર્વ કાર્યોમાં એ અમાત્યને અધીન હતો.[૧૮] આથી, તેનો અમાત્ય કર્ણિ રાજ્યનો સ્વામી થઈ પડ્યો અને પોતાને પૂરો બલાઢ્ય માની રાજાને અવમાનવા લાગ્યો.[૧૯] સ્ત્રીઓ, રત્નો અને ધનસંપત્તિ આદિ રાજાનાં સર્વ ઉપભોગ્યોને તેમજ તેના ઐશ્વર્યને તે મૂઢ અમાત્યે પૂરાં પોતાનાં કરી લીધાં હતાં. આ લીધા છતાં પણ એ લોભિયાના લોભને થોભ જ રહ્યો નહિ. સર્વસ્વ લીધા છતાં પણ તે રાજ્ય ઝૂંટવી લેવાને યત્ન કરવા લાગ્યો.[૨૦,૨૧] રાજા સર્વ ઇન્દ્રિયોથી રહિત જેવો હતો અને માત્ર શ્વાસોચ્છ્વાસ જ લેતો હતો, છતાં મંત્રી પ્રયત્ન કરીને પણ તેનું રાજ્ય લઈ શક્યો નહિ એમ અમે સાંભળ્યું છે.[૨૨] આમાં સાચે જ ભાગ્ય સિવાય બીજું શું હતું કે તે રાજાનું એ રાજાપણું રહ્યું? હે પૃથ્વીનાથ! દૈવે જો તમારે માટે રાજ્યનું નિર્માણ કર્યું હશે, તો નક્કી સૌ લોકના દેખતાં તે તમારા હાથમાં જ પડશે. પણ આથી ઊલટું જ દૈવનું વિધાન હશે, તો યત્ન કર્યા છતાં પણ તેમને તે મળશે નહિ.[૨૩,૨૪] આમ, હે વિદ્વાન! તમે મંત્રીઓની સાધુતા તથા અસાધુતાનો મનમાં તોલ કરજો અને દુષ્ટો તથા અદુષ્ટોનાં વચન પણ તમે સમજી લેજો.[૨૫]

દ્રોણ બોલ્યાઃ–અમે જાણીએ છીએ કે, તારા હૃદયના દૂષિત ભાવને લીધે જ તું આવું બોલે છે. હે દુષ્ટ! પાંડવો ઉપર તને દ્વેષ હોવાથી તું અમારા ઉપર દોષ ઓઢાડે છે.[૨૬] હે કર્ણ! હું તો કુલની વૃદ્ધિ થાય એવું પરમ હિતકારી કહું છું. તું તેને દુષ્ટ માનતો હોય તો જે પરમહિતકારી હોય તે તું કહે.[૨૭] આથી હું જે હિતકારક કહું છું, તેથી જો વિપરીત કરવામાં આવશે, તો કુરુઓ જરૂર જોતજોતાંમાં વિનાશ પામશે. આવો મારો મત છે.[૨૮]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વિદુરાગમનપર્વમાં 'દ્રોણવાક્ય' નામનો અધ્યાય ૨૦૪ મો સમાપ્ત**

---

# अध्याय २०५ मो

## વિદુરનો ઉપદેશ

॥ विदुर उवाच ॥

**राजन्निःसंशयं श्रेयो वाच्यस्त्वमासि बांधवैः ।**
**नत्वशुश्रूपमाणे वै वाक्यं संप्रतितिष्ठति ॥ १ ॥**

વિદુર બોલ્યાઃ–હે મહારાજ! નિઃસંશય, બાંધવોએ તમને હિતકારી વચનો કહેવાં જોઈએ, પણ તમે જો તે નહિ સાંભળો તો તે ઉપયોગમાં આવે નહિ.[૧] હે રાજન્! કુરુનંદન શાન્તનુપુત્ર ભીષ્મે પ્રિય અને હિતકારી વચન કહ્યું છે, પણ તમે તે સ્વીકારતા નથી.[૨] તેમજ, દ્રોણાચાર્યે પણ ઘણું ઉત્તમ હિતકારી કહ્યું છે, પણ રાધાપુત્ર કર્ણ તે તમને હિતકારી હોવાનું માનતો નથી.[૩] હે નરેન્દ્ર! વિચાર કરવા છતાં મને જણાતું નથી કે, આ બે પુરુષસિંહો કરતાં તમારે તે કયો શ્રેષ્ઠ મિત્ર છે, અથવા કોણ તેમનાથી બુદ્ધિમાં અધિક છે?[૪] હે રાજા! એ બંને વયમાં, બુદ્ધિમાં અને વિદ્યામાં વૃદ્ધ છે. તમારા ઉપર અને પાંડુપુત્રો ઉપર તેમનો સમભાવ છે.[૫] હે ભારતરાજ! ધર્મમાં અને સત્યતામાં એ બન્ને દશરથપુત્ર રામ તથા ગયરાજાથી પણ નિઃસંશય ઊતરતા નથી.[૬] તેમણે પહેલાં પણ તમને કશું અહિતકારી કહ્યું નથી, તેમ તમારું કંઈ અહિત કર્યું નથી.[૭] હે રાજન્! એ સત્ય પરાક્રમી પુરુષસિંહો અપરાધ વિનાના નૃપતિ એવા તમને કલ્યાણની સલાહ કેમ ન આપે? હે નરેશ! આથી, આ લોકમાં એ પ્રજ્ઞાવાન પુરુષશ્રેષ્ઠ તમારે નિમિત્તે જરા પણ કુટિલ બોલે નહિ.[૮,૯] હે કુરુનંદન! આ

મારો નિશ્ચિત મત છે. વળી એ ધર્મજ્ઞો ધનને કારણે પણ પક્ષપાતભર્યું કહેશે નહિ.[૧૦] હે ભારત! મને એ જ તમારે માટે પરમહિતકારી લાગે છે. હે રાજન્! જેમ દુર્યોધન આદિ તમારા પુત્રો છે, તેમ હે રાજા! પાંડવો પણ તમારા નિઃસંશય પુત્રો છે.[૧૧] આ ન જાણનારા મંત્રીઓ જો પાંડવો સંબંધમાં કંઈ પણ અહિતકારી સલાહ આપશે; તો તેઓ વિશેષ કરીને તમારું કલ્યાણ જોતા નથી.[૧૨] હે રાજન્! તમને હૃદયમાં તમારા પુત્રોને માટે વિશેષ ભાવ છે, પણ અંતરમાં રહેલા એ ભાવને જેઓ બહાર દેખાડવાની સલાહ આપે છે તેઓ અવશ્ય તમારું ભલું કરતા નથી.[૧૩] આથી હે નરપતિ! આ બે મહાતેજસ્વી મહાત્માઓએ કશું પણ અયોગ્ય કહ્યું નથી, પણ તમારો એ નિશ્ચય નથી.[૧૪] પુરુષોમાં શ્રેષ્ઠ એવા ભીષ્મ અને દ્રોણે પાંડવોને જીતવા બાબત જે અશક્યતા કહી છે, તે સાચી જ છે. આથી હે પુરુષસિંહ! પાંડવો સાથે તમારી ભલાઈ રહો.[૧૫]

હે રાજન્! શ્રીમાન અને સવ્યસાચી તે ધનંજય પાંડવને સંગ્રામમાં જીતવો તે શું ઇન્દ્રથી પણ બની શકે એમ છે?[૧૬] દશ હજાર હાથીઓનું બલ ધરાવનારો તે મહાન મહાબાહુ ભીમસેન શું યુદ્ધમાં દેવોથી પણ જિતાય એમ છે?[૧૭] તેમજ રણમાં જીવતો રહેવા ઇચ્છનારો કયો મનુષ્ય તે યમરાજના પુત્ર જેવા રણપંડિત નકુલ સહદેવને જીતી શકે એમ છે?[૧૮] ધૃતિ, દયા, ક્ષમા, સત્ય અને પરાક્રમ એ જે પાંડવને વિશે નિત્ય રહ્યાં છે, તે જ્યેષ્ઠ યુધિષ્ઠિરને રણમાં કેમ કરીને જીતી શકાય?[૧૯] જેમનો પક્ષ ધરનાર બલરામ છે, જેમના મંત્રી જનાર્દન છે, જેમની કુમકમાં સાત્યકિ છે, જેમનો સસરો દ્રુપદ છે અને પૃષત્વંશી દ્રુપદપુત્રો એવા ધૃષ્ટદ્યુમ્નાદિ વીર ભાઈઓ જેમના સાળા છે, તે પાંડવો યુદ્ધમાં ન જ જીતે એવું શું છે?[૨૦,૨૧] આથી હે ભારત! તેમને જીતવા અશક્ય છે, તેમજ પિતાના રાજ્યના ઉપર તેમનો ધર્માનુસાર પ્રથમ અધિકાર છે, એ જાણીને તેમને વિશે યોગ્ય રીતે વર્તો.[૨૨] હે રાજન્! પુરોચનને તમને જે અપયશરૂપી મોટી કાળી ટીલી ચોંટાડી છે, તે આજ તમે પાંડવો વિશે આ અનુગ્રહ કરીને ધોઈ નાખો.[૨૩] તેમના ઉપર કરેલો આ અનુગ્રહ આપણા સમગ્ર વંશને જીવન દેનાર અને પરમ કલ્યાણકારી થશે, તેમજ તેથી ક્ષત્રિયોની વૃદ્ધિ થશે.[૨૪] દ્રુપદ પણ મહારાજા છે. પૂર્વે તેણે આપણી સાથે વેર બાંધ્યું છે, એટલે હે રાજન્! તેને આમ મેળવી લેવાથી આપણા પક્ષની વૃદ્ધિ થશે.[૨૫] વળી હે પૃથ્વીપતિ! દશાર્હ દેશના યાદવો અનેક અને બલવંત છે. જ્યાં કૃષ્ણ હશે, ત્યાં જ તે સર્વ હશે અને જ્યાં કૃષ્ણ છે, ત્યાં જ જય છે.[૨૬] હે રાજન્! જે કાર્ય સામથી સાધી શકાય છે, તે કયો હતભાગી પુરુષ વિગ્રહથી સાધવા ઇચ્છે?[૨૭] વળી હે રાજન્! નગર અને જનપદના લોકો પૃથાપુત્રો જીવે છે એ સાંભળીને તેમનાં દર્શન માટે અતિ ઉત્સુક થયા છે, તો તેમનું પ્રિય કરો.[૨૮] દુર્યોધન, કર્ણ અને સુબલપુત્ર શકુનિ એ બધા અધાર્મિક, દુર્બુદ્ધિવાળા અને નાદાન છે, તેમનાં વચનોને કાને ધરશો નહિ.[૨૯] હે રાજન્! તમને ગુણવાનને મેં અગાઉ પણ આ કહ્યું હતું કે દુર્યોધનના અપરાધથી આ આખી પ્રજા નાશ પામશે.[૩૦]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત વિદુરાગમનપર્વમાં 'વિદુરવાક્ય' નામનો અધ્યાય ૨૦૫ મો સમાપ્ત

# અધ્યાય ૨૦૬ મો

## વિદુર અને દ્રુપદનો સંવાદ

॥ धृतराष्ट्र उवाच ॥

भीष्मः शांतनवो विद्वान् द्रोणश्चभगवानृषिः ।
हितं च परमं वाक्यं त्वं च सत्यं ब्रवीपि माम् ॥

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–વિદ્વાન શાન્તનુપુત્ર ભીષ્મે

તથા ભગવાન દ્રોણ ઋષિએ જે વચન મને કહ્યું છે, તે પરમહિતકારી છે. હે વિદુર! તું પણ મને સત્ય કહે છે. જેમ વીર અને મહારથી કુંતીપુત્રો પાંડુના પુત્રો છે, તેમ નિઃસંશય તે સર્વે ધર્મથી મારા પુત્રો છે.[૧,૨] જેમ મારા પુત્રો આ રાજ્યના અધિકારી છે, તેમ નિઃસંશય પાંડુપુત્રો પણ તેના અધિકારી છે.[૩] હે વિદુર! તું જા. હે ભારત! તે પાંડવોને તેમની માતા સાથે તથા દેવરૂપિણી કૃષ્ણા સાથે અહીં સત્કારપૂર્વક લઈ આવ.[૪] સદ્‌ભાગ્ય છે કે, કુંતી અને પાંડવો જીવે છે અને સદ્‌ભાગ્ય છે કે, એ મહારથીઓ દ્રુપદકન્યાને પામ્યા છે.[૫] હે મહાપ્રકાશવાન! સદ્‌ભાગ્ય છે કે, અમે સૌ ચડતી પામીએ છીએ. વળી સદ્‌ભાગ્ય છે કે, પુરોચન નાશ પામ્યો છે અને મારું પરમદુઃખ દૂર થયું છે, એ આનંદની વાત છે.

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી હે ભારત! ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી વિદુર યજ્ઞસેન તથા પાંડવોની પાસે જવા નીકળ્યા.[૭] પોતાની સાથે તેમણે દ્રૌપદી, પાંડવો અને યજ્ઞસેનને માટે વિવિધ રત્નસંપત્તિ લીધી હતી.[૮] હે રાજન! ત્યાં જઈને, સર્વ શાસ્ત્રોમાં કુશલ એવા તે ધર્મજ્ઞ દ્રુપદને યથાવિધિ મળ્યા અને તેની સામે ઊભા રહ્યા.[૯] દ્રુપદે પણ વિદુરને ધર્મપૂર્વક સત્કાર આપ્યો અને તે બન્નેએ વિધિપૂર્વક કુશલપ્રશ્નો પૂછ્યા.[૧૦] ત્યાં હે ભારત! વિદુરે પાંડવોને તથા વાસુદેવને જોયા અને તેમને સ્નેહપૂર્વક ભેટીને તેમનું આરોગ્ય પૂછ્યું. પાંડવ આદિએ અમાપ બુદ્ધિવાળા વિદુરજીનું ક્રમ પ્રમાણે પૂજન કર્યું.[૧૧] હે રાજન! સ્નેહાવેશવાળા થયેલા વિદુરે ધૃતરાષ્ટ્રના વચનથી ફરી ફરીને પાંડુનંદનોનું કુશળ પૂછ્યું. હે પૃથ્વીનાથ! તેણે પાંડવો, કુન્તી, દ્રૌપદી તેમ જ દ્રુપદના પુત્રો માટે કૌરવોએ જે રત્નો અને વિવિધ ધનો આપ્યાં હતાં, તે તેમને અર્પણ કર્યાં.[૧૨-૧૪] પછી અમાપ બુદ્ધિવાળા અને વિનયયુક્ત વિદુરે પાંડુપુત્રો તેમજ કેશવની સમક્ષમાં દ્રુપદરાજાને આ પ્રમાણે સ્નેહભર્યું કહ્યું:[૧૫]

**વિદુર બોલ્યાઃ**—હે રાજન્! પુત્રો અને મંત્રીઓની સાથે તમે મારું વચન સાંભળો. હે મહારાજ! પુત્ર, અમાત્ય અને બાંધવો સહિત પ્રસન્ન થયેલા ધૃતરાષ્ટ્રે તમારું ફરી ફરીને કુશળ પૂછ્યું છે. વળી હે નરેશ! તમારી સાથેના સંબંધથી તે દૃઢ પ્રીતિ પામ્યા છે.[૧૬,૧૭] તેમજ સર્વ કૌરવો અને મહાબુદ્ધિમાન શાન્તનુપુત્ર ભીષ્મ પણ તમારું સર્વ રીતે ક્ષેમકુશળ પૂછે છે.[૧૮] તમારા પ્રિય સખા મહાબુદ્ધિમાન ભારદ્વાજ દ્રોણ તમને જાણે મળીને આલિંગનપૂર્વક કુશળ પૂછે છે.[૧૯] હે પાંચાલપતિ! ધૃતરાષ્ટ્ર તથા સર્વ કૌરવો તમારી સાથે સંબંધ પામીને પોતાને કૃતાર્થ થયેલા માને છે.[૨૦] હે યજ્ઞસેન! માનો તમારી સાથે સંબંધ થવાથી તેમને એટલો આનંદ થયો છે, જેટલો તેમને રાજ્યપ્રાપ્તિ થવાથી પણ થાય નહિ.[૨૧] આ જાણીને, તમે પાંડવોને હસ્તિનાપુર આવવાની રજા આપો. કુરુઓ પાંડુપુત્રોને જોવા માટે અત્યંત ઉતાવળા થયા છે.[૨૨] લાંબા સમયથી પુરુષોમાં શ્રેષ્ઠ એવા આ પાંડવો અને પૃથા દેશબહાર રહ્યાં છે. તેઓ પણ હસ્તિનાપુર જોવાને ઉત્સુક થયાં હશે.[૨૩] વળી કુરુશ્રેષ્ઠોની સ્ત્રીઓ, અમારી રાજધાનીના લોકો, તેમજ જનપદવાસીઓ એ સૌ પાંચાલી કૃષ્ણાને જોવા માટે આતુર થઈ રહ્યાં છે.[૨૪] તો તમે પાંડવોને તેમની પત્ની સાથે નીકળવા તત્કાળ આજ્ઞા આપો; તેમાં મારી પણ સંમતિ છે.[૨૫] હે રાજન્! તમારા તરફથી મહાત્મા પાંડવોને જવાની આજ્ઞા મળશે, એટલે હું ધૃતરાષ્ટ્રને શીઘ્રવેગી દૂતો દ્વારા સંદેશો કહાવીશ કે, કુન્તી, કુન્તીપુત્રો, તેમજ કૃષ્ણા આવી રહ્યાં છે.[૨૬,૨૭]

**ઇતિશ્રી મહાભારતમાં વિદુરાગમનપર્વમાં અધ્યાય ૨૦૬ મો સમાપ્ત**

**વિદુરાગમનપર્વ સમાપ્ત**

# राज्यलंभपर्व

## अध्याय २०७ मो

### ઇન્દ્રપ્રસ્થનું નિર્માણ

॥ द्रुपद उवाच ॥

एवमेतन्महाप्राज्ञ यथात्थ विदुराद्य माम् ।
ममापि परमो हर्षः संबंधेऽस्मिन् कृते प्रभो ॥१॥

દ્રુપદ બોલ્યોઃ–હે મહામતિ વિદુર ! તમે આજે જે મને કહો છો તે તેમજ છે. હે પ્રભુ ! આ સંબંધ થવાથી મને પણ પરમહર્ષ થયો છે.[૧] આ મહાત્માઓને પોતાના નગર હસ્તિનાપુર જવું એ ઘણું યોગ્ય છે, પણ હું મારા મુખથી એ કહું તે ઉચિત નથી.[૨] જો કુન્તીપુત્ર વીર યુધિષ્ઠિર, ભીમસેન અને અર્જુન, પુરુષોમાં સિંહ જેવા નકુલ અને સહદેવ તેમજ ધર્મજ્ઞ બલરામ અને શ્રીકૃષ્ણ સલાહ આપે તો પાંડવો ભલે જાય; કેમકે પુરુષોમાં વ્યાઘ્ર જેવા રામ અને કૃષ્ણ નિત્ય પાંડવોના પ્રિયહિતમાં તત્પર છે.[૩,૪]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે રાજન્! અમે સૌ ભાઈઓ અને સેવકો તમારે અધીન છીએ. તમે જ કહેશો તે અમે પ્રીતિપૂર્વક કરશું.[૫]

વૈશંપાયન બોલ્યાઃ–પછી વાસુદેવે કહ્યું કે, 'મને તો પાંડવોએ જવું એ વાત રુચે છે, પણ સર્વ ધર્મને જાણનારા દ્રુપદરાજને ઠીક લાગે તે ખરું.'[૬]

દ્રુપદ બોલ્યોઃ–દશાર્હવંશી મહાબાહુ વીર પુરુષોત્તમ શ્રીકૃષ્ણે જે સમયોચિત વિચાર્યું છે, તે મારું પણ દૃઢ માનવું છે.[૭] જેમ મહાભાગ્યશાલી કુન્તીપુત્રો આજ મારા છે, તેમ એ પાંડુપુત્રો વાસુદેવના પણ છે, એમાં સંશય નથી.[૮] પાંડુપુત્ર યુધિષ્ઠિર પણ પોતાના કલ્યાણની જેટલી ચિંતા કરતા નથી તેટલી પુરુષસિંહ કેશવ તેમના કલ્યાણની કાળજી રાખે છે.[૯]

વૈશંપાયન બોલ્યાઃ–પછી હે મહીપતિ ! મહાત્મા દ્રુપદે અનુજ્ઞા આપી, એટલે પાંડવો કૃષ્ણ, વિદુર દ્રુપદકન્યા કૃષ્ણા તથા યશસ્વિની કુન્તીને લઈને સુખપૂર્વક વિહાર કરતા કરતા હસ્તિનાપુર જવા નીકળ્યા.[૧૦,૧૧] જનનાથ ધૃતરાષ્ટ્રે પાંડવવીરો આવે છે એ સાંભળીને તેમને સત્કારવા સારુ કૌરવોને તથા મહાચાપધારી વિકર્ણને, ચિત્રસેનને, મહાધન્વી દ્રોણને અને ગૌતમકૃપને સામા મોકલ્યા.[૧૨,૧૩] મહાબલવાન વીર પાંડવો તે કૌરવાદિથી વીંટાઈને ધીરે ધીરે હસ્તિનાપુરમાં પ્રવેશ્યા.[૧૪] કુતૂહલ વડે તે નગર જાણે ઝળહળ થઈ રહ્યું. ત્યાં પુરુષસિંહ પાંડવોને જોઈને લોકોનાં શોકદુઃખ નાશ પામ્યાં.[૧૫] પ્રિય ઇચ્છતા તે નગરજનોએ આજે નાનીમોટી અનેક હૃદયંગમ વાતો ઉચ્ચારી અને તે તે પાંડવોએ સાંભળી.[૧૬] 'આ તે ધર્મજ્ઞ પુરુષવ્યાઘ્ર પુનઃ પધારે છે–તે ધર્મપૂર્વક પોતાની સંતતિની જેમ આપણું રક્ષણ કરે છે.[૧૭] અરે ! જનપ્રિય પાંડુ મહારાજ આપણું હિત કરવાની ઇચ્છાએ નિઃસંશય વનમાંથી પાછા આવ્યા છે ![૧૮] હે તાત ! આજે વીર કુન્તીપુત્રો પાછા આપણા નગરમાં આવ્યા છે, તેથી આપણું કયું પ્રિય નથી થયું ! સૌનું આજે પરમપ્રિય થયું છે.[૧૯] આપણે કંઈ દાન કર્યું હોય, કંઈ હોમ કર્યો હોય અને કંઈ તપ તપ્યું હોય, તો તે પુણ્યથી પાંડવો આ નગરમાં સો સો શરદ રહો.'[૨૦] પછી પાંડવોએ ધૃતરાષ્ટ્ર, મહાત્મા ભીષ્મ, તેમજ અન્ય પૂજનીય ગુરુજનોના ચરણમાં અભિવંદન કર્યું.[૨૧] સર્વ નગરવાસીઓ સાથે કુશળ સમાચારની વાત કરી, તેઓ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી રાજભવનમાં રહેવા ગયા.[૨૨] તે મહાબલવાન મહાત્માઓએ થોડોક સમય વિશ્રામ કર્યો, પછી રાજા ધૃતરાષ્ટ્રે તથા શાન્તનુપુત્ર ભીષ્મે તેમને પોતાની પાસે તેડાવ્યા.[૨૩]

ધૃતરાષ્ટ્ર બોલ્યો–હે કૌન્તેય ! હું જે કહું છું, તે તું ભાઈઓ સાથે સાંભળ. ફરી આપણી વચ્ચે વિગ્રહ થાય નહિ તે માટે તું ખાંડવપ્રસ્થમાં જઈ નિવાસ કર.[૨૪] વજ્રધારી ઇન્દ્રથી રક્ષાતા દેવોની જેમ પાર્થ અર્જુનથી રક્ષણ પામતા તમે ત્યાં વસશો, ત્યારે તમને કોઈ પણ બાધા કરી શકશે નહિ.[૨૫] તમારા ભાગનું અર્ધું રાજ્ય મેળવીને તમે બધા ખાંડવપ્રસ્થમાં રહો.

**વૈશંપાયન બોલ્યાઃ**–સર્વ માનવશ્રેષ્ઠ પાંડવોએ ધૃતરાષ્ટ્ર રાજાનું તે વચન સત્કાર્યું અને તેમને પ્રણામ કર્યા. અર્ધું રાજ્ય મેળવીને તેઓ ઘોર વનમાં જવા નીકળ્યા અને ખાંડવપ્રસ્થમાં પહોંચ્યા.[૨૬,૨૭] પછી શ્રીકૃષ્ણને સાથે રાખી તે અચ્યુત પાંડવોએ ત્યાં સ્વર્ગના જેવું સુશોભિત નગર બનાવ્યું.[૨૮]

પછી પવિત્ર અને કલ્યાણકારી ભાગમાં શાંતિકાર્ય કરાવીને તે મહારથીઓએ કૃષ્ણદ્વૈપાયનને અગ્રેસર રાખીને જમીનની માપણી કરીને નગર વસાવ્યું.[૨૯] તે સાગરના જેવી વિશાળ ખાઈઓથી સુશોભિત હતું. આકાશને અડતો, ધવલ મેઘના પ્રકાશવાળો અને ચંદ્રના જેવી શોભાવાળો તેને ફરતો કિલ્લો હતો. જાણે તે શ્રેષ્ઠ નગર નાગલોકની ભોગવતી નગરી હોય, તેમ શોભી રહ્યું હતું.[૩૦,૩૧] પહોળી કરેલી ગરુડની બે પાંખો જેવાં દ્વારોથી તેમજ મહાલયોથી તે શોભતું હતું. વળી વાદળના સમૂહો જેવાં, મંદરાચલની ઉપમાવાળાં, શત્રુઓથી ભેદાય નહિ એવાં, શસ્ત્રોથી સજેલાં અને સારી રીતે સંરક્ષેલાં વિવિધ ગોપુરોથી તે સુરક્ષિત હતું. તેમાં બે જીભવાળા સર્પોના જેવી લેદ્દાની શક્તિઓ ભરી હતી.[૩૨,૩૩] તે યોદ્ધાઓના રખવાળાંથી તે શોભતું હતું. અસ્ત્રવિદ્યાના અભ્યાસ માટેની કિલ્લાની અટારીઓથી, તીક્ષ્ણ અંકુશો તથા શતઘ્નીઓથી તેમજ યંત્રજાલોથી તે સુશોભિત હતું.[૩૪] તે શ્રેષ્ઠ નગર લોખંડનાં મહાચક્રોથી ઝળહળતું હતું, તેના રાજમાર્ગો સુંદર રીતે પડયા હતા અને દેવતાઓની બાધાથી તે રહિત હતું.[૩૫] શ્રેષ્ઠ અને શ્વેત વિવિધ ભવનોએ કરીને તે નગર ઝળહળ થઈ રહ્યું હતું. એ ઇન્દ્રપ્રસ્થ જાણે દેવોની અમરાપુરી જેવું શોભતું હતું.[૩૬] ત્યાં મંગલ અને રમણીય સ્થાનમાં, આકાશમાં જાણે વીજળીથી વીંટાયેલું મેઘમંડલ હોય, તેમ પાંડવોનું નિવાસસ્થાન ઝગઝગી રહ્યું હતું.[૩૭] તે ધનપતિ કુબેરના નિવાસસ્થાન જેવું અને ધનથી સંપૂર્ણ શોભી રહ્યું હતું. હે રાજન્ ! સર્વ વેદને જાણનારા શ્રેષ્ઠ દ્વિજો તથા સર્વ ભાષાઓના વિદ્વાનો તે નગરમાં આવ્યા અને ત્યાં તેમણે પોતાનો વાસ કરવા મન કર્યું. વળી ધનના અભિલાષી અનેક વણિકો પણ ત્યાં દેશદેશથી આવીને વસ્યા.[૩૮,૩૯] ત્યાં સર્વ જાતના શિલ્પવેત્તાઓ વસવાને આવ્યા. એ નગરની આસપાસ રમ્ય ઉદ્યાનો હતા.[૪૦] તેમાં આંબા, આમ્રાતક, કદંબ, અશોક, ચંપક, નાગકેસર, નાગપુષ્પ, લકુચ, પનસ, શાલ, તાલ, તમાલ, બકુલ, સુંદર અને મનોહર પુષ્પોવાળાં કેતક અને બીજાં ફળોના ભારથી લચી ગયેલાં વૃક્ષો હતાં.[૪૧,૪૨] વળી તેમાં જૂની આંબલી, લોધર, સરસ ફૂલવાળાં અંકોલ, જાંબુડા, પાટલ, કુબ્જક, અતિમુક્તક, કરેણ, પારિજાતક અને નિત્ય ફૂલફળવાળાં વિવિધ વૃક્ષો શોભતાં હતાં. તે ઉદ્યાનમાં જાતજાતનાં પક્ષીઓના સમૂહો હતા, મસ્ત મયૂરોની કેકા ગાજતી હતી અને કોયલોના સદૈવ મદભર્યા ટહુકા ચાલતા હતા. વળી તેમાં અરીસા જેવાં વિમલ વિહારગૃહો હતાં અને વિવિધ લતામંડપો હતા. તેમાં મનોહર ચિત્રગૃહો હતાં, કૃત્રિમ પર્વતો હતા અને નિર્મળ જળભરપૂર વિવિધ વાવો હતી.[૪૩-૪૮] ત્યાં સુગંધીદાર પદ્મો અને ઉત્પલોભર્યાં અતિ રમણીય સરોવરો હતાં; તેમજ હંસ, કારંડવ અને ચક્રવાકોથી શોભતી વિવિધ રમ્ય પુષ્કરિણીઓ હતી. વિશાળ અને રમણીય અનેક

તળાવો એ વનની ચારે બાજુ શોભતાં હતાં.[૪૭।૪૮] હે મહારાજ ! પુણ્યજનોથી સંપન્ન એ મહાન રાષ્ટ્રમાં વસતા તે પાંડવોને નિતનિત આનંદ વધવા લાગ્યો.[૪૯] આમ રાજા ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મે ધર્મવ્યવસ્થા કરી, એટલે પાંડવો ખાંડવ-પ્રસ્થનિવાસી થઈ આનંદ પામ્યા.[૫૦] ઇન્દ્રના જેવા તે પાંચ મહાચાપધારીઓને લીધે તે શ્રેષ્ઠ નગર નાગોથી શોભતી ભોગવતી નગરીની જેમ શોભી રહ્યું.[૫૧] પછી હે રાજન્ ! વીર કેશવ અને બલરામ તે નગરને વસાવીને પાંડવોની અનુમતિ લઈને દ્વારકા ગયા.[૫૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત રાજ્યલંભપર્વમાં 'પુરનિર્માણ' નામ-નો અધ્યાય ૨૦૭ મો સમાપ્ત**

# અધ્યાય ૨૦૮ મો

## યુધિષ્ઠિર અને નારદનો સંવાદ

॥ जनमेजय उवाच ॥

एवं संप्राप्य राज्यं तदिन्द्रप्रस्थं तपोधन ।
अत ऊर्ध्वं महात्मानः किमकुर्वत पांडवाः ॥१॥

જનમેજય બોલ્યાઃ–હે તપોધન ! આમ ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય મેળવ્યા પછી મારા પૂર્વજ એવા તે મહાત્મા પાંડવોએ શું કર્યું ? તેમની ધર્મપત્ની દ્રૌપદી તેમની સાથે કેવી રીતે વર્તતી હતી ?[૨] તે મહાભાગ્યવાન પાંચ નરેશો એક દ્રૌપદીને વિશે સંબંધ રાખતા હતા, છતાં તેમનામાં પરસ્પર ભેદ કેમ પડ્યો નહિ ?[૩] હે તપોધન ! કૃષ્ણા સાથે પરણેલા તે સૌની એકબીજા સાથેની ચેષ્ટાઓ હું વિસ્તાર-થી સાંભળવા ઇચ્છું છું.[૪]

વૈશંપાયન બોલ્યાઃ–ધૃતરાષ્ટ્રની આજ્ઞા પામેલા પરંતપ પાંડવો રાજ્ય પ્રાપ્ત કરીને ઇન્દ્ર-પ્રસ્થમાં કૃષ્ણા સાથે આનંદથી રહેવા લાગ્યા.[૫] રાજ્ય પામીને, સત્યવ્રત અને મહાતેજસ્વી યુધિષ્ઠિરે ભાઈઓ સાથે પૃથ્વીનું ધર્મપૂર્વક પાલન કરવા માંડ્યું.[૬] મહાપ્રજ્ઞાવાળા અને સત્યધર્મમાં પરાયણ તે પાંડુનંદનો શત્રુઓને જીતીને પરમઆનંદ પામીને ત્યાં વસતા હતા.[૭] તે પુરુષવરો મહામૂલ્યવાન રાજ્યાસનો ઉપર બેસીને સર્વ નગરનાં કાર્યો કરતા હતા.[૮] એક વખતે તે સર્વ મહાત્માઓ રાજ્યાસન પર બેઠા હતા, તે સમયે દેવર્ષિ નારદ ત્યાં અચાનક આવી પહોંચ્યા.[૯] યુધિષ્ઠિરે તેમને પોતાનું સુંદર આસન આપ્યું. આમ આસન ઉપર બેઠેલા દેવર્ષિને ધીમાન યુધિષ્ઠિરે પોતે વિધિ-પૂર્વક અર્ઘ્ય આપ્યો અને તેમને રાજ્ય વિશે નિવેદન કર્યું. તે પૂજાનો સ્વીકાર કરીને ઋષિ પ્રસન્ન થયા.[૧૦,૧૧] આશીર્વાદથી વૃદ્ધિ કરીને તેમણે યુધિષ્ઠિરને કહ્યું કે, 'બેસો.' પછી આ રીતે આજ્ઞા પામેલા રાજા યુધિષ્ઠિર બેઠા અને કૃષ્ણાને કહાવ્યું કે, 'ભગવાન નારદ પધાર્યા છે' આ સાંભળીને દ્રૌપદી પણ પવિત્ર અને સ્વસ્થચિત્ત થઈને જ્યાં પાંડવો સાથે નારદ બેઠા હતા ત્યાં આવી. ધર્મચારિણી તે દ્રુપદપુત્રીએ દેવર્ષિના ચરણમાં નમન કર્યાં અને પોતાનાં વસ્ત્ર સંકોચી બે હાથ જોડી તેમની સમક્ષ ઊભી રહી. ધર્માત્મા, સત્યવાદી અને ઋષિશ્રેષ્ઠ ભગવાન નારદે તે અનિન્દિત રાજ-પુત્રીને પણ વિવિધ પ્રકારના આશીર્વાદ આપી-ને કહ્યું કે, 'ભલે તમે અંતઃપુરમાં જાઓ.' આમ કૃષ્ણા વિદાય થઈ, ત્યારે ભગવાન નારદઋષિ યુધિષ્ઠિર- આદિ સર્વ પાંડવોને એકાંતમાં આ પ્રમાણે કહેવા લાગ્યા.[૧૨–૧૭]

નારદ બોલ્યાઃ–યશસ્વિની પાંચાલી તમારા સૌની એક ધર્મપત્ની છે. આ સ્થિતિમાં તમા-રામાં કંઈ ભેદભાવ ન પડે તેટલા સારુ કંઈ નીતિનિયમ કરવો જોઈએ.[૧૮] કારણ કે, પૂર્વે સુંદ અને ઉપસુન્દ નામે બે ભાઈઓ સાથે રહેતા હતા. તેઓ બીજાઓથી મારી શકાય નહિ એવા ત્રણે લોકમાં વિખ્યાત હતા.[૧૯] તેમને એક

એક ગૃહ, એક શય્યા, એક આસન અને એક ભોજન હતાં. પણ એક તિલોત્તમાને કારણે તે બન્નેએ એકબીજાનો નાશ કર્યો.[૨૦] આથી પરસ્પર પ્રીતિભાવવાળા તમે બંધુપ્રેમનું રક્ષણ કરજો. હે યુધિષ્ઠિર! એવું કરજો કે આ વિષયમાં તમારામાં ભેદભાવ ન પડે.[૨૧]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે મહામુનિ ! સુન્દ અને ઉપસુંદ એ બે અસુરો કોના પુત્રો હતા ? તેમનામાં કેવી રીતે ફૂટ પડી ? વળી તેમણે એકબીજાને શા માટે હણી નાખ્યા ? [૨૨] જેની કામનાથી ઉન્મત્ત થઇને તેમણે એકબીજાને મારી નાખ્યા, તે તિલોત્તમા કોની કન્યા હતી ? તે અપ્સરા હતી કે દેવકન્યા હતી ?[૨૩] હે તપોધન! આ બધું અમે યથાવત્ ને વિસ્તારપૂર્વક સાંભળવા ઇચ્છીએ છીએ. હે બ્રહ્મન્! અમને ભારે કુતૂહલ થયું છે.[૨૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત રાજ્યલંભપર્વમાં 'યુધિષ્ઠિરનારદસંવાદ' નામનો અધ્યાય ૨૦૮ મો સમાપ્ત**

# अध्याय २०९ मो

## સુંદ અને ઉપસુંદનું આખ્યાન

॥ નારદ ઉવાચ ॥

**शृणु मे विस्तरेणेममितिहासं पुरातनम् ।**
**भ्रातृभिः सहितः पार्थ यथावृत्तं युधिष्ठिर ॥ १ ॥**

નારદ બોલ્યાઃ–હે પૃથાપુત્ર યુધિષ્ઠિર! ભાઇઓ સાથે તમે આ પુરાતન ઇતિહાસ મારી પાસેથી યથાર્થ રીતે અને વિસ્તારથી સાંભળો.[૧] પૂર્વે મહાન અસુર હિરણ્યકશિપુના વંશમાં નિકુંભ નામે એક બલવાન અને તેજસ્વી રાક્ષસ થયો હતો.[૨] તેને સુન્દ તથા ઉપસુન્દ નામે મહાવીર્યવાળા, ભયંકર પરાક્રમવાળા અને ક્રૂર માનસવાળા બે દારુણ દૈત્યોના ઇન્દ્ર સરખા પુત્રો થયા હતા.[૩] તે બંને એક જ નિશ્ચયવાળા, એક જ કાર્યવાળા, એક જ પ્રયોજનવાળા અને સુખદુઃખમાં સદૈવ સાથે વર્તનારા હતા.[૪] તેઓ એકબીજા વિના જમતા નહોતા, તેઓ એકબીજાનું પ્રિય કરતા હતા અને એકબીજાને પ્રિય કહેતા હતા.[૫] તેઓ એક જાતના સ્વભાવ અને આચરણવાળા હતા. એક જ જીવ બે ખોળિયામાં હોય તેમ તેઓ હતા. કાર્યોમાં એક નિશ્ચયવાળા તે બંને મહાપરાક્રમીઓ ઘણી વૃદ્ધિ પામ્યા હતા.[૬] ત્રણે લોક ઉપર વિજય મેળવવા સારુ તેમણે એક નિશ્ચય કર્યો અને દીક્ષા લઈને તેઓ વિંધ્યાચળ વિશે જઈ ઉગ્ર તપ તપવા લાગ્યા.[૭] ત્યાં દીર્ઘકાલ સુધી તેઓ તપમાં પરાયણ રહ્યા. તેઓ ભૂખ અને તરસથી થાકી ગયા હતા. તેમણે જટા અને વલ્કલ ધારણ કર્યાં હતાં.[૮] સર્વાંગે તેમને મળના થર ચડ્યા હતા. તેઓ વાયુ ભક્ષીને રહેતા હતા.[૯] પોતાનું માંસ કાઢી કાઢીને તેઓ હોમતા હતા, પગના અંગૂઠાના ટેરવા ઉપર ઊભા રહેતા હતા અને હાથ ઊંચા રાખતા હતા. આમ પાંપણ પણ મીંચ્યા વિના તે વ્રતધારીઓ લાંબા કાલ સુધી તપ કરતા રહ્યા.[૧૦] તેમના તપના પ્રભાવથી દીર્ઘ કાલ સુધી તપી રહેલા વિંધ્યાચલે ધુમાડો કાઢવા માંડયો. આ જાણે આશ્ચર્ય જેવું થયું.[૧૧] પછી તે બેઉનું ઉગ્ર તપ જોઇને દેવો ભય પામ્યા. એટલે એ દેવો તેમનું તપ ભાંગવા માટે વિઘ્નો કરવા લાગ્યા.[૧૨] તેમણે તે બંનેને રત્નોથી અને સ્ત્રીઓથી લોભાવી જોયા, પણ તે બેઉ મહાન વ્રતધારીઓએ પોતાનું વ્રત ભાંગ્યું નહિ.[૧૩] વળી દેવોએ તે બે મહાત્માઓ આગળ ફરીથી આ માયા કરવા માંડી. તે બેઉની બહેનો, માતાઓ અને પત્નીઓ તેમજ તેમનાં સગાંસંબંધીઓને માયાથી ઉત્પન્ન કર્યાં અને હાથમાં ભાલાવાળા રાક્ષસથી ગભરાતાં ગભરાતાં ત્યાં ગડબડિયાં ખાતાં આવ્યાં; તેમના કેશ અને કેશના અલંકારો ખરી પડ્યા હતા, તેમનાં વસ્ત્રો ને આભરણો વીંખાઈ ગયાં હતાં અને સૌ 'બચાવો! બચાવો!' એવી તેમની આગળ બૂમ

પાડતાં હતાં. આમ છતાં, તે બે અડગ મહાવ્રતીઓએ પોતાના વ્રતનો ભંગ કર્યો નહિ.[૧૪-૧૬] આ માયાથી પણ જ્યારે તે બંનેમાંથી કોઈ ક્ષોભ કે દુઃખ ન પામ્યો, ત્યારે તે માયાની સ્ત્રીઓ તથા સર્વ ભૂતો અલોપ થઈ ગયાં.[૧૭] પછી સર્વ લોકના હિતમાં રહેનારા ભગવાન પિતામહ પોતે તે બે મહાન અસુરો પાસે ગયા અને તેમને વરદાન આપીને રીઝવ્યા.[૧૮] એટલે સુન્દ અને ઉપસુન્દ એ બે દૃઢ પરાક્રમી ભાઇઓ પિતામહ દેવને જોઇને હાથ જોડી ઊભા રહ્યા.[૧૯] તે બંનેએ સાથે બ્રહ્મદેવને કહ્યુંઃ 'હે પિતામહ પ્રભુ! અમારા બન્નેના તપથી તમે જો પ્રસન્ન થયા હો, તો અમે બેઉ માયા જાણનારા, અસ્ત્રવિદ્યા જાણનારા, બલવાન તેમજ ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારા અને અમર થઇએ.[૨૦,૨૧]

બ્રહ્મા બોલ્યાઃ-તમે બંનેએ જે કહ્યું છે તે બધું જ તમને મળશે. માત્ર અમરતા તમને નહિ મળે.[૨૨] આથી દેવોની સમાન થવા માટે તમે મૃત્યુ માટે બીજું કંઈ નિમિત્ત માગી લો. પ્રભુત્વ મેળવવા માટે તમે આ મહાતપ કર્યું છે. તમારા એ હેતુને લીધે તમને અમરત્વ ન મળી શકે.[૨૩] હે દૈત્યેન્દ્રો! તમે ત્રિલોક ઉપર વિજય મેળવવા માટે તપ આચર્યું છે. આ કારણે તમારી ઇચ્છા હું પૂરી કરી શકું એમ નથી.[૨૪]

સુન્દ અને ઉપસુન્દ બોલ્યાઃ-હે પિતામહ! ત્રણેલોકમાં જે કાંઈ સ્થાવર અને જંગમ ભૂતો છે, તે સર્વમાંથી કોઇથી પણ અમારું મૃત્યુ ન થાય. માત્ર અમને એકબીજાથી જ તે ભય રહો. અર્થાત્ અમે પરસ્પર અમારો નાશ કરીએ તો જ અમારો નાશ થાય.[૨૫]

બ્રહ્મા બોલ્યાઃ-તમે બંનેએ જે પ્રાર્થના કરી છે અને જે વચન કહ્યાં છે તે તમને હું વરદાનરૂપે આપું છું. તમારે માટે આ જ પ્રમાણે મૃત્યુનું નિમિત્ત આ રહેશે.[૨૬]

નારદ બોલ્યાઃ-તે બંનેને આ વરદાન આપીને અને તેમને તપથી નિવૃત્ત કરીને પિતામહ બ્રહ્મલોકમાં ગયા.[૨૭] તે બંને દૈત્યરાજ ભાઈઓ વરદાન પામીને તથા સર્વ લોકમાં અવધ્ય બનીને પોતાના ભવને ગયા.[૨૮] તે બંને મનસ્વીઓને કૃતાર્થ થયેલા અને વરદાન પામેલા જોઈને સૌ મિત્રજનો તેમનાથી અત્યંત આનંદ પામ્યા.[૨૯] પછી તે બંનેએ જટાઓ છોડી નાખી, મુગટ બાંધ્યાં, મહામોંઘાં આભૂષણો ધારણ કર્યાં અને સ્વચ્છ અંબરો પહેર્યાં.[૩૦] તેમણે અકાળે પણ સર્વ કાલનો ચંદ્રિકાઉત્સવ માંડ્યો. આથી તેમના સર્વ મિત્રજનો નિત્ય આનંદ પામવા લાગ્યા.[૩૧] ત્યારે ઘેરઘેર 'જમો, દાન કરો, રમો, ગાઓ અને પીઓ'-એ શબ્દો નિત્ય ત્યાં ગાજી રહ્યા.[૩૨] મહાનાદો સાથે સ્થળે સ્થળે થઈ રહેલા તાળીઓના ઉત્કૃષ્ટ નાદથી દૈત્યોનું આખું નગર પ્રફુલ્લિત અને આનંદિત થઈ રહ્યું.[૩૩] પોતાની ઇચ્છા પ્રમાણે રૂપ ધરનારા એ દૈત્યો અનેક પ્રકારના વિહારોથી ક્રીડા કરતા હતા, ત્યારે વરસો જાણે એક દિવસ હોય તેમ વહી જતાં તેમને જણાતાં હતાં.[૩૪]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત રાજ્યલંભપર્વમાં 'સુન્દોપસુન્દ-ઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૦૯ મો સમાપ્ત

# અધ્યાય ૨૧૦ મો

## સુંદ અને ઉપસુંદનો દિગ્વિજય

॥ नारद उवाच ॥

उत्सवे वृत्तमात्रे तु त्रैलोक्याकांक्षिणावुभौ ।
मंत्रयित्वा ततः सेनां तावाज्ञापयतां तदा ॥१॥

નારદ બોલ્યાઃ-જ્યારે ઉત્સવ પૂરો થયો, ત્યારે ત્રણે લોકનો વિજય મેળવવા ઇચ્છતા તે બન્નેએ મંત્રણા કરીને પોતાની સેનાને આજ્ઞા આપી.[૧] મિત્રો, વૃદ્ધ દૈત્યો, તેમજ મંત્રીઓની રજા લઇને તથા પ્રયાણ માટેનાં મંગલ-

કાર્યો કરીને, તેઓ રાત્રે મઘા નક્ષત્રમાં નીકળ્યા.[૨] જેણે ગદા અને પટ્ટિશ ધાર્યાં છે, હાથમાં જેને શૂલ અને મગદળ છે, તેમજ જેણે બખ્તર સજ્યાં છે, એવી મહાન દૈત્યસેના સાથે તે બન્નેએ પ્રયાણ આદર્યું.[૩] ચારણો વિજયસૂચક મંગલ સ્તુતિઓથી તેમની પ્રશંસા કરતા હતા અને તેઓ ઘણા પ્રસન્ન થઇને આગળ વધતા હતા.[૪] પછી ઇચ્છાગતિવાળા તે બન્ને દૈત્યો અંતરિક્ષમાં ગયા અને રણમાં કઠોર એવા તેઓ દેવોનાં જ ભવન આગળ પહોંચ્યા.[૫] એટલે તેમનું ચઢી આવવું જોઈને તેમજ બ્રહ્માજીએ તેમને આપેલું વરદાન સંભારીને દેવો સ્વર્ગલોક છોડીને તરત જ બ્રહ્મલોકમાં ગયા.[૬] તે તીવ્ર પરાક્રમી દૈત્યેન્દ્રોએ ઇન્દ્રલોક ઉપર વિજય મેળવ્યો અને યક્ષો તથા રાક્ષસોના સમૂહોને તેમજ સર્વ ખેચર ભૂતોને હણી નાખ્યાં.[૭] તે મહારથીઓએ પાતાળવાસી નાગોને હરાવ્યા અને સમુદ્રમાં વસતી સર્વ મ્લેચ્છ જાતિઓને જીતી લીધી.[૮] પછી તે બન્ને ઉગ્રસાશનવાળાઓએ આખી પૃથ્વી જીતવાનો આરંભ કર્યો. સર્વ સૈનિકોને એકઠા કરીને તેમણે તેમને આ તીવ્ર વચનો કહ્યાં:[૯] 'રાજર્ષિઓ મહાયજ્ઞોથી અને બ્રાહ્મણો હવ્યકવ્યોથી દેવોનાં તેજ, બલ અને ઐશ્વર્યનો વધારો કરે છે.[૧૦] આથી આ પ્રવૃત્તિ, કરનારા તે સર્વ અસુરશત્રુઓને આપણે એકસામટા પૂરી રીતે મારી નાખવા જોઈએ.' મહાસાગરના પૂર્વ તટ ઉપર આવો ક્રૂર વિચાર કરીને તથા સર્વ સૈનિકોને આજ્ઞા આપીને તે ચારે બાજુએ દોડવા લાગ્યા.[૧૧,૧૨] પછી જે યજ્ઞો કરતા હતા અને જે બ્રાહ્મણો યજ્ઞો કરાવતા હતા, તે સૌને તે બે બલવાનોએ બળપૂર્વક મારી નાખ્યા અને ત્યાંથી તેઓ આગળ ધસ્યા.[૧૩] વિશુદ્ધ મનવાળા મુનિઓના આશ્રમોમાંનાં અગ્નિહોત્રો તેમના સૈનિકો લઈ લેતા અને બેધડક પાણીમાં ફેંકી દેતા હતા.[૧૪] મહાત્મા તપોધનોએ તેમને જે શાપો આપ્યા, તે પણ વરદાનને કારણે પાછા પડ્યા; તેમને એની કશી અસર થઈ નહિ.[૧૫] આમ જ્યારે પથ્થરમાં છોડેલાં બાણની જેમ તે શાપો પાછા ફર્યા, ત્યારે બ્રાહ્મણો નિયમો છોડીને ભાગી ગયા.[૧૬] જેમ ગરુડના ભયથી સરપો નાસી છૂટે, તેમ પૃથ્વીમાં જે તપોનિષ્ઠ, જિતેન્દ્રિય અને શાંતિવાળા હતા, તેઓ પણ તે બન્ને રાક્ષસોના ભયથી નાસવા માંડયા[૧૭] આમ દૈત્યોથી ભાંગેલા આશ્રમો અને વેરણછેરણ થયેલા કલશો તથા સુવોએ કરીને જાણે સમસ્ત જગત પ્રલયકાળમાં ઝડપાઈને શૂન્ય થઈ ગયું હતું.[૧૮]

પછી, હે રાજન્! જ્યારે સઘળા ઋષિઓ નાસી ગયા, ત્યારે તે બન્ને મહા અસુરોએ તેમનો વધ કરવા સારુ નિશ્ચય કર્યો.[૧૯] મદ ઝરતા પ્રમત્ત હાથીનું રૂપ લઇને, તેઓ દુર્ગમ સ્થાનોમાં સંતાઈ રહેલા ઋષિઓને યમસદને પહોંચાડવા લાગ્યા.[૨૦] વળી તેઓ ઘડીમાં સિંહો થતા તો ઘડીમાં વાઘો થતા અને પાછા અલોપ થઈ જતા. એવા એવા ઉપાયોથી તે ઘાતકી દૈત્યો જે જે ઋષિ નજરે પડે તેને મારી નાખતા.[૨૧] ત્યારે પૃથ્વીમાંથી યજ્ઞો અને સ્વાધ્યાયો વિરામ પામી ગયા, રાજાઓ તથા બ્રાહ્મણો નાશ પામ્યા અને ઉત્સવો તથા યજ્ઞો બંધ થયા; ત્યારે હાહાકાર વર્તી રહ્યો, ભય અને ત્રાસ પ્રસરી વળ્યો, ખરીદી-વેચાણ અટકી પડયાં, દેવકાર્યો અટકી ગયાં, મંગલ લગ્નો નિવૃત્ત થયાં, ખેતી અને ગોરક્ષા ખોરંભે પડયાં, નગરો તથા આશ્રમો વેરાન થયાં, જ્યાં ત્યાં હાડકાં ને હાડપિંજરો વેરાઈ રહ્યાં અને પૃથ્વી ભયંકર રૂપ ધારણ કરી રહી. તે વખતે પિતૃકાર્યો અટકી ગયાં હતાં, વષટ્કાર આદિ મંગલકાર્યો બંધ પડયાં હતાં અને જગત જોયું જાય નહિ એવું ભયાનક થઈ ગયું હતું.[૨૨-૨૫] સુંદ અને ઉપસુંદનું તે કર્મ જોઇને ચંદ્ર, સૂર્ય, ગ્રહો, તારાઓ અને નક્ષ-

ચારી નક્ષત્રો પણ વિષાદ પામ્યાં હતાં.[૨૬] આમ, તે બે દૈત્યોએ ક્રૂર કર્મ કરીને દિગ્વિજય કર્યો અને શત્રુરહિત થઈ તેમણે કુરુક્ષેત્રમાં નિવાસ કર્યો.[૨૭]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત રાજ્યલંભપર્વમાં 'સુન્દોપસુન્દઉપાખ્યાન' નામનો અધ્યાય ૨૧૦ મો સમાપ્ત**

---

# अध्याय २११ मो

## તિલોત્તમાનું નિર્માણ

॥ नारद उवाच ॥

**ततो देवर्षयः सर्वे सिद्धाश्च परमर्षयः ।**
**जग्मुस्तदा परामार्ति दृष्ट्वा तत्कदनं महत् ॥ १ ॥**

નારદ બોલ્યાઃ—આમ તે મહાસંહાર જોઈને સર્વે દેવર્ષિઓ, સિદ્ધો તથા પરમઋષિઓ પરમ દુઃખ પામ્યા.[૧] મય, અને ઇંદ્રિયોને જીતી છે એવા તેઓ જગત ઉપરની કૃપાને લઇને પિતામહ બ્રહ્માના ભવને ગયા.[૨] ત્યાં તેમણે દેવો, સિદ્ધો અને બ્રહ્મર્ષિઓથી ચારે બાજુ વીંટાઇને બેઠેલા પિતામહનાં દર્શન કર્યાં.[૩] ત્યાં દેવાધિદેવ મહાદેવ, વાયુદેવ, અગ્નિદેવ, સૂર્ય, ચંદ્ર, ઇન્દ્ર, પરમેષ્ઠિપુત્રો, ઋષિઓ, વૈખાનસો, વાલખિલ્યો, વાનપ્રસ્થો, સૂર્યકિરણોનું પાન કરનારાઓ, અજો, અવિમુગ્ધો અને તેજોગર્ભ આદિ સર્વ તપસ્વી ઋષિઓ તેમજ સર્વ મહર્ષિઓએ પિતામહ પાસે જઈ, દીન થઈ, સુંદ અને ઉપસુંદનું એ સર્વ કાર્ય કહી સંભળાવ્યું. તે બંનેએ જે અને જેવી રીતે તથા જે ક્રમે હરી લીધું હતું તથા કર્યું હતું, તે તે સઘળું તેમણે પિતામહને સંપૂર્ણ રીતે નિવેદિત કર્યું. પછી તે સર્વ દેવગણોએ તેમજ પરમઋષિઓએ એ જ વિષયને આગળ કરીને પિતામહને સહાય માટે પ્રાર્થના કરી. પછી એ સૌનાં તે વચનો સાંભળીને પિતામહે થોડી વાર વિચાર કરીને કર્તવ્યનો નિશ્ચય કર્યો અને તે બે દૈત્યોના વધને લક્ષીને વિશ્વકર્માને બોલાવ્યા.[૪–૧૦]

વિશ્વકર્માને જોઇને મહાતપસ્વી પિતામહે તેમને આદેશ આપ્યો કે, તમે સૌને લોભાવે એવી એક પ્રમદાનું નિર્માણ કરો.[૧૧] એટલે પિતામહને નમન કરીને તથા તેમના વાક્યને અભિનંદીને તે વિશ્વકર્માએ ફરીફરીને વિચારી એક દિવ્ય યુવતી બનાવવા માંડી.[૧૨] ત્રિભુવનમાં જે કાંઈ જોવાલાયક સ્થાવરજંગમ પદાર્થો હતા, તે તેમણે ત્યાંથી યત્નપૂર્વક લાવી એકઠા કર્યા.[૧૩] તે યુવતીનાં અંગોમાં તેમણે કરોડો રત્નો સજ્યાં. આમ તેમણે તે દેવકન્યા જેવી સ્વરૂપવાળી રત્નમયી સુંદરી નિર્માણ કરી.[૧૪] વિશ્વકર્માએ આમ મહા પ્રયત્ને નિર્મેલી તે યુવતી ત્રણે લોકોની નારીઓ કરતાં અધિક–સૌંદર્યવાળી હતી.[૧૫] તેનાં ગાત્રમાં સૂક્ષ્માતીત સૂક્ષ્મ કણમાં પણ એવી રૂપસંપત્તિ ભરી હતી કે, જોનારની આંખ ત્યાં જડાઈ જ જાય.[૧૬] ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારી તે સુંદરી જાણે સાક્ષાત્ દેહધારિણી લક્ષ્મી હોય, તેમ પ્રાણીમાત્રનાં મન અને નેત્રોને હરી લેતી હતી.[૧૭] જે જે રત્નો હતાં તેમાં તલ તલભાર લઇને તેનું નિર્માણ કરવામાં આવ્યું હતું; તેથી પિતામહે તેનું 'તિલોત્તમા' નામ પાડ્યું.[૧૮] તેણે હાથ જોડીને, નમસ્કાર કરીને, બ્રહ્માજીને આ વચન કહ્યું કે, 'હે ભૂતેશ! મારે કયું કામ કરવાનું છે કે જેથી મને અહીં નિર્માણ કરવામાં આવી છે?'[૧૯]

પિતામહ બોલ્યાઃ—હે તિલોત્તમા! તું સુંદ અને ઉપસુંદ એ બે અસુરો પાસે જા. હે ભદ્રા! તારા પ્રાર્થનીય રૂપથી તેમને લોભાવ. તું એવું કર કે, તને જોતાં વેંત જ, તારી રૂપસંપત્તિ વડે તે બંનેમાં તારે અંગે વિરોધ ઊભો થાય.[૨૦]

નારદ બોલ્યાઃ—'બહુ સારું' એમ કહીને તેણે પિતામહને નમસ્કાર કર્યા.

સર્વ દેવોના મંડળની પ્રદક્ષિણા કરી.[૨૨] તે વખતે ભગવાન બ્રહ્માજી પૂર્વ તરફ, મહેશ્વર દક્ષિણ તરફ, દેવો ઉત્તર તરફ અને ઋષિઓ સર્વ તરફ મુખ કરી બેઠા હતા.[૨૩] જ્યારે તે દેવમંડળીની પ્રદક્ષિણા કરતી હતી, ત્યારે ઇન્દ્ર તેમજ ભગવાન શંકર ધીરજ ધરીને પોતાને સ્થાને બેસી રહ્યા.[૨૪] પણ તિલોત્તમા જેવી ડાબી બાજુએ ગઈ, ત્યાં તેને જોવાની અત્યંત ઉત્કટતાવાળા ભગવાન શંકરને વિકસિત પદ્મોનાં જેવાં લોચનવાળું એક બીજું મુખ દક્ષિણ બાજુએ ઉત્પન્ન થયું.[૨૫] તે જ્યાં પાછળ ફરી, ત્યાં તેમને પશ્ચિમ દિશાએ વળી બીજું મુખ નીસર્યું. તે ઉત્તર તરફ વળી, ત્યારે તેમને ઉત્તરનું મુખ નીકળ્યું.[૨૬] મહેન્દ્રને પણ પાછળ, બાજુએ ને સર્વ તરફ લાલ લાલ છેડાવાળાં હજાર વિશાલ નેત્રો ખીલી ઊઠયાં.[૨૭] આમ પૂર્વે મહાદેવ સ્થાણુ ચાર મુખવાળા થયા અને બલને મારનાર ઇન્દ્ર સહસ્ર નેત્રવાળા બન્યા.[૨૮] એ રીતે તિલોત્તમા જેમ જેમ વળી, તેમ તેમ દેવગણોનાં તેમજ મહર્ષિઓનાં મુખો સર્વ બાજુએ વળ્યાં. તે સર્વ મહાત્માઓની દૃષ્ટિ તે તિલોત્તમાના અંગ ઉપર વારંવાર પડી; એક પિતામહ બ્રહ્મદેવ જ સ્થિર રહ્યા.[૨૯,૩૦] એ તિલોત્તમા જ્યારે જવા નીકળી, ત્યારે સર્વે દેવોએ તથા પરમ ઋષિઓએ હવે આ રૂપસંપત્તિથી તે કાર્ય સિદ્ધ થયું છે એમ માની લીધું.[૩૧] તે તિલોત્તમાના ગયા પછી લોકહિતકારી બ્રહ્મદેવે દેવો તથા ઋષિઓના તે સર્વ સમૂહોને વિદાય આપી.[૩૨]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત રાજ્યલંભપર્વમાં 'તિલોત્તમાપ્રસ્થાપન' નામનો અધ્યાય ૨૧૧ મો સમાપ્ત**



# અધ્યાય ૨૧૨ મો

## સુન્દ અને ઉપસુન્દનું મૃત્યુ

॥ नारद उवाच ॥

**जित्वा तु पृथिवीं दैत्यौ निःसपत्नौ गतव्यथौ।**
**कृत्वा त्रैलोक्यमव्यग्रं कृतकृत्यौ बभूवतुः ॥ १ ॥**

**નારદ બોલ્યાઃ**–સમસ્ત પૃથ્વીને જીતી લઇને તથા ત્રિભુવનને એકસરખાં હથેળીમાં લઇને, તે દૈત્યો શત્રુરહિત અને ચિંતામુક્ત થયા, તેમજ પોતાને કૃતાર્થ માનવા લાગ્યા.[૧] દેવો, ગંધર્વો, યક્ષો, નાગો, રાજાઓ અને રાક્ષસો પાસેથી સર્વ રત્નો પોતાને ત્યાં લાવીને તેઓ પરમ સંતોષ પામતા હતા.[૨] હવે કોઈ પણ તેમને વ્યથા કરનારો રહ્યો નહિ, એટલે તે બે નિરુદ્યોગી રહી દેવોની જેમ વિહરવા મંડયા.[૩] સ્ત્રીઓ, ફૂલમાલાઓ, સુગંધી દ્રવ્યો, પુષ્કળ ભક્ષ્યો તથા ભોજ્યો અને વિવિધ મનગમતાં પીણાંઓથી તેઓ પરમ પ્રીતિ મેળવતા હતા.[૪] દેવોની જેમ તેઓ અંતઃપુરોમાં, ઉદ્યાનોમાં, પર્વતોમાં, વનોમાં તથા ઇચ્છા પ્રમાણે પ્રદેશોમાં મનમાન્યો વિહાર કરતા હતા.[૫]

એક વાર તેઓ જેનું શિલાતલ સપાટ છે અને જેમાં પ્રફુલ્લ વૃક્ષો છે એવા વિંધ્યશિખર ઉપર વિહાર કરવા ગયા.[૬] ત્યાં મનમાન્યાં તમામ દિવ્ય સાધનો આવી ગયા પછી તે બેઉ આનંદપૂર્વક સ્ત્રીઓની સાથે શ્રેષ્ઠ આસનો ઉપર બેઠા. સ્ત્રીઓએ વાજિંત્રો વગાડીને, નૃત્યો કરીને, તેમજ સ્તુતિભર્યાં ગીતોનું ગાન કરીને તે બંનેને પ્રીતિપૂર્વક પ્રસન્ન કર્યાં.[૭,૮] તે વખતે માત્ર એક લાલ વસ્ત્ર ધારણ કરેલી તિલોત્તમા મનમોહક વેશાલંકાર સજીને તે વનમાં ફૂલ વીણતી આવી.[૯] નદીને કાંઠે ઊગેલાં કરેણનાં ફૂલોને ચૂંટતી ચૂંટતી તે જ્યાં પેલા બે અસુરો બેઠા હતા ત્યાં પહોંચી.[૧૦] ઊંચી જાતના મદ્યનું પાન કરીને અસુરોની આંખો મદથી લાલચોળ થઈ ગઈ

હતી, આ શ્રેષ્ઠ સુંદરીને જોતાં જ તેઓ કામથી ઘાયલ થયા.[૧૧] આસન મૂકીને તેઓ ઊઠ્યા અને તિલોત્તમા ઊભી હતી ત્યાં ગયા. કામથી પીડાતા તે બંને તેની ઇચ્છા કરવા લાગ્યા.[૧૨] સુંદે તિલોત્તમાનો જમણો હાથ પકડ્યો અને ઉપસુંદે તેનો ડાબો હાથ પકડ્યો.[૧૩] બલ, ધન, રત્ન અને સુરાપાનના મદે કરીને મત્ત થયેલા તથા વરદાનને લીધે છકી ગયેલા તે બંને એકબીજા સામે ભવાં ચડાવવા લાગ્યા. કેફ અને કામથી ઘેરાયેલા તેઓ પરસ્પર આમ સંભળાવવા લાગ્યા.[૧૪,૧૫] સુંદે કહ્યું: 'આ મારી ભાર્યા છે, તારી તો તે વડીલ થાય.' એટલે ઉપસુંદે સામું કહ્યું કે, આ 'મારી પત્ની છે, તમારી તો એ પુત્રવધૂ થાય.'[૧૬] 'આમ, એ તારી નહિ, પણ મારી છે' એમ બોલતા તેઓ એકબીજા ઉપર ક્રોધે ભરાયા. આમ તિલોત્તમાના રૂપમાં ઘેલા થયેલા તે બન્નેમાંથી પરસ્પરનો સ્નેહ અને સૌહૃદ ઓસરી ગયાં.[૧૭] તે સુંદરીને કારણે તે બંનેએ ભયંકર ગદાઓ ઉઠાવી. આમ તિલોત્તમા વિશે કામથી મૂર્છિત થયેલા બંને ભાઇઓ ગદાઓ ઉઠાવીને 'મેં એનો હાથ પહેલો પકડ્યો છે' અને બીજો કહે 'મેં એનો હાથ પહેલો પકડ્યો છે' એમ કહી પરસ્પર ગદાઓ મારવા લાગ્યા.[૧૮] ગદાઓના પ્રહાર પામેલા અને લોહીલુહાણ થયેલાં અંગવાળા તે બંને દૈત્યો પૃથ્વી ઉપર ઢળી પડ્યા, માનો આકાશમાંથી બે સૂર્યો નીચે ખરી પડ્યા. તે વખતે પેલી સ્ત્રીઓ નાસી ગઈ અને ખેદ તથા ભયથી કાંપી ઊઠેલો ત્યાં બેઠેલો દૈત્યસમૂહ પાતાલમાં પહોંચી ગયો. પછી વિશુદ્ધાત્મા પિતામહ, દેવો અને મહર્ષિઓને સાથે લઇને ત્યાં આવી પહોંચ્યા અને તેમણે તિલોત્તમાનો સત્કાર કર્યો. ભગવાન પ્રપિતામહે તેને વરદાનથી સારી રીતે પ્રસન્ન કરી.[૧૯–૨૨] વરદાન આપવા ઇચ્છતા પિતામહે તેને પ્રસન્નતાપૂર્વક કહ્યું: 'હે ભાવિની! તું સૂર્યે ખેડેલા લોકોમાં વિચરશે. તારા તેજ વડે કોઈ પણ મનુષ્ય તારા સામું ઝાઝી વાર જોઈ શકશે નહિ.' સર્વલોકના એ પિતામહે આ પ્રમાણે તિલોત્તમાને વરદાન આપ્યું.[૨૩,૨૪] પછી ઇન્દ્રને ત્રિલોકનું રાજ્ય પાછું સોંપીને તે સમર્થ બ્રહ્મલોકમાં ગયા.

**નારદ બોલ્યાઃ**—આમ સર્વ કાર્યપ્રયોજનોમાં એકનિશ્ચયવાળા તે બે સાથે રહેલા દૈત્ય ભાઈઓ એક તિલોત્તમાને કારણે એકબીજા સામે ક્રોધે ભરાયા અને પરસ્પરનો નાશ કરી બેઠા. હે ભારતશ્રેષ્ઠો! આથી હું તમને સૌને સ્નેહપૂર્વક કહું છું કે, તમે જો મારું પ્રિય ઇચ્છતા હો તો દ્રૌપદી સંબંધમાં તમારા સૌમાં ફૂટ ન પડે તેવી વ્યવસ્થા કરો. આમ કરવાથી તમારું કલ્યાણ થશે.[૨૫–૨૭]

**વૈશંપાયન બોલ્યાઃ**—હે રાજન! મહર્ષિ નારદે મહાત્મા પાંડવોને આ પ્રમાણે કહ્યું, ત્યારે એકબીજાને અધીન રહેલા તે પાંડવોએ અમાપ ઓજસ્વી દેવર્ષિ નારદની સમક્ષ આ નિયમ કર્યો.[૨૮] આપણામાંથી જે કોઈ ભાઈ દ્રૌપદી સાથે બેઠેલા બીજા ભાઈને જોઈ જાય, તે બાર વરસ સુધી બ્રહ્મચારી રહી વનમાં વાસ કરે.[૨૯] આ પ્રમાણે ધર્માચરણ પાળનારા પાંડવોએ તે નિયમવ્યવસ્થા કરી, એટલે મહામુનિ નારદ પણ પ્રસન્નતા પામી પોતાને સ્થાને ગયા.[૩૦] હે ભારત! પૂર્વે નારદજીની પ્રેરણાથી તે પાંડવોએ આ રીતે નિયમ બાંધ્યો અને તેથી તે સર્વમાં પરસ્પર ભેદ પડ્યો નહોતો.[૩૧]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત રાજ્યલંભપર્વમાં 'સુન્દોપસુન્દ-ઉપાખ્યાન' નામનો અધ્યાય
૨૧૨ મો સમાપ્ત

રાજ્યલંભપર્વ સમાપ્ત×

× प्रणमंति जिघांसंतोऽप्यनुकूले विधातरं पांडुपुत्रान्धार्तराष्ट्रा इत्युक्तं विदुरागमे
વિધાતા અનુકૂલ હોય, તો મારવાની ઇ

# अर्जुनवनवासपर्व

## अध्याय २१३ मो

### અર્જુનની તીર્થયાત્રા

॥ વૈશંપાયન ઉવાચ ॥

एवं ते समयं कृत्वा न्यवसंस्तत्र पांडवाः ।
वशे शस्त्रप्रतापेन कुर्वंतोऽन्यान्महीक्षितः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–આમ નિયમવ્યવસ્થા કરીને પાંડવો ત્યાં રહેતા હતા અને પોતાના શસ્ત્રોના પ્રતાપથી બીજા મહીપાલોને પોતાને અધીન કરતા હતા.[૧] અમાપ ઓજસ્વી તે સર્વ મનુષ્યોમાં સિંહ સરખા કુંતાના પાંચે પુત્રો વિશે દ્રૌપદી આજ્ઞાધીન રહેતી હતી.[૨] સરોવરવાળી વનભૂમિ અને હાથીઓ જેમ એકબીજાથી પરમ પ્રસન્ન રહે, તેમ પાંડવો કૃષ્ણાથી અને કૃષ્ણા પાંચ વીર પતિઓથી અત્યંત પ્રસન્ન રહેતી હતી.[૩] મહાત્મા પાંડવો ધર્મપૂર્વક વર્તતા હતા, તેથી સર્વ કુરુઓ દોષહીન અને સુખયુક્ત થઈ વૃદ્ધિ પામતા હતા.[૪] હવે હે રાજશ્રેષ્ઠ પૃથ્વીપાલ! લાંબા સમયે કેટલાક ચોરો એક બ્રાહ્મણની કેટલીક ગાયો ચોરી ગયા.[૫] પોતાનું એ ગાયોરૂપી ધન હરાઈ જતું જોઈને તે બ્રાહ્મણને ક્રોધની મૂર્છા થઈ. ખાંડવપ્રસ્થ આવીને તેણે પાંડવોને મોટે સાદે પોકાર કર્યો.[૬] 'ક્ષુદ્ર, ઘાતકી અને પાપી માણસો અમારા સ્થાનમાંથી બળાત્કારે અમારું ગોધન હરી જાય છે. હે પાંડવો! તમે વહારે ધાઓ.[૭] મહાશાંત બ્રાહ્મણના હવિને કાગડાઓ ઉઠાવી જાય છે. અરે! સિંહની સૂની બોડ ઉપર નીચ શિયાળનું હુમલો કરે છે.[૮] જે રાજા રક્ષણ કરતો નથી અને છતાં કરરૂપી બલિભાગ લે છે, તેને સર્વ લોકમાં પૂરો પાપાચારી કહેવામાં આવે છે.[૯] ચોરો બ્રાહ્મણનું ધન હરી જાય છે, ધર્મનું ધન લોપ પામે છે અને આ હું રડી રહ્યો છું, તમે મારી બાંહ્ય પકડો.'[૧૦]

વૈશંપાયન બોલ્યાઃ–આમ બ્રાહ્મણ નજીકમાં આક્રંદ કરતો હતો, ત્યારે પાંડુપુત્ર ધનંજય કૌન્તેયે તેનાં એ વચનો સાંભળ્યાં.[૧૧] તે મહાબાહુએ તે બ્રાહ્મણને સાંભળતાં વાર જ કહ્યું કે, 'હે બ્રાહ્મણ! તું ભય ન પામ.' પરંતુ તે વખતે એવું બન્યું કે, જે સ્થાનમાં પાંડવો પોતાનાં આયુધો મૂકતા હતા, ત્યાં ધર્મરાજ યુધિષ્ઠિર કૃષ્ણા સાથે બિરાજેલા હતા. આથી અર્જુન તે તે આયુધશાલામાં પ્રવેશ કરી શક્યો નહિ તેમ તે બ્રાહ્મણની સાથે પણ જઈ શક્યો નહિ.[૧૨,૧૩] તે દુઃખિયારો બ્રાહ્મણ વારંવાર બૂમો પાડી કુન્તીપુત્રને વહારે ધાવાની પ્રેરણા કરતો હતો, એટલે અર્જુન દુઃખિત મનથી વિચારવા લાગ્યો કે, 'તે તપસ્વી બ્રાહ્મણનું ધન હરાઈ જાય છે; નક્કી તેનાં આંસુ લૂછવાં એ જ કર્તવ્ય છે.[૧૪,૧૫] બારણે પોકાર નાખતા આ બ્રાહ્મણનું જો હું અત્યારે રક્ષણ કરીશ નહિ, તો એ ઉપેક્ષાને કારણે યુધિષ્ઠિર મહારાજને મહાન અધર્મ લાગશે.[૧૬] વળી જો તેનું રક્ષણ કરીશ, તો અમે સૌ રક્ષણ કરવા વિશે આસ્થાવાળા છીએ, એવી આ લોકમાં પ્રતિષ્ઠા બેસશે અને અમને અધર્મ પણ લાગશે નહિ.[૧૭] રાજા યુધિષ્ઠિરનો અનાદર કરીને જો હું આયુધશાલામાં જાઉં તો નિઃસંશય તે અજાતશત્રુ યુધિષ્ઠિર પ્રત્યે હું અસત્ય રીતે

---

એ પણ ધૃતરાષ્ટ્રના પુત્રો જેમ પાંડવોને નમ્યા તેમ પ્રણામ કરે છે, એ વિદુરાગમનપર્વમાં કહ્યું છે.

यान्खला दग्धुमिच्छंति तान्वर्धयति केशवः ।
निरस्ताः पांडवा दारान् राज्यं कीर्तिं च लेभिरे ॥

ખલ મનુષ્યો જે સજ્જનોને બાળવા ઇચ્છે છે, તેઓને શ્રીકૃષ્ણ વૃદ્ધિ પમાડે છે; જેમ કાઢી મૂકેલા પાંડવો સ્ત્રી, રાજ્ય અને કીર્તિને પ્રાપ્ત થયા તેમ.

एकात्मानोऽपि भिद्यंते स्त्रीभिः सुंदोपसुंदवत् ।
तस्मात्सख्युरपि स्त्रीभिर्न संभाषेत बुद्धिमान् ॥

સુંદ તથા ઉપસુંદની પેઠે એકચિત્તવાળાઓ પણ [સ્ત્રી]થી ભેદ પામે છે, માટે બુદ્ધિમાન પુરુષે મિત્રની [સ્ત્રી] સાથે પણ ભાષણ કરવું નહિ. —गणेश

ચાલ્યો એમ ગણાય.[૧૮] આમ યુધિષ્ઠિરરાજ ત્યાં હોવા છતાં હું ત્યાં પ્રવેશ કરું, તો મને વનવાસ આવે. બીજું બધું તો તુચ્છ છે, પણ મહીપતિનો અનાદર કરવાથી તો ચોક્કસ મહાન અધર્મ ગણાય. અથવા ભલે મારું વનમાં મરણ થાઓ, ભલે ગમે તે થાય પરંતુ હું ધર્મનો ત્યાગ કરવા સમર્થ નથી; કેમકે, શરીરનો નાશ થતાં એક ધર્મ જ શેષ રહે છે.[૧૯-૨૦] હે પૃથ્વીપતિ! છેવટે આમ નિશ્ચય કરીને કુન્તીપુત્ર ધનંજય આયુધશાલામાં ગયો અને યુધિષ્ઠિરની આજ્ઞા લઈને ધનુષ લાવી હર્ષપૂર્વક બ્રાહ્મણને કહેવા લાગ્યો કે, 'હે બ્રાહ્મણ! ઝટ ચાલ. પરધનને ઇચ્છનારા તે ક્ષુદ્ર ચોરો દૂર ચાલ્યા જાય નહિ તેટલામાં આપણે સાથે પહોંચી જઈએ અને ચોરના હાથમાંથી તારું ધન તને આજ પાછું અપાવું.'[૨૧-૨૩]

પછી તે કવચમંડિત મહાબાહુ ધનુર્ધારીએ ધ્વજાવાળા રથમાં બેસી ચોરોનો પીછો લીધો અને તેમને બાણોથી ભોંયભેગા કરીને તે બ્રાહ્મણનું ધન પાછું મેળવ્યું.[૨૪] આ રીતે તે બ્રાહ્મણને તેનું ગોધન આપીને પૃથાપુત્ર પાંડવે બ્રાહ્મણનો સત્કાર કર્યો અને પોતે યશ સંપાદન કર્યો.[૨૫] પછી સવ્યસાચી વીર અર્જુન પાછો નગરમાં આવ્યો અને તેણે સર્વ ગુરુજનોને વંદન કર્યાં. એટલે સર્વેએ તેને અભિનંદન આપ્યું.[૨૬] પછી તેણે ધર્મરાજ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું કે, 'હે પ્રભુ! મને વ્રતની આજ્ઞા આપો. મેં આપને દ્રૌપદી સાથે બેઠેલા જોઇને નિયમભંગ કર્યો છે.[૨૭] હવે હું વનવાસે જઈશ. કેમકે આપણે આવી નિયમવ્યવસ્થા કરી છે.' અર્જુને ધર્મરાજને સહસા આ અપ્રિય વાક્ય કહ્યું, એટલે તે શોકથી વિકલ થઈ ગયા અને ભાંગીતૂટી વાણીમાં આ ઉદ્ગાર તેમણે કાઢ્યાઃ[૨૮] 'એમ શા માટે કરે છે!' થોડી વારે ફરી યુધિષ્ઠિરે વાંકડિયા વાળવાળા અને નિરંતર વ્રત પાળનારા પોતાના ભાઈ અર્જુનને કહ્યુંઃ[૨૯] 'હે નિષ્પાપ! જો તું મને પ્રમાણરૂપ ગણતો હોય, તો તું મારાં આ વચન સાંભળ.[૩૦] હે વીર! હું દ્રૌપદી સાથે હતો, ત્યારે તેં આયુધશાલામાં પ્રવેશ કરીને મારું જ અપ્રિય કર્યું છે, તે બધું હું જાણું છું અને તેને માટે મારા હૃદયમાં કશું દુઃખ નથી.[૩૧] મોટા ભાઈ સ્ત્રી સાથે બેઠો હોય અને નાનો ભાઈ ત્યાં પ્રવેશ કરે, તો તેમાં કશું જ અનિષ્ટ નથી. નાનો ભાઈ પત્ની સાથે બેઠો હોય અને મોટો ભાઈ ત્યાં પ્રવેશ કરે, તો તે અધર્મ ગણાય.[૩૨] હે મહાબાહુ! તું વનવાસનો વિચાર માંડી વાળ. મારું વચન માન. એમાં નથી તેં ધર્મનો ભંગ કર્યો કે નથી તેં મારો અનાદર કર્યો.'[૩૩]

અર્જુન બોલ્યોઃ–તમારી પાસેથી મેં સાંભળ્યું છે કે, ધર્માચરણ કરવામાં કંઈ બહાનાં ન જોઈએ. હું સત્યથી વિચલિત થઇશ નહિ. સત્યપૂર્વક હું આયુધ ઉપાડું છું.[૩૪]

વૈશંપાયન બોલ્યાઃ–પછી ધર્મરાજની અનુજ્ઞા લઈને તેણે વનચર્યાની દીક્ષા લીધી અને બાર વર્ષ સુધી તે વનમાં રહેવા માટે ચાલી નીકળ્યો.[૩૫]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અર્જુનવનવાસપર્વમાં 'અર્જુનતીર્થયાત્રા' નામનો અધ્યાય ૨૧૩ મો સમાપ્ત

# अध्याय २१४ मो

## અર્જુન અને ઉલૂપીનો મેળાપ

॥ वैशंपायन उवाच ॥

तं प्रयांतं महाबाहुं कौरवाणां यशस्करम् !
अनुजग्मुर्महात्मानो ब्राह्मणा वेदपा[illegible]

વૈશંપાયન બોલ્યાઃ–કૌરવોને ય[illegible] તે મહાબાહુ અર્જુને પ્રયાણ ક[illegible] પારંગત થયેલા મહાત્મા બ્રાહ્મ[illegible] ચાલ્યા.[૧] હે મહારાજ! તે[illegible]

વિદ્વાનો, અધ્યાત્મ વિચાર કરનારા ભિક્ષાચરીઓ, ભગવદ્દભક્તો, સૂતો, પૌરાણિકો, કથકો, શ્રમણો, વનવાસીઓ અને મધુર રીતે દિવ્ય આખ્યાનો કહેનારા દ્વિજો—એ બધા તેમજ બીજા અનેક સાથીઓ તથા સુમધુર વાતો કરનારાઓ સાથે પાંડુનંદન અર્જુન ચાલવા લાગ્યો. માનો મરુતો સાથે ઇન્દ્રરાજ ચાલતો હતો.[૨-૪] હે ભારત! તે ભરતશ્રેષ્ઠે વિવિધ અને રમણીય વનો અને સરોવરો, સરિતાઓ અને સાગરો, તેમજ દેશો અને પુણ્યતીર્થો જોયાં. પછી તે સમર્થે ગંગાદ્વારે પહોંચી ત્યાં નિવાસ કર્યો.[૫,૬] હે જનમેજય! ત્યાં તે પાંડવમાં મુખ્ય એવા વિશુદ્ધ અંતઃકરણવાળા અર્જુને જે અદ્‌ભુત કર્મો કર્યાં તે સાંભળ. [૭] હે ભારત! તે કુંતીપુત્ર અર્જુન તથા બ્રાહ્મણોએ ત્યાં નિવાસ કર્યો, એટલે તે વિપ્રોએ ત્યાં અનેક અગ્નિહોત્રો પ્રકટાવ્યા.[૮] હે રાજન્! તે જાગ્રત અને પ્રજ્વલિત અગ્નિઓમાં હોમ થતા હતા, તેમને ફૂલોનાં અર્પણ થતાં હતાં, તેમજ તે અગ્નિ સામે તીરે પણ જણાતો હતો.[૯] ત્યારે અભિષેક પામેલા, નિયમમાં રહેલા, સન્માર્ગમાં સ્થિર અને વિદ્વાન મહાત્માઓથી તે ગંગાદ્વાર અત્યંત શોભી રહ્યું હતું.[૧૦]

તે નિવાસમાં આમ ભારે પ્રવૃત્તિ ચાલી રહી હતી, ત્યારે તે પાંડવોમાં શ્રેષ્ઠ એવો અર્જુન એક વાર સ્નાન માટે ગંગાજીમાં ઊતર્યો. [૧૧] હે રાજન્! ત્યાં સ્નાન કરીને તેણે પિતામહોને તર્પણ કર્યું અને અગ્નિકાર્ય કરવાની ઇચ્છાએ પાણીમાંથી બહાર આવવા વિચાર્યું. [૧૨] તેવામાં મહારાજ નાગરાજની કામવશ કન્યા ઉલૂપીએ તે મહાબાહુને જલના તળિયામાં તાણી લીધો. [૧૩] સ્વસ્થ ચિત્ત થયેલા અર્જુને ત્યાં કૌરવ્ય નાગના ભવનમાં પરમપૂજિત અગ્નિ જોયો. [૧૪] કુંતીપુત્ર ધનંજયે તેમાં અગ્નિકાર્ય કર્યું. નિઃશંક રીતે તેણે તેમાં આહુતિ આપી, એટલે અગ્નિદેવ પ્રસન્ન થયા.[૧૫] આમ તે કુંતીપુત્ર અર્જુને અગ્નિકાર્ય કર્યું. પછી તેણે હસતાં હસતાં નાગરાજની પુત્રીને આ વચન કહ્યાં: 'હે ભીરુ! તેં આ સાહસ શા માટે કર્યું? હે ભાવિની! આ કયો દેશ છે? હે સુભગા! તું કોણ છે? તું કોની પુત્રી છે?'[૧૬,૧૭]

ઉલૂપી બોલી:—હે રાજન્! ઐરાવત કુલમાં કૌરવ્ય નામે નાગ છે, તેની હું ઉલૂપી નામે પુત્રી છું. હું પોતે નાગકન્યા છું.[૧૮] હે પુરુષસિંહ! તમને ગંગાજીમાં સ્નાન માટે ઊતરેલા જોઇને હું કામથી મૂર્ચ્છિત થઈ છું. [૧૯] હે કુરુનંદન! તમારે કાજે હું કામથી પીડાઇ રહી છું. હે નિષ્પાપ! તમે મને આત્મદાન આપી આનંદિત કરો.'[૨૦]

અર્જુન બોલ્યો:—હે ભદ્રા! મારે આ બાર વર્ષનું બ્રહ્મચર્યવ્રત છે. ધર્મરાજ યુધિષ્ઠિરે મને એ આદેશ આપ્યો છે. હું સ્વતંત્ર નથી. [૨૧] હે જલચારિણી! હું તારું પણ પ્રિય કરવા ઇચ્છું છું. પૂર્વે મેં કદી જરા પણ અસત્ય કહ્યું નથી.[૨૨] તેથી હે નાગકન્યા! હું એવું શું કરું કે જેથી મને અસત્ય લાગે નહિ, મને ધર્મની પીડા ન થાય અને તારું પ્રિય થાય? [૨૩]

ઉલૂપી બોલી:—હે પાંડવ! હું જાણું છું કે તમે શા માટે પૃથ્વી ઉપર વિચરી રહ્યા છો અને મોટાભાઇએ તમને કેમ બ્રહ્મચર્યનો આદેશ આપ્યો છે. [૨૪] તમે ભાઇઓએ દ્રુપદપુત્રી સંબંધમાં પરસ્પર આ નિયમ કર્યો છે કે, આપણામાંથી જો કોઈ ભાઈ દ્રૌપદી સાથે રહેલા બીજા ભાઇના ભવનમાં મોહથી પ્રવેશ કરે, તો તેણે બાર વરસ વનવાસ રહી બ્રહ્મચર્ય આચરવું. આમ દ્રૌપદીને માટે તમે અંદરોઅંદર આ દેશપારી નક્કી કરી છે. [૨૫,૨૬] તમે ધર્મને અર્થે આ કર્યું છે, પણ મારા સંબંધમાં ધર્મને દૂષણ લાગતું નથી. હે વિશાલલોચન! પીડિતોનું પરિત્રાણ કરવું એ તમારો ધર્મ છે.[૨૭] મારું રક્ષણ કરવાથી તમારો ધર્મ લોપ નહિ પામે. છતાં હે અર્જુન! તમારા એ ધર્મનો જરા જેટલો પણ ભંગ થાય,

તો મને પ્રાણદાન આપશો એટલે તે ધર્મરૂપ જ થશે. હે પાર્થ ! હું તમને ભજી રહી છું, તો તમે મારો સ્વીકાર કરો. હે પ્રભુ ! સત્પુરુષોનો એ મત છે. [૨૮,૨૯] તમે જો આમ નહિ જ કરો, તો મને મરી ગયેલી જ માની લેજો. હે મહાબાહુ ! મને પ્રાણદાન આપીને તમે ઉત્તમ ધર્માચરણ કરો. [૩૦] હે પુરુષોત્તમ ! હું આજે તમારે શરણે પડી છું. ' હે કૌન્તેય ! તમે દીનોનું અને અનાથોનું નિત્ય રક્ષણ કરો છો. [૩૧] તો આ હું તમારા શરણમાં આળોટું છું, હું દુઃખી થઇને ચીસ નાખું છું અને કામથી ઘેરાયલી હું તમારી યાચના કરું છું. તમે મારું પ્રિય કરો. તમે આત્મદાન કરીને મારો મનોરથ પૂર્ણ કરવાને યોગ્ય છો. [૩૨,૩૩]

**વૈશંપાયન બોલ્યાઃ**–નાગનાથની કન્યાએ કુન્તીપુત્રને આ પ્રમાણે કહ્યું, ત્યારે અર્જુને ધર્મને કારણરૂપ ગણીને તે બધું તે પ્રમાણે કર્યું. [૩૪] તે પ્રતાપવાન તે રાત્રે નાગભવનમાં રહ્યો અને સૂર્યોદય થતાં કૌરવ્યના ભવનમાંથી ઊઠી ઊભો થયો અને ઉલૂપી સાથે તે ફરી ગંગાદ્વારે આવ્યો. હે ભારત ! પછી સાધ્વી ઉલૂપીએ તેને વરદાન આપ્યુંઃ 'તમે જળમાં સર્વત્ર અજેય રહેશો, સર્વ જળચરો તમને નિઃસંશય સાધ્ય થશે.' પછી તે તેને મૂકીને પોતાને મંદિરે ગઈ. [૩૫–૩૭]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અર્જુનવનવાસપર્વમાં 'ઉલૂપીસંગ' નામનો અધ્યાય ૨૧૪ મો સમાપ્ત**

# अध्याय २१५ मो

## અર્જુનનાં ચિત્રાંગદા સાથે લગ્ન

॥ वैशंपायन उवाच ॥

**कथयित्वा च तत्सर्वं ब्राह्मणेभ्यः स भारत ।**
**प्रययौ हिमवत्पार्श्वं ततो वज्रधरात्मजः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–હે ભારત ! ઇન્દ્રપુત્ર અર્જુને તે બધી વાત બ્રાહ્મણોને કહી અને પછી પોતે હિમાલયના પડોશના ભાગમાં ચાલતો થયો [૧] ત્યાં અગસ્ત્ય વટ આગળ જઈ, તે કૌન્તેય વસિષ્ઠ પર્વત ઉપર ગયો અને ભૃગુતુંગ (તુંગનાથ) માં જઈ પહોંચ્યો. ત્યાં પોતે સ્નાન આદિ કરી શુદ્ધ થયો. [૨] હે ભારત ! તે કુરુવરે ત્યાં બ્રાહ્મણોને અનેક હજાર ગાયો તથા ઘરવાસો દાનમાં આપ્યાં. [૩] હિરણ્યતીર્થમાં સ્નાન કરીને તે પુરુષશ્રેષ્ઠ અર્જુને અનેક પુણ્યસ્થાનોનાં દર્શન કર્યાં. [૪] હે ભારત ! પછી તે પુરુષોત્તમ ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન બ્રાહ્મણોની સાથે એ સ્થાનથી નીચે ઊતર્યો અને પૂર્વ દિશામાં જવાની ઇચ્છાએ ચાલવા લાગ્યો. [૫] હવે તે કુરુશ્રેષ્ઠે અનુક્રમે તીર્થો, નૈમિષારણ્ય તરફ વહેતી રમણીય ઉત્પલિની, નન્દા, અપરનંદા, યશસ્વિની કૌશિકી તેમજ મહાનદી, ગયા અને ગંગાનાં દર્શન કર્યાં. આમ સર્વ તીર્થો તથા આશ્રમોનાં દર્શન કરી અને પોતાને પાવન કરી, તેણે બ્રાહ્મણોને ગાયોનું દાન આપ્યું. [૬–૮] પછી અંગ, વંગ તથા કલિંગ દેશોમાં જે કાંઈ તીર્થો તથા પુણ્યધામો હતાં તે સર્વને વિશે તે ગયો. [૯] ત્યાં તેમનાં વિધિપૂર્વક દર્શન કરી એણે ધનદાન આપ્યાં. હે ભારત ! અર્જુનને અનુસરી રહેલા બ્રાહ્મણો કલિંગરાષ્ટ્રની સીમા આવતાં કુન્તીપુત્ર અર્જુનની આજ્ઞા લઈ પાછા વળ્યા. [૧૦] પછી તે બ્રાહ્મણોની આજ્ઞા મેળવીને તે શૂરવીર કુન્તીપુત્ર ધનંજય થોડા સહાયકો સાથે જ્યાં સમુદ્ર હતો તે બાજુએ ગયો. કલિંગને ઓળંગીને તથા દેશો, સ્થાનો અને રમણીય વનો જોતો જોતો તે સમર્થ અર્જુન આગળ ચાલ્યો. [૧૧,૧૨] તપસ્વીઓથી શોભી રહેલા મહેન્દ્ર પર્વતને જોઇને તે સાગરકાંઠેથી ધીરે ધીરે મણિપુરમાં આવ્યો. [૧૩] હે રાજન્ ! ત્યાંનાં સર્વ તીર્થો તેમજ પુણ્યસ્થાનોનાં દર્શન કરી, તે મહાબાહુ મણિપુરના ધર્મજ્ઞ મહારાજ ચિત્રવાહન પાસે ગયો. તે રાજાને ચિત્રાંગદા એક સુંદર રૂપવાળી કન્યા હતી. [૧૪,૧૫]

અર્જુને એકાએક કન્યાને એ નગરમાં વિચરતી જોઈ અને એ ચિત્રવાહનની તે સુંદર આરોહવાળી પુત્રીની કામના કરવા લાગ્યો.[૧૬] રાજા પાસે જઇને તેણે પોતાનો હેતુ કહ્યોઃ 'હે રાજન્! મને મહાત્મા ક્ષત્રિયને આ તમારી કન્યા આપો.'[૧૭] તે સાંભળીને રાજાએ કહ્યું: 'તમે કોના પુત્ર છો? તમારું નામ શું છે?' અર્જુને તેને ઉત્તર આપ્યોઃ 'હું પાંડવ છું અને કુન્તીનો પુત્ર ધનંજય છું'.[૧૮] એટલે તે રાજાએ તેને સાંત્વન આપતાં આ વચન કહ્યાં. 'અમારા કુલમાં પ્રભંજન નામે એક રાજા થયો હતો.[૧૯] તેને પુત્ર નહોતો તેથી તેણે સંતતિને અર્થે ઉત્તમ તપ આચર્યું હતું. હે પાર્થ! તે ઉગ્ર તપથી દેવાધિદેવ, પિનાકપાણી અને ઉમાપતિ એવા સમર્થ મહાદેવ પ્રસન્ન થયા અને તેના કુલમાં એકએક સંતાન થશે એવું તે ભગવાને વરદાન આપ્યું.[૨૦,૨૧] આથી અમારા વંશમાં સદૈવ એકએક સંતાન થાય છે. મારી આગળના તે સૌને કુમારો જ જન્મ્યા હતા.[૨૨] પણ મને આ વંશસુવર્ધિની એક કન્યા જ થઈ છે. હે પુરુષસિંહ! મારે મન તો એ મારો પુત્ર છે.[૨૩] હે ભરતશ્રેષ્ઠ! મેં એને વિધિપૂર્વક પુત્રિકા કરી રાખી છે. આથી હે ભારત! તમારાથી એને વિશે જે એક પુત્ર થાય, તે આ કન્યાના મૂલ્યરૂપે થશે અને એ પુત્ર અમારા કુલને વિસ્તારશે. હે પાંડવ! તમે આ શરતે આ કન્યાનો સ્વીકાર કરો.'[૨૪,૨૫] કુન્તીપુત્રે 'ભલે એમ' કહી એ વાત કબૂલ રાખી તે કન્યાને સ્વીકારી અને તે નગરમાં તેણે ત્રણ વરસ નિવાસ કર્યો.[૨૬] પછી ચિત્રાંગદાને એક પુત્ર જન્મ્યો, ત્યારે તે શ્રેષ્ઠ સુંદરીને આલિંગન આપીને તથા રાજાની આજ્ઞા લઇને ત્યાંથી અર્જુન ફરી પ્રવાસ કરવા નીકળ્યો.[૨૭]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અર્જુનવનવાસપર્વમાં 'ચિત્રાંગદાસંગમ' નામનો અધ્યાય ૨૧૫ મો સમાપ્ત**

---

# અધ્યાય ૨૧૬ મો

## વર્ગા અપ્સરાની શાપમુક્તિ

॥ वैशंपायन उवाच ॥

ततः समुद्रे तीर्थानि दक्षिणे भरतर्षभः ।
अभ्यगच्छत्सुपुण्यानि शोभितानि तपस्विभिः ॥

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી ભરતવંશમાં શ્રેષ્ઠ એવો તે અર્જુન તપસ્વીઓથી શોભતાં દક્ષિણ સમુદ્ર ઉપરનાં પુણ્યતીર્થોમાં ગયો.[૧] ત્યાં પાંચ તીર્થો છે, જેમાં તપસ્વીઓ રહેતા ન હતા. અગસ્ત્ય, સૌભદ્ર અને પાવનકારી પૌલોમ એ તીર્થો, તથા અશ્વમેધના ફલરૂપ એવું કારંધમ તીર્થ તેમજ પાપને નાશ કરનારું મહાન ભારદ્વાજ તીર્થ—એ તીર્થોને તપસ્વીઓએ પ્રથમથી તજી દીધાં હતાં. એ પાંચ તીર્થોનાં પુરુષોત્તમ અર્જુને દર્શન કર્યાં.[૨-૪] તે તીર્થોને આમ વસતીવિનાનાં જોઇને તેમજ ધર્મબુદ્ધિવાળા મુનિઓથી તજાયલાં જોઇને, કુરુનંદન પાંડવે તપસ્વીઓને હાથ જોડી પૂછ્યું કે, 'બ્રહ્મવાદી તપસ્વીઓ આ તીર્થોનો શા માટે ત્યાગ કરે છે?[૫,૬]

**તપસ્વીઓ બોલ્યાઃ**—હે કુરુનંદન! આ તીર્થોમાં પાંચ મોટા મગરમચ્છો રહે છે અને તપસ્વીઓને ખેંચી જાય છે. આથી તપસ્વીઓ આ તીર્થોમાં રહેતા નથી.[૭]

**વૈશંપાયન બોલ્યાઃ**—તે તપસ્વીઓનું વચન સાંભળીને, વિશાલ બાહુવાળો તે પુરુષશ્રેષ્ઠ અર્જુન તપોધનોએ વાર્યો છતાં તે તીર્થોને જોવા માટે ગયો.[૮] પછી તે શૂરવીર પરંતપ મહર્ષિના ઉત્તમ સૌભદ્ર તીર્થે ગયો અને તેમાં ડૂબકી મારી સ્નાન કર્યું.[૯] ત્યાં તો ઊંડા જલમાં વિચરનારા એક મહાન મગરે પુરુષોમાં સિંહ જેવા તે કુન્તીપુત્ર ધનંજયને પગથી પકડી લીધો.[૧૦] પછી તે શ્રેષ્ઠ બલવાન મહાબાહુ કુન્તીપુત્ર, પછાડા મારતા તે મગરમચ્છને લઈને બલપૂર્વક બહાર આવ્યો.[૧૧] હે રાજન્! યશસ્વી અર્જુને તે

મગરને જેવો ઉપર આણ્યો, કે તરત જ તે સર્વ આભરણથી વિભૂષિત, દિવ્ય રૂપિણી, મનોહારિણી અને સૌંદર્યલક્ષ્મીથી ઝળહળી રહેલી એક સુંદર નારી થયો ગઈ. એ મહાન આશ્ચર્ય જોઈને કુન્તીપુત્ર ધનંજયે તે સ્ત્રીને પ્રીતિપૂર્વક આ વચન કહ્યાં: 'હે કલ્યાણી! તું કોણ છે? હે જલમાં રહેનારી! તું ક્યાંથી અહીં આવી છું[૧૨–૧૪] પૂર્વે તેં શા માટે આવું મહાપાપ કર્યું હતું?'

**નારી બોલી:**–હે મહાબાહુ! દેવના વનમાં વિહરનારી હું વર્ગા નામે અપ્સરા છું. હે મહાબલવાન! હું ધનેશ્વરને નિત્ય પ્રિય છુ. મારે બીજી ચાર શુભ સખીઓ છે, તે પણ સર્વ યથેચ્છ ગતિવાળી છે.[૧૫,૧૬] એક વાર હું તે સૌની સાથે લોકપાલ કુબેરને ભવને જતી હતી. ત્યાં અમે રસ્તામાં એક ઉત્તમવ્રતી બ્રાહ્મણને જોયો.[૧૭] તે સ્વરૂપવાન, એકાન્તમાં રહેનાર અને વેદાધ્યયનમાં પરાયણ હતો. હે મહારાજ! તેના તપથી તે આખું વન તેજોમય થઈ ગયું હતું.[૧૮] સૂર્યની જેમ તેણે તે સમગ્ર દેશને સંપૂર્ણ રીતે પ્રકાશથી અજવાળી દીધો હતો. તેનું આવું ઉત્તમ અને અદ્ભુત સ્વરૂપ જોઈને, અમે તેના તપમાં વિઘ્ન નાખવાની ઇચ્છાએ તે દેશમાં ઊતર્યાં. હે ભારત! હું, સૌરભેયી, સમીચી, બુદ્બુદા અને લતા એમ એક સાથે તે વિપ્ર પાસે ગયાં. હે વીર! અમે તે દ્વિજને ગીતગાનોથી તથા હાસ્યવિનોદથી લોભાવી જોયો.[૧૯–૨૧] પરંતુ હે વીર! તેણે તો કોઈ રીતે અમારા તરફ મન લગાડ્યું નહિ. નિર્મલ તપમાં સ્થિર રહેલો એ મહાતેજસ્વી જરા પણ ડગ્યો નહિ.[૨૨] હે ક્ષત્રિયશ્રેષ્ઠ! પછી ક્રોધે ભરાઈને તે બ્રાહ્મણે અમને શાપ આપ્યો: 'તમે મગરો થઈને સો વર્ષ સુધી જલમાં વિચરશો.'[૨૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત અર્જુનવનવાસપર્વમાં 'તીર્થગ્રાહવિમોચન' નામનો અધ્યાય ૨૧૬ મો સમાપ્ત**

# અધ્યાય ૨૧૭ મો

## બીજી અપ્સરાઓનો ઉદ્ધાર

॥ वर्गोवाच ॥

ततो वयं प्रव्यथिताः सर्वा भारतसत्तम ।
अयाम शरणं विप्रं तं तपोधनमच्युतम् ॥१॥

**વર્ગા બોલી:**–હે ભરતોત્તમ! આથી અમે બધાં ઘણી વ્યથા પામ્યાં અને તે અવિચલ તપોધન બ્રાહ્મણને શરણે ગયાં.[૧] 'હે દ્વિજ! રૂપ, વય અને કામમાં છકી જઈને અમે અયોગ્ય કરી બેઠાં છીએ, તમે અમને ક્ષમા આપવા યોગ્ય છો.'[૨] હે તપોધન! તમને શ્રેષ્ઠ વ્રતવાળાને અમે અહીં લોભાવવા આવ્યાં, એ જ અમને પૂરું મરણરૂપ થયું છે.[૩] ધર્મચિન્તકો માને છે કે, સ્ત્રીઓ વધને અયોગ્ય સર્જાઈ છે, તેથી તમે ધર્મથી વૃદ્ધિ પામો, અમારી હિંસા કરવી તમને ઘટે નહિ.[૪] હે ધર્મજ્ઞ! બ્રાહ્મણને પ્રાણીમાત્ર વિશે મૈત્રીવાન કહ્યો છે. હે કલ્યાણરૂપ! પંડિતોનું આ વચન સત્ય થાઓ.[૫] વળી શિષ્ટ જનો શરણાગતોનું રક્ષણ કરે છે અને અમે તમારે શરણે આવ્યાં છીએ તો, તમે અમને ક્ષમા આપો.[૬]

**વૈશંપાયન બોલ્યા:**–હે વીર! શુભ કર્મ કરવાવાળા તે ધર્માત્મા બ્રાહ્મણને આ પ્રમાણે કહેવામાં આવ્યું, ત્યારે સૂર્ય અને ચંદ્રના જેવી પ્રભાવાળા તે બ્રાહ્મણે વિનતિ ધ્યાનમાં લઇને તેમના પર કૃપા કરી.[૭]

**બ્રાહ્મણ બોલ્યો:**–સો અને શતસહસ્ર એ શબ્દો ઘણો લાંબો કાળ દર્શાવનારા છે. પણ મેં આ જ 'સો વર્ષ' કહ્યાં છે, તે અમુક વખતને કહેનારાં છે. પૂરાં સો વર્ષનું જ એનું પરિમાણ રહેશે.[૮] જલમાં મગરરૂપ થયેલી તમે પુરુષોને પકડ્યાં કરતી હશો, ત્યારે કોઈ પુરુષશ્રેષ્ઠ તમને તે જલમાંથી બહાર કાઢશે. પછી તમે સૌ ફરીથી

તમારાં મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરશો. જુઓ પૂર્વે હસવામાં પણ મેં કદી અસત્ય કહ્યું નથી, માટે આ વાત સત્ય થશે. તે પછી તે સર્વ તીર્થો સર્વ સ્થળે નારીતીર્થ તરીકે પ્રખ્યાતિ પામશે અને તે સાધુ પુરુષોને માટે પુણ્યકારી તથા પવિત્ર કરનાર થશે.[૯-૧૧]

વર્ગા બોલીઃ–પછી અત્યંત દુઃખ પામેલાં અમે તે વિપ્રને વંદન કરીને તથા તેની પ્રદક્ષિણા ફરીને તે સ્થાનનો ત્યાગ કરીને વિચારવા લાગ્યાં.[૧૨] જે પુરુષ આપણ સૌને આપણું મૂળ રૂપ અપાવશે તે, આપણને થોડા સમયમાં જ મળે, તો કેવું સારું ?[૧૩] થોડી વાર અમે આમ વિચારી રહ્યાં હતાં, તેવામાં હે ભારત! અમે મહાભાગ્યવાન દેવર્ષિ નારદને દીઠા.[૧૪] અમાપ તેજસ્વી એ દેવર્ષિને જોઇને અમે ઘણો ઘણો હર્ષ પામ્યાં. હે પાર્થ ! લજ્જાભર્યાં મુખથી અમે તેમને વંદન કરી ઊભાં રહ્યાં.[૧૫] તેમણે અમારા દુઃખનું કારણ પૂછ્યું, એટલે અમે તેમને બધુ વૃત્તાંત કહી સંભળાવ્યું.[૧૬] તે સાંભળીને તેમણે કહ્યું: 'દક્ષિણના સાગરપ્રદેશમાં પાંચ રમ્ય અને પુણ્યકારી તીર્થો છે, તમે ત્યાં તત્કાલ જાઓ, વિલંબ કરશો નહિ. પુરુષોમાં સિંહ જેવો પાંડુપુત્ર ધનંજય ત્યાં થોડા વખતમાં આવશે, તે શુદ્ધાત્મા અર્જુન તમને આ શાપદુઃખમાંથી નિઃસંશય છોડાવશે.' [૧૭,૧૮] તેમનું વચન સાંભળીને અમે બધાં અહીં આવ્યાં છીએ. આજે તે વચન સત્ય ઠર્યું છે. હે અપાપ! તમે મને આજે શાપથી મુક્ત કરી છે.[૧૯] પણ મારી તે બીજી ચાર સખીઓ જલમાં રહી છે. હે વીર ! તમે આ શુભ કામ કરો, તે બધીને તમે શાપથી મુક્ત કરો.[૨૦]

વૈશંપાયન બોલ્યાઃ–હે પૃથ્વીપતિ ! પછી ઉદાર મનવાળા તે વીર્યવાન પાંડવશ્રેષ્ઠે તે સર્વ અપ્સરાઓને તે શાપમાંથી મુક્ત કરી.[૨૧] હે રાજન્! જલમાંથી નીકળીને તે અપ્સરાઓ પોતાનું મૂળ સ્વરૂપ પામીને પહેલાંની જેમ શોભવા લાગી.[૨૨] આમ તે, તીર્થોને શુદ્ધ કરીને તેમજ તે અપ્સરાઓને રજા આપીને, તે સમર્થ અર્જુન ચિત્રાંગદાને ફરી મળવા માટે પાછો મણિપુરમાં આવ્યો.[૨૩] હે મહારાજ! તે ચિત્રાંગદાને વિશે તેણે રાજા બભ્રુવાહન નામે પુત્રને ઉત્પન્ન કર્યો હતો. તેને જોઇને પાંડવ ધનંજયે ચિત્રવાહનને કહ્યું: [૨૪] 'હે નરપતિ! આ બભ્રુવાહનને તમે ચિત્રાંગદાના મૂલ્ય તરીકે સ્વીકારો એથી હું ઋણમુક્ત થઇશ.'[૨૫] વળી તે પાંડુનંદને ચિત્રાંગદાને આ વચન કહ્યું કે, 'તું અહીં જ રહેજે અને બભ્રુવાહનને મોટો કરજે. તારું કલ્યાણ થાઓ.[૨૬] પછી ત્યાં ઇંદ્રપ્રસ્થ નગરમાં આવીને તું મારી સાથે વિહાર કરજે ત્યાં આવીને તું કુન્તી, યુધિષ્ઠિર, ભીમ તથા મારા બે નાના ભાઈઓ તેમજ બીજા બાંધવોને પણ મળજે અને હે અનિન્દિતા ! એ સર્વ સગાંસંબંધીઓ સાથે તું આનંદ પામજે.[૨૭,૨૮] ધર્મપરાયણ અને સત્યનિષ્ઠ કુન્તીપુત્ર યુધિષ્ઠિર અખિલ પૃથ્વીને જીતીને રાજસૂય યજ્ઞ કરનાર છે, ત્યારે પૃથ્વીના સઘળા રાજાઓ અનેક રત્નો લઇને ત્યાં આવશે અને તારા પિતા પણ આવશે.[૨૯,૩૦] તે વખતે ચિત્રવાહનની સેવાનિમિત્તે તું પણ સાથે આવજે. હું તને એ રાજસૂય યજ્ઞમાં મળીશ. તું પુત્રનું પાલન કરજે. શોક કરીશ નહિ.[૩૧] બભ્રુવાહન નામનો આ તો મારો જ પૃથ્વીમાં વિચરતો પ્રાણ છે. તેથી, વંશને વધારનારા આ પુત્રનું તું રક્ષણ કરજે.[૩૨] પુરુવંશને આનંદ આપનારો આ પુત્રધર્મથી ચિત્રવાહનનો વારસ છે અને પાંડવોનો એ પ્રિય પુત્ર છે; તેથી સદૈવ તું એનું પાલન કરજે.[૩૩] હે અનિન્દિતા ! વિયોગનો સંતાપ કરીશ નહિ.' ચિત્રાંગદાને આ પ્રમાણે કહીને અર્જુન ગોકર્ણતીર્થ તરફ ગયો.[૩૪] એ તીર્થ પશુપતિનું આદ્યસ્થાન છે, દર્શન માત્રથી મુક્તિ દેનારું છે

અને ત્યાં પાપી માણસ પણ અભય આપનારા પદને પામે છે. [૨૫]

**ઇતિશ્રી મહાભારતમાં અર્જુનવનવાસ પર્વમાં અધ્યાય ૨૧૭ મો સમાપ્ત**

# अध्याय २१८ मो

## અર્જુનનું દ્વારકામાં આગમન

॥ वैशंपायन उवाच ॥

**सोऽपरांतेषु तीर्थानि पुण्यान्यायतनानि च ।**
**सर्वाण्येवानुपूर्व्येण जगामामितविक्रमः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ–પછી, તે અમાપ પરાક્રમી અર્જુન પશ્ચિમ સમુદ્રને તીરે આવેલાં સર્વ તીર્થો તથા પુણ્યસ્થાનોમાં ક્રમપૂર્વક ગયો. [૧] પશ્ચિમ સમુદ્ર ઉપર આવેલાં તે તે સર્વ તીર્થો અને સ્થાનોમાં થઇને તે પ્રભાસતીર્થે આવ્યો.[૨] મધુસૂદન શ્રીકૃષ્ણે સાંભળ્યું કે, અપરાજિત અર્જુન પ્રભાસના રમણીય અને પાવનકારી તીર્થમાં આવ્યો છે, એટલે તે માધવ પોતાના સખા કૌન્તેયને મળવા માટે ત્યાં આવ્યા. શ્રીકૃષ્ણ અને અર્જુન પ્રભાસમાં પરસ્પર મળ્યા અને એકબીજાને ભેટ્યા. પછી પરસ્પર કુશલ પૂછીને નર તથા નારાયણઋષિના અવતારરૂપ તે બંને પ્રિય મિત્રો વનમાં બેઠા.[૩–૫] વાસુદેવે અર્જુનને પ્રવાસનું કારણ પૂછતાં કહ્યું કે, 'હે પાંડવ ! તું શા માટે આ તીર્થોની યાત્રા કરે છે ?[૬] એટલે અર્જુને જે વૃત્તાંત બન્યો હતો, તે સર્વ કહી સંભળાવ્યો. તે સાંભળીને વાર્ષ્ણેય શ્રીકૃષ્ણ પ્રભુ બોલ્યાઃ 'તેં કર્યું છે તે બરાબર છે. એમ જ થવું જોઇએ.'[૭] આમ શ્રીકૃષ્ણ અને અર્જુને પ્રભાસમાં યથેચ્છ વિહાર કર્યો અને પછી તેઓ રૈવતક પર્વત ઉપર નિવાસ કરવાને ગયા.[૮] શ્રીકૃષ્ણના આદેશથી માણસોએ તે પર્વતને આગળથી જ શણગારી રાખ્યો હતો, તેમજ ત્યાં ભોજનાદિની તૈયારી કરી હતી.[૯] પાંડવ અર્જુને તે સર્વ સત્કાર સ્વીકાર્યો અને ભોજન લીધું; તેમજ વાસુદેવ સાથે તેણે નટનર્તકો જોયા.[૧૦] પછી મહામતિ પાંડવે તે સર્વનો સારી રીતે સત્કાર કરીને રજા આપી અને પોતે સુંદર સજેલા દિવ્ય શયનસ્થાનમાં ગયો.[૧૧]

પછી શુભ શય્યામાં સૂતાં સૂતાં તે મહાબાહુએ શ્રીકૃષ્ણને નદીઓ, જલાશયો, પર્વતો, ઝરણો, તેમજ વનો વિશે વાતો કહી.[૧૨,૧૩] હે જનમેજય ! આમ વાતો કહેતાં કહેતાં જ તે કુન્તીપુત્રને તે સ્વર્ગતુલ્ય શય્યામાં નિદ્રા આવી ગઈ.[૧૪] પછી મધુર ગીતો, વીણાવાદન તથા મંગલ સ્તુતિઓ સાથે તે જાગ્યો.[૧૫] ઊઠીને તેણે નિત્યનૈમિત્તિક કાર્યો કર્યાં. પછી શ્રીકૃષ્ણનાં અભિનંદન પામેલો અર્જુન શ્રીકૃષ્ણ સાથે સુવર્ણની ધ્વજા ઇત્યાદિથી શોભતા રથમાં દ્વારકા તરફ જવા ઊપડ્યો.[૧૬] હે જનમેજય ! કુન્તીસુત અર્જુનના સત્કાર માટે સમસ્ત દ્વારકાને સારી રીતે સુશોભિત કરવામાં આવી હતી.[૧૭] અર્જુનને જોવાની ઇચ્છાએ દ્વારકાવાસી લોકો સેંકડો અને હજારોની સંખ્યામાં રાજમાર્ગ ઉપર તરત આવ્યા.[૧૮] ત્યાં હજારો ને સેંકડો નારીઓ અર્જુનને જોવાને માટે ટોળે મળી હતી. તે વખતે ભોજ, વૃષ્ણી તથા અંધક વંશોનાં સ્ત્રી–પુરુષોની ભારે ભીડ જામી હતી.[૧૯] ભોજ, વૃષ્ણી અને અંધક વંશના સર્વ વંશજો તરફથી અર્જુન સત્કાર પામ્યો. તેણે પ્રણામ કરવા યોગ્ય પુરુષોને વંદન કર્યાં અને સૌ તરફથી તે વળતો આનંદ પામ્યો.[૨૦] વળી યદુકુળના સર્વ કુમારોએ તે વીરને સત્કાર આપ્યો અને તે સમાન વયવાળાને વારંવાર ભેટ્યો.[૨૧] ત્યાં રત્નો તથા ભોજન–સામગ્રીઓથી ભરપૂર અને રમણીય કૃષ્ણના ભવનમાં તે શ્રીકૃષ્ણ સાથે અનેક રાત્રિઓ સુધી રહ્યો.

**ઇતિશ્રી મહાભારતમાં અર્જુનવનવાસ-પર્વમાં અધ્યાય ૨૧૮ મો સમાપ્ત**

**અર્જુનવનવાસપર્વ સમાપ્ત**

# सुभद्राहरणपर्व

## अध्याय २१९ मो

### અર્જુનને સુભદ્રાનું આકર્ષણ

॥ वैशंपायन उवाच ॥

ततः कतिपयाहस्य तस्मिन् रैवतके गिरौ।
वृष्ण्यंधकानामभवदुत्सवो नृपसत्तम ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ-હે શ્રેષ્ઠ રાજા! કેટલાક દિવસો પછી તે રૈવતક પર્વત ઉપર વૃષ્ણીઓ તથા અંધકાનો એક ઉત્સવ થયો.[1] ત્યાં મહેન્દ્ર-પર્વતના તે ઉત્સવપ્રસંગે, ભોજ, વૃષ્ણી તથા અંધક વીરોએ બ્રાહ્મણોને ઘણાં ઘણાં દાન આપ્યાં. હે રાજન્! તે પર્વતની ચારે બાજુએ રત્નસુશોભિત ભવનો તથા કલ્પવૃક્ષો હતાં, તેથી તે પર્વત સર્વ રીતે અતિ શોભી રહ્યો હતો.[2,3] વળી ત્યાં વાદકો વાજિંત્રો વગાડતા હતા, નર્તકો નૃત્ય કરતા હતા અને ગાયકો ગાન ગાતા હતા.[4] મહા ઓજસ્વી વૃષ્ણીકુમારો, અલંકારોથી વિભૂષિત થઇને, સુવર્ણ ચિત્રવાળાં વાહનોમાં બેસીને સર્વ બાજુએ ધૂમધામ કરતા હતા.[5] નગરજનો પણ પોતાની સ્ત્રીઓ તથા પરિવારો સાથે સેંકડો ને હજારોની સંખ્યામાં નાનાંમોટાં વાહનોમાં કે પગપાળા ફરી રહ્યા હતા.[6] હે ભારત! ગંધર્વોથી અનુસરાતા અને મદિરા પીવાથી મદમત્ત થયેલા બલરામ પ્રભુ પણ ત્યાં પોતાની પ્રિયા રેવતી સાથે વિચરી રહ્યા હતા.[7] ત્યાં વૃષ્ણીઓના પ્રતાપી રાજા ઉગ્રસેન પણ હજારો સ્ત્રીઓ સાથે આવ્યા હતા અને ગંધર્વો તેમની આગળ ગાન કરતા હતા.[8] યુદ્ધમાં મહામદવાળા, મદ્યપાનમાં લહેરતા અને દિવ્ય ફૂલમાલા તથા વસ્ત્રો ધારણ કરેલા રુક્મિણીકુમાર પ્રદ્યુમ્ન અને સાંબ પણ દેવોની જેમ ત્યાં વિહાર કરતા હતા.[9] અક્રૂર, સારણ, ગદ, બભ્રુ, વિદૂરથ, વિશઠ, ચારુદેષ્ણ, પૃથુ, વિપથુ, સત્યક, સાત્યકિ, ભંગકાર, મહારવ, હાર્દિક્ય, ઉદ્ધવ તેમજ બીજા અનેક અગણિત પુરુષો ત્યાં આવ્યા હતા અને સ્ત્રીઓ તથા ગંધર્વોથી વીંટાઇને તેઓ અલગ અલગ રૈવતક પર્વત ઉપરના તે ઉત્સવને શોભા આપી રહ્યા હતા.[10-12]

આમ ત્યાં મહાઆશ્ચર્યકારી શોભામય કુતૂહલ વર્તી રહ્યું હતું, તે વખતે વાસુદેવ અને અર્જુન બન્ને સાથે ત્યાં આવ્યા.[13] તે બંને ટહેલતા હતા, તેવામાં તેમણે અલંકારથી વિભૂષિત થયેલી વસુદેવની શુભ પુત્રી સુભદ્રાને સખીઓની મધ્યમાં જોઈ.[14] તેને જોતાં જ અર્જુનને કામ જાગી ઊઠ્યો. આમ અર્જુનનું મન સુભદ્રા વિષે એકાગ્ર થયેલું જોઈ હે ભારત! તે પુરુષસિંહને શ્રીકૃષ્ણે હસતા હોય તેમ કહ્યું:[15] 'અરે! વનમાં વિચરનારનું મન પણ કામથી વલોવાઈ જાય છે શું? હે પાર્થ! આ મારી બહેન છે, સારણની એ સહોદરા છે.[16] એનું નામ સુભદ્રા છે. મારા પિતાની એ પ્રિય પુત્રી છે. તારું કલ્યાણ થાઓ. તારી જો અભિલાષા હોય, તો હું જાતે પિતાજીને કહીશ.'[17]

અર્જુન બોલ્યોઃ-તે વસુદેવની પુત્રી છે અને તમારી બહેન છે અને વળી સ્વરૂપવાળી છે, માટે એ સુભદ્રા કોને મોહ ન ઉજાવે?[18] હે વાર્ષ્ણેય! તમારી આ બહેન જો મારી મહારાણી થાય, તો નિઃસંશય તમે મારું સર્વ કલ્યાણ કર્યું એમ હું માનીશ.[19] હે જનાર્દન! એને મેળવવાનો શો ઉપાય છે તે કહો. માણસથી જે કંઈ શક્ય હશે, તે સર્વ હું કરીશ.[20]

વાસુદેવ બોલ્યાઃ-હે પુરુષવર! ક્ષત્રિયો માટે સ્વયંવરવિવાહ છે. પણ હે પાર્થ! સ્વભાવની અનિમિત્તતાને કારણે તે સંશયભર્યો છે. અર્થાત્ સ્ત્રીઓના સ્વભાવનું ઠેકાણું હોતું નથી તેથી એ વિવાહ શંકાયુક્ત છે. વળી વિવાહને નિમિત્તે બલપૂર્વક કન્યાનું હરણ કરવું એ પણ શૂરવીર ક્ષત્રિયો માટે પ્રશંસાપાત્ર છે, એમ

ધર્મ જો જાણે છે.[૨૧,૨૨] તો હે અર્જુન! તું મારી કલ્યાણી બહેનનું બલપૂર્વક હરણ કરી જા. કેમકે, સ્વયંવર કરવામાં તો એ કોણ જાણે કોને પરણવા ઇચ્છશે![૨૩] પછી અર્જુન તથા કૃષ્ણે કર્તવ્યકાર્યનો નિશ્ચય કર્યો અને ઇન્દ્રપ્રસ્થમાં રહેતા ધર્મરાજ યુધિષ્ઠિર પાસે શીઘ્ર ગતિવાળા દૂતો મોકલ્યા. તે મહાબાહુ પાંડુનંદને એ સર્વ વાત સાંભળી ને પોતાની સંમતિ આપી.[૨૪,૨૫]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સુભદ્રાહરણપર્વમાં 'યુધિષ્ઠિરઅનુજ્ઞા' નામનો અધ્યાય ૨૧૯ મો સમાપ્ત**

# अध्याय २२० मो

## સુભદ્રાહરણ અને બલરામનો ક્રોધ

॥ वैशंपायन उवाच ॥

ततः संवादिते तस्मिन्ननुज्ञातो धनंजयः।
गतां रैवतके कन्यां विदित्वा जनमेजय ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–હે જનમેજય! આ રીતે તે સંદેશો મોકલ્યો અને યુધિષ્ઠિરે સંમતિ આપી. તે પછી કન્યા રૈવતક પર્વત ઉપર ગઈ છે એમ જાણીને અર્જુન શ્રીકૃષ્ણ પાસે ગયો અને પોતે કરવા ધારેલા કાર્યની યોજના તેમને સમજાવી તેમની અનુજ્ઞા મેળવી. આમ તે ભરતસિંહે કૃષ્ણનો મત મેળવીને પ્રયાણ આદર્યું.[૧,૨] કવચ, ખડ્ગ, ગોધા, અંગુલીરક્ષક આદિથી સુસજ્જ થઈ, તે પુરુષસિંહ મૃગયાના બહાના હેઠળ રથમાં બેસીને નીકળ્યો. તે રથ સુવર્ણના અંગવાળો હતો અને તેને યથાવિધિ ઘડવામાં આવ્યો હતો, તેને શૈબ્ય અને સુગ્રીવ નામના ઘોડાઓ જોડ્યા હતા, ઘૂઘરીઓની જાળની તેને માળા હતી અને તેમાં સર્વ શસ્ત્રોની સજાવટ હતી. તે મેઘના જેવા નાદવાળો હતો, તેનો પ્રકાશ ભડભડતા અગ્નિ જેવો હતો અને વેરીઓના દર્પનો તે નાશ કરતો હતો.[૩-૫] તે વખતે સુભદ્રા પર્વતરાજ રૈવતની પૂજા કરીને, સર્વ દેવોને પૂજન અર્પીને તેમજ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન બોલાવીને પર્વતની પ્રદક્ષિણા કરી દ્વારકા તરફ આવવા નીકળી હતી. કામબાણથી અત્યંત પીડાઇ રહેલા કુન્તીપુત્ર અર્જુને તે સર્વાંગસુંદર સુભદ્રાને દોડીને બલપૂર્વક પકડી અને રથમાં બેસાડી દીધી.[૬-૮] આમ તે પુરુષસિંહે પવિત્ર સ્મિતવાળી તે સુભદ્રાને લઈ સુવર્ણના અંગવાળા રથમાં બેસીને પોતાના નગર તરફ જવા માંડ્યું.[૯]

સુભદ્રાનું આમ હરણ થતું જોઈને સર્વ સૈનિક લોકો બૂમો પાડતા પાડતા દ્વારકાનગર તરફ દોડયા.[૧૦] તે સૌ એક સાથે સુધર્મા સભા તરફ પહોંચ્યા અને સભાપાલને અર્જુનનું એ સર્વ પરાક્રમ કહી સંભળાવ્યું.[૧૧] તેમનું કહેવું સાંભળીને સભાપાલે તુરત જ મહાઘોષવાળી અને સોનાથી મઢેલી રણભેરી બજાવી. ત્યારે તે ભેરીનાદથી ભોજો, વૃષ્ણીઓ તેમજ અંધકો ખળભળી ઊઠ્યા અને ખાવાપીવાનું છોડીને ચારે બાજુએથી એકઠા થયા.[૧૨,૧૩] તે સમયે પુરુષોમાં સિંહ જેવા તે સેંકડો વૃષ્ણી અને અંધક મહારથીઓ સુવર્ણના અંગવાળાં, મહામૂલાં પાથરણવાળાં, મણિ અને પરવાળાંથી જડેલાં અને પ્રજ્વલિત અગ્નિના જેવી કાંતિવાળાં સિંહાસનો ઉપર બિરાજ્યા. ને વેદીની મધ્યમાં અગ્નિ શોભે તેમ શોભતા હતા.[૧૪,૧૫] દેવોના જેવો તેમનો સમુદાય બેઠો, ત્યારે અનુચરોના સાથવાળા સભાપાલે જયશીલ અર્જુને જે કર્યું હતું તે સઘળું કહી સંભળાવ્યું.[૧૬] તે સાંભળીને વૃષ્ણીવીરોની આંખો મદે કરીને લાલ લાલ થઈ ગઈ અને તેઓ પૃથાપુત્રના કાર્યને સાંખી નહિ લેતાં અહંકાર કરી તેના ઉપર ઊકળવા લાગ્યા.[૧૭] કોઈ કોઈ બૂમો પાડવા લાગ્યા કે, 'તરત રથો જોડો, પ્રાસો લાવો, મહામૂલાં ધનુષો લાવો, વિશાલ કવચો આપો.'[૧૮] કેટલાક સારથિઓને હાક પાડવા લાગ્યા. 'રથો તૈયાર કરો.' તો કેટલાક પોતે જ સુવર્ણભૂષિત ઘોડાઓને જોડવા લાગ

આમ રથો કવચો અને ધજાઓ લાવવામાં આવ્યાં અને તે નરવીરોની રણહાક ચાલી રહી, તેથી ત્યાં મહાન કોલાહલ થયો. [19,20] ત્યારે કૈલાસ શિખરની ઉપમાવાળા, મદ્યપાનમાં આસક્ત રહેનારા, વનમાલાને ધારણ કરનારા અને નીલ વસ્ત્ર ધારણ કરનારા બલદેવજીએ આ વચન કહ્યું: 'અરે મૂરખાઓ! જનાર્દન પોતે શાંત બેઠા છે અને તમે આ શું માંડયું છે? એનો ભાવ જાણ્યા વિના તમે ક્રોધમાં આવીને નકામા શાના ગર્જના કરો છો? [21,22] એ મહામતિને પોતાનો અભિપ્રાય આપવા દો. એમને જે કરવું પ્રિય લાગે, તે તમે વિના આળસે કરો. [23]

હલધારી બળરામનાં આ માનવા યોગ્ય વચનો સાંભળીને તે સર્વ શાંત થયા અને બોલ્યા કે, 'બરાબર છે, બરાબર છે.' [24] બુદ્ધિમાન બલદેવનાં આ યોગ્ય વચનો સાંભળીને તે સૌ ફરીથી સભાની મધ્યમાં બેસી ગયા. [25] પછી શત્રુને તાપ આપનારા બલરામે વાસુદેવને આ વચન કહ્યાં: 'હે જનર્દન! તમે આ બધું જોતાં છતાં આમ કેમ મૂંગા બેસી રહ્યા છો? [26] હે અચ્યુત! અમે સૌએ તમારે લીધે અર્જુનને સત્કાર આપ્યો હતો. તે દુર્બુદ્ધિ કુલાંગાર એ પૂજાને યોગ્ય જ નથી. [27] પોતાને કુલવાન માનનાર એવો તે કોઈ પુરુષ હશે ખરો કે, જે જ્યાં ભોજન જમે તેનાં જ ભાણાં ભાંગે? [28] જે સંબંધ ઇચ્છતો હોય, પૂર્વનો કર્યો ઉપકાર માનતો હોય અને જે ઐશ્વર્યનો અભિલાષી હોય, તે કોઈ આવું સાહસ આચરે ખરો કે? [29] તેણે આપણી અવગણના કરીને તથા કેશવનો અનાદર કરીને આજે પોતાના મૃત્યુ જેવી સુભદ્રાનું બળાત્કારે હરણ કર્યું છે. [30] અરે! તેણે મારા માથા ઉપર પગ મૂક્યો છે. હે ગોવિંદ! નાગ પગની ઠેસ સાંખતો નથી, તો હું એને શા માટે સાંખી લઉં? [31] આજે હું એકલો પૃથ્વીને કૌરવો વિનાની કરી નાખીશ. અર્જુનની આ ઉદ્ધતતાને હું સાંખી શકીશ નહિ.' [32] આમ મેઘ અને દુંદુભિના જેવા શબ્દમાં ગર્જના કરી રહેલા તે બલરામને સૌ ભોજો, વૃષ્ણીઓ અને અંધકોએ અનુમોદન આપ્યું. [33]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત સુભદ્રાહરણપર્વમાં 'બલદેવક્રોધ' નામનો અધ્યાય ૨૨૦ મો સમાપ્ત**

સુભદ્રાહરણપર્વ સમાપ્ત*

# हरणाहरणपर्व

## अध्याय २२१ मो

### સુભદ્રા તથા દ્રૌપદીને પુત્રપ્રાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

उक्तवंतो यथावीर्यमसकृत्सर्ववृष्णयः ।
ततोऽब्रवीद्वासुदेवो वाक्यं धर्मार्थसंयुतम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા:–સર્વ વૃષ્ણીઓ પોતપોતાના બલ પ્રમાણે બોલ્યા. એ પછી વાસુદેવે આ ધર્મયુક્ત વચનો કહ્યાં: 'ગુડાકેશ અર્જુને આ કુલનું અપમાન કર્યું નથી, તેણે તો નિઃસંશય તેનું આ વિશેષ સન્માન કર્યું છે. [2] તે પૃથાપુત્ર આપણ યાદવોને કદી પણ ધનલોભી માનતો નથી. વળી તે પાંડવ સ્વયંવરમાં કન્યા પોતાને જ મળે એવું નક્કી નહિ હોવાથી સ્વયંવર પસંદ કરતો નથી. [3] કન્યાનું પશુની જેમ દાન અપાય, એ તો કોને માન્ય હોય? પૃથ્વીમાં કયો મનુષ્ય પોતાની કન્યાનો વિક્રય કરે? [4] આથી મને લાગે છે કે, આ દોષો જોઈને એ કુંતીપુત્ર પાંડવે ધર્મપૂર્વક કન્યાનું એકાએક હરણ

---

* न ज्ञातीनां वचः प्रेक्ष्यं वरे श्रेयस्युपागते।
इतीव कृष्णो विजयं स्वस्वसारमहारयत् ॥

'શ્રેષ્ઠ વર પ્રાપ્ત થતાં સગાઓનાં વચન તરફ પણ દૃષ્ટિ આપવી નહિ' એ સૂચવતા હોય તેમ શ્રીકૃષ્ણે અર્જુનની પાસે પોતાની બહેનનું હરણ કરાવ્યું. —ગણેશ

કર્યું છે. [૫] આ સંબંધ યોગ્ય છે. સુભદ્રા યશસ્વિની છે અને એવા જ યશસ્વી પૃથાપુત્રે તેનું બલપૂર્વક હરણ કર્યું છે. [૬] ભરતના તથા યશસ્વી શાન્તનુના વંશમાં જન્મેલા અને કુંતિભોજની પુત્રીના પુત્ર એ અર્જુનને કોણ પોતાનો કરવા નહિ ઇચ્છે? [૭] હું જોતો નથી કે, ભગના નેત્રને હરનારા અને ત્રણ નેત્રવાળા ભગવાન શંકર સિવાય, કોઈ બીજો અર્જુનને રણમાં જીતી શકે. હે આર્ય! તે નામી છે, તેનો આવો રથ છે, તેને મારા ઘોડાઓ છે અને પોતે શીઘ્ર અસ્ત્ર ચલાવનારો યોદ્ધો છે. તો પછી ઇન્દ્ર અને રુદ્ર આદિ સર્વ લોકોમાં કોણ એ પૃથાપુત્રની બરાબરીમાં ઊતરે એમ છે? હે પરમેષ્ઠી! હર્ષપૂર્વક એ ધનંજયની પાછળ દોડી, તેને સાંત્વન આપી પાછો લાવો, આ મારી મોટી સલાહ છે. જો પાર્થ આપણને બળપૂર્વક હરાવીને પોતાના નગરમાં પહોંચી જશે, તો તરત આપણો યશ નાશ પામશે. પણ સલાહશાંતિથી વર્તવામાં આપણો પરાજય નહિ જ થાય.' હે જનેશ્વર! વાસુદેવનાં તે વચન સાંભળીને તે યાદવોએ તે પ્રમાણે કર્યું. [૮–૧૦] આમ સમર્થ અર્જુન પાછો આવ્યો અને ત્યાં વિવાહકાર્ય કર્યું. તે કુન્તીપુત્ર ત્યાં એક વરસ ઉપરાંત રહ્યો. [૧૩] યદુનંદનોથી સત્કાર પામીને તે સમર્થ ત્યાં પોતાની ઇચ્છામાં આવે તેમ કરતો રહ્યો. પછી બાકીનો સમય તેણે પુષ્કર તીર્થમાં ગાળ્યો. [૧૪] બાર વર્ષ પૂરાં થતાં તે ખાંડવપ્રસ્થમાં આવ્યો અને સાવધાન થઇને નિયમપૂર્વક રાજા યુધિષ્ઠિર પાસે ગયો. [૧૫] બ્રાહ્મણોનું પૂજન કરી એ પૃથાપુત્ર દ્રૌપદી પાસે ગયો. દ્રૌપદીએ તે કુરુનંદનને પ્રણયમાં કહ્યું કે, 'હે કૌન્તેય! પેલી યાદવપુત્રી જ્યાં હોય ત્યાં જ જાઓ ને! ભારો સારી રીતે બાંધ્યો હોય, તો પણ તેના પર બીજો બંધ બાંધીએ, તો પહેલો બંધ ઢીલો પડી જાય છે ને?' આમ અનેક રીતે વિલાપ કરતી કૃષ્ણાને ધનંજયે અનેક રીતે સાંત્વન આપ્યું અને તેની વારંવાર ક્ષમા માગી. [૧૬–૧૮]

પછી અર્જુન સુભદ્રા પાસે ગયો અને લાલ રેશમી વસ્ત્રો પહેરી રહેલી સુભદ્રાને ગોપિકાનો વેશ કરાવી એકદમ અંતઃપુરમાં મોકલી દીધી. [૧૯] તે યશસ્વિની તે સ્વરૂપમાં પણ વિશેષ શોભી રહી. વિશાલ અને તામ્રરંગી નયનવાળી, કલ્યાણમયી, યશસ્વતી અને સુંદરીઓમાં શ્રેષ્ઠ એવી તે વીરપત્ની શ્રેષ્ઠ ભવનમાં જઇને કુન્તીને પગે પડી. કુન્તીએ તે સર્વાંગ સુંદરીનું મસ્તક સૂંઘ્યું. [૨૦,૨૧] પરમપ્રીતિ પામી તેણે એ અનુપમા નવવધૂને આશીર્વાદ આપ્યા. પછી પૂર્ણ ચન્દ્રના જેવા મુખવાળી તે સુભદ્રા તરત દ્રૌપદી પાસે ગઈ. તેને પગે લાગીને તે બોલી. 'હે કલ્યાણી! હું તમારી દાસી છું.' એટલે દ્રૌપદીએ એ કૃષ્ણની બહેનને બેઠી કરી અને ભેટીને પ્રીતિપૂર્વક બોલી: 'તારા પતિના શત્રુનો નાશ થાઓ' ત્યારે સુભદ્રાએ તેને આનંદપૂર્વક કહ્યું કે, 'એમ જ હો.' [૨૨–૨૪] પછી હે જનમેજય! તે મહારથી પાંડવોનાં મન હર્ષ પામ્યાં અને કુન્તી પરમ પ્રીતિયુક્ત થઈ. [૨૫]

જ્યારે કમલનયન શ્રીકૃષ્ણે સાંભળ્યું કે, પાંડવશ્રેષ્ઠ અર્જુન પોતાના શ્રેષ્ઠનગર ઇન્દ્રપ્રસ્થમાં પહોંચ્યો છે, ત્યારે શત્રુને તપાવનારા અને વિશુદ્ધ મનવાળા તે શૂરસેનના પૌત્ર કેશવ, મહાન સેનાથી રક્ષિત થઈને બલરામ સાથે ત્યાં આવ્યા. તેમની સાથે વૃષ્ણિ અને અંધકવંશના શ્રેષ્ઠ વીરો તથા મહારથીઓ હતા, તેમજ અનેક ભાઇઓ તથા કુમારોથી તે વીંટળાયેલા હતા. તે વખતે મહાયશસ્વી, બુદ્ધિમાન, દાનેશ્વર, વૃષ્ણિવીરોના સેનાપતિ અને અરિઓનું દમન કરનાર અક્રૂર પણ ત્યાં આવ્યા હતા. [૨૬–૨૯] વળી મહાતેજસ્વી અનાધૃષ્ટિ તેમજ સાક્ષાત્ બૃહસ્પતિના શિષ્ય એવા મહાબુદ્ધિશાળી. ઉદાર મનવાળા અને મહાયશસ્વી ઉદ્ધવ, સત્યક, સાત્યકિ, યાદવ કૃતવર્મા, પ્રદ્યુમ્ન, સામ્બ, નિશઠ, શંકુ, પરાક્રમી ચારુદેષ્ણ,

ઝિલ્લી, વિપથુ, મહાબાહુ સારણ, વિદ્વાનોમાં શ્રેષ્ઠ ગદ,એ અને બીજા અનેક વૃષ્ણિઓ તેમજ ભોજો અને અંધકો ત્યાં ખાંડવપ્રસ્થમાં લગ્નની અનેક ભેટો લઈને આવ્યા હતા.[૩૦-૩૩] પછી 'માધવ આવ્યા છે' એવું જ્યારે યુધિષ્ઠિરરાજે સાંભળ્યું, ત્યારે તેમણે શ્રીકૃષ્ણના સત્કાર માટે નકુલ અને સહદેવને સામા મોકલ્યા.[૩૪] તે બંનેથી સત્કાર પામેલા મહાન અને ધીમાન્ વૃષ્ણિમંડલે ખાંડવપ્રસ્થમાં પ્રવેશ કર્યો, ત્યારે એ નગર ધ્વજાપતાકાથી શોભી રહ્યું હતું; તેના રાજમાર્ગો વાળીઝૂડી પાણીથી છાંટેલા હતા, તેમાં પુષ્પોનાં પાથરણાંની શોભા હતી, તેમાં ચંદનના શીતલ ને પુણ્યકારી સુગંધી ભરેલા રસોના છંટકાવ હતા અને તેમાં ઠેકઠેકાણે સુગન્ધીદાર અગરુ ધૂપ આવતો હતો. તે નગર હૃષ્ટપુષ્ટ મનુષ્યોથી ઊભરાતું હતું અને વણિકજનો વડે તે શોભી રહ્યું હતું.[૩૫-૩૭] મહાબાહુ કેશવ પુરુષોત્તમ બલરામ સાથે તેમજ ભોજો, વૃષ્ણિઓ અને અંધકો સાથે તે નગરમાં ગયા.[૩૮] નગરજનોથી અને હજારો બ્રાહ્મણોથી સત્કાર પામતા તે કૃષ્ણ, યુધિષ્ઠિર મહારાજના ઇન્દ્રના ભવન જેવા ભવનમાં ગયા. યુધિષ્ઠિરે બલરામનું યથાવિધિ સ્વાગત કર્યું. શ્રીકૃષ્ણને માથે સૂંઘીને તે તેમને બે હાથે ભેટયા.[૩૯,૪૦] પ્રસન્નતા પામેલા ગોવિન્દે યુધિષ્ઠિરને વિનયપૂર્વક સામો સત્કાર આપ્યો અને પુરુષમાં વ્યાઘ્ર જેવા ભીમને પણ વિધિપૂર્વક સન્માન આપ્યું.[૪૧] કુન્તીપુત્ર યુધિષ્ઠિરે તે વૃષ્ણિઓ તથા અંધકોના શ્રેષ્ઠજનોને યથાવિધિ આદરસત્કાર કર્યો.[૪૨] કેટલાકને તેમણે ગુરુજનોની જેમ સત્કાર્યા, કેટલાકને મિત્રની જેમ સત્કાર્યા, તો કેટલાકને પ્રેમપૂર્વક બોલાવ્યા અને કેટલાકને નમસ્કાર કર્યા.[૪૩] મહાયશસ્વી હૃષીકેશ શ્રીકૃષ્ણે તે વરપક્ષવાળાઓને કન્યાપક્ષ તરફથી ઉત્તમ ધન આપ્યું. તેમજ સગાંસંબંધીઓ તરફથી સુભદ્રા માટે આપવાનું જે ધન મોકલ્યું હતું તે બધું તેને આપ્યું.[૪૪] શ્રીકૃષ્ણે સોનાથી જડેલા ઘૂઘરીઓવાળી ઝૂલોથી શોભતા અને ચાર ચાર ઘોડા જોડેલા એક હજાર રથો તથા કુશલ રીતે કેળવાયેલા સારથિઓ આપ્યા.[૪૫] વળી શ્રીકૃષ્ણે શ્રીમાન મથુરાદેશમાં ઉત્પન્ન થયેલી, બહુ દૂધ દેનારી અને પવિત્ર તેજવાળી દશ હજાર ગાયો આપી.[૪૬] જનાર્દને ચંદ્રના કિરણ જેવી કાંતિવાળી, સુવર્ણના શણગારવાળી અને શુદ્ધ જાતની હજાર ઘોડીઓ પ્રીતિપૂર્વક આપી.[૪૭] ઉપરાંત તેમણે સારાં કેળવેલાં, પવનના જેવા વેગવાળાં તથા કાજળ જેવા કાળા કેશવાળાં હજાર ખચ્ચરો આપ્યાં.[૪૮] વધુમાં, તે કમલપત્ર જેવાં નેત્રવાળા શ્રીકૃષ્ણે સ્નાન અને શણગારના કાર્યમાં ચતુર, સુયોગ્ય વયવાળી, ગૌરવર્ણી, સુંદર વેષવાળી, સારી કાંતિવાળી, ગળામાં સોનાની સો મહોરની કંઠીવાળી, રૂંવાડાં વિનાની, સુંદર આભરણોવાળી અને સેવાચાકરીમાં કુશલતાવાળી એક હજાર દાસીઓ આપી.[૪૯,૫૦] વળી જનાર્દને બાહ્લીક દેશના મજબૂત પીઠવાળા એક લાખ ઉત્તમ ઘોડાઓ કન્યાદાનમાં ભેટ આપ્યા.[૫૧] દશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા તે જનાર્દને, આ ઉપરાંત, અગ્નિના જેવું તેજસ્વી, શોધ્યા વિનાનું તથા શુદ્ધ કરેલું સોનું દશ મનુષ્યના ભાર જેટલું (૫૦ મણ) આપ્યું.[૫૨]

વળી હલને ધારણ કરનારા સાહસપ્રિય બલરામે આ સંબંધને સત્કારી તથા તેથી પ્રસન્નતા પામી અર્જુનને વિવાહની ભેટમાં એક હજાર મદમત્ત હાથીઓ આપ્યા. તે હાથીઓને ત્રણ સ્થળેથી (ગંડસ્થળ, કાન અને અપદ્વારમાંથી) મદ ઝરતો હતો, તેઓ પર્વતનાં શિખર જેવા દેખાતા હતા અને યુદ્ધમાં પાછાં ફરે નહિ એવા હતા; તેમને રણકતી ઘંટડીઓ ઝૂલતી હતી, તેમને સુંદર સુવર્ણની સાંકળો બાંધેલી હતી અને તેમની સાથે મહાવતો હતા.[૫૩,૫૪] વસ્ત્ર અને કંબલરૂપી ફીણવાળો, મહાગજરૂપી

મોટા મગરોવાળો અને પતાકારૂપી શેવાળથી ભરેલો ધન અને રત્નોના તે મહાનદ જેવો મહાપ્રવાહ પાંડુસાગરમાં પ્રવેશી ભળી ગયો. તેને છલોછલ ભરી દઈને તે પાંડવોના શત્રુઓને શોકમાં તાણી જવા લાગ્યો.[૫૫-૫૭] ધર્મરાજ યુધિષ્ઠિરે તે સર્વનો સ્વીકાર કર્યો અને વૃષ્ણિ તથા અંધક વંશના તે મહારથીઓને સત્કાર આપ્યો.[૫૮] ઇન્દ્રના ધામમાં જેમ પુણ્યશાલી લોકો વિહાર કરે છે, તેમ તે કુરુ, વૃષ્ણિ તથા અંધક વંશોના શ્રેષ્ઠ મહાત્માઓ એકઠા થઈ ત્યાં વિહાર કરવા લાગ્યા.[૫૯] તે કુરુઓ અને વૃષ્ણિઓ વિવિધ પ્રકારનાં વાજિંત્રો વગાડીને જ્યાં ત્યાં મોટા નાદોથી તથા તાલોથી ઇચ્છા પ્રમાણે વિહાર કરતા હતા.[૬૦] આમ તે ઉત્તમ વીર્યવાનોએ અનેક દિવસ સુધી આનંદ લૂંટયો અને ફરી પછી કુરુઓ તરફથી સન્માન પામીને તેઓ દ્વારકા જવા નીકળ્યા.[૬૧] વૃષ્ણિ અને અંધક મહારથીઓ કુરુશ્રેષ્ઠોએ આપેલાં ઉજ્જ્વલ રત્નોને લઈને, બલરામને મોખરે રાખીને પાછા ચાલ્યા.[૬૨] પણ હે ભારત! વાસુદેવ તો તે રમણીય ઇન્દ્રપ્રસ્થ નગરમાં મહાત્મા અર્જુન સાથે રહ્યા.[૬૩] તે મહાયશસ્વી યમુનાતીરે મૃગયા કરવા જતા અને મૃગો, વરાહો આદિને વીંધતા નિત્ય અર્જુનની સાથે આનંદથી ક્રીડા કરતા.[૬૪]

જેમ ઇન્દ્રની પત્ની પૌલોમી વિખ્યાત જયન્તને જન્મ આપે, તેમ કેશવની પ્રિય બહેન સુભદ્રાએ એક પુત્રને જન્મ આપ્યો.[૬૫] આમ સુભદ્રાએ લાંબા હાથવાળા, વિશાલ છાતીવાળા, વૃષભના જેવી આંખવાળા અને શત્રુઓનું દમન કરનારા, વીર નરશ્રેષ્ઠ અભિમન્યુને જન્મ આપ્યો.[૬૬] ને પુરુષશ્રેષ્ઠ અર્જુનપુત્ર 'અભિ' એટલે (નિર્ભય) અને 'મન્યુ' એટલે (કોપ) યુક્ત હતો. તેથી તે શત્રુનું મર્દન કરનારને તેમણે 'અભિમન્યુ' એવું નામ આપ્યું.[૬૭] જેવી રીતે શમીનું મંથન કરવાથી તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેવી રીતે સુભદ્રા વિષે અર્જુનથી આ અતિરથી પુત્ર ઉત્પન્ન થયો.[૬૮] હે ભારત! તેનો જન્મ થતાં, મહાતેજસ્વી કુન્તીપુત્ર યુધિષ્ઠિરે બ્રાહ્મણોને દશહજાર ગાયો તેમજ સુવર્ણ મહોરો દાનમાં આપી.[૬૯] જેમ ચન્દ્રમા સકલ સૃષ્ટિને પ્રિય હોય છે, તેમ એ અભિમન્યુ બાળપણથી જ વાસુદેવને તેમજ તેના પિતા આદિને વહાલો થઈ પડયો.[૭૦] શ્રીકૃષ્ણે જન્મથી આરંભીને તેની સર્વ શુભ ક્રિયાઓ કરી અને એ બાળક પણ શુક્લપક્ષના ચંદ્રની જેમ વધવા લાગ્યો.[૭૧] તે અરિદમન અભિમન્યુ વેદ ભણ્યો અને અર્જુન પાસેથી ચાર પાદવાળો અને દશ અંગવાળો દિવ્ય તથા માનુષ એવો સમગ્ર ધનુર્વેદ શીખ્યો.[૭૨] તે મહાબલવાળા અર્જુને તેને અસ્ત્રોનાં વિજ્ઞાનો સંબંધમાં, તેની સફાઈથી અસ્ત્રોનો પ્રયોગ કરવામાં, તેમજ તેની સકલ ક્રિયાઓમાં જે જે અધિકતાઓ હતી, તે બધું સારી રીતે શીખવ્યું.[૭૩] આમ પોતાના પુત્ર સૌભદ્રને તેણે અસ્ત્રવિદ્યામાં અને તેના પ્રયોગોમાં પોતાની સમાન કુશળ કર્યો અને પોતે તેને જોઈ સંતોષ પામ્યો. સર્વ શત્રુઓને ટક્કર આપે એવા, સર્વ શુભ લક્ષણોથી ભરેલા, પરાભવ પામે નહિ એવા, વૃષભના જેવા ખભાવાળા, નાગના જેવા વિકસિત મુખવાળા, સિંહના જેવા દર્પવાળા, મહાન ધનુર્ધર, મત્ત હસ્તીના જેવા પરાક્રમવાળા, મેઘ ને દુંદુભિના જેવા ઘોષવાળા, પૂર્ણચંદ્રના જેવા મુખવાળા અને શૌર્ય, વીર્ય, રૂપ તથા આકૃતિમાં કૃષ્ણના જેવા તે પુત્રને જોઈને અર્જુન, ઇન્દ્ર જેમ પોતાના પુત્રને જોઈને સંતોષ પામે તેમ સંતોષ પામ્યો.[૭૪-૭૭]

શુભ લક્ષણવાળી પાંચાલી પણ પોતાના પાંચ પતિઓથી પાંચ પર્વતો જેવા પાંચ વીર અને શ્રેષ્ઠ પુત્રો પામી.[૭૮] યુધિષ્ઠિરથી પ્રતિવિન્ધ્ય, વૃકોદરથી સુતસોમ, અર્જુનથી શ્રુતકર્મા, નકુલથી શતાનીક અને સહદેવથી શ્રુતસેન એમ પાંચ

વીર મહારથી પુત્રોને પાંચાલીએ જન્મ આપ્યા. માનો, અદિતિએ આદિત્યોને જન્મ દીધા.[૭૯,૮૦] તે પ્રતિવિન્ધ્ય વિશે વિપ્રોએ શાસ્ત્રાનુસાર યુધિષ્ઠિરને કહ્યું કે, 'શત્રુઓના પ્રહારો સહન કરવામાં આ બીજા વિંધ્ય પર્વત સમાન થશે. વળી સહસ્ર સોમયાગ કર્યા પછી ભીમસેનથી ચંદ્ર અને સૂર્ય જેવો તેજસ્વી આ મહાધનુર્ધારી જન્મ પામ્યો છે, તે સુતસોમ થશે. મહાન એવાં શ્રુત (પ્રસિદ્ધ) કર્મ કરીને નિવૃત્ત થયેલા અર્જુનથી થયેલો આ પુત્ર શ્રુતકર્મા કહેવાશે. નકુલે પોતાના કીર્તિ વધારનાર પુત્રને કુરુવંશમાં થયેલા રાજર્ષિ મહાત્મા શતાનીકનું નામેનામ આપ્યુ છે. કૃષ્ણાએ સહદેવથી વહ્નિદૈવત (કૃત્તિકા) નક્ષત્રમાં પુત્ર આપ્યો છે, એટલે તે પુત્ર શ્રુતસેન કહેવાશે. હે રાજેન્દ્ર! પરસ્પરના હિતને ઇચ્છનારા આ યશસ્વી દ્રૌપદીપુત્રો એક એક વર્ષને અંતરે જન્મ પામ્યા હતા.[૮૧-૮૬] હે ભરતશ્રેષ્ઠ! ધૌમ્ય ઋષિએ તે સૌનાં જાતકર્મો, ચૂડાકર્મો તેમજ ઉપનયનસંસ્કારો યથાક્રમે ને યથાવિધિએ કર્યાં હતાં.[૮૭] ઉત્તમ ચરિત્રવાળા તે વ્રતીઓએ વેદનું અધ્યયન કર્યા પછી અર્જુન પાસેથી દિવ્ય અને માનુષી અસ્ત્રવિદ્યાનું શિક્ષણ મેળવ્યું.[૮૮] હે રાજસિંહ! દેવગર્ભના જેવા અને વિશાળ છાતીવાળા એ મહારથી પુત્રોથી સંપન્ન થઈને પાંડવો હર્ષ પામવા લાગ્યા.[૮૯]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત હરણાહરણપર્વમાં અધ્યાય ૨૨૧ મો સમાપ્ત**

---

હરણાહરણપર્વ સમાપ્ત*

---

*मानघ्नस्यापि जामातुर्मानं संवर्द्धयेद्बुधः।
स्वसुर्हर्त्रेऽर्जुनायापि ददुर्वित्तानि वृष्णयः॥

વૃષ્ણિઓએ બહેનને હરણ કરનારા અર્જુનને પણ ધન આપ્યું હતું, એ ઉપરથી ડાહ્યા મનુષ્યે માન હરનારા જનાર્દનનું પણ માન વધારવું; એ આ પર્વમાં સૂચવ્યું છે. —गणेश

# खांडवदाहपर्व

## अध्याय २२२ मो

---

### અગ્નિનું બ્રાહ્મણરૂપે યમુનાતીરે આગમન

॥ वैशंपायन उवाच ॥

इंद्रप्रस्थे वसंतस्ते जघ्नुरन्यान्नराधिपान्।
शासनाद् धृतराष्ट्रस्य राज्ञः शांतनवस्य च ॥१॥

વૈશંપાયન બોલ્યા:–ઇન્દ્રપ્રસ્થમાં વસતા તે પાંડવોએ શાન્તનુપુત્ર ભીષ્મની તથા રાજા ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી બીજા કેટલાક રાજાઓને મારી નાખ્યા.[૧] જેમ આત્મા પુણ્યનાં લક્ષણોવાળી તથા કર્મવાળા પોતાના દેહને આશ્રયે સુખથી વિરાજે છે, તેમ સર્વ લોકો ધર્મરાજ યુધિષ્ઠિરને આશ્રયે સુખમાં રહેતા હતા.[૨] હે ભરતોત્તમ! તે નીતિમાન ધર્મ, અર્થ અને કામ એ ત્રણેને પોતાના પ્રાણસમાન બંધુઓની જેમ માની, તેમને યોગ્ય રીતે સેવતા હતા.[૩] સમાન રીતે વિભક્ત થયેલા તે ધર્મ, અર્થ અને કામ સ્વયં જાણે પૃથ્વીમાં દેહ ધરીને આવ્યા હતા અને રાજા યુધિષ્ઠિર તેમનામાં ચોથા પુરુષાર્થ મોક્ષરૂપે શોભી રહ્યા હતા.[૪] પ્રજાને વેદોનો પરમ અધ્યેતા, મહાયજ્ઞોનો પ્રયોજક અને શુભ લોકોનો રક્ષણહાર એવા ત્રણે ગુણવાળો રાજા પ્રાપ્ત થયો હતો.[૫] એ યુધિષ્ઠિરને લીધે પૃથ્વીમંડલમાં લક્ષ્મી નિશ્ચળ થઈ રહેવા લાગી તથા બુદ્ધિ બ્રહ્મપરાયણ થઈ અને ધર્મ સંપૂર્ણ રીતે વૃદ્ધિ પામ્યો.[૬] જેમ ચાર વેદો વડે વિસ્તારેલો મહાયજ્ઞ શોભે, તેમ ધર્મરાજ પોતાના ચાર ભાઈઓ સાથે વિશેષ શોભતા હતા.[૭] જેમ દેવો બ્રહ્માની આસપાસ વીંટાઈને તેમની સેવા કરે, તેમ ધૌમ્ય આદિ બૃહસ્પતિ જેવા બ્રાહ્મણો તે ધર્મરાજની આસપાસ રહી તેમને ઉપાસતા હતા.[૮] નિર્મલ પૂર્ણચંદ્ર જેવા ધર્મરાજને વિશે પ્રજાનાં નેત્રો ને

હૃદયો અતિ પ્રીતિપૂર્વક એકરૂપે આનંદ પામી રહ્યાં હતાં.[૯] કેવળ દૈવથી કે યુધિષ્ઠિર પોતાના રાજા છે, એટલું જ જાણીને લોકો આનંદ પામતા હતા, એમ નહોતું; પણ એ ધર્મરાજ પોતે એવાં જ કામ કરતા, એટલે તે લોકોના મનને પ્રિય થયા હતા.[૧૦] મધુરભાષી અને બુદ્ધિમાન એ પૃથાપુત્રનું બોલવું કદી પણ અઘટિત, અસત્ય, સહન થાય નહિ એવું કે અપ્રિય નહોતું.[૧૧] હે ભરતશ્રેષ્ઠ! તે મહાતેજસ્વી પોતાનું તેમજ સર્વ લોકોનું હિત ઇચ્છતા રહી આનંદ ભોગવતા હતા.[૧૨] વળી સર્વે પાંડવો પણ પોતાના તેજથી અન્ય રાજાઓને તાપ આપતા રહી, સંતાપમુક્ત થઈને આનંદમાં વસતા હતા.[૧૩] આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા પછી અર્જુને કૃષ્ણને કહ્યું: 'હે કૃષ્ણ! અહીં ગરમીના દિવસો હોવાથી તાપ ઘણો પડે છે; માટે આપણે યમુના તરફ જઈએ.[૧૪] હે મધુસૂદન! સુહૃદજનો લઈને ત્યાં રહેશું અને વિહાર કરીને આપણે સાંજે પાછા આવી જઈશું. હે જનાર્દન! તમને આ વાત પસંદ પડશે.'[૧૫]

વાસુદેવ બોલ્યાઃ-હે કૌન્તેય! મને પણ આ ગમે છે. હે પાર્થ! સુહૃદજનોથી વીંટાઇને આપણે, જલમાં સુખચેનથી વિહાર કરીએ.[૧૬]

વૈશંપાયન બોલ્યાઃ-પછી હે ભારત! તે પાર્થ અને ગોવિન્દ બંનેએ ધર્મરાજને વાત કરી અને તેમની અનુજ્ઞા મેળવીને તેઓ મિત્રમંડળ સહિત ત્યાં જવા નીકળ્યા.[૧૭] તેઓ ઇન્દ્રપુરીના જેવા ઉત્તમ વિહારસ્થાનમાં આવ્યા. તેમાં વિવિધ વૃક્ષો હતાં અને ઊંચાંનીચાં ભવનો હતાં. તેમાં કૃષ્ણ તથા અર્જુન માટે ભક્ષ્યો, ભોજ્યો અને પેયોની રસભરી સામગ્રીઓ તૈયાર કરાવી રાખી હતી. ત્યાં મહામૂલ્યવાન રત્ન અને ધન હતાં, ફૂલમાલાઓ હતી અને નાનાવિધ સુગંધી દ્રવ્યો હતાં. ત્યાં નાનાંમોટાં રત્નોથી શોભી રહેલા અંતઃપુરમાં તેઓ વિનાવિલંબે પ્રવેશ્યા. પછી હે ભારત! સૌ મનુષ્યો ત્યાં ઇચ્છા પ્રમાણે ક્રીડા કરવા લાગ્યા.[૧૮-૨૦] વિશાલ નિતંબવાળી, સુંદર પુષ્ટ સ્તનવાળી, મદને કારણે ઠમકતી ચાલે ચાલતી અને અતિસુંદર લોચનવાળી સ્ત્રીઓ ત્યાં ક્રીડા કરવા લાગી.[૨૧] કેટલીક રમણીઓ વનમાં, કેટલીક જલમાં, તો કેટલીક રંગમહેલમાં એમ શ્રીકૃષ્ણ અને અર્જુન આગળ પ્રીતિપૂર્વક ઇચ્છા પ્રમાણે ક્રીડા કરવા લાગી.[૨૨] હે મહારાજ! મદે ઊભરાઈ ગયેલી દ્રૌપદી તથા સુભદ્રા તે સ્ત્રીઓને વસ્ત્રો ને અલંકારો આપતી હતી.[૨૩] કેટલીક સ્ત્રીઓ હર્ષ પામી નૃત્ય કરતી હતી, કેટલીક ગાતી હતી, કેટલીક હાસ્ય કરતી હતી, કેટલીક શ્રેષ્ઠ આસવો પીતી હતી, કેટલીક એકબીજાને રોકતી હતી, કેટલીક પરસ્પર તાડન કરતી હતી, તો કેટલીક એકબીજી સાથે ગુપ્ત વાતો કરતી હતી.[૨૪,૨૫] તે સમયે વેણુ, વીણા અને મૃદંગોના મનોહર શબ્દથી તે આખું વન ગાજી રહ્યું અને મહાન સમૃદ્ધિવાળું દેખાવા લાગ્યું.[૨૬]

હે રાજન્! આ પ્રમાણે ચાલી રહ્યું હતું, ત્યારે યદુનંદન શ્રીકૃષ્ણ અને કુરુનંદન અર્જુન પાસેના એક સુમનોહર સ્થાનમાં ગયા. શત્રુના નગરને જીતનારા તે મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુન ત્યાં જઇને મહામૂલ્યવાન આસનો ઉપર બિરાજ્યા. ત્યાં પાર્થ અને માધવ પૂર્વે કરેલાં પરાક્રમોની તેમજ બીજી અનેક વાતો કરતા કરતા આનંદ માણવા લાગ્યા. જાણે દેવલોકમાં અશ્વિનીકુમારો બેઠા હોય, તેમ તે બન્ને આનંદમગ્ન બેઠા હતા; તેવામાં તે વાસુદેવ અને ધનંજય સમક્ષ એક બ્રાહ્મણ આવીને ઊભો રહ્યો.[૨૭-૩૦] તે મોટા સાગના જેવો ઊંચો અને વિશાળ હતો, તપાવેલા સુવર્ણના જેવી તેની કાંતિ હતી, લીલાં, પીળાં અને ઉજ્જવળ તેનાં દાઢીમૂછ હતાં અને તેનાં અંગનું પ્રમાણ સમાન હતું.[૩૧] બાલસૂર્યના જેવી કાંતિવાળા તે બ્રાહ્મણે વલ્કલનાં વસ્ત્ર પહેર્યાં હતાં તથા જટા ધારણ કરી હતી. તે

કમલપત્રના જેવા મુખવાળો હતો અને તેજથી તેનો પિંગલવર્ણ ઝળહળી રહ્યો હતો.[૩૩] તે તેજથી દેદીપ્યમાન દેખાતા બ્રાહ્મણને પાસે આવેલો જોઈને, વાસુદેવ શ્રીકૃષ્ણ અને અર્જુન તરત ઊઠીને ઊભા થયા.[૩૪]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ખાંડવદાહપર્વમાં 'બ્રાહ્મણરૂપી અનલ-આગમન' નામનો અધ્યાય ૨૨૨ મો સમાપ્ત**

# अध्याय २२३ मो

## અગ્નિનો પરાભવ

॥ वैशंपायन उवाच ॥

**सोऽब्रवीदर्जुनं चैव वासुदेवं च सात्वतम् ।**
**लोकप्रवीरौ तिष्ठंतौ खांडवस्य समीपतः ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–તે બ્રાહ્મણે યદુવંશી વાસુદેવને તથા અર્જુનને કહ્યું કે, 'હે સર્વ લોકમાં શ્રેષ્ઠવીરો! તમે ખાંડવની સમીપમાં રહ્યા છો.[૧] હું બહુ ખાનારો બ્રાહ્મણ છું. મારે હંમેશાં અપરિમિત ભોજન જોઇએ છે. હે વાર્ષ્ણેય! હે પાર્થ! હું તમારા બંને પાસે ભિક્ષા માગું છું કે, તમે મને એક વાર તૃપ્તિ આપો.[૨] તેણે આ પ્રમાણે કહ્યું, ત્યારે શ્રીકૃષ્ણ અને અર્જુને તેને કહ્યુંઃ 'કહો, તમે કયા અન્નથી સંતોષ પામશો? એટલે તે અન્ન માટે અમે પ્રયત્ન કરીએ.[૩] તે બન્ને વીરોએ એમ પૂછ્યું, એટલે તે ભગવાન વિપ્ર આ પ્રમાણે બોલ્યોઃ[૪]

બ્રાહ્મણ બોલ્યોઃ–હું સાધારણ અન્ન જમતો નથી. મને તમે અગ્નિ જાણો. મારે માટે જે અન્ન યોગ્ય થાય એમ છે, તે તમે મને આપો.[૫] આ ખાંડવવનનું ઇન્દ્ર સદૈવ રક્ષણ કરે છે. એ મહાત્માથી રક્ષાયેલા આ વનને હું બાળી શકતો નથી.[૬] આ વનમાં તે વજ્રધારી ઇન્દ્રનો મિત્ર તક્ષક નાગ પોતાના પરિવાર તથા મિત્રો સાથે રહે છે અને તેથી ઇન્દ્ર એ વનનું રક્ષણ કર્યા કરે છે.[૭] આને લીધે તેમાંનાં અનેક પ્રાણીઓ પણ રક્ષણ પામે છે. હું તે વનને બાળવાને ઇચ્છું છું, પણ ઇન્દ્રના તેજને લીધે તેને બાળી શકતો નથી.[૮] મને આ વનમાં પ્રજ્વલિત થયેલો જોતાં જ ઇન્દ્ર મેઘની જલધારાઓ વરસાવે છે. આથી બાળવાની ઇચ્છા છતાં હું તે ઇચ્છિત વનને બાળી શકતો નથી.[૯] એટલે હું તમારા જેવા બે અસ્ત્રવિશારદ પાસે આવ્યો છું. તમે બે સહાયકારીઓ સાથે હું આ ખાંડવવનને બાળી શકીશ. આ જ મારું ઇચ્છિત અન્ન છે.[૧૦] તમે બે ઉત્તમ અસ્ત્રવેત્તાઓ તે જલધારાઓને અને નાસી છૂટતાં પ્રાણીઓને ચારે બાજુથી સારી રીતે રોકી રાખશો.[૧૧]

**જનમેજય બોલ્યાઃ**–મહેન્દ્રથી રક્ષાતા અને વિવિધ પ્રાણીઓથી ભરેલા તે ખાંડવવનને ભગવાન અગ્નિ શા માટે બાળવા ઇચ્છતા હતા? હે બ્રહ્મન્! અગ્નિએ અત્યંત ક્રોધમાં આવીને તે ખાંડવવન બાળી નાખ્યું, એમાં કંઈ સામાન્ય કારણ હોય, એમ મને લાગતું જ નથી.[૧૨,૧૩] આથી હે બ્રહ્મન્! હે મુનિ! પૂર્વે જે ખાંડવદાહ થયો, તે હું યથાવત્ તત્ત્વપૂર્વક અને વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું.[૧૪]

**વૈશંપાયન બોલ્યાઃ**–હે પૃથિવીપતિ! જે નિમિત્તે અગ્નિએ ખાંડવવન બાળી નાખ્યું, તે બધું હું તમને યથાવત્ કહું છું. હે મહારાજ! તે તમે સાંભળો.[૧૫] અરે! હે નરશ્રેષ્ઠ! હું ખાંડવવિનાશની એ ઋષિઓએ કહેલી પુરાણકથા કહીશ.[૧૬] હે રાજન્! પુરાણશ્રુતિ છે કે, પૂર્વે ઇન્દ્રના જેવો બલવાન, પરાક્રમી અને પ્રસિદ્ધ એવો શ્વેતકિ નામે એક રાજા હતો.[૧૭] એના જેવો કોઈ બીજો યજ્ઞ કરનારો નહોતો, દાનપતિ નહોતો અને બુદ્ધિમાન નહોતો. તેણે પૂરી દક્ષિણાઓવાળા મોટા યજ્ઞો અને ક્રતુઓ કર્યા હતા.[૧૮] હે મહારાજ! રોજરોજ વિવિધ યજ્ઞો, ક્રિયાઓ,

સમારંભો અને દાનો સિવાય બીજા કશામાં જ તેની બુદ્ધિ થતી નહોતી.[૧૯] અર્થાત્ સદા તે યજ્ઞદાનમાં જ પ્રવૃત્ત રહેતો. આમ તે બુદ્ધિમાન રાજા ઋત્વિજોને સાથે રાખીને યજ્ઞો કરતો હતો, પણ લાંબે કાળે એના ઋત્વિજોની આંખો યજ્ઞના ધુમાડાથી વ્યાકુલ થઈ ગઈ.[૨૦] એટલે ખેદ પામીને તેમણે તે રાજાને છોડી દીધો. પછી રાજાએ તે ઋત્વિજોને ફરી પ્રેરણા કરી.[૨૧] પણ તેમની આંખો ખરાબ થઈ ગયેલી હોવાથી તેઓ યજ્ઞમાં આવ્યા નહિ; એટલે તેમની અનુમતિ લઇને, રાજાએ બીજા વિપ્રોને ઋત્વિજો કરી યજ્ઞની પૂર્ણાહુતિ કરી. પછી કેટલોક સમય જતાં, આમ વર્તતા તે રાજાને એક વાર સો વર્ષનો યજ્ઞ કરવાની ઇચ્છા થઈ આવી; પણ તે યજ્ઞ કરાવવાને કોઈ ઋત્વિજો તે મહાત્મા પાસે આવ્યા નહિ. એટલે મિત્રો અને સંબંધીઓ સાથે તે મહાયશસ્વી રાજાએ, જરા પણ આળસ રાખ્યા વિના, તે ઋત્વિજોને પ્રણામપૂર્વક, વીનવીને તેમજ દાનથી મનાવવાનો ફરી ફરીને મહાન યત્ન કરી જોયો, પણ તે અમાપ તેજસ્વી પુરોહિતો રાજાના તે અભિપ્રાયને અનુસર્યા નહિ.[૨૨-૨૬] આથી તે રાજર્ષિએ રોષે ભરાઇને તે આશ્રમવાસીઓને કહ્યું કે, 'હે વિપ્રો ! જો હું પતિત હોઉં, તમારી સેવામાં રહ્યો ન હોઉં અને બ્રાહ્મણોથી નિંદાયેલો હોઉં, તો તમારાથી તત્કાલ ત્યજવાને યોગ્ય છું; પરંતુ એવું નથી. તો આજે તમે મારી આ યજ્ઞશ્રદ્ધાને આઘાત પહોંચાડો એ તમને યોગ્ય નથી.[૨૭] હે દ્વિજવરો ! મારો વિનાકારણે ત્યાગ કરવો તમને ઘટતો નથી. હે વિપ્રો ! હું તમારે શરણે પડ્યો છું, તમે મારા ઉપર કૃપા કરો.[૨૮,૨૯] હે દ્વિજોત્તમો ! તમે દ્વેષને કારણે મારો ત્યાગ કરશો, તો હું યજ્ઞકાર્ય માટે બીજા ઋત્વિજો પાસે જઈશ.[૩૦] હે દ્વિજવરો ! કાર્યની સાધના માટે હું તેમને સામ અને દાન આદિથી તેમજ તાત્ત્વિક વચનોથી પ્રસન્ન કરીશ અને મારું જે કામ છે તે તેમને કહીશ.'[૩૧] આમ કહીને તે રાજા ચૂપ રહ્યો. આમ છતાં હે પરંતપ ! તે પુરોહિતો રાજાનું યજ્ઞકાર્ય કરાવી શક્યા નહિ.[૩૨] એટલે તે યાજક બ્રાહ્મણો ક્રોધે ભરાઈને તે રાજાને કહેવા લાગ્યા: 'હે નૃપશ્રેષ્ઠ ! તમારાં યજ્ઞકર્મો તો સતત ચાલે છે.[૩૩] નિરંતર એ કર્મો કરાવી કરાવીને અમે થાકી ગયા છીએ. આ શ્રમને લીધે થાકી ગયેલા અમને તમે મુક્ત કરો એ જ યોગ્ય છે.[૩૪] હે નિષ્પાપ ! તમારી બુદ્ધિ મોહિત થઈ છે, તેથી જ તમે અમારા શ્રમને જાણ્યા વિના ઉતાવળ કરો છો. તમે રુદ્ર પાસે જાઓ. કેમકે તે તમને યજ્ઞ કરાવશે.'[૩૫] આ આક્ષેપવાળાં વચનો સાંભળીને શ્વેતકિ રાજા ક્રોધ પામ્યો અને કૈલાસપર્વત ઉપર જઈને તેણે ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડી.[૩૬] હે રાજન્ ! નિયમપરાયણ શ્રેષ્ઠ વર્તનવાન અને ઉપવાસી રહીને તે લાંબા વખત સુધી મહાદેવને આરાધવા લાગ્યો.[૩૭] તે રાજા ક્યારેક ભોજનની બારમી ટંકે તો ક્યારેક સોળમી ટંકે ફળમૂળોનો આહાર લેતો.[૩૮] છ માસ સુધી તે શ્વેતકિ રાજા સુસ્વસ્થ ચિત્તે હાથ ઊંચા રાખીને, પાંપણ પણ પલકાવ્યા વિના, પહાડની જેમ જડવત્ ઊભો રહ્યો.[૩૯] હે ભારત ! આમ મહાન તપ તપી રહેલા તે શ્રેષ્ઠ રાજાને શંકરે પરમપ્રીતિપૂર્વક દર્શન આપ્યાં.[૪૦] ભગવાને તેને સ્નેહભરી ગંભીર વાણીમાં કહ્યું કે, 'હે પરંતપ ! હે નરસિંહ ! હું તારા તપથી પ્રસન્ન થયો છું.[૪૧] હે રાજા ! તું જે ઇચ્છતો હોય તે વરદાન માગી લે; તારું કલ્યાણ થાઓ.' અમિત તેજસ્વી ભગવાન રુદ્રનાં તે વચન સાંભળીને તે રાજર્ષિએ એ મહાત્માને પ્રણિપાત કર્યા અને કહ્યું કે, 'હે દેવાધિદેવ ! સર્વ લોકથી નમસ્કાર પામતા તમે ભગવાન જો મારા ઉપર પ્રસન્ન થયા હો, તો હે સુરેશ્વર ! તમે પોતે મારો યજ્ઞ કરાવો.' રાજાએ કહેલું આ વચન સાંભળીને ભગવાન શંકરે પ્રસન્ન થઈ તેને સ્મિતપૂર્વક આ વચન

કહ્યું: 'હે રાજન્ ! યજ્ઞ કરાવવો એ અમારો અધિકાર નથી.[૪૨–૪૫] પરંતુ એ વરદાનને માટે તેં મહાતપ કર્યું છે, તો હે પરંતપ રાજા! હું એક શરતે તારો યજ્ઞ કરાવીશ.[૪૬] હે રાજેન્દ્ર! બાર વરસ સુધી તું સ્વસ્થ ચિત્તે રહી, બ્રહ્મચર્ય વ્રતમાં રહીને અગ્નિને સતત ઘૃતની ધારાથી તૃપ્ત કરશે, તો હે રાજા! તું જે જે કામના માટે મારી પ્રાર્થના કરે છે તે તને મારા તરફથી મળશે.' રાજા શ્વેતકિને ભગવાન રુદ્રે આ પ્રમાણે કહ્યું. પછી તે રાજાએ શૂલપાણિ ભગવાન શંકરે જે કહ્યું હતું, તે બધું તેણે યથાર્થ રીતે કર્યું. બાર વર્ષ પૂરાં થતાં, ભગવાન મહેશ્વર ત્યાં આવ્યા.[૪૭–૪૯] તે લોકભાવન શંકરે નરપતિશ્રેષ્ઠ રાજા શ્વેતકિને જોઇને પરમ પ્રીતિપૂર્વક કહ્યું કે, 'હે નૃપવર! તારા આ સ્વકર્મથી હું સંતુષ્ટ થયો છું, પણ હે પરંતપ! યજ્ઞ કરાવવો એ તો બ્રાહ્મણનું કાર્ય છે એમ યજ્ઞવિધિમાં કહેલું છે.[૫૦,૫૧] હે શત્રુતાપન! આથી હું પોતે તને આજે યજ્ઞ કરાવીશ નહિ. પરંતુ પૃથ્વીમાં મારા અંશરૂપ જે મહાભાગ્યશાલી દ્વિજવર દુર્વાસા નામે પ્રસિદ્ધ છે, તે મહાતેજસ્વી મારી આજ્ઞાથી તને યજ્ઞ કરાવશે. તું તારા યજ્ઞની સામગ્રીઓ એકઠી કર.[૫૨,૫૩]

રુદ્રે ઉચ્ચારેલાં આ વચનો સાંભળીને રાજા પોતાના નગરમાં આવ્યો અને યજ્ઞની સામગ્રીઓ ફરીથી મેળવવા લાગ્યો.[૫૪] તે સામગ્રીઓ એકઠી થઈ રહેતાં, તે ફરીને રુદ્ર પાસે પહોંચ્યો અને બોલ્યો કે, 'હે મહાદેવ! મારા યજ્ઞ માટેની સામગ્રીઓ તથા સર્વ સાધનો ભેગાં થઈ ગયાં છે. હવે આપની કૃપાથી મને યજ્ઞદીક્ષા મળો.' તે મહાત્મા રાજાનું આ વચન સાંભળીને ભગવાન શંકરે દુર્વાસાને બોલાવીને આ વચન કહ્યું કે, 'હે દ્વિજશ્રેષ્ઠ! આ મહાભાગ શ્વેતકિ રાજા છે. હે વિપ્રેન્દ્ર! આ ભૂપતિને તમે મારા આદેશથી યજ્ઞ કરાવો.' તે ઋષિએ રુદ્રને વચન કહ્યું: "બહુ સારું.[૫૫–૫૮] પછી તે મહાત્મા રાજાનો સત્ર આરંભાયો. ને વિધિપૂર્વક, કાળાનુસાર, શાસ્ત્રોક્ત અને ઘણી દક્ષિણાયુક્ત હતો.[૫૯] તે મહાત્મા નૃપતિનો યજ્ઞ પૂરો થયો, એટલે જે મહાઓજસ્વી યાજકો તથા સભાસદો એ યજ્ઞમાં દીક્ષિત થયા હતા, તે સર્વ દુર્વાસાની આજ્ઞા મેળવી પોતાને સ્થાને ગયા. હે રાજન્! પછી તે મહાભાગ્યશાળી રાજા પણ પોતાની રાજધાનીમાં ગયો.[૬૦,૬૧] ત્યારે વેદમાં પારંગત થયેલા મહાભાગ બ્રાહ્મણો તેને સત્કારતા હતા, બન્દીજનો તેની સ્તુતિ કરતા હતા અને નગરજનો તેને અભિનંદનો આપતા હતા.[૬૨] આવા સદ્વર્તનવાળો ને નૃપશ્રેષ્ઠ શ્વેતકિ રાજર્ષિ લાંબે કાળે સર્વ ઋત્વિજો તથા સદસ્યો સાથે સ્વર્ગને વિશે સ્તુતિ પામીને ગયો. અગ્નિએ તેના યજ્ઞમાં બાર વર્ષ સુધી હવિપાન કર્યું હતું.[૬૩,૬૪] તે એકસરખી રીતે ચાલેલા યજ્ઞકર્મમાં ચાલેલી ઘીની તથા હવિઓની સતત ધારાઓને લીધે અગ્નિને પરમતૃપ્તિ થઈ હતી.[૬૫] તેથી તેણે બીજા કોઈનું પણ હવિષ લેવાની ફરી ઇચ્છા રાખી નહિ, તેમ તે પાંડુવર્ણનો અને કાંતિહીન થઈ ગયો, તથા પહેલાંની જેમ પ્રકાશતો બંધ પડ્યો.[૬૬] આમ અગ્નિભગવાનને વિકાર થયો, તેમનું તેજ હણાઈ ગયું અને ગ્લાનિએ તેમનામાં ઘર કર્યું. પોતાને તેજોહીન થયેલો જોઇને તે હુતાશન લોકથી પૂજાતા બ્રહ્માજીના પુણ્ય ભવને ગયો.[૬૭,૬૮] ત્યાં આસન ઉપર વિરાજેલા બ્રહ્માજીને તેણે આ વચન કહ્યું: 'હે ભગવન્! શ્વેતકેતુ રાજાએ મને પરમ પ્રસન્ન કર્યો છે.[૬૯] હવે મને જે તીવ્ર અરુચિ થઈ છે, તેને હું કાઢી શકતો નથી. હે જગત્પતિ! મારાં તેજ અને બળ પૂરાં હરાઈ ગયાં છે.[૭૦] તમારી કૃપાથી અને મારી પહેલાંની સ્થિર પ્રકૃતિ મળે, એમ હું ઇચ્છું છું.' સર્વ લોકના કિરતાર ભગવાન પિતામહે અગ્નિને મુખેથી આ વચનો સાંભળીને પોતે હસતા હોય, તેમ તે અગ્નિને કહેવા લાગ્યા: 'હે મહાભાગ! વસુધારા પાત્ર

દ્વારા હોમવામાં આવેલા હવ્યને તેં બાર વરસ સુધી ભોગવ્યું છે. આથી હે હવ્યવાહન! તું એકદમ તેજોહીન થયો છે અને તને ગ્લાનિ ઉત્પન્ન થઈ છે. હે વહ્નિ! તું વ્યથા પામીશ નહિ. તું ફરી તારી પૂર્વ પ્રકૃતિને પામશે. સમય આવ્યે હું તારી અરુચિનો નાશ કરીશ.[૭૨-૭૪] પૂર્વે, દેવોના શત્રુઓના નિવાસસ્થાન જેવા ભયંકર ખાંડવવનને તેં દેવોની આજ્ઞાથી ખાખ કરી દીધું હતું.[૭૫] હે અગ્નિ! ત્યાં હવે સર્વ પ્રકારનાં પ્રાણીઓ નિવાસ કરે છે. તેમની ચરબીથી તૃપ્ત થઇને તું તારી મૂળ પ્રકૃતિને પામશે. તું તત્કાળ એ ખાંડવવનને બાળવા માટે જા. એથી તારી ગ્લાનિ મટી જશે.' પરમેષ્ઠી બ્રહ્માનાં મુખમાંથી નીકળેલાં આ વચનો સાંભળીને અગ્નિએ ઘણી ઝડપથી દોડવા માંડયું. ખાંડવવનમાં આવીને, તે કુપિત થયેલા અગ્નિએ વાયુની લહેરોથી વિશેષ ઉશ્કેરાઇને ઉત્તમ તેજ ધારણ કર્યું અને એકદમ પ્રજ્વલિત થવા માંડયું.[૭૮] ખાંડવવનને બળતું જોઇને ત્યાંના નિવાસીઓએ અગ્નિને શાંત કરવા માટે ઘણો પ્રયત્ન કરવા લાગ્યા. સેંકડો અને હજારો ક્રુદ્ધ હાથીઓએ વેગથી પોતાની સૂંઢો વડે પાણી લાવી અગ્નિ ઉપર રેડયું. વળી ત્યાં રહેતા અનેક ફેણવાળા નાગોએ ક્રોધથી મૂર્છા પામીને પોતાની ફેણો વડે વેગપૂર્વક અગ્નિ ઉપર જલધારાઓ છોડી.[૭૯-૮૧] હે ભરતોત્તમ! એ જ રીતે બીજાં પ્રાણીઓએ વિવિધ ઉપાયોથી અને ઉદ્યમોથી શીઘ્રતાપૂર્વક અગ્નિનો અંત લાવવા પ્રયત્ન કર્યો.[૮૨] આ પ્રકારે હુતાશન સાત વખત ખાંડવવનમાં સળગ્યો, પણ સાતે વાર ત્યાંનાં પ્રાણીઓએ પ્રયત્ન કરીને તેને શાંત કર્યો.[૮૩]

**ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ખાંડવદાહપર્વમાં 'અગ્નિપરાભવ' નામનો અધ્યાય ૨૨૩ મો સમાપ્ત**



# અધ્યાય ૨૨૪ મો

## અર્જુન અને અગ્નિનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

स तु नैराश्यमापन्नः सदाग्लानिसमन्वितः ।
पितामहमुपागच्छत् संक्रुद्धो हव्यवाहनः ॥ १॥

વૈશંપાયન બોલ્યા:–આમ નિરાશા પામેલો અને સદૈવ ગ્લાનિમાં રહેલો તે ક્રુદ્ધ અગ્નિ પિતામહ પાસે ગયો.[૧] તેણે તે સર્વ વૃત્તાંત બન્યા પ્રમાણે બ્રહ્માજીને કહી સંભળાવ્યો. ભગવાને થોડીકવાર વિચાર કરીને એને કહ્યું: 'હે નિષ્પાપ! તું વનને બાળી શકે એવો એક ઉપાય મને સૂઝયો છે. હે અગ્નિ! તું થોડા સમય સુધી થોભી જા. પછી તને તે ઉપાય કહેવામાં આવશે.[૨-૩] હે હવ્યવાહન! જ્યારે તે નર અને નારાયણ તને સહાય કરશે, ત્યારે તું તે વનને બાળી શકીશ.[૪] પછી વહ્નિએ બ્રહ્માજીને ઉત્તર આપ્યો કે, 'ભલે એમ જ હો.' હે રાજન્! પછી લાંબા સમયે, નર અને નારાયણ ઋષિઓએ અવતાર ધારણ કર્યો છે એમ જાણીને, સ્વયંભૂ ભગવાનનું વાકય સંભારીને અગ્નિ ફરી પિતામહ પાસે ગયો.[૫-૬] ત્યારે બ્રહ્માએ તેને કહ્યું કે, 'હે અનલ! શચીપતિ ઇન્દ્રના દેખતાં જ તું આજે જે રીતે ખાંડવવનને બાળી શકે એમ છે, તે રીત હું તને બતાવું છું.[૭] હે વિભાવસુ! પૂર્વના દેવરૂપ એવા નર અને નારાયણ હમણાં દેવોના કાર્ય માટે માનવલોકમાં અવતર્યા છે.[૮] તેમને લોકો અર્જુન અને વાસુદેવને નામે ઓળખે છે. તે બન્ને જણા સાથે ખાંડવવનની પાસે બેઠા છે. ખાંડવવનને બાળવા માટે તું તેમની સહાય માગ.[૯] એટલે તે વન દેવોથી રક્ષાયલું હોવા છતાં, તું તેને બાળી શકશે.[૧૦] તે બન્ને સાથે રહી ઇન્દ્રને તેમજ સર્વ પ્રાણીઓને યત્નપૂર્વક વારશે. એ વિશે મને શંકા નથી.'[૧૧] આ વચન સાંભળીને અગ્નિ ત્વરાથી કૃષ્ણ અને અર્જુન બેઠા હતા ત્યાં

ગયો. હે નૃપવર! તેણે ત્યાં જ અર્થનું તેમને કહ્યું, તે મેં તમને અગાઉ કહ્યું છે. પછી હે નૃપોત્તમ! અગ્નિનાં તે વચન સાંભળીને, અર્જુને ઇન્દ્રની ઇચ્છાવિરુદ્ધ ખાંડવવનને બાળવા ઇચ્છતા તે અગ્નિને તે સમયને યોગ્ય આ વચન કહ્યાંઃ[૧૨-૧૪]

અર્જુન બોલ્યોઃ–મારી પાસે અનેક ઉત્તમ અને દિવ્ય અસ્ત્રો છે. તે વડે હું અનેકાનેક ઇન્દ્રો સાથે પણ યુદ્ધ કરી શકું છું.[૧૫] પણ હે ભગવન્! મારી પાસે મારા બાહુબલને યોગ્ય એવું ધનુષ્ય નથી કે જે યુદ્ધમાં યત્ન કરી રહેલા મારા વેગને બરાબર ઝીલી રહે.[૧૬] વળી હું ઘણી ત્વરાથી બાણો છોડું છું. એટલે મારે અનેક અને અખૂટ બાણો હોવાં જોઈએ. તેમજ મારે જોઇએ તેટલાં બાણોનો ભાર વહન કરવા માટે આ રથ પણ અસમર્થ છે.[૧૭] તેથી હું વાયુવેગી અને શ્વેતવર્ણા દિવ્ય અશ્વોને તથા સૂર્યની પ્રતિમા જેવા તેજસ્વી અને મેઘના જેવા ઘોષવાળા રથને ઇચ્છું છું.[૧૮] વળી આ માધવ કૃષ્ણ નાગો અને પિશાચોને મારી નાખે, એવું તેમના પરાક્રમને યોગ્ય કોઈ આયુધ પણ તેમની પાસે નથી. તો હે ભગવન્! આ કર્મની સિદ્ધિ સંબંધમાં તમે એવો ઉપાય કહો, કે જેથી આ મહાવનમાં ઇન્દ્રની વૃષ્ટિધારાને હું વારી શકું.[૧૯,૨૦] હે પાવક! પુરુષાર્થથી જ કરવાનું હશે, તે અમે બંને કરશું. પણ હે ભગવન્! તમારે અમને સમર્થ સાધનો આપવાં જોઈએ.[૨૧]

ઇતિશ્રી મહાભારતમાં આદિપર્વાન્તર્ગત ખાંડવદાહપર્વમાં 'અર્જુનઅગ્નિસંવાદ' નામનો અધ્યાય ૨૨૪ મો સમાપ્ત

# अध्याय २२५ मो

## અગ્નિએ અર્જુનને શસ્ત્ર આપ્યાં

॥ वैशंपायन उवाच ॥

एवमुक्तः स भगवान् धूमकेतुर्हुताशनः ।
चिंतयामास वरुणं लोकपालं दिदृक्षया ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–અર્જુને અગ્નિને આ પ્રમાણે કહ્યું, એટલે એ ભગવાન ધૂમકેતુએ જલનિવાસી, જલેશ્વર અને લોકપાલ એવા અદિતિપુત્ર વરુણનાં દર્શન અર્થે ચિંતન કર્યું. પોતાનું ચિંતન કરે છે, એમ જાણીને તે દેવે અગ્નિને દર્શન આપ્યાં.[૧,૨] ચોથા લોકપાલ, સનાતન અને દેવોના દેવ એ જલાધિરાજને ધૂમકેતુએ પૂજાસત્કાર અર્પણ કર્યો અને કહ્યુ કે,[૩] 'સોમરાજાએ તમને જે ધનુષ તથા શરાસન તેમજ જે શીઘ્રવેગી કપિના ધ્વજવાળો રથ આપ્યાં છે, તે બધું તમે તત્કાળ મને આપો.[૪] પૃથાપુત્ર અર્જુન તે ગાંડીવથી અને વાસુદેવ તે સુદર્શન ચક્રથી મહાન કાર્ય કરશે. તો તે મને હમણાં આપ આપો.[૫] વરુણે અગ્નિને ઉત્તર આપ્યોઃ 'ભલે, હું આપુ છું.' પછી તેમણે અદ્દભુત, મહાવીર્યવાળું, યશ અને કીર્તિ વધારનારું, સર્વ શસ્ત્રોથી પણ નહિ નમનારું, સર્વ શસ્ત્રોને મથી નાખનારું, સર્વ આયુધોમાં શ્રેષ્ઠ, શત્રુસૈન્યોનો વિનાશ લાવનારું, લાખોની બરાબરી કરનારું, રાજ્યની વૃદ્ધિ કરનારું, ચિત્રવાળું, વિવિધ રંગોની શોભાવાળું, સુંવાળું, છિદ્રવિનાનું તેમજ દેવો, દાનવો તથા ગંધર્વોએ અનંત વર્ષોથી પૂજેલું, સર્વ ધનુષ્યોમાં રત્નસમું ગાંડીવ ધનુષ્ય તેને આપ્યું. વધુમાં તેમણે તેને મહાન અને અખૂટ એવાં બે ભાથાં આપ્યાં.[૬-૧૦] વળી તેમણે તેને ઉત્તમ કપિધ્વજ રથ આપ્યો. તેને રૂપેરી રંગના, સોનાની માળાવાળા, ગંધર્વ દેશમાં ઉત્પન્ન થયેલા, શ્વેત વાદળના જેવા અને મન તથા વાયુના જેવી ગતિવાળા દિવ્ય ઘોડાઓ જોડ્યા હતા. તેમાં સર્વ યુદ્ધસાહિત્યો ભરપૂર હતાં; તે દેવો અને દાનવોથી પણ જિતાય એવો નહોતો. તે કાંતિવાન હતો, મહા ઘોષવાળો હતો અને સર્વ રત્નોથી મનોહર હતો. તેને ભુવનપતિ ભગવાન પ્રજાપતિ વિશ્વકર્માએ મોટું તપ કરીને નિર્માણ કર્યો હતો અને સૂર્યના જેવું

મુશ્કેલીથી જોઈ શકાય એવું તેનું રૂપ જોઇને સોમપ્રભુએ તેમાં બેસીને દાનવોને જીત્યા હતા.[૧૧-૧૩] નૂતન મેઘ જેવા અને સુંદરતાથી ઝળહળી રહેલા તે શ્રેષ્ઠ રથમાં ઇન્દ્રાયુધની સમાન શોભતા તે શ્રીકૃષ્ણ અને અર્જુન વિરાજ્યા.[૧૪] એ રથને સુવર્ણનો મનોહર અને અનુત્તમ ધ્વજદંડ હતો અને તેના ઉપર સિંહ અને વાઘના જેવો પરાક્રમી તેમજ દિવ્ય એવો વાનર જાણે ત્યાં રહીને બધાંને બાળી નાખવા ઇચ્છતો હોય, તેમ શોભી રહ્યો હતો.[૧૫,૧૬] વળી ધજામાં અનેકાનેક મોટાં પ્રાણીઓ હતાં, તેમની ગર્જનાથી શત્રુસેનાનું ભાન જતું રહેતું હતું. હવે બખ્તર, કવચ, ગોધા અને ખડ્ગથી સજ્જ થયેલા તેમજ આંગળીઓ પર ચામડાંની ખોળીઓ પહેરેલા પૃથાપુત્રે તે વિવિધ પતાકાઓથી શોભી રહેલા સુંદર રથની પ્રદક્ષિણા કરીને દેવોને પ્રણામ કર્યા અને પુણ્યાત્મા જેમ વિમાનમાં બેસે તેમ તે તેમાં બેઠો. વળી પૂર્વે બ્રહ્માએ નિર્મેલું તે શ્રેષ્ઠ અને દિવ્ય ગાંડીવ ધનુષ્ય પામીને અર્જુન અતિ આનંદ પામ્યો. પછી તે વીર્યવાને અગ્નિને આગળ કરીને તે ધનુષ્ય લીધું અને બલપૂર્વક તેની પણછ ચડાવી. બલવાન અર્જુને જ્યારે પણછ ચડાવી, ત્યારે જેણે જેણે તેનો ટંકાર સાંભળ્યો તે બધાનાં મન વ્યગ્ર થઈ ગયાં. આમ રથ, ધનુષ્ય તથા બે અક્ષય ભાથાઓ મેળવી અતિ હર્ષ પામેલો તે કુંતીપુત્ર અર્જુન સહાયકાર્યમાં સમર્થ થયો. પછી અગ્નિએ કૃષ્ણને વજ્રના જેવું ચક્ર તથા પોતાનું પ્રિય આગ્નેય અસ્ત્ર આપ્યાં અને તેથી તે પણ સહાયક થવાને સમર્થ થયા. અગ્નિએ કહ્યું કે, 'હે મધુસૂદન! તમે આ ચક્રથી દેવ જેવાઓને પણ રણમાં નિઃસંશય જીતશો. આ ચક્રથી તમે યુદ્ધમાં મનુષ્યો, દેવો, રાક્ષસો, પિશાચો, દૈત્યો અને નાગોથી અધિક થશો, તેમજ નિઃસંદેહ તેમને પરાસ્ત કરવામાં શ્રેષ્ઠ રહેશો.[૧૭-૨૬] હે માધવ! રણમાં તમે તેને શત્રુઓ ઉપર જ્યારે જ્યારે ફેંકશો, ત્યારે ત્યારે તેમને યુદ્ધમાં મારીને એ વગર રોકયે પાછું તમારા હાથમાં આવશે.'[૨૭] વરુણપ્રભુએ શ્રીકૃષ્ણને વજ્રના જેવા ઘોષવાળી અને દૈત્યોનો નાશ કરનારી કૌમોદકી નામે ભયંકર ગદા આપી.[૨૮] પછી અસ્ત્ર સજેલા, શસ્ત્રયુક્ત થયેલા તેમજ રથ અને ધ્વજાવાળા તે અતિ આનંદ પામેલા અર્જુન તથા અચ્યુતે અગ્નિને કહ્યું કે, 'હે ભગવન્! અમે બંને સર્વ સુરો અને અસુરોની સાથે યુદ્ધ કરવા સમર્થ થયા છીએ, તો પછી નાગો માટે યુદ્ધ કરવા ઇચ્છતા ઇંદ્ર સાથે યુદ્ધ કરવું એમાં તો શી મોટી વાત છે?[૨૯,૩૦]

અર્જુન બોલ્યો:–આ વીર્યવાન હૃષીકેશ જ્યારે પોતાનું ચક્ર હાથમાં લઈ યુદ્ધમાં વિચરશે, ત્યારે ત્રણે લોકમાં એવું કશું જ નથી, જે જનાર્દન કરી શકે નહિ.[૩૧] તેમ, હે પાવક! હું પણ ગાંડીવ ધનુષ્ય તથા અક્ષય મહા ભાથાઓ લઈને યુદ્ધમાં લોકો ઉપર વિજય મેળવવા ઉત્સાહ રાખું છું.[૩૨] હે મહાપ્રભુ! તમે આજે આ વનને ચારે બાજુએથી વીંટી વળીને ઇચ્છાપૂર્વક દાહ લગાડો. અમે તમને સહાય કરવાને સમર્થ છીએ.[૩૩]

વૈશંપાયન બોલ્યા:–યદુવંશી શ્રીકૃષ્ણચંદ્રે અને અર્જુને અગ્નિને આ પ્રમાણે કહ્યું, એટલે તેણે તેજસ્વી રૂપ ધારણ કરીને વનને બાળવા માંડયું.[૩૪] કાલી અને કરાલી વગેરે સાત શિખાવાળા તે અગ્નિએ ચારે બાજુએથી ખાંડવવનને ઘેરી લીધું અને તેને બાળવા લાગ્યો.[૩૫] તે સમયે તે પ્રલયાગ્નિ જેવો દેખાઈ રહ્યો હતો. હે ભરતવર! એ વનને ચારે બાજુથી ઘેરી લઇને તે અંદર પ્રવેશ્યો, ત્યારે એ અગ્નિની મેઘના જેવી ગર્જનાએ સર્વ પ્રાણીઓને કંપાવી મૂકયાં.[૩૬] હે ભારત! તે વન આમ જ્યારે બળી રહ્યું હતું, ત્યારે સૂર્યનાં કિરણોથી જેમ પર્વતરાજ મેરુ

શોભે છે, તેમ અગ્નિથી સળગતું ખાંડવવન શોભવા લાગ્યું.[૨૭]

**ઇતિશ્રી મહાભારતમાં ખાંડવદાહપર્વમાં અધ્યાય ૨૨૫ મો સમાપ્ત**

# अध्याय २२६ मो

## ઇન્દ્રનો ક્રોધ

॥ वैशंपायन उवाच ॥

**तौ रथाभ्यां रथिश्रेष्ठौ दावस्योभयतः स्थितौ ।**
**दिक्षु सर्वासु भूतानां चक्राते कदनं महत् ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–ત્યારે રથીઓમાં શ્રેષ્ઠ એવા તે શ્રીકૃષ્ણ અને અર્જુન રથોમાં બેસીને વનની બંને બાજુએ ઊભા રહ્યા અને સર્વ દિશાઓમાં પ્રાણીઓનો સંહાર કરવા લાગ્યા.[૧] ખાંડવવનમાં વસતાં પ્રાણીઓ જે દિશામાંથી નાસતાં જણાતાં ત્યાં ત્યાં તે બંને શ્રેષ્ઠવીરો તેમની પાછળ દોડી જતા.[૨] તે બંનેના રથો એવી ઝડપથી ફરતા હતા કે, તેમની વચ્ચે કંઈજ ગાળો લોકો જોઈ શકતા નહોતા. તે મહારથીઓ તથા તે શ્રેષ્ઠ રથો જાણે એકરૂપ હોય તેમ જણાતા હતા.[૩] ખાંડવવન જ્યારે બળતું હતું, ત્યારે સેંકડો અને હજારો પ્રાણીઓ ભયંકર ચિચિયારી પાડતાં ચારે બાજુએ નાસવા લાગ્યાં.[૪] કેટલાંક એક ભાગમાં બળી ગયાં, તો કેટલાંક અત્યંત તાપમાં દાઝી ગયાં, કેટલાંકની આંખો ફૂટી ગઈ, કેટલાંની ચામડી બળીને ઊખડી ગઈ તો કેટલાંક શેકાઈ ગયાં.[૫] વળી કેટલાંક પુત્રોને, પિતાઓને તથા ભાઇઓને સ્નેહને લીધે ત્યજી શક્યાં નહિ અને તેમને વળગીને ત્યાંજ મરણશરણ થયાં.[૬] કેટલાંક દાંત પીસીને બળવાથી ઊંચે ઉછાળા મારતાં હતાં, પણ અત્યંત ડોલી ડોલીને પાછાં અગ્નિમાં પડતાં હતાં.[૭] પાંખે, આંખે અને પગે દાઝેલાં તથા ચેષ્ટાહીન થયેલાં અનેક પ્રાણીઓ જ્યાં ત્યાં પૃથ્વીતલ ઉપર નાશ પામતાં જણાતાં હતાં.[૮] અગ્નિથી તપી ઊઠેલાં તથા ઊકળી રહેલાં જલાશયોમાં કાચબાઓ અને માછલાંઓ ચારે બાજુ મરી ગયેલાં દેખાતાં હતાં.[૯] પ્રાણીઓનો જ્યારે આ સંહાર ચાલી રહ્યો હતો, ત્યારે તે બળી રહેલાં પ્રાણીઓનાં શરીરોને લીધે તે દેહધારીઓ વનમાં જુદા જુદા અગ્નિઓ જેવાં જણાતાં હતાં.[૧૦] અર્જુન કેટલાંક ઊડી જતાં પક્ષીઓને બાણોથી ટુકડા કરી અને તેમને પ્રજ્વલિત બળતા અગ્નિમાં નાખતો હતો.[૧૧] બાણોથી સર્વાંગે વીંધાયેલાં તે પક્ષીઓ મોટી ચીસો પાડતાં પાડતાં વેગપૂર્વક ઊંચે ઊડતાં હતાં, પણ પાછાં ખાંડવવનમાં અગ્નિમાંજ પડતાં હતાં.[૧૨] બાણોથી ઘાયલ થતાં એ વનવાસી પ્રાણીઓના સમૂહોનો ઘોર અવાજ જાણે વલોવાતા સમુદ્રના જેવો હતો.[૧૩] એ પ્રદીપ્ત અગ્નિની મોટી મોટી ઝાળો આકાશ સુધી પહોંચતી હતી અને તે સ્વર્ગવાસી દેવોને પણ મહાઉદ્વેગ કરાવતી હતી.[૧૪] તે ઝાળને લીધે સંતપ્ત થયેલા તે સર્વ સ્વર્ગનિવાસી મહાત્મા દેવો ઋષિઓને આગળ કરીને અસુરોનું મર્દન કરનારા અને દેવાધિરાજ એવા સહસ્ર નેત્રવાળા ઇન્દ્રની પાસે ગયા.[૧૫,૧૬]

**દેવો બોલ્યાઃ**–હે અમરેશ્વર ! ચિત્રભાનુ અગ્નિ શા માટે આ સર્વ માણસોને બાળી રહ્યો છે ? લોકોનો પ્રલયકાળ આવ્યો છે કે શું ?[૧૭]

**વૈશંપાયન બોલ્યાઃ**–તેમને મુખેથી એ વચન સાંભળીને અને પોતે જાતે તે પ્રમાણે જોઇને, હરિઅશ્વના વાહનવાળા તે વૃત્રઘ્ન ઇંદ્ર ખાંડવવનને બચાવવા સારુ બહાર નીકળ્યા.[૧૮] વિવિધ જાતના મહાન રથસમૂહથી આકાશને ઢાંકી દઈને તે સુરેશ્વર ઇન્દ્રે વૃષ્ટિ કરવા માંડી.[૧૯] ત્યાં દેવરાજ ઇંદ્રની પ્રેરણાથી જલધરોએ ખાંડવ વન વિશે સેંકડો અને હજારો ગાડાંના આંકના જેવી જલધારાઓ છોડી.[૨૦] પણ અગ્નિના તેજને લીધે તે ધારાઓ નીચે પહોંચી શકી નહિ. આકાશમાંજ તે સુકાઇ ગઈ–એક પણ ધારા અગ્નિને

અડી નહિ.[૨૧] આથી નમુચિસૂદન ઇન્દ્રને અતિ ક્રોધ ચડ્યો અને ફરીથી તેણે અગ્નિ ઉપર અનેક મહા મેઘો વડે પુષ્કળ પાણી વરસાવ્યું.[૨૨] ત્યારે અગ્નિશિખાઓ તથા જલધારાઓને લીધે ધુમાડા, વીજળી અને મેઘથી પથરાઈ ગયેલું તે વન ભયંકર દેખાવા લાગ્યું.[૨૩]

ઇતિશ્રી મહાભારતમાં ખાંડવદાહપર્વમાં અધ્યાય ૨૨૬ મો સમાપ્ત

# અધ્યાય ૨૨૭ મો

## ઇન્દ્રાદિ દેવો સાથે કૃષ્ણ અને અર્જુનનું યુદ્ધ

॥ वैशंपायन उवाच ॥

तस्याथ वर्षतो वारि पांडवः प्रत्यवारयत् ।
शरवर्षेण बीभत्सुरुत्तमास्त्राणि दर्शयन् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ-દેવરાજ ઇન્દ્રે કરેલી તે જલવૃષ્ટિને પાંડુપુત્ર અર્જુને ઉત્તમ અસ્ત્રો પ્રયોજીને શરવૃષ્ટિ વડે રોકી દીધી.[૧] અપ્રતીમ આત્માવાળા તે પાંડવે અનેકાનેક બાણોથી આખા ખાંડવવનને છાઈ દીધું. જાણે ચંદ્રમાએ તેને ધુમ્મસથી ઢાંકી દીધું.[૨] અર્જુને જ્યારે બાણોથી આકાશને ઢાંકી દીધું, ત્યારે એક પણ પ્રાણી વન બહાર નીકળી શક્યું નહિ.[૩] તે ખાંડવવનનો દાહ ચાલી રહ્યો હતો, ત્યારે મહાબલ નાગરાજ તક્ષક તો ત્યાં નહોતો; કેમકે તે કુરુક્ષેત્રમાં ગયો હતો.[૪] તે તક્ષકનો અશ્વસેન નામે બલવાન પુત્ર હતો, તેણે અગ્નિથી બચવા માટે તીવ્ર પ્રયત્ન કર્યો.[૫] પણ અર્જુનનાં બાણોથી રૂંધાઈ જતાં તે બહાર નીકળી શક્યો નહિ. તેની ભુજગપુત્રી માતાએ તેને ગળી જઇને બચાવી લીધો.[૬] તે નાગિની પોતાના પુત્રને બચાવવાની ઇચ્છાએ પ્રથમ તેનું માથું ગળી ગઈ અને પછી તેનું પૂંછડું ગળવા લાગી.[૭] આમ તેને ગળી રહેલી એ માતા આકાશમાં જવા લાગી, ત્યાં પાંડવ અર્જુને વિશાલ ધારવાળા તીક્ષ્ણ બાણથી તે સર્પિણીનું માથું છેદી નાખ્યું. ત્યાં શચીપતિ ઇન્દ્રે તે નાગિણીને જોઈ.[૮] અશ્વસેનને બચાવવા માટે વજ્રપાણિ ઇન્દ્રે વાવાઝોડાની ઝડીથી અર્જુનને મોહિત કરી દીધો. એટલે તેજ ક્ષણે અશ્વસેન ત્યાંથી ભાગી છૂટ્યો.[૯] આમ નાશથી છક્કડ ખાઈ બેઠેલો તે અર્જુન એ ઘોર માયા જોઈને આકાશમાં રહેલાં પ્રાણીઓને બેવડા ત્રેવડા ટુકડામાં કાપવા મંડ્યો.[૧૦] ક્રોધમાં આવીને અર્જુને, અગ્નિએ, તેમજ વાસુદેવે તે કુટિલ ગતિવાળા નાગને શાપ આપ્યો કે, 'તારી પ્રતિષ્ઠા ન રહેજો.'[૧૧]

પછી તે ઠગાઇનું સ્મરણ કરીને ક્રોધે ભરાયલા અર્જુને આકાશને તીવ્રવેગી બાણોથી પાથરી દીધું અને સહસ્ર નેત્રવાળા ઇન્દ્ર સાથે યુદ્ધ આદર્યું.[૧૨] દેવરાજે પણ અર્જુનને રણમાં રોષે ભરાયેલો જોઈને સમગ્ર આકાશને ઢાંકી દીધું અને પોતાનું તીવ્ર અસ્ત્ર પ્રગટ કર્યું.[૧૩] પછી પ્રચંડ શબ્દવાળા અને આકાશમાં રહેનારા વાયુએ સર્વ સાગરોને ખળભળાવી મૂક્યા અને વજ્રપાત કરતા, વીજળીના ઝબકારા અને કડાકા ગજવતા અને જલધારાથી વ્યાકુલ થયેલા ઘોર મેઘો પ્રકટાવ્યા. તેને વારવા માટે પ્રયોગ કરવામાં કુશળ અર્જુને પણ પોતાનું ઉત્તમ વાયવ્યાસ્ત્ર મંત્રપૂર્વક પ્રકટ કર્યું. એટલે તે અસ્ત્રો વડે ઇન્દ્રના વજ્રનાં તેમજ મેઘોનાં પરાક્રમ વિનાશ પામ્યાં. તે જલધારાઓ શોષાઈ ગઈ અને વીજળીઓ પલાયન થઈ ગઈ. થોડી વારમાં આકાશ શાંત રજવાળું અને અંધકારથી મુક્ત થઈ ગયું.[૧૪-૧૭] ત્યાં શીતલ અને સુખકારી વાયુ લહેરાવા લાગ્યો અને સૂર્યમંડલ મૂળની સ્થિતિએ આવી ગયું. [illegible] વિઘ્નો દૂર થવાથી અગ્નિ આનંદિત થયો. [illegible] ઓના દેહમાંથી નીકળેલી ચરબીઓથી [illegible] વિવિધ આકૃતિઓ ધારતો, તેમજ [illegible] અવાજથી જગતને ભરી દેતો [illegible]

જ્વાળાઓ કાઢીને બળવા લાગ્યો. [૧૮,૧૯] પછી હે મહારાજ! શ્રીકૃષ્ણ અને અર્જુન તે વનનું રક્ષણ કરી રહ્યા છે એ જોઈને સુપર્ણ આદિ પક્ષીઓ અહંકારપૂર્વક આકાશમાં ઊડ્યાં. [૨૦] ગરુડ તો પોતાની વજ્ર જેવી પાંખોથી અને તીણા નહોરોથી શ્રીકૃષ્ણ તથા અર્જુનને મારવાની ઇચ્છાએ આકાશમાંથી નીચે પડયો. [૨૧] વળી ઘોર વિષ કાઢતા અને બળતા મુખવાળા નાગોના સમૂહો અર્જુનની સમીપમાં નીચે કૂદી આવ્યા. [૨૨] અર્જુને પોતાના રોષાગ્નિથી તપ્ત થયેલાં બાણો વડે તેમને કાપી નાખ્યા અને એમ તેઓ પ્રજ્વલિત અગ્નિમાં પડીને નાશ પામ્યા. [૨૩]

પછી અસુરો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો અને પન્નગો યુદ્ધ કરવા માટે તુમુલ નાદો કરતા ઊતરી આવ્યા. [૨૪] ક્રોધથી અતિ ઉગ્ર તેજવાળા થયેલા તે બધાએ હાથમાં લોઢાની નળીઓ (અયઃકણપ), પથ્થર દૂર દૂર ફેંકવાનાં લાકડાનાં યંત્રો (ચક્રાશ્મ) અને ગોફણો વગેરે ઉગામીને કૃષ્ણ તથા અર્જુનને મારવા લાગ્યા. [૨૫] પરંતુ અર્જુને એ અત્યંત બકવાદ કરી રહેલા અને શસ્ત્રોની ઝડી વરસાવી રહેલા અસુરાદિઓનાં માથાં તીક્ષ્ણ બાણો વડે ઉડાવી દીધાં. [૨૬] વળી શત્રુનો નાશ કરનારા મહાતેજસ્વી શ્રીકૃષ્ણચંદ્રે પોતાના ચક્રથી દૈત્ય અને દાનવોના સંઘોનો ભારે સંહાર કર્યો. [૨૭] અર્જુનનાં બાણોથી વીંધાયેલા અને સુદર્શન ચક્રના વેગથી ઘસડાતા બીજા તેજસ્વી અસુરાદિકો જેમ જળના પ્રવાહ અને વમળમાં પડેલાં તૃણ તીર પર આવીને ઠરી જાય છે તેમ ઠરી ગયા. [૨૮] ત્યાં દેવાધિરાજ ઇન્દ્ર અત્યંત ક્રોધયુક્ત થઈને, શ્વેત હાથી ઉપર વિરાજી, કૃષ્ણ અને અર્જુન ઉપર ચડી આવ્યો. વેગપૂર્વક વજ્ર લઈને તે અસુરોનો નાશ કરનાર ઇંદ્રે વજ્રાસ્ત્ર પ્રકટાવ્યું અને દેવોને કહ્યું કે, 'હવે આ તે બંન્ને મરી ગયા છે એમ માનો.' [૨૯,૩૦]

આમ દેવરાજે મહાવજ્ર ઉઠાવ્યું, એ જોઈને દેવોએ પણ પોતપોતાનાં સર્વ શસ્ત્રો પકડયાં. [૩૧] હે રાજન્! યમરાજે કાલદંડ લીધો, ધનપતિએ ગદા લીધી, વરુણે પાશો તથા વિચિત્ર વજ્ર લીધાં અને કાર્તિક સ્વામી શક્તિ લઇને મેરુ પર્વતની જેમ અચલ ઊભા રહ્યા. વળી અશ્વિનીકુમારોએ ઝળહળતી ઔષધિઓ લીધી, ધાતાએ ધનુષ લીધું, જયે મુસલ લીધું અને મહાબલ ત્વષ્ટાએ ક્રોધયુક્ત થઈને પર્વતને ધારણ કર્યો. અંશે શક્તિ લીધી, મૃત્યુદેવે પરશુ લીધું અને અર્યમા પણ ઘોર પરિઘ લઈને વિચરવા લાગ્યા. હે પૃથ્વીપતિ! મિત્ર અસ્રાની ધાર જેવું ચક્ર લઈને ઊભો રહ્યો અને પૂષા, ભગ તથા ક્રોધે ભરાયેલા સવિતા ભયંકર ધનુષ્ય તથા ખડ્ગ લઈને શ્રીકૃષ્ણ અને અર્જુન સામે દોડયા. સ્વતેજથી ઝળહળી રહેલા અને મહા બળવાન એવા રુદ્રો, વસુઓ, મરુતો, વિશ્વેદેવો તથા સાધ્યો તેમજ બીજા અનેક દેવો વિવિધ આયુધો ધારણ કરીને, પુરુષોમાં ઉત્તમ એવા તે બંને શ્રીકૃષ્ણ અને અર્જુનને મારવા માટે દોડયા. તે મહારણમાં પ્રલયકાળનાં જેવાં અને ભૂતોને મોહ પમાડનારાં અનેક આશ્ચર્યકારી ચિહ્નો દેખાવા લાગ્યાં. દેવોની સાથે ઇન્દ્રને આમ અત્યંત રોષયુક્ત થયેલા જોઇને યુદ્ધમાં નિશ્ચળ, નિર્ભય અને અસહ્ય તે શ્રીકૃષ્ણ અને અર્જુન ધનુષબાણ સજીને ઊભા. પછી તે બંને યુદ્ધકુશલો ક્રોધમાં આવીને વજ્રના જેવાં બાણોથી તે આવી રહેલા દેવોને મારવા મંડયા. તે સમયે દેવો અનેક વાર અનેક રીતે યુદ્ધ કરીને નિરાશ થયા. [૩૨–૪૨] તેઓ ભય પામી રણસંગ્રામમાંથી નાસીને ઇન્દ્રને શરણે ગયા. માધવે અને અર્જુને દેવોને પાછા હઠાવેલા જોઇને આકાશમાં રહેલા મુનિઓ આશ્ચર્ય પામ્યા. રણમાં તે બંનેનું પરાક્રમ જોઈને ઇન્દ્ર પણ અત્યંત પ્રસન્ન થયો અને ફરીને તે બંને સાથે લડવા લાગ્યો. પછી સવ્યસાચી અર્જુનનું

પરાક્રમ જાણવાની ઇચ્છાવાળા તેણે ફરીથી પથ્થરોની ભારે ઝડી વરસાવી. કોપયુક્ત થયેલા અર્જુને તે વર્ષાને પોતાનાં બાણોથી હરી લીધી.[૪૩-૪૬] શતક્રતુ ઇન્દ્રે પોતાની તે વૃષ્ટિને આમ નિષ્ફલ થતી જોઇને ફરીથી પથ્થરની અતિશય વર્ષા વરસાવી.[૪૭] ઇન્દ્રપુત્ર અર્જુને તે પથ્થરની વર્ષાને મહાન વેગવાળાં બાણોથી શમાવી દીધી અને પોતાના પિતાને હર્ષ પમાડયો.[૪૮] પછી ઇન્દ્રે પોતાના બે હાથથી મન્દરાચલનું મોટું શિખર તેનાં વૃક્ષો સાથે ઉપાડયું અને પાંડુનંદનને મારવા માટે તેની ઉપર ફેંક્યું.[૪૯] એટલે અર્જુને મહા વેગવાળાં, અગ્નિ જેવી અણીવાળાં અને સોંસરાં જનારાં બાણો વડે તે પર્વતનાં શિખરના હજારો ચૂરા કરી નાખ્યા.[૫૦] આમ ચૂરેચૂરા થયેલું તે પર્વતશિખર, સૂર્ય, ચન્દ્ર અને ગ્રહો છૂટાં થઇને પૃથ્વી ઉપર પડતા હોય તેવા દેખાતા હતા. [૫૧] મહાન પર્વતશિખરના વનમાં પડવાથી ખાંડવવનમાં રહેનારાં હજારો પ્રાણીઓ અને જીવો ચગદાઈને નિષ્પ્રાણ થઈ ગયા.[૫૨]

ઇતિશ્રી મહાભારતમાં ખાંડવદાહપર્વમાં અધ્યાય ૨૨૭ મો સમાપ્ત

ખાંડવદાહપર્વ સમાપ્ત

# मयदर्शनपर्व

## अध्याय २२८ मो

### દેવોનો પરાભવ અને મયદાનવનું રક્ષણ

॥ वैशंपायन उवाच ॥

तथा शैलनिपातेन भीषिताः खांडवालयाः ।
दानवा राक्षसा नागास्तरक्ष्वृक्षवनौकसः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–આમ પર્વતશૃંગના પડવાથી ભય પામેલા ખાંડવવાસી દાનવો, રાક્ષસો, નાગો, દીપડાઓ, રીંછો, મદઝરતા હાથીઓ, વાઘો, કેશવાળીવાળા સિંહો, મૃગો, પાડાઓ, શરભો, પંખીઓ તેમજ બીજાં વનવાસી પ્રાણીઓ ઉદ્વેગ પામીને નાસવા લાગ્યાં. તેઓ તે બળતા વનને તથા આયુધથી પૂરા સજ્જ થઇને ઊભેલા શ્રીકૃષ્ણ અને અર્જુનને જોવા લાગ્યા. [૧-૩] પ્રલયકાળના ઘોર શબ્દથી ત્રાસીને થંભી ગયેલા તે વનને અનેક રીતે બળતું જોઇને તેમજ શ્રીકૃષ્ણને અસ્ત્ર ઉગામેલા નીરખીને તેમણે ભયંકર ચીસો પાડવા માંડી.[૪] તેમની ભયંકર ચીસોથી તથા અગ્નિના ઘોરથી સમગ્ર આકાશ પ્રલયના મેઘોથી ગાજી રહ્યું. [૫] પછી મહા બાહુવાળા કેશવ શ્રીકૃષ્ણે તેમના નાશ માટે તેજ વડે ઝળહળતું પોતાનું મહાન અને અતિ ઉગ્ર ચક્ર છોડયું.[૬] તેનાથી પીડાઇને ક્ષુદ્ર જાતિનાં સૌ પ્રાણીઓ, દાનવો તથા નિશાચરો સેંકડોની સંખ્યામાં કપાઇ ગયાં અને તત્કાળ અગ્નિમાં પડયાં. [૭] શ્રીકૃષ્ણના ચક્રથી કપાઈ ગયેલા અને ચરબી તથા લોહીથી ખરડાયેલા તે દૈત્યો, સંધ્યાકાળનાં વાદળાંના જેવા દેખાતા હતા.[૮] હે ભારત! ત્યાં યદુનંદન શ્રીકૃષ્ણચંદ્ર કાલરૂપ ધારણ કરીને હજારો પિશાચો, પક્ષીઓ, નાગો અને પશુઓને મારતા ફરતા હતા. શત્રુનો વિનાશ કરનાર શ્રીકૃષ્ણનું તે ચક્ર જેમ જેમ ફેંકવામાં આવતું, તેમ તેમ અનેક જીવોને મારીને તે ફરી ફરીને તેમના હાથમાં પાછું આવતું હતું. ત્યારે પિશાચો, નાગો અને રાક્ષસોને મારી રહેલા પ્રાણીમાત્રના આત્મારૂપ શ્રીકૃષ્ણનું સ્વરૂપ અતિ ઉગ્ર થઈ ગયું હતું.[૯-૧૧] ત્યાં સર્વ બાજુએ એકઠા થયેલા તે સર્વ દેવોમાંથી એક પણ શ્રીકૃષ્ણ અને અર્જુનને યુદ્ધમાં જીતી શકયો નહિ.[૧૨] તે બનેના બળની સામે રક્ષણ મેળવવામાં તેમજ તે દાહને શમાવવામાં દેવો જ્યારે અસમર્થ થયા, ત્યારે તેઓ યુદ્ધથી વિમુખ થયા.[૧૩] હે રાજન્! આમ દેવોને પૂંઠ ફેરવી બેઠેલા જોઇને ઇન્દ્રરાજ આનંદ પામ્યો અને

કેશવ તથા અર્જુનની પ્રશંસા કરવા લાગ્યો. [14] જ્યારે દેવો પાછા ફર્યા, ત્યારે મહાગંભીર શબ્દવાળી આકાશવાણીએ ઇન્દ્રને કહ્યું: [15] 'તારા સખા નાગરાજ તક્ષકનો નાશ થયો નથી; કેમકે આ ખાંડવદાહ વખતે તે તો કુરુક્ષેત્ર ગયો છે.[16] હે ઇન્દ્ર! મારું આ વચન તું જાણી લે કે, તું કોઈ રીતે એ વાસુદેવ કૃષ્ણ તથા અર્જુનને યુદ્ધમાં જીતી શકનાર નથી. [17] પૂર્વે દેવરૂપ એવા આ બંને સ્વર્ગમાં પ્રસિદ્ધ થયેલા નર ને નારાયણ છે; તું પણ તેમનું બળ અને પરાક્રમ જાણે છે. અજિત અને દુર્ધર્ષ એવા એ બંનેને યુદ્ધમાં જીતવા શક્ય નથી. વળી એ બન્ને પુરાતન ઋષિવરો છે, એટલે તો સર્વ સુરો, અસુરો, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, કિન્નરો તેમજ નાગોથી તેઓ સર્વ લોકોમાં શ્રેષ્ઠતમ પૂજ્ય છે.[18–20] હે વાસવ! આથી તારે દેવો સાથે અહીંથી ચાલ્યા જવું ઘટે છે. માનો કે, ખાંડવવનનો આ વિનાશ દૈવનિર્માણથી થયો છે.'[21]

આ વચન સાંભળીને તથા તેનું સત્ય સ્વીકારીને દેવોના ઈશ ઇન્દ્રે ક્રોધ અને રોષ ત્યજી દીધા અને સ્વર્ગ તરફ ચાલવા માંડયું.[22] હે રાજન્! તે મહાત્મા પુરંદરને પ્રયાણ કરતા જોઈને સ્વર્ગનિવાસી દેવોએ પણ પોતાની સેના સાથે તેને અનુસરવા માંડયું.[23] પછી દેવરાજ ઇન્દ્રને દેવો સાથે જતા જોઇને વાસુદેવ અને અર્જુન એ બંને વીરોએ સિંહનાદ કર્યો. [24] હે રાજન્! ઇન્દ્રરાજ જતો રહ્યો, ત્યારે કેશવ અને અર્જુન અત્યંત હર્ષ પામ્યા; તે વીરો જરાય શંકા વિના તે વનને બાળવા લાગ્યા. [25] પવન જેમ વાદળાંને વિખેરી નાખે, તેમ અર્જુને દેવોને નસાડી દીધા અને પોતાના શરસમૂહોથી ખાંડવનિવાસી જીવોને કૂંડી મૂક્યા.[26] એ સવ્યસાચીએ ફેંકેલાં બાણોથી છેદાયેલું એક પણ પ્રાણી બહાર નીકળવાને સમર્થ થયું નહિ. રણમાં મોટાં પ્રાણીઓ પણ અમોઘ અસ્ત્રવાળા અર્જુનની સામે જોઈ શકતાં નહોતાં, તો પછી તેની સાથે તેઓ રણમાં લડી તો કયાંથી જ શકે? [27,28] કોઈ વાર તે એક બાણથી સો પક્ષીઓને વીંધતો, તો કોઈ વાર તે સો બાણોથી એક પક્ષીને મારતો. સાક્ષાત્ કાલથી હણાયાં હોય તેમ તે પક્ષીઓ નિષ્પ્રાણ થઈને અગ્નિમાં પડતાં હતાં. [29] તેમને નદીતીરે શાંતિ મળી નહિ કે પર્વતની ખીણમાં પણ શાંતિ મળી નહિ. તે વખતે પિતૃલોકમાં તથા દેવલોકમાં સંતાપ ફેલાઈ રહ્યો. [30] અનેક પ્રાણીસમૂહો દીન બનીને મોટી ચીસો પાડતાં હતાં. હાથીઓ, મૃગો અને દીપડાઓ રુદન કરતા હતા. [31] તેમની મોટી ચીસોથી ગંગામાં તેમજ સાગરમાં વિચરનારાં માછલાંઓ, વિદ્યાધરોના સમૂહો અને ત્યાંનાં વનવાસીઓ સુધ્ધાં ત્રાસી ઊઠયાં.[32] હે મહાબાહુ! તેમાંના કોઈ પણ જનાર્દન શ્રીકૃષ્ણ તથા અર્જુનની સામે જોઈ શકતાં નહોતાં, તો પછી તેમની સાથે લડી તો કયાંથી જ શકે? [33] જે રાક્ષસો, દાનવો અને નાગો એક સ્થાને રહી સામે હુમલો લાવતા હતા, તેમને શ્રીહરિએ સુદર્શન ચક્રથી મારી નાખ્યા.[34] તેમનાં ધડ અને માથાં કપાઈ ગયાં અને તેઓ ચક્રના ઘસારામાં પ્રાણ વિતાના થઈ ગયા. મહા કાયાવાળા બીજા કેટલાકો પ્રદીપ્ત અગ્નિમાં પડ્યા.[35] માંસ, લોહી અને ચરબીના પ્રચંડ સમૂહથી તૃપ્ત થયેલો તે અગ્નિ ઊંચે આકાશમાં જઈ ધુમાડા વિનાનો થયો.[36] ઝળહળતી આંખવાળો, જ્વાળારૂપી બળતી જીભવાળો, વિકરાળ મુખવાળો અને તેજસ્વી ઊંચી શિખાઓવાળો ને પીળાં નેત્રવાળો, શ્રીકૃષ્ણ અને અર્જુને આપેલાં રુધિર, માંસ અને ચરબીરૂપ અમૃત પીને અગ્નિ ઘણો તૃપ્ત અને આનંદિત થયો તથા પરમ સંતોષ પામ્યો. [37,38]

આ વખતે, ભગવાન કૃષ્ણે મય નામના અસુરને તક્ષકના ભવનમાંથી એકાએક નાસી જતો જોયો. વાયુ જેનો સારથિ છે એવા અગ્નિએ

શરીરયુક્ત થઈ, જટાધારી બની અને વાદળની જેમ ગર્જના કરી તેને પકડવાની ઇચ્છા કરી. મયને દાનવશ્રેષ્ઠોનો શ્રેષ્ઠ શિલ્પી જાણીને ભગવાન વાસુદેવ તેને મારવાની ઇચ્છાથી ચક્ર ઉગામી ઊભા રહ્યા.[૩૯-૪૧] તે મયદાનવ એ ઉગામેલા ચક્રને તથા પકડવા ઇચ્છતા તે અગ્નિને જોઇને દોડ્યો અને બોલ્યો કે, 'હે અર્જુન! દોડો, મને બચાવો!'[૪૨] હે ભારત! તેનો ભયભીત શબ્દ સાંભળીને પાર્થ ધનંજયે તેને જીવતદાન આપતો હોય તેમ તેને ઉત્તર વાળ્યો કે, 'તું બીશ નહિ.[૪૩] વળી દયાપૂર્ણ પૃથાપુત્રે મયને કહ્યું કે, 'ભય પામવાની જરૂર નથી.[૪૪] આમ તે મયને અર્જુને અભયદાન આપ્યું, ત્યારે યદુકુલભૂષણ શ્રીકૃષ્ણે તેને મારવાની ઇચ્છા કરી નહિ, તેમ અગ્નિએ તેને બાળ્યો પણ નહિ.[૪૫]

**વૈશંપાયન બોલ્યાઃ**–શ્રીકૃષ્ણ ને અર્જુન સાથે તે બુદ્ધિમાન અગ્નિએ પંદર દિવસ સુધી ઇન્દ્રથી રક્ષાયેલા તે વનને બાળ્યું.[૪૬] તે વન બળતું હતું, ત્યારે અગ્નિએ અશ્વસેન, મય અને ચાર શાર્ઙ્ગક પક્ષીઓ એ છને બાળ્યાં નહોતાં.[૪૭]

**ઇતિશ્રી મહાભારતમાં મયદર્શનપર્વમાં અધ્યાય ૨૨૮ મો સમાપ્ત**

# अध्याय २२९ मो

## શાર્ઙ્ગકોનું ઉપાખ્યાન

॥ जनमेजय उवाच ॥

**किमर्थं शार्ङ्गकानग्निर्न ददाह तथागते ।**
**तस्मिन्वने दह्यमाने ब्रह्मन्नेतत्प्रचक्ष्व मे ॥ १ ॥**

**જનમેજય બોલ્યાઃ**–હે બ્રહ્મન્! તે વનને આ રીતે દવ લાગ્યો, ત્યારે અગ્નિએ શાર્ઙ્ગક પક્ષીઓને શા માટે બાળ્યાં નહિ એ તમે મને કહો.[૧] હે બ્રહ્મન્! તમે અશ્વસેન અને મયદાનવને બાળ્યો નહિ તેનું કારણ કહ્યું છે, પણ શાર્ઙ્ગકો વિશેનું કારણ કહ્યું નથી.[૨] તો હે બ્રહ્મન્! શાર્ઙ્ગક પક્ષીઓની એ આશ્ચર્યકારક આપત્તિમાંથી થયેલી મુક્તિ વિશે કહો. અગ્નિના દાહમાં તેઓ કેમ કરીને નાશ પામ્યાં નહિ?[૩]

**વૈશંપાયન બોલ્યાઃ**–હે અરિંદમન! તે દવ લાગ્યો ત્યારે અગ્નિએ શા માટે શાર્ઙ્ગકોને ન બાળ્યા, તે બધું હું તમને યથાસ્થિત કહીશ.[૪] પૂર્વે ધર્મજ્ઞ, શ્રેષ્ઠ તપસ્વી, ઉત્તમવ્રતી, વિદ્વાન અને પ્રસિદ્ધ મંદપાલ નામે એક મહર્ષિ હતા.[૫] હે રાજન્! તે સ્વાધ્યાયવાળા, ધર્મપરાયણ અને જિતેન્દ્રિય તપસ્વી ઊર્ધ્વરેતસ્ ઋષિઓના પંથને સેવતા હતા.[૬] હે ભારત! તપનો પાર પામીને તે ઋષિ દેહ છોડીને પિતૃલોકમાં ગયા પણ ત્યાં તેમને તપસ્યાનું ફળ મળ્યું નહિ.[૭] આમ પોતે તપથી મેળવેલા લોકો પણ ફળહીન છે, એ જોઈને તેમણે ધર્મરાજની પાસે બેઠેલા દેવોને આ પ્રમાણે પૂછ્યું.[૮]

**મંદપાલ બોલ્યોઃ**–મારા તપથી મેળવેલા આ લોકો કેમ બિડાઇ ગયા છે? શું ત્યાં માનવલોકમાં મેં એવું કંઈ કર્મ કર્યું નથી, જેનું અહીં પુણ્યફલ મળે નહિ?[૯] હે દેવો! જે કર્મને કારણે આ લોકના વૈભવો મને પ્રત્યક્ષ થતા નથી તે કર્મ હું ત્યાં જઈને કરીશ–તમે એના તપનું ફલ કહો.

**દેવો બોલ્યાઃ**–સાંભળો. માણસો નિઃસંશય ક્રિયાઓ, બ્રહ્મચર્ય અને પ્રજોત્પાદન એ ત્રણ ઋણો સાથે જન્મે છે. યજ્ઞ કરવાથી, તપ કરવાથી અને પ્રજા ઉત્પન્ન કરવાથી એ સર્વ ઋણોમાંથી મુક્ત થવાય છે. તમે તપસ્વી અને યજ્ઞકારી હોવા છતાં તમને પ્રજા નથી. એટલે સંતતિને કારણે તમને આ પુણ્યલોકો ફળ્યા નથી. આથી તમે પ્રજા ઉત્પન્ન કરો એટલે પછી તમને ઘણા પવિત્ર લોકોની પ્રાપ્તિ થશે.[૧૦,૧૩] હે બ્રહ્મશ્રેષ્ઠ! પુત્ર પિતાને 'પું' નામના નરકમાંથી તારે છે એવી શ્રુતિ છે. એટલે તમે સંતતિ માટે પ્રયત્ન કરો.[૧૪]

**વૈશંપાયન બોલ્યાઃ**–દેવોનું એ વચન સાંભળીને મંદપાલ વિચારવા લાગ્યા કે, કઈ

યોનિમાં જલદીથી અને અનેક સંતાન થાય?[15] વિચાર કરતાં, તે અનેક સંતતિ આપનારાં પક્ષીઓની યોનિમાં ગયા અને શાર્ઙ્ગક બનીને તેમણે જરિતા નામની શાર્ઙ્ગિકાને સેવી. તેને વિશે તેમણે ચાર બ્રહ્મવાદી પુત્રોને ઉત્પન્ન કર્યા.[16] પછી ઈંડાંમાં રહેલા તે બાળકપુત્રોને ત્યાં માતા સાથે જ રહેવા દઇને, તે મુનિ લપિતા નામની બીજી સ્ત્રી પાસે ગયા.[17] હે ભારત! તે મહાભાગ જ્યારે લપિતા પાસે ગયા, ત્યારે પુત્રસ્નેહથી ભરેલી જરિતા અત્યંત ચિંતામાં પડી.[18] તજવાને અયોગ્ય એવા અને ઈંડામાં રહેલા એ પુત્રોને તે ઋષિએ ખાંડવવનમાં તજી દીધા, તો પણ પુત્રના શોકથી પીડાયેલી જરિતાએ તે પુત્રનો ત્યાગ કર્યો નહિ.[19] સ્નેહ વડે વ્યાકુલ થયેલી તે પોતાની વૃત્તિથી તે બચ્ચાંઓનું ભરણપોષણ કરવા લાગી. હવે લપિતા સાથે તે વનમાં વિચરી રહેલા મંદપાલ ઋષિએ અગ્નિને ખાંડવવનને બાળવા આવતો જોયો. અગ્નિનો તે સંકલ્પ જાણી લઈને તથા પોતાના પુત્રો બાળક છે એમ જાણીને તે બ્રાહ્મણ વિપ્રર્ષિએ ભય પામીને મહા ઓજસ્વી લોકપાલ અગ્નિને પોતાના પુત્રો સંબંધમાં કહેતાં આ પ્રમાણે સ્તુતિ કરીઃ[20-22]

મંદપાલ બોલ્યોઃ–હે અગ્નિ! તમે સર્વ લોકોના મુખરૂપ છો. તમે હવ્યને વહેનારા છો. તમે પ્રાણીમાત્રના અંતરૂપ છે. હે પાવક! તમે ગૂઢ હૃદયમાં વિચરનારા છો.[23] કવિઓ તમને એકરૂપ કહે છે. વળી તેઓ તમને ત્રિવિધ (દિવ્ય, ભૌમ અને ઉદરવાસી) કહે છે; અને તમને તેઓ અષ્ટરૂપી (પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, ચંદ્ર અને યજમાન) કલ્પીને યજ્ઞને વહેનારા કલ્પે છે.[24] પરમ ઋષિઓ કહે છે કે, તમે જ આ વિશ્વ સર્જ્યું છે, હે હુતાશન! તમારા વિના સકલ જગત વિનાશ પામે એમ છે.[25] તમને નમસ્કાર કરીને વિપ્રો, પોતાની પત્નીઓ તથા પુત્રો સાથે સ્વકર્મથી જીતેલી શાશ્વત ગતિને પામે છે.[26] હે અગ્નિ! પંડિતો તમને વિદ્યુત સાથેના આકાશમાં રહેલા મેઘો કહે છે. તમારામાંથી નીકળીને શિખાઓ સર્વ ભૂતોને બાળી મૂકે છે.[27] હે મહાતેજસ્વી જાતવેદસ્! તમે જ આ વિશ્વને સર્જ્યું છે, તમે જ ચરાચર સર્વ ભૂતોને ઉત્પન્ન કર્યાં છે, તમે જ કર્મના વિધાયક છો.[28] તમે જ જલ સર્જ્યું છે, તમારામાંજ આ સર્વ જગત પૂર્વે રહેલું હતું; હવ્ય અને કવ્ય તમારા જ આશ્રયે યથાવત્ રહ્યાં છે.[29] હે દેવ! તમે વહન છો, તમે ધાતા છો, તમે બૃહસ્પતિ છો; તમે અશ્વિનીકુમારો છો, તમે મિત્ર છો, તમે સોમ છો અને તમે જ વાયુ છો.[30]

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજા! મંદપાલે અગ્નિની આ પ્રમાણે સ્તુતિ કરી, એટલે તે અમાપ તેજસ્વી એ મુનિ ઉપર પ્રસન્ન થયા.[31] અને પ્રસન્ન મનથી તે બોલ્યાઃ 'તમારું શું ઇષ્ટ કરું?[32] મંદપાલે હાથ જોડીને તે અગ્નિને કહ્યું કે, 'તમે ખાંડવવનને બાળો, ત્યારે મારા પુત્રોને બચાવી લેજો.'[33] એટલે અગ્નિ ભગવાને 'તથાસ્તુ' કહીને વચન આપ્યું અને ખાંડવવનને બાળવાની ઇચ્છાથી તત્કાલ પ્રજ્વલિત થયા.[34]

ઇતિશ્રી મહાભારતમાં મયદર્શનપર્વમાં
અધ્યાય ૨૨૯ મો સમાપ્ત

# अध्याय २३० मो

## જરિતાનો વિલાપ

॥ वैशंपायन उवाच ॥

ततः प्रज्वलिते वह्नौ शार्ङ्गकास्ते सुदुःखिताः ।
व्यथिताः परमोद्विग्ना नाधिजग्मुः परायणम् ॥१

વૈશંપાયન બોલ્યાઃ–પછી અગ્નિ પ્રજ્વલિત થયો, ત્યારે અત્યંત દુઃખ, વ્યથા અને ઉદ્વેગ પામેલા તે શાર્ઙ્ગક પક્ષીઓ કોઈ સ્થળે આશ્રય પામ્યાં નહિ.[1] તેમની તપસ્વિની માતા જરિતા પોતાના પ્રિય પુત્રોને બાલક જાણીને દુઃખ અને

શોકથી પીડાવા લાગી અને અત્યંત દુઃખી થઈને વિલાપ કરવા લાગી.[૨]

જરિતા બોલીઃ–જગતને પ્રકાશિત કરતો, મારું દુઃખ વધારતો, આ ઉગ્ર અને ભયંકર અગ્નિ વનને બાળતો બાળતો આ બાજુ આવી રહ્યો છે.[૩] અમારા પૂર્વજોના આધારરૂપ, કુમળી બુદ્ધિવાળાં, પાંખ અને પગ વિનાનાં આ મારાં બાળકોને માટે મારી આંતરડી કકળે છે.[૪] આ, અરે! આ, વૃક્ષોને બાળતો અને ત્રાસ આપતો અગ્નિ આવી રહ્યો છે! અરે! મારા પુત્રોને પાંખ પણ આવી નથી, એટલે તેઓ નાસી છૂટવાને સમર્થ નથી.[૫] તેમજ પુત્રોને લઇને હું પોતે પણ તેમને ઉગારી શકું એમ નથી; વળી તેમને હું પોતે છોડી દઈ શકું પણ નહિ. આમ મારું હૃદય ખિન્ન થાય છે.[૬] કયા પુત્રને હું છોડી દઉં? કયા બચ્ચાને લઇને હું ચાલી જાઉં? હું શું કરું તો કૃતાર્થ થાઉં? અથવા હે લાડકવાયાઓ! તમે શું માનો છો?[૭] ઊંડો વિચાર કરતાં પણ મને મુક્તિનો કોઈ ઉપાય મળ્યો નથી. ઠીક, તમને મારાં અંગોથી ઢાંકી દઇશ અને તમારી સાથે હું પણ મરણને ભેટીશ.[૮] પૂર્વે તમારા દયાશૂન્ય પિતા આમ કહીને ચાલ્યા ગયા હતા કે, 'આ જરિતારિ મારો મોટો પુત્ર છે, તે મારા કુલની પ્રતિષ્ઠા રાખશે. બીજો સારિસૃક્ક નામનો મારો પુત્ર છે ને પિતૃઓના શુભ માટે પ્રજા ઉત્પન્ન કરશે. ત્રીજો પુત્ર સ્તમ્ભમિત્ર છે, તે તપ કરશે અને ચોથો દ્રોણ વેદ ભણીને સર્વશ્રેષ્ઠ થશે.[૯,૧૦] પણ અરે! ભારે કષ્ટદાયી આપત્તિ આવી પડી છે! હું કોને લઇને અહીંથી ચાલી જાઉં? શું કરું તો આમાંથી બચી જવાય? આમ વિહ્વલ થયેલી તે જરિતા પોતાની બુદ્ધિથી પુત્રોનો છુટકારો જોઈ શકી નહિ.[૧૧]

વૈશંપાયન બોલ્યાઃ–માતા આમ બોલતી હતી, ત્યારે બાળ શાર્ઙ્ગક પક્ષીઓ તેને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ 'હે માતા! તું અમારો સ્નેહ છોડીને જ્યાં અગ્નિ હોય નહિ ત્યાં ચાલી જા.[૧૨] અમે નાશ પામશું, તો પણ તને પુત્રો થશે. પરંતુ, હે મા! જો તું નાશ પામીશ તો આપણા કુલમાં સંતતિ નહિ રહે.[૧૩] હે માતા! તારે આ અણીનો વખત છે; આ બેઉ વાતો વિચારીને તારે આપણા કુલનું કલ્યાણ થાય એ જ કરવાનું છે.[૧૪] પુત્રોમાં સ્નેહ રાખી તું આપણો સર્વનાશ નોતરીશ નહિ; કેમકે, પિતૃલોકની કામનાવાળા અમારા પિતાનું આ પ્રજોત્પત્તિરૂપી કર્મ અફલ જવું ન ઘટે.'[૧૫]

જરિતા બોલીઃ–આ ઝાડની પાસે જમીનમાં ઊંદરનું આ દર છે. તમે ઝટ એમાં પેસી જાઓ. ત્યાં તમને અગ્નિનો ભય નહિ રહે.[૧૬] પછી પ્રિય પુત્રો! હું એ દરને ધૂળથી ઢાંકી દઇશ. મને લાગે છે કે બળતા અગ્નિ સામે હવે આ જ ઉપાય છે.[૧૭] અગ્નિ હોલવાઈ જશે, એટલે હું ધૂળ ખસેડવા માટે આવીશ. અગ્નિથી ઊગરવા માટેનો આ ઉપાય તમને રુચો.[૧૮]

શાર્ઙ્ગકો બોલ્યાઃ–અમને આ ભય લાગે છે કે, પાંખવિનાના અને માત્ર માંસના લોચારૂપ રહેલા અમને માંસભક્ષી ઉંદરો ખાઈ જશે. આથી અમે એ દરમાં પ્રવેશી શકીશું નહિ.[૧૯] શું કર્યે અગ્નિ અમને ન બાળે, ઉંદર અમારો નાશ ન કરે, પિતાની ઇચ્છા કેવી રીતે વ્યર્થ ન જાય અને અમારી માતા જીવિત રહે? એનો ઉપાય અમને જડતો નથી[૨૦] દરમાં ભરાવાથી ઉંદરથી અને આકાશમાં વિચરવાથી અગ્નિથી અમારો વિનાશ થશે. આ બંને વાતોનો વિચાર કરતાં ઉંદરનો ભક્ષ્ય થવા કરતાં અગ્નિથી બળવું વધારે સારું છે.[૨૧] કારણ કે દરમાં ઉંદર અમને ખાઈ જાય, તો અમારું મૃત્યુ નિંદ્ય ગણાય અને અગ્નિમાં શરીરનો ત્યાગ કરવાની તો શિષ્ટજનોએ પણ આજ્ઞા આપેલી છે.[૨૨]

**ઇતિશ્રી મહાભારતમાં મયદર્શનપર્વમાં**
**અધ્યાય ૨૩૦ મો સમાપ્ત**

# अध्याय २३१ मो

## શાર્ઙ્ગકોનું ડહાપણ

॥ जरितोवाच ॥

**अस्माद्बिलान्निष्पतितमाखुं श्येनो जहार तम्।**
**क्षुद्रं पद्भ्यां गृहीत्वा च यातो नात्र भयं हि वः॥१॥**

જરિતા બોલીઃ-આ દરમાંથી બહાર નીકળેલા તે ક્ષુદ્ર ઉંદરને બાજ પગથી પકડીને લઈ ગયો છે એટલે હવે તમને અહીં ભય નથી.[૧]

શાર્ઙ્ગકો બોલ્યાઃ-બાજપક્ષી તે ઉંદરને લઈ ગયો છે, એવું અમે કોઈ રીતે જાણતા નથી. અહીં બીજા ઉંદરો પણ હશે, એટલે તેમનાથી અહીં અમને ભય રહે છે.[૨] પવન બદલાયો હોવાથી અગ્નિ આ તરફ આવે એમાં સંશય છે, પરંતુ દરવાસીઓ અમને દરમાં મારી નાંખશે, એમાં સંશય નથી.[૩] હે માતા! જે સ્થાનમાં મૃત્યુ નિઃસંશય છે, તે સ્થાન કરતાં જેમાં મૃત્યુ વિશે શંકા છે, તે સ્થાન વધુ ચડિયાતું છે. ન્યાયપૂર્વક તું આકાશમાં ઊડી જા. તું જીવીશ તો તને સુંદર પુત્રો સાંપડશે.[૪]

જરિતા બોલીઃ-હે પુત્રો! તે મહાબળવાન પક્ષીશ્રેષ્ઠ બાજને મેં આ દરમાંથી ઝડપથી ઉંદરને લઇને જતો જોયો હતો.[૫] તે મહાવેગથી ઊડી રહેલા બાજની પાછળ હું દોડતી ગઈ હતી અને દરમાંથી ઉંદરને પકડી લીધો તેને માટે મેં એને આશિષ આપી.[૬] મેં કહ્યું કે, 'હે શ્યેનરાજ! તું અમારા શત્રુને લઇને દોડી રહ્યો છે, એટલે તું શત્રુવિનાનો થઈ, સુવર્ણદેહ મેળવી, સ્વર્ગલોકમાં વાસ પામજે.'[૭] તે બાજપક્ષી જ્યારે ઉંદરને ખાઈ રહ્યો, ત્યારે હું તેની રજા લઇને પાછી ઘેર આવી.[૮] હે પુત્રો! તમે વિશ્વાસ રાખીને દરમાં પ્રવેશો. તમને ત્યાં ભય જેવું જરા પણ નથી. મહાત્મા બાજ મારા દેખતાં જ ઉંદરને ઝડપી ગયો છે.[૯]

શાર્ઙ્ગકો બોલ્યાઃ-હે મા! બાજ પક્ષી ઉંદરને ઉપાડી ગયો છે, એવી અમને કોઈ રીતે ખાતરી થતી નથી. અને તે જાણ્યા વિના અમે જમીનના દરમાં પેસી શકીએ નહિ.[૧૦]

જરિતા બોલીઃ-હું તમને ખાતરી આપું છું કે, બાજ તે ઉંદરને હરી જ ગયો છે. હે પુત્રો! તમારે આ વિશે ભય રાખવાનો હોય નહિ; તમે મારા કહ્યા પ્રમાણે કરો.[૧૧]

શાર્ઙ્ગકો બોલ્યાઃ-તું અમને મિથ્યા દિલાસો આપી ભયમાંથી છોડાવી શકીશ નહિ. બુદ્ધિ આકુલવ્યાકુલ થઈ હોય, ત્યારે તે વખતનું કર્મ બુદ્ધિપૂર્વકનું હોતું નથી.[૧૨] અમે તને કંઈ ઉપકાર કર્યો નથી. વળી અમે કોણ છીએ તે પણ તું જાણતી નથી. તો પીડા પામીને તું શા માટે અમને બચાવવા ફરે છે? તું કોણ અને અમે તારા કોણ?[૧૩] તું તરુણી અને દેખાવડી છે. તું સ્વામી મેળવવા માટે સમર્થ છે. હે મા! તું પતિને અનુસર અને સુંદર પુત્રો મેળવ.[૧૪] અમે પણ અગ્નિમાં વીંટાઇને શુભ લોકોને પામશું. જો અગ્નિ અમને બાળશે નહિ, તો તું અમારી પાસે પાછી આવજે.[૧૫]

વૈશંપાયન બોલ્યાઃ-જરિતાને આ પ્રમાણે કહેવામાં આવ્યું, એટલે પુત્રોને ખાંડવવનમાં મૂકીને તે પોતે વેગપૂર્વક અગ્નિથી નિર્ભય એવા કલ્યાણકારી સ્થાનમાં ચાલી ગઈ.[૧૬] પછી જ્યાં મંદપાલ ઋષિના તે પ્રિય શાર્ઙ્ગક પુત્રો હતા, ત્યાં તીવ્ર ઝાળવાળો અગ્નિ ત્વરાથી આવી પહોંચ્યો.[૧૭] તે પક્ષીઓએ તે જોરથી બળતા અગ્નિને જોયો, એટલે જરિતારિ નામના શાર્ઙ્ગકે અગ્નિને આ વચનો સંભળાવ્યાં.[૧૮]

**ઇતિશ્રી મહાભારતમાં મયદર્શનપર્વમાં અધ્યાય ૨૩૧ મો સમાપ્ત**

# अध्याय २३२ मो

## શાર્ઙ્ગકોનો ઉગારો

॥ जरितारिरुवाच ॥

**पुरतः कृच्छ्रकालस्य धीमान् जागर्ति पूरुषः।**
**स कृच्छ्रकालं संप्राप्य व्यथां नैवैति कर्हिचित्॥१॥**

જરિતારિ બોલ્યોઃ–જે બુદ્ધિમાન મનુષ્ય આપત્તિકાળ આવતાં પહેલાં જ જાગ્રત રહે છે, તે આપત્તિકાળ આવતાં કોઈ રીતે વ્યથા પામતો નથી. પરંતુ જે બુદ્ધિહીન માણસ આવી રહેલા આપત્તિકાળને ઓળખતો નથી, તે આપત્તિકાળમાં વ્યથા પામે છે અને મહાન કલ્યાણને મેળવતો નથી.[૧-૨]

સારિસૃક્ક બોલ્યોઃ–તમે ધીર અને બુદ્ધિમાન છો. આપણા ઉપર આ પ્રાણસંકટ આવ્યું છે. ઘણા હોય તેમાંથી શૂરવીર તો એકાદ જ હોય છે, એમાં શંકા નથી.[૩]

સ્તમ્બમિત્ર બોલ્યોઃ–મોટો ભાઈ પિતારૂપ છે. મોટો જ સંકટમાંથી છોડાવે છે. જો જ્યેષ્ઠ ભાઈ બચાવી શકે નહિ તો નાનો તો શું કરી શકે?[૪]

દ્રોણ બોલ્યોઃ–સાત જીભવાળો, સાત મુખવાળો, ક્રૂર અને ભડભડતો આ સુવર્ણવીર્ય અગ્નિ જાણે આપણો નાશ કરવા ઇચ્છતો હોય તેમ આપણા સ્થાન તરફ ત્વરાથી આવી રહ્યો છે.[૫]

વૈશંપાયન બોલ્યાઃ–મંદપાલના તે પુત્રોએ આ પ્રમાણે એકબીજાને કહ્યું અને પછી હે રાજન્! તેમણે સાવધાન થઈને અગ્નિની જે સ્તુતિ કરી તે તમે સાંભળો.[૬]

જરિતારિ બોલ્યોઃ–હે જ્વલન! તમે વાયુના આત્મારૂપ છો અને ઔષધિઓના દેહરૂપ છો. હે શુક્ર! જલ તમારું જન્મસ્થાન છે અને વળી તમે જલની યોનિરૂપ છો.[૭] હે મહાવીર્ય! સૂર્યનાં કિરણોની જેમ તમારી જ્વાલાઓ ઊંચે, નીચે, આગળ અને પાછળ ફેલાઈ રહે છે.[૮]

સારિસૃક્ક બોલ્યોઃ–હે ધૂમકેતુ! માતા ગુમ થઈ છે અને અમે પિતાને જાણતા નથી. અમને પાંખો પણ આવી નથી. તમારા વિના અમારો કોઈ ત્રાતા નથી. તેથી હે અગ્નિ! તમે અમને બાળકોને બચાવો.[૯] હે અગ્નિ! તમારું જે મંગલમય રૂપ છે અને તમારી જે સાત શિખાઓ છે, તે વડે અમને શરણ ઇચ્છતા દુઃખિયારાઓનું તમે રક્ષણ કરો.[૧૦] હે જાતવેદસ્! તમે જ એક તપનારા દેવ છો. હે દેવ! પૃથ્વીમાં તમારા સિવાય બીજો કોઇ તપાવનારો નથી. હે હવ્યવાહન! અમને બાળક ઋષિઓને તમે બચાવો અને તમે આ સ્થળેથી બીજે જાઓ.[૧૧]

સ્તમ્બમિત્ર બોલ્યોઃ–હે અગ્નિ! તમે જ એક બ્રહ્મ છો. સમસ્ત જગત તમારામાં રહ્યું છે. તમે સર્વ ભૂતોને ધારણ કરો છો અને તમે જ ભુવનરૂપે પ્રકાશો છો.[૧૨] તમે અગ્નિ છો, હવ્ય વહેનાર છો અને તમે જ પરમ હવિરૂપ છો. તમે એકરૂપ છો, છતાં પંડિતો તમને અનેક રૂપે જાણે છે.[૧૩] હે હવ્યવાહ! તમે જ આ ત્રણ લોકોને સરજો છો અને કાલ આવતાં પાછા પ્રજ્વલિત થઈ તેમનો નાશ કરો છો. હે અગ્નિ! તમે જ સર્વ ભુવનના ઉત્પત્તિસ્થાન છો અને પાછા તમે તેના પ્રલયસ્થાન પણ છો.[૧૪]

દ્રોણ બોલ્યોઃ–હે જગતપતિ! શરીરના ભીતરમાં રહીને તેમજ નિત્ય વૃદ્ધિ પામીને, તમે પ્રાણીઓએ ખાધેલા અન્નને પચાવો છો. તમારામાંજ સર્વ પ્રાણીઓ રહેલાં છે.[૧૫] હે જાતવેદ! તમે સૂર્યરૂપ થઈ પૃથ્વીનાં જલને તથા ભૂમિમાં થયેલા સર્વ રસોને કિરણો વડે શોષો છો. હે શુક્ર! વળી તમેજ સૃષ્ટિકાલે વૃષ્ટિ વરસાવીને અહીં સર્વની ઉત્પત્તિ કરો છો.[૧૬] હે શુક્ર! આ લીલાં પાંદડાંવાળી વનસ્પતિઓ, સરોવરો અને કલ્યાણધામ મહાસાગર તમારામાંથી થાય છે.[૧૭] હે તીવ્રકિરણ! અમારી આ કાયા વરુણને શરણે છે. તો તમે અમને મંગલરૂપ થાઓ. અમારા ત્રાતા થાઓ–આજ તમે અમારો નાશ કરશો નહિ![૧૮] હે પીળાં નેત્રવાળા! હે રક્તગ્રીવ! હે કૃષ્ણ માર્ગવાળા! હે હુતાશન! જેમ સાગર પોતાના તીરે આવેલાં ઘરોને ઉગારે છે,

અમને છોડી દઇને તમે બીજા સ્થળે જાઓ. [૧૯]

**વૈશંપાયન બોલ્યાઃ**-બ્રહ્મવાદી દ્રોણે અગ્નિને આ પ્રમાણે કહ્યું, ત્યારે અગ્નિએ પોતે મન્દપાલની સાથે કરેલી પ્રતિજ્ઞા સંભારી અને પ્રસન્ન થઈને દ્રોણને આ પ્રમાણે કહેવા લાગ્યા. [૨૦]

**અગ્નિ બોલ્યોઃ**-હે દ્રોણ! તું ઋષિ છે, તેં આ વર્ણન બ્રહ્મનું કર્યું છે. હું તારું ઇષ્ટ કરીશ. હવે ભય નથી. [૨૧] પૂર્વે મંદપાલે પણ મને તમને આ રીતે ભલામણ કરી હતી કે, 'તું ખાંડવવનને બાળે ત્યારે મારા પુત્રોને બચાવી લેજે.' [૨૨] હે દ્રોણ! તેનું તે વચન અને તેં જે અહીં કહ્યું છે, તે બંને વચન આપવા જેવાં છે, કહે, તારું શું કાર્ય કરું? હું અત્યંત પ્રીતિ પામ્યો છું. હે બ્રહ્મશ્રેષ્ઠ! તારું કલ્યાણ થાઓ. [૨૩,૨૪]

**દ્રોણ બોલ્યોઃ**-હે શુક્ર! આ બિલાડા અમને નિત્ય ઉદ્વેગ આપે છે. હે હુતાશન! તમે એમને પરિવાર સાથે બાળી નાખો. [૨૫] હે જનમેજય! પછી અગ્નિએ શાર્ઙ્ગકોને વિદાય આપી તદનુસાર કર્યું અને પ્રદીપ્ત થઇને ખાંડવવનને બાળી નાખ્યું. [૨૬]

ઇતિશ્રી મહાભારતમાં મયદર્શનપર્વમાં
અધ્યાય ૨૩૨ મો સમાપ્ત

# अध्याय २३३ मो

## શાર્ઙ્ગકો અને મંદપાલનો સમાગમ

॥ वैशंपायन उवाच ॥

मंदपालोऽपि कौरव्य चिंतयामास पुत्रकान् ।
उक्त्वापि च स तिग्मांशुं नैव शर्माधिगच्छति ॥

**વૈશંપાયન બોલ્યાઃ**-હે કૌરવ્ય! મંદપાલ પણ પોતાના પુત્રોની ચિંતા કરતા હતા. તીવ્ર શિખાવાળા અગ્નિને કહેલું તો પણ તેમને શાંતિ રહેતી નહોતી. [૧] પુત્રોને અર્થે સંતાપ કરી રહેલા તે પોતાની બીજી સ્ત્રી લપિતાને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ 'હે લપિતા! મારા અશક્ત પુત્રો ઘરમાં કેમ કરીને રહી શકશે? [૨] અગ્નિ વધતો હશે અને પવન સખત ફૂંકાતો હશે, ત્યારે મારા પુત્રો છુટકારો પામવાને અસમર્થ થશે. [૩] અરે! તેમની તપસ્વિની માતા પણ તેમનું કેમ કરીને રક્ષણ કરી શકશે? પુત્રોના રક્ષણનો કોઈ ઉપાય ન જોતાં તે તો ખરેખર! શોકથી વિકલ થઈ જશે. [૪] હાય! ઊડવાને અને કૂદવાને અશક્ત એવા મારા પુત્રો સંબંધમાં સંતાપ કરી રહેલી તે અનેક પ્રકારે રોતીકકળતી દોડાદોડ કરતી હશે. [૫] મારો જરિતારિ પુત્ર કેમ હશે? મારો સારિસૃક્ક કેમ હશે? સ્તમ્બમિત્રને કેમ હશે? દ્રોણને કેમ હશે? અને તે તપસ્વિની કેમ હશે?' [૬] હે ભારત! વનમાં આ રીતે વિલાપ કરી રહેલા તે મંદપાલ ઋષિને લપિતાએ ઇર્ષ્યાપૂર્વક આ વચન કહ્યાંઃ [૭] 'તમે પુત્રો માટે કાળજી રાખતા નથી. તે તો તેજસ્વી ને વીર્યવાન ઋષિઓ છે, એમ તમે જ કહેતા હતા. તેમને અગ્નિનો ભય હોય નહિ. [૮] વળી, તમે પોતે મારી હાજરીમાં અગ્નિને તેમની સોંપણી કરી છે અને મહાત્મા અગ્નિએ તે પ્રમાણે કરવા વચન પણ આપ્યું છે. [૯] એ લોકપાલ એવું વચન આપીને તેને મિથ્યા નહિ કરે. આથી તમારું મન સ્વસ્થ છે. તમારું મન પુત્રોને ઉગારવાના કાર્યમાં તત્પર નથી. [૧૦] તમે તો મારી પેલી શોકયનો વિચાર કરી પરિતાપ કરી રહ્યા છો! સાચે જ, પૂર્વે તમને તેને વિશે જે સ્નેહ હતો, તેવો સ્નેહ મારે વિશે તમને થયો જ નથી. [૧૧] જે પુરુષ સહાયવાળો હોય અને સમર્થ હોય, તે સ્વજનો પીડાઇ રહ્યાં હોય ત્યારે સ્નેહરહિત થઇને તેમની ઉપેક્ષા કરે, એ કોઈ રીતે યોગ્ય નથી. [૧૨] આથી જ જરિતાને માટે તમને સંતાપ થાય છે, તેની પાસે જાઓ. હું કાયર પુરુષને પાને પડેલી સ્ત્રીની જેમ એકલી ભટકયા કરીશ.' [૧૩]

**મંદપાલ બોલ્યોઃ**-તું માને છે એવા ભાવથી હું કંઈ ભટકતો નથી. હું તો સંતાનને

કારણે આ વિચરણ કરું છું. અને મારા તે પુત્રો સંકટમાં આવી પડયા છે.[૧૪] જે 'થયેલું' છોડીને 'થનાર' નો આધાર લે છે, તે મન્દબુદ્ધિવાળો ગણાય છે અને લોકો પણ તેની અવગણના કરે છે. હું પુત્રો પાસે જઈશ અને તું ઇચ્છે તેમ કર.[૧૫] કેમકે વૃક્ષોને ભરખી રહેલો આ પ્રજ્વલિત અગ્નિ મારા વ્યાકુલ હૃદયમાં સંતાપ ઉપજાવી રહ્યો છે અને માઠા વિચારો ઉપજાવે છે.[૧૬]

વૈશંપાયન બોલ્યાઃ–તે શાર્ઙ્ગકોના રહેઠાણથી અગ્નિ જ્યારે દૂર થઈ ગયો, ત્યારે પુત્રોમાં સ્નેહવાળી જરિતા ફરી એ પુત્રો પાસે આવવા નીકળી. એ જરિતાએ વનમાં પોતાના તે સર્વ પુત્રોને ક્ષેમકુશલ, અગ્નિથી બચી ગયેલા અને આપત્તિથી મુક્ત થયેલા જોયા.[૧૭,૧૮] તેમને જોતાં તેને પ્રેમનાં આંસુ ભરાઈ આવ્યાં અને પ્રત્યેકને બોલાવીને ગળે વળગાડીને ભેટી. એવામાં હે ભારત! ત્યાં મંદપાલ એકાએક આવી પહોંચ્યા. તે વખતે એ પુત્રોમાંથી કોઇએ તેમને અભિનંદન આપ્યું નહિ.[૧૯,૨૦] તે ઋષિએ વારંવારે તે પુત્રોને તથા જરિતાને એકએક કરીને કરગરીને બોલાવ્યાં, પણ તેમણે તે ઋષિને સારું કે માઠું કશું કહ્યું નહિ.[૨૧]

મન્દપાલ બોલ્યોઃ–હે જરિતા! તારો જ્યેષ્ઠ પુત્ર કયો? તેથી નાનો કયો? વચલો કયો? અને તારો સૌથી નાનો કયો?[૨૨] દુઃખથી પીડાઈ રહેલો હું આ પ્રમાણે બોલી રહ્યો છું અને તું મને કેમ ઉત્તર નથી આપતી? હું તારો ત્યાગ કરી ગયો, પણ તેથી હું કંઈ શાંતિ પામ્યો નથી.[૨૩]

જરિતા બોલીઃ–તમારે મોટાનું શું કામ છે? તેથી નાનાનું ય શું કામ છે? અથવા વચેટનું તમારે શું કામ છે? વળી સૌથી નાનાનું પણ શું કામ છે?[૨૪] અગાઉ સર્વ રીતે દીનહીન એવી મને ત્યજીને તમે જેની પાસે ગયા હતા, તે સુમનોહર હાસ્યવાળી અને યુવતી એવી લપિતા પાસે જાઓ![૨૫]

મન્દપાલ બોલ્યોઃ–પરપુરુષનું સેવન સ્ત્રીઓના પરલોકના અર્થનો નાશ કરે છે અને શોક્ય આ લોકના અર્થનો નાશ કરે છે. એ બંને વેરનો અગ્નિ સળગાવે છે અને અત્યંત ઉદ્વેગ કરાવે છે. શુભ વ્રતમાં રહેનારી અને પ્રાણીમાત્રમાં પ્રસિદ્ધ એવી તે કલ્યાણમયી અરુંધતીએ પણ મહાત્મા વસિષ્ઠ ઉપર શંકા આણી હતી. અત્યંત વિશુદ્ધ ભાવવાળા, સદા પ્રિયહિતમાં રહેવાવાળા અને સપ્તર્ષિમંડલમાં વિરાજતા તે વીર મુનિને પણ તેણે આદર આપ્યો ન હતો. તે ખોટી શંકાને કારણે ધુમાડાના જેવા અરુણ પ્રકાશવાળી, કદી દેખાતી અને કદી ન દેખાતી અને ગૂઢ રૂપવાળી તે જાણે નિમિત્ત શોધી રહી છે.[૨૬–૨૯] પુત્રોને કાજે આવેલા મારે વિશે તું પણ તેવી જ શંકા કરે છે. તારી જેમ હું પણ પુત્રો માટે વ્યાકુલ થયો હતો, ત્યારે પેલી લપિતા પણ તારી જેમ શંકા કરતી હતી.[૩૦] નારીને આ મારી ભાર્યા છે એમ માનીને પુરુષે કદી પણ વિશ્વાસ કરવો નહિ કેમકે પુત્રવતી થતાં તે પતિના કાર્યનું ધ્યાન રાખતી નથી.[૩૧]

વૈશંપાયન બોલ્યાઃ–પછી તે સર્વ પુત્રોએ તે મંદપાલની સારી રીતે ઉપાસના કરી અને તે પોતે પણ એ સર્વને આશ્વાસન આપવા લાગ્યા.[૩૨]

ઇતિશ્રી મહાભારતમાં મયદર્શનપર્વમાં.
અધ્યાય ૨૩૩ મો સમાપ્ત

# अध्याय २३४ मो

## ઇન્દ્રે આપેલું વરદાન

॥ मंदपाल उवाच ॥

युष्माकमपवर्गार्थे विज्ञप्तो ज्वलनो मया।
अग्निना च तथेत्येवं प्रतिज्ञातं महात्मना ॥ १ ॥

મંદપાલ બોલ્યોઃ–તમારા રક્ષણ માટે મેં અગ્નિને વિનંતિ કરી હતી અને એ મહાત્મા

અગ્નિએ નેમ કરવાનું વચન આપ્યું હતું.[૧] અગ્નિનું એ વચન, તમારી માતાની ધર્મજ્ઞતા, તેમજ તમારું પરમ તેજ, એ સર્વ જાણીને હું અહીં પહેલાં આવ્યો નહોતો.[૨] બેટા! તમે હૃદયમાં મારે વિશે સંતાપ કરશો નહિ. અગ્નિ પણ તમને ઋષિઓ તરીકે જાણે છે અને તમે તે વેદાંતપ્રસિદ્ધ બ્રહ્મને જાણો છો.[૩]

**વૈશંપાયન બોલ્યા:**—આમ આશ્વાસન પામેલા પુત્રોને તથા પત્નીને લઈને તે મંદપાલ ઋષિ ત્યાંથી બીજા દેશમાં ચાલ્યા ગયા.[૪] તીવ્ર ઝાળવાળા ભગવાન અગ્નિએ પણ શ્રીકૃષ્ણ અને અર્જુનની સહાયતાથી જગતના હિત માટે પ્રજ્વલિત થઈને ખાંડવ વનમાં જઈ તેને બાળી નાખ્યું.[૫] પછી વસા અને મેદ નામની વહતી નદીઓને પીને અગ્નિ પરમ તૃપ્ત થયો અને અર્જુનને પ્રકટ દર્શન આપ્યાં. ત્યાં મરુદ્ગણોથી વીંટાયલા ભગવાન ઇન્દ્ર અંતરિક્ષમાંથી નીચે ઊતર્યા અને શ્રીકૃષ્ણ તથા અર્જુનને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૬,૭] 'દેવોને પણ દુષ્કર એવું તમે આ કર્મ કર્યું છે. તેથી આ જગતમાં પુરુષોને દુર્લભ એવું વરદાન તમે માગી લો. હું પ્રસન્ન થયો છું.'[૮]

**વૈશંપાયન બોલ્યા:**—પછી પાર્થ અર્જુને વરદાનમાં ઇન્દ્રની પાસેથી સર્વ અસ્ત્રો માગ્યાં. મહાતેજસ્વી ઇન્દ્રે તે આપવાને માટે નિર્ણિત કાલ બતાવ્યો.[૯] અને કહ્યું કે, 'હે પાંડવ! ભગવાન મહાદેવ જ્યારે તારા ઉપર પ્રસન્ન થશે, ત્યારે હું તને સર્વ અસ્ત્રો આપીશ. હે કુરુનંદન! હું તો તે વખત જાણી જઈશ અને તારા મહાતપને લીધે હું તને તે આપીશ.[૧૦,૧૧] હે ધનંજય! આગ્નેયાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર અને મારાં બીજાં સર્વ અસ્ત્રો તું પામીશ.'[૧૨] પછી વાસુદેવે અર્જુન સાથે અવિચલ પ્રીતિ માગી અને સુરનાથ ઇન્દ્રે પણ ધીમાન શ્રીકૃષ્ણને તે વરદાન આપ્યું.[૧૩] આમ તે બંનેને વરદાન આપીને તથા અગ્નિને રજા આપીને તે સમર્થ ઇન્દ્ર દેવોની સાથે સ્વર્ગમાં ગયા.[૧૪] અગ્નિ પણ મૃગો અને પક્ષીઓ સાથેના તે વનને બાળીને સારી રીતે તૃપ્ત થઈને, પંદર દિવસે શાંત થઈ ગયો.[૧૫] માંસ, ચરબી અને લોહી ખાઈપીને પરમપ્રીતિ પામેલા અગ્નિએ ભગવાન અચ્યુત અને અર્જુનને આ વચનો કહ્યાં:[૧૬] 'હે બે વીરો! તમે પુરુષપ્રવરોએ મને સુખપૂર્વક સંતોષ આપ્યો છે. હું તમને વિદાય આપું છું. તમે ઇચ્છા હોય ત્યાં જાઓ.'[૧૭] આમ હે ભરતોત્તમ! મહાત્મા અગ્નિએ તે બંનેને રજા આપી; એટલે અર્જુન, વાસુદેવ અને મયદાનવ એ ત્રણે સાથે રહી, પરિક્રમા કરીને રમણીય નદીકિનારે જઈને બેઠા.[૧૮,૧૯]

**ઇતિશ્રી મહાભારતમાં મયદર્શનપર્વમાં અધ્યાય ૨૩૪ મો સમાપ્ત**

---

**મયદર્શનપર્વ સમાપ્ત**

# आदिपर्व समाप्त.



॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्री महाभारत

## २-सभा पर्व




॥ महर्षि कृष्णद्वैपायनप्रणीत ॥

# श्री महाभारत

## २-सभा पर्व



## अध्याय १ लो-सभाक्रिया पर्व

### સભાસ્થાનનો નિર્ણય

મંગલશ્લોકઃ—नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

ૐ શ્રી નારાયણ, નરોત્તમ નર અને દેવી સરસ્વતીને પ્રણામ કરીને 'જય'નું કીર્તન આદરીએ.

વૈશંપાયન બોલ્યા×:—પછી શ્રીકૃષ્ણની સમક્ષમાં અર્જુનને વારંવાર આદર આપી, હાથ જોડી, મયદાનવે તેને મધુર વાણીમાં આ પ્રમાણે કહ્યું: 'હે કુન્તીનંદન !

× આદિપર્વના અંતમા શાર્ઙ્ગકો જ્ઞાનબલવડે અગ્નિથી મુક્ત થયા હતાં એ વર્ણવ્યું છે. હવે તે જ્ઞાન ભગવદ્ભક્તિના બલવડે જ પ્રાપ્ત થાય છે, એ પ્રતિપાદન કરવા માટે આ સભાપર્વનો આરંભ કરે છે. તે ભક્તિમાં પણ રુચિ ઉત્પન્ન થવા માટે, ભક્તિના બલ વડે જ પાંડવોને દિવ્ય સભાનો લાભ વગેરે ઐશ્વર્ય વર્ણવેલું છે; દ્વેષવડે કરેલું ભગવદ્ધ્યાન પણ ભગવાનની સાયુજ્ય મુક્તિ આપનારૂં થાય છે, એ શિશુપાલની ભગવાનની પ્રાપ્તિવડે ધ્યાનનું માહાત્મ્ય કહ્યું છે; નિરપરાધી પાંડવો પ્રત્યે અભક્ત એવા દુર્યોધનાદિને દ્વેષ ઉત્પન્ન થયો, એથી અભક્તોના દોષો સૂચવ્યા છે; દ્યૂતમાં દ્રૌપદીના રક્ષણવડે

તમે મને આ કોપેલા શ્રીકૃષ્ણથી તથા બાળવા ઇચ્છતા અગ્નિથી બચાવ્યો છે. તો કહો, તમારું શું પ્રિય કરું ?[૩]

અર્જુન બોલ્યોઃ-હે મહા અસુર ! આમ કહીને તેં બધું પ્રિય કર્યું છે. હવે તું સુખરૂપે જા. તું મારા ઉપર નિત્ય પ્રીતિમાન રહેજે; અમે પણ તારા ઉપર પ્રીતિવાળા રહીશું.[૪] મય બોલ્યોઃ 'હે વિભુ! હે પુરુષસિંહ! તમે બોલો છો તે તમને યોગ્ય જ છે, પણ હે ભારત! હું પ્રીતિપૂર્વક તમારે માટે કંઈક કરવા ઇચ્છું છું.[૫] હે પાંડવ! હું દાનવોનો મહાનિપુણ વિશ્વકર્મા છું. તો, તમારે માટે કંઈક સારું કાર્ય કરવાની મને ઇચ્છા છે.[૬]

અર્જુન બોલ્યોઃ-તું માને છે કે, મેં તને પ્રાણસંકટમાંથી છોડાવ્યો છે. આમ છે, એટલે હું તારી પાસેથી કંઈ કરાવી શકું નહિ.[૭] હે દાનવ! આમ છતાં, તારો મનોરથ નિષ્ફલ જાય એમ પણ હું ઇચ્છતો નથી. તું શ્રીકૃષ્ણને માટે કંઇ કર-એથી મને પ્રત્યુપકાર થઈ રહેલો હું માનીશ. હે ભરતશ્રેષ્ઠ! મયે વાસુદેવને પ્રાર્થના કરી, એટલે તેમણે થોડી વાર વિચાર કર્યો કે, 'આને શા કામમાં પ્રેરું ?' પછી લોકોના નાથ અને પ્રજાના પતિ શ્રીકૃષ્ણે મનમાં વિચાર કરીને તે મયને આજ્ઞા આપી કે, 'હે શિલ્પીશ્રેષ્ઠ દૈત્ય! તું જો પ્રિય કરવા ઇચ્છતો હોય, તો તને જેવી યોગ્ય લાગે તેવી એક સભા ધર્મરાજને માટે કરી આપ.[૮-૧૧] તું એવી સભા બનાવી આપ કે, તે જોઈને માણસો છક થઈ જાય અને સકલ માનવલોકમાં કોઈ તેનું અનુકરણ કરી શકે નહિ.[૧૨] હે મય! તું એવી સભા કર કે, અમે તેમાં તારી કરેલી દેવ, અસુર અને મનુષ્યોની કલાચાતુરી જોઇએ.'[૧૩]

વૈશંપાયન બોલ્યાઃ-શ્રીકૃષ્ણનાં આ વચનોને સત્કારીને મયે પ્રસન્નતાપૂર્વક પાંડવો માટે વિમાનના જેવી શુભ સભા બનાવી.[૧૪] પછી શ્રીકૃષ્ણ અને અર્જુને ધર્મરાજ યુધિષ્ઠિરને એ સર્વ વાત કહી અને એમને મય દેખાડ્યો.[૧૫] હે ભારત! યુધિષ્ઠિરે તેને યથાયોગ્ય સત્કાર આપ્યો અને મયે પણ આદરપૂર્વક તે સ્વીકાર્યો. હે ભરતવંશી પૃથ્વીનાથ! ત્યાં મયે પાંડુપુત્રોને પૂર્વે થયેલા વૃષપર્વા રાજાની ચરિત્રકથા કહી સંભળાવી.[૧૬,૧૭] પછી કેટલોક સમય વિશ્રાંતિ લઇને તથા ઊંડા વિચાર કરીને તે વિશ્વકર્મા મયદાનવે મહાત્મા પાંડવો માટે સભા બનાવવાનું આરંભ્યું. મહાત્મા શ્રીકૃષ્ણના તથા પૃથાપુત્રોના અભિપ્રાય અનુસાર તે મહાતેજસ્વી વીર્યવાને પુણ્ય દિવસે ઉત્સવમંગલ કર્યાં, હજારો બ્રાહ્મણોને ખીરથી તૃપ્ત કર્યા અને તેમને અનેક પ્રકારનાં ધન આપ્યાં.[૧૮-૨૦] પછી તેણે ઋતુ ઋતુના ગુણવાળી, દિવ્ય રૂપવાળી અને મનને આનંદ આપનારી ચોમેર દશદશ હજાર હાથ જેટલી ભૂમિની માપણી કરી.[૨૧]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત સભાક્રિયાપર્વમાં 'સભાસ્થાનનિર્ણય' નામનો અધ્યાય ૧ લો સમાપ્ત**

---

# અધ્યાય ૨ જો

## શ્રીકૃષ્ણનું દ્વારકાગમન

॥ वैशंपायन उवाच ॥

उपित्वा खांडवप्रस्थे सुखवासं जनार्दनः ।
पार्थैः प्रीतिसमायुक्तैः पूजनार्होऽभिपूजितः ॥ १

વૈશંપાયન બોલ્યાઃ-હવે પૂજનીય જનાર્દને પ્રીતિયુક્ત પાંડવો સાથે ખાંડવપ્રસ્થમાં સુખપૂર્વક વાસ કરીને તથા તેમનાથી સત્કાર પામતા રહીને, પિતાના દર્શનની ઇચ્છાથી ત્યાંથી

ભગવાનનો ભક્ત પ્રત્યે પક્ષપાત જણાવ્યો છે; તથા સમર્થ એવા પાંડવોને અપરાધી એવા દુર્યોધનાદિ પ્રત્યે પણ કોપ ન થયો, એવી ભક્તોની સહનશક્તિ વર્ણવી છે. તેમાં પ્રથમ ઉપકાર કરનારને અવશ્ય પ્રત્યુપકાર કરવો, એ દર્શાવવા અગ્નિથી મુક્ત કરેલા મયદાનવે પાંડવોને અદ્ભુત સભા કરી આપી એ વર્ણવે છે.

દ્વારકા જવાનો વિચાર કર્યો. એ વિશાલનયન જગત્પ્રભુએ ધર્મરાજની તથા કુન્તીની આજ્ઞા લીધી અને પછી ફોઈના ચરણમાં મસ્તક ઢાળી પ્રણામ કર્યા ફોઈએ કેશવને માથે સૂંઘ્યા અને ગળે લગાવ્યા [૧-૩] પછી મહાયશસ્વી શ્રીકૃષ્ણ પોતાની ભગિની પાસે ગયા. તેને મળતા હૃષીકેશને પ્રીતિનાં આંસુ ભરાઈ આવ્યાં [૪] ભગવાને કલ્યાણરૂપિણી અને મંગલભાષિણી સુભદ્રાને અર્થભર્યાં, સત્યયુક્ત, ટૂંકા, યોગ્ય અને ઉત્તરને અયોગ્ય એવાં હિતવચનો કહ્યાં [૫] સુભદ્રાએ શ્રીકૃષ્ણને સત્કાર આપી, વારંવાર શિર નમાવી નમસ્કાર કર્યા અને સ્વજનોને ઉદ્દેશીને કુશળ–સમાચાર કહેવડાવ્યા [૬] વૃષ્ણિતિલક જનાર્દન તે ભામિનીની રજા લઈને તથા તેને આદર આપીને દ્રૌપદી તથા ધૌમ્યને મળવા ગયા [૭] પુરુષશ્રેષ્ઠ જનાર્દને ધૌમ્યને યથાવિધિ વંદન કર્યા અને દ્રૌપદીને સાંત્વન આપીને તેની પાસેથી વિદાય લીધી [૮] પછી વિદ્વાન અને બલવાન શ્રીકૃષ્ણ અર્જુનને સાથે લઈને ભાઈઓ પાસે આવ્યા એટલે દેવો જેમ ઇન્દ્રને વીંટી વળે, તેમ પાંચે ભાઈઓ તેમને વીંટી વળ્યા [૯] પછી ગરુડધ્વજ શ્રીકૃષ્ણે યાત્રાકાલને માટેનાં યોગ્ય કર્મો કરવાની ઇચ્છાએ સ્નાન કર્યું અને પવિત્ર થઈને અલંકારો ધારણ કર્યા [૧૦] એ યદુભૂષણે પુષ્પો, જપો, નમસ્કારો અને વિવિધ ગંધો વડે દેવો તથા દ્વિજોનું પૂજન કર્યું.[૧૧] આમ સર્વ કાર્યો પતાવીને તે દેવશ્રેષ્ઠ યાદવશિરોમણિ ત્યાંથી નીકળ્યા અને બહારના કોટે આવ્યા [૧૨] બહાર નીકળીને, તેમણે પૂજા કરવા યોગ્ય બ્રાહ્મણોને દહીંભર્યાં પાત્રો, ફલો તથા અક્ષત આપ્યાં અને તેમની પાસે સ્વસ્તિવાચન કરાવીને તેમણે તેમને ધન આપ્યું તથા તેમની પ્રદક્ષિણા કરી [૧૩] પછી જેને ગરુડના ચિહ્નવાળો ધ્વજ છે, જે શીઘ્રગામી છે, જે ગદા, ચક્ર, ખડ્ગ, શાર્ઙ્ગ વગેરે આયુધોથી ભરપૂર છે અને જેને શૈબ્ય તથા સુગ્રીવ નામે ઘોડાઓ જોડેલા છે, તેના શુભ કાંચન-રથમાં બેસીને તે કમલનયન ભગવાને શુભ તિથિએ, પુણ્ય નક્ષત્રે અને મંગલ મુહૂર્તે પ્રયાણ આદર્યું. [૧૪,૧૫]

રાજા યુધિષ્ઠિર પણ પ્રેમપૂર્વક તે રથમાં ચડયા અને રથના સારથિ સારથિશ્રેષ્ઠ દારુકને જરા દૂર ખસેડી તે કુરુપતિએ પોતે જ તેની દોર હાથમાં લીધી તે વખતે દીર્ઘબાહુ અર્જુન રથમાં ચડીને જમણી બાજુએ સુવર્ણના દાંડાવાળી શ્વેત ચમ્મર ઢાળવા લાગ્યો [૧૬,૧૭] તે જ રીતે મહાબલવાન ભીમસેન પણ નકુલસહદેવ તેમજ ઋત્વિજો અને નગરજનો સાથે શ્રીકૃષ્ણની પાછળ પાછળ ચાલવા લાગ્યા. આમ સર્વ ભાઈઓથી અનુસરાઈ રહેલા તે વીર શત્રુઓનો નાશ કરનાર કેશવ જાણે પ્રિય શિષ્યો સાથે ગુરુ શોભતા હોય તેમ શોભી રહ્યા પછી ગોવિંદે અર્જુનને ગાઢ બાથમાં લઈને, તેમજ યુધિષ્ઠિર, ભીમસેન તથા નકુલ–સહદેવને આદરપૂજા આપીને તેમની રજા લીધી તે ભાઈઓ તેમને સારી રીતે ભેટ્યા; પણ માદ્રીપુત્રોએ તેમને પ્રણામ કર્યા [૧૮-૨૧] હે ભારત! આમ અર્ધો યોજન જઈને, શત્રુનગરને જીતનારા શ્રીકૃષ્ણે 'હવે પાછા વળો' એમ કહી ધર્મરાજની વિદાય માગી [૨૨] ધર્મજ્ઞ ગોવિંદે ધર્મરાજને વંદન કરી તેમનો પાદસ્પર્શ કર્યો, એટલે તેમણે કેશવને ઉઠાડ્યા અને તેમનું માથું સૂંઘ્યું.[૨૩] ધર્મરાજ યુધિષ્ઠિર પાંડવે યદુકુલ-ભૂષણ અને કમલલોચન કૃષ્ણને 'પધારો' કહી રજા આપી [૨૪] પછી મધુસૂદને 'હું પાછો આવીશ' એવો તે પાંડવો સાથે ઠરાવ કર્યો. એમ પાંડવોને તથા તેમના અનુચરોને મહા-મહેનતે પાછા વાળીને તે હર્ષપૂર્વક પોતાની નગરી તરફ ચાલ્યા, માનો, ઇન્દ્ર પોતાની અમરાવતી તરફ જવા લાગ્યા ત્યારે તે પાંડવો દૃષ્ટિ પહોંચી ત્યાં સુધી શ્રીકૃષ્ણને નેત્ર દ્વારા અનુસરી રહ્યા.[૨૫,૨૬] તેઓ પ્રીતિપૂર્વક તેમનું

મનમાં ધ્યાન કરવા લાગ્યા. કેશવનાં દર્શન લેતાં તેમનાં મનને તૃપ્તિ થતી નહોતી. ત્યાં તો, પ્રિયદર્શન શ્રીકૃષ્ણ આંખ આગળથી અલોપ થઈ ગયા! આથી, ગોવિંદમાં જેમનાં મન પરોવાયેલાં હતાં એવા તે પુરુષસિંહ પૃથાપુત્રો અનિચ્છા છતાં પાછા ફર્યા અને તત્કાલ પોતાના નગરમાં ગયા.[૨૭,૨૮] શ્રીકૃષ્ણ પણ રથમાં બેસીને વેગપૂર્વક દ્વારકા ગયા. એમ પાછળ ચાલી રહેલા શૂરવીર સાત્વત તથા સારથિ દારુક સાથે તે દેવકીનંદન વિષ્ણુ ગરુડવેગે દ્વારકા પહોંચી ગયા.[૨૯,૩૦]

**વૈશંપાયન બોલ્યાઃ**–અવિચલ ધર્મવ્રતવાળા ધર્મરાજ પણ ભાઈઓ સાથે પાછા ફર્યા અને સુહૃદજનોથી ઘેરાયેલા પોતાના શ્રેષ્ઠ નગરમાં દાખલ થયા. હે રાજા! પુરુષસિંહ ધર્મરાજે સૌ મિત્રોને, ભાઈઓને તથા પુત્રોને રજા આપી અને પોતે રાજભવનમાં આવીને દ્રૌપદી સાથે આનંદ લેવા લાગ્યા.[૩૧,૩૨] કેશવ પણ ઉગ્રસેનાદિ મુખ્ય યદુવરોથી સત્કાર પામીને આનંદપૂર્વક પોતાના ઉત્તમ નગરમાં પ્રવેશ્યા.[૩૩] કમલનયન શ્રીકૃષ્ણ વૃદ્ધ પિતા વસુદેવને, યશસ્વિની માતાને તથા બલરામને વંદન કરી ઊભા રહ્યા.[૩૪] પછી જનાર્દને પ્રદ્યુમ્ન, સામ્બ, નિશઠ, ચારુદેષ્ણ, ગદ, અનિરુદ્ધ અને ભાનુને આલિંગન દીધું.[૩૫] પછી વૃદ્ધોની આજ્ઞા ગ્રહણ કરીને તે રુક્મિણીને ભવને ગયા.[૩૬] આ બાજુ, તે મહાભાગ્યવાન મયદાનવે ધર્મપુત્ર યુધિષ્ઠિર માટે સર્વ રત્નોથી સુશોભિત એવી સભા વિધિપૂર્વક નિર્માણ કરવા માંડી.[૩૭]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત સભાક્રિયાપર્વમાં 'ભગવદ્યાન' નામનો અધ્યાય ૨ જો સમાપ્ત**



# અધ્યાય ૩ જો

## દિવ્ય સભાનું નિર્માણ

॥ वैशंपायन उवाच ॥

**अथाब्रवीन्मयः पार्थमर्जुनं जयतां वरम् ।**
**आपृच्छे त्वां गमिष्यामि पुनरेष्यामि चाप्यहम् ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–તે પછી વિજયીશ્રેષ્ઠ પૃથાપુત્ર અર્જુનને મયે આ પ્રમાણે કહ્યુંઃ 'તમે રજા આપો તો હું હમણાં જાઉં. પછી પાછો આવીશ.[૧] કૈલાસની ઉત્તરે મૈનાક પર્વત આવ્યો છે. ત્યાં પૂર્વે દાનવો યજ્ઞ કરતા હતા, ત્યારે મેં બિન્દુ સરોવર આગળ એક વિચિત્ર અને રમ્ય મણિમય સંગ્રહપાત્ર બનાવ્યું હતું. તે સત્યવચની વૃષપર્વાની સભામાં ત્યારે હતું. હે ભારત! તે જો હજુ ત્યાં હશે, તો તે લઇને હું આવીશ. પછી યશ વધારનારી, મનને આનંદ આપનારી અને સર્વ રત્નોથી વિભૂષિત થયેલી એવી વિચિત્ર સભા હું પાંડવોને માટે બનાવીશ. વળી હે કુરુનંદન! બિન્દુ સરોવર ઉપર એક ભયંકર ગદા પણ છે.[૨–૫] મને લાગે છે કે, રાજા વૃષપર્વાએ રણમાં રિપુઓને રગદોળીને તેને ત્યાં દાટી રાખી છે. તે ગદા સુવર્ણબિન્દુઓથી વિચિત્ર દેખાવવાળી, મોટી, ભારે ભાર સહેનારી, મજબૂત, એક લાખ ગદાઓની બરાબરી કરનારી અને શત્રુઓનો નાશ કરનારી છે. તમારા માટે જેમ ગાંડીવ ધનુષ્ય યોગ્ય છે, તેમ તે ગદા ભીમને માટે યોગ્ય છે.[૬–૭] વળી ત્યાં સુંદર ઘોષવાળો વરુણનો દેવદત્ત નામે મહાશંખ છે. આ બધું હું તમને લાવી આપીશ, આમાં સંશય નથી.[૮]

અર્જુનને આ પ્રમાણે કહીને તે અસુર ઉત્તર દિશા તરફ ગયો. કૈલાસની ઉત્તરે મૈનાકપર્વતની બાજુએ હિરણ્યશૃંગ નામે મહા મણિઓથી ભરેલો એક મોટો પર્વત છે. ત્યાં બિન્દુ નામે સરોવર છે. અહીં ભાગીરથી ગંગાનાં

દર્શન માટે ભગીરથ રાજા અનેક વર્ષો સુધી વસ્યા હતા. હે ભરતશ્રેષ્ઠ! ત્યાં સર્વ ભૂતોના ઈશ્વર મહાત્મા પ્રજાપતિએ સો યથેષ્ટ મહાયજ્ઞો કર્યા હતા અને તેમાં દેખાવ ખાતર નહિ પણ શાસ્ત્રવિધિ અનુસાર મણિમય યૂપો તથા સુવર્ણમય ચૈત્યો બનાવ્યા હતા. એ જ સ્થાનમાં સહસ્રનેત્રવાળા શચીપતિ ઇન્દ્ર યજ્ઞ કરીને સિદ્ધિ પામ્યા હતા.[૯–૧૩] ત્યાં તીવ્ર તેજવાળા સનાતન ભૂપતિમહાદેવ સર્વ લોકોને સરજ્યા પછી ત્યાં આવીને વિરાજે છે અને હજારો ભૂતો તેમની ઉપાસના કરી રહ્યા છે.[૧૪] નર, નારાયણ, બ્રહ્મા, યમ અને પાંચમા મહાદેવ ત્યાં સહસ્ર યુગોને અંતે યજ્ઞ કરે છે.[૧૫] ધર્મસંસ્થાપન માટે વાસુદેવે ત્યાં અનેક વર્ષો સુધી શ્રદ્ધાપૂર્વક સતત યજ્ઞો કર્યા છે.[૧૬] ભગવાન કેશવે ત્યાં સુવર્ણમાલાવાળા યૂપો તથા અત્યંત ઝળહળતા ચૈત્યો હજારો અને લાખોની સંખ્યામાં દાન કર્યા હતા.[૧૭] હે ભારત! તે મયે ત્યાં જઇને વૃષપર્વાનાં જે ગદા, શંખ તથા સભા માટેનાં સ્ફટિકનાં સાધનો હતાં તે લીધાં.[૧૮] રાક્ષસોની સાથે કિંકરો જે મહાધનની રખેવાળી કરતા હતા, તે સર્વ ધન પણ મહા અસુર મયે ત્યાં જઈને લઈ લીધું.[૧૯] તે સામગ્રીઓ લઈને ઇન્દ્રપ્રસ્થ આવ્યા પછી તે અસુરે ત્રણે લોકમાં પ્રસિદ્ધ, દિવ્ય, મણિભરી, શુભ અને અજોડ એવી તે સભા કરી.[૨૦] પછી તેણે તે શ્રેષ્ઠ ગદા ભીમસેનને આપી અને જેના ઘોષથી પ્રાણીમાત્ર થરથરી ઊઠતાં હતાં તે અનુત્તમ અને શ્રેષ્ઠ દેવદત્ત શંખ અર્જુનને આપ્યો.[૨૧]

હે મહારાજ! તે સભા સુવર્ણમય વૃક્ષોથી અલંકૃત હતી અને ચારે બાજુએ દશ દશ હજાર હાથ લાંબીપહોળી હતી.[૨૨] તેણે અગ્નિ, સૂર્ય અને સોમની ઝળહળતી સભા જેવું સુંદર સ્વરૂપ ધારણ કર્યું હતું.[૨૩] તે સભાની પ્રકાશિત થતી તેજસ્વિતાથી તે સૂર્યની કાંતિને પણ પછાત પાડતી હતી. પ્રકાશિત થઈ રહેલી તે દિવ્ય સભા પોતાની દિવ્ય કાંતિથી ઝળહળ થઈ રહી હતી.[૨૪] નૂતન મેઘની જેમ તે આકાશને છાઇને રહી હતી. વિશ્વકર્માએ તેને વિસ્તૃત, વિપુલ, રમ્ય, નિર્મલ, શ્રમનો નાશ કરનારી, ઉત્તમ દ્રવ્યોવાળી, રત્નજડિત કોટ–દરવાજાવાળી, બહુ ચિત્રવાળી અને ઘણી મૂલ્યવાન બનાવી હતી.[૨૫,૨૬] બુદ્ધિમાન મયે તે સભાને એવી શોભાયુક્ત બનાવી હતી કે, શ્રીકૃષ્ણની અથવા બ્રહ્માજીની ન્યાયસભા પણ તેની બરાબર આવે નહિ. મયે આજ્ઞા આપેલા, આકાશમાં ઊડવાવાળા, બિહામણા સ્વરૂપવાળા, મહાકાયાવાળા, મહાબળવાળા, રાતાં તથા પીળાં નેત્રવાળા, છીપના જેવા કાનવાળા અને પ્રહાર કરવાવાળા આઠ હજાર કિંકર નામે રાક્ષસો તે સભાને વહેતા હતા અને તેનું રક્ષણ કરતા હતા.[૨૭–૨૯] મય દાનવે તે સભામાં એક અપ્રતિમ સરવરિયું કર્યું હતું. તેમાં વૈડૂર્યમણિનાં પાંદડાં પાથર્યાં હતાં, મણિમય નાળવાળાં સુવર્ણકમલો હતાં, પદ્મરાગમણિનાં સુગંધીદાર કહ્‌લારો હતાં અને જાતજાતનાં પક્ષીઓના સમૂહો હતા. ખીલેલાં કમળોથી તથા કાંચનના કાચબાઓ અને મત્સ્યોથી તે ચિત્રિત હતું.[૩૦,૩૧] તેમાં ચિત્રવાળી સ્ફટિકની સીડીઓ હતી, કાદવ વિનાનું જલ હતું અને મન્દ મન્દ પવનથી તેનું પાણી હાલતું હતું. તે શુભ અને મોતીનાં બિન્દુઓથી ખચિત હતું. તેમાં મહામણિની ચોરસ શિલાઓની ચોતરફ ફરતી વેદિકા હતી.[૩૨,૩૩] મણિ અને રત્નોથી મંડિત તે સરવરિયા આગળ આવીને કેટલાક રાજાઓ તેને જોવા છતાં પારખી શકતા નહોતા અને ભ્રમે કરીને તેમાં પડી જતા હતા.[૩૪] ને સભાની ચારે બાજુ નિત્ય ફૂલવાળાં, લીલાં, શીતલ છાંયવાળાં અને મનોરમ એવાં અનેક પ્રકારનાં મોટાં વૃક્ષો હતાં.[૩૫] વળી તેની સર્વ બાજુએ સુગંધીભર્યાં વનો

હતાં અને હંસ, કારંડવ તથા ચક્રવાકથી શોભી રહેલાં કમલ-સરોવરો હતાં.[૩૬] ત્યાં જલમાં અને સ્થલમાં થયેલાં કમલોની સુવાસને ચારે-બાજુથી લઈને પવન પાંડુપુત્રોની સેવા કરતો હતો.[૩૭] હે રાજન્! ચૌદ માસ જેટલા સમયમાં આવી તે સભા પૂરી તૈયાર કરીને, મયદાનવે ધર્મરાજને તે પૂરી થયાના સમાચાર આપ્યા.[૩૮]

**ઈતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત સભાક્રિયાપર્વમાં 'સભાનિર્માણ' નામનો અધ્યાય ૩ જો સમાપ્ત**

# अध्याय ४ थो

## યુધિષ્ઠિરનો સભામાં પ્રવેશ

॥ वैशंपायन उवाच ॥

**ततः प्रवेशनं तस्यां चक्रे राजा युधिष्ठिरः ।**
**अयुतं भोजयित्वा तु ब्राह्मणानां नराधिपः ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**–તે પછી નરપતિ યુધિષ્ઠિરે દશ હજાર બ્રાહ્મણોને ભોજન આપ્યું અને તે પછી સભામાં પ્રવેશ કર્યો.[૧] હે રાજા! વિવિધ દિશાઓથી આવેલા તે બ્રાહ્મણોને તેમણે ઘી અને મધની મેળવણીવાળા દૂધપાક, ભક્ષ્યો, કંદમૂલો, ફલો, વરાહ અને હરણનાં માંસો, તલભાત, જીવન્તી શાક, સર્વ જાતનાં હવિષ્યાન્નો, વિધવિધ પ્રકારનાં માંસો, ખાદ્યો, ચોષ્યો અને જાતજાતનાં પેયો જમાડ્યાં. હે રાજન્! તેમણે તેમને નવનવાં વસ્ત્રો અને તરેહતરેહની ફૂલમાલાઓ આપી તૃપ્ત કર્યા અને વધુમાં તેમને પ્રત્યેકને હજાર હજાર ગાયો આપી.[૨–૫] હે ભારત! તે વખતે થતાં પુણ્યાહવાચનનો ઘોષ ઠેઠ આકાશમાં પહોંચવા લાગ્યો. કુરુશ્રેષ્ઠ યુધિષ્ઠિરે વિવિધ વાજિંત્રો અને નાનાવિધ દિવ્ય સુગન્ધોથી દેવોની પૂજાપૂર્વક સ્થાપના કરી. તે વખતે મલ્લો, નટો, ઝલ્લો, સૂતો અને વૈતાલિકો મહાત્મા ધર્મપુત્ર રાજા યુધિષ્ઠિરની સ્તુતિ કરવા લાગ્યા.[૬-૭] પછી ભાઈઓ સાથે સભાસ્થાનોની પૂજા કરીને તે પાંડવ તે રમ્ય સભામાં વિહાર કરવા લાગ્યા. માનો, ઇન્દ્ર સ્વર્ગમાં રમણ કરતા હતા. તે સભામાં પાંડવો સાથે ઋષિઓ બેસતા હતા, તેમજ દેશદેશથી આવેલા નરેન્દ્રો આસન કરતા હતા.[૮-૯] અસિત, દેવલ, સત્ય, સર્પિમાલી, મહાશિરા, અર્વાવસુ, સુમિત્ર, મૈત્રેય, શુનક, બલિ, બક, દાલ્ભ્ય, સ્થૂલશિરા, કૃષ્ણદ્વૈપાયન, શુક, સુમન્તુ, જૈમિની, પૈલ અને વ્યાસશિષ્યો, તિત્તિરિ, યાજ્ઞવલ્ક્ય, લોમહર્ષણ અને તેમનો પુત્ર, આસુહોમ્ય, ધૌમ્ય, અણીમાંડવ્ય, કૌશિક, દામોષ્ણીષ, ત્રૈબલિ, પર્ણાદ, ઘટજાનુક, મૌંજાયન, વાયુભક્ષ, પારાશર્ય, સારિક, બલીવાક, સિલીવાક, સત્યપાલ, કૃતશ્રમ, જાતૂકર્ણ, શિખાવાન, આલંબ, પારિજાતક, મહાભાગ પર્વત, મહામુનિ માર્કંડેય, પવિત્રપાણિ, સાવર્ણ, ભાલુકિ, ગાલવ, જંઘાબન્ધુ, રૈભ્ય, કોપવેગ, ભૃગુ, હરિબભ્રુ, કૌંડિન્ય, બભ્રુમાલી, સનાતન, કાક્ષીવાન, ઔશિજ, નાચિકેત, ગૌતમ, પૈંગ્ય, વરાહ, શુનક, મહાતપસ્વી શાંડિલ્ય, કુક્કર, વેણુજંઘ, કાલાપ અને કઠ એ અને ધર્મજ્ઞ વશાત્મા, જિતેન્દ્રિય તથા વેદ અને વેદાંગોમાં પારંગત એવા બીજા અનેક શ્રેષ્ઠ ઋષિમુનિઓ તે સભામાં મહાત્મા યુધિષ્ઠિરની ઉપાસના કરતા હતા.[૧૦–૧૯] વળી તેઓ ધર્મવેત્તાઓ, પવિત્ર, નિર્મલ અને પુણ્યમયી કથાઓ કહેતા હતા. તેજ પ્રમાણે શ્રેષ્ઠ ક્ષત્રિયો ધર્મરાજની સેવામાં હાજર રહેતા હતા. શ્રીમાન, મહાત્મા અને ધર્માત્મા એવો મુંજકેતુ, વિવર્ધન, સંગ્રામજિત, દુર્મુખ, વીર્યવાન ઉગ્રસેન, પૃથ્વીપતિ કક્ષસેન, અપરાજિત ક્ષેમક, કાંબોજરાજ કમઠ, મહાબલવાન કંપન–જેણે એકલાએ વજ્રધારી ઇન્દ્રદેવ જેમ કાલકેય અસુરોને કંપાવે તેમ બલ અને પૌરુષથી ભરેલા, અસ્ત્રકુશલ તથા અમિત ઓજસ્વી એવા યવનોને કંપાવ્યા હતા–મદ્રરાજ જટાસુર, કુન્તિ, કિરાત-

રાજ પુલિન્દ, અંગરાજ, વંગરાજ, પુંડ્રક, પાંડ્ય, ઉડ્રરાજ, અંધ્રક, અંગ, વંગ, સુમિત્ર, શત્રુનાશન શૈબ્ય, કિરાતરાજ સુમના, યવનાધિપતિ ચાણુર, દેવરાત, ભોજ, ભીમરથ, કલિંગરાજ શ્રુતાયુધ, મગધપતિ જયસેન, સુકર્મા, ચેકિતાન, અગ્નિનાશન પુરુ, કેતુમાન, વસુદાન, વૈદેહ, કૃતક્ષણ, સુધર્મા, અનિરુદ્ધ, મહાબલી શ્રુતાયુ, અનૂપરાજ, દુર્ધર્ષ, ક્રમજિત્, સુદર્શન, પુત્ર સાથે શિશુપાલ, કરુષાધિપતિ, વૃષ્ણિવંશના કઠોર અને દેવ જેવા રૂપવાળા કુમારો, આહુક, વિપૃથુ, ગદ, સારણ, અક્રૂર, કૃતવર્મા, શિનિપુત્ર સત્યક, ભીષ્મક, આકૃતિ, વીર્યવાન દ્યુમત્સેન, મહાધનુર્ધારી કેકયો, સોમકપુત્ર યજ્ઞસેન, કેતુમાન અને અસ્ત્રવિદ્યાનાં કુશલ તથા મહાબલવાન વસુમાન—એ અને બીજા અનેક મુખ્ય અને માન્ય ક્ષત્રિયો તે સભામાં કુન્તીપુત્ર યુધિષ્ઠિરની ઉપાસના કરતા હતા. વળી, મહાબલવાન અને રુરુમૃગનાં ચર્મ ઓઢનારા રાજપુત્રો અર્જુન પાસે રહી ધનુર્વેદનું શિક્ષણ લઈ રહ્યા હતા [૨૦–૩૪] હે રાજન્! વૃષ્ણિવંશને આનંદ આપનારા કુમારો ત્યાંજ શિક્ષણ પામ્યા હતા. હે પૃથ્વીનાથ! રુક્મિણીપુત્ર પ્રદ્યુમ્ન, સાંબ, યુયુધાન, સાત્યકિ, સુધર્મા, અનિરુદ્ધ અને નરશ્રેષ્ઠ શૈબ્ય એ અને બીજા અનેક રાજાઓ તે સભામાં હતા. ધનંજયનો મિત્ર તુમ્બુરુ પણ અહીંજ નિત્ય બેસતો હતો વળી ચિત્રસેન પોતાના અમાત્ય સાથે તેમજ ગન્ધર્વો અને અપ્સરાઓ સાથે સત્તાવીશ ગણોને લઈને મહાત્મા યુધિષ્ઠિરની સેવા કરતો હતો ગાયનવાદનમાં કુશળ, તાલ અને સમમાં નિપુણ, પ્રમાણ લયસ્થાનમાં સારી રીતે અભ્યાસી, બુદ્ધિમાન કિન્નરો ત્યાં તુંબુરુની પ્રેરણા પ્રમાણે ગંધર્વો સાથે યથાનિયમ દિવ્ય તાનોથી ગાન કરી, પાંડુપુત્રોને તથા ઋષિઓને આનંદ આપી તેમની સેવા કરી રહ્યા હતા [૩૫–૪૦] આમ એ સભામાં વિરાજતા તે સુવ્રતી અને સત્યવચની સભાજનો યુધિષ્ઠિરની ઉપાસના કરતા હતા. માનો, સ્વર્ગમાં દેવો બ્રહ્માજીને સેવતા હતા.' [૪૧]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત સભાક્રિયાપર્વમાં 'સભાપ્રવેશ' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત

સભાક્રિયાપર્વ સમાપ્ત

# लोकपाल सभा-ख्यान पर्व

## अध्याय ५ मो

### નારદે ઉપદેશેલો રાજધર્મ

॥ वैशंपायन उवाच ॥

अथ तत्रोपविष्टेषु पांडवेषु महात्मसु ।
महत्सु चोपविष्टेषु गंधर्वेषु च भारत ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ—હે ભારત! મહાત્મા પાંડવો અને મહાન ગંધર્વો એક વાર સભામાં બેઠા હતા [૧] તેવામાં ×વેદો અને ‡ઉપનિષદોને જાણનારા [૨] દેવતાઓના સમૂહોથી પૂજા પામેલા અને ઇતિહાસ તથા પુરાણના વિદ્વાન નારદ ઋષિ ત્યાં આવ્યા એ ઋષિ પુરાકલ્પોને (અનેકોનું જેમાં ઉપાખ્યાન હોય તે વેદમાં પુરાકલ્પ કહેવાય છે) તથા નિરોધોને (એક વ્યક્તિનું જેમાં ઉપાખ્યાન હોય તેને વેદમાં પરિકૃત્ય અથવા

× ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ

‡ઉપનિષદો—ચારપ્રકારની રહસ્યવિદ્યા—૧ કર્મના અંગભૂત અશ્વ વગેરેમાં વિરાટ્દૃષ્ટિની ભાવના, તે કર્માંગાવબદ્ધોપાસના ૨ આદિત્યાદિ મૂર્તિમાં બ્રહ્મદૃષ્ટિની ભાવના, તે પ્રતીકોપાસના ૩, પોતાનું અને દેવતાઓનું અભેદપણાથી ચિંતન, તે અહંગ્રહોપાસના તથા ૪ બ્રહ્માત્માનો અનુભવ ને જ્ઞાન અર્થાત્ નારદમુનિ કર્મનું પ્રતિપાદન કરનારા વેદો અને તેમાં રહેલા ઉપનિષદોને પાઠથી તથા અર્થથી જાણનારા હતા

વિશેષ કહે છે.) જાણનારા હતા.[૧-૨] તે ન્યાયનાં પાંચ અધિકરણમાં કુશળ અને ધર્મનાં તત્ત્વોને જાણનારા હતા. વેદોનાં છયે અંગ સંપૂર્ણરીતે જાણનારાઓમાં તે અનુત્તમ હતા. (સમાન ધર્મથી) ÷ઐક્ય (વિરુદ્ધ ધર્મથી) સંયોગ, નાનાભાવ અને (સંકરથી) સમવાય જાણવામાં તે વિશારદ હતા.[૩] તે ઉત્તમ વક્તા, સંબંધ પ્રમાણે ભાષણ કરનારા, બુદ્ધિમાન, સ્મૃતિમાન, નીતિવેત્તા અને કવિ હતા. તે દાયભાગ આદિ વિભાગોના જ્ઞાતા હતા, પ્રત્યક્ષ× આદિ પ્રમાણોથી નિશ્ચયવાન હતા, પ્રતિજ્ઞા આદિ પાંચ અંગોવાળા વાક્યના ગુણદોષ જાણનારા હતા, વિવાદ કરતા બૃહસ્પતિને એક પછી એક ઉત્તર આપી શકનારા હતા, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વિશે યથાર્થ નિર્ણય પામેલા હતા, તેમજ આ ભૂમંડલના સર્વ લોકને ઊંચેથી, નીચેથી અને આજુબાજુથી પ્રત્યક્ષ જોનારા મહામતિ હતા.[૪-૬] તે સાંખ્ય (વેદાંતવિચાર) અને યોગવિભાગના જ્ઞાતા હતા અને સુરો તથા અસુરોને લડાવી મારનારા હતા.[૪-૭] તે સંધિ અને વિગ્રહના તત્ત્વને જાણનારા હતા, કાર્યાકાર્યના વિભાગને અનુમાનથી જાણનારા હતા, ÷સંધિ, વિગ્રહ આદિ ષડંગની વિધિના વિદ્વાન હતા, સર્વ શાસ્ત્રોમાં વિશારદ હતા, યુદ્ધ તથા ગાંધર્વવિદ્યાના પ્રેમી હતા અને સર્વત્ર મનોવેગી હતા. હે રાજા! આ અને બીજા અનેકાનેક ગુણસમૂહોથી સંપન્ન તે નારદ મુનિ સર્વ લોકમાં વિચરતા વિચરતા એ સભામાં

---

÷ પૃથ્વી, જલ, તેજ વગેરેમા દ્રવ્યરૂપથી ઐક્ય છે, કેમકે એ બધાં દ્રવ્ય કહેવાય છે; પરંતુ તેમા પૃથ્વીત્વ, જલત્વ વગેરે પોતપોતાના બીજામાં ન હોય તેવા ધર્મના સંબધથી ભેદ પડે છે, તે સયોગનાનાત્વ કહેવાય છે. આ રીતે પૃથ્વીત્વ, જલત્વાદિ રૂપથી ભેદ છે તો પણ તે પાચે ભૂતો શરીરમાં એકઠાં રહે છે તેથી તે સમવાય કહેવાય છે. આ ઐક્ય, સંયોગ્યનાનાત્વ અને સમવાય સર્વ શાસ્ત્રોમાં સમાન છે. તેમાં સાધર્મ્યથી-સમાન ધર્મથી ઐક્યને, વૈધર્મ્યથી વિરુદ્ધ ધર્મથી-સંયોગનાનાત્વને અને સંકરથી સેળભેળ થવાથી સમવાયને જાણવામાં નારદમુનિ કુશલ હતા.

× પ્રમાણો બે પ્રકારના છે. એક લૌકિક અને બીજાં અલૌકિક-દિવ્ય. તેમાં ઘટ, વહ્નિ વગેરે સંબધવાળા લૌકિક પ્રમાણો કહેવાય છે અને નિર્વિશેષ આત્માના વસ્તુતત્ત્વ સંબંધી અલૌકિક ગણાય છે.

પ્રત્યક્ષ પ્રમાણથી આપણને ચંદ્ર એક પ્રાદેશ (અંગુષ્ઠ અને તર્જનીનું મધ્ય) જેટલો જણાય છે, પરંતુ અનુમાનથી તે મોટો છે એમ સમજાય છે, તેથી પ્રત્યક્ષ પ્રમાણ શિથિલ થઇ જાય છે. વળી યજ્ઞમાં **यजमान प्रस्तरः।** દર્ભની પૂળી યજમાન છે; એમાં વેદ-આગમ પ્રમાણ છે, પરંતુ અનુમાન કરતાં જડ દર્ભ યજમાન થઇ શકે નહિ એટલે અહીં આગમ પ્રમાણ અનુમાનવડે શિથિલ થાય છે. તેવી રીતે અનુમાન પ્રમાણ પણ અસિદ્ધ છે; જેમકે મનુષ્યના માથાની ખોપરી પવિત્ર છે, એમાં હેતુ, તે પ્રાણીનું અંગ છે માટે; દૃષ્ટાંત-જેમ પ્રાણીનું અંગ શંખ પવિત્ર છે તેમ, પરંતુ આ અનુમાન આગમ પ્રમાણથી અસિદ્ધ થાય છે. કહ્યું છે કે, **नारं स्पृष्ट्वाऽस्थि सस्नेहं सवासा जलमाविशेत्।** 'મનુષ્યના લીલા હાડકાને અડકવાથી ઓસહિત જલમાં પેસીને સ્નાન કરવું.' આ રીતે સર્વે પ્રમાણો દોષવાળાં છે ત્યારે તે પ્રમાણોથી નિશ્ચય શી રીતે થઇ શકે? આવી શંકાના સમાધાનમાં કહે છે કે, નારદ પાંચ અવયવવાળા વાક્યના ગુણદોષ જાણનારા હતા. તેમાં બીજાને બોધ કરવા ઇચ્છતા પુરુષને અનુમાનના વાક્યમાં પ્રતિજ્ઞા વગેરે પાંચ અવયવોનો આશ્રય કરવો પડે છે. તે પાંચ અવયવો આ પ્રમાણે છે. પર્વત વહ્નિવાળો છે, આમ કહેવું તે પ્રતિજ્ઞા કહેવાય છે. 'ધુમાડો છે માટે' એ હેતુ છે. 'જેમ રસોડામાં ધુમાડો હોય છે ત્યારે તેમાં અગ્નિ હોય છે' આવું દૃષ્ટાંત આપવું તે ઉદાહરણ. 'તેમ આ પર્વત ધૂમવાળો છે' એ ઉપનય છે, 'માટે વહ્નિવાળો છે' એ નિગમન કહેવાય છે. આવાં અનુમાનો કરતી વખતે અનુકૂલ તર્કો કરવા તે ગુણરૂપ થાય છે અને વિપરીત તર્કો દોષરૂપ થાય છે.

÷ સંધિ-સમાધાન. વિગ્રહ-લડાઇ. યાન-ચઢાઇ આસન-ઘેરો ઘાલીને પડી રહી શત્રુનાં અન્નાદિક બહારથી આવતા અટકાવવાં તે. દ્વૈધીભાવ-બલવાન શત્રુ સાથે લડાઇ જાગી હોય ત્યારે તેનાથી બલવાન તેના શત્રુની સાથે સંધિ કરવી અને બન્નેની આગળ હું દાસ છું એમ કહી વાણીથી આત્માર્પણ કરવું, પરંતુ કર્મથી નહિ તે. સમાશ્રય-શત્રુથી પીડાતા સમર્થ કિલ્લાનો અથવા રાજાનો આશ્રય કરવો તે.

આવ્યા.[૯] હે રાજેન્દ્ર! તે વખતે એ મહાતેજસ્વી અને અમાપ પ્રભાવાળા દેવર્ષિ સાથે પારિજાત, ધીમાન પર્વત ઋષિ અને સૌમ્ય સુમુખ ઋષિ પણ આવ્યા.[૧૦,૧૧] આમ મનોવેગી તે વિપ્રર્ષિ સભાસ્થાનમાં બેઠેલા પાંડવોને હર્ષભેર જોવાને આવ્યા અને તેમણે જયની આશિષ આપી ધર્મરાજને સન્માન આપ્યું.[૧૨] નારદ ઋષિને આવેલા જોઈને સર્વ ધર્મોના વિદ્વાન તે પાંડવોત્તમ ધર્મરાજ પોતાના નાના ભાઈઓ સાથે એકદમ ઊભા થઈ ગયા.[૧૩] પછી વિનયથી મસ્તક નમાવીને તેમણે તેમને પ્રીતિપૂર્વક વંદન કર્યું અને યથાવિધિ તેમને યોગ્ય આસન આપ્યું [૧૪] પછી તે ધર્મજ્ઞે તેમનો ગાય, મધુપર્ક અને અર્ઘ્ય આપ્યાં તેમ જ રત્નોથી તથા સર્વ ઇષ્ટ કામનાઓથી તેમને સત્કાર કર્યો. [૧૫] મહર્ષિ યુધિષ્ઠિર તરફથી આ યથાયોગ્ય સંમાન પામી તેઓ સંતુષ્ટ થયા. પછી સર્વ પાંડવોથી પૂજા પામેલા એ વેદના પારગામી તે ઋષિએ યુધિષ્ઠિરને ધર્મ, અર્થ અને કામવાળા નીચેના પ્રશ્નો પૂછયા

નારદ બોલ્યાઃ–કેમ તમારું ધન યોગ્ય રીતે ખરચાય છે ને? તમારું મન ધર્મમાં રત રહે છે ને? તમને સુખો અનુભવવા મળે છે કે? મન હાનિ તો નથી કરતું ને? [૧૬] હે નરદેવ! તમારા પૂર્વજ પિતામહોએ ઉત્તમ, મધ્યમ અને અધમ એ ત્રણ જાતની પ્રજાઓ વિશે જે ધર્મ અને અર્થપૂર્વકની ઉત્તમ વૃત્તિ આચરી હતી, તેનું તમે અનુસરણ કરો છો ને? [૧૭] અર્થથી ધર્મને અને ધર્મથી અર્થને અથવા સુખાભાસી કામથી ધર્મ અને અર્થ એ બનેને તમે બાધા નથી કરતા ને? [૨૦] હે વિજયવંતોમાં શ્રેષ્ઠ! હે વરદાયી! ધર્મ અને કામનો કાલ જાણનારા તમે બરાબર કાલવ્યવસ્થાથી– સેવો છો ને?[૨૧] હે નિષ્પાપ! તમે વક્તૃત્વ આદિ છ *રાજગુણોથી સામ, દાન આદિ સાત ઉપાયોની, ત્રણ પ્રકારનાં બલાબલની તેમજ દેશ આદિ ચૌદ વસ્તુઓની પરીક્ષા કરો છો ખરા ને? [૨૨] હે જયશીલ! તમે પોતાની અને શત્રુઓની શક્તિ જોઈને કાર્ય કરો છો કે? નેમ, હે ભારતશ્રેષ્ઠ! તમે બરાબર સંધિ રાખીને ખેતી આદિ આઠ+ કર્મો સેવો છો કે? [૨૩] હે ભરતોત્તમ! તમારી સાત (કિલ્લાઓના અધ્યક્ષ, સેનાધ્યક્ષ, સેનાપતિ, ધર્માધ્યક્ષ, પુરોહિત, વૈદ્ય અને જોશી) પ્રકૃતિઓ લોપ તો નથી પામી ને? અથવા ધનાઢય થઈને તે વ્યસની તો નથી થઈ ને? તે બધી રીતે તમારા કાર્યમાં પ્રીતિરત રહે છે ને? [૨૪] તમને જમને વિશે શંકા નથી છતાં જેઓ બનાવટી દૂતો છે, તેમના તરફથી તેમજ

– દક્ષે કાલવ્યવસ્થા કરી છે કે, 'पूर्वाह्णे चाचरेद्धर्मं मध्याह्नेऽर्थमुपार्जयेत् । सायाह्ने चाचरेत्काममित्येषा वैदिकी श्रुतिः॥' સવારે ધર્મકૃત્ય કરવું, મધ્યાહ્ને અર્થની ઉપાર્જના કરવી અને સાંજે કામસેવન કરવું એ પ્રમાણે વૈદિકી શ્રુતિ છે.

* ૧. વક્તૃત્વ દૂત, મંત્રી વગેરેને યથાયોગ્ય કાર્ય કહેવાની કુશલતા, ૨. પ્રાગલ્ભ્ય–શત્રુદમન વગેરેમાં ઉત્કર્ષ દેખાડવો તે, ૩. મેધાવીપણું–તર્ક કરવામાં કુશલતા, ૪. સ્મરણશક્તિ, ૫. કવિત્વ–ભૂત, ભવિષ્યનો વિચાર કરવો તે અને નયવેત્તાપણું–નીતિશાસ્ત્રને જાણનારાપણું આ ૭ રાજગુણો છે. સામ, દાન, ભેદ, દંડ, મંત્ર, ઔષધ અને ઇંદ્રજાલ આ સાત ઉપાયો છે. પોતાની અને શત્રુપક્ષની સમાનતા, શત્રુની હીનતા અથવા પોતાની હીનતા. આ ત્રણ પ્રકારનું બલાબલ છે. રાજાએ બુદ્ધિ વગેરેથી સામ આદિની પરીક્ષા કરવી કે, આ શત્રુની સાથે સામ કરવું કે નહિ? કરવા માંડયું હોય તો તે સિદ્ધ થશે કે નહિ? સિદ્ધ થાય તો તે ઉપરથી લાભ આપનાર હશે કે નહિ? આ દૂતપ્રેરણ આદિથી બલાબલ વગેરેની પરીક્ષા કરવી. વળી દેશ વગેરે ચૌદની પણ પરીક્ષા કરવી. તે ચૌદ નીતિશાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યા છે. દેશ, કિલ્લો રથ, હાથી, ઘોડા, યોદ્ધા, અધિકારીઓ, અંતઃપુર, અન્ન, ધન, અન્ય આદિની ગણતરી, શાસ્ત્ર, આવકજાવકના હિસાબની ચોપડા, ધન, મદિરાની પેઠે અપકાર કરનારા શત્રુઓ.

+ ખેતી, વ્યાપાર, કિલ્લા, રસ્તા હાથીઓને ખર્ચ ઘટાડવા માટે જુદાં જુદાં ગામોમાં પ્રમાણીકના ધનથી પોષણ કરવા બાંધવા, જલની અને સોનાની ખાણો ખોદાવવી, કર લેવો અને પડતર ભૂમિમાં ગામો વસાવવાં આ આઠ સંધાન કર્મો કહેવાય છે.

તમારા મંત્રીઓ તરફથી તમારી મંત્રણાઓ બહાર તો નથી પડી જતી ને? ૨૫ તમે મિત્રો, ઉદાસીનો અને શત્રુઓ શું કરવા ઇચ્છે છે તે જાણો છો ને? તમે યોગ્ય વખતે સંધિ અને વિગ્રહ કરો છો કે? ૨૬ ઉદાસીન અને મધ્યમ રાજાઓ સંબંધમાં તમે યથાયોગ્ય વૃત્તિ રાખો છો ને? હે વીર! તમે તમારા જેવા, વૃદ્ધ, શુદ્ધ, કાર્યાકાર્યમાં શક્તિવાળા, કુલીન અને તમારામાં પ્રીતિવાળા એવાઓને મંત્રીઓ કર્યા છે કે? હે ભારત! મંત્રી જ રાજાના વિજયની ચાવી છે. હે તાત! મંત્રણાઓને સારી રીતે ગુપ્ત રાખનારા અને શાસ્ત્રમાં વિશારદ એવા અમાત્યોથી સુરક્ષિત રહેલા તમારા રાજ્યને શત્રુઓ રંજાડતા તો નથી ને? ૨૭-૨૯ તમે નિદ્રાને અધીન ન રહેતાં પાછલી રાત્રે જાગ્રત થાઓ છો કે? હે અર્થવેત્તા! પાછલી રાતે તમે યોગ્યાયોગ્યનું ચિંતન કરો છો કે? ૩૦ તમે એકલા તો મંત્રણા નથી કરતા ને? તેમ તમે ઘણા મનુષ્યો સાથે મસલત નથી કરતા ને? તમે નિર્ધારેલી વાત રાષ્ટ્રમાં પસરી તો નથી જતી ને? ૩૧ થોડી મહેનતે ફળનારાં પણ મોટી પ્રાપ્તિ કરાવનારાં કાર્યોનો તમે ઝટ આરંભ કરો છો કે? તેવાં (ખેતી આદિ વૈશ્યોનાં) કામોમાં તમે વિઘ્નો તો નથી નાખતા ને? ૩૨ એ સઘળાં કર્મ કરનારાઓ તમારી આંખથી અળગા નથી ને? તેઓ શંકાથી પર છે ને? અથવા તે સૌને વારંવાર કાઢી મૂકીને પાછા તો સંઘર્યા નથી ને? કેમ કે ઉદય થવામાં સ્નેહ જ કારણરૂપ મનાય છે. ૩૩

હે રાજન્! આ કામો તમે પોતીકા, નિર્લોભી અને કુલપરંપરામાં આવેલા માણસો પાસે કરાવો છો ને? હે વીર! તમારાં કરેલાં અને તમે કરી રહેલાં કામોને તેઓ જાણે છે ને? વળી જે તમે હજુ નથી કર્યાં તેવાં કામો તેઓ જાણતા નથી ને? ૩૪ ધર્મમાં અને સર્વ શાસ્ત્રોમાં પંડિત એવા વિદ્યાગુરુઓ કુમારોને બધી રીતે શિક્ષણ આપી ઉત્તમ યોદ્ધાઓ કરે છે ને? ૩૫ હજાર મૂરખાઓના બદલામાં તમે એક પંડિતને રાખો છો ને? કેમકે કાર્યની સંકડામણમાં પંડિત જ પરમ કલ્યાણ સાધે છે ૩૬ સર્વ કિલ્લાઓ ધન, ધાન્ય, આયુધો, જલ, યન્ત્રો, શિલ્પીઓ અને ધનુર્ધારીઓથી ભરપૂર રાખ્યા છે ને? ૩૭ ધીમાન, શૂરવીર, જિતેન્દ્રિય અને વિચક્ષણ એવો મંત્રી એકલો હોય, તો પણ તે રાજાને કે રાજપુત્રને મહાન ઐશ્વર્ય મેળવી આપે છે. ૩૮ શત્રુઓનાં અઢાર અને તમારાં પોતાનાં પંદર તીર્થો (અધિકારીઓ) સંબંધમાં તમે ત્રણ ત્રણ છૂપા દૂતો દ્વારા માહિતી રાખો છો ને? (મંત્રી, પુરોહિત, યુવરાજ, સેનાપતિ, દ્વારપાલ, અંતર્વેશિક, કારાગારનો અધિકારી, ખજાનચી, કાર્યાકાર્યનો નિર્ણાયક, પ્રદેષ્ટા, નગરપાલ, કાર્યનિર્માતા, ધર્માધ્યક્ષ, સભાધ્યક્ષ, દંડપાલ, દુર્ગપાલ, સીમારક્ષક અને વનાધ્યક્ષ-એ અઢાર તીર્થો છે. એમાંથી મંત્રી, પુરોહિત અને યુવરાજ બાદ જાય, એટલે પંદર તીર્થો રહે.) ૩૯ હે શત્રુનાશન! શત્રુઓ જાણે નહિ એવી રીતે, સર્વદા સાવધાન રહીને તથા નિત્ય ઉદ્યમશીલ રહીને તમે સર્વ રિપુઓની તપાસ રાખતા રહો છો ને? ૪૦ તમે વિનયસંપન્ન, કુલીનવંશી, બહુશ્રુત, ઇર્ષ્યારહિત અને મહાનુભાવ પુરોહિતનો સત્કાર કર્યો છે કે? ૪૧ તમે વિધિ જાણનારા, બુદ્ધિમાન અને સરલચિત્ત એવાને અગ્નિહોત્રના કાર્યમાં યોજ્યો છે ને? યથાકાલે કરેલા અને કરવામાં આવતા હોમની તે તમને સદૈવ ખબર આપે છે કે? ૪૨ વળી તમારો જ્યોતિષનો નિર્ણય આપનારો સર્વ અંગોમાં નિષ્ણાત છે કે? દૈવ જાણનારો તે ઉત્પાતો જાણવા-જણાવવામાં કુશલ છે ને? ૪૩ વળી તમે ઉત્તમ સેવકોને ઉત્તમ, મધ્યમોને મધ્યમ અને કનિષ્ઠોને કનિષ્ઠ કામોમાં મૂક્યા છે ને? બાપદાદાના વખતથી ચાલી આવેલા, પવિત્ર અને

નિષ્કપટ શ્રેષ્ઠ મંત્રીઓને તમે શ્રેષ્ઠ કાર્યોમાં યોજો છો કે? ૪૪,૪૫ ઉગ્ર દંડથી પ્રજાને અતિ ઉદ્વેગ કરતા નથી ને? હે ભરતસિંહ! તમારા મંત્રીઓ રાજ્યનું યથાર્થ શાસન કરે છે ને? ૪૬ યાજકો જેમ પતિતની અવજ્ઞા કરે છે અને સ્ત્રીઓ જેમ ઉગ્ર સ્વભાવવાળા લંપટ પતિની અવગણના કરે છે, તેમ એ મંત્રીઓ તમારો અનાદર તો કરતા નથી ને? ૪૭ તમારો સેનાપતિ સાહસિક, શૂરો, મતિમાન, ધીરજવાળો, પવિત્ર, કુળવાન, પ્રીતિવાન અને નિપુણ છે ને? ૪૮ તમારી સેનાના સર્વ યુદ્ધોમાં કુશલ, પ્રગલ્ભ, ઉત્તમ અને પરાક્રમી એવા મુખ્ય યોદ્ધાઓને તમે યોગ્ય સત્કારથી સન્માનો છો ને? ૪૯ સેનાને દેવાનાં ભોજનખર્ચ અને પગાર તમે યોગ્ય સમયે ઉચિત રીતે આપો છો ને? આમાં ઢીલ તો નથી કરતા ને? ૫૦ તેમને જે વખત વિતાવીને એ એ ખર્ચી અને વેતન આપવામાં આવે તો પોતાની દરિદ્રતા થવાના કારણે તેઓ સ્વામીનું કાર્ય બગાડે છે. આ મહાન અનર્થ કહેવાયો છે. ૫૧ તમારા કુલના કુમારો અને મુખ્ય પુરુષો તમારામાં ભક્તિભાવવાળા છે ને? તેઓ તમારે માટે યુદ્ધમાં પ્રાણ ઓવારી નાખવાને સદા સજ્જ છે ને? ૫૨ અધિકારમાં છકી ગયેલો કોઈ સ્વેચ્છાચારી માણસ યુદ્ધવિષયક અનેક નાનામોટા કાર્યોમાં એકલો ફાવે તેમ અમલ ચલાવતો નથી ને? ૫૩ કોઈ મનુષ્ય પુરુષાર્થ કરીને પોતાનું કામ શોભાવે, તો તેને અધિક માન અને વિશેષ ખર્ચી તથા વધુ પગાર મળે છે ને? ૫૪ વિદ્યાવાન, વિનયવાન અને જ્ઞાનકુશલ નરોને તમે ગુણ પ્રમાણે યોગ્ય દાનસત્કાર કરો છો કે? ૫૫ હે ભરતોત્તમ! તમારે માટે પ્રાણદાન કરનારા અને આપત્તિમાં આવી પડેલા માણસોની સ્ત્રીઓનું તમે ભરણપોષણ કરો છો કે? ૫૬ હે પૃથાપુત્ર! ભયથી આવેલા, શક્તિહીન થયેલા, શરણે આવેલા અને યુદ્ધમાં હારેલા શત્રુને તમે પુત્રની જેમ પાળો છો ને? ૫૭ હે પૃથ્વીપતિ! તમે સકલ પૃથ્વીને મન માતા તથા પિતાની જેમ સમાન અને શંકાથી પર છો ને? ૫૮ હે ભરતવર! શત્રુને સ્ત્રી, જુગાર આદિ દશ વ્યસનોમાં* પડેલો જોઈને, તમારાં મંત્ર, ભંડાર અને સેવક એ ત્રણનું બલ તપાસીને તમે વેગપૂર્વક તેના ઉપર હલ્લો કરો છો ને? ૫૯ હે શત્રુદમન મહારાજ! પાર્ષ્ણિગ્રાહ આદિ બાર મંડલને જોઈ–વિચારીને, કરવાયોગ્ય કામનો નિશ્ચય કરીને, પરાજયના હેતુરૂપ વ્યસનોનો ખાસ વિચાર કરીને, દૈવાદિ જાણીને તેમ જ સેનાને આગળથી પગાર આપીને તમે યથાકાલે યુદ્ધયાત્રા કરો છો ને? ૬૦,૬૧ હે પરંતપ! શત્રુરાજ્યના મોટા મોટા યોદ્ધાઓને તમે ગુપ્ત રીતે યોગ્યતા પ્રમાણે રત્નો વહેંચો છો ને? ૬૨

હે પાર્થ! પ્રથમ પોતાને જીતીને, જિતેન્દ્રિય રહીને, તમે ગાફેલ અને અજિતેન્દ્રિય એવા શત્રુઓને જીતવા ઇચ્છો છો ને? ૬૩ શત્રુઓ ઉપર ચડાઈ કરો છો, તે પહેલાં તમે સામ, દાન, ભેદ અને દંડ એ ઉપાયોને વિધિપૂર્વક યોજો છો ને? ૬૪ હે પૃથ્વીનાથ! તમે તમારા મૂલરૂપ રાજ્યને દૃઢ કર્યા પછી જ શત્રુઓ ઉપર જાઓ છો ને? તેમને જીતવા માટે પરાક્રમ બતાવો છો ને? તેમને જીતીને તેમનું રક્ષણ કરો છો ને? ૬૫ રથ, હાથી આદિ આઠ અંગવાળી અને મંત્રી, મિત્ર આદિ ચાર જાતના બલવાળી તેમજ પ્રમુખ યોદ્ધાઓથી સારી રીતે કેળવેલી તમારી સેના શત્રુઓને વીંધે એવી છે ને? ૬૬ હે પરંતપ! હે મહારાજ! શત્રુરાજ્યમાં તમે અનાજની કાપણી વેળાએ અને દુકાળના સમયે રિપુઓને રણમાં રોળો છો ને? ૬૭ તમે

* વ્યસન–કષ્ટ બે પ્રકારનાં, દૈવી અને માનુષી–તેમાં દૈવી–અગ્નિ, જલ, વ્યાધિ દુષ્કાલ અને મરકી એ પાંચ પ્રકારનાં છે અને અયોગ્ય મનુષ્યો, ચોરો, શત્રુઓ, રાજાના માનીતાઓ અને રાજલોભ આ પાંચ પ્રકારનાં માનુષી કષ્ટો છે.

તમારાં અને પારકાં રાજ્યોમાં અનેક અધિકારીઓ મૂકયા છે ને? તેઓ પોતાનાં કામકાજ બરાબર કરે છે ને? તેઓ પરસ્પરતાએ રક્ષણ આપે છે? હે મહારાજ! તમારા વિશ્વાસુ માણસો તમારે માટે ભોજનની ઉત્તમ સામગ્રીઓ, પહેરવાનાં વસ્ત્રો તથા સુગંધી દ્રવ્યો રાખી મૂકે છે ને?[૬૮,૬૯] વળી તમારું કલ્યાણ ઇચ્છનારા સેવકો તમારાં ભંડાર, કોઠાર, વાહન, દરવાજા, આયુધો અને આવક ઉપર બરાબર ચોકી રાખે છે ને?[૭૦] હે પૃથ્વીપતિ! રસોઇયા આદિ ભીતરના સેવકોથી તથા સેનાપતિ આદિ બહારના માણસોથી તમે પ્રથમ તમારી પોતાની જાતનું રક્ષણ કરો છો ને? તમારાં સગાંવહાલાંથી તેમની રક્ષા કરો છો કે? તેમ તે બન્નેને એકમેકથી રક્ષો છો ખરા ને?[૭૧] મદ્ય, જુગાર, ક્રીડા અને સ્ત્રીપ્રસંગ આદિનાં તમારાં ખર્ચો નોકરલોકો દિવસના પ્રથમ ભાગમાં તો રજૂ નથી કરતા ને?[૭૨] કાલ પ્રમાણેના આવકના અર્ધા, ત્રીજા, કે ચોથા ભાગથી તમારા ખરચને પહોંચી વળાય છે ને?[૭૩] સગાંસંબંધીઓ, ગુરુઓ, વૃદ્ધો, વણિકો, શિલ્પીઓ, આશ્રિતો અને ભૂંડી દશામાં આવી પડેલાઓને તમે ધનધાન્યથી કૃપાપૂર્વક અનુગ્રહ કરો છો ને?[૭૪] આવકજાવકના ઉપર રાખેલા નામું ગણવા-લખવાવાળાઓ દિવસને પહેલે પહોરે તમને આવકજાવકનો નિત્ય હિસાબ આપે છે કે?[૭૫] કાર્યમાં પૂરા પ્રૌઢ, તમારા હિતૈષી અને પ્રિય એવા કર્મચારીઓને વિના દોષે કામમાંથી દૂર તો કરવામાં આવતા નથી ને?[૭૬] હે ભારત! ઉત્તમ, મધ્યમ અને અધમ પુરુષોને બરાબર પારખીને તમે તેમને યોગ્ય કામોમાં મૂકો છો ને?[૭૭] હે પૃથ્વીનાથ! લોભિયા, ચોરો, વેરીઓ અથવા વ્યવહારમાં કાચા માણસોને તમે તમારા કામમાં લેતા નથી ને?[૭૮] ચોરોથી લોભિયાઓથી, કુમારોથી તથા રાણીઓના પ્રાબલ્યથી તમારા રાષ્ટ્રને પીડા થતી નથી ને? તમારા ખેડૂતો તો સંતુષ્ટ છે ને?[૭૯] તમારા રાષ્ટ્રમાં અનેક મોટાં જલભર્યાં તળાવો વિભાગવાર ખોદાવ્યાં છે? તમારે ત્યાં ખેતી માત્ર વરસાદ ઉપર આધાર રાખનારી નથી ને?[૮૦] તમારા ખેડૂતોને અનાજ અને બીજની તંગાશ તો રહેતી નથી ને? તેમને સેંકડે એક ટકો વ્યાજ લઈ નાણું ધીરવાની તમે કૃપા કરો છો ને?[૮૧] હે તાત! તમારા સત્પુરુષો ખેતી, પશુપાલન, વાણિજ્ય અને વ્યાજવટાવ એ ચાર પ્રકારની વાર્તા સારી રીતે કરે છે ને? હે તાત! એ ધંધાઓનો આશ્રય કરવાથી આ લોક સુખ પામે છે? હે રાજન્! તમારાં ગામડાંની વસ્તીમાં તમે (ગ્રામપાલન, દુર્ગપાલન, વણિકપાલન, કૃષિપાલન અને દુષ્ટશાસન) એ પાંચ કાર્યો ઉપર શૂરવીર અને બુદ્ધિચતુર પાંચ મનુષ્યો મૂકયા છે ને? તેઓ એક સાથે રહીને કલ્યાણકાર્ય કરે છે ને?[૮૨,૮૩] નગરની રક્ષા માટે તમે ગામોને નગર જેવાં અને સીમાપ્રદેશોને ગામ જેવાં કર્યાં છે ને?—એ બધાંને તમે અધીન બનાવ્યાં છે ને?[૮૪] તમારા દેશમાં ચોરો તમારાં સમ અને વિષમ નગરોને મારફાડ કરતા લૂંટે, તો તમારી સેના તેમની પૂંઠ પકડે છે કે?[૮૫] સ્ત્રીઓને તમે સાંત્વન આપો છો ને? તેમની સારી પેઠે રક્ષા કરો છો કે? તેમના ઉપર વિશ્વાસ તો મૂકતા નથી ને? તેમ, તેમને છૂપી વાત કહેતા નથી ને?[૮૬] હે રાજા! આવતી વિપત્તિ સાંભળીને તથા તે માટે વિચાર કરીને તમે સુખભોગમાં લપેટાઈ અંતઃપુરમાં સૂઈ જતા નથી ને?[૮૭] હે પૃથ્વીનાથ! રાતના બીજા અને ત્રીજા પહોરમાં સૂઈ રહી, ચોથે પહોરે ઊઠી, ધર્મ અને અર્થનું ચિંતન કરો છો ને?[૮૮] હે પાંડવ! યોગ્ય વખતે ઊઠીને અને અલંકાર ધારણ કરીને તમે દેશકાલ જાણનારા મંત્રીઓ સાથે પ્રજાજનો માટે નિરંતર વિચારણા કરો છો ને?[૮૯] હે શત્રુદમન! લાલ વસ્ત્રો પહેરેલા,

હાથમાં તલવાર ધારણ કરેલા અને સારી રીતે અલંકાર સજેલા માણસો ચોતરફ તમારી રક્ષામાં રહે છે ને ?[90]

હે ધરણીનાથ! શિક્ષાપાત્રો, પૂજ્યો, પ્રિયો અને અપ્રિયો સંબંધમાં તમે તપાસ કરીને યમરાજની જેમ ન્યાયી રીતે વર્તો છો ને ?[91] હે પાર્થ! તમે નિયમ અને ઔષધથી શારીરિક પીડાઓને અને વૃદ્ધોની સેવાથી માનસિક પીડાઓને સદૈવ દૂર કરતા રહો છો ને ?[92] અષ્ટાંગ ચિકિત્સા (નિદાન, પૂર્વચિહ્ન, રૂપ, ઉપશય, સંપ્રાપ્તિ, ઔષધ, રોગી અને પરિચારક)માં કુશળ, મિત્રરૂપ અને પ્રેમભર્યા વૈદ્યો નિત્ય તમારા શરીરની રક્ષામાં રહે છે ને ?[93] હે પૃથ્વીપતિ! લોભ, મોહ અને માનમાં પડીને તમે આવેલા વાદીપ્રતિવાદીઓને ક્યારેક ન જોતા હો એમ તો નથી ને ?[94] વળી લોભ, મોહ, વિશ્વાસ અથવા સ્નેહને વશ થઈને તમે આશ્રિત માણસોની આજીવિકા તો અટકાવતા નથી ને? તમારા પુરવાસી તથા દેશવાસી મનુષ્યો શત્રુઓને વેચાણ થઈને કદી પણ તમારી સાથે વિરોધ તો કરતા નથી ને ?[95,96] બલપૂર્વક તમે કચરેલો દુર્બલ શત્રુ પાછો મંત્રણાથી અથવા મંત્રણા અને બલથી કદી બલવાન તો નથી થઈ પડતો ને ?[97] સર્વ મુખ્ય રાજાઓ તમારામાં ભક્તિવાળા છે ને ? તમારા બોલાવ્યા તેઓ તમારે માટે પ્રાણ ઓવારી નાખે એમ છે ને ?[98] તમે બ્રાહ્મણો અને સાધુઓને સર્વ વિદ્યાઓ તથા તેમના ગુણો જોઈને તેમને પરમકલ્યાણકારી શુભ પૂજા અર્પો છો ને? તમે તેમને સ્વર્ગ અને મોક્ષ આપનારી દક્ષિણાઓ નિત્ય આપો છો ને ?[99] પૂર્વપુરુષોએ આચરેલા ત્રણ વેદરૂપી મૂલવાળા ધર્મવિષયમાં તમે પણ તેમની જેમ કર્મો કરવાને પ્રયત્નશીલ છો ને ?[100] તમારા અધ્યક્ષપણા હેઠળ તમારે ઘેર ગુણવાન બ્રાહ્મણો સ્વાદિષ્ટ અને ગુણકારી ભોજન જમે છે ને ? તેમને દક્ષિણા મળે છે ને ?[101] તમે પોતે એકચિત્ત થઈ વાજપેય અને પુંડરિક આદિ યજ્ઞો સંપૂર્ણતાએ કરવાને યત્ન કરો છો ને ?[102] તમે જ્ઞાતિજનોને, ગુરુઓને, વૃદ્ધોને, દેવતાઓને, તપસ્વીઓને, કલ્યાણદાયી ચૈત્યવૃક્ષોને અને બ્રાહ્મણોને નમન કરો છો ને ?[103] હે નિષ્પાપ! તમે કોઈને શોક કે રોષ તો ઉપજાવતા નથી ને ? પુરોહિત આદિ મંગલકારી માણસો તમારી પાસે રહે છે ને ?[104] હે અપાપ! આવરદા આપનારી, યશ વધારનારી તેમજ ધર્મ, અર્થ અને કામ દર્શાવનારી આ જે બુદ્ધિ અને વૃત્તિ કહી, તેવી જ તમારી બુદ્ધિ અને વૃત્તિ છે ને ?[105] આ બુદ્ધિથી વર્તનાર રાજાનો દેશ કોઈ પણ કાળે દુઃખમાં પડતો નથી. તે રાજા પૃથ્વી ઉપર જય મેળવીને પરમ સુખ ભોગવે છે.[106] કોઈ આર્ય, શુદ્ધચિત્ત અને પવિત્ર માણસ ચોરીના મિથ્યા આળમાં સપડાયો હોય, તો તે અણજાણ માણસ શાસ્ત્રો રમાડનારા માણસોને હાથે, લોભે કરીને માર્યો તો જતો નથી ને ?[107] વળી, હે નરસિંહ! કોઈ દુષ્ટ, બૂરાં કામો કરનારો અને ચોર ખાસ માણસોને હાથે પકડાયો હોય, તો દ્રવ્યના લોભથી તેને છોડી મૂકવામાં આવતો નથી ને ?[108] હે ભારત! ધનવાન અને ગરીબને મળેલી દ્રવ્યસંપત્તિ વિશે તમારા પ્રધાનો ખોરી નજર તો રાખતા નથી ને ? તેઓ તેમનાં એ ધન હરી લેતા નથી ને ?[109] નાસ્તિકતા, અસત્ય, ક્રોધ, પ્રમાદ, દીર્ઘસૂત્રીપણું, જ્ઞાનીઓને ન મળવું, આળસ, પંચેન્દ્રિયોની ચંચલ વૃત્તિઓમાં અત્યાસક્તિ, એકમાત્ર ધનોપાર્જનની સતત ચિંતા, અર્થ ન જાણનારાઓ સાથે ચિન્તન, નિશ્ચિત કરેલી વાતનો આરંભ ન કરવો, મંત્રણાને સાચવી ન રાખવી, મંગળકાર્યો ન કરવાં અને વગર સમજ્યે ગમે તે કરવા જ્યાં ત્યાં ખડા થઈ જવું—રાજાઓના આ ચૌદ દોષોને તમે દૂર રાખો છો ને? રાજાઓ ભલે

દઢ મૂળિયાંવાળા હોય, તો પણ આ દોષોથી તેઓ સામાન્ય રીતે વિનાશ જ પામે છે. તમારું વેદાધ્યયન સફલ છે ને? તમારું ધન સફલ છે ને? તમારી પત્નીઓ સફલ છે ને? તમારું શાસ્ત્રશ્રવણ સફલ છે ને? ૧૧૦-૧૧૩

**યુધિષ્ઠિર બોલ્યાઃ**—વેદો કેવી રીતે સફલ થાય? ધન કેવી રીતે સફલ થાય? પત્નીઓ કેવી રીતે સફલ થાય? અને શાસ્ત્રશ્રવણ કેવી રીતે સફલ થાય? ૧૧૪

**નારદ બોલ્યાઃ**—અગ્નિહોત્રથી વેદો સફલ થાય છે; દાન અને ભોગથી ધન સફલ થાય છે; રતિ અને પુત્રથી પત્નીઓ સફલ થાય છે અને સદાચારથી શાસ્ત્રશ્રવણ સફલ થાય છે. ૧૧૫

**વૈશંપાયન બોલ્યાઃ**—આમ કહીને, તે મહાતપસ્વી નારદમુનિએ ધર્માત્મા યુધિષ્ઠિરને આ પ્રમાણે પૂછ્યું. ૧૧૬

**નારદ બોલ્યાઃ**—લાભને માટે દૂર દેશથી આવેલા વણિકો પાસેથી કર ઉઘરાવનારાઓ યોગ્ય કરો લે છે કે? ૧૧૭ હે રાજન્! આ વેપારીઓ તમારા નગરમાં અને રાષ્ટ્રમાં સન્માન પામે છે ને? તેઓ છળથી છેતરાયા વિના બજારમાલ લાવે છે ને? ૧૧૮ હે તાત! તમે ધર્મ અને અર્થને જાણનારા તથા વ્યવહારવિદ વૃદ્ધો પાસેથી નિત્ય ધર્મ અને અર્થયુક્ત વચનો સાંભળો છો ને? ૧૧૯ ખેતીવાડી, ગાય, ફલ અને ફૂલ સંબંધમાં તમે બ્રાહ્મણોને ધર્માર્થે ધીરવા આપો છો ને? ૧૨૦ તમે સૌ કારીગરોને વધુમાં વધુ ચાર માસ ચાલે એટલાં ઠરાવેલાં વેતન તથા સાહિત્યો સારી રીતે હમેશાં આપો છો ને? ૧૨૧ હે મહારાજ! તમે એ શિલ્પીઓનાં કાર્યને ઓળખો છો કે? તે કારીગરોને પ્રશંસો છો કે? સત્પુરુષોની સમક્ષ તેમને સન્માનથી સત્કારો છો ને? ૧૨૨ હે ભરતશ્રેષ્ઠ પ્રભુ! તમે સર્વ વિદ્યાસૂત્રો—ખાસ કરીને હાથી, ઘોડા અને રથની પરીક્ષાનાં સૂત્રો—જાણો છો ને? ૧૨૩ હે ભરતોત્તમ! ધનુર્વેદનાં સૂત્રોનો તેમજ નગરરક્ષાનાં યંત્રસૂત્રોનો તમારા ભવનમાં રૂડી રીતે અભ્યાસ ચાલે છે ને? ૧૨૪ હે નિષ્પાપ! તમે સર્વ અસ્ત્રોને, બ્રહ્મદંડ (અભિચાર વિદ્યા) તેમજ શત્રુઓનો નાશ કરનારા વિષપ્રયોગોને જાણો છો કે? ૧૨૫ અગ્નિના ભયથી, સર્પાદિના ભયથી, તેમજ રોગ અને રાક્ષસના ભયથી તમે તમારા રાજ્યને રક્ષિત રાખો છો કે? ૧૨૬ હે ધર્મજ્ઞ! તમે આંધળાં, મૂગાં, પાંગળાં, અંગહીન, સગાંસંબંધી વિનાનાં અને સંન્યાસીઓને પિતારૂપ થઈ પાળો છો ને? ૧૨૭ હે મહારાજ! નિદ્રા, આળસ, ભય, ક્રોધ, ઢીલાપણું અને દીર્ઘસૂત્રીપણું એ છ અનર્થોને તમે દૂર કર્યા છે ને? ૧૨૮

**વૈશંપાયન બોલ્યાઃ**—પછી બ્રાહ્મણશ્રેષ્ઠ નારદજીનાં આ વચન સાંભળીને પ્રસન્ન થયેલા એ કુરુપ્રવીર મહાત્મા યુધિષ્ઠિરે એ દેવરૂપ મુનિને પાયે પડી પ્રણામ કર્યા અને એમને આ પ્રમાણે કહ્યું. ૧૨૯

**યુધિષ્ઠિર બોલ્યાઃ**—આપે કહ્યું છે તે પ્રમાણે હું કરીશ. કેમકે આથી મારી બુદ્ધિ વિશેષ વૃદ્ધિ પામી છે. આમ કહીને રાજાએ ઋષિ નારદનાં વચનોનો અમલ કર્યો અને સાગરરૂપી કટિમેખલાવાળી પૃથ્વીને સ્વાધીન કરી. ૧૩૦

**નારદ બોલ્યાઃ**—જે રાજા ચાતુર્વર્ણ્યના રક્ષણ માટે આ પ્રમાણે વર્તે છે, તે આ લોકમાં સુખપૂર્વક વિહાર કરે છે અને પરલોકમાં ઇન્દ્રલોકને પામે છે. ૧૩૧

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત લોકપાલસભાખ્યાનપર્વમાં 'નારદે પ્રશ્નરૂપે આપેલું રાજધર્માનુશાસન' નામનો અધ્યાય ૫ મો સમાપ્ત**



# अध्याय ६ ठ्ठो

## યુધિષ્ઠિરની બીજી સભાઓ વિશે પૃછપરછ

॥ वैशंपायन उवाच ॥

संपूज्याथाभ्यनुज्ञातो महर्षेर्वचनात् परम् ।
प्रत्युवाचानुपूर्व्येण धर्मराजो युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–મહર્ષિ નારદનાં એ વચન સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિરે તેમનું સન્માન કર્યું અને પછી તેમની રજા લઈ આ ક્રમ પ્રમાણે પૂછ્યું.[૧]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે ભગવન્! તમે ધર્મના નિશ્ચયને ન્યાયપૂર્વક અને યથાવત્ કહ્યો છે. હું યથાન્યાયે શક્તિ અનુસાર એ વિધિએ વર્તું છું.[૨] આમાં સંશય નથી કે, પૂર્વના રાજાઓએ જ કાર્યો કર્યાં છે, તે ન્યાયસંગત અર્થવાળાં, હેતુયુક્ત અને અર્થયુક્ત છે.[૩] હે પ્રભુ! અમે પણ તેમના સન્માર્ગે જવા ઇચ્છીએ છીએ; પરંતુ તે જિતેન્દ્રિય રાજાઓની જેમ અમે તે રીતે ચાલી શકતા નથી.[૪]

વૈશંપાયન બોલ્યાઃ–નારદમુનિનાં તે વચનોને સત્કારીને તે ધર્માત્મા યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું. હવે, થોડી વાર પછી સર્વ લોકમાં વિચરનાર, અમાપ તેજવાળા, સ્વસ્થ ચિત્તવાળા અને આસન ઉપર વિરાજેલા તે દેવર્ષિ નારદને શ્રમયુક્ત જોઇને મહાતેજસ્વી પાંડુનંદન યુધિષ્ઠિર તેમની સેવા કરતા રહ્યા અને તેમને યોગ્ય કાલે રાજાઓની મધ્યમાં આ પ્રમાણે પૂછવા લાગ્યા.[૫-૭]

યુધિષ્ઠિર બોલ્યાઃ–મનના જેવા વેગવાળા તમે, બ્રહ્માએ નિર્મેલા અનેક નાનાવિધ લોકોને પહેલેથી સદા જોતા આવ્યા છો.[૮] હે બ્રહ્મન્! તમે આ સભાના જેવી અથવા એથી ચડિયાતી એવી બીજી કોઈ સભા પૂર્વે કદી પણ જોઈ છે ખરી? હું તમને આ પૂછું છું, તો કહો.[૯]

વૈશંપાયન બોલ્યાઃ–ધર્મરાજનું આ વચન સાંભળીને નારદજીએ સ્મિતપૂર્વક મધુર વાણીમાં પાંડવને આ ઉત્તર આપ્યો.[૧૦]

નારદ બોલ્યાઃ–હે ભરતવંશી રાજા! હે તાત! મનુષ્યલોકમાં તો મેં આ તમારા જેવી મણિઓથી જડેલી સભા પૂર્વે સાંભળી નથી તેમ જોઈ નથી.[૧૧] પણ હું, યમરાજ, ધીમાન વરુણ, ઇન્દ્ર અને કૈલાસનિવાસી કુબેરની સભાઓ વિશે તમને કહીશ.[૧૨] વળી હે ભરતોત્તમ! તમને સાંભળવાની ઇચ્છા હશે તો હું તમને બ્રહ્માજીની તે દિવ્ય સભા વિશે પણ સંભળાવીશ. તે ક્લેશરહિત, લૌકિક અને અલૌકિક કારીગરીવાળી અને વિશ્વનાં વિવિધ રૂપો ધારનારી છે; તેમજ તે દેવો, પિતૃગણો, સાધ્યો, જીતેલા મનવાળા યાજ્ઞિકો તથા દક્ષિણાયુક્ત વેદરૂપી યજ્ઞો કરવાવાળા શાંત મુનિવૃંદોથી સુશોભિત છે.[૧૩,૧૪]

વૈશંપાયન બોલ્યાઃ–નારદજીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના ભાઈઓ તથા તે સર્વ દ્વિજવરો સહિત તેમને હાથ જોડી પ્રણામ કર્યા.[૧૫] ઉદાર મનવાળા ધર્મરાજે નારદજીને કહ્યું કે, 'તમે તે બધી સભાઓ વિશે કહો, અમે એ સાંભળવા ઇચ્છીએ છીએ.[૧૬] હે બ્રહ્મન્! તે તે સભાઓમાં શા શા પદાર્થો છે? તેમનો વિસ્તાર કેવડો કેવડો છે? તેઓ કેટલી કેટલી લાંબી છે? બ્રહ્માજીની તે સભામાં કોણ કોણ એ પિતામહની સેવા કરે છે?[૧૭] દેવરાજ ઇન્દ્રને, વૈવસ્વત યમને, વરુણને અને કુબેરને તેમની સભાઓમાં કોણ કોણ ઉપાસે છે?[૧૮] હે બ્રહ્મર્ષિ! તમે આ બધું યથાર્થ રીતે કહો; કેમકે અમને સૌને સાંભળવાનું અત્યંત કુતૂહલ થયું છે.'[૧૯] પાંડુપુત્ર યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, ત્યારે નારદજીએ ઉત્તર આપ્યો કે, 'હે રાજન્! તમે તે સર્વ દિવ્ય સભાઓ વિશે મારી પાસેથી ક્રમપૂર્વક સાંભળો.'[૨૦]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત લોકપાલસભાખ્યાનપર્વમાં 'યુધિષ્ઠિરસભાજિજ્ઞાસા' નામનો અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

# अध्याय ७ मो

## ઇન્દ્રની સભાનું વર્ણન

॥ नारद उवाच ॥

**शक्रस्य तु सभा दिव्या भास्वरा कर्मनिर्मिता ।**
**स्वयं शक्रेण कौरव्य निर्जितार्कसमप्रभा ॥ १ ॥**

નારદ બોલ્યાઃ–હે કુરુવંશી! ઇન્દ્રની તે દિવ્ય સભા વિશ્વકર્માએ નિર્માણ કરી છે અને એ સૂર્ય જેવી પ્રભાવાળી સભાને ઇન્દ્રે પોતે વિજયમાં મેળવી છે.[૧] તે સો જોજન પહોળી અને દોઢસો યોજન લાંબી છે. આકાશમાં વિરાજતી અને ઇચ્છિત ગતિવાળી એ પાંચ યોજન ઊંચી છે.[૨] તેમાં ઘડપણ, શોક કે ક્લેશનું નામ નથી. ઉપદ્રવહીન, મંગલમયી, શુભતાભરી, સુભવનવાળી, સુઆસનભરી અને રમણીય એવી તે દિવ્ય વૃક્ષોથી શોભી રહી છે.[૩] હે ભરતવંશી પૃથાપુત્ર! અનુપમ સુંદર શરીરવાળા, મુકુટધારી, લાલ બાજુબંધ સજેલા, નિર્મલ વસ્ત્ર પહેરેલા અને સુંદર માલા લગાવેલા દેવરાજ ઇન્દ્ર શ્રી, લક્ષ્મી, હ્રી, કીર્તિ અને દ્યુતિ સહિત પોતાની મહેન્દ્રાણી શચી સાથે એ સભામાં પરમ આસને બિરાજે છે.[૪,૫] હે રાજન્! ત્યાં સર્વ ગ્રહસ્થી વાયુઓ સર્વ બાજુએથી એ મહાત્મા શતક્રતુને નિત્ય ઉપાસી રહ્યા છે.[૬] વળી સિદ્ધો, દેવર્ષિઓ, સાધ્યો, દેવગણો તેમજ સુવર્ણની માળાઓવાળા પ્રકાશમાન એકત્ર મરુત્ગણો–એ સૌ દિવ્ય રૂપવાળા તથા સુવિભૂષિત સર્વ અનુચરોની સાથે તે શત્રુનાશી મહાત્મા દેવરાજની ઉપાસના કરે છે.[૭,૮] હે પાર્થ! નિર્મળ, પાપમુક્ત, અગ્નિના જેવી કાંતિવાળા, તેજસ્વી, સોમયજ્ઞ કરવાવાળા, શોક અને રોગરહિત એવા સર્વ દેવર્ષિઓ તેમજ પરાશર, પર્વત, સાવર્ણિ, ગાલવ, શંખ, લિખિત, ગૌરશિરા મુનિ, દુર્વાસા, ક્રોધન, શ્યેન, મુનિ દીર્ઘતમા, પવિત્રપાણિ, સાવર્ણિ, યાજ્ઞવલ્ક્ય, ભાલુકિ, ઉદ્દાલક, શ્વેતકેતુ, તાંડ્ય, ભાંડાયનિ હવિષ્માન, ગરિષ્ઠ, રાજા હરિશ્ચંદ્ર, હૃદ્ય, ઉદરશાંડિલ્ય, પારાશર્ય, કૃષીબલ, વાતસ્કન્ધ, વિશાખ, વિધાતા, કાલ, કરાલદન્ત, ત્વષ્ટા, વિશ્વકર્મા, તુમ્બુરુ અને વગર યોનિએ જન્મેલા, યોનિમાં ઉત્પન્ન થયેલા, વાયુભક્ષી તેમજ અગ્નિભક્ષીઓ એ સૌ, સર્વલોકના ઈશ્વર વજ્રધારી ઇન્દ્રને ઉપાસી રહ્યા છે.[૯–૧૫] વળી હે રાજન્! ત્યાં સહદેવ, સુનીથ, મહાતપસ્વી વાલ્મીકિ, શમીક, સત્યવાક, સત્યપ્રતિજ્ઞ પ્રચેતાઓ, મેધાતિથિ, વામદેવ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, મરુત્ત, મરીચિ, મહાતપસ્વી સ્થાણુ, કક્ષીવાન, ગૌતમ, તાર્ક્ષ્ય, વૈશ્વાનર મુનિ, કાલકવૃક્ષીય મુનિ, આશ્રાવ્ય, હિરણ્મય, સંવર્ત, દેવહવ્ય, વીર્યવાન વિષ્વક્સેન, કણ્વ, કાત્યાયન, ગાર્ગ્ય અને કૌશિક સેવા કરી રહ્યા છે.[૧૬–૧૯] હે પાંડવ! ત્યાં દિવ્ય જલો, ઔષધિઓ, શ્રદ્ધા, મેધા, સરસ્વતી, ધર્મ, અર્થ, કામ, વિદ્યુત, જલધારો, મેઘો, વાયુઓ, ગર્જનાઓ, પૂર્વ દિશા, યજ્ઞનાં હવિઓ વહેનારા સત્તાવીશ* અગ્નિઓ, અગ્નિ, સોમ, ઇન્દ્રાગ્ની, મિત્ર, સવિતા, અર્યમા, ભગ, વિશ્વેદેવો, સાધ્યો, ગુરુ બૃહસ્પતિ, શુક્રાચાર્ય, વિશ્વાવસુ, ચિત્રસેન, સુમન, તરુણ, સર્વ યજ્ઞો, સર્વ દક્ષિણાઓ, ગ્રહસમૂહો, તારાઓ અને યજ્ઞનું વહન કરનારા સર્વ મંત્રો હે ભારત! ત્યાં બિરાજે છે.[૨૦–૨૪] હે રાજન્! વળી ત્યાં મનોહારિણી અપ્સરાઓ તથા ગંધર્વો નૃત્યો, વાજિંત્રો, ગીતો અને વિવિધ હાસ્યોથી દેવરાજ ઇન્દ્રના મનને પ્રસન્ન કરે છે. અને બલ તથા વૃત્રના એ સંહારક મહાત્માનું મંગલ સ્તુતિઓ તેમજ પરાક્રમી કર્મોનાં વર્ણન કરીને સ્તુતિ કરે છે. હે નૃપતિ! પુષ્પમાલાઓ

* અંગિરા, દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય, આવહનીય, નિર્મથ્ય, વૈદ્યુત, શૂર, સંવર્ત, લૌકિક, જાઠર, વિષગ, ક્રવ્યાત્, ક્ષેમવાન્, વૈષ્ણવ, દસ્યુમાન્. બલદ, શાંત, પુષ્ટ, વિભાવસુ, જ્યોતિષ્માન, ભરત, ભદ્ર, સ્વિષ્ટકૃત, વસુમાન્, ક્રતુ, સોમ અને પિતૃમાન્ આ સત્તાવીશ અગ્નિઓ છે.

ધારણ કરેલા અને અલંકારોથી વિભૂષિત થયેલા, તેમજ અગ્નિસમાન કાંતિવાળા, સર્વે બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ તથા દેવર્ષિઓ વિવિધ વિમાનોમાં ત્યાં આવે છે તો બીજા ત્યાંથી જાય છે.[૨૫,૨૮] બૃહસ્પતિ અને શુક્ર નિત્ય એ સભામાં જ વિરાજે છે. હે રાજન્! એ અને બીજા અનેક નિયતવ્રતી મહાત્માઓ, તેમજ સોમના જેવા પ્રિયદર્શન બ્રહ્મરૂપ ભૃગુ તથા સપ્તર્ષિઓ ત્યાં ચંદ્રના જેવાં વિમાનોમાં આવે છે અને જાય છે.[૨૯,૩૦] હે મહાબાહુ રાજન્! ઇન્દ્રની આ સભાનું નામ પુષ્કરમાલિની છે અને તે સભાને મેં નજરે જોઈ છે. હવે યમની સભા વિષે તમે સાંભળો.[૩૧]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત લોકપાલસભાખ્યાનપર્વમાં 'ઇન્દ્રસભાવર્ણન' નામનો અધ્યાય ૭ મો સમાપ્ત

# અધ્યાય ૮ મો

## યમરાજની સભાનું વર્ણન

॥ नारद उवाच ॥

कथयिष्ये सभां याम्यां युधिष्ठिर निबोध ताम् ।
वैवस्वतस्य यां पार्थ विश्वकर्मा चकार ह ॥१॥

નારદ બોલ્યાઃ–હે પૃથાનંદન યુધિષ્ઠિર! હું તમને સૂર્યના પુત્ર યમની સભા વિશે કહું છું, તે તમે સાંભળો. વિશ્વકર્માએ તેને બનાવી છે.[૧] હે પાંડવરાજ! તે તેજસ્વી સભા લંબાઈ અને પહોળાઈમાં સો યોજનથી પણ વિશેષ વિસ્તારવાળી છે.[૨] સૂર્યના જેવા પ્રકાશવાળી, સર્વ બાજુએ ઝળહળી રહેલી અને ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરતી તે સભામાં વધુ પડતી ઠંડી નથી તેમ વધુ પડતી ગરમી નથી. તે સભા મનને આનંદ આપે એવી છે.[૩] તેમાં શોક અને ઘડપણ નથી, ભૂખ અને તરસ નથી, દીનતા અને થાક નથી, તેમ તેમાં અપ્રિયતા અને પ્રતિકૂલતા પણ નથી.[૪] હે શત્રુદમન! તેમાં સર્વ માનુષી, દિવ્ય અને જે કંઈ કામનાઓ હોય તે પૂર્ણ થાય છે. વળી તેમાં ખાવાના, ચાવવાના, ચૂસવાના અને પીવાના, પ્રિય, રસાળ, સ્વાદિષ્ટ, તેમજ મનને રુચિકર એવા અનેક પદાર્થો છે. ત્યાં, નિત્ય પુણ્યકારી સુગંધવાળી ફૂલમાળાઓ છે અને ઇચ્છા પ્રમાણે ફળ આપનારાં વૃક્ષો છે.[૫-૭] વળી ત્યાં રસભર્યાં ટાઢાં અને ઊનાં જલ છે. હે તાત! તેમાં પુણ્યરૂપ રાજર્ષિઓ અને નિર્મલ બ્રહ્મર્ષિઓ વૈવસ્વત યમની હર્ષપૂર્વક સેવા કરે છે.[૮] હે રાજન્! યયાતિ, નહુષ, પૂરુ, માન્ધાતા, સોમક, નૃગ, સદસ્યુ, રાજર્ષિ કૃતવીર્ય, શ્રુતશ્રવા, અરિષ્ટનેમિ. સિદ્ધ, કૃતયોગ, કૃતિ, નિમિ, પ્રતર્દન, શિબિ, મત્સ્ય, પૃથુલાક્ષ, બૃહદ્રથ. વાર્ત, મરુત્ત, કુશિક, સાંકાશ્ય, સાકૃતિ, ધ્રુવ, ચતુરશ્વ, સદશ્વોર્મિ, કાર્તવીર્ય, ભારત, સુરથ, સુનીથ, નિશઠ, અનલ, દિવોદાસ, સુમના, અંબરીષ, ભગીરથ, વ્યશ્વ, સદશ્વ, વધ્ર્યશ્વ, પૃથુવેગ, પૃથુશ્રવા, પૃષદશ્વ, વસુમના, બલવાન ક્ષુપ, રુષદ્ગુ, વૃષસેન, ધ્વજવાળા રથી પુરુકુત્સ, આર્ષ્ટિષેણ, દિલીપ, મહાત્મા ઉશીનર, ઉશીનરનો પુત્ર, પુંડરીક, શર્યાતિ, શરભ, શુચિ, અંગ, અરિષ્ટ, વેન, દુષ્યંત, સંજય, જય, ભાંગાસુરિ, સુનીથ, નિષધ, વહીનર, કરન્ધમ, બાહ્‌લીક, સુદ્યુમ્ન, બલવાન મધુ, ઐલ, બલવાન પૃથ્વીપતિ મરુત્ત, કપોતરોમા, તૃણક, સહદેવ, અર્જુન, વ્યશ્વ, સાશ્વ, કૃશાશ્વ, રાજા શશબિન્દુ, દશરથપુત્ર રામ,* લક્ષ્મણ, પ્રતર્દન, અલર્ક, કક્ષસેન, ગય, ગૌરાશ્વ, જમદગ્નિપુત્ર પરશુરામ, નાભાગ, સગર, ભૂરિદ્યુમ્ન, મહાશ્વ, પૃથાશ્વ, જનક, રાજા વૈન્ય, વારિષેણ, પુરુજિત, જનમેજય, બ્રહ્મદત્ત, ત્રિગર્ત, રાજા ઉપરિચર, ઇન્દ્રદ્યુમ્ન, ભીમજાનુ, ગૌરપૃષ્ઠ, અનઘ, લય, પદ્મ,

* શ્રીરામચંદ્ર તથા લક્ષ્મણની વિષ્ણુ તથા શેષ રૂપથી નિજ ધામમાં જ સ્થિતિ છે; તથાપિ પ્રતિમારૂપ વડે ઉપાસકોના ઉપર અનુગ્રહ કરવા માટે યમસભામાં સ્થિતિ સમજવી.

મુચુકન્દ, અરિષ્ટનેમિ, પ્રસેનજિત, અરિષ્ટનેમિ, સુદ્યુમ્ન, પૃથુલાશ્વ, અષ્ટક, સો મત્સ્ય રાજાઓ, સો નીપ રાજાઓ, સો હય રાજાઓ, સો ધૃતરાષ્ટ્રો,× એંશી જનમેજયો, સો બ્રહ્મદત્તો, સો વીરિઓ, સો ઈરિઓ, બસો ભીષ્મો, સો ભીમો, સો પ્રતિવિન્ધ્યો, સો નાગો, સો હયો, સો પલાશો, સો કાશકુશાદિ, શાન્તનુ અને હે રાજેન્દ્ર તમારા પિતા પાંડુ, ઉશંગવ, શતરથ, દેવરાજ, જયદ્રથ, મંત્રીઓ સાથે બુદ્ધિમાન રાજર્ષિ વૃષદર્ભ, તેમજ બીજા હજારો શશબિન્દુઓ ભારે દક્ષિણાવાળા અનેક અશ્વમેધો કરીને ત્યાં આવ્યા હતા. હે રાજેન્દ્ર! આ પુણ્યશાળી, કીર્તિમાન અને બહુશ્રુત રાજર્ષિઓ તે સભામાં સૂર્યના પુત્ર યમરાજની ઉપાસના કરે છે. ૮-૨૮

વળી અગસ્ત્ય, મતંગ, કાલ, મૃત્યુ, યજ્ઞ કરનારાઓ, સિદ્ધો, યોગમૂર્તિઓ, અગ્નિષ્વાત્તા, પિતૃઓ, ફેનપ, ઉષ્મપ, સ્વધાયુક્ત બર્હિષદ અને બીજા મૂર્તિમન્ત પિતૃઓ; તેમ જ કાલચક્ર, સાક્ષાત્ અગ્નિ ભગવાન, દક્ષિણાયનમાં મરેલા દુષ્કર્મી મનુષ્યો, કાલને દોરવામાં લાગેલા યમરાજના દૂતો, શિંશપ, પલાશ, કાશ તથા કુશ આદિ દેવો એ સર્વે મૂર્તિમાન થઈને ધર્મરાજ યમની ઉપાસના કરે છે. હે જનેશ્વર! આ અને બીજા અનેકો યમરાજની સભાના સભાસદો છે. તેમને નામો અને કર્મોથી ગણી બતાવી શકાય એમ નથી. હે પાર્થ! ઇચ્છા પ્રમાણે ગતિવાળી તે રમ્ય અને વિશાલ સભાને વિશ્વકર્માએ બહુ લાંબું તપ તપીને નિર્માણ કરી છે.૨૯-૩૪ હે ભારત! પોતાના તેજ વડે તે સભા ઘણી-જ પ્રકાશવાળી દેખાય છે. ઉગ્ર તપસ્વી, સદ્વ્રતી, સત્યવાદી, સંન્યાસી, શાન્ત-સ્વભાવી, શુદ્ધ-હૃદયી અને પુણ્યકર્મોથી પવિત્ર થયેલાઓ એ સભાને વિશે જાય છે. ઝળહળતી દેહવાળા, નિર્મલ વસ્ત્રોવાળા, વિચિત્ર બાજુબંધવાળા, સુંદર માલાઓવાળા અને ઝગઝગતાં કુંડલવાળા તે સર્વ પોતાનાં રૂડી રીતે કરેલાં પુણ્યકર્મોથી તેમજ ચિહ્નોથી વિભૂષિત છે. ૩૫-૩૭ ત્યાં મહાત્મા ગંધર્વો અને અપ્સરાનાં મંડળો ચોમેર વાજિંત્ર, નૃત્ય, ગીત, હાસ્ય અને નાટ્ય કરે છે.૩૮ હે પૃથાપુત્ર! તે સભામાં ચારે બાજુથી પવિત્ર સુગંધો, પુણ્યધ્વનિઓ અને દિવ્ય પુષ્પમાલાઓ આવ્યાં કરે છે.૩૯ સંકડો અને લાખો ધર્મિષ્ઠ તથા સ્વરૂપવાન મનસ્વીઓ તે મહાત્મા પ્રજાનાથને ઉપાસે છે. હે રાજન્! મહાત્મા પિતૃરાજની તે સભા આવી છે. હવે પુષ્કરતીર્થની માલાવાળી મહાત્મા વરુણદેવની સભા વિશે કહીશ. ૪૦,૪૧

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત લોકપાલસભાખ્યાનપર્વમાં 'યમસભાવર્ણન' નામનો અધ્યાય ૮ મો સમાપ્ત**

# અધ્યાય ૯ મો

## વરુણની સભાનું વર્ણન

॥ नारद उवाच ॥

**युधिष्ठिर सभा दिव्या वरुणस्यामितप्रभा ।**
**प्रमाणेन यथा याम्या शुभप्राकारतोरणा ॥१॥**

નારદ બોલ્યાઃ-હે યુધિષ્ઠિર! વરુણની સભા દિવ્ય, અમાપ તેજસ્વી, યમરાજની સભાના જેવા પ્રમાણવાળી અને સુંદર કોટ અને દ્વારોવાળી છે. ૧ વિશ્વકર્માએ તેને જલના ભીતરમાં રાખીને ઘડી છે. દિવ્ય, રત્નમય અને

× પુરાણોમાં ઘણું ખરું અધિકારીઓનું જ વર્ણન હોય છે અને તેઓનાં પ્રત્યેક કલ્પમાં નામ, રૂપ તથા કર્મ સમાન હોય છે; એટલે ધર્મરાજાની સભામાં રહેનારાઓ સો સોની ગણતરીથી જે કહ્યા છે તે યોગ્ય જ છે. કારણ કે અનેક કલ્પો થઇ જવાથી એ નામના અધિકારીઓ તેટલા થવા સંભવિત છે. જેમ સેનાપતિના અધિકાર ઉપર જેટલા આવે તે બધા સેનાપતિ કહેવાય, તેમ ધૃતરાષ્ટ્રાદિ શબ્દોને માટે પણ સમજવું.

ફલો તથા પુષ્પો આપનારાં વૃક્ષોથી તેમજ નીલ, પીળી, કાળી, શ્યામળ, શ્વેત અને લાલ મંજરીઓની જાળો ધારનારા ચંદરવા જેવા ગુચ્છાઓથી તે શોભી રહી છે. ૨,૩ તેમાં અવર્ણ્ય દેહવાળાં અને મધુર ટહુકાવાળાં સેંકડો અને હજારો પંખીઓ છે. ૪ વરુણે રક્ષેલી તે સભા સુખદ સ્પર્શવાળી છે. અર્થાત્ તેમાં તાપ નથી, તેમ તેમાં ઠંડી નથી. તેમાં ભવનો અને આસનો છે અને તે શ્વેત અને રમણીય છે. ૫ તેમાં દિવ્ય રત્નો અંબરો અને અલંકારો ધારણ કરીને તે વરુણદેવ પોતાની સ્ત્રી વારુણી સાથે વિરાજે છે. ૬ માલાધારી, દિવ્ય ગંધવાળા અને દિવ્ય સુગંધીદાર અંગરાગવાળા આદિત્યો ત્યાં જળના દેવ વરુણની ઉપાસના કરે છે. ૭ હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર! વાસુકિ, તક્ષક, ઐરાવત, કૃષ્ણ, લોહિત, પદ્મ, વીર્યવાન ચિત્ર, કમ્બલનાગ, અશ્વતરનાગ, ધૃતરાષ્ટ્ર, બલાહક, મણિમાન, કુંડક, કર્કોટક, ધનંજય, પાણિઆન, કુંડધાર, બલવાન પ્રહ્લાદ, જનમેજય એ અને બીજા અનેક પતાકાવાળા, મોટી કાયાવાળા તથા ફણાવાળા સૌ નાગો એ સભામાં વગર થાકયે મહાત્મા વરુણને ઉપાસે છે. ૮–૧૨ વળી વિરોચનપુત્ર બલિરાજ, પૃથ્વીને જીતનાર નરકાસુર, સંહ્રાદ, વિપ્રચિત્તિ, કાલખંજ દાનવો, સુહનુ, દુર્મુખ, શંખ, સુમના, સુમતિ, ઘટોદર, મહાપાર્શ્વ, કથન, નિઠર, વિશ્વરૂપ, સ્વરૂપ, વિરૂપ, મહાશિરા, દશગ્રીવ, વાલી, મેઘવાસા, દશાવર, ટિટ્ટિભ, વિટભૂત, સંહ્રાદ, ઇન્દ્રતાપન અને બીજા દૈત્યો તથા દાનવોના સમૂહો એ સૌ વરદાન પામેલા, શૂરવીર અને મૃત્યુરહિત થયેલા સુવ્રતીઓ સુંદર કુંડલો, ફૂલમાલાઓ, મુગટો અને દિવ્ય વસ્ત્રો પહેરીને એ સભામાં ધર્મપાશ ધારણ કરનારા મહાત્મા વરુણદેવની નિત્ય ઉપાસના કરે છે. ૧૩–૧૮ હે યુધિષ્ઠિરરાજ! તે ચાર સમુદ્રો, ભાગીરથી નદી, કાલિન્દી, વિદિશા, વેણા, વેગવતી, નર્મદા, વિપાશા, શતદ્રુ, ચંદ્રભાગા, સરસ્વતી, ઇરાવતી, વિતસ્તા, સિંધુ, દેવનદી, ગોદાવરી, કૃષ્ણવેણા, સરિતાઓમાં શ્રેષ્ઠ કાવેરી, કિંપુના, વિશલ્યા, વૈતરણી નદી, તૃતીયા, જ્યેષ્ઠિલા, મહાનદ શોણ, ચર્મણ્વતી, મહાનદી પર્ણાશા, સરયૂ, વારવત્યા નદી, ઉત્તમ લાંગલી, કરતોયા, આત્રેયી, મહાનદ લૌહિત્ય, લંઘતી, ગોમતી, સંધ્યા, 'ત્રિસ્રોતસી એ અને બીજી તીર્થરૂપ અને લોકપ્રસિદ્ધ સરિતાઓ, તીર્થો, સરોવરો, કૂવાઓ, ઝરણાંઓ, કયારાઓ, તેમજ તળાવો એ બધાં મૂર્તિમંત થઇને મહાત્મા વરુણદેવની ઉપાસના કરે છે. ૧૯–૨૫ વળી હે ભારત! દિશાઓ, પૃથ્વી, સર્વ સ્થલચરો તથા બધાં જલચરો પણ દેહધારી થઇને એ મહાત્માને ઉપાસી રહ્યાં છે. ગાયન અને વાદન કરતા સર્વ ગંધર્વો તથા અપ્સરાઓના સમૂહો એ સભામાં વરુણની સ્તુતિ કરતા રહે છે. રત્નવાળા પર્વતો અને પ્રતિષ્ઠિત છ રસો પણ ત્યાં રહીને સુમધુર કથાઓ કરતા રહે છે. વરુણનો મંત્રી સુનાભ પોતાના પુત્રો તથા પૌત્રો સાથે તેમજ તેના મિત્ર ગોનામા અને પુષ્કરની સાથે વરુણની સેવામાં રત રહે છે. ૨૬–૨૯ આમ તે સૌ શરીરધારી થઈને તે જલેશ્વર વરુણને ઉપાસી રહ્યાં છે. ૩૦ હે ભરતસિંહ! વરુણદેવની આ રમણીય સભા મેં પૂર્વે મારા વિચરણમાં જોઈ હતી. હવે તમે કુબેરની સભા વિશે સાંભળો. ૩૧

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત લોકપાલસભાખ્યાનપર્વમાં 'વરુણસભાવર્ણન' નામનો અધ્યાય ૯મો સમાપ્ત**

## અધ્યાય ૧૦ મો

### કુબેરની સભાનું વર્ણન

॥ नारद उवाच ॥

सभा वैश्रवणी राजन् शतयोजनमायता ।
विस्तीर्णा सप्ततिश्चैव योजनानि सितप्रभा ॥१॥

નારદ બોલ્યાઃ–હે મહારાજ! વૈ..

કુબેરજીની ઉજ્જ્વલ કાંતિવાળી સભા લંબાઈ પહોળાઇમાં સો યોજન છે અને વિસ્તારમાં સિત્તેર યોજન ફેલાયલી છે.[1] હે રાજન! કુબેરે પોતે પોતાના તપથી તેને પ્રાપ્ત કરી છે. કૈલાસ પર્વતના શિખર જેવી એ સભા ચંદ્રની કાંતિને પણ ઝાંખી પાડે છે.[2] ગુહ્યકોથી એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવાતી એ સભા જાણે આકાશમાં જડાઈ હોય એમ શોભે છે. તે દિવ્ય સભા ઊંચાં સુવર્ણમય ભવનોથી સુશોભિત છે.[3] દિવ્ય ગંધોથી ભરેલી તે મનોરમ સભા મોટાં મોટાં રત્નોથી જડિત છે. ધોળાં વાદળાંના શિખર જેવી તે જાણે તરતી હોય એમ જણાય છે. માનો, દિવ્ય અને સુવર્ણમય રંગોથી રંગેલી એ સભા વીજળીઓથી ચીતરી છે.[4] તેમાં વિવિધ અલંકારો અને અંબરો ધારણ કરેલા, ઝગઝગતાં કુંડલ પહેરેલા અને સહસ્ર સ્ત્રીઓથી વીંટાયેલા શ્રીમાન કુબેરરાજ બેસે છે.[5] સૂર્યના જેવી કાંતિવાળા, દિવ્ય પાથરણવાળા અને દિવ્ય પગપાવડીવાળા પવિત્ર ઉત્તમાસન ઉપર તે બિરાજે છે.[6] તે વખતે ઉદાર મંદારવૃક્ષોનાં વનોને હલાવતો તેમજ સૌગન્ધિક કમલવનો, અલકા નામના પદ્મસરોવરની અને નંદનવનની સુગન્ધને વહેતો શીતલ તથા હૃદયહારી વાયુ એ કુબેરજીની સેવા કરે છે.[7,8] હે મહારાજ! ત્યાં ગંધર્વો અને અપ્સરાઓનાં વૃંદો સાથે તે સભામાં આવેલા દેવો દિવ્ય તાનોથી ગાન કરે છે.[9]

ત્યાં મિશ્રકેશી, રંભા, ચિત્રસેના, શુચિસ્મિતા, ચારુનેત્રા, ઘૃતાચી, મેનકા, પુંજિકસ્થલા, વિશ્વાચી, સહજન્યા, પ્રમ્લોચા, ઉર્વશી, ઈરા, વર્ગા, સૌરભેયી, સમીચી, બુદ્બુદા તેમજ લતા અને નૃત્ય તથા ગીતમાં કુશલ એવા બીજા હજારો ગંધર્વો તથા અપ્સરાઓના ગણો ધનપતિ કુબેરની ઉપાસના કરે છે. દિવ્ય વાદન, નૃત્ય અને ગાયનો તથા ગંધર્વો અને અપ્સરાઓના સમૂહો વડે તે સભા નિત્ય ભરપૂર અને મનગમતી લાગે છે. હે ભારત! કિન્નર નામના તથા બીજા નર નામના ગંધર્વો, મણિભદ્ર, ધનદ, શ્વેતભદ્ર, ગુહ્યક, કશેરક, ગંડકંડૂ, મહાબલવાન પ્રદ્યોત, કુસ્તુમ્બુરુ, પિશાચ, ગજકર્ણ, વિશાલક, વરાહકર્ણ, તામ્રોષ્ઠ, ફલકક્ષ, ફલોદક, હંસચૂડ, શિખાવર્ત, હેમનેત્ર, બિભીષણ, પુષ્પાનન, પિંગલક, શોણિતોદ, પ્રવાલક, વૃક્ષવાસી, અનિકેત અને ચીરવાસા એ અને બીજા અનેક સેંકડો તથા લાખો યક્ષો ત્યાં કુબેરને ઉપાસે છે.[10-18] ભગવતી લક્ષ્મી અને નલકુબેર સદૈવ ત્યાંજ રહે છે. હું અને મારા જેવા બીજાઓ પણ ઘણી વાર ત્યાં હોય છે.[19] વળી ત્યાં બ્રહ્મર્ષિઓ અને બીજા દેવર્ષિઓ પણ હોય છે. પ્રાણીભક્ષીઓ અને મહાબલવાન ગંધર્વો સુધ્ધાં તે સભામાં ધનસ્વામી કુબેર મહાત્માની ઉપાસના કરે છે. વળી હે રાજસિંહ! ઠીંગણા, ભયંકર કાયવાળા, કૂબડા, લોહી જેવી આંખવાળા, ભીષણ અવાજવાળા, ચરબી અને માંસ ખાનારા, ઉગ્ર, વિવિધ ભયકારી શસ્ત્રોવાળા અને વાયુના જેવા મહાવેગવાળા સેંકડો અને હજારો ભૂતસંઘોથી વીંટાયેલા તે મહાબલવાન અને ત્રિશૂલધારી, ભગના નેત્રને હરનારા, પશુઓના પતિ, ઉમાના સ્વામી ભગવાન શંકર તથા પ્રસન્ન મનવાળાં ભગવતી પાર્વતી હે રાજા! સદૈવ પોતાના મિત્ર કુબેરની સમીપ આવી વિરાજે છે.[20-24]

વળી ગંધર્વોના પતિઓ, વિશ્વાવસુ, હા હા, હૂ હૂ, તુમ્બુરુ, પર્વત, શૈલૂષ, ગાયનવેત્તા ચિત્રસેન અને ચિત્રરથ તેમજ બીજા અનેક સેંકડો ગંધર્વો પોતપોતાના સાજ સાથે આનંદપૂર્વક ધનેશ્વર કુબેરની સેવા કરે છે. વિદ્યાધરોનો અધિપતિ ચક્રધર્મા તેના અનુજો સાથે ત્યાં ધનેશ્વર કુબેર પ્રભુની ઉપાસના કરે છે. વળી સેંકડો કિન્નરો ત્યાં એ ધનપતિ પ્રભુને ઉપાસે છે.[25-28] ત્યાં ભગદત્ત આદિ રાજાઓ બેસે છે. કિન્નરોનો રાજા દ્રુમ, રાક્ષસાધિપતિ રાવણ, મહેન્દ્ર અને ગન્ધ-

માદન યક્ષો, ગંધર્વો તથા સર્વ નિશાચરો સાથે મહાત્મા વિભીષણ પોતાના સ્વામી અને બંધુ એવા ધનપતિ કુબેરને ઉપાસે છે.[૧૯,૨૦] વળી હિમાલય, પારિયાત્ર, વિન્ધ્ય, કૈલાસ, મન્દર, મલય, દર્દુર, મહેન્દ્ર, ગન્ધમાદન તથા ઇન્દ્રકીલ અને સુનાભ એ બે દિવ્ય પર્વતો અને બીજા સર્વ અનેક પર્વતો મેરુને આગળ રાખીને સમર્થ મહાત્મા ધનેશ્વરની ઉપાસના કરે છે. ત્યાં ભગવાન નંદીકેશ્વર, મહાકાલ અને શંકુકર્ણ, શંકુમુખ આદિ સર્વ દિવ્ય પાર્ષદો તેમજ કાષ્ઠ, કુટીમુખ વગેરે દિવ્ય સભાસદો તથા દન્તી, તપોધિક વિજય, મહાબલવાન શ્વેત વૃષભ ઇત્યાદિ શંકરના દિવ્ય ગણો પણ સભાના અગ્રભાગમાં ઊભા રહી ગર્જના કરતા રહે છે. [૨૨-૩૫] વળી બીજા રાક્ષસો તથા પિશાચો ધનેશ્વર કુબેરને ઉપાસે છે. વળી કોઈ વેળા એ ધનપતિના મિત્ર ત્રૈલોક્યના રક્ષણહાર, દેવોના દેવાધિરાજ, કલ્યાણરૂપ, બહુરૂપધારી અને ઉમિયાવર એવા ભગવાન મહેશ્વર પોતાના પાર્ષદોથી વીંટાઈને ધનપતિ પાસે આવે છે, ત્યારે પુલસ્ત્યવંશી કુબેરજી તેમને શિર નમાવીને પ્રણામ કરે છે અને પછી મહાદેવની અનુજ્ઞા મેળવી આસન લે છે.[૩૬-૩૮] વળી સર્વ નિધિઓમાં મુખ્ય એવા શંખ અને પદ્મ એ ધનાધિપતિઓ તમામ નિધિઓને લઇને ધનેશ્વરની ઉપાસના કરે છે. [૩૯] હે રાજન્! અંતરિક્ષમાં રહેલી તે સભાને મેં આવી રમ્ય જોઈ છે. હવે પિતામહ બ્રહ્માની સભા વિશે કહીશ, તે તમે સાંભળો. [૪૦]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત લોકપાલસભાખ્યાનપર્વમાં ‘વૈશ્રવણસભાવર્ણન’ નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત**



# अध्याय ११ मो

## બ્રહ્માજીની સભાનું વર્ણન

*॥ नारद उवाच ॥*

**पितामहसभां तात कथ्यमानां निबोध मे ।**
**शक्यते या न निर्देष्टुमेवंरूपेति भारत ॥१॥**

નારદ બોલ્યાઃ—હે તાત! હું પિતામહ બ્રહ્માની સભા વિશે કહું છું તે સાંભળો. હે ભારત! તે અમુક રૂપની છે, એવો નિર્દેશ થઈ શકે એમ નથી.[૧] હે મહારાજ! પૂર્વે સત્યયુગમાં શ્રમરહિત ભગવાન આદિત્ય સ્વર્ગમાંથી માનુષલોકને જોવાની ઇચ્છાએ અહીં આવ્યા હતા.[૨] હે પાંડવ! સ્વયંભૂ ભગવાન બ્રહ્માની સભા જોઈ આવીને તેઓ માનવરૂપે વિચરતા હતા. હે ભરતોત્તમ! મને જોઇને તેમણે દિવ્ય, મનમાં જેના સ્વરૂપનો વિચાર ન આવે એવી, પ્રભાવમાં અવર્ણનીય અને પ્રાણીના મનનું રંજન કરે એવી તે અપ્રમેય સભા વિશે મને તત્ત્વપૂર્વક કહ્યું હતું.[૩,૪] હે પાંડવોત્તમ! તે સભાના ગુણો સાંભળીને મને તે જોવાની ઇચ્છા થઈ. એટલે હે રાજન્! મેં ભગવાન આદિત્યને આ પ્રમાણે કહ્યું:[૫] ‘હે ભગવન્! હું પિતામહની એ શુભ સભા જોવા ઇચ્છું છું. હે કિરણનાથ! હે ભગવાન! જે તપથી, જે કર્મથી અને જે યોગ્ય ઔષધિથી એ ઉત્તમ અને પાપનાશિની સભાને હું જોઈ શકું એમ હોય તે મને કહો.’[૬,૭] હે ભરતશ્રેષ્ઠ! સહસ્રકિરણધારી દિવાકરે મારાં તે વચન સાંભળીને મને હજાર વર્ષ ચાલનારું વ્રત બતાવતાં કહ્યું કે,[૮] ‘તું અંતરાત્માને વશ રાખીને પરબ્રહ્મની ઉપાસના કર.’ એટલે મેં હિમાચલ પર્વત ઉપર એ મહાવ્રત આરંભ્યું.[૯] પછી અપાપ અને અથકિત તે વીર્યવાન સૂર્યભગવાન મને લઇને બ્રહ્માજીની તે સભામાં ગયા.[૧૦] હે નરપતિ! તે સભા અમુક રૂપની છે એમ ...

શકાય એમ નથી; કેમકે ક્ષણે ક્ષણે તે અવર્ણ્ય રૂપો ધારણ કરે છે.[૧૧] હે ભારત! તેનું પરિમાણ અને તેની સ્થિતિ કળી શકાતાં નથી. તેમ તેના જેવું રૂપ મેં પૂર્વે કદી પણ જોયું નથી.[૧૨] હે રાજન્! તે સદા સુખભરી છે. તે ઠંડી નથી તેમ ગરમ પણ નથી. ત્યાં જઈને કોઈને ભૂખ, તરસ કે ગ્લાનિ લાગતાં નથી.[૧૩] તે અતિ પ્રકાશિત એવાં વિવિધ મણિઓથી નિર્માણ થયેલી છે, તે થાંભલાઓથી ઊભી રખાઈ નથી, છતાં તે તો નિત્ય અને નાશરહિત છે.[૧૪] અમાપ પ્રભાવવાળા વિવિધ પ્રકારના દિવ્ય અને તેજસ્વી પદાર્થોથી તે ભરેલી છે. પોતાના પ્રકાશથી પ્રકાશતી તે સભા ચન્દ્ર, સૂર્ય અને અગ્નિને પણ પાછા પાડે છે.[૧૫] આકાશમાં રહેલી તે સભા સૂર્યને પણ જાણે તિરસ્કારતી હોય એમ પ્રકાશી રહી છે. હે રાજન્! સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મા પોતે નિરંતર દેવમાયાથી દેવલોકનું તથા મનુષ્યલોકનું સર્જન કરતા રહી, એ સભામાં એકલા વિરાજમાન રહે છે. દક્ષ, પ્રચેતા, પુલહ, મરીચિ, સમર્થ કશ્યપ, ભૃગુ, અત્રિ, વસિષ્ઠ, ગૌતમ, અંગિરા, પુલસ્ત્ય, ક્રતુ, પ્રહ્લાદ અને કર્દમ એ પ્રજાપતિઓ એ પ્રભુની ઉપાસના કરે છે. વળી હે ભારત! અથર્વ, આંગિરસ, કિરણપાન કરનારા વાલખિલ્યો, મન, અંતરિક્ષ, વિદ્યાઓ, વાયુ, તેજ, જલ, પૃથ્વી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, પ્રકૃતિ, વિકાર અને બીજાં પૃથ્વીનાં કારણો, મહાતેજસ્વી અગસ્ત્ય, વીર્યવાન માર્કણ્ડેય, જમદગ્નિ, ભરદ્વાજ, સંવર્ત, ચ્યવન, મહાભાગ દુર્વાસા, ધાર્મિક ઋષ્યશૃંગ, યોગાચાર્ય તથા મહાતપસ્વી એવા ભગવાન સનત્કુમાર, અસિત, દેવલ, તત્ત્વજ્ઞ જૈગીષવ્ય, ઋષભ, જિતશત્રુ, મહાવીર્યવાન મણિ, મૂર્તિમાન અષ્ટાંગ આયુર્વેદ, નક્ષત્રો સાથે ચંદ્રમા, કિરણમાન આદિત્ય, વાયુઓ, યજ્ઞો, સંકલ્પ અને પ્રાણ એ સૌ અને બીજા અનેક મૂર્તિમંત, મહાવ્રતી મહાત્માઓ બ્રહ્માજીની સેવામાં રહે છે.[૧૬–૨૬] હે ભારત! વળી એ સભામાં ધર્મ, અર્થ, કામ, હર્ષ, દ્વેષ, તપ, ઇન્દ્રિયદમન તેમજ ગંધર્વોના સાત તથા અપ્સરાઓના વીસ એમ સત્તાવીશ ગણો આવે છે. ત્યાં બીજા સૌ લોકપાલો, શુક્ર, બૃહસ્પતિ, બુધ, મંગળ, શનૈશ્ચર, રાહુ આદિ સર્વ ગ્રહો, મંત્ર, રથન્તર નામનો સામ, હરિમાન, વસુમાન (કર્મવિશેષમાં ઇન્દ્રનાં નામો), અગ્નિહોમ અને ઇંદ્રાગ્નિ એ જોડિયા નામથી કહેવાતા ઇન્દ્ર સાથેના આદિત્યો; તેઓ તેમજ હે ભારત! મરુતો, વિશ્વકર્મા, વસુઓ, સર્વ પિતૃગણો, સર્વ હવિઓ, ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ, સર્વ શાસ્ત્રો અને હે પાંડવ! ઇતિહાસો, ઉપવેદો તથા સર્વ વેદાંગો, ગ્રહો, યજ્ઞો, સોમ, સર્વ દેવતાઓ, સાવિત્રી, દુર્ગતરણી, સાત પ્રકારની વાણી, મેધા, ધૃતિ, શ્રુતિ, પ્રજ્ઞા, બુદ્ધિ, યશ, ક્ષમા, સામના સ્તુતિના તથા શસ્ત્રના ભાગો, વિવિધ ગાથાઓ, મૂર્તિમંત તર્કયુક્ત ભાષ્યો, વિવિધ નાટકો, કાવ્યો, કથાઓ, આખ્યાયિકાઓ અને કારિકાઓ એ બધાં તથા બીજા પુણ્યવાન ગુરુપૂજકોનું પૂજન કરનારાઓ હે પૃથ્વીપતિ! તે સભામાં બ્રહ્માની ઉપાસનામાં રહે છે. હે ભારત! વળી ત્યાં ક્ષણો, લવો, મુહૂર્તો, દિવસો, રાત્રિઓ, કૃષ્ણપક્ષ, શુકલપક્ષ, માસો, છ ઋતુઓ, સંવત્સરો, પાંચ પ્રકારના યુગો, ચાર જાતનાં દિવસરાત અને કાલચક્ર રહે છે. હે યુધિષ્ઠિર! તે દિવ્ય, નિત્ય, અક્ષય અને અવિનાશી ધર્મચક્ર પણ ત્યાં જ બિરાજે છે.[૨૭–૨૮] વળી અદિતિ, દિતિ, દનુ, સુરસા, વિનતા, ઇરા, કાલિકા, સુરભી, દેવી, સરમા, ગૌતમી, પ્રભા, કદ્રુ એ દેવીઓ, દેવમાતાઓ, રુદ્રાણી, શ્રી, લક્ષ્મી, ભદ્રા, ષષ્ઠી, પૃથ્વીદેવી, ગંગાદેવી, હ્રી, સ્વાહા, કીર્તિ, સુરાદેવી, શચી, પુષ્ટિ, અરુંધતી, સંવૃત્તિ, આશા, નિયતિ, સૃષ્ટિદેવી અને રતિ એ તથા બીજી દેવીઓ પ્રજાપતિ ભગવાન બ્રહ્માની

સેવા કરે છે. ૩૯–૪૨

વળી મનના જેવા વેગવાળા બાર આદિત્યો, વસુઓ, રુદ્રો, મરુતો, અશ્વનીકુમારો, વિશ્વે દેવો, સાધ્યો અને પિતૃઓ ત્યાં બ્રહ્મદેવની સભામાં વાસ કરે છે.[૪૩] હે પુરુષસિંહ ! પિતૃઓના સાત ગણો જાણો. તેમાં ચાર મૂર્તિમંત છે અને ત્રણ અમૂર્ત છે.[૪૪] હે ભારત ! મહાભાગ્યવાન વૈરાજ, અગ્નિષ્વાત્ત, ગાર્હપત્ય, સોમપ, એકશૃંગ, ચતુર્વેદ અને કલાદિકો એ લોકપ્રસિદ્ધ પિતૃઓ આકાશમાં વિચરનારા છે. હે મહારાજ ! એ પિતૃઓ ચારે વર્ણમાં પૂજાય છે. પ્રથમ તૃપ્ત થયા પછી તેઓ ચંદ્રને તૃપ્ત કરે છે.[૪૫–૪૭] આ તે સર્વ પિતૃઓ અમિત ઓજસ્વીઓ તે પ્રજાપતિ બ્રહ્મદેવની પાસે રહે છે અને પ્રસન્ન મનથી તેમની ઉપાસના કરે છે.[૪૮] વળી રાક્ષસો, પિશાચો, દાનવો, ગુહ્યકો, નાગો, સુપર્ણો, પશુઓ, સ્થાવરો, જંગમો, તેમજ બીજાં મહાભૂતો પ્રજાપતિદેવને ઉપાસે છે. દેવોના સ્વામી પુરન્દર, વરુણ, કુબેર, યમ અને ઉમા સાથે મહાદેવ એ સૌ ત્યાં સદૈવ આવે છે. હે રાજેન્દ્ર ! કાર્તિકસ્વામી પિતામહની સદા ઉપાસના કરે છે.[૪૯,૫૧] તે સભામાં નારાયણદેવ, દેવર્ષિઓ, વાલખિલ્ય ઋષિઓ, યોનિજન્માઓ તેમજ અયોનિજન્માઓ પણ હતા.[૫૨] હે નરાધીશ ! ત્રણે લોકમાં જે કાંઈ સ્થાવર–જંગમ દેખાય છે, તે બધું મેં તે સભામાં જોયું હતું એમ તમે જાણો.

હે પાંડવ ! વળી એ સભામાં મેં અઠ્યાશી હજાર ઊર્ધ્વરેતા ઋષિઓ અને પચાસ હજાર પ્રજાવાળા ઋષિઓ જોયા.[૫૩,૫૪] તે સર્વ સ્વર્ગવાસીઓ યથેચ્છ રીતે ત્યાં બ્રહ્માજીનાં દર્શન કરે છે. પછી શિર ઢાળી પ્રણામ કરી, તે સૌ આવ્યા હતા તેમ ચાલ્યા જાય છે.[૫૫] પ્રાણીમાત્ર ઉપર દયાવાળા, સર્વ લોકના પિતામહ અને અમાપ બુદ્ધિવાળા એ બ્રહ્મદેવ અતિથિરૂપે આવેલા દેવો, દૈત્યો, દ્વિજો, યક્ષો, સુપર્ણો, કાલેયો, ગંધર્વો અને અપ્સરાઓ વગેરે મહાભાગોને યથાયોગ્ય સત્કાર આપે છે.[૫૬,૫૭] હે માનવનાથ ! અપાર તેજસ્વી અને વિશ્વના આત્મારૂપ એ સ્વયંભૂ ભગવાન તેમને સત્કાર આપીને સાંત્વન, સન્માન અને ભોગસામગ્રીઓથી યુક્ત કરે છે. હે ભારત ! હે તાત ! આમ આવનારા અને જનારાઓથી તે સુખદાયિની સભા ભરચક રહે છે.[૫૮,૫૯] સર્વ તેજ વડે ભરેલી, બ્રહ્મર્ષિઓના સમૂહોથી સેવાયેલી અને શ્રમરહિત એવી એ દિવ્ય સભા બ્રાહ્મલક્ષ્મીથી ઝળહળ થતી શોભી રહી છે.[૬૦] હે રાજસિંહ ! મનુષ્યલોકમાં જેમ આ તમારી સભા દુર્લભ છે, તેમ તે સભા સર્વ લોકમાં મેં દુર્લભ જોઈ છે.[૬૧] હે ભારત ! આમ દેવલોકમાંની સભાઓ મેં પૂર્વે જોઈ છે. તમારી આ સભા માનવલોકમાં સર્વથી શ્રેષ્ઠ છે.[૬૨]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત લોકપાલસભાખ્યાનપર્વમાં 'બ્રહ્મસભાવર્ણન' નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત**

# अध्याय १२ मो

## પાંડુરાજાનો નારદે કહેલો સંદેશો

॥ युधिष्ठिर उवाच ॥

प्रायशो राजलोकस्ते कथितो वदतां वर ।
वैवस्वतसभायां तु यथा वदसि मे प्रभो ॥१॥

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! હે પ્રભુ ! તમે કહો છો તે પ્રમાણે યમરાજની સભામાં ઘણું કરીને રાજાઓ વિરાજે છે.[૧] હે વિભુ ! વરુણની સભામાં તમે અનેક નાગો, દૈત્યેન્દ્રો, સરિતાઓ તથા સાગરો ગણાવ્યાં છે.[૨] વળી કુબેરજીની સભામાં તમે યક્ષો, ગુહ્યકો, રાક્ષસો, ગંધર્વો, અપ્સરાઓ તેમજ ભગવાન વૃષભવાહન શંકરની ગણના કરી છે.[૩] પિતામહ બ્રહ્માની સભામાં તમે મહર્ષિઓ, સર્વે દેવગણો અને સર્વ શાસ્રો કહ્યાં છે.[૪] હે મુનિ ! ઇન્દ્ર-

ની સભામાં તમે દેવો, ગંધર્વો અને વિવિધ મહર્ષિઓનું કીર્તન કર્યું છે.[૫] હે મહામુનિ! મહાત્મા દેવરાજ ઇન્દ્રની તે સભામાં તમે રાજર્ષિ હરિશ્ચન્દ્રનું નામ કહ્યું હતું.[૬] હે નિયતવ્રતી! તેણે એવું કયું કર્મ અથવા કયું તપ કર્યું હતું, કે જેથી તે મહાયશસ્વી ઇન્દ્ર સાથે સ્પર્ધા કરે છે?[૭] હે વિપ્ર! પિતૃલોકમાં ગયેલા મારા મહાભાગ પિતા પાંડુને તમે જોયા હતા કે? તમે એમને મળ્યા હતા?[૮] હે ભગવન્! તેમણે તમને શું કહ્યું હતું? હે સુવ્રત! આપ મને તે કહો. કેમકે તમારી પાસેથી આ બધું સાંભળવાનું મને બહુ કુતૂહલ છે."

નારદ બોલ્યાઃ–હે રાજન્દ્ર! તમે હરિશ્ચન્દ્ર વિશે મને પૂછો છો, તો હે પ્રભુ! તમને તે ધીમાનનું તે માહાત્મ્ય કહીશ.[૧૦] તે બલવાન રાજા સર્વ મહીપાલોનો સમ્રાટ હતો. સર્વ રાજાઓ તેની આજ્ઞામાં શિર નમાવીને રહેતા હતા. હે જનેશ્વર! તેણે એક સુવર્ણજડિત વિજયી રથમાં બેસી પોતાના શસ્ત્રના બળથી સાત દ્વીપો જીત્યા હતા.[૧૧,૧૨] હે મહારાજ! પર્વત, વન અને કાનનભરી અખિલ પૃથ્વીને જીતીને તેણે રાજસૂય નામનો મહાયજ્ઞ કર્યો હતો.[૧૩] તે યજ્ઞમાં તેની આજ્ઞાથી સર્વે રાજાઓ ધનસંપત્તિઓ લાવ્યા હતા અને તેઓ બ્રાહ્મણોને પીરસનારા થયા હતા.[૧૪] તે વખતે યાચકો જે માગતા તેથી પાંચગણું અધિક ધન એ નરનાથ તેમને પ્રીતિપૂર્વક આપતો.[૧૫]

વળી પૂર્ણાહુતિનો સમય આવ્યો, ત્યારે તેણે દેશ દેશથી આવેલા બ્રાહ્મણોને વિવિધ ધનો આપીને તૃપ્ત કર્યા હતા.[૧૬] આગળ કગરેલાં જાતજાતનાં યથેષ્ટ ભક્ષ્યો અને ભોજ્યોથી તેમજ મૂલ્યવાન રત્નોની ભરતીથી સંતુષ્ટ થયેલા બ્રાહ્મણો એ રાજાને સર્વ રાજાઓમાં તેજસ્વી, યશસ્વી અને અધિક તરીકે વર્ણવતા હતા. હે રાજન્! આ પ્રમાણે મહાયજ્ઞના પ્રભાવથી હરિશ્ચન્દ્ર તે સહસ્ર રાજાઓ સાથે વિરાજે છે, તમે એમ જાણો.[૧૭,૧૮]

હે નરાધીશ! પ્રતાપી હરિશ્ચન્દ્રે એ મહાયજ્ઞની સમાપ્તિ કરી અવભૃથસ્નાન કર્યું અને પોતાના સામ્રાજ્ય સાથે શોભવા લાગ્યો.[૧૯] હે ભરતસિંહ! જે બીજા રાજાઓ રાજસૂય મહાયજ્ઞ કરે છે, તેઓ પણ ઇન્દ્રની સાથે પરમ આનંદ ભોગવે છે.[૨૦] હે ભરતશ્રેષ્ઠ! વળી જેઓ સંગ્રામમાં પૂંઠ બતાવ્યા વિના મરણને ભેટે છે, તેઓ પણ એ ઇન્દ્રલોકમાં જઈ આનંદ પામે છે.[૨૧] જેઓ તીવ્ર તપ વડે આ લોકમાં પોતાનું શરીર પાડી નાખે છે, તેઓ તે સ્થાનને પામી નિત્ય કાંતિમાન રહી પ્રકાશે છે.[૨૨] હે કુન્તીપુત્ર! હે કૌરવનંદન! રાજા હરિશ્ચન્દ્રની લક્ષ્મી જોઇને વિસ્મય પામેલા તમારા પિતા પાંડુરાજાએ મને મનુષ્યલોકમાં આવતો જાણીને એક સંદેશો આપ્યો હતો. હે નરપતિ! પ્રણામ કરીને તે આમ બોલ્યા હતાઃ 'તમે યુધિષ્ઠિરને આટલું કહેજો કે, તું પૃથ્વી જીતવાને સમર્થ છે, તારા ભાઈઓ તારે વશ છે; હે ભારત! તું રાજસૂય નામનો શ્રેષ્ઠ યજ્ઞ કર.[૨૩-૨૫] તું એ યજ્ઞ કરીશ, એટલે હું તત્કાલ હરિશ્ચન્દ્રની જેમ ઇન્દ્રની સભામાં અનેકાનેક વર્ષો સુધી આનંદ ભોગવીશ.'[૨૬] એટલે મેં પાંડુરાજાને કહ્યુંઃ 'ભલે, જો હું પૃથ્વીલોકમાં જઈશ, તો તમારા નરાધીશ પુત્રને એ પ્રમાણે કહીશ.'[૨૭] હે પુરુષસિંહ પાંડવ! તમે તમારા પિતાનો તે સંકલ્પ પૂરો કરો. એથી તમે પણ તમારા પૂર્વજોની સાથે મહેન્દ્રલોકમાં જશો.[૨૮] હે નૃપતિ! આ મહાન યજ્ઞમાં ઘણાં ઘણાં વિઘ્નો છે. યજ્ઞનો નાશ કરનારા બ્રહ્મરાક્ષસો એમાં છિદ્રો શોધ્યાં જ કરે છે.[૨૯] એ યજ્ઞ વખતે પૃથ્વીનો ક્ષય લાવનારું અને ક્ષત્રિયોનો ઘાણ કાઢનારું યુદ્ધ પણ થાય છે. વળી એમાં સર્વનાશી કંઇક નિમિત્ત પણ બને છે.[૩૦] હે રાજેન્દ્ર! આ બધું વિચારીને તમે

જે કલ્યાણકારી હોય તે કરો. ચારે વર્ણના રક્ષણમાં તમે સદા જરા પણ પ્રમાદ વિના જાગ્રત રહો.[૩૧] તમે વૃદ્ધિ પામો, આનંદ પામો અને બ્રાહ્મણોને ધનસંપત્તિથી તૃપ્ત કરો.[૩૨] તમે મને જે પૂછ્યું છે, તેનો મેં આ વિસ્તારથી ઉત્તર આપ્યો છે. હવે આપની રજા હોય, તો હું દ્વારકા તરફ જાઉં.[૩૩]

**વૈશંપાયન બોલ્યાઃ**–હે જનમેજય! નારદજીએ પૃથાપુત્રોને આમ કહ્યું. હે રાજન્! પછી તેઓ તેમની સાથે આવેલા ઋષિઓથી વીંટાઈને ચાલ્યા ગયા.[૩૪] હે કૌરવ! નારદજી ગયા એટલે યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઈઓ સાથે રાજસૂય મહાયજ્ઞ વિશે મંત્રણા કરી.[૩૫]

**ઇતિશ્રી મહાભારતમાં લોકપાલસભાખ્યાનપર્વમાં પાંડુસંદેશકથન નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત**

લોકપાલ સભાખ્યાનપર્વ સમાપ્ત*

# राजसूयारंभपर्व

## अध्याय १३ मो

### શ્રીકૃષ્ણનું ઇંદ્રપ્રસ્થમાં આગમન

॥ वैशंपायन उवाच ॥

ऋषेस्तद्वचनं श्रुत्वा निशश्वास युधिष्ठिरः ।
चिंतयन् राजसूयेष्टिं न लेभे शर्म भारत ॥१॥

**વૈશંપાયન બોલ્યાઃ**–હે ભારત! નારદ ઋષિનું તે વચન સાંભળીને યુધિષ્ઠિરે નિઃશ્વાસ મૂક્યો અને રાજસૂય યજ્ઞના વિચારમાં તેમને મનમાં શાંતિ વળી નહિ. મહાત્મા રાજર્ષિઓનો મહિમા સાંભળીને, યજ્ઞરૂપી કર્મોથી તેમને મળેલી પુણ્યલોકની પ્રાપ્તિ જોઈને, તેમજ યજ્ઞ યજતા રાજર્ષિ હરિશ્ચન્દ્રને સૌથી વિશેષ પ્રકાશતા જાણીને તેમણે રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છા કરી.[૧–૩] પછી યુધિષ્ઠિરે સર્વ સભાસદોનું પૂજન કર્યું અને તે સૌએ તેમને વળતું અર્ચન કર્યું. રાજાએ તો યજ્ઞને વિશે જ મન રાખ્યું.[૪] હે રાજેન્દ્ર! તે કુરુસિંહે રાજસૂય યજ્ઞ સંબંધમાં વારંવાર વિચારણા કરીને તે કરવા મનમાં નિશ્ચય કર્યો.[૫] અદ્ભુત વીર્ય અને બલવાળા તે વારંવાર ધર્મનું જ ચિંતન કરતા રહ્યા. સર્વ લોકનું શાથી મંગલ થાય એનો જ તે વિચાર કરતા રહ્યા.[૬] સર્વ ધાર્મિકોમાં શ્રેષ્ઠ તે યુધિષ્ઠિર સર્વ પ્રજાઓ ઉપર અનુગ્રહ કરીને, તેમનું અવિશેષે હિત કરવા લાગ્યા.[૭] કોપ અને મદને છોડીને તે આજ્ઞા આપતા હતા કે, 'દેવા યોગ્ય હોય તે સૌને દાન આપો.' તેમના આવા વર્તનથી 'ધર્મ શ્રેષ્ઠ છે, ધર્મ શ્રેષ્ઠ છે' એ સિવાય બીજું કશું કહેવાતું સાંભળવામાં આવતું નહોતું.[૮] આ પ્રમાણેના વર્તનને લીધે પ્રજાજનોને તેમનામાં પિતાના જેવો વિશ્વાસ બેઠો. તેમનો કોઈ દ્વેષ કરનારો નહોતો, એટલે તે યુધિષ્ઠિર અજાતશત્રુ નામ પામ્યા.[૯] નરેન્દ્ર યુધિષ્ઠિરે સૌને પોતાના ગણ્યા તેથી ભીમસેનના રક્ષણથી, સવ્યસાચી અર્જુને કરેલા શત્રુનાશથી, ધીમાન સહદેવના ધર્મોપદેશથી અને નકુલના સર્વ પ્રકારે સ્વાભાવિક એવા વિનયભાવના ઉપદેશથી તેમનો દેશ કલહ અને ભયરહિત થયો અને સદૈવ સ્વકર્મમાં લોકો પરાયણ રહેતા થયા.[૧૦–૧૨] વળી ત્યારે માગ્યા મેઘ વરસવા લાગ્યા અને સંપત્તિ વધવા લાગી. વ્યાજવટાવનો ધંધો, યજ્ઞની સામગ્રીઓ,

* दानवेंद्रेण तुष्टेन सभा दत्ताऽद्भुता भुवि । दिवि दैवी सभा यज्ञप्राप्या तस्याः शताधिका ॥ ततः शतगुणा ब्राह्मी लभ्या विष्णोः समर्चनात् । इत्युक्त्वा नारदः पार्थं यज्ञेशार्चामचीकरत ॥

સંતુષ્ટ થયેલા દાનવોના રાજા મયે યુધિષ્ઠિરને પૃથ્વીમાં અદ્ભુત સભા આપી. તે સભાથી સો ગણી શ્રેષ્ઠ સ્વર્ગમાં રહેલી દેવસભા યજ્ઞથી મળે છે; તેનાથી સો ગણી શ્રેષ્ઠ બ્રહ્માની સભા વિષ્ણુના પૂજનથી મળે છે, એમ કહીને નારદે યુધિષ્ઠિરની રાજસૂય દ્વારા યજ્ઞેશ્વરભગવાનની પૂજામાં પ્રવૃત્તિ કરાવી, એ તાત્પર્ય છે.

—गणेश

ગોરક્ષા, ખેતી અને વણજ, એ બધાં ય રાજાના ઉત્સાહ વડે ઉન્નતિ પામ્યાં.[૧૩] ધર્મપરાયણ યુધિષ્ઠિર રાજા રાજ્ય કરતા હતા, ત્યારે કર વસૂલ કરવાને કારણે પ્રજા ઉપર ત્રાસ થવો, રોગચાળો ચાલવો અથવા આગો લાગવી એવી કશી જ પીડા ન હતી.[૧૪] ચોરડાકુઓ, ઠગારાઓ અને રાજાના પ્રિય માણસોએ રાજા પ્રત્યે કશું ખોટું કામ કર્યાનું સંભળાતું નહોતું.[૧૫] ધર્મને નિત્ય માન આપનારા યુધિષ્ઠિરના એ રાજ્યમાં સંધિ-વિગ્રહ આદિ સર્વ છ સમયોમાં ખંડિયા રાજાઓ સમ્રાટ યુધિષ્ઠિરનું પ્રિય કરવાને તેમની સેવા કરતા હતા. વળી તેમની સેવા કરવાને માટે જુદી જુદી જાતના વેપારીઓ પોતપોતાના ધંધા સંબંધી કર અર્પણ કરતા હતા અને તેથી દેશ વૃદ્ધિ પામતો હતો. અરે! યથેચ્છ ભોગ ભોગવનારા, લોભજન્ય રાજસ ગુણવાળા લોકો વડે પણ આબાદી થતી હતી.[૧૬,૧૭] આમ તે રાષ્ટ્રમાં સર્વવ્યાપી, સર્વ ગુણવાળા, સર્વ સહન કરનારા, સર્વાધીશ, મહાયશસ્વી અને કાંતિમાન એવા સમ્રાટ અધિપતિ હતા.[૧૮] હે રાજન્! એ રાજ્યમાં દશે દિશાઓમાંની બ્રાહ્મણોથી માંડીને ગોવાળો સુધીની સર્વ પ્રજાઓ તેમને વિશે માતપિતાથી પણ અધિક પ્રીતિ રાખતી હતી.[૧૯]

વક્તાઓમાં શ્રેષ્ઠ તે યુધિષ્ઠિરે મંત્રીઓ તથા ભાઇઓને બોલાવીને તેમને વારંવાર રાજસૂય યજ્ઞ વિશે પૂછ્યું.[૨૦] આમ પૂછવામાં આવેલા તે એકત્રિત મંત્રીઓએ યજ્ઞ કરવા ઇચ્છતા એ મહાબુદ્ધિમાન યુધિષ્ઠિરને આ અર્થભર્યું વચન કહ્યું કે, 'જે યજ્ઞમાં અભિષેક પામીને રાજા વરુણના ગુણ પામે છે, તે યજ્ઞથી એ રાજા પણ ચક્રવર્તીના તે સમગ્ર ગુણને ઇચ્છે છે.[૨૧,૨૨] હે કુરુનંદન! તે ચક્રવર્તીપદને યોગ્ય એવા તમારે માટે રાજસૂય યજ્ઞનો આ સમય છે. એમ તમારા સંબંધીજનો માને છે.[૨૩] ક્ષત્રિયની સંપત્તિએ કરીને તે યજ્ઞનો શુભ સમય તમારે અંતે અભિષેક પામે છે, તે અધીન છે. ઉત્તમ વ્રતીઓ તેમાં સામવેદના મંત્રો સાથે છ અગ્નિઓ સ્થાપે છે.[૨૪] એ રાજસૂય યજ્ઞને અંતે અભિષેક પામીને રાજા દર્વીહોમાદિ સર્વ યજ્ઞોનાં ફ્લોને પ્રાપ્ત કરે છે અને તેથી તે સર્વજિત્ કહેવાય છે.[૨૫] હે મહાબાહુ! તમે સમર્થ છો, અમે સૌ તમને વશવર્તી છીએ. તો હે મહારાજ! તમે વિનાવિલંબે રાજસૂય યજ્ઞ કરી શકશો. હે મહારાજ! વિચારવા થોભ્યા વિના તમે રાજસૂયને વિશે નિશ્ચય કરો.' સર્વે સંબંધીજનોએ તેમને આ પ્રમાણે અલગ અલગ અને એકસાથે કહ્યું.[૨૬,૨૭] પછી હે પૃથ્વીપતિ! એ શત્રુઘ્ન પાંડુનંદને તેમનું તે ધર્મ્ય, પ્રૌઢ અને ઉત્તમ વચન સાંભળીને તેનો મનમાં સ્વીકાર કર્યો.[૨૮] હે ભારત! મિત્રજનોનું તે વચન સાંભળીને અને પોતાનું સામર્થ્ય જાણીને, તેમણે વારંવાર રાજસૂય યજ્ઞ કરવા માટે મનમાં સંકલ્પ કર્યો.[૨૯] મંત્રજ્ઞ અને ધીમાન ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના ભાઇઓ, ઋત્વિજો, મંત્રીઓ તથા ધૌમ્ય અને કૃષ્ણદ્વૈપાયન આદિ મહાત્માઓ સાથે ફરીથી મંત્રણા કરી.[૩૦]

યુધિષ્ઠિર બોલ્યાઃ—સમ્રાટને યોગ્ય એવા રાજસૂય યજ્ઞને માટે મને આ જે સ્પૃહા થઈ છે, તે કેવી રીતે પૂરી થાય? તે મને શ્રદ્ધાવાનને આપ કહો.[૩૧]

વૈશંપાયન બોલ્યાઃ—હે કમલનયન! યુધિષ્ઠિર રાજાએ આ પ્રમાણે પૂછ્યું, ત્યારે તેઓએ ધર્મરાજને સમયને યોગ્ય એવાં આ વચન કહ્યાંઃ 'હે ધર્મજ્ઞ! તમે રાજસૂય મહાયજ્ઞ કરવાને યોગ્ય છો.' ઋષિઓ અને ઋત્વિજોએ રાજાને આમ કહ્યું, ત્યારે એમના મંત્રીઓ તથા ભાઈઓએ તે વચનને વળતો આદર આપ્યો.[૩૨-૩૪] મહાબુદ્ધિમાન અને જિતાત્મા એવા તે પૃથાપુત્ર રાજા પોતાના મન સાથે વારંવાર

લોકોનું હિત કરવાની ઇચ્છાથી વિચાર કરવા લાગ્યા.[૩૫] પોતાના સામર્થ્યના યોગનો, દેશકાલનો અને આવક–જાવકનો સારી રીતે વિચાર કરીને, જે મનુષ્ય બુદ્ધિપૂર્વક કાર્ય કરે છે, તેને દુ:ખી થવાનો સમય આવતો નથી.[૩૬] આવા મોટા યજ્ઞનો આરંભ કેવળ પોતાના જ નિશ્ચયથી કરવો યોગ્ય નથી, એટલે યત્નપૂર્વક કાર્ય કરવું જોઇએ. આમ વિચારીને તે કાર્યના નિશ્ચય માટે તેમણે જનાર્દન શ્રીકૃષ્ણને અપ્રમેય, અજન્મા, સ્વેચ્છાથી મનુષ્યલોકમાં જન્મ પામેલા, સર્વ લોકમાં શ્રેષ્ઠ અને મહાબાહુ એવા હરિ માનીને તેમનું મનમાં સ્મરણ કર્યું. તેમનાં દેવમાન્ય કર્મો ઉપરથી તે પાંડવે તર્ક કર્યા; એમને કશું અજાણ્યું નથી, કોઈ પણ કાર્ય એમનાથી અસાધ્ય નથી. તેમ કંઇ પણ એવું નથી જેની એ ટક્કર ન ઝીલી શકે. આ પ્રમાણે તેમણે શ્રીકૃષ્ણ વિશે મનમાં ધાર્યું.[૩૭–૪૦] પછી તે પૃથાપુત્ર યુધિષ્ઠિરે આવો એકનિષ્ઠ ઠરાવ કરીને, ગુરુની જેમ જગદ્ગુરુ શ્રીકૃષ્ણ પાસે તત્કાલ દૂત મોકલ્યો.[૪૧] તે દૂત શીઘ્રવેગી રથમાં એકદમ યાદવો પાસે ગયો અને દ્વારકાવાસી શ્રીકૃષ્ણને દ્વારામતીમાં મળ્યો.[૪૨] પછી પોતાના દર્શનની આકાંક્ષાવાળા પૃથાપુત્રનાં દર્શનની ઇચ્છાએ અચ્યુત શ્રીકૃષ્ણ ઇન્દ્રસેન સાથે ઇન્દ્રપ્રસ્થમાં આવ્યા.[૪૩] આમ વેગવાળા અને ઝડપી વાહનવાળા જનાર્દન વિવિધ દેશોને વટાવી ઇન્દ્રપ્રસ્થમાં રહેલા પાર્થ યુધિષ્ઠિર પાસે આવી પહોંચ્યા.[૪૪] રાજભવનમાં ભાઈ યુધિષ્ઠિરે તથા ભીમે તેમનું પિતાની જેમ પૂજન કર્યું અને તે પોતાની ફોઇને પ્રીતિપૂર્વક મળ્યા.[૪૫] ત્યારે, પ્રીતિથી પ્રસન્ન થયેલા તે પોતાના મિત્રજનો સાથે આનંદ કરવા લાગ્યા. અર્જુને તથા નકુલ–સહદેવે તેમની ગુરુની જેમ ઉપાસના કરી.[૪૬] પછી શુભ સ્થાનમાં વિરાજી વિશ્રાંતિ પામેલા સમર્થ અચ્યુત પાસે જઈ ધર્મરાજે પોતાનું પ્રયોજન જણાવ્યું.[૪૭]

યુધિષ્ઠિર બોલ્યા:–હે શ્રીકૃષ્ણ! મને રાજસૂય યજ્ઞની ઇચ્છા છે, પણ તે કાર્ય માત્ર ઇચ્છા કર્યે સધાતું નથી. તે જે રીતે સિદ્ધ થાય એમ હોય તે તમે સારી રીતે જાણો છો. જેનામાં સર્વ શક્યતાઓ હોય છે, જે સર્વત્ર પૂજા પામે છે અને જે સર્વનો અધિરાજ છે, તે રાજા રાજસૂય યજ્ઞ કરી શકે છે. મિત્રજનો એકત્ર થઇને મને તે રાજસૂય યજ્ઞ કરવો જોઇએ એમ કહે છે; તો હે શ્રીકૃષ્ણ! આ સંબંધમાં આપનું વચન મારે માટે સર્વ શ્રેષ્ઠ પ્રમાણરૂપ છે.[૪૮–૫૦] કેમકે, કેટલાક મૈત્રીને કારણે દોષ બતાવતા નથી, તો બીજા કેટલાક સ્વાર્થને કારણે માત્ર પ્રિય વચનો બોલે છે.[૫૧] વળી કેટલાક પોતાને વિશે જે હિતકારી હોય, તેને જ પ્રિય ગણે છે. આમ પ્રયોજન સંબંધમાં સાધારણ રીતે મનુષ્યોનું બોલવું આપણા જોવામાં આવે છે.[૫૨] પણ આ હેતુઓની પાર જઇને, તેમજ કામ અને ક્રોધને અળગા રાખીને, આપ આ લોકમાં જે પરમ કલ્યાણકારી હોય છે, તે યથાવત્ કહેવાને યોગ્ય છો.[૫૩]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયારંભપર્વમાં 'વાસુદેવાગમન' નામનો અધ્યાય ૧૩ મો સમાપ્ત**

# अध्याय १४ मो

## શ્રીકૃષ્ણનાં વચન

॥ कृष्ण उवाच ॥

सर्वैर्गुणैर्महाराज राजसूयं त्वमर्हसि ।
जानतस्त्वेव ते सर्वं किंचिद्वक्ष्यामि भारत ॥१॥

શ્રીકૃષ્ણ બોલ્યા:–હે મહારાજ! તમે સર્વ ગુણોથી રાજસૂય યજ્ઞ કરવાને યોગ્ય છો. હે ભરત! તમે એ બધું જાણો છો, છતાં હું તમને કંઇક કહીશ.[૧] જમદગ્નિપુત્ર પરશુરામે ક્ષત્રિયોનો સંહાર કર્યો હતો, તેમાં જે ક્ષત્રિયો બચી ગયા

હતા, તેમના કરતાં લોકમાં આ જે ક્ષત્રિય નામધારીઓ છે, તે ઊતરતા છે.[૨] હે ભરતસિંહ! હે વસુધાનાથ! તે ક્ષત્રિયોએ એકઠા મળીને પોતાના કુળને માટે એવો સંકલ્પ કર્યો છે કે, આપણામાં જે કોઈ એક પુરુષ સર્વનો પરાજય કરે, તેને ચક્રવર્તી રાજા જાણવો; તે વાત તમે જાણતા હશો.[૩] આ પૃથ્વીમાં જે શ્રેણિબદ્ધ રાજાઓ તથા બીજા ક્ષત્રિયો છે, તે ઐલ તથા ઈક્ષ્વાકુવંશીની પ્રજા છે, એમ કહેવાય છે.[૪] હે ભરતરાજ! ઐલવંશના તથા ઇક્ષ્વાકુવંશના જે રાજાઓ થયા, તેમનાં એકસો ને એક કુળ થયાં છે.[૫] હે મહારાજ! આમાં યયાતિના વંશનો અને ભોજના વંશનો વિસ્તાર બહોળો છે. તેઓ ગુણમાં પણ ચઢિયાતા છે.[૬] સર્વ ક્ષત્રિય રાજાઓ પણ તેમની રાજલક્ષ્મીને ઉપાસે છે. હે રાજન્! હાલમાં જરાસંધ મહીપાલે ભોજવંશની રાજ્યલક્ષ્મીનો પરાભવ કર્યો છે અને સૌ મોટા રાજાઓએ તેને ચક્રવતીના પદે અભિષેક કર્યો છે.[૭,૮] સર્વ બાજુએથી પરાક્રમથી ચડાઈ કરીને તે રાજાઓને માથે ચડી બેઠો છે અને મથુરા આદિ મધ્ય ભૂમિનો ઉપયોગ કરી, અમારામાં પરસ્પર ફૂટ પડાવવા માગે છે.[૯] હે મહારાજ! જે રાજા પરમ સમર્થ છે અને સમસ્ત જગત જેના એક ચકવામાં છે, તે યોગે કરીને સામ્રાજ્ય પામે છે.[૧૦] હે રાજન્! તે પ્રતાપી શિશુપાલ રાજા એ જરાસંધને સર્વ રીતે આશ્રયે રહીને સેનાપતિ બન્યો છે.[૧૧] હે મહારાજ! માયાથી યુદ્ધ કરનારો મહાબલવાન કરુષાધિપતિ વક્ર પણ એક શિષ્યની જેમ તેની સેવામાં રહે છે.[૧૨] વળી હંસ અને ડિમ્ભક એ બે બીજા મહાવીર્યવાળા મહાત્માઓ પણ મહાપરાક્રમી જરાસંધને આશ્રયે રહ્યા છે.[૧૩] દન્તવક્ર, કરૂષ, કરભ અને લોકો જેને અદ્ભુત મણિ તરીકે જાણે છે, તે દિવ્ય મણિને મસ્તકે ધારણ કરતો મેઘવાહન એ સૌ એના વશમાં છે.[૧૪] વળી હે મહારાજ! મુર અને નરકાસુર ઉપર શાસન કરનાર, યવનો ઉપર આધિપત્ય ભોગવનાર, અપરિમિત બલ ધારણ કરનાર, પશ્ચિમ દિશામાં વરુણના જેવી સત્તા ફેલાવનાર અને તમારા પિતાના મિત્ર તે વૃદ્ધ ભગદત્ત રાજા પણ તેના વચનને અને ખાસ કરીને કર્મને નમન કરે છે.[૧૫,૧૬] આમ છતાં તે મનથી સ્નેહયુક્ત છે અને તમારે વિશે પિતાના જેવો ભાવ રાખે છે. વળી પૃથ્વીના પશ્ચિમ અને દક્ષિણ પ્રાન્તોના રાજા, તમારો મામો, શૂરવીર કુન્તીવંશ વધારનાર અને શત્રુનાશી એવો જે પુરુજિત્ છે, તે એક જ કેવળ સ્નેહે કરીને તમારા પક્ષમાં છે.[૧૭,૧૮] પૂર્વે જેનો મેં લડાઈમાં નાશ કર્યો નહોતો અને જે ચેદિ દેશમાં પુરુષોત્તમ તરીકે ઓળખાય છે, તે દુર્બુદ્ધિ રાજા પણ જરાસંધના પક્ષમાં ભળી ગયો છે.[૧૯] તે પોતાને આ લોકમાં પુરુષોત્તમ મનાવે છે અને સતત મોહથી મારાં ચિહ્નો ધારણ કરે છે.[૨૦] આમ વંગ, પુંડ્ર, અને કિરાત દેશોનો એ બલવાન રાજા લોકમાં પૌણ્ડ્રક વાસુદેવના નામથી પ્રસિદ્ધ થયો છે.[૨૧] હે મહારાજ! જે એક ચતુર્થાંશ પૃથ્વીને ભોગવનારો છે, ઇન્દ્ર જેનો મિત્ર છે, જે બલવાન છે, જેણે વિદ્યાબલથી પાંડ્ય, ક્રથ તથા કૌશિકને જીત્યા છે અને જેનો આકૃતિ નામે શૂરવીર બંધુ પરશુરામ જેવો થયો હતો, તે શત્રુવીરને હણનારો ભોજવંશી મગધરાજ ભીષ્મક પણ એ જરાસંધનો ભક્ત છે.[૨૨,૨૩] અમે એના સંબંધીઓ છીએ, એનું પ્રિય આચરીએ છીએ, એની સાથે વિનયી વર્તન રાખીએ છીએ અને એને ભજીએ છીએ; તો પણ તે અમારા ઉપર ભાવ રાખતો નથી અને અમારું અપ્રિય કર્યા કરે છે.[૨૪] હે રાજન્! તે પોતાના કુલને અને બલને ઓળખતો નથી અને જરાસંધને યશથી ઝળહળતો રહેલો જોઈ તેને અધીન થઈ રહ્યો છે.[૨૫] હે પ્રભુ! ઉત્તરનાં ભોજવંશી અઢાર કુલો જરાસંધ-

ના ભયને લીધે પશ્ચિમ દિશામાં આવીને રહ્યાં છે.[૨૬] વળી શૂરસેનો, ભદ્રકારો, બોધો, શાલ્વો, પટચ્ચરો, સુસ્થલો, સુકુટ્ટો, કુલિન્દ્રો, કુંતિઓ, શાલ્વાયન રાજાઓ, તેમના ભાઈઓ તથા અનુચરો, દક્ષિણ પાંચાલો અને પૂર્વ કોશલના રાજાઓ એ સૌએ કુન્તિદેશનું શરણ લીધું છે.[૨૭,૨૮] વધુમાં ભયથી પીડાયલા મત્સ્ય તથા સંન્યસ્તપાદ નામના રાજાઓ પણ ઉત્તર દિશા છોડીને દક્ષિણ દિશામાં આશ્રય કરી રહ્યા છે.[૨૯] એ જ રીતે જરાસંધના ભયથી મારમાર થયેલા સર્વ પાંચાલ રાજાઓ પોતાનું રાજ્ય છોડી ચોદિશામાં નાસી ગયા છે.[૩૦]

હવે એક વાર મૂઢ બુદ્ધિવાળો કંસ યાદવોને સતાવીને બૃહદ્રથ રાજાના પુત્ર જરાસંધની બે પુત્રીઓને પરણ્યો હતો.[૩૧] તે બે નાની કન્યાઓ સહદેવની નાની બહેનો થતી હતી અને તેમનાં નામો અસ્તિ અને પ્રાપ્તિ હતાં. તે બલે કરીને એ મૂર્ખમન કંસ સગાંસંબંધીઓને દબાવીને શ્રેષ્ઠતા ધારણ કરી બેઠો. તેનો અન્યાય ભારે હતો. તે દુરાત્માથી પીડાઇ રહેલા ભોજવંશી વૃદ્ધ રાજાઓએ પોતાની જ્ઞાતિના રક્ષણ માટે અમારી આશા કરી. ત્યારે બલરામે અને મેં આહુકની પુત્રી તે સુતનુને અક્રૂર વેરે આપી અને પછી બલદેવજીએ અને મેં કંસ અને સુનામાને મારી નાખ્યા.[૩૨–૩૫] આમ જ્ઞાતિનું કાર્ય દુખ દૂર થયું. આ રીતે ભય દૂર થયો, પણ જરાસંધે કમર કસી. એટલે હે રાજન્! અઢાર નાના રાજકુલો સાથે એવી મંત્રણા થઈ કે,[૩૬] 'આપણે શત્રુઘાતી મહા અસ્ત્રોથી ત્રણસો વર્ષ સુધી અથાક લડીએ, તો પણ આપણે જરાસંધના સૈન્યને હણી શકીશું નહિ.[૩૭] તેની પાસે બલમાં દેવ જેવા હંસ અને ડિમ્ભક નામે બે શ્રેષ્ઠ બળવાન વીરો છે. તેઓ શસ્ત્રથી મરે એવા નથી.[૩૮] એ બે વીરો અને વીર્યવાન જરાસંધ એમ એ ત્રણે સર્વ લોકને માટે પૂરતા છે, એવું મારું માનવું છે.[૩૯] હે શ્રેષ્ઠ બુદ્ધિમાન! અમારું જ આવું માનવું હતું એમ નહિ, બીજા જેટલા રાજાઓ હતા તેમનું પણ આ પ્રમાણે જ માનવું હતું.[૪૦]

હંસ નામે કોઈ એક પ્રસિદ્ધ મહારાજવી હતો. જરાસંધ સાથેના સત્તરમા સંગ્રામમાં બલરામે તેને મારી નાખ્યો.[૪૧] હે ભારત! ત્યારે કોઈકે કહ્યું: 'હંસ મરી ગયો છે.' હે રાજન્! એ સાંભળીને ડિમ્ભક જમના નદીના જલમાં પડયો. 'હંસ વિના આ લોકમાં જીવવાની મને હોંસ નથી' એવું વિચારી ડિમ્ભક મરણ પામ્યો.[૪૨,૪૩] એ જ રીતે ડિમ્ભકને મરી ગયેલો સાંભળીને, શત્રુનગરને જીતનારો હંસ પણ યમુના ઉપર ગયો અને તેમાં ડૂબી મૂઓ.[૪૪] હે ભરતસિંહ! આમ તે બંનેને મૃત્યુ પામેલા સાંભળી, તે જરાસંધ રાજા શૂન્ય મનથી રાજનગરમાં ગયો.[૪૫] હે શત્રુઘ્ન! તે રાજા આમ પાછો વળ્યો, એટલે અમે સર્વ આનંદ પામીને ફરીથી મથુરામાં વસવા લાગ્યા.[૪૬] પરંતુ હે રાજન્! કમલ જેવાં નયનવાળી હંસની પત્ની પોતાના પિતા મગધરાજ જરાસંધ પાસે ગઈ. હે અરિનાશન! પતિના નાશથી દુઃખી થયેલી તે જરાસંધપુત્રીએ ફરી ફરીને ઉશ્કેરણી કરી કે, 'તમે મારા પતિને હણનારાને હણો.' હે મહારાજ! હે નરપતિ! આથી અમે પણ આગળ કરેલી મંત્રણાને યાદ કરીને ઉદાસ ચિત્તે ત્યાંથી ચાલી નીકળવા વિચાર કર્યો.[૪૭–૪૯] હે મહારાજ! ભારે સંપત્તિને અમે છૂટી છૂટી કરી અને જરાસંધના ભયથી પુત્ર, જ્ઞાતિજનો અને બાંધવો સાથે અમે ત્યાંથી પલાયન કરવા ધાર્યું.[૫૦] આમ વિચાર કરીને અમે બધાં પશ્ચિમ દિશામાં આવેલી અને રૈવતાચલથી શોભતી રમણીય કુશસ્થલી (દ્વારકા) નગરીમાં આવ્યા.[૫૧] હે નૃપતિ! અમે તેમાં વાસ કર્યો અને દેવો પણ પ્રવેશ કરી શકે નહિ એવો ત્યાં દુર્ગ બાંધ્યો. ત્યાંની સ્ત્રીઓ સુધ્ધાં યુદ્ધ ખેલી શકે છે, તો પછી મહારથી

-યાદવોનું તો કહેવું જ શું? આમ હે શત્રુનાશન! અમે તેમાં નિર્ભય થઇને વસ્યા છીએ.[૫૨,૫૩] હે કુરુસિંહ! મધુવંશી યાદવો એ ગિરિવરને જોઇને પોતે મગધરાજથી બચી ગયા છે એવો પરમ આનંદ પામ્યા.[૫૪] આ પ્રમાણે જરાસંધના ચારે બાજુથી અપરાધ કરનારા અમે બધા સામર્થ્યવાન હોવા છતાં, પ્રયોજનવશાત્ ગોમન્ત પર્વતને આશ્રયે આવ્યા.[૫૫] એ પર્વત ઉપર ત્રણ યોજન લાંબો એક દુર્ગ છે. તેમાં એક-એક યોજને એકએક એમ ત્રણ સૈન્યવ્યૂહો છે. વળી દરેક યોજનને છેડે ત્યાં સો સો દરવાજા છે અને તેમાં વીરોના વિક્રમ માટે તોરણદ્વાર છે. [૫૬] યુદ્ધમાં મહાન મદવાળા અઢાર ક્ષત્રિયકુલો તેનું રક્ષણ કરે છે. વળી અમારા કુલમાં અઢાર હજાર ભાઇઓ છે.[૫૭] આહુકને સો પુત્રો છે અને તે દરેક દેવોથી પણ ચડિયાતો છે. ભાઈ સાથે ચારુદેષ્ણ, ચક્રદેવ, સાત્યકિ, હું, રોહિણીપુત્ર બલરામજી, સામ્બ અને પ્રદ્યુમ્ન એમ સાત રથીઓ છીએ. હે રાજન્! બીજાઓ વિશે પણ મારી પાસે-સાંભળો.[૫૮,૫૯] કૃતવર્મા, અનાધૃષ્ટિ, સમીક, સમિતિંજય, કંક, શંકુ અને કુંતિ એ સાત મહારથીઓ છે. વળી અંધકભોજના બે પુત્રો અને દશમા તે વૃદ્ધ રાજા ઉગ્રસેન એ બધા વીર, બળવાન અને વજ્રાંગ મહારથીઓ છે. તે સૌ મધ્યદેશને સંભારતા રહી વૃષ્ણીઓ સાથે વસીને રહ્યા છે. [૬૦,૬૧]

હે ભરતોત્તમ! તમે સદૈવ સમ્રાટના ગુણોથી સંપન્ન છો. તો હે ભારત! તમે પોતાને ક્ષત્રિયોમાં ચક્રવર્તી કરવાને યોગ્ય છો.[૬૨] પણ હે રાજન્! જ્યાં સુધી મહાબલી જરાસંધ જીવતો છે, ત્યાં સુધી તમે રાજસૂય યજ્ઞને સિદ્ધ કરી શકશો નહિ, એવું મારું માનવું છે.[૬૩] જેમ સિંહ મોટા હાથીઓને પર્વતરાજની ગુફામાં ગોંધી દે છે, તેમ એ જરાસંધે સર્વ રાજાઓને જીતીને તેમને ગિરિવ્રજ દુર્ગમાં પૂરી રાખ્યા છે. હે શત્રુદમન! વસુધાધિપતિઓથી યજ્ઞ કરવા ઇચ્છતા તે જરાસંધ રાજાએ મહાત્મા ઉમાપતિ મહાદેવને ઉગ્ર તપથી આરાધીને સર્વ રાજાઓને જીત્યા છે. હે મહારાજા! આમ તેણે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી છે.[૬૪-૬૬] તેણે યુદ્ધમાં આવેલા રાજાઓને જીતી જીતીને નગરમાં લાવી કેદમાં બાંધી રાખ્યા છે અને એક મોટો પુરુષસમૂહ બનાવ્યો છે.[૬૭] તે સમયે અમે પણ જરાસંધના ભયને કારણે મથુરા છોડીને દ્વારકાનગરીમાં ગયા હતા. હે મહારાજ! તમે જો એ રાજસૂય યજ્ઞ કરવા ઇચ્છતા હો, તો તમે તે રાજાઓની મુક્તિ માટે તથા જરાસંધના વધ માટે પ્રયત્ન કરો. હે કુરુનંદન! હે શ્રેષ્ઠ મતિમાન! બીજી રીતે રાજસૂય યજ્ઞનો એ સમારંભ સંપૂર્ણતાએ કરવાનું શક્ય નથી.[૬૮,૭૦] હે રાજન્! આ મારો મત છે. પછી તો હે નિષ્પાપ! તમે જે માનો તે ખરું. આ સ્થિતિમાં તમે પોતે હેતુપૂર્વક નિશ્ચય કરીને મને કહો. [૭૧]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયારંભપર્વમાં 'શ્રીકૃષ્ણવાક્ય' નામનો અધ્યાય ૧૪ મો સમાપ્ત

# अध्याय १५ मो

## યુધિષ્ઠિરનાં વચન

॥ યુધિષ્ઠિર ઉવાચ ॥

उक्तं त्वया बुद्धिमता यन्नान्योवक्तुमर्हति ।
संशयानां हि निर्मोक्ता त्वन्नान्यो विद्यते भुवि॥१॥

યુધિષ્ઠિર બોલ્યાઃ-તમે બુદ્ધિમાને જે કહ્યું છે, તે બીજો કોઈ કહી શકશે નહિ. પૃથ્વીમાં તમારા જેવો સંશય છોડાવનારો બીજો કોઈ નથી.[૧] ઘેરઘેર પોતપોતાનું પ્રિય કરનારા રાજાઓ છે, પણ તેમને સામ્રાજ્ય મળ્યું નથી. સમ્રાટપદ તો ભારે કષ્ટથી પ્રાપ્ત થાય છે.[૨] જે પારકાનાં બલવીર્યને જાણે છે, તે કેવી રીતે પોતાની પ્રશંસા કરે? શત્રુની ભેટ થતાં જે પ્રશંસનીય થાય

છે, તેજ પૂજા પામે છે. હે વૃષ્ણિકુલધુરંધર! ભૂમિ વિશાળ, બહોળી અને અનેક રત્નોથી ભરેલી છે; તેમાં દૂર દૂર ઘૂમીને જ માણસ કલ્યાણ મેળવે છે.[3,4] હું શાંતિને જ શ્રેષ્ઠ માનું છું. શાંતિથી જ મારું કલ્યાણ થાય એમ છે. માત્ર રાજસૂયનો આરંભ કરવાથી જ સમ્રાટ્પદ પ્રાપ્ત કરી શકાશે એમ હું માનતો નથી.[5] હે જનાર્દન! અમારા કુલમાં જન્મેલા મનસ્વીઓ માને છે કે, કદાચ આમનામાંનો કોઈ ચક્રવર્તી થઈ શકશે.[6] હે મહાભાગ! હે અપાપ મહાભાગ્યશાલી! અમે પણ જરાસંધના ભયથી તથા તેની દુષ્ટતાથી શંકાશીલ છીએ.[7] હે દુર્ધર્ષ! હે સમર્થ! હું તો તમારા ભુજબલને આશ્રયે છું. અને તમે જ તે જરાસંધથી શંકાવાળા હો, તો પછી હું મને ક્યાંથી બળવાન માનું?[8] હે માધવ! હે મહાબાહુ! તમારાથી, બલરામથી, ભીમસેનથી અને અર્જુનથી તે મરાય એમ છે નહિ એમ મેં જ્યારથી સાંભળ્યું છે, ત્યારથી હે યાદવ! હું ફરીફરીને વિચાર કરું છું; હે કેશવ! તમે જ સર્વ કાર્યોમાં મારે માટે પ્રમાણરૂપ છો.[9,10] આ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળીને બોલવામાં નિપુણ ભીમસેને આ વચન કહ્યાં.[11]

ભીમ બોલ્યો:—જે રાજા માત્ર કાર્યના ભયને લીધે જ કાર્યનો આરંભ કરતો નથી અને દુર્બલ છતાં અયોગ્ય ઉપાયે બલવાન ઉપર ચડાઇ કરે છે, તે નિશ્ચય રાંકડાની જેમ નાશ પામે છે.[12] વળી આળસરહિત રહીને દુર્બલ મનુષ્ય હોય તો પણ તે ઘણી વાર પોતાના બલવાન શત્રુને જીતી શકે છે. તેમજ પોતાના નિત્ય અને હિતકારી અર્થો પામી શકે છે.[13] કૃષ્ણમાં નીતિ છે, મારામાં બલ છે અને પૃથાનંદન ધનંજયમાં જય છે. તો, ત્રણ અગ્નિ જેમ યજ્ઞને પૂરો કરે છે, તેમ અમે ત્રણે મળીને એ મગધરાજ જરાસંધને પૂરો કરીશું.[14]

કૃષ્ણ બોલ્યા:—નાદાન માણસ કાર્યનો આરંભ કરે છે, પણ તેનાં પરિણામ સમજતો નથી. આથી કાર્યપરાયણ રાજાઓ, પરિણામનો વિચાર નહિ કરનારા મૂર્ખ શત્રુને ક્ષમા આપતા નથી.[15] અમે સાંભળ્યું છે કે, સત્યયુગમાં, અધીન મંત્રીઓ સાથે મંત્રણા કરીને, યુવનાશ્વના પુત્ર માંધાતાએ જયથી, ભગીરથે પ્રજાપાલનથી, કાર્તવીર્યે પોતાના તપના વીર્યથી, સમર્થ ભરતે બલથી અને મરુત્તે સમૃદ્ધિથી—એમ એ પાંચે મહાન રાજાઓ એકએક ગુણથી સમ્રાટ થયા હતા.[16,17] પણ હે યુધિષ્ઠિર! તમે તો એ પાંચે ગુણોથી સામ્રાજ્ય ઇચ્છો છો. હે ભરતશ્રેષ્ઠ! ધર્મ, અર્થ અને નીતિએ કરીને સમ્રાટ થયેલા બૃહદ્રથપુત્ર જરાસંધ તમારે માટે બાધારૂપ છે. તમે આ પણ જાણી લો કે, આ સેંકડો રાજવંશીઓમાંથી એક પણ એ જરાસંધને રોકી શકતો નથી અને બલપૂર્વક એ અહીં સામ્રાજ્યપદ ભોગવી રહ્યો છે.[18-20] રત્નો ધારણ કરનારા રાજાઓ પણ જરાસંધને ઉપાસી રહ્યા છે, તો પણ નાદાનીને લીધે એ સંતોષ ધારણ કરતો નથી અને મૂરખાઇથી અન્યાય કર્યા કરે છે.[21] એ પુરુષ મુગટધારી રાજાને બલપૂર્વક નમાવે છે. એ કોઈ પુરુષ પાસેથી રાજભાગ ન લેતો હોય, એવું અમે ક્યારે પણ જોયું નથી.[22] આમ જરાસંધે સો જેટલા સર્વ રાજાઓને વશમાં આણ્યા છે, તો પછી હે પાર્થ! વિશેષ નિર્બળ રાજા તો તેની સામે ક્યાંથી જઈ શકે?[23] કેદ કરેલા રાજાઓને પશુની જેમ મારી, તેમનું જળથી પ્રોક્ષણ કરી, ભગવાન પશુપતિનાથના મંદિરમાં બલિ તરીકે અર્પણ કરનાર છે. માટે હવે ક્ષત્રિય શસ્ત્રથી મરણ પામે, તો તે સત્કારપાત્ર બને છે. એ ધર્મ સમજી લઈ આપણે તે મગધનાથને યુદ્ધમાં આંતરીએ.[24,25] હે રાજન! જરાસંધે એ હોમ માટે છયાસી રાજાઓ કેદ કર્યા છે, હવે ચૌદ ખૂટે છે. પછી સો પૂરા થતાં તે ક્રૂર કર્મ કરશે.[26] પરંતુ જે

વીર પુરુષ એના કામમાં વિઘ્ન નાખશે, તે ઉજ્જ્વલ કીર્તિ સંપાદન કરશે. જે જરાસંધને જીતશે, તે નિ:શંસય સમ્રાટ થશે.[૨૭]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયારંભપર્વમાં 'કૃષ્ણવાક્ય' નામનો અધ્યાય ૧૫ મો સમાપ્ત**

# અધ્યાય ૧૬ મો

## જરાસંધના વધ વિશે મંત્રણા

॥ युधिष्ठिर उवाच ॥

सम्राड्गुणमभीप्सन्वै युष्मान् स्वार्थपरायणः ।
कथं प्रहिणुयां कृष्ण सोऽहं केवलसाहसात् ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા:–હે શ્રીકૃષ્ણ ! ચક્રવર્તીના ગુણો સંપાદન કરવાની ઇચ્છાથી અને સ્વાર્થપરાયણ થઇને હું કેવી રીતે, કેવળ સાહસથી, જરાસંધનો નાશ કરવા તમને સામા મોકલું ?[૧] ભીમ અને અર્જુન મારે મન મારાં બે નેત્ર સમાન છે, તેમજ જનાર્દનને હું મારું મન માનું છું; તો પછી મન અને આંખો નાશ પામે તો હું કેવી રીતે જીવતર જીવું ?[૨] ભયંકર પરાક્રમવાળા અને સહેજે પાર ન પામી શકાય એવા જરાસંધના સૈન્યનો ભેટો પામી યમરાજ પણ યુદ્ધમાં વિજય મેળવી શકે એમ નથી, તો એમાં તમારું તે ગજું જ શાનું ?[૩] આવા અનિષ્ટ ફલવાળા કાર્યમાં હાથ નાખનારનો અનર્થ થાય છે. એટલે આ યજ્ઞકાર્ય ન કરવું યોગ્ય છે, એમ મારું માનવું છે.[૪] હે જનાર્દન ! આ સંબંધમાં હું જે એકલો વિચાર કરું છું, તે તમે સાંભળો. આ કાર્ય કરવા કરતાં મને તેનો ત્યાગ કરવો વિશેષ રુચે છે. કારણ કે મુશ્કેલીથી થઈ શકે એવો રાજસૂયયજ્ઞ આજે મારા મનનો ઉત્સાહ ભાંગી નાખે છે.[૫,૬]

વૈશંપાયન બોલ્યા:–હે જનમેજય ! આ આ પ્રમાણે વાતચીત થતી હતી, એટલામાં શ્રેષ્ઠ ધનુષ્ય, બે મહાન અક્ષય ભાથાઓ, રથ, ધજા અને સત્તા પામેલા પૃથાનંદન અર્જુને યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું:[૭]

અર્જુન બોલ્યો:–હે રાજન ! ધનુષ્ય, શસ્ત્ર, બાણો, વીર્ય, પક્ષ, ભૂમિ, યશ અને બલ એ બધું દુર્લભ હોવા છતાં મને યથેચ્છ રીતે સુલભ થયું છે.[૮] સુપ્રતિષ્ઠિત વિદ્વાનો ઉંચા કુલમાં થયેલા જન્મની પ્રસંશા કરે છે, પણ બલની બરાબરીમાં આવે એવું બીજું કશું જ નથી–મને તો બળ જ રુચે છે.[૯] પરાક્રમવાળા કુલમાં જન્મેલો નિર્વીર્ય પુરુષ શું કરી શકે ? પણ નિર્વીર્ય કુલમાં જન્મેલો પુરુષ વીર્યવાન હોય, તો તે વિશેષ છે.[૧૦] હે રાજન્ ! તે જ ક્ષત્રિય છે, કે જેને શત્રુઓ ઉપર જય મેળવવાની સતત વૃત્તિ રહે છે; કેમકે વીર્યવાન સર્વ ગુણોથી વિહીન હોય તો પણ એકલો રિપુઓને તરી જાય છે.[૧૧] નિર્વીર્ય સર્વ ગુણોથી સંપન્ન હોય છતાં શું કરી શકે ? સાચે જ, સર્વ ગુણો પરાક્રમમાં જ ગુણરૂપે રહે છે.[૧૨] કાર્યસિદ્ધિ એ જ જયનો હેતુ છે અને તે પૌરુષ અને દૈવને આધારે છે. કેમકે કોઈ મનુષ્ય બધાં બલથી સંપન્ન હોવા છતાં જો પ્રમાદમાં રહીને તેનો કંઈ ઉપયોગ કરે નહિ, તો તેને જય વરતો નથી. પરિણામે પોતે બળવાન હોવા છતાં તે નિર્બલ શત્રુઓને હાથે નાશ પામે છે.[૧૩] બલવાન મનુષ્યની દીનતા તથા મૂર્ખતા આ બંને તેનો નાશ કરનારાં છે, માટે વિજયાર્થી રાજાએ એ બંનેને ત્યજવાં જોઇએ.[૧૪] જો આપણે યજ્ઞને અર્થે જરાસંધનો વિનાશ કરીશું અને બીજા રાજાઓનું રક્ષણ કરીશું, તો એથી ચડિયાતું બીજું કયું કાર્ય હોઈ શકે ?[૧૫] હે રાજન્ ! આપણે આ કાર્યનો આરંભ કરશું નહિ, તો આપણે ગુણવિહીન છીએ એવો ચોક્કસ લોકમત બંધાશે. નિ:સંશય આપણે ગુણોવાળા છીએ છતાં તમે પોતાને ગુણહીન કેમ માનો છો ?[૧૬] શાંતિ ઇચ્છતા મુનિઓને માટે તો સુલભ એવું કાષાય વસ્ત્ર ધારણ

કરવું એ જ યોગ્ય છે, પરંતુ આપણે ચક્રવર્તીપદ ધારણ કરવાને શક્તિમાન છીએ; માટે આપણે શત્રુની સાથે યુદ્ધ કરીશું.[૧૭]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયારંભપર્વમાં 'જરાસંધવધમંત્રણા' નામનો અધ્યાય ૧૬ મો સમાપ્ત**

# अध्याय १७ मो

## જરાસંધની ઉત્પત્તિકથા

॥ वासुदेव उवाच ॥

**जातस्य भारते वंशे तथा कुंत्याः सुतस्य च ।**
**या वै युक्ता मतिः सेयमर्जुनेन प्रदर्शिता ॥१॥**

**વાસુદેવ બોલ્યાઃ**—ભારતવંશમાં જન્મેલા અને કુન્તીની કૂખે પાકેલા અર્જુને જે આ વિચાર બતાવ્યો તે યોગ્ય છે.[૧] આપણે રાતે કે દિવસે ક્યાંય પણ મૃત્યુને જોતા નથી, તેમ આપણે સાંભળ્યું પણ નથી કે યુદ્ધ ન કરીને કોઈ અમર થયો હોય.[૨] તેથી પુરુષોએ હૃદયના સંતોષ સારુ આ કરવું જ જોઇએ અને વિધિપૂર્વક શાસ્ત્રનીતિ પ્રમાણે તેણે શત્રુ ઉપર ચડાઇ કરવી.[૩] સુનીતિ અને અનુકૂળતા એ બેનો સંયોગ થતાં કાર્યની પરમસિદ્ધિ થાય છે; અને યુદ્ધમાં એક શત્રુને વિજય મળે છે. કેમકે બંનેમાં સમાનપણું હોઈ શકતું નથી.[૪] પણ નીતિ વિનાના અને યોગ્ય ઉપાયો વિનાના યુદ્ધમાં ભારે ક્ષય થાય છે. બંને જણ જો સમાન રીતે ન્યાયથી યુદ્ધ કરે, તો બંનેના વિજય બાબતમાં સંશય રહે અને બેમાંથી કોઈનો વિજય થતો નથી;[૫] ત્યારે આપણે નીતિમાં રહીને શત્રુના દેહ સામે જશું. આપણે આપણાં પોતાનાં છિદ્રોને સાચવી રાખીશું અને શત્રુનાં છિદ્રો જોઈને પરાક્રમ કરીશું, તો નદીના વેગો જેમ ઝાડનો અંત લાવે છે, તેમ આપણે પણ કેમ શત્રુનો અંત ન લાવી શકીએ?[૬,૭] ત્યારબાદ સેનાવાળા અતિ બળવાન શત્રુઓ સાથે યુદ્ધ કરવું નહિ, એવી બુદ્ધિમાનોની જ નીતિ છે તે મને રુચે છે.[૮] તો આપણે કોઇને ખબર ન પડે એવી રીતે, નિર્દોષતાપૂર્વક, શત્રુના તે ભવનમાં પહોંચી જઇએ અને શત્રુના દેહ ઉપર આક્રમણ કરી, ધાર્યો મનોરથ સિદ્ધ કરીએ.[૯] કારણ કે પ્રાણી માત્રના અંતરાત્માની જેમ તે પુરુષવર એક જ નિત્ય સામ્રાજ્ય–લક્ષ્મીને ધારણ કરી રહ્યો છે. મને લાગે છે કે, તેનો જ નાશ થશે, આપણો નહિ.[૧૦] યુદ્ધમાં એને માર્યા પછી જો બાકી રહેલાઓ આપણને મારશે, તો જ્ઞાતિજનોના રક્ષણમાં પરાયણ રહેલા આપણે સ્વર્ગને જ પામશું.[૧૧]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**—હે શ્રીકૃષ્ણ! એ જરાસંધ એવો તે કોણ છે? એનાં શરીરબળ અને પરાક્રમ કેવાં છે? તે સર્વ કહો. તમને અગ્નિ-સમાનને સ્પર્શ્યા છતાં પતંગિયાની જેમ તે બળી ગયો કેમ નહિ?[૧૨]

**શ્રીકૃષ્ણ બોલ્યાઃ**—હે રાજન્! જરાસંધ કેવો વીર્યવાન અને કેવો પરાક્રમી છે, તેમજ અમારું અનેક વાર બૂરું કર્યા છતાં પણ અમે કેમ તેને જવા દીધો છે; એ તમે સાંભળો.[૧૩] ત્રણ અક્ષૌહિણી સેનાનો સ્વામી યુદ્ધમાં મદભર્યો અને મગધદેશનો અધિપતિ એવો બૃહદ્રથ નામે એક બલવાન રાજા હતો.[૧૪] રૂપવાન, વીર્યવાન, શ્રીમાન અને અતુલિત પરાક્રમવાળો તે નિત્ય યજ્ઞદીક્ષાનાં ચિહ્નોથી અંકિત દેહવાળો હતો. માનો, તે બીજો શતક્રતુ ઇન્દ્ર જ હતો.[૧૫] તેજમાં તે સૂર્ય જેવો હતો, ક્ષમામાં તે પૃથ્વી જેવો હતો, ક્રોધમાં તે યમ જેવો હતો અને સંપત્તિમાં તે કુબેર જેવો હતો.[૧૬] હે ભરતોત્તમ! પોતાના કુલપરંપરાગત ગુણો વડે તેણે સૂર્યનાં કિરણોની જેમ અખિલ પૃથ્વીને વ્યાપી દીધી હતી. હે ભરતશ્રેષ્ઠ! તે મહાવીર્યવાન કાશિરાજની સ્વરૂપ સંપત્તિવાળી બે પુત્રીઓને પરણ્યો હતો.[૧૭,૧] એ બે પત્નીઓ સમક્ષ તે પુરુષસિંહે ઠરાવ

હતો કે, 'હું બનેમાંથી કોઈને વિશે ન્યૂન કે અધિક ભાવ રાખીશ નહિ.'[૧૯] હાથી જેમ બે હાથણીઓ સાથે શોભે, તેમ તે રાજા એ બે પ્રિય અને અનુરૂપ પત્નીઓથી શોભવા લાગ્યો.[૨૦] તે બેની મધ્યમાં રહેલો એ વસુધાધિપતિ જાણે ગંગા અને યમુનાની વચ્ચે મૂર્તિમાન સાગર હોય તેમ શોભતો હતો.[૨૧] તે બંનેની સાથે વિષયરસ ભોગવતાં ભોગવતાં એ રાજાની યુવાની ઓસરી ગઈ, પણ એને વંશ વધારનાર એક પુત્ર થયો નહિ.[૨૨] પુત્રકામના સારુ તે નૃપવરે અનેક મંગલ કાર્યો, હોમો અને ઇષ્ટિઓ કર્યાં, તો પણ તેને કુળની વૃદ્ધિ કરનાર એક પુત્ર થયો નહિ.[૨૩] પછી તેણે સાંભળ્યું કે, ગૌતમવંશી મહાત્મા કાક્ષીવાનના ઉદાર પુત્ર ચંડકૌશિક તપથી પરવારીને દૈવેચ્છાથી અહીં આવ્યા છે અને એક ઝાડ નીચે બેઠા છે. આથી રાજાએ બે પત્નીઓ સાથે જઇને તેમને સર્વ રત્નોથી સંતોષ્યા.[૨૪,૨૫] સત્યધારી અને સત્યવચની તે ઋષિશ્રેષ્ઠે તેને કહ્યું કે, 'હે રાજેન્દ્ર! હું પ્રસન્ન થયો છું. હે સુવ્રત! તું વરદાન માગ!'[૨૬] એટલે બૃહદ્રથે પત્નીઓ સાથે તે ઋષિને પ્રણામ કર્યા અને પુત્રદર્શનની ખોટને લીધે આંસુથી ગદ્ગદિત વાણીમાં તેમને આ પ્રમાણે કહ્યું.[૨૭]

રાજા બોલ્યો:–હે ભગવન્! હું તો રાજ્ય છોડીને તપોવનમાં જવા માટે નીકળ્યો છું. મને નિઃસંતાન અને ક્ષીણભાગીને રાજ્યનું અને વરદાનનું શું પ્રયોજન?[૨૮]

શ્રીકૃષ્ણ બોલ્યા:–આ સાંભળીને તે મુનિની ઇંદ્રિયો ક્ષુબ્ધ થઈ અને તેજ આમ્રવૃક્ષની છાયામાં બેસીને તે ધ્યાનપરાયણ થયા.[૨૯] આમ વિરાજેલા એ મુનિના ખોળામાં તે વખતે એક આમ્રફળ પડ્યું. તે રસથી ભરેલું હતું અને તેને પોપટે ચાંચ મારેલી ન હતી. મુનિવરે તેને હાથમાં લીધું અને હૃદયથી અભિમંત્રણ કર્યું. પછી પુત્રપ્રાપ્તિ માટે કારણરૂપ એવું તે અજોડ ફળ તેમણે તે રાજાને આપ્યું. પછી મહાબુદ્ધિમાન મહામુનિએ રાજાને કહ્યું કે, 'હે મહારાજ! જા, તું કૃતાર્થ થયો છે, હે નરેશ! હવે તું પાછો વળ.'[૩૦-૩૨] મુનિનાં આ વચન સાંભળીને તે મહા ધીમાન રાજાએ મુનિને શિર નમાવી પાદવંદન કર્યું અને પછી પોતાને ઘેર ગયો.[૩૩] તે પછી હે ભરતસિંહ! યોગ્ય સમય જાણીને તે નરપતિશ્રેષ્ઠે તે ફલ બેઉ પત્નીઓને આપ્યું.[૩૪] તે બંને શુભસુંદરીઓએ તે ફલના બે ભાગ કરીને ખાધું. ભાવી કાર્યના નિર્માણથી તથા મુનિની સત્યવાણીને લીધે એ બંનેને તે ફલ ખાવાથી ગર્ભ રહ્યો. તેમને આમ ગર્ભવતી થયેલી જોઈને રાજા ઘણો આનંદ પામ્યો.[૩૫,૩૬] હવે હે મહાબુદ્ધિમાન રાજન્! યોગ્ય કાલ આવતાં તે બંને શુભ રાણીઓએ શરીરની એકએક ફાડને જન્મ આપ્યો.[૩૭] શરીરની તે એકએક ફાડમાં એકએક આંખ, એકએક હાથ, એકએક પગ, અરધું પેટ, અરધું મુખ અને અરધી અરધી ઇન્દ્રિય જોઈને તે બંને રાણીઓ અત્યંત કંપવા લાગી.[૩૮] ઉદ્વેગ પામેલી તે બંને બહેનોએ આપસમાં વિચારણા કરી અને અત્યંત દુઃખ સાથે તે બેઉ સજીવ ફાડોને તજી દીધી.[૩૮,૩૯] તે વખતે તે બંનેની દાસીઓએ તે ગર્ભભાગોને બરાબર રીતે ઢાંકી દીધા અને તેઓ અંતઃપુરના દરવાજામાંથી નીકળી બહાર ચકલામાં મૂકી દઈ પાછી ચાલી આવી.[૪૦]

આમ હે મનુજસિંહ! એ ફાડો ચકલામાં ફેંકવામાં આવી, ત્યારે લોહી અને માંસનું ભોજન કરનારી જરા નામે એક રાક્ષસીએ તે ફાડોને ઉપાડી લીધી.[૪૧] સુખપૂર્વક લઈ જઈ શકાય એ ઇચ્છાથી તે રાક્ષસીએ ભાવીના બલથી પ્રેરાઇને તે ટુકડાઓને જોડી દીધા.[૪૨] હે પુરુષસિંહ! તે બે ભાગ એકઠા કરવામાં આવ્યા, એટલે તુરત જ તેમાંથી એક શરીરધારી વીર

કુમાર થઈ ગયો.[૪૩] આથી હે રાજન્! તે રાક્ષસી વિસ્મય પામી અને તેનાં નયન ખીલી ઊઠ્યાં. વજ્રના જેવા એ મજબૂત બાળકને ઉપાડવા તે સમર્થ થઈ નહિ.[૪૪] તે વખતે તે બાળક પોતાની લાલ હથેળીવાળા હાથની મૂઠી વાળીને તેને મોંમાં મૂકીને, અતિ જોરથી એવો રડવા લાગ્યો કે જાણે જલભર્યો મેઘ ગર્જવા લાગ્યો.[૪૫] હે નરસિંહ! રડવાના તે શબ્દથી અંતઃપુરનાં માણસો એકદમ ગભરાઈ ગયાં. હે પરંતપ! રાજા સાથે તેઓ બધાં બહાર નીકળ્યાં.[૪૬] વળી ઝાંખી પડી ગયેલી, દૂધે ઊભરાતાં સ્તન વાળી અને નિરાશ થયેલી તે બે અબલા રાણીઓ પુત્રલાભને માટે એકદમ ત્યાં દોડી આવી.[૪૭] તે રાણીઓને આવી સ્થિતિમાં જોઈને, રાજાને સંતતિ માટે ઉત્કંઠાવાળો જોઇને અને તે બાળકને મહા બલવાન જોઈને તે રાક્ષસીએ આ પ્રમાણે વિચાર કર્યો કે, 'હું પુત્રની ઉત્કંઠાવાળા આ રાજાના રાજ્યમાં રહું છું, એટલે એ ધાર્મિક મહાત્માના આ બાળકપુત્રને હું મારી શકું નહિ.[૪૮,૪૯] મેઘમાલા જેમ સૂર્યને ઉપાડે, તેમ તે રાક્ષસીએ તે બાલકને ઉપાડ્યો અને મનુષ્યરૂપ લઇ તે રાક્ષસીએ તે રાજાને આમ કહ્યું.[૫૦]

રાક્ષસી બોલીઃ-હે બૃહદ્રથ! બ્રાહ્મણના વરદાન વડે તમારી બે રાણીઓમાં જન્મેલા આ તમારા પુત્રને દાસીઓએ ફેંકી દીધો હતો, મેં તેને સાચવ્યો છે. હું તમને એ આપું છું, તમે તેને ગ્રહણ કરો.[૫૧]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ-હે ભરતોત્તમ! પછી કાશિરાજની તે બે શુભ પુત્રીઓએ તરત જ તે બાળકને લઈ લીધો અને તેને ધાવણથી નવરાવી દીધો.[૫૨] પછી સર્વ વૃત્તાંત જાણીને રાજા અતિ હર્ષ પામ્યો અને સુવર્ણકાંતિવાળી માનવસ્વરૂપિણી રાક્ષસીને આ પ્રમાણે પૂછવા લાગ્યો.[૫૩]

રાજા બોલ્યોઃ-હે કમલના ગર્ભના જેવી કાંતિવાળી! મને પુત્ર દેનારી તું કોણ છે? હે કલ્યાણી! તું સ્વેચ્છાથી આ કહે. તું મને કોઈ દેવતા લાગે છે.[૫૪]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયારંભપર્વમાં 'જરાસંધોત્પત્તિ' નામનો અધ્યાય ૧૭ મો સમાપ્ત**

---

# अध्याय १८ मो

## જરા રાક્ષસીનું આત્મકથન

॥ राक्षस्युवाच ॥

**जरानामास्मि भद्रं ते राक्षसी कामरुपिणी ।**
**तव वेश्मनि राजेन्द्र पूजिता न्यवसं सुखम् ॥१॥**

રાક્ષસી બોલીઃ-હે રાજેન્દ્ર! તમારું મંગલ થાઓ. ઇચ્છારૂપ ધારણ કરનારી હું જરા નામે રાક્ષસી છું. હું તમારા ભવનમાં સુખપૂર્વક અને પૂજાસહિત રહું છું. રાક્ષસી એવી હું મનુષ્યોને ઘેરેઘેર ગૃહદેવીને નામે નિત્ય રહું છું. પૂર્વે સ્વયંભૂ બ્રહ્માએ મને ઉત્પન્ન કરી છે.[૧,૨] મને દિવ્યરૂપવતીને દાનવોના વિનાશ માટે સ્થાપવામાં આવી છે.[૩] પુત્રવતી અને યૌવનભરી એવી મારી પ્રતિમાને જે ભક્તિપૂર્વક દીવાલ ઉપર આલેખે છે, તેના ઘરમાં મંગલવૃદ્ધિ થાય છે અને તેમ કરે નહિ તો તેનો વિનાશ થાય છે. હે વિભુ! તમારા ઘરમાં હું સદા પૂજા પામીને રહું છું.[૪] તમારા ઘરની ભીંત ઉપર અનેક પુત્રોથી ઘેરાયેલી મારી મૂર્તિનું આલેખન છે તથા ગન્ધ, પુષ્પ, ધૂપ, ભક્ષ્ય અને ભોજ્યોથી મારું રૂડું પૂજન થયું છે. આથી હું રાત્રિદિવસ તમને વળતો ઉપકાર કરવાનું વિચારી રહી હતી. એવામાં હે ધાર્મિક! મેં તમારા પુત્રના આ બે ખંડો જોયા.[૫,૬] મેં એ બે ટુકડાઓને ભેગા કર્યા, એટલે દૈવયોગે આ કુમાર થયો. હે મહારાજ! આ તમારા ભાગ્યથી થયું છે, હું તો આમાં નિમિત્તમાત્ર

છું. હું મેરુને પણ ગળી જવાને સમર્થ છું, તો પછી તમારા બાલકને ગળી શકું એમાં આશ્ચર્ય શું? પરંતુ તમારા ઘરમાં મારી પૂજા થાય છે તેથી હું પ્રસન્ન છું, એટલે મેં તમને આ બાલક પાછો સોંપ્યો છે.[૭,૮]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ-આમ કહીને તે રાક્ષસી અંતર્ધાન થઈ અને રાજા તે કુમારને લઈને ઘરમાં ગયો.[૯] પછી રાજાએ બાલકના જાતકર્મ સંસ્કાર કરાવ્યા અને સમસ્ત મગધ દેશમાં એ રાક્ષસીનો મહોત્સવ પાળવા આજ્ઞા કરી. બ્રહ્મદેવ સમાન પિતા બૃહદ્રથે તે બાલકનું આવું નામ પાડ્યું: 'જરા નામની રાક્ષસીએ આને જોડ્યો છે, માટે એને જરાસંધ કહેવો.'[૧૦,૧૧] મગધાધિપતિનો એ પુત્ર મહાતેજસ્વી, પ્રમાણસર આકારનો, બલસંપન્ન અને આહુતિ પામેલા અગ્નિના જેવી કાંતિવાળો હતો અને શુક્લપક્ષના ચંદ્રની જેમ તે વૃદ્ધિ પામતો માતપિતાને આનંદ આપવા લાગ્યો.[૧૨]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયારંભપર્વમાં 'જરાસંધોત્પત્તિ' નામનો અધ્યાય ૧૮ મો સમાપ્ત**

# अध्याय १९ मो

## જરાસંધની પ્રશંસા

॥ श्रीकृष्ण उवाच ॥

कस्यचित्त्वथ कालस्य पुनरेव महातपाः ।
मगधेषूपचक्राम भगवांश्चंडकौशिकः ॥१॥

શ્રીકૃષ્ણ બોલ્યાઃ-પછી કેટલોક સમય વીત્યા બાદ મહાતપસ્વી ભગવાન ચંડકૌશિક મગધદેશમાં ફરીથી આવી ચડ્યા.[૧] તેમના આવવાથી રાજા બૃહદ્રથ હર્ષ પામ્યો અને મંત્રી, પત્નીઓ તથા પુત્રને લઈને તેમને સામો લેવા ગયો.[૨] હે ભારત! રાજાએ પાદ્ય, અર્ઘ્ય અને આચમનના જલ ઇત્યાથી તે ઋષિનું પૂજન કર્યું અને તેમને રાજ્યસહિત પોતાનો પુત્ર સોંપ્યો.[૩] હે રાજન્! રાજાનો એ પુજાસત્કાર સ્વીકારીને તે ઋષિએ પ્રસન્ન મનથી મગધરાજાને કહ્યું કે,[૪] 'હે રાજન્! એ બધું મેં દિવ્ય ચક્ષુથી જાણ્યું છે. હે રાજેન્દ્ર! આ પુત્ર કેવો થશે, તેનાં રૂપ, સત્ત્વ, બલ અને પરાક્રમ કેવાં હશે, તે તું સાંભળ. તારો આ પુત્ર ઐશ્વર્યશાળી થશે, એમાં સંશય નથી. એ પરાક્રમ કરીને સઘળું પ્રાપ્ત કરશે. જેમ બીજાં પંખીઓ ઊડતા ગરુડની ગતિને પહોંચી શકતાં નથી, તેમ બીજા રાજાઓ આ વીર્યવાનના પરાક્રમને પહોંચી શકશે નહિ. જે કોઈ એના કાર્યમાં આડો આવશે તે વિનાશ પામશે.[૫-૭] હે મહીપતિ! નદીના વેગ જેમ પર્વતને પીડા કરી શકતા નથી, તેમ દેવોએ છોડેલાં શસ્ત્રો પણ આને પીડા કરી શકશે નહિ. એ સર્વ મુગટધારી રાજાઓને મસ્તકે પ્રકાશશે. સૂર્યની જેમ એ બીજાં સર્વ તેજધારીઓનાં તેજને હરી લેશે.[૯,૧૦] પતંગિયાં જેમ અગ્નિમાં પડી વિનાશ પામે છે, તેમ સૈન્યબલ અને વાહનોમાં સમૃદ્ધ એવા રાજાઓ એની સામે જતાં પોતાના નાશને નોતરશે.[૧૧] વર્ષામાં જેમ નદ અને નદીઓનો પતિ સમુદ્ર ઊછળતી જલભરી નદીઓને ગ્રહણ કરે છે, તેમ એ સર્વ રાજાઓની સમૃદ્ધ લક્ષ્મીને ગ્રહણ કરશે.[૧૨] જેમ સર્વ ધાન્યને ધારણ કરનારી વિશાલ ધરતી શુભ અને અશુભ સર્વને ધારણ કરે છે, તેમ એ મહાબલવાન ચારે વર્ણને રૂડી રીતે ધારણ કરશે. જેમ શરીરધારીઓ પ્રાણીમાત્રના આત્મરૂપ વાયુને અધીન રહે છે, તેમ સર્વ રાજાઓ એની આજ્ઞામાં વશ વર્તશે.[૧૩,૧૪] સર્વ લોકમાં અતિ બલવાન આ મગધરાજ જરાસંધ ત્રિપુરરાક્ષસનો નાશ કરનાર દુઃખવિદારક અને પાપહારી મહાદેવનાં સાક્ષાત દર્શન કરશે.'[૧૫]

હે શત્રુનાશન! આમ બોલીને તે મુનિએ

જાણે પોતાનું કંઈ કાર્ય સાંભરી આવ્યું હોય તેમ વિચાર કરીને બૃહદ્રથ રાજાને નગરમાં જવાની આજ્ઞા આપી.[૨૬] પછી એ મગધરાજે નગરમાં જઈ જ્ઞાતિજનોની સાથે રહી જરાસંધનો રાજ્યાભિષેક કર્યો.[૨૭] આમ જરાસંધનો અભિષેક થયો, ત્યારે નરપતિ બૃહદ્રથરાજ પરમ સંતોષ પામ્યો અને બે પત્નીઓને સાથે લઇને તપોવનમાં તપ માટે ગયો.[૨૮,૨૯] હે પૃથ્વીપતિ! માતાઓ અને પિતા આમ વનવાસી થયાં, તે પછી જરાસંધ સ્વપરાક્રમથી રાજાઓને વશ કરવા લાગ્યો.[૩૦]

વૈશંપાયન બોલ્યાઃ-પછી દીર્ઘકાલ સુધી તપ તપીને, તપોવનવાસી બૃહદ્રથરાજાએ બે પત્નીઓ સાથે સ્વર્ગગમન કર્યું.[૩૧] જરાસંધરાજ પણ કૌશિકે કહેલા વરદાન પ્રમાણે સર્વની પ્રાપ્તિ કરી અને રાજ્યનું પાલન કરવા માંડ્યું.[૩૨] વાસુદેવ શ્રીકૃષ્ણે જ્યારે મહીપતિ કંસને મારી નાખ્યો, ત્યારે તેને શ્રીકૃષ્ણની સાથે વેરની ગાંઠ બંધાઈ.[૩૩] આથી હે ભારત! અદ્ભુત કર્મવાળા શ્રીકૃષ્ણ મથુરામાં હતા, ત્યારે એ બલવાન મગધરાજ જરાસંધે, પોતાના નગર ગિરિવ્રજમાંથી નવાણું આંટા ઘુમાવીને એક ગદા ફેંકી હતી. તે ઉજ્જવલ ગદા નવાણું યોજન દૂર પડી હતી.[૩૪,૩૫] નગરજનોએ તે ગદાને સારી રીતે જોઈ અને તે વિશે શ્રીકૃષ્ણને સમચાર આપ્યા. ત્યારથી મથુરાની પાસેનું એ સ્થાન 'ગદાવસાન' નામે પ્રસિદ્ધ થયું.[૩૬] એ જરાસંધને શસ્ત્રથી મરે નહિ એવા, મંત્રણામાં શ્રેષ્ઠ મતિમાન અને નીતિશાસ્ત્રમાં પંડિત એવા હંસ અને ડિમ્ભક નામે બે મંત્રીઓ હતા.[૩૭] એ બે મહાબલવાન મંત્રીઓ વિશે મેં તમને આ અગાઉ કહ્યું છે. આ ત્રણ ત્રણે લોકોને માટે પૂરતા હતા. એમ મારું માનવું છે.[૩૮] હે વીર મહારાજ! આથી જ બલવાન કુકુર, અન્ધક અને વૃષ્ણિઓએ 'બળવાનની સાથે સ્પર્ધા ન કરવી' એ નીતિનું અવલંબન કરીને એ સમયે એ જરાસંધની ઉપેક્ષા કરી.[૩૯]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયારંભપર્વમાં 'જરાસંધપ્રશંસા' નામનો અધ્યાય ૧૯ મો સમાપ્ત**

રાજસૂયારંભપર્વ સમાપ્ત

# जरासंधवधपर्व

---

## अध्याय २० मो

---

### જરાસંધના વધ માટે શ્રીકૃષ્ણાદિનું મગધમાં જવું

॥ वासुदेव उवाच ॥

**पतितौ हंसडिभकौ कंसश्च सगणो हतः ।**
**जरासंघस्य निधने कालोऽयं समुपागतः ॥१॥**

વાસુદેવ બોલ્યાઃ-હંસ અને ડિમ્ભક પડ્યા છે. કંસ તેના અનુચરો સાથે હણાયો છે. હવે જરાસંધના કાળનો આ સમય આવી પહોંચ્યો છે.[૧] સર્વ સુરો અને અસુરો પણ એને રણમાં જીતી શકે એમ નથી. તેથી એને દેહબળ વડે દ્વંદ્વયુદ્ધથી જીતવો એમ અમને લાગે છે.[૨] મારામાં નીતિ છે, ભીમમાં બલ છે અને અર્જુન આપણા બંનેનું રક્ષણ કરનાર છે. ત્રણ અગ્નિઓ જેમ યજ્ઞને સિદ્ધ કરે છે, તેમ આપણે ત્રણ મગધરાજને પૂરો કરીશું.[૩] અમે ત્રણે તે નરપતિને એકાન્તમાં મળીશું. નિઃસંશય, અમારામાંથી એકાદની સાથે તો તે યુદ્ધમાં ઊતરશે જ.[૪] અપમાન, લોભ અને ભુજબલના મદથી તે નિઃસંશય ભીમસેન સાથે યુદ્ધમાં ઊતરશે.[૫] ઘમંડી લોકના મૃત્યુ માટે જેમ યમ સમર્થ છે, તેમ મહાબલવાન અને મહાબાહુ ભીમસેન તેને માટે પૂરતો [illegible]

જાણતા હો અને તમને જો મારામાં વિશ્વાસ હોય, તો તમે તત્કાલ ભીમ અને અર્જુનને મને થાપણ તરીકે આપો.[૭]

**વૈશંપાયન બોલ્યા:**–ભગવાન શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, ત્યારે યુધિષ્ઠિરે પ્રસન્ન મુખવાળા ભીમ અને અર્જુનને ઊભેલા જોઇને આ ઉત્તર આપ્યો:[૮]

**યુધિષ્ઠિર બોલ્યા:**–હે અચ્યુત! હે અચ્યુત! હે શત્રુઘ્ન! તમે આવું બોલો નહિ. તમે તો પાંડવોના નાથ છો. અમે તમારે આશરે છીએ.[૯] હે ગોવિન્દ! તમે જે કહો છો તે યોગ્ય જ છે. કેમકે, જેમનાથી લક્ષ્મી મોં ફેરવી બેઠી હોય છે, તેમની આગળ તમે રહેતા નથી.[૧૦] હવે માની લો કે, તમારી આજ્ઞામાં રહી મેં જરાસંધને માર્યો છે, મહીપાલોને છોડાવ્યા છે અને મારો રાજસૂય યજ્ઞ સિદ્ધ થયો છે.[૧૧] હે જગન્નાથ! હે નરોત્તમ! સાવધાનતાથી હવે એવું કરો કે જેથી એ કાર્ય જલદી પાર પડે.[૧૨] કારણ કે, ધર્મ, અર્થ અને કામથી રહિત એવા દુઃખપીડિત રોગિયાની જેમ હું તમારા ત્રણ વિના જીવવાનું સાહસ કરી શકું નહિ.[૧૩] મારું માનવું છે કે, શ્રીકૃષ્ણ–અર્જુન વિના અને અર્જુન–શ્રીકૃષ્ણ વિના રહી શકે નહિ. એ કૃષ્ણ અને અર્જુન બંને માટે ત્રણે લોકમાં ન જિતાય એવું કશું નથી.[૧૪] વળી આ શ્રીમાન વૃકોદર ભીમ સૌ બળિયાઓમાં શ્રેષ્ઠ છે. એ મહાયશસ્વી વીર તમારા બન્નેની સાથે રહીને શું ન કરી શકે?[૧૫] બરાબર રીતે દોરવેલું સૈન્ય જ ઉત્તમ કાર્ય કરે છે–નહિ તો સેના જડ અને આંધળી કહેવાય છે. આથી બુદ્ધિમાન સરદારોએ જ સેનાને દોરવી જોઇએ.[૧૬] બુદ્ધિમાનો જ્યાં નીચાણ હોય છે ત્યાંજ જળને વાળે છે. માછીઓ પણ જ્યાં ખાડો હોય છે, ત્યાંજ પાણીને લઈ જાય છે.[૧૭] તેથી અમે નીતિવિધાનને જાણનારા, લોકપ્રસિદ્ધ શ્રીકૃષ્ણપુરુષને આશરે રહી કાર્યની સિદ્ધિ માટે પ્રયત્ન કરશું.[૧૮] આમ પ્રજ્ઞા, નીતિ, બલ, ક્રિયા અને ઉપાયથી સંપન્ન એવા શ્રીકૃષ્ણને કાર્યાર્થની સિદ્ધિ સારુ સર્વ કાર્યોમાં આગળ કરવા.[૧૯] હે યદુશ્રેષ્ઠ! કાર્યની અર્થસિદ્ધિ માટે અર્જુન શ્રીકૃષ્ણને અનુસરો અને ભીમ ધનંજયને અનુસરો. એમ કરીને પરાક્રમ કરવાથી નીતિ, જય અને બળ પરાક્રમમાં સિદ્ધિ મળશે.[૨૦]

**વૈશંપાયન બોલ્યા:**–આમ યુધિષ્ઠિરે સર્વ વિપુલ ઓજસ્વી ભાઈઓને કહ્યુ. પછી શ્રીકૃષ્ણ અને ભીમ તથા અર્જુન મગધરાજ તરફ જવા નીકળ્યા.[૨૧] તેમણે તેજસ્વી સ્નાતક બ્રાહ્મણોનો વેશ લીધો. મિત્રજનોએ તેમને મનોહર વચનોથી અભિનંદન આપ્યાં.[૨૨] સૂર્ય, ચંદ્ર અને અગ્નિના જેવા કાંતિવાળા તેઓ સ્વાભાવિક તેજસ્વી હતા, તો પણ જ્ઞાતિજનોના કાર્યને અંગે ક્રોધથી સંતપ્ત થયેલાં તેમનાં શરીર વિશેષ પ્રકાશી રહ્યાં હતાં.[૨૩] યુદ્ધમાં અપરાજિત એવા શ્રીકૃષ્ણ તથા અર્જુનને ભીમ સાથે જરાસંધવધના એક કાર્યમાં તત્પર જોઈને જરાસંધ મર્યો જ, એવી માન્યતા બેઠી. કેમકે શ્રીકૃષ્ણ અને અર્જુન એ બે મહાત્માઓ સર્વ કાર્ય કરવામાં સમર્થ તેમજ ધર્મ, અર્થ, કામ, કાર્ય અને લોકોના પ્રવર્તાવનાર હતા.[૨૫] કુરુદેશથી નીકળીને તેઓ કુરુજાંગલની વચ્ચે થઈને રમણીય સરોવરે ગયા. પછી કાલકૂટ પર્વત વટાવીને તેમણે અનુક્રમે ગંડકી, મહાશોણ, સદાનીરા તથા એકપર્વતની નદીઓ પાર કરી.[૨૬,૨૭] રમણીય સરયૂ નદીને ઊતરીને તેમણે પૂર્વ કોશલ દેશ જોયો. ત્યાંથી આગળ જઈ તેઓ મિથિલા, માલા અને ચર્મણ્વતી નદીએ પહોંચ્યા.[૨૮] પછી ગંગા અને શોણને પાર કરી, દર્ભ અને વલ્કલધારી તે ત્રણ શુદ્ધ વીરો પૂર્વ દિશા તરફ વળ્યા અને મગધદેશની સીમમાં આવ્યા.[૨૯] પછી નિરંતર ગોધનથી ભરેલા. જળથી ભરેલા

અને સુંદર વૃક્ષોવાળા ગોરથ ગિરિએ પહોંચીને તેમણે મગધની રાજધાની જોઈ. ૩૦

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત જરાસંધવધપર્વમાં 'કૃષ્ણપાંડવમગધયાત્રા' નામનો અધ્યાય ૨૦મો સમાપ્ત**

# अध्याय २१ मो

## શ્રીકૃષ્ણ અને જરાસંધનો સંવાદ

॥ वासुदेव उवाच ॥

**एष पार्थ महान् भाति पशुमान्नित्यमंबुमान् ।**
**निरामयः सुवेश्माढ्यो निवेशो मागधः शुभः॥१**

શ્રીવાસુદેવ બોલ્યાઃ-હે પૃથાનંદન! પશુઓથી ભરેલા, નિત્ય પાણીથી પૂરા, ઉપદ્રવ વિનાના અને સુભવનથી સમૃદ્ધ આ શુભ અને મહાન મગધદેશનો સીમાડો શોભે છે.[૧] હે તાત! શીતલ વૃક્ષવાળાં અને એકમેકના અંગરૂપે જોડાયેલા વિપુલ વૈહાર, શૈલ, વરાહ પર્વત, વૃષભાચલ, ઋષિગિરિ તેમજ પાંચમો ચૈત્યક એ પાંચ મહાશિખરવાળા પર્વતો જાણે કે સાથે રહીને ગિરિવ્રજનું રક્ષણ કરી રહ્યા છે.[૨,૩] ફૂલથી છાયેલી ડાળીઓની ટોચવાળાં, સુગંધભર્યાં અને કામીજનોને પ્રિય એવાં મનોરમ લોધ્રોનાં વનોથી તે પર્વતો જાણે કે ઢંકાઈ ગયા છે![૪] અહીં ઉત્તમવ્રતી મહાત્મા ગૌતમ મુનિએ ઔશીનરી શૂદ્રામાં કાક્ષીવાન આદિ પુત્રોને ઉત્પન્ન કર્યા હતા.[૫] શૂદ્ર સ્રીને પેટે જન્મ્યા છતાં તે કાક્ષીવાન આદિના વંશજો ગૌતમના ઐશ્વર્ય વડે અહીં મગધવંશમાં રાજાઓ ગણાય છે, એ ગૌતમઋષિનો અનુગ્રહ જ સમજવો.[૬] હે અર્જુન! પૂર્વે અંગ, વંગ આદિ અતિ મહાબળવાન રાજાઓ પણ ગૌતમના આશ્રમે આવીને આનંદ લેતા હતા.[૭] હે પાર્થ! ગૌતમનિવાસની પાસે પીપળાની તથા લોધ્રની આ જ શુભ અને મનોહર વનરાજિ ઊગી છે, તે આપણે જોઈએ. શત્રુઓને તાપ આપનારા અર્બુદ અને શક્રવાપી એ બે નાગો અહીં રહે છે. વળી સ્વસ્તિક તથા મણિનાગનું આ ઉત્તમ નિવાસસ્થાન છે.[૮,૯] મનુએ આ મગધદેશને મેઘ વિનાનો ન રહે એવો કર્યો છે. કૌશિક અને મણિમાને પણ એના ઉપર કૃપા કરી છે. આવા રમ્ય અને ચારે બાજુએથી સુરક્ષિત નગરને પામીને જરાસંધ પોતાને અનુપમ અર્થસિદ્ધિ મળ્યાનું અભિમાન રાખે છે;[૧૦,૧૧] પણ આપણે આજ એના ઉપર ચડીને નક્કી તેનો ગર્વ ઉતારી નાખીશું.[૧૨]

**વૈશંપાયન બોલ્યાઃ**-આમ કહીને શ્રીકૃષ્ણ, ભીમ અને અર્જુન એ ત્રણ વિપુલ ઓજસ્વી ભાઈઓ વાત કરતા કરતા મગધપુર તરફ ચાલ્યા. હૃષ્ટપુષ્ટ માણસોથી ભરેલા, ચારે વર્ણની પ્રજાથી ઊભરાયેલા, વિશાલ ઉત્સવોવાળા અને બીજાથી જિતાય નહિ એવા તે ગિરિવ્રજને વિશે તેઓ આવી પહોંચ્યા. પછી નગરના મુખ્ય દરવાજે ન જતાં તેઓ એક ઊંચા ગઢબુરજ તરફ ગયા. તે ગઢબુરજને નગરવાસીઓ અને બૃહદ્રથના વંશજો પૂજતા હતા અને તે મગધનિવાસીઓનું પ્રિય સ્મરણચિહ્ન હતું. [૧૫] તે જગાએ બૃહદ્રથે એક માંસાહારી આખલા ઉપર ચડાઈ કરી હતી અને તેને મારીને તેના ચામડાથી ત્રણ ભેરીઓ મઢાવી હતી તથા તેમને પોતાની રાજધાનીમાં રાખી હતી. એ ભેરીઓ વગાડતાં મહિના સુધી એનો ઘોષ ગાજ્યા કરતો. દિવ્ય પુષ્પોથી શણગારેલી તે ભેરીઓ ત્યાં બજ્યાં કરતી હતી. તેમણે એ ત્રણે ભેરીઓને ભાંગી નાખી અને સ્મરણચિહ્નરૂપ બુરજ તરફ પગલાં માંડયાં. વિવિધ આયુધો ધારણ કરેલા તે સર્વ દરવાજા તરફ ચાલ્યા. તેઓ મગધવાસીઓના તે સુમનોહર સ્મારક ઉપર ધસ્યા. જરાસંધને મારવા ઇચ્છતા તે વીરોએ પોતાના વિપુલ બાહુઓથી વિશાલ, સ્થિર, મહાન, પ્રાચીન, ગંધ તથા માલાઓથી પૂજાયેલા અને સદૈવ અચલ ઊભેલા એ શિખર

ઉપર પ્રહાર કર્યો અને તેને ગબડાવી પાડયો. હવે તેઓ આનંદિત થયા અને નગરમાં પ્રવેશ્યા.[૧૯-૨૧] એ જ વખતે વેદપારંગત બ્રાહ્મણોએ અપશુકનો થતા હતા તે જોઈને જરાસંધને તે બતાવ્યા.[૨૨] એ પુરોહિતોએ રાજાને હાથી ઉપર બેસાડી અગ્નિની ફરતી આરતી કરી. પછી પ્રતાપી રાજા જરાસંધે એ અપશકુનની શાંતિ માટે દીક્ષા લીધી અને નિયમપરાયણ રહી ઉપવાસમાં રહ્યો. તે પછી હે ભારત! જરાસંધ સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા, સ્નાતકના વ્રતવાળા, આયુધો વિનાના અને માત્ર બાહુરૂપી શસ્ત્ર ધારનારા તે કૃષ્ણાદિએ નગરમાં પ્રવેશ કર્યો. રાજમાર્ગે જતાં, તે નરોત્તમોએ ભક્ષ્યો તથા માલાઓના હાટોની વિશાલ, સર્વ ગુણોથી ભરેલી અને તમામ કામથી સમૃદ્ધ એવી ઉત્તમ શોભા જોઈ. બજારમાં આવી સમૃદ્ધિ જોઈને મહાબલવાન શ્રીકૃષ્ણ, ભીમ અને અર્જુને બળ કરીને માળી પાસેથી માળાઓ લઈ લીધી.[૨૩-૨૭]

પછી વિવિધરંગી વસ્ત્રોવાળા, માળાવાળા તેમજ ઉત્તમ કુંડલધારી એ સર્વે ધીમાન જરાસંધના ભવનમાં આવ્યા. માનો, હિમાલયના સિંહો આખલાઓના રહેઠાણને ખોળતા ચાલ્યા.[૨૮,૨૯] હે મહારાજ! એ યુદ્ધશાલીઓના અગરુચંદન ચોપડેલા હાથો સાગના થાંભલાઓની જેમ શોભી રહ્યા હતા.[૩૦] મત્ત હાથીના જેવા પુષ્ટ અને સાગના સ્તંભ જેવા ઊંચા તે વિશાળ છાતીવાળાઓને જોઈને મગધનિવાસીઓ વિસ્મય પામ્યા.[૩૧] તે ત્રણે નરસિંહો મનુષ્યોથી ભરપૂર દરવાજાઓ વટાવી, વ્યથારહિત રહી, અહંકારપૂર્વક રાજા પાસે ગયા.[૩૨] પાદ્ય, અર્ઘ્ય અને ગોદાનને યોગ્ય એવા તથા સત્કાર પામેલા તેમને જરાસંધે ઊઠીને વિધિપૂર્વક સન્માન આપ્યું.[૩૩] ત્યાં તે સમર્થ રાજાએ તેમને કહ્યું કે, 'તમારું સ્વાગત હો.' હે જનમેજય! ભીમ અને અર્જુન તે વખતે મૌન રહ્યા અને તેમનામાંથી મહાબુદ્ધિવાળા શ્રીકૃષ્ણે આ વચન કહ્યું: 'હે રાજેન્દ્ર! આ બે વ્રતધારી છે, એટલે મધરાત પહેલાં તેઓ તમારી સાથે બોલશે નહિ. અર્ધી રાત્રી વીત્યા પછી તેમનું વ્રત પૂરું થતાં બોલશે.' એટલે રાજા તેમને યજ્ઞશાલામાં વાસ આપીને રાજગૃહમાં ગયો. પછી મધરાત થઈ, એટલે તે બ્રાહ્મણો હતા ત્યાં આવ્યો. હે રાજન્! હે ભારત! જરાસંધરાજાનું આ વ્રત પૃથ્વીપ્રસિદ્ધ હતું કે સ્નાતક બ્રાહ્મણો આવ્યા છે એવું સાંભળીને તે યુદ્ધમાં વિજય મેળવનારો રાજા અડધી રાત્રે પણ તેમને મળવા જતો.[૩૪-૩૮] તે નૃપવર જરાસંધ ત્યાં આવ્યો અને તેમને મળ્યો. એટલે તેમના અપૂર્વ વેશથી તે વિસ્મિત થઈ ગયો.[૩૯] હે ભરતશ્રેષ્ઠ! તે શત્રુનો સંહાર કરનારા આ ત્રણે મહાપુરુષો જરાસંધને આવ્યો જોઈ આ પ્રમાણે બોલ્યા: 'હે રાજન્! તમારું કુશલમંગલ હો.' હે રાજસિંહ! આ પ્રમાણે રાજાને આશીર્વાદ આપી તેઓ ત્યાં એકબીજાને જોતા ઊભા રહ્યા.[૪૦,૪૧] પછી હે રાજેન્દ્ર! બ્રાહ્મણના વેશમાં આવેલા તે પાંડવો તથા શ્રીકૃષ્ણ યાદવને જરાસંધે કહ્યું કે, 'મહારાજ, બિરાજો.' એટલે મહાયજ્ઞમાં કાંતિથી ઝળહળતા ત્રણ અગ્નિઓ જેવા તે ત્રણે પુરુષવરો બેઠા.[૪૨,૪૩] હે કૌરવ્ય! સત્યપ્રતિજ્ઞાવાળા રાજા જરાસંધે બનાવટી વેશવાળા તે ત્રણેને ઠપકો આપતાં કહ્યું કે,[૪૪] 'હું પૂરી રીતે જાણું છું કે, આ માનવલોકમાં સ્નાતકનું વ્રત રાખનારા બ્રાહ્મણો અકારણ માલા અને અંગરાગને ધારણ કરતા નથી. તમે માલાધારી છો અને તમારા હાથો પણછ ચડાવ્યાની નિશાનીવાળા છો. તમે ક્ષાત્રતેજ ઝળકાવો છો, છતાં તમે પોતાને બ્રાહ્મણ તરીકે ઓળખાવો છો.[૪૫,૪૬] તો તમે કોણ છો? આમ વિવિધરંગી વસ્ત્રો ધારણ કરેલા અને બહાર માલા તથા સુગંધ

લેપ લગાવેલા તમે કોણ છો? તમે સાચું કહેજો.રાજા આગળ સત્ય જ શોભે.[૪૭] રાજાના અમંગલની બીક રાખ્યા વિના, ચૈત્યક પર્વતની ટોચને ભેદીને, તમે શા માટે આડે માર્ગે થઈ કપટપૂર્વક નગરમાં પેઠા છો?[૪૮] બ્રાહ્મણનું બળ ખાસ કરીને વાણીમાં છે. તમારું આ કર્મ તો બ્રાહ્મણવર્ણને અયોગ્ય છે. તો કહો, આજે તમે શું ધાર્યું છે.?[૪૯] તમે આમ મારી પાસે આવ્યા છો અને છતાં મેં આપેલા વિધિપૂર્વકના સત્કારને તમે કેમ સ્વીકારતા નથી? અમારી પાસે આવવામાં તમારું શું પ્રયોજન છે?'[૫૦] જરાસંધે આ પ્રમાણે કહ્યું, ત્યારે ઉદારચિત્ત અને બોલવામાં નિપુણ એવા શ્રીકૃષ્ણે સ્નિગ્ધ અને ગંભીર વાણીમાં આ વચન કહ્યાંઃ[૫૧]

શ્રીકૃષ્ણ બોલ્યા:–હે નરપતિ મહારાજ! તમે અમને સ્નાતક બ્રાહ્મણો જાણો. હે રાજન્! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે સ્નાતકનું વ્રત લઈ શકે છે.[૫૨] પણ તેમનામાં સામાન્ય તથા વિશેષ નિયમો હોય છે. આમાં વિશેષ નિયમવાળો ક્ષત્રિય સતત સૌભાગ્ય પામે છે. પુષ્પધારીઓને ચોકસ લક્ષ્મી મળે છે, તેથી અમે પુષ્પ ધારણ કરીએ છીએ.[૫૩] હે બૃહદ્રથપુત્ર! ક્ષત્રિયોનું વીર્ય બાહુમાં છે, વાક્યમાં નથી; તેથી જ તેનાં બોલેલાં વચન ધૃષ્ટ હોતાં નથી.[૫૪] હે રાજન્! બ્રહ્માએ ક્ષત્રિયોના ભુજમાં તેમનું વીર્ય ભર્યું છે; તમે તે જોવાને ઇચ્છતા હો, તો નિઃસંશય તમે તે હમણાં જ જોશો.[૫૫] ધીર પુરુષો શત્રુના ભવનમાં આડે બારણેથી જાય છે અને મિત્રોના ઘરમાં મુખ્ય દ્વારેથી જાય છે, દ્વારો વિશે આ ધર્મનિર્ણય છે.[૫૬] અમે કાર્યને અંગે શત્રુભવનોમાં આવ્યા છીએ, એટલે શત્રુએ આપેલી પૂજા સ્વીકારવાને અમે યોગ્ય નથી. આ અમારું અચલ વ્રત છે એમ જાણજો.[૫૭]

**ઇતિશ્રી મહાભારતમાં જરાસંધવધપર્વમાં અધ્યાય ૨૧ મો સમાપ્ત**

# અધ્યાય ૨૨ મો

## જરાસંધની યુદ્ધ માટે તૈયારી

॥ जरासंध उवाच ॥

न स्मरामि कदा वैरं कृतं युष्माभिरित्युत ।
चिंतयंश्च न पश्यामि भवतां प्रति वैकृतम् ॥१॥

જરાસંધ બોલ્યો:–મને સાંભરતું નથી કે મેં તમારી સાથે ક્યારે વેર કર્યું હોય? વિચાર કરતાં પણ મને લાગતું નથી કે, મેં તમારું કશું ભૂંડું કર્યું હોય.[૧] આમ મેં તમારું કશું ભૂંડું કર્યું નથી, તો મને વિના અપરાધીને શા માટે શત્રુ માનો છો? હે વિપ્રો! તે મને કહો. કેમકે આ જ સત્પુરુષોનો નિયમ છે.[૨] ધર્માર્થ ઉપરના આઘાત થવાથી મન ઊકળી ઊઠે છે. કેમકે, જે ક્ષત્રિય ધર્મજ્ઞ અને મહારથી હોવા છતાં નિર્દોષને બટ્ટો લગાવે છે, તે નિઃસંશય આ લોકમાં વિપરીત આચરણ કરી પાપીઓની ગતિને પામે છે અને પોતાના કલ્યાણથી પતિત થાય છે.[૩,૪] ત્રણે લોકમાં સદાચારીઓ માટે ક્ષત્રિયધર્મ કલ્યાણકારી છે. ધર્મને જાણનારા મનુષ્યો તો બીજા ધર્મની પ્રશંસા કરતા નથી.[૫] હું પોતે પણ સ્વધર્મમાં નિયમપરાયણ છું, પ્રજા પ્રત્યે હું નિર્દોષ છું, છતાં તમે મારી આગળ આજે જાણે પ્રમાદમાં આ બડબડાટ કરો છો.[૬]

શ્રીકૃષ્ણ બોલ્યા:–હે મહાબાહુ! કોઇએક કુલશ્રેષ્ઠ પુરુષ કુલનું કાર્ય વહી રહ્યો છે. અમે તેની આજ્ઞાથી તારી સામે આવીને ઊભા છીએ.[૭] હે રાજન્! તેં આ લોકમાં રહેલા ક્ષત્રિયોને બહુ હેરાન કર્યા છે. તો આ ક્રૂર અપરાધ કર્યા છતાં, તું તને નિરપરાધી કેમ માને છે?[૮] હે રાજશ્રેષ્ઠ! કેવી રીતે રાજા સાધુ રાજાઓની હિંસા કરી શકે? તું તો તે રાજાઓને કેદ પકડીને તેમનું રુદ્રને બલિદાન ચડાવવા ઇચ્છે છે.[૯] હે બૃહદ્રથપુત્ર! તારું કરેલું એ પાપ અમને પણ લાગે. કેમકે અમે ધર્મચારીઓ છીએ

અને ધર્મના રક્ષણમાં સમર્થ છીએ[૧૦] યજ્ઞમાં માણસોનો વધ તો ક્યારેય પણ જોયો કે જાણ્યો નથી તો તું મહાદેવ શંકરનો યજ્ઞ કેવી રીતે માનવબલિઓથી કરવા માગે છે?[૧૧] હે જરાસંધ! તું મિથ્યાબુદ્ધિ છે, એટલે ક્ષત્રિય હોવા છતાં તારા જ વર્ણના ક્ષત્રિયોને તું આમ પશુનું નામ આપવા ધારે છે તારા જેવો બીજો કોણ આવું કરી શકે?[૧૨] જે મનુષ્ય જે જે અવસ્થામાં જે જે કર્મ કરે છે, તે તે અવસ્થામાં તે તે કર્મફલને તે પામે છે[૧૩] તો દુખિયાની વહારે ધાનારા અમે જ્ઞાતિની વૃદ્ધિને નિમિત્તે જ્ઞાતિક્ષય કરનારા તને હણવાને માટે અહીં આવ્યા છીએ.[૧૪] તું માને છે કે, આ લોકમાં તારા જેવો કોઈ બીજો ક્ષત્રિય પુરુષ નથી, પણ હે રાજન્! આ તારી બુદ્ધિનો ભારે ભ્રમ છે.[૧૫] હે રાજા! પોતાની કુલમર્યાદાને જાણનારો કયો આત્મનિષ્ઠ ક્ષત્રિય રણમાં મરણ પામ્યા પછી અતુલ અને અવિનાશી સ્વર્ગને પામતો નથી?[૧૬] હે મનુષ્યશ્રેષ્ઠ! તમે આ જાણી લો કે, ક્ષત્રિયો સ્વર્ગમાં જવાનો નિશ્ચય કરીને જ રણ-યજ્ઞોની દીક્ષા લે છે અને લોકો ઉપર વિજય મેળવે છે[૧૭] સ્વર્ગની પ્રાપ્તિ મહાવેદના અધ્યયન વડે થાય છે, સ્વર્ગની પ્રાપ્તિ મહાયશને કારણે પણ છે, તેમ તપ એ પણ સ્વર્ગપ્રાપ્તિનું કારણ છે, છતાં યુદ્ધમાં શુદ્ધ મરણ એ તો નિઃસંદેહ સ્વર્ગ-પ્રાપ્તિ અપાવનારું છે[૧૮] રણમાં મરણને ભેટનારો ક્ષત્રિય સર્વ ગુણોથી સંપન્ન થઈ નિત્ય ઇન્દ્રના વૈજયન્ત નામના રાજમહેલમાં રહે છે એ ગુણો વડે જ શતક્રતુ ઇન્દ્ર પણ અસુરોને પરાજય આપી જગતનું રક્ષણ કરે છે સ્વર્ગને માટે જેવો તું વિગ્રહ કરે છે, તેવો બીજો કોણ કરશે? હે રાજન્! વિપુલ માગધી સેનાઓને લીધે અતિ અભિમાનમાં છકેલો તું શત્રુઓની અવગણના કરીશ નહિ, કારણ કે, હે નરેશ્વર! પ્રત્યેક મનુષ્ય-માં પુરુષાતન હોતું નથી, પરંતુ તારી બરાબરી કે તારાથી વિશેષ બળ જ્યાં સુધી જણાવામાં આવ્યું નથી, ત્યાં સુધી જ તને ગર્વ રહેશે તારું તેજ અમને અસહ્ય છે, એટલે હે રાજન્! તને આ કહી દઉં છું[૧૯-૨૧] હે મગધરાજ! તારા સમાન પુરુષો આગળ તું તારાં માન અને અભિમાન છોડી દે. પુત્ર, અમાત્ય અને સેના સાથે તું યમપુરીનો યાત્રી થા નહિ[૨૩] દંભોદ્ભવ, કાર્તવીર્ય, ઉત્તર અને બૃહદ્રથ એ સબલ રાજાઓ શ્રેષ્ઠોને અપમાન આપ્યાથી નાશ પામ્યા છે[૨૪] અમે તારી સાથે યુદ્ધ કરવા ઇચ્છીએ છીએ નિઃસંશય અમે બ્રાહ્મણો નથી[૨૫] હું શૂરસેનપૌત્ર હૃષીકેશ છું અને આ બે નરવીર પાંડવો છે હું આ બંનેના મામાનો પુત્ર થાઉં છું અને તારો શત્રુ કૃષ્ણ છું, એમ તું જાણ હે રાજન્! અમે તને આહ્વાન આપીએ છીએ હે મગધરાજ! સ્થિર થઇને તું યુદ્ધ કર અથવા સર્વ રાજાઓને છોડી દે, અથવા તો તું યમસદને સિધાવ[૨૬,૨૭]

જરાસંધ બોલ્યોઃ–હું કોઈ પણ રાજાને જીત્યા વિના કેદમાં નાંખતો નથી. મે જીત્યો ન હોય એવો કયો અજિત ક્ષત્રિય અહીં કેદમાં છે?[૨૮] હે કૃષ્ણ! ક્ષત્રિયને માટે આ જ ધર્મ-સંમત આજીવિકા કહી છે કે, પરાક્રમથી શત્રુઓને વશમાં લાવી ઇચ્છા પ્રમાણે આચરણ કરવું હે શ્રીકૃષ્ણ! રાજાઓને દેવતાના બલિ માટે આણ્યા પછી હું ક્ષાત્રધર્મને સંભારનારો આજે બીજાનો માર્યો તેમને કેમ છોડી મૂકું?[૩૦] એટલે વ્યૂહબદ્ધ સેના સાથે સૈન્યથી, એકલા સાથે એકલો અને બે કે ત્રણ સાથે એકી સાથે છૂટાછૂટો એમ લડવાને હું તૈયાર છું.[૩૧]

વૈશંપાયન બોલ્યાઃ–આમ કહીને ભયંકર કર્મવાળા કૃષ્ણાદિ સાથે લડવાની ઇચ્છા રાખતા જરાસંધ રાજાએ પોતાના પુત્ર મહદેવને રાજ્યાભિષેક કરવાની આજ્ઞા આપી.[૩૨] પછી હે ભરતસિંહ! યુદ્ધનો સમય આવી લાગ્યો છે તે

જાણી તે રાજાએ કૌશિક અને ચિત્રસેન નામના પોતાના સેનાપતિઓને યાદ કર્યા. ૩૩ પૂર્વે હે રાજન્! માનવલોકમાં એ બે હંસ અને ડિમ્ભક એવા તે બંને લોકમાં પ્રસિદ્ધ થયા હતા. ૩૪ હે રાજન્! પુરુષોમાં સિંહ જેવા, આત્મનિષ્ઠોમાં મુખ્ય, સત્ય પ્રતિજ્ઞાવાળા, શૂરસેનના પૌત્ર અને હલધરના નાના ભાઇ તે સમર્થ મધુસૂદન શ્રીકૃષ્ણે બળવાનોમાં શ્રેષ્ઠ, સિંહ જેવા શૂરવીર અને પૃથ્વીભરમાં અતિ પરાક્રમી તે જરાસંધરાજાને યુદ્ધમાં યાદવોથી અવધ્ય અને બીજાને હાથે વધ્ય જાણ્યો અને બ્રહ્માની આજ્ઞાને માન આપીને તેમણે પોતે તેને મારવાની ઇચ્છા કરી નહિ. ૩૫-૩૭

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત જરાસંધવધપર્વમાં 'જરાસંધયુદ્ધોદ્યોગ' નામનો અધ્યાય ૨૨ મો સમાપ્ત**

---

# अध्याय २३ मो

## ભીમ સાથે યુદ્ધમાં જરાસંધને થાક

॥ वैशंपायन उवाच ॥

**ततस्तं निश्चितात्मानं युद्धाय यदुनंदनः ॥**
**उवाच वाग्मी राजानं जरासंधमधोक्षजः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ-પછી યુદ્ધને માટે નિશ્ચિત મનવાળા થયેલા જરાસંધ રાજાને, વાણીમાં કુશલ એવા યદુનંદન શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું:૧

શ્રીકૃષ્ણ બોલ્યાઃ-હે રાજન્! ત્રણમાંથી કયા એકની સાથે યુદ્ધ કરવા તારું મન ઉત્સાહ ધરે છે? અમારામાંથી કોણ અહીં યુદ્ધ માટે સજ્જ થાય?૨ શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, એટલે તે મહાતેજસ્વી નરપતિ મગધરાજ જરાસંધે ભીમસેનની સાથે યુદ્ધ માગી લીધું.૩ તે વખતે ગોરોચન, માલાઓ, મંગલ પદાર્થો, મુખ્ય ઔષધિઓ તેમજ સુખ અને ભાન લાવનારાં સાધનો લઇને પુરોહિત યુદ્ધની ઇચ્છાવાળા જરાસંધ પાસે આવ્યો. તે યશસ્વી બ્રાહ્મણે રાજાને સ્વસ્તિવાચન કર્યું, એટલે ક્ષાત્રધર્મને સંભારતો જરાસંધ યુદ્ધ માટે ખડો થયો. ૪,૫ તેણે મુગટ ઉતારી નાખ્યો અને વાળોને બરાબર બાંધી દીધા. મર્યાદાને વટી જતા સાગરની જેમ તે જરાસંધ ઊભો થઈ ગયો. ૬ ભયંકર પરાક્રમવાળા તે બુદ્ધિમાન રાજાએ ભીમને કહ્યું કે, 'હે ભીમ! હું તારી સાથે લડીશ. શ્રેષ્ઠને હાથે હારવું એ પણ સુંદર છે.'૭ શત્રુદમન જરાસંધે ભીમસેનને આ પ્રમાણે કહ્યું અને બલ નામનો અસુર જેમ ઇન્દ્રની સામે જાય તેમ તે મહાતેજસ્વી ભીમની સામે ગયો. ૮ પછી શ્રીકૃષ્ણ સાથે મંત્રણા કરીને અને સ્વસ્તિવાચન પામીને બલવાન ભીમસેન યુદ્ધ કરવાની ઇચ્છાથી જરાસંધ પાસે પહોંચ્યો. ૯ આમ એકબીજા ઉપર જય મેળવવા ઇચ્છતા, માત્ર હાથરૂપી શસ્ત્રવાળા અને નરોમાં સિંહ જેવા તે બે વીરો પરમ પ્રસન્નતાપૂર્વક સામસામા મળ્યા.૧૦ પ્રથમ તેમણે એકબીજાના હાથને સ્પર્શી પાદાભિવંદન કર્યું. પછી તેમણે કાખો સાથે કાખ કંપાવી અને બાજુ ઠોકી અવાજ કર્યો.૧૧ હે વિભુ! પછી તેમણે એકમેકના ખભાને હાથોથી પકડ્યા, તેમના ઉપર વારંવાર પ્રહારો કર્યા અને અંગને અંગો સાથે ભેટાડી વારંવાર અફાળવા લાગ્યા.૧૨ હવે ચિત્રહસ્તાદિ ક્રિયાઓ (વેગથી હાથ સંકોચવો, લાંબો કરવો, મુઠી વાળવી, ઉપર-નીચે ફેરવવો, આંટીઓ નાખવી ઇત્યાદિ) કરીને તેઓ એકબીજાની બગલમાં હાથ નાંખીને એકબીજાને આંટી નાખવા લાગ્યા. જાણે ગળું અને ગાલના પરસ્પર રગડાવાથી ઝરેલા તણખાઓને લીધે વજ્ર પ્રકાશ્યું.૧૩ પછી માત્ર હાથરૂપી હથિયારવાળા અને મેઘની જેમ ગર્જતા બે હાથીઓની જેમ તે બન્ને બાહુપાશ વગેરે બંધનો કરીને, ઉરોહસ્ત (છાતી ઉપર

થાપટ ) મારીને અને પૂર્ણકુંભ મુદ્રા (આંગળીઓને એકત્ર ગૂંથી, બે હાથની વચ્ચે માથું ઘાલી, તેને દબાવવું ) રચીને એકબીજાના માથા ઉપર પાદાઘાત કરવા લાગ્યા.[૧૪,૧૫] હથેલીથી થપ્પડો ખાતા અને એકબીજાને જોઈ રહેલા તેઓ રોષે ભરાયેલા સિંહની જેમ એકબીજાને ખેંચી ખેંચીને લડતા હતા.[૧૬] વળી તેઓ પોતાના હાથોથી એકબીજાનાં અંગોને દબાવતા હતા અને હાથોથી પેટને વીંટી લઈ પકડતા હતા.[૧૭] દેહને સંકોચતા મલ્લવિદ્યામાં નિપુણ એવા તે બન્ને પરસ્પર કમ્મર તથા પાંસાઓમાં હસ્તબંધ કરતા હતા અને એકબીજાને પોતાના ગળા તથા છાતી પાસે લાવીને ફેંકતા હતા.[૧૮] તેઓ સર્વ મર્યાદાઓને વટાવીને એકમેકની પીઠ ભાંગતા હતા અને સંપૂર્ણ મૂર્ચ્છા ( હાથોથી પેટ દબાવવું ) તથા પૂર્ણકુંભ કરતા હતા.[૧૯] વળી તેઓ યથેચ્છ રીતે તૃણપીડ (ઘાસની જેમ આમળવું ) કરતા હતા અને એક અંગ ઉપર મુકીઓ મારી બીજાં જ અંગો ઉપર પ્રહાર કરતા હતા. તેઓ પરસ્પર આ અને એવાં મલ્લયુદ્ધો કરતા હતા.[૨૦]

એ સમયે તેમનું મલ્લયુદ્ધ જોવા માટે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વણિક પુરવાસીઓ હજારોની સંખ્યામાં ટોળે મળ્યા હતા.[૨૧] હે નરસિંહ! ત્યાં સર્વ શૂદ્રો, સ્ત્રીઓ અને વૃદ્ધો પણ હતાં. તે સ્થાન સતત માણસોની ભરતીથી ભરાઈ રહ્યું હતું.[૨૨] તે બન્નેના હાથના પ્રહારથી તેમજ એકબીજાને ઊંચાયત્તા નાખવાના નિગ્રહપ્રગ્રહના દાવોથી વજ્ર અને પર્વતના જેવો અતિ ભયંકર આઘાત થતો હતો.[૨૩] બલવાનોમાં શ્રેષ્ઠ એવા તે બંને બળને લીધે પરમ પ્રસન્ન હતા અને એકબીજાનો લાગ શોધતા રહી એકબીજા ઉપર જય મેળવવા ઇચ્છતા હતા.[૨૪] હે રાજન્! આ રીતે રણક્ષેત્રમાં તે બળિયાઓનું વૃત્ર અને વાસવના જેવું ભયંકર મલ્લયુદ્ધ મચ્યું, ત્યારે પ્રેક્ષકો દૂર નાસી જતા હતા હતા.[૨૫] પછી તે બંને પ્રકર્ષણ, આકર્ષણ, અનુકર્ષણ અને વિકર્ષણ વગેરે પેચોથી એકબીજાને ખેંચતા હતા અને ઘૂંટણથી આઘાત કરતા હતા.[૨૬] પછી ઘોર શબ્દોથી એકબીજાની નિંદા કરી રહેલા તે બંને પાષાણના સમૂહો જેવા પ્રહારોથી એકબીજાને મારતા હતા.[૨૭] વિશાલ છાતીવાળા, લાંબા હાથવાળા અને દ્વંદ્વયુદ્ધમાં કુશલ એવા એ બંને જણ હાથોથી લોઢાની પરિઘો જેવા પંજા મારતા.[૨૮] આમ કાર્તિક માસના પ્રથમ દિવસથી મંડાયેલું એ મહાત્માઓનું યુદ્ધ તેરસ સુધી રાતદિવસ, ભોજન વિના અને અવિશ્રાંત રીતે ચાલ્યું; પણ ચૌદસની રાત્રે મગધરાજ થાકને કારણે યુદ્ધ કરતો બંધ થયો.[૨૯-૩૦] હે રાજન્! જનાર્દને એ રાજાને આવો થાકેલો જોયો, એટલે ભયંકર કર્મ કરવાવાળા ભીમને ઉદ્દેશતા હોય તેમ તે બોલ્યા:[૩૧] 'હે કુન્તીનંદન ! રણમાં થાકેલો શત્રુ કંઇ પીડા કરી શકતો નથી, કેમકે પૂરી રીતે પીડાઇ પીડાઇને તે પોતાનો જીવ છોડે છે.[૩૨] હે કુન્તીપુત્ર ! આથી આ જનેશ્વરને તારે પીડા આપવી જોઈએ નહિ. હે ભરતોત્તમ ! તું એની સાથે હાથોથી સમાન એવું યુદ્ધ કર.'[૩૩] શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું એટલે શત્રુવીરોને હણનારા તે પાંડવે જરાસંધની તે સ્થિતિ જાણીને તેને મારવાનો વિચાર કર્યો.[૩૪] પછી, તે અજિત જરાસંધને જીતવા માટે બલવાનોમાં શ્રેષ્ઠ એવા કુરુનંદન વૃકોદરે ભારે ઉત્સાહ ધારણ કર્યો.[૩૫]

ઇતિશ્રી મહાભારતમાં જરાસંધવધપર્વમાં અધ્યાય ૨૩ મો સમાપ્ત

# અધ્યાય ૨૪ મો

## જરાસંધનો વધ

॥ वैशंपायन उवाच ॥

भीममेनस्ततः कृष्णमुवाच यदुनंदनम् ।
बुद्धिमास्थाय विपुलां जरासंधवधेप्सया ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ-પછી જરાસંધનો

વધ કરવાની ઇચ્છાએ ભીમસેને ભારે ઉત્સાહ ધારણ કર્યો અને તેણે યદુનંદન શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું: 'હે કૃષ્ણ! હે યદુસિંહ! વસ્ત્રથી કમર બાંધ્યા છતાં હું આ પાપીને મારા સમગ્ર બલથી દબાવી શકું એમ નથી.[2] ભીમે આ પ્રમાણે કહ્યું, એટલે પુરુષસિંહ શ્રીકૃષ્ણે જરાસંધના વધની ઇચ્છાએ તુરત જ જવાબ આપ્યો:[3] 'હે ભીમ! તારી પાસે જે દૈવી પરમબલ છે અને વાયુદેવથી તને જે બલ મળ્યું છે, તે તું આજે જરાસંધ ઉપર તત્કાળ બતાવ.[4] શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું, ત્યારે શત્રુદમન મહાબલવાન ભીમસેને જરાસંધને ઉછાળી ભમાવવા માંડ્યો.[5] આમ હે ભરતસિંહ! તેણે તેને સો ચક્કર ખવડાવી નીચે પટક્યો અને ઘૂંટણોથી તેની પીઠ ભાંગી નાખી; આમ તેને પીસી નાખીને તેણે ગર્જના કરી.[6] પછી તે મહાબલવાને હાથ વડે જરાસંધને પગથી પકડ્યો અને તેના ઊભા બે ચીરા કરી નાખ્યા.[7] આમ જરાસંધ પિસાઈ રહ્યો હતો અને પાંડુપુત્ર ભીમ ગર્જી રહ્યો હતો, ત્યારે પ્રાણીમાત્રને થથરાવી નાખે એવો ભયંકર શબ્દ થયો.[8] ભીમસેનની અને જરાસંધની તે ગર્જના વડે સર્વ મગધવાસીઓ ત્રાસી ઊઠ્યા અને સ્ત્રીઓના ગર્ભ ગળી ગયા.[9] ભીમસેનની ગર્જનાથી મગધનિવાસીઓ માનવા લાગ્યા કે, આ તે શું હિમાલય ફાટ્યો છે કે પૃથ્વી ચિરાઇ છે?[10]

પછી રાત્રિ પડતાં શત્રુને દમનારા તે ત્રણે વીરો તે રાજાના શબને જાણે તે સૂતો હોય તેમ મહેલના બારણા આગળ મૂકી બહાર નીકળી ગયા.[11] શ્રીકૃષ્ણે જરાસંધનો ધ્વજવાળો રથ જોડી તે બંનેને તેમાં બેસાડ્યા અને કેદ પડેલા રાજાઓને છોડાવ્યા.[12] મહાભયમાંથી મુક્ત થયેલા તે મૂલ્યવાન રત્નોવાળા પૃથ્વીનાથ રાજાઓએ શ્રીકૃષ્ણ પાસે આવી તેમને રત્નોની ભેટ ધરી.[13] પછી શસ્ત્રસજ્જ અને શત્રુજિત્ એવા શ્રીકૃષ્ણ તે દિવ્ય રથમાં બેસીને રાજાઓ સાથે અક્ષત રીતે ગિરિવ્રજની બહાર ગયા.[14] બન્ને હાથે યુદ્ધ કરનારો, શ્રીકૃષ્ણ જેના સારથિ છે એવો, સર્વ રાજાઓથી દુર્જય, શસ્ત્રધારાથી ઘાત કરનારો અને સુંદર દર્શનવાળો અર્જુન પોતાના ભાઈ ભીમની સાથે તે રથમાં બેઠો હતો.[15] આમ જેમાં ભીમ અને અર્જુન બેઠા હતા, જેના સારથિ તરીકે શ્રીકૃષ્ણ હતા અને જે સર્વ ધનુર્ધારીઓ દુર્જય હતો, તે શ્રેષ્ઠ રથ અતિ શોભી રહ્યો.[16] બૃહસ્પતિની પત્ની તારાના માટે થયેલા સંગ્રામમાં ઇન્દ્ર અને ઉપેન્દ્ર જે રથમાં ફર્યા હતા, તે જ રથમાં બેસીને શ્રીકૃષ્ણ ત્યાંથી નીકળ્યા.[17] તે રથ તપ્ત સુવર્ણના જેવી કાંતિવાળો, ઘૂઘરમાળની જાળવાળો, મેઘના જેવા ઘરઘરાટ અવાજવાળો, વિજય આપનારો અને શત્રુને સંહારનારો હતો.[18] વળી એ જ રથથી ઇન્દ્રે નવ્વાણુ દાનવોને માર્યા હતા. તે પુરુષશ્રેષ્ઠ અર્જુન તથા શ્રીકૃષ્ણ એ રથને પામીને અત્યંત પ્રસન્ન થયા.[19]

આમ મહાબાહુ શ્રીકૃષ્ણને ભીમ અને અર્જુન એ ભાઈઓ સાથે રથમાં બેઠેલા જોઈને મગધવાસીઓ આનંદ પામ્યા.[20] હે ભારત! દિવ્ય અશ્વો જોડેલો તે વાયુવેગી રથ શ્રીકૃષ્ણના બિરાજવાથી અત્યંત શોભી રહ્યો.[21] તે ઉત્તમ રથ ઉપર દેવે બનાવેલો ધ્વજ હતો જે અધ્ધર રહેતો હતો, મેઘ–ધનુષની શોભાવાળો તે કાંતિમાન ધ્વજ યોજનથી જોવામાં આવતો હતો.[22] ત્યાં શ્રીકૃષ્ણે ગરુડનું ચિંતન કર્યું એટલે તે જ ક્ષણે ગરુડ આવી પહોંચ્યો. આથી કરીને, તે વાવટો જાણે ચૈત્યવૃક્ષ હોય તેમ ઊંચો જણાવા લાગ્યો.[23] સર્પભક્ષી ગરુડરાજ મહાનાદવાળાં, પોતાનું મુખ ફાડી મોટો અવાજ કરી રહેલાં અને ધ્વજમાં નિવાસ કરી રહેલાં ભૂતોની સાથે તે શ્રેષ્ઠ રથ ઉપર બેસી ગયો; ત્યારે એ ધ્વજ મધ્યાહ્નને સહસ્ર કિરણોથી

વીંટાયેલા સૂર્યની જેમ તેજ વડે અધિક પ્રકાશવા લાગ્યો અને પ્રાણીઓ સૂર્યની જેમ તેને મહાકષ્ટે જોઈ શકતાં હતાં.[૨૪,૨૫] હે રાજન્! તે ન વૃક્ષોમાં ભરાતો હતો અને ન તો શસ્ત્રોથી વીંધાતો હતો. માણસો એ દિવ્ય અને ઉત્તમ ધ્વજને દૂરથી જોતા હતા.[૨૬] પુરુષસિંહ શ્રીકૃષ્ણ પાંડવ ભાઈઓ સાથે મેઘ જેવા નાદવાળા તે દિવ્ય રથમાં બેસીને બહાર નીકળ્યા.[૨૭] એ રથને વસુરાજાએ ઇન્દ્ર પાસેથી મેળવ્યો હતો. વસુ પાસેથી બૃહદ્રથે તેને પ્રાપ્ત કર્યો હતો. આમ, બૃહદ્રથ પાસેથી ક્રમપૂર્વક તે બૃહદ્રથપુત્ર જરાસંધ રાજા પાસે આવ્યો હતો.[૨૮]

મહાબાહુવાળા અને મહાયશસ્વી તે કમલનયન શ્રીકૃષ્ણ ગિરિવ્રજમાંથી નીકળી સપાટ ભૂમિ ઉપર આવી ઊભા.[૨૯] એટલે હે રાજન્! બ્રાહ્મણાદિ સર્વ નગરજનો ત્યાં આવ્યા અને શાસ્ત્રવિધિ પ્રમાણે તેમની સત્કારક્રિયા કરી.[૩૦] બંધનમાંથી છૂટા થયેલા રાજાઓએ મધુસૂદનનું પૂજન કર્યું અને સ્તુતિપૂર્વક આ વચન કહ્યાં:[૩૧] 'હે મહાબાહુ! દુઃખરૂપી કાદવથી ભરેલા અને જરાસંધરૂપી ઘોર ધરામાં ડૂબેલા રાજાઓનો તમે આજે ઉદ્ધાર કર્યો છે. ધર્મનું આ પ્રતિપાલન ભીમ અને અર્જુનના બલથી યુક્ત એવા આપ દેવકીનંદનને કંઈ આશ્ચર્યરૂપ નથી.[૩૨,૩૩] હે વિષ્ણુ! હે યદુનંદન! સદ્ભાગ્ય છે કે, તમે ભયંકર ગિરિદુર્ગમાં કેદ પડેલા અમને છોડાવીને ઉજ્જવલ યશના ભાગી થયા છો.[૩૪] હે પુરુષવ્યાઘ્ર! અમે શું કરીએ? અમે આપને પ્રણામ કરીએ છીએ, અમને આપ આજ્ઞા આપો. આપનું કાર્ય મહા કઠિન હશે તો પણ રાજાઓએ તે કર્યું જ છે; એમ જાણજો.[૩૫]

મહામનવાળા હૃષીકેશ શ્રીકૃષ્ણે તેમને આશ્વાસન આપીને કહ્યું: 'યુધિષ્ઠિર રાજસૂય યજ્ઞ કરવાને ઇચ્છે છે.[૩૬] તે ધર્મમાં પ્રવૃત્ત થયેલા છે અને સમ્રાટ્પદની ઇચ્છા રાખે છે; આ જાણીને તમે સૌ તેમને સહાય કરો.' એટલે હે નૃપોત્તમ! પ્રીતિયુક્ત મનવાળા તે સર્વ રાજાઓએ શ્રીકૃષ્ણનું તે વચન વધાવી લીધું અને 'ભલે એમ હો' એમ કહ્યું.[૩૭,૩૮] તે રાજાઓએ યદુનંદનને રત્નોની ભેટ આપી. તેમના ઉપર કૃપા કરીને શ્રીગોવિંદે તેમની તે ભેટો ભારે આનાકાની પછી સ્વીકારી. પછી જરાસંધનો ઉદાર મનવાળો પુત્ર સહદેવ પોતાના માણસો અને પ્રધાનો સાથે, પુરોહિતને આગળ રાખી બહાર આવ્યો.[૩૯,૪૦] ઘણાં ઘણાં રત્નોને આગળ ધરીને તે સહદેવ નરેશમાં દેવ જેવા વાસુદેવને નીચે લળી લળીને પાયે લાગી તેમની સેવામાં ઊભો રહ્યો.[૪૧] પુરુષોત્તમ શ્રીકૃષ્ણે ભયથી પીડાઈ રહેલા એ સહદેવને અભયદાન આપ્યું અને એનાં મહામૂલાં રત્નો સ્વીકાર્યાં.[૪૨] પછી તે જ સ્થળે તેમણે આનંદપૂર્વક એ જરાસંધના પુત્ર સહદેવનો રાજ્યાભિષેક કર્યો. આમ એકતા પામીને તે જરાસંધનો પુત્ર વાસુદેવ શ્રીકૃષ્ણ તથા બે પૃથાપુત્રો તરફથી સત્કાર પામ્યો.[૪૩] આ રીતે હે રાજા! શ્રીકૃષ્ણાદિ મહાત્માઓના હાથે ગાદી ઉપર બેસી તે મહાબાહુ કાંતિમાન રાજા જરાસંધપુત્ર મગધ નગરમાં પેઠો.[૪૪] પુરુષશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે પણ પરમ લક્ષ્મી પામીને તથા અનેકાનેક રત્નો લઈને બે પાંડુત્રો સાથે ત્યાંથી પ્રયાણ આદર્યું.[૪૫] બે પાંડવો સાથે ઇન્દ્રપ્રસ્થ આવીને તે અચ્યુત ધર્મરાજને મળ્યા અને પ્રસન્નતાપૂર્વક આ પ્રમાણે બોલ્યા:[૪૬] 'હે નૃપોત્તમ! સદ્ભાગ્ય છે કે, ભીમસેને બલવાન જરાસંધને હણ્યો છે અને રાજાઓ બંધનમાંથી છૂટ્યા છે.[૪૭] હે ભારત! સદ્ભાગ્ય છે કે, આ ભીમસેન અને ધનંજય કુશળ છે તેમજ ઘાયલ થયા વિના તે પાછા પોતાના નગરમાં આવ્યા છે.[૪૮] પછી યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણનું યથાયોગ્ય પૂજન કર્યું અને તે હર્ષપૂર્વક ભીમસેન તથા અર્જુ-

નને ભેટ્યા.[૪૯] આમ જરાસંધ મરાતાં અજાતશત્રુ યુધિષ્ઠિર ભાઈઓદ્વારા વિજય પામ્યા અને ભાઈઓ સાથે આનંદ કરવા લાગ્યા.[૫૦] પછી ભાઈઓ સાથે યુધિષ્ઠિર રાજાઓને વય પ્રમાણે મળ્યા અને તેમણે તેમનું સત્કારપૂજન કરી તેમને વિદાય આપી.[૫૧] આમ યુધિષ્ઠિરથી આજ્ઞા પામેલા તે નરપતિઓ પ્રસન્નમન થઇને નાનાંમોટાં વાહનોમાં બેસી, ત્વરાથી પોતપોતાના દેશમાં ગયા.[૫૨] આ પ્રમાણે મહાબુદ્ધિમાન પુરુષસિંહ જનાર્દને તે સમયે પોતાના શત્રુ જરાસંધને પાંડવો દ્વારા હણાવ્યો હતો.[૫૩] હે ભારત! આમ શત્રુનો નાશ કરનારા શ્રીકૃષ્ણે બુદ્ધિપૂર્વક જરાસંધનો વધ કરાવ્યો. પછી ધર્મરાજની રજા લઇને તેમણે પૃથા, કૃષ્ણા, સુભદ્રા, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ અને ધૌમ્યની વિદાય લીધી. પછી ધર્મરાજે અર્પેલા, મનના જેવા વેગવાળા તથા દિશાઓને ગજવી મૂકતા તે શ્રેષ્ઠ અને દિવ્ય રથમાં બેસી શ્રીકૃષ્ણ પોતાના દ્વારકાનગર તરફ જવા નીકળ્યા.[૫૪-૫૬] ત્યારે હે ભરતોત્તમ! યુધિષ્ઠિર આદિ પાંડવોએ મહાકર્મ કરવાવાળા શ્રીકૃષ્ણની પ્રદક્ષિણા કરી. આમ હે રાજન્! દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણ મહાયશ સંપાદન કરીને તથા રાજાઓને અભયદાન આપીને પોતાના નગરમાં પધાર્યા. આ મોટું કાર્ય કરવાથી પાંડવોનો યશ અનેકગણો વધ્યો. તેથી હે ભારત! પાંડવોએ દ્રૌપદીની પ્રીતિમાં પણ ઘણી વૃદ્ધિ કરી.[૫૮,૫૯] વળી ધર્મ, કામ અને અર્થથી યુક્ત, કીર્તિને યોગ્ય તથા પ્રજાપાલન માટેનાં જે કંઈ યોગ્ય કાર્યો હતાં, તે બધાં યુધિષ્ઠિર ધર્મપૂર્વક કરતા હતા.[૬૦]

**ઇતિશ્રી મહાભારતમાં જરાસંધવધપર્વમાં અધ્યાય ૨૪ મો સમાપ્ત**

**જરાસંધવધપર્વ સમાપ્ત***

× बहूनां यो वधे यत्तस्तं छलेनापि निर्दहेत्॥ जरासंधवधेनैतत्दर्शितं मुनिना मुने॥ જે પુરુષ ઘણાનો વધ કરવા તૈયાર થયો હોય તેને છલ કરીને પણ મારી નાખવો એ હે મુને! વ્યાસમુનિએ જરાસંધના વધવડે દર્શાવ્યું છે. —ગણેશ

# દિગ્વિજયપર્વ

## અધ્યાય ૨૫ મો

### દિગ્વિજયનું સંક્ષિપ્ત વર્ણન

॥ वैशंपायन उवाच ॥

पार्थः प्राप्य धनुः श्रेष्ठमक्षय्यौ च महेषुधी।
रथं ध्वजं सभां चैव युधिष्ठिरमभाषत॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–ઉત્તમ ધનુષ અને બે મહાન અક્ષય ભાથા, રથ, ધજા તથા સભા પ્રાપ્ત કરીને પૃથાનંદન અર્જુને યુધિષ્ઠિરને આ વચન કહ્યાંઃ[૧]

અર્જુન બોલ્યોઃ–હે રાજન્! ધનુષ્ય, અસ્ત્રો, બાણો, મહાન વીર્ય, પક્ષ, ભૂમિ, યશ અને બલ એ બધી મારી મનગમતી વસ્તુઓ દુર્લભ હોવા છતાં મને મળી છે.[૨] આથી હે રાજન્! મને લાગે છે કે, હવે ભંડારમાં ભરતી લાવવી જોઇએ. તો હે રાજાઓમાં શ્રેષ્ઠ! હું સર્વ રાજાઓ પાસેથી કર ઉઘરાવીશ. હવે શુભ તિથિએ, મંગલ મુહૂર્તે અને ઉત્તમ નક્ષત્રે, હું કુબેરે રક્ષેલી ઉત્તર દિશા તરફ વિજયપ્રસ્થાન કરીશ.[૩,૪]

વૈશંપાયન બોલ્યાઃ–ધનંજયનાં આ વચન સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિરે સ્નિગ્ધ અને ગંભીર વાણીમાં તેને આ પ્રમાણે ઉત્તર આપ્યોઃ[૫] 'હે ભરતસિંહ! યોગ્ય વિપ્રો પાસે સ્વસ્તિવાચન કરાવ અને શત્રુઓને શોક અને સ્નેહીઓને આનંદ આપવા તું વિજયપ્રયાણ કર.[૬] હે પાર્થ! તારો ચોક્કસ વિજય છે. તું તારો પ્રિય મનોરથ સિદ્ધ કરશે.' યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, એટલે મહાન સેનાથી ઘેરાયેલા પૃથાપુત્ર અર્જુને અગ્નિએ આપેલા એ અદ્ભુત

કર્મવાળા દિવ્ય રથમાં બેસીને પ્રયાણ કર્યું.[૭] તે જ પ્રમાણે ભીમસેને અને પુરુષોમાં સિંહ જેવા નકુલસહદેવ એ સૌએ ધર્મરાજથી સન્માનિત થઈ સેનાઓ સાથે વિજયયાત્રા આદરી. હે રાજન્! ઇન્દ્રપુત્ર ધનંજયે કુબેરની ઇષ્ટ ઉત્તર દિશા જીતી, ભીમસેને પૂર્વ દિશા જીતી, સહદેવે દક્ષિણ દિશા જીતી અને અસ્ત્રવેત્તા નકુલે પશ્ચિમ દિશા જીતી.[૮-૧૦] અહીં સમર્થ ધર્મરાજ યુધિષ્ઠિર ખાંડવપ્રસ્થમાં રહી, મિત્રમંડળથી વીંટાઇ, રાજ્યલક્ષ્મી ભોગવતા હતા.[૧૧]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં 'દિગ્વિજય સંક્ષેપ કથન' નામનો અધ્યાય ૨૫ મો સમાપ્ત**

# અધ્યાય ૨૬ મો

## ભગદત્તનો પરાજય

॥ जनमेजय उवाच ॥

**दिशामभिजयं ब्रह्मन् विस्तरेणानुकीर्त्तय ।
न हि तृप्यामि पूर्वेषां शृण्वानश्चरितं महत् ॥१॥**

જનમેજય બોલ્યાઃ-હે બ્રહ્મન્! મારા પૂર્વજોનાં મહાન ચરિતોને સાંભળતાં મને તૃપ્તિ જ થતી નથી. તમે આ દિગ્વજય વિશે વિસ્તારથી કીર્તન કરો.[૧]

વૈશંપાયન બોલ્યાઃ-પ્રથમ હું તમને ધનંજયે કરેલા દિગ્વિજય વિશે કહીશ; કેમકે પૃથાપુત્રોએ એકીવખતે આ વસુંધરાને જીતી લીધી છે.[૨] પહેલાં, મહાબાહુ ધનંજયે કુલિન્દ દેશના રાજાઓને અલ્પ પ્રયત્ને વશ કર્યા.[૩] પછી આનર્ત, કાલકૂટ અને કુલિન્દો ઉપર વિજય મેળવીને તેણે સુમંડલ રાજાને સૈન્ય સાથે હરાવ્યો.[૪] હે રાજન્! પછી તે સવ્યસાચી પરંતપે એ સુમંડલ સાથે રહી શાકલદ્વીપને જીત્યો અને પ્રતિવિંધ્ય રાજાને અધીન કર્યો.[૫] સાત દ્વીપોમાં તથા શાકલદ્વીપમાં જે રાજાઓ રહેતા હતા, તેમની સાથે અને તેમની સેનાઓ સાથે અર્જુનને તુમુલ યુદ્ધ થયું.[૬] હે ભરતોત્તમ! એણે એ મહાધનુર્ધારીઓને પણ હાર આપી. પછી એ સૌ સાથે તેણે પ્રાગ્જ્યોતિષ ઉપર ચડાઇ કરી.[૭] હે પૃથ્વીપતિ! ત્યાં ભગદત્ત નામે મહાન રાજા હતો. મહાત્મા અર્જુનને તેની સાથે ભારે યુદ્ધ થયું.[૮] એ પ્રાગ્જ્યોતિષના રાજાની પાસે કિરાતો, ચીનાઓ અને બીજા અનેક સાગરકાંઠાના દેશવાસી યોદ્ધાઓ હતા.[૯] તે ભગદત્તે ધનંજય સાથે આઠ દિવસ યુદ્ધ કર્યું. પછી સંગ્રામમાં થાકરહિત એવા અર્જુનને તે રાજાએ હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું:[૧૦] 'હે મહાબાહુ કૌરવનંદન! પાકશાસનના પુત્ર અને યુદ્ધને શોભાવનારા એવા તને આ પરાક્રમ ઘટે છે.[૧૧] હું ઇંદ્રનો મિત્ર છું અને યુદ્ધમાં હું ઇન્દ્રથી ઊતરતો નથી; છતાં, હે તાત! યુદ્ધમાં હું તારી સામે ઊભો રહી શકતો નથી.[૧૨] હે પાંડુનંદન! કહે, તારું શું ઇચ્છિત કાર્ય કરું? હે મહાબાહુ! હે પુત્ર! તું જે કહીશ તે હું કરીશ.'[૧૩]

અર્જુન બોલ્યોઃ-કુરુઓમાં સિંહ સમા, ધર્મ જાણનારા, સત્યવચનવાળા અને ધર્મનંદન એ યુધિષ્ઠિર રાજા વિપુલ દક્ષિણાવાળો યજ્ઞ કરવાની ઇચ્છા રાખે છે. તેમને હું સમ્રાટપદ અપાવવા ઇચ્છું છું, તો તમે તેમને કર આપો.[૧૪] તમે મારા પિતાના સ્નેહી છો અને મારા ઉપર પ્રસન્ન થયા છો, એટલે હું તમને આજ્ઞા કરતો નથી. તમે પ્રીતિપૂર્વક મને તે આપો.[૧૫]

ભગદત્ત બોલ્યોઃ-હે કુન્તીપુત્ર! મારે તો જેવો તું છે તેવો રાજા યુધિષ્ઠિર છે. એ બધું હું કરીશ. પરંતુ બોલ તારું બીજું શું પ્રિય કાર્ય કરું?

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં 'અર્જુનદિગ્વિજયે ભગદત્તજય' નામનો અધ્યાય ૨૬ મો સમાપ્ત**

# अध्याय २७ मो

## અર્જુને કરેલો દિગ્વિજય

॥ वैशंपायन उवाच ॥

एवमुक्तः प्रत्युवाच भगदत्तं धनंजयः ।
अनेनैव कृतं सर्वं भविष्यत्यनुजानता ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–ભગદત્તે આ પ્રમાણે કહ્યું, ત્યારે ધનંજયે તેને ઉત્તર આપ્યોઃ 'આ કર આપવાની વાતને તમે સંમતિ આપી છે એટલે તમે બધું જ કર્યું ગણાશે.'[૧] આમ મહાન બાહુવાળો કુન્તીપુત્ર ધનંજય એ ભગદત્તને જીતીને, ત્યાંથી કુબેરે રક્ષેલી ઉત્તરદિશા તરફ ચાલ્યો.[૨] પછી એ પુરુષસિંહ કુન્તીનંદને અંતર્ગિરિ, બહિર્ગિરિ તેમજ ઉપગિરિ ઉપર વિજય મેળવ્યો.[૩] તે સર્વ પર્વતોને જીતીને તેણે ત્યાંના રાજાઓને વશ કર્યા અને તે સર્વ પાસેથી ધનસંગ્રહ લીધો.[૪] પછી હે રાજા! તે સર્વ રાજાઓને પ્રસન્ન કરીને તથા તેમને સાથે લઈને તે અર્જુન ઉલૂકદેશમાં રહેનારા બૃહન્ત નામના રાજા ઉપર ચઢાઈ કરી.[૫] તે વખતે મૃદંગ જેના નાદથી, રથનાં પૈડાના ગંભિર ધ્વનિથી અને હાથીની ગર્જનાથી અર્જુને આ ધરણીને ધણધણાવી મૂકી.[૬] એટલે ચતુરંગી સેના સાથે બૃહન્ત જલદી પોતાના નગરની બહાર આવ્યો અને અર્જુન સાથે લડવા લાગ્યો.[૭] ત્યાં ધનંજય અને બૃહન્ત વચ્ચે ભીષણ યુદ્ધ મચ્યું, પણ બૃહન્ત પાંડવના પરાક્રમને સહન કરી શક્યો નહિ. પછી એ કુન્તીપુત્રને યુદ્ધમાં સહન ન કરી શકાય એવો અસાધ્ય માનીને તે દુઃસહ પર્વતરાજ સર્વ પ્રકારનાં રત્નો લાવીને તેને શરણે આવ્યો.[૮,૯] અર્જુને તેને તેના રાજ્ય ઉપર સ્થિર કર્યો. પછી ઉલૂકરાજ સાથે તે ત્યાંથી નીકળ્યો. હે રાજન્! પછી તેણે તત્કાલ સેનાબિન્દુને તેના રાજ્ય ઉપરથી ઉથલાવી મૂક્યો.[૧૦] પછી તેણે મોદાપુર, વામદેવ, સુદામા, સુસંકુલ અને ઉત્તર ઉલૂક એ દેશોને તેમજ તેમના રાજાઓને જીતી લીધા.[૧૧] પછી હે રાજન્! ધર્મરાજની આજ્ઞાથી ત્યાંજ રહીને અર્જુને દૂતો દ્વારા પંચગણ દેશોને જીત્યા.[૧૨] પછી અર્જુન સેનાબિન્દુની દેવપ્રસ્થ નામે રાજધાનીમાં પહોંચ્યો અને એ સમર્થે ત્યાં ચતુરંગી સેના સાથે પડાવ નાખ્યો.[૧૩] પછી તે સર્વ રાજાઓથી ઘેરાઈને અર્જુન મહાતેજસ્વી અને પુરુવંશમાં જન્મેલા પુરુષવર વિશ્વગશ્વ રાજા સામે ગયો. હે રાજન્! ત્યાં પર્વતપ્રદેશના શૂરવીર મહારથીઓને યુદ્ધમાં હરાવીને તેણે પૌરવોએ રક્ષેલી રાજધાનીને સેના વડે જીતી લીધી.[૧૪,૧૫] આમ એ પુરુવંશી રાજાને તથા પર્વતવાસી દસ્યુઓને પરાજય આપીને તે પાંડવે ઉત્સવસંકેત નામના સાત જાતિસમૂહોને હરાવ્યા.[૧૬] આગળ જતાં, એ ક્ષત્રિયશ્રેષ્ઠ કાશ્મીરના વીર ક્ષત્રિયોને જીત્યા, તેમજ દશ માંડલિક રાજાઓ સાથે લોહિત નામના નગર ઉપર વિજય મેળવ્યો.[૧૭]

તે પછી હે રાજન્! ત્રિગર્ત, દાસક, તેમજ કોકનદ દેશોના અનેક ક્ષત્રિયો સંપૂર્ણ રીતે કુન્તીનંદનને શરણે આવ્યા.[૧૮] એ પછી કુરુનંદન અર્જુને રમણીય અભિસારી નગરી જીતી અને ઉરગા નગરીમાં રહેનારા રોચમાનને રણમાં હરાવ્યો.[૧૯] પછી ઇન્દ્રપુત્ર અર્જુને ચિત્રાયુધે સારી રીતે રક્ષેલા રમણીય સિંહપુરને રણમાં બલપૂર્વક ઉખેડી નાખ્યું.[૨૦] પછી પાંડવોમાં સિંહ જેવા તે કુરુનંદન અર્જુને સર્વ સૈન્યને સાથે રાખીને સુહ્મો અને ચોલોને મથી નાખ્યા.[૨૧] એ પછી એ પરમપરાક્રમી ઇન્દ્રનંદને કપરી લડાઈ કરીને દુઃસાધ્ય બાહ્લીકોને વશ કર્યા.[૨૨] પછી મુખ્ય સેના લઈને ઇન્દ્રના પુત્ર એવા તે પાંડુનંદન અર્જુને કામ્બોજો સાથે દરદોનો પણ પરાજય કર્યો.[૨૩] વળી તે સમર્થે ઇશાનખૂણામાં જે દસ્યુઓ રહેતા હતા, તેમજ જે વનમાં નિવાસ કરતા હતા તે સર્વને જીતી

લીધા.[૨૪] હે મહારાજ! તે ઇન્દ્રપુત્રે લોહોને, પરમકામ્બોજોને તથા ઉત્તર ઋષિકોને એકસાથે હરાવ્યા.[૨૫] ઋષિકદેશમાં ઋષિકો અને પાર્થનંદન વચ્ચે અતિ ભયંકર યુદ્ધ થયું—માનો, બૃહસ્પતિની પત્ની તારાને નિમિત્તે બીજું મહા યુદ્ધ મચ્યું.[૨૬] હે રાજન્! ઋષિકોને રણમુખમાં હરાવીને અર્જુને ત્યાંથી પોપટના પેટના જેવા સોનેરી રંગવાળા આઠ ઘોડાઓ લીધા.[૨૭] વળી તેણે મોરના જેવા રઢિયાળા, શીઘ્ર વેગવાળા અને તેજ ગતિવાળા બીજા ઉત્તરના ઘોડાઓને પણ કર પેટે લીધા.[૨૮] આમ, નિષ્કુટ ગિરિ સાથે હિમવાનના પ્રદેશોને યુદ્ધમાં જીતીને તે પુરુષસિંહે શ્વેતપર્વત ઉપર આવી મુકામ કર્યો.[૨૯]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં ફાલ્ગુન દિગ્વિજયમાં 'નાનાદેશજય' નામનો અધ્યાય ૨૭ મો સમાપ્ત**

# अध्याय २८ मो

## અર્જુનના દિગ્વિજયની સમાપ્તિ

॥ વૈશંપાયન ઉવાચ ॥

स श्वेतपर्वतं वीरः समतिक्रम्य वीर्यवान् ।
देशं किंपुरुषावासं द्रुमपुत्रेण रक्षितम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ—તે પરાક્રમી વીર શ્વેતપર્વતને ઓળંગીને દ્રુમના પુત્રે રક્ષેલી કિંપુરુષની નિવાસભૂમિમાં ગયો.[૧] તે પાંડવશ્રેષ્ઠે ક્ષત્રિયોનો અંત લાવે એવો મહાન હલ્લો કરીને તેને જીતી લીધો અને તેને ખંડણી આપતો કર્યો.[૨] તેને જીત્યા પછી, તે વ્યગ્રતારહિત ઇન્દ્રપુત્ર સૈન્યની સાથે ગુહ્યકોએ રક્ષેલા હાટક દેશમાં ગયો.[૩] કુરુનંદને તે ગુહ્યકોને સાંત્વનાપૂર્વક જીતી લીધા અને પછી ઉત્તમ માનસસરોવરનાં તેમજ સર્વ ઋષિ—નદીઓનાં દર્શન કર્યાં.[૪] માનસસરોવર ઉપર આવીને તે સમર્થ પાંડવે હાટકદેશની આજુબાજુ આવેલા ગંધર્વરક્ષિત દેશને જીતી લીધો.[૫] તે ગંધર્વનગરમાંથી તેણે તિત્તિરિ, કુલ્માષ અને મંડૂક નામે ઓળખાતા ઉત્તમ ઘોડાઓને મહાન કરરૂપે પ્રાપ્ત કર્યા.[૬] પછી એ ઇન્દ્રનંદન પાંડવ ઉત્તર હરિવર્ષ આગળ ગયો અને તે દેશને જીતવાની ઇચ્છા કરી.[૭] એટલે મહાપરાક્રમવાળા, મહાકાયાવાળા અને મહાબલવાળા દ્વારપાલો આનંદ પામીને એની પાસે આવી આ વચન બોલ્યાઃ 'હે પાર્થ! તું આ નગરને કોઈ રીતે જીતી શકે એમ નથી. હે કલ્યાણરૂપ! તું પાછો વળ. હે અચ્યુત! આટલું બસ છે.[૮,૯] જે માણસ આ નગરમાં પ્રવેશે છે, તે અવશ્ય નાશ પામે છે. હે વીર! અમે તારાથી પ્રસન્ન છીએ. તારો વિજય પૂરતો છે.[૧૦] હે અર્જુન! અહીં કશું પણ જીતવા જેવું જણાતું નથી. આ તો ઉત્તર કુરુદેશ છે. અહીં યુદ્ધની પ્રવૃત્તિ નથી.[૧૧] હે કુન્તીપુત્ર! આમાં પ્રવેશ કરીને પણ તું અહીં કશું પણ જોઇ શકવાનો નથી. કેમકે મનુષ્યદેહથી અહીં કંઇ જોવાય એમ નથી.[૧૨] આથી હે પુરુષવ્યાઘ્ર! તું જે કંઈ બીજું ઇચ્છતો હોય, તે તું કહે. હે ભારત! તારા વચન પ્રમાણે અમે કરશું.'[૧૩]

તે સાંભળીને હે રાજન્! અર્જુને હસતાં હસતાં તેમને કહ્યું કે, 'હું ધીમાન ધર્મરાજને ચક્રવર્તીપદ મળે એ ઇચ્છું છું.[૧૪] જો તમારા આ દેશમાં માનવોને પ્રવેશવાનો નિષેધ હોય, તો હું તેમાં પ્રવેશ કરીશ નહિ; પણ તમે યુધિષ્ઠિરરાજ માટે કંઈ ને કંઈ કર તરીકે આપો.[૧૫]

આથી તે દ્વારપાલોએ તેને દિવ્ય વસ્ત્રો, દિવ્ય અલંકારો, દિવ્ય ચીરો અને દિવ્ય ચર્મો કરરૂપે આપ્યાં.[૧૬] આ પ્રમાણે તે પુરુષસિંહે ઉત્તર દિશામાં વિજય મેળવ્યો અને ક્ષત્રિયો તથા દસ્યુઓ સાથે અનેક મહાન યુદ્ધો કર્યાં અને તે રાજાઓને હરાવીને તેમને ખંડણી આપતા કરી તે સર્વ રાજાઓ પાસેથી તે ધનસંગ્રહ તથા વિવિધ રત્નો લાવ્યો.[૧૭-૧૮] વળી કેટલાક પોપ-

ટની પાંખ જેવા તો કેટલાક મયૂર જેવા અને સર્વે પવનના જેવા વેગવાળા એવા તિત્તિરિ તથા કુલ્માષ આદિ ઘોડાઓ તે લઈ આવ્યો.[૧૯] પછી હે રાજન્! મહાન ચતુરંગી સેનાથી ઘેરાયેલો તે વીર ફરી નગરોમાં શ્રેષ્ઠ એવા ઇન્દ્રપ્રસ્થને વિશે આવ્યો.[૨૦] પૃથાનંદન અર્જુને તે સર્વ ધન અને વાહનો ધર્મરાજને અર્પણ કર્યાં અને એ યુધિષ્ઠિર રાજાએ આજ્ઞા આપી એટલે તે પોતાના ભવનમાં ગયો.[૨૧]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં 'અર્જુનનો ઉત્તરદિગ્વિજય' નામનો અધ્યાય ૨૮ મો સમાપ્ત**

# अध्याय २९ मो

## ભીમસેનનો દિગ્વિજય

॥ वैशंपायन उवाच ॥

**एतस्मिन्नेव काले तु भीमसेनोऽपि वीर्यवान्।**
**धर्मराजमनुज्ञाप्य ययौ प्राचीं दिशं प्रति ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**—એજ વખતે, શત્રુઓનો શોક વધારનારો, ભરતવંશીઓમાં સિંહ સમાન, પ્રતાપી અને વીર્યવાન ભીમસેન પણ ધર્મરાજની આજ્ઞા લઇને શત્રુરાજ્યોનું મર્દન કરી હાથી, ઘોડા, તથા રથોથી ભરેલા અને બખ્તરથી સજ્જેલા મહાન સેનાચક્ર સાથે પૂર્વ દિશા તરફ વિજય માટે નીકળ્યો. તે નરસિંહ નીકળીને પાંચાલોના મહાન નગરમાં ગયો.[૧-૩] ત્યાં એ પાંડવે પાંચાલોને વિવિધ ઉપાયોથી સાંત્વન આપ્યું. પછી હે ભરતોત્તમ! તે સમર્થ શૂરવીરે થોડીવારમાં ગંડકો અને વિદેહોને જીતીને દશાર્ણો ઉપર જય મેળવ્યો.[૪-૫] ત્યાં દશાર્ણકના રાજા સુધર્માએ ભીમસેન સાથે હથિયાર વિનાનું પણ રોમાંચ ખડાં કરે એવું મહાન યુદ્ધ કર્યું.[૬] તે મહાત્માનું તે કર્મ જોઈને ભીમસેને એ મહાબલવાન સુધર્માને પોતાનો મુખ્ય સેનાપતિ સ્થાપ્યો.[૭] હે રાજન્! ત્યાંથી ભયંકર પરાક્રમવાળો ભીમ જાણે ધરતીને કંપાવતો હોય, તેમ પોતાના મહાન સૈન્ય સાથે પૂર્વદિશા તરફ ચાલ્યો. હે મહારાજ! બલવાનોમાં શ્રેષ્ઠ એવા તે વીરે યુદ્ધમાં પોતાના બલથી અશ્વમેધનાથને અને રોચમાનને સાથીઓ સહિત જીત્યા.[૮-૯] આમ તે મહાવીર્યવાન કુરુનંદન કુંતીપુત્રે તેને સ્વલ્પ પ્રયાસે હરાવીને પૂર્વદેશ ઉપર વિજય મેળવ્યો.[૧૦] પછી દક્ષિણમાં આવીને તેણે મહાન પુલિન્દનગરને, સુકુમારને તેમજ સુમિત્ર રાજાને તાબે કર્યા.[૧૧] પછી હે જનમેજય! ધર્મરાજની આજ્ઞાથી તે ભરતોત્તમ મહાવીર્યવાન શિશુપાલ તરફ ગયો.[૧૨] શત્રુને તાપ આપનારા એ ચેદિ દેશના રાજાએ પણ પાંડવની તે ઇચ્છા સાંભળીને નગરની બહાર આવી તેને સત્કાર આપ્યો.[૧૩] હે મહારાજ! કુરુવર અને ચેદિરાજ એ બંને પરસ્પર મળ્યા અને પોતપોતાના કુલના કુશલસમાચાર પૂછવા લાગ્યા.[૧૪] હે પૃથ્વીનાથ! પછી ચેદિરાજે પોતાના રાજ્ય વિશે નિવેદન કર્યું અને ભીમને હસતાં હસતાં કહ્યું કે, 'હે નિષ્પાપ! તમે આ શું કરો છો?'[૧૫] ભીમે તેને ધર્મરાજે આરંભેલા કાર્યની ઇચ્છા જણાવી અને તે નરેશે તેનો સ્વીકાર કરીને તે પ્રમાણે કર્યું.[૧૬] હે રાજન્! ભીમ ત્યાં તેર રાત્રિ રહ્યો. ત્યાર પછી શિશુપાલથી સત્કાર પામીને તે સેના અને વાહન સાથે ત્યાંથી આગળ વધ્યો.[૧૭]

**ઇતિ શ્રીમહાભારતમાં સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં 'ભીમદિગ્વિજય' નામનો અધ્યાય ૨૯ મો સમાપ્ત**



# अध्याय ३० मो

## ભીમના દિગ્વિજયની સમાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

ततः कुमारविषये श्रेणिमंतमथाजयत्।
कोसलाधिपतिं चैव बृहद्बलमरिंदमः ॥ १॥

વૈશંપાયન બોલ્યાઃ—પછી શત્રુદમન ભીમસેને કુમાર દેશ ઉપર ચઢાઈ કરીને શ્રેણિમાનને તેમજ કોસલપતિ બૃહદ્બલને જીતી લીધા.[૧] તે પાંડવશ્રેષ્ઠે અયોધ્યામાં ધર્મજ્ઞ અને મહાબલવાન દીર્ઘયજ્ઞ નામના રાજાને ઓછા પ્રયત્ને જીતી લીધો.[૨] પછી તે સમર્થે ગોપાલકક્ષ, ઉત્તર કોસલ, તેમજ મલ્લોના અધીશ્વર પાર્થિવરાજા ઉપર વિજય મેળવ્યો.[૩] પછી તે બલવાન હિમાલયની ધાર ઉપરના જલોદ્ભવ દેશમાં પહોંચ્યો અને થોડા જ વખતમાં તેણે એ સર્વ દેશને વશ કર્યો.[૪] આમ એ ભરતોત્તમે ઘણા દેશો ઉપર જીત મેળવી. પછી બલવાનોમાં શ્રેષ્ઠ એવા તે મહાન પરાક્રમવાળા પાંડુપુત્રે પોતાના બલથી ચોપાસના ભલ્લાટ દેશને તથા શુક્તિમંત પર્વતને કબજે કર્યા. વળી ભયંકર પરાક્રમવાળા તે મહાબાહુ ભીમે રણમાં પીઠ ન બતાવનારા કાશિરાજ સુબાહુને વશ કર્યો. તે પછી એ પાંડવશ્રેષ્ઠે રણમાં ઝૂઝી રહેલા સુપાર્શ્વને તથા રાજપતિ ક્રથને બલપૂર્વક પૂરી રીતે જીતી લીધાં. પછી એ મહાતેજસ્વીએ મત્સ્યો, મહાબલવાન મલદો, અનઘો, અભયો તેમજ પશુભૂમિને પૂરી રીતે જીતી લીધાં. ત્યાંથી પાછા વળીને મદધાર, મહીધર તથા સોમધેયને હરાવી એ મહાબાહુ ઉત્તર તરફ ગયો. પછી બલવાન કૌન્તેયે બલપૂર્વક વત્સભૂમિ ઉપર વિજય મેળવ્યો અને ભર્ગોના અધિપતિને, નિષાદોના નાથને, તેમજ મણિમાન આદિ અનેક ભૂમિપાલોને હાર આપી.[૫–૧૧] પછી, ભીમસેને અલ્પ પ્રયત્ને અને વેગપૂર્વક દક્ષિણ મલ્લોને તથા ભોગવાન પર્વતને જીતી લીધા.[૧૨] તેણે સાંત્વનાપૂર્વક શર્મકો અને વર્મકોને જીતી લીધા. વળી વિદેહરાજ જગત્પતિ જનકને તે પુરુષસિંહે અલ્પ પ્રયત્ને હાર આપી અને શકો તથા બર્બરોને કપટનીતિથી હરાવ્યા.[૧૩,૧૪] વિદેહ દેશમાં રહીને જ તે કુન્તીપુત્ર ભીમે ઇન્દ્રપર્વતની પાસેના સાત કિરાત અધિપતિઓને જીત્યા.[૧૫] પછી પરાક્રમી કુન્તીનંદને સ્વપક્ષવાળા સુહ્મો અને પ્રસુહ્મોને યુદ્ધમાં જીતી લીધા અને ત્યાંથી એ બલવાન મગધદેશ તરફ ગયો.[૧૬] ત્યાં દંડ, દંડધાર અને બીજા પૃથ્વીપતિઓને હરાવી, તે સર્વને સાથે રાખી, તે ગિરિવ્રજ ઉપર ચડ્યો.[૧૭] જરાસંધના પુત્રને સાંત્વન આપીને તેણે તેના ઉપર ખંડણી બેસાડી. પછી એ સૌને સાથે જ લઈ, તે બલવાને કર્ણ ઉપર આક્રમણ કર્યું.[૧૮] પાંડવશ્રેષ્ઠ ભીમસેને જાણે ધરણી ધ્રુજાવતો હોય તેમ શત્રુનાશી કર્ણ સાથે ચતુરંગી સેના વડે યુદ્ધ કર્યું.[૧૯] હે ભારત! તેણે કર્ણને યુદ્ધમાં હરાવ્યો અને તેને વશ કર્યો. પછી તે બલવાને પર્વતવાસી રાજાઓને જીત્યા.[૨૦] પછી મોદાગિરિમાં પાંડવે પોતાના ભુજબલથી બલવત્તર રાજાને મહાયુદ્ધ કરીને રણમાં મારી નાખ્યો.[૨૧] હે મહારાજ! મહા બલવાન પુંડ્રાધિપતિ વીર વાસુદેવ અને કૌશિકીને તીરે વસતા રાજા મહૌજસ એ બે મહાન બલધારી અને તીવ્રપરાક્રમી વીરોને યુદ્ધમાં હરાવીને તેણે વંગરાજ ઉપર ચડાઈ કરી.[૨૨,૨૩] હે ભરતોત્તમ! સમુદ્રસેનને, ચંદ્રસેન રાજાને, તામ્રલિપ્ત નરેશને, કર્વટાધિપને, સુહ્મોના અધિપતિને, સાગરવાસીઓને, તેમજ સર્વ મ્લેચ્છસમૂહોને તેણે જીતી લીધા.[૨૪,૨૫] આમ પવનસુત ભીમસેને અનેક પ્રકારના દેશોને જીતી લીધા. તે સર્વ પાસેથી ધન લઈને તે બલવાન લૌહિત્ય તરફ ગયો.[૨૬] સાગરકાંઠે રહેતા સર્વ મ્લેચ્છ રાજાઓ પાસેથી તેણે વિવિધ રત્નો, ચંદન, અગુરુ, વસ્ત્રો, મણિ-

ઓ, મોતીઓ, કંબલો, સોનું, રૂપું અને વિદ્રુમ આદિ મહામોંઘી વસ્તુઓ કર રૂપે લીધી.[૨૭,૨૮] વળી તેમણે એ મહાત્મા કુન્તીનંદન પાંડવને સેંકડો અને કરોડો ધનવૃષ્ટિથી તૃપ્ત કર્યો.[૨૯] પછી ભીષણ પરાક્રમ કરવાવાળો ભીમસેન ઇન્દ્રપ્રસ્થમાં આવ્યો અને તે સર્વ ધન ધર્મરાજને અર્પણ કર્યું.[૩૦]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં 'ભીમદિગ્વિજય' નામનો અધ્યાય ૩૦ મો સમાપ્ત**

# अध्याय ३१ मो

## સહદેવનો દિગ્વિજય

॥ વૈશંપાયન ઉવાચ ॥

**तथैव सहदेवोऽपि धर्मराजेन पूजितः ॥**
**महत्या सेनया राजन् प्रययौ दक्षिणां दिशम् ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ-હે રાજન્ ! એ જ પ્રમાણે ધર્મરાજથી સત્કાર પામેલો સહદેવ મહાન સેના સાથે દક્ષિણ દિશામાં વિજય માટે ગયો.[૧] તે સમર્થ અને બલવાન કૌરવ્યે પ્રથમ શૂરસેનોને સમગ્ર રીતે જીત્યા અને પછી મત્સ્યરાજને બલપૂર્વક વશમાં લીધો.[૨] તેણે મહાબલવાન મહારાજાધિરાજ દન્તવક્રને જીત્યો અને તેના ઉપર ખંડણી બેસાડી તેને રાજ્ય ઉપર પુનઃ સ્થાપિત કર્યો.[૩] તે પછી તેણે સુકુમાર અને સુમિત્ર નરેશને વશ કર્યા અને પટચ્ચર તથા અપરમત્સ્ય દેશને જીત્યા.[૪] પછી તે ધીમાને નિષાદભૂમિને, પર્વતોમાં મુખ્ય ગોશૃંગ પર્વતને, તેમજ શ્રેણિમાન રાજાને ત્વરાથી જીતી લીધા.[૫] પછી નરરાષ્ટ્રને હરાવીને તેણે કુન્તીભોજ ઉપર હલ્લો કર્યો અને એ કુન્તીભોજે પ્રીતિપૂર્વક તેની આણ સ્વીકારી.[૬] પછી ચર્મણ્વતીને કિનારે, પૂર્વના વૈરી વાસુદેવે જે રાજાને શેષ રાખ્યો હતો, તે જંભકપુત્ર તરફ દષ્ટિ કરી.[૭] હે ભારત! એ જંભકપુત્રે તે સહદેવ સાથે યુદ્ધ કર્યું. યુદ્ધમાં એને હરાવીને સહદેવ દક્ષિણ દિશાએ ગયો.[૮] અહીં, મહા બલવાન સહદેવે સેકો અને અપરસેકોને હરાવ્યા; અને તેમની પાસેથી વિવિધ રત્નો તથા ખંડણી લીધી. પછી તેમને સાથે લઈને તે નર્મદા નદી તરફ ગયો.[૯] અહીં અવંતીમાં અશ્વિનીકુમારના પ્રતાપી પુત્ર સહદેવે મહાસૈન્યથી વીંટાયેલા વિન્દ અને અનુવિન્દ નામના બે વીરોને યુદ્ધમાં જીત્યા.[૧૦] ત્યાંથી રત્નો લઈને તે ભોજકટપુર ગયો. હે રાજન્! ત્યાં બે દિવસ સુધી અખંડ યુદ્ધ ચાલ્યું.[૧૧] તેમાં એ માદ્રીનંદને તે દુઃસહ ભીષ્મકને હરાવ્યો. તે પછી તેણે કોસલદેશના રાજાને વેણ્યાનદીના કિનારા ઉપરના રાજાને તથા કાન્તારકોને યુદ્ધમાં જીત્યા. વળી, સમરમાં તેણે પૂર્વકોશલના રાજાઓને, નાટકેયોને તેમ જ હેરમ્બકોને હાર આપી.[૧૨,૧૩] પછી એ મહા બલવાને રણમાં મારુધને, રમ્યગ્રામને તેમજ નચિન અને અર્બુદના રાજાઓને બલપૂર્વક જીત્યા.[૧૪] પછી તે પાંડુનંદન સહદેવે તે તે અરણ્યના સર્વ રાજાઓ ઉપર જીત મેળવી. પછી તે મહા બલવાને વાતાધિપ રાજાને વશમાં આણ્યો.[૧૫] પછી પુલિન્દોને રણમાં જીતીને તે આગળ દક્ષિણ તરફ ગયો. નકુલના એ નાના ભાઇએ પાંડ્યરાજ સાથે એક દિવસ યુદ્ધ કર્યું.[૧૬] એ મહાબાહુ તેને જીતીને દક્ષિણ દિશા તરફ વળ્યો. અહીં તે કિષ્કિન્ધા નામે લોકમાં પ્રસિદ્ધ ગુફામાં પહોંચ્યો.[૧૭] ત્યાં મૈન્દ અને દ્વિવિદ નામના બે વાનરરાજે સાથે તેણે સાત દિવસ યુદ્ધ કર્યું; પણ તે બનેમાંથી કોઈ યુદ્ધમાં હાર્યો નહિ.[૧૮] એટલે તે બે મહાત્મા વાનરો સહદેવ ઉપર પ્રસન્ન થયા અને પ્રસન્ન થઈને તેને પ્રીતિપૂર્વક આ વચન બોલ્યાઃ[૧૯] 'હે પાંડવસિંહ! તું સર્વ પ્રકારનાં રત્નો લઈને ધર્મરાજા પાસે જા. ધીમાન ધર્મરાજાના કાર્યમાં વિઘ્ન ન હો.[૨૦]

આમ રત્નો લઈને તે માહિષ્મતીનગરી તરફ ગયો. ત્યાં શત્રુનો નાશ કરનાર અને નરોમાં સિંહ જેવા તે પ્રતાપી સહદેવે નીલરાજા સાથે યુદ્ધ કર્યું. તે મહાયુદ્ધ ભીરુને ભય કરનારું, સૈન્યનો નાશ કરનારું અને પ્રાણોને સંશયમાં મૂકનારું થયું. એ યુદ્ધમાં ભગવાન અગ્નિએ તે માહિષ્મતી નગરીના નીલરાજાને સહાય કરી હતી.[२१,२३] આથી તે વખતે સહદેવની સેનામાં રથો, અશ્વો, હાથીઓ, માણસો અને કવચો અગ્નિથી ઝળઝળતાં બળતાં દેખાતાં હતાં.[२४] હે જનમેજય! ત્યારે કુરુનંદન સહદેવનું મન ગભરામણમાં પડ્યું અને તે સામો ઉત્તર આપવાને પણ શક્તિમાન રહ્યો નહિ.[२५]

**જનમેજય બોલ્યા:**–હે દ્વિજ! સહદેવ યજ્ઞને અર્થે લડી રહ્યો હતો, તો ભગવાન અગ્નિ શા માટે યુદ્ધમાં શત્રુપક્ષના થયા?[२६]

**વૈશંપાયન બોલ્યા:**–હે જનમેજય! સંભળાય છે કે, પૂર્વે માહિષ્મતીમાં રહેનારા અગ્નિ ભગવાન પરસ્ત્રીને વિશે લોલુપ થયા હતા. નીલ રાજાને એક અત્યંત સુંદર પુત્રી હતી. અગ્નિહોત્રને સતેજ રાખવાને તે સદા ય પિતા પાસે બેસી રહેતી હતી. એના સુંદર ઓઠની જોડમાંથી નીકળેલો પવન જ્યાં સુધી એ અગ્નિ ઉપર ફૂંક મારતો નહોતો, ત્યાં સુધી વીંજણાં નાખવા છતાં પણ તે અગ્નિ પ્રજ્વલિત થતો નહોતો. આથી એ ભગવાન અગ્નિ તે સુદર્શના ઉપર મુગ્ધ થઈ ગયા છે, એવો નીલરાજાને તથા બીજાઓને નિશ્ચય બંધાયો.[२७–३०] પછી એ અગ્નિ, કમલના જેવાં નયનવાળી અને ઉત્તમ નિતંબવાળી તે કન્યાને વિશે પ્રેમમાં પડ્યા અને બ્રાહ્મણરૂપે તેની સાથે ફાવે તેમ રમવા લાગ્યા.[३१] ત્યારે ધાર્મિક નીલ રાજાએ તેને શાસ્ત્રાનુસાર શિક્ષા કરવા માંડી. એટલે હવ્યવાહન ભગવાન અગ્નિ કોપથી સળગી ઊઠ્યા.[३२] તેમને આવા કુપિત થયેલા જોઇને રાજા વિસ્મય પામ્યો અને ધરતી પર માથું નમાવીને તેમને શરણે ગયો.[३३] તે પછી યોગ્ય વખતે એ રાજાએ મસ્તક વડે પ્રણામ કરીને વિપ્રરૂપી વહ્નિદેવને પોતાની તે કન્યા આપી.[३४] આમ નીલરાજાની તે સુંદર ભ્રૂકુટીવાળી પુત્રીને સ્વીકારીને ભગવાન અગ્નિએ રાજા ઉપર પ્રસન્નતા બતાવી. પછી અગ્નિદેવે પ્રસન્ન થઇને રાજાને વરદાન આપ્યું. એ રાજાએ પોતાના સૈન્યને માટે અભય માગી લીધું. ત્યારથી હે રાજન્! જે કોઈ રાજા અજ્ઞાનથી તે નગરીને બલથી જીતવા ઇચ્છે છે, તેમને અગ્નિદેવ બાળીને ખાખ કરી દે છે. હે કુરુવંશધર! ત્યારથી માહિષ્મતી નગરીમાં સ્ત્રીઓ સ્વેચ્છાપૂર્વક સ્વતંત્ર થઈ ગઈ.[३५–३८] કેમકે અગ્નિએ સ્ત્રીઓને આવા સ્વચ્છંદ વિહાર માટે વરદાન આપ્યું હતું. આમ નારીઓ સ્વૈરવિહારિણી થઇ હતી અને યથેચ્છ વિચર્યા કરતી હતી.[३९] ત્યારથી માંડીને હે ભરતશ્રેષ્ઠ મહારાજ! બીજા રાજાઓ અગ્નિના ભયને લીધે તે નગરનો સર્વદા ત્યાગ કરતા હતા.[४०] આમ છતાં હે રાજન્! ધર્માત્મા સહદેવ પોતાના સૈન્યને અગ્નિથી ઘેરાયેલું તેમ જ ભયથી ત્રાસેલું જોઈને, જરા પણ કંપ્યો નહોતો. તે તો અચલ રહ્યો. જલનું આચમન કરી તથા પવિત્ર થઈને તે અગ્નિને આ પ્રમાણે કહેવા લાગ્યો:[४१]

**સહદેવ બોલ્યો:**–હે કૃષ્ણવર્ત્મન્! આ સમારંભ તમારે જ અર્થે છે. તમને નમન હો. હે પાવક! તમે યજ્ઞરૂપ છો, તમે દેવોના મુખરૂપ છો.[४२] તમે પાવન કરનારા છો, તેથી તમે પાવક છો. તમે હવ્યને વહેનારા છો, તેથી તમે હવ્યવાહન છો: વેદો તમારે માટે જ પ્રકટ્યા છે, તેથી તમે જાતવેદસ્ છો.[४३] હે વિભાવસુ! તમે ચિત્રભાનુ, સુરેશ અને અનલ છો. તમે સ્વર્ગનાં દ્વારનો સ્પર્શ કરનારા છો, તમે હોમેલા દ્રવ્યને આરોગનારા છો, તમે જ્વલન છો, તમે જ્વાલાવાળા છો.[४४] તમે વૈશ્વાનર છો, પિંગેશ છો, પ્લવંગ છો, ભૂરિતેજા છો. તમે કુમાર ભગવાન, રુદ્રગર્ભ

અને હિરણ્યકૃત છો.[૪૫] અગ્નિ મને તેજ આપો, વાયુ મને પ્રાણ આપો, પૃથ્વી મને બલ આપો અને જલ મારું કલ્યાણ કરો.[૪૬] હે જલગર્ભ! હે મહાસત્ત્વ! હે જાતવેદસ્! હે સુરેશ્વર! હે અગ્નિ! તમે દેવોના મુખરૂપ છો, તમે મને સત્ય વડે પાવન કરો.[૪૭] ઋષિઓ, બ્રાહ્મણો, દેવો અને અસુરો નિત્ય યજ્ઞોમાં તમારે અર્થે હોમ કરે છે. તમે મને સત્યથી પાવન કરો.[૪૮] તમે ધૂમકેતુ છો, જ્વાલાવાન છો, પાપહારી છો, પવનથી પેદા થયેલા છો અને પ્રાણીમાત્રમાં નિત્ય રહેનારા છો; તમે મને સત્યથી પાવન કરો.[૪૯] હે ભગવાન! પવિત્ર રહીને અને પ્રસન્નતાપૂર્વક મેં આ તમારી સ્તુતિ કરી છે. હે અગ્નિ! તમે મને તુષ્ટિ, પુષ્ટિ, જ્ઞાન અને પ્રીતિ આપો.[૫૦]

**વૈશંપાયન બોલ્યાઃ**–જે માણસ અગ્નિ સંબંધી આ મંત્રોનો પાઠ કરીને અગ્નિમાં હોમ કરે છે, તે નિત્ય સમૃદ્ધિમાન અને જિતેન્દ્રિય થાય છે; તેમજ તે સર્વ પાપોથી મુક્ત થાય છે.[૫૧]

**સહદેવ બોલ્યોઃ**–હે હવ્યવાહન! તમે યજ્ઞમાં વિઘ્ન કરો એ યોગ્ય નથી.[૫૨] હે ભારત! આમ કહીને, પુરુષોમાં સિંહ જેવા તે માદ્રીકુમારે પૃથ્વી ઉપર દર્ભ પાથર્યા અને ભયથી ઉદ્વેગ પામેલી પોતાની સેનાને મોખરે તે વિધિપૂર્વક અગ્નિની સામે બેઠો. મહાસાગર જેમ પોતાની કિનારાની માઝા મૂકતો નથી, તેમ અગ્નિ પણ એ સહદેવને ઉલ્લંઘી ગયો નહિ.[૫૩–૫૪] પછી અગ્નિએ નરોમાં દેવ જેવા તે કુરુનંદન સહદેવ પાસે ધીરે ધીરે આવીને સાંત્વનાપૂર્વક આ વચનો કહ્યાંઃ[૫૫] 'હે કુરુનંદન! ઊઠ, ઊભો થા. આ તો મેં તારી પરીક્ષા લીધી છે. હું તારા અને ધર્મરાજના સર્વ અભિપ્રાયોને જાણું છું.[૫૬] હે ભરતશ્રેષ્ઠ! નીલરાજના કુલમાં જ્યાં સુધી વંશધારી હોય, ત્યાં સુધી મારે આ નગરનું રક્ષણ કરવાનું છે;[૫૭] પણ હે પાંડવ! તારા મનમાં જે ઇચ્છા હોય તે હું પૂરી કરીશ.' પછી હે ભરતસિંહ! માદ્રીપુત્ર સહદેવ હર્ષપૂર્વક ઊભો થઈ ગયો અને હાથ જોડી તથા શિર નમાવીને તેણે અગ્નિનું પૂજન કર્યું. આમ અગ્નિ પાછો વળ્યો, એટલે અગ્નિની આજ્ઞાથી નીલરાજા સહદેવ પાસે આવ્યો. એ રાજાએ નરોમાં સિંહ જેવા એ યુદ્ધનાથ સહદેવની સત્કારપૂર્વક પૂજા કરી.[૫૮–૬૦] તે પૂજાનો સ્વીકાર કરીને તેમજ તે રાજાને ખંડણી આપતો કરીને, એ વિજયી માદ્રીનંદન ત્યાંથી દક્ષિણ દિશામાં ગયો.[૬૧] ત્યાં એ મહાબાહુએ અમાપ ઓજસ્વી ત્રૈપુરરાજને વશ કર્યો અને પરાક્રમપૂર્વક પૌરવનાથને અધીન બનાવ્યો.[૬૨] પછી મહાબાહુ સહદેવે મહાન યત્નપૂર્વક સુરાષ્ટ્રના અધિપતિ કૌશિકાચાર્ય આકૃતિને વશમાં આણ્યો.[૬૩] સુરાષ્ટ્રદેશમાં રહીને એ ધર્માત્માએ ભોજકટ નામના નગરમાં રહેલા, મહાસંપત્તિવાળા અને ધીમાન રુક્મિ રાજા ઉપર તથા સાક્ષાત્ ઇન્દ્રના મિત્ર રાજા ભીષ્મક તરફ દૂત મોકલી કર આપવાનું કહાવ્યું. હે મહારાજ! તે ભીષ્મકે અને તેના પુત્રે વાસુદેવ શ્રીકૃષ્ણના પ્રભાવમાં દબાઈને સહદેવની આજ્ઞાને પ્રીતિપૂર્વક સ્વીકારી. આમ ત્યાંથી રત્નો લઈને તે યોદ્ધાઓનો અધિપતિ ફરી ચાલવા લાગ્યો. પછી તે મહાબલવાન ને તેજસ્વીએ શૂર્પારક તથા તાલાકટ અને દંડકોને અધીન કર્યા. તેણે સાગરબેટમાં રહેનારા મ્લેચ્છ જાતિના રાજાઓને, નિષાદોને, પુરુષાદોને, કર્ણપ્રાવરણોને, તેમજ નરરાક્ષસ જાતના કાલમુખોને જીત્યા. તે મહામતિએ સર્વ કોલ્લગિરિને, સુરભિપટ્ટનને, તામ્ર નામે દ્વીપને, રામક પર્વતને તેમજ તિમિંગિલ રાજાને વશમાં આણ્યા.[૬૪–૭૦] પછી તેણે એકપાદ પુરુષોને, વનવાસી કેરલોને, સંજયન્તી નગરીને અને પાષંડ તથા કરહાટક દેશોને માત્ર દૂતો મોકલીને તાબે કર્યા અને તેમની પાસેથી કર મેળવ્યા.

પછી તેણે પાંડ્ય, દ્રવિડ, ઉડ્ર, કેરલ, અન્ધ્ર, તાલવન, કલિંગ, ઉષ્ટ્ર, કર્ણિક, રમણીય આટવીપુરી તથા યવનોનું નગર એ સર્વને દૂતોદ્વારા વશ કર્યાં અને તેમની પાસેથી ખંડણી લીધી. પછી ધીમાન માદ્રીપુત્ર સાગર સમીપના પ્રદેશમાં ગયો. હે મહારાજ! શત્રુને દમનારા એ ધર્માત્માએ પ્રીતિપૂર્વક પુલસ્ત્યવંશજ મહાત્મા વિભીષણ આગળ દૂતો મોકલ્યા.[૭૨-૭૫] તે સમર્થ ધીમાન વિભીષણે આને કાળબલ જાણ્યું અને એણે સહદેવની આજ્ઞાને પ્રસન્નતાપૂર્વક સ્વીકારી.[૭૬] પછી વિભીષણે સહદેવને વિવિધ રત્નો, ચંદન અને અગુરુનાં કાષ્ઠો, દિવ્ય આભરણો, મહામૂલાં વસ્ત્રો અને અમૂલ્ય મણિઓ મોકલાવ્યાં. તે પછી પ્રતાપી અને ધીમાન સહદેવ ત્યાંથી પાછો ફર્યો. આમ સાંત્વનથી તથા વિજયથી રાજાઓને પરાક્રમપૂર્વક હરાવીને તેમજ તેમને કર આપતા કરીને શત્રુદમન સહદેવ પાછો ઇન્દ્રપ્રસ્થ આવ્યો. હે જનમેજયરાજ! તે ભરતોત્તમે તે સર્વ ધન ધર્મરાજને અર્પણ કર્યું અને કૃતાર્થ થઇને સુખપૂર્વક રહેવા લાગ્યો.[૭૭,૮૦]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં 'સહદેવ-દક્ષિણ દિગ્વિજય' નામનો અધ્યાય ૩૧ મો સમાપ્ત**

# अध्याय ३२ मो

## નકુલનો દિગ્વિજય

॥ वैशंपायन उवाच ॥

**नकुलस्य तु वक्ष्यामि कर्माणि विजयं तथा।**
**वासुदेवजितामाशां यथाऽसावजयत् प्रभुः ॥१॥**

**વૈશંપાયન બોલ્યાઃ**—હવે નકુલનાં કર્મો અને વિજય વિશે કહીશ. તેમજ તે સમર્થ વાસુદેવે પશ્ચિમ દિશાને કેવી રીતે જીતી તે જણાવીશ.[૧] વિજયને ઉદ્દેશીને તે મતિમાન મહાન સેના સાથે ખાંડવપ્રસ્થમાંથી નીકળી પશ્ચિમ દિશા તરફ ચાલ્યો.[૨] સિંહનાદથી, યોદ્ધાઓની મહાગર્જનાથી અને રથનેમિના ઘરઘરાટથી જાણે તે આ વસુંધરાને કંપાવી રહ્યો હતો. પ્રથમ તેણે બહુ ધનવાળા, ગોસંપત્તિવાળા, ધનધાન્યથી ભરેલા અને કાર્તિકેયને પ્રિય એવા રમણીય રોહિતકગિરિ ઉપર આક્રમણ કર્યું.[૩-૪] ત્યાં શૂરવીર મત્તમયૂરો સાથે મહાન યુદ્ધ થયું. પછી તે મહાતેજસ્વીએ મરુભૂમિને, બહુ ધાન્યકને, શૈરીષકને, તેમજ મહેત્થને સંપૂર્ણ રીતે વશ કર્યાં. વળી રાજર્ષિ આક્રોશ સાથે તેને યુદ્ધ થયું.[૫-૬] પછી દશાર્ણોને જીતીને તે પાંડુનંદન આગળ ચાલ્યો. પછી તેણે શિબિ, ત્રિગર્ત, અંબષ્ઠ, માલવ અને પંચકર્પટના રાજાઓને તેમજ મધ્યમકેય અને વાટધાનના દ્વિજોને જીત્યા. અહીંથી પાછા વળીને તે પુરુષસિંહે પુષ્કર અરણ્યમાં રહેનારા ઉત્સવસંકેત નામના જાતિસમૂહોને જીતી લીધા. પછી સિંધુને કાંઠે રહેલા મહાબલવાળા ગ્રામલોકો, શૂદ્રો, આહીરો, સરસ્વતીને તીરે રહેલા અને માછલાંથી જીવનારા માછીઓ, પર્વતવાસીઓ, સમગ્ર પંચ-નદદેશ, અમરપર્વત, ઉત્તર જ્યોતિષ, દિવ્યકટ નગર, તેમજ દ્વારપાલ એ સૌને એ મહાતેજસ્વીએ ત્વરાથી વશ કર્યાં. વળી, તે પાંડવે રામઠ, હારહૂણ, તેમજ પશ્ચિમદેશના રાજાઓ, એ સર્વને આણ આપીને જ તાબે કર્યા. હે ભારત! ત્યાં રહીને તેણે વાસુદેવ પાસે દૂત મોકલ્યો.[૭-૧૩] તેમણે પણ યાદવોની સાથે તેની આજ્ઞા સ્વીકારી લીધી. પછી મદ્રોની રાજધાની શાકલમાં જઈને તે બલવાને પોતાના મામા શલ્યને પ્રીતિપૂર્વક વશ કર્યો. હે પૃથ્વીપતિ! તે રાજાએ એ સત્કારયોગ્ય નકુલને સત્કાર આપ્યો.[૧૪,૧૫] પછી તે યોદ્ધાઓનો પતિ પુષ્કળ રત્નો લઈને ત્યાંથી નીકળ્યો. પછી તેણે સાગરદ્વીપમાં રહેલા પરમ દારુણ મ્લેચ્છોને, પહ્લવોને, બર્બરોને,

કિરાતોને, યવનોને અને શકોને હરાવ્યા. હવે વિચિત્રમાર્ગ જાણનારો તે કુરુશ્રેષ્ઠ નકુલ તેમની પાસેથી રત્નો લઇને, તેમજ રાજાઓને તાબે કરીને પાછો ફર્યો.[૧૬,૧૭] હે મહારાજ! તે સમયે દશ હજાર ઊંટો પણ તે મહાત્માના એ મહાધનના ભંડારને જેમ તેમ કરીને વહી શકતાં હતાં.[૧૮] હવે તે શ્રીમાન માદ્રીનંદન ઇન્દ્રપ્રસ્થમાં રહેલા વીર યુધિષ્ઠિર પાસે આવ્યો અને તેણે તે સર્વ ધન તેમને નિવેદિત કર્યું.[૧૯] આ પ્રમાણે વરુણે પાળેલી અને વાસુદેવે જીતેલી એ પશ્ચિમ દિશાને તે ભરતસિંહ નકુલે જીતી.[૨૦]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દિગ્વિજયપર્વમાં 'નકુલપ્રતીચીજય' નામનો અધ્યાય ૩૨ મો સમાપ્ત**

**દિગ્વિજયપર્વ સમાપ્ત**

# राजसूयपर्व×

## अध्याय ३३ मो
## રાજસૂય યજ્ઞની દીક્ષા

॥ वैशंपायन उवाच ॥

**रक्षणाद्धर्मराजस्य सत्यस्य परिपालनात्।**
**शत्रूणां क्षपणाच्चैव स्वकर्मनिरताः प्रजाः ॥१॥**

વૈશંપાયન બોલ્યાઃ-ધર્મરાજના રક્ષણથી, સત્યના પરિપાલનથી અને શત્રુઓના નાશ વડે સર્વ પ્રજા સ્વકર્મમાં પરાયણ રહેવા લાગી.[૧] યોગ્ય રીતે કર લેવાથી તેમજ ધર્મપૂર્વક શાસન ચાલવાથી માગ્યા મેઘ વરસતા હતા અને દેશ સંપત્તિવાળો થયો હતો.[૨] રાજાના કર્મના પ્રભાવથી સર્વ કાર્યો સારી રીતે ચાલતાં હતાં. તેમ જ ગોરક્ષા, ખેતી અને વેપારવણજ એ સર્વ બહુ સારી રીતે વધતાં હતાં.[૩] હે રાજન! ત્યારે ચોરડાકુઓ, ઠગારાઓ અને રાજાના પ્રિય મનુષ્યો તરફથી પણ પરસ્પર જૂઠી વાણી સંભળાતી નહોતી.[૪] ધર્મપરાયણ યુધિષ્ઠિરના રાજ્યકાલમાં અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, રોગ, આગ અને અકાલમૃત્યુ એમાંનું કશું જ નહોતું.[૫] રાજાઓ પ્રિય કરવાને, સેવા કરવાને તેમજ સ્વાભાવિક કર-ભેટ આપવાને આવતા હતા, બીજાં કાર્યો (વિજયાદિક) માટે કદી આવતા નહોતા.[૬] ધર્માનુસાર પ્રાપ્ત કરેલા ધનને પરિણામે તેમનો ભંડાર બહુ વધ્યો હતો અને સેંકડો વર્ષે પણ તે ખૂટી પડે એવો સંભવ નહોતો.[૭] એ કુન્તીનંદન મહીપાલે પોતાના કોઠારનું તથા ભંડારનું માપ જાણ્યું, એટલે તે રાજાએ યજ્ઞને માટે મનમાં નિશ્ચય કર્યો.[૮] તે વખતે મિત્રોએ જુદા જુદા તેમજ એકસાથે અભિપ્રાય આપતાં તેમને કહ્યું કે, 'હે વિભુ! તમારે માટે યજ્ઞ કરવાનો આ સમય છે, તો એ માટે હવે તરત તૈયારી કરો.'[૯] તેઓ આ પ્રમાણે કહેતા હતા, તે વખતે ઋષિ, પુરાતન, વેદાત્મા, વિદ્વાનોને હૃદયગમ્ય, જગતના સ્થાવર-જંગમથી શ્રેષ્ઠ, આદિરૂપ, અંતરૂપ તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનના નિયામક, કેશી દૈત્યને મારનાર, યાદવમાત્રના રક્ષક, આપત્તિઓમાં અભયદાતા, તેમજ શત્રુઓને સંહારનાર એવા શ્રીહરિ કેશવ ત્યાં આવી પહોંચ્યા. દ્વારકાની સેનાના અધિકાર ઉપર પિતા વસુદેવને સારી રીતે સ્થાપીને તે પુરુષસિંહ શ્રીકૃષ્ણ ધર્મરાજ માટે અનેક પ્રકારના ધનસમૂહ લઈને, મહાન સેના સાથે તેમજ તે અપાર ધનના ઢગ અને અખૂટ રત્નોરૂપી મહાસાગરને રથઘોષથી ગજવતા શ્રેષ્ઠ નગર ઇંદ્રપ્રસ્થમાં પ્રવેશ્યા.[૧૦-૧૧]

× चित्तार्जनं मखायैव महतामिति दर्शयन्। ऊचे दिग्विजयादूर्ध्वं राजसूयक्रतुक्रियां ॥ મહત્પુરુષોનું ધનોપાર્જન યજ્ઞને માટેજ હોય છે એમ દર્શાવતા વ્યાસમુનિ દિગ્વિજય પછી રાજસૂયયજ્ઞની ક્રિયાને વર્ણવે છે. —गणेश

આમ એ પાંડવોના પૂર્ણનગરને અધિક ભરપૂર કરતા તે શ્રીકૃષ્ણ શત્રુઓને શોક ઉપજાવનાર થયા.[૧૫] સૂર્ય વિનાનું સ્થાન જેમ સૂર્યથી અને વાયુ વિનાનું સ્થાન જેમ વાયુથી હર્ષ પામે, તેમ તે ભારતનગર શ્રીકૃષ્ણથી આનંદિત થયું.[૧૬] યુધિષ્ઠિર તેમની સામે આનંદભેર ગયા અને તેમને વિધિપૂર્વક સત્કાર આપ્યો તથા કુશલ-સમાચાર પૂછ્યા. પછી ધૌમ્ય અને કૃષ્ણદ્વૈપાયન આદિ ઋત્વિજો તેમજ ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ સાથે મળીને તે પુરુષસિંહે સુખપૂર્વક વિરાજેલા શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું: [૧૭,૧૮]

યુધિષ્ઠિર બોલ્યા:–હે કૃષ્ણ! તમારે લીધે જ સર્વ પૃથ્વી મારા વશમાં આવી છે. હે વાર્ષ્ણેય! તમારી કૃપાથી મને ઘણું ધન મળ્યું છે.[૧૯] તો હે દેવકીનંદન! હે માધવ! તે સર્વ ધનને હું વિપ્રો અને અગ્નિને અર્થે વિધિપૂર્વક ઉપયોગમાં લેવા ઇચ્છું છું.[૨૦] હે યદુભૂષણ! હું તમારી અને નાના ભાઇઓની સાથે તે યજ્ઞ કરવા ઇચ્છું છું. તો હે મહાબાહુ! તમે મને આજ્ઞા આપવાને યોગ્ય છો.[૨૧] અથવા હે ગોવિન્દ! હે મહાભુજ! તમે પોતેજ દીક્ષા લઈ યજ્ઞ કરો. હે દાશાર્હ! તમે યજ્ઞ કરશો, એટલે હું નિષ્પાપ થઈશ.[૨૨] અથવા તો હે વિભુ! આ નાના બંધુઓ સાથે તમે મને દીક્ષાની આજ્ઞા આપો. હે કૃષ્ણ! તમારી આજ્ઞા થવાથી હું તે ઉત્તમ યજ્ઞ કરી શકીશ.[૨૩]

વૈશંપાયન બોલ્યા:–આ સાંભળી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરના ગુણવિસ્તારનાં બહુ વખાણ કરીને આ પ્રમાણે ઉત્તર આપ્યો: 'હે રાજસિંહ! તમે જ સમ્રાટપદને યોગ્ય છો, તમે જ તે મહાયજ્ઞ કરો. તમે તે કરશો એટલે અમે પણ કૃતાર્થ થશું.[૨૪] હું તમારા કલ્યાણમાં રહ્યો છું, એટલે તમે એ ઇચ્છિત યજ્ઞ કરો. તમે મને બીજાં કાર્યની સોંપણી કરો; તમારાં વચન પ્રમાણે હું તે કરીશ.[૨૫]

યુધિષ્ઠિર બોલ્યા:–હે શ્રીકૃષ્ણ! મારો સંકલ્પ સફળ થયો છે, મને સિદ્ધિ વરીજ ચૂકી છે. કેમકે, હે હૃષીકેશ! તમે મારા ઇચ્છવા પ્રમાણે આજે અહીં આવી પહોંચ્યા છો.[૨૬]

વૈશંપાયન બોલ્યા:–પછી શ્રીકૃષ્ણે જેને આજ્ઞા આપી હતી, એવા પાંડુપુત્ર યુધિષ્ઠિર ભાઈઓ સાથે રાજસૂય યજ્ઞ કરવા માટેનાં સાધનોની ગોઠવણ કરવા માંડી.[૨૭] પછી શત્રુને વશ કરનારા યુધિષ્ઠિર યોદ્ધાઓમાં શ્રેષ્ઠ સહદેવને તથા સર્વ મંત્રીઓને આજ્ઞા આપી કે,[૨૮] 'બ્રાહ્મણોએ આ યજ્ઞ સંબંધમાં જે પ્રમાણે યજ્ઞનાં અંગો કહ્યાં છે તે પ્રમાણે સર્વ સાહિત્યો, મંગલપદાર્થો, તેમજ ધૌમ્યે કહેલી યજ્ઞવિષયક સામગ્રીઓ એ બધું આપણા પુરુષો દ્વારા ઉચિત રીતે અને ક્રમસર લઈ આવો.[૨૯–૩૦] ઇન્દ્રસેન, વિશોક અને અર્જુનનો સારથિ પૂરુ, મારું પ્રિય કરવાની ઇચ્છાએ અન્ન આદિ લાવવાના કાર્યમાં રોકાઓ.[૩૧] હે કુરુશ્રેષ્ઠ! તેઓ બ્રાહ્મણોના મનોરથ પૂરે એવી, તેમને પ્રીતિકારી થાય એવી, તેમજ રસાળ અને સુગંધીદાર એવી સર્વ ભોજનસામગ્રી બનાવો.'[૩૨] ધર્મરાજનું એ વચન નીકળતાં વાર જ યોદ્ધાઓમાં શ્રેષ્ઠ એવા સહદેવે યુધિષ્ઠિરને 'તે સર્વ તૈયાર છે.' એવા સમાચાર આપ્યા.[૩૩] પછી હે રાજન્! દ્વૈપાયન વ્યાસે સાક્ષાત્ મૂર્તિમંત વેદો જેવા મહાભાગ્યશાલી બ્રાહ્મણોને ઋત્વિજ થવા બોલાવ્યા.[૩૪] સત્યવતીના પુત્ર વ્યાસજીએ પોતે જ બ્રહ્માનું પદ લીધું અને ધનંજય ગોત્રમાં શ્રેષ્ઠ એવા સુસામા નામના આંગિરસ સામગાન કરનારા (ઉદ્ગાતા) થયા.[૩૫] બ્રહ્મિષ્ઠ એવા યાજ્ઞવલ્ક્ય અધ્વર્યુશ્રેષ્ઠ બન્યા અને વસુના પુત્ર પૈલ મુનિ ધૌમ્યની સાથે હોતા થયા.[૩૬] હે ભરતશ્રેષ્ઠ! એ ઋષિઓના વેદવેદાંગમાં પારંગત થયેલા સર્વ પુત્રો તથા શિષ્યવર્ગો ત્યાં હોત્રગો

થયા. તેમણે સ્વસ્તિ વાચન અને પુણ્યાહવાચન કરીને યજ્ઞનો સંકલ્પવિધિ કર્યો અને શાસ્ત્રોક્ત રીતે તે મહાયજ્ઞની ભૂમિની પૂજા કરી. પછી આજ્ઞા પામેલા શિલ્પીઓએ દેવોનાં મંદિર જેવા વિશાલ અને સુગંધભર્યા આવાસો કર્યા.[૩૭-૩૯] પછી પુરુષોમાં સિંહ જેવા તે નૃપતિશ્રેષ્ઠ યુધિષ્ઠિરે પોતાના મંત્રી સહદેવને તરત આજ્ઞા આપી કે,[૪૦] 'તું નિમંત્રણને માટે તત્કાલ શીઘ્રગતિવાળા દૂતોને રવાના કર.' ધર્મરાજાનું આ વચન સાંભળીને તેણે તરત જ દૂતોને મોકલ્યા અને સંદેશો આપ્યો કે, 'દેશદેશમાંથી બ્રાહ્મણોને, રાજાઓને અને વૈશ્યોને આમંત્રણ આપજો. વળી માન આપવાલાયક શૂદ્રોને પણ તેડી લાવજો.[૪૧,૪૨]

વૈશંપાયન બોલ્યાઃ–આમ આજ્ઞા પામેલા તે શીઘ્ર ગતિવાળા દૂતો પાંડુપુત્રની આજ્ઞા અનુસાર તરત પોતાનાઓને તેમજ અન્ય સજ્જનોને આમંત્રણો આપી આવ્યા; તેમ જ કેટલાકને સાથે લઈને આવ્યા.[૪૩,૪૪] હવે હે ભારત! તે બ્રાહ્મણોએ યોગ્ય કાલે કુન્તીનંદન યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞની દીક્ષા આપી.[૪૫] આમ તે ધર્માત્મા ધર્મરાજ યુધિષ્ઠિર દીક્ષિત થયા અને હજારો બ્રાહ્મણોથી ઘેરાઈને યજ્ઞસ્થાને ગયા.[૪૬] ભાઈઓ. સગાંસંબંધીઓ, મિત્રજનો, મંત્રીઓ, ક્ષત્રિયો, દેશદેશથી આવેલા માનવોત્તમો અને અમાત્યોની સાથે તે નરશ્રેષ્ઠ દેહધારી ધર્મ જેવા જણાતા હતા. ત્યાં સર્વ વિદ્યાઓમાં નિષ્ણાત અને વેદવેદાંગમાં પારંગત વિપ્રો વિવિધ દેશોમાંથી આવ્યા હતા. ધર્મરાજની આજ્ઞાથી સહસ્ર શિલ્પીઓએ સમૂહ સાથે આવેલા એ બ્રાહ્મણો માટે, પુષ્કળ અન્ન તથા આચ્છાદનોથી ભરેલાં તેમજ સર્વ ઋતુના ગુણોથી સંપન્ન જુદા જુદા નિવાસો બનાવ્યા.[૪૭-૫૦] હે રાજન્! રાજાથી સત્કાર પામેલા તે બ્રાહ્મણો એ વાસગૃહોમાં વસ્યા. ત્યાં તેઓ અનેક કથાઓ કરતા હતા અને નટનર્તકોને જોતા હતા.[૫૧] ભોજન અને સંભાષણ કરતા એ પ્રસન્ન થયેલા વિપ્રમહાત્માઓનો મહાનાદ ત્યાં નિત્ય સંભળાયા કરતો હતો.[૫૨] 'આપો, આપો' 'જમો, જમો' આવા શબ્દો પણ ત્યાં સદાસર્વદા કાને પડતા હતા.[૫૩] હે ભારત! ધર્મરાજે એ બ્રાહ્મણોને લાખો ગામો, સુવર્ણની શય્યાઓ અને લાખો સ્ત્રીઓ આપી. આ પ્રમાણે પૃથ્વીમાં એક વીર એવા મહાત્મા પાંડવોનો તે યજ્ઞ સ્વર્ગના વીર ઇન્દ્રના યજ્ઞ જેવો આરંભાયો.[૫૪,૫૫] પછી પુરુષસિંહ યુધિષ્ઠિરરાજે ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર, વિદુર, કૃપ, તેમજ યુધિષ્ઠિર ઉપર પ્રીતિ રાખનારા સૌ ભાઈઓને તેડવા સારુ નકુલ પાંડવને હસ્તિનાપુર મોકલ્યો હતો.[૫૬,૫૭]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયપર્વમાં 'રાજનિમંત્રણ' નામનો અધ્યાય ૩૩ મો સમાપ્ત

# अध्याय ३४ मो

## રાજસૂય યજ્ઞમાં રાજાઓનું આગમન

॥ वैशंपायन उवाच ॥

स गत्वा हास्तिनपुरं नकुलः समितिंजयः ।
भीष्ममामंत्रयांचक्रे धृतराष्ट्रं च पांडवः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–યુદ્ધમાં વિજય મેળવનાર નકુલે હસ્તિનાપુરમાં જઈ ભીષ્મને તથા ધૃતરાષ્ટ્રને આમંત્રણ આપ્યું.[૧] તેણે આચાર્ય વગેરેને સત્કાર અને આમંત્રણ આપ્યાં, એટલે તેઓ બ્રાહ્મણોને આગળ કરીને પ્રસન્ન મનથી યજ્ઞ જોવાને ચાલ્યા.[૨] હે ભરતસિંહ! ધર્મરાજના યજ્ઞ વિશે સાંભળીને યજ્ઞવેત્તાઓ તેમજ બીજા સેંકડો ક્ષત્રિયો પ્રસન્ન ચિત્તથી સભાને તથા ધર્મરાજ પાંડવને જોવા સારુ ત્યાં સર્વ દિશાએથી આવ્યા હતા. હે ભારત! તેઓ પોતાની સાથે

મહાન અને વિવિધ રત્નો લાવ્યા હતા.[૩,૪] ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, મહામતિ વિદુર, દુર્યોધન આદિ સર્વ ભાઈઓ, ગાંધારરાજ સુબલ, મહાબલવાન શકુનિ, અચલ વૃષક, મહારથી કર્ણ, બલવાન શલ્ય, મહાબલવાન બાહ્લીક, સોમદત્ત, કુરુવંશી ભૂરિ, ભૂરિશ્રવા, શલ, અશ્વત્થામા, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, સિન્ધુનાથ, જયદ્રથ, પુત્રસહિત યજ્ઞસેન, વસુધાપતિ શાલ્વ, સાગરદ્વીપમાં વસનારા સર્વ મ્લેચ્છો સાથે પ્રાગ્જ્યોતિષનાથ, મહારથી રાજા ભગદત્ત, પર્વતપ્રદેશના રાજાઓ, રાજા બૃહદ્બલ, પૌંડ્રકવાસુદેવ, વંગ, કલિંગ, આકર્ષ, કુન્તલ, માલવો, અંધ્રકો, દ્રાવિડો, સિંહલો, રાજા કાશ્મીરક, મહાતેજસ્વી કુન્તીભોજ, ગૌરવાહન રાજા, બાહ્લીકો, બીજા સર્વ શૂરા રાજાઓ, બે પુત્રો સહિત વિરાટ, મહાબલવાન માવેલ્લ, વિવિધ દેશોના રાજાઓ તથા રાજપુત્રો, યુદ્ધમાં કઠોર એવો મહાવીર્ય શિશુપાલ અને તેનો પુત્ર-એ સર્વ હે ભારત! પાંડુપુત્ર યુધિષ્ઠિરના યજ્ઞમાં આવ્યા હતા.[૫-૧૪] વળી બલરામ, અનિરુદ્ધ, કંક, સારણ, ગદ, પ્રદ્યુમ્ન, સામ્બ, વીર્યવાન ચારુદેષ્ણ, ઉલ્મુક, નિશઠ, વીર અંગાવહ, તેમજ બીજા સર્વ મહારથી વૃષ્ણીઓ ત્યાં આવ્યા હતા.[૧૫,૧૬] આ ઉપરાંત બીજા અનેક મધ્યદેશના રાજાઓ પાંડુનંદનના રાજસૂય મહાયજ્ઞમાં આવ્યા હતા. હે રાજન્! ધર્મરાજ યુધિષ્ઠિરની આજ્ઞાથી તેમને અનેક ખાનપાનોથી સજેલાં, જલાશયવાળાં અને વૃક્ષોથી રળિયામણાં વાસગૃહો આપવામાં આવ્યાં.[૧૭,૧૮] વળી ધર્મનંદન યુધિષ્ઠિરે તે મહાત્માઓનું પૂજન કર્યું. પછી સત્કાર પામેલા તે રાજાઓ પોતાના નિર્દિષ્ટ નિવાસોએ ગયા.[૧૯] તે નિવાસગૃહો કૈલાસશિખર જેવાં સોહામણાં, મનને હરી લેનારાં, વિવિધ દ્રવ્યોથી સુશોભિત, સર્વ બાજુએ સારી રીતે કરેલા ઉજ્જ્વલ કિલ્લા-કોટથી ઘેરાયેલાં, સોનાની જાળીઓથી ઢંકાયેલાં, મણિની ફરસબંધીથી શોભીતાં, સુખપૂર્વક ચડવાની સીડીઓવાળાં, આસનોની મોટી બેઠકવાળાં, ફૂલમાળાઓથી છવાયેલાં, ઉત્તમ અગરુના સુગંધવાળાં, હંસ અને ચંદ્ર જેવા શ્વેત વર્ણવાળાં, એક યોજન જેટલે દૂરથી સારી રીતે જોઇ શકાય તેવાં, ભીડ વિનાનાં, સરખા દ્વારવાળાં, નાનામોટા ગુણોવાળાં અને હિમાલયના શિખરની જેમ અનેક ધાતુઓથી બાંધેલાં હતાં. આમાં વિશ્રાંતિ લઈને, તે રાજાઓ ખૂબ દક્ષિણા આપી રહેલા અને અનેક સભાસદોથી ઘેરાયેલા ધર્મરાજ યુધિષ્ઠિરને જોવા ગયા.[૨૦-૨૪] હે રાજન્! રાજાઓ, બ્રાહ્મણો અને મહર્ષિઓથી ભરાયેલી તે સભા તે સમયે ત્રણે દેવોથી શોભી રહેલા સ્વર્ગસદનની જેમ શોભી રહી હતી.[૨૫]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયપર્વમાં 'નિમંત્રિતરાજાગમન' નામનો અધ્યાય ૩૪ મો સમાપ્ત**

# અધ્યાય ૩૫ મો

## યજ્ઞના કાર્યની વ્યવસ્થા

॥ વૈશંપાયન ઉવાચ ॥

पितामहं गुरुं चैव प्रत्युद्गम्य युधिष्ठिरः ।
अभिवाद्य ततोराजन्निदं वचनमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ-હે રાજન્! પછી યુધિષ્ઠિરે ભીષ્મપિતામહને તથા ગુરુ દ્રોણની સામે જઈ વંદન કર્યાં. તેમને તેમજ કૃપાચાર્ય, દ્રોણપુત્ર અશ્વત્થામા, દુર્યોધન તથા વિવિંશતિને આ વચન કહ્યાંઃ 'આપ સર્વ આ યજ્ઞમાં મારા ઉપર સર્વ રીતે કૃપા કરો.[૧,૨] આ જે અહીં મારું મહાધન છે, તે તમારું જ જાણજો. હું તમને પ્રાર્થના કરું છું કે, તમે મને એમાંથી તમારી ઇચ્છા અનુસાર આપજો.'[૩] યજ્ઞદીક્ષા લીધેલા તે પાંડવશ્રેષ્ઠે આ પ્રમાણે કહ્યું અને

પછી સર્વને યથાયોગ્ય અધિકારો ઉપર મૂક્યા.[૪] તેમણે ભક્ષ્ય અને ભોજ્યના અધિકાર ઉપર દુઃશાસનની યોજના કરી અને બ્રાહ્મણોનું સ્વાગત કરવાનું અશ્વત્થામાને સોંપ્યું[૫] રાજાઓના માનસત્કાર માટે સંજયની યોજના કરી. ત્યાં થયાં ન થયાં કાર્યોની ભાળ રાખવા માટે મહામતિવાળા ભીષ્મ અને દ્રોણની નિમણૂક કરી.[૬] યુધિષ્ઠિરરાજે સુંદર કાંતિવાળા સુવર્ણની તથા રત્નોની તપાસ માટે તેમજ દક્ષિણાઓ આપવાના કાર્ય માટે કૃપાચાર્યને યોજ્યા.[૭] વળી તેમણે બીજા પુરુષસિંહોની જુદાં જુદાં કાર્યો પર ગોઠવણ કરી.[૮] નકુલે આદરપૂર્વક બોલાવી આણેલા તે બાહ્લીક, ધૃતરાષ્ટ્ર, સોમદત્ત અને જયદ્રથ ત્યાં પોતે સર્વના ઉપરી હોય તેમ રમણ કરતા હતા. સર્વ ધર્મને જાણનાર વિદુરજી ખરચખાતાના અધિકારી થયા અને દુર્યોધન સર્વ ભેટો સ્વીકારવાના કાર્ય ઉપર હતો.[૯–૧૦] સર્વ લોકથી ઘેરાયેલા અને ઉત્તમ ફલ પામવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણ પોતે જ આગંતુક બ્રાહ્મણોના પગ ધોવાના કાર્યમાં રહ્યા.[૧૧] ત્યાં ધર્મરાજ યુધિષ્ઠિરને તેમજ સભાને જોવાની અભિલાષાવાળો કોઇ પણ માણસ હજારથી ઓછી ભેટ ધરતો નહોતો. સૌએ અનેક રત્નો વડે ધર્મરાજના ભંડારની વૃદ્ધિ કરી.[૧૨] 'મારાં રત્નોનાં દાનોથી કુરુવંશી યુધિષ્ઠિર યજ્ઞને પાર ઉતારે' એમ રાજાઓ સ્પર્ધા કરી ધન આપવા લાગ્યા.[૧૩] હે રાજન્! તે યજ્ઞના દર્શનની ઇચ્છાવાળા દેવોનાં વિમાનો જેમની ટોચ ઉપર થોભ્યાં હતાં, એવાં સમૃદ્ધિ ભરેલાં તથા સેનાઓથી વીંટાયેલાં ભવનો વડે ઇન્દ્રાદિ લોકપાલોનાં વિમાનો વડે બ્રાહ્મણોનાં નિવાસસ્થાનો વડે તેમજ વિમાનના જેવાં કરેલાં વિવિધ રત્નોથી જડેલાં અને પરમસંપત્તિથી સજેલાં વાસગૃહો વડે તથા લક્ષ્મી અને સમૃદ્ધિવાળા રાજાઓથી વીંટાઈને મહાત્મા કુન્તીનંદનની તે સભા અત્યંત શોભી રહી હતી.[૧૪–૧૬] ઐશ્વર્યથી વરુણદેવની સ્પર્ધા કરી રહેલા તે યુધિષ્ઠિર દક્ષિણાસંપન્ન અને (આરંભણીય, ક્ષત્ર, ધૃતિ, વ્યુષ્ટિ, દ્વિરાત્ર તથા દશપેય) એ છ અગ્નિવાળા રાજસૂયયજ્ઞથી દેવોનું યજન કરવા લાગ્યા.[૧૭] ધર્મરાજાએ સર્વ જનોને સર્વ મનોરથ પ્રમાણે સંપત્તિ આપી તૃપ્ત કર્યા.[૧૮] એ સંમેલન અન્નથી ભરેલું, અનેક ભક્ષ્ય પદાર્થોથી ભરપૂર, ભોજન પામેલાં માણસોથી ઊભરાતું અને રત્નોની ભેટોથી સંપન્ન હતું.[૧૯] મંત્ર અને શિક્ષામાં નિપુણ એવા મહર્ષિઓએ તે યજ્ઞમાં ઈડા, આજ્ય અને સોમની આહુતિઓ આપી, તેથી દેવો તૃપ્ત થયા.[૨૦] દેવોની જેમ બ્રાહ્મણો પણ દક્ષિણા, અન્ન અને પુષ્કળ ધનસંપત્તિ પામીને પ્રસન્ન થયા હતા. વળી તે યજ્ઞમાં સર્વ વર્ણના લોકો પણ આનંદમગ્ન થઈને તૃપ્તિ પામ્યા હતા.[૨૧,૨૨]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત રાજસૂયપર્વમાં 'યજ્ઞકરણ' નામનો અધ્યાય ૩૫ મો સમાપ્ત

રાજસૂયપર્વ સમાપ્ત

# अर्घाभिहरणपर्व

## अध्याय ३६ मो

### શ્રીકૃષ્ણનું અર્ઘ્યપૂજન

॥ वैशंपायन उवाच ॥

ततोऽभिषेचनीयेऽह्नि ब्राह्मणा राजभिः सह ।
अंतर्वेदीं प्रविविशुः सत्कारार्हा महर्षयः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા:–પછી અભિષેક (રાજસૂયયજ્ઞમાં અંગરૂપ એવા અંતભાગ)ને દિવસે સત્કારપાત્ર મહર્ષિ બ્રાહ્મણોએ રાજાઓ સહિત અંતર્વેદી નામના સ્થાનમાં પ્રવેશ કર્યો.[૧] તે અંતર્વેદીમાં વિરાજેલા નારદ આદિ મહાત્માઓ તે સમયે રાજાઓની સાથે બ્રહ્મર્ષ-

-નમાં જેમ દેવો અને દેવર્ષિઓ શોભે તેમ ત્યાં -શોભતા હતા.[૨] તે અમાપ તેજસ્વી ઋષિઓ વચ્ચે વચ્ચે વિરામનો સમય મળતો ત્યારે અનેકવિધ કથાઓ કહેતા હતા.[૩] ત્યાં અનેક માણસો 'એમ જ છે, પણ આમ નથી' 'આ આમ જ હોય પણ તેથી બીજી રીતે હોય નહિ' એ પ્રમાણે પરસ્પર વાતો કરતા હતા. વળી વિતંડાવાદી બ્રાહ્મણોમાંથી કેટલાક શાસ્ત્રનિશ્ચિત તર્કોથી યુક્તિરહિત દુર્બલ વિષયોને સબળ કરતા હતા, તો કેટલાક યુક્તિયુક્ત સબળ વિષયોને દુર્બલ કરતા હતા.[૪,૫] કેટલાક બુદ્ધિમાનો અનુમાનોથી ભરેલા વિષયોને ગબડાવી પાડતા હતા. માનો, શકરો આકાશમાં રહેલા માંસને તોડી પાડતો હતો.[૬] ત્યાં ધર્માર્થમાં કુશલ, મહાવ્રતવાળા અને સર્વ ભાષ્યવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા કેટલાક બ્રાહ્મણો નવીનવી કથાઓ કરવામાં આનંદ લેતા હતા.[૭] દેવો, દ્વિજો અને મહર્ષિઓ એ વેદસંપન્ન બ્રાહ્મણોથી ભરાયેલી તે વિશાળ વેદી, નક્ષત્રોથી પથરાયેલા આકાશની જેમ શોભી રહી હતી.[૮] હે રાજન્! યુધિષ્ઠિરના ભવનની તે અંતર્વેદીની પાસે તે સમયે કોઈ શૂદ્ર કે વ્રતહીન મનુષ્ય નહોતો.[૯] ધીમાન અને લક્ષ્મીવાન એવા ધર્મરાજની તે લક્ષ્મીને તથા યજ્ઞક્રિયાને જોઈ નારદ ઋષિ પ્રસન્નતા પામ્યા.[૧૦] પરંતુ હે રાજન્ સર્વ ક્ષત્રિયોનો સમાગમ જોઈને નારદમુનિ ચિંતાતુર થયા.[૧૧] હે પુરુષસિંહ! બ્રહ્માજીના ભવનમાં અંશાવતરણ વિષયમાં જે કથા પૂર્વે થઈ હતી, તે સંભારવા લાગ્યા.[૧૨] હે કુરુનંદન! આ સર્વ દેવોનો સમાજ મળેલો છે એમ જાણીને નારદજી કમલનયન શ્રીહરિ વિશે મનમાં -સ્મરણ કરવા લાગ્યા કે,[૧૩] દેવના શત્રુઓને સંહારનારા અને શત્રુઓનાં નગરોને જીતનારા તે સાક્ષાત્ નારાયણ વિભુએ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાને સારુ ક્ષત્રિયકુલમાં જન્મ ધારણ કર્યો છે.[૧૪] ભૂતોના સરજનહાર એવા તેમણે પૂર્વે દેવોને પોતે જ કહ્યું હતું કે, 'તમે એકમેકને સામસામા હણીને ફરી તમારા લોકમાં આવશો.' આ પ્રમાણે સર્વ દેવોને આજ્ઞા આપીને જગતના નાથ એવા તે કલ્યાણકારી નારાયણ ભગવાને યદુભવનમાં અવતાર લીધો છે.[૧૫,૧૬] અંધકો તથા વૃષ્ણિઓના વંશના તે શ્રેષ્ઠ વંશધર આ પૃથ્વીમાં પરમ લક્ષ્મીથી નક્ષત્રોમાં ચંદ્રની જેમ શોભી રહ્યા છે.[૧૭] જેમના બાહુબલને ઇન્દ્રાદિ સર્વ દેવો ઉપાસે છે, તે આ શત્રુમર્દન શ્રીહરિ મનુષ્યની જેમ વર્તી રહ્યા છે.[૧૮] અરે! આ ખેદની વાત છે કે, એ સ્વયંભૂ ભગવાન આવા બલસંપન્ન ક્ષત્રિયોનો નાશ કરવા ઇચ્છે છે.[૧૯] આમ યજ્ઞોથી યજાતા તે સમર્થ શ્રીકૃષ્ણને નારાયણ જાણીને ધર્મવેત્તા નારદે આ પ્રમાણે મનમાં ચિંતન કર્યું.[૨૦] મહાબુદ્ધિવાળા અને ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા તે નારદજી ધીમાન ધર્મરાજના તે મહાયજ્ઞમાં બહુમાનપૂર્વક વિરાજ્યા હતા.[૨૧] પછી ભીષ્મે ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યું કે, 'હે ભારત! રાજાઓને યથાયોગ્ય પૂજન અર્પો. હે યુધિષ્ઠિર! આચાર્ય, ઋત્વિજ, સ્નાતક, સંબંધી, મિત્ર અને રાજા એ છને અર્ઘયોગ્ય કહ્યા છે.[૨૨,૨૩] એક વર્ષ રહીને આ પુરુષો ફરી આવે તો તેમને ફરી અર્ઘપૂજા આપવી, એમ પંડિતો કહે છે. ત્યારે આ સર્વે તો ઘણે લાંબે સમયે આપણી પાસે આવ્યા છે.[૨૪] એથી હે રાજન્! એ પ્રત્યેકને એકએક અર્ઘ આપો. તેમનામાં જે શ્રેષ્ઠ તથા સમર્થ હોય તેને પ્રથમ અર્ઘ આપો.'[૨૫]

યુધિષ્ઠિર બોલ્યાઃ—હે કુરુનંદન! હે પિતામહ! આપ પ્રથમ અર્ઘ કયા એકને આપવો યોગ્ય માનો છો, તે મને કહો.[૨૬]

વૈશંપાયન બોલ્યાઃ—પછી વીર્યવાન શાન્તનુપુત્ર ભીષ્મે બુદ્ધિથી નિશ્ચય કરીને વૃષ્ણીવંશી શ્રીકૃષ્ણને પૃથ્વીમાં સૌથી વિશેષ પૂજ્ય માન્યા અને કહ્યું કે,[૨૭] 'એ શ્રીકૃષ્ણ આ સમસ્ત

ભૂમંડલમાં પોતાનાં તેજ, બલ અને પરાક્રમ વડે કરીને ઝળહળ ઝગી રહ્યા છે—માનો, જ્યોતિર્ધરોમાં ભાસ્કર પ્રકાશે તેમ પ્રકાશી રહ્યા છે.[૨૮] સૂર્ય વિનાનું સ્થાન જેમ સૂર્યથી પ્રકાશિત થાય છે અને વાયુ વિનાનું સ્થાન જેમ વાયુથી આનંદભર્યું અને શાંત થાય છે, તેમ આપણી આ સભા શ્રીકૃષ્ણથી પ્રસન્ન અને પ્રકાશિત છે.[૨૯] પછી ભીષ્મની આજ્ઞા પામેલા પ્રતાપી સહદેવે વૃષ્ણિનંદન શ્રીકૃષ્ણને વિધિપૂર્વક પ્રથમ અર્ધ્ય અર્પ્યો.[૩૦] શ્રીકૃષ્ણે શાસ્ત્રોક્ત કર્મ પ્રમાણે તે અર્ધ્યનો સ્વીકાર કર્યો; પણ વાસુદેવને અપાયેલી આ પૂજાને શિશુપાલ સાંખી શક્યો નહિ.[૩૧] તે મહાબલવાન ચેદિરાજે સભામાં જ ભીષ્મને અને ધર્મરાજને મહેણાં માર્યાં તેમજ વાસુદેવ ઉપર આક્ષેપો કર્યા.[૩૨]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અર્ઘાભિહરણપર્વમાં 'કૃષ્ણાર્ઘદાન' નામનો અધ્યાય ૩૬ મો સમાપ્ત**

# અધ્યાય ૩૭ મો

## શિશુપાલનો ક્રોધ

॥ શિશુપાલ ઉવાચ ॥

**नायमर्हति वार्ष्णेयस्तिष्ठत्स्विह महात्मसु ।**
**महीपतिषु कौरव्य राजवत्पार्थिवार्हणम् ॥ १ ॥**

શિશુપાલ બોલ્યો:—હે કૌરવ્ય! અહીં સભામાં મહાત્મા મહીપાલો હોવા છતાં, આ વૃષ્ણીપુત્રને રાજાઓને ઉચિત એવી રાજપૂજા ઘટતી નથી. હે પાંડવ! તેં આ જે સ્વેચ્છાથી કૃષ્ણની પૂજા કરી છે, તે તારું આચરણ પાંડવ માટે યોગ્ય નથી.[૧૨] હે પાંડવો! તમે બાળક—મૂઢ છો, તમે કંઈ જાણતા નથી; કેમકે ધર્મ સૂક્ષ્મ છે. આ ધર્મનું સૂક્ષ્મદર્શન ગંગાપુત્ર ભીષ્મ પણ જોઈ શક્યા નથી અને તે અલ્પ વિચારના લાગે છે.[૩] કેમકે, તારા જેવો ધર્મયુક્ત માણસ પોતાની પ્રિય ઇચ્છા પ્રમાણે આવું કાર્ય કરે છે, તો તેથી ભીષ્મ સત્પુરુષોના અધિક અપમાનને પાત્ર થાય છે.[૪] તમે યદુવંશી કૃષ્ણનું સર્વ મહીપાલોની મધ્યમાં પૂજન કર્યું છે, પણ રાજા નહિ એવા એને આ અર્ધ્ય ક્યાંથી ઘટે?[૫] અથવા હે કુરુશ્રેષ્ઠ! તમે કૃષ્ણને વૃદ્ધ તરીકે સન્માનો છો? જો એમ હોય તો વૃદ્ધ વસુદેવ હોવા છતાં તેનો પુત્ર ક્યાંથી અર્ધ્યને યોગ્ય થાય?[૬] અથવા વાસુદેવ પ્રિય ઇચ્છનારો અને અનુસરનારો છે, તો દ્રુપદ હોવા છતાં માધવને ક્યાંથી પૂજા ઘટે?[૭] અથવા હે કુરુનંદન! કૃષ્ણને આચાર્ય તરીકે માનતા હો, તો દ્રોણાચાર્ય હોવા છતાં એ વૃષ્ણીપુત્ર કૃષ્ણની કેમ પૂજા કરી શકાય? અથવા હે કુરુનંદન! કૃષ્ણને તમે ઋત્વિજ તરીકે માનતા હો તો વૃદ્ધ એવા શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ હોવા છતાં આ કૃષ્ણનું તમે પૂજન શી રીતે કર્યું?[૮,૯] હે રાજા! પુરુષોમાં શ્રેષ્ઠ એવા અને ઇચ્છામરણવાળા શાન્તનુપુત્ર ભીષ્મ હોવા છતાં તમે કૃષ્ણની પૂજા શા માટે કરી?[૧૦] હે કુરુનંદન! સર્વશાસ્ત્રોમાં વિશારદ એવા વીર અશ્વત્થામા હોવા છતાં, હે રાજા! તમે કૃષ્ણને શા માટે પૂજ્યા?[૧૧] પુરુષવર રાજેન્દ્ર દુર્યોધન હોવા છતાં અને ભરતવંશીઓના આચાર્ય કૃપ હોવા છતાં, તમે કૃષ્ણની પૂજા શા માટે કરી?[૧૨] કિંપુરુષના આચાર્ય દ્રુમને તજીને તમે કૃષ્ણની પૂજા કેમ કરી? પાંડુના જેવા સુલક્ષણવાળા અને દુઃસહ એવા રાજા ભીષ્મક હોવા છતાં, રાજા રુક્મ હોવા છતાં, શ્રેષ્ઠ એકલવ્ય હોવા છતાં અને મદ્રાધિરાજ શલ્ય હોવા છતાં તમે શા માટે કૃષ્ણની પૂજા કરી?[૧૩,૧૪] હે ભારત! બળને માટે સર્વ રાજાઓમાં પ્રશંસા પામેલા, જામદગ્ન્ય પરશુરામ બ્રાહ્મણના પ્રિય શિષ્ય અને આત્મબલનો આશ્રય કરીને રાજાઓને રણમાં જીતનારા આ કર્ણને ઉલ્લંઘીને તમે કેવી રીતે કૃષ્ણનું પૂજન કર્યું? હે કુરુશ્રેષ્ઠ! આ મધુ-

સૂદન કૃષ્ણ ઋત્વિજ નથી, આચાર્ય નથી અને રાજા પણ નથી, તો પછી તેનું પૂજન કરવામાં માત્ર તેને સારું લગાડવા સિવાય બીજી કઈ ઇચ્છા હતી?[૧૫-૧૭] હે ભારત! જો તમારે આ મધુસૂદનનું જ પ્રથમ પૂજન કરવું હતું, તો પછી તમે રાજાઓને અપમાનિત કરવાને માટે અહીં શા માટે તેડાવ્યા? અમે બધા મહાત્મા કુન્તીનંદનને કર આપીએ છીએ, તે કંઈ ભયથી, લોભથી કે સાંત્વનથી નથી આપતા.[૧૮-૧૯] એ ધર્મમાં પ્રવૃત્ત થયેલા છે અને ચક્રવર્તીપદ ઇચ્છે છે, તેથી જ અમે એમને કર આપીએ છીએ; છતાં તે તો અમને માન આપતા નથી![૨૦] તમે રાજચિહ્નોથી રહિત કૃષ્ણને રાજસમાજની વચ્ચે આ જે અર્ઘપૂજન આપ્યું છે, તે અમારું અપમાન નથી તો બીજું શું છે?[૨૧] ધર્મપુત્રનો 'ધર્માત્મા' તરીકેનો યશ અકસ્માત્ જ ફેલાયો છે. નહિ તો, વૃષ્ણિવંશમાં જન્મેલા જે દુરાત્માએ, પૂર્વે મહાત્મા જરાસંધરાજાને અન્યાયથી માર્યા હતા, તે ધર્મભ્રષ્ટને આવી અર્ઘપૂજા કોણ આપે?[૨૨,૨૩] આજ યુધિષ્ઠિરમાંથી ધર્માત્માપણું ઓસરી ગયું છે, કૃષ્ણને અર્ઘપૂજન આપીને તેણે પોતાની કૃપણતા જ બતાવી છે.[૨૪] કદાચ આ તપસ્વી કુન્તીપુત્રો ભય પામ્યા હોય અને દીન થઈ ગયા હોય, તો પણ હે માધવ! તું કેવી પૂજાને યોગ્ય છે તે તો તારે જાણવું હતું ને?[૨૫] અથવા હે જનાર્દન! એ કૃપણોએ આપેલી એ પૂજાને માટે તું અયોગ્ય હોવા છતાં તેં કેમ એ પૂજનમાં સમ્મતિ આપી?[૨૬] નિર્જન સ્થાનમાં બલિદાનનો કકડો મેળવીને કૂતરો જેમ આનંદ પામે છે, તેમ તું પણ પોતાને અયોગ્ય એવી પૂજાનું બહુમાન કરે છે.[૨૭] હે જનાર્દન! કૌરવોએ આ અપમાન રાજેન્દ્રોનું કર્યું નથી, પણ ખરી રીતે તે તારું જ કર્યું છે.[૨૮] હે મધુસૂદન! નપુંસકને સ્ત્રી પરણાવવી જેમ વ્યર્થ છે અને આંધળાને રૂપ બતાવવું જેમ નકામું છે, તે રીતે જે રાજા નથી, તેને રાજાના જેવું માન આપવું એ વ્યર્થ છે.[૨૯] રાજા યુધિષ્ઠિરને બરાબર જોઈ લીધા, ભીષ્મને પણ બરાબર જોઈ લીધા અને આ વાસુદેવને પણ બધી રીતે બરાબર પારખી લીધા.[૩૦] આ પ્રમાણે તેમને કહીને શિશુપાલ પોતાના ઊંચા આસનેથી ઊભો થયો અને પછી રાજાઓની સાથે સભામાંથી બહાર ચાલ્યો ગયો.[૩૧]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અર્ઘાભિહરણપર્વમાં 'શિશુપાલક્રોધ' નામનો અધ્યાય ૩૭ મો સમાપ્ત**

# अध्याय ३८ मो

## ભીષ્મે કરેલાં શ્રીકૃષ્ણનાં યશોગાન

॥ वैशंपायन उवाच ॥

**ततो युधिष्ठिरो राजा शिशुपालमुपाद्रवत् ।**
**उवाच चैनं मधुरं सांत्वपूर्वमिदं वचः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ-પછી શિશુપાલને જતો જોઈને યુધિષ્ઠિરરાજ તેની પાછળ દોડયા અને તેને સાંત્વનાપૂર્વક આ મધુર વચન કહેવા લાગ્યા.[૧] 'હે મહીપાલ! આ તમે જે બોલ્યા છો તે તેમને યોગ્ય નથી. હે રાજન્! એથી તો મહા અધર્મ થયો છે અને નકામી કર્કશતા પ્રકટ થઈ છે.[૨] શાન્તનુપુત્ર રાજા ભીષ્મ પરમ ધર્મને જાણતા નથી એમ નથી. એવણે સમજીને તમે એમનો અનાદર કરો નહિ.[૩] જુઓ, અહીં તમારાથી વિશેષ વૃદ્ધ એવા આ અનેક રાજાઓ છે. તેઓ કૃષ્ણને આપવામાં આવેલી પૂજાને સહન કરે છે, તો તેમની જેમ તમારે પણ આ બાબતમાં ખામોશ રાખવી જોઇએ.[૪] હે ચેદિપતિ! ભીષ્મ શ્રીકૃષ્ણને સારી પેઠે તત્ત્વપૂર્વક જાણે છે. એ કુરુવંશી એમને જેવી રીતે જાણે છે, તેવી રીતે તમે એમને જાણતા નથી.[૫]'

**ભીષ્મ બોલ્યાઃ**—લોકોમાં સર્વશ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણને આપવામાં આવેલી માનપૂજાને જે સત્કારતો નથી, તેને વિનય કરવો અને સમજાવટ કરવી એ અયોગ્ય છે.[૬] રણક્ષેત્રમાં શ્રેષ્ઠ એવો જે ક્ષત્રિય, બીજા ક્ષત્રિયને રણમાં જીતીને તથા તેને તાબે કરીને મુક્ત કરે છે, તે ગુરુ ગણાય છે.[૭] રાજાઓની આ સમિતિમાં હું એવો એક રાજા જોતો નથી, જે દેવકીનંદનના તેજથી યુદ્ધમાં જિતાયો હોય નહિ.[૮] આ અચ્યુત શ્રીકૃષ્ણ એક અમારે જ માટે પૂજ્યતમ છે એમ નથી, એ મહાબાહુ તો ત્રણે લોકને માટે પૂજાપાત્ર છે.[૯] કેમકે શ્રીકૃષ્ણે અનેક ક્ષત્રિયવરોને યુદ્ધમાં જીત્યા છે અને એ યદુનંદનમાં જ સર્વ જગત સમગ્રતાએ રહ્યું છે.[૧૦] આથી આ સભામાં બીજા વૃદ્ધો હોવા છતાં હું શ્રીકૃષ્ણને જ પૂજું છું, બીજા કોઇને પૂજતો નથી. તું આવું બોલે છે એ યોગ્ય નથી. તારી બુદ્ધિ આવી ન થાઓ.[૧૧] હે રાજન્! મેં અનેક જ્ઞાનવૃદ્ધોની સેવા કરી છે. કથા કરતા એ સર્વ એકત્રિત સત્પુરુષોની પાસેથી મેં ગુણવાન શ્રીકૃષ્ણના બહુજનોએ માન્ય કરેલા અનેક ગુણો સાંભળ્યા છે. વળી એ ધીમાનના જન્મથી માંડીને જે કર્મો છે, તે પણ મેં અનેક રીતે અનેક વાર માણસોથી કહેવાતાં સાંભળ્યાં છે. હે ચેદિરાજ! અમે ભૂમંડલમાં સત્પુરુષોથી પૂજાતા અને પ્રાણીમાત્રને સુખ આપનારા એ જનાર્દનને પૂજીએ છીએ, તે કાંઈ કેવળ સ્વેચ્છાએ કે સંબંધને લીધે અથવા તેમણે કરેલા ઉપકારના બદલામાં નથી.[૧૨-૧૫] અમે તો એમનો યશ, એમનું શૌર્ય, અને એમનો વિજય જાણીને જ એમની પૂજા કરીએ છીએ. અમે આ સભામાં એક બાળક સુધ્ધાંની પણ પરીક્ષા કરી છે.[૧૬] પણ ગુણો વડે વૃદ્ધ એવા માણસોને પણ ઓળંગીને અમે શ્રીકૃષ્ણને પૂજ્યતમ માન્યા છે. બ્રાહ્મણોમાં જ્ઞાનવૃદ્ધ પૂજ્ય છે, ક્ષત્રિયોમાં અધિક બલવાન પૂજ્ય છે, વૈશ્યોમાં ધનધાન્યવાળો પૂજ્ય છે અને શૂદ્રોમાં જન્મથી મોટો હોય તે પૂજ્ય છે. ગોવિન્દની પૂજ્યતામાં બે કારણો રહ્યાં છે. વેદ અને વેદાંગોનું જ્ઞાન તથા બલની અધિકતા. કેમકે શ્રીકૃષ્ણ સિવાય બીજો કોણ આ માનવલોકમાં આ ગુણોમાં વિશેષ છે?[૧૭-૧૯] દાન, દક્ષતા, શાસ્ત્રજ્ઞાન, શૌર્ય, લજ્જા, કીર્તિ, ઉત્તમ બુદ્ધિ, નમ્રતા, લક્ષ્મી, ધૃતિ, તુષ્ટિ અને પુષ્ટિ એ બધાં શ્રીકૃષ્ણમાં નિત્ય રહ્યાં છે.[૨૦] તો આ જ્ઞાનસંપન્ન, આચાર્ય, પિતા, ગુરુ, પૂજ્ય અને અર્ઘયોગ્ય એવા શ્રીકૃષ્ણનું અમે જે પૂજન કર્યું છે, તે તમારે સૌએ માન્ય રાખવું જોઇએ.[૨૧] હૃષીકેશ પોતે ઋત્વિજ, ગુરુ, વિવાહયોગ્ય સ્નાતક, નૃપતિ અને પ્રિય એ સર્વરૂપે છે, તેથી અમે તેમનું પૂજન કર્યું છે.[૨૨] શ્રીકૃષ્ણ જ લોકોની ઉત્પત્તિના તેમજ તેમના લયના કારણરૂપ છે. આ ચરાચર વિશ્વ શ્રીકૃષ્ણને માટે જ ઉત્પન્ન થયું છે.[૨૩] એ શ્રીકૃષ્ણ અવ્યક્ત પ્રકૃતિરૂપ છે, એ સનાતન કર્તા છે અને એ ભૂતમાત્રથી પર છે. આથી એ સૌથી વિશેષ પૂજ્ય છે.[૨૪] બુદ્ધિ, મન, મહત્તત્ત્વ, વાયુ, તેજ, પાણી, આકાશ, પૃથ્વી અને સ્વેદજ આદિ ચાર પ્રકારનાં પ્રાણીઓ—એ બધું શ્રીકૃષ્ણમાં રહ્યુ છે.[૨૫] સૂર્ય, ચન્દ્ર, નક્ષત્રો, ગ્રહો, દિશાઓ અને વિદિશાઓ એ બધાં ય શ્રીકૃષ્ણમાં રહ્યાં છે.[૨૬] વેદોમાં જેમ અગ્નિહોત્ર, છંદોમાં જેમ ગાયત્રી, મનુષ્યોમાં જેમ રાજા, નદીઓમાં જેમ સાગર, નક્ષત્રોમાં જેમ ચંદ્ર, તેજોમાં જેમ સૂર્ય, પર્વતોમાં જેમ મેરુ અને પક્ષીઓમાં જેમ ગરુડ મુખ્ય છે, તેમ ઉપર, નીચે અને આડી—અવળી જગતની જેટલી ગતિઓ છે તે સર્વમાં તેમજ દેવાદિ લોકોમાં ભગવાન શ્રીકૃષ્ણ જ મુખ્યરૂપે છે.[૨૭-૨૯] આ શિશુપાલ તો નાદાન માણસ છે. તે શ્રીકૃષ્ણને ઓળખતો નથી, એટલે જેમ તેમ બધે ઠેકાણે આવું બકયા કરે છે.[૩૦] જે બુદ્ધિમાન મનુષ્ય ઉત્કૃષ્ટ ધર્મની શોધ કરે છે, તે જ ધર્મને યથા-

સ્વરૂપે જોઈ શકે છે. આ ચેદિદેશનો રાજા શિશુપાલ તે ધર્મને જાણી શકે એમ નથી અર્થાત્ તે જડ છે.[31] આ તરુણ અને મહાત્મા રાજાઓમાં કોણ શ્રીકૃષ્ણને પૂજ્ય નથી માનતો? અથવા કોણ એનું પૂજન કરે એમ નથી?[32] આમ છતાં શિશુપાલ જો આ પૂજાને અયોગ્ય ઠરાવતો હોય, તો એ અયોગ્ય પૂજાના કારણે તેને જેમ યોગ્ય લાગે તેમ ભલે કરે.[33]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અર્ઘાભિહરણપર્વમાં 'ભીષ્મવાક્ય' નામનો અધ્યાય ૩૮ મો સમાપ્ત**

---

# અધ્યાય ૩૯ મો

## અર્ઘાભિહરણની સમાપ્તિ

॥ वैशंपायन उवाच ॥

**एवमुक्त्वा ततो भीष्मो विरराम महाबलः ।
व्याजहारोत्तरं तत्र सहदेवोऽर्थवद्वचः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ–આમ કહીને મહાબલવાન ભીષ્મ બોલતા બંધ થયા એટલે પછી સહદેવે આ પ્રમાણે અર્થયુક્ત વચન કહ્યાં:[1] 'કેશિદૈત્યને હણનારા કેશવને, અમાપ પરાક્રમવાળા શ્રીકૃષ્ણને મેં અર્ઘપૂજા આપી છે. તમારામાંથી જે જે રાજાઓ આ પૂજા સહન કરતા ન હોય, તે સર્વ બળવાન રાજાઓના મસ્તકે હું આ મારો ચરણ મૂકું છું. અને તેઓને કહું છું કે તે સર્વે મારા બોલવાનો યથાર્થ ઉત્તર આપે. એ ઉત્તર દેનારો મારે હાથે મરશે જ, એમાં સંશય નથી. જે કેટલાક રાજાઓ બુદ્ધિમાનો છે, તેઓ આચાર્ય, પિતા, ગુરુ પૂજનીય અને અર્ઘને યોગ્ય એવા શ્રીકૃષ્ણની જે પૂજા થઈ છે તેને સંમતિ આપશે.' આમ સહદેવે માની અને બલવાન રાજાઓની વચ્ચે પોતાની લાત બતાવી, ત્યારે બુદ્ધિમાન અને સદ્રાજાઓમાંથી કોઈએ પણ સામો ઉત્તર આપ્યો નહિ. તે વખતે સહદેવના માથા ઉપર પુષ્પવૃષ્ટિ થઈ.[2-6] ત્યારે 'સારું થયું, સારું થયું' એવી અગોચર આકાશવાણી થઈ. પછી કૃષ્ણમૃગચર્મને ધારણ કરનારા, ભૂતભવિષ્ય કહેનારા, સર્વ સંશયોને છેદનારા અને સર્વ લોકને જાણનારા નારદજીએ સર્વ મનુષ્યોની વચ્ચે આ સ્પષ્ટ વચન કહ્યાં:[7,8] 'જે માણસો કમલપત્રના જેવાં લોચનવાળા શ્રીકૃષ્ણને પૂજશે નહિ, તેમને જીવતા છતાં મૂએલા જ જાણવા; તેમની સાથે કયારે ય સંભાષણ કરવું નહિ.[9]

વૈશંપાયન બોલ્યાઃ–પછી બ્રાહ્મણ અને ક્ષત્રિયોને સારી રીતે જાણનારા અને માનવોમાં દેવ જેવા તે સહદેવે પૂજાયોગ્ય માણસોની પૂજા કરી અને તે કર્મની સમાપ્તિ કરી.[10] આમ એ શ્રીકૃષ્ણનું પૂજન કરવામાં આવ્યું, એટલે શત્રુનાશી શિશુપાલની આંખો લાલચોળ થઈ ગઈ અને તે ક્રોધપૂર્વક રાજાઓને આ પ્રમાણે કહેવા લાગ્યો કે,[11] 'હું સેનાપતિ તરીકે ઊભો છું. તમે હવે શું માનો છો? ચાલો, સજ્જ થઈને આપણે આ ભેગા મળેલા યાદવો તથા પાંડવોની સામે યુદ્ધ કરીએ.'[12] આમ ચેદિવંશના શિશુપાલે તે સર્વ રાજાઓને ઉશ્કેર્યા અને તેણે યજ્ઞનો ભંગ કરવા રાજાઓ સાથે મંત્રણા માંડી.[13] તે વખતે ત્યાં આમંત્રેલા સર્વ રાજાઓ શિશુપાલને વશ થઈને ત્યાંથી ઊભા થઈ ગયા. તેઓ ક્રોધે ભરાયેલા તથા ફિક્કા મોંવાળા જણાતા હતા.[14] તે વખતે ક્રોધમાં મૂઢ થયેલા તે સર્વ રાજાઓ સિદ્ધાંત અને નિશ્ચયથી બોલવા લાગ્યા કે, 'આપણે એવું કામ કરવું જોઈએ કે જેથી યુધિષ્ઠિરના અભિષેકનું તથા વાસુદેવની પૂજાનું કાર્ય પાર જ ન પડે.' આમ તે સર્વ રાજાઓએ ખેદ અને નિશ્ચયથી નક્કી કર્યું.[15,16] મિત્રજનોથી વારવામાં આવેલા તે રાજાઓ શિકાર ખોઈ બેઠેલા ગર્જતા સિંહોના જેવા ભયંકર દેખાતા હતા.[17] તે વખતે શ્રીકૃષ્ણ

જાગી ગયા છે અખૂટ સેનારૂપી લહેરવાળો તે રાજાઓરૂપી અક્ષયસાગર યુદ્ધને માટે સંકેત કરી રહ્યો છે. ૧૮

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અર્ઘાભિહરણપર્વમાં 'અર્ઘાભિહરણ સમાપ્તિ' નામનો અધ્યાય ૩૯ મો સમાપ્ત

અર્ઘાભિહરણપર્વ સમાપ્ત

# શિશુપાલવધપર્વ

## અધ્યાય ૪૦ મો

### યુધિષ્ઠિરને ભીષ્મનું આશ્વાસન

॥ વૈશંપાયન ઉવાચ ॥

ततः सागरसंकाशं दृष्ट्वा नृपतिमंडलम् ।
संवर्तवाताभिहतं भीमं क्षुब्धमिवार्णवम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–પછી, પ્રલયકાળના પવનના આઘાતથી જેમ સાગર ભયંકર રીતે ખળભળી ઊઠે, તેમ તે સાગર જેવો સર્વ નૃપતિ-સમાજ રોષથી ઊછળી ઊઠ્યો. આ જોઇને યુધિષ્ઠિરે, કુરુઓના પિતામહ અને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા વૃદ્ધ ભીષ્મને જાણે અગ્નિનાશન મહાતેજસ્વી ઇન્દ્ર બૃહસ્પતિને કહેતા હોય તેમ આ પ્રમાણે કહ્યું:૧,૨ 'હે પિતામહ! રાજાઓનો આ મહાસાગર રોષથી ઊકળી ઊઠયો છે, તો આ સંબંધમાં જે કરવા યોગ્ય હોય તે તમે મને કહો. હે પિતામહ! યજ્ઞમાં વિઘ્ન આવે નહિ અને પ્રજાનું સર્વ રીતે મંગલ થાય, એવું સર્વ કાર્ય આજે તમે મને યોગ્ય રીતે કહો.૩,૪ ધર્મવેત્તા ધર્મનંદન યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું, ત્યારે કુરુપિતામહ ભીષ્મે તેમને આ વચન કહ્યાં:૫

ભીષ્મ બોલ્યાઃ–હે કુરુસિંહ! તું ભય પામીશ નહિ. શું કૂતરો સિંહને મારી શકે છે? મેં અગાઉથી જ સુનીતિવાળો અને કલ્યાણકારી માર્ગ પસંદ કર્યો છે.૬ સિંહ સૂતો હોય છે, ત્યારે કૂતરાં ત્યાં ટોળે વળીને એકસામટાં ભસે છે. આ સર્વ રાજાઓ વિશે પણ તેમજ છે.૭ વૃષ્ણીઓમાં સિંહ જેવા શ્રીકૃષ્ણ જ્યાં સુધી શાંત સૂતા છે, ત્યાં સુધી આ સામે ઊભેલા રાજાઓરૂપી કૂતરાઓ પાસે રહી ગુસ્સો કરી કરીને ભસે છે.૮ જ્યાં સુધી સૂતેલા સિંહના જેવા શ્રીકૃષ્ણ જાગશે નહિ, ત્યાં સુધી નરસિંહ ચેદિરાજ આ રાજાઓને સિંહરૂપ કર્યા કરશે.૯ હે પુત્ર! આ ભાન વિનાનો રાજશ્રેષ્ઠ શિશુપાલ સર્વ રાજાઓને પૂરી રીતે યમલોકમાં પહોંચાડવા ઇચ્છી રહ્યો છે.૧૦ હે ભારત! આ શિશુપાલનું જે તેજ છે, તેને સાચે જ શ્રીકૃષ્ણ પાછું હરી લેવા ઇચ્છે છે. હે શ્રેષ્ઠ બુદ્ધિમાન! તારું કલ્યાણ થાઓ. હે કુન્તીનંદન! આ ચેદિરાજની તથા સર્વ રાજાઓની બુદ્ધિ નાશ પામી છે.૧૧,૧૨ નરમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ જેને જેને લઈ લેવા ઇચ્છે છે, તેની તેની આ પ્રમાણે આ શિશુપાલની જેમ બુદ્ધિ વિનાશ પામે છે.૧૩ હે યુધિષ્ઠિર! ત્રણે લોકોમાં ચાર પ્રકારનાં જે પ્રાણીઓ છે, તે સર્વના જન્મમરણના કારણરૂપ આ લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ જ છે.૧૪

વૈશંપાયન બોલ્યાઃ–હે ભારત! ભીષ્મનાં આ વચનો સાંભળીને ચેદિપતિ રાજા શિશુપાલે તેમને કઠોર અક્ષરવાળાં વચનો સંભળાવ્યાં.૧૫

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત શિશુપાલવધપર્વમાં 'યુધિષ્ઠિરઆશ્વાસન' નામનો અધ્યાય ૪૦ મો સમાપ્ત

## અધ્યાય ૪૧ મો

### શિશુપાલનાં વચન

॥ શિશુપાલ ઉવાચ ॥

विभीषिकाभिर्बह्वीभिर्भीषयन्सर्वपार्थिवान् ।
न व्यपत्रपसे कस्माद्वृद्धः सन् कुलपांसनः ॥१॥

શિશુપાલ બોલ્યોઃ–હે ભીષ્મ! તું વૃદ્ધ

હોઇને કુળને કલંક લગાવી રહ્યો છે. અનેકાનેક ડરામણીઓ બતાવીને તું રાજાઓને બીવડાવતાં કેમ શરમાતો નથી ?[1]* નપુંસકના સ્વભાવમાં રહેનારા તને આમ ધર્મરહિત અર્થવાળાં વચન બોલવાં શોભે એવાં છે. કેમકે, તું સર્વ કુરુઓમાં શ્રેષ્ઠ છે.[2] હે ભીષ્મ ! જેમ એક નાવ બીજી નાવ સાથે બંધાઇને ચાલતી હોય છે અને જેમ એક આંધળો બીજા આંધળાને અનુસરતો હોય છે, તેમ તું જેમનો અગ્રણી છે તે કુરુઓ પણ તારી પાછળ પાછળ પગલાં મૂકે છે.[3] આ કૃષ્ણનાં પૂતનાવધ આદિ કર્મોનું વિશેષ રીતે કીર્તન કરીને તેં અમારા મનને અત્યંત વ્યથા આપી છે.[4] હે ભીષ્મ ! મૂર્ખ અને અભિમાની એવો તું કેશવની ભાટાઈ કરવા ઇચ્છે છે, તો તારી જીભના સેંકડો ચીરા કેમ થઈ જતા નથી ?[5] હે ભીષ્મ ! સાવ મૂરખ લોકો પણ જેની નિંદા કરી શકે એમ છે, તે આ ગોવાળિયાને તું જ્ઞાનવૃદ્ધ હોવા છતાં શા માટે આકાશમાં ચડાવવા માગે છે ?[6] હે ભીષ્મ ! કૃષ્ણે બાળપણમાં (પૂતનારૂપી) એક પંખીડું માર્યું અને યુદ્ધમાં નિષ્ણાત નહિ એવા તે બે અશ્વ તથા આખલાને માર્યા, એમાં તો તેણે કઈ મોટી ધાડ મારી છે ?[7] હે ભીષ્મ ! એણે જે ચેતનારહિત લાકડાના ગાડાને પગથી પાડી નાખ્યું, તેમાં કયું મોટું આશ્ચર્ય હતું ?[8] હે ભીષ્મ ! કીડીના રાફડા જેવા ગોવર્ધન પર્વતને એણે એક અઠવાડિયા સુધી ધારણ કરી રાખ્યો, તેમાં મારા મનથી કંઈ નવાઈ જેવું નથી.[9] હે ભીષ્મ ! પર્વતની ટોચ ઉપર ક્રીડા કરતાં એણે ઘણું અન્ન ખાધું હતું, એવું તારી પાસેથી સાંભળનારાઓ આશ્ચર્ય પામ્યા હશે; પણ મને કંઈ જ આશ્ચર્ય થતું નથી.[10] હે ધર્મજ્ઞ ! એ કૃષ્ણે જે બલવાનનું ઘણું ઘણું અન્ન ખાધું હતું, તે કંસને તેણે મારી નાખ્યો, એ કાંઈ મોટા આશ્ચર્યની વાત નથી.[11] હે કુરુઓમાં કુલાધમ ! હે ભીષ્મ ! તને અધર્મજ્ઞને હું આ જે વચન હું કહું છું, તે તેં સત્પુરુષોની કથાઓમાં સાચે જ સાંભળ્યાં નહિ હોય.[12] સ્ત્રીઓ, ગાયો અને બ્રાહ્મણો ઉપર તેમજ જેનું અન્ન ખાધું હોય તથા જેનો આશ્રય લીધો હોય તેવાઓ ઉપર કદી શસ્ત્ર નહિ ચલાવાય.[13] હે ભીષ્મ ! ધર્મનિષ્ઠ સત્પુરુષો સજ્જનોને સદા આ આદેશ આપે છે, પણ તારે વિશે લોકમાં આ બધું મિથ્યા જણાય છે.[14] હે કૌરવાધમ ! જાણે હું

* આ શિશુપાલનાં પ્રત્યેક નિંદક વાક્યોનો અર્થ સ્તુતિરૂપે પણ થાય છે અને તેવો ભગવન્નિંદાવાક્યોનો સ્તુતિરૂપ અર્થ શ્રીમદ્ ભાગવતમાં જેમ શ્રીધરસ્વામીએ ટીકામાં આપેલો છે, તેમજ ભારતમાં પણ વિદ્વદ્વર પંડિત નીલકંઠે ભગવાન્ અથવા ભગવદ્ભક્તો પ્રત્યેના નિંદક વચનોનો સ્તુતિરૂપે અર્થ આપેલો છે, અને તે ઉચિત છે. કારણ કે જો તેવો અર્થ તે વાક્યોમાંથી ન નીકળતો હોય તો ભગવાનની નિંદા કરનારા વેનને બ્રાહ્મણોએ નરકમાં નાખ્યો હતો તેમજ શિશુપાલને પણ નરકમાં નાખવો જોઇએ; પરંતુ તેમ ન કરતાં શિશુપાલને તો ભગવાને પોતાનું સાયુજ્ય આપ્યું છે. આ ઉપરથી એ વાક્યોના સ્તુતિવાચક અર્થો પણ યોગ્ય સમજાય છે. તેવા સ્તુતિવાચક અર્થો અહીં ટીકામાં પ્રત્યેક નિંદક વાક્યોના આપેલા છે; પરંતુ તે બધા અર્થો આપતાં ગ્રંથનો અતિ વિસ્તાર થઇ જાય એ ભયથી અહીં માત્ર નમૂનારૂપે એક જ શ્લોકનો તેવો અર્થ આપ્યો છે. તેવા જ અર્થો બીજા નિંદક શ્લોકોના પણ થાય છે એમ સમજવું.

अन्वय-हेनव्यप ! सः (त्वं) कुरूणां (मध्ये) वृद्धः सन् नः सर्वपार्थिवान् नहर्वाभिः विभीषिकाभिः भीषयन् कस्मात् त्रपसे ? [ नोतुं स्तोतुं योग्यं नव्य (परमेश्वरं) पाति गोपायतीति हेनव्यप ] પૂર્વોક્ત વચનાર્થ ભીષ્મે જેને બોધ કરેલા એવો શિશુપાલ, પોતાને થયેલા બોધને પ્રકટ કરવાની ઇચ્છાથી ભીષ્મને વખાણે છે.

હે પરમેશ્વર તત્ત્વનો ગુપ્ત રાખવાનો યત્ન કરનારા ! તમે કુલતારકો-બ્રહ્મવેત્તાઓમાં વૃદ્ધ છો, છતાં અમને સર્વ દેહાભિમાનીઓને નાનાવિધ ભેદવાળી સાંસારિક ભીતિઓથી બીવડાવવામાં શા માટે લજ્જા ગમો છો ? અર્થાત્ તમે તત્ત્વવેત્તાઓમાં મુખ્ય છો એટલે તમારે અમને સંસારનો ભય અવશ્ય દેખાડવો જ જોઇએ. તેમાં અમે અનધિકારી છીએ એવી શંકાથી તમારે તત્ત્વને ગુપ્ત રાખવું જોઇએ નહિ.

ન જાણતો હોઉં, તેમ તું કેશવને જ્ઞાનવૃદ્ધ, શ્રેષ્ઠ અને મહાન કહી તેની બડાઇ હાંકે છે.[૧૫] હે ભીષ્મ! ગોહત્યા અને સ્ત્રીહત્યા કરનારો હોવા છતાં એ કૃષ્ણનું નામ કેવળ તારા વચનથી ક્યાંથી પૂજા યોગ્ય થાય? આવા ગુણવાળો જે પુરુષ હોય તે હે ભીષ્મ! ક્યાંથી સ્તુતિપાત્ર ગણાય?[૧૬] તું કહે છે કે, આ કૃષ્ણ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ છે અને એ જ જગતનો પ્રભુ છે. તારા એ વચનથી જનાર્દન પણ પોતાને વિશે તે બધું યોગ્ય માની બેસે છે.[૧૭] પરંતુ એવું કહેવું અને માનવું બધું નક્કી જૂઠાણું છે.[૧૮] કોઇ ગાથા બહુ વાર ગાવામાં આવે, તો પણ તેના ગાનારને તે બાધ કરતી નથી. કારણ કે, ભૂલિંગ પક્ષી×ની જેમ સર્વ પ્રાણીઓ પોતાના સ્વભાવને જ અનુસરે છે.[૧૯] ખરે જ, તારી આ પ્રકૃતિ જ અધમ છે, એમાં સંશય નથી. આથી, કૃષ્ણ જેમને માટે સૌથી વિશેષ પૂજ્ય છે અને તું જેમનો માર્ગદર્શક છે, તે આ પાંડવોની પ્રકૃતિ તો તારાથી પણ વધારે પાપી ગણાય એમ છે. ધર્મવાન હોવા છતાં તું સત્પુરુષોના માર્ગથી પતિત થયો છે અને અધાર્મિક બન્યો છે.[૨૦,૨૧] હે ભીષ્મ! પોતાને ધાર્મિક જાણનારો શ્રેષ્ઠ જ્ઞાનવેત્તા તેં ધર્મજ્ઞે જેવું કાર્ય કર્યું છે તેવું કરે ખરો કે?[૨૨] હે ભીષ્મ! તારું ભલું થાઓ! જો તું ધર્મ જાણતો હોત તો તારી બુદ્ધિ ઊંચા જ્ઞાનવાળી હોત. પોતાને પ્રાજ્ઞ માનનારા તેં મનમાં બીજાની કામનાવાળી તે અંબા નામની ધર્મજ્ઞ કન્યાને શા માટે હરી હતી? હે ભીષ્મ! તારા ભાઈ વિચિત્રવીર્યે તેં હરી આણેલી તે કન્યાને સ્વીકારવા ઇચ્છ્યું ન હતું; કેમકે તે સત્પુરુષોના માર્ગને અનુસરનો હતો.[૨૩,૨૪] વળી સજ્જનોએ આચરેલા માર્ગ સંબંધમાં તું પોતાને જ્ઞાની ગણાવે છે, પણ તારી આંખ આગળ જ તારા ભાઈની બે પત્નીઓમાં પરપુરુષથી બાળકો ઉત્પન્ન કરાયાં છે![૨૫] હે ભીષ્મ! તારામાં ધર્મ વળી ક્યાં છે? તારું આ બ્રહ્મચર્ય વ્યર્થ છે. નિઃસંશય તું ભ્રમથી કે નપુંસકપણાથી બ્રહ્મચર્યવ્રત ધારણ કરી રહ્યો છે.[૨૬]

હે ધર્મજ્ઞ! હું ક્યારે ય તારી ઉન્નતિ જોતો નથી. તું ધર્મ વિશે આ પ્રમાણે બોલ્યો છે, એટલે તેં વૃદ્ધોને સેવ્યા હોય એમ જણાતું નથી.[૨૭] ઇષ્ટકર્મ, દાન, અધ્યયન અને બહુ દક્ષિણાવાળા યજ્ઞો એ બધાં પુત્રરૂપી ફલના સોળમા ભાગની પણ બરાબર નથી.[૨૮] હે ભીષ્મ! ઘણાં ઘણાં વ્રતો અને ઉપવાસોથી જે પુણ્ય મેળવ્યું હોય છે, તે સર્વ પુત્રહીનના સંબંધમાં નક્કી એળે જાય છે.[૨૯] તું નિઃસંતાન છે, વૃદ્ધ છે અને મિથ્યા ધર્મને અનુસરનારો છે. તો તું પણ તારા જ્ઞાતિજનોની સાથે પેલા હંસની જેમ વધ પામશે.[૩૦] હે ભીષ્મ! પૂર્વે બીજા જ્ઞાનવેત્તા પુરુષો આ પ્રમાણે કથા કહેતા હતા. હું તને તે રૂડી રીતે કહી સંભળાવું છું.[૩૧] કહેવાય છે કે, પૂર્વે સમુદ્રના તટ ઉપર કોઈ એક વૃદ્ધ હંસ હતો. મુખથી ધર્મની વાત કરનારો પણ આચરણમાં તેથી ઊંધું જ વર્તનારો તે પક્ષીઓને આ ઉપદેશ આપ્યા કરતો હતો કે, 'ધર્મ આચરો, અધર્મ ન કરો.' હે ભીષ્મ! સત્યવાદી પક્ષીઓ તેનાં આ વચનને સતત સાંભળતાં હતાં.[૩૨,૩૩] હવે, હે ભીષ્મ! અમે સાંભળ્યું છે કે, સમુદ્રના જળમાં વિચરનારાં બીજાં પક્ષીઓ પણ તે હંસ પ્રત્યેના ધર્મને અર્થે એને માટે ખાવાનું લાવી આપતાં હતાં.[૩૪] હે ભીષ્મ! તે પક્ષીઓ પોતાનાં સર્વ ઈંડાં એ હંસની પાસે મૂકીને સાગરના જળમાં ઊંડે જતાં હતાં.[૩૫] સ્વકર્મમાં સાવધ રહેનો તે પાપકર્મી હંસ પેલાં ગાફેલ પંખીઓનાં સર્વ ઈંડાં ખાઇ જતો હતો.

×ભૂલિંગ પક્ષી નિત્ય બોલ્યા કરે છે કે, સાહસ કરવું નહિ, છતા પોતે જ સિંહની દાઢની ફાટમાં વળગેલા માંસનો આહાર કરે છે.

આમ પોતાનાં ઈંડાં નાશ પામવા લાગ્યાં, એટલે તેમનામાંના કોઈ એક મહા બુદ્ધિમાન પક્ષીને શંકા પડી અને તે હંસને તે એક વખત ઈંડાં ખાતો જોઈ ગયો.[૩૬,૩૭] હંસનું આ પાપ જોઇને તે પક્ષી બહુ દુઃખ પામ્યો અને તેણે એ વાત બીજાં સર્વ પક્ષીઓને કહી જણાવી.[૩૮] હે કુરુશ્રેષ્ઠ ! પછી તે પંખીઓએ તેની સાથે રહીને એ હકીકતને પ્રત્યક્ષ જોઈ, એટલે તેમણે તે મિથ્યાચારી હંસને તરતજ મારી નાખ્યો.[૩૯] તો, હે ભીષ્મ! પેલાં પંખીઓએ જેમ તે હંસને મારી નાખ્યો હતો, તેમ આ ક્રોધ પામેલા પૃથ્વીપતિઓ પણ હંસની જેમ મિથ્યા આચરણવાળા તને મારી નાખશે.[૪૦] હે ભારત ! પુરાણ જાણનારા માણસો આ સંબંધમાં જે આ ગાથા ગાય છે, તે હું તને ભલી રીતે સંભળાવું છું.[૪૧] 'હે હંસપક્ષી ! કામાદિથી તારું અંતઃકરણ ઘાયલ થઈ રહ્યું છે, છતાં તું ધર્મનો ઉપદેશ કરે છે; પણ ઈંડાંના ભક્ષણરૂપી અપવિત્ર કર્મ તારી વાણીથી વિરુદ્ધ જાય છે અર્થાત તું કહેવા પ્રમાણે વર્તતો નથી.[૪૨]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત શિશુપાલવધપર્વમાં 'શિશુપાલવાક્ય' નામનો અધ્યાય ૪૧ મો સમાપ્ત**

# अध्याय ४२ मो

## ભીમસેનનો ક્રોધ

॥ શિશુપાલ ઉવાચ ॥

**स मे बहुमतो राजा जरासंधो महाबलः ।**
**योऽनेन युद्धं नेयेष दासोऽयमिति संयुगे ॥ १ ॥**

શિશુપાલ બોલ્યોઃ—તે મહાબલવાન જરાસંધ રાજાને હું બહુ માન આપું છું, કેમકે 'આ કૃષ્ણ દાસ છે' એમ ગણીને તેણે તેની સાથે રણમાં યુદ્ધ કરવા ઇચ્છા કરી ન હતી.[૧] કૃષ્ણે, ભીમસેને અને અર્જુને, જરાસંધના વધનું જે કામ કર્યું છે, તે કાર્ય યોગ્ય હતું એમ કોણ માને છે ? તે વખતે છીંડેથી પેઠેલા અને બ્રાહ્મણનો વેશ ધારેલા એ કૃષ્ણે રાજા જરાસંધનો પ્રભાવ જોયો હતો.[૨,૩] એ દુરાત્માને જરાસંધે પ્રથમ પાદ્યપૂજન આપવા માંડયું, ત્યારે પોતાની બ્રાહ્મણતા ન જાણનારા એ ધર્માત્માએ તેને સ્વીકારવા ઇચ્છા કરી નહિ ![૪] તે જરાસંધે કૃષ્ણ, ભીમ અને ધનંજયને 'તમે અહીં ભોજન કરજો' એમ કહ્યું, ત્યારે હે કૌરવ ! કૃષ્ણે ભોજન કરવાની ના પાડી.[૫] હે મૂરખા ! તું જો આ કૃષ્ણને વિશે માનતો હોય કે તે જગતનો કર્તા જ છે, તો તે પોતે પોતાને કેમ યથાર્થ રીતે બ્રાહ્મણ સમજતો નથી ?[૬] મને આ આશ્ચર્ય લાગે છે કે, તું આ પાંડવોને સત્પુરુષોના માર્ગથી હઠાવી રહ્યો છે છતાં તેઓ એ કાર્યને સારું માને છો ![૭] અથવા હે ભારત ! એમાં આશ્ચર્ય જ નથી; કેમકે સ્ત્રીના જેવા ધર્મવાળો અને વય વટાવી ગયેલો તું તેમના માર્ગનો પ્રદર્શક છે, માટે એમાં આશ્ચર્ય જેવું નથી.[૮]

વૈશંપાયન બોલ્યાઃ—એ શિશુપાલનાં કર્કશ અક્ષરોવાળાં તે કઠોર વચનો સાંભળીને બલવાનોમાં શ્રેષ્ઠ એવા પ્રતાપી ભીમસેનને ક્રોધ ચડયો.[૯] કમલપત્રના જેવી અને સ્વાભાવિક રીતે લાંબી તથા વિસ્તારવાળી તેની બે આંખો તે વખતે ક્રોધને લીધે ખૂણેખૂણે લાલચોળ થઈ ગઈ. વળી, સૌ રાજાઓએ તેના લલાટ ઉપર રહેલી ત્રિશિખ થયેલી ભ્રૂકુટિને જોઈ; જે ત્રિકૂટ પર્વત ઉપર રહેલી અને ત્રણ માર્ગે વહેતી ગંગા જેવી દેખાતી હતી. તેમણે કોપથી દાંત કચકચાવી રહેલા તે ભીમસેનનું મુખ પ્રલયકાળે સર્વ ભૂતોને ભરખી જવા ઇચ્છતા કાલના મુખ જેવું જોયું.[૧૦-૧૨] તે જ્યાં વેગપૂર્વક કૂદકો મારતો હતો, ત્યાં મહાબાહુ ભીષ્મે એ ભીમસેનને પકડી રાખ્યો. માનો, ભગવાન શંકરે કાર્તિકસ્વામીને રોકી દીધા.[૧૩] હે ભારત ! વડીલ

ભીષ્મે એ ભીમને વિવિધ વાક્યોથી વારી રાખ્યો, એટલે તેનો ક્રોધ શાન્ત થઈ ગયો.[૧૪] જેમ મેઘની વૃષ્ટિ બંધ થતાં લહેરાનો મહાસાગર પોતાની મર્યાદા મૂકતો નથી, તેમ તે શત્રુનાશી ભીમે પણ ભીષ્મની આજ્ઞા ઉથાપી નહિ.[૧૫] હે જનેશ્વર ! ભીમસેન ક્રોધે સળગી ઊઠયો, તે વખતે વીર શિશુપાલ તો જરા ય કંપ્યો નહિ, તે તો પોતાના પુરુષાર્થમાં નિર્ભર જ રહ્યો.[૧૬] હે શત્રુનાશન ! ક્રોધે ભરાયેલો સિંહ જેમ વારંવાર ઊછળતા મૃગલાને ગણતો નથી, તેમ તે શિશુપાલ પણ ફરીફરીને ઊછળી આવતા તે ભીમને કશી વિસાતમાં ગણતો નહિ.[૧૭] એ પ્રતાપી ચેદિરાજ ભયંકર પરાક્રમવાળા ભીમસેનને અતિક્રુદ્ધ જોઇને હસતાં હસતાં આ વચન બોલ્યોઃ 'હે ભીષ્મ ! તું એ ભીમને છોડી દે. રાજાઓ ભલે આ જુએ કે, અગ્નિ જેમ પતંગિયાને ખાખ કરી નાખે છે, તેમ મારો પ્રભાવ એને ભસ્મ કરી દેશે.'[૧૮,૧૯] પછી ચેદિપતિનું એ વચન સાંભળીને શ્રેષ્ઠ બુદ્ધિમાન કુરુશ્રેષ્ઠ ભીષ્મે ભીમસેનને આ વચન કહ્યાં.[૨૦]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત શિશુપાલવધપર્વમાં 'ભીમક્રોધ' નામનો અધ્યાય ૪૨ મો સમાપ્ત

# અધ્યાય ૪૩ મો

## શિશુપાલનું વૃત્તાંત

॥ भीष्म उवाच ॥

**चेदिराजकुलेजातस्त्र्यक्ष एष चतुर्भुजः ।**
**रासभारावसदृशं रराम च ननाद च ॥ १ ॥**

ભીષ્મ બોલ્યાઃ—આ શિશુપાલ ચેદિરાજના વંશમાં જન્મ્યો, ત્યારે એને ત્રણ આંખો હતી અને ચાર હાથો હતા. ત્યારે તે ગધેડાની જેમ ભૂંક્યો હતો અને ગર્જ્યો હતો.[૧] આથી તેનાં તે માતપિતા બાંધવો સાથે ત્રાસ પામ્યાં અને તેઓ એની આવી બેડોળતા જોઇને તેનો ત્યાગ કરવા વિચારવા લાગ્યાં.[૨] આ રીતે પોતાની પત્ની, અમાત્ય અને પુરોહિતની સાથે ચિન્તા વડે હૃદયમાં મૂઢ થયેલા રાજાને આકાશવાણીએ આ પ્રમાણે કહ્યું કે,[૩] 'હે રાજા ! તારો આ પુત્ર ધનાઢ્ય અને બલાઢ્ય જન્મ્યો છે તેથી એનાથી ભય ન રાખીશ. વ્યગ્રતા વિના તું આ બાલકનું પાલન કરજે. અત્યારે તેનું મૃત્યુ નથી. તેમ એનો કાળ પણ સામો નથી. પણ, હે નરપતિ ! શસ્ત્રથી હણનારો જે એનો કાલ છે, તે જન્મી ચૂક્યો છે.[૪,૫] આ બોલાયલાં વચનો સાંભળીને પુત્રસ્નેહથી આકુલ થઇ ગયેલી માતાએ તે અદૃશ્ય ભૂતને કહ્યુંઃ 'જે ભૂતે મારા આ પુત્રને વિશે આ વચનો કહ્યાં છે, તેને હું બે હાથ જોડી પ્રણામ કરું છું.[૬,૭] તે ભગવાન દેવ હો કે ગમે તે હો, પણ તે ફરી આ એક વાત યથાર્થ કહો. હું સાંભળવા ઇચ્છું છું કે, આ પુત્રને મારનારો કોણ હશે ?[૮] પછી અંતરિક્ષમાં રહેલા તે ભૂતે ફરીને આ વચન કહ્યાંઃ 'જેના ખોળામાં રાખવાથી આ બાલકના પાંચ ફેણવાળા નાગોના જેવા બે વધારાના હાથો જમીન ઉપર ખરી પડશે અને જેને જોવાથી આનું લલાટમાં રહેલું ત્રીજું નેત્ર અંદર સમાઈ જશે, તે આનો કાળ થશે.'[૯,૧૦] પછી એ બાલકને ત્રણ નેત્રવાળો અને ચાર હાથવાળો સાંભળીને તેમજ આકાશવાણીનું વૃત્તાંત્ત જાણીને પૃથ્વીમાંના સર્વ રાજાઓ તેને જોવાની ઇચ્છાએ ત્યાં આવ્યા. તે રાજાએ આવેલા એ રાજાઓને યથાયોગ્ય સત્કાર આપ્યો અને પુત્રને દરેક રાજાના ખોળામાં બેસાડયો. આમ, ક્રમપૂર્વક તે બાળકને સહસ્ર રાજાઓના ઉત્સંગમાં જુદીજુદી વાર બેસાડયો, તો પણ આકાશવાણીએ કહ્યા પ્રમાણે થયું નહિ. પછી, આ જ વાત દ્વારકામાં સાંભળીને મહાબલવાન બલરામ અને શ્રીકૃષ્ણ એ બે યાદવો પોતાની યદુવંશી ફોઇને મળવા ત્યાં ચેદિપુરીમાં આવ્યા. બલરામ અને શ્રીકૃષ્ણે એ ફોઇને તથા તે રાજાને

શ્રેષ્ઠતાનુસાર વિધિપૂર્વક વંદન કર્યાં અને ક્ષેમ-કુશળ પૂછીને તેઓ ત્યાં બેઠા.[૧૧-૧૬] તે રાજપત્ની ફોઈએ તે બન્ને વીરોને આવકાર આપ્યો અને અધિક પ્રીતિથી પોતે જ પોતાના પુત્રને દામોદરના ખોળામાં મૂકયો.[૧૭] તેને જેવો ખોળામાં મૂકયો કે, તરત જ તેના બે વધારાના હાથો જમીન ઉપર ગરી ગયા અને કપાળ ઉપરની ત્રીજી આંખ અંદર ચાલી ગઈ.[૧૮] આ જોઇને તે માતા ગભરાઈ ગઈ. ત્રાસી ઊઠેલી તે દેવી શ્રીકૃષ્ણ પાસે આ વરદાન માગવા લાગી કે, 'હે મહાભુજ! હે કૃષ્ણ! ભયથી પીડાઈ રહેલી મને તમે વરદાન આપો. તમે જ દુખિયાંનો વિસામો છો, તમે જ ભય પામેલાઓને અભય આપનારા છો.' તેણે આમ કહ્યું, ત્યારે યદુનંદન શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો કે, 'હે ધર્મજ્ઞા! તમે ભય ન રાખો. હે દેવી! તમારે મારાથી ગભરાવાનું હોય નહિ. હે ફોઇ! કહો તમને શું વરદાન આપું? તમારું કયું કાર્ય કરું?[૧૯-૨૧] શકય હોય કે અશકય હોય, તો પણ હું તમારા વચન પ્રમાણે કરીશ.' તેમણે તેને આ પ્રમાણે કહ્યું, એટલે તેણે યદુનંદન શ્રીકૃષ્ણને કહ્યું કે,[૨૨] 'હે મહાબલવાન! મારે માટે પણ તમે શિશુપાલના અપરાધોની ક્ષમા આપજો. હે યદુસિંહ! હે પ્રભુ! આ જ મારી ઇચ્છિત પ્રાર્થના જાણો.'[૨૩]

શ્રીકૃષ્ણ બોલ્યાઃ–હે ફોઈ! હું વધને યોગ્ય એવા આ તમારા પુત્ર શિશુપાલના સો અપરાધોને સહન કરી લઇશ, તમે મનમાં શોક કરશો નહિ.[૨૪]

ભીષ્મ બોલ્યાઃ–હે વીર! આમ આ મંદબુદ્ધિવાળો પાપી શિશુપાલ રાજા ગોવિન્દના વરદાનથી છકી ગયો છે અને તને યુદ્ધનું તેડું આપી રહ્યો છે.[૨૫]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત શિશુપાલવધપર્વમાં 'શિશુપાલવૃત્તાંત-કથન' નામનો અધ્યાય ૪૩ મો સમાપ્ત**

# અધ્યાય ૪૪ મો

## ભીષ્મનાં તથા શિશુપાલનાં વચન

॥ भीष्म उवाच ॥

**नैषा चेदिपतेर्बुद्धिर्यया त्वाह्वयतेऽच्युतम् ।**
**नूनमेष जगद्भर्तुः कृष्णस्यैव विनिश्चयः ॥ १ ॥**

ભીષ્મ બોલ્યાઃ–શ્રીકૃષ્ણને પડકારી રહેલી આ બુદ્ધિ શિશુપાલની નથી જ. સાચે જ, જગતના સ્વામી શ્રીકૃષ્ણનો જ એ નિશ્ચય છે.[૧] હે ભીમસેન! કુળને કલંક લગાડનાર અને કાળથી જેનું શરીર ઘેરાયેલું છે એવા આ રાજા શિશુપાલની જેમ પૃથ્વીમાં બીજો કયો રાજા મારા ઉપર આક્ષેપ કરી શકે એમ છે?[૨] આ મહાબાહુ શિશુપાલમાં એ શ્રીહરિના તેજનો અંશ છે અને એ સમર્થ ચોક્કસ એ તેજને પાછું હરી લેવા ઇચ્છે છે.[૩] આથી હે કુરુસિંહ! એ દુર્બુદ્ધિ ચેદિરાજ આપણા બધાની ગણતરી ન રાખતાં આમ સિંહની જેમ ભારે ગર્જનાઓ કરે છે.[૪]

વૈશંપાયન બોલ્યાઃ–પછી ચેદિરાજ ભીષ્મનાં તે વચનોને સાખી રહ્યો નહિ અને ક્રોધમાં આવીને તે ફરીને ભીષ્મને જવાબ દેવા લાગ્યો.[૫]

શિશુપાલ બોલ્યોઃ–હે ભીષ્મ! ભાટની જેમ વારેવારે ઊઠીઊઠીને તું જ કેશવની ભાટાઈ કર્યાં કરે છે, પણ તેનો તે પ્રભાવ તેનો દ્વેષ કરનારા જે અમે છીએ તેમનો હો![૬] હે ભીષ્મ! જો પારકાની સ્તુતિ કરવામાં જ તારું મન પ્રસન્ન થતું હોય, તો તું આ જનાર્દનને છોડીને રાજાઓની જ સ્તુતિ કર.[૭] જન્મતાં વાર જ જેણે આ પૃથ્વીનું વિદારણ કર્યું છે, એવા આ પાર્થિવશ્રેષ્ઠ બાહ્લીકરાજાની તું સ્તુતિ કર.[૮] હે ભીષ્મ! વંગ અને અંગદેશના અધિપતિ, બલમાં સહસ્રાક્ષ સમાન અને મહાન ધનુષ્યને ચડાવનારા આ કર્ણની તું સ્તુતિ કર.[૯] હે મહાબાહુ! તેને દેવે દીધેલાં આ બે દિવ્ય અને સહજ કુંડલો છે અને બાલસૂર્યના જેવી પ્રભા-

વાળું એવું કવચ છે.[૧૦] તેણે ઇન્દ્રના જેવા અતિ દુર્જય એવા જરાસંધને બાહુયુદ્ધથી જીત્યો હતો તથા તેના દેહને છૂટો પાડયો હતો.[૧૧] અથવા હે ભીષ્મ! તું દ્રોણ અને અશ્વત્થામા એ બે મહારથી પિતાપુત્રની સારી રીતે સતત સ્તુતિ કર; તેઓ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ અને સ્તુતિ કરવા યોગ્ય છે. [૧૨] હે ભીષ્મ! એમનામાંનો એક પણ જો ક્રોધાયમાન થાય તો આ સચરાચર સૃષ્ટિને નિઃશેષ કરી નાખે, એમ મારું માનવું છે.[૧૩] હે ભીષ્મ! હું કોઈ પણ રાજાને યુદ્ધમાં દ્રોણનો અને અશ્વત્થામાનો બરોબરિયો જોતો નથી અને તું એ બંનેની સ્તુતિ કરવા ઇચ્છતો નથી![૧૪] વળી, સમુદ્રપર્યંતની ધરતીમાં જેનો કોઈ જોટો થાય તેમ નથી, એવા મહાન ભુજાવાળા તે રાજેન્દ્ર દુર્યોધનને છોડીને, અસ્ત્રપંડિત અને પરાક્રમી જયદ્રથરાજને મૂકીને, તેમજ લોકમાં પ્રસિદ્ધ પરાક્રમી એવા મહાવીર્યવાન કિંપુરુષના આચાર્ય દ્રુમને છોડીને તું શા માટે કેશવની પ્રશંસા કરે છે? ભરતવંશીઓના આચાર્ય, વૃદ્ધ અને શરદ્વાનના પુત્ર એવા કૃપાચાર્યને ઉલ્લંઘીને તું શાનો કેશવની પ્રશંસા કરે છે? ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અને પુરુષોમાં ઉત્તમ એવા મહાવીર્યવાન રુક્મિને છોડીને તું શા માટે કૃષ્ણનાં વખાણ કરે છે? વળી, મહાવીર્યવાન ભીષ્મકને, રાજા દન્તવક્રને, ભગદત્તને, ધૂમકેતુને, મગધરાજ જયત્સેનને, વિરાટને, દ્રુપદને, શકુનિને, બૃહદ્બલને, અવન્તીના વિન્દ તથા અનુવિન્દને, પાંડયને, શ્વેતને, ઉત્તમને, મહાભાગ શંખને, માની વૃષસેનને, પરાક્રમી એકલવ્યને તેમજ મહારથી અને મહાવીર્યવાન એવા કલિંગનાથને તજીને તું શા માટે કેશવની પ્રશંસા કરે છે?[૧૫–૨૨] હે ભીષ્મ! તારી બુદ્ધિ જો હમેશાં સ્તુતિ કરવામાં જ ચાલે છે, તો તું શલ્ય આદિ પૃથ્વીપતિઓને કેમ સ્તવતો નથી?[૨૨] હે રાજા! નિઃસંશય પૂર્વે તેં ધર્મવાદી વૃદ્ધોનાં કથાવચન સાંભળ્યાં નથી, એટલે હવે હું તને શું કહી શકું?[૨૩] હે ભીષ્મ! તેં આ સાંભળ્યું નથી કે પોતાની નિન્દા અને પોતાની સ્તુતિ તેમજ પરનિન્દા અને પરસ્તુતિ એ આર્યોના આચારમાં નથી.[૨૪] હે ભીષ્મ! સ્તુતિને અયોગ્ય એવા કેશવની તું મોહવશ થઈને ભક્તિપૂર્વક ભાટાઇ કરી રહ્યો છે, તેને કોઈ પણ અનુમતિ આપતું નથી.[૨૫] હે ભીષ્મ! ભોજવંશી રાજાનાં ઢોર ચારનારા આ દુરાત્મા માણસમાં તું કેવલ સ્વેચ્છાથી કેવી રીતે સમસ્ત જગતનો સમાવેશ કરે છે?[૨૬] હે ભારત! મેં તો આગળ કહી જ દીધું છે કે, ભૂલિંગ પક્ષીની જેમ તારી આ બુદ્ધિ સ્વભાવસિદ્ધ નથી.[૨૭] હે ભીષ્મ! હિમાચલની બાજુમાં ભૂલિંગ નામની એક પંખણી છે. તેની અર્થવિરોધી વાણી સદૈવ કાને પડયા કરે છે.[૨૮] એમ કહેવાય છે કે, 'સતત સાહસ કરો નહિ' એમ તે બોલબોલ કરે છે; પણ પોતે જ ભારે સાહસ કરે છે તેનું તેને ભાન રહેતું નથી![૨૯] હે ભીષ્મ! તે ઓછી બુદ્ધિની પંખણી સિંહના મોંમાંથી તેના દાંતની વચાળમાં ચોંટી રહેલા માંસના ટુકડાને ઝડપી લેવા કરે છે![૩૦] હે ભીષ્મ! નિઃસંશય તે પક્ષિણી સિંહની ઇચ્છાથી જ જીવે છે. હે અધાર્મિક! તું પણ સદા તે પંખણીનાં જેવાં જ વચન બોલે છે.[૩૧] હે ભીષ્મ! સંશય નથી કે, રાજાઓની ઇચ્છાથી જ તું જીવે છે. કેમકે લોકોએ ધિક્કારી કાઢેલાં કાર્યો કરવામાં તારા સરખો કોઈ બીજો નથી.[૩૨]

વૈશંપાયન બોલ્યાઃ–હે રાજન્! પછી ચેદિરાજનાં ને કડવાં વચન સાંભળીને ભીષ્મે એ ચેદિનાથના સાંભળતાં આ વચન કહ્યાંઃ 'હું જો આ મહીપાલોની મરજી ઉપર જ જીવું છું, તો હું આ રાજાઓને તણખલાંની તોલે પણ ગણતો નથી.'[૩૩,૩૪] ભીષ્મે આ પ્રમાણે કહ્યું, એટલે રાજાઓમાં કોલાહલ મચ્યો. કેટલાક રાજાઓ હર્ષમાં આવી ગયા, તો કેટલાક ભીષ્મને ભાંડવા મંડ્યા.

વળી કેટલાક મહાચાપધારી રાજાઓ ભીષ્મનાં એ વચન સાંભળીને બોલ્યા કે, 'આ પાપી ડોસલો મદમાં છકયો છે. આ ભીષ્મને ક્ષમા ઘટતી જ નથી.[35,36] હે નરપતિઓ! બસ આ દુર્મતિવાળા ભીષ્મને પશુની જેમ પૂરો હણી નાખો અથવા, બધા ભેગા થઇને એને સૂકા ઘાસની આગથી ઝટ બાળી મૂકો.'[37] તેમનાં આવાં વચનો સાંભળીને કુરુઓના પિતામહ તે બુદ્ધિશાળી ભીષ્મે તે જ વસુધાપતિઓને આ પ્રમાણે કહ્યું કે,[38] 'હે વસુધાનાથો! સામસામા વચનો બોલવાથી એનો છેડો આવે એમ મને લાગતું નથી; તેથી હું જે કહું છું તે બધું તમે સાંભળો.[39] મને પશુની જેમ મારી નાખવો હોય કે સૂકા ઘાસની આગમાં મને સળગાવી મૂકવો હોય, તો તે કરી જુઓ. મેં તો આ તમારા માથા ઉપર પગ મૂકયો છે.[40] અમે જેમને પૂજન આપ્યું છે, તે અચ્યુત ગોવિન્દ આ ઊભા છે. જેની બુદ્ધિ મરણને માટે ઉતાવળ કરતી હોય, તે આજે ચક્ર અને ગદા ધારણ કરનારા શ્રીકૃષ્ણને યુદ્ધ માટે આહ્વાન આપે. એમના હાથે મરણ પામીને તે યદુવંશી ભગવાનના દેહમાં પ્રવેશ પામો.'[41,42]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત શિશુપાલવધપર્વમાં 'ભીષ્મવાકય' નામનો અધ્યાય ૪૪ મો સમાપ્ત**

# અધ્યાય ૪૫ મો

## શિશુપાલનો વધ

॥ वैशंपायन उवाच ॥

ततः श्रुत्वैव भीष्मस्य चेदिराडुरुविक्रमः ।
युयुत्सुर्वासुदेवेन वासुदेवमुवाचह ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા:–પછી ભીષ્મનું આ કહેવું સાંભળીને મહાપરાક્રમી શિશુપાલે વાસુદેવ સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી વાસુદેવ પ્રત્યે આ પ્રમાણે કહ્યું:[1] 'હે જનાર્દન! હું તને આહ્વાન આપું છું, ચાલ મારી સાથે રણમાં એટલે હું તને સર્વ પાંડવોની સાથે પૂરો કરી દઉં.[2] હે કૃષ્ણ! એ પાંડવોએ રાજાઓને ઉલ્લંઘીને રાજા નહિ એવા તને અર્ઘપૂજા આપી છે, એટલે તારી સાથે એ પાંડવો પણ મારે હાથે હણાવા યોગ્ય છે.[3] હે કૃષ્ણ! જે પાંડવો નાદાની કરીને દાસ, દુર્બુદ્ધિમાન અને રાજા નહિ એવા તને અપૂજ્યને પૂજે છે, તેઓ વધને યોગ્ય છે, એમ મારું માનવું છે.[4] આમ કહીને તે ક્રોધયુક્ત રાજસિંહ ગર્જતો ઊભો રહ્યો. શિશુપાલે આ પ્રમાણે કહ્યું, ત્યારે તે વીર્યવાન શ્રીકૃષ્ણે તે સર્વ રાજાઓ સમક્ષ પ્રથમ આ કોમલ વચનો કહ્યાં:[5] 'હે રાજાઓ! આ યાદવીપુત્ર શિશુપાલ અમારો કટ્ટર વેરી છે. એ નિષ્ઠુરહૃદય અનપકારી યાદવોને હિતકારી નથી.[6] હે નરપતિઓ! આ અમારો ભાણિયો હોવા છતાં, અમને પ્રાગ્જ્યોતિષપુરમાં ગયેલા જાણીને એ ક્રૂરકર્મીએ દ્વારકાને ફૂંકી દીધી હતી.[7] વળી પૂર્વે ભોજરાજ રૈવતક પર્વત ઉપર ક્રીડા કરતા હતા, ત્યારે તેણે સર્વને માર માર્યો હતો અને સર્વને બાંધીને તે પોતાના નગરમાં પાછો ફર્યો હતો.[8] મારા પોતાના અશ્વમેધ યજ્ઞ વખતે રખવાળોથી વીંટાયેલો જે પવિત્ર અશ્વ ફરતો મૂકયો હતો, તેને યજ્ઞમાં વિઘ્ન નાખવા માટે આ પાપબુદ્ધિવાળો હરી ગયો હતો.[9] અહીંથી નીકળેલી અને સૌવીર દેશ તરફ જતી તપસ્વી બભ્રુની તે પત્નીને, તેની અનિચ્છા છતાં, આ શિશુપાલ મોહથી ઊંચકી ગયો હતો[10] વળી મામાનું બૂરું કરવાવાળા આ શિશુપાલે કરુષરાજને માટે નક્કી થયેલી વિશાલીરાજની તે તપસ્વિની કન્યા ભદ્રાને કપટવેશ લઈને હરી લીધી હતી.[11] માત્ર ફોઇને કારણે હું આ મહાન દુઃખને સહન કરી રહ્યો છું. સદ્ભાગ્ય છે કે, આજે એ શિશુપાલ સર્વ રાજાઓની સામે ખડો છે.[12] આજે તમે એણે મારી સામે કરેલી પ્રત્યક્ષ વિરુદ્ધતા જુઓ છો. હવે એણે જે વિરુદ્ધતાઓ પરોક્ષ રીતે કરી

છે તે તમે સાંભળો.[૧૩] સમગ્ર રાજમંડલમાં ગર્વને કારણે વધયોગ્ય થયેલા આ શિશુપાલનું આ ઉલ્લંઘન હું આજે સહન કરી શકું એમ નથી. મરવા પહેલાં આ મૂરખાએ રુક્મિણી માટે પ્રાર્થના કરી હતી; પણ જેમ શૂદ્ર વેદ શ્રુતિને પામી શકતા નથી, તેમ આ મૂઢ તે રુક્મિણીને મેળવી શકયો નહોતો.[૧૪,૧૫]

વૈશંપાયન બોલ્યાઃ—વાસુદેવનાં આવાં આવાં વચનો સાંભળીને તે સર્વ રાજાઓ એક સાથે ચેદિરાજને નિંદવા લાગ્યા.[૧૬] શ્રીકૃષ્ણનાં આ વચન સાંભળીને પ્રતાપી શિશુપાલ ખડખડાટ હસ્યો અને આ વચન કહેવા લાગ્યોઃ[૧૭] 'હે કૃષ્ણ! પૂર્વે મારે માટે નક્કી થયેલી એ રુક્મિણી વિશે આ સભામાં—ખાસ કરીને રાજાઓની વચ્ચે—વાત કરતાં તને લજ્જા કેમ નથી આવતી? હે મધુસૂદન! તારા વિના બીજો કયો પોતાને પુરુષ મનાવનારો મનુષ્ય સત્પુરુષોની આગળ પોતાની સ્ત્રીને અન્યપૂર્વા કહી શકે?[૧૮,૧૯] હે કૃષ્ણ! તને શ્રદ્ધા હોય તો ક્ષમા કર. અરે! મને ક્ષમા જ આપ નહિ. તું ક્રોધ કરે કે પ્રસન્ન થાય તેથી મને શું થવાનું છે?' એ શિશુપાલ આ પ્રમાણે બોલતો હતો, તે વખતે ભગવાન મધુસૂદને દૈત્યોના ગર્વને હણનારા સુદર્શન ચક્રનું મનમાં ધ્યાન ધર્યું.[૨૦,૨૧] ચિંતન કરતાંની વાર જ તે ચક્ર હાથમાં આવી પહોંચ્યું, એટલે વાકયવિશારદ ભગવાન મોટેથી આ વચન બોલ્યાઃ[૨૨] 'હે મહીપાલો! મેં શા કારણે આના અપરાધોને ક્ષમા આપી હતી તે સાંભળો. આની માતાએ મને પ્રાર્થના કરી હતી કે, મારે આના સો અપરાધોને સહી લેવા.[૨૩] મેં તેનું માગ્યું વરદાન આપ્યું હતું. હે રાજાઓ! તે હવે પૂરું થયું છે, એટલે તમે સર્વ રાજાઓના દેખતાં જ હું હવે એનો વધ કરીશ.'[૨૪] આમ કહીને, શત્રુકર્ષણ એવા તે ક્રુદ્ધ યદુશ્રેષ્ઠે સુદર્શન ચક્રથી ચેદિરાજનું શિર તત્ક્ષણ ઉડાવી દીધું અને તે મહાબાહુ ઢળી પડ્યો. માનો વજ્રના પડવાથી પહાડ ઊથલી પડયો. હે મહારાજ! તે વખતે રાજાઓએ જાણે ગગનમાંથી સૂર્ય ઊડનો હોય તેમ એ ચેદિરાજના દેહમાંથી ઉત્તમ તેજને ઊડી જતું જોયું. હે નરપતિ! તે તેજ લોકથી નમસ્કાર પામેલા કમલનયન શ્રીકૃષ્ણને વંદન કરી તેમનામાં સમાઈ ગયું. મહાબાહુ પુરુષોત્તમ શ્રીકૃષ્ણને વિશે તે તેજ પ્રવેશ કર્યો, એ જોઇને સર્વ મહીપાલો તેને એક આશ્ચર્ય માનવા લાગ્યા.[૨૫-૨૮] શ્રીકૃષ્ણે એ ચેદિપતિને મારી નાખ્યો, ત્યારે મેઘ વિના આકાશમાંથી પણ જલવૃષ્ટિ થઈ, પ્રજ્વલિત વજ્રપાત થયો અને વસુંધરાએ કમ્પ અનુભવ્યો.[૨૯] બોલવાનો પણ જે સમયે અવકાશ નહોતો ત્યારે જનાર્દનને જોઈ રહેલા કેટલાક રાજાઓ ત્યાં કશું જ બોલ્યા નહિ.[૩૦] કેટલાક રાજાઓ ગુસ્સો કરીને હાથથી હાથના અગ્રને મસળવા લાગ્યા. વળી કેટલાક ક્રોધમૂર્ચ્છિત રાજાઓ દાંતથી ઓઠ પીસવા મંડયા.[૩૧] તો કેટલાક નરપતિઓ એકાંતમાં વૃષ્ણિનંદનની પ્રશંસા કરવા લાગ્યા. કેટલાક ક્રોધે ભરાયા, તો કેટલાક મધ્યસ્થ રહ્યા.[૩૨] પ્રસન્ન થયેલા મહર્ષિઓ, મહાત્મા બ્રાહ્મણો અને મહાબલવાન રાજાઓ સ્તુતિ કરતાં કરતાં શ્રીકૃષ્ણને શરણે ગયા. શ્રીકૃષ્ણનું પરાક્રમ જોઇને નિરાંત પામેલા તે સૌ પ્રશંસા કરવા લાગ્યા.[૩૩,૩૪]

પછી પાંડુનંદન યુધિષ્ઠિરે પોતાના ભાઈઓને કહ્યું: 'દમઘોષના પુત્ર એવા આ વીર મહીપાલને જલદી સત્કારપૂર્વક અગ્નિસંસ્કાર કરો.'[૩૫] એટલે તે ભાઇઓએ મોટા ભાઈની આજ્ઞા પ્રમાણે કર્યું. પછી પૃથાપુત્ર યુધિષ્ઠિરે તે રાજાઓ સાથે મળીને એ શિશુપાલ રાજાના પુત્રનો ચેદિદેશના અધિપતિપદે અભિષેક કર્યો.[૩૬] પછી વિપુલ ઓજસ્વી એવા કુરુનાથ યુધિષ્ઠિરનો સર્વ સમૃદ્ધિથી ભરેલો અને યુવાનોને પ્રીતિ ઉપજાવનારો તે યજ્ઞ શોભી રહ્યો.[૩૭] હવે જેનાં વિઘ્નો

શાંત થયાં હતાં, જેનો આરંભ સુખભર્યો હતો, જે પુષ્કળ ધનધાન્યથી ભરપૂર હતો, જેમાં અન્ન ભરપૂર હતાં, જેમાં ઘણાં ઘણાં ભોજનો હતાં અને જે શ્રીકૃષ્ણથી સુરક્ષિત હતો,[38] એવા તે રાજસૂય નામના મહાયજ્ઞની રાજા યુધિષ્ઠિરે સમાપના કરી. શાર્ઙ્ગ, ચક્ર અને ગદાને ધારણ કરનારા, શૂરસેનના પૌત્ર અને મહાન બાહુવાળા ભગવાન જનાર્દને તે યજ્ઞની સમાપ્તિ સુધી રક્ષા કરી.[39] પછી યજ્ઞ પૂરો થતાં અવભૃથ સ્નાન પામેલા ધર્માત્મા યુધિષ્ઠિર પાસે આવીને સમસ્ત ક્ષત્રિય રાજમંડલ આ વચન બોલ્યું:[40] 'હે ધર્મજ્ઞ! તમારું ભાગ્ય ખીલે છે, તમે સમ્રાટ-પદ પામ્યા છો. હે અજમીઢવંશી! તમે અજમીઢોના યશને વધાર્યો છે.[41] હે રાજેન્દ્ર! તમે આ કર્મથી ભારે ધર્મ કર્યો છે. અમારી સર્વ ઇચ્છાઓ પૂરી થઈ છે. હે નરસિંહ! અમે રજા માગીએ છીએ. અમે અમારા રાજ્યમાં જઇશું. તો તમે અનુજ્ઞા આપવા યોગ્ય છો.' રાજાઓનું એ વચન સાંભળીને ધર્મરાજ યુધિષ્ઠિરે સર્વ રાજાઓની યથાયોગ્ય પૂજા કરી અને પોતાના ભાઇઓને કહ્યું કે, 'આ સર્વ રાજાઓ પ્રીતિપૂર્વક આપણે ત્યાં આવ્યા છે.[42-44] એ પરંતપો મારી વિદાય લઈને પોતાનાં રાજ્યોમાં જવા નીકળ્યા છે. તો તમે એ ઉત્તમ નરશ્રેષ્ઠોને આપણા દેશની સીમા સુધી વળાવવા જાઓ. તમારું કલ્યાણ થાઓ.' જ્યેષ્ઠબંધુનું વચન માથે ચડાવીને તે ધર્માચારી પાંડવો સર્વ રાજાઓને એક એક કરીને યથાયોગ્ય રીતે વળાવવા નીકળ્યા.[45,46] પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ન તરત વિરાટરાજને વળાવવા તેમની પાછળ ગયો. અર્જુન મહારથી એવા મહાત્મા યજ્ઞસેનને વળાવવા ચાલ્યો.[47] ભીષ્મ અને ધૃતરાષ્ટ્રને વળાવવા માટે મહાબલવાન ભીમસેન ગયો. તો યોધનાથ સહદેવ, દ્રોણાચાર્ય અને અશ્વત્થામાને વળાવવા ગયો.[48] હે રાજન! સુબલ રાજા અને તેના પુત્રની સાથે નકુલ ગયો. દ્રૌપદીના પુત્રો તથા સુભદ્રાનંદન પહાડી મહારથીઓને તેમજ બીજા ક્ષત્રિયોને તથા ક્ષત્રિયશ્રેષ્ઠોને વળાવવા ચાલ્યા. આ રીતે હજારો બ્રાહ્મણો પણ સત્કાર પામીને પોતપોતાના સ્થાન તરફ જવા લાગ્યા.[49,50]

આમ સર્વ નરેન્દ્રો અને બ્રાહ્મણો પોતાના દેશ પ્રત્યે ગયા, ત્યારે પ્રતાપી વાસુદેવ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યા:[51] 'હે કુરુનંદન! હું દ્વારકા જઈશ. તમારી વિદાય માગું છું. તમે યજ્ઞમાં શ્રેષ્ઠ એવો રાજસૂય પૂરો કર્યો છે, એ સદ્‌ભાગ્ય છે.'[52] આમ કહેવાતાં ધર્મરાજે તે જનાર્દનને કહ્યું: 'હે ગોવિંદ! તમારી કૃપાથી હું આ શ્રેષ્ઠ યજ્ઞ કરી શક્યો છું, તમારી જ કૃપાથી સમગ્ર ક્ષત્રિયમંડલ મારા વશમાં આવ્યું છે અને સરસ સરસ ભેટો લાવીને મારી ઉપાસનામાં રહ્યું છે.[53,54] હે અપાપ! હું મારા મુખથી કેમ કરીને કહું કે તમે જાઓ? હે વીર! તમારા વિના મને ક્યારે ય ચેન પડે એમ નથી,[55] છતાં તમારે દ્વારકાનગરીમાં અવશ્ય જવું જોઇએ.' યુધિષ્ઠિરે વિશાલ યશવાળા ધર્માત્મા શ્રીહરિને આ પ્રમાણે કહ્યું, ત્યારે તેઓ યુધિષ્ઠિરને સાથે લઇને કુંતી પાસે ગયા અને પ્રીતિપૂર્વક આ વચન બોલ્યા: 'હે ફોઈબા! આજે તમારા પુત્રોને સામ્રાજ્ય મળ્યું છે;[56,57] તેઓ કૃતાર્થ અને સમૃદ્ધિવાન થયા છે. તો તમે પ્રસન્નતા પામો. તમારી સંમતિ હોય, તો હું હવે દ્વારકા જવાનો ઉત્સાહ કરું.'[58] પછી શ્રીકૃષ્ણે દ્રૌપદી અને સુભદ્રાની વિદાય માગી. પછી યુધિષ્ઠિર સાથે અંતઃપુરમાંથી બહાર નીકળી તેમણે સ્નાન કર્યું, જપ કર્યા, તેમજ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું. આ વખતે મહાબાહુ દારુક મેઘમંડલના જેવા સજેલા રથને જોડીને ત્યાં આવી પહોંચ્યો. તે ગરુડધ્વજવાળા રથને આવેલો જોઈને મહામન પુંડરીકાક્ષે ફરીને પ્રદક્ષિણા કરી અને તેમાં બેસી દ્વારકાનગરી તરફ

પ્રયાણ કર્યું.[૫૮-૬૨] શ્રીમાન ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના ભાઈઓ સાથે મહાબલવાન વાસુદેવને વળાવવા પગપાળા ચાલ્યા.[૬૩] પછી કમલનયન હરિએ થોડી વાર તે શ્રેષ્ઠ રથને થોભાવ્યો અને કુન્તીનંદન યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું:[૬૪] 'હે પૃથ્વીપતિ! તમે સાવધાનતાપૂર્વક રહીને નિત્ય પ્રજાનું પાલન કરજો. પ્રાણીઓ જેમ મેઘ ઉપર જીવે છે, પંખીઓ જેમ વિશાલ વૃક્ષ ઉપર આશરો મેળવે છે અને દેવો જેમ સહસ્રાક્ષને આશ્રયે રહે છે, તેમ તમારા બાંધવો તમારા આશ્રયથી જીવો.' શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિરે આ પ્રમાણે પરસ્પર સંભાષણ કર્યું અને એકમેકની રજા લઈને તેઓ પોતપોતાને ઘેર ગયા. હે રાજન્! યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ આ પ્રમાણે દ્વારકા ગયા, ત્યારે રાજા દુર્યોધન અને સુબલપુત્ર શકુનિ એ બે નરવરો તે દિવ્ય સભામાં રહ્યા હતા.[૬૫-૬૮]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત શિશુપાલવધપર્વમાં 'શિશુપાલવધ' નામનો અધ્યાય ૪૫ મો સમાપ્ત**

શિશુપાલવધપર્વ સમાપ્ત

# द्यूतपर्व

## अध्याय ४६ मो

### વ્યાસનું સૂચન અને યુધિષ્ઠિરની પ્રતિજ્ઞા

॥ वैशंपायन उवाच ॥

समाप्ते राजसूये तु क्रतुश्रेष्ठे सुदुर्लभे ।
शिष्यैः परिवृतो व्यासः पुरस्तात्समपद्यत ॥१॥

વૈશંપાયન બોલ્યા:—અતિ દુર્લભ એવો રાજસૂય નામનો મહાયજ્ઞ પૂરો થયો, ત્યારે શિષ્યોથી ઘેરાયેલા ભગવાન વ્યાસ યુધિષ્ઠિર પાસે આવ્યા.[૧] ભાઈઓથી વીંટાયેલા તે ધર્મરાજ તેમને આવતા જોતાં જ એકદમ આસન ઉપરથી ઊભા થઈ સામે લેવા ગયા અને પાદ્ય તથા આસન આપીને એ પિતામહને પૂજન અર્પણ કર્યું.[૨] પછી સુવર્ણના ઊંચા આસન ઉપર બિરાજીને તે ભગવાને ધર્મરાજ યુધિષ્ઠિરને 'બેસો' એમ કહ્યું.[૩] પછી તે તે વાક્યોમાં વિશારદ એવા એ ભગવાન વ્યાસે ભાઇઓથી વીંટાઇને બેઠેલા રાજા યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું:[૪] 'હે કુન્તીનંદન! આનંદની વાત છે કે, દુર્લભ સામ્રાજ્ય પ્રાપ્ત કરીને તારી વૃદ્ધિ થાય છે. હે શ્રેષ્ઠ કુરુવંશી! તેં સર્વ કુરુઓને ચડતી અપાવી છે.[૫] હે પૃથ્વીનાથ! તેં મારું પૂજન કર્યું છે. હવે તારી રજા માગું છું, હવે હું જઈશ.' શ્રીકૃષ્ણદ્વૈપાયને આ પ્રમાણે કહ્યું, ત્યારે ધર્માત્મા યુધિષ્ઠિર વ્યાસ પિતામહને પ્રણામ કરી અને ચરણસ્પર્શ કરી, તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા.

યુધિષ્ઠિર બોલ્યા:—હે માનવશ્રેષ્ઠ! મને અતિ ભારે સંશય ઊભો થયો છે.[૬,૭] હે દ્વિજશ્રેષ્ઠ! તમારા સિવાય બીજો કોઈ તેનું નિવારણ કરી શકે એમ નથી. હે પિતામહ! ભગવાન નારદ ઋષિએ દિવ્ય (વજ્રપાત વગેરે), આંતરિક્ષ (ધૂમકેતુ વગેરે) અને પાર્થિવ (ધરતીકંપ વગેરે) એમ ત્રણ જાતના ઉપદ્રવો કહ્યા છે. તો હવે ચેદિનાથ શિશુપાલના મરણથી આ મહાન ઉત્પાતનો ભય ટળ્યો છે ને?[૮,૯]

વૈશંપાયન બોલ્યા:—ધર્મરાજાનું આ વચન સાંભળીને પરાશરના પુત્ર અને સમર્થ એવા કૃષ્ણદ્વૈપાયન વ્યાસ આ વચન બોલ્યા:[૧૦] 'હે રાજન્! ઉત્પાતોનું મહાફલ તેર વર્ષ સુધી પહોંચે છે. હે પૃથ્વીપતિ! પરિણામે સર્વ ક્ષત્રિયોનો વિનાશ થશે.[૧૧] હે ભરતશ્રેષ્ઠ! તને એકને કારણરૂપ કરીને પૃથ્વીભરના ક્ષત્રિયો કાળના પ્રેર્યા યુદ્ધમાં એકઠા થશે. હે ભારત! દુર્યોધનના અપરાધથી તેમજ ભીમ અને અર્જુનના બલથી તે સર્વ રાજાઓ નાશ પામશે.[૧૨] હે રાજેન્દ્ર! રાતને અંતે તું સ્વપ્નામાં વૃષભધ્વજ, નીલકંઠ,

ભવ, સ્થાણુ, કપાલી, ત્રિપુરાનીક, ઉગ્ર, રુદ્ર, પશુપતિ, મહાદેવ, ઉમાપતિ, હર, શર્વ, વૃષ, શૂલ, પિનાકી, ગજચર્મધારી અને કૈલાસ શિખર સમાન એવા શિવજીને નંદી ઉપર બેઠેલા તેમજ પિતૃરાજની (દક્ષિણ) દિશા તરફ એકીટશે જોઈ રહેલા જોઈશ.[૧૩-૧૫] હે પૃથ્વીપતિ ! તું આવુ સ્વપ્નું જોશે, પણ એ કારણે તું ચિંતા કરીશ નહિ; કેમકે કાળ કોઈ રીતે ઓળંગી શકાય એમ નથી. તારું કલ્યાણ થાઓ. હું હવે કૈલાસ તરફ જઈશ. તું જિતેન્દ્રિય અને સાવધ રહીને પૃથ્વીનું પરિપાલન કરજે.[૧૬,૧૭]

વૈશંપાયન બોલ્યાઃ—આમ કહીને, તે ભગવાન કૃષ્ણદ્વૈપાયન વ્યાસ તેને અનુસરનારા પોતાના શિષ્યો સાથે કૈલાસ તરફ ગયા.[૧૮] પિતામહ વ્યાસના જવા પછી, રાજા યુધિષ્ઠિર ચિંતા અને શોકમાં પડયા અને વારંવાર ઊંડા નિસાસા નાખીને એ વાતનો વિચાર કરવા લાગ્યાઃ[૧૯] 'કેમ કરીને દૈવને પુરુષાર્થથી ખાળી શકાય ? પરમર્ષિ વ્યાસજીએ કહ્યું છે, તેમ અવશ્ય થશે જ.'[૨૦] પછી મહાતેજસ્વી યુધિષ્ઠિરે સર્વ ભાઇઓને કહ્યું કે, 'હે પુરુષસિંહો ! કૃષ્ણદ્વૈપાયને મને જે કહ્યું છે, તે તમે સાંભળ્યું જ છે.[૨૧] તેમનું તે વચન સાંભળીને મેં તેજ વખતે મરવાનો ચોકસ નિર્ણય કર્યો છે. હે તાત ! સર્વ ક્ષત્રિયોના મૃત્યુ માટે કાળે જો મને જ ઇષ્ટ હેતુરૂપ નિર્માણ કર્યો છે, તો જીવતા રહેવામાં મારે શું પ્રયોજન છે?' આમ બોલી રહેલા રાજા યુધિષ્ઠિરને અર્જુને ઉત્તર આપ્યોઃ[૨૨,૨૩] 'હે મહારાજ ! બુદ્ધિનો નાશ કરે એવા આ ભયંકર મોહને વશ ન થાઓ. હે રાજન્! વિચાર કરીને જે યોગ્ય હોય તે ઉપાય આચરો.'[૨૪] પછી દ્વૈપાયનવચનને ત્યારે પણ વિચારી રહેલા સત્યનિષ્ઠ યુધિષ્ઠિરે સૌ ભાઇઓને આમ કહ્યુંઃ[૨૫] 'તમારું મંગલ થાઓ. આજથી તમે મારી પ્રતિજ્ઞા સાંભળો. હે ભાઈ ! મારે તેર વરસ સુધી જીવવાનો અર્થ શો છે?[૨૬] હવે હું ભાઇઓને અને બીજા રાજાઓને કશું કઠોર વચન કહીશ નહિ. હું જ્ઞાતિજનોની આજ્ઞામાં રહીને તેમના બતાવ્યા પ્રમાણે વ્યવહાર કરીશ.[૨૭] આમ મારા પુત્રો વિશે તેમજ બીજાઓ વિશે હું વર્તન રાખીશ, એટલે લોકમાં ભેદ પડશે નહિ. કારણ કે, ભેદ જ વિગ્રહનું કારણ છે.[૨૮] હે માનવસિંહો ! આ રીતે વિગ્રહને દૂર ને દૂર રાખીને હું સૌનું પ્રિય કરીશ, એટલે હું લોકમાં નિન્દા પામીશ નહિ.'[૨૯] મોટા ભાઈનાં આ વચન સાંભળીને ધર્મરાજના હિતમાં પરાયણ રહેલા તે પાંડવો તેમને જ અનુસરવા લાગ્યા.[૩૦] હે પૃથ્વીનાથ ! આમ ધર્મરાજ ભાઇઓ સાથે સભામાં આવી પ્રતિજ્ઞા કર્યા પછી, દેવો તથા પિતૃઓને યથાશાસ્ત્ર તૃપ્ત કર્યા; તેમજ માંગલિક અને કલ્યાણકારી કાર્યો કર્યાં. હે ભરતશ્રેષ્ઠ! પછી સર્વ ક્ષત્રિયવરો ગયા, એટલે ભાઇઓથી ઘેરાયેલા તે યુધિષ્ઠિરે પોતાના પ્રધાનોની સાથે પોતાની ઉત્તમ નગરીમાં પ્રવેશ કર્યો. હે મહારાજ ! હે નરાધિપતિ ! તે વખતે દુર્યોધન અને સુબલપુત્ર શકુનિ ત્યાં તે રમણીય સભામાં રહ્યા હતા.[૩૧-૩૩]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'યુધિષ્ઠિરસમય' નામનો અધ્યાય ૪૬ મો સમાપ્ત

---

# અધ્યાય ૪૭ મો

## દુર્યોધનનો સંતાપ

॥ वैशंपायन उवाच ॥

वसन् दुर्योधनस्तस्यां सभायां पुरुषर्षभ ।
शनैर्ददर्श तां सर्वां सभां शकुनिना सह ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ—હે પુરુષસિંહ ! દુર્યોધન તે સભામાં રહ્યો હતો, ત્યારે તે શકુનિની સાથે તે આખી સભાને ધીરેધીરે જોઈ વળ્યો હતો.[૧] હસ્તિનાપુરમાં પોતે પૂર્વે કદી નહિ જોયે-

લી દિવ્ય સજાવટો તે કુરુનન્દને તે સભામાં જોઈ. એક વાર એ ધૃતરાષ્ટ્રપુત્ર રાજા સ્ફટિકની સ્થલભૂમિ ઉપર ગયો. ત્યાં 'આ પાણી છે' એવો તેને ભ્રમ થતાં એ બુદ્ધિમોહિત રાજાએ પોતાનાં વસ્ત્રો ઊંચાં લીધાં; પણ તે પોતે ભોઠો પડતાં મનમાં દુભાયો અને તે સભામાં આંટા મારવા લાગ્યો.[૧-૪] એ પછી, તે રાજા સ્થલભાગ ઉપર ગબડી પડ્યો, એટલે ખેદયુક્ત થઈ લજવાઈ ગયો. આમ ઝંખવાઈ ગયેલો તે નિઃસાસા નાખતો નાખતો તે સભામાં આમતેમ ફરવા લાગ્યો.[૫] પછી આરસ જેવાં નીતર્યાં જલવાળી અને સ્ફટિકવર્ણાં કમલોથી શોભતી એક વાવને સ્થલભૂમિ માની લઈ તે વસ્ત્રો સાથે જલમાં પડી ગયો.[૬] આમ દુર્યોધનને પાણીમાં પડતો જોઈને મહાબલવાન ભીમસેન તથા નોકરચાકરો ઘણા હસી પડયા અને રાજાની આજ્ઞાથી તેને સુંદર વસ્ત્રો આપ્યાં. દુર્યોધનની આ દશા થયેલી જોઇને મહાબલી ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ એ સર્વ હસવા લાગ્યા. ચિડાઈ પડેલો દુર્યોધન તેમને આમ હસતા જોઈ સાંખી શકયો નહિ[૭-૯] અને પોતાના ભાવ છુપાવી રાખીને તેણે તેમના સામું જોયું નહિ. ફરી વસ્ત્રો ઊંચાં લઇને જાણે જલમાં ફરતો હોય તેમ તે જ્યારે સ્થલભાગ ઉપર ચડ્યો, ત્યારે સર્વ લોકો ફરીથી હસવા લાગ્યા. પછી, એ રાજા આરસના એક બંધ બારણાને ઉઘાડું માનીને તેમાં પ્રવેશવા ગયો, તો તેને માથામાં ચોટ લાગી અને તે લથડિયાં ખાતો હોય તેમ ઊભો રહ્યો.[૧૦-૧૧] પછી એવા બીજા મોટાં બારણાંવાળા આરસના એક બારણાને તે બે હાથોથી હડસેલવા લાગ્યો, તો બારણાના આંચકાથી બહાર નીકળી ગબડી પડ્યો.[૧૨] ફરી તે એક ખુલ્લા દ્વારે ગયો અને તેને બંધ માનીને તે બારણાની જગાએથી પાછો ફર્યો.[૧૩] પછી હે પૃથ્વીનાથ ! ઘણીઘણી વાર છેતરામણ પામીને તેમજ રાજસૂય મહાયજ્ઞમાં તે અદ્‌ભુત સમૃદ્ધિ જોઇને દુર્યોધન રાજા અપ્રસન્ન મનથી યુધિષ્ઠિરની આજ્ઞા લઈને હસ્તિનાપુર ગયો.[૧૪,૧૫] પાંડવોની લક્ષ્મીથી સળગી રહેલો તે દુર્યોધન રાજા જતાં જતાં વિચારમગ્ન જ રહ્યો અને તેને પાપી બુદ્ધિ સૂઝી.[૧૬] હે કુરુશ્રેષ્ઠ ! પાંડવોને સુપ્રસન્ન જોઈને, રાજાઓને તેમને અધીન રહેલા જોઈને આબાલવૃદ્ધ સર્વ લોકોને તેમના પરમ હિતકારી જોઈને, તેમજ મહાત્મા પાંડવોનો પરમ મહિમા જોઇને, ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન ફિક્કો થઈ ગયો.[૧૭,૧૮] વ્યગ્રતામાં પડેલો તે જતાં જતાં ધીમાન ધર્મરાજાની તે સભાનો તથા તેની અનુપમ લક્ષ્મીનો જ વિચાર કર્યા કરતો હતો.[૧૯] ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન ત્યારે એટલો તો પ્રમત્ત થયો હતો કે, સુબલપુત્ર તેને વારંવાર બોલાવતો હતો તો પણ તે તેને કશો ઉત્તર આપતો નહોતો![૨૦] આમ તેને આવો વિહ્વળ મનવાળો જોઇને શકુનિએ કહ્યું: 'હે દુર્યોધન ! તું કયા કારણથી આમ જાણે નિસાસા નાંખતો હોય એમ ચાલે છે ?'[૨૧]

દુર્યોધન બોલ્યો:–હે મામા ! મહાત્મા અર્જુનના અસ્ત્રપ્રતાપથી જીતેલી આ સમગ્ર પૃથ્વીને યુધિષ્ઠિરના વશમાં આવેલી જોઇને, તેમજ જેવો દેવલોકમાં ઇન્દ્રનો યજ્ઞ થયો હતો, તેવો મહાકાંતિવાળા પાર્થનો તે રાજસૂય યજ્ઞને થયેલો જોઈને મને નખશિખપર્યંત ઈર્ષ્યા વ્યાપી છે. જેઠ–અષાડમાં ગ્રીષ્મઋતુ આવતાં જેમ અલ્પ જળ સુકાઈ જાય છે, તેમ હું રાતદિવસ બળીને સુકાઇ રહ્યો છું.[૨૨-૨૪] જુઓ, યદુવંશમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણે શિશુપાલને મારી નાખ્યો, ત્યારે ત્યાં કોઈ એક માણસ પણ એ શિશુપાલની મદદે ઊભો ન થયો.[૨૫] પાંડવોના પ્રતાપથી દગ્ધ થતા એ રાજાઓએ તે અપરાધને સહન કરી લીધો. બાકી, કોણ એને સહન કરે?[૨૬] વાસુદેવે જે મહાન અનુચિત કાર્ય કર્યું છે, તે મહાત્મા પાંડુનંદનોના પ્રતાપથી જ પાર ઊતર્યું છે.[૨૭] વળી, કર ભરનારા વૈશ્યોની જેમ અનેક રાજાઓ વિવિધ રત્નો

લાવીને એ કુન્તીપુત્ર રાજાની સેવા ઉઠાવતા હતા. હું ઈર્ષ્યાવશ થવાને યોગ્ય નથી, છતાં પાંડુપુત્ર યુધિષ્ઠિર પાસે આવી ઝળહળતી રાજ્યલક્ષ્મી આવેલી જોઇને હું દ્વેષને વશ થઈને બળ્યાં કરું છું.' અગ્નિથી બળી રહ્યો હોય તેમ તે આવો નિશ્ચય કરીને ફરીથી ગાંધારરાજાને આ વચન કહેવા લાગ્યો:[૨૮–૩૦] 'હું આગમાં પ્રવેશીશ, અથવા ઝેર ખાઈ લઇશ, અથવા જલમાં પડીને મરીશ, હું હવે જીવી શકીશ નહિ.[૩૧] કેમકે, આ સંસારમાં કયો સત્યવાન મનુષ્ય પોતાના શત્રુઓને ઉન્નત થતા જોઇને અને પોતાને હીન રહેતા જોઇને સાંખી શકે?[૩૨] હું તેમને મળેલી તે રાજ્યલક્ષ્મીને સહી લઉં છું તે હું કાંઇ સ્ત્રી નથી, અને અસ્ત્રી પણ નથી, તેમ પુરુષ નથી અને અપુરુષ પણ નથી. (જો સ્ત્રી છું તો વ્યર્થ પુરુષ બનીને આ શોક શા માટે કરું? જો અસ્ત્રી નથી, તો ક્ષત્રિય જન્મીને પુરુષના કાર્યમાંથી કેમ ચૂકું? જો પુરુષ છું, તો શોક્યની સંપત્તિ સાંખી લેનારી સ્ત્રીની જેમ હું શત્રુએ આપેલું દુઃખ કેમ સહન કરી લઉં? જો હું નપુંસક છું, તો વ્યર્થ બડબડાટ શા માટે કરું? એટલે, પુરુષનું અભિમાન રાખનારા મારે એ શત્રુને કંઇક તો બતાવી આપવું જોઈએ.)[૩૩] પૃથ્વી ઉપરનું એનું ચક્રવર્તીપણું જોઈને, તેની આવી રાજ્યલક્ષ્મીને જોઈને, તેમજ તેનો આવો યજ્ઞ જોઇને મારા જેવો કોણ દ્વેષથી બળે નહિ?[૩૪] હું એકલે હાથે રાજાની તે લક્ષ્મીને હરી શકું એમ નથી. મને કોઈ સાથી જણાતો નથી. આથી હું મૃત્યુનો વિચાર કરું છું.[૩૫] એ કુન્તીપુત્ર પાસે તે શુદ્ધ અને અક્ષય લક્ષ્મીને જોઈને મને તો લાગે છે કે, દૈવ જ બળવાન છે અને પુરુષાર્થ તો નિરર્થક છે.[૩૬] હે સુબલપુત્ર! મેં પૂર્વે એના વિનાશ માટે યત્ન કર્યો હતો, પણ તે તો એ બધું વટાવીને જલમાંના કમલની જેમ વિકાસ પામે છે.[૩૭] આથી હું માનું છું કે, દૈવ જ મોટી વાત છે અને પુરુષાર્થ તો નિષ્ફળ ફાંફાં છે. અરે! ધૃતરાષ્ટ્રના પુત્રો રોજ રોજ ખોતા જાય છે અને પૃથાના પુત્રો રોજ રોજ નવું મેળવતા જાય છે.[૩૮] તે રાજ્યલક્ષ્મીને જોઇને, તેવી સજાવટવાળી તે સભા જોઇને, તેમજ રાક્ષકોએ કરેલી મારી તે હાંસી સાંભળીને હું અગ્નિની જેમ બળી રહ્યો છું.[૩૯] હે મામા! ક્રોધથી ઘેરાયેલા અને અત્યંત દુઃખિત થયેલા મને આજે મરવાની રજા આપો. ધૃતરાષ્ટ્રને આ કહેજો.'*[૪૦]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દુર્યોધનસંતાપ' નામનો અધ્યાય ૪૭ મો સમાપ્ત

---

# अध्याय ४८ मो

## શકુનિએ દુર્યોધનને આપેલું આશ્વાસન

॥ शकुनिरुवाच ॥

दुर्योधन न तेऽमर्षः कार्यः प्रति युधिष्ठिरम् ।
भागधेयानि हि स्वानि पांडवा भुंजतेसदा ॥ १ ॥

શકુનિ બોલ્યો:–હે દુર્યોધન! તારે યુધિષ્ઠિર સંબંધમાં ઈર્ષ્યા કરવાની જરૂર નથી.[૧] કેમકે, પાંડવો સદૈવ પોતાના ભાગ્યને જ ભોગવે છે. પૂર્વે, તેં એમના નાશ માટે વિધિપૂર્વક અનેક ક્રિયાઓ કરી હતી; છતાં અનેક ઉપાયોથી પણ તું એમનો નાશ કરી શક્યો નથી.[૨] હે શત્રુદમન મહારાજ! તેં એ નરસિંહોને વારંવાર મોતના પાશમાં મૂક્યા હતા, તો પણ ભાગ્યના બળ વડે તેઓ બચી શક્યા છે.[૩] વળી, તેઓ દ્રૌપદીને પત્ની તરીકે પામ્યા છે, તેમજ સાથે પૃથ્વીજય મેળવવામાં સહાયભૂત થાય એવા દ્રુપદને, તેના પુત્રોને તથા વીર્યવાન વાસુદેવને

---

* न तथा शूलयक्ष्माद्याः पीडयन्ति गदा नरान् ।
यथा परेषामुत्कर्षः पापिन धार्तराष्ट्रवत् ॥
દુર્યોધનની પેઠે પાપી મનુષ્યને પારકાનો ઉત્કર્ષ જેવી પીડા આપે છે, તેવી પીડા શૂલ, ક્ષય વગેરે રોગો પણ કરી શકતા નથી. —ગણેશ

તેમણે મેળવ્યા છે.[૪] હે પૃથ્વીપતિ! કાર્યમાં નિરાશ ન થયેલા તે પાંડવોએ પોતાના પિતાના રાજ્યમાંથી ભાગ મેળવ્યો છે અને તેને પોતાના પ્રતાપથી વધાર્યો છે; તો પછી, તે વિશે શોક શો?[૫] અગ્નિદેવને સંતોષ આપીને ધનંજયે ગાંડીવને, બે અક્ષય ભાથાને, તેમજ દિવ્ય અસ્ત્રોને મેળવ્યાં છે. તે શ્રેષ્ઠ ગાંડીવ ધનુષ્યથી અને પોતાના ભુજબલથી એણે રાજાઓને પોતાને અધીન કર્યા છે; તો પછી, તે વિશે શોક શાનો? વળી, તે પરંતપે મય દાનવને અગ્નિના દાહમાંથી બચાવ્યો અને એ સવ્યસાચીએ તેની પાસે સભા કરાવી. છે. એ મયના કહેવાથી કિંકર નામના ભયંકર રાક્ષસો તે સભાને ઊંચકીને ફરે છે; તો પછી તે વિશે શોક શો?[૬-૯] હે રાજન્! તું જે પોતાને સહાય વિનાનો કહે છે, તે તો મિથ્યા છે. કેમકે હે ભારત! તારા આ સર્વે ભાઈઓ તને વશ વર્તનારા છે.[૧૦] મહાચાપધારી દ્રોણ, તેમનો વીર્યવાન પુત્ર, સૂતપુત્ર રાધેય કર્ણ, મહારથી ગૌતમ કૃપાચાર્ય, રાજા સૌમદત્તિ, હું અને મારા ભાઈઓ એ સર્વ તારા છે. એ સર્વને સાથે રાખીને તું સમગ્ર વસુંધરા ઉપર વિજય મેળવ.[૧૧,૧૨]

દુર્યોધન બોલ્યોઃ–હે રાજન્! તમે સંમતિ આપતા હો, તો તમારી સાથે અને આ બીજા મહારથીઓ સાથે હું એ પાંડવોને જીતી લઈશ.[૧૩] એમને જીતી લઈશ, એટલે આ પૃથ્વી, સર્વ પૃથ્વીપાલો અને મહામૂલી તે સભા એ બધું મારે સ્વાધીન થશે.[૧૪]

શકુનિ બોલ્યોઃ–ધનંજય, વાસુદેવ, ભીમસેન, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, દ્રુપદ અને તેના પુત્રો એ સૌને દેવગણો પણ યુદ્ધમાં પરાજય આપી શકે એમ નથી. તેઓ મહારથી, મહાધનુર્ધારી, અસ્ત્રકુશલ અને યુદ્ધમાં દુઃસહ છે. પણ, યુધિષ્ઠિરને પોતાને કઈ રીતે જીતી શકાય, તે હું જાણું છું. હે રાજન્! તું એ સાંભળ અને એ પ્રમાણે પ્રીતિપૂર્વક કર.[૧૫-૧૭]

દુર્યોધન બોલ્યોઃ–હે મામા! મિત્રો અને બીજા મહાત્માઓનો પ્રમાદથી વિનાશ કર્યા વિના જો તે પાંડવોને જીતી શકાય એમ હોય, તો તે તમે મને કહો.[૧૮]

શકુનિ બોલ્યોઃ–કુન્તીપુત્ર યુધિષ્ઠિરને જૂગટાનો શોખ છે, પણ એને જૂગટું રમતાં આવડતું નથી. એ રાજેન્દ્રને રમવા બોલાવીશું, તો તે ના પાડી શકશે નહિ.[૧૯] હે કૌરવ્ય! પાસા નાખવામાં હું કુશલ છું–પૃથ્વીમાં–અરે, ત્રણે લોકમાં કોઈ પણ મારી બરાબરી કરે એવો નથી. તો તું એ યુધિષ્ઠિરને જૂગટું રમવા આમંત્રણ આપ.[૨૦] હે પુરુષશ્રેષ્ઠ રાજન! પાસામાં નિષ્ણાત એવો હું તેનું રાજ્ય અને તેની તે ઝળહળતી લક્ષ્મી, એ બધું તારે માટે ચોક્કસ જીતી લઈશ. હે દુર્યોધન! તું આ બધું ધૃતરાષ્ટ્ર રાજાને જણાવ; અને તારા પિતા રજા આપે, એટલે હું તેમને હરાવી દઈશ, એમાં સંશય નથી.[૨૧,૨૨]

દુર્યોધન બોલ્યોઃ–હે સુબલપુત્ર! તમે જ કુરુઓમાં મુખ્ય એવા ધૃતરાષ્ટ્રને આ વાત યથાવિધિ કરો. મારાથી એ કહી શકાય એમ નથી.[૨૩]

*ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દુર્યોધનસંતાપ' નામનો અધ્યાય ૪૮ મો સમાપ્ત*

# अध्याय ४९ मो

## દુર્યોધને ધૃતરાષ્ટ્રને કહેલી વાત

॥ वैशंपायन उवाच ॥

अनुभूय तु राज्ञस्तं राजसूयं महाक्रतुम् ।
युधिष्ठिरस्य नृपतेर्गांधारीपुत्रसंयुतः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–મહારાજ યુધિષ્ઠિરરાજાના તે રાજસૂય મહાયજ્ઞનો ગાંધારીપુત્ર સાથે અનુભવ લઇને સુબલપુત્ર શકુનિએ દુર્યોધનનો તે મત આગળથી જાણી લીધો. પછી,

દુર્યોધનનાં વચનો સાંભળીને તે પ્રિયકારી શકુનિ આસન ઉપર બિરાજેલા પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્ર પાસે ગયો અને એ મહાબુદ્ધિમાન મહારાજને આ વચનો કહેવા લાગ્યો.[૧-૩]

શકુનિ બોલ્યોઃ-હે મહારાજ! દુર્યોધન ફિક્કો પડી ગયો છે, પીળો થઈ ગયો છે અને સુકાઈ ગયો છે. હે રાજન્! તે રાંક થઈ પડ્યો છે અને ચિંતાએ ઘેરાઈ ગયો છે. તમે એની સંભાળ લો.[૪] શત્રુને કારણે તમારા પાટવી કુંવરના હૃદયમાં જે શોક ઊપજ્યો છે, તેની તમે કેમ સારી રીતે તપાસ કરતા નથી? તમે શા માટે તે જાણી લેતા નથી?[૫]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ-બેટા દુર્યોધન! તું શા કારણે અત્યંત દુઃખી થયો છે? હે કુરુનન્દન! જો મારે એ વાત સાંભળવા યોગ્ય હોય, તો તું તે મને કહે.[૬] આ શકુનિ તારે વિશે કહે છે કે, તું ફિક્કો, પીળો અને દૂબળો પડી ગયો છે; પણ વિચાર કરવા છતાં મને તારા શોકનું કારણ સમજાતું નથી. હે પુત્ર! બધું મહાન ઐશ્વર્ય તારે જ ચરણે છે. ભાઈઓ અને મિત્રજનો કદી પણ તારું અપ્રિય આચરતા નથી.[૭,૮] તું મોઘાં પટકુળો પહેરે છે, માંસવાળાં ભોજન આરોગે છે અને ઉમદા ઘોડાઓ તારી સવારી માટે તૈયાર રહે છે; તો પછી, તું શા કારણથી પીળો અને પાતળો પડી ગયો છે?[૯] મહામૂલાં શયનો, મનોરમ રમણીઓ, સુંદર સજેલાં ભવનો અને મનમાન્યાં વિહારસ્થાનો એ બધાં નિઃસંશય દેવોની જેમ તારા વચનમાં બંધાયેલાં છે. તો, બેટા! તું સમર્થ હોવા છતાં દીનની જેમ શા માટે શોક કરે છે?[૧૦,૧૧]

દુર્યોધન બોલ્યોઃ-હું ખાઉં છું અને પહેરું છું, તે તો એક નિર્માલ્યની જેમ છે. સમયના ફેરફારને વ્યતીત કરવા માટે હું ઉગ્ર અસહનતાને સહન કરી રહ્યો છું.[૧૨] શત્રુની ઉન્નતિને સહન ન કરનારો જે પુરુષ પોતાનાં પ્રજાજનો ઉપર આવતાં શત્રુ તરફનાં કષ્ટોને દૂર કરવા ઇચ્છે છે અને તેથી જ શત્રુ ઉપર ચડાઈ કરીને ઊભો રહે છે, તે જ સાચો પુરુષ કહેવાય છે.[૧૩] હે ભારત! આથી, સંતોષ લક્ષ્મીનો તથા ગર્વનો નાશ કરે છે તેમજ દયા અને ભય પણ લક્ષ્મીનો તથા અભિમાનનો નાશ કરે છે. જે આ સંતોષાદિથી ઘેરાયેલો છે, તે મહાપદને મેળવી શકતો નથી. મને નિસ્તેજ કરી મૂકતી કુન્તીપુત્ર યુધિષ્ઠિરની તે અતિ ઉજ્જવલ રાજ્યસંપત્તિને જોઇને મારા ભોગવેલા ભોગો મને આનંદ ઉપજાવતા નથી.[૧૪,૧૫] આમ શત્રુને સમૃદ્ધિ પામતો અને મને પોતાને ક્ષય પામતો જાણીને તેમજ કુન્તીપુત્રોની અદૃશ્ય લક્ષ્મીને પણ મારી આંખ આગળ જાણે ઉદય પામતી જોઇને, હું ફિક્કો, રાંક, પીળો અને દૂબળો થઈ ગયો છું. જેમને દરેકને ત્રીસત્રીસ દાસીઓ છે, એવા અઠયાશી હજાર ગૃહસ્થી સ્નાતકોનું યુધિષ્ઠિર ભરણપોષણ કરે છે. વળી, યુધિષ્ઠિરના એ ભવનમાં નિત્ય દશ હજાર બીજા બ્રાહ્મણો સોનાના થાળોમાં ઉત્તમ ભોજન જમે છે.[૧૬-૧૮] કાંબોજરાજે એ યુધિષ્ઠિર માટે કદલી જાતનાં મૃગનાં કૃષ્ણ, શ્યામ અને અરુણ રંગનાં મૃગચર્મો તેમજ મહામૂલ્યવાન કામળો મોકલી હતી. વળી ત્યાં સેંકડો અને હજારો હાથણીઓ, ગાયો અને ઘોડાઓ તેમજ ત્રણસો ઊંટો તથા સેંકડો ખચ્ચરો વિચરી રહ્યાં હતાં. એ રાજમંદિરમાં રાજાઓ ભેટો લઈ લઇને ભેગા થયા હતા.[૧૯,૨૦] હે પૃથ્વીનાથ! એ મહાયજ્ઞમાં રાજાઓ કુન્તીપુત્ર યુધિષ્ઠિરને માટે જાતજાતનાં અનેક રત્નો લાવ્યા હતા.[૨૧] ધીમાન પાંડુપુત્રના એ યજ્ઞમાં ધનની જેવી પ્રાપ્તિ થઈ છે, તેવી મેં કયારે ય પૂર્વે જોઈ નથી કે સાંભળી નથી.[૨૨] હે રાજા! હે પૃથ્વીનાથ! મારા શત્રુનો તે અપાર ધનસાગર જોઇને હું ચિંતામાં પડ્યો છું, મને જરાઃપણ ચેન પડતું નથી.[૨૩] ખેતી આદિથી આજીવિકા ચલાવનારા

વાટધાન બ્રાહ્મણો તેમજ ગાય વગેરે પશુઓથી નિર્વાહ ચલાવનારા ગોમન્તક બ્રાહ્મણો ત્રણ ખર્વ જેટલી ભેટો લઇને આવ્યા હતા અને રોકવામાં આવતાં સેંકડોનું ટોળું દરવાજે ઊભું હતું.[૨૪] તેઓ સુંદર અને સુવર્ણમય કમંડલોને ઘીથી ભરીને લાવ્યા હતા, આ ધનભેટ લાવવા છતાં પણ તેઓ અંદર પ્રવેશ મેળવી શકયા નહોતા.[૨૫] દેવવધૂઓ સ્વયં ઇન્દ્રને માટે પણ જે મધુ (સોમ) લાવતી નથી, તે વરુણપ્રેષિત મધુ મહાસાગરે એ યુધિષ્ઠિર આગળ કાંસાના પાત્રમાં અર્પ્યું હતું.[૨૬] અનેક રત્નોથી વિભૂષિત કરેલા અને જલપૂર્ણ એવા હજારો સુવર્ણના કલશો તથા ઉત્તમ શંખો લાવીને વાસુદેવે યુધિષ્ઠિર ઉપર અભિષેક કર્યો હતો.[૨૭] આ બધું જોઈને મને તો જાણે તાવ જ ચડી ગયો. હે ભરતસિંહ! એ અભિષેકજલ લઇને તેઓ પૂર્વના અને દક્ષિણના સમુદ્રો તરફ જાય છે, તે જ રીતે તેઓ પશ્ચિમ સમુદ્ર તરફ પણ જાય છે. પરંતુ હે પિતા! ખેચરો સિવાય બીજું કોઈ ઉત્તર સમુદ્ર તરફ જતું નથી.[૨૮,૨૯] છતાં અર્જુન ત્યાં જઇને દંડરૂપે અપાર ધન લઈ આવ્યો હતો. આ યજ્ઞમાં એક આશ્ચર્ય થયું હતું, તે હું તમને કહું છું, તે સાંભળો.[૩૦] ત્યાં એવો સંકેત કરવામાં આવ્યો હતો કે, જ્યારે એક લાખ બ્રાહ્મણોને પીરસાઈ રહેતું, ત્યારે ત્યારે નિત્ય શંખધ્વનિ થતો હતો.[૩૧] હે ભારત! તે શંખ એટલી બધી વખત બજ્યા કરતો હતો કે, તેના નિરંતર ધ્વનિ સાંભળતાં મારાં રૂંવાડાં ઊભાં થઇ જતાં હતાં.[૩૨] હે મહારાજ! અનેકાનેક રાજાઓથી ભરાયેલી તે સભા નક્ષત્રોથી શોભી રહેલા નિર્મળ આકાશની જેમ શોભી રહી હતી.[૩૩] હે જનેશ્વર! તે ધીમાન પાંડુપુત્રના યજ્ઞમાં રાજાઓ સર્વ રત્નો લઇને આવ્યા હતા.[૩૪] હે મહારાજ! એ મહીપાલો વૈશ્યોની જેમ બ્રાહ્મણોને પીરસતા હતા. હે રાજન્! તે સમયે યુધિષ્ઠિરની જેટલી લક્ષ્મી જણાતી હતી, તેટલી દેવરાજ ઇન્દ્રની નહોતી, યમની નહોતી, વરુણની નહોતી અને ગુહ્યકોના અધિપતિની પણ નહોતી. પાંડુપુત્રની તે મહાલક્ષ્મીને જોઇને હું મનમાં બળી રહ્યો છું. મને જરા પણ શાંતિ વળતી નથી.[૩૫,૩૬]

શકુનિ બોલ્યોઃ—હે સત્યપરાક્રમી! પાંડવ પાસે તેં જે અતુલ લક્ષ્મી જોઇ છે, તે મેળવવાનો ઉપાય મારી પાસેથી તું સાંભળ.[૩૭] હે ભારત! આખી પૃથ્વીમાં હું પાસાઓ નાખવામાં પ્રસિદ્ધ કુશળ છું. પાસો જય આપશે કે પરાજય તે હું જાણું છું, પાસામાં દ્રવ્યનો ઉપયોગ કરી જાણું છું, તેમજ દિશા તથા કાળની અનુકૂળતા ઇત્યાદિ વિશેષતાને પણ જાણું છું.[૩૮] કુન્તીપુત્ર યુધિષ્ઠિરને દ્યૂત રમવાનો શોખ છે, પણ તેને બાજી રમતાં આવડતી નથી. યુદ્ધ અથવા દ્યૂત રમવા માટે તેને તેડવામાં આવતાં તે ચોક્કસ આવી પહોંચશે. હે વિભુ! હું કપટ× કરીને તેને અવશ્ય હરાવીશ અને તે દિવ્ય સમૃદ્ધિને જીતી લઈશ, માટે તું એને બોલાવ.[૪૦]

વૈશંપાયન બોલ્યાઃ—શકુનિએ આ પ્રમાણે કહ્યું એટલે દુર્યોધને તે જ સમયે ધૃતરાષ્ટ્રને આ વચન કહ્યાંઃ[૪૧] 'હે રાજન્! જુગટું જાણનાર આ શકુનિ જુગારથી પાંડુપુત્રની લક્ષ્મીનું હરણ કરવાનો ઉત્સાહ રાખે છે. તે માટે તમારે આજ્ઞા આપવી જોઈએ.[૪૨]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ—હું મહાબુદ્ધિમાન વિદુર

× દ્યૂત રમનારાઓ ૭ પાસાવાળા, બાર ધારવાળા અને બધી તરફથી ચોખંડા એવા પાસાથી રમે છે. જેમાં ત્રણ ત્રણ પાસા ઉપર બન્ને રમનારાનાં નામ લખ્યાં હોય છે. તેમાં એવું કપટ કરે છે કે, સામા રમનારાનાં નામો જે જે ભાગમાં આવ્યા હોય છે તે તે ભાગમાં અંદર છિદ્ર કરીને સીસું ભરે છે એટલે તે ભાગ ભારી થવાથી ગબડીને નીચે જાય છે અને પોતાના નામ વાળો હલકો ભાગ ઉપર આવે છે. તેથી ઉપર આવેલાં નામવાળો જીતેલો ગણાય છે અને બીજો નીચે ગયેલાં નામવાળો હારે છે. —પંડિત

મંત્રીની સલાહ પ્રમાણે ચાલુ છું. તેમને મળીને હું આ કાર્યનો નિર્ણય જણાવીશ.[૪૩] કેમકે તે દીર્ઘદર્શી ધર્મને આગળ રાખીને બંને પક્ષોને યોગ્ય અને પરમ હિતકારી એવો કાર્યનો નિર્ણય કરીને કહેશે.[૪૪]

**દુર્યોધન બોલ્યો:**—એ વિદુર આવશે તો તમને દ્યૂત રમતાં અટકાવશે. હે રાજેન્દ્ર! તમે આમ રોકાઈ જશો, તો હું ચોક્કસ મરણને ભેટીશ.[૪૫] પછી હે મહારાજ! હું મરી જાઉં એટલે તમે વિદુર સાથે સુખી થજો! તમે સમગ્ર પૃથ્વીને ભોગવો! તમારે મારું શું કામ છે?[૪૫,૪૬]

**વૈશંપાયન બોલ્યા:**—દુર્યોધનનાં વહાલભર્યાં આવાં આર્ત વચનો સાંભળીને ધૃતરાષ્ટ્ર દુર્યોધનના મતનો થયો અને સેવકોને આજ્ઞા આપી કે,[૪૭] 'હજાર થંભવાળી, સો દ્વારવાળી, વિશાળ, મનોરમ અને નેત્રને ગમી જાય એવી એક સભા શિલ્પીઓ પાસે એકદમ તૈયાર કરાવો. પછી સર્વ દિશાઓમાંથી સુતારો બોલાવીને એ સભાને રત્નો જડાવી દો; એમાં સારી રીતે પ્રવેશ કરાય એવી સુંદર બનાવો અને પછી મને એની જાણ કરો.'[૪૮,૪૯] રાજા ધૃતરાષ્ટ્રે દુર્યોધનની શાંતિ માટે આ પ્રમાણે નિશ્ચય કર્યો. પછી હે મહારાજ! તેણે વિદુરને બોલાવવા માણસ મોકલ્યો.[૫૦] એ ધૃતરાષ્ટ્ર પોતે વિદુરને પૂછ્યા વિના કશો જ નિર્ણય કરતો નહોતો, તેમજ જુગારમાં રહેલા દોષોને પણ તે જાણતો હતો. છતાં પુત્ર પ્રત્યેના સ્નેહથી તે આમ તણાઈ ગયો.[૫૧] ધીમાન વિદુર પણ કળિયુગનું બારણું ઊઘડેલું પ્રાપ્ત થયેલું જોઈને તેમજ વિનાશનું જડબું ફાટેલું જોઈને, ધૃતરાષ્ટ્ર તરફ દોડતા આવી પહોંચ્યા. તે વિદુરજી પોતાના મહાત્મા મોટા ભાઈ પાસે આવીને તેમનાં ચરણકમલમાં શિર નમાવી પ્રણામ કરી આ વચન બોલ્યા:[૫૨,૫૩]

**વિદુર બોલ્યા:**—હે મહારાજ! હું તમારા આ નિશ્ચયને અભિનંદન આપતો નથી. હે પ્રભુ! તમે દ્યૂતને કારણે પુત્રોમાં ભેદ પડે નહિ એમ કરો.[૫૪]

**ધૃતરાષ્ટ્ર બોલ્યો:**—હે વિદુર! જો દેવો આપણા ઉપર કૃપા કરશે, તો મારા પુત્રોને કારણે આપણા પુત્રોમાં કલહ થશે નહિ, એમાં સંશય નથી. આથી, શુભ હો કે અશુભ હો અને હિતકારી હો કે અહિતકારી હો, તો પણ સગાંઓ ભલે જૂગટું રમે. નિઃસંશય દૈવ જ એવું છે. હે ભારત! હું, દ્રોણ, ભીષ્મ તેમજ તમે પાસે હોઈશું, એટલે ભાગ્યે નિર્મેલો અન્યાય કોઈ રીતે થશે નહિ. આથી પવનવેગી ઘોડાઓ જોડેલા રથમાં બેસી તમે આજે જ ખાંડવપ્રસ્થમાં જાઓ અને યુધિષ્ઠિરને તેડી લાવો. હે વિદુર! હું તમને આ કહી રાખું છું કે, મારો આ નિશ્ચય નિંદાપાત્ર નથી. દૈવ જ મોટી વાત છે એમ હું માનું છું. એનાથી આ બધું થાય છે.' ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે કહ્યું, એટલે ધીમાન વિદુર 'હવે આ કુળનું આવી બન્યું છે' એમ વિચારવા લાગ્યા અને અત્યંત દુઃખી થઈને મહાબુદ્ધિમાન ભીષ્મ પાસે ગયા.

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દુર્યોધનસંતાપ' નામનો અધ્યાય ૪૯ મો સમાપ્ત

# अध्याय ५० मो

## દ્યૂતનો ધૃતરાષ્ટ્રે કરેલો નિષેધ અને દુર્યોધનનો બળાપો

॥ जनमेजय उवाच ॥

कथं समभवद्द्यूतं भ्रातृणां तन्महात्ययम् ।
यत्र तद्व्यसनं प्राप्तं पांडवैर्मे पितामहैः ॥ १ ॥

**જનમેજય બોલ્યા:**—જે જૂગટામાં મારા પિતામહ પાંડવોને તે મહાસંકટ આવી પડ્યું હતું, તે ભાઈઓનો મહાવિનાશ આણનારું જૂગટું કેવી રીતે રમાયું?[૧] હે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા!

તેમાં કયા રાજાઓ સભાસદ હતા ? કોણે કોણે એ દ્યૂતને અનુમોદન આપ્યું અને કોણે કોણે એનો વિરોધ કર્યો ?[૨] હે દ્વિજ ! હું આ વિસ્તારથી કહેવાયેલું સાંભળવા ઇચ્છું છું. કેમકે હે દ્વિજોત્તમ ! એ જ પૃથ્વીના વિનાશનું મૂળ હતું.[૩]

**સૂતપુત્ર બોલ્યાઃ**–રાજાએ આ પ્રમાણે પૂછ્યું, ત્યારે વેદના તત્ત્વને જાણનારા પ્રતાપી વ્યાસશિષ્ય વૈશંપાયને જે બન્યું હતું તે બધું કહેવા માંડયુ.[૪]

**વૈશંપાયન બોલ્યાઃ**–હે ભરતશ્રેષ્ઠ ! જો તમને એ સાંભળવાની ઇચ્છા છે, તો હે મહારાજ ! તમે મારી પાસેથી ફરી વાર એ કથાને વિસ્તારપૂર્વક સાંભળો.[૫] અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્રે વિદુરનો મત જાણીને દુર્યોધનને ફરીથી એકાંતમાં આ વચન કહ્યાં કે,[૬] 'હે ગાંધારીનંદન ! બસ થયું આ દ્યૂતની વાતથી ! વિદુર એને વખાણતા નથી.[૭] એ મહા બુદ્ધિમાન આપણા અહિતનું કદાપિ કહે નહિ. વિદુર જે કહે છે, તે મને પરમહિતકારી લાગે છે. બેટા ! તું એ પ્રમાણે બધું કર. મને એમાં જ તારું હિત જણાય છે.[૮] ઇન્દ્રના ગુરુ, ઉદાર બુદ્ધિવાળા અને દેવર્ષિ એવા ભગવાન બૃહસ્પતિએ ધીમાન દેવરાજને જે શાસ્ત્ર કહ્યું હતું, તે બધું મહાકવિ વિદુર રહસ્યસહિત જાણે છે. હે પુત્ર ! હું પણ સદા તેના વચનમાં રહીને વર્તું છું. અથવા, હે રાજા ! જેમ મહાબુદ્ધિમાન ઉદ્ધવ યદુવંશીઓમાં પૂજા પામ્યા છે, તેમ મેધાવી વિદુર પણ કુરુઓમાં શ્રેષ્ઠ મનાયા છે. માટે બેટા ! તેના કહેવા પ્રમાણે તું દ્યૂત રમવું માંડી વાળ. જુગારમાં વેર જ થતું જણાય છે.[૯-૧૧] એ વેર વડે રાજ્યનો વિનાશ થાય છે. તો હે પુત્ર ! જુગારની વાત પડતી મૂક. પિતા અને માતાએ પુત્રનું જે પરમ કાર્ય કરવાનું કહ્યું છે, તે અમે કર્યું છે.[૧૨] તું બાપદાદાનું રાજ્ય પ્રાપ્ત કરી ચૂક્યો છે. તું ભણ્યો છે, શાસ્ત્રમાં કુશલ થયો છે અને ઘરમાં સદૈવ લાડથી ઊછર્યો છે. મોટો ભાઈ હોઇ તું રાજગાદીએ બેઠો છે. તો પછી બીજું રૂડું શું જોઇએ ? હે મહાબાહુ ! બીજાં માણસોને જે ભોજનો અને વસ્ત્રો મળવાં મુશ્કેલ છે, તે તને મળ્યાં છે. તો બેટા ! તું શા માટે શોક કરે છે ? હે મહાભુજ ! તારે બાપદાદાનું મહાવિશાલ રાજ્ય છે. સ્વર્ગમાં જેમ દેવરાજ ઇન્દ્ર આણ વર્તાવે, તેમ તું અહીં નિત્ય આણ વર્તાવતો જણાય છે. હે બુદ્ધિમાન ! તને દુઃખ કરી રહેલા એ શોકનું કારણ શું છે ? તારે એ મને કહેવું જોઇએ. [૧૩-૧૬]

**દુર્યોધન બોલ્યોઃ**–હું તો પાપી માણસ છું. શત્રુનો ઉદય થતો જોવા છતાં હું ખાનપાન કરું છુ અને પહેરુંઓઢું છું. જે મનુષ્ય શત્રુની ચડતી જોઇને દ્વેષ કરતો નથી, તે તો અધમ જ કહેવાય છે.[૧૭] હે રાજેન્દ્ર ! સાધારણ લક્ષ્મી મને પ્રસન્ન કરતી નથી. હે વિભુ ! કુંતીપુત્ર યુધિષ્ઠિરની ઝળહળતી રાજલક્ષ્મી જોઇને તેમજ સમસ્ત પૃથ્વીને યુધિષ્ઠિરના વશમાં આવેલી જાણીને મારા કાળજામાં તીર ભોંકાય છે. હું પથરો જ છું, એટલે હજી હું જીવ્યા કરું છું. દુઃખને લીધે આ વાત તમને કહું છું.[૧૮,૧૯] નીપ, ચિત્રક, કૌકુર, કારસ્કર અને લોહજંઘ ઇત્યાદિ રાજાઓ યુધિષ્ઠિરના ભવનમાં દાસની જેમ વશ વર્તતા જણાય છે.[૨૦] વળી હિમાલયના, સાગરોના, તીરપ્રદેશોના, રત્નની સર્વ ખાણોના તેમજ તમામ સીમાભાગોના રાજાઓ તો યુધિષ્ઠિરના ભવનમાં પ્રવેશ ન પામતાં દૂર જ રહ્યા હતા.[૨૧] હે પૃથ્વીપતિ ! મને જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ માનીને યુધિષ્ઠિરે મને રત્નોની ભેટ લેવાના કાર્ય ઉપર સત્કારપૂર્વક નીમ્યો હતો. હે ભારત ! ત્યાં આવેલાં શ્રેષ્ઠ અને મહામૂલાં રત્નોમાં આ પાર કે પેલી પાર જેવું કશું જણાતું નહોતું. એ સંપત્તિ લેતાં લેતાં મારો હાથ થાકી જતો હતો

અને ત્યારે લોકો દૂરથી આણેલી એ સંપત્તિઓ-ને ઝાલી રાખી વાટ જોતા ઊભા રહેતા હતા. હે ભારત! એ સભામાં મયદાનવે બિન્દુસરોવરનાં રત્નો વડે આરસજડયું જે કૃત્રિમ કમલસરોવર બનાવ્યું છે, તે મેં જોયું હતું. તેને પાણીથી ભરેલું માનીને મેં વસ્ત્ર ઊંચાં લીધાં; ત્યારે મને શત્રુની અતિશય સમૃદ્ધિથી મૂંઝાઈ ગયેલો અને રત્ન વિનાનો માનીને તે વૃકોદર ભીમ મારા ઉપર હસ્યો હતો.[૨૦–૨૬] જો હું સમર્થ હોત, તો ભીમને મેં ત્યાં ને ત્યાં જ પાડી નાખ્યો હોત. પણ હે મહારાજ! મેં ભીમને મારવાનું સાહસ કર્યું હોત, તો અમારી વલે શિશુપાલ જેવી જ થાત, એમાં સંદેહ નથી. હે ભારત! આમ શત્રુએ મારી જ હાંસી કરી છે, તે મને બાળી રહી છે.[૨૭,૨૮] વળી હે નરપતિ! એવી જ બીજી કમલોથી શોભતી એક વાવને શિલા સમાન માનીને હું તેનાં પાણીમાં પડી ગયો હતો.[૨૯] તે વખતે કૃષ્ણ અર્જુનની સાથે મોટેથી મને હસ્યા હતા અને દ્રૌપદીએ સ્ત્રીઓની સાથે હસીને મારા હૃદયમાં શૂળ ભોંક્યાં. જલમાં મારાં વસ્ત્રો ભીંજાઈ ગયાં, એટલે રાજાની આજ્ઞા પામેલા સેવકો મારે માટે નવાં વસ્ત્રો લાવ્યા. એનું પણ મને ભારે દુઃખ છે. હે રાજા! સાંભળો, હું વળી બીજી છેતરામણમાં પડ્યો હતો તે કહું છું. દરવાજો નહિ, છતાં દરવાજા જેવા જણાતા એક સ્થાનમાંથી હું બહાર નીકળવા ગયો, ત્યાં હું શિલા સાથે સખત પછડાયો અને મારું કપાળ ફૂટી ગયું.[૩૦–૩૨] તે વખતે નકુલ અને સહદેવની જોડે મને ત્યાં દૂરથી જખમી થયેલો જોઈને દુઃખ બતાવ્યું અને મને હાથો વડે પકડી લીધો.[૩૩] પછી સહદેવ તો હસતાં હસતાં વારંવાર મને કહેવા લાગ્યો કે, 'રાજાજી! બારણું આ રહ્યું, અહીંથી જાઓ.'[૩૪] વળી ભીમસેને તે વખતે મને 'ધૃતરાષ્ટ્ર (આંધળા)નો પુત્ર' એમ સંબોધન કરીને હસતો હસતો બોલ્યો કે, 'રાજાધિરાજ! બારણું આ બાજુએ છે!'[૩૫] તે સભામાં મેં જે રત્નો જોયાં તેમનાં નામો સુધ્ધાં મેં પૂર્વે સાંભળ્યાં નહોતાં. આથી, મારું મન બળી રહ્યું છે.[૩૬]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દુર્યોધનસંતાપ' નામનો અધ્યાય ૫૦ મો સમાપ્ત**

# અધ્યાય ૫૧ મો

## ધૃતરાષ્ટ્રની આગળ દુર્યોધને કરેલું યજ્ઞની ભેટોનું વર્ણન

॥ दुर्योधन उवाच ॥

**यन्मया पांडवेयानां दृष्टं तच्छृणु भारत।**
**आहृतं भूमिपालैर्हि वसुमुख्यं ततस्ततः॥ १॥**

દુર્યોધન બોલ્યોઃ–હે ભારત! દેશદેશના રાજાઓ પાંડુનંદનો માટે જે મુખ્ય ધન લાવ્યા હતા અને જેને મેં જોયું હતું, તે તમે સાંભળો.[૧] શત્રુનું તે ધન જોઈને હું મૂઢ થઈ ગયો હતો અને મને કોઈ જાતનું ભાન રહ્યું નહોતું. મને ખબર પણ રહી નથી કે, એ ધન અમુક રાજા તરફથી અને અમુક દેશ તરફથી આવ્યું હતું. તો પણ, હે ભારત! તમે તે મુખ્યતાએ સાંભળો.[૨] કાંબોજરાજે ઊનની, દરમાં રહેનારાં પ્રાણીઓનાં રૂંવાંની અને સોનાની ઝીકથી ભરેલી અનેક શાલો તથા શ્રેષ્ઠ મૃગચર્મો યુધિષ્ઠિરને ભેટ ધર્યાં હતાં. વળી તેતર પક્ષીઓ જેવા કાબરચિત્રા અને પોપટના જેવા નાકવાળા ત્રણસો ઘોડાઓ તેમજ પીલુડી, શમી અને ઇંગોરાં ખાઇને પુષ્ટ થયેલાં ત્રણસો ઊંટો તથા ખચ્ચરો તેણે ભેટ આપ્યાં હતાં.[૩-૪] હે મહારાજ! ગાયબળદથી આજીવિકા ચલાવનારા અને દાસની જેમ રહેનારા ગોવાસન બ્રાહ્મણો મહાત્મા ધર્મરાજ પ્રત્યેની પ્રીતિને કારણે ત્રણ ખર્વ જેટલા ધનની ભેટ લાવ્યા હતા. તેમને દરવાજે રોકવામાં આવ્યા હતા, તેથી તેઓ ત્યાં ઊભા રહ્યા હતા. ખેતી આદિથી નિર્વાહ કરનારા અને ગાયો પાળનારા વા... બ્રાહ્મણોનાં સેંકડો

ટોળાઓ સુવર્ણનાં સ્વચ્છ કમંડલુઓને ઘીથી ભરીને લાવ્યાં હતાં. આવી ભેટ લાવ્યા હોવા છતાં તેઓ અંદર પ્રવેશ કરી શક્યા નહોતા. વળી, હે મહારાજ ! ભરુકચ્છવાસી શૂદ્રો કાર્પાસિક દેશમાં રહેવાવાળી, લાંબા વાળવાળી અને સોનાનાં ઘરેણાંવાળી એવી નમણી અને શ્યામ અંગવાળી એક લાખ દાસીઓને તથા શ્રેષ્ઠ બ્રાહ્મણોને યોગ્ય એવાં રંકુમૃગનાં ચર્મોને, તેમજ ગાંધારદેશમાં પાકેલા ઘોડાઓને સમગ્ર ભેટરૂપે લાવ્યા હતા.[૫-૧૦] વરસાદના પાણીથી તેમજ નદીઓનાં જલથી ધાન્ય ઉગાડી આજીવિકા ચલાવનારા, સમુદ્રની સમીપમાં જન્મેલા તેમજ સિન્ધુની પાર રહેનારા વૈરામ, પારદ, આહીર અને કિતવ નામના માનુષ્યો છે, તેઓ પણ વિવિધ રત્નો, બકરાં, મેંઢાં, ગાય, સુવર્ણ, ગધેડાં, ઊંટ, ફલમાં થયેલું મધ અને વિવિધ કંબલો તેમજ અનેકવિધ ભેટો લઇને આવ્યા હતા. તેમને રોકવામાં આવ્યાથી તેઓ દરવાજે ઊભા રહ્યા હતા.[૧૧-૧૩] શૂરવીર, મ્લેચ્છોનો અધિપતિ, બલવાન અને મહારથી એવો પ્રાગ્જ્યોતિષનો સ્વામી રાજા ભગદત્ત યવનો સાથે ત્યાં વાયુવેગી, ઝડપી અને જાતવાન ઘોડાઓ લઇને તેમજ બીજી પૂરી ભેટો લાવીને આવ્યો હતો. તેને રોકવામાં આવ્યાથી તે પણ દરવાજે ઊભો રહ્યો હતો.[૧૪,૧૫] પછી, મહામોઘા મણિઓનું બનેલું અને શુદ્ધ હાથીદાંતની મૂઠવાળી તલવારો ભેટ કરીને પ્રાગ્જ્યોતિષનો અધિપતિ તે ભગદત્ત પોતાને વતન પાછો ફર્યો હતો.[૧૬] વળી, મે જુદી જુદી દિશાઓથી આવેલા દ્વયક્ષ, ત્ર્યક્ષ, લલાટાક્ષ, ઔષ્ણિક, અનંતવાસ, રોમક, પુરુષાદક અને એકપાદ એ લોકોને ત્યાં દરવાજે રોકી રાખેલા જોયા હતા. કર લઇને આવેલા અનેક રાજાઓ વિધવિધ વર્ણનાં, કાળી ડોકવાળાં, મહા કાયાવાળાં, દૂર સુધી જવાવાળાં, સારા કેળવેલાં, દિશાઓમાં પ્રસિદ્ધિ પામેલાં, સુપ્રમાણ અંગોવાળાં, સુંદર રંગવાળાં અને વસુને તીરે જન્મેલાં એવાં દશ હજાર ગધેડાંઓને ભેટમાં લાવ્યા હતા. વળી તેમણે એ યુધિષ્ઠિરને ભેટમાં પુષ્કળ સોનું તથા ચાંદી આપ્યાં હતાં. આ આપ્યા પછી જ તેઓ યુધિષ્ઠિરના ભવનમાં પ્રવેશ પામ્યા હતા. ત્યાં, એકપાદ રાજાઓએ તે યુધિષ્ઠિરને ઇન્દ્રગોપના જેવા, પોપટના જેવા, સંધ્યાકાળના આભલાના જેવા રંગવાળા અને મેઘધનુષ્યના જેવા એમ અનેકવિધ વર્ણોવાળા, મનોવેગી તથા અતિઝડપી એવા જંગલી ઘોડાઓ ભેટ કર્યા હતા, તેમ જ અતિમૂલ્યવાન સુવર્ણ અર્પણ કર્યું હતું. વળી ચીનાઓ, શકો, ઓડ્રો, બર્બરો, વનવાસીઓ, વાર્ષ્ણેયો, હારહૂણો, કૃષ્ણવર્ણા હિમાલયવાસીઓ, નીપો અને દ્વીપવાસીઓ વગેરેને દરવાજે જ રોકવામાં આવ્યા હતા.[૧૭-૨૪] અનેકવિધ રૂપોવાળા, કાળી ડોકવાળા, મોટી કાયાવાળા, સો કોશ પંથ કરનારા, સારા કેળવેલા, દેશદેશમાં પ્રખ્યાત થયેલા, સુપ્રમાણ અંગવાળા, સુંદર વર્ણવાળા અને સુંવાળા સ્પર્શવાળા, એવા દશ હજાર ગધેડાઓને તેઓ તે યુધિષ્ઠિરને ભેટ આપવા લાવ્યા હતા. વળી તેઓ બાહ્લીક અને ચીન દેશમાં ઉત્પન્ન થયેલાં ઊનનાં, રંકુ મૃગનાં, કીડામાંથી થયેલા રેશમનાં, શણનાં, કપાસ વિનાનાં, વિવિધ લચ્છાવાળાં અને કમળનાં જેવી કાંતિવાળાં હજારો સુંવાળાં વસ્ત્રો તેમજ કોમળ મૃગચર્મો લાવ્યા હતા. તેઓ લાંબી ધારદાર તલવારો, ઋષ્ટિઓ, શક્તિઓ, પરશુઓ, તેમજ પશ્ચિમ દેશમાં થયેલી તીક્ષ્ણ ફરસીઓ પણ ભેટમાં લઈ આવ્યા હતા. વધુમાં, તેઓ વિધવિધ જાતના રસો, સુગન્ધીદાર પદાર્થો અને હજારો રત્નો લાવ્યા હતા. આ બધી પૂરી ભેટ સાથે તેઓ આવ્યા [illegible] પરંતુ તેમને અટકાવવામાં આવવાથી તેઓ [illegible] વાજે ઊભા રહ્યા હતા. શક, તુષાર, કંક [illegible] અને શૃંગી લોકો દૂર સુધી જનારા [illegible]

ઓ, બરાબર ગણેલા એક અર્બુદ ઘોડાઓ, સેંકડો પદ્મ જેટલું પુષ્કળ સુવર્ણ અને વિવિધ ભેટો લઇને ત્યાં આવ્યા હતા; પણ દ્વાર ઉપર વારવામાં આવતાં તેઓ ત્યાં જ ઊભા રહ્યા હતા.[૨૫-૩૧] મણિ અને સુવર્ણથી મઢેલાં તથા હાથીદાંતનાં બનાવેલાં મહામૂલાં આસનો, વાહનો અને શયનો તથા જાતજાતનાં કવચો, વિવિધ શસ્ત્રો, તેમજ વિવિધ આકારવાળા, સોનાથી શણગારેલા અને કેળવેલા ઘોડાઓ જોડેલા તથા વ્યાઘ્રચર્મના છતવાળા રથો, હાથીઓ માટેના વિચિત્રરંગી ઓઢાઓ, વિવિધ પ્રકારનાં રત્નો, નારાચો, અર્ધનારાચો અને જાતજાતનાં શસ્ત્રો એ બધું મહાદ્રવ્ય આપીને પૂર્વદેશના અધિપતિ રાજાઓ મહાત્મા પાંડવના યજ્ઞમંદિરમાં પ્રવેશ કરી શક્યા હતા.[૩૨-૩૫]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તગર્ત દ્યૂતપર્વમાં 'દુર્યોધનસંતાપ' નામનો અધ્યાય ૫૧ મો સમાપ્ત**

# अध्याय ५२ मो

## યજ્ઞમાં આવેલી ભેટોનું વિશેષ વર્ણન

॥ दुर्योधन उवाच ॥

**दायं तु विविधं तस्मै शृणु मे गदतोऽनघ ।**
**यज्ञार्थं राजभिर्दत्तं महान्तं धनसंचयम् ॥ १ ॥**

દુર્યોધન બોલ્યો:–હે નિષ્પાપ! રાજાઓએ યજ્ઞનિમિત્તે યુધિષ્ઠિરને જે મહાન ધનસંચય કરરૂપે આપ્યો હતો તથા તેમણે તેને જે ભેટો આપી હતી, તે હું તમને કહું છું, તમે તે સાંભળો.[૧] મેરુ અને મન્દર પર્વતોની મધ્યે શૈલોદા નામની નદીની આસપાસ જેઓ છિદ્રવાળા તેમજ નક્કર વાંસોની રમણીય છાયામાં સુખ સેવે છે, તે ખસ, એકાસન, અર્હ, પ્રદર, દીર્ઘવેણુ, પારદો, કુલિન્દો, તંગણ તેમજ પરતંગણ જાતિઓના રાજાઓ, પિપીલિકા (કીડીઓ)એ ઉપર આણેલા પિપીલક નામના સોનાના ઢગને વાસણોમાં ભરીને લાવ્યા હતા.[૨-૪] મહાબલવાન પહાડી રાજાઓ કેટલાક કાળા રંગના મનોહર તો કેટલાક ચંદ્રવર્ણાં ઉજ્જવળ એવાં ચામરો લાવ્યા હતા અને હિમાલયનાં પુષ્પોમાંથી થયેલું પુષ્કળ સ્વાદિષ્ટ મધ લાવ્યા હતા.[૫] વળી તેઓ ઉત્તર કુરુદેશમાંથી જલસિક્ત માળાઓ લાવ્યા હતા; તેમજ ઉત્તર કૈલાસમાંથી ઔષધિઓ લાવ્યા હતા. આ બધું ભેટ રૂપે લાવીને તેઓ અજાતશત્રુ યુધિષ્ઠિરરાજને દ્વારે આવ્યા હતા, પણ રોકવામાં આવ્યાથી તેઓ ત્યાં શિર નમાવીને ઊભા રહ્યા હતા.[૬,૭] હે પ્રભુ! હિમાલયના પાછલા ભાગમાં સૂર્યોદય શિખર ઉપર રહેવાવાળા, રાજાઓને કરુષ દેશમાં વસનારાઓને સમુદ્રના છેલ્લા કાંઠે રહેનારા અને લૌહિત્ય પર્વતને ફરતે વાસ કરનારા રાજાઓને, તેમજ ફલમૂલ ખાનારા, ચામડાનાં વસ્ત્રો પહેરનારા, ભયંકર હથિયાર ધારનારા અને ક્રૂર કર્મ કરવાવાળા કિરાતોને મેં ત્યાં જોયા હતા. હે પૃથ્વીનાથ! ચંદનનાં અને કાલાગરુનાં લાકડાંના ભારાઓ, ચામડાં, રત્નો, સુવર્ણ તથા સુગંધી પદાર્થોના ઢગલાઓ, કિરાતજાતિની દશ હજાર દાસીઓ, રમણીય પદાર્થો, દૂર ઉત્પન્ન થયેલાં મૃગો તથા પંખીઓ તેમજ પર્વતોમાંથી ભેગું કરેલું અત્યંત તેજસ્વી સુવર્ણ, એ બધું તેઓ લાવ્યા હતા; પણ અટકાવવામાં આવ્યાથી તેઓ દરવાજે ઊભા રહ્યા હતા.[૮-૧૨] હે પૃથ્વીનાથ! કૈરાત, દરદ, દર્વ, શૂર, યમક, ઔદુમ્બર, દુર્વિભાગ, પારદ, બાહ્લીક, કાશ્મીર, કુમાર, ઘોરક, હંસકાયન, શિબિ, ત્રિગર્ત, યૌધેય, મદ્ર, કેકય, અમ્બાષ્ઠ, કૌકુર, તાર્ક્ષ્ય, વસ્ત્રપ, પહ્લવ, વશાતલ, મૌલેય, ક્ષુદ્રક, માલવ, પૌણ્ડ્રિક, કુક્કર, શક, અંગ, વંગ, પુંડ્ર, શાણવત્ય અને ગય એ સર્વ સારી જાતવાળા જથાવાળા શ્રેષ્ઠ તથા શસ્ત્રધારી એવા ક્ષત્રિય સમૂહો ત્યાં અજાતશત્રુ યુધિષ્ઠિરને સેંકડો ધનમુદ્રાઓ આપવા આવ્યા હતા-

હે ભારત! વંગો, કલિંગો, મગધો, તામ્રલિપ્તો, સુપુણ્ડ્રકો, દૌવાલિકો, સાગરકો, પત્રોર્ણો, શૈશવો તેમજ અનેક કર્ણ પ્રાવરણો ત્યાં આવીને ઊભા હતા. દ્વારપાલોએ રાજાની આજ્ઞાથી તેમને કહ્યું હતું કે, તમે થોડી વાર અહીં થોભી જાઓ; સારી ભેટ લાવ્યા હશો તો અંદર દરવાજામાં જઈ શકશો.[૧૩-૨૦] ક્ષમાવાન અને કુળવાન એવા તે દરેક રાજાએ હળના જેવા દાંતવાળા, સોનાની સાંકળીવાળા, પદ્મકમળના જેવા વર્ણવાળા, સુંદર ઝૂલ ઓઢેલા, પહાડ જેવા, નિત્ય મસ્ત રહેનારા, કામ્યક સરોવરની આસપાસ વસનારા અને કવચોથી સજેલા એવા એકએક હજાર હાથીઓ ભેટ આપીને દ્વારમાં પ્રવેશ પામ્યા હતા.[૨૧,૨૨] આ ઉપરાંત બીજા અનેક સમૂહો ત્યાં જુદી જુદી દિશાએથી આવ્યા હતા. વળી અન્ય મહાત્માઓ પણ ત્યાં રત્નો ભેટ માટે લાવ્યા હતા.[૨૩]

હે કુરુનંદન! ઇન્દ્રના અનુચર ચિત્રરથ નામે ગન્ધર્વરાજે પવનવેગી ચારસો ઘોડાઓ આપ્યા હતા.[૨૪] પ્રસન્ન થયેલા તુમ્બુરુ ગંધર્વે આંબાના પાનના જેવા રંગવાળા અને સોનાની માળાવાળા સો ઘોડાઓ અર્પણ કર્યા હતા.[૨૫] હે પૃથ્વીનાથ! શૂકરરાજ કૃતિએ અનેક શ્રેષ્ઠ હાથીઓ સેંકડોની સંખ્યામાં અર્પ્યા હતા.[૨૬] મત્સ્યાધિપતિ વિરાટરાજે સુવર્ણની સાંકળવાળા બે હજાર મસ્ત હાથીઓ ભેટ આપવા આણ્યા હતા.[૨૭] હે મહારાજ! વસુદાન રાજા પાંશુરાષ્ટ્રથી છવીસ હાથીઓ તેમજ વેગવાળા, બળવાન અને સુવર્ણમાલવાળા બે હજાર જોબનભર્યા ઘોડાઓ લાવ્યા હતા. હે મહારાજ! એ સર્વ ભેટ લાવીને તેમણે પાંડુપુત્ર યુધિષ્ઠિરને અર્પણ કરી હતી. હે પૃથ્વીપતિ! યજ્ઞસેન દ્રુપદે ચૌદ હજાર દાસીઓ અને સ્ત્રીવાળા દશ હજાર દાસો આપ્યા હતા. વળી હે મહારાજ! તેણે સેંકડો શ્રેષ્ઠ હાથીઓ, હાથી જોડેલા છવ્વીસ રથો, તેમજ પોતાનું સમગ્ર રાજ્ય સુધ્ધાં પાર્થોને યજ્ઞાર્થે નિવેદિત કર્યું હતું.[૨૮-૩૧] વૃષ્ણિનંદન વાસુદેવ શ્રીકૃષ્ણે પણ અર્જુનનો સત્કાર કરતાં ચૌદ હજાર શ્રેષ્ઠ હાથીઓ ભેટ આપ્યા હતા.[૩૨] કારણ કે, શ્રીકૃષ્ણ અર્જુનના આત્મારામ છે અને અર્જુન શ્રીકૃષ્ણના આત્મારામ છે. અર્જુન શ્રીકૃષ્ણને જે કંઈ કહે તે શ્રીકૃષ્ણ નિઃસંશય કરે.[૩૩] અર્જુનને ખાતર શ્રીકૃષ્ણ સ્વર્ગલોકને પણ જતો કરે, તેમજ શ્રીકૃષ્ણની ખાતર અર્જુન પોતાના પ્રાણ સુધ્ધાં પાથરી દે. ચોલ અને પાંડ્ય દેશના રાજાઓ સુગંધીદાર ચન્દનરસોને સુવર્ણના કુંભોમાં ભરીને લાવ્યા હતા; મલય તથા દર્દુર પર્વતો ઉપરથી ચંદનના અને અગરુના ભારાઓ લાવ્યા હતા; તેમજ તેજસ્વી મણિઓ, રત્નો, સુવર્ણ તથા મુલાયમ વસ્ત્રો લાવ્યા હતા; છતાં તેમને દ્વારમાં પ્રવેશ મળી શક્યો નહોતો.[૩૪-૩૬] ત્યાં સિંહલવાસીઓ સમુદ્રમાં પાકેલા વૈડૂર્ય મણિઓ તથા મોતીઓના લચ્છાઓ તેમજ સેંકડો હાથીની ઝૂલો લઇને આવ્યા હતા. મણિજડિત વસ્ત્રો પહેરેલા, શ્યામ વાનવાળા અને તાંબા જેવી લાલ આંખવાળા એ સિંહલવાસી પુરુષોને ભેટો સાથે દરવાજે રોકવામાં આવ્યા હતા, એટલે તેઓ ત્યાં ઊભા રહ્યા હતા. વળી બ્રાહ્મણો, હારેલા ક્ષત્રિયો, વૈશ્યો તેમજ સેવાની ઇચ્છાવાળા શૂદ્રો ત્યાં પ્રીતિપૂર્વક ભેટો લાવ્યા હતા.[૩૭-૩૯] સર્વે મ્લેચ્છો તેમજ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ જાતિના તમામ વર્ણના લોકો પ્રીતિપૂર્વક તથા બહુમાનથી યુધિષ્ઠિરની સેવામાં આવ્યા હતા.[૪૦] આમ વિવિધ દેશોમાં જન્મેલી, વિવિધ જાતિઓને લીધે યુધિષ્ઠિરના ભવનમાં જાણે આ ભૂલોક સ્વર્ગલોકમાં પલટાઈ ગયો હોય એમ લાગતું હતું.[૪૧] આ રીતે રાજાઓએ શત્રુઓને જાતજાતની અનેકાનેક ભેટો આપી, તે જોઈને મને દુઃખને લીધે મરી જવાની ઇચ્છા થઈ આવી હતી.[૪૨] હે મહારાજ! યુધિષ્ઠિર જે સેવકોને કાચું અને પાકું સીધું પૂરું પાડે

તેમને વિશે હવે હું કહીશ.[૪૩] ત્યાં ત્રણ પદ્મ અને દશ હજાર હાથીના મહાવતો તથા ઘોડેસવારો છે, એક અર્બુદ રથો છે અને અસંખ્ય પાળાઓ છે.[૪૪] કોઈ સ્થળે કાચી રસોઈ તોળાય છે, તો કોઈક સ્થળે રસોઈ રંધાય છે. કોઈક સ્થળે વળી ભોજન પિરસાય છે, તો કયાંક પુણ્યાહવાચનના ધ્વનિ ગાજે છે.[૪૫] યુધિષ્ઠિરના મંદિરમાં મેં તમામ લોકોમાં કોઇને પણ ભૂખ્યો જોયો નહિ, કોઈને તરસ્યો જોયો નહિ, કોઇને અલંકાર વિનાનો જોયો નહિ અને કોઇને સત્કાર પામ્યા વિનાનો જોયો નહિ.[૪૬] એકએકની પાસે સેવા માટે ત્રીસ ત્રીસ દાસીઓવાળા અઠ્યાસી હજાર ગૃહસ્થી સ્નાતકોનું યુધિષ્ઠિર પોષણ કરે છે.[૪૭] સંતુષ્ટ થયેલા તેઓ પ્રસન્નતાપૂર્વક યુધિષ્ઠિરના શત્રુઓના નાશની આશિષો આપે છે.[૪૮] વળી યુધિષ્ઠિરનાં ભવનમાં બીજા દશ હજાર ઊર્ધ્વરેતા યતિઓ સોનાની થાળીઓમાં ભોજન કરે છે.[૪૯] હે પૃથ્વીનાથ! કૂબડાં ને ઠીંગણાં પર્યંતનાં એમ સૌ મનુષ્યો જમ્યાં છે કે નહિ તેની સંભાળ યાજ્ઞસેની દ્રૌપદી પોતે ભૂખી રહીને રાખે છે.[૫૦] હે ભારત! સંબંધને લીધે પાંચાલોએ અને મિત્રતાને લીધે અંધકવૃષ્ણિઓએ કુન્તીપુત્ર યુધિષ્ઠિરને કર આપ્યા નહોતા.[૫૧]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દુર્યોધનસંતાપ' નામનો અધ્યાય ૫૨ મો સમાપ્ત

# अध्याय ५३ मो

## યજ્ઞના ઐશ્વર્યનું વર્ણન

॥ दुर्योधन उवाच ॥

आर्यास्तु ये वै राजानः सत्यसंधा महाव्रताः ।
पर्याप्तविद्यावक्तारो वेदांतावभृथप्लुताः ॥ १ ॥

દુર્યોધન બોલ્યોઃ—સત્યવચની, મહાવ્રતી, પૂર્ણ વિદ્વાન, વક્તા, વેદાંતવેત્તા, અવભૃથસ્નાન પામેલા, ધૃતિમાન, લજ્જાશીલ, ધર્માત્મા અને યશસ્વી એવા જે મુગટધારી આર્ય રાજાઓ યજ્ઞમાં આવ્યા હતા, તેઓ સર્વે એ યુધિષ્ઠિરની સેવા કરી રહ્યા હતા.[૧,૨] રાજાઓએ દક્ષિણાને માટે આણેલી કાંસાના એક એક દોહનપાત્ર સાથેની હજારો વગડાઉ ગાયો મેં ત્યાં ઠામઠામ જોઈ હતી.[૩] હે ભારત! ત્યાં યુધિષ્ઠિરના અભિષેક માટે રાજાઓ વ્યગ્રતારહિત રહીને પોતે જ નાનાંમોટાં જલપાત્રોને સત્કારપૂર્વક ઊંચકી લાવતા હતા.[૪] બાહ્લીકરાજ સોનાથી શણગારેલો રથ લાવ્યા હતા. સુદક્ષિણ રાજાએ તે રથને કામ્બોજ દેશના સફેદ ઘોડાઓ જોડ્યા હતા.[૫] મહાબલવાન સુનીથે પ્રીતિપૂર્વક તે રથને નીચે લાકડાનો ટેકો મૂકયો હતો. ચેદિરાજે પોતે જ ધ્વજા ચડાવી રથ ઉપર ફરફરાવી હતી. દાક્ષિણાત્ય રાજાએ યુધિષ્ઠિરને બખ્તર સજાવ્યું, મગધરાજે તેમને માળા તથા મુગુટ પહેરાવ્યાં હતાં અને મહાધનુર્ધારી વસુદાન રાજાએ તેમને સાઠ વર્ષનો યુવાન હાથી આપ્યો.[૬,૭] મત્સ્યરાજે તેમને સોનાથી મઢેલા પાસા આપ્યા હતા, એકલવ્યે તેમને મોજડીઓ આપી અને અવન્તીનાથે તેમને અભિષેક માટે વિવિધ જલ આપ્યાં હતાં.[૮] ચેકિતાન રાજાએ તેમને ભાથો બાંધ્યો, કાશીરાજે તેમને ધનુષ્ય લાવી આપ્યું અને શૈલ્યરાજે સુંદર મૂઠવાળી તલવાર અને સુવર્ણશોભિત શીંકામાં મૂકીને અભિષેકપાત્ર આપ્યું. પછી નારદ, દેવલ અને અસિત મુનિઓને આગળ રાખીને મહાતપસ્વી ધૌમ્યે તથા વ્યાસજીએ તેમને અભિષેક કર્યો.[૯,૧૦] તે વખતે જમદગ્નિના પુત્ર પરશુરામ સાથે મહર્ષિઓ તેમજ બીજા વેદપારંગતો પ્રીતિપૂર્વક એ અભિષેકમાં સાથે રહ્યા હતા.[૧૧] સ્વર્ગલોકમાં જેમ સપ્તર્ષિઓ દેવોના રાજા ઇન્દ્રની પાસે જાય, તેમ તે મહાત્માઓ પુષ્કળ દક્ષિણા આપતા તે યુધિષ્ઠિર પાસે મંત્ર ભણતા ભણતા ગયા.[૧૨] સત્યપરાક્રમી સાત્યકિએ

એ યુધિષ્ઠિરને છત્ર ધર્યું હતું, ધનંજય તથા ભીમસેન તેમને પવન નાખતા હતા અને નકુલ-સહદેવે તેમને બે શુદ્ધ ચમ્મરો ઢાળ્યા હતા. પૂર્વ કલ્પમાં પ્રજાપતિએ જે શંખને ઇન્દ્ર માટે લીધો હતો અને વિશ્વકર્માએ જેને હજારો સુવર્ણની ટીલડીઓથી શણગાર્યો હતો, તે વારુણ શંખને મહાસમુદ્રે પોતે શીંકામાં રાખીને યુધિષ્ઠિરને આપ્યો હતો. જ્યારે શ્રીકૃષ્ણે તે શંખ વડે યુધિષ્ઠિરને અભિષેક કર્યો, ત્યારે મને તો તમ્મર ચડી આવી. હે પિતા! લોકો પૂર્વસમુદ્રથી દક્ષિણ સમુદ્ર સુધી જાય છે, પણ પક્ષીઓ સિવાય બીજું કોઈ ઉત્તર સમુદ્ર ઉપર જતું નથી; ત્યારે પાંડવો તો ત્યાં પણ આણ ફેરવી આવ્યા છે. ત્યાંના સેંકડો મંગલકારી શંખોને તેઓ ત્યાં વગાડતા હતા.[૧૩-૧૭] એવી વખતે ફૂંકવામાં આવેલા એ શંખોના નાદો ઊઠયા, ત્યારે મારાં રૂંવાં ખડાં થઈ ગયાં અને જે રાજાઓ નિસ્તેજ હતા તેઓ તો પૃથ્વી ઉપર પડી ગયા.[૧૮] સત્ત્વશાલી, વીર્યવાન અને એકબીજાને પ્રીતિથી જોનારા તે ધૃષ્ટદ્યુમ્ન, પાંચ પાંડવો, સાત્યકિ અને આઠમા શ્રીકૃષ્ણ બેભાન થયેલા રાજાઓને તેમજ મને જોઈને હસી પડયા હતા. હે ભારત! પછી પ્રસન્ન થયેલા અર્જુને સોનાથી મઢેલાં શિંગડાંવાળા પાંચસો આખલાઓ બ્રાહ્મણોને ભેટ આપ્યા.[૧૯,૨૦] આમ હરિશ્ચન્દ્રની જેમ રાજસૂયયજ્ઞ કરીને સમર્થ કુન્તીનંદન યુધિષ્ઠિર જેવા પરમલક્ષ્મીવાન થયા હતા, તેવા ન તો રન્તિદેવ ન તો નાભાગ, ન તો યુવનાશ્વપુત્ર માંધાતા, ન તો મનુ, ન તો વેનપુત્ર પૃથુરાજ, ન તો ભગીરથ, ન તો યયાતિ અને ન તો નહુષ થયા હતા. હે વિભુ! હરિશ્ચન્દ્રના જેવી એ પૃથાપુત્રની આવી રાજ્યલક્ષ્મીને જોયા છતાં, તમે હે ભારત! મારા જીવતા રહેવામાં શું ભલું જુઓ છો?[૨૧-૨૪] હે રાજા! આંધળો જેમ હળના બળદોને ઊલટા સૂલટી જોડી દે છે, તેમ વિધાતાએ પણ આંધળો થઈને આ યુગને વિપરીત પ્રવર્તાવ્યો છે. નાનાઓ વૃદ્ધિ પામે છે અને મોટાઓ ક્ષય પામે છે[૨૫] હે કુરુવર! આ જોઇને વિચાર કરતાં મને શાંતિ જ મળતી નથી. આથી જ હું દૂબળો પડયો છું અને આથી જ હું ફિક્કો તથા શોકગ્રસ્ત થયો છું.[૨૬]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં ‘ દુર્યોધનસંતાપ ’ નામનો અધ્યાય ૫૩ મો સમાપ્ત**

---

# अध्याय ५४ मो

---

## ધૃતરાષ્ટ્રનો દુર્યોધનને ઉપદેશ

॥ धृतराष्ट्र उवाच ॥

**त्वं वै ज्येष्ठो ज्यैष्ठिनेयः पुत्र मा पांडवान् द्विषः।
द्वेष्टा ह्यसुखमादत्ते यथैव निधनं तथा ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ–બેટા! તું સર્વથી મોટા પટરાણીનો પુત્ર છે. તું પાંડવોનો દ્વેષ કર નહિ. કેમકે, દ્વેષ કરનારો મરણના જેવું દુઃખ ભોગવે છે.[૧] હે ભરતોત્તમ! કપટને ન જાણનારા, તારા સમાન ધનવાળા, તુલ્ય મિત્રોવાળા અને કોઈનો પણ દ્વેષ ન કરવાવાળા એ યુધિષ્ઠિરનો તારા જેવાએ શા માટે દ્વેષ કરવો જોઇએ?[૨] હે રાજા! કુટુંબીપણામાં અને પરાક્રમમાં તું યુધિષ્ઠિરની સમાન છે. તો, હે બેટા! તું મૂરખાઈથી એ ભાઇની લક્ષ્મીની શા માટે ઇચ્છા કરે છે? તું એમ ન કર. તું શાંત પડ. શોક કર નહિ.[૩] હે ભરતશ્રેષ્ઠ! તું જો યજ્ઞની વિભૂતિની આકાંક્ષા રાખતો હોય, તો તારા ઋત્વિજો પણ સપ્તતંતુ મહાયજ્ઞ ભલે કરો![૪] તે યજ્ઞમાં રાજાઓ પ્રીતિપૂર્વક અને મહા આદરથી તારે માટે પણ પુષ્કળ ધન, રત્નો અને આભૂષણો ભેટમાં લાવશે.[૫] હે પુત્ર! પરાયા ધન ઉપર ડોળો રાખવો એ ભારે નીચતું કામ છે. જે મનુષ્ય પોતે મેળવેલા ધનથી સંતુષ્ટ રહે છે અને જે પોતાના ધર્મ

વિશે પરાયણ રહે છે, તે જ સુખ પામે છે.[૬] પારકી સંપત્તિને વિશે હાથ ન ઘાલવો, પોતાના કર્મ–ધર્મમાં નિત્ય ઉદ્યોગપરાયણ રહેવું અને સાંપડેલી સંપત્તિનું રક્ષણ કરવું એ વૈભવનું લક્ષણ છે.[૭] જે મનુષ્ય વિપત્તિઓમાં દુઃખ પામતો નથી, જે દક્ષ તથા નિત્ય કાર્યપરાયણ રહે છે, જે જાગ્રત છે અને જે નમ્ર ચિત્તવાળો છે, તે સદૈવ મંગલ પામે છે. તારા હાથરૂપ એવા એ પાંડુપુત્રોને તું છેદીશ નહિ.[૮] તે ભાઈઓના ધન માટે તું મિત્રદ્રોહ કરીશ નહિ. હે રાજન્! પાંડુના પુત્રોનો તું અહીંયાં દ્વેષ કરીશ નહિ. તારા એ ભાઈઓ પાસે જેટલું ધન છે તેટલું તારી પાસે પણ છે. બેટા! મિત્રદ્રોહમાં મોટો અધર્મ છે. જે તારા પિતામહો છે, તે જ તેમના પણ પિતામહો છે.[૯,૧૦] હે ભરતવર! તુ યજ્ઞની વેદીમાં ધનદાન કર, પ્રિય કામનાઓનો અનુભવ કર, સ્ત્રીઓ સાથે નિરાંતે વિહાર કર અને પીડામાત્રથી મુક્ત થઈને તું શાંત થા.[૧૧]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં ‘દુર્યોધનસંતાપ’ નામનો અધ્યાય ૫૪ મો સમાપ્ત**

# અધ્યાય ૫૫ મો

## દુર્યોધનનો પ્રલાપ

॥ दुर्योधन उवाच ॥

**यस्य नास्ति निजा प्रज्ञा केवलं तु बहुश्रुतः ।**
**न स जानाति शास्त्रार्थं दर्वी सूपरसानिव ॥१॥**

**દુર્યોધન બોલ્યો:**–જેને પોતાની બુદ્ધિ જ નથી અને જેણે માત્ર ખૂબ ભણી જ જાણ્યું છે, તે મનુષ્યને શાસ્ત્રના રહસ્યની સમજ હોતી નથી. એ તો જેમ કડછી ખીરના સ્વાદને પારખી શકતી નથી એના જેવું છે.[૧] તમે સમજો છો છતાં મને એક નાવે બાંધેલી બીજી નાવની જેમ વમળમાં નાખી રહ્યા છો. તમને શું સ્વાર્થની પડી જ નથી કે, તમે મારો દ્વેષ કરી રહ્યા છો?[૨] તમે જેમના અનુશાસક છો, તે આ ધૃતરાષ્ટ્રપુત્રો હવે નાશ જ પામ્યા છે. કેમકે દ્યૂતકાર્યથી શત્રુની લક્ષ્મીને હરી લેવાનું જ આપણું પ્રયોજન છે, તેને તમે ભવિષ્ય ઉપર નાખો છો. અર્થાત્ તમે યજ્ઞની વાત કરવા બેઠા છો![૩] જેનો આગેવાન પારકાની બુદ્ધિએ ચાલનારો છે, તે સહેજે રસ્તાઓ વિશે ભુલાવામાં પડે છે. પછી, તેને પગલે ચાલનારાઓ તો કેમ કરીને સાચા માર્ગને અનુસરી શકે![૪] હે મહારાજ! તમે પક્વ બુદ્ધિવાળા, વૃદ્ધોને સેવનારા અને જિતેન્દ્રિય છો, છતાં તમે સ્વકાર્ય સાધવાને સજ્જ બેઠેલા એવા અમને અત્યંત ભ્રમમાં નાખી રહ્યા છો.[૫] બૃહસ્પતિએ રાજવ્યવહારને લોકવ્યવહારથી જુદો કહ્યો છે; તેથી રાજાએ સાવધાન રહીને નિત્ય સ્વાર્થનું જ ચિન્તન કરવું જોઇએ.[૬] હે મહારાજ! ક્ષત્રિયની આજીવિકા જય ઉપર જ બંધાયેલી છે. તે ધર્મ હોય કે અધર્મ હોય, તો પણ પોતાની જ આજીવિકા છે, તેને વિશે વિચાર કરવાનું હોય જ શાનું?[૭] હે ભરતોત્તમ! સારથિ જેમ ઘોડાઓને ચાબુકથી વશ કરે છે, તેમ શત્રુની ઝળહળતી લક્ષ્મી હાથ કરવા ઇચ્છનારે સર્વ દિશાઓના શત્રુઓને વશ કરવા જોઇએ.[૮] ગુપ્ત કે જાહેર જે ઉપાય શત્રુને બાધા કરી શકે છે, તે જ શસ્ત્રવેત્તાઓ માટે શસ્ત્રરૂપ કહ્યો છે; પરંતુ કાપનારું હથિયાર તે જ શસ્ત્ર કહેવાતું નથી.[૯] હે રાજા! એવો કોઈ લેખ કે આંકડો નથી કે અમુક શત્રુ છે અને અમુક મિત્ર છે એમ જાણી શકાય. જે જેને સંતાપ આપે છે તે જ તેનો શત્રુ કહેવાય છે.[૧૦] અસંતાપ એ જ લક્ષ્મીનું મૂળ છે. આથી જ હું તેની કામના કરું છું. હે રાજન્! જે મનુષ્ય પૂરી ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે, તે જ પરમ નીતિજ્ઞ છે.[૧૧] રાજાઓએ પોતાની પાસે હોય તેટલા ધન અને ઐશ્વર્યને વિશે મમત્વ રાખી બેસી રહેવું જોઈએ નહિ. કેમકે, એ પ્રાપ્ત કરેલા ધન–ઐશ્વર્યને બીજા-

ઓ હરી જાય છે. આને તેઓ રાજધર્મ માને છે.[૧૨] દ્રોહ ન કરવાની પ્રતિજ્ઞા કર્યા છતાં, ઇન્દ્રે નમુચિનું શિર ઉડાવી મૂક્યું હતું. શત્રુ પ્રત્યેની તેની આ વૃત્તિ સનાતન મનાઈ છે.[૧૩] સરપ જેમ દરમાં સૂઈ રહેનારાં દેડકાં આદિ પ્રાણીઓને ગળી જાય છે, તેમ કોઈની સાથે વિરોધ ન કરનારો રાજા અને પ્રવાસ ન કરનારો સંન્યાસી એ બેને ભૂમિ ગળી જાય છે.[૧૪] હે પૃથ્વીપતિ! માણસને કંઈ જન્મથી વેરી હોતો નથી. પણ, જેની સાથે એને સમાન આજીવિકા છે, તેજ તેનો શત્રુ છે, બીજો મનુષ્ય તેનો શત્રુ નથી.[૧૫] મનુષ્ય જો શત્રુપક્ષની ચડતી સમૃદ્ધિને ભ્રમમાં રહી બેદરકાર રહે છે, તો તે શત્રુ રોગની જેમ વધીને તે મનુષ્યનાં મૂળિયાં ઉખેડી નાખે છે.[૧૬] શત્રુ નાનો હોવા છતાં જો તે પરાક્રમથી અત્યંત વૃદ્ધિ પામી રહ્યો હોય, તો મૂળમાં ઊગેલો રાફડો જેમ પાસે રહીને ઝાડને નષ્ટ કરે છે, તેમ તે શત્રુ પણ પાસેના શત્રુને ગળી જાય છે.[૧૭] હે અજમીઢવંશી! શત્રુની લક્ષ્મી જોઈને તમે રાજી ન થાઓ. હે ભારત! આ નીતિભારને સત્ત્વવાનોએ માથે ચઢાવ્યો છે.[૧૮] જે માણસ જીવનની વૃદ્ધિની જેમ ધનની વૃદ્ધિને ઇચ્છયા કરે છે, તે જ્ઞાતિજનોમાં નિઃસંશય ચડતી ભોગવે છે; કેમકે પરાક્રમ વડે જ શીઘ્ર વૃદ્ધિ છે.[૧૯] મેં પાંડવોનું ઐશ્વર્ય જોયું ન હોત તો મને આવો તર્ક ન થયો હોત; પણ હવે તો તેમની એ રાજલક્ષ્મી હું પ્રાપ્ત કરીશ, અથવા તો રણમાં રોળાઇને શયન કરીશ[૨૦] હે ,પૃથ્વીનાથ! પાંડવો નિત્ય વૃદ્ધિ પામી રહ્યા છે અને આપણી ચડતીનું તો ઠેકાણું પણ નથી. આ સ્થિતિમાં જીવ્યા કરવામાં મારે પ્રયોજન પણ શું બન્યું છે. ?[૨૧]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દુર્યોધનસંતાપ' નામનો અધ્યાય ૫૫ મો સમાપ્ત**

---

# અધ્યાય ૫૬ મો

## દ્યૂત રમવાની ધૃતરાષ્ટ્રે આપેલી સંમતિ

॥ शकुनिरुवाच ॥

**यां त्वमेतां श्रियं दृष्ट्वा पांडुपुत्रे युधिष्ठिरे ।**
**तप्यसे तां हरिष्यामि द्यूतेन जयतांवर ॥ १ ॥**

શકુનિ બોલ્યોઃ—હે જયશીલોમાં શ્રેષ્ઠ! પાંડુપુત્ર યુધિષ્ઠિર પાસેની લક્ષ્મીને જોઇને તું સંતાપ કરી રહ્યો છે, પણ હું તેને દ્યૂતવડે હરી લાવીશ. હે મહારાજ! કુન્તીપુત્ર યુધિષ્ઠિરને અહીં બોલાવો તો ખરા![૧] સંશય પામ્યા વિના અને સેનાને મોખરે યુદ્ધ કર્યા વિના, દ્યૂતવિદ્યાને જાણનારો હું, અક્ષત રહીને દ્યૂતવિદ્યા ન જાણનારા તે પાંડવોને પાસા નાખીને જીતી લઇશ.[૨] હે ભારત! દાવ મારાં ધનુષ્ય છે, પાસા મારાં બાણ છે, પાસાના દાણા મારી પણછ છે અને પાસા ઢાળવાનું સ્થાન મારો રથ છે એમ તું જાણ.[૩]

દુર્યોધન બોલ્યોઃ—હે મહારાજ! આ દ્યૂતને જાણનારા શકુનિ દ્યૂત વડે પાંડુપુત્રો પાસેથી રાજલક્ષ્મીને હરી લેવાનો ઉત્સાહ રાખે છે, તો તમે સંમતિ આપો.[૪]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ—હું તો મહાત્મા ભાઈ વિદુરની આજ્ઞામાં વર્તું છું; તેને મળીને આ કાર્ય વિશે નિર્ણય જાણીશ.[૫]

દુર્યોધન બોલ્યોઃ—હે કૌરવ! એ સંશયરહિત વિદુર તમારો વિચાર ફેરવી નાખશે; કેમકે તે જેવા પાંડવોના હિતમાં રહ્યા છે, તેવા મારા હિતમાં રહ્યા નથી.[૬] મનુષ્યે પોતાના કાર્યનો આરંભ બીજાના સામર્થ્ય ઉપર આધાર રાખીને કરવો જોઈએ નહિ. હે કુરુનંદન! કાર્યોના સંબંધમાં બે જણની મતિ એકસરખી કદી હોતી નથી.[૭] જે મન્દબુદ્ધિ મનુષ્ય ભયની શંકાવાળાં કાર્યોને દૂર રાખીને પોતાની જાતને સંભાળ્યા કરે છે, તે ચોમાસામાં ભીંજાઇ ગયેલી

સાદડીની જેમ બેઠો બેઠો જ ખવાઇ જાય છે.[૮] વ્યાધિઓ અને યમરાજા આપણું મંગલ થાય ત્યાં સુધી રાહ જોતા નથી. એટલે જ્યાં સુધી મનુષ્ય સામર્થ્યવાળો હોય ત્યાં સુધી મંગલ માટે મથવું જોઇએ. [૯]

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**–બેટા! બળવાનોની સાથે વિગ્રહ કરવો એ મને કદી પણ ગમતું નથી. વેર વિકાર જન્માવે છે, તે જ વગરલોઢાનું શસ્ત્ર છે.[૧૦] હે રાજપુત્ર ! તું દ્યૂતરૂપી અનર્થને અર્થરૂપ માને છે, પણ તે કજિયાની મહાઆળ ઊભી કરશે. એક વાર એ જૂગટું રમાશે, એટલે તે કોઈ પણ રીતે તીક્ષ્ણ બાણો અને તલવારોને બહાર પાડશે. [૧૧]

**દુર્યોધન બોલ્યોઃ**–પ્રાચીન કાળના રાજાઓ જુગાર રમ્યા હતા, તેમાં તેમનો નાશ થયો નથી તેમ યુદ્ધ પણ થયું નથી. તો હવે શકુનિનાં વચનને તમે પસંદગી આપો અને તત્કાળ અહીં સભા રચવાની આજ્ઞા આપો.[૧૨] દ્યૂત રમતા આપણે માટે એ શ્રેષ્ઠ સ્વર્ગદ્વાર છે. દ્યૂત રમનારાઓને એ સુખ સહજ જ છે. આમ કરવાથી આપણે પાંડવોના બરાબરિયા થઈશું. તો, તમે પાંડવોની સાથે દ્યૂત રમવાનો પ્રબંધ કરો. [૧૩]

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**–હે નરેન્દ્ર! તું જે વચન બોલ્યો છે તે મને રુચતાં નથી. ભલે, તને જે ગમે તે કર. પણ, આ વચનો સંભારીને તું પાછળથી પસ્તાશે. કેમકે તારું વચન અધર્મયુક્ત છે અને ભવિષ્યમાં કલ્યાણકારી નથી.[૧૪] બુદ્ધિ અને વિદ્યાને અનુસરનારા દૂરદર્શી વિદુરે આ બધું આગળથી જોઇને ભાખ્યું છે. ક્ષત્રિયોનો સર્વસંહાર કરનારો એ મહાન ભય દુર્ભાગ્યે આ આવીને ઊભો છે.[૧૫]

**વૈશંપાયન બોલ્યાઃ**–આમ કહીને, દૈવથી મૂઢચિત્ત થયેલા બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રે ભાગ્યને જ શ્રેષ્ઠ અને દુસ્તર માન્યું. પછી પુત્રના વચનને માન્ય રાખીને રાજાએ સેવકોને ઊંચે સ્વરે આ આજ્ઞા આપી કે,[૧૬] 'હજાર થાંભલાવાળી, સુવર્ણ તથા વૈડૂર્યનાં ચિત્રવાળી, સો દ્વારવાળી, એક કોશની લંબાઈવાળી અને એટલી જ પહોળાઈવાળી એવી 'તોરણસ્ફાટિક' નામની એક ઉત્તમ સભા તમે મારે માટે તત્કાળ ધ્યાનપૂર્વક બનાવો.'[૧૭] ધૃતરાષ્ટ્રની એ આજ્ઞા સાંભળીને હજારો નિપુણ અને બુદ્ધિમાન શિલ્પીઓએ નિઃશંકપણે ઉતાવળ રાખીને તેમજ ધ્યાન દઈને તે સભા શીઘ્ર તૈયાર કરી દીધી.[૧૮] પછી થોડા જ કાળમાં બનેલી, અનેક રત્નોથી સજેલી તેમજ, ચિત્રોવાળાં સુવર્ણ આસનોથી બિછાવેલી તે રમ્ય અને સોહામણી સભા પૂરી થયા વિશે તેમણે રાજા ધૃતરાષ્ટ્રને સમાચાર આપ્યા.[૧૯] પછી વિદ્વાન નરેન્દ્ર ધૃતરાષ્ટ્રે મંત્રીવર વિદુરને આ વચન કહ્યું: 'તમે રાજપુત્ર યુધિષ્ઠિર પાસે જઈને મારી આજ્ઞાથી તેમને જલદી અહીં લઈ આવો. એ યુધિષ્ઠિર અહીં આવીને અનેક રત્નોવાળી તેમજ મહામોંઘાં શયનો તથા આસનોવાળી આ જ મારી સોહામણી સભા છે, તેને જુએ અને ભાઈઓ સાથે તે મૈત્રીભાવે દ્યૂત રમે. [૨૦,૨૧]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'યુધિષ્ઠિરઆનયન' નામનો અધ્યાય ૫૬ મો સમાપ્ત**

# અધ્યાય ૫૭ મો×

## યુધિષ્ઠિરને તેડી લાવવા ધૃતરાષ્ટ્રની વિદુરને આજ્ઞા

॥ वैशंपायन उवाच ॥

मतमाज्ञाय पुत्रस्य धृतराष्ट्रो नराधिपः ।
मत्वा च दुस्तरं दैवमेतद्राजंश्च कार ह ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**–નરેન્દ્ર ધૃતરાષ્ટ્રે પોતાના પુત્રનો મત માનીને તેમજ દૈવને દુસ્તર જાણીને આ પ્રમાણે કર્યું.[૧] વિદુરને આ પ્રમાણે

× બન્ને હિંદી ભાષાંતરોમાં આ અધ્યાયને ૭૫-મા અધ્યાય ભેગો મેળવી દીધો છે. —ભા૦ ક૦

અન્યાયપૂર્વક કહેવામાં આવ્યું, ત્યારે તે શ્રેષ્ઠ વિદ્વાને પોતાના ભાઈનાં તે વચનોને અભિનંદન આપ્યાં નહિ અને તેને આ વચન કહ્યાં:[૨]

વિદુર બોલ્યાઃ–હે નૃપતિ ! હું તમારી આ આજ્ઞાને સ્વીકારવા યોગ્ય માનતો નથી. તમે આવું ન કરો. હું કુલના નાશથી ડરું છું. હે નરેન્દ્ર ! મને એ શંકા છે કે, દ્યૂતને કારણે તમારા પુત્રોમાં ભેદ પડશે અને તેથી નિઃશંસય કલહ જાગશે.[૩]

ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ–હે વિદુર ! જો દૈવ પ્રતિકૂળ નહિ હોય, તો આમાં મને કજિયો સંતાપશે નહિ. આ સારું યે જગત સ્વતંત્ર નથી; તે તો દૈવને અધીન રહીને વિધાતાની પ્રેરણા પ્રમાણે જ ચેષ્ટા કરે છે.[૪] તો હે વિદુર ! તું આજે દુર્ધર્ષ કુન્તીનંદન યુધિષ્ઠિરરાજ પાસે જા અને મારી આજ્ઞાથી તેને સત્વર અહીં તેડી લાવ.[૫]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'યુધિષ્ઠિરાનયન' નામનો અધ્યાય ૫૭ મો સમાપ્ત**

# अध्याय ५८ मो

## યુધિષ્ઠિરનું દ્યૂત માટે આવવું

॥ वैशंपायन उवाच ॥

ततः प्रायाद्विदुरोऽश्वैरुदारैर्महाजवैर्बलिभिः साधुदान्तैः । बलान्नियुक्तो धृतराष्ट्रेण राज्ञा मनीषिणां पांडवानां सकाशे ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–આમ ધૃતરાષ્ટ્રરાજથી બળજબરીથી આજ્ઞા પામેલા વિદુરજી ઊંચી જાતના, મહાવેગવાળા, બળવાન અને સુશિક્ષિત ઘોડાઓ જોડેલા રથમાં બુદ્ધિમાન પાંડવોની પાસે ગયા.[૧] તે મહાબુદ્ધિ વિદુર ઉતાવળે તે રસ્તો વટાવી યુધિષ્ઠિરરાજની નગરીમાં આવી પહોંચ્યા અને ત્રણે વર્ણના લોકોથી સત્કાર પામતા રહી, તેમણે નગરમાં પ્રવેશ કર્યો.[૨] કુબેરના ભવનની ઉપમાવાળા રાજગૃહમાં આવીને તેઓ ધર્મપુત્ર યુધિષ્ઠિર પાસે ગયા.[૩] સત્યધારી, અજાતશત્રુ અને મહાત્મા એવા તે અજમીઢવંશી રાજા યુધિષ્ઠિરે વિદુરજીને યથાવિધિ માનપૂજા આપ્યાં અને ધૃતરાષ્ટ્રના તથા તેના પુત્રોના કુશળ સમાચાર પૂછ્યા.[૪]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે વિદુરજી ! તમારા મનમાં કંઈક ખેદ જણાય છે. તમે કુશળતાથી તો આવ્યા છો ને ? વૃદ્ધ ધૃતરાષ્ટ્રના પુત્રો તેમને અનુકૂળ છે ને ? વળી તેમની પ્રજા તેમને વશ વર્તે છે કે ?[૫]

વિદુર બોલ્યાઃ–હે રાજન્ ! એ મહાત્મા રાજા પુત્રો સહિત કુશળ છે. જ્ઞાતિજનોથી ઘેરાયેલા તે ઇન્દ્રના જેવું ભાગ્ય ભોગવે છે. પુત્રોના ગુણોથી પ્રસન્ન, વિનમ્ર અને શોકરહિત અને દૃઢ મનવાળા એ પોતાની ઉન્નતિમાં જ રત છે.[૬] એ કુરુરાજે તમારી કુશલતા અને ઐશ્વર્યવૃદ્ધિ પૂછીને તમને આ કહેવડાવ્યું છે કે, 'હે પુત્ર ! તારા ભાઈઓની આ સભા તારી સભાના જેવી છે; તો તું તે આવીને જો.[૭] હે પાર્થ ! ભાઈઓને મળી તું એ સભામાં મૈત્રીભર્યું દ્યૂત રમ અને આનંદ કર. તારા મેળાપથી અમે પ્રીતિ પામશું. સર્વ કુરુઓ પણ અહીં ભેગા થયા છે.[૮] હે મહારાજ ! મહાત્મા રાજા ધૃતરાષ્ટ્રે ત્યાં જે જુગારીઓને રાખેલ છે, તે ધૂર્તોને પણ તમે ત્યાં બેઠેલા જોશો. આથી હું આવ્યો છું, તો તમે એ રાજઆજ્ઞા સ્વીકારો.[૯]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે વિદુરજી ! જુગાર ખેલવાથી અમારામાં કજિયો ઊઠશે. જાણીજોઈને કયો માણસ દ્યૂતને પસંદ કરે ? અથવા તમે એમાં શું યોગ્ય માનો છો ? અમે સર્વ તો તમારા વચનને અધીન છીએ.[૧૦]

વિદુર બોલ્યાઃ–હું જાણું છું કે, જુગટું અનર્થનું મૂળ છે. એ અટકાવવાનો મેં પ્રયત્ન પણ કર્યો છે. છતાં, રાજા ધૃતરાષ્ટ્રે મને તમારી પાસે મોકલ્યો છે. તો હે વિદ્વાન્ ! આ સાંભળીને

જે કલ્યાણકારી જણાય તે તમે કરો.[૧૧]

યુધિષ્ઠિર બોલ્યાઃ-હે વિદુરજી ! હું તમને પૂછું છું કે, રાજા ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપરાંત ત્યાં બીજા કયા ખેલાડી જુગારીઓ છે કે જેમની સાથે અમારે સેંકડોની હોડ મૂકીને રમવાનું છે, તેમનાં તમે નામ કહો.[૧૨]

વિદુર બોલ્યાઃ-હે પૃથ્વીપતિ ! દ્યૂતની મર્યાદાને મૂકીને રમનારો, પાસા ફેંકવામાં અતિ ચાલાક અને પાસાના રહસ્યનો જાણકાર એવો ગાંધારરાજ રાજા શકુનિ, વિવિંશતિ, ચિત્રસેન રાજા, સત્યવ્રત, પુરુમિત્ર અને જય એટલા ત્યાં આવેલા છે.[૧૩]

યુધિષ્ઠિર બોલ્યાઃ-સાચે જ, ત્યાં તો મહાભયંકર, કપટી અને ધૂર્ત ખેલાડીઓ એકઠા મળ્યા છે. પણ આ સર્વ જગત વિધાતાની આજ્ઞાથી દૈવને અધીન રહ્યું છે. તે સ્વતંત્ર જ નથી.[૧૪] હે કવિ ! ધૃતરાષ્ટ્રરાજની આજ્ઞાથી, હું દ્યૂતમાં જવા ઇચ્છું નહિ એમ નથી. કેમકે પિતા પુત્રનો સદા ઇષ્ટ છે. તો હે વિદુરજી ! તમે મને કહ્યું છે, તેમ હું કરીશ.[૧૫] હું શકુનિ સાથે દ્યૂત રમવા ઇચ્છતો નથી; સિવાય કે જય મેળવવાની ઇચ્છાએ તે મને સભામાં આહ્વાન આપે. એક વાર મને બોલાવવામાં આવે, તો પછી કદી ના પાડતો નથી, આવો મારો હંમેશનો નિયમ છે.[૧૬]

વૈશંપાયન બોલ્યાઃ-ધર્મરાજ વિદુરજીને આ પ્રમાણે કહીને પ્રયાણ માટેની સર્વ તૈયારીઓ કરવા આજ્ઞા આપી અને બીજે દિવસ થતાં તેમણે દ્રૌપદીને આગળ રાખીને પોતાના સ્વજનો, સેવકો અને સ્ત્રીઓ સાથે પ્રયાણ આદર્યું.[૧૭] સામેથી પડતું તેજ આંખને ઝંખવી નાખે છે, તેમ દૈવ મનુષ્યની બુદ્ધિને હરી લે છે; અને તેથી પાશ વડે જકડાયેલા મનુષ્યની જેમ તે વિધાતાના દોરમાં વર્તે છે.[૧૮] હવે ધૃતરાષ્ટ્રના કહેણને સહન ન કરનારા શત્રુદમન યુધિષ્ઠિરરાજા આ પ્રમાણે કહી વિદુરની સાથે ચાલવા માંડ્યું. શત્રુઓના વીરોને હણનારા પૃથાનંદન યુધિષ્ઠિર પૂરો પોશાક પહેરી બાહ્લીકે આપેલા રથમાં વિરાજ્યા અને ભાઈઓ સાથે આગળ ચાલ્યા.[૧૯,૨૦] ધૃતરાષ્ટ્રે તેમને અમુક કાલની મુદતમાં આવી રહેવા કહેવડાવ્યું હતું; એટલે રાજલક્ષ્મીથી ઝળહળી રહેલા તે બ્રાહ્મણોને આગળ રાખીને હસ્તિનાપુર ગયા.[૨૧] હસ્તિનાપુરમાં પહોંચીને તે ધર્માત્મા યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રના ભવનમાં ગયા અને તેમને મળ્યા.[૨૨] પછી તે સમર્થ યુધિષ્ઠિર ભીષ્મ, દ્રોણ, કર્ણ, કૃપાચાર્ય અને દ્રોણપુત્ર અશ્વત્થામને યથાવિધિ મળ્યા.[૨૩] તે પછી તે મહાબાહુ સોમદત્ત, દુર્યોધન અને વીર્યવાન સુબલપુત્ર રાજા શલ્યને મળ્યા.[૨૪] ત્યાં જે બીજા રાજાઓ અગાઉથી એકઠા થયા હતા તેમને, વીર દુઃશાસનને, બીજા ભાઈઓને જયદ્રથને તેમજ સર્વ કુરુઓને પણ તે મળ્યા. તે પછી એ મહાભુજ સર્વ ભાઈઓથી વીંટાઇને ધીમાન ધૃતરાષ્ટ્રરાજના વાસગૃહમાં ગયા.[૨૫-૨૭] ત્યાં તેમણે પતિવ્રતા મહારાણી ગાન્ધારીનાં દર્શન કર્યાં. વહુઓથી ઘેરાયેલી તે તારાઓથી સદા વીંટાયેલી રોહિણીની જેમ શોભતી હતી[૨૮] ધર્મરાજ ગાન્ધારીને પગે લાગ્યા અને ગાંધારીએ તેમને આશિષ આપી. પછી યુધિષ્ઠિર વૃદ્ધ અને પ્રજ્ઞાચક્ષુ પિતા ધૃતરાષ્ટ્રરાજ પાસે આવ્યા.[૨૯] હે રાજન્ ! તે સમયે એ રાજાએ તેમનું તેમજ બીજા ભીમસેન આદિ ચાર બંધુઓનાં માથાં સૂંઘ્યાં.[૩૦] હે પૃથ્વીપતિ ! ત્યારે પ્રિય દર્શનવાળા અને પુરુષોમાં સિંહ જેવા તે પાંડવોને જોઇને કૌરવોને ભારે હર્ષ થયો.[૩૧] પછી, આજ્ઞા મળતાં તેઓ રત્નજડિત ઘરોમાં રહેવા ગયા. ત્યાં ધૃતરાષ્ટ્રની પુત્રવધૂઓ ત્યાં આવેલી દ્રૌપદી આદિ સ્ત્રીઓને જોવા લાગી અને યાજ્ઞસેનીની પરમ ઉજ્જ્વલ સમૃદ્ધિ જોઇને તેમના મનમાં ખિન્ન થઈ. પછી, તે પુરુષસિંહોએ સ્ત્રીઓ સાથે વાતચીત કરી અને વ્યાયામ

કર્યા બાદ કેશસંસ્કારાદિ કૃત્યો પણ કર્યાં. હવે કલ્યાણની ઇચ્છાવાળા તે સર્વ પાંડવોએ આહ્નિક કર્યું, દિવ્ય ચંદનની અર્ચા કરી અને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કહેવડાવ્યું. પછી મનગમતું ભોજન જમીને તેઓ શયનગૃહમાં ગયા.[૩૧-૩૫] શત્રુનાં નગરને જીતનારા એ કુરુશ્રેષ્ઠો અહીં આવીને પ્રસન્નતા પામ્યા અને સ્ત્રીઓનાં ગીતના લલકાર ઝીલતા ઝીલતા ઊંઘી ગયા.[૩૬] આમ તે રતિવિહારીઓની એ રાત્રિ સુખમય પસાર થઈ. પછી શ્રમરહિત થયેલા અને બંદીજનોની સ્તુતિ પામતા તેઓ સવારમાં યથાકાલે નિદ્રામાંથી ઊઠયા.[૩૭] રાત્રે સુખપૂર્વક રહેલા તે સર્વેએ સવારમાં નિત્યકર્મો કર્યાં; અને પછી જુગારીઓથી અભિનંદન પામેલા તેઓ તે રમણીય દ્યૂતસભામાં પેઠા.[૩૮]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'યુધિષ્ઠિરસભાગમન' નામનો અધ્યાય ૫૮ મો સમાપ્ત**

# अध्याय ५९ मो

## યુધિષ્ઠિર અને શકુનિનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**प्रविश्य तां सभां पार्था युधिष्ठिरपुरोगमाः ।**
**समेत्य पार्थिवान् सर्वान् पूजार्हानभिपूज्य च ॥१**

**વૈશંપાયન બોલ્યાઃ**–યુધિષ્ઠિરને આગળ રાખીને પાંડવોએ તે સભામાં પ્રવેશ કર્યો. સર્વ પૂજાયોગ્ય રાજાઓને મળી તેમનું પૂજન કર્યું, વય પ્રમાણે તેમને નમસ્કારાદિ કર્યા અને પછી તેઓ મહામૂલ્યવાન પાથરણવાળાં વિચિત્ર આસનો ઉપર બેઠા. પછી તે સર્વ રાજાઓ પણ બેઠા, ત્યારે સુબલપુત્ર શકુનિએ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું.[૨-૩]

**શકુનિ બોલ્યોઃ**–હે રાજન્! સર્વ તમારા ઉપર મીટ માંડી બેઠા છે. સભામાં પાથરણાં પથરાઈ ગયાં છે. હે યુધિષ્ઠિર! પાસા નાખીને હવે જુગટાની શરત થવા દો.[૪]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–હે રાજન્! દ્યૂત તો ઠગાઈ છે. એ પાપરૂપ છે. એમાં ક્ષત્રિયનું કંઈ પરાક્રમ નથી, તેમ એમાં નિશ્ચિત નીતિ પણ નથી. તો તમે કેમ દ્યૂતની પ્રશંસા કરો છો?[૫] જુગારીની ઠગાઈ વિશે લોકો માનભરી વાહવાહ કરતા નથી. હે શકુનિ! તું નઠોર થઇને આ અનુચિત રીતિએ અમને જીતવાની ઇચ્છા કરીશ નહિ.[૬]

**શકુનિ બોલ્યોઃ**–જે મહાબુદ્ધિમાન જુગારી દ્યૂતમાં હારજીતને જાણે છે, જે દાવોની ચાલને પકડી પાડે છે, જે દાવ ચલાવવામાં કંટાળો ખાતો નથી અને જે દ્યૂતને બરાબર રમી જાણે છે, તે દ્યૂતની બધી બાજુઓને સહન શકે છે.[૭] હે પૃથાપુત્ર! દ્યૂતમાં જય–પરાજયએ તો દૈવની વાત છે. એથી જ આપણને અહીં પરાજયનો દોષ આવી પડે છે. આથી હે મહારાજ! ચાલો, આપણે દ્યૂત રમીએ. તમે શંકા રાખો નહિ અને દાવમાં મૂકવાનું હોય તે મૂકો. વિલંબ કરો નહિ.[૮]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–સ્વર્ગાદિ લોક પ્રાપ્ત કરાવનારાં જ્ઞાનકર્મોનું જે નિત્ય પરિશીલન કરે છે, તે મુનિશ્રેષ્ઠ અસિત અને દેવલ આ પ્રમાણે કહે છે.[૯] જુગારીઓ સાથે ઠગાઈથી આ જૂગટું રમવું એ મહાપાપ છે. યુદ્ધમાં ધર્મપૂર્વક જય મેળવવો એ સારું છે અને જૂગટું રમીને જય મેળવવો સારો નથી.[૧૦] આર્ય પુરુષો મ્લેચ્છ ભાષા વાપરતા નથી, તેમ કપટ પણ કરતા નથી. એટલે યુદ્ધ કુટિલતા અને કપટી માણસ વિનાનું હોવાથી સત્પુરુષો યુદ્ધનો સ્વીકાર કરે છે. હે શકુનિ! અમે જે ધનથી બ્રાહ્મણને ઉપકાર કરવાને અને તેમની પાસેથી શિક્ષા મેળવવાને શક્તિપૂર્વક પ્રયત્ન કરીએ છીએ, તે ધનને મર્યાદહીન થઇને તું જુગારમાં હરી લેવાની ઇચ્છા કર નહિ.

ત્તિની ઓછીવધતી કિંમત માટે મને કંઈ જ દ્વેષ નથી. જાઓ, આ દાવ તમે જીતો.[૮]

વૈશંપાયન બોલ્યાઃ–પછી, દ્યૂતવિદ્યાના રહસ્યને જાણનારા શકુનિએ તે પાસા હાથમાં લીધા અને શીઘ્ર યુધિષ્ઠિરને કહ્યું, 'અમે જીત્યા છીએ.!'[૧૯]

**ઈતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દ્યૂતારંભ' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત**

# अध्याय ६१ मो

## કૌરવો અને પાંડવોનું દ્યૂત

॥ युधिष्ठिर उवाच ॥

**मत्त कैतवकेनैव यज्जितोऽस्मि दुरोदरे ।**
**शकुने हंत दीव्यामो ग्लहमानाः परस्परम् ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે શકુનિ! દાવમાં કપટ કરીને તું જીતી ગયો છે, તેમાં ફાટી શાનો જાય છે? ચાલ, આપણે ફરી સામસામા દાવ નાખીએ.[૧] મારી પાસે સહસ્ર સુવર્ણ મુદ્રાઓ ભરેલી સુંદર પેટીઓ છે, અક્ષય ધનભંડાર છે અને જાતજાતનાં સોનાચાંદી છે. હે રાજા! મારા આ ધનથી હું તારી સાથે દાવ માંડીને રમું છું.[૨]

વૈશંપાયન બોલ્યાઃ–આ પ્રમાણે કહેવામાં આવ્યું, એટલે શકુનિએ કૌરવોના કુળપ્રવર્તક તે પાંડવશ્રેષ્ઠ ધર્મરાજને કહ્યું: 'એ હું જીત્યો.[૩]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હજારો રથની સમાન, વ્યાઘ્રચર્મથી મઢેલો, સારી રીતે પ્રખ્યાત થયેલો, સુંદર ચક્રો તથા સાહિત્યોવાળો, દેખાવમાં શોભાશયી, સોનાની ઘૂઘરમાળવાળો, અમને અહીં લઈ આવનારો, વિજય પ્રાપ્ત કરાવનારો, રથોમાં ઉત્તમ, પુણ્યરૂપ અને મેઘ તથા સાગરના જેવા ઘોષવાળો, આ સંહ્રાદન નામનો મારો રાજરથ છે.[૪,૫] કુમુદની કાંતિવાળા અને રાજના માનીતા એવા આઠ સુંદર ઘોડાઓ એને ખેંચે છે. એ ઘોડાઓ ભૂમિને અડીને દોડે છે, ત્યારે એક ભૂચર જીવ એમના પગમાંથી બચી શકતું નથી.[૬] હે રાજા! એ રથ મારું ધન છે, હું એનાથી તારી સાથે દાવ લગાવું છું.[૭]

વૈશંપાયન બોલ્યાઃ–આ સાંભળીને શકુનિએ છળ રમીને પાસા ફેંક્યા અને યુધિષ્ઠિરને કહ્યું: 'હું એ જીત્યો છું.[૮]

યુધિષ્ઠિર બોલ્યાઃ–સોનાના મંગલસૂત્રવાળી, શંખની ચૂડીઓવાળી, કંકણ–કેયૂરવાળી, સોનાની કંઠીવાળી, અલંકારોથી ઝગઝગતી, મહામોંઘી માળાઓ ધારનારી તથા આભરણવાળી, સુંદર વસ્ત્રોવાળી, ચન્દનના અંગરાગવાળી, મણિઓ અને સુવર્ણને ધારણ કરનારી, ચોસઠ કલાઓમાં કુશલ, મારી આજ્ઞાથી સ્નાતકો, અમાત્યો અને રાજાઓની સેવામાં રહેનારી, તેમજ નૃત્ય તથા સામગાનમાં પ્રવીણ એવી આ મારી એક લાખ તરુણ દાસીઓ છે. હે રાજા! એ મારું ધન છે. હું તે ધનને દાવમાં મૂકીને તારી સાથે દ્યૂત રમું છું.[૯–૧૧]

વૈશંપાયન બોલ્યાઃ–આ સાંભળીને શકુનિએ શઠતાનો આશરો લઈને દાવ ફેંક્યો અને યુધિષ્ઠિરને કહ્યું કે, 'એ સઘળું મેં જીતી લીધું છે.'[૧૨]

યુધિષ્ઠિર બોલ્યાઃ–આ મારા સુવિનીત, આજ્ઞાધીન, સદા સુંદર વસ્ત્રવાળા, શાણા, બુદ્ધિમાન, જિતેન્દ્રિય, જુવાન, નિર્મલ કુંડલવાળા, અને હાથમાં થાળ રાખી રાતદિવસ અતિથિઓને જમાડનારા એવા એક લાખ દાસો છે. હે રાજા! એ મારું ધન છે. એ ધનને હું તારી સાથે દાવમાં મૂકું છું.[૧૩–૧૫]

વૈશંપાયન બોલ્યાઃ–આ સાંભળીને શકુનિએ છળનો આશ્રય કરીને પાસો નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું કે, 'એ મેં જીતી લીધું.'[૧૬]

તું શત્રુઓને જીતવાની મિથ્યા ઇચ્છા ન રાખ. ઠગાઈ કરીને હું નથી સુખ ઇચ્છતો કે નથી ધન ઇચ્છતો. એ રીત તો કપટખોર જુગારીઓની છે અને એને કોઈ વખાણતું નથી.[૧૧–૧૩]

શકુનિ બોલ્યોઃ–હે યુધિષ્ઠિર ! શ્રોત્રિયો બીજા શ્રોત્રિયો સાથે જયેચ્છાની શઠતાથી જ વાદમાં પડે છે. વિદ્વાન માણસો અવિદ્વાનો સાથે બાથ ભીડે છે, તે પણ એ જયેચ્છાની નીચતાથી જ હોય છે. આમ છતાં, લોકો આને શઠતાનું કર્મ કહેતા નથી.[૧૪] હે યુધિષ્ઠિર ! દ્યૂતની સારી હથોટીવાળો માણસ કપટથી જ પાસા દાવથી રમે છે. વિદ્વાન માણસ અવિદ્વાન માણસ સાથે એવો જ વ્યવહાર કરે છે. આમ છતાં, લોકો આને કપટનું કામ કહેતા નથી.[૧૫] હે યુધિષ્ઠિર ! આમ, શસ્ત્રવિદ્યામાં પારંગત માણસ અસ્ત્રવિદ્યામાં અજાણ માણસની સાથે, મહાબળિયો માણસ દૂબળા માણસની સાથે, તેમજ વિદ્વાન માણસ અવિદ્વાન માણસની સાથે સર્વ કામોમાં કપટખેલ કરે છે, છતાં લોકો એને નીચતા ગણતા નથી.[૧૬,૧૭] આ રીતે, મારી સાથે જુગારમાં ઊતરવામાં જો તમને કપટ લાગતું હોય અને તમને જો ભય જણાતો હોય, તો આ જૂગટું રમવાનું માંડી વાળો.[૧૮]

યુધિષ્ઠિર બોલ્યાઃ–એક વાર મને તેડું થાય તો હું પાછો ફરતો નથી, એવું મારું લીધું વ્રત છે. હે રાજા ! ભાગ્ય બલવાન છે. હું પણ દૈવને જ અધીન પડયો છું.[૧૯] માટે બોલો, આ સંમેલનમાં મારે કોની સાથે દ્યૂત રમવાનું છે ? બીજો કોણ સામે હોડ મૂકનારો છે ? તે જણાવ્યા પછી ભલે દ્યૂત મંડાય.[૨૦]

દુર્યોધન બોલ્યોઃ–હે પૃથ્વીનાથ ! હું તમામ ધન અને તમામ રત્નો આપનારો છું. આ મારા મામા શકુનિ મારે બદલે રમશે.[૨૧]

યુધિષ્ઠિર બોલ્યાઃ–એક માણસ બીજાની વતી જૂગટું રમે એ તો મને વિષમ લાગે છે. હે વિદ્વાન ! તમે આનો ઘટતો વિચાર કરો. પછી, ભલે દ્યૂતનો આરંભ કરો.[૨૨]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'યુધિષ્ઠિરશકુનિસંવાદ' નામનો અધ્યાય ૫૯ મો સમાપ્ત

# અધ્યાય ૬૦ મો

## દ્યૂતનો આરંભ

॥ वैशंपायन उवाच ॥

उपोह्यमाने द्यूते तु राजानः सर्व एव ते ।
धृतराष्ट्रं पुरस्कृत्य विविशुस्तां सभां ततः ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ–દ્યૂતની વાત નક્કી થઈ, એટલે તે સર્વ રાજાઓ ધૃતરાષ્ટ્રને આગળ રાખીને તે સભામાં પ્રવેશ્યા.[૧] હે ભારત ! ભીષ્મ, દ્રોણ, કૃપ અને મહામતિ વિદુર અપ્રસન્ન મનથી તેમની પાછળ આવ્યા.[૨] સિંહના જેવી ડોકવાળા તે મહાઓજસ્વી રાજાઓ અનેકાનેક વિચિત્ર સિંહાસનો ઉપર બબ્બેની જોડમાં અને કેટલાંક ઉપર એક એક બેસી ગયા હતા.[૩] હે રાજન્ ! આમ ભેગા થયેલા તે રાજાઓ વડે એ સભા એવી શોભતી હતી, કે જાણે સંમિલિત થયેલા મહાભાગ દેવો વડે સ્વર્ગ શોભી રહ્યું.[૪] હે મહારાજા ! તે સર્વે વેદજ્ઞો, શૂરવીરો અને તેજોમૂર્તિઓ હતા. તેઓના બેઠા પછી એ મિત્ર-દ્યૂતનું મંડાણ થયું.[૫]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે રાજન્ ! સાગરની જલભમરીઓમાં થયેલો, ઊંચી જાતના સોનાથી મઢેલો, અત્યંત કાંતિવાળો અને મણિમય એવો આ મહામૂલો હાર હું દાવમાં મૂકું છું.[૬] હે રાજા ! આ મેં મારું ધન મૂક્યું. હે મહારાજા ! તમે જે ધનથી મારી સામે દાવ રમનાર છો, તે ધન કયું છે ?[૭]

દુર્યોધન બોલ્યોઃ–મારી પાસે અનેક મણિઓ અને પુષ્કળ ધન છે, તે હું મૂકું છું. સંપ-

ત્તિની ઓછીવધતી કિંમત માટે મને કંઈ જ દ્વેષ નથી. જાઓ, આ દાવ તમે જીતો.[૯]

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી, દ્યૂતવિદ્યાના રહસ્યને જાણનારા શકુનિએ તે પાસા હાથમાં લીધા અને શીઘ્ર યુધિષ્ઠિરને કહ્યું, 'અમે જીત્યા છીએ.'[૧૦]

**ઈતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દ્યૂતારંભ' નામનો અધ્યાય ૬૦ મો સમાપ્ત**

# अध्याय ६१ मो

## કૌરવો અને પાંડવોનું દ્યૂત

॥ युधिष्ठिर उवाच ॥

मत्त कैतवकेनैव यज्जितोऽस्मि दुरोदरे ।
शकुने हंत दीव्यामो ग्लहमानाः परस्परम् ॥१॥

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–હે શકુનિ! દાવમાં કપટ કરીને તું જીતી ગયો છે, તેમાં ફાટી શાનો જાય છે? ચાલ, આપણે ફરી સામસામા દાવ નાખીએ.[૧] મારી પાસે સહસ્ર સુવર્ણ મુદ્રાઓ ભરેલી સુંદર પેટીઓ છે, અક્ષય ધનભંડાર છે અને જાતજાતનાં સોનાચાંદી છે. હે રાજા! મારા આ ધનથી હું તારી સાથે દાવ ગાંડીને રમું છું.[૨]

**વૈશંપાયન બોલ્યાઃ**–આ પ્રમાણે કહેવામાં આવ્યું, એટલે શકુનિએ કૌરવોના કુળપ્રવર્તક તે પાંડવશ્રેષ્ઠ ધર્મરાજને કહ્યુંઃ 'એ હું જીત્યો.'[૩]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–હજારો રથની સમાન, વ્યાઘ્રચર્મથી મઢેલો, સારી રીતે પ્રખ્યાત થયેલો, સુંદર ચક્રો તથા સાહિત્યોવાળો, દેખાવમાં શોભાભર્યો, સોનાની ઘૂઘરમાળવાળો, અમને અહીં લઈ આવનારો, વિજય પ્રાપ્ત કરાવનારો, રથોમાં ઉત્તમ, પુણ્યરૂપ અને મેઘ તથા સાગરના જેવા ઘોષવાળો, આ સંહ્લાદન નામનો મારો રાજરથ છે.[૪-૫] કુમુદની કાંતિવાળા અને રાજના માનીતા એવા આઠ સુંદર ઘોડાઓ એને ખેંચે છે. એ ઘોડાઓ ભૂમિને અડીને દોડે છે, ત્યારે એકે ભૂચર જીવ એમના પગમાંથી બચી શકતું નથી.[૬] હે રાજા! એ રથ મારું ધન છે, હું એનાથી તારી સાથે દાવ લગાવું છું.[૭]

**વૈશંપાયન બોલ્યાઃ**–આ સાંભળીને શકુનિએ છળ રમીને પાસા ફેંક્યા અને યુધિષ્ઠિરને કહ્યુંઃ 'હું એ જીત્યો છું.[૮]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–સોનાના મંગલસૂત્રવાળી, શંખની ચૂડીઓવાળી, કંકણ-કેયૂરવાળી, સોનાની કંઠીવાળી, અલંકારોથી ઝગઝગતી, મહામોંઘી માળાઓ ધારનારી તથા આભરણવાળી, સુંદર વસ્ત્રોવાળી, ચન્દનના અંગરાગવાળી, મણિઓ અને સુવર્ણને ધારણ કરનારી, ચોસઠ કલાઓમાં કુશલ, મારી આજ્ઞાથી સ્નાતકો, અમાત્યો અને રાજાઓની સેવામાં રહેનારી, તેમજ નૃત્ય તથા સામગાનમાં પ્રવીણ એવી આ મારી એક લાખ તરુણ દાસીઓ છે. હે રાજા! એ મારું ધન છે. હું તે ધનને દાવમાં મૂકીને તારી સાથે દ્યૂત રમું છું.[૯-૧૧]

**વૈશંપાયન બોલ્યાઃ**–આ સાંભળીને શકુનિએ શઠતાનો આશરો લઈને દાવ ફેંક્યો અને યુધિષ્ઠિરને કહ્યું કે, 'એ સઘળું મેં જીતી લીધું છે.[૧૨]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**–આ મારા સુવિનીત, આજ્ઞાધીન, સદા સુંદર વસ્ત્રવાળા, શાણા, બુદ્ધિમાન, જિતેન્દ્રિય, જુવાન, નિર્મલ કુંડલવાળા, અને હાથમાં થાળ રાખી રાતદિવસ અતિથિઓને જમાડનારા એવા એક લાખ દાસો છે. હે રાજા! એ મારું ધન છે. એ ધનને હું તારી સાથે દાવમાં મૂકું છું.[૧૩-૧૫]

**વૈશંપાયન બોલ્યાઃ**–આ સાંભળીને શકુનિએ છળનો આશ્રય કરીને પાસો નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું કે, 'એ મેં જીતી લીધું.'[૧૬]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે સુબલપુત્ર! મારી પાસે સુવર્ણની અંબાડીવાળા, અલંકૃત પદ્મરાગવાળા, સોનાની સાંકળવાળા, સુંદર દાંતવાળા, રાજાઓની સવારીને યોગ્ય એવા, સંગ્રામમાં સર્વ પ્રકારના ઘોપોને સાંખી શકનારા, હળના જેવા દંતૂસળવાળા, મોટી કાયાવાળા, આઠઆઠ હાથણીઓવાળા, નગરના દરવાજા તોડી નાખનારા અને નવમેઘના જેવા શ્યામળા રંગવાળા એવા હજાર મદગળ હાથીઓ છે. હે રાજા! એ હાથીઓ મારું ધન છે. એ ધનથી હું તારી સાથે દાવ રમું છું.[૧૭–૧૯]

વૈશંપાયન બોલ્યાઃ–આમ કહી રહેલા પૃથાનંદન યુધિષ્ઠિરને હસતો હોય તેમ સુબલપુત્ર શકુનિ બોલ્યોઃ 'એ મેં જીતી લીધું.'[૨૦]

યુધિષ્ઠિર બોલ્યાઃ–તો, મારી પાસે આ તેટલા જ રથો છે, તેમને સોનાના ધ્વજદંડો છે અને તે પતાકાઓથી શોભિત છે. તેમને સારા કેળવેલા ઘોડાઓ જોડ્યા છે અને તેમની સાથે વિવિધ પ્રકારનાં યુદ્ધ કરનારા રથીઓ છે. એ રથીઓને યુદ્ધ કરવાનું હોય કે ન હોય, તો પણ તે દરેકને ભરણપોષણ માટે માસિક હજાર હજાર મુદ્રાનું વેતન મળે છે. હે રાજા! આ મારું ધન છે. હું તે વડે તારી સાથે દાવ મૂકું છું.[૨૧,૨૨]

વૈશંપાયન બોલ્યાઃ–યુધિષ્ઠિરે જ્યાં આ વચન કહ્યાં, ત્યાં વેરી થયેલા દુરાત્મા શકુનિએ તેમને કહ્યું: 'એ મેં જીતી લીધું છે.'[૨૩]

યુધિષ્ઠિર બોલ્યાઃ–યુદ્ધમાં જિતાઈને પરાભવ પામેલા શત્રુદમન ચિત્રરથે પ્રસન્ન થઇને ગાંડીવધારી અર્જુનને જે તિત્તિરી અને કલ્માપ જાતના ગાંધર્વ અશ્વો પ્રીતિપૂર્વક આપ્યા હતા, તે હે રાજા! મારું ધન છે. હું તે વડે તારી સાથે દાવ રમું છું.[૨૪,૨૫]

વૈશંપાયન બોલ્યાઃ–આ સાંભળીને શકુનિએ કપટનો આશરો લઈ દાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું કે, 'હું એ જીતી ગયો છું.'[૨૬]

યુધિષ્ઠિર બોલ્યાઃ–મારી પાસે વિધવિધ જાતના ઘોડાબળદ આદિ વાહનો જોડેલા દશ હજાર રથો તેમજ ગાડાંઓ છે. દરેક વર્ણમાંથી હજાર હજાર એમ વીણી કાઢેલા સાઠ હજાર વીરો નિયુક્ત કર્યા છે. તે સર્વે વીર અને પરાક્રમી છે, સર્વે વિશાલ છાતીવાળા છે અને સર્વે દૂધ પીએ છે; તેમજ શાલિભાત જમે છે. હે રાજા! એ મારું ધન છે. એ વડે હું તારી સાથે આ દાવ ખેલું છું.[૨૭–૩૦]

વૈશંપાયન બોલ્યાઃ–આ સાંભળીને શઠતાભર્યા શકુનિએ પાસાદાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ મેં જીતી લીધું.'[૩૧]

યુધિષ્ઠિર બોલ્યાઃ–હે ભારત! મારી પાસે તાંબાનાં અને લોઢાનાં પાત્રોથી ઢાંકેલા ચારસો ભંડારો છે. તે દરેકમાં પાંચ પાંચ દ્રોણ જેટલું ઉત્તમ જાતનું અમૂલ્ય અને સ્વચ્છ સુવર્ણ મૂક્યું છે. હે રાજા! એ મારું ધન છે. હું તેનાથી તારી સાથે આ દાવ નાખું છું.[૩૨,૩૩]

વૈશંપાયન બોલ્યાઃ–આ સાંભળીને કપટયુક્ત શકુનિએ દાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ બધું હું જીત્યો છું.'[૩૪]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દેવન' નામનો અધ્યાય ૬૧ મો સમાપ્ત

# अध्याय ६२ मो

## વિદુરનાં હિતવચન

॥ वैशंपायन उवाच ॥

एवं प्रवर्तिते द्यूते घोरे सर्वापहारिणि ।
सर्वसंशयनिर्मोक्ता विदुरो वाक्यमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–આ પ્રમાણે સર્વસ્વનું હરણ કરનારું જુગટું ચાલી રહ્યું હતું, ત્યારે સર્વ સંશયોને છેદનારા વિદુરજી આ વચન બોલ્યા.[૧]

**વિદુર બોલ્યાઃ**–હે ભરતવંશી મહારાજ! આ જાણી લો કે, મરવા પડેલા માણસને જેમ ઓસડની રુચિ રહેતી નથી, તેમ હું જે વાત કહીશ, તે સાંભળ્યા છતાં પણ તે તમને ગમશે નહિ.[૨] જે જન્મતાં વાર જ પૂર્વે શિયાળવાની જેમ ભૂંડું ભૂંક્યો હતો, તે પાપી ચિત્તવાળો અને ભરતવંશનો ઉચ્છેદ આણનારો આ દુર્યોધન તમારા સર્વનાશના હેતુરૂપ થયો છે.[૩] દુર્યોધનરૂપી ઘરમાં વસી રહેલા શિયાળને તમે મોહને લીધે ઓળખતા નથી; પણ હું કવિ શુક્રાચાર્યનાં જે નીતિવચન કહું છું તે તમે સાંભળો.[૪] મધ વેચનારો માણસ મધને જોઈને તે લેવા જતાં નીચે ખીણમાં પડીશ એમ જાણતો નથી. તે તો ટોચે ચઢીને મધમાં આસક્ત થાય છે અથવા તે નીચે ગબડી પણ જાય છે.[૫] તે રીતે મધરૂપી પાસાખેલમાં મત્ત થયેલો આ દુર્યોધન લાંબો વિચાર કરતો નથી. મહારથીઓ સાથે વેર કરવાથી તેનું જ પતન થશે તેને તે જાણતો નથી.[૬] હે મહાબુદ્ધિમાન! મને ખબર છે કે, પૂર્વે ભોજવંશમાં જન્મેલા આવા એક અચળચંડા પુત્રને નગરજનોની હિતની ઇચ્છાએ ત્યજી દેવામાં આવ્યો હતો.[૭] અંધકો, યાદવો અને ભોજોએ એકઠા મળીને એ કંસને ત્યજી દીધો હતો. તેમની આજ્ઞાથી શત્રુનાશી શ્રીકૃષ્ણે જ્યારે તેને હણી નાખ્યો, ત્યારે સર્વ જ્ઞાતિજનો જાણે સો વરસનો આનંદ કરવા લાગ્યા. તો, તમે પણ આજ્ઞા આપો, એટલે સવ્યસાચી અર્જુન દુર્યોધનનો નિગ્રહ કરે. એ પાપીના નિગ્રહથી કુરુવંશીઓ સુખથી આનંદ અનુભવો.[૮,૯] હે મહારાજ! એક કાગડાના બદલામાં તમે આ પાંડવરૂપી મયૂરોને ખરીદી લો. એક શિયાળના બદલામાં આ સિંહ જેવા પાંડવોને વેચાણ લો. તમે શોકરૂપી સાગરમાં ડૂબો નહિ.[૧૧] કુળના હિત માટે એક માણસનો ત્યાગ થાય, ગામના હિત માટે એક કુલનો ત્યાગ થાય, દેશના હિત માટે એક ગામનો ત્યાગ થાય અને આત્મહિત માટે સમગ્ર પૃથ્વીનો ત્યાગ થાય.[૧૧] આ પ્રમાણે જંભને ત્યજવાનો પ્રસંગ આવ્યો, ત્યારે પ્રાણીમાત્રના અભિપ્રાયોને જાણનારા અને શત્રુસમસ્તને ભય આપનારા, સર્વજ્ઞ કવિ શુક્રાચાર્યે મહાન અસુરોને કહ્યું હતું.[૧૨] કોઇએક રાજાએ સુવર્ણ થૂંકનારાં કેટલાંક વનચર પક્ષીઓને લોભથી ઘરમાં વસાવ્યાં હતાં.[૧૩] હે પરંતપ! સોનું ભોગવવાના લોભમાં આંધળા થઈ ગયેલા તેણે તેમને મારી નાખ્યાં. આથી તત્કાલના અને ભવિષ્યના એમ બન્ને લાભોનો તેણે તરત જ નાશ કર્યો. તો હે રાજા! લક્ષ્મીના મોહમાં પડી તમે પાંડવોનો દ્રોહ કરશો નહિ. પેલા પક્ષી મારનારા માણસની જેમ ધનમોહમાં પડેલા તમને પસ્તાવો જ કરવાનો આવશે.[૧૪,૧૫] હે ભારત! માળી જેમ ઉદ્યાનમાં વૃક્ષો ઉપર વારંવાર વહાલ બતાવીને તેમને આવેલાં ફૂલો ચૂંટે છે, તેમ તમે પણ પાંડવો ઉપર માયા રાખીને તેમના તરફથી ઉત્પન્ન થતા લાભરૂપી પુષ્પને જ ગ્રહણ કરો.[૧૬] પણ અંગારિયાની જેમ તમે એ વૃક્ષોને સમૂળાં બાળી મૂકો નહિ! પુત્ર, અમાત્ય અને સૈન્યબલ સાથે તમે યમને દ્વારે રખે જતા! હે ભારત! આ ભેગા મળેલા પૃથાનંદનો સાથે કોણ બાથ ભીડી શકે એમ છે? હે રાજન્! દેવોના સાથવાળા સાક્ષાત્ ઇન્દ્ર પણ પોતે તેમ કરી શકે એમ નથી.[૧૭,૧૮]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'વિદુરહિતવાક્ય' નામનો અધ્યાય ૬૨ મો સમાપ્ત**



# अध्याय ६३ मो

## વિદુરનાં હિતવચન (ચાલુ)

॥ विदुर उवाच ॥

द्यूतं मूलं कलहस्याभ्युपैति मिथोभेदं महते दारुणाय। तदा स्थितोऽयं धृतराष्ट्रस्य पुत्रो दुर्योधनः सृजते वैरमुग्रम् ॥ १ ॥

વિદુર બોલ્યાઃ-જુગટું કજિયાનું મૂળ છે. તે પરસ્પરમાં ભેદ પડાવે છે. આ ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધન મહા દારુણ ભય લાવવાને માટે તેને લઇ પડ્યો છે અને એ ઉગ્ર વેર ઊભું કરે છે.[૧] ભયંકર સેનાવાળા પ્રતિપવંશી શાન્તનુવંશજો અને બાહ્લીક રાજસમૂહો એ સર્વ દુર્યોધનના અપરાધથી ક્લેશમાં પડશે.[૨] બળદ જેમ મદમાં ગાંડો થઈને પોતાનાં જ શિંગડાંને ભરાવીને પોતે ઉખેડે છે, તેમ આ દુર્યોધન મદે ભરાઈને રાષ્ટ્રમાંથી સુખમંગલનો નાશ કરે છે.[૩] હે રાજન્! જે વીર અને વિદ્વાન હોવા છતાં પોતાની બુદ્ધિને અવગણે છે અને બીજાની ઇચ્છાને અનુસરે છે; તે સમુદ્રમાં નાદાન સુકાનીવાળી હોડીમાં બેસનારા પુરુષની જેમ ભારે સંકટમાં આવી પડે છે.[૪] યુધિષ્ઠિર સાથે દુર્યોધન દાવ ખેલે છે અને તે જીતે છે, એમ જાણી તમે પ્રસન્ન થાઓ છો; પણ, અતિશય વિનોદ એ જ છેવટે યુદ્ધરૂપ થઈ પડે છે અને તેમાંથી માણસનો વિનાશ થાય છે.[૫] નીચ ફલ આપનારું જુગટું તમારી આગળ ઠીક રજૂ કરવામાં આવ્યું છે! એથી જ, એ દ્યૂતનો નિર્ણય તમારા હૃદયમાં આબાદ ઠસી ગયો છે. તમારા સ્વબંધુ યુધિષ્ઠિર સાથે આ દ્યૂત અણધાર્યા કલહરૂપ થશે; છતાં તમે એને માન્ય રાખો છો![૬] હે પ્રતિપવંશીઓ! હે શાન્તનુવંશજો! કૌરવોની સભામાં આ મારાં દીર્ઘદષ્ટિવાળાં વચનો સાંભળો! મૂર્ખ દુર્યોધનને પગલે ચાલીને તમે આ મહાઘોર પ્રજ્વલિત અગ્નિમાં પડશો નહિ! જુગારના મદમાં ઉશ્કેરાઈ જઈને જ્યારે અજાતશત્રુ પાંડવ પોતાના ક્રોધને રોકી શકશે નહિ, ત્યારે ભીમસેન, અર્જુન, નકુલ તેમજ સહદેવ ઊછળી પડશે. તો, તે વખતે ઘોર યુદ્ધમાં તમારો કોણ આશરો થશે?[૭,૮] હે મહારાજ! તમે ધનના ભંડાર છો, આ દ્યૂતે પહેલાં પણ તમારી પાસે મનથી ઇચ્છો એટલું ધન છે. તમે બહુ ધનવાળા પાંડવોને જીતી લેશો, તેથી તમને વિશેષ શો લાભ થશે? તો તમે પૃથાનંદનોને જ ધનરૂપે સમજી તેમનો સ્વીકાર કરો. આપણે સુબલપુત્રના જુગારદાવને જાણીએ છીએ. પર્વતપ્રદેશનો એ રાજા શકુનિ દ્યૂતમાં કપટખેલ કરી જાણે છે. તો, શકુનિ જ્યાંથી આવ્યો છે, ત્યાં ભલે પાછો ચાલ્યો જાઓ! હે ભારત! તમે પાંડવોને મહા વિનાશ લાવનારી લડાઈનું કારણ ન આપો.[૯,૧૦]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'વિદુરવાક્ય' નામનો અધ્યાય ૬૩ મો સમાપ્ત

# अध्याय ६४ मो

## દુર્યોધનનાં દુર્વાક્યો અને વિદુરનો હિતોપદેશ

॥ दुर्योधन उवाच ॥

परेषामेव यशसा श्लाघसे त्वं सदा छन्नः कुत्सयन् धार्तराष्ट्रान्। जानीमहे विदुर यत्प्रियस्त्वं बालानिवास्मानवमन्यसे नित्यमेव ॥ १ ॥

દુર્યોધન બોલ્યોઃ-હે વિદુર! તમે દાસીપુત્ર અમારા શત્રુઓનાં, સદા કીર્તિગાન ગાઓ છો અને અમને ધૃતરાષ્ટ્રપુત્રોને નિંદા કરો છો-અમે જાણીએ છીએ કે, તમને કોણ વહાલા છે! અમે મૂરખા હોઇએ તેમ તમે નિત્ય અમને અવગણો છો.[૧] જે વહાલાની પ્રશંસામાં અને

વૈરીની નિંદામાં મંડ્યો રહે છે, તે માણસ પ્રિયજનોનો વિજય અને અપ્રિયજનોનો પરાજય ઇચ્છે છે, એમ જાણવું. તમારા હોઠ કેવા તમારા હૈયાને બહાર લાવે છે! તમને અમારે માટે મનમાં જે દ્વેષ છે, તે કરતાં વિશેષ તમે તમારી વાણીથી તે જાહેર કરો નહિ.[2] જાણે અમે તમને સાપને ખોળામાં રાખ્યા છે અને બિલાડાની જેમ પોષણ કરનારને જ તમે હણો છો! હે દાસીપુત્ર! પોતાના પાલકને હણનારાને પંડિતો પાપી કહેતા નથી, એટલે તમે પાપથી બીતા નથી, ખરું ને?[3] હે વિદુર! શત્રુઓને જીતીને અમે મહાન ફળ પામ્યા છીએ. આથી તમે અમને અહીં કડવા બોલો રખે કહેતા. તમે અમારા શત્રુઓ સાથે મેળ રાખવામાં અતિ આનંદ માનો છો, પણ એને લીધે તો તમે અમારા વારંવાર દ્વેષપાત્ર થાઓ છો.[4] જે માણસ અમંગલ બોલે છે, તે શત્રુતાને વહોરી લે છે. માણસ આથી જ શત્રુની સ્તુતિ કરતી વખતે ગુપ્ત વાતોને ઢાંકી રાખે છે. અરે નફ્ફટ! અમારે આશ્રયે રહીને તું અમને શા માટે અટકાયત કરે છે? તું અહીં મનફાવ્યું ગમે તે બોલી નાખે છે![5] જોજે, અમારું અપમાન કરતો. અમે તારા મનના વિચારને જાણીએ છીએ. જરા ઘરડાઓ પાસે તારી બુદ્ધિને કેળવ. હે વિદુર! તું મેળવેલી આબરૂનું જતન કર. પારકાનાં કામોમાં તું હાથ નાખીશ નહિ.[6] હે વિદુર! તું તે રખે માનતો કે, હું આ દ્યૂત કરાવનારો છું. અહીં અમને આવાં કઠોર વાક્યો નિરંતર કહેતો નહિ.[7] અરે વિદુર! હું કંઈ તને મારા હિતનું પૂછતો નથી. હે દાસીપુત્ર! જા, તારું ભલું થાઓ; પણ અમને સહનશીલોને વાગ્બાણોથી ક્ષીણ ન કર. ગર્ભમાં સૂતેલા પુરુષને જે શાસન આપે છે, તે જ એક શાસનકર્તા છે. બીજો કોઈ શાસન કરનારો નથી. એ શાસનકર્તાના શાસનને લીધે, જલ નીચાણમાં જાય છે, તેમ હું પણ તેની પ્રેરણા પ્રમાણે કાર્ય કરું છું.[8] જો મનુષ્ય મસ્તકથી પહાડને ફોડે છે અને સર્પને ભોજન આપે છે, તો તેની બુદ્ધિ જ તેને આવાં કાર્યોની આજ્ઞા કરે છે.[9] જે માણસ પરાણે ઉપદેશ આપે છે, તે તો પરિણામે શત્રુને પેદા કરે છે. તે મિત્રતામાં રહ્યો હોય, તો પણ પંડિત મનુષ્ય તો તેની ઉપેક્ષા જ કરે છે.[10] હે ભારત! કપૂરને સળગાવી જે માણસ તેને અગ્નિથી બળી જતાં પહેલાં ઠારવા દોડતો નથી, તે ક્યારેય પણ તેની રાખોડી પણ પામતો નથી. શત્રુવર્ગના, દ્વેષ કરનારા અને ખાસ કરીને અહિતકારી એવા માણસને ઘરમાં વાસ આપવો જોઈએ નહિ. એટલે, હે વિદુર! તમે ફાવે ત્યાં ચાલ્યા જાઓ. કુલટા સ્ત્રીને ઘણું સમજાવીએ, તો પણ તે પોતાના પતિને તજી જ જાય.[11,12]

**વિદુર બોલ્યાઃ**—હે મહારાજ! જે માણસો આવો નીતિનો ઉપદેશ કરવાથી તે ઉપદેશક પુરુષનો ત્યાગ કરે છે, તેમની મિત્રતા નાશવંત છે કે નહિ તે તમે કહો. કેમકે; રાજાઓનાં ચિત્ત તો દ્વેષથી ભીનાં હોય છે. તેઓ પહેલાં મીઠી મીઠી વાતો કરે છે અને પછી મૂસળના ઘા કરાવે છે.[13] હે રાજપુત્ર! તું તારી જાતને પંડિત માને છે અને મને મૂરખ ગણે છે; પણ હે મન્દબુદ્ધિ! મૂરખ તો તે છે, જે એક માણસને પોતાના મિત્ર તરીકે સ્વીકાર્યા પછી તેને દૂષણ લગાડે છે.[14] શ્રોત્રિય બ્રાહ્મણને ઘેર દુષ્ટ સ્ત્રી જેમ કલ્યાણ કરી શકતી નથી, તેમ દુષ્ટ બુદ્ધિવાળા માણસનું મંગલ કરી શકાતું નથી. જેમ કુંવારિકાને સાઠ વર્ષનો પતિ ગમતો નથી, તેમ ભરતશ્રેષ્ઠ દુર્યોધનને આ ઉપદેશ નક્કી રુચતો નથી.[15] હે રાજન્! તમે હિતકારી અને અહિતકારી એવાં સર્વ કાર્યોમાં પ્રિયની જ આકાંક્ષા રાખતા હો, તો સ્ત્રી, જડ અને પાંગળા તેમજ એવા સૌને જ પૂછો.[16] મીઠું બોલનારો પાપી માણસ તો અહીં મળી — પણ કડવું છતાં હિતકારી કહેનાર —

ળનાર સહેજે મળનાર નથી.[૧૭] સ્વામીના ગમા-અણગમાને અળગા રાખીને, જે મનુષ્ય ધર્મ-પરાયણ રહે છે અને અપ્રિય છતાં હિતકારી કહે છે, તેવા માણસ વડે જ રાજા સહાયવાન ગણાય છે.[૧૮] હે મહારાજ! જે વ્યાધિ હરનારાં ઓસડ જેવો છે, જે કડવો, તીખો અને ગરમ છે, જે યશને ભૂંસી નાખનારો છે, જે કઠોર છે, જે નરકના જેવો ગંધાતો છે, જે સંતોએ પી જવા યોગ્ય છે અને અસંતો જેને પી શકતા નથી, એવા ક્રોધને તમે પી જાઓ અને શાંતિ પામો.[૧૯] વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્રને તથા તેમના પુત્રોને નિરંતર યશ અને ધન રહે એમ હું ઇચ્છું છું. એ જેવી ઇચ્છા છે તેવું તમને મળો. હવે હું તમને નમસ્કાર કરું છું. બ્રાહ્મણો મને પણ મંગલ દર્શાવો![૨૦] પંડિત મનુષ્ય ઝેરી દાઢવાળા સર્પોને તેમજ ઝેરી આંખવાળા માણસોને કોપાવતા નથી. આથી, હે કુરુનંદન! આ હું તમને સાવધાનીથી કહું છું.[૨૧]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'વિદુરહિતવાક્ય' નામનો અધ્યાય ૬૪ મો સમાપ્ત**

# अध्याय ६५ मो

## યુધિષ્ઠિરે દ્રૌપદી હારવી

॥ शकुनिरुवाच ॥

बहु वित्तं पराजैषीः पांडवानां युधिष्ठिर ।
आचक्ष्व वित्तं कौन्तेय यदि तेऽस्त्यपराजितम् ॥१

શકુનિ બોલ્યો:–હે યુધિષ્ઠિર! તમે પાંડવોનું ઘણું ધન હારી ચૂક્યા છો. હે કૌન્તેય! જો હજુ તમારી પાસે ન હાર્યું એવું કંઈ ધન હોય તો બોલો.[૧]

યુધિષ્ઠિર બોલ્યા:–હે સુબલપુત્ર! મારી પાસે જે સંખ્યાતીત ધન છે તેને હું જાણું છું, તો હે શકુનિ! તું મને ધન વિશે શા માટે પૂછે છે?[૨] દશ હજાર, દશ લાખ, શંકુ, પદ્મ, અર્બુદ, ખર્વ, શંખ, નિખર્વ, મહાપદ્મ, કોટિઓ, મધ્ય, પરાર્ધ અને એથી પણ વિશેષ એવા ધનનો દાવ નાખ. હે રાજન્! એ મારું ધન છે. હું એ વડે તારી સાથે દાવ ખેલું છું.[૩,૪]

**વૈશંપાયન બોલ્યા:**–આ સાંભળીને છળનો આશ્રય કરનારા શકુનિએ પાસા નાખ્યા, અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ બધું મેં જીત્યું છે.'[૫]

**યુધિષ્ઠિર બોલ્યા:**–હે સૌબલ! પર્ણાશા નદીની બાજુમાં, સિંધુ નદીના પૂર્વ ભાગમાં જે કાંઈ અસંખ્ય ગાયો, ઘોડાઓ, બળદો, મેંઢાંઓ અને બકરાંઓ વગેરે છે, તે સર્વ મારું ધન છે. હું એ ધન વડે તારી સાથે દાવ રમું છું.[૬,૭]

**વૈશંપાયન બોલ્યા:**–આ સાંભળીને કપટને વળગી રહેનારા શકુનિએ પાસા નાખ્યા અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ મેં જીતી લીધું.'[૮]

**યુધિષ્ઠિર બોલ્યા:**–નગર, જનપદ, ભૂમિ, બ્રાહ્મણેતરનાં ધન અને બ્રાહ્મણેતર પુરુષો એ મારું શેષ રહેલું ધન છે. હે રાજન્! એ ધન મારું છે અને તે વડે હું તારી સાથે દાવ રમું છું.[૯]

**વૈશંપાયન બોલ્યા:**–આ સાંભળીને છળને વળગી રહેનારા શકુનિએ કપટદાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ મેં જીતી જ લીધું છે.'[૧૦]

**યુધિષ્ઠિર બોલ્યા:**–હે રાજન્! આ રાજપુત્રો જે કુંડલો, નિષ્કો અને સર્વ રાજવિભૂષણોથી શોભી રહ્યા છે, તે સર્વ મારું ધન છે. હે રાજા! હું તે ધન વડે તારી સાથે દ્યૂત ખેલું છું.[૧૧,૧૨]

**વૈશંપાયન બોલ્યા:**–આ સાંભળીને છલ ભર્યા શકુનિએ કપટનો દાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ મેં જીતી લીધું છે.'[૧૩]

**યુધિષ્ઠિર બોલ્યા:**–શ્યામલ, જુવાન, લાલ-આંખવાળા, સિંહના જેવા ખભાવાળા અને મહાન બાહુવાળા આ એક નકુલને હું દાવમાં મૂકું છું. એને મારું ધન જાણો.[૧૪]

શકુનિ બોલ્યો:–હે યુધિષ્ઠિરરાજ! રાજપુત્ર નકુલ તમને વહાલો છે. તે અમારા વશમાં આવી ગયો છે. હવે શા વડે દાવ લડાવો છો?[૧૫]

વૈશંપાયન બોલ્યા:–આમ કહીને શકુનિએ તે પાસાઓ નાખ્યા અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ હું જીત્યો.'[૧૬]

યુધિષ્ઠિર બોલ્યા:–આ સહદેવ ધર્મોનું અનુશાસન કરે છે. આ લોકમાં એ પંડિતને નામે પ્રસિદ્ધ છે. એ રાજપુત્ર હોડમાં મુકાવાને અયોગ્ય છે; તો પણ એ વહાલાને અળખામણો કરીને હું એને દાવમાં મૂકી દ્યૂત રમું છું.[૧૭]

વૈશંપાયન બોલ્યા:–આ સાંભળીને કપટયુક્ત શકુનિએ છળભર્યો દાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું કે, 'એ હું જીત્યો!'[૧૮]

શકુનિ બોલ્યો:–હે રાજન્! તારા આ બે વહાલા માદ્રીનંદનોને મેં જીતી લીધા છે. મને લાગે છે કે, તમને ભીમસેન અને ધનંજય એમનાથી પણ અધિક પ્રિય છે.[૧૯]

યુધિષ્ઠિર બોલ્યા:–હે મૂરખા! તું અધર્મ જ આચરે છે. કેમકે, તું નીતિને જોતો નથી અને પ્રેમની ગાઢ બંધાયેલા અમ ભાઈઓમાં તું ભેદ પડાવવા ઇચ્છે છે.[૨૦]

શકુનિ બોલ્યો:–મત્ત થયેલો માણસ ખાડમાં પડે છે, પ્રમત્ત થયેલો માણસ જડ રૂપ ધારે છે. હે રાજન્! તમે જ્યેષ્ઠ છો, તમે શ્રેષ્ઠ છો. હે ભરતોત્તમ! તમને નમસ્કાર કરું છું.[૨૧] હે યુધિષ્ઠિર! જુગાર રમવામાં પડેલા જુગારીઓ ઉન્મત્તની જેમ જે લવારા કરે છે, તે જાગૃતિમાં કે સ્વપ્નમાં પણ કરતા જોવામાં આવતા નથી.[૨૨]

યુધિષ્ઠિર બોલ્યા:–રિપુઓને જીતનારો જે મહાવેગી રાજકુમાર નાવની જેમ અમને યુદ્ધમાં પાર લઇ જાય છે, તે લોકવીર અર્જુન દાવમાં મુકાવાને અયોગ્ય છે છતાં, હે શકુનિ! તેના વડે હું દાવ ખેલું છું.[૨૩]

વૈશંપાયન બોલ્યા:–આ સાંભળીને કપટભર્યા શકુનિએ છલયુક્ત દાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું કે, 'એ હું જીત્યો છું!'[૨૪]

શકુનિ બોલ્યો:–પાંડવોમાં ચાપધારી એવા આ સવ્યસાચી અર્જુન પાંડવને મેં હરાવ્યો છે. હે રાજન્! હવે પ્રિય ભીમથી દાવ રમો. હે પાંડવ! દાવમાં મૂકવાને હવે એ જ તમારે માટે બાકી રહ્યો છે.[૨૫]

યુધિષ્ઠિર બોલ્યા:–જે અમારો નેતા છે, દાનવોના શત્રુ ઇન્દ્રની જેમ જે યુદ્ધમાં અમારો અગ્રેસર છે, જે તીરછી આંખે જોનારો છે, જેની ભમ્મરો ગૂંથાયેલી છે, જે સિંહના જેવા ખભાવાળો છે, જે સદા અસહનશીલ છે, બળમાં જેના જોટાનો એકે માણસ નથી, ગદાધારીઓમાં જે અગ્રણી છે અને જે શત્રુઓને મરડી નાખનારો છે, તે રાજપુત્ર ભીમસેન અહીં દાવમાં મુકાવાને યોગ્ય નથી. આમ છતાં, હે રાજા! હું તેના વડે આ દાવ રમું છું.[૨૬,૨૭]

વૈશંપાયન બોલ્યા:–આ સાંભળીને કપટથી ભરેલા શકુનિએ છળભર્યો દાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ હું જીત્યો.'[૨૮]

શકુનિ બોલ્યો:–હે કુન્તીપુત્ર! તમે ભાઈઓ, ઘોડાઓ અને હાથીઓ સમેત અઢળક ધન હારી ગયા છો. હજુ તમે ન હાર્યા હો એવું કંઈ ધન હોય તો કહો.[૨૯]

યુધિષ્ઠિર બોલ્યા:–હું સર્વ ભાઇઓમાં જ્યેષ્ઠ છું અને એમનો પ્રિયપાત્ર છું. મારી હાર થશે એટલે હારેલાની જેમ હું પોતે તમારાં કામ કરીશ.[૩૦]

વૈશંપાયન બોલ્યા:–આ સાંભળીને કપટયુક્ત શકુનિએ કપટદાવ નાખ્યો અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ હું જીત્યો!'[૩૧]

શકુનિ બોલ્યો:–હે રાજન્! આ તમે તમારો પરાજય કર્યો તે તમે ઘણું પાપી કામ કર્યું. ધન બાકી રહેવા છતાં પોતાનો પરાજય કરાવવો એ પાપ છે.[૩૨]

**વૈશંપાયન બોલ્યાઃ**—આમ કહીને જુગારમાં મનમાન્યા દાવ નાખનારા તે શકુનિએ ત્યાં બેઠેલા સર્વ લોકપ્રસિદ્ધ રાજાઓને પાંડવોમાંના દરેકની હાર વિશે કહ્યું અને યુધિષ્ઠિરને આમ કહેવા લાગ્યો.[33]

**શકુનિ બોલ્યોઃ**—હે રાજન્ ! તમારો હજી એક દાવ અણજિતાયેલો છે. તમારે પ્રિય પત્ની છે. એ પાંચાલપુત્રી કૃષ્ણાને હોડમાં મૂકો અને તે વડે ફરી જય મેળવો.[34]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**—જે નીચી નથી તેમ ઊંચી યે નથી અને જે દૂબળી નથી તેમ રાતી માતી પણ નથી, એવી શ્યામલ વાંકડિયા કેશવાળી તે દ્રૌપદીને દાવમાં મૂકીને હું તારી સાથે રમું છું. તેને શરદના કમલપત્ર જેવી આંખો છે, શરદના કમલના જેવો સુગંધ છે અને તેને શરદના કમલને સેવનારી લક્ષ્મીના જેવું રૂપ છે.[35,36] લક્ષ્મીના જેવી તે દયાળુ છે, રૂપસંપત્તિવાળી છે અને શીલસંપત્તિવાળી છે. આથી કરીને, પુરુષ જેવી સ્ત્રીને ઇચ્છે તેવી તે છે.[37] સર્વ ગુણોથી ભરેલી, અનુકૂલ, પ્રિય બોલનારી અને ધર્મ, અર્થ તથા કામને સિદ્ધ કરનારી એવી જે સ્ત્રીની પુરુષ કામના કરે છે, એવી તે છે.[38] એ સૌથી છેલ્લી સૂએ છે અને સૌથી પહેલી જાગે છે. ગોવાળિયા અને મેંઢાંબકરાં ચારનાર સૌ લોકો પાસેથી તે થયેલાં તથા ન થયેલાં તમામ કામની ભાળ મેળવે છે.[39] તેનું સ્વેદબિન્દુવાળું મુખમંડલ કમલ અને મોગરાની વેલની શોભા ધારે છે. વેદીની જેમ તેને પાતળી કેડ છે અને તેને લાંબા કેશ છે. તેનું મોં તામ્રવર્ણું છે અને તેને ઝાઝાં રૂંવાડાં નથી.[40] હે રાજા ! આવી તે સુંદર કેડવાળી પાંચાલતનયા છે. હાય ! એ સર્વાંગ સુંદર દ્રૌપદીને હોડમાં મૂકીને હે સૌબલ ! હું દાવ રમું છું.[41]

**વૈશંપાયન બોલ્યાઃ**—ધીમાન ધર્મરાજે આ વચન કહ્યાં, એટલે વૃદ્ધ સભાજનોને મોંએથી ધિક્કાર હો ! ધિક્કાર હો ! એવાં વેણ નીકળી પડયાં ![42] હે રાજન્ ! તે સભા ખળભળી ઊઠી, રાજાઓને ખેદ થઈ આવ્યો અને ભીષ્મ, દ્રોણ તેમજ કૃપાચાર્ય વગેરેને પરસેવો વહેવા લાગ્યો. વિદુર તો માથું નાખીને મડદા જેવા થઈ ગયા. સરપની જેમ નીચું મોં રાખીને તે હાંફતા હાંફતા વિચારમાં પડયા.[43,44] પણ ધૃતરાષ્ટ્ર તો ખુશખુશ થઇને વારંવાર પૂછવા લાગ્યોઃ 'શું જીત્યા ? શું જીત્યા ?' આમ તે પોતાનો મનોભાવ છુપાવી શકયો નહિ.[45] દુઃશાસન વગેરે સાથે કર્ણ અત્યંત હર્ષ પામ્યો અને બીજા સભાજનોની આંખોમાંથી આંસુધારા વહેવા લાગી.[46] આમ જીતના મદથી ઝળકી રહેલા અને મહા ઉન્માદે ચડેલા તે સુબલપુત્રે 'એ હું જીત્યો' એમ કહ્યું અને ફરીથી તેણે પાસાઓને સાંભરી લીધા.[47]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દ્રૌપદીપરાજય' નામનો અધ્યાય ૬૫ મો સમાપ્ત**

# अध्याय ६६ मो

## વિદુરનાં હિતવચન

॥ दुर्योधन उवाच ॥

एहि क्षत्तर्द्रौपदीमानयस्व प्रियां भार्यां संमतां पांडवानाम् । संमार्जतां वेश्म परैतु शीघ्रं तत्रास्तु दासीभिरपुण्यशीला ॥१॥

**દુર્યોધન બોલ્યોઃ**—એ વિદુર ! અહીં આવો. પાંડવોની પ્રિય અને માનીતી પત્ની દ્રૌપદીને અહીં તેડી લાવો. અને તિરસ્કારથી આણેલી તે દ્રૌપદી ઝટ અમારા ઘરમાં દાસી તરીકે વાસીદું કાઢે. એ પાપિણી જ્યાં દાસીઓ રહે છે ત્યાં તેમની સાથે ભલે રહે.[1]

**વિદુર બોલ્યાઃ**—ઓ નીચ ! તું મૂરખાની જેમ આવું દુષ્ટ ભાષણ કરે છે. તું પોતે ફાંસમાં બંધાઇ પડ્યો છે, તે તું જાણતો નથી.

તું સમજતો નથી કે, તું જાનેજ ખીણમાં લટકી રહ્યો છે. છતાં, તું મૃગ હોઈને સિંહ સમાન પાંડવોને વારંવાર છંછેડી રહ્યો છે.[2] ઓ મંદબુદ્ધિ! તારે માથે ઝેરી દાઢવાળા અને પૂરા ક્રોધી એવા ભારે ઝેરીલા સરપો બેઠા છે. તુ તેમને ગુસ્સે કરીશ નહિ અને તું યમસદને જઈશ નહિ![3] કૃષ્ણા દાસીપણું પામવાને યોગ્ય નથી, કારણ કે મારા મતથી સ્વામીપદ ખોયા પછીજ રાજા યુધિષ્ઠિરે તેને દાવમાં મૂકી છે. વાંસ જેમ પોતાના વિનાશને માટે ફલને ધારણ કરે છે, તેમ ધૃતરાષ્ટ્રનો રાજપુત્ર પણ પોતાના નાશને માટે જ આ વૃદ્ધિરૂપી ફૂલને ધારણ કરે છે. અંતકાલે પણ એ ઉન્મત્ત સમજતો નથી કે, જૂગટું મહાભયંકર વેર આણનારું છે.[4-5] કોઇનો મર્મચ્છેદ ન કરવો, કોઇને ક્રૂર વેણ કહેવાં નહિ, જુગાર જેવા હલકા કામથી શત્રુને વશ ન કરવા, તેમજ કોઇને ઉદ્વેગ કરાવે એવી તીખી અને નરકલોકમાં લઈ જનારી વાણી કદી પણ ન કહેવી.[6] માણસો મુખથી લાંબીચોડી વાત કાઢી બેસે છે, તો તેથી આઘાત પામેલો સામો માણસ રાતદિવસ શોક કર્યા કરે છે. એ કઠોર વચનો સામાના મર્મભાગોમાં ભોંકાય છે. આથી પંડિતો શત્રુઓને પણ તીક્ષ્ણ વચનો સંભળાવતા નથી.[7] કહે છે કે, કયારેક કોઈ એક બકરો ધનુષ્યને ગળવા લાગ્યો હતો. તે શસ્ત્ર ભરાઈ ગયું, એટલે તેણે જમીન ઉપર પોતાનું મોં રાખીને તે શસ્ત્રને ખાવાનો પ્રયત્ન કર્યો; પણ તેથી તો એનું ગળું જ કપાઈ ગયું. એ બકરાની જેમ તું પાંડુપુત્રો સાથે ઘોર વેર કરીશ નહિ.[8] પૃથાનંદનો તો આવું કશું જ બોલતા નથી. ખરે! કૂતરા જેવા નીચ માણસો જ સર્વ કોઇને ભસભસ કરે છે. પછી ભલે તે કોઈ વનમાં વિચારનારો હોય, ગૃહસ્થાશ્રમી હોય, તપસ્વી હોય કે પરિપૂર્ણ વિદ્યાવાળો હોય.[9] ધૃતરાષ્ટ્રનો પુત્ર સમજતો નથી કે, ઠગાઈ એ મહાઘોર નરકનું દ્વાર છે. આ જુગારબાજીમાં અનેક કુરુઓ દુઃશાસન સાથે સાથીદાર છે.[10] કદાપિ તૂમડાં ડૂબી જાય, પથરાઓ તરવા લાગે અને નાવો સદૈવ જલમાં ગોથાં ખાય, તો પણ ધૃતરાષ્ટ્રનો મૂર્ખ રાજપુત્ર મારાં હિતકારી વચન સાંભળે એમ નથી.[11] નક્કી, આ દુર્યોધન કુરુઓનો અંતકારી જ થશે, એ નિઃશંસય છે. જ્યારે મિત્રોજનોનાં હિતકારક અને પંડિતમાન્ય વચનોને સાંભળવામાં આવતાં નથી અને માત્ર લોભનો જ વધારો થાય છે, ત્યારે અત્યંત ભયંકર અને સર્વનાશી એવો વિનાશ જ આવે છે.[12]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'વિદુરવાક્ય' નામનો અધ્યાય ૬૬ મો સમાપ્ત**

---

# અધ્યાય ૬૭ મો

## સભા વચ્ચે દ્રૌપદી

॥ वैशंपायन उवाच ॥

धिगस्तु क्षत्तारमिति ब्रुवाणो दर्पेण मत्तो धृतराष्ट्रस्य पुत्रः । अवैक्षत प्रातिकामीं सभायां मुवाच चैनं परमार्यमध्ये ॥१॥

વૈશંપાયન બોલ્યાઃ-પછી મદથી છકી ગયેલા ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધને વિદુરને ધિક્કાર હો એમ કહ્યું અને સભામાં બેઠેલા પ્રાતિકામી નામે સારથિ સામે જોઈને તે પરમ આર્યોની સભાની મધ્યમાં તેને આ પ્રમાણે વચનો બોલ્યો.[1]

દુર્યોધન બોલ્યોઃ-હે પ્રાતિકામી! તું દ્રૌપદીને લઈ આવ. તને પાંડવોનો ભય નથી. આ દાસીપુત્ર ડરી ગયો છે, એટલે આવી અવળી વાત બોલે છે. તે કદી અમારી ચડતી થાય એમ ઇચ્છતો નથી.[2]

વૈશંપાયન બોલ્યાઃ-દુર્યોધને આ પ્રમાણે કહ્યું, એટલે રાજાનાં તે વચન સાંભળીને તે પ્રાતિકામી સારથિ ત્યાંથી તરત જ ચાલી નીકળ્યો.

કૂતરો સિંહની બોડમાં ઘૂસે, તેમ તે પાંડવોના રાજભવનમાં કે જ્યાં પાંડવોની પટરાણી દ્રૌપદી હતી ત્યાં પહોંચી ગયો.[3]

**પ્રાતિકામી બોલ્યોઃ**-હે દ્રૌપદી! યુધિષ્ઠિર જુગારના કેફમાં ગાંડા થઈ ગયા છે અને દુર્યોધને તમને જીતી લીધાં છે. તો, હે યાજ્ઞસેની! તમે ધૃતરાષ્ટ્રને ઘેર ચાલો. હું તમને દાસીકામ કરાવવા માટે લઈ જાઉં છું.[૪]

**દ્રૌપદી બોલીઃ**-હે પ્રાતિકામી! તું આવું કેમ બોલે છે? કયો રાજપુત્ર પોતાની ભાર્યાને હોડમાં મૂકી શકે? અરે! યુધિષ્ઠિરાજ દ્યૂતના મદમાં ઘેલા થયા હશે! શું તેમની પાસે દાવમાં મૂકવા જેવું બીજું કશું નહોતું?[૫]

**પ્રાતિકામી બોલ્યોઃ**-જ્યારે પોતા પાસે દાવમાં મૂકવાને બીજું કશું રહ્યું નહિ, ત્યારે એ અજાતશત્રુ પાંડવે તમને દાવમાં મૂકયાં છે. એ પહેલાં એ રાજાએ પોતાના ભાઈઓને તેમજ પોતાને પણ દાવમાં મૂકી દીધા હતા. હે રાજપુત્રી! પછી તેમણે તમને મૂકયાં હતાં.[૬]

**દ્રૌપદી બોલીઃ**-હે સૂતપુત્ર! જા, તું સભામાં જઈ એ જુગારીને પૂછ કે, તે પ્રથમ કોને હારી બેઠા છે, પોતાની જાતને કે મને![૭] હે સૂતપુત્ર! આ જાણીને તું પાછો આવ. પછી તું મને ત્યાં લઈ જજે. હું તેમનો અભિપ્રાય જાણ્યા પછી દુઃખી ચિત્તે ત્યાં હાજર થઈશ.[૮]

**વૈશંપાયન બોલ્યાઃ**-પછી તે પ્રાતિકામી સભામાં ગયો અને તેણે નરેન્દ્રોની વચ્ચે બેઠેલા યુધિષ્ઠિરને દ્રૌપદીનાં તે વચનો કહ્યાં.[૯] 'દ્રૌપદીએ તમને પુછાવ્યું છે કે, તમે કોના સ્વામી થઈને અમને હારી ગયા છો? પહેલાં કોને હાર્યા છો, તમારી જાતને કે મને?'[૧૦] આથી યુધિષ્ઠિર તો નિર્જીવની જેમ જડ થઈ ગયા. તેમણે સારથિને સારો કે ખોટો કશો જ જવાબ આપ્યો નહિ.[૧૧]

**દુર્યોધન બોલ્યોઃ**-અલ્યા સૂત! પાંચાલી પોતે જ અહીં સભામાં આવીને એ સવાલ યુધિષ્ઠિરને પૂછે. એટલે, યુધિષ્ઠિર અને તે પાંચાલી વચ્ચે જે વાત થાય તે અહીં સર્વના સાંભળવામાં આવે, માટે તેને અહીં તેડી લાવો.[૧૨]

**વૈશંપાયન બોલ્યાઃ**-આમ દુર્યોધનની આજ્ઞામાં રહેનારો તે પ્રાતિકામી સારથિ, રાજભવનમાં ગયો અને વ્યથા પામતો હોય તેમ દ્રૌપદીને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૧૩]

**પ્રાતિકામી બોલ્યોઃ**-હે રાજપુત્રી! તે સભાજનો તમને ત્યાં બોલાવે છે, મને લાગે છે કે, કૌરવોનું આવી બન્યું છે. તે હલકટ દુર્યોધન રાજ્યસમૃદ્ધિને સાચવવાનો નથી; કેમકે હે રાજપુત્રી! તમે સભામાં આવો એમ તે ઇચ્છે છે.[૧૪]

**દ્રૌપદી બોલીઃ**-વિધાતાએ સાચે જ એવું વિધાન નિર્મ્યું છે કે, જ્ઞાની અને મૂર્ખ બંનેને સુખદુઃખના સ્પર્શ થાય છે. પણ લોકમાં એક ધર્મ જ પરમશ્રેષ્ઠ કહેવાય છે. તેથી રક્ષા પામી રહેલો તે ધર્મ અમને શાંતિ પમાડશે.[૧૫] એવો તે ધર્મ કૌરવોને પણ રખે તજે! તું જઈને સભ્યોને મારું ધર્મયુક્ત વચન પૂછ. નીતિમાન એવા શ્રેષ્ઠ ધર્માત્માઓ જે નક્કી કરીને મને કહેશે તે હું કરીશ.[૧૬]

**વૈશંપાયન બોલ્યાઃ**-પછી યાજ્ઞસેનીનાં તે વચન સાંભળીને તે સારથિએ સભામાં જઇને તે વચનો કહી સંભળાવ્યાં. પણ, ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનનો જાણે તેવો આગ્રહ હોય તેમ જાણી, તે સભાજનો નીચું મોં રાખી રહ્યા અને જવાબમાં કશું જ બોલ્યા નહિ.[૧૭] હે ભરતોત્તમ! દુર્યોધનની તે ઇચ્છા સાંભળીને યુધિષ્ઠિરે તો એક વિશ્વાસુ દૂતને દ્રૌપદી પાસે મોકલી સંદેશો કહાવ્યો કે, 'હે પાંચાલી! તું રજસ્વલા છે, એટલે ડુંટી નીચે ગાંઠવાળી પહેરેલા એક વસ્ત્ર સાથે તું રોતી રોતી સભામાં આવ અને ધૃતરાષ્ટ્ર સસરાની આગળ ઊભી રહે. ત્યાં તને રાજપુત્રીને આમ આવેલી જોઈને સર્વે સભાજનો મનથી ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને ફિટકાર

આપશે.[૧૮-૨૦] હે મહારાજ! તે ધીમાન દૂતે ઝટપટ કૃષ્ણાને ભવને જઈ તેમને ધર્મરાજનો નિશ્ચિત મત જણાવ્યો.[૨૧] તે વખતે, મહાત્મા પાંડવો તો દીન અને દુખિયારા થયા હતા, તેમજ સત્યની પ્રતિજ્ઞાથી બંધાયેલા હતા; એટલે તેઓ કોઈ રીતે ઊંચું જોઈ શકતા નહોતા.[૨૨] પછી રાજા દુર્યોધને તે પાંડવોનાં મુખ સામે જોઈ હર્ષમાં આવી સારથિને કહ્યું: 'હે પ્રાતિકામી! એ દ્રૌપદીને તું અહીં જ લઈ આવ. કુરુઓ તેના સવાલનો તેને પ્રત્યક્ષ ઉત્તર આપશે.[૨૩] આથી એ સૂત જો કે દુર્યોધનની આજ્ઞામાં રહેતો હતો, તો પણ દ્રુપદપુત્રીના કોપના ભયથી થરથરી ગયો. માન મૂકીને તેણે સભાજનોને ફરીથી પૂછ્યું: 'કૃષ્ણાને હું શું કહું?'[૨૪]

**દુર્યોધન બોલ્યો:**—હે દુઃશાસન! આ મારો થોડી બુદ્ધિનો સૂતપુત્ર ભીમથી ગભરાઈ ઊઠ્યો છે! તું જાતે જા અને યાજ્ઞસેનીને પકડી લાવ. પરાધીન પડેલા શત્રુઓ તને શું કરી શકવાના છે?

**વૈશંપાયન બોલ્યા:**—પછી ભાઈની આજ્ઞા સાંભળીને તે લાલ આંખવાળો રાજપુત્ર ઊભો થયો અને મહારથી પાંડવોના તે ભવનમાં જઈને રાજપુત્રી દ્રૌપદીને આ પ્રમાણે બોલ્યો:[૨૫,૨૬] 'હે પાંચાલી! ચાલ, આમ આવ. તું જિતાઈ ગઈ છે. હે કૃષ્ણા! હવે લાજ મૂકીને તું દુર્યોધનને જો. હે વિશાલ કમલનયના! તું કુરુઓની સેવા કર. તું ધર્મપૂર્વક અમને મળી છે. ચાલ, સભામાં આવ.[૨૭] પછી દુઃખી મનવાળી દ્રૌપદી ત્યાંથી ઊઠી. તે પોતાના ફિક્કા મોંને હાથથી લૂછી અને જે તરફ કુરુશ્રેષ્ઠ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજાની સ્ત્રીઓ હતી તે તરફ એ દુઃખપૂર્વક દોડી.[૨૮] ગર્જના કરતો દુઃશાસન રોષ કરીને વેગપૂર્વક તેની પાછળ દોડ્યો. તેણે એ નરેન્દ્ર-પત્નીને તેના લાંબા, કાળા તેમજ તરંગમાલા-વાળા કેશોથી પકડી લીધી.[૨૯] અરે! જે કેશ રાજસૂય મહાયજ્ઞ વખતે અવભૃથસ્નાનને પ્રસંગે, મંત્રથી પવિત્ર થયેલા જલ વડે સિંચન પામ્યા હતા, તે કેશને ધૃતરાષ્ટ્રપુત્ર દુઃશાસને પાંડવોના પરાક્રમનો અનાદર કરીને બલાત્કારે પકડ્યા.[૩૦] તે દુઃશાસન લાંબાલાંબા કેશવાળી કૃષ્ણાને બળ-પૂર્વક ઘસડીને સભાની પાસે લાવ્યો અને વાયુ જેમ કેળને હલાવી નાખે, તેમ તેણે પતિ-વાળી છતાં પતિવિહોણી જેવી તે દુઃખિયારીને ઢંઢોળી નાખી.[૩૧] આમ ખેંચાઈ રહેલી અને નમી ગયેલા ગાત્રમંડળવાળી તે દ્રૌપદીએ ધીરે-થી કહ્યું કે, 'હે મન્દબુદ્ધિ! હું રજસ્વલા છું. મારે એક જ વસ્ત્ર છે. અલ્યા અનાર્ય! મને સભામાં લઈ જવી તને યોગ્ય નથી.[૩૨] પછી યાજ્ઞસેની કૃષ્ણને, અર્જુનને, નારાયણને અને નરને મદદ કરવા સાદ પાડવા લાગી. તે વખતે દુઃશાસન કૃષ્ણાને તેના કૃષ્ણ કેશોથી સખત પકડી રહ્યો અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૩૩]

**દુઃશાસન બોલ્યો:**—હે યાજ્ઞસેની! ભલે તું રજસ્વલા હોય, એક વસ્ત્રવાળી હોય કે વસ્ત્રવિ-હોણી હોય; તું જુગારમાં જિતાઈ ગઈ છે અને તને દાસી બનાવવામાં આવી છે. એટલે દાસી-ઓનાં વસ્ત્રો તો સ્વામીની રુચિ પ્રમાણે જ હોય.[૩૪]

**વૈશંપાયન બોલ્યા:**—ત્યારે વીંખાયેલા વાળવાળી, અરધા સરી ગયેલા વસ્ત્રવાળી, દુઃશા-સનથી ઢંઢોળાઈ રહેલી અને કોપથી જળી રહે-લી લજ્જાળુ કૃષ્ણા ધીરેધીરે આ વચન બોલી:[૩૫]

**દ્રૌપદી બોલી:**—સભામાં આ સર્વ શાસ્ત્રપા-રંગત, ઇન્દ્રના જેવા કર્મનિષ્ઠ અને મારા ગુરુજનો જેવા ગુરુઓ બેઠા છે. એ સૌની આગળ હું આમ ઊભી રહેવાની ધૃષ્ટતા કરું નહિ. ઓ ક્રૂર-કર્મી! અલ્યા અધમ આચરણવાળા! તું રખે મને નવસી કરતો! મને ઘસડીશ નહિ! ભલેને સ્વયં ઇન્દ્ર અને દેવો સુધ્ધાં તારી કુમકે હોય, તો પણ આ પાંડવ રાજપુત્રો તને સાંખી લેવાના નથી.[૩૬,૩૭] મહાત્મા ધર્મનંદન ધર્મનિષ્ઠ છે અને સૂક્ષ્મ એવા ધર્મને નિપુણો જ પામી શકે છે. હું

સ્વામીના ગુણોને દૂર કરીને તેમના પરમાણુ જેટલા ય દોષને ઉભે આવવા દેવા ઇચ્છતી નથી. કુરુવીરોની મધ્યમાં આજે તું મને રજસ્વલાને ચારે બાજુથી ખેંચી રહ્યો છે, તે તારું અધમ કાર્ય છે. અહીં કોઈ પણ જણ તને ધિક્કાર કહેતા નથી, એટલે નક્કી તે સૌ તારા આ મતમાં મળી ગયા છે.[૩૮,૩૯] ધિક્કાર હો! ભરતવંશીઓનો ધર્મ રસાતળ ગયો છે અને ક્ષાત્રધર્મના વેત્તાઓનો આચાર રોળાઈ ગયો છે! કેમકે, અહીં સભામાં કુરુવંશના ધર્મની મર્યાદાનું જે ઉલ્લંઘન થઈ રહ્યું છે, તેને સૌ કુરુઓ જોઈ રહ્યા છે! દ્રોણ, ભીષ્મ, આ મહાત્મા વિદુર અને ધૃતરાષ્ટ્ર રાજા એ સૌમાંથી સત્ત્વ પરવારી ગયું લાગે છે; કારણ કે કુરુવંશના એ મોવડીઓ આ ભયંકર અધર્મને જોતા પણ નથી.[૪૦,૪૧]

વૈશંપાયન બોલ્યાઃ–આમ કરુણ ક્રંદન કરતી તે સુમધ્યમા પોતાના કુપિત સ્વામીઓને કટાક્ષોથી જોવા લાગી અને એમ સર્વાંગે કોપપૂર્ણ થયેલા તે પાંડવોને તેણે કટાક્ષપાતોથી ધગાવી દીધા.[૪૨] રાજ્ય, ધન અને રત્નરૂપ મુખ્ય વસ્તુઓ હારીને તેમને તેટલું દુઃખ નહોતું થયું, જેટલું કૃષ્ણાના લજ્જા અને કોપથી ઉશ્કેરાયેલા કટાક્ષથી થયું.[૪૩] દુઃશાસને પણ દીન પતિઓને ટગરટગર જોઈ રહેલી તે કૃષ્ણાને જોઈ. તેણે બેભાન જેવી તેને જોરથી હડદોળી નાખી અને તેને મોટેથી હસતાં 'દાસી' કહીને બોલાવી.[૪૪] અત્યંત આનંદિત થયેલા કર્ણે તો ખડખડાટ હસીને તે વચનને વધાવી લીધું. એ જ રીતે, સુબલના પુત્ર ગાન્ધારરાજ શકુનિએ પણ દુઃશાસનને અભિનંદન આપ્યાં.[૪૫] પરંતુ ધૃતરાષ્ટ્રપુત્ર અને કર્ણ તથા શકુનિ ઉપરાંત બીજા જે ત્યાં સભાસદો હતા, તેઓ કૃષ્ણાને આમ સભામાં ઘસડવામાં આવતી જોઇને અતિશય દુઃખ પામ્યા.[૪૬]

ભીષ્મ બોલ્યાઃ–હે કલ્યાણી! પરાધીન મનુષ્ય છે તે કોઈ વસ્તુને હોડમાં મૂકી શકતો નથી, પણ સ્ત્રીઓ સ્વામીને જ અધીન છે. આ જોતાં, ધર્મની સૂક્ષ્મતાને લીધે, હું તારા આ પ્રશ્નનો યથાવત્ વિવેક કરી શકતો નથી.[૪૭] યુધિષ્ઠિર સમૃદ્ધિભરી સમગ્ર પૃથ્વીને જતી કરી શકશે, પણ તે કદી ધર્મનો ત્યાગ કરશે નહિ. વળી એ પાંડવે પોતે 'હાર્યો છું' એવું કહ્યું છે, એટલે હું આ પ્રશ્નનો તોડ કાઢી શકું એમ નથી.[૪૮] જુગારખેલની બાબતમાં શકુનિ સર્વે મનુષ્યોમાં એક્કો છે. તેણે કુન્તીપુત્રને ભગ્નમનોરથ કર્યો છે. યુધિષ્ઠિર આમાં કપટ માનતા નથી. આથી હું આ પ્રશ્નનો તને તોડ કહી શકતો નથી.[૪૯]

દ્રૌપદી બોલીઃ–પાવરધા, અનાર્ય, દુષ્ટાત્મા, કપટખોર એવા જુગારના રસિયાઓ સાથે ઓછા અભ્યાસવાળા આ રાજા હારી ગયા; તો મને આ સભામાં બોલાવીને શત્રુઓને સફળમનોરથવાળા કેમ કર્યા?[૫૦] અશુદ્ધ ભાવવાળા અને કપટ પ્રવૃત્તિવાળા આ સૌ જુગારીઓએ એકઠા મળીને કુરુઓ તથા પાંડવોમાં અગ્રણી એવા આ જુગારરીત ન જાણનારા યુધિષ્ઠિરને હરાવી દીધા હતા; તો પછી તેમણે આ દાવ ક્યાંથી કબૂલ રાખ્યો?[૫૧] આ સભામાં પુત્રો અને વધૂઓના પ્રભુ જેવા આ કુરુવૃદ્ધો બિરાજ્યા છે. તો તે સર્વ મારા વચનનો વિચાર કરીને મારા આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપો.[૫૨]

વૈશંપાયન બોલ્યાઃ–આ પ્રમાણે બોલી રહેલી, કરુણ રુદન કરી રહેલી અને પોતાના દીન પતિઓ સામે ટગરટગર જોઈ રહેલી તે કૃષ્ણાને દુઃશાસન કઠોર, કડવાં અને કટાણાં વાક્યો કહેવા લાગ્યો.[૫૩] ઘસડાતી, રજસ્વલા, સરી ગયેલા ઉત્તરીય વસ્ત્રવાળી અને આવી દશાને અયોગ્ય એવી તે કૃષ્ણાને જોઇને વૃકોદર ભીમ અત્યંત દુઃખ પામ્યો અને યુધિષ્ઠિર ઉપર મહાક્રોધમાં આવી ગયો.[૫૪]

ઇતિશ્રી મહાભારતમાં દ્યૂતપર્વમાં
અધ્યાય ૬૭ મો સમાપ્ત

# द्रौपदी वस्त्राहरण



પાંડવો તો જાતે સર્વસ્વ હારી બેઠા. તેથી સહાય નથી કરી શકતા; પરંતુ સભામાં ગુરુ, આચાર્ય, પિતામહ ઇત્યાદિ વડીલો અને અનેક રાજાઓ હતા; તેઓ પણ આંધળાજ નીવડ્યા! છેવટે મહાસતી દ્રૌપદીએ બે હાથ જોડીને દયાસિંધુ શ્રીહરિનું જ શરણ લઈ સહાય માગી. અનાથોના નાથ શ્રીહરિ આ કળિકાળમાં પણ શ્રદ્ધાભક્તિસંપન્ન ભક્તજનની દીન હૃદયની પ્રાર્થના વ્યર્થ જવા દે નહિ, તો પછી આ તો પરમભક્ત દ્રૌપદીનો પોકાર! નિરાધારનો આધાર તરતજ વ્હારે ધાયો અને દુઃશાસન જેવો મહાબળવાન પણ ખેંચી ખેંચીને થાકી ગયો ત્યાંસુધી ઉપરાઉપરી વસ્ત્ર પૂર્યાં.

# अध्याय ६८ मो

## દ્રૌપદીવસ્ત્રાહરણ

॥ भीम उवाच ॥

**भवंति गेहे बंधक्यः कितवानां युधिष्ठिर ।**
**न ताभिरुत दीव्यन्ति दया चैवास्ति तास्वपि ॥१**

ભીમ બોલ્યોઃ–હે યુધિષ્ઠિર! જુગારીઓને ઘેર દાસીઓ તો હોય છે, પણ તેઓ તેમને દાવમાં મૂકીને ખેલતા નથી અને તે દાસીઓ વિશે તેમને દયા પણ હોય જ છે.[૧] કાશીરાજ જે ધન અને જે ઉત્તમ દ્રવ્ય ભેટમાં લાવ્યા હતા, તેમજ બીજા રાજાઓએ જે રત્નો ભેટ આપ્યાં હતાં, તે વાહનો, કવચો, આયુધો આદિ ધનવસ્તુઓને, અમને અને તમને પોતાને પણ શત્રુઓ સાથેના જુગારમાં હરી ગયા છો.[૨,૩] આ માટે મને ગુસ્સો થયો નથી, કેમકે તમે અમ સર્વના સ્વામી છો. પણ, તમે જ્યાં દ્રૌપદીને હોડમાં મૂકી છે, ત્યાં હું માનું છું કે તમે મર્યાદા મૂકી છે.[૪] કેમકે આ બાળા એને યોગ્ય જ નથી. પાંડવોને પતિ તરીકે પામીને એ માત્ર તમારે કારણે નીચ, ઘાતકી અને દુષ્ટ વિચારવાળા કૌરવોથી ક્લેશ પામી રહી છે.[૫] હે રાજન્! એ દ્રૌપદીને જ કારણે મારે આ કોપ તમારા ઉપર કરવો પડે છે. તમારા બેઉ હાથોને હું બાળી મૂકવા માગું છું. અરે સહદેવ! અગ્નિ લઈ આવ.[૬] આ સાંભળીને અર્જુને આ પ્રમાણે કહ્યુંઃ

અર્જુન બોલ્યોઃ–ઓ ભીમસેન! તમે અગાઉ કદી પણ આવી વાણી બોલ્યા નથી. સાચે જ, તમારા ધર્મગૌરવને ક્રૂર શત્રુઓએ નાશ કર્યું છે.[૭] તમે શત્રુઓને સફલમનોરથ કરો નહિ. તમે ઉત્તમ ધર્મનું જ આચરણ કરો. ધર્મનિષ્ઠ મોટા ભાઈનું કોઈ ઉલ્લંઘન ન કરે.[૮] બીજાના બોલાવેલા જ યુધિષ્ઠિરરાજ ક્ષાત્રધર્મનું સ્મરણ રાખીને પારકાની ઇચ્છાથી જ જૂગટું રમ્યા છે. એ તો આપણે માટે ભારે કીર્તિદાયી છે.[૯]

ભીમસેન બોલ્યાઃ–હે ધનંજય! આ વિષયમાં મને જો આવી સમજ હોત નહિ, તો મેં ક્યારનાય એમના બે હાથને ભડભડતા અગ્નિમાં બાળી મૂક્યા હોત.'[૧૦]

વૈશંપાયન બોલ્યાઃ–એ પાંડવોને આમ દુઃખિત થયેલા દેખીને તેમજ પાંચાલીને ઘસડવામાં આવતી જોઈને ધૃતરાષ્ટ્રપુત્ર વિકર્ણ આ પ્રમાણે બોલ્યોઃ[૧૧] 'હે રાજાઓ! યાજ્ઞસેનીએ જે પ્રશ્ન કર્યો છે, તેનો તમે ઉત્તર આપો. કારણ કે, પ્રશ્નનું નિરાકરણ થાય નહિ તો આપણને તરત જ નરક મળશે.[૧૨] ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર કુરુઓમાં સૌથી વૃદ્ધ છે. તેઓ અને મહામતિ વિદુર એકઠા મળીને કંઇ પણ બોલ્યા નથી. સર્વના આચાર્ય એવા ભારદ્વાજ દ્રોણ અને કૃપાચાર્ય એ બે શ્રેષ્ઠ બ્રાહ્મણોએ પણ કેમ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો નથી?[૧૩,૧૪] વળી અહીં જે દેશદેશથી બીજા રાજાઓ એકઠા થયા છે, તેઓ કામક્રોધ છોડીને યથામતિ ઉત્તર આપો. હે મહારાજાઓ! કલ્યાણી દ્રૌપદીએ આ જ પ્રશ્ન વારંવાર પૂછયો છે, તેનો વિચાર કરીને તમે ઉત્તર આપો.'[૧૫,૧૬] તે વિકર્ણે આ પ્રમાણે તે સર્વ સભાજનોને ઘણી ઘણી વાર કહ્યું, તો પણ તે મહીપાલોએ તેને સારો કે નરસો કશો જ ઉત્તર આપ્યો નહિ.[૧૭] આથી વિકર્ણે ફરી વાર સર્વ પૃથ્વીપતિઓને કહ્યું અને હાથમાં હાથ ઘસીને તે નિસાસાભેર આ પ્રમાણે બોલ્યોઃ 'હે પૃથ્વીપાલો! તમે ભલે પ્રશ્નનો ઉત્તર આપો કે ન આપો; પણ હે કૌરવો! મને જે ન્યાયયુક્ત લાગે છે, તે હું અહીં કહીશ જ. હે નરશ્રેષ્ઠો! રાજાઓ માટે આ ચાર સંકટરૂપ કહ્યાં છે–મૃગયા, મદ્યપાન, દ્યૂત અને અત્યંત સંભોગાસક્તિ.[૧૮–૨૦] આ ચારેમાં ડૂબેલો માણસ ધર્મને વેગળો મૂકીને વર્તે છે. તેમજ એ અયોગ્ય મનુષ્યે કરેલી ક્રિયાને લોકો માન્ય રાખતા નથી.[૨૧] તો પાંડુપુત્રે જુગારની ઘેલછામાં પડીને તેમજ જુગારીઓથી લલકારાઇને દ્રૌપદીને હોડ-

માં મૂકવાનું આ કામ કર્યું છે.[22] એ અનિન્દિતા સર્વ પાંડવોની એકસમાન પત્ની છે અને આ યુધિષ્ઠિરે પોતાની જાતને હારી ગયા પછી એને દાવમાં મૂકી છે.[23] વળી સુબલપુત્ર શકુનિએ આ કૃષ્ણાને હોડમાં માગી હતી. આ બધું વિચારીને હું આ દ્રૌપદીને જિતાયેલી માનતો નથી.' એ સાંભળીને વિકર્ણની સ્તુતિ કરતા અને સૌબલની નિંદા કરતા સભાસદોનો મોટો શોર ગાજી ઊઠયો હતો. [24,25] એ કોલાહલ શાંત પડયો, એટલે ક્રોધથી મૂઢ બનેલો રાધાપુત્ર કર્ણ પોતાના સુંદર હાથને બલપૂર્વક પકડીને આ વચન બોલ્યો. [26]

કર્ણ બોલ્યો:–હે વિકર્ણ ! અહીં ખરેખર અનેક વિપરીતો દેખાય છે. જેમ અરણીમાંથી પ્રકટેલો અગ્નિ તે અરણીકાષ્ઠને જ બાળી નાખે છે, તેમ જ જેમાં જનમ્યો હોય તે તે મૂલનો જ વિનાશ લાવે છે.[27] કૃષ્ણાએ વારંવાર પૂછવા છતાં આ રાજાઓમાંથી એકે તેને જવાબ વાળતા નથી; તેઓ તો આ દ્રૌપદીને ધર્મપૂર્વક જિતાયેલી જ માને છે. હે[28] ધૃતરાષ્ટ્રપુત્ર ! એક તું જ માત્ર મૂર્ખાઈથી આડું વહેરે છે અને બાળક જેવો હોઇને આમ વૃદ્ધની જેમ બોલે છે.[29] ઓ દુર્યોધનના નાના ભાઈ ! તું ધર્મને યથાવત્ જાણતો નથી, એટલે મન્દબુદ્ધિવાળો તું જિતાયેલી કૃષ્ણાને ન જિતાયેલી કહે છે. હે ધાર્તરાષ્ટ્ર! પાંડવમુખ્ય યુધિષ્ઠિરે સભામાં પોતાનું સર્વસ્વ હોડમાં મૂકી દીધું હતું, તો પછી તું કૃષ્ણાને ક્યાંથી અણજિતાયેલી માને છે? [30,31] હે ભરતોત્તમ! એ-સર્વસ્વમાં દ્રૌપદી પણ આવી જ ગઈ હતી. આમ ધર્મપૂર્વક જીતવામાં આવેલી કૃષ્ણાને તું કેમ કરીને નહિ જિતાયેલી માને છે? વળી યુધિષ્ઠિરે દ્રૌપદીને વચનપૂર્વક દાવમાં મૂકી હતી અને પાંડવોએ તેમાં સંમતિ આપી હતી. તો એને તું કયા કારણે નહિ જિતાયેલી માને છે?[32,33] અથવા, આને એકવસ્ત્રે સભામાં અધર્મથી આણવામાં આવી છે એમ તું માને છે; તો તે સંબંધમાં પણ મારું ઉત્તમ વચન સાંભળ.[34] હે કુરુનંદન ! દેવોએ સ્ત્રીને માટે એક જ પતિ નિશ્ચિત કર્યો છે. એટલે અનેક પતિઓને વશ રહેનારી આ તો નક્કી વેશ્યા જ છે.[35] એને સભામાં લાવવી, એનું એકવસ્ત્ર હોવું અથવા નવસ્ત્રી હોવું, એ મારે મતથી કશું વિચિત્ર નથી.[36] એ પાંડવો પાસે જે કંઈ દ્રવ્ય હતું, જે આ દ્રૌપદી હતી અને જે આ પાંડવો હતા તે બધું ધન શકુનિએ અહીં ધર્મપૂર્વક જીતી લીધું છે.[37] હે દુઃશાસન ! આ વિકર્ણ મૂરખનો સરદાર છે અને ડાહી ડાહી વાતો કરે છે. તું તો પાંડવોનાં અને દ્રૌપદીનાં વસ્ત્રોને ઉતારી જ લે.[38] હે ભારત ! આ સાંભળીને સૌ પાંડવો પોતાનાં ઉત્તરીય વસ્ત્રોને સભામાં ઉતારીને બેઠા. [39] પછી હે રાજન્ ! સભાની વચ્ચે દુઃશાસને દ્રૌપદીનાં ચીર બળજોરથી પકડી ખેંચવા માંડયાં.[40]

વૈશંપાયન બોલ્યા:–આમ જ્યારે દ્રૌપદીનાં ચીર ખેંચાવા માંડયાં, ત્યારે તે શ્રીહરિનું* ચિંતન કરવા લાગી: 'હે ગોવિન્દ !× હે દ્વારકાવાસી

* **हरि**–દુઃખને હરનારા અથવા ખલ મનુષ્યોને સંહારનારા

× **गोविन्द**–ઇન્દ્રિયોના પ્રાપક–ચાલક અર્થાત્ આપ સર્વ ઈન્દ્રિયોના પ્રવર્તક હોવાથી સમીપમા રહેલા છો છતા મારા કષ્ટને કેમ જાણતા નથી? એ તાત્પર્ય છે. સમીપમાં હોય પણ જાતે અશક્ત હોય તે શું કરી શકે? આ શંકાના ઉત્તરમા કહે છે કે, **हे द्वारकावासिन् !** અર્થાત્ પોતાનાં જનોને વિપત્તિથી ઉદ્ધારવા માટે એક રાત્રિમા જ સમુદ્રની વચ્ચે દ્વારકાપુરીનું નિર્માણ કરીને તે પુરીમા આખા નગરને લઇ જનારા એવા તમને મારું રક્ષણ કરવું એ બહુ જ સુલભ છે. સમીપમાં હોય અને સમર્થ હોય તો પણ દુષ્ટોના ઉપર શા માટે અનુગ્રહ કરે? આ શંકાના ઉત્તરમાં કહે છે કે, **हे कृष्ण !** સ્મરણ કરતાંની સાથે જ સર્વ દોષને ખેંચી લેનારા તમે છો, તો મારા દોષને ખેંચી લઇને પછી મારું રક્ષણ કરો. તથાપિ અસત્ય, સાહસ, માયા, કપટ, મૂર્ખતા, અતિલોભ, અપવિત્રતા અને નિર્દયપણું,

હે કૃષ્ણ ! હે ગોપીઓના વહાલા ! અરે કેશવ ! મને કૌરવોથી પરાભવ પામી રહેલીને તમે કેમ ઓળખતા નથી ? હે નાથ ! અરે, રમાના નાથ ! ઓ વ્રજના નાથ ! ઓ દુઃખવિદારક ! હે જનાર્દન ! મારો–કૌરવરૂપી સાગરમાં ડૂબેલીનો તમે ઉદ્ધાર કરો. [૪૧,૪૨] હે કૃષ્ણ ! અરે હે કૃષ્ણ ! હે મહાયોગી ! હે વિશ્વાત્મા ! હે વિશ્વભાવન ! હે ગોવિન્દ ! કૌરવોની વચ્ચે પીડાઇ રહેલી અને તમારે શરણે આવેલી એવી મારું તમે રક્ષણ કરો.[૪૩] હે રાજન્ ! આમ ત્રિભુવનના સ્વામી શ્રીહરિ–શ્રીકૃષ્ણનું વારંવાર સ્મરણ કરી, તે દુઃખિયણ ભામિની મોં ઢાંકીને રોવા લાગી.[૪૪] યાજ્ઞસેનીનાં વચન સાંભળીને શ્રીકૃષ્ણ કરુણાથી વિહ્વલ થઈ ગયા અને શય્યાસન છોડી તે કૃપાળુ પગપાળા દોડયા.[૪૫] જ્યારે યાજ્ઞસેની હે કૃષ્ણ ! હે વિષ્ણુ ! હે હરિ ! હે નર ! એમ સહાય માટે પોકાર કરી રહી હતી, ત્યારે ધર્મરૂપ મહાત્મા શ્રીકૃષ્ણે ગૂઢ વસનરૂપ થઈ તેને નાનાવિધ સુંદર વસ્ત્રોથી છાઈ દીધી.[૪૬] આમ, હે પૃથ્વીનાથ ! જ્યારે દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચાવા લાગ્યાં, ત્યારે એક નીચે બીજું એમ અનેક વસ્ત્રો ઉપર આવવા લાગ્યાં.[૪૭] ત્યારે હે પ્રભુ ! ધર્મના પરિપાલનને કારણે, ત્યાં અનેક રંગબેરંગી વસ્ત્રો સેંકડોની સંખ્યામાં પ્રકટી આવ્યાં હતાં.*[૪૮] ત્યારે ત્યાં ભયંકર લાગે એવો હાહાકાર થઈ રહ્યો હતો.[૪૯] લોકમાં આ મહાન આશ્ચર્ય જોઈને સર્વ મહીપાલો દ્રૌપદીની પ્રશંસા કરવા લાગ્યા અને ધૃતરાષ્ટ્રપુત્ર દુઃશાસનની નિંદા કરવા લાગ્યા.[૫૦] તે વખતે ક્રોધપૂર્વક બે ઓઠોને ફફડાવી રહેલા ભીમસેને હાથમાં હાથ મસળીને ઘોર નાદ કર્યો અને સર્વ રાજાઓની વચ્ચે આ પ્રતિજ્ઞા કરી.[૫૧]

ભીમસેન બોલ્યોઃ–હે મૃત્યુલોકના ક્ષત્રિયો ! તમે મારું આ વચન સાંભળો. ભૂતકાલમાં કોઈ માણસો એવું બોલ્યા નથી અને ભવિષ્યમાં કોઈ એવું બોલનાર નથી.[૫૨] જેઓ ભરતવંશમાં અંગારા જેવા અને દુષ્ટ બુદ્ધિવાળા આ પાપી દુઃશાસનની છાતીને બલપૂર્વક યુદ્ધમાં ચીરીને

આ સ્ત્રીઓના સ્વાભાવિક દોષો છે, એટલે સ્વાભાવિક દોષો દૂર કરી શકાય નહિ. સાપની દાઢને અમૃત ઝરતી કરી શકાય નહિ. આ શંકાના ઉત્તરમાં દ્રૌપદી સંબોધે છે કે, **હે ગોપીજન પ્રિય !** અર્થાત્ પુરુષોમાં ગોપલોકો અત્યંત નીચા છે અને તેઓથી પણ તેઓની સ્ત્રી ગોપીઓ તો અતિશય નીચી છે. તે ગોપીઓના ઉપર પણ તમારી કૃપા જણાય છે; ત્યારે તમારું જ જેને શરણ અને તમે જ જેની ઉપર રાજસૂયનો અભિષેક કરીને અનુગ્રહ કરેલો છે એવી મારા ઉપર કૃપા કરો તેમાં શું આશ્ચર્ય છે ? (પરંતુ બલવાન કૌરવોને શું કરી શકાય ? એના ઉત્તરમાં કહે છે) **હે केशव !** क–બ્રહ્મા, अ–વિષ્ણુ અને ईश–શંકર તેઓની સાથે **वातीति वः** ગમન કરનારા. અર્થાત્ બ્રહ્માદિકના પણ આપ પ્રવર્તક છો–તદાત્મક છો; તો કૌરવોના પ્રવર્તક હો એમાં શી નવાઈ ? માટે એઓનો. નિગ્રહ કરીને સર્વથા મારા ઉપર કૃપા કરો એ તાત્પર્ય છે. (તારા નાથો–પતિઓ તારું રક્ષણ કરશે ? આ શંકાના ઉત્તરમાં કહે છે કે) **હે નાથ !** આપ જ નાથ છો; અર્થાત્ આ નાથો તો અત્યારે અકિંચિત્કર થઇ ગયા છે. માટે ખરા નાથ તો તમે જ છો. (કુલીન સ્ત્રીએ બીજાને નાથ કહેવો યોગ્ય નથી. આ શંકાના ઉત્તરમાં કહે છે કે,) **હે રમાનાથ !** લક્ષ્મીના પતિ અર્થાત્ આપ લક્ષ્મીના પતિ છો; એટલે તદંશભૂત સર્વ સ્ત્રીઓના નાથ તમે છો તમે અન્ય નથી. ગોવર્ધનધારણ, દાવાગ્નિપાન વગેરેથી વ્રજવાસીઓનાં આર્તિ–દુઃખોને જેમ તમેજ નાશ પમાડ્યાં છે તેમ મારાં કષ્ટને પણ નાશ પમાડો એ અભિપ્રાયથી દ્રૌપદીએ **હે વ્રજનાથ** અને **હે आर्तिनाशन !** આવાં બે નામથી પ્રભુને સંબોધ્યા છે. **હે विश्वात्मन् !** અર્થાત્ વિશ્વના અંતર્યામી **હે विश्वभावन !** વિશ્વના કર્તા. આ બે સંબોધનોથી આપ અંતર્યામી હોવાથી શત્રુને આ સંબંધમાં ઉદાસીન કરી દો અથવા વિશ્વકર્તા છો એટલે મારા દેહ ઉપર અનેક વસ્ત્રો અર્પણ કરો એ તાત્પર્ય નીકળે છે.

* **नास्त्यकार्यं कदर्याणां नास्त्यक्षाम्यं महात्मनाम् । नास्त्यपेक्ष्यो हरेर्भक्त इतिघृते प्रदर्शितम् ॥** કદર્ય મનુષ્યોને અકાર્ય જેવું કંઈ જ નથી અર્થાત્ તે સઘળી જાતનાં નીચ કર્મો કરી શકે છે, મહાત્મા–ઉદારચિત્ત પુરુષોને ન સહન કરવા જેવું કંઈ જ નથી અને હરિ પોતે ભક્તની ઉપેક્ષા–બેદરકારી કરતા નથી. એ ઘૃતપર્વમાં દર્શાવ્યું છે.—પં૦ નીલ૦

હું તેમાંથી લોહી પીશ. હે પૃથ્વીનાથો! આ પ્રતિજ્ઞા કર્યા પછી હું તેમ ન કરું, તો મને મારા પૂર્વ પિતામહોની ગતિ ન મળો.[૫૩,૫૪]

**વૈશંપાયન બોલ્યાઃ**–તે રાજાઓએ રૂંવાડાં ખડાં કરી દે એવું તેનું તે ભયંકર વચન સાંભળીને તેને પુષ્કળ માન આપ્યું અને ધૃતરાષ્ટ્રપુત્ર દુઃશાસન ઉપર ફિટકાર વરસાવવા લાગ્યા.[૫૫] હવે જ્યારે સભાની વચ્ચે દ્રૌપદીનાં ચીરનો ઢગ થઈ ગયો, ત્યારે દુઃશાસન થાકી ગયો અને ભોંઠો પડીને બેસી ગયો.[૫૬] ત્યાં, કુન્તીપુત્રોની આવી દશા જોઇને સભાસદ નરપતિઓનો કૌરવોને ધિક્કારી નાખતો રોમાંચકારી શબ્દ ગાજી ઊઠ્યો. એ વખતે, અનેક સભાજનો ધૃતરાષ્ટ્રની નિંદા કરી મોટેથી બોલવા લાગ્યાઃ 'કૌરવોએ દ્રૌપદીના એ પ્રશ્નનો હજી ઉત્તર આપ્યો જ નથી'! પછી પોતાના બંને હાથ ઊંચા કરીને તેમજ સભાસદોને બોલતા રોકી દઇને સર્વ ધર્મોને જાણનારા વિદુરજી આ વચન બોલ્યાઃ[૫૭–૫૯]

**વિદુર બોલ્યાઃ**–દ્રૌપદી આવો પ્રશ્ન પૂછીને અનાથની જેમ રડે છે અને કહે છે કે, 'હે સભાસદો! તમે મારા પ્રશ્નનો ઉત્તર આપતા નથી. આથી આ સભામાં ધર્મ પીડાઇ રહ્યો છે.[૬૦] દુઃખી માણસ બળતા અગ્નિની જેમ રાજસભામાં આવે છે અને તેને સભાસદો સત્ય ધર્મ વડે શાંતિ જ આપે છે.[૬૧] તે પછી, આર્યપુરુષ સત્યપૂર્વક જ ધર્મપ્રશ્ન કરે છે અને કામ, ક્રોધ તથા બલને ઓળંગી જનારા સભાસદો તે પ્રશ્નનો ઉત્તર આપે છે.[૬૨] હે રાજાઓ! વિકર્ણે પ્રશ્નનો યથામતિ ઉત્તર આપ્યો છે. તમે પણ તે પ્રશ્નનો બુદ્ધિ અનુસાર જવાબ આપો. ન્યાયસભામાં બેઠેલો ધર્મદર્શી સભાસદ જો પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર આપતો નથી તો જૂઠાણાથી જે ફળ મળે છે, તેનો અર્ધો ભાગ તે ભોગવે છે.[૬૩–૬૫] વળી એ સભામાં બિરાજેલો જે ધર્મદર્શી સભાસદ અસત્ય બોલે છે, તે ચોક્સ જૂઠાણાનું આખું ફળ પામે છે. આ સ્થાને પંડિતો પ્રહ્લાદ અને આંગિરસ ગોત્રના સુધન્વા મુનિની વચ્ચે થયેલા પુરાતન ઇતિહાસરૂપ સંવાદનું ઉદાહરણ આપું છું.[૬૬] પ્રહ્લાદ નામે એક દૈત્યેન્દ્ર હતો. તેને વિરોચન નામે એક પુત્ર હતો. એક કન્યા (કેશિની)ને નિમિત્તે તે વિરોચન આંગિરસ સુધન્વાની સાથે વિવાદે ચડ્યો હતો.[૬૭] ત્યારે કન્યાને પરણવાની ઇચ્છાથી તે બંને એકબીજાને 'હું મોટો,' 'નહિ હું મોટો' એમ બોલવા લાગ્યા. અમે સાંભળ્યું છે કે, તેમનો એ વાદ ઠેઠ પ્રાણને પણમાં મૂકવા સુધી પહોંચ્યો હતો.[૬૮] પછી તે બંનેએ પ્રહ્લાદને પૂછ્યુંઃ 'અમારા બેમાં કોણ એક મોટો છે, એ પ્રશ્નનો સત્ય ઉત્તર આપો. જો જો, જૂઠું કહેતા.'[૬૯] મિથ્યાવાદથી ડરી ગયેલો તે પ્રહ્લાદ તો સુધન્વાને જ જોઈ રહ્યો. તે વખતે બ્રહ્મદંડની જેમ જળી રહેલા કોપયુક્ત સુધન્વાએ તેને કહ્યુંઃ[૭૦] 'હે પ્રહ્લાદ! તું જો જૂઠું કહેશે અથવા જો કશું જ કહેશે નહિ, તો વજ્રધારી ઇન્દ્ર પોતાના વજ્રથી તારા માથાના સેંકડો ચૂરા કરી નાખશે.'[૭૧] સુધન્વાએ આ પ્રમાણે કહ્યું, એટલે એ દૈત્યરાજ પ્રહ્લાદ પીપળાના પાનની જેમ કંપી ઊઠ્યો અને મહાઓજસ્વી કશ્યપને એ પ્રશ્નનો ઉત્તર પૂછવા માટે ગયો.[૭૨]

**પ્રહ્લાદ બોલ્યોઃ**–હે મહાભાગ! તમે દેવો, અસુરો અને બ્રાહ્મણોના ધર્મના પૂરા વિજ્ઞાતા છો એમાં સંશય નથી. આ એક ધર્મસંકટ આવ્યું છે તેને તમે સાંભળો.[૭૩] હું તમને પૂછું છું કે, જે મનુષ્ય પ્રશ્નનો ઉત્તર ન આપે, અથવા મિથ્યા ઉત્તર આપે, તેને મૃત્યુ પછી કયો લોક મળે છે, એ મને તમે કહો.[૭૪]

**કશ્યપ બોલ્યાઃ**–જે મનુષ્ય પોતે જાણતાં છતાં કામ, ક્રોધ અને ભય વડે પ્રશ્નનો ઉત્તર આપતો નથી, તે પોતાની ઉપર એક હજાર

વરુણપાશોથી પોતાને બાંધી લે છે. ૭૫ વળી, જે સાક્ષી થયો હોય અને જૂઠી સાક્ષી આપે અથવા ગાયના કાનની જેમ શિથિલ બોલે છે, તે મનુષ્ય વરુણના સહસ્ર પાશોથી બંધાય છે.૭૬ એક એક વર્ષે તેનો એક એક પાશ છૂટે છે. માટે, સત્યને યથાર્થ રીતે જાણનારાએ સત્ય જ કહેવું ઘટે છે.૭૭ જો ન્યાયસભામાં ધર્મ અધર્મથી વીંધાઈ ગયો હોય અને સભાસદો એ ધર્મને લાગેલા શૂળને ઉખેડે નહિ, તો તે સભાસદો પણ અધર્મથી વીંધાઈ જાય છે. જો સભાસદો નિંદવા યોગ્ય હોય તેની નિન્દા કરતા નથી, તો અધર્મનો અરધો ભાગ સભાપતિને લાગે છે, ચોથો ભાગ અધર્મ કરનારાને લાગે છે અને બાકીનો ચોથો ભાગ સભાસદોને લાગે છે. ૭૮-૭૯ આથી જ્યાં નિંદવા યોગ્યને નિન્દવામાં આવે છે, ત્યાં સભાપતિ તથા સભાસદો પાપમુક્ત રહે છે અને પાપ તેના કરનારને જ પહોંચે છે.૮૦ હે પ્રહ્‌લાદ! પૂછનારને જેઓ અધર્મયુક્ત જૂઠો જવાબ આપે છે, તેઓ પોતાનાં યજ્ઞાદિ ઇષ્ટકર્મોને અને વાવ-કૂવા આદિ પૂર્તકર્મોને તેમજ થયેલી અને થનારી સાત સાત પેઢીઓને હણી નાખે છે. ૮૧ ચોરાયેલા ધનવાળાને જે દુઃખ થાય, હણાયેલા પુત્રવાળાને જે દુઃખ થાય, દેવાદારને જે દુઃખ થાય, સ્વાર્થમાં નિષ્ફળ નીવડેલાને જે દુઃખ થાય, પતિવહોણી સ્રીને જે દુઃખ થાય, રાજાએ કેદ કરેલાને જે દુઃખ થાય, અપુત્રવતીને જે દુઃખ થાય, વાઘનો પંજો ખાધેલાને જે દુઃખ થાય, જેના પર શોક્ય આવી હોય તે સ્રીને જે દુઃખ થાય અને સાક્ષીઓને કારણે હારી ગયેલાને જે દુઃખ થાય, તે સર્વ દુઃખોને સ્વર્ગવાસી દેવોએ એકસમાન ગણ્યાં છે.૮૨-૮૪ જે જૂઠું બોલે છે, તે આ સર્વ દુઃખોને પામે છે. નજરો નજર જોવાથી, કાનોકાન સાંભળવાથી અને તેને ધારણ કરી રાખવાથી, માણસ સાક્ષી કહેવાય છે. તેથી સત્ય કહેનારો સાક્ષી ધર્મ અને અર્થથી વંચિત થતો નથી.' કશ્યપનાં આ વચન સાંભળીને પ્રહ્‌લાદે પોતાના પુત્રને કહ્યું કે, ૮૫,૮૬ 'સુધન્વા તારાથી મોટા છે અને અંગિરા મારાથી મોટા છે. વળી, સુધન્વાની માતા તારી માતાના કરતાં શ્રેષ્ઠ છે. હે વિરોચન! આથી, આ સુધન્વા તારા પ્રાણોના પ્રભુ છે.'૮૭

સુધન્વા બોલ્યોઃ-પુત્ર પ્રત્યેના સ્નેહને અળગો કરીને તમે ધર્મમાં સ્થિર રહ્યા છો, તેથી હું તમારા પુત્રને શરતથી છૂટો કરું છું. એ પૂરાં સો વર્ષ જીવો! ૮૮

**વિદુર બોલ્યાઃ**-હે સભાસદો, આ પ્રમાણે પરમ ધર્મને સાંભળ્યા પછી તમે સૌ દ્રૌપદીના પ્રશ્ન વિશે શો ઉત્તર યોગ્ય માનો છો? ૮૯

**વૈશંપાયન બોલ્યાઃ**-વિદુરનાં આવાં વચન સાંભળીને રાજાઓ કશું જ બોલ્યા નહિ; પણ કર્ણે દુઃશાસનને કહ્યું કે, 'દાસી કૃષ્ણાને ઘરમાં લઈ જા.' એટલે થરથરી રહેલી, લજ્જા પામેલી અને પાંડવોને કાકલૂદી કરી રહેલી તે તપસ્વિનીને, દુઃશાસને સભાની વચ્ચે ઘસડવા માંડી. ૯૦,૯૧

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દ્રૌપદ્યાકર્ષણ' નામનો અધ્યાય ૬૮ મો સમાપ્ત**

# अध्याय ६९ मो

## ભીષ્મનાં વચન

॥ द्रौपद्युवाच ॥

पुरस्तात् करणीयं मे न कृतं कार्यमुत्तमम् ।
विह्वलास्मि कृताऽनेन कर्षता बलिना बलात्॥१

**દ્રૌપદી બોલીઃ**-હે નીચ! ઓ દુર્બુદ્ધિ! હે દુઃશાસન! પ્રથમ કરવા જેવું જ ઉત્તમ કાર્ય હતું તે મેં હજી કર્યું નથી, ત્યાં સુધી તું થોભી જા. અરે, આ બળિયો મને બળપૂર્વક ખેંચી રહ્યો છે, તેથી હું વિહ્‌વલ થઈ ગઈ છું. હું કુરુસભામાં

આ કુરુઓને પ્રણામ કરું છું. આ હું પહેલાં કરી શકી નથી તેમાં મારો અપરાધ નથી.[૧-૩]

**વૈશંપાયન બોલ્યાઃ**—દુઃશાસને તે તપસ્વિનીને જોરપૂર્વક ઢંઢોળી નાખી, એટલે તે દુઃખ વડે સભામાં જમીન ઉપર ગબડી પડી અને આ પ્રમાણે વિલાપ કરવા લાગી.[૪]

**દ્રૌપદી બોલીઃ**—સ્વયંવર સમયે, રંગમંડપમાં જે ભેગા થયેલા રાજાઓની જ દૃષ્ટિએ પડી હતી અને તે પહેલાં તેમણે જેને કયાં ય જોઈ નહોતી, તે હું આજે સભાની વચ્ચે આવી પડી છું.[૫] પૂર્વે ઘરની અંદર જેને વાયુએ અને સૂર્યે પણ જોઈ નહોતી, તે હું આજે જનસંમેલનમાં સભાની વચ્ચે નજરે પડી છું.[૬] પૂર્વે ગૃહમાં જેને વાયુ સ્પર્શ કરતો, તો પાંડવો સાંખી શકતા નહોતા, તેને આજે દુરાત્મા દુઃશાસન હાથ લગાવી રહ્યો છે, તો પણ તેઓ જોઈ રહ્યા છે.[૭] દુઃખને અયોગ્ય એવી હું, પુત્રવધૂ અને પુત્રી જેવી હું આજે ક્લેશ પામી રહી છું, છતાં આ કુરુઓ તે સહન કરી રહ્યા છે. આથી મને લાગે છે કે, કાળનો પલટો થયો છે.[૮] સતી અને શુભ એવી હું સ્ત્રી સભાની વચ્ચે ગભરાઇ રહું છું, એથી વિશેષ બીજું કયું નીચ કામ હોય ? રાજાઓનો ધર્મ આજે કયાં જતો રહ્યો છે ?[૯] અમે સાંભળ્યું છે કે, પૂર્વે સ્ત્રીઓને ધર્મસભામાં લઈ જવામાં આવી નથી, પણ કુરુવંશીઓના સંબંધમાં પૂર્વનો એ સનાતન ધર્મ લોપ પામ્યો છે.[૧૦] નહિ તો પાંડુપુત્રોની ધર્મપત્ની, પૃષત્પુત્ર ધૃષ્ટદ્યુમ્નની ભગિની અને વાસુદેવની સખી હોઈને હું રાજાઓની સભામાં કયાંથી જ આવું ?[૧૧] હે કૌરવો ! કહો, સમાનવર્ણમાં જન્મેલી એવી મને, ધર્મરાજની ભાર્યાને કહો કે દાસી છું કે દાસી નથી ? હું તમે કહેશો તેમ કરીશ.[૧૨] કૌરવોના યશનો નાશ કરનાર આ નીચ મને બહુ ક્લેશ આપી રહ્યો છે. હે કૌરવો ! હું તે લાંબે સુધી સહન કરી શકીશ નહિ.[૧૩] હે રાજવીઓ ! તમે જે પ્રમાણે મને જિતાયેલી કે અણજિતાયેલી મનતા હો, તે પ્રમાણે હું તમારી પાસેથી ઉત્તર ઇચ્છું છું. પછી હે કૌરવો ! હું તે પ્રમાણે વર્તીશ.[૧૪]

**ભીષ્મ બોલ્યાઃ**—હે કલ્યાણી ! મેં કહ્યું છે કે, ધર્મની ગતિ પરમ સૂક્ષ્મ છે. વિજ્ઞાની મહાત્માઓ પણ આ સંસારમાં તેને જાણવાને સમર્થ નથી.[૧૫] આ લોકમાં બળવાન પુરુષ જેને ધર્મ માને છે, તે જ ધર્મ ગણાય છે. ધર્મની મર્યાદાનો લોપ થતો હોય, તો પણ તે પરમ ધર્મ મનાય છે.[૧૬] આ કાર્ય સૂક્ષ્મ છે, ગહન છે અને ગૌરવવાળું છે, તેથી હું તારા આ પ્રશ્નનો* નિશ્ચયપૂર્વક ઉત્તર આપી શકતો નથી.[૧૭] સાચે જ, આ કુળનો ઉચ્છેદ જોતજોતાંમાં આવશે; કેમકે સર્વ કૌરવો આ પ્રમાણે લોભ અને મોહમાં ડૂબી ગયા છે.[૧૮] હે કલ્યાણી ! તું એ પાંડવોની વધૂ છે કે, જેઓ અમારા કુળમાં જન્મ્યા છે અને જે ભારે સંકટોમાં સપડાયા છતાં ધર્મમાર્ગથી ભ્રષ્ટ થતા નથી.[૧૯] હે પાંચાલી ! તારું આ પ્રકારનું વર્તન તને યોગ્ય જ છે. કેમકે સંકટમાં સપડાવા છતાં તું ધર્મને જ જોઈ રહી છે.[૨૦] દ્રોણ અને આ બીજા વૃદ્ધ ધર્મને જાણનારા પુરુષો ઢળી પડ્યા છે અને પ્રાણ વિનાના હોય તેમ નિશ્ચેષ્ટ શરીરે બેસી રહ્યા છે.[૨૧] મારું માનવું

---

* જો હું દ્રૌપદીને 'તું જિતાયલી નથી' એમ કહું, તો વગર અપરાધે પીડાયલી એ તત્કાલ ક્રોધ કરીને કૌરવોને નાશ પમાડે; અને તેમ હોવાથી દ્રૌપદીનાં અપમાનનો દોષ મોટો કે કુરુઓના નાશનો દોષ મોટો એવા સંશયમાં ધર્મનું તત્ત્વ સૂક્ષ્મ છે, માટે તેનું વિવેચન થઇ શકે તેવુ નથી. વળી દેવોનું કાર્ય કરવા માટે જેટલાઓનો વધ કરવાનો છે તે બધા અહીં ન હોવાથી માત્ર કૌરવોનો નાશ કરવાથી જ દેવકાર્ય થઈ શકશે નહિ આ ગૂઢ આશય છે, તેમજ પાંડવો હમણાં શસ્ત્રવિનાના છે અને પારકાના દાસ છે; માટે પાંડવોના અત્યારના સ્વામી કૌરવોને મારવા એ દ્રૌપદીને પણ દોષકારક થાય, કારણ કે પોતાના સ્વામીના સ્વામીને મારવા એ ઘણું અકાર્ય ગણાય. વિવેચન કરીને કહેવામાં આ ત્રણ કારણો હોય શકે.

છે કે, આ પ્રશ્ન સંબંધમાં યુધિષ્ઠિર જ પ્રમાણરૂપ છે–તે પોતે જ તું જિતાઇ છે કે નથી જિતાઈ, તે કહેવાને યોગ્ય છે.[૨૨]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં ' ભીષ્મવાક્ય ' નામનો અધ્યાય ૬૯ મો સમાપ્ત**

# अध्याय ७० मो

## ભીમસેનનાં વચન

॥ वैशंपायन उवाच ॥

तथा तु दृष्ट्वा बहु तत्र देवीं रोरूयमाणां कुररीमिवार्ताम् । नोचुर्वचः साध्वथवाप्यसाधु महीक्षिता धार्तराष्ट्रस्य भीताः ॥

**વૈશંપાયન બોલ્યાઃ**–આમ ત્યાં કુરરી પક્ષીની જેમ અત્યંત કલ્પાંત કરી રહેલી દેવી દ્રૌપદીને જોવા છતાં ધૃતરાષ્ટ્રપુત્રોથી ભયભીત થયેલા મહીપાલો સારું કે નરસું કશું જ બોલ્યા નહિ.[૧] આ પ્રમાણે રાજપુત્રોને તથા રાજપૌત્રોને ચુપ રહેલા જોઇને, ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન હસતાં હસતાં પંચાલરાજની પુત્રી દ્રૌપદીને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૨]

**દુર્યોધન બોલ્યોઃ**–હે યાજ્ઞસેની! તારો આ પ્રશ્ન ઉદાર સત્ત્વવાળા ભીમ, અર્જુન, સહદેવ અને તારા પતિ નકુલ ઉપર જ રહો. તેઓ તારાં વચનોનો ઉત્તર આપશે.[૩] હે પાંચાલી! તેઓ આર્યોની વચ્ચે સાફ કહી દે કે, યુધિષ્ઠિર તારા પતિ નથી અને તેઓ સર્વે એ ધર્મરાજને જૂઠા ઠરાવે, તો તું દાસીપણામાંથી છૂટશે.[૪] અથવા ધર્મનિષ્ઠ, ઇન્દ્રના જેવા અને મહાત્મા એવા ધર્મનન્દન યુધિષ્ઠિર પોતે જ આનો જવાબ આપે કે, તે તને દાવમાં મૂકવાને સમર્થ હતા કે અસમર્થ હતા? એમના વચન પ્રમાણે તું એક વાત સ્વીકારી લે.[૫] અરે! આ સર્વ કૌરવો સભામાં તારા જ દુઃખમાં પડ્યા છે. તારા અલ્પભાગી પતિઓને જોઈને એ મહાબળવાન રાજાઓ યથાવત્ બોલતા નથી.[૬]

**વૈશંપાયન બોલ્યાઃ**–પછી તે કુરુરાજનું આ વચન સાંભળીને સર્વ સભ્યો તેની પ્રશંસા કરવા લાગ્યા અને આનંદપૂર્વક વસ્ત્રો ફરફરાવવા મંડ્યા. તે વખતે હાહાકારનો આર્તનાદ પણ થતો હતો.[૭] આમ દુર્યોધનનું એ મનોહર વચન સાંભળીને કૌરવોની સભામાં હર્ષ થયો અને સૌ રાજાઓ પ્રસન્ન થઈને ધાર્મિક કુરુશ્રેષ્ઠને સન્માન આપવા લાગ્યા.[૮] તે સર્વ રાજાઓ યુધિષ્ઠિરની સામે ત્રાંસાં મોં રાખીને તેમને તાકી રહ્યા. તેઓ ભારે કુતૂહલમાં પડ્યા. એ ધર્મને જાણનારા યુધિષ્ઠિર શું કહેશે?[૯] યુદ્ધમાં અજિત એવો ભયંકર અર્જુન પાંડવ શું કહેશે? ભીમસેન શું કહેશે? નકુલ ને સહદેવ શું કહેશે?[૧૦] પછી એ કોલાહલ શમી ગયો, ત્યારે પોતાના ચન્દનના લેપવાળા દિવ્ય અને સોહામણા હાથને ઉગામીને ભીમસેન આ વચન બોલ્યો.[૧૧]

**ભીમસેન બોલ્યોઃ**–જો આ મહાચિત્ત ધર્મરાજ અમારા ગુરુ ન હોત અને આ કુલના પ્રભુ ન હોત, તો અમે કદી આ અપરાધને સહન કરી લેત નહિ.[૧૨] તેઓ અમારાં પુણ્યના અને તપના ઈશ્વર છે; અરે! અમારા પ્રાણો સુધ્ધાંના તેઓ સ્વામી છે. તેઓ જો પોતાને હારેલા માને તો અમે પણ હારેલા જ છીએ.[૧૩] પણ ધરતી ઉપર ડગ ધારનારો કોઈ પણ મનુષ્ય પાંચાલીના આ કેશોને આંગળી અડાડીને મારે હાથે જીવતો છૂટે એમ નથી.[૧૪] પરિઘના જેવા આ મારા લાંબા અને ગોળ હાથોને જુઓ. સ્વયં ઇન્દ્ર પણ એની ભીંસમાં આવીને છટકી શકે એમ નથી.[૧૫] હું ધર્મપાશથી બંધાયેલો છું. યુધિષ્ઠિરના ગૌરવને લીધે તથા અર્જુનના અંકુશને કારણે હું આ સંકટને પાર કરતો નથી.[૧૬] છતાં, જો ધર્મરાજ મને આજ્ઞા આપે, તો સિંહ

જેમ ક્ષુદ્ર મૃગોને મારી નાખે છે, તેમ હું પણ આ પાપી ધૃતરાષ્ટ્રપુત્રોને તમાચારૂપી તલવારથી કાપી નાખું.[૧૭]

**વૈશંપાયન બોલ્યાઃ**-તે વખતે ભીષ્મ, દ્રોણ અને વિદુરે તેને કહ્યું કે, 'તું ક્ષમા રાખ. આ બધું તારે વિશે યથાર્થ સંભવિત છે.[૧૮]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'ભીમવાક્ય' નામનો અધ્યાય ૭૦ મો સમાપ્ત**

# अध्याय ७१ मो

## દ્રૌપદીને વરદાન

॥ कर्ण उवाच ॥

**त्रयः किलेमे ह्यधना भवन्ति दासः पुत्रश्चास्वतंत्रा च नारी। दासस्य पत्नी त्वधनस्य भद्रे हीनेश्वरा दासधनं च सर्वम् ॥ १ ॥**

**કર્ણ બોલ્યોઃ**-દાસ, પુત્ર અને પરાધીન સ્ત્રી એ ત્રણ નિર્ધનજ ગણાય છે. આથી, હે ભદ્રા! નિર્ધન એવા દાસની પત્ની, હીન પતિવાળી સ્ત્રી અને દાસનું ધન એ બધું તે દાસના સ્વામીનું જ છે, એવો નિયમ છે.[૧] તો તું અંદર જઈ રાજાના પરિવારની સેવા કર. અહીં તને આ શિષ્ટકાર્યનો આદેશ આપવામાં આવે છે. હે રાજપુત્રી! હવેથી સર્વ ધૃતરાષ્ટ્રપુત્રોજ તારા સ્વામીઓ ગણાશે,[૨] નહિ કે પૃથાપુત્રો. અથવા હે ભામિની! તું તત્કાલ બીજા પતિને વરી લે, કે જેથી જૂગટા વડે તને દાસીપણું આવે નહિ. દાસીપણામાં પતિઓ સંબંધમાં પોતાની ઇચ્છા પ્રમાણે રાખવું એ નિત્ય અનિંદ્ય છે, એ તને વિદિત થાઓ![૩] નકુલ, ભીમસેન, યુધિષ્ઠિર, સહદેવ અને અર્જુન એ સૌ હાર્યા છે. હે યાજ્ઞસેની! તું પણ પરાજય પામી છે. તે હારી ગયેલા પાંડવો હવે તારા પતિ રહ્યા નથી.[૪] પાંચાલરાજ દ્રુપદની આ પુત્રીને સભાની વચ્ચે દાવમાં મૂકીને રમનાર પૃથાપુત્ર યુધિષ્ઠિર પોતાના જન્મનું સાફલ્ય; પરાક્રમ તથા પુરુષાર્થ કેમ ન માને? માને જ.[૫]

**વૈશંપાયન બોલ્યાઃ**-કર્ણનાં આવાં વચન સાંભળીને પરમ ક્રોધી ભીમસેન અત્યંત દુઃખ પામ્યો અને નિસાસા નાખવા લાગ્યો. યુધિષ્ઠિરરાજની આજ્ઞામાં વર્તનારો, ધર્મપાશથી બંધાયેલો અને ક્રોધે કરીને લાલ લાલ આંખવાળો થયેલો તે જાણે કર્ણને બાળતો હોય તેમ યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૬]

**ભીમસેન બોલ્યોઃ**-હે રાજન્! હું સૂતપુત્ર કર્ણ ઉપર કોપ કરતો નથી; કારણ કે દાસનો આજ ધર્મ સત્ય બતાવાયો છે. હે નરેન્દ્ર! તમે આ દ્રૌપદીને મૂકીને દાવ ન રમ્યા હોત, તો શત્રુઓ શું મને આવું કહી શકત ખરા કે?[૭]

**વૈશંપાયન બોલ્યાઃ**-ભીમસેનનાં વચન સાંભળીને રાજા દુર્યોધન શાંત અને જડ જેવા બેઠેલા યુધિષ્ઠિરને કહેવા લાગ્યોઃ[૮] 'હે રાજા! ભીમ, અર્જુન, નકુલ તથા સહદેવ તમારી આણમાં રહ્યા છે; એટલે તમે જો કૃષ્ણાને ન જિતાયેલી માનતા હો, તો તે સવાલનો જવાબ આપો.' કુન્તીનંદનને આ પ્રમાણે કહીને, ઐશ્વર્યના મદમાં ફાટી ગયેલા દુર્યોધને પોતાનું વસ્ત્ર ઊંચું કર્યું અને હસતાં હસતાં પાંચાલી ઉપર આંખ મારી.[૯,૧૦] પછી રાધાપુત્ર કર્ણને વિશેષ ફુલાવીને તેણે ભીમને અપમાન આપવાનું કર્યું. દ્રૌપદીના દેખતાં જ તેણે કેળના થંભા જેવી, સર્વ લક્ષણોથી ભરેલી, રાજહાથીની સૂંઢ જેવી અને વજ્રના જેવા ગૌરવવાળી પોતાની ડાબી જાંઘને દ્રૌપદીના દેખતાં પોતાનું વસ્ત્ર ઊંચું કરીને ભીમને બતાવી.[૧૧,૧૨] તે જોતાં વાર જ ભીમસેને પોતાની લાલલાલ આંખોને પહોળી કરી અને રાજાઓની વચ્ચે સભાને સંભળાવતો હોય તેમ તે દુર્યોધનને મોટેથી આ પ્રમાણે કહેવા લાગ્યોઃ[૧૩] 'મહાયુદ્ધમાં જો હું ગદા વડે તારી આ સાથળને ભાંગી નાખું નહિ તો હું વૃકોદર

પિતૃઓ સાથે પિતૃલોકને પ્રાપ્ત થઈશ નહિ[૧૪] ત્યારે ક્રોધે ફફડી રહેલા એ ભીમસેનનાં રૂંવે-રૂંવેથી અગ્નિની જ્વાલાઓ નીકળતી જણાવા લાગી. માનો, બળતા વૃક્ષની બખોલોમાંથી આગ ભભૂકી નીકળી. [૧૫]

**વિદુર બોલ્યાઃ**–હે પ્રતીપવંશી રાજાઓ! જુઓ ભીમસેન તરફના આ મહાભયને. તમે એ જાણી લો કે, નક્કી દૈવથી પ્રેરાયલો આ મહાન અન્યાય આપણી ભરતવંશીઓની આગળ ઉત્પન્ન થયો છે.[૧૬] હે ધૃતરાષ્ટ્રપુત્રો! તમે દ્યૂતની મર્યાદા લોપીને એ જુગટું રમ્યા છો. તેથી તો તમે સભામાં સ્ત્રી સાથે આવો પ્રલાપ કરો છો. તમારાં સમગ્ર યોગક્ષેમ પરવારવા માંડયાં છે. હવે કુરુવંશીઓ પાપી વિચારોમાં પ્રવૃત્ત થયા છે. હે કુરુઓ! તમે આ ધર્મને શીઘ્ર જાણી લો કે, ધર્મની જડ નીકળી જાય છે, ત્યારે તેથી તે આખી સભાને દૂષણ લાગે છે. જો યુધિષ્ઠિરે પોતે હાર્યા પહેલાં જ દ્રૌપદીનો દાવ નાખ્યો હોત, તો તેમ કરવાને તે સમર્થ હતા.[૧૭,૧૮] પણ જે સ્વામીની સત્તા નથી તે જો આ રીતે દાવ ખેલે, તો તેનું ધન તો એ સ્વપ્નામાં જીતેલા ધન જેવું છે, એમ હું માનું છું. તો હે કુરુઓ! ગાંધારરાજ શકુનિનું વચન સાંભળીને તમે આ શુદ્ધ ધર્મથી રખે દૂર જતા. [૧૯]

**દુર્યોધન બોલ્યોઃ**–હું ભીમ, અર્જુન અને નકુલ તથા સહદેવના વચન ઉપર આધાર રાખું છું. તેઓ જો એમ કહે કે, યુધિષ્ઠિરને દ્રૌપદીને મૂકવાની સત્તા ન હતી, તો હે યાજ્ઞસેની! તું દાસીપણાથી મુક્ત થશે.[૨૦]

**અર્જુન બોલ્યોઃ**–મહાત્મા એવા કુન્તીનંદન રાજા ધર્મરાજ પહેલાં તો દ્યૂતમાં અમારા સ્વામી હતા જ. પણ પોતે હારી ગયા પછી એ કોના સ્વામી હોઈ શકે, તે સર્વ કુરુઓ લક્ષમાં લે. [૨૧]

**વૈશંપાયન બોલ્યાઃ**–તે વખતે ધૃતરાષ્ટ્રના રાજભવનમાં, અગ્નિહોત્રશાલાને વિશે એક શિયાળ મોટેથી ભૂંકયું અને ગધેડાઓએ તેની સામે વળતું ભૂંકવા માંડયું. હે રાજન્! પછી પક્ષીઓ પણ ચારે બાજુ ભયંકર ચિત્કાર કરવા લાગ્યાં.[૨૨] તત્ત્વવેત્તા વિદુરે, સુબલપુત્રી ગાંધારીએ, ભીષ્મે, દ્રોણે, તેમજ વિદ્વાન કૃપાચાર્યે તે શબ્દ સાંભળ્યો અને તેઓ ઊંચે સાદે 'સ્વસ્તિ! સ્વસ્તિ!' બોલવા લાગ્યા. તે પછી, ગાંધારી તેમજ વિદ્વાન વિદુરે, તે ઘોર ઉત્પાતને લક્ષમાં રાખીને દુઃખપૂર્વક ધૃતરાષ્ટ્રરાજાને નિવેદન કર્યું. એટલે એ રાજા આ વચન બોલ્યા.[૨૩,૨૪]

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**–હે મન્દબુદ્ધિ દુર્યોધન! તારું મોત આવ્યું છે. કારણ કે, હે અવિનયવાળા! કુરુશ્રેષ્ઠોની આ સભામાં સ્ત્રી અને તેમાં ય ખાસ કરીને ધર્મવધૂ દ્રૌપદીને તું આવાં વચનો બોલી રહ્યો છે. [૨૫] આમ કહીને, બાંધવોને સંકટમાંથી ઉગારી તેમનું હિત કરવા ઇચ્છતા, તે બુદ્ધિમાન તથા તત્ત્વવેત્તા ધૃતરાષ્ટ્રે એ વાતની બુદ્ધિપૂર્વક વિચારણા કરી અને પાંચાલપુત્રી કૃષ્ણાને સાંત્વન આપી તેને આ પ્રમાણે કહ્યું.[૨૬]

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**–હે પાંચાલી! તું તારી ઇચ્છામાં આવે તે વરદાન મારી પાસેથી માગી લે. સાચે જ તું સતી છે, ધર્મપરાયણા છે અને મારી પુત્રવધૂઓમાં શ્રેષ્ઠ છે. [૨૭]

**દ્રૌપદી બોલીઃ**–હે ભરતસિંહ! તમે મને વરદાન આપો છો, તો હું આટલું માગું છું. સર્વ ધર્મોને અનુસરનારા આ શ્રીમાન યુધિષ્ઠિર દાસ મટી જાઓ અને મારા પુત્ર પ્રતિવિન્ધ્યને કોઈપણ અજાણતાં યે એમ ન કહે કે એ દાસપુત્ર છે.[૨૮,૨૯] પ્રથમથી એ રાજપુત્ર છે; બીજો કોઈ કદી પણ એના જેવો નથી. રાજાઓથી લાડ પામેલા એને દાસપુત્રપણું ઘટતું નથી. [૩૦]

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**–હે કલ્યાણી! તું કહે છે તેમજ થાઓ! હે ભદ્રા! હું તને બીજું વરદાન આપું છું; તે પણ તું માગી લે. કેમકે, મારું મન

મને કહે છે કે, તને એક જ વરદાન ઘટે નહિ.[31]

દ્રૌપદી બોલીઃ–હે મહારાજ ! ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ એ સૌ રથ તેમજ ધનુષ્યબાણ સાથે દાસ મટી જાઓ તથા સ્વાધીન થાઓ, એટલું હું માગું છું. [32]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ–હે મહાભાગ્યવતી ! તું ઇચ્છે છે તેમ જ હો ! હે નન્દિની ! તું અમારી પાસેથી ત્રીજું વરદાન માગ, બે વરદાનોથી તારો પૂરો સત્કાર થયો નથી. કેમકે તું ધર્મચારિણી મારી સર્વ પુત્રવધૂઓમાં શ્રેષ્ઠ છે. [33,34]

દ્રૌપદી બોલીઃ–હે ભગવન્ ! લોભ ધર્મનાશનું મૂળ છે, આથી મને એનો ઉત્સાહ નથી. હે રાજશ્રેષ્ઠ ! હું ત્રીજું વરદાન પામવાને અયોગ્ય છું.[35] હે રાજેન્દ્ર ! વૈશ્યને એક વાર, ક્ષત્રાણીઓને બે વાર, રાજાને ત્રણ વાર અને બ્રાહ્મણને સો વાર, એમ વરદાન માગવાનો અધિકાર કહ્યો છે.[36] હે રાજન્ ! પાપી દાસત્વને પામેલા આ મારા પતિઓ હવે તેમાંથી તરી ઊતર્યા છે એટલે પોતાનાં પુણ્યકર્મો વડે મંગલપ્રાપ્તિ પામશે. [37]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'દ્રૌપદીવરલાભ' નામનો અધ્યાય ૭૧ મો સમાપ્ત**

---

# अध्याय ७२ मो

## ભીમસેનનો ક્રોધ

॥ कर्ण उवाच ॥

**या नः श्रुता मनुष्येषु स्त्रियो रूपेण संमताः ।
तासामेतादृशं कर्म न कस्याश्चन शुश्रुम ॥ १ ॥**

કર્ણ બોલ્યોઃ–આપણે મનુષ્યોમાં જે સ્વરૂપવતી સ્ત્રીઓ વિશે સાંભળ્યું છે, તેમાં કોઈ પણ સ્ત્રીનું આ દ્રૌપદીના જેવું કર્મ આપણે સાંભળ્યું નથી.[1] જ્યારે પૃથાપુત્રો અને ધૃતરાષ્ટ્રપુત્રો અત્યંત ક્રોધયુક્ત થયા, ત્યારે દ્રુપદપુત્રી કૃષ્ણા અહીં પાંડુપુત્રોને માટે શાંતિરૂપ થઈ છે.[2] નાવ વિનાના, અથાગ જલમાં પડેલા અને ડૂબકાં ખાઈ રહેલા આ પાંડુપુત્રો માટે આ પાંચાલી પાર લઈ જનારી નૌકારૂપ થઇ છે.[3]

વૈશંપાયન બોલ્યાઃ–પાંડુના પુત્રોને તેમની સ્ત્રીએ તાર્યા, એવું કુરુઓની વચ્ચે વચન સાંભળીને પરમક્રોધી ભીમસેન મનમાં અત્યંત દુભાયો અને તે આ પ્રમાણે બોલ્યો.[4]

ભીમ બોલ્યોઃ–દેવલ મુનિએ કહ્યું છે કે, પુરુષમાં આ ત્રણ જ્યોતિઓ છે–પુત્ર, કર્મ અને વિદ્યા. આ ત્રણમાંથી પ્રજાની સૃષ્ટિ થઈ છે.[5] સગાંવહાલાંઓ જ્યારે અપવિત્ર, પ્રાણહીન અને શૂન્ય દેહને ત્યજી દે છે, ત્યારે આ ત્રણ જ્યોતિઓ જ પુરુષને સહાયકારી થાય છે.[6] આપણી પત્નીનો સ્પર્શ થયો છે, એટલે આપણી તે જ્યોતિ ઠરી ગઈ છે. હવે, હે ધનંજય ! અપમાનિત સ્ત્રીનો પુત્ર તે કેવોક હોય ![7]

અર્જુન બોલ્યોઃ–હે ભારત ! હીન માણસો કઠોર વાણી બોલ્યા હોય કે ન બોલ્યા હોય, તો પણ ઉત્તમ પુરુષો સામો બોલ બોલતા નથી.[8] વળી પોતે કરેલાં કાર્યોનો બદલો વાળી જાણતા હોય, તો પણ જે પ્રતિષ્ઠિત સત્પુરુષો છે તેઓ સામાનાં સત્કૃત્યોને જ સંભારે છે, પરંતુ તેનાં કરેલાં વેરોનું તો તે સ્મરણ પણ કરતા નથી. [9]

ભીમ બોલ્યોઃ–હે ભારત ! અહીં જે આ સર્વ શત્રુઓ એકઠા થયા છે, તેમને હે રાજેન્દ્ર ! હું બહાર નીકળીને સમૂળગા હણી નાખું ?[10] હે ભારત ! આપણે વિવાદ કરવાની શી જરૂર છે ? અહીં જીભાજોડી કરવાનું શું કામ છે ? હું અહીં આ ઘડીએ જ એમને મારી નાખું છું. એટલે તમે આ પૃથ્વી ઉપર રાજ્ય કરો. [11] આમ કહીને મૃગોની મધ્યમાં સિંહ બેસે, તેમ ભીમસેન પોતાના નાના ભાઈઓ સાથે બેઠો. તે વારંવાર ચારે બાજુએ દૃષ્ટિ નાખવા

લાગ્યો.[૧૨] શુદ્ધકર્મી અર્જુન તેની સામે જોઈ તેને શાંત કરવા લાગ્યો; પણ તે વીર્યવાન મહાબાહુ તો અંતરની આગને લીધે વિશેષ ને વિશેષ ખેદ પામતો હતો.[૧૩] હે રાજા! ક્રોધથી ઊછળી રહેલા તે ભીમસેનનાં નાકકાન આદિ ઇંદ્રિયોમાંથી તે વખતે અગ્નિ ભભૂકવા લાગ્યો. સાથે ધુમાડો, તણખા અને ઝાળો જણાતાં હતાં.[૧૪] ચડેલી ભમ્મરવાળા તેનું મુખ સામે જોવાય એવું નહોતું–જાણે પ્રલયકાળ આવતાં મૂર્તિમંત યમરાજનું-તે મુખ હોય એવું તે લાગતું હતું.[૧૫] હે ભારત! પછી યુધિષ્ઠિરે તે ભુજવિક્રમીને હાથથી રોકયો અને કહ્યું કે, આવું બોલીશ નહિ. તું શાન્ત થઈને બેસ.[૧૬] આમ કોપથી લાલ આંખવાળા થયેલા તે મહાબાહુને શાંત કરીને યુધિષ્ઠિર પ્રણામપૂર્વક ધૃતરાષ્ટ્ર પિતા પાસે જઈ ઊભા.[૧૭]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'ભીમક્રોધ' નામનો અધ્યાય ૭૨ મો સમાપ્ત**

# અધ્યાય ૭૩ મો

## પાંડવોનું ઇન્દ્રપ્રસ્થ તરફ પ્રયાણ

॥ युधिष्ठिर उवाच ॥

**राजन् किं करवामस्ते प्रशाध्यस्मांस्त्वमीश्वरः ।**
**नित्यं हि स्थातुमिच्छामस्तव भारत शासने॥१**

યુધિષ્ઠિર બોલ્યા:– હે મહારાજ! અમે તમારું શું કામ કરીએ? તમે અમારા ઈશ્વર છો. હે ભારત! અમે નિત્ય તમારી આજ્ઞામાં રહેવા ઇચ્છીએ છીએ.[૧]

ધૃતરાષ્ટ્ર બોલ્યા:–હે અજાતશત્રુ! તારું મંગલ થાઓ! તમે સૌ નિર્વિઘ્ને કલ્યાણપૂર્વક જાઓ. મારી આજ્ઞાથી તમે ધનસમેત તમારા રાજ્યનું શાસન કરો.[૨] મારી વૃદ્ધની આ શિખામણ સ્મરણમાં રાખવી, મારું કહેલું સઘળું હિતકારી અને પરમકલ્યાણમય છે.[૩] બેટા! તું ધર્મોની સૂક્ષ્મ ગતિને જાણે છે. હે યુધિષ્ઠિર! તું વિનીત છે. હે મહાબુદ્ધિમાન્! તું વૃદ્ધોનો ભારે ઉપાસક છે.[૪] હે ભારત! જ્યાં બુદ્ધિ છે, ત્યાં શાંતિ છે. તમે શાંત થઈને જાઓ. શસ્ત્ર કોમળ કાષ્ઠ ઉપર જ પડે છે, કાષ્ઠ સિવાયના કઠણ પથરા ઉપર તે ચાલતું નથી.[૫] તે જ ઉત્તમ પુરુષો છે, જેઓ વેરને ઓળખતા નથી, જેઓ માત્ર ગુણોને જ જુએ છે; છતાં અવગુણો સામે નજર નાખતા નથી અને જેઓ કોઈની સાથે વિરોધ કરતા નથી.[૬] સત્પુરુષો સામાનાં સત્કૃતોને જ સંભારી-રાખે છે, તેમનાં કરેલાં વેરોને તેઓ યાદ જ કરતા નથી. પરકલ્યાણના કરનારા તેઓ બદલાની આશા રાખતા નથી.[૭] હે યુધિષ્ઠિર! સંવાદ વખતે અધમ માણસો સામાં કઠોર વચનો કહે છે અને મધ્યમ માણસો સામે કઠોર વચન ન કહેતાં સીધો ઉત્તર જ આપે છે.[૮] પણ ધીર અને ઉત્તમ પુરુષ તો સામો કડવી ને અહિતકારી વાણી બોલ્યો હોય કે ન બોલ્યો હોય તો પણ પોતે કદી સામો બોલ કાઢતો નથી.[૯] લોકોને જાણવાવાળા સત્પુરુષો આત્મનિષ્ઠા રાખીને સામાનાં સુકૃતોને જ સંભારે છે અને તેનાં કરેલાં વેરોને તો મનમાં પણ લાવતા નથી. સાધુજનો આર્યમર્યાદાને તોડતા નથી અને તેમનાં દર્શન પ્રિયકારી હોય છે. આર્ય એવા તેં આ સત્સમાગમમાં એ જ પ્રમાણે આચર્યું છે, તો બેટા! તારી માતા ગાન્ધારી તરફ અને મારી તરફ ગુણદૃષ્ટિ રાખીને તું દુર્યોધનની કઠોરતાને મનમાં રાખીશ નહિ. હે ભારત! આ બેઠેલા તારા વૃદ્ધ અને આંધળા પિતાને જો.[૧૦–૧૨] આ દ્યૂતમાં મેં જાણીજોઈને બેદરકારી બતાવી હતી, મને મિત્રોને તથા પુત્રોનાં બલાબલને જોવાની ઇચ્છા હતી.[૧૩] હે રાજન્! જેમનો તું શાસક છે અને જેમનો ધીમાન તથા સર્વ શાસ્ત્રોમાં પંડિત એવો વિદુર મંત્રી છે, તે કુરુઓ વિશે

ચિંતા કરવા જેવું નથી. [૧૪] તારામાં ધર્મ છે, અર્જુનમાં ધૈર્ય છે, ભીમસેનમાં પરાક્રમ છે અને પુરુષવર નકુલ-સહદેવમાં શુદ્ધ ગુરુસેવા છે. હે અજાતશત્રુ ! તારું કલ્યાણ થાઓ! તું ઇન્દ્રપ્રસ્થમાં જા. ભાઈઓ સાથે તારો સારો ભાઈચારો હો અને તારું મન સદા ય ધર્મમાં પરાયણ રહો. [૧૫,૧૬]

વૈશંપાયન બોલ્યાઃ-ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે કહ્યું, એટલે ભરતશ્રેષ્ઠ ધર્મરાજ યુધિષ્ઠિરે તેમને 'આપે કહ્યું તેમ કરશું' એવી આર્ય પ્રતિજ્ઞા કરી અને ભાઈઓ સાથે તેમણે ઇંદ્રપ્રસ્થ તરફ પ્રયાણ આદર્યું.[૧૭] પછી કૃષ્ણાની સાથે તેઓ પ્રસન્ન મનથી મેઘના જેવા રથોમાં બેસીને નગરોમાં શ્રેષ્ઠ એવા ઇન્દ્રપ્રસ્થનગર તરફ જવા નીકળ્યા.[૧૮]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત દ્યૂતપર્વમાં 'ધૃતરાષ્ટ્રવરપ્રદાનપૂર્વક ઇન્દ્રપ્રસ્થપ્રતિ યુધિષ્ઠિરગમન' નામનો અધ્યાય ૭૩ મો સમાપ્ત**

---

દ્યૂતપર્વ સમાપ્ત

# અનુદ્યૂતપર્વ

---

## अध्याय ७४ मो

### યુધિષ્ઠિરને જુગારનું ફરી આમંત્રણ

॥ जनमेजय उवाच ॥

**अनुज्ञातांस्तान् विदित्वा सरत्नधनसंचयान् ।**
**पांडवान् धार्तराष्ट्राणां कथमासीन्मनस्तदा ॥१॥**

જનમેજય બોલ્યોઃ-આમ પાંડવોને રત્ન અને ધનસહિત જવાની આજ્ઞા મળેલી સાંભળીને ધૃતરાષ્ટ્રના પુત્રોનાં મનને કેવું થયું હતું? [૧]

વૈશંપાયન બોલ્યાઃ-હે રાજન્! ધીમાન ધૃતરાષ્ટ્રે એ પાંડવોને વિદાય આપી છે, એ જાણીને દુઃશાસન શીઘ્ર પોતાના ભાઈ પાસે ગયો. [૨] હે ભરતશ્રેષ્ઠ! તે મંત્રી સાથે બેઠેલા દુર્યોધન પાસે જઈ પહોંચ્યો. ત્યાં હે ભરતોત્તમ! દુઃખથી આર્ત થઈને તે આ વચન કહેવા લાગ્યો. [૩]

દુઃશાસન બોલ્યોઃ-હે મહારથીઓ! તમે આ જાણી લો. મહાકષ્ટે મેળવેલા ધનને તે પેલા બુઢ્ઢાએ રોળી નાખ્યું છે અને તેને શત્રુને સોંપી દીધું છે. [૪] આથી દુર્યોધન, કર્ણ અને સુબલપુત્ર શકુનિ, એ પાંડવોને હરાવવાનું અભિમાન રાખનારા એકસાથે પરસ્પર મળ્યા અને વિચિત્રવીર્યના વિદ્વાન પુત્ર ધૃતરાષ્ટ્રરાજ પાસે ઉતાવળે જઈને કોમળ વચન બોલ્યા.[૫,૬]

દુર્યોધન બોલ્યોઃ-હે મહારાજ ! વિદ્વાન દેવગુરુ બૃહસ્પતિ નામના પંડિતે ઇન્દ્રને નીતિ-ઉપદેશ આપતાં આ જે કહ્યું હતું, તે શું તમે સાંભળ્યું નથી? [૭] હે શત્રુસૂદન ! શત્રુઓ યુદ્ધથી કે બલથી તમારું અહિત કરે, તે પહેલાં જ તેમને સર્વ કોઈ ઉપાયે હણી નાખવા જોઇએ. [૮] તો અમે જો પાંડવોના ધનથી જ સર્વ રાજાઓને સત્કાર આપીએ અને તેમને પાંડવો સાથે લડાવીએ, તો એમાં અમારું શું જવાનું હોય? [૯] ઝેરી દાઢવાળા, ક્રોધે ભરાયેલા અને નાશ કરવા ઊભા થયેલા સરપોને, ગળામાં અને પીઠ ઉપર વીંટાળ્યા પછી કોણ છોડી દે એમ છે? [૧૦] હે તાત ! શસ્ત્ર પામેલા, રથમાં બેઠેલા અને કોપે ભરાયેલા તે પાંડવો ક્રોધી સર્પોની જેમ તમારો સમૂળગો નાશ કરી નાખશે.[૧૧] અમે સાંભળ્યું છે કે, સજ્જ થયેલો અર્જુન બે મહાન ભાથાઓ ધારણ કરીને વારંવાર ગાંડીવને હાથમાં લે છે અને તેને નિસાસાભેર જો જો કરે છે. વળી વૃકોદર ભીમ મહાન ગદાને વેગપૂર્વક ઉગામીને પોતાનો રથ જોડીને, તત્કાળ બહાર નીકળી ગયો છે, એમ અમે સાંભળ્યું છે. [૧૨,૧૩] નકુલ પણ પોતાની તલવાર અને અર્ધચન્દ્રાકાર ઢાલને લઈને બહાર

ગયો છે. સહદેવ તથા યુધિષ્ઠિરરાજ પોતે પણ એવા ચેષ્ટાભાવ બતાવતા ગયા છે.[૧૪] અનેક શસ્ત્રોથી ઢંકાયેલા રથોમાં બેસીને તેઓ રથ-સમૂહોને ચલાવતા રહી સેના એકઠી કરવાને સારુ બહાર નીકળ્યા છે.[૧૫] તેઓ ક્ષમા આપે એમ નથી, કેમકે આપણે તેમને અપમાનિત તો કર્યા જ છે. વળી દ્રૌપદીના ક્લેશને તો તેમનામાંનો કોણ સહન કરી રહે એમ છે?[૧૬] હે પુરુષવર! તમારું મંગલ હો. અમે વનવાસની શરતે ફરી પાંડવો સાથે જુગાર ખેલીએ. એમ અમે એમને વશ કરી શકશું.[૧૭] અમારા બેમાંથી જે જૂગટામાં હારે તેઓ મૃગચર્મ પહેરીને મહા અરણ્યમાં જાય અને ત્યાં બારવરસ સુધી ત્યાં વાસ કરે.[૧૮] તેરમા વર્ષે તેમણે કે અમારે કોઈ પોતાનું માણસ ઓળખે નહિ એવી રીતે ગુપ્તવાસ કરવો. આમાં પકડાઈ જવાય તો અમે કે તેઓ બીજાં બાર વરસ વનવાસ કરીએ.[૧૯] હે રાજન્! આવા ઠરાવથી અમને દ્યૂત રમવા દો. પાંડવો પાસા નાખી ફરીને આ જૂગટું રમે.[૨૦] હે ભરતશ્રેષ્ઠ! આ અમારું પરમ કર્તવ્ય છે. આ શકુનિ પાસાની સંપત્તિને રહસ્ય સહિત જાણે છે. અમે મિત્રોને મેળવીને તથા શક્તિભર્યા, વિશાળ અને દુર્ગમ એવા સૈન્યને સત્કારીને રાજ્યમાં દૃઢમૂલ થઈશું. પછી તેઓ જો તેર વરસના વ્રતને પૂરું કરશે, તો હે રાજન્! અમે તેમને જીતી લઈશું. હે પરંતપ! આ વાતને તમે અનુમોદન આપો.[૨૧–૨૩]

ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ–પાંડવો જો કે ઘણા દૂર નીકળી ગયા હશે, તો પણ તેમને તરત જ પાછા બોલાવો. તેઓ પાછા આવીને ભલે જૂગટું રમે.[૨૪]

વૈશંપાયન બોલ્યાઃ–ત્યારે દ્રોણ, સોમદત્ત, બાહ્‌લીક, કૃપાચાર્ય, વિદુર, દ્રોણપુત્ર અશ્વત્થામા, વૈશ્યાપુત્ર વીર્યવાનયુયુત્સુ, ભૂરિશ્રવા, શાન્તનુપુત્ર ભીષ્મ અને મહારથી વિકર્ણ બોલી ઊઠયા કે, જૂગટું રમવાનું બંધ રાખો. હવે પૂરી શાંતિ થાઓ.[૨૫,૨૬] આમ સર્વ અર્થદર્શી બાંધવોની ઇચ્છા ન હતી તો પણ પુત્રપ્રિય ધૃતરાષ્ટ્રે પાંડવોને ફરી જુગાર રમવા માટે પાછા બોલાવ્યા.[૨૭]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અનુદ્યૂતપર્વમાં 'યુધિષ્ઠિરપ્રત્યાનયન-' નામનો અધ્યાય ૭૪ મો સમાપ્ત

# अध्याय ७५ मो

## ગાંધારીનાં વચન

॥ वैशंपायन उवाच ॥

अथाब्रवीन्महाराज धृतराष्ट्रं जनेश्वरम् ।
पुत्रहार्दाद्धर्मयुक्ता गांधारी शोककर्शिता ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–પછી હે મહારાજ! પુત્રસ્નેહથી શોકવિહ્‌વલ થયેલી અને ધર્મમાં પરાયણ એવી ગાંધારીએ ધૃતરાષ્ટ્રને આ પ્રમાણે કહ્યું.[૧] 'દુર્યોધનનો જન્મ થયો ત્યારે મહાબુદ્ધિમાન વિદુરે કહ્યું હતું કે, આ કુલકલંકને પરલોકમાં પહોંચાડી દો તો સારું.[૨] હે ભારત! જન્મતાં વાર જ એ શિયાળની જેમ ભૂંકયો હતો. કુરુઓ આ સમજી લે કે, તે આ કુલનો ખરેખર ઉચ્છેદક છે.[૩] હે ભારત! તમે જાતના દોષ વડે મહાજલમાં ડૂબો નહિ! હે નાથ! તમે અસભ્ય મૂર્ખ લોકોની વાતને ટેકો આપો નહિ.[૩,૪] તમે કુલના ભયંકર નાશમાં કારણરૂપ ન થાઓ. બાંધેલા પુલને કોઈ ભાંગતું હશે ખરું કે? ઠરેલા અંગારાને કોઈ ફૂંકતો હશે?[૫] હે ભરતોત્તમ! શાંત રહેલા પૃથાનંદનોને કોણ કોપાવે? અજમીઢવંશમાં ઉત્પન્ન થયેલા તમને આનું સ્મરણ છે, તો પણ હું તમને ફરી સ્મરણ કરાવું છું.[૬] હે મહારાજ! દુર્બુદ્ધિવાળા મનુષ્યને શાસ્ત્ર કલ્યાણ કે અકલ્યાણ માટે ઉપદેશ નહિ આપે અને વૃદ્ધ માણસ કયારે પણ બાળકબુદ્ધિનો નહિ થાય.[૭] તમારા પુત્રો તમારી દોરવણીમાં રહો. તમારાથી અવળા જઈને તેઓ નાશ

પામો નહિ. આથી મારા વચન વડે તમે એ કુલાંગરને તજી દો.[૮] હે રાજન્! પહેલાં પુત્રસ્નેહને લીધે આમ કર્યું નહિ, તો હે નરપતિ! તેનું આ જ કુલનો અંત લાવનારું ફલ તે આવી પહોંચ્યું છે એમ જાણો.[૯] તમારી બુદ્ધિ જે શાંતિ, ધર્મ અને નીતિથી યુક્ત છે, તે તેવી જ રહો. તમે પ્રમાદ કરશો નહિ. ક્રૂર કર્મોથી મળેલી લક્ષ્મી નાશ લાવનારી છે; પણ જે લક્ષ્મી કોમલતા અને પ્રૌઢતાથી આવી હોય તે પુત્રો અને પૌત્રો સુધી પહોંચે છે.[૧૦] પછી ધૃતરાષ્ટ્ર મહારાજે ધર્મદર્શિની ગાંધારીને કહ્યું કે, 'ભલે કુળનો અંત આવે, પણ હું એને વારી શકું એમ નથી.[૧૧] પુત્રો ઇચ્છે છે તેમ જ થાઓ. પાંડવો પાછા આવો અને મારા પુત્રો પાંડવો સાથે ફરી જુગટું રમો. [૧૨,૧૦]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અનુદ્યૂતપર્વમાં 'ગાંધારીવાક્ય' નામનો અધ્યાય ૭૫ મો સમાપ્ત**

# अध्याय ७६ मो

## યુધિષ્ઠિરનો ફરી પરાજય

॥ वैशंपायन उवाच ॥

**ततो व्यध्वगतं पार्थप्रातिकामी युधिष्ठिरम् ।**
**उवाच वचनाद्राज्ञो धृतराष्ट्रस्य धीमतः ॥ १ ॥**

વૈશંપાયન બોલ્યાઃ—પછી ઘણે દૂર પહોંચી ગયેલા પાર્થના પુત્ર યુધિષ્ઠિરની પાસે પ્રાતિકામી જઈ પહોંચ્યો અને ધીમાન ધૃતરાષ્ટ્રરાજની આજ્ઞાથી આ પ્રમાણે કહ્યું[૧]: 'હે ભારત! હે યુધિષ્ઠિરરાજ! પિતા ધૃતરાષ્ટ્રે કહેવડાવ્યું છે કે, સભા પાથરીને તૈયાર કરી છે; તો હે પાંડવ! અહીં આવો અને પાસા નાખી ફરી રમત કરો.[૨]

યુધિષ્ઠિર બોલ્યાઃ—વિધાતાની આજ્ઞાએ જ માણસોને શુભ અને અશુભ પ્રાપ્ત છે. જો ફરી દાવ નાખવાના જ છે, તો એ શુભાશુભમાંથી કોઈ બચી શકતું નથી.[૩] હું જાણું છું કે પાસાદાવનું તેડું સત્યાનાશને તેડનારું છે, તો પણ વૃદ્ધજનની આજ્ઞાને લીધે હું તેનું ઉલ્લંઘન કરવાની હિમ્મત ધારણ કરતો નથી.[૪]

વૈશંપાયન બોલ્યાઃ—કોઈ પ્રાણી સુવર્ણનું હોવાનું સંભવિત નથી, તો પણ શ્રીરામે મૃગને માટે લોભ કર્યો હતો. આથી, પરાભવને આરે આવી રહેલા માણસોની બુદ્ધિ, સાધારણ રીતે, અતિશય વિપરીત થાય છે.[૫] ઉપર પ્રમાણે કહેતા કહેતા યુધિષ્ઠિર ભાઇઓ સાથે પાછા ફર્યા અને શકુનિના કપટને જાણતા હોવા છતાં તે પૃથાપુત્ર ફરી જુગાર રમવા ગયા.[૬] તે ભરતશ્રેષ્ઠ મહારથીઓ ફરીથી તે જ સભામાં પ્રવેશ્યા, ત્યારે તેમનાં મિત્રજનોનાં હૈયાં ફફડી ઊઠ્યાં.[૭] હવે દૈવથી પીડાઈ રહેલા તે પાંડવો સર્વલોકનો વિનાશ આણનારી તે દ્યૂતપ્રવૃત્તિ માટે સુખપૂર્વક બેઠા.[૮]

શકુનિ બોલ્યોઃ—હે ભરતસિંહ! વૃદ્ધ ધૃતરાષ્ટ્રે તમને જે ધન પાછું આપ્યું છે, તેનો તમે સત્કાર કર્યો છે. હવે મહામૂલો એક જ દાવ મૂકું છું તે તમે સાંભળો.[૯] અમે જો તમારાથી હારી જઈએ, તો રુરુ મૃગનાં ચર્મ પહેરી, મહાઅરણ્યમાં જઈએ અને ત્યાં બાર વરસ સુધી નિવાસ કરીએ.[૧૦] તેરમે વર્ષે અમે પોતાને કોઈ માણસ ઓળખે નહિ એવી અજ્ઞાત રીતે કોઈ સ્થાને રહીએ. અને જો અમે એ વર્ષે ઓળખાઈ જઈએ, તો બીજાં બાર વર્ષ વનમાં વસીએ.[૧૧] જો તમે અમારાથી હારી જાઓ, તો તમારે મૃગચર્મો ધારણ કરીને કૃષ્ણાની સાથે બાર વરસ સુધી વનવાસ કરવો.[૧૨] તેરમે વર્ષે કોઈ સ્વજન ઓળખે નહિ એવી રીતે તમારે ગુપ્તવાસ રાખવો. પણ એમાં જો તમે ઓળખાઈ જાઓ, તો તમારે બીજાં બાર વરસ સુધી વનમાં નિવાસ કરવો.[૧૩] આ પ્રમાણે તેર વર્ષો યથાયોગ્ય રીતે વીતી જાય, તો તમારે અથવા અમારે ફરી પોતાનું રાજ્ય મેળવવું.[૧૪] હે

યુધિષ્ઠિર! આ ઠરાવથી તમે ફરી અમારી સાથે જુગારમાં આવો. હે ભારત! પાસા નાખી દાવ રમો.[૧૫] ત્યારે સર્વ સભાસદોનાં મન ઉદ્વેગ પામ્યાં અને તેઓ જોરથી હાથ ઊંચા કરીને સભાની વચ્ચે આ પ્રમાણે બોલવા લાગ્યા.[૧૬] સભાસદો બોલ્યાઃ 'હે ધૃતરાષ્ટ્ર! આ દુર્યોધન ભવિષ્યમાં પોતાને મોટો ભય થશે એમ પોતાની બુદ્ધિથી જાણતો હોય કે ન જાણતો હોય, પરંતુ તેના ભાઇઓને ધિક્કાર છે કે જેઓ તેને આવનારા મહા ભયનો બોધ આપતા નથી.[૧૭]

**વૈશંપાયન બોલ્યાઃ**—રાજા યુધિષ્ઠિરે અનેક જન તરફથી એ પ્રમાણે ઘણી ટીકાઓ સાંભળી, તો પણ તે પૃથાપુત્ર લજ્જાને વશ થઈને ધર્મને કારણે ફરી જૂગટું રમવા આવ્યા.[૧૮] કુરુઓનો વિનાશકાળ આવી લાગ્યો છે એમ વિચારીને તે મહાબુદ્ધિમાન પોતે જાણતા છતાં ફરી જુગાર માટે પ્રવૃત્ત થયા.[૧૯]

**યુધિષ્ઠિર બોલ્યાઃ**—હે શકુનિ! સ્વધર્મનું પાલન કરનારો મારા જેવો રાજા તારા તરફથી તેડું આવતાં પાછો કેમ ફરે ?[૨૦]

**શકુનિ બોલ્યોઃ**—હે પાંડવો! ગાય, ઘોડા, પુષ્કળ બળદો, અસંખ્ય મેંઢાંબકરાં, હાથીઓ, ખજાનાઓ, સુવર્ણ, દાસો અને દાસીઓ એ તમામ વસ્તુને આપણે દાવમાં 'વનવાસ માટે' મૂકીએ અને એમાં તમે કે અમે જે હારે તે વનમાં વાસ કરી રહે અને તેરમે વર્ષે તેઓ વસ્તીવાળા સ્થાનમાં ગુપ્ત રીતે રહે. હે પુરુષશ્રેષ્ઠો! અમે આ ઠરાવ પ્રમાણે દાવ નાખીએ છીએ.[૨૧-૨૩] હે ભરત! એક જ વાર પાસા નાખવાથી વનવાસનો નિર્ણય થઈ જશે. પૃથાનંદન યુધિષ્ઠિરે તે વાતનો સ્વીકાર કર્યો, એટલે સુબલપુત્ર શકુનિએ પાસો ઉઠાવ્યો અને યુધિષ્ઠિરને કહ્યું: 'એ હું જીત્યો!'[૨૪,૨૫]

**ઇતિશ્રી મહાભારતમાં અનુદ્યૂતપર્વમાં અધ્યાય ૭૬ મો સમાપ્ત**

# અધ્યાય ૭૭ મો

## પાંડવોએ પ્રતિજ્ઞા લેવી

॥ वैशंपायन उवाच ॥

ततः पराजिताः पार्था वनवासाय दीक्षिताः ।
अजिनान्युत्तरीयाणि जगृहुश्च यथाक्रमम् ॥ १ ॥

**વૈશંપાયન બોલ્યાઃ**—હે જનમેજય! આમ જુગારમાં હારેલા પૃથાપુત્રોએ વનવાસની દીક્ષા લીધી અને યથાક્રમે કાળાં મૃગચર્મો ને ઉત્તરીયો ધારણ કર્યાં.[૧] રાજ્ય હારી ગયેલા અને મૃગચર્મોમાં ઢંકાયેલા તે શત્રુઓનું દમન કરનારાઓને વનવાસ માટે નીકળેલા જોઈને દુઃશાસન આ પ્રમાણે બોલ્યોઃ[૨] 'હવે મહાત્મા દુર્યોધનરાજનું શાસનચક્ર પ્રવર્ત્યું છે. પરાજિત પાંડવો મહાવિપત્તિને પામ્યા છે.[૩] આજે સર્વ જનસંકીર્ણ એવા માર્ગોએથી દેવો અમારી તરફ પધાર્યા છે. અર્થાત્ અનુકૂળ થાય છે. કેમકે ગુણમાં જ્યેષ્ઠ અને વયમાં શ્રેષ્ઠ એવા અમે શત્રુઓથી ચડિયાતા થયા છીએ.[૪] અમે પાંડવોને લાંબા સમય માટે અનન્ત કાલના નરકમાં ગબડાવી દીધા છે. તેઓ સુખ અને રાજ્યથી રહિત થયા છે અને વર્ષોનાં વર્ષો માટે વિનાશ પામ્યા છે.[૫] જે પાંડવો ધનમાં છકી જઇને ધૃતરાષ્ટ્રપુત્રોની હાંસી કરતા હતા, તે હવે હાર પામીને, ધન ખોઇને, વનમાં જાય છે.[૬] એમનાં ચિત્રવિચિત્ર કવચોને અને દિવ્ય તથા પ્રકાશનંતાં વસ્ત્રોને ઉતારી નાખો. સુબલપુત્ર શકુનિ સાથે જુગારમાં તેઓ સંમત થયા છે, તે પ્રમાણે તેમને રુરુમૃગનાં ચર્મો પહેરાવો.[૭] જે પાંડવો પોતાને માટે સદૈવ એમ માનતા હતા કે, આ લોકમાં તેમના જેવા પુરુષો જ નથી, તેઓ આજે અહીં સમયનો પલટો થતાં પોતાને પંઢતલની જેમ અફળ જાણશે.[૮] જુઓ, રુરુમૃગનાં જે ચર્મવસ્ત્રો આવા મહાત્માઓ યજ્ઞની દીક્ષા વખતે ધારણ કરે છે, તે આ યજ્ઞદીક્ષા ન પામેલા આ

બળવાન પાંડવો આજે ધારણ કરી રહ્યા છે![9] મહાબુદ્ધિમાન સોમકપુત્ર યજ્ઞસેને પોતાની પુત્રી પાંચાલીને પાંડવોને આપીને કશું સારું કર્યું નથી. કારણ કે યાજ્ઞસેનીના પતિ પૃથાપુત્રો નપુંસક છે.[10] હે યાજ્ઞસેની! હલકાં વસ્ત્રો પહેરનારા, મૃગચર્મનાં ઉત્તરીય ધારનારા, પ્રતિષ્ઠા વિનાના અને નિર્ધન એવા આ પાંડવોને અરણ્યમાં જોઇને તને શો પ્રેમ ઉપજવાનો છે? તું અહીં જ કોઈ બીજા મનગમતા પતિને વરી લે.[11] જો આ અહીં સર્વ કુરુઓ ભેગા મળ્યા છે. તેઓ ક્ષમાવાન, જિતેન્દ્રિય અને સારી ધનસંપત્તિવાળા છે. એમનામાંથી એકને તું પતિ તરીક પસંદ કરી લે. એટલે, આ સમયપલટો તને કલેશ નહિ આપે.[12] જેમ પંઢતલ અફળ છે, જેમ ચામડાનો મૃગ અફળ છે અને જેમ ધાનનાં ફૂસકાં અફળ છે, તેમ સર્વ પાંડવો પણ નિષ્ફળ છે.[13] જેમ પંઢતલને ઉછેરવાનો શ્રમ ફોગટ જાય છે તેમ આ પતિત પાંડવોની ઉપાસના કરીને તું શું ફલ પામવાની છે?' ધૃતરાષ્ટ્રપુત્ર ક્રૂર દુઃશાસને પાંડવોને આવાં કઠોર વચન સંભળાવ્યાં. તે સાંભળીને મહાક્રોધી ભીમસેને મોટા ઘાંટા પાડી તેને તુચ્છકારી નાખ્યો. હિમાલયનો સિંહ જેમ શિયાળ પાસે પહોંચી જાય, તેમ તે ઝપાટાભેર તેની પાસે પહોંચ્યો અને પોતાના રોષને અંકુશમાં લાવી તેને આ પ્રમાણે કહેવા લાગ્યો:[14,15]

**ભીમસેન બોલ્યો:**–અલ્યા! તું પાપીમનુષ્યના જેવું આવું ક્રૂર અને મિથ્યા ભાષણ કરે છે. શકુનિની કપટવિદ્યાના આશ્રયથી વિજય મેળવીને તું રાજાઓની વચમાં બડાશ મારે છે.[16] તું અહીં વાકયબાણોથી અમારા મર્મભાગોને વીંધી રહ્યો છે, પણ યુદ્ધમાં હું તારાં મર્મસ્થાનોને વીંધીને તને આનું સ્મરણ કરાવીશ.[17] એટલું જ નહિ પણ જેઓ ક્રોધ અને લોભને વશ થઇને તને અનુસરે છે અને તારું રખવાળું કરે છે, તે સૌને હું સપરિવાર યમલોકમાં પહોંચાડનાર છું.[18]

**વૈશંપાયન બોલ્યાઃ**–મૃગચર્મને ધારણ કરનારા અને ધર્મને કારણે રૂંધાઈ ગયેલા માર્ગવાળા તે ભીમસેને આ પ્રમાણે કહ્યું; ત્યારે લજ્જારહિત દુઃશાસન નાચવા મંડયો અને કુરુઓની વચ્ચે તેને 'એ ગાય! એ ગાય!' એમ કહેવા લાગ્યો.[19]

**ભીમસેન બોલ્યો:**–હે ક્રૂર દુઃશાસન! તું કઠોર વચન કેમ બોલી શકે છે? કપટથી ધન મેળવીને કયો મનુષ્ય વડાઈ હાંકવા યોગ્ય ગણાય?[20] આ સંગ્રામમાં જો હું તારી છાતી ચીરીને લોહી પીઉં નહિ, તો પુણ્યલોકોને પ્રાપ્ત ન થાઉં. આ હું તને સાચું જ કહી રાખું છું કે, રણમાં સર્વ ધનુર્ધારીઓની સમક્ષ ધૃતરાષ્ટ્રપુત્રોને હણીને જ હું શાંતિ પામીશ.[21,22]

**વૈશંપાયન બોલ્યા:**–તે પછી પાંડવો જ્યારે સભામાંથી બહાર જવા લાગ્યા, ત્યારે મૂરખ રાજા દુર્યોધન પોતે રમતમાં અને હર્ષમાં સિંહના જેવી ગતિવાળા ભીમસેનની ચાલ ચાલી ચાળા પાડવા લાગ્યો.[23] એટલે વૃકોદરે પોતાની અરધી કાયાને વાળીને તેને કહ્યું: 'આટલાથી આ કર્યું પૂરું થયું છે એમ સમજીશ નહિ. હે મૂઢ! ટૂંક વખતમાં હું તને સપરિવાર મારી નાખીશ, ત્યારે તને આ બધું સંભારી આપીને તારા પરિહાસનો સામો જવાબ આપીશ.'[24] આમ પોતાનું અપમાન થયેલું જોઇને તે માની અને બળવાન ભીમે પોતાના રોષને મનમાં દબાવ્યો અને યુધિષ્ઠિરરાજની પાછળ તેણે જતાં જતાં કુરુઓની સભામાં આ વચન કાઢયાં.[25]

**ભીમસેન બોલ્યો:**–હું દુર્યોધનને હણીશ અને ધનંજય કર્ણને હણશે, ત્યારે પાસામાં કપટી એ શકુનિને સહદેવ મારશે.[26] આ સભાની મધ્યમાં ફરીને હું આ મોટી વાત ઉચ્ચારું છું કે, જ્યારે અમારું યુદ્ધ થશે ત્યારે દેવો આ વાતને સત્ય ઠરાવશે.[27] યુદ્ધમાં આ પાપી દુર્યોધનને હું

ગદાથી મારી નાખીશ અને એના માથાને ભોંયમાં પગથી ચાંપી ધાલીશ.[૨૮] બોલવામાં શૂરાતન રાખનારા અને દુષ્ટ મનવાળા આ ક્રૂર દુઃશાસનનું હું સિંહની જેમ લોહી પીશ.[૨૯]

**અર્જુન બોલ્યોઃ**—હે ભીમ ! સજ્જનોનો નિર્ણય કંઈ આમ વાણીથી જણાતો નથી. એ તો આજથી ચૌદમે વર્ષે જ થશે તે બધા જોશે.[૩૦]

**ભીમસેન બોલ્યોઃ**—દુર્યોધન, કર્ણ, દુરાત્મા શકુનિ અને દુઃશાસન એ ચારેના રુધિરનું આ ભૂમિપાન કરશે જ.[૩૧]

**અર્જુન બોલ્યોઃ**—હે ભીમસેન! ઈર્ષ્યા કરનારા, અવળું જોનારા, ખોટી સલાહ આપનારા અને વડાઈ હાંકનારા એ કર્ણને હું તમારી આજ્ઞાથી રણમાં મારી નાખીશ.[૩૨] ભીમસેનનું પ્રિય કરવાની ઇચ્છાથી આ અર્જુન પ્રતિજ્ઞા લે છે કે, હું બાણો વડે કર્ણને તેમજ તેના અનુચરોને રણમાં હણી નાખીશ.[૩૩] જે બીજા રાજાઓ બુદ્ધિનો ભ્રમ સેવી મારી સાથે યુદ્ધ કરશે, તે સર્વને હું બાણો વડે યમરાજને મંદિરે પહોંચાડીશ.[૩૪] મારી પ્રતિજ્ઞાનું સત્ય ડગી જાય, તો તો હિમાલય હાલી ઊઠે, સૂર્ય તેજોહીન થાય અને ચંદ્ર પોતાની શીતળતા પરવારી જાય. આજથી ચૌદમે વર્ષે દુર્યોધન સત્કારપૂર્વક અમારું રાજ્ય પાછું નહિ આપે તો સાચે જ આ પ્રમાણે થશે.[૩૫,૩૬]

**વૈશંપાયન બોલ્યાઃ**—પૃથાનંદન અર્જુને આ પ્રમાણે કહ્યું, ત્યારે માદ્રવતીના શ્રીમાન અને પ્રતાપી પુત્ર સહદેવે પોતાનો વિશાળ હાથ ઉપાડ્યો.[૩૭] નાગની જેમ ફૂંફાડા મારતાં અને ક્રોધથી લાલચોળ આંખવાળા થયેલા તેણે શકુનિના વધની ઇચ્છાથી આ વચન કહ્યું.[૩૮]

**સહદેવ બોલ્યોઃ**—ગાંધારોના યશને હણનારા અલ્યા મૂર્ખ ! તું જેમને પાસાઓ માને છે, તે પાસાઓ નથી. એ તો યુદ્ધમાં તેં વહોરી લીધેલાં તીક્ષ્ણ બાણો છે.[૩૯] ભીમે તને અને તારા બાંધવોને ઉદ્દેશીને જે કહ્યું છે, તે પ્રમાણે હું તે કામ કરીશ જ; તો તું બધાં કાર્યોથી પરવારી જા.[૪૦] હે સુબલપુત્ર! તું ક્ષત્રિયધર્મ અનુસાર યુદ્ધમાં ઊભો રહીશ, તો રણમાં હું તને તારા બાંધવો સહિત શીઘ્ર હણી નાખીશ.[૪૧] હે પૃથ્વીપતિ ! સહદેવનું વચન સાંભળીને, નરોમાં અતિશય દેખાવડા નકુલે પણ આ વચન કહ્યું.[૪૨]

**નકુલ બોલ્યોઃ**—યજ્ઞસેનની આ પુત્રીને દુર્યોધનના પ્રિયમાં રહેનારા જે ધૃતરાષ્ટ્રપુત્રોએ કડવી કઠોર વાણી સંભળાવી છે, તે દુરાચારી, મરણ માગી રહેલા અને સમયના દોરવાયેલા ધાર્તરાષ્ટ્રોને હું અનેક રીતે યમદ્વારે પહોંચાડીશ. દ્રૌપદીની દશાને સંભારી રાખતો હું ધર્મરાજની આજ્ઞાથી આ પૃથ્વીને પલકવારમાં ધાર્તરાષ્ટ્રો વિનાની કરી દઈશ.[૪૩,૪૫]

**વૈશંપાયન બોલ્યાઃ**—વિશાલ બાહુવાળા તે સર્વ પુરુષસિંહો આમ અનેક પ્રતિજ્ઞાઓ કરીને ધૃતરાષ્ટ્ર પાસે ગયા.[૪૬]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અનુદ્યૂતપર્વમાં 'પાંડવપ્રતિજ્ઞાકરણ' નામનો અધ્યાય ૭૭ મો સમાપ્ત**

# અધ્યાય ૭૮ મો

## પાંડવોનું વનપ્રસ્થાન

॥ युधिष्ठिर उवाच ॥

आमंत्रयामि भरतांस्तथा वृद्धं पितामहम् ।
राजानं सोमदत्तं च महाराजं च बाल्हिकम् ॥१

**યુધિષ્ઠિર બોલ્યાઃ**—ભરતવંશીઓને, વૃદ્ધ પિતામહને, રાજા સોમદત્તને, બાહ્લીક મહારાજને, દ્રોણાચાર્યને, કૃપાચાર્યને, બીજા રાજાઓને, અશ્વત્થામાને, વિદુરને, ધૃતરાષ્ટ્રને, સર્વ ધૃતરાષ્ટ્રપુત્રોને, યુયુત્સુને, સંજયને અને અન્ય સભાસદોને હું પ્રણામ કરું છું. તે સર્વની રજા લઈને હું જાઉં છું. પાછો આવી તમારાં સર્વનાં હું દર્શન પામીશ.[૧-૩]

**વૈશંપાયન બોલ્યાઃ**—તે સર્વ શરમને

લીધે લેવાઈ ગયા હતા, એટલે તેમણે યુધિષ્ઠિરને કશું જ કહ્યું નહિ, માત્ર મનથી તેમણે તે ધીમાનનું કલ્યાણ ચિંતવ્યું.[૪]

**વિદુર બોલ્યાઃ**–હે પૃથાનંદનો ! કુલવાન રાજપુત્રી પૃથા શરીરે કોમળ છે, વયમાં વૃદ્ધ છે અને નિત્ય સુખ ભોગવવા યોગ્ય છે. તેને અરણ્યમાં જવું ઘટે નહિ. એ કલ્યાણી મારા ઘરમાં આદરપૂર્વક રહેશે એમ તમે જાણો. તમારું પૂરું કલ્યાણ હો.[૫,૬] વિદુરે આ પ્રમાણે કહ્યું, ત્યારે તે સર્વ પાંડવો બોલ્યાઃ 'હે નિષ્પાપ! તમે અમને કહો છો તેમ જ થાઓ. તમે અમારા કાકા છો અને પિતાતુલ્ય છો અમે તમારે શરણે છીએ.[૭] હે વિદ્વાન! તમે આજ્ઞા આપશો તેમ અમે કરીશું; કેમકે તમે અમારા પરમગુરુ છો. હે મહામતિ! બીજું જે કંઈ અમારે કરવા યોગ્ય હોય તે તમે કહો.[૮]

**વિદુર બોલ્યાઃ**–હે યુધિષ્ઠિર! હે ભરતશ્રેષ્ઠ! મારી આ વાત સારી રીતે સમજી લેજે. જે મનુષ્ય અધર્મથી જિતાયો હોય છે, તેને પોતાના પરાજય વિશે વ્યથા હોય નહિ.[૯] તું ધર્મને જાણે છે, અર્જુન રણમાં જીતનારો છે, ભીમસેન શત્રુઓનો સંહારક છે, નકુલ ધનસંગ્રહી છે, સહદેવ સંયમ રાખનારો છે, ધૌમ્ય બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે અને ધર્મચારિણી દ્રૌપદી ધર્મ તથા અર્થમાં કુશળ છે.[૧૦,૧૧] તમે સર્વ એકબીજાનાં પ્રિય છો, તેમ મધુર દર્શનવાળાં છો. તમે સર્વ સંતુષ્ટ છો અને શત્રુઓ તમારામાં ફૂટ પડાવી શકે એમ નથી. એટલે આ સંસારમાં તમારી સ્પૃહા કોણ ન રાખે? હે ભારત! તું આ જે મનની સમાનતા અને સ્થિરતા રાખે છે, તે સર્વ કલ્યાણરૂપ છે. શત્રુ ભલે ઇન્દ્રના જેવો હોય, તો પણ તે આની ટક્કર નહિ લઈ શકે.[૧૨,૧૩] પૂર્વે હિમાલય ઉપર મેરુ સાવર્ણિએ, વારણાવત નગરમાં કૃષ્ણ [illegible], ભૃગુતુંગમાં પરશુરામે અને દશદ્વતી ઉપર શંભુએ તને ઉપદેશ આપ્યો છે. વળી તેં અંજન પર્વત ઉપર મહર્ષિ અસિતનો ધર્મબોધ સાંભળ્યો છે.[૧૪,૧૫] કલ્માષીને તીરે બેઠેલા ભૃગુનું તું શિષ્યત્વ પામ્યો છે. તેં સદા નારદ મુનિનાં દર્શન કર્યાં છે. આ ધૌમ્ય તારા પુરોહિત છે.[૧૬] ઋષિઓએ સત્કારેલી તે બુદ્ધિનો તું પરલોકમાં પણ ત્યાગ કરીશ નહિ. હે પાંડવ! બુદ્ધિથી તેં ઇલાપુત્ર પુરુરવાને પણ જીત્યો છે. શક્તિથી તું અન્ય રાજાઓને જીતે છે. ધર્મોપાસનાથી તું ઋષિઓને જીતે છે. મનની દૃઢતામાં તું ઇન્દ્રને જીતી લે અને ક્રોધની ધારણામાં તું યમરાજથી પણ આગળ જા.[૧૭,૧૮] દાનમાં તું કુબેરને પાછળ પાડી દે અને સંયમમાં તું વરુણની ઉપર જા. તને જલમાંથી આત્માર્પણ, સૌમ્યતા અને સર્વને જીવન આપવાના ગુણો પ્રાપ્ત થાઓ.[૧૯] તને પૃથ્વીથી ક્ષમા, સૂર્યમંડલથી સમગ્ર તેજ, વાયુમાંથી બલ અને પ્રાણીઓથી આત્મસંપત્તિ મળો.[૨૦] તું નીરોગી રહે! તારું મંગલ થાઓ! હું તમને ફરી આવેલાને જોઈશ. હે યુધિષ્ઠિર! આપત્તિને સમયે તેમજ ધર્મ તથા અર્થની ભીડને પ્રસંગે અથવા સર્વ કાર્યો વિશે તું યથાયોગ્ય અને યથાકાલ કરજે. હે કુન્તીનંદન! હવે હું તને વિદાય આપું છું. હે ભારત! તારું કલ્યાણ થઓ.[૨૧,૨૨] અમે તને કૃતાર્થ અને કલ્યાણયુક્ત થઈ પાછો આવેલો જોઈશું. કારણ કે, તમે પૂર્વે કંઈ યે પાપ કર્યું હોય, એમ કોઈ જાણતા નથી.[૨૩]

**વૈશંપાયન બોલ્યાઃ**–વિદુરે આ પ્રમાણે કહ્યું ત્યારે સત્યપરાક્રમી યુધિષ્ઠિરે 'એમ જ હો' એમ કહ્યું. પછી ભીષ્મ પિતામહ અને દ્રોણગુરુને પ્રણામ કરીને યુધિષ્ઠિરે વનપ્રસ્થાન આદર્યું.[૨૪]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અનુદ્યૂતપર્વમાં 'યુધિષ્ઠિરવનપ્રસ્થાન' નામનો અધ્યાય ૭૮ મો સમાપ્ત**

---

# अध्याय ७९ मो

## કુંતીનો વિલાપ

॥ वैशंपायन उवाच ॥

तस्मिन् संप्रस्थिते कृष्णा पृथां प्राप्य यशस्विनीम् । अपृच्छद्‌भृशदुःखार्ता याश्चान्यास्तत्र योषितः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યાઃ–યુધિષ્ઠિરે ચાલવા માંડયું, એટલે કૃષ્ણા યશસ્વિની કુન્તી પાસે ગઈ. અત્યંત દુઃખાર્ત થયેલી તેણે પોતાની સાસુ પૃથાની તેમજ જે બીજી સ્ત્રીઓ હતી તેમની રજા માગી. યથાયોગ્ય રીતે વંદન અને આલિંગન કરીને તેણે ત્યાંથી નીકળવાનો નિશ્ચય જણાવ્યો, એટલે પાંડવોના અંતઃપુરમાં ભારે કોલાહલ થઈ રહ્યો.[૧,૨] દ્રૌપદીને જતી જોઇને કુન્તી અત્યંત સંતાપ પામી અને શોકથી વિહ્‌વલ થયેલી વાણીમાં જેમતેમ કરીને તેને આ વચન બોલીઃ 'વહુ–બેટા! આ મહાસંકટમાં આવ્યાથી તારે શોક કરવો નહિ. તું સ્ત્રીઓના ધર્મને જાણે છે. તું શીલવાન અને આચારવાળી છે.[૩,૪] હે સુમંગલહાસિની! તારા સ્વામીઓ સંબંધમાં હું તને શો ઉપદેશ આપી શકું? તું સાધ્વી છે, ગુણવતી છે અને પિયર તથા સાસરું એમ બંને કુળોને તેં શોભાવ્યાં છે.[૫] હે નિષ્પાપ! આ કુરુઓનું ભાગ્ય પહોંચે છે કે, તેં તેમને બાળી મૂક્યા નથી. તારો માર્ગ નિર્વિઘ્ન હો. તું મારો માતાનો વાત્સલ્ય ગુણ ધારણ કરીને નિર્વિઘ્ને વનમાર્ગે જા.[૬] ભાવિનાં કાર્યોમાં સતી સ્ત્રીઓને ગભરાટ થતો નથી. તું ગુરુજનોના ધર્મથી રક્ષાયેલી છે અને તને શીઘ્ર કલ્યાણ પ્રાપ્ત થશે.[૭] વનમાં વસતા મારા પુત્ર સહદેવની તું સદૈવ સંભાળ રાખજે. એટલે એ મહાબુદ્ધિમાન આ વિપત્તિમાં આવ્યાથી દુઃખ પામે નહિ.[૮] આ સાંભળીને આંસુવહેતી આંખોવાળી, લોહીટપક્યા એક વસ્ત્રવાળી અને છૂટા કેશવાળી તે દેવી દ્રૌપદી 'સારું હું એમ કરીશ' એવું કહીને બહાર નીકળી.[૯] એ રોતી જતી દ્રૌપદીની પાછળ પૃથાએ પણ દુઃખપૂર્વક ચાલવા માંડયું. તેણે ત્યાં વસ્ત્રાભૂષણ વિનાના, રુરુમૃગનાં ચર્મ વીંટેલા, લજ્જાથી કંઇક શિર નમાવેલા, ખુશી થતા શત્રુઓથી ઘેરાયેલા અને મિત્રજનોના શોકપાત્ર થયેલા પોતાના સર્વ પુત્રોને જોયા.[૧૦,૧૧] સર્વ પુત્રોને આવી દશામાં આવી પડેલા જોઈને, તે અતિ વાત્સલ્યભાવવાળી માતા તેમની પાસે ગઈ અને તેમને ભેટતાં ભેટતાં અનેક પ્રકારના વિલાપ કરીને આ પ્રમાણે કહેવા લાગી.[૧૨]

કુંતી બોલીઃ–સદ્ધર્મયુક્ત ચારિત્રવાળા, સદ્‌વૃત્તિમાં રહેવાવાળા, સ્થિતિથી શોભનારા, દઢ ભક્તિવાળા, દેવયજનમાં સદા પરાયણ એવા તમને ઉન્નત જનોને કયાંથી આવું સંકટ આવી પડયું?[૧૩] અરેરે! ભાગ્યનો આ પલટો ય કેવો છે! બુદ્ધિથી હું જોઉં છું–કોના ક્રોધના પાપે તમને આ આપત્તિ આવી પડી છે?[૧૪] અરે! એ મારા ભાગ્યનો જ દોષ હશે. કેમકે, તમે ઉત્તમ ગુણોથી યુક્ત હોવા છતાં મેં તમને અત્યંત દુઃખ અને વિપત્તિ ભોગવવાને જન્મ આપ્યો છે.[૧૫] વીર્ય, સત્ત્વ, બલ, ઉત્સાહ અને તેજથી ભરેલા તમે સંપત્તિ વિનાના દીન રહીને કેવી રીતે દુર્ગમ વનમાં વસશો?[૧૬] જો મને આ વનવાસ વિશે ચોકસ ખબર જ હોત, તો પાંડુરાજાના મૃત્યુ પામતાં હું શતશૃંગ ઉપરથી હસ્તિનાપુરમાં આવી જ ન હોત. હું માનું છું કે, તમારા તપસ્વી અને બુદ્ધિમાન પિતા ધન્ય છે. તેમણે તો પુત્ર સંબંધી સંતાપ નહિ પામતાં સ્વર્ગની ઇચ્છાને જ પ્રિય કરી છે.[૧૭,૧૮] પરમગતિને પામેલી, અતીન્દ્રિય જ્ઞાનવાળી, ધર્મને જાણનારી અને કલ્યાણમયી તે માદ્રીને પણ હું સર્વથા ધન્ય માનું છું.[૧૯] તેણે રતિ, મતિ અને ગતિમાં મારી સાથે સ્પર્ધા કરી છે. મહાકલેશ ભોગવનારી એવી

મને અને જીવિતમાં રહેલી મારી પ્રીતિને ધિક્કાર હો.[20] હે પુત્રો! જેમતેમ મળેલા, પ્રિય અને સજ્જન એવા તમને હું નહિ છોડું. હું પણ વનમાં ચાલીશ. હાય! કૃષ્ણા! તું પણ મને કેમ છોડી જાય છે?[21] પ્રાણીઓનાં જીવન અંતવાળાં છે, તો વિધાતાએ પ્રમાદ કરીને મારો અંત શા માટે નિર્મ્યો નહિ? એથી તો આયુષ્ય મને છોડતું નથી![22] હા કૃષ્ણ! હે દ્વારકાવાસી! હે બલરામના નાનાભાઈ! તમે ક્યાં છો? તમે મારું અને આ દુ:ખી નરોત્તમોનું કેમ રક્ષણ કરતા નથી?[23] આદિ અને અંતરહિત એવા તમારું જે લોકો ધ્યાન ધરે છે, તેમનું તમે રક્ષણ કરો છો—એ તમારું વચન કેમ વ્યર્થ થઈ પડ્યું છે?[24] સદ્ધર્મ, માહાત્મ્ય, યશ અને પરાક્રમવાળા તેઓ આ સંકટ ભોગવવાને યોગ્ય નથી. સાચે જ, એમના ઉપર દયા કરો.[25] ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય આદિ નીતિના તત્ત્વાર્થને જાણનારા કુલનાથો હોવા છતાં આ વિપત્તિ ક્યાંથી આવી?[26] હા પાંડુ! હા મહારાજ! તમે ક્યાં છો? શત્રુઓએ જૂગટામાં હરાવેલા આ તમારા સાધુ પુત્રોને તમે કેમ દેશનિકાલ થતા જોઈ રહ્યા છો?[27] અરે ઓ સહદેવ! તું પાછો ફર. સાચે જ તું મને મારા શરીરથી પણ વહાલો છે. ઓ માદ્રીપુત્ર! તું કુપુત્રની જેમ મને છોડી જઈશ નહિ.[28] તારા આ ભાઈઓ સત્યપ્રતિજ્ઞાવાળા હોય, તો ભલે તે જાય. તું તો અહીં મારું રક્ષણ કરવારૂપી ધર્મને જ સિદ્ધ કર.[29]

વૈશંપાયન બોલ્યા:—આમ વિલાપ કરી રહેલી કુંતીને આનંદ જેમનો ઊડી ગયો છે એવા પાંડવોએ પગે લાગી પ્રણામ કર્યા અને પછી તેઓ વન માટે ચાલવા લાગ્યા.[30] વિદુરે પણ તે દુ:ખી કુન્તીને વિવિધ વચનોથી આશ્વાસન આપ્યું. પછી અત્યંત દુ:ખ પામેલા તે વિદુર પોતે તેને ધીરેધીરે ઘેર લઈ ગયા.[31] ધૃતરાષ્ટ્રનાં[illegible] કૃષ્ણાના કેશ અને વસ્ત્ર ખેંચાયાં તથા તેણે વનગમન કર્યું; એ પૂરેપૂરી હકીકત સાંભળીને ધૃતરાષ્ટ્રપુત્રોની સર્વ સ્ત્રીઓ મોટા સ્વરથી રોવા લાગી અને કુરુઓ ઉપર ભારે નિન્દા વરસાવવા મંડી. ક્યાંય સુધી તેઓ પોતાનાં મુખકમલને હાથ ઉપર ટેકવીને ઘણા સમય સુધી વિચારમાં પડી ગઈ.[32,33] તે વખતે ધૃતરાષ્ટ્રરાજ પણ પોતાના પુત્રોના અન્યાયને વિચારીને હૃદયમાં ઉદ્વેગ પામ્યા અને તેમને શાંતિ પ્રાપ્ત થઈ નહિ.[34] શોકથી વ્યાકુલ ચિત્તવાળા અને અનેક વિચારોમાં પડેલા તે ધૃતરાષ્ટ્રે વિદુરને દૂત દ્વારા કહાવ્યું: 'જલદી આવો.'[35] એટલે વિદુર ધૃતરાષ્ટ્રના ભવને ગયા. વ્યાકુલ ચિત્તવાળા રાજા ધૃતરાષ્ટ્રે તેમને આ પ્રમાણે પૂછ્યું.[36]

ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અનુદ્યૂતપર્વમાં "દ્રૌપદીકુન્તીસંવાદ" નામનો અધ્યાય ૭૯ મો સમાપ્ત

---

# અધ્યાય ૮૦ મો

## વિદુર, ધૃતરાષ્ટ્ર અને દ્રોણનાં વચન

॥ वैशंपायन उवाच ॥

तमागतमथोराजा विदुरं दीर्घदर्शनम् ।
साशंक इव पप्रच्छ धृतराष्ट्रोऽम्बिकासुतः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા:—હવે, આવી પહોંચેલા તે દીર્ઘદર્શી વિદુરને અંબિકાપુત્ર રાજા ધૃતરાષ્ટ્રે શંકાશીલ થઈને આ પૂછ્યું.[1]

ધૃતરાષ્ટ્ર બોલ્યો:—હે વિદુર! કુન્તીનંદન ધર્મરાજ યુધિષ્ઠિર, ભીમસેન, સવ્યસાચી અર્જુન તેમજ માદ્રીના પુત્રો નકુલ તથા સહદેવ—એ સર્વ પાંડવો ધૌમ્ય ઋષિ અને યશસ્વિની દ્રૌપદી એ બધાં કેવી રીતે વનમાં જઈ રહ્યાં છે? હું એ બધું સાંભળવા ઇચ્છું છું. તમે તેમની તમામ ચેષ્ટાઓ મને કહો.[2,3]

વિદુર બોલ્યા:—કુન્તીપુત્ર યુધિષ્ઠિર વસ્ત્રથી મુખ ઢાંકીને જાય છે, ભીમ પોતાના બે

વિશાલ હાથો જોતો જોતો જાય છે.[૪] અર્જુન રેતી ઉડાવતો ઉડાવતો યુધિષ્ઠિરરાજાને અનુસરે છે. માદ્રીનંદન સહદેવ મુખને લપેટા લગાવીને ચાલે છે.[૫] લોકમાં અત્યંત દેખાવડો નકુલ સર્વાંગે ધૂળ ચોળીને વિહ્વલ ચિત્તે રાજાને અનુસરી રહ્યો છે.[૬] વિશાલ નયનવાળી અને સુંદર દર્શનવાળી કૃષ્ણા પોતાના મુખને વાળોથી ઢાંકીને રોતી રોતી રાજાની પાછળ પાછળ ચાલી રહી છે.[૭] હે પૃથ્વીનાથ! ધૌમ્ય મુનિ હાથમાં દર્ભ લઈને યમદેવતાના ભયંકર સામમંત્રો ગાતા ગાતા માર્ગ ઉપર ચાલ્યા જાય છે.[૮]

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**–પાંડવો આમ વિવિધ રૂપો લઈને જાય છે, તો હે વિદુર! મને કહે તેઓ શા માટે આમ જઈ રહ્યા છે? [૯]

**વિદુર બોલ્યાઃ**–તમારા પુત્રોએ યુધિષ્ઠિરને છેતર્યા છે અને તેમને ધન અને રાજ્યથી ભ્રષ્ટ કર્યા છે, તો પણ ધીમાન ધર્મરાજની બુદ્ધિ ધર્મમાંથી ડગતી નથી.[૧૦] હે ભારત! એ યુધિષ્ઠિરરાજ ધૃતરાષ્ટ્રપુત્રોને વિશે સદૈવ દયાવાન છે. તેમને છળકપટથી રાજ્યભ્રષ્ટ કરવામાં આવ્યા છે, તો પણ તે ક્રોધ કરીને પોતાની આંખોને ખોલતા નથી.[૧૧] ઘોર આંખે જોઈને હું માણસોને ન જ મારું એમ વિચારીને તે પાંડવરાજ પોતાનું મોં ઢાંકીને ત્યાંથી ચાલ્યા જાય છે. હવે ભીમ જે રીતે ચાલે છે તે વિશે હું કહું છું, તે સાંભળો.[૧૨] હે ભરતોત્તમ! બાહુબલમાં કોઈ મારી બરોબરીનો નથી, એમ વિચારતો તે ભીમસેન પોતાના બાહુઓને વિશાલ કરીને ચાલ્યા કરે છે.[૧૩] આથી, હે રાજન્! ભુજબલના મદથી ભરેલો અને શત્રુઓને વિશે પોતાની બાહુશક્તિને અનુરૂપ કર્મ કરવાની ઇચ્છા રાખતો તે પોતાના હાથોને જોયા કરે છે.[૧૪] તે વખતે યુદ્ધમાં સવ્યસાચી કેવી બાણધારા પાડશે, એ બતાવતો હોય તેમ કુન્તીનંદન અર્જુન રેતીના કણ ઉરાડતો ઉરાડતો યુધિષ્ઠિરની પાછળ જઈ રહ્યો છે.[૧૫] હે ભારત! જેમ અત્યારે રેતીના કણ છૂટે છૂટા ઊડી રહ્યા છે, તેમ ત્યારે શત્રુઓ ઉપર એ અર્જુન અસંખ્ય શરોની વૃષ્ટિ છૂટી મૂકશે.[૧૬] હે ભારત! આજે મને કોઈ ઓળખી ન જાય, એ ધારણાએ સહદેવ પોતાના મુખને લપેટા લગાવીને ચાલી રહ્યો છે.[૧૭] હે પ્રભુ! 'હું રસ્તે રખેને સ્ત્રીઓનાં મનને આકર્ષી લઉં!' એ વિચારે નકુલ પોતાના આખા શરીરે ધૂળ ચોપડીને ચાલે છે.[૧૮] એક વસ્ત્ર પહેરેલી, કલ્પાંત કરતી, છૂટા કેશવાળી, અટકાવમાં આવેલી અને લોહી ટપકયા લૂગડાવાળી દ્રૌપદી આ વચન બોલી હતી.[૧૯] જેમને કારણે હું આજે આ દશામાં આવી છું, તેમની સ્ત્રીઓ આજથી ચૌદમે વર્ષે રંડાપો પામશે, તેમના પુત્રો, બંધુજનો અને પ્રિયજનો એ સર્વ મરણ પામશે.[૨૦] ખૂબ લોહીથી ખરડાયેલાં અંગોવાળી, વીખરાયેલા વાળોવાળી અને રજસ્વલા થયેલી તે સ્ત્રીઓ પોતાના પતિઓને દાહાંજલિ આપીને આ રીતે રોતી રોતી હસ્તિનાપુરમાં પ્રવેશ કરશે. હે ભારત! ધીર ધૌમ્ય પુરોહિત નૈઋત્ય તરફ દર્ભ રાખીને યમદૈવત્ય સામમંત્રો ગાતા ગાતા આગળ ચાલી રહ્યા છે. રણસંગ્રામોમાં ભરતવંશીઓ માર્યા જશે, ત્યારે કુરુઓના ગુરુઓ આ રીતે સામમંત્રો ગાશે, એમ કહેતા કહેતા ધૌમ્ય આગળ ચાલે છે. વળી, દુઃખથી અત્યંત પીડાયેલા નગરજનો વારંવાર આવું કલ્પાંત કરે છે કે, 'અરેરે! આ જુઓ તો ખરા! આપણા અધિપતિઓ વનમાં જઈ રહ્યા છે! કુરુકુલના વૃદ્ધજનોનાં મૂર્ખના જેવાં કાર્યને ધિક્કાર હો. કેમકે, તેઓ લોભ વડે પાંડુના વારસોને રાજ્યમાંથી બહાર કાઢી રહ્યા છે. પાંડુનંદનોથી વિખૂટા પડેલા આપણે સર્વ અનાથ થયા છીએ. લોભિયા અને દુરાચારી કૌરવોને વિશે આપણને ક્યાંથી પ્રીતિ રહે?[૨૧–૨૬] આ પ્રમાણે મનસ્વી કુન્તીનંદનો પોતાના મનનિર્ધારને ચિહ્ન અને આકારોથી પ્રગટ કરતા

કરતા વન તરફ ગયા.[૨૭] આમ, તે નરશ્રેષ્ઠો હસ્તિનાપુરથી બહાર નીકળ્યા, ત્યારે વાદળ વિના વીજળીઓ ચમકવા લાગી અને પૃથ્વી કંપવા માંડી.[૨૮] હે પૃથ્વીપતિ! તે વખતે વિનાયોગે રાહુએ સૂર્યને ગ્રસી લીધો અને નગરની ડાબી બાજુએ થઈને ઉલ્કાઓ વીંખાઈને પડવા લાગી. ગીધ, શિયાળ અને કાગડા આદિ માંસાહારી પક્ષીઓ દેવસ્થાનોમાં, ચૈત્યોમાં, કોટકિલ્લાઓ ઉપર અને અટારીઓ ઉપર બોલવા લાગ્યાં.[૨૯,૩૦] હે રાજન્! આ રીતે તમારી દુષ્ટ મંત્રણાને લીધે ભરતવંશીઓના અનિવાર્ય વિનાશને માટે આ મહાન ઉત્પાતો પ્રકટ થયા.[૩૧]

**વૈશંપાયન બોલ્યાઃ**–હે પૃથ્વીપતિ! રાજા ધૃતરાષ્ટ્ર અને ધીમાન વિદુર આ પ્રમાણે વાતકરી રહ્યા હતા, ત્યારે મહર્ષિઓથી ઘેરાયેલા નારદ મુનિ સભાની વચ્ચે આવીને ઊભા અને આ ભયંકર વચન બોલ્યાઃ[૩૨,૩૩] 'દુર્યોધનના અપરાધને લીધે અને ભીમ તથા અર્જુનના બળ વડે આજથી ચૌદમા વર્ષે અહીં કૌરવો વિનાશ પામશે.[૩૪] આમ કહીને, સુવિપુલ બ્રહ્મતેજને શોભાવનારા તે દેવર્ષિશ્રેષ્ઠ આકાશમાં ચડી તરત જ અંતર્ધાન થઈ ગયા.[૩૫] પછી દુર્યોધન, કર્ણ, તેમજ સુબલપુત્ર શકુનિએ દ્રોણાચાર્યને પોતાના પરમાશ્રય માન્યા અને તેમને પોતાનું સમગ્ર રાજ્ય અર્પણ કરી દીધું.[૩૬] એટલે આચાર્ય દ્રોણે ક્રોધી દુર્યોધનને, દુઃશાસનને, કર્ણને અને સર્વ ભરતવંશીઓને આ પ્રમાણે કહ્યું:[૩૭] 'બ્રાહ્મણો દેવપુત્ર પાંડવોને અવધ્ય કહે છે. છતાં, રાજસમૂહ સહિત મારે શરણે આવેલા ધૃતરાષ્ટ્રપુત્રોને હું યથાશક્તિ વર્તીને સર્વાત્મભાવે ભક્તિપૂર્વક અનુસરીશ, હું તેમને છોડી દેવાની હામ કરીશ નહિ. કેમકે દૈવ જ વિશેષ બલવાન છે. હારેલા પાંડુપુત્રો ધર્મપૂર્વક વનમાં જાય છે. એ પાંડવો બાર વર્ષ વનમાં વસશે અને ત્યાં બ્રહ્મચર્ય આચરશે. પછી ક્રોધ તથા રોષને વશ થઇને એ પાંડવો વેરનો બદલો લેશે. એ વેર મહાન દુઃખદાયી થશે.[૩૮-૪૧] હે રાજન્! મિત્રયુદ્ધમાં મેં રાજા દ્રુપદને ભ્રષ્ટ કર્યો હતો. હે ભારત! એ રાજાએ મારો વધ કરે એવો પુત્ર મેળવવા યજ્ઞ કર્યો હતો. યાજ ઉપયાજના તપ વડે તે દ્રુપદ અગ્નિ પાસેથી ધૃષ્ટદ્યુમ્ન પુત્રને અને વેદીની મધ્યમાંથી સુમધ્યમા દ્રૌપદી પુત્રીને પામ્યો છે.[૪૩] ધૃષ્ટદ્યુમ્ન તો સંબંધ વડે પૃથાપુત્રોનો સાળો મનાયો છે. તે સદૈવ પાંડવોના હિતમાં પરાયણ છે. આથી મને ભય ઉત્પન્ન થયો છે.[૪૪] તે અગ્નિની જ્વાલાના જેવા વર્ણવાળો છે, તે દેવે દીધેલો છે અને તે કવચમંડિત, બાણયુક્ત અને ચાપધારી છે. હું મરણધર્મને અધીન છું; તેથી આજે મને એનો મહાભય લાગે છે.[૪૫] શત્રુઓના વીરોને હણનારો એ પૃષતપુત્ર પાંડવોના પક્ષમાં ગયો છે. હે કૌરવો! જે યુવાન અર્જુન રથીઓ અને અતિરથીઓથી ગણનામાં મુખ્ય ગણાય છે, તેની સાથે મારે જો સંગ્રામમાં જીવ સટોસટનો ભેટો થાય, તો સંસારમાં એથી અધિક બીજું કયું પરમદુઃખ હોઈ શકે? [૪૬,૪૭] ધૃષ્ટદ્યુમ્ન દ્રોણનો કાળ છે, એવું સુપ્રસિદ્ધ વચન છે. મારા વધને માટે પ્રસિદ્ધ થયેલો એ ધૃષ્ટદ્યુમ્ન લોકમાં પણ અતિ ખ્યાતિ પામ્યો છે. તો આ ઉત્તમ કાળ સાગે જ તમારા લીધે જ આવી ઊભો છે. તમે શીઘ્ર કલ્યાણનો પ્રયત્ન કરો. એ પાંડવોને વનમાં મોકલ્યા તેથી કાંઈ તમારું કલ્યાણ થઈ ગયું નથી. એ તો બે ઘડીનું સુખ છે. માનો એ હેમન્તઋતુના તાડની છાયા છે. તમે મોટા મોટા યજ્ઞોથી યજન કરો, ભોગો ભોગવો અને દાન આપો.[૪૮-૫૦] આજથી ચૌદમે વર્ષે તમે મહાવિનાશમાં પડશો.' દ્રોણનું આ પ્રકારનું વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર આ પ્રમાણે બોલ્યાઃ[૫૧] 'હે વિદુર! દ્રોણગુરુ બરાબર કહે છે. તમે પાંડવોને પાછા લઈ આવો.[૫૨] તે પાંડવો પાછા વળે નહિ તો તેઓ માનપૂર્વક જાય; એ પ્રિય

પુત્રો શસ્ત્રો, રથો, પાયદળો અને સર્વ ભોગ સામગ્રીઓ સાથે જાય તેવી ગોઠવણ કરો.

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અનુદ્યૂતપર્વમાં 'વિદુરધૃતરાષ્ટ્રદ્રોણવાક્ય' નામનો અધ્યાય ૮૦ મો સમાપ્ત**

# अध्याय ८१ मो

## ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ

॥ वैशंपायन उवाच ॥

**वनं गतेषु पार्थेषु निर्जितेषु दुरोदरे ।**
**धृतराष्ट्रं महाराज तदाचिन्ता समाविशत् ॥ १ ॥**

**વૈશંપાયન બોલ્યાઃ**—હે મહારાજ! દ્યૂતમાં હારીને પૃથાપુત્રો જ્યારે વનમાં ગયા, ત્યારે ધૃતરાષ્ટ્રને ચિન્તાએ ઘેરી લીધો.[૧] વિચારમાં બેસી રહેલા, નિસાસા નાખતા અને વ્યગ્ર થયેલા તે રાજા ધૃતરાષ્ટ્રને સંજયે આ પ્રમાણે કહ્યું.[૨]

**સંજય બોલ્યોઃ**—હે વસુધાનાથ! તમે ધનથી ભરેલી વસુંધરાને પામ્યા છો. તમે પાંડવોને રાજ્યબહાર કાઢ્યા છે; છતાં હજી પણ હે રાજન્! તમે શાનો શોક કરો છો?[૩]

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**—જેમને યુદ્ધવિશારદ, બલવાન અને મહારથી એવા પાંડવો સાથે વેર ઊભું થવાનું છે, તેમને શોક ન કરવા જેવું ક્યાંથી હોય?[૪]

**સંજય બોલ્યોઃ**—હે મહારાજ! તમારી જ એ બોલબાલા છે, કે આ મહાવેર ઊભું થયું છે. એથી લોકોનો સપરિવાર વિનાશ થશે.[૫] ભીષ્મ, દ્રોણ અને વિદુરે વાર્યા છતાં, તમારા નિષ્ઠુર અને બુદ્ધિહીન પુત્ર દુર્યોધને સૂતપુત્ર પ્રતિકામીને આમ કહીને મોકલ્યો હતો, 'તું પાંડવોની પ્રિય અને ધર્મચારિણી પત્ની દ્રૌપદીને અહીં લઈ આવ.'[૬,૭] દેવો જ મનુષ્યને પરાભવ અપાવવા ઇચ્છે છે, તેની બુદ્ધિને તેઓ હરી લે છે અને તે પુરુષ બધું અવળું જ જુએ છે.[૮] જ્યારે બુદ્ધિ કલુષિત થાય છે અને વિનાશ સામો આવીને ઊભો રહે છે, ત્યારે અન્યાય ન્યાય જેવો લાગે છે અને તે હૈયામાંથી ખસતો જ નથી. જેનો વિનાશ આવી લાગ્યો હોય છે, તેને અનર્થો અર્થરૂપે અને અર્થો અનર્થરૂપે ઊભા થાય છે, તે તેને સાચે જ ગમી જાય છે.[૯,૧૦] કાળ કંઈ દંડ ઉગામીને કોઇનું માથું ફોડતો નથી. આવું વિપરીત અર્થદર્શન જ કાળનું બલ છે. તપસ્વિની પાંચાલીને સભાની વચ્ચે ઘસડનારાઓએ આ ભયંકર અને રોમાંચક ગરબડાટ ઊભો કર્યો છે.[૧૧,૧૨] અયોનિજન્મા, રૂપવતી, અગ્નિકુલમાં જન્મેલી, યશસ્વિની અને સર્વ ધર્મોને જાણનારી તે દ્રૌપદીને એક ભૂંડા જુગારી સિવાય બીજું કોણ અપમાન આપીને સભાની વચ્ચે ઘસડી મંગાવે? ત્યાં સ્ત્રીધર્મમાં આવેલી, સુંદર કટીવાળી, લોહીથી ભીંજાયેલી અને એક વસ્ત્રવાળી તે પાંચાલીએ પાંડવોને ધનહીન, રાજ્યહીન, વસ્ત્રહીન, ઐશ્વર્યહીન, સર્વ કામનાઓથી વિહીન, દાસભાવને પામેલા, ધર્મપાશથી જકડાયેલા અને પરાક્રમમાં અશક્ત જેવા કરી મૂકેલા જોયા.[૧૩-૧૬] દુર્યોધન અને કર્ણે કુરુઓની તે સભામાં દુઃખને માટે અયોગ્ય એવી તે દુઃખી અને ક્રોધમાં આવેલી કૃષ્ણાને કટુ વચનો સંભળાવ્યાં.[૧૭] હે મહારાજ! આ બધું મને વિગ્રહને માટે પરિપૂર્ણ લાગે છે.

**ધૃતરાષ્ટ્ર બોલ્યોઃ**—એ કૃષ્ણાની દીન આંખડી પૃથ્વીને પણ ખાખ કરી દે એમ છે.[૧૮] હે સંજય! હવે મારા પુત્રોમાંથી કોઈ શેષ રહેશે ખરો કે? ધર્મિષ્ઠ અને રૂપ તથા યૌવન [illegible] શોભતી તે ધર્મરાજપત્ની કૃષ્ણાને ત્યાં [illegible] આણેલી જોઇને, ભરતવંશીઓની સર્વ [illegible] ગાંધારી સાથે મળીને ભયંકર કલ્પાંત [illegible] હતી.[૧૯,૨૦] દ્રૌપદીને ઘસડી લાવ[illegible] ત્યારે બ્રાહ્મણો કોપી ઊઠયા [illegible] સાયંકાળે અગ્નિહોત્રમાં હોમ કર[illegible]

તેઓ પ્રજાજનો સાથે મળીને નિત્ય શોક કરવા લાગ્યા. તે વખતે વિનાશકારી પ્રચંડ પવન ચાલ્યો હતો, વજ્રના ઘોર કડાકા થયા હતા, આકાશમાંથી ઉલ્કાઓ ખરી હતી, વગરયોગે રાહુએ સૂર્યને પકડ્યો હતો અને તેથી પ્રજાને મહાભીષણ ભય જન્મ્યો હતો.[૨૧-૨૩] વળી તે વખતે રથશાળાઓમાં આગે દેખાવ દીધો હતો અને ભરતવંશીઓનાં અકલ્યાણ માટે ધ્વજાઓના પણ ટુકડા થઈ ગયા હતા.[૨૪] ત્યારે દુર્યોધનની અગ્નિશાળામાં શિયાળવીઓ ભયંકર રીતે ભૂંકી હતી અને ગધેડાંઓએ સર્વ દિશાઓને ગજવી મૂકી હતી. હે સંજય! તે વખતે ભીષ્મ, કૃપાચાર્ય, સોમદત્ત અને ઉદારચિત્ત બાહ્લીક દ્રોણની સાથે ત્યાંથી ચાલ્યા ગયા હતા.[૨૫,૨૬] પછી વિદુરની પ્રેરણાથી મેં તે વખતે કૃષ્ણાને કહ્યું: 'હું તને તું ઇચ્છે તે વરદાન આપું છું,[૨૭] ત્યારે પાંચાલીએ પાંડવોનું દાસપણું છૂટે એવું વરદાન માગ્યું હતું. મેં પણ તેમને રથ અને ધનુષ્યો સાથે જવાની રજા આપી હતી.[૨૮] પછી સર્વ ધર્મોને જાણનારા અને મહાબુદ્ધિમાન તે વિદુર બોલ્યા: 'નક્કી ભરતવંશનો આ છેડો આવી ગયો છે; કેમકે, કૃષ્ણાને સભામાં ખેંચી લાવવામાં આવી છે.[૨૯] પાંચાલરાજની આ જે પુત્રી છે, તે અનુપમ લક્ષ્મીરૂપ છે. દેવે નિર્મિલી એ પાંચાલી પાંડવોને જ અનુસરે છે.[૩૦] તેને થયેલા ક્લેશને અસહનશીલ પાંડવો, મહાચાપધારી વૃષ્ણીઓ કે મહારથી પાંચાલો કોઈ સહન કરી લેશે નહિ.[૩૧] સત્યપ્રતિજ્ઞ શ્રીકૃષ્ણથી તેઓ રક્ષાયેલા છે; એટલે પાંચાલોથી વીંટળાયેલો અર્જુન ચડી આવશે અને તેમાં મહાધનુર્ધારી મહાબલવાન ભીમ દંડ હલાવતા યમરાજની જેમ ગદા ઘુમાવતો આવશે.[૩૨,૩૩] ત્યારે ધીમાન પાર્થ અર્જુનનો ગાંડીવ ટંકાર સાંભળીને તથા ભીમસેનની ગદાના વેગને જોઇને રાજાઓ તેને સહન કરવા સમર્થ થશે નહિ.[૩૪] આથી મને પૃથાનંદનો સાથે નિત્ય સંધિ કરવી ગમે છે; કદી વિગ્રહ કરવો ગમતો નથી. કારણ કે, હું પાંડવોને કુરુઓ કરતાં સદૈવ વિશેષ બલવાન માનું છું.[૩૫] મહાકાન્તિમાન રાજા જરાસંધ બલવાન હતો, તો પણ ભીમે હાથરૂપી હથિયાર વડે તેને યુદ્ધમાં મારી નાખ્યો હતો.[૩૬] હે ભરતોત્તમ! આથી પાંડવો સાથે તમારે સલાહસંપ જ રહો; તમે નિઃશંક રીતે બંને પક્ષોનું જે યોગ્ય હિત હોય તે કરો. હે મહારાજ! તમે આમ કરશો, તો તમને પરમકલ્યાણ પ્રાપ્ત થશે.[૩૭,૩૮] હે સંજય! વિદુરે આવાં ધર્મ અને અર્થથી યુક્ત વચનો કહ્યાં હતાં, તો પણ પુત્રનું હિત ઇચ્છનારા મેં વચનને કાને ધર્યાં નહિ.[૩૯]

**ઇતિશ્રી મહાભારતમાં સભાપર્વાન્તર્ગત અનુદ્યૂતપર્વમાં 'ધૃતરાષ્ટ્રસંજયસંવાદ' નામનો અધ્યાય ૮૧ મો સમાપ્ત**

## અનુદ્યૂતપર્વ સમાપ્ત+

+ज्ञात्वापि परमाहात्म्यं न खलः खलतां त्यजेत् ।
दृष्ट्वापि कृष्णमाहात्म्यं नैवाशाम्यत्सुयोधनः ॥

ખલ પુરુષ પારકાના માહાત્મ્યને જાણીને પણ પોતાની ખલતા છોડતો નથી, જેમ શ્રીકૃષ્ણના માહાત્મ્યને જોતાં પણ દુર્યોધન શાંત થયો નહિ.

सत्यं सतां महान्पाशो येन बद्धाः पदात्पदं ।
वंचिता अपिनोचेलुः समर्था अपि पांडवाः ॥

સત્ય એ સત્પુરુષોને મહાન બંધન-પાશ છે. જે પાશથી બંધાયલા પાંડવો સમર્થ હતા તથા ઠગાયા હતા તો પણ પોતાની સત્ય સ્થિતિથી એક પગલું પણ ચાલ્યા નહિ.

—गणेश

# सभापर्व समाप्त

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | વિ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૭ | ૧ | ૪ | પૂર્વસૂચિ | પર્વસૂચિ |
| ૨૦ | ૨ | ૪ | વસ્તુઓના | વસુઓના |
| ૪૯ | ૧ | ૨૩ | शास्त्रोलंघननो | शास्त्रोलंघनतो |
| ૪૯ | ૧ | ૩ | दारसत्तास्ज | दारसत्कस्य |
| ૫૫ | ૨ | ૨૭ | રાહ | રાહુ |
| ૫૮ | ૨ | ૩૪ | સરિત્પતિ | સરિત્પત્તિ |
| ૭૨ | ૨ | ૧૮ | करोज्ञवलः | करोज्ज्वलः |
| ૮૩ | ૨ | ૧૬ | કરીશ | હશે તે કરીશ |
| ૮૩ | ૨ | ૧૭ | હશે તે મારું | મારું |
| ૯૭ | ૨ | ૧૮ | શોકન | શૌનક |
| ૨૮ | ૧ | ૨૫ | પ્રણાણો | પ્રમાણો |
| ૩૧ | ૧ | ૨ | અને આકડા | આકડા અને |
| ૪૦ | | ૨૯ | અશ્વમેધ માણસો | માણસો |
| ૪૨ | | ૨૭ | પ્રાણયિની | પ્રણયિની |
| ૪૬ | ૧ | ૧૪ | સંજીવિની | સંજીવની |
| ૪૯ | ૧ | ૪ | समानृत | समावृत्त |
| ૪૯ | ૧ | ૬ | વૈશંપયાન | વૈશંપાયન |
| ૫ | ૨ | ૨૯ | એકાન્તમાં મારા | એકાન્તમાં |
| ૬ | ૧ | ૧૮ | તરા | તારા |
| ૬ | ૧ | ૧૪ | અપમાન | અપમાન કરશો મા. |
| ૭ | ૧ | ૧૩ | યત્ક રવ | યત્ન કરવા |
| ૧ | ૨ | ૧૭ | વગેરે ઘોડા | ઘોડા વગેરે |
| ૫ | ૨ | ૩૪ | પ્રાપ્તને કરી | પ્રાપ્ત કરીને |
| ૯ | ૨ | ૨૪ | માદ્રી વિજયા | વિજયા |
| ૧ | ૨ | ૨૦ | યશાસ્વિની | યશસ્વિની |
| ૮ | ૨ | ૩૪ | यशवो- | पशवो |
| ૨ | ૨ | ૧૮ | દંતુશળોથી | દંતુશળોથી |
| ૫ | ૨ | ૨૨ | मातामस्त्रा | मातामस्त्रा |
| ૭ | ૨ | ૨૧ | અપાવા | આપવા |
| ૮ | ૨ | ૩૪ | પ્રાણિગ્રહણ | પાણિગ્રહણ |
| ૧ | ૨ | ૩ | સુબલપુત્ર ! | સુબલપુત્રી ! |
| ૧ | ૧ | ૩૪ | ભરકુલમાં | ભરતકુલમા |
| ૧ | ૨ | ૧૧ | એટલે | એટલે ધર્મજ્ઞ |
| ૨ | ૧ | ૩૨ | સૌદારથી | સૌદાસથી |
| ૫ | ૨ | ૧૯ | મિત્રવરણ | મિત્રાવરણ |
| ૨ | ૧ | ૧૮ | આચરના | આચારના |
| ૪ | ૨ | ૬ | સહસ્ત્ર | દશસહસ્ર |
| ૬ | ૨ | ૧૦ | घक्त | वक्तु |
| ૨૩૮ | ૨ | ૧૨ | દિશઓમાં | દિશાઓમાં. |
| ૨૪૦ | ૨ | ૩૩ | કહેવના | કહેવાતાં |
| ૨૪૧ | ૨ | ૩૧ | હર્ષભેર | હરખભેર |
| ૨૪૬ | ૧ | ૧૬ | જિજ્ઞાસુ એ | એ |
| ૨૪૭ | ૨ | ૪ | श्चभारत | श्च भारत |
| ૨૫૨ | ૧ | ૨૦ | બ્રાહ્મણેએ | બ્રાહ્મણોએ |
| ૨૬૦ | ૧ | ૨૪ | માસ | માંસ |
| ૨૬૩ | ૨ | ૩૪ | લખી | ધખી |
| ૨૬૮ | ૧ | ૨૯ | વિનિયમ | વિનિમય |
| ૨૭૦ | ૧ | ૨૪ | મુર્ખ | મૂર્ખ |
| ૨૭૧ | ૨ | ૩૨ | દૈવેચ્છાશી | દૈવેચ્છાથી |
| ૨૮૬ | ૧ | ૨૩ | નર્માણ | નિર્માણ |
| ૨૯૩ | ૧ | ૨૮ | ભ્રૂકુટિને | ભ્રુકુટિને |
| ૨૯૪ | ૧ | ૧૯ | शैलराजं | शैलराज |
| ૨૯૫ | ૧ | ૧૬ | ऊर्ध्वँ | ऊर्ध्वं |
| ૨૯૯ | ૧ | ૨૨ | વાસુંધરા | વસુંધરા |
| ૨૯૯ | ૨ | ૧૩ | पतच्छ्रुत्वातु | पतच्छ्रुत्वा तु |
| ૩૦૧ | ૧ | ૩૩ | पुरुस्कृत्य | पुरस्कृत्य |
| ૩૦૨ | ૨ | ૬ | છેડી | છોડી |
| ૩૦૬ | ૨ | ૯ | મહોજ્જ્વલા | મહોજ્જ્વલા |
| ૩૧૨ | ૨ | ૮ | કલ્માષવાદ | કલ્માષપાદ |
| ૩૧૩ | ૨ | ૧૦ | મહાનુભવ | મહાનુભાવ |
| ૩૨૦ | ૧ | ૧૫ | पव मुक्तः | पवमुक्तः |
| ૩૨૦ | ૨ | ૧૧ | ઘટતો | ઘટતો |
| ૩૨૧ | ૧ | ૧૨ | ब्रह्मविदांवरे | ब्रह्मविदां वरे |
| ૩૨૧ | ૨ | ૩ | શાપતિ | શાપિત |
| ૩૩૧ | ૨ | ૨૫ | ધસડાના | ધસડતા |
| ૩૩૧ | ૧ | ૧૬ | સમાપ્તી | સમાપ્તિ |
| ૩૩૨ | ૨ | ૨૫ | याज्ञासेनी | याज्ञसेनी |
| ૩૩૫ | ૧ | ૧૬ | પ્રાર્થનો | પાર્થનો |
| ૩૪૨ | ૨ | ૩૦ | मगवन् | भगवांन् |
| ૩૪૨ | ૨ | ૩૮ | ભગવવાનનો | ભગવાનનો |
| ૩૪૫ | ૨ | ૧૦ | વધુ ! | વધૂ ! |
| ૩૪૬ | ૧ | ૩૬ | पित्रो रमावतः | पित्रोरमावतः |
| ૩૪૮ | ૨ | ૨૧ | આશ્રમ | આશ્રય. |
| ૩૫૧ | ૧ | ૧૭ | विदुरागवर्मन | विदुरागमन |
| ૩૫૨ | ૨ | ૯ | त्वमासि | त्वमसि |
| ૩૫૬ | ૧ | ૩૦ | લેઢાની | લોઢાની |

| પૃષ્ઠ | વિ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૩૬૦ | ૧ | ૧૯ | સાશનવાળા | શાસનવાળા |
| ૩૬૧ | ૧ | ૧૫ | મય | મન |
| ૩૬૬ | ૧ | ૧ | ભિક્ષાચરી | ભિક્ષાચારી |
| ૩૬૯ | ૧ | ૪ | થયો | થઇ |
| ૩૬૯ | ૨ | ૪ | भारतसत्तम | भरतसत्तम |
| ૩૭૨ | ૨ | ૨૪ | ઉજાપવે | ઉપજાવે |
| ૩૭૩ | ૨ | ૨૩ | અદયું | આદયું |
| ૩૭૪ | ૧ | ૨૦ | જનર્દન | જનાર્દન |
| ૩૮૦ | ૧ | ૨૩ | તશા | તથા |
| ૩૮૩ | ૧ | ૨૪ | ક્રોધથી | ક્રોધથી |
| ૩૯૮ | ૧ | ૨૬ | નિર્ણિત | નિર્ણીત |
| ૪૦૪ | ૧ | ૯ | સારાથિ | સારથિ |
| ૪૦૪ | ૧ | ૨૩ | જનાંદને | જનાર્દને |
| ૪૦૮ | ૧ | ૩૯ | सस्नह | सस्नेह |
| ૪૦૯ | ૧ | ૨૪ | °पार्जवेत् | °पार्जयेत् |
| ૪૦૯ | ૨ | ૩૨ | કહ્યા | કહી |
| ૪૦૯ | ૨ | ૩૭ | પ્રમાધીશના | પ્રામાધીશના |
| ૪૧૪ | ૨ | ૧૮ | પ્રાણામ | પ્રણામ |
| ૪૧૫ | ૧ | ૧૩ | સંયશ | સંશય |
| ૪૧૬ | ૧ | ૨૨ | ગ્રહરથી | ગૃહસ્થી |
| ૪૧૯ | ૨ | ૭ | ત્રિઓતસી | ત્રિસ્રોતસી |
| ૪૨૩ | ૧ | ૧૩ | તે | પિતૃઓ તે |
| ૪૨૫ | ૧ | ૨૭ | दानवॅद्रणे | दानवेंद्रेण |
| ૪૨૫ | ૧ | ૨૯ | ब्राह्मी | ब्राह्मी |
| ૪૨૫ | ૧ | ૩૦ | इत्युक्त्या | इत्युक्त्वा |
| ૪૨૯ | ૨ | ૧૯ | હંસની | હંસની |
| ૪૩૨ | ૨ | ૮ | પ્રસંશા | પ્રશંસા |
| ૪૩૩ | ૨ | ૨૬ | અકિંત | અંકિત |
| ૪૩૫ | ૨ | ૧૦ | कामरुपिणी | कामरूपिणी |
| ૪૩૬ | ૧ | ૨૭ | શીક્રૃષ્ણ | શ્રીકૃષ્ણ |
| ૪૩૬ | ૧ | ૩૩ | ઇત્યાથી | ઇત્યાદિથી |
| ૪૪૨ | ૧ | ૧૭ | પાગ્યા | પામ્યા |
| ૪૪૨ | ૨ | ૮ | બૃહદરથ | બૃહદ્રથ |
| ૪૪૨ | ૨ | ૧૨ | પૂરસેન | શૂરસેન |
| ૪૪૪ | ૧ | ૨૧ | સમગે | સમયે |
| ૪૪૭ | ૨ | ૨૫ | પાંડુનો | પાંડુપુત્રો |
| ૪૪૭ | ૨ | ૩૨ | દર્શાવ્યું | દર્શાવ્યું |
| ૪૮૮ | ૧ | ૧૮ | दिशा | दिशा |

| પૃષ્ઠ | વિ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૪૫૧ | ૧ | ૧૬ | °पिवीर्यवान् | पि वीर्यवान् |
| ૪૫૫ | ૨ | ૬ | વાળ્યો | વળ્યો |
| ૪૫૬ | ૧ | ૧૪ | ણિઓ | મણિઓ |
| ૪૫૬ | ૧ | ૩૨ | સમાર્થ | સમર્થે |
| ૪૫૬ | ૧ | ૩૩ | પશ્ચિમ | જીતેલી પશ્ચિમ |
| ૪૬૦ | ૨ | ૫ | ફરીથી | દૂરથી |
| ૪૬૦ | ૨ | ૬ | ગને | રીતે |
| ૪૬૧ | ૨ | ૨૩ | ततोराजन् | ततो राजन् |
| ૪૬૧ | ૨ | ૧૭ | मिद | मिदं |
| ૪૬૭ | ૨ | ૩૭ | वह्रवीभि | वह्वीभि |
| ૪૭૦ | ૧ | ૨૮ | युद्धंनयेप | युद्धं नयेप |
| ૪૭૦ | ૨ | ૨૭ | જે | તે |
| ૪૭૨ | ૨ | ૫ | भतुः | भर्तुः |
| ૪૭૪ | ૨ | ૨૮ | °वैवभीष्मस्य | °वैव भीष्मस्य |
| ૪૭૪ | ૧ | ૨૯ | °मुपाचह | °मुवाच ह |
| ૪૭૭ | ૧ | ૨૫ | ऋतुथेष्टे | क्रतुश्रेष्ठ |
| ૪૮૦ | ૨ | ૫ | રાક્ષકોએ | રક્ષકોએ |
| ૪૮૦ | ૨ | ૧૭ | भुंजतेसदा | भुंजते सदा |
| ૪૮૭ | ૧ | ૨૯ | મ્યક્ષ | ત્ર્યક્ષ |
| ૪૮૮ | ૧ | ૧૬ | પર્વાન્તગર્ન | પર્વાન્તર્ગત |
| ૪૯૦ | ૧ | ૩૧ | प्लताः | प्लुताः |
| ૪૯૦ | ૨ | ૨૬ | અભિષેકપત્ર | અભિષેકપાત્ર |
| ૪૯૫ | ૧ | ૮ | નિઃશંસય | નિઃસંશય |
| ૪૯૫ | ૨ | ૧૫ | મનવાળાને | મનવાળા ને |
| ૪૯૬ | ૧ | ૫ | છે, | છે ? |
| ૪૯૬ | ૨ | ૧૧ | અશ્વઃથામને | અશ્વત્થામાને |
| ૫૦૫ | ૧ | ૭ | સહદેવ | સહદેવ |
| ૫૦૭ | ૨ | ૬ | નિઃશંસય | નિઃસંશય |
| ૫૦૮ | ૧ | ૧૧ | યુધષ્ઠિરાજ | યુધિષ્ઠિરરાજ |
| ૫૦૯ | ૧ | ૨૮ | તે | તેણે |
| ૫૦૯ | ૧ | ૨૯ | લુટી | લૂટ્યું |
| ૫૧૩ | ૧ | ૨૪ | गोपीजन प्रिय | गोपीजनप्रिय |
| ૫૧૪ | ૨ | ૯ | પરણાવાની | પરણવાની |
| ૫૧૬ | ૨ | ૧ | મનતા | માનતા |
| ૫૨૧ | ૨ | ૨૫ | આર્યે | આર્ય |
| ૫૨૨ | ૨ | ૩૧ | જો જો, | જોઇને |
| ૫૨૩ | ૨ | ૨૩ | મુર્ખ | મૂર્ખ |
| ૫૨૪ | ૧ | ૨૨ | पार्थप्राति° | पार्थ प्राति° |
| ૫૨૭ | ૧ | ૨૧ | તે જોદીન | તેજોદીન |